શાસ્ત્રનો બોધ વિગેરે વિષયો **સ્વદેશાભિમાનને ઉત્તેજીત કરે એવા છે.**

એમ જુદા જુદા અનેક વિષયો આ વર્ષે ચર્ચવામા આવ્યા છે. તેમાં રા. રા. વિશ્વનાથ પ્રભુરામ વૈદ્ય, બારીસ્ટર એટ-લૅાના હાથથી જીવનમાં અનુસ-વનો વિરોધ'એ લેખ બહુ વિદ્વતા ભરેલો અને અધ્યયન કરવા યોગ્ય લખાયો છે. રા. રા. અમૃતલાલ કુંવરજી વૈદ્ય, રા. રા. દયાશંકર રૂદ્રજી વ્યાવેહારિક તથા રા. રા. સુખલાલ પોપટલાઇ બોટાદકર તરફથી આવેલા વિષયો પણ બોધજનક અને આવા માસિકને શોભા આપે તેવા છે બાકીના વિષયો રા. કવિ ભગવાનલાલ ડુંગરસીએ આપેલા છે. અમો આ સર્વ લેખકોનો અંતઃકરણ પૂર્વક આભાર માનીએ છીએ, અને તે સાથે આશા રાખીએ છીએ કે આ નવીન વર્ષે એ સર્વ લેખકો તથા બીજા નવા લેખકો પોતાની કલમથી આર્યધર્મપ્રકાશની તથા તેના ગ્રાહકોની ઉમદા સેવા બજાવે.

પુસ્તકો અને ચોપાનીયાં પણ ગયા વર્ષમા જે જે વિદ્વાનો તરફથી મળ્યાં છે, તેમનો, તેમજ શ્રીમતી બાઇ લક્ષ્મીબાઇ ડુંગે તથા સ્વર્ગસ્થ શેઠ રૂગનાથજી તારાચંદના પુત્ર શેઠ છોટાલાલ રૂગનાથજી અને રા. રા. સામ-ળદાસ બાપુભાઈ, વિગેરે સખી ગ્રહસ્થોએ વેદધર્મ સભાના તથા આયુર્વેદ વિદ્યાલયના ફંડમાં પોતાનો ઉદાર હાથ લંબાવ્યો છે, **એમનો સહર્ષ પુનઃ** ઉપકાર, અમો આ ઠેકાણે માનવાનું યોગ્ય વિચારીયે છીએ. સિવાય આર્ય ધર્મ પ્રકાશના ગ્રાહકો તરફથી લવાજમ માટે તથા વેદધર્મ સભાના સભાસ તરફથી ગત વર્ષમાં આપવામાં આવે મદદ માટે તેમનો ઉપકાર માનીએ છીએ

ગયું વર્ષ જગતના ઇતિહાસ ધ્યાન ખેંચનારૂં અને સંહારક નીવડ છે. **રૂશ-જાપાનની ભયંકર લડ** અને લાખો માણસની ખુવારી પ ડગમગતી સંધી, પ્લેગ, દુષ્કાળ, ક કોલેરા, ભૂકંપ, જ્વાલામુખીનું ફાટવું વિ ત્રાસજનક બનાવો. તેમજ **લશ્ક સત્તામાં મુકાએલો ભરત ખ બંગાળના ભાગલા,** વિગેરે એ રાજકીય પ્રસંગો પણ ગયા વર્ષે આભારી છે! પણ આ નવું વર્ષ **ભા વર્ષના ઉદયની** સૂચના કરતું જણાય **બંગાળીઓએ ઉભી કરેલી દેશી હીલચાલ** કે જે આર્યાવર્ સર્વત્ર પ્રસરવાનો સંભવ છે, તે પડેલા ભારત વર્ષને સજીવન થવા અનુપમ ઔષધ છે. વળી આ **રાજ્યકર્ત્તા શહેનશાહ સાતમા** **ડવર્ડના યુવરાજ** આર્યાવર્ત્તમાં પ છે, એ પણ બેસતા વર્ષનાં શુભ શુક છે. એ શુભ શુકનના પરિણામમાં શક્તિમાન પરમેશ્વર **અમારા** ગએલા **ભારત વર્ષને** પુનઃ સ કરે, પ્લેગ, દુષ્કાળ વગેરે ઉપાધીએ મુક્ત કરે, ને તેને તેનો **પૂર્વનો રંગ હુનરકળા ને સર્વ પ્રકારની ઉત્તર** આપે એજ અમારી વાંછના પરમકૃપાળુ પરમેશ્વર પ્રત્યે અમારી અંતઃકરણની પ્રાર્થના છે.

**પોપટ પ્રભુરામ**

# मांगलिक दिवस

આજના માંગળિક દિવસે મંગળમય પ્રભાતમાં—જેને દેવો તથા ઋષિઓ જાણતા નથી, જેનામાં આ જગત્ અને એવા અનેક જગતો પરોવાઈ રહ્યા છે, જે માંથી ઉત્પન્ન થાય છે અને જેમાં લય થાય છે, જે સર્વ વિશ્વનું પરમ સ્થાન છે, અણુ કરતાં પણ અણુ છે સ્થૂળ પદાર્થો કરતાં સ્થૂળ છે, જે આ જગત્માં અણુએ અણુમાં વ્યાપક છતાં મન અને વાણીથી પર છે, જે બ્રહ્મ, જીવ, મન અને અહંકાર રૂપે રહે છે, વળી જે ભેદ રહિત, આશા રહિત, પ્રત્યેક મનુષ્યના શરીરમાં પ્રકાશતા, સર્વના ઇશ્વર, દોષ રહિત, વાયુ તથા ઇંદ્રના કરતાં અધિક જય કરનારા, સૂર્ય કરતાં અધિક તેજસ્વી, બુદ્ધિ તથા ઇંદ્રિયોથી પણ જેનું સ્વરૂપ જાણવામાં આવતું નથી, જે સત્ય, ઓંકારરૂપ, બ્રહ્મ, કાર્ય તથા કારણથી પર, આદિ, મધ્ય અને અંત રહિત, સ્વયંભુ, સનાતન, જાણી ન શકાય નહિ એવા, નારાયણ, સમર્થ, જગતના કર્તા, અકર્તા, અપક્ષ, અક્ષર, ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અને અથર્વવેદ સ્વરૂપ, મોટા ઉકથ્ય નામના યજ્ઞમાં ઋગ્વેદ ભણનારા બ્રાહ્મણો જેની પવિત્ર કિર્તિ ગાય છે, અને જેને જાણવાથી આવાગમનના ફેરામાંથી મુક્ત થવાય છે એવા નિરંજન નિરાકાર, સાકાર પરમાત્માને અમારા હજારો હજાર નમસ્કાર હોજો!

હે સર્વ પ્રાણિયોના આત્મા રૂપ, અહંકારનો નાશ કરનાર, ક્રોધ, લોભ અને મોહ રહિત, તમોને અમારા આજના માંગળિક પ્રભાતમાં અને હમેશાં હજારો હજાર નમસ્કાર હોજો!

જેના વિષે સર્વ જગત્ છે, જેનાથી સર્વ જગત ઉત્પન્ન થાય છે, જે સર્વરૂપ છે, જે સર્વત્ર વ્યાપક છે, અને જે સર્વ જગમય દેવ છે તે પરમાત્માને અમારા સદૈવ નમસ્કાર હોજો!

હે વિશ્વકર્મા! તમને નમસ્કાર હો તમે વિશ્વના આત્મા છો વિશ્વના કારણરૂપ છો, તથા હે નિત્ય મુક્ત! તમે પંચ મહાભૂતોથી જુદા રહો છો, તમને અમારા અસંખ્ય નમસ્કાર હોજો!

હે પ્રભુ! તમારા ગુણ ગાવાને અમારી વાણીમાં શક્તિ નથી તમોને જાણવાની અમારામાં બુદ્ધિ નથી હે દયાસિંધો! એમ સર્વ રીતે અમો નિર્બળ છીએ તોપણ તારી કૃપાદૃષ્ટિ થતાં સબળ થઈ જઈએ છીએ

હે પ્રભુ! ઘોર કળિકાળના હજુ તો પગરણ થયા છે તેવામાં લોકોના આચરણો વેદ રહિત થવા લાગ્યા છે! વેદના ખોટા અર્થ રૂપ તથી સનાતન ધર્મમાં વિક્ષેપ ઉત્પન્ન કરનારાઓ નીપજવા લાગ્યા છે! વર્ણાશ્રમના ધર્મો ચુથાઈ જવા આવ્યા છે! નીતિરિતિમાં લોકો ઉતરતા જાય છે સ્વધર્મનો ત્યાગ

વિચિત્ર જાળ જેવો છે કે તેમાંથી ભાગ્યેજ કોઇ મુક્તદશાને પામી આ જગતની પેલીમેર નીકળી જાય છે. વિશેષ ભાગ તો અહીંનાં સુખમાં લોભાઇ તેને અર્થે અનર્થના ખાડામા ઉતર્યા કરે છે ને જે સુખ ક્ષણિક અથવા અનિત્ય છે તેને માટે અહોરાત્ર માર પછાડ કર્યા કરે છે પણ અજરામર આત્માના કલ્યાણની તે કશી પણ દરકાર કરતો નથી બેપરવા રહે છે ! ને તેથીજ જીવને રૌરવ નરક ... પણ અધિક દુઃખદ એવી જે જન્મ મરણની ચક્કી તેમાં ભરડાવું પડે છે. તેમાં કચડાવું પડે છે ! વાસના અને વિકારથી ઘેરાએલાં એવાં માનવીઓને જન્મ મરણ દ્વારા સદાએ નરકનીજ યાતના ભોગવવી પડે છે ! પણ-

જે માણસ પરિપૂર્ણતા પામ્યો છે, જે દુઃખથી દબાઇ જતો નથી કે કંપતો નથી, જે હર્ષ અને શોકમાં સમાન સ્થિતિમાંજ રહે છે, જેને જગત્ માત્ર પોતાના કુટુંબ તુલ્ય જણાય છે, જે તૃષ્ણા અને કર્મ રહિત થયો છે તેજ આ જીંદગીના સઘળા ભયથી અને જન્મ મરણના પ્રચંડ ...ગથી મુક્ત થયો છે !

જ્યા સૂધિ તૃષ્ણા એ શું છે તેનો અનુભવ થયો નથી ત્યાં સૂધિ તૃષ્ણાનું બીજ હૃદયપટમાંથી નિર્મૂળ પણ થઇ શકતું નથી જ્યા સૂધિ તૃષ્ણાનાં સંકટો સમજાય નહિ ત્યાં સૂધિ તેનો મોહ ખસતોજ નથી પરંતુ જ્યારે જીવને તૃષ્ણાનો પુરો અનુભવ થઈ જાય છે ત્યારે તેને એ જીવતી ડાકેણ જેવી જણાય છે, ને પછી તરત તેને તે તજવા માંડે છે. જેમ જેમ તૃષ્ણાની જાળ તૂટતી જાય છે તેમ તે માનવી ઉચ્ચ સ્થિતિમાં આવતો જાય છે તે આત્મસુખની દરકાર કરતોજ નથી, ... બીજાંને સુખી કરવામાંજ તત્પર રહે છે તે પોતાની ખુશીનો, આનંદનો અને લાભનો પરમાર્થરૂપી યજ્ઞમાં ભોગ આપે છે; અહંભાવનાનુ બળિદાન કરી પોતે તેમાં હોમાઈ જઈ શુદ્ધ કંચન રૂપ થઈ જગત્મા વિચરે છે, પછી તે કંચન સમાનજ રહે છે. એવો પુરૂષ સાધુ પુરૂષ કહેવાય છે. તે પોતાના સગા વહાલાં ઉપરની પ્રીતિ ઓછી કરતો નથી પણ સમસ્ત જગત્‌ને પોતાના કુટુંબ તૂલ્ય માને છે. પોતાના છોકરાંને પીડા થતી જોઇ જેટલું દુઃખ પોતાને થાય છે, તેટલુજ દુઃખ જગત્માં કોઈ પણ પ્રાણીને દુઃખી થતું જોઇ તેને થાય છે, ને તેમા તે પોતાનાં છોકરાં જેટલીજ મદદ કરે છે. એવો માણસ જગતમાંથી પ્રીતિને ઓછી કરતો નથી પણ સર્વમાં સમાન પ્રીતિ કરે છે, સર્વને સમાન ભાવથી જુએ છે. તે પોતાનાં અંતઃકરણને પ્રીતિ ઉત્પન્ન કરવામાં જાગ્રત કરે છે. જેનું હૃદય જગત્મા સર્વ ઉપર પ્રેમથી રસબસ રૂપ થઇ રહે છે તે હૃદય દયાનો મહાસાગર છે. એવા પુરૂષનું જીવન માત્ર જગત્‌ના કલ્યાણાર્થેજ હોય છે.

સમભાવવાળો મહાત્મા પોતાની સિદ્ધિઓ જગત્‌ના ભલા અર્થે વાપરે છે; આખું જગત્ તે પોતાનુંજ માને છે. પોતાનાં કુટુંબ કે સગાં વહાલાંમાંજ તે બધાઇ રહેતો નથી પણ તેને તો જગત્માં વસતા તમામ માનવી પોતાનાં

યમાં હું તમારૂં એક પણ વચન સ્વીકારી શકતો નથી શું કરવું ઘટિત છે તે હું યથાર્થ રીતે સમજું છું. દુઃશાસન, કર્ણ, શકુની અને એવા અસંખ્ય સહાયકો જેના પક્ષમાં છે તેને ભય કોનો સંભવે? મને ભય છેજ નહિ. જે રીતે પાંડવોને જુગારમાં જીત્યા, વનવાસમા રઝળાવ્યા અને અનેક રીતે તેમને પજવી તેમનું સર્વસ્વ મેં મારે સ્વાધિન કરી લીધું, તેજ રીતે કુરૂક્ષેત્રમાં તેમને ધુળ ચાટતા કરી તેમના સાથરાઓ કરીશ! જમપુરીના મેંમાન કરીશ! દુર્યોધનની માતાનાં આવાં ભીરૂ વચન ન હોય! ક્ષત્રાણીના આ બોલ ન હોય! શત્રુની રક્ષા શી? તેના પર દયા શી? શ્રીકૃષ્ણ તો શું પણ પ્રત્યક્ષ યમરાજ પણ જો વષ્ટિએ આવે નો પણ શું દુર્યોધન તેમના વચનનો સ્વીકાર કરે કે? દુર્યોધનની એકજ જપમાળા છે ને તે એ કે ન પાંડવી પૃથ્વી ઉત્પન્ની – પાંડવ નામનોજ જગત્‌માંથી નાશ કરવો, જ્યારે એમ થશે ત્યારેજ દુર્યોધનના અંતરમાં શાંતી થશે, ત્યારેજ દુર્યોધન સાબરપની આજ્ઞાનો સ્વીકાર કરી શકશે! અત્યારે તો તે પોતાનીજ બુદ્ધિ ઉપર રમવાનો-ચાલવાનો ને વર્તવાનો.

• પુત્ર! આટલો બધો તું અભિમાનથી ઘેરાઇ ગયો છે તે તો મને અત્યારેજ સમજાયું! નક્કી હવે સમજી લેજે કે આ રાજછત્ર બહુજ થોડા દિવસને માટે છે! તું નથી જાણતો કે પાંડવોએ વનવાસમાં કેટલી મોટી સહાયતા પ્રાપ્ત કરી છે! છળકપટથી તે પાંડવોને ફસાવ્યા ને તેમને શીર દુઃખના ડુંગર ઢાળી દીધા એ બધું તારૂં પરાક્રમ તો અમોએ જાણ્યું પણ એથી શુ તું નિર્ભય અને નચિંત થએલો પોતાને માને છે? તારૂં ખાવું પીવું અને રાત્રીની નિદ્રા ક્યાં? તું જે મોઢેથી આટલું બધું ગુમાન ધરાવે છે તે શું વાસ્તવિક છે? તારા હૃદયમાં શું પાંડવોના નામનો ભય નથી એમ કે? હમણાંજ કૂતરાને હાલે વિરાટની લડાઇમાંથી ધોએલ મોઢે સર્વે પાછા આવ્યા એ પરાક્રમ તું કોનું સમજે છે? શું વિરાટ રાજાનુ? વિરાટ રાજાને તો તમો ચપટીમા ચોળી નાખવા સમર્થ છો પણ આ હાથ જુદાના હતા! આ બાણ જુદાજ હતાં! દ્રૌપદીના ભર રાજમાં ચીર ખેંચી તેનું જે તેં અપમાન કરાવ્યું છે તે તું શું તા'રો વિજય સમજે છે એમ કે? એકજ ભીમ તા'રા હસ્તીનાપુરને નિમિષમાત્રમાં ઉંધું વાળી દેવા સમર્થ હતો. તા'રા હજારો યોદ્ધાને પાયમાલ કરવા, તેને જમપુરીના મેં'માન કરવા શકિતમાન હતો! પણ હા! એઓ ધર્મના બંધનને તાબે રહી તા'રો સર્વસ્વ જૂલમ સાંખી રહ્યા! ને તેનું પરિણામ એટલું બધું માઠું આવશે કે નજીકના સમયમાં કૌરવોનુ નામ નિશાન નહિ હોય! તા'રો એક પણ સૈનિક નહિ હોય, હું અને તારો પિતા એ'તની પ્રાર્થના કરતા પૃથ્વીપર ઢળી પડયાં હઇશુ! અમને જલાંજલી દેવાને એક પણ પુત્ર અમારી પાસે નહિ હોય! અમો ટળવળતા દુઃખ સાગરમા ડુબતા ડબતા પ્રાણ ત્યાગ કરતા હઇશું! માટે હે

પુત્ર ! સર્વ વાત છોડી દઈને સમજી લાગે દુરાગ્રહ તજી દે ! પાડવોને નાહક દે ! સમાવાની ઉપર આવ પણ તુ નહિ માને ! હુ નક્કી જાણુ છુ કે તુ સવ કરતા પોતા નેજ ડાહ્યો સમજે છે ! તારા સલાહ કારોમાજ તારુ સારુ છે, એમાજ તારૂ જીવન છે તો પછી તુ સારી વાતનો આદર શી રીતે કરી શકે ? વિનાશકાળે વિપરીત બુદ્ધિ એ પ્રમાણે આ તારા પિતાને પણ મારા ઉગ્ર બોલ બાણ જેવા લાગે છે, હુ જે તને સખ્ત ભાષામા કહુ છુ તે તેને પાચાતુ નથી ખરૂ કહુ તો તુ જે આટલો બધો બગડી ગયો છે, તેનો ઘણો દોષ તારા પિતાનેજ માથે છે તારી ઇચ્છાનુસાર જ્યારે સવ થવા માંડ્યુ ત્યારે તે તેનો બહુજ દુરૂપયોગ કર્યો ! તુ એટલેથીજ અટક્યો નહિ પણ એટલી બધી હદ વટાવી ગયો કે જેમા સવનો વિનાશ નજીકમા આવી ગયો ! તુ એમજ સમજે છે કે આ રાજછત્ર અને અતુલ લક્ષ્મી તારા કુ પાળને માટે હમેશના નક્કી થઈ ચુક્યા છે ! તારા પિતા પણ એમજ માની બેઠેલ છે આતો ફક્ત જ્યારે બીજાઓને મોઢથી પાડવોના બળ પરાક્રમની છાવ લેલુ પ્રશસા સાભળે છે ત્યારેજ જરા ભોળા પડે છે ને ત્યારેજ તને ધીમે ધીમે કાઈ સમજાવવાનુ કહે છે, હવે મારે તને કઇ પણ સમજાવવાનુ રહ્યુ નથી જે કઇ તને કહેવુ જોઇતુ હતુ તેથી પણ હુ તને વધારે કહી ચુક્યો છુ હવે તારી નજરમા આવે તેમ કર તુ રાજાધિરાજ ને સર્વ કરતા ડાહ્યો છે ! વળી તારા મ

લાહકારો તારે માટે પ્રાણાર્પણ કરવા તૈયાર છે ! તારી પાસે દેખવાજોગુ સમપણ અન્ય છે ! બીજા રાજા ગજ વાદાની સહાયત તને ક્યા થોડી છે ? ને તુ પોતે પણ પ્રાણાન્ત સધિ યુદ્ધમા એક પગે ઉભો રહેવા તૈયાર છે તો પછી શ્રીકૃષ્ણ ને અર્જુન ! એક ગોવાળીયો ને એક વ્યઢળ, તારી પાસે શા હીસાબ મા ! તારા વિચાર મને પણ માન્ય લાગે છે ! પાડવો ને કશુ એ આપવુ નહિ એ, તસુ પણ જગ્મા આપવી નહિ ! તારે જ માટે આ આખી પૃથ્વીનુ રાજ્ય નિર્માણ થ ચુક્યુ છે ! માધાતા રાજા કે જેને સમસ્ત પૃથ્વી વરી હતી તે કોણ જાણે ક્યા ચાલ્યો ગયો ! પણ મને લાગે છે કે કાળને હ વવાની તેનામા શક્તિ નહિ હોય ! તુ તો જમને જવાબ આપે એવો છે ! તો હવે ડર શેનો ? પાડવોને ડર ઘણ ચાટતા રણાગણમા ! ને આ સમસ્ત પૃથ્વીનો ચક્રવર્તિ મહારાજા ! યાવત્ ચન્દ્ર દિવા કરા ને તે પછી પણ તને શીખામણ દે વામા મે મોટી ભૂલ કરી છે ! તુ સર્વ ગુણ સપન્ન, યુદ્ધકળામા નીપુણ અનુપ બળ પરાક્રમીને શીખામણ શી ? બોલ શો ? સ ભાળજે પાડવોના હાથમા એક તસુ પણ જગ્યા ન જાય ! કર્ણ, શકુનો અને દુ શાસનના બળ ઉપર જો તને વિશ્વાસ છે તો પછી સર્વોકૃષ્ટપતિ પણ તારી આગળ મહાત્ છે ! જગત કહે છે કે ખળે ખબરૂ પડશે પણ મને તો અત્યા રથીજ ખબર પડી ચુકી છે જયદેવી સા-ક્ષાત્ પ્રત્યક્ષ પધારીને તારી ડોકમા જય માળા પહેરાવશે તારા જ વિજયના વાન

વાગશે ને પાંડવો રહેશે ધુળ ચાટતાં! છટ્ અર્જુન? શા હિસાબમા! શ્રીકૃષ્ણ? કઈ વાડીનો મુળો! ભીમ તો હોજરૂંજ ભરી જાણે! બાકી ખરો ડાહ્યો, સમજુ, સુદ્ધચતુર ને અજરામર તો તું એકજ! તને શીખામણ દેય તે એક વાર નહિ પણ સાત વાર મૂર્ખ! જે હમેશાં પોતાનેજ સર્વ કરતા ચતુર સમજે છે, તેને ઉપદેશ કરનાર સર્વદા મૂર્ખજ છે! મારી હવે પકકી ખાતરી થઇ કે સંજય અને ભિષ્મપિતા ભીરૂ છે! જેણે તને નાહક ભડકાવ્યો!!! અપૂર્ણ.

## उपदेशमाला

मणको १९ मो.

( રાગ રામગ્રી )

मायानो मारग दोहलो. टेक.
वाट मुकी उवाटे चडयो, थई पडशे छेटुं धाम;
अधवच लुटाईश प्राणिया, अथडाईश लाखो गाम; मायानो. १
कुटुंब कबिलानी झाडी छे, काम क्रोध बे चोर;
लोभादिक ज्यां फांसिया, जेनुं झाझुं छे जोर; मायानो. २
लाखो लुटाया ए पंथमा, खोया गाठनां दाम;
माल न लाधो स्वदेशनी, ठर्या नही ठीक ठाम; मायानो. ३
कोडी जाणी कंचन समी, लेवा धाया उवाट;
गुमाव्यो हीरलो हाथथी, वळयो डहापणमां डाट; मायानो. ४
पाईए पाई लुटी लीधी, कीधां खाली खलख;
आखर हाड ने चामनी, बाळीने कीधी रखख; मायानो. ५
एम लुटायां बहुबहु, न रह्यां नाम निशान;
नजरे एवा खेल निरखे छे, तोए का भूले भान; मायानो. ६
समजी सीधे पंथ चालजे, मळशे स्वदेशनी माल;
निरभय पद पामीश त्यां, भाखे भगवानलाल. मायानो.

# विद्या विलासी भोजराजा

( ગયા અંકના પૃષ્ઠ ૭૪૦ થી ચાલુ )

मित्र —તાળી મિત્ર જગતમા અનેક મળે છે પણ માથુ આપનાર મિત્ર પૂર્વના સચિત હોય તોજ મળે છે સંસાર સાગરમા મિત્ર નાવિકનુ કામ કરે છે, ખાડા ખરાબાના રસ્તામા તે બહુ સંભાળથી પોતાના મિત્રને બચાવી લે છે દેહ જુદા હોય છે પણ જીવ એક હોય છે સુખ દુ ખમા સહાયક, તંગીમા તે સરાફની પેટી, સુખમા તે સાટીખીના સ્થાન રૂપ દુ ખમા તે દેવ રૂપ

खळपुरुष — ઉપકારના બદલામા અપકાર કરવો, હિતેચ્છુનુ માન ભંગ કે નિંદા કરવી, અન્યના સુખથી દુ ખી થવુ અન્યના દુ ખમા હરખાવુ, એ ખળ પુરૂષના લક્ષણ છે વળી સારા માણસોની અપકિર્તિ કરવામા પોતાની મહત્તા માનનાર હોય છે તે ક્રોધી પાપી અને સાહસિક હોય છે ધર્મના માર્ગથી ધર્મી પડેલો હોય છે તેની મિત્રતા દિનપ્રતિ દિન ઘટતીજ જાય છે સ્વાર્થ પુરો થતા જીવિત આપનારના તે પ્રાણ લેવાને ચુકતો નથી ક્લેશ કરવામાજ જેનુ નિત્ય કર્મ પુરૂ થાય છે એવો ખળ પુરૂષ, સજ્જન પુરૂષોની વિના કારણે પણ નિંદા કર્યા કરે છે ખળનો સમાગમ, સજ્જનને પણ આપત્તિમા લાવી મૂકે છે/ જગતમા અપકિર્તિ ગવે છે, ૧ ઁ રાજા ભોજ, ખળ પુરૂષોથી બહુ સંભાળીને ચાલવુ, એનો એક પણ માણસ હત ભાગ્યથી આવી મળ્યો તો તેની અગ્નિ સમાન જ્વાળાઓ સુદૃઢ રાજ્યને પણ ભસ્મિભૂત કરી નાખે છે

उद्योग—જે રાજા આળસુ નથી પણ ઉદ્યોગી છે, જે નિયમિત કાર્ય કરનારોને બુદ્ધિમાન છે, વળી જેને સારા સહાયકો છે તેમજ જે રાજા પોતાના રાજ્યમા ઉદ્યોગ હુન્નરના અનેક સ્થાનો સ્થાપે છે, પોતાની પ્રજામાના કોઇ પણ માણુસને નિરૂધમી રહેવા દેતો નથી, એ રાજાની રાજ્ય લક્ષ્મી Cભરાઇ જાય છે— તેના ભંડારમા લક્ષ્મી અખુટ રહે છે, ને ઉભરાતી લક્ષ્મી પ્રજા હિતમા વપરાતી જાય છે તે રાજાની પ્રજા સવ પ્રકારથી સુખી અને આનંદી હોય છે, કોઈ પણ માણસ તે રાજાના રાજ્યમા નિરૂધમી હોતુ નથી, કાઈ પણ કંગાળ પણાને અનુભવતુ નથી સર્વને ઇછિત મળ્યા કરે છે હે રાજા ઉદ્યોગની શી વાત કહુ ! ઉદ્યોગ કલ્પતરૂ સમાન છે તે સારૂ રાજાનો ખાસ ધર્મ છે કે તેણે પોતાના દેશમા વિદ્યાકળા ને ઉદ્યોગના સ્થાનો સ્થાપવા, કારણ કે બીજા દેશના ઉદ્યોગ ઉપર જે રાજા અથવા જ્યાની પ્રજા જીવતી હોય છે, તે દેશ જોતા જોતામા ભીખારી જેવો થઈ જાય છે ચાન લોકો ભુખમરાને દુષ્કાળના પંજામા સપડાઇ જાય છે તે રાજાની દામણી

સ્થિતિ થઈ પડે છે, તે માટે દેશના ઉદ્યોગને તન મન ધનથી ઉત્તેજન આપવું જેથી રાજ્ય તથા પ્રજા સુદ્રઢ, સંપત્તિવાન અને સુખી થાય છે. એવા ઉદ્યોગસંપન્ન દેશનો વિજય વાવટો અવિછિન્ન રીતે સદૈવ ઉડતો રહે છે, એવા રાજાની કે એવાં રાજ્યની સામે શત્રુઓ નજર સરખીએ કરી શકતા નથી, એમ ઉદ્યોગનો મહિમા અવર્ણનિય છે.

ક્ષમા— એ દેવતાઇ ગુણ છે. ક્ષમાથી શત્રુ, મિત્ર થાય છે, ક્ષમાથી દુર્જન, સજ્જન થાય છે. જેના હાથમાં ક્ષમારૂપી ખડ્ગ છે તેને જીતવાને ઇંદ્ર સરખા પણ સમર્થ નથી. ક્ષમા નિર્ધનનું ધન છે, ધનવાનનો મુકુટ છે, સજ્જનનો શણગાર છે. દુર્જનને ઓષધરૂપ છે. જગત્ માત્ર ક્ષમાથી વશ થાય છે. રાજા ભોજ; નિશ્ચય સમજવાનું છે કે રાજાના સકળ અલંકારોમાં ક્ષમારૂપી, સદ્ગુણનો અલંકાર, દિવ્યાલંકારની પંક્તિમાં આવી શકે છે.

સ્વાર્થી जगत्—આ જગત્ માત્ર સ્વાર્થથી ભરપૂર છે. સ્વાર્થ હોય ત્યાં સુધિ સર્વ કોઇ સગાંવહાલાં થતા આવે પરંતુ જેવો સ્વાર્થ પુરો થયો કે એ સ્વાર્થીલાંસ્યાઓ તુર્તજ તજીને ચાલ્યા જાય છે.

वृक्षक्षीणफलन्त्यजंति विहगा दग्धंवनांतं मृगा। पुष्पंपित्तरसंत्यजंतिमधुपाश्च्युफलंसरसारसा। निर्द्रव्यं पुरुषंत्यजंति गणिका भ्रष्टंनृपंमंत्रिण। सर्वं कार्यवशाज्जनोभिरमते कस्यास्तिको वल्लभः ॥२॥

જે વૃક્ષ ને પક્ષિઓ પોતાનો ઉચિતતા આધાર રૂપ માની તેમાં માળા બાંધી રહેતાં, તેજ વૃક્ષ ફળ રહિત થતાં તુર્તજ એ પક્ષીઓ તેનો ત્યાગ કરીને વહ્યાં જાય છે. હરિણો બળી ગએલાં વનને છોડીને ચાલ્યાં જાય છે, પુષ્પમાંથી તેનું તત્ત્વ ચૂસી લઇ ભ્રમરો તેને છોડીને ઉડી જાય છે, સારસ નિર્જળ થએલાં સરોવરનો, વેશ્યા સ્ત્રી દ્રવ્ય હીણ પુરૂષનો અને મંત્રી, રાજ્યપદ ભ્રષ્ટ થએલા રાજાનો ત્યાગ કરી સઉ જ્યાં પોતાનો સ્વાર્થ હોય છે ત્યાં ચાલ્યાં જાય છે. હે રાજા ! આ સ્વાર્થી જગત્માં બહુજ થોડા નિઃસ્વાર્થી માણસો મળે છે કે જે પોતાના સ્વાર્થના ભોગે અન્યનું કલ્યાણ કરવામાં નિરંતર તત્પર હોય છે. રાજાએ એવાં કેટલાંક માણસો પોતાનાં અંગનાં કરીને રાખવાં જોઇએ કે જે અણીને વખતે પોતાના સ્વાર્થનો ભોગ આપવામાં પાછી પાની ન કરે.

चक्रवर्त्ति महाराज्यों पण नष्ट भ्रष्ट थई ज्याय छे त्यारे नांनां राज्यों ते शी गणत्री मां ?— હે રાજા ભોજ ! ગમે તેવું બળ પરાક્રમવાળું વિજયવંતું ચક્રવર્ત્તિ રાજ્ય હોય પણ જો તે રાજ્યમાં પ્રજાના હકને પગ નીચે દાબી દેવામાં આવતા હોય, રાજ્ય કારભારમાં સૌ મનુ તેલે અંધાદું પ્રવર્ત્તતું હોય, કાયદા બાંધનારી સભામાં પ્રજાનો કંઇ પણ અવાજ ન હોય, પ્રજાના પૈસા રાજાના કે અધિકારિઓના એશઆરામમાં કે તેનાજ ગજવાં તર કરવામાં પાણીના પૂર માફક વહ્યા જતા હોય, અને દેશનું નાણું કોઇ પણ રીતે પરદેશમાં ખેંચાઇ અવિછિન્ન વહ્યું જતું હોય, તે રાજ્ય પ્રજા ને દેશની

પ્રજા જોતજોતામા ભીખારી હાલતમા આવી જાય છે ને તેની નબળાઇનો લાભ લઇ બીજા દેશના રાજાઓ જીવડાની માફક તેના ઉપર તુટી પડી તે રાજ્યને તથા પ્રજાને ફોલી ખાય છે

કોના વિશ્વાસ ઉપર ન રહેવુ — સ્ત્રીઓનો, આળસુનો, ચોરનો, નાસ્તિકનો, તેમજ ધુત લોકોનો કદી પણ વિશ્વાસ કરવો નહિ ગુપ્ત વાત તેઓની આગળ કહી એ કરવી નહિ કારણ ગુપ્ત વાતનો સંચય કરવાની તેનામા શક્તિ હોતી નથી તેઓને સોપેલી વાત વાયુની પેઠે ઠેક ઠેકાણે પ્રસરી જાય છે તેઓના ઉપર નો વિશ્વાસ મરણની અણી સુધિની હાલતે આણી મુકે છે! અભિમાની અને ખીજણનો પણ વિશ્વાસ કરવામા મોટો ભય સમાયેલો હોય છે

સમય — સમય એજ માણસના વિજય પરાજયનો માલિક છે, સમયનુ ચક્ર ફરતા રંક, રાજા થઇ જાય છે, રાજા, રંક થઇ જાય છે ધનવાન, નિર્ધન થઇ જાય છે નિર્ધન ધનવાન થઇ જાય છે

'कहत समय बलवान है,
नहि पुरुष बलवान,
काबे अर्जुन लुटियो,
वहीं धनुष वहि बान'

પરાક્રમી નિર્બળ થાય છે, નિર્બળ પરાક્રમી થઇ જાય છે એ સર્વ સમયની બલિહારી છે ક્ષણમા આનંદ ઉત્સવ હોય છે ક્ષણમા રડારોળ હોય છે-રાજીયા ગવાતા હોય છે એ સર્વ સમયનીજ બોલ બાલા છે માટે સમે વરતે સાવધાન જે માણસ સમય સમજીને ચાલે છે તેને ત્રલોક્ય પતિ ઇંદ્ર પણ હઠાવી શકતો નથી

તૃષ્ણા — તૃષ્ણાવાળા પુરૂષને કદી ઇંદ્રાસન મળે તોપણ તેના આત્માને શાંતી મળતી નથી એને કોઇ પણ સ્થાનમા તૃપ્તી થેજ નહિ ગાડાંથેલાની માફક તૃષ્ણાવાળો પુરૂષ જ્યા ત્યા આથડીયા ખાતો નજરે આવશે તૃષ્ણાએ અપાર વેગવાળી વિશાળ નદી છે તેમા ડબકા ખાતો જીવ કદી પણ સામે કાઠે પહોચતો નથી તૃષ્ણાવાળો માનવી આ લોક અને પરલોક બંનેમા ભ્રષ્ટ થાય છે સંસારમા તે ત્રિવિધ તાપથી બળ્યો જળ્યો રહે છે ને આશાનુ શિખર તેના હાથમા આવતુ નથી જન્મ મરણના ચક્રમા ફેરવનાર તૃષ્ણાજ છે ને પુનઃ પુનઃ માતાના ઉદરે જીવને અવતાર લેવાના કારણ રૂપે તૃષ્ણાજ છે તૃષ્ણાથી અનેક અનર્થો થાય છે, બીજાના વાજબી હક્કો લુટી લેવાનુ મન થાય છે, તેની આખે સ્વાર્થનોજ ચશ્મો હોય છે જગત્ માત્ર જાણે તેને પોતાનેજ હોયા કરી જવા માટે હોયની એવી લઘુતાના અહોનિશ તેનુ જીવન વહ્યુ જાય છે, કોઇ પણ ક્ષણ તેની શાંતીમા વ્યતિત થતી નથી, તૃષ્ણાવાળાનુ જીવન બહુજ દુઃખદ છે રોરવ નરકની માતા તૃષ્ણાજ છે ને જગત્મા જે પ્રપંચો અને અપકૃત્યો થાય છે તે માત્ર તૃષ્ણાનોજ પ્રભાવ છે હે રાજા ભોજ! જેની તૃષ્ણા મરી જાય છે તેવો જ્ઞાની પુરૂષ સંસારમા રહેવા છતા મનવા ચક્રવર્ત્તિ સામ્રાજ્ય ભોગવતો છતા સંન્યાસી જેવો છે, કશા કર્મથી તે બંધાતો

## ગુરુદત્તાત્રેય અને યદુરાજા.

આ માનવ દેહમાં બુદ્ધિ આદિક જડ પદાર્થોનો પ્રકાશ, એક સ્વયંપ્રકાશ વસ્તુ વડે થાય છે. એ સ્વયંપ્રકાશ વસ્તુજ આત્મા છે તેને સાવધાન પુરૂષો કેવી રીતે શોધી લે છે, તે ધર્મવેત્તા યદુરાજા અને ગુરૂ દત્તાત્રેયનો સંવાદ જાણવાથી યથાર્થ સમજાશે.

અવધુત વેષવાળા, મહા વિદ્વાન અને સર્વદા યૌવનવાળા ગુરૂ દત્તાત્રેયને ધર્મવેત્તા યદુરાજાએ પૂછયું હે મહારાજ! જ્યારે ઘણા માણસો ધર્મ, અર્થ, કામ અને આત્મવિચારમાં પ્રવર્ત્તે છે અને તેમાં પણ આયુષ્ય, યશ કે લક્ષ્મીની ઇચ્છા પ્રબળ હોય છે ત્યારે આપ, કંઈ પણ કામ કરતા નથી અને સર્વ લોકોથી વિલક્ષણ રીતે રહી, બાળકની પેઠે જગત્‌માં વિચરો છો એ જ્ઞાન આપે કયા શાસ્ત્રોમાંથી સંપાદન કર્યું? તમોએ કયા ગુરૂ પાસેથી એ ઉપદેશ મેળવ્યો? તેમજ તેમાં શું રહસ્ય છે તે આપ કૃપા કરી મને કહેશો તો મા'રા ઉપર આપનો મો'ટો ઉપકાર થશે.

મો'ટું આશ્ચર્ય મને એ થાય છે કે તમારા જેવા સમર્થ પુરૂષ આમ જડ અને ઉન્મત્ત પિશાચની દશા શા હેતુએ સ્વીકારી રહ્યા છે?

તમારા ચિત્તમા અપૂર્વ પ્રસન્નતા શાથી રહે છે? જ્યારે સમસ્ત જગત્ લોભ અને કામરૂપી દાવાનળમા પ્રજળ્યા કરે છે ત્યારે આપ પ્રશાન્ત અને કંઇ તાપ વગરના આ જગત્‌માં કેમ જણાઓ છો? હે મહારાજ! મને એ જાણવાની અત્યંત ઉત્કંઠા છે. આપ કૃપા કરી આ વિકટ ભવસાગર તરવા કોઈ પણ રસ્તો બતાવો એવા કયા ગુરૂ આપને મળ્યા?

ધર્માત્મા યદુરાજાના આ વિવેક અને નમૃતા ભરેલા પ્રશ્નથી અતિ પ્રસન્ન થઈ પરમ યોગી ગુરૂ દત્તાત્રેય આ પ્રમાણે બોલ્યા.

હે રાજા! મેં મા'રી બુદ્ધિથીજ ગુરૂ શોધી લીધા છે. વિવેક દૃષ્ટિથી જોવામાં આવે તો ઠેકાણે ઠેકાણે ગુરૂ મળી રહે. તાત્પર્ય એ છે કે સ્વબુદ્ધિથીજ નિશ્ચય કરવાનો છે પોતે પોતાનોજ ગુરૂ થવાનું છે. જ્યાં જુઓ ત્યાં પરમાત્મા નજરે પડે છે, જ્યા જુઓ ત્યા ગુરૂ રૂપે બોધ આપનાર ઝાડ, પહાડ, પશુ પક્ષી તૈયારજ છે ને જે તત્ત્વ ચૈતન્ય રૂપ છે તે તા'રામાં મા'રામાં અને જગત્‌માં વ્યાપ્ત છે તે જો દૃષ્ટિમાં યથાર્થ રીતે આવી શકે તો મનુષ્ય ત્રિવિધ તાપથી મુક્ત થઈ યોગીઓને પણ પરમ દુર્લભ એવી મુક્તિને પ્રાપ્ત કરે છે.

૧ પૃથ્વી, ૨ વાયુ, ૩ આકાશ, ૪ જળ, ૫ અગ્નિ, ૬ ચંદ્રમા, ૭ સૂર્ય, ૮ હોલો, ૯ અજગર, ૧૦ સમુદ્ર, ૧૧ પતંગીઓ, ૧૨ મધમાખી, ૧૩ હાથી, ૧૪ પારાધી, ૧૫ હરિણ, ૧૬ માછલું, ૧૭ પિંગલા નામની વેશ્યા, ૧૮ ટીટોડો, ૧૯ બાળક

૨૦ છોકરા ૨૧ વાણને ઘડનાર ૨૨ સપ, ૨૩ કરોળીઓ ૨૪ ભમરી એઓને મે મ્હાંગ ગુરૂ માન્યા છે સાભળો યદુરાજા! એમને ગુરૂરૂપે સ્વીકારી મે તેમાથી શુ જ્ઞાન મેળવ્યુ તે હુ તમોને કહુ છુ

પૃથ્વી —પ્રાણિયો તેના ઉપર મળ મૂત્રાદિકથી ગદકી કરે છે અથવા તો મહાયત્નો કરે છે, કોઇ ઠેકાણે ખોદી નાખે છે તો કોઇ જગોએ તેના ઉપર મોટા રગમહેલ ઉભા કરે છે તેની ગમે તેવી દશા કરે છે પરતુ તે તો પોતાના નિયમથીજ વર્ત્તે છે કદાપિ પોતાના નિયમ બાહાર જેનુ વર્તન નથી એવા એના મહત્ ગુણ ઉપરથી મે એવો બોધ લીધો કે ધીર પુરૂષો કોઇના માન અપમાનથી હર્ષિત કે પીડિત થતા નથી-ધર્મમાર્ગમાથી એક પણ ડગલુ ખસતા નથી, સુખ દુ ખમા સમાનજ રહે છે જય પરાજયમા તેનુ એકજ સ્વરૂપ હોય છે એ ગુણ હુ પૃથ્વી પાસેથી શીખ્યો છુ વળી પહાડ પણ પૃથ્વી ઉપર છે પર્વત ઉપર ઉત્પન્ન થતા ઝાડ, ઘાસ ઝરણા એ સવ પરોપકારને અર્થેજ છે તેમ સાધુ પુરૂષનો જન્મ અને સઘળી ક્રિયાઓ પરોપકારાર્થજ હોય છે તેની ઉપરના વૃક્ષો પાસેથી પણ શીખ્યો છુ કે તેનો કોઇ વિનાશ કરે છે તોપણ તે આખર સુધિ પરોપકાર માજ રત રહે છે એવુ ઉત્તમ શિક્ષણ મે પૃથ્વી, પર્વત ને વૃક્ષ પાસેથી મેળવ્યુ છે

વાયુ —પ્રાણ એ વાયુરૂપ છે તેની પાસેથી મે એવો ગુણ ગ્રહણ કર્યો છે કે રૂપ રસાદિકની અપેક્ષા રહિત ફક્ત આહાર મળવાથી તે સ તુષ્ટ થાય છે તે યોગી પુરૂષોએ પણ સારા નરસા આહારની ચિ તા ન કરતા ફકત દેહના જીવનઅર્થ માત્ર મળતા આહાર ઉપરજ જગતમા વિચરવુ આહાર સિવાય મન વિકળ થઇ જઇ જ્ઞાનનો નાશ થાય છે તે સારૂ દેહ નિભાવવા ખાતર આહાર તો કરવો જોઇએ પણ વિવિધ પ્રકારના આહારની લલુતા ન રાખવી કારણ એવો આહાર રાજસી કે તામસી બુદ્ધિ ઉત્પન્ન કરી મનને ચલિત કરી નાખે છે વનમા કે અગ્નિમા વાયુ જેમ કલેશ પામતો નથી તેમ યોગી પુરૂષો શીતોષ્ણાદિકથી ક્ષોભ પામતા નથી સુગધ દુર્ગંધના સબધે વાયુ સુગધી અને દુર્ગંધીવાળો જણાય છે પરતુ વાસ્તવિક રીતે તે નિર્લેપજ છે તેમ મહાત્માઓ જાણે છે કે જન્મ મૃત્યુ એ આત્માનો ધર્મ નથી પરતુ દેહાદિકનો માત્ર વિકાર છે

આકાશ —જેમ સર્વમા વ્યાપ્ત છે છતા તેનું કાંઈથી માપ લઈ શકાતુ નથી તેમ સ્થાવર જગમ સર્વમા બ્રહ્મ અશ વ્યાપક છતા તેનુ માપ લઇ શકાતુ નથી દેહાદિકનો સગ કે બીજા કશાથી તેનો પરિચ્છેદ થઇ શકતો નથી એમ યોગીઓ જાણે છે વળી જેમ વાયુએ પ્રેરેલા મેઘ કે રજનો જેમ આકાશને સ્પર્શ નથી તેમ કાળે સર્જેલા પૃથ્વી, જળ અને દેહાદિક પદાર્થો કે જેઓ અસ્થિર છે તેના સ્પર્શ રહિત પોતે છે એમ યોગીએ દૃઢ નિશ્ચય કરવાનો છે

જળ —સ્વચ્છ, સ્નિગ્ધ, મધુર, પવિત્ર કરનાર અને જે દર્શન સ્પર્શ તેમજ

કિર્ત્તન કરવા યોગ્ય છે એ ગુણો મેં જળ પાસેથી સંપાદન કર્યા છે.

જે મહાત્માના સંગથી મલીન અંતઃકરણ સ્વચ્છ થાય. જેની વાણી શાંતીની આપનારી ને પરબ્રહ્મના માર્ગ તરફ લઇ જનારી હોય, ને જેનાં દર્શન, તેમજ કિર્ત્તન જીવાત્માને સંસારના કલેશથી મુક્ત કરનારાં હોય તેવાજ મહાત્માઓ જળની માફક જગત્‌ના જીવનરૂપ છે.

અગ્નિ—જેમ તેજસ્વી, પ્રતાપથી દીપ્ત, ક્ષોભ કરવાને અશક્ય, અને સર્વ ભક્ષી છતાં દોષથી રહિત છે તેમ યોગી પણ જ્ઞાનના પ્રભાવથી તેજસ્વી, તપથી શોભી રહેલ, મું઼ઝવણ રહિત, ને સર્વ વસ્તુઓ ખાવા છતાં દોષથી રહિત છે વળી તે કયાંહીંક છાનો કયાંહીંક સ્પષ્ટ, ઉપાસના કરવા યોગ્ય, તથા હવિ આપનારાંઓનાં ભૂત-ભવિષ્યનાં પાપોને બાળી નાંખે છે, ગરેચ્છાથી સર્વ સ્થળમાં ખાઇ લે છે! તેમ યોગી એ પણ કયાંહીંક સ્પષ્ટ કયાંહીંક ગુપ્ત, કલ્યાણની ઇચ્છાવાળાઓને ઉપાસના કરવા યોગ્ય અને અન્ન આપનારાંઓનાં ભૂત ભવિષ્યનાં પાપને બાળી નાંખનાર થઇને જગતમાં વિચરવું. અગ્નિ જેમ કાષ્ટમાં રહી કાષ્ટ રૂપે લાંબા ટુંકા દેહવાળો થઇને રહે છે પણ વાસ્તવિક રીતે તે તેવો નથી તેમ આત્મા પણ પોતાની અવિદ્યાએ સુજેલા આ ઉંચ-નીચ દેહોમાં રહેવાથી ઉંચ-નીચ જણાય છે પણ વાસ્તવિક રીતે તેમ નથી એમ યોગી પુરૂષે જાણવું.

---

## માનવીનું મનોરાજ્ય કેટલું દુઃખકારક છે!

---

(સાધણ પૃષ્ટ ૨૮૩ થી)

મેં ભૂખ, તૃષા તાપ કે કોઇ પ્રકારનું દુઃખ ન ગણ્યું, મારી સ્ત્રી, મારાં છોકરાં, જેને મેં પ્રાણથી પણ અધિક ગણ્યાં જેના સારૂં રાત દિવસ રઝળી ખડી પૈસોજ એકઠો કરવામાં જીવિતનો ઉપયોગ કર્યો! જેના સારૂ સત્ય અસત્યનો કંઇ પણ વિચાર કર્યા વગર હું અધમ સ્થિતિમાં ઉતરતો ગયો તેની શું આ દશા! ખરે! આ સઘળાં સ્વાર્થથી ભરપૂર છે ને જયાં સૂધિ એક ગધેડાની માફક હું વૈતરૂં કર્યા કરૂં ત્યાં સૂધિજ તેઓ માંરા ઉપર મમતા જણાવે છે પણ વૃદ્ધાવસ્થાના કે માંદગીના સપાટામાં આવતાં મારી કેવી દયાજનક હાલત થઇ પડે—કેવું કૂતરાના હાલે જીવન ગાળવું પડે તે સર્વ અત્યારે મને બરાબર સમજાયું છે. એમજ વિચાર થાય છે કે આ પૈસો બધો પરમાર્થના કાર્યમાં વાપરી નાખુ કે રામપ્રભવને આપી દઊં ને આ સ્વાર્થીઆંઓને મેલું રઝળતાં પણ હા! આ પડખામાં શૂળ નીકળે છે! આશ્વાસથી ક્ષણભર મને શાંતી વળતી નથી પણ ઉમા કે છોકરાં

ઓને એમાનુ કઇ છે ? વેદ્યને તેડવા જવાની પણ કોઈ તજવીજ કરે છે ? ફક્ત આ ગમપ્રભવજ જીવતોડ મહેનત કરી રહ્યો છે હુ અત્યારે સ્વર્ગમા ગીવાવુ તો આ બધાઓ દિવાળીના દીવા કરે કારણ તેઓ મા'રા લાબા મદવાડથી કટાળી ગયા છે જો કે લાબી જીદગી ભોગવી તેનુ આજ દીવસ સુધિ વેતરૂ કર્યું તેમા કઇ નવાઇ નહિ, મા'રે તો તે કરવુજ જોઈએ પણ ઉમા કે ટમાના છોકરાઓ જાણે મા'રી પાસે બેસવામા એ શરમાતા હોય અથવા હુ જાણે તેઓનો ગયા જન્મનો લેણીયાત ન હોઉં એમજ સમજી બેઠા છે હા પ્રભુ ! કાતો હવે મા'રા જીવિતનો છેડો લાવ, કાતો મને આ મદવાડમાથી મુક્ત કર કારણ મને જે આહી અનુભવ વીતે છે તે અસહ્ય છે ને કદી પણ ભુલાય તેવો નથી હુ તો હવે તા'રીજ ભકિત કરવાનો ! આવી સ્થિતિને અનુભવતો શ્રીરગ મહારાજ કેટલેક દિવસે સાજો થયો કે ખાટલાના અનુભવ હવામા ઉડી ગયા ! ને મહારાજ શ્રીપ પાછા પોતાના ધધામા લાગુ પડી ગયા ઉમા તથા છોકરાઓને એજ જોતુ હતુ ઘરમા જના ત્યાથી હમરડીને ઘાલે એટલે ઉમાને સોનાનો સૂરજ, તદ્દન ભવાયની પૂતળી ! ને છોકરાઓ તો ઉમાનાજ પેટનાજ એટલે પૂછવુ શુ ? એ સર્વ આપણે શ્રીરગ મહારાજના સમયમા જોઇ લીવુ

રમપ્રભવે, શ્રીરગ મહારાજની મઠળ હાલતનો તેની માદગીમા અનુભવ લીધો હતો વળી શ્રીરગ મહારાજનુ ગરીર વૃદ્ધાવસ્થા અને મદવાડથી હવે ધવસાય કરવાને કાજે કે કમાવાને કાજે ચોગ્ય રહ્યુ નહોતુ તોપણ ઉમા અને છોકરાઓની એજ વૃત્તિ કે કોમો ઘરમા પડયો પડયો શેનો ખાય–તેમ આપણે ઉપર જોયુ પણ છે કે શ્રીરગ મહારાજની લઘુતા કઇ ઓછી ન હોતી એતો મદવાડમા બહુજ પીવાયા તે સમયે સ્મશાન વૈરાગ્ય હતો પણ જેવો મદવાડ નાઠો કે પોતે પણ લાકડી હાથમા લઇને ગામના સર્વ ઘરની ખબર લેવા લાગ્યા રસ્તામા પડે આખડે તોપણ શ્રીરગ મહારાજની વૃત્તિ તો પોતાના પુર્વના રગમા ઘમવા લાગી

એક વખત રસ્તામા શ્રીરગ મહારાજ પડી ગયા પાસેના ધનવાન્ય છુટી પડ્યા તેવામા ત્યા રામપ્રભવ આવી ચડયો તેણે માડમાડ બેઠા કર્યા ને જેમ તેમ કરી ઘેર પહોચતા કર્યા

ઉમા મહારાણી, ડોસાને કયા વાગ્યુ છે તેની તો પૂછપાછ કરતા નથી ને બબડવા ભભડવા માડયા કે બેબે ટાણા હોજરૂ ભરીને ખાય છે છતા ટાગિયા ચાલતા નથી એમ કરી જ્યા ત્યા પડી આખર લોકોમા અમોને વગોવવાના હીડ વવામા બેઠા છો ? પેના ભવના શત્રુ છો ! લોકોમા મને હલકી પાડવી ને છોકરાઓને ઉતારી પાડવા એજ હવે તો ધધો લઇ બેઠા છો હુ તો ઘણીએ કહુ છુ કે ખાટલામા પડયા રહો તમારૂ કમાએલુ અમારે નથી જોતુ પણ સાઠી ને બુદ્ધિ નાઠી પછી બહાર જઇને અમારા વગોણા કોણ કરે ?

રામપ્રભવ જે અત્યાર સૂધિ સાંભળ્યા કરતો હતો તે બોલી ઉઠયો. ભાભી હવે રાખો તમારી સફાઇ. આજ દિવસ સૂધિ ભુખ દુઃખ વેઠી તમારે માટે પૈસાનો સંચય કર્યો તેની તમોએ કેવી કદર કરી છે? તમારો પતિ છે, વૃદ્ધ છે તેની તમોએ મંદવાડમાં કેવી સારવાર કરી છે તે શું મા'રાથી અજાણ્યું છે? પણ શુ કરૂ લાચાર છું. અમારા શ્રીરંગ ભાઇની હજુ પણ લઘુતા છૂટતી નથી. માંદગીના સમયમાં હું જો પાસે ન હોત તો ડોસાની શી બુરી દશા થઇ હોત તે કહી બતાવા કરતાં તમે કયાં સમજતાં નથી. ને તે વખતે અમારા શ્રીરંગ ભાઇએ કેવો નિશ્ચય કર્યો હતો! સન્યાસ લેવો! હરિભજન કરવું! એ બધું ખાટલાનું ખાટલામાંજ રહ્યું ને પાછા બેઠા થયા તમારૂં વૈતરૂં કરવા. તમે તો સર્વ તેના પૈસાનાં સગા છો તેની કમાઇનાં સગાં છો. તે સમયે એ તમારા પતિ ને આ છોકરાઓના બાપ. પણ જયારે ખાટલામાં ગરે ત્યારે એ તમારો પેલા ભવનો લેણીયાત તમારા ઘરને ખોદીને ખાઈ જનારો પેલા ભવનો દુશ્મન! વાહ! કલિનું મહાત્મ અપૂર્વ છે!

અપૂર્ણ.

---

## महर्षिनो आश्रम-संसारबंधनथी मुक्त थवानो मार्ग.

---

(ગયા અંકના પૃષ્ટ ૨૮૬ થી)

ज्ञानवर्ती-- હા નાથ! પણ મહર્ષિ સમાધીમાં છે તેટલા સમયમા મારા હૃદયમા જે જે શંકાઓ છે તે આપની પાસે વિદિત કરવાની મા'રી ઇચ્છા છે, તો તે આપ સાંભળીજાઓ ને તે શંકાઓના ખુલાસા મહર્ષિ પાસેથી મેળવી કૃતાર્થ થઇશું कल्पतरु, सुधा અને नौका માં આપણે શું અતુલવ્યુ?

ज्ञानचंद्र-- તા'રી એવી રૂડી ઇચ્છા જાણી હું પોતાને ભાગ્યશાળી સમજુ છું. કલ્પતરૂને આશ્રયે આવનારને કશી વાતની ન્યૂનતા રહેતી નથી તો આવા ઇશ્વર તૂલ્ય મહાત્માના ચરણમાં આવ્યા પછી મને નથી લાગતું કે આપણા હૃદયમાં કોઇ પણ જાતનો શંશય રહે?

ज्ञानवर्ती-- ૧ જીવ, શીવ અને માયાનો કર્ત્તા કોણ?

૨ જીવ અને શીવમાં ભેદ શો?

૩ જીવ, શીવરૂપ કયારે થઇશકે?

૪ અનાદિ કોણ?

૫ નાશવંત શું છે?

૬ જન્મ મરણથી કયે રસ્તે છૂટાય?

૭ સુખ અને દુઃખ શું છે?

૮ સંસાર સુખરૂપ કે દુઃખરૂપ?

૯ સંસાર સાગર કયા સાધનથી તરી જવાય?

૧૦ કર્મબંધનથી મુક્ત થવાનો કયો રૂડો માર્ગ?

૧૧ જીવ, બ્રહ્મ અને માયાના સ્વરૂપ

૧૨ મારૂ અને તારૂ એ અભિમાનનો નાશ ક્યારે થાય?

૧૩ મુવા પછીની ગતિ

૧૪ આ સમ્ળ ઘટમાળનો અત ક્યારે આવશે?

૧૫ જગતની ઉત્પત્તિ અને પ્રલય ક્યારે?

૧૬ આકાશમા કેટલી સૂયમાળાઓ છે? તેની પેલીમેર શુ હશે?

જ્ઞાનચન્દ્ર— તારા પ્રત્યેક પ્રશ્નના જવાબ ઘણાજ જાણવાજોગ થઈ પડશે મને પણ કેટલાક પ્રશ્નો ઉદ્ભવ્યા છે તે સાભળ

૧ આપણી ગત જન્મની હાલત

૨ મમતા કેમ મરતી નથી?

૩ લોભવૃત્તિ હૃદયમાથી ક્યારે નાશ પામે?

જ્ઞાનવતા— મારા હૃદયમા એક બીજો પ્રશ્ન ઉભો થયો છે કે શુ આવી યોગ દશામા, મહર્ષિને પરમાનદ પ્રાપ્ત થતો હશે?

જ્ઞાનચન્દ્ર— એ સર્વ પ્રશ્નોના નિરાકરણ કરવા એ કઈ સહેલુ કામ નથી એવા મહર્ષિઓજ એવા ગૂઢ પ્રશ્નોનો જવાબ આપી શકે

જ્ઞાનવતી— પ્રાણપતિ! મહર્ષિ સમાધીથી મુક્ત થયા છે તો આપણે ચાલો તેના પગમા પડી મુક્તિ માગીએ

જ્ઞાનચન્દ્ર ) ( બન્ને જણા મહર્ષિના જ્ઞાનવતી ) પગમા પડે છે )

જ્ઞાનચન્દ્ર—મહારાજ ક્ષુધાની શાતી કરવા જતા અમે જેજે ચમત્કારો જોયા છે તેથી અમારા અતરમા ભય અને આશ્ચર્યનો પાર નથી રહ્યો એમા શુ રહસ્ય છે તે આપ જ્યારે સમજાવશો ત્યારેજ અમારા જીવને શાતી થશે

रूम्यरु ऋषा— પુત્ર! પુત્રી! તમારા હૃદયમા જે જે પ્રશ્નો ઉદભવ્યા છે તે મે જાણ્યા છે એ અને એવા અનેક પ્રશ્નો માનવીઓના અતકરણમા જ્યારે ત્યારે પ્રગટયા કરે છે તેને માટે અનેક ખુલાસાઓ શાસ્ત્રોમા છે પરતુ જ્યા સૂધી હૃદયમા અજવાળુ થયુ નથી ત્યા સૂધી સકલ્પ વિકલ્પના અશ્વ ઉપર ચડેલા જીવને કોઇપણ પ્રશ્નનો જવાબ પરીપૂરણ સતોષ આપી શકતો નથી, જ્યારે અતરના મલ સર્વ ધોવાઇ જાય છે જ્યારે જ્ઞાનરસમા — હરિરસમા માનવી શુદ્ધ પ્રેમથી સ્નાન કરતો થાય છે, જ્યારે પોતે કોણ છે એ તેને યથાર્થ સમજાય છે, ત્યારે તેને એક પણ પ્રશ્ન કરવાનો રહેતો નથી ત્યારે સર્વ વાતના ખુલાસા આપોઆપ થઇ જાય છે જીવ બ્રહ્મ અને માયાના ગૂઢ પ્રશ્નોનુ નિરાકરણ તુરતજ થઇ જાય છે તેને કઈ જાણવાપણુ કે સમજવાપણુ રહેતુ નથી પોતે ब्रह्ममय थइ जाय छे- जगतमात्र ब्रह्ममय तने देखाय छ

અપૂર્ણ

मनखा देहे शोधी लेजो, खोट घणेरी खमी खमी,
जळ जळ, थळ थळ, कण कण, पूरण, राम रह्यो छे रमी रमी. ४
केवो केवा रुपे ईश्वर, ए चरचाओ रह्या रची,
अकळ, कळाए केवी रीते, अक्कल गई छे हची मची;
वाद विवादे वढे आखला, तेम वढो छो वमी वमी,
जळ जळ, थळ थळ, कण कण, पूरण, राम रह्यो छे रमी रमी. ५
नामदेव, नरसईयो, सबरी, धना भगतने धन्य कर्यो;
अजामील, कर्मा बाईना, जनम मरणनो त्रास हर्यो;
अनेक अधर्मि ऊधार्या, जेनी पीडा गई समी समी,
जळ जळ, थळ थळ, कण कण, पूरण, राम रह्यो छे रमी रमी ६
छाकी छाक्यो फरे छाकमा, अंधो थई धंधो ताणे,
धाम धरातन पामी हरामी, हरिहैयामा नव आणे;
नव महिना माना उदरमा, व्याधी कीधी कमी कमी,
जळजळ, थळथळ, कण कण, पूरण, राम रह्यो छे रमी रमी. ७
हरि अर्थे हरगीच नव आप्युं, रामा अर्थे रळयो जळयो,
करी कमाणी क्याही समाणी, हीण मारगमां ढळयो वळयो;
भुख्याने भोजन नव आप्युं, तुं हरखायो जमी जमी,
जळ जळ, थळ थळ, कण कण, पूरण, राम रह्यो छे रमी रमी. ८
खोटो कबालो, कुटुंब कबिलो, हवे भजी लो हरि हरि,
नहि कंई साथे, आवे हाथे, कहु छु चेतो फरि फरि;
भवजळ तरवा नाव मळयु छे, लख चोरासी भमी भमी,
जळ जळ, थळ थळ, कण कण पूरण, राम रह्यो छे रमी रमी. ९
गंगा जेवा निर्मळ माजी अवल तणी भक्ति सारु,
रचि कविता कविवर भगवाने, जे आखर छे भवतारु;
धिंगा धणीने हाथ करी ल्यो, वारंवारे नमी नमी,
जळ जळ, थळ थळ, कण कण, पूरण, राम रह्यो छे रमी रमी. १०

# ब्रह्मविद्या-सर्वात्मभाव

વેદમ હિતાનુ અવલોકન કરતા એજ રહસ્ય દેખાવે છે કે पिण्ड तेज्ञ ब्रह्माड ब्रह्म। सूत्र एज जीव-जगत प्राण જીવ માત્રને પિંડબ્રહ્માડની એકયતામા વિરોધ કરનાર ચિત્તવૃત્તિ તથા અહુકાર છે જો એ બન્નેને જીતવામા આવે તો સ્વૈર आत्ममय થઇ જાય ब्रह्म विद्या यथार्थ સમજવાય આત્માથીજ આત્માને સમજવાના છે પરતુ જેઓ માત્ર બ્રહ્મવાર્તામા કુશળ પણ વૃત્તિહીન અને અત્યત રાગ ગ્રસ્ત એવા ભ્રમિત વેદાતીઓ ખરેખર અજ્ઞાનના અધકારમા ગોથાજ ખાનાર છે-જન્મ મૃત્યુના ક્રમમા ભમનારાજ છે। શ્રીમદ્ ભગવદ્ગીતામા आत्मान आत्माना वधु ने आत्माने आत्मानो शत्रु कह्यो છે એ અતિ રહસ્ય ભર્યું સૂક્ષ્મ તત્ત્વ જે વેદાતીઓ જાણતા નથી તે અધોગતિને પામે છે મારો આત્મા બ્રહ્મ છે એ બોલ માત્રથી શુ કીટભ્રમરવત્ અપરોક્ષજ્ઞાન થઇજ ગયુ ? જો કે એમ બોલવા માત્રથી થતુજ નથી છતા કોઈ કહે કે બાહ્ય વ્યવહારમા જ્ઞાની અને અજ્ઞાની ઉભય એક રૂપજ છે ત્યારે મારો આત્મા બ્રહ્મ છે, એમ બોલનારને એ જ્ઞાન અપરોક્ષ નથી થયુ એ કેમ સમજાય। શા ? પણ અમે કહી એ છીએ કે એ સમજવુ સહજ છે-દુર્લભ છે કે જે ભાવ साधन चतुष्टमा समातो नथा क नथी समाता परोक्ष जाणवामा पण पिंडब्रह्माडनो जे जुदापणा रूप भास छ तेना अपरोक्ष एकना અનુભવવામા સમાય છે કર્મકાડની શાસ્ત્રકારો જે અવસ્થાઓ સમજાવવામા આવી છે તે શા માટે છે ? પિંડબ્રહ્માડની એકતા યથાર્થ સમજવા માટે છે-ચિત્ત શુદ્ધિ માટે છે વાસ્તવિકચિત્ત શુદ્ધિ ત્યા રેજ થાય છે કે જ્યારે નિષ્કામ કર્મ કરવામા આવે છે, ને ત્યારેજ બ્રહ્માડગત સૂર્યચદ્ર પિંડગત પણ છેજ, તે યથાર્થ સમજાય છે—અનુભવાય છે ને એમ જ્યારે પિંડના સૂર્યચદ્ર, બ્રહ્માડના સૂર્ય ચદ્રની સાથે અનુરૂપતા પામે, ત્યારેજ જીવભાવ ટળી જાય છે, જીવ પોતે પરમાત્મારૂપ બની રહે છે, જગત્ માત્ર એકરસ, એકરૂપ, પ્રેમમય દૃષ્ટિએ આવે છે પોતેજ પોતાના સ્વરૂપમા વિલસે છે એમ અનુભવાય છે-ત્યારે જગત્-એ અધાર પડદો ઉપડી જાય છે મિથ્યામોહ, ભ્રમ, રોગ દુખાદિ સર્વ જતા રહે છે કર્મસન્યાસની સિદ્ધિ પણ ત્યારેજ થાય કે વનના ઋષિઓ અને ઈશનના સોબેદો જે સૂર્યને વારવાર નમસ્કાર કર્યા કરે છે, સૂર્યના સ્તોત્રો સ્તવે છે એ શુ મિથ્યા શ્રદ્ધાના ઉપહાસ્પદ છે ? હા જો પિંડ બ્રહ્માડની એકતા સમજતા નથી તેને તો એ પ્રમાણે ખરૂ પરતુ જેઓ પિંડ બ્રહ્માડની એકતા અનુભવે છે, તે સર્વમા ને પિંડમા બ્રહ્માડમા સર્વત્ર રસમય દેખે

છે. કર્મમાર્ગ એ જ્ઞાનમાર્ગની પગથી છે ને એ પગથી દ્વારાજ પિંડબ્રહ્માંડની એકતા અનુભવાય છે. પરંતુ જેને વેદ સંહિતાથી પણ સૂઝ ન પડતી હોય તેને અમો કહીએ છીએ કે **મીસરના ઓસિરસનું ધ્યાન ધરી જુઓ, યાહુદી કબાલાના લોગોસનું રહસ્ય તારવી જુઓ, સુફી તરીકાના હકની હકીકત ખોલી જુઓ**, તેમાં એજ સમજાશે કે पिण्ड तेज ब्रह्मांड-ब्रह्म । सूर्य एज जीव-जगत् प्राण । જ્યાં જોશો ત્યાં એજ અનુભવાશે. કર્મકાંડ અને પુરાણોને જે લોકો વહેમ અને ગપાષ્ટિક ગોળાઓમાં ગણી કાઢે છે તેઓએ સમજવું જોઈએ કે હજુ તેઓ પિંડ બ્રહ્માંડની એકતા સમજવાના વિષયમાં અધિકારી થયા નથી, તેઓને વેદના અને પુરાણોનાં રહસ્ય સમજાયાં નથી. નાસ્તિકપણાના પ્રવાહમા તણાતાં એવાં માનવાઓ અનેક જન્મ મૃત્યુની યાતના ભોગવ્યાંજ જાય છે, પણ અજ્ઞાનના અંધકારમાં ખરો માર્ગ તેમના હાથમા આવતો નથી.

હવે બ્રહ્મવિદ્યામાં પ્રવેશ કરતાં આપણે વેદ તથા ઉપનિષદોનું યથાર્થ રહસ્ય જોઇએ તો वेदांत दर्शन છે—ब्रह्मज्ञान છે—अद्वैत मार्ग છે અને પિંડ બ્રહ્માંડની ઐકયતા એ દર્શનની સાથે એક રૂપ છે તેથી **દર્શન માર્ગ**—वेदांत मार्गज સર્વનો નિયામક થાય છે. સર્વ ધર્મ, સર્વ સંપ્રદાય, અને સર્વ મતમતાતર એ સર્વે દર્શનોના બ્રહ્મનેજ નમે છે—તેનેજ મોક્ષ માને છે ને પોતાની ઇચ્છાનુસાર બ્રહ્મના સ્વરૂપને વર્ણવે છે. પણ સર્વાશે પ્રાધાન્યપણે तत्त्व द्रष्टि સર્વના મુકુટરૂપ દર્શાઈ આવે છે. न्याय, वैशेषिक, सांख्य, योग, मीमांसा, અને वेदान्त. એ દર્શનો એજ પ્રતિપાદન કરે છે કે પિંડ બ્રહ્માંડની ઐકયતા સાથેજ મોક્ષ રહેલો છે. ઉપર ઉપરથી જોતા ષડ્‌દર્શનોના મત જુદા જુદા જણાશે પરંતુ શ્રુતિ, યુકતિ, ને અનુભવ એ ત્રણેથી સિદ્ધ થતું દર્શન વાસ્તવિકજ ગણાય. ને એજ પ્રમાણે પિંડ બ્રહ્માંડની ઐકયતારૂપ ब्रह्मदर्शन થવું એજ ब्रह्मविद्या હવે પિંડ બ્રહ્માંડથી, જુદો કર્ત્તા માનવાની મનુષ્યની જે બુદ્ધિ એજ **જીવારોપણ** કરવાની **મનુષ્યની પશુ બુદ્ધિ છે.**

માણસ પોતે અપૂર્ણ છે, તો તે અપૂર્ણતા કેમ પૂરી થાય? પોતાની નિત્યની ગરજો કોણ પૂરી પાડે? સુખ કોણ આપે? ભય ત્રાસને કોણ હરે? આ વિચારમાંથી धर्म भावना ઉદ્‌ભવેછે. ને એજ ધર્મ ભાવના દ્વારા देव, इश्वर, વગેરે ભાવનાઓ જન્મેછે. એ પગથિ ઉપર ચડતા તેને આગળ વધવાની ઈચ્છા વધેછે; કયા સુખથી પોતાને શાન્તી થાય? એ સુખ સંપૂર્ણ કયારે હોઈ શકે? દેવતાઓથી જે સુખ પ્રાપ્ત થાયછે તેથી અધિકતર સુખ કયે રસ્તે મળી શકે? એમ વિચાર શ્રેણીબંધાતા બંધાતા છેવટે મોક્ષ પર્યંત સ્વરૂપ બંધાય છે. એમ મોક્ષસૂધિની ભાવના બંધાતાં, પ્રથમથી ઠરાવેલા દેવાદિ ભાવના હૃદયમા સ્થિર થાયછે આચાર, વિચાર, नीति એ બધાનું મોક્ષ સાધી શકાય એવુ સ્વરૂપ રચાય છે. આ ઉપર સૂક્ષ્મ રીતે વિચાર કરી લેના-

રને સહુજ સમજાશે કે મોક્ષ આપનાર દેવાદિ ભાવના અને મોક્ષ સાધક આ ચાર એ બને એક સાથે રહીનેજ ધર્મનુ સ્વરૂપ બાધેછે મોક્ષ સ્વરૂપ અને નીતિ એ બેનો એટલો બધો સબધ છે કે એ બે શક્તિમાથી એકનેજ વળગીને ધર્મનો શોધ કરનાર, કોઇ ચોકસ પરિણામને નહિ લાવતા ડામાડોળ હાલતમા મનુષ્યને મુકી દે દુનિઆમા જે સુધારા કે આચાર, ઉપર જણાવેલા ધર્મના બે વિભાગમાથી એકજ વિભાગને વળગીને થયા છે તે આગળ વધી શકયા નથી તે દીર્ઘકાળ ચાલી શક્યા નથી

યન અને ગૃહોકત આચારોથી દેવતાઓને સતોષવા તેથી અહી સસારમા ને પારલૌકિક સ્વર્ગમા આનદે વસવુ એ ધર્મ સ્વરૂપનો નિષ્કર્ષછે પ્રાચીન ઋષિઓને આ શકા ઉત્પન્ન થએલી ને સ્વર્ગ એજ પરમ સુખ નથી એ પણ સમજાએલુ સ્વર્ગ પામવાથી ક્લેશ અને પુનર્જન્મની નિવૃત્તિ થતી નથી, દેવતાઓ પણ યજ્ઞાદિથી કઇ નિરતર સુખ આપતા નથી, સહાયગણી પણ સુખ દુ ખના વમળમા અટવાય છે, એ વિચાર શ્રેણી ઉપરથી ઋષિઓ મોક્ષ સૂધી જઇ પહોચ્યા વેદમત્રોમા જોતા જણાઇ આવેછે કે **સર્વાત્મભાવ રૂપ, મોક્ષ, અનાદિ મિથ્યા માયાનુસાર દુઃખાદિનિયમ અને પરમ આચાર એતો જ્ઞાનજ** હવે બગબર સમજાશે કે દેવ, યજ્ઞ, સ્વર્ગ, એ સર્વ ગાણ છે, અજ્ઞાનીઓને ક્રમે ઉપર લાવવાની પગથી છે ચિત્ત શુદ્ધિ માટે ઉપયોગના છે

આ ધર્મ બુદ્ધિનો સ્વાર્થ ક્રમ અને તત્ત્વદૃષ્ટિમા તેનુ પર્યવસાન કેવી રીતે થાયછે તે હવે આપણે જોઇએ માત્ર પાચ ઇન્દ્રિય તથા મન અને આત્માવાળા મનુષ્યને વિશ્વચક્રના ચમત્કારિક પદાર્થ અને સબધોએ તેના મન ઉપર જે અસર કરી તે અસરમા ને પશુઓને થએલી અસરમા કાઇ ફેર જણાયો નથી પ્રથમ અવલોકન સબધે મનુષ્ય અને પશુ એ ઉભયનો અનુભવ સરખોજ છે હાલમા કેટલાક વિદ્વાનો તો એટલે સૂધી નિશ્ચય ઉપર આવ્યા છે કે મનુષ્યના શરીર અને બુદ્ધિ સુદ્ધા પશુમાથીજ ઉત્પન્ન થએલા છે ત્યારે પશુ અને મનુષ્યમા શો ફેર છે તે તપાસીએ **પશુઓ માત્ર અવલોકન કરેછે પણ માણસ અવલોકનનુ અવલોકન કરી શકેછે બાહ્ય દ્રષ્ટિની સાથેજ આતર દ્રષ્ટિ કરી શકેછે** પ્રત્યાદર્શન ઇચ્છા સ્વાર્થ બુદ્ધિ આદિ ધર્મકલ્પનાઓ સ્ફુરી ઉઠેછે, પરતુ એ બધુ ઉદ્ભવતા પહેલા મનુષ્ય અને પશુનો અનુભવ સરખોજ હોયછે પશુઓ શુ કરેછે તે જોઇએ, મનુષ્યો શુ કરે છે તે જોઇએ સૂક્ષ્મ અવલોકન કરનારા વિદ્વાનોને જણાયુ છે કે, જે જે અપરિચિત વસ્તુઓ આદિ પશુના દીઠામા આવેછે તેને તે પોતાના જેવુ સજીવ માનેછે, પોતાને અનુકુળ કે પ્રતિકુળ વર્તવાની શકિત આરોપેછે પરિચય થતા તે બનાવની કે વસ્તુની દરકાર તે રાખતા નથી માણસ પણ પોતાના પશુ અશને અનુસરી જે જે વસ્તુ કે બનાવ કાઇ દેખેછે તેને

પોતાના જેવું સજીવ ધારી અનુકુળ અતિકુળ પ્રવર્ત્તિ કરવા શકિતવાળું માની લે - એનું નામજ જીવારોપણ આ જીવારોપણ ઉદ્દભવ્યુ પછી તે ગમે ત્યાં થાયછે. ચીથરામાં, ધાગાંમાં કે કોઇ પણ ચમતકાર, પ્રકાશ, અંધકાર સર્વમાં તે જીવારોપણ કરી લે છે; ને પોતામાં તે અનુકુળ કે પ્રતિકુળતા કરવામાં સમર્થ છે એવી સતાની ભાવના ભરીલે છે

અપૂર્ણ

---

# ચિત્રકેતુરાજાને મુવેલાપુત્રે આપેલો ઉપદેશ.

પૂર્વે શુરસેન દેશમાં ચિત્રકેતુ નામ-નો ચક્રવર્ત્તિ રાજા રાજ્ય કરતો હતો. રાજા ન્યાય પરાયણ અને પ્રજાનો પાળક હતો. તેના રાજ્યમાં પ્રજા સર્વ પ્રકાર-થી સુખી હતી. રાજા પ્રજા એક સ્વરૂપ હતા રાજ્યમા શાંતી અને લોકો ધર્મ કર્મમા રત હતા. રાજા પોતે પણ દ્રવ્ય ભંડારથી ભરપૂર અને શત્રુને દબાવવામાં સમર્થ હતો; છતાં એમ સર્વ પ્રકારથી સુખી દેખાતા રાજાના અત કરણને શાંતી નહોતી. તે સદા દુઃખી રહેતો અને તેને આ અતૂલ વૈભવ વિશેષ સતાપ જનક જણાતો હતો.

એક સમે અગિરા ઋષિ તિર્થાટન કરતા ચિત્રકેતુને ત્યાં આવી ચડયા. તેણે રાજાની મુખાકૃતિ નિરૂત્સાહી અને દુઃખ ભરેલી જોઇ રાજા ચિત્રકેતુને આ પ્રમાણે કહ્યું.

હે રાજા! તું રૂપ ગુણ ઐશ્વર્ય ને સકળ વાતે પરિપૂર્ણ હોવા છતા આમ અતૂલ દુઃખમા કેમ છે? શું તા'રી પ્રજા માં શાતી નથી? કે શુ તને કોઈ શત્રુના ભય છે? કે તારા અધિકારીઓ તને અનુકુળ નથી કે તા'રી પ્રજા તા'રા રાજ્યથી દુઃખી છે? એવા કયા કારણને લીધે તને આવો પ્રબળ સંતાપ રહેછે?

મહર્ષિના પૂછવાથી ચિત્રકેતુ રાજાએ આ પ્રમાણે કહ્યું—

પતિતને પાવન કરનારા સમર્થ યોગી આપનાથી શુ અજાણ્યું છે? આપ ભુત ભવિષ્ય અને વર્તમાનના જાણ છો, આપના પધારવાથી મા'રૂં રાજ્ય ભુવન પાવન થયું. હે મુની શ્રેષ્ઠ! મા'રી પ્રજા સુખી છે, હું પ્રજાના સુખમાં મા'રૂ સુખ માનુછું કશી વાતની ન્યુ-નતા નથી ફક્ત એકજ દુઃખ છે ને તેથી સર્વ પ્રકારના સુખથી હું વિલુષિત છતા મા'રા અંતરની વ્યથા ઓછી થતી નથી અને ભય રહેછે કે નરકમાંથી મા'રો ઉદ્ધાર શી રીતે થશે? ઇંદ્રના જેવો આ મા'રો વૈભવ મને સુખ ઉપ-જાવી શકતો નથી. જેમ ભુખ્યા અને તર-શ્યા માણસને અંન અને જળથી સુખ થઇ શકેછે બીજા કશાથી એની ભુખ તરસની શાન્તી થતી નથી તેમ મને પણ પુત્ર વગર કશાથી શાતી થતી નથી. આ સકળ વૈભવ બોજારૂપ જણાય છે. માટે હે દયાળુ મહાત્મા! જો આપનાં ચરણાવિંદ અને

સુખાર્વિંદના મને સહજમા દર્શન થયા તો પછી મને હવે પુત્ર દુ ખ કેમ સભવે? પારસમણીના સ્પર્શથી લોહુ કાચન રૂપ થાયછે તો આપ જેવા સિદ્ધ પુરૂષના આગમનનુ ફળ મા'રી વાછના સિદ્ધિમા કેમ ન આવે?

દયાળુ અંગિરાઋષિએ ચિત્રકેતુ રાજાની પુત્રમા બહુજ આસક્તિ જોઈ, તેને તે આપવાનો નિશ્ચય કર્યો ત્વષ્ટા દેવતાનો ચરૂ રાધીને તે દેવતાનુ પૂજન કરાવી, તેમાથી અવશેષ રહેલુ અન્ન રાજાની પટરાણીને ખવરાવ્યુ મહાત્મા અંગિરાએ કહ્યુ હે રાજા! તને આથી એક પુત્ર થશે હુ નથી માનતો કે તેથી તા'રા હૃદયને નિત્ય સુખ થાય નિત્ય સુખ તો બીજુજ છે પરન્તુ તા'રી બહુજ લલુતા છે તો તારે ત્યા પુત્ર અવતરશે એ તને હર્ષ શોકનો અનુભવ કરાવશે

દયાળુ દેવ! ગમે તેમ થાવ, પણ મા'રૂ અંતઃકરણ કહેછે કે પુત્ર પ્રાપ્તીથી હુ અત્યત સુખી થઇશ મા'રો પુત્ર આ સકળ વૈભવનો માલીક થશે, મા'રી કિર્ત્તી વધારશે, વૃદ્ધાવસ્થામા મા'રૂ પાલન કરશે મા'રો આ લોક અને પરલોક પુત્ર વડે મગળ રૂપ થશે આપ મહાત્માએ મા'રા ઉપર અથાગ કૃપા કરી મા'રૂ જે કલ્યાણ કર્યુ છે તે મા'રા હૃદયનો ભાવ આપ મહાત્માને હુ શી રીતે જણાવી શકુ? આપ જેવા સિદ્ધ પુરૂષને હુ શુ આપી શકુ? માત્ર આપની કૃપા અધિક અધિક મેળવવા એજ મારૂ કર્ત્તવ્ય રહેછે

મહાત્મા અંગિરા ઋષિએ કહ્યુ— રાજા, તા'રી પ્રજા તા'રા રાજ્યથી જો સર્વદા સુખીજ છે તો પછી સિદ્ધ પુરૂષની કૃપા તને સહજ છે હુ હવે જાઉ છુ પણ તા'રે આ નિશ્ચય સમજી ગણવુ કે સસારની વધુને વધુ આસક્તિ દુ ખની વૃદ્ધિ રૂપ છે હર્ષ અને શોક, એ દિવસ અને રાતની પેઠે એકેકની પુઠેજ છે સુખને દુ ખ સાથેજ છે એ અનુભવ તને નથી મળ્યો તે મળશે એમ કહી અંગિરા ઋષિ ત્યાથી ચાલી નીકળ્યા રાજા ચિત્રકેતુ જે પુત્ર માટે નિરતર પ્રજળયા કરતા હતો તેને ઋષિના બીજા બોલની અસર થઈ નહિ તેને પુત્રમાજ સર્વસ્વ સુખ ભાસ્યુ, તે નિત્ય પ્રતિ આનદમા રહેવા લાગ્યો પુત્રના પ્રાગટ્યની રાહ જોવા લાગ્યો

પટરાણી ગર્ભવતી થઈને દશમે માસે કોઈ દેવ સ્વરૂપ પુત્રનો જન્મ થયો જે સમાચાર નગરમા પ્રસરતા ઘર ઘર મગળ ગીત ગવાયા, આસ્તિકના સ્વસ્તિ પુરાયા પ્રજા આનદથી છનકાઈ જવા લાગી રાજાના હર્ષનો પણ પાર રહ્યો નહિ ગરીબોને ખાનપાનાદિક અને દાનથી સતોષ્યા, બ્રાહ્મણોનો વિધવિધ રીતે સત્કાર કર્યો, ઉદાર રાજાએ પ્રજાની ઈચ્છા પૂર્ણ કરી તેને ધન ધામ ને માન પાનથી સતુષ્ઠ કરી સુખના સરિતા વહેવરાવી કુમરના ધન, યશ અને આયુષ્યની વૃદ્ધિને માટે રાજાએ મેઘની માફક બીજા પ્રાણીઓના સુખને માટે જોઇતા પદાર્થોના વૃષ્ટિ કરી રાજાને આજે પોતાનો વભવ સુખરૂપ જણાયો અત્યારે રાજાને સસાર સ્વર્ગ સમાન ભાસ્યો રાજા રાણીએ પોતાને

કૃત કૃત્ય માન્યાં ને પુત્ર રત્ન મળવાથી દંપતી સુખના હીંચોળામાં કલ્લોલ કરતાં જણાયાં. ઠીક છે સુખને હીંચોળે હીંચવા દ્યો. પામર માનવી! બિચારો પામર માનવી શું સમજી શકે કે પછી દુઃખના હીંચોળા વિતવાના છે. રાજા છતાં એ પામર માનવી તો ખરોજ! સંસારમાં આસકત થએલાં રંકથી રાય સૂધિ સર્વે માનવી પામરજ સમજવાં. એ પામર માનવી કયાંથી સમજે કે સુખના હિંચોળા જોતાં જોતાંમાં પુરા થઈ જતાં દુઃખના વશમા હિંચોળા અસહ્ય થઇ પડે છે

રાજા રાણી પુત્રના લાડમાંજ રાત દિવસ નિમગ્ન રહેવા લાગ્યાં; ખાન પાન આનંદ મોજ મજા વૈભવ વિલાસ સર્વે તેને પુત્ર પાલનમાં જણાયું. પણ હા! એ સર્વ કેવું ક્ષણિક!

રાજાની બીજી રાણીઓ, મહારાણીના આ સુખને સહન કરી શકી નહિ. તેમને એમ જણાવા લાગ્યું કે રાજાનો પ્રેમ આપણા ઉપરથી હવે દિન પ્રતિદિન ઓછો થવા લાગ્યો છે, આપણ વાંઝણીઓ ઉપર હવે રાજાની મમતા શી? આપણા સુખનો આ પુત્ર જન્મથી અંત આવ્યો; મોટી રાણીમાંજ રાજા સર્વ સ્વ દેખેછે. આપણે તો હવે દાસી કરતાં પણ ઉતરતી હાલત અનુભવીએ છીએ. હા! આવું કષ્ટ કયાં સુધી સહન કરવું? આપણા સુખમાં કાંટા વેરનાર આ પુત્રજ છે. માટે જો તેનો વિનાશ કરવામાં આવે તોજ આપણાં સુખની વૃદ્ધિ થાય. એમ મલીન વાસનાથી રાજાની સકળ રાણીઓનાં ચિત્ત રોકાયાં. પરિણામ મહાભયંકર નિપજ્યું. ઇર્ષ્યા કે દ્વેષ બુદ્ધિ શું ન કરે? તે પરાયાં સુખનાં ઘાતક બનેછે. નિરપરાધીનો વિનાશ કરેછે, પરિણામને જોતાં નથી. પોતાના સુખમાં આડે આવેછે, તેથી અથવા તો અન્ય ને સુખ કાં? તે દુખી કાં નહિ? જગતમાં ફકત હુંજ એક સુખી હોઉં, એવીજ તેની વાસના હોયછે. એવી નીચ વાસના ઉદ્ભવતાં તેઓ પ્રભુના ડરને પણ તજેછે. ઉભય લોકથી ભ્રષ્ટ થાયછે—નરકની મહાયાતનાનાં ભાગી થાયછે, પણ તે પોતાનું ધાર્યું સિદ્ધ કર્યા સિવાય શાંત થતાં નથી; તે પ્રમાણે રાજા ચિત્રકેતુની બીજી સર્વે રાણીઓએ પોતાનું ધાર્યું કર્યું. મહારાણીના સુખમાં કાંટા વેર્યા–રાજાના સુખમાં આગ મુકી–તેના પ્રાણથી વાહાલા પુત્રને–એ નિરપરાધી બાળકને ઝેર દીધું! ઇર્ષ્યા કે દ્વેષ શું ન કરે?

અપૂર્ણ

## नीज देशनी सेवा करो.

કુંડળિયો.

પૂર્વે જે તપતો હતો, હતો આપણો દેશ;
ભોંય પથારી એ પડયો, તોય આપણો દેશ;

તોય આપણો દેશ, હૃદે હારદ ઉતારો,
ઘરડો તોપણ બાપ, અતુલ ગુણ કેમ વિસારો?
કથે કવિ ભગવાન, સજો સેવા જન સર્વે
તનમન ધનથી કરો, હતો જેવો એ પૂર્વે ૧

## હરિગીત

જે દેશમા જન્મ્યા તમે, જે દેશમા રમતા ફરો,
જે દેશમા વસવુ સદા, તેનુ રૂડુ ચિતમા ધરો,
આ દેશ મારો દેશ મારો, મત્ર એ જપતા ફરો,
તમે સકળ જન તન ધન થકી, નીજ દેશના સેવા કરો ૨
આ દેશનો પૈસો બધો, પરદેશ ચાલ્યો જાયછે!
દારિદ્રતામા દુઃખ વડે, જન સકળ આજ પિડાય છે,
તે ટાળવાનો આજથી, મનમા તમે નિશ્ચય કરો,
તમે સકળ જન તન ધન થકી નીજ દેશની સેવા કરો ૩
ભાઈતર ભણ્યા પછી દેશમા, હા ચાકરી જડતી નથી!
મળતો નથી ધધો અને, વળી ભાખરી મળતી નથી!
ભુખ્યા ભમે છે બાળકા, સુખમા તમે ફરતા ફરો
તમે સકળ જન તન ધન થકી નીજ દેશની સેવા કરો ૪
આ ડાબલી બાકસ તણી, પૈસો પ્રદેશે લઈ જશે,
આ ટાકણીને સોયદોરા, ધન લઈ અહીથી ધસે,
સમજ્યા છતા એવા હુનર, શા માટ અહીં નહિ આદરો?
તમે સકળ જન તન ધન થકી નીજ દેશની સેવા કરો ૫
આ કાચના હાડી ગલાસ, રકાબી પ્યાલાઓ જુઓ,
લઈ જાય ધન ઢસડી અરે, કા વખત આ ખાલી ખુઓ!
તમે સપ સજીને દેશમા, ઉદ્યોગ એવા આચરો,
તમે સકળ જન તન ધન થકી નીજ દેશની સેવા કરો ૬
આ દેશનુ રૂ જાય, પરદેશે તહીજ વણાય છે,
ટકકડ બની કાપડ થપ્પડ, મારીને ધન લઈ જાયછે,
છે શરમ નહિ તેની કશી પર આશ પર જીવિત ધરો,
તમ સકળ જન તન ધન થકી નીજ દેશની સેવા કરો ૭

આ સાળુ સેંટ ટુવાલ, પરદેશી દવા પહેરો હરે,
દિલ હચમચાવે તમતણું, ખીસાં અહા ખાલી કરે !
હિણુ હાલ બનતા જાયછે, તોપણ સદા સોબત કરો,

तमे सकळ जन तन धन थकी, नीज देशनी सेवा करो ८
કાતર ચપ્પુ પાટીને ખડીઓ, કલમ ચલમ પ્રદેશી હા !
કાગળ રબ્બર બ્લાટીંગ, ને દૈશનાઇ પણ પરદેશી હા !
બુટ બટન સ્ટોકીંગ કલરકોલર, તે તરફ દ્રષ્ટી કરો,

तमे सकळ जन तन धन थकी, नीज देशनी सेवा करो ९
આ બૂટ પકડી કાનની, આ બૂટ ધન લઇને ધસે,
તેની વિમાસણ કયાહરે, દેશી જનોને ઢીલ થશે !
પાશેર અન્ન પણ નહિ મળે, ત્યારે પછી ડહાપણ ધરો :

तमे सकळ जन तन धन थकी नीज देशनी सेवा करो. १०
વિધ વિધ તરેહના રંગને, રોગાન આ પરદેશી હા !
વાજીંત્ર વિવિધ પ્રકારના, મોટારકાર અપાર હા !
શિકલ ફરી સાઇકલ સવારી, છતાં અરે છાકયા ફરો !

तमे सकळ जन तन धन थकी, नीज देशनी सेवा करो ११
એમ હાડચામને ધૂળ સુદ્ધાં, હીંદનાં વહી જાયછે !
તો પણ અહા! પરદેશી મોહ, જરા ન ઓછા થાયછે !
હદ થઇ, હવે નથી સહન થાતુ, હુન્નર નહિ અહીં આદરો ?

तमे सकळ जन तन धन थकी, नीज देशनी सेवा करो १२
કંઇ ઘાંચી મોચી કુંભારને, લુહાર દરજીએ સુધા,
ધંધા વગર દુબળા દિદારો, આગસા પડીયા કુવા ;
રંગરેજ સુતારો હજામ, હિણાયલાની દયા ધરો,

तमे सकळ जन तन धन थकी, नीज देशनी सेवा करो १३
આ છીંટ છાયલ ધોતીયાં, પરદેશના જેવાં કરો,
ઉપયોગી ચીજ સકળ તણા, સાધન અહીં ઉભાં કરો ;
પછા ખોટ તમને શી રહે, જ્યાં કલ્પતરુ તળે ઉછરો,

तमे सकळ जन तन धन थकी, नीज देशनी सेवा करो· १४
અંગરેજી ગજ રૂડું શીરે, તોપણ બન્યા છો આળસુ !
ફળ મૂખમા છે તો ય પણ છો, ચાવવામા આળસુ !
પોષણ મળે કયાથી પછી, પછી દોષ કોનો દિલ ધરો !

तमे सकळ जन तन धन थकी, नीज देशनी सेवा करो १५

થોડા મહી સમજી જવુ, ઝાઝા મહીં શુ સાર છે ?
ઉદ્યોગ રૂડા આદરો, એ ત્રેજી રાજ્ય શ્રીકાર છે
પરદેશની પડતી મુકો, ચીજો સ્વદેશી વાપરો,
તમે સકળ જન તન ધન રક્ષા નીજ દેશનો સેવા કરો ૧૬
હે દેશીઓ! તમ હાથમા છે ઉદય હિંદુસ્તાનનો,
તે ડાહ્ય આ ઉપદેશ છે, તમને કવિ ભગવાનનો,
તજીને બધી તકરાર આર હૃદય વિષે સમજી ભરો,
તમે સકળ જન તન ધન થકી નીજ દેશની સેવા કરો ૧૭

## स्वदेश रक्षणार्थे आत्म बलिदान

વંશ પિતા અને દેશને માટે પ્રાણા પણ કરવામા એક સુકુમાર યુવાન બાળાના આપણે આ ઠેકાણે ગીત ગાવાના છે ગીત કરૂણા જનક છે છતા પણ તે સદા જયધ્વની કરતા દેશ પ્રેમના ઉત્તેજક છે વીર પુરૂષો જે કિર્તી ગણાગણમા ખાટી જાયછે તેથી પણ અવિકલ કિર્તિ જે બાળાએ પોતાના દેશના હજારો માણસની પાયમાલી થતી અચાવવા અને પોતાના પિતા અને વંશનુ ગૌરવ જાળવવા આ મબળિદાનથી સંપાદન કરીછે તે વધારે ખાટી ગઇ નથી એમ કોણ કહી શકશે? જો કે વર્ષોના વર્ષો ઉપરનો આ બનાવ છે પરંતુ ઇતિહાસના પૃષ્ટ ઉપર તેના સુવર્ણભુષિત અક્ષરો હજુ લીલાજ છે તે અક્ષરો જાણે દિવ્ય ગાન કરતા હોયની! જાણે સ્વદેશ પ્રીતિ અને ભાવની ભૂરકી ભરભરાવતા હોયની તેમ જીવતા જાગતા છે જો કે હૃદયને દ્રવિત કરી નાખે તેવા છે પણ એ દ્રવિત સ્થિતિ પણ દેશ પ્રેમના ભાવ પાસે આનંદના ઝરણામા સ્નાન કરાવે છે, કંપ ઉઠતા શરીરમા બાળાએ દાખવેલી અચળ દ્રઢતા, વાચકને શીતળ સમીરથી શાંત કરેછે, દેશ પ્રેમની દિવ્યજ્યોતિ પ્રકટાવેછે જીવિતનુ સાર્થકય શેમા છે તે યથાર્થ સમજાવે છે એકડો તો શુ પણ હજારો મહા પ્રલય પછી પણ એવા પ્રતાપી માનવીની સ્વદેશ પ્રેમની ભાવનાઓ, સ્વર્ગની પણ પેલી મેરના કોઇ શ્રેષ્ઠ સ્થાનમા વાચકને ખેંચી જતી જણાયછે એ આત્માપણનો કેવો મો'ટો વિજય બતાવેછે! સ્વાર્થનો જ્યા વિનાશ થાયછે જ્યા મા'રો દેશ, મા'રી જન્મભૂમિ, અને મા'રૂ સકળ જગત, હુ જગતરૂપ, જગત મા'રૂ, જો મા'રા વડે મા'રો દેશ દુખી હોય, અથવા તો મા'રા બળિદાનથી મા'રો સમગ્ર દેશ સુખી થતો હોય તો શા માટે દેશ સેવામા પ્રાણબળિદાન ન આપવુ ? ને આ તુચ્છ સુખમા વિષય વાસનામા ધનમાલની ધુતારી ધમાલમા ઢસડાઇ મરવુ ?

આ ઠેકાણે એ પણ યથાર્થ સમજાશે કે જ્યારે વીર રજપૂત એ પોતાના ઉચ્ચ ગુણોને વિસારી દીધા, જ્યારે જુઠી લાલચમા લપટાઇ સ્વાર્થ અને અદેખાઇના તોફાની મહાસાગરમા દેશના નાવને

ઉત્સુક થઇ-તૈયાર થઇ. પોતાના પ્રાણ ત્યાગથી દેશ, વ ર્ ા. અને ુળની લજ્જા રહે છે તો પછી આ તુચ્છ જીવિતની શી જરૂર છે ? આજ કાલ કે પાચ પચીસે અવશ્ય મરવુ છે તો દેશ હિતના પ્રાણનો ભોગ કા ન આપવો ? મ ર ા વિનાશથી જગત્‌ને સુખ મળતુ હોય તો મા'રી અહિં શી જરૂર છે ? હું શું કામ મા'રો મુકામ અહિં થી ઉપાડી ન જાઉ? મા તાને કહ્યું માતા ! લાવો વિષનો પ્યાલો ! મા'રે એ અમૃત પીવું છે, મા'રા એ અમૃત-પાનથી મા'રી પ્રજા સુખી થશે, મા'રા પિતા સુખી થશે દેશ દુ ખમાથી મુકત થશે માજી એ પ્યાલો લાવો !

ઓ ! ધૈર્યશીલબાળા, અમો તા'રી આગળ અશ્રુ પાડીએ છીએ. અમારાં રૂદન અટકતાં નથી! ઓ દેશ પ્રેમી બાળા! ઓ અતી લાવણ્યવતી રાજસ્થાનના કમળ સ્વરુપવાળા ! તારા હાથમા વિષનો પ્યાલો ! હા ! સંસારમાં હજુ તો પ્રવેશ કર્યો નથી, ક્ષિતિજમા સંસાર પ્રદેશ નિરખતાં વિષનો પ્યાલો ! પ્રિય બ્હેન તા'રા હાથમાં વિષનો પ્યાલો ! મખમલની શૈયામાં પોઢનારી, ખમા ખમાના શબ્દો વચ્ચે ઉછરનારી, મ્હો માગ્યુ મેળવનારી! તા'રા હાથમા વિષનો પ્યાલો ! બ્હેન અમારાં હૃદય ભેદાઇ જાયછે, અમો એ જોઇ શકતા નથી પણ તે એ પ્યાલો તા'રા પિતાના સુખને માટે મોઢે માડયો ને દુધ સાકર માફક પી ગઈ એક પણ નિરાશા વગર શાત ચિત્તે. પ્રાણતોએ ન વિરમ્યા, બીજો પ્યાલો પણ દેશના સુખ માટે મોઢે માડયો ને તે પણ તા'રી કોમળ કાયામા રગોરગમા પરવર્યો, ધન્ય બાળા તા'રા જીવિતને ! આર્યવર્ત્તની, આર્યોની ને આર્યના સનાતન ધર્મની જે મુખ્ય પ્રનાળિકા દેશ સેવા, દેશ ભજન દેશ પૂજન યજન એ સર્વ સાર્થક કરવા; તેં ત્રીજો પ્યાલો પણ પીધો ! હા ! તું પોઢી અમર નિદ્રામાં. બ્હેન તા'રી નિદ્રા સુખ રૂપ છે મુકિત રૂપ છે, તા'રી પાસે બ્રહ્મા-વિષ્ણુ અને મહેશ્વર બેઠાછે. સાવિત્રી લક્ષ્મીજી ને ઉભા તને પવન નાંખેછે. જગતનાં જન નિત્ય તા'રાં દર્શન કરેછે અમો તા'રાં જશ ગીત ગાઇએ છીએ તા'રા જીવિતના ઓવારણા લઇએ છીએ-અમારી એવી દેશપ્રેમી બે'નને માટે અમો સર્વદા મગરૂર છીએ.

---

## कौरवोनी सभामां श्रीकृष्ण वष्टिए.

( ગયા અંકના પૃષ્ટ ૧૨ થી ચાલુ. )

માતુશ્રી ગાંધારીનાં માર્મિક વચનો દુર્યોધન સહન કરી શકયો નહિ—સાંભળી રહ્યો નહિ તેણે ત્યાંથી ચાલતીજ પકડી. પોતાના ખાનગી વિચાર ભૂવનમાં ચાલ્યો ગયો ; શકુની, દુઃશાસન અને કર્ણને પોતાની પાસે બોલાવ્યા. કોઈ વાતે પોતાના

જીવને ચેન પડતુ નથી શુ કરવુ તે સૂઝતુ નથી એમ અસ્થિર મનોવૃત્તિ જણાવા લાગ્યો દુ શાશન, શકુની અને કર્ણ તેને ધીરૂ કહી ની વા લાગ્યા! મા-હારાજા! આમ તમોને ગભરાટ શો? ક્ષત્રિને ન છાજે એવો મ ૦પ શો? એકજ નિશ્ચય રાખો કે આભને જમીન ઉધા વળી જાય તોપણ આપણે કોઇનો એક બોલ પણ માનનો નહિ આભળેતુ આ કાનેથી આ કાને કાઢી નાખવુ પાડ વાને રઝળતા ભીખારીજ રાખવા કે કુરૂક્ષેત્રમા તેના માથરા કરવા આ મહા મત્રની અમો જે માળા જપીએ છીએ તેની સાર્થકતા ત્યારેજ અમો માનીશુ કે જ્યારે આપ ન પાડવી પૃથ્વી કરી નિષ્ક ટક સામ્રાજ્યનો મુકુટ ધારણ કરી રહ્યા હશો દુર્યાધને કહ્યુ, મા'રા મહાદૃર સલાહમરો તમો નિશ્ચય જા ણજો કે મેરૂ ડગે, સમુદ્ર માઝા મૂકે, આકાશ પાતાળ એક થાય પણ હુ પાડવોને સોયની તિક્ષણ અણીથી વિ ધાય તેટની પણ જમીન આપવાનો નથી ને કદાચ શ્રીકૃષ્ણ વષ્ટિએ આવવાનુ સભળાય છે તો એ શુ થયુ ? હુ તેની દાભીક અને ડરામણી વાતોની કદી પણ પરવા કરવાનો નથી આતો તમો છેવટ સૂધિ કેટલા હિમ્મતભર રહેવાના છો એ જાણવા સારૂ મા'રા હૃ યની નિર્ભ યતા તમોને જણાવી તમારા હૃદયનો ભાવ જાણ્યો

એ પ્રમાણે હસ્તીનાપૂરમા એ ચ-ડાળ ચોકડી પાડવોના હક ડૂબાડી દેવાની તજવીજમા ઘેરાઇ રહી છે, ત્યારે ચાલો હવે આપણે પાડવોના મહેમાન થઇએ શ્રીકૃષ્ણતો ત્યા મહેમાન થએના છે એટલે હવે તેઓ કેવા નિશ્ચય ઉપર આ ના છે તે પણ આપણે જાણીએ

યુધિષ્ટિર રાજાએ શ્રીકૃષ્ણને કહ્યુ, મહારાજ, અમો હવે શુ કરવુ ? આ દોહના દુ ખનો અત ક્યા આવશે? અમારા કુટુબનુ પણ અમો પોષણ કરી શકતા નથી એ અમારી કેટની દીન દ શાને સૂચવે છે! ધતરાષ્ટ્ર લોભી તેમજ પુત્ર વશ્ય હોવાથી અમોને એક તસુ જગ્યા પણ આપવાનો નથી, અમોએ તેર વર્ષના મહા કષ્ટો સહુન કર્યા, શાતી રાખી અને હજુ પણ મને તો શાતીજ પ્રીય છે, પણ આ શાતી અમોને ભૂખેજ મારી નાખશે મે જ્યારે ફક્ત પાચજ ગામની માગણી કરી એ પણ આપવાની ધૃતરાષ્ટ્રની કે દુર્યોધનની ઇચ્છા થતી નથી તો હે મહારાજ! હવે અમારે શુ કરવુ ? જો યુદ્ધ કરીશુ તો ગોત્ર હત્યાનુ પાપ લાગશે જય પરા જય કોનો છે તે જાણુતા નથી, તેમજ જો શાત પડયા રહીશુ તો ભુખ્યા મ-રીશુ ને જગતમા હાસી પાત્ર થઇશુ હે શ્રીકૃષ્ણ! શુ કરવુ તે યથાર્થ મને સમજાતુ નથી તો પણ મા'રા હૃદયની એજ ઇચ્છા છે કે જો કઇ પણ અમોને આપી દુર્યોધન સલાહમા ઉતરે તો યુદ્ધ કરી લાખો પ્રાણીઓનો સહાર કરવાની મારી ધારણા નથી કટકો બટકો જે મળશે તે ખાશુ પરતુ લોહીની નીકો વહેવરાવી, ગોત્રા ગરદન કરી રાજ્યપા ટનો લ્હાવો લેવો એ મને તો દારૂણ દુ ખ

સમાન ભાસે છે માટે કોઇ પણ રીતે સમાધાન થાય એજ મારી ઇચ્છા છે. તમારા સિવાય કોઇ પણ તેને સમાધાન ઉપર ઉતારી શકે એમ નથી છતાં તમોને એ દુષ્ટોની સભામાં મોકલવા એ પણ મને ભય ઉપજાવે છે; તો પણ જ્યારે તમારી એવીજ ઇચ્છા છે કે એક વખત તમા'રે વષ્ટિ નિમિત્તે જાવું, તો ભલે જઈ આવો. હું તો વષ્ટિનેજ ચાહું છું તમો ત્યા જઇને જેમ બને તેમ સમાધાનના રસ્તા ઉપરજ તેમને ઉતારજો. અમને જે કંઇ મળશે તે અમો કબૂલ કરીશું પણ શાંતીથી સલાહ થાય અને લાખો લેખે પ્રાણીઓનો સંહાર થતો અટકે તેમાં તો આપણી શોભાજ છે.

યુધિષ્ટિરનાં આવાં ભીરૂ જેવાં વચન સાભળી ભીમ હૃદયમાંથી પ્રજળી ઉઠયો તે કટાક્ષથી બોલ્યો. હા ! કૃષ્ણ મહારાજ! આપ હસ્તીનાપૂર પધારોને શાંતીનો વાવટો ઉડાડી આવો. માહારાજા યુધિષ્ટિરનુ કહેવું સત્ય છે; તેર વરસ જ ગલમા રઝળી રખડી વીરપણું ગુમાવ્યું છે. વિરાટ દરબારમાં પેટ ભરવા રહી દાસત્વ બુદ્ધિને પામ્યા છે! ક્ષત્રિય જુસ્સો! ક્ષત્રિય લોહી! એ સર્વ થીજી ગયાં છે! માટે હા હા મહારાજ એમજ કરજો! દુર્યોધનના પગમાંજ જોઇએ તો અમારા વતી પડજો—તેને આંખમા આંસુ લાવીને વિનવજો, તેના હૃદયમાં દયા ઉતરે તેમ કરજો. અમારી વતી ભિખ તેની પાસે માગજો પણ લડાઇનું તો નામજ લેશોમાં એથી તો હું થથરીજ જાઉં છું. મીઠાં મીઠાં વચનથીજ દુર્યોધનને વિનવજો. અમારે ગોત્રા ગરદન નથી કરવું! કૂળ સંહાર નથી કરવો! અમો અમારા ક્ષત્રિય તત્ત્વને ગુમાવી બેઠા છે, અમારૂં હૃદય સાધુની પંક્તિમાં ભળ્યું છે; અમો દુર્યોધનની ગુલામગીરી કરીશું! અમો તેની આજ્ઞા મસ્તક ચડાવીશું તમે ઝટ જાઓ હસ્તીનાપૂરમાં ને કરી આવો એમ નિવેડો ! પછી નિષ્કંટક અમો ભીખ માગતા કરીએ!

જો કે શ્રી કૃષ્ણ, ભીમનાં માર્મિક વચનને યથાર્થ સમજ્યા હતા પણ તેની અવળી અસર કોઇના ઉપર ન થાય, લડાઇના ઉત્સાહમાં વધારે શૌર્ય આવે ને યુધિષ્ટિરના હૃદયમાં પણ ક્ષત્રિય વલણ વિશેષ જાગતું થાય એ સાધના સિદ્ધ થવા ભીમને જાણે ઠપકો આપતા હોય અથવા તેને ભીરૂ કહી સભામાં ભોઠો પાડતા હોય એ ધોરણ ઉપર શ્રી કૃષ્ણ બોલ્યા—ઓ મદોન્મત્ત પ્રચંડ શરીરવાળા ભીમ! આજે તમો આવા ડરકણ વચન કેમ બોલ્યા! તમારો જુસ્સો, તમારૂં પરાક્રમ અને તમારી પ્રતિજ્ઞા કયા ગઇ! અરે! તમો રાત દહાડો લડાઇ! લડાઈ! એજ ઝંખના કર્યા કરતા હતા! મરવુ કે મારવું જે એજ તમારો મહામંત્ર હતો! તમો ગુસ્સાઓને ગુસ્સામાં ઝાડના ઝાડ ઉથલાવી પાડતા! મોટા પર્વતોની શલાઓના ચુરા કરી નાંખતા! એ સર્વ તમારૂં પરાક્રમ કયા ગયું? તમારી ક્રોધ ભરી રક્ત આંખ કયાં શમી ગઇ? તમારા ચિત્તની યુદ્ધની પ્રબળ ઇચ્છામા જે ઉન્મત્ત સ્થિતિ થઇ પડી હતી તે આમ કેમ મારી ગઇ? આમ સઘળું શુનશામ કેમ થઇ ગયું?

પણ મને લાગે છે કે મોટું શરીર ધારણ કરનારા કે બહુ ખાનારા, વાતોના તડાકાજ મારવામાં હુશીઆર હોય છે જ્યારે ખરે સમય આવે છે ત્યારે તેઓ પોબારા ગણે છે! ભીમસેન! યુધિષ્ઠિર રાજા તો તેમને હમેશા શાંતીજ પ્રીય છે ને તેથી ભીરૂ જેવા વચનો એને તે કદાચ માફ થઈ શકે પરંતુ તમારે તો એક શબ્દ, અરે એક નિશ્વાસ પણ માફ થઈ શકે તેમ નથી ભીમ! તમારા પરાક્રમ માટે જ્યારે સમસ્ત જગત્ તમારી બલિહારી ગાય છે ત્યારે તમે તો ભીરૂના ભાઈ નીવડયા! તમો આવા વીરત્વ હીણ કાયરના વચન ઉચ્ચારશો એવી સ્વપ્ને પણ આશા નહોતી શું ત્યારે તમારે સમાધાનજ કરવું છે તો હું તેમજ કરી આવું!

શ્રીકૃષ્ણએ પોતના માર્મિક રહસ્યને છુપાવી પોતાની મશ્કરી કરી એમ ભીમને જણાયું! એકદમ તે સિંહગર્જના થી બોલી ઉઠયો મહારાજ! ભીમની ગદા જ્યારે રણાંગણમાં ઉઠશે ત્યારે દુર્યોધનના તેમજ તેના સહાયકોના હાડકા આકાશમાં ઉડતા હશે! પાંડવો રાજ્યછત્ર ધારણ કરતા હશે અમારા ગુણોના ગીત ઘરઘર ગવાતા હશે મારૂં બોલવાનું આપ રહસ્ય ન સમજ્યા અમારા પિતા સમાન યુધિષ્ઠિર મહારાજાના શાંતી પ્રીય વચનોથી મારા અંતઃકરણમાં ઝાળ લાગી ગઈ હતી તેથીજ આવા માર્મિ વચનો હું બોલ્યો હતો બાકી ભીમનો તો માના ગર્ભમાં હતો ત્યારથીજ સિદ્ધાંત છે કે કૌરવોને નિર્મૂળ કરવા, લાખો પ્રાણીના લોહી વહેવડાવવા, પણ તેઓને નિર્બિજ કરવા! આટલા દિવસ સુધી અમોએ જે જે સહન કર્યું છે તે શા કારણથી? દ્રૌપદીના ચીરને હાથ અડાડયા પછી કૌરવો જીવે છે તે શાને લીધે? ફક્ત એકજ બાબતને લઈને—અમારા પિતા તુલ્ય યુધિષ્ઠિર મહારાજ પ્રત્યેનો અમારો ધર્મ—અમારો એજ ધર્મ અત્યાર સુધી લોહીની નીકો વહેવડાવતો અમોને અટકાવી રહ્યો છે, કૌરવોને જીવતા રાખી રહ્યો છે! મહારાજ શ્રીકૃષ્ણ! આકાશ અને પાતાળનો ખીંટો કરી દેવાની શકિત ધરાવનારા ભીમ પાસે નક્કી જાણો કે દુર્યોધન અને તેનું સુભટ મંડળ મગતરા માફક છે, તે કુંજર પાસે કીડી માફક છે! પણ હા! અમો ધર્મ બંધનથીજ બંધાઈ રહ્યા છે! ને એ ઉપરથીજ આપને માથે દેખી નાચે છે! ફક્ત મને યુધિષ્ઠિર મહારાજાની આજ્ઞા અપાવો! મહારાજ, તો પછી જુઓ મારી રમત! મારે કોઈનું કામ નથી, અસ્ત્ર શસ્ત્ર પાયદળ કે સૈન્ય! ઘોડા કે હાથી! સારથી કે મહારથી! એ સર્વ મારી ગદામાં છે! ફક્ત મારી ગદામાં એકજ નથી કે યુધિષ્ઠિર મહારાજાની આજ્ઞા લોપવી અર્જુન અને મહારાજ યુધિષ્ઠિર જ્યારે ત્યારે શાંતીનાજ ધોળ ગાય છે ત્યારે મારૂં હૃદય ખેદ યુકત થઈ આપે ઉપર સાંભળ્યા તેવા માર્મિક વચનો અંતઃપટમાંથી બહાર કાઢે છે વાસ્તવિક રીતે તો ભીમ અજીત છે! ભીમની ગદા અજીત છે! ભીમના બોલ અજીત છે! એકજ ભીમ ત્રૈલોકયનો વિનાશ કરવા સમર્થ છે તો બાપડા દુર્યોધનના ને

તેના સૈન્યના ! અરે શા હિસાબ ! ભીષ્મ અને દ્રોણ કોણ માત્રમાં ! પણ આવો અતુલિત બળવાળો ભીમસિંહ, જે બક- શની માફક રાંક થઇને બેઠોછે એનુ કારણ તો ફક્ત ધર્મની આડી ફરતી આણ ! યુધિષ્ઠિર મહારાજા પ્રત્યેનો અમારો ધર્મ !

અપૂર્ણ

## " आश्रय विश्वास "

### प्रभु प्रार्थना.

સ્વામિ ! મા'રા તો છો હરિ ! આપ,
હવે મા'રો દીન નહિ કેમ વળશે !
મારી લાજ તમારે છે હાથ—
ભલે મારૂ ભાગ્ય નહિં જો કે ફળશે !—
હુંતો પ્રભુનો દાસ છું.
પ્રભુ મા'રો શીરતાજ !
જેને પ્રભુનો આશરો;
તેને કાચાં રાજ !
પ્રભુ ! આપ મા'રે શિરતાજ,
હવે મને ખોટ જરા નવ પડશે !
મા'રા વૈરી વિદારવા માટ;
મા'રો વ્હાલો વેગે વ્હેલાં ડગ ભરશે !-૧
ઇંદ્રિય ગણુ અતિશય વિકટ,
સારે રીપુનાં કાજ;
પ્રભુ-પદમાં મનને નહિ,
દે જવા-મહારાજ;
નાંખે ખેંચી વિષય જલ કૂપ,
જરા તેનો ભય ન મા'રે દીલ વસિયો.
મા'રા અંતરમાં અહો જામ
રહયો સુખધામ વસી છેરે રસિયો- ૨

## हंसने प्रार्थना.

હંસ ! હવે તો વિરામ લે,
રૂડું માનસ[1] તીર !
જીવન[2] ઉત્તમ પામશે !
સ્થિરથા ધરી ધિર ! હંસ !—૧
છોડી સ્વદેશ બહુ ફરયો,
થયો ખૂબ હેરાન !
જીવન તોય નહિ મળ્યું-
નિર્મળ ગુણવાન ! હંસ—૨
જે જે સ્થળે સખે તું ગયો,
ઇચ્છી સુખને અધિક !
સુખ નહિ ત્યાં તો સાંપડયું,
દુઃખ પડીયાં ગંભિર- હંસ.—૩
આતુર દોડયો અતી ઘણું,
જોઇ ઝાંઝવાં નીર ;
નીર ન તેમાં સાંપડે.
ફાકે ઉષ્ણ સમિર. હંસ.—૪
જે તુજનું પરીચિત હતું,
હંસા-વાસ ગંભિર;
માનસ-સર તે સાંપડયું
નર કાયા-ભૂંધર- હંસ —૫
કોમળ નાળ કયાં કમળના
ને કયાં કંટક વૃક્ષ !
કયારે સુમાનસથી બીજું
સ્થળ અન્ય છે દક્ષ-હંસ—૬.

૧ માનસ—મન—માનસસરોવર. ૨ જીવન—પાણી—જીવતર.

સ્થિરતા તુ રાખીને હસલા,
ફર માનસ માય,
જેમ તરગ પર પગ,
નવ માનસ થાય-હસ—૭

અમૃત-પ્રાપ્તિ એથી થશે,
વાશે સુખનો સમિર,
મુકીને મોહ બધાતણો
ર' કૃષ્ણ તુ ધીર-હસ-૮

## "श्री सत्यप्रिय नाभागनी कथा"

નભગ નામે એક રાજા હતો, તેને નાભાગ એવે નમે એક દીકરો હતો, એ દીકરો નાનપણમાજ વિદ્યા ભણવા માટે ગુરૂને ઘેર જઇને રહ્યો હતો પાછળથી તેના બીજા ભાઇઓ હતા તેણે પિતાનુ ધન વે'ચી લેવાનો નિશ્ચય કર્યો, પરતુ નાભાગ ભણીને ઘેર આવશે એવી જ્યા સૂધી આશા હતી ત્યા સૂધી રાહ જોઇ અને વે'ચી લીધુ નહિ છેવટે નાભાગ તો આવ્યો નહિ એટલે બધા ભાઇઓએ નાભાગ બ્રહ્મચારી (નૈષ્ઠિક) થયો હશે એમ માનીને નાભાગનો ભાગ પાડયા વિના નભગ રાજાએ મેળવેલુ હતુ તે બધુ વે'ચી લીધુ

એટલામા નાભાગ આવ્યો તેને ભાઇઓએ ભાગ પાડી લીધા છે એવી ખબર પડી એટલે તેણે ભાઇઓની પાસે પોતાનો ભાગ માગ્યો ભાઇઓએ કહ્યુ નાભાગ! અમે તા'રો ભાગ પાડયો નથી, તા'રા મા'ટે અમે કાઇ રાખ્યુ નથી, વગર વે'ચેલી કોઇ પણ વસ્તુ બાકી રહી નથી કે જે તને આપીએ! પરતુ તા'રી સઘળી વાજબી છે, માટે અમે જો અન્યાય કરીએ તો ઈશ્વરથી, પ્રભુ દુવાય! ફકત કોઇના પણ ભાગમા ન આવેલા એવા આપણા પિતા છે તેને તા'રા ભાગમા આપીએ છીએ ભાઇ ઓના આવા વચનો સાભળીને નાભાગ સમજ્યો કે આ તો મા'રી ઉડામણી કરે છે, પણ બોલ્યો નહિ ને પળ વાર સજ્જડ થઇ ગયો હોય તેમ ઉભો રહ્યો, નાભાગ ગુરૂકુળમા રહીને વિદ્યા ભણેલો હતો, તેથી તેનામા ઉદારપણુ, વિનય, નમ્રતા, સહનશિલતા વગેરે ઉત્તમ ગુણો આવેલા હતા, આથી ભાઇઓના વચનોને હૈયામા ઉતારીને કાઇ પણ બોલ્યા વિના પોતાના પિતાની પાસે ગયો, અને તેના ચરણાર વિદમા પડયો પિતાએ તેને આશિર્વાદ આપ્યો, આ વખતે નાભાગ બોલ્યો- પિતાજી ભાઇઓએ બધુ વે'ચી લીધુ છે મા'રો ભાગ રાખ્યો નથી મે ભાગ માગ્યો ત્યારે કહે છે કે "તા'રા ભાગમા પિતાજીને આપીએ છીએ" આવુ તેઓનુ બોલવુ સાભળી તેઓને કાઇ પણ કહ્યા વિના હુ આપની પાસે આવ્યો છુ

નાભાગને ભાગ ન મળ્યો તેથી પુત્રવત્સલ પિતાના મનમા ખેદ થયો બીજા પુત્રોનો અન્યાય જોઇ નાભાગનો

પક્ષ કરવાનું મન થયું, પણ તેમ કરવાથી કલેશ વધશે એવા ભયને લીધે પોતાના મનને વારી રાખી નાભાગને આ પ્રમાણે કહ્યું.

પુત્ર! તું તા'રા ભાઇઓનો અનાદર કરીશ નહિ, ભાઇઓએ જે વચનો કહ્યાં તે માન્ય કરી લે! પુત્ર! તા'રો ભાગ પાડ્યો નથી તે એમનો અન્યાય છે તથાપિ આ જગત્ ક્ષણભંગુર છે, આવરદાનો ભરોસો નથી, લક્ષ્મી ચંચળ છે, વળી આ લોકમાં બાન્ધવના સ્નેહથી બીજું કાંઇ પણ ઉત્તમ નથી. તેથી લક્ષ્મીને માટે ભાઇઓનો અનાદર કરીને કલેશનો પાયો નાંખવો તે તા'રા સમાન ભણેલા ને સદ્ગુણી પુત્રને ઘટિત નથી! તેમણે ભાગ આપ્યો નથી તેથી તને તા'રી આજીવિકા કેમ ચલાવવી તેને માટે ચિંતા થતી હશે! પરંતુ એ ચિંતાને છોડી દે!

उद्योगिनं पुरुषसिंह मुपैति लक्ष्मीः

પુત્ર! ઉદ્યોગી માણસ સિંહની સમાન છે, ઉદ્યોગીને લક્ષ્મી સાંપડે છે. તા'રા ભાઇઓએ તા'રા ભાગમાં તને મને આપ્યો છે તો હુંજ તને પેટ ભરવાનું સાધન મેળવી આપુ છું, એટલે તને દ્રવ્ય મળશે અને તારી ચિંતા મટશે. પુત્ર! અહિંથી થોડે દૂર બ્રાહ્મણો યજ્ઞ કરે છે ત્યાં તું જા! એ બ્રાહ્મણો યજ્ઞ કરે છે પરંતુ તેઓને છઠ્ઠો દિવસ આવે ત્યારે કેવી રીતે યજ્ઞ કરવો તેની ખબર નથી, છઠ્ઠે દિવસે જે બે મંત્રો ભણી યજ્ઞ કરાય છે તે બે મંત્રો હું જાણું છું. હે પુત્ર! એ મંત્રોને તું મા'રી પાસેથી ભણીને તે બ્રાહ્મણોને આપ! એટલે તેઓ તને ધન

પશે

પિતાના કહેવા પ્રમાણે નાભાગ બ્રાહ્મણો યજ્ઞ કરતા હતા ત્યાં ગયો અને છઠ્ઠા દિવસનું કર્મ બ્રાહ્મણોને બતાવ્યું એટલે બ્રાહ્મણોએ યજ્ઞ પૂરો કર્યો.

હવે રાજપુત્ર નાભાગ, મંત્રનો બદલો લેવાને ઉભો છે; તેને જોઇને યજ્ઞની સમાપ્તિ કરી સ્વર્ગમાં જતાં બ્રાહ્મણોએ કહ્યું-નાભાગ! "અમારા યજ્ઞમાં જે દ્રવ્ય શેષ રહ્યું છે તે તુ લઇ જા" એમ કહીને બ્રાહ્મણો ગયા એટલે નાભાગ બધું એકઠું કરવા લાગ્યો ત્યાં રૂદ્ર આવીને ઉભા રહ્યા ને નાભાગને કહ્યુ-આ યજ્ઞ કરતાં શેષ રહેલી વસ્તુઓ તા'રી નથી. પણ અમારી છે માટે તા'રે લેવી નહિ. નાભાગે કહ્યું-"એ વસ્તુઓ મા'રી છે તમારી નથી કારણ કે બ્રાહ્મણોને મંત્ર આપીને મેં તેના બદલામા લીધી છે." આ પ્રમાણે રૂદ્ર અને નાભાગની વચ્ચે વાંધો પડ્યો, પણ તેને ઉકેલે એવો ત્રાહિત (ત્રીજો) કોઇ પણ માણસ ત્યાં હતો નહિ, તેથી રૂદ્રે નાભાગને કહ્યું-નાભાગ! આ બાબતનો નિવેડો આપણાથી આવશે નહિ; માટે હું ત્રાહિત તરીકે તા'રા પિતાને પસંદ કરૂં છું તે કહે તે મારે કબુલ છે, માટે જા તું તા'રા પિતાને પૂછીને વ્હેલો આવ, તા'રા આવતાં સૂધી આમાંથી કોઇ કાંઈ પણ લેશે નહિ રૂદ્રનું આ પ્રમાણે બોલવું સાંભળીને પિતા પાસે જવા નિકળેલો નાભાગ જઈને પિતાના ચરણારવિંદમાં પ્રણામ કરીને બેઠો અને બનેલી બધી હકીકત કહી બતાવી, તે સાંભળી તેના પિતાએ શાંત બનીને ધિરેથી કહ્યું "પુત્ર! ખરૂં કહુ તો યજ્ઞ પૂર્ણ થવા પછી જે કાંઇ

# आर्यधर्मप्रकाश

पुस्तक ३४ मुं ] पोष स १९६२ [ अंक ३ जो

## यतोधर्मस्ततोजय




### उपदेशमाळा

मणको २१ मो

ते दीना विश्वास छे "

अे राह

धन मरा अही थया रेशे, फुलेला तने फुकी देशे,,
सचेलु तुज लुंटी लेशे, जोने मूरख था तो माइ,
छेवटमा वूळधाणी छे टेक
जाई ले पारवार ता रो, खपरमा खपनारो भाई, छेवट
मो'टे पाये बाध्यो मिनारो, धब भुसो पडनारो भाइ, छेवट धन १
बीज बा या रेतमा ए कोण छे खानारा भाई, छेवट
खानारा पीनारा आखर, जमद्वारे जानारा माई, छेवट धन २
हु हु करीने हुकी मरे पण, काळ झपाटे चडे भाई, छेवट
चरणथा धुजती धरण, तेना पत्ता क्याहा न पडे भाई; छेवट धन ३
खानु नाहि तें पेटमा, नहि साधुने अन्न दाधु भाई, छेवट
श्रम कीधो तें वेठमा, लगरु लखावी लीधु भाई, छेवट धन ४
लक्ष्माथी मो'टो थयोने, क्रोडपति के'वाणो भाई, छेवट
धीखते तापे धमा दीधो, गाखमा गोळाणो भाई, छेवट धन ५
नाम नारायण वगर छे, जगत् सर्व असत्य भाई, छेवट
भाव्यो भगवान भक्तिने करीले ए्क कृत्य भाई, छेवट धन ६

વજનદાર કે વાસ્તવિક નથી. ઋગ્વેદ ગદ્યરૂપે છે અને દેવતાઓની સ્તુતિનાં સૂક્તોથી ભરેલો છે. યજુર્વેદ પદ્યબદ્ધ છે, એ ઋગ્મંત્રોને આધારે રચાએલો છે ને તેમાં મુખ્ય વાત યજ્ઞ કર્મ સંબંધીજ છે. સામવેદ પણ ઋગ્મંત્રોને આધારે ગાનમય રચાએલો છે. ભૌતિક સુખાદિક યોગ્ય અનુષ્ઠાનાદિ પ્રકાર તથા બ્રહ્મજ્ઞાન સંબંધી વિચારો અથર્વણ વેદમાં આવેલા છે. ઋગ્વેદના દશમ મંડલનું વિવરણ હોય એમ પ્રાયશઃ આખો વેદ છે. બીજા ત્રણ વેદનું મૂળ ઋગ્વેદજ છે ને તેથી સર્વ કરતાં ઋગ્વેદ પ્રાચીન ઠરે છે ને તે વાસ્તવિકજ છે—તેમાં જે ધર્મ વિચાર છે તેજ મૂળના ધર્મ વિચાર માન્ય થાય છે ને તે વાસ્તવિકજ છે કે દેવતા સ્વરૂપ બંધાયા પછીજ તેને સંતોષવા માટે કર્મ માર્ગની બુદ્ધિ ઉદ્‌ભવે, ને તે પછી જ્ઞાનાદિક સંભવે છે એટલે મૂળ ધર્મ સ્વરૂપ જાણવા માટે અથર્વેદ મુખ્ય ઉપયોગમાં આવે છે.

એમ વેદના સંક્ષિપ્ત ઇતિહાસ ઉપર અવલોકન કરતાં તેમજ શબ્દનું નિત્યપણું, શબ્દની શક્તિ, વળી તેમાં આવતાં ભવિષ્યાર્થક વચનો એ સર્વ વેદનું અનાદિ તથા અપૌરુષેયપણું સિદ્ધ કરે છે. એ જ્ઞાનના મહાસાગર તરફ દ્રષ્ટિ કરતાં ખરે તે ઇશ્વર પ્રેરિતજ છે, અપૌરૂષેયજ છે એમ હૃદયને પ્રતિત થયા વગર રહેતું નથી. જગતના પ્રત્યેક ધર્મો, પ્રત્યેક વિચારો અને તેમાં સમાએલું રહસ્ય આર્યોના વેદથી અધિક નથી અને જો સમાન હોય તો તે વેદદ્વારા મેળવેલું એમ પણ સિદ્ધ થઇ શકે છે. વેદની અંદર જે સમાએલું છે તે અલૌકિક છે, તે ઋષિઓના રચેલા નથી તેમ ઇશ્વરદત્ત પણ નથી પરંતુ ઋષિઓના જ્ઞાનમાં પ્રતિત થએલા દ્રષ્ટ થએલા. ને તેથી ઋષિઓ **મંત્રદ્રષ્ટા** કહેવાય છે. એ સર્વ વિચારોનું સૂક્ષ્મ રીતે અવલોકન કરતાં આટલું સિદ્ધ થાય છે કે **वेद अपोरुषेय छे-इश्वर प्रेरित छे-अनादि छे-इश्वररुप छे**

---

## ધરાર ધૂળ મળશે.

(મનહર)

કરી રહ્યો મારૂં મારૂં, પણ તેમાં શું છે તારૂં,
કાળના સપાટામાંથી, કયું પાછું વળશે?
પુત્રને ભણાવી નાર, રૂડી તેં આણાવી, મોટી—
હવેલી ચણાવી, તેમાં કયું તને ફળશે?
ઠગાઈથી ખાઇ પાઇ, ભેળી કરી ભાઇ, ખાઇ—
મધ્ય તે સમાઇ, તારાં દારિદ્ર શું ટળશે?
સર્વ કાળ કેરી ચારૂ્ય, ગર્વ કાં ધરે ગમાર?

કથે ભગવાન એ, ધરાર ધૂળ મળશે ૧
ધનવામ મેળવીને ધરા મધ્ય ધીંગો થાઉ,
ચારૂ ચતુરાઇમાથી, અચળા શું ચળશે ?
શત્રુઓના શીર ત્રોડુ, પાતાળનુ પેટ ફોડુ,
આભ બાથ મધ્ય જોડુ ટેક કેમ ટળશે ?
કોણ પુછનાર છે આ વાર પૂર્ણ સત્તા મધ્ય,
આડો પડનાર તાતા તાપથી પ્રજળશે,
વાગી કાળની ઝપાટ, થાશે બધુ બારેવાટ,
કથે ભગવાન એ, ધરાર ધૂળ મળશે ૨
પુત્ર છે બોતેર લાખ, જમાઈ છે બાણુ લાખ,
અસખ્ય યોદ્ધાઓ, રામ કયો લાભ રળશે ?
નવગ્રહ સેવા કરે, મેઘરાજા પાણી ભરે,
સવિતા મશાલ ધરે, તેને કોણ છળશે ?
દેવતા દાનવ યક્ષ, ગધર્વ કિન્નર નગ,
પન્નગ અનગ કીટ લેશ લોઇ જળશે,
વરે મનોહરી, નાથ સીતા હરી દશા ફરી,
કથે ભગવાન એ ધરાર ધૂળ મળશે ૩
અગ્યાર અક્ષોહિણિ સેન્ય હાજર છે હુકમમા,
પાડવ પ્રતાપથી શુ દુર્યોધન ઢળશે ?
રમીને જુગાર નાર સુદ્ધા હારૂય હુ પમાડુ,
જુતિયા વિનાના વને પાડવો રઝળશે,
ચક્રવર્તિ રાજતણો, તાજ ધરૂ શીર પર,
અષ્ટ સિદ્ધિ નવે નિધી ભલા ભાવે ભળશે,
વિદુરજી વદે, અભિમાની કા તુ ચડે મદે,
કથે ભગવાન એ, ધરાર વળ મળશે ૪
ત્રણ લોક વશ કીધા, દેવતાના સત્વ લીધા,
રિપુ દળ ચીધા, ઠામ શોણીથી કથળશે,
વિષ્ણુ વાસ ત્રાસ ભર્યો, મરણનો નાશ કર્યો,
અજર અમર થયો, કોણ મળવળશે ?
હિરણ્યકશિપુમય, જગત ભગત થશે,
એવો પાકો પાયો, કહે કેમ કરી ચળશે,
છો પિતા અજાણ, વદે પ્રહલાદજી વાપુ—
નિરમાણ ભગવાન એ, વગર વૃળ મળશે ૫

મરી ગએલાંને રડે, રહ્યાં તેને રોતો નથી,
એ તે તા'રી મૂરખાઇ, અરે કયારે ટળશે ?
મરી ગયાં ગયાં, રહ્યાં તે રોવાને રહ્યાં,
કે'ણુ વેદશાસ્ત્રે કહ્યાં. આ ખલક ખળભળશે;
તું જાણે છે એમ, થયું પાપ કીધે ક્ષેમ પણુ,
વાયુના વંટોળ પેર, અચિંત ઉખળશે;
આ અનાડી લાડી ગાડી, પુત્ર પરિવાર વાડી,
કથે ભગવાન એ, ધરાર ધૂળ મળશે. ૬

## पुरंजन राजानो इतिहास.

એક સાર્વભૌમ ચક્રવર્તિ મહારાજા કે જેની અદભૂત શકિતનો અદ્યાપિ સુધિ પણુ કોઇ પાર પામી શકયું નથી તેને ઘણા કુમારો હતા જેમાં પાટવી કુમાર–યુવરાજપદે પુરંજન રાજાના નામથીજ સુપ્રસિદ્ધ હતો. તેને એક સમયે એવો વિચાર થયો કે પિતાજીનું રાજ્ય અને શકિત એવાં મો'ટાં છે કે જેમાં હું કંઇ પણ પુરૂં જોઇ શકયો નથી. પિતાજી પણ વિશાળ રાજ્યમાં ફરતા રહે છે, એટલે તેમનાં સુખદર્શન પણુ આપણુને થતાં નથી તો હું પણ આંહી પડયો પડયો શું કરૂં ? પ્રવાસે નીકળું અને અનુભવ મેળવું તોજ પાટવીપદને યોગ્ય ગણાઉં. એમ વિચાર કરી પોતાને જોઇતું દળલશ્કર લઇ પુરંજન રાજા પોતે પોતાના રાજ્યમા ફરવા નીકળી પડયો. ઘણી મુદત એમની એમ પ્રવાસમાં નીકળી ગઇ પણુ તેને કયાંહી સુખ પ્રાપ્તી થઇ નહીં. તેને એવો વિચાર થયો કે હું મારાં અનેક શહેરોમાં, અને ગામડાંઓમાં ફર્યો પણુ એવું કોઇ નગર મા'રા જોવામાં ન આવ્યું કે જયાં મને સર્વ પ્રકારના ભોગવિલાસ મળેઃ આથી પુરંજન રાજાના જીવને કોઇ રીતે ચેન પડતું નહિ. પોતાના પ્રવાસમાં પોતાનાં માણસોદ્ધારા ઘણીએ તપાસ કરાવી પણુ એવું કોઇ નગર જોવામાં ન આવ્યું કે જયાં રાજા પોતાને મનમાનતી મોજો ઉડાવી શકે. એવું કોઇ નગર વસાવવાની અથવા તો પોતાના રાજમાંથી શોધી કાઢવાની ઉગ્ર ઇચ્છા થવાથી પુનઃ પોતે એ શોધમાં પ્રવર્ત્ત થયો. ફરતાં ફરતાં હિમાલય પર્વતના દક્ષિણુ ભાગમાં એક રમણિય નગરી જોવામાં આવી. એ નગરી જોતાં રાજાને મોહ ઉત્પન્ન થયો. તેણે પોતાના મન સાથે નિશ્ચય કર્યો કે ખરે ! આ નગરી મોજ, મજા-આનંદને લાયકજ છે. હું કેવો હતભાગી કે મા'રાજ રાજ્યમાં આવી એક અલૌકિક નગરી છે

તેને આજ દિન સુધિ જોવા પણ પામ્યો નથી બસ આપણે તો હવે રાજપાટ, વૈભવ, વિલાસ આનંદ મજા સર્વસ્વ અહીંયાજ ભોગવવું આહા ! કેવી અજબ નગરી છે ! નવ દરવાજાવાળી એ નગરી કિલ્લા કોટથી સુશોભિત હતી કિલ્લાઓ મણિમાણેકના અને કોટ સુવર્ણનો હતો તેમા સુવર્ણના, રૂપાના એમ સપ્ત ધાતુના વિવિધ પ્રકારના મકાનો હતા સકળ નગરી મહેલરૂપ હતી, સ્ફટિક વૈડૂર્ય અને નીલમણિથી વિભુષિત એ નગરીની ભૂમિ દેવનગરીને વિસરાવે તેવી હતી ચૌટા, રાજમાર્ગ, અગાશીઓ, ગોખ જાળીયો, બારીયો, અટારિયો એ સર્વ વિવિધ પ્રકારના મણિના બનેલા હતા બગીચાઓ, રમવાની જગાઓ, હવાનો, વિશ્રામસ્થાનો એમ અનેક પ્રકારની યોજના એ નગરમા હતી ધ્વજા પતાકા અને તોરણો કોઈ દિવ્ય શોભા આપતા હતા પુષ્પવાટિકાઓ ઘર ઘરે બારણે બારણે સ્થળે સ્થળે મંદ મંદ મકરંદનો શીતળ સમીર પસારી રહી હતી જ્યા ભ્રમરો ગુંજારવ કરી રહેતા અને સ્થળે સ્થળે લહરી નાખતી તળાવડીઓ, સારસ હંસ અને એવા અનેક પક્ષીઓથી જાણે આપોઆપ પોતે કલરવ કરતી હોયની એવો કર્ણને આનંદદાયક સુખદ ધ્વની ઉપજાવતી અસંખ્ય નજરે પડતી હતી નગરી વસવા યોગ્યજ જણાતી હતી,—સુખ ભોગવવા યોગ્યજ ભાસતી હતી ખરે ! સાક્ષાત્ વૈભવ વિલાસમયજ હતી. તેમા પણ એક એવી વનવાટિકા રાજાની દ્રષ્ટિએ પડી કે ત્યા બેસી વિશ્રામ લેવાની પુરંજન રાજાની ઈચ્છા થઈ સૌગંધિક વૃક્ષોથી એ વનવાટિકા અંતરમા જે આલ્હાદ ઉપજાવતી હતી તેનુ વર્ણન અકથ્ય છે તેમા એક વિશાળ સરોવર હતુ તેને કાંઠે પણ વૃક્ષોની ઘટા ઘણી રમ્ય અને શોભા જનક હતી કોકિલાઓ પોતાના મધુર અવાજથી જાણે પ્રવાસીઓને એ વન વાટિકામા બોલાવતી હોયની એમ ભાસતુ હતુ અનેક હિંસક પ્રાણીઓ એ સરોવર અને વનવાટિકામા વસતા હતા, પરંતુ તેમણે પોતાના ધર્મને તજ્યો હતો તેઓ હળીમળીને સર્વ આનંદમા રહેતા અને આવતા પ્રવાસીઓને આનંદ ઉપજાવતા પુરંજન રાજાએ એ વનવાટિકામા પોતાના ઘોડાને બાંધ્યો ને પોતે ત્યા ઉતરી પડયો

સાથે જે થોડા ઘણા નોકર ચાકરો હતા તે પણ ત્યા આડા અવળા ફરવા લાગ્યા ને એ વનવાટિકા તથા સરોવરની શોભાનો પરમ આનંદ ભોગવવા લાગ્યા એક સેવકે રાજાને ગંગા જેવું નિર્મળ જળ આણી આપ્યુ જે પીને રાજા શાંત થયો વાટિકાના મંદમંદ પ્રસરતા સૌગંધિક પવનથી રાજાની આંખ ઘેરાઇ અને તેને ત્યા નિદ્રા આવી ગઇ સેવક પણ ઘોડે છેટે જઈને સુઇ ગયો

રાજા સ્વપ્નાવસ્થામા પડયો-જાણે કોઇ સુંદરીમા પોતે મોહ પામી તેને પરણ્યો ને પોતે મોહાંધ થયો છે જેથી પોતાના કર્તવ્ય કર્મ વિસારી દઈ તે સ્ત્રીનેજ વશ થઇ મહેલમા પડી રહેવા લાગ્યો કેટલોક સમય વિત્યા પછી તેને એક પુત્રની પ્રાપ્તી થઇ તેથી તે બહુ

આનંદ અને સુખ અનુભવવા લાગ્યો, એમ કરતે કરતે એ જંજાળ વધી પડી. દસ છોકરા ને દસ છોકરીઓનું ખાડુ થઇ પડયું. પોતે જાણે વિપ્ર જાતીનો છે એટલે અત્યાર સુધિ તો જેમ તેમ પેટનું પુરૂં કરી નિર્વાહ ચલાવ્યો હતો પણ જેમ જેમ છોકરાંઓની લંઘાર વધવા લાગી તેમ તેમ ઘરમાં ખાવાની વેળા પડવા લાગી. પોતે જે નિત્ય, નિત્ય કર્મ સંધ્યાદિક તર્પણ કરતો ઇશ્વર ભકિત કરતો એ સર્વ આ જંજાળમાંગોખલે મુકાયું. ઘરમાં માર ફાડ તોફાન ને કલેશ કંકાસનું રાજ્ય થઇ પડયું. જેમાં જેમાં સુખ માન્યું હતું તે સર્વ દુઃખરૂપ દેખાવા લાગ્યું. પોતાની ઉમર પણ જાણે પોણોસો વર્ષની થઈ તેવામાં મોટો છોકરો સુવો; ને જેવો પોતે ઓ મા'રા બાપરે કરીને પોક મૂકવા જાય છે કે તુર્તજ આંખ ઉઘડી ગઇ. પાસે એક નવયૌવના સોળ વર્ષની સુંદરીને ઉભેલી જોઇ. તે સાથે તેના દશ નોકરોને જોયા અને તે પ્રત્યેક નોકરોની સાથે બીજી અનેક સ્ત્રીઓ જોઇ. વળી એક પાંચ માથાંવાળો નાગ એ સ્ત્રીની ચોકી કરતો હતો. એ સ્ત્રી યુવાવસ્થામાં પૂર્ણ બહારમા ખીલી રહી હતી તે પોતાને યોગ્ય એવા એક સુંદર પતિને શોધતી હોય એમ પુરંજન રાજાને જણાયું. એ ઉર્વશી કે રંભાને શરમાવે એવી કાંતિમય સર્વાંગ સુંદર, સુંદરી નામને યોગ્ય હતી. તેના પ્રત્યેક અંગનું વર્ણન કરવું તે એ સ્ત્રીને ગેરઇનસાફ આપવા જેવું હતું કારણ તેની નાસિકા, દાંત, ભૂખ, કપોળ એ સર્વની તુલના કોની સાથે કરવી? દેવ દાનવ કે માનવ સમૂહમાં એવી કોઇ સ્ત્રી અથવા પ્રાણી નહિ હશે કે જેનો સતાંશ પણ આ સ્ત્રીની તૂલનાને યોગ્ય થઇ શકે. પીળાં વસ્ત્ર અને સુવર્ણની કટીમેખળા તેમજ પગમાંથી ઝાંઝરનો થતો ઝણઝણાટ પુરંજન રાજાને મોહપાશમાં વીંટી તેને પરવશ કરવાને શક્તિમાન હતો. તેના મંદ મંદ હાસ્યમાં રાજાએ વિશ્વ માત્રના સુખને અનુભવ્યું, તેની ભ્રકુટીરૂપ કમાનમાંથી છૂટતાં નેત્રની અણીરૂપ પુંખવાળા કટાક્ષરૂપ બાણથી રાજા વિંધાયો! રાજાએ અતિ આતુરતાથી પૂછયું હે કમળ નેત્રવાળી, કોમળાંગી, તું સ્વર્ગની સુંદરી છે કે સાક્ષાત્ લક્ષ્મી છે? તું કોણ છે? કોની પુત્રી છે? કયાંથી આવી છે? તા'રી શી ઇચ્છા છે? તા'રા આધિનમાં રહેનારા આ યોદ્ધાઓ કોણ છે? આ બીજી સ્ત્રીઓ કોણ છે ને સર્વ તા'રી પાછળ પાછળ કેમ ભમે છે?

હે સુંદરી તા'રા મધુર અવાજથી મને શાંત કર ને તા'રી ઓળખ આપ કે તું કોણ છે? હું પરવશ થયો છું તું મા'રા ઉપર અનુગ્રહ કર.

પુરંજન રાજા જેમ પોતામા મોહ પામ્યો છે તેમ પોતે પુરંજન રાજાને જોઇ મોહ પામી છે એવી તે સુંદરી મંદમંદ હાસ્યથી મધુર વચનથી બોલી—હે રાજા! હે વીરપુરૂષ! હે નરશ્રેષ્ટ! હું કયાંથી આવી છું અને મને કોણે ઉત્પન્ન કરી છે અથવા હું કોની પુત્રી છે તેમાનું હું કશુએ જાણતી નથી. માત્ર અહીં ઉભી છું એટલુજ જાણું છું પરંતુ કેવી રીતે હું અહીં આવી અને કયાંથી આવી તે હું

જાણુતી નથી આ નગરી જો કે મા'રે રહેવા માટે બનાવવામાં આવી છે પણ આ નગરી બનાવનારને હું જાણુતી નથી હે ભૂપતિ આ પુરૂષો મા'રા સખા છે અને આ સ્ત્રીઓ મા'રી સખીઓ છે આ નાગ છે તે આ નગરીનો રક્ષક છે હે પરમ ભાગ્યશાળી રાજા તમો આહીં પધાર્યા તે ઘણુ સારૂ થયુ છે તમને જે જે સુખની ઇચ્છા હશે તે આહીં પ્રાપ્ત થશે હું અને મા'રા બંધુઓ તમને સર્વ પ્રકારના સુખ આપી સંતોષ આપીશું આ નવ દરવાજા વાળી નગરીમાં તમે મા'રી સાથે રહો અને મા'રા તરફથી મળતા વિષય સુખોને સો વર્ષ સૂધિ ભોગવો હું પણ મા'રા અહોભાગ્ય માનુ છુ કે તમારા જેવા પતિની મને અનાયાસે પ્રાપ્તિ થઇ તમારા સિવાય બીજા કયા પુરૂષથી વિષય સુખનો લ્હાવો લઈ શકુ ? કારણ કે કેટલાક તો એ સુખને જાણુતા કે સમજતા નથી, કેટલાક તો તેને જાણી જોઇને તજીજ બેઠા છે, કેટલા પુરૂષો એવા છે કે જેને પરલોકની ચિંતા નથી, કેટલાકને આ લોકની ચિંતા નથી અને કેટલાક તો પશુ જેવાજ છે તેમાં હું કોને વરી સુખી થાઉ ? હુ કુવારી છુ કોઇની વરી નથી તમારામાજ મા'રો જીવ વિરમે છે હું ધર્મ, અર્થ, કામ, ને છેવટે મોક્ષ પર્યંત લઇ જનારી છુ સંતાન સંબંધી સુખ અને એ સર્વ મા'રાથી મળી શકે એવુ છે ને જે લોકને સન્યાસીઓ પણ પ્રાપ્ત કરી શકતા નથી એવા ઉત્તમ લોકમાં મા'રા વડે ગતિ થઇ શકે છે હે વીર ! ગૃહસ્થાશ્રમજ સંસારના આધારરૂપ છે પિતૃ, દેવતા, ઋષિ તેમજ મનુષ્ય સર્વે આ આશ્રમનીજ પ્રશંસા કરે છે હે નરશ્રેષ્ઠ ! ઉદાર દિલના ભૂપતિ ! તમારા જેવા કાંતિમાન પુરૂષને કઇ સ્ત્રી ન વરે ? જેમ તમારી મા'રા ઉપર અથાહ ચાહના છે તેમ મા'રી પણ તમારી ઉપર અસીમ પ્રીતિ પ્રગટી છે તેથી આપણે આ સૂર્ય દેવતાની સમક્ષ દંપતિ ધર્મથી બંધાઇએ એવા નિશ્ચય ઉપર આવી પરસ્પર સ્નેહાલિંગન કરી સો વર્ષ સૂધિ આનંદમેં જમઝ ઉડાવવા ખાતર બંને જણા એક બીજાના કરમાં કર મેળવી એ મોહવતી નગરીના અરણ્ય સુખ, ગૃહસ્થાશ્રમ દ્વારા પ્રાપ્ત કરવા ઉત્સુક થયા—લગ્નગાંઠથી બંધાયા તે સ્ત્રીએ અને પુરંજન રાજાએ આજે પોતાના જીવિતને કૃતકૃત્ય માન્યુ, તેને સર્વ સુખ અને વાંછનાઓ પુરિત આ સ્થાન અને આ સંબંધ ભાસ્યો દંપતિ આનંદ વિલાસ અનુભવવા લાગ્યા, પોતેજ એ મોહવતી નગરીના માલીક થઇ પડયા ! પુરંજન રાજાનીજ દેશને અને પિતાને ભુલી ગયો !

## તે શું તત્વ બતાવે રે.

### સોરઠ.

બંધાયા જેઓ પંચ વિષયથી
તે શું તત્વ બતાવે રે—(૨)
ત્યજવા બીજાને કહેતા પણ
પોતાને પંચ સતાવે રે—બંધાયા
અંધો દોરે અંધને, વિચરે ચોક્કસ ઠામ;
અથડાતા બેઉ રહે, કાં દક્ષિણ કે વામ;
પણ દેખે તે કર સાહે તો
નિર્મિત સ્થળમાં લઇ આવે રે—બંધાયા
પંડિત વાણી વિલાસમાં, બવરંગે ભરપૂર;
વાણીમાં—વર્ત્તન નહીં. સદ્‌ગુણ વિણુ ચ્યસ નૂર;
અનુભવ વિણ માર્ગ પ્રબોધીને
પાન્થિકને, ધુર્ત્ત ભમાવે રે—બંધાયા
પર ને તત્વ પ્રબોધતાં. અનુભવ કરીયે આપ;
સ્વાનુભવ એ સત્યનો; દેશે અક્ષર છાપ
બંધનથી મુકત થએલા તે
પરબંધન—આણુ—છુટાવે રે—બંધાયા

---

## विद्याविलासी भोजराजा.

( ગયા અંકનાં પૃષ્ટ ૪૭ થી સાંધણ )

**विरागवृत्ति**.—હે રાજા ભોજ ! સંસારમાં રહેવું છતાં તે ઉપર આસક્તિ ન રાખવી એ વિરાગવૃત્તિ હોય ત્યારેજ બની શકે છે. જનકરાજા ઘર સંસાર અને રાજ્યકારભાર વહેવા છતાં પરમ બ્રહ્મજ્ઞાની સંસારની આસક્તિ રહિત હતા. જો કે તને સર્વ પ્રકારની વિદ્યાનું જ્ઞાન આપવામાં આવ્યું છે પરંતુ તેમાં સર્વોત્તમ વિદ્યા અથવા જાણવાનું એ છે કે સંસારમા રહીને રાજપાટનાં સર્વ કાર્ય કરવા છતા તેમા બંધાઈ જઈશ નહિ—મોહ પામીશ નહિ જય—પરાજય, લાભાલાભ ને

સુખદુ ખમા સમાનવૃત્તિ રાખવી, હર્ષમા ફુલાવું નહિ, દુ ખમા નિરાશ થાવુ નહિ, કાળે કરીને જે જે બનતું રહે તે પ્રભુ ઇચ્છા સમજી નીજ ધર્મથી ચળિત ન થવુ એ વિરાગવૃત્તિના ખાસ લક્ષણ છે એ નક્કી સમજવાનુ છે કે આ અહીંનો ઠાઠ–વૈભવ–રાજપાટ લક્ષ્મી સકળ રિદ્ધિસિદ્ધિ, પુત્ર કલત્ર સર્વે અહીંનું અહી પડયુ રહેશે સમય પ્રાપ્ત થતા જીવાત્મા આ પચમ હાભૂતના પિંજરામાથી ઉડી જઇ પોતાના કૃત્ય ભોગવવા વળી નવા પિંજરામા દાખલ થશે ને કરેલા કૃત્ય પોતે એકલો જ ભોગવતો જન્મમરણના ચક્ર ઉપર ચડી ગોથા ખાયા કરશે તેમા પણ રાજાને અ તે નરક કહ્યુ છે એ કહેવત સુપ્રસિદ્ધ છે બીજા સ સારી પ્રજાજન કરતા પણ રાજાએ તો બહુજ સ ભાળવાનુ છે ઘણુ જ સમજીને ચાલવાનુ છે લાખો કે ક ડો માનવીઓનુ હિતાહિત જેના ઉપર આધાર રાખે છે તણે પોતાની જવાબદારી બરાબર ધ્યાનમા રાખી ડગલે ડગલુ સમજીને જ ભ વાનુ છે જો તમા ચુક થાય છે તો આ લોકમા અપકિર્ત્તિ મળે છે, પરલોકમા નરકની પ્રાપ્તિ થાય છ જે રા ત પોતાના સ્વાર્થ ક લાભને ખાતર, અથવા પોતાની મોજમજા, અમનચમન ને સુખને ખાતર કે પોતાની ક્ષુદ્ર વાસનાઓ તૃપ્ત કરવા અર્થે રાજ્ય કરે છે તે રાજા પોતાને હાથે પોતાના જાળ બાધી તેમા ફસાઇ જાય છે પણ જે રાજા માત્ર પ્રજાના કલ્યાણ માટેજ રાજ્યન ધુરાવહન કરતો હોય છે, જે ઉપરથી સિ હ સમાન પણ હૃદયથી સાધુવૃત્તિનો . . . છે, જે પ્રજાના વૈભવમા સુખમા અને તેની આબાદીમા પોતાની સવ આબાદી સમજતો હોય છે, જે પ્રજાનો પૈસો પ્રજાના ભલા કાયમા વાપરતો હોય છે ને જે રાજા એમ સમજતો હોય છે કે પ્રભુએ મને જે કામ સોપ્યુ છે તે લાખો માણસોનુ હીત કરવાનુજ છે–પ્રજાનુ હીત કરવાનુંજ છે આમા મારૂ કાંઈ નથી જે કઇ કરવાનુ છે તે પ્રજાના સુખ માટેજ મારે કરવાનુ છે આવો રાજા આ લોકમા અખડ સુખ ભોગવી છેવટે પરમ પદને પામે છે તે પુન જન્મમરણના પ્રવાહમા અટવાતો નથી એવા રાજાને રાજાને અ તે નરક નહિ પણ મુક્તિ છે બાકી જેઓ પ્રજાના ધનમાલ હરણ કરવામા કુશળ હોય છે, પ્રજાના પૈસા પોતાના દોર દમામમા ને મોજમજામા ઉડાવવામા શાણા હોય છે જે હાકમી સત્તા વાપરી પ્રજાને વાળી દેવાનીજ જેની મન કામના હોય છે, તે રા ત, રા ત નહિ પણ રાક્ષસ છે વળી જેની પ્રજા જુલમી અધિકારીઓથી પીડાતી હોય છે, રાજ્યમા અન્યાય વેચાતો હોય છે, લુચ્ચા ને પાપી લોકો ફાવી જતા હોય છે સાધુ પુરૂષો દુ ખી થતા હોય છે, જ્યા સ્ત્રીઓ, વૃદ્ધ બાળકો અને અનાથની દુર્દશા હોય છે, જ્યા પ્રજાના હક્કો લુટાતા હોય છે, ત્યા રાજા રાક્ષસરૂપે જાણવો

ઉદ્યોગ ધધાવિણ પ્રજા જ્યા દૈન્ય દશા ભોગવતી હોય, તેને ખાવાપીવાના વાધા પડતા હોય અને રાજા પોતે એશ આરામના પડી લુચ્ચા કારભારીઓના હાથથી પ્રજાને રેહસાવા દેતો હોય, ત્યા હે ભોજ ! રાજાને અ તે નરક એ ક

દૈવત અક્ષરસ: સત્ય છે પરંતુ જે રાજા હૃદયની વિરાગવૃત્તિથી રાજ્યકારભાર વહે છે તે રાજાનું અહીં અને તહીં કલ્યાણજ છે. એ રાજા દેવસ્વરૂપ છે, પ્રભુ તુલ્ય છે કે જેના રાજ્યમાં પ્રજા પોતાનો પૂર્ણ હક ભોગવતી હોય છે, ધનધાન્યથી ભરપૂર હોય છે હુન્નર ઉદ્યોગથી દેશ આબાદ હોય છે; ન્યાય અને દયાનાં ઝરણ સાથે વહેતાં હોય છે. પ્રજા સદ્વિદ્યાથી પોતાના યથાર્થ ધર્મો સમજતી હોય છે. જે પ્રજા પોતાના રાજા માટે પોતાનો પ્રાણ આપવા તત્પર હોય છે તે રાજાને, રાજ્યને અને પ્રજાને ધન્ય છે તે રાજા પ્રત્યક્ષ પરમેશ્વર છે. તે આ લોકમા ચીર કાળ પોતાના સુયશની સૌગંધિક વાસના મ્હેલી જાય છે ને પરલોકમાં શ્રેષ્ટપદ ભોગવતો ભોગવતો પરમ પદમાંવિરમે છે; માટે મા'રા વા'લા ભોજ પ્રભુ ઇચ્છાથી તને જે, આ રાજ્યની ધુરા મળી છે તે તા'રે સીધા માર્ગમાં માત્ર પ્રજાનાજ કલ્યાણમાં ખેંચવાની છે, તા'રો પોતાનો તેમાં રેંચ માત્ર સ્વાર્થ રાખ્યા સિવાય જો તું પ્રજાનાજ હીત માટે તા'રો રાજધર્મ યથાર્થ બજાવીશ તો તું રાજા છતાં–રાજ્ય ભોગવવા છતાં, જનકવિદેહીની માફક આ લોક અને પરલોકમા શ્રેષ્ટ સુખ ભોગવી જ્યાં જન્મમરણનો ભય નથી, જ્યાં સુખ દુઃખ, હર્ષ શોક, પિતા પુત્ર સ્ત્રી, એમાંનું કશું નથી જ્યાં સદા એકરસ એક રૂપ તે જ્યાં પરબ્રહ્મ વિલસે છે ત્યાં તું જઇશ–જીવિતનો હેતુ સાર્થક થશે.

## चित्रकेतु राजाने मुवेला पुत्रे आपेलो उपदेश.

( ગયા અંકના પૃષ્ટ ૩૨ થી ચાલુ )

પુત્ર સુઇ રહ્યો છે પણ આજે તો સુતે બહુ સમય થયો ! હજુ કેમ જાગ્યો નહિ ? એમ વિચાર ઉદ્ભવતાં મહારાણીએ ધાવ્યને આજ્ઞા કરી કે પુત્રને સુતે ઘણી વાર થઇ હજુ કેમ જાગ્યો નહિ ? એને ધાવવાનો સમય થઇ ગયો છે, પાલણામાં જાગીને રમ્યા કરતો હશે. જા અહીં તેડી લાવ આપણે તેને ધવાડી રમાડીને આનંદ કરીએ. આજે તેનો જન્મ દિવસ છે બરાબર એક વર્ષ આજે પુરૂં થયું.

કેટલાક દિવસોથી નગરમાં કુમારના જન્મોત્સવના પ્રસંગ માટે ધામધૂમો ચાલી રહી છે, નગર જનો અતિ પ્રસન્ન ચિત્તથી પોતાનાં ઘર અને ચોકની શોભામાં વૃદ્ધિ કરવા લાગ્યાં છે. વિવિધ પ્રકારનાં મંગળસૂચક ચિત્રો અને વચનોથી પોતાનાં ઘરને વિભુષિત કર્યાં છે. ઘરે ઘરે કુમકુમના સ્વસ્તિક અને મૌક્તિકના ચોક પુરાયા છે. નગર ઇંદ્રપુરીથી અધિક શોભા ધારણ કરી રહ્યું છે ને પ્રજાનો હર્ષ આજે અસીમ છે. રાજદરબારની ધામ-

વૃમની તો વાતજ શી કહેવી ! મહારાજા પોતે ખાસ લક્ષપૂર્વક રાજગ્રહના શણગારમા અભિવૃદ્ધિ કરવા આજ દિવસોના દિવસ થયા મથી રહ્યા છે દેવસભાને લજ્જાસ્પદ કરે એવુ એક સભા સ્થાન રચવામા આવ્યુ છે કે જેમા દિવ્યરત્નોનોજ ઉપયોગ કરવામા આવ્યો છે રાજ્યના તમામ મકાનો સુવર્ણ અને હીરાથી મઢી લેવામા આવ્યા છે રાજા મોટી દરબાર ભરનાર છે ને તેમા ખડિઆ રાજાઓ તથા પ્રજા જનો કુમારના દર્શન કરવા આવનાર છે ગઇ કાલે રાજાજીએ મને સાથે તેડી જઈને આખુ નગર દેખાડયુ હતું જે શોભા જોઇને હું તો છક્કજ થઈ ગઇ હતી, ખડિયા રાજાઓથી ગામ હલમલી રહ્યુ છે પ્રજાનો પ્રેમ ઉભરાઈ જતો મે જોયો, માત્ર આપણુ બ નેજ આળસુ, ને બેદરકાર છીએ આ મો'રી બીજી બેનો કેટલો ઉમગ ધરાવે છે આજ રાતઆખી તેઓ ઉંઘી નથી પોતાની કુમાર પ્રત્યેની ભાવનાને લીધે આજના મ ગળમય ઉત્સવમા ભાગ લેવા સારૂ અ ત કરણના પૂર્ણ પ્રભાવથી કેવા દિવ્યાલકારોમા શોભિ રહી છે ! રાજાજી પણ આજ આખી રાત એ કાર્યમાજ ગુ થાઇ રહ્યા છે ને વાસ્તવિક એમજ થવુ જોઇએ સવાર પડતા, પહેલાજ પહોરમા સકળ પ્રજા વર્ગ અને રાજાઓ કુમારના દર્શને આવનાર છે તો આટલી બધી તૈયારી રાખવીજ જોઇએ તુ પણ ઝટઝટ તા'રા વસ્ત્રાલકાર ધારણ કરી લે ને લાવ મા'રી પણ વસ્ત્રાલકારની પેટી હુ પણ તાકીદે તૈયાર થઇ જાઉ પછી તુ કુમારને પારણામાથી લઇ આવ, હમણા પુરોહિત પધારશે કુવરને મ ગળસ્નાન કરવાનો સમય અને મુહૂર્ત થઈ ગયુ છે જરા ઉતાવળી થા જો, મહારાજા પ્રધાન મ ડળ સહિત પધારે છે પુરોહિત પણ સાથે છે, પ્રભાત થયુ ને આ પહેલુ ચોઘડીયુ ઘણુ જ શ્રેષ્ટ છે માટે તુ તૈયાર થઈ કુમારને લઇને આહીં તુર્તજ આવ

કેમ મહારાણી આજે તમે કઇ મોડા ! આ તમારી સર્વ બ્હેનો તમારા કરતા વહેલી તૈયાર થઇ ગઇ, તમો વાસે રહી ગયા. મ ગળસ્નાનનુ મુહૂર્ત્ત થવા આવ્યુ છે માટે તમો તૈયાર થઇને આવો હું હમણા અહીં પૂજન કરવા બેસુ છુ, તમે આવી પહોચો મ ગળ સ્નાનની યથાવિધિ થઇ રહ્યા પછી આ રત્ન જડિત પાલખીમા કુમારને રાજ સભામા લઇ જવા છે ત્યા પ્રજાજનોની ભીડ અત્યારથી એટલી જામી ગઇ છે કે તલપૂર જગ્યા નથી રાજસભામા એ મહોત્સવ પૂર્ણ થયા પછી રાજકુમારની પાલખી મો'ટા રાજદ્વારી ઠાઠથી નગરમા ફેરવવામા આવશે તમો સકળ રાણીએ માટે રથો તૈયાર રાખવામા આવી છે રાત્રીના નગરમા દીપમાળા છે આજે આપણુ સુખ અનુપમ થયુ છે મને નથી લાગતુ કે આવા દિવ્ય સુખને ઇ દ્ર અનુભવતો હોય ! મહાત્મા અગિરા ઋષિનો એ પ્રસાદ છે કુમારની અલૌકિક કાંતિ જોવાની મને પોતાને તેમ પ્રજાજનને અતિ ઉત્સુકતા છે આજે આપણા સકળ મનોરથ પૂર્ણ થયા છે આપણી પૂર્વની કમાઇ આજે ફળિત થઇ છે, આજે રાજભડાર

ખુલ્લા મુકયા છે, સૂર્યોદયથી સૂર્યાસ્ત સૂધિમાં આજે યાચક વર્ગને ઈચ્છિત આપવાનો મેં ઠરાવ કર્યો છે. આજે કારાગૃહમાંથી બંધીવાનોને મુક્ત કરવામા આવશે, આજે પ્રજા ઉપર નીકળતું રાજ્યનું લેણું માફ કરવામા આવશે, આજે પ્રજાને જે કર ભારરૂપ હશે તે કાઢી નાખવામા આવશે, મા'રી પ્રીય પ્રજા અને મા'રો પ્રાણથી અધિક પુત્ર— મા'રો યુવરાજ, મા'રા રાજપાટનો માલિક, એ સર્વે એકબીજાના અરસપરસ સ્નેહથી સંકળાશે; આજે મા'રા જીવિતનો હેતુ પૂર્ણ થશે. મહારાણી તમને પણ ધન્ય છે! હું તમારો જેટલો સત્કાર કરૂં તેટલો ઓછો છે! તમોએ કોઇ દેવ સમાન પુત્રને જન્મ આપ્યો છે! લાવો મા'રા એ વહાલા પુત્રને તેના દર્શન કરવા મા'રૂં મન કયારનુએ અધિર બન્યું છે! વ્યવસાયને વ્યવસાયમા, સર્વ તજવીજોમા આમ સમય ચાલ્યો ગયો. લ્યો આ તમારી વસ્ત્રાલંકારની પેટી આવી સજ થાઓ. રાણીએ દિવ્યવસ્ત્રાલંકારો ધારણ કર્યા રાજા અને રાણી એકરૂપ બન્યા અનેક પટરાણી સહીત ઘેરાએલા રાજા મદોન્મત્ત હાથણીઓના સમુહમા મો'ટા ગજેન્દ્ર સમાન શોભવા લાગ્યો. રાજ્યગ્રહમા. રાજ્યદરબારમા જયઘંટા વાજવા લાગી વિવિધ પ્રકારના વાજીંત્રો અને જયનાદ. તે જ પ્રજાજનના હર્ષથી જાણે ...ર્યદેવતા પણ વહેલા વહેલા તૈયાર થઇ હોયની તેમ ક્ષિતિજમા જણાયા. ...રાણી સજજ થઇને બીજી પોતાની ...ન્ય રાણીઓ સહ કુમારને મંગળ સ્નાન કરાવવા અર્થે દિવ્ય રત્નોથી અલંકૃત્ત કરેલી ભૂમિમાં વિરાજ્યાં. પુરોહિતે સ્વસ્તિવાચન ચાલુ કર્યું. રાજાએ દાનના સાગરને છલકાવ્યો. યાચકોને સંતુષ્ટ કર્યા, બંધીવાનોના બંધ છોડયા, પ્રજા ઉપરનું રાજ્ય તરફનું લેણું માફ કર્યું, જે કરથી પ્રજાના મનમાં કાંઇક પણ ખિન્નતા હતી તેથી મુક્ત કરી. એમ સ્નાન વિધિનું યજન પૂજનનું પ્રાથમિક કાર્ય પૂર્ણ થતાં કુમારને લાવવાની પુરોહીતની આજ્ઞા થઇ. કુમારને લાવો; એવો પ્રેમધ્વની રાજારાણીના મુખમાથી નીકળતા એક કારમી ચીસ અંતઃપુરમાથી સંભળાઇ! હૃદયને ભેદી નાંખે એવો ત્રાસજનક ધ્વાન્યનો અવાજ રાજારાણી અને સકળ મંડળના કાન ઉપર આવ્યો! રાજા રાણી ભયભીત થયા શું કાઇ કુમારનું અનિષ્ટ છે! એકજ શ્વાસે સઉ મંડળ અંતઃપુરમાં દોડયું! પુજા પુજાને ઠેકાણે રહી, ધાર્યું સર્વ ધૂળ મળ્યું, મનના મનોરથ મનમા સમ્યા! સુખનાં મોજાં બંધ પડયા! દુઃખના ઉપડયા! હાહાકારનો ઘોષ આવતો જણાયો એકજ ક્ષણમા સર્વ ફેરફાર થઇ ગયો! આનંદ મોજમજા સર્વ કલેશના વમળમા વિંટાઇ ગયુ! પ્રજાનો હર્ષ ગૂમ થઇ ગયો! નગરમા રો કકળાટ અને હાયપીટ થઇ રહી, પવન પેરે વાત ફેલાઇ ગઇ કુમાર શબવત્! રાજાની જીવનદોરીશબવત્! રાણીનું સર્વસ્વસુખ શબવત્! મહર્ષિ અંગિરાનો પ્રસાદ શબવત્! રાજાનો સર્વ વભવ શબવત્!!! જેમ કુવાડાના એકજ ઘાથી કદળી સ્થંભ તૂટી પડે,

જેમ વિદ્યુતથી પ્રચડ પહાડના ચુરેચુરા થઈ જાય, જેમ મહેશ્વરનુ ત્રિલોચન ખલવાથી સર્પિમાનનો સહાર થઈ જાય! તેમ રાજા રાણીનો સહાર થઈ ગયો! તેઓ કુમારને ચેતન્ય રહીત જોતા પૃથ્વી ઉપર તૂટી પડયા! બેભાન અવસ્થાને પામ્યા! નગરમા હાહાકાર વતાયો અશ્રુના પૂર વહ્યા!!!

## स्वामि समान सर्व कर्म करो

સ્વામિસમાન સર્વ કર્મ કરો–સ્વત ત્રતાથી સવ કમ કરો–સ્નેહથી કાય કરો પણ દાસ કાય નહિ–ગુલામી નહિ સવ કોઇ કામ કરે છે પરતુ તેમાના સર્વે કાર્યના ગુલામ થઈને–દાસ થઇને કાય કરે છે પણ કાર્યના સ્વામિ થઈને કામ કરતા નથી એજ સસારનુ બધન છે અને એજ વજ્રસમાન મનુષ્યના પગમા પડેલી બેડી છે જો કર્મના ગુલામ થઇ જવામા આવે તો પછી કમના ચક્ર પર ચડી જવાય છે ને અનત કાળ વ્યતિત થવા છતા પણ તેમાથી મુકત થવાતુ નથી ગુલામ તરીકે કામ કરવામા પરિણામે દુખજ પ્રાપ્ત થાય છે સ્વામિ સમાન કાર્ય કરવાથી સકળ વ્યવહારમા વર્તવા છતા નિર્લેપ રહી મુકત દશા સાધી શકાય છે ગુલામી દશામા રહેલો કોઇ પણ માણસ કદાપિ સ્નેહથી કામ કરશેજ નહિ તે ગધ્ધા વૈતરૂજ કરી છૂટવાનો તેના કરતા સ્વત ત્રતાથી–સ્નેહથી કરનારો અખડ અવિચ્છિન્ન રીતે કર્મ કરવા છતા જાણે કમ રહીત–કમ સન્યાસી હોય!! એવો મહા પુરૂષ જણાશે સગા, સબધી, નાતજાત, દેશ કે સમસ્ત વિશ્વ જો તેના તરફ સ્નેહ ભાવ અને સ્વામિ સમાન થઇ તમે પ્રત્યેક કાય કરશો તો ખરે! તમોને એ કાર્ય કઇ પણ પરિશ્રમ વિનાના જણાશે ને વધુને વધુ તમારા હૃદય બળને તે તરફ આકર્ષિ લઇ જશે, પણ આથી ઉલટુ જ્યારે તમો તેમને માટેના કાય કોઇના દબાણથી વા ગુલામગિરીથી કરશો ત્યારે તે સકળ કાય તમોને દુખરૂપ જણાશે, સર્વ વેઠ સમાન ઝેર જેવુ લાગશે, સ્નેહ કે સ્વતત્રતા વિના એ સર્વ તમોને દુખરૂપ જણાશે સ્નેહ–સ્વતત્રતા–પ્રેમ એ એક બીજાના અનુયાયી છે આખર જીવિતનો પરિશ્રમ વિરાગાવસ્થાએ પહોચવુ તેજ છે ને તેવી વિરાગાવસ્થા સસારમા સવ કાર્ય કરવા છતા, સસારમા પલોટાવા છતા સ્ત્રી પુત્રાદિક સર્વમા જોડાઇ રહેવા છતા, સ્વત ત્રતા પ્રેમ કે સ્નેહથી પ્રાપ્ત કરી શકાય છે જગત્ મત્રમા જે દુખદુખ નજરે ચડે છે તેનુ વાસ્તવિક કારણ એ છે કે મનુષ્ય જાણે પોતાને ગીર આ કુટુબ વ્યવહારની વેઠ આવી પડી હોયની તેમ કાયમા પ્રવર્તે છ, ને જ્યા આવુજ મનુ વ[illegible] થવુ ત્યા પછી નાતજાત દેશ વિશ્વ માત્ર [illegible] છે, પણ [illegible]ના વર્તન કયાથી

સ્ફુરે ? જે પુરૂષ પોતાની સ્ત્રીને પોતાની નજર આગળથી ખસવા દેતો નથી, તેના ઉપર પૂર્ણ દેખરેખ રાખે છે તેમજ તેના ઉપર પોતાને શકા છે, તેને પોતાની નજર આગળ જોઈ સુખી થાય છે નજર પાસથી ખસતાં અથવા કોઇ જાતની વિરૂદ્ધતા જોતા દુઃખ ઉત્પન્ન થાય છે આનું નામ સ્નેહ–પ્રેમ નથી. એક જાતની વિકારી પ્રીતી છે–દાસપણાની સ્થિતિ છે. प्रेममां दु ख होयज नहि प्रेम पूर्ण सुखरुप छे--ब्रह्मरूप छे જ્યા પ્રેમ છે ત્યા દુ.ખનો કેવળ અભાવ છે પ્રેમમાં સ'પૂર્ણ સુખ છે. મનુષ્ય ત્યારેજ વિરાગને યોગ્ય થાય છે કે જ્યારે તેના હૃદયમાં શુદ્ધ પ્રેમ હોય છે, જ્યારે તે વિશ્વ માત્રને પોતાના કુટુ'બ સમાન જુએ છે, ને સકળ કર્મો દાસપણાથી કે ગુલામ સ્વરૂપે નહિ પણ એક સ્વતંત્ર યોદ્ધાની માફક કરતો હોય છે. એવો શુદ્ધ પ્રેમી,–કાર્યના સ્વામિ તરીકે કાર્ય કરનારો મનુષ્ય સ્ત્રી પુત્રાદિકથી માંડીને સકળ બ્રહ્માડ ઉપર વિજય પ્રાપ્ત કરે છે.

यस्त्विन्द्रियाणि मनसा नियम्यारभ तेऽर्जुन ।
कर्मेन्द्रियै. कर्मयोगमसक्त स विशिष्यते॥

શ્રીમદ્ ભગવદ્ ગીતામાં શ્રી કૃષ્ણ ભગવાન અર્જુનને આ પ્રમાણેજ કહે છે. હે અર્જુન ! જ્ઞાનેદ્રિયોવડે મનથી કર્મને રોકી જે મનુષ્ય કર્મેન્દ્રિયોવડે કર્મમા પ્રવર્ત્ત રહે છે તે મનુષ્ય શ્રેષ્ટ છે, કર્મ તેને લેપી શકતાં નથી. અને વળી આગળ એજ પ્રમાણે કહે છે કે મા'રે સ'સારમાથી કાઇ પણ પ્રાપ્ત કરવાનું નથી છતાં પણ હું કર્મમા પ્રવર્ત્ત એનું કારણ -લુ'જ છે કે કુમારને ને ચાહું છું.

પરમાત્મા—રાગ રહિત છે–પ્રથકજ છે કારણ કે તે સ્નેહ રાખે છે. વાસ્તવિક પ્રેમ અને સ્વાર્થિ પ્રેમ એ બ'ને એક એકથી નિરનિરાળાંજ છે. વાસ્તવિક–શુદ્ધ પ્રેમ સ'સાર બ'ધનથી મુક્ત કરી પરમ પદમાં લઇ જાય છે. સ્વાર્થિ પ્રેમ જન્મ મરણના ચક્રમાં જીવાત્માને ભ્રમણ કરાવ્યા કરે છે, પ્રાકૃતિક આસક્તિ માયાના સજ્જડ બ'ધનમાં બાંધી લેય છે ; એ આસક્તિ શુદ્ધ પ્રેમ નથી, ને જ્યા શુદ્ધ પ્રેમ નથી ત્યાં સકળ કર્મ બ'ધનરૂપ છે ત્યાં મનુષ્ય સ્વામિ સમાન કર્મ કરવા અશક્ત છે. તેના પગમાં પરતંત્રતાની બેડી છે તેના ગળામા ગુલામગિરીનો ફાસો છે.

સ્વામિ સમાન કર્મ કરનારોજ અવધિએ પહોંચે છે, મોક્ષની પ્રાપ્તિ કરે છે તેનાં માયાના બ'ધનો આપોઆપ તૂટી જાય છે. માયાની બધનમય સાંકળો પછી ઘડાતી નથી એક તટસ્થ પુરૂષની માફક તેનાં સર્વ વર્ત્તનો થઈ જાય છે તે પ્રકૃતિના યથાર્થ સ્વરૂપનુ દર્શન કરે છે. સારા નરસા કાર્યની તેને પરવા રહેતી નથી એ તો સસારમા આસક્તિ વગરનો થઇને અવિછિન્ન કર્મો સ્વતંત્ર રીતે કરતોજ રહે છે. આ સ'સારમા એક અપરિચિત પુરૂષ કે પ્રવાસીની માફક તે કાર્યમાં પ્રવર્ત્ત રહે છે. તે જયની કે પરાજયની હર્ષની કે શોકની કશાની દરકાર કરતો નથી તેને પાપ અને પુન્ય સમાનજ છે. પાપ પુન્ય ધર્માધર્મ તેને કશુંએ જોવાનું રહેતું નથી આખુ' વિશ્વ પોતાના ઘર સમાન સમજે છે સર્વને પોતાના સમાન જુએ છે તે પરિણામની

અપેક્ષા રાખતો નથી સ્વતંત્રતાથી કાર્ય કરવુ, સ્વામિ સમાન સર્વ કર્મ કરવા એ તેનો મહામંત્ર છે, તે કર્મનો દાસ નથી પણ કર્મ તેના દાસ સમાન થઇ ગયેલા હોય છે

मयि सर्वाणि कर्माणि सन्यस्या ध्यात्म चेतसा ।
निराशीर्निममो भूत्वा युध्वस्व विगत ज्वरः ॥

એ શ્લોકનુ તાત્પર્ય એજ સૂચવે છે કે તુ સ્વતંત્ર થા કર્મના બંધન અથવા કર્મને તારે શીર શા માટે વ્હોરી લે છે? પુત્ર કલત્રાદિક સર્વ ઉપરની મમતા તજી યુદ્ધ કર હે અર્જુન! વિવેક બુદ્ધિથી તુ સકળ કર્મ મને અર્પણ કર કર્મનો સંગી, ભાગી વિભાગી તુ ન થા કર્મનો ગુલામ ન થા કર્મ તને કશુ કરી શકનાર નથી જો તુ સ્વતંત્ર રીતે કર્મો કરીશતો જો હર્ષ શોકની કે જય પરાજયની ઇચ્છા વગર કર્મો કરવામા આવે તો તે કર્મયોગ જ્ઞાનયોગનીજ બરાબર છે જ્ઞાનયોગી જે પ્રાપ્ત કરે છે તેજ એવો કર્મયોગી પ્રાપ્ત કરે છે, પણ સકળ વાતનો સાર એજ છે કે કર્મના દાસ ન થવુ કર્મના સ્વામિ હોઇએ તેમ નિસ્પૃહી થઇને કર્મ કરનાર પરમપદને પામે છે તે જન્મમરણના ચક્રમા પુનઃ ચડતો નથી તે અખંડાનંદ સચ્ચિદાનંદ બ્રહ્મરૂપ બની નીજરૂપમા નીજધામમા નિરંતર વિલન છે કે જે પદ મહાયોગીયોને પણ દુર્લભ છે

---

## ધ્રુવ અને માતા

ધ્રુવ કથા ભાગ ૧

સ્વયંભૂ મનુનો પુત્ર ઉત્તાનપાદ નામે રાજા હતો, તેને સુરૂચિ અને સુનીતિ નામની બે રાણીઓ હતી, સુરૂચિ જીવ જેવી વ્હાલી હતી ને સુનીતિ અણમાનિતી હતી તેથી તેને અને તેના કુંવરને ખાવા પીવા માટે સાધારણ નિમનોક મળતા હતી, સુરૂચિના કુંવરનુ નામ ઉત્તમ અને સુનીતિના કુંવરનુ નામ ધ્રુવ હતુ

એક દિવસ સુનિતીના કુંવરને ખોળામા લઇને રાજા લાડ લડાવતો હતો, તે વખત અણમાનિતીનો કુંવર ધ્રુવ રમતો રમતો ત્યા આવી ચડયો, ઉત્તમને રાજાના ખોળામા રમતો જોઇને તેને પણ બેસવાનુ મન થયુ, તેથી તે રાજાના આસન ઉપર બેસવા ગયો, પરંતુ રાજાએ તેને તેડયો કે બોલાવ્યો નહિ આ વખતે રાજાની પાસે સુરૂચિ બેઠી હતી તે બોલી—

પુત્ર હજી તુ તો બાળક છે, માનિતી ને અણમાનિતી શુ હોય તેની તને ખબર નથી, એટલે તું રાજગાદીનો દુર્લભ મનોરથ કરે છે, પણ એ ગાદી તો મારા

કુંવર ઉત્તમને માટે છે; તા'રે માટે નથી; તું રાજાનો પુત્ર છે પણ અણમાનિતીને પેટે અવતર્યો છે તેથી તને રાજ્યાસન મળે નહિ; કદી તને ઉત્તમની પેઠે ગાદી ઉપર બેસવાની ઇચ્છા થતી હોય તો પ્રભુને ભજી મા'રે પેટે અવતાર માગી લે એટલે મળશે!

રાજાની માનિતી **સુરૂચિને** ગર્વ ઘણો હતો, તેથી તેણે રાજાના સાંભળતાં ઇર્ષા કરી ઉપર પ્રમાણે કહ્યું, તે સાંભળી રાજા તો કશું બોલ્યો નહિ, ને જોઇ રહ્યો, પણ ધ્રુવ દબાવેલા સર્પની પેઠે ખીજવાઈ મો'ટા નિશ્વાસો નાંખવા લાગ્યો. તેને ક્રોધ ઘણો ચડયો પણ બાળકનાથી શું થાય! તેથી રોતો ડુસકાં ભરતો ચાલી નીકળી માતાને મંદિર આવ્યો. **સુનીતિ**એ ધ્રુવને રોતો જોયો કે તરત ખોળામાં લીધો, હૈયામાં ભીડયો; એટલામાં નગરજનોએ આવીને ધ્રુવને ઓરમાન માતાએ કહેલાં વચનો **સુનીતિને** કહ્યાં, તે સાંભળીને **સુનીતિ**ના બળતા હૈયામાં ઘી હોમાયું, ને **શોક્યનાં** વચનો સંભારી સંભારીને ધિરજ છોડી લાંબોરાગ કાઢીને રોવા બેઠી, માને દીકરો ઘણું રોયાં. રોઇરોઇને થાકયાં, રોવાનો પાર આવ્યો પણ દુઃખનો પાર આવ્યો નહિ. ઘણી રીતે વિચાર કરવા લાગી પણ આ દુઃખનો કોઇ રીતે માર્ગ સૂઝયો નહિ, અંતે નિશાસા નાખતી બાળાએ મુંઝાઇને કહ્યું—

મા'રા બાળ કુમાર! હું તો અણમાનિતીને અભાગણીછું. તું મા'રો કુંવર છે, મને રાજાનું સુખ નથી તો તને કયાંથી હોય! પણ તેમાં આપણે કોઇનો દોષ માનવો જોઇએ નહિ! પુત્ર! જે બીજાને દુઃખો આપે છે તેને પોતાનેજ બીજાને આપેલાં દુઃખો પાછાં ભોગવવાં પડે છે. આપણે કોઇને પણ દુઃખો આપ્યાં હશે તેથી આપણે દુઃખ પામીએ છીએ! તેમાં **સુરૂચિનો** કે રાજાનો અપરાધ ગણવો જોઇએ નહિ, તને તેણે સાચું કહ્યું છે. હમણાં રાજા **સુનીતિ** મા'રી રાણી છે એવું કહેતાં પણ શરમાય છે. જ્યારે મા'રૂં માન રાજા પાસે નથી, ત્યારે તું મા'રા સ્તનમાથી દૂધ પીને મો'ટો થયો છે, તો તા'રૂં માન તો કયાંથીજ હોય!

હવે પુત્ર! વૃથા શોક કરવામાં કાંઇ ફળ નથી, માટે અપરમાતાના વચનોને માથે ચડાવીને તું ભગવાન્‌નું આરાધન કરવા જા! જેઓ પ્રભુનું ભજન કરે છે તેઓ પ્રભુને વ્હાલાં લાગે છે, તું પણ તેને ભજીશ એટલે તા'રા મનોરથ પ્રભુ પૂરા કરશે! આગળ પણ પ્રભુની ભક્તિથી ઘણા ઉત્તમ પદને પામ્યા છે. **બ્રહ્મા** ને તા'રા દાદા **મનુ**ને પણ પ્રભુનું આરાધન કરવાથીજ મો'ટાં પદ મળેલાં છે, માટે રાજગાદી અથવા તેથી પણ અધિક એવાં અલૈકિક સુખની ચાહના કરો તો હે પુત્ર! વનમા જઇને તપ કરો.

એટલું બોલીને સુનીતિ તો વિરામ પામી પણ ધ્રુવનું મન વિરામ પામ્યું નહિ તે તો વિચારમાં પડી ગયો. રડતી માતાએ આપેલો ઉપદેશ વારંવાર વિચારવા લાગ્યો. ધ્રુવને છેવટ લાગ્યું કે માતાજીનું કહ્યું કરવામાંજ મા'રા કલ્યાણનો માર્ગ છે, તેથી ધ્રુવ તે પ્રમાણે

કરવાનો દ્રઢ નિશ્ચય કરીને પિતાનુ રાજ્ય અને રાજનગર છોડી વનમા જવા ચાલી નીકળ્યો–

ધ્રુવ કથા ભાગ ૨

ધ્રુવ અને નારદ

અહો પ્રભુ ! તમારી લીલા અગાધ અને અલૌકિક છે ! મદારી જેમ માકડાને નચાવે છે તેમ તમારી લીલામા જગત્ બધુ નાચી રહ્યુ છે પ્રભુ ! તમારી લીલાનો પાર કોણુ પામ્યુ છે ? કોઇ નહિ તો આ ન્હાનો બાળક ધ્રુવ તેના પારને કેમ કરીને પામશે ? અરે પ્રભુ ! રાજ મંદીરનો રમનાર ધ્રુવ ! બાળક ન્હાનો–રાજકુમાર–ધ્રુવ ! કે જે સર્વસ્વ છોડી ને વનમા જવા નીકળ્યો એ તો તેણે ઘણુ જ મોટુ પરાક્રમ કર્યુ છે ન્હાના બાળકોને ખાવુ, પીવુ, રમવુ કૂદવુ તેના વિના બીજી ખબર હોતી નથી તેને માન કે અપમાન શુ હોય તેની ખબર પડતી નથી, પરતુ આ ધ્રુવતો કોઇ નવાઇ જેવો છોકરો છે તેમ ન હોય તો આટલી ન્હાની અવસ્થામા તેમા પણ રાજકુમારમા આટલી ઉડી સમજણ ક્યાથી હોય ! હે બાળક ! તુ તારે માર્ગ જવા નીકળ્યો છે એટલે તારૂ સારૂ થશે, પણ તુ નાનો છે તેથી ભયકર વનમા એકલો ક્યા રહીશ ! એ બધો વિચાર કરતા પારાવાર દુ ખ થાય છે, વ્હાલા ધ્રુવ ! તને મારો આશીવાદ છે કે તુ સુખી રહે ! અને તને પ્રભુ સહાય કરે ! એવી મારી પ્રભુ પાસે પ્રાર્થના છે

પ્રિય વાચનારા સાભળ જેને માટે પ્રભુને સ્હાય કરવા સારૂ હુ પ્રાર્થના કરૂ છુ તે રાજકુમાર ધ્રુવ ઘરમાથી નીકળીને એકલો વન ભણી ચાલ્યો જતો હતો એટલામા નારદ ઋષિને ધ્રુવ કુમાર રીસાઇને વનમા જાય છે એવી ખબર પડતા તેના માર્ગમા આવીને ધ્રુવને મળ્યા ને આશિર્વાદ સૂચક પોતાનો જમણો હાથ તેના માથા ઉપર મૂકીને વનમા જવાનુ કારણ પૂછ્યુ, એટલે ધ્રુવે કહી સભળાવ્યુ તે સાભળી નારદજી વિસ્મયને પામ્યા ને ક્ષત્રિયોના વખાણ કરવા લાગ્યા વળી કહ્યુ કે–ક્ષત્રિયોજ માન અને અપમાન શુ કહેવાય તેને સારી પેઠે સમજે છે તેઓ પોતાનુ અપમાન સહન કરી શકતા નથી ધ્રુવતે હજી બાળક છે પણ પોતાની અણસમજુ નિતી માતાએ કરેલુ અપમાન–કહેલા કઠોર વચનો ને ભૂલતો નથી –એમ કહીને ધ્રુવને કહ્યુ–કુમાર ! હજી તુ બાળક અને રમવા જેવડો છે ! આટલી નાની વયમા તારે માન ને અપમાનના વિચારો કરવા ઘટિત નથી ! સુખ અને દુ ખ પોતાના કર્મ વડે થાય છે અર્થાત્ કર્મ ફળરૂપ છે તેથી સુખ ભોગવવાથી પુન્ય ઓછુ થાય છે ને દુ ખ ભોગવવાથી પાપ ઓછુ થાય છે માટે સર્વ કોઇએ પોતાના પ્રારબ્ધના યોગે જેટલુ મળેલુ હોય તેટલામા સતોષમા રહી લેવો જોઇએ કારણ પ્રભુને અનુકુળતા વિના ઉદ્યમ ફળ મળતુ નથી વળી તારી માતાએ કહ્યા પ્રમાણે યોગ સાધના વડે પ્રભુના પ્રભુને પ્રસન્ન કરવામા ઘણીજ કઠિણતા છે જન્મ સુધિ પ્રયત્ન કરનાર યોગીજનોને પણ એ પ્રભુ પ્રસન્ન થતા નથી, માટે આટલી નાની

અવસ્થામાં આવો મોટો દુરાગ્રહ છોડી દેવો જોઇએ જો તારે પ્રભુની ઉપાસના કરવાનું મન હોય તો વૃદ્ધાવસ્થામા કરજે, વળી આપણા નસીબમા હોય તેટલાં સુખ અને દુઃખ આપણને પ્રાપ્ત થાય છે, તેથી તેને ભોગવવાં જોઇએ, ભોગવવા સિવાય તેનો અંત આવતો નથી. માટે બીજાનો દોષ ગણવો નહિ, ને આપણાથી અધિક ગુણવાન હોય તેને જોઇને રાજી થવું તેની ઇર્ષ્યા કરવી નહિ; ને જે આપણી બરોબર હોય તેની સાથે સ્પર્ધા કરવી નહી પણ મિત્રતા બાંધવી; વળી કોઇ આપણાથી ઓછા ગુણવાળો હોય, તેને જોઇને તેનો તિરસ્કાર કરવો નહિ પણ તેના ઉપર દયા રાખવી. આજ સુખનો માર્ગ છે. તને સુરૂચિએ કે ઉત્તમે દુઃખ આપેલું નથી; એ તો તારા કર્મના ફળરૂપ છે. અને તેનો ભોગવવાથી અંત છે, માટે તેનો દોષ નહિ ગણતાં પોતાને મળેલી સ્થિતિમાં સન્તોષ માનવો, તથા તારાથી તેઓને અધિક સુખ છે એમ જાણી રાજી થવું પણ તેની ઇર્ષ્યા કરવી નહિ એવો મારો તારા પ્રતિ ઉપદેશ છે પછી જેવી તારી મરજી તેમ કર!

ધ્રુવે નારદજીનાં ઉપદેશ વચનો સાંભળ્યાં પણ ગળા હેઠાં ઉતર્યાં નહિ, નારદજીને કહ્યું આપ પૂજ્ય છો, અને આપે મને સુખ અને દુ ખમાં સુખકારક માર્ગનો ઉપદેશ આપ્યો પરંતુ એ ઉપદેશ મારા વિંધાએલા હૃદયમા ઠરતો નથી! વચનોરૂપી બાણોથી મારૂં હૃદય વિંધાયુ છે; વળી ક્ષત્રિય છું તેથી આપને જણાવું કે મારો સ્વભાવ પણ જાતિ પ્રમાણે થયો છે અને તેણે મને સ્વાધીન અને પરાધીન કરેલો છે માટે માનવા જોગ આપનાં વચનોનો અનાદાર કરૂં છું, તેથી આપ મારા ઉપર ક્રોધ કરશો નહિ; ને મારા દુઃખ સામું નજર કરી ત્રિભુવનમાં ઉત્તમ પદ મેળવાય એવો માર્ગ બતાવશો!

સત્પુરૂષોનાં હૃદયો અતિશય કરૂણા વાળાં હોય છે તેઓ પારકું ભલું કરીને રાજી થાય છે. બાળકનાં કરૂણાજનક વચનો સાંભળીને નારદજીને દયા આવી તેથી આ પ્રમાણે કહ્યું—વત્સ! તારા સુખનો માર્ગ તો તારી જનેતાએ કહ્યો એજ છે. પ્રભુનું ભજન કરનારને કશી વાતની ઉણપ રહેતી નથી! અને સેવા કરનારને પ્રભુ સકળ સુખો આપે છે, તે પ્રભુની આરાધના કરવાનું હું તને ઉત્તમ સ્થળ બતાવું, ત્યાં તું જા; જમનાં નદીના કાંઠા ઉપર મધુવન નામનું વન છે, તે વનમાં પ્રભુ નિરંતર દર્શન આપે છે; ત્યાં તું જમનાંજીમાં નાહીને પવિત્ર આસન ઉપર બેસી એ પ્રભુની ફળફુલ જે કાંઇ મળે તે વડે પૂજા કરજે. તેનાં ચરિત્રો ગાજે ને યોગ માર્ગે વડે તેનું ધ્યાન ધરજે! એ પ્રભુનું ધ્યાન કરવા યોગ્ય રૂપ આવું છે—એ પ્રભુનું રૂપ સામળું છે, અને ચાર ભુજા એટલે એ પ્રભુને ચાર હાથ છે, દરેક હાથમાં—શંખ, ચક્ર, ગદા, અને પદ્મ એટલે કમળના ફૂલના આકારનું આયુધ, એમ ચાર આયુધોને ધારણ કરે છે અને પીળાં પીતાંબર ધારણ કરે છે, વળી કાનમાં કુંડળ હાથમા કડાં, કંઠના કૌસ્તુભ નામનો મણિ, અને માથે

મુગટ પહેરે છે બીજા પણ અલકારો ધારે છે તથા વનના સુદર ફુલોની માળા પણ પહેરે છે એવા સુદર પ્રભુનુ ધ્યાન મનને ઠેકાણે રાખીને કરજે ! મન ચચળ છે, મનને પ્રભુના ભજન સમય બીજે જવા દેવુ નહિ મન વિના કોઇ કામ સારૂ થતુ નથી, માટે પ્રભુને ભજવાનો અભ્યાસ કરવો તે વખતે મન ઠેકાણે રાખીને કરવો ! પ્રભુનુ સેવન કરવામા નિરતર અભ્યાસ રાખવો તેનું નામજ ભક્તિ ભકિતથી ભગવાન આધીન થાય છે પ્રભુની સેવા કરવી તેનું નામજ ભકિત છે એ ભકિત માણસોનેજ વ્હાલી છે એમ નથી, પણ ભક્તિ તો પ્રભુને પણ વ્હાલી છે સેવા કરનારને પ્રભુ પણ પ્રસન્ન થાય છે એમ કહી નિરતર જપ કરવા માટે તથા ભગવાનની સેવાને વખતે જે મત્ર બોલી પૂજા કરાય-તેવો બાર અક્ષરનો મત્ર નારદજીએ ધ્રુવને આપ્યો અને કહ્યુ કે આ મત્ર સાત દિવસમાજ ખેચરના દર્શનરૂપ ચમત્કાર બતાવશે, આ પ્રમાણે નારદના વચન સાભળી ધ્રુવ તેને પ્રદક્ષિણા કરી નમન કરીને મધુવનમા ગયા, એટલે ત્યાથી નીકળીને નારદમુની રાજા પાસે ગયા ત્યા રાજાને શોક કરતો જોયો રાજાએ નારદજીનુ સ્વાગત કરી અને પૂછયુ ! નારદજી મા'રા બાળ કુમારને તમે દીઠો છે ? અરે સ્ત્રીને આધીન થઇને મે મા'રા ન્હાના બાળકનો ત્યાગ કર્યો મને ધિક્કાર છે! મે બાળકની દયા આણી નહી ને વનમા જવા દીધો ! અરે તે વનમા કેમ જશે ! શુ કરશે ? કેમ રહેશે ! અને તેની કોણ રક્ષા કરશે ! રાજાને દુઃખ પામતો જોઇ નારદે સુખ સમાચાર કહ્યા રાજા તેની ફીકર કરીશ નહિ, પ્રભુ તેને સહાય કરશે ને તેની રક્ષા કરશે, મહામત્રના ઉદ્દેશથી થોડા સમયમા સર્વ લોકમા ઉત્તમ એવુ પ્રભુ પાસેથી વરદાન મેળવશે આટલુ કહી નારદજી ગયા ધ્રુવ મધુવનમા જઇ જમનાજીમા નાહીને ઉપવાસ કરી પ્રભુની ભક્તિ કરવા લાગ્યા પહેલો મહિનો બોરને કોઠા ત્રીજે ત્રીજે દિવસે ખાઇને પ્રભુની આરાધનામા કાઢયો, બીજો માસ પડેલાં સૂકા પાન છઠ્ઠે છઠ્ઠે દિવસ ખાધા, ત્રીજે મહિને નવમો દિવસ આવે ત્યારે માત્ર પાણી પીધુ, ચોથા માસમા પાણી પણ મૂકી દીધુ ને બારમો દિવસ આવે ત્યારે વાયુનો આહાર કરવો અર્થાત્ બાર દિવસ સૂધી શ્વાસ લેવો નહિ એ પ્રમાણે પ્રભુની ઉપાસના કરતા પાચમો મહિનો આવ્યો ત્યારે શ્વાસ પણ બધ કરી એક પગ ઉપર ઉભા રહ્યા એક પગે ઉભા રહી વાયુનો રોધ કર્યો એટલે બધા લોકમા ચાલતો વાયુ બધ થઇ ગયો, તેથી દેવતાઓ ભય પામ્યા ને ગભરાવા લાગ્યા, પછી તેઓ મુઝાઇને ભગવાનને શરણે ગયા દેવતાઓને ભય ઉત્પન્ન થયો એમ જાણીને ભગવાને દેવતાઓને કહ્યુ જે "તમે ભય પામશો નહિ, ઉત્તાનપદ રાજાનો પુત્ર તપ કરે છે તેણે પોતાનો શ્વાસ રોધેલો છે તેથી આ પ્રમાણે થયુ છે હુ હવે તેના ઉપર જઇને પ્રસન્ન થઇ તેની મનકામના પૂર્ણ કરીશ, તો તે તમે ભયમાથી મુક્ત થશો ! "

હવે ધ્રુવ તો બધા જગતને પ્રભુ-

પજ દેખવા લાગ્યો. ધ્રુવના મનમાં પ્રભુ વિના બીજું કાંઇ હતું નહિ-તેથી પ્રભુ તેની સન્મુખ આવી ઉભા ને ધ્રુવના માથા ઉપર પ્રસન્ન થઇને પોતાનો પવિત્ર હાથ મૂક્યો. કાલું કાલું બોલનાર ના'ના બાળકને પ્રભુની પ્રાર્થના કેમ થાય તેની શી ખબર હોય! તથાપિ પ્રભુની કૃપાથી તેની વાણી ઉઘડી ગઇ તેણે સ્તુતિ કરી પ્રભુને કહ્યું હે નાથ! હું તો સંસારીને કામના વાળો છું તેમાંથી આપ મને ઉગારીને ઉત્તમ ગતી આપશો!

આવાં વચન સાંભળીને પ્રભુએ કહ્યું-"હું તારા હૃદયનો સંકલ્પ જાણું છું હે રાજકુમાર! જે સ્થાન બીજાને મળ્યું નથી તે સ્થાન તા'રા ઉપર પ્રસન્ન થઇને હું તને આપું છું. જે પદ સર્વથી શ્રેષ્ઠ છે જેની સાત ઋષિઓને તારામંડળ પ્રદક્ષિણા ફરે છે. તે પદ હું તને આપું છું. તું ત્યાં નિરંતર રહીએ છે ની તે ધ્રુવપદ કહેવાશે. ...ઓ છે, માટે ઘેર જા અને ત્યાં જઇ તા'રા પિતાનું રાજ ભોગવ! હું તને કહું તે સાંભળ! તું ઘેર જઇશ એટલે તા'રા પિતા તારૂં સન્માન કરશે? ને તને રાજગાદી આપી ભજન કરવા વનમાં જશે! મૃગયા રમવા જતાં તા'રો ભાઇ ઉત્તમ નાશ પામશે! તેની મા સુરૂચિ તેને શોધવા જશે ને અગ્નિમાં બળી મરશે!' તું મોટો વિજયી થઇશ. તા'રા પિતાના જવા પછી તું છત્રીશ હજાર વરસ સૂધિ રાજ્ય ભોગવીશ! તે પછી ઘણા મો'ટા યજ્ઞો કરીને મો'તના માથા ઉપર પગ મૂકી મા'રા પદને પામીશ! તું મા'રૂં આપેલું ઉત્તમ સ્થાન તેને વિષે રહીશ એટલે તે ધ્રુવ મંડળ કહેવાશે! જે ઠેકાણે ઠરવા પછી તા'રે ફરી ફેરો અર્થાત્ જન્મમરણ થશે નહિ" એટલું કહીને પ્રભુ અંતર્ધ્યાન થયા. પછી ધ્રુવ ઘેર ગયા ને પ્રભુના વચનો પ્રમાણે પિતાનું રાજ પામી અંતે ઉત્તમ સ્થાનને પામ્યા—બોલો જયરંગ.

...ધુલા પોતાને મળેલી સિદ્ધિ વનમાં આમાનવો, તથા તા'રાથી તેએ. સુખ છે એમ જાણી રાજી થવું પ... ઇર્ષ્યા કરવી નહિ એવો મા'રો તા'રા આ... ઉપદેશ છે પછી જેવી તા'રી મરજી તેમ કર!

ધ્રુવે નારદજીનાં ઉપદેશ વચનો સાંભળ્યાં પણ ગળા હેઠાં ઉતર્યાં નહિ, નારદજીને કહ્યું આપ પૂજ્ય છો, અને આપે મને સુખ અને દુખમાં સુખકારક માર્ગનો ઉપદેશ આપ્યો પરંતુ એ ઉપદેશ મા'રા વિંધાએલા હૃદયમાં ઠરતો નથી! વચનોરૂપી બાણોથી મા'રૂ હૃદય વિંધાણુ છે; વળી ક્ષત્રિય છું તેથી આપને જણાશે

...અને યદુરાજા.

...૦ થી સાંધણુ )

હું ... અને ... ક્ષણેક્ષણે નવાં નવાં ઉત્પન્ન થાય

આકાર... યોગી પુરૂષ ક્યારે પણ શોચ ...થી.

ધાગણ ક... ...માઃ—જેમ ચંદ્રની કળાઓની

કરે છે, વળ... ...ા કરે છે પણ ચંદ્રમાને

કઠમાં કારતુ...

તેમાનું કશુએ નથી તેમ જન્મ મરણના વિકારો દેહને થાય છે પરંતુ આત્માને થતા નથી એ જે બરાબર સમજે છે તેજ ખરો યોગી જાણવો.

સૂર્ય —જળનું શોષણ કરી વર્ષાઋતુમાં પાછુ આપનાર સૂર્ય જેમ આપ્યા-લીધાનો અભિનિવેશ કરતો નથી તેમ યોગી પુરૂષે પણ આવી મળતા પદાર્થો ગ્રહણ કરવાને કોઇ માગવા આવતા આપી દેવા. કદાપિ એ પદાર્થો ઉપર આસક્તિ બંધાવા ન દેવી એજ ઇંદ્રિયો ઉપરનો વિજય છે

હોલા—અતિપ્રીતિ કે આસક્તિથી પશુપક્ષી પણ પરમ દુઃખને પામે છે તો પછી મનુષ્ય કે જે મોક્ષનાદ્વાર સુધિ આવેલા છે તેને એથી કેટલુ બધુ સંભાળવાનું છે! આસક્તિથી મનુષ્ય મોહવશ થાય છે મોહ પ્રાપ્ત થતા વિવેકનો વિનાશ થાય છે ને વિવેકનો વિનાશ થતા અધોગતિના દુઃખદ પથમા મનુષ્ય ચડી જાય છે કોઇ એક ઘાડા વનમા એમ હોલો ને હોની અનન્ય ભક્તિથી પ્રેમ પાસમા બંધાયેલા આનંદમા દિવસો ગાળતા હતા તેમને એવી ગાઢ પ્રીતિ અને મમતા હતી કે પ્રતિક્ષણ તે જોડુ છુટુ પડી શકતુ નહિ સાથે ખાવુ, પીવુ, બેસવુ, સુવુ સર્વ વ્યવહાર દેહ જુદા છતા એકજ સ્વરૂપે થનો સમજાતો હતો દૈવઇચ્છાથી કેટલેક સમયે એ તરૂણ હોનીએ બચ્ચાઓને જન્મ આપ્યો—ઇંડા મૂક્યા તેમાથી બચ્ચાઓ નીકળ્યા, જેની કાંતિ જોઇને હોલો હોલી જોડુ આનંદમા ગરક્કવ થયુ બચ્ચાઓ મોટા થવા લાગ્યા ને તેમની રમત ગમતને ચેષ્ટાઓ હોલા હોનીના આરામનુ તેમજ સંસારના પરમ સુખનુ સાધન જણાયુ અતિ કષ્ટ વેઠીને હોલો પોતાના કુટુંબનુ પોષણ કરવા લાગ્યો પોતે જાતે કષ્ટ સહી પોતાની સ્રી તથા બચ્ચાઓનુ પાલન કરવામા ઉત્સુક રહેતો એક દિવસ એ જોડલુ બચ્ચાઓને માટે ફળફુળાદિ લેવા વનમા ગયા તેવામા એક પારાધીએ જાળ નાખી તે જાળમા બચ્ચાઓને લઇ લીધા પોતાના બચ્ચાઓને આમ જાળમા પકડાએલા જોઇ ગાઢા સ્વરથી હોલો હોલી આક્રંદ કરવા લાગ્યા પણ પેલા ક્રુર પારાધીને દયા શેની આવે? વાત્સલ્ય ભાવથી મોહવશ થએલી હોની તુતજ બચ્ચાઓને ભેટવા દોડી ને જાળમા સપડાઈ હોલો પણ પોતાના કુટુંબની એમ પાયમાલી થતી જોઇ ગાડા ઘેલાની માફક પારાધીનો ભોગ થયો હે યદુરાજા! એ સર્વ આસક્તિનુ પરિણામ છે સંસારમા અતિ આસક્તિથી બંધાએલા હેવા હોલીને સંસાર જે અમૃતમય ભાસ્યો હતો તે સંસારનુ પરિણામ આખરે તેને હળાહળ વિષ સમાન નીવડ્યુ —

મહા દુઃખને અનુભવતા તેઓ પારાધી રૂપી કાળના ગ્રાસ થયા

મનુષ્ય પણ સ્રીપુત્રાદિકના બંધનમા મોહમમતાથી એટલો બધો અંધ થઇને બંધાઇ જાય છે કે જે મનુષ્યાવતારથી મોક્ષપદ મેળવી શકાય છે તેને ધળધાણી કરી નાખી ચોરાસીના ચક્રમા ચડી જાય છે એ મોહમમતા-આસક્તિથી ગ્રહસ્થાશ્રમીએ તેમજ યોગીએ પ્રત્યેકે સંભાળવાનુ છે

અજગરઃ—અનાયાસે જે આવી મળે છે તે ઉપરજ આધાર રાખતા અજગરના ગુણ યોગીએ ગ્રહણ કરવાના છે. સારૂં, નરસું, ઝાઝું અથવા થોડું જે કંઈ યદૃચ્છાથી આવી મળે છે તેના ઉપરજ નિર્વાહનો આધાર અજગરનો હોય છે. યોગી પુરૂષો પણ સારા નરસા ખાનપાનની ઇચ્છા કરતા નથી. જે જે સમયે જે જે પ્રાપ્ત થયા કરે છે તે તે સમયે તે તે હર્ષ વિષાદ રહીત થઇને તે ભોગવે જાય છે.

સમુદ્ર—ઉપરથી પ્રસન્ન, અંદરથી ગંભીર, જેનો પાર પામી ન શકાય એવો, સમુદ્રના જેવો પ્રભાવ યોગી પુરૂષોનો હોય છે. વર્ષાઋતુમાં તેમજ અનેક નદીઓ મળવાને લીધે પોતે કદી માઝા મૂકતો નથી અથવા હર્ષ ઘેલો થઇ જતો નથી તેમજ ઉષ્ણકાળમાં ગ્લાની બતાવતો નથી તેમ યોગી પુરૂષોએ વૈભવ મળતાં હરખાઇ ન જવું અને તે જતા રહેતાં દુઃખી ન થવુ.

પતંગીયો.—માયાના જાદુઇ સ્વરૂપમા પુરૂષ મોહ પામીને પતંગીયાની માફક કાળરૂપી દીપકની અંદર પડી ભસ્મિભૂત થઇ જાય છે. અંતઃકરણમાંથી મોહ નિર્મૂળ થતો નથી ત્યાં સૂધિ પ્રાણીમાત્રની એજ દશા થાય છે. માનવદેહ કે જે કોઇ મોટા પુન્યના પ્રભાવથીજ પ્રાપ્ત થઇ શકે છે તેને આમને આમ મોહના વમળમાં અટવાવીદઇ પામર માનવી સંસારના દાવાગ્નિમાં પ્રજળી જાય છે.

હે યદુરાજ! આ ઉપર જણાવ્યા તે અને હવે પછીના ગુણ ગ્રહણ કરવા લાયક ગુરૂ તમને બતાવીશ તે ઉપરથી સમજાશે કે આ સંસાર મોહના મહાસાગર રૂપ છે— અથવા ઇંદ્રજાળ સમો છે. માનવી તેના દરેક દેખાવમાં–પ્રસંગમાં સર્વમાં લોભાઈ જાય છે! જે અસત્ય અસ્થિર છે તેને માટે ફાંફા મારી ખરી વસ્તુને ગુમાવી દેય છે! મોક્ષના દ્વાર રૂપ માનવ દેહ મળ્યા પછી પણ આંધળાની માફક એ દ્વાર દ્વારા મુક્તિના ધામમાં પેસતો નથી અને અનેક નરક યાતના ભોગવા, વિવિધ પ્રકારના દેહોનો ભોગ થવા જન્મ મરણની દશાના માર્ગમાંજ દોરાયો જાય છે! કામ ક્રોધાદિક ષડ્રિપુ તેમજ પંચેંદ્રિય ઉપર જે માનવી વિજય મેળવે છે તેજ આ અગાધ મહાસાગરમા પોતાની નૌકા સહીસલામત ભવપાર કરી શકે છે, બાકી તો આ ભવાબ્ધિ માહેલાં ગંધર્વ નગરમાં પતંગીયાની માફક મોહનાં મોજાં દ્વારા ઉછળી ઉછળીને પડે છે. અને તેમા સ્રી પુત્રાદિક રૂપ પ્રજાળની જ્વલંત ઝાળમાં આસક્ત બની નીજ સ્વરૂપને વીસરી સાંપડેલા ઉત્તમ માનવ દેહનો ભોગ આપી પ્રજળી જાય છે! જો કે દિપક કંઈ પતંગીયા પ્રતિ પ્રેમ ભાવના બતાવતો નથી કે તે તેની ચાહના પણ રાખતો નથી પણ હા! ખેદની વાત છે કે જાદુઈ મોહનું પ્રબળ કેટલું છે તેની કુમળી પાંખો ફડ ફડ કરતી તેમાં સીઝાઇ જાય છે પોતે હોમાઈ જાય છે!!!

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૩૪ મુ ] માઘ સં ૧૯૬૦ [ અંક ૪ થો

## यतोधर्मस्ततोजय



---

### उपदेशमाळा

मणको २० मो

"ભાલેજડા સાવરે ગાતા ઝીનણભારે —એ રાહ

अभागिया नरदेह पामी शु लाह कयुरे टेक
कोणने समारे कोणने विसारे ( मूढ ) आखर सगु कोण ता'रु अभागिया,
अभागिया नरदेह पामी शु सार कर्युरे,
तातने समारे मातने विसारे ( मूढ ), हारनाम करी दीधु खार अभागिया, अभा० १
तात गयो मात गई, लक्ष्मी लुटाई गई, जीती बाजी गयो हार अभागिया, अभा०
मोंघो मानव देह मोहमा गुमावी, आखर कीधा खुवारी अभागिया, अभा० २
अभिमान घोडले अध थइ बेठो (मूढ), लोभरूप भोमियानी साथे अभागिया, अभा०
वाटु कुवाटुनी खबर न राखी ( मूढ ), दरोडो पड्यो तुज माथे अभागिया, अभा० ३
काम क्रोध फासियाए फासीमा फसावो ( मूढ ), हरि हीरो थडपी थाटी लावो
अभागिया, अभा०
दुष्कर्म डामणु डोकमा घाली ऊडा खाडमा फेंकी दाधो अभागिया, अभा० ४
लक्ष-चोरासीने फाळके जइ पड्यो, मोक्ष द्वारे हरिने न जात्या अभागिया, अभा०
भूचर खेचरना नीच योना माहे, वर्षो कोटी कई विसा अभागिया, अभा० ५
कागडो कबुतर चकली ने होलो होली, ए कई अवतार एवा पाम्यो
अभागिया, अभा०
समडी ने गीध घोरखोदीया नखोदीयाना, देहमा क्याहीं ना विराम्यो
अभागिया, अभा० ६

वाघ वरु सिंह साप क्रूर योनी पाम्यो ( मूढ ), लखता न थाय एतुं लेखुं
अभागिया; अभा०
बकरो वळद ने कूतरो गधेडो एवा, दुर्भाग्य देहनुं अलेखुं अभागिया; अभा० ७
उंदर खीसकोलीने ने नोळियांमां नोळिया, ढहापण डोळाया तारां
अभागिया अभा०
कीडी मंकोडी ने उधईनां खोळियां, पाम्यो ओ पाजी पिजारा अभागिया; अभा० ८
काचबी ने काचबो माछली ने माछलो, मगरमच्छ खोळीए पुराणो अभागिया; अभा०
अमर आत्माने आंधीए चडावी ( मूढ ) लाखो वखत तु लुटाणो अभागिया; अभा० ९
झाड पान प्हाड रूपे वर्षो विल्यां कई, वर्षा न टाढ ताप सेव्यां अभागिया; अभा०
एम लक्ष कोटी योनी लक्षवार भाटक्यो, हरिहीरा गु रे'ण नहिरे'व्या
अभागिया; अभा० १०
पापनां पोटका पूरां थातां कोई, जन्मनी नीकळी कमाणी अभागिया; अभा०
( ए ) पुण्यनी कमाणीए मनखा देह पाम्यो तेने करवा बेठो धूळधाणी
अभागिया; अभा० ११
चेत ओ अचेत चेतवानी वारी आवी, नहि तो पाछी चोरासी थानारी
अभागिया; अभा०
के'ण भगवान तणां मानी ओ गुमानी हजी, हाथमा छे बाजी ले सुधारी
अभागिया; अभा० १२

---

## देशनुं दैवत क्यां गयुं !

---

હા ! ભારત વર્ષના ભીષ્મ અને ભીમ જેવા વીર પુરૂષોની સાથે એ દૈવત ગયું ! પ્રતાપસિંહ અને પૃથુરાજની સાથે એ દૈવત ગયું ! આર્ય ધર્મકર્મ સાથે એ દૈવત ગયું ! કલેશ, કુસંપ અને કામ ક્રોધાદિકમા એ દૈવત ગયુ ! બાળ લગ્નની ભીમાં અને બ્રહ્મચર્ય વિનાશની પ્રચંડ જવાળાઓમાં એ દૈવત હોમાઇ ગયું ભસ્મિભૂત થઇ ગયુ !!! અરે એમજછે! દેશની માતાઓ અને દેશનાં બાળકો સત્વહીન જન્મેછે, એવાં નિ:સત્વ જન્મેલાં બાળકોનાં શરીર બધારણ માટે કેવી કાળજી ગણવામાં આવે છે તે હાલના જમાનામાં જુઓ. છોકરાંને પરણાવવાં ને

ભણાવવા એ મુખ્ય કર્ત્તવ્યમાં પણ પરણાવવાનું કર્ત્તવ્ય મુખ્ય મનાયછે ઢીંગલા ઢીંગલી માફક અણસમજુ બાળકોનો હસ્ત મેળાપ કરાવી હાલના માબાપો પોતાની જીંદગીને કૃતકૃત્ય માનેછે, ને જો પોતાના બાર વરસના છોકરા કે છોકરીને પેટે બાળક અવતરે તો નાત જાતમાં તેમના સુખની અવધિ ગણાય છે ! તેમજ દસ વરસનો છોકરો સાત અંગ્રેજી ને સાત સ્વભાષાની ચોપડીઓ ક્યારે માથામાં ચોપડી લે, એ હર હમેશની જપમાળા અને બી એ એમ એ કે એમ ડી ની પદવી વીસ વરસ ની અંદર મેળવી એટલે જન્મધર્મની સાર્થકતા ! પછી ભલેને ભણનારો કાલે સ્વધામ જાય ! હા ! જ્યાં લક્ષ આપવું જોઇએ ત્યાં આપવામાં આવતું નથી એટલો વિચાર પણ નથી કરતા કે થડ મૂળ ને પુષ્ટીકારક પોષણ મળ્યા સિવાય ઉત્તમ ફળની આશા રાખવી તેતો ખરે ! ઝાંઝવાના જળ જેવી કે ખ પુષ્પ સમાન છે કાચા પાયા ઉપર બે લાખ રૂપીયા ખરચીને બિલ્ડિંગ બાંધનારો મૂર્ખમાંજ ખપે ! તેની ઇમારત કડડડભૂ કરતી તૂટી પડે ! તેમ જેનું શરીર સત્ત્વહીન—ચુસાઇ ગએલું—સુકડાલ જેવું હોય, તેના ઉપર ઉંચી કેળવણીની ઇમારત ચણવી એ તો કડડભૂ કરતી ઇમારત તોડી નાખવા જેવું પઇસાના કાંકરા કરવા જેવું ને મહેનત બધી પાણી ઢોળ કરવા જેવું છે

શરીર સુદ્રઢ કેવી રીતે થાય તે ઉપર કશું પણ લક્ષ આપવામાં આવતું નથી ફક્ત મનને કેળવવામાં આવે છે પરંતુ અમને એ ડહાપણ તો વેદીયા ઢોર જેવું લાગે છે વળી કેળવણીનો બોજો પણ એટલો બધો વધારી દીધામાં આવ્યો છે અને કેટલીક તો એટલી બધી અવ્યવહારી મગજમારી કરાવામાં આવે છે કે તેયાર થતા જુવાનો ભણ્યા પણ ગણ્યા નહિ એવા નીવડે છે છાતી અને બરડો જેના વળી ગયા છે, હાથ પગ સૂકી લકડી જેવા ને આંખો પાતાળમાં પેસી ગએલી છે, એવા છોકરાઓ, ધોતીઆં અંગરખા તજીને કોટ, પાટલૂન, નેકટાઇ, બૂટ સ્ટૉકીંગ ઘાલી, આંખે ચશ્મા ચડાવી હોટેલમાં જતા શીખે છે ! કેળવણીનું એ ઉત્તમ પરિણામ ! સોમ સાંજ ને મંગળ માંદા એમ હમેશાં શરીર સબંધી ફરિઆદ તેમની ચાલુજ હોય છે એક દશેર બોજો પણ ઉપાડવાની તેમનામાં શક્તિ હોતી નથી અને વળી તેમાં કેળવણી લીધી—બૂટ સ્ટૉકિંગના આડંબરવાળા થયા, પરભાષા બોલતા શિખ્યા, તેનાથી કાંઈ પણ હાથમાં હાથ પગને મહેનત પડે એવું કાંય થાય ખરૂં કે ? લોકોમાં અપકિર્તિ ન થાય ? સ્ટેશનથી ગાડીમાં બેઠા સિવાય ભાઇ સાહેબની સ્વારી ઘેરે પધારે તો પછી ભણ્યામાં ધૂળ નાખી ! હાથમાં પાંચ શેર દશેરનો બોજો ઉપાડીને ઘેર આવતા લોકોમાં આબરૂ ન જાય ? ખરી વાત તો એમ છે કે કંઇક આટા જાડાને કંઇક બંદા ગેરકસબી પ્રથમતો શરીરમાં તાકાતજ ક્યાં છે કે એ બાપડા ગાડી કે મજુરનો શોધ કર્યા વિના પગપાળો હાથમાં બોજો લઈને ચાલ્યો આવે ! આમ અર્ધ દગ્ધ સ્થિતિમાં

वाघ वरु सिंह साप क्रूर योनी पाम्यो ( मूढ ), लखतां न थाय [illegible] अभागिया; [illegible]
बकरो बळद ने कूतरो गधेडो एवा, दुर्भाग्य देहनुं अलेखुं अभागिया; [illegible]
उंदर खीसकोलीने ने नोळियांमां नोळिया, डहापण डोळायां [illegible] अभागिया [illegible]
कीडी मंकोडी ने उधईनां खोळियां, पाम्यो ओ पाजी पिजारा अभागिया; [illegible]
काचवी ने काचबो माछली ने माछलो, मगरमच्छ खोळीए पुराणो अभागिया; [illegible]
अमर आत्माने आंधीए चडावी ( मूढ ) लाखो वखत तु लुटाणो अभागिया; [illegible]
झाड पान प्हाड रूपे वर्षो वित्या कई, वर्षा न टाढ ताप सेव्यां अभागिया; [illegible]
एम लक्ष कोटी योनी लक्षवार भाटक्यो, हरिहीरा शुं रे'ण नहिर्[illegible] अभागिया; अभा० ॥
पापनां पोटका पूरां थातां कोई, जन्मनी नीकळी कमाणी अभागिया; अभा०
( ए ) पुण्यनी कमाणीए मनखा देह पाम्यो तेने करवा वेठो धूळधाणी अभागिया; अभा० ॥
चेत ओ अचेत चेतवानी वारी आवी, नहि तो पाछी चोरासी थाशे अभागिया; अभा०
के'ण भगवान तणां मानी ओ गुमानी हजी, हाथमां छे बाजी ले सुधारी अभागिया; अभा० ॥

---

## देशनुं दैवत क्यां गयुं !

---

हा ! भारत वर्षना भीष्म अने भीम जेवा वीर पुरुषोनी साथे ए दैवत गयुं ! प्रतापसिंह अने पृथुराजनी साथे ए दैवत गयुं ! आर्य धर्मकर्म साथे ए दैवत गयुं ! क्लेश, कुसंप अने राग द्वेषादिकमा ए दैवत गयुं ! बाळ लग्ननी होळीमां अने ब्रह्मचर्य विनाशनी प्रसंड जवाळामां ए दैवत होमाई गयुं भस्मि भूत थई गयुं !!! अरे एमज छे! देशनी माताओ अने देशनां बाळको स्वहीन जन्मेछे. एवां निःसत्व जन्मे बाळकोनां [illegible] धारण माटे [illegible] डाळ [illegible] आवे छे ते [illegible] जमाना [illegible] रांने प

ભણાવવા એ મુખ્ય કર્તવ્યમા પણ પરણાવવાનુ કર્તવ્ય મુખ્ય મનાયછે ઢીંગલા ઢીંગલી માફક અણસમજુ બાળકોનો હસ્ત મેળાપ કરાવી હાલના માબાપો પોતાની જીંદગીને કૃતકૃત્ય માનેછે, ને જો પોતાના બાર વરસના છોકરા કે છોકરીને પેટે બાળક અવતરે તો નાત જાતમા તેમના સુખની અવધિ ગણાય છે ! તેમજ દસ વરસનો છોકરો સાત અંગ્રેજી ને સાત સ્વભાષાની ચોપડીઓ ક્યારે માથામા ચોપડી લે, એ હર હુમેશની જપમાળા અને બીએ એમ એ કે એમ ડી ની પદવી વીસ વરસ ની અંદર મેળવી એટલે જન્મધર્યાંની સાર્થકતા ! પછી ભલેને ભણનારો કાલે સ્વધામ જાય ! હા ! જ્યા-લક્ષ આપવુ જોઇએ ત્યા આપવામા આવતુ નથી એટલો વિચાર પણ નથી કરતા કે થડ મૂળ ને પુષ્ટીકારક પોષણ મળ્યા સિવાય ઉત્તમ ફળની આશા રાખવી તેતો અરે ! ઝાંઝવાના જળ જેવી કે ખ પુષ્પ સમાન છે કાચા પાયા ઉપર બે લાખ રૂપીઆ ખરચીને બિલ્ડિંગ બાંધનારો મૂર્ખમાજ ખપે ! તેની ઇમારત કડડડભૂ કરતી ત્રુટી પડે ! તેમ જેનુ શરીર સત્વહીન—ચુસાઇ ગએલુ—મુડદાલ જેવુ હોય, તેના ઉપર C ચી કેળવણીની ઇમારત ચણવી એ તો કડડભૂ કરતી ઇમારત તોડી નાખવા જેવુ પઇસાના ઠાકરા કરવા જેવુ ને મહેનત બધી પાણી ઢોળ કરવા જેવુ છે

શરીર સુદ્રઢ કેવી રીતે થાય તે ઉપર કશુ પણ લક્ષ અપવામા આવતુ નથી ફક્ત મનને કેળવવામા આવે છે, પરંતુ અમને એ ડહાપણ તો વેદીયા ઢોર જેવુ લાગે છે વળી કેળવણીનો બોજો પણ એટલો બધો વધારી દીધામા આવ્યો છે અને કેટલીક તો એટલી બધી અવ્યવહારી મગજમારી કરાવામા આવે છે કે તૈયાર થતા જુવાનો ભણ્યા પણ ગણ્યા નહિ એવા નીવડે છે છાતી અને બરડો જેના વળી ગયા છે, હાથ પગ સુક લકડી જેવા ને આંખો પાતાળમા પેસી ગએલી છે, એવા છોકરાઓ, ધોતીઆ અંગરખા તજીને કોટ, પાટલૂન, નેકટાઇ, બૂટ સ્ટૉકીંગ ઘાલી, આંખે ચસ્મા ચડાવી હોટેલમા જતા શીખે છે ! કેળવણીનુ એ ઉત્તમ પરિણામ ! સોમ સાંજ ને મંગળ માંદા એમ હમેશા શરીર સબંધી ફરિઆદ તેમની ચાલુજ હોય છે એક દશેર બોજો પણ ઉપાડવાની તેમનામા શક્તિ હોતી નથી અને વળી તેમા કેળવણી લીધી—બૂટ ' સ્ટૉકિંગના આડંબરવાળા થયા, પરભાષા બોલતા શિખ્યા, તેનાથી કાઇ પણ હાથમા હાથ પગને મહેનત પડે એવુ કાય વાય ખરૂ કે ? લોકોમા અપકીર્તિ ન થાય ? સ્ટેશનથી ગાડીમા બેઠા સિવાય બાબુ સાહેબની સ્વારી ઘેરે પધારે તો પછી ભણ્યામા ધૂળ નાખી ! હાથમા પાચ શેર દશેરનો બોજો ઉપાડીને ઘેર આવતા લોકોમા આબરૂ ન જાય ? ખરી વાત તો એમ છે કે કંઇક આટા જાડાને કંઇક બંદા ગેરકસબી પ્રથમતો ગરીરમા તાકાતજ ક્યા છે કે એ બાપડો ગાડી કે મજુરનો શોધ કર્યા વિના પગ પાળો હાથમા બોજો લઇને આવ્યો આવે ! આમઅર્ધ દગ્ધ સ્થિતિમા

આપણાં બાળકો—જે ત્રીસ ચાલીસ વર્ષની ઉમરે જુવાન ગણાવા જોઈએ તે વાંકા વળી ગએલા ને મરવાની અણીએ આવેલા કે કોઈ ભયંકર રોગમાં ઘેરાઈ ગએલા હોય છે. આવા દેશનો વિજય અને ઉન્નતિ કયાંથી હોય ! એવો દેશ દુઃખ દારિદ્રતામાં શા માટે ન હોય ! પરાધિનપણાંની ધુંસરી તેની ખાંધ પર કેમ ન હોય ! જે આર્યાવર્ત્ત જગત્ વિજયી હતો, જ્યાં હરીશ્ચંદ્ર જેવા સત્યવાદી, કર્ણ જેવા દાતાર, ભીમ અને ભીષ્મ જેવા પ્રચંડ શરીર બળવાળા પુત્રો પાકતા, જ્યાં સીતા, દમયંતી અને અનસૂયા જેવાં સ્ત્રી રત્ન નીવડતાં એ દેશ આજે કંગાળ, મુડદાલ જેવો, પૈસે ટકે સર્વ રીતે દુર્દશાને અનુભવતો માલમ પડે છે! તે શા કારણથી ? પરદેશી રાજ ઉપર એ સમગ્ર ટોપલો આપણે નાંખી દઈએ છીએ ! તે ખરે યોગ્ય નથી. વાસ્તવિક રીતે જોતાં આપણી દુર્દશાનું ને આપણી પરાધિનતાનું કારણ આપણે પોતેજ છીએ ! આપણે આપણી દશા બદલી નાખી છે, જે દિશામાં આપણી નૌકા ચલાવવી જોઈએ તેથી વિરૂદ્ધ માર્ગમાં આપણે પ્રવર્ત્યા છીએ. આપણે વેદ પુરાણ—શાસ્ત્રોને થોથાં પોથાંમાં ગણી કાઢયા છે ! જેમાં જ્ઞાનના ભંડાર છે તે દરવાજા બંધ કરી ત્યાં મંભાતી તાળાં ઠોકયાં છે—સંસ્કૃત કેળવણીને જન્મદેશનિકાલ કરી છે ને તેને બદલે અંગ્રેજીમા સર્વસ્વ દેખી ગયા છે ! આર્યશાસ્ત્રોનાં રહસ્યને સમજવાની તક લીધી નથી ! ને ઉપરથી ઠાળડમાક વાળી કેળવણી ઉપર ઉતરી પડયા છીએ ! ગજાશકિત ઉપરાંત—સ્વશકિત ઉપરાંત ગદ્ધા વૈતરાંની માફક વેઠીયા ઢોર જેવા બની દીકરો અંગ્રેજી ભણે એટલે બેડો પાર ! પણ એટલો વિચાર નથી કરતા કે એ કેળવણીનો બોજો જેમાં ભરવો છે તે પાત્ર તે ભાર ઝીલી શકે એવી સ્થિતિમા છે કે કાગળની કોથળીમાં ગડદા ફડદા જે આવ્યું તે ભરેજ જાવું ! કોથળી ભલેને ફાટી જાય, તેની કોને પરવા છે ! શરીર બળ કયા રસ્તા ઉપર વધી શકે એથી આપણી આર્યપ્રજા હાલ તદ્દન અજ્ઞાન થઇ ગઈ છે ! ત્રણ ટાણાં ચા પીવાથી કે હોટેલની અંદર પુડીંગ પાઉં ખાવાથી શરીરબળ કદાપિ વધી શકવાનું નથી. ઘી અને દૂધ સાકરના ખોરાકથી પણ શરીર બળની આશા વ્યર્થજ છે. જે માર્ગે આપણા પુર્વજો વિચરતા, જે ધર્મકર્મ ઉપર તેઓ પોતાની નૌકા ચલાવતા, એ રસ્તાઓ રિતીઓ એ સર્વ જ્યાં સૂધિ આપણે આપણા હાથમાં નહિ લઈએ, ત્યાં સૂધિ આપણે મુડદાલજ રહેવાના—આપણે જીવતે મૂએલાજ રહેવાના—પચાસ વર્ષમાં આપણે આપણા ગાંસડા પોટલા બાંધી જમ દ્વારમાંજ જાવાના ! જોકે સો વર્ષ સૂધિની આપણા આયુષ્યની મુદત નિર્માણ થએલી છે, જગત વંદનિય પવિત્ર ભૂમિ આપણી જન્મભૂમિ તરીકે આપણને પ્રાપ્ત થએલી છે અને જે ભૂમિ તથા જેનાં સાહિત્ય ઇચ્છીત ફળ આપવાવાળાં છે તે સર્વને આપણે ગુમાવી બેઠા છીએ ! આપણે રોતા કકળતા દુઃખમાં દબાતા મરણ

પથારીએ પડેલા કે હાડપિંજરના માળા જેવા શરીરો ધારણ કરેલા હાવરા બાવરા જ્યાં ત્યાં હડવડયા ખાતા અટવાઇએ છીએ! આપણી દુર્દશાનો ટોપલો બીજાને શીર ઢોળી દઇએ છીએ! ને અમારો દેશ ને અમારા પૂર્વજો પ્રાચિન સમયે જગત વિજયી હતા એટલુ બોલીજ જાણીએ છીએ, પણ એમને પગલે ચાલવાનુ, એમની રીતિ કૃતિનુ અનુકરણ કરવાનુ, એમના ધર્મકર્મને અનુસરવાનુ, એ સર્વસ્વનુ મીંડુ વાળી દઈ ખોટા ઠમામમા ને ભભકા સપકામા ભરાઇ ગયા છે! જોકે તેમા ખત્તાજ ખાઇએ છીએ પણ એ સૂઝતુજ નથી કે આપણામા એવુ કયુ પિશાચ ભરાઇ બેઠુ છે કે જેના યોગે આપણે અવગતિના ખાડામા ઉંડા ને ઉંડાજ ઉતરતા જઇએ છીએ! જેમા તન મન ને હૃદયબળ દટાતા જાયછે-જીવિત ઝેર સમાન થતુ જાયછે!!! ( અપૂર્ણ )

---

## ડોસા કાકાનો વરઘોડો—વરઝોળો

---

ત્રિતાળી ચોપાઇ,

થયા ધોળા મૂછી ધોળી દાઢી, મૂકયા દીકરાએ ઘરમાથી કાઢી,
તોય પુન પરણવાની આશા, આંખે સૂઝે ન ટપકે છે નાસ્યા— ૧
દેહ થરથરે ધ્રુજેછે ચરણ, રોજ ખબર પૂછેછે મરણ,
ઉઘાડો ઉભો જાણે ખોડ, તોય નારીના નેહના કોડ— ૨
કાલુ કાલુ જીભેથી બોલાય, લાળ થુંક મોઢે વહી જાય,
તોય કાકાની બુધ્ધિ ફરી છે, તજવીજો કાકીની કરી છે— ૩
જુના દીકરાએ તો મોંયા જોડા, નવા દીકરા માટે દોડમૂદોડા,
કાઢા કેણ ન કોઇનુ માને, ચિત્ત ચતુરાના નેન કમાને— ૪
આવી સાઠી ને બુધ્ધિ નાઠી, કાકા વાળી શકે ન પલાઠી,
તાવ એકાંતરીયો ઘેરે, તોય નારીના હેરણા હેરે— ૫
કોઇ નારીને દેખે કાકો, કાકો જુવાનીનો ધરે પ્રાકો,
કાકો વળી ગયોછે વાંકો, ઢોંગ સોગ કરી બને બાંકો— ૬
કાકા હવે શાના કરો કોડ, તમ સરખી નથી જગ જોડ,
કોઇ બાળાનો ભવ કા બગાડો, કાકા ઉઠી ગયો છે દહાડો— ૭
એવા વચને કાકા બળી ઉઠે, બોલનારા ઉપર અતિ રૂઠે,
ફૂંકે લાકડી જોરથી એવી, તાલ્ય તૂટતા વાટ ન જોવી— ૮
નવો કાષ્ઠીનુ ઠેકાણુ, તોય ચતુરામા ચિત્ત ચોરાણુ,
કોય સદ્ગુરૂ આવી કહ્યછે, કાકા સાજ પડી હવે શુ છે?— ૯

કાકા બોલે ભલે પડી રાત, કદી આવે જો જમની જમાત;
તોય પરણ્યા વગર નવ રહીશ, પરણીને પછી જમપૂરી જઈશ—૧૦
રાત દિવસ કરી જે કમાણી, તેને શુ હું કરૂં ધૂળધાણી ?
(કાકો)—આ નાણાંનું શું કરવું મા'રે ! (ગુરુ)-આપો દીકરાને અત્યારે—૧૧
( „ )—પેલા જનમના દીકરાઓ વેરી, ( „ )-અગનાને લીધા કાકા ઘેરી
( „ )—અગનાન તો તમમાં વસ્યું છે, ( „ )-કાકા ભેજું તમારૂં ખસ્યું છે—૧૨
( „ )—તા'રૂ ભેજયું ખસ્યું એ વેરાગી, ( „ )-માયા ફેફસાથી ઉઠો જાગી;
( „ )—ત્યાગી થઇ તમો શું કમાયા ? ( „ )-કાકા છોડી જુઓ જગમાયા—૧૩
( „ )—મોં માગ્યાથી કીંમત આપી ત્રમણી, ( „ )-લાવો નવયુવા નવલી રમણી;
( „ )—નવનવા નેહે નિત્યે નરખી, ( „ )-રે'જો આઠ દિવસ હૈયે હરખી—૧૪
( „ )—પુત્ર રત્ન નવ મહીને સાંપડશે, ( „ )-ત્યારે અંતર ટાઢક વળશે;
( „ )—કરશું રામાસંગે રંગ રાગ, ( „ )-ભઠું પડો તમારો વેરાગ—૧૫
(ગુરુ)—કાકા ભઠું પડો નારીની ઇચ્છા, આવ્યું અવસાન હરિને ન ઓછયા;
નહિ નાણું બાવળ કેરી શૂળ્યો, મૂકો પૈસા તમારામાં પૂળો—૧૬
એ લક્ષ્મી પર ઉપકારે વેરો, આતો જંગલમાં છે ડેરો;
ડેરો હમણાં છોડી ચાલ્યા જાશો, હાથ ઘસતા રહેશો પસ્તાશો—૧૭
કાકા ચેતી શકો તો ચેતો, કાકા માયાના પાસને ઠેકો,
મળ્યું હરી ભજવાનું ટાણું, કાકા નજીક આવ્યું છે આણું—૧૮
કાકા દેહ નગર છે લુટાણું, જમ લશ્કર આવી વિંટાણું;
કાકા નહિ આવે સાથે આ માયા, કાકા નહિ આવે સાથે એ જાયા—૧૯
કાકા પૈસા બીજા લુટી જાશે, કાકા હજુ ફજેતા છે વાંસે;
(કાકો)—ભોગીની રીત જોગી શું જાણે ? (ગુરૂ)-રીત જાણશો કાકા મશાણે—૨૦
લોભચંદ તેવામાં ત્યાં આવ્યા, કન્યા દેવા ઠરાવ ઠરાવ્યા;
વીશ સહસ્ત્ર આપ્યાં કાકે દામ, ફટ્ટફટ્ટ કરે આખું ગામ—૨૧
પણ કાકાના ઉરમાં ઉમંગ, આનંદ વ્યાપ્યો છે અંગો અંગ;
ઘડીયાં લગન લીધાં તે ટાણે, કાકો સોનાનો સૂરજ પ્રમાણે—૨૨
સાજન મ્હાજન ખાંતે તેડાવ્યાં, ઢોલ ત્રાંસાં વાજાં વજડાવ્યા;
દાંતનું ખોખું ડાચામાં ઘાલ્યું, કોચર્યું મોઢું વિકરાળ ફાલ્યું—૨૩
ધોળા કેશ કાળા કરી લીધા, આખે સોયરાંના સેથા દીધાં;
નાપિક પ્રત્યે બોલ્યા ગુરૂરાજ, પાટા પાડો કાકાને આજ—૨૪
પાચ પાટા માથામાં પાડી, પછી ચડાવો ખર અસ્વારી;
ભોવાયા ત્રાગાળાને બોલાવો, ફજેતીનાં ભૂંગળ વજડાવો—૨૫
(અપૂર્ણ)

# त्रिगुणात्मक प्रकृति



સત્વ રજસ ને તમસ્ એ ત્રણ ગુણાત્મક પ્રકૃતિ માહેલો રજોઅંશ તે તેને પ્રવર્ત્તાવનાર છે રજોગુણથી પ્રવર્ત્ત થએલી પ્રકૃતિ સત્ત્વ પ્રધાના અને તમ પ્રધાના એમ બે રૂપે પરિણમે છે વિશેષ તર્ક કરતા સમજાય છે કે બ્રહ્મ એ પ્રકૃતિ રૂપ ગણાય ઉપનિષદો એ રજોગુણને લીધે સૃષ્ટિ સભવ તેને પ્રાચ્ કહે છે જોકે બ્રહ્મનો ચિદંશ તો અવિકૃતિજ છે, જે સ્ફુરણ પામી પરિણમે છે તે રજોગુણે કરીને પ્રકૃતિઅંશ એ પ્રકૃતિ અંશ સત્ત્વપ્રધાના અને તમ પ્રધાના એમ બે રૂપે પરિણમે છે તેમા પણ સત્ત્વપ્રધાનામા રજોગુણને લીધે બે ભેદ પડે છે શુદ્ધ અને અશુદ્ધ-૧ શુધ્ધ સત્ત્વ પ્રધાના ૨ અશુધ્ધ સત્ત્વ પ્રધાના શુદ્ધ સત્ત્વ પ્રધાનમા જે ચિદંશ ભાસે છે તેને ઈશ્વર એવુ પારિભાષિક નામ આપેલુ છે—તે ઉપરથી સહજ સમજાશે કે ઈશ્વરનુ હાથ પગની આકૃતિવાળુ સ્વરૂપ નથી પણ અમુક પ્રકૃતિમા ચિદંશે ભાસતુ સૃષ્ટિ કાર્યનુ એક બિંદુ છે માયા નુ સ્વરૂપ હવે સમજ્યામા આવશે—પારિભાષિક ઈશ્વર સહિત શુદ્ધ સત્ત્વપ્રકૃતિ તેજ માયા અનેઅશુદ્ધ સત્ત્વોમા ચિત્તનુ જે પ્રતિબિંબ એનુ નામ પ્રાજ્ઞ અને એ પ્રાજ્ઞ સહિતની જે પ્રકૃતિ તેનુ નામ અવિદ્યા સુષુપ્તિ, સ્વપ્ન અને જાગ્રત એ ત્રણ અવસ્થાના જે ત્રણ અભિમાની અંશ આપણા પિણ્ડમાજ અનુભવાય છે તે આપણા કારણ સૂક્ષ્મ અને સ્થૂલ એ ત્રણે દેહમા રહે છે ઉપર જે પ્રાજ્ઞ સહિતની પ્રકૃતિને આપણે અવિદ્યા કહી તે અવિદ્યા વિક્ષેપાવરણશક્તિ સહિત છે ને તેજ કારણદેહ કહેવાય છે એ કારણ દેહમાના સસ્કારથી સૂક્ષ્મમા પ્રેરણા થાય છે તેમાથી અહંકાર પ્રકટે છે ને એ અહંકાર સ્થૂલ ને પ્રેરે છે એમ સ્થૂલની સાથે કારણને સૂક્ષ્મની એકતા થઈ વ્યવહાર રૂપે દરશાય છે—આ મારૂ છે, ફલાણુ મે કર્યુ, એ સર્વ વ્યવહારનુ દર્શન છે જાગ્રતાવસ્થામા હુ ને મારૂ એ અહંકારનુ સ્વરૂપ છે એ અહંકારનુ સ્વરૂપ સ્વપ્નાવસ્થામા અરધુ છે ને સુષુપ્તિમા અત્યત નથીજ, પણ એટલુ ખરૂ છે કે સુષુપ્તિ સમયે કારણ દેહને તે દેહના સસ્કાર તો છેજ અજ્ઞાન તિરસ્કૃત જ્ઞાનમય, સુખ દુખાભાવરૂપ કારણ દેહ છે જેથી તેને આનન્દમય કોશ પણ કહેછે સુષુપ્તિ સમયે કારણ દેહને સૂક્ષ્મ અને સ્થુલના સસ્કારો રહેછે ને' તેથીજ સ્થુલાનુગત સુખ દુખ સભવેછે જો સર્વદા સુષુપ્તિજ રહે—વાસનાનો તિરોભાવ રહે તો તૂર્યાવસ્થા પ્રાપ્ત થએલી જાણવી એ દશા કેવળ જ્ઞાનમય આનંદમય, સુખમય એટલે જેમા દુખનો અભાવજ છે તૂર્યાવસ્થામા

કારણ, સૂક્ષ્મ અને સ્થૂલ એ ત્રણેનો અભાવ છે. જ્યાં વ્યાવહારિક જગત્ જ નથી पारमार्थिक एकरस ज्ञानमात्र-ज-ब्रह्म છે જે मनोवागगोचरछे अवर्ण्य છે ! ! !

जीव કોણ ? એ હવે સમજાશે. કારણ દેહ-તેનો આનંદમયકોશ અને પ્રાજ્ઞ તેમાં અભિમાની એ कारण देहस्थ प्राज्ञ એજ જીવ.

अनादि कर्मसंबद्धा स्तद्दंशा महशितु ॥
अनादि वासनायुक्ताः क्षेत्रज्ञाइति ते स्मृता ॥

અનાદિ કર્મ સંબંધે શિવના અંશ જીવ ઉપજે છે તે અનાદિ વાસનાએ યુક્ત છે તેટલા માટે તે ક્ષેત્રજ્ઞ કહેવાય છે.

मनोबुद्धिरहंकार स्त्रिसंचेतिचतुष्टयं ॥
अंतःकरण मित्याहु स्तत्र ते प्रतिबिंबिता ॥

मन, बुद्धि, अहंकार, चित्त એ ચારને અંતઃકરણ કહે છે તે आत्मा प्रतिबिंबे छे. જોકે અંતઃકરણને ભોગ ઉપાધિ છે પરંતુ मनएवमनुष्याणां कारणं बंध मोक्षयो. વળી बुद्धिकर्मानु सारिणी, અને અહંકાર, તેમજ ચિત્ત એ પણ એ ભોગ ઉપાધિનાં બિંદુ છે એટલે સમગ્રપણે અંતઃકરણ એ આત્માનું પ્રતિબિંબિત છે. ઉપાધિએ કરીને આત્મા સુખ દુઃખનો ભોગી જણાય છે. પ્રકૃતિના બીજા અંશો જાણે એને માટેજ પરિણુ-તા ન હોય ! તેમજ છે ને તેથી જીવ ૮. ભોક્તા છે ઈશ્વર, તમઃપ્રધાન પ્રકૃતિને લિંગસ્થૂલાદિ રૂપે વિસ્તારી, પ્રાજ્ઞને તેમાં જોડી જીવત્વ પેદા કરે છે. એમ ભોગ–સુખ દુઃઆદિ ઉદ્‌ભવે છે माया સહિત ઈશ્વર અને અવિદ્યા સહિત પ્રાજ્ઞ, તે, બ્રહ્માંડ અને પિણ્ડના કર્ત્તાભોક્તા રૂપ कारणदेह છે, એટલે ઇશ્વર સ્થાનથી તમઃપ્રધાન પ્રકૃતિમાં પ્રેરણા થાય છે. તેમાંથી પ્રથમ તો શબ્દ-વાયુ-રજોંશ ગુણ સહિત आकाश થાય છે. શબ્દને લીધે વિકૃતિ થતાં આકાશમાંથી શબ્દ તથા સ્પર્શ ઉભયાત્મક वायु પેદા થાય છે, ને એ વાયુમાંના શબ્દની વિકૃતિથી શબ્દ સ્પર્શ ને રૂપ ગુણ વાળું તેજસ્ પ્રકટે છે, એ તેજસ્‌માંથી શબ્દ, સ્પર્શ, રૂપ અને રસગુણ સહિત जल ઉદ્‌ભવે છે ને જલમાંના શબ્દની વિકૃતિથી શબ્દ, સ્પર્શ,રૂપ, રસ, ને ગંધયુક્ત પૃથ્વી ઉત્પન્ન થાય છે. એટલું જાણ્યા પછી આપણે વાયુનાં કર્મ તપાસીએ. પિણ્ડ માત્રમાં વાયુ પાંચ પ્રકારે કર્મ કરતો જણાયછે. जीवनव्यापार, उत्सर्गकर्म, पाचनक्रिया, उर्ध्वगति, गतिसामान्य, તે હૃદય, ગુદા, નાભિ કંઠ તથા સર્વાંગમાં રહી प्राण, अपान, समान, उदान, અને व्यान એ નામથી ઓળખાયછે. જોકે સ્વતઃ વાયુ એકજ છે પ્રાણમયજ છે, તેથી હવે યથાર્થ સમજાશે કે પૃથ્વી પર્યંત પંચતત્ત્વ, આકાશ, વાયુ, તેજ, જળ અને પૃથ્વિમાં વાયુ–पंचप्राणात्मक થએલો હોયછે, એને प्राणमयकोश કહેછે--તેમાં ब्रह्मांडनो प्राण उद्भवे छे જે પાંચ તત્ત્વ કહ્યાં તેમાં તમોગુણ પ્રધાનછે, સત્ત્વ અને રજો ગુણ પણ કાંઇક અંશે રહેલાછે. તે સત્ત્વ ગુણને આધારે પાંચ ज्ञानेन्द्रिय श्रोत्र, त्वग्, अक्षि, रसना, घ्राण કે જેમાં આકાશ, વાયુ, તેજ, જળ અને પૃથ્વીનાં

તત્ત્વો રહેલાછે તે પ્રકટે છે, તેમજ રજોગુણને લીધે, પાચકર્મેન્દ્રિય,—વાક પાણિ પાદ પાયુ તથા ઉપસ્થ પ્રકટેછે, આ સર્વ જોયા પછી અ ત કરણ શુ છે તે બરાબર સમજાશે પાચ જ્ઞાનેન્દ્રિય તેજ અત કરણ— જ્ઞાન પામવાનુ અ ત રનુ ઇ દ્રિય સાધન મન અને બુધ્ધિ એ બે અ ત કરણના વમપ્રવર્ત્તક છે મન પણ બે પ્રકારે વર્ત્તે છે તેથી મન અને ચિત્ત એમ વિભાગ પડેછે સામાન્યત વસ્તુનિરીક્ષણ એ મનનુ કાય છે પણ તે કાઈકને અમુક વ્યક્તિરૂપ ધારવુ, વૃત્તિનુ ને પદાર્થરૂપ થવુ તે ચિત્તનુ કાય છે એ ચિત્તરૂપ વૃત્તિ તેનો દ્રષ્ટા, જ્ઞાતા, ભોક્તા, કર્તા એમ થવુ તે અહકાર જાણવુ અને તે પછી સારૂ ને નરસુ, એ સર્વ મન પણ તેમા જ્ઞાનનો વિવેક કરી ખરૂ ખોટુ નિશ્ચય કરનાર તે બુદ્ધિ એ પ્રમાણે પ્રાણમયકોશ, મનોમયકોશ અને વિજ્ઞાનમયકોશ

૧ જેમા પ્રાણધર્મ વિશેષ હોય તે પ્રાણમયકોશ

૨ જેમા મનોધર્મ પ્રધાનપણે હોય તે મનોમયકોશ

૩ જેમા બુદ્ધિ ધર્મ પ્રધાનપણે હોય તે વિજ્ઞાનમયકોશ

એમ પાચ પ્રાણ, પાચ જ્ઞાનેન્દ્રિય પાચ કર્મેન્દ્રિય અને મન તથા બુદ્ધિ એમ સત્તર તત્ત્વોનો પિણ્ડ—બ્રહ્માડનો સૂક્ષ્મ દેહ બને છે આપણે ઉપર જણાવ્યુ તે પ્રમાણે કારણ દેહ તે આન દમય કોશ તેમ જ્ઞાન કર્મેન્દ્રિય રૂપ, સૂક્ષ્મ દેહ ને પ્રાણમય, મનોમય અને વિજ્ઞાનમયકોશ બ્રહ્માડના કારણ દેહ સહિત ઇશ્વર તે સૂક્ષ્મદેહ ગત હિરણ્યગર્ભ-પ્રાણ વિજ્ઞાનાદિ રૂપે સ્ફુરિત સુવર્ણ રૂપ અ તર્યામી એટલે સર્વને અ દરથી પ્રેરણા કરનાર તેમજ હિરણ્ય ગર્ભ એટલે વિશ્વ માત્રને માળાના મણકાની પેઠે સૂત્રરૂપે ધારણ કરનાર આકાશાદિ જે પાચ તત્ત્વ કે મહાભૂત તે ઇશ્વર સ્થાનથી ગતિમાન્ થાય છે તેમાથી પ્રત્યેકના બેબે વિભાગ થઇ જાય છે ને પ્રતિ અર્ધના પાછા બે વિભાગ થાય છે ને તે અધાર્ધના પુન બે થાય છે આમ પ્રતિ તત્ત્વ પાચ પ્રકારે વિભાગ પામે છે જેને પઞ્ચીકરણ કહે છે તે આજ છે-જેમા પ્રતિ તત્ત્વના અર્ધના ચાર ભાગ પોતા સિવાયના તત્ત્વના અર્ધ ભાગ સાથે મિશ્રણ પામી પચીશ મિશ્ર તત્ત્વ ઉત્પન્ન થાય છે વળીએ પ્રશ્ન થાય છે કે જીવ કોણ? તેનો ખુલાસો અહીં થઇ જશે કે મૂળ અવિદ્યામા રહેલો જે પ્રાજ્ઞ, જે વ્યક્તિનો કારણ દેહ તથા આન દમયકોશ કે જે સૂક્ષ્મ-લિ ગ દેહમા તૈજસ્ કહે વાય તે જીવ થાય છે બ્રહ્માડનો સ્થલ દેહ તે વિરાટ્ ને પિણ્ડનો સ્થુલ દેહ તે જીવ પથ્થર, વૃક્ષ, કીટ, પત ગ એક એક વસ્તુ તે જીવ માત્ર હાલે ચાલે એજ જીવ એમ નહિ પણ વસ્તુમાત્ર જીવ એનુ નામ વ્યષ્ટિ ને એ સકળ વ્યષ્ટિનો સમુદાય તેનુ નામ વિરાટ્ એક એક જીવ તે વ્યષ્ટિ અને સમગ્ર બ્રહ્માડ તે સમષ્ટિ ત્રિગુણાત્મક પ્રકૃતિ સત્વ રજસ્ ન તમસ્ એ સર્વનો વ્યવહાર તપાસતા આપણે સમજાયુ કે કારણ દેહ આન દમય છે, સૂક્ષ્મ-લિ ગ દેહ, પ્રાણ મન અને બુદ્ધિમય છે સ્થૂલ-દેહ અન્નમય છે જ્યા સૂધિ અવિદ્યા

વ્યાસ રહેછે ત્યાં સુધિ આત્મા તે **જીવાત્મા** કહેવાય છે ને જ્યારે અવિદ્યાથી મુક્ત થઇ નીજ સ્વરૂપને જાણેછે ત્યારે તે **પરમાત્મા** કહેવાય છે. આ ત્રિગુણાત્મક જગત્ ને કેટલાક માયા કે **ઈંદ્રજાળ** અથવા **ગંધર્વ નગર** તરીકે ઓળખાવેછે—એ ત્રિગુણાત્મક શક્તિ જેમા સત્વ, રજો અને તમો ગુણ રહેલાછે. જીવમાત્ર જેમા ત્રણ દેહ ને પંચકોશાત્મક છે, જે પિંડ બ્રહ્માંડમાં એકજ રૂપે છે તેમાં જાકે ન્યુનાધિક અંશ તિરોભૂત હોયછે છતાં સર્વ વસ્તુ કાલક્રમે દેહનો આવિર્ભાવ પામ્યા કરેછે અવિદ્યાનો નાશ થતાં પુનર્જન્માદિ વ્યવસ્થા એ કારણને લઇનેજ છે પરંતુ એ ત્રિગુણાત્મક પ્રકૃતિથી પર એવી દશાને જીવ પામેછે ત્યારે જીવભાવ જતો રહેછે શુદ્ધ ચૈતન્ય પર બ્રહ્મરૂપે **જીવ-શીવસ્વરુપ** થઇ જાયછે.

---

# विद्याविलासी भोजराजा.

(ગયા અંકના પૃષ્ટ ૬૦ થી ચાલુ.)

હે રાજા ભોજ ! આ પ્રમાણે રાજનીતિનાં જુદાં જુદાં અંગ મેં તને કહી બતાવ્યાં. એ બરાબર ધ્યાનમાં રાખવાનું છે કે જે રાજા રાજધર્મ—રાજનીતિનું યથાયોગ્ય પાલન કરે છે તેનુંજ રાજ્ય ચીરકાળ તપેછે અને જેઓ રાજધર્મથી વિરુદ્ધ વર્તે છે તેનાં રાજ્યો જોતાં જોતામાં હતાં ન હતાં થઇ જાય છે વિશ્વનિયમના અનંત સ્રોતમાં ક્યાંએ તણાઇ જાય છે. જે જે રાજાએ આપખુદ સત્તા ચલાવી છે, જેઓએ પ્રજાના સુખદુઃખની દરકાર કરી નથી અને જો હાકમીથીજ હાથ નીચેના અધિકારીઓને રાક્ષસ રૂપ થવા દઇ પ્રજાના જાનમાલને બળતી ચિતાઓમાં હોમવા દીધા છે એવા પિશાચરૂપ રાજાઓએ પોતે શાંતીથી રાજ્ય કર્યાં નથી કે પ્રજાના હૃદયમા કદાપિ શાંતી રહેવા દીધી નથી, એવાઓ કૂતરેહાલે મૃત્યુને આધિન થઇ નરકયાતના ભોગવવા ચાલ્યા ગયા છે કે જેનાં નામ ઉપર આજે પણ જનસમાજ થુંકે છે ! માટે મા'રા વ્હાલા ભોજ ! પ્રજાહીત માટેજ રાજ કરવું એ રાજાનો મુખ્ય અને વખાણવા લાયક ધર્મ છે. જે રાજા પોતાની પ્રજાને પોતાનાં સંતાન પ્રમાણે ગણે છે તે રાજાની પ્રજા સર્વદા રાજભક્ત રહે છે. રાજા દયાળુ અને ન્યાયી હોવો જોઇએ ને તેણે યથાર્થ રીતે સમજવું જોઇએ કે મૃત્યુ પછી મા'રે મા'રા કામનો જવાબ આપવોજ પડશે માટે પોતાને જે ઐશ્વર્યતા પ્રાપ્ત થઇ છે તેનો રૂડો ઉપયોગ કરી પ્રજાનું કલ્યાણ કરવું એજ તેનો સતત ઉદ્યોગ હોવો જોઇએ. દુષ્ટ અધિકારીઓ પોતાની પ્રજાનાં લોહી ચુસી ન જાય,

તેને લૂંટી ન ખાય, તેને વિના કારણે ન પજવે, તે માટે રાજાએ બહુજ સાવધ રહેવાનુ છે જુઠ્ઠા માક્ષી પુરાવાઓ ઉભા કરી પ્રજાના રક્ષણ માટેજ રાખેલા સિપાઈઓ તેના ભક્ષણ કરનાર ન થઈ જાય એ રાજાએ બરાબર જોવાનુ છે કર વેરામા પ્રજા કચડાઇ ન જાય તેમજ પોતાની ઇચ્છાઓ એવી બ્હેકાવી દેવી ન જોઇએ કે જેના પરિણામમા પ્રજા ભુખે મરતી ને ચીથરે હાલ થઈ જાય ગુપ્ત વેષે રાજાએ પોતાનાં નગરોની ગામોની–ગામડાની તપાસ લેવી જોઇએ પ્રજાનો સતોષ એજ રાજાનો વૈભવ, પ્રજાનુ સુખ એજ રાજાનુ સુખ, અને પ્રજાની સ્વતત્રતા એજ રાજાની સ્વતત્રતા ડાહ્યો રાજા આ સૂત્રને બરાબર સમજે છે દેશમા સર્વ લોકો ઉદ્યોગી થાય અને હુન્નરકળાના અનેક સાધનો ઉભા થાય તે સર્વ ક્યારે બને છે કે જ્યારે રાજાની સપૂર્ણ નજર પોતાની પ્રજા ઉપર હોય છે, સપૂર્ણ પ્રીતિભાવ પોતાની પ્રજા ઉપર હોય છે, પોતાનું સર્વસ્વ પોતાની પ્રજામા જોતો હોય છે એવા સ્વરૂપ રાજાના રાજ્ય ઉપર પરદેશી ગીધડાઓ આવી શકતા નથી તેને ફોલીખાઇ જતા નથી ત્યા પોતાનુ થાણુ નાખી શકતા નથી એવા રાજાના રાજ્યમાથી પરદેશી વ્યાપાર પ્રજાના ધનમાલને ઢસડી લઇ જતો નથી પ્રજા સર્વ પ્રકારથી સુખ સતોષે ભરની રહે છે એવા રાજાઓના નામ પ્રાતઃસ્મરણિય થાય છે યાવત્ચદ્ર દિવાકરૌ ! આ વિશ્વમડળમા તપે છે

લુચ્ચા, ઠગારા, દાસિયા, ચોર, દુષ્ટ એ સર્વથી પ્રજાનુ રાજાએ સદૈવ રક્ષણ કરવાનુ છે રાજાનો પ્રબળ પ્રતાપ હોય રાજા ન્યાયી દયાળુ ને ક્ષમા આદિ શુભ ગુણોથી યુક્ત હોય, રાજાનુ હૃદય પરમ નિર્મળ અને પવિત્ર હોય, રાજાનો રાજધર્મ પ્રજાના હીતમાજ હોય ને જે રાજાની પરમેશ્વર ઉપર પૂર્ણ ભક્તિ હોય તેવા રાજાના રાજ્યમા પ્રજા ઉઘાડે બારણે સૂએ છે એવા રાજાના રાજ્યમા વર્ણાશ્રમના ધર્મ યથાર્થ પળાતા હોય છે ત્યા ગાયો બ્રાહ્મણ, બાળકો અનાથ અને સ્ત્રીઓ સર્વદા નિર્ભય હોય છે ત્યા વૃદ્ધ અને વિદ્વાનો પુજાતા હોય છે ત્યા માગ્યા મેઘ વરસે છે ત્યા ઋતુઓ પોતાના નિયમ પ્રમાણે વર્ત્તે છે ત્યા અનાવૃષ્ટિ કે દુષ્કાળનો કદાપિ ભય પ્રાપ્ત થતો નથી ત્યા મરકી કે કોલેરા જેવા તત્ક્ષણ પ્રાણહારક રોગો ફાટી નીકળતા નથી ત્યા અકાળે મૃત્યુ થતા નથી ! પૂર્વ એવા એવા અનેક રાજાઓ થઇ ગયા છે કે જેના રાજ્યમા પ્રજા સદૈવ સુખના પાલણામાજ પોઢતી, આનદમાજ કલ્લોલ કરતી, હવે સમય બદલાયો છે કલિયુગ પ્રવર્ત્તતા રાજાઓએ પોતેજ ચોરના ધધા હાથમા લીધા છે કારણ વગર અન્ય રાજ્ય ઉપર ચડાઇઓ લઇ જવી, વગર કારણે બીજા રાજ્યની છેડતી કરવી, તેમના રાજ્યો હોઇયા કરી જવા કે પોતાનો તેના રાજ્યમા પગપેસારો કરી પોતે તે રાજ્યના ધણી થઇ પડવુ એવો ઘોર કલિયૂગ હજુ ચાલ્યો આવે છે તુ પણ કલિયૂગનાજ સામ્રાજ્ય નીચે છે માટે પુન ભોજ ! ત્યા'રે આ ધારા નગરીની ધુરા આ

રાજધર્મની ધોંસરી બહુ સંભાળથી વહન કરવાની છે. તેં બહુ રૂડી કેળવણી લીધી છે તેથી મને પૂર્ણ આશા છે કે તા'રા રાજ્યથી પ્રજા સંતોષ પામશે સર્વ પ્રકારે સુખી થાશે. આવો અમૂલ્ય સમય તને પ્રાપ્ત થયો છે, હજારો લોકોનું કલ્યાણ તા'રા હાથમા રહેલું છે, તે સાથે પ્રભુએ તને રૂડી બુદ્ધિ આપી છે તેથી મા'રો તને આશિર્વાદ છે કે જરૂર તું તારા કાર્યમા ફત્તેહ મેળવીશ તા'રી પ્રજામા તું માનીતો થઇ પડીશ; તા'રા રાજ્યના ગુણ અહર્નિશ ગવાશે તુ માનવ જન્મ કૃતાર્થ કરીશ. તા'રા કાકા સુજે તા'રા પ્રાણ લેવાની તૈયારી કરી હતી ને ક્રુર ઘાતકી ચાંડાળોના હવાલામાં તને સોંપ્યો હતો જ્યાંથી પરમ કૃપાળુ પ્રભુએ કેવી રીતે રક્ષા કરી ! એ ઉપરથી તા'રે ઘણી શિખામણ લેવાની છે અને મને તો સાફ સમજાય છે કે તને બચાવી લેવામાં પ્રભુનો ઉમદા હેતુ સમાએલો છે એ હેતુને સાર્થક કરવો એ તા'રૂ હવે પછીનું કર્તવ્ય છે. તુ પ્રજાનાં સુખદુખ ઝીણી નજરથી જોજે, તુ તારા બચ્ચા સમાન તેમને ગણજે. પ્રજાજનના વિદ્વાન અને ડાહ્યા માણસો તા'રી પાસે રાખી તે પ્રમાણે તા'રા રાજવહિવટ ચલાવજે, પ્રજા જે રીતે સુખી થાય, સંતોષમાં રહે, ઉદ્યોગી બને દેશના લોકો હુન્નરકળાથી આબાદ થાય તે સાથે ન્યાય, દયા ને ક્ષમાના માર્ગમાજ તા'રી આ રાજધર્મની યાત્રા ચાલુ રાખજે. (અપૂર્ણ)

---

## संसार चक्र ऊपर भ्रमण करतो जीवात्मा.

જાગ્રત અને સ્વપ્નરૂપ આ આખો સંસાર મનની કલ્પનાથીજ ઉભો થયો છે. તે संसारचक्र કહેવાય છે. **મન** એ સંસાર ચક્ર ઉપર જીવાત્માને ચડાવી દે છે ને અનેક જન્મ મરણના દુઃખદ પ્રસંગ ભોગવાવે છે. સત્વ, રજ અને તમો ગુણ યુક્ત થએલું મન નિરંકુશ બની જ્ઞાનેંદ્રિયથી અને કર્મેંદ્રિયથી પાપ પુણ્ય કર્યા કરે છે, અને પાપપુણ્યની વાસનામાં રંગાઇ જઇ વિષયોના ચક્રમાં ગોથા ખાયા કરે છે. વિષયોની વાસનામા જો એ મન લાગી જાય છે તો જન્મ મરણના ચક્રમાં અટવાવું પડે છે પણ જો એજ મન વિષયોથી તદ્દન અળગુંજ થઇ જાય છે તો જન્મ મરણના ચક્રમાંથી અદ્ધરને અદ્ધર ઉપાડી લઇ મોક્ષ ધામમા જીવાત્માને લઈ જઇ સ્વરૂપનુ જ્ઞાન કરાવે છે. આ ઉપરથી એ નિશ્ચય સમજવાનું છે કે જીવાત્માને સંસાર ચક્રમા ગોથાં ખવરાવનારૂ તેમજ મુક્તિ આપનારૂં મન છે એ મનને વશ કરવુ તેને નિર્બિજ કરવું તેને મારવું એ સર્વ ક્યારે બને કે જ્યારે સંગથી અલગ થવાય— આસક્તિ રહિત થવાય; મમતા,

મોહ-મારૂં એ સર્વ આસક્તિના સ્વરૂપ છે, તેમા અજાઇ જનારા મહાયોગી પુરૂષો પણ પતંગીયાની માફક પ્રજળી જાય છે જડભરતને નામે સુપ્રસિદ્ધ, મહાત્મા ઋષભદેવજીના પુત્ર એ આસક્તિના પરિણામમા પશુ અવતારને પામ્યા હતા— મૃગલીને પેટ અવતાર લેવો પડયો હતો

પિતા તરફથી જ્યારે ભરતજીને રાજ્યાધિકાર પ્રાપ્ત થયો તે સમયે તેમણે પ્રજાને સર્વ પ્રકારથી સુખી કરી પિતા પ્રમાણે પ્રજાનુ પાલન કર્યુ, એ ભરતજીને પાચ પુત્રો થના રાજ્યના સવ સુખ ભોગવતા છતા પોતાને જે વસ્તુ જોઇતી હતી તે તેમાથી મળી શકી નહિ તેથી પોતાના પુત્રોને રાજપાટ વહેચી આપી પોતે વનમા ચાલી નીકળ્યા અતૂલ સંપત્તિવાળુ ચક્રવર્તિ રાજ્ય તજી તપ કરવા માટે મહાત્મા ભરતજી હરિક્ષેત્રમા આવ્યા એ સુશોભિત અને પવિત્ર આશ્રમના બગીચામા એકાંત જીંદગી ગાળવા લાગ્યા ફળ ફૂલ અને કંદમૂળના નૈવેદ્યથી ભગવાનનુ પુજન કરતા મહાત્મા ભરતજી, વિશુદ્ધ, અને તૃષ્ણાથી રહિત થયા હતા– મનોવૃત્તિ શાંત થઇ હતી તેઓ પરમાનંદમા વિલસતા શુદ્ધ પ્રેમથી પ્રભુની સ્તુતિ કરતા– હે જે પ્રભુ, પ્રકૃતિથીપર, કર્માના ફળ આપનાર, બુદ્ધિના પ્રેરક મનથીજ જગત્ સરજનાર, તેમજ તેમા અંતર્યામી રૂપે રહેનાર, તૃષ્ણાવાળા જીવને ચૈતન્ય શક્તિથી પાળનાર અને સૂર્યનારાયણ ॥ આત્મા રૂપ છે

એવી રીતે ભરતજી રાજપાટ, સ્ત્રી પુત્રાદિક સવનો ત્યાગ કરી જંગલ સેવતા અને અનન્ય ભાવથી પ્રભુની ભક્તિ કરતા મહાયોગીના પદને શોભાવતા હતા, એવા મહાત્મા ઉપર પણ સંસારની અથવા માયાની આસક્તિ પોતાની કેવી બળવત્તર શક્તિ વાપરે છે કે તેમા એવા વિરક્ત મહાત્માઓ પણ ગોથા ખાઇ જાય છે, જન્મ મૃત્યુના પંજાપાથી છુટવા આવેલા સમયમા પાછા એ ઘટમાળમા જોડાઇ જાય છે

એક દિવસ ગંડકી નદીમા સ્નાન સંધ્યા વગેરે કરી એ મહાયોગી ભરતજી ૐકારનો જપ કરતા હતા તેવામા ત્યા તૃષાથી પીડાતી એક ગાભણી મૃગલી આવી ગંડકી નદીમા તે પાણી પીવા લાગી, જ્યા ભરતજી ઓંકારનો જપ કરતા હતા, તેવામા એક પ્રબળ ગર્જના થઇ એ ગર્જના સિંહની હતી ને તે સાંભળતા મૃગલી જીવ લઇને નાઠી, નદીમા પડી જેના ત્રાસથી ગર્ભસ્રાવ થયો ગર્ભપાત થતા બચ્ચુ એકદમ નદીમા પડયુ પોતે સામે કાંઠે ઠેકીને પહોચતા એક ખાઇમા પડી જવાથી મૃત્યુ પામી હા ! માથી વિખૂટુ પડેલુ બચ્ચુ પાણીમા તણાવા લાગ્યુ તે મહાત્મા ભરતજીની નજરે ચઢયુ

તે અનાથ મા વગરના બચ્ચાને નદીમા તણાતુ-મૃત્યુના પંજામા સપડાએલુ જોઇએ મહાયોગી ભરતજીને દયા પ્રકટી તેઓ નદીમા પડયા ને બચ્ચાને મહા મુશ્કેલીએ બહાર કાઢી આશ્રમમા લઇ ચાલ્યા–યોગી આસક્તિની જાળમા

ફસાયા. એ બચ્ચું મા'રૂંજ છે મા'રે તેનું રક્ષણ કરવું જોઇએ; પોતાના ટોળાંથી છુટું પડેલું, કાળના મોઢામાંથી મેં છોડાવેલું ને જે મા'રે શરણે આશ્રય પામી આવ્યું છે તેને મા'રાથી તજાય ? તે બાપડું કયા જાય ? હું જો તેને રઝળતું મુકી દઉં તો જંગલના હિંસક પ્રાણીઓ તેને ફાડી ન ખાય ? એ કેવું કોમળ અને નાજુક છે તેની મા'રા ઉપર કેટલી બધી મમતા છે ! એ મને તજીને કયાં જાય ? તેમ મા'રાથીએ તેને તજાય ! તેને મા'રા પગ અને મોઢું ચાટવું કેવું ગમે છે ! જ્યારે હું તેને પંપવાળું છું ત્યારે તે કેવું રાજી રાજી થાય છે ! ફરવું હરવું, ખાવું પીવું, સુવું બેસવું સર્વે મા'રી સાથે તેને બહુ ગમે છે. આ સંસારમા મા'રા સિવાય તેનું કોણ વહાલું સગુ ? હું તેની રક્ષા ન કરૂં તો તે મરી ન જાય ?

વાંચનાર ! જોયું, મહાયોગી ભરતજી કે જેણે માયાનો ત્યાગ કરવા મો'ટું સામ્રાજ્ય તજ્યું, સ્ત્રી પુત્રાદિક સર્વેને છોડયાં ! ખાનપાનાદિક ઉત્તમ વૈભવ સર્વે માથે મીઠું વાળ્યું–મહા અરણ્યમા આવી જપ તપથી ઉન્નત માર્ગ તરફ વધવા લાગ્યા. હા ! તેનું પરિણામ શું આવ્યું ! માયા એ પોતાનો કાબુ તેના ઉપર કેવી રીતે અજમાવ્યો ! પરમ હંસની ગતિને પામેલા યોગીરાજના હૃદયમાં દયા–આસક્તિ સ્ફુરવાથી જે ચક્રમાથી બહાર નીકળ્યા હતા તે ચક્ર ઉપર એકાએક ચડી ગયા ! એ બચ્ચું ચરવા ગયુ હોય ત્યાથી સહેજ મોડુ આવે તો યોગી ના'ના બાળક જેવા સીહા વિહ્વા થઇ જાય તેને દિવસ કે રાત, ગમે તે વખતે શોધવા નીકળી પડે, પગમાં કાંટા વાગે, શરીરે ઉઝરડા થાય વગેરે શરીરની ગમે તેવી સ્થિતિ થાય પણ જ્યારે બચ્ચાંને પોતે દેખે ત્યારે તેના પંડમા પ્રાણ આવે. તેને બચીઓ લે, ખંજવાળે ને પ્રેમાશ્રુથી તેને પોતાને ખભે ચડાવી આશ્રમમાં લાવી કૃત કૃત્ય થાય

તે ન આવ્યું હોય તો કાળી રાત્રે તેને શોધવા જાય ને એક બાળકની માફક રૂદન કરે ! જપ જાપ સર્વ તજ્યા ! ભકિત પૂજન નહાવું ધોવું સર્વ કર્મ પ્રારબ્ધ યોગરૂપ મૃગના બચ્ચાએ સુવાડી દીધા ને સર્વેનું મીંડું વળાવ્યું. જે માર્ગ અખત્યાર ન કરી શકાય એવો દુર્ઘટ માર્ગ પોતાના પ્રાણ સમાન સ્ત્રી પુત્રાદિક અને રાજવૈભવને તજી હાથ કર્યો એવો મહાયોગી એક મૃગના બાળકમા પોતાનું સર્વસ્વ ખોઇ શકયો ! હા ! સર્વસ્વ ખોઇ શકયો ! પ્રારબ્ધની ગતિ, અકળ અગાધ છે ! પોતાના સ્વાર્થનો ભોગ આપ્યો એક મૃગનાં બચ્ચા માટે. એ અનાથની પોતાના સિવાય કોણ રક્ષા કરે ! પોતા વગર કોણ લાડ કરે ! એ અજ્ઞાને મહાત્માને ઘેરી લીધા ! જેની દોરી ઉપર પ્રાણીમાત્ર નાચે છે, જેની ઇચ્છા ઉપર રક્ષણ ભક્ષણ સર્વ ટકી રહ્યું છે, અજગરના મૂખમાથી બચાવવાની અને અગણિત રક્ષકોના હાથમાથી વિનાશ કરવાની જેના હાથમા કમાન છે, તેનુ ધ્યાન યજન પૂજન સર્વે આ મહાયોગી ભૂલી ગયા ! સર્વ ભાર પોતાને

માથે લઈને ભમવા લાગ્યા જાણે એ મૃગનુ બચ્ચુ પોતા વડેજ જીવતુ હોયની અને જાણે સવદા પોતેજ એના રક્ષક હોયની! એજ ભાવનાની ગ્રથી હૃદયમા બધાઇ ગઇ મમતા ચોટી ગઇ પોતે ઉન્નત દશામાથી નીચે ઉતરતા જાય છે એ સમજાતા છતા મૃગના એ બાળને પોતાનુજ માની લીધાના દૃઢ અભિમા નથી તેના ઉપરની સ્નેહ સાકળ તોડી શકાઈ નહિ માયા એવી અનેક સ્વરૂપિણિ છે કે તેના ચરિત્ર આગળ મહા યોગી પણ મહાત! એ બચ્ચાના પ્રેમનો પોતાના ઉન્નત જ્ઞાનને લીધે અનાદર કરવાનો કે તેને તજી દેવાનો ભરતજીને જ્યારે વિચાર થતો ને તેના પરિણામમા બચ્ચા તરફ તેના હૃદયની ઉપેક્ષા થતી તે વખતની મૃગબાલની દામણી સ્થિતિ અને વ્હાલ–પ્રેમ જમાવવાની સ્વાભાવિક રીતિ કૃતિ યોગીરાજને સસારી બનાવી હેતી–અજ્ઞાન હાલતમા લાવી મેલી નયનમાથી અશ્રુધારા ચલાવતી માયાનુ–આસક્તિનુ–પ્રીતિનુ આવુ બધન છે કિનારે પહોચેલાને પણ પુન મહાસાગરના અગાધ જળમા ડુબવાનો વખત આવી ચડે છે! જ્યા હુ અને મા'રૂ એ મમતા બધાઇ કે જોઇ લ્યો ભવાડા પછી સુખના સાસા, ઉત્તમ માર્ગના વાધા ધર્મ કર્મ સર્વ ઉપર પાણી માત્ર હું અને મા'રૂ એ અભિમાન ઉપરજ જીવત્માનુ કૂદવુ અને માયે સસારના ત્રિવિધ તાપમા સીઝાવુ

ઋષભદેવજી જેવા મહાત્માના પુત્ર, અપાર–અગાધ જ્ઞાનવાળા ભરતજી, માયાના બધનને ત્રોડી નાખ્યા પછી પણ પુન એક મૃગ બાળમા ફસાયા તો પછી પામર માનવી જે અહોરાત આ મા'રૂ ઘર, આ મારો રંગમહેલ, આ મા'રો પૈસો આ મા'રૂ કુટુબ, હુ સર્વેનો માલિક, હુ અધિકારી, હુજ ડાહ્યો, મા'રીજ કિર્તિ અને હુજ જગતૂને ધ્રુજાવનારો, હુ સાર્વભૌમ ચક્રવર્તિ મહારાજા આવુ સમજતો તેને જ્યા અભિમાનનુ પિશાચ ચોટી જાય ત્યા જીવની ઉન્નતી ક્યાથી અને ક્યારે હોઇ શકે? સસાર ચક્ર કે જેના અનેક પાખીયા છે ચોરાસી લાખ મુખ્ય પાખીયા મા યા છે પણ એ પ્રત્યેક પાખીયાના પેટા વિભાગમા અગણિત પાખીયા લગી રહેલા છે તે ચક્ર ઉપરથી માયાના પ્રભાવથી જીવ ઠેકાણે આવી શકતો નથી જન્મ મરણની વારવાર હુ ખદ યાત્રા તેના નસીબના ચોટેલીજ રહે છે જગલમા કે ઘરમા જ્યા રહો ત્યા સરખુજ છે સસારની માયા સર્વમા એક સરખીજ પ્રવર્ત્તે છે–તેનુ સૂક્ષ્મ કારણ તપાસતા મન છે મન મરી ગયા પછી પણ પાછુ જીવતુ થઇ જાય છે, એવી કોઇ તેનામા અદ્ભૂત શક્તિ રહેલી છે જ્ઞાન વૈરાગ્યના વિષયથી મન મરી જાય છે ખરૂ પણ તેનુ પ્રેત અનત વિશ્વમા આથડતુ હોય છે તેથી જો સસાર માયા–આસક્તિનો કદાચ્ ભલે ચુકે તો થઇ આવે છે કે સહજ પણ વાસના સ્ફુરી આવે છે એટલે મરી ગએલા મનનુ રઝળતુ પિશાચ અનત વિશ્વના ગમે તે ભાગમાથી તુરતજ જીવતુ જાગતુ થઇ

માનવીના હૃદયમાં પેસી જાય છે ! યોગીના યોગમાં ઝરી જાયછે ! જ્ઞાનીના જ્ઞાનમાં અને ધ્યાનમાં ધુળકોટ વાળી મે'લે છે. માટે મનને ભૂત જેવુંજ ગણ્યું છે. એ મેલડીનો વળગાડ છે. દોરા ધાગા અને ડાકલાં— જ્ઞાન વૈરાગ્યનાં વાગતાં તે જાઉં છું જાઉં છું એમ કરીને નાસે છે, પણ જરાક વહેમનો પાસ લાગતાં— સંસાર તરફ દ્રષ્ટિ કરતાં એ ભૂત— પિશાચ જીંવતું જાગતું થઇ મનુષ્યના ખોળિયામાં પેસી જાય છે ને તેને સદા ધુણતુંજ રાખે છે તેને ઘેલું ગાંડું અને ચિત્ત ભ્રમ કરી મૂકે છે, તેની આગળ ચંડીના પાઠ અને અડદના બાકળા મહાત ! મહાત્મા ભરતજી—મહાયોગી એ દશાને પામ્યા. પડયા ! યોગમાર્ગમાંથી પડયા ! જ્ઞાન માર્ગથી ગબડયા ! ઉન્નત જીવનને અધમતાના કૂવામાં ઉતાર્યું ! મહા વિકાળ કાળની પાંખ યોગીરાજની પીઠ ઉપર ફરી. યોગીરાજે મૃત્યુંજયના મંત્રો જાણ્યા ! પણ તે સર્વ હવામાં ઉડયા ! યોગીરાજના વાસાનો બરડો યોગના એ માર્ગમાં ન હોતો ઘસાયો કે જે પછી કાળની પાંખ જ્યાં નિઃસત્ત્વ થાય ! અહિંયાં તો ભરતજી એ ગૃહસ્થ યોગી જેવા થઇ ગયા હતા તેને કાળે ઉપાડયા— મૃત્યુએ ઘેરી લીધા. અવસાન સમયે ભગવદ્ ભજન ભુલાયું નીજ સ્વરૂપ ન ઓળખાયું. મૃગનાં બાળમા વાસના રહી, તેને જંગલમાં એકલું મૂકી પોતાને જવું પડે છે, એ દુઃખ મરણકાળે થયુ ! યોગીરાજ ! ઋષભદેવજીના પુત્ર ! મહાત્મા ભરતજી ! તમોએ અમોલખ હીરલો ગુમાવ્યો. પથ્થરમા પ્રીતિ ચોટી તેમાજ મોજ માની અનંત જીવનના શાશ્વત સુખને ગુમાવ્યું ! મૃગબાળની ચિંતા તમારાજ હૃદયમા ભરાઇ બેઠી એનાં રક્ષણની ખાન પાનની અને વહાલની તમનેજ ચિંતા રહી ! હા ! ને તે પણ મરણ કાળે—અવસાન સમયે ! ઠીક તમારી ઇચ્છા જાઓ મૃગના ખોળીયામાં થાઓ કાલિયાર મૃગ ઘાસ તરણા ચરો ને જંગલના પાણી પીઓ પ્રારબ્ધને ભોગવો ! હા ! તેમજ થયું જીવાત્મા ઉડયો ને વાસનાને લીધે મહાયોગી મૃગ યોનીને પામ્યો ! સંસાર ચક્રે પુનઃ ચડયો ! ! !

## कौरवोनी सभामां श्रीकृष्ण वष्टिए.

( ગયા અંકના પૃષ્ટ ૪૨ થી ચાલુ )

ભીમનું બોલવું પૂરૂં થતા સહદેવ બોલી ઉઠયો હે શ્રી કૃષ્ણ ! ભીમનો ... અમારો રણરંગ કુરૂક્ષેત્રમા જણાશે, એ વખતનું ભીમનું રૌદ્રરૂપ નિરખતા ... થી આવેલા યમરાજ પણ જીવ લઇને નાસસે, મહાપ્રલય થવાનો હોય એવા ભીષણ સમયનું સાક્ષાત દર્શન ભીમ કરાવશે ! મહારાજ મારી પણ એજ

ઇચ્છા છે કે કદાપિ વષ્ટિ તો નજ કરવી યુદ્ધ, યુદ્ધને યુદ્ધજ અમારી તો એજ જપમાળા છે ભરી સભામા દ્રૌપદીની રજસ્વલા ભરેલી હાલતમા તેના વસ્ત્રો ખેચવાની દુશાશને જે નીચતા વાપરીછે–દુર્યોધને જે રાક્ષસી કૃત્ય કરાવ્યુ છે તે અમો ભુલી ગયા નથી અને આપ પણ હસ્તિનાપુર વષ્ટિએ પધારોછો ત્યા દ્રૌપદી ઉપર જે વિત્યુ છે તે બરાબર હૈયે અને હોઠે રાખજો દ્રૌપદી જે અત્યાર સૂધિ સર્વના મુખની વાણી સાભળ્યા કરતા હતા તે સિહણની પેઠે ગર્જના કરી બોલ્યા, મહારાજ શ્રીકૃષ્ણ ! વષ્ટિ વષ્ટિ શુ કરી રહ્યાછો? શેની વષ્ટિ ? વષ્ટિ કે વૃષ્ટિ? અમારે વષ્ટિ તો કદાપી કરવીજ નથી જે કરવાનુ છે તેતો વૃષ્ટિજ કરવાની છે રક્તની વૃષ્ટિ ! કૌરવોના એકેએક માણસના રક્તની વૃષ્ટિ જે દુશાશને મારા ચોટલાને પકડી ભર સભામા મા'રા વસ્ત્ર ખેચ્યા હતા ને દુર્યોધન તે સઘળુ અતિ હર્ષ ઘેલો થઇ જોયા કરતો હતો, ભીષ્મ આદી સર્વ યોદ્ધાઓ આ અધમ જોયા કરતા હતા તે સર્વના રક્તની જ્યારે કુરૂક્ષેત્રમા વૃષ્ટિ થશે– સરિતા વહેશે ત્યારે મા'રા જીવને શાતી વળશે કાગડા, ગીધ અને ઘોરખોદીયા જ્યારે દુર્યોધનાદિ તેના ભાઇઓના મુડદા ચુથશે ત્યારેજ મા'રા આત્માને ઠડક વળશે ! ચોસઠ જોગણીઓના ખપ્પરો જ્યારે કૌરવોના રૂધિરથી ભરાઇ જશે ત્યારેજ કૌરવો સાથે વષ્ટિ કરવાની સમ્મતી દ્રૌપદી આપશે જે જુલમ ને જે ત્રાસ મા'રા ઉપર વિત્યો છે તેવો કોઇ પણ સમયે કોઈ પણ અબળા ઉપર વિત્યોજ નથી ! ને તે પણ મા'રા સિહ જેવા પાચે પતિ સમક્ષ ! એ વિષના ઘુટડા પાડુના તન સિવાય બીજાઓ પી કે સહન કરી શકેજ નહિ એમની ધર્મ ઉપરની અવિચળ શ્રદ્ધા જોકે ઘણી પ્રશશનીય છે છતા જગત્મા વસતો એવો કોઇ માનવી પોતાની સ્ત્રી ઉપર થતો આવો જુલમ સહન કરી શકે એ સમજવુ કે માનવુ આકાશ કુસુમવત્ છે મા'રા પતિઓએ દીર્ઘ કાળ સૂધિ આવી ધીરજ ચલાવી હવે તે મા'રાથી સહન થઇ શકતી નથી હુ પોતે રણાગણમા ઉતરવા તૈયારછુ જો અર્જુન અને ભીમને પોતાના અસ્ત્ર શસ્ત્ર ઉપર વિશ્વાસ ન હોય, જો તેઓ ડરકણની માફક કુરૂદળથી ડરતા હોય તો હુ પોતે એકલીજ ચડી સ્વરૂપથી રણક્ષેત્રમા ઉતરીશ ને એ મહિષાસુર રૂપ દુર્યોધન તથા શુભનિશુભ, અને મધુકૈટભ રૂપ દુશાશન, શકુની ને કર્ણનો હુ સમરક્ષેત્રમા વિનાશ કરી મા'રા હૃદયરૂપી ખપ્પરમા એમના રક્ત ભરીશ ! રક્તબીજ સમાન તેમના અસખ્ય દળને હુ ચોંચડની માફક ચોળી નાખીશ ! ક્ષત્રિયો કોઇપણ સમયે રણથી કદાચ્ ડરે કે રણમાથી પાછા નાસે પણ વીરમાતા ક્ષત્રાણી પોતાના જીવિતને તુચ્છ ગણી યુદ્ધને મોખરે ઘુમી શત્રુઓના નવનેજા પાણી ઉતરાવી તેમને ધૂળ ચાટતા કરી રણાગણમા તેમના સાથરાઓ કરી યશગીત ગવરાવેછે ! વનવાસના તેર વર્ષ પુરા થયા તોપણ હજુ ઉઘણશીની માફક મા'રા પતિઓની ઉઘ ઉડતી નથી ! આપપણ હજુતો વષ્ટિની

વાતોના તડાકા મારવા એ રાક્ષસોની સભામાં જાઓછો ! મોટાં મોટાં ભાષણ અને મોટી મોટી વાતો કરોછો ને કરાવોછો. ભીમ અને અર્જુન પણ પોતાની બહાદુરીનાં આંહીં ઉપલબ્ધમાં બેઠા બેઠા બણગાં ફુકયાં કરેછે પણ હા ! તેઓની છાતી કોઇ નબળામાં નબળા પુરૂષની બનેલી જણાય છે. તેઓને હૃદય હોય એમ મને સમજાતું નથી. તર્ક અને ક્ષત્રિયોનુ ગૌરવ તેમનામાંથી ઉડી ગયું છે ! નહિતો હજુએ બાપડી ચોપડીને સમાધાન કરવાનાં ભાષણોનો ભરમડો ફરતો નહોય ! અર્જુનનું ગાંડીવ અને ભીમની ગદા સત્ત્વહીન થઇ ગએલાં હોય એમ મને ભાસેછે! પોતાનું કામ પોતેજ કરવું જોઇએ, મા'રા ઉપર જે વિત્યુંછે અને મને જે કષ્ટ પ્રાપ્ત થયુંછે તે તમોને તથા પાંડવોને શી રીતે સમજાય ! પણ મહારાજ શ્રીકૃષ્ણ ! હું કુરૂકૂળનો વિનાશ બહુજ નજીકના સમયમાં જોઉંછું. તેના પાપનો ઘડો પુરો ભરાયો છે! હવેતે એકજ સપાટામાં ફુટી જશે. દુર્યોધને હસ્તિનાપુરના સિંહાસનને લજ્જિત કર્યુંછે ! રાજ ધર્મમાં પુળો મુકયો છે ! હમણા મોટો દાવાનળ પ્રકટશે ને તેમાં કૌરવો અને તેનું અસંખ્ય સૈન્ય બળિદાન માફક હોમાઇ જશે. સ્ત્રીઓની લજ્જા લુટનારો કે તેના ઉપર જૂલમ કરનારો રાજા કદિપણ રાજ્યાસન ઉપર લાંબો સમય ટકી શકયો નથી. તો મા'રૂં હૃદય જે પ્રબળ દાવાનળ સમ ખદખદી રહ્યુંછે તે ખુલ્લું મુકતાં દુર્યોધન પોતે બળે તેવું સર્વસ્વ તેમાં ભસ્મિભૂત થઇ જશે ! આપ વષ્ટિ કરવા ચાલ્યા છો એ ખરે! પાંડવોની માત્ર નિર્બળતા અને ભીરૂપણું પ્રકટ કરવા જાઓછો ! પાંચપતિ, પાંચ પુત્ર, અને આપના જેવા સખાથી વેષ્ટિત જે હું તેની કેવી અધમ દશા થઇ ! જગબત્રિશીએ તે કેવી ચડી રહી છે! તેનો ખ્યાલ કોને આવે ? ભીમે લીધેલી પ્રતિજ્ઞા લોંય પથારીએ પડીછે ! અર્જુનનો તે સમયનો ક્રોધ સમાધિસ્થ થયોછે ને યુધિષ્ટિર મહારાજા તો ધર્મવૃત્તનું પાલન કરેછે! નકુલ અને સહદેવ એની ગણનાએ કોણ કરે છે? તમે પોતેતો પવન તેવી પીઠ દેનારાછો. ફાવતા ગાડામાં બેસી જાવાની તમારી રીતછે ! જ્યારે આમજ છે ત્યારે હવે મા'રે પોતેજ મા'રા ઉપર વિતેલા જૂલમનુ વેર લેવા ઉઠવાનુંછે. તમોતો ભલે જાઓ સિધાવો હસ્તિનાપુર વષ્ટિ ચલાવો ; પાંડવોને કાઇક અપાવો. જઇને કહેજોકે પાંડવોએ ચૂડલા પહેર્યા છે, વનવાસમાં રહીને તેઓએ પોતાનું સર્વ સત્ત્વ ગુમાવ્યુંછે હવે તેમના વતી આજીજી કરૂંછું કે હવે તેને કાંઇક પણ ભિક્ષા દાખલ આપો ને સમાધાન કરો.

તમારાં એવાં મીઠા મધજેવાં વચનોથી દુર્યોધન તમારા ઉપર તુષ્ટમાન થશે ને પાંડવોને કાંઇક આપશે બહુજ રૂડો રસ્તો હાથ ધર્યોછે હું પણ તેમાં સમ્મત થાઉંછું તમો જઇને સમાધાન કરી આવો !

દ્રૌપદીનાં વીરતા અને કટાક્ષ ભરેલાં વચનોથી અર્જુન અને યુધિષ્ઠિરનાં મુખ શ્યામ અને ગ્લાની ભરેલાં જણાયાં; ભીમ

ક્ષણભર દિગ્મૂઢ જેવો જણાયો અને એકદમ ગદા લઇ ઉભો થઇ ગયો તે બોલ્યો, હે કૃષ્ણ મહારાજ! હવે તમો અહીંજ રહો ને મને જવાદ્યો હસ્તિનાપુર! અત્યારેને અત્યારેજ હુ પવન વેગે ત્યા પહોચીશ! દુર્યોધનાદિ તેના ભાઇઓ અને તેની રાક્ષસી સભા સહિત હસ્તિનાપુરને એકજ પલકારામા બધુ બાળી હમણાજ હુ આવીશ ને દ્રૌપદીના બળતા હૃદયમા પરમ શાંતીના પાથરણા પાથરીશ તેની રગે રગમા આનંદના રફત વહેવરવીશ એમ ઉગ્રજુસ્સાથી ભીમ ગદા લઇને ઉભો થઇ ગયો! ભીમની લાલચોળ આંખ અને તેનુ પ્રચંડ શરીર જોતા જાણે સાક્ષાત્ રૂદ્ર, ત્રૈલોકયનો વિનાશ કરવા ઉભા થયા હોયની એવુ સર્વને ભાસ્યુ! દ્રૌપદીની ખાતરી થઇકે અવશ્ય ભીમ મારા હૃદયની શાંતી કરશે તે બોલ્યા શાબાસ, ભીમ સાબાશ તમારૂ આ સ્વરૂપ ખરે! દુશાશન અને દુર્યોધનના ગાત્ર શિથિલ કરી નાખશે! તમો જ્યારે એઓને જમપુરીની જાત્રા કરાવશો તમો જ્યારે તેના અતૂલિત ગર્વને ગાળી કૌરવોની સ્ત્રીઓને કેશ વગરની અને સૌભાગ્ય રહિત કરશો ત્યારેજ પાડવોનો વિજય થયો કહેવાશે! ત્યારેજ પાડવો પ્રબળ પ્રતાપી ગણાશે ચાલો ફત્તેહ કરો હુ પણ તમારી સાથેજ આવુછુ એક બાજુ સાક્ષાત્ ચડી સમાન દ્રૌપદી અને બીજી બાજુ રૂદ્ર સમાન ભીમનુ સ્વરૂપ જોઇ કૃષ્ણે વિચાર કર્યો કે દ્રૌપદી અને ભીમ વેર અને ક્રોધાવેશમા ધર્મના માર્ગને ભૂલી ગયાછે ઉવાટે ચડી ગયાછે તેમને ધર્મના રસ્તે ઉપર લઇ જવા જોઇએ કારણકે ધર્મનોજ વિજય છે મહાત્માઓ કદાપિ પણ ધર્મપથથી ખસતા નથી પણ અત્યારે આ ઉભયને મોહ પ્રાપ્ત થયોછે ને તેથી તેઓ નીજ ધર્મ ભૂલ્યા છે! બનેનેધર્મ માર્ગથી ખસતા અને ઉગ્ર ક્રોધાવેશમા આવેલા જોઇ શ્રીકૃષ્ણ બોલ્યા, સતી દ્રૌપદી! પતિની આજ્ઞા મેળવી? વીરભીમ, યુધિષ્ઠિર મહારાજાની રજા લીધી? તમારો ધર્મ કેમ ભૂલોછો! પાડવોનો વિજય શેમાછે ને કૌરવોનો વિનાશ શેમા છે તે જાણોછો? ધર્મમાને અધર્મમા–ધર્મ સરક્ષણ–ધર્મની મર્યાદા એજ પાડવોનો વિજય છે અધર્મમા રચવુ પચવુ એજ કૌરવોનો વિનાશછે પોતાના સ્વાર્થનો તમામ ભોગ આપવાથી પણજો ધર્મ સચવાતો હોયતો મહાત્માઓ સ્વાર્થનો કે જીવિતનો ભોગ આપીને પણ ધર્મનુ સરક્ષણ કરેછે યુધિષ્ઠિર મહારાજ ધર્મના પાલકછે, તેઓ ધર્મમાર્ગમાથી ત્રૈલોકયનુ રાજ્ય મળે તો પણ ખસે તેમ નથી એજ તેમનો વિજય સૂચવેછે! તેઓ અત્યાર સૂધિ જેજે સહન કરી રહ્યા છે તે શા કારણથી? ફકત ધર્મની મર્યાદા માટે નહિતર જયા અર્જુન, અને ભીમ જેવા જેના મજબુત હાથછે તેને કૌરવો શુ દૂભવી શક્વાના હતા–શુ કષ્ટ આપવાના હતા? પણ સર્વ દુખ તેઓ ધર્મ માર્ગને અનુસરી સહન કરી રહ્યાછે એજ ધર્મ માર્ગને આધારે મહારાજા યુધિષ્ટિરની ઇચ્છાનુસાર હુ હસ્તિનાપુર આજે જાઉ છુ ત્યા જઇને તેમની પાસે તમારા રાજ્ય ભાગની માગણી કરીશ, તેમને

સમજાવીશ ને તેમ કરવા છતાં જો તેઓ પોતાના હઠમાંથી હઠશેજ નહિ તો પછી કુરૂક્ષેત્રના મેદાનમાં ધર્મયુદ્ધમાં ઉતરી પડજો ને તે વખતે ચોસઠ જોગણીઓનાં ખપ્પર ભરી તેમને તૃપ્ત કરજો. કાગડા, ગીધ અને ઘોરખોદીયાંઓને ઉજાણી આપજો; લોહીની નદી વહેવરાવજો. સતી! ધર્મ માર્ગના જેજે રસ્તાઓ હોય તે રસ્તા ઉપર ચાલવુંજ જોઇએ અને તે મુજબ વર્તિ કરવાની પણ જરૂરછે પણ મા'રી ખાતરીછે કે તમારા ઉપર એ દુષ્ટોએ જે કેર વરત્તાવ્યોછે તેના પરિણામમાં કુરૂકૂળનો વિનાશ નિરમાણજ થઈ ચુકયોછે! ને તેથી એ ચંડાળ ચોકડી કદાપિ પણ પોતાની હઠ છોડનાર નથી જેથી મહા-યુદ્ધનો રણસ્થંભ થોડાજ સમયમાં રોપાશે પ્રબળ દાવાનળ પ્રકટશે અને કુરૂકૂળ તેમાં ભસ્મિભૂત થઇ જશે. માત્ર ધર્મના અનુયાયીયોજ તેમાંથી વિજય પ્રાપ્ત કરશે; માટે શાંત થાઓ ધિરજ ધરો હું આજે હસ્તિનાપુર જાઉંછું.

અપૂર્ણ

## कलियुगनुं साम्राज्य.

કલિયુગનું સામ્રાજ્ય થતાં મનુષ્ય નીજ ધર્મથી પતિત થશે, સત્ય સંતાઇ જશે, અસત્યનો વિજય થશે. પવિત્રતા ધોળાં કપડાં પહેરવામાં રહેશે મન દિન પ્રતિદિન મલિન થતું જશે. મનુષ્ય દયાહિણ થઇ જશે, બીજાને દુ:ખમાંથી છોડાવવા સહાયકારી નહિ થાય પણ તે વિશેષ દુ:ખી કેમ થાય એજ મનનું ચિંતવન રહેશે. બીજાનું દુ:ખ જોઇ પોતે ફુલાવું અને મુછે તાર દેવો એજ બહાદુરી ગણાશે. આયુષ્ય ક્ષણિક—વાત કરતા હાલતાં ચાલતાં, કે મરકી જેવા મરજથી મનુષ્ય મૃત્યુની શય્યામાં પોઢશે. ત્રીસ વર્ષ એ લાંબામાં લાંબી આયુષ ગણાશે. બળિયા આગળજ માત્ર ક્ષમા રહેશે. ક્ષમાનું સ્થાન બદલાઇ એ સ્થાને ક્રોધ બેસશે. રાંક અને નિરાધાર ઉપર બળ બતાવવામાં આવશે. સ્મરણ શકિત નાશ પામશે છતાં દાંભિકપણું વધશે. જેની પાસે ધન હશે તેજ માણસ કૂળવાન, આચારવાન અને ગુણવાન કહેવાશે, તેજ ડાહ્યો લેખાશે, ભલે તે નીચ કર્મનો કરનારો કે દુષ્ટ હોય. જેનું બળ વધારે હશે તેજ ધર્મી તેમજ ન્યાયી કહેવાશે જોકે તેનાં કર્મો જગત્‌ને કંપાવતાં હશે તોપણ. કૂળ-ગોત્રના નિયમો તૂટી જશે. માત્ર એક બીજાની પ્રિતીથી લગ્ન કરી બેસશે કે જે શાસ્ત્ર પ્રમાણે કે કુળાચાર પ્રમાણે અઘટિત હશે. લેવડદેવડમાં, વિશ્વાસઘાત, દગો—છળકપટ એ ચતુ-રાઈમા ગણાશે. સ્ત્રી અને પુરૂષો કૂળ અને આચારથી ઉત્તમ નહિ ગણાય પણ વિષય વાસનાની વૃદ્ધિ એજ મુખ્ય ધર્મ થઇ પડશે. માત્ર જનોઇથી બ્રાહ્મણો ઓળખાશે. ચતુર્વર્ણ નીજ ધર્મકર્મના રસ્તા છોડી દેશે. પોતાના મન ફાવતા આચાર વિચા-

રમા દોરાઈ જઇ તેમા પોતાની શ્રેષ્ટતા સ્વીકારી લેશે આશ્રમો નષ્ટ થશે માત્ર ગૃહસ્થાશ્રમ રહેશે ને તે પણ કલિયુગના સામ્રાજ્યમા લુટાઇ ગએલો–વિખાઇ ગએલો–પિ ખાઇ ગએલો ન્યાય વેચાશે મોઘો મળશે ને તે યથાર્થ મળશે નહિ ગુનેહગાર છૂટી જશે, બિનગુનેહગાર માર્યો જશે સારા માણસોની આબરૂ પાડી નાખવામા આવશે પ્રજાના રક્ષણ માટે રાખેલા સિપાઈઓ, તેમજ તેના ઉપરી અધિકારીઓ નિરપરાધી માણસને માર મારીને કે ઘાતકી રીતે દુખ દઇને જોરજુલમથી ગુનેહગાર ઠરાવશે સાક્ષી પુરાવા ઉપર ઇનસાફ આવીને ઉભો રહેશે જુઠ્ઠા શાક્ષીઓ ઉભા કરી ગુને'ગાર માણસ બચી જશે, નિરપરાધી માણસ વધારે ફસાશે જેની પાસે બહુજ પૈસો હશે ને તે વકીલ બારીસ્ટરોમા કાકરા પેઠે વેરી નાખશે તેજ દાદ મેળવવા પામશે ધન વગરનો કે સહાયતા વગરનો માણસ, લુચ્ચા ખટપટીયા અમલદારોની ચુગાલમા ફસાઈ માર્યો જશે ધોળે દહાડે તેની આબરૂ લેવાશે કે તેના ઘર ઉપર દરોડો નાખવામા આવશે પણ નહિ દાદ કે ફરિયાદ મામામાશીનાથી રાજકીય મડળ ભરાઇ ગયુ હશે કે જ્યા એકનો જાલમ બીજો છુપાવશે, બીજાનો ત્રીજો છુપાવશે, એમ જોડાકમી સત્તામા પ્રજા રગડાઈ મરશે, હૃદયમા ભીજાઇ જશે પણ ન્યાય નહિ મળે ના'નાથી મો'ટા સવ અધિકારીઓ લાચીયા થઇ જશે કરવેરામા પ્રજાને ચાટી દેવામા આવશે ને તે ઉઘરાવના નામ વર્ત્તાવશે પણ નહિ દાદ કે ફરિઆદ સાચી વિદ્યા જતી રહેશે ધર્મશાસ્ત્રો ઘોઇને પીવામા આવશે પરભાષા ભણી ગણીને ફુલાશે નીજભાષાની બારાખડી પણ ભૂલી જશે બહુ બકવાટ કરનારો–બોલનારો ને ધામધુમીઓ માણસ પડિત કહેવાશે શૂન્ય જ્ઞાન છતા સાચા પડિત કરતા પોતે વધારે ડાહ્યો અને મો'ટો પડિત કે વિદ્વાન છે એવો ફાકો બતાવવામા આવશે મન, વાણી અને કર્મ એ ત્રણેના વ્યાપાર જુદી જુદી દિશાએ પડશે હૃદયમા હળાહળ વિષ, વાણી પ્રપચી, લુખી, ડોળઘાલુ અને મોહક, બીજાને ફસાવનારી, કર્મતો કસાઇનાજ ઢોગી ધર્મગુરૂઓ પોતાના હોજરા ભરી અધાની હાર માફક સેવકોને વહેમ ઘેલા કરી મૂકશે જપમાળા એ ભક્તિનુ મુખ્ય સાધન ગણાશે હૃદય ક્યા ભટકતુ હશે છતા કરમાથી માળાના મણકા એક પછી એક ફરતાજ જશે તીલક અને છાપા એજ ભક્તિ, ઉપરનો ડોળ એજ ભક્તિ, બાકી હૃદય શઠથી, મેલા અને દુષ્ટ વાસનાથી ભરેલા જેવા ગુરૂ, તેવા ચેલા ગુરૂ પોતે સસારી હશે છતા ચેલાને સન્યાસી થવાનો બોધ આપશે પોતે ષડ્રિપુના પાસમા બધાએલા હશે તે બીજાને તેમાથી છૂટો કરવાનો ફાકો રાખતા હશે ધન હરણ કરવામા જેમ જેમ વધારે કુશળતા તે સવનો ધર્માધ્યક્ષ ગણાશે અઘટિત આચરણો પ્રવર્ત્તાવશે અને સ્ત્રી પુરૂષોને તેના ધર્મમાર્ગથી ભ્રષ્ટ કરશે લગ્નક્રિયાઓ માત્ર નામની રહેશે ઢોલ શરણાઈ કે વાજા ફાજા વગડાવી લાખો

લાંબો વરઘોડો કાઢી ઢીંગલા ઢીંગલીને એકબીજાને ગળે લટકાવી દેવામાં આવશે. માબાપ જે પ્રત્યક્ષ તીર્થ છે તેની ઉપેક્ષા કરવામાં આવશે એટલુંજ નહિ પરંતુ તેમને દુઃખ દેવામાં આવશે, તેમને ગાળો ભાંડવામા આવશે. વૃદ્ધાવસ્થામાં તેઓનાં ચરણ સેવવાને બદલે તેમને રઝળતાં કરી દેવામાં આવશે પણ પાંચસો કોશને દૂર જઇ તિર્થોમાં પવિત્ર થવા દોડશે! પુરૂષો સ્ત્રીઓના વાંદરા જેવા થઇ જશે. સ્ત્રીઓ જેમ નચાવશે તેમ પુરૂષો નાચશે, પોતાના માબાપને દુઃખી કરવામાં આવશે, તેને કાઢી મૂકવામાં આવશે, શ્વસુર પક્ષને તે સ્થાને સ્થાપવામાં આવશે. પુરૂષ કરતાં સ્ત્રીઓ પોતાને વધારે ડહાપણદાર મનાવતી રહેશે. ગ્રહકાર્યના સકળ ધર્મો છોડી દઇ પુરૂષનાં કાર્ય અખત્યાર કરવામાં દોડાદોડી થતી જણાશે. જે કેળવણીથી સ્ત્રી ગૃહસ્થાશ્રમના ધર્મને યોગ્ય થાય તેવી કેળવણી આપવામાં નહિ આવે પણ જેથી ઉદ્ધતપણું વધે અને નીજ-ધર્મોમાંથી ખસી જવાય એવી કેળવણી લીધેલી ડાહી મનાશે. સીતા, સાવિત્રી કે અનસૂયાના પદનો દાવો કરશે! સ્ત્રીઓ બહુ બોલી થશે, કૂળ મરજાદ છોડી દેવામાં આવશે, સાસુ અને મા કરતાં પોતે વધુ ડાહ્યલીમાં ખપાવશે. વૃદ્ધ અને વડીલોને બેવકૂફ ગણી તેની રીતિ કૃતીનો અનાદર કરવામા આવશે. શક્તિ ઉપરાંત ખરચ કરવામાં પોતાની મહત્તા માનશે. છોકરાં-ઓને કેમ કેળવવાં તેને નીતિમાન કેમ કરવાં તેની ચિંતા નહિ રાખે પણ એ ચિંતા રાખશે કે છોકરાં વહેલાં કયારે પરણે અને કયારે એ છોકરાંમાંથી પણ છોકરાં થાય!

સ્ત્રીઓના સોળ શણગારમાંથી માત્ર કેશને લાંબા ટુંકા કરવા ઉપર ને તેની ટાપટીપમાંજ સર્વે શણગાર સમાઇ જશે. ઉદરપોષણ એજ પુરૂષાર્થ ગણાશે. અનાથને દુઃખી કરવાં, વૃદ્ધ અને વડી-લોની મર્યાદાનું ઉલ્લંઘન કરવું ને પોતે ચટાક ફટાક થઇને જ્યાં ત્યાં ભટકવું કે દગા ફટકાનો ધંધો કરવો એ પુરૂષાર્થ ગણાશે. લુચ્ચો અને કપટી માણસ પ્રમા-ણિકતાનો દાવો કરશે. સાધુ પુરૂષ મૂર્ખ અને ભોળામાં ગણાશે. કુટુંબનું પોષણ એજ પરમાર્થમાં ગણાશે. કિર્તિ માટેજ ધર્મનો ડોળ બતાવવામાં આવશે. લોકોનું જીવિત ક્ષણિક પણ જીવવા માટે ફાંફાં વધારે મારવામાં આવશે. પરલોકની ચિંતા તજી દેવામા આવશે. આંહીંનાં સુખ માટે અહોરાત્ર પરિશ્રમ કરવામાં આવશે. શરમ જતી રહેશે, ઉપકાર જતો રહેશે. ભલાઇ ભૂલી જવાશે. મિત્ર અને સ્નેહી જણાતો બીજીજ પળે શત્રુ થઇ ઉભો રહેશે નાંના નાંના કલેશોથી ઘર સંસાર વિષમય થઇ જશે. હૃદયની શાતી જતી રહેશે. સઘળો વ્યવહાર અધર્મ સ્વાર્થ ઉપરજ ચાલતો થઇ જશે. દીકરી-ઓ ક્ષરેવેચાણ થશે. તેના પૈસા લઈ ઘરડા ઠચરાણે ગળે ઓળવી દઇ માબાપ એ પૈસા ... મજા ભોગવતાં જણાશે. દીકરીના પૈસા ... કે તે સામા ધણીને આપી તે સાટાંવટે ... પિતા પરણશે. સામસામાંના રિવાજ ચાલશે. માત્ર રાક્ષસી કે પિશાચ વિવાહજ રહેશે. લગ્નોનાં બંધન શિથિલ થઇ જશે. પતિના સ્વર્ગવાસ પછી સ્ત્રીઓ વૈધવ્ય ધર્મ નહિ પાળતાં પુનર્લગ્ન કરવા

દોડશે સુએલા સગા ઉપરની કે પિતૃઓ ઉપરની શ્રદ્ધા નિર્મળ થશે એમ ઘોર કલિયુગ આવતા માણસ માણસના લોહીના તરસ્યા થશે રાજાઓ ચોર જેવા થઈ જગે તેઓ પ્રજાના ધનમાલને છડે ચોક લુટી લેશે ઇચ્છાનુસાર જૂલમ કરશે, પ્રજાને નીચોવી નાખશે દેશના ધંધા રોજગાર સર્વ સુઈ જશે પ્રજા અહોરાત્ર ભયમા રહેશે જેના ઘરમા શેર દાણ રહેશે તે મોટો શ્રીમત ગણાશે દુષ્કાળ અને કર વેરામા ચગદાઇ જતી પ્રજા ટાઢ, વાયુ, તડકો, વરસાદ અને હિમથી વિનાશ પામશે કે પરસ્પરના કજીઆથી નિ સત્વ વશે ક્ષુધા, તૃષા અને રોગાદિકનો ઉપદ્રવ વધી પડશે લોકો નિર્બળ અને નાના શરીરવાળા થઈ જશે ચિરરક્ષા નહિ રહે, પાખંડ ધર્મ વધી પડશે, વેદોકત ધર્મ સતાઈ જશે જ્યા ત્યાથી અકસ્માત, અનાળમૃત્યુ, અઘટિત બનાવ, આગનો પ્રકોપ, વરતીકંપ, જ્વાળામુખી, પવનનુ તોફાન આદિ ઉપદ્રવો સભળાતા રહેશે, થતા રહેશે, અનુભવાના રહેશે ચોર અને દુષ્ટ માણસો નો જ્યા ત્યા વિજય થતો જોવામા આવશે મિથ્યા ભાષણ અને જીવ હિંસા વધી પડશે ગૌ બ્રાહ્મણ અને સ્ત્રીઓ અરક્ષિત થશે જ્યા જોશો ત્યા જુલમ, ત્રાસ અને ભયનુ રાજ્ય હશે ઘરમા કે બહાર કયાએ શાતી, સ્નેહ કે સુખનો લેશ માત્ર મળશે નહિ રાજા અને પ્રજા એક બીજા પોતપોતાના ધર્મને ભૂલી જશે રાક્ષસ રૂપ થઈ એક બીજાના લોહી પીશે એમ જ્યારે ચોતરફથી ગઢ ઘેરાઈ જશે અને કલિયુગના સામ્રાજ્યનો કેરપ્રવર્તિ રહેશે ત્યારે ધર્મની સ્થાપના માટે ભગવાન્ અવતાર લેશે

परित्राणाय साधूना विनाशायाच दुष्कृताम् । धर्म सस्थापनार्थाय सभवामि युगे युगे ॥

## एक विद्वान् ज्योतिर्वेत्तानो स्वर्गवास

અમોને લખતા અત્યત ખેદ થાય છે કે કાઠીયાવાડમા અતિ પ્રસિદ્ધ થએલા, તથા શ્રી જુનાગઢ રાજ્યના રાજ્ય જોશીપદને પામેલા જ્યોતિર્વિદ કાશીનાથ કમળાકરે, પોષ શુદી ૯ સોમ વારે સ્વર્ગવાસ કર્યો છે જોશીજી પ્રશ્નોરા નાગર નાતિમા અગ્રણી ગણાતા હતા આ જ્ઞાતિ વિદ્યાવિલાસીઓને માટે જાણીતી છે કાઠીયાવાડમા છેલા દશકામા વૈદ્યો પંડિતો, કવિઓ, જોશીઓ, અને પૌરાણિકોમા પ્રતિષ્ઠિત ગણાતા જનોમા બહુ ભાગે આ જ્ઞાતિનાજ સુજનો છે દૈવઇચ્છાથી આ સુજનોનો હવે હ્રાસ થવા માડ્યો છે

કાઠીયાવાડમા એક સમયે જામનગર વિદ્વાનો માટે પ્રસિદ્ધ હતુ આનવર વિદ્વદ્મણિ કેશવજી શાસ્ત્રીજી તથા વૈદ્ય વર વિઠ્ઠલભટ્ટજી, જામસાહેબની દરબારમા ઉત્તમ પ્રકારના વિદ્વાન્ ગણાતા તેમની પાસે અધ્યયન કરેલાઓમા મોટો ભાગ પ્રશ્નોરા નાગરોનો હતો આજ ગાળામા શિખેલા વૈદ્યરાજ ઝંડુભટ્ટજી

વૈદ્યરાજ પ્રભુરામજી, શાસ્ત્રીજી જીવનરામજી, જ્યોતિર્વિદ્ કાશીનાથજી વિગેરે છે. આ વર્ગનો ધીમે ધીમે અસ્ત થતો જાય છે. ઇશ્વરકૃપાથી આ શિષ્યો પણ તેવાજ વિદ્વાનો થયા અને તેમણે પોતાની પાછળ પણ તેવીજ કેટલીક શિષ્યપ્રજા મુકી છે. જોશીજી કાશીનાથજીએ વિદ્યાભ્યાસ કર્યા પછી જુનાગઢ જીલ્લાના નવાબ સાહેબે તેમની પરીક્ષા કરી તેમને વર્ષાસન કરી આપી પોતાની પાસે રાખ્યાહતા. ત્યાં તેમણે એટલી સારી છાપ બેસાડી હતી કે છેવટ સૂધિ નવાબ સાહેબના પ્રીતિપાત્ર રહી તેમના આશ્રયદ્વારા વિદ્યાવૃદ્ધિમાં તેઓ વિશેષ લક્ષ આપી શક્યા હતા. તેમનું ઘર વિદ્યાર્થીઓ તેમજ નિરાકાર વિદ્વાનોથી ભરેલુંજ રહેતું. તેમના શિષ્યો કાઠીઆવાડના ઘણા ભાગમાં મળી આવે છે. આવા વિદ્વાન્‌ના સ્વર્ગવાસથી શ્રી નવાબ સાહેબને, કાઠીયાવાડ પ્રાંતને તેમજ આખા ગુજરાતને મોટી ખોટ ગઇ છે. વિ૦ પ્ર૦

---

## वेदधर्म सभाना फंडमां मळेली बक्षीस.

વંશણગામ નિવાસી ધાર્મિક વૃત્તિવાળા નાથુરામ રૂગનાથજીએ પોતાના પુત્ર વિઠ્ઠલદાસનો સ્વર્ગવાસ થતાં તેના પુણ્યાર્થે વેદધર્મ સભાના ધરમાઉ ફંડમાં રૂ. ૧૧) અગિયાર મોકલી આપ્યા છે તે ઉપકાર સહિત સ્વિકારીએ છીએ. પરમાત્મા એમના આત્માને શાંતી આપો.

## आर्यधर्मप्रकाशना लवाजमनी पहोंच.

નીચે લખેલા સદ્‌ગૃહસ્થો તરફથી લવાજમનાં આવેલાં નાણાં ઉપકાર સહિત સ્વિકારીએ છીએ.

| | | |
|---|---|---|
| રા. રા. વાલાભાઇ બળદેવજીના | સં. ૧૯૫૯–૬૦–૬૧ | રૂ. ૪—૮—૦ |
| રા. રા. જેઠાલાલ બાલાશંકર | સં. ૧૯૬૨ ના | રૂ. ૧—૦—૦ |
| પાટણ શ્રીમત્ ફતેહસિંહજીરાવ લાઇબ્રેરી | સં. ૧૯૬૧ ના | રૂ. ૧—૮—૦ |
| રા. રા. મણીલાલ જગમોહનદાસ | સં. ૧૯૬૨ ના | રૂ. ૧—૮—૦ |
| * વિઠ્ઠલપૂર .... .... .... | ... | રૂ. ૧—૦—૦ |
| * રા. રા. મગનલાલ જયચંદ .... .... .... | .... | રૂ. ૧—૮—૦ |
| જુનાગઢ નૃસિંહ પુસ્તકશાળા | સંવત ૧૯૫૮ થી ૬૧ સુધિ | રૂ. ૬—૦—૦ |
| રા. રા. માધવરામ હરિનારાયણ દિવાનસાહેબ | સં. ૧૯૬૨ ના | રૂ. ૧—૮—૦ |
| રાઓળ શ્રી અક્ષયરાજજી મેઘરાજજી | સં. ૧૯૬૨ ના | રૂ. ૧—૮—૦ |
| રા. રા. ખીમજી વીરજી | સં. ૧૯૬૨ ના | રૂ. ૧—૮—૦ |
| રા. રા. પ્રહલાદ સેવકરામ | સંવત ૧૯૫૮ થી ૬૧ સુધીના | રૂ. ૬—૦—૦ |
| વઢવાણ બર્ડવુડ લાઇબ્રેરી | સં. ૧૯૬૨ ના | રૂ. ૧—૮—૦ |

* વિઠ્ઠલપૂર તથા રા. રા. મગનલાલ જયચંદ તરફથી આવેલુ લવાજમ કયા સાલનું છે તેમજ વિઠ્ઠલપૂરથી કોણે એ લવાજમ મોકલ્યું છે તે નામ તથા રા. મગનલાલ જયચંદ કયાના રહેવાસી છે તે અમોને તેઓના તરફથી જણાવવામા આવ્યુ નથી તો તે લખી મોકલવા કરવી.

# आर्यधर्मप्रकाश

પુસ્તક ૩૪ મુ ]  ફાલ્ગુન સં ૧૯૬૨  [ અંક ૫ મો

## यतोधर्मस्ततोजय




### उपदेशमाळा

मणको ७३ मो

"નથી લેતો નારાયણનું નામને રે"—એ ગઢ

हरि हीरो गुमा यो तें हाथथीरे  टेक
तुतो गगा नाह्योरे गोदावरीरे, पण मननो धोयो नहि मेल,  हरि०
टीला टपका कर्या विविध भातनारे, पण बुद्धि भाळी वठेल,  हरि० १
माळा करमा ग्रहाने जाप बहु जप्यारे, पण चित्तमा चोटयु नहि नाम, हरि०
चोवट चित्तमा तेंतो बहु चूकवीरे, करी माळाने हरामी बदनाम, हरि० २
तेंतो वरत एकादशा बहु कर्यारे, देह दमवाना शोध्या उपाय,  हरि०
छता मनडु काबुमा न राख्युरे, हैयाफुटा उबाट अथडाय,  हरि० ३
मरी जाण्यु तें होजरु भाववथीरे, पण राकने न आल्यु नवटाक,  हरि०
पशु घडता पुरुष तने का घड्योरे, रह्यो जीवतो सुयाणानो वाक, हरि० ४
जेणे जठरामा नव मास जाळवयोरे, तेंनो भूली गयो उपकार, हरि०
कोल ओक्यो हरामी तें हायनोरे, कर्या काम भुडा हरामी धरार, हरि० ५
षड्रिपु छे साढ ता'रा देहमारे, तेणे वाळ्यो छे कच्चर घाण, हरि०
ढोळी अमत पीधु विख वेवलारे, तेतो खेंचीने काढशे प्राण, हरि० ६
कोई सद्गुरु केरे आशरेरे, विख उतरेतो अमर देह थाय, हरि०
हाथ करीले टाणु हजी छे हाथमारे, भगवान जो अधारु थई जाय, हरि ७

# सुक्ष्म स्थुलादि व्यवस्था—सृष्टि.

नासदासीन्नसदासीत्तदानीं किंस्व भूतमः ॥ हिरण्यगर्भ समवर्ततात्रे ॥ सहस्रशीर्ष पुरुषः सहस्राक्षः सहस्रपात्… पुरुषएव इदं सर्वम् इत्यादि એ વૈદિક પુરૂષ તેજ ઉપનિષદોમાં सत् એ નામને પામી तत्त्वद्रष्टिमां વાસ્તવિક રીતે વ્યવહરાય છે. એ सत् તેણે पेक्षत बहुस्यां प्रजायेय બહુ થાઉં એમ ઇચ્છાથી જોયું ને સૃષ્ટિ સંભવવા લાગી—સૃષ્ટિની ઉત્પત્તિના સંબંધમાં પુરાણો તપાસતાં તેમાંથી એજ માલમ પડી આવે છે કે જ્યારે શેષનાગ ઉપર જળમાં પોઢેલા नारायण ને સૃષ્ટિ કરવાની ઇચ્છા થઇ ત્યારે તેમની નાભિમાથી ચતુર્મુખ સ્વયંભૂ ब्रह्मा થયા અને તેમણે सर्ग વિસ્તાર્યો. બ્રહ્માની રાત્રી તે સૃષ્ટિનો પ્રલય અને બ્રહ્માનો દિવસ તે સૃષ્ટિની સ્થિતિ. ને તે રાત્રીને દિવસ મળીને બે કલ્પ એટલે એક કલ્પ સુધી પ્રલય અને એક કલ્પ સુધી સ્થિતિ. એ પ્રમાણે બ્રહ્માના ૩૬૦ દિવસ તે એક ब्राह्मवर्ष ને સો ब्राह्मवर्ष તે એક महाकल्प. એ ગણતરી નીચે પ્રમાણે છે.

૩૬૦ દીવસ = ૧ વર્ષ (માનુષ) એવાં ૧૭૨૮૦૦૦ વર્ષ સુધિ કૃતયુગ, ૧૨૯૬૦૦૦ વર્ષનો ત્રેતાયુગ, ૮૬૪૦૦૦ નો દ્વાપર અને ૪૩૨૦૦૦નો કલિયુગ. એવા ચારયુગ = ૧ મહાયુગ. એ મહા યુગ ત્રેતાળીસ લાખ વીસ હજાર વર્ષનો થાય છે. ને એવા ૭૧ મહાયુગનો એક મન્વંતર તે ૩૦૬૭૨૦૦૦૦ વર્ષનો થાય છે. એવા ૧૪ મન્વંતર=૧ કલ્પ એ ૪૩૨૦૦૦૦૦૦૦ વર્ષનો થાય છે એવા બે કલ્પ=૧ દિવસ. એવા ૩૬૦ દિવસ થાય ત્યારે બ્રહ્માનુ એક વર્ષ ને એવા બ્રહ્માનાં ૧૦૦ વર્ષ થાય ત્યારે એક મહાકલ્પ થાય છે તે આપણાં ૩૧૧૦૪૦૦૦૦૦૦૦૦૦નો વર્ષ થાય છે કે જ્યારે જગત્ માત્ર જેની ઇચ્છાથી ઉદ્ભવ્યું હતું તે નારાયણની ઇચ્છામાં સમાઇ જાય છે એટલે તે પછી ઉપર જણાવેલા મહાકલ્પ સુધિ રાત્રી રહે છે એ રાત્રી પૂરી થયા પછી પાછું જગત્ ઉદ્ભવે છે એમ રાત્રીને દિવસ, જગત્નો પ્રલય અને સ્થિતિ થયાજ કરે છે. વેદ-દર્શનમાં તત્ત્વદ્રષ્ટિએ જે નિર્ણય સત્યરૂપે ઠરાવ્યો છે તેને અવલંબીને જ પુરાણોમાં સૃષ્ટિ ઉત્પત્તિનો આ સ્થૂલ ભાવ વર્ણવવામાં આવ્યો છે. अद्वैत दर्शनમાં જે ઇશ્વરાદિ વ્યવસ્થા છે તે માત્ર રમત કરવાની લીલા થી નહિ પણ સ્વતં પ્રવૃત્ત, જડચેતન ઉભયાત્મક સત્માથીજ સૃષ્ટિની ઉત્પત્તિ બતાવવામાં આવેલી છે. આમ અનેક કલ્પો વહી ગયા અને વહી જશે પણ કલ્પાતે જે પ્રલય થાય છે ત્યારે તો માત્ર सत्यलोक એટલે अव्याकृत सत् રહે છે. નામ રૂપાદિ જે વ્યાકૃત સ્થિતિ તે બ્રહ્માના દિવસ પર્યંત રહે છે ને જ્યારે બ્રહ્માની રાત પડે છે ત્યારે अव्याकृत सत् સ્થિર થાય છે. વેદમાં જેને પુરૂષ કહેવામા આવેલ છે તે ઉપનિષદમા सत् અને

પુરાણમા નર હવે આપણે નારાયણ શબ્દની વ્યુત્પિત્તિ કરીએ નરથી જે ઉત્પન્ન થયુ તે નારા એટલે જળ ને તેમા સુતેલા તે નારાયણ સર્વમય અવ્યાકૃત સત્ તે સર્વમય જળ એમા પોઢેલા નારાયણને ઇચ્છા થઇ તે સત્ જડ ચેતનના અનન્યત્વ રૂપ છે તે ઉર્ણના ભિની પેઠે સ્વત જ અભિન્ન નિમિત્તોપાદાન છે હવે આ ઉપરથી સમજાશે કે અવ્યાકૃત સતમા જે વ્યાકૃત વિશ્વમાત્ર સ્થિત રહેલુ છે તે કમળબીજમા પત્ર, પુષ્પ કમળાકાર જેમ સ્થિત છે તેને અનુસરતુ છે, કે જે બીજા વૃક્ષોના સ બ વમા હોતુ નથી એ પ્રમાણે નારાયણની નાભી કમળમાથી બ્રહ્મા ઉત્પન્ન થયા, ब्रह्म-ईश्वर-ब्रह्मा

पर चैवा परचाह मह सव परायण ॥
अहजगद्धित दिव्य मजर सूक्ष्ममव्यय ॥
प्राजापत्य पवित्रच सौम्यमग्राह्यमनिय ॥

તાત્પય એ છે કે જગત્ ઓતપ્રોત રીતે બ્રહ્મમા ગુથાએલુ છે બ્રહ્મમય આ જગત્ છે—આ સૃષ્ટિ છે એવુ કઈ પણ નથી કે જેમા બ્રહ્મનો આવિર્ભાવ ન હોય

સધ્યા તથા તેના અશ સહિત દેવતાના બાર હજાર વર્ષે સત્ય, ત્રેતા, દ્વાપર અને કલિ એ ચાર યુગ પૂરા થાય છે તેમા ચારસો સધ્યાના વર્ષ તથા ચારસો સધ્યાના અશના વર્ષ સહિત દેવતાનો ચાર હજાર વર્ષનો સત્યયુગ થાય છે ત્રણસો સધ્યાના તથા ત્રણસો સધ્યાના અશના વર્ષ સહિત જ્યારે દેવતાના ત્રણ હજાર વર્ષ થાય ત્યારે ત્રેતાયુગ પૂરો થાય છે બસો સધ્યાના અને બસો સધ્યાના અશના વર્ષ સહિત જ્યારે દેવતાના બે હજાર વર્ષ થાય છે ત્યારે દ્વાપરયુગ પુરો થાય છે તે પછી કલિયુગ આવે છે તેમા સો સધ્યાના અને સો સધ્યાના અશ સહિત દેવતાના એક હજાર વર્ષ થાય છે

યુગને આરભે સધ્યા તથા યુગની અતે સધ્યાનો અશ હોય છે એ સધ્યા અને સધ્યાના અશની વચ્ચે યુગ હોય છે સત્યયુગમા ધર્મના ચાર પાયા, ત્રેતામા ત્રણ, દ્વાપરમા બે અને કલિમા એક પાયો હોય છે ત્રિલોકની બહાર મહર્લોકથી બ્રહ્મલોક પર્યંતના લોકમા ચાર હજાર યુગે બ્રહ્માનો એક દિવસ થાય છે અને તે પછી રાત પડે છે તે પણ ચાર હજાર યુગની થાય છે એ રાત્રીમા બ્રહ્મા સુએ છે રાત્રી પુરી થયા પછી પાછો ફરી લોકનો કલ્પ શરૂ થાય છે તે બ્રહ્માનો દિવસ આખો રહે છે એ એક દિવસમા ચૌદ મનુ થાય છે દરેક મનુ એકોતેર ચોકડી ભોગવે છે તેના વશજો ક્રમવાર થાય છે પરતુ મન્વતરને આરભેજ સસર્ષિ, દેવતાઓ, ઇન્દ્ર અને તેને અનુસરનારા ગધર્વ આદી ઉત્પન્ન થાય છે એ પ્રમાણે ત્રિલોકને ઉત્પન્ન કરનારી દિનદિનની સૃષ્ટિ કહેવાય છે એ સૃષ્ટિમા પોતપોતાના કર્મવડે મનુષ્ય, પશુપક્ષી પિતૃ અને દેવતાઓ અવતરે છે ભગવાન સત્વગુણ ધારણ કરીને મન્વતરોમા પોતાના અવતાર રૂપ મનુઓ તથા તેના પુત્ર પૌત્રાદિ દ્વારા જગતનુ પાલન કરે છે, અને જ્યારે રાત પડે છે ત્યારે તમોગુણનો લેશ ગ્રહણ કરી ભગવાન નિષ્ક્રિય થઇ

જાય છે. જ્યારે આ રાત્રી પડે છે ત્યારે સૂર્ય–ચંદ્ર રહિત भूर्लोक, भुवर्लोक તથા स्वर्लोक દેખાતા નથી પછી જ્યારે અગ્નિની ગરમીના ભયથી ત્રિલોકી કંપાયમાન થાય છે–બળવા માંડે છે ત્યારે ભૃગ્વાદિ ઋષિઓ મહર્લોકમાંથી જનલોકમાં જાય છે તેવામાં જેનાં પહાડ પહાડ જેવાં મોજાં ઉછળે છે એવો મહાસાગર ફરી વળી ત્રિલોકીને બોળી દે છે. આ સમયે પાણીમાં પોઢેલા શેષશાયી ભગવાન કે જેમાં માયા, મહત્તત્ત્વ, અહંકાર તથા શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ આઠ પ્રકૃતિ સહિત દશ ઇંદ્રિય, અગિયારમું મન, તથા પંચમહાભૂત એ સોળ વિકારનું બનેલું, કરોડ યોજન વિસ્તારવાળું, તથા પૃથ્વી આદી એક એક કરતાં દસ દસ ગણા મોટાં સાતપડથી ઘેરાએલું બ્રહ્માંડ એક પરમાણું સરખું જણાય છે. જેમાં એવાં અનંત બ્રહ્માંડો રહ્યાં છે ને જે સર્વ કારણનું પણ કારણ, અક્ષરબ્રહ્મ, ને કાળના પણ કાળ છે તેની જનલોકમાં રહી ભૃગ્વાદિ ઋષિઓ સ્તુતિ કરે છે સમય પ્રાપ્ત થતાં યોગનિદ્રામાથી મહાપુરૂષ જાગે છે ને પુનઃ સૃષ્ટિ વિસ્તરે છે. ઉર્ણનાભિની માફક સંકેલવું અને વિસ્તારવું એ સ્વતઃ છે.

અત્યારે જે સૃષ્ટિમાં આપણે વસીએ છીએ તેમાં બ્રહ્માનાં પચાસ વર્ષ ચાલ્યાં ગયાં એટલે પહેલો પરાર્ધ પૂરો થયો હવે બીજો પરાર્ધ ચાલે છે પહેલા પરાર્ધના આરંભમાં મોટો બ્રાહ્મકલ્પ હતો તેમાં જેને શબ્દબ્રહ્મ કહેછે એવા બ્રહ્મા ઉત્પન્ન થયા. એ કલ્પ પૂરો થતાં પાદ્મકલ્પનો પ્રારંભ થયો કે જેમાં ભગવાનના નાભિકમળમાંથી લોકરૂપ કમળ ઉત્પન્ન થયું હાલ બીજા પરાર્ધનો પહેલો શ્વેતવારાહ કલ્પ ચાલેછ; જેમાં ભગવાને વરાહ રૂપ ધારણ કર્યું હતું. હવે યથાર્થ સમજાશે કે કમળ છે તે સ્વતઃપ્રવૃત્તિનું ચિન્હ છે અવ્યાકૃત સત્‌માં વિશ્વમાત્ર સ્થિત છે જેમ સ્ત્રી પુરૂષરૂપ પરાગ કમળમાં પોતામાંજ સંભવે છે તેમ. હવે બ્રહ્મા એ નામ ક્યાથી આવ્યું તે જોઈ જઇએ. વેદમાં કેવળ બ્રહ્મન્ એ શબ્દ આવે છે સર્વ વેદના રહસ્યરૂપ ઉપનિષદોમાં वेद-मय ब्रह्म. એજ પરમસત્ અને પરમજ્ઞાન–જે પારિભાષિક ઇશ્વર તે બ્રહ્મરૂપજછે. કારણ કે એ બ્રહ્મનો વિવર્ત છે તે ઇશ્વરદ્વારાજ બ્રહ્મ જગતનું નિમિત્ત કારણ છે. બ્રહ્મન્ શબ્દ મૂળે નપુંસકલિંગે હતો તેમાં કર્તુત્વ આવ્યું એટલે પુલીંગ કરવોજ પડયો ને તેથી ब्रह्मा એ નામ અદ્વૈતવાદમાંના પારિભાષિક ઇશ્વરને મળ્યું. એજ સૃષ્ટિકર્ત્તા. प्रजापति, हिरण्यगर्भ વેદમાં વપરાએલાં એ નામ પણ બ્રહ્માનાંજ થયાં. અવ્યાકૃત સત્‌ની સ્વતઃપ્રવૃત્તિથી વ્યાકૃત સત્, ને તે પછી સ્થૂલ પર્યંત સર્ગ તે નારાયણની, નાભિથી કમળ, તેમાં બ્રહ્મા અને બ્રહ્માની સૃષ્ટિ.

બ્રહ્માના પ્રથમ પુત્ર મનુ થયા—મન સહિત જે હોય તે. ત્યારે હવે આ ઉપરથી એ પણ સમજાશે કે मूळ सत्-मांथी स्थूलान्त सर्ग थतां मनोयुक्त जीवादि उद्‌भवे छे एज मनु ને તે મનુ જ્યાં સૂધિ રહે એટલે એક અમુક પ્રકારે વિસ્તારેલી સૃષ્ટિ જ્યાં સૂધિ પ્રલયમાં લીન

ન થઇ જાય ત્યા સધિનો કાળ તે મન્વતર -અનાદિ વ્યાક્ત સમષ્ટિનુ મનુ-વ્યાક્ત વ્યષ્ટિ છે-નારાયણની ઇચ્છા માત્રજ છે વૈવસ્વત મન્વતર હાલ ચાલે છે આ મન્વતરમા સૂર્યથી આપણી પૃથ્વી પર્યંત ગ્રહમડળ સજીવ છે મન્વતર પૂરો થતા પ્રલય થાય છે તે સ્વર્લોકાતજ થાય છે નવા મન્વતરમા નવો સૂર્ય, નવા ગ્રહ વગેરે નવી યોજના થવાની એ મન્વતરમા ઘણા મહાયુગ થાય છે ને તેમા ધર્મ ઉત્તરોત્તર પતન દશાને પામતો જાય છે સત્ય ત્રેતા દ્વાપર અને કલિ દર યુગમા ધર્મનો એકેક પાયો ખડિત થતા છેવટે અધો ગતિ થઇ પુન સત્ય માર્ગે ઉદય પામે છે ધર્મને વૃષભ ની ઉપમા આપી છે તે પણ બરાબર છે त्रिधा बद्धवा वृषभो रोरवीति એ વગેરે વાક્યો જોતા વૃષભ એ અગ્નિનુ નામ સમજાય છે મીસરમા, ઇરાનમા, તેમજ શ્રીમદ્ભાગવતમા—સબળ, વિશ્વમાત્રના જીવનરૂપ ધર્મને વૃષભ રૂપેજ પૂજવામા આવ્યો છે અને તેની માતા પણ ગો એ દ્વયર્થ વાક્યમાથી સર્વના આધાર રૂપ પૃથ્વી ઠરી ચુકે છે

એ પ્રમાણે મન્વતરો ને મન્વતરોથી કલ્પ થયા કરે છે પૂર્વ કલ્પની વાસનાઓમાથી પૂર્વ કરતા ઉત્કૃષ્ટ એવો નવો કલ્પ થાય છે એમ અનેક કલ્પો થયા અને થશે એ પ્રમાણે યુગ, મહાયુગ, મન્વતર, કલ્પ, નારાયણ, બ્રહ્મા, મનુ સર્વનુ ચક્ર ચાલે છે એ ચક્ર કેવળ અનાદિ છે ને તે અનન્ત—છેડા વગરનુ છે એ અનન્ત ઉપરજ નારાયણ પોઢે છે, એ શેષનાગ-એ નારાયણના નાભિકમળમાથી સ્વયમેવ બ્રહ્માથાય છે તેજ વિધાતા કર્ત્તા પ્રાણીમાત્રના ભાગ્યાદિના નિયમનારા તેજ-કર્મવ્યવસ્થા પ્રથમથીજ નિયમનારા તેમની પુત્રી સરસ્વતિ તેજ વિધાત્રી-જેને ચિત્રરેખા કહે છે તે પણ એજ ચિત્રગુપ્તનો ભેદ પણ હવે સમજાશે સર્વ પ્રાણીના કરેલા કર્મનેગુપ્ત રાખનાર તેજ ચિત્રગુપ્ત જે કર્મ કરાયુ તેની છાયા અનન્ત આકાશમા ચિતરાય છે ને તે યોગ્યક્ષણે કર્મના કર્ત્તાને ફળ આપે છેજ પ્રાણીમાત્રના કર્મની એ પડેલી છાયા ગુપ્તચિત્રથી આવિર્ભાવ પામી સ્થૂલ સૃષ્ટિમા જણાય છે એ પ્રમાણે વેદ અને પુરાણની અર્થ સગતિ યોજતા પુરાણમા કહેલો સૃષ્ટિક્રમ યથાર્થ અને સ્પષ્ટ થાય છે નારાયણાદિ સ્થૂલ કલ્પના પ્રાકૃત લોકોમા ધર્મ અને ભક્તિ ભાવનુ આરોપણ કરે છે ને રહસ્ય વિચારનાર શોધકને પરમતત્ત્વના ભોમિયા રૂપ થઇ પડે છે પુરાણોની અતૂલ મહત્તા આપણા હૃદયમા વસે છે તે શાથી છે? પરમ તત્ત્વ દૃષ્ટિના ઇતિહાસની પેટી જે વેદ તેને ખોલવાની કુચીરૂપ ઉપનિષદ છે એ ઉપનિષદ્રૂપ કુચીવડે પરમજ્ઞાનની પેટી રૂપ વેદને ખોલી જોયા પછી તેની અદર ની સામગ્રીને યથાર્થ રીતે અવલોકવાનુ ત્યારેજ બની શકે છે કે જ્યારે પુરાણોરૂપી દીપક હાથમા હોય છે ત્યારે એ પ્રમાણે આપણે सूक्ष्म स्थूलादि व्यवस्था-सृष्टि તપાસી તો એજ તત્ત્વ નીકળે છે કેઆ અને આવી અનેક સૃષ્ટિઓ સર્વ બ્રહ્મમન

છે-બ્રહ્મરૂપજ છે. સ્થૂલદ્રષ્ટિએ જોતાં એ માયારુપ છે અને તે તત્ત્વદ્રષ્ટિએ જોતા બ્રહ્મરુપ છે હવે આ ઉપરથી સૃષ્ટિ વ્યવસ્થા સમજાશે કે शुद्ध सत्त्व प्रधान प्रकृती एटले माया, ते सहित चित ते ईश्वर, અને ईश्वर स्थानथी अविद्या तथा तमः प्रधान प्रकृतिने गति थतां सूक्ष्म स्थूलादि व्यवस्था ते सृष्टि.

## "हुं ते भोगवीश."

(महामुढ राजा अने योगीराजनो संवाद.)

અવંતી નગરીમાં એક મહામૂઢ નામનો રાજા રાજ્ય કરતો હતો ખરેખર! એ રાજા મહામૂઢજ હતો. રાક્ષસરૂપ હતો તે રાજ્યમાં પ્રજા તદ્દન તારાજ અને દુઃખી દુઃખી થઇ ગઇ હતી. સ્વાર્થ એજ તેનો સિદ્ધાંત હતો. પોતાનુંજ સુખ તે જોતો તેમાં આડે આવનારને તુર્ત્તજ તે યમપૂરીનો મેમાન કરતો, દયા શું છે તે સમજતો નહિ, ન્યાયમાં સમજતો નહિ. અન્યને દુઃખ દેવામાં તે પોતાને આનંદ માનતો મજા માનતો પ્રજા તેનાથી ત્રાહ્ય ત્રાહ્ય થઇ ગઇ હતી, નાનાથી મોટા રાજ્યના તમામ અમલદારો, નોકર ચાકરો સર્વે પ્રજાના લોહીના તરસ્યા હતા અને અહો રાત જળોની માફક પ્રજાના અંગે અંગમાં વળગી તેને ચૂસી લેતા. પ્રજાના જાનમાલનું કોઇ પણ પ્રકારથી સંરક્ષણ નહોતું એટલા બધા કરવેરા વધી પડયા હતા કે જે આપવાને લોકો અશક્ત થઇ પડયા હતા. ઉઘરાવનારા ક્રુરપણે એ કરવેરા વસુલ કરતા તે એટલે સુધિ કે સ્ત્રીઓની લજ્જા સૂદ્ધાં લૂટતા; છતાં તેની ફરિઆદ કરવાનું કયાંહીં ઠેકાણું નહોતું. દરેક ઉપરી અધિકારી વર્ગ એમ કાળાં કર્મનોજ કરનારો અને તેવાં કર્મ કરનારનો સહાયક હતો. લુચ્ચા, ચોર, ઠગારા, તેમજ પ્રપંચી માણસો ફાવી જતા, દુષ્ટ અને દાંભિક ફાવી જતા, રાજાના હાજી હા કરનારા ફાવી જતા પણ સાધુ પુરૂષો અને સારા માણસો રીબાતા-તેમને કારાગ્રહ સેવવાં પડતાં. રાજાના ખુશામતીયાઓ દીવસ અને રાત સજ્જન પુરૂષોની ચાડીયો ખાયા કરતા તેમને દુઃખી કરવા-પાયમાલ કરવા-લૂટી લેવા સમજાવતા. આવા અંધાધૂની ભરેલા રાજ્યમાં પ્રજાને સુખના સ્વપ્નાંજ હતાં ન્યાય થતોજ નહિ જેની પાસે પૈસા હોય તે કોરટમાં જય મેળવતો. કોરટો નામની અને ફારસ જેવી હતી, ન્યાયાધિશ સાહેબ ઇનસાફ આપતા તે ઇનસાફથી નારાજ થઇ કોઇ માણસ રાજા પાસે ફરિઆદ લઇ જતું તો તે એવડી શિક્ષાને લાયક ઠરતું. જીવતાં માણસોની ચામડી ઉતરાવી

તેમા ડચા ભરી ચામડી શીવરાવી લેવાની, હાડકા ખ ડાવવાની, હાથીને પગે બાધી આખા રાજયમા ઢસરડાવવાની, અહોરા ઉજાગરા કરાવવાની, શરીરના પ્રત્યેક અ ગમા ખીલા ઠોકવાની, અનેક ડા'મ દેવાની, તેલની કડામા તળી નાખ વાની પાણીમા બુડાડી મારવાની, કાડા કાપવાની નાક કાન કાપવાની અને તેથી પણ ક્રુરમા ક્રુર શીક્ષા થઇ શકે તે કરવામા ને રાજ્યનો પ્રત્યેક અધિકારી ચૂકતો નહિ શૂળી અને ફાસી એ શિક્ષા સાધારણ ગુનાહ માટે રાખી હતી પણ ઘાતકી રીતે મૃત્યુ આણવાની અનેક શિક્ષાઓ મો'ટા ગુનાહો માટે હતી જ ગલી પશુ પ્રાણી કરડાવી, અને મહાભય કર વિષપાનથી પણ પ્રાણ લેવાની શિક્ષા હતી મહામૂઢ રાજા પોતાની ઇચ્છાનુસાર પ્રજાની સ્ત્રી ઓને પોતાના મકાનમા બોલાવી તેની લજ્જા લૂટતો તેમા હરકત કરનાર માણસને આખા શરીરમા ડામ દેવરાવી તેના ઉપર મીઠાના પાણીના કોરડા મારવામા આવતા તે પછી ચીમટા વડે તેના શરીરમાથી માસ કઢાવવામા આવતુ, અને તે પછી ચામડી ઉતરડાવી તેમા ડૂચા ભરાવી તે ચામડી શીવરાવી લેવરાવવામા આવતી ત્યાર પછી હાથીને પગે તેને ઢસરડી છેવટે જીવતો રહેતો તો હિસક પ્રાણીના મોઢા આગળ તેને નાખવામા આવતો

જે સ્ત્રીઓ રાજાની ઇચ્છાને શરણ થતી તેમને કશુ કષ્ટ આપવામા આવતુ નહિ પણ જે પોતાના શીયળવ્રતની રક્ષા માટે સામી થતી તેનુ બહુજ ત્રાસજનક રીતે મૃત્યુ લાવવામા આવતુ

વસ્ત્ર, લુગડા, ઘરેણા, ખાનપાનની, સારી ચીજો પ્રજા પાસેથી અધિકારીઓ લૂટી લેતા અને એક બીજાના પેટ ભરાતા ભરાતા રાજા પાસે તે ચીજ પહોચતી તો રાજા બોલતો કે ઠીક લાવ્યા "હુ તે ભોગવીશ" જે જે વસ્તુઓ રાજ દરબારમા આવતી તે તે વસ્તુઓ "હુ તે ભોગવીશ" એમ તે મહામૂઢ રાજા કહેતો

એ મહામૂઢ રાજાએ પોતાના વિ લાસ સુખ માટે અનેક મહાલય રાજ્યમા બાધ્યા હતા અનેક વૈભવ અને મોજમજાની ચીજો તેના ગોઠવી હતી, સર્વને હુ ભોગવીશ, તે સર્વે મા'રી છે હજુ વધારે મેળવુ એજ તેના અ ત કરણની તૃષ્ણા હતી

એક વખતે તેની ઇચ્છા એવી થઇ કે ખ ડિયા રાજાઓ શા માટે જોઇએ? જે કઇ મા'રૂ તેમા બીજાનો હિસ્સો શાનો? સવ સત્તા મા'રા હાથમા શા માટે નહિ? એ વિચારથી કઇ કઈ બહાને તેણે એ ખ ડિયા રાજાઓના રાજ્ય પોતાને હાથ કરવા માડયા તેમજ બીજા રાજ્યો ઉપર વિનાકારણે ચડા ઇઓ લઇ જઇ તે રાજ્યો પણ પોતાને આધિન કરવા લાગ્યો તેમા જ્યારે પોતા ને નાણાની ત ગી પડે ત્યારે પોતાનીજ પ્રજાને લૂટી લેવાનો પોતાના સૈન્યને તે હુકમ આપતો તેમા લાખો માણ સોની ખુવારી અને કાપાકાપી કરવામા આવતી જેમ તે પોતાના રાજ્યની હદ લ બાવતો જતો હતો તેમ તેમાથી ઘણા

નગરો અને ગામડાંઓ ઉજ્જડ પણ થતાં જતાં હતાં. દુષ્કાળ અને જીવલેણ ઉડતા રોગો તેમજ તે સાથે ટીડડાં માફક કે વાઘવરૂની માફક ભમતું રાજાનુ સૈન્ય પ્રજાને ક્ષણભર પણ શાંતી લેવા દેતું નહિ.

દાદ ફરિઆદ કોઇ સાંભળતું નહિ કારણ રાજા પોતેજ ક્રુર—સાક્ષાત્ રાક્ષસજ હતો પ્રજાજીવ ઉપર આવી લાગી, મરવું કે મારવું. માહામૂઢ રાજાનો હવે તે જુલમ ખમવાને અશક્ત થઇ ગઇ અને સર્વેએ એજ નિશ્ચય કર્યો કે રાજાની શુદ્ધ બુદ્ધ ઠેકાણે લાવવી. સૈન્ય બધું વિફરી ગયું, પ્રજા વિફરી-ગઇ. રાજાના મહેલને ઘેરી લીધો! તેના કર્મે તેને ઘેરી લીધો! જે ક્રુર રાક્ષસ જેવો અને ત્રાસ જનક હતો તે અત્યારે ગાયની માફક થઇ ગયો! મહેલમાંથી રાજાને અને તેની રાણીને જીવતાં પકડયાં! કારાગ્રહમાં પૂર્યા, તેને માટે પ્રજાની કોર્ટ બેઠી તેમાં એ મહામૂઢ રાજાને પ્રજાદ્રોહનો ગુનેહગાર ઠરાવી તેનો શીરચ્છેદ કરવાનો ઠરાવ થયો. દિવસ મુકરર થયો ને ગરદન મારવાની જગ્યાએ રાજા મહામૂઢને બાંધીને લાવવામાં આવ્યો. ત્યા પ્રજા વર્ગના અગ્રગણ્ય પુરૂષે તેને આ પ્રમાણે કહ્યું હે રાજા! હે મહામૂઢ! અત્યાર સુદ્ધિ તને જે કંઇ ભોગ વિલાસની વસ્તુઓ પ્રાપ્ત થતી ત્યારે તું એમજ કહેતો કે જેવો "હું તે ભોગવીશ" લે ત્યારે હવે અત્યારે આ ગરદનની શિક્ષા પણ તું ભોગવ! બકરીકેમ થઇ ગયો છે! અમારા હૃદની ખાતરી થાય છે કે તને શિક્ષા કરવાથી પરમેશ્વર સંપૂર્ણ રાજી થશે અમે અમારૂં યત્રા યોગ્ય કર્તવ્ય બજાવીએ છીએ હે નરાધમ! હે રાક્ષસ! તું જે કે દયાહીણ અને ક્રુર કરસાઇ જેવો હતો તેને આ ગરદન મારવાની શિક્ષા માત્ર દયારૂપજ છે! ઓ ચંડાળ, ખરે તા'રાં હાડકાં ખંડાવવાજ જોઇએ—તને હાથીને પગે બાંધીને ઢસરડાવીને રીબાવી રીબાવીનેજ મારવો જોઇએ. તને રાત દિવસના અનેક ઉજાગરા કરાવી તેલની કઢામાં તળાવી નાંખવો જોઇએ! ક્રુર ઘાતકી હિંસક પ્રાણીઓનો કોળિયો તને બનાવવોજ જોઇએ હે દુષ્ટ! હે નરાધમ! તા'રી પ્રજાની વહુ દીકરીઓ કે જે તા'રી પુત્રી સમાન તેના ઉપર તેં કેવા નીચ હુમલા કર્યા છે? તા'રો આ લોકમાં અને પરલોકમાં કોઇ પણ જગ્યાએ છૂટકારો નથી! તેં બહુજ બુરી કરી છે! જે પ્રજાનું તા'રે રક્ષણ કરવાનું હતું હા! તેનુંજ તેં ભક્ષણજ કર્યું છે! જે પ્રજાને આબાદ કરવાનો ધર્મ હતો તેને તે રાક્ષસે ચુસી લીધી છે! જે પ્રજા તને પ્રભુ તૂલ્ય માનતી તે અત્યારે તને જીવથી મારી નાંખવા તૈયાર થઇ છે તે શાથી? તા'રા જુલમી અધિકારીઓના ત્રાસથી પ્રજા ત્રાહ્ય તોબાં થઇ ગઇ છતાં તા'રા હૃદયમાં દયા આવી? હા! તા'રા જેવા ઘાતકીના હૃદયમાં દયા? નર પિશાચના હૃદયમાં દયા? જે શિક્ષા તને થાય છે તે યોગ્યજ છે જોકે રાજાનો વધ કરવો એ આર્યશાસ્ત્રમાં મહાપાપ લખ્યું છે છતાં તા'રા જેવા લોહીના તરસ્યાને તો આ જગતમાંથી વિદાય કરવાથીજ હજારો મનુષ્યની રક્ષા કર્યા જેવું મહાયજ્ઞરૂપ ફળ છે.. તા'રા જેવા રાજા કરતા અરાજ્ય હોય તો ઉત્તમ, જંગલમાં

વસવુ એ ઉત્તમ, ભુખે મરવુ તરફડીને મરવુ એ સવ ઉત્તમ પણ તા'રા અને તા'રા જાલમ અવિચારીઓના ત્રાસથી પીડાવુ એ હે મહામૂઢ રાજા ! નરકયાતનાથી પણ અમોને વધારે પીડક અને ત્રાસ જનક છે! તે તા'રી જીદગામા આવડી મો'ટી વિપુલ સપત્તિ અને મો'ટી સત્તા મળ્યા છતા એક અણુ માત્ર પણ કોઇનુ કલ્યાણ કર્યુંજ નથી તે ભુડા ઇનાજ ભાર ભર્યા છે! જગન્નિયતાએ જે કાર્ય અર્થે તને મોકલ્યો હતો તે તુ બજાવી શકયો નથી તે ઉલટુજ નાવ ચલાવ્યુ હવે એ તા'રૂ વહાણ ભર દરીએ મહાતોફાનમા ઉછળે છે તુ જ્યારે તા'રે એજ કહેતો કે "હુ તે ભોગવીશ" તો લે હવે આ પણ ભોગવ! પ્રભુને યાદ કરવા હોય તો કરી લે પણ હા! તા'રા હૃદયમા પ્રભુનુ પવિત્ર નામ કયાથી આવે? હજારોના ખૂનીને પરલોકની શી ચિંતા છે? અને એમજ ધાર કે તને અત્યારે જીવતો રાખવામા આવે તોએ શુ તા'રૂ હૃદય જે મલીન કર્મોથી સપૂર્ણ મલીન થઇ ગયુ છે તે શુ પ્રજાના હીતમા વળે ખરૂ? અમારે ઇલાજ નથી તા'રા વધ કરાવવો એજ મહા કલ્યાણ અને પરમ શ્રેયસ્કર અમોને જણાય છે (જલ્લાદને) બસ! એનુ માથુ ધડ ઉપરથી જુદુ કરી નાખો દયા શી?

(જેવો જલાદ તેના ડોકા ઉપર પ્રહાર કરવા જાય છે તેવા એક મહા યોગીરાજ પોતાની જમાત સહીત વધ સ્થાન પાસે આવી પહોચે છે)

યોગીરાજ—સબૂર! સબૂર!! સબૂર!!!

---

## भगवान हासी करे छे.

(મનહર)

મુસાફરો ભેળા થયા ધર્મશાળામધ્ય જ્ઞાન—
હિણા જે ગમાર તે ધીંગાણુ બહુ કરે છે,
માત, ભ્રાત, તાત, પુત્ર પત્નિ એ સબધે રહ્યા,
તો પણ કરીને કલેશ શાન્તી સુખ હરે છે,
ધણીનો હુકમ અચિંતો આવે છે જેના પર,
તુર્ત્ત ધર્મશાળા તજી પથે પરવરે છે,
તેવે ટાણે હાયપીટ કરીને કપાળ કૂટે,
जरूर पत्रानी भगवान हासी करे छे ॥ १

મળી મો'ટી સાહીબી ને સાહેબ કે'વાયો પણ,
સાહેબથી નિશદિન ફેલી થઇ ફરે છે,
અધિકાર મળ્યો પણ રૂડું નવ કીધું કોનું,
ભરીને ભુંડાઇ ભાર પાપ તણો ભરે છે;
અસ્તોદય નિયમ પ્રમાણે જ્યારે દિન ફર્યો,
ત્યારે દીનવૃત્તિ કાંઇક દિલડામા ઠરે છે;
લીધી ન ભલાઇ જ્યારે લેવાને વખત હતો,
जरूर एवांनी भगवान हांसी करे छे ૨

કોડપતિ કે'વાયો ન કોડ કોના પૂર્યા ધન—
એકઠું કરીને મૂર્ખ ધૂળ મધ્ય ધરે છે;
બની રંડીબાજ કે જુગારી તણો પે'રી તાજ,
કાં કોરટે ચડી મૂછ મરડી વિચરે છે:
ફાટી આંખે ફર્યો, પળ પ્રભુને ન સ્મર્યો,
ઢંગ ધૂતારાનો ધર્યો પણ દિન જ્યારે ફરે છે;
લાખના મટીને તત્તકાળ કાખના બને છે,
जरूर एवांनी भगवान हांसी करे छे. ३

ભાણામાંથી ભાગ તેં તો ભુંડા કોને આપ્યો નહિ,
શાને મા'ટે તાણી'તાણી હોજરૂં તું ભરે છે?
થાય છે બગાડ તા'રા પેટડામાં જોતો નથી,
વારેવારે વૈદ્યને સંડાસમાં સંચરે છે,
ભૂખ તણી બૂમ પાડનારાંને તું દેતો નથી,
જેઓ આજીજી કરીને તને કરગરે છે;
આવ્યું કાળ કેરૂં આણું, લૂટાણું તૂરત ભાણું,
ते समे जरूर भगवान हांसी करे छे ૪

આ ત્રિયા છે મા'રી, આ છે પુત્ર મા'રો, પુત્રી મા'રી,
આ છે મા'રી બે'ન, આ કુટુંબ શોભા ધરે છે;
એમ જાણી કપટનાં કામ કરી દિન રાત,
દોડી દોડી કોડી કોડી જોડી ઘર ભરે છે;
નારને સોને મઢાવી પુત્રને દીધો ભણાવી,
એવામાં આવીને વૃદ્ધાવસ્થા જ્યારે વરે છે;
ખાટલો ખુણામાં ઢાળી, કુટુંબિઓ દીયે ગાળી,
ऊनि एवी भाळी भगवान हांसी करे छे ૫

દૈવે આપી આખ પણ આધળો થઇને ફર્યો,
જીભે ઝેર વાવ્યુ, વેણ અયોગ્ય ઉચરે છે,
હાથે કરી હરિ નામે રાકને ન ટાક આપ્યુ
પગે કરી જગેજગ દુષ્કૃત આચરે છે,
કાને શુણ્યા ભુડા બોલ, દેહ થયો ડામાડોળ,
પીળો ચડયો વાવટોને ઇંદ્રિયો વિફરે છે,
આધળાને બ્હેરો કહી, હેતુઓ વદે છે વેણ,
તે સમે જરૂર ભગવાન હાસી કરે છે ૬
ભર્યુ તુ તળાવ ત્યારે પળી નવ પાણી પાયુ,
જળ વહી ગયે શેની સોચના તુ ધરે છે?
હતી હાથમા લગામ, ત્યારે ન સભાર્યા રામ,
સાથરામા સુતા પછી ઉચકા શુ ભરે છે?
લક્ષચોરાસી ફેરામા સાપડયો માનવ દેહ,
એળે કાઢયો અભાગિયા! હવે ગ્રુ તે ડરે છે?
કાળના ઢમકયા ઢોલ, દીઠુ જ્યા પોલપોલ,
થયો ના રો તોલ ભગવાન હાસી કરે છે ૭
માનવીનો દેહ ધારી, જપ્યા નહિ શ્રીમુરારી
જીતી બાજી હારી એ વિચાર કઈ કરે છે?
જુવાનીમા ગયો દાકી, પાપમા ન રાખી બાકી,
એવો તુ તુમાખી કાઈ દિલ દયા ધરે છે?
ધરી કયારે નરમાશ? કયારે પૂરી રક આશ?
કયારે અવિનાશ તારા અતરમા ઠરે છે?
વાગ્યા કાળના નગારા, ઘેયા જ્યારે બારીબારા,
થયા અધારા ત્યા ભગવાન હાસી કરે છે ૮
હાસી શાને કરાવે છે? ફાસી કે મી દેને અટના,
ખાસી દેહ માનવની રાશી કેમ કરે છે?
ચોરાસીની ઘાણી પ્રાણી માડ છોડી આજ આવ્યો,
કાં'ણી એ મભારતાએ કાયા થરથરે છે!
થરથરે દેહ તારો, ચોપાસનો સહો મારો,
તોપણ અધારો કુવો ઝેડતા હા મરે છે!
હાસી કરે ભગવાન, રહ્યા તુ સદા હેવાન!
જાગીજો બેભાન પાછો ચોરાસીએ ચડે છે ૯

# દેશનું દૈવત ક્યાં ગયું !

( ગયા અંકનાં પાને ૭૭ થી ચાલુ )

હવે આપણે તન, મન ને હૃદયબળ એ ઉપર વિચાર ચલાવીએ. એ ત્રણે બળને એક બીજાનો નિકટ સંબંધ છે; ને જે માણસ એ ત્રણે બળ મેળવવાને ભાગ્યશાળી થયો હોય છે તે પ્રત્યક્ષ દેવરૂપ છે. એવા માણસોને આખું વિશ્વ નમે છે જગત્‌માં જેજે મહાત્માઓ થઇ ગયા છે ને જેઓ જગત્ ઉપર પોતાનો આસીસ પ્રભાવ મૂકી ગયા છે તે એજ બળના સમુહને આધારે. શરીર ગમે એટલુ બળવાન હોય પણ જો મનોબળ બળવાન ન હોય તો પ્રચંડ શરીરનું બળ, માનસિકબળવાળા આગળ મહાત થાય છે. યુરોપ અમેરિકાની પ્રજા જે આજ સુધારાની ટોચે પહોંચ્યાનું ગુમાન ધરાવે છે તે માત્ર શરીરબળ તથા માનસિકબળને આભારી છે, પરંતુ વસિષ્ટ અને યાજ્ઞવલ્કય જેવા મહાત્માઓ કે જેની પાસે પ્રચંડ શરીરવાળા ભીમ જેવા અને ચક્રવર્તિ રાજા મહારાજાઓ બકરી માફક થઇ જતા એ સ્થિતિએ તેઓ પહોંચ્યા નથી. અને એ પણ સ્વતંસિદ્ધ છે માનસિકબળ વગરનું શારિરીકબળ અને હૃદયબળ વગરનુ માનસિક અને શારિરીક બળ સત્ય સુખનું કદી પણ ભાન કરાવનાર નથી. સત્ય સુખનું ભાનતો ત્યારેજ થાય છે કે જ્યારે મનુષ્ય હૃદયબળની સંપૂર્ણ સ્થિતિએ પહોંચ્યો હોય છે. આપણો આર્યાવર્ત્ત સર્વથી શ્રેષ્ટપદ ભોગવી ગયો છે તે એ હૃદયબળવાળા મહાત્માઓને લીધેજ. પણ હા ! આજે તે કયા ? નથી આજે શારિરીકબળ, માનસિકબળ, કે હૃદયબળ. પશુવત્ જીંદગી આપણે ભોગવીએ છીએ તે એ ત્રણે બળના અભાવને લીધેજ. આપણે પરાધિન થઇ ગયા ! આપણો સંસાર ક્લેશમય થઇ ગયો ! આપણી આયુષ્ય ત્રીસ પાંત્રીસ વર્ષ ઉપર આવીને લટકી પડી ! આપણને ખાવાના વાંધા પડવા લાગ્યા ને દેશ સમસ્ત ધંધારોજગાર વગરનો ભૂખડુબારસ જેઓ થઇ ગયો ! દીનત્વને પામ્યો છે ! એ સર્વ અધોગતિનું કારણ આપણે પોતેજ છીએ. આપણે શીરન્યાયી અને દયાળુ રાજ તપે છે, દેશ શાતીમા છે, વિદ્યાકળાના માર્ગો ખુલ્લા આપણી સમક્ષ પડયા છે છતાં જેનુ શરીર સાધરમાં પડયું હોય ! જેનું મન ત્રિદોષથી ઘેરાયું હોય ! અને જેના હૃદયમાં સ્વાર્થનીજ હાયવરાળ છેવટની ઘડી સૂધિ જીવલેણ થઇ ચોંટી હોય, તેનાં આખ અને કાન પણ પરવારી બેઠા હોય છે ! તે કાને સાભળતો નથી આખે જોતો નથી ! આપણે એ હાલતે પહોંચ્યા છીએ ! આપણા પ્રાચીન બળ કયાં ગયાં ! ને તેમ થવાનું કારણ શુ ? તે તપાસતા જણાઇ આવે છે કે આપણે આપણા ધર્મમાર્ગથી ધસી

વડયા છીએ! પ્રાચીન ધર્મો—આપણા વેદપુરાણના ધર્મા એ સર્વને આપણે ઘોળીને પી ગયા તેનુંજ આ પરિણામ છે! આશ્રમ અને વર્ણના ધર્મને આપણે ભોયમા ભાગી દીધા છે અને બીજી પ્રજાની દેખા દેખી કરવા દોડીએ છીએ ઘરમા ખાનપાનનુ ઠેકાણુ નહિ પણ બાઈસિકલ અને મોટારની મોજ મારવાની ઇચ્છા કરીએ છીએ! ને બાપનો બગલો કે બાઇડીના બાપનુ ઘરેણુ વેચીને પણ એ લ્હાવો લેવા ચૂકતા નથી! અગ્રેજી શીખ્યા એટલે બ યા મો'ટા સાહેબના પોરિયા! કોટપાટલૂનની ને સેટ સાણુ નીજ ઘરમા ધમાલ! ને બૂટતો ઘરના અડેજાવ બડેજાવ બાદશાહ! માથાની બાબરી એજ ડાચાનુ નૂર બાકી ભાઇ સાહેબતો પાકેલા કોઠી બડા જેવા શરીરે, અધમુઆ માકડાની પેઠે દોડતા મન જેવા ને મગજના ગએલા ત બરાના તૃટી ગએલા તાર જેવા! નહિ તનમા સુખ કે નહિ મનમા સુખ આવીદશામા આપણો જુવાન વર્ગ—સુડદાલ જુવાન વર્ગ દેખાય છે! તેમા આપણે દેશોદયના મો'ટા તડાકા ફડાકા મારીએ એતો ત્રિદોના ઉછાળા ગણાય! જે કર્ત્તવ્ય કરવાનુ છે, જે માર્ગ ચાલવાનુ છે, જેમાથી મેળવવાનુ છે તે સર્વ મૂકી, આડી વાટે ઝૂકી પડયા છીએ! અગ્રેજી ભણવુ! સસ્કૃત માતાજીનેતો જાણે સાથરામા પોઢાડયા છે ને હવે તેની પુત્રી ગુજરાતી બાઇને પણ રડતી કકળતી રાખવી એજ ધારણા! અગ્રેજો, અમેરિકનો કે જાપાની થઇ જઇએ એજ બાળદિવાળા માથામા ધૂન ભરાઇ બેઠી છે! બધુ ગડબડચોથ જેવુ થઇ પડયુ છે! સ્ત્રીઓ જાણે અમે ડાહી! પુરૂષો જાણે અમે ડાહ્યા! સ્ત્રીઓને મડમજી થવાની લાલસા ને પુરૂષોને અગ્રેજો થવાની ઈચ્છા, પણ અનસૂયા કે આર્યપુત્ર—ભારતવર્ષના મહતપુત્ર થવાની ઈચ્છા નહિ! માથામા ઝટ અગ્રેજી ભણતર ઘાલી દેવી ને ઝટ પરણી બેસવુ! એટલે ઘરનો ને દેશનો ઉદય પૂરો થયો!

મો'ટી મો'ટી સભાઓમા ભાષણો ભરડી કાઢવા મનમા કાઇક, બોલવુ કાઇક ને કરવુ કાઇક—એ પ્રમાણે વર્ત્તનો રાખી દેશ સેવાના પોકારો કરવા! એમા સર્વે ચતુરાઇ સમાઇ ગઇ છે! ડાચા Cપરથી માખીઓ ઉડતી નથી! હોટેલના પાઉ બીસ્કીટ અને પાણી પીને મોજ માનતા નિત્ય ડાકટરોને શોધતાજ ફરે છે! અન્ન પચતુ નથી! ઘરની સ્ત્રીનુ રાધેલુ ભાવતુ નથી! અને મગજ વાત વાતમા તપી જાય છે! ત્યા દેશના ઉદયની શી આશા! ત્યા હુન્નરકળાના પુનરોદ્ધારની શી આશા!

કોટ પાટલુન અને કલર કોલરના ડોળથી મેદાનમા જઇ ફૂટબોલ રમ્યા એટલે બેડો પાર! તન, મન, ને હૃદય બળ સર્વે એક સામટા સૂધર્યા! હુન્નરના પોકાર! મેચમા જીત મેળવી દેશનો ઉદય!

પણ વાસ્તવિક રીતે જોતા એ બધા બૂડતા માણસના આખરના વખતના પડાડા છે! શારિરીક બળ એમ મળવાનુ નથી જ્યા સૂધિ આપણે આપણ

ધર્મના ખરા માર્ગ ઉપર ન આવીએ, ત્યાં સૂધિ કયારે પણ આપણે શારિરીક, માનસિક ને હૃદય બળ સંપાદન કરવાને શકિતમાન થઇશું નહિ ખાટલે મોટી ખોટકે પરથમ પાયો નહિ જે "ब्रह्मचर्य व्रत" ઉપર ત્રણે બળનો સંપૂર્ણ આધાર રહ્યો છે તે આજે કયાં છે? ઢીંગલા ઢીંગલી માફક નાંના છોકરા છોકરીનાં એક બીજાને ગળે તોરણ બાંધી દેવામા આવે છે ને મુડદાલ પ્રજા ઉત્પન્ન કરવામાં આવે છે! એવી ઉત્પન્ન થતી પ્રજા ખરે! આપણા વડીલોની કિર્ત્તિને ધૂળમાં રોળી નાંખવા તૈયાર થઇ છે! પશુવત્ વિષય વાસના પૂર્ણ કરવામાંજ માનવ જન્મની જ્યાં સાર્થકતા સ્વીકારવામાં આવે ત્યાં હવે જ્યાં સૂધિ વેંતીયાં માણુસો ઉત્પન્ન ન થાય ત્યાં સૂધિ દૈવનો ઉપકાર માનવાનો છે. દુષ્કાળ, મરકી અને એવીજ બીજી આફતો, એ આપણી પતન સ્થિતિનાં-આપણે આપણાં હાથે કરીને ધર્મભ્રષ્ટતાનાં પગથિયાં ઉપર ચઢતા જઇએ છીએ તેનાં ચિન્હ છે! જયારે મુસલમાનોના જૂલમી રાજયમાં અનેક મોંટી મોંટી લાલચોને તુચ્છ ગણી જીવ જાતાં પર્યંત પણ નીજધર્મથી આર્યો પતિત થતા નહિ, તે આજે અંગરેજ સરકારના ન્યાયી દયાળુ અને શાતી પ્રવર્ત્તક રાજયમાં કે જ્યા સર્વને પોતપોતાનો ધર્મ પાળવાની પૂર્ણ છૂટ છે એવા રૂડા સમયમાં આપોઆપ, જાતોજાત વણ બોલાવ્યા ને વણ તેડાવ્યા હોટેલોમાં જઇને વિદેશી પ્રજાનો એઠવાડો ખાઇ કૃત કૃત્ય માને છે! હા! એ પ્રજામાં દૈવતની શી આશા! એ પ્રજાનો ઉદય કયાથી હોય! ખરે! એવી નીજ ધર્મથી પતિત થતી પ્રજા અધોગતિના કોઇ અસીમ ઉંડા ખાડામાં સરી પડતી હોયજ!

અપૂર્ણ.

---

## कौरवोनी सभामां श्रीकृष्ण वष्टिए.

---

( ગયા અંકનાં પૃષ્ટ ૯૨ થી ચાલુ )

બીજે દિવસે પ્રાતઃકાળમાં પોતાના નિત્યકર્મથી પરવારી શ્રીકૃષ્ણે પોતાનાં સકળ આયુધો અને મોંટી સેના સહિત મોંટા ઠાઠમાઠથી હસ્તીનાપુર તરફ પ્રયાણ કર્યું, યુધિષ્ઠિરાદિ પાંડવો તથા બીજા મોંટા મોંટા રાજાઓ તેમને વળાવા આવ્યા. શ્રીકૃષ્ણે તેઓને કહ્યું, માંરી તમો કોઇ પ્રકારથી ચિંતા કરશો નહિ. જેમ બનશે તેમ બંને પક્ષોનું શ્રેય કરવું એજ માંરી ઇચ્છા છે, હું તે માટે ત્યાં

જઈને ઉગ્ર અને સતત પ્રયાસ કરીશ ને તેમ છતા પણ એ દુષ્ટ પોતાની હઠ નહિ છોડે તો પછી તમારો ક્ષત્રીયધર્મ તમારે બજાવવાનો છેજ દ્રૌપદીએ, પોતાની દુ ખણી સાસુ કુ તાજીને ઘણા પ્રેમપૂર્વક પ્રણામ કર્યા તેમને આશ્વાસન આપવા માટે શ્રીકૃષ્ણને કહ્યુ અને તે પ્રમાણે યુધિષ્ઠિર મહારાજાએ પણ પોતાની માતાજી કુ તાના અપાર ગુણોની યાદી આપી તેના તપતા હૃદયમા શાતીનુ સિ ચન કરવા વિનતિ કરી ધૃતરાષ્ટ્રાદિ વડી લોને પ્રણામ કેવરાવ્યા અર્જુન અને ભીમે પણ કેટલીક વાતોની ભલામણ કરી તે પછી જેની આખો સ્નેહાશ્રુથી ભરાઇ ગઇ છે એવુ તે સર્વ મ ડળ પાછુ ઉપલવ્ય તરફ વળ્યુ ને જોતાજોતામા પવ નવેગે જતો શ્રીકૃષ્ણનો રથ સ્નેહીઓની નજર બહાર નીકળી ગયો

શ્રીકૃષ્ણ હસ્તિનાપુર વષ્ટિએ પધારવાના છે એ વાત ઘણા દિવસથી સુપ્રસિદ્ધ હતી જેથી એ પ્રવાસમા રસ્તામા આવતા ગામ અને નગરના નિવાસીઓએ ઉત્તમ પ્રકારના માનપાનથી ઠેકઠેકાણે તેમનો સત્કાર કરવાની યોજના કરી હતી

'રાજા ધૃતરાષ્ટ્રે પણ શ્રીકૃષ્ણના સન્માન માટે ઘણા રૂડા પ્રકારથી ગોઠવણી કરાવી હતી દુ શાસનનુ મકાન જે આખા રાજ્યમા પ કાતુ હતુ તેમા સર્વ પ્રકારની સામગ્રીથી શ્રીકૃષ્ણના ઉતારાની ગોઠવણી કરવામા આવી હતી જે પ્રકારથી શ્રીકૃષ્ણ લલચાઇ, મોહપામી પાડવોને તજી પોતાના પક્ષમા આવે એવી અનેક તરેહની જાળ પાથરવામા ધૃતરાષ્ટ્રે દુ શાસને અને તેના સહાયકોએ કશી કચાશ રાખી નહોતી હસ્તીનાપુરને એક દેવપુર સમાન શોભાવવામા આવ્યુ હતુ નગરવાસીઓએ પણ પૂર્ણ ઉત્સાહથી અને ઘણા દિવસ પહેલાથી એ તયારીઓ કરવા માડી હતી રસ્તા, ચોક, છજ્જા, જાળિયા, માળિયા, સર્વે ર ગબેર ગી ર ગોથી કોઇ દિવ્ય શોભા ધારી રહ્યા હતા, ઘરેઘરે મોક્તિકના ચોક પૂરવામા આવ્યા હતા ધ્વજા પતાકા દિવ્ય વસ્ત્રોની સ્થળે સ્થળે નજરે આવતી હતી જયા જયા જોઇએ ત્યા ત્યા ઉત્સવ પ્રકટી નીકળ્યો હતો. સર્વ કોઇને એવી આશા બધાતી હતી કે હવે કલહનો અ ત આવશે પાડવ અને કૌરવ બ ને ભાઇઓ આન દથી એક ભાણે ભોજન કરશે પણ હા ! પ્રજાની એ આશા ઝાઝવાના જળ જેવી હતી ! આકાશ કુસુમવત્ હતી ! જે દુષ્ટોએ છળકપટથી પાડવોને વનવન રઝળાવ્યા અને જેમણે ભર સભામા સતી દ્રૌપદીના ચીર ખેચવાનુ નરકમા ઢોળી પાડનારૂ અધમ પગલુ ભર્યું ! એ અધમ કૃત્યથી જેના પાપનો ઘટ પૂર્ણ ભરાયો છે ! ને જે કાળના ગ્રાસ તરીકે થોડાજ સમયમા અન ત વિશ્વના અન ત પટમા પચી જવાના પોતાના કર્મના યોગે સપડાયાયા છે તેને સલાહ સ પનો માર્ગ કયાથી મળે ! શ્રીકૃષ્ણ પોતે પણ સમજતા હતા કે એ પાપીઓ પોતાના પાપે ઘેરાયા છે તેઓ વષ્ટિના' રૂડા માર્ગ ઉપર કદાપિ આવવાના નથી પર તુ રાજનીતિના ધર્મઅનુસાર જે જે પગલા ભરવાના હોય તે આણાત સુધિ પણ ભરવાજ

જોઇએ, એજ કારણ આ વર્ષિએ આવવામાં મુખ્ય થઇ પડયું હતું.

સર્વ કોઇ શ્રીકૃષ્ણ પધારવાની વાતથી હર્ષિત હતુ પરંતુ આકૂળ વ્યાકૂળ, બેબાકળો, પરિપૂર્ણચિંતાગ્રસ્ત, દુઃખાર્ણવમાં ડૂબતો માત્ર દુર્યોધનજ જણાતો હતો ! તેને કશી વાત ઉકલતી નહોતી શ્રીકૃષ્ણ સાથે નમ્રતા વાપરવી કે અભિમાનથી રહેવું એ વિચારે તેને મહા મુંઝવણમાં નાંખ્યો હતો ! પોતાનો એ તો દ્રઢ નિશ્ચય હતો કે પાંડવોને એક તિક્ષણ સોયની અણીથી વિંધાય તેટલી જમીન પણ આપવી નથી. ભીષ્મ, દ્રોણ અને કર્ણ જેવા મહારથીઓના બળ ઉપર તેને પૂર્ણ વિશ્વાસ હતો, કદાચ્ વિશ્વાસમાં કાંઇક પાછોએ હઠતો હતો પણ પાંડવો કાંઇ પણ પોતાના ભાગમાંથી લઇ જાય તેના કરતાં પોતાનો સર્વ વિનાશ થઇ જાય, હસ્તિનાપુરનું રાજ્ય પાયમાલ થઇ જાય ને પોતે વનવન રઝળતો થઇ જાય, ત્યાં સૂધિ પણ તેઓનો પગ હસ્તિનાપુરમાં નજ મૂકવા દેવો એ તેનો અચળ સિદ્ધાંત હતો !

ખરે ! સ્વાર્થી માણસોના હંમેશાં એવાજ વિચાર હોય છે ! તે પોતાનું ભુંડું થતાં પણ જો પારકાનું ભુંડું થતું હોય તો તેમ કરવામાં કદાપિ ચૂકતા નથી ! કુરૂકૂળનો વિનાશ નજીકમાં નિર્માણ થઈ ચુકયો હતો ! રણક્ષેત્રરૂપી વેદી કે જેમાં, પાંડવ કૌરવનો સ્વાર્થરૂપ મહાયજ્ઞ થતાં દુર્યોધન અને તેનો સર્વસ્વ સાથ, અસંખ્ય સૈન્ય તેમજ તેના હેતુ મિત્રો સહિત બળિદાન રૂપે હોમાઇ જવાનો હતો ! સંગતના દોષ પાંડવોને પણ ભોગવવાના ભાગ્યમાં લખાયા હતા તેના પણ ઘણા હેતુ મિત્રો અને પ્રબળ સૈન્યનો એ યજ્ઞમાએ રણયજ્ઞમાં હોમ થવાનો હતો !

છેવટે દુર્યોધન એકજ નિશ્ચય ઉપર આવ્યો ને તે એજ કે કોઇ પણ રીતે દગાફટકાથી શ્રીકૃષ્ણને કેદ કરી લેવા એટલે સકળ પીડા પતી જવાની ! પાંડવો અને તેના પક્ષકારો પછી સહજમાં મા'રે આધિન થઇ જવાના ! અને જેનું વિષ અને મો'રો લઈ લેવામાં આવી છે એવો નિર્વિર્ય જેવો થએલો મણિધર એક બાળક છોકરાંનાં રમકડાં જેવો થઇ જાય છે તેવી દામણી સ્થિતિ પાંડવોની થઈ પડવાની.

આવી તરંગી રચના પોતાના મનમાં ઘડી રાખી કાંઇક હર્ષવિષાદ યુકત તેના મોંના રંગ વારંવાર જુદુ જુદુ સ્વરૂપ ધારણ કરતો હતો.

શ્રીકૃષ્ણની સ્વારી હસ્તિનાપુરને ગોંદરે આવી પહોંચી એ સમાચારથી આખું નગર હલમલી રહ્યું ! જાણે પાંડવો વિજય દેનજ ફરકાવી કે સમગ્ર પૃથ્વી નિષ્કંટક કરી રાજ્યારોહણ માટે પધારતા હોયની એવો આનંદ પ્રજાના ઘરમાં બહાર અને અંતઃકરણમાં તેમજ મૂખ ઉપર પ્રકટી નિકળ્યો હતો.

ધૃતરાષ્ટ્રરાજાએ મો'ટી ધામધૂમ ભરેલુ સામૈયું કાઢયું, અનેક રથો, હાથી, ઘોડાઓ ચતુરંગણિ સેના સહિત વાજતે ગાજતે ધૃતરાષ્ટ્રના સર્વે પુત્રો, તેમજ ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય આદિ ઘણા સંભવિત ગ્રહસ્થો એ સામૈયામાં શ્રીકૃષ્ણને

લેવા જવા માટે સામૈયામાં પૂરઝડપમાં શોભી રહ્યા હતા ! પાદર જઈ સર્વ ભેટયા હળ્યા મળ્યા ને મોટા આનંદના ઘોષ સાથે સ્વારી નગરમાં પેઠી માણસ, ઘોડા અને હાથીનું જાણે પૂર આવ્યું હોયની ! ગોખ જાળિયા અને અગાસિઓ જ્યાં જુઓ ત્યાં માનવીના વૃંદ, અને સ્ત્રી પુરૂષોના જોડા શ્રીકૃષ્ણના દર્શન કરવા માટે ઉભરાઇ ગયા હતા વૃક્ષ અને છાપરાઓ જાણે માણસોથી છાવી લીધા હોયની ! એમજ જણાતું હતુ પુષ્પની જાણે નગરમાં વૃષ્ટિ થતી હોયની ! એમ અનંત્ય પુષ્પો તેમજ મૌક્તિકથી શ્રીકૃષ્ણનો રથ ભરાઇ ગયો હતો નગરવાસીઓએ ગરીબ ગુરબાંને તે દિવસે ખાનપાન ને વસ્ત્ર વાઘાથી પુર્ણ સંતોષ્યા, મંગળ ગીત ગવાયા, સ્વસ્તિવાચન થયા, ઘરે ઘરે કંસાર રંધાયો, જાણે આજે કૌરવ પાંડવોના વિજયનું પ્રભાત પડયું

દરબારગઢમાં સ્વારી આવી પહોંચતા વિવિધ પ્રકારના વાજીંત્રો કે જેણે આખી સ્વારીમાં ઘણો સરસ ભાગ બજાવ્યો હતો તેના ગોરથી ગગનમંડળ અને ભૂમિતળ ગાજી ઉઠયું ! ત્રૈલોક્યમાં તેનો અવાજ પહોંચ્યો ધૃતરાષ્ટ્રરાજા રાજદ્વારની બહાર આવ્યા ને શ્રીકૃષ્ણને મળ્યા, ગાંધારીએ ઓવારણા લીધા સતીએ જાણ્યું કે મારા પુત્રો હવે સમજશે ને કૌરવ પાંડવ બંનેનું કલ્યાણ થશે

રાજગૃહમાં લઈ જઈ દિવ્યાસન ઉપર શ્રીકૃષ્ણને બેસાડી તેમની મધુપર્કાદિ ઉત્તમ સામગ્રીથી પુજા કરી બહુ મીઠી વાણીથી રાજા ધૃતરાષ્ટ્ર શ્રીકૃષ્ણને સંતોષ આપવા તજવીજ કરી સર્વ સભારંગ આનંદમાગરમાં રેલ્યો, માત્ર કળિની કાળી છાયા આપણા વીરનાયક— કુરૂકુળ વિનાશ માટે ઉત્પન્ન થએલા દુર્યોધનના મો ઉપર જણાતી હતી તે જયાં ત્યાં છપતો છુપતો જણાતો હતો ! તે પોતાના કાળા કૃત્યની વેતરણમાં નરપિશાચની માફક ભટકતો હતો ! તેનું નૂર શૂર ઉડી ગયું હતું !

અપૂર્ણ

---

## संसार चक्र ऊपर भ्रमण करतो जीवात्मा

(ગયા અંકના પૃષ્ઠ ૮૮ થી ચાલુ)

અને એ તો સ્વતઃસિદ્ધ છે કે અંતકાળે જીવાત્માની જેમાં વાસના રહે છે તેમાં તેને અવતાર પ્રાપ્ત થાય છે તેજ પ્રમાણે મહાત્મા ભરતજીને વર્યું ! મૃગલીને પેટે અવતર્યા ! મહાત્મામાંથી પામર બન્યા ! તપશ્ચર્યા એવી પ્રબળ હતી અને ભગવાન ઉપર એટલો બધો સ્નેહ હતો કે મૃગનો અવતાર પામ્યા છતાં તેમને પૂર્વ જન્મનું સ્મરણ રહ્યું હતું, પોતે જે કારણે મૃગના અવતારને પામ્યા તે સંભારી સંભારીને બહુજ પશ્ચાતાપ કરતા હતા હા ! મે મોટી ભૂલ

કરી. રાજપાટ, ઘરકુટુંબ સર્વનો ત્યાગ કર્યા પછી માત્ર મૃગના બચ્ચાંના સ્નેહને લીધે હું યોગ ભ્રષ્ટ થયો ! અહા ! માયાનું પ્રબળ કેવું છે ! વનમાં ફળફળાદિના અહાર ઉપર અને વલ્કલ પહેરી વિચરતો જે હું તેના ઉપર પણ ઘોર જંગલમાં માયાએ પોતાની સત્તા અજમાવી ! તો પછી સંસારમાં રગડાતા જીવાત્મા ઉપર માયાનું કેટલું બધું પ્રબળ હોવું જોઇએ ! હવેથી હું નિશ્ચય કરૂં છું કે મારે જડ ચૈતન્યમાં કોઇનો પણ સંગજ ન કરવો ! એમ વિચાર કરી પોતાની મા મૃગલીને કાલજર પર્વતમાં મૂકી પોતે છાનામાના મૃગબાળના અવતારમાં હરિક્ષેત્રમાં આવી પહોંચ્યા. સૂકાં પાતરાં અને ઘાસ ઉપર નિર્વાહ કરતા મૃગબાળના અવતારને પામેલા ભરતજી, પોતાનો આ મૃગનો અવતાર ક્યારે છુટે એ વાટ જોયા કરતા હતા. તે સમય પ્રાપ્ત થયો ને પોતે ગંડકી નદીની વચ્ચોવચ ઉભા રહી મૃગના ખોળિયાનો ત્યાગ કરી દીધો. એક ઉત્તમ બ્રાહ્મણને ઘેર તેનો અવતાર થયો. અહિંયાં તેને પોતાના ગત અવતારનું ભાન હોવાથી પ્રાણી માત્રનો સંગ છોડી દેવા અર્થે જડ સ્વરૂપ ધારણ કર્યું. માત્ર ભગવાનના ચરણારવિંદનું હૃદયમા ધ્યાન ધરતા હતા પણ બીજા માણસને તે સાક્ષાત્ જડ–મૂર્ખ, આંધળા અને બહેરા જેવા જણાતા હતા. તેના પિતાએ સમાવર્તન સૂધિના સંસ્કારો કર્યા હતા ભરતજીને તે સર્વે સંસ્કારો કરવા ગમતા નહોતા અને સંધ્યાવંદનાદિ સર્વ પ્રકારમા તેઓ ગડબડ કરી નાખતા હતા. તેના પિતાએ પુત્રની આવી જડબુદ્ધિ જોઇને ભણાવવાને માટે સતત પરિશ્રમ કર્યો પણ જડભરત તે જડભરતજ રહ્યા. કાંઇ શિખ્યા નહિ ! કાંઇ ભણ્યા નહિ કે કાંઇ ગણ્યાએ નહિ ! જે ભણવું જોઇએ, જે જાણવું જોઇએ, ને જે કરવું જોઇએ તે તેઓ મૃગ અવતારને પામી–ઠોકર ખાધા પછી યથાર્થ સમજી ગયા હતા. સર્વ વિદ્યાની વિદ્યા, સર્વ શાસ્રોનું તત્વ અને વેદના જે રહસ્યથી માનવી પુનઃ જન્મ મરણને અનુભવતો નથી એ પગથિએ મહાત્મા ભરતજી ચડી ગયા હતા. તેને સંસારનું જીવિત સર્વ શુષ્ક લાગતું હતું તે સર્વમાં પોતાનુંજ સ્વરૂપ જોતા હતા , છતાં કોઇના પણ સંગનો પોતાને ચેપ લાગી પોતે અધોગતિને ન પામે તેને માટે બહુજ સાવધાન રહેતા હતા.

પુત્રને પંડિત બનાવવાનો સર્વ મનોરથ પિતાનો વ્યર્થ ગયો ને જોતાં જોતામાં પુત્ર સ્નેહમાં એ ગાફલ થએલો બ્રાહ્મણ–ભરતજીનો પિતા મૃત્યુ પામ્યો ! તેમ થવાથી ભરતજીની મા પણ સતી વિધાનથી પતિના લોકને પામી. માબાપ મૃત્યુને પામ્યા પછી તેના ભાઇઓએ તેને ભણાવવા ગણાવવાનો આગ્રહ છોડી દીધો. લોકો તેને બ્હેરો, ઘેલો અને જડ કહીને બોલાવતા ! જે કંઇ યદૃચ્છાથી વેદથી, મૂલ્યથી કે ભીખથી થોડું આછું, મીઠું કે ખરાબ જે કંઇ મળે તે ઉપર નિર્વાહ ચલાવતા ! દેહભિમાન જેને રહ્યું નથી એવા એ મહાત્મા ભરતજી માન અપમાન કશાની સ્પૃહા રાખતા નહિ. ટાઢ,

તડકો વરસાદ એ સર્વ સહન કરતા જ્યા ત્યા રઝળ્યા કરતા હતા એ ઉપરથી તેમના ભાઈઓએ તેને ખેતરના રખેવાળ ઉપર રાખ્યા ! પરંતુ ત્યા પણ ખેતરના ક્યારા કેમ વાળવા તેની તેને કશી ખબર કે પરવા નહોતી અંતઃકરણમા માત્ર પરમાત્માની મૂર્તિજ રમી રહી હતી તેને કશો ભય નહોતો, વાઘ વરુ અને હિંસક પ્રાણીઓ પણ તેને જોઈને નાશી જતા હતા વાસ્તવિક રીતે જોતા તેને જે જ્ઞાન પ્રાપ્ત થયુ હતુ તે સત્ય હતુ પરંતુ જગતની દ્રષ્ટિમા તે મૂર્ખ અને ગાંડાઈમા ખપતુ હતુ ! મહાયોગી–પરમહંસ એવી દશાને પ્રાપ્ત થયા હોય છે

એક વખત એવુ બન્યુ કે ચોરના એક મો'ટા સરદારને કંઈ પણ સંતાન નહોતુ જેથી કાળિકામાતાને માણસનુ બળિદાન આપવાના હેતુથી એ સરદારના માણસો એવા કોઈ માણસની શોધમા ફરતા હતા દેવયોગે મહાત્મા ભરતજી જડભરત એ ચોરના સરદારના માણસોના હાથમા આવી ગયા તેને ઉથમે બંધ બાંધી માતાજીના મંદીરમા કાળી રાતે લઈ આવ્યા, જ્યા મેંકડો બકરા અને પાડાઓનો વધ થતો હતો અને જ્યા રાક્ષસ જેવા અનેક મનુષ્યનુ મો'ટુ ટોળુ મદીરા અને માંસથી મગ્ન બન્યુ હતું જોકે ત્યા જડભરતજીને લઈ આવ્યા હતા છતા કોઈ પણ જાતનો ભય એ મહાત્માજીને જણાતો નહોતો તેનુ આવુ નિડરપણુ જોઈ ત્યા એકઠા થએલા સર્વે માણસો તેને ગાંડો ને ચિત્તભ્રમ જેવો માનવા લાગ્યા વધિકો તૈયારજ હતા તેઓ ખુલ્લી તલવારોથી તેનુ મસ્તક ઉડાડી નાખવાની સરદારના હુકમની વાટ જોતા હતા ! તેવામા એ ચોરના સરદારની અસવારી આવી પહોંચી ! તેણે તત્કાળ હુકમ આપ્યો જોઈ રહ્યા છો શુ ? આ માણસનુ માથુ ધડથી જુદુ કરો એવો હુકમ થતા જેવા તેના માણસો તલવારોના ઘા જડભરતજી ઉપર કરવા જાય છે તેવીજ તલવારો તેના હાથમાથી એકજ સાથે કાળિકા માતાએ પોતાનુ ખરૂ સ્વરૂપ પ્રગટ કરી ઝૂંટી લીધી ને એજ તલવારોવડે એ પાપીઓને તથા તેના સમૂહને જમપુરીના મેમાન કર્યા ને પોતે અદૃશ્ય થઈ ગયા ! સો ચમત્કાર ! પ્રભુના ભકતને કોણ દૂભવી શકે શકે ? મહાત્મા પુરૂષનો કદી કોઈપણ માનવ દાનવ કે હિંસક પ્રાણી નાશ કરી શકયુ જ નથી, કારણ કે જગત્ માત્રમા પરબ્રહ્મ સ્વરૂપ વિલસતુ તેની નજરે આવે છે જેથી તેને મૃત્યુનો ભય રહેતો નથી, નિર્ભયતાથીજ એવો પરમહંસ પુરૂષ જગતમા વિચરે છે જડભરતજી નિર્ભયજ હતા પરંતુ તેને જે ભય હતો તે માત્ર કોઈનો પણ સંગ ન થઈ જાય, માયાની જાળમા ફરી ન પડાય ! કાંઠે આવતુ વહાણુ માયા રૂપી જળચર પ્રાણી– વ્હેલ માછલી અગાધ મહાસાગરના પ્રચંડ તોફાનમા ખેંચી જઈ તેના ચુરેચુરા કરી ન નાખે પોતાના આત્માની પુનઃ અધોગતિ ન થઈ જાય તેને માટે તે અતિ સંભાળ રાખતા હતા મૃગના બચ્ચા ઉપર પ્રથમ દયા અને પછી મમતા ચોટતા પોતાને

પ્રાપ્ત થાયછે. એટલે પોતાનાં ખાનપાન સંબંધી યોગી પુરૂષે ક્યારે પણ ચિંતા કરવી નહિ.

सुदु खोपार्जितैर्वित्ते राशासानांगृहाशिप मधुहेवाग्रतो भुंक्ते यतिर्वै ग्रहमेधिनाम् ॥

આ ઉપરથી યોગીએ ખાનપાનાદિક સંબંધી સર્વ ચિંતા તજી પરબ્રહ્મમા ચિત્ત લગાડી અસંગ થઇ વિચરવાનું છે.

હરિણઃ—પારાધીના ગાયનથી મોહ પામી હરિણ જીવિતનો ત્યાગ કરેછે તે કારણથી મેં નિશ્ચય કર્યો કે યોગીએ ગાયનથી દૂર રહેવું કારણ તે મોહક, બંધનરૂપ અને જીવિતનો વિનાશ કરવાવાળું છે. ઋષ્યશૃંગ ઋષિ, નાચ, વાજીં અને ગાયનમાં મોહ પામી વેશ્યાના રમકડાં જેવા થઇ ગયા હતા માટે યોગીએ ગાયન કળાને તાન ટપ્પાથી દૂર રહેવું.

માછલું:—જેમ જીભના સ્વાદથી માછલું કુંડીથી વિંધાઇને મરણ પામેછે તેમ દેહાભિમાની પુરૂષ પણ જીભના સ્વાદથી વિશેષ ને વિશેષ સંસારમાં બદ્ધ થતો જાયછે. બીજી સર્વ ઇંદ્રિયો જીતી શકાય છે પણ જીભને જીતવી એ અતી દુષ્કર છે. આહારનો ત્યાગ કરવાથી બીજી ઇંદ્રિયોને જીતી શકાયછે પણ આહારના ત્યાગથી જીભની ઇચ્છા તો પ્રબળ થાય છે જ્યાં સુધિ પુરૂષ જીભને જીતે નહિ ત્યાં સુધિ તે કદાપિ જીતેંદ્રિય કહેવાય નહિ. જો રસના જીતાય તો સઘળી ઇંદ્રિઓ જીતાએલીજ સમજવી તે કારણથી યોગીએ માત્ર ઔષધીની પેઠે અન્નનો ઉપયોગ કરવો સ્વાદની ક્યારે પણ ઇચ્છા કરવી નહિ.

પિંગલાઃ—આશાજ દુઃખનું કારણ છે માટે આશા છોડી દેવાથીજ સુખ થાયછે. વિદેહ રાજાના નગરમાં પિંગલા નામની વેસ્યા રહેતી હતી તે સોળે શણગાર સજીને પરપુરૂષની વાટ જોયા કરતી હતી પણ લોભ, વૃત્તિની તૃપ્તિ ન હોવાથી તે આખી રાત નવા નવા પુરૂષોની વાટ જોયા કરતી હતી. એક વતખ જ્યારે કોઇ પણ પુરૂષ ન આવ્યો અને નિદ્રા પણજાણે તેનો ત્યાગ કરીને જતી રહી હોય એમ બન્યું ત્યારે તેના હૃદયમાં એકાએક વૈરાગ્યની જ્યોતિ પ્રકટી નીકળી તેને તત્કાળ જ્ઞાન પ્રકટ્યું. હા ! મેં કેવી નીચ વાસનામાં માનવ જન્મને એળે કાઢયો ! હું કેવા નીચ માર્ગમાં વળી ગઇ ! ખરે ! મા'રા જેવી અભાગણી કોણ હશે ? નીચ કર્મ કરનારને મુવા પછી નરકમા જવું પડે છે એમ મેં સાંભળ્યું છે પણ અત્યારે મને એ યથાર્થ સમજાય છે કે મેં તો જીવતેજ મહા નરક ભોગવ્યું ! પુરૂષરૂપી ઘર કે જેનાં આડસર અને વળા વળી હાડકાનાં બનેલા છે ! રૂધીર રૂપી જળથી માંસના લોદાના ગારા વડે હાડ રૂપી ઇંટોથી એ ઘર ચણેલું છે ! જેનાં બારી બારણા સર્વે માંસ અને હાડકાંથી બનેલા છે, મળ મૂત્ર અને કફ પીત્ત વાયુ એજ જેમાં ભર્યા છે ! જ્યાં જોઇએ જ્યાં હાથ નાંખીએ ત્યા એજ ભર્યું છે માત્ર ઉપરથી ચામડી મઢેલી છે ! એવા નરક સમાન ઘરનું મા'રા સિવાય બીજી કઇ સ્ત્રી સેવન કરે ? જે પરમાત્મા મા'રા હૃદય મંદિરમાં વિલસે છે, જે સર્વ સુખ અને શાંતીનો

આપનારી છે તેને તજીને જે પુરૂષ કાળના મોઢામા પકડાએલો છે તેને મા'ના જેવી મૂખ સિવાય બીજી કઇ સ્ત્રી સેવે? જગતમાના કાળના મોઢામા પકડાએલુ છે તો તેમાથી શ્રીહરિ સિવાય બીજો કયો માનવી કે દેવતા બચાવવાને શકિતમાન છે? જે પ્રભુ અજરામર, અનત સૃષ્ટિના નિયતા, થાપક, પાળક, ઉથાપક ને જે કાળના પણ કાળ છે એવા પરમાનદ સ્વરૂપને તજી જે કોઇ મારી પેઠે વિષય વાસનામા રચી મચી રહે છે તે ખરે! પારસમણીને ગુમાવી ખોટા હીરામા લલચાય છે! જે કર્મોથી મે મા'ની જીદગી ગાળી છે તે કર્મો મ ભારતા મને ત્રાસ વછુટે છે! હુ કેવા અવળા માગ ઉપર ઉતરી પડી! જે પ્રભુનુ આપેલુ કોઇથી લઇ શકાય નહિ, જે પ્રભુની કૃપા દૃષ્ટિ વાના અનેક આફતો દૂર થઇ જાય, જે પ્રભુને મેળવવા માટે મહાત્માઓ રાત દિવસ ખાનપાન તજી એકાગ્ર વૃત્તિથી જેનુ ધ્યાનજ ધર્યા કરે છે એજ પ્રભુએ મને લાગે છે કે અત્યારે મા'રા ઉપર કૃપા દૃષ્ટિ કરી છે હા! મા'ગે કયાઇ પણ બચાવ નહોતો હુ પાપરૂપી અગાધ જળમા ડૂબી હતી તમાથી આ સમયે શ્રીહરિ પરમાત્માએજ મને બચાવી છે જીવ કે જે સસારરૂપી અનત અધારા કુવામા પડેલો છે! જેને વિષયોએ આધળો કરેલો છે! ને જે કાળના મોઢામા પકડાએલો છે તેને શ્રીહરિ સિવાય બીજો કોણ ઉગારવાને સમર્થ છે?

હવે હુ એ પ્રભુનેજ ભજીશ, એનેજ વરીશ એજ મા'રા પતિ એજ મા'રા પ્રાણ ને એજ મા'રા હૈયાહાર આજથી હુ એ અજરામર પરમ શાતીના આપનાર શ્રીહરિનેજ પરણી ચુકી કે જે મુકિતના દાતા છે, સર્વ આનદના ધામ રૂપ છે અને જે પ્રાણી માત્રમા જડ ચૈતન્યમા અવમા દર્શાઇ આવે છે જેની શકિત અતુલિત અને અમાપ છે એજ પ્રભુ મા'રા પતિ છે એજ મા'રો શણગાર, એજ મા'રા ઘરેણા ગાઠા લુગડાલત્તા મા'રૂ સર્વસ્વ એજ પ્રભુ જે જગતમાત્રના પ્રભુ છે તેજ મા'રા નાથ, હુ તેમની દાસી કિંકરી કે સ્ત્રી છુ અખડ સુખોમા હું તેની સાથે વિલસીશ હે યદુરાજા! એ પ્રમાણે જ્યારે પિગલાએ પોતાની સઘ જુઠી આશાની દોર કાપી નાખી પ્રભુમાજ સર્વસ્વ જોયુ ત્યારે તેને સુખથી નિદ્રા આવી ગઇ

તે પછી જેના અતરના મલ સર્વ ધોવાઇ જતા જેનુ હૃદય કાચના જેવુ નિર્મળ થઇ ગયુ છે એવી એ પિગલા હરિ! હરિ! એજ સ્તવન કરતી કરતી થોડાજ સમયમા પરમપદને પામી ગઇ જન્મ મરણના ચક્રમાથી બહાર નીકળી અજર અમર સ્વરૂપના ભળી ગઇ જેમ દીપકનો પ્રકાશ થતા અધકાર માત્રનો નાશ થઇ જાય છે તેમ તેના હૃદયમા દિવ્ય જ્યોતી પ્રગટતા સર્વ પાપ બળી ભસ્મ થઇ ગયા તે શુદ્ધ કચન સમાન થઇ ગઇ તેનો આત્મા પરમાત્મ સ્વરૂપ થઇ ગયો માટે હે રાજા! મે એ પિગલાને મા'ની ગુરૂ કરી તેમાથી એ ગુણ ગ્રહણ કર્યા કે આશાના દોરને કાપી નાખવો આશા જીવતી ડાકણ

સમાન છે આશાજ નીચ કર્મની કરાવનારી છે હું જગત્‌માં મોટો કહેવાઉં! ધનધાન્ય પુત્રપરિવારથી પૂર્ણ થાઉં આખું જગત્ મને નમે! હું સાર્વભૌમ ચક્રવર્ત્તિ મહારાજા થાઉં! હા! એજ આશામાં ને આશામાં જીવ અધમ કૃત્યો કરતે કરતે કર્મની વજ્ર સમાન બેડીમાં જડાઈ જાય છે!!!

## पुस्तकोनी पहोंच तथा अवलोकन.

**श्रीकृष्णः**—પુરૂષોત્તમ વિશ્રામ સાહિત્યમાળા (૩) પ્રસિદ્ધકર્ત્તા શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજી તરફથી.

**त्रिभुवनविरहः**—કવિશ્રી નથુરામ સુંદરજી શુકલની રચેલી. આ ચોપડી રા. પુરૂષોત્તમ કહાનજી ગાંધી તરફથી મળી છે.

**आर्यन मेगेझीनः**—માસિક—આગષ્ટ ૧૯૦૫ નો અંક ૨ જો. અહમદનગર (સ્વસ્થાન ઇડર) થી મળ્યો છે.

**दुरगादास**.—પ્રથમ ભાગ. રચનાર સૌદર્યના તંત્રી માધવજી પ્રાગજી દવે. પ્રકાશક રા. પુરૂષોત્તમ ગીગા ભાઈશાહ ભાવનગરથી.

**अद्वैतानुभूति**.—ગોવિંદ પાદાચાર્ય વિરચિત. તેનું સટિપ્પન ગુર્જર પ્રત્યચાન્તર કરનાર મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી તરફથી.

* (૧) **अद्वैतसरणीः**—હાલ પ્રવૃત્તિના સમયમાં અદ્વૈત માર્ગના સોપાનરૂપ આ પુસ્તક લખી સ્વર્ગસ્થ શુકલ ઘેલાશંકર પુંજાભાઇએ ગુર્જર પ્રજાની એક રૂડી સેવા બજાવી છે. તે સાથે એ પણ કહેવું જોઇએ કે એ પુસ્તક પ્રસિદ્ધિમા લાવવાનું માન રા. દેવશંકર જ્યેષ્ઠારામ શુકલને ઘટે છે. પુસ્તકને બે ભાગમા વહેંચી નાખવામાં આવ્યું છે.

જગત્‌ની ઉત્પત્તિ, માનવ દેહની સફળતા, મનોવિકારને જીતવાની સમજ, વર્ણાશ્રમ સ્નાનસંધ્યા, જપપ્રભાવ, અતિથી સત્કાર, વૈશ્વદેવનું ફળ અને છેવટે આત્મોદ્ધાર એવી સુઘટિત ઘટનાથી પહેલો ભાગ પૂર્ણ કરવામાં આવ્યો છે.

બીજા ભાગમાં ભક્તિ સંબંધી વિવેચન, પરમાત્મપદમાં પ્રવેશ, વ્યાપકતાની સમજ, નામદેવનું દૃષ્ટાંત, પતિવ્રતા સ્ત્રીને આત્મજ્ઞાનનો લાભ તથા વિરાટ પુરૂષની સમજણ.

એ પ્રમાણે આખું પુસ્તક આપણા પ્રાચીન ધર્મકર્મનું ભાન કરાવતું વાચકને ભક્તિના પ્રવાહમાં ખેંચી જીવન્મુક્તિના પરમાનંદ પ્રદેશનું દિગ્દર્શન કરાવે છે. અને તેથી આ પુસ્તકની અભિવૃદ્ધિ થાય એ ગુર્જર પ્રજાના ઉભય લોકના કલ્યાણાર્થેજ છે.

* (૧) રચનાર શુકલ ઘેલાશંકર પુંજાભાઇ. પ્રસિદ્ધકર્ત્તા રા. દેવશંકર જેષ્ટારામ શુકલ કિંમત રૂ. ૧—૦—૦.

# आर्यधर्मप्रकाश

पुस्तक ३४ मु ] चैत्र स १९६२ [ अंक ६ ठो


## यतोधर्मस्ततोजय



### उपदेशमाळा

मणको २४ मो

" आगे मोवा आवे फूल घणारे लोल
ए राग

जावडा जोने आठे जगनो खोटो खेल ,
तेमा छाकेलो थइ शाद फरेरे लोल ,
चारा काळ चरे जो केम थयो रखडेल ,
भक्ति भूषणनी भूलीशमारे लोल टेक
तुतो ठाती काढी छाकेलो थइने फरेरे लोल ,
घेलो घर धधामा भूल्यो भूडा भान ,
सान गइ अभिमाने हा ! चडयोरे लोल ,
अवसर अणचिंत्यो आवा अडशे अवसान ,
भक्ति० जावडा० १

मो'टा पुण्य थका आ मनवा देह तने मळ्योरे लोल ,
करजे तेमा निशदिन परहितकारी काम ,
मानवजन्म सफळ तेथी थशेरे लोल ,
उज्ज्वळ मूख रखेने करतो छेवट श्याम
भक्ति० जीवडा० २

ता'रा धाम धरा नें ठाम सौ रे'शे पर्या रे लोल ,
व्हालामा विटायो पण ते ठालो ठाठ ,

लूटी झूटी झोड वनावियो रे लोल ,
भज भज भवतारण भगवान टळे उच्चाट .
भक्ति० जीवडा० ३

ता'री नजरे जोतां लाखो जन चाल्यां गयारे लोल,
ता'रे जरुर जावुं आज अरे कां काल !
मास छ मासे वर्षे ते पछीरे लोल ;
दस, विश, त्रीश, चालीश पचाशे तुज वेहाल,
भक्ति० जीवडा० ४

साठ सीतेरे हेसी नेवु सो पुरां थशेरे लोल,
चडप करीने झडपी लेशे कूडो काळ;
त्यारे ग्हार न चाले कोइनीरे लोल,
माटे काप्य नहि तुं वेठा केरी डाळ ;
भक्ति० जीवडा० ५

जेनी फुंके पर्वत फाट्या ध्रुजी धरा घणीरे लोल ,
तेना न मळे पत्ता बळी थया सौ खाख ;
एवुं जाणी भज भगवाननेरे लोल ,
भावे भाव भरीने हरिरस होंसे चाख्य ;
भक्ति० जीवडा० ६

जूठी माया जूठी काया छाया वादळीरे लोल ,
जाया जरुर तेतो जावाना निरधार ;
अंते कोडी नावे काममारे लोल ,
एवुं जाणे तोपण गाफल रह्यो गमार ;
भक्ति० जीवडा० ७

एवुं जाणी प्राणी हरि भक्ति कर भावथीरे लोल ,
दान दया नीति सद् वृति उरमां राख्य ;
परहितमा तन मन धन वापरोरे लोल ,
मनपा देह मळ्यो नव एळे काढी नांख्य .
भक्ति० जीवडा० ८

गाय शीखे सुणेने पाठ करे पूर प्रीतथी रे लोल,
भवनु भ्रमण टळे ने मुक्ति मारग जाय,
हरिहर रटे मटे कु वासना रे लोल,
भाव भरी भगवान हरिरस होंसे ल्हाय

भक्ति० जीवडा० ९

# स्थुळ रूप ज्ञाननो आविर्भाव-सम्प्रदायो

પુરાણોમા જે સ્થૂળરૂપે જ્ઞાન બતાવવામા આવ્યુ છે તેમાથી ભક્તિભાવનો ઉદય થતા પાછલા સમયમા કેવળ એ ભક્તિભાવનેજ વળગી રહેવા સંપ્રદાયો ઉભા થએલા છે એ સંપ્રદાયોનુ સ્વરૂપ આપણે ટુંકામા જોઇ જઇએ કે જે ઉપરથી સમજાશે કે તત્વવિચાર સાથે તેમા કેટલા તત્વો સમાઇ રહ્યા છે? પુરાણો તરફ નજર કરતા વિષ્ણુ અને શિવ એ બે દેવતાઓનુ વિશેષ મહાત્મ વર્ણવેલુ જણાઇ આવે છે, પરંતુ એમના સ્વરૂપ અને આચારાદિ ભિન્ન હોવાથી સંપ્રદાયવાળાઓએ તેમાથી વિરોધી ભાવના ઉભી કરી, તે એટલે સુધિ વધી ગઇ કે તેમાથી શિવનું ભૈરવરૂપ દર્શાવી વામમાર્ગ પ્રચલિત કરી કાળી અને ભૈરવના ઉપાસક ઘણા લોકોને કુપા-આડે માર્ગે દોર્યા આમ જ્યારે લોકો તદ્દન અવળાજ રસ્તા ઉપર ઉતરી પડયા ત્યારે તેઓને તે માર્ગ જતા અટકાવવા વૈષ્ણવ મત ઉભો થયો જેઓ વામમાર્ગી થઇ અનાચાર વધારવાના પ્રયત્નમા પડયા તેમની સામે વૈષ્ણવ મતે ટક્કર લીધી જો કે શિવ સાથે એટલો બધો વિરોધ નથી જે વિરોધ છે તે શાક્તોની સામે છે શાક્ત અને શૈવ વારવાર ભેળસેળ સમજાતા તેમાથી વૈષ્ણવ અને શૈવ એ બે વિરૂદ્ધ સંપ્રદાયો ઉભા થયા પણ વાસ્તવિક તત્વવ્યવસ્થા જોતા ઉભય સંપ્રદાય એક જ જણાશે

હવે આપણે વૈષ્ણવ સંપ્રદાયોનો સંક્ષિપ્ત તપાસ કરી જઇએ પ્રથમ रामानुज सम्प्रदाय-विशिष्टाद्वैत रामानुज श्री सम्प्रदाय -આ સંપ્રદાયમા अद्वैत दर्शननु खंडन કરી भक्तिने प्राधान्य આપવામા આવેલુ છે राम અને विष्णुने પરમ પુરૂષના અવતારરૂપે ઇશ્વર ઠરાવવા એ આ મતનો સંપૂર્ણ આગ્રહ છે આ સંપ્રદાયને विशिष्टाद्वैत કહેવાનુ કારણ એવુ છે કે મૂળનુ જે अद्वैत केवलरूपे મનાયુ છે તેને रामानुज सम्प्रदाय वाळा યથાર્થ ગણતા નથી એ સંપ્રદાયનુ કહેવુ એવુ છે કે अद्वैत છે ખરૂ પણ તે કેવળ

નથી સર્વ બ્રહ્મમય છે પણ તે બ્રહ્મમાંજ જીવ અને જડ એવા બે ભેદ છે જોકે અંતર્યામીરુપે હરિ સર્વમાં છે પણ ચિત્-જીવ અને અચિત્-જડ એ તેનાથી જુદાંજ છે.—વિશિષ્ટ છે. હરિ, ચિત્ અને અચિત્ એ ત્રણ રૂપે વિશ્વમાત્ર છે ને બ્રહ્મમય છે તેથી બ્રહ્મ ચિદાચિદ્વિશિષ્ટ છે—એ ત્રણે સ્વયં અદ્વૈતજ છે. અદ્વૈતવાદમાં બ્રહ્મને કેવળ જ્ઞાનરુપ માન્યું છે પરંતુ રામાનુજ વાળા કહે છે કે જ્ઞાનમયતામાં અજ્ઞાનતા ક્યાંથી? જો કેવળ જ્ઞાનરૂપ બ્રહ્મ તો પછી વિશ્વમાત્ર અજ્ઞાનમય કલ્પી માયારૂપ ઠરાવવું એ દિવસમાં રાત્રી દેખાવા જેવું છે! સાન્નિધ્ય, સાલોક્યાદિ એ તેમની મોક્ષ વ્યવસ્થા છે એ સંપ્રદાયવાળા અવતારોને બ્રહ્મરુપે સ્વીકારે છે–રામાવતારને પ્રાધાન્યત પૂજે છે.—કૃષ્ણાવતાર પણ તેમને માન્ય છે ઉપાસનાના તેમનામાં પાંચ પ્રકાર છે અભિગમન, ઉપાદાન, ઈજ્યા, સ્વાધ્યાય, યોગ,

અભિગમન —દેવતા સ્થાનનાં માર્જનાદિ તે અભિગમન.

ઉપાદાન —ગંધ પુષ્પાદિ પુજા સામગ્રી પ્રાપ્ત કરવી તે ઉપાદાન.

પૂજન તે ઇજ્યા

સ્વાધ્યાય —મંત્રજપ, વૈષ્ણવ સૂક્તાદિ પાઠ તે સ્વાધ્યાય.

યોગ—અંતર્યામીનું ધ્યાન તે યોગ.

પરમ કરૂણારૂપ ભક્તવત્સલ વાસુદેવ–પરબ્રહ્મ–ભક્તોના ઉપર કૃપા કરવાને અર્થે પોતાની લીલાએ કરીને પાંચ પ્રકારના રૂપ ધારણ કરે છે અર્ચા, વિભવ વ્યૂહ, સૂક્ષ્મ અને અંતર્યામી પ્રતિમાદિતે અર્ચા, રામાદિઅવતાર તે વિભવ; વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરૂદ્ધ એ ચતુર્વિધ વ્યૂહ. વાસુદેવાખ્યપરબ્રહ્મ તે સૂક્ષ્મ અને સર્વ જીવમાં રહેલો તે અન્તર્યામી. આ પાંચ રૂપની ક્રમે ક્રમે ઉપાસના કરતાં અન્તર્યામીની કૃપા પામવી એ મુક્તિ–ધ્યાન માર્ગે અંતર્યામીનો યોગ થતાં પરમ દયાળુ ભગવાન નિજભક્તને નિત્યમુક્ત કરી સ્વધામમાં સ્થાપે છે. આ સંપ્રદાયનું તાત્પર્ય ભક્તિજ છે—પોતાના ઇષ્ટનું અનન્ય આનંદરૂપે પરમજ્ઞાન પામવું ને તે સપ્ત સાધનથી સિદ્ધ થઈ પરમ મુક્ત ધામ વૈકુંઠને પ્રાપ્ત કરાવે છે.

એ સપ્ત સાધનમાં- १ विवेक, २ विमोक, ३ अभ्यास, ४ क्रिया, कल्याण, ६ अन वसाद ७ अनुद्धर्ष

विवेक—અદૃષ્ટ અન્નથી સત્વ શુદ્ધિ તે વિવેક.

विमोक—કામનાનો અનભિષ્વંગ તે વિમોક.

अभ्यास—વારંવાર સંશીલન તે અભ્યાસ.

क्रिया—શક્તિ પ્રમાણે શ્રૌત સ્માર્ત કર્માનુષ્ટાન તે ક્રિયા.

कल्याण—સત્ય, દયા દાન વગેરે તે કલ્યાણ.

अनवसाद—અદૈન્યત્વરૂપ શ્રદ્ધા તે અનવસાદ

अनुद्धर्ष—પરમ સંતોષરૂપ આનંદ તે અનુદ્ધર્ષ.

આ પ્રમાણે વિશિષ્ટા દ્વૈત મતનો સાર છે. આ સંપ્રદાયના આચાર્યોએ પ્રસ્થાનત્રયનાં આ સિદ્ધાંતોને પ્રતિપાદન

કરવા સારૂ સારા સારા ભાષ્યો રચેલા છે આ સ પ્રદાયના સાધુઓ બ્રહ્મચર્ય પાળે છે અને દાસોઽસ્મ્યહમ્ એવી રીતે અન્યો અન્યને નમસ્કાર કરે છે સ પ્રદાયવાળા કપાળમા શ્રી આકારનુ તિલક કરે છે ગોપીચ દનાદિનો ઉપયો ા કરે છે આ સ પ્રદાયના સાધુઓ દ ડકમ ડલુ રાખતા નથી

ઇસ્વીસનના બારમા સૈકામા દ્રવિડ દેશમા રામાનુજ જન્મ્યા હતા તેઓ પોતાના મામાને ત્યા મોટા થયા હતા અને શ કરમતનો અભ્યાસ કર્યો હતો વિષ્ણુસ્વામીની પર મપરામા થએલા ભિ ત્વમ ગળની પછી અને મધ્વાચાર્યની પૂર્વ આ આચાર્ય થયા હોય એમ કેટલાક આધારથી જણાયછે દ તકથા વળી જુદીજ રીતે જણાવે છે કે શ કરાચાર્યે, રામા નુજને લક્ષ્મણનો અવતાર જાણી નવો સ પ્રદાય સ્થાપવાની આજ્ઞા કરી

હરિ ચિત્ અને અચિત્ એ ત્રિધા વ્યવસ્થા આન દતિર્થને રૂચી નહિ તેથી વળી દ્વિધા વ્યવસ્થા સ્વીકારી અને સ્વતન્ત્ર તથા અસ્વતન્ત્ર એ બે પ્રકારના તત્વો માન્યા એટલુજ નહિ પણ વિશ્વમાન એવુજ છે એમજ સ્વીકાર્યું શ્રી ભગવાન વિષ્ણુ તે સ્વત ત્ર તત્વ, અને જીવાદિ તત્ત્વ તે અસ્વત ત્ર દ્વિધા વ્યવસ્થા સ્થાપન કરતા આન દતિર્થનો મત એવો છે કે જીવ જીવત્વભાવથી કદી પણ છૂટી શકેજ નહિ, તેમજ વળી મોક્ષ પણ જીવ બ્રહ્મનુ પારમાર્થિક અકય સમજવામા ટોયજ નહિ કારણ કે અલ્પજ્ઞ અને પરત ત્ર જે જીવ તે દાસ રૂપજ છે તો દાસ તે પતિ કયાથી થઇ શકે ? નવજ્ઞ વિષ્ણુ બ્રહ્મ જે જીવનો પતિ અને સેવ્ય-જે જીવ તે જીવ વિષ્ણુ થવાની ઇચ્છા કરે એ તો રાજ સેવક જેમ રાજા થવાની ઇચ્છા કરે તેના જેવુ છે વિષ્ણુ ભગવાનની સેવા તજી વિષ્ણુ થઇ બેસનારને મોક્ષ કેવી રીતે પ્રાપ્ત થઇ શકે? જીવને પરબ્રહ્મરૂપ વિષ્ણુની ભક્તિદ્વારા વૈકુ ઠ પામવુ એજ તેનો મોક્ષ—પરમ ધામમા સ્થિતિરૂપ પરમાન દ મળી શકે એજ જીવની છેલી ગતિ અક્રન નામકરણ ને ભજન એ ત્રણ પ્રકારની સેવા છે શ ખ, ચક્ર, ગદા અને પદ્મ એ ચિન્હો શરીર ઉપર તપ્તમુદ્રાથી પાડવા તે અ કન, પોતાન છોકરાઓના હરિસ્મરણ રાખવા હરિના વપરાતા નામો રાખવા ને એ દ્વારા પણ ભક્તિ પ્રવાહમા રેવાવુ એ નામ કરણ ભજનના દશ પ્રકારછે ૧ सत्य, ૨ हित, ૩ प्रिय, ૪ स्वाध्याय, ૫ दान, ૬ परि त्राण ૭ परिरक्षण, ૮ दया ૯ स्पृहा, ૧૦ श्रद्धा

પૂજાના નવ પ્રકાર તેમને માન્ય છે सारूप्य, सालोक्य, सान्निध्य અને सार्ष्टि એ મોક્ષ વ્યવસ્થા સ્વીકારે છે ને દ્વૈત વાદનુ પ્રતિપાદન કરે છે આ સપ્રદાય-વાળાઓના પણ પ્રસ્થાન ત્રય ઉપર ભાષ્યો છે સ પ્રદાયના પ્રવર્ત્તક આન દતીર્થ કે જે મધ્વાચાર્યના નામથી ઓળખાય છે તેઓ ઇસ્વી સન ૧૧૯૯ મા જ મ્યા હતા શ કરમત સાથે આ સ પ્રદાયવાળા બહુજ વિરોધી રહે છે પણ વિશેષ તપાસ કરતા આન દતિર્થ એ શ કરના દશનામી સન્યાસીઓનુ છે ને તેથી એમ જણાય છે કે શ કરમતમાથી વિશેષ

થતાં આ મત ફાંટારૂપે જુદો પડયો હશે. આ સંપ્રદાય पूर्ण प्रज्ञ संप्रदाय કે ब्रह्म संप्रदाय કહેવાય છે. ઉડીપી વગેરે સ્થળોમાં આ મતનું વધારે પ્રબળ છે. એમનામાં સાધુ હોય છે. ગોપીચંદનનું કપાળમાં શ્રીચિન્હ ને વચમાની રેખા કાળી હોય છે. તેઓ અવતારને માને છે અને પૂજે છે. અપૂર્ણ.

## ममत न करवा जेवुं करे.

જે કરી છઇ.

કમત સૂઝે તે મમતે મરે, મમતે ઘર રાજાનાં ભરે;
મમત મગજની શાંતી હરે, ममत न करवा जेवुं करे. ૧
શા માટે મમતે પરવરે, શા માટે વણ મ્હોતે મરે;
બગડે કાજ ન એકે સરે, ममत न करवा जेवु करे. ૨
ચોંટી મમત ન થાએ પ'રી, મરતાં ને પણ મારે છરી;
ધખધખતે અંગારે ધરે, ममत न करवा जेवुं करे. ૩
મમતે ગદ્દા ઊપર ચડે, મમતે નર ને નારી લડે,
મમતે ખીલતો તારો ખરે, ममत न करवा जेवुं करे ૪
મમત સુબુદ્ધિ સત્વજ હણી, ઢસડે પાણીના ઢો' ભણી;
દઇ ધક્કો શીર ઉપર તરે, ममत न करवा जेवुं करे ૫
મમત ખરાબે ખબકયા ઘણા, ખરાપતા ન મળ્યા તે તણા;
મમત ચડે દિન જ્યારે ફરે, ममत न करवा जेवुं करे ૬
મમત સલામત નરને નડે, મમત કરામત અવળી પડે;
મમત ગમતને રે'સે છરે, ममत न करवा जेवु करे ૭
મમત અમંગળ કેરો દોર, મમત અભિમાનીનો તોર,
મમત સદા શુભ પથથી સરે, ममत न करवा जेवुं करे ૮
મમત ખમત દિલની ને દળે, મમત ભઠ્ઠી ભીતર પરજળે,
હાડ જળે પીંજર વિષ ઝરે, ममत न करवा जेवु करे ૯
મમત ગગનમાં ગોફણ મહીં, ફેંકે પત્તો ન લાગે કહીં;
મમત થકી ભગવાનજ ડરે, ममत न करवा जेवुं करे. ૧૦

# આતમાની પ્રાપ્તી ક્યારે થાય ?

દેહ અને ચેતન્યપુરૂષઆત્મા કે જે સ્વભાવથીજ જુદા છે તેઓમાથી પર સ્પર મૂકી દેતા એકબીજાની પ્રતીતિ થતી નથી અને તેથી દેહને આત્મા અને જુદા છતા અભેદ પ્રતીતિવિ "હુ છુ" એમ કહેવામા આવેછે, તેમાથી આત્માની પ્રાપ્તી કયારે થાય ? દેહ અને આત્માના ધર્મો તપાસતા દેહ વિકારવાળો અને આત્મા નિર્વિકાર છે દેહ નાશવત છે આત્મા અજર અમર છે જો કે દેહાદિક સઘાત અનેક ભેદવાળો છે તોપણ મૂળ માગથી તેના ત્રણ ભેદ ગણવામા આવેછે અધ્યાત્મ, અધિદૈવ અને અધિભૂત જેમકે ચક્ષુ અધ્યાત્મ, રૂપ અધિભુત, અને ચક્ષુમા પેઠેલો સૂર્યનો અશ અધિદૈવ છે તેમજ ત્વચા, સ્પર્શ અને વાયુ, શ્રવણ, શબ્દ અને દિશાઓ, જીહ્વા, રસ અને વરૂણ, નાસિકા, ગધ અને અશ્વનીકુમાર, ચિત્ત, ચેતયિતવ્ય અને વાસુદેવ, મન, મતવ્ય અને ચદ્ર, બુદ્ધિ, બોદ્ધવ્ય, અને બ્રહ્મા, અહકાર, અહકર્તવ્ય અને રૂદ્ર, એમ ત્રણત્રણ ભેદ સમજવા આ ઉપરથી સમજાશે કે દેહ છે તે અનેક ભેદવાળો છે પણ આત્મા ભેદરહીતજ છે આત્મા પોતાના સ્વત સિદ્ધજ્ઞાનથી અધ્યાત્મા દિક સર્વેને જાણેછે પણ અધ્યાત્માદિક સર્વે આત્માને જાણતા નથી એમ દેહ અને આત્મામા અત્યત ભેદ રહેલોછે તો એ દેહાદિકથી જુદા રહેલા આત્માની પ્રાપ્તી શી રીતે થાય તે જાણવુ ઘણુ જ જરૂરનુ છે આજના પ્રવર્ત્તિના સમયમા દેહાદિકના સુખસારૂ અનેક ઉપાધીઓ વ્હોરવામા આવેછે પણ આત્માના કલ્યાણાર્થે કે તેને જાણવા અર્થ તલમાત્ર પણ ધ્યાન આપવામા આવતુ નથી એ ખરે ! મોઘો માનવ દેહ પામી તે એળે ગુમાવી જન્મ મરણના અનત પ્રવાહમા ઢસડા વાનીજ યોજનાઓ છે

ક્ષણભગુર દેહના જીવિત નાટેજ અનેક દુષ્કર્મો કરી જીવ એવી કોઇ કર્મની સજ્જડ બેડીમા જડાઇ જાયછે કે તે પોતાના ખરા સ્વરૂપને જાણી શકતો નથી જીવભાવથી છૂટી શકતો નથી જ્યા સુધિ દેહાદિકનો અહકાર મટે નહિ ત્યા સુધિ આત્માની પ્રાપ્તી ઝાંઝવાના જળ જેવી કે આકાશ પુષ્પ જેવી છે સાત્વિક, રાજસ અને તામસ એ ત્રણ પ્રકારનો અહકાર કે જે અધિદૈવ અધ્યાત્મ અને અધિભૂત રૂપ મોહમય દેહાદિક વિકલ્પના કારણ રૂપ છે તે જ્યા સૂધિ ટળે નહિ ત્યા સુધિ આત્માના સત્ય સ્વરૂપને કયારે પણ ઓળખાય નહિ અને એતો સિદ્ધ છે કે જ્યારે આત્માનુ જ્ઞાન થાય છે ત્યારે અહકાર અને વિકલ્પની નિવૃત્તિ થઇ જાયછે જો કે અહકાર અને વિકલ્પ મિથ્યાજ છે પણ તેને સાચા માનવામા આવેછે એ માન વિવાદજ છે, સઘળા વિવાદો ઉપર લક્ષ આપી જોતા તેઓ

આત્માનું અસ્તિત્વ સિદ્ધ કરવાને માટે નથી પણ માત્ર પ્રપંચનું અસ્તિત્વ સિદ્ધ કરવા અર્થે છે. પરંતુ વાસ્તવિક રીતે તપાસ કરતાં એ સર્વ મોહરૂપ–મિથ્યા છે. અહંકાર અને વિકલ્પ કંઇ વસ્તુજ નથી એજ સિધ્ધ થાયછે તો પછી એક પ્રશ્ન આવીને ઉભો રહેછે કે મિથ્યા છે તેની નિવૃત્તિ કરવાનો પરિશ્રમ શામાટે કરવો જોઇએ? એ પ્રશ્ન યોગ્ય છે પણ જે લોકો સ્વ સ્વરૂપથી બહિર્મુખ થયા હોયછે તેઓ અહંકાર અને દેહાદિકથી થએલાં કર્મોને લીધે ઉંચ નીચ યોનીયોમાં જન્મ મરણ પામ્યા કરેછે તેમાંથી છૂટવા અર્થે જો કે આત્મા વ્યાપક છે તેનો એક દેહમાંથી બીજા દેહમાં જવાનો અસંભવ છે છતાં તેમ શાથી થાય છે એ ઉપર સૂક્ષ્મ રીતે જોતાં સ્પષ્ટ સમજાય છે કે પાંચ ઇંદ્રિયોથી જોડાએલું મન એક દેહમાંથી બીજા દેહમાં જાય છે. વાસનાને સાથે લઇ જાય છે; એજ જન્મ મરણના કારણરૂપ થાય છે. વાસ્તવિક રીતે જોતાં જન્મ મરણ દેહાદિકને છે આત્માને નથી. આ જગત્ માત્ર એ પ્રમાણે કાળના મોઢામાંજ રહેલું છે. તેમા ક્ષણે ક્ષણે જન્મ અને ક્ષણે ક્ષણે મરણ થાય છે. પણ કાળની સૂક્ષ્મતાને સમજનારા જ્ઞાની પુરૂષો એ જન્મ મરણને જાણતાજ નથી તેઓ જન્મ મરણથી પર હોય છે. તેઓ જગત્ માત્રમાં પોતાનાજ સ્વરૂપને જોતા હોય છે. દેહાદિકના અભિમાન-વાળો પુરૂષ, આ મારૂં ઘર આ મારી સ્ત્રી, આ મારો છોકરો, હું સર્વમા મોટો, ડાહ્યો, સમજુ, ચતુર અને સર્વનો હું રાજા સર્વ મને નમે, એમ માનનારો હોય છે; આ સર્વ દેહાભિમાન છે આ સર્વ જીવાત્માનું અજ્ઞાન છે. અજ્ઞાનથી ઘેરાએલો જીવાત્મા દેહાદિક જે મિથ્યાછે તેમાં અત્યંત મોહ પામી પોતે તેમાં બંધાઇ જાય છે. સત્ય સુખ તેને મળતું નથી જ્યા ત્યાં તે સુખનાં વલખાં મારે છે ક્ષણમાં હસે છે ક્ષણમાં રડે છે પણ ક્યાંહી એ તેને શાંતી વળતી નથી. વંધ્યા નારીને સુપુત્રની આશા! જો પુત્ર હોય તો વંધ્યાજ શાની? અને જો પછી વંધ્યાજ છે–પુત્રજ નથી તો પછી સત્પુત્રની વાતો ત્રિદોષના બકવાટ જેવી! જનકવિદેહી કે જેઓ મોટા રાજ્યના ધણી હતા તેઓ સંસાર ભોગવતા છતાં મુક્તજ હતા–જીવન્મુકત હતા. દેહી છતાં વિદેહી હતા! એનું કારણ માત્ર એટલુંજ હતું કે તેઓ અભિમાન રહિત થયા હતા તેઓને કશા ઉપર મોહ નહોતો જગત માત્ર તેઓ બ્રહ્મરૂપ દેખતા હતા. તેમની વાસના માત્ર મરી પરવારી હતી એટલે કર્મના બંધનથી તેઓ રહીત થયા હતા.

આ ઉપરથી સહજ સમજાશે કે દેહના અધ્યાસવાળા પુરૂષનેજ, કર્મ, જન્મ અને મરણ છે–વાસ્તવિક રીતે જોતાં જો કે કર્મ પોતેજ મિથ્યા છે તેમજ દેહના અધ્યાસવાળો પુરૂપ પણ બીજભૂત કર્મથી જન્મતો નથી કે મરતો પણ નથી અને આત્મા અજર અમર છે છતાં એ જીવભાવથી ભ્રાંતિને લીધે જાણે જન્મતો હોયઅને મરતો હોય એમ પ્રતીતિ થાય છે જેમ મહાભૂતરૂપ અગ્નિ, કલ્પ પર્યંત એનો એ રહેવા છતાં પણ કાષ્ટનો યોગ

થવાથી જાણે જન્મતો હોય અને કષ્ટનો વિયોગ થવાથી જાણે નાશ પામતો હોય, એમ પ્રતીતિ થાય છે

ઉદરમા પ્રવેશ, ઉદરમા વૃદ્ધિ, જન્મ, બાળપણુ, કુમારાવસ્થા જુવાની આધેડપણુ અને વૃદ્ધાવસ્થા તથા મરણુ એ નવ અવસ્થાઓ દેહની છે આ મન કલ્પિત ઉચી નીચી અવસ્થાઓને દેહના અવિવેકને લીધે જીવ પોતામા માની લે છે પણુ જ્યારે અવિવેક દૂર ખસી તે સ્થાને યથાર્થ વિવેક આવીને બેસે છે ત્યારે જીવને બરાબર સમજાય છે કે હુ તો માત્ર દ્રષ્ટા છુ અજર અમર છુ અવસ્થા રહિત છુ મા'ગમા અને દેહમા આકાશ પાતાળ જેટલો ભેદ છે એ નાશવત છે હુ અમર છુ સ સાર સવ અવિવેક અને અજ્ઞાનતાની માયા, છાયા છે સુખ દુ ખ હુર્ષ વિષાદ હસવુ રડવુ તેમજ સ્વર્ગલોક અને પછીના ઉતમ લોકોના સુખ પણ નાશવત છે હુ પૂર્ણ અને આન દમય સચ્ચિદાનન્દ છુ વિશ્વમા તેને કઇ અશક્ય રહેતુ નથી કઇ પણ જાણવાનુ રહેતુ નથી પોતે પોતાના સ્વરૂપને ઓળખી લે છે જન્મ મરણની સજ્જડ બેડીને તોડી નાખે છે જીવભાવ જતો રહે છે પોતાના આત્માને બરાબર રીતે ઓળખે છે આત્મા પરમાત્મા સવ એકરસ એકમય અભેદ અદ્વૈત દેખાય છે જે ઓળખ, જપ, તપ, પુજા પાઠ કે યજ્ઞ યાગથી થતી નથી તેજ ઓળખ જ્યારે અ તરના ષડ્રિપુઓ મરી જાય છે ત્યારે સ્વત થાય છે આપો આપ થાય છે

---

## कौरवोनी सभामा श्रीकृष्ण वष्टिए

---

દુર્યોધન પોતાની ચ ડાળચોકડી સાથે શ્રીકૃષ્ણને કેદ કરવાની કે તને પો તાના પક્ષમા ખેચી લેવાની ગોઠવણુમા પડયો અહીંયા શ્રીકૃષ્ણ વિદુરની પ્રાર્થ નાથી તેને ઘેર પધાર્યા વિદુરે દુર્યોધનની દુષ્ટતાની શ્રીકૃષ્ણ આગળ કથાનો અ ધા ય ઉપાડયો પણ શ્રીકૃષ્ણે કહ્યુ કે કોઇ કુ તાજીને મળી આવી તેમના સ તાનોના તેમને કુશળ ખબર આપી તેમના હૃદયનું સમાધાન કરી પછી આપણે નિરાતે બેસીએ એટલે સવ હકીકત સાભળવી યથાર્થને અનુકુળ થઇ પડશે એમ કહી શ્રીકૃષ્ણ વિદુરજી સાથે કુ તાજીને ત્યા પધાર્યા જાણે અ ધાને નેત્ર આવ્યા હોય, જાણે પાગળાને પગ આવ્યા હોય, નિધન ને ધન સાપડયુ હોય, એમ કુ તાજીને થયુ ! પુત્ર વિયોગી દુ ખી માતાને જોઇ શ્રીકૃષ્ણનુ હૃદય પણ દ્રવિત થયુ, કુ તાજી ભેટી પડયા ! ગાત્ર ઢીલા માતા કુ તાજી પોતાના પુત્રોના સમાચાર પુછે તેજ પહે લા શ્રીકૃષ્ણે કહ્યુ માતાજી ! તમારા પુત્રો સવ કુશળ છે દ્રૌપદિ સહ તેઓએ તમને

નિડર રહો ધર્મ ઉપરની તમારી અવિચળ શ્રદ્ધા જે શંકાવાળી થાયછે તે માત્ર મા'રા ઉપરની તમારી અસીમ ભક્તિજ છે તમારી પ્રેમ ભરી ભાવનાજ છે માતા કુંતાજી તમેજ જો ત્રૈલોકયને ડોલાવવાને શકિતમાન છો તો પછી તમારા પુત્રો શું નહિ કરી શકે? રણક્ષેત્રમા તેઓ પોતાના બાહુબળથી અવશ્ય વિજયની પ્રાપ્તી કરશે એનિ શંકછે,કારણ તેઓ ધર્મના અનુયાયી છે. કૌરવોનો વિનાશજ નિર્માણ થયોછે ને તે વાસ્તવિકજ છે. અધર્મના સંઘાતીનો કદાપિપણ કોઇપણ સમયમા વિજય થયોજ નથી. એ સર્વ યથાર્થ છતાં રાજ-રિતી અનુસાર વષ્ટિ પણ ચલાવવીજ જોઇએ. જો સલાહુસંપ અને સમાધાન થાય તો હજારો પ્રાણીઓનો વિનાશ થતો અટકે એક બીજાના લોહીની નદીઓ વહેતી અટકે. જગતમાં રૂડું દેખાય અને જો તેમ નહિજ બને તો પછી ક્ષાત્રધર્મા-નુસાર તમારા પુત્રો કુરૂક્ષેત્રમા ધુમશે તમારૂં ઇચ્છીત પાર ઉતારશે, તમોએ જે સહનશીલતા બતાવી છે, તમારા પુત્રો સિંહ સમ ન છતા બકરી જેવા થઇ રહ્યા છે તેમને હવે સિંહ સ્વરૂપ દેખાડવાનો સમય આવી પહોચ્યો જણાયછે. કાલે હું રાજસભામાં વષ્ટિ ચલાવવાનો છું તમો બ ને કશો ભય રાખશો નહિ શત્રુના દાવ પેચ તેની યુકિત પ્રયુકિત છળકપટ અને તેની વિચિત્ર જાળોનો મને પૂર્ણ અનુભવ છે. દુર્યોધનાદિની દુષ્ટતાથી હું અજાણ્યો નથી, તે પોતાનાથી બનશે તેટલુ મા'રા ઉપર બજાવવાની તજવીજો કરશે પણ જ્ઞાની વિદુરજી' માતા કુંતાજી' એ સર્વ મા'રી કળા અને યુકિત આગળ માત્ર બાળખેલ જેવુંજ સમજવુ. તેનુ અસંખ્ય સૈન્ય અને તેના ભીષ્મ દ્રોણાદિ મહારથીઓ મા'રા પ્રતાપ આગળ મગ-તરા માફક છે તમો નિર્ભય રહો, કાલે પ્ર-ભાતમા હુ દુર્યોધનને તેની સ્થિતિનું યથાર્થ દર્શન કરાવીશ, રાજય ભાગ આપવા માટે સમજાવીશ અને એ હઠીલો કોઇપણ રીતે નહિ સમજે તો પછી સમજી લેજો કે તેઓનો વિનાશજ છે. કૌરવ પાડવના રણ-યજ્ઞમાં કૌરવો હોમાઇ જશે! દુર્યોધનનો વૈભવ બળીભસ્મ થઇ જશે ! ધૃતરાષ્ટ્ર અને સતી ગાધારી કુપુત્રોના વિષમય ફળ-થી ઝુરી ઝુરીને મરશે, અધર્મનો પરાજય થશે, ધર્મનો વિજય ડંક વાગશે. (અપૂર્ણ)

---

# देशनुं दैवत क्यां गयुं ?

( ગયા અંકનાં પૃષ્ટ ૧૧૦ થી ચાલુ )

ખરે! આપણે મહા ક્રૂર ઘાતકીપણું આપણા બાળકો ઉપર ચલાવી આપણા જગતમાં સર્વોત્તમ ગણાતા દેશને પરા-ધિનપણાના પંજામાં સપડાવ્યો છે! જે આર્યપ્રજા જગત્ વિજયી હતી તે આજે હિણાયલી દબાયલી સત્ત્વ તત્ત્વહીન દામ

ણી સ્થિતિ ભોગવતી નજર આવે છે તે વાસ્તવિકજ છે! કમના અચૂક ફળ ભોગ વવાજ પડેછે ને તે મુજબ આપણે ભોગ વીએ છીએ! એમા આપણોજ પૂણ વાક છે જે વખતે આ દેશમા વિયરક્ષા ઉપર સ પૂણ લક્ષ અપાતુ બ્રહ્મચય વૃત્તિ યથાથ રીતે પાળવામા આવતુ તે વખતે આ આર્યાવર્ત્ત સ્વત ત્ર હતો લોકો શારિરીક માનસિક અને હૃદય બળમા પ્રથમ પક્તિએ આવ્યા હતા આજે તે ક્યા છે? આજે તે નૂર કયાછે ? નૂરહીણુ ડાચામા શુર ક્યાથી અને શુર વિનાની પ્રજામા સ્વત ત્રતા ક્યાથી ! ને જ્યા સ્વત ત્રતા નહિ ત્યા દેરોદય કયાથી ? દેશમા સ્વર્ગીય સુખ કયાથી? ત્યા લક્ષ્મીની લ્હેર લીલા લ્હેર ક્યાથી હોય? એવા દેશના ધ ધા રોજગાર ભગી ગયા હોયછે પ્રજા ભૂખના દુ ખથી પીડાતી હોયછે ઉડતા રોગોએ તેમને ઘેરી લીધી હોયછે એવી પ્રજા મૃત્યુને બિછાને હોયછે ! ત્રીસ-પાત્રીસ વષમા તો એવી પ્રજાના જુવાનો-મુડદાલ બચ્ચાઓ કાળનો કોળિયો થતા હોયછે દમદસ બારણાર વષના છોકરાઓ ઘર સ સારમા ! બાર વર્ષે બેમાથી ત્રણ ! અને વીસ વષની ઉમરમા ઘરમા છોક રાજ છોકરા ! જાણે ઘોરમાથી ખેચી કા ઢયા હોય એવા એ બચ્ચા જેવા વેતીયા માબાપ--રોગની છાવણીમા પડેલા ને તેમનાથી ઉત્પન્ન થએલા છોકરા રગટોટીઆ જેવા! ગળી ગએલા હાથ પગ, પેટ મોટા ગાગરડી જેવાગડ ગુમડ અને ના,ના બાળ રોગથી પીડાતા અને એક પછી એક ભોયમા દટાતા જતયછે, આખર સરવૈયામા માલાના મૂળગાએ ગયા હોયછે ! બાળકો બાળકને ઠેકાણે અને માબાપ માબાપને ઠેકાણે!— સર્વે સ્વગના મેમાન' બારણે ખ ભાતી તાળા ને ઉડતા કાગડા! ને કદાચ પાચ દસ વર્ષ વધુ ઢસર ા કરવા એવા બાળ ક માબાપો કે તેના C દરડા જેવા દેખાતા નુરીયા જમાલીયા છોકરા જીવે છે તો તેમા માનવ દેહની શી સાર્થકતા! છોકરા નિશાળે ભણવા દોડે ને માબાપ હમેશ ડાક્ટરોના ઉબરા લાગે! બાર વરષના માબાપોએ વીસ વષની ઉમરમા આઠ દશ બચ્ચા ઉપજાવ્યા હોયછે તેમાથી ભોગજેગે જે કમભાગ્ય બાળકો જીવતા રહ્યાહોયછે તે રોગથી ભરેલા આર્ય પ્રજાની-ઓલાદને શરમાવનાર હોય છે ? છોકરાઓને એ મુડદાઓને પાચ વરસની ઉમરથી નિશાળમા ગોધવામા આવેછે! નિશાળમા મહેતાજી નેતરની નોટી લઇને સામો બેસે, ને ઘરે આવે ત્યા પહેલો વીસ વરનો ડામો! અને વીસ વરસની ડોસલી તેનુ લોહી ચૂસવા બેઠા હોયછે! તે કહેછે કે જો ભાઇ અમે તો કાઇ ભણ્યા ગણ્યા નહિ! ભણીએ પણ કયાથી ? ભણ્યા ગણ્યા પહેલા તો પરણી બેઠા પછી કમાઇએ નહિતો ખાઇએ શુ ? પછી વધવા માડી જ જાળ છોકરા આવે ન મરે માદાને સાજા વેધને ડાકટરોની શોધ અને પાચે પ ન્દરે સોનાપુરની જાત્રા' આવુ આવુ પેલા નાના બચ્ચા આ ળ અને પોતાની પરણી--મરણી આગળ બકબ ાટો કરતો જાય છોકરાઓને બેચાર દુષ્ટ બોલો સ ભળાવતો જાય ને ભણુ

ભણ-વાંચ-વાંચ એ સ્તોત્રનો પાઠ પઢતો જાય! બહાર રમવા જાય તો પાછળ લાકડી લઈને દોડે ને કહે કે દીકરાજી હવે મો'ટા થયા આ બે વરસ પછી બધાનાં પેટ કયાથી ભરશો? ભીખ માગશો તો આપશે કોણ? માટે ભણો! ભાઇ ભણો! એમ હમેશના ધમ પછાડા કરતે કરતે બુચ્ચાજી પાચ ગુજરાતી ભણ્યા ને થયા બાર વરસના બહાદર જવાન! બાંધ ડોકે તોરણ! આઠ વરસની છોકરી લટકાવી દીધી ગળે! ભણતરતો ચાલુજ, થયા મેટ્રીક વર્ષ સત્તર! પહોંચ્યા વિલાયત. સિવિલ સર્વિસની પરિક્ષામાં પાસ દેશોદ્ધાર દેશનો ઉદય! આવ્યા હિંદમા વિલાયતી એકઠવાડો ખાઈને ધર્મ કર્મ સર્વ ધોઈને! ગંગાકાંઠે દેહ શુદ્ધિ કરી પ્રાણ મૂકયાં! બાપાએ કમાયા ને દીકરાએ કમાયા ને પરણનારી પેલી અભાગણી છોકરી રહી આ સંસારમાં વગોવાવાને પેલી જીવતી ડાકણ વીસ વરસની સુડદાલ રોગમા સડતી માથામા પાચસે ગાડાં રાઇ ભરેલી છે એવી સાસુનાં ટોણા અને વચનો સાંભળતી!

વિલાયત ન ગયા ને આંહીં ભણ્યા તો થયા બી. એ. એલ્લ. એલ. બી. કે એમ. એ. ભણતર પણ એવી ભણ્યા કે વ્યવહારમા તો ચોખ્ખા ગધેડા! કોઇ સાથે ઘરમાં વાત થાય નહી! કોઈ ભાઇને બોલાવી શકે નહી! ભાઇના હુકમ સિવાય કોઈથી ભાઈને મળાય નહિ. નાત જાત વ્યવહારમા મીંડું. અઢીસેર થી ઘરમા સોળ રૂપીયાના ભાવનું આણ્યુ. હોય તો હીસાબ ગણતાં અઢી કલાક. ત્રિશાશી ચોરાસી ને પંચાશી! બારેશી ના મળ્યા ભોગ! હિંદુ શાસ્ત્ર જુઠ્ઠાં! આબાપ મૂર્ખ ને ગોઢેમ! પોતે ભાઇ સાહેબ ડાહ્યા ડમરા વિલાયત ગયા વિણ બન્યા વિલાયતી ને હોટેલના હુતીઆ. તેમાં જો વિલાયતની અસવારી અહીંયાં જીવતી જાગતી હોય છે તો વળી તેનો તો રોફ ને તોર જુદોજ! જાણે ઉતર્યા દેવના દીકરા! કોટ પાટલૂન બૂટને સ્ટેન્ડીગ એજ સંધ્યા ને ગાયત્રી! વડવાઓ મુર્ખ ને બેવકુફ અણસમજણા ને ગાંડા! પણ ભાઈ સાહેબ નથી જાણતા કે પોતે પલીત પેદા થયા છે! ડાકટર થયા તો દરદી જડે નહી દરદી મળે તો સાજા થાય નહી તેનો રોગ ટળે નહી! બારીસ્ટર થયા તો અસીલો મળે નહી માંખીઓ મારે ને ઘરમા આ ખુણેથી આ ખુણે ઇસ્કીટાટ માફક આરસામાં દસ વાર ડાચું જોતો મુછ મરડતો ફેરા મારે-બાઇડી આવી ને બૂમ પાડે કે દાણા વાળો દિવસમાં દસ વાર આવે છે, કાપડ વાળાએ કાયર કરી છે! કમાણી કઈ તીજોરીમાં મેલોછો? કાઢોની બહાર અમારાથી જવાબ દેવાતા નથી. એમ રોજ ભાઇના નામના રહ્યા કુટા! ભાઈ સાહેબ સભાઓના પ્રમુખ થાય મેમ્બર થાય મો'ટાં મો'ટાં ભાષણો ભરડે દેશોદય કરો! ગંગાજીની જાત્રા બંધ કરો! હોટેલમાં પરવરો, લેવી અને પાર્ટીઓમાં દોડો —ખાઓ પીઓ ખવરાવો હુર્રે હુર્રે રાજકીય હક મેળવો!!! લોકોમાં વાહવા બોલાઇ! ભાઈ સાહેબ તો વિલાયત જઈ ડાહ્યા થઇ આવ્યા.. હવે

દેશનુ દારીદ્ર ગયુ ! હવે પરત ત્રતા ગઇ! હવે દેશમા શૌય અને સપની જાગૃતિ આવી ! દેશી કારીગરી સુધરી! ધન ધાન્ય ભરપુર દેશની અલાબલા ગઈ આકાશમા ! એ આતવાગ્ની કા'ણી આવતો આદિતવાર આવ્યો—છાપામા દલગીરી ભરેલુ મરણ વાચ્યુ ! "નાની ઉમરમા વિલાયત જઇ આવી ઉચી કેળવણી સપાદન કરી દેશોદયના કાયમા આગળ પાડતો ભાગ લેનાર એ વીર પુરૂષને હીંદની પ્રજાએ પોતાના કમનસીબે ગુમાવ્યો છે જેની ખોટ હવે પછીની પ્રજા પુરી નહી શકે"

"એક પછી એક આમ દેશના શ્રેષ્ઠ્યુએટો મરતા જાયછે ખરે આપણી અવદશા છે"

પણ અવસ્થા શાથી છે તે કોઇ જોતુ નથી! એ મરનાર વિદ્વાન જેવા કમર દેશોદયના બણગા ફુકનારા—સભા ભરનારા—ગજવનારાના ઘરનો કારભાર જુઓ ઘરમા સાસુને વહુના કજીયા! બાર બાર વરસના ધરસ નારી બેટોને બેગી ! અને નગાવહાલામા નિદાતા વગોવાતા દેશનાતારક! વિવાહ વરસી ઉથમણુ સર્વે મગનારાના નાથે! પોતે ઘરમા સર્વને પઢાવી પઢાવીને એના બહાદુર કર્યા હતા કે પાઠક રાજીના ને છાજીયાજ રહ્યા ને પોતે દેશોદ્ધાર કરવા ભુત સરજના! કારણ કે મુડદાલ કાયાએ સત્વહીણ શરીરે મુએલા મને અને રોતા હૃદયે જ્યારે દેશોદય ન થઇ શક્યો ત્યારે ભૂતનો અવતાર લેવે પડયો! આકાશ જેવડા પગ! સાગર જેવડુ માથુ ને ભૂમિતળ જેવડુ પેટ! ભૂત થવુ તો જીવતેથીજ કર્મમા લખાઇ ચૂકયુ હતુ આય ધર્મ કમ ઉપર પોતે ભણી આનીને પાણી ફેરવી આવ્યા હતા ને મવને એજ ભણાવ્યુ હતુ કે વડીલોનુ સર્વે જુઠુ! શ્રાદ્ધ સવત્સરી મરણ પગા રાડવુ માડવુ સવ જુઠુ! આટીના સુખને આહીની મજા તે આ જ બાકી મૂવા પછી તો સવ નાના ફાતીયા! થયુ પણ તેમજ નાના ફાતીયા! દેશોદય અને દેશના દેવતમા! એ મવ બ્રહ્મચય ને સદાચના પ્રણામ! અને આર્ય ધમ કર્મને પ્રણામ કે નવ ગજના નમસ્કારના પરીણામ પ્રત્યક્ષજ જુઓ.

(અપૂર્ણ)

---

## ससार चक्र ऊपर भ्रमण करतो जीवात्मा

(ગયા અંકના પૃષ્ઠ ૧૧૬થી ચાલુ)

એનો પામર જીવાત્મા! મારૂ મારૂ કરી મથતો કોઇ અનત પાખી યાવાળા ચક્ર ઉપર ગોથા ખાયા કરે છે! પશુ, પક્ષી, કીટ, પતગાદિ કે હાથી વગેરેના ખોળિયામા અનેક અવતારો પામ્યા પછી જ્યારે માનવ દેહ પ્રાપ્ત થયો કે જે અવતાર સસાર ચક્રનુ છેવટનુ પાખીયુ છે જો તેમા યથાથ રીતે

વર્તન રાખવામાં આવે તો જન્મમરણની બેડીમાથી જીવાત્મા સદાને માટે નીકળી જાય અને હરિરૂપ થાય. પણ સંસારની મોહીની એવી છે કે જીવાત્મા તેમા ગુચવાતાં મુંઝાતાં અને દુઃખ પામતાં છતાં પણ તેમાથી નીકળી શકતો નથી! પોતાના દેહની તે જેટલી રક્ષા કરે છે તેને માટે જેટલી કાળજી રાખે છે. તેનો લાખમો ભાગ પણ આત્માના ઉન્નત જીવન માટે નથી રાખતો! ખરે! પામર તે પામરજ રહ્યો! એ માનવી તું જરા શુદ્ધ અંતઃકરણથી એકાગ્ર ચિત્તે વિચારી જોકે જે દેહ નાશવત છે! જે માત્ર હાડકાંના માળારૂપ રક્ત, માંસ, મજ્જા અને એવાજ ગંદા પદાર્થથી ભરેલો છે! જે કેવળ નરક સમાન છે. અને જે જોતાજોતાંમાં બળિભસ્મ થઇ જશે કે ચોરસાં દટાઇ જશે અથવા તો ગીધ ગરંજો કે કૂતરાં ખાઇ જશે કે કોઇ જળાશયમાં મગર મચ્છ આદિ જળચર પ્રાણીનો ભોગ થઈ પડશે! એ દેહને માટે હા હા! તું કેટલો અવનતિમા ઉતરી પડે છે તેનો કશો એ વિચાર કરે છે! તું માયાના ફેફ્રમાં ઘેલો બની દગાફટકા, ત્રાસ, જૂલમ, લુચ્ચાઇ અને ઘોર કૃત્યોથી પૈસો એકઠો કરવામાં મચ્યો રહે છે! હા! તું માનવ દેહ જેવો ચિંતામણી પામી પચેંદ્રિય અને ષડ્રિપુનો દાસ બની કોડીની કિમ્મતનો થઇ જાયછે! અરે તું વિચારકર કે તા'રા હૃદયમાં દયાના ઝરણ છે- દયાનો સાગર છે હા! તેને તું તા'રા સ્વાર્થના પ્રચંડ અગ્નિમા ખદખદાવી ભયાનક રણ જેવુ કરી મૂકે છે તેમાં તું વરૂ કે વાઘરૂપ બની વિચરે છે! ને તા'રીજ જાતીનો ભક્ષ કરે છે! તું તા'રા દેહને ખાતર- હા! તા'રા નાશવંત દેહને ખાતર! તા'રા અમર આત્માની અધોગતિ કરતાં ડરતો નથી તો પછી હવે તને શું કહેવું? તું ક્ષણમાં હસે છે! ક્ષણમાં રડે છે! ક્ષણમાં રાજા થાય છે ક્ષણમાં રંક થાય છે! પુત્ર આવે છે મરી જાય છે! સ્ત્રી પરણે છે! મરી જાય છે! મંડપ બંધાય છે કાણ કૂટણા થાય છે! દિવસ થાયે છે રાત પડે છે! અનેક જન્મે છે અનેક મરે છે! અને તા'રા જેવા પાપી અને દુષ્ટો રાકને રંજાડતા ગરીબોને પીડતા, લૂટતા, દુઃખ દેતા—રાક્ષસ જેવા તા'રી નજરોનજર કાળનો કોળિયો થતો તું જૂએ છે છતા તા'રી શુદ્ધ સાન ઠેકાણે નથી આવતી કે તા'રા ગર્વિષ્ટ હૃદયમાં ક્ષણભર પણ દયા સંચરતી નથી એ કેટલી તા'રી ધૃષ્ટતા! પણ તે સઘળી આંહીંની આહીંજ એ પથારી ને ખાટલો—એ પલંગ એ ગાલ મસુરીયાં ને એ મશરૂની તળાઇઓ ને સાગ સીસમના ઢોલીયા એ સર્વે આંહીંનું આહીંજ. આંહીંજ પડયું રહેવાનું! એ સાત માળની હવેલીઓ— અને પાકા પાયાનાં બાંધેલા મકાનો— અનર્થ અધર્મ ને પાપકર્માથી મેળવેલા પૈસા વડેનાં—ગરીબોને સંતાપી મેળવેલા પૈસા વડેનાં—ખોટા જુઠ્ઠા પૂરાવાઓ ઉભા કરી, ખોટાં દસ્તાવેજો બનાવી કે ખૂન ચોરી કે લૂટના પૈસા વડેનાં—કે અધમ વ્યાપારથી કે નીચ વર્તનથી મેળવેલા પૈસા વડેનાં—અને રાતદિવસ હાયપીટ કરી અતિ અધમ કૃત્યથી મેળવેલા. પૈસા

વટેનો—હા ! એ સવ આજ ઠેડી જવાના છે જે ખી તઓજ ભોગવવાના અને તુ તો માથે બાકી જવાનો ગે-મોટો—અરેરે પાપનો પોટલો !!! રે જીવ ! તને એવો વિચાર ન નથી આવતો કે ક્ષણિક જીવિત માટે આવા અધમ કૃત્યો ! હા ! ક્ષણિક જીવિત માટે અમરત્વ ગોલવુ ! ક્ષણિક સુખ માટે નિર્દોષીના ગળા રહેંસવા ! ક્ષણિકના લાભ માટે દગા કરવા ને ત્રાસ વરતાવવો ! અરે તુ નિશ્ચય જાણ કે તારા દેહ, તારા વડી વરૂકા, તારા સાત માળિયા આવાસ તારા ધન ધામ સ્ત્રી પુત્રાદિ એ સવ કાળના મોઢામા નમાઇ જશે માત્ર રહેશે તારે શીર પાપનો મોટો ભારો કે જેના પરિણામમા તારે કીટ પતંગાદી—કે ઝાડ પહાડના અવતાર ભોગવવા પડશે અને અનેક જન્મો અધિ સંસાર ચક્રના અનેક પાખીયાઓ ઉપર અટવાવુ પડશે ! મહાત્મા ભરતજી મોટા રાજાના વણી હતા, અતુલ સંપત્તિ જેના ઘરની દાસી હતી અને ઇંદ્ર ઈર્ષા(?) કરે એવો વૈભવ હતો તેણે શા માટે એ સવ તજ્યુ ? શુ એ મૂર્ખ હતા ને તુ શુ તેનાથી વધારે ડાહ્યો થઇ ગયો ! એમ નથી એણે એ સવને નાશવંત જોયા ને જાણ્યા, એણે એ યથાર્થ રીતે જોયુ કે આ સુખ તે માત્ર દેહના ભોગાવળે નહિ કે આત્માની ઉન્નતિ માટે ! અજરામર આત્માનુ કલ્યાણ આ સ્થૂળતામા નથી પણ ભિન્નતાજ સ્થૂળતામા છે એ ભીન્ન સ્થૂળતો તેણે ગ્રહણ કર્યુ પણ હા ! તેમા માત્ર એક મૃગ બાળના બચ્ચામા પ્રેમ-લ્યા કે કોઇ અવાજ હૃદયના ભાવથી લપટાણા ને પામ્યા મૃગના ખોળિયાનો અવતાર ! માયાનુ પ્રાબલ્ય કેટલુ ભય અને જોખમભર્યુ છે ! જેણે રાજપાટ સર્વસ્વ તજ્યુ ! સંસાર તજ્યો અને વૈરાગ્ય ગ્રહણ કર્યા તેને સહજ ભૂલથી સંસારચક્ર ઉપર ચડી જવુ પડ્યુ—નાગીએ લટકવુ પડ્યુ—જન્મમરણના કીચડમા ખરગાવુ(?) પડ્યુ માતાના ઉદરમા ઉંધે મસ્તકે પુન લટકાવુ પડ્યુ ! તો ઓ પામર જીવ ! તારા અગણિત અધમ કૃત્યો અને તારી દુષ્ટ વાસનાઓ તારી શી દશા કરશે તેનો કાંઇ વિચાર કર્યો ? એક ભરતજીને જોકે મુક્તિના દરવાજા આગળથી મૃગ બાળના મોહાંધ કરમાથી ભલાવામા પડવુ પડ્યુ હતુ પરંતુ તપશ્ચર્યા પ્રબળ હતી તેના પરિણામે એ ખોળિયામાથી છૂટયા કે બ્રાહ્મણને ઘેર અવતાર પામ્યા તે પછી જડભરત રૂપે પોતાનુ વર્તન રાખ્યુ અને કાળિકા માતાના મંદીરના વધ થવાની અણી ઉપર આવ્યા હતા ત્યા નિર્લેપ રહ્યા કર્મના કાળની સત્તા તેના ઉપર ન ચાલી ઘાતકી અને દુષ્ટોના હાથ ભોંય પડ્યા ને એ જેવા ને તેવા જીવન્મુક્ત મહાત્મા નિજસ્વરૂપની ખોળમા પડ્યા હવે પછી રહૂગણ રાજાની પાલખી ઉપાડવાનુ તેના કોઇ સંચિત કર્મનુ નિર્માણ છે તે આવશે અને તેમાથી તને ઘણુએ જાણવાનુ અને અજરામર જીવાત્માનુ કલ્યાણ કરવાનુ મળશે કર્મો કદાપિ છોડતા નથી એ પણ બરાબર સમજશે કર્મના એવા કડક પણ ચાલી નિયમો છે કે તે કદાપિ પણ ભોગવ્યા સિવાય જીવાત્મા અનંત

કાળની જન્મમરણની બેડીમાંથી છૂટી શકતો નથી! ભરતજી મહાયોગી થયા છતાં પણ અનંત જન્મના કર્મોમાં જે કંઇ ભોગવવાં રહી ગએલાં તે આ જન્મમાં ભોગવવાંજ પડયાં! રે જીવ! ઓ પામર જીવ! આ વિષય તું યથાર્થ રીતે મનન કરજે ને પછી તને જે માર્ગ યોગ્ય લાગે તે માર્ગ પકડજે. સંસારમાં રહે કે વગડામાં રહે, ભોગી રહે કે જોગી રહે, બાળક હો, જુવાન હો કે વૃદ્ધ હો તેથી કાંઇ નથી; માત્ર એજ વાસ્તવિક માર્ગ છે કે સદ્વર્ત્તન. પરોપકાર-પરહિત માટે જીવિત, સર્વ કર્મો પ્રભુ અર્થે અને નીજસ્વરૂપની ઓળખ, એજ માનવ દેહની સફળતા. આ સર્વ જો યથાર્થ રીતે સમજાય તો જાણજે કે આ માનવ દેહ ચિંતામણી, નહિ તો એક કોડીની કિમ્મતનો હાડ ચામનો મઢેલો અને માંસ ને મેદથી ભરેલો નરકનો કોઠો!!!

# ધર્મનું શિક્ષણ.

હાલની કેળવણીમાં મુખ્ય ખામી તો એ છે કે તેમા ધર્મનું શિક્ષણ નથીજ કહીએ તો ચાલે. ધર્મ એમા મોટો અર્થ સમાએલો છે. કુટુંબ, મા બાપ, સ્ત્રી પુત્રાદિક પ્રત્યેના ધર્મ, પોતાની જન્મભૂમિ પ્રત્યેના ધર્મ—દેશ પ્રત્યેના ધર્મ રાજ્ય પ્રત્યેના ધર્મ અને વિશ્વ સમસ્ત સાથેના ધર્મ. એમ ધર્મની અતિ વિસ્તાર ભરેલી વ્યાખ્યા છે. આપણી પાઠમાળામાં તે ઉપર કશું પણ લક્ષ આપવામા આવ્યું નથી. કોઇ છુટા છવાયા પાઠ સામાન્ય ધર્મના દાખલ કરેલા છે તે પણ સંગીન બોધદાયક નથી. નિરસ અને કંટાળો ઉપજાવે એવા પાઠોથી તથા વ્યવહારમાં બહુજ થોડુંજ ઉપયોગી થાય એવીજ યોજનાથી આપણી પાઠમાળાઓ ભરવામાં આવી છે તેનું પરિણામ શું આવ્યું છે તે કહી બતાવવા કરતા પ્રત્યક્ષ નજર સમક્ષ આવીનેજ ખડું રહ્યુંછે! જે આર્યાવર્ત્ત દેશના લોકો સત્યવાદી, દાનેશ્વરી અને વીર હતા, જે આર્યવર્ત્તમાં સોનાની રેલછેલ વળતી, જે આર્ય દેશની સ્ત્રીઓ જગત્‌વંદનિય હતી તે આર્યાવર્ત્ત દેશ હા! તે અમારો ભારતવર્ષ અત્યારે પોતાની તે સર્વસ્વ શક્તિ ખોઇ મૃત્યુના બિછાનામાં પડેલો છે તેના પુત્રો પરાધિન થયા છે-વિલાયતી સાહેબો બની જવાની ઇચ્છા ધરાવે છે! તેની પુત્રીઓની નજર અનસૂયા, સીતા, દમયંતી કે સાવિત્રીના વર્ત્તન ઉપર પડતી નથી પરંતુ પારસણો કે વિલાયતી મઢમડીઓના વર્ત્તન તરફ દોડે છે! માબાપ કે જેના પોતાના બાળકો ઉપર અસીમ ઉપકારો થયા હોય છે તે માબાપોને મૂર્ખ બેવકૂફ ગણી કાઢવામા આવે છે! તેમની આજ્ઞા પાળવામાં આવતી નથી, તેમની આખરની જીંદગીમાં તેમ-

નાજ સંતાનો તેમને બાવળના કાંટા માફક વેદના કરતા જણાય છે! પિતૃ ભક્ત શ્રવણ!!! જેના નામ માત્રથી પતિત હોય તે પવિત્ર થાય તે સબંધી એક પણ પાઠ આપણી પાઠમાળામાં નાખવામાં આવ્યો છે ખરો! જે શ્રવણે આંધળા વૃદ્ધ માબાપની અહોરાત્રી અપૂર્વ સેવા કરી જેણે માબાપોને પોતાની ખાંધ ઉપર કાવડમાં બેસાડી અડસઠ તિરથ કરાવ્યાં તેનું મહાત્મ આપણી પાઠ માળા મારફત આપણાં બાળકોને આપ વામાં આવ્યું છે ખરૂં? જે રામચંદ્રજીએ પિતાની આજ્ઞા શીર ઉપર ચડાવી સિંહા સનારૂઢ થવાના સમયમાં વનવાસ ગ્રહણ કર્યો! તેવા પાઠથી આપણી પાઠમાળાઓ રંગીની કરવામાં આવી છે! સ્વદેશ પ્રેમ! જન્મભૂમિ! મારો દેશ! એવો એક પણ પાઠ આપણી પાઠમાળામાં છે? હિંમત! દ્રઢતા! અને સ્વતંત્રતાના પાઠના સ્વપ્ન!!! અને તે સાથે આત્મા કે જે અજરામર છે તેના જ્ઞાન માટે તો મોટું (૦) મીંડું અરે એતો બહુજ ઉત્તમ માગની વાત આપણે કરી પણ વ્યવહારિક કેળવણીમાં પણ મોટું શૂન્ય!!! માત્ર ગદ્ધા વૈતરૂં નોકરી કરવી એટલું સમજ્યા! ભણ્યા તો ખરા પણ ગણ્યા નહિ! એવી કેળવણી લઈને બહાર પડે છે કે માત્ર વાંચવા લખવા સિવાય બીજું કાંઈ પણ નવા વ્યવહારમાં દાખલ થતા જુવાનોના હાથમાં હોતું નથી! ભણ્યા પછી નોકરી નાજ માત્ર ફાંફાં મારવામાં આવે છે! ને તેમજ થાય બીજું કરે શું!–એવું કયું સંગીન શિક્ષણ—અનુભવી શિક્ષણ તેને આપવામાં આવ્યું છે કે દેશમાં તેઓ મોટા ઉદ્યોગ ઉભા કરી શકે! અથવા નવા નવા શોધો કરી દેશને ઉપયોગી થઈ પડે! ખરેખરા ઉપયોગી તેઓ ખાટલા અને વૈદ્યનાજ થાય છે! એવા નાજુક શરીરના ભાઈસાહેબ મોટો કેળ વણી લઈને થઈ જાય છે કે પાશેરની રોટલી પેટમાં પચતી નથી! શરીર કટાઈ ગએલું હાડકાનો માળો ને જાણે ઉપર માત્ર ચામડી મઢી લીધેલું ઘોરમાંથી ખેંચી આણેલું મુડદું! અરધું પરધું કેળવણી—કે જેના અંતઃપટમાં અતૂલિત પ્રભાવ રહ્યો છે તે પરિણામે કાંઈક કાંઈક જાણે ને તેથી જે નર્મની ઊંચી ભાવનાઓ ઉદ્ભવે તે કેવી કે સાગરમાં સૂતેલાના છેલ્લા શ્વાસો જેવી! દેશમાં સંપ કરો! મારો દેશ મારો દેશ! એમ ઉચ્ચારો! સ્વદેશી વસ્તુઓ વાપરો! બૉયકૉટ કરો પણ એ માત્ર બોલમાં ડોળમાં—બાકી ઢમઢોલ ને માંહી પોલ ભાગ્યમાં હોયજ કના છે કે બોલેલાનું સાર્થક કરે! પટેલી વાતજ એ છે કે રગેરગમાં કે શરીરના રક્તમાં એ ઉન્નત ભાવનાઓ કયાં એકરસ એકરૂપ થએલી છે? આતો માત્ર એક જાતનો વંટોળિયો છે—આંધી છે! એ-જાતના બરાડા છે! શુષ્ક અને ધર્મ રહિત કેળવણીથી સ્વાર્થની જાળ એવી વિટલાઈ ગઈ છે કે તેમાંથી મુએજ છુટકો થવાનો! સંસ્કૃત માતા છુને તો વિરનો પ્યાલો પાઈ ગાઢ નિદ્રામાં કે મૃત્યુના મોંમાં સુવાડી દીધા છે! તેની પુત્રી ગુજરાતીનું રત્ન ન

કરી બેઠા છે! માત્ર ઘરના ઠકરાણાં-પાટરાણી તો મઢમડીબાઇ—અંગ્રેજી ભાષા કે જેમાં ધર્મ કર્મનું પાનું વાળી મૂકેલું છે તેજ!—જેમાં હાયવરાળ ભરેલી છે તેજ! જેમાં નિવૃત્તિનું નામ માત્ર નથી તેજ! જેમાં માત્ર આ નાશવંત દેહનાજ પોષણનું—સ્વાર્થનુંજ શિક્ષણ છે- જેમાં મુઆ પછીનું કાંઇ નથી તેજ! એ શિક્ષણ આર્ય પુત્રોને જોતું નથી. એવું શિક્ષણ આર્ય પુત્રોને બંધ બેસતું નથી, એ શિક્ષણે આર્ય પુત્રોને ભરખી લીધા છે!!!

(અપૂર્ણ)

## ચૈત્રી વર્ષ—મહારાજા શાલિવાહન.

માહારાજા શાલિવાહન એક કુંભારના પુત્ર હતા ને તેઓ પવિત્ર ગોદાવરી નદીના કાંઠા ઉપર આવેલા પૈઠણનગરમાં જન્મ્યા હતા તેઓ આત્મબળથી મહા પરાક્રમી અને યશસ્વી થઇ ગયા છે. પોતાના રાજ્યમાં પ્રજા સર્વ પ્રકારથી સુખી થાય એજ તેમનું ખાસ કર્તવ્ય હતું તે વખતે આર્યાવર્ત ધન ધાન્યથી ભરપુર અને રસકસ વાળો હતો. પ્રજા સ્વતંત્ર, નિર્લોભી અને નિવૃત્તિ પ્રકૃતિ વાળી હતી. પ્રજા ઉપર કર વેરા ત્રાસદાયક નહોતા. માત્ર પ્રજાના હિતાર્થે જેટલા કર વેરાની જરૂર પડે તેટલોજ કર વેરો લેવાતો આવતો. પોતાના દોરદમામમાં કે સહેલ સપાટામાં અથવા મોજમજામાં અથવા આત્મઇચ્છા તૃપ્તી અર્થે પ્રજાને નીચોવી નાખવામાં આવતી નહોતી. માહારાજા શાલિવાહન પ્રજાના કલ્યાણમાંજ પોતાનું કલ્યાણ સમજતા હતા. પોતાની પ્રજાને તેઓ કોઇ પણ રીતે દુઃખી જોઇ શક્તા નહિ. આ વખતે બૌધ્ધ ધર્મનું જોખમ વધ્યું હતું. બ્રાહ્મણો અને બૌધ્ધોના ઝઘડા ચાલુ થયા હતા અને પ્રજાનો ઘણો ભાગ એ માર્ગમાં વળવા લાગ્યો હતો. એ વખતે વેદધર્મની રક્ષા કરવા સારૂ માહારાજા શાલિવાહન બ્રાહ્મણોની સહાયતામાં આવ્યા, બૌધ્ધોને નમાવ્યા, અને વેદ ધર્મની મહત્તા તેમજ બ્રાહ્મણોનું બ્રહ્મત્વ સચવાવ્યું. એમના એ મહત પ્રશંસનિય કાર્યથી ભુદેવો અને સમગ્ર પ્રજા તેમના ઉપર પ્રસન્ન થઇ. બ્રાહ્મણોએ તેમના નામને અજર અમર કર્યું. તેમના પવિત્ર નામનો શક પંચાગોમાં ચાલુ કર્યો-જે ચૈત્રી વર્ષથી ઓળખાય છે તેનું આજે ૧૮૭૯ મું વર્ષ અને પરાભવ નામનો સંવત્સર શરૂ થયો છે જે રાજા પ્રજાનું રૂડી રીતે રક્ષણ કરે છે. જે પ્રજાના સુખમાંજ પોતાનું સુખ માને છે, પ્રજાના દૈવતમાંજ પોતાનું દૈવત સમજે છે ને જે રાજા પ્રજાનાજ સુખની રાતદિવસ જપમાળા જપે છે તેવા મહારાજાઓના નામ અનેક યુગો વિતવા છતા વિશ્વમાં અક્ષય અક્ષરોથી કોતરાઇ રહે છે. આપણા શાલિવાહન માહારાજા જોકે શુદ્ર જાતિના હતા પણ પોતાના ઉત્તમ કર્મોથી દેવપદને પામ્યા છે મહાપુરૂષો માટે જેમ દિવ્ય દંતકથાઓ હોય છે તેમ શાલિવાહન માહારાજાની દંતકથા પણ આશ્ચર્યજનક અને

દેવી છે જાણવાજોગ છે માટે આ ઠેકાણે લખીએ છીએ

ચિત્રાવતી નગરીમા ચિત્રદમા નામનો એક નાજ રાજ ક તો હતો ગજા પાખડી અને વર્તતો હતો પ્રજા તેનાથી નારાજ હતી અને તેના ત્રાસદાયક અવિચાર રીઓથી પીડાતી હતી પ્રજાને ન્યાય મળતો નહિ લુચ્ચા લે ટો ફાવી જતા ગજા વ્હેમી તેમજ નબળા મનનો હતો તેના દુષ્કર્મીઓએ તેને ઘેરી લીધો હતો એ રાજાને મા ા એક પુત્રી હતી પુત્રી કોઇ દેવકન્યા હતી તેનુ નામ પ્રસ્થા કુમારી હતુ પૂર્વના કોઈ રૂગ મ ારથી તેને શ કર ભક્તિની લેહ લાગી હતી પ્રધાન પુત્રી અને ટુળગોરની પુ ી તેની સહચ રીઓ હતી પ્રધાન પુત્રીનુ નામ વિમળા અને બ્રાહ્મણની પુત્રીનુ નામ ટુગા હતુ એ ત્રણે કુમારીકાઓને અરસપરસ ઘણુ પ્રીતિ હતી શકર પૂજન હમેશા ક વુ એ તેનો નિત્ય નિયમ હતો એક. ન ઇદ્રાદિક દેવતાઓ વિમાનના ો ગગન વિહાર કરવા નીકળ્યા હતા તેઓ વિશ્રામ લેવા એક મહાવનની ઘટામા ઉતર્યા સાથેના માણસો વનલીલા જોવા એ મહાવનમા નીકળી પડ્યા તેમા દારદ નામનો એક ગ ધર્વ જેની મ કા સુ દર કાય હતી તે યોવન પૂર્ણ ટુ વ રે હતો તે પાતે એ મહાવનમા ફરતો ફરતો સર્વ સાથથી છુટો પડી ગયો ને જ્યા પેલી કુમાારીઓ શિવપૂજનમા એ ાગ્રચિત્તે લાગેલી છે ત્યા આવી ચડયો ત્રણે કુમારીઓ સુદર ન્યાના મળસકામા દેવપુત્રી સમાન દિપતી હતી એ ત્રણે સહીયરોમા કઇ વિશેષ લાવણ્યવતી છે એમ કહેવુ એ બીજી કુમારીકાઓને અપમાન આપવા જેવુ અથવા તો નિરિક્ષા શક્તિમા ખામી ગણવા જેવુ હતુ પેલા જુવાન ગંધર્વ એ ત્રણ કુમારીઓની કાતિથી મોહ પામ્યો—પ વશ થયો બીજા સર્વ વન લીલા જોઇને જ જગોએ વિશ્રામ કર્યા હતો ત્યા આ ના અન વિમાન ઉપાડવાનો મનય થયો ત્યા સુધિ દારદ આવ્યો નહિ સૌ શ કાશીલ થના દારદ કેમ ન આવ્યો? માણસો શોધમા નીકળી પડ્યા તેવામા, શકરના દેવળ પાસે તેને મૂર્છાવસ્થામા પડેલો જોયો ઇદ્ર ઇદ્રાણીને આ ખબર પહોચતા તેઓ ત્યા આવ્યા તો તેને સમજાયુ કે આ ત્રણે કુમારિઓ દારદની મુર્છાવસ્થાનુ કારણ છે

ઇદ્રે ઇદ્રાણીને કહ્યુ આ મૂઢ હવે આપણે સ્વર્ગ રહેવા યોગ્ય રહ્યો નથી માટે તે મત્યુલોકમા અવતરે ત્યારેજ તેની શુદ્ધી થશે ત દેવપદ માથી ખસી પડયો છે પતિત થવાને યોગ્ય થયો છે એક અનુચરે દારદના મુખ ઉપર પાણી છાટયુ ને સચેત થયો પણ સ્થિતિ વિભ્રમ હતી હા ' તે કુમારિકાઓ શુ મને નહિ મળે ! સ્વર્ગલોક શા કામનુ ? હે પ્રભુ ! મને મૃત્યુલોકમા અવતાર આપ ુ તે સ્ત્રીઓ સાથેના ઘરસ સારથી સુખી થાઉ ઇદ્રરાજ બોલ્યા જા એમજ થશે, પતિત અવસ્થાને પામતો જતો જો તુ અવન તિ ી ઇચ્છા ક છે તો તારી પૂરપૂરી અવનતી થવીજ જોઇએ ને તને ખરા ચોની પ્રાપ્ત થશે ! ઇદ્રાણી દેવી બોલી ઉઠયા હા હા મહારાજ ! રાક ઉપર રોષ

શો? એનો અપરાધ ક્ષમા કરો! ક્ષારઢ ઘણો ભક્તિસંપન્ન છે તે પેલી શંકરભજન કરતી એકાગ્ર કુમારીકાથી મોહાવસ્થા પામ્યો છે તેનો અનુગ્રહ કરવોજ જોઇએ? ઇંદ્રરાજે કહ્યું મા'રો શાપ મિથ્યા થાય નહિ પણ એ ખર અવતાર પામી પોતાની વાસના પૂર્ણ કરી છેવટે પાછો અહીંજ આવશે કારણ કે તે ભક્તિ સંપન્ન છે. કર્મનાં ફળ અચૂક છે તે ભોગવવાંજ જોઇએ છે તેમા દેવ, દાનવ માનવ, ગંધર્વ, યક્ષ કિન્નરાદિ જડ ચૈતન્ય સર્વનો સમાવેશ થાય છે. જે કર્મ થયું પછી તે મન વાણી કે કર્મ ગમે તે પ્રકારનું હો તે પ્રકારનું ફળ અવશ્ય ભોગવવુજ પડે છે. એ પ્રમાણે ક્ષારઢનો ખરનો અવતાર થયો. ચિત્રાવતી નગરીના રોઝાકુભારની એક ગધેડીએ પ્રસવ કર્યો ગધેડો અવતર્યો કે જે ક્ષારઢનો અવતાર હતો. દિવસ ઉપર દિવસ જતાં એ ગધેડો જુવાનીમા આવ્યો. તે પૂર્વ જન્મમા ભક્તિમાન હતો જેથી તેની પાસે કેટલીક દેવતાઇ શક્તિઓ રહી હતી. તે એક દિવસ મધ્ય રાત્રીએ મનુષ્ય વાણીથી બોલ્યો હે રોઝા કુભાર! જા તા'રા ચિત્રવર્મા નામના રાજાને કહે કે તા'રી પ્રસ્થા કુમારી તથા પ્રધાનપુત્રી અને તા'રા કુળગોરની પુત્રી મા'રા ખરરાજને પરણાવી દે! અને કહેજે કે તા'રા પાપે તને ઘેરી લીધો છે તેથી જો તું મા'રા ખરરાજની ઇચ્છા પૂર્ણ કરીશ તો તા'રૂં કલ્યાણ થશે.

રોઝાએ અક્ષરે અક્ષર પથારીમાં સુતે સુતે સાભળ્યા, પણ કોઈપણ માણસને તેણે ત્યા જોયું નહિ. અરે આ અવાજ કોનો હશે? હું શું કરૂં? મા'રે આમાથી શું સમજવું? તેવે તુર્ત્તજ પેલો ગધેડો પાછો મનુષ્ય વાણીથી બોલ્યો કુભાર આશ્ચર્ય ચકિત થયો. પ્રભાતમા જઇ રાજાને સર્વ હકીકત નિવેદન કરી. રાજાને પણ આશ્ચર્ય લાગ્યું ને તે કુભારને ત્યા આવ્યો તેને પેલા ખરરાજે ઉપર પ્રમાણે કહ્યુ ને વિશેષમા એ પણ કહ્યુ કે તા'રા પાપનો ઘડો પુર્ણ ભરાયો છે. રાજાના પાપ પ્રજાને પણ ભોગવવા પડેછ કારણ કે જ્યા નિ:પુરૂષાર્થ પ્રજા હોય છે ત્યાંજ રાજાઓ પ્રજાના લોહી ચુસી જાય છે માત્ર તા'રો કાંઈક બચાવ છે તે તારી પ્રસ્થાકુમારી પુત્રીને લીધેજ. અત્યારેજ તા'રી, તા'રા પ્રધાનની અને તા'રા કુળગોરની પુત્રી મને પરણાવી દે. તે પછી તા'રૂં ભવિષ્ય હું તને કહીશ.

રાજાએ ત્રણે કુમારીકાઓ એ ગધેડાને—ખરરાજને પરણાવી લોકોમાં આ વાત બહુ ચરચાણી અને અનેક ગપ ગોળા ઉડવા લાગ્યા.

પછી પેલા ખરરાજે કહ્યુ આજથી નવમે મહીને તા'રૂ આ નગર પ્રચંડ અગ્નિમા પ્રજળી જશે. તોપણ આ કુમારિકાઓ મને પરણાવવાથી લોકોમા તા'રે વિષે જે ચરચા ઉભી થઇ છે તે શાંત થાય તે સારૂ આજ રાત્રીમા તા'રી નગરીને જે પત્થરનો કોટ કિલ્લો છે તે થોડોક પત્થરનો, રહેશે, થોડો રૂપાનો થશે. થોડો સુવર્ણનો થશે અને બાકીનેઃ વધારે ભાગ તાબાનો થઇ જશે: તા'રે આ નગરીનું નામ આવતી કાલથી ત્રબાવતી પાડવું તે પછી આજથી નવમે મહીને શુ થવાનુ છે તે હું યોગ્ય સમયે

मनपा देह सार्थक करीँ, अविचळ स्थाप्युं नाम ;
दर्श्युं ऊंची ओळखी. पाम्या पद अभिराम. २

शार्दूलविक्रीडित

जेणे आत्मबळेथी धर्म पथनी, तूरानुसरके गृही ;
कीधी उन्नति आर्यधर्म कर्मनी. संसार माहे रही:
चारे आश्रममा वसी जन विषे, स्थापी रुडी संपदा:
कृष्णानंद सरस्वती श्री अमने. आपो सुबुद्धि सदा. ३
आर्योत्कर्ष सुधर्म श्रेणी चडवा मासिक चालु कर्यु ;
नीती धर्मव्यवहारना विषयनी रचीने सुना मर्युः
राखी केशव पास खास करीने स्थापी प्रथा सुखदा,
कृष्णानंद सरस्वती श्री अमने आपो सुबुद्धि सदा. ४
आवी बाळपणेथी सुबइ विषे, उद्योगमाही रच्या,
आयुर्वेद रहस्य सिध्ध करवा, शास्त्रोक्त मार्गे मच्या;
विद्या ए अणमोली शिक्षण थवा, शाळा रची ब्हहदा,
कृष्णानंद सरस्वती श्री अमने आपो सुबुद्धि सदा. ५
स्थापी वेदसभा अथाग धनथी, कीधा कुमार्गो विरा,
छाप्यां पुस्तक धर्म कर्म पथनां. गिर्वाण गुर्जर्गिरा.
धीरा ज्ञानी गुणानी दीन जनने स्हायथी रत्या सर्वदा,
कृष्णानंद सरस्वती श्री अमने आपो सुबुद्धि सदा. ६
कीधो सार्थक देह मानवतणो, दीधो सुन्हावो अहीं,
लीधो लोक अलभ्य मुक्तपदनो अद्यापि किर्त्ति रही,
प्रश्नोत्तर द्विजनी वैचन्द्रना, आपे क्रिया सिद्धिदा;
कृष्णानंद सरस्वती श्री अमने आपो सुबुद्धि सदा. ७
स्थाप्यां कार्य जनो हितार्थतणा, चालु [illegible] छे आ [illegible],
[illegible] भारत मांहु [illegible] [illegible]. [illegible] [illegible] [illegible],
हे श्री भगवान आर्य धर्मनी [illegible] योजदा.
कृष्णानंद सरस्वती श्री अमने आपो सुबुद्धि सदा. ८

# आर्यधर्मप्रकाश

પુસ્તક ૩૮ મુ ] વૈશાખ સ ૧૯૯૨ [ અંક ૭ મો

## यतोधर्मस्ततोजय



### उपदेशमाळा

मणका २५ मो

फदी फेल फितूरमा फरा फरा, कूडी कमाइ भरी,
अधो थ घर धध स्कध धरी आ, आयुष्य एळे करी,
रे रे मरख मूछ शु मरड तो, माने वळया जो पळा,
ले ले सुदर श्यामनु शरण तु, जावु अचितु ढळी १

जावु छे जग छोडी सर्व तजीने, तोए मती जो वळा,
कोधा काम हराम राम भयना भोमा भयु ते रळी,
छेछे छेवट सार सो जगतमा, तो का रह्यो छे छळी,
लेले सुदर श्यामनु शरणतु, जावु अचितु ढळी २

टुहुहु करी शु फरे, फट दई आ काय फटी जशे,
तुतुतु सम जा गया रगळना, ता'री वले ए थशे,
के'के'के'करी धाकी मूज जोंभडा, वारा पीवु ना गळी,
लेले सुदर श्यामनु शरण तु जावु अचितु ढळी ३

शुशुशु कदा गाडी चारठ फर्यो, वे वेर मो'टा रच्या,
भुभुभु करी वागा मुगल रह्या, सो वर्ष सूता बच्या,
तेतेते समुळा झपाट पडता, थे साज नाशे मळा,
लेल सुदर श्यामनु शरण तु जावु अचितु ढळा ४

ढूढूढू करी ढूडवी मर मरे, कारी नही त्यां कशी;
लूलूलू वइशाखनी रही भरी, तोए रह्यो छे हसी;
जेजेजे वटमां मराठ कपटी रे नाखशे ए दळी;
लेले सुदर श्यामनुं शरण तुं, जावु अचितु ढळी. ५

जूजूजू वळगी तमाम शरीरे, तो स्नान का ना करे;
घूधुधु घुघवी रह्यो शीरपरे, ते काळ निश्चे चरे;
देदेदे हरिनाम ओळख भली, तो त्रास जाशे टळी;
लेले सुंदर श्यामनु शरणतुं, जावुं अचितु ढळी. ६

फेफेफे हरिपास गात्र गळशे, शुं बोल बोली शके;
वेवेवे पडखां तपास करतां, तुं त्यां कदि ना टके;
हेहेहे मरता थयु नव पडे, जावु हरिमां हळी;
लेले सुंदर श्यामनु शरण तुं जावु अचितुं ढळी. ७

थूथूथू करी थूकशे सउ तने, जे काज कर्मो करे;
पूपूपू पटकी करी पळ पळे, शांती सदानी हरे;
एएए हलकाइ ता'री वृथता, विषे करे सौ मळी;
लेले सुदर श्यामनुं शरण तुं जावु अचितुं ढळी. ८

चूचूचू पडरिपु देह नगरे, चूआ थईने फरे;
ईईई फूकीं फूकीं अंग करडी दार्दे दशाए धरे;
वेंवेवे वय ताहरी क्षय करी, देशे दळाटे दळी;
लेले सुंदर श्यामनुं शरण तुं जावुं अचितुं ढळी. ९

गुंगुंगुं गगणाट जन्म मरणे, जो तुं विचारी उरे;
झूझूझू झुकी झूमी चोट झडपी, ते फाळके तुं फरे;
क्षेक्षेक्षे क्षय विश्वमां अणुं थकी, ब्रह्माड जाशे चळी;
लेले सुदर श्यामनु शरण तुं जावुं अचितुं ढळी. १०

फूफूफू फूफवाट वाट करता, भोरींग भारी रह्या;
दूदूदू धूबवाट ने मलिनता, रुपेज चोटी गया;
नेनेने नख शीख झेर चडता जुक्ति गइ सौ जळी;
लेले सुंदर श्यामनुं शरण तुं जावुं अचितु ढळी. ११

ઠઠ્ઠઠૂ ઠુઠવાટ તુ કરી રહ્યો, જો જો જમાના ગયા,
ઊઊઊ ઉતરી ગયા વિશ્વથી ક્યા હાણમા ક્યા વહ્યા!
ઢેઢૈઢૈ ઢમક્યા અવાજ વિશ્વમા કાને વધિર્તા વળી,
લેલે સુદર શ્યામનુ શરણ તુ જાવુ અચિતુ ઢળી ૧૨

ટૂટટ તુટતી નથી ખરી એ, નિંદા વિષે જે મચી,
યેયેયે ભવપારમા જરૂર તે, ઝોલાવશે જો લચી,
મેંમેંમેં ભગવાન કાવ્ય કથતા વાતો કહી છે ગળી,
લેલે સુદર શ્યામનુ શરણ તુ જાવુ અચિતુ ઢળી ૧૩

ઐઓઔ રૂપ છે અકાર પ્રભુનુ, ઉ શુ મકારે મળી,
ઓંકારે અવિનાશ વ્યાપક રહ્યો, આ દેહમાહે ભળી,
ઝેઝેઝે ગમતા પ્રવાહ ઢળતા, જાશો પ્રભુમા ગળી,
લેલે સુદર શ્યામનુ શરણ તુ જાવુ અચિતુ ઢળી ૧૪

ઝઝ ઝાલર વાગી નોબત રહી, તુર્યા સ્થિતિની મહીં,
ચાદો સૂરજ દિવ્ય દ્રષ્ટિ પડતા, પ્રત્યક્ષ દેખો તહીં,
ત્રવેણી તિરમા રમે સરવદા, ઓંકાર રૂપે મળી,
લેલે સુદર શ્યામનુ શરણ તુ જાવુ અચિતુ ઢળી ૧૫

સાગોપાગ સહસ્ત્ર માગ કમળે, નિરખી પ્રભુ નેહમા,
ચિદાનદ સતા પ્રત્યક્ષ સતજ્યા વ્યાપી રહી દેહમા,
ઋઋઋ લ્દલ્દલ્દ નીર શઠતા ત્યાથી જશે ઊખળી,
લેલે સુદર શ્યામનુ શરણ તુ જાવુ અચિતુ ઢળી ૧૬

ણેણાણે લટકા પડયો વન વિષે, ક્યાઈ ન થાળે પડયો,
જોજોજો રઘરાટમા રહી અલ્યા, ચોરાસી માહા ચડયો,
એએએ ફરતા કદાપિ મનખો જો હાથ આવે વળી,
લેલે લેહ લગાડી લક્ષ્મી વરમા જાને પ્રભુમા મળી ૧૭

# અદ્વૈત જ્ઞાન માર્ગ

અદ્વૈત જ્ઞાનમાર્ગ એજ સર્વ ધર્મનું રહસ્ય છે. શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં એ રહસ્ય યથાર્થ રીતે સમજાય છે. સર્વ શાસ્ત્રના સારરૂપ, સર્વ ધર્મના તત્ત્વરૂપ, સર્વ માન્ય અને સર્વ પૂજ્ય ભગવદ્‌ગીતા અદ્વૈત જ્ઞાનમાર્ગનું યથાર્થ રીતે પ્રતિપાદન કરે છે. જોકે પ્રાચીન અદ્વૈત સિદ્ધાન્ત એજ પરમ સત્ય છે અને પુરાણ કલ્પનામાં જે નવીન સંગતિ દીઠી તે માત્ર એ પરમ સિદ્ધાન્તને અવલમ્બીનેજ છે પરંતુ યથાર્થ રહસ્ય ન તપાસતાં સ્થૂળ સ્વરૂપને વળગવા જતાં તેમાંથી સંપ્રદાયો વગેરેની ઉત્પત્તિ થઇ આવી છે. ધર્મની ભ્રષ્ટતા થવાના સમયમાં જ્ઞાનમાર્ગ કરતાં ભક્તિમાર્ગ વધારે બોધક થઇ શકે એ સમય ભક્તિપ્રધાન સંપ્રદાય ધર્મો ઉદ્‌ભવવાને બંધબેસતો હતો–ભક્તિનું પ્રાધાન્ય આણવા માટે સંપ્રદાયવાળાઓએ જુદી જુદી વ્યવસ્થાથી એ માર્ગ બતાવ્યો પરંતુ તેમ કરવા જતાં જડભક્તિ માર્ગની નીતિ ઉભી થઇ આવી. ગમે તેવું પાપ થઇ જાય અથવા કરવામાં આવે પણ પરમેશ્વરના નામ માત્રથી કે ઉચ્ચારથી સર્વ પાપનો ક્ષય થઇ જાય એટલી હદ સુધિ એ જડભક્તિ પહોચી. તેમજ નિરાકાર અચિંત્ય બ્રહ્મ તેને હાથ પગવાળું પોતાના કરતાં મોટા માણસ જેવું બનાવી દીધું! તેને ખાવું પીવું, સુવું બેસવું, સંસાર વ્યવહાર કામક્રોધાદિ સર્વમાં જોડી દીધું!

સંપ્રદાયવાળાઓએ જે બ્રહ્મ મન અને વાણીથી પર છે તેને પોતા જેવું ઠરાવી બેસાડયું! ને તે પણ એટલે સુધિ કે તેના પ્રસાદ–કૃપાવડે ગમે તેવાં દુરિતનો ક્ષય થઇ જાય! પાપ પુણ્ય જમે ઉધારની નીતિ વિસ્તરી. સ્વર્ગ અને નરકનો હિસાબ ત્યાંજ અટકયો! ગમે તેવું ઘોર પાપ કર્યા પછી પુણ્ય કરવાથી પાપનું ફળ ભોગવવું ન પડે. કે કોઇના ઘરમા ખાતર પાડી તેનો દશાંશ મંદિરમા આપવાથી ચોરીનું પાપફળ ભોગવવું ન પડે. એ નીતિ ભક્તિના પ્રાધાન્યપણા માથી ઉત્પન્ન થઇ–આચાર્યો પોતેજ ઇશ્વરરૂપ થઇ બેઠા. આચાર્યો ગમે તેવા પાપીને પણ મુક્તિ આપી શકે; તન મન ધન આચાર્યોને સમર્પણ કરો બેડો પાર! ભકતોને પણ આ વાત ઠીક ભાવતી આવી. સ્વચ્છંદી થઇ ગમે તેવો આચાર આચરી ગુરૂની સેવા આચરે એટલે સ્વર્ગના દરવાજા ખુલ્લા! બહુજ મનપસંદ માર્ગ! જાણે વાણિઆની દુકાન! બાઇડી છોકરાંવાળા આચાર્યોના બ્રહ્મને આ બધું પાલવે પણ જે બ્રહ્મ નિર્ગુણ, નિરાકાર, અચિંત્ય મનવાગ ગોચર તે આ જડભક્તિવાળાંના પાપપૂણ્યને જમા ઉધારના હિસાબમાં માંડછાંડ કરી આપે. એતો બ્રહ્મને અબ્રહ્મ કરવા જેવું છે!

બ્રહ્મનું વર્ણન કરવું, અથવા બ્રહ્મ, વર્ણન પામી શકયુ ત્યાંથી બ્રહ્મ મટી ગયું અપરિચ્છિન્નત્વરુપબ્રહ્મ તે કેમ વર્ણવી શકાય? પણ સંપ્રદાયવાળાઓએ બ્રહ્મનો

કોઈએ આવિર્ભૂત અંશ લઈ તેને સાંભર અને ભક્તિપાત્ર ગણેલ છે ચિત્, અચિત્ અને ઈશ્વર એ ત્રણ તત્ત્વની વ્યવસ્થા જે સંપ્રદાયમા સ્વિકારી છે તેને તપાસીએ અને તે અદ્વૈત દર્શનના માર્ગમા પણ તપાસીએ, તો તે તપાસમા બ્રહ્મથી ઈશ્વર પ્રાજ્ઞ અને તમ પ્રધાન પ્રકૃતિ એટલે પંચ ભૂતાદિ—અચિત્ એ ત્રણ થાય છે તે પછી કારણ સૂક્ષ્મ અને સ્થૂલાદિ વ્યવસ્થા આવે છે જે સંપ્રદાયમા આમ ત્રણ તત્ત્વની વ્યવસ્થા માની છે તે આટલે સૃષ્ટિ આવી અટકી પડે છે હવે વાસ્તવિક રીતે તેના બ્રહ્મ જે અવર્ણ્ય છે તે સાકાર કેમ થઈ શકે? અવર્ણ્યબ્રહ્મ, પરિચ્છેદયુક્ત રીતે થઈ શકે?

જીવ, જગત્ અને ઈશ્વર એ ત્રણ માનવા કરતા એક બ્રહ્મ માનવામા લાઘવ છે અને કોઈ પણ પ્રકારનો વિરોધ ન આવવા રૂપ પરમ ચતુરત્વ પણ છે પરંતુ ત્રણ તત્ત્વ માનવાવાળા, જીવ, બ્રહ્મની એકતા સ્વિકારતા નથી તેમનુ કહેવુ એવુ છે કે જીવ છે તે સર્વ બ્રહ્મથી ભિન્ન છે પણ તેમ નથી જીવ, જગત્ અને ઈશ્વર એ સર્વ બ્રહ્મ છે એક રૂપ છે

अहमात्मा गुडाकेश सर्व भूताशयस्थित ।
अहमादिश्च मध्यच भूतानामन्त एव च ॥

શ્રીમદ્ ભગવદ્ગીતાના ૧૦ મા અધ્યાયના વિભૂતિ યોગના ૨૦ મા શ્લોકમા શ્રીકૃષ્ણ ભગવાને અર્જુનને આ પ્રમાણેજ કહ્યુ છે

"હે નિદ્રાને જીતનાર! સર્વ પ્રાણી ઓના હૃદયમા રહેલો આત્મા હુ છુ અને હુંજ ભૂતોની ઉત્પત્તિ તથા સ્થિતિ અને વિનાશ છુ"

એ બ્રહ્મરૂપને ઢાંકવાવાળુ તેમજ ધર્મ મર્મ ઢાંકવાવાળુ રૂપી સંપ્રદાય વાળાઓ જડ ભક્તિના કુવામા લોકોને ખેંચી ગયા! બ્રહ્મને આવિર્ભાવ તિરોભાવ રૂપ લીલાયુક્ત સ્વિકાર્યું! અને જ્યા લીલાયુક્ત માન્યુ ત્યા આકાર પણ થયો અને ભક્તિનુ સ્થાન પણ થયુ

પરંતુ વાસ્તવિક રીતે તેના બ્રહ્મને જ્યારથી જાણ્યુ ત્યારથી બ્રહ્મપણુ જતુંજ રહ્યુ મન અને વાણીથી પર જે બ્રહ્મ તેને શી રીતે જાણ્યુ?

कविं पुराण मनुशासितार मणोरणीयां समनुस्मरेद्य ।
सर्वस्य धाता रमचिंत्यरूप मादित्यवर्ण तमस परस्तात्॥
प्रयाणकाले मनसाऽचलेन भक्त्यायुक्तो योगबलेन चैव ।
भ्रुवोमध्ये प्राणमा वेश्यसम्यक् सतपरं पुरुषमुपैति दिव्यम् ॥

આવુ જે પરમ રહસ્યરૂપ બ્રહ્મ તેને આચ્છાદન કરવાવાળુ ઠગવી કર્મનો જગે ઉધાર કરિમાણ જડભક્તિથી ભાવ ઘોરો સ્વિકારી લીધો ભક્તિ કરવાથી પ્રભુની કૃપા મેળવતા પાપમાત્રનો ક્ષય થઈ જાય અથવા તો ગમે તેવુ પાપ કર્યા પછી ભક્તિ પૂર્વક ઉચ્ચાર માત્રકે નામ સ્મરણથી પાપનો ક્ષય થઇ જાય—પાપનુ ફળ ભોગવવુ ન પડે એ માત્ર જડ માત્ર ભક્તિનીજ સાન છે આ સમજથી મનુષ્ય સ્વછંદી થઇ જાય છે અમુક પાપ કર્યા પછી અમુક પૂણ્ય કરીશુ એટલે તે કરવા પાપમાથી મુક્ત થવાશે આવા વિચારથી અનાચાર બહુજ વધી પડે છે આથી કલેશ કકાસ કે ક્રોધ એ સર્વ અવનતિના કારણ ઉભા

થાય છે, આવી જડભકિત ઘણા ધર્મોમાં ફેલાએલી છે. ક્રિશ્ચિયન ધર્મમાં પણ આ પ્રસાદની ઘણીજ ગડબડ છે. આવા સંકલ્પવાળાં માણસો જગતમાં કશો પુરૂષાર્થ સાધી શકતા નથી. એઓ માત્ર ગુરૂ ઉપરજ આધાર રાખીને બેસેછે. ગુરૂજ તેનું શરણુ! ગુરૂ મારફતે જમે ઉધારી હિસાબથી પાપનો ક્ષય કરાવી શકે છે! પાપકાર્ય કરવાનો કશો ભય રહેતો નથી! જડભકિત આ પરિણામ લાવેછે. હવે अद्वैतवादना कर्म मार्ग ને તપાસીએ कर्मद्वारा जीव मात्रे कैवल्य ग्रहण करवुं एज मोक्ष, કર્મ વડેજ જ્ઞાન થાય છે. અને ज्ञान एज कैवल्य કંઠનો મણિ જે ડોકની પછવાડે પડયો છે તેને ડોકની છાતીની બાજુ તરફ લાવવો એટલેજ મણિની શોધ પૂરી થશે જીવ જે પોતે સાક્ષાત્ શીવરૂપ છે તેની કર્મદ્વારા—જ્ઞાનમાર્ગથી જ્યારે ખરી ઓળખ થઈ જશે ત્યારે જીવભાવ જતો રહેશે, માયાના બંધ તૂટી જશે પોતે કોણ છે, તે યથાર્થ સમજાશે. કર્મદ્વારા જ્ઞાન અને જ્ઞાનદ્વારા મોક્ષ જેવાં કર્મ તેવાં ફળ. કર્મના કાયદા અચુક સુદ્રઢ સંપૂર્ણ ન્યાયી અને દયારહિત છે. એક પાપ કર્યું અને તે પછી એક પૂણ્ય કર્યું તેથી પ્રથમ કરેલાં પાપનો કદિ પણ ક્ષય થઈ શકતો નથી. જે પાપ કર્યું તેનુ ફળ પણ મળવાનું અને જે પૂણ્ય કર્યું તેનું ફળ પણ મળવાનું. પ્રસાદથી કે કૃપાથી કે પૂણ્યથી કરેલા પાપનો કદી પણ ક્ષય થઈ શકતો નથી, યજ્ઞયાગાદિ કે દેવ દર્શનાદિ કે ભકિત કરવી એનું નામજ કર્મ એમ નથી; ખાવુંપીવું આદિ કંઈપણ વ્યવહાર, શ્વાસોશ્વાસ સુધિનો વ્યવહાર પણ કર્મમાં આવી જાયછે. અને જેવું કર્મ તેવું ફળ, જે વાવો તે લણો, જે કરો તે તે પામો; નહિ જમે કે નહિ ઉધાર કોઇનું ખૂન કર્યા પછી ગમે તેટલું પુણ્ય કરો તેથી ખૂનની શિક્ષા અંશમાત્ર પણ ઓછી થવાની નથી કર્મના ફળ અવશ્યજ ભોગવવાનાં કોઇનો પ્રસાદ પામી કે કૃપા પામી મોક્ષ મેળવવાની ઇચ્છા ખ પુષ્પ સમાન છે ઝાંઝવાના જળ જેવી છે!!!

અપૂર્ણ.

## विवेक शुन्य अति तृष्णा!!!

એજ પરાધિનતાની ધોંસરી છે. પરાધિન થાઓ નહિ. પરાધિન શા માટે થવું જોઇએ? કર્મ કરો પણ તેના ગુલામ ન બનો. કર્મને તમારા ઉપર સત્તાધારી થવા ન દો તમારી સત્તા કર્મ ઉપર રહેવી જોઇએ. સ્વાર્થ વૃત્તિવાળા સર્વ તરંગોનો વિનાશ કરો. જ્યારે તમારામાં એવી શક્તિ પ્રાપ્ત કરી શકો કે તમારી સત્તાના દબાણમા એ તરંગો પુરેપુરા આવી ગયા છે તો પછી ભલે એ તરંગોને તમારા હૃદયમા સ્થાપિત કરો સ્વ સારસા ગમે ત્યાં વિચરો. કમળની માફક સંસારમાં રહી શકશો–નિર્લેપ થઈ રહી શકશો પણ તે સર્વ કયારે કે સકળ વિકારો ઉપર તમારો

કાબુ ચાલતો હશે ત્યારેજ વૃત્તિઓના તમો ગુલામ નહિ હો ત્યારેજ "હુ અને મારૂ" એ માકડીના અકોડા જ્યારે તૂટી જાય છે ત્યારેજ વિરાગ પ્રાપ્તી થાય છે જે માણસ ઘર સસારનો ત્યાગ કરી સુદર વસ્ત્રભૂષણનો ત્યાગ કરી વનવાસ જાય છે તેના તરફ વાસ્તવિક રીતે જોતા ખરે! તેની વૃત્તિઓ મરી નથી તેના ઉપર તેની વૃત્તિઓ સરદારી ભોગવે છે ને તેથી તે દુનિયાથી તેનાથી નાસવાનુ કરે છે! પણ નથી જાણતો કે ઉપરના વિરાગને અને વૃત્તિઓને આકાશ પાતાળ જેટલો તફાવત છે જ્યા સૂધિ મન મરી ગયુ નથી, જ્યા સૂધિ વિવેક શૂન્ય તૃષ્ણા ની નદીમા માનવ જીવન વહેતુ હોય છે ત્યા સૂધિ તેના હાથમા કદાપિ પણ કિનારો આવતો નથી

જ્યા સૂધિ શરીર અને ઇદ્રિયો સાથેનો સબંધ તૂટે નહિ જ્યા સૂધિ માનસિક તૃષ્ણાઓ મરીપરવારે નહિ ત્યા સૂધિ માનવી પોતાના દેહનો ગુલામ છે ઇદ્રિયોનો દાસ છે! આ મારો ધર્મ છે અને આ મારી ફરજ છે! કેટલી પરાધિનતા! ખરે એમ ધર્મની સાકળમા જકડાએલો માણસ પરાધિનજ છે તે સર્વદા બધનમાજ રહેલો છે! બધન શા માટે જોઈએ? ધર્મનો વાસ બધનમા છે ખરો ધર્મ એ નથી જ્યા પરતત્રતા જ્યા તાબેદારી ત્યા ખરો ધર્મ નથી ખરો ધર્મ તો એજ કે જ્યા પરાધિનતાની બેડી તૂટી ગએલી હોય છે રાગ રહિત કર્મ કરવા— કોઇ પણ ઇદ્રિય અથવા વિકારને તાબે થયા વગર કર્મો કરવા એજ સત્ય ધર્મ એજ વૈરાગ્ય વિશ્રાંત અને સ્વતત્ર થઈને કર્મ કરો ભલા ભુડાના ફળની પ્રાપ્તીની જેને અપેક્ષા નથી તેને કદાપિ પણ કર્મ બધન કારક નથી જે ઇનામની આશા રાખે છે તેનેજ શિક્ષાનુ બધન છે! જેમા સ્વાર્થ રહેલો હોય છે તે ધર્મ! જેમા કામત્વ તે ધર્મ! મમનો વિકારવાળો સ્નેહ તે ધર્મ! કદી નહિ તે તો માત્ર વિકારી પ્રિતિ છે કુટુબ અને ધન માટે કલહ કરાવનારો સ્વાર્થનો એ સપૂર્ણ નમુનો છે તેવા માણસ તેમા પોતાનો ધર્મ માને છે પણ જો એ ધર્મ છે તો પછી તેમા આસક્તિ શાની? કુટુબકબિલો અને ધન ધાન્યની વૃદ્ધિથી હરખાઓ છો તો પછી તેમના વિયોગમા રડવાનુજ છે! એવો બધન કારક ધર્મ, જન્મ મરણના રગડામા રોળાવનારો છે મનુષ્યને સસાર રૂપી વગડામા પ્રચડ દાવાનળમા દહન કરનારો છે! ધર્મનુ બધન અધર્મ મનુષ્યને અકુશમા રાખવા ઉપયોગનુ છે પશુ ધર્મ ઉપર તે દાબ રાખે છે એ બધુ ઠીક છે પણ મારે તમારે માટે એ બધન નથી, એ આધિનતા છેજ નહિ કર્મ યોગીને એ બધન ફેકી દેવાનુ છે બધન રહિત થઇને પછી તમારે સસારને જે આપવુ હોય તે આપો. દુખથી મુક્ત થવુ હોય તો સુખને છોડી દ્યો જ્યા સૂધિ વિવેકશૂન્ય તૃષ્ણાની ગ્રથિ તૂટી ન જાય વાસનાનો ક્ષય ન થાય ત્યા સૂધિના કર્મો બધન કારક છે પણ જેની વાસના મરી ગઇ છે જેને સુખ દુખ સમાન છે વિજય માન અપમાન ધન અને ધૂળ એકજ રૂપે સમજાય છે જેને આખુ વિશ્વ જડ ચૈતન્ય સર્વ

કુટુંબ રૂપ આત્મરૂપ દેખાય છે તેજ ખરો કર્મયોગી છે—તેજ સન્યાસી અને અને સાધુ પુરૂષ છે! હા! તે અવસ્થાએ મનુષ્ય પહોંચ્યા પહેલા સંસાર તજે છે? કર્મથી દૂર નાસે છે! પણ પામર જીવ વિચારતો નથી કે કર્મથી નાસીને કેટલે દૂર જઈ શકાવાનું છે? કર્મતો જીવનની સાથે લગાજ રહ્યાં છે માત્ર એ કર્મ આપણને પોતાના દાસ ન બનાવી દે કે પોતાની સત્તામાં ઘેરી ન લે એજ યથાર્થ રીતે સંભાળવાનું છે. એક સત્કર્મ કર્યા પછી તેના પ્રતિફળની ઇચ્છા રાખવી એ કર્મમાં બંધાવાનુંછે. મહાત્માઓ આ વિશ્વમાં અપ્રસિદ્ધ રીતે ચાલ્યા ગયા છે તેને જગત્‌માં પ્રસિદ્ધ થવાની કશી વાંછના નહોતી બુદ્ધ અને ક્રાઇસ્ટ પ્રસિદ્ધિમા આવ્યા તેનું કારણ તો તેમના વિચારોની અસર સ્થાઇ રહી તેને લઈને છે પરંતુ તેઓની ઇચ્છા પોતાનાં નામ પ્રસિદ્ધિમાં લાવવાની નહોતી તેઓએ જગત્ માત્રમાં પોતાના સ્વરૂપને જોયું હતું એટલે પછી તેને કાંઇ પણ તજવાનું કે રાખવાનું નહોતું. કર્મની કારી તેમના ઉપર ચાલતી નહોતી કર્મથી પ્રેરાનાર નહોતા પણ કર્મના પ્રેરક હતા મહાત્મા હતા? મહાયોગી હતા! એવાજ જનકરાજા, એવાજ મહાત્મા શુકદેવજી! અને એવા બીજાએ ઘણા. જેણે અહંતા છોડી હતી દેહ અને ઇંદ્રિયોની મમતા તજી હતી એઓકર્મયોગી જ્ઞાનયોગી હતા. જ્યારે વ્યાસ પત્નિના ઉદરેથી મહાત્મા શુકદેવજીનો જન્મ થયો ત્યારે દંડકમંડળ ઉપવિત લંગોટી સહ જન્મતાંની સાથ ચાલી નીકળયા! બાર વર્ષ સૂધિ માના ગર્ભમાં રહ્યા હતા અને જન્મ્યા ત્યારે સોળ વર્ષના યુવાવસ્થામાં હતા તેઓ નરકના દ્વારમાંથી માતાના ઉદરમાથી જેવા છૂટયા કે નાઠા! ફરી એ ગર્ભસ્થાનમાં ન આવવું પડે તે અર્થે. વાસના તો મરીજ ગઇ હતી જેની, તેની પાછળ મહાત્મા વ્યાસજી કે જેમણે અઢારે પુરાણ રચ્યા હતાં પણ તૃષ્ણાનો દોર તૂટયો નહોતો તેઓ હે પુત્ર! હે પુત્ર! અમારો એકનો એક છોકરો તુ અમને આસ તજીને કયાં ચાલ્યો જાય છે! હજુ તો તારે સંસારનો લ્હાવો લેવાનો છે એમ બોલતાં બોલતા બુઢ્ઢા આપાપાછળ દોડયાછે તે સમયે એક માન સરોવરમા કેટલીક સ્ત્રીઓ જળવિહાર કરતી હતી. શુકદેવજી માત્ર લંગોટ ભર કે જેઓ ભર યુવાવસ્થામાં હતા તેઓએ સરોવર આગળથી પસાર થઇ ગયા તે સમયે વિહાર કરતી સ્ત્રીઓએ જુવાન અવસ્થાનો છતાં તેના અંગે અંગમાં સ્ફુરતી સંસારની વાસના તૂટી ગએલી જ્ઞાનદ્રષ્ટી દીઠી તેથી પોતાના જળ વિહારનો પ્રસંગ જોવાને તેવો ચાલુજ રાખ્યો. પણ જેવા પેલા બુઢ્ઢીયા વ્યાસજીને છેટેથી જોયા કે તર્તજ પોતાના ચીર પહેરવા દોડી—વસ્ત્રાવડે મર્યાદિત થઇ ગઈ. વ્યાસજીએ આ ચમત્કાર જોયો! તેને અજાયબી લાગી કે જ્યારે મારોજ પુત્ર જે યુવાવસ્થામાં પ્રવેશ કરેછે. તે હમણાંજ તેમની પાસેથી પસાર થઇ ગયો પરંતુ તેને જોઇને તેઓ કોઇ પણ રીતે શરમ નપામી અને માગ બુઢ્ઢીયાથી કેમ શરમ પામી! પોતાના

જળવિહારમા ભગવાડી લૂગડા પહેરવાની પચાતીમા પડી ગઈ! એ પ્રશ્ન તુર્તજ પેલી સ્ત્રીઓને તેણે કર્યો તેમાથી એક વડી બાઈ બોલી જોકે આપ બુઢ્ઢા થયા છે માથે ધોળા વાળ આવ્યા છે અને પુરાણોના પુરાણ લખ્યા છે પણ હૃદયમાથી તૃષ્ણા ટળી નથી—વિવેકશૂન્ય તૃષ્ણાનુ વહન તમારી રગેરગમા વહે છે-તમારી વિકારી વૃત્તિ શુદ્ધ નથી માટે તમારી સાથે અમારી અદબ અને મર્યાદા રાખવાની જરૂર જણાઈ તમારો પુત્ર જે યુવાવસ્થામા હતો છતા તેની સમર્થ શક્તિ તેના પોતાના કાબુમા અમે જોઈ તે પોતાના દેહ અને ઇન્દ્રિયો ઉપર અધિકાર હતો એટલે અમને યથેચ્છ વિહાર કરવામા કશી અડચણ ભાસી નહિ એ તમારો યુવાન પુત્ર અમને ઇશ્વરરૂપ જણાયો મહાયોગી—પરમજ્ઞાની જણાયો પણ પિતાજી આપ બુઢ્ઢાબાવા છતા વિકારી વૃત્તિથી ભરેલા અને માયાના કમના કીચડમા-ણ વનમા સપડાએલા જણાયા! જેથી અમારે અમારા સતી ધર્મ સભાળવા પડયા! એ યુવાન અમને અમારા સમાન લાગ્યો, કારણ તેણે અવિકારી આખથી પોતાનામા અને અમારામા કાઈ ભેદ ભાળ્યો નહિ એઓ મહા યોગી છે! આપ હજુ સસારી છો!!!

विवेक शून्य अति तृष्णाथी आप घेराय ला छो, तेनो सपुण परित्याग करो। तमारा पुत्रे એ તૃષ્ણાનો ત્યાગ કર્યા છે તમો હજી તેના બધનમા છો અમે જે અહીયા સ્નાન કરવા આવેલી઼ઓ છીએ તે વેદની ઋચાઓ છીએ એ વેદના દોહન રૂપ આપના રચેલા શ્રીમદ્ ભાગવત ઉપર આપ પુન મનન કરો તેનો તત્વ સાર એજ છે કે —

विवेक शून्य अति तृष्णानो परित्याग एज जाग्रत मुक्ति—एज कर्मयोग—ज्ञानयोग मोक्ष

---

## दया मूर्त्ति—सबरीबाई

---

दया धर्मको मूल है पापमूल अभिमान
तुलसी दया न छोडीए जबलग घटमे प्रान १

દયા! એ એક અમૂલ્ય બક્ષીસ છે, માનવ જન્મની ખરી સાર્થકતા દયામાજ છે જેના હૃદયમા દયાછે તેજ પ્રભુનો સાચો ભકત છે પ્રભુને પ્રસન્ન કરવાનુ અથવા નિજાત્માને જાણવાનુ ખરૂ સાધન દયા છે! દયા એ એક એવી ઉત્તમ બક્ષીસ છે કે દયાના પ્રભાવથી મનુષ્ય મોક્ષધામને મેળવી શકે છે જે યોગ યાગ-જ્ઞાનાદિકથી પ્રાપ્ત થવુ દુર્લભ છે તે દયાવડે સહજ થાય છે સસારમા જે દુખ આપત્તિ અને ક્લેશ જોવાના આવે છે તે માત્ર દયાના અભાવનુજ કારણ છે, જો મનુષ્યની રગેરગમા દયાની ભાવના રમી રહી હોય તો આખુ વિશ્વ તેને પોતામય જણાય પારકાને દુખે પોતે દુખી થાય તે પોતે

ભૂખ્યો રહે પણ બીજાની ભૂખનું નિવારણ કરે પોતે તૃષાતુર છતાં સામા તૃષાતુરને પોતાનું પાણી પીવાને આપી દેય! તે કોઈને દુ:ખી કરી શકેજ નહિ. એવો મનુષ્ય જગત્‌નો મિત્ર થઈ પડે છે તે જન્મ મરણના ચક્રમાંથી છુટી જાય છે. માના ગર્ભમાં તેવા મનુષ્યને પુન: અવતરવુ પડતું નથી.

જે ધર્મમાં દયા નહિ તે ધર્મજ નહિ. સર્વ પ્રાણીને પોતાના આત્મા પ્રમાણે જોવાં આત્મવત્ સર્વ ભૂતેષુ એ મોક્ષ માર્ગની શ્રેણી છે. એ ઇશ્વરી ભાવ છે એજ મનુષ્યની ઐશ્વર્યતા છે. ગમે તેટલો પૈસો મેળવે, રંગ મ્હેલ કરાવે, સાત મણની તળાઈમાં પોઢે, લાખો પૈસાનો માલિક થાય, પોતાને શેઠ કહેવરાવે, ગાડી ઘોડાના સહેલ સપાટા કરે, નોકર ચાકરો ઉપર પોતાની સરદારી બતાવે, એ સર્વ અથવા તેથી પણ અધિક હાકમી કોઇપણ મનુષ્ય ભોગવે, છતા એ ઐશ્વર્યતા, દયાની ઐશ્વર્યતા પાસે તૂચ્છ છે! ક્ષણિક જીવિતની ખાલી તૃષ્ણાની તૃપ્તિ છે! મહાત્મા બૌધ દયાના દેવ હતા દયાના રજકણુથીજ એનું શરીર બંધાયું હતું દયાના ઝરણ તેના રકતમાં તેની નાડોમા અને તેની ધમનીઓ વહેતાં હતાં જીવ શીવરૂપ ત્યારેજ થઇ શકે કે જ્યારે માનવ હૃદય દયાથી દ્રવિત થાય.

આજે આપણે જેનું ચરિત્ર શરૂ કરીએ છીએ તે સાક્ષાત્ દયાની દેવી હતી—દયાની મૂર્ત્તિ હતી.

પૂર્વે આર્યાવર્ત્તના કોઇ મધ્ય પ્રદેશમાં એક સુરસંગ નામે ભીલ રાજા રાજ્ય કરતો હતો. ભીલ રાજાનો રાજ્ય પ્રદેશ બહુ મોટો નહોતો તોપણ જેટલો પોતાના તાબામાં હતો તેના ઉપર રાજ્ય અમલ બહુજ વખાણવા લાયક તે ચલાવતો હતો. ભીલ રાજા પોતે નીતિમાન શૂરવીર અને દાનેશ્વરી હતો, પ્રજાની દાદ પોતે જાતે સાંભળતો; ને જેમ બને તેમ પંચ મારફતે ચુકાદા અપાવતો. તેની પ્રજાને વકીલ બારીષ્ટરોથી ખાલી થવાનો વખત તે આપતો નહોતો. પ્રજાના કરવેરા તેની શક્તિ અનુસાર રાખવામા આવતા અને જે, તે આપવા અશક્ત જણાય તેને તે માફ કરી દેતો.

તેના તાબાના અધિકારીઓ તેની પ્રજાને પીડી શકતા નહિ કે કોઇ પણ બ્હાને પ્રજાને સતાવતા નહિ એવા રૂડા રાજ્ય અમલથી ભીલ રાજાની કિર્તિ સર્વત્ર ફેલાઇ હતી. બીજા રાજ્યોમાં એ રાજ્ય નાનું છતાં તેની ગણના મોટી થતી. રાણી સુરતાબા પણ પ્રજાને માતા સમાન વ્હાલાં લાગતાં રાજા રાણી બને રૂડા સ્વભાવનાં અને સાધુવૃત્તિવાળાં હતાં. તેને સંતાનમાં માત્ર એક પુત્રી હતી જેનું વૃત્તાંત આપણે લખવા બેઠા છીએ જેના જન્મને જેની વાતને જોકે વર્ષોનાં વર્ષો થઇ ગયાં છે યુગ ઉપર યુગ ચાલ્યા ગયા છે તથાપિ જેનું નામ પ્રાત સ્મરણિય થઇ પડયું છે તે દયાની દેવી—દયાની મૂર્ત્તિ આપણી એ સબરી બાઇજ હતી! એ કન્યા રત્ન કોને આપવું તેના વિચારમા ભીલ રાજા હતો! જે સમયનુ આપણે વર્ણન આ લેખવા બેઠા છીએ તે સમયે ભીલ રાજાની પુત્રી સબરી બાઇની

ઉમર સોળ વર્ષની હતી સુરતા રાણી ભીલરાય પાસે વારે વારે એજ વાત લાવીને રજુ કરતા કે સબરી બ્હેન સારૂ કોઇ રૂડો વર શોધવો

પ્રધાનને મોકલી પોતાના સમાન કોઇ ભીલરાજકુમાર કે જે સબરીના રૂપ ગુણને યોગ્ય હોય તેની તપાસ કરાવી ગુર્જર ભુમિના મહિકાંઠાના પ્રદેશમા કોઇ ભીરસંગ નામનો ભીલરાજા ઇશ્વર ભક્ત અને પ્રજાનો પિતા સમાન સરક્ષક રાજા હતો તેનો કુમાર પણ બાપ તેવા બેટા એ અનુસાર તેવોજ સદ્ગુણી અને પ્રજાનો પ્યારો હતો તેની ઉમર વર્ષ ૨૫ ની હતી નામ ગુપોલ કુમાર હતુ કુળગોર મારફત શ્રીફળ મોકલી સબરી કુમારીના વેવિશાળનુ નક્કી કર્યું ભીરસંગ રાજાએ ગુપોલ કુમાર અર્થે તે શ્રીફળ સ્વીકાર્યું ઘડિયા લગ્નની વિનતિ કહાવી તે કબૂલ રાખવામા આવી ને લગ્નનો દિવસ મુકરર કર્યો બને ઠેકાણે લગ્નની મોટી મોટી ધામધુમો થવા માડી સુરસંગ રાજાની પ્રજા, કુમારી સબરી બાના લગ્નની ધામધુમ હૃદયના ઉમળકાથી કરવા લાગી પોતાના ઘરને રૂડી રીતે શણગારવામા પ્રજાએ પાછુ વાળી જોયુ નહિ હૃદયના પ્રેમથી જે થાય છે તેનો સોમો ભાગ પણ બળાત્કારથી થતો નથી અને આધુનિક સમયમા જ્યારે એવા કોઇ લગ્ન પ્રસગાદિકે ગવરનર ફવરનર આવવાના પ્રસગ હોય છે ત્યારે ચુનો વગેરે ધોળાવવાનુ તેમજ બારણામા બતીઓ સળગાવી દીવાળી બનાવવા માટે લોકો ઉપર જે દાબ ઉપર અથવા દબાણ કરવા જેવુ કરવામા આવે છે, તે તો ખરે હોળી જેવુજ હોય છે એમ વિના થાય નહિ હૃદયના પ્રેમ વગર ગમે તે કે મોટો મહારાજા હોય તોએ શુ થયુ? પ્રેમ એજ અજબ ચીજ છે પ્રેમ અશક્તને શક્તિમાન બનાવે છે મુએલાને જીવતુ કરે છે! રકને રાજા કરે છે! એવી દેવી પ્રેમ ભાવનાના ઉમળકાથી સુરસંગ રાજાની પ્રજા સબરી કુમારીના લગ્ન પ્રસગને શોભાવવાને તન મન ધનથી પૂર્ણ પ્રયત્ન કરતી હતી રાજનગર કોઇ અલૌકિક બન્યુ હતુ એમ લેશીજ ભ્રમ નહોતુ રાજ્યની સઘળી આલમ એકજ રંગમા હતી અને તેથી આખુ રાજ્ય આ લગ્ન સમારભની અપૂર્વ શોભાથી શોભી રહ્યુ હતુ

ભીરસંગ રાજાને એ એકજ પુત્ર રત્ન હતુ અને ગુપોલ કુમાર ગુણના ભડાર રૂપજ હતા!

પોતાના લાડકવી એક કુમારના લગ્નનો પ્રસગ હોવાથી ભીરસંગ રાજાએ મોટા ઠાઠમાઠથી જાન કાઢી હતી હજારો માણસોથી બનેલી એ જાન જાણે સાગર રમા પૂર આવતુ હોયની એવો દેખાવ આપતી હતી લગ્નની મુદતને માત્ર આઠ દિવસ બાકી રહ્યા હતા જાન સુરસંગ રાજાના રાજ્ય નગરમા આવી પહોચી તેને માટે ગામ બહાર વિચિત્ર વિચિત્ર રંગના મોટા મોટા શીબીર ઠોકવ્યા હતા જે ની પાસે આજના તબુઓ માનક ગાળ જણાય તેવા હતા જાનની આગતા સ્વાગતા માટે એવી રૂડી યોજના કરવામા આવી હતી કે સુરસંગ રાજાની કીર્તિને તે જેબવતી કરતી હતી

આનંદના દિવસો વાતવાતમાં ચાલ્યા જાય છે આંખના નિમિષમાં પૂરા થાય છે તો માત્ર આઠ દિવસના શા આશરા ? આવ્યા રમઝમ કરતા આંગણા આગળ.

સબરી કુમારી જ્યારથી સમજણી થઇ હતી ત્યારથી ઇશ્વર ભક્તિ પૂર્ણ શ્રદ્ધાથી કરતી હતી. રાજા સુરસંગે કુમારી સબરીની બાલ્ય કાળથી એવી રૂડી વૃત્તિ જોઇ રાજનગરની બહાર એક શીવ મંદીર બંધાવ્યું હતું. પાસે એક વિશાળ ધર્મશાળા હતી જ્યાં અપંગ અનાથને કાચું અને પાકું અનાજ પેટ પૂર સબરી કુમારી પોતાને હાથે ગરીબોને આપતી ! પોતાની બાળ સખીઓ સાથે સર્વદા તે શીવ પૂજન કરવા આવતી સવાર સાંજ એમ બે વખત અને એ બંને વખત ગરીબોની તે સાંભળી લેતી. પાસે એક ઔષધશાળા પણ રાખવામાં આવી હતી સબરી પોતે જાતો જાત હાથો હાથ ગરીબોનાં દુઃખ નિવારણ કરવા મથતી ! તેનું હૃદય બીજાનાં દુઃખ જોવાને અશકત હતું ! ખરે ! તે દયાની મુર્ત્તિજ હતી સાક્ષાત્ જાણે દયાદેવી હોયની તેવીજ તે હતી.

આજે સખીઓ સાથે શીવ મંદીરે સબરી કુમારી આવી છે. આવતી કાલે લગ્ન છે સબરી જેમ દયાની મૂર્ત્તિ હતી તેમ લાવણ્યતાની પણ મૂર્ત્તિ હતી. સોળ વર્ષની સબરી કુમારી દેવ કન્યાને લજ્જિત કરે એમ શરદ પૂર્ણિમાના ચંદ્ર સમાન શોભતી હતી.

સાથેની સહચરીઓ ઉપવનમા જ્યાં ત્યા ફરે હરે છે સબરી કુમારીના લગ્ન પ્રસંગને લીધે સૌ આનંદ મસ્ત યથારૂચી ઉપવનમાં રમણ કરી રહી છે તે સમયે સબરી કુમારી એકાગ્રવૃત્તિથી શીવ ધ્યાનમાં લાગેલી છે. અને તેજ સમયે ગુણોલ કુમાર સાક્ષાત કામદેવજ હતા તે પોતે એકલાજ ફરતા ફરતા તે શીવ મંદીર આગળ આવી ચડયા ! સબરી કુમારીને તેણે કદાપી જોઇ ન હોતી પરંતુ તેની ખ્યાતી સર્વ પ્રકારથી સાંભળી હતી અને તેથી તેજ ક્ષણે રાજ કુમાર ગુણોલે જાણ્યું કે આજ સારૂં પ્રેમપાત્ર ! આજ સબરી કુમારી ! અહો ! મારાં ધન્ય ભાગ્ય છે કે આવી પવિત્ર પ્રમદાનો હું પતિ થઇશ એમ મનમાં અનેક તરંગો વિજળી માફક ઉદ્ભવતા ગયા તેવામાં ધ્યાનમાંથી સબરી કુમારી મુક્ત થઇ પાછળ ફરી જુવે છે તો ગુણોલ કુમાર!

પ્રેમે પ્રેમ, નેણે નેણ ને હૃદયે હૃદય મળ્યાં એક બીજાં હર્ષ ઘેલાં થયાં આવતી કાલ કયારે થાય કે અગ્નિ દેવ સમક્ષ આપણે શાસ્ત્ર વિધિય લગ્ન કરી કૃતારથ થઇએ એમ એ પ્રેમ ઘેલાં પાત્રોના હોઠમાંથી બોલો સ્ફુરે છે તેવામાં સખી મંડળ આવી પહોંચ્યુ રાજકુમાર ગુણોલ અને સબરી કુમારીની વાત અધવચ અટકી. તો પણ ગુણોલ કુમારે બહુજ ઝડપથી પૂછી લીધુ કે હે રાજકુમારી આવતી કાલે તો હવે તમે અમારાજ પ્રિય પત્નિ થવાનાં ને ? કુમારી પણ બહુજ ત્વરાથી બોલી ગઇ હું તમનેજ ચાહુંછું શુધ્ધ પ્રેમથી ચાહુંછુ પણ લગ્ન ! લગ્નની વાત હરિ જાણે ! હૃદય શાક્ષી પૂરતું નથી ! ! ! (આટલા બોલ પૂરા થતાં સખી મંડળ આવી પહોચે છે. ગુણોલ કુમાર વિચાર ગ્રસ્ત થાય છે ત્યાંથી ખસી જાય છે.

અપૂર્ણ.

## ક્રોધ પચીશી

અથ ચરણા ...—અથ અલંક ૭૬,

ક્રોધ કરે કવજે સમજુ નર ટેક

ક્રોધ સબુદ્ધિ તણોજ વિદારણ, ક્રોધ સુખશાતી વિનાશન ...
ક્રોધ અચાનક થાનકનો હર, ક્રોધ કરે કવજે સમજુ નર ૧
ક્રોધ અકૃત્ય અચિંત્ય કરાવે, ક્રોધ સુસત્ય અસત્ય ભુલાવે,
ક્રોધ અગત્ય સુકૃત્ય ભુલે ભર, ક્રોધ કરે કવજે સમજુ નર ૨
ક્રોધ પ્રવાહ અથાહ અજાણ્યો, ક્રોધ તરંગ વિરંગ પ્રમાણ્યો,
ક્રોધ સુરંગ સમોજ સદા હર, ક્રોધ કરે કવજે સમજુ નર ૩
ક્રોધ ઘડીભર ભાન ભુલાવે, ક્રોધ ઘડીભર જ્ઞાન ડુલાવે,
ક્રોધ ઘડીભર જાણ બને ખર, ક્રોધ કરે કવજે સમજુ નર ૪
ક્રોધ થકી જન ખૂન કરે છે, ક્રોધ થકી નીજ પ્રાણ હરે છે,
ક્રોધ ખરેખર આફતનું સર, ક્રોધ કરે કવજે સમજુ નર ૫
ક્રોધ વિરોધ વિશેષ વધારણ, ક્રોધ સુબોધ તણો પણ મારણ,
ક્રોધ કનોત કુસંપ તણું ઘર, ક્રોધ કરે કવજે સમજુ નર ૬
ક્રોધ પ્રવિણ કરેજ મતિ વિણ, ક્રોધ અફીણ સુરા સમ છે હીણ,
ક્રોધ વરૂ રૂપ જાણય જનાવર, ક્રોધ કરે કવજે સમજુ નર ૭
ક્રોધ સુધર્મ તણોજ વિનાશક, ક્રોધ સુકર્મ મહી પણ નાસક,
ક્રોધ અરે નર જાણય નિશાચર, ક્રોધ કરે કવજે સમજુ નર ૮
ક્રોધ સુસંપ તણું મૂળ છેદન, ક્રોધ અભેદનનું પણ ભેદન
ક્રોધ નિરંતર છે દુખનો ઝર, ક્રોધ કરે કવજે સમજુ નર ૯
ક્રોધ અકારણનું પણ કારણ ક્રોધ અશાતી તણું જ ઉભારણ,
ક્રોધ થકી નર નિત્ય ગુણી ડર, ક્રોધ કરે કવજે સમજુ નર ૧૦
ક્રોધ અમોઘ કુકૃત્ય તણું ફળ, ક્રોધ સુબોધ તણીજ હરે કળ,
ક્રોધ સદૈવ દિલે દુખનો ભર, ક્રોધ કરે કવજે સમજુ નર ૧૧
ક્રોધ કરી પસ્તાય ઘણા જન, ક્રોધ ભરી દુખ ભાર ભરે તન,
ક્રોધ હરે શુભ પુણ્ય તણોથર, ક્રોધ કરે કવજે સમજુ નર ૧૨

ક્રોધ રૂપી ઘટમાહી પડયો ઘણ, ક્રોધ હણે શુભ મિત્ર ડહાપણ,
ક્રોધ હમેશ હણે જન જે પર, क्रोध करे कवजे समजु नर. १३
ક્રોધ ખચે બહુ ખર્ચની ખાતર, ક્રોધ અભાગ્ય તણી ગણ્ય કાતર;
ક્રોધ અરે નર લોરિંગનું દર, क्रोध करे कवजे समजु नर १४
ક્રોધ કુહાડ હણે મૂળને થડ, ક્રોધ કુહાડ હણે શીરને ધડ,
ક્રોધ કુહાડ હણે પરને ઘર, क्रोध करे कवजे समजु नर १५
ક્રોધ ભર્યા નર છે નહિ છે ખર, ક્રોધ ભર્યા જીવતા ન જીવે સર;
ક્રોધ ગણો જનમા જનનો ઝર, क्रोध करे कवजे समजु नर १६
ક્રોધ તજે ભગવાન ભજે ઘર ક્રોધ તજે ધીર ઢાલ ધરે કર;
ક્રોધ તજે ઉપકાર કરે પર, ते घर स्वर्ग थकी पण छे वर. १७
ક્રોધ જુવે થળમાહીં ભર્યું જળ, ક્રોધ જુવે જળમાંહીં ઠર્યું થળ;
ક્રોધ જુવે દશકંધ તણું બળ, क्रोध करे कवजे समजु नर १८
ક્રોધ કરે જન જોય અધક્ષણ, પામર તૂલ્ય ગણોજ તતક્ષણ;
ક્રોધ ભયાનક તિક્ષણ છે શર, क्रोध करे कवजे समजु नर १९
ક્રોધ કરે નહિ હોય વિચક્ષણ, ક્રોધ કજાત તણુંજ કુલક્ષણ,
ક્રોધ ખરેખર છે અહિનું ગર, क्रोध करे कवजे समजु नर २०
ક્રોધ ભલા જનનો જીવહારક ક્રોધ સુસભ્ય ગુણોજ સંહારક;
ક્રોધ જહાજ ઠરે નહિ બંદર, क्रोध करे कवजे समजु नर २१
ક્રોધ તજી શુભ શાંતી દિલેધર, ક્રોધ તજી ભગવાન ભજેનર
ક્રોગ તજે નર દેવ બરોબર क्रोध करे कवजे समजु नर. २२
ક્રોધ ખરાબી તણો દુઃખ સાગર, ક્રોધ વિવાદી કરેજ કહ્યાગર;
ક્રોધ તણુંજ ત્રુટેલુંજ લંગર, क्रोध करे कवजे समजु नर २३
ક્રોધ નિરંકુશ જંગલી વારણ, ક્રોધ નિરંકુશ છત્રજ ધારણ;
ક્રોધ સ્મશાન કરે શુભ મંદર, क्रोध करे कवजे समजु नर. २४
ક્રો[illegible] બુઝાવે જ્ઞાન દિવાકર, ક્રોધ બુઝાવે નહિ ધડને શર;
[illegible]ઝાવે કુકર્મ તણો બર क्रोध करे कवजे समजु नर २५
[illegible]ગવાન અરે નર, ભક્તિ સજો ભગવાન તણી ઘર,
[illegible] કરો પર, તો ભગવાન હૃદામહીં હાજર. ૨૬

# तत्त्वमसि

સામવેદના છાન્દોગ્યોપનિષદમાનુ આ મહા વાક્ય તત્ત્વમસિ છે—તેતુછે પ્રજ્ઞાનબ્રહ્મ એ ઋગ્વેદનુ અહંબ્રહ્માસ્મિ એ યજુર્વેદનુ અને અયમાત્મા બ્રહ્મ અથર્વણનુ મહાવાક્ય છે આ મહાવાક્યો યથાર્થ સમજાય તો જીવને મોક્ષ મળે—વસ્તુ ગતિ યથાર્થ સમજાય તેજ મોક્ષ—બંધનનો ભંગ તેજ મોક્ષ—સર્વમય બ્રહ્મ જ્ઞાન થાય તે મોક્ષ—જીવ ભાવે જે પરિચ્છેદવા અભ્યાસ છે તેનો ભંગ થઈ એકાકાર ન થાય તેનુ નામ મોક્ષ—મહાત્મા ઉદ્દાલકનો પુત્ર શ્વેતકેતુએ બાર વર્ષ સુધી ગુરૂને ઘેર રહી, બ્રહ્મચર્યવૃતનુ યથાર્થ પાલન કરી સર્વે વિદ્યા સંપાદન કરી, પરંતુ તેના હૃદયમા ઉગ્ર અભિમાનનો અંકુર ફુટયો તે એમજ સમજવા લાગ્યો કે મે સર્વ જાણ્યુ ! એમ અભિમાનમા ઊન્મત થએલો જ્યારે તે પોતાને ઘેર આવ્યો ત્યારે પિતાએ તેના વર્તન ઉપરથી જાણ્યુ કે પુત્રે જે કંઈ મેળવ્યુ છે તે વાસ્તવિક રીતે શુન્ય જેવુજ છે કારણકે જે ભણવાનુ જે સમજવાનું અને જે જોવાનુ તે તો બધુ હજુ તેને બાકીજ રહ્યુ છે જે ભણ્યો છે તે માત્ર સંસારની વેંના સંબંધનુ છે આ પ્રસંગમા આપણે આપણા આધુનિક યુવાન વર્ગ તરફ દ્રષ્ટિ કરીએ તો તેઓની કેળવણી પણ શુન્ય જેવીજ છે માત્ર એવુ શીખે છે કે નહિ અહીંનુ કે નહિ તહીંનુ ! બી, એ અને એમ એ સુધિ માથુ પટકી પટકી ઠીંગલાઠગ એમ રઝળતા જણાયછે ! એવા તનમનથી તુટેલા સંસાર સાગરમા માત્ર પોતાની નાવડી પોતાનાજ સ્વાર્થિ પેટને ખાતર ચલાવે છે ! પણ જેટલુ શીખ્યા તેટલુ પોપટીયુ જ્ઞાન ભુસ્તર, ખગોળ, અને ભુતળ ભણ્યા ! અર્થશાસ્ત્ર, ગણિત અને ભુમિતિના સિદ્ધાંતો સિદ્ધ કર્યા પણ જે સિદ્ધાંત સિદ્ધ કરવાનો હતો એ સિદ્ધાંતતો અંધારામાજ રહી ગએલો હોયછે ! આ તો શિખ્યા એવુ કે ઘરમા તાવડી તતેના કરે ને બડા સાહેબના મગજમા બાગ ખાદી પવન

ભણતા ભણતા પિતાને ભિખ માગતા કર્યા ને પહોચ્યા વિલાયત ! મેળવી મોટી ડીગ્રીને આવ્યા દેશમા દેશના રીત રિવાજ ધારા ધોરણ સર્વે નઠારા, ઘરના માબાપ સર્વ બેવકુફ અને જડ જેવા બાયડી બાગી ! બસ અંગરેજી રિત રિવાજેજ આકાશમાથી ઉતર્યા અને વિલાયતી મઢમડીઓ જાણે જ્ઞાનની !—(ગંદવાડ) મુર્તિ ! આવુ સમજ્યા આવુ ભણ્યાને આવો પવન લઇને આવ્યા ! ઉપરચોટિયુ જ્ઞાન મેળવ્યુ કાઇ એવુ ન શીખી લાવ્યા કે દેશમા મોટા હુનરો જગાવી શકે કે જે દ્વારા દેશની દારિદ્રતા દુર થાય ! ખરી રીતે જોતા તો દેશમા દારિદ્રતા ખેચી લાવે છે ! દેશી માલનુ ભાન સુતક કરી બેઠેલાઓના

કાંતી કોટી સૂર્યને લજ્જિત કરે એમ પ્રકાશતી હતી. દુર્યોધન, શકુની આદી મુખ્ય મંડળ શ્રીકૃષ્ણને તેડવા ગયું હતું રસ્તે જયનાદના ઉચ્ચારો સંભળાતા હતા. પાંડવ કૌરવોનો જય થાઓ—સમાધાન થાઓ એજ લોકોની પ્રભુ પ્રત્યે પ્રાર્થના હતી. પુષ્પવૃષ્ટિથી શ્રીકૃષ્ણનો રથ છવાઇ ગયો આકાશમાં દેવનાં દુંદભી વાગ્યાં શ્રીકૃષ્ણનો અતૂલ પ્રતાપ તેની મુખાકૃતિ તેમજ દ્રઢતા જોઇ જેમ સિંહને દેખી શિઆળવું કંપાયમાન થાય તેમ દુર્યોધન કંપવા લાગ્યો. શ્રીકૃષ્ણે સભા મંડપમાં પગ મૂકયો પ્રતિહારે જયનાદ ઉચાર્યો; સમસ્ત નગર જનોએ જયનાદ ઉચાર્યો, ધૃતરાષ્ટ્ર રાજા ઉભા થયા ને કનકના દિવ્ય આસન ઉપર શ્રીકૃષ્ણને બેસાડવામાં આવ્યા સાથેના આસન ઉપર વિદુરજી બેઠા, ભિષ્મ, દ્રોણ વગેરે પણ યોગ્ય સ્થાને બેઠા. દુર્યોધન ધૃતરાષ્ટ્ર રાજાની પાસે બેઠો બાકીના કૌરવો અને તેના સહાયકો તથા નગરજનોથી સભાનો મંડપ ખીચોખીચ ભરાઇ ગયો હતો. અસંખ્ય માણસોની એ સભા જાણે સાગરમાં પૂર આવ્યું હોયની એવો દેખાવ આપતી હતી દેવલોકની સભાના કરતા અધિક દોરદમામ આ સભાનો દેખાતો હતો. શ્રીકૃષ્ણ આસન ઉપર બિરાજતા જયનાદનો ઘોષ પૂર્ણ થયો સર્વત્ર એક સરખી શાંતી પ્રસરી ગઇ સર્વ ચુપાચૂપ જાણે નિર્જનવન ઘાટું જંગલ કે ચિત્રમાં પાડેલાં ચિત્રો જાણે યોગરૂઢ થએલા મહાયોગીયોનો બદ્રિકાશ્રમ ! એમ સંપૂર્ણ શાંતી પ્રસરી ગઇ. શ્રીકૃષ્ણના મૂખમાંથી શું નીકળે છે તે જાણવાને સભા સમસ્ત અને પ્રેક્ષક જનો તલપી રહ્યા હતા.

શ્રીકૃષ્ણે પોતાના દરજ્જાને ઘટતી રીતે ગંભીર સ્વરથી દ્રઢતાથી અને હિતકારી વચનોથી બોલવાનું શરૂ કર્યું.

હે ધૃતરાષ્ટ્ર રાજા ! સત્ય, દયા, ધર્મ, ક્ષમા એવા ઉત્તમ ગુણોથી વખણાતા તમારા કૂળની અવદશા ન થાય, કૌરવો પાંડવો વચ્ચે સમાધાન થાય અને બંને ભાઇઓ એકજ ભાણામાં બેસી જમે એમ મા'રી પૂર્ણ ઇચ્છા છે. પાંડવ અને કૌરવો ઉત્તમ પિતાના પુત્રો છે. તેઓ સલાહ સંપથી વરતે તો ત્રૈલોકયને કંપાવી શકે ઇદ્રલોકનો વૈભવ અને સુખ માનવ લોકમાં લાવી શકે, પણ હા ! એ સદ્ગુણો પોતાના સ્થાનથી ભ્રષ્ટ થવા લાગ્યા છે ! દુર્યોધન લોભ અને દ્વેષબુદ્ધિથી પાંડવોના વાજબી હક લૂટી લેવાની અધર્મ ઇચ્છા ધરાવે છે તેની ઇચ્છા ઉગ્ર તેમજ પાપી છે દુષ્ટ વાસનાથી પુરિત છે ! પણ અધિક આશ્ચર્ય તો એમજ છે કે તમો પણ તેમાં સમ્મત થયા છો ! સતી ગાંધારી પણ જોઇતો પ્રયાસ કરી શકયાં નથી ! બંને પક્ષો સમજી સઉસઉનો હિસ્સો વહેંચી લેય તેમાં ઉભયનું કલ્યાણ છે–ક્ષેમ છે. પાંડવોએ આજ દિવસ સુધિ જે ધિરજ રાખી છે તે સ્તુતિપાત્ર છે પણ હવે એ ધિરજનો અંત નજીકમાં છે તેઓએ ધર્મમાર્ગનુ રૂડી રીતે પાલન કર્યું છે ! દુર્યોધન દુષ્ટ વૃત્તિથી છળ કપટનાજ બાજી રમ્યો છે.- પણ એ નિશ્ચય રાખે કે ધર્મનોજ

વિજય છે ઠદિ અધર્મનો વિજય નપીજ મા઼ત્ર ઉપર ઉપરથી ઉજળુ ઉજળુ દૃધ દેખાય પણ આખરે ધૂળની ધૂળ! વળી આપ વૃદ્ધ અને વડીલ છો કૌરવો અને પાડવો એ તમારી જમણી અને ડાબી આખ છે જમણી અને ડાબી ભુજા છે એક ધનરૂપ છે બીજી કિર્તિરૂપ છે એક પાસે સુવર્ણ છે એક પાસે સુગધ છે આપ કોને તજશો? આપે બનેને સભાળના કિર્તિ વગરનુ ધન વ્યર્થ છે! બને ભુજા એ સરખીજ ઉપયોગી છે સુવર્ણમા સુગધ આવીને વસે તો કેટલો આનદ ઉપજાવે! એકમા માનવ બળ છે બીજામા દેવતાઇ બળ છે આપ કોને તજશો? આપ બનેને સાચવો એકને સાચવવા જતા બનેને ખોશો માટે ઉદાર હૃદયથી બનેને સભાળો કુરૂકળની કિર્તિ ત્રૈલોકમા પહોચાડો

તમારા પુત્રો જે અવળે રસ્તે ઉતરી પડયા છે, ચીલા ઉપરથી ઉતરી ગયા છે, ઘરેડમાથી નીસરી ગયા છે તેમને રસ્તા ઉપર લાવો અધર્મથી વિજયની આશા રાખનાર આખાની આશાએ અરધાને પણ ગુમાવે છે!

પણ તમારા સર્વના હૃદય એવા નિષ્ઠુર થઈ ગએલા જણાય છે કે તમારા હૃદયને કશી અસરજ થતી નથી બહેંગ વાને ઉત્સુક છે તેઓ પણ સલાહને ચાહનારા અને વડીલોને માન આપનારા છે તો શા માટે વહેચીને ખાતા નથી એકલુ આગતજ હોઇયા કરી જવામા શી મજા છે? કદાચ બીજાને દુખી કરી અથવા તેનુ દબાવી મનુષ્ય મલકાય પણ તે કેટલો વખત અધર્મના પાયા ઉપર ચણેલી ઇમારત ગમે તેટલી સભાળથી ચણવામા આવે પણ તે એકાએક અણ-ચિતવી ડડડ ભૂ કરતી તૂટી પડે છે તેમા નિવાસ કરનારા અને તેની આસપાસ રહેનારા સર્વનો વિનાશ થાય છે! તો શા માટે અધર્મના મહેલની ઇચ્છા રાખો છો? ધર્મની ઝુપડી સારી છે પાડવોનો હિસ્સો પાડવોને આપવાથી તમારી કિર્તિનો વિસ્તાર થશે દૃધ નહી સર્વસ્વ તમારાજ હાથમા રહેશે તમારી મે યતા જળવાઇ રહેશે બી ન રાજાઓથી તમો નિર્ભય રહેશો ધર્મમાર્ગ પરિપૂર્ણ પાલન થશે પાડવો અને કૌરવો એકબીજાના સ્નેહ અને મમતામા સકળાઈ ભૂમડળમા અતૂલ પ્રતાપ પ્રાપ્ત કરશે જય ડક વજડાવશે

તે પછી દુર્યાધન ને સબધીને કહ્યુ, હે દુર્યોધન! કાઇ સમજ! તુ છાકી જા મા! જેના ઉપર તુ તારા વિજયનો આધાર રાખે છે તેઓ ભીષ્મ અને અર્જુ

દિવસ અસ્ત થવા આવ્યો હોય છે એવા મૂઢને બીજાના રૂડા વિચારો ગળે ઉતરતા નથી કડવા ઝેર જેવા લાગે છે! પણ કડવાશજ સૂખની કડવાશ ટાળે છે. કડવું ઔષધ ગુણકારી નીવડે છે રગેરગમાં પથરાઇ રહેલા રોગને નિર્મૂળ કરવામાં કડવીજ ઔષધી અમૃત સમાન ગુણ આપે છે. મારા કડવા બોલ તારા હિતના છે પાંડવોના પણ હિતના છે બન્નેનું તેમાં સારૂં છે પાંડવો તારા ભાઇ છે. ભાઇ પોતાનો ભાગ ન માગે? તમારી પ્રજામાં તમારી બહુજ અપકિર્તિ થાય છે. માટે સમજીને કડવી ગોળી ગળે ઉતાર. પાંડવોને દુઃખી કરવામાં શું બાકી રહ્યું છે? હજુ કેટલાક દુઃખી કરવા છે. સિંહરાજની છેડ કરવામાં ઝાઝી મજા નથી મશ્કરીમાંથી મ્હોત થશે! હાંસીમાંથી ખાંસી થશે! હસવ.નું ખસવું થશે! આખું લેવા જતાં અરધું એ જશે ગાંઠનું ગોપીચંદન જશે! સમજ. કર્ણ, શકુની અને દુઃશાશનની સંગત તજ. તારી બુદ્ધિ બગડી છે માટે હાલ તું આ સર્વ ખટપટથી અલગ રહે — ભીષ્મ, દ્રોણ તારા પિતા ધૃતરાષ્ટ્ર અને તારાં માતાજી ગાંધારી, સર્વનું વલણ સંધી તરફ છે. માત્ર તારીજ વૃતિ હોયાં કરી જવાની છે. પણ એમ સમજ કે ઘટિત આહાર કરાય પેટમાં સમાય તેટલુંજ ખવાય. અકરાંતીયાપણું કરવાથી ઉલટી ઝાડો મરકી કોલેરા માહામારી ને પરિણામે મૃત્યુજ થાય! માટે એ માર્ગ તજ. રૂડો માર્ગ ગ્રહણ કર. તારા કપાળમાં બધું લખી નથી આપ્યું. તમારા બન્નેના કલ્યાણ અર્થે હું વષ્ટિ ચલાવવા આવ્યો છું. સમજી રાખજે. બરાબર સમજી રાખજે. કે પાંચે ચૂડલા પહેરીને બેઠા નથી ઇંદ્ર પાસેથી પણ પોતાનો હિસ્સો લેવા સમર્થ છે તો તું તેની પાસે શા હિસાબમાં. કયાંઇ ચાંચડની માફક ચોળાઇ જઇશ, તારૂં અગિયાર અક્ષૌહિણિ સૈન્ય ક્યાંઇ દળાઇ જશે! પાછળથી પસ્તાવું પડશે! ગરથ ગયા પછીનું જ્ઞાન વ્યર્થ છે તારી બાજી બધી ધૂળ છે! જુગારમાં જીત્યો! એ આશા હવે રાખતો ના. શકુની મામાના છળ કપટના દાવ હવે ચાલવાના નથી! તારા દુઃશાશનની ઘડીઓ ગણાઇ ચુકી સમજી લે. ભીમની ભીષ્મ પ્રતિજ્ઞા તેના રક્તમાં ધમધમ વહિ રહી છે! હવે તેઓ કુરૂક્ષેત્રમાં તારી સામે ઘૂમશે અને જે જે તેં તેઓનું દગાથી હાથ કર્યું છે તે પાછું પોતાને હાથ કરશે. જે જે તું તેનું છાનું છાનું ઓગાળી ગયો છે તે હવે તને ઓકાવીને પાછું બહાર કઢાવશે! હવે તું ભયમાંજ છે. તારૂં અસંખ્ય દળ ભયમાં છે. ભીષ્મ, દ્રોણ અને બીજા સર્વ મહારથી અર્જુનની પાસે માત્ર નામના છે તારા અધર્મના વર્તનથી તારા સર્વ સહાયકોના બળ હણાઇ ગયાં છે! તારૂં રાજછત્ર હવે ઉડવાનું છે! માત્ર તમારા ભલા અર્થેજ આ વષ્ટિ છે સમજ ઝટ સમજ. વખત હાથમાંથી જાય છે. નહિ સમજે તો લોહીની સરિતાઓ વહેશે ચોસઠ જોગણીઓનાં ખપ્પર ભરાશે કાગડા, ગોરખોદિયાં ગીધ ગરજે સર્વને ઉજાણી મળશે વીર પુરૂષોનો સંહાર થશે હાહાકાર વર્તશે પ્રજાની

કાંઈ પણ હેતુ સમજ્યા વગરનાં એ પરણેલાં બાળકો બાર બાર વરસે ઘર સંસારી થઈ દેશની દારિદ્રતામાં વધારો કરવામાં અને વેંતીયા કે સુડદાલ બાળકો ઉપજાવવાનાં યંત્રરૂપ બની દેશની પાયમાલી કરે છે!!! ઘર સંસાર ઝેરથી ભરે છે!!! કજીયા કંકાસમાં ઉતરી ગૃહસ્થાશ્રમના પવિત્ર ધર્મથી વિમુખ થઈ ત્રીસ વર્ષની અંદર જોતાં જોતામાં હતા ન હતાં થઈ જાય છે! બારણે ઉડતા હોય છે કાળા કાગડા કે, પાછળ રહી હોય છે. મ્હોતની વાટ જોતી નર્ શુર વગરની તેમની સુડદાલ ઓલાદ!

આ લઘુ પુસ્તકમાં જે લખવામાં આવ્યું છે તે એ છે કે પતિ પત્નિનો પવિત્ર સંબંધ અગ્નિ દેવ સમક્ષ કેવી લગ્ન ગ્રંથીથી જોડાય છે. અને એક બીજાના શા ધર્મો છે તેમજ મા પોતાની દીકરીને કેવો ઉત્તમ બોધ આપે છે એ સર્વ બાબતનું રહસ્ય છે. અને તેથી દરેક માબાપોને આ પુસ્તક વાંચવાની અને મનન કરવાની અમો ભલામણ કરીએ છીએ. પોતાના બાળકોનાં લગ્ન એવડી ઉમરે કરવા જોઈએ. કે જ્યારે તેઓ પતિપત્નીના શા ધર્મો છે તેનું આ વિવેચન બરાબર સમજી શકતાં હોય. ને તે સમયે આચાર્ય પાસે એ સંસ્કૃત ભાષામા ભણાતા એ શ્લોકના સ્વભાષામાં અર્થ કરાવવા કે જેનું રહસ્ય એ પરણનારાઓ સમજે. મા પુત્રીને શીખામણ આપે છે તે પણ આ પુસ્તકમાં યથાર્થ છે પણ હા! હાલની ધર્મહીણ સ્ત્રી કેળવણીથી એવી માતાઓનાં પણ સાંસા થઈ પડયા છે! પરમાત્મા અમારો એ રૂડો દિવસ પુન. લાવે કે જે સમયે એ લગ્ન વિધિ એક દિવ્ય સ્વરૂપમાં દરશાતો. હાલ તો ચાલવા દ્યો ઢીંગલા ઢીંગલીની રમત!!! મૂળ કર્તા તથા ભાષાંતર કર્તાએ ધર્મની અવનત હાલતમાં જે આ પરિશ્રમ લીધો છે. તે સ્તુતીપાત્ર છે.

(૨) વિશ્વવિલાસ પ્રથમ ભાગ કર્મકાંડ—જેમ નાના બાળકોને આ પુસ્તક ઉપયોગી છે તેમ મોટી ઉમરનાં માણસોને પણ તેમાં ઘણું જાણવાજોગ છે. વ્યવહારિક સર્વ ધંધા રોજગાર, ખોરાક, પોશાક, નાણું, વિદ્યા, ઉદ્યોગ, હુન્નરકળા, વર્તમાનપત્રો, પશુ, વનસ્પતિ, આપણા રાજ્યકર્તા એ સકળનો અરસપરસનો સંબંધ સમજાવી તેમાં પણ પરમેશ્વરની પરમ સત્તા દાખવી છે ને તે યથાર્થ છે.

પંચતત્ત્વોને ચમત્કારિક તફાવત પૃથ્વી, ગૃહમંડળ, મન, બુદ્ધિ છવાત્મા અને ચાર પ્રકારના દેહ એ સર્વમા સચ્ચિદાનંદની કેવી અદભૂત શક્તિ વ્યાપ્ત રહી છે તે સમજાવવાની ગ્રંથકર્તાએ ઠેક ઠેકાણે જે તજવીજ કરેલી છે તે પ્રશંસાપાત્ર છે, કારણ કે આ વિશ્વમાત્રમાં એવુ કંઈપણ નથી કે જેમાં પરમાત્માની વિભૂતિ ન હોય! અમો ભાઈ અમૃતલાલ જટાશંકરના આ પરિશ્રમને ધન્યવાદ આપીએ છીએ.

* (૨) રચનાર ગ. અમૃતલાલ જટાશંકર બુચ કિંમત રૂ ૦-૧૨-૦

# सनातन वेद धर्म अने जगद्‌गुरु श्रीशंकराचार्य

શારદા મઠાધીશ્વર શ્રીમાન શંકરાચાર્ય શ્રી માધવ તીર્થ સ્વામીએ પોતાની એક પત્રિકામા એમ જણાવેલુ કે "આધુનિક સમાજીઓના મંતવ્ય શાસ્ત્ર વિરૂદ્ધ છે, અને તેમા પ્રવેશ કરનાર વર્ણાશ્રમ ધર્મથી પતિત થાય છે" આ ઉપરથી આર્ય સમાજીઓને ખોટુ લાગ્યુ અને તેઓએ શ્રીમદ્ શંકરાચાર્ય સાથે શાસ્ત્રાર્થ કરવાનુ બીડુ ઝડપ્યુ

અમલસાડ મુકામે શાસ્ત્રાર્થ થયો જેમા આર્ય સમાજ તરફથી પંડિત શ્રી બાળકૃષ્ણ શર્માએ વડોદરાવાળા પંડિત છોટુ મહારાજ સાથે પૂર્વપક્ષ કરતા જણાવ્યુ કે "પુરાણોમા વેદ વિરૂદ્ધ અને સૃષ્ટિક્રમ વિરૂદ્ધ ઘણી વાતો આવે છે માટે તે માન્ય નથી"

આના ટેકામા શિવપુરાણ માહેની એક શિવલિંગની આખ્યાયિકા તેમણે રજુ કરીને કહ્યુ કે ઋગ્વેદમા એમ કહેલુ છે કે એવી ચેષ્ટાઓ ન કરવી કે જેથી કામની વૃદ્ધિ થાય અને તેવી શિવપુરાણમા કહેલી શિવલિંગની કથા વેદ વિરૂદ્ધ છે, તેમજ ભાગવત વગેરે બીજા પુરાણોમા પણ એવી કથાઓ છે માટે તે વેદની વિરૂદ્ધ છે એ વિગેરે પંડિત બાળકૃષ્ણ શર્માનુ પુરાણ વિરૂદ્ધનુ બોલવુ પુરૂ થયા પછી પંડિતશ્રી છોટુ મહારાજે શ્રોતૃવર્ગની ખાતરી થાય તેવી રીતે સિદ્ધ કરી આપ્યુ કે શિવલિંગની કથા પરમાત્મા શંકરની અગમ્ય લીલાનુ દર્શન કરાવે છે लीयन्ते यत्रभूतानि उतद्यन्ते च येपुन । ते न लिंग समाख्यातम् ઇત્યાદિ જેમા સર્વ પ્રાણીઓ લય થાય છે અને જેમાથી ઉત્પન્ન થાય છે તેને લિંગ કહે છે પણ લિંગ શબ્દના યથાર્થ સ્વરૂપને ન સમજવાથી અર્થનો અનર્થ કરી પુરાણોને વગોવામા આવે છે કામ કેવો બળવાન શત્રુ છે, તેનુજ એ કથામા માત્ર ભાન કરાવ્યુ છે નહિ કે તેમા કામચેષ્ટા છે આ વાસ્તવિક રીતે પણ એ કથાપ્રસંગ સુઘટિત છે જેવી શિવલિંગની આખ્યાયિકા વેદને સંપૂર્ણ અનુસરતી છે તે પછી પુરાણોમા સૃષ્ટિક્રમ વિરૂદ્ધ બીજુ શુ શુ છે તે ઉપર બોલવાને બાળકૃષ્ણ શર્માને કહેવામા આવ્યુ હતુ પરંતુ તેઓએ એ શાસ્ત્રાર્થ આગળ ચલાવ્યો નહિ એ રીતે આ ઘણા વખતથી થનાર શાસ્ત્રાર્થનો છેડો આવ્યો

આ શાસ્ત્રાર્થના સંબંધમા અમારે વિશેષ કંઈ બોલવાનુ નથી સનાતન વેદધર્મને અને આપણા પ્રાચીન સર્વમાન્ય વેદને જુદાજ રૂપમા બતાવવાની તજવીજ કરવાની કોશિશને તોડી પાડવાની ખાસ જરૂર છે અને જગદ્‌ગુરૂ શ્રી શંકરાચાર્ય શિવાય બીજુ કોઈપણ એ કાર્યને માટે યોગ્ય નથી જે શાસ્ત્રાર્થ થયો તે જનતામ૩ી ઉપર વેદ ઉપનિષદ્ અને પુરાણ એ હિન્દની આર્યધર્મના મૂળ ઉપદેશક પુસ્તકો તરિકે કેવી યોગ્યતાવાળાને

पंचतत्त्वमा नीज कर्मथी, पूराइ नीज रुप वीसर्यो,
कइ कोटी वर्ष वितो गया, पण वीसर्यो ते वीसर्यो;
शीवरुप टळी जीवरुप बनी, भवकूपमां भूलो भमे,
जेनो करे तु शोध, ता'रा हृदयमा ते तो रमे. ५
ते तुज छे ते तुज छे ते तुज बीजो को नहि,
ते "तत्वमसी" पद वेदनु जाणे छता वळगे कहीं;
भगवान कठमणी पड्यो पाछळ न देखे डोल दगे,
जेनो करे तुं शोध, ता'रा हृदयमा ते तो रमे. ६

## शरीर यात्रा.

पंच भौतिक देहस्य चोत्पत्तिं विलयं स्थिति'।
स्वरुपंच कथं देहे भगवान् वक्तु मर्हसी

શ્રી રામચંદ્રજી શ્રી શિવજીને કહે છે હે મહારાજ, લિંગ શરીરને વિષે પંચમહાભૂતના દેહની ઉત્પત્તિ, તેનું પાલન તથા વિનાશ તેમજ દેહનું સ્વરૂપ એ મને કહો.

જીવાત્મા જે શરીરરૂપી પ્રદેશમાં ના કરવા નીકળ્યો છે તે યાત્રાનું સ્વરૂપ કવું છે તે પણ મને વિસ્તારપૂર્વક કહો.

વારંવાર જીવાત્માને શરીરરૂપી પ્રદેશમા શા કારણથી રઝળવું પડે છે તે પણ કહો.

એ યાત્રા કયારે પુરી થાય, કયારે નિજાત્માની ઓળખ થાય અને કયારે જીવાત્મા શિવરૂપ થાય તે આપ મને કૃપા કરીને કહો.

સંસાર એ શું છે? સુખદુઃખ શું છે? તે કહો તથા જીવશિવમાં જે અભેદપણું છે તે મને યથાર્થ સમજાવો. ત્યારે શ્રી શિવજી કહે છે — લોકોના કલ્યાણાર્થે પુછેલા આ તમારા પ્રશ્ન ઘણા ઉત્તમ છે, શ્રી રામચંદ્રજી તમે સાંભળો.

पृथ्वी, जळ, तेज, वायु તથા આકાશ એ પંચમહાભૂતોથી બંધાતો દેહ તેને પંચભૌતિક કહેવામાં આવે છે. તેના વળી ચાર પ્રકાર છે. १ जरायुज २ अंडज, ३ स्वदेज, ४ उद्भिज

મનુષ્યાદિક તે જરાયુજ, પક્ષિ વગેરે તે અંડજ, માકડ ચાંચડ વગેરે તે સ્વેદજ. અને ઝાડ વગેરે તે ઉદ્ભિજ.

मानसोपिपर प्रोक्तो देवानांम्वरा स्मृत।
तत्रचर्ये प्रथमत प्रधानत्वाजरायुजं ॥

એ ચાર દેહ ઉપરાંત પાંચમો દેવાદિનો દેહ છે અને તે માનસિ ગણિ

કહેવાય છે હવે આપણે મનુષ્ય દેહની યાનામા પ્રવેશ કરીએ કે જેના ઉપરથી અનેક દેહ પ્રદેશોનુ યથાર્થ ભાન થશે

લોહી, માસ, પરૂ, હાડકા, થક, લાળ, લીટ એમ નરકથી બનેલા દેહમા અહભાવનાથી નીજસ્વરૂપને વિસરી જીવાત્મા અનત કાળ સધિ ભાગ્યા કરે છે ચોરાસી લાખ ચોનીમા એમ રઝળતે રઝળતે માનવ દેહ કાઇ શુભ કર્મના ચોગે હાથમા આવી જાય છે એ દેહ પણ ગદો રક્ત માસ મેદથી ભરેલો અને હાડચામથી મઢેલો છે એવાજ નરકના કુડ સમાન ભરેલી સ્ત્રી કે જેના હાથમા, પગમા, મૂળમા, કાનમા, જીભમા, વગેરે સમા ને અગેઅગમા નરકજ ભરેલુ છે તેમા નરદેહ પામ્યા પછી પણ વિષય સુખની વાછના એ જીવ ચામડાની માફક ચોટી રહે છે એજ સસાર, એજ સસારનુ બધન પુત્રપૌત્રાદિકની માયાની જાળ એ પણ સસાર! અને ધન ધામ વગેરે ઉપરની મમતા તે પણ સસાર! પણ હે! શ્રી રામચદ્રજી! જીવ નરકના કીડાની સમાન એ નરક યાતનામા પડચો રહે છે, પણ મુક્તપૂરની શોધમા તે પડતો નથી, એ ખરે આશ્ચર્યજનક છે!

દેહયાતાનુ યથાર્થ સ્વરૂપ જોતા બરાબર સમજાશે કે તે કુભીપાક નરકથી પણ અધિક દુખકર, ગધયુક્ત અને જીવના કોઇ નીચ કર્મના વિપાકરૂપ છે

હવે જરાયુજ કોને કહે છે કે

शुक्र शोणित सभूत वृत्तिरच जरायुज ।

વિર્ય તથા રૂધિરથી જેની ઉત્પત્તિ માટે જરાયુજ ઋતુકાળે શોણિતયુક્ત વિર્ય સ્ત્રીના ગર્ભ રહ્યાના સ્થાનમા પ્રવેશે છે તે ઠેકાણાનુ નામ जरायु અને ગર્ભનો પ્રસવ તેમાથીજ થાય છે માટે તે जरायुज કહેવાય છે તેમા જો રૂધિર વિશેષ હોય તો છોકરી અવતરે અને વિર્ય વિશેષ હોય તો છોકરો અવતરે પણ જો રૂધિર અને વિર્ય બન્ને સમાન હોય તો નપુસકની ઉત્પત્તિ થાય

ઋતુદર્શનથી ચોથે દહાડે સ્ત્રી નહાય તે પછીના બાર દિવસ તે ઋતુકાળ કહેવાય છે

ચોથે દહાડે નહાય પછી ૨, ૪, ૬, ૮, ૧૦, ૧૨ એ દિવસે ગર્ભ રહે તો પુત્રની ઉત્પત્તિ થાય અને ૧, ૩, ૭, ૯ અને ૧૧ મે દિવસે ગર્ભ રહે તો પુત્રીની ઉત્પત્તિ થાય

જો રજ દેખાયા પછી સોળમે દિવસે ગર્ભ રહે તો ચક્રવર્તિ પુત્ર થાય— રાજાનો પુત્ર હોય તો ચક્રવર્તિ થાય, બ્રાહ્મણનો પુત્ર હોય તો જ્ઞાની થાય અને વેપારીનો પુત્ર હોય તો શ્રીમાન થાય

હવે ગર્ભ સ્થાનમા મનુષ્ય દેહ કેવી રીતે બધાય છે તે લોકો જાણે તેથી જીવાત્માને બરાબર સમજાય કે જે દેહ ઉપર અતિ મમતા વધારી શુભ માર્ગને ભુલી જવામા આવે છે તે માર્ગ તો ખરેખર કેવળ નરકનોજ છે

રજયુક્ત વીર્ય પ્રથમ માસે ગર્ભ સ્થાનમા ઘાટુ થઇને રહે છે પછી પરપોટાને આકારે પછી નરમ પેશી જેવા ને પછી કઠણ થાય છે

બીજે માસે માસનો ગોળો થાયછે ત્રીજે માસે હાથ પગ અને માથાનો

આકાર થાય છે. ચોથે માસે જીવન ઉદ્‌ભવે છે. પુત્ર હોય તો જમણે પાસે અને પુત્રી હોય તો ડાબે પાસે અને નપુંસક હોય તો મધ્યમા રહે છે. પ્રત્યેક અંગ ચોથા માસમાં બંધાઈ જાય છે.

ગર્ભમાં એ વખતે જીવાત્માની કેવી સ્થિતિ હોય છે તે આપણે જોઈએ.

पादांतरितहस्ताभ्यां श्रोत्ररंध्रोपिधायक ।
उद्विग्नो गर्भ संवासा दस्तिगर्भसयान्वित

બે હાથે કાન ઢાંકી, પગ વચ્ચે માથું ઘાલી સાક્ષાત નરકકુંડમાં જીવાત્મા પડયો હોય છે.

એ સમયે ગર્ભસ્થાનમા જીવાત્માને જ્ઞાન પ્રકટે છે તે તે સમયે પશ્ચાત્તાપ કરે છે અહા ! મેં કેટલી વખત ભૂલો ખાધી ! હા હું કેટલી વખત લુટાણો ! હું કુંભીપાકથી પણ અધિક એવા કોઈ અધમાધમ નરકકુંડમાં પડયો છું ! કૃમીઆદિક જીવના ડસથી હું વિંધાઈ ગયો છું. હે પ્રભુ ! ધખધખતી તપેલ રેતીની સાફક આ જઠરાનળમા હું બળું છુ, તપું છું, દઝાઉં છુ.

હા નાથ ! પિત્તરસ અને વિષ્ટાના ખાનારા જીવ આ ગર્ભસ્થાનમા મને ઉગ્ર વેદના આપે છે !

હે પ્રભુ ! આ તે કેવી દુર્ગંધ, જે ગંધ અસહ્ય છે પ્રભુ રક્ષા કરો હું બળું છું. ત્યારથી આ દુઃખ સહન થતું નથી ! -

પરૂ, રૂધિર, કફ અને ઓકણથી હું ..ટાઈ વળ્યો છુ. કૃમી આદિ જીવડા મને અહોરાત્ર ડંખ્યા કરે છે. મા'ર મોઢામાં પણ પરૂ, રૂધિર અને કફ ભરેલો છે હું કયા જાઉં ? શું કરૂં ?

एव स्मरन् पुराप्राप्ता नाना जातिश्च यातना।
मोक्षोपाय समिध्यायन वर्त्ततेभ्यास तत्पर ॥

એમ પૂર્વાપરના અનેક અવતારના દુઃખોને યાદ કરી જીવ બહુ બહુ પસ્તાય છે ત્યાં નિશ્ચયપૂર્વક ઠરાવ કરે છે કે હે પ્રભુ ! હવે હુ તને નહિ ભૂલું ! હવે હું રૂડાં કામ કરવાનું નહિ ભૂલુ ! હું નીચ કામ નહિ કરૂ ! નીચ માર્ગે નહિ પરવરૂં ! હું બીજાં પ્રાણીઓનાં કાળજાં નહિ કોરૂં ! ખૂન, ચોરી, લૂટફાટ, મન, વાણી અને ક્રિયાથી કરેલાં કર્મોનું મેં અસહ્ય દુઃખ માના ગર્ભમાં ભોગવ્યું ! હે નાથ ! હવે દયાની દ્રષ્ટિ કરો, બચાવો, ઉગારો. હે પ્રભુ ! હે નોધારાના આધાર ! હે અશરણના શરણરૂપ ! મને આ કુંભીપાક નરકમાંથી બહાર કાઢો, બચાવો ! હે પ્રભુ ! મને માત્ર તા'રો આધાર છે. હું તા'રે શરણે આવ્યો છું ! મને આ ક્રૂર, અને ઉગ્ર દુર્ગંધયુક્ત નરકમાંથી બહાર કાઢ ! ઘણી ભૂલો ખાધી ! પણ હવે પ્રતિજ્ઞા લઉં છુ કે સંસારમાં હું મા'રો ધર્મ યથાર્થ બજાવીશ. હે અનંત બ્રહ્માંડના પતિ, મને બચાવો ! આ નરકસ્થાનમાથી બહાર કાઢો ! હાહા ! હુ મરી જાઉં છું. એમ પ્રાર્થના કરતો કરતો જીવ ગર્ભસ્થાનમા અચેત થઈને પડે છે ! ! !

આઘાત પ્રત્યાઘાત સરખાજ હોય છે. જેવો પ્રેમ તેવી ઉગ્રતા! કાં આ છેડો! કાં આ છેડો! અને તેથીજ સ્મૃતિકારોએ ઠેકાણે ઠેકાણે સ્ત્રીને ગ્રહદેવતા કહી છે-સ્ત્રીની આશિષથી સ્વર્ગ મળે છે અને સ્ત્રીના નિસાસાથી નરકની પ્રાપ્તી થાય છે તે ગ્રહિણી છે ઘરનો પ્રધાન છે-મંત્રી છે. એ પ્રેમમૂર્તિ સ્ત્રી, બાળપણમાં માતારુપે પ્રેમનું પાન કરાવે છે અને યુવાવસ્થા તેમજ તે પછીની અવસ્થામા પ્રમદા-કાન્તા એ રૂપમાં પ્રેમનું પાન કરાવે છે

યત્ર નાર્યસ્તુ પુજ્યન્તે રમન્તે તત્ર દેવતાઃ એ યથાર્થ છે. પોષણ, રક્ષણ, સ્નેહ અને આનંદ એ સ્ત્રીસાંજ રહેલું છે. પુરૂષે ઉપાર્જન કરવું અને બાકીની સર્વ વ્યવસ્થાની અધિષ્ઠાત્રી સ્ત્રીજ છે. સ્ત્રી લક્ષ્મીરૂપ છે-સ્ત્રી દેવતા છે-પૂજ્ય છે એની પૂજાથી એના આશિર્વાદથી કલ્યાણ થાય છે. એના અનાદરથી-અપમાનથી કે એને દુઃખ દેવાથી કલેશનીજ વૃદ્ધિ થાય છે! સ્ત્રી વિનાનો પુરૂષ અપૂર્ણજ છે-અધુરોજ છે. સ્ત્રી વિના ગૃહસ્થાશ્રમ કહેવાયજ નહિ અર્ધાંગના! એ યોગ્યજ છે. ગૃહસ્થાશ્રમ એ પુરૂષ અને સ્ત્રી બંનેને કલ્યાણકારી છે. પુરૂષની સાથે તે અર્ધાઅર્ધ ભાગિની છે અને તેથી તેને ધર્મપત્નિ, સહધર્મચારિણી, ગ્રહિણી એ નામથીજ અલંકૃત કરવામાં આવેલી છે. સંસારના તપતા રણમાં પુરૂષનું વિશ્રામ સ્થાન સ્ત્રીજ છે. એ સ્ત્રી છેવટથી આખર સુધિ પુરૂષને સહાયક થઇ પરમ પદમા લઇ જાય છે. સ્ત્રીનો ધર્મ પતિ સેવામાજ પુરો થાય છે. સિવાય બીજો ધર્મ સ્ત્રીને માટે છેજ નહિ. સ્ત્રીનો પ્રભુ, ગુરૂ, ઇશ્વર જે કહો તે પતિજ છે. એનું તાત્પર્ય એ છે કે સ્ત્રીને પોતાના પતિનેજ ભજવાનો છે તેને ગુરૂ કે ઇશ્વર ગોધવાની જરૂર નથી, તે સર્વ તેના પતિસાજ રહેલુ છે. પરંતુ આથી એમ નથી થતું કે સ્ત્રી એક ગુલામડી જેવી છે અથવા તો પુરૂષ તેને દુઃખ દઇ શકે, આગ્ફાડ કરી શકે, કે તેને રઝળાવી શકે! પતિ સિવાય બીજાનુ ચિંતવન થવું એ સ્ત્રીને વ્યભિચાર છે. પતિની સાથે અનન્ય પ્રેમભાવથી રહી ધર્મકૃત્યમા સહાયકારી થઇ સ્ત્રી પુરૂષના ધર્મકૃત્યમાંથી અર્ધાઅર્ધ ભાગ મેળવી શકે છે. યોગક્ષેમ સ્ત્રીથી ક્ષેમ સચવાય છે. એ ક્ષેમસાધક ગૃહરાણી છે—ગૃહરાણી છે. ઘરને સાચવવું, સંભાળવું અને પુરૂષ કમાઇ લાવે તેની રૂડી વ્યવસ્થા કરવી, અતિથીનો સત્કાર કરવો, સંતાન ઉછેરવાં, તેને રૂડી કેળવણી આપવી, ને સંસારમા રૂડા કામને લાયક કરવા એ સર્વ કાર્ય સ્ત્રીના સ્વાધીનનુ છે. પુરૂષનું કામ ઉપાર્જન કરવાનુ, લાવી આપવાનુ, સર્વને સ્ત્રી આદિને સંતોષવાનુ છે. એમ પુરૂષ અને સ્ત્રીના યોગક્ષેમથી આખુ ઘર આનંદમય થઇ સુખથી છવાઇ રહે છે ધર્મકાર્યની સિદ્ધિ થાયછે. પ્રજાનું રક્ષણ કરવાથી પ્રજાના પુણ્યનો ષષ્ઠાંશ ભાગ માત્ર રાજા પામે છે. સ્ત્રી તો પુરૂષના ધર્મકર્મમા અર્ધાઅર્ધ ભાગિની છે ક્ષેમ સાધક ગ્રહરાણીને જુદુ ધર્મકૃત્ય કે ધર્માર્થે ગુરૂ કરવા ફરવાનું છેજ નહિ તે પતિને આનંદ આપનારી ને આનંદની ભોગવનારી છે. એટલુજ નહિ પણ પતિના ધર્મને સાચવનારી છે.

સન્યાસ અને મોક્ષ પર્યંત પણ લઈ જનારી એ અર્ધાંગનાજ છે તે શું નામ નથી પણ એજ આત્મારૂપ છે જો ગૃહિણી સદાચરણી અને પતિમાંજ પોતાનું સર્વસ્વ જોનારી હોય છે તો પતિ અને સતી બન્ને પરમ વાસમાં વિરમે છે, પણ જો દુષ્ટ, ટછટ્ટી કલેશ કરનારી, અનાચારવાળી અને ઘરની રૂડી વ્યવસ્થા રાખનારી ન હોય તો પતિનો અને તે સાથે તેનો પોતાનો આ ભવ અને પરભવ બન્ને બગડે છે

યથાર્થ રીતે કહીએ તો પુરૂષનો સર્વ આધાર સ્ત્રી ઉપર જ છે આ રીતે સ્ત્રીનું સર્વસ્વ પોતાના પતિમાંજ છે પતિ પ્રેમમાંજ સ્ત્રીનું સ્થાપાર હેતુ છે તો આ ઉપરથી સ્પષ્ટ સમજાશે કે સ્ત્રીથી બીજો પતિ થઇ શકેજ નહિ પુનર્લગ્ન સંભવેજ નહિ પુનર્જન્મ તો આર્યધર્મમાં સર્વથા સ્વીકારેલોજ છે, તો પછી મરી ગએલો પતિ પણ હયાતજ છે સાચી પતિ પરાયણા સતી મરણ પામેલા પતિનું સ્મરણ યજન, ભજન કરતી મૂઆ પછી સ્વપતિનેજ જઇ મળે છે સતીનો મહિમા અત્યારે શી રીતે સમજાય? આર્યાવર્ત્તની સતીઓના ધર્મ અને તેની ઉગ્ર પ્રેમ ભક્તિની અવધિ છે! સ્વર્ગીય દેવી ભાવની પરાકાષ્ઠા આર્યાવર્ત્ત સિવાય બીજા કોઇપણ દેશની સ્ત્રીઓમાં કોઇપણ કાળે પ્રસિદ્ધ થઇજ નથી એકજ પતિ જેની સાથે અગ્નિ સમક્ષ પોતે લગ્ન ગ્રંથીથી બંધાએલી, જે તેની અર્ધાંગના થએલી ને જે તેના ધર્મકૃત્યની અર્ધાંશ ભાગીયણ, તે તેનાથી કોઇપણ કાળે કોઇ પણ સ્થળમાં વિખુટી કેમ રહી શકે? પતિ પતિ! એજ જેની જપમાળા! પતિ એજ જેનું જીવન! પતિ એજ જેનો પ્રભુ! પતિ એજ જેનું સર્વસ્વ! અને પતિ સિવાય જગત્‌માં જેને બીજી કોઇ પણ જાતની વાસના કે ચાહના નહોતી પતિ એજ જેનો આત્મા હતો તેના મરણ પછી તે કેમ જીવી શકે? જળ વગર માછલી કદાપિ જીવે પણ એવી સતી પતિ વિના કદી જીવી શકીજ નથી! તેનો આત્મા તેના પતિના આત્મા સાથે લીન થઇ ગયો હોય છે તે પતિની ચિતામાં જેમ પુષ્પની શય્યામાં પોઢે એમ પોઢી જાય છે અને પરમ વિરાગયુક્ત મનથી પતિના આત્મા સાથે પોતાના આત્માને એકત્ર કરી દેવા ભડભડતી ચિતામાં પ્રાણ હોમ કરી કૃતાર્થ થઇ જાય છે પાછલા કાળમાં વર્ણાશ્રમ ધર્મ તજ્યા ત્યારે એ મહામંગળમય વૃત્તિનું સ્વરૂપ બદલાયું! બળાત્કારમાં આવી ઉતર્યું અને અત્યારે તો તેમાં ખરૂં રહસ્ય શું હતું તે મનોભાવ પણ સમજાતો નથી પ્રેમની અવધિનું એ સ્મરણીય ચિત્ર હતું, મોક્ષધામનું ખરૂં તત્ત્વ હતું આજે તે ઉડી ગયું છે! ગૃહસ્થાશ્રમનો જે પાયો, જેના વડેજ ગૃહસ્થાશ્રમનું સ્વરૂપ બંધાય જેના વડેજ ગૃહસ્થાશ્રમ ચલાવી શકાય, એ ગૃહસ્થાશ્રમના કેંદ્રસ્થાનરૂપ ગૃહિણીના કર્તવ્ય અને તેના ધર્મો તપાસતાં ગૃહસ્થાશ્રમનું આપણને યથાર્થ રીતે દિગ્દર્શન થઇ શકશે બ્રહ્મચર્યાશ્રમ, ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થાશ્રમ અને સંન્યસ્ત અથવા સંન્યાસાશ્રમ એ ચાર આશ્રમના

સર્વના આધારરૂપ ગૃહસ્થાશ્રમજ છે. જે પુરૂષ ગૃહસ્થાશ્રમમા રહી એ ધર્મનું યથાર્થ રીતે પાલન કરે છે તે આ લોક અને પરલોક ઉભય લોકમા કલ્યાણને પાત્ર થાય છે એટલુંજ નહિ પણ જન્મ મરણના ચક્રમાથી છુટી જાય છે, પણ તે સર્વમા મુખ્ય બાબત એજ સમજવાની છે કે, સ્ત્રી-ગૃહરાણી, ધર્મપત્નિ એની સાથેજ ગૃહસ્થાશ્રમ ટકેલો છે. જેથી સ્ત્રીના મૃત્યુ પછી પુરૂષ બીજી સ્ત્રી કરી ગૃહસ્થાશ્રમનું પાલન કરી શકે એવી આર્યશાસ્ત્રની આજ્ઞા છે પરંતુ સ્ત્રીથી તો ક્યારે પણ બીજો પતિ થઇ શકેજ નહિ. "नष्टेमृते" એ તો માત્ર વાગ્દાન પરત્વે છે લગ્ન થયા પછી બીજો રસ્તો છેજ નહિ પુનર્લગ્ન સ્મૃતિકારોએ સ્વિકાર્યુજ નથી પણ નિયોગનો વિચિત્ર રિવાજ કોઇ જગોએ જોવામાં આવે છે તે પણ ગૃહસ્થાશ્રમનો અંગિભૂત વિષય હોવાથી તે બાબત ઉપર પણ આપણે નજર નાંખતા ગૃહસ્થાશ્રમના દિગ્દર્શનમાં આપણે આગળના આગળ નીકળી જઈશું.

---

## जरबोंतरी.

કાવ્ય અથવા રોલા વૃત્ત

સ્વાર્થ તણો સંસાર, મૂઢ શું મોહ્યો તેમાં ?
કીધો કાંઇ વિચાર, સુખ છે સાચું શેમા ?
સ્વારથિયા મા બાપ, બે'ન ભાઇ ભાડુડા,
સ્વારથી આપો આપ, સ્વારથી નીજ બાળુડાં. ૧
નીજ કરમાં જર હોય, દોડતાં આવે પાસે
જર કરમા નવ જોય, દોઢ ગાઉ દૂર નાસે
જરને વશ છે જગત, ભગત પણ જરના ભોગી
જર કાજે જગ ઠગત, જોગ જોગવતા જોગી. ૨
જર પરમેશ્વર દોઢ, દોઢય ડા'પણની વાળે
દુઃખના વળતા લોઢ, જોધ સમ જર ઝટ ટાળે
જરના જબરા કામ, હામ પણ જરની મો'ટી
જર શોભાવે ધામ, વિણ જર હીણુ લંગોટી. ૩
જર વર પર ઉપકા'ર, કરાવે બહુ શુભ કામો
જર વ્યવહાર શ્રીકાર. રટાવે પ્રભુના નામો
જર જાણીતો કરે, વરે ગુણવંત્તી નારી
જર માનીતો કરે, ભરે ઘર પ્રમદા વારી. ૪

જર ઉપજાવે વેર, કેર પણ જરને માટે
જર ઉપજાવે ઝેર, લોર ખૂએ જર સાટે
ભેર ઉપર ભુંગળ, ખરેખર જરથી વાગે
વિના ભવાઈ ભુંગળ, ઘરો ઘર જર વિણ જાગે ૫

જર સુખનો આધાર, દુખના ડુંગર જરમાં
અપજપ જર સાર કલેશ દીઠા જર ઘરમાં
જરથી નિપજ્યા મરણ, જરે છીંડ્યા જન ઝાઝા
જરમાં દુખના ઝરણ, જરે લોપાવી માઝા ૬

જર વતાની જાત, જગત વખણાણી જાણી
જર વતાની માત, ગણી કેરી મ્હારાણી
જર વતાની જોડ, દીઠી નહિ જગમાં ભાઇ
જર પૂરણ મન કોડ, અહર્નિશ જર સુખ દાઇ ૭

જરથી ચાલે ઓટ, ચોટ ચૂકાવે મોટી
જર વિણ જબરી ખોટ, મળે નહિ ખાવા રોટી
કોટી ડાપણ હોય, વિણ જર જાણો કચ્ચા
ડાપણ પણ નવ હોય, બુદ્ધિના બળિયા કુચ્ચા ૮

જર વિણ ડાપણદાર, જીવ હીણ જેવી કાયા,
જર વિણ ડાપણદાર, દખીતન જેવી દાયા,
જર વિણ ડાપણદાર, રંક બની જાએ રાયા,
જરથી પાટીદાર, પટેલ મટી શેઠ ગણાયા ૯

સુજનના ઘરમાંય, જુવા ની જર બહુ પામે,
લોભ નિચના જયાંય, ત્યાંય જરના ચર જામે
જુઠા ઓના પાગ, જમેલા જર મેં જોયા
બહુ વરતાવ્યો ત્રાસ, તહાં જરના મન મોહ્યા ૧૦

સત્ય ધર્મ આચાર, જાય જર ત્યાંથી નાસી,
દીન ત્યાં આધાર, જરા જરને પરવા શી?
પ્રભુ પર જેને પ્રેમ, વ્હેમ ત્યાં જરને ઝાઝો,
જર માને નહિ ક્ષેમ, ભુલાવે શુભ દરવાજે ૧૧

નીચ કૃત્ય કરનાર, દીઠા જરથીજ ભરેલા,
અધમના વેપાર, દીઠા જરમાંહ્ય ઠરેલા,
કંજુસના ભંડાર, દીઠા જરથી ભરપુરણ,
દયા નહીં જ લગાર, દીઠા જર ત્યાં પણ પુરણ ૧૨

કરે ન પર ઉપકાર, તહાં જર વાસ વસે છે,
સજે સત્ય આધાર, તહાંથી તૂર્ત ખસે છે;
એકલ પેટા પાસ, રાસ જરના બહુ જામે.
શઠતાના આવાસ, તહાં જર આનંદ પામે. ૧૩
જર જૉલમીનો તોર, સોર આનંદી જર છે,
સુંદર સુખનો સ્હોર, દોર જનનો પણ જર છે.
જરના પગમાં પાંખ, આંખ્ય જરની ઉચે,
જરની આંખ્યે ઝાંખ્ય, ભાખ્ય ભુંડીજ ભસે છે,
જરના ફૂટયા કાન, જીભ જરની તો ભુંડી,
જર ભુલે ભગવાન, નાર જરની પણ ભુંડી;
જરનું મગજ ભમેલ, હલેલ બુદ્ધિનો બાધો,
જર જસવુંજ વમેલ, શ્વાન હેવાનજ ડાધો. ૧૫
જર જહેરની આસ્ય, ઉડિ મસ્તક ચડિ ગઇ,
જરની વ્યાધી અથાગ, રગે રગમાંહ્ય મળી રહી;
જર આશાને મ્હેલ, સહેલ કરાવી પાડે,
જર સંસારી જેલ, હોંશે આનંદ ક્યે દાડે. ૧૬

---

# विद्याविलासी भोजराजा.

(ગયા અંકનાં પૃષ્ટ ૮૪ થી ચાલુ.)

પંડિતરાજ રુદ્રિંદ્રનાથ પાસેથી ભોજરાજાએ રાજનીતિ સંબંધી આ પ્રમાણે જ્ઞાન મેળવેલું તે તેના રાજ્ય વહિવટમાં તેને બહુજ ઉપયોગનું થઇ પડયું. ભોજરાજાના રાજ્યમાં પ્રજા સર્વ પ્રકારે સુખી હતી તેનું ખાસ કારણ એજ હતું કે રાજા પોતાની રૈયતને પોતાની સા એંન કે પુત્રી પ્રમાણે ગણતો. રાજ્યના ·ર તે પ્રજાનાજ છે એમ તે યથાર્થ રીતે સમજતો. અહર્નિશ તેની પાદપોથી એજ હતી કે મારી પ્રજા શી રીતે સુખી થાય, લુચ્ચા કે હરામખોરો પ્રજાને પીડે નહિ અથવા માંસાજ નીમેલા અધિકારીઓ કે જે ખાસ પ્રજાના રક્ષણ અર્થેજ રાખવામાં આવેલા હોય છે, તે પ્રજાનું ભક્ષણ ન કરી લેય તે માટે તેની પૂરતી કાળજી હતી. પોતાની પ્રજા કેળવણી લઇને સારૂં જ્ઞાન મેળવે, સાનંદ વસે રહીએ અને

આ જગતમા જન્મીને શુ કરવુ જોઇએ તે બરાબર જાણી શકે એવીરૂડી કેળવણીનો ફેલાવો કરવા તે સપૂર્ણ ખતી હતો તેના અગમા આળસનો અશ માત્ર પણ નહોતો રાજ્યસભામા વિદ્વાનોની સલા હથી પોતે ન્યાય આપતો, ન્યાય અને દયા એ ભોજરાજાના દ્વૈવી ભૂષણ હતા કવિ પડિતોનો સત્કાર કરવો તેમજ વિદ્યા વિનોદ કરવો એ પણ રાજા ભોજનુ ખાસ કર્ત્તવ્ય હતુ ભોજ રાજાના રાજ્યમા કોઇ પણ અભણ હતુ નહિ અને તે વખતે સસ્કૃત ભાષા પોતના પૂર બહારમા હતી લોકો ધનધાન્યથી, વેપારવણજથી તેમજ હુનર કળાથી આબાદ હતા દુષ્કાળ કે મરકી જેવા પ્રાણહારક રોગો તેના રાજ્યમા નહોતા ગોબ્રાહ્મણનો તે પ્રતિપાળ હતો દેશ સર્વ રીતે સુખી હતો અને પરદેશી રાજાઓ ભોજરાજાના નામ માત્રથી કપતા! એ પ્રતાપી રાજાની કિર્ત્તિ દેશોદેશમા પ્રસરી હતી અને દૂર દેશાવરથી મોટા મોટા પડિતો તેની સભામા આવતા રાજા ભોજ તેમનુ બહુજ રૂડી રીતે સન્માન કરતો વિદ્વાનો અને ગરીબો માટે તેના ભડાર ખુલ્લા હતા એ પ્રમાણે ભોજરાજાની કિર્ત્તિ દશે દીશામા પ્રસરી રહી હતી એક દિવસે પાટલીપુત્ર નગરનો રાજા વિચાર ગ્રસ્ત થયો છે કે રૂપગુણ યુક્ત મારી પુત્રી લીલાવતી કે જે રૂડી કેળવણી વડે મને અતિ વ્હાલી થઇ પડી છે તેને યોગ્ય વર મળે તોજ મારા હૃદયમા શાતી થાય તેવામા ભોજરાજાના મનો કોઇ ચારણ ફરતો ફરતો પાટલીપુત્ર નગરમા આવી ચડયો રાજા કોઇ મોટી ચિતામા છે એવી વાત નગરમા ફેલાઇ હતી જેથી ચારણ પોતે પાટલીપુત્રના રાજાને જઇને મળ્યો વાત ચિત ઉપરથી ચારણને સમજાયુ કે તેને પોતાની પુત્રીને માટે યોગ્ય વર મેળવવાની ખાસ ચિતા છે એ પ્રમાણે જાણી લીધા પછી તે ચારણે કહ્યુ, હે પાટલીપુત્ર નગરના રાજા, તારી લીલાવતીને યોગ્ય વર ધારાનગરીમા છે રૂપ, ગુણ સર્વમા તે લીલાવતીને યોગ્યજ છે રાજાભોજની કિર્ત્તિ દેવલોકમા પહોચી છે, તેના રાજ્યમા પ્રજા સુખી છે, ન્યાય અને દયા છે, તે પોતે મહા સમર્થ વિદ્વાન છે, ને વિદ્વાનની કદર કરવી એ તેના સ્વભાવનુ ખાસ લક્ષણ છે સૂર્યને ઓળખાવવો શો? ભોજની કિર્ત્તિ સર્વત્ર પ્રસિદ્ધ છે લીલાવતીનો સબધ તેની સાથે કરવાથી તે સુખી અને યશવતી થશે પાટલીપુત્રના રાજાએ ભોજરાજાની કિર્ત્તિ સાભળી તો હતી તેમા ચારણના કહેવાથી ઉમેરો થયો તેણે પોતાની પટરાણીની તથા પોતાના મત્રીઓની સલાહ લઈ રાજગોરને શ્રીફળ આપી ધારાનગરી તરફ વિદાય કર્યો ચારણનો પણ રૂડો સત્કાર કરી તેને કહ્યુ કે તું ભોજરાજાને બહુજ માનપૂર્વક આ અમારા શ્રીફળનો સ્વીકાર કરવા વિનતિ કરજે પાટલીપુત્રના રાજાનો ગોર તથા પેલો ચારણ કેટલેક દિવસે ધારાનગરીમા પહોચ્યા રાજગોરે શ્રીફળ અને સોના મ્હોર ભોજરાજાના હાથમા મુકયા ભોજરાજાએ પણ પોતાના મત્રીઓની સલાહથી ઘણા હર્ષ સહીત લીલાવતીનુ સગપણ સ્વીકાર્યુ

પાટલી પુત્રના રાજગોરની બહુજ રૂડી રીતે આગતા સ્વાગતા કરી તેને મોટો શિરપાવ આપ્યો. રાજગોર વિદાય થયો ને આ આનંદની વધામણી પાટલી પુત્રમાં જઈને આપી.

અહીંયાં ધારાનગરીમાં પણ દિવાળીનાં પ્રભાત થયાં. ભોજ રાજા તેની પ્રજાને બહુજ વહાલો હતો કારણ તેના રાજ્યથી સર્વ પ્રકારે પ્રજા આબાદ હતી. તે પ્રજા ભોજ રાજાના લગ્ન થવાના સમાચારથી હર્ષઘેલી થઇ. અહીં ને તહીં ધારા નગરીમાં અને પાટલી પુત્રમાં ધમધોકારે નગર શણગારવાનું કામ ચાલ્યું. હજારો માણસ જાનમાં જવાને તૈયાર થવા લાગ્યું. નગરને શોભાવવામાં નગરજનોએ કશુંએ બાકી રાખ્યું નહિ. તન મન ધનથી ભોજની પ્રજાએ પોતાના રાજાનો લગ્ન પ્રસંગ હૃદયના ઉમદા ભાવથી અલૌકિક દેખાડ્યો.

પ્રજા ઉપર દબાણ કે સૂચના કરવાની જરૂર પડી નહોતી અને એ તો સ્વાભાવિક છે કે જે રાજાની પ્રજા સર્વ પ્રકારથી સુખી હોય તે પોતાના રાજા માટે પ્રેમના ઉમળકાથી શું ન કરે? જ્યાં રાજા પ્રજા વચ્ચે હૃદયની ઐક્યતા હોતી નથી, ત્યાંજ રાજકુટુંબના કોઇ રૂડા પ્રસંગને શોભાવવા પ્રજા ઉપર દબાણ કે સૂચના કરવાની જરૂર પડે છે.

ચતુરંગણી સેના સહીત ભોજરાજા મોટા ઠાઠમાઠથી લીલાવતીને પરણવા સારૂ ચાલ્યા. પાટલીપુત્ર નજીક જઇ પહોંચતાં ત્યાંના રાજાએ મોટા સન્માનથી સામૈયું કર્યું. દેશોદેશના રાજાઓ આ લગ્ન પ્રસંગમાં ભાગ લેવા પધાર્યા હતા. પાટલીપુત્ર નગરજન સમૂહથી ઉભરી જતું હતું. શુભ મુહુર્તમાં લીલાવતી સાથે ભોજરાજાનાં લગ્ન થયાં. ત્યાંના રાજાએ પહેરામણીમાં હાથી, ઘોડા, દાસ, દાસીએ, અને પુષ્કળ દ્રવ્ય આપ્યું. ભાટ, ચારણ અને કવિ પંડિતોને પણ રૂડી રીતે સંતોષ્યા. એક માસ સુધિ સસરાના રાજ્યમાં રહ્યા અને આનંદમાં સર્વે દિવસો નિર્ગમન કર્યા પછી મોટી ધામધૂમથી ધારાનગરીમાં રાજા ભોજ લીલાવતી રાણી સહીત પધાર્યા. પ્રજા પોતાના માનીતા રાજાની રાણીનાં દર્શન કરી કૃતાર્થ થઇ. લીલાવતી લાવણ્યવતી હતી, રાજકુટુંબની તે લક્ષ્મી હતી, જેમ તેની કાંતી મનહરણ હતી તેમજ તેની વાણી પણ રુચીકર, દિલપસંદ અને કાનને તૃપ્તી કરે એવી હતી. રાજા રાણી, એ સોનામાં સુગંધ પ્રમાણે પ્રજાને પ્રીય થઇ પડ્યાં હતા. રાજા પોતે સભા વિનોદિ હતો. લીલાવતી પોતે વિદ્વાન અને ડાહી હતી. તે પણ વિદ્યાવિનોદમાં અચ્છી રીતે ભાગ લેતી. જ્યાં રાજા અને રાણી- બંનેમાં ઉત્તમ સંસ્કારવાળી કેળવણી અને તે પણ વળી સંસ્કૃત ભાષાની કેળવણી હોય ત્યાં પ્રજાને કઇ જાતની ચિંતા હોય? જે તેની પ્રજા સુખના પારણામાં ઝૂલતી હોય છે. રાજા પોતે પ્રજાના સુખમાંજ પોતાનું જીવન સમજતો હોય તે રાજા પોતાના રાજ્યને રઝળતું—ઝૂલતી અને લાંચીયા અધિકારીઓના સ્વાધિનમાં મૂકી બીજા દેશોની મોજ સાહેબીમાં ગુલતાન થઇ કદાપિએ પડયો ન રહે, એવા

રાજાઓના નીકરાઓ કે ગાળાઓ કે તેવાજ તબ વી અધિકારીઓ પ્રજાનો એક વાળ ગરખોએ વાંકો ન કરી શકે એવો રાજા અજર અમર થાય છે જો કે સ્થૂલ દેહ તો ચાલ્યો ગયો હોય છે પણ તની યશસ્વી કિર્તિ તેના નામને પ્રાત સ્મ રણિય કરતી રહેછે રાજા અથવા પ્રજા સદા ચરણી ક્યારે થાય અથવા પોતપોતાના શા ધર્મો છે તે યથાથ કયા સમજવાનુ શીખે કે જ્યારે તેના હૃદયમા ધર્મ ભાવના ભરેલી કેળવણી સ્થાપીત થતી હોય પરદેશી મોહ, અથવા સમજ્યા વગરની દેખાદેખી કરનાથી કદાપિ રૂડા માગમા આવી શકાતુ નથી રાજા ભાજ જે પોતાનુ નામ અમર મૂકી ગયા છે તેનુ મુખ્ય કારણ એટલુજ હતુ કે તેને જે કેળવણી મળી હતી તે ઘણીજ ઉચા પ્રકારની હતી એ કેળવણી પોતાની પ્રજાને નીચોવી નાખવાની કે તેના ઉપર જુલ્મ વર્ત્તવવાની નહોતી એ કેળવણી કરવેરામા પ્રજાને કચરી નાખી મોજ મારવાની નહોતી એ કેળવણી આલોક અને પરલોકમા કલ્યાણ કરે એવી હતી રાજનીતિના રૂડા તત્ત્વોથી ભરેલી હતી ભોજરાજાના હવે પછીના વૃત્તાતમા સમ જાશે કે તે, કેટલો બધો સદાચરણી, પ્રજાને સુખદ, ઉદાર હૃદયનો, ન્યાયી ન્યાળુ અને વિદ્યાવિલાસી હતો પણ હા! ભારતવર્ષમાથી જ્યારે એવા રાજાઓ જતા રહ્યા, કુટુબ કલેશવાળા થયા, કન્યાઓ માટે ઝગડા મચાવતા થયા, સ્વાર્થને માટે દેશ પ્રેમનો ભોગ આપવા વાળા થયા! પ્રજાના રક્ષકને બદલે ભક્ષક થયા! ત્યારે તેજસ્વ કળાએ તપતો આર્યા વર્ત્ત ઉન્નતિમાથી અવનતિમા આવી પડયો! પરાધિનતાની બેડીમા સપડાઇ ગયો!!! તે સાથે પ્રજાના સુખ સતોષ ઉડી ગયા! દેશના દ્રવ્યનો વિનાશ થયો! દેશી કારીગરી મૃતપ્રાય થઇ પડી! દેશનો મોટો ભાગ દરિદ્રતામા અને દુષ્કાળ કે મરકી જેવા સઘ પ્રાણુકારક રોગેથી ઘેરાઇ ગયો!!! (અપૂર્ણ)

---

## વટસાવિત્રી પુર્ણિમા

---

જેષ્ટ માસની પુર્ણિમાને વટ સાવિત્રી પુર્ણિમા કહેછે એ મહિમાવત દિવસે સાભાગ્યવતી સ્ત્રીઓ ગામની બહાર જઇ વડના ઝાડની પુજા કરેછે સાપ ચાલ્યા ગયા ને લિસોટા રહી ગયા એ પ્રમાણે એ પરમ પૂજનિક દિવસનુ મહાત્મ આજ એટલામાજ આવીને રહ્યુ છે! ધુપ દિપથી વડની પુજા કરી ઘેર આવ્યા પછી પતિ સાથે અથવા સાસુ સસરા સાથે કલેશ કરવામા આવે તો પછી એ વટપૂજનની સાર્થકતા શી? અથવા પોતાની ઇચ્છા પ્રમાણે વર્તનારી, અને પતિ કરતા

પોતાને વધારે ડાહી સમજનારી અને સ્વચ્છંદી એવી જે સ્ત્રી હોય તે એકલો શું પણ હમેશના હજારો વડની પુજા કરે તેથી કશી સાર્થકતા નજ થાય. એ વડ શા માટે પૂજવામાં આવે છે તેનું યથાર્થ કારણ જાણવું જોઇએ. એ કથા પ્રસંગની નિત્ય પાઠ પુજા થવી જોઇએ ને તે પ્રમાણે વર્તન થવું જોઈએ. જ્યારે એ પ્રમાણે વર્તતાં અમારી આર્ય બે'નો શીખશે ત્યારેજ આર્યાવર્તનો પુનરોદ્ધાર થશે. અમો અમારી એક એવી શ્રેષ્ટ બે'નના ગુણ ગાશું કે જેની તુલના દેવ દાનવ કે માનવ મા મળવી મુશ્કેલ છે. અમારી એ સતી શિરોમણી બે'નની કથા પતિત પાવન કરનાર ગંગા જેવી નિર્મળ અને અગાઢ શક્તિ વાળી છે. જેનાં મન, વાણી અને કર્મ એકજ પથમાં વિચરનારાં, જેનાં આચરણ ઉન્નતિના માર્ગમાં લઇ જનારાં, અને અનુકરણ કરવા યોગ્ય એવી અમારી એ પવિત્ર બે'નનું ગુણ ગાન કરવામાં અમો અમારા લેખની સાર્થકતા સમજીએ છીએ.

મદ્ર દેશના રાજા અશ્વપતિ તમારાં કોઇ અહો ભાગ્ય કે તમને આવું અમૂલ્ય કન્યા રત્ન સાંપડયું. સાવિત્રી દેવીની તમોએ અહો રાત્ર આરાધના કરી અને એ મહા દયાળુ દેવીએ તમને પુત્ર નહિ આપતા પુત્રી આપી એ તમારા કોઇ મહત્ પૂણ્યનો અમો પ્રભાવ સમજીએ છીએ. પુત્રથી જે નામના ન થાત તે પુત્રીએ કરી છે. પુત્રી કહો કે પુત્ર કહો, જપ જાપ, યોગ મંત્ર, વેદ, પુરાણ, સર્વના તત્ત્વસાર રૂપજ તમારી પુત્રીનો જન્મ હતો. મો'ટા યોગીને જે કાર્ય કરવું દુલ્લભ તે તમારી સોળ વર્ષની બાળાએ કર્યું.

જ્યારે નારદજી તરફથી સાવિત્રીના પિતાને કહેવામાં આવ્યું કે હે અશ્વપતિ રાજા ! તા'રી પુત્રીએ વર પસંદ કરવામાં મો'ટી ભૂલ કરી છે તો લગ્ન નથી થયાં ત્યાં સૂધિ અથવા તો એ વિચાર સર્વત્ર જાહેર નથી થયો ત્યાં સૂધિમાં સાવિત્રી કોઇ બીજા વરને પસંદ કરી લે તો ઘણુંજ ઉત્તમ કાર્ય થાય. કારણ આમાં મો'ટો ભય સમાએલો છે. બીજી બધી અડચણો નભાવી લેવાય પણ આ એક એવી મો'ટી જીવના જોખમની અડચણ છે કે જેથી સાવિત્રી મો'ટા ભયમાં આવી પડે તેનું જીવિત ઝેર થાય. નારદજીના તરફથી જ્યારે અશ્વપતિ રાજાએ આવી ભયભરી બાબત સાંભળી ત્યારે રાજાનો જીવ ઘણો આકૂળ વ્યાકૂળ થયો. તેણે ઘણીજ આતુરતાથી અને ભયભીત હૃદયે પૂછ્યું; હે દેવના દેવ ! દ્યુમત્સેન રાજાનો પુત્ર સત્યવાન્ ઘણો ગુણશાળી અને ચૌદ વિદ્યામાં નિપૂણ છે તેમાં આપે એવો કયો દોષ જોયો કે તેની સાથે લગ્ન કરવાથી સાવિત્રીને કોઇ મો'ટું ભય પ્રાપ્ત થાય ! હે મહાત્મન્ ! હું તો સત્યવાન્ જેવો શુભ ગુણ સંપન્ન વર પસંદ કરવામાં સાવિત્રીનાં પૂર્ણ વખાણ કરતો હતો—મને સકળ ઇચ્છીત પ્રાપ્ત થયું એમ હું જાણતો હતો પણ આપના બોલવા ઉપરથી હું એમાં ઠગાયો છું એવો હવે ભ્રમ થાય છે !

શું દ્યુમત્સેન રાજાને તેના શત્રુઓએ રાજ્યથી ભ્રષ્ટ કર્યા છે તે દોષ આપની

નજરે આવે છે? કે તેઓ વનવાસમા પૂણ કટિમા વલ્કલ પહેરીને વિચરે નિગમન કરે છે એ દોષ આપના હૃદયમા સાલે છે? કે શુ, સત્યવાન્ પોતાના પિતૃ ભક્ત નથી એવુ આપે ક્યાહીંથી પણ સાભળ્યુ છે? કે શુ, તેઓ આપત્તિકાળમા પોતાના સત્ય ધર્મને ચુક્યા છે? કે તેઓ અતિથિનો આદર સત્કાર કરતા નથી? કે શુ તેઓની પર્ણકુટી રાજકુમારી સાવિત્રીને યોગ્ય નથી એવા દોષે આપના હૃદયમા ઘર કર્યુ છે? જગતવદનિય! હે મહાત્મન્ એવો કયો દોષ આપે ધુમત્સેન રાજાના કે તેના પુત્ર સત્યવાનમા જોયો કે જે રાજકુમારી સાવિત્રીને દુખરૂપ થઇ પડે!

નારદજી બોલી ત્યારે અશ્વપતિ રાજાએ માન્ય ધારણ કર્યું ત્યારે નારદજી બોલ્યા, હે રાજા! તમોએ ઉપર જે દોષ ગણાવ્યા એવો એક પણ દોષ ધુમત્સેન રાજા કે તેના પુત્ર સત્યવાનમા નથી

જો કે શાલ્વદેશાધિપતિ રાજા દ્યુમત્સેન પાસેથી તેના શત્રુઓએ તેનુ રાજ્ય છીનવી લીધુ છે! હાલ તેઓ વનવાસમા છે! વળી તે આંખે અધ છે! એ દોષ પણ મારા હૃદયમા નથી કારણ દ્યુમત્સેન રાજા રાજર્ષિ છે, તેમજ તેનો પુત્ર સત્યવાન્ પરમગુણના નિધાનરૂપ ધર્માત્મા છે

રાજા અશ્વપતિ પુન અતિત્વરાથી બોલી ઉઠ્યા! હે દેવ! ત્યારે એવો કયો દોષ છે? પુત્રી સાવિત્રી! તુ પણ મહાત્મા નારદજી શુ કહે છે તે લક્ષપૂર્વક સાભળ, ને પછી જે ઘટિત લાગે તે રસ્તે તારે વિચરવુ

નારદજી બોલ્યા —પુત્રી! તુ બીજો વર શોધી લે કારણ સત્યવાનના શુભ ગુણો માત્ર એકજ દોષથી આચ્છાદિત થઇ જાય છે ગમે તેટલા શુભ ગુણો હોય, ગમે તેવો પવિત્ર હોય, પણ જેનુ આયુષ્યજ હવે રહ્યુ નથી તેની સાથે તારા જેવી સુકોમળ બાળાનુ લગ્ન કરવુ ઉચિત નથી

"એકજ વર્ષનુ સત્યવાનનુ આયુષ્ય શેષ રહ્યુ છે"

સાવિત્રી બોલી —ઋષિરાજ! સત્યવાનનુ એક વર્ષનુ આયુષ્ય છે તેને ને મારા લગ્નને શો સબધ છે? એક વર્ષનુ તો શુ પણ એકજ દિવસનુ આયુષ્ય હોય તોપણ શુ? જેને મે મનથી માન્યો પતિ સ્વિકાર્યો તેજ મારો પતિ, એજ મારા પ્રાણ, એજ મારો ઇશ્વર અને એજ મારૂ સર્વસ્વ! હે દેવ! શુ મન, વાણી, અને કર્મ ત્રણે જુદા જુદા રાખવા ઉપર વર્ણવે એ ધર્મ માર્ગ કહેવાય ખરો? ને મારા મનથી રાજકુમાર સત્યવાનને પતિ સ્વીકારી લીધા તો હવે શુ બ્રહ્મા પણ મારા મનના એ નિશ્ચયને ફેરવવાને સમર્થ છે? શુ હુ મારા ધર્મને તજુ? આ નાશવત દેહના મિથ્યા લોભ માટે પરમ મુક્તિના માર્ગને તજુ? મહારાજ આપ જ્ઞાની અને મહાત્મા છતા મને અવળો માર્ગ આચરવાનુ કહો છો એ અતિ આશ્ચર્ય છે! હે દેવર્ષિ! મારુ લગ્ન સત્યવાનના દેહ સાથે થયુ નથી પણ સત્યવાનના આત્મા સાથે થયુ છે!

આપ જો એમ ધારતા હો કે હજુ લગ્ન કરવા બાકી છે તો આપ કેવી રીતે લગ્ન કરવા ધારો છો? લગ્ન કોનું નામ? શું મા'રાં લગ્ન કરવાં હજુ બાકી રહ્યાં છે એમ આપ સમજો છો? હે મહારાજ જેના મનનો દ્રઢ નિશ્ચય છે, જે સત્ય પ્રતિજ્ઞા છે તેના હૃદયમાં વેદમંત્રો વસે છે, તે હૃદયના સાક્ષાત્ પરમ જ્યોતિર્મય અગ્નિ દેવની સાક્ષીએ પોતાના આત્મા સાથ પોતાના ઇચ્છીત આત્માની ઐકયતા કરી લેછે. એ ઐકયતા એવી ઓત પ્રોત અને એક રસ થઇ જાયછે કે તેમા દ્વૈત-ભાવ રહેતોજ નથી. કેવળ અદ્વૈત થઇ જાય છે તો પછી સત્યવાન્ની આયુષ્ય સાથે મને કશો સંબંધ નથી. સત્યવાન્ના આત્મામાં મા'રો આત્મા જડાઇ ગયો છે, એક રૂપ થઇ ગયો છે, સત્યવાનના સુખ દુઃખ એજ મા'રાં સુખ દુઃખ, સત્યવાન્ની ઇચ્છા એજ મા'રૂં ઇચ્છીત, અને સત્ય-વાન્ની પર્ણકુટિ એજ મા'રો રંગમહેલ, તો હે દેવર્ષિ! બીજો વર હવે મા'રાથી કેમ થઇ શકે? જો એવો વિચાર પણ હૃદયમાં ઉદ્દભવે તો હું રૈરવ નરકની અધિકારીણી થાઉં તો પછી એ પાપ પંથમાં પગલું શી રીતે મુકી શકાય?

રાજા અશ્વપતિએ કહ્યુ પુત્રી! તારી સકળ વાત ચોગ્ય છે પણ અલ્પ આયુષ્યવાળા પતિ સાથે પાણી ગ્રહણ કરવું એ કદાપી યોગ્ય નથી. કારણ સૌભાગ્ય વિના સ્ત્રીનો સંસાર બધો સુનો થઇ જાયછે! તે જીવ વિનાની કાયા જેવી થઇ જાય છે! તે સૌગંધ રહિત પુષ્પ જેવી થઇ જાયછે! તેનાથી સંસારના ધર્મ કર્મમા ભાગ લઈ શકાતો નથી! તે પાંખ વગરની પખણી થઇ જાય છે! તેનું જીવિત ઝેર થઇ જાયછે! તેને શિરછત્ર ઉડી ગયા પછી સંસાર રૂપી વિકટ વગડો વટાવવો બહુજ દુઃખ રૂપ થઇ પડે છે! તું હજુ બાળક છે તા'રો હઠ છોડી દે! તા'રા હિતમાં તા'રા કરતાં અમો વધારે સમજીએ. માટે જ્યા સૂધી તા'રાં લગ્ન થયાં નથી ત્યાં સૂધી તું એ તા'રા વિચારને ફેરવવાને સ્વતંત્ર છે ઉપાય હાથમા છે, માટે જોકે સત્યવાન્માં અનેક સદ્ગુણો છે છતા પણ આ એક એવો દોષ આવીને નડયો છે કે જેથી સકળ ગુણો ધોવાઇ જાય છે માટે જેનું અલ્પ આયુષ્ય છે એવા સત્યવાન્ને વર-વાને તું યોગ્ય નથી. પુત્રી! એમાં કોઇ પણ જાતનું પાપ હું સમજતો નથી!

પિતાજી! આપ આ શું બોલોછો? શું મન, વાણી અને કર્મનાં વર્તન જુદાં જુદાં રાખવાથી ધર્મનુ સંરક્ષણ થાયછે? મેં મનથી સત્યવાન્ને મા'રા પતિ માન્યા છે તો કદાપી સૂર્ય ચંદ્રની ગતિ બદલાય અને આ સમસ્ત બ્રહ્માંડના સકળ નિયમો ઉલટા થઇ જાય તો પણ હે પિતાજી! સાવિત્રીની દ્રઢ પ્રતિજ્ઞા સાક્ષાત્ વિધાતા પણ ફેરવવાને સમર્થ નથી! હવે તો જે ગતિ સત્યવાન્ની તેજ સાવિત્રીની. સત્ય-વાન્ મૃત્યુને પામશે તો સાવિત્રી પણ મૃત્યુને પામશે! સત્યવાન્ જીવશે ત્યા સૂધી સાવિત્રી પણ જીવશે! જ્યા સત્ય-વાન્નો આત્મા ત્યાજ સાવિત્રીનો આત્મા! પિતાના રંગમહેલ કરતાં પતિની પર્ણ-કુટિ સાવિત્રીને પરમ પ્રીયકર થઇ પડશે! પતિ સેવા એક વર્ષ પર્યંત કરી હું કૃતાર્થ

વઇ જઇશ! આયુષ્ય માટે શો સબંધ છે? શું એક વર્ષની આયુષ્ય થોડી છે? ત્યાપી એક ક્ષણની આયુષ્ય હોત તો પણ મા'રા એ શ્રીને પતિની ચરણરજથી દેવતાઓને પણ દુર્લભ એવા જન્મ મરણના આવરણ રહીત સ્થાનમા હુ પ્રવેશ કરી ગમ્ત તો પછી જ્યા મા'રા પતિની આખા એક વર્ષની આયુષ્ય છે તો હવે મને શી ચિંતા છે? જગત્મા વિશેષ જીવવાથી શો લાભ છે! જે સ્ત્રી સો વર્ષનુ આયુષ્ય ભોગવે અને તેમા એક પણ ક્ષણ એવી ન ગઇ હોય કે જેમા તેના પતિને તેના વડે આનંદ પ્રાપ્ત થયો હોય કે તેનાથી સતોષ પામ્યો હોય! અથવા તો દંપતિ આનંદથી વસ્યા હોય! જો આમ નથી બન્યુ તો પછી સો તો શુ પણ હજારો વર્ષની આયુષ્ય વાળો પતિ હોય તેથી એ શુ? હુ તો પરમ ભાગ્યવતિ છુ કે મારા પતિની આખા એક વર્ષની આયુષ્ય છે પરંતુ કદાપિ લગ્ન થતા વતા પતિનુ કાઇ અનિષ્ટ બન્યુ હોય તો પણ સતીને તો જે પોતાના મનથી માન્યો તેજ પતિ જીવવા કે મરવા સાથે તેને કશો વિચાર રહેતોજ નથી પતિ, પતિ, એજ જપ માળા એજ મંત્ર જંત્ર એજ વેદ વિદ્યા ને એજ અઢારે પુરાણ, સ્ત્રીનો દેવ, મહાદેવ, અને સાક્ષાત્ ઇશ્વર તેનો પતિજ છે સ્ત્રીનો ગુરૂ પણ તેનો પતિજ છે સ્ત્રી કદાપી ઇશ્વરને કે ગુરૂને ભજી શકે નહિ,તે માત્ર પોતાના પતિનેજ ભજી શકે, તેના નામની રટના કરી શકે અને એકજ વૃત્તિ પતિના જીવાત્મામા પરોવી દઇ પોતે પતિના હૃદયમા એકમેક થઇ સમાઇ જાય! એવા દંપતિ ઉપર કાળની પણ તરાપ ચાલી શકતી નથી તેઓ સત્ય! એકજ આત્મારૂપ થઇ અનંત બ્રહ્માડમા સાથે વિચરે છે એવા દંપતિની અષ્ટ સિદ્ધી અને નવે નિધી દાસી થઇને રહે છે એવી સ્ત્રી પોતાનો અને પતિના કુટુંબનો જગત્મા યશ વિસ્તારે છે અને પરલોકમા પતિ સહ ઉત્તમ ગતિને પામે છે તો હે પિતાજી! હે રૂષિરાજ! આપ પ્રસન્ન હૃદયે મા'રા સત્યવાન્ સાથે લગ્ન કરો હુ મારા એ હૃદયના સ્વામીની અહોરાત્ર સેવ કરીશ અને જ્યારે એમના સ્થુળ દેહથી એમના પ્રાણ મુક્ત થશે ત્યારે મારા પ્રાણ પણ તેમની સાથેજ ઉડી જશે મા'રો આત્મા એમની સાથે જડાઇ ગયો છે માટે મને કશો ભય નથી સત્યવાન્ સિવાય આ જગત્મા જેટલા વૃદ્ધ પુરૂષો છે તે મા'રા પિતા છે અને યુવાન અ ાવા બાળક છે તે મા'રા ભાઇ છે પિતાજી! મહર્ષિ નારદજી! તમારૂ એકે બોલવુ મા'રા હૃદયમા ઉતરે તેમ નથી સત્યવાનને વરી ચુકી છું પરણી ચુકી છુ જે ગતિ સત્યવાનની છે તેજ સાવિત્રીની છે! માટે વક વિતર્ક સવ છોડી મને મા'રા પતિને ઘેર જવાની આજ્ઞા આપો અથવા તે જો ઇચ્છા હોય તો વિધિ પૂર્વક સત્યવાન્ સાથે મા'રા લગ્ન કરો, કારણ એજ મા'રા હૃદયના દેવ છે એજ મા'રા પ્રભુ છે! એજ મા'રા પ્રાણ છે!

અપૂર્ણ.

## दयामूर्त्ति सबरीबाई.

( ગયા અંકના પૃષ્ટ ૧૫૬ થી ચાલુ. )

मन अनेरां चींतवे, दैव अनेरां जोय,
आरंभ्यां अधवच्च रहे, हरि करे शो होय

હુઃ! એમજ થયું! ગુણોલકુમાર તમે શું ધારો છો અને દૈવ શું ધારે છે! જેની સાથે લગ્ન ગ્રંથી બાંધવાની તમારી આતુરતા છે તેને તો કોણુ જાણે દૈવ કયા રસ્તા ઉપર લઈ જનાર છે! એ રસ્તો અતિ ઉન્નત પણ પરમ દુર્લ્લભ છે. જપ, તપ, યોગ યાગાદિકથી પણ કઠણ વ્રત આદરી સબરીબાઇએ જે કાર્ય કર્યું છે તે કાર્યના પરિણામમાં આપો આપ તે જન્મ મરણના ચક્રમાંથી છૂટી ગઇ. તેણે પરાર્થે સ્વાત્મ ભોગ આપ્યો તે કોઈ સ્વર્ગિય દેવી હતી. સખીઓએ આવીને જ્યારે તેના રંગમાં ભંગ પાડ્યો જ્યારે એ પ્રેમ ઘેલા પાત્રોનાં હૃદયના સ્ફૂરણોને પોતાના પ્રચંડવેગમાંથી એકા એક અટકી જવું પડ્યું. એ સમયે જે ધિરજ ધારવી અને મનને વશ રાખવું એ દુર્ઘટ હતું પણ સબરીએ સાવધપણાથી ગુણોલકુમારના પ્રેમ ઝરાને હૃદયમાં છુપાવ્યો. ને તે સખીઓ સાથે રાજભુવન તરફ વળી હા! પણ અંતઃકરણમાં ગુણોલકુમારની છપાઇ ગએલી છબી તેના સામે ખડી ને ખડી દેખાવા લાગી! તે રસ્તે ચાલતી હતી પણ પોતાની આંખે કાંઇ બીજું જોઇ શકતી ન હોતી માત્ર ગુણોલકુમારની મુર્તિજ તેના હૃદયમાં રમી રહી હતી. જો કે સખીઓ સાથેની વાતચિતમાં મોઢેથી ભાગ લેતી હતી પણ હૃદય તો ગુણોલકુમારમાંજ હતું શરીરનું રક્ત માત્ર અને જીવિત ગુણોલકુમાર મયજ થઇ ગયું હતું, તેવામાં એક સખીએ કહ્યું જોયું બ્હેન સબરી! તમારી લગ્નની ધામધુમો ઠેક ઠેકાણે કોઈ અવનવીજ માલમ પડે છે. ઠેકાણે ઠેકાણે રંગ રાગ તાન ટપ્પા ને નાચ તમાસા થઇ રહ્યા છે પ્રજા હર્ષ ઘેલી થઇ છે! બારણે કુમકુમના સ્વસ્તિક અને મોક્તિકના તોરણો બાંધ્યા છે, ચિત્ર વિચિત્ર રંગથી ગગન મંડળમાં વાત કરતી હવેલીઓ શોભી રહી છે, એ તો બધું ઠીક. પણ જોયું પેલું નવું પાંજરાપોળ જેમાં હજારો નિર્દોષ પ્રાણીઓને એકઠા કરવામાં આવ્યા છે એ બિચારા ગરીબ પ્રાણીઓ કેવાં આનંદ મગ્ન થઇ રમી રહ્યા છે પણ એ અવાચક ગરિબ બિચારા નથી જાણતાં કે કાલે સવારે તેમના કૂમળાં ગળા રહેંસાઇ ગયાં હશે! ભડ ભડતી ચીતામાં તેઓ ભુંજાઇ ગયાં હશે.! કેવો નઠોર ચાલ! કેવો નિર્દય રિવાજ! બિચારાં અવાચક અનાથની - દયા કોને હોય? દયા શબ્દ કાનમાં આવતાં સબરી કે જેનું ચિત્ત ગુણોલકુમારમાંજ અત્યાર

સૂવિ ગમ્યા કરતુ હતુ તેણે પોતાની સખીને બહુજ આતુરતાથી પૂછ્યુ, કહે બે'ન તે શી વાત કરી? મા'રૂ ધ્યાન કોઈ બીજાજ વિષયમા હતુ જેથી હુ યથાર્થપણે કાંઈ સમજી નથી ભાગ તુ ગ બોલો જે કંઈ સમજી છુ તેના, બિચારા! રહેસાઇ જશે! અવાચક પ્રાણી! દયા! એ બોલો સાંભળ્યા છે આ સર્વ શુ છે તે મને સમજાવ એવો કોણ નિર્દય છે? આ બિચારા અવાચ- પ્રાણી ઉપર કોણ નિર્દય થયુ છે? મને તે બરાબર રીતે સમજાવ હુ રાજ કુમારી શુ એવા નિર્દોષ પ્રાણીનુ દુખ દૂર નહિ કરી શકુ બેન? છતા શુ છે તે હુ બરાબર સમજી નથી, માટે મને તુ તે હકીકત સવિસ્તર સમજાવ સખી બોલી, જો બ્હે'ન દુખ લગાડવાનુ કશુ કારણ નથી પણ આપણા રજવાડાની આ એક એવી નીચ રૂઢી પડી ગઇ છે કે, લગ્ન પ્રસંગે આવા અનેક અવાચક પ્રાણીના ભોગથી ગોરવ આપી રાજાઓ, અને ઠાકોરડાઓ પોતાની કિર્તિ વધારે છે પણ હા! તેમા કેટલા જીવોની હિંસા થાય છે તેનો કોઇ વિચાર કરે છે? જેને આ તા'રા લગ્ન થવાના છે તેને માટે કાલ સવાર પડતા હજારો નિર્દોષ પ્રાણીઓ રહેસાઇ જશે! સબરી કુમારી બોલી શા માટે રહેસાઇ જશે? હુ તેમ કરતા મારા પિતાને અટકાવીશ મા'રા લગ્ન તે શુ બીજા નિર્દોષ પ્રાણીના જીવ લેવા અર્થ હોઈ શકે? જ્યારે હુ સંસારના સુખની વાંછના કરૂ ત્યારે શુ બીજાઓનો જીવ લેવાનો મને હક હોઈ શકે? સખી! હુ તારો ઉપકાર માનુ છુ બહુજ સન્ન પરંતુ તે મા'રૂ ધ્યાન ખેચ્યુ હુ પિતાજીને સમજાવીશ માતાજીને સમજાવીશ અને ગોરવ આપવાના દુષ્ટ રિવાજ ઉપર કમ વીગ સદાયનો બધ કરાવીશ ઠીક છે બ્હે'ન! પ્રયત્ન કરી જોજે હુ નથી ધારતી કે તમારા માબાપ ગોરવની વાત પડતી મૂકે, કારણ રૂઢિ બળ એવુ વધી પડ્યુ છે કે જો તેઓ તેમ ન કરે તો તેઓની અપકિર્તિ થાય એમ તેમની સંપૂર્ણ માન્યતા છે

સબરી કુમારી બોલી, પ્રીય સખી હુ એ બાબત મા'રા માબાપને બહુજ સારી રીતે સમજાવીશ તુ ચિતા ન કર કાલે પ્રભાતે આ નિર્દોષ પ્રાણીઓ જીવતા હોય તો કેમ? સખી બોલી — એવી શુભ ભાગ્ય ક્યુ? પણ બ્હેન જેઓ આ પિંજરામા પુરાયા છે તે મરવાનેજ માટે જોકે તા'રી ઇચ્છા એ હજારો જીવને બચાવવાની છે પણ કાળના મોઢા માથી તુ શી રીતે બચાવીશ? મો'ટી જાન જોડીને ભીરસંગ રાજા આવ્યા છે તેને શુ ગોરવ આપ્યા વગર ચાલે? ને તમારા બ્રાહ્મણના બોલવા ઉપર ત મારા માબાપ લગ્ન આપે એ પણ મા'રા માનવામા આવતુ નથી તને બાળ- અપ સમજણી ગણીને હસી કાઢશે એમ વાતો કરતા કરતા રાજ મંદીરમા સુ, સૌ સૌને ઠેકાણે પડી ગયા, સબરી કુમારી વિચાર મગ્ન સ્થિતિમા પોતાના મહેલની પગ થીયો ચડી સુખાસન ઉપર બેઠી પણ કાંઇ ચેન પડતુ નહિ, શુ કરુ તે વિચ

ઇમારતો બાંધવાનું, પત્થર, ધાતુ કે લાકડાની કોરણીનું કામ તે બહુ સારૂં કરતા હતા, હિંદુ લોકોના ધર્મ પ્રમાણે તેનો કાયદો પણ જુનો છે. મનુએ તે પ્રથમ કર્યું અને તે કાયદાના પુસ્તક એટલે પાછલા ત્રણ હજાર વર્ષનો હિંદુ લોકોના સામાજિક રિવાજનો ઇતિહાસજ છે તે પછી યાજ્ઞવલ્કય, પરાશર વગેરેએ ઘણા કાયદા કરેલા છે, અને હાલના વખતમાં પણ તેમાના તત્ત્વોનો મહત્ત્વના કામમાં ઉપયોગ થાય છે. આ બાબત વધારે ધ્યાનમાં રાખવા જોગ છે, તત્ત્વજ્ઞાનમા તો સર્વ દુનિયાભર તેમણે શ્રેષ્ઠતા મેળવેલી છે. એ બધાના જાણવામા છે. તત્ત્વ જ્ઞાનના તેઓએ છ પ્રકાર કરેલા છે તેને દર્શન કહે છે. ન્યાય, સાંખ્ય, વૈશેષિક, યોગ, મીમાંસા અને વેદાંત એ છ દર્શન છે. તત્ત્વજ્ઞાનની હિંદુ લોકોને એટલી ઉંડી સમજણ છે કે, આત્મા અને દેહ એ બંને જુદા જુદા છે એવું પ્રથમ તેઓએ ઠરાવ્યું, બીજા લોકો નાશવંત વસ્તુના ગુણ ધર્મ શોધવામાં પોતાની શક્તિનો ઉપયોગ કરે છે; જ્યારે હિંદુ લોકો મૂળથીજ પોતાનું સર્વસ્વ આત્મા છે. ને દેહાદિક સર્વ વિષય ક્ષણિક ને નાશવંત છે, એમ સમજીને આત્મા તરફ પોતાનુ સર્વ લક્ષ પહોચાડે છે. પ્રખ્યાત વિદ્વાન્ પ્રો. મેક્સમૂલર કહે છે કે, "આ જગત્મા મનુષ્ય પ્રાણી એટલે કેવળ પ્રવાસી અને બે દિવસનો પરોણો છે.' એવું જે હિંદુ શાસ્ત્રમા કહ્યું છે. તે સર્વ ખરૂં છે અને તે પ્રમાણે તેઓ વર્ત્તે છે ઉપર બતાવેલી સર્વ બાબતોનું મૂળ કહિએ, તો વેદ છે. અને વેદ તે દેવ પ્રણીત છે. વેદ કહે તે પ્રમાણેજ વ્યવહારમાં વર્ત્તવુ, એ હિંદુઓનો ધર્મ છે. ઇશ્વરે વેદ રચ્યા, અને વેદમાથી સર્વ હિંદુ શાસ્ત્રો રચાયાં. આ વેદ ચાર છે, તેમા ઋગ્વેદ મુખ્ય હોઇ તેમાથી આયુર્વેદ આ ઉપવેદ નીકળેલો છે, ને તેમાં વૈદ્યક શાસ્ત્ર છે; અથર્વણ વેદમા શાસ્ત્રક્રિયા કહેલી છે.

યજુર્વેદના પાંચમા અધ્યાયમા કહ્યુ છે કે, प्रथमो दैव्यो भिषक् અને બીજે સ્થળે भिषक्तमं त्वां भिषजं शृणोमि (સર્વ વૈદ્યમા તુંજ શ્રેષ્ઠ છે) એમ કહેલું છે. આ ઉપરથી બ્રહ્માએજ આ શાસ્ત્ર ઉત્પન્ન કર્યું, એમ ઠરે છે. એટલે બ્રહ્મા આયુર્વેદના આદ્ય પ્રવર્ત્તક છે. આયુર્વેદના આઠ ભાગ છે

૧–કાયચિકિત્સા ( Practice of medicine )

૨–બાલચિકિત્સા ( Diseases of children )

૩–ગ્રહચિકિત્સા અથવા ભૂત વિદ્યા તેમાં દેવી ઉપાય કરીને રોગ સારા કેમ કરવા, તે લખેલુ છે

૪–ઉર્ધાંગ ચિકિત્સા; તેમાં ડોકા ઉપરના સર્વ ભાગના રોગોની ચિકીત્સા કહેલી છે.

૫–શલ્ય ચિકિત્સા – શાસ્ત્રવિદ્યા ( Surgery )

૬–વિષ ચિકિત્સા (Toxicology)

૭–રસાયન ચિકિત્સા, તેમા શક્તિ ને જ્ઞાનવર્ધક ઔષધો કહેલા છે.

૮–વાજીકરણ ચિકિત્સા ( તેમાં પ્રજોત્પાદનના ઉપાય કહેલા છે.)

બ્રહ્માએ દક્ષ પ્રજાપતિને અને પ્રજાપતિએ અશ્વિનીકુમારને આ પ્રમાણે આયુર્વેદ શીખવાતો ગયો. અશ્વિની કુમારે વૈદક અને શસ્ત્ર ક્રિયા ઉપર સ્વતંત્ર ગ્રંથો લખ્યા. શસ્ત્ર ક્રિયામાં તે એટલા પ્રવીણ હતા કે, તરવારથી ઉડેલા માથા ફરી બેસાડ્યા, અને જીવ જવા દીધો નહિ, એવી કથા છે, સિવાય તે વખતના પુસ્તકોમાંથી એવું મળી આવે છે કે, લડાઈમાં દરેક પલટનમાં હાલ પ્રમાણે એક એક લશ્કરી ડાક્ટર હતો, કોઈનો પગ તુટે કે, લોઢાનો પગ કરી તેને બેસાડતા હતા, કૃત્રિમ આંખ બેસાડતા હતા, અને બાણથી થયેલા જખમ સ્વચ્છ ધોઈને ઓષધો લગાડીને સારા કરતા હતા. અશ્વિની કુમારનો આવો અમૂલ્ય ગુણ જોઈને ઈંદ્ર ચકિત થયો, અને માટે આ શાસ્ત્ર શીખવું, એવી તેને ઇચ્છા થઈ અને અશ્વિની કુમારે આ શાસ્ત્ર ઈન્દ્રને શીખવ્યું, ઇન્દ્ર પાસેથી આત્રેય ઋષિએ વૈદક શાસ્ત્ર શીખી લીધું અને તે પર તેમણે એક ગ્રંથ લખીને આત્રેય સંહિતા નામ આપ્યું પછી અગ્નિવેશ, જાતુકર્ણ પારાશર, ક્ષીરપાણિ અને હરિત તે તે શાસ્ત્ર શીખીને અગ્નિવેશ, અંજન નિદાન અને હારિત સંહિતા એવા ગ્રંથ લખ્યા પછી સુશ્રુત અને ચરકે શસ્ત્ર ક્રિયાને વૈદ્યશાસ્ત્રમાં નિપુણતા મેળવીને સુશ્રુત સંહિતા ને ચરક સંહિતા એવા અનુક્રમે ગ્રંથ લખ્યા અને તેજ ગ્રંથ હાલ પ્રચારમાં છે સુશ્રુતમાં શસ્ત્રક્રિયા ને ચરક સંહિતામાં ઔષધિ ચિકીત્સા વિસ્તારથી આપેલી છે, તેનું ડેપનરે લેટિનમાં અને વ્હુલરને જર્મન ભાષામાં ભાષાંતર કર્યું ચરકનું પણ અરબ્બીમાં ભાષાંતર થયેલું છે તે પછી એટલે ખ્રીસ્તી સંવત્ પૂર્વે ૨૦૦ વર્ષ પહેલાં વાગ્ભટ એ મોટો પ્રસિદ્ધ ધન્વંતરિ થઈને તેણે આયુર્વેદ્યપર મોટો ગ્રંથ લખ્યો આ ગ્રંથનું નામ અષ્ટાંગ હૃદય છે અને તે ગ્રંથ તે વેળા અને હાલ ઘણો ઉપયોગી મનાયેલો છે તે પછી વિવતીય આ ગ્રંથ થયો, અને છેક પાસે ખાસ માધવાચાર્ય માધવ નિદાન આ ગ્રંથ લખ્યો તે માટે એક ઠેકાણે લખે છે કે, निदाने माधव श्रेष्ठ सूत्र स्थाने तु वाग्भट । शारीर सुश्रुत प्रोक्तश्चरकस्तुचिकात्सिते ॥ એટલે નિદાન (Diagnosis) માં માધવ શ્રેષ્ઠ છે, સૂત્રસ્થાનમાં વાગ્ભટ શ્રેષ્ઠ છે શારીર (Anatomy and Surgery) માં સુશ્રુત શ્રેષ્ઠ છે અને ચિકીત્સામાં (Medicine) માં ચરક શ્રેષ્ઠ છે, માધવ પછી ભાવમિશ્રે ભાવ પ્રકાશ લખ્યો, ભાવ મિશ્રની મદ્ર દેશમાં એટલે મદ્રાસ તરફ ઘણી પ્રખ્યાતી હતી તે વેળા યુરોપના લોકો સાથે ઘણી વેપારમેળ થવાથી અને તે લોકોમાં ઉપદંશ (syphilis) નો રોગ ઘણો હોવાથી ભાવ મિશ્રે તે વિષય-પર ઘણું વિસ્તારથી લખેલું છે તે પછી શાર્ઙ્ગધરે શાર્ઙ્ગધર સંહિતા લખી તે વખતમાં જાદા જા। અને વગાએ ઘણા ગ્રંથો લખ્યા, જેમાંના વૈદ્યામૃત, વૈદ્ય જીવન, ઓષધ દેવ શતક, વૈદ્ય વલ્લભ, ચિકીત્સા સંગ્રહ ને ચિકીત્સા જ્ઞાન વગેરે પ્રસિદ્ધ છે. (અપૂર્ણ)

## જૈન બોર્ડીંગ સ્કુલનો વાર્ષિક રિપોર્ટ.

જૈન બોર્ડીંગ સ્કૂલનો ત્રીવાર્ષિક રિપૉર્ટ તથા તેના ઉદ્દેશ ને નિયમો :—એ પુસ્તક અમોને તેના પ્રસિદ્ધ કર્ત્તા શાહ શિવજી દેવશી તરફથી અભિપ્રાય માટે મળેલછે. જૈન બોર્ડીંગ સ્કૂલનો ત્રિવાર્ષિક રીપૉર્ટ તથા તેના ઉદ્દેશ ને નિયમોનું અવલોકન કરતાં અમારે ઘણાંજ આનંદ સાથ જણાવવાની જરૂર છે કે આવી બોર્ડિંગ સ્કલો, તેમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓને માટે અતિષય આશીર્વાદાત્મક છે. સર્વ દાનમાં વિદ્યાદાન શ્રેષ્ઠ છે તે સિદ્ધાતનેજ અવલબીને રાવસાહેબ શેઠ વસનજી ત્રીકમજી જે. પી. તથા ખેતસી ખીઅશી એ જૈન બોર્ડીંગને રૂ. ૧,૦૦,૦૦૦ એક લાખની ઉદાર સહાયતા આપીને જૈન બાળકોપર અતિષય ઉપકાર કર્યો છે.

આવી ઉદાર સહાયતા અને મહાન ઉદ્દેશના શુભ પરીણામો સર્વ કોઈ વિચારી શકશે. જ્યા ગરીબ માબાપો પોતાનાં બાળકોનો નિર્વાહ મહા મુશીબતે ચલાવી શકતા હોય છે ત્યાં હાલના કાળમાં મોંઘી થઇ પડેલી વિદ્યા તો કયાથીજ સપાદન કરાવી શકે. એવા સમયમાં તેવા ગરીબ બાળકોને નિર્વાહની સર્વ સામગ્રીઓ પુરી પાડી વિદ્યા સંપાદન કરાવવામાં આવે એવી આ સ્કુલની સ્થાપના બહુ પ્રશંશનીય છે.

આ જૈન બોર્ડીંગ સ્કુલ સને ૧૯૫૯ ના વૈશાક શુદિ ૧૫ ને દિવસે પાલીતાણા સિદ્ધક્ષેત્ર મધ્યે ખુલ્લી મુકવામાં આવી હતી. શરૂઆત ન્હાના પાયા ઉપર જોઇ ઉપર જણાવેલા ઉદાર શેઠોએ સહાયતા આપી તેને મોટા પાયા ઉપર મુકી છે. આ સ્કૂલનો ઉદ્દેશ શ્રી કચ્છી દશાઓશવાળ જ્ઞાતિમાં વિદ્યા અને ધર્મનો પ્રચાર કરવાનો છે. બીજી જ્ઞાતિ એ પણ આનું અનુકરણ કરવા જેવું છે.

આ શાળામાં દાખલ થએલા તમામ જૈન બોર્ડરોને ખાવા પીવાથી માંડીને લુગડાલતાં તથા પથારી પાંગરણ સુદ્ધાં સર્વ જાતની હમેશની જરૂરી ચીજો પુરી પાડી તેઓને મેટ્રીકયુલેશન સુધી સ્કુલને ખર્ચે જ્ઞાન આપવામા આવે છે.

આવી ઉદાર સહાયતા માટે તેમની નાણાં આપનાર ગૃહસ્થોને ધન્યઘટે છે. અમે આ બોર્ડિંગનો અભ્યુદય ઇચ્છીયે છાયે અને તેના નેતા તથા માલેકોના ઉત્સાહ માટે તેમને મુબારકબાદી આપીએ છીયે.

# आर्यधर्मप्रकाश

પુસ્તક ૩૪ મુ ] અષાડ સ ૧૯૬૨ [ અંક ૯ મો

## यतोधर्मस्ततोजय



## वृद्धनु विमासण

शिખरिણी

जुवाना आ फानी जरूर नथीं जोता वही गई,
हवे आवा वृद्धा सरव तन श्रद्धा लई गई,
तथापि तृष्णाओ मन थकी जूदी ना थई जरा,
हरि हाथे झालो हद थई हवे हे हरिहरा ! १
घणा ग्रथो जोया तदपि कई भ्रा ती नव टळी,
घणा पथो जोया तदपि कई शान्ती नव वळी,
खरो शान्ती दाता तुजविण नथी को नरवरा,
हरि हाथे झालो हद थई हवे हे हरिहरा ! २
थयु माथु धोळु तदपि मन मोळु नथीं पड्यु,
पडी चाल्या दातो तदपि मन खातो करीं अड्यु,
धूजे छे आ काया तदपि मिठीं भाषा मनहरा,
हरि हाथे झालो हद थई हवे हे हरिहरा ! ३
वळ्योंछु हु वाको तदपि मन फाको करां दमे,
पडी जूठी आखो तदपि मन पाखो करीं भमे,
हवे लीधी लाठी तदपि वृति नाठी नथी जरा,
हरि हाथे झालो हद थई हवे हे हरिहरा ! ४

रूडी रामा संगे रजनी भर रंगे बहु रम्यो,
गळ्या खाटा तीखा भभक भर स्वादो बहु जम्यो;
छता ए स्वादो तो मन थकी हजु ना कंई परा,
हरि हाथे झालो हद थई हवे हे हरिहरा ! ५
हवे काठे बेठो तदपि दूर कांठो नजरथी,
हजु झाझुं जीवुं पूरण घर पूर्यु न जरथी;
बहु व्हाला लागे पशु धन अने नार दीकरा,
हरि हाथे झालो हद थई हवे हे हरिहरा ! ६
रूपाळां धोळांए खणण खखडे छे चकरडा !
बहु व्हालां लागे रसिक मनने ए रमकडां;
नथी लेवां साथे तदपि भरूं बाथे भयहरा,
हरि हाथे झालो हद थई हवे हे हरिहरा ! ७
हवे आ शेषायु विजळी सम मा'रू वही जशे,
मीचाशे आंखो के सरव नथी मा'रू थई जशे;
छतां शाने बाधुं, अरर अवळो हुं अघहरा,
हरि हाथे झालो हद थई हवे हे हरिहरा ! ८
करे दिवो झाली विकट कूपमा हुं क्यम गरूं,
पथारीमां जागुं तदपि लघुशका क्यम करूं ?
फळ्यां पापो जाणुं पूरव भवना आ घणखरां,
हरि हाथे झालो हद थई हवे हे हरिहरा ! ९
लउंछुं हुं माळा तदपि मन माळा मही रमे,
सूणुं ज्यारे गीता विषयी मन चिंता करी भमे;
विभु वा'रे आवो नहि नहि मूंलावो जग करा,
हरि हाथे झालो हद थई हवे हे हरिहरा ! १०
भवाब्धिमां डोले सरस नउका आ गरी जशे !
कृपावायु प्रेरो सुशील सठ आपो तरी जशे;

तर्या छे ता'राथी जगत् महीं जीवो घणखरा,
हरि हाथे झालो हद थई हवे हे हरिहरा ११
निर्दोषे धेर्यो छे अत्र उनमादे छउ चडयो,
कुपथ्यो काधाथी विषम दु खमाही छउ पडयो,
मयानी मात्राथी निरूज करशो भिषक वरा,
हरि हाथे झालो हद थई हवे ह हरिहरा ! १२
घणा खेलो खेल्यो परिपूरण पोष्यु नाज तनु,
नखोथा शिखाग्रे विषम विष व्यापु विषयनु,
घणी वा'रे धाओ पियुष नरीं पावो अमीझरा,
हरि हाथे झालो हद थई हवे हे हरिहरा ! १३
बहु दोषो सामे नजर करशो तो नहि नभु,
उगारानो आरो तम विण नथी कोईन विभु,
बहु बूरी कीधी करणी तरणी आ नहि तरे,
बुडाडो के तारो अधम जीव आव्यो शरणरे १४

---

# आपणु आर्य वैद्यक, तेनो प्राचीन इतिहास, आधुनिक स्थिति अने तेने पुन पूर्व स्थितीमा आणवा माटे करवा जोईता उपाय

( ગયા અકના પૃષ્ટ ૧૮૧થી ચાલુ )

વળી આપણે સૂતિકા શાસ્ત્ર ( *Midwifery* ) તરફ લક્ષ દોરીએ, તો પ્રાચીન આર્યોને તે વિષયનુ ઘણુ ઉડુ જ્ઞાન હતુ, એવુ સ્પષ્ટ જોવામા આવે છે સ્ત્રીઓને આવતા આર્તવનો અવધિ, ઋતુ સમયનું વર્તન, ગર્ભ ધારણ થવા માટે યોગ્ય સમય, પુરૂષ કે સ્ત્રી ગર્ભ જાણવા માટે કેટલીક નિશાનીઓ, પ્રસુતિનો સમય, બાળક આડુ આવે તો કાપી કાઢવાના શસ્ત્ર પ્રયોગો, પ્રસૂતિ થયા પછી સ્ત્રીના આહાર વિહારના નિયમો વગેરે સૂતિકા શાસ્ત્રના વિષયો

આર્ય વૈદ્યકમાં ઘણા વિસ્તારથી વર્ણવેલા છે. બાળકના જન્મથી વૃદ્ધ થઇને મરણ પર્યન્ત ધર્મ શાસ્ત્રે જે જે વિધિ કરવાનું કહ્યું છે, તે બધા મનુષ્યના સુખ અને આરોગ્ય માટેજ છે.

આર્ય વૈદ્યકમાં રોગના ચાર પ્રકાર કહ્યા છેઃ–

૧. આગન્તુક ઉડતા રોગો, પડવુ; હાથ કપાવો વગરે.

૨. શારીરી–માથું દુઃખવું, તાવ, ઝાડો વગરે.

૩. માનસ–ગાંડપણ થવું, બીવું, દુઃખ થવું વગરે.

૪. સ્વાભાવિક–ઉંઘ ન આવવી, તરસ ન લાગવી અથવા વધુ લાગવી વગરે.

યોગ્ય ઉપાયથી રોગ મટાડવો, તેજ વૈદ્યક શાસ્ત્રનો મુખ્ય ઉદ્દેશ છે. રોગ સારો કરવો; એટલુજ નહિ પણ રોગનો પ્રતિબંધ ( prevention ) કરવો, તેજ આર્ય વૈદ્યકનું મૂળ તત્ત્વ છે; ને તે એ કે મનુષ્યની વર્ત્તણુક સુધારવી, એટલેજ રોગ થવા ન દેવો અને તે વિષયને આર્ય વૈદ્યકમા ઘણું મહત્ત્વ આપેલું છે.

આરોગ્ય શાસ્ત્ર ( Hygiene ) બાબત આપણે વિચારીએ, તો જોવામાં આવે છે કે, તે વિષય પણ આર્ય વૈદ્યો પૂર્ણ સમજતા હતા. આર્ય વૈદ્યકમાં દેશ ( climate ) ૩ જાતનો વર્ણવે છે. ૧ જાંગલ. ૨ અનુપ. ૩ મિશ્ર.

૧. જાંગલ તેમા પાણી ઘણું થોડુ હોયછે, તેમાં પિત્ત ને રક્તના રોગ થાયછે.

૨. અનૂપ એટલે પાણીવાળો દેશ તેમાં વાતકફના રોગ વધારે થાય છે.

૩. મિશ્ર એટલે મધ્યમ પ્રકારનો દેશ, તેમાં પ્રકૃતિ સારી રહે છે. તે હવા ફેર માટે ઉત્તમ ગણાય છે.

આ સિવાય મનુષ્યે દિવસે, રાત્રે તથા શરદ્ વસંતાદિ ઋતુમાં કેવી રીતે વર્ત્તવું જોઇએ, તેના નિયમો આર્ય વૈદ્યકમા જેવા ઉત્તમ રીતે આપ્યા છે, તેવા કોઇપણ અન્ય ભાષાના વૈદ્યકમાં નહિ જોવામાં આવે. પ્રાતઃકાળમા બ્રહ્મમૂહુર્ત્તમાં ઉઠીને ઇશ્વર સ્મરણ, મલમૂત્ર વિસર્જન, દાતણ, મુખમાર્જન, વ્યાયામ, અભ્યંગ ઉદ્વર્તન, સ્નાન અને ભોજનના નિયમ તો એવા સરસ આપેલા છે કે, તે પ્રમાણે વર્ત્તવાથી મનુષ્ય કદી પણ આજારી નહિ પડતાં હમેશાં તનમનથી ઘણો મજબૂત રહીને ૧૦૦ વર્ષ જીવી શકે છે.

આર્ય વૈદ્યકમાં શરીર રોગી કે નીરોગી રહેવામાં કારણભૂત પદાર્થ ત્રણ મનાયેલા છે, તે ત્રણ પદાર્થ વાત, પિત્ત અને કફ છે. તે શરીરના દરેક પરમાણુમા છે. તે જો સારી સ્થિતિમા રહે તો મનુષ્યનું આરોગ્ય સારૂં રહે છે. તેમાં જો કંઇપણ ફરક થાય, તો વ્યાધિ થઇને મનુષ્ય રોગી બને છે.

વાત, પિત્ત, કફ સંબંધી હાલ ઉંડું જ્ઞાન ધરાવતા બહુ થોડા હોવાથી તેમજ મુખેથી માત્ર વાત પિત્ત કફનો પ્રલાપ કરનારા વિશેષ હોવાથી હાલ તેની માન્યતા માટે કેટલાક પાશ્ચાત્ય વિદ્યાના અભ્યાસીઓ શંકા ખાય છે. અને પૂરૂં વાચ્યા કે સમજ્યા વગર કે ઉંડો વિચાર કર્યા

વગર એકદમ તેને અસત્ય ઠરાવવાને પ્રયત્ન કરે છે, તેવાઓને મારી ખાસ વિનતિ છે કે તેઓએ તે બાબત સબધી એકવાર પૂર્વ વાચન કરવુ જોઇએ, અને તે પછી તેનુ પૂર્વ મનન કરવુ જોઇએ

વાત પિત્ત કફ સિવાય શરીરને ટકાવનારા બીજા સાત પદાર્થ છે, તેને ધાતુ કહે છે, તેના નામ રસ, રક્ત, માસ, મેદ, અસ્થિ, મજ્જા અને શુક્ર આપણે ખાધેલા અનના એ પદાથ થાય છે, રસ અને મળ રસ એ પદાર્થ ઉપયોગી હોઇને તેમાથી રક્ત થાય છે, રક્તમાથી માસ, માસમાથી મેદ, મેદમાથી અસ્થિ, અસ્થિમાથી મજ્જા અને મજ્જામાથી શુક્ર થાય છે, વિષ્ટા, મૂત્ર, સ્વેદ ને કફ વગેરે મળ તરીકે ગણાય છે રસ કરતા રક્ત ભારે છે અને તે ધમનીમા ચાલ્યા કરે છે, આ ઉપરથી શરીરમા રક્તાભિસરણ (circulation of the blood ) એ બાબત હિંદુ લોકોને કેટલાબધા પ્રાચીન વખતથી માહીત છે, જે બાબત હાલ વિલિયમ-હાર્વેના શોધ તરીકે મનાય છે જોકે તે વિદ્વાન આપણા આર્ય વૈદકના ગ્રથોના ભાષાતરની મદદથી શોધી શકયો છે, તોપણ પ્રસ્તુત વિદ્વાનને ઉધ્ધારક તરીકે માન આપીશુ, તો ખોટુ નહિ હશે હાલ તે બાબત ઘણા પ્રમાણમા આવેલી છે, તે હાલના પાશ્ચાત્ય વિદ્વાનોના શોધને આભારી છે આ સિવાય સ્નાયુ, આતરડા, ધમની, શિરા, નિવતી સબધી આર્ય વદ્યોને પૂર્ણ જ્ઞાન હતુ તે તેઓએ લખેલા ગ્રથોપરથી સ્પષ્ટ સમજાય છે આ સિવાય શરીરની અદર આવતા જ્ઞાનતતુ સબધી વિષયનુ વર્ણન વિશેષે કરીને યોગ શાસ્ત્રના ગ્રથોમા અતિ ઉત્તમ રીતે કરેલુ છે આ ઉપરથી આર્ય લોકો શરીર સબધી વિષય પૂર્ણ રીતે સમજતા હતા, પરતુ હાલ આર્ય વદક નુસાર તે જ્ઞાન ધરાવનાર બહુ થોડાજ જોવામા આવે છે ઘણી દિલગીરી સાથે જણાવવુ પડે છે કે, આપણામાથી કેટલાક લોકો પોતાનુ શાસ્ત્ર તે બધુ ખોટુ માને છે, અથવા તે સમજવાને બીલકુલ યત્ન કરતા નથી, અને, પાશ્ચાત્ય વિદ્વાનોએ કહ્યુ તે ખરુ અને તેમા પૂર્ણ શ્રદ્ધા રાખે છે જાણવુ અથવા જ્ઞાન મેળવવુ, એ મનુષ્યોના ધર્મ છે અને તે નુસાર કોઇ પણ જ્ઞાન મેળવવુ એ સારૂ છે, પણ તે સાથે આપણા ઘરના ખુણામા રહેલા શાસ્ત્રોને અવલોકવા, અને તેનુ અધ્યયન કરવુ એ વિશેષ આવશ્યક છે

આર્ય વિદ્વાનો ઔષધીનુ શરીર પર કેવી રીતે અને કેવી જાતનુ પરિણામ થાય છે, તે જાણવાને ઔષધના પાચ ગુણ માને છે ૧ રસ, ૨ ગુણ, ૩ વીર્ય, ૪ વિપાક, ૫ પ્રભાવ

૧—રસ છ છે મધુર, ખાટો, ખારો, કડવો, તીખો, તૂરો

૨—ગુણ કફ પિત્તાદિ વગેરે પૂર્વના લોકોએ વનસ્પતિના ગુણધર્મ શોધી કાઢવામા ઘણો પ્રયત્ન કર્યા છે, અને તે પ્રયત્નના ફળ તરીકે હાલના સમયની શુશ્રુષાના ( Materia Medica ) નામે

પુસ્તકો જોવામાં આવે છે. ચરકે ૫૦૦ વનસ્પતિ શોધી કાઢી. સુશ્રુતે ૭૬૦ આપેલી છે. સિવાય કઇ ઋતુમાં કયારે ને કેવી જમીનમાથી વનસ્પતિ કાઢી આણવી. તેના સત્વ, અસત્વ કેમ કાઢવા, તે બહુ વિસ્તારથી કહેલુ છે.

૩—વીર્ય ૨ પ્રકારનું. ઉષ્ણ વિર્ય ને શીત વિર્ય

૪—વિપાક. પદાર્થ ખાધા પછી હોજરીમાં જઠ રસના યોગથી ખાધેલ પદાર્થના ત્રણ રસ થાય છે; મીઠો, ખાટો, અને કડવો.

૫—પ્રભાવ એટલે અંગનો ધર્મ

આ સિવાય પૂર્વના ઋષિઓને કેટલીક વનસ્પતિના એવા ગુણો માહીત હતા કે, તેથી તે સેંકડો વરસ જીવતા હતા.

પૂર્વના વખતમાં ગામેગામ વૈદ્યકની શાળાઓ હતી, અને ગુરૂ પોતાના શિષ્યોને જંગલમાં લેઇ જઇ વનસ્પતિની ઓળખાણ કરાવતા હતા; તેને તે વેળા રાજ્યાશ્રય પણ સારો મળતો હતો, અને તેથીજ તે વેળા વૈદક શાસ્ત્ર એટલી ઉંચી સ્થિતિમા હતુ.

આ પ્રમાણે વનસ્પતિજ ઔષધો સિવાય પ્રાણિજ તથા ખનિજ ઔષધોનો પણ આર્ય વૈદ્યકમાં ઉપયોગ કરેલો જોવામા આવે છે. પ્રાણિજમાં અસ્થિ, દંત, દુધ, દહીં, છાશ, માંખણ સર્પવિષ, જળો, સાકડ, માંખી, લાખ, હાથીનો મદ, કસ્તુરી, માંસ, ચરબી, મૂત્ર, મોતી, નખ, મોરનું પીછું, શંખ, શીંગડા વગેરે વપરાય છે. અને ખનિજમાં સોનું, રૂપુ, તાંબુ, કથીર, જસત, શીશું, અને લોહ.

એ સાત ધાતુનો ઉપયોગ ભસ્મ અને રસાયણમાં કરે છે. તેમજ રસ એટલે પારો અને ઉપરસ એટલે ગંધક, હીંગળો, અભ્રક, મનઃશીલ વગેરે અને રત્ન, હીરા ને માણેક વગેરેનો પણ ઔષધમાં ઘણો ઉપયોગ કરેલો જોવામાં આવે છે.

નિદાન ( diagnosis ) બાબત જોઇએ, તો આપણને રોગોના કારણની કલ્પના ઘણી ઉત્તમ જણાય છે. સુશ્રુત અને માધવ નિદાનમા રોગોના કારણો નીચે પ્રમાણે ગણાવ્યાં છેઃ—

૧—માબાપ રોગી હોવાં.

૨—સ્ત્રી સગર્ભા હોતા અહિત આહાર વિહાર કરવો

૩—વાત, પિત્ત, કફનું પ્રમાણ વધતું ઓછું થવું.

૪—આઘાત થવો

૫—હવા બગડવી.

૬—ભૂત બાધા થવી.

૭—કંઇ ખરાબ ટેવ પડવી.

૮—હરિતના મતમાં રોગ કુકર્મથી પણ થાય છે. પૂર્વ જન્મના કર્માનુરોધથી આપણને સુખદુઃખ ભોગવવાં પડે છે, કુકર્મ જન્ય રોગ ઉપર ઉપાય હોમહવનાદિ પુણ્ય કર્મ છે; રોગની પરીક્ષા રોગીના ચેહેરાપરથી, છાતી તપાસીને નાડી, જીભ, આખ, મૂત્ર, મળ આ સર્વની તપાસ કરીને કરે છે, અને ત્યાર પછી ચિકીત્સા (treatment) કરાય છે, તે સિવાય બાલકના તથા સ્ત્રીના રોગોની, ભૂત બાધા જન્મ રોગોની તથા સ્થાવર જંગમ વિષોની ચિકીત્સા આર્ય વૈદક ગ્રંથોમાં

ઘણી ઉત્તમ રીતે આપેની જોવામા આવે છે

વૈદ્યના લક્ષણો સ બ ધમા લખે છે કે, વૈદ્ય ધાર્મિક, શુક મનાતો પ્રમાણિક અને પ્રિય બોલનાર, નિસ્પૃહ હોવો જોઇએ રોગીને મનથી પોષવ થવુ, તે પણ પુણ્ય કમ છે ધનવાન્ લોકો પાસેથી ફી લેવી વળી આપણા ધર્મ શાસ્ત્રમા એવુજ કહ્યુ છે કે, "રાજા, ગુરૂ અને વૈદ્ય પાસે કોઇએ ખાલી હાથે જવુ નહિ" આવા આપણા વૈદ્યક શાસ્ત્રના તથા ધર્મ શાસ્ત્રના સિદ્ધાતો પરથી વૈદ્યકીય ધ ધો કરનારા વિદ્વાનોએ તથા લોક વ ર્ગે ધડો લેઇ ઉપર દર્શાવેલી પોતે પોતાની ફરજો સમજવી જોઇએ, અને તદનુસાર વર્ત્તવા યત્ન કરવો જોઇએ

રો ગનુ નિ દાન થયા પછી તે સાધ્ય, અસાધ્ય, કે કષ્ટ સા ધ્ય છે તે જોવામા આવે છે પ્રાચીન વૈદ્યો શકુનો પરથી, રોગીને આવતા સ્વપ્નો પરથી રોગની સાધ્યાસાધ્યતા ( Prognosis ) સમ જીને તે પ્રમાણે ચિકીત્સા કરતા હતા વળી તેઓ રોગીના શ્વાસ, નાડી, વર્ણ, દાત, જીભ, ઓષ્ઠના ર ગ ઉપરથી તેમજ શરીરમા તથા સ્વભાવમા થતા એકાએક ફેરફાર પરથી દરદી જીવશે કે મરશે, અને મરશે, તો કેટલા માસ, દિવસ ને કલાકની અ દર તેનો ચોક્કસ નિર્ણય કરી શકતા હતા હાલ પણ કેટલાક વિચિક્ષણ પુરૂષોથી કરાતો આયુષ્ય નિર્ણય ખરો પડતો જોવામા આવે છે

અપૂર્ણ

## परम भक्त माधवदास

१

માધવદાસ પરમેશ્વરના પરમ ભક્ત હતા તેમની ભક્તિ જગ જાહેર છે તેઓ અતિશય નિર્ધન હતા સ તોષી હતા ભિક્ષાવૃત્તિથી પોતાના કુટુ બનુ ગુજરાન કરતા હતા

ભક્ત માધવદાસની પરમેશ્વર પ્રત્યેની ભક્તિમા સહેજ ન્યુનતા આવી સર્વ શક્તિમાનની શક્તિ માટે તેમને સહેજ શ કા આવી પરમદયાળુ ભગવા નને એ ભાસ થતા પોતાના ભક્ત માટે દયા આવી ભક્તને કાશીયાત્રાનો વિચાર થયો વૃદ્ધ મા આગળ તેમણે રજા માગી, માતાએ રજા આપી, પર તુ બાળકોના નિર્વાહ માટે તેટલા વખતને પુરતો સ ચય કરી જવા જણાવ્યુ પરમેશ્વર સર્વ શક્તિમાન છે અને તે બાળકોનુ પોષણ કરશે એ બુદ્ધિ ભક્તની રહિ નહિ તેણે લગભગ એક માસ સુધીનો સ ચય કર્યો, અને માતાની રજા લઇ તેઓ કાશી તરફ સિધાવ્યા

કાશીયાત્રામા આકસ્મિક તેમનુ શરિર વ્યાધિગ્રસ્ત થયુ તેમનાથી ઘણે

વખતે સ્વદેશ પહોંચાયું નહિ. સર્વશક્તિમાનની શક્તિ ન સમજી શકવાની સહેજ ભૂલ કરવાથી માતા અને બાળકોનાં પોષણ માટેની અતિષય ચિંતા ભક્તને થઇ.

સ્વદેશમાં માતા તથા સ્ત્રી પુત્રો કરેલા સંચયનો ઉપયોગ કરતાં આનંદમાં દિવસ ગાળતાં હતાં. માધવદાસે નિર્વાહ માટે આણેલી સર્વ ચીજો હવે પૂર્ણ થઇ. આવતી કાલે ભક્ત માધવદાસ ન આવે તો નિર્વાહને માટે અડચણ પડે એ સ્થિતિ કુટુંબની થઇ.

ભક્તના ઘર આગળ એક મહાધનિક વેપારીની હવેલી હતી. માધવદાસ દરરોજ સવારમાં ઇશ્વર ભજન કરતા હતા તે આ ગૃહસ્થ સાંભળી આનંદ પામતા હતા, ઘણા દિવસ થયા ભક્તના ઘરમાથી ભજન ન સંભળાવાથી ગૃહસ્થને સહેજ આકાંક્ષા થઇ. બહાર જતી વખતે ભક્તની ડેલી આગલ જઇ વૃદ્ધ માતાને પુછયું કે માધવદાસ કયાં છે? માએ કહ્યુ તેઓ કાશીયાત્રા ગયા છે. ગૃહસ્થે પુછયું ત્યારે તમારો નિર્વાહ કેમ ચાલે છે. માતુશ્રીએ જણાવ્યું આજ સુધીનું અનાજ રાખી તેઓ ગયા છે. આજે અત્યાર સુધીમાં આવી જવા જોઇએ નહિ તો સંધ્યાકાળે.-આટલું બોલી માતા ચુપ રહ્યા.

દયાર્દ્ર હૃદયના શેઠને દયા આવી. માણસોને હુકમ કર્યો કે માધવદાસ આવે ત્યાં સુધી એના કુટુંબને જે કંઇ જોઇએ તે પુરૂં પાડવું.

કેટલેક કાલે માધવદાસ સ્વદેશ આવ્યા. છોકરાઓનું શું થયું હશે એ ચિંતામાં બેબાકળા ડેલીમાં પ્રવેશ કર્યો. મા, સ્ત્રી અને પુત્ર પુત્રીઓને આનંદમાં જોઇ આશ્ચર્ય પામ્યા. માતાને સર્વ વૃત્તાંત પુછયો. માએ સર્વ વાત કહી.

પરમેશ્વરના ભક્તને લજ્જા આવી. પાછલ રાખી ગયેલ કુટુંબનું પોષણ કરવા પરમેશ્વરને સમર્થ કેમ ન ગણ્યા એમ મનમાં આવતાં પોતાની ભક્તિની ન્યૂનતા માટે પોતાને ઠપકો આપ્યો. ઇશ્વર જેને ઉત્પન્ન કરે છે તેની ચિંતા તે રાખે છે એમ તેમણે દૃઢ નિશ્ચય કર્યો. આ પ્રમાણે ભગવાને પોતાના ભક્તની થયેલી ભૂલ ભાંગી.

---

## म्हारूं जीवन.

૧

હું જીવું છું ત્હેને માટેઃ—જેઓ મુજને ચાહેઃ
જેઓને સત્યના-સ્નેહીઓ, મ્હારૂં મન જાણેઃ
વિશ્વ અનન્ત હસતું મુજ ઉપર શાન્તિ જે વરસાવે,
આ શ્વાસી આમન્ત્રે સૂક્ષ્માન્તર્ગત અભિલાષે.

દૈહિક ફરજો જેનાથી બધાયૂ તન આ ભાસે
જે ફરજો હૂ 'અદા કરૂ, પ્રભુએ મૂકી' સમજાને
જેના ફલની ઉજ્જ્વળ આશા મુજ પાછળ રહી જાએ
ને જે કાંઇ મૂજ સવસ્વથી પરનૂ ભલૂ કદી થાએ
હૂ જીવૂ છૂ——

૨

હૂ જીવૂ છૂ આને માટે—જેઓ કાઇક વેઠે,
મ્હારી ખાતર, હૂ બદલામા, અનુસરૂ તેમની પેઠે
તેઓની કીર્તિને સત્વર મૂર્તિમતી થતી જોઉ
મહાન કાય, દેશ હિતાર્થે, જન અનુસરતા જોઉ
જેવા મનુબાલો સ્વાથ ત્યાગતા, કવિસમ જન બોધીને
સવ વર્જ્ય ગણી, દેહમત્ય ગણી, દેશોન્નતિ સાધે જે,
એ લોક સગ, ઉમગ ધરી, જીદગી ખરી રતો રહૂ
અથવા જન બોધી, સત્યજ શોધી, કરૂ દેશસેવ હૂ
મોટા નિયમોથી મહર્ષિ પેઠે ધાર્યૂ પારજ પાડ
હૂ જીવૂ છૂ——

વિદ્યાર્થી સવ, હિદનો ગર્વ હિદન, સત્ય ભાવી જે,
શુભ કામ કરે, વિશ્રામ દિયે, સદ્દીન નામ રાખી દે,
પુસ્તકે, મુખે, અ તરમા, પાછળ-પ્રજા સવ છક થ એ
આવૂ-આવૂ-બનવા-થાવા-કરવા જીદગી જીવૂ
હૂ જીવૂ છ—

૩

હ જીવૂ છ—જોવા મ્હારૂ સવ કૃત્ય પ્રભુ રૂપ
'કરત અને મનજ છે બાલો એકથી એક અનપ'
આમ સમજવા-સમજાવીને લાગણીથી મેળવવા
સવ શાસ્ત્રની વાતોમાથી સત્ય ખોળવા માટે
ગૃહી-ગૃહાવી હૃદયન ન કરી પ્રભુ તરફ ધપવાને
જે નિર્મેલે રસ્તે વહવા કહ્યુ છે, ત્યાજ જવાને
હૂ જીવૂ છ—

હૂ જીવ છૂ-જોવા તે સૂભાગી દૈવિ સમયને-
જ્યારે મનુબાલોના સૌ ચાનો, પુણ્ય રૂપ પરિણમશે,
સાથે વ્યવહરશે, પ્રીતે રીતે, સત્યાસત્ય વિવેકે,

લક્ષ્મી ગુણકારી બાધિત કરશે નહિ જે સ્નેહ વિધિને
મનુષ્ય જોશે પછી સત્યને પુણ્યરૂપ અજવાળે,
છેવટે ગૃહી તે હૃદય ઐક્યથી જોડાઇ સુખી થાશે
જગત્ સકલ ન્હાશે સ્નેહે ને સત્યે પ્રભુ વિરાજે,
ભાસશે બધું સ્વર્ગના સમૂ જે કલ્પનાજ કલ્પે છે.

---

# कौरवोंनी सभामां श्रीकृष्ण वष्टिए.

---

( ગયા અંકનાં પૃષ્ટ ૧૬૫ થી ચાલુ )

તે સમયે તા'રો ગર્વ ગળી જશે તા'રાં હાડ ધ્રુજી જશે! દુર્યોધન! તું પોતાને બહુજ શાણો સમજે છે પણ એ શ્રાણુપત અર્જુનનું ગાંડીવ અને ભીમની ગદા જ્યારે કુરૂક્ષેત્રના મેદાનમા ઘૂમશે ત્યારે ક્યાંય જતી રહી હશે અને હશે તું ભીરૂ જેવો ભુંડે હાલે રઝળતો! નહિ હોય તા'રી પાસે લાવ લશ્કર કે ભીષ્મ કે દ્રોણ જેવા સહાયકો! સર્વ ઠેકાણે પડી ગયા હશે અને હશે માત્ર તું આધા ઘેલા જેવો દીનભરી સ્થિતિમા, સા'રાં આ વચન તને બહુજ કર્ણકઠોર લાગતાં હશે અને વાસ્તવિક રીતી તે છે, પણ એવાજ, તને હલકો પાડનારા અને તા'રૂં અપમાન કરનારાં, છતા લાખો મનુષ્યનો સંહાર થતો અટકે તે સારૂ એવા વચન અત્યારે હાથમા વખત છે ત્યારે તને કહીને સમજાવવાની જરૂર છે. પણ હા! પથ્થર ઉપર પાણી છે. કારણ અભિમાન અને દુષ્ટ વાસનાથી તા'રૂં મન મલિન થઇ ગયું છે! શરીરની રગે રગમાં ઇર્ષ્યાની ઝેરી વાસના પ્રસરી ગઈ છે જેથી તા'રા કાન અને ચક્ષુના દેવતાઓ અંદરથી ઉઠી ગયા છે તું કાને સાભળતો નથી અને સાભળે છે તો સમજતો નથી! આખે દેખતો નથી અને દેખે છે તો સવળાંનું અવળુંજ દેખે છે! દુર્યોધન! તું તા'રા હૃદયમાંથી ઇર્ષ્યાને દૂર કર. તા'રા અભિમાનના ઝભાને ફેંકી દે. અને પછી એ નિર્મળ થએલા મનવડે તું વાસ્તવિક વિચાર કરી જો. તો તને સમજાશે કેઃ—

૧ પાંડવોનો વાજબી હક આપવામા શા માટે મા'રે વાંધો લેવો જોઇએ?

૨ મા'રો એ વાંધો હવે કેટલો વખત ચાલી શકશે?

૩ શુ આ સર્વ રાજ્યલક્ષ્મી મા'રેજ સાટે નિર્માણ થએલી છે?

૪ હું એમ સમજું છુ કે પાડવો પોતાનો હક હાથ નહિ કરી શકે તે શુ મા'રૂં ધારવું સત્ય છે?

૫ જેમ અમે ધતરાષ્ટ્રના પુત્રો તેમ તેઓ પાડુના પુત્રો ન નહિ ?

૬ અમા । બનેના હુ- મ ખા ના નહિ ?

અત્યાર સુધિ પાડવો સાથે જે વર્તાન રાખવામા આવ્યુ છે તે શુ ધમ નીતિને અનુસરતુ છે ખરૂ ?

એ પ્રશ્નો ઉદ્‌ભવતા તેના જવાબ પણ તને આપાઆપ સમજાઈ આવશે ને સમજાશે કે મે પ્રથમથી આખર સુધિ ભવાજ કરી છે હુ અવળેજ માર્ગે ઉતરી પડ્યો છુ એમ તને યથાર્થ સમજાશે માટે અત્યારે તને જે સમય સાપડયો છે તેમા સીધો માગ હાથ ન્રી લેવા ધારે તો બને તેવુ છે, તેમા કિર્તિ અને લાભ ઉભય સમાએલા છે માટે સમજી જા અત્યારે તારા પ્રતાપમા અજાએલા કોઈ પણ રાજા અથવા તારા સૈન્યાધિપતિ કે મત્રી તા'રા પોતાના મન વિરૂદ્ધ બોલી શકતા નથી ધતરાષ્ટ્ર અને ગાધારી પુત્ર પ્રેમમા સારાસારના વિચારને ભૂલ્યા છે અને ભાગ્યે તને સીધા રસ્તા ઉપર લઈ જવાના શ્રમમા ઉતરે છે તો તુ તેના તે શ્રમને નિષ્ફળ કરે છે । તા'રી પાપી વૃત્તિનો ત'। ઉપર એટલો બધો નશો જેસી ગયો છે કે હવે તને તેમાજ મજા માનમ પડે છે । તુ એમજ રાજી રાજી થાય છે અને આનદ માને છે કે પાડવો થયા લીખ માગતા ને રઝળતા તેને કઈ પણ આપવુ નથી આ સમગ્ર પૃથ્વિનુ અવિચ્છિન્ન મારેજ કપાળે લખાયુ છે । તુ જ્યારે એમ પણ માનતો હઈશ કે પાડવો અસમર્થ છે તેથીજ આ વષ્ટિ ચલાવે છે ? પણ ઓ પામર । તેઓ ધમના રક્ષક છે ધમના સેવક છે, ધમ મા ને અનુસરનારા છે તેથી રાજ ધમ નો આ વચલો માગ પણ તેમણે ગ્રહણ કર્યો છે હવે છેવટનો એકજ માગ તેમના હાથમા રહ્યો છે ને જ્યારે તુ તેમના વાજબી હક્ક ધમ નીતિના કોઈ પણ રસ્તાથી તેમને સ્વાધિન નહિ કરે ત્યારે પછી તેઓ પોતાના ક્ષત્રિય ધમનો આશ્રય લેશે એ માર્ગે વળશે, તેમા હજારો લાખો પ્રાણીઓનો સહાર કરશે કુટુબ સમેત ખુવાર થશે પરતુ ક્ષત્રિય ધમનુ યથાયોગ્ય પાલન કરી તા'રા અધમ પથનો તને બરાબર સ્વાદ ચખાડશે— તા'રા મદાધ નેત્રો ખુલ્લા કરી બતાવશે । ઈર્ષ્યાના વાસ્તવિક પરિણામ તને દેખાડશે? હદ્દ બહાર રાજ્ય લોભની છેવટની સ્થિતિનુ તને દશન કરાવશે અને છેવટે તને એ પણ સમજાવશે અરે તુજ આખરે સમજી જઈશ કે ઈર્ષ્યા, અતિ લોભ દુષ્ટ વાસના ઘમડ અભિમાન, અને પાપી કમના જે બીજ વાવવામા આવ્યા હોય છે તેમાથી નીપજતા તમામ વિષરૂપ ફળો તે વાવનારનો પૂણ રીતે ભોગ લે છે, ત્યારેજ એ વિષ મય ફળોના વિષનુ શમન થાય છે ધ્યા । ત એવા ઝેરમય વૃક્ષો બાઝે છે કે તેની ગધનો માત્ર અશ પણ જેને આવી જાય તેને પણ તેના વિષમ ફળ ભોગવવા પડે છે । શ્રી કૃષ્ણના આ વજ્ર જેવા વચનથી દુર્યોધન બળી ઉઠતો હતો તે દયે વગે જોતવા જતો હતો તેને

ભીષ્મ દ્રોણાચાર્યાદિ વારી રાખતા હતા. ધૃતરાષ્ટ્રે જાણ્યું કે દુર્યોધન શ્રીકૃષ્ણ પ્રત્યે અયોગ્ય વેણ ઉચારશે તેથી તેણે દુર્યોધનને શાંત પાડવા ધીમાશથી કહ્યુ જે ભાઇ શ્રીકૃષ્ણનું કહેવું અક્ષરે અક્ષર યોગ્ય છે હસ્તીનાપુરના રાજ્ય ઉપર પાંડવો તથા કૌરવો બંનેનો સરખો હક છે. માટે તેનો અરધો ભાગ તેને હવાલે કરી સૌ સલાહ સંપથી વર્ત્તિ રહેશો તો જગતમાં કિર્ત્તિ વધશે. અને ગોત્રા ગરદન થતી અટકશે, માટે હે દુર્યોધન! તું સમજી જા. શ્રીકૃષ્ણ જ્યારે આહીં સુધિ માત્ર વષ્ટિ અર્થેજ પધાર્યા છે તો આ ફરી તક ખોવી ઘટિત નથી ભીષ્મ, દ્રોણ અને વિદુર સર્વનો એવોજ અભિપ્રાય છે કે પાંડવ અને કૌરવોએ એક રૂપ થઇ સમસ્ત પૃથ્વીના માલેક થવું પણ નહિ કે એકજ લોહીના તરસ્યા થઇ રક્તની નદીઓ વહેવરાવવી!

એમ ચારે કોરથી જ્યારે દુર્યોધનને વિંટી લેવામાં આવ્યો ત્યારે એકજ ત્રાડે આખી સભાને ગજાવી.

તે સિંહ ગર્જનાથી બોલ્યો. પિતાજી! આમ બીરૂ કેમ થાઓ છો? તમો ભોળા કેમ થાઓછો? શ્રીકૃષ્ણ કે જે છળ કપટ અને દગામાં પ્રસિદ્ધ છે તેના ઉપર તમો વિશ્વાસ રાખોછો? જે માત્ર પાંડવનુંજ કલ્યાણ વાંછેછે તેના ઉપર તમો વિશ્વાસ રાખો છો? જે આપણું સર્વસ્વ ઝૌંટી લેવાની ઇચ્છા ધરાવે છે તેમના ઉપર વિશ્વાસ રાખોછો? જે આપણને પાંડવોના સેવક કરવાની દ્રઢ ધારણા ધારી રહેલ છે તેના ઉપર વિશ્વાસ શો? શ્રીકૃષ્ણના ઉપર ઉપરના ટાપટીપવા બોલ તેમજ તેની વાક્ય ચાતુરીથી આપણી સભાના મહારથીઓ દબાઇ ગયા છે ને તેમના ગાળામાં બેસી ગયા છે પણ આપ ખાતરી પૂર્વક માનજો કે શ્રીકૃષ્ણ કદાપિ આપણા હિતમાં નથીજ તે પાંડવોનાજ મિત્ર છે તે આપણનેજ જતી થવાનો ઉપદેશ આપે છે. હું શ્રીકૃષ્ણને પૂછું છું કે પાંડવોનો અમોએ શો અપરાધ કર્યો છે કે તે નાહક અમને જગતમાં હલકા પાડે છે? એક વખત તેઓ જુગારમાં સર્વસ્વ હાર્યા છતાં તેમને સર્વસ્વ પાછું આપ્યું તે અમારી ભલાઇ નહિ કે? જુગાર રમવા તેઓ પોતાનીજ ખુશીથી આવ્યા હતા. બીજી વાર જુગાર રમી તેઓ હાર્યા ને ઠરાવ પ્રમાણે વનવાસ ગયા તેમાં મારો શો દોષ? એવો અમારો ક્યો દોષ છે કે પાંડવોને અમો નમીએ? હું યુદ્ધથી ડરતો નથી કારણ તે અમારો ક્ષત્રિય કૂળ ધર્મ છે. અર્જુનનું ગાંડીવ ને ભીમની ગદા દુર્યોધનના એકલાજ બાહુ બળ આગળ કુચ્ચા છે દૈત્યને અંત પમાડું એવું મારા અંગમાં રક્ત વહે છે અને કોઇને પણ ભય નથી. શ્રીકૃષ્ણ તમારે નક્કી સમજવું કે હું તમારા દાવપેચની જાળમાં ફસાઉં એવો નથી. એ તો કાળયવન જેવા સપડાય કંસ જેવાનું રાજ્ય લુટી લેવાય! ગોવાળજી! દુર્યોધન છે લોઢાના ચણા છે ચાવતા જતાં દાંત તૂટી જશે. પાંડવોનો પક્ષ લઇને આવ્યા છો અને બહુ બહુ ડહાપણ કરો છો. પણ તે ડાહ્યાપણ ઓછું

ચાલવાની નથી. મારી સભાના સર્વે સભાસદો કદાચ્ તમારા મતને મળતા થાય અમારા પિતાજી ધતરાષ્ટ્ર મહારાજા પણ તમારા મતને અનુસરે અને કદાચ સાક્ષાત્ બ્રહ્મા કે ઈંદ્ર આવીને મને પાડવોનો અર્ધો ભાગ આપવાનુ કહે તો પણ દુર્યોધન પોતાના મેરૂ જેવા દૃઢ વિચારમાથી કદી ડગે તેમ નથી અર્ધ ભાગની શી આશા રાખો છો? ઝાઝવાના જળવી કદાપિ તૃષાતૂરની તૃષા છીપે, કદાપિ સૂર્ય, પૂર્વથી પશ્ચિમમા ઉગે, અને કદાપિ મહાસાગર પોતાની મર્યાદા તજે, પણ હે શ્રી કૃષ્ણ! તમારે આટલુ ખચીત સમજીજ લેવુ કે જ્યા સુધિ દુર્યાધનના પિંડમા પ્રાણ હશે અને જ્યા સુધિ તેની કોઇ પણ નાડીમા રક્ત વહેતું હશે ત્યા સુધિ સોયની તિક્ષણ અણીથી જેટલી જમીન વિધાય તેટલી જમીન પાડવોને મળી શકશે નહિ ધડ અને માથુ જુદુ પડી ગયા પછી ધડ ઝઝશે પાડવોને મારશે અને નિષ્પાડવી પૃથ્વી કરશે હજારો અને લાખો પ્રાણીઓનો સહાર થવા દેશે, કુટુબ નાશ થવા દેશે, ગોત્ર ગરદન થવા દેશે આ ભૂમડળ ઉલટ પાલટ થવા દેશે, પણ હે! શ્રીકૃષ્ણ, સોયની તીખી અણીથી જેટલી જમીન વિધાય તેટલી જમીન પણ દુર્યોધન પાડવોને આપશે નહિ

(અપૂર્ણ)

---

## आ विकट भवाब्धि क्यारे तराय?

આ દુષ્કર ભવસાગર ક્યારે તરાય? યોગ, યાગ, જપ, તપ, આદિ અનેક કર્મો આ વિકટ ભવસાગર તરવા અર્થે કરવામા આવે છે પરતુ કરોડોમાથી એકજ ભવસાગરની પાર જઇ શકે છે—તરી શકે છે જન્મ મરણમાથી મુક્ત થાય છે—કૈવલ્યપદને પામે છે તેનુ શુ કારણ? સન્યાસીનો સન્યાસ અને કર્મયોગીનો કર્મયોગ શી રીતે નિષ્ફળ થઇ જાય છે? માનવદેહ કે જે આ સસાર સાગર પાર કરવાને એક નૌકા સમાન છે, અને એવી એક ઉત્તમ નૌકા હાથમા આવ્યા પછી પણ જન્મ મરણનો જીવાત્માને રઝળપાટ રહે એ કેટલુ શોચનિય! અહીના અનિત્ય સુખને માટે રાત દિવસ ભમાવનાર કોણ? જીવની અધોગતિ કરનાર કોણ? એવો કયો શત્રુ આ દેહરૂપી નૌકાને ભવસાગરના ખરાબામા પટકાવી નાખી તેના ફુરચે ફુરચા ઉડાવી દે છે? મૃગજળ જેવા સસારમા અત્યત લહુતા કોના વડે થાય છે? સુખ દુખ એ ઉપાધી શાને લઇને છે? જીવાત્માને બધ અને મોક્ષ કોના વડે છે? નીજ સ્વરૂપને કોણે ભુલાવ્યુ છે? પુન આવે છે ત્યા

આનંદ થાય છે. મરી જાય છે ત્યારે શોક થાય છે. ક્ષણમાં પોતાને સુખી માને છે. ક્ષણમા પોતાને દુઃખી માને છે. તે સર્વ શાને લઇને છે? આવા પ્રશ્નો જ્યારે એક જીજ્ઞાસુએ એક મહાત્માને પૂછયા ત્યારે તે મહાત્મા બોલ્યા.

મહાત્મા—વત્સ! સાંભળ પૂર્વે કોઇ મિથ્યાપુરીમાં એક આત્મવેત્તા બ્રાહ્મણ આવી ચડયો. મિથ્યાપુરીની સૌંદર્યતા જોઇ આત્મવેત્તા બ્રાહ્મણે વિચાર કર્યો કે આ નગરી રહેઠાણ કરવા યોગ્ય છે, જો કે બ્રહ્મ પ્રદેશમાં તો હું અનેક વર્ષો થયાં વસું છું તો પણ આ મિથ્યાપુરીની મોહક રચના પણ અનુભવી હોય તો ઠીક છે. બ્રહ્મપુરીમાં જેમ બ્રહ્માનંદ છે, તેમ મિથ્યાપુરીમાં મિથ્યાનંદ હશેજ તો. જ્યારે હવે અનાયાસે આ મિથ્યાપુરીમાં આવી ચડયા ત્યારે એ મિથ્યાનંદ શા માટે ન અનુભવવો? અને આપણે તો નિર્લેપ છીએ—આપણને એ મિથ્યાપુરી કયાં ચોંટી જવાની છે. બ્રહ્મપુરીમાં તો સર્વદા વસવાનુંજ છે ત્યારે આંહીંના સુખ, આંહીંની મજા અને આંહીંની મોજ શા માટે ન ઉડાવવી? મિથ્યાપુરી તો મને ભાસે કે કદાચ્ બ્રહ્મપુરીને પણ વટાવી જાય! એની રચનાજ કેવી! કેવી કોઇ આ લાવણ્યવતી સ્ત્રી જાય છે! તેની સાથે લગ્ન કરૂં? પણ એમ મને પોતાના ઘરમાં પેસવાજ કેમ દે? હું જો એને પ્રત્યક્ષ જઇને એમ કહીશ કે તું મારા સાથે લગ્ન કર તો તે કદાપિ માનશે નહિ એટલુંજ નહિ પણ કદાચ્ આ નગરીના રાજાની કોરટમાં મને ઘસડાવે! એમ શા માટે કરવું? બહુજ સહેલો ઉપાય હાથમાં છે. તે મૂકીને આડે રસ્તે શા માટે જવું. તેના શરીરમાંજ પ્રવેશ કરૂં; તેના જેવોજ તેનાસય અને તેનોજ થઈ જાઉં તો પછી આપણી સર્વ ચિંતાઓજ તેને આપણે તેનાજ કહેવાઇશું. પછી આપણું આ મિથ્યાપુરીમાં નામ પૂછનાર કોણ છે? કારણ કે આ મિથ્યાપુરીમાં સ્ત્રીયા રાજ્ય જણાય છે. સ્ત્રીયોને લઇનેજ આ રાજ્યતંત્ર ચાલતો જણાય છે. મિથ્યાપુરીની જે અપૂર્વ રમણિયતા જણાય છે તેનાં કારણભૂત આ નગરમાં વસતી સ્ત્રીયોજ છે. જ્યારે તેનું આવું મોહક સ્વરૂપજ ત્યારે તેની અંદર તો કોણ જાણે કેવાં દૈવી સુખ હશે: હશેજ. કારણ કે મારૂં મન કહે છે કે હશેજ. અને હવે હું ખાતરીપૂર્વક કહું છું કે છેજ; ત્યારે ચાલ મેં જે સિદ્ધિઓ સંપાદાન કરી છે તેના યોગે આ સ્ત્રીના ઉદરમા પ્રવેશ કરૂં. સિદ્ધિ તો મારે વશ છે, એટલે આપણને તેમાંથી બહાર નીકળી જાતા કેટલી વાર છે? એવું કયું લોહ-પીંજર છે કે મને પકડી રાખશે? નવદ્વારમાથી ગમે તે માર્ગે પાછો હું બહાર નીકળી આવીશ. અને કદાચ્ ન નીકળ્યા અને સંસર્ગથી મિથ્યાપુરીમાં આપણો કાયમનો વસવાટ થયો તો પણ શું ખોટું? એવો વિચાર કરી સિદ્ધિના પ્રયોગ વડે તે આત્મવેત્તાએ એ લાવણ્યવતી સ્ત્રીના ઉદરમાં પ્રવેશ કર્યો! આહા! એ મિથ્યાપુરીની સ્ત્રીની કેટલી અદ્દભૂત શક્તિ!

તેની સર્વ સિદ્ધિનો વિનાશ! તેના આત્મજ્ઞાનનો વિનાશ! પખી જાળમા સપડાયુ! જેને તે આનદના સ્થાનરૂપ માનતો હતો, અને જેને માટે અનેક જન્મના સારભૂત આત્મ વિદ્યાને ગુમાવવા તૈયાર થઇ ગયો અને જેને તેણે અપૂર્વ લાવણ્યતા ભરેલી જોઇ હતી તે સ્ત્રીના ઉદરમા પ્રવેશ કરતા આહા! તેની શી દુર્દશા થઇ! ન સહન થઇ શકે એવા દુર્ગંધમય હાડ ચામના કોઠામા તે પુરાયો! અનેક જીવજન્ત તેને કરડવા લાગ્યા એટલુજ નહિ પણ ત્યા તેને ઉધે માથે લટકવુ પડયુ! અંધકારમય કોઇ અજાણ્યા પ્રદેશમા ફસાઇ પડયા જેવું થયુ મળમૂત્રના સ્થાનમા તેનો નિવાસ થયો! તે ગભરાવા, અકળાવા, મુઝાવા લાગ્યો! શુ કરવુ? વજ્ર કરતા પણ અતિ કઠણુ એવા કિલ્લામા તે સપડાયો તેણે વિચાર કર્યો કે મને આ અધોગતિ શાથી પ્રાપ્ત થઇ! કાઠે આવેલુ નાવ શી રીતે ડુબ્યુ? મા'રી શક્તિઓ કયા વિનાશ પામી? હવે એ હાથથી ગએલી બાજી શી રીતે સૂધરે? હા! હુ ફસાયો! અહીયા મા'રૂ સહાયક કોણુ? હુ પામર જેવો કેમ થઇ ગયો? હવે મા'રી શી ગતી થશે? હુ કોણુ હતો તે હવે મને સમજ પડતી નથી! હવે મા'રો છૂટકો શી રીતે થશે?

એ પ્રમાણે અસહ્ય દુ ખ ભોગવતો લાબો સમય તે સ્ત્રીના ઉદરમા રહ્યા પછી મિથ્યાપુરીના પાટનગરમા તેનો અવતાર થયો સ્મૃતિહીણ થએલો પૂર્વનુ સર્વ વીસરી ગએલો બાળરૂપ અવતર્યો! એ સ્ત્રી બ્રાહ્મણ જાતીની હતી અને કુટુબ ધનાઢય હતુ યોગવિદ્યામા પારગત હતુ

शुचीना श्रीमता गेहे योगभ्रष्टो भि जायते ॥
अथवा योगिनामेव कुले भवति धीमताम् ॥

એ પ્રમાણે એ આત્મવેત્તાનો યોગી જેવા અને ધનાઢય બ્રાહ્મણને ઘેરે અવતાર થયો પરતુ મન-વાસનાની જે ગ્રથી પૂર્વ જન્મની બધાઇ ગઇ હતી તેને લીધે તેને ભવાબ્ધિનો આ અવતારમાજ પાર લાધી જાય એમ નહોતુ સુવાવસ્થામા આવતા, નઠારા ગોઠીઆઓની સોબતમા ભળ્યો માતા પિતાએ તેને ભણાવા ગણાવાની ઘણી તજવીજ કરી પણ સર્વ વ્યર્થ! પોથા થોથા ને ભણતર ગણતરમા તેનુ ચિત્ત ચાટતુજ નહોતુ! એટલે વિદ્યાભ્યાસનુ કાર્ય બધ કરી તેના પિતાએ પુત્રના લગ્ન કર્યા જેવા તેને પૂર્વ જન્મમા મિથ્યાપુરી જેવાની ઇચ્છા હતી તેવીજ અતિ સાૈદર્યવાન સ્ત્રી તેને મળી પુત્રના લગ્ન કર્યા પછી બીજે દહાડે એ આત્મવેત્તાના માબાપ મુક્ત પૂરને પામ્યા આ ભાઇને એજ જોતુ હતુ! ઘરડા માબાપનુ તેને કઇ પણ કામ નહોતુ! તે તો માત્ર પોતાની પરણેલીને પરમેશ્વર તરીકે જોતો હતો સ્ત્રીનો તે ગુલામ બન્યો હતો! છોકરાની જમાત પણ ઠીક ઘરમા ભેળી થઇ સાત દીકરા-નીવડા અને સાત દીકરીઓ-સ્ત્રી દીકરા અને દીકરીઓ કોઇ જન્મના વેર વાઇજ તેને મળ્યા હતા! એ- દિવસ પણ તેના શાતીમા જતો નહોતો આત્મ

ભવસાગર કે જેમા ઠેકાણે ઠેકાણે ખાડા ખરાબા અને અગાધ જળ ભર્યુ છે તેમા હા! કોઈ અમૂલ્ય યોગને લીધે મળેલી કાયા નાવડી ખબકાઈ જાય છે! આત્મવેત્તા બ્રાહ્મણ કે જે તપશ્ચર્યાના પ્રભાવથી સિદ્ધિઓ સપાદન કરી શકયો હતો, પરતુ નિરકુશ જે મન તેને તે અકુશમા લાવી શકયો નહોતો મિથ્યાપુરી અને તેમા વાસ કરતી મોહક સુદરીઓ જોતા તેની ચિતવૃતિ ચળી! પરિણામ શુ આવ્યુ, તે આપણે જોઈ શકયા છીએ કાઠે આવેલુ વહાણ મનરૂપી તોફાનમા આવી જવાથી ખરાબે ચડી ગયુ! છિન્નભિન્ન થઈ ગયુ! હાડચામના કોઠામા પુન પેસવુ પડ્યુ! રૌરવ નરકથી અધિક ભયકર નરકયાતના ભોગવવી પડી માતાના ઉદરમા ઉંધે મસ્તકે લટકવુ પડયુ અને મિથ્યાપુરીના પાટનગરમા અવતર્યો! ત્યા તેની શી વલે થશે અને પૂર્વ જન્મનુ જે કાઈ સપાદન કર્યુ હતુ તે શુ હાથમા આવ્યુ કે ગયુ, તેમા જે વાધા હતા, તે ટળ્યા કે શી રીતે થયુ અને તેનો જન્મ મરણથી છુટકારો થયો કે રઝળતા રોઝની માફક સસાર ચક્રમા ગોથા ખાતોજ રહ્યો? તે સર્વ હવે પછી આવશે તે સાથે એ યથાર્થ સમજાશે કે આ વિકટ ભવાબ્ધિ તરવો ક્યારે સહજ થાય છે અને કયારે દુસ્તર થઇ પડે છે!

## त्रिमूर्त्ति-एकज परम पुरुपनो त्रिधा विभाग

વેદમા તથા દર્શનોમા જોતા એ વાત તો યથાર્થ સમજાય છે કે एकज परम पुरुपनो त्रिधा विभाग થઈ સૃષ્ટિસર્ગ ચાલે છે साख्य दर्शनमां તો सत्त्व रजस, तमस् એ ત્રિગુણ સ્પષ્ટ કરી આપ્યા છે તેમા રજસ્થી प्रवृत्ति સત્ત્વથી स्थिति, અને તમસ્થી સહાર ब्रह्मा, विष्णु અને महेश्वर એ ત્રિમૂર્તિનો ઉદ્ભવ કેમ થયો તેની યથાર્થતા સમજવા માટે સાખ્ય તરફ નજર કરીએ તો તેમા કર્તારૂપ–રજોરૂપ–ब्रह्मा પાલનરૂપ સત્ત્વરૂપ विष्णु અને સહારરૂપ તમોરૂપ–शिव–महेश्वर એ પ્રમાણે એ ત્રિમૂર્તિનુ રહસ્ય છે ને તે સૂક્ષ્મ રીતે ઔપનિષદ રહસ્યને અનુસરતા એ ત્રણે એકજ પરમ સત્ના રૂપાન્તર છે

અદ્વૈત વાદમાના હિરણ્યગર્ભ તે ब्रह्मा વેદનમાના પ્રજાપતિએ પણ ब्रह्मा સતરૂપ અવ્યાકૃત બ્રહ્મમાથી સૃષ્ટિસર્ગ તે એક ઇડા જેવોજ છે ચેતનરૂપ વ્યાકૃત સતથી વ્યાપ્ત હોઇ તેજોમય છે પુરાણોમા હિરણ્યગર્ભ એવુ નામ આખા બ્રહ્મરૂપ બ્રહ્માડનુ પડયુ જેમ કમળની કરીને સતરૂપમાથી સ્વત પ્રવૃત્તિએ ઉદ્ભવેલા સૃષ્ટિસર્ગની સજ્ઞા કરી બતાવી છે તેમ ઇડાથી પણ સમજવાની છે એ

સુવર્ણાંડજ બ્રહ્મા છે-સુવર્ણાંડના અધિષ્ટાતા;–પદ્મયોની બ્રહ્મા. હવે પુરાણ સંગતિ મેળવી જોતાં બ્રહ્માને વાહન હંસનું ઘટિત છે. અદ્વૈત ભાષામાં હંસ એવું બ્રહ્માનું નામ છે. તો પરમ બ્રહ્મથી અવિર્ભાવ પામવાને લીધે બ્રહ્મારૂપે, બ્રહ્મરૂપ નારાયણની નાભિના કમલમા બેઠેલા સ્વયંભૂ રૂપે બ્રહ્મા એ યથાર્થ છે. હંસ, દૂધ અને પાણીને છૂટાં પાડી શકે છે, તેમ હંસ વાહનવાળા બ્રહ્મા જડ ચેતનાત્મક અવ્યાકૃત સત્‌ને વ્યાકૃત કરી શકે છે. મનુ તે બ્રહ્માના પુત્ર અને સરસ્વતી તે બ્રહ્માની પુત્રી તે તરફ હવે આપણે નજર કરીએ. જેને વિચારવાની શક્તિ છે તે મનુ અને તેજ બ્રહ્માંડનાં મનુષ્યાદિ વર્તમાન સૃષ્ટિ સંબંધી આપણી પૃથ્વી સૂર્યદ્વારા પ્રાણુવતી છે-સૂર્યથીજ મનુષ્યનો ઉદ્‌ભવ છે માટે આ મન્વંતરના મનુ, સૂર્યપુત્રજ છે—વૈવસ્વત્ મનુ છે. બ્રહ્માની પુત્રી સરસ્વતી તે પણ યથાર્થ છે. ब्रह्म એવું વેદનું તથા औपनिषद परम ज्ञाननुं नाम પણ છે. ब्रह्म એટલે સત્‌ને તેમાં वाच् એટલે શબ્દ થતાં શબ્દ ब्रह्म, ईश्वर, सृष्टि, વિગેરે.

આ ઉપરથી સ્પષ્ટ સમજાશે કે બ્રહ્મા વાચ્ સહવર્તમાન હોવાજ જોઇએ. ત્યારે વાચ્ એજ બ્રહ્માની પુત્રી સરસ્વતી બ્રહ્મા એજ દેવરૂપ છે. તો પછી વેદના રહસ્યરૂપ તે ચતુર્મુખ–બ્રહ્મા- એ પોતાની પુત્રી સરસ્વતીની પાછળ દોડનાર! કારણ કે, વાચરૂપ પરમ રહસ્યનેજ વરવાને ઉત્સુક—સર્વદા આત્મજ્ઞાનમાજ નિમગ્ન –આત્મરસ્થજ સરસ્વતી ઉપર મોહીત થઇને તેની પાછળ દોડનાર! કૈવલ્યરૂપ સત્ તે કૈવલ્યજ–જ્ઞાન કોને વરી બેઠું છે? માટે સરસ્વતી કુંમારીકાજ सनत्कुमारादि બ્રહ્માના માનસિક પુત્રો છે તે પણ હવે આ ઉપરથી સહજ સમજાઇ આવશે. તેમજ विश्वकर्मात्वष्टा વગેરે પણ સંગતિ યુક્ત જણાશે. જ્ઞાનરૂપ કુમારિકા સાથે પરણનાર યજ્ઞવિભાગ નજ લઇ શકે એ વાસ્તવિક છે. તેનો ધૂમમાર્ગ નથીજ. તેનો તો અર્ચિસમાજ આનંદ છે. પ્રજાપતિરૂપે બ્રહ્મા યજ્ઞના અધિષ્ઠતા છે પણ બ્રહ્મારૂપે તો તે યજ્ઞવિભાગથી વિમુખજ છે. હવે પુરાણ તરફ નજર કરીએ. જગતના પરમ ગુરૂ આદિ દેવ બ્રહ્મા કમળના આસન ઉપર બેસી જગત્‌ને ઉત્પન્ન કરવાના વિચારમાં પડયા, ઘણો ઘણો વિચાર કર્યો પણ એવો એક પણ વિચાર સ્ફુર્યો નહિ, ને જેના વડે તે જગત્‌ની રચના કરી શકે. એમ અનેક વર્ષો સૂધી વિચાર કર્યા, એટલે तप એવો ઉચ્ચાર તેના સાંભળવામા આવ્યો. 'બ્રહ્માએ એ ઉચ્ચાર કોણ કરે છે અથવા કયાંથો આવે છે એ બાબત બહુજ તજવીજ કરી, પણ પત્તો લાગ્યો નહિ. પરંતુ બ્રહ્માને એમજ સમજાયું કે મને કોઇએ તપની આજ્ઞા કરી છે. તે ઉપરથી તેણે નિશ્ચયપૂર્વક તપ આદર્યું પ્રાણ, મન, જ્ઞાનેંદ્રિય તથા કર્મેંદ્રિય જેણે નિયમમાં રાખી છે તથા તપ કરનારા પુરૂષોમા પ્રથમ પંક્તિએ એવા બ્રહ્માજીએ વૃતિને એકાગ્ર કરી દેવતાના એક હજાર વર્ષ સુધિ તપ કર્યું. તેથી પ્રસન્ન થએલા ભગવાને કે જ્યા કલેશ, મોહ તથા ભય નથી જેની મહર્ષિઓ અને સહા યોગીઓ

રાત દિવસ સ્તુતિ કરે છે જ્યા કેવળ શુદ્ધ સત્વ ગુણજ વરતે છે જ્યા કાળનુ બળ ચાલી શકતુ નથી, જ્યા માયા નથી જ્યા સ્વરૂપ શ્યામ, કમળ સમાન નેત્ર વાળા, પીતાબર ધારી સુદર સુકુમાર, ઉત્તમ, તેજસ્વી, જેની કાતી પરવાળા, વૈડુર્યમણી તથા કમળના દડ જેવી છે જેના કઠમા માળાઓ કાનમા કુડળ અને મસ્તક ઉપર મુકુટ શોભે છે એવા દેવ તથા અસુરોએ પૂજેલા ભગવાનના પાર્ષદો છે જ્યા મહાત્માઓના અનેક વિમાનો નજરે આવે છે, જ્યા લક્ષ્મીજી ભગવાનના ચરણ કમળની સેવા કરે છે એવો વૈકુઠ લોક ભગવાને બ્રહ્માજીને દેખાડયો

મુકુટ તથા કુડળને ધારણ કરનારા, ચતુર્ભુજ, જેના હૃદયમા લક્ષ્મીજી વિરાજી રહેલા છે જે ઉત્તમ સિહાસન ઉપર બિરાજેલા છે પ્રકૃતિ, પુરૂષ, મહત્તત્ત્વ અને અહકાર એ ચાર, પાચ જ્ઞાનેદ્રિય, પાચ કર્મેદ્રિય, મન તથા પચ મહાભૂતો એ સોળ તથા પાચ તન્માત્રા એવી રીતે પચીશ શક્તિવડે વિટાએલા, સર્વ શક્તિ જેનામા સ્વાભાવિકજ રહેલી છે ને જે નિજસ્વરૂપમાજ આનદ પામી રહ્યા છે એવા ભગવાનના વકુઠ લોકમા બ્રહ્માજીનેદર્શન થયા બ્રહ્માજીની આખમા પ્રેમાશ્રુ આવ્યા

તે પછી ભગવાને બ્રહ્માજીને આ પ્રમાણે કહ્યુ —તમે જગત્ ઉત્પન્ન કરવાની ઇચ્છાથી બહુ સમય સૂધિ તપ કર્યુ, અને તે પણ મા'રામા એકજ ચિત્ત વૃત્તિ રાખીને તેથી હુ તમારા ઉપર બહુ પ્રસન્ન થયો છુ ઢોગી યોગીઓ મને કદાપિ પ્રસન્ન કરી શકતા નથી તમે તપથી મને પ્રસન્ન કર્યો છે જ્યારે સૃષ્ટિ રચવામા તમને મોહ થયો ત્યારે તપ કરવાની મેજ તમને આજ્ઞા કરી હતી તપ છે એ મા'રૂ હૃદય છે, તપ વડેજ હુ જગત્‌ને સૃજુ છુ પાળુ છુ અને સહાર કરૂ છુ ભગવાનના સ્નેહ ભરેલા વાકય સાભળી બ્રહ્માજીએ કહ્યુ હે ભગવન્? સર્વ પ્રાણીના નિયતા આપ બુદ્ધિમા રહી પ્રતિબધ રહિત જ્ઞાનવડે મા'રી સર્વ ધારણાઓ જાણો છો તોપણ હે નાથ! આપના સ્થૂલ તથા સૂક્ષ્મ સ્વરૂપનુ મને જ્ઞાન થાય એ હુ આપની પાસે માગુ છુ તે, મને આપો

यथात्म माया योगेन नानाशक्त्युपबृहितम् ॥
विलुपं विसृजन्गृहेर्णां विभ्रदात्मानमात्मना ॥ १ ॥
क्रीडस्यमोघसकल्प ऊणनामिर्यथोणुते॥
तथा द्विषयाधोहि मनीषामयिमाधव ॥२

હે માધવ જેમ કરોળિયો જાળ વડે પોતાને ઢાકી દે છે તેમ જેનો સત્ય સકલ્પ છે એવા આપ પોતેજ માયાના સબધ વડે બ્રહ્માદિ રૂપ ધારણ કરી જગત્‌ની ઉત્પત્તિ, પાલન તથા સહારરૂપ ક્રીડા જે રીતે કરો છો તે વિષયનુ જ્ઞાન આપ મા'રામા મૂકો આપની આજ્ઞા પ્રમાણે હુ વર્ત્તીશ જેથી સૃષ્ટિ રચના છતા પણ અહકારાદિથી બધાઇશ નહિ હે ભગવન્ જ્યા સુધિ ઉતમ, મધ્યમ અને કનિષ્ટ પ્રાણીની હુ ઉત્પત્તિ કરૂ ત્યા સુધિ મને મોહ ન ઉત્પન્ન થાય એમ હુ માગુ છુ 'हु पण एक स्वतत्र सृष्टि कर्त्ता छु

એવો મને મોહ ક્યારે પણ થશે નહિ. તે પછી ભગવાને કહ્યું ! જેવો હું છું, જેવી મા'રી સત્તા છે, જેવાં મા'રાં રૂપ ગુણ તથા કર્મ છે, તે સર્વનું યથાર્થ જ્ઞાન તમને મા'રી કૃપાથી થાઓ. સૃષ્ટિ થયા પહેલાં હુંજ હતો. સ્થૂલ તથા સૂક્ષ્મ પ્રપંચ અને તેનું કારણ માયા એ કંઇપણ નહોતું. સૃષ્ટિ થયા પછી પણ હુંજ છું. તથા અંતે જે શેષ રહેશે તે પણ હુંજ છું. હે બ્રહ્માજી ! જે વસ્તુતાએ સત્ય ન હોય છતાં દેખાય, તથા જે વસ્તુતાએ સત્ય હોય છતાં ન દેખાય એજ મા'રી માયા. આ જગત્ વસ્તુતાએ સાચું નથી છતાં પણ સાચું જણાય છે એજ મા'રી માયા છે. અધિષ્ઠાન ચૈતન્ય સર્વનો સાક્ષી આત્મા વસ્તુતાએ છે તો પણ તે જણાતો નથી આવી રીતે **आवरणशक्ति** અને **विक्षेप शक्तिवाळा** મા'રી માયા છે. જેમ ઉત્તમ, અધમ શરીરમાં પાંચ મહાભૂતો સૃષ્ટિ થયા પછી તેમાં પ્રવેશ કરીને રહ્યાં હોય એમ જણાય છે પરંતુ તે કાર્યની ઉત્પત્તિ પહેલાંજ તેમનામાં કારણ સ્વરૂપે રહેલાં હોવાથી પાછળથી તેમનામાં તેનો પ્રવેશ થયો નથી પણ છેજ. તેમ હું સર્વ પ્રપંચમાં પાછળથી પ્રપંચ કરી રહેલો નથી પરંતુ તેના કારણ રૂપે પ્રથમથીજ છું, માટે આત્મસ્વરૂપને જાણવાની ઇચ્છાવાળા પુરૂષે માત્ર એટલુંજ જાણવાનુ છે કે, અન્વય તથા વ્યતિરેક વડે જે સદા સર્વ ઠેકાણે છે તે આત્મા છે–કાર્યમાં કારણરૂપે અનુવૃત્તિ એ અન્વય; તથા કારણ અવસ્થામાં કાર્યોથી વ્યાવૃત્તિ તે વ્યતિરેક જાગ્રત્ આદિ અવસ્થામાં આત્માની સાક્ષીરૂપે પ્રતીતિ એ આત્માનો અવસ્થાઓમાં અન્વય, તથા સમાધિ અવસ્થામાં આત્માનીજ પ્રતીતિ અને જાગ્રત્ આદિ અવસ્થાની અપ્રતીતિ એ વ્યતિરેક. એવી રીતે અન્વય તથા વ્યતિરેક વડે **सर्व कालमां सर्वत्र आत्मा छे** માટે મુમુક્ષુ પુરૂષે તેનેજ જાણવો જોઈએ. તેથી ચિત્તને એકાગ્ર કરી મા'રા મતને તમે અનુસરો જેથી કલ્પમાં જુદી જુદી સૃષ્ટિ રચવામાં (હું તેઓનો સ્વતંત્ર કર્તા છું) એવો કદી પણ તમોને મોહ ઉત્પન્ન નહિ થાય. આટલું બોલી ભગવાન્ અંતર્ધાન થઇ ગયા. આ પ્રમાણે પુરાણમાં નિર્ગુણ બ્રહ્મનું સગુણરૂપે વર્ણન છે છતાં પણ તે નિર્ગુણજ છે. બ્રહ્માની જે શક્તિ અને જે સ્વરૂપ આમાં આ લેખવામાં આવ્યું છે તે ઔપનિષદમાં કહ્યા પ્રમાણે એકજ પરમ પુરૂષનો ત્રિધા વિભાગ, એજ **ब्रह्मा, विष्णु** અને **महेश्वर.** બ્રહ્માનું સ્વરૂપ અને શક્તિ આપણે જોઇ; એ સર્વ પરમાત્માની ઇચ્છારૂપ શક્તિનોજ વિભાગ છે. હવે પછી વિષ્ણુ અને મહેશ્વરના સ્વરૂપ તપાસીશું ને તે પછી એમજ સમજાશે કે, **त्रिमूर्ति—एकज परम पुरुषनो त्रिधा विभाग छे.**

અપૂર્ણ.

# दयामूर्त्ति—सचरीचार्ट

( ગયા અંકના પૃષ્ઠ ૧૮૮ થી ચાલુ )

મૂર્છાવસ્થાને પ્રાપ્ત થએલી અને ગુણોલકુમારે બે હાથે ઝીલી રાખેલી સબરી સ્વપ્નાવસ્થામા પડી પોતાના લગ્ન બળાત્કારે કરવામા આવેછે, કન્યાદાન દેવાયુ અને ગુણોલકુમાર સાથે જાણે પાણીગ્રહણ થયુ ! ગુણોલકુમારના હાથનો સ્પર્શ થતા દીવ્યસુખ પ્રાપ્ત થયુ હોયની એવુ ભાસ્યુ લગ્નની મજા અને આનંદ માણવાની વૃત્તિ સ્ફુરી મંગળગીત ગવાઇ રહ્યાછે વિવિધ પ્રકારના વાજીંત્ર વાગી રહ્યાછે દશે દિશા જાણે આનંદથી છવાઇ ગઈ છે ગુણોલકુમારની છબી નયનમા તરવરી રહીછે તેવામા હૃદયમા વળી નવી સ્ફુરણા થઇ કે કન્યાદાન દેવાયુ અને ગુણોલકુમારનો કર સ્પર્શ થયો, એતો બધુ યોગ્ય થયુ હતુ પરંતુ આવતી કાલે જ્યારે ચોરીના ચાર આંટા ફરી લગ્ન વિધિ પ્રાપ્ત કરવામા આવશે તે પછી ગોરવને માટે સેંકડો જીવની હિંસા થશે તેનુ શુ ? પરંતુ વિશેષ વિચાર કરતા એમ પણ થાયછે કે શુ એ જીવહિંસાથી ડરી મા'રે શુ ન પરણવુ ? શુ કન્યાદાન અપાયુ ફોક કરવુ ? શુ જગતમા મા'રા માતપિતાની હાસી કરાવવી ? અથવા તો શુ ગ્રહસ્થાશ્રમના ધર્મથી મા'રે વિમુખ રહેવુ ? પતિ વિના સ્ત્રીની ગતી નથી તો પછી મા'રી ગતી શી રીતે થશે ? વળી વિચારનુ સ્ફુરણ વધ્યુ જો હુ લગ્ન વિધિથી પરણુ તો પછી મા'રે પતિના પાય પૂજવા અને તેનેજ પ્રભુ તરીકે ભજવા એ યોગ્ય છે પણ અત્યારે હજુ તેમ બન્યુ નથી ત્યારે શું હુ કુવારી રહીશ તો મા'રા જીવાત્માનું કલ્યાણ કરી શકીશ ? અવશ્ય કરી શકીશ અને કદાચ મા'રા જીવાત્માનુ કલ્યાણ થયુ નહિ તોએ શુ થયુ ? શુ મા'રા આત્મસુખ માટે હુ બીજા નિર્દોષ નિરપરાધી જીવોની પ્રાણુ લેનારી થઇશ ? વળી સ્ફુરણ બદલાયુ ! મા'રી અનેક બ્હેનો શુ નથી પરણી ? શુ એને માટે ગોરવ નથી દેવાયા ? તો પછી હુ તે કોણુ હિસાબમા ? મા'રે પણ જુના રાહ ઉપર ચાલવુ વધારે ઉચિત છે કદાચ તે પણ યોગ્ય ન હોય તોપણ શુ ગુણોલકુમારની મા'રા પ્રત્યેની અપૂર્વ પ્રેમ ભાવનાના શુ મા'રે ચુરેચુરા કરી નાખવા ? શુ તેની જીંદગીમા મા'રે વિષ રેડવુ ? એમ અનેક તર્ક વિતર્કના તરંગમા તેનો સ્વપ્ન પ્રવાહ અવિચ્છિન્નપણે ચાલ્યો જાયછે પરંતુ છેવટે એ સ્વપ્ન તરંગ અટક્યો લગ્ન કરવાનુ અંતઃકરણ સાથે નક્કી કર્યુ પોતાના સુખ માટે અન્ય પ્રાણીઓ તરફની દયા ઉડી ! ગોરમહારાજે વર કન્યાને ચોરીએ બેસાડ્યા ! ત્રણ મંગળ વરતાયા ચોથુ મંગળ વર્તવાની તયારીમા છે તેવામા કોઇએક પ્રાણીના બૂમ તેના કાન ઉપર આવી ! કોઇ દુષ્ટ

ઘાતકી જાણે તેના ગળાં. ઉપર છરી ફેરવતો હોયની! અરે હા! તેના કાનમાં એવાં સેંકડો જીવોની ભયભરી ચીસો આવી! તેના કાનનાં પડળ ખૂલ્યાં તેનું હૃદયપટ ખૂલ્યું! તેના આખા અંગમાં દયાનો પ્રવાહ એકજ ક્ષણે વહ્યો! તેની મૂર્છા અને સ્વપ્ન બંને નાઠાં, તે એકદમ બેબાકળી ઝબકી ઉઠી. ગુણોલકુમારના બે હાથમાં ઝીલાએલી એકાએક સચેત થઇ ગઇ! તે સાથે તે બોલી ઉઠી; કોણ ગુણોલકુમાર! પ્રીય આવતા અવતારમાં આપણે મળીશું અત્યારે તો આ નગરને, માબાપને, અને સર્વને રામ રામ. શું મનુષ્ય જાતી આટલી બધી સ્વાર્થ પરાયણ છે કે પોતાની મોજમજા માટે બીજાના સુખ ઝોંટી લે અથવા એવાં નીર્દોષ પ્રાણીનો જીવ લે! એવાં સુખને સળગાવી દ્યો! એવા ધર્મમાં ધળપડો! એવી નીતીને નરકમાં નાંખો! એવાં લગ્નમાં લાહ્ય લાગો મારે લગ્ન નથી કરવાં!

સબરી કુમારી ધીરાં થાઓ. ગુણોલકુમારે બહુજ ધીમા અને મીઠા સ્વરથી કહ્યું. તમારે લગ્ન નથી કરવાં તો સુખેથી ન કરો. હું પણ તમારી દયાની આવી અપૂર્વ લાગણી જોઈ મારા અહોભાગ્ય માનું છું. જો તમારૂં અને મારૂં અંતઃકરણ એકરૂપ, એક રસ અને એકજ છે તો પછી આપણે અત્યારે લગ્ન કરવાની કશી જરૂર નથી. જો હૃદય એકમેક થઇ ગયાં છે તો પછી તે છુટાં પાડવાને બ્રહ્મા પણ સમર્થ નથી. માટે જે કાર્યમાં તમે પ્રવર્ત્ત થયાં છો તે કાર્ય પાર પાડો. હું તમારા શિવાય બીજી સ્ત્રી સાથે લગ્ન કરનાર નથી. પણ તમે આવી કાળી રાતે એકલાં ક્યાં જશો? હું તમારી સાથે આવું? તમને રસ્તામાં કાંટા વાગશે. અંધારી રાતના એકલાં શી રીતે જઇ શકશો? ભયંકર પ્રાણીઓ અને તમારી ચડતી યુવાવસ્થામાં તમારે આમ એકાએક એકલું નીકળી જવું એ મોટું સાહસ છે! તમારી એકલી જીંદગી તમે કેવી રીતે જાળશો. કુમારી! જોકે જીવદયા અર્થે તમો તમારાં સર્વ સુખનો ત્યાગ કરવા તૈયાર થયાં છો એ વાત ઘણીજ વખાણવા લાયક છે એટલુંજ નહિ પણ જે કાર્ય મહા યોગીઓને દુર્લભ છે તે કાર્ય તમોએ હસ્તામલકવત્ કર્યું છે. પરંતુ એની સાથે એ વિચાર કર્યો છે કે એ રસ્તે તમારા ઉપર અનેક દુઃખો આવી પડશે! (અપૂર્ણ.)

## जरवोंनरी.

( ગયા અંકના પાના ૧૭૮ થી ચાલુ )

### રોલાવૃત્ત.

જર આશાનો કોટ, ગૌરજનો અંત ન આવે;
મેળ ઉખડે ચઢીચોટ, સ્હોત ઘર ખેંચી લાવે;
જરનો ન મળે થોભ, ક્ષોભ જર મળતાં જાગે,
જરનો વધતો લોભ, જળે દાલ આગે આગે. ૧૭

પાચ મળે પચ્ચાસ, પચાસે સોની આશા,
સો મળતાજ હજાર, લાખ એ લાખે શાશા,
કોટી અબ્જ નિખવ, પૂર જરના ઘર ચાલે,
તો પણ દુખ નિ પવ, સુખે જર ઘર નવ મ્હાલે ૧૮

જરમા ગુણ છે લાખ, કોટી અવગુણો જગમા,
વેદ શાસ્ત્રની શાખ, રખે લોભાતો જરમા,
શુભ વર્મે જર મળે, જરૂર જશવતુ જર એ,
અવમથી જર રળે, નહીં જર ઝેર ખરૂ એ ૧૯

જર અવળા પગ ભરે, નહી જર તે રજ થાએ,
અવર્મથી જર વરે, જરૂર તે સઘજ જાએ
જરવતાની ખાખ, અરે થઇ ગઈ મશાણે,
થઈ ગઇ ખોખો રાખ, શાખશી મઉ જન જાણે ૨૦

જર જર કરતા આજ, દુષ્ટ જન બહુ નિહાળ્યા,
નીજ સ્વારથને કાજ, ટ લાખોના વાળ્યા,
એ જરને શુ કરો ? હરામીથી ડર ચડિયા,
એ જરને શુ કરો ? લોભના તાળા જડિયા ૨૧

એ જરને શુ કરો ? ભોયમા ભારી દીધા,
એ જરને શુ કરો ? રડ સુખ લૂટી લીધા,
એ જરને શુ કરો ? જીવ લઇ ભેળા કીધા,
એ જરને શુ કરો ? રૂધિર મામાના પિધા ૨૨

એ જરને શુ કરો ? ઠગાઇની હદવાળી,
એ જરને શુ કરો ? લીધા ઓમીને પાળી,
એ જરને શુ કરો ? અધર્મે નીધા ઝુંપી,
એ જરને શુ કરો ? અનાથા નારી લૂટી ૨૩

એ જરને શુ કરો ? દયાને દાટી દીધી,
એ જરને શુ કરો ? માટીની માટી કીધી,
એ જરને શુ કરો ? હારી કીધુ અધારૂ,
એ જરને શુ કરો ? થયુ જર જે ગોઝારૂ ૨૪

એ જરને શુ કરો ? હોજરૂ એકજ ભરિયુ,
એ જરને શુ કરો ? ન અન્યનુ કાળજ ઠરિયુ,
એ જરને શુ કરો ? ન ખાધુ ખરચ્યુ ભાઇ,
એ જરને શુ કરો ? કરીને કમ કમાઈ ૨૫

એ જરને શું કરો ? દીકરી વેચી લીધાં;
એ જરને શું કરો ? વિખ ઘોળીને પીધાં;
એ જરને શું કરો ? નખોદી માલજ લઈને;
એ જરને શું કરો ? લીધાં જે ઝેરજ દઈને. ૨૬

એ જરને શું કરો ? છેતરી છાનાં લીધાં;
એ જરને શું કરો ? અધર્મે ભેળાં કીધાં,
એ જરને શું કરો ? દગાથી હાટજ વાળ્યો,
એ જરને શું કરો ? ન મારગ ધર્મે ભાળ્યો. ૨૭

એ જરને શું કરો ? બાળને બાળી દીધાં;
એ જરને શું કરો ? ગામ લૂટીને લીધાં;
એ જરને શું કરો ? લાંચ લઇ હક ડૂબાવ્યા;
એ જરને શું કરો ? પાંચમાં પચા બેઠાવ્યા. ૨૮

એ જરને શું કરો ? ફાડી ઘરમાં ઘાલ્યાં,
એ જરને શું કરો ? રડાવ્યાં પૂલ્યાં ફાલ્યાં,
એ જરને શું કરો ? ઉજડ વાળીને લાવ્યા,
એ જરને શું કરો ? દુઃખ દઈએ ઝોબાવ્યા. ૨૯

એ જરને શું કરો ? પ્રતિજ્ઞા જુઠી લીધી;
એ જરને શું કરો ? સાક્ષી હા ! કૂડી દીધી;
એ જરને શું કરો ? લેખ ખોટા બહુ કીધા.
એ જરને શું કરો ? પડયાપર પગડા દીધા. ૩૦

એ જરને શું કરો ? સુવાસણ નારી લૂટી;
એ જરને શું કરો ? જાન જાતીતી લૂટી;
એ જરને શું કરો ? વેલ્ય સજુતીજ લૂટી;
એ જરને શું કરો ? દેવ મંદિરનાં ધૂતી. ૩૧

એ જરને શું કરો ? ચોરી ચાટીને લીધાં;
એ જરને શું કરો ? રંકનાં ભેળાં કીધાં;
એ જરને શું કરો ? ફંડનાં ઘાલી ઘરમા;
એ જરને શું કરો ? ભરિ ભોરિંગના દરમાં. ૩૨

અપૂર્ણ.

# आर्यधर्मप्रकाश

પુસ્તક ૩૪ મુ ] આનણ સ ૧૯૬૨ [ અંક ૧૦ મો

## यतोधर्मस्ततोजय



### उपदेशमाळा

मणको २७ मा

પાનવડોરે મા રો મે સો મોહનજી એ રાહને મળનો રાહ જા । તરણુ ફેર

धणीनु धारेलु केम फेरवाशे, पामर जाव तारी चिताथी शु थाशे ?
टेक

भाणे भोजन भातभातना पीरश्या, कोण जाणे कोण खाशे,
खावानी आशवाळो खाखमा खप्यो हशे, कूतर्या धानजी थाशे,
धणीनु १

व्हाणे चडाने वाणियो विदेश, वेपार वास्ते थाशे,
बीट चूडशे का पोतेज बूडशे, के खोटय खाडे खवराशे,
धणीन २

लूटा झूटी द्रव्य भेळु करीने, राटनो जण्यो राजा थाशे,
घसका हाथ आशे बापना बाप पासे, गजुना छोकरा खाशे,
धणीनु ३

उद्योग कारणे उदरथी, दोडी दोडी करडाए जाशे,
करडी करडियो माळ लावा जाता, सापना पेटमा समाशे,
धणीनु ४

સિંધુ અને સૌવીર દેશના રાજા રહૂગણ જેઓ કપિલ મુનીના આશ્રમ તરફ બ્રહ્મવિદ્યા સંપાદન. કરવા જતા હતા તેમની પાલખી ઉપાડવા સારૂ વેઠમાં માણસોને પકડવામાં આવતાં હતાં. કર્મના યોગે માહાકાળીના મદી-રમાંથી બચેલા યોગેશ્વર જડભરતજી પાછા આંહીં પકડાઇ ગયા, અને તેમના નશીબે પાલખી ઉપાડવાનું આવ્યું.—રહૂગણ રાજાના રક્ષકોએ પાલખી ઉપાડનાર માણસની ખોટ પડતાં જડ-ભરતને પકડી લીધા, અને પાલખી ઉપાડનારાઓની સાથે તે કાર્યમાં સામેલ કરી દીધા. જેને દેહ ઉપરની સર્વ મમતા ઉતરી ગઇ હતી, જેને અહીંનાં ખોટાં સુખનો મોહ ઉતરી ગયો હતો, જેઓ સાક્ષાત્ જીવન્મુકત હતા, એવા મહાત્મા ભરતજી, તેઓ રહગણ રાજાના પાલખી ઉપાડનારાઓની સાથે પાલખી ઉપાડીને ચાલવા લાગ્યા. પરંતુ પોતાના પગથી રસ્તામાં કોઇ જીવજંત કચરાઇ ન જાય અથવા મરી ન જાય તે માટે તે બહુ સંભાળીને પગ મૂકતા હતા; તેથી બીજા પાલખી ઉપાડનારા અને જડભરતની ચાલમાં ફેર પડતો ને રહુગણ રાજાની પાલખી ઉંચી નીચી અથવા વાંકી થઈ જતી હતી. રાજા રહૂગણ કે જે રત્નજડીત પાલખીમાં રજો અને તમો ગુણના પ્રભાવથી મોટા અભિમાન સહિત બેઠો હતો, તેણે પેલા પાલખી ઉપાડનારાઓને કહ્યું, શું તમો નથી જાણતા કે આ પાલખીમાં સિંધુ અને સૌવીર દેશના રહૂગણ રાજા બિરાજેલાછે? જે પોતાની મરજી માફક ચાલીને માંરી સત્તાનું અને માંરૂં પોતાનું જાણી જોઇને અપમાન કરો છો તેમને હું મારી ઇચ્છા પૂર્વક શિક્ષા કરવાને શક્તિ-માન છું, તોપણ તમોને ગરીબ અને અજ્ઞાની જાણી હું તમારા ઉપર દયા કરૂંછું. હશે તમારી અત્યાર સુધિ જે ભૂલ થઇછે તે હું ક્ષમા કરૂંછુ પરંતુ હવેથી તમો સર્વે પાલખી ઉપાડનારા બહુ સંભાળીને ચાલજો. હવે ભૂલ થશે તો માંરો કોપ વસમો છે. પેલા પાલખી ઉપાડનારા જાણતા હતા કે આ જે નવા માણસને દાખલ કર્યોછે તે ઊંચા નીચા પગ મૂકેછે જેથીં રાજાની પાલખી ખાંગી થઇ જાયછે અને તેનો ઠપકો આપણને સાભળવો પડે છે. તોપણ એ ત્રણેજણા રાજાના એ બોલ સહન કરી રહ્યા અને ચા-લવા માંડ્યું. આગળ ચાલતા તેના રસ્તા-માં અનેક કીડીઓની હાર આડી આવી. પેલા ત્રણ પાલખી ઉપાડનારાતો પોતાના ચાલવાના વેગમાં છે પણ સર્વમાં બ્રહ્મ સ્વરૂપ નિરખતા જડ ભરતજીએ પેલી કીડીઓની હાર કચરાઇ ન જાય તે માટે પોતાના પગને અચકાવ્યો. અને પેલા ત્રણ જણા પાલખીને આગળ લઇ જવાના જોસમાં રહ્યા જેથી રહુગણ રાજાની પાલખી એટલી બધી ખાંગી થઇ ગઈ કે રાજાને એક મોટામાં મોટો આચકો લાગ્યો, રહુગણ રાજા જો કે કપિલ મુનીના આશ્રમમાં બ્રહ્મજ્ઞાન મેળવવા જતા હતા પરંતુ રજો અને તમો ગુણથી ભરેલું રાજ્યછત્ર જેના શીર ઉપર વિરાજીતું હતું અને જેના આખા અંગમાં એ તામસી ગુણનીજ છાયા પડી રહી હતી—તેના અંગમાં ફરતું રક્ત

અભિમાન રૂપજ હતુ જેથી તે રહુગણ રાજા પૂણ ગવથી અને અત્યત ક્રોધથી બોલ્યો, "હુ જાણુ છુ કે તમારૂ મૃત્યુ નજીકમા આવ્યુ છે! બોલો, ક્યો માણસ પાલખી ઉપાડવામા બે ઢળજી કરે છે?" પેલા પાલખી ઉપડનારા ત્રણે જણ એક સાથે બોલી ઉઠયા મહારાજ, અમો રાંક ઉપર આપ રોષ કરશો નહિ અમે તો બહુ સભાળથી આપની પાલખીને ઉપાડીએ છીએ પરતુ આ હમણા એક પકડી લીધેલો અરધા ગાંડા ઘેલા જેવો માણસ પોતાની મરજી માફક મેતેમ ચાલેછે અને અપરાધી અમે સર્વે ગણા ઇએ છીએ! રહૂગણ રાજાને તેમનુ કહેવુ યોગ્ય લાગ્યુ, તેથી પેલા ગાંડા ઘેલા જેવા અને શરીરમા રૂષ્ટ પુષ્ટ જેવા જડભરતજીને રહૂગણ રાજાએ જરા મશ્કરીમા કહ્યુ, "હુ જાણુ છુ કે તુ લાંબે પથથી આ પાલખી ઉપડતો આવે છે તેથી તથા અગમા પણ તદ્દન નબળો છે માટે થાકી ગયો હશે તેથીજ આ પાલખી ઉપાડવામા તારી બેકાળજી થતી હશે!" એ પ્રમાણે મશ્કરીમા કહ્યુ જડ ભરતજી કે જેને આ શરીર કે જે પચભૂત, ઇદ્રિય, કર્મ અને અતકરણ રૂપ માયાના પ ણાથી બનેલુ છે તેમા હુ અને મારૂ એવી ખોટી પ્રતીતિ હતી નહિ અને પોતે બ્રહ્મભૂત હતા એમ માન્યુ હતુ તેણે રાજાના બોલવા ઉપર કાઇ પણ લક્ષ આપ્યુ નહિ અને જે રીતથી પોતે પાલખીને ઉપાડીને ચાલતા હતા તે રીતથી ચાલવા માડ્યુ પરતુ એ પ્રમાણે ચાલતા રાજાની પાલખી પાછી પણ ખાંગી થઇ ગઇ તેથી રહૂગણ રાજા અતિ કોપાયમાન થયો તે મહા ગર્વી અને ઉગ્ર ગુસ્સાથી બોલ્યો, રે મૂઢ! તું શુ જીવતે મુવેલો છે કે શુ? મારા હુકમનુ તુ અપમાન કરતા કેમ ડર ખાતો નથી? નક્કી સમજ, યમરાજની પેઠે હુ પણ શિક્ષા કરવામા ઘણોજ કુશળ છુ

રાજા રહૂગણના આવા અભિમાન ભરેલા વજ્ર જેવા વચનને સાભળી જડ ભરતજી કે જેના હૃદયમાથી સર્વ મલ ધોવાઇ ગયા છે, જેઓ અભિમાન રહિત થયા છે, જેઓ સર્વ આત્માના મિત્રરૂપ થઇ રહ્યા છે અને જેઓ યોગેશ્વરની પરાકાષ્ઠાએ પહોચ્યા છે, એવા, પરમ પવિત્ર, દર્શન કરતા મહાપાતકનો વિનાશ થાય એવા, મહાત્મા જડભરતજીએ હસતા મૂખથી રહૂગણ રાજાને આ પ્રમાણે કહ્યુ —

હે રાજા! તારૂ કહેવુ યથાર્થ છે તે કહ્યુ તે પ્રમાણેજ છે જો કે તુ તા તારા મનથી મારી મશ્કરી કરતો હોય એમ સમજીને બોલે છે પણ હુ તેમા કાઇ મશ્કરી જેવુ જોતો નથી, કારણ ભાર એ શુ છે અને દેહ એ શુ છે તેનું નિરૂપણ થઇ શકતું નથી તે ભાર કે દેહની સાથે મને કશુ લાગતુ વળગતુ નથી, એટલે તારા બોલવાની મને કશીએ અસર થતી નથી તેમજ ચાલવાનો માર્ગ તથા જ્યા જવુ છે તે સ્થળ સાથે પણ મને કશુએ લાગતુ વળગતુ નથી જેથી તારા બોલવાની મને કશી અસર નથી વળી તે કહ્યુ કે તુ દુબળો છે—શરીરમા પુષ્ટ નથી તો એ પણ તારૂ બોલવુ હુ વાસ્તવિક સમજુ છુ, કારણ આત્માને

પુષ્ટ કહેનારો મૂર્ખસાંજ ખપે. જાડાપણું, દૂબળાપણું, આધી, વ્યાધી, ઉપાધી, ભય, ક્રોધ, બાળપણું, યુવાવસ્થા, જરાવસ્થા, નિદ્રા, મૈથુન, ક્રોધ, જન્મ અને મૃત્યુ એ સર્વ આ પંચ મહાભૂતના સંબંધ છે. આત્માને તેની સાથે કાંઇ પણ લાગતું વળગતું નથી—અથવા જે દેહની સાથે જન્મેલા હોય તેને છે અથવા તો જે દેહને પોતાનો કરીને માનતા હોય તેને છે. હું કે જે દેહની સાથે જન્મેલો નથી, તેમ દેહની સાથે મરવાનો નથી, તેને જાડા, દૂબળાપણું કશુંએ નથી. ભય, ક્રોધ કશાનો ભય નથી. તું કે જે, રાજાના ગર્વથી ફૂલાય છે તેને હું મા'રા જેવોજ જોઉં છું. જે આત્મા મારામાં છે તેજ આત્મા હું તા'રામાં જોઉં છું. બોલ, મને તા'રો ભય શી રીતે લાગે ?

હે રાજા! તેં કહ્યું કે તું જીવતે મુવેલો છે પણ તે સમજવામાં તા'રી ભૂલ છે. હું નહિ પણ આખું જગત્ જીવતેજ મૂવેલુ છે. જ્યાં સૂધિ દેહ ઉપરના મમત્વની ગ્રંથી ત્રૂટી નથી ત્યાં સૂધિ જગત્ માત્ર મુવેલુંજ છે તે જન્મે છે ને મરે છે!

હે રાજા! નોકર કોણ અને રાજા કોણ? નોકર કોણ અને અધિકારી કોણ? નોકર અને ધણીપણું કાંઇ અવિચળ નથી જેથી તા'રા હુકમને મા'રે માન આપવું જોઈએ. અત્યારે તું રાજા છે અને ક્ષણ પછી હું રાજા હોઉં. અત્યારે હું નોકર છું અથવા વેઠિયો છું ક્ષણ પછી હું રાજા હોઉ, તું નોકર અથવા વેઠિયો હોય. એ સ્થિતિ કાંઇ અવિચળ નથી જેથી તા'રા હુકમને મા'રે માન્ય કરવાની હું કાંઇપણ જરૂર જોતો નથી. માટે હે રાજા ! તું તા'રા રાજાપણાના ગર્વને જ્યાં સૂધિ નહિ છોડે ત્યાં સૂધિ તું આમ દુઃખીજ રહેવાનો. તું જે ભય મા'રા ઉપર દેખાડવા ધારે છે અથવા તું ક્રોધથી અથવા તો મશ્કરીમાં જે વેણ બોલે છે તે હું, કે જે ઘેલાગાંડા જેવો ભમું છું અથવા બ્રહ્મભાવ સર્વમાં જોઉં છુ અથવા મૂર્ખ કે જડ જેવો છું તેને તેમાંની કાંઇ પણ અસર થવાની નથી. દળેલાને દળવાની માથાકૂટ કરવી એ વ્યર્થ પરિશ્રમ કરવા જેવું છે!

સ્વભાવથીજ શાંત, અને દેહાભિમાન કરાવનારી અવિદ્યાથી મુક્ત, થએલા મહાત્મા જડભરત કે જે સુખદુ ખાદિકને ભોગવી દઈને માત્ર પ્રારબ્ધનોજ ક્ષય કરતા હતા તેઓ રહૂગણ રાજાએ જે જે વક્રોક્તિમાં કહ્યું હતું તે પ્રત્યેકનો ઉત્તર આપી પાછા આગળની પેઠે પાલખી ઉપાડીને ચાલવા લાગ્યા.

રહૂગણ રાજા તત્વજ્ઞાનના ઉપાસક હતા જે તત્ત્વજ્ઞાન મેળવવા સારૂજ કપિલ મુનીના આશ્રમ તરફ જતા હતા અને જેના અંતઃકરણ ઉપર માત્ર રાજ્યમદનુંજ પડ ફરી વળ્યું હતું તે જડભરતજીના આ તત્ત્વજ્ઞાન રૂપક ફટકાથી તદન ફાટી જતા, ઉડી જતા પાલખીમાંથી ઉતરી પડયા અને મહાત્મા જડભરતજીના ચરણમાં પડી સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા.

જેનુ રાજ્યાભિમાન જતુ રહ્યુ છે એવા રહૂગણુ રાજા ગદગદ સ્વરથી અને પ્રેમાતુથી મહાત્મા જડભરતજીને પૂછવા લાગ્યા —

હે મહાત્મન્ આપ કોણ છો ? આપ આમ ગુપ્ત વશે રાખોડીમા ઢકાએલા અગ્નિની માફક કેમ રહો છો ? આપ ક્યા મુનીવર છો ? આપ શુક્દત્તાત્રેય છો કે તે માહેલા કોઈ અવધૂત છો ? નહી આપ કોઈ જીવન્મુક્ત મહાત્મા છો ! હે મહાત્મન્! હુ કે જે રાજ્યના મદથી અધ થયો હતો તેણે આપને ઓળખ્યા નહિ અને આપના પાસે આ વૈતરૂ કરાવ્યુ તેમજ આપને અઘટિત વચનો કહ્યા તેને માટે બહુજ પસ્તાઉ છુ

ઇદ્રના વજ્રથી કે મહાદેવના ત્રિશૂળથી હુ ભય પામતો નથી, હુ યમના દડથી ભય પામતો નથી, અગ્નિ, વાયુ કે કુબેરના અસ્ત્રથી ડરતો નથી પરતુ બ્રાહ્મણના કૂળનુ અપમાન થવાથી બહુજ ડરૂ છુ, માટે આપ મા'રા અપ રાધની ક્ષમા કરો, મા'રા ઉપર દયા કરો અને મા'રા પૂછેલા પ્રશ્નના આપે જે ઉત્તર આપ્યા તે મને યથાર્થ સમજાવો, કારણકે દેહાભિમાની અને કામ ક્રોધાદિકથી છતાએલો જે હુ તે આપની સૂક્ષ્મ વાણીને સમજી શકયો નથી હુ સસારમા માત્ર ગોથાજ ખાઉ છુ, કયાઈ માગ મળતો નથી અને જ્યા ત્યા વાટ ઘાટમા અથડાઉછુ જોકે રાજા છુ અતુલ વૈભવવાળો છુ ખમા ખમા કહેનારા અને મા'ગ બોલને ઉપાડનારા અનેક માણસોનો હુ સ્વામી છુ પરતુ સસારના રાગ મા મને કોઈ પણ સમયે શાતી મળી નથી, જેથી મને શાતી મળે તેટલા મારૂ કપિલ મુનીના આશ્રમમા જાઉછુ શુ આપ જ્ઞાનશક્તિથી અવતરેલા મહામુની કપીલ દેવજી તો નથી ના ? જો એમજ હોય તો મા'રા ભાગ્યનો શો મહિમા ! અને કદાચ મહાત્મા કપિલ મુની આપ નહિ હો, તો પણ આપ તેના જેવાજ મહાત્મા-બ્રહ્મવેત્તા છો માટે હુ કે જે અજ્ઞાનથી ઘેરાઈ ગયેલુ તેને આપ શરણ આપો, આપની તત્વજ્ઞાનથી ભરપૂર, સૂક્ષ્મ વાણી મને સમજાવો

આપે કહ્યુ કે "શ્રમજ" નથી પરતુ એ વાત મા'રૂ અત કરણજ કબૂલ કરતુ નથી કારણ કે હુ જ્યારે યુદ્ધાદિ કનો શ્રમ કરૂ છુ ત્યારે મને શ્રમ લાગે છેજ ભાર લાગવો અને શ્રમ થવો એ વાત હુ તો સત્ય માનુછુ આપ કહો છો કે વ્યવહાર મિથ્યા છે પણ જેમ ખોટા ઘડાથી પાણી લાવવા વગેરેનુ કામ થાય નહિ તેમ વ્યવહાર પણ ખોટો હોય, તો તેથી કશુ કામ ન થવુ જોઈએ વ્યવહાર (સસાર) થી તો સઘળુ કામ થાય છે તો પછી તેને ખોટો શી રીતે કહી શકાય ?

આપે કહ્યુ કે સુખ દુખ વગેરે ધર્મા દેહનાજ છે આત્માના નથી, એ વિષયમા પણ મા'રૂ મન સશયવાળુ છે જેમ તપેલીને તાપ લાગવાથી તેની અન્દરના દૂધને પણ તાપ લાગે છે દૂધને તાપ લાગવાથી અદરના ચોખાને પણ તાપ લાગે છે એ જેમ સત્ય છે તેજ પ્રમાણે દેહને દુખ થવાથી તેની

અંદરની ઇંદ્રિયોને દુઃખ થવું જોઇએ, ઇંદ્રિયોને દુઃખ થવાથી પ્રાણને દુઃખ થવું જોઇએ, પ્રાણને દુઃખ થવાથી મનને દુઃખ થવું જોઇએ અને મનને દુઃખ થવાથી તેના સંબંધમાં રહેલા આત્માને પણ દુઃખ થવું જોઇએ એમ મારૂં માનવું છે.

વળી આપે કહ્યું કે ધણીપણું અને નોકરપણું અવિચળ નથી પરંતુ જે વખતે જે રાજા હોય તે પ્રજાનું શાસન અને પાલન કરે તેમાં શું ખોટું? જે રાજા પ્રભુનો ડર રાખીને અધર્મી લોકોને શિક્ષા કરે તેમાં દળેલાને દળવા જેવી નિષ્ફળતા શી રીતે છે? હું તો એથી ઉલટુંજ સમજાું છું. પ્રજાપાલનરૂપ ધર્મથી રાજા નિષ્પાપી થઇ જન્મમરણના ભયમાંથી છૂટી જાય છે.

હે મહાત્મન્! હું આપની અટપટી વાતોમાં કાંઇ સમજી શકયો નથી કારણ હું પામર છું! અભિમાની છું, મદથી પૂર્ણ છું. રાજ્યના પ્રભાવથી અંધ થયો છુ. ખરા ખોટાંને પારખવાની મારી શક્તિ હણાઇ ગઇ છે! જો એમ ન હોત તો આપ જેવા મહાત્મન્ પાસે પાલખી ઊપડાવવામાં આવી ત્યા સૂધી પણ આપના પ્રભાવને હું જાણી શકયો નહિ! કેવો અંધ!

અપૂર્ણ

---

## परम भक्त माधवदास.

### પ્રસંગ (૨)

માધવદાસને પહેલા પ્રસંગમાં જણાવ્યા મુજબ હવે ઇશ્વર ઉપર પુરતી શ્રદ્ધા ચોટી. તેમણે મનમા વિચાર્યું કે બાળકોની ખરી સંભાળ લેનારતો પરમકૃપાળુ પરમેશ્વરજ છે. હું તો નામ માત્ર છુ. પ્રથમ તેમણે વિચાર કર્યો હતો કે છોકરાંઓને ઉછેરી, ભણાવી ગણાવી, ધંધે લગાડી પછી હું સંસારનો ત્યાગ કરીશ. પણ આ વિચાર ભક્ત માધવદાસે અહિંથીજ છોડી દીધો. મનોવૃત્તિ એકદમ ફરતા, પોતાનો કુટુંબકબીલો, બાયડી છોકરા, વૃદ્ધ મા વિગેરે કોઇને ન મળતાં ત્યાંથી યાત્રાએ બીજીવાર જવા નિશ્ચય કર્યો જગન્નાથજીનો પંથ લીધો. ઘણેક દિવસે અતિ દુઃખ સહન કરી તે જગન્નાથજી પહોંચ્યા. ત્યા પણ કોઇને ન મળતા નિલગીરી પર્વતની વિકરાળ ગુફામાં પ્રવેશ કર્યો, કે જ્યાં અનેક યોગીઓ તપ ધ્યાનમા બીરાજેલા હતા. પોતે પણ એક ખુણો પકડયો. ભૂખ, તરસ, ટાઢ કે ગરમી વિગેરે અનેક વ્યાધીઓની કંઇ પણ દરકાર કર્યા વિના ઇશ્વર વૃત્તિમા દિવસો નિર્ગમન કરવા લાગ્યા. મનમા તેમણે તો નિશ્ચય કર્યો હતો કે સર્વવ્યાપક

અંતર્યામિ મને અહિ ગુફામાજ ભીક્ષા પહોચાડશે પણ તેમની આ કલ્પના થોડા દિવસ તો નિરથક ગઈ અને ભક્તને એક પખવાડિયા સુધી અપવાસો થયા શરિર કૃશ થવા લાગ્યુ જગન્નાથજીને ભક્તની ચિતા વધી, અને વિચાર્યું કે હઠમાને હઠમા ભક્ત ભૂખ તરસથી મૃત્યુ પામશે, જેથી બીજે દિવસે ઠાકોરજીએ લક્ષ્મીજીને આજ્ઞા કરી કે માધવદાસ કરીને મારો પરમભક્ત નિલગીરી પર્વતની ગુફામા પદર દિવસ થયા ભૂખે મરે છે, માટે તેને માટે મારા સુવર્ણના થાળમા ભોગની સામગ્રી તથા સુવર્ણના કળસમા પાણી લઇને તમે તેને આપવા જાઓ આજ્ઞાનુસારે લક્ષ્મીજીએ મધ્યરાત્રિએ, નિલગીરી પર્વતની ગુફામા પ્રવેશ કર્યો લક્ષ્મીજીના પ્રકાશથી ગુફાના તે ખૂણાના ભાગમા વીજળીસમ ચમકારો થયો ભકત પ્રકાશમય ઝબકાશથી અજવાઇ ગયા થોડી વારે આમ તેમ જોયુ, પણ ત્યા કોઇ મનુષ્ય જાત કે અન્ય પ્રાણી જોવામા ન આવ્યુ જમીન તરફ દ્રષ્ટી કરતા સુવર્ણના થાળમા નાના પ્રકારના ભોજનો, તથા કળસમા પીવાનુ ચોખ્ખુ ઠડુ પાણી નજરે પડયા ભકતે સત્વર માની લીધુ કે આ સવ પરમકૃપાળુ ઠાકોરજીનીજ કૃપા છે જેથી ભોજનનો આહાર કરી પાણી પીધુ અને થાળ તથા કળસ ત્યાજ રહેવા દીધા

પ્રાત કાળમા મ દિરના સર્વે પુજારીઓ ઉઠી, ન્હાઇ, ધોઇ, ઠાકોરજીનુ પૂજન કરવા મ દિરમા ગયા, ત્યા સુવર્ણનો થાળ તથા કળસ જે નિર તર ઠાકોરજીના બાજોઠપર રાખવામા આવતા હતા તે મ દિરના કોઇ ભાગમા જોવામા ન આવ્યા પુજારીઓએ અનુમાન કર્યું કે કોઇ ચોર મ દિરમા રાત્રિએ પેસી, થાળ તથા કળસ ચોરી ગએલ છે આથી સર્વ પુજારીઓએ ચોરની તપાસ કરવા માડી કોઇ કોઇ ઠેકાણે ખાનગી જાસુસો મોકલ્યા સારા ગામમા તપાસ થઇ રહી, પણ ચોરનો પત્તો મળ્યો નહિ જાસુસો ફરતા ફરતા નિલગીરી પર્વતની ગુફામા આવી પહોચ્યા, અને ત્યા થાળ તથા કળસ ભક્ત માધવદાસ સમક્ષ પડેલા જોયા જાસુસોએ 'ચોર આ પોતેજ' એમ સમજી, ભક્તને અવળે હાથે કાઇપણ પૂછયા વિના મજબૂત દોરડે બાધ્યો— અને ચાબુકોના માર મારતા, ગાળો ભાડતા મ દિરમા લાવ્યા—ઠાકોરજીએ જાણ્યુ કે આ પ્રમાણે ભક્ત પૂરો થઈ જશે અને અજ્ઞાન પુજારીઓ ખરૂ તાત્પય જાણી શકશે નહિ જેથી તેમણે પોતાનુ રૂપ પ્રગટ કરી સવ પુજારીઓ આગળ દર્શન દીધા—ઠાકોરજી બોલ્યા કે તમે એને વગર વાકે શા સારૂ મારો છો ? તમે એના પર જેટીકાનો પ્રહાર કરો છો, પણ તે મારો પરમ ભક્ત છે—તેના પર જે માર પડે છે, તે સર્વ હું મારા બરડા ઉપર ખમી લઇ સહન કરૂ છુ અને તે બધો માર મને વાગે છે તેના પર પડેલ લાકડીના સોળ મારા વાસા ઉપર ઉઠી નીકળે છે મારો વાસો જુઓ, તે ઉપરથી તમારા જાણવામા આવશે તે પદર દિવસ થયાં પર્વતની ગુફામા ભૂખ તરસની કઇ પણ દરકાર કર્યા વિના મારૂ સ્મરણ કરતો

પડી રહ્યો હતો. અને દયા આવવાથી મેં મારી અસાહી તેને માટે મોકલી હતી, તેમાં તેનો કંઇ દોષ નથી. એ તદન નિરપરાધી છે. તમે પુરતી તપાસ કર્યા વિના તથા ભક્તનું સ્વરૂપ જાણ્યા વિના તેમનાપર પ્રહાર કરો છો એ તમારો અતિ મ્હોટો દોષ છે. તેને તુર્ત છૂટો કરો. આ વાણીથી પૂજારીએ વિસ્મય થયા તેઓએ ઠાકોરજીના બરડા તરફ જોયું તો ચાબૂકના સોળ જેવા ને તેવાં તેમના બરડા ઉપર ઉઠી નીકળ્યા હતા. પુજારીઓએ અજાણપણે કરેલા અપરાધની ઠાકોરજી પાસે ક્ષમા માગી. અને સર્વ, ભક્તમાધવદાસને પગે પડયા. બીજા ભકતો પોતાની ભકિતની હીનતા જોઇ લજ્જાયમાન થઇ ગયા. અને માધવદાસની ઉંચી ભાવના જોઇને તેમની પ્રશંસા કરવા લાગ્યા. માધવદાસ હમેશાં જગન્નાથજીનાં મંદિરમાં દર્શન કરવા આવતા, અને તે વખતે તેમને પ્રેમને લીધે પોતાના શરિરની પણ શુદ્ધિ રહેતી નહિ. અને જતા આવતા લોકો તેમને મંદિરમાં પણ જોતા નહિ કે ભક્ત કયારે આવ્યા અને કયારે ગયા.

ભક્તિનો મહિમા અગાધ છે. તેનો કોઇ પાર પામી શકતું નથી–ઇશ્વર જેને સહાય છે તેને કશાનો ભય નથી. પરમાત્મા પોતાના ભક્તના દાસ થઇને રહે છે. તેમને પડતાં, અસંખ્ય દુઃખો પોતેજ સહન કરે છે. ભક્તિના પણ અનેક પ્રકાર છે.

ઈશ્વર ભક્તને સંસારી કોઇ જાતની ચીંતા નથી. સ્વર્ગ મેળવવાની પણ ચીંતા નથી. ભક્તને પરમાત્મા પાછળ દોડવું પડતું નથી પરમાત્મા પોતેજ ભક્તની પાછળ ફર્યા કરે છે. રાત્રિદિવસ તેનું રક્ષણ કરે છે. ભક્તિ ન ભૂલવા માટે કોઇ કોઇ ભકતે અસહ્ય દુઃખો ઇશ્વર પાસે માગી લીધાં છે. કૃષ્ણાબાઇ કરીને કોઇ એક ભકતાણી હતા તેમણે પ્રભુ પાસે માગ્યું કે, અને નિરંતર દુઃખોજ પડે એવી મારાપર કૃપા કરજો. જો મને દુઃખો પડશે તોજ તમો મને યાદ આવશો. સુખમાં તો હું તમને ભૂલી જઇશ. તેમની એવી દ્રઢ ભકિત હતી કે શ્રી કૃષ્ણજીનાં દર્શન કર્યા વગર તેમનાથી એક દિવસ પણ જીવી શકાતું નહી. જેથી શ્રી કૃષ્ણજીનાં દર્શન રોજ થાય એવું તેણે વરદાન માગી લીધું. શ્રી કૃષ્ણજી આથી વિકળ થઇ ગયા–અને જયારે શ્રી કૃષ્ણજી સ્વધામ પધાર્યાની વાત કૃષ્ણાબાઇએ સાંભળી કે તુરતજ કૃષ્ણાબાઈનું તાળવું ફાટી જઇ પ્રાણ જતાં રહ્યા. કેવી ભક્તિ ! ! ! કેટલો પ્રેમ ! ! ! ઘણાંક તો ઇશ્વરનું નામ લેવાથીજ આ વિકટ ભવાબ્ધિ પાર કરી ગયા છે.

નાવ મોટું હરી નામનું, યોગ યજ્ઞ નીરધાર;
પ્રભુ ભકત નિશ્ચે કહે, એ ભર દરિયે આધાર.

# आपणु आर्य वैद्यक, तेनो प्राचीन इतिहास, आधुनिक स्थिति अने तेने पुन पूर्व स्थितीमा आणवा माटे करवा जोईता उपाय

( ગયા અંકના પાના ૧૯૮ થી ચાલુ )

શસ્ત્રક્રિયા ( Surgery ) સુશ્રુતને ચરકમા વિસ્તારથી આપેલી છે , તોપણ પાશ્ચિમાત્ય લોકોએ હાલ તે જેટની વધારેલી છે, તેટલી તે વેળા નહિ હશે, તે ખરૂ, પણ તેનુ કારણ એવુ જણાય છે કે તે વેળા લોકોને એવી વનસ્પતિ માહીત હતી કે, જેથી શસ્ત્રની બીલકુલ જરૂર ન પડે જેમકે ગુમડુ થાય એટલે કઇ વનસ્પતિ બાંધીને બેસાડી દેતા હતા, અથવા પોલ્ટીસ લગાડીને પકવતા હતા, અને કઈ વનસ્પતિ લગાડીને ફોડતા હતા એટલે નકામી શસ્ત્રક્રિયા શા માટે કરવી, એવુ તેમને લાગે તે ખરૂ છે તોપણ તે વેળા ૧૨૫ હથિયાર માહીત હતા નાક અને કાન કપાયા હોય, તો પાસેની ચામડી કાઢીને ફરી નાક અને કાન બેસાડવાની અને આંખનો મોતીયો કાઢવાની તેઓને પહેલાથીજ માહીતી હતી, અને તેજ હિંદુ લોકો પાસેથી ઈંગ્લીશ લોકોએ લીધેલી છે, એવુ બર્લિનના પ્રખ્યાત વિદ્વાન્ હિકસ બર્ગનુ માનવુ છે, ભાંગેલા હાડકા સીધા કરી જોડવા, તુટેલા સાંધા ફરી બેસાડવા, વૃષણમા ઉતરેલા આંતરડા પાછા અંદર લેઇ બેસાડવા, અર્શ કાપી કાઢવા, ભગંદર સારૂ કરવુ, આ સવ કામમા આપણા પૂવજો કુશળ હતા શસ્ત્રક્રિયા કરનારે જરૂરના સવ હથિયારો પાસે રાખવા, શસ્ત્રવૈદ્યે ઘણા શસ્ત્રપ્રયોગો જોયેલા હોવા જોઇએ, તે હુંશિયાર, પોતાના કામમા કાબેલ અને હલકે હાથે કામ કરનાર હોવો જોઇએ" એવુ સુશ્રુતાદિ ગ્રંથમા લખેલુ જોવામા આવે છે વળી લખે છે કે "હથિયારો તીક્ષ્ણ ધારના અને ઉત્તમ પોલાદના હોવા જોઇએ." "શસ્ત્રક્રિયા મરેલા પ્રાણીપર અને ફળ પર શીખવી" આ સવ લખાણો પૂવના વૈદ્યોની શસ્ત્રક્રિયામા કુશળતા ખુબી બતાવી આપે છે

પ્રિયવાચકો ! આ લખાયલા લેખથી સવને જાણવામા આવશે કે, આપણા પ્રાચીન આર્યો વૈદ્યક વિષયમા કેટલા બધા કુશળ હતા, પણ દીલગીરી સાથે જણાવવુ પડે છે કે, હાલ તે વૈદ્યક નષ્ટપ્રાય થયેલુ જોવામા આવે છે, અને તે વૈદ્યક વિદ્વાન્ બહુજ થોડા મળશે આપણુ આર્યવૈદ્યક જો હાલ કઈ દેશી વૈદ્ય ન નામથી જાહેર હોય તો માત્ર દેશી મૂળાડિયાની દવા આપવી, તેટલા પુરતુજ છે નહિ કે તે (શાસ્ત્રીય) નિદાનની કે ચિકિત્સાની પદ્ધતિ હાલના એક પણ વૈદ્યને

ઘટિ બૂદ્ધિ જતી બહુ ભોજન લે,
ઘટિ માન જતું સુખ માગત કે,
ઘટિ રોગ જતો શુભ ઔષધથી,
ઘટિ નેકિ જતી કરતાજ બદી—૨

ઘટિ જોર જતું શિત પ્રાસનથી,
ઘટિ કૂળ જતું બહુ આશ્રિતથી,
ઘટિ રેમ જતી પ્રતિકૂળ રહે,
ઘટિ ટેક જતી નિજ વેણ ગયે.—૩

ઘટિ પૂન્ય જતું અપકાર કરે,
ઘટિ ગર્જ જતી નકિ કામ સરે;
ઘટિ શ્રેય જતુંજ અધીર ધરે,
ઘટિ શાંતિ જતી વિન તૃપ્તિ ખરે.—૪

ઘટિ શોક જતો સત સંગતથી,
ઘટિ નૂર જતું વ્યભિચાર થકી,
ઘટિ રાસ્તિ જતીજ લબાડ થયે,
ઘટિ વેમ જતો ખરિ ભાળ લિયે.—૫

ઘટિ રોશ જતો કદિ સાહિ ચહે,
ઘટિ ભીતિ જતી વિન વેમ લહે,
ઘટિ મોહ જતો દિલ જ્ઞાન થયે,
ઘટિ નીંદ જતી અતિ કર્જ રહે.—૬

ઘટિ દોષ જતો ગુણિને પુછતાં,
ઘટિ જાત દયા મન દૃષ્ટ થતા;
ઘટિ જાત તપે શિલ ભંગ થયે,
ઘટિ ગૂણ જતા નિચ સંગ રહે.—૭

ઘટિ લાજ જતી અપકૃત્ય થતાં,
ઘટિ પ્રેમ જતો મન ભંગે. થતાં;
સુખલાલ વળી મન સત્ય ભણે,
ઘટિ પાપ જતું પ્રભુ ગૂણ ગણે.—૮

# दयामूर्त्ति—सखरीबाई

( ગયા અ ના પૃષ્ઠ ૨૧૪ થી )

રાજકુમાર ! જે ભય આપ ધારો છો તે મારે મન નથી સર્વ ઠેકાણે સર્વ સ્થળમા અને સર્વ પ્રકારથી પ્રભુ નીજ સહાયતા, તેનુ રક્ષણ અને તેનીજ પ્રેરણા ઉપર મનુષ્યનુ જીવન વહન કરે છે મને મારી પોતાની કશી જાતની પરવા નથી માત્ર હાલ જે અંત ગણુમા ભય છે તે એટલીજ છે કે જો મારી કોઇપણ પ્રકારની અત્યારે ગફલત થઇ ગઇ તો હજારો નિરપરાધી જીવ આવતી કાલે રહેશે નહિ જશે ! અરે કોઇ આવે છે તમોને જે ઉચિત લાગે તે કરજો—હું અહીંયાથી હવે નીકળી જાઉ છુ પહેરે ગીર નચિંત ઉંઘે છે રાત્રી પોતાના અધકારના સામ્રાજ્યમા પૂર્ણ કળાએ પહોચી છે મને હવે અહીંની કશી ચિંતા નથી, સંકલ્પ વિકલ્પ કરવા એ હવે યોગ્ય નથી આપ અને હું આવતા જન્મમા મળશુ કે શી રીતે તે હું જાણુતી નથી ! હુ કશુ જાણુતી કે સમજતી નથી ! માત્ર એટલુજ જાણુ છુ કે હું ક્ષણ ન કરૂ તો સેંકડો જીવના ગળા ઉપર ફરતી છરી અટકે ન [illegible] હવે વિલંબ કરવામા સાર નથી મારો હાથ આપ છૂટો કો ! પ્રભુની જે ઇચ્છા હશે તે થાશે હુ જાઉ છુ આવતા અવતારમા મળીશુ આપ મારા પ્રીય થશો હુ આપની પ્રીયા થઇશ

સખરી ! તારી તમને ધન્ય છે ! યોગીના યોગ અને તપસ્વીના તપ કરતા તમોએ અધિક સાર્થકતા કરી પરાર્થે તમોએ તમારા જીવીતના સર્વ સુખને તજ્યા ! તમારા પ્રેમ પાત્રને તજ્યો ! માબાપને તજ્યા, ભાઇ ભાડરાને તજ્યા રાજમહાલય અને વૈભવ વિલાસને તજ્યો ! હા ! તમોએ ખાનપાન અને ખમા ખમાના સર્વ ઓવો તજ્યા ! તમો ચાલી નીકળ્યા કાળી અધારી રાતે વાઘ વરૂના મોમા ! કોળ વયની તમારી અવસ્થા ! શુ યુવાવસ્થામા સંસાર ઉપર વૈરાગ્ય ! ઓ દેવી ! ઓ સ્વર્ગીય સ્ત્રી ! તમોએ સર્વ શાસ્ત્રોનો સાર, અને ચારે વેદનો પાર લીધો ! તમોએ અવ્યય બ્રહ્મના સ્વરૂપને જાણ્યુ ! જુઓ રાજકુમાર તો બેબાકળા જોઇ રહ્યા છે ને તમો તેના હાથમાથી હાથ છોડાવી કઠણ વૃત્તનુ પાલન કરવા ચાલી નીકળ્યા ! તમો જન્મ મરણુના ચક્રમાથી છૂટ્યા ! તમો માતાના ગર્ભવાસમાથી બચ્યા ! તમો દુઃખરૂપ સંસારની કઠણમાથી નીકળી ગયા ! તમોએ આ વિકટ ભવાબ્ધિ પાર કર્યો ! દયા ! દયા ! ત્યાગ ! એજ તમારા અંગનુ રત્ન, એજ તમારી જપ માળા, એજ તમારો મંત્ર અને એજ વેદવાક્યનુ તત્વ તમોએ હાથ કર્યુ જે રાજકુમારી અને દાસીઓની

સાથે રથ ચારઠમાં વિચરનારી, જે રાજકુમારીને છીંક આવે ત્યાં ખમાં ખમાંની અનેક આશિષો મળનારી, જે રાજકુમારીએ ગામ બહારની દિશા પણ જોએલી નહિ; હા ! તે કાળી રાત્રે નીકળી પડી છે, એવો કયો. સ્વાર્થ સાધવાને ? કશો પણ સ્વાર્થ નહિં, કશી ઇચ્છા, ચાહના કે કશાની તૃષ્ણા નહિ ! કશી સમજણ નહિ. એકજ સમજ એકજ વાત ! તે એજ કે—"મા'રા સુખમા બીજાના જીવનો ભોગ" એ સુખ, મા'રે ન જોઇએ ! બીજા બચો, જીવો, આનંદ ભોગવો. હું અનેક કષ્ટો સહીશ ! કાળના મોઢામાં જઇશ ! પણ બીજા બચો ! બીજાનું ભલું થાઓ ! સેંકડો જીવનો સંહાર થતો અટકો હું મા'રા એક પ્રાણનું બળિદાન આપું છું. વાહ સબરી કુમારી તમારા ચરણમાં અમે વંદન કરીએ છીએ ! ચાલો અંધારી રાતે તમારા સહાયક શ્રી રામ છે ! શ્રી પરમાત્મા છે ! તમો સ્વદેહે મુક્ત પુરના માર્ગમાં વિચરો છો. આજે એ પ્રસંગને હજારો વર્ષ થઇ ગયાં છે. પરંતુ અમો અમારા નયન પંથમાં એ પ્રસંગ અત્યારે પણ અનુભવીએ છીએ ! વાઘ વરૂ તમોને નમસ્કાર કરે છે. અંધકાર પોતેજ તમોને રસ્તા બતાવે છે વર્ષારૂતુ અને વિજળીના ચમકારા તમારા કઠણ વૃત્તની પરીક્ષા લેછે !

જે દેહ માટીનો બનેલો છે જેમાં માત્ર હાડમાંસ મળમૂત્રાદિક સિવાય બીજું કશુંએ ભર્યું નથી ! આહા ! એવા ગંદા દેહની મમતા ધરી માનવી વૃદ્ધ થાય છે ત્યા સુધિ પણ આ દુ ખદ સંસારમાંથી બહાર નીકળી શકતો નથી અને જે કુંટુબ કબીલો માત્ર સ્વાર્થથીજ પરિપૂર્ણ છે તેમાં છેવટની ઘડી સૂધિ હાડમારી ભોગવતો ભોગવતો માનવ દેહની અવનતિ કરી નાંખે છે; ત્યારે સબરીકુમારી જેવી સોળ વર્ષની ઉમરની યુવાવસ્થામા પ્રવેશ કરતી બાલિકા પરાર્થે સંસાર છોડી નીકળે એ કેટલી મહત્તા ! કેવી ઉન્નત સ્થિતિ !

(અપૂર્ણ)

---

## मनने उपदेश.

### સોરઠ–ત્રિતાલ.

મમતા મેલી મન મદ તજી ભજે ભગવાનને રે—ટેક.
જન્મી જગતમાં તેં શું જાણ્યું, ભ્રમિત થઇ ભ્રમમાં ભરમાણું,
ભાન ભૂલ્યું નાદાન હવે તું માનને રે—મમતા મેલી૦—૧
આ જગની છે જૂઠી માયા, નેહ જૂઠા ને જૂઠી કાયા;
ભરમાયા ભવ પડયા નરક નિદાન છે રે—મમતા મેલી૦—૨
હાથે કરી હર નામ વિસાર્યું, ખુટલપણું તે ખરૂં સ્વિકાર્યું;
અવળું સમજી તજી સમજ તું સાનને રે—મમતા મેલી૦—૩

હૃદય ચક્ષુ ખોલીને જોતુ, વૃથા ગર્વ કરી પાપ ભરે શુ ?
નિયમ નીતિની રીતિ જગની જાણુને રે—મમત મેલી૦—૪
ઉમિયાશકર અતર જામી, સેવન કર ચિત્ત વૃત્તિ વિરામી,
વિષ તજીને કરી લે સુધા પાનને રે—મમતા મેલી૦—૫
( પ્રાચના પ્રબોધ કાવ્ય )

## एकम् एव अद्वितीयम्

છાન્દોગ્યોપનિષદનુ રહસ્ય એજ છે કે एकम् एव अद्वितीयम् સ્વગત, સ્વજાતીય, વિજાતિય, ત્રણે પરિચ્છેદ રહિત સર્વરૂપ બ્રહ્મ છે, તેમા સ્વગત ભેદ નથી આ વિષય સ્પષ્ટ રીતે સમજાય તેને સારૂ આપણે સાખ્યવાળાના જડ અને ચૈતન્ય એવા બે પદાર્થ જે ન્યાય વૈશેષિકને સુધારીને માન્યા છે તે ઉપર વિચાર કરીએ

જોકે જડ ચેતન ઉભયાત્મક પદાર્થ માત્ર છે તથાપિ જડ પદાર્થનુ આપણને કાઈ જ્ઞાન જ સભવતુ નથી, કારણ આપણે કોઇ પદાર્થ જોઇએ છીએ તે વખતે તે કાઇક છે એવો માત્ર ભાસ થાય છે પરતુ એ ભાસ કયા સુધી કે જ્યા સુધી આપણુ મન સભવે છે ત્યા સુધી એક ઘટને આપણે જોયો પણ જોનારને મન તેનાથી તે જુદો છેજ નહિ, કાઇક છે એમ લાગ્યુ પણ વસ્તુ તેનુ તત્વ શુ છે તે જણાયુ નહિ ઘટ એવુ નામ તથા તેનો કેવો રગ છે તે માત્ર જાણ્યુ પણ વસ્તુત્વ તો અધારામાજ રહ્યુ આમ થવાનુ કારણ એવુ છે કે આપણે કોઇ પણ વસ્તુને આપણા પોતાથી જુદી પાડીને સમજવાને સમર્થ નથી. એકએકનુ સ્વરૂપ ક્યારે સમજી શકાય કે જ્યારે જ્ઞાન અને જ્ઞાનથી જાણેલી વસ્તુ બે જુદા થઇ શકે ત્યારે, પરતુ તેમ કદાપિ થનાર નથી ત્યારે આ ઉપરથી એજ સિદ્ધ થય છે કે આપણે જે ઘણામા ઘણુ જાણી શકીએ તે જ્ઞાન આપણામા જે જ્ઞાન રૂપ ધર્મ છે તે ઇદ્રિયોદ્વારા બહાર નીકળી વસ્તુ ઓમા મળે છે ને તે વસ્તુરૂપ થઇ જાય છે ને પાછો આપણા મનમા અમુક ભાસ પ્રેરે છે અર્થાત્ એજ કે જ્ઞાન પોતેજ પોતાને જુવે છે આ પ્રમાણે જ્ઞાનનું જુદે જુદે રૂપે પ્રકાશવુ તેને વૃત્તિ કહે છે સુખ દુખ, મા'રૂ તા'રૂ, આ ઘર, આ ગાય, આ ઘોડો એ સવ વૃત્તિરૂપ છે પરતુ વસ્તુઓ વસ્તુત શુ છે તે તો કેવલ અગમ્યજ છે તેથી જો એ જ્ઞાન પણ વૃત્તિરૂપે હોય તો તે જ્ઞાન કહેવાયજ નહિ વૃત્તિરૂપ જ્ઞાન તે વાસ્તવિક જ્ઞાન નથી વાસ્તવિક જ્ઞાન તો વૃત્તિ રહિત હોય છે

સર્વદા એકરૂપ જ્ઞાન તેજ ખરૂં જ્ઞાન. જ્ઞાન ધર્મ જાગતોએ નથી ઉંઘતોએ. નથી તે તો છે છે ને છે જ્ઞાનની એકરૂપતાજ છે તેમાં વૃત્તિપણું. ફેરફાર થવા પણું છેજ નહિ તે નિત્ય છે. જ્ઞાન સ્વયંપ્રકાશ છે કેમકે તે વૃત્તિરૂપ નથી. ન્યાયવૈશેષિકવાળા જે પ્રમાણે જ્ઞાનનું જ્ઞાનપણુ પરિતોગ્રાહ્ય માને છે તેનાથી વેદાંતિયો જુદા પડે છે, તેઓ જ્ઞાનને સ્વયંપ્રકાશ સ્વતો ગ્રાહ્યજ કહે છે સંશય, વિપર્યય, ભ્રાન્તિ ઇત્યાદિ તો વૃત્તિ જ્ઞાન છે મિથ્યા જ્ઞાન છે મિથ્યા જે હોય તે જ્ઞાનજ નથી. મિથ્યાનું મિથ્યાત્વપણુ જ્ઞાનથી મિથ્યાત્વ રૂપે છે. મિથ્યાત્વથી મિથ્યાત્વ રૂપે નથી માટે મિથ્યાત્વ પણ જ્ઞાનાતિરિક્ત નથી. "

જ્ઞાનનો અવિકૃત નિત્ય વસ્તુ ધર્મ એ છે કે જેના વડે વસ્તુ માત્ર-યાવત્ જ્ઞેય-વસ્તુત્વ પામે છે. જ્ઞાન અને વસ્તુ વિચાર જુદાં પડે નહિ. જ્ઞાન, જ્ઞાન, ને જ્ઞાન એજ સિદ્ધ છે. એજ આપણે જાણી તથા અનુભવી શકીએ છીએ, બાકી વસ્તુ સ્વરૂપ વિષે કાંઇ સમજ પડતી નથી. ત્યારે વસ્તુ માત્ર, છે એ રૂપે જે સમજાય છે તે જ્ઞાનથીજ. માટે જ્ઞાનનું સામાન્ય સ્વરૂપ સત્, ચિત્ એવું બંધાય છે આવું જે એકરૂપ અવિકૃત જ્ઞાન તેમાં દુઃખનો સંભવ કયાં? તે જ્ઞાન આનંદ રૂપજ. वस्तु मात्र सत्, चित्, आनंदरुप-ज्ञानरुप છે.

સાંખ્યવાળા प्रकृति અને पुरुष અભિન્નત્વ બતાવે છે પરંતુ પ્રકૃતિનું આપણને યથાર્થ જ્ઞાન છેજ કયાં? ન્યાય વૈશેષિકવાળા વળી सप्तपदार्थ કહે છે પણ પદાર્થ જ્ઞાનજ કયાં સંભવે છે? ત્યારે જ્ઞાન એ રૂપ સત્તા તો જ્ઞાન એજ છે જ્ઞાનાતિરિક્ત કાંઇજ નથી. એજ एकम् एव अद्वितीयम् આ વિષય વિશેષ સ્પષ્ટ રીતે સમજવા આપણે આગળ ચાલીએ.

प्रकृति पुरुष એ વિભાગજ અશકય છે. ઉભયાત્મક જ્ઞાન એજ શકય છે ને વાસ્તવિક છે માટે જ્ઞાન एज परम सत्ता છે. એનું નામ ब्रह्म-एकम् एव अद्वितीयम्. ઉપનિષદો જેને વારંવાર મન અને વાણીથી પર કહે છે, અવર્ણ્ય કહે છે, સદા વિદ્યમાન વસ્તુ ગતિ કહે છે—द्रष्टा, द्रष्टि, दर्शन सर्व त्रिपुटीनी एक रुपता तेज ब्रह्म. આ પ્રકારનું જે વસ્તુસ્વરૂપનું પ્રતિપાદન તેને अद्वैत કહે છે. चेतन અને जडनो ભેદજ નથી चेतन विना जड नथी, जड विना चेतन नथी. છતાં ઉભય એકરૂપ નથી અનન્ય છે—એજ अद्वैत. આવી રીતે વિશ્વમાત્રનો નિશ્ચય કરી सर्व ब्रह्म એવો એનો સિદ્ધાંત એજ ઉપનિષદોએ પ્રતિપાદન કરેલું दर्शन-એજ औपनिषद् दर्शन એજ अद्वैत.

જ્ઞાન અથવા જ્ઞપ્તિ, અને જડ અથવા પ્રકૃતિ એ ઉભયના અનન્યત્વરૂપ બ્રહ્મ તે બ્રહ્મ. તેમ કોઇ ત્રણ પ્રકારના પરિચ્છેદથી રહિત, સર્વમય, એકરૂપ તે भूमा. ત્રણે જાતના પરિચ્છેદ શૂન્ય—એકજ अद्वितीय-તે भूमा-महान्-ब्रह्म એજ आत्मा પણ જ્યારે વિશ્વમાત્ર એકરૂપ, એકરસ છે ત્યારે आत्मा હું એવું કયાં રહ્યું? એ તો માત્ર પરિચ્છેદનું પરિણામ છે. હુંપણારૂપી આત્મા તે છેજ નહિ. आत्मा તો સર્વરૂપી છે. એજ ખરો

આત્મા એજ સવ ઇતિ પ્રકૃતિના અન યત્વ રૂપ બ્રહ્મ તેજ પરિચ્છિન્નના અભાવરૂપ ભૂમા અને અહમાદિ, બહુત્વના નિષેધ રૂપઆત્મા પરમાત્મા

નૈનં છિન્દન્તિ શસ્ત્રાણિ નૈનં દહતિ પાવક આત્માને શસ્ત્રો છેદી શકતા નથી અને અગ્નિ બાળી શકતો નથી ન ચૈનં ક્લેદયન્ત્યાપો ન શોષયતિ મારુત પાણી ભીનો કરી શક્તો નથી પવન શોષી શકતો નથી અચ્છેદ્યોયમદાહ્યોયમક્લેદ્યોઽશોષ્ય એવ ચ કપાય નહિ તેવો, બળાય નહિ તેવો, ભીનો કરી શકાય નહિ અને શોષાય નહિ તેવો છે નિત્યસર્વગત સ્થાણુરચલોય સનાતન નિત્ય, સર્વવ્યાપી, સ્થિર, અચળ અને સનાતન છે

આ ઉપરથી સમજાશે કે બ્રહ્મ તે જ્ઞાનરૂપ છે આપણુ જે આપણાપણુ અહુતા તે મિથ્યા છે પરમહુતા જે બ્રહ્મ તે વિના હુ એવુ કાઈ છેજ નહિ

વૃત્તિ રૂપે, જુદા જુદા નામ રૂપે અને પદાર્થ રૂપે જે જણાય છે એ બધો પ્રકૃતિનો વિસ્તાર છે રૂપિનો નથી

વૃત્તિરૂપે પદાર્થનુ જ્ઞાન એતો માયા છે—જે નામ રૂપાત્મક પદાર્થ તે માયા આ જગત્ માયારૂપ છે--મિથ્યા છે

આપણુને જે જાગ્રત અનુભવ થાય છે—તે નામ રૂપાત્મક માયારૂપ છે સ્વપ્નમા માત્ર જે જણાય છે તે શુ? નામ અને રૂપ જેમ જાગતા જે નામરૂપ જણાય છે તેનુ નિદાન અગમ્ય રહે છે તેમ સ્વપ્નમા પણ જે જણાય છે તેનુ નિદાન પણ અગમ્ય રહે છે

આપણો અનુભવ એક સ્વપ્નજ છે, નામરૂપાત્મક છે, માયા છે પણ જેના નામરૂપને સ્વપ્ન કહીએ છીએ તે તો કાઇક છેજ, સ્વપ્ન નથી એ બરાબર સમજી રાખવાનુ છે

જેના નામરૂપ માયારૂપે જણાયા તે વસ્તુ ક્દાપિ જણાવાની નથી અજ્ઞાન તેજ રહેવાની છે અજ્ઞાનજ છે ન્યાય કે વૈશેષિકવાળા, અજ્ઞાન એટલે જ્ઞાનનો અભાવ એમ કહે છે, તેમ નહિ કારણકે જ્ઞાનનો તો અભાવ હોઈ શકેજ નહિ અભાવ પણ જ્ઞાનથીજ અભાવપણુ પામે છે, એટલે અભાવ એમ કહેતાજ જ્ઞાનનો સ્વીકાર થયો, જ્ઞાનાભાવ કયા રહ્યો? માત્ર એજ સમજવાનુ છે કે ભાવરૂપ પદાર્થ તેજ અજ્ઞાન પણ આ ઠેકાણે એક પ્રશ્ન ઉભો થાય છે, કે જ્યારે અજ્ઞાનને ભાવરૂપ માન્યુ ત્યારે તે શી રીતે સમજી શકાયુ? તેને માટે પ્રમાણ, અનુમાન કે ઉપમાન જડી શકતા નથી કેવલ શબ્દ પ્રમાણ છે પણ તે ઉપર વેદાતને વિશ્વાસ નથી પણ અનુપલબ્ધિ પ્રમાણ સ્વીકારવાથી સર્વ બાબત સમજાઇ જાય છે જે અજ્ઞાન કહીએ છીએ તેનુ પ્રતિયોગી ઉપલબ્ધ થતુ નથી એટલે અનુપલબ્ધિરૂપ અનુભવજ પ્રમાણ છે આ ઉપરથી સમજાશે કે પ્રકૃતિ અથવા જડ જે સર્વદા ગૂઢ રહે છે એજ માયા-અજ્ઞાન નામરૂપ પામવા એ એક પ્રકારનો પ્રકૃતિનો વિસ્તાર છે વિક્ષેપ પામવા છતા પણ પ્રકૃતિ સ્વત કદાપિ સમજાતી નથી, સવદા ઢકાએલી આવૃતજ રહે છે, માટે જણાતા છતા હોવારૂપ જે અજ્ઞાન તે પ્રકૃતિની આવરણ શક્તિ માયા એજ

કર્દમમુનીની ધર્મયુક્ત વાણીથી સ્વાયં-ભુવમનુ પ્રસન્ન થયા; તેઓ ઘણા આનંદથી બોલ્યા. હે મહર્ષિ! વેદમય પરમેશ્વરે વેદને પ્રવર્તાવવા સારૂ, જીતેંદ્રિય, અને યેગ તપમાં કુશળ એવાં તમારા જેવા બ્રાહ્મણોને ઉત્પન્ન કર્યા છે. તેમજ તમારી રક્ષામાટે અમો ક્ષત્રીયોને ઉત્પન્ન કર્યા છે.

બ્રાહ્મણો એ ભગવાનનું હૃદય છે. બ્રાહ્મણો અને ક્ષત્રિયો અરસપરસ એક બીજાની રક્ષા કરે છે. અમારાં અહોભાગ્ય છે કે આપ જેવા જીતેંદ્રિય મહર્ષિનાં અમોને દર્શન થયા. એક વિનંતિ માત્ર આપને કરવાની છે ને તે જો સ્વીકારશો તો મોટો આભાર થશે.

આપનાં દર્શનથી મને મોટો આનંદ થયો છે. ને મારા સઘળા શંશયો કપાઇ ગયા છે. હું જે માત્ર મુંઝાએલો છું તે આ મારી પુત્રી જે કે સોળ વર્ષની થઇ છે તેને યોગ્ય વર મળે તેટલા સારૂજ. એ મારી ચિંતા આપ દૂર કરો. મારી પુત્રી તમારાં સાંસારિક ધર્મકર્મમા સર્વ રીતે તમોને સહાય થશે. અમારી દેવહૂતી અવસ્થા, શીલ અને ગુણાદિકથી સંપન્ન પતિને શોધતી હતી, પરંતુ જ્યારથી નારદજી પાસેથી તમારા ગુણ સ્વભાવ અવસ્થા અને વિદ્યાદિક વિષે સાંભળ્યું છે ત્યારથી તેની ચિત્તવૃત્તિ આપનામાંજ ચોંટી ગઈ છે. તો ચાલી ચલાવીને અમો આપને શોધતાં આંહી આવી ચડયાં છીએ; જેથી અમો સમજીએ છીએ કે આજે અમારી મનઃકામના પૂર્ણ થશે. આજે અમારી દેવહૂતીનું ઇચ્છીત થશે. મને સંપૂર્ણ આશા છે કે આપ અમારી વિનતિ માન્ય કરશો. વળી અમોએ સાંભળ્યું છે કે આપ વિવાહને માટે તૈયાર છો તો પછી ઘેર બેઠે અમો આવ્યાં છીએ તેના ઉપર અનુગ્રહ કરી અમને ઉપકૃત કરશો.

કર્દમમુની કે જેણે દશ હજાર વર્ષ સુધી ભગવાનની તપશ્ચર્યા કરી હતી, અને બ્રહ્મચર્ય વૃત્તથી જેની કાંતિ સૂર્ય સમાન પ્રકાશતી હતી તેઓ પોતાનું ઇચ્છીત પ્રાપ્ત થતું જોઇ હસતે મુખે બોલ્યા. હું આપની ઇચ્છા પૂર્ણ કરવા તૈયાર છું. દેવહૂતી કે જેની કાંતિથી ચંદ્રમા પણ ક્ષોભ પામે છે જે શીલવતી ગુણ સંપન્ન, સદાચરણી અને તમારા જેવા મોટા રાજાના પુત્રી છે. પ્રિયવ્રત અને ઉત્તાનપાદ જેવા જેના ભાઇ છે એવી દેવહૂતીને હું મ્હારી ધર્મપત્નિ કરીશ. આપની આજ્ઞા સ્વીકારીશ. અને ખરી વાત છે કે મને પોતાને પરણવાની પૂર્ણ ઇચ્છા છે. વગર અલંકારે પણ શોભી રહેલી દેવહૂતી તમારા વંશના અને અમારા આશ્રમના શણગારરૂપ છે. હું દેવહૂતીનું પાણી ગ્રહણ કરીશ. દેવહૂતી પણ પણ મહર્ષિની કાંતિથી મોહ પામ્યાં જેથી તેજ ક્ષણે રાજારાણીએ કન્યાદાન આપી કર્દમ મુનીની સાથે દેવહૂતીનાં લગ્ન કરી દીધાં. દાયજામાં પુષ્કળ વસ્ત્રાલંકાર સરસામાન આપ્યાં. પછી ઋષિ પાસે પોતાના રાજ્યમાં જવાની રજા માગી. પરંતુ એ વખતનો દેખાવ કરૂણા જનક થઈ ગયો. સ્વાયંભુવ મનુ અને શતરૂપાને દીકરીનો વિયોગ અસહ્ય થઈ પડયો. અશ્રુધારાએ પુનઃ પુનઃ રોયાંપણ

શુ કરે? પુત્રી ગમે તેવી વહાલી હોય પણ તેને યોગ્ય ઉમરે તેના ભર્ત્તારનીજ પાસે રહેવુ જાઇએ વિરહ નહિ ખમી શકવાથી હે મા! હે દીકરી! એમ કહી દપતી રૂદન કરવા લાગ્યા દેવહુતીએ કહ્યુ માતાજી! પિતાજી! જો કે પ્રેમને લીધે મારૂ હૃદય પણ ગદગદિત થાયછે પરતુ આ સસારમા સયોગ વિયોગનો પ્રવાહ ચાલુજ છે તેમા કોઇ પણ રીતે શોક કરવો યોગ્ય નથી સ્રીના લગ્ન થયા પછી પિતાના સગમાજ તેનુ ક્ષેમ છે પતિને પ્રભુ તુલ્ય માની જે સ્રી તેના ચરણ સેવે છે તે પાછી આ જન્મ મરણવાળા લોકમા આવતી નથી હવે જે કઇ મારે મારો ધર્મ બજાવવાનો છે તે મારા પતિ પ્રત્યે નોજ—માટે આપ સુખેથી રાજ્યમા પધારો પુત્રીના આવા ઉત્તમ વિચારથી સતોષ પામી રાજા રાણી પોતાની બર્હિષ્મતી નગરીમા આવ્યા ધર્મ, અર્થ અને મોક્ષને વિરોધ ન આવે એવી રીતે રાણી અને સતાનની સાથે મનુ મહારાજા સસાર સુખ ભોગવવા લાગ્યા રાજ્ય વૈભવ અને રાજ્ય સુખ તથા ગ્રહસસારના વિવિધ પ્રકારમા સુખ હોવા છતા મનુ મહારાજા તેમા લુબ્ધજ થઇ ગયા ન હોતા ભગવાનની ભક્તિ એજ તેનું મુખ્ય કર્ત્તવ્ય હતુ જો કે સઘળી સિદ્ધિઓ સ્વાયભુવ મનુને સ્વાધિન હતી છતા કોઇ પણ વિષય સુખથી તે જીતાઇ ગયો ન હોતો કારણ તે પોતે જીતેન્દ્રિય હતા રાણી શતરૂપા પણ પતિની આજ્ઞાનુજ પાલન કરનારા હતા રાત્રી દિવસ ભગવાનની ભક્તિ એજ મનુ મહારાજાનુ મુખ્ય કર્ત્તવ્ય હતુ અને પતિસેવા એ મુખ્ય કર્ત્તવ્ય મહારાણી શતરૂપાનુ હતુ

જાગ્રતાદિ ત્રણે અવસ્થા, તેમજ ત્રણે ગુણો તેમને લિપ્ત કરી શક્યા ન હોતા આ જગતને તેઓ મિથ્યા રૂપજ જોતા હતા એ પ્રમાણે સ્વયભુવ મનુએ પોતાના સમયની ૭૧ ચોપડી પુરી કરી તે પછી જેનુ ચિત્ત બ્રહ્મમય થઇ ગયુ છે, જેને આખો સસાર બ્રહ્મમય ભાસ્યો છે એવા એ રાજા રાણી પરમ પદને પામ્યા

વાચનાર! હવે ચાલ પાછા કદમ મુનીના આશ્રમમા જઇને જોઇએ દેવહુતી કેવી રીતે પતિ સેવા કરેછે, પતિ ઉપર તેનો કેવો ભાવ અને સ્નેહ છે, તે જોવાથી જાણવાથી ને તેવુ ઉચ્ચ વર્તન રાખવાથી આપણી આર્ય બ્હેનો જે હાલ પોતાના ખરા ધર્મોને ભુલતી જાય છે તેને સત્ય માર્ગે જડે

જેમ પાર્વતી શકરની સેવા કરે તેમ અહોરાત્ર અનન્ય પતિ ભક્તિથી દેવહુતી પોતાના પતિ કદમ મુનીના ચરણ સેવવા લાગ્યા હતા કામ ક્રોધાદિકને વશ કરી એ મહાસતીએ પતિ આજ્ઞાનું પરિપૂર્ણ પાલન કરી તેમને પ્રસન્ન કર્યા

દેવને પણ ફેરવી શકે એવા મહા તપસ્વી સ્વામીની સેવા કરતા કરતા દેવહુતી પોતાની જાતનુ ભાન ભૂલી ગઇ હતી તેનુ શરીર કૃષ થઇ ગયુ હતુ રાજકુમારી અને અનેક વૈભવોમા ઉછરેલી માબાપની અતિ પ્રિય તેમજ લાડકી દીકરી પતિ [illegible] ધર્મમા જોડાતા [illegible] મુની પણ સતી [illegible]ની અપૂર્વ

ભક્તિ જોઇ ગદગદિત થઇ ગયા તેમણે અતિ પ્રસન્નતાથી કહ્યું હે સ્ત્રી! વર માગો! તમારૂં ઇચ્છીત માગી લ્યો. હું તમારી સેવાથી પ્રસન્ન થયો છું. તમારાં આચરણ અને તમારી નીતિ રીતિનું અનુકરણ કરનારી આર્ય મહિલાઓ પોતાનું તેમજ પોતાના પતિનું કલ્યાણ કરેછે. પ્રાણીમાત્રને પોતાનો દેહ બહુ વાહલો હોય છે. હા! તેની પણ તમોએ દરકાર ન કરતાં માત્ર મા'રીજ સેવામાં તમો પ્રવર્ત્ત રહ્યાં તેથી હું તમારા ઉપર પૂર્ણ પ્રસન્ન થયો છું. જે યોગ્ય બળથી મેં સિદ્ધિઓ સંપાદન કરી છે જેને માટે મેં હજારો વર્ષ તપ કર્યાં છે એવી એ સિદ્ધિઓ હે સતી દેવહૂતી! મા'રી સેવાથી તમને પણ પ્રાપ્ત થઇ છે. તમારો વૈભવ નાશવંત નથી કારણ કે તમોઓ પતિ સેવાથી પ્રાપ્ત કરેલો છે. માટે જ્યાં સુધી તમારી ઇચ્છા હોય ત્યાં સુધી કોઇ પણ જાતના દિવ્ય વૈભવને ભોગવી શકશો. માટે મા'રી ઇચ્છા છે કે તમે એ દિવ્ય વૈભવો ભોગવો.

પતિની પૂર્ણ કૃપા થએલી જોઇ સતી દેવહૂતીના હૃદયની ચિંતાઓ દૂર થઇ. હસતાં હસતાં ગદગદ કંઠની લજ્જા ધરતાં વિનયથી અને પ્રેમથી સતી દેવહૂતી બોલ્યાં:—પ્રીયપતિ ! હે મુનીશ્રેષ્ટ ! તમોને અતિ ઉત્તમ સિદ્ધિઓ પ્રાપ્ત થએલી છે પરંતુ સતી સ્ત્રીને પતિથી સંતાન ઉત્પન્ન કરવાની અભિલાષા હોય

પ્રગટ કર્યું. કલ્પતરૂ તુલ્ય સર્વ ઇચ્છાઓને પૂર્ણ કરે એવું એ વિમાન હતું. એ વિમાન સર્વ મનોરથને પૂર્ણ કરનારૂં હતું. જેમાં અનેક જાતનાં દિવ્યાભરણો હતાં, દિવ્યરત્નો અને વધતી જતી સમૃદ્ધિથી એ વિમાન અલૌકિક હતું. વિમાન મણીમય રત્નજડિત સ્તંભોથી પ્રકાશિત હતું. જેની અંદર વિચિત્ર જાતના પલંગો, શય્યાઓ, અનેક જાતનાં ચિત્રવિચિત્ર અને આશ્ચર્યકારક પંખાઓ તેમજ દંપતિને સંસારિક લ્હાવો લેવાને એ વિમાન અનેક સિદ્ધિઓની પ્રસાદીરૂપ હતું. જેમાં નીલમણિના મ્હેલ અને મ્હેલ ઉપર સુવર્ણના કળશ હતા. જ્યાં જુઓ ત્યાં ઇચ્છીત ઇચ્છા કરો તે તૈયાર; ઇચ્છાપૂર્વકગમન, ઇચ્છાપૂર્વક ખાનપાન અને ઇચ્છાપૂર્વક આનંદ, એ વિમાનમાં મળતો હતો. એ વિમાનની કારીગરી આગળ હાલના શોધ અને હાલની સર્વ કળાઓ મહાત્ હતી. આજે જડવાદમા આગળ વધેલી યુરોપીય પ્રજા જ્યારે પોતાના નવા નવા શોધ માટે મગરૂર થતી જાય છે ત્યારે અમારા મહર્ષિની યોગબળની સિદ્ધિ અને ચૈતન્યવાદનો અપૂર્વ મહત્તા આગળ અમને એ તુચ્છ જણાય છે. ભારતવર્ષમાં જે સમયે એવા મહર્ષિઓ વિરાજતા હતા તે વખતે અમારો ભારતવર્ષ પૂર્ણ સ્વતંત્ર હતો ! અમારી આર્યમાતાઓ અને બ્હેનો પતિસેવામાંજ પોતાની કૃત કૃત્યતા

# आर्यधर्मप्रकाश

પુસ્તક ૩૪ મુ ] ભાદરવા સ ૧૯૬૨ [ અંક ૧૧ મો

## यतोधर्मस्ततोजय



### रघुनाथ विना दुःख कोण हरे !

॥ तोटक वृत्त ॥

जगमा सघळ जन कोई फरे, फरी आदर मेळवशो सघळे,
पण स्वार्थ विना बहु प्रेमवने, जननीविण आदर कोण करे !–१

भगिनी मळशे निज भ्रात मळे, मळशे निज मातुलने श्वसरे,
पण स्वार्थ सुधी सहु स्नेह करे, जननी वीण आदर कोण करे ?–२

जगनायक विश्वपति करुणा करी अन्न अनप्रम दे सहुने,
पण जेह जमाडी जमे जनते—जननाविण आदर कोण करे–३

जग स्वार्थनी सव रमे रमतो, जननी प्रणये नहि ते दासतो,
हित बाळतणु सुविचारथीने, जननी विण आदर कोण करे,–४

जन तात तणो नवलोभी थजे, नरना गणो निठुर चित्त अने,
गण कोमळ चित्त तणा प्रणया, जननाविण आदर कोण करे ?–५

शशिनाविण अमृत कोण झरे ? रविनाविण कुञ्ज समुह खाले ?
करा धार अमाप असग्य जळे ! वरखाविण सागर कोण भरे ?–६

वरखाविण सागर कोण भरे ! शशिनाविण अमृत कोण झरे ?
जननी विण आदर कोण करे ! तुलसी विण धिरज कोण धरे ?–७

जब प्राण बसे निजकंठ विषे–तव सर्व प्रकार पुकार करे;
पण अन्य न कोई सहाय करे, रघुनाथ विना दुःख कोण हरे !–८

तोटक.

जननी विण आदर कोण करे
बरखा विण सागर कोण भरे
तुलसी विण धिरज कोण धरे
रघुनाथ विना दुःख कोण हरे !–९

## बालकोने धर्म संबंधी शिक्षणनी आवश्यकता–
## तेवां पुस्तको थवानी जरूर.

કોઇ પણ દેશના ઉદયનો સકળ આધાર વાસ્તવિક રીતે જોવા જઇએ તો બાળકોની જન્મ આપનારી માતાઓ અને એ બાળકો ઉપર રહેલો હોય છે, તેથી જે દેશની સ્ત્રી કેળવણી ઉત્તમ પાયા ઉપર રચાએલી હોય છે, તે દેશનાં બાળકો યશસ્વી અને પ્રતાપી થાય છે. પરંતુ આ વિષય એટલો બધો અગત્યનો છે કે સ્પષ્ટ રીતે સર્વને ગળે ઉતારવો જોઇએ. કયા રસ્તા ઉપર જવાથી દેશની માતાઓ અને બાળકો દેશના કલ્યાણકારી થાય ને તે સાથે માનવ જન્મની સાફલ્યતા પણ કરી શકે તે જાણવું અવશ્યનું છે.

બાળકોમા છોકરા અને છોકરી બંનેનો સમાવેશ થાય છે. દેશનાં બાળકોજ, અમુક વખત પછી પિતા અને માતાના સ્થાન ઉપર સ્થાપીત થયાં હોય છે. તેથી જો એ બાળકોને બાલ્યકાળથીજ રૂડી રીતે કેળવવામાં આવ્યાં હોય તો દેશનો સર્વ રીતે ઉદય થાય છે–ઘર સંસાર સુખી થાય છે.

આપણો આર્યાવર્ત્ત, અવનત હાલતમા આવી પડયો છે તેનું મુખ્ય કારણ તપાસવા જઇએ તો આપણા બાળકોને કેળવવામા આજ બહુજ દીર્ઘ સમય થયા આપણા વડીલોની અને આપણી મુખ્યત્વે બે કાળજી. કોઇ એક સમયે આ આપણો આર્યાવર્ત્ત ષોડશ કળાએ તપતો હતો, દેશમાં હુનર કળા, ધન ધાન્ય ઇચ્છીત મળતાં હતા–અને માનવજાતી પોતાના આ લોક અને પરલોકના યથાર્થ ધર્મ સમજતી હતી, તે સમય દેશની બાળકેળવણીને આભારી હતો.

બીજ ઉપરજ વૃક્ષનો અને તેના ફળનો આધાર રહેલો છે તો બીજ સારૂ હોય, તો જે છોડ ઉગી નીકળે તે ઘણોજ સૈરસ હોય અને પછી જો તેના ઉપર પાણી અને ખાતરની રૂડી દેખરેખ રાખવામા આવે ને જીવથી પણ અધિક તેને ઉછેરવા માટે પરિશ્રમ કરવામા આવે તો એ છોડમાંથી વૃક્ષ ઘણુ જ સરસ થાય છે, ફળ પણ ઇચ્છીત મળી શકે છે, એમ છે તો એક છોડને સારો કરવામા, અથવા ફળ લાયક કરવામા જેટલી કાળજી રાખવાનુ આપણે સમજીએ છીએ તેનો લાખમો ભાગ આપણા બાળકરૂપી છોડનુ સર્વ પ્રકારથી કલ્યાણ કરવા તરફ આપણુ લક્ષ હોતુ નથી કેટલી બધી શોચનિય વાત છે કે જે સતાનો ઉપર માબાપોનો પોતાનો એ બાળકોનો તેમની ઓલાદનો અને ઘરસંસારનો તેમજ દેશના ઉદયનો મોટો આધાર રહેલો હોય છે તેજ બાળકો માટે બેદરકારી ! આ બેદરકારી હમણાની નથી બહુજ લાબા સમયથી ચાલી આવે છે એ બેદરકારીના પરિણામમાજ દેશમા અને ઘરસંસારમા કજીયા કકાસની સ્થાપના થઇ ! સ્વાર્થ અને પરમાર્થના સયુક્ત રાજ્યમા સ્વાર્થનુ પ્રબળ વધી પડયુ અને એમ હાલ અનુભવાતી દશામા આવી પહોચ્યા ! આપણે એમ નીચેના નીચેજ સરતા જઇએ છીએ અને હજુ કેટલા બધા નીચે ઉતરી જઇશુ એ વિચાર કરતા અંતઃકરણ ગદ્ગદિત થાય છે ! ચક્ષુઓ અશ્રુ ગાળે છે !

ત્યારે પ્રશ્ન એ થાય છે કે શુ હાલ દેશમા બાળકોને કેળવણી આપવામા નથી આવતી ? છોકરા અને છોકરીઓની શાળાઓ તો બહુજ દેખાય છે ઘાચી, મોચી, કુભાર, સુદ્ધા પણ કેળવણી લેવા લાગ્યા છે ! આવુ સમજાય છે દેખાય છે છતા દેશનો ઉદય કા નહિ ? ઘરસંસારમા અમૃતને બદલે વિષનુ વહન ના ? બોલાય છે, કહેવાય છે, ધ્વની થાય છે કે સુધારો થયો ! પણ કેટલો સુધારો થયો ને જોવાનુ છે સુધારો થયો કે બગાડો ? કેટલો સુધારો અને કેટલો બગાડો થયો ? તે સવ આપણે જોઇ જઈએ

વચલા સમયમા જ્યારે દેશના લોકો પરમ સ્વાર્થીજ થઇ ગયા, ઘર ઘરમા કુસંપનુજ પ્રાબલ્ય વધી પડયુ અને પરદેશીઓના હુમલાથી દેશ પાયમાલ થવા લાગ્યો તે સમયે દેશના હુન્નર અને કળાઓ નાશ પામ્યા, વિદ્યાદેવી અદ્રશ્ય થઇ ગયા ! અને ઘણી કિમતી પુસ્તકોનો વિનાશ થઇ ગયો ! હા ! એવા ને એવા આસમાની સુલતાની પ્રસંગોમા આ આર્યાવર્ત્ત લથડતો લથડતો મૃત્યુના મુખની નજીક આવી પહોચ્યો ! એ રામ શરણ થવાના સમયમા કોઇ દૈવ ઇચ્છાથી મૃત્યુની સ્થિતિ ખમી ઉપાય તાત્કાલિક મળી ગયો વૈદ્ય રૂડા મળ્યો-બહાદુર અને પ્રતાપવત અંગ્રેજ સરકારે તેની બાહ્ય ગ્રહી, મૃત્યુને બીછાનેથી બચાવી લીધો ! એવી રૂડી યોજના કરી કે જેથી એ અસાધ્ય રોગ શમી થાય ... આખની આખ ઉઘડી, અંધકાર

મટી પ્રકાશ દેખાયો, અને શરીરના ઉપરનો દેખાવ પણ નજરને પ્રસન્ન પડવા લાગ્યો. આ સર્વ વૈદ્યને પ્રતાપે થયું પણ વૈદ્ય એકલો શું કરી શકે ? દર્દિને જો પોતાનેજ આરામ કરવાની ગરજ ન હોય, કરી પાળવાની ઇચ્છા ન હોય તો પછી વૈદ્યની જડી બુટ્ટી કેટલું કામ કરી શકે ? મરતાને બચાવે પણ કૌવત તો કયાંથીજ ટકાવી શકે ? જે દર્દિ કરી પાળતો નથી, વૈદ્યે બતાવેલા રસ્તા ઉપર ચાલતો નથી અને સ્વેચ્છાપૂર્વક પોતાનું વર્ત્તન કરતો જાય છે, એવો દર્દિ રોગથી મુક્ત થવાને બદલે વધુ ને વધુ રોગાગ્રસ્ત થતો જાય છે !.! !

જ્યારે અંગ્રેજ સરકારે કેળવણીનાં બારણાં ખુલ્લાં કરી દીધાં ત્યારે તેમાં પેશી ગયા અને કેળવણીનો સઘળો બોજો તેમનાં ઉપરજ નાંખી દીધો ! સંસ્કૃત માતાજીને મેલ્યાં પડતાં ને બેઠા અપરમા ઇંગ્લીશ ભાષાના ખોળામા ! જે આપ્યું તે લીધું ! જે ભણાવ્યું તે ભણ્યા ! હા ! પણ ગણ્યા નહિ ! છોકરાઓ ભણવા લાગ્યા ! છોકરીઓ ભણવા લાગી ! વગર ચાવ્યે જે ગળે ઉતરવા માંડયું તે ઉતારતા ગયા ! ચાવવાનું નહિ; તૈયાર મળવા લાગ્યું પછી કશો વિચાર ન રહ્યો કે આ ખોરાક આપણને કેટલો પચી શકે ? આપણા તન મનને લાયક આ ખોરાક છે કે નહિ ? અને ખામી છે તો શી છે ? તેના ઉપર શા માટે લક્ષ આપે ? લક્ષ આપવાથી તીજોરી ખોલવી પડે ! પરિશ્રમ કરવો પડે ? જુનાં થોથાં પોથાંને ઉદ્દેઇમાંથી બહાર કાઢવાં પડે, મગજને પરિશ્રમ આપવો પડે ! ઉપરની ટાપટીપ અને મોજ મજા ઉપર પાણી મૂકવું પડે ! એ બધું કોણ કરે ઠીક છે જે થાય છે તે વાહ વાહ ! કયાં ગોલાઘેર ગાયો હતી ! જે મળ્યું તે બાપનું ! આવા વિચારમાં દેશ સમસ્ત બિનદરકાર બન્યો ! કેળવણી વધી ! કેળવણી વધી ! બહુજ વધી !—કોટ પાટલૂન પહેરતા શીખ્યા ! ધોતીયાં પોતીયાંને વધરાવ્યાં ગંગાજીમાં ! કોટ પાટલૂન એ વિલાયતી દેખા દેખીને, માથે વળી દેશી પાઘડું ! એ પહેલો સુધારો. ઘરમાં બૂટ સ્ટૉકીંગની ધમાલ એ બીજો સુધારો ! આંખે ચશ્મા ! એ ત્રીજો સુધારો ! ઘરડાં માબાપ, ને પાડાપાડોશીને હુડધુત ! એ ચોથો સુધારો ! બાઇડીના બારોટ ને સાસરીયાંને, સાત સાત સલામો કરવી એ પાંચમો સુધારો ! સ્ત્રીઓને ઘરનાં કામ તજાવવાં અને તેમને બૂટ સ્ટૉકીંગ અને હાથમાં છત્રી આપી એક બીજાના હાથ ઝાલી હવા ખાવા દોડવું એ છઠ્ઠો સુધારો ! ઘરમાં હાલલાં હડિયું કાઢે ને હડમાનજી ભુસ્કા મારતા હોય, લેણદારો તાકીદ કરતા હોય ને ભાઇ ઈસ્કી ટટ્ટુ ફરતો હોય એ સાતમો સુધારો ! જૂનું સર્વ જાડું ! છટ્ નવું તેજ સારૂં, પરદેશી તેજ પહેલું ; ફેશન તેજ રોશન ! પુરાણો—ગપ્પ પુરાણો ! સ્વાર્થ એજ સિદ્ધિ ! હું ને મારી સ્રી ! એજ સંસાર ! એજ પડે બ્રહ્મ ! એજ દેશ સેવા, એજ આ લોકનું કલ્યાણ ! પરલોકની વાતો પછી એ આઠમો નવમો ને દસમો

સુધારો! હેરકટિંગમા ને હોટેલમા દોડવુ, એ અગીયારમો સુધારો! સંથે બાબરી રાખવી એ બારમો સુધારો! કલર કોલર અને નેકટાઇના ઠાઠ એ તેરમો સુધારો! વાણિમા કાઇક! હૃદયમા કાઇક! અને કૃત્યમા કાઇક એ ચઉદમો સુધારો! ગુડ મોર્નિંગ એ પંદરમો સુધારો! હાજી હા પણ એ સોળમો સુધારો! ચીરૂટ પીવી અને ટોપીને માથે ફેરવવુ એ સત્તરમો સુધારો! મગજમા મીજાજ વીસ ખાડી ભરાઇ જવો એ અઢારમો સુધારો! નિજ ધર્મ કર્મ ઘોળીને પી જવા એ ઓગણીસમો સુધારો! કેળવણી લઈને ડીગ્રી મેળવી સરસ્વતી મંદીર માથી બહાર નીકળતા દેશ વીરો, બાયલા બીકણ અને જાણે ઘોરમાથી બેઠી કઢિયા હોયની એવા સુડદાલ શરીર સંપત્તિ આનમા હાડપિંજર રૂપે રહેલા તે વીસમો સુધારો! વ્યવહારમા મીઠુ, રીતભાતમા મીઠુ સ્વભાવમા મીઠુ એમ સુધારા ઉપર સુધારો એવા અનેક સુધારા થયા! મોટા મોટા ભાષણો કરતા શીખ્યા સ્વદેશાભિમાનના બણગા ફુંકવા લાગ્યા પણ ગાડુ બધુ ઠેકે જઇને થોભ્યુ! ખરો માર્ગ સૂઝતો નથી પ્રકાશને બદલે અંધારૂ નજર આગળ આવતુ જાય છે! પરંતુ ખરી વસ્તુ તેમાથી હાથ પડતી નથી! સુધારાને બગાડાનુ આમ એકત્ર ભેળમભેળાની જાના જેવુ થઇ ગયુ! છાપાછુપી લખનારા, ચોપાનીયા ચલાવનારા અને પુસ્તકો પ્રવર્ત્તાવનારા લખે છે કે સંપ કરો! સ્વદેશાભિમાની થાઓ! કન્યા વિક્રય અટકાવો! બાળ લગ્ન અટકાવો! પરદેશમા દ્રવ્યનો જે ધોધ વહો જાય છે તે અટકાવો! દેશી કારીગીરીનો ઉદય કરો! આપણો પોતાનો ઉદય કરો! આમ ચોપાસથી બોલવામા માત્ર આવે છે, વર્ત્તનમા તેમાનુ કાંઈ પણ બની શકતુ નથી! ઘર સંસાર અને દેશ ભૂખડુ બારસની દયાજનક સ્થિતિમા આવતો જાય છે દુષ્કાળને મરકીથી દર વર્ષે દેશનુ સત્યાનાશ નીકળી જાય છે અને હૃદયમા સવદ અશાંતીનુજ રાજ્ય સ્થપાએલુ રહેછે આ તર્વેનુ શુ કારણુ? ત્યારે શુ કેળવણી લીધી એ નકામી? અમે કહીએ છીએ કે તદ્દન નકામી કારણુ કે જ્યા સુધી આપણા બાળકોને કેળવણી ને ધર્મ શિક્ષણની ભાવનાથી વિશુદ્ધ કરવામા નહિ આવે ત્યા સુધીની સર્વ કેળવણી માત્ર બોજા રૂપજ થઇ પડવાની! જો કે દેશના કેટલાક બાળકો રત્ન સમાન પણ નીવડયા છે પણ તે આગળીને વેઢે ગણાય તેટલા અને માત્ર હજારે એક પણ આપણે જે કરવાનુ છે તે એ છે કે દેશ સમસ્ત ધર્મસંબંધી શિક્ષણની સંગીન કેળવણી લઈને તૈયાર થાય આર્યમાતાઓ પોતાની પૂર્વની સ્થિતિએ પહોચે આર્યપુત્રો! પોતાનુ પૂર્વનુ ગૌરવ દેખાડે, અને આ આપણો આર્યાવર્તનો ઉદયભાનુ પૂર્ણ કળાએ તપે આ સઘળુ ક્યારે થશે કે જ્યારે બાળકોને ધર્મસંબંધી શિક્ષણ સાથની કેળવણી આપવામા આવશે અને જ્યારે એવાજ ધર્મસંબંધી પુસ્તકો મોટા

સહન કરીને ભક્તે માનરૂપી દોષનો પરિત્યાગ કર્યો. એક વખત તેઓ એક બાઇને ત્યાં ભિક્ષા માગવા ગયા અને મુખમાંથી 'સીતારામ' ! નો ઉચ્ચાર કરી બારણે જઇ ઉભા: બાઇ અભક્ત હતી. અને તેથી ભક્ત ઉપર બહુજ ગુસ્સે થઇ. પોતે ચીંથરાંનું પોતું લઇ ચૂલો અબોટ કરતી હતી. બાઇએ ભક્તને જતા રહેવા કહ્યુ. પણ ભક્તનું ધ્યાન ઠાકોરજીમાં હોવાથી, બાઇના શબ્દો ઉપર કંઇ ધ્યાન ન ગયું. આથી બાઇએ ગુસ્સે થઇ પેલું પોતું ભક્તની છાતીમાં છૂટું માર્યું. ભક્તે, 'આ, મને બાઇ તરફથી કંઇ ભેટ મળી છે' એમ માની સ્વિકાર્યું. ભકત ત્યાંથી દરીયા કિનારે ગયા અને ત્યાં જઇ પોતું તથા પોતાનું અંગ દરીયાના પાણીમાં ધોઇ નાંખ્યાં. પેલાં પોતાંને તડકામાં સુકાવી તેના જુદા જુદા તાંતણા કહાડયા પછી, તાંતણાની દીવેટો બનાવી, અને રાત પડી એટલે તેમણે તેને ઠાકોરજીનાં મંદિરમાં લઇ જઇને સળગાવી અને તેનાથી ઠાકોરજીને આરતી ઉતારી. હવે આ વખતે પેલી બાઇને પોતાના ઘરમાં કંઇ નવું નવું દેખાવા લાગ્યું. ઘરમાં ચોમેર પ્રકાશ થઇ રહ્યો, બાઇના હૃદયમાં જે અંધકાર હતો તે મટી જઇ ઇશ્વરનું ભાન થયું. પેલા પોતાંનો વિચાર મનમાં આવ્યો. સીતારામ, શું ? પેલો જોગી શું ? પોતું શું ? વિગેરે વિચારો મનમાં આવતાં અકળાઇ ગઇ ! અફસોસ થવા લાગ્યો કે અરે પેલા સાધુને મેં વિના અપરાધે માર્યો છે. આ બહુ ખોટું કર્યું છે આ સાધુ હરવખત શેરીમાં આવે છે, હવે જો બીજી વાર અહિં આવે તો તેમને પગે પડું, માફી માગું, ક્ષમા ચાહું, મારી બહુ ભૂલ થઇ છે, મારે તેને કંઇ આપવું નહોતું તો તેને પોતું મારવાની શી જરૂર હતી ? વિગેરે વિગેરે તર્ક વિતર્કો થવા લાગ્યા. ભકત માધવદાસે આરતી ઉતારતાં ઉતારતાં ઠાકોરજી પાસે માગી લીધું કે એક બાઇએ મને આ પ્રેમથી ભેટ આપી છે માટે તમે તે અંગીકાર કરજો. તદનુસારેજ ઠાકોરજીએ બાઇના હૃદયરૂપી મંદિરમાં અજ્ઞાનરૂપી અંધારૂં મટાડી જ્ઞાનરૂપી દીપક પ્રગટ કર્યો.

એક દિવસ ફરતાં ફરતાં ભક્ત તેજ બાઇને આંગણે ભીક્ષા માગવા જઇ ચડયા. બાઇ, સાધુને જોતાંજ તેના ચરણમાં પડી. પોતે કરેલ અપરાધની ક્ષમા માગી ! અને કહ્યું કે મેં તમને તે દિવસ પોતું માર્યું એ મારી અતિ મ્હોટી ભૂલ થઇ છે. મને કોઇ રીતે એ દોષથી મુકત કરવા કૃપા કરો. ભક્તે કહ્યું કે એમાં તારો દોષ નથી. તારાં અજ્ઞાનનો દોષ હતો. અને તારૂં અજ્ઞાન ઠાકોરજીએ દૂર કર્યું છે. માટે ઠાકોરજીની સેવા કરજે. તને આવો ભાવ ઉદય થયો તે બહુ સારૂં થયું. પેલી બાઇએ માધવદાસની ઘણી પ્રશંસા કરી. માધવદાસે કહ્યું કે તું સંતોની સેવા કરજે. અને નિરંતર ભક્તિ કરતી રહેજે. ભક્તિ ભૂલીશ નહિ તો તારો આ ભવ સફળ થયો સમજજે.

અપૂર્ણ

# जरबो'तरी

( ગયા અંકના પાના ૨૧૬ થી ચાલુ )

રોલાવૃત્ત

એ જરને શુ કરો? જાક વ્યાપારે જોડયા!
એ જરને શુ કરો? તીજોરી તાળા ત્રોડયા!
એ જરને શુ કરો? હણી વિશ્વાસજ લાવ્યા!
એ જરને શુ કરો? જૂંગટામાહી જ ફાવ્યા! ૩૩
એ જરને શુ કરો? રાંડની ભાડયજ ખાધી!
એ જરને શુ કરો? નીતિ ભર દરિયે લાધી!
એ જરને શુ કરો? ગળે નખ દેને લીધા!
એ જરને શુ કરો? દુખીં જન લાખો કીધા! ૩૪
જર નહિ જાણો ઝેર! વેર તે જુનુ લેશે,
જર રૂપે રહી વેર ઝેર સર્વેને દેશે
જર કરશેજ ઝમેર મ્હેર નહિ ઉરમા લાવે,
ઉડશે ભુગળ ભેર ફેર હાથે નહિ આવે ૩૫
એ જરમા ધૂળ પડો દુખીં લાખોને કીધા,
એ જરમા ધૂળ પડો કૂંડા કામે નહિ દીધા,
એ જરમા ધૂળ પડો ભર્યું ભોમા ભોરિંગ દર,
એ જરમા ધૂળ પડો પાણી પામે નહિ કો ઘર ૩૬
એ જરમા ધૂળ પડો ભુખ્યા ભોજન નવ પામ્યા,
એ જરમા ધૂળ પડો દુખીના દુખ નવ વામ્યા,
એ જરમા ધૂળ પડો ન ખાધુ ખરચ્યુ ભાઈ,
એ જરમા ધૂળ પડો રહ્યુ ભો માહ્ય દટાઈ ૩૭
એ જરમા ધૂળ પડો લુટાયુ બીજે હાથે,
એ જરમા ધૂળ પડો ન લેવાયુ કે સાથે,
એ જરમા ધૂળ પડો પાપ ભેળા બંધાયા,
એ જરમા ધૂળ પડો ધર્મ સ્થળ ના બંધાયા ૩૮
એ જરમા ધૂળ પડો ગળા રહેંસી ને લીધા!
એ જરમા ધૂળ પડો ન ખાધા ખરચ્યા દીધા,
એ જરમા ધૂળ પડો ધણ વાતે ઉડાડયા,
એ જરમા ધૂળ પડો રંક જન દુખ ડુબાડયા! ૩૯

એ જરમાં ધૂળ પડો મમતમાં ખાલી કીધાં,
એ જરમાં ધૂળ પડો અગ્નિ તસ્કર કર દીધાં;
એ જરમાં ધૂળ પડો ચડી કોરટમાં ખોયાં,
એ જરમાં ધૂળ પડો, જરેથી જન જોય રોયાં ! ૪૦

એ જરમાં ધૂળ પડો વરા ખોટામાં વેર્યાં,
એ જરમાં ધૂળ પડો ફૂલણ થઇ જીવતર ઝેર્યાં;
એ જરમાં ધૂળ પડો દિવાળાં ફુંકી શખ્યાં !
એ જરમાં ધૂળ પડો રાંડ ઘર રોળી નાંખ્યાં ! ૪૧

એ જરમાં ધૂળ પડો નીચ કામોમાં રેડયાં !
એ જરમાં ધૂળ પડો સુતેલાં કષ્ટજ છેડયાં !
એ જરમાં ધૂળ પડો પ્રમાણિકતાને ખોઇ !
એ જરમાં ધૂળ પડો સત્યતા દીધી ખોઈ ! ૪૨

એ જરમાં ધૂળ પડો કપટનાં કારજ કીધાં !
એ જરમાં ધૂળ પડો હરિ અર્થે ના દીધાં !
એ જરમાં ધૂળ પડો જનમ કીધો ધૂળધાણી !
એ જરમાં ધૂળ પડો ભજ્યા નહિ સારંગપાણી. ૪૩

એ જરમાં ધૂળ પડો જનક જનની સંતાપ્યાં !
એ જરમાં ધૂળ પડો ન કોનાં કષ્ટજ કાપ્યાં,
એ જરમાં ધૂળ પડો દુહીતાનાં ઘર લુટયાં !
એ જરમાં ધૂળ પડો સુઈ દીકરીએ ઝુંટયાં ! ૪૪

એ જરમાં ધૂળ પડો સંબંધી વર્ગ રિબાએ,!
એ જરમાં ધૂળ પડો હરામી રસ્તે જાએ;
એ જરમાં ધૂળ પડો લંગોટી લૈને ચાલ્યો !
એ જરમાં ધૂળ પડો જાણી ઘર ઘોડો ઘાલ્યો. ૪૫

એ જરમાં ધૂળ પડો રમ્યો ધુતારી બાજી,
એ જરમાં ધૂળ પડો કરી પૂરણ પતરાજી !
એ જરમાં ધૂળ પડો ગણી ગણી થાતો રાજી;
એ જરમાં ધૂળ પડો રાંક કીધાં નહિ રાજી. ૪૬

એ જરમાં ધૂળ પડો રહીં ગયું કામજ કાચું !
એ જરમાં ધૂળ પડો છુપાવ્યું જેણે ડાચું;
એ જરમાં ધૂળ પડો આખરે પડયું તમાચું !
એ જરમાં ધૂળ પડો ન નિવડયું હકમાં સાચું. ૪૭

સાચુ જરતો એજ કીધા ઉપકારી કામો,
સાચુ જરતો એજ કર્યાં જન હીતના ધામો,
સાચુ જરતો એજ દુખીના દુખને ટાળ્યા!
સાચુ જરતો એજ રંકના આસુ વાળ્યા ૪૮

# विद्याविलासी भोजराजा

(ગયા અંકના પૃષ્ટ ૧૮૧ થી ચાલુ)

ભોજરાજા અને મહારાણી લીલાવતીએ એવો નિશ્ચય કર્યો હતો કે આપણી પ્રજામા ઘરેઘર સરસ્વતિ દેવીનો વાસ કરી દેવો આપણા રાજ્યમા કોઇ પણ માણસ અભણ નજ રહેવુ જોઇએ, કારણ કે જો પ્રજા કેળવાએલી હોય તોજ રાજ્યની આબાદી થાય અને રાજ્ય ધર્મ ત્યારેજ સચવાયો કહેવાય કે જ્યારે પ્રજા શુભ કેળવણીના મીઠા ફળ ચાખતી હોય ભોજરાજા અને લીલાવતી રાણી બંને સરસ્વતિના સેવક હતા અહોરાત્ર તેમનો સમય વિદ્યાવિનોદમા જ જતો—પ્રજાના સુખ શી રીતે વધે તેમા સમય જતો, લુચ્ચા કારભારીઓ પ્રજાને પીડે નહિ તેનો તપાસ રાખવામા સમય જતો કવિ પંડિતોનો સત્કાર કરવામા ઘણો સમય રાજારાણીનો વ્યતિત થતો, ગુણવાન અને ગરીબ ગુરબાને દાન દેવામા રાજા રાણીનો સમય ઘણોખરો જતો પ્રભુ ભક્તિમા ઘણોખરો વખત રાજા રાણીનો જતો, પ્રજાને અદલ ન્યાય મળે દયા મળે, ન્યાય મેળવતા ખરચના ખાડામા દટાઇ ન જાય એવો સરલ અને સીધો માર્ગ કરવામા રાજા રાણીનો વખત જતો રાજા રાણી રાજ્યમા ફરવા નીકળતા તે પોતાની મોજ માટે નહિ પણ પ્રજાના સુખ દુખ જોવા, તેની હાલત તપાસવા અને પ્રજાની લાગણી તપાસવા નીકળતા, રાજા રાણીની જ્યા જ્યા સ્વારી જતી ત્યા પ્રજા તેને પ્રેમથી વધાવતી હર્ષ ઘેલી થતી અંતકરણના ઉમંગથી મંગળ નાદ કરતી—મંગળ ગીત ગાતી—નહિ કે કોઇની દબામણીથી ઉપર ઉપરનો ઠાઠ કરવામા આવતો કે હાજી હાઓના કહેવાથી કે તેવીજ લાગવગથી પ્રજાના અંત્માભાવ વચ્ચે ઉપરથી ભભકો કરવામા આવતો રાજા રાણીને પ્રજા જે માન આપતી તે હૃદયના શુદ્ધ ઉમંગથી આપતી હૃદયમા દુખ, અશાંતી અને વેદના છતા ઉપરથી લપડાક મારીને મોઢુ લાલ બનાવવામા આવતુ નહી એવી રૂડી રાજનીતિથી ભોજરાજા અને લીલાવતી રાણીથી કિર્તિ દેશ વિદેશમા વાયુવેગે પ્રસરવા લાગી આ ઉપરથી મોટા મોટા વિદ્વાનો, કવિઓ, ગુણીજનો અને હુનર કળાના પ્રવિણ માણસો,

ભોજરાજાની સભામાં નિત્યપ્રતિ આવવાં લાગ્યાં. રાજા સર્વનો યોગ્ય સત્કાર કરતો અને ઉત્તેજન આપતો. રાજા રાણી મહા બુદ્ધિશાળી હતાં. તે સર્વની વાત, ચિત્ત દઇને સાંભળતાં કોઇ ઉપર તપી જતાં નહિ કે કોઇને અન્યાય કે અપમાન આપતાં નહિં સર્વનું રૂડી રીતે સમાધાન કરતાં.

એક દિવસે પંડિત મણીમિશ્રની સ્ત્રી વિદ્યાધરી પોતાની કન્યાશાળાની ચાર કન્યાઓને લઇ રાણી લીલાવતી પાસે ગઈ તેણે રાજા રાણીને નીચે પ્રમાણે આશીર્વાદ દીધો.

जये बाले लीलावती गुरुमते भोज नृपते।
युवां विद्यां लक्ष्मीं कुरुतमति संपादन विधौ ॥
सुविद्यासल्लक्ष्मीं स्त्वजतिनयथा पाणि युगलं।
ययोरेकादक्षस्परमपि पराहस्तमनिशम् ॥

હે સુંદર સ્વરૂપે શોભીત લીલાવતી ! તથા હે મોટી મતિવાળા રાજા ભોજ; આપ દંપતી સુવિદ્યા અને સુલક્ષ્મીને એવી રીતે પ્રાપ્ત કરો કે કદાપિ પણ તમારા બંને હાથને એ છોડી શકે નહિ. જમણા હાથમા વિદ્યા અને ડાબા હાથમાં લક્ષ્મી તમારા ભૂવનમાં સ્થિર થઈને રહો. તેમજ એ સુવિદ્યા અને સુલક્ષ્મી આપ અને મહારાણી આપની પ્રજામાં એવી રીતે બેહાળે હાથે પ્રસરાવો કે આપના રાજ્યમાં સર્વત્ર સરસ્વતી દેવીનાં નુપુર વાગતાં હોય; તેની જય આરતી થાતી હોય કે જેનાવડે વિદ્યા વિનોદ. આનંદ કળા કૌશલ્યને સુખચેનમાં પ્રજા સુખના ઝુલામાં ઝુલતી આ લોક અને પરલોકનું પોતાનું કલ્યાણ સાધી શકે.

મહારાણી લીલાવતી ! અમારી એવી ઇચ્છા છે કે આપ અમારી કન્યાશાળાની વખતો વખત તપાસ લેતાં રહો. જ્યારે જ્યારે આપ પધારો છો ત્યારે ત્યારે અમારી કન્યાશાળામાં આનંદ પથરાઇ રહે છે. આપના શુભ વિચાર, શુભવર્ત્તન અને શુભકાર્ય નાંની બાળકીઓને બહુજ અનુકરણ કરવા યોગ્ય થઈ પડે છે. આપ મોંટા રાજ્યનાં માહારાણી છતાં આપની સાદાઈ, યોગ્યતા, આપનો માયાળુ સ્વભાવ, ગરીબ ઉપરની આપની દયા તેમજ પરાર્થવૃત્તિથી અમારી શાળાઓની કન્યકા ઉપર બહુજ રૂડી અસર થાય છે માટે અમારી એવી ઇચ્છા છે કે આપ જેમ જેમ અમારી શાળાની વધારે તપાસ લેતાં રહેશો. આપનાં પવિત્ર દર્શનનો લાભ આપતાં રહેશો. તેમ તેમ આપની બાળકીઓ પોતાના યથાર્થ ધર્મ શીખતી જશે અને રાજ્યની વિશેષ આબાદી થતી જશે.

પછી તેણે ભોજરાજને કહ્યું હે ભોજરાજ હજી આપના રાજ્યમાં સરસ્વતીનાં મંદીર હું બહુજ ઓછાં જોઊં છું. જો કે આપે રાજ્ય ગાદી ઉપર આવતાં સરસ્વતી દેવીનાં જયગીત ગવરાવ્યાં છે તેનો લાભ ઉચ્ચ વર્ણનાજ વિદ્યાર્થિઓ લીએ છે પણ ઠેઠ ચમારથી તે બ્રાહ્મણ સુધીના કોઇના ઘરમાં એક પણ માણસ અભણ ન રહે એમ થવા માંરી વિનંતિ છે

કારણ રાજાનો વિત્ત્ય રાજાનું સુખ, રાજાની મોજમજા, સર્વ સંપત્તિ અને ભરપૂર ભંડાર એ સવ પોતાની પ્રજાને રૂડી રીતે કેળવવામાં સમાએલું છે નહી કે ઉપરની ટાપટીપ ભરેલી ઉછછંગી અથવા અવ્યવહારિક કેળવણીથી મગજ ફેરાડી દેશનાં બાળકોનો ઉપયોગી સમય આડે રસ્તે કઢાવવામાં જે રાજા પોતાની પ્રજાને ધર્મના સંસ્કારવાળી, હુનર કળાના પ્રભાવવાળી અને દેશમાં નવા નવા શોધો કરી શકે, નવા નવા હુનરની ખોળ કરી શકે એવી રૂડી કેળવણી આપવા ઉપર લક્ષ આપે છે તે રાજાનું રાજ્ય ઇંદ્રલોક કરતાં પણ અધિક ઇચ્છીત સુખ આપવાવાળુ અને વિશેષ આબાદ થાય છે

હે રાજા ભોજ ! જે રાજા પોતાની રૈયતને સુખી કરવા મથે છે, તે રાજાનું રાજ્ય સવ પ્રકારથી આબાદ થાય છે અને પ્રજાને સુખી કરવાનો રૂડો ઉપાય એ છે કે દેશની કારીગરીને ખીલવવી દેશના ધંધા રોજગારને તગ્રત કરવા પ્રજાને એવી કેળવણી આપવી જોઇએ કે તે ધમને અનુસરતી હોય અને તે સાથે એવું સંગીન વ્યવહારિક જ્ઞાન મેળવી દેશના બાળકો તૈયાર થાય કે જેઓ સંસારમાં સુખે રહી શકે અને તેનો પરલોક પણ સુધરે આપ ગાદીએ બિરાજ્યા પછી થોડાજ સમયમાં એવો સુધારો ઘણે સ્થળે માલમ પડે છે, પણ મારી અરજ એ છે કે તે બહુજ ઓહોળા વિસ્તારમાં થાય રાણી લીલાવતીએ કહ્યું, બ્હેન વિદ્યાધરી ! મહારાજા દયાની મુર્તિ છે તેઓ પ્રજાને પોતાના સંતાન પ્રમાણેજ ગણે છે અને થોડાજ સમયમાં તું જોઇશ કે મહારાજાના રાજ્યમાં કોઇપણ માણસ અભણ નહી હોય સંસ્કૃત પાઠશાળાઓથી ગામ શહેરો અને નગરો ગાજી રહેશે, એ કેળવણી પાછળનો તમામ ખરચ રાજ્ય ભંડારમાંથી થતો રહેશે, છતાં પાઠશાળામાં અભ્યાસ કરનારાઓ બાળકોની કશી પણ ફી લીધામાં આવશે નહી મફત અને ફરજ્યાત કેળવણી આપવામાં આવશે પણ તે ફરજ્યાત કેળવણી એવી નહી કે ભણ્યા પછી ભીખ માગે કે ભુંડે હાલે રઝળે જેની જેવી બુદ્ધિ અને જેની જેવી ઇચ્છા તેવી તેને ધંધા રોજગારની કેળવણી આપવામાં આવશે તેની સાથે ધર્મ સબંધી પણ શિક્ષણ આપવામાં આવશે કે જેથી દેશનું દરેક બાળક મોટી ઉમરે ધંધા રોજગારને હુનરકળા વડે પોતાનું ગુજરાન ચલાવી શકે અને ધર્મ સંબંધી શિક્ષણ મળ્યું હોય તેને આધારે પોતાના કુટુંબ પ્રત્યેના જાતજાત પ્રત્યેના અને દેશ પ્રત્યેના યથાર્થ ધર્મો બજાવી શકે અમારી પ્રજાએ અમારાં છોકરાં છે તો પોતાના છોકરાને રૂડી કેળવણી આપવામાં અમો કેમ પછાત રહીશું ? એમજ ન્યાય પણ અમારી પ્રજાને ચોખ્ખો અને સત્વર મળતો રહેશે વર્ષોના વર્ષો સુધી કેશ લંબાયાજ કરે ને વાદી પ્રતિવાદી બને દેવ દરબારમાં પહોંચી ગયા હોય ત્યાં સુધી પણ કેશનો નીવેડો ન આવે એવું કદાપિ અમારા

રાજ્યમાં બનશે નહિ. પ્રજાના સારા માણસો અને વિદ્વાનોનું એક સારૂં મંડળ બનાવી એમના મત અને પ્રજા હીતના કાયદાને આધારે વગર ખરચે અમારી પ્રજાને ઇનસાફ મળતો રહેશે. વિદ્યાધરી ઓઝી સહાગણી એમાંજ આપનો વિજય છે. જે રાજા આંધળાં લુલાં હુંઠા અપંગને આશ્રય આપે છે, તેમને માટે આશ્રમો સ્થાપે છે, ધર્મશાળાઓ બંધાવે છે, રસ્તે મુસાફરો માટે પાણીનાં પરબો અને રૂડા બંધાવેલા રસ્તાની બને બાજુએ વૃક્ષ રોપાવી પંથીને માટે છાયાવાળો અને સુખરૂપ રસ્તો બધાવે છે. તે રાજા મોટી કિર્તિ સંપાદન કરે છે; પરલોકમાં તેનું કલ્યાણ થાય છે.

ધન્ય છે એવા રૂડા રાજાના જીવિતને કે તે પ્રાપ્ત થએલા રૂડા સમયમાં પ્રજાનું ઘણું કલ્યાણ કરી શકે છે. હું નિશ્ચય માનું છું કે તમારૂં જીવિત સફળ થયું છે અને નજીકના સમયમાંજ તમારા રાજ્યની પ્રજા દિવ્ય સુખો ભોગવતી થશે. જે રાજા દુઃખીયાંને માટે દવાશાળાઓ સ્થાપે છે. રક્ષણ માટે સારૂં કેળવાયલું સૈન્ય રાખે છે. કારભારીપદ ઉપર દેશના વિદ્વાન અને ગુણવાન માણસો નીમે છે; તે રાજાનું રાજ્ય દીર્ઘકાળ પર્યંત ભુમંડળમાં તપે છે. જે રાજા પોતાની પ્રજાને પોતાની કરી લેય છે, જે રાજા માત્ર પ્રજા હીતાર્થેજ રાજ્ય કરે છે. જે રાજા ન્યાય દયા અને ધર્મના માર્ગમાંજ પ્રવર્તતો હોય છે તે રાજાનું રાજ્ય વિજયવંતુ થાય છે. શત્રુઓ તેના રાજ્ય ઉપર છાપો મારી શકતા નથી અને હજારો વર્ષનો પ્રવાહ ફરી ગયા પછી પણ એવા રાજા ઓનું યશોગાન ઘરઘરે ગવાતું હોયછે. જોકે વખતના વહેવા સાથે એ રાજા તેનું રાજ્ય અને તેનો સર્વ દોર પંચ તત્વના વિભાગમાં વહેંચાઈ ગયો હોય છે પરંતુ એ રાજાનો દિવ્ય આત્મા ઉત્તમ ગતિને પામ્યો હોય છે; તેની શુભ કિર્તિ ઘરેઘર ગવાતી હોય છે. અનેક યુગો વિત્યા હોય છતાં પણ.

વિદ્યાધરી સાથેના વિનોદથી ભોજ રાજા બહુજ પ્રસન્ન થયા મહારાણીને પણ અતિ આનંદ થયો. રાજરાણીએ વિદ્યાધરીને કહ્યું બ્હેન, તારા વિચાર ઘણા વખાણવા લાયક છે. અમે તે પ્રમાણે અમારાથી બનતું કરવામાં કશી કચાશ રાખીશું નહીં. માહારાણી લીલાવતી સ્ત્રી શિક્ષણ માટે પુરતી મહેનત લેશે અને અમારા રાજ્યધર્મને અંગે અમે પોતે અમારી ફરજો અદા કરવા માટે પરમાત્માની સહાય માગીશું

એ પછી વિદ્યાધરી અને તેની સાથેની કન્યકાઓને વસ્ત્રાલંકારથી અને ધનવડે રૂડો સત્કાર કરી રાજી કર્યા તે પછી વિદ્યાધરી અને કન્યકા માહારાજા તથા માહારાણીને આશિર્વાદ આપી પોતાને સ્થાનકે ગયાં.

અપૂર્ણ.

# શ્રાદ્ધ

જે શ્રદ્ધા માનથી કરેલુ તે શ્રાદ્ધ શ્રદ્ધા, અર્થાત્ મા'રા પિતૃને અમુક ફળ થાઓ એવો દઢ સકલ્પ ન હોય તો શ્રાદ્ધ નિષ્ફળ થાય છે આજ કાલના લેભાગુ સુધારાવાળાઓ પિતૃલોકને માનતા નથી! અરે! પણ તે કયાથી માને? જો જીવતેજ માબાપને ગાઠતા નથી, તેમની આજ્ઞા પાળતા નથી, તેમને બેવકૂફ અને વહેમીમા ગણી કાઢે છે એવા એ હોટેલના ભાઇબ ધના શ્રાદ્ધમા શ્રદ્ધા તો કયાથી લાવવી? દેખાદેખી શ્રાદ્ધ કરે છે તેમા જે અસ્ખલિત દઢ શ્રદ્ધા જોઇએ તેનો અશે હોતા નથી માત્ર એ પ્રસગે મો'ટી જમણવાર કરવી આટલો હેતુજ જણાય છે કેટલાક નાસ્તિકો કહે છે કે પિતૃને નામે શ્રાદ્ધ તો કરીએ પણ તે પિતૃને પહોચે શી રીતે? જો એમ તપણ કરવાવા અને તળાવ કાઠે કે ગ ગાકાઠે પાણીના ખોબા ભરવાથી તેની પાછળ તે દિવસે કરાવેલુ બ્રહ્મભોજનનો પિતૃઓને પહોચી જતુ હોય તો બ્રાહ્મણો ભુખ્યા વઈ જવા જોઇએ તેમજ આપણી હાલની લાકિક મુસાફરીમા એક ગામથી બીજે ગામ જઇએ ત્યારે સાથે ભાતુ લેવાની શી જરૂર છે? ઘર આગળ બ્રાહ્મણને જમાડીએ એટલે બહારગામ ગએલાનુ પેટ ભરાઇ જાય! કેવા ઢગધડા વગરના વિચાર! પોતાના આર્યધર્મની મહત્તા ઉપર કેવો આક્ષેપ! મધમાખીઓ પુષ્પમાથી જે રસ લઇ જાય છે તે કેવી રીતે લઇ જાય છે પુષ્પમાથી કઇ પણ ઓછુ થતુ નથી તેવીજ રીતે હૃદયના દઢ સકલ્પથી પિતૃઓની પાછળ જે કઇ શ્રદ્ધાપૂર્વક કરવામા આવ્યુ હોય છે તે પિતૃઓની વાસનાને તૃપ્ત કરે છે માટે શ્રાદ્ધ અવશ્ય કરવા જોઇએ જ્યારે ગ્રહસ્થ મરી જાય ત્યારે તેનો જીવ પ્રેત થાય છે એ પ્રેત દશામાથી મુક્ત કરવા સારૂ તેના પુત્રે તેની પાછળ ૧૨ દિવસ શ્રાદ્ધ કરવા અને શ્રાદ્ધ કરવાથી પ્રેતની દશામાથી મુક્ત થઇ પિતૃની ગતિને પામે છે વિવાહ સમયે ઘરમા જે અગ્નિની સ્થાપના થએલી હોય છે તેજ અગ્નિવડે મરનારને બાળવો જોઇએ પ્રાચીન સમયમા મરનારની સ્ત્રી સ્મશાન સુધી જતી અને પછી તેને પાછી તેડી લાવતા આમ સ્મશાન સુધી સાથે જવાના વિધિથી સતી થવાના રિવાજને ઉત્તેજન મળતુ ગયુ અને આધુનિક સમયમા તે સર્વ વિધિબધ થએલા છે મરનારના અવસાન સમયમા કે સ્મશાનમા ગાય આપવાનો વિધિ અદ્યાપિ ચાલુ છે અને તેમ નહિ તો શ્રાદ્ધમા વાછડો વાછડી પરણાવવામા આવે છે એકોદ્દિષ્ટ સાપિણ્ડન પાવણ અને નાન્દી એ શ્રાદ્ધના પ્રકાર છે નાન્દી શ્રાદ્ધ એ આનદનુ શ્રાદ્ધ છે મગળ સમયે એ શ્રાદ્ધ કરવામા આવે છે—પુત્રના

જન્મ પ્રસંગે કે વિવાહદિકમાં એ શ્રાદ્ધ કરવામાં આવે છે. પિતૃને શ્રાદ્ધાદિથી તૃપ્તી કરનાર ઉત્પન્ન થશે કે થયો એ આનંદ માટે એ નાન્દી શ્રાદ્ધ કરવામાં આવે છે. બાકીનાં ત્રણ એકોદ્દિષ્ટ, સપિણ્ડન, અને પાર્વણ એ મરણ પામેલા પ્રેતને અર્થે છે. હવે ત્રણ પ્રકારનાં શ્રાદ્ધને ક્યારે ક્યારે કરવામાં આવે છે તે આપણે જોઈ જઈએ. એકદ્દિષ્ટ એટલે વિશ્વદેવારહિત, અને એકજ પિણ્ડ સહિત તેના વળી ત્રણ પ્રકાર છે. નવ, નવમિશ્ર અને પુરાણ મરણ પામેલાના પ્રથમ દિવસથી દસ દિવસ સુધી શ્રાદ્ધ તે નવ. એકાદશાથી તે ઉનવર્ષા સુધીનાં ઉન માસિક અન્વાહાર્યાદિ શ્રાદ્ધ તે નવમિશ્ર અને પુરાણ શ્રાદ્ધ સંબંધે એ પક્ષ છે.

પહેલા પ્રકારમાં એમ છે કે, બારમાને દિવસે સપિણ્ડન કર્યા પછી પ્રતિ સંવત્સરે, પિતા, પિતામહ અને પ્રપિતામહનું પાર્વણ શ્રાદ્ધની પેઠે શ્રાદ્ધ કરવું, બીજા પ્રકારમાં એમ છે કે સપિણ્ડન પછી પ્રતિ સંત્સરે, માતા પિતાનું એકોદ્દિષ્ટ પ્રમાણે શ્રાદ્ધ કરવું દેશી ચાલ પ્રમાણે દક્ષિણમાં સંવત્સરી આદિ પાર્વણ પ્રમાણે કરે છે અને ગુજરાતમાં એકદ્દિષ્ટ પ્રમાણે કરે છે.

સપિણ્ડન શ્રાદ્ધ બારમાને દિવસે કરાય છે. પ્રેતના પિણ્ડને પિતૃઓના પિણ્ડમા મેળવવો એ સપિણ્ડન પિણ્ડ એટલે શરીર તે ઉપરથી ચોખાના કે લોટના પિણ્ડ મૂકે છે. તે દેહનાં પ્રતિક રૂપે જાણવું.

સપિણ્ડન પછીનાં અન્વાહાર્ય, ઉનાબ્દિક, સાંવત્સરિક, મહાલય ઈત્યાદિ શ્રાદ્ધ તે બધાં પુરાણ શ્રાદ્ધ; અને દિવાળી દશરા, અમાસ પુનમ, ઈત્યાદિ પર્વનાં દિવસનાં શ્રાદ્ધ તે પાર્વણ શ્રાદ્ધ કહેવાય છે.

આગ્રરણ અને અષ્ટકા એ પણ પાર્વણ શ્રાદ્ધ છે. અને ઉત્સર્ગ, ઉપાકર્મ તે પણ શ્રાદ્ધનાંજ લગતાં કર્મ છે.

આશ્વિન માસમાં નવાં અન્ન ઈષ્ટી કરવી તે આગ્ર ગણ્ય શ્રાદ્ધ, અને માગશરથી ફાગણ સુધીની કૃષ્ણ પક્ષની અષ્ટમી એ શ્રાદ્ધ તે અષ્ટકા.

માર્ગશીર્ષ અથવા પોષમાં ઉત્સર્ગ અને શ્રાવણમાં કે બીજા સમયમાં વિધિપૂર્વક સ્વીકાર એ ઉપાકર્મ. હરેક સંસ્કારમાં બ્રાહ્મણ ભોજન અને વસ્ત્રાદિદાન એ મુખ્ય છે.

હરેક સંસ્કારે કેટલા બ્રાહ્મણ જમાડવા તે પણ બતાવેલું છે. અને શ્રાદ્ધપક્ષે તો બહુજ પવિત્ર, વિદ્વાન અને શુદ્ધ બ્રાહ્મણનેજ ભોજન કરાવવું. એકજ બ્રાહ્મણ જમાડવો—વિસ્તારતો નજ કરવો પણ હાલ એ રીતી બદલાઈ ગઇ છે શ્રાદ્ધમાં હાલ ભોજનનો બહુજ વિસ્તાર કરવામાં આવે છે પણ જે વિવેક શાસ્ત્રમાં બતાવ્યો છે તે ઉપર પૂરતું લક્ષ એ નથી એ શોચનિય છે! તો પણ આટલું તો સિદ્ધ છે કે આર્યોનું હરેક ઘર પિતૃનું શ્રાદ્ધ કર્યા વગર તો નથીજ રહેતું. મૃત્યુ પામેલાં માબાપ ઉપરના પ્રેમની અવધિનો એ પ્રકાર છે ને જો પ્રેમ મય ભાવનાથી શ્રાદ્ધ સારવામાં આવે તો અવશ્ય પિતૃઓ પ્રસન્ન થાય છે. અને શ્રાદ્ધ કરનારનું કલ્યાણ થાય છે. મુએલાંની પાછળ બાર મહિના

સુધી હમેશા એક બ્રાહ્મણને કે કરોઇને જમાડવામા આવે છે ! કે બાવા માધુને હમેશા શધેનુ અન આપવામા આવે છે હમેમા મ ના વખતે પથ દીનો કવામા આવે છે ને તે પણ બાર મહિના સુધી કરવામા આવે છે તેમજ બાર મહિના સુધી પીપળે પાણી રેડનામા આવે છે, કે બ્રાહ્મણને ઘેર એક બેડુ પાણીનુ ભરી આપવામા આવે છે આવી રીતે પાછનાઓ પોતાના મુવેલા સગા માટે કરે, તે જો શ્રદ્ધાપૂર્વક અને હૃદયના દૃઢ નિશ્ચયથી હોય તો અવશ્ય તે મરનારને પ્રાપ્ત થાય છે આજના દોઢ ડાહ્યા, અવદગ્ધ, અને આયશાસ્ત્રના રહસ્યને નહિ સમજનાર ભલે અમારા શ્રાદ્ધના પ્રસંગની હાસી કરે નિંદા કરે! જેઓ જીવતેજ માબાપને દુઃખ આપનારા છે, તેમની આજ્ઞાનુ ઉલ્લંઘન કરનારા છે અને ડોળ ઘાલુ પંડિતો છે તેઓ ભલે પોતાના પિતૃઓનુ શ્રાદ્ધ ન કરે પણ અમને તો અમારા આર્યધર્મ અને વેદ તથા પુરાણો ઉપર શ્રદ્ધા છે આ વિશ્વ ચક્રના ગૂઢ રહસ્ય ઉપર અમને વિશ્વાસ છે અમે શ્રાદ્ધમા અમારૂ તથા અમારા પિતૃઓનુ શ્રેય મનજીએ છીએ જેઓ મુવેલાનુ શ્રાદ્ધ કરતા નથી તેઓ એ મુવેલાના શત્રુરૂપ છે તેઓ તો માત્ર તેની માણી લેવાને સરજ્યા હતા જે માબાપોએ રાત દહાડો પુત્ર પ્રાપ્તિઅર્થ જપ તપ યજ્ઞ યાગ કર્યા અથવા મહા સંકટો વેઠયા, પુત્રને ઉછેરવા માટે અનેક કષ્ટો સહન કર્યા જેની પ્રત્યેક નસમાં પૂરતી કાળજી કરી, જેને પોતે પરણાવ્યો અને જેને જેણે પોતાની તમામ મિલકતનો માલીક કર્યો, જો કે આમાનુ ઘણુ ઓછુ અથવા બહુજ થોડુ માબાપો પોતાના સંતાન અર્થે કરી શક્યા હોય તો પણ જેના પ્રેમની અવધિ છે! એવા માબાપોના મૃત્યુ પછી જે પુત્રો તેમના પ્રત્યેનો પ્રેમ—શ્રાદ્ધાદિ ક્રિયા તજી દેછે અથવા તેમને અર્થે કશી પણ ધર્મક્રિયા કે સ્નાન દાનાદિ કે શ્રાદ્ધ કરતા નથી તેઓ ખરે આર્યધર્મના રહસ્યને સમજતા નથી કૃતઘ્ની છે!!!

---

## संसार चक्र उपर भ्रमण करतो जीवात्मा

---

( પૃષ્ટ ૨૨૪ થી ચાલુ )

રાજા સાંભળ! મહાત્મા જડભરત જી બોલ્યા, વાસ્તવિક રીતે વિચાર કરતાં આ વ્યવહાર સાચો જ ઠરતો નથી જેમ લોક વ્યવહાર સત્ય નથી, તેમ કર્મવ્યવહાર પણ સત્ય નથી કારણ કર્મ વ્યવહારમા હિંસાદિ દોષો સમાએલા

છે. અને જે તત્ત્વજ્ઞાન છે તેમાં રાગ-દ્વેષાદિક રહેતાં નથી. જેમ સ્વપ્નનું સુખ દૃશ્ય અને અનિત્ય હોવાથી મિથ્યા છે તેમ ગૃહસ્થાશ્રમનું સુખ પણ દૃશ્ય અને અનિત્ય હોવાથી મિથ્યા છે. જ્યાં સુધી મનુષ્યનું મન, સત્વ. રજ અને તમો ગુણને વસ્ય રહે છે ત્યાં સુધી તે નિરંકુશપણે જ્ઞાનેંદ્રિય અને કર્મેદ્રિયવડે પાપ-પૂણ્યમાં બંધાયા કરે છે! હે રાજા! સર્વબંધન અને દુ:ખનુ કારણ **મન** છે જ્યા સુધી તે કાબુમાં ન આવ્યું હોય ત્યાં સુધીનો નીજરૂપ જાણવાનો સઘળો શ્રમ વ્યર્થ છે. એ મન કેવું છે? એ પાંચ ભુત અને અગિયાર ઇંદ્રિયોમાં મુખ્ય છે; તેમજ કામ ક્રોધાદિક અનેક વિષયોથી રંગાએલું છે. ટાળ્યાં નહિ ટળે એવાં અને પોતપોતાને સમયે આવીને ઉભા રહેતાં, સુખ દુ:ખ અને મોહને ઉભું કરનારૂં માત્ર મનજ છે. આ જાગ્રત અને સ્વપ્નરૂપ આખો સંસાર મનની કલ્પનાથી ઉભો થએલો છે. એ મન. માયાએ બનાવેલી જીવની ઉપાધી છે તેથી જીવને ખોટો અધ્યાસ ઉભો કરાવી સંસારચક્ર ઉપર ચડાવી દે છે! આત્મા, એ મનથી ઉભા થએલા સંસારને જોનાર છે પણ એ મન હું છું એવા ખોટા અધ્યાસથી ઉંચ નીચ વગેરે ધર્મો પોતામાં માની લે છે. એ રીતે આત્માને દેહાભિમાનરૂપ અધમતા આપનારૂં જેમ મન છે તેમજ દેહા-ભિમાનથી છૂટવારૂપ પણ ઉત્તમતા આપનારૂં પણ એ મનજ છે. જ્યાં સુધી મન વિષયોમા લાગ્યું હોય છે ત્યાં સુધી તે જન્મ મરણાદિ દુ:ખ આપે છે અને તેજ મન જો વિષયોથી નિરાળું થઇ જાય છે તો પરમપદમાં લઈ જાય છે. જ્યાં સુધી મન વિષયોમાં લાગી રહેલું હોય છે, કર્મમાં લાગી રહેલું હોયછે, ત્યાંસુધી તેમા અગિયાર વૃત્તિઓ દેખાય છે. મનની અગિયાર વૃત્તિઓમાં પાંચ ક્રિયારૂપ, પાંચ જ્ઞાનરૂપ, અને એક અભિમાન રૂપ છે હે રાજા! પાંચ વિષય, પાંચ કર્મ અને એક પુર એ અગિયાર પદાર્થો ઉપર કહેલી અગિયાર વૃત્તિઓની જગ્યા છે. ગંધ, રૂપ, સ્પર્શ, રસ અને શબ્દ એ પાંચ વિષય સમજવા, જ્ઞાનેંદ્રિય રૂપ દ્વારથી મનની વૃતિઓની એ જગ્યા છે. મલોત્સર્ગ, મૈથુન, ગતિ, ભાષણ અને કારીગરી એ પાચ કર્મ સમજવાં એટલે કર્મેદ્રિય રૂપદ્વારથી મનની વૃત્તિઓની એ જગ્યા છે. અગિયારમું જે પુર કહ્યું તે મમતા રૂપ મનની વૃત્તિનું સ્થાનક એટલે મારૂં છે એમ સ્વીકારેલું શરીરજ સમજવું. વિવેકી પુરૂષો શરીરને મારૂં કરી માને છે પણ મૂઢ પુરૂષો તો શરી-રને હું કરીને માને છે ને તેથી અહંકાર નામની મનની એક બારમી વૃત્તિ પણ સમજાય છે. તેનું સ્થાન પણ શરીરજ છે. જો કે આ પ્રમાણે મનની વૃત્તિઓ અગિયાર કે બાર છે પણ, પદાર્થો, સ્વભાવ, સંસ્કાર, અદૃષ્ટ અને કાળને લીધે પોતાના પેટા ભેદે સેંકડો હજારો અને કરોડો પેદા થાય છે પણ એ શાથી પેદા થાય છે. તે વિચાર કરતાં તેનું મૂળ મળતું નથી. જીવ નિર્વિકાર છે તો તેમાંથી તેની ઉત્પત્તિ થઇ શકતી

નથી પોતપોતામા પરસ્પર પેદા થવી પણ સભવતી નથી કારણ તેમા અન્યો ન્યાશ્રય દોષ આવે છે! તેમ પોતે પોતામાથી થવી પણ સભવતી નથી કેમકે તેમા આત્માશ્રય દોષ આવે છે એ પ્રમાણે એ વૃત્તિઓની ઉત્પત્તિનુ કોઈપણ રીતે નિરૂપણ થઈ શકતુ નથી માટે તે મિથ્યા છે-ખોટી છે એ વૃત્તિઓ માત્ર કર્મ અને વિષયોના સબધથી ઉઠયા કરે છે અને એ સબધ જ્યારે તૂટે ત્યારે મન આત્મા કાર થઈ જાય છે એ આત્મા પોતાને અપવિત્ર કરી દેનારા અને માયાએ બનાવેલી ઉપાધીરૂપ પ્રવાહ રૂપે નિરતર ચાલતી વૃત્તિઓને શુધ્ધ રહીને જોયા કરે છે જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણે અવસ્થાને જાણનાર અને એ ત્રણે અવસ્થાનો શાક્ષી એ આત્મા છે

> ક્ષેત્રજ્ઞ આત્મા પુરુષ પુરાણ ।
> સાક્ષાત્સ્વય જ્યોતિરજ પરેશ ॥
> નારાયણો ભગવા વાસુદેવ ।
> સ્વમાયયાત્મન્યવ ધીયમાન ॥

જે આત્મા છે તેજ પુરાણ પુરૂષ, સ્વયપ્રકાશ, અજન્મા અને સર્વેના સ્વામી શાક્ષાત્ પરબ્રહ્મ છે ભગવાન, નારાયણ અને વાસુદેવ પણ એજ છે એજ આત્મા આ વિશ્વને નિયમમા રાખે છે

હે રહુગણ રાજા! જ્યા સુધી પ્રાણી મગ માનને છોડી દેતો નથી, જ્યા સુધી પચેદ્રિય અને કામ ક્રોધાદિકને જીતી શકતો નથી, તથા જ્યા સુધી જ્ઞાન સપાદન કરી આ મિથ્યા માયાના મોહને ટાળી શકતો નથી ત્યા સુધી સસારમા ભટકયા કરે છે

આ સસારના તાપનુ મૂળ મન છે માટે મૂળનેજ જો હણી નાખવામા આવે તોજ આ સસાર ચક્ર તુટે, હર્ષ, શોક, મોહ, લોભ ઇત્યાદિ સર્વ પ્રકારના કારણ ભૂત મન છે અને નીજ સ્વરૂપમા ઉપાધી રૂપ આડખીલ એ મનજ છે, માટે જ્યા સુધી તમે પણ એ મનની જડને મારી નહિ નાખો તેને નીરી નહિ નાખો ત્યા સુધી જન્મ મરણના ચક્ર ઉપર ભમ્યા કરશો

રહુગણ રાજા તો જડભરતના અસીમ જ્ઞાનથી અતિ આશ્ચર્ય પામતો મહાત્મા જડભરતજીને પૂછવા લાગ્યો હે મહાત્મન્ આપ કોણ છો? હુ પામર આપ જેવા મહાત્મના પ્રભાવને શી રીતે જાણી શકુ? હે મહાત્મન્ આપ ઇશ્વર રૂપજ છો આપ દેહાદિકને તુચ્છમાનનારા અને પોતાના અનુભવને ગુઢ રાખનારા, હે દેવ હુ આપને નમસ્કાર કરૂ છુ હે યોગેશ્વર! હુ કે જે દેહાભિમાનરૂપ અધમતાના સર્પ ડશથી આધળો થએલો છુ તેને આપ વિષહારક ઔષધી રૂપ છો મારા મનના શશયો હુ આપની પાસે દૂર કરવા ઇચ્છુ છુ

આપ કહો છો કે ભાર ઉપાડવા વગેરેની ક્રિયા અને પરિશ્રમાદિક કે તો માત્ર વ્યવહારનુ કારણ છે, એ સઘળુ વાસ્તવિક વિચાર કરતા કાઇ છેજ નહિ એમ જે આપ કહી ગયા પણ તેથી મારા મનનુ કાઈ સમાધાન થતુ નથી જડભરતજી બોલ્યા, હે રાજા! આ

પાલખી ઉપાડનારા ભોયનોજ દાખલો લઇએ. જે માટીનોએ ભોય બનેલોછે તેજ માટીની આ પાલખી બનેલી છે ને તેજ માટીનો હે રાજા તું પણ બનેલો છે. જેને શરીર કહે છે તે એ ભોયના શરીરમાં કયો ભાગ? પગની ઘુંટી તેના ઉપર પીંડીઓ, પીંડીઓ ઉપર ગોઠણ, ગોઠણ ઉપર સાથળ, ઉપર કેડ, કેડ ઉપર છાતી; છાતી ઉપર ડોક છે ને પછી ખભા આવે છે એ ખભા ઉપર પાલખી છે. ને જેમાં સૌવીર દેશના રાજા એ નામથી ઓળખાતું આ માટીનું ઓઠું બેઠું છે. હવે ઉપર મુજબ ઘુંટીથી ખભા સુધી જે જે કટકા ગણાવ્યા, તેમા કયા કટકાને ભાર કે પરિશ્રમ છે? જો કટકા વગરનો એકજ પદાર્થ હોય તો આપણે તેને ભાર લાગવાનું સ્વીકારીએ પરંતુ જો એ કટકાઓને છોડી દઇએ તો શરીર નામનો કંઇ પણ પદાર્થ રહેતો નથી માટે ભાર કે પરિશ્રમ કોને લાગે છે, તેનું કંઇ નિરૂપણ થઇ શકતું નથી. હે રાજા તું આ પાલખીમાં માત્ર હું પણાના અભિમાનથી બેઠો છે અને રાજપદમા આંધળો બનેલો છે તેથી એ બિચારાઓને તું વેઠે પકડે છે! તને ધિક્કાર છે! તું નિર્દય અને ઘાતકી છે! જીજ્ઞાસુ થઇને ડોળ મોટા પંડિતનો કરે છે. પણ જ્યાં સુધી હું પણાના અભિમાનથી છુટીશ નહિ ત્યાં સુધી વાસ્તવિક રીતે જોતા તું કંગાળજ છે! સ્થાવર જંગમ સર્વની ઉત્પત્તિ પૃથ્વીમાથીજ થાય છે માટે સઘળા અવયવો પૃથ્વીના વિકાર છે. પૃથ્વી પોતે પણ સત્ય નથી. પૃથ્વી પોતાના કારણરૂપ સૂક્ષ્મ પરમાણુંઓમાં લય પામે છે. એ પરમાણું પણ માત્ર અશ કારણના અજ્ઞાનથીજ કલ્પાયાં છે. એટલે તે પણ સત્ય નથી.

જાડું, પાતળુ, લાંબું, ટુંકુ, નાનું, મોટું, સચેતન અને જડ એ સઘળું માયા-અજ્ઞાનથીજ બનેલું છે. દ્રવ્ય, સ્વભાવ, સંસ્કાર, અને કાળ એ સર્વ મૂળતત્ત્વ માયાનાંજ છે. કેવળ અજ્ઞાનથી થએલી કલ્પના છે બાકી એ સર્વ જુઠું છે.

માત્ર ખરૂં શું છે તે જાણવું હોય તો હે રહુગણ રાજા! જ્ઞાનસ્વરૂપ એક પરબ્રહ્મજ ખરી રીતે સત્ય છે કે જેના અજ્ઞાનથી દોરીના સર્પની પેઠે આ મિથ્યાભૂત જગતની કલ્પના થઇ છે. એ પરબ્રહ્મ શુદ્ધ છે, એક છે. તેની બહાર પણ બીજું કાંઇ નથી, તેની અંદર પણ બીજું કાંઇ નથી. પોતેજ પરિપૂર્ણ છે એ આપણું પોતાનુંજ સ્વરૂપ છે, નિર્વિકાર છે.

હે રાજા! એમ પોતાના સ્વરૂપની યથાર્થ પ્રાપ્તી માત્ર મહાત્મા પુરૂષની ચરણરજના સેવનથી થાય છે યોગયાદિક કશાથી એ પ્રાપ્તી થતી નથી.

વિષયનો સંગતો યોગથી ભ્રષ્ટ કરનાર છે અને એ બાબતનો પૂર્ણ અનુભવ થયો છે. હું પૂર્વે ભરત નામનો રાજા હતો અને સઘળા વૈભવોથી ભરપુર અને રાજછત્રોથી શોભિત હતો; પરંતુ એ સઘળી તૃષ્ણા તજી નીજ સ્વરૂપની ઓળખ માટે હું જંગલમા જઇ વસ્યો. ત્યાં એક મૃગબાળમા મોહ બંધાવાથી હુ યોગભ્રષ્ટ થયોને મૃગના ખોળિયામા

અવતાર લેવો પડયો! માયાનુ પ્રબળ કેટલુ છે! જો કે મે આ લોકની તેમજ પરલોકની તૃષ્ણા છોડી હતી તથાપિ એ મ્સાલો મે ભગવાનનુ પૂજન કયુ હતુ તેના પ્રભા વથી મૃગના અવતારમા એ મને પૂર્વ જન્મની સ્મૃતી રહી હતી જેથી હવે હુ અસગ રહુ છુ કોઈનો પણ સગ કરતો નથી આમ ઘેલા ગાડા જેવો થઈને જગતમા વિચરૂ છુ હે રાજા! રજો, સત્વ અને તમો ગુણોથી વ્યાપ્ત, અને પ્રવૃત્તિ માર્ગમા જુદાજુદા વટે ગાયેલા કર્મોનેજ પોતાના કર્તવ્ય રૂપ જાણતો આ જીવ લોકનો સઘ, જેમ સુખની ઇચ્છાથી કોઈ વેપારી મોટી વણઝાર લઈને ધન કમાવાની ઇચ્છાથી વગડામા જતો હોય તેમ સસારરૂપી વગડામા જ્યા ત્યા ભટકયા કરે છે પણ કયાહી સત્ય સુખ મળતુ નથી

અપૂર્ણ

---

# मूर्ति पुजानु रहस्य

મૂર્ત્તિપૂજા તે શુ છે? એવો પ્રશ્ન સહજ ઉપજે છે કેવળ જ્ઞાનમાર્ગમા મૂર્ત્તિપૂજા શી રીતે સભવે? આવા પ્રશ્નો સહજ ઉઠે એ સ્વાભાવિક છે પરતુ જેઓ પુરાણ ભાવનાના યથાર્થ રહસ્યને સમજ્યા હોય તેવાઓને આવો પ્રશ્ન ઉદ્દભવતો નથી વેદોપનિષદાદિમા પ્રતિક એવુ જે નામ આપવામા આવેલુ છે, તે મૂર્ત્તિનાજ અર્થમા છે મૂર્તિ એટલે સજ્ઞા ચિન્હ

અમુક ભાવના અમુક અર્થ, અમુક યોજના તેનુ જે દ્રશ્ય ચિન્હ-એજ પ્રતિક પછી તે ગમે એ પ્રકારે હોય એ મૂર્તિપુજા અધમ કયારે ગણાય કે જ્યારે તે પ્રતિક રૂપે ન ગણાતા છે તેવીજ વાસ્તવિક હોય, અને એ પ્રમાણે જો માનવામા આવે તો એ નિસાર, તુચ્છ જગથી, પશુવત ગણાય પણ આર્યધર્મની મૂર્તિપૂજાની ખુબી એજ છે કે તે પ્રતિક રૂપેજ મનાય છે, એટલે પરમાર્થ પરમ રહસ્ય રૂપ, પૂજ્ય, ભક્તિર ઉત્તમ દેવ ભાવનુ સૂચન થતુ જણાય છે સુધારાવાળાઓ અથવા એવા જ બીજાઓ જે મૂર્ત્તિપૂજાને અધ મતા આપવા તૈયાર થાય છે તેઓ મૂર્તિપૂજા તથા પુરાણોનુ રહસ્ય સમજતા નથી માત્ર પોતાનુ પાડિત્ય ડોળી લોકોને વે'મના વમળમા ગોથે ચડાવે છે ઇશ્વર તો બ્રહ્મરૂપ અનાદિ સતરૂપ, સર્વમય, નિરાકાર, અચિત્ય, એકજ છે તેજ સૃષ્ટિ રૂપે છે વિસ્તારનાર રૂપે પણ તેજ છે સર્વ તે છે તેની જુદી જુદી સ્થિતિઓના વર્ણન તે વેદના સૂક્તો છે, પુરાણની કથાઓ છે, મદિરની મૂર્તિઓ ...

માત્ર હિંદના લોકોજ મૂર્તિપૂજક છે એમ નથી. જે પાદરીઓ આપણને મૂર્તિપૂજાની અધમતા સમજાવનાર છે. તેઓ પોતે મૂર્તિપૂજક છે—તે તો કેવલ માણસને પણ ઈશ્વર રૂપે પૂજે છે—મેરી-ક્રાઈસ્ટ, તથા ઘણા એક સાધુઓની મૂર્તિને પૂજે છે. લિંગયોત્પાત્મક ક્રોસને પૂજે છે મુસલમાનો કબરોની પુજા કરે છે ગ્રીસ મીસર એ તો મૂળથીજ મૂર્તિ પૂજક હતાં. વાસ્તવિક રીતે જોતા અચિંત્ય, અવર્ણ્ય, બ્રહ્મનું વર્ણન કેમ થાય? બ્રહ્મનું વર્ણન થયું કે બ્રહ્મપણું મટી ગયું પરંતુ મૂર્તિપૂજામાં જે ઉદ્દેશ સમાએલો છે તે બ્રહ્મના અચિંત્ય અને અવર્ણ્ય પણા અર્થેજ છે. આર્યોની મૂર્તિપૂજા છે તે પ્રતિક રૂપે છે—ધર્મ અને તત્વદ્રષ્ટી સંબંધે આર્યોબધા વિશ્વના ગુરૂ થવાને યોગ્ય છે. વેદ અને પુરાણ તત્વને નહિ સમજનારા મૂર્તિપુજાના રહસ્યને સમજતા નથી. વેદકાળના સૂર્ય અગ્નિ, પ્રજાપતિ, હિરણ્યગર્ભ બ્રહ્મ, પુરૂષ વગેરેની વ્યવસ્થા પુરાણોમાં કેવી રીતે કરી છે તે જોયા પછી ઈંદ્ર વરૂણાદિની વ્યવસ્થા પણ નજરે આવે છે. શતક્રતુ એટલે સો કર્મનો કરનાર ક્રતુનો અર્થ વેદ કાળમાં કર્મમાંજ મનાય છે. પુરાણકાળમાં ક્રતુનો અર્થ યજ્ઞ કરવામાં આવ્યો છે. હવે ઈંદ્ર શબ્દની વ્યુત્પત્તિ ઉપર આવીએ. इन्द् એટલે પ્રકાશવું. તે ઉપરથી પ્રકાશ-ત્મક અગ્નિ રૂપ દેવ ઈંદ્ર છે. ઈંદ્ર અને બલવૃત્રાદિ રાક્ષસોની કથા તે સૃષ્ટિ સર્જના કોઈક ક્રમની સંજ્ઞાજ છે—વિશ્વ ચક્રરૂપ મહા યજ્ઞમાં શતકર્મ કરનાર કોઈ ગ્રહ તે ઈંદ્ર છે. એ કલ્પના વાસ્તવિક છે ને તેથી મન્વંતરે મન્વંતરે નવો ઈંદ્ર થાય તે ઘટના પણ યથાર્થ છે. ઈંદ્ર તે પર્વતનો હણનાર છે, પર્વતનો છેદનાર છે. મેઘ અને ગિરિ એવા પર્વતના બે અર્થ થાય છે. વિદ્યુતરૂપે ઈંદ્ર મેઘનો ચીરી નાખનાર છે, તેમજ ગિરિ અર્થમાં પર્વતનો ચીરીનાંખનાર પણ થાય છે. આ કલ્પના એટલે સુધી વધી જાય છે કે પર્વતને પાંખો હતી તેઓ ઉડતા અને દેવતાઓને નડતા જે ઉપરથી તેમની પાંખો કાંપી નાંખી તેમને સ્થિર કર્યા આ કલ્પના માત્ર શું કલ્પનાજ છે? સૃષ્ટિ સર્જનો ક્રમ તપાસતાં સમજાય છે કે જે ગ્રહાદિ સ્થિર થયાં છે તે સર્વ મૂળમાં તો ધૂમકેતુ એટલે પૂછડીયા તારા રૂપજ હતાં—દોડતા પર્વત જ હતા તેમની પાંખો કાંપી નાંખી ઈંદ્રે સ્થીર કર્યા એ સંકલના સુઘટિત જણાય છે.

એજ રીતે બુધ, શુક્ર, બ્રહસ્પત્યાદિ ગૃહો, તેમનું દેવદાનવોનું ગુરૂપદ એ સર્વને સૃષ્ટિ અને મનુષ્ય સૃષ્ટિ તથા એવી ગુપ્ત વિદ્યા સાથે સંબંધ લાગે છે. ને તે તે વિષયોની કથા ગુપ્ત રહસ્યનીજ બોધક છે. આ રીતે ગુપ્ત રહસ્ય ન સમજાય તો પુરાણો, માત્ર કથા રૂપે જ સમજાય પણ તેમાં જે ગુપ્ત રહસ્ય સમાએલું છે તે તેમાં ઉંડા ઉતર્યા સિવાય કદી ન સમજાય. મહાત્મા વ્યાસની અગાધ બુદ્ધિની પેટી ખોલવાને વિવેકની કુંચી જેને મળી નથી તેઓ ઉપર ઉપ-રથી જોતાં સર્વ ગપાટા જ સમજે છે.

(અપૂર્ણ)

# हकपचीशी

ચરણાકુળ ૮૬

દાન ન દેઇશ તોએ ચાલે, પણ પર હકમા ગોટો ઘાલે,
જનમા જમ રૂપે હુ ખદાઇ, हक अणहक नव करशो भाइ १
વાજબી હક જેના જે જેવા, દેવા હોય હુધે ધની દેવા,
તેમા નવ કરવી લુચ્ચાઇ, हक अणहक नव करशो भाइ २
લઇ નાણા કાઢે દેવાળુ, કપાળ કીધુ ટીલુ કાળુ,
શુ કરશે તે ગ ગા નાહી, हक अणहक नव करशो भाइ ३
હક માબાપ તણા માથે છે, કુટુ બ કબીલો હક સાથે છે,
કેમ જવુ ત્યાથી વછુટાઇ हक अणहक नव करशो भाइ ४
ખાઇ ન કોનુ થાઇશ રાજી, ખવરાવી ખુશ થાવ સદાજી,
તો શોભે સાચી પટલાઇ, हक अणहक नव करशो भाइ ५
વિશ્વાસે સોપ્યા બહુ નાણા આવ્યો લેવા થયા અજાણ્યા,
તે શુ નહિ જાણે જદુરાઇ, हक अणहक नव करशो भाइ ६
નસ્ટી નીચ્ચો જાણી સારો, વહીવટમાહી જણાય નઠારો,
નહિ નસ્ટી તે જાણ્ય કસાઇ, हक अणहक नव करशो भाइ ७
હિસાબ કરવા બેઠો જ્યારે, ભલ છુપાવે છતમા ક્યારે,
એશુ સાચી કરી કમાઇ, ? हक अणहक नव करशो भा॰ ८
ગરીબ ઘાટી પગાર માગે, ત્યારે પણ બડબડવા લાગે,
દેવા સમે કરે ડાડાઇ, हक अणहक नव करशो भाइ ९
ધમને નામે ફ ડ કરે છે, ઘર પોતાના ખૂબ ભરે છે,
ક્રિમિયાગરથી અધિક ઠગાઇ, हक अणहक नव करशो भाइ १०
જુલમીનો જુલમી તે જાણો, હકમા નાખે મોટો’ ન્હાણો,
ખરા વખતમા જશે ખવાઇ, हक अणहक नव करशो भाइ ११
ચોર પિ ઢારાથી તે ભુ ડો, ખાડો ખોદો પડવા ઉ ડો,
દારૂણ દુ ખમા જશે દબાઇ, हक अणहक नव करशो भाइ १२
પૂલણ ફટકે કા ફૂલાઇ, ચુલે ચડશે મો ચતુરાઇ,
ધાટ જશે ધનનાજ ઘડાઇ, हक अणहक नव करशो भाइ १३

રાજા થઈ રૈયત હક લૂંટે, સુદૃઢ રાજ સમૂળ વછૂટે;
ચૌપુહળ ફરતાં કો ન સહાઈ, हक्क अणहक्क नव करशो साईं ૧૪

હકનું હાસલ થોડું લાગે, તો પણ હકનો જશ જગ જાગે:
હકની કીર્તિ રહે ગજાઈ, हक्क अणहक्क नव करशो साईं ૧૫

હક બોલો ને હકનું બુઝો, હક ચાલો હક મારગ સૂઝે,
હક હિણું કામ કરેજ ભવાઈ, हक्क अणहक्क नव करशो साईं. ૧૬

વણ હક કરનારા વણ સ્હોતે, મુવા ભુરાઈ લેને પોતે;
ધામ ધરા ધન ગયાં લૂંટાઈ, हक्क अणहक्क नव करशो साईं ૧૭

મોટો પણ વણ હકથી છોટો, છોટો છતમા હકથી મોટો,
વણ હકની વાતો વંઠાઈ. हक्क अणहक्क नव करशो साईं. ૧૮

હક બાજી જગમાંહ્ય જમાવો, વણ હક બાજી નાહીં રમાવો;
સમજો વાત વડી છે ડાહી, हक्क अणहक्क नव करशो साईं ૧૯

હક મારગમાં હોંશે ચાલો, વણ હકમાં માથું નવ ઘાલો;
હકની વસ્તુ ગણો સવાઈ, हक्क अणहक्क नव करशो साईं ૨૦

હક ચાલ્યા જગમાં સુખ પામ્યા, વણ હક વાળા દુઃખમાં વામ્યા;
હકને આંગણ હોય વધાઈ, हक्क अणहक्क नव करशो साईं. ૨૧

હક ઉપર બ્રહ્માંડ ફરે છે, હક ઉપર સાગર વિચરે છે.
હકમાં દીસે છે પ્રભુતાઈ, हक्क अणहक्क नव करशो साईं. ૨૨

હક ચાલ્યો તે હરદમ જીત્યો, વણ હક વાળો દેશ વગુત્યો,
જગ જાહેર કરે હલકાઈ, हक्क अणहक्क नव करशो साईं. ૨૩

હકમાં હરિ હમેશાં રાજી, હકમાં જશ જગ રેંશે ગાજી,
છત જાશે ગાળી છલકાઈ, हक्क अणहक्क नव करशो साईं ૨૪

હકને અણહકનો કરનારો, જરૂર જાણો જગલુંટારો;
તે ભગવાન જશે ભયઆઈ, हक्क अणहक्क नव करशो साईं ૨૫

# आर्यधर्मप्रकाश

पुस्तक ३४ मु ]          आश्विन् स १९८७          [ अंक १० मा

## यतोधर्मस्ततोजय




### मनने उपदेश

मन तु भजी लेने प्रभु नाम,
काई आखर नावे काम
मीथ्या माया जाल छे,
जगनी जुठी मीत
आशा हरिमा राख, ए
भक्ति पथनी रीत
पखी पिंजरमाथी उड,
थई विभू रसमा तु बड
जीवना धार,
मुक्तिनो पार,
के पामु सत्वर स्वर्गनो मार्ग

# कौरवोनी सभामां श्रीकृष्ण वष्टिए.

(ગયા અંકનાં પૃષ્ટ ૨૦૫ થી ચાલુ.)

દુર્યોધન કોણ છે તે તમે જાણોછો? તેની સહાયતામાં કોણ છે તે તમે જાણો છો? તે કેવો દ્રઢ પ્રતિજ્ઞ છે તે જાણોછો? પૃથ્વી ડગે, મેરૂ ચળે અને અનેક બ્રહ્માંડોનો પ્રલય થઇ જાય પણ પાંડવોને કદાપિ સોયની તિક્ષણ અણીથી વિંધાય તેટલી જમીન પણ દુર્યોધન આપવાનો નથી. તમારા છળ કપટના દાવ દુર્યોધન સારી રીતે જાણે છે. તમો વષ્ટિએ આવ્યા છો તેમાં તમારો શો હેતુ સમાએલો છે તે શું દુર્યોધન નથી જાણતો? તમે પોતે ન્યાયી છો અને નિષ્પક્ષપાતી છો એમ દેખાડવા ઘણુંએ મથન કરો છો તે અમારી સભાના વિદુરજી જેવા કેટલાક ભોળા માણસો તથા અમારા પિતા ધૃતરાષ્ટ્ર જેવા સમજે અને તમારી જાળમાં ફસાય પરંતુ દુર્યોધન કે જેની સહાયતામાં મહાવીર કર્ણ, દુઃશાસન અને શકુની છે તેને ભય કોનો? એ તમારા જેવા ચઉદ લાખને પાખમાં લઇને ઉડે. તમારી કશી ચાતુરી, તેની આગળ છુપી ન રહે. શીશુપાળનો જીવ લેવાય, નહિ કે દુર્યોધનનો! શીશુપાળનાં વચન યાદ છે? યાદ ન હોય તો યાદ કરો! જ્યાં ત્યાં વણ બોલાવ્યા ને વણ તેડયા જવું, એ તમારો જાતી સ્વભાવ છે. તમો ઉંચ નીચની પરીક્ષા જાણતા નથી, માત્ર તમારા ઉપર જરા પ્રેમ દર્શાવ્યો કે તમે ગાંડાઘેલા! પાંડવોમાં એવું તમોએ શું જોયું છે કે તેની તરફના થઇને અમારી સાથે વાક્યુદ્ધ કરવા આવ્યા છો? પણ એમજ થવું જોઈએ, એમજ હોવુ જોઇએ કારણ ગાયો ચારનારમાં કેટલી બુદ્ધિ હોય? જ્યાં ત્યાં દગા ફટકા અને દાવપેચની રમતો રમી તમે ઘણાનાં પ્રાણ લીધાં છે. ઘણાને ફસાવ્યા છે, તે પ્રમાણે અમારી સાથે પણ કરવા આવ્યા છો, અને એ પણ હું નિશ્ચયપૂર્વક કહુંછું કે પાંડવોને ભમાવનાર અને દુઃખના દાવાનળમાં હોમાવનાર પણ તમો પોતેજ છો. જો પાંડવોને ખોટો પાનો તમે ન ચઢાવતા હોત તો કદાપિ પાંડવો આટલા હઠમાં રહ્યા ન હોત. યુધિષ્ઠિરાદિ સર્વે અમારી ચરણસેવામાં નિત્ય હાજર હોત અને અમારો આપેલો બટકો રોટલો ખાતા હોત; પણ આ તો આખાની લાલચે તમો તેનું સર્વસ્વ લુંટાવા તૈયાર થયા છો! તમો જ્યારે ત્યારે પાંડવોનાં બળનાંજ બણગાં ફુંકયાં કરો છો પાંડવોનું એવું બળ અમે કયારે પણ જોયું નથી. ગંધર્વ સાથેના અને વિગટના યુદ્ધમાં અમારી હારથી પાડવો ફુલાતા હોય તો એમાં પણ પાંડવોની આંખે પાટા બાંધી તમેજ તેઓને કુવામાં

ત્તારા છો એમ સમજાય છે કારણ ગંધર્વ સાથેનુ યુદ્ધ અને વિરાટનુ યુદ્ધ તે શુ સામ્રાજ્ય પદ ધારણ કરનાર દુર્યોધનની શુ લડાયક રીતી કૃતિ હતી? એ સાધારણ બનાવોને લડાઈ કે યુદ્ધનો બોલ જોડવો એજ પાડવોનો બળની સાબીતી દશાવે છે! તમે જાણતા હશો કે અમે સર્વ રીતે કુશળ છીએ અમો એકજ લોહીના ૧૦૦ ભાઈઓ છીએ અમોને મોટા મોટા રાજાઓની સહાયતા છે અખટ ધનુષ્યબાણ અને મહારથીઓથી અમારૂ સૈન્ય પ્રપૂર્ણ છે ધનધાન્યાદિક તેમજ યુદ્ધની કશી સામગ્રીની અમારી પાસે ખોટ નથી તેની સામે પાડવોને લડાઈમા ઉતારવાનુ તમોએ જે પગલુ ભર્યુ છે તે ખરે! મારા અંતઃકરણમા દયા ઉપજાવે એવુ છે! એ પામર પાડવોને ચાચડની માફક દુર્યોધન ચોળી નાખવા સર્વ રીતે તૈયાર છે તમારા બળ ઉપર પાડવો ઝઝતા હશે તો તે ઝાઝવાના જળ ઉપર જીવીત ટકાવવાની આશા જેવુ છે પણ હે શ્રીકૃષ્ણ! જેનુ મૃત્યુ નજીકમા આવ્યુ હોય તેને રૂડા વિચાર સૂજતા નથી સાચો માર્ગ મળતો નથી! ભવા પડેલા ભાગ્યહિણાને ભોમિયા પણ આંધળાજ મળે છે બિચારા પાડવો! આજે બાર બાર વરસથી વનમા રઝળે છે ભટકે છે જેણે વનવાસમા સર્વ રીતે પોતાનુ સત્વ ગુમાવ્યુ છે તેને હવે હસ્તીનાપુરના રાજ્યમા અર્ધ ભાગની લાલચ! અને તે વળી દુર્યોધન પાસેથી? શ્રીકૃષ્ણ દાવ તો ઠીક રચ્યો છે! દુર્યોધનને અને તેની સભાને સામ, દામ, ભેદ અને દડના માર્ગથી તમોએ સમજાવવાનો જે માર્ગ અખતિયાર કર્યો છે તેમા કશો માર્ગ ઝાડવોના હીતનો નથી મારણ તમારી સમજ અમે કદાપિ પણ સ્વીકારીએ એમ નથી તેમ કૌરવની સભાના વીર પુરૂષો ભૂખડુ બારસ જેવા ભીખારી નથી કે તેમા પણ તમારી યુક્તિ પ્રયુક્તિ ચાલી શકે! તેમ હુ પોતે દુર્યોધન અમારા પોતાના સહાયકો કર્ણ, દુશાશન અને શકુની જેવા તેમજ આ સભાના મુખ્ય મુખ્ય મહારથીઓ એવા ભોળા ભટાક નથી કે તમારી ભેદભરેલી વાણીને ન સમજી શકે? અને યુદ્ધમા તો અમો પાડવોની મીટ્ટી દાણાદાણ કરવાને શક્તિમંત છીએ તો પછી અમે શા કારણથી તમારી વષ્ટિ ઉપર ધ્યાન આપીએ? અમારા પિતા તો વૃદ્ધ થયા છે અને તેવાજ બીજા અમારી સભાના વૃદ્ધો કે જેની બુદ્ધિ વૃદ્ધાવસ્થાને લીધે દિનપ્રતિદિન ક્ષીણ થતી ચાલી છે એવાઓ તરફથી પાડવો માથે વષ્ટિ કરવા માટે અમારા ઊપર દબાણ કરવામા આવે છે પરંતુ તેઓ સર્વની મહેનત વ્યર્થ છે દુર્યોધન કોઇના કાલાવાલા કે કોઇના પ્રચંડ ભયથી કદાપિ પોતના નિશ્ચય કરેલા વિચારમા ડગે એવો નથી જેની તેની આડી અવળી મદદથી પાડવો રણમા ઝઝવાનો વિચાર કરતા હશે પણ આખરે તેઓ રણશય્યામા પોઢવાનાજ! દુર્યોધન અભય છે કારણ કર્ણ જેવા તેની પાસે અનેક મહારથીઓ છે વષ્ટિ કરવા તમો આવ્યા

છો એજ પાંડવાની અને તમારી ભીરૂતા બતાવે છે! ક્ષત્રીયને વૃદ્ધિ શી? રણમાં મનુષ્ય બાણથીજ ક્ષત્રીયની વૃદ્ધિ હોઇ શકે. નહિ કે આમ કાલાવાલા અથવા જુટ્ઠાં દબાણથી, મને લાગે છે કે પાંડવોના સલાહકાર કોઇ સમજુ માણસો નથી જ્યાં ત્યાંથી ભેળા થએલા અને ઘણે ભાગે તમારા જેવાજ છે. તમો વૃદ્ધિમાં સમજોએ શું? દાવપેચ અને યુક્તિ પ્રયુક્તિ તો દુર્યોધનનીજ. કશું કહી બતાવવાની જરૂર નથી એ તો આપોઆપ સમજી શકાય એવું છે કે પાંડવોનું સર્વસ્વ છીનવી લેવામાં અમારા દાવપેચ અકસીરજ છે. અને એ સર્વ કરવા છતાં અમો અમારો એમાં કશો પણ અપરાધ જોઇ શકતા નથી. કારણ એ તો બલિયાના બે ભાગ. અમોએ કાંઇ પાંડવોને ધોળે દહાડે એમના એમ લુટી લીધા નથી. જુગાર રમવા આવ્યા અને તેમાં ગમે તેમ પણ તેઓ હાર્યા અને તેઓને પોતાનું સર્વસ્વ ગુમાવી વનવાસ ભોગવવો પડયો એમાં હું અમારી કોઇપણ જાતની કસૂર જોઇ શકતો નથી. માટે હે શ્રી કૃષ્ણ તમો તમારી આબરૂમાં જ્યાંથી આવ્યા હોય ત્યાં પાછા પધારો. તમો મા'રા બોલનો એક પણ હુદીયો આપી શકનાર નથી!

તે પછી શ્રી કૃષ્ણસિંહ નાદથી બોલ્યા—હે દુર્યોધન! સાંભળ.

એ હુદિયો અત્યારે હવે તા'રે ગળે નહિજ ઉતરે. એ તો જ્યારે અર્જુનના ગાંડીવનો ટંકાર થશે ત્યારેજ સર્વ હુદિયો આપોઆપ તા'રે ગળે ઉતરી જશે! તું અત્યારે તા'રા બળની જે ડંફાસો મારે છે એજ સૂચવે છે કે તું મોઢેથીજ વાઘ જેવો છે બાકી હૃદય તો બકરીનો જેવું છે. હઠીલાઇનો અને રાજ્ય લોભનો ગુણ તા'રામાં એવડો મો'ટો છે કે તું કદાપી સીધી વાતે સમજનાર નથી! તારી આંખે અભિમાનના પાટા બંધાયા છે, તા'રા હૃદયમાં લોભનો અંધકાર છવાયો છે. તા'રા કાનના પડદા તા'રા ખુશામતીઆઓની સ્તુતિના અવાજથી ફાટી ગયા છે! તા'રૂં શરીર પાંડવોનાં કષ્ટ જોઇ ફૂલ્યું છે. અને તું સર્વને ત્રાસ આપતો મોઢેથી વાઘ જેવો ડોળ સર્વને બતાવે છે! પરંતુ હે ભીરૂ! તું નકકી સમજ કે અંદરનું સત્વ તા'રૂં નિર્માલ્ય થઇ ગયું છે. પવિત્ર આત્માને તેં ઇર્ષ્યાના પટમાં એવો રોક્યો છે કે શુદ્ધ ચૈતન્યના ખરા સ્વરૂપને તું જાણી શકતો નથી; આત્મમાન, આત્મ સુખ, અને પાંડવો પ્રત્યેની ઇર્ષ્યામાં તું ખરા ધર્મને વિસરી ગયોછ! હે દુર્યોધન! તું એવો વખત જોઇશ કે જે વખતે તા'રી આ સર્વ ખુમારી ખોવાઇ ગઇ હશે! તા'રો સર્વ ગર્વ ગળી ગયો હશે? હશે તું રાંક જેવો પાંડવોને સર્વસ્વ આપી દેવા તૈયાર થએલો! અરે દુર્યોધન! શું તું એ નથી જાણતો કે અર્જુનના ગાંડીવ આગળ તા'રા હાંઝા ગગડી જશે! ભીમની ગદા આગળ તા'રા ગાત્ર શિથીળ થઇ જશે ગળી જશે! શું તા'રા હૃદયના કોઇએક ઉંડા પ્રદેશમાં એવો સંચાર નથી થતો

# મૂર્તિ પુજાનુ રહસ્ય

મૂર્તિપુજા માત્ર પરબ્રહ્મ તરફના ધ્યાન અર્થે છે માત્ર ચિન્હ છે વેદમા મૂર્તિ પુજા છે કે નહિ તે એક પ્રશ્ન છે—તેના સુક્તો ને તેમાના દેવો એ બધા મૂર્તિ રૂપજ છે, કેમકે પારમાર્થિક સત્ નથી પ્રતિકોપાસના રૂપે પણ દેવાદિને ઉપનિષદોમા માન્યા છે તે પણ મૂર્તિપુજાજ છે પાણિનીય આચાર્યની અષ્ટાધ્યાયી રચાઇ તે વખતે તો પાષાણાદિની મૂર્તિ હાલમા આપણે પૂજીએ છીએ તેવી પૂજાતી હોવી જોઇએ એમ સમજાય છે યોગાદિ શાસ્ત્રની પ્રવૃત્તિ થતા મૂર્તિની અપેક્ષા સહજ ઉભી થાય છે કારણ કે તેમ કર્યા સિવાય ધ્યાન સંભવતુ નથી હવે યોગાનુશાસન કર્તા—અનાદિથી ચાલેલા યોગશાસ્ત્રનો કર્તા ઇ સ પૂર્વે પ્રથમ શતકમા થયા એમ મનાય છે તો મૂર્તિ પૂજા કેટલી બધી પ્રાચીન હોવી જોઇએ કોઇ પણ રીતથી વિચારતા માલમ પડશે કે મૂર્તિ રૂપી પ્રતીક પૂજા બહુ સૂક્ષ્મ બુદ્ધિ કૃત પરમ રહસ્ય છે ને વાસ્તવિક છે ગમે તેટલા દેવ હોય, મૂર્તિ હોય, તેથી બ્રહ્મરૂપ પરમોપાસનામા નિતાંત ચસ્ત આયતત્વને હાની નથી તેમા તેની ક્રિતિજ છે શ્રીમદ્ભાગવતમા કહ્યુ છે તે યથાવજ છે—

आकाशात्पतितं तोयं यथा गच्छति सागरं। सर्व देव नमस्कारं केशवं प्रति गच्छति ॥

નારાયણ—નારા જળમા સુનેવા તેજ પરમપુરૂષ કેશવ—ક એટલે જળમા શવ એટલે સુતેલા તેજ કેશવ

આટલુ સમજાયા પછી પણ આપણે આગળ ચાલીએ જેથી મૂર્તિપૂજાનુ રહસ્ય વધુ સમજાશે પ્રાચીન વ્યવસ્થામા જે શ્રૌત અને સ્માર્ત આચાર છે તેમા પુરાણોના સમય પછી તાન્ત્રિક અને પૌરાણિક આચાર ઉમેરાયા છે એ આચારોને કેવળ જડ શ્રદ્ધાથી પાળવામા આવે તો નિરર્થક રૂપ જણાય એ નક્કી છે અને તે વહેમરૂપ પણ મનાય પણ જો તેમનુ યથાર્થ તત્વ વિચારવામા આવે તો તે પરમ માર્ગે લઇ જનારા છે શ્રૌત સ્માર્ત સંસ્કારો ઉપરાંત વ્રત ઉપોષણાદિ, જેમ યોગમાર્ગમાથી પુરાણદ્વારા આવિર્ભાવ પામ્યા છે તેમ પ્રાચીન યજ્ઞાદિને બદલે આમા યજ્ઞ હોમ હવનાદિ તંત્રોદ્વારા વિસ્તર્યા છે કોઇ ઠેકાણે વામમાર્ગીના શાક્તોના આચાર પણ પેસી ગયા છે અગ્નિ પુરાણાદિક કેટલાક તો તાન્ત્રિક વિદ્યાના ભંડાર છે અને તે જો વિવેકબુદ્ધિથી સમજવામા આવે તો તેમા બહુ રહસ્ય સમાએલુ હોય છે કૃષ્ણ યજુર્વેદ લગભગ તાન્ત્રિકજ છે વિવિધ પ્રકારના યન્ત્ર તથા ઇષ્ટીઓથી ભરપૂર છે આ ઉપરથી સ્પષ્ટ સમજાશે કે તંત્રોની

ઉત્પત્તિ પણ પ્રાચીન છે. યજ્ઞાદિમાં યદ્યાપિ પણ અગ્નિ પુજા રહી છે ને વૈદિકમંત્રોથીજ અગ્નિનું આવાહન થાય છે. યજ્ઞના કુંડની આકૃતિ તે તાંત્રિકજ છે ગ્રહશાંત્યાદિના નાના નાના યજ્ઞો તે કેવળ તાંત્રિક છે તંત્રોમાં જે વ્યવસ્થા રાખેલીછે તે યોગ રહસ્યને વિચારીને જ હોયછે. વેદીમાત્ર ચતુષ્કોણ થાય છે— પૂર્ણ સૃષ્ટિરૂપ મંગળમય બ્રહ્મા ચતુર્મુખ છે. તેની સમજ આ ઉપરથી આપોઆપ સમજાશે. (બચારા સુધારાવાળા એ રહસ્યને સમજે શું, સ્વામી શ્રી દયાનંદ સરસ્વતીનું કહેવુંએવું હતું કે યજ્ઞો તો માત્ર હવા શુધ્ધિનેજ અર્થેછે. યજ્ઞની વેદી તો ભૂમિતીનો અભ્યાસ ભૂલી ન જવાય તેટલા માટે છે! અમારા પાશ્ચાત્ય પંડિતો પણ પુરાણોની વાતોને એવાજ અર્થમાં ઉડાવી અમારા જગત માત્રના ગુરૂરૂપ આર્ય મહર્ષિઓની બુદ્ધિની હાંસી કરવા તત્પર થાય છે. તેમનાં પુરાણોને ગપાષ્ટિક ગોળામાં ગણી કાઢે છે, તેમના યજ્ઞના રહસ્યમાં તેમના શબ્દોની શકિતમાં અને તેમની મુર્તિ પુજાની સૂક્ષ્મ રહસ્ય ભરેલી ખુબીને આ બાપડા સમજતા નથી અને ડાપણ ડોળી પોતાનું મિથ્યા પાંડિત્ય દુનિયાંને બતાવવા બહાર પડે છે!

ચતુષ્કોણ એજ આનંદનું મંગળનું ચિન્હ છે; તેમજ શતચંડયાદિ યજ્ઞો પણ તાંત્રિક છે. તેમા તો સ્પષ્ટ રીતે યોનિરૂપ કુંડ વિહિત છે. ह्रिं, क्लिं, यं, वं, આ બીજ પણ તાંત્રિકજ છે. જે જે તત્વદ્વારા સિદ્ધિ ઇષ્ટ છે તે તે તત્વરૂપ દેવતાના આવાહનાર્થે યોજેલાં છે. પણ હા! હાલ તેનું રહસ્ય યથાર્થ ન સમજતાં આર્ય મહર્ષિઓને બેવકુફમાં ગણી પોતે અંગરેજી હવા મગજમાં ઘાલીને પોતાનું ડહાપણ ડોળવા બહાર પડે છે **मंत्राक्षरनी संगातिनुं प्रबळ, मंत्रोच्चारनी पद्धातिनो उपयोग**, એ સર્વમાં સૂક્ષ્મ રહસ્ય સમાએલું છે ને જો યથાર્થ સમજાય તો સિદ્ધિ પ્રાપ્ત થાય છે. આમાં આટલું બરાબર યાદ રાખવાનું છે કે, જે જે સ્થળે માસ મદિરાનો ઉપયોગ થાય છે. તે બધો તંત્રવિધિ વામી છે. ને તે માત્ર **नरकनो**જ માર્ગ છે. છતાં શુદ્ધ તાંત્રિકમાં પણ વામી મંત્રો પણ કોઈક ઠેકાણે પેસી ગયા છે.

નિત્ય બ્રહ્મયજ્ઞનેજ તપાસતાં જણાય છે કે **आचमन, प्राणायाम, न्यास** અને **ध्यान**, એટલાં અંગ યોગમાંથી મળ્યાં છે. શિખા બંધનનો મંત્ર તથા **फट् वषट्** એ મંત્રો તાંત્રિક છે. આ બધું સુક્ષ્મ દ્રષ્ટિથી અને વિવેક બુદ્ધિથી વિચાર કરનારને સહજ થાય છે. શિખાબંધનનો મંત્ર તો વામીજ છે. પણ પ્રાણવ ધ્યાનના મંત્રો ગાયત્ર્યાદિ શ્રાૈત છે. આ સર્વ જોતા એમાં પ્રતિકસંજ્ઞા, ચિન્હનો ભાસ છે. એજ મૂર્તિપૂજા મૂર્તિપૂજાનું રહસ્ય હાલ સમજવામાં આવતું નથી તેથી તેમજ એ ભકિતમાં જડશ્રદ્ધાવાળા માણસો એટલી મર્યાદામાંથી આગળ વિશાળ ક્ષેત્રમા જવાનો પ્રયાસ કરતા નથી, જેથી મૂર્તિપૂજા વિશેષ વિવેચનને પાત્ર થાય છે.

મૂર્તિપૂજા એ તો પ્રતિક છે, ચિન્હ છે, ગ ણા છે એકડે એકથી દશ સુધીના આક છે એકથી દસ સુધીના આક આવડયા પછી ગુણાકાર, ભાગાકાર, વગ મૂળ, ઘનમૂળ વગેરેના મોટા મોટા દાખલાઓ કરી શકાય છે અને તે કરતા પણ ગણિત વિદ્યામા આગળ જઈ શકાય છે પણ એ રહસ્ય ન સમજતા એકથી દસ સુધીજ ગાઠ બાધીને બેસી રહો તો ગણિત વિદ્યામા કદાપિ પારગત ન થાય વાચનાર ! સમજવાનુ એ છે કે એ મૂતિપૂજા દ્વારા આગળ વધી જવુ જોઈએ મનુષ્યજ મની સાથકતા થવા માટે તેમજ જન્મ મરણના ચક્રમાથી છુટવા સારૂ એ મૂર્તિપૂજાદ્વારા ઉચ્ચ માર્ગપર ચડી જવુ જોઇએ, નહિ કે એમાને એમા ગોથાજ ખાધા કરવા ! એ પ્રતિક–મૂર્તિપૂજા ઉપરથી માનસિક પૂજા ઉપર ચાલ્યુ જવુ જોઇએ ને તેમાથી આગળ વધતા સર્વ ભુત પ્રાણીમા ઇશ્વર છે જગતમા ઇશ્વર, ને ઇશ્વરમા જગત એ યથાથ સમજાવુ જોઇએ એમ જો પગથિએ ચડયો જાય તોજ જીવાત્મા પોતાના સ્વરૂપને જાણી શકે તોજ મુક્ત થઇ શકે

અપૂર્ણ

---

## પ્રાર્થના

પ્રભૂ તુજ ચરણુ શરણ વસાવો !
કૃપા કરી અમે પદ આપો !

પ્રભ ૦

તીમીરને ટાળો જ્યોતિ ઉજાળો !
અજ્ઞાન થકી ઉધારો !

પ્રભૂ ૦

ત્રિવિધ તાપ તપાવે જગતને !
ગિળી જ્યોત્સના વહાવો
અગમનો ભે બતાવો !

પ્રભૂ ૦

ઘેર્યુ નજરમા આકાશ વિશાળુ !
વિરાટની ઝાખી કરાવો !
પ્રભૂ તુજ ચરણુ શરણ વસાવો !

# આર્ય દર્શનોનું સ્વરુપ.

સત્યજ્ઞાન એટલે શું ? એજ જાણવાની મનુષ્ય માત્રને જરૂર છે કે જે જાણ્યા પછી કંઇ પણ જાણવાનું, કરવાનું, જોવાનું કે સમજવાનુ રહેતું નથી. આપણે પણ તે સત્યજ્ઞાનની ખોળ કરવા અર્થે આપણાં દર્શનો તરફ દ્રષ્ટિ કરીએ. એ દર્શનોના પર્યાય રૂપે તત્ત્વદ્દષ્ટિ, સમ્યાદર્શન, દર્શન વગેરે શબ્દોના અર્થ યથાર્થ રીતે જાણ્યા પછી આગળ વધવાનું ઠીક પડશે.

તત્ત્વએ શબ્દ તત્ અને ત્વ પ્રત્યયનો બનેલો છે. તત્ એ ત્રીજા પુરૂષનું એકવચન, નપુંસક, સર્વનામ છે. એ ત્રીજી વસ્તુનું વાચક છે. કહેનાર અને સાંભળનારથી એ જુદુંજ છે. એટલે તેની જાતિ ગમે તે હો પણ તે વસ્તુ પોતે શું છે તેને ઉદ્દેશીને પ્રવર્ત્તે છે. ત્વ ભાવ વાચ્ક પ્રત્યય છે એટલે એ વસ્તુનું તે વસ્તુરૂપે હોવા પણું એવો ભાવ બતાવે છે. ત્યારે જે વસ્તુપદાર્થ સંભવ ઇત્યાદિ જણાય છે તે જેવા છે તેવાજ છે કે નહિ, તેમનું સ્વરૂપ કેવું છે, તે યથાર્થ શું છે એનું નામ તત્ત્વ

દૃષ્ટિ, દર્શન; એ બધા એકજ અર્થના વાચક શબ્દ છે. દશ એટલે જોવું જાણવું એ ધાતુ ઉપરથી થએલા છે– તત્ત્વદ્દષ્ટિ એટલે તત્ત્વ જાણવું, અને વસ્તુ માત્રનું ખરેખરૂં રૂપ જાણવું તે સમ્યા દર્શન.

એ પ્રમાણે તત્ત્વદ્દષ્ટિ, સમ્ય। દર્શન અને દર્શન એ ત્રણે શબ્દો એકજ અર્થના વાચક છે અને આ વિશ્વચક્રનાં અનેક પદાર્થ, સંભવ આદિના યથાર્થ જ્ઞાનને સૂચવે છે.

સુખ દુઃખાદિ જેજે રચના જોવામાં આવે છે, આ વિશ્વચક્ર જે અપ ટપામર્ગમાં ફરે છે અને જે આપણે જોઈએ છીએ, અનુભવીએ છીએ તે સર્વનું સ્વરૂપ કંઇ બીજી જાતનું છે કે એ બધું અકસ્માતજ ગમે તેમ બન્યાં જાય છે કે એના કોઇ કાર્ય કારણરૂપ નિયમો છે એ જાણવું અવશ્યનું છે કારણ કે એ નિયમોને અનુસરી સુખદુ.ખ ટાળવાનું બની શકે.

હવે છેટ મૂળ તરફ દ્રષ્ટિ કરતા વસ્તુ સંભવાદિને મૂળ મનુષ્યો જીવારો પણથીજ વિચારે છે ને દેવ અસુરાદિરૂપે વિશ્વની વ્યવસ્થામાની યજ્ઞયાગાદિ કર્મ પ્રવૃત્તિથી સુખ સાધવા જાય છે. વળી મનુષ્યને પ્રત્ય, દર્શન કરવાની શક્તિ છે તેથી તે પોતે કરેલા વિચારનો પણ ફરી વિચાર કરે છે અને તે વિચાર કરનાર મન—આત્મા તે ઉપર પણ વિચાર કરે છે. એટલે જે વિશ્વક્રમને દેવાદિરૂપે થયેલો તેનેજ યથાર્થ સ્વરૂપે જોવાનો પ્રયત્ન કરે છે. એજ નિર્ણયદ્વારા કાર્ય કારણના નિયમોનો સંગ્રહ થાય છે.

આ પ્રમાણે થતા દેવાદિભાવના અને દર્શન, ઉભયનો વ્યવહાર ચાલ્યો

જાય છે એ બને વ્યવહારમા દર્શનનો પ્રવાહ દેવાદિભાવના રૂપ તટની મર્યાદાને ધીમે ધીમે કોતરી કોતરી પોતાને માટે વધારે જગો કરતો ચાલે છે એક તરફથી કર્મ-યજ્ઞાદિકનો માર્ગ અને બીજી તરફથી જ્ઞાન-દર્શનનો માર્ગ કર્મમાર્ગને દબાવીને આગળ વધતો જાય છે, પોતાની પ્રધાનતા સ્થાપતો ચાલે છે જેમ જેમ તત્ત્વદૃષ્ટિનો પ્રવાહ વધતો જાય છે તેમ તેમ દેવાદિભાવના વધુ ને વધુ દબાતી જાય છે દેવાદિભાવના-અથવા પુરાણ ભાવના કર્મમાર્ગે સુખને શોધે છે, અને તત્ત્વદૃષ્ટિ જ્ઞાનમાર્ગે સુખ શોધે છે એ બે માર્ગના સુખના સ્વરૂપ પણ જુદા જ થઈ જાય છે પરંતુ પુરાણભાવના ઉપર સર્વદા તત્ત્વદૃષ્ટિનુ પ્રબળજ હોય છે વિચારવાનને તો તત્ત્વદૃષ્ટિના માર્ગમાજ સંતોષ મળે છે આમ છે છતા પુરાણ ભાવનાનુ લક્ષ્ય તત્ત્વદૃષ્ટિ તરફજ છે, અને તેથી દર્શનો શ્રૌત સ્માર્ત ધર્મના નિયામક છે એમ કહેવામા કશી અતિશયોક્તિ નથી આર્યધર્મની એજ મહત્તા છે કે તે ગમે એ દેવને પૂજવા ભજવા છતા બ્રહ્મજ્ઞાનથીજ મોક્ષ, પોતાનો દેવ તેજ બ્રહ્મ, એમ ઉપનિષદ્દોના માર્ગને દર્શનને સદા મુખ્ય માને છે આર્યદેશ જે ઉત્કૃષ્ટ સુખને ભોગવી શક્યો છે તેનુ કારણ એ છે કે તત્ત્વદૃષ્ટિ અને પુરાણભાવના એ બને આર્યાવર્ત્તમા સગી બ્હેનોની માફક પ્રવર્ત્યા છે

આર્ય લોકો ઘણા દેવોને માનનારા છતા એકેશ્વરનેજ માનનારા પૂજનારા છે, તેથી દુનિયાની બીજી કોઈપણ એકેશ્વર માનનારી પ્રજા કરતા આર્ય પ્રજા વધારે એ માર્ગમા સુખ સંતોષ ભોગવી શકી છે ગ્રીક હકીમોએ તો ધર્મ અને તત્ત્વજ્ઞાનને એકજ જોડકે અવતરેલી બ્હેનો કહી છે ને તેમની એકરૂપતા બતાવવા પ્રયત્ન કર્યો છે છતા યુરોપમા પુરાણભાવના સ્વીકારનારાઓને સળગતી ચિતામા બાળી મુકયા છે! ત્યારે ધન્ય છે અમારા આર્યાવર્ત્તને કે તત્ત્વજ્ઞાન મેળવવાને પુરાણભાવનાવાળાઓ તત્ત્વદર્શીને પાસે શિષ્યભાવે હાથ જોડીને ઉભા રહ્યા છે ને પુરાણભાવનામાથી તત્ત્વજ્ઞાનમા સીધે માર્ગે ઉતરી પડયા છે જેમ ગોર્ડીઆનો બ્રુનો નામના સાધુએ "આત્મા સર્વ છે" એમ કહ્યુ તે માટે તેને ભડભડતી અગ્નિમા બાળી નાખવામા આવ્યો તેવુ આર્યાવર્તમા કદાપિ બન્યુ નથી આર્યાવર્ત તે આર્યાવર્તજ છે અનેક દેવને માનવા છતા તેમના હૃદયની એકજ ભાવના છે તે પરબ્રહ્મ તરફજ છે

અનલહક એ આરબી વાક્ય અને અહંબ્રહ્મ એ સંસ્કૃત વાકયનો એકજ અર્થ થાય છે પરંતુ ઈસ્લામ ધર્મના પ્રખ્યાત સુફી મનસુરહલ્લાજે જ્યારે અનલહક એમ બગદાદના ખલીફને કહ્યુ ત્યારે તેને મારી નખાવવામા આવ્યો છે ત્યારે આર્યાવર્તના અહંબ્રહ્મ કહેનારા શંકરાચાર્ય આજે પણ જગદ્‌ગુરુ કહેવાઇ પૂજાય છે

આર્ય ધર્મ જે દર્શન પેદા કરી શકી છે તેવુ દર્શન દુનિયાની કોઈપણ પ્રજા કરી

શકી નથી. એ અમારા પૂર્વેના બ્રાહ્મણોનો પ્રતાપ છે. જે બ્રાહ્મણોને હાલના અણસમજણાઓ સ્વાર્થી કહે છે તે બ્રાહ્મણો સ્વાર્થી નહોતા પણ પરમ પરમાર્થી પરમ માર્ગના દર્શક હતા–તત્ત્વજ્ઞાનના ઉત્પાદક, રક્ષક અને પોષક હતા.

આજે સુધારામાં આગળ વધતી યુરોપ અમેરિકાની પ્રજા તત્ત્વદૃષ્ટિને આગળ કરી પુરાણ ભાવનાને મારી નાંખે છે ત્યારે અમારી આર્ય પ્રજામાં પુરાણ ભાવના અને તત્ત્વદૃષ્ટિ બ‍ેનો તરીકે હળીમળીને રહી છે.

જ્યારે યુરોપાદિ દેશોમાં એ માટે લોહીની નીકો વહી છે ત્યારે આર્યાવર્ત્તમાં શાંતી શાંતી રહી છે. એજ અમારા બ્રાહ્મણોની બુદ્ધિની પરાકાષ્ઠા એજ અમારા આર્ય મહર્ષિઓની મહત્તા.

જ્ઞાન મેળવવાના ત્રણ પ્રકાર છે.
૧ અનુભવ ૨ વિચાર ૩ ઇતિહાસ

પાશ્ચાત્ય દેશોમાં પણ આ આધારેજ શોધો થાય છે. આર્ય તત્ત્વ દૃષ્ટિમાં આ ત્રણે પ્રકારથી માત્ર એકજ પ્રકારનાં શાસ્ત્રો રચાયાં નથી પણ ત્રણે પ્રકારના વિચારથીજ રચાયેલાં શાસ્ત્રો છે પછી કોઇમા અનુભવ પ્રધાન તો કોઇમાં વિચાર પ્રધાન અને કોઇમાં ઇતિહાસ પ્રધાન પણ પાશ્ચાત્ય દેશોની પેઠે ત્રણે પ્રકાર એક એકથી નિરાળા નહીં

સિદ્ધ પદાર્થ વિજ્ઞાન, રસાયણ, ભૂસ્તર, ભૂગોળ. ખગોળ, એ વિશ્વોત્પત્તિ સંબંધી શાસ્ત્રો છે. એ અનુભવના વર્ગમા આવે છે.

ન્યાય, મનોધર્મ, નીતિ, જીવ, આત્મા, વ્યવહાર એ સંબંધીનાં શાસ્ત્રો બીજા વર્ગમાં-વિચારના વર્ગમાં આવે છે.

ત્રીજા વર્ગમાં ધર્મનાં પુસ્તકો શ્રુતિ અને બાઇબલ વગેરે છે.

પાશ્ચાત્ય દેશોમા આ ત્રણે વાતને જુદી પાડી દીધી છે તેથી ત્યાં બહુ વિરોધ ઉત્પન્ન થયા કરે છે તેમા ત્રીજા વર્ગની તો આખરની હાલત થઈ પડી છે.

હવે આપણે વાસ્તવિક રીતે જોઇએ તો માત્ર અનુભવને વળગી રહેવા જતાં નાસ્તિક થવાય. યુક્તિ માત્ર ઉપર જતાં કશો નિશ્ચય ન બને અને એકલી શ્રુતિ ઉપર આધાર રાખતા વ્હેમી થઇ જવાય; પરંતુ જ્યારે ત્રણેનો યોગ થાય ત્યારેજ સત્યનિર્ણય બને. એ સત્યનિર્ણય સારૂ આર્યદર્શનોમાં આપણે પ્રવેશ કરીએ.

૧ ન્યાયશાસ્ત્ર'–આ શાસ્ત્રના પ્રણેતા ગૌતમ છે ને તેમણે પાંચ અધ્યાય ૩૫ ન્યાયસૂત્ર રચ્યાં છે. તેમાં મુખ્ય વિષય એ છે કે મોક્ષ પામવા માટે તત્ત્વજ્ઞાન થવુ જોઇએ દુઃખ, જન્મ, પ્રવૃત્તિ, દોષ અને મિથ્યાજ્ઞાન એટલાનો ઉત્તરોત્તર ક્ષય થતાં મોક્ષ પ્રાપ્ત થાય છે. પ્રમાણ, પ્રમેય, સંશય, પ્રયોજન, દૃષ્ટાન્ત, સિદ્ધાન્ત, અવયવ, તર્ક,નિર્ણય, વાદ, જલ્પ, વિતન્ડા, હેત્વાભાસ, છલ, જાતિ, નિગ્રહસ્થાન. એટલા તત્ત્વ જાણવાથી "મોક્ષ પ્રાપ્તિ" થાય છે.

વાસ્તવિક રીતે જોતાં ન્યાય એ વાદ વિવાદ તથા તત્ત્વ પરીક્ષાનું શાસ્ત્ર છે.

ઉદ્દેશ, લક્ષણ અને પરીક્ષા, એ ત્રણ વડે પદાર્થ નિર્ણય કરવો એ ન્યાય શાસ્ત્રની રીતિ છે

તત્વજ્ઞાન કેમ થાય? એ ન્યાય શાસ્ત્રનુ પ્રથમ સૂત્ર છે અને તેમા સોળ પદાર્થના નામ કહી ગયા તે ઉદ્દેશ એટલે જે વસ્તુનો વિચાર કરવો હોય તેને નામ માત્રથી કહી જવી લક્ષણ તેને કહેવામા આવે છે કે ઉચિષ્ટ વસ્તુ હોય તેનો કોઇ અસાધારણ ધર્મ

પરીક્ષા એટલે જે લક્ષણ બાધ્યુ તે બરાબર છે કે નહિ? તેમા કોઇ પણ દોષ તો નથી ને એ નિર્ણય કરવો તેનુ નામ પરીક્ષા,

એ ત્રણ રીતથી ન્યાય શાસ્ત્રમા એ ઉપર/બતાવેલા સોળ પદાર્થની તપાસ કરેલી/છે

૧ પ્રમાણ —તે ચાર છે, પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન, શબ્દ

૨ પ્રમેય —તે બાર છે, આત્મા, શરીર, ઇન્દ્રિય, અર્થ, બુદ્ધિ, ધર્મ, પ્રવૃત્તિ, દોષ, પ્રેત્યભાવ, ફલ, દુખ, અપવર્ગ

૩ સંશય —જે જ્ઞાનમા નિશ્ચય નથી તે

૪ પ્રયોજન —તે બે છે, દૃષ્ટ અને અદૃષ્ટ

૫ દૃષ્ટાન્ત — વ્યાપ્તિ જ્ઞાન માટે ઉદાહરણો

૬ સિદ્ધાન્ત તેના ચાર પ્રકાર છે સર્વતન્ત્ર, પ્રતિતન્ત્ર, અધિકરણ, અને અભ્યુપગમ

૭ અવયવ —પરાર્થાનુમાનના વિભાગતે

૮ તર્ક —તેના અગિયાર વિભાગ છે, વ્યાઘાત, આત્માશ્રય, ઇતરેતરાશ્રય, ચક્રકાશ્રય, અનવસ્થા, પ્રતિબન્ધિ, કલ્પના, ગૌરવ, ઉત્સર્ગ, અપવાદ, વૈજાત્ય

૯ નિર્ણય —તકરારનુ યથાર્થ સ્વરૂપ જાણવુ તે

૧૦ વાદ —તત્વ નિર્ણય કરવાને આગળ તકરાર કરવી તે

૧૧ જલ્પ —ગમે તે રીતે સાબીત કરી શકાય તે જલ્પ આમ તમજ આમ

૧૨ વિતણ્ડા —સામા પક્ષમા દૂષણ બુદ્ધિ બતાવી, પોતાનો કોઇપણ પક્ષ સ્થાપન કર્યા વિના તકરાર કર્યા જવી તે

૧૩ હેત્વાભાસ —જે સાધવાની વાત સધાતી ન હોય, એવો હેતુ તકરારમા વાપરી લીધો હોય તે

૧૪ છલ —શબ્દોના અને અર્થની યુક્તિથી છેતરવાની તકરાર

૧૫ જાતિ —પોતાનાજ પક્ષને તોડનારો ઉત્તર

૧૬ નિગ્રહસ્થાન —પ્રતિવાદીનો પરાજય થઇ તે નિરૂત્તર બની જાય તે તેના બાવીશ પ્રકાર છે, પ્રતિજ્ઞા હાની, પ્રતિજ્ઞાન્તર, પ્રતિજ્ઞા વિરોધ, પ્રતિજ્ઞા સન્યાસ, હેત્વન્તરોક્તિ, અર્થાન્તરોક્તિ, નિરર્થકોક્તિ, અવિજ્ઞાનાથકોક્તિ, અપાર્થકોક્તિ, અપ્રાપ્તકાલોક્તિ, ન્યૂનોક્તિ, અધિકોક્તિ, પુનરૂક્તિ, અનનુભાષણ, અજ્ઞાન, અપ્રતિભા, અવિક્ષેપ, મતાનુજ્ઞા, પર્યનુયોજ્યોપેક્ષણ, નિરનુયોજ્યાનુયોગ, અપસિદ્ધાન્ત, હેત્વાભાસ

(અપૂર્ણ)

## अश्वमेध यज्ञ अने साथवानुं दान.

મોટા મોટા યજ્ઞો કરવામા આવે, જપ જાપ તપ યજ્ન–યાગ કરવામાં આવે અને લાખો કે કરોડો રૂપીઆના દાન કરવામાં આવે, પણ જ્યાંસુધી એ દાન, શ્રદ્ધા કે ભાવ વગર કરવામા આવે છે અથવા અભિમાનથી કરવામાં આવે છે અથવા હૃદયમાં અભિમાનનો અંશ પણ ઉદભવે છે ત્યાસુધી એ દાન શ્રેષ્ઠ ફળ આપી શકતું નથી, એટલુજ નહિ પણ દાન કરનારનો શ્રમ વ્યર્થ જાય છે! જે દાન કરવું તે પૂર્ણ શ્રદ્ધાપૂર્વક કરવું જોઇએ. હૃદયના ભાવથી કરેલુ હોવું જોઇએ. બળાત્કારે કે કિર્તિને માટે કરેલા દાનનો પ્રભાવ સર્વ કાળ નભતો નથી પણ ભાવથી કરેલું સુકી અંનનું દાન મહાયજ્ઞો કરતાં આગળ વધી જાય છે. વિદુરની ભાજી આરોગી, કર્માબાઇનો ખીચડો ખાધો, શબરીના એઠાં બોર ખાધાં એ શું સૂચવે છે! પ્રભુ માત્ર ભાવથીજ વશ્ય થાય છે શ્રદ્ધાથીજ વશ્ય થાય છે. નહિ કે આડંબર કે મોટા ઢોંગ સોંગથી.

આપણામાંથી દાનધર્મ ખસવા લાગ્યો છે! એ અતિ શોચનિય બાબત છે. દાનધર્મની જગા ઉપર કિર્તિધર્મ અને આડંબર ધર્મ આવીને બેઠો છે. અથવા સમજ વગરનું દાન કરવામાં આવે છે. જમેલાને જમાડવું અને જે પૈસે ટકે સુખી હોય તેને આપવુ તે દાન નથી એવાઓના ફાળામાં નાણાં ભરવાં તે દાન નથી તેમજ એકાદ દિવસની જમણવાર કરીને નાણાં ઉડાડી દેવાં એ પણ દાન નથી. દાન અનેક તરેહથી થાય છે. મનસા વાચા અને કર્મણા એ ત્રણે પ્રકારથી દાન થાયછે પરમાર્થ બુદ્ધિથી કોઇને મને કરીને ભલું ચાહવું એ એક જાતનું દાન છે, વાણીએ કરીને કોઇનુ ભલું કરાવવુ એ પણ દાન છે. ને હાથે કરીને ભુખ્યાં દુઃખ્યાંને આપવું એ પણ દાન છે, વિદ્યાદાન અને અંનદાન એ દાન સર્વ કરતા શ્રેષ્ઠ છે, પણ એ દાનમાં વિવેક હોવો જોઇએ. કોઇ સત્પાત્રને વિદ્યા આપી હોય તો તે જગતમાં સર્વને સુખરૂપ થઈ પડે છે. અને કોઇ ભુખ્યાને જમાડ્યાં હોય તો તે દાન પણ શ્રેષ્ટ થઇ પડે છે. અને સમજીને દાન તો અશ્વમેધ યજ્ન કરતાં પણ વધી જાય છે. તે યથાર્થ સમજવા સારૂ આપણે યુધિષ્ઠિર મહારાજાના અશ્વમેધની, સાથવાના દાનની સાથે તૂલના કરીએ.

કુરૂક્ષેત્રમાં ગોત્રા ગરદન કરી પોતાના કાકાના દિકરાઓ, મામાઓ, શાળાઓ, સંબંધી, સ્નેહી જનો અને મોટા મોટા મહાત્માઓની લોહીની નદીઓ વહેવરાવ્યા પછી, ગુરૂજનોનો વધ કર્યા પછી, અને અઢાર અક્ષૌહિણિ સૈન્યના વિનાશ પછી પ્રાપ્ત કરેલું હસ્તિનાપુરનું રાજ્ય, યુધિષ્ઠિર મહારાજને નરક સમાન ભાસ્યું! ઘોર સંહાર પછીની મેળવેલી

સંપત્તિ તેને કાકવિષ્ટા સમાન જણાઇ ! અને યશસ્વી અને પરાક્રમી યોદ્ધાઓ અને તે પણ પોતાનાજ સંબંધીઓ, તેમના વિનાશ પછી પ્રાપ્ત કરેલુ હસ્તીનાપુરનુ રાજ્ય યુધિષ્ઠિર મહારાજને યમપુર જેવુ ભાસવા લાગ્યુ ! મહારાજાની નિદ્રા ઉડી ગઇ ખાવુ પીવુ ઓઢવુ પહેરવુ સર્વ ઉડી ગયુ પોતાના ભાઇઓ અને દ્રૌપદી ઉપર પણ તેને ઉદાસીનતા આવી ! ભિષ્મ અને કર્ણના મરણથી જેમ કોઇ દેખતા માણસોની આંખો ફૂટી ગઇ હોય તેમ યુધિષ્ઠિર મહારાજ અંધ થઇ ગયા ! કોઈ પણ મહાત્મા પોતાના રાજ્યમા આવી ચડતો તેને તેઓ એજ પૂછતા કે આ ગોત્રહત્યામાથી હુ શી રીતે મુક્ત થાઉ ?

છેવટે વ્યાસજીના અભિપ્રાય મુજબ એ દોષમાથી મુક્ત થવા યુધિષ્ઠિર મહારાજાએ અશ્વમેધ યજ્ઞ કરવો એ નિશ્ચય ઠરાવ થયાથી એક વર્ષ સુધી આખી પૃથ્વીમા ઘોડાને ફેરવી અર્જુન તથા શ્રી કૃષ્ણ વિજય કરીને આવ્યા મયૂરધ્વજ, હંસધ્વજ, નીલધ્વજ, નામધ્વજ ચૌવનાશ્વ, તથા ચદ્રહાસ વગેરે અનેક રાજાઓને જીતી તેઓ હસ્તીનાપુર આવ્યા યુધિષ્ઠિર મહારાજ પ્રસન્ન થયા શ્રીપ્રભુ યુધિષ્ઠિર રાજાને વિજયની સર્વ હકીકત કહી સભળાવી તે પછી બકદાલભ્ય મુની કે જે શ્રીકૃષ્ણ તથા અર્જુનની સાથેજ આવ્યા હતા તેનુ ચમત્કારિક વર્ણન કહી સભળાવ્યુ

હે રાજા ! ચદ્રહાસના નગરથી ચાલેલા યજ્ઞના બને ઘોડા રસ્તામા આવતા ઘણા રાજાઓને નમાવી આગળ વધતા ને ઉત્તર મહાસાગરના અગાધ જળમા એઓએ પ્રવેશ કર્યા ! તેની પાછળ મે તથા અર્જુને પણ પ્રવેશ કર્યા સાથે પ્રદ્યુમ્ન, અનુશાલ્વ, હંસધ્વજ, અને મયૂરધ્વજ એ રાજાઓ પણ એ અગાધ જળમા પેઠા ત્યા અમે એક મહા તપસ્વીને જોયા તેજ અમારી સાથે આવેલા બકદાલભ્ય મુની કે જેઓ માત્ર એક ઉન્નત વટવૃક્ષ એક હાથમા ઝાલી પોતાને માથે છાયા કરી હતી જેની આસપાસ ગરૂડાઓ બધાઇ ગયા હતા, જેમા ખાખરા વગેરે ઉગી નીકળ્યા હતા અને એ ગરૂડાની અંદર સર્પોએ પોતાના દર બનાવ્યા હતા સર્પો અને એનાજ બીજા જીવો, એ મહર્ષિની આસપાસ ભમ્યા કરતા હતા આવી ઉગ્ર તપશ્ચર્યા જોઇ અર્જુને તે મહર્ષિને પૂછ્યુ મહારાજ તમે નહુષાશ્રમ કેમ ત જ્યો છે ?

તે પછી બકદાલભ્ય મુનીએ અર્જુનને શો જવાબ આપ્યો તે સાભળો તેણે કહ્યુ સાભળ અર્જુન ! આ જે એ સસારના બધનરૂપ છે, તેમા ભય, શોક અને નાશ સમાયેલો છે ! સ્ત્રીઓ નરકનુ અધોગતિ આપે અને પરમ દશા સ્ત્રીઓથીજ પ્રાપ્ત થાય છે ! એ માત્ર તૃષ્ણાની પ્રાપ્તિ છે અને જન્મ મરણના ચક્ર ઉપર ફેરવનાર માત્ર તૃષ્ણા છે તો પછી એ તૃષ્ણાના નિવાસમા રહેવુ એ કેટલુ ભયભર્યુ છે ! સ્ત્રી પરણ્યા પછી છોકરા ક્યારે થાય એ લહુતા વધે છે ! છોકરા પરણે ક્યારે એ ઉપર ઇચ્છા

વધે છે, પૈસાની લલુતાનો તો એ વખતે પાર રહેતો નથી. હા! એમ એ નરક નિવાસમાં જીવ ભગવાનની ભક્તિ ભૂલી જાય છે! હે સભ્યશાચી! ક્ષણભંગુર જીવિતને માટે ઘર બાંધવાં અને વાડી ને વજીફાઓમાં તેમજ સ્ત્રી પુત્રાદિકમાં લલુતા વધારી દેવી એ મને તો ઠીક લાગતું નથી!

મહામુની બકદાલભ્યની સંસાર ઉપરની વિરાગ વૃત્તિ જોઇ તથા ક્ષણિક જીવિત છે તો પછી ઘર શા માટે બાંધવું? એ વિચાર સાંભળી અર્જુને પ્રશ્ન કર્યો હે ઋષિવર! આપ આંહીં કેટલી મુદતથી તપશ્ચર્યા કરો છો? વડના એક પાંદડાંની છાયા ઉપર આપે કેટલી મુદત ગાળી? [આપ પુરાણા જણાઓછો, ઘણું લાંબું જીવિત ભોગવ્યું હોય એમ દેખાય છે છતાં આપે એક ઝુંપડી સરખીએ બાંધવાની વૃત્તિ કરી નથી એ કેવું મોટું આશ્ચર્ય!

હે ધનંજય! ક્ષણભંગુર દેહને માટે ઘર બાધવું, સ્ત્રી પરણવી અને કુટુંબની વૃદ્ધિ કરવી એ હાથે કરીને પાશમાં બંધાવા જેવું છે.

લોમશ અને માંર્કંડેય મુનિ કેટલા થઈ ગયા તેની તો કંઇ ગણુતરી મા'રી પાસે નથી પરંતુ જ્યારે બ્રહ્માનો અંત આવે છે ત્યારે જળ પ્રલય થઇ જાય છે. એવા વીસ બ્રહ્માનો અંત મેં મા'રી નજરે જોયો છે!

હે મુનિવર! વીસ બ્રહ્માનો અંત તમોએ તમારી નજરે જોયો કે જેનાં અનેક કરોડો વર્ષ થવા જાય છે જેની ગણતરી થવી પણ મુસ્કીલ છે. આટલી આયુષ્ય ભોગવવા છતાં તમોએ ઘર બાંધવાની ઇચ્છા સરખી એ ન કરી એ તમારી વિરાગ વૃત્તિ મને તો આશ્ચર્યમાં ગરકાવ કરે છે, એ પ્રમાણે બોલી અર્જુન, બકદાલભ્યમુનિના ચરણમાં પડયો!

બકદાલભ્યમુનિ બોલ્યા, હે કુરુપ્રવીર! તું સાંભળ! એ પ્રમાણે જ્યારે જગત્નો પ્રલય થઇ જાય છે ત્યારે માત્ર એક વડ અવશેષ રહે છે. પૃથ્વી અને આકાશમાં વ્યાપી રહેલા એ સ્નિગ્ધ પાદડા અને અનેક શાખાવાળા વડના એક પાંદડામા તે સમયે એક બાળક મા'રી નજરે પડે છે. તે ઘડીકમાં હસતું હોય છે, ઘડીકમાં રડતું હોય છે. અને પગનો અંગુઠો મૂખમાં રાખી ધાવતું હોય છે એ બાળક તે આ કૃષ્ણ પોતેજ છે અને ત્યારથીજ આ વડનું પાંદડું મા'રા મસ્તક ઉપર છે. પછી તેણે મને કહ્યું કે હે શ્રીકૃષ્ણ મા'રાં ધન્ય ભાગ્ય છે કે પાછાં આજે મને આપના દર્શન થયાં. હવે માત્ર યુધિષ્ઠિર મહારાજાના દર્શન કરવાનીજ મા'રી ઇચ્છા છે. તેની એ ઇચ્છા પૂર્ણ કરવા સારૂ એ મહર્ષિને અમે અમારી સાથે લાવ્યા છીએ. મહારાજ યુધિષ્ઠર! આપનાં ધન્ય ભાગ્ય છે કે આપના યજ્ઞપ્રસંગમાં એવા મહાત્માનું પધારવું થયું છે.

પૃથ્વી પર્યટનની સકળ વાત સંક્ષિપ્તમાં યુધિષ્ઠિર મહારાજાને સમ-

જાવ્યા પછી યજ્ઞની ધામધૂમ માટે જોસ ભર તૈયારીઓ થવા લાગી

સર્વ રાજાઓને તેમજ ઘોડાને મો'ટી ધામધૂમથી સામૈયુ કરી ગામમા લાવ્યા યુધિષ્ઠિર મહારાજાના દેશમા ધર્મનુ બહુજ ઉત્તમ પ્રકારથી પાલન થતુ જોઇ કૃષ્ણ અને અર્જુનની સાથે આવેલા રાજાઓ છકજ થઇ ગયા ! ધન, સુખ, ધર્મ, અને સંપત્તિ એ સર્વ પરિપૂર્ણ રીતે એ રાજાઓએ યુધિષ્ઠિર મહારાજાના રાજ્યમા જોયુ ! બકદાલભ્યમુનિને પણ મો'ટા સત્કારથી યજ્ઞમંડપમા પધરાવ્યા

આવેલા સર્વ રાજાઓ ધૃતરાષ્ટ્રને નમન કરવા લાગ્યા અને શ્રીકૃષ્ણ તેમની ઓળખાણ આપતા ગયા તે પછી સર્વ રાજાઓ યજ્ઞમંડપમા આવી યુધિષ્ઠિરના ચરણમા નમવા લાગ્યા અર્જુને પણ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા

પ્રિય વાચનાર ! અશ્વમેધ યજ્ઞ કરવો એ નાનીસુની વાત નથી પૃથ્વીના સર્વ રાજાઓને નમાવ્યા પછીજ તે થઇ શકે છે હવે આપણે કાઇક એ યજ્ઞનુ દર્શન પણ કરી લઈએ

યુધિષ્ઠિર મહારાજાએ એ બળવ વડે યજ્ઞમેંત્ર ખેડયુ ! એ યજ્ઞમા ચારસો ઇષ્ટિઓ કરવામા આવી અગ્નિના આઠ કુંડો પણ કરવામા આવ્યા ખેર, ખાખરો, ગુદી, બીલી વગેરેના ખીલાઓ તૈયાર કરવામા આવ્યા નાળવેની બનાવી એકસો સુવા અને એકસો સુચિઓ તૈયાર કરી વ્યાસજીને આચાર્ય ઠરાવ્યા, મુનિ બકદાલભ્યને પિતામહ ઠરાવ્યા

વસિષ્ઠ, અત્રિ, વામદેવ, પરાશર ભારદ્વાજ જામદગ્ન્ય વગેરેને ઋત્વિજ્ પદ આપવામા આવ્યુ અને વાયુભક્ષ, ધૌમ્ય, ઉપમન્યુ, વિશ્વામિત્ર, વિભાંડક મધુચ્છ વગેરેને યજ્ઞના દ્વાર રક્ષક ઠરાવ્યા

એ પ્રમાણે સર્વ તૈયારી થઇ રહેવા પછી વ્યાસજીની આજ્ઞા મુજબ ૬૪ દંપતીઓને છેડાછેડી બાંધી કળશ લઇ ગંગાજળ લાવવા તૈયાર કરવામા આવ્યા, જેમા અનસૂયા સહિત અત્રિરૂપી, રુક્મિણી સહિત શ્રીકૃષ્ણ, સુભદ્રા સહિત અર્જુન અરૂંધતી સહિત વસિષ્ઠ, માયાવતી સાથે પ્રદ્યુમ્ન, હિડંબા સાથે ભીમ, ભદ્રાવતી સાથે વૃષકેતુ, ઉષા સાથે અનિરૂદ્ધ એઓ મુખ્ય હતા વાજીંત્રના જયનાદ વચ્ચે જન સમૂહથી ઉભરાતુ એ મંડળ ગંગાજળ લેવા ચાલ્યુ હાથીપર બેઠેલી કુમારીકાઓ તેને મોતીથી વધાવા લાગી, નગરની પ્રજાએ આનંદમગ્ન થઇ ઘેરઘેર કુમકુમના સ્વસ્તિક અને મોતીના તોરણ બાંધ્યા સુભદ્રાએ કૃષ્ણ રૂક્મિણીની છેડાછેડી બાંધી અને તે સર્વ સમાજ ગંગાકાઠે આવ્યો વ્યાસ મુનિએ અભિમંત્રણ કરી જળદેવતાઓનુ પૂજન કર્યું, અને પુષ્પ સહિત ગંગાનો કળશ ભરી અનસૂયાના હાથમા આપ્યો એક કળશ અરૂંધતીના હાથમા આપ્યો અરૂંધતીએ એ કળશ રૂક્મિણીની માથે ચડાવ્યો એ પછી સર્વ સ્ત્રીઓએ સુવર્ણ તાલંકારથી શોભીત પુષ્પ સહિત જળના કળશો ભરી ભરી પોતપોતાને મસ્તકે મુકયા નગરની પ્રજા ગોખ જાળી અને બારીઓએથી

એ પ્રમાણે વામમાર્ગીઓ મનુષ્ય હૃદયની નિષ્ઠુરતાની અવધિનો નમુનો છે!!! અને એમના હૃદયમાં દયા ક્યારે પ્રવર્ત્તશે એ તો ઇશ્વર જાણે! પરંતુ ઘણી આશ્ચર્ય અને દલગીરીની વાત તો એ છે કે હિંદુ દેશી રાજ્યમાં દસરાના તહેવારમાં બિચારા નિર્દોષ પાડા અને બકરાંઓનો ભોગ લેવામાં આવે છે. રાજાઓ ધર્મના પાલન કરનારા અને ધર્મના રક્ષક છે. સર્વ જીવાત્મા ઉપર તેની સમદૃષ્ટિ હોવી જોઇએ, તેણે તો એવાં નિર્દોષ પ્રાણીને બચાવવાં જોઇએ; એટલુંજ નહિ પણ પોતાના રાજ્યમાં એવા વામમાર્ગીઓ વસતા હોય તેમને પણ રૂડા ઉપદેશથી કે કાયદેસર એ ઘાતકી કર્મ કરતા અટકાવવા જોઈએ. તેને બદલે કોઇ અંધ પરંપરાને આધારે બિચારાં અવાચક પ્રાણીને ક્રુર ઘાતકી રીતે રહેંસી નાંખવામાં આવે છે એ માનવ હૃદયને અને રાજાઓ કે જેમાં ઇશ્વરી અંશ છે તેને ન છાજતું કૃત્ય છે!

आत्मवत्सर्वभूतेषु यो हिताय शुभायच ।
वर्तते सततं हृष्टः क्रिया ह्येषां दया स्मृता ॥
परे वा बंधुवर्गे वा मित्रे द्वेष्टरि वा सदा ।
आत्मवद्वर्तितव्यं हि दयैषा परिकीर्तिता ।

જે મનુષ્ય સર્વદા પ્રસન્ન ચિત્તે સર્વ પ્રાણીઓની સાથે સંબંધી તરીકે વર્તે છે તેમજ તેઓનું હિત તથા શુભ કરે છે એવાં આત્મભાવના આચરણવાળાં મનુષ્યને શાસ્ત્રમાં દેવતાઇ માનવી કહેલાં છે.

પારકા સાથે, પોતાના સંબંધી સાથે, તેમજ મિત્ર તથા શત્રુ સાથે સમાન ભાવનાથી વર્ત્તવું–આત્મભાવ રાખવો તેને દયા કહે છે. એજ માનવ ધર્મ.

પણ જે માર્ગે નિર્દોષ પ્રાણીઓનાં ગળાં રહેંસાય એ માર્ગ ધર્મનો નથીજ. અને ધારો કે કદાચ્ એથી ધર્મ પ્રાપ્તી થાય છે તોપણ મનુષ્ય બુદ્ધિએ જેમાં વાસ કર્યો હોય તે તો કદી એવા રાક્ષસી ધર્મને સ્વીકારે નહિ. પહેલાંના રાજાઓ અભણ અને ભોળા હતા તેથી તેઓ અંધપરંપરાના માર્ગમાં દોરાતા આવ્યા પણ હાલના રાજાઓ તો કેળવણી લઇને પોતાના શા શા ધર્મો છે તે સમજતા થયા છે છતાં આવો ઘાતકી રિવાજ ચાલુ રહે એ ઘણુંજ શોચનિય છે!

કેટલાક રજવાડામાંથી એ ક્રુર રિવાજને સદાનું પાણેચું આપવામાં આવ્યું છે તેમને ધન્યવાદ ઘટે છે. અને જે જે ઠેકાણે એ ઘાતકી–ક્રુર અને જંગલી રિવાજ રહ્યો હોય તે સર્વને અમારી નમ્ર વિનતી છે કે એ ક્રુર અને પાપી રિવાજને સત્વરે બંધ કરવો જોઇએ! એ માર્ગે રાજ્યનુ કે પ્રજાનું કદાપિ શ્રેય નથી. રાજ્યનું અને પ્રજાનું શ્રેય તો-દયા, ન્યાય અને સદ્ધર્મમાં છે. પ્રજાના પાલનમાં છે—બીજાં અવાચક પ્રાણીના રક્ષણમાં છે. જુલમીના જુલમમાંથી નિર્દોષને બચાવવામાં છે. आत्मवत् सर्व भूतेषु સર્વ ભૂત પ્રાણીમાં પોતાનાજ આત્મા પ્રમાણે જોવાનું છે. अरे दिले दया धरो पीडा करो न प्राणीने એ કવિતા નિશાળમાં શીખેલી શા કામની? दया એજ જગતની દેવી છે. દયાની સેવા કરનારાજ મુક્તિને પામી શકે, એમ

મહાત્મા તુળસીદાસના ચરણમા હજારો પ્રણામ કરીએ છીએ હજારો વાર તેના નામને સ્મરીએ છીએ તેના ધર્મના સૂત્રને અમે વેદવાક્ય માનીએ છીએ दया धर्मको मूल है માનવ બુદ્ધિ જ્યારે એ વાત સમજી શકે કે ધતિંગ ઠોકી બેસાડયુ છે ત્યારે પણ શુ એ અવાચક જીવ ઉપર દયા ન કરવી ? સબરી બાઇ કે જે એક ભીલ રાજાની છોકરી હતી તેના જાણવામા જ્યારે એમ આવ્યુ કે મા'રા લગન નિમીત્તે ગૌરવ આપવામા અનેક જીવોની હિંસા થશે ત્યારે તે રાજસુખ વૈભવ અને સંસાર સુખ છોડી લગ્ન કર્યા વગર વનવગડામા ચાલી નીકળી હતી ! પોતાના લગ્ન ન થાય તો હજારો જીવની હિંસા થતી અટકે એ અતિ દયાના દૈવીભાવને લીધે તેણે સંસાર સુખ તજ્યુ ! કે જે સુખ અને મોહ ડોસા અને ઠચરા થતા સુધી, આંખ, નાક, વગેરે પંચેદ્રિયના દેવતાઓ ઉઠી ગયા હોય તો પણ અને માથે ધોળા વાળ આવ્યા હોય તો પણ તજાતુ નથી, હા ! સંસારના અનેક સુખ દુઃખના વાદળ જોયા હોય અનુભવ્યા હોય તો પણ તજાતુ નથી ! જીવને ભાવતુ મીઠું સંસારિક સુખ સોળ વરસની ઉમરની બાળાએ પરાર્થે તજ્યુ ! બીજા જીવને નિર્દોષ પ્રાણીને બચાવવા તજ્યુ ! એ દવી આત્માને એ દૈવી બાળાને અમો શી આશિષ આપીએ ? જેના જન્મ મૃત્યુ છુટી ગયા તેને શી આશીષ આપીએ ?

તો જ્યારે આપણા હાથનો ઉપાય છે સબરીબાઇની પેઠે સંસાર સુખ તજવા જેવુ દુર્લભ કાર્ય કરવાનુ નથી કે અતિ વિચારવુ પડે માત્ર મનુષ્યભાવ પ્રગટાવવાની જરૂર છે એ ભાવ કાં ન પ્રગટે ? ઇશ્વરે આપણને રૂડી બુદ્ધિ આપી છે તો એ બુદ્ધિને આધારે ઇતર જીવ ઉપર આપણે દયા ન કરી શકીએ ? दया ! दया !! दया !!! નિર્દોષ પ્રાણી ઉપર દયા ! અવાચક પ્રાણી ઉપર દયા ! એજ જીવીતની ઉન્નતી એ સકળ ધર્મનો મૂળ મંત્ર એ મંત્રને આધારે ઉત્તમ ધર્મ માર્ગને ગ્રહણ કરવા સર્વ દેશી રાજાઓને અમારી માનપૂર્વક અતિ નમ્ર વિનતિ છે

પાડા બકરાનો અને આપણો આત્મા એકજ છે તેનો ધર્મને નામે વધ ન કરો પણ રક્ષણ કરો !

જે જે રાજ્યોમાથી એ ત્રાસજનક રિવાજ બંધ કર્યાની નોંધ અમોને મોકલવામા આવશે તે તે રાજ્યોની એ નોંધ અમો ઘણીજ ખુશીથી "આર્યધર્મપ્રકાશ"મા લઇશુ

---

## ऐक्यतामाज उदय

ઉધોર છંદ

સુખ છુ સંપમા છે સ્વાદ, સંપ સદા કરે આબાદ,
સંપ વિષે સુલક્ષ્મી વાસ, मूरख का करे ककास ? ૧
દુખના મૂળ છે કંકાસ, સંપ સદવ દવી પ્રકાશ,
માનવ થઇ ચરે કા ઘાસ, मूरख का करे ककास ? ૨

કૌરવ પાંડવોના કૂળ, ઉખડી ગયાં ઉંડાં મૂળ,
ધૂળ મળિયા સરવ અભિલાષ, मूरख कां करे कंकास ? ३
શોભો ભીમ પૃથ્વીરાજ, તોડી સંપ કેરી પાજ;
ગુમાવ્યો સમૂળ ગરાસ, मूरख कां करे ककास ? ४
પૃથ્વીરાજ મ્હા બળવાન, ઘોરીનાં ઉતાર્યાં માન;
ખોતા સંપ દેશ વિનાશ, मूरख कां करे ककास ? ५
ક્ષત્રીય તિલક રૂપ શણગાર, હાંક્યો ઘોરી સત્તર વાર,
તે ઘોરીથી પામ્યો નાશ, मूरख कां करे कंकास ? ६
જયચન્દ્રે જમાવી જોર, તોડયો સંપ કેરો દોર,
છેવટ થયો યવનનો દાસ, मूरख कां करे कंकास ? ७
રણવીર ધીર ક્ષત્રિય રાજ, તપતા શીરપરે શુભતાજ,
ખપતા રંક માંહે ખાસ, मूरख कां करे कंकास ? ८
હિંદુ દેશ હિંદુરાજ, સ્વર્ગ સમા હતા સુખસાજ,
ત્યાં કાગા કરે નિવાસ, मूरख कां करे ककास ? ९
મૂળમાં હતી ચારે જાત, સંપ જતાં થઇ બહુ નાત,
સ્વાર્થ ફરી વળ્યો ચોપાસ. मूरख कां करे कंकास ? १०.
તાળી એક હાથે ન્હોય, વીરની જોડ જગતે સ્હોય;
તેમાં કેમ શોભે ત્રાસ, मूरख कां करे कंकास ? ११
જ્હોયો પાંચ આંગળી સાથ, લાગે દર્શનિક શુભ હાથ,
વરવ્યો થાય થાય કચાશ, मूरख कां करे कंकास ? १२
ઘર કુટુંબ પડોશી સાથ, રહેવું હળી મળી દિનરાત,
અસજ્યો ખોપ્ય આવે ખાસ, मूरख कां करे कंकास ? १३
મા'રો દેશ મા'રૂં રાજ, માનવ જાત શિરનો તાજ;
એ ઉર્મિ સ્ફુરે સુખરાસ, मूरख कां करे कंकास ? १४
સ્વર્ગિય સુખ સંપની સાથ, એ તો જાણીતી જગવાત,
નવ કર હૃદય આણુ વિશ્વાસ, मूरख कां करे कंकास ? १५
ભારતવર્ષ કેરા વીર. અંતરમાં ધરીને ધીર;
સેવો સંપ ફળશે આશ, मरख कां करे कंकास ? १६
ખોયા ગામ ધામ ગરાસ, લીધી લપાટે લાલાશ,
ગોળી કુટિ ગઈ છે છાસ, मूरख कां करे ककास ? १७
ભાખે ભાવથી ભગવાન, સંપ સજો તજી તોફાન;
પામો પૂર્વના ઉલ્લાસ, मूरख कां करे ककास ? १८

# आर्यधर्मप्रकाश

पुस्तक ३४ मु ]   कार्तिक स १९६३   [ अक १ ला

## यतोधर्मस्ततोजय

### गतवर्षनु गमन—नवा वर्षनु आगमन

આજે "मायधम प्रकाश" ને ૩૫ મુ વ૫ બેસે છે—ઊત્સવમા ઊત્સવ ! આનદમા આનદ ! અતિ આનદ ! બે વટો આનદ ૫ગ્દુખ ભજન વિક્રમા જીત જેના નામ સ્મરણુથી કોટી પાપો વિનાશ થાય જે મહારાજાએ ન તના સુખ અર્થેજ દેહ ધર્યો હતો રામરાજ્ય જેવુ રાજ્ય પ્રવર્ત્તાવી જે મહારાજાએ પ્રજાનો એટલો બધો પ્રેમ મેળવ્યો હતો ડ જે અદ્યાપિ પરદુખભજન વિક્રમ નામે સુપ્રસિદ્ધ છે—જગ વિખ્યાત છે જેનો ગત સવત્ત ૧૯૬૨ વ૫ થઇ ગયા ને આજે ૧૯૬૩ નુ નવુ વ૫ બેઠુ

આ નવુ વ૫ ચારે પુરૂષાર્થમા ભારતવર્ષને જગન્નિયતાની કૃપાથી સુખ પ્ર૰ નાવડો અને એજ દયાળુ ઇશ્વરની દયાવડે અમારા "આય ધમ પ્રકાશ "ના ગ્રાહકોને સવ પ્રકારની સુખ સ પત્તિમા પરમ મ ગળકારી થાઓ એ / અમારા શુદ્ધ હૃદયની અમારા દેશ પ્રત્યે અને અમારા ગ્રાહકો પ્રત્યે સમાન ભાવના એકજ ભાવના

એજ ભાવના અને એજ સમાન તાની વૃદ્ધીમા આપણા આય ધર્મનો ઉદય થાય અને આ આપણો આય દેશ પોતાની પૂવ ની ઉન્નતિએ પહોચે એ હેતુ ઉપર આ માસિક ચાલે છે, તેમા લખાતા લેખો અમારા ગ્રાહકોને સુવિદિત છે છતા પણ ઉપર ઉપરથી ગત વષનુ અવલોકન કરી જઇએ કે જેની પ્રતીક્ષાયામ' નૂતન વ૫ નતન આનદમા આય દેશ કે જે ધમ ભ્મના સ્થાન ૫ છે જેની સ્થિતિ ચોખડ દુનિયામા પ્રસરી હતી તેની / સ્થિતિએ મદમદ મીઠો વાયુ લહરતો વાય

जीवनमुक्तदशा ब्रह्मविद्या-सत्य स्वभाव वेद अपौरुषेय छे, त्रिगुणात्मक प्रकृति, सुक्ष्म स्थूलादि व्यवस्था-सृष्टि, अद्वैत ज्ञान मार्ग, विवेकवैराग्य अति तृष्णा 'तत्त्वमसि एकम् एव अद्वितीयम् ॐ

વિતનું સાર્થક્ય એ લેખો એક પછી એક એવા સરસ લખાયા છે કે વેદાંત સાગરના અંતરપટમાં સુધાની મીઠી મીઠી લહરીમાં તરતાં તરતા જીવાત્મા, નીજ સ્વરૂપમા તલ્લીન થઇ જાય છે.

उपदेशमाळा ( कविता ) गुरु दत्तात्रेय अने यदुराजा, चित्रकेतु राजाने कुवेला पुत्रे आपेलो उपदेश, वृद्धनुं विमासण, ( कविता ) भगवान हांसी करे छे ( कविता ) मानवीनुं मनोराज्य केटलुं दुःखकारक छे, हंसने प्रार्थना, ( कविता ) मारुं जीवन ( कविता ) વગેરે કવિતા અને લેખો ચાબકા રૂપે બોધક થઇ જ્ઞાનમાર્ગમાં માનવ અંતઃકરણને દોરી જવામાં સમર્થ થઇ પડે એવા છે.

ध्रुव अने माता, दयामूर्त्ति-सबरीबाई, परम भक्त माधवदास, વગેરે લેખો ભક્તિના પ્રવાહમા પરમાત્મા અર્થેનું અલૌકિક ભાન કરાવેછે.

स्वदेश रक्षणार्थे आत्म बळिदान, आर्यमहिलाओनो महिमा-देवहूती વગેરે વિષયો સ્ત્રી શિક્ષણના નમુનારૂપ છે આર્ય સતીના ગૌરવમાં કોઇ અપૂર્વ પ્રકાશ પાડે એવા છે.

कौरवोनी सभामां श्रीकृष्ण वष्टिप, विद्याविलासी भोजराजा, श्री सत्यप्रिय नानागनी कथा, डोसाकाकानो वरघोडो-वरझोळो ( कविता ) कलियुगनुं साम्राज्य, धर्मनुं शिक्षण, बाळकोने धर्मसंबंधी शिक्षणनी आवश्यक्ता, क्रोध पचीशी, (कविता) हकपचाशी (कविता) વગેરે વગેરે કવિતાઓ અને લેખો વ્યવહાર અને ધર્મનીતિનું યથાર્થ ભાન કરાવે છે.

अर्ज ए नविन वर्षे अमारी, ( कविता ) निज देशनी सेवा करो, (कविता) देशनु दैवत क्यां गयुं ? વગેરે લેખો અને કવિતા દેશ પ્રેમમાં ભારત સંતાનોને જાગ્રત કરે છે; દેશ ભક્તિનો ઉદય કરે છે સ્વદેશ પ્રેમની ભાગેરથીમાં સ્નાન કરાવે છે.

એ રીતે અનેક વિષયો આ વર્ષે ચર્ચવામાં આવ્યા છે તેમાં જીવિતનું સાર્થક્ય એ લેખ રા. રા. વિશ્વનાથ પ્રભુરામ વૈદ્ય બારીસ્ટર-એટ-લૉના હાથથી લખાએલો છે તે બહુ વિદ્વતા ભરેલો અને વાંચવા યોગ્ય છે.

રા. રા. અમૃતલાલ કુંવરજી, રા. રા. પ્રાણુલાલ પ્રભાશંકર બક્ષી, રા. રા. શિવશંકર જયાનંદ ભટ્ટ, રા. રા. અમ્બર ભડલી, રા. રા. મણિશંકર રામનંદ દવે, રા. રા. વિઠ્ઠલરાય માધવજી ભટ્ટ, રા. રા. સુખલાલ પોપટભાઇ દોશી અને રા. રા. ઉમીયાશંકર નથુભાઇ ઓઝા, એઓ તરફથી આવેલા લેખો અને કવિતા બોધક અને " આર્ય ધર્મ પ્રકાશ " ના ગૌરવમાં વધારો કરે એવાં છે. આ શિવાયના વિષયો રા. રા. કવિ ભગવાનલાલ ડુંગરશીની કલમથી લખાએલા છે.

અમોએ સર્વ લેખકોનો અંતઃકરણ પૂર્વક આભાર માનીએ છીએ અને આશા છે કે આ નવા વર્ષમાં પણ એ અમારા લેખકો તથા બીજા નવા લેખકો

" આર્યધર્મ પ્રકાશ " ની તથા તેના ગ્રાહકોની ઉત્તમ સેવા બજાવી અમને આભારી કરશે

કેટલાક નવા પુસ્તકો અને માસિકો અમોને ગત વર્ષમાં જે જે વિદ્વાનો તરફથી મળ્યા છે તેમનો પણ અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે તેમાંના કેટલાકનું અવલોકન અમોએ કર્યું છે અને બાકીનું સ્થળ અને વખતની અનુકુળતાએ કરવા ધારિએ છીએ

વરૂણ ગામનિવાસી ધાર્મિક વૃત્તિવાળા રા. નાથુરામ રૂગનાથજી શેઠ મોરારજી કુંવરજી અને ત્ર્યંબકલાલ જટાશંકર એઓએ વેદધર્મ સભાના ફંડમાં આપેલી બક્ષીસ માટે આ તેમનો પુનઃ ઉપકાર માનવાની અમે આ તક લઇએ છીએ તેમજ 'આર્ય ધર્મ પ્રકાશ'ના ગ્રાહકો તરફથી મળેલા લવાજમ માટે તથા વેદધર્મ સભાના સભાસદોની મળેલી સહાયતા માટે અમો સહૃદય ઉપકાર માનીએ છીએ

ગત વર્ષની શરૂઆતમાં આપણા રાજ્યકર્તા શહેનશાહ સાતમા એડવર્ડના યુવરાજ તેમની ધર્મપત્ની-સહ આપણા આર્યાવર્તમાં પધાર્યા ને તેમણે ભારતવર્ષના ઘણા સ્થળોની મુલાકાત લીધી એ તેમનો અનુભવ નિઃશંક પણે ભવિષ્યમાં ભારતવર્ષને ઘણો લાભપ્રદ થઇ પડશે કળિયુગના સામ્રાજ્યનો અધિકાર વિશ્વમાં વ્યાપ્ત થવા માંડ્યો છે જેથી વિશ્વ માત્રના મનુષ્યો પ્રવર્ત્તિ પરાયણ વિશેષ થતા જાય છે એ ઘણું શોચનીય છે પારલૌકિક સુખ તરફ બહુજ થોડી દ્રષ્ટિ જણાય છે પરિણામે— मरकी दुष्काल भूकंप अग्निदेवनो कोप ने मनुष्यना रक्त रेडावा એ પ્રત્યક્ષ ગતવર્ષમાં અનુભવ્યા છે—રૂશ જેવા મહાર જ્યમાં રકતની નદીઓ વહી છે! મનુષ્યોના બળિદાન અપાયા છે! બંગાળની પ્રજાને અન્યથી છે વંग भंगनो अग्नि एमनो एम प्रज्वळतो ज रह्यो छे ને સ્વદેશી હીલચાલ વાસ્તવિક રીતે જોઇએ તો માત્ર બંગાળીઓએ બહુ જોસમાં પકડી રાખી છે ભારત વર્ષના બીજા દેશો તેમાં ગુજરાત-કાઠીયાવાડમાં પણ તે જણાઇ છે લીબરલો પાર્લામેન્ટની ગાદીએ ગત વર્ષમાં વિરાજ્યા છે તે ભારતવર્ષના ઉદયનું સૂચિ છે

હિંદી દિવાન મી. મોરલીની નવી હિંદી રાજનીતિ એંગ્લો હિંદ સંતાનોને લાભકારક નીવડે એવી છે પણ તેનો કેટલો ને કેવો અમલ થાય છે તે હવે આ નવા વર્ષમાં જોવાનું છે

દેશની દારિદ્રતા જોવીને તેવીજ છે અને પાંચ કરોડ માનવી માત્ર એકજ ટંક અરધો પરધો ખોરાક પામી શકે છે એવી હાલતમાંથી ગતવર્ષમાં કાંઇ સુધારો થવા પામ્યો નથી!

નવા વર્ષમાં ભારત સંતાનોમાં દેશ પ્રેમ-દેશભક્તિ અને આત્મભાવ વૃદ્ધિ પામે, સંપ, શૌર્ય અને સદ્ધર્મનો

વિજય થાય, સ્વદેશી બાંધવો દેશમાં નવા ઉદ્યોગ હુન્નરો જગાડે, ભારતનાં સર્વ સંતાનો ધંધે રોજગારે વળગે, ભૂખના દુઃખથી કોઈપણ આપણું બાંધવ દુઃખી થતું ન રહે, ઘેર ઘેર સ્વદેશ પ્રેમ-દેશભક્તિ અને દેશગીતો ગવાય અને "આર્યધર્મપ્રકાશ"નો શુદ્ધ પ્રકાશ થાય એ અમારી ઈચ્છાને પરમાત્મા સફળ કરો. અમારો આર્યાવર્ત્ત સર્વ દેશ શિરોમણિ હતો, જ્ઞાનમાં, માનમાં, ધાનમાં, ધનમાં, તનમાં, મનમાં, જનમાં સર્વમાં શ્રેષ્ઠ હતો, ઘરમાં ને પરમાં પણ શ્રેષ્ઠ હતો જેની સોળે કળા તપતી હતી એવો અમારા ભારતવર્ષનો પૂર્વનો રંગ અમોને આ નવાં વર્ષમાં મળો. વિશ્વાત્મા! અમોને અમારી એ શુભ વાંછનામાં સાફલ્યતા અર્પે! जयजय, भारत भूमिनो विजय-मातृ भूमिनो विजय,

પોપટ પ્રભુરામ.

## માંગલિક પ્રભાત.

त्वमादिदेव पुरुषः पुराण—
स्त्वमस्य विश्वस्य परं निधानम् ।
वेत्ताऽसि वेद्यं च परं च धाम
त्वया ततं विश्वमनंतरुप ।'

આજના માંગળિક પ્રભાતમાં હે દેવાધિદેવ! તમને અમો હૃદયના શુદ્ધ ભાવથી નમસ્કાર કરીએ છીએ. તમે પુરાણ પુરૂષ હોવાથી સર્વે દેવોના આદિ દેવ છો, વળી આ સર્વ વિશ્વના પ્રલયનું સ્થાન છો, વિશ્વના વેત્તા છો; જાણવા યોગ્ય, ઉત્તમ વસ્તુ તથા પરમ ધામ પણ તમેજ છો; માટે હે અનંત રૂપધારી! આ વિશ્વ તમારા વડેજ વ્યાપ્ત છે. તે કારણોથી તમનેજ પ્રણામ કરવા યોગ્ય છે.

हे प्रभु! તારા નામસ્મરણનો અપાર મહિમા છે. તારા નામથી અનેક જીવો જન્મ મરણના ચક્રથી મુક્ત થાય છે, અનેક પાપીઓનો ઉદ્ધાર માત્ર તારી કૃપા વડેજ થયો છે અજામીલ જેવા મૂઢ જીવોનો પણ તેંજ ઉદ્ધાર કર્યો છે. હે પ્રભુ! તમને અમારા સર્વદા, સર્વસ્થાનના પ્રત્યેક શ્વાસોશ્વાસે નમસ્કાર હોજો

हे विश्वनेता! વાયુ, યમ, અગ્નિ, વરૂણ, ચંદ્ર અને બ્રહ્માના પણ તમે પિતામહ છો તમને હજાર વાર નમસ્કાર હો અને પુનઃપુનઃ પ્રેમપૂર્વક અમારા તમને નમસ્કાર હો!

हे जगन्नाथ! આજ પરમ પુરૂષાર્થિ વિક્રમરાજાના નવા વર્ષ ૧૯૬૩ ના માગળિક પ્રભાતમાં પ્રથમ તમારૂં આરાધન કરતાં અમને જે સંતોષ થાય છે તે અવર્ણિય છે હે નાથ! તમારા નામમાં કાંઇ એવું

સુધા ભર્યું છે કે તમારા ગુણો ગાતા અમોને કદાપિ તૃપ્તિ થતી નથી તમારા એવા સુખકર નામને અમારા પ્રતિ ક્ષણે કરોડો નમસ્કાર હજો

હે સર્વાત્મા ! તમે સકળ વિશ્વમા છો, સકળ વિશ્વ તમારામા છે છતા અમે પામર જીવ તમને જોઈ શકતા નથી એ મો'ટુ અમારૂ હિણુ ભાગ્ય છે, તો પણ હે દેવેશ! તમને અમારા અનેક નમસ્કારો હોજો તમો જ્યા જ્યા વસતા હોય ત્યા ત્યા અમારા અનેક નમસ્કાર હોજો

હે અનત ! તમે અનત છો અમો તમને ક્યાથી જાણી શકીએ ? હે પ્રભુ ! અમારા કર્મના બધન કાપી નાખી અમારી દૃષ્ટિમા કોઇ દિવ્ય અજન ભરો કે અમો તમને થળથળમા, જળજળમા, કણુકણુમા પ્રત્યક્ષ્ય દેખી શકીએ એવા તમે કે જે, થળથળમા, જળજળમા, કણુ કણુ મા, અણુ અણુ મા વ્યાપી રહ્યા છો તેમને અમારા અસખ્ય નમસ્કાર હોજો !

હે વિશ્વવ્યાપી ! તારી માપી ન શકાય, જાણી ન શકાય, જોઇ ન શકાય, લખી ન શકાય, વાચી ન શકાય, કહી ન શકાય, એવી અદ્ભુત શક્તિની ભક્તિ અમો કઇ શક્તિથી કરી શકીએ ? અમો તમારાથી હારી બેઠા છીએ ! તમો ગુપ્ત પણે કયા વસો છો તે કાઇ દેખાતુ નથી છતા તમો વિશ્વ વ્યાપી છો, સર્વમા છો એમ ભાસે છે તો ખરૂ, તે કારણુથી હે વિશ્વવ્યાપી દેવ ! તમને અમારા અપાર નમસ્કાર હોજો

હે અતરાત્મા ! તમો પ્રાણી માત્રના અતરમા વસો છો ! તમે પોતેજ જગતમા રમો છો જગતમા તમે છો, જગત્ તમારામા છે તો પણ તમો અલગ અને નિરજન છો, તમો લગતાને લગતા ખસતાને ખસતા છો તમને અમો કેમ જાણીએ ? તમને અમારા કોટયાવધિ નમસ્કાર હોજો !

હે ચેતન્યઘન ! તમને કોણુ જાણે ? તમારી માયામા અનત વિશ્વ રમે છે ! તમારી ઈચ્છાથી અનેક સૂર્યદેવ તપે છે, અનેક ચદ્રમા શાતી પ્રેરે છે અને અનેક ગ્રહોપગ્રહો અપરિમિત આકાશમા ભ્રમણુ કર્યા કરે છે ! તમને દેવના દેવ મહાદેવ શોધે છે, તમને સનક સન કાદિક શોધે છે ! તમને નારદજી શોધે છે, તમને બ્રહ્મા શોધે છે, ઇંદ્ર શોધે છે, સમસ્ત વિશ્વ તમારીજ શોધમા છે, તમો સર્વમા વ્યાપક છો પણ હે માયીક ગારૂડી ! તમારી નટ વિદ્યાના પ્રભાવે તમો ઘરમા છો, અતરમા રમો છો, છતા મળતા નથી, જડતા નથી એ તમારી અદ્ભૂત અને આશ્ચર્યજનક શક્તિને અમારા વાણીમા ન આવી શકે એટલા નમસ્કાર હોજો !

હે પ્રાણીપતિ ! તમારૂ સુધા અમને પાઓ ! તમારા મુક્ત ધામનું સુખ અમને આપો આ ઇદ્રજાળ તૂન ગ ધર્વ નગરની અધારી ઉપાડી લઇ અમને અમારૂ સત્ય તત્ત્વ બતાવો ! હે પ્રભો ! અમે ને તમે એકજ છીએ તો પછી અમને ચાકડે શા માટે ચડાવ્યા છે ? અમને બચાવો અમે તમારે શરણુ છીએ હે ભક્ત વત્સલ પ્રભુ ! હે નાણીથી

પર !' હે વિશ્વનેતા! હે અકળ ! તમને અમારા અઢળક નમસ્કાર હોજો !

હે દયાળુ! અમારા ભારતવર્ષ પર દયા કરો! જેણે પોતાનું સર્વસ્વ ગુમાવ્યું છે તેના ઉપર કૃપા વૃષ્ટિ કરો! હે દયા સિંધો! માત્ર તમારી આશા ઉપર તમારા આધાર ઉપર ભારતવર્ષનું જીવન વહે છે ! હે પ્રભો ! જેની પૂર્વે અપૂર્વ કિર્તિ હતી તે આજે હિણાય છે તેના ઉપર અનેક આપત્તિનાં વાદળ ફરે છે ! તેના બાળકો દુઃખ દારિદ્રતામાં દબાયાં છે ! તેનાં સંતાનોમાંથી સ્વદેશ પ્રેમ જતો રહ્યો છે ! દેશાજનતા જતી રહી છે ! દેશભક્તિ પલાયન કરી ગઈ છે માત્ર સ્વાર્થમાંનાજ સેવકો જેનાં સંતાનો થઇ ગયાં છે તેમનામાં દેશભક્તિના અંકુરો પ્રકટાવો ! હે નાથ ! ભારતવર્ષનાં તેત્રીસ કરોડ સંતાનોમાંથી પાંચ છ કરોડ સંતાનોને માત્ર એક ટંક પુરૂં પાધરૂં ખાવાને અન્ન મળતું નથી અને ફાટું તૂટું પહેરવાને કપડું મળતું નથી. હે પ્રભુ ! તમો તેના ઉપર દયા નહિ કરો ? હે વિશ્વંભર ! તમો વિશ્વના પાલક છો છતા ભારત સંતાનો ઉપરથી દયાદૃષ્ટિ કેમ ખેંચી લીધી છે ? મરકી અને દુષ્કાળના ભયમાથી અમો હજુ મુક્ત નથી કારણ એ ભાઈ બેન પનોતીરૂપે ભારતવર્ષની છાતીએ ચોંટયાં છે અને એવી બીજી અનેક ભારતવર્ષની છાતીએ પનોતી ચોંટી છે કે જેમાં દેશ સમસ્ત ચુસાઇ જાય છે. હે પ્રભુ ! હે અંતર્યામી ! તમો સર્વ વાતના જાણ છો ! જાણને વધારે શું કહેવું ! વધારે શું વિનવવું ! દયા કરો ! ભારતવર્ષનુ પૂર્વનું ગૌરવ કયા ? તે તરફ તમો નજર કરો ! કરો કૃપા ભારત દેશપર ! કરો કૃપા ભારત સંતાનોપર ! કરો કૃપા અમો પરવશ પડેલાં પર ! હે નાથ ! આ નવા વર્ષમાં અમારા ભારતવર્ષનો ઉદય કરો ! અમારામાં સ્વદેશ પ્રેમ-દેશજનતા-દેશ ભક્તિ ભરો ! અમારા પૂર્વના રંગ-સુખશાતીના આબાદીના લીલા લ્હેરના રંગ પુનઃ અમને આપો.

---

## ॥ अमो ते माताने नमन करीशुं प्रेम उभरे ! ॥

---

दोहरो.

॥ नवा वर्षमा नेहथी ॥
॥ धरो धरणीधर ध्यान ॥
॥ भारती माताने करुं ॥
॥ प्रेम सहीत प्रणाम ॥

शिखरिणी वृत्त

॥ अहा ! जे भूमिमा पुनीत पुरुषो बो थइ गया ॥
॥ अहा ! जे भूमिना वीरनर असंख्यो निपँ रह्या ॥
॥ अहा ! जे भूमिमा अनुपम सतीना रज जडे ॥
॥ अमो ते माताने नमन करीशु प्रेम उभरे ! ॥ १ ॥

॥ अहा ! जे भूमिए स्वरग समी शोभा धरी हती ॥
॥ अहा ! जे भूमिनी जय जय त्रिलोके हती छती ॥
॥ अहा ! ते आ टाणे परवश पडी आसुन भरे ॥
॥ अमो ते माताने नमन करीशु प्रेम उभरे ! ॥ २ ॥

॥ अहा ! जे भूमिए विषम समये धारन धरी ॥
॥ अहा ! जे भूमिए कृपण मति का दी नव वरी ॥
॥ हजु ए भूमिमा परम पदनी नावडी मळे ॥
॥ अमो ते माताने नमन करीशु प्रेम उभरे ॥ ३ ॥

॥ अहा ! जे भूमिथा नवनवा कळाओ प्रकटती ॥
॥ अहा ! जे भूमिनी विभूति मन हारीणिन हती ॥
॥ अहा ! जे भूमिमा स्वरगिय सुधा छे थळ थळे ॥
॥ अमो ते माताने नमन करीशु प्रेम उभरे ! ॥ ४ ॥

॥ हता दातारी ! ते घर घर भाग्नारा ! थइ भमे ॥
॥ सदा साचा बोली शिरपर छता आळन खमे ॥
॥ दुभे छे वंजाओ विष सम त्रिखोना गुट गळे ॥
॥ अमो ते माताने नमन करीशु प्रेम उभरे ! ॥ ५ ॥

॥ कुसंपे घेरी छे कुपूत कदि सेवा नव करे ॥
॥ परायांने पेरवी विपरित मती मांह्य विफरे ॥
॥ कुपुत्रोना पापे परवश पडी केम उगरे ! ॥
॥ अमो ते माताने नमन करीशु प्रेम उभरे ! ॥ ६ ॥

॥ कृपाळु मायाळु सरल हृदयानी जग महीं ॥
॥ अहा ! तेनी केवी समय पलटे हालत थई ॥
॥ सदा धर्मिष्टा ते अधम पथमां केम विचरे ? ॥
॥ अमो ते माताने नमन करीशुं प्रेम उभरे ! ॥ ७ ॥

॥ अमारी ए माता परम पुनीता छे जगतमां ॥
॥ छता अत्यारे ए परम दुःखीता छे जगतमां ॥
॥ कुपुत्रो माताना दुःख दिल कदापि नव धरे ॥
॥ अमो ते माताने नमन करीशुं प्रेम उभरे ! ॥ ८ ॥

॥ अमारी माता ए नहि नहि दुःखी रे'जग मही ॥
॥ सदा सुखी ते तो महितळ झुलशे सुख महीं ॥
॥ अहो विश्वाधारा ! कर ग्रही ग्रही ले उर परे ॥
॥ अमो ते माताने नमन करीशुं प्रेम उभरे ! ॥ ९ ॥

॥ बधा पुत्रो ज्यारे जनम भूमिना सेवक थशे ॥
॥ तवारे आ हिंदे परिपुरण सुखाश्रम हशे ॥
॥ वहेशे सौ घेरे सुखद सरिता मिठी लहरे ॥
॥ अमो ते माताने नमन करीशु प्रेम उभरे ! ॥ १० ॥

॥ पुनीता आ माळा सु कवि भगवाने धरी हृदे ॥
॥ बधा पुत्रो प्रेमे जरुर जडी लेशे निज हृदे ॥
॥ अने नित्ये नित्ये जनम भूमिना जाप जपशे ॥
॥ प्रभु तेवारे ह्या सकळ सुखनी वृष्टि करशे ! ॥ ११ ॥

# अज्ञानरुप महानिद्रामा सुतेला प्राणीमात्र !!!

અજ્ઞાનરૂપ મહાનિદ્રામા પ્રાણી માત્ર સૂતા છે છતા તે પોતાને જાગ્રત માને છે કે જેમા જ્ઞાનીઓ ઉઘતાજ છે, પણ જે જ્ઞાનરૂપ જાગ્રતમા પ્રાણીમાત્ર જાગતા છતા ઉઘેલા ફરે છે તેમા જ્ઞાનીઓ જાગતાજ છે નિદ્રામા જાગ્રત થએલા છે ઉઘતા જાગે છે આ વિષય યથાથ સમજાય તોજ જન્મ મરણની બેડી તૂટે—તોજ આવા ગમનનો ફેરો ટળી જાય, પણ જ્યા સુધી જ્ઞાન પ્રાપ્ત ન થાય ત્યા સુધી જેમ ઉઘતા માણસના ઘરમા કોઈ ખાતર પાડી જાય કે તેને કોઇ લુટી જાય પણ ખબર પડતી નથી તેમ ઘોર નિદ્રામા સૂતેલા પ્રાણી માત્રની દશા છે તે લુટાઇ જાય છે પણ નિદ્રાના સામ્રાજ્યમા ઘેરાયલાને એ વાતની સૂઝ પડતી નથી તેતો નિદ્રામા દેખાતા સ્વપ્ના જોઈ જોઇને ખુશખુશ થાય છે ક્ષણિક સુખને માટે હસે છે, રડે છે, સુખી થાય છે, દુખી થાય છે ગધવ નગર સમાન ભાસતુ માયા નગર જેમા સૂતેલા પ્રાણી માત્રની આ દશા છે તેનો તેમાથી છટકો શી રીતે થાય તે જાણવુ અવશ્યનુ છે "ब्रह्मैक्यज्ञान" જ્યા સુધી થાય નહિ ત્યા સુધી પ્રાણીમાત્ર માયાના દોર ઉપર નાચ્યા કરવાના પ્રાણી માત્ર જો કે ઘોર નિદ્રામા સૂતા છે પણ કર્મની ક્રિયાધિન–કર્મને વશ પડેલા એ પ્રાણીઓમાથી માત્ર એક માનવદેહ એ એવો દેહ છે કે જે "ब्रह्मैक्यज्ञान" થવાનુ મુખ્ય દ્વાર છે બીજા પ્રાણીમા "ब्रह्मैक्यज्ञान" નો માર્ગ નથી એક પિણ્ડબ્રહ્મ જાણ્યાથી સર્વ જણાય, સવ સભળાય, એજ શ્રોત્રનુ શ્રોત્ર, એજ મનનુ મન એજ ચક્ષુનુ ચક્ષુ ને જ્ઞાનનુ ભાન છે એને જાતિ નથી, રૂપ નથી રગ નથી એ નિર્લેપ શુદ્ધ ચેતન્ય છે ને તેની ક્યારે ઓળખ થાય છે કે જ્યારે एकत्वज्ञान થાય છે તે સવ માજના સાધનરૂપ આ માનવ દેહ છે જો કે પ્રાણી માત્રના પિડ અને બ્રહ્માડ એકજ છે પરતુ માનવ દેહ શિવાય બીજા દેહમા એ વાત કદાપિ સભવતી નથી અને તેથીજ

महता पुण्यपण्येन क्रीतेय कायनौ
त्त्वय ।
पार दुःखोदधेग तु तर यावन्न भिद्यते॥

કોઇ મોટા પુણ્યની કિમ્મતવડે આ કાયારૂપી નાવ દુખરૂપ અપાર સાગર તરવાને ખરીદાયુ છે તે જ્યા સુધી ભાગ્યુ નથી ત્યા સુધીમા તરી લે

એ શુ સૂચવે છે ? એ એજ સૂચવે છે કે માનવ દેહ હાથમાથી ગુમાવ્યા પછી અન્ય દેહવડે તાત્ત્વિક મુક્તિ નહિ મેળવી શકાય

તે સારૂ માનવ દેહના સાધન વડે જન્મ મરણના ફેરામાંથી છૂટવું એ હાલ આપણું મુખ્ય કર્ત્તવ્ય છે. નહિ કે લુચ્ચાઈ ઠગાઇથી નાણાં એકઠાં કરી મોટા રંગ મહોલ બાંધવામાં કે સ્ત્રી પુત્રાદિકની લલુતામાં ગુંચવાઈ રહેવામાં જે માણસ, માત્રસ્વાર્થ બુદ્ધિથી, અહિંનાં ક્ષણિક સુખમાં જીંદગીને ધૂળધાણી કરેછે તે ખરે પોતાનોજ શત્રુ છે તેમજ જે આત્મા વડેજ આત્માનું કલ્યાણ કરે છે તે આત્માનો મિત્ર છે.

उद्धरेदात्मनाऽऽत्मानं नात्मानमवसादयेत्
आत्मैव ह्यात्मनो बंधूरात्मैव रिपुरात्मन ॥

આત્મા વડેજ આત્માનો સંસારરૂપ સમુદ્રમાંથી ઉદ્ધાર કરવાનો છે આત્મા આત્માનો મિત્ર થઈ આ સંસાર સાગરને પેલેપાર લઇ જઇ જન્મ મરણની ઘટમાળમાંથી છોડવી શકે છે પણ તે ક્યારે કે જ્યારે જીતેંદ્રિય થઇ સર્વ કામનાઓને નિર્મૂળ કરે છે ત્યારેજ. ટાઢ તડકો અને સુખ દુઃખ જેને સમાન છે જેને માન અપમાન સરખું છે જે સર્વ પ્રાણી માત્રને પોતા રૂપ જુએ છે જે ઢેફું અને સુવર્ણ એકસરખું જાણે છે એવો મહાત્મા આત્મા વડેજ આત્માનો ઉદ્ધાર કરી આ સંસાર સાગરને પેલેપાર ઉતરી જાય છે એવા મહાત્માઓ પુનઃ માના ગર્ભમાં આ[illegible] નથી.

માત્ર પરિચ્છેદ કે અધ્યાસ એજ બંધ અને દુઃખનું કારણ છે કંઠમણિ ન્યાયે કરી બંધ ટાળવો અને જ્ઞાનની પ્રતીતિ થવી એજ મોક્ષ.

મોક્ષ એ સ્વતઃસિદ્ધ વસ્તુગતિ છે, એટલે તે જ્ઞાનમય છે, જ્ઞાનબાધ્ય નથી–મિથ્યા નથી. જ્ઞાન એજ મોક્ષ–અજ્ઞાન ભંગ એજ મોક્ષ પણ તે ક્યારે કે જ્ઞાન પામનાર તે જ્ઞાનરૂપજ બની જાય–'कीटभ्रमर न्याये' તે જે છે તે રૂપેજ થઇ જવું એ અપરોક્ષજ્ઞાન-અપરોક્ષજ્ઞાન—તેજ મોક્ષ–કીટભ્રમરવત્ પરોક્ષ તેજ **समाधिके तुर्यावस्था** એનુંજ નામ **સુષુપ્તિમાં जाग्रत — ज्ञान एज मोक्ष**

એ જ્ઞાનના સાત પગથીયાં સ્વીકારેલા છે એ પ્રત્યેકને भूमिका કહે છે.

१ शुभेच्छा —( સાધન ચતુષ્ટયી–૧ વિરાગ ૨ વિવેક ૩ શમાદિષટ્ સંપત્તિ ૪ મુમુક્ષુતા )
२ श्रवण. मनन
३ निदिध्यासन
४ सत्वापत्ति.
५ असंसक्ति.
६ ब्रह्ममयता.
७ पदार्थाभाविनी

શુભેચ્છાનાં જે ચાર સાધનનો સમુદાય, એ ચાર સાધન તે વિરાગ, વિવેક, શમાદિષટ્ સંપત્તિ અને મુમુક્ષુતા.

ઘરબાર બાળીને કુટુંબકબિલાને રઝળતાં મુકીને ભગવાં ધારણ કરી વનમાં નાશી જવું એનું નામ વિરાગ નથી. ખરો વિરાગ એ છે કે સંસારનાં નામ રૂપાત્મક પદાર્થની નિસારતા જાણી, અનુભવી, તેમા બંધાવું નહિ, તેને વશ થવું નહિ પણ તેમને ઇંદ્રસ્વર્ગાદિ પર્યંત તુચ્છ જાણવાં એવી જે મનની ઉગ્ર સમાનતા તે વિરાગ.

એકજ વ્યક્તિ ઉપર બધાઇ રહેતી જે વૃત્તિ તે રાગ તે તુટીને સર્વમય વૃત્તિ થઇ જવી, કંઈ પણ ઇચ્છવાનુ ન રહેવુ એ વિરાગ

સકળ વિશ્વ આત્મવત્—થઇ જવુ તે વિરાગ વિરાગ તેજ પરપ્રેમ બધા મા'રા ભાઈ છે એ સમાનતા તે પ્રેમનુ લક્ષણ નથી, કોઇને ભજવુ કે તેને દેખવુ એ પણ પ્રેમનુ લક્ષણ નથી પ્રેમતો આત્મવત્ સર્વ, કેવલ અત્યંત અભેદ એજ છે, પરિચ્છેદ ભાગદો એજ વિરાગનુ રહસ્ય છે

અપરિચ્છેદ પામનો, સર્વમયતા ગ્રહણ કરવી કામના તજવી એજ વિરાગ

કર્મમા કામનાનુ બંધન ન થાય તે વિરાગ

પોતાના પ્રાપ્ત કર્તવ્ય યથાર્થ કરવાજ, અને તેમા કામના તજીને મગ્ન થયા રહેવુ એજ વિરાગ

વિરાગ વડે મહાસમાધિ પ્રાપ્ત થાય છે પણ તેમા લય, વિક્ષેપ, કષાય ને રસાસ્વાદ એ ચારથી કરીનેજ ક્ષત થાય છે

૧ લય એટલે નિદ્રાદિ આલસ્ય
૨ વિક્ષેપ એટલે ચિત્તની ચંચળતા
૩ કષાય એટલે વિષયોમા રસ લાગવો-વિષયના વાસના થવા તે
૪ રસાસ્વાદ એટલે વિષય ભોગ

એ સર્વથી મુક્ત થવુ એજ વિરાગ

જેનુ મન હજારો વિષયાદિમા ફરતા છતા સ્થિર છે તે ખરો વિરાગી છે મનની ચંચળતા દૂર થાય તેજ યોગ તેજ વિરાગ

નિત્ય, અનિત્ય, સત્ય, મિથ્ય એ જ્ઞાન થવુ તેનુ નામ વિવેક વિરાગ પ્રાપ્ત થયા પછી વિવેક સહજમા ઉપજે છે શમાદિષટ્ સંપત્તિ —

બાહ્યેન્દ્રિયોને નિયમમા રાખવી તે શમ

વૃત્તિ માત્રને બાહ્યત્વ પામતી અટકાવી એકાકારતા ઉપર લાવી—અંતર્મુખ કરવી તે પ્રત્યગ્દૃષ્ટિ—એજ દમ

બાહ્ય તથા આંતર ઉભય ઇન્દ્રિય શાંત થાય ને કામના માત્ર ટળી એકરૂપના થવા માટે તેનુ નામ ઉપરમ

સુખ દુખ રૂપ દ્વંદ્વ ભાવનાને મિથ્યા જાણી, પ્રારબ્ધવશાત્ પ્રાપ્ત થતા કર્તવ્ય કર્મમાથી પાછા ન હઠતા નિષ્કામ રહી શાંતીથી પ્રવર્તવુ તેનુ નામ તિતિક્ષા

પોતે જે જ્ઞાન પ્રાપ્ત કર્યુ છે તે યથાર્થજ છે એમ પોતા ઉપર શ્રદ્ધા તેમ ગુરૂ શાસ્ત્રાદિ ઉપર શ્રદ્ધા એજ શ્રદ્ધા

મનનુ નિવાતસ્થાનમાની દીપજ્યોતિની પેઠે સ્થિર થવુ ને આનંદનો ઉદય થવો તે સમાધાન

આત્મા એટલે પરમાત્મા વા બ્રહ્મ તે જ્ઞાન રૂપજ છે તેજ જ્ઞાન છે તેજ સતરૂપ છે જ્ઞાન છે તો સત્ છે ને સત્ છે તો જ્ઞાન છે પણ એને તે જ્ઞાન સત્ પાછા આનંદમય છે આનંદજ છે, પ્રેમ છે એજ સચ્ચિદાનંદ એમ જાઈ જાય ને સમાધાન મોક્ષની ઇચ્છાથી જ્ઞાન માટે નિત ઉઘો । તે મુમુક્ષુતા જ્ઞાનની આ પ્રથમ ભૂમિકા થઇ

દ્વિતિય ભૂમિકામાં-શ્રવણ અને મનનથી જ્ઞાન પામવાનું છે.

તૃતિય ભૂમિકા:-નિદિધ્યાસન-મનની એકાગ્ર સૂક્ષ્મ તન્મયતા ચતુર્થ ભૂમિકા.-બ્રહ્મથી જીવ જુદો નથી, વ્યક્તિરૂપ પરિચ્છેદ મિથ્યા છે એમ દ્રઢ નિશ્ચય જેને સાંખ્યમતવાળા સત્ત્વાપત્તિ કહે છે તે; પરંતુ સત્ત્વાપત્તિ તે મોક્ષ નથી ને તેથીજ સાંખ્યમત વેદાંત મતને અગ્રાહ્ય છે.

પંચમી ભૂમિકા:-અસંસક્તિ એટલે કોઇ પણ રીતની સંસક્તિ ન હોવી કેવલ એકતાજ થવીતે

છઠી ભૂમિકા -બ્રહ્મમયતા-એકરસતા, પ્રેમ, પ્રેમ ને પ્રેમ અભેદ-અભેદને અભેદ, સ્વપણાનો નાશ.

સપ્તમી ભૂમિકા -પદાર્થમાત્રનો અભાવ-પદાર્થા ભાવિની આ સપ્તમી ભૂમિકા તે મોક્ષ કીટભ્રમરવત્ જ્ઞાન રૂપતાં, બ્રહ્મ-પણું બ્રહ્મજ-એજ તુર્યાસમાધિ-જીવનમુક્તિ ત્યારે આ ઉપરથી સહજ સમજાશે કે **અજ્ઞાનરુપ મહા નિદ્રામાં સૂતેલાં પ્રાણીમાત્ર** માં માત્ર તૂર્યા સમાધિને પામેલા મહાત્મા ઓજ જાગતાછે ને એ અવસ્થા પ્રાપ્ત કરવી એ માનવ દેહની સાર્થકતા છે. પરંતુ જેમાં પ્રાણીમાત્ર પોતાને જાગ્રત માને છે તેમાં તૂર્યા સમાધિને પામેલા મહાત્મા ઉંઘતાજ છે.

હવે પિંડ બ્રહ્માંડની એકતા ઉપર જઇએ. પિણ્ડે તેજ બ્રહ્માણ્ડે આપણા પિણ્ડમાંજ આખી સૃષ્ટિનો અનુભવ છે. માત્ર એ અનુભવને વિસ્તારી લેવાની જરૂર છે.

સુષુપ્તિ, સ્વપ્ન, જાગ્રત -એ ત્રણ અવસ્થાના જે ત્રણ અભિમાની અંશ આપણા પિણ્ડમાંજ અનુભવાય છે તે આપણા ત્રણ દેહ કારણ, સૂક્ષ્મ અને સ્થૂલમાં રહે છે.

કારણ દેહમાંના સંસ્કારથી સૂક્ષ્મમાં પ્રેરણા થાય છે ને અહંકાર પ્રકટે છે. તે અહંકાર સ્થુલને પ્રેરે છે. એટલે સ્થૂલ સાથે કારણ તથા સૂક્ષ્મની એકતા થઇ વ્યવહાર હું કરૂં છું, મારૂં છે એવો વ્યવહાર ઉદ્ભવે છે.

જાગ્રતમાં હું ને મારૂં અહંકાર છે, સ્વપ્નમાં અર્ધો છે નથી જેવો છે ને સુષુપ્તિમાં અત્યંત નથીજ નથી. પણ સુષુપ્તિ સમયે કારણ દેહને તે દેહના સંસ્કાર છે તેનો પુનરૂદ્ભવ થવાથી પાછો વ્યવહાર બની આવે છે ને સ્થૂલાનુ ગત સુખદુઃખ સંભવે છે.

જો સર્વદા સુષુપ્તિજ રહે, સર્વદા સંસ્કારોનો એટલે વાસનાનો તિરો ભાવ રહે તો કેવલ જ્ઞાનમય—આનંદમય—સુખમય--દુખાભાવમય સ્થિતિ ચાલ્યાજ કરે એજ બ્રહ્મભાવ. જાગ્રતમાં પણ સુષુપ્તિજ થાય—જાગતાં ઉંઘાય આનુ નામ તૂર્યાવસ્થા.

તો જ્યારે **અજ્ઞાનરુપ મહાનિદ્રામાં પ્રાણી માત્ર સૂતેલાં છે.** ત્યારે તુર્યાવસ્થાને પામેલા મહાત્માઓ જગત્‌માં વિચરતા છતાં તેમાં જાગતાજ છે.

જગત્ પોતાને જાગતું માને છે પણ વાસ્તવિક રીતે તે ઉંઘતુંજ છે કારણ, મિથ્યા પદાર્થને સત્ય માની ઝાંઝ-

વાના જળની માફક લાગેની તૃષા છીપાવાનો પ્રયાસ કરે છે પણ મિથ્યા તે મિથ્યાજ જે મિથ્યાછે તે સત્ય શી રીતે થાય? ખરે ! ઈંદ્રિઓથી જીતાએલો માનવી સસારઘાંવમા માત્ર ગોથા ખાય છે!

જ્યા સુધી બ્રહ્મમય જગત્ ન ભાસે જ્યા સુધી કીડીથી કુજર પર્યંત સમાનતા ન આવે, જ્યા સુધી પોતામય જગત્ ન ભાસે ત્યા સુધી વ્યવહારમા વિચરતા પ્રાણી માત્ર અજ્ઞાનરૂપ મહાનિદ્રામા સૂતેલાજ છે

જનકરાજા, શુકદેવજી, વગેરે મહાત્માઓ જગત્મા રહેવા છતા ઉઘતાજ હતા અને જેમા જગત્ ઉઘતું હતુ તેમા તેઓ જાગ્રતજ હતા! પચેંદ્રિયથી જીતાએલો જીવ ધનધામ સ્ત્રી પુત્રાદિક વગેરેમા પોતાને બહુ બાહોસ સમજે છે જાગતો જાણે છે પણ ખરે ! એ માત્ર ધ્યાનેજ પાત્ર છે ! ધોળે દહાડે લુંટાઇ જાય છે છતા તે પોતાને મોટો સપત્તિવાન સમજે છે કાળના મોઢામા ચવાઇ જાય છે છતા તે પોતાને ક્ષેમ સમજે છે ! ખરે ! એ अज्ञानरूप महा निद्रामा पोढलो છે જ્યારે જ્ઞાની એજ જગત્મા રહેવા છતા—કર્મમા પ્રવર્તતા છતા, વાસના રહિત બની સર્વદા જાગતોજ છે

તે કામ ક્રોધાદિક ષડ્રિપુઓથી લુંટાતો નથી કે પચેંદ્રિયથી જીતાતો નથી તે ભવને એ મહાત્માએ જીત્યા હોય છે તેને નિર્મૂળ કર્યા હોય છે

પણ ખરે ! અતિ શોચનિય વાત્તા એ છે કે માનવ દેહ જેવો ઉત્તમ દેહ પ્રાપ્ત થવા છતા अज्ञानरूप महानिद्रामा सूतला प्राणीमात्र સાથે માનવી પોતે પણ સૂતલાજ રહે છે !!!

---

## विद्याविलासी भोजराजा

---

બીજે દિવસે ભોજરાજા પોતાના એક હજુરના ખવાસને સાથે લઇ છડી સ્વારીએ શીકારે નીકળી પડયો એક બહુજ સુપ્રસિદ્ધ વાઘ કે જેનો અદ્યાપિ સુધી કોઈપણ શિકાર કરી શકયુ ન હોતુ તેનો શિકાર કરવા અવશ્ય ભોજરાજાની આ માત્ર એકાએક સ્વારી હતી

જીવના જોખમે અને મહાસુશીબતે તે વાઘનો શિકાર તો કર્યો પણ બહુજ દૂર નીકળી ગયા અને રાત્રી પડી ગઇ જેથી ધારાનગરીનો માર્ગ તેમને જડયો નહી તે ઉપરથી એક ભરવાડનો છોકરો બકરા ચારતો હતો તેને ધારાનગરીનો રસ્તો પૂછયો ત્યારે તે છોકરો આ પ્રમાણે બોલ્યો

इतोधाराऽस्तिधारेश साद्वयोजन मायता ।
दक्षिणस्या दिशिनाभाति दक्षमार्गेण गम्यताम् ॥

રાજાજી, અહીંથી ધારાનગરી છ કોષ દૂર દક્ષિણ દિશામાં શોભે છે અને આપ જમણા હાથ ઉપર ચાલ્યા જાઓ.

રાજાએ આ પ્રમાણે ખેડૂતના છોકરાને મોઢેથી સંસ્કૃતભાષાનો શ્લોક સાંભળી દૃઢ નિશ્ચય કર્યો કે મા'રા રાજ્યની અઢારે વરણને મા'રે સરસ્વતી દેવીના ખોળામાં ઝુલાવી સર્વ પ્રકારના સુખ ભોગ ભોગવાવવા.

તે ઉપરથી રાજાએ મણિમિશ્ર પંડિત મારફતે ધારાનગરીમાં એક જંગી સભા બોલાવી.

એ સભાનું પ્રમુખસ્થાન ભોજરાજાને આપવામાં આવ્યું હતું સભાનો મંડપ ધારાનગરીની બહાર એક મો'ટા મેદાનમાં બાંધવામાં આવ્યો હતો કે જ્યાં મો'ટી મેદની મળી હતી.

ભોજરાજાની સૂબની વાણી સાંભળવા પ્રજા બહુજ આતુરતાથી. રાજાની રાહ જોતી હતી તેવામાં નિમેલે ટાઇમે ભોજરાજાની સ્વારી આવી પહોંચી હર્ષના નાદ અને પુષ્પની વૃષ્ટિ વચ્ચે રાજાને વધાવી લેવામાં આવ્યો.

પ્રમુખસ્થાન ઉપર મહારાજા બિરાજતાં સર્વત્ર શાંતી પ્રસરી મહારાજાએ પોતાનું વ્યાખ્યાન ચાલુ કર્યું.

મા'રી વહાલી પ્રજાઃ—

આજે તમોને આનંદમય જોઈ મા'રૂં હૃદય પ્રસન્ન પ્રસન્ન થાય છે. મા'રી પ્રજા જે પ્રકારે સુખી થાય એજ મા'રા હૃદયની મુખ્ય ધારણા છે. મા'રૂં સર્વ સુખ, હું મા'રી રૈયતના સુખેમાંજ માનુ છું, મા'રી પ્રજાની આબાદીમાંજ મા'રી આબાદી છે, મા'રી પ્રજાના હર્ષમાજ મા'રો ઉદય છે, મા'રી પ્રજાના વિજયમાંજ મા'રો વિજય છે. ને આ રાજ્ય માત્ર મા'રી પ્રજાને અર્થે છે. રાજકોષ માત્ર પ્રજાના લાભાર્થેજ છે રાજ્યની તમામ સમૃદ્ધિ પ્રજાનીજ છે. રાજ્યના કાયદા પ્રજાનાજ કલ્યાણ માટે છે. મા'રા રાજ્યની પ્રજા સ્વતંત્ર છે. તેને પોતાનો અવાજ કરવાની સંપૂર્ણ છૂટ છે અને મા'રા કોઇપણ અધિકારીના કાર્યભાર ઉપર ફરિયાદ અથવા ટીકા કરવાનો તમોને સંપૂર્ણ હક છે.

રાજ્યના કાયદા મા'રી પ્રજાની સમ્મતીથી ઘડાય એમ મા'રી ચાહના છે. મા'રી પ્રજા રાજકાજની કેળવણીમાં પાવરધી થાય એ મા'રી ઇચ્છા છે દેશમાં ધંધો રોજગાર વધે અને દરેક મનુષ્યને ખાવાપીવાને પૂરતું મળે કોઇપણ માણસને ભીખ માગવી ન પડે કે બીજાના આધાર ઉપર બેસી રહેવું ન પડે એવા ઉદ્યોગો ઉભા કરવાની મારી દ્રઢપ્રતિજ્ઞા છે.

એમ સર્વ પ્રકારથી મા'રી પ્રજાને સુખી કરવા તેમજ સુખી જોવા હું તત્પર છું પણ તેમ ત્યારેજ થાય કે મા'રી પ્રજાનું પ્રત્યેક માણસ કેળવણી લઇને સરસ્વતી દેવીનો પ્રસાદ પામ્યું હોય.

વળી તે કેળવણી એવી હોવી જોઇએ કે, જેથી વ્યવહારમાં તે બહુજ ઉપયોગની થઇ પડે. દેશમાં નવા હુન્નરોની શોધ થાય એવી તે કેળવણી હોવી

જોઇએ દેશભક્તિ અને દેશ પ્રેમ તથા સ્વધર્મ પરાયણ કેળવણી હોવી જોઇએ

લુખી કેળવણી અથવા સ્વાશ્રિય કેળવણી પ્રજાની પાયમાલી કરે છે મા'રી પ્રજાને મા'રે બાયલી બનાવવી નથી પણ જગતમા સારી નામના મેળવે અને પોતાની દેશભૂમિને દીપાવે એવી કરવી છે

મા'રે મા'રી પ્રજામા એવુ બળ મૂકવુ જોઇએ કે શત્રુઓથી રાજ્યનો બચાવ કરવામા મા'રી પ્રજાજ મને તન મન ધનથી મદદ કરતી રહે, નહિ કે માત્ર લશ્કર ઉપરજ મા'રા વિજયનો આધાર મા'રી પ્રજાની મા'રા રાજ્ય પ્રત્યેની ચાહના ઉપર જોઉ છુ — મા'રી પ્રજાની આબાદીમાજ જોઉ છુ — મા'રી પ્રજાના સતોષમાજ જોઉ છુ — મારી પ્રજાની સ્વતત્રતામાજ જોઉ છુ મા'રી પ્રજાના હીત અર્થે હુ મા'રો પોતાનો સવ પ્રકારથી ભોગ આપવાને તયાર છુ વિશ્વ નિયતા પ્રભુ મને મા'રી પ્રજાને સુખી કરવાના કાયમા મદદ કરે

તે પછી લીલાવતી રાણીએ બોલવુ શરૂ કર્યુ – એટલી વાત્ત જાણવાની જરૂર છે કે સભાસ્થાનમા એવી ગોઠવણી કરવા મા આવી હતી કે જેમા નાગનગરીની તમામ બાળા, યુવા અને વૃદ્ધા સર્વ અવસ્થાની સ્ત્રીઓને બેસવાની રૂડી યોજના કરી હતી

પુરૂપ વગ સ્ત્રી વગને જોઇ શકે નહિ, તેમ સ્ત્રી વગ પુરૂષ વર્ગને જોઇ શકે નહિ એવી સભાસ્થાનની રચના હતી છતા રાજા રાણીના મુખનો અક્ષર બોલ પુરૂષ વગ અને સ્ત્રી વગ સાભળી શકે એવી ખુબી ભરી એ સકળ ગોઠવણી હતી

ભોજ રાજાના એ ભાષણથી પ્રજા રાજા ઉપર હર્ષ ઘેલી થઇ હતી અને જેમ તેના પ્રત્યેક બોલને આનદના અવાજથી વધાવી લેવામા આવ્યો હતો તેમ મહા રાણી લીલાવતી બોલવા ઉઠતાજ મો'ટી હર્ષ ગર્જના અને પુષ્પ વૃષ્ટિથી તેમનો પ્રજાજને સત્કાર કર્યો હતો

મધુર સ્વર યુકત મહારાણી લીલાવતીનુ ભાષણ શાત ચિત્તથી રાજ્યના સ્ત્રી પુરૂષો શ્રવણ કરવા લાગ્યા –

મા'રી પ્રીય પ્રજા –

મહારાજા ભોજ તમારૂ સર્વ પ્રકાર થી કલ્યાણ કરવામાજ પોતાના જીવીતની સાર્થકતા સમજે છે, મા'રૂ જીવન પણ એજ માર્ગમા છે મા'રી પ્રજાનુ કલ્યાણ એજ મા'રૂ હુ કલ્યાણ સમજુ છુ એજ મહારાજાનુ હુ કલ્યાણ સમજુ છુ મા'રી પ્રજાનુ સુખ એજ મા'રુ અને રાજાજીનુ સુખ છે મા'રી પ્રજાનો વૈભવ એજ મા'રો તથા રાજાજીનો વૈભવ છે

અમો રાજા રાણીનુ જે કઇ કર્તવ્ય છે તે એટલુ જ કે અમારી પ્રજાની અમારે સર્વ પ્રકારથી આબાદી કરવી

અમારો એ સિદ્ધાંત છે કે અમારા રાજ્યનુ કોઈ પણ માણસ પુરૂષ કે સ્ત્રી કદાપિ કેળવણીથી બેનશીબ ન રહે

મા'રી બે'નોને એવી કેળવણી આપવાની મા'રી ઇચ્છા છે કે તેઓ પોતાના ગૃહસસારમા એ કેળવણીવડે શોભી નીકળે

પોતાના પતિ પ્રત્યેના ધર્મો તે યથાર્થ જાણે, કુટુંબ કબિલાના, અને આડોસી પાડોશીના ધર્મોનું તેને યથા યોગ્ય શિક્ષણ મળે, ઘર વૈદામાં, ઘર કામમાં, તેમજ પાક શાસ્ત્રમાં પરીપૂર્ણ પ્રવિણ થાય એ મા'રી ચાહના છે.

પોતાના બાળકોને સારી રીતે ઉછેરી જાણે, તેમના હૃદયમાં બાળપણથીજ શુદ્ધ ધર્મનાં બીજ રોપી શકે તેમને સ્વદેશ પ્રેમ, અને સ્વદેશ ભકત થતાં શીખવે ને પરમાર્થમાંજ માનવ જન્મની સાર્થકતા છે એ મહા મંત્ર પોતાના સંતાનોની રગેરગમાં ભરીદીએ એવી સ્ત્રીકેળવણીથી મા'રી બે'નોને મા'રે વિભુષીત કરવી છે.

મા'રી મુખ્ય માન્યતા એજ છે કે આખા જગતની કેળવણીનો મૂળ આધાર સ્ત્રીકેળવણી ઉપરજ રહેલો છે. જે દેશની સ્ત્રીકેળવણી ઉત્તમ માર્ગની છે તે દેશનાં બાળકો દેશની કિર્તિને અમર કરી ગયા છે. રાજાજીની ઈચ્છા પોતાની પ્રજાના પ્રત્યેક માણસને રૂડી કેળવણીથી વિભુષિત કરવાની છે પરંતુ તે કાર્ય સાંગોપાંગ ક્યારે પાર પડશે કે જ્યારે મા'રી બે'નો સ્ત્રીકેળવણીથી પાવરધી થઇ હશે.

માતા છે એજ મો'ટો શિક્ષાગુરૂ છે સીતા, દમયંતી, અનસૂયા, મનોહરી, ગાર્ગી, લીલાવતી એવી આપણી અનેક માતાઓ પૂર્વે થઇ ગઇ તે સર્વેએ બહુજ ઉમદા પ્રકારની સ્ત્રીકેળવણી મેળવી હતી.

સીતાની રામ પ્રત્યેની અચળ ભકિત એજ કેળવણીનું પરિણામ હતું, રાવણના હાથમાં સપડાયા પછી અનેક કષ્ટો સહન કર્યા અને પોતાના પાતિવૃત ધર્મનું સંરક્ષણ કર્યું એ સીતા સાધ્વીને મળેલી અપૂર્વ કેળવણીનુંજ પરિણામ હતું.

નળ રાજાએ અનેક રીતે દુભવી છતાં દમયંતી તે દમયંતીજ હતી. તે દેવી હતી તેણે સર્વદા પતિના નામનીજ જપ માળા જપી તેણે પતિનીજ ભક્તિ કરી અનેક કષ્ટો વેઠયા; માથે અનેક આળ ચડયાં પણ સોનું તે સોનુંજ. ધર્મનો વિજય, પતિ ભકિતનો વિજય, તે વિજયવંતી થઇ અને ગયેલું સુખ પુનઃ પ્રાપ્ત થયું. તેની ધિરજ, શાંતી, સત્ય વૃત્તિ અને પતિ પરની અનન્ય ભકિત અનુકરણ કરવા યોગ્ય છે એ સર્વ ઉતમ સ્ત્રી શિક્ષણનુંજ પરિણામ હતું.

અનસૂયા મહાદેવી કે જેણે બ્રહ્મા વિષ્ણુ અને શંકર જેવાઓને એક બાળક સમાન બનાવી પારણામા ઘાલીને ઝુલાવ્યા હતા ! પતિવ્રત ધર્મના પ્રભાવતીની એથી અવધિ છે !

પતિ પ્રેમમાજ, પતિ ભકિતમાંજ લીન રહેનારી સ્ત્રીને આ જગતમાં કયું કાર્ય દુર્લભ છે તે હું સમજી શકતી નથી. પતિ પરાયણા સ્ત્રી એક મહા શકિત છે, એ મહામાયા છે, એ જગતને સુજી શકે છે. ભાંગી શકે છે.

મહા સતી મનોહરીએ રાવણને પરસ્ત્રી પરના મોહથી થતી જે હાની સમજાવી હતી તે અવશ્ય શિક્ષણિય છે.

અને ગાર્ગીતો મહા વેદાતી હતી, લીલા વતી જ્યોતિષ શાસ્ત્રમા નીપુણ હતી

આપણી એવી અનેક બેનો પૂર્વે થઇ ગઇ છે કે જેના ચરિત્રો તેણી અને કેટલી અસર કરે એ પ્રશ્ન તો દુર રહયો પણ જેના નામ માત્રથી પણ કલ્યાણ થઈ જાય એટલે સુધી સરસ્વતિ માતાના પ્રસાદથી તેઓ ભાગ્યવતી જગતમા જણાઇ આવી છે

તેટલા સારૂ તમો સવ બેનોને મારી એટલીજ વિનતિ કરવાની છે કે આપણા દેશનો અને આપણા રાજ્યનો સવ આધાર તમારી પોતાની કેળવણી ઉપર છે જો તમારા હૃદયો સ્વદેશ પ્રેમી હશે તો તમારા સતાનો પણ તેવાજ થશે જો તમે પોતે સત્યવાદી હશો તો તમારા સતાનો સત્યવક્તા થશે તમારા પ્રતિબિબરૂપજ તમારા સતાનો છે માટે તમારા ઉપરજ રાજ્યની અને અમારી કિર્તિનો આધાર રહેલો છે– સુખનો આધાર રહેલો છે

અમારા રાજ્યમા ઠેકાણે ઠેકાણે સ્ત્રી અને પુરૂષો, બાળક અને બાળિકાઓ, યુવા અને વૃદ્ધા સર્વને માટે પાઠશાળાઓની સ્થાપના કરવામા આવશે જેમા બહુ કેળવણી પ્રાપ્ત કરેલા શિક્ષકો નીમવામા આવશે

સ્ત્રી કેળવણીનુ સર્વ કામ સ્ત્રીઓને હાથેજ લેવામા આવશે પુરૂષની કેળવણી સર્વ પુરૂષને હાથેજ ચલાવવામા આવશે સ્ત્રીઓની કેળવણી તરફ મારૂ પૂરતુ લક્ષ રહેશે અને પુરૂષોની છોકરાઓની કેળવણી તરફ રાજાજીનુ લક્ષ રહેશે

અમોને આશા છે કે અમારી પ્રજા અમોને આ શુભ કાર્યમા અમોને પૂરતી મદદ આપશે

ઘરઘર મગળગીત ગવાય, ઘરઘર હરિજસ ગવાય, ઘરઘર શાતી પ્રસરે, ઘરઘર સુખસપત્તિ ઉભરાય, ઘરઘર દપતી આનદમા કલ્લોલ કરે, ઘરઘર સરસ્વતી માતાનો પ્રસાદ વહેચાય એમાજ હુ પ્રજાની અને રાજ્યની આબાદી સમજુ છુ

તે પછી રાજારાણી એકજ અવાજે બોલ્યા કે અમારી પ્રજાજ અમારા રાજ્યની માલીક છે "અમે તો માત્ર તેના ટ્રસ્ટી છીએ"

રાજારાણીના દરેક બોલને પ્રજા પુષ્પથી વધાવતી હતી પ્રજાએ રાજારાણીને ઇશ્વરતુલ્ય જોયા

ઠેકાણે ઠેકાણે પાઠશાળાઓ સ્થાપવાનો રાજારાણીનો હુકમ થયો પ્રજા હર્ષ સાગરમા ઝેલી, આનદની વધાઇ વાગી પુષ્પની વૃષ્ટિ થઈ અને અનેક જયનાદ વચ્ચે સભા વિસર્જન થઇ રાજારાણીના જસનુ વર્ણન કરતા પોતપોતાને ઘર ગઇ ધારા નગરીમા સ્વતત્રતાનો સૂર્ય પ્રકાશ્યો

અપૂર્ણ

# ભક્તિપરાયણ ભક્ત મુરારી.

મુરારી કરીને એક સાધુ થઇ ગયા કે જેમના પ્રભુપ્રેમના વિસ્તારનો કોઇ પાર પામી શકે તેમ નથી. તેમની હીલચાલ કંઇ ન્યારીજ હતી. તેમને ઘેર જે સંતસાધુઓ આવતા તેમની તે સારી રીતે શેવા કરતા. અને સાધુસંતોને ભોજન પાનાદિક કરાવી તેમના સર્વના પગ ધોઇ ચર્ણામૃત લઇ એક મ્હોટા માટલામાં ભરી રાખતા, અને તે પછી તે નિયમસર રોજ થોડું થોડું ચર્ણામૃત ભોજન પહેલાં લેતાં. તેઓ પોતાના ગુરૂની તીથિને દિવસે ગામેગામથી સાધુ સંતને બોલાવી જમાડતા. તીથિ પછી પણ પોતાને ઘેર બારબાર દિવસ સુધી સંતોને રાખી શેવા કરતા, તથા તેમની સાથે આનંદ ઓચ્છવ અને મંગળ કીર્તનો કરતા.

એકવાર ઉપર મુજબ ગુરૂની તીથિને દિવસે સાધુઓને બોલાવી મ્હોટા ઓચ્છવ સાથ સર્વને ભોજન કરાવ્યું. ભોજન થઇ રહ્યા બાદ પોતાના એક શિષ્યને આજ્ઞા કરી કે સર્વ સાધુઓના પગનું ચર્ણામૃત લઈ લ્યો. શિષ્ય બધા સાધુઓનું ચર્ણામૃત લઇ આવ્યો. અને પછી તે ભક્ત મુરારીને આપ્યું–ભકતે એક અંજલી ચર્ણામૃત પોતાના મ્હોમાં મૂકયું–ક્ષણવારમા ભકતે શિષ્યને કહ્યું કે મને ચર્ણામૃતમાં કંઇ સ્વાદ આવતો નથી. તમે કોઇનું ચર્ણામૃત લેવું ભૂલી ગયા લાગોછો. શિષ્યે કહયું હા; ખરી વાત એક સાધુને પગે રકત કોઢ નીકળ્યો છે અને તેના પગમાંથી રસી ટપકતી હતી. તેથી મને તેની સુગ આવી અને મેં તેનું ચર્ણામૃત લીધુ નથી. ભકતે કહયું ચર્ણામૃતના મહાત્મનો પ્રતાપ તમે શું જાણી શકો? જાઓ ફરીથી તેમનું પણ ચર્ણામૃત ટપકતી રસી સાથે લઇ આ સાથે મેળવો. ફરીને શિષ્યે પેલા રકત કોઢવાળા સાધુ પાસે જઇને તેમનું ચર્ણામૃત લીધું, અને તે બધા ચર્ણામૃત સાથે મેળવી ગુરૂને આપ્યું. એટલે ભકતને ચર્ણામૃતની પૂર્ણ લીજત આવી. અને મનમાં ખુશી ખુશી થતા દેખાયા. કોઇ કોઇ વેળા તે ગામનો રાજા પણ આ ભકતને ત્યાં સાધુ મંડળના દર્શન કરવા આવતો.

એક વેળા કોઇ એક સાધુ આ ભકતને ત્યાં જમવા આવ્યો અને લાકડીનો જે દંડ તેની સાથે હતો તે પોતાની બાજુમાં આડો મુકયો. અને ભકતના શિષ્યને કહયું કે એક પત્રાળું આ દંડ પાસે પણ પીરસો. પણ પેલા શિષ્યે તેમ કર્યું નહિ જેથી પેલો સાધુ અત્યંત ગુસ્સે થઇ ગયો. અને પોતાની પાસે જે લાડુ પત્રાળામાં પીરસેલા હતા, તે, પત્રાળામાં વીંટાળી ભકત મુરારી ઉપર જોરથી ફેંકયા, જે ભકતના મોં ઉપર વાગ્યા. ભકતે આ જોઈ બહુજ દીન વાણીથી તે સાધુને

કહ્યુ, કે તમે મારી ઉપર અતિ ઉપકાર કર્યો કે, જેથી તમારી સત પ્રસાદી મારા મો ઉપર આવીને પડી હું ઘણા દિવસો થયા સિધ પ્રસાદીથી વિમુખ હતો, તે આજે તમે મારા પર દયા કરીને મને આપી પછી ભક્તે તેના શિષ્યને ઘણોજ ઠપકા આપ્યો, અને કહ્યુ કે તમને કઇ પીરસતા આવડતુ નથી માટે તમે બહાર નીકળો એમ કહી તેમને પીરસવાના કામનાથી રજા આપી, બીજે કામે વળગાડયો અને પોતે પેલા સાધુનુ તથા તેના દડનુ પત્રાળુ બને પીરસ્યા હવે સાધુશાત થયો અને ચૂપચૂપ એમી બને પત્રાળામાનુ ભોજન ખાઇ ગયો

ઓચ્છવ ઉપર આવેલા ઘણાક સાધુ ઓને પોતાના પાનેના બગીચામા તેમણે ઉતારો આપ્યો હતો ત્યા તેમના દર્શન કરવાને મુરારી બગીચામા ગયા, જ્યા એક સાધુ હુકકો પીતો હતો તેણે મુરારીને દૂરથી આવતા જોઇ પોતાનો હુક્કો એકદમ સતાડવાપ્રયત્ન કર્યો મુરારીને આ જોઈ જરા ખેદ થયો કે મારા આગમનથી સાધુને હુકકો સતાડી દેવો પડ્યો માટે તેનુ હૃદય દુખાયુ હશે, જે ઘણુ ના અઘટિત થયુ, હવે મારે તેનો કઇ ઇલાજ ગોધવો જોઇએ આમ વિચારી પોતે બધા સાધૂઓને પૂછી વળ્યા કે કોઇની પાસે તમાકુ હોય તો મને આપવા કૃપા કરો કારણ કે મારૂ પેટ ચડયુ છે આ જોઇ પેલા સાધુના મનમ આવ્યુ કે ભક્ત મુરારી પણ હુકકે પીતા જણાય છે જેથી હવે મારે શા માટે સતાડવો જોઈએ? એમ વિચારી તેણે પોતાની શરમ છોડી દઇ ભક્ત મુરારીને કહ્યુ કે મહારાજ! હુક્કો મારી પાસે તયાર છે માટે લ્યો મુરારીએ તે તુર્ત મોઢા આગળ લઇ ખોટે ખોટી બે ફુકો મારી અને ઉક્ત પ્રસગ જેમ તેમ વ્યતિત કર્યો હવે પેલો સાધુ પણ મુરારીના દેખતાજ ગડગડાટ કરી હુકકે ફુકવા લાગ્યો તથા હુક્કાની તારીફ ભક્ત પાસે કરવા લાગ્યો

(દોહરો)

સમય નહિ પાછો મળે,
આયુષ્યનુ પણ એમ,
ભક્તિ ભજન કયા વિના,
ભવ જળ તરશો કેમ?

(અપૂર્ણ)

---

## पुस्तकोना पहोंच

નીચે જણાવેલા માસિકો ગયા માસમા મળેલા છે જેને માટે આભાર માનવામા આવે છે

१ वैद्यकल्पतरु
२ ब्राह्मण
३ आनद
४ भारतजीवन
५ केळवणी
७ गुजरात शाळापत्र
८ सुदरा सुबोध
९ बुद्धि प्रकाश
१० ज्ञान सिंधक (मराठी)
११ आर्यधर्म सुधा
१२ धर्म प्रकाश

## वाळकोने धर्म संबंधी शिक्षणनी आवश्यकता- तेवां पुस्तको थवानी जरुर.

( ગયા અંકનાં પૃષ્ટ ૨૪૬ થી ચાલુ. )

ખરે ! આપણે ગાઢ નિદ્રામાંજ પડયા છીએ ! જો એમ ન હોય તો આપણાં બાળકોનાં શિક્ષણ માટે આપણને આટલી બધી બે કાળજી ન હોય ! દુધીયા દાતવાળા આપણાં બાળકોને એક બીજાને ગળે લટકાવી–લગ્ન કરી દેવાની તો આપણામાં બહુજ કાળજી જોવામાં આવે છે ! પણ તે પણ ઉંઘતી આંખે–ઉંઘતાને જાગ્રત કર્યા સિવાય તેમની આગળ કાંઈપણ વાત કરવી કે દુ:ખ રડવું એ માત્ર રાંનમાં રૂદન જેવું ! જો કે નાનાં નાનાં બાળકોનાં લગ્ન કરી દેવા માટે આપણી બહુ કાળજી છે પણ એ કાળજીને ' ઉંડાકૂવા ' માં પધરાવી દેવી જોઇએ ! અને આપણી એવી સમજ રહીત, કાળજીનું પગલું જો આપણી કેળવણી સબંધે પણ ભરવામાં આવે તો પછી દેશમાં સુધારોજ ! કોઇપણ વિષયમાં ઉન્નતિએ પહોંચવા અર્થે આપણે આપણાં સ્વરૂપને પ્રથમ તપાસવાની જરૂર છે. આપણે આજ દીર્ઘ સમય થયા એટલા બધા નીચે ઉતરતા ગયા છે કે આપણી સર્વ ઇંદ્રિયો બહેર મારી ગઈ છે ! જેને પોતાની જાતનું ભાન નથી, જેને પોતાના ઘરનું ભાન નથી જેને પોતાનાં છોકરાંનું ભાન નથી, તેમને વળી ધર્મસંબંધી ઉત્તમ શિક્ષણનું ભાન કયાંથી હોય ? વળી હાલ તે પાંગળાને પર્વત ચઢાવવા જેવું છે ! ખભે બેસાડીને કે ડોળીમાં બેસાડીને લઈ જઇએ તો ગિરનારની જાત્રા થાય. ને અંબામાનાં દરશન થાય ! પણ એ બધું શું કામનું જયાં સુધી પાંગળાને પગ ન આપ્યા, જયાં સુધી તેને પોતાને ચાલવાની શક્તિ ઉત્પન્ન ન થઈ અને માત્ર બીજાના ઉપરજ પોતાના જીવનને દોરાતું જોવામાંજ જેને આનંદ હોય એવા, આળસુ અને બીજાને આધારે વર્ત્તનારાઓ પોતાનો કે પોતાના સંતાનોનો કે દેશનો શો સુધારો કરવાના હતા ?

ખાટલે મોટી ખોડ કે પરથમ પાયો નહિ, આપણે બાળકોને બાળપણમાંથીજ મારી નાંખવાનો બાળલગ્નનો ધંધો માંડીને બેઠા છીએ કે જેમાં આખા દેશનું સત્યાનાશ નીકળી ગયું ! ખોટા મનના કોડ પૂરવાની લહુતામાં ઢીંગલા ઢીંગલીની રમત સાફક જે છોકરાંઓ લગ્ન તે શું તેનું કંઈપણ રહસ્ય સમજતાં નથી એવાં કુમળા છોડવાને માત્ર મૂળમાંથી નીચોઇ નાખીએ છીએ તેમના શરીરના બાળરાજાને દેશનિકાલ કરવામાં આવે છે તેનું ખૂન કરવામા આવે છે ! તેના વિર્યનો નાશ કરવામાં આવે છે ! ! ! હાય રે ! સાથે સર્વ

શકિતનો વિનાશ કરવામા આવે છે તેમને એ નાના બાળકાઓને જમના ખોળામા જમાડવામા આવે છે! લાડવા મેસુબ, દુધપાક પુરી! અરે જમના ખોળામા જમણ! અને હાલ તે આપણા બચ્ચાઓને જમાડવામા આવે છે હા બાળલગ્ન એ જમનાખોળામા જમણ છે અમે કહીએ છીએ કે એ જમણમા આગ મૂકો—એ લગ્નમા આગ મૂકો એ બાળલગ્નની આગને આગમાજ હોમી દો કારણ એ આગની આગે દેશ સમસ્તને ભરખી લીધો છે! ખરે આપણા શાસ્ત્રોને આપણે ઘોળીનેજ પી ગયા છીએ! જ્યારે શાસ્ત્રો કહે છે કે ૨૪ વર્ષનો વર અને સોળ વર્ષની કન્યા ત્યારે આપણે ૮ વર્ષનો વર અને ૮ વર્ષની કન્યાના માથા ભેડવી દઈએ છીએ ગરીબ બિચારા પરવશ પડેલા બાળકો! ઘો તમારો ભોગ તમારા મા બાપોને તેમને નાતજાતમા લ્હાવો લેવો છે માટે લગ્ન સંબંધી સર્વ શાસ્ત્રીય નિયમો ને છાપરે મૂકયા છે! સ્વાર્થમા પોતાના બચ્ચાનુ સત્યાનાશ વળે તો ભલે વળે તેની જેઓને કશી દરકાર નથી એવાઓને શુ કહેવુ? પૈસાના લોભે ૮ વર્ષની બાળકી કે ૧૭ વર્ષની તે મા'ના બાપના બાપ જેવડા ૮૦ વર્ષના ડોસા ડચરાને ગળે! દાઢી મૂછ ધોળા આખે અંધ, પેટ મો'ટુ ગાગર જેવુ! ઉંબર ઓળગી ન શકાય એવી શરીરની હાલત કાને બ્હેરા ખોડ જમરાજાના વારટમા નોંધાએલો, એવાઓને ગળે એવી બાળકી કે જે તદ્દન કમળી, જેના દુધીયા દાતમાથી હજુ તો દુધ પણ ધોવાયુ નથી! જે પેલા ભૂતને જોઇનેજ ભડકી મળે ને જે પેલા ડચરાને આપવામા આવે છે પેલી ઘોડીયામા ઝૂલતી બાળકી, એ તો એના દીકરાના દીકરાને ઘેર દીકરી હોય એવડી! જ્યા આવુ બારસો મણુ તેવે અંધારૂ ત્યા વળી કેળવણીને કેળવણો શો? ત્યા વળી ધર્મ સંબંધી શિક્ષણના આશશ શા? હા! એમ અત્યાર સુધી આંધળે બ્હેરેજ કુટાય છે!–લુખી કેળવણીને પ્રતાપે દેશમાથી વાસ્તવિક ગુણોનો લોપ થવા માડયો છે! દેશપ્રેમ દેશભક્તિમા તો દેવાળુ! સંપને સાટે કુસંપ, વિવેકને બદલે અવિવેક, શાંતિ નહિ પણ અશાતી એ લુખી કેળવણી નવી કેળવણીનો પરિણામ! ઇંદ્રિયોના સ્વાદમા મસ્ત! એ લુખી કેળવણીના પરિણામ! હોટેલની હોસો એ નવી કેળવણીના પરિણામ! સુડદાલ શરીર એ લુખી કેળવણીના પરિણામ! ક્ષમા અને દયાના દૈવી ગુણ વિસરવા લાગ્યા એ લુખી કેળવણીના પરિણામ! દેશી કારીગરી ઉપર અનાદર એ લુખી કેળવણીના પરિણામ! ઘરમા હાથેવા કુસ્તી કરતા હોય પણ ફેનસીની ફિશિયારી–ઇસ્કી ટટુ થઇ ફરવુ એ લુખી કેળવણીના પરિણામ! ભણી ભણીને એટલુ બધુ ભણ્યા કે મગજ ખાલી ખમ! જરા જરા બોલતામા શ્વાસ ચડી જાય ને ભાઈન મગજમા ક્રોધના ઉછાળા થઇ આવે સર્વ જમકુન! માત્ર પોતે ડાહ્યા ડમ!!!! માબાપ કોણ? દેવ કોણ? ઇશ્વર કોણ? ધર્મ શુ? માત્ર આહીના જીવનના સુખ–તુચ્છ ઇંદ્રિય વાસના પૂર્ણ કરવાની લલુતા એટલુજ હાલની લુખી કેળવણીનુ રહસ્ય! એજ પરિણામ!!!

અપૂર્ણ

સાચું જરતો એજ, કવિવર જ્યાં પૂજાએ,
સાચું જરતો એજ, દુ:ખીનાં દુ:ખડાં જાએ
સાચું જરતો એજ, ભુખ્યાંને ભોજન આપે,
સાચું જરતો એજ, બચાવે તપતા તાપે ૫૧

સાચું જરતો એજ, કેળવણી પાછળ ખર્ચે
સાચું જરતો એજ, શુભ ગુણ સારૂ ખર્ચે
સાચું જરતો એજ, નિરાશ્રિત સ્થાનક કરતા
સાચું જરતો એજ, પરાઇ પીડા હરતા. ૫૨

સાચું જરતો એજ, કુટુંબ કબીલો ખાએ
સાચું જરતો એજ, દેશ હિતમાં ખરચાએ
સાચું જરતો એજ, સ્થાન વિદ્યાનાં સ્થાપે
સાચું જરતો એજ, કરજનાં કષ્ટો કાપે ૫૩

સાચું જરતો એજ, મરણથી મુક્ત કરાવે
સાચું જરતો એજ, સાધુ સંતો ખવરાવે
સાચું જરતો એજ, સુધર્મથી કરે કમાણી
સાચું જરતો એજ, વાવરે ધર્મ પ્રમાણી ૫૪

સાચું જરતો એજ, દયા દિલમાં ઉભરાએ
સાચું જરતો એજ, ગરિબ અર્થે વપરાએ
સાચું જરતો એજ, વાવરે લેવા સાથે
સાચું જરતો એજ, કીધાં જે પુન્યો હાથે. ૫૫

સાચું જરતો એજ, સદા લાભો જન પામે
સાચું જરતો એજ, દુ:ખીને આવે કામે
સાચું જરતો એજ, વધારે ઉદ્યમ ઝાઝા
સાચું જરતો એજ, રંક બની જાએ રાજા ૫૬

સાચું જરતો એજ, હરિના ગુણ ગવાએ
સાચું જરતો એજ, શુભ કર્મો જ્યાં થાએ
સાચું જરતો એજ, સાધુ પુરૂષ સુખ પામે
સાચું જરતો એજ, સારદા સ્થીર વિરામે ૫૭

સાચું જરતો એજ, નવાણ કરાવ્યાં સારા
સાચું જરતો એજ, તજાવ્યાં કામ નઠારાં
સાચું જરતો એજ, દાન કન્યાના દીધાં
સાચું જરતો એજ, જ્ઞાનનાં લ્હાણાં કીધાં ૫૮

आर्यधर्मप्रकाश

पुस्तक ३१ मु ] मागशीप स १९६३ [ अंक २ जो

# यतोधर्मस्ततोजय

## ( कीर्त्तन )




( राग—भजननो )

भजोले शकर राया—तजादे मोह माया
सजोले शीतळ छाया—एफळ करी काया (टेक)
पळ पळ काळ भमे तुजवासे, चइप झडपा झडपा जाशे,
मोहनी कईंक फसाया—जयशकर राया (१)
मोह तजा सोह जप भाइ, रखे जतो मोहमा लपटाइ
तारक शुभ सवाया—जयशकर राया (२)
गारजा गणेशना सग बाराजे, जोगी भोगी ने बहु छाजे,
गुणन शेष कथाया—जयशकर राया (३)
त्रीगुणात्मकना बीज अनुपे, रह्यु छुपाइ ओ स्वरुप
वेद पुराणे गवाया—जयशकर राया (४)

# भक्तिपरायण भक्त मुरारी.

( ગયા અંકનાં પૃષ્ટ ૨૮ થી ચાલુ. )

ભક્ત મુરારી, પોતાનો તથા સંતો-નો નિર્વાહ પોતાના ગામ ગરાસ ઉપર કરતા. કે જે ગરાસ તેમના પૂર્વજોને કોઈ રાજાએ ધર્માદા તરિકે આપેલો હતો પણ પાછળથી તે રાજાના વંશમાં કોઈ વિમુખ રાજા પેદા થયો, તેણે તે ગામ ગરાસ ભક્ત પાસેથી વિના અપરાધે છીનવી લીધો. આથી ભક્તને ખર્ચમાં હેરાનગતી પહોંચવા લાગી. ભક્તે પોતાનો એક શિષ્ય, જેનું નામ ભુગર્ભ હતું. અને જે પાસેના ગામમાં રહેતો હતો, તેની ઉપર એક પત્ર લખી જણાવ્યું કે " આપણું ગામ રાજાએ મારી પાસેથી છીનવી લીધું છે. અને આવક આવતી બંધ થઇ ગઈ છે. માટે આ પત્ર વાંચી તમે જે સ્થિતિમાં હો, તેજ સ્થિતિમાં મારી પાસે આવજો જરાપણ વિલંબ કરશો નહિ." ભુગર્ભ, જે એક ખરો ગુરૂભક્ત શિષ્ય હતો, તેને આ પત્ર મળ્યો. તે વખતે તે ભોજન કરતો હતો. અને હાથમાં કોળીઓ હતો, તે પત્ર વાંચતાં વાંચતાં એજ સ્થિતિમાં ( હાથમાં કોળીઓ રાખી અજીઠે મુખે ) ઉભો થયો. અને ગુરૂની આજ્ઞા પાળવાના બંધનથી પોતાના કોળીઆવાળા હાથ ઉપર તેણે એક કપડું બાંધી લીધું. પછી હાથ મોં ધોયા વગર તેજ સ્થિતિમાં તે ત્યાંથી ગુરૂ પાસે આવવા નીકળ્યો. ગામમાં આવી ગુરૂને પ્રણામ કર્યા. ગુરૂએ ભુગર્ભનો હાથ બાંધેલો જોઇ તેને પૂછ્યું કે તમારા હાથને શું થયું છે? ભુગર્ભે કહ્યું કે હું જે સ્થિતિમાં હોઉં તેજ સ્થિતિમાં આવવાનું મને આપના પત્રથી ફરમાન થયું છે, એટલે પત્ર મળ્યો તે વખતે હું ભોજન કરતો હતો, અને મારા હાથમાં કોળીઓ હતો તેથી હું આજ્ઞાનુસારે અજીઠા હાથ સાથે અત્રે આવેલ છુ અને તે સ્થિતિ જારી રાખવા માટે હાથમાંથી કોળીઓ ન પડી જાય એવા હેતુથી મેં તેપર કપડું વીંટાળ્યું છે ગુરૂ, આ વૃત્તાંત સાંભળી શિષ્યપર અત્યંત પ્રસન્ન થયા. અને શિષ્યને સ્નાન કરાવી ફરીવાર પોતાને ત્યાં ભોજન કરાવ્યું. ભોજન કરાવ્યા બાદ ગુરૂએ પોતાના ગામ ગરાસ તથા રાજા વિષેની સઘળી હકિકત શિષ્યને કહી. અને તેને આજ્ઞા કરી કે તમે રાજા પાસે જઈ વિનંતી કરી આપણો ગરાસ પાછો મળે એવા અનેક યત્ન કરો.

ભુગર્ભ તે રાજાના પ્રધાન પાસે ગયો, અને ભુગર્ભની કેટલીક કિંમતી સલાહથી પ્રધાન રાજા પાસે ગયો. પ્રધાને રાજાને બહુ પ્રકારે સમજાવ્યો, છતાં રાજાના મનપર લેશપણ અસર થઈ નહિ પ્રધાને કહ્યું કે મુરારી સંત છે,

અને મ તને નાહક દુ ખી કરવાથી તેનો શિષ્ય ભુગર્ભ જે મહાપરાક્રમી છે, તે આપને શ્રાપ આપશે આ વચ નથી રાજાને કોપ ભુગભ ઉપર વધ્યો અને પોતાના સિપાઈઓને હુકમ કર્યો કે તે સાધુને બાંધીને મારી પાસે લાવો પછી તેની જે કરામત હોય તે ભલે મને બતાવે સિપાઈઓ જઈને ભુગભને બાંધી લા યા રાજાએ બજારના ચોકમા ભુગભને બેસવા હુકમ આપ્યો પછી પોતાના રાજ્યમા જે ગાંડો અને મદો ન્મત હાથી હતો તેને છોડાવી ભુગભની સ મુખ છૂટો કરાવ્યો હાથીનો માવ ત હાથી ઉપરથી નીચે Cતરી પડયો હાથી તોફાન કરતો કરતો ભુગભની બાજુએ આવી ચડયો પ્રેક્ષકોએ જાણ્યુ કે હમણા ‹ સાધુનુ આવી બન્યુ છે, પર તુ હાથીની સૂઢને સાધુના હાથનો સ્પર્શ થયો કે તત્ક્ષણ હાથી એક ગરીબ શિયાળ જેવો બની ગયો અને ભુગભને આધીન થઇ ગયો ભુ ર્ભે રા તની સમક્ષ હાથીને કહ્યુ કે હે હાથી! તારા મદને લીધે તને તારા હૃ ય વિષે તમો ગુણ રૂપી અ ધકાર વ્યાપી રહેલો છે, તેનો તુ પરીત્યાગ કર અને સર્વ વ્યાપક અ તર્યામીને ભજ આ સાભળી હાથીને સ જ્ઞા થઇ અને પોતાનુ મસ્તક ભુગભના ચરણ પ્રતિ નમાવ્યુ, ભુગભ હા ી ઉપર પોતાનો હાથ મૂકયો, તથા હાથીને ગુરૂ મ ત્રનો ઉપદેશ કરી માથામા તિલક કર્યુ અને પોત ી માળા હાથીના ગળામા પહેરાવી વિશેષમા હાથીને બોધ કર્યો કે તારે તા થી બ તી મ ત સાધુઓની સેવા કરવી તથા સ તોનુ એઠુ ખાઇ તારૂ પોષણ કરવુ આવો અમૂલ્ય બોધ આપી ભુગર્ભે મદોન્મત હાથીને પોતાનો શિષ્ય બનાવી દીધો ગાંડો હાથી આ પ્રમાણે ભુગભને તાબે થયો એ જોઇ રાજા ભુગભને પગે પડયો અને પોતા નાથી થયેલી અપરાધની તેને અનેક ક્ષમાઓ ચાહી, પોતે છીનવી લીધેલો ગરાસ ભક્ત મુરારીને પાછો આપવા હુકમ કર્યા, સિવાય બીજા પણ ગામો ભુ ર્ભે ગરાસમા રા તએ આપ્યા

ભુ ર્ભ હવે ભક્ત મુરારી પાસે આવી સર્વ હકિ ત નિવેદન કરી, જેથી વાકેફ થઇ ગુરૂ શિષ્ય પ્રતિ અધિક પ્રસ ન થયા

પેલો હાથી રા ના માવતથી બધાયો નહિ તેણે પોતાની બાકી રહે લી જીદગી સ ત સેવા કરવામા ગુ ારવા નક્કી કર્યું જ ગ લમા જઇ બળતણ વિગેરે માટે લાકડા પોતા ી પીઠ ઉપર તે બોજી લાવતો અને સાધુઓના ભોજન બના વવા ા ઉપયોગમા આવે એવા હેતુથી ગામમા જ્યા સ ત સાધુઓ ી મડી હોય ત્યા બળતણ નાખતો સ ત સાધુઓનો સામ ન એક સ્થળેથી બી ે સ્થળે નિર તર લઇ જતો તથા સાધુઓના અજીઠા પતરાળાઓમાથી જે કઇ ખાવાનુ મળે તે ખાઇ પોતાનો નિર્વાહ ચલાવતો, અને તેથીજ પોતે સ તોષ માનતો આ પ્રમાણે પરોપકાર વૃત્તિથી પોતા ી જીદગી પુરી કરવાનો તેણે નિશ્ચય કર્યો

એક વખત એ હાથીએ એક વા ાર જરા ી પોડમા ન્યાં નામના અના જના

કેટલાક કોથળા પોતાની પીઠ ઉપર ધર્યા પછી ત્યાંથી એકદમ નાસી જઇ તેણે તે કોથળા સાધુસંતને ત્યાં પરોપકારાર્થે નાંખ્યા. હાથી જગ જાહેર હતો તેને ગુરૂબોધ મલ્યો હતો એટલે તે ભુગર્ભની આજ્ઞામાં હતો એ પેલા વણઝારાના ધ્યાનમાં હતું, તેથી વણઝારો સત્વર ભુગર્ભ પાસે ગયો અને હાથી વિષેની ફરીઆદ રજુ કરી. ભુગર્ભે હાથીને બોલાવી ફરી બોધ કર્યો કે તારે લોકોને લૂંટી સંતોની શેવા કરવી નહિ, પરંતુ તારા શરિરની મેહેનતથી જેટલી સંત શેવા બની શકે તેટલી કરવી. જેથી હાથીએ પોતાની એ ટેવ છોડી.

ઉપર મુજબ હાથી સર્વ રીતે સુધરી ગયો તથા તદન નમ્ર બની ગયો એ જાણી પેલા રાજાએ ફરીને તેના માવતને હુકમ કર્યો કે તું પેલા હાથીને આપણા રાજમાં રાખવા માટે ફરીવાર પકડી લાવ. હુકમ થતાંજ માવત હાથી પાસે ગયો. પણ હાથી મસ્તાન થઈ તોફાન કરવા લાગ્યો. અને માવતને હાથે પકડાયો નહિ; માવતે જાણ્યું કે તે સંત સાધુઓની પાસે સાવનમ્ર બની જાય છે. માટે હું પણ સાધુનો વેષ લઈ હાથીને ભૂલાવામાં નાંખું; આ પ્રમાણે માવત સાધુ બની હાથી પાસે ગયો જેથી હાથી નમ્ર બની ગયો, અને સહેજમાં માવતના હાથમાંની મજબૂત સાંકળમાં સપડાઇ પડ્યો. હાથીને દરબારગઢમાં લાવી તબેલામાં મજબૂત સાંકળોવડે બાંધી લીધો. હાથીએ વિચાર્યું કે આ દુષ્ટ બુદ્ધિ રાજા હવે મારી પાસે વૈતરૂં કરાવશે. અને મને સંતદર્શનનો લાભ બિલકુલ મળી શકશે નહિ; તેમજ નિર્વાહ માટે પણ સંતપ્રસાદી મળી શકશે નહિ; માટે મારે હવે જીવીને શું કરવું ? એમ વિચારી તેણે ખાવાપીવાનું બંધ કર્યું. ત્રણ દિવસ સુધી કંઇ ખાધુંપીધું નહિ, એટલે રાજાએ માવતને કહ્યું કે તું એને જમના કાંઠે લઇ જા; એટલે તે ત્યાં ધરાઇને પાણી પીશે. માવત હાથીને જમનાજીના આરા આગળ લઇ ગયો. હાથીએ વિચાર્યું કે હું જ્યાં સુધી જીવીશ ત્યાં સુધી તે રાજા મારો કેડો મૂકવાનો નથી. રાજાની ગુલામગીરી કરવા કરતાં મરવું બેહેતર; એમ વિચારી તે જમનાજીના એક મોટા ધરા આગળ ગયો, અને ત્યાં ડુબી જઇ તેણે પોતાના શરિરનો ત્યાગ કર્યો. પરંતુ પેલા દુષ્ટ બુદ્ધિ રાજા પાસે ગયો નહિ.

ભક્તિ તથા સત્સંગના અનેક દાખલાઓ ધડો લેવા લાયક છે, ભક્તિ એટલે ઇશ્વરના રૂપમાં, ભજનમાં, ધ્યાનમાં, સ્થાનમાં, તથા નામમા લીન થઇ જવું. નિરંતર દરેક સ્થળે દરેક વખતે પરમાત્માનેજ દેખવા. ભક્તનો સમાગમ પણ અતિ દુર્લભ છે. મુરારી ભક્તનો શિષ્ય, વળી ગુરૂ કરતાં પણ ચમત્કારમા અધિક નીવડ્યો. હાથીને ધણી સજા થઇ, રાજાની બુદ્ધિ પણ ઠેકાણે આવી, આ સર્વ ભક્તિનો પ્રભાવ સમજવો.

ઇશ્વરની શેવામાં મન લાગતાં

જગતના સઘળા બંધન દૂર થાય છે, ઈશ્વર કૃપથી આખો સંસાર સુધરે છે પરિણામમાં પણ ઈશ્વર ભજન કામ લાગે છે ભક્તિ કરવામાં સમયની વાટ જોવી ન જોઈએ, કેમકે કાળની ગતિથી કોઈપણ જાણીતુ નથી આ સંસાર નિસાર અને દુખરૂપ ગણાય છે, તેને સારવાળો અને સુખરૂપ કરવાનો માર્ગ ભક્તિ છે ગમે તેવી હલકી સ્થિતિમાં હોય તેવાને ભક્તિ ઉંચી સ્થિતિમાં લાવી દેવાને સમર્થ થાય છે મનુષ્ય જન્મમાજ આ લાભ લઈ શકાય છે અન્ય પશુ આગર પ્રાણીઓ ભક્તિના ભાવને સમજી શકતા નથી પેટ ભરવાના પ્રપંચોને તજીને ઈશ્વરને ભજી લેવા કે જે ઈશ્વર સત્તાથી આપણે સઘળો વ્યવહાર કરીએ છીએ, અને આ જગતને સાચા જેવુ જાણીએ છીએ.

અજ્ઞાનના આવરણથી જેઓના અંતકરણ ઢંકાઈ ગયા હોય છે તેઓ, ઈશ્વરસંબંધી વિષયમાં અજાણપણુ હોવાથી વિષયરમની વાતોમાજ અથવા ક્ષણભંગુર હાડમાંસના દેહનુજ માત્ર લાલનપાલન કરવામાં જન્મની સફળતા માની બેસે તેમાં આશ્ચર્ય નથી પછી એનુ પરિણામ એઓ જે અનુભવે તે ખરૂ

# શ્રીમદ્ ભાગવત સપ્તાહ શ્રવણ

મહાત્મા વ્યાસ પ્રણિત શ્રીમદ્ ભાગવત તે માત્ર ઉપનિષદોનુ દોહન છે, તત્વ છે સારરૂપ છે, તેમજ તેને જે અલંકારિક રીતે ગુંથવામાં આવ્યુ છે તેમાં પણ તેના પ્રણેતાની અગાધ બુદ્ધિ દર્શાય છે એજ એ શ્રીમદ્ભાગવત કે જેનુ સાત દિવસ શ્રવણ કરવાથી પરીક્ષિત રાજા જન્મ મરણના ચક્રમાંથી છુટી જઈ મોક્ષપદને પામ્યા માત્ર એક પરીક્ષિત રાજાજ મુક્તિને પામ્યા એમ નથી એવા ઘણા જીવાત્મા એ કથાના શ્રવણથી પુરાગલવામને પામ્યા નથી, આજે પણ એ શ્રીમદ્ ભાગવતની સપ્તાહો થાય છે પરંતુ તેમાં વાચનારા કે સાંભળનારા કોઈની પણ મુક્તિ થતી નથી, તેનુ શુ કારણ? શ્રીમદ્ભાગવતનો પાઠ કરવા પછી કે તેનુ શ્રવણ કર્યા પછી મનુષ્યને આ મિથ્યા સંસારનો મોહ કેમ ઓછો થતો નથી તેના ઉપર વિરાગવૃત્તિ કેમ નથી આવતી? એ મોટુ આશ્ચર્ય છે! મનુષ્ય દેહ જેવો દુર્લભ દેહ પામ્યા છતાં અને શ્રીમદ્ભાગવત જેવુ અમૃત સાધન છતા જીવાત્માને એનો ને એનોજ રઝળપાટ! કેવુ આશ્ચર્ય! એક નહિ પણ અનેક પારાયણો કરવામાં આવે છે, છતાં પરિણામમાં શુન્ય!!! આમ થવાનુ કારણ? વાંચેના

ઇતિહાસમાંથી તેનું ખરૂં કારણ સમજાશે.

પૂર્વે તુંગભદ્રા નદીને તીરે એક આત્મદેવ નામનો બ્રાહ્મણ વસતો હતો તે સર્વ ધર્મકર્મમાં તત્પર અને સાક્ષાત્ સૂર્યરૂપ હતો. તેની સ્ત્રીનુ નામ ધુંધલી હતું એ અતિ સૌદર્યવાન અને મન મોહક હતી. સ્વભાવે હઠીલી, ધારેલી વાત નહિ મૂકનારી પરનિંદામાં શૂરી-પુરી! ક્રુર, બહુ બોલનારી, લોભણી તેમજ કલેશ કરવામાં તે પોતાને આનંદ માનનારી હતી. એ આત્મદેવ બ્રાહ્મણ ધનાઢય હતો પણ તેને એક પણ સંતાન નહોતું જેથી તેને પોતાના કશા વૈભવમાં સુખ દેખાતું નહોતું સંતાનની તેઓને બહુ લલુતા હતી. તેને માટે તિર્થવૃત્ત બહુ કર્યાં. બાધા આખડી લીધી પણ કોઇપણ રીતે તેને સંતાન પ્રાપ્તી થઇ નહીં તે પછી તેણે પોતાના ધનવડે પરોપકાર કરવો શરૂ કર્યો. ગરીબોને ગાય, સુવર્ણ, પૃથ્વી, વગેરેનાં દાન આપવા માંડયાં. લગભગ પોતાનું અરધું ધન એજ રસ્તે વાપરી નાખ્યું, છતાં છોકરો કે છોકરી એક પણ સંતાન પ્રાપ્ત ન થયું. ધુંધલી પતિને આખો દિવસ કાયર કાયર કરી નાંખતી ને રોકકળથી આત્મદેવને દુ:ખી કરતી. એક સમયે હમેશના કંકાસથી કંટાળી આત્મદેવ બ્રાહ્મણ કોઇ ગાઢ વનમા જતો રહ્યો, ત્યાં એક તળાવને કાંઠે પાણી પીને થાક ઉતારવા બેઠો છે તેવામાં કોઇ એક સન્યાસી યદ્દચ્છાએ નીકળી આવ્યો, એ સન્યાસીની મહા જ્ઞાની જોઇ આત્મદેવ બ્રાહ્મણે તેને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા તે પછી એ આત્મદેવ બ્રાહ્મણ બોલ્યો ! હે મહાત્મા ! હું બહુ દુઃખી છું, મા'રા દુઃખનું નિવારણ કરો, હે સ્વામીન અમે અનેક વૃતો અને તપશ્ચર્યા કરી, પરંતુ અમારી મનવાંચ્છના પુરી ન થઈ.

હે યોગીન્દ્ર મા'રા દુ:ખની કથા શી કહું ? મારા પૂર્વજોની શ્રાધ્યાદિક ક્રિયા કરનાર પુત્ર નથી એથી આ સંસાર મને વિષમય થઇ પડયો છે મો'ટી સંપત્તિ છતાં મને પુત્ર વિના સંસારમાં શાંતિ ન જણાઈ, મા'રી સ્ત્રી પણ એટલા સારૂ રૂદન કર્યા કરે છે હે મહાત્મન્ ! દેવતાઓ અને બ્રાહ્મણો પણ મા'રાં આપેલાં અન્નાદિકને પ્રીતિથી લેતા નથી ! પુત્ર વગરના જીવીતને ધિક્કાર છે, પુત્ર વગરનો સંસાર સુનો છે ! પુત્ર વગર પિતૃઓ પીડાય છે ! સ્વર્ગની પ્રાપ્તી થતી નથી! મા'રૂ શ્રેષ્ટ કુળ છતાં સંતાન ન હોવાને લીધે સર્વ કોઇ મા'રો અનાદર કરે છે! હે દેવ ! એવો કયો દોષ મા'રામાં છે કે, હું જે ગાયને પાળું છું તે ગાય પણ સર્વથા વાંઝણીજ રહે છે, જે ઝાડને વાવું છું તે ઝાડપણ વાંઝયુંજ રહે છે. મહર્ષિ દાનવૃત્તાદિક એક પણ કરવું અમોએ બાકી રાખ્યું નથી દાનાદિક પણ પરિપૂર્ણ યત્ન કરી સાધુ બ્રાહ્મણો અને ગરીબોને સંતોષ્યાં, પણ કોઈ પણ રીતે મને પુત્ર પ્રાપ્તી થઈ નહિ તેથી આ વનમાં હું દેહ છોડી દેવાને આવ્યો છું, એમ બોલી તે આત્મદેવ બ્રાહ્મણ મો'ટે સાદે રોવા લાગ્યો !

સન્યાસીએ કહ્યુ. હે વિપ્ર ! આમ એક બાળકની માફક રૂદન કરવું તને

ઘટિત નથી! જો તું શુભકર્મમાં સર્વદા પ્રીતિ રાખીશ, યથાશક્તિ પુણ્યાદિક કરી શ દુખીના દુખ જાણીશ અને પ્રાણી માત્ર ઉપર દયા રાખીશ તો પુત્ર વગર પણ સ્વર્ગનો ... પણ જન્મ મરણાદિ જંજાળમાંથી છુટી પરમપદને પામીશ સ્ત્રી પુત્રાદિક એ તો માત્ર માયાની જાળ છે, સાધુ પુરૂષોએ અથવા પોતાના હિતને જાણનારા પવિત્ર બ્રાહ્મણો! એ ઝાંઝવાના જળની, તા'રા જેવી લાલુતા રાખતા નથી! કારણ, સત્ય સુખ, સ્ત્રી પુત્રાદિકમાં નથી ધનધાન્યમાં નથી! વૈભવ વિનાસમાં નથી! સત્યસુખ માત્ર પારકાનું ભલું કરવામાં છે, બીજાના દુખો દૂર કરવામાં છે, પ્રાણી માત્રને આત્મ ભાવોથી જોવામાં છે! સ્વરૂપની ઓળખ ત્યારેજ થાય છે કે જ્યારે માનવીનું જીવન પરાર્થજ વહન કરતુ હોય છે! જ્યારે તેને સુખ દુખ, હર્ષ શોક જય પરાજય, લાભાલાભ સર્વ સમાન હોય છે! હે મહારાજ! સંસારરૂપી બળતા પ્રચંડ દાવાનળમાં એ સ્ત્રી સુખ ક્યાંથી! જે સુખ મહા યોગ સાધનાથી મળવું પણ દુર્લભ છે તે હમ તા'રા જેવો એક પવિત્ર બ્રાહ્મણ હરિઇચ્છાને શરણ રહી, આ સંસારના આવા ગમનના ચક્રમાંથી નીકળી જાય છે પણ હા! તું તદ્દન સ્વાર્થની મૂર્તિરૂપ છે, તા'રી વિદ્યા અને તા'રૂ જ્ઞાન માત્ર તા'રી આ સંસારની પ્રબળ વાસનામાં વિલીન થયું છે! પુત્ર વડેજ સ્વર્ગ મળે કે ત્યારેજ સંસાર સુખરૂપ જણાય એ માનવું તે તો કેવળ અજ્ઞાનતા છે, હે ભૂદેવ! વિસ્મય સંસારમાં અમૃતની આશા શી? વ્યર્થશોક મુકી તા'હરી જીંદગી પરાર્થે અર્પણ કર તું જે પુત્ર પુત્ર કરી રહ્યો છે પણ પુત્ર તો શુભ વૃત્તિવાળો સત્પુત્ર હોયનોજ તેમાંથી સુખની પ્રાપ્તી થાય પણ જો તે કુપાત્ર નીવડ્યો હોય તો એ ઉલટો નરકમાં નાખનારો થાય છે સંસારને વિષમય કરી નાખે છે! તું શું એમ માને છે તે તા'રૂ માનવું યોગ્ય છે? પુત્ર ઉપર ત'રી પોતાની અને તા'રી સ્ત્રીની મુક્તિનો આધાર તું રાખી બેઠો છે, તા'રા પૂર્વજોની શુભ ગતિનો આધાર પણ તે ઉપર જ રાખી બેઠો છે! કેવી અજ્ઞાનતા! હે વિપ્ર! જેઓના હૃદય પરમ પ્રેમમય, પવિત્ર, પ્રભુભક્તિમાં તલ્લીન અને પરાર્થેજ જીવિતનો વ્યવહાર કરનારા હોય છે એવા હૃદયો આવા તુચ્છ સુખની અપેક્ષા રાખતા નથી! સ્ત્રી પુત્રાદિકના સુખ શું સત્ય છે? અરે પ્રારંભથી તે છેવટ સુધિ તેમાં સુખ છેજ નહિ, માત્ર મનની એ નિર્બળતા તેમાં માનવીને પુરી રાખે છે!

આ રહી પોતાની હકીકત સાંભળ! મા'રે બે સ્ત્રીઓ ને ત્રણ પુત્ર છે હું શ્રીપાલ નગરનો નિવાસિ છું આજે સન્યસ્ત ગ્રહણ કર્યાને મને પુરા દસ વર્ષ થયા તા'રી પેઠે મને પણ સ્ત્રી ઉપર બહુજ મમતા હતી અને પુત્રમાંજ હું મા'રૂ સર્વસ્વ જોતો હતો રાત દિવસ મે અનેક પ્રપંચો કરી ધન ઉપાર્જન કરી તેમના સર્વ કોડ પુરા કરવા પુરતો પ્રયત્ન કર્યો પરંતુ સુખ એમ પ્રયત્નોથી મળી શકતું નથી જેવા કર્મ કર્યા હોય છે તેજ પ્રમાણે મળે છે બે સ્ત્રીઓ હતા

બીજે દિવસે ઘું'ઘટ્ટી સવારમાં વહેલી ઉઠી સ્નાન કરીને ફળ ખાવાની તૈયારી કરતી હતી તેવામાં તેના હૃદયમાં વિચારનાં લહરી ઉઠી તેણે વિચાર્યું કે ફળ ખાવાથી બહુજ હેરાન થવું પડશે કારણ કે ફળ ખાવાથી ગર્ભ રહે. ગર્ભ રહેવાથી કાયા કબળી પડી જાય તો પછી ઘરના કામકાજ કોણ કરે? કદાચ ગર્ભ આડો આવી જાય તો તેની કળી શકે નહિ એમાંથી મૃત્યુજ થાય. કદાચ ગામમાં ધાડ પડે તો ગર્ભિણી સ્ત્રી શી રીતે નાશી શકે? એ તો બધું ઠીક પરંતુ જણ્યા પછી પણ સંતાન ઉછેરવાની પીડા કયાં કમતી છે? તેમજ જો જણતાં જણતાંજ મરી ગઇ તો મારી નણંદ આવીને મારું સર્વસ્વ લઇ જાય! મારે દીકરો એ નથી જોતો કે દીકરીએ નથી જોતી અમારા કરતાં તો વાંઝણી સુખી ન કહી હું એ ફળ નહિજ ખાઉ.

તેના પતિએ બે ત્રણ દિવસ ગયા પછી પુછ્યું કેમ પ્રીયે! તેં ફળ ખાધું?

પેલી ઘુંઘટ્ટીએ હા પાડી કહ્યું કે પતિ મેં એ ફળ ખાધું છે. અપૂર્ણ.

---

# अंबरीष राजा अने महर्षि दुर्वासा.

અંબરીષ રાજાના રાજ્યમાં પ્રજા સર્વ પ્રકારે સુખી અને આબાદ હતી. સદાચારવાળી એ રાજાની પ્રજા તેને પ્રભુ તુલ્ય માનતી. રાજા પોતે પોતાની પ્રજાને પોતાનાં સંતાન પ્રમાણે ગણતો. તેના રાજ્યમાં દુષ્કાળ કે કોઇ ઝેરી રોગનો ઉપદ્રવ ન હોતો. રાજાના વૈભવમાં કશી ન્યૂનતા ન હોતી તે સાત દ્વીપવાળી પૃથ્વીનો ધણી હતો. લક્ષ્મી તેની દાસી હતી આટલું છતાં એ રાજા જનક વિદેહીની માફક વિદેહીજ હતો.

અતુલિત સંપત્તિનો પતિ છતાં એ રાજાએ સર્વ વૈભવથી વિરકત હતો તેને તે માત્ર સ્વપ્નાની તુલ્ય જોતો તે બરાબર રીતે જાણતો કે નાશવંત વસ્તુઓ ઉપર મોહ શાનો? સ્વાર્થી સ્ત્રી પુત્રાદિકથી આનંદ શો? માત્ર સત્યસુખ પ્રભુ ભક્તિમાં છે. દયા, દાન અને શુભ વર્ત્તન એજ કલ્યાણકારી માર્ગ છે ઇંદ્રિયજીત એ રાજાનાં સર્વ કર્મો પ્રભુ અર્થે હતાં તેનું ખાવું, પીવું, બોલવું, ઓઢવું. પાથરવું વગેરે સર્વ વ્યવહાર પ્રભુ અર્થેજ હતા. ગૌબ્રાહ્મણની સેવા ગરીબો ઉપર દયા પ્રજાના સુખ માટે અતિ ઉગ્ર કાળજી ક્ષમા અને અપરિમીત દાન એવા અનેક સદ્ગુણોએ કરીને અંબરીષ રાજા દેવ સમાન શોભતો હતો. ભગવાનના એ પરમ ભકત રાજાની વૃત્તિ માત્ર પરમાર્થમાંજ હતી. એ રાજાનાં તપ, દાન અને ધર્માચરણથી ઇંદ્રાદિક આશ્ચર્ય પામતા હતા. પવન પેઠે ચોખંડમાં એ રાજાની કિર્ત્તિ ફેલાઇ હતી. એ રાજાએ

વાસિષ્ઠ અસિત, અને ગૈતમ વગેરે ઋષિઓ પાસે વિસ્તાર વડે સરસ્વતિને કિનારે કિનારે ઘણા અશ્વમેઘ યજ્ઞ ર્ક્યા એ યજ્ઞોમા એટલુ બધુ દાન પુણ્ય કરવામા આવ્યુ હતુ કે જેનુ વર્ણન કરવાથી પણ ખરો ખ્યાલ આવી શકે નહિ પ્રજાને એટલો બધો એના રાજ્ય પ્રત્યે ભાવ હતો કે તેના રાજ્યની પ્રજા એ રાજાની રૈયત તરીકેજ પોતાનો મોક્ષ માનતી હતી તે પ્રજાને દેવતાને પ્રીય એવા સ્વર્ગ લોકની કિંચિત્ માત્ર ઇચ્છા ન હોતી

પ્રજા ઉઘાડે બારણે સુતી, એના રાજ્યમા કોઇ અસત્ય બોલતુ નહિ દરદસ્તાવેજનો તોફાની પવન અને વકીલ બારીસ્ટર રૂપી આંધી કદાપિ પણ પ્રગટતી ન હોતી સર્વત્ર શાંતી અને સુખ છવાયા હતા, રાજા પ્રજાના હકનુ પાલન કરનારો હતો નહિ કે મામા મા સીના કે એવા લાગવગવાળા માણસો રાજદરબારમા ભરી કે પોતાનીજ જાતનાને ઉંચ હોદ્દે ચડાવી રૈયતના હક લેતો

રાજા પ્રજાનો સઘળો વહિવટ નિવૃત્તિ પરાયણ હતો છળ કપટની બાજી રોપી, પ્રજાના માણસોને ધાન વગરના કરી નાખવાનો એ જમાનો ન હોતો પ્રજા આદર અદરજ પોતાનો ઇનસાફ કરી લેતી અને કદાચ કોઇ કજીઓ રાજા પાસે જતો તો તેનો ઇનસાફ રાજાના નીમેલા બહુજ વિચક્ષણ ધારાશાસ્ત્રી કરતા, સાચી પુરાવા ઉપર એ સમયમા ઇનસાફ ન હોતો ગુનો કરનાર માણસ પોતેજ મા ને બાપ પોતાની ખરી હકીકત કહી જતો ને તે ઉપર તેને શિક્ષા આપવામા આવતી લોકો એવા સત્યવાદી હતા સત્ય ઉપર વિશ્વાસ હતો વાસ્તવિક રીતે એવા ગુનાહો બહુજ થોડા બનતા કે જેમા રાજાને ન્યાય આપવો પડે રાજાને પ્રજા એકરૂપ હતા ધન ધાન્યથી હુનર કળાથી ભરપૂર હતા મોટા મોટા લશકરોને નાહક ખીચડો ખવરાવવો ન હોતો પડતો અન્ય દ્વીપો કોઇ પણ રાજા તેની સાત દ્વીપ પૃથ્વી ઉપર ચડાઇ લાવવવાને અશક્ત હતો કારણ કે અંબરીષ રાજા પાસે પ્રજાબળ બહુજ હતુ જેથી તેને લશ્કરી બળની કશી અપેક્ષા રહેતી ન હોતી તેના રાજ્યમા બાળલગ્ન ન હોતા—તેના રાજ્યમા અકાળે મૃત્યુ ન હોતા તેના રાજ્યમા વિધવા વૈધવ્ય ધર્મથી અને સધવા પતિની અનન્ય ભક્તિથી પરમ પદને પામતી દેશોદય માટે ખાલી વલખા મારવા ન હોતા પડતા સત્ય, ન્યાય ધર્મ અને દયા જે રાજ્યમા પરિપૂર્ણ તપતા હોય તે રાજ્યનો ઉદય કા ન હોય? તે દેશનો ઉદય કા ન હોય? જે રાજા પ્રજાનુ પિતા પ્રમાણે પાલન કરતો હોય તે રાજાને જગતમા કોનો ભય હોય? તે રાજાને સૈન્યની શી જરૂર? એ રાજાને કર વેરામા પ્રજાને દાબી નાખવી પડતી નથી એ રાજાનો ભડાર અખટ હોય છે, એ રાજાનો પ્રતાપ દૈવી હોય છે એ રાજાની પ્રજા સુખના પારણામા ઝુલતી હોય છે આવી રીતે પ્રજાનો સુખદાતા રાજા પરમ વૈષ્ણવ પ્રભુ ભક્ત હતો તેને રાજ્ય

કે રાજ વૈભવ ઉપર કશી મમતા ન હોતી તે જે ભાર વહન કરતા તે માત્ર પોતાની પ્રાણ સમાન પ્રજાના લાભ અર્થેજ તપ, ભક્તિયોગ અને સ્વધર્મથી ભગવાનને પ્રસન્ન કરનારા એ રાજાએ ધીરે ધીરે સર્વસંગ છોડી દીધા સંસાર ઉપરની સર્વ આસક્તિને હડમેલી દીધી રાજમહાલયો, સ્ત્રીઓ, પુત્રો, બંધુઓ, હાથીઓ, રથ, ઘોડા, પ્યાદા અને રત્ન, આભરણ, આયુધ અને અનેક ખજાનાઓ એ કશામાં એ રાજાનો મોહ રહ્યો ન હોતો. જેવો રાજા પ્રભુનો પરમ ભક્ત હતો તેવીજ રાણી પણ સત્ય શીલ, દાન દયાથી જગપ્રસિદ્ધ દેવી હતી. એ દંપતિએ એક સમયે એક વર્ષ સુધીનું દ્વાદશી વ્રત—અભયાવૈતરણીનું વ્રત રાખ્યું હતું. કાર્તિક માસમાં એ વ્રતની સમાપ્તી પ્રસંગે યમુનાજીમાં સ્નાન કરી ત્રણ રાત્રીના અપવાસવાળા એ દંપતિ ભગવાનનુ પૂજન કરતાં હતા અનેક વિધિથી ભગવાનપૂજન કરતાં એ દંપતીએ બ્રાહ્મણોનુ પણ બહુજ વિધિપૂર્વક પૂજન કરી તેમને સાઠ કરોડ ગાયો દાનમા આપી. સઘળી ગાયોનાં શીંગડાં સોનાના કર્યાં હતા અને ખરીઓ રૂપેથી મઢી હતી. ગાયો પણ અતિ દૂધ દેવાવાળી, સ્વરૂપ અને ગુણવતી અને સુંદર વાછડાઓવાળી હતી. ને તે પછી સર્વ બ્રાહ્મણોને પૂર્ણ પ્રેમથ તેમને ઇચ્છીત ભોજન જમાડી એ દંપતી પારણું કરવાનું તૈયારી કરતા હતા તેવામાં અતિથિ થઇને આવેલા મહાત્મા દુર્વાસા ઋષિ તેમની નજરે પડયા.

દંપતીએ સામાં ઉઠી, ઉભાં થઈ ગંધ પુષ્પાદિકથી મહર્ષિનો સત્કાર કર્યો ને પછી ચરણમાં પડી પોતાને ત્યાં ભોજન કરવાની પ્રાર્થના કરી.

રાજાની પ્રાર્થના સ્વીકારીને મહર્ષિ દુર્વાસા મધ્યાન સમયનું કર્મ કરવા માટે યમુના કિનારે ગયા. મહર્ષિ સ્નાનાદિક વિધિમાં રોકાયા. અહીંયા રાજા રાણી મહર્ષિની વાટ જોઇ રહ્યાં. બારશ માત્ર એક ઘડીજ બાકી રહી હતી. એ અભયાવૈતરણીનું વ્રત કરનારે બારશમાજ પારણું કરી લેવું જોઈએ. રાજા રાણી ધર્મ સંકટમા આવી પડયાં મહર્ષિ ત્યાં યમુના કાઠે નિત્ય કર્મમાં રોકાઇ રહ્યા અને આંહીં બારસની સમાપ્તીમાં બહુજ થોડી પળ બાકી રહી ધર્મને જાણનાર અંબરીષ રાજાએ વિદ્વાન બ્રાહ્મણોની સલાહ લીધી તેમાં એવું ઠર્યું કે દંપતીએ જળનુંજ પ્રાશન કરી પારણાંની સમાપ્તી કરવી. તે પ્રમાણે દંપતીએ દુર્વાસા ઋષિ આવ્યા પહેલાં પારણું કરી લીધું તેવામાં સ્નાન સંધ્યાદિકથી યમુના કાંઠે પરવારી મહર્ષિ પધાર્યા. દંપતિએ તેમનો સત્કાર કર્યોને ભોજન કરવા પ્રાર્થના કરી.

ત્રિકાળજ્ઞાની મહર્ષિએ સહજ જાણ્યું કે રાજારાણીએ મુજ અતિથિનો અનાદર કરી ભોજન જેવુ કાંઇપણ કર્યું તેથી ક્રોધથી જેનાં નેત્ર રાતા થયા છે એવા ત્રૈલોકને ધ્રુજાવતા મહર્ષિ દુર્વાસા સિંહ ગર્જનાથી બોલ્યા. એ ગર્જના એવી ઉગ્ર હતી જેથી ત્રણ બ્રહ્માંડ ડોલ્યાં. તેનો એક એક શબ્દ વજ્ર સમાન હતો. તણે કહ્યું; હે મિથ્યાભિમાની ક્રૂરરાજા !

તુ જે વિષ્ણુના પરમ ભક્તનો દાવો કરે છે પણ તુ તુ દંભી અને ઠગારો છે અખંડ લક્ષ્મી અને મોટા રાજ્ય વૈભવથી તુ મદાંધ થયો છે તારા નેત્ર હુ એવી નાખીશ ત્યારેજ તને યથાર્થ સમજાશે કે ધર્મ વિમૂખ થવાથી કેવા અધમ ફળ ભોગવવા પડે છે ? તુ કરપાપી અને ધર્મનુ ઉલ્લંઘન કરનારો છે! તારી રાણી અને એમાથી કોઇપણ બુદ્ધિમાન નથી અને આ બ્રાહ્મણો કે જે તારા દાનધર્મના તેજમા અંજાઇ ગયા છે તેણે તને ધર્મના ચીલામાથી બહાર કાઢી નાખ્યો છે! અતિથિનો ભોજન સત્કાર કર્યા પહેલા ગ્રહસ્થથી કેમ ભોજન લેવાય ? હે મૂર્ખ ! તે સનાતન ધર્મ ઉપર પાણી ફેરવ્યુ છે તુ જગતમા વૈષ્ણવતાનો ડોળ કરે છે પણ પરા ખરે ! તુ વૈષ્ણવજ નથી ! તું એમ જાણે છે કે હુ સાત દ્વીપવાળી પૃથ્વીનો અધિપતિ છુ તેથી આ બાહ્મણ શા હિસાબમા ? જો તારા હૃદયમા આમ પાપજ ભરાયુ હતુ તો શા માટે તે મને તારે ત્યા ભોજન લેવાની પ્રાર્થના કરી હતી ? અને જો તે મને ભોજન માટે પ્રાર્થના કરી મને અતિથિ તરીકે ભોજન કરાવવાની તે ઈચ્છા બતાવી તો પાછળથી આમ અનાદર કરવો એ શુ ગ્રહસ્થાધર્મને ઘટિત પગલુ કહેવાય ? પરા તુ કે જે સ્ત્રી પુત્રાદિક અને ચલિત લક્ષ્મીથી અંધ થયો છે તેની નજરમા આ તપસ્વી બ્રાહ્મણની શી શક્તિ છે અથવા તેનો પ્રતાપ કેવો છે તે કયાથી આવે અને હૃદયચક્ષુ રાજાઓને તો હોતાજ નથી તો વળી તારામા તે કયાથી હોય ?

તે મને બહુ રૂડી મેહેમાની આપી! સત્યવાદીપણાનો તુ ડોળઘાલુ છે તે મે આજેજ જાણ્યુ ! જો હુ આવુ જાણતો હોત તો કદાપિ તારે દ્વાર આવતજ નહિ તે બ્રાહ્મણોને દાન કર્યા અને ગરીબોને જે કંઇ આપ્યુ તે તો માત્ર જગતમા કિર્તિ મેળવવા ખાતર પરંતુ હૃદયનો તુ અવશ્ય દાભીકજ છે! પરંતુ તુ જોઇ લે જે કે દુર્વાસાનો અપરાધ કેવો દોહ્યલો છે રાજાએ કહ્યુ મહારાજ મારો અપરાધ ક્ષમા કરો મારે અભયા વૈતરણીનુ વ્રત હતુ એટલે બારશમાજ પારણ કરી લેવુ જોઇએ એ તેમજ આપ અતિથિને જમાડયા સિવાય મારે જમવુ પણ ન જોઇએ આમ ધર્મ સંકટમા આવી પડતા અમો દંપતીએ માત્ર જળની એકજ અંજલીનુ પ્રાશન કરી બન્ને ધર્મ સાચવ્યા છે અને તે પણ મારા વિચારથી નહિ આ સભાના મોટા મોટા પંડિતોના વિચારથી ને શાસ્ત્રાધારે

બસ તારી જીભ બંધ કર એ ડહાપણ બીજા પાસે ચાલે એ ગોટાળા પીડાળા દુર્વાસા પાસે કદી નભી શકે નહિ તારી ઉદ્ધતાઇનુ ફળ હુ હમણાજ અત્યારેજ તને બતાવુ છુ કે જેથી બીજાઓને પણ તેમાથી શિક્ષણ મળે એમ કહી પોતાની જટા એવા તો જોરથી પછાડી કે બ્રહ્માંડ ગાજી ઉઠયુ તેમાથી એક કૃત્યા નીકળી એ તાપસીના હાથમા નાગી તલવાર હતી અગ્નિ સમાન નીકળતી જવાળા સરખી એ કૃત્યા તલવાર લઇને અંબરીષ રાજાને મારવા આવી પરંતુ જેના હાથમા

ધર્મની ધીંગી ઢાલ છે તેને કૃત્યા–કે કાળ. મોત–કે જમડંડ–શું કરી શકે ! ભગવાન ઉપર જેને પરમ વિશ્વાસ છે, એવા અંબરીષ રાજા કૃત્યાને જોઇને સહેજ પણ ડગ્યા નહીં, કંપ્યા નહિ હાથ જોડીને દુર્વાસા ઋષિને જેવી રીતે પ્રાર્થના કરતા ઉભા હતા તેવાજ મેરૂ પર્વતની પેઠે અચળ ઉભા રહ્યા ! દુર્વાસા ઋષી, અંબરીષ રાજાની આવી અવિચળ દ્રઢતા જોઇ આશ્ચર્યચકિત થયા ! તેઓ કૃત્યા પ્રત્યે બોલ્યા; રે કૃત્યા ! તું શું જોયા કરે છે? અંબરીષ રાજાનું માથું ઉડાડી દે. કૃત્યા જે મૂઢની પેઠે સ્તબ્ધ થઇ ગઇ હતી તે તલવારનો પોતાનો હાથ જેવો અંબરીષ રાજા ઉપર ખેંચવા જાય છે તેવામાં પોતાના ભક્તની રક્ષા કરવાવાળા ભગવાને સુદર્શન ચક્રને અંબરીષ રાજાની સહાયે મોકલ્યું જે ચક્રની પ્રભાતે ત્રૈલોક પણ સહન ન કરી શકે એવાં એ દિવ્ય ચક્રે એકાએક તે કૃત્યાને બાળી ભસ્મ કરી નાંખી ! એટલેથીજ એ ચક્રનું કાર્ય પત્યું નહિ તે દુર્વાસા ઋષિનો વિનાશ કરવા તેની પાછળ દોડયું પ્રચંડ જ્વાળાવાળું એ ચક્ર જાણે ત્રૈલોકને ભસ્મિભૂત કરવાને પ્રેર્યું ન હોય એવું ચક્ર પોતાની પાછળ પડયું છે એ જાણી દુર્વાસા મહર્ષિ બહુ ગભરાયા. યોગના પ્રભાવથી દુર્વાસા ઋષી દિશાઓ અને ગગન મંડળમાં અનંત વેગે નાસવા લાગ્યા તેમ ચક્ર પણ તેની પાછળ એવાજ વેગથી દોડતું રહ્યુ. આકાશ પાતાળ, નાગલોક, દેવલોક, યક્ષ, ગંધર્વ સર્વના સ્થાનમાં ફરી વળ્યા પણ કોઇપણ જગોએ તેને આશ્રય મળ્યો નહિ કાળરૂપ થઈને ચક્ર તેની પાછળ ભ્રમણ કરવા લાગ્યું જેના પ્રભાવે દુર્વાસા અતિ પીડીત થવા લાગ્યા. તે પછી તેઓ બ્રહ્માજીને શરણે ગયા અને પોતાના વિતકની સર્વ હકીકત બ્રહ્માજી આગળ નિવેદન કરી. સર્વ વાત સાંભળ્યા પછી બ્રહ્માજી બોલ્યા કે તમોએ ભગવાન ભક્ત સાથે વિરોધ કર્યો જેનો અનુગ્રહ કરવા હું શક્તિમાન નથી કારણ કે જેના એક નિમીષમાં અનંત બ્રહ્માંડ સૃજાઇ જાય છે અને એકજ નિમીષમાં અનંત બ્રહ્માંડનો વિનાશ થઇ જાય છે એ ભગવાનની અકળ માયાને જાણવાને હજુ સુધી તો હું સમર્થ થયો નથી તો પછી તેના ભક્તનો અપરાધ કરનારને હું શી રીતે બચાવી શકું? કારણ ભગવાનને લક્ષ્મીજી કરતાં પણ પોતાના ભક્ત બહુજ વહાલા છે ભગવાન જે કાર્ય કરવામાં અસમર્થ થાય છે તે કાર્ય તેના ભક્તો કરી શકે છે ભગવાનના એવા ભક્તનો હે મહર્ષિ તમો અપરાધ કરી આ સુદર્શનના ઉગ્ર અગ્નિમાંથી બચવાની આશા રાખો છો તે માત્ર ઝાંઝવાના જળ જેવી ! આકાશનાં પુષ્પ જેવી ! વંધ્યા નારીના સત્પુત્ર જેવી ! ! ! અપૂર્ણ.

## मानवी कोण? जीव जो विचारी!

(ઈંદ્ર વિજય છં.)

રેઝેંતુ ભજ શાંત હુમેશ, કરીને કરી શેં ચિત્ત ભમાવી,
માનવ હાથ ઉપાય નહીં, પ્રભુએ ઘરમાગ હુમેશ ચલાવી,
રાય ગાને અતિ રંક ગયા, ગુણવાન ગુમાની દયા જન જ્ઞાની,
જાણુ જરૂર ન સ્થિર પાજ, પ્રભુ ભજ ભગવાન પીછાની ૧

ગનખુા છંદ

થાય ધાર્યુ સઉ વિશ્વના નાથનુ નહિ નહિ આપણો કઇ ઉપાએ
નામનો નાશ છે વેદના વચન એ, કાળને ઘટડે સઉ દળાએ,
જેહુની પુકથી પ્હાડ ફાટી પડે, રાવણાદિક મ્હા ક્રોધ ભારી,
દેવ દાનવ સઊ દેખ ચાલ્યા ગયા, માનવી કાણુ? જીવ જો વિચારી ૧

કૌરવો ને વળી પાડવો જે થયા, રાજ્યને માટય, કરી દાટ વાળ્યો,
શોધ કય શોધ કય કયાઇ ચાલ્યા ગયા, રહે અ યા કોઇને નજર ભાળ્યો,
શત્રુ રણજીત મન ભીત ધરતા નહિ, મ્હારથી જે હતા ધનુધારી,
દેવ દાનવ સઉ દેખ ચાલ્યા ગયા, માનવી કોણ? જીવ જો વીચારી, ૨

જે જરાસંધ મતિ અંધ થઇ અંતરે, રાય રાણા અતિ જુલમ કરતો,
જેહુના ચરણથી ધરણ ધ્રુજતી અરે, મૃત્યુની બ્હીક મન તે ન ધરતો,
પણ અરયા જીવ ગતિ કાળની ગહન છે, એહુને લઇ ગયો ઠોઠ મારી
દેવ દાનવ સઉ દેખ ચાલ્યા ગયા, માનવી કોણ? જીવ જો વિચારી ૩

મહા જમરાણુ જે બાણુ રાજા થયો, હાથ સહસ્રના જોર વાળો,
ઉગ્ર વરદાન તે નાનચે મેળવ્યુ, પૂરણ મસ્તાન અભિમાન વાળો,
નવ મળે નામ નિશાન કઇ એહનુ, મત્યુને ન વશ કર્યુ કોઇ વારી,
દેવ દાનવ સૌ દેખ ચા યા ગયા, માનવી કોણ? જીવ જો વિચારી ૪

એમ ભગવાનરે જ્ઞાન દ્રષ્ટી વડે, જગતનો ખેલ ખોટોજ ધારો,
કાળ ચક્રી નિત્ય ફરતી રહે વિશ્વમા, માનવી શુ કરે ત્યા વિચારો!
કોટી જુગો થયા કોટી જન વહી ગયા, જગત ઇતિહાસ જો નિરખારી,
દેવ દાનવ સૌ દેખ ચા યા ગયા, માનવિ કોણ? જીવ જો વિચારી ૫

# વિદ્યાવિલાસી ભોજરાજા.

( ગયા અંકના પૃષ્ટ ૧૮૨ થી ચાલુ )

રાજારાણીનું લક્ષ પોતાની પ્રજાની કેળવણી ઉપર ઘણુંજ હતું. એમનો એ ખાસ સિધ્ધાંત હતો કે જ્યારે મારી સર્વ પ્રજા વ્યવહારિક અને ધર્મનિતીની કેળવણીથી વિભુષિત થશે ત્યારેજ રાજ્યની અને પ્રજાની સંપૂર્ણ આબાદી થશે. જો પ્રજામાં ઉંચા પ્રકારની ધર્મની કેળવણી ફેલાઇ હશે તો આપોઆપ ટંટાફિસાદ ઓછા થતા જશે. એટલુંજ નહિ પણ આ લોક અને પરલોકનું કલ્યાણ સાધી શકશે. જો મારી પ્રજાને રૂડી રીતે વ્યવહારિક કેળવણી આપી હશે—ઉદ્યોગ હુનરની કેળવણી આપી હશે તોજ દેશમા મોટા મોટા ધંધાઓની સ્થાપના થશે કે જેના પરિણામમાં મારા આખા રાજ્યમાં કોઇને ભુખના દુ:ખથી પીડાઇ ભીક્ષા માગવાનું નીચ કાર્ય કરવું નહિ પડે. ભોજરાજાનું એ સમજવું યથાર્થ હતું. જે રાજા પ્રજાને પઇસે તાગડ ધિન્નાં કરે, પ્રજાના પઇસા પોતાની મોજ મજામાં વાપરી નાંખે, રૈયતના હીતાહિતનો વિચાર કરે નહિ, રૈયતની સુખદુખની પરવા કરે નહિ. જે રાજા દેશના ઉદ્યોગ ઉપર લક્ષ આપે નહિ અને અન્ય દેશના માણસો આવી એ દેશનો પઇસો હુનર કલા દ્વારા અને એવીજ રીતે હરી જાય તે રાજા અને તેની પ્રજા કોઇ અનિવાર્ય દુ:ખમા આવી પડે છે ભોજરાજા આ સકળ વાત જાણતો હતો જેથી તેણે પ્રજાની સલામતીમાજ પોતાની અને રાજ્યની સલામતી—આબાદી જોઇ હતી. એ ધારાનગરીમાં સરસ્વતી દેવીની એટલી બધી મહેર થઇ હતી કે તે સરસ્વતિપુર એના નામથી ઓલખાતી. ભોજરાજાના રાજ્યમાં પ્રજાને બહુ સુખ અને શાંતી હતી તેનું મુખ્ય કારણ તો એજ હતું કે પોતાની તમામ પ્રજા—બાળક, યુવાન અને વૃદ્ધ સર્વ સ્ત્રી પુરૂષ યોગ્ય કેળવણીથી વિભૂષિત થતા. અને તે કેળવણી માત્ર માથાઝીકણી અને ગોખણીયા જ્ઞાનની ભરેલી અવ્યવહારૂ નહિજ તો! જે કેળવણી લીધા પછી નોકરીની ભિક્ષા માગવી પડે કે ઘરમા બેઠાં બેઠાં ભુખ્યાં રહી મંગળગીત ગાવા પડે! કે જે કેળવણી લઇ શરીર અને મગજના કુરચે કુરચા ઉરાડી નાંખ્યા હોય ને જેમાં લગભગ અરધી આયુષ્ય ખતમ કરી હોય ને પરિણામમાં ઘરમા બેસીને રોકાવાનુજ માત્ર હાથમા આવ્યું હોય એવી કેળવણી નહિજ તો એવી કેળવણી કે જેમા દેશપ્રેમ અને દેશભક્તિ નહિ! નહિજ તો એવી કેળવણી કે જેમાં માત્ર મગજ ખવાઇ ગયું હોય! નહિજતો એવી કેળવણી કે જે વગર વ્યવહારૂ હોવાથી નિશાળ અને માસ્તરને છેલ્લા પ્રણામ કર્યા પછી અને વ્યવહાર મા પડયા પછી શોધવા જતા ભણનારના મગજમાથી એમની એમ આખી પાખી સાંગોપાંગ નીકળી જઇ નિશાળના ગોખલામા ભરાઇ પેઠી હોય કે ગરી ગઇ હોય પેલા મોટા મહેતાજીના મગજમાં.

એવી કેળવણી ભોજરાજાના વખતમા નહોતી આપવામા આવતી કે જેથી માબાપ અને વડીલોની સામા થતા શીખાય ! તેમ એ કેળવણી એવી બાયલી પણ નહોતી આપવામા આવતી કે જેથી હિંમત અને શૌર્યનો નાશ થયો હોય, એક સ્ત્રી કરતા પણ ભીરૂ અંત કરણ થઈ જાય, જીંદગી અકારી થઇ પડે, ભરણ પોષણના સાસા થઇ પડે, ને દેશના યુવકો મુડદાન શરીરે નોકરી શોધતા હોય!

અને ભણ્યા તો એવુ હોય કે તેના કરતા ન ભણેલો પેલો દુકાનદાર જ્યારે મોઢેને મોઢે હિસાબ કિતાબ કરતો કરતો ધમધોકાર વ્યવહાર ચલાવતો જતો હોય, ત્યારે અમારા આ ભાઈ સાહેબ કે જેણે ૨૩ વર્ષ સુધી કેળવણી લીધી હોય તેને કાગળ, ખડિયોને કલમ હાથમા લઇ દસ ભૂલ પછી માત્ર એકજ દાખલો સાચો થયામા આનંદ માનવો પડે

શિક્ષણ તો એવુ કે નોકરીમા પડયા પછી બાર મહિને ઇતિહાસ! ભૂગોળ, ખગોળ, રસાયન! અર્થશાસ્ત્ર કે વ્યર્થશાસ્ત્ર સર્વ ખલાસ! પેલા નહિ ભણેલા દુકાનના માલિકને આ ભણેલો નોકર ન પરવડયો! કારણ ભાઈ સાહેબ ભણેલા એટલે ખોટી હુંશીયારીનો પાર નહિ! આખો દહાડો માથાની બાબરી ઓળ્યા કરે, આરસામા ડાચુ જોયા કરે, ને બૂટ અને કોટને બ્રસ માર્યા કરે, સાણુએ ડાચુ પોયા કરે! એ બધી પંચાતો ભાઈ સાહેબ શીખેલા તેથી પેલા દુકાનદારની નોકરી કરે કે પોતાના શરીરની ટાપટીપ કરે?

હિસાબ ગણતા હૈયાના હોસકોસ ઉડી જાય ને ખાલી બડાશોમા યુરોપને અમેરિકાની વાતોના ગપાટા મારે એવો નોકર દુકાનદારને ન પરવડયો આપી રજા!

ભાઈ સાહેબના ભુંડા હાલ! ધંધાની કેળવણી શીખ્યા નથી કે કોઇએ શીખવવાની દરકાર કરી નથી અને નોકરીમા તો નાલાયક દેખાયા એટલે વાગ્યા બાર પુરેપુરા મા બાપે લફરૂ તો બાળપણથીજ ગળે લટકાવી દીધેલુ અને તેના પરિણામમા ભણીને બહાર પડયા તેવે ટાણે બીજી કમાણી તો દૂર રહી પણ નાના નાના બચ્ચાઓનો ઘરમા શંભુમેળો!!! ને આપણુ જોયુ કે ભાઈ સાહેબ ભણ્યા તો એવુ ઉપયોગનુ છે કે એંડો પાર!

આવી વગર વ્યવહારૂ, ધર્મ રહિત અને ઉદ્યોગ ધંધામા દેશના તમામ યુવકો પાવરધા ન થાય એવી કેળવણી ભોજરાજાની નહોતી

ભોજરાજાની પાઠશાળાની કેળવણી તો એવી હતી કે જે કેળવણીથી દરેક યુવક મુડદાલ નહિ પણ યુવાન થતો જે કેળવણીથી દરેક યુવક પોતે સ્વાશ્રયબળ ઉપર ઘુમતા શીખતો, જે કેળવણીથી સ્વદેશાભિમાન પ્રકટતુ! જે કેળવણીથી સ્વતંત્રતા ઉદ્ભવતી જે કેળવણીથી મનુષ્ય જન્મનુ ખરૂ કર્તવ્ય સમજાતુ, જે કેળવણીથી આ લોક અને પરલોકનુ કલ્યાણ થતુ

એવી ઉત્તમ કેળવણીથી ધારાનગરી બહુજ સમીપના સમયમા શારદા નગરી થઇ પડી સ્થળ સ્થળ, ઘર ઘર સર્વ કોઇ

વિદ્યાવિલાસમાં નિમગ્ન થવા લાગ્યાં રાજકોષ ભરપૂર થયો, દેશની સમૃદ્ધિ વધી.

ન્યાયાધિશને કડાકુટ ઓછી થઇ દેશમાંથી કજીયા ટંટા ઓછા થયા લોકો પોતપોતાના યથાર્થ ધર્મ સમજવા લાગ્યા. જ્યાં જુઓ ત્યાં લક્ષ્મીની રેલછેલ જણાવા લાગી. સર્વ કોઇ સુખને ઝૂલે ઝૂલવા લાગ્યાં જ્યાં જુઓ ત્યાં આનંદ મંગળના દિવસો દર્શાવા લાગ્યા; ધારાનગરીમાં કોઇ ભિખારી ન રહ્યું ભોજરાજાની કિર્તિ દશે દિશામાં પવન પેરે પ્રસરી રાજ્ય પંકાવા લાગ્યું ને શત્રુઓ ભોજરાજાના નામથી થરથરવા લાગ્યા દેશ દેશથી વિદ્વાન-પંડિતો-કવિઓ આવવા લાગ્યા, ભોજરાજાની સભામા વિદ્યાવિનોદ થવા લાગ્યા, જાણે સાક્ષાત્ દેવ સભા હોય એવો દેખાવ દિન પ્રત્યે દેખાવા લાગ્યો. ભોજરાજાએ પણ વિદ્વાનોની કદર કરવા માંડી સ્થળે સ્થળે ગામોગામ ઠામો ઠામ ને દેશોદેશ વિદ્યાવિલાસી ભોજરાજા એ ધ્વનિજ સંભળાવા લાગ્યો

(અપૂર્ણ)

---

## वेदांत.

(પુસ્તક ૩૨ માના ચૈત્ર માસના વિષયથી ચાલુ)

સર્વ શાસ્ત્રની મુખ્યદોર પ્રમેય વસ્તુ સિદ્ધ કરવાસાંજ છે વસ્તુ તત્ત્વમાં સ્થિતિ થઇ, એટલે સર્વ અધ્યયનની હદ આવી ચુકી. તે કાળે શ્રુતિનો નિર્ણય છે કે:—

नानुध्यायान्बहूञ्छब्दान् वाचोविग्लापनंहितत्

અધિક અધ્યયન કરવાની કંઈ પણ અપેક્ષા નથી કેમકે તે કેવળ ઇન્દ્રિયોને શ્રમકર છે. અનુગીતામાં પણ કેહેલું છે.

यथामृतेन [illegible] प्य [illegible] प्रयोजनम् ।
एव [illegible] नहि [illegible] सांके [illegible] योजनम्॥
[illegible] वेदे नास्ति [illegible] વડે જે [illegible] પાન કર[illegible]નું પ્રયોજન છે ! તેમ મ[illegible]ીનાં અવિ[illegible]

તૃપ્ત થઇ ગય[illegible]છી દૂધથી [illegible]ષયરૂપ પરમતત્વનું જ્ઞાન થઇ[illegible] પછી વે[illegible]ेना[illegible]स्ति प्रयोजनम् સાક્ષાત્ વેદથી પણ કે[illegible]ઇ જાતનું પ્રયોજન નથી.

પરંતુ તે ઉપરથી એવો અભિનિવેશ ન બંધાઇ જવો જોઇએ કે એકાદ ગ્રંથ ભણી બેઠા એટલે કૃતકૃત્ય થઇ ગયા એતો સાનુભવ બોધ પરિપાક પર્યંત બ્રહ્માભ્યાસની આવશ્યકતા છે. અને કદાપિ જોઇએ તેવી નિષ્ઠા પ્રાપ્ત થઇ તોપણ યાવત્ જીવં શું કરવું? પંચદશીકાર લખે છે કે એ તો तच्चिंतनं तत्कथन मन्योन्यं तत्प्रबोधनम् ” સર્વ પ્રકારે એજ મથન. ત્યારે શાસ્ત્રમાં અધિક અધ્યયનથી ઉપરામ થવાનો વિધી આપેલો છે. તેનુ તાત્પર્ય એજ છે કે અધિક અભ્યાસથી ઉત્પન્ન થતી શાસ્ત્ર વાસનાથી વિરકત રહેવું કેમકે:—

इदं ज्ञात मिदंज्ञेय मिति चिंता समाकुला ।
परतत्त्व न जानंति दर्वी पाकरसं यथा ॥

આ તો મેં જાણ્યુ, આ હજી મારે જાણવાનું બાકી છે આવા પ્રકારની ચિંતા વડે અવ્યવસ્થિત ચિત્તવાળા પુરૂષો

પરમ નિરતિશય બ્રહ્મતત્વ, તેને જાણી શકતા નથી તેવા પુરૂષોને મહાત્માઓ દર્વી–કડછી–ની ઉપમા આપે છે તે લોકો ખરેખરા કડછી જેવા છે કડછી શ કમા ફરે, દૂધપાકમા ફરે, છપનભોગની નાના પ્રકારની રસોઇ સામગ્રીમા ફરે છતા એકેનો તે સ્વાદ લઇ શકતી નથી તેવી કેવળ શાસ્ત્રઇયણાવાળા અધ દગ્ધોની ગતિ છે

વિચારની સપાટી ઉપર, કેવળ ઉપર ઉપરથી ચાલ્યા જનારને અર્ધગતિ છે અને વિચારના ગાભીયમા ઉતરનારને વસ્તુનો તલ સ્પર્શ થતો આવે છે એટલે તેની વૃત્તિની સ્થિતિ વસ્તુતત્ત્વમા બધાઈ જાય છે તેથી તેની મનોવૃત્તિ ઉપર ચોટી આ સસ્કારોમા અટકી જતી નથી વૃત્તિનો પ્રવાહ બહાર અને બહાર ચાલ્યો જતો નથી માટે ઇષણા રહિત અધ્યય ન તો અહોનિશ રમી રહેવુ જોઇએ શાસ્ત્રીય વિચારમા શ્રદ્ધા એ પાયો છે અને પ્રમાણોદ્વારાએ વિચાર એ ઇમારત છે શ્રદ્ધાએ પ્રમેય સ્વરૂપમા સ્થિતિ કરાવી શકે છે, પરતુ પ્રમેયનો નિર્ણય આપી શકતી નથી શાસ્ત્રનો રહસ્યરૂપ અર્થ આજ છે કે તેથી અ ય એ નિર્ણય કરી આપવો એ કેવળ શ્રદ્ધાનુ કામ નથી તેમા વિચારની અપેક્ષા છે, પરતુ કેવળ વિચાર છે તે વસ્તુતત્ત્વનો નિશ્ચય કરાવે, પરતુ વસ્તુમા સ્થિતિ કરાવી શકે નહીં આ પ્રકારે શ્રદ્ધા તથા પ્રમાણજન્ય વિચાર એ બન્નેનો યોગ અપેક્ષિત છે શ્રદ્ધા તથા વિચાર એ બન્નેની એકબીજા ઉપર અસર રહેલી છે છતા બન્ને એક બીજાથી સ્વત ત્ર છે એકને અભાવે સપૂર્ણ ફળ સિદ્ધિ નથી વિચાર એ શ્રદ્ધાનુ વાસ્તવસ્વરૂપ ઉઘાડુ કરી આપે છે શ્રદ્ધા એ વિચારની સ્વચ્છદતા, કપોલ કલ્પિત તાને નિયમમા લવે છે વિચારની સ્વત ત્ર દોર ઉપર ચાલ્યા જવાથી પરિણામ श्रमतस्य श्रमफलम् શ્રમનુ ફળ શ્રમ અને કેવળ શ્રદ્ધાવડે નેત્રો બધ કરી બેસવુ એ વિચારશક્તિના દુરૂપયોગ જેવુ છે

એક મનુષ્યે પોતાના નેત્રો બધ રાખી જોરભર દોડી કાઢી, પરતુ વચ્ચે પ્રતિબધક ભીંતનુ તેને ભાન ન હોવાથી તાત્કાલીક ભીંત સાથે મસ્તક સ્ફોટ થયો એટલે નેત્રો ખુલ્લા થઇ ગયા તેણે ઈશ્વર પાસે રાવ ખાધી કે તમે મને પગ આપ્યા તને જોરે મે દોડી કાઢી છતા પ્રાપ્તવ્ય સ્થાને પહોચી જવાને બદલે અનિષ્ટ પરિણામ કેમ આવ્યુ ? ઇશ્વર તરફથી શુ ખુલાસો મળ્યો ? કે ભાઈ તમે પગે ચાલવાને પગ આપેલા છે એ વાત સત્ય છે, પરતુ दृष्टिपूर्वं न्यसेत् पाद विचार દૃષ્ટિપૂર્વક પગ ભરવાનો છે તને અનિષ્ટ ફળ સિદ્ધિ થઇ એ પગને જોરે ચાલવાનુ પરિણામ નથી, પરતુ નિરોગી નેત્રોનો યથાસ્થિત ઉપયોગ ન કરવાનુ પરિણામ છે તેમ જ્ઞાનચક્ષુનો દુરૂપયોગ થશે તો अन्धेनैव नीयमाना यथान्धा ॥

અધ પરપરા, અધાના હાથથી દોરાયા જેવી ફળસિદ્ધિ થાય આ પ્રકારે શ્રદ્ધા અને વિચાર એ બન્નેની મુખ્ય અપેક્ષા છે શાસ્ત્ર પરિપાટીનો પણ એજ આશય છે મનુ ભગવાન લખે છે કે —

आर्षं धर्मोपदेशंच वेदशास्त्राऽविरोधिना ।
यस्तर्केणानुसंधत्ते सधर्मं वेदनेतरः ॥

ઋષિઓ દ્વારાએ પ્રાપ્ત થએલો એવો જે ધર્મનો ઉપદેશ તેનું વેદ શાસ્ત્રથી અવિરોધી તર્ક વડે જે અનુસંધાન કરે છે તે ધર્મને જાણી શકે છે. નેતરઃ તેથી અન્ય નહીં. અહીં શ્રદ્ધા કરતાં અનુકૂળ તર્ક ઉપર વધારે લક્ષ ખેંચેલું છે. અને અન્ય સ્થળે શ્રદ્ધાનું તત્વ જોરમાં મુકેલું છે. અને તર્કની ઉપેક્ષા કરેલી છે. શ્રી કૃષ્ણ પરમાત્માએ કહેલું છે કેઃ— श्रद्धावांल्लभते ज्ञानम् શ્રદ્ધાવાન જે છે તે જ્ઞાનને પ્રાપ્ત થાય છે, અને પ્રમાણાંતરમાં તર્કની ઉપેક્ષા બતાવેલી છે કેઃ— अचिन्त्याःखलु ये भावा नतांस्तर्केण योजयेत् જે વસ્તુ અચિંત્ય છે તેનું તર્ક વડે સંભાવન કરવું નહી કેમકે તે तर्काप्रतिष्ठानात् તર્કને હદ નથી. આ પ્રકારે વિરોધી પ્રમાણોનો સમન્વય કરતાં શાસ્ત્રીય રહસ્યો (નિર્દોષપણે પ્રાપ્ત થાય છે) અને સાપેક્ષ દ્રષ્ટિથી; શ્રદ્ધા અંશ, અને તર્કરૂપ વિચાર અંશ, એ બન્નેને અવકાશ શાસ્ત્રકારોએ આપેલો છે. ભગવાન્ ભાષ્યકારે પણ શુષ્ક તર્કનોજ નિષેધ કરેલો છે. પરંતુ શ્રુતિ અનુકૂળ તર્કનો નહીં.

( અપૂર્ણ ).

---

## સુખ દુઃખ સ્વીકારી લેવાની માનસિક ભિન્ન ભિન્ન રૂચીઓ.

---

આ પૃથ્વી અંદરનો કોઇ પુરૂષ દ્રવ્યજ સંપાદન કરવાની અપેક્ષા છે અને તે શિવાય લાજ આબરૂ, ......રિક કે માનસિક સુખદુઃખ કે આનંદની કંઇપણ કિંમત ગણતો નથી, તે પુરૂષ ગોઝતે ઉપાડનાર ઢોર સમાન પોતાનું જીવન વ્યર્થ ગાળે છે.

પ્રિય બાન્ધવો ! આ નિઃસાર સંસારમાં વિવિધ પ્રકારનાં સુખો મનને રૂચવાં એ પરીણામ પણ પૂર્વ જન્મના કોઇ સંસ્કારનાં કારણરૂપ છે. કેટલાક સાધુજનો એમ સમજે છે કે આ અનિત્ય સંસારસાગર આધી વ્યાધિ અને ઉપાધીઓનાં જળચર પ્રાણીઓથી ભરપુર છે, જેથી આ જગતની જુઠી માયા તથા કાયાનો ત્યાગ કરીને, નિશ્ચિંત સ્થળે રહીને, ઈશ્વર ભજન કરવું એજ ખરૂં સુખ છે. કેટલાકનું માનવું એમ છે કે ભક્ત કે સુજનની સંગત એક પળવાર થઇ; તેના માત્ર દર્શનજ થયાં એટલે જન્મ સફળ સમજવો. કેટલાએક સુજ્ઞજનો સદ્વિદ્યા સંપાદન કરી જગતમાં પ્રખ્યાત થવું, પોતાનું નામ વિખ્યાતીમાં લાવવું, સભાઓમાં અગ્રગણ્યસ્થાને બીરાજવું, જાહેર ભાષણો આપવાં, નવીન પુસ્તકો બહાર પાડવાં વિગેરેને સુખમય સમજે છે; કેટલાક મનુષ્યો મોજશોખ રાખી નાટકો જોવાં, આનંદમાં દિવસ રાત

નિર્ગમન કરવા, સ્વચ્છંદીપણુ રાખવુ, એમ મોજશોખમા નિરતર રહી જન્મ સફળ થયો માને છે કેટલાક મનુષ્યો બહોળા કુટુબ, પુત્ર, ભાર્યા વિગેરેની મોજમાજ તણાઇ જાય છે, જ્યારે કોઇ કોઈ મનુષ્યો ધર્મ, અર્થ કામ અને મોક્ષ એ ચાર પુરૂષાર્થોના સપાદનમા સહાય ભૂત અને અસખ્ય શ્રમથી મળેલા સુખને સુખરૂપ ગણે છે એ પ્રમાણે સવજનો પોતાના મનની સ્વતત્ર રૂચી પ્રમાણે સુખદુખ માની લે છે કિતુ ખરૂ જોતા સુખના પ્રકાર બેજ છે એક આ લોકનુ, અને બીજુ પરલોકનુ, તેમા આ લોક સબધી એટલે શારીરિક, માનસિક વિગેરે ક્ષણિક સુખો, જે ગ્રહસ્થાશ્રમનુ જીવન ગાળવાવાળાઓને માટે નિમાણ થયેલુ છે તે, અને પરલોકનુ એટલે સ્વર્ગ, મોક્ષ વિગેરે જેનો કદી વિનાશજ ન થાય તેવુ

હવે આ બન્ને પ્રકારના સુખો મેળવવાના સાધનો તો બને સુખો મેળવવા માટે સરખાજ છે અને તે સાધનો, ધર્મ, અર્થ, મોક્ષ અને કામ છે એ સુખોનો આધાર શરીર ઉપરજ રહે છે તેમ તે મેળવવાનુ સાધન પણ શરીરજ છે કારણ એ ચાર પુરૂષાર્થો શરીર વડેજ માણસો મેળવી શકે છે જો શરીર સુખી હોય તોજ તે મનુષ્ય કર્ત્તવ્ય કરવમા શક્તિવાન થાય છે તેથીજ તે સારા સારા સાધનો મેળવી શકે છે અને આ અપાર સસારનો પાર પણ તેવા સુકૃત્ય વડેજ પામી શકે છે કદાચ્ શરીર દુખનુ સાધન હોય એટલે કઇ દુખથી પીડાતુ હોય તો બુદ્ધિ વિનાનો પુરૂષ જેમ કઇપણ ઉદ્યમ કરી શકતો નથી તેમ તે દુખદ શરીર પણ મનુષ્ય કર્ત્તવ્ય કર્મના ઉપયોગમા આવ્યા સિવાય નકામુજ થઇ રહે છે અને ઘણી લાબી મુદ્દતે તથા અતિ શ્રમથી મળેલ આ મનુષ્ય જીવનનું કઇપણ સાર્થક થઇ શકતુ નથી જેથી શારીરિક સુખ એ સવથી પહેલુ તથા ઉત્તમ સુખ છે એમ નિશ્ચયપુવક માની શકાય છે

જેટલે અશે શરીર સુખની આવશ્યકતા છે તેટલેજ અશે માનસિક સુખની પણ આવશ્યકતા છે જો કોઇ માણસનું મન આધિ, વ્યાધિ, અને ઉપાધીઓના અસહ્ય તાપથી આકુળ વ્યાકુળ થયેલુ હોય તો શરીરનુ સુખ મજબૂત હોય છતા પણ તે કશા કામનુ નથી અને મનના ઉત્પન્ન થયેલા દુખો શરીરપર વધારે ભયભરેલી અસર કરે છે અને તેથી શરીર કઇપણ સુકૃત્ય કરવા હિમ્મત ધરતુ નથી શરીર તો જડ પદાર્થ છે ને તેને ચલાયમાન કરવુ, સારા નરસા કામો કરાવવા વિગેરે સર્વ મન ઉપર છે મન જ્યા શરીરને દોરી જાય ત્યા શરીર બીચારૂ દોડી જાય છે ટકમા મન જે ક્રિયા કરાવે તે શરીરને કરવુજ પડે છે મુળમુદ્દે વાત એમ છે કે મન જો બરાબર, સારી રીતે કેળવાયનુ હોય તો તે શરીર પાસે સવ સારા કમાજ કરાવે છે જેથી પ્રાણીમાત્રને શરીરના સુખ સાથે માનસિક સુખની પણ અતિ અગત્યતા છે અને તે બેજ ખરા સુખો છે એમ આ ઉપરથી સિદ્ધ થાય છે અને તેથી તે સુખોને સપાદન કરવાનો સવથી પહેલો યત્ન કરવો જોઇએ (અપૂર્ણ)

# मुसाफर.

( કાલિંગડા આદિમાં ગવાશે. )

મુસાફરરે—તેરા—નહીં યે મકાન,
ખાકી હોત ક્યું હેરાન-મુસાફરરે—
હાડકી લકડી—મેદકા ગારા,
ઉપરી લપેટા હે ચામ-મુસાફરરે—
તું અતિ મંગલ—દેહ અમંગલ,
પેખી ભૂલ મત ભાન-મુસાફરરે—
સાંજ સવાર—ચુકાવત ભાડા,
માલીકી દેસેં મન માન-મુસાફરરે—
આયા એકીલા—જાયગા ઠાલા,
દો દીનકા, મીજમાન-મુસાફરરે—
યે દીનમેં કછુ—સાર્થક કર લે,
ફીર ન મીલે એસા ઠામ-મુસાફરરે—
ભટકન તેરી—જનમોજનમકી,
અબતક લવ ન આરામ-મુસાફરરે—
ધ્રુવપદ દાયક—ભાવસેં ભજ લે,
રંગીન ગુરૂ ભગવાન-મુસાફરરે—

# ससार एटले शु ?

સસાર એટલે શુ ? જે સસારમા આપણે વર્તીએ છીએ તે શેનો બનેલો છે તે જાણવુ ઘણુ જ અગત્યનુ છે જો એ યથાથ જાણવામા આવે તો પછી તેનાથી મુક્ત કેમ થવુ તે સહજ સમજાય સસારનો ખરો અર્થ જાણ્યા વગર મનુષ્ય અનેક રીતે મુક્તિ મેળવવાનો પ્રયત્ન કરે છે, પરતુ રોગનુ કારણ જાણ્યા સિવાય ઓષધી કદાપિ લાગુ પડેજ નહિ સસારમા જે જે વસ્તુ મેળવવાની અભિલાષા થાય છે અને જે પ્રાપ્ત કરવા અર્થે અગીમ શ્રમ કરવામા આવે છે તેજ વસ્તુ પ્રાપ્ત થયા પછી તેમાથી તદન પ્રીતી ઉઠી જાય છે તેનુ શુ કારણ? સ્ત્રી મેળવવા માટે ઉગ્ર લહુતા રાખવામા આવે છે અને અનેક કષ્ટોથી પ્રાપ્ત કરેલી સ્ત્રી સાથે પાછો એવોજ અણબનાવ જોવામા આવે છે કે તેઓ એકબીજાના મોઢા જોવામા પોતાનુ મૃત્યુ થયલુ સમજે છે! પુત્ર પ્રાપ્તી અર્થે માબાપો અનેક કષ્ટો સહન કરે છે ને પછી એજ માબાપોને મુખેથી બોલતા સાભળીએ છીએ કે આ જીવલેણ ક્યારે મરે! આનુ શુ કારણ? જે ધન માટે અનેક દુષ્ટકર્મો કરવામા આવ્યા હોય છે, જે ધન પ્રાણથી અધિક ગણ્યુ હોય છે તે ધન એક સમયે પત્થર કરતાએ તુચ્છ જણાય છે તેનુ શુ કારણ? જે રગરાગ ભોગ વિલાસમા જીવાત્મા એક સમયે જડ જેવો બની ગયો હોય છે, તેજ રગરાગ અને ભોગવિલાસ તેને અફીણ કરતા અધિક ઝેર સમાન ભાસે છે તેનુ શુ કારણ? જે ભાઈબેન કુટુબ પરિવાર માતાપિતામા અપૂર્વ પ્રેમ ભાસતો તે શત્રુ સમાન ભાસે છે તેનુ શુ કારણ? સમયે પ્રીય અને સમયે અપ્રીય તેનુ શુ કારણ? એ સર્વનુ નામ સસાર છે, પણ સસારનો અર્થ શુ? સસાર એટલે શુ? એ સમજ્યા સિવાય ઘણા માણસો સસારના ખટરાગથી કાયર કાયર થઈ સસાર છોડી ભગવા ધારણ કરી વનમા ચાલ્યા જાય છે, પરતુ ત્યા પણ તેને સત્ય સુખ ભાસતુ નથી, જેનાથી કાયર થઈને પોતે છૂટો થવા પ્રયત્ન કર્યા હોય છે તેજ તેના મનમા ઘુમ્યા કરતા હોય છે ને પાછો જેનાથી છૂટો પડયો હોય છે તેમાજ ભળી જવાનો તે પ્રયત્ન કરતો હોય છે આમ થવાનુ શુ કારણ?

સસારનુ એમ ઠેકઠેકાણે સ્વરૂપ તપાસતા *સસારનો અર્થ સ્વાર્થવૃત્તિ* થાય છે સ્વાર્થ એજ સસાર છે જ્યા સુધી જેમા સ્વાર્થ હોય છે ત્યાસુધી તે અમૃત સમાન ભાસે છે પરતુ જ્યારે સ્વાર્થ તૂટયો કે તુરતજ તે વિષમય જણાય છે મા, બાપ ભાઈ ભાડુડા, સ્ત્રી પુત્રાદિક સર્વ સ્વાર્થને લઈને મીઠા જણાય છે સ્વાર્થ તૂટતા ઝેર સમાન ભાસે છે! એવો સ્વાર્થમય સસાર છે

(અપૂર્ણ)

# पुस्तकोनी पहोंच तथा निरीक्षा.

**सुदर्शन**—( આગસ્ટ સપ્ટેમ્બર ) તંત્રી ઓફેસર આનંદશંકર બાપુભાઇ—વિદુષીબાઇ એની બેસન્ટ તરફથી લખાયેલો શ્રાદ્ધનો વિષય વધારે સ્પષ્ટીકરણ સાથે જનસમુહમાં મુકવાથી વિશેષ ઉપયોગી થઇ પડવા સંભવ છે.

**ब्राह्मण**—જયેષ્ટ તથા અષાઢનાં માસિકો મળ્યાં છે. (તંત્રી-રા. રા. દવે અમ્બાશંકર બાપુજી ) મોરબી નિવાસી શાસ્ત્રીજી શંકરલાલ માહેશ્વરના રચેલા ગોપાળ ચિંતામણી નાટકને આધારે લખાયેલો 'ગોબ્રાહ્મણની સમાનતા' એ વિષય ધ્યાન ખેંચનારો છે. તેમજ આ પત્રના અન્ય વિષયો પણ બહુ મનન કરવા યોગ્ય છે, બ્રાહ્મણો માટે ઘણુંજ ઉપયોગી પત્ર છે

**श्रीमाळी ब्राह्मण समाज रिपोर्ट**—( પ્રગટ કર્તા રા. રા ત્રિવેદી નરોતમદાસ દોલતરામ ગવર્નમેન્ટ ઓરીયન્ટલ ટ્રાન્સલેટર ) સમાજ ગયા વર્ષમાં જામનગર ખાતે એકત્ર થયો હતો જેમાં મહારાજા જામસાહેબે હાજરી આપી હતી, પ્રમુખસ્થાન મિ. નરોતમદાસ દોલતરામ ત્રવાડીને આપવામાં આવ્યું હતું. તેમણે સ્ત્રી કેળવણીની જરૂર, બાળકેળવણી, કુળભેદ, બ્રાહ્મણોનો ઇતીહાસ, ફંડની આવશ્યકતા વિગેરે ઉપર લંબાણથી વિવેચન કર્યું હતું, તે પછી શાસ્ત્રીજી હાથીભાઇએ ધર્મશિક્ષણ ઉપર જાણવાજોગ વ્યાખ્યાન આપ્યું હતું. કેળવણી માટે ફંડની સ્થાપના કરવામાં આવી હતી. અને આવતી સમાજ મોરબી ખાતે રા. રા. મુળજી આશારામ ઓઝાની આગેવાની નીચે ભરવાનો ઠરાવ કરવામાં આવ્યો હતો. જામનગરના શ્રીમાળી બ્રાહ્મણોનું આ પગલું જ્ઞાતિની ઉન્નતિ માટે ધડો લેવા લાયક છે.

**सुंदरी सुबोध**—આશ્વિન (પ્રકાશક બંધુ સમાજ) એ આશ્ચર્યકારક નવિન વિષયોમાં કુમારી વિલસુની અભિલાષા વાચવા લાયક છે.

**केळवणी**—માસ કાર્તિકનો અંક મળ્યો છે. ( પ્રસિદ્ધ કર્તા રા. રા. છોટાલાલ નરભેરામ ભટ્ટ )—મુનશી એદલજી ધનજી કામાના "હોલાંડ બેલજીઅમનાં બાળકો" એ વિષયમાં હોલાંડ બેલજીઅમનાં બાળકો, પોતાનાં ન્હાનાં જન્મતા ભાઇ સાંકડ માટે, ભાઇ કે બેનનો જન્મ થાય છે ત્યારે આનંદ જાહેર કરવાને બદલે દિલગીરી જાહેર કરે છે. આમ લખે છે. એ વાત કદિ સંભવિત હોઇ શકે, પરંતુ એવા વિષયો, ભારતવાસી બાલકોના મનપર જરા જુદી જાતની જ અસર તરી પરિણામ અનર્થ ઉપજાવનારું લાવે છે શિવાય બાકીનો તે વિષય ઉપયોગી છે.

**बुद्धिप्रकाश** ( પ્રસિદ્ધ કરનાર-ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી ) માસ અક્ટોબરનો અંક મળ્યો છે તેમાં ( રા રા. જ.હા ) નો લખેલો 'આપણા દેશની સ્ત્રીઓનું શિક્ષણ અને તેમાં સુધારણા' એ વિષય વ્યવહારિક તેમજ હાલના સમયમાં આપણી આર્યમહિલાઓને અત્યંત ઉપયોગી થઇ પડે તેવો બોધદાયક છે અમો, તે, માતાઓની જીંદગી શરૂ કરતી સ્ત્રીઓને વાંચવા ખાસ ભલામણ કરીએ છીએ.

**गुजरातशाळापत्रः**—( કેળવણી ખાતાના હુકમથી ) માસ અક્ટોબરનો અંક મળ્યો છે તેમાં સંગીતનો વિષય આનંદ આપનારો છે હકિકત બહુ લંબાણથી પણ રીતસર વર્ણવેલી છે સંગીત શીખનારાઓને તેમજ તેના જાણભેદુએ એ વિષય વાચવાની આવશ્યતા છે સંગીત સાંભળવાના પ્રસંગ સિવાય બીજી કોઇ રીતથી માણસ તેનો રસજ્ઞનો પરીક્ષક અને કદરદાન બની શકતો નથી. કિંતુ આવા લેખો પણ મન પર સારી અસર કરે છે. સંગીત સ્વાભાવિક પણેજ આનંદી તથા ખુશમીજાજી ચીજ છે તેની કુદરતી બક્ષીસજ દુર્લભ છે-વિષય સ્પષ્ટ રીતે ચર્ચાયેલો છે.

*સિવાય કેટલાંક માસિકો પાછળથી મળ્યા છે જેની પહોંચ આવતા અંકમાં લેવામાં આવશે.

# आर्यधर्मप्रकाश

पुस्तक ३१ मु ] पौष स १९६३ [ अक ३ जो

## यतोधर्मस्ततोजय

### मनने उपदेश



( भराडी यातनी साखी )

मन समजी आतु हवे गुणियरु शाणा थातु
तु पोते छ्न हो मन जाते, शरिर करे तु वीचारु
घमडाये तारी पाछळ ज्या, होय उजास अधारे–अरे १

पणछ धनु या विण शा रीते, जाये तीर नीशाने,
पणछ तणे वश तीर रहे छे, मन वश शरीर नादान–अरे २

खाधु पीधु रग रम्यु ने बहु रसमा रसळायु,
ु ु, कीधु, शु करवानु, जोयु नहीं सरवायु–अरे ३

बाळ वये अज्ञान हतु तु युवान वयमा मस्त,
प्रौढ थयु प्रौढावस्थामा ज्ञानी थई था स्वस्थ–अरे ४

(૧૯) સદ્વર્ત્તન, સત્સંગ, વિવેક વિગેરે ગુણો મનુષ્યના આભુષણ રૂપ છે

(૨૦) કામ, ક્રોધ મોહ, લોભ, વિગેરે દોષો માણસના શત્રુસમાન છે તેમનો જેમ બને તેમ પરીત્યાગ કરવા યત્ન કરવો

(૨૧) સુખદુઃખ સમાન ગણવા શુભ દિવસોમા અતિહર્ષ નહિ કરવો અશુભ દહાડાઓમા અતિખેદ નહિ કરવો

(૨૨) સર્વ દિવસો સરખા જતા નથી તડકા પછી છાયો, ઉદય પછી અસ્ત, ભરતી પછી ઓટ, અને ચડતી પછી પડતી વિગેરે ક્રમ એ આ જગતનો નિયમ છે

(૨૩) ખા પીવામા, ગાળોતમાશુ, ફૂકવામા, અતિ મોજશોખ કરવામા, બહુ ચિંતા કરવામા, દારૂ વિગેરે કેફી પદાર્થોના સેવનમા વિગેર દુરાચારથી શરીરને હાની થાય છે

(૨૪) આજારી થઈ દવાનો ઉપયોગ કરવા કરતા આજારી થતાજ અટકાવ કરવો એ વિશેષ સારૂ છે

(૨૫) ઉદ્યમતો કરવોજ જોઇએ ફળ મળે ન મળે એ ઇશ્વરના હાથમા છે તોપણ કયો ઉદ્યમ સાવ નિષ્ફળ જતો નથી

(૨૬) ફક્ત નસીબ ઉપર આધાર રાખી આળસાઇમા બેસી રહેનાર માણસને મૂર્ખ જાણવો

(૨૭) જ્ઞાતિના પટેલ થઇ મોટાઇ મેળવવાની અપેક્ષા રાખવી તે કરતા જ્ઞાતિની ઉન્નતિ કરવા યત્ન કરવો એ વધારે આશીર્વાદાત્મક છે

(૨૮) સ્વભાવની કિંમત થોડા માણસોજ જાણે છે

(૨૯) મિત્ર ચુંટવામા બહુ ડહાપણની જરૂર છે કારણ મિત્રતા કરવી તે સહેલ છે-નિભાવવી મુશ્કેલ છે

(૩૦) કુદરતની બલીહારી છે કુદરતનો પાર કોઇ પામી શકતુ નથી અનેક પળ અને વિપળ કઇક નવુજ ભાસે છે નવુંજ અનુભવાય છે ધાર્યા કરતા પરીણામ ભિન્નજ આવે છે

(૩૧) તેજાના માલમસાલા, ખાટુ, તીખુ, વિગેરે ખાનાનો વધારે મહાવરો રાખવો એ શરીરને હાનીકર્તા છે તે કરતા સાદો ખોરાક ખાવાથી શરીરની સુખાકારી સારી રહે છે

(૩૨) સત્તા ધન, વૈભવ અને બુદ્ધિનો દુરૂપયોગ કરવો નહિ

(૩૩) દરેક મનુષ્યની પ્રકૃતિ એક સરખી હોતી નથી કંઈ કંઇ ભિન્નતા તો હોય છેજ

(૩૪) સહવાસ વિના કોઇપણ માણસ માટે અભિપ્રાય બાંધી લેવો નહિ તેમજ કોઇને માટે સારો નરસો અભિપ્રાય અનુભવ વિના આપવો નહિ

(૩૫) કદાચ કોઇનું શ્રેય ન થઇ શકે તો ખેર-પણ બુરૂ કરવા તો મનમા પણ લાવવુ નહિ

(૩૬) મૂર્ખ અને ભોળા મનુષ્યોની કિંમત સહજમા કળી શકાય છે પરંતુ શાણા મનુષ્યોની કિંમત છ માસના સહવાસથી પણ કળવી મુશ્કેલ છે

(૩૭) કોઇની ખાનગી વાત જેમા આપણો કંઈપણ સ્વાર્થ ન હોય તે જાણવા અપેક્ષા રાખવી નહિ

(૩૮) નોકરે પોતાની ફરજ નોકરીમાં હોય ત્યાં સુધી બરાબર અદા કરવી. તેમજ શેઠે પણ નોકરો પ્રત્યેના પોતાના ધર્મો બરાબર જાણવા જોઇએ.

(૩૯) અવળે માર્ગે કોઇને દોરવું નહિ.

(૪૦) આભ, ગાભ ને રોતું બાળ તે જાણે જગનો ભુપાળ.

(૪૧) માબાપની સેવા કરવા કરતાં બીજું અધિક વ્રત કંઇજ નથી. તીર્થયાત્રા વિગેરે જે કહો તે માબાપની સેવામાં સમાયેલાં છે.

(૪૨) કંઇપણ કાર્ય એકવાર હાથથી થઇ ગયું પછી બીજી વખત કરવામાં કંઇ મૂઝવણ પડતી નથી. પહેલ કરવી એજ મુશ્કેલ છે.

(૪૩)"જ્ઞાનીસે જ્ઞાની મિલે તો રસકી લુંટાલૂંટ; ઓર અજ્ઞાનીસે જ્ઞાની મિલે તો બડી માથાકૂટ;" એ વાત નિઃસંદેહ છે.

(૪૪) સૌ સૌએ પોતાના ધર્મો પ્રમાણે વર્તવું, પોતાનો ધર્મ છોડવો નહિ. તેમજ બીજાના ધર્મોની નિન્દા કરવી નહિ

(૪૫) કોઇની નિન્દા કરવી એ સજ્જનનું લક્ષણ નથી.

(૪૬) પોતે પોતાની વિદ્વત્તાનો ડોળ કરવો એ વિદ્વાનનું લક્ષણ નથી.

(૪૭) ભલે જન કોટી પ્રયત્નો કરે; થાશે જે ધાર્યું ધરણીધરે.

(૪૮) સાધ્વી ભાર્યા એ ઘરનું ભૂષણ છે.

(૪૯) આળસુ બેસી રહેવું નહિ એક કામ ઘણી મુદત સુધી કરતાં કંટાળો આવે તો તુરત બીજું કામ હાથ લેવું. એક કામ મુકી બીજું કામ હાથમાં લીધું એજ મનને વિશ્રાંતી છે.

(૫૦) જંગલમાં ટેકરાંવાળી જગો ઉપર હમેશા ફરવા જવું. ખાડાખડબા ચડવા ઉતરવાથી શરિરને બહુ સારી કસરત મળે છે. બહાર ફરવા જતી વખતે મનપર ચિંતારૂપી લેશમાત્ર દબાણ રાખવું નહિ.

(૫૧) બિછાનું, ઓછાડ વિગેરે સુવાના સાજો બહુજ સ્વચ્છ રાખવાં. કારણ દરેક મનુષ્ય પોતાની અર્ધી જીંદગી બિછાનામાંજ કહાડે છે એ વાત ખ્યાલ બહાર ન રાખવી.

(૫૨) ગરમ પાણી કરતાં તાજા ઠંડા પાણીથી ન્હાવું એ વધારે સુખાકારી છે. મંદવાડ શરિરમા અશક્તિ વિગેરે પ્રસંગે આ નિયમ અપવાદરૂપ સમજવો.

(૫૩) સળેખમ મટાડવાનો સર્વથી સહેલો રસ્તો એ છે કે પાણીને ઉકાળી તેને માટલામા ઠારી તરસ લાગે તે વખતે તે પાણીનો ઉપયોગ કરવો. આમ કરવાથી દેશદેશાવરનું પાણી પણ શરિરના બાંધાને નુકસાન કરતું નથી.

(૫૪) સવારમાં વહેલાં ઉઠતાં વેંત ચોખ્ખે બહોળે પાણીએથી હાથ મોઢું આંખ નાક વિગેરે ધોઇ સાફ કરી નાંખવાં. ત્યાર પછી દાતણ કરવા બેસવું. અગર બીજું કંઇપણ કાર્ય ત્યાર પછી કરવું.

(૫૫) સવારમાં ઉઠતી વખતે તથા રાત્રે સૂતી વખતે પરમ કૃપાળુ પરમેશ્વરને નિરંતર સ્મૃતિમા લાવવા. તથા આખો

દિવસ નિર્વિઘ્ને શુભ કાર્યોમા પસાર કર્યો તેને માટે તેમનો ઉપકાર માનવો

(૫૬) શ્રવણ ધ્રૂવ, રામચદ્રજી, લક્ષ્મણજી, ભરત, અ બરીષ, વિગેરે મહા ત્માઓના ચરિત્ર બહુ બોધદાયક છે ઉગતી વયના ગભરૂઓએ આ ચરિત્ર અવશ્ય વાચવા જોઇએ

( અપૂર્ણ )

---

## બાલ્યાવસ્થાથી શરુ થતુ જીવન તેને આપવામા આવતુ ધાર્મિક તથા માનસિક શિક્ષણ

મનુષ્યને ધર્મ હોયછે, એટલે મનુષ્ય જીવન સાથે ધર્મ જોડાયેલોજ હોયછે "મ્હારે ધર્મ નથી" એમ કહેનારો માણસ પોતે પોતાને ન ઓળખી પ્રભુ વિરૂદ્ધ પાપ આચરેછે પરમેશ્વર આ દેહને પોતાનો ધર્મ બજાવવાજ આહી મોકલેછે ધર્મ વિના જીવન નથી, જીવનમા ધર્મ છેજ

આપણે આપણો ધર્મ સમજતા નથી કારણકે આપણે આપણુ જીવન સમજતા નથી આપણુ જીવન ધર્મ અર્થેજ સરજાએલુ છે, અને આમ જ્યારે સમજાય છે ત્યારે આપણે આપણુ જીવન સમજી, ધર્મ આચરીએ છીએ

દરેક મનુષ્યને પોત પોતાના ધર્મ હોયછે, અને જેટને અશે તે ધર્મો તે સારી રીતે આચરેછે, તેટલો તે ચઢે છે—પ્રભુ તરફ વધેછે, અને જેટલે અશે તે ધર્મો તે ભુલેછે તેટલેજ તે પ્રભુથી વિમૂખ બનેછે—ઉતરેછે

આપણુ ધાર્મિક બળ ઘણુ ઓછુ હોવાથી આપણુ શારીરિક અને માનસિક બળ પણ ઘણુ ઓછુ હોયછે ધર્મ એજ સર્વનો પાયો છે ધર્મ વિના ઉન્નતિ નથીજ અને તેટલા માટેજ આપણે આગળ કહી ગયા છીએ કે ધર્મ વિના જીવન નથી

આપણે આપણુ ધાર્મિક બંધારણ સુધારવા ખાતર આપણી હાલની પ્રજામા ધર્મના બીજ સારી રીતે વેરવાની જરૂર છે અને તેટલા માટે હાલની ઉછરતી પ્રજામા આ બીજો કેવી રીતે વેરવા, અને કેવી રીતે તેના પાકને સાચવવો તે પણ દરેક માબાપનો ધર્મ છે અને તેમા આ નમાલુ ધાર્મિક શિક્ષણ આપવાની જરૂર છે વધારેમા વધારે અને સારામા સારૂ શિક્ષણ લેવાનુ સ્થળ ઘર જેવુ બાળક માટે બીજુ કઇજ નથી અને આ ગૃહ-નિશાળમા બાળક ઘણુ શીખે છે માટે આ નિશાળના શિક્ષક-માબાપોએ કેવી જાતની સાવચેતી રાખવી જોઇએ ?

સાધારણ રીતે આપણે એમ માનીયે છીએ કે છોકરૂં ચાર પાંચ વરસનું થાય છે ત્યાં સુધી એને સમજણ શક્તિ હોતી નથી, પરંતુ ખરૂં જોતાં તો તે અરસામાં છોકરૂં જેટલું શીખે છે તેટલું તેની જીંદગીના પાછલા ભાગમાં તે નહિંજ શીખતું હોય. લગભગ એક આખી ભાષા અને આ ઉપરાંત બીજું ઘણું ઘણું બાળક આ અરસામાં શીખી જાય છે. આમ છતાં ઉપર બતાવેલી ગેરસમજણને લીધે આપણે રાખવી જોઇતી સંભાળ આપણે રાખતા નથી અને આથી ઘણાખરા ખરાબ સંસ્કારો આ વખતમાંજ આપણે બ.ળકમાં મૂકી દઇએ છીએ. એક બાળક કાંઇ જોઇતી ચીજ માગે છે. આપણે ન આપવા ખાતર તે સંતાડી દઇએ છીએ. પણ જો તમે કોઈવાર ધ્યાન આપ્યું હશે તો નક્કી સમજશે કે બાળક તે કયાં ગયું તે સમજી જાય છે. અને તેની નજર પણ સંતાડેલી જગાએજ હોય છે. પણ આપણે કહેશું કે એ તો કાગડા લઇ ગયાં, જેનો અર્થ એમજ કે નથી આપવું. એટલે બાળક સમજે છે કે 'જે વાસ્તવિક નથી તે બોલી શકાય' આ પ્રમાણે આપણે જૂઠું બોલતાં શીખવીએ છીએ, અને આમજ બીજી ઘણી ખરાબ ટેવો પાડીએ છીએ જે ટેવો મોટપણે સજડ થઈ જાય છે અને પછી જીંદગી પર્યંત જતી નથી.

છોકરાંઓ આપણી આજ્ઞા માને એવી ઇચ્છાથી આપણે તેને ઝીણાં ઝીણાં કામ કરવા કહીએ છીએ. કોઈ હલકી ચીજ હોય તો તે લાવવાનું કહીએ છીએ વગેરે. પરંતુ બાલક આપણને નિર્દોષ રીતે કાંઇ કરવાનું અથવા સ્હેજ ઉભા થવાનું કહે છે તો આપણે તે ન કરતાં બીજી કોઇ રીતે તેને સમજાવી દઇએ છીએ. આથી કરીને બાલકો એમ શીખે છે કે 'કહેલું ન કરી શકાય ખરૂં' અને આથી બાલકો આજ્ઞાંકિત થતાં નથી અને ઘણાંક તો નાનપણથી લુચ્ચાઇ આપણી પાસેથી શીખી આપણીજ સામે વાપરે છે, કાંઇક આદેશ કરતાં તેનો રોકડો જવાબ આપી દેતાં શીખી જાય છે. આવી આવી બાબતોમાં માબાપોએ પોતાનો ધર્મ ન ભૂલી જેમ બને તેમ સારા સંસ્કાર પાડવાની જરૂર છે. અને સત્ય અને આજ્ઞાનું પાલન છોકરાં સારી રીતે કરતાં કેમ શીખે તે બાબતની દરેક દેખરેખ રાખવાની જરૂર છે.

(૨)

આ અવસ્થા પછી છોકરાંઓને નિશાળે બેસાડવામાં આવે છે અને ત્યાં તેમનાં કુમળાં મન ઉપર ઘણા વધારે સંસ્કાર પડે છે. છોકરાં બહારની સૃષ્ટિની સાથે પરિચયમાં આવવાથી નવું નવું જોય છે. અને નવી નવી અભિલાષાઓ ધરાવે છે આ અભિલાષાઓ નિર્દોષ હોય છે. પરંતુ તેમનો યોગ્ય રીતે ઉપયોગ કરવો જોઇએ છીએ. આ અભિલાષાઓના યોગ્ય વિધાનથીજ બાલકો ઘણું નવું અને સારૂં તથા શુદ્ધ જ્ઞાન મેળવે છે પરંતુ તેમ ન થાય તો ખરાબ પરિણામ આવે છે. જેમકે છોકરૂં ખાવા માટે પૈસો માગે છે તો તે આપવો

ઘટે છે પરંતુ તે સાથે તે વખતેજ સારો ઉપદેશ પણ આપવો ઘટે છે - 'બહુ ખાવુ નહિ' 'ખાવાથી માદુ પડાય' 'બહારનુ ખવાય નહિ' વગેરે કહેવુ ઘટે છે એમ ન કહેવુ કે 'છોકરાએ પૈસાને અડકાયજ નહિ' હુ ધારૂ છુ કે કેટલાક ઘરમા એવા પણ રીવાજ હોય છે કે જ્યા છોકરાઓના હાથમા કોઈ દહાડો રૂપીઓ તો આવેજ નહિ!!! આથી છોકરાઓ રૂપિઆને કાંઈ કાંઇ સમજે છે અને તે મેલવવા ઇચ્છા થાય છે આવી જાતના પૈસાના તથા ખાવાની ચીજના બહુ સખત બદોબસ્તથી છોકરાઓ છાનુ લેતા શીખે છે એટલે ચોરતા શીખે છે અને ધીમે ધીમે આ ટેવ વધીને છોકરાને પોતાના ઘરની બહાર પણ તેમ કરવા પ્રેરે છે અને પછીથી તો આ ટેવ નીકળતીજ નથી અને મોટપણ સુધી કાયમ રહે છે જેના દાખલામા આપણે ઘણા મોટા માણસોને છાનુ ચોરી ખાતા જોઇએ છીએ,

છોકરાઓને ચાકર વગેરે નીચ હલકા દુષ્ટ લોકો સાથે આપણે આવી કુમલી અવસ્થામા કેળવાવીએ છીએ અને ઘણા ખરાબ સસ્કારો આ વખતમા પડી જાય છે આપણી દૃષ્ટિમા એમ લાગે છે કે છોકરા ચાલાક છે પરન્તુ ખરે ખરૂ જોતા તેઓ કાઇ સારા પાયા ઉપર હોતા નથી

આ વખતે નિશાળોમા જે શિક્ષણ અપાય છે તેમા ધર્મનું શિક્ષણ બીલકુલ છોકરૂ લેતુ નથી ધર્મનું નામ પણ છોકરૂ સમજતુ નથી પ્રભુ શુ? માચ્યુ બોલવુ શુ? વગેરે તો એક તરફ રહ્યુ પરન્તુ માબાપ તરફ કેવી રીતે વર્તવુ જોઇએ! મોટાઓ જે કહે તે માનવુજ જોઇએ આપણા સારા માટેજ આપણે મોટા હોય તે કહે, વગેરે પણ બાળકો સમજતા નથી આને માટે બાળકોની પાઠાવળીમા એવી જાતના પાઠો મૂકવા જોઇએ કે જેથી કરીને તેઓના મનમા પ્રભુ અને વડિલ તરફ માન ઉપજે અને જો વડિલો અને પ્રભુની આજ્ઞાનુ ઉલ્લઘન કરીએ તો આપણે દુખી થઇએ એવુ એવુ સમજે ભૂત બાકાપ વગેરેની બીક બીલકુલ નજ લગાડવી જોઇએ તેનાથી બહુ ગેરફાયદો છે પરન્તુ એવુ એવુ શીખવાય કે જો આપણે સાચુ ન બોલીએ તો પ્રભુ આપણુને માદા પાડે, માબાપનુ કહ્યુ ન કરીએ તો પાપ લાગે ભાઇ બ્હેન સાથે લડીએ તો કાટા વાગે, વગેરે નિર્દોષ ઠસે એવા સૂત્રો સમજાવવા કે જેથી તેની અસર રહે કોઇ દીવસ જુઠુ તો બોલાયજ નહિ એવું જો પહેલેથી ઠસી જાય તો તો હુ માનુ છૂ કે ભવિષ્યમા તે છોકરા ઉત્તમ નીવડેજ

(અપૂર્ણ)

## જીવન વેગ.

કયાં પાંથ તું ચાલ્યો કહે
ઉતાવળે પગલે અહિં ?
શું ધ્યાનમાં આવી ગયું,
જે બે ઘડી થોભે નહિ ? (૧)

વિચાર શું શું તેં કર્યો ?
આચાર આ શું આદર્યો !
સંસારની જંજાળમાંથી,
સાર શું તે કાઢીઓ ? (૨)

સંસારની ઝાડી ઝપાટે,
ઝુકાલાવી કાં ઝર્યો ?
ક્યારે અને કેવે પ્રકારે.
સોંસરો તું નીસર્યો ? (૩)

શું શું તને રસ્તે મળ્યું,
શું દેખીયું નેંનુભવ્યું !
આ વિશ્વની વિચિત્રતામા
જોર શું તેં દાખવ્યું ? (૪)

રાત્રી તને કયારે અને
કેવી પડીતી વાટમાં ?
મુસાફરી કીધી સખા,
તેં જયારથી આ ઘાટમાં. (૫)

એ અંધકારોની ખૂબી,
તું કયાં સુધી જાણી શકયો ?
શું માર્ગમાં સાથે લીધું
જે નિર્ભયે ચાલી શકયો ? (

કયાં થાક તેં ખાધો અને,
ભાતું કર્યું તેં કયાં સખા ?
એ ધર્મશાળાની ખૂબી,
સમજાવ હેતેથી ભલા. (૭)

સંબંધ તારે કયાં થયો !
સંજોગ કેવા તે હતા ?
તાજા વિચારો તાહરા
શું સુચવી શકતા હતા ? (૮)

કીધી પરીક્ષા કયાં સુધી
સૌ પ્રેમ પંખીની અરે
દીધી પરીક્ષા તે પછી
તેં કયાં અને કેવી રીતે ? (૯)

હેતુ તને કેવા હતા ?
તું કોણનો હેતુ હતો ?
કર્તવ્યતા તારી ભલાતું
કયાં સુધી સભાળતો ? (૧૦)

આ વિશ્વના વ્યવહારમાં.
વાંઝા તણા વ્યાપારમાં
અન્યાયનું એ ત્રાજવું
તું તોળતો કયા હાથમાં ? (૧૧)

જોય અદ્દભૂતને અદ્દભુતના
ધરાવે આનંદમાં જે જે વસે,
હોય છે. ’ હોય જોયુ માર્ગમા
યોગ કરશે કે, કદી જો કહી શકે ? (૧૨)

( અપૂર્ણ )

# સુખ દુઃખ સ્વીકારી લેવાની માનસિક ભિન્ન ભિન્ન રુચીઓ

( અનુસધાન ગતાંક પૃષ્ટ ૪૫ થી )

શારીરિક સુખ અને દ્રવ્ય સપત્તિ ”

શારીરિક અને માનસિક એ બે પ્રકારના સુખો મેળવી પછી આ બહુજ શ્રમે અને ઘણાજ સ સ્કારે પ્રાપ્ત થએલા માનવદેહને કંઈપણ સુકૃત્યો અગર સદ્વિચારો કર્યા વિના વ્યર્થ વ્યતિત કરવો એમ કહેવાનો આ જગોએ હેતુ નથી પણ આ ઉભય સુખો મેળવ્યા એટલે તેનો સદુપયોગ કરી સ સારને તરી જવો એજ મુખ્ય ઉદ્દેશ છે

એ તો નિર્વિવાદ છે કે એક સુજ્ઞ પુરૂષ ઉપર જણાવેલા બ ને સુખોમાથી એકેનો વિનાશ કરવા ઇચ્છતો નથી છતાપણ અનિત્ય લક્ષ્મી જે એકજ જગોએ નિવૃત્તિ રાખી બેસી શકતી નથી તેના ફદમા ફસાઇ જઇ શારીરિક અને માનસિક ઇત્યાદિક સુખોપર લેશ માત્ર પણ લક્ષ ન આપી બ ને માનસિક તથા શારીરિક દુ ખો વેરી લઇ કેવળ પૈસાનીજ અભીવૃદ્ધિ કરનારા ટૂકી નજરવાળા મનુષ્યો કેવળ દુ ખનુજ પાત્ર થાય તેમા શી નવાઇ ? કારણ, એક માણસે દ્રવ્ય એકઠુ કર્યુ હોય તે દ્રવ્ય પોતાનેજ કામ લાગે એવો કંઇ નિયમ નથી લોભી પુરૂષનુ દ્રવ્ય કદાપિ પણ તેને પોતાને કામ લાગતુ નથી

હવે નિર તરનુ ( પરલોકનુ ) સુખ મેળવવામા આ ત્રણ ગુરુ એટલે શારીરિક અને માનસિક સુખોનો ક્વચિત્ નાશ થતો હોય તોપણ ખેદ પણ એવુ સમજનારા સજ્જનોનો ઘણોજ થોડો ભાગ આ સૃષ્ટિમા હશે સવ કોઇ બારિક નજરથી વિચાર કરી જોશે તો સત્વર માલુમ પડશે કે લક્ષ્મી તો સ્વાભાવિક પણેજ અનિત્ય તેમજ વેગવાળી વસ્તુ છે એક જગોએ ઠરીને બેસી શકતી નથી કોઇ કોઇ કવિઓએ પણ લક્ષ્મીને અતિ નીચે દરજ્જે વખોડી કહાડી છે જેમકે “ લક્ષ્મી ઘરઘર ફરનારી, રખડે જેમ લ પટ નારી ” લક્ષ્મીનુ સુખ પણ ક્ષણિક છે આપણે ઘણેક ઠેકાણે જોયુ છે કે જેને ઘેર દોમદોમ સાહિબી હોય, પુષ્કળ માણસો આવતા જતા હોય, મેહેરબાન ! મેહેરબાન ! થતુ હોય ! અરે કોઇ છેરે ! કહેતા બેચાર જણા પળવારમા હાજર થઇ જતા હોય, પાણી માગતા દૂધ આપવામા આવતુ હોય, ઉધરસનો ઠણકો થતા બાપુબાપુ થતુ હોય, તેવાજ લોકો પ્રારબ્ધની પડતી દશામા એ, ગરીબ જેવા હાલબેહાલ થઇ ગયેલા વણીવાર આપણી દ્રષ્ટીએ પડે છે પોતાની મ ૰ દ થી આગલા સુખો અન્ય સમક્ષ સ્મૃત્તિમા લાવી અતિ ત્રાય દુ ખદ લાગણીથી રૂએ છે ઈશ્વર ! પ્રથમથીજ સદ્બુદ્ધિ આપી એવા સ જોગોથી બચાવ ! લક્ષ્મીમા લુબ્ધ થવાનો અવસર ન આપ ! ( અપૂર્ણ )

## સંસાર એટલે શું?

(ગતાંક ૮૮ ૪૭ થી ચાલુ)

જ્યાં સુધી સ્વાર્થની સત્તા રહે ત્યાંસુધી જીવાત્માની કદાપિ ઉન્નત સ્થિતિ નજ થાય! તેમજ ભગવાં ધારણ કરી વનમાં ચાલી નીકળે તેથી પણ જીવાત્મા ઉન્નત સ્થિતિ કદાપિ પ્રાપ્ત નજ કરી શકે! ભજન કિર્તન કરે હરિ જસ ગાય અને પુણ્યદાન કરે પણ જ્યાંસુધી સ્વાર્થવૃત્તિ ટળે નહિ ત્યાંસુધી ઉન્નતગતિ–મોક્ષપ્રાપ્તી કદાપિ નજ થાય! સ્વાર્થી મનુષ્ય રાક્ષસ જેવો છે. નિ સ્વાર્થી મનુષ્ય દેવ સમાન છે. એક મનુષ્ય સુવર્ણના સિંહાસન ઉપર બેસતો હોય, અને મણિમાણેકના મહાલયમાં નિવાસ કરતો હોય સ્ત્રી પુત્રાદિકમાં રચ્યો પચ્યો રહેતો હોય પણ જો તે નિઃસ્વાર્થી હોય તો તે પ્રભુ સમાન છે. અને બીજો મનુષ્ય ઝુંપડીમાં રહેતો હોય, સંસારની સાથે કંઈ પણ સંબંધ ન હોય અને જીર્ણ વસ્ત્ર પરિધાન કરતો હોય, જેવું તેવું બળેલું જળેલું ખાતો પીતો હોય પણ જો તે સ્વાર્થી હશે તો તે આ સંસારના અગાધ જળમાં ડુબી ગયો છે એમ જાણવું અને પેલો ઉપર જણાવેલો મનુષ્ય રાજવૈભવ ભોગવતે છતે સંસારની બહાર છે, વિરાગી છે, સન્યાસી છે એમ જાણવું. જનકવિદેહી એ ઉપર જણાવેલા વર્તનવાળા હતા, રાજ્યનાં અનેક સુખભોગ ભોગવવા છતાં તેઓ વિદેહી એટલે દેહવિનાના કહેવાતા હતા. તે પોતે સર્વદા આત્મવત્ હતા તેની દ્રષ્ટિ માત્ર આત્મવત્ હતી. મહાત્મા વ્યાસજીના પુત્ર શુકદેવજી જ્યારે જનક રાજા પાસે અધ્યાત્મજ્ઞાનનું અધ્યયન કરવા આવ્યા ત્યારે તેના દ્વારપાળોએ શુકદેવજીનો કોઈ પણ પ્રકારથી સત્કાર કર્યોજ નહિ માત્ર તેને બેસવાને એક આસન આપ્યું. ત્યાં ત્રણ દિવસ અને ત્રણ રાત્રી સુધી બેસી રહ્યા, પણ કોઈએ આવીને એમ પણ ન પૂછ્યું કે તમે ભૂખ્યા છો કે તરસ્યા છો? કે ક્યાંથી આવ્યા ને ક્યાં જવાના છો? તેમના પિતા ઘણા પ્રસિદ્ધ અને સર્વ માન્ય હતા છતાં દ્વારપાળોએ ત્રણ દિવસ સુધી તેમને આવી દુઃખકારી હાલતમાં રાખ્યા. તે પછી રાજાના મંત્રીએ આવ્યા તેમણે તેમનો ઘણોજ આદરસત્કાર કર્યો, અતિ માન સન્માનથી તેમની સેવા ચાકરી કરી તેમને રાજ્ય ભુવનમાં લઈ ગયા અનેક રીતે શણગારેલું એ રાજ્ય ભુવન તેમને બતાવી સૌગંધિક જળથી સ્નાન કરાવ્યું. અને પછી લાગલાગટ આઠ દિવસ સુધી વિવિધ પ્રકારનાં ભોજન જમાડ્યાં છતાં આ માન અને પેલાં અપમાન સર્વ સ્થિતિમાં મહાત્મા વ્યાસજીના પુત્ર મહાત્મા શુકદેવજી આનંદીજ હતા. મહેલના દરવાજા પાસે જે આસન ઉપર ત્રણ દિવસ અને ત્રણ રાત્રી સુધી ભુખ્યાં, તરસ્યાં પડી રહેવું પડ્યું હતું એજ સુખ-

સુદ્રા આ આઠ આઠ દિવસના ભોગ અને રગરાગ ઉડાડવામા એકજ સ્વરૂપે હતી ! જ્યારે તેને રાજા પાસે લઈ જવામા આવ્યા ત્યારે ત્યા સુવર્ણ સિહાસન ઉપર વિરાજીત થએલા રાજા પાસે નૃત્ય સગીતની વિધવિધ પ્રકારની ક્રિડાઓ ચાલી રહી હતી, તે વખતે રાજા જનકે તેમના હાથમા એક દુધથી છલોછલ ભરેલુ પાત્ર આપ્યુ અને કહ્યુ કે આ મહાલયની આજુબાજુ સાત પ્રદક્ષિણા કરો શુકદેવજીએ એ સુદર નાચનારીઓ અને સગીતાદિની વચમા થઈ પ્રદક્ષિણા કરવા માડી—એ સાતે પ્રદક્ષિણા પુરી થયા પછી એક પણ ટીપુ ઢોળાયા વગર જ્યારે એ દુધનુ પાત્ર રાજા આગળ શુકદેવજીએ મુકયુ ત્યારે જનક વિદેહીએ કહ્યુ "તમારા પિતાએ તમને જે ઉપદેશ કિવા શિક્ષણ આપ્યુ છે અને તમારી જાતે જે શીખ્યા છો તેનુ પુનરપિ માત્ર મારે કથન કરવાનુ છે તમે સત્યથી સપૂર્ણ જ્ઞાત છો, હવે તમારે ઘેર પધારો."

જે શીખવવાનુ કે જાણવાનુ હતુ તે સવ શુકદેવજીએ જાણી લીધુ હતુ જનક રાજાએ પેલા દ્વારપાળોદ્વારા અને પ્રધાનાદિથી તેની સવ પ્રકારે એકજ સ્થિતિ જાણી લીધી માન અપમાનથી આનદ કે વિષાદ જેને થયો નહિ અને નાચનારી સુદર સ્ત્રીઓના હાવભાવથી જેનુ ચિત્ત ન ખેચાયુ કે જેની કોઈપણ ઇદ્રિયો તેના ઉપર વિજય મેળવી શકી નહિ એવા પરિપૂર્ણ થએલા જ્ઞાનીને હવે નવુ શુ શીખવાનુ હતુ ? મર્મ ... નો મત્ર, સવ જપનો જપ અને સવ પ્રણવનો પ્રણવ એજ છે કે મન ઉપર કાબુ મેળવવો વૃત્તિઓને જીતવી, જેણે મન અને વૃત્તિઓને જીતી તેણે ત્રૈલોક જીત્યુ તેણે સવસ્વ જીત્યુ તેણે વેદ ઉપનિષદોનો પાર લીધો શુકદેવજી અને જનક વિદેહીની માફક જેણે વૃત્તિઓનો નિરોધ કર્યોછે, કદી પણ બહારની સત્તાના દાબમા આવતા નથી તેઓને વાસ્તે દાસત્વ છે નહિ તે ઇદ્રિયોના ગુલામ નથી પણ પતિ છે તેઓનુ મન સ્વતત્ર અને કાબુમા છે આવા માણસ દુનિયામા નિવાસ કરવાને લાયક છે, સસારનો અર્થ યથાર્થ રીતે એવાજ મહાત્માઓ સમજ્યા છે તેને સુખદુખ સમાન છે સસારના સવ બધનમા હોવા છતા તે સસારબધનથી તદ્દન ભિન્ન છે, તેને હરિભજનની જરૂર નથી તેને જ્ઞાનની જરૂર નથી તેને દેવમદીરમા દોડવાની કશી જરૂર નથી તેને સસાર છોડવાની કશી જરૂર નથી એવા મહાત્માઓ કર્મના કીચડમા પ્રશાતપણે ચાલ્યા જાય છે એ કીચડની વાસથી કે તેના સ્પર્શથી એમનુ મન મલીન થતુ નથી તેઓ પૂર્ણ મહાત્મા છે દેવ છે ! તેઓને એ યથાર્થ સમજાયુ હોય છે કે સસાર એટલે સ્વાર્થ વૃત્તિ જ્યા સ્વાર્થ ત્યા સસાર અને જ્યા સસાર ત્યા દુખ, પણ જેને સ્વાર્થજ નથી તેને સસાર કયા રહ્યો ? અને જેને સસાર નથી તેને દુખજ કયા રહ્યુ ? ભગવા પહેરી સસાર તજી જવાથી સસાર તજાતો નથી સસાર તજવાનુ સાધન માત્ર મનો નિગ્રહ છે જેનુ મન વશ છે જેણે

ક્યાં? ત્યા તો દેશ પ્રેમના સ્વપ્નાંજ હોય છે. વાસ્તવિક રીતે કહીએ તો સ્વદેશી હીલચાલનું માત્ર એક જાતનું ફારસ કરવાની સભા અને વખત થઇ જવાથી સભા બરખાસ્ત! ઘેરે આવ્યા બીસ્કીટ ને પાઉંનો પ્રસાદ દીધો! ચીરૂટનું ધુમ્રપાન કર્યું! આરસામાં ડાચાને જોયું! માથાંની બાબરી સાફ કીધી! બીજે દહાડે પ્રભાતે ન્યુસમાં વાંચ્યું!

રાવબહાદૂર.........................
ના પ્રમુખપણા હેઠળ સ્વદેશી હીલચાલની મોટી ગંજાવર સભા વિશ્વવિખ્યાત સભા! તે આકાશને પાતાળ વચ્ચે મળી હતી! સભાનો ઠાઠ ઓર હતો! દેશ પ્રેમ ઉભરાઇ જતો હતો! જેમાં રાવબહાદૂર મોસુફની વાણીનો જે અસ્ખલિત પ્રવાહ સ્વદેશી હિલચાલના સંબધમાં ચાલ્યો હતો તેમાં ભારત ભૂમિ–માતૃભૂમિ પ્રત્યેની અપૂર્વ લાગણી ઝળકી ઉઠી હતી! હવે આવ્યો પરદેશી ચીજોનો કાળ પાસે અને દેશી વસ્તુઓ અને દેશી કારીગરીનો પુરો બહાર રાજદ્વાર અને ગાદી તકીયા! પ્રજામા ગઇ કાલની સભાથી હવે સ્વદેશી લાગણીની મોટી અસર થઇ છે. કારણ પ્રમુખ સાહેબનું ભાષણ સ્વદેશ પ્રેમથી ભરેલું હતું! સ્વદેશ પ્રેમના પ્રેમમાં તેમનો અવાજ ગળગળો થઇ ગયો હતો અને તેમના રૂદનથી ત્રૈલોક રોયું હતું!!! અજાણુ બિચારો છાપાવાળો! ઠીક છાપાના પાનાને અમારા ભાઇ સાહેબનાં ભાષણોથી ભરી દીધા! બીજે દહાડે અમારા એ ગંજાવર સભાના પ્રમુખ આવ્યા પોતાની ઑફીસમાં બૂટ સ્ટોકીંગના દમામમાં—અને પોષ્ટ લખવા બેઠા! વિલાયતના મેલ માટે કાગળો તૈયાર કર્યા જેમાં ઑર્ડરોના ઢગલા ને ઢગલા માંચેસ્ટર ને લીવરપુલથી માલ મંગાવવા માટેના, કે સ્વીઝર્લાંડ કે યુરોપના એવા કોઇ બીજા દેશોમાંથી! હાય! સ્વદેશી ચીજોનો રિપુ થઇ બેઠો અને પરદેશી ચીજોનો પિતા થઇને બેઠો અમારો ભારતભૂમિનો પુત્ર કે જે ગઇ કાલે સ્વદેશી સભાનો મોટો પ્રમુખ થયો હતો!!!

બાબરી ને હાથના આંગળાંથી ખેંચતાં ખેંચતાં કે મૂછ ઉપર હાથ દઇ વિચાર કરતાં કરતાં પરદેશી સુધારો ગળે ઠીક ઉતરવા લાગ્યો! સ્વદેશી છટ! દેશીઓ નાલાયક! દેશી ભાષા નકામી!!! અંગ્રેજી! ફ્રાંસીસ, ઇટાલિયન! એ ભાષા. સંસ્કૃત ભાષા તો વહેમનો ને ગપગોળાનો ભંડાર! માત્ર જીવનદાતા ભાષા તો અંગ્રેજી! એ તરંગમાં ભાઇ સાહેબનું મગજ ભમી રહ્યું છે તેવામાં હિંદનું સત્યાનાશ કાઢી ગએલ કોઇ અધિકારી ના બાવલાં સાટેનો ફાળો લઇને બેચાર ખડેખાં આવ્યા! ફાળો હાથમાં લીધો જરા હસ્યા પછી બોલ્યા; આઇ સી એસ બોલી ફાળામાં ભર્યા રૂ ૧૦૦૦૦) દસ હજાર! બેડોપાર! ઓ હિંદ! તારાજ પુત્રોનાં કર્મો જો. ઓ માતૃભૂમિ હિંદ! તું પરવશ કેમ ન હો! પોતાના દેશનાં ભુખ્યા મરતાં બાળકો માટે જેને ચિંતા નથી! પોતાનાં દેશના ધંધા ધાપા મરી પરવાર્યા છે તેને માટે જેની આંખમા પાણી નથી! એવા કુપુત્રોને પાપેજ આ

માતૃભૂમિ તું પરવશ છે! હાય! તારા નાણા આમને આમજ ઘસડાઈ જાય છે!

ચાલો હજુ આપણા એ ડોળવાએલા સ્વદેશી હિલચાલના પ્રમુખ સાહેબનું બીજું ચિત્ર જોઈએ! કેટલીકવાર પછી સ્વદેશી ધંધાની સ્થાપના કરવા અર્થ કેટલાક સ્વદેશી ભાઈઓનું મંડળ ઑફીસમાં આવ્યું, જેને છેટેથી જોતાજ ભાઈ સાહેબને ત્રાસ છૂટ્યો ને મોઢેથી બબડ્યો, કેવા બેવકૂફ દેશીઓ! કાલે હજુ મેં ઉપર ઉપરથી સ્વદેશી હિલચાલનું માત્ર જરાક ભજવ્યું ત્યાં આજ તો આવ્યા મદદ માગવા? કેવા ભૂખડ બારસ ભીખારીના ભાઈ!

એઓ નથી વિચારતા કે અમે જે ચાહ મેળવ્યો છે તે શું દેશીઓના ગોળામાં બેસીને ખોઈ નાખવા માટે! વિલાયત જઈને આટલું મોટું જ્ઞાન સંપાદન કર્યું તે શું દેશહિતના ખાડામાં થઈને ધોઈ નાખવા માટે? દેશહિત!, દેશહિત! નાજ શું બણગા ફુંક્યા કરવા? શું ભારતભૂમિજ આપણો દેશ અને આ આખું વિશ્વ આપણો દેશ નહિ? શું અંગ્રેજો! અમેરિકનો! અને ફ્રેંચો આપણા બાંધવો નહિ? શું એક ચીજ સારી અને સસ્તી મળે તે ન લેવી? બાપના કુવામાં શું ડૂબી મરવું? દેશીઓના ધોતીયા ને અંગરખામાં કેટલો બધો ઉઘાડો પહેરવેશ! કોટ પાટલૂન શું ખોટા? કોટપાટલૂનથી કેટલીબધી મર્યાદા જળવાય છે! ધોતીયા ને અંગરખા એ તો ખરે! નિર્લજ્જ પહેરવેશ છે! જ્યાં જોઈએ તો દેશીઓના એવાને એવાજ ભવાડા! માબાપ તો કે પરમેશ્વર, પત્થર પરમેશ્વર, ઝાડ પરમેશ્વર, પાણી પરમેશ્વર, આકાશ, તારા ને આખું બ્રહ્માંડ પરમેશ્વર એ બધાની પુજા કરો! કેવા અક્કલ વગરના! માબાપ તો કે દેવના દેવ ને બાકી નો શુનામડી! અરે હજુ હું દેશીઓનું કેટલું કેટલું બધું ઉઘાડું પાડું? જ્યાં જોઈએ ત્યાં આભડછેટ! પગમાં ગરમી લાગવાની હોય તો ભલે લાગે પણ ખાસડા પહેરીને તો ઘરમાં ન જવાય કે ન ફરાય! કેવા મૂર્ખાઓ! આખું શરીર ઉઘાડું રાખી એક ધોતીયા પોતીયાભેર જમવા બેસાય! ડહાપણની તો હદ જ વાળી નાખી છે! જમવા બેઠા તો કે વૈશ્વદેવ કરો! ગૌગ્રાસ કાઢો! શ્વાન ભાગ કાઢો! અતિથીને જમાડો જ્યાં જોઈએ ત્યાં વહેમ વહેમને વહેમનો ભંડાર! છરી કાંટાએ તો ન જમાય, હાવે જમવું હાય હાય! દેશીઓની બેવકુફાઈની હાંસી તો બહુ મોટી થઈ પડી! મરી જાય તેના સ્નાન કરવા ને વળી પાછા તેના સૂતક પાળવા! વળી દસ દિવસ તેમની પાછળ સરાવણા કરાવવું! પછી દહાડો કરવો ને નાત અને બ્રાહ્મણોને જમાડવા મુએલાની મુક્તિ! કેવી મુક્તિ! વ્યાસ પુરાણીઓની કેવી યુક્તિ! જ્યાં જોઈએ ત્યાં ગપગોળાને ખખળ પીંખળ! વિલાયત ને અમેરિકા તો ન જવાય! ત્યાં જવાથી પતિત થવાય! કોઈ કોઈનું ખવાય નહિ એક નાતના નો નાત ને સો નાતમાં સેંકડો જમાત! બારા ભૈયા ને તેરા ચુલા—ચાર કૈયા ને તેર ચુલા! અને ધર્મનું તો ઠેકાણુંજ

ન ભળે. અનેક ધર્મો અને તેના અનેક ધારા કોઈનું કંઈક તો કોઈનું કંઈક, સ્ત્રીઓના લાજને ઘુમટા ને કેળવણીનું મીંડું. તેનાથી કયાંઇ જાહેર મિટિંગમાં ભાગ ન લેવાય તેનાથી રાજકીય કારોબારમાં હાથ ન ઘલાય ! તેનાથી તો બોલાય નહિ કે ચલાય નહિ તેને તો કોઝલ પડદે ઘાલી બંધબારણે પુરી તાળું મારવું અને બેવકૂફ રાખવી ! નહિ અમેરિકાનો ઇતિહાસ જાણે કે નહિ યુરોપની ભૂગોળ જાણે. ન જાણે અર્થશાસ્ત્ર કે ન જાણે રસાયણ ! ભૂગોળ ખગોળને ભૂસ્તરમાં તો લોપાળું ! ભૂમિતિના સિદ્ધાંતો સિદ્ધ ન કરી જાણે ! જાણે માત્ર ઘરમાં રાંધવાનું ને છોકરાંઓને આખો દિવસ રમાડવાનું ! કે નાતજાતની ચોવટ કરવાનું !

થોડામાં સંતોષ માનનારા ! ખટપટમાં નહિ સમજનારા! સીધાને સાધવા. એવા પોતે ને એવાં ઘરધણીઆણી ! દેશ આખો એવોને એવો ! એવાઓ દેશોદયમાં શું ઉકાળવાના હતા ! સ્વદેશી હિલચાલો શી ? સ્વદેશી વાતો શી ! " कमजोर गुस्सा बहोत " એવા હાલ હિંદવાસીઓના છે. આવડતું નથી કાંઇને બબડાટ લબડાટ ઝાઝો ! વગર મહેનતે અને વગર પ્રયાસે જ્યારે પરદેશીઓ આપણે સારૂ નવનવી ચીજો બનાવી બનાવીને મોકલે છે તો તેનો અનાદર કરવા તૈયાર થયા છે તેનો દ્વેષ કરવા ઉભા થયા છે ! અમારૂં જુનું સર્વ સારૂં ને તમારૂં નવું સર્વ ખોટું એજ કપાળ કુટયા કરે છે પણ એટલો વિચાર નથી કરતા કે એમાં દેશનું દાળિદર નહિ કુંકાય ! પરદેશીઓનો તો આપણા ઉપર મોટો ઉપકાર થયો છે. જો તેઓ આપણને નવ નવી વસ્તુઓ મોકલી આપતા ન હોત તો આપણાં સુખનાં સાધન શી રીતે વૃદ્ધિ પામત ? કાચના પ્યાલા, બાકસની ડાબલી, કાગળ કાતર, ચપ્પુ, પાટી–ખડીયો, રૂમાનાઇ, કલમ, ચલમ, મોટાર, ફોટાર, ફોનોગ્રામ, બાઇસિકલ, આગગાડીને તાર બેડોપાર ! અને એવીએવી અનેક ઉપયોગી વસ્તુઓના આપણે ભોક્તા શી રીતે થાત ! અક્કલના ઓથમીર દેશીઓ કહે છે કે પરદેશી વસ્તુઓ દેશમાંથી બધું ધન ઢસડી જાય છે, સર્વ જીવનની ચીજો લઇ જાય છે તો પછી હિંદવાસી ખાશે શું ? મને તેમના એ વિચાર ઉપર હસવું આવે છે, કારણઃ–એ પરદેશી ચીજોના વ્યાપારીઓ એમ તો ખાસ સમજે છે કે હિંદવાસીઓ જીવતા હશે તોજ આપણાં હોજરાં ભરાશે ને જો એમ છે તો પરદેશી ચીજો હિંદનું સકળ ધનધાન્ય ઢસરડી જશે તોપણ હિંદની હવા–હિંદનો વાયુ કે પવનને તો કદાપિ પોતાના દેશમાં નહિજ લઇ જાય ઓર દયાના પ્રભાવથી તે એવે અસંશે હિંદના બેરખાં થઇ હિંદની હવામાં એવું અમૃત છાંટશે, અને હુનર કળાના યોગે હિંદના વાયુને એવો બનાવી દેશે કે પછી હિંદવાસીઓ માત્ર પવનના ભક્ષણ ઉપર પોતાનો નિર્વાહ કરી આયુ ટકાવી શકશે ! કેવી રૂડી યોજના ! કહો પછી શેની ખોટ ! શેની ખામી ! છતા આ બેવકુફના બડેખાંઓ સ્વદેશી ધંધાની સ્થાપના કરવા બેઠા છે !

# राजयोग अने हठयोग

રાજયોગ અને હઠયોગ એમ યોગના બે પ્રકાર છે હવે રાજયોગ તે શુ ? અને હઠયોગ તે શુ ? તે તપાસીએ અને કયા યોગવડે જન્મ મરણનો ફેરો ટળી શકે એ પણ તેમાથી જાણી લઇએ

તે જાણવા અર્થ આપણે પિંડ બ્રહ્માંડનો સબંધ તપાસીએ 'पिंडे तेज ब्रह्मांडे' એવી એક ચાલતી કહેવત આપણામા છે ને તે યથાર્થજ છે જે આ સમસ્ત બ્રહ્માંડમા છે તેજ આપણા પિંડમા છે ને જે આપણા પિંડમા છે તે સમસ્ત બ્રહ્માંડમા છે બ્રહ્માંડગત સૂર્ય ચંદ્ર પિંડગત પણ છેજ, ને તે જ્યારે યથાર્થ રીતે પિંડમા વર્તે ત્યારે બ્રહ્માંડના સૂર્યચંદ્રની સાથે અનુરૂપતા પામે ને ત્યારેજ પિંડ બ્રહ્માંડની એકતા થએલી ગણાય ત્યારેજ ખરી ચિત્તશુદ્ધિ થાય ત્યારેજ જન્મ મરણનો ફેરો ટળે ત્યારેજ મોક્ષ પ્રાપ્તી થાય એવી એકતા થયા સિવાય કર્મ સન્યાસ કદાપિ સિદ્ધ થતો નથી વિશ્વ માત્ર સૂર્ય પ્રાણથીજ પ્રાણ ધારણ કરે છે ને ચંદ્ર પ્રાણથી પોષાય છે એ બ્રહ્માંડના સૂર્યચંદ્રની ગતિ અનુસાર પિંડના પણ સૂર્યચંદ્ર ચાલે છે શરીરમા દુખ, ભય, રોગ, વિક્રિયા, અજ્ઞાન, એ બધા પ્રકટવાનુ વાસ્તવિક કારણ એજ છે કે પિંડના સૂર્યચંદ્ર અને બ્રહ્માંડના સૂર્યચંદ્ર એક ગતિમા હોતા નથી પણ પિંડના સૂર્ય ચંદ્રની ગતિ કોઇ જુદીજ હોય છે અને બ્રહ્માંડના સૂર્ય ચંદ્રની ગતિ પણ જુદીજ હોય છે પણ જ્યારે પિંડ બ્રહ્માંડના સૂર્ય ચંદ્ર એકજ ગતિમા હોય છે ત્યારે શાંતિ, સમાધી, પ્રેમ અને આનંદ સ્ફુરે છે, પરંતુ એ ક્યારે બને કે જેનુ ચિત્ત મરી ગયુ હોય છે અને જેને અહંભાવનથી હોતો એજ ખરો સન્યાસી એજ જ્ઞાની એજ મુક્ત જેનુ ચિત્ત મરી ગયુ છે તેમજ જેને અહંભાવ નથી તેવાનો પ્રાણ સહજ રીતે વિશ્વ પ્રાણ સાથે એકતા રહે છે એવા સંયાસીને નિત્યાદિ કર્મ માત્ર નનામાજ છે જેઓ માત્ર ब्रह्म सत्य जगन्मिथ्या जीवो ब्रह्मैव केवलम् । બોડી બોલનારા છે પણ જો તેમનામા પિંડબ્રહ્માંડની એકતા નથી તો તેમા મોક્ષનો સમાવેશ નથી એ તો માત્ર જગતને ધૂર્તવાનો માર્ગ છે ! એ સ્વચ્છંદાચાર અને પાપનોજ પંથ છે વાત કરનારજ અજ્ઞાની છે ! હુ બ્રહ્મ એમ જાણનારજ ન જાણનારો છે સત્ય વાત એ છે કે ब्रह्म है त न जाणनारज जाण्यु छे जाणनारे नथान जाण्यु ! ' હુ એમ કહે હું જ્ઞાનની અવધિએ પહોચી ગયો હુજ ब्रह्म તો એવો માણસ ખરે ખરો મૂર્ખ અને અજ્ઞાની છે કારણ —

> अव्यक्तोऽक्षरइत्युक्तस्तमाहु परमां गतिम् ।
> य प्राप्य न निवर्तंते तद्धाम परमं मम ॥

જે ઇંદ્રિયાદિકથી જણાય નહિ તેવો અક્ષર-અવિનાશી એવો જે બ્રહ્મ

તે બ્રહ્મને પરમગતિ કહે છે હે અર્જુન! પુરૂષ જે ગતિને પ્રાપ્ત થઈને પુન. જન્મ-મરણને પામતો નથી તે મારૂં જ ધામ છે पुरुषान्नपरंकिंचित्साकाष्ठा सा परा गतिः

હે પૃથાના પુત્ર! જગતના કારણ ભૂત એવો જે પરબ્રહ્મ તેમાં સર્વ પ્રાણિયો રહ્યા છે અને તે કારણભૂત પુરૂષથી પણ સર્વ જગતને વ્યાપ્ત છે અને તે પરમ પુરૂષ પણ હું પોતે છું ને તે હું એકાંત ભક્તિથી લભ્ય છુ; બીજા કોઈ પણ ઉપાયથી નથી. એ એકાંત ભક્તિ એજ ચિત્તવૃત્તિનો નિરોધ એજ પિંડ બ્રહ્માંડના પ્રાણની એકતા એજ રાજયોગ. અનાવૃત્તિવાળો માર્ગ એજ છે; જેને અર્ચિમાર્ગ કહેવામાં આવે છે.

અગ્નિના અને જ્યોતિષના અભિમાની દેવ. દિવસના અભિમાની દેવ, શુકલપક્ષના અભિમાની દેવ તથા ઉત્તરાયણરૂપ છ માસના અભિમાની દેવ આવી રીતે અગ્નિ વગેરે દેવતાઓ તે તે કાળના અભિમાની છે એ ઉત્તરાયણ કાળમાં મરણ પામેલા પરબ્રહ્મને પામે છે આ માર્ગ કયારે પ્રાપ્ત થઈ શકે છે કે જ્યારે પિંડ બ્રહ્માંડના પ્રાણની એકતા હોય છે

છાંદોગ્યની શ્રુતિ પણ એજ કહે છે –

तेर्चिषमभिसंभवन्ति अर्चिषोहरह आपूर्यमाण पक्षमापूर्यमाण पक्षाद्यान्षण्मासानुदङ्ङादित्य एति मासेभ्यो देवलोक मिति. અર્ચિમાર્ગગામી અર્ચિના અભિમાની દેવતા પાસે જાય છે ત્યાંથી દિવસાભિમાની દેવ પાસે ત્યાંથી પક્ષાભિમાની દેવ પાસે અને ત્યાંથી ઉત્તરાયનના છ માસના અભિમાની દેવ પાસે. તે માસોના દેવતા પાસેથી ઉત્તરાયનના આદિત્ય દેવની પાસે અને ત્યાંથી દેવલોકમાં જાય છે આ ગતિ અર્ચિરાદિ માર્ગનો આશ્રય કરનારને મળે છે પરંતુ જ્ઞાનીઓની તો તુર્તજ ગતિ થાય છે તેઓને જુદે જુદે સ્થાનકે રઝળવું પડતું નથી; જેનું ચિત્ત મરી ગયું છે અને જેની વાસનાઓ નિરમૂળ થઈ ગઈ છે એવા પુરૂષની તુર્તજ ગતિ થાય છે. જેના પિંડ બ્રહ્માંડના પ્રાણ એકતાને પામ્યા છે તેની પરમ ગતિ સહજજ છે.

પણ જેની વાસનાઓ પ્રબળ છે જેનું ચિત્ત વશીભૂત થયું નથી જેને વારંવાર સંસારનીજ અપેક્ષા છે એવો પુરૂષ આવૃત્તિવાળા માર્ગમાં જાય છે એ ધુમ માર્ગ વિષે છાંદોગ્યોપનિષદ્‌માં આ પ્રમાણે કહ્યું છે " तेधूममभिसंभवन्ति धुमाद्रात्रेरपक्षयिमाणपक्षमपक्षीयमाण पक्षाद्यान्षणमासान्दक्षिणादित्य एति मासेभ्यः पितृलोकं पितृलोकेचंद्रंते चंद्रंप्राप्यान्न भवति

જેની વાસનાની ગ્રંથી તુટી નથી એવો પુરૂષ ધુમાભિમાની દેવતા પાસે જાય છે ત્યાંથી રાત્ર્યાભિમાની દેવતા પાસે ત્યાંથી કૃષ્ણ પક્ષના અભિમાની દેવતા પાસે, ત્યાંથી છ દક્ષિણાયન માસના અભિમાની દેવતા પાસે. ત્યાંથી દક્ષિણાયનના સૂર્ય પાસે, ત્યાંથી પિતૃલોકમાં, પિતૃલોકમાંથી ચંદ્રલોકમાં અને ત્યાં જઈ અન્નરૂપે થઈ પૃથ્વી ઉપર અવતરે છે."

આ ઉપરથી સમજાશે કે નિવૃત્તિ વાળાં કર્મ વડે કરેલી ઉપાસનાથી ક્રમે

કર્મીને મુક્તિ મળે છે અને કામ્ય કર્મો કરવાથી સ્વર્ગ મળે છે ને ત્યા ભોગ ભોગવ્યા પછી સસારમા અવતરવુ પડે છે અને શાસ્ત્ર નિષેદ્ધ કર્મો કરવાથી નરક ભોગવ્યા પછી સસારમા જન્મ થાય છે અને એવા ક્ષુદ્ર કર્મ કરનારા પ્રાણિઓ તો વારવાર આ સસારમા જન્મે છે

શુકલા કહેતા અર્ચિરાદિક ગતિ પ્રકાશીત હોવાથી ઉજ્વળ છે અને કૃષ્ણા એટલે ધૂમાદિક ગતિ અધકારમય હોવાથી શ્યામ છે આ બને માર્ગો જ્ઞાન તથા કર્મના અધિકારીને જગતના અનાદિ માર્ગો મનાયલા છે તેમા શુકલમાર્ગથી મનુષ્ય મોક્ષને પામે છે અને ધૂમ માર્ગથી વારવાર સસારમા જન્મ મરણને પામે છે

હે અર્જુન! આ બન્ને માર્ગમા એક માર્ગ મોક્ષને આપનાર અને બીજો માર્ગ સસારને આપનાર છે, એ યથાર્થ સમજી જે પુરૂષ સ્વર્ગાદિકની ઇચ્છા વગર ચિત્તને વશ કરે છે તે યોગી કશાથી મોહિત થતો નથી અને તેજ યોગી યોગનિષ્ઠાવાળો કહેવાય છે

આટલુ જાણ્યા પછી રાજયોગ અને હઠયોગનો વિષય સમજવો સરલ પડશે કેવળ પ્રાણને ઘુટવાની મહેનતથી કદાપિ હાની પણ થઇ બેસશે કે ચિત્તનો સમૂળ નાશ ન થયાથી દબાઇ રહેલી કમાનની પેઠે કવચિત્ તે કદી ઉઠી બધી રચના ઉધી વાળશે પ્રાણ રોધનો એ હઠયોગ છે એ માર્ગે અવાતર લાભ ઘણા મળે છે-શરીર સચવાય છે-સિદ્ધિઓ પણ કવચિત્ પ્રાપ્ત થાય છે પણ તેથી મોક્ષ તો નથીજ થતો, મોક્ષનો માર્ગ તો માત્ર રાજયોગથીજ છે અને એ રાજયોગ તેનુ નામ કે ચિત્તનો નાશ હઠયોગના માર્ગદ્વારા પ્રાણને રોક્વાથી કરી આણેલી પિડ બ્રહ્માડની એકતાવડે મોક્ષ નથી પણ મોક્ષ તો ચિત્તના નાશ દ્વારા-રાજયોગથી સ્વત સિદ્ધ પિડ બ્રહ્માડની એકતા થાય તેથીજ છે

પ્રાણમાત્રને મથવારૂપ જે યોગ-હઠયોગ, તે ચિત્તનો નાશ કરવારૂપ યોગ જે-રાજયોગ, તેના વિના નકામોજ છે ચિત્તનાશ એજ સર્વ યોગનો છેડો છે યોગનો પણ યોગ છે જ્ઞાનનુ પણ જ્ઞાન છે પ્રાણ મથનરૂપ તે हठयोग ને ચિત્ત માત્રનેજ મથવાથી પિડ બ્રહ્માડના પ્રાણની એકતા તે राजयोग

પિડ બ્રહ્માડની એકતા સ્વત સિદ્ધ થાય એજ સમાધિ-એજ રાજયોગ-એજ કૈવલ્ય-એજ મોક્ષ

આ ઉપરથી સહજ સમજાશે કે ચિત્ત વિક્ષેપજ મોક્ષના માર્ગમા વિક્ષેપ કરે છે ચિત્ત જ્યારે નિયમાય ત્યારેજ મોક્ષ છે માત્ર પ્રાણ ઘુટયા કરે અથવા તેનુ મથન કર્યા કરે તેથી કદાપિ મોક્ષ પ્રાપ્તી નથીજ! ચિત્ત હાથમા આવ્યા પછી-તેનો ઉચ્છેદ, કર્યા પછી પ્રાણ ઘુટવાની કે મથવાની જરૂરજ પડતી નથી તેનુ ચિત્ત મરી ગયુ છે તેનો પ્રાણ અને બ્રહ્માડનો પ્રાણ એકજ માર્ગમા વહે છે એવા પુરૂષને સર્વદા મોક્ષજ છે જેઓ જીવતા છે આ સસારમા વિચરતા છે પણ જેના ચિત્ત મરી ગયા છે એવા પુરૂષો જીવન્મુક્ત છે વસ્તુમાત્ર

જીવમાત્ર-પોતાની મેળેજ ઉત્તરોત્તર વૃદ્ધિ પામી ઉચ્ચ ઉચ્ચ ગતિએ જાય તે ગતિમાં વિક્ષેપ કરનાર જીવનો ચિત્ત-ધર્મ છે તેજ છે. એ ચિત્તને ગુંદર કે પથ્થરની ઉપમા આપવામાં આવે છે, જોકે કાગળનો ઉડવાનો સ્વભાવ છે પરંતુ ગુંદરથી ચીકણો થએલો કાગળ, જમીન સાથે ચોટી રહી ઉખડતો નથી અથવા તો પથ્થર સાથે બંધાયલો લાકડાનો કટકો, પાણીમાં તરવાના સ્વભાવવાળો છતાં ડુબી જાય છે તેમ ચિત્તરૂપ વૃત્તિ સાથે બંધાયલી ચિત્ (ચિત્ અને ચિત્ત તે બે મળીને જીવ) એક સ્થાને વળગી રહે છે, ડુબે છે, હોય ત્યાંને ત્યાં રહે છે કે અધોગતિ પામે છે જન્મ પામે છે. શાસ્ત્રો એજ કહે છે કે જેની જેવી શ્રદ્ધા, જેના ચિત્તરૂપ ગુંદરનુ જ્યાં વળગવું તે રૂપ તેનું થવું તે રૂપે તેનો જન્મ-ગતિ. કીટ ભ્રમર ન્યાયથી પણ એજ સમજાશે ભમરીનું ધ્યાન તો ભમરી થવાય ! ને સાપનું ધ્યાન તો સાપ થવાય ! જન્મમરણનું કારણજ ચિત્ત છે. વાસના પણ ચિત્ત વડેજ બંધાય છે પણ જો ચિત્તજ ન હોય તો પછી જન્મમરણ કેવી રીતે રહે ? વસ્તુગતિમા જીવત્વજ નથી બધું એક છે માત્ર પિંડબ્રહ્માંડની એકતાનીજ જરૂર છે, જો પિંડબ્રહ્માંડની એકતા થઇ હોય તો સહજમાં જીવ ઉત્તમોત્તમ ગતિએ ચાલ્યો જાય છે, જો ન થઇ હોય તો જન્મમરણ કદાપિ ટળી શકતા નથી.

મરણ થાય ત્યારે સ્થૂલ દેહનો ભંગ થાય છે પણ પ્રાણના સ્થાનરૂપ જે લિંગદેહ-ચિત્તપ્રધાન વાસનામય દેહ તેનો ભંગ થતો નથી. મરણ થતી વખતે જો પિણ્ડપ્રાણ બ્રહ્માંડપ્રાણ સાથે એકતા પામેલો હોય તો અનુકુળ ગતિ થાય છે. સૂર્યપ્રાણના પ્રબળ સમયે જેનો દેહોત્સર્ગ થાય તેનો લિંગદેહ સૂર્યમાં પ્રવેશ પામે, ચંદ્રપ્રાણના પ્રબળમાં જેનો દેહોત્સર્ગ થાય તેનો લિંગદેહ ચંદ્રલોકમાં પ્રવેશ પામે. જો પિણ્ડબ્રહ્માંડની એકતા કરી રાખી હોય તો પ્રબળતાએ કરીને પણ સૂર્યપ્રાણમાં મરણ સાધી શકાય ને સૂર્યસ્થાનેજ જવાય. સૂર્યલોકમાં ગયેલાં પુનઃ જન્મ-મરણને પ્રાપ્ત થતાં નથી પરંતુ ચંદ્ર-લોકમાં ગયેલાંને જન્મમરણ થયા કરે છે ! કદાચ્ કોઇકજ જન્મમરણમાં આવતાં નથી. સર્વે ઉપનિષદો વારંવાર એજ કહે છે કે ચિત્તને મારી નાંખો ચિત્તનો નાશ કરો એજ ઉપનિષદોનો સૂક્ષ્મ બોધ છે. આપણે ઉપર જે અર્ચિ માર્ગ જણાવી ગયા એ સૂર્યપ્રાણમાં દેહોત્સર્ગ થાય ત્યારેજ એ માર્ગ હાથ પડે; એ માર્ગને દેવયાન્ માર્ગ પણ કહે છે કેમકે એ માર્ગે જવાથી માનવી મટીદેવ થવાય છે ઉચ્ચતર જીવિત પ્રાપ્ત થાય છે ફરી મનુષ્ય થવું પડતું નથી. અર્ચિ એટલે દેવતાની જ્યોતિ, જ્યોતિ-રૂપ સૂર્યમાં પ્રવેશ થવાનો માર્ગ. એ માર્ગ જ્ઞાનીઓને એટલે કે જેનું ચિત્ત સરી ગયું છે જેણે રાજયોગનો માર્ગ હાથ કર્યો છે તેનેજ એ માર્ગ મળે છે પુનઃ તેને આ જગત્મા આવવુ પડતું નથી એને ઉત્તરાયન પણ કહે છે

મકરસંક્રાંતિ પછીના સમયમાં સૂર્ય પ્રાણનું બ્રહ્માંડમાં પ્રબળ હોય છે તે વખતે જેઓ પૂર્ણજ્ઞાનથી પિંડબ્રહ્માંડની એકતા પામેલા હોય તેઓ મરણ પામે તો સૂર્યલોકમાંજ જાય છે ઉત્તરાયનમાં મરે પણ જો પિંડબ્રહ્માંડની એકતારૂપ જ્ઞાન ન હોય તો જન્મમરણથી છુટી શકાતું નથી દક્ષિણાયનમાં જેનું મૃત્યુ થાય છે તે તો ફરી જન્મવાનોજ માર્ગ છે એમ જ ધૂમરૂપ યજ્ઞાદિથી પ્રાપ્ત કરેલો માર્ગ, દક્ષિણાયન, દક્ષિણ ફરી આવવાની ગતિ

લિંગદેહે કર્મસાધન બનતા નથી કર્મમાત્ર ખાવું, પીવું, કરવું એ સર્વ સ્થૂલને છે મરણ પછી સ્થૂલનો અંતરાય ટળે છે એટલે પછી પ્રાણ, મન, બુદ્ધિ પરિપૂર્ણરૂપે પ્રકાશે છે ને કેવળ મનો રૂપ જીવિત ચાલે છે દેશકાળનો અંતરાય, સ્થૂલ દેહનો અંતરાય ટળી ગયા પછી પ્રાણ, મન, બુદ્ધિને નડતો નથી એટલે મનોરૂપ જીવિત ચાલે છે એનેજ સ્વર્ગ કહે છે જ્યાં ખાવાનું નથી, પીવાનું નથી, અમૃતમયપાનથી આનંદમાં રહેવાનું છે! જ્યાં આંખના નિમિષ પણ નથી એ સ્વર્ગનોમ્માં સંસારમાંના કરેલા કર્મોનું મનોરાજ્ય ભોગવતો લિંગ દેહ જેવું તેનું આકર્ષણ તેનો કાલક્રમે કરી આકર્ષાય છે પિતૃલોક સ્વર્ગસ્થિત લિંગદેહ પૃથ્વી તરફ આકર્ષાય છે, સૂર્યલોક સ્વર્ગસ્થિત લિંગદેહ કોઇ ઉચ્ચતરસ્થાન તરફ આકર્ષાય છે મનમાં જડ પડયા છતાં પણ પૃથ્વી તરફનું આકર્ષણ પ્રબળ હોય તો ચંદ્રમાં સંક્રમણ થઈ જાય છે ને પૃથ્વી તરફ અવાય છે

આ સર્વ બાબત સમજ્યા પછી સહજ સમજાશે કે પ્રાણ રોધવાથી—હઠયોગથી સિદ્ધિ પ્રાપ્ત થાય પણ મોક્ષ તો નથીજ મોક્ષ તો ત્યારેજ થાય કે ચિત્તવૃત્તિનો નાશ—રાજયોગ—વાસનાભંગ ત્યારેજ

જપ તપ વ્રત્ત એ સર્વ હઠયોગનો પ્રકાર છે અને ચિત્તને જીતી લેવું અથવા તેને નિર્મળ કરવું તેનો નાશ કરવો એ રાજયોગનો પ્રકાર છે જેનું ચિત્ત મરી ગયું છે તેવો પુરૂષ સંસારમાં હોવા છતાં કર્મો કરવા છતાં તે કદી બંધનમાં આવતો નથી હર્ષ શોક, રાગદ્વેષ મોહમાયા સર્વ તેનામાથી નાશ પામ્યા હોય છે આ જગતમાં તેને કોઇ મા, બાપ, ભાઇ કે સગાવહાલા નથી જગત્ માત્ર તે પોતારૂપ જુએ છે જગત્ માત્રમાં તે બ્રહ્મને ભાળે છે એવો પુરૂષ સહજમાં જન્મ મરણના ચક્રમાથી છુટી જાય છે એજ राजयोग-चित्तनो निरोध એજ राजयोग-पिंड ब्रह्माण्डनी एकता એજ राजयोग એજ मोक्ष એજ कैवल्य

પ્રાણને રોધવો કે પ્રાણનું મથન કરવું એ हठयोग એ હઠયોગ, રાજયોગ વિના નિષ્ફળ છે અને राजयोग એટલે चित्तनो नाश ચિત્તનો નાશ થયા પછી आवर्त्तन થતુંજ નથી જન્મ મરણ હોતુંજ નથી માત્ર मोक्ष-कैवल्य-परम गति-सच्चिदानंदस्वरूप-जगत् અને वाणी थी पर જે કહેવામાં આવે છે એવી સ્થિતિને એવા મહાત્માઓ પામે છે

# मार्गशीर्ष मासमां मळेलां पुस्तको तथा मासिकोनुं टुंक अवलोकन.

( १ ) श्री आर्यधर्म सुधाः-( પંડીત શ્રી ગટુલાલજી સ્મારક તરિકે નીકળતાં આ માસિકના પુસ્તક બીજાનો અંક છટ્ટો ) ગાત્ર ગંત્રીનો વિષય ધ્યાન ખેચનારો છે. પ્રાચિન વૈદક શાસ્ત્ર વિષે લખતાં ભિષગ્વર કેશવલાલ રોણારામ લખે છે કે " હાલમા જુનું અને નવુ એમ બન્ને વૈદક સાથે શીખવવાની કોઇપણ સંસ્થા હોય તો તે માત્ર મુંબઇ અને દેશાવરોમાં લોકમાન્ય થયેલુ आयुर्वेद विद्यालयज છે.'

( २ ) सूनृत वादिनीः-માત્ર સંસ્કૃત ભાષામાંજ નીકળતું આ પત્ર ઉત્તેજન આપવા લાયક છે.

( ३ ) ज्योति -( ધ્રુવ નરસિંહરાવ હરિલાલ ) રસિક કવિતા અને લેખોથી ભરપુર આ માસિક વાચકવર્ગનું સારૂં ધ્યાન ખેંચે છે.

( ४ ) नवरंगः-(એચ જી. માસ્તર)

( ५ ) वैद्य कल्पतरु -(માસ નવેમ્બરનો અંક) ઇગ્લીશ વૈદકને આધારે લખાયેલા વિષયો કરતાં અમે આ માસિકમાં આર્યા વૈદક શાસ્ત્રને આધારે લખાયેલા વિષયો જોવાને વધારે ઇચ્છીએ છીએ. પૃષ્ટ ૨૫૨ માં ડાક્ટર ડી૦ ડી૦ ગુપ્તાએ કરેલી શીલાજીત અને ઇકથિયોલની સરખામણી હાસ્યજનક છે. બન્નેની ઉત્પત્તિ અને ગુણુ તદન જુદા જુદા છે. છતાં એની સરખામણી કરવા જેવો વિચાર કોઇના મનમા આવવો એ આશ્ચર્યકારક છે. શીલાજીત જ્યાં ઉપયોગી થાય ત્યાં ઇકથિયોલ ( Ichthyol ) નીરૂપયોગી છે ઇકથિયોલને ઠેકાણે શીલાજીત વાપરી શકાય તેમ નથી. તંત્રીએ શીલાજીતના ઉત્તમ ગુણોનુ લંબાણથી વિવેચન આપ્યું હોત તો તે અતિશય ઉપયોગી થઇ પડત.

( ६ ) आत्मानंद प्रकाश -(આશ્વિન)

( ७ ) ब्राह्मण -( કાર્તિક-શ્રીયુત્ શાસ્ત્રી જી હાથીભાઇ હરિશંકરની સહાયતાથી નીકળતું) જ્ઞાતિ અને જ્ઞાતિપુત્રનો વિષય આબેહુબ ચર્ચાયેલો છે.

( ८ ) लुहाणा मित्र -(કાર્તિક) હિંદુ સંસારમાં સ્ત્રીઓની સ્થિતિ સંબંધી લખતા રા૦ ચતુર્ભુજ જણાવે છે કે "ગુલામડી તરિકે રહેની માતાના બાળકો ગુલામી કરવાને સરજાય તો તેમા શું આશ્ચર્ય છે '

( ९) महुवा गौरक्षक मंडळी वार्षिक रिपोर्ट

( १० ) आर्य भिषक्‌ કાર્તિક ( ११ ) आर्य धर्म કાર્તિક ( १२ ) आनंद કાર્તિક (१३) बुद्धि प्रकाश ( નવેમ્બર )

# लघुसिद्धात कौमुदी

( સારબોધિની ટીકા સહિત )

વેદશાસ્ત્ર સમ્પન્ન શાસ્ત્રીજી રણછોડજી ઉધ્ધવજી વિરચિત લઘુ સિદ્ધાંત કૌમુદીની સારબોધિની નામની ટીકા અમોને અવલોકનાર્થે મળી છે, જેનો આદરપુર્વક સ્વીકાર કરીએ છીએ

સસ્કૃત ભાષાનુ વ્યાકરણ બહુજ ગહન, સર્વાંગ સપૂર્ણ અને અત્યત વિસ્તારવાળુ છે સસ્કૃત ભાષાના વ્યાકરણના આઠ મુખ્ય આચાર્ય ગણાય છે તેઓના નામ ઇન્દ્ર, ચન્દ્ર, કાશકૃત્સ્ન, આપિશલી, શાકટાયન, પાણિનિ, અમર અને જીનેન્દ્ર આ બધાના વ્યાકરણોમા પાણિનિનુ વ્યાકરણ વધારે પ્રતિષ્ઠાને પામ્યુ છે અને તેમનો વ્યાકરણાચાર્ય તરીકેનો યશ આખા ભારતવર્ષમા ફેલાયેલો છે વ્યાકરણાચાર્ય પાણિનિએ પોતાના સમયમા વ્યાકરણના અનેક મતો જોઈને લૌકિક અને વૈદિક પદોની સિદ્ધિ માટે અષ્ટાધ્યાયી નામનો એક સૂત્રાત્મક વ્યાકરણનો ગ્રથ રચ્યો છે, અને તેમા પ્રાચીન તથા પોતાના સમકાલીન વૈયાકરણોના મતોને તેતે નામ નિર્દેશથી દર્શાવ્યા છે આ અષ્ટાધ્યાયીનુ કેટલોક કાળ અધ્યયન ચાલ્યા પછી તેનાપર કાશિકા નામની વૃત્તિ, મહાભાષ્ય વગેરે અનેક પ્રયત્નો થયા હતા કાળ વીતતા વ્યાકરણ શાસ્ત્ર બહુજ વિસ્તારવાળુ અને ગહન થઇ પડયુ, અને પડિતો તેના અધ્યયનમા માખુ આયુ ન વ્યતીત કરતા હતા પરતુ ધીરે ધીરે નિવૃત્તિ કાળ નિવૃત્ત થઈને પ્રવૃત્તિનો કાળ આરભાયો, અને અષ્ટાધ્યાયીની આનુપુર્વીમા ફેરફાર કરીને વિષયાનુક્રમ, રામચદ્રાદિક વૈયાકરણો એ વ્યાકરણના સર્વ ગ્રથો રચ્યા, પડિત ભટ્ટોજી દીક્ષિતે પણ સૂત્રો ઉપર વૃત્તિ કરીને સિદ્ધાંત કૌમુદી નામનો વ્યાકરણનો ગ્રથ રચ્યો આ ગ્રથમા ઉદાહરણો અને પ્રત્યુદાહરણો કાશિકાવૃત્તિમાથી તથા રામચદ્રાચાર્યની પ્રક્રિયા કૌમુદીમાથી લીધા છે ઉદાહરણોમા માત્ર નામોનોજ વ્યત્યાસ કર્યો છે ક્રમપણ પ્રક્રિયા કૌમુદીના અનુસારજ રાખ્યો છે આ ઉપરાત મનોરમા નામની ટીકા રચીને સિદ્ધાંત કૌમુદીના ગૌરવમા વૃદ્ધિ કરી અને પડિતોમા ધીરે ધીરે તેમનો ગ્રથ બહુજ માન્ય થઇ પડયો, અને સાંમ્પ્રત કાળમા કાશિકા, મહાભાષ્ય, પ્રક્રિયા કૌમુદી વિગેરે ગ્રથો લુપ્તપ્રાય થઇ ગયા છે અને તે ઠેકાણે સિદ્ધાંત કૌમુદીનોજ પઠન પાઠનમા સમાદર થયો છે આ સિદ્ધાંત કૌમુદી રચીને ભટ્ટોજી દીક્ષિતે લૌકિક, અલૌકિક પ્રયોગો જાણવાનો માર્ગ બહુજ સરલ કર્યો છે પરતુ પાછળથી વરદરાજ ભટ્ટે અષ્ટાધ્યાયીમાથી ઉપયોગી સૂત્રોનો સગ્રહ કરીને લઘુ કૌમુદી નામનો વ્યાકરણનો સક્ષિપ્ત ગ્રથ રચ્યો છે જે ગ્રથ

વ્યાકરણ શાસ્ત્રમાં પ્રવેશ કરનારા વિદ્યાર્થી મંડળમાં બહુજ માન્ય થઇ પડયો છે. અને હમણાં ભારતવર્ષની સર્વ પાઠશાળાઓમાં વ્યાકરણ શાસ્ત્રમાં પ્રવેશ કરવાની ઇચ્છાવાળા વિદ્યાર્થીઓ તે ગ્રથનુંજ અધ્યયન કરે છે. આ પઠન પાઠનમાં અત્યંત ઉપયોગી ગ્રંથ ઉપર વેદશાસ્ત્ર સમ્પન્ન શાસ્ત્રીજી શંકરલાલ માહેશ્વરે પ્રયોગ મણિમાળા નામની અતિ ઉત્તમ ટીકા રચેલી છે, જેમાં વ્યાકરણનાં પદોની સાધનિકા દર્શાવવામાં આવી છે. આ ટીકા ઉપર આ માસિકમાં આગળ ઉપર વિવેચન થઇ ગયેલું છે. શાસ્ત્રીજી રણછોડજી ઉદ્ધવજીએ જે ટીકા રચી છે. તેમાં સૂત્રના પદ પદાર્થ ઉપર ઉહાપોહ કરવામાં આવ્યો છે. આ સાર બોધિની ટીકામાં જે સૂત્રો ઉપર વૃત્તિ નથી. તેના ઉપર વૃત્તિ રચવામાં આવી છે. પ્રાચીન કાળના વૈયાકરણોનાં મતો દર્શાવ્યાં છે. અને તત્વબોધિની મનોરમા વિગેરે પ્રાચીન ટીકાની પદ્ધતિપર શાસ્ત્રીજીએ સારબોધિની ટીકા રચી છે. ટીકાની ભાષા પણ ઘણીજ સરસ રાખવામા આવી છે. અને આ ટીકા રચતી વખતે તેમણે કાશિકા, પદમંજરી, મહાભાષ્ય, કૈયટ, મનોરમા, શેખર, શબ્દકૌસ્તુભ, માધવીય ધાતુવૃત્તિ વગેરે ઘણાં પ્રાચીન વ્યાકરણ ગ્રંથોનો આધાર લીધો છે એમ ટીકા જોતાં જણાય છે. કેટલેક ઠેકાણે સૂત્રોમાં સમાસોની સમજણ પણ આપવામા આવી છે. અનુવૃત્તિઓ પણ દર્શાવી છે. આવી રીતે શાસ્ત્રીજી રણછોડજીએ રચેલી સારબોધિની ટીકાથી લઘુ કૌમુદીના ગૌરવમા વૃદ્ધિ થઇ છે. શાસ્ત્રીજીએ પ્રસ્તાવનામા પ્રાચીન અને અર્વાચીન વૈયાકરણોનો એક ઉત્તમ ઇતીહાસ લખીને વ્યાકરણશાસ્ત્રની બાબતને અજવાળામાં આણી છે. તેમા તેમણે પાણિનીનો, કાત્યાયનનો, ઋષિનો, ભાષ્યકારનો, હરદત્તનો, કૈયટનો, ભટ્ટોજી દીક્ષિતનો, નાગેશભટ્ટનો, પ્રક્રિયા કૌમુદીકાર રામચંદ્રનો, માધવીયવૃત્તિ કર્ત્તા માધવનો વગેરે વૈયાકરણોનો સમય પણ દર્શાવ્યો છે. સંસ્કૃત પાઠશાળાના અધ્યાપક શાસ્ત્રીઓ લઘુકૌમુદી ભણાવતી વખતે જે આ સારબોધિની ટીકા પણ પોતાના શિષ્યને ભણાવે તો, થોડા પરિશ્રમમાં વિદ્યાર્થીઓ ઉપરના આકર ગ્રંથોની વાતો જાણવાને શક્તિમાન થાય અને શાસ્ત્રીજી રણછોડજી ઉદ્ધવજીનો પરિશ્રમ સફળ થાય એમ અમે માનીએ છીએ.

## यतोधर्मस्ततोजय



## मनने उपदेश

भेरवी-ठेगो

चेता लेते चेत मनवा, देर रहा थोरी
देर रही थोरी मनवा, देर रहा थोरा—चेता लेतो—ए राह—
तु नहि पोते, तारा नव कोई, शेना करे शारजोरी ? चेतो० १
शु कमायो सार्थक काम, अंतर जोतु खोरी चेतो० २
काई कर्तु नहि फोकट फराया, लेखा लेशे जमजोरी चेता० ३
पतन थता तन पलक न लागे, काचा तननी ए दोरी चेतो० ४
कारमा किमत तेना करी शी ? किमत खोरा कोरी चेतो० ५
उमियाशकर चेत चतुर चित, घटमा घटना जोरी चेतो० ६

## मनुष्य प्रकृति

વિશ્વારણ્યમા વિચરતા આહાર વિહારનો વ્યવહાર કર્તા ચાર પ્રકારના પ્રાણીઓ જેવા કે જરાયુ, અંડજ, ઉદ્ભિજ, અને સ્વેદજ માન પ્રતિવ્યક્તિ, ભિન્ન શક્તિનો આવિર્ભાવ સર્વત્ર વ્યાપક કરે છે એમા કશય નથી આથી સાબ

નથી એ પ્રમાણે અનેક અનાદિ કોટીઓ સર્વદા સર્વને પરિચિત છે. અનુકરણથી કહેતાં મુંડે મુંડે મતિર્ભિન્ના અથવા રુચીનાં વૈચિત્ર્યાત્ ઇત્યાદિ વાકયો ઉપરોક્ત ઉદ્ગારને પુષ્ટી આપે છે. દર્શન માત્ર એજ કરવાનું કે કોઇપણ પ્રાણી અનેક સરખી પ્રકૃતિનું જન્મથીજ તનથી મનથી વા ધનથી અનુભવગોચર થતું નથી. એટલા વિચાર ઉપરથી સ્વાભાવિક રીતે આવી ભિન્નતાનું શું કારણ હશે તે સર્વને સંકલ્પ વિકલ્પનું આશ્વદરૂપ મનોવૃત્તિના વેગમા આવ્યા વિના રહેશે નહિ ઉપર ચોટી દ્રષ્ટિથી કહી શકાશે કે વ્યવહાર માટે ઐકય ઘટી શકે નહિ. વ્યવહારનો અર્થજ વીવીધ પ્રકારે વર્ત્તવું એવો હોવાથી લેણદેણ આગમ અપાય, ઉદ્ભવ તીરો ભાવ વગેરે વિવિધ વિષયોના પ્રસંગો સર્વને અનુભૂત છે. માટે, વ્યવહાર સિદ્ધિ માટે ભેદ સર્વદા હોવોજ જોઇએ. એટલું કહેતા જીજ્ઞાસાની તૃપ્તિ થતી નથી. માટે સુક્ષ્મ કારણનો વિચાર આવશ્યક છે 'ધી કર્માનુસારિણિ' એ વાક્ય એમ સૂચવે છે કે કર્માનુસાર બુદ્ધિ સર્વ સ્થળે સંપાદિત હોય છે. આવી જાતની માન્યતા ખરેખર સત્ય ઉપર દોરતી હોય એવું અનુમાન થઇ શકે છે. સૂક્ષ્મ વિચારશીલ પુરૂષોના મંતવ્યનો આધાર જોતા સહજ માલુમ પડશે કે યાવત્ જગત્ કાર્યરૂપ છે. કારણ તેથી ભિન્ન છે ત્રિપુટીમય જગત્મા ભોકતા ભોગ્ય અને ભોગ, વિધાતા, વિધેય અને વિધાન આદિ ત્રિપુટી સર્વનાં કારણો એક બીજાથી ઇતર છે. વળી કરણી પાર ઉતરણી એ વાકય એમ બતાવે છે કે જેમ દરેક માણસના જુદાંજુદાં કર્મો છે, તેમ તેના આચાર વિચારો પણ તેવીજ રીતે નોખા નોખા જોવામાં આવે છે. અને જેવા કર્મ જે કરે છે તેવાં ફળ તે પ્રકારના ભોગને લઇને તે ભોગવે છે. સ્થૂલ શરીરમા પરમહિતેચ્છુ શ્રુતિથી વિચાર કરતાં બુદ્ધિ પણ જીવનો ભોગવવાનો વિષય છે. જેમ બીજા વિષયોના સુખને માટે જેમ તે તે વિષયોને પોતાને માફક કેમ આવે તેવી રીતે તે તે વિષયોના ભોગને માટે ગોઠવણીઓ કરવામાં આવે છે, તેમ બુદ્ધિ પણ પોતાને સારો ભોગ આપે તેટલા માટે તે બુદ્ધિને ખીલવવાને માટે દરેક માણસ યત્ન કરી રહ્યા છે. તેથી બીજા વિષયોની માફક બુદ્ધિ પણ સારી હોય એવી ઇચ્છાથી બધા માણસો સારાં કર્મો કરવાને લાગ્યા રહે છે. માટે સારાંશ એ છે કે કર્મ પ્રમાણે પ્રકૃતિ રચાય છે યાદૃશી ભાવના યસ્ય સિદ્ધિર્ભવતિ તાદૃશી જેવી જેની ભાવના, તેવી તેની કર્મની સિદ્ધિ થાય છે. વળી અન્તકાલે મતિર્યસ્ય ગતિર્ભવતિ તાદૃશી. મરણને સમયે જેવી જેની વાસના જેવી જેની બુદ્ધિ તેવી તેની ગતી એટલે કે બીજા જન્મના ભોગો તેને મળે છે. માટે જેમ કર્મો જુદા જુદા પ્રકારનાં છે તેમ તે પ્રમાણે તેનાં કાર્યો, બુદ્ધિ, અથવા પ્રકૃતિ પણ જુદા હોય છે આ ઉપરથી એમ સમજવાનુ નથી કે જડને જડ ફળ આપે છે માટે અનાદિકાળથી ચાલ્યો આવેલો સનાતન ધર્મ પણ મિથ્યા બનીજાય છે અને બીજા પાખંડોને કુતર્ક કરવાની છુટ મળે છે.

(અપૂર્ણ).

# कर्मसन्यास

काम्यानां कर्मणां न्यासं सन्यासं कवयो विदुः
सर्व कर्मफल त्यागं प्राहुस्त्यागं विचक्षणाः

આમા જે તાત્પર્ય રહેલુ છે તે એજ છે કે કર્મના ફળોનો ત્યાગ કરવો. કર્મ સન્યાસ એટલે કર્મજ ન કરવા એ અર્થ નથી પરંતુ કર્મના કર્મોમા ફળની આસક્તિ નજ રાખવી એનુ નામ કર્મસન્યાસ એ કર્મસન્યાસ વડે મનુષ્યને તત્ત્વજ્ઞાનની પ્રાપ્તી થાય છે, પરંતુ ફળની આશાથી કરેલા કર્મો જન્મ મરણના ચક્રમા જીવાત્માની અધોગતિ કરી નાખે છે તે કારણથી આ સંસારસાગરમા આથડીયા ખાતા જીવાત્માને કર્મસન્યાસનુ વાસ્તવિક સ્વરૂપ જાણવાની જરૂર છે "કર્મ કરો" પરંતુ તેમા ખાસ એજ જાણવાનુ છે કે તેની એકપણ ઉર્મિ મન ઉપર જય મેળવવા ન પામે જો કર્મના ગુલામ થઇ ગયા કે કર્મ ઉપર આસક્તિ ચોંટી તો પછી અનેક જન્મ મરણમા ગોથાંજ ખાવાના! તે કારણથી લલુતા કે આસકિતનો ત્યાગ કરવો મનનો એવો ધર્મ છે કે જે વિચાર અથવા તરંગ ઉદ્ભવ્યો કે તુરતજ તેને ગ્રહણ કરી લે છે, કંઇ જોયુ કે સાંભળ્યુ તે તુર્તજ લઇ લે છે અને તેના પણ જે તેને પ્રીય લાગે છે તેની છાપ તો મગજ તેના ઉપર પડી જાય છે એ પ્રમાણે જે જે છાપ પડે છે તે સર્વ છાપ દુઃખનીજ ઉત્પત્તિ કરે છે તે કારણથી આ જગતમા માત્ર એક પ્રવાસીની માફક કામ કરી અવિહિત રીતે કામ કર્યા જવુ, પણ તેનો મુખ્ય સિદ્ધાંતજ એ છે કે તેના બંધનમા આવવુ નહિ સ્વામિ સમાન કર્મ કરવા એ કર્મ સન્યાસનુ રહસ્ય છે, પરંતુ તેને બદલે કર્મના દાસ થઇ જવાથી કર્મના ગુલામ બની જવાથી પોતાનાજ કરેલા કર્મોની સજ્જડ બેડીમા પોતે આપોઆપ જકડાઇ જાય છે આ પૃથ્વીમા આપણુ સ્થીર સ્થાનક નથી આપણી અનેક અવસ્થાઓની આ પણ એક અવસ્થામા આપણે પ્રવાસ કરીએ છીએ આ આખુ વિશ્વ આત્માને માટે છે, પણ આ આત્મા આ વિશ્વને માટે નથી માત્ર સ્વાત્મ જાણવાજ વિશ્વનુ અસ્તિત્વ છે આ સૃષ્ટિ તો માત્ર એક પુસ્તકરૂપે છે પુસ્તક સારી રીતે સમજીને વાચ્યા પછી કે તેનુ યથાર્થ રહસ્ય જાણ્યા પછી જેમ તે પુસ્તક પુન વાચવાની જરૂર રહેતી નથી, તેમ સૃષ્ટિ સબંધી સર્વ જ્ઞાન જાણ્યા પછી એ સૃષ્ટિરૂપી પુસ્તક પણ પુન વાચવાની કાંઇ અગત્યતા રહેતી નથી જે મહાત્મા આ વિષય યથાર્થ સમજે છે તે વિરાગાવસ્થાને પામે છે આ આખા જીવિતનો પરિશ્રમ પણ એજ છે કે વિરાગાવસ્થાએ પહોચવુ એ સ્થિતિ પ્રાપ્ત થતા તુરતજ મોક્ષદશાની પ્રાપ્તી થાય છે અને માયાના બંધનો આપોઆપ તુટી પડે છે

न कर्माणि त्यजेद्योगी कर्मभिस्त्यजते ह्यसौ ।
कर्मणो मूल भूतस्य सकल्पस्यैवनाशात ॥

"યોગી પુરૂષોને કર્મનો ત્યાગ કરવાની જરૂર નથી, કારણ કર્મના મૂળભૂત સંકલ્પનાના વિનાશથી કર્મો પોતેજ યોગીનો ત્યાગ કરે છે." આ રહસ્ય કેટલું સૂક્ષ્મ છે તે જનકવિદેહી તરફ દ્રષ્ટિ કરતા યથાર્થ સમજાશે.

જનકરાજા મોટા રાજ્યના ધણી હતા અને અનેક વૈભવ ભોગવતા હતા છતાં તેઓ વિદેહી કહેવાયા છે. પરમ બ્રહ્મનિષ્ટ યોગીમાં ગણાયા છે અને વાસ્તવિક તે તેવાજ હતા, કારણ તેને એ કશા વૈભવ કે રાજપાટ ઉપર આસક્તિ નહોતી. તેઓ માત્ર એ સર્વમા બ્રહ્મસ્વરૂપનુંજ દર્શન કરતા હતા. જય પરાજય, સુખ દુઃખ સર્વમા તેમની વૃત્તિ સમાન હતી. માન અપમાન તેને મન સરખાંજ હતાં. જે યોગી સ્વર્ગાદિક સુખનો ત્યાગ કરી શકે છે, પરાભવાદિક દુઃખ પણ સહન કરી શકે છે તે યોગીને સંસારિક તાત્કાલિક સુખ દુખ કશી ગણતરીમાં નથી. આવી સ્થીર બુદ્ધિવાળો મહાત્મા કે જેની શારીરિક સુખ દુઃખની ઈચ્છાઓ નાશ પામી છે—અથવા જેનું મિથ્યાજ્ઞાન વિનાશ પામ્યુ છે તેને આ જગતનાં કોઇપણ કર્મ બંધનકારક થતાંજ નથી. અનિષ્ટ, ઇષ્ટ અને મિશ્ર એ પ્રમાણે કર્મોનાં ત્રણ પ્રકારનાં ફળ પ્રખ્યાત છે તે સર્વ ફળ મરણ પછી કામનાવાળા પુરૂષોનેજ લોકાંતરમા મળે છે, કારણ કે તેઓની ઉત્પત્તિ ત્રણ પ્રકારનાં કર્મોથી થાય છે પરંતુ જે સંન્યાસીઓ-કર્મફળોનો ત્યાગ કરનારા છે તેઓને આ ત્રિવિધ કર્મોનાં ફળો કોઇ વેળા પણ પ્રાપ્ત થતાં નથી; કારણ કે એવા સાત્વિકો પાપ રહિત હોય છે અને પુણ્યકર્મનાં ફળોની આશા રાખ્યા વિના પરમાત્માને પોતાનાં કર્મો અર્પણ કરે છે આ ઉપરથી સહજ સમજાશે કે આ વિશ્વ પથમાં કોઈપણ કર્મ કરવા છતા તેના પ્રતિફળની કદાપિ ઉર્મિ ન ઉદ્દભવે તોજ કર્મબંધનથી—સંસારથી મુક્ત થવાય—જન્મમરણથી છુટાય. સંસારને જે સમર્પણ કરો તે આશા શૂન્યસમર્પણ હોવું જોઇએ. તમારા ઘરને માટે કરો, તમારા દેશને માટે કરો, કે સમસ્ત વિશ્વને માટે કરો, ભલે ફાવે તેને માટે કર્મ કરો પરંતુ એ કર્મદ્વારા તમોને કશા પણ પ્રતિફળની આશા નજ હોવી જોઇએ. શુભ કે અશુભ, પાપ કે પુણ્યનું કોઇપણ કર્મ, ફળની આશાથી કરવામાં આવ્યું હશે તેનુ અવશ્ય ફળ મળશેજ, કારણ, આ જન્મમરણની જે વ્યવસ્થા ચાચુકપણે પ્રવર્ત્તે છે તે માત્ર કર્મનુંજ ચિત્ર છે. આ સંસાર જે જોવામાં આવે છે તે અતઃકરણની વાસનાથી ઉત્પન્ન થએલ ગાંધર્વ નગર સમાન કે આકાશ કુસુમવત્ છે. વાસ્તવિક રીતે એ મિથ્યા છે. સુખ દુઃખ, હર્ષ શોક, માન અપમાન અને આ જગતનો વ્યવહાર માત્ર જોકે ક્ષણિક અને મિથ્યા છે તો પણ જીવાત્મામાં એ તરફ જે મમતા બંધાય છે એ મમતાજ તેને મિથ્યા સુખમાં અનેક જન્મ મરણ સુધી રઝળાવ્યા કરે છે! એ વાસના

ટાળવી એનુજ નામ કર્મસન્યાસ છે જેને આપણે મસ્મર કહીએ છીએ તે આપણા કર્માનીજ છાયા છે શારીરિક પ્રત્યેક ચલનવલન અને મનમાનો પ્રત્યેક વિચાર, મનના કોઈપણ ભાગ ઉપર છાપ બેસાડીનેજ જાય છે, જો કે એ વિચાર કે શારીરિક ચ લનવલન પ્રત્યક્ષ નથી જણાતા તોપણ તેની પ્રતિમાએ મનના કોઈપણ વિભાગમા એવી રીતે ઠરી ગઇ હોય છે કે તે તેનુ પ્રતિફળ આપવાને સપૂર્ણ સત્તાવાન હોય છે આ રીતે પ્રતિક્ષણે જે નિશ્ચય દ્રઢ કરીએ છીએ તે મનની સર્વ પ્રતિમાઓથીજ આપણે હાલ જે છીએ તે પૂર્વ જન્મની મનની પ્રતિમાઓનુજ કારણ છે જેનામા સારા સસ્કારો પૂર્વ જન્મના હોય તે મનુષ્ય સુચરિત્ થાય છે જેનામા પૂર્વ જન્મના અધમ સસ્કારો હોય તે મનુષ્ય દુશ્ચરિત્ થાય છે જે માણસ નિત્ય કુકર્મ કરનારો હોય અન્યનો દ્વેષ કરનારો હોય, બીજાનુ ભુડુ કરવામા તત્પર હોય, તેમજ અપશબ્દ, અને અયોગ્ય શબ્દો ઉચ્ચારનારો હોય તેનુ મન આ મુદ્રાઓથી ભરાઇ જશે અને એ મુદ્રાઓની સપૂર્ણ સત્તા તે માણસ ઉપર એની જશે અને અપ્રત્યક્ષ રીતે એ માણસના કર્મની પ્રવૃત્તિ ઉપર એ મુદ્રાઓ સપૂર્ણ અકુશ રાખશે વાસ્તવિક રીતે કહીએ તો એજ છે કે એ હૃદયપર રહી પડેલી પ્રતિમાઓ નિરતર પોતાનુ કાર્ય કર્યાજ જાય છે અને તે આખર ખરાબ પરિણામજ લાવશે એ માણસ પોતેજ ઉત્પન્ન કરેલી એ પ્રતિમાઓના કરમા પૂતળા જેવો થઇ જશે એટલુ જ નહિ પણ તેને અપકૃત્યો કરવાની તેઓ ફરજ પાડશે તેજ પ્રમાણે જે મનુષ્ય શુભ વિચાર કરનારો છે, શુભ કૃત્યનો કરનારો છે બીજાનુ ભલુ ઇચ્છનારો છે તે માણસના હૃદયમા એ વાસના દ્રઢિભૂત થવાથી એવી શુભ પ્રતિમાઓ બધાશે જેથી તેના માણસનુ ચરિત્ર ઉત્તમ થશે તેને હાથે શુભ કર્મો થશે તેના મનપરની પ્રતિમાઓ કે તેના સસ્કારો તેને શુભ કર્મો કરવાનીજ ફરજ પાડશે કર્મની અચૂક ચોટમાથી કદાપિ કોઇપણ બચી શક્તુ નથી કર્મના ફળ અવશ્ય ભોગવવાજ પડે છે જેવા કર્મ તેવા ફળ અશુભ કર્મનુ ફળ અશુભ અને શુભ કર્મનુ ફળ શુભ આવે છે જે મનુષ્ય ઘણા સત્કર્મો અને સદ્વિચાર કરે છે તેને સત્કર્મ કરવાની અપ્રતિબધ પ્રવૃત્તિ થાય છે પછી ધારો કે તે માણસ કોઈ અયોગ્ય કર્મ કરવા તૈયાર થાય તોપણ અદરની શુભ પ્રતિમાઓ અયોગ્ય કર્મ તેને હવે થવા દેશે નહિ તુર્ત તેને તેના મનનુ વલણ તેને એવા અયોગ્ય માર્ગ ઉપર જતો અટકાવશે કારણ કે સતવૃત્તિની સત્તાએ, એ મનુષ્ય ઉપર સામ્રાજ્ય મેળવ્યુ છે જેથી અપકૃત્યની ઉર્મિ એવા મનુષ્યોના મન ઉપર ટકવા પામતી નથી કે પોતાની પ્રતિ છાયા પાડી શકતી નથી તો પછી અપકૃત્ય તો શી રીતેજ કરાવી શકે? એ પ્રમાણે જેઓના મન ઉપર શુભ પ્રતિમાઓનીજ બાધણી બધ એની છે તેવા મનુષ્યોને હાથે જગત્મા શુભ

**પ્રાકાશ્યઃ**—પરલોકના તથા આ લોકના સઘળા વિષયોમાં ભોગ જોવાનું સામર્થ્ય તે. પ્રાકાશ્ય ક્રિયા શક્તિવાળા મહત્તત્વનો આકાર આપીને મનને તે ઉપાધિવાળા પરમાત્મ સ્વરૂપમાં ધારણ કરે તે પુરૂષ, હું કે જે તે મહત્તત્વરૂપ ઉપાધિવાળો છુ તેની સર્વોત્તમ **પ્રાકાશ્ય** સિદ્ધિને પામે છે.

**ઈશિતા.**—ઇશ્વરમાં માયાની અને બીજાઓમા માયાના અંશોની પ્રેરણા કરવાનું સામર્થ્ય તે ઇશિતા જે પુરૂષ ત્રિગુણાત્મક માયાના નિયંતા પરમાત્મામાં મનનું ધારણ કરે છે તે પુરૂષ, જીવોમા માયાના અંશોની પ્રેરણા કરવારૂપ **ઈશિતા** સિદ્ધિને પામે છે. ઇશ્વરમાં માયાની પ્રેરણા કરવારૂપ ઇશિતા સિદ્ધિ કે જેથી જગત્‌ની સૃષ્ટિ આદિક ક્રિયા થઇ શકે તે તો પરમાત્મામાંજ રહેલી છે.

**વશિતા**—વિષયોના ભોગમા અસંગ તે વશિતા સિદ્ધિ. વિરાટ હિરણ્યગર્ભ, અને કારણ રહિત ઉપાધિઓથી રહિત ઇશ્વરનું ચોથું નારાયણરૂપ કે જેમાં સર્વ પ્રકારનું ઐશ્વર્ય. ધર્મ, યશ, લક્ષ્મિ, જ્ઞાન અને વૈરાગ્ય રહેલ છે તેમા મનનું ધારણ કરનાર અને ધર્મ પાળનાર યોગી **વશિતા** સિદ્ધિને પામે છે.

**પ્રાકામ્ય**—જે જે સુખની ઇચ્છા થાય તે તે સુખની પરાકાષ્ઠાને પહોંચવુ તે **પ્રાકામ્ય** સિદ્ધિ. પરમાત્મા કે જે નિર્ગુણ પરબ્રહ્મ છે તેમાં પોતાના સ્વચ્છ મનનું ધારણ કરનાર યોગી **પ્રાકામ્ય** સિદ્ધિ કે જે સુખની સીમારૂપ છે તેને પામે છે.

ઉપર જણાવેલી આઠ સિદ્ધિઓ પરમાત્મામાં પરિપૂર્ણ રીતે રહેલી છે.

બીજી દશ સિદ્ધિઓ છે તે સત્વગુણની વૃદ્ધિથી પ્રાપ્ત થાય છે.

૧ **અનૂર્મિમત્વઃ**—આ શરીરમા ક્ષુધા પિપાસાદિકથી રહિતપણું તે **અનુર્મિમત્વ** સિદ્ધિ. પરમાત્મા કે જે શ્વેતદ્વીપના પતિ સત્વગુણમય અને ધર્મમય છે તેમાં મનનું ધારણ કરનાર યોગી શુદ્ધરૂપ થઇને **અનુર્મિમત્વ** સિદ્ધિને પામે છે.

૨ **દૂરશ્રવણઃ**—દૂરથી સાંભળવુ તે. સમષ્ટિ પ્રાણરૂપ પરમાત્મ સ્વરૂપમા મનથી નાદનુ ચિંતન કરનાર જીવ, આકાશમા જ્ઞાતા થઈને પ્રાણીઓની વિચિત્ર વાણીઓ સાભળવારૂપ **દૂરશ્રવણ** સિદ્ધિને પામે છે.

૩ **દૂરદર્શન**—દૂરથી દેખવું તે. આદિત્યમા ચક્ષુને અને ચક્ષુમા આદિત્યને જોડીને તે બંનેના સંયોગમા મનથી પરમાત્મ સ્વરૂપનુ ધ્યાન કરનાર સૂક્ષ્મ દૃષ્ટિવાળો યોગી જગત્‌ને દેખવારૂપ **દૂરદર્શન** નામની સિદ્ધિને પામે છે.

૪ **મનોજવ**—મન જાય ત્યા શરીરનું પહોંચવું તે. મનને, દેહને અને તેઓને અનુસરનાર વાયુને પરમાત્મ સ્વરૂપમાં સારી રીતે જોડી દઇને મનની ધારણા કરવામા આવે તો તે ધારણાના પ્રભાવથી યોગી **મનોજવ** સિદ્ધિને પામે છે એટલે જ્યાં મન જાય ત્યાં શરીર પહોચે છે.

૫ **કામરૂપ**—ધારેલા રૂપની પ્રાપ્તી થવી તે. અચિંત્ય શક્તિ અને અનેક આકાર ધારણ કરનાર જે કે પરમાત્મા

તેમા મનની ધારણા કરનાર યોગી તે ધારણાના પ્રભાવના આશ્રયથી જ્યારે જ્યારે મનને ઉપાદાન કારણરૂપ કરીને જે જે દેવાદિકરૂપ થવાને ઇચ્છે, ત્યારે ત્યારે તે તે મનગમતો આકાર પામવારૂપ **કામરૂપ** સિદ્ધિને પામે છે

૬ **परकाय प्रवेशन** —પરાયા શરીરમા પેસવુ તે પરાઇ કાયામા પ્રવેશ કરવો હોય ત્યારે યોગી તે કાયામા પોતાના આત્માનુ ચિતન કરી, પોતાના સ્થૂલ દેહને છોડી દેતા લિગ શરીરરૂપ ઉપાધિને સાથે લઇ ભ્રમર જેમ એક પુષ્પમાથી બીજા પુષ્પમા પરિશ્રમ વગર પેશી જાય છે તેમ વાયુરૂપ માર્ગથી તે પરાઇ કાયામા અનાયાસે પેશી શકવારૂપ **પરકાય પ્રવેશન** સિદ્ધિને પામે છે યોનીથી ગુદાને દબાવી રાખી પ્રાણરૂપ ઉપાધિવાળા આત્માને અનુક્રમથી હૃદય, છાતી, કઠ અને મસ્તકમા ચડાવતા બ્રહ્મરધ્રરૂપ દ્વારથી મનવડે પરાઈ કાયામા લઇ જઇને પોતાના સ્થૂલ દેહનો ત્યાગ કરે ત્યારે **પરકાય પ્રવેશન** થાય છે

૭ **स्वच्छन्द मृत्यु** —પોતાની ઇચ્છા પ્રમાણે મરણ આ સિદ્ધિ પણ ઉપર કહેલી ધારણાના પ્રભાવથીજ મળે છે તે પ્રાણરૂપ ઉપાધિવાળા આત્માને અનુક્રમથી હૃદય, છાતી, કઠ અને મસ્તકમા ચડાવતા બ્રહ્મરધ્રરૂપ દ્વારથી મનવડે બ્રહ્મમા લઇ જઇને સ્થૂલ દેહનો ત્યાગ કરી શકાય એવી **સ્વચ્છદ મૃત્યુની** સિદ્ધિને પામે છે

૮ **देवसह क्रिडानु दर्शन** —દેવતાઓ અપ્સરાની સાથે જે ક્રિડાઓ કરે છે તે ક્રિડાઓની પ્રાપ્તિ પરમાત્માના શુદ્ધ સત્વગુણનુ ધ્યાન કરવાથી **દેવસહ ક્રિડાનુ દર્શનરૂપ** સિદ્ધિની પ્રાપ્તિ થાય છે દેવલોકોના ક્રિડાસ્થાનમા વિહાર કરવાની ઈચ્છા હોય તો ઉપર કહેલુ ધ્યાન કરવુ એટલે સત્વગુણના અશરૂપ દેવાગનાઓ વિમાન લઇને પાસે આવે છે

૯ **यथा सकल्प स सिद्धि** —પરમાત્મા કે જેના સત્ય સકલ્પ છે તેમા મનની ધારણા કરનાર યોગી, જેવી રીતનો જ્યારે મનથી સકલ્પ કરે ત્યારે તેવી રીતનુ ફળ પામવારૂપ **યથાસકલ્પ સિદ્ધિને** પામે છે

૧૦ **अप्रतिहताज्ञा** —કોઇ પણ સ્થળમા આજ્ઞાનો ભગ ન થવો તે **અપ્રતિહતાજ્ઞા** સિદ્ધિ પરમાત્મા કે જે સવનો નિયતા અને સ્વતત્ર છે તેમા મનની ધારણા કરી તે સ્વભાવને પામે તો તે પુરૂષ **અપ્રતિહતાજ્ઞા** સિદ્ધિને પામે છે એટલે જેમ પરમાત્માની આજ્ઞાનો ભગ કોઇ સ્થળમા થતો નથી તેમ એવા યોગીની આજ્ઞાનો ભગ પણ કોઇ સ્થળમા થતો નથી સત્ત્વ ગુણના વધારાથી ઉપરની દશસિદ્ધિઓ પ્રાપ્ત થઇ શકે છે

એ સિદ્ધિઓ ઉપરાત બીજી પાચ ક્ષુદ્ર સિદ્ધિઓ છે

૧ **त्रिकालज्ञत्व** —ત્રણે કાળને જાણનારપણુ ત્રણે કાળને જાણનારા ઇશ્વરમા મનની ધારણા કરે તો ભક્તિના પ્રભાવથી શુદ્ધ અતકરણવાળા યોગીને ત્રણે કાળની વસ્તુઓને તથા પોતાના જન્મમરણને જાણવારૂપ **ત્રિકાલજ્ઞત્વ** સિદ્ધિ મળે છે

૨ अपद्वंद्वः—શીત અને ઉષ્ણાદિકથી પરાભવ ન થવો તે અપદ્વંદ્વ સિદ્ધિ. પરમાત્મા કે જે અગ્નિ અને સૂર્યાદિના ઉપઘાતથી રહિત છે તેમાં મનની ધારણા કરે તો અપદ્વંદ્વ નામની સિદ્ધિ પ્રાપ્ત થાય છે.

૩ परचित्ताद्यभिज्ञताः—પરાય ચિત્તાદિકને જાણવાપણું. ત્રણે કાળને જાણનારા ઈશ્વરમાં મનની ધારણા કરે તો ભક્તિના પ્રભાવથી શુદ્ધ અંતઃકરણવાળા યોગીને પરચિત્તા ઘભિજ્ઞતાએ નામની સિદ્ધિ પ્રાપ્ત થાય છે.

૪ प्रतिष्टम्भः—અગ્નિ, સૂર્ય, જળ કે ઝેર આદિથી શરીરને કશી હાની ન થવી તે. જે પરમાત્મા અગ્નિ સૂર્યઆદિના ઉપઘાતથી રહિત છે તેમાં મનની ધારણા કરનાર મુનિનું યોગમય થએલું શરીર; અગ્નિ, સૂર્ય, જળ કે ઝેર કશાથી હાની પામતું નથી.

૫ अपराजय—કોઇપણ સ્થળમાં હારવું નહિ તે. શ્રી વત્સ અને અસ્ત્રોથી શણગારેલા મારા અવતારોનું ધ્વજ, છત્ર અને ચામરની સાથે ધ્યાન કરે તો તે યોગી અપરાજય સિદ્ધિને પામે છે

આ પ્રમાણે નોખનોખી યોગસંબંધી ધારણાઓથી પરમાત્માની ઉપાસના કરનાર યોગીને ઉપર કહેલી સઘળી સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે, અથવા અનેક ધારણાઓ કરવાના પ્રયાસની કશી આવશ્યકતા નથી કેમકે ઇંદ્રિયો, પ્રાણ અને મનનું દમન કરી તેઓને જીતી લેનાર મુનિને વશિતા સિદ્ધિના પ્રકરણમાં કહેલી પરમાત્મ સ્વરૂપની માત્ર એક ધારણા કરવાથી પણ કોઈ સિદ્ધિ અતિ દુર્લભ રહેતી નથી; પરંતુ આટલું જાણવું અવશ્યનું છે કે ઉત્તમ યોગ કરનાર યોગી કે જે પરમાત્મ સ્વરૂપને પ્રાપ્ત થવાનો અધિકારી થયો છે તેણે એ સિદ્ધિની અપેક્ષામાં કાલક્ષેપ કરવો એ તો હીરાને મૂકીને કાચ ગ્રહણ કરવા જેવું છે. એ સિદ્ધિઓથી મોક્ષની પ્રાપ્તિ નથી. સિદ્ધિઓમાં વાસના રહેલી છે ને તેથી તે સકામ છે. અને સકામ વૃત્તિમાં જન્મમરણનું આવરણ અને વિશેષ રહેલો છે, જેથી આત્મ સ્વરૂપને જાણવાની ઇચ્છાવાળા પુરૂષે નિષ્કામપણે સર્વ વૃત્તિઓનો જીતી ચિત્તનો વિનાશ કરવો, જેથી આપોઆપ તે સ્વસ્વરૂપને જાણી જ્યાં સુખ નથી, દુઃખ નથી, પિતા, પુત્ર કે પાણી, પવન, આકાશ, વાયુ અથવા આ જગત્‌માંનું કોઇ નથી, કે જે વાણીથી પર છે. એવા પરબ્રહ્મરૂપ બ્રહ્મલોકમાં નિવાસ કરે છે. જ્યાં સર્વદા આનંદ છે. જ્યાં સર્વ સત્ય છે, જ્યાં સર્વ એકરસ છે.

# વાલ્યાવસ્થાથી શરુ થતુ જીવન તેને આપવામા આવતુ ધાર્મિક તથા માનસિક શિક્ષણ

( ગયા માસના પૃષ્ટ ૫૫ થી ચાલુ )

આટલુ સાધારણુ આ બાબતમા જ્ઞાન આપ્યા પછી બાલક જ્યારે નવ દશ વર્ષનુ થાય ત્યારે આ પાકા પાયા ઉપર બીજુ ચણતર કરવુ 'એક બીજા ઉપર પ્રીતિ રાખવી,' 'કોઈની સાથે લડવુ નહિ' 'આપણા વડીલો તરફ પૂજ્યભાવ રાખવો અને તેમની આજ્ઞાનું બરોબર રીત સેવન કરવુ,' આવુ આવુ શીખવવુ કે જેથી પછીની બાળકની બદલાતી સ્થિતિમા તે દ્રઢ રહે આ બદલાતી સ્થિતિ બારમા અથવા તેરમા વરસની શરૂઆતમા આવે છે આ સ્થિતિને 'કુસુમાવસ્થા' કવિઓ કહે છે અને આ અવસ્થામા જે સસ્કારો પડે છે તે બહુજ સજ્જડ બેસે છે આ અવસ્થામા બાળકનુ વિચાર દ્વાર ઉઘડે છે અને તેમાથી વિચાર રૂપી વરાળ એકદમ બહાર આવે છે આ ઉડી જતા વિચારો (Whims) આસપાસનીચે મા સાની ભીની હુવામા જેમ એન્જી નમાથી નીકળેની વરાળ એક મ રહેલાઇ જાય છે, તેમ આસપાસની સૃષ્ટિમા રહે- લાઈ જાય છે, સજ્જડ ચુમાઇ જાય છે માટે આ આસપાસની સૃષ્ટિ એવી જોઇ- એ કે તેમા વિચાર વરાળ નિરૂપયોગી નહિ જતા વરાળ,જેમ એ જીન ચલાવ વામા ઉપયોગી થાય છે તેમ તેનો ઉપ યોગ થઇ તેની તે વિચાર વરાળ (Whim) પકવ થઇ દ્રઢ સસ્કારમા પરિણામે બાળક જાણે છે કે, ખરાબ સગત કરવી નહિ પણ જો સગતીજ ખરાબ હોય તો તે ખરાબ છે એમ જાણી શકતુ નથી અને આસપાસની સૃષ્ટિજ એવી ચીની હોય છે કે જેને લીધે તેના વિચારો તેમા ચુમાઇ જાય છે અને ફેશન તથા ઢોંગ તરફ બાળક સહુજજ વળે માટે આવા પ્રસગોમા બાળકની દ્રષ્ટિમા આવે તેમ અભ્યાસમા ઘરમા અને સવ સ્થળે એવા દુનિઆદારીના ચિન્હો મુકવા જોઇએ, કે જેથી બાળક સારે રસ્તે ચડે ખરાબ રસ્તે ચડવાના પરિણામ જુએ અને આથી કરી છેવટ અગત્ય સમજી સત્યનેજ ગ્રહણ કરે આ વખતમા શિખવવામા આવતી શાળાની ચોપડીમા પણ આવાજ સત્ય, સદ્વર્તન, સતસગતિ વગેરેનોજ બોધ દેનારા પાઠો મુકવા જોઇએ જેથી બાળકની ધાર્મિક વૃત્તિઓ તથા વડિલ તરફથી પૂજ્ય ભાવનાઓનો સારો દ્રઢ વિકાસ થાય, અને બાળકો પોતાનો ધર્મ સમજી કદાપિ પણ તેથી વિરૂદ્ધ, સ્વતન્ત્ર રીત નજ આચરે, અને સમજે કે ધર્મ પાળવો એજ મુખ્ય છે ચોખ્ખાઇ રાખવી, મન તથા વાણીમા

કદિ અન્યથા કરવું, બોલવું, વિચારવું પણ નહિ. અને ધર્મ પાળવાનો મૂળ પાયો નીતિજ છે. માટે એક ટેક રાખી નીતિનેજ રસ્તે ચાલવું. આવી આવી સમજણ વાળા દષ્ટાંતોયુક્ત સરળ અને જલદીથી સમજાય, અને તુરત હૃદયમાં ઉતરી જાય એવા પાઠો આ વખતની શિક્ષણ પાઠાવળીમાં દાખલ કરવાં જોઇએ અને આ અવસ્થાનો પાયો સારો બંધાયો એટલે પછી બાળક સારૂં જોતાં અને વિચારતાં શિખશે અને પછી તે વિચારો મા દયા, પરોપકાર, પ્રીતિ, ક્ષમા, સંપ વગેરેના સાંસારિક દ્રષ્ટાંતો વાળા ચિત્રો દેખાડવા જેથી આ બધો શિક્ષણપાઠ એક બોધાવળી રૂપે મગજમાં ઉતરી શકે અને ભક્તિ તથા જ્ઞાનના વાતાવરણથી સરપુર પાઠો સાથે છોકરાને શ્રદ્ધાળુ અને નીતિવાન બનાવે અને વિચારોની સુમાર્ગ ખીલવણી સારી થાય. આ બધાનુ સારૂ પરિણામ યુવાવસ્થામાં સારૂ જોવા મા આવે અને હિંદુ સંસારના પાયારૂપ ગૃહસ્થાશ્રમ જરૂર સુધરે. કારણ કે યૂવાવસ્થામાં રાખવી જોઈતી ભીતિ આ કુમાર અથવા કુમારીઓને માટે રાખવી પડે નહિ. અને ઉછરતી પ્રજા ભવિષ્યમાં સુખ રૂપ થઇ પડે.

૪

આ પછીના કાળમાં એટલે યુવાવસ્થામા પણ ઘણું સારૂં શીક્ષણ આપવાની જરૂર હોય છે. કારણ કે આ દશા માં માણસ સ્વતંત્ર વિચાર કરવા માંડે છે પરંતુ હજી પોતાની દશા બરોબર સ્થિર થયેલી હોતી નથી. માટે આ અવસ્થા વાળાં મનને વારંવાર બોધવાં પડે છે. યૂવાન પોતે સારી રીતે વિચાર કરી શકે છે પરન્તુ તે બરોબર પાર પાડી શકતો નથી. અનેક લાલચોમાં ઘસડાઇ જાય છે. ખત્તા ખાય છે માટે આ વખતે માણસના અભ્યાસમાં અને વિચારમાં મહાન્ પુરૂષોનાં અનુકરણીય જીવન ચરિત્રોજ મૂકવા જેથી દુઃખને સામે થઇ સુખ અને શાન્તિ તરફ માણસ વળે, એવું સમજાવવું જોઇએ કે "સ્વદેશ પ્રીતિ, વિદ્યા ઉપર સતત્ ભાવ એજ મુખ્ય છે. વિદ્યા દ્વારાજ ઉન્નતિનું સાધન કરી શકાય છે. વિદ્યાજ સર્વસ્વ છે. પરોપકાર પણ સ્વદેશ પ્રીતિ જેવા ઉચ્ચ સ્થાનમાંથી પ્રેરવો જોઇએ. પોતાના ધર્મ ખાતર જીવ આપવો તે બહેતર છે પહેલાં પોતે પોતાને સૂધાર્યા પછીથીજ બીજાનુ કલ્યાણ કરી શકાય શુદ્ધ પ્રીતિ શુ તથા જનોઇ લગ્ન વગેરે પ્રસંગોએ બોલાતા પવિત્ર શ્લોકો શું સૂચવે છે, શું શું આપણુ કર્ત્તવ્ય છે? આપણે માબાપ તથા દેશના કેટલા દેવાદાર છીએ, એમને માટે આપણી શું શું ફરજો છે અને આપણી જીંદગીનો સારો ઉપયોગ કઈ રીતે કરી શકાય તથા કયારે જીંદગી સુખરૂપ ગણાય? વગેરે બાબતોના ઘણા લંબાણથી વિવેચન તથા જ્ઞાન આપનારા પાઠો નિબંધો વગેરે આ અવસ્થામા શીખવવા જોઇએ અને આ બધું મહાન્ પુરૂષોને અનુસરવાની દ્રઢ વૃત્તિથી થઇ શકે છે. એમ પણ માનીને મહાન્ પુરૂષોનાં જીવન ચરિત્રો આપણી શાળાઓમા શીખવવા જોઇએ

# जीवन वेग

( અવલોકન )

( અનુસધાન ગતાક પૃષ્ઠ ૫૬ થી )

ભક્તિ તને કયારે મળી?
તુ ઓળખી કયાથી શકયો?
કુકુમ સમયની એ સ્મૃતિ
સમજાવ શાતિથી અહો? (૧૩)
એ કારણો કેવા હતા?
નિવારણો તે શુ કર્યા?
અ તે ભજ્યો ભક્તિ મહિ
એ ભાવ તારા કયા હતા? (૧૪)
પુષ્ટિ મળી એ ભાવમા
કેવે પ્રકારે કયા વળી?
દીનેવની એ દિગ્નતા
દર્શાવ હેતેથી હજી (૧૫)
ઉડો ગયો તુ કયા સુધી?
ને તત્વ કયારે કયા મળ્યુ,
ત્યાથી થતા જે ફેરફારો,-
તુ કહે શુ શુ થયુ? (૧૬)
સસ્કારના સામ્રાજ્યમા,
શાણા સર્યો તુ જ્યારથી,
તુ કે' સખા છે કે નહિ,
આનદની અવધિ પછી? (૧૭)
એકાત્મતા, ઔદાર્યતા,
નિસ્વાર્થતા ને ન્યાયના
નૈસગ પથે ચાલનારા—
ને કહેતુ ભેદ કયા? (૧૮)
સતચિત્ત ને આનદની,
ભેળી ત્રિપૂટી કયા મળી?
કયારે મળી? કેવી મળી?
શેણુ મળી? તે કે' મળી (૧૯)
થાકી ગયો તુ હો ભલે,
મોડુ ય પણ થાતું હશે,
શાણા પરતુ માહરી,
શકા નિવારણ કયાં થશે?( ૨૦)

---

# शिक्षापत्री

( અનુસધાન ગતાક પૃષ્ઠ ૫૩ થી )

(૫૭) સહુએ પોતપોતાના ધમ વિષે અહનિશ આસકત રહેવુ જોઇએ સ્ત્રીઓએ સ્ત્રી ધમમા, પુરૂષોએ પુરૂષ ધર્મમા પુત્રે પુત્ર ધર્મમા તેમજ બ્રાહ્મણે બ્રાહ્મણના ધર્મમા, ક્ષત્રિએ ક્ષત્રિના ધમ મા, વૈશ્યે વૈશ્યના ધમમા અને શુદ્રે

શુદ્રના ધર્મમાં આસક્તિ રાખવી જોઇએ.

(૫૮) પાપના કાર્યથી અટકાવે. હિતના કાર્યમા સાથે લે. ગુહ્ય બાબતને ઢાંકે, આપણા ગુણોને પ્રગટ કરે, આફ્તિમા પરિત્યાગ ન કરે, સમયપર માથું આપે તે સન્મિત્રના લક્ષણો જાણવા અને એજ ખરો મિત્ર કહેવાય.

(૫૯) મિત્રતા પાણી અને દુધના જેવી નિર્મળ જોઇએ, પાણી અને દુધ ગરમ કરવા મૂકયાં હોય ત્યારે પાણી નીચેથી બળવા લાગે અને દુધ, પાણીનુ એ દુઃખ સહન ન કરી શકવાથી પોતે અગ્નીમાં ઉપરથી ઝપલાવે. વળી જ્યારે ઉપરથી પાણી રેડવામાં આવે ત્યારે મિત્રના સમાગમથી દુધ શાંતી પામે. સત્પુરૂષોની મિત્રાચારી નિરંતર એવીજ નિર્મળબુદ્ધિની હોય છે.

(૬૦) સર્વ પ્રકારના ઉદયનુ મૂળ કારણ વિદ્વતાજ છે તેથી ઉત્તમ ઉદયની ઇચ્છા રાખનાર મનુષ્યોએ લાખો પ્રયત્નો કરી વિદ્વતા મેળવવી જોઇએ.

(૬૧) છીંક, હાસ્ય અને બગાસું એ ઘણું પહોળું મૂખ કરી ખાવાં નહિ, પણ મો આડો રૂમાલ કે હાથ દઇને ખાવા. નાકને એંચ્યા કરવું નહિ, પણ નાકમા કઇ મેલ કે લીટનો ભાગ હોય તો તરત કહાડી નાખવાં. વિના કારણે ભોંય ખોતરવી નહિ.

(૬૨) હાથ પગ વિગેરે શરીરના અવયવોથી કંઇ ચાળા નહિ કરવા અને કમાન વાળીને કે ઉંચ્ચકનું ઘણીવાર બેસવું નહિ.

(૬૩) કવિતા કે સંગીત તેના રસજ્ઞ આગળ બોલવા, રસને નહિ જાણનાર આગળ બોલવાં તે સર્વદા વૃથા છે.

(૬૪) પોતાની પ્રશંસા કે ગુણો પોતાને મોંહાડે કોઇને ગણી દેવા નહિ, તેવા કર્ત્યો કરીને બનાવવાં. તદનુસારે હિમ્મતનુ પણ સમજવુ. (Let courage be proved by Deeds, Not by words)

(૬૫) જે હિતનો ઉપદેશ આપે તે ગુરૂ, ગુરૂનો ખરો ભક્ત હોય તે શિષ્ય, માબાપની સેવા કરે તે પુત્ર; ઉભય કુળની લાજ વધારે તે પુત્રી, અપયશને મૃત્યુ સમાન ગણે તે માનવી, બાળકોને સદા ચાર શીખવે તે માતા, પ્રજાનું પાલન કરે તે ભૂપ, અને ગરીબી હાલતમા ઘરની સ્થિતિ બહાર ન પડવા દેતા ટેક જાળવે તે પત્નિ કહેવાય.

(૬૬) ધન મેળવતાં દુઃખ, ધનનો સંચય કરતા દુઃખ, ધન ખરચતાં દુઃખ અને છેવટ ધનનો નાશ થતા પણ અતિશય દુઃખ થાય છે.

(૬૭) બાળકુ માણસને નિંદા કર્યા થી પ્રામ થાય? નજ થાય. અને મૂર્ખને ધન દયાથી મળે? નજ મળે.

(૬૮) નોકરનુ દરેક વર્તન સરલ હોય તોપણ તે શેઠને અવળું લાગે. જાકુ ન બોલે તો કહેશે મૂંગા જેવો છે. બોલવામા ચતુર હોય તો વાચંઢા અથવા બટકબોલો ગણાય પાસે રહે તો શરમ વિનાનો ગણાય. દુર રહે તો કહેશે આવડ નથી; શાંતિ રાખતો હોય તો કહેશે બીકણ

છે અને સહન ન કરતો હોય તો કહેશે ક્રોધી છે અગર ગર્વિષ્ટ છે,

(૬૯) કુવા વાવ કરતા નદી નાળા મોટા, નદીનાળા કરતા સમુદ્ર મોટો, સમુદ્ર કરતા મહાસાગર મોટો, મહાસાગર કરતા આકાશ મોટુ, આકાશ કરતા પરમાત્માનું સ્વરૂપ મોટુ, અને એ સર્વ કરતા પણ 'આશા'ની શક્તિ મોટી સમજવી-પાસે કઇ ન હોય તો એમ થાય કે પાચ દશ રૂપીઆ થાય તો સારૂ, પાચ દશ રૂપીઆ થાય એટલે એમ થાય કે રૂપીયા ૧૦૦ હોય તો સારૂ, રૂપીયા સો હોય તો એમ થાય કે એક હજાર થાય તો બસ, એક હજાર ઇશ્વરકૃપાએ મળે તો એમ થાય કે એક લાખના ધણી થઇએ તો કઇ ચિંતા નહિ બેઠા બેઠા વ્યાજમા ખાઇએ અને ગમે તેવુ સુખ ઘેર બેઠા વિના મહેનતે માણીએ, એક લાખ થાય એટલે કહેશે પૈસા તો ઇશ્વર પ્રતાપે મળ્યા, પણ કોઇ જમીનનો ટુકડો દર વર્ષ ઉપજ થાય તેવો કે બગીચો કે ખેતર વાડી કે એવુ કઇ હોય તો ઠીક તેવુ કઇ પ્રાપ્ત થાય એટલે કહેશે આ બધુ તો છે, પણ એક ન્હાનું સરખુ રાજ્ય મળે તો ઠીક ઠીક. ઇશ્વરકૃપાએ તે મળે એટલે કહેશે આપણે તો એક મોટા રાજ્યના ઠાકરડા જેવા ગણાઇએ, કોઇ ચક્રવર્તી રાજ્ય મળે તો મોટા મહારાજા ગણાઇએ તે થાય એટલે કહેશે આ બધુ અહિનુ તો ખરાખોટા જેવુ છે ઇંદ્રનુ રાજ્ય મળ્યુ હોય તો અચળ રાજ્ય ભોગવીએ કદાચ તે પ્રાપ્ત થાય તો કહેશે આમા કઇ નહિ, બ્રહ્માનુ પદ મળ્યુ હોય તો ઠીક તે મળે એટલે કહેશે આ કરતા વિષ્ણુ પદ મળ્યુ હોત તો વિશેષ સારૂ હતુ તે મળી ગયુ હોય તો કહેશે કે આ કરતા પણ મહાદેવની પદવી મળી હોત તો મહાપદવી ગણાત-આમ આશાનો ક્રમ હમેશા વધતો ને વધતોજ રહે છે તેનો કોઇપણ રીતે છેડો આવતો નથી પરમાત્માના સ્વરૂપ કરતા પણ આશાનુ સ્વરૂપ અધિક સમજવુ સુજ્ઞ પુરૂષોએ તેને હૃદયમા રાખી હમેશા ધૈર્ય ધારણ કરવુ, અને આપણા પ્રારબ્ધ તથા યત્ન સાહસથી નીતિને રસ્તે જેટલુ મળે તેમા સતોષ માની ઉપભોગ કરવો.

(૭૦) જેમ બીજી બધી ચીજો હદ બહાર અગર હદ ઉપરાત વાપરતા નુકશાન કરે છે તેમજ અફીણના સબધમા પણ થાય છે તે હદની અદર રહીનેજ વાપરવુ જરૂરતી ઉપયોગ કરવામા આવે તો તે લોહીની અદર સામેલ થવા પામે છે અને તેથી લોહી બગડે છે નીમકથી પાણીનુ વધારે ખેચાણ થઇ જલદરનો રોગ થાય છે તેનો બિલકુલ ઉપયોગ કરવો નહિ તેમજ તેનો વપરાશ સપૂર્ણ ત્યાગવાની પણ જરૂર દીસતી નથી દારૂના વ્યસન ધરાવનારાઓને ચેતવણી માટે એક અગ્રેજી પત્ર લખે છે કે તેમને માટે ચિમચ એક ગાજર ભરી ખવરાવવુ છે કેમકે તેથી તેમને તરત જ દારૂ પીવાની નહિ રૂચી થવાની એવી તલપ થઇ આવે છે દારૂની બુરી ટેવમાથી છૂટવા ઇચ્છનારાઓએ આ સુચનાને આધારે એ દિશામા પોતાનુ ધ્યાન દોડાવવુ અતિશય ઉપયોગી થઈ પડશે

(૭૧) માંદગીના સમયમાં માત્ર પુષ્કળ ચોખ્ખી તાજી હવા, સાદો ખોરાક, સ્વચ્છતા, ચોખ્ખું ઉકાળેલું પાણી અને મિતાહાર વિગેરેનો ઉપયોગ એ ઐાષધની ગરજ સારે છે ઐાષધ લીધા વગર પણ ઘણાંક દર્દોમાંથી માણસો ઉપરનાં વર્તનથી મુક્ત થઇ શકે છે, વળી એ નિયમો સર્વદા ચાલુ રાખવાથી કોઇ જાતનો રોગ પેદા થવા પામતો નથી.

(૭૨) નિદ્રા, આહાર, અને આળસ જેમ વધારીએ તેમ વધે અને ઘટાડીએ તેમ ઘટે.

(૭૩) એક મહાન પુરૂષની કારકીર્દી માનુષિક શક્તિના ચિરસ્થાયી સ્મરણસ્તંભ તરીકે ચાલુ રહે છે. મનુષ્ય મરી જાય છે અને અદૃશ્ય થાય છે. પરંતુ તેના વિચારો અને કાર્યો પાછળ હયાત રહે છે. તેમનું મહાન્ દ્રષ્ટાંત તેમના સહવાસીઓનો સર્વ સામાન્ય વારસો થઇ પડે છે. મહાન્ પુરૂષોનાં જીવન ચરિત્રો પ્રજારૂપ સ્ત્રીના પલ્લા સમાન છે.

"Lives of great men all remind us,
We must make our lives sublime,
And departing, leave behind us,
Footprints on the sands of Time"
(Long-fellow.)

(૭૪) પેટમાં ખાવાના ઘી દુધ વિગેરે ખોરાક માટે સાધારણ સ્થિતિના માણસે બહુ લોભ નહિ કરવો, કારણ એક માણસ એક માસમાં પાચ શેર ઘી ખાતો હોય, તે ઘટાડી ત્રણ શેર ખાવાનો નિયમ રાખે અને તેથી બચેલ દર માસના બે બે શેર ઘીના પૈસામાં તે કદાપિ પણ પૈસાપાત્ર થઇ જવાનો નથી. પણ ઉલટો ઓછા ખોરાકથી શરીરમાં નાઠોવતવાન બને છે જેટલું માણસની હોજરી સહેલાઈથી પચાવી શકે તેટલો ખોરાક લેવામાં કંઇ અડચણ નથી. અનાજ લેવાની સારી રૂચી સાંજ સવાર થાય અને તે અનાજ બરોબર પચી જાય તો એ એક સારા તંદુરસ્ત માણસનું લક્ષણ છે, એમ સમજવું.

(અપૂર્ણ).

## दीकरी अने गाय.

ગતાંકના પૃષ્ટ ૨૭૨ થી ચાલુ.

ખરે ! કન્યાઓનાં એવી રીતે પોતાના પાપી પેટને ખાતર વેચાણજ કરવામાં આવે છે. ધનનાં લોભી માબાપો માત્ર ધનનીજ પરવા કરે છે. તેને પોતાની દીકરીના સુખ દુઃખનો કશો વિચાર હોતો નથી. પોતાના સ્વાર્થ માટે તે પોતાની દીકરી ગમે તેવા ઓડ સાથે વળગાડી દે છે! એવાં માબાપો નથી

જોતા કે આ ભણેલો છે કે નહિ? અથવા તે પોતાનો સસાર ચલાવવા લાયક થશે કે નહિ? તેના આચરણ જન સમાજમા કેવા જાહેર થયા છે! દયા તરફ તેની દ્રષ્ટિ હોતીજ નથી! માત્ર ખણણણણ અવાજ કરતી નાણાની કોથળીએ તેનુ મન ચોળવ્યુ હોય છે!!! એવા નરકના કીડાઓને પેટે અવતરેલી દીકરીઓ ખરે દયા જનક છે શાસ્ત્ર પોકારી પોકારીને કહેછે કે कन्या विक्रय એ रौरव नरककी प्राप्ती कराव छे પરતુ એ નરકના કીડાઓને રૌરવ નરકનો કશો ભય હોતો નથી તેઓ શાસ્ત્રોને ઘોળીને પીજાય એવા હોય છે એવા સ્વાથસાધુઓ એ પૈસા વડે પોતાને રહેવાને માટે હવેલીઓ ચણાવતા અચકાતા નથી કે એવા પૈસા વડે જાત્રાએ જતા શરમાતા નથી!!! એ દીકરીના વેચાણથી ઉપજાવેલા પૈસા વડે તેઓ પોતાને કૃતકૃત્ય માને છે અને પાણીગ્રહણ વેળા માત્ર તુલસીના પત્ર સાથે જગતને અને શાસ્ત્રને છેતરવાનો વેશ ભજવી કન્યાદાનનુ કાર્ય પાર ઉતારે છે!!! જેમ એ કન્યા વેચાણથી પોતાની દીકરીઓનો સ્વાથ જોવાતો નથી તેમ સામસામાના રિવાજથી પણ દીકરીઓનો સ્વાર્થ જોવાતો નથી એ રિવાજમા પણ માત્ર પોતાના દીકરાને વહુ મેળવવી એ લલુતામા પોતાની દીકરીનો ગમે તેવા વર સાથે વરમાળો આરોપી દેય છે! સ્વાર્થ! સ્વાર્થ! માત્ર સ્વાથનીજ પુજા અને ભક્તિ કરવામા આવે છે! દીકરો જાણે દેવ અને દીકરી તો પેલા જનમની વેરણ હા! અને એ વેવિશાળમા પેલા પાપી દલાલો પણ પૈસા ઓકાવી જાય છે અધુરામા પુરૂ-મુઠી ઉપર બાચકો!!!

એ પ્રમાણે દીકરીનો કઇ પણ સ્વાથ ન જોતા પાપી અને સ્વાર્થી માબાપો પોતાની દીકરીનો ભવ બાળી નાખે છે! એમ પૈસા લેવાના સ્વાથથી કે સામસામાના રિવાજથી કાતો હીણ વરૂ થાય છે, વર નાનો ને વહુ મોટી, ને કાતો વહુ નાની અને વર મોટો એ નાના મોટા પણ બહુ ત્રાસજનક હોય છે એટને પૈસાને લોભે નવ વપની બાળકીને નેવુ વર્ષના ઢચરાને ગળે વળગાડવાને કદાપિ અચકાતા નથી! અથવા તો સામસામુ કરી પોતાના વે'તીયા દીકરાને માટે પાચ વેંત લાંબી અથવા તો છોકરાની મા જેવડી વહુ આણી આપે છે! દુધીયા દાતવાળા છોકરાને વહુ એટલે શુ તે ખબર નથી હોતી તેવામા તેના ટાટિયામા વહુની બેડી ઠોકી દેવામા આવે છે અથવા પોતાની નાની છોકરીને મડદાની કોટે લટકાવી દેવામા આવે છે! આમ આસુરી બુદ્ધિના વિવાહો ઉપર જણાવેલા આઠ પ્રકારના વિવાહમાથી કયુ સ્થાન આપવુ? એ પ્રશ્ન છે, પરતુ હાલના કળિકાળના વિવાહના લક્ષણનો સમાસ એ કોઈ પણ વિવાહમા થઇ શકતો નથી અમો તો એ વિવાહને દીકરીઓના વેચાણ તરીકેજ ઓળખીએ છીએ! જો કે હાલ પણ કોઇ ગણ્યા ગાઠયા સમજુઓમા અથવા કોઇ ઘરમા અથવા કોઇ કુટુબમા કે કુળમા દીકરીને પાચ પૈસાનો કરિયા

ધર કરીને સારા વરને આપવાનો રિવાજ હશે અને જ્યાં એ રિવાજ મનકર્મ વચનથી યથાર્થ પળાતો હશે ત્યાં તો અમે એ વિવાહને હેવી વિવાહધીજ ઓળખીશું પણ હા! હાલ તો એ સર્વ સ્વપ્નવત્ થઈ પડયું છે! ભારત વર્ષની સકળ રિદ્ધિ સિદ્ધિના વિનાશ સાથે તેમના લગ્ન સંબંધી ઉત્તમ નિયમો પણ નાશ પામ્યા છે! માત્ર પોપટીયા જ્ઞાન તરીકે ગોર મહારાજ પઢી જાય, એમાંજ લગ્નની સર્વ કૃતકૃત્યતા સમાઈ ગઇ છે!! જોકે આપણે તો અત્યારે લગ્ન સંબંધે વાત કરવા બેઠા હતા તેમાંથી હોળીનીજ જ્વાળા પ્રગટી પરંતુ એટલેથીજ આ દીકરી અને ગાયનો વિષય પુરો થએલો સમજવાનો નથી. કારણ કે આ વિષયમાં માત્ર લગ્ન સંબંધી કર્ત્તવ્ય એજ કર્ત્તવ્યથી માબાપની સકળ ફરજ અદા થતી નથી. તેણે પોતાને પેટ પડે ત્યાંથી તે સાસરવાસણી કરે ત્યાં સુધી તેને કેવી રીતે ઉછેરી કેળવી ડાહી કરવી જોઇએ કે જેથી તે આ સંસારમાં પોતે સુખી થાય અને બીજાંને સુખી કરે; તેનાં સંતાન પણ પછી તેવાંજ ભલાં થાય કે જેથી એમ પેઢી દર પેઢીએ દેશની પ્રજા ઉન્નતીને શીખરે પહોંચે! પણ હા! હાલમાં એ બાબત ઉપર કોઇનું પણ લક્ષ નથીજ. છોકરા નિશાળમાં અને કૉલેજમાં ભણે એટલે બેડો પાર! અને છોકરીઓ થાય બી. એ. ડી. એ. એટલે સંસારની બહાર! ઘરના કામકાજને માટે નાલાયક અને મ્યુનિસિપાલીટીના મેમ્બર થવાને લાયક થાય! ઘણી મરરા કેળવણી! જે કેળવણીની આપણી દીકરીઓને કશી આવશ્યકતા નથી. એવીજ કેળવણી આપવામાં આવે છે! નિશાળોમાં જે પાંચ છ કે સાત ચોપડીઓ શીખવવામાં આવે છે તે ખરેખર ચોપડેલી હોતીજ નથી, માત્ર નિરસ અને લુખીજ હોય છે! એવી ચોપડીઓની કેળવણી માત્ર તેના વરનાર પતિને બોજારૂપ થઇ પડેછે. જે કેળવણીથી ઘરનું કામકાજ રૂડી રીતે આવડે, જેથી પોતાના પતિને સંતોષ આપી શકાય, જેથી સાસુસસરાને અને કુટુંબી જનને શાંતી અને સુખ મળે, જેથી ઘરની અને કૂળની કિર્તિ વધે, જેને લીધે આડોશી પાડોશી અને નાતજાતમાં સુખદુઃખના વિસામારૂપ થઇ પોતાનાં છોકરાંઓ ઉછેરી શકે, તેમના નાંના નાંના કે તાત્કાળિક થઇ આવતા રોગોના ઉપાયો જાણી શકે, જેથી પ્રાચીન સતીઓની પંક્તિમાં તેની ગણના થઈ શકે, જેથી તેનાં સંતાનો જગતમાં ભગત, દાતાર કે શૂરવીરની પદવી પ્રાપ્ત કરી શકે! હા! એવું કંઇ પણ શિક્ષણ, આપણે આધારે પડેલી, આપણાજ લોહીની આપણી પુત્રીઓને આપણે આપી શકતા નથી! તેને એવા રૂડા શિક્ષણથી ઉછેરવામાં આવતી નથી! પછી ભારત દેશ દુઃખ દારિદ્રતામાં સડબડતો રહે તેમા કોને દોષ! કર્ણ જેવા દાતાર, હરિશ્ચંદ્ર જેવા સત્યવાદી, અર્જુન જેવા બાણાવળી, અને બીજા અનેક દાની, ધ્યાની, માની, યશવાળા, સદ્ધર્મનિષ્ટ અને મહા યોગીઓ થયા તે સર્વે માના ઉદરમાં નવ નવ માસ પોઢયા હતા આપણી માફકજ! પણ અત્યારે આપણે તો અઢી વેંત લાંબા જાણે વેંતીયા ઠીંગુજી અને મરણના

મૂખમાજ ઉછરતા હોયની તેવા, વિદ્યહીણ, શક્તિહીણ ધમકર્મહીણ! હીણાયલા સર્વ વાતે પૂર્વનુ સવ ગુમાવેલુ એવા દામણી દશાને પામેલા દીદારમાત્ર દેખાઇએ છીએ! એ સર્વનુ ખરૂ કારણ જો તપાસીએ તો આપણી માતાઓની ખામી છે! આ પણી માતાઓના ધમ બધા આપણે ખોવ રાવ્યા છે! તેનીજ એ ખામી છે! આપણી દીકરીઓની જવાબદારી આપણે અને આપણા બાપદાદાઓએ અને તેના બાપ દાદાઓએ એમ દીર્ઘ સમય થયા છોડી દીધી તેનાજ પરિણામમા આપણી ડોકમા પરાધિનપણાની ધોસરી આવી પડી છે! આપણા સ પ લીય અને શ્રી એ સવ અત્રેથી આપણાથી રીસાઇને ચાલ્યા ગયા છે! સરસ્વતી દેવી તો એ સર્વની આગમજ પ્રયાણ કરી ગયા છે! આપણી પાસે રહ્યુ છે કાઇ નહિ માત્ર ઉપરનો ડોળ! ઠમગોલ ને મારૂ પોલ! આપણી દીકરીઓ માટે આપણને કશી કાળજી નથી તેનાજ આ પરિણામ છે! આપણે હજી પણ વધુ ને વધુ અધોગતિનેજ પામશુ! આપણે ઊંચેને નીચેજ સરતા જઇએ છીએ પણ હા! આ ગૌબ્રાહ્મણ પ્રતિપાળક દેશમા જો કે ગાયોની તે રક્ષા થતી નથી પણ પોતાનાજ લોહીથી ઉદ્દભવેલી ગાય સમાન દીકરીઓ માટે પણ આપણને પરવા નથી! સળગતી હોળામા આપણા સ્વાથને ખાતર તેને પધરાવાને અચકાતા નથી પછી આપણા ઉદયની આશા કયે રસ્તે રાખવી? આખા દેશનો ઉદય સ્ત્રીઓના ઉદય અને તેના વર્તન ઉપર રહ્યો છે માતા એજ પરમ શિક્ષક છે તેજ માતાઓને—એટલે દીકરીઓને પશુની જીંદગી કરતા પણ ઉતારી પાડવામા આવે તો પછી કયે રસ્તે આપણા કલ્યાણની આશા રાખી શકાય? જ્યારે આપણે આપણી દીકરીઓને માટે સપૂર્ણ કાળજી વાળા બનીશુ, તેનામા રૂડુ શિક્ષણ ભરવાની કાળજી કરીશુ, તેમને માતાના અધિકારનુ જ્ઞાન આપીશુ, તેમને ગ્રહરાજ્યની યથાર્થ કેળવણી આપીશુ, અને જ્યારે આપણી પૂર્વની કયા રત્ન જેવીઓ કરવા આપણે મથીશુ ત્યારેજ આપણી પ્રજાની ઉન્નતિ થશે ત્યારેજ ભારત વર્ષની અને વિદ બાળાઓ જડમૂળથી જશે ત્યારેજ આપણુ ઇચ્છીત શુભ નાશ થશે ત્યારેજ આપણે આપણ કર્તવ્ય યથાથ બજાવ્યુ એમ કહેવાશે હાલ તો ગાડુ ઉંધે ચડી ગયુ છે! દીકરીઓ તેમા રીબાય છે દુખી થાય છે તેની આખોમાથી નિરતર અશ્રુધારા વહ્યા કરે છે તેની સાથે આપણી આપણા વશ જો અને સમસ્ત ભારત વર્ષની પાયમાલી થાય છે! પણ એ જુએ છે કોણ? અભિમાનમગ્ન અજ્ઞાની સ્વાર્થિ તેમ અધ માબાપો એ સર્વ દુખ દેવના ઝીણ ઉપર ગાળી પોતે પોતાના પાપી હોજરાને પોષે છે અથવા રૂઢીની પ્રગાઢ બેડીને માન આપે છે! એજ પ્રમાણે કુળ જોવાના પણ કયા ઓછા વરઝોળા છે! હાય હાય એમ ચોતરફથી દવ લાગ્યો છે ને હાલતો તેમા બળિદાન તરીકે આપણી લાચાર ગરીબ ગાય જેવી પુત્રીઓ હોમાઇ જાય છે!!!

(અપૂર્ણ)

# भक्त विनायक.

ભકત વિનાયક એ દક્ષિણના એક પ્રસિધ્ધ શહેરનો મંત્રી હતો. તેને શ્રી દ્વારિકાનાથજી ઉપર ઘણી આસ્થા હતી તેથી તેમનેજ તે સર્વોપરી દેવ ગણતો. દરેક વર્ષે શીયાળામાં તે શ્રી દ્વારકાંનાથજી માટે એક મખમલનો સોનેરી જરીવાળો કિંમતી ડગલો ઘણે ખર્ચે તૈયાર કરાવી દ્વારીકાં કાસદ સાથે મોકલી ભેટ ધરાવતો તથા તે સાથે સુખડી માટે પુષ્કળ અનાજ, ઘી, સાકર, મેવો વિગેરે સામગ્રીઓ મોકલતો. મંત્રી હોવાથી પોતાને ઘેર બહારનાં માણસો કામ કાજ કરતાં; સત્પુરૂષોનાં આવાગમનો તેને ઘેર પ્રતિદિન થતાં; મીજબાની, સભાઓ, માંગળિક પ્રસંગો, વિગેરે માટે આમંત્રણો આવતાં પણ દૈવગતિ ગહન છે તેનો કોઇ પાર પામી શકતું નથી. એક પ્રસંગ એવો બન્યો કે રાજાએ કંઇ નજીવા કારણ સર સમજ ફેરથી આ મંત્રીને પદભ્રષ્ટ કર્યો. અને તેનાં ઘરબાર લૂંટી લીધાં, ધીમે ધીમે મંત્રીની સ્થિતિ એકજ વર્ષમાં એવી અધમ થઈ પડી કે ઘરમાં અનાજ ખરીદવાને પણ દ્રવ્ય સંબંધી તાણ પડવા લાગી. ભક્તની પાસે કાંઇ ન રહ્યું ખાવાના સાંસા પડયા આ વખત શિઆળાનો હતો. અને ભક્તને દ્વારકાનાથજી માટે દર વર્ષના નિયમ સુજબ ઠાકોરજી માટે ડગલો મોકલવાની વાત યાદ આવી. આ વખતે ભક્તની આંખોમાં પાણી ભરાઇ આવ્યાં. તેણે વિચાર્યું કે હવે શ્રી દ્વારિકાંનાથજીને ડગલો મોકલવાનું આ વર્ષથી બંધ થશે. આથી એને ઘણો ખેદ થયો. ઘરમાં ફરી ફરીને શોધ કરવા લાગ્યો કે ઘરમાંથી એવી કંઇ ચીજ મળે તો તે વેચીને ઠાકોરજી માટે ડગલો મોકલું. પછી ઘરમાં જોતાં જોતાં દૈવયોગે એક પીતળનો ખડીઓ તથા ચાંદીની સ્ટીલ પેન હાથ લાગ્યાં. આ લઇને ભક્ત બજારમાં ગયો. અને તેને વેંચી જે પૈસા આવ્યા તેનું એક રેશમી પટકુળ તેણે ખરીદ કર્યું. પણ આ કપડું ગરમ ન હોવાથી તે દ્વારિકાનાથજી ને અનુકુળ પડશે કે કેમ તેની તેને શંકા થઇ. પણ— 'ઇશ્વરેચ્છા' એ શબ્દ બોલી તેણે તે શંકાનું મનથીજ નિવારણ કર્યું. હવે પ્રથમ સુજબ કોઇ કોઇ માણસને ખર્ચ આપી દ્વારિકાં મોકલવાની તેની સ્થિતિ નહોતી. જેથી તે ગામબહાર એક ધર્મશાળા હતી ત્યાં ગયો. અને દ્વારિકાનાથજીની યાત્રાએ જનાર કોઇ એક સાધુને ત્યાંથી શોધી કહાડી તેને પોતાની મનોવૃત્તિ જણાવી, અને પેલું રેશમી પટકુળ તથા ઘેરથી લાવેલ તાંદુળની એક ન્હાની ડબરી સાધુને આપી. પછી સવિનય જણાવ્યું કે "દ્વારિકાંનાથજીના સેવકને આ ભેટ સ્વીકારવા વિનંતી કરશો. તથા કહેજો કે આ વિનાયકે મોકલ્યું છે. દૈવઇચ્છાએ હાલ તેની દુર્બળ સ્થિતિ હોવાથી તે આટલુંજ મોકલી શકયો છે. આવી હ-

લકી ચીજો મોકલતા તેને શરમ આવે છે પણ આટની તેની ગરીબની અર્જ ધ્યાનમા લઈ અ ગીકાર કરશો " સુચના મુજબ પેલા સાધુએ જઇને તે કપડુ તથા તાદુળ દ્વારિકામા ઠાકોરજીના સેવકને આપ્યા પેલો સેવક, આવુ મ ત્રી વિનાયકે મોકલ્યુ છે એ જાણી અચબો પામ્યો તથા પેલા તાદુળની ડબરી અને રેશમી પટકુળની કઇંપણ દરકાર કયા વગર જેમને તેમ કોઠારના એક ખુણામા ફેકી દીધા અને એ ચીજો થોડી કિમ તની હોવાથી તેણે તે વિષેની મ દિરના અન્ય સેવકો સમક્ષ વાત પણ ન કરી બીજેજ દિવસે ઠાકોરજીને સુખડી આપી તે વખતે એવુ બ ન્યુ કે પેલો સુખડીનો થાળ ઠાકોરજીથી એક હાથ છેટો ઊ ધો વળી ગયો અને ઠાકોરજીની મૂર્ત્તિ, માણસ જેમ ટાઢથી થરથરે તેમ થર થરવા લાગી, એ જોઇ સેવકોએ બીજા ગરમ કપડા ઠાકોરજીને ઓઢાડયા સગડીમા અગ્નિ પ્રગટ કરી ખુબ ત પાડયા તો પણ ઠાકોરજીનુ અ ગ ધ્રૂ જતુ બ ધ થયુ નહિ સેવકોએ સ ક પ વિકલ્પ કયા કે કોઇ તરફથી આવેલી ભેટ ઠાકોરજીને ધરવી રહી ગઇ હશે પછી સૌથી મુખ્ય સેવકને પૂછતા જણાયુ કે ભક્ત વિનાયકની આ વખ તની સ્વ પ ભેટ છે એમ ધારી તેણે કોઠારમા જેમ તેમ તેનુ કપડુ તથા તાદુળની ડબરી નાખી દીધા છે એ ઉપરથી સેવકોએ પેલા તાદુળ કાઢી તેને શુધી થાળમા મૂકયા તથા ભક્તનુ રેશમી પટકુળ ઠાકોરજીને ઓઢાડયુ, ત્યારે ઠાકોરજી શાત થયા, તથા તેનુ અ ગ ક પતુ બ ધ થયુ થાળમાની સુખડી પણ એ પછી ઠાકોરજીએ આરોગી એ મુજબ ઠાકોરજીએ ભક્તની ભક્તિ પ્રસિદ્ધ કરવા માટે ઉપરો ભાવ ભજવ્યો તે પછી પેલા ગામના રાજાને પણ ઠાકોરજીએ સ્વપ્નમા દેખાવ દઇ કહ્યુ કે વિનાયક નિર્દોષ છે, વળી તે મારો પૂર્ણ ભક્ત છે માટે તેને ફરીથી મ ત્રીપદ આપ એ પ્રમાણે વિનાયકને શ્રી દ્વારિ કાનાથજીની કૃપાથી કરીને મ ત્રીપ પ્રાપ્ત થયુ

ભક્તિ કરી નિરર્થક જતી નથી. સર્વ વ્યાપક દેવા અણધાર્યા સ જોગો વચ્ચે ભક્તને સહાયભૂત થાય છે તેનો આ એક અનુપમ દાખલો છે

## जरथो'तरी

(અનુસ ધાન ગતાક પૃષ્ટ ૭૪ થી)

સાચુ જરતો એજ, ધરમનુ તપતુ નૂર છે,
સાચુ જરતો એજ, દયા દાનેથેરી શૂર છે
સાચુ જરતો એજ, મહાશય જેનુ ઉર છે
સાચુ જરતો એજ, બીજુ જર જળનુ પૂર છે ૫૯

જર પાણીનું પૂર, ધડિકમાં આવ્યું જાએ
જર પાણીનું પૂર, હજારો સંપ તણાએ
જર પાણીનું પૂર, સુખ દુઃખ વમળ વહ્યા છે
જર પાણીનું પૂર, ગુણ અવગુણ રહ્યા છે ૧૦
જર પાણીનું પૂર, બુડયા ડાહ્યા પણ તેમાં
જર પાણીનું પૂર, પાર લાધે નહિ જેમાં
જર પાણીનું પૂર, ઝાડને ગાભરૂ ઠરડે
જર પાણીનું પૂર, ઢોર ઢાંખરને ઝરડે ૧૧
જર પાણીનું પૂર, પટકીને પ્રાણ હરે છે
જર પાણીનું પૂર, હતું ન હતુંજ કરે છે
જર પાણીનું પૂર, અથાં જળ કાંકર ભાસે
જર પાણીનું પૂર, વિંસા વરસી દેખાશે ૧૨
જર પાણીનું પૂર, સંગાળ સરણી બતાવે
જર પાણીનું પૂર, વમળ આંટી ખવરાવે
જર પાણીનું પૂર, જોગીનો જોગ ભુલાડે,
જર પાણીનું પૂર, ધર્મિનાં ધામ ડુબાડે. ૧૩
જર પાણીનું પૂર, શૂરવીર ધીર તણાએ,
જર પાણીનું પૂર, સતીવ્રત ડુબી જાએ
જર પાણીનું પૂર, ન લાગે કર કિનારો
જર પાણીનું પૂર, બચે લાખે કો તારો ૧૪
જર પાણીનું પૂર, ચાર ઘડી કેરો ચાળો
જર પાણીનું પૂર, ઘડિ પછી નહીં નિહાળો
જર પાણીનું પૂર, ઝાંખરૂં પાણી થાએ
જર પાણીનું પૂર, સમય રંગ બદલી જાએ ૧૫
અધર્મનું જર ઝેર, ધર્મિ જર ધર્મે જાએ
અધર્મનું જર ઝેર, ધર્મિ જર રંક રિઝાએ
અધર્મનું જર ઝેર, ધર્મિ જર જન સુખ સારૂ
અધર્મનું જર ઝેર, ધર્મિ જર જપ કરનારૂં. ૧૬
અધર્મનું જર ઝેર, ધર્મિ જર સાથ રહેછે
અધર્મનું જર ઝેર, ધર્મિજર મૂળ ગ્રહે છે
અધર્મનું જર ઝેર, ધર્મિજર ઈશ્વર રાજી
અધર્મનું જર ઝેર, કરે લેણું જન પાજી ૧૭

સ્થળ સંકોચને લીધે આ અંકમાં પુસ્તકો, માસિકો વિગેરેની નોંધ લેવામાં આવેલ નથી. આવતા અંકમાં લેવામાં આવશે.

## यतोधर्मस्ततोजय

### शिष्य काई सखे !

( तोटक छंद )

शिख काइ सखे शिख काई सखे, शिखवा तणु छे घणु विश्वविषे,
नग शिक्षण आपतु सर्व पळे, हत भाग्य नहीं उर ते ग्रहशे (१)
गृहनो उर जेह विशाळ घणा, गृहने उर जेह घणा गभिरा,
वसों छे नगतात रह्यो सहुमां, नग यापर ए सहुना हितमां (२)
करतो रहीं गुप्त अनेक उरे, विभुजे रसनान प्रबोध खरे,
नव बोधन कोथरी ते बनतो, शिखिले शिखिले नन बोध मिठो (३)
नव भेद जरा तुजमा प्रभुमा, प्रभुमां तुजमा नव छेटु जरा,
नव छेटुज छे प्रभुने तुजने, पढां ज्ञान अनुत्तम तु न ग्रहे (४)
गुरु विश्व करी बधु था गुरु तु, तुजनो-भर दत्त मनु पगलु,
गुरु एक वडे केम बोध मळे, उर पथ्थरशा करो केम गळे ? (५)
नव पथ्थर पाणी वडे गळता, पण अग्नि समागमना यरता,
यदि शोक सुधा-जल ते धरतां, दयदो पण पाणि नहिं गळता (६)
उर एक गुरू गमधी न गळे, उर पथ्थरशा किम को पळे !
जब थाय समागम जेम घणो, तब थाय हृदय प्रबोध तणो (७)

( અપૂર્ણ )



# વસંત.

વર્ષમાં છ રૂતુઓનો સમાવેશ થાય છે, એટલે કે દર બબે માસ સાથે એક રૂતુ પસાર થાય છે. એ રૂતુઓનો ક્રમ નીચે મુજબ છે.

વસંત, ગ્રીષ્મ, વર્ષા, શરદ, હેમંત અને શિશિર.

ફાલ્ગુન માસ એ વસંત રૂતુનો એક વિભાગ છે, સર્વ રૂતુઓમાં એ રૂતુ મુખ્ય છે. કેટલાક શૃંગારી કવિઓ એ રૂતુને રૂતુરાજ એવું નામ આપી નિજ કૃતિને શોભાવે છે. સિવાય કેટલાંક પુષ્પો, લતાઓ, પલ્લવો વિગેરેની ઉત્પત્તિ વસંતની શરૂઆતથી થવા લાગે છે. ખરૂં જોતાં વસંતરૂતુ માઘ શુદિ-૫ થી શરૂ થાય છે, જેથી તે દિવસ વસંત પંચમીનો ગણાય છે. ભાવિક ગૃહસ્થો એ દિવસે જુદી જુદી જાતનાં શુશોભિત રંગબેરંગી પુષ્પો, રાઈનાં ફુલ, મોગરાનાં ફુલ, ખજુરી, આશુપલ્લવ, આમ્રપર્ણ, આંબાના મોર, બોર, વિગેરે લાવી ભાવથી ઈશ્વર પુજન કરે છે. વળી એ દિવસથી વૈશ્નવોની હવેલીઓ તથા બીજાં દેવસ્થળોમા ગુલાલ અબીલ છાંટવાની શરૂઆત થાય છે તે છેક ફાલ્ગુન શુદિ-૧૫ (હુતાશણી) સુધી ચાલુ રહે છે. આ રૂતુના આખો ક્રમ લોકોને અતિ આનંદદાયક જણાય છે, સદ્બુધ્ધિ વડે શુભ કર્મો કરવાને મન પ્રેરાય છે. વસંત રૂતુમાં હોરી, કાફી વગેરે રાગો સવાર સાજ ગાવાથી દિલ ખુશ થાય છે. વળી એ રૂતુમાં તરૂણ વય શરૂ કરતાં સ્ત્રી પુરૂષોમા કંઇ નવીન જાતનુંજ આકર્ષણ હાવભાવ અને વિકાર પ્રગટ થાય છે.

દરેક સ્ત્રી પુરૂષે આ રૂતુ બહુજ સંભાળથી પસાર કરવાની આવશ્યક્તા છે. ઘણાંક લોકો ફાલ્ગુન શુદિના છેલ્લા દિવસોમાં ગુલાલ અબીલ સ્ત્રી પુરૂષોના ટોળાંમાં ઉડાડવાનો નિર્લજ ચાલ કાયમ રાખે છે. એ વખતમાં ઘણી ખરી મર્યાદા મુકાઈ જવાય છે, વળી તેમાં કેટલાક ઘરના આગેવાન માણુસો ભાગ લે છે. પણ તે એક મ્હોટી ભૂલ અને દુરાચાર છે, એમ શાણાઓના સામ્રાજ્યમાં જણાયા વગર રહેતું નથી. હવેલીઓમાં એ પદ્ધતિ ચાલુ રહેવાથી સ્ત્રીઓની મર્યાદા સચવાવી બહુ મુસ્કેલ છે. દર્શન કરવા જતાં ભાવિક વૈશ્નવ સ્ત્રી પુરૂષોનાં ટોળેટોળાં ભીડમાં ગુલાલ અબીલ ગમે તે રીતે ઉડાડે છે તેનો ખરો ચિતાર તે વખતે હાજર રહેનારાઓજ માત્ર અવલોકી શકે. આપણા દેશ કરતાં પણ આ ચાલે મારવાડ તરફના દેશોમાં ઘણુંજ ગંભીર રૂપ ધારણ કર્યું છે. આજે પણ મુંબઈ જેવા શહેરોમાં જોશો તો મારવાડીઓનો બહુજ મોટો ભાગ બીભત્સ

ભાષા વાપરવા તથા ગુલાલ અબીલ અને રંગીત પીચકારીઓ ઉડાડવા તન મન અને ધનથી આગળ પડે છે હોળીના દિવસોમા એ લોકો ખસુસ મદોન્મત્ત બની જાય છે

જેમ જેમ કાળ જતો જાય છે તેમ તેમ આ દેશની સુધરેલી પ્રજા એ ભૂલ સુધારતી જતી જોવામા આવે છે, ઉપરાત કેટલાક અતિ ખરાબ ધારાઓ હાલના રાજકર્ત્તા નામદાર અગ્રેજ સરકારે કહાડી નખાવ્યા છે એથી જાહેર પ્રજા ઉપર અતિ મ્હોટો ઉપકાર થયો છે એવા અઘટિત રિવાજો અદ્યાપિ પર્યંત ચાલુ રહ્યા હોત તો આજકાલ દુરાચારની હ બાર વૃદ્ધિ થઇ ગઇ હોત

વળી આ ચાલથી શરીરને મનને અને ધનને નુકસાન પહોચે છે એ બાબત ભૂલી જવી નહિ એક બીજાપર ગુલાલ અબીલના પાણી નાખવાની એ નીચ ગમત કલાકોના કલાક સુધી ચાલુ રહે છે અને તેથી ઠડીમા રહેતુ શરીર જતે દિવસે તાવ અને સળેખમથી પીડાય છે વળી એ કર્મની લ્હેર માણવા ગુલાલ ખરીદવા દ્રવ્ય સબધી હાની પહોચે છે કોઇ કોઇ વખતે એવુ બને છે કે અણ ચિતવ્યુ કોઇ માણસપર એવુ પાણી નાખવાથી અને પછી તેને તે રિવાજ રૂચતો નહિ હોવાથી કેટલોક અસતોષ ઉપજે છે અને વખતે એથી મોટો દગલ થવા પણ સભવ છે એ રિવાજથી કોઇ પણ જાતનો ફાયદો થતો નથી, દરેક રીતે નુકસાન છે

હોળીના દિવસોમા ઉઘાડા ગીતો ગાવાની બુરી ટેવ પણ ઘણીક વર્ણોમા રહેલી જોવામા આવે છે, પરનારી પ્રત્યે દુષ્ટ ચિન્હો દેખાડવા, બીભત્સ ભાષા સભળાવવી, ભીતિપર અપશબ્દો લખવા, ન્હાના બાળકોને તેમ કરવા પ્રેરણા કરવી, આવા આવા વલણથી એ લોકો પોતાના જીવતને સફળ થયુ માને છે ધૂળ પડો એવા મુર્ખાઓના માનખામા

દરેક ઋતુના નિયમો, હવા પાણી, પ્રકૃતિ અને દેખાવ એવા સગવડતા ભર્યા છે કે તે રેકે દરેકમા નદ્યમ ક્રતનુસાર થઇ શકે, પરતુ તેવી સદ્બુદ્ધિ ભાગ્યશાળીઓનેજ કુદરતપણે બક્ષાયેલી હોય છે

## अभ्युदयना मूळ तत्वो

पार्थ नैवेह नामुत्र विनाशस्तस्य विद्यते।
नहि कल्याणकृत्कश्चिद्दुर्गतिं तात गच्छति ॥

અહો ! આ અનિર્વચનીય માયાને અચિત્ય કાળ બળનો અને અતર્ક્ય ઇશ્વરેચ્છાનો કેવો વિચિત્ર પ્રભાવ છે કે

અજમાવવા લાગી. સત્યાસત્યનો કિંવા સારાસારનો વિવેક લોકોમાંથી જતો રહ્યો. ખરા માર્ગને ખોળી કાઢવાની ખંત, અને તેને દ્રઢતાથી વળગી રહેવાનો જુસ્સો પણ જનસમાજમાંથી નિર્મૂળ થવા લાગ્યો.

(અપૂર્ણ).

---

# તું પોતે સન્યાસીજ છે.

भिद्यते हृदय ग्रंथि श्छिद्यंते सर्व संशयाः।
क्षीयन्ते चास्य कर्माणि तस्मिन्दृष्टे परा-
वरे॥

જેની હૃદય ગ્રંથી ભેદાઇ ગઇ હોય છે—જેનો જીવભાવ ટળી ગયો હોય છે તેજ સ્વાત્મ દર્શનને પામી શકે છે તેજ યથાર્થપણે જાણી શકે છે કે હું હમેશનો સન્યાસીજ છું. હૃદયગ્રંથી ભેદાવી એટલે દેહનો જે તાદાત્મધ્યાસ થએલો છે, તે દેહ ત્રણે કાળમાં નથી એવું જે સંશય અને વિપર્યય રહિત જ્ઞાન તે.

એવું જ્ઞાન જ્યારે પ્રાપ્ત થાય છે ત્યારે સર્વ ભ્રાંતિ ટળી જાય છે જ્યાંસુધી હૃદયગ્રંથી ભેદાઇ નથી ત્યાંસુધી જીવ અને બ્રહ્મ એક હશે કે ભિન્ન એ સંશય રહેશે, કે કદાચ્ દેહ એજ આત્મા છે એવું વિપરીત જ્ઞાન પણ રહેશે પરંતુ જ્યારે એજ હૃદયગ્રંથી છિન્નભિન્ન થઇ જાય છે ત્યારે પછી એ સર્વ અજ્ઞાનતા ઉડી જાય છે. પણ હા! સ્ત્રી પુત્રાદિકની લઘુતામાં પડેલો આત્મા નીજસ્વરૂપને વીસરી જઇ પોતાને જીવભાવથી જાણે છે! તેને એ નથી સમજાતું કે આ સંસાર છે માત્ર મનકલ્પિત માયાની જાળ છે. સ્ત્રી પુત્રાદિક તંતુ વડે બંધાએલી એ જાળમાં સપડાઇ પોતે સર્વજ્ઞ અને સર્વશક્તિમાન છતાં અજ્ઞ અને અશક્તિમાન થઇ જાય છે! આખરે સંસાર સર્વ દુઃખરૂપ જાણી મુંડમુંડાવી, શિખાસૂત્ર કાઢી, ભગવાં ધારણ કરી સન્યસ્ત લેવાની કે અતિત થવાની જીવ ઇચ્છા કરે છે પણ તે સ્વાત્મરૂપને નથી જાણતો કે તે પોતે સર્વદા અતિત કે સન્યાસીજ છે! પૂર્વ કાળને વિષે પ્રવાસે નીકળેલા એક ગ્રહસ્થાશ્રમીએ ઉત્તરાશ્રમને વિષે નિવાસ કરતા એક મહર્ષિને પૂછ્યું, હે બ્રહ્મન્, મારે અતિત થવું છે—સન્યાસ ગ્રહણ કરવો છે તો તે પ્રમાણે કરવાને કયો સમય ઉત્તમ છે તે આપ કહેશો તો મોટો ઉપકાર થશે. મહર્ષિએ કહ્યું, વત્સ! સન્યાસ કોને લેવો છે? અતિત કોને થવું છે? જે સર્વ કાળ અતિત અને સન્યાસી છે તેને કેવી રીતે હું સન્યાસીની કે અતિતપણાની દિક્ષા આપી શકું?

મહર્ષિની વિચિત્ર વાણી સાંભળી તે ગ્રહસ્થે અતિ આશ્ચર્યપૂર્વક પુનઃ પ્રશ્ન કર્યો; હે દેવશ્રેષ્ઠ! આપ કોના વિષે વાત કરો છો? કોણ જન્મથી સન્યાસી છે? મેં જે

કઇ પ્રશ્ન કર્યો છે તે હું કે જે ગ્રહસ્થાશ્રમી છુ તેણે કર્યા છે! મારે અતિત થવુ છે-સન્યાસ લેવો છે! મહાશય! આપ કઇ મા'રો પ્રશ્ન બરાબર સમજ્યા હોય એમ મને ભાસતુ નથી અત્યારે આપની ચિત્તવૃત્તિ અસ્થિર જણાય છે! નહિ તો મા'રા સરલ પ્રશ્નનો આવો અસબધિક ઉત્તર ન હોય?

મહર્ષિ બોલ્યા વત્સ! ચિત્તવૃત્તિ કોની ઠેકાણે નથી તા'રી કે મા'રી તે હવે પછી તને સમજાશે

ગૃહસ્થાશ્રમીએ કહ્યુ, મહાત્મન્! આપ મા'રા તરફ દ્રષ્ટિ કરો, મા'રૂ સ્વરૂપ અને મા'રી સ્થિતિ જુઓ અને પછી જો મા'રા પ્રશ્નનો ઉત્તર આપશો તો જે ગુચવાડો ઉભો થયો છે તે નહિ રહે

મહર્ષિ—હુ કોને જોઉ?

ગ્રહસ્થાશ્રમી-મહારાજ મને જુઓ!

મહર્ષિ—જો તુ તા'રા આત્માને જોવાનુ મને કહેતો હોય તો જે આત્મા તા'રામા છે એજ મા'રામા છે! એકજ સ્વરૂપ છે, એકજ સૂર્યના જુદા જુદા જળાશયોમા જુદા જુદા પ્રતિબિબ પડે તેથી અનેક સૂર્ય છે એમ કદાપિ નજ કહેવાય, તો પછી એકજ આત્મા જે અખડાનદ સર્વમા વ્યાપક છે, જેના વગર કોઇપણ સ્થળ ખાલી નથી જે એકરસ એક રૂપ છે એવા તા'રા અને મા'રા આત્મામા કે આ જગત્માત્રના આત્મામા ફેર શી રીતે હોઇ શકે? અથવા જોવાપણ કેવી રીતે હોઇ શકે?

તે કારણથી મા'રે તા'રા તરફ દ્રષ્ટિ કરી નિરિક્ષા કરવાની કશી જરૂર નથી જે આત્મારામ તા'રામા રમે છે તેજ મા'રામા રમે છે તો પછી મા'રે તને જોવાની શી જરૂર છે? તેમજ જો તુ તા'રા દેહને જોવાનુ મને કહેતો હોય તો તા'રા દેહમા, મા'રા દેહમા કે પ્રાણી માત્રના દેહમા પણ કશો ભિન્ન ભાવ નથી જેમ તા'રો દેહ નાશવત અને મિથ્યા છે, પચ મહાભૂતનો બનેલો છે, તેજ પ્રમાણે મા'રો દેહ પણ નાશવત, મિથ્યા અને પચ મહાભૂતથી બનેલો છે હે ગૃહસ્થ,! હે સન્યાસી! હે અતિત! કહે હવે હુ તને કેવી રીતે જોઉ? હુ તને સર્વ પ્રકારે ઓળખુ છુ! અનત કાળથી જાણુ છુ તુ પોતે સન્યાસી—અતિત છે તને હુ કેવી રીતિથી જોઉ?

ગ્રહસ્થાશ્રમી- દેવસ્વરૂપ મહાત્મા! મા'રો અવિનય ક્ષમા કરજો આપે જે કહ્યુ તે સાભળ્યુ પણ હુ સન્યાસી તો નથીજ! હુ અતિત નથી હુ તો માત્ર પ્રવાસે નીકળ્યો હતો અને આપના આશ્રમમા ચડી આવ્યો! આપના આશ્રમની કોઈ દિવ્ય શક્તિવડે મને એમ ભાસ્યુ કે હુ પણ સન્યાસીનો સ્વાગ ધારણ કરૂ તો કેવુ રૂડુ! આપ એમ નહિ જાણતા કે હુ ભટકતો ભિખારી છુ! મહારાજ હુ પરણ્યો છુ, સોળ વરસની અતિ સ્વરૂપા અને મા'રા અર્થ પ્રાણ આપવા તત્પર થાય એવી આજ્ઞાનુસારિણી મા'રે એક સ્ત્રી છે તેના પેટમા ગર્ભ છે જેથી મને એક સુદર પુત્ર કે કન્યાની પ્રાપ્તિ

થશે. માંરાં માબાપ હયાત છે ચાર બેનો છે. બેનોને ઘેર છોકરાં છૈયાં ઘણાં છે! માંરાથી મોટા ત્રણ માંરે ભાઈ છે! ને એક માંરે નાંનો ભાઇ પણ છે! મોટા ભાઇને ઘેરે પણ છોકરાં છૈયાં પુષ્કળ છે. એમ અમારા આખા કુટુંબની સંખ્યા પચાસ પોણોસો માણસની થવા જાય છે! પરંતુ આપને એ બાબતની કયાંથી ખબર હોય? ને તેથી આપ મને એકલો જોઇને સન્યાસી કે અતિત કહેતા હશો! છતાં બીજી પણ આપ ભૂલથાપ ખાઓ છો! જુઓ મારે માથે આ શિખા ફરફરે છે, મારા કઠમાં ઉપવિત છે માંરાં સફેત વસ્ત્ર છે. માહારાજ મેં ગૈરિક વસ્ત્ર કયાં ધારણ કર્યાછે? મેં કયાં શિખાસૂત્રને કાઢી નાંખ્યા છે કે કયા માંરી પાસે દંડ કમંડળ છે? કે કયાં છે વાઘચર્મ? હે દેવ! શું માંરા જેવો પહેરવેશ અને માંરા જેવા સંસારીને આપ સન્યાસી કહો છો? મહર્ષિએ કહ્યું. પુત્ર! ગૈરિક વસ્ત્ર, સફેત વસ્ત્ર, કાળાં વસ્ત્ર કે કોઇ ચિત્ર વિચિત્ર વસ્ત્રો સાથે સન્યાસીપણાંને કે તને કશો સંબંધ નથી! સ્ત્રી પુત્રાદિક કે વૈભવ મોજ મજા સાથે તને કે સન્યાસીને કશો સંબંધ નથી! તું સર્વદા સન્યાસીજ છે–અતિત છે. તો પછી સન્યાસી થવાપણું તાંરે કયાં રહ્યું? હા એ સત્ય છે કે તું છે તો સન્યાસી કે અતિત પરંતુ તને એ વાતની ખબર નથી માટે માત્ર તાંરે એ જાણવાનુંજ બાકી રહ્યું છે!

તું સ્વસ્થ થઇને માંરી પાસે બેસ અને હું બોલું તેને એક ચિત્તથી શ્રવણ કર, તે પછી તેનું મનન કરજે. પછી નિદિધ્યાસવડે તને આપો આપ સમજાઇ આવશે કે તું પોતે કોણ છે! ગ્રહસ્થાશ્રમી કે સન્યાસી?"

नत्वेवाहं जातु नासं न त्वं नेमे जनाधिपा।
न चैवन भविष्यामः सर्वे वयमतः परम्॥

શ્રીમદ્ભગવદ્ ગીતામાં શ્રીકૃષ્ણે અર્જુનને જે ઉત્તર આપ્યો છે તે તાંરા આ વિષયમાં તને ઉપયોગી થઇ પડશે.

હે અર્જુન! જો કે મેં લીલાવડે ધારણ કરેલાં શરીરો આવિર્ભાવ અને તિરોભાવ પામે છે તથાપિ હું પરમાત્મા કોઇ દિવસ ન હતો એમ નથી. હું સર્વદા છું અનાદિ છું અને તું પણ અનાદિ અને સર્વદા છે. તું પણ કોઇ કાળે ન હતો એમ નથીજ તેમજ આ રાજાઓ પણ ન હતા એમ નથીજ. હું કે જે આ જગત્ માત્રમાં સચરાચર રૂપે વ્યાપક રહ્યો છું એક રસ એક રૂપે રહ્યો છું, તે કોઇ પણ કાળે ન હોઉં એમ નથીજ. સર્વ કાળમાં છું. તેમજ તું. અને આ રાજાઓ સર્વે માંરી વિભૂતિ છે, માંરા અંશ છે, માંરૂં સ્વરૂપ છે જેથી આપણે જન્મ મરણ રહીત છીએ. સર્વ કાળમાં છીએ.

દેહાભિમાની જીવને જે આ સ્થૂલ દેહમાં બાલ્યાવસ્થા, તરૂણાવસ્થા તથા વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થાય છે તે ત્રણે અવસ્થા જીવને સ્થૂલ દેહની ઉપાધિને લીધેજ છે પરંતુ સ્વત. નથી; કારણ કે બાલ્યાવસ્થા ગયા પછી તરૂણાવસ્થા આવે છે ત્યારે હું તેજ

છુ કે જે બાળક હતો, આવુ જે જ્ઞાન તે, ઉભય અવસ્થામા પોતાનુ ઐક્ય તથા અસ્તિત્વ જણાવે છે તેમજ આ દેહનો નાશ થયા પછી લિંગદેહને લીધે બીજા દેહનો લાભ થાય છે પરંતુ તેથી આત્મા નો કઈ નાશ થતો નથી, કારણ કે તુરત જનમેલા બાળ ની સ્તનપાન કરવા તરફ પ્રવૃત્તિ જોવામા આવે છે એજ આત્માના અવિનાશીપણાને અને પૂર્વ જન્મના સસ્કારને દેખાડે છે આ સિદ્ધાતને જાણનારા જ્ઞાની પુરુષો આત્માના જન્મ મરણને માનતા નથી

वासांसि जीर्णानि यथा विहाय
नवानि गृह्णाति नरोऽपराणि।
तथा शरीराणि विहाय जीर्णा—
न्यन्यानि संयाति नवानि देही

મનુષ્ય જેમ જીર્ણ વસ્ત્રનો ત્યાગ કરીને નવા વસ્ત્ર ધારણ કરે છે, તેમજ આત્મા પણ જીર્ણ શરીરોનો ત્યાગ કરી ને ક્રમવડે નવા નામ રૂપવાળા શરીરોમા વાસ કરે છે હે વત્સ! આ ઉપરથી તને સમજાશે કે આ જે દેહ છે તે માત્ર ઉપરની ઉપાધિરૂપ છે તેમા વિહરતો આત્મા અખંડ અસંગ ને અનાદિ છે એ આ ત્માને શસ્ત્રો છેદતા નથી, અગ્નિ બાળતો નથી, પાણીવડે સડતો નથી, પવનથી સુકાતો નથી, કારણ કે આ આત્મા અવયવ રહિત હોવાથી છેદી શકાતો નથી, તેમ તેનો આકાર નથી નિરાકાર છે જેથી શોષવી શકાતો નથી, તેમ બાળી શકાતો નથી તે તો અવિનાશી, સર્વત્ર, વ્યાપક, સ્થિર સ્વભાવવાળો, અચળ, પૂર્વરૂપમાજ રહેનારો તથા અનાદિ છે, નેત્રાદિક ઇંદ્રિયોથી દેખાય નહિ તેવો, મનથી પણ ન જણાય તેવો, કર્મેન્દ્રિયોથી પણ જણાય નહિ તેવો સચરાચર સર્વમા વ્યાપક સિદ્ધ, તારામા મારામા અને આ જગતમા અખંડાનંદે રમી રહ્યો છે તો પછી હુ કે જે સચ્ચાયીના રૂપમા છુ તેનામા અને તારામા શો તફાવત છે તે હુ સમજી શકતો નથી દેહ તો તારો ને મારો એકજ તત્ત્વનો—પંચ મહાભૂતનો બનેલો છે એટલે તેમા પણ કશો તફાવત નથી વર્ણ અને આશ્રમથી ભેદ માનતો હોય તો એ ભેદ પણ વાસ્તવિક નથી જો કે તુ અને હુ તો બ્રાહ્મણ નામક ઉપાધિ ધારી રહ્યા છીએ પરંતુ ચાંડાલ અને બ્રાહ્મણ તેમા કોઈ પણ જાતનો ફેર નથીજ જે આત્મા બ્રાહ્મણમા છે તેજ ચાંડાલમા છે જે પંચમહાભૂતનો બ્રાહ્મણનો દેહ બને લો છે તેજ પંચ મહાભૂતનો દેહ ચાંડાલનો પણ બનેલો છે

એક સમયે પતિતપાવની ગંગાજીમા સ્નાન કરવા જતા મહારાજ શ્રી શંકરાચાર્યને રસ્તામા એક ચાંડાલ મળ્યો જેની સાથે ચાર શિકારી કતરાઓ હતા ચાંડાળને પોતાની નજીક નજીક આવતો જોઇ અને તેની છાયાથી કે સ્પર્શથી પોતે અભડાઈ જશે એવી ભેદભાવના શંકરાચાર્યજીના હૃદયમા ઉદ્ભવતા તેઓ બોલી ઉઠયા, "અરે ચાંડાલ દૂર જા"

શ્રી શંકરાચાર્ય કે જેના આત્મજ્ઞાન વિષેની કીર્તિ જગવિખ્યાત હતી તેનામા આવી ભેદબુદ્ધિ જોઈ અતિ આશ્ચર્ય પામતો તે ચાંડાલ બોલ્યો

अद्वितीय मनवद्यमसङ्गं सत्यबोधसुखरूप सखण्डम् ।
आमनंति शतशो निगमां ता स्तत्र भेद कलना तवचित्रम् ॥

મહાત્મા આપની ભેદબુદ્ધિ જોઇ મને અતિ આશ્ચર્ય થાય છે! જે અદ્વિતીય, અનવદ્ય, અસંગ, સત્ય અને અખંડાનંદ છે જે સર્વ વ્યાપક અનંત વિજ્ઞાન, અને નિરંજન છે, બ્રહ્મ છે એવો જે આત્મા સાંશમા, આપનામાં અને ચરાચરમાં સર્વમાં રમી રહ્યો છે તેમાં આપની હજુએ ભેદબુદ્ધિ છે? આપે અત્યાર સુધી જે જે શાસ્ત્રોનો અભ્યાસ કર્યો હોય અથવા આપે જે બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કર્યું હોય તે સર્વે આપની આ ભેદ બુદ્ધિ જોતાં માત્ર આપને વ્યર્થ શ્રમ અથવા ભાર રૂપજ થયાં છે! જે પંચ મહાભૂતનો આ દેહ બનેલો છે એજ પચ મહાભૂતનો આપનો પણ દેહ બનેલો છે. અને એજ પચ મહાભૂતનો દેહ આ કુતરાઓનો પણ બનેલો છે! મહારાજ જે આત્મા શુદ્ધ ચૈતન્ય આપનામાં વિલસે છે તેજ સાંશમા વિલસે છે તેજ આ શ્વાનમાં વિલસે છે! આપનો સર્વ શ્રમ અફળ થયો છે! બ્રાહ્મણ કે ચાંડાળ એવો માત્ર જે ભેદ તે તો આ સંસારના પ્રપંચો છે! એવો પ્રપંચ જો હજુ આપનામાં રહ્યો છે તો પછી આપ આત્મજ્ઞાની છો એ સમજમાં આપ પોતે છેતરાઓ છો! સૂર્યનું પ્રતિબિંબ ગંગાને વિષે અને ખાળ કુંડીના પાણીને વિષે પડયું હોય તો તેથી શું તેમાં કંઇ અંતર છે એમ? આપનો કેવો મિથ્યા દુરાગ્રહ છે! ક્ષણભંગુર દેહ કે જે કાતો બળીને ભસ્મ થઇ જશે કે કાગડા ગીધ કે એવાં પક્ષીઓ જેના હાડ ચામને ઠોલી ઠોલીને આખરે ખાઇ જશે એવા દેહ ઉપર આટલી બધી મમતા એ કેટલી અજ્ઞાનતા છે! હે મહાત્મન્! આપનું એમ માનવું હોય કે જગતને આચાર શિખવવા અર્થે "ચાંડાલ" કહી મારી ઉપેક્ષા કરી તો એ વર્તન પણ અઘટિત છે કારણ કે બ્રહ્મવિદ્યા કે જે મુક્તિના પથમાં ભોમિયારૂપ છે તે સંપાદન કર્યા પછી તુચ્છ એવી લોકસંગ્રહરૂપ ઇચ્છા જાગે એ અતિ આશ્ચર્યકારક છે! ચાંડાલના અતિ વેદવિદ્યા પ્રપુરિત સ્પષ્ટ વચનોથી મહાત્મા ઉદાર ચરિત શંકરાચાર્ય અતિ વિસ્મયપણેથી તે ચાંડાળ પ્રત્યે બોલ્યા;

सत्यमेव भवताय दिदानीं प्रत्यवादी तनुभृत्प्रवरैतत् ।
अंत्यजोऽयमिति संप्रतित्म संत्यजामिव चसाऽऽबुद्धि विदस्ते ॥

હે દેહધારિઓમાં શ્રેષ્ઠ! તારૂં વચન સત્ય છે. તારી ભેદબુદ્ધિ વિનાશ પામી છે અને ભેદ શૂન્ય બુદ્ધિવાળો પુરૂષ મળવો ઘણો દુર્લભ છે! તારી આવી ભેદ શૂન્ય બુદ્ધિ જોઇ હું તને મારો ગુરૂ કરૂં છું.

नाति यस्य तु जगद्भदबुद्धेः सर्वनप्यनिश मात्मतयैव ।
सद्विजोऽस्तु भवतु श्वपचो वा वंदनीय इति मे दृढ निष्ठा ॥

હે આત્મવેત્તા! તારા સંવાદથી હું બહુ પ્રસન્ન થયો છું અને પરમ જ્ઞાન પ્રાપ્ત થયું છે કારણ કે જે દૃઢ બુદ્ધિવાળા

પુરૂષને સઘળુ જગત્ નિરતર આ મરૂપે દેખાય છે તે ગમે તો બ્રાહ્મણ હો અથવા ગમે તો ચાડાલ હો પરતુ તે નમસ્કાર કરવા યોગ્યજ છે એ તા'રૂ કહેવુ યથાથ છે, મારી દ્રઢ નિષ્ઠા પણ એજ છે જે ચૈતન્ય સત્તા વિષ્ણુ આદિકમા સ્ફુરે છે તેજ ચેતન્ય સત્તા ક્ષુદ્ર જતુઓમા પણ સ્ફુરે છે એ ચૈતન્ય સત્તા ત્રણે કાળમા હુંજ છુ, બીજા દ્રવ્ય પદાથ ત્રણે કાળમા છેજ નહિ એવી જેની બુદ્ધિ હોય તે ભલે ચાડાલ હોય તોપણ મા'રો તો તે ગુરૂજ છે

સર્વ મિથ્યાભૂત ઉપાધિઓનો બાધ કરવાથી અવશિષ્ટ રહેલુ જ્ઞાન માત્ર હુંજ છુ, મા'રાથી વ્યતિરિક્ત કાઇ પણ નથી એવી જેની બુદ્ધિ થઈ હોય તે ચાડાલ હોય તોપણ હે આત્મવેત્તા ! તે મા'રો ગુરૂજ છે "હે ચાડાલ તુ દૂર જા" એ વચન મે તા'રા દેહને દૂર રવાના હેતુથી કહ્યુ નથી, તેમજ તા'રા આત્માને પણ દૂર કરવાના હેતુથી કહ્યુ નથી પરતુ તે બનેના તાદાત્મ્ય'યાસ ને દૂર કરવાના હેતુથી કહ્યુ હતુ પરતુ એ અધ્યાસ તા'રામા નથી તેથી આજથી તુ મા'રો ગુરૂ છે

(અપૂર્ણ)

---

## 'अभीमान टळे, आत्मा मळे'

---

### ( ૫૬૧ )

( રાગ-હરીભજન વણી-છો । હોય તે મૌથી મોટા થાઓ —એ રાહ )

અભિમાન ટળે,
હું મા'રૂ મમતા મેલી સ્થિર લાગે,
ગુરૂ-જ્ઞાન મળે,
જીવપણુ છોડી આતમ ઉર દાયે—ટેક
લઈ કચન તેના ઘાટ ઘડયા,
વીટી કુડલ જે ભેદ કડા,
તેના તે નોખા નામ પડયા—અભિમાન (૧)
જોતા છે કચન તેજ ખરૂ,
તો જમડાથી શુ કામ ડરૂ,
ગુરૂ જ્ઞાન નાવે મસાર તરૂ—અભિમાન (૨)

જો પારસ પરસે લોહ ટળે,
જો નીચે ખામે* નીર ઢળે,
તો ગુરૂ પરસે ગોવિંદ મળે.—અભિમાન (૩)
જોઇ લોને કરડે ભમરી,
કરડેથી જાશે કીટ મરી;
પાછળથી ભમરી થાય ફરી.—અભિમાન (૪)
જે મારગ ભૂલ્યા મધરાતે,
તે પંથ જડે છે પરભાતે;
દીન ભૂલ્યા ભેટે કંઇ ભાતે.—અભિમાન (૫)
ફરીઓ ફેરા લખ ચોરાશી,
નિવાસ તજી આવ્યા નાસી;
ભવ ભટકી મનુષ્યદેહી વાશી.—અભિમાન (૬)
અવસર ભૂલ્યાથી ખોટ ખરી,
ત માટે ભજ ગોપાલ હરી;
અજરામર થઇ તો રૈશ ઠરી.—અભિમાન (૭)
કુંવરજી કૂડ કપટ જાશે,
જે ગુરૂજી કેરા ગુણ ગાશે;
તે મૃત્યુ તરીને અમર થશે.—અભિમાન (૮)

---

## વિદ્યાવિલાસી ભોજરાજા.

( અનુસંધાન ગતાંક પૃષ્ટ ૪૨ થી. )

વિદ્યા વિલાસી ભોજ રાજાને પોતાની પ્રજાને કેળવણી આપવા માટે કેવી ને કેટલી અપૂર્વ કાળજી હતી તે આપણે જોયું અને હવે પછી તેની સભામાંના નિત્યના વિદ્યાવિલાસ લખવામાં વશે પરન્તુ તે પહેલા મહારાજા ભોજના સૈન્યની આપણે તપાસ કરતા શું. જેમ અત્યારે આપણને ભોજ રાજાના સૈન્યની નિરિક્ષા કરવાની ઇચ્છા થઇ તેવીજ ઇચ્છા ભોજ રાજાને તથા મહારાણી લીલાવતીને થઇ; જો કે તેમના કારભારની વ્યવસ્થા એવી મૂળથીજ સુદ્રઢપણે રચવામાં આવી હતી કે કોઇ પણ બળવાન શત્રુ અચિંતો આવીને છાપો નાખે તોપણ તેનો પરિપૂર્ણ પરાજય કરવાને અતુલિત સામર્થ્યવાન, [illegible]

* [illegible]

સૈન્ય અને તેના નાયકે મનથા જાન તજ હતા

આળસુ, નિસ્તેજ, દર ાગ વગરનુ, ખીચડી ખાઉ એ ય મહા ાજ ભે જનુ ન હોતુ અચ ડ ઉદ્યોગી–નિર તર કવાયત કર નારૂ, સકળ હથિયારોથી સજ્જ, ચતુર ગીણી સેનાવાળુ સમર ક્ષેત્રના કોઇ પણ વખતે મહા બળવાન્ ગણુ ે ન વવા સમયે હતુ એ યની એવી જગ વિ ખ્યાત ખ્યાતીની કોઈ પણ પરરાજ્ય તેના રાજ્ય ભણી દ્રષ્ટિ સુદ્ધાએ ી શ કતુ નહોતુ અને જે કોઇ ભૂલ ચકથી વારા નગરી ઉપર સ્વારી લઇ જતુ તેની મિટ્ટી દાણે દાણજ થતી

વીરવીર રજપૂત સૈન્યથી ભોજ જાનુ રાજ્ય સ । નિભય હતુ એમ પો તાના સ યની પ્રગ મા જગ જાહેર થતા પોતાને તથા પોતાની પ્રજાને પોતાના સે યની કવાયત જોવાની ઇચ્છા થઇ, જે ઉપ રથી સ યાધિપતિ ગણુધી સિહને મોટા આ ર સત્કારથી રા ં સભામા બોલાવી કહ્યુ કે આવતી કાલે પ્રભાતે અમા તથા આપણી પ્ર તને આપણા સૈન્યની કવાયત જોવી છે માટે તેનો બદોબસ્ત ક। નૃપતિની આજ્ઞા માથે ચડાવી સેનાધિ પતિએ છાવણીમા જઇ પોતાના સવ અમલદારોને આજ્ઞા કરી કે આવતી કાલે પ્રભાતે આપણા સૈન્યની કવાયત જોવા માટે રાજા રાણી અને સકળ પ્રજા આવ નાર છે માટે વગર વિલ બે તે સ બ ધી તૈયારી કરો

તુરતજ એ આજ્ઞાનો અમલ થયો કવાયત કરવાની છે એ તેયારી સૂચન રણની ગડુ (તુરે) વગાડવામા આવ્યુ જેથી મોટા પાયા સાથ સૈન્યની તૈયારી થવા માડી રા ત રાણી અને પ્ર તને માટે બેસવાની એવી સરસ ગોઠ વણ કરવામા આવી કે તે સવ પોત પોતાની જગોએથી સૈન્યની તમામ કવા યત જોઇ શકે

સવારના ચાર વાગ્યા તેવામા તો સવ સૈન્ય જાણે કોઇ મહામા । ર ઉત્સ વતો ન હોય એમ દેખાવા લાગ્યુ વિવિધ પ્રકારના સૈન્યના પોશાકો, અને તરેહના લશ્કરી હુથિઆરો વિજય વાવ ટાઓ અને રણશિગડાના વિધવિધ પ્રમ ગના અવાજથી ધારા નગરી ગાજી ઉઠી પ્રજાને પણ સેનાની કવાયત જોવાનો અતિ આનદ હતો અને તેથી ધારાનગરી જાણે એ કાય માટે હલમલી રહી ન હોય એવો દેખાવ જે ઘણા દિવસથી દેખાતો જેની આતુરતા ઘણા મહિના પહેલાથી હતી તે પ્રસગ આજે આવી પહોચ્યો જોઇ પ્ર તનો હર્ષ સમાતો ન હોતો જાણે નૂતન ધારા નગરી વસી હોયની એવો દેખાવ રણક્ષેત્રના નજરે પડવા લાગ્યો ! જાણે પાડવ કોરવનો રણસ્થભ રોપાયો હોયની એ પ્રસગ નજર આગળ તરવરવા લાગ્યો તુરેના અવાજથી ત્રૈલોક ગાજ્યુ રા ત રાણીને પણ આ બાબતમા અપૂર્વ ઉત્સાહ હતો જોતા જોતામા મહારાજાની તથા રાણીની ભવ્ય સ્વારી આવી પહોચી "ભોજરા તનો જય થાઓ" એવી આશીર્વાદાત્મક

વાણીવડે પ્રજાએ ગગન પાતાળને ગજાવી મુકયું. એમાં કાંઇ આશ્ચર્ય જેવું નહોતું કારણ રાજા પ્રજાનો આત્મા એકજ હતો. રાજા-મહારાણી પોતાની પ્રજાને પોતાનાં સંતાન ભાવથી જોતી. જેમ પોતાના છોકરાંને મા લગારભર પણ વિલા ન મૂકે તેમ એ રાજા રાણી, પણ પોતાની પ્રજાને વીલી મુકતાં નહિ. અમલદારોના હાથમાં પ્રજાના જીવિતને મુકી, માત્ર પોતાની મોજમજાને ખાતર પરદેશોમાં કે અન્યખંડોમાં રઝળીને જુઠી કિર્તિ સંપાદન કરવાની એમની જરા પણ ચાહના નહોતી, કે નહોતી અન્ય રાજાઓની પ્રજામાં જઇ ભાવણોનો ભરડો ભરડી ઉપરની ટાપટીપી વાહવાહ ઉપજાવી કાઢવાની ! ઘાતકી અને લાંચીઆ અમલદારોના હાથમાં પ્રજાને સોંપનારાં કે કરના બોજામાં કચડી નાખનારાં એ રાજા રાણી નહોતાં. ઉપરા ચાપરી કર, ખાવાનો કર, નહાવાનો કર, સુવાનો કર, ઉંઘવાનો કર, એવાજ વિચિત્ર કરોથી નાણાં કઢાવી પોતાની પ્રજાને ભુખમરતી થવા દેવી, તેનાં સુખ દુઃખની છુપી તપાસ ન કરવી, સગાં વહાલાં અને એવાજ પોતાના સંબંધીઓ પ્રજાની આબરૂ ઉપર તરાપ મારતા હોય તેમાંથી સંરક્ષણ ન કરવું ને માત્ર ઉપલા ડોળડમાકથી અન્ય પ્રજાને આંજી નાખી વાહવા બોલાવવાની અધમ રીતી મહારાજા ભોજ અને મહારાણી લીલાવતીની નહોતી. તેઓ મન વાણી અને કર્મ એ ત્રિવિધ રીતીથી શુદ્ધ હતા. એવાં પોતાનાં વહાલાં રાજારાણીને પ્રજા સર્વદા સ્વાત્મભાવથીજ પ્રસન્ન ચિત્તે જોનારી અને માન આપનારી હોય છે. રાજારાણીને અર્થે પ્રાણ આપવા તત્પર હોય છે, તેમનો પ્રેમઉદધી સર્વદા પોતાની આનંદી લહેરોમાં મસ્તજ હોય છે. તેજ પ્રમાણે ભોજરાજા તથા લીલાવતી મહારાણીની સ્વારી આવતાં પ્રજાએ જયનાદથી ત્રયલોક ગજાવી મુકયું, તેવામાં જગત્ વંદનિય, જગત્ના પ્રાણાધાર સવિતાદેવ-સૂર્યનારાયણનો ઉદય થયે તેમનાં કિરણોથી સૈન્યની શોભામાં કોઇ અલૌકિક ભાવ પ્રકટયો.

કવાયત શરૂ થઇ અનેક મદોન્મત્ત હસ્તિઓના ચિંકાર, ઘોડાઓનો હણુહણાટ, તુરૈના ગગનભેદી નાંખે એવા અવાજ અને જય જયના અવાજે કવાયતની શોભામાં અધિક આનંદ દર્શાવતા હતા. અનેક રીતીથી સૈન્યના વ્યૂહ રચવામાં આવ્યા. પાંડવ કૌરવના યુદ્ધ વખતે જેવા વ્યૂહો રચવામાં આવ્યા હતા એવાજ વ્યૂહો ક્ષણ ક્ષણમાં વાત વાતમાં આને ભોજરાજની આજ્ઞા થતાં ગોઠવાઇ જતા જોઇને રાજા તથા પ્રજાને અપૂર્વ આનંદ પ્રાપ્ત થવા લાગ્યો. છેવટે અભિમન્યુને મારવા પ્રસંગનો જે વ્યૂહ મહાભારતના યુદ્ધ વખતે દુર્યોધને રચ્યો હતો તેવા વ્યૂહની ગોઠવણી અને તે પણ આંખના પલકારામાં થતી જોઇ રાજારાણી તથા પ્રજાએ અતિ આનંદ અને સંતોષ વડે જય જય નાદ કર્યો. સૈન્યાધિપતિ રણ-

ધીરસિંહે વળી એક પોતાની નવી રચના બતાવી, એ પદ્માકાર વ્યૂહ હતો. એક હાથે ઉઘાડી તરવાર પકડી કમળની માફક સર્વ સૈન્ય એવી રીતે ઉભું રહ્યું કે પ્રથમ પંક્તિ આઠની, પછી સોળની, પછી બ ી સની એમ દ્વિગુણોત્તર પંક્તિએ સૈ યની સવ ટુકડીઓ ગોઠવાઇ ઇ કે જેનો દેખાવ દૂરથી જોતા કમળ સમાન ભાસ્યો ! આમ અનોખિ દેખાવ પોતાની પ્રજાએ પ્રત્યક્ષ જોયો, એથી રાજા રાણીને બહુ સંતોષ પ્રાપ્ત થયો. એક સૈ યની બીજા સ ય ઉપર છાપો મારવાની ચપળતા, પલાયન કરી જવાની ખુબી અને એ બીજી ટુકડીઓની સરસાઇ, હથિયાો વાપરવાની ક્રિયા, ઘોડેસ્વારોના યુદ્ધ, પાયદળનો સંગ્રામ, હાથી ઉપરનું યુદ્ધ એમ અનેક પ્રકારની યોજના જોઇ સવની સંપૂર્ણ ખાત્રી થઇ કે આપણું સૈન્ય અજીત છે તેને પરાજીત કરવા કોઇ પણ રા ય સમર્થ નથી એમ સંતોષાનંદમાં રેલાતી પ્રજા સમક્ષ, સૈ યના તમામ માણસોને તેમજ અમલદારોને ભોજ રાજાએ તથા મહારાણીએ અનેક પ્રકારથી શિરપાવો-ઇનામો અને બક્ષિસો દઇ સંતુષ્ટ કર્યા તે પછી જય જયના અવાજ વચ્ચે રાજા રાણીની સ્વારી સાથે સ ગ પ્રજા ધારા નગરીમાં પેઠી

અપૂર્ણ

---

## હા ! સનાતન ધર્મ સેવન ક્યાં છે ! !

---

આધુનિક સમયમાં જનશ્રદ્ધા ધર્મ ઉપરથી ઉઠી ગઇ છે ! વાસ્તવિક શ્રદ્ધા તો અધર્મથી દ્રવ્યોપાર્જન કરી પોતાની માનસિક ઇચ્છાઓ પૂર્ણ કરવી એમાંજ સમાઇ ગઇ છે ! જેના પરિણામ રૂપે જગત્ માત્ર નાના નાના રોગ અને ક્લેશમાં ઘેરાઇ ગયું છે ! દુષ્કાળ, મરકી, ભૂકંપ, અગ્નિપ્રકોપ, વાવટોળ, અને ત્રિવિધ તાપમાં લોકો તપાઇ જાય છે ! ! તેને માટે ઘણી ઘણી તજવીજો સાંપ્રત સમયમાં ડાહ્યા ગણાતા લોકો તરફથી કરવામાં આવે છે પરંતુ એ માત્ર મૂળ ઉપરથી પણજ થાય છે ! રોગનું કારણ જાણ્યા સિવાય રોગીની ચિકિત્સા કરવાથી જેમ કશો ફાયદો થતો નથી તેમજ આ કના સમયમાં શા કારણથી દુ ખો ઉ ભવે છે તે કારણો જાણ્યા સિવાય નવતિ પરાયણ લોકો ગમે તેવી યોજનાઓ સુખ મેળવવાને માટે કરે પરંતુ સુખને ઠામે દુ ખજ ઉ ભવે છે ! પૂર્વ કાળમાં આર્યાવર્ત જે ષોડશ કળાએ તપતો હતો તે માત્ર સનાતન ધર્મને અવલંબીનેજ અનેક શાસ્ત્ર પુરાણો, અનેક હુન્નરકળા અને સર્વ પ્રકારની સુખમય સ્થિતિ અનુભવતો આર્યાવર્ત તે સમયે આ લોક અને પરલોકના અપૂર્વ સુખને પ્રાપ્ત

કરતો હતો; ત્યારે તે સ્વતંત્રતાના સામ્રાજ્યમાં આનંદમાં કલ્લોલ કરતો હતો. આજે તે પરાધિનતાની બેડીમાં પડયો છે! ત્યારે તેની સર્વ ઇચ્છાઓ પૂર્ણ થતી હતી આજે તેની એક પણ ઇચ્છા બર આવતી નથી! પ્રત્યેક ઇચ્છાનું પરિણામ દુઃખમાજ દેખાય છે! તે સમયે દુષ્કાળ મરકી ઇત્યાદિક દુખો કે આપત્તિથી જનવર્ગ મુક્ત હતો—પરસ્પરના ઝઘડા—કલેશ અને કોરટ દરબારની ઉપાધીથી મુક્ત હતો તે સમયે પૃથ્વીમાં રસકસ પ્રપૂર્ણ રહેતો. અત્યારે પૃથ્વી નિરસ બની છે અને ષડૃતુઓ જે પોતાના નિયમીત વ્યવહારમાં પ્રકટતી તેણે પોતાના ધર્મો તજ્યા છે! એ સર્વનું કારણ અને એ સર્વનો દોષ આપણને પોતાનેજ શીર છે આપણે આપણા સનાતન ધર્મને વિસાર્યો છે ને માત્ર હાલિક વ્યવહારમાંજ આપણે આપણા જીવનની કૃતકૃત્યતા જાણી છે. પરંતુ જેમ કોઇ મૂર્ખ મનુષ્ય જળ વલોવીને તેમાંથી માખણ કાઢવાની તજવીજ કરે, જેમ કોઇ ખ પુષ્પની અપેક્ષા રાખે, જેમ કોઇ મૃગ જળવડે તૃષાની શાંતી કરવા દોડે, વધ્યા સ્ત્રીમાં કોઇ સત્પુત્રની આશા રાખે! એવીજ વ્યર્થ—મિથ્યા આશા સનાતન ધર્મ તજ્યા પછી માત્ર અવશેષમાં રહે છે હાલ આપણે અધોગતિને પામ્યા છીએ! આ લોક કે પરલોક બનેને માટે આપણે અડ ડોળ સ્થિતિમાં છીએ! દુષ્કાળ મનુષ્યના માત્ર બાચકા ભરવાની હાલત આપણી છે! ખરે અંતકાળના આપણા માત્ર શ્વાસજ છે. આખો દેશ દૈન્યતા, અને દારિદ્રતાથી ઘેરાએલો, અનેક રોગ અને આપત્તિથી લદાએલો પોતાના ધર્મ કર્મહીણ થએલો અને પરતંત્રતાની પરિપૂર્ણ પીડામાં સબડતો પડયો છે. એ સર્વમાંથી ક્યારે છૂટકો થાય! ક્યારે પૂર્વનું પુન પ્રાપ્ત થાય! ક્યારે આર્યાવર્ત્ત પાછો પોતાની પોડશ કળાએ તપતો થાય! અને ક્યારે આ લોક તેમજ પરલોક બનેમાં આર્યપુત્રો વિજયવંત થાય એટલા સારૂ સનાતન ધર્મ કે જેના ઉપર આપણો સકળ આધાર છે તેની સંક્ષિપ્ત નોંધ આ સ્થળે કરવાનું યોગ્ય વિચાર્યું છે.

१ सत्य, २ दया, ३ व्रत, ४ पवित्रता, ५ सहनशीलता, ६ योग्यायोग्यनो विवेक, ७ मननो संयम, ८ इंद्रियोनो संयम ९ अहिंसा, १० ब्रह्मचर्य, ११ दान, १२ यथायोग्य जप, १३ सरलता, १४ संतोष, १५ महात्माओनी सेवा, १६ धीरे धीरे प्रवृत्तिनां कर्मोथी निवृत्ति, १७ मनुष्योनी निष्फळ जती क्रियाओनो विचार, १८ वृथा भाषणनो त्याग, १९ देहादिकथी आत्मा भिन्न छे एवुं अनुसंधान २० पोतानां अन्नादिकमांथी बीजां प्राणियोना यथायोग्य विभाग, २१ सघळां प्राणियोने अने तेओमां पण विशेषकरी मनुष्योने आत्मा अने देवरूप जाणवां २२ महात्माओनी गतिरूप भगवानना ज्यादा श्रवण—२३ कीर्तन, २४ स्मरण, २५ सेवा, २६ पुजा, २७ नमस्कार, २८ दासपणुं, २९ सखापणुं, ३० देहनुं समर्पण ए त्रीश लक्षणवाळो धर्म

સનાતન ધર્મના અંગભૂત છે એ ધર્મ સેવનથી ઇચ્છીત પ્રાપ્ત થાય છે પરમાત્મા પ્રસન્ન થાય છે આ ઉપર જણાવેલા ધર્મો સાથે યથાવિધિ વર્ણાશ્રમ ધર્માનુ પાલન થવુ જોઇએ ત્યારે સનાતન ધર્મની પરિપૂર્ણ સિદ્ધિ થાય છે

વેદના મંત્રોથી જેને ગર્ભધાનાદિક સંસ્કાર અવિછિન્ન થયા હોય તે દ્વિજ કહેવાય છે બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્ય આ ત્રિવર્ણ દ્વિજ કહેવાય છે આ ત્રિવર્ણ કે જે કુળથી અને આચારથી શુદ્ધ હોય તેઓને ૧ યજ્ઞ ૨ વેદાધ્યયન ૩ દાન એ ત્રણ કર્મો તથા આશ્રમના સંબંધની ક્રિયાઓ કરવાની આજ્ઞા છે ત્રિવર્ણના એ સામાન્ય કર્મો કહ્યા હવે વિશેષ કર્મો નીચે પ્રમાણે છે

૧ બ્રાહ્મણના મુખ્ય કર્મો —૧ યજ્ઞ, ૨ વેદાધ્યયન ૩ દાન ૪ ભણાવવુ ૫ યજ્ઞ કરાવવો ૬ પ્રતિગૃહ લેવો ભણાવવુ યજ્ઞ કરાવવો અને પ્રતિગ્રહ લેવો એ છેલ્લા ત્રણ કર્મો માત્ર બ્રાહ્મણોની આજીવિકારૂપ છે

૨ ક્ષત્રિયના મુખ્ય કર્મો —૧ યજ્ઞ ૨ વેદાધ્યયન, ૩ દાન, અને આપત્તિના સમયમા એક પ્રતિગૃહ વગર યજ્ઞ કરાવવાના અને ભણાવવાનુ કામ કરાવવાના પણ છુટ છે

જે ક્ષત્રિય રાજા હોય —તેને માટે ૧ કર ૨ દણ્ડ અને જગાત એ આજીવિકા અર્થે સ્વીકાર્યા છે છતા પણ એ કર, દણ્ડ અને જગાત બ્રાહ્મણ પાસેથી ક્યારે પણ લેવાય નહિ એવી ધર્મશાસ્ત્રની આજ્ઞા છે



૩ વૈશ્યના કર્મો —કૃષિ અને વ્યાપારથી પોતાની આજીવિકા ચલાવવી અને નિરંતર બ્રાહ્મણોને અનુસરીને રહેવુ

૪ શૂદ્રના કર્મો —શુદ્રે ત્રિવર્ણને અનુસરીને રહેવુ અને જે દ્વિજ પોતાના સ્વામી હોય તેના પાસથી પગાર વગેરે લઇને આજીવિકા ચલાવવી

ઉતરતા વર્ણ કષ્ટના સમય વગર પોતાથી ઉત્તમ વર્ણની આજીવિકાનુ ગ્રહણ કરવુ નહિ, પરંતુ ક્ષત્રિયને એક પ્રતિગ્રહ સિવાય બાકી સઘળા દ્વિજોની આજીવિકાનુ ગ્રહણ કરવાની છૂટ છે

૧ ઋત ૨ અમૃત, ૩ મૃત ૪ પ્રમૃત ૫ સત્યાનૃત એ પાચ વૃત્તિથી જીવવું પણ શ્વાન વૃત્તિથી જીવવુ નહિ

એ ઋતાદિ વૃત્તિના સમજ --

૧ ઋત —ખેતરમા કે હાટ વિગેરેમા ધણીએ પડતા મુકેલા કણ લાવવા એ ઋત સમજવુ

૨ અમૃત —માગ્યા વગર મળે તે અમૃત સમજવુ

૩ મૃત —નિત્ય ભિક્ષા માગવી તે મૃત સમજવુ

પ્રમૃત —કૃષિ કરવી તે પ્રમૃત સમજવુ

સત્યાનૃત —વ્યાપાર કરવો તે સત્યાનૃત સમજવુ,

શ્વાનવૃત્તિ —પોતાના કરતા નીચની સેવા કરવી તે શ્વાનવૃત્તિ સમજવી એ અત્યંત નિંદિત ઉતરતી વૃત્તિનો બ્રાહ્મણે તથા રાજાએ ત્યાગ કરવો કારણકે બ્રાહ્મણ સર્વ વેદમય છે અને રાજા સર્વ દેવમય છે

१ ब्राह्मणनां लक्षण—१ मननो निग्रह, २ इंद्रियोनो निग्रह, ३ व्रत, ४ पवित्रता, ५ संतोष, ६ क्षमा, ७ सरलता, ८ ज्ञान, ९ दया, अने १० इश्वर परायणता.

२ क्षत्रियनां लक्षण—१ युद्धमां उत्साह, २ प्रभाव, ३ धीरज, ४ तेज, ५ दान, ६ मननोजय, ७ क्षमा, ८ ब्राह्मणोने मानवा, ९ प्रसन्न थवुं, १० रक्षण करवु.

३ वैश्यनां लक्षण—१ देवभक्ति, २ गुरुभक्ति, ३ भगवाननी भक्ति, ४ धर्मनी वृद्धि, ५ धननी वृद्धि, ६ सत्ता रमुखवृद्धि, ७ आस्तिकता, ८ निरंतर उद्योग, ९ उहापण.

४ शूद्रनां लक्षण—१ त्रिवर्णने प्रणाम करवा, २ पवित्रता राखवी, ३ निष्कपटपणाथी स्वामीनी सेवा करवी, ४ मंत्र भण्यावगर वैश्वदेवादिक पंच यज्ञ करवा, ५ चोरी न करवी, ६ सत्य बोलवुं ७ गाय तथा ब्राह्मणनुं रक्षण करवु.

५ स्त्रीयोनां धर्मलक्षण—१ पतिनी सेवा, २ पतिने अनुकुळ रहेवु. ३ पतिना बंधुओने अनुसरवुं. ४ पतिना नियमो पाळवा. આ ચાર ધર્મલક્ષણ પ્રતિવૃતા સ્ત્રીયોનાં મુખ્ય છે. તે સિવાય १ घरमां वाशीदु वाळवु. २ लीपवुं. ३ मांडलां करवा. ४ ना नो मो टी सुखनी तजवीजो ५ समता, ६ जितेंद्रियपणुं, ७ सत्य, ८ प्रीय वचनोथी पतिने संतोष आपी समये समये पति सेवा करवी, ९ पोते शृंगार शोभित रहेवु, १० घरनो सरसामान स्वच्छ राखवो ११ जे कांइ मळे तेटलामां संतोष वृत्ति राखवी, १२ प्राप्त थएला पदार्थो भोगववानी ललुता न राखवी. १३ आलस्य तजवु, १४ सत्य अने प्रिय वचन बोलवां. १५ गाफल रहेवुं नहि, १६ पवित्रपणाथी तथा सस्नेह पति भक्ति करवी

લક્ષ્મીજી જેમ ભગવાનને ભજે છે તેમ જે સ્ત્રી પતિપરાયણ રહી પતિનેજ ભગવાનરૂપ ધારીને ભજે છે તે સ્ત્રી વિષ્ણુની સાથે જેમ લક્ષ્મીજી આનંદ પામે છે તેમ વિષ્ણુલોકમાં પોતાના પતિ રૂપ વિષ્ણુ સાથે આનંદ સુખ પામે છે.

वर्णसंकर जातीना धर्म—चोरी तथा पाप नहि करतां पोत पोताना कुलनी आजीविकाथी वर्त्तवुं. चांडाल तथा धोबी વગેરેએ પણ એ प्रमाणेज वर्त्तवु. પરધર્મ ન સ્વીકારતા સર્વદા પોતાનોજ ધર્મ સ્વીકારવો તેમાજ સુખ અને જય છે.

सत्वादिक प्रकृति उपरथी પ્રત્યેક યુગમાં મનુષ્યને માટે જે જે ધર્મ, શાસ્ત્રવેત્તાઓએ કહ્યો છે તેજ ધર્મ આ લોક તથા પરલોકમા સુખપ્રદ છે.

शु, आ उपर जणावेला वर्णोना धर्मो के जेमां आपणा आर्यावर्त्तनु गोरव समायलु हतुं ते शुं अत्यारे पळाय छे के नहिज.

હવે પછી आश्रमना धर्म लखवामां આવશે અને તે સમયે પુન પણ એજ પ્રશ્ન પુછીશું કે શું આશ્રમના ધર્મો પળાય છે ?

( અપૂર્ણ ).

# अश्वमेध यज्ञ अने साथवानु दान

( અનુસધાન ગતાક પૃષ્ઠ ૯૩ થી )

ઋષિઓ–યુધિષ્ઠિર મહારાજ જોકે ગર્વ તો નથી કરતા પરંતુ સ્વાભાવિક રીતે જે થવુ જોઈએ તે એઓને તથા અમોને થાય છે કે આ અશ્વમેધયજ્ઞ ઇદ્ર ટે બ્રહ્માદિકના ગર્વને તોડે એવો થયો છે, કારણ આમા અનેક ઋષિ મહર્ષિઓના યજન પૂજન થયા છે અને અનેક વિધિવત્ સપૂર્ણ કાળજીથી યજ્ઞ કાર્ય અથથી તે ઇતિસુધી નિર્વિઘ્ને પાર પડયુ છે એ સર્વવાત સાથે જોકે તારે કશો સબધ નથી તારૂ મ્હેવુ તો માત્ર એટલુ જ છે કે ઉછવૃત્તિ નામના બ્રાહ્મણના યજ્ઞ આગળ–તેના દાન આગળ આ મહાયજ્ઞ કોડીની કિમ્મતનો છે ! એવુ તે કયુ શ્રેષ્ઠદાન છે કે જે આ અશ્વમેધ જેવા યજ્ઞ કરતા પણ વધુ ફળદાયક તને જણાયુ છે પરતુ અમારી તો સ્વત ખાતરી થાય છે કે તારા જેવા પામર જીવને યજ્ઞના દાનની શી પરિક્ષા હોય ? દેડકાને મન કૂવો જ મહાસાગર મહા સાગરની મોટાઇને તે કૂવાનુ દેડકુ કયાથી જાણે ? તુ જાણે છે ? આ યજ્ઞમા યાચકોને એટલુ દાન આપવામા આવ્યુ છે કે તેઓ એ દાન લેતા લેતા કાયર થઈ ગયા છે અને કેટલાક તો લઇ શકયા નહિ અથવા ઇચ્છા તૃપ્ત થઇ જવાથી રસ્તામા ઘણુ ખરૂ પડતુ મુકી એટલુ લઇ જવુ ઘટિત લાગ્યુ તેટલુ લઇ ગયા ! તુ વિચાર કર કે સોનુ રૂપુ હીરા માણેક, હાથી ઘોડા અને અનેક મિલ્કતો એ સર્વ મોહક અને જગતના મનુષ્યને બહુ પ્રીય એવી વસ્તુઓ છે જેના વડે વ્યવહારમા જે જે જોઇએ તે તે પ્રાપ્ત કરી શકાય છે ને જે મેળવવા માટે માનવી અનેક ઉગ્ર પ્રયત્નો કરે છે એવા એ દ્રવ્યો પડતુ કયા મુકે કે જ્યારે ઇચ્છા કરતા પણ અધિક પોતાને પ્રાપ્ત થાય ત્યારે તું એમ કહીશ કે એ દાન કરતા આ દાન શ્રેષ્ઠ છે તો અહીં અન્નદાનનો હિસાબ જ રહ્યો નથી અનેક બ્રાહ્મણો મિષ્ટાન્ન તો શું ગરીબ ગુરબા અન્નથી સતોષ પામ્યા છે બોલ તારે હવે શું કહેવુ છે ? ઉછવૃત્તિના બ્રાહ્મણના દાનમા એવુ શ્રેષ્ઠ તત્વ ભર્યું છે કે જે આવા કરોડોના હિસાબે નાણાના ખર્ચ પછી પણ શ્રેષ્ઠ પક્તિ ધરાવે છે ! અમને તારી આ વાત ઉપર હાસ્ય ઉત્પન્ન થાય છે અને આશ્ચર્ય પણ થાય છે ! આશ્ચર્ય બન્નેનુ તારૂ શરીર જ છે તો પછી તારી વાતમા પણ આશ્ચર્ય જેવુ હોય અગર તુ આશ્ચર્ય ભરેલી વાતો કરે એ બનવા જોગ છે જોકે તારી વાત ઉપર ધ્યાન આપવુ જ ઉચિત નથી નોળિયુ—મો ઋષિષ્ટ બ્રાહ્મણો ! યજ્ઞના અને વેદા ધ્યયનના પ્રભાવમા જરી મગ્ન થયેલા

# स्वदेश.

( એક તરૂણ વયના યુવકના માનસિક ઉદ્દગારો. )

અંગ્રેજી રાજ્ય જ્યારથી આપણા પર અમલ ચલાવે છે ત્યારથી આપણો વ્યાપાર, હુન્નર, ઉદ્યોગ અને સુખસંપત્તિ નષ્ટ થવા લાગ્યાં છે. આપણી આ દશાને માટે આપણે દિલગીર થવું નહિ. પણ આપણે આપણો યત્ન નિરંતરને માટે જારી રાખવો ચડતી પછી પડતી એ આ જગતનો નિયમ છે આપણે પ્રાતઃકાળમાં પૂર્વ દિશા ભણી નજર કરીયે તો સૂર્યનારાયણનાં કીરણો સોનેરી રંગથી મનોરંજક દેખાવ સાથે આપણી દૃષ્ટિએ પડે છે. જ્યારે પાછું ફેરવી પશ્ચિમ દિશા ભણી નજર કરીએ તો ચંદ્ર અસ્ત થતો જાય છે. આહા ? જગતનો નિયમ કેવો છે. એક બાજુ ઉદય તો બીજી બાજુ અસ્ત ! જેથી આપણી આ દશા માટે આપણે આપણને ધિક્કાર આપવો નહિ, તથા પસ્તાવુ નહિ હે હિંદવાસિ બંધુઓ ! તમારે અંગ્રેજી પ્રજા અને રાજ્ય તરફથી એ પ્રશસાપાત્ર ધડો લેવાનો છે કે એ લોકો કેટલા બધા આગળ પડતા જાય છે. કેટલા નવા હુન્નરો પ્રદેશો અને ખેટો શોધી કાહાડી નવિન પ્રદાર્થોનો અજાયબ જેવો ઉપયોગ કે જે આપણા તર્કમાં પણ સહેજ વાતમાં ન આવી શકે તે કરે છે; એ લોકો પણ માનવી છે, આપણે પણ માનવી છીયે એમા શું વધારે છે અને આપણામા શું ઓછું છે ઇશ્વરે બુદ્ધિ સર્વને સરખી આપેલ છે તેનો સદ્દઉપયોગ કરવો તે માણસના પોતાના હાથમા છે.

સ્વદેશ હિતમા ભાગ, માત્ર બોલવાથી કે ભણવાથી, કેળવણી મેળવવાથી રીશી કે ગોટા વર્તમાનપત્રો કહાડવાથી કે દેશ દેશાવરમાં ફરવાથી કે ભાષણો આપવાથી કે એવી જાતના કોઇપણ વલણથી માણસ લઇ શકતો નથી પણ ભર જીંદગી સ્વદેશની ઉન્નતિનો વિચાર મગજમાં વારંવાર લાવ્યા કરે અને તેનો પોતાની જીંદગીના છેડા સુધી યત્ન જારી રાખે અને તે યત્ન પણ તન મન અને ધનથી જારી રાખે તોજ તે નર ધાર્યું કરી શકે છે.

હું ઇચ્છુ છું કે હિંદવાસીઓ બધા સ્વદેશ ભક્ત થાય તેમજ તેવા નરોનું અનુકરણ કરે, હજારો બલકે લાખો સજ્જનો તેવા થાય તોજ આ દેશની ઉન્નતિ સત્વર થાય.

વિદેશીઓને વેપાર કરતાં આપણા દેશમાંથી શી રીતે અટકાવવા આ ખ્યાલ આપણામાંના સર્વના મનમા આવ્યા કરતા હશે. આ ઠેકાણે મારે જણાવવુ જોઇએ કે વિદેશીયો જે વેપાર કરે છે તે હિંદમા કરે છે પણ એ લોકો જે વેપાર વિદેશમા જેવા કે વિલાયત, આફ્રિકા વીગેરે જગોએ કરે છે તે માટે કોઇ અટકાવ કરવા યત્ન કરતું નથી પણ પોતાના વ્યાપારમા હમેશાં વૃદ્ધિ કરે છે. તેમ આપણે પણ વિદેશીઓના ઉપયોગમાં આવે તેવા વ્યાપારોની વૃદ્ધિ બીજા મુલકોમાં શા માટે ન કરવી ? બીજાને પાછા પાડવા કોઇએ યત્ન કરવો નહિ પણ બીજાઓ કરતા ચડતી દશામાં આવીયે તેવા યત્નો કરવા. આપણે વાસ્તવિક રીતે જોઇએતા આ દુનિયામા માનવ જન્મ લેનાર સર્વ પ્રાણીઓ એકજ પિતાના બાળકો છીએઃ

( અપૂર્ણ.)

# आर्यधर्मप्रकाश.

पुस्तक ३१ मु ] मास चैत्र स १९ ,१ [ अंक ८।


## यतोधर्मस्ततोजय

---

### आत्मबोध

— ॰ —



मा॰

जीवडा जागजो शेरे !

शोक न मोह निद्रा आलस्य

ना अमर रहेशेरे !

सुखनी सज्जा धन ने लज्जा

ए त्यजवु पडशेरे !

जागे जगमां प्रभु प्रताप !

जीवडा जागजो शेरे !

जीवडा जागजो शेरे !

रम तु भरे भूव स्वरे

फरे एनु काळचक्र !

पाप तिमिरे एनु तपे छे

अहोनिश रुद्रनेत्र !

उतारो बसनो विघ्नना आप !

जीवडा जागजो शेरे !

अरविंद

---

પ્રમાણે લોકો બહુધા અંદરથી તે ચાલને પસંદ કરવા લાગ્યા. લોકોમાં ઉપરથી સદ્ગુણનો આડંબર દેખાતાં છતાં પણ અંદર ઘણે અંશે દુર્ગુણોનો જમાવ હોવાથી પ્રાય. સર્વત્ર નાસ્તિકતાનો પ્રસાર થવા લાગ્યો એવી રીતે અભ્યુદયના અને સુખના ખરા માર્ગથી આર્યલોકો વિમુખ થઇ આડે રસ્તે અથડાયા જેથી અભ્યુદયનાં ઉત્તમ મૂળતત્વો આ દેશના હાથથી જતા રહ્યા. તથા કોઈ બીજા જ સત્યશોધક લોકો તેનો લાભ લેવાને ભાગ્યશાળી બન્યા ચરક સંહિતા નામના ગ્રંથમાં મહામુનિ ચરકાચાર્ય ભારતવર્ષના અપકર્ષ થવાના હેતુ વીશે નીચે પ્રમાણે જણાવેછે. चरकसंहिताविमानस्थानजनपदोद्ध्वंसन अध्याय

आदेकाले ह्यदिति सुत समौ जसो तिविमल विपुलप्रभावा प्रत्यक्ष देव देवर्षि धर्म यज्ञ विधि विधानाः शैलेंद्रसार संहत स्थिरशरीरा प्रसन्न वर्णेंद्रिया पवनसम जव बल पराक्रमा श्चारुस्फिजो भिरुप प्रमाणा कृति प्रसादो पचयवन्त सत्या, र्जवा, नृशंस्य दान, दम, नियम, तप, उपवास, ब्रह्मचर्यव्रतपरा व्यपगत, भय, राग, द्वेष मोह. लोभ, क्रोध, शोक, मान, रोग, निद्रा, तन्द्रा श्रम. क्लम, लस्य परिग्रहाश्चपुरुषा बभूवुरमितायुष स्तेषा मुदार गुणसत्य कर्मणा मचित्यात्वात् रसवीर्य विपाक प्रभाव समुदितानि, प्रादुर्बभूवु सस्यानि सर्वगुण समुदितत्वात् पृथिव्यादिनां कृतयुगस्यादौ भ्रश्यतितु कृतयुगे केषांचिदत्यादानात् सांपन्निकानां शरीर गौरव मासीत् सत्वानां गौरवाच्छ्रम श्रमादालस्य मालस्यात्संचय सचयात्परिग्रह, परिग्रहाल्लोभ प्रादुर्भूत् स्ततः कृतयुगे गते त्रेतायां लोभादभिद्रोहोभिद्रोहादनृतवचन मनृतवचनात् काम क्रोध, मान, द्वेष, पारुष्या; भिघात, भय. ताप, शोक, चित्तोद्वेगादय प्रवृत्ता स्ततस्त्रेतायां धर्म पादोंतर्धान मगात् तस्यां तर्धानात् पृथिव्यादीनां गुणपादप्रणाशोऽ भूत्, ततश्चप्रणाशकृतःसस्य.नां स्नेह, वैमल्य, रस, वीर्य, विपाक, प्रभाव, गुणपादभ्रंश स्ततस्तानि प्रजाशरीराणि हीनगुणपादैर्हीयमान गुणैश्चाहार विहारैर्यथापूर्वमुपष्टभ्यमानान्यग्नि मारुत परीतानि प्राग् व्याधिभि र्ज्वरादिभिरा. क्रान्तान्यत प्राणिनोह्रास मवां पुरायुष क्रमश इति

આદિકાળમાં (પૂર્વે) દેવોના જેવા ઓજવાળા, (પરાક્રમી) અતિ નિર્મળ અને વિશાળ પ્રભાવવાળા, દેવો, દેવર્ષિઓ ધર્મ અને યજ્ઞવિધિ એ સર્વનો પ્રત્યક્ષ રીતે અનુભવ કરનારા, પહાડના જેવા (ઘટ્ટ સ્થિર અને દૃઢ) શરીરવાળા, પ્રસન્ન વર્ણ અને પ્રસન્ન ઇંદ્રિયવાળા. વેગ, બળ અને પરાક્રમમાં પવનના જેવા, તથા સુંદર કટિ પશ્ચાદ્ભાગવાળા, મનોહર યોગ્ય પ્રમાણ આકૃતિ પ્રસાદ અને ઉપચયને (પુષ્ટિને-વૃદ્ધિને) ધારણ કરનારા, સત્ય, સરલતા, દયા, દાન દમ (ઇંદ્રિય નિગ્રહ) તપ, ઉપવાસ અને બ્રહ્મચર્ય તથાવ્રત એ સર્વમાં સદા તત્પર રહેનારા, રાગદ્વેષ મોહ લોભ ક્રોધ શોક માન રોગ નિદ્રા તંદ્રા શ્રમ ક્લમ આલસ્ય અને પરિગ્રહ એ સર્વથી રહિત તથા દીર્ઘાયુ એવા પુરૂષો થતા હતા, તેઓના ઉદાર ગુણ

સત્ત્વ અને કર્મના અચિંત્યપણાને લીધે રસવાળા વીર્યવાળા વિપાકવાળા અને પ્રભાવવાળા (અતિ ઉત્તમ) ધાન્યો પેદા થતા હતા કેમકે સત્યયુગમા પૃથ્વી આદિ સર્વ, સર્વગુણોવડે સંયુક્ત હતા પછી ધીમે ધીમે સત્યયુગ જવા લાગતા કેટલાએક લોકો બહુ પરિગ્રહ કરવા લાગ્યા, જેથી તેઓની સંપત્તિ વધી અને તેને યોગે તેઓના શરીરનુ ગૌરવ (ભારેપણુ) થવા લાગ્યુ સત્યો ॥ (શરીર અને મન એ બ નેના) ગૈરવને લીધે શ્રમ થવા માંડયો એ શ્રમને લીધે આલસ્ય વધવા લાગ્યુ આલસ્યને યોગે લોકોમા સંચય કરવાની ટેવ વધવા લાગી, સંચયથી પરિગ્રહ વધ્યો પરિગ્રહને યોગે લોભની ઉત્પત્તિ થઇ, પછી સત્યયુગ સાવ જતો હેતા ત્રેતાયુગમા લોભથી અભિદ્રોહ થવા લાગ્યો એ અભિદ્રોહને યોગે અસત્ય ભાષણનો પ્રચાર શરૂ થયો અને અનૃત વચનને લીધે કામ ક્રોધ, માન, દ્વેષ, પારુષ્ય (કઠોરતા-નિર્દયતા) અભિઘાત ભય, તાપ, શોક, માનસિક ઉદ્વેગ, આદિની પ્રવૃત્તિ થવા લાગી, ત્યાર પછી ત્રેતા) યુગમા ધર્મનો એક પાદ (ચતુર્થાંશ ને અંતર્ધાન પામ્યો (લુપ્ત થઇ ગયો) અને તેને લીધે પૃથિવી આદિમા જે ગુણો રહ્યા હતા તેનો પદ એક પાદ નાશ પામ્યો અને તે નાશને લીધે, ધાન્યમા સ્નેહ, નિર્મળતા, રસ, વીર્ય, વિપાક, પ્રભાવ, આદિ જે ગુણો રહ્યા હતા, તેના પાદનો (ચતુર્થાંશનો) નાશ થયો, અને પછી તેને લીધે, ગુણપાદથી હીન (બાર અના ગુણવાળા-નિર્વીર્ય જેવા) થઇ ગયેલા અને ઘટતા જતા ગુણવાળા એ આહાર વિહારોવડે યથાપૂર્વ (પૂર્વ પ્રમાણે) ટકી રહેનારા પ્રજાના શરીરો, કે જે પ્રથમથી જ અગ્નિથી અને વાયુથી વ્યાપ્ત હતા તે પછી ધીમે ધીમે જ્વરાદિક વ્યાધિઓથી દબાવા લાગ્યા જેથી ક્રમે કરી પ્રાણિઓના આયુષ્યનો હ્રાસ થયો.

ચરકાચાર્યે આતો ત્રેતાયુગ ની (ત્રીજા યુગની-પોતાના સમયની) વાત જણાવી છે પણ હાલ તો કલિયુગ ચોથો યુગ) ચાલે છે એટલે ચરકાચાર્યના હીસાબ પ્રમાણે પણ ધર્મના ત્રણ પાદનો નાશ થયેલો હોવાથી ધાન્યાદિ નિર્વીર્ય, નીરસ, અને નિષ્પ્રભાવ બની જતા લોકો પણ વ્યાધિ અને આધિવડે ગ્રસ્ત બની અલ્પાયુ થઈ જાય એ સ્વાભાવિક છે

પુરાતનકાળથી આ ર્યાવર્ત દેશવાસી પુરૂષોને આર્ય એવી ઉચ્ચ સંજ્ઞા આપવામા આવી છે આર્ય કોને કહી શકાય એ વીશે નીચેનો લક્ષણ શ્લોક જુવો.

कुलं शीलं दया दानं, धर्मः सत्यं, कृतज्ञता ॥ अद्रोह इतियेष्वेतत्तानार्यान्स प्रचक्षते ॥

કુલીનતા, શીલ, (સદ્વર્તન) દયા, દાન, ધર્મ, સત્ય, કૃતજ્ઞતા (કરેલા ઉપકારને સંભારી રાખવો તે) અને અદ્રોહ એ સર્વ જેનામા અંદર રહ્યા હોય તેને આર્ય કહે છે

આવા સદ્ગુણોવાળા પુરૂષો આ દેશમા (હિંદુસ્તાનમા) ઉત્પન્ન થતા તે

થીજ તેને આર્યાવર્ત એવું નામ આપવામાં આવ્યુંછે.

મનુસ્મૃતિપર ટીકા કરનાર વિદ્વદ્વર્ય કુલ્લુક ભટ્ટ પણ આર્યાવર્ત શબ્દની નીચે પ્રમાણે વ્યાખ્યા આપે છે.

आर्या पुनः पुनरत्रा ॥ वर्तते इतिआर्यावर्त

આર્યો અહીં પુનઃ પુનઃ જન્મ લે છે તેથી તે આર્યાવર્ત્ત.

અહો ! કેવો કાળ મહિમા અને કેવું ચડતી પડતીનાં અનાદિ સિદ્ધ ચક્રનું ભ્રમણ છે કે જેની અંદર ઉત્તમ મહાન્ આર્યો પેદા થતા હતા એજ આર્યાવર્ત્તની અંદર આજે (હમણાં) ઉત્પન્ન થતા નરોને આપણે કેવી અનાર્ય જેવી દશાવાળા જોઇએ છીયે. અને વધારે ખેદની વાત તો એ છે કે હજી આજે પણ લોકોએ પોતાની પુરાતન આર્યતા પુન. પ્રાપ્ત કરવાને કાંઇ ઉત્કંઠિત જણાતા નથી કિંતુ એક પછવાડે બીજું અને બીજા પછવાડે ત્રીજું એમ અસંખ્યરૂપે ગતિ કરનારાં ગાડરોનાં ટોળાંની પેઠે ધન સંપત્તિ, જનસંપત્તિ, અધિકાર સંપત્તિ, આદિના બળથી મોટા કહેવાતા પાંચ માણસોએ વચમાંજ ઘૂસાડી દીધેલી અથવા પસંદ કરેલી અજ્ઞાન મૂલક રૂઢિયે જે વાત સ્વીકારી તેને વળગી રહી આંખો વીંચી ચાલ્યાંજ જાય છે.

यद्यदाचरति श्रेष्टस्तत्तदेवेतरोजनः ॥
सयत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते ॥

શ્રેષ્ટ મનુષ્ય જે જે આચરણ કરે તે તે આચરણજ ઇતર જન પણ આચરે છે અને તે જેને પ્રમાણ રૂપ ગણે તેનેજ ઇતર લોક પણ અનુસરે છે.

આ દેશના લોકો સ્વતંત્ર વિચારના કે સ્વાશ્રયી નથી જેથી કોઇ તેને દુઃખી કરે તો તે કાંઇ ખોટું નથી. ભગવાન્ મનુ જણાવે છે કે

सर्वपरवंश दुःखं सर्वमात्मवशं सुखम् ॥
एतद्विद्यात्समासेन लक्षणं सुखदुःखयो ॥

(જે કાંઇ પરવશ છે તે સર્વ દુઃખરૂપ છે અને જે પોતાની સ્વાધીનતામાં હોય તે સર્વ સુખરૂપ છે આ પ્રમાણે (ક્રમવાર સ્વાતંત્ર્ય પારતંત્ર્ય એજ) સંક્ષેપથી સુખ દુઃખનું લક્ષણ છે.

વર્તમાનકાળમા જોઇયે તો આ દેશની ખરેખર (આવાજ પ્રકારની) શોચનીય દશા દૃષ્ટિગોચર થાય છે, અને હવે પછી પણ ઇશ્વરેચ્છા શી હશે ! અને ભવિતવ્યતાના વિશાળ હૃદયાવકાશમાં શા વિચારો ભરાઇ પેદા હશે તે અગાઉથી ચોક્કસ કોણ કહી શકે તેમ છે? તથાપિ ઉચ્ચ વાસનાને અવકાશ આપવો અને પોતાના ચિત્તમાં જે લોકહિતકારક વિચારો સ્ફુરે તે દુનીયાંની સેવામાં મૂકી અનૃણી થવું અને દુર્દશારૂપી કીચડમાં (કાદવમાં) ખુચી ગયેલી આ નિર્બળ અર્યભૂમિને એ કાદવમાથી બહાર ખેંચી કહાડવાને બનતો પ્રયાસ કરવો એ એક દરેક વિવેકી આર્યની ફરજ છે એમ ધારી આ અલ્પ લેખ આગળ ચલાવવામાં આવે છે. અપૂર્ણ.



+ જે જગતમા મહેટા કહેવાયા તેના જે તેઓ વિચાર કરે તો ઘણો જ [illegible] બની રહેલો છે.

# मेघ के माधव

ખમા

આવે છે એ શામળ, રંગ, રસિક હો!
શ્યામ કંજ સમ રુચિર તન ધરનાર જો,
છે વિદ્યુતશી વનિતા એના સંગમાં
સંયોગે અધિક વિશ્વ સુખ કરનાર જો—આવે છે ૧
જોતા જેને નયન ઠરે જન માનના
તરફ દે પણ અધિક હૃદ ઉભરાય જો,
કાન્તિ ની જલપૂર, અતિશય ઉભરે,
સૂર્ય ચંદ્ર પણ નયન નહિ દેખાયજો—આવે છે ૨

સંગ થતા કવિમન સઘળાને જે હરે,
કરે બુદ્ધિ-સરિતાને નિર્મળ સારજો,
તાપ ત્રિવિધથી ત્રાતી ત્રયજ ની હરિ,
કે છે એ ? રસ ભરિત, પયોધર સારજો—આવે છે ૩

મધુર મુરલી રવ કે ગર્જન આ થાય છે,
સુણી મયૂરો જેથી ઉન્મત્ત થાતજો,
આશાઓમાં કેકારવ પ્રસરાવતા,
આશાઓમાં તન્વી-હૃદન સુરઝાયજો—આવે છે ૪

---

ઉપરનું પદ મેઘ કે માધવ ? એવા મથાળા નીચે મૂકી અને તેમાં માધવ અને મેઘનું શ્લેષ વડે અભેદપણું પ્રદર્શિત કર્યું છે આમ કરીને ગુર્જરી ગીરાને માતૃભાષા દેવભાષાનો રસ ચખાડ્યો છે ચડાવ્યો છે આશા છે કે તેનો અમારા સહૃદય વાચકો આ સ્વાદ લેતા આનંદિત થશે.

# મૃત્યુ છેજ નહિ.

ત્રણે કાળમાં મૃત્યુ છેજ નહિ. તાદાત્મ્યાધ્યાસ વડેજ મૃત્યુ માનવામાં આવે છે ! પરંતુ વાસ્તવિક રીતે જોતાં જે ઉપાધિરહિત, અદ્વિતીય, સ્વયંપ્રકાશ, સર્વ પ્રાણીઓમાં શુભ, સર્વવ્યાપક સર્વ પ્રાણીઓના અંતરાત્મા–કર્મોના નિયંતા, કર્ત્તા, અકર્ત્તા, સર્વ પ્રાણીઓના નિવાસરૂપ, દ્રષ્ટા, ચેતનરૂપ, અને નિરૂપાધિક, સચ્ચિદાનંદ છે તેનું મૃત્યુ શી રીતે હોઇ શકે ? મૃત્યુ જે થાય છે અથવા સમજાય છે તે શાને લીધે ? માત્ર અવિદ્યાવસ્થા વિષે મોહ એજ મૃત્યુના કારણરૂપ છે બાકી कालत्रयमां मृत्यु छेज नहि

जाग्रत्स्वप्नसुषुप्त्यादिप्रपञ्चं यत्प्रकाशते तद्ब्रह्माहमिति ज्ञात्वा सर्व बंधैः प्रमुच्यते।

કેમકે જે પુરૂષને જાગ્રત્ સ્વપ્ન અને સુષુપ્તિ આદિ પ્રપંચની ત્રણે અવસ્થામા પોતાને બ્રહ્મ હું છું એવી પ્રતીતિ થઇ છે તેને कालत्रयमां मृत्यु छेज नहि તે સાથે શોક, ભય, રોગાદિક સર્વે મિથ્યા ઠરે છે.

એક સમયે નારદજીએ સનત્કુમાર પાસે જઇને તેમને કહ્યું કે હે મહાશય ! મેં અનેક શાસ્ત્રો જોયાં પરંતુ શોકની નિવૃત્તિ કેમ થતી નથી ? તે પ્રશ્નના જવાબમાં મહાત્મા સનત્કુમારે કહ્યું કે तरतिशोकमात्मवित् આત્માને જાણેતોજ શોકને તરે! यो वै भूमातत्सुखं नाल्पे सुख मस्ति भूमा એટલે પરમાત્મા કે જે દેશપરિચ્છેદ, કાલપરિચ્છેદ અને વસ્તુ પરિચ્છેદથી રહિત છે. આ ઉપરથી સહજ સમજાશે કે મૃત્યુ એટલે અવિદ્યાવસ્થા વિષેમોહ તેને બીજી રીતે કહીએ તો આ હુંજ કહી શકાયકે જેનો અવિદ્યારૂપ મોહ નાશ પામે તેને મૃત્યુ છેજ નહિ જન્મ અને મૃત્યુ એ માત્ર અવિદ્યાને લીધે ભ્રાંતિજ છે. ખરી રીતે જોતાં જે ત્રણે કાળ માં છે છેને છે તેને જન્મ મરણ શી રીતે હોઇ શકે !

एक एवात्मा मंतव्यो जाग्रतस्वप्नसुषुप्तिषु स्थानत्रयव्यतीतस्य पुनर्जन्म न विद्यते॥

જાગ્રત્, સ્વપ્ન અને સુષુપ્તિ, એ ત્રણે અવસ્થામાં એકજ આત્મા કે જે એ ત્રણે અવસ્થાથી ભિન્ન રહેલોછે તેને પુનર્જન્મ નથીજ. એ ત્રણે અવસ્થાઓમાં જે ભોગ્ય, ભોક્તા ને ભોગ હોયછે તેથી વિલક્ષણ, ચિન્માત્ર અને સાક્ષીરૂપ પરમાત્મા છે તે ત્રણે કાલમા મૃત્યુથી રહિત છે એ સાક્ષીરૂપ આત્મા, જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણે અવસ્થામાં અસંગ છે—એ દેહાદિ જડ સમુદાયથી ભિન્ન છે, છતાં એ આત્મા જાગ્રત સ્વપ્ન અને સુષુપ્તિના પ્રપંચને જાણેછે તેમજ બાલ્યાવસ્થામાં, યુવાવસ્થા અને વૃદ્ધાવસ્થા એ ત્રણે અવસ્થામા પણ આત્મા એકજ જે અસંગ છે તેને મૃત્યુ શીરીતે હોઇ શકે ! એ સકળ અવસ્થા ઓને જાણવા

પામો છે, પરંતુ એ અવસ્થાઓ એને જાણી શકતી નથી એ સર્વને પ્રકાશ કરનાર છે પણ એનો કોઇ પ્રકાશ કરી શકતું નથી અનિર્વચનીયખ્યાતિરુપ વિવર્તવાદ વડે નામ રૂપાત્મક વિશ્વનો નિર્વાહ વાસ્તવિક રીતે થાય છે, આમાં આપણે જોઇશું તો જણાશે કે, विवर्तवस्तुया थात्म्यनवी છતાં તેમજ મનાય છે, આમ શાથી બને છે આ પ્રશ્ન ઉપર સૂક્ષ્મ વિચાર કરતાં સહજ પ્રતિત થશે કે આ માત્ર અજ્ઞાનને લીધેજ છે-જેને अध्यास કહેવામાં આવે છે તે એજ વસ્તુનું અન્ય રૂપે ભાસવાપણું તેનુંજ નામ અધ્યાસ, અધ્યાસ એટલે વસ્તુનું અન્યરૂપે ભાસવાપણું એનુંજ નામ અનિર્વચનીયત્વ પણ કહીએ તો ચાલે એ અધ્યાસ અનાદિ છે જ્ઞાનરૂપ બ્રહ્મ, તેનાથી અધ્યાસ, વિવર્ત અનિર્વચનીય કંઇપણ જુદું નથી એટલે પરમ સત્તારૂપ બ્રહ્મ અથવા જ્ઞાન એજ સર્વનું લઘુ તથા અણુત્વ રહિત કારણ છે એ બ્રહ્મપિંડ બ્રહ્માંડમાં સર્વત્ર છે, સર્વદા છે, નિત્ય છે તો પછી તેનું મૃત્યુ શી રીતે હોઇ શકે ?

अस्ति कूटस्थ इत्यादा परोक्षवेत्तिवात्तया पश्चात्त कूटस्थ एवास्मीत्येव वेत्ति विचारत અપરોક્ષ જ્ઞાન પ્રાપ્ત થયા પછી બુદ્ધિના ધર્મથી થતો કર્તા ભોક્તાનો અધ્યાસ દૂર થાય છે જન્મ મરણ સકળ અધ્યાસ પટ ખસી જાય છે આ પ્રસંગની વિશેષ સમજ પડવા સારૂ जाग्रत स्वप्न, અને सुषुप्ति એ ત્રણે અવસ્થા ઉપર સૂક્ષ્મ અવલોકન કરી જઇએ જેથી સિદ્ધ થશે કે "मृत्यु छेज नाहि

સ્થૂલ પ્રપંચ અને સુક્ષ્મ પ્રપંચ તેમજ આનંદ એ ત્રણે ભોગ્ય છે, તેનો અભિમાની પ્રાજ્ઞરૂપ જીવ ભોક્તા થાય છે એજ માત્ર જન્મ મરણ સુખ દુઃખાદિક તથા મૃત્યુને સ્વિકારી લે છે વાસ્તવિક રીતે જોતાં સુખ દુઃખ જન્મ મરણ સકળ ભાવનાઓ મિથ્યા છે જ્યારે જીવને એ જ્ઞાન પ્રાપ્ત થાય છે કે સર્વ પ્રપંચોથી હું જુદો છું ત્યારે તેને સહજ સમજાય છે કે જન્મ મરણ અજરામર જે હું તેને શી રીતે હોઇ શકે? આતો માત્ર અનાદિ અધ્યાસ વડે જે જે સુખ દુઃખાદિ અને જન્મ મરણાદિ યોગ માની લીધા છે તે દુઃખરૂપ દરશાય છે બાકી જે सच्चिदानन्द છે તેને જન્મ મરણ ત્રણે કાળમાં નથી सुषुप्ति માં માત્ર સ્વરૂપનું ભાન થાય છે કારણ કે તે વખતે ઇંદ્રિઓ, અંતઃકરણ મન, બુદ્ધિ ચિત્ત અને અહંકાર એ સર્વ લય પામે છે એ અવસ્થામાં, સુખ, દુઃખ, ક્ષુધા, પિપાસા જન્મ મરણાદિક કે કલેશ કંઇ પણ હોતું નથી એ વખતે નીજ સ્વરૂપજ હોય છે કે જે સર્વદા છે સ્વપ્નાવસ્થામાં ઇંદ્રિઓ લય પામે છે ને મન સર્વ ઇંદ્રિઓનું કામ કરતું હોય છે જેથી સ્થુલને જે અંતરાય જાગ્રત અવસ્થામાં નડે છે, તે અંતરાય સ્વપ્નાવસ્થામાં હોતો નથી આ ઉપરથી સહજ સમજાશે કે જાગ્રત અવસ્થામાં સ્થૂલનો વ્યવહાર, સ્વપ્નાવસ્થામાં મનનો વ્યવહાર અને સુષુપ્તિમાં પ્રાણનોજ વ્યવહાર હોયછે સુષુપ્તિ સમયે રાજા અને રંક સરખાછે, રોગી અને નિરોગી સરખા છે, ઉપાધિ રહિત આત્મા નિજાનંદમાં તે સમયે વિરમે છે—અના

એ ઉપરથી સઆશ્ચર્ય રાજા રાણીએ ગોવિંદરાજને પૂછ્યું. હે પંડિતરાજ! આપે અમને જોઇને આંખો શામાટે બંધ કરી? તેનો ખુલાસો કરશો તો મોટી કૃપા થશે શું હું મારા રાજ્યપ્રતિ કે મારી પ્રજાપ્રતિ બે દરકાર છું? કે શું! મારી પ્રજાને સમાન આંખથી જોતો નથી? કે હું માત્ર રાજ્ય ચલાવવામાં આંધળોજ છું? એવા કયા કારણને લીધે અમારૂં મોહું સુદ્ધાંએ જોવાનો આપને અણગમો થયો! તે પ્રમાણે રાજા રાણીનો અતિ વિનય જોઇ ગોવિંદરાજ પંડિતે કહ્યું! રાજા ભોજ! મહારાણી લીલાવતી! આપનો સર્વદા વિજય છે, કારણ તમોએ અહંમ્ ભાવના ઓ તજી છે, તમો બીજાંનાં હૃદય ઓળખી શકો છો, તેમની દાઝ જાણી શકો છો; હું આપની પ્રજા છું. આપની પ્રજા જો કે સર્વ પ્રકારથી સુખી છે, પ્રજાના સુખ માટેની તમો રાજરાણીની કાળજી ઘણી સ્તુતિપાત્ર છે. તોપણ જ્યારે આપનો અત્રે મને મેળાપ થયો છે તો આપને હજુ કેટલીક જરૂરની વાતો મારે કહેવી છે. મેં જે આંખો મીંચી તેની મુખ્ય મત લબ તો એ છે કે, જે ક્ષત્રિય રાજા વિદ્વાન પંડિતોનો સત્કાર કરતો નથી કે તેમને દાન માનથી સંતોષ આપતો નથી તે રાજા ભલે મોટું સામ્રાજ્ય ભોગવતો હોય છતાં દર્શન લાયક નથી! એવા કૃપણ રાજાનું મુખ જોવાનો શાસ્ત્રમાં નિષેધ છે! હે રાજા! જો કે તારી રાજ્યસભા મોટી છે, તેમાં ડાહ્યા અને વૃદ્ધ પુરૂષો ... છે પરંતુ એ સભામા શાસ્ત્રીય વિદ્વા- ... થી માટે જેમ કાયા પ્રાણ વગરની નકામી છે તેમ તારી સભા મોટી છતાં વિદ્વાનો વગર માત્ર નામનીજ છે! ચાતુરી વગરના માણસની વિદ્યા, લોભીનું ધન, અને બ્હીકણ પુરૂષનું બળ જેમ માત્ર નામનાંજ છે તેમ તારી રાજ્યસભા પણ શાસ્ત્રીય વિદ્વાનો વગર નામનીજ માત્ર પ્રજાને ભાર રૂપ છે! એ સભામાં બેસનારા બેઘલાંઓ કે રાજાની મરજી પ્રમાણે હાજી હા કરનારાં મેંઢાંઓ, રાજ્યનું કે પ્રજાનું કશું હિત કરનારા નથી! જો કે આપની રાજસભા ઉપર આપનું પૂરતું લક્ષ છે, આપ ખુશામતને વશ્ય થાઓ તેવા નથી, આપ રાજ્ય પ્રજાનું હિતાહિત સમજવા વાળા છો તોપણ જ્યાં સુધી વિદ્વાન મંડળથી—સત્ય પ્રમાણિક અને રાજા પ્રજાનું હિતાહિત સમજનારા વિદ્વા- નોથી આપની સભા અલંકૃત ન થાય ત્યાં સુધી આપની સભા પણ માત્ર નામ નીજ સમજવી! આપે આપની પ્રજામાં કેળવણીની શરૂઆત કરી છે તેનાં રૂડાં ફળ દશ વીસ વર્ષે પ્રાપ્ત થશે, અને તે સમયે પ્રજામતથી એવા કેળવાએલા માણસોની ચુંટણી કરાવી જો રાજ્યસભા નું ધોરણ ચાલુ કરવામાં આવશે તો આપનું રાજ્યતંત્ર હાલ છે તેના કરતાં વધારે સુલલભ થઇ પડશે.

હે રાજા ભોજ! જે રાજા માત્ર પોતાનીજ બુદ્ધિના ઘમંડ ઉપર રહે છે, પ્રજામતની કે પ્રજાના અવાજની કશી પણ પરવા રાખતો નથી તે રાજા ગમે તેવો સુદ્રઢ અને બળવાન હોય તોપણ જોતજોતામાં સમય પાલટતાં તે નિર્બળ થઇ રાજ્યાસન ઉપરથી ઉથલી પડે છે!

પૂર્વે જે જે રાજાઓ થઇ ગયા તેમા જે ઓએ પ્રજાના સુખ દુ ખની દરકાર કરી નહિ, પ્રજાના અવાજ ઉપર લક્ષ આપ્યુ નહિ ને માત્ર પોતાનાજ મનના રટી પોતાની પ્રજાને નીચોવી નાખી, કચડી નાખી! તેની ખાખા વીખી કરી નાખી! તેને કરગરાવીને દુ ખી કરી તેના જાનમાલનો અનેક રીતે સહાર કર્યો! તેના સુખ છીનવી લીધા! તેને પોતાના અમલદારોના ભક્ષ તરીકે સોંપી દીધી! તેના સુખના સાધનો સર્વ હરી લીધા! તેના હુનર ઉદ્યાગમા આગ મેલી દીધી! પોતાનાજ સ્વાર્થને તાકયો! પોતાનાજ સુખમા મસ્ત રહ્યા! હા! એવા પ્રબળ મદોન્મત્ત રાજાઓ જેમ સરિતા તટના વૃક્ષો ચોમાસાના જળ પ્રવાહમા એકજ સપાટે જડમૂળથી ઢસ ડાઈ જાયછે—ઉખડી પડે છે તેમજ એવા રાજાઓની તથા તેના રાજ્યોની એકજ તડાક મીટ્ટી થઇ ગઇછે! માત્ર પૃથ્વીમાથી તેઓ અપકિર્તિ જ વ્હોરી ગયા છે' તેટલા સારૂ હે વિનયવાન સમર્થ ભોજરાજા! મારી આપને એટલી સલાહ છે કે વિદ્વા નોથી આપની સભા ભરો, વિદ્વાનોનો સત્કાર કરો, વિદ્વાનોનો જેમ જેમ આપને હાથે સત્કાર થતો જશે તેમ તેમ અનેક વિદ્વાનો આપની રાજસભામા આવતા થશે એથી આપને, અને આપની પ્રજાને આનંદ, સુખશાતિ અને સમૃદ્ધિ તેમજ કિર્તિ પ્રાપ્ત થશે શાસ્ત્રોમા ઠેકાણે ઠેકાણે લખ્યુ છે કે જે રાજા માનીને, અને જે નપુ શકને વરાયેલ હોય એ રાજાનુ કયારે પણ મોઢુ જોવુ નહિ, પરતુ જે રાજા એવો હોય કે જેની પાસે સપત્તિ ન હોય પરતુ ધર્મા ચરણવાળો હોય, પોતાની પ્રજાના અવાજ ઉપર લક્ષ આપનારો હોય, વિદ્વાનોનો ગ્રાહક હોય, અને ઇશ્વરથી ડરતો હોય, એવા રાજાની સર્વદા સેવા કરવી

હે રાજા! પોતાનુ પેટ તો કાગડા તરાઓ ભરે છે અને સિહ સમસ્ત વન નો રાજા કહેવાય છે પરતુ એથી શુ? પેટ ભરી જાણવુ કે માત્ર પોતાનાજ સુખ વધારવા એ માનવ કર્ત્તવ્ય અથવા રાજ્ય મળ્યાનુ સાર્થકત્વ નથી! માનવ જન્મ કે રાજ્ય મળ્યાની સાર્થકતા તેમાજ છે કે સુયશ સપાદન કરવો એ સુયશ સ્વાર્થ સેવનથી પ્રાપ્ત થતો નથી પરતુજ્યારે પરા ર્થે જીવન ગાળવામા આવે છે પરતુ કલ્યાણ કરવામા આવે છે ત્યારેજ એ યશની સિદ્ધિ થાય છે રાજાઓ કે જેના હાથમા લાખો માનવ જીવનનુ હિતાહિત રહેલુ હોય છે તેઓ જો પોતાના કર્ત્તવ્ય મા યથાર્થ પણે વર્તે છે તો મહત કિર્તિ મેળવી यावच्चन्द्रदिवाकरो પોતાનુ નામ ભૂમડળમા સ્થાપિત કરી જાય છે પરતુ તેઓ જો પ્રજાના જાનમાલના સહારક, સ્વાર્થિ, સ્વચ્છદી, અને દુષ્ટ મત્રીઓના હાથમા રમકડા જેવા થઇ જાય છે તો ગમે તેવા સુદ્રઢ રાજ્યને પણ જોતાજાતા મા તેઓ ગુમાવી બેસે છે! મોટા લક્ષ્મી ભરાવી કદાપિ રાજ્યની સુરક્ષા થઇ શકતી નથી અને કદાચ કેટલોક સમય એમ દેખ ાય કે જુલમ અને ત્રાસથી પોતે નચિત થયો પરતુ એ નચિતાઇ વિષપાન કરીને જીવવા જેવીજ!!! સ પુષ્પસમાન! આક વાના જળ જેવી! રાજા પોતાનુ કર્તવ્ય કયારે સિદ્ધ કરી શકે છે કે જ્યારે પોતા

ની પ્રજામાં વ્યવહારોપયોગી અને ઉંચી કેળવણી તથા ધર્મ સંબંધી રૂડું શિક્ષણ ફેલાવી પોતાનીજ પ્રજાના કેળવાએલા માણસોની સભાવડે રાજતંત્ર ચલાવે છે. ત્યારે તે પોતાના રાજ્યમાં સુખ અને શાંતિની વૃષ્ટિ આપી શકે છે, પ્રજાના જાનમાલનું રક્ષણ કરી શકે છે, સામ્રાજ્યનાં મૂળ ઉંડા ઘાલી શકે છે; પરંતુ જ્યારે રાજા આપખુદ, મનસ્વી અને પ્રજામતનો તિરસ્કાર કરનારો થઇ જાય છે ત્યારે તે અને તેનું રાજ્ય આખરે પ્રજાના અનિવાર્ય કોપાગ્નિમાં ભસ્મિભૂત થઇ જાય છે!!! માટે મારે જે કંઇ આપને કહેવું છે તેનું તાત્પર્ય એટલુંજ છે કે આપના યશની સુવૃધ્ધિ કરવી અને તેટલા સારૂ હે રાજા ભોજ! રાજસભામાં વિદ્વદ્ રત્નોનો સંગ્રહ કરો. (અપૂર્ણ)

## कर्मयोगनुं गूढ रहस्य.

જ્ઞાની કે અજ્ઞાની કોઇપણ કર્મ કર્યા વગર રહી શકતું નથી. ખાવું, પીવું, બોલવું, ચાલવું એ સર્વનો સમાસ કર્મમાંજ થાય છે. જડ ચૈતન્ય નિરંતર પોતાના કર્મમા લાગેલાંજ છે કર્મ રહિત કોઇપણ નથી; આ અનેક બ્રહ્માંડની સકળ ક્રિયા કર્માધિન છે; જ્યારે આમજ છે ત્યારે તેમાંથી મુક્ત થવાની આશા ક્યાં અને કેવી રીતે રાખવી એ મુખ્ય પ્રશ્ન આવીને આપણી સમક્ષ ઉભો રહે છે. કર્મનું મુખ્ય લક્ષણ તો એ છે કે જે કર્મ કર્યું તેનુ પ્રતિફળ ભોગવ્યા સિવાય કદાપિ કર્મની સમાપ્તિ થતીજ નથી તો પછી અસંખ્ય કર્મોની કોટડીમાં પુરાએલ મનુષ્યજીવનની મુક્તિ કયારે? કર્મના યંત્ર ઉપર પરવશ થઇ પડેલા જીવાત્માને મોક્ષ કયા રહ્યો? વળી કર્મો કદાપિ સંપૂર્ણ શુદ્ધ હોતાંજ નથી. શુભ અશુભ પરિણામ મિશ્રિતજ કર્મોનો પ્રભાવ છે! એકનું ભલું કરવા જતા અન્ય કોઇનું ભુંડું થયુંજ હશે, અથવા બીજાને કંઇપણ નુકશાન થયુંજ હશે! પોતાનાં સગાં સંબંધી સ્નેહીઓ અને ગુરૂઓનો તેમજ સાથે અઢાર અક્ષોહિણી સૈન્યનો અર્જુનને હાથે વિનાશ કરાવ્યો એ શ્રી કૃષ્ણની ભગવદ્ ગીતાને જગત્ માત્ર વંદન કરે છે તેનું શું કારણ? કુરૂક્ષેત્રના મેદાનમાં રક્તની સરિતાઓ વહેવરાવી ગોત્રા ગર્દન કરાવી કુરૂ કુળનો સંહાર કરાવ્યો! એ શ્રી કૃષ્ણના વચન સુધાથી પણ અધિક શ્રેષ્ટ ગણાય છે તેનું શું કારણ? અર્જુન જ્યારે કુરૂક્ષેત્રમા યુદ્ધને અર્થે આવ્યો ત્યારે તેને પોતાના કર્મ ઉપર કેટલો તિરસ્કાર આવ્યો છે અને કર્મ માર્ગમાં દુઃખ તેમજ ભયની મુર્તિઓ તેની સામે કેવી કેવી ઉભી રહી છે! તે સમયે કર્મ માર્ગમાંથી પાછો

રૂડવાનો તે કેટલો પ્રયાસ કરે છે તે શ્રીમદ્ ભગવદ્ ગીતાના નીચેના શ્લોક ઉપરથી યથાર્થ સમજાશે

दृष्ट्वेमं स्वजनं कृष्ण युयुत्सुं समुपस्थितम्।
सीदति मम गात्राणि मुखं च परिशुष्यति॥

'હે કૃષ્ણ! લડવાની ઇચ્છાવાળા મારા આ સગાંસંબંધીઓને સન્મુખ ઉભેલા જોઇને મારાં ગાત્ર ઢીલાં થઇ જાય છે અને મુખમાં શોષ પડે છે"

वेपथुश्च शरीरे मे रोमहर्षश्च जायते।
गाण्डीवं स्रंसते हस्तात्त्वक्चैव परिदह्यते॥

"મારા શરીરમાં કંપ થાય છે, રૂંવાડાં ઉભાં થાય છે, હાથમાંથી ગાંડીવ ધનુષ્ય નીચે પડી જાય છે અને ચામડીમાં ચારે તરફથી દાહ થાય છે"

न च शक्नोम्यवस्थातुं भ्रमतीव च मे मनः।
निमित्तानि च पश्यामि विपरीतानि केशव॥

'હું અહીં દ્રઢતાથી ઉભો રહી શકતો નથી, મારૂં મન જાણે ભમતું હોય તેમ મને લાગે છે, હે કેશવ! હું અશુભ સૂચવનારાં અપશુકનો પણ જોઉં છું'

न च श्रेयोऽनुपश्यामि हत्वा स्वजनमाहवे।
न काङ्क्षे विजयं कृष्ण न च राज्यं सुखानि च॥

"વળી યુદ્ધમાં સગાંસંબંધીઓને હણવાથી હું કલ્યાણ જોતો નથી, કદાચ આપ વિજયાદિક ફળ ધારતા હો તો હે કૃષ્ણ! હું વિજય, રાજ્ય તેમ જ સુખોની ઇચ્છા રાખતો નથી"

किं नो राज्येन गोविन्द किं भोगैर्जीवितेन वा।
येषामर्थे काङ्क्षितं नो राज्यं भोगाः सुखानि च॥

'હે ગોવિંદ! જેઓને માટે અમે રાજ્ય, ભોગ, તથા સુખોની ઇચ્છા રાખીએ છીએ તે આ આચાર્યો, કાકાઓ, પુત્રો, તેમજ પિતામહો, મામાઓ, સસરાઓ, પૌત્રો, શાળાઓ, તથા સંબંધીઓ તો પ્રાણ તથા ધનનો ત્યાગ કરીને લડવા માટે યુદ્ધમાં આવી ઉભા છે! માટે અમે રાજ્યને, ભોગોને તથા જીવિતને શું કરીએ?"

આ પ્રમાણે જ્યારે અર્જુન કર્મમાર્ગમાંથી પાછો ખસે છે ત્યારે શ્રી કૃષ્ણ, તેને કર્મમાર્ગમાંજ પ્રેરવાની આજ્ઞા કરે છે અને કર્મવડે મુક્તિ બતાવે છે એ ગુહ્ય તે શું? એ સર્વ બાબતનું નિરાકરણ कर्मयोगनुं गूढ रहस्य-कर्मयोगनो शुद्ध अने विमल सिद्धांत જાણવાથી યથાર્થ પણે થઇ જાય છે,

કર્મ પ્રેમમાત્ર આત્મતત્વ વિદ્યા અને યથાર્થ જ્ઞાન એ ચારે માર્ગ મુક્તિને આપનારા છે, જો કે આ મુખ્ય વિભાગો બના‌વ્યા છે પરંતુ એક વિભાગમાં બીજા વિભાગનો સમાસ હોયછેજ એટલે આ મુદ્દાનું મુખ્ય રહસ્ય એ છે કે કર્મયોગ મુક્તિ પ્રદાતા છે પણ તે જો યથાર્થ ન સમજાય તો ચોરાશીના ચક્રમાંથી છુટકારો ન થાય પરંતુ જો તેનું રહસ્ય યથાર્થ સમજાય તો કર્મદ્વારા પ્રેમભાવ, આત્મતત્વવિદ્યા યથાર્થ એક જ્ઞાનરૂપ થઇ મુક્તિના માર્ગમાં લઇ જાય છે*

આ ગ્રન્થ સંસારનું એકજ માર્ગ ઉપર જવાનું મથન છે, એમ રજકણ રીતે

*પ્રેમભાવ આત્મવિદ્યા અને યથાર્થ જ્ઞાન એ ત્રણનો સમાસ કર્મયોગમાં થઇ જાય છે અને તેજ માટે આપણે કર્મયોગનો શુદ્ધ અને વિમલ સિધ્ધાંત જાણવાની અત્યંત જરૂર છે

મનુષ્ય પ્રાણી પર્યંત તેમજ સ્વર્ગાદિલોકો અને આ અનંત વિશ્વ, માત્ર સ્વતંત્રતા પ્રાપ્તિનીજ ઇચ્છા કરે છે, સંસારનો સર્વ કલહ મુક્તદશાએ પહોચવાને અર્થેજ છે. બુદ્ધિમાન અને બુદ્ધિ વગરના શુદ્ધ અથવા અશુદ્ધપણે એજ પ્રયાસમા લાગી રહેલા છે! કર્મમાર્ગની ઘટના ઉપર એ સકળ ભ્રમણ થયા કરે છે અને કેટલાક મહાત્માઓ એજ ઘટનાના યથાર્થ રહસ્યને સમજી મુક્ત દશાને હાથ પણ કરી ગયા છે. મુક્ત દશા પુઠેનો આ કલહ સર્વેધર્મો અને માર્ગોમાં જોવામા આવે છે અને નિસ્વાર્થપણાના બીજમાંથી એ ફળની સહજ પ્રાપ્તિ થાય છે. જે માણુસ બીજાને સહાય કરવાને મથે છે તે માણુસ "હું અને મારૂં" એ નાના કુંડાળામાંથી બ્હાર નીકળ્યો છે અને જેમ જેમ નિસ્વાર્થ કર્મોમાં તે માણુસ આગળ વધતો જાય છે તેમ તેમ તેનો વિસ્તાર વધતો જાય છે. આખું જગત તેને પોતામય થઇ જાય છે કશુ બંધન કે અટકાયત તેને અટકાવી શકતા નથી, તેને કોઇપણ કર્મ કરવાનો પરવાનો મળી ચુક્યોછે, કર્મો તેનાં દાસ થયા છે, કર્મો તેને બાધી શકતા નથી કે કિંચિત્ માત્ર અસર ઉપજાવી શકતા નથી. પ્રયોજન સત્તા ઉપર તેણે જીત મેળવી છે. વગર પ્રયોજને તેના કર્મો કર્યેજ જાય છે તેને પછી કશા જ્ઞાનની, ધ્યાનની જપજાપની કશાની જરૂર રહેતી નથી. "आत्मवत् सर्व भुतेषु" એજ મહામંત્ર એવા કર્મયોગીને થઇ જાય છે. સુખ દુઃખ તેનો પરાભવ કરી શકતા નથી, કામક્રોધાદિક તેના અનુચર થાય છે. જગત્માં વિચરે છે સર્વ કર્મો કરે છે અને કર્મના બંધનમાં આવતો **નથી** ! અને એ તો સ્વભાવિકજ છે કે જેને પોતાને માટે કશાંની અપેક્ષા નથી તેને બંધન શાનું હોઇ શકે ? આજ સિદ્ધાંત શ્રીમદ્ ભગવદ્ગીતામાં છે ને તે એકે **અવિછિન્ન કર્મ કરો** પણ તેના **પ્રતિફળની ઈચ્છા રાખો** નહિ ગીતાજીનો મુખ્ય સિદ્ધાંત અને મહામંત્ર એજ છે. જેઓ એ માર્ગે વહ્યા છે તેઓને કર્મ પોતાના ચક્ર ઉપર લઇ શકવાને શક્તિમાન થઇ શક્યાંજ નથી. એવો મહા યોગી પુણ્યપાપને ભાળતો નથી કે સમજતો નથી! તેને સુખ દુઃખ જય પરાજય કશાની સ્પૃહાનથી, જે કર્મયોગ આવે છે તે કર્મયોગમાં તે એક પરમહંસની માફક વિચર્યેજાય છે.

એવા માનવીને યુક્તિ પ્રયુક્તિ, તર્ક વિતર્ક કશાનું કામ **નથી** ! તેને પરમેશ્વર સંબંધી કશી શોધ ખોળ કરવાની માથાકૂટ રહી નથી તેને તેનીહીજરૂર નથી ! તેને કશાંની જરૂર નથી ! મુક્તિનીએ તેને જરૂર નથી ! માત્ર ઇચ્છા રહિત કર્મો કરે છે ! જેને લક્ષ્મી, કિર્ત્તિ કે માન અપમાનની ઇચ્છા નથી, જેને શુભાશુભ ફળની પરવા **નથી**, જેને પોતાને માટે કઇપણ જોઇતું નથી, જે પોતે પોતાનેજ રૂપે જગત્ માત્રને જુએ છે અને જે કઇ પણ પ્રયોજન સત્તા સિવાય કે પ્રતિફળની ઇચ્છા સિવાય કર્મો કર્યેજ જાય છે; તેજ **સિદ્ધકર્મયોગી છે** આ ઉપરથી એજ સાર નીકળશે કે "स्वामी समान थईने कर्मो करो" પણ "कर्मोना दास न

થાઓ ' કર્મયોગનો આ મુખ્ય અને મૂળ સિદ્ધાંત છે કર્મના ફળની ઇચ્છા એ જ બંધન છે કર્મો કદાપિ બંધનકારક નથી બંધનકારક માત્ર ઇચ્છાજ છે તે ઇચ્છાને–વાસનાને નિર્મૂળ કરો ! પછી કર્મ કરો તેનું બંધન કદાપિ થઇ શકવાનું નથી, એટલું બરાબર સમજવું કે વાસનાથી કરેલું શુભ અગર અશુભ કર્મ બેડી સમાનજ છે ! શુભ કર્મ એ સુવર્ણની બેડી સમાન છે ! અને અશુભ કર્મ એ લોહની બેડી સમાન છે ! અને એ બને કર્મો જન્મ મરણના ચક્ર ઉપર અનેક વર્ષો સુધી જીવાત્માને ભ્રમણ કરાવ્યા કરે છે ! સુખ દુ ખના વમળિયામાં એનો જીવાત્મા ગુંચવાઇ જાય છે, તેવીજ સ્વરૂપને ભુલી જાય છે તે સિંહ છતાં પામર થઇ જાય છે સ્વતંત્ર છતાં પરતંત્ર થઇ જાય છે! તે સચ્ચિદાનન્દ સ્વરૂપ છતાં દુ ખથી દઝાએલો અને સંસારને દુ ખમય દેખતો થઇ જાય છે તેને કશો માર્ગ સૂઝતો નથી! તે આંધળાની માફક શાસ્ત્રોમાં કાંઇ દેખતો નથી ! ગુરૂ જ્ઞાનમાં તેને ગમ પડતી નથી' અને બોધકોના બોધ તેને કંઇ પ્રબોધ આપી શકતા નથી ! તે સ્વાર્થ અને મોહની નદીમાં તણાતો જાય છે ! તેમાંથી તેનો છુટકો ક્યારે થાય છે કે, જ્યાં માત્ર કોઇપણ યોગ મળતા તેના હાથમાં નિ સ્વાર્થપણાની નાવડી આવી જાય છે ત્યારેજ પછી તે સંસારની ભયાનક અને અગાધ જળ વાળી અસ્ખલિતપણે પ્રબળ તરંગોથી વહેતી મોહ નદીમાંથી મુક્ત થાય છે ! હું અને મા'રૂં એ નાગર મચ્છો જે તેને મોહ નદીમાં ગળી જવાને તત્પર " થઇ રહ્યા હતા તેને હવે તે પોતેજ ગળી જાય છે ! મારી સ્ત્રી મા'રો પુત્ર ! મા'રૂં કુટુંબ ! મા'રો દેશ ! એ સર્વ ભાવનાઓ ! જે તેને મોહ સરીતાના તરંગોવડે આમથી તેમ ઉંચે ચડાવી પછાડતી હતી તે કષ્ટમાંથી હવે તે મુક્ત થાય છે ! અત્યારે અનંત બ્રહ્માંડ તેની નજરો આગળ તરવરી રહે છે, તેને પોતાના સ્થુલ દેહ ઉપર કશો મોહ મમતા રહેતા નથી ! તે પોતાના સ્વરૂપને પોતાના પિંડમાં અને બ્રહ્માંડમાં જુએ છે, તેની સકલ વાસના વિરામ પામી છે તે કર્મ કરે છે પણ પ્રયોજન સત્તા વગર— ફળ પ્રાપ્તિની ઇચ્છા વગર તે જગત્ માત્રના વિનાશથી દુ ખી થતો નથી ! કે જગત્ માત્રના વિકાસથી આનંદ પામતો નથી ! તેને જન્મ મરણ કશાની અપેક્ષા નથી તેને સ્વર્ગ નરકની ભાવના નથી તેને મુક્તિની મહત્તા નથી તેને કંઇ જોઇતું નથી, માત્ર પ્રાપ્ત થતા કર્મો કર્યે જાય છે કંઇ પણ પ્રયોજન સત્તા વગર–કંઇપણ વાસના કે ફળ પ્રાપ્તિ વગર એવો મહાત્મા પછી સરલતાથી આ મહા ઘોર મોહ સરિતાને પાર કરી જાય છે કર્મયોગનું ગૂઢ રહસ્ય–કર્મયોગનો શુદ્ધ અને વિમલ સિદ્ધાંત જે જાણવાની આપણને જરૂર છે તે યથાર્થપણે અત્રે સમજાય છે કે કર્મો બંધનકારક નથી પણ વાસના બંધનકારક છે ! કર્મમાં વાસના નજ હોવી જોઇએ અને તે કર્મો કંઇપણ પ્રયોજન સત્તા વગરના અને પ્રતિફળની ઇચ્છા વગરના હોવા જોઇએ કે જે કર્મોનો પ્રભાવ એવો નીવડે છે કે વગર ઇચ્છાએ

તે મુક્તિના માર્ગમાં મનુષ્યને લઇ જાય છે, એજ આશય ઉપર શ્રી કૃષ્ણે અર્જુનને પોતાના કર્તવ્ય કર્મો કરવાનો દ્રઢ આગ્રહ બતાવ્યો હતો; તેના મુખ્ય રહસ્ય એ હતું કે, હે અર્જુન ! કંઇપણ પ્રતિફળની ઇચ્છા વગરનો થઇને તથા પ્રયોજન સત્તા વગર પ્રાપ્ત થએલ કર્મો કર્યે જા જેથી તુંને કર્મો બંધનકારક થશે નહિ. આ ગૂઢ રહસ્ય જે યથાર્થ પણે સમજે છે તે સંસારમાં રહ્યા છતા અને જંગલ કે પર્ણકુટી વસાવ્યા વગર અથવા તો સન્યસ્ત ધારણ કર્યા વગર, આ વિકટ ભવાબ્ધિ પાર કરી જાય છે. એતો સ્વત. સિદ્ધ છે કે, વાસના વગરનું કર્મ કદાપિ ફળ આપવાને શક્તિમાન થઇ શકતું જ નથી તેમજ કોઇ પણ વાસના વાળું કર્મ પ્રતિ ફળ આપ્યા સિવાય કદાપિ વિરામતું પણ નથી ! વાસના વાળાં પ્રત્યેક કર્મની છાયા આ આકાશપટમાં પડી જાય છે અને તે છાયાના ફળ અવશ્ય અને અચુકપણે સર્જેજ જાય છે ! તે સારૂ કર્મની છાયા પડવા નજ હેવી જોઇએ ! એ પ્રમાણે ક્યારે બને છે કે જ્યારે મનુષ્ય નિઃસ્વાર્થી થાય છે ત્યારેજ અને તેનો મુખ્ય મહામંત્ર એજ છે કેઃ—

" अविच्छिन्न कर्मकरो પણ કર્મના सर्व रागनो परित्याग करो "

એજ कर्मयोगनो शुद्ध अने विमल सिद्धांत छे, એજ कर्मयोगनुं गूढ रहस्यछे

---

# कौरवोनी सभामां श्रीकृष्ण वष्टिए.

(ગયા અંકના પૃષ્ટ ૨૭૦થી ચાલુ)

શ્રી કૃષ્ણનાં આ સકળ વજ્ર જેવા વચનોથી જેમ કાળોતરો નાગ પુંફવાટા મારતો હોયની તેમ ઉગ્રક્રોધથી અને અતિ મોટા અવાજથી તે બોલ્યો. રે શ્રી કૃષ્ણ ! તમારી સર્વ વાક્ચાતુર્યતા, તમારી સર્વ ખટપટો, તમારા સર્વ દાવપેચો અને તમારી વિચક્ષણતા, કદાચ્ આખા વિશ્વમા કે સમસ્ત બ્રહ્માડમા ચાલે પણ દુર્યોધન સમીપ તો તે કદાપિ ચાલી શકવાની નથી, માટે વ્યર્થ શ્રમ કરવો એ તમને ઘટિત નથી ! કારણ મારો મેરૂ જેવો દ્રઢ નિશ્ચય છે, હું કદાપિ પાંડવોને હિસ્સો આપનારજ નથી. મારી પોતાની ખાસ પ્રતિજ્ઞા છે કે તિક્ષણ સોયની અણીથી વિંધાય એટલી જમીન પણ પાંડવોને નજ આપવી. શા માટે આપું ? મને જે પ્રાપ્ત થયું છે તે હું શા માટે પાંડવોને આપું ? તમો જે ભય અને ત્રાસ બતાવો છો એવા ભય અને ત્રાસની દુર્યોધન કદાપિ પરવા કરેજ નહિ. સિંહના મુખનો પણ ગ્રાસ લેવો સહેલછે પરંતુ દુર્યોધનના હાથનો ગ્રાસ લેવો અતિ દુષ્કર છે. દુર્યોધનને સાક્ષાત્ કાળ રૂપ સમજો. તે પાડવોનો કાળ છે પાંડવોને તે પોતાના ભાગીદાર સમજતોજ નથી. તેને તે પોતાના ભાઇઓ તરીકે ઓળખ-

તોજ નથી! તે તો માત્ર પાડવોને પોતાના મોટા શત્રુ તરીકે જુએ છે! દુર્યોધનને જો કે તમે સકળ રીતે રાજ્ય વૈભવ ભોગવતો જુઓ છો પરંતુ વાસ્તવિક રીતે જોશો તો જ્યાસુધિ તે પાડવોને જીવતા જુએ છે! જ્યા સુધિ પાડવ એવા બોલ સાભળે છે! જ્યા સુધિ પાડવોની હયાતીની તેને ખબરો આવ્યા કરે છે! ત્યા સુધિ તેને મન આ સકળ રાજ્ય વભવ સ્મશાન જેવા શુન્ય ભાસે છે! પાડવોના પક્ષના માણસોને દુર્યોધન પોતાના હડહડતા શત્રુ સમાન જાણે છે! તેના તરફથી વષ્ટિ લાવનાર ભલે દેવ દાનવ કે માનવ હોય પણ દુર્યોધન એવા વૃષ્ટિએ આવનારાઓનો જીવ લેવાને તત્પર રહે છે? તમારા તરફ અમારી જે નમતી વલણ પકડાએલી તમો જુઓ છો અથવા માનો છો તે તમારા બળ પરાક્રમ કે યશની પરવાને લીધે નહિજ તો! અથવા તમારા છપન કોટી યાદવો ના બળ પરાક્રમના ડરને લીધે છે એમ પણ નહીજ તો! માત્ર આ ભિષ્મ અને અમારા વૃદ્ધ પિતાના તથા અમારા માતુશ્રી ગાધારીના અતિ આગ્રહને લીધે જ તમારા તરફ કાઇક રહેમ દીલી રાખ વામા આવી છે, તમારા વજ્ર જેવા વચનો સહન કરવામા આવ્યા છે પરંતુ હવે હુ ખાસ કરીને કહુ છુ કે હવે પછી એકપણ વચન અમારી વિરૂદ્ધ બોલશો નહી! બોલ્યા પછી બહુ ભારેગરૂ થઇ પડશે એ સભાળજો! કારણ દુર્યોધનને ગ્રેલો કયમા પણ કોઇ હફાવવાને સમર્થ નથી તો વિરાટ રાજાનું દાસપણુ કરનારા પાચ પાડવો અને તમારા જેવા આહીરડા કે જેણે માત્ર ગાયો ચારવામાજ ને વાસળી વગાડવામાજ જીવન ગાળ્યુ છે! જ્યા ત્યા દગા ફટકા અને એવીજ ભાજગડો ઉભી કરવામા જીવનની ઉન્નતિ વિચારી છે! એવા ઉદરકામા ડરનારની દુર્યોધન ને કદાપિ ભીતી રહેતીજ નથી! દુર્યોધન કે જે જમને પણ જવાબ આપવા તત્પર છે તો પછી પામર બિચારા પાડવો અને તેવાજ તેના સાથી શ્રી કૃષ્ણ તેની પાસે શા હિસાબમા? તમો મુગા મુગા તમારે ગામ દ્વારિકા અથવા તો પાડવો પાસે ચાલ્યા જાશો તો તમારી જે કાઇ પણ સાચી ખોટી કિર્તિ પ્રસરી છે તે જળવાઈ રહેશે વધારે ડહાપણ કરવાથી કે જુઠી ડફાનો મારવાથી મોટી વિપત્તિ મા આવી પડશો! તમારા અર્જુન અને ભીમના બળને અમોએ જોઇ લીધા છે! હવે નવા જોવાની અમોને જરૂર નથી અને એ પ્રસગ આપડશે તો દુર્યોધન પોતાના અહોભાગ્ય માનશે

હુ અનમિ છુ કોઈને પણ નમવા નો નથી! શા માટે નમુ! અથવા શા માટે તમારી વષ્ટિ ઉપર ધ્યાન આપુ? કારણ હુ સવ બાજુથી સમર્થ છુ મૃત્યુ અથવા દશાનુ ચક્ર દુર્યોધન અથવા તેના માણસો ઉપર ચાલી શકે એમ નથી! કારણ મૃત્યુ અને દશાનુ ચક્ર માત્ર મારી જીભના ટેરવા ઉપર મારા હુકમને આધિન થઇને વરતે છે! હુ ચાહુ તેને મારી શકુ! ઇચ્છુ તેને જીવાડી શકુ! મારૂ અગ્યાર અક્ષોહિણી સૈન્ય સર્વ વિજયજ મેળવતુ હુ છે પૃથ્વીના સકળ

મલ્લો દુર્યોધનના નામથી કંપે છે! છતાં મને તે એજ આશ્ચર્ય થાય છે કે. પાંડવોને મારાથી કેમ કંપ થતો નથી! તમો પણ નિડરપણાનો વેશ ભજવી રહ્યા છો! એ તમારી કોઇ શક્તિ ઉપર મને આશ્ચર્ય લાગે છે! પણ મને તો જણાય છે કે, આ માત્ર તમારો ઉપરનોજ ડોળ ડમાક છે ને આવાજ ઠેગ ડમાકમાં તમોએ તમારૂં જ્યાં ત્યાં ટકુ ચલાવ્યું જણાય છે! સકળ પોગળ આંહીં જણાઇ જશે માટે જો પાંડવોનું હિત ચહાતા હો, પાંડવોને જીવતા રાખવાની પરવા હોય. પાંડવોને આ જગત્‌માં થોડા કાળ રહેવા દેવા હોય તો તમો અંહીંથી જલદી પાડવો પાસે પહોંચો, તેને સમજાવો ને કહો કે હવે ભિક્ષા માગીને ખાશોતોજ નિર્વાહ કરી આ સંસારના વાવડા કેટલાક સમય લઇ શકશો, બાકી જે કહાપણ કરવા જશો તો જીવિતને ખોઇ બેસશો યમસદનના મેંમાન થશો! વળી તે સાથે આટલું પણ કહેજો કે જ્યાં ત્યાંથી માગી ત્રાગીને અસ્ત્ર શસ્ત્રો ભેગાં કર્યાં છે અને પારકાના બળ ઉપર કુદો છો એમ હસ્તિનાપુરનું રાજ્ય અથવા તે માહેલો હિસ્સો મેળવવાની આશા માત્ર ઝાંઝવાના જળ જેવી. આકાશ પુષ્પ સમાન અને વંધ્યા નારીના પુત્ર સમાન છે. વનવાસનાં બાર વર્ષ સહન કર્યા પછી એવી દુર્મતિ કોણે આપી છે કે હવે રાજ્યની લાલચમાં જીવિતનો ત્યાગ કરવા તૈયાર થયા છો!

હે શ્રી કૃષ્ણ! પાંડવોને સમજાવજો કે કર્ણ, શકુની, દુશાશન અને દુર્યોધન એ ચાર જણના હાથમાંજ અત્રે પૃથ્વી માત્રના રાજાની ચાવી છે, તેના હાથમાંજ પૃથ્વીના રાજાઓનાં જીવીત જળવાઇ રહ્યાં છે, તો પછી તમો શી ગણતરીમાં! તમારા બળનો ખ્યાલ કરજો! તમારાં અસ્ત્રો શસ્ત્રોની તુલના કરજો! સાધન સંપત્તિ વગર રણક્ષેત્રમાં ઝુઝવું એ માત્ર મરવાને માટેજ કે અપકિર્તિ વ્હોરવાને સારૂં! કુરૂક્ષેત્રનું મેદાન સર્વને માટે ખુલ્લું છે, ત્યાં દુર્યોધન તમોને સઘળા હક આપી દેશે! તમારૂં જે કાંઇ લેવું દેવું હશે તેની પતાવટ આમ વૃષ્ટિ દૃષ્ટિએ થવાની નથી! એ પતાવટતો રણભૂમિમાંજ થશે! હે શ્રીકૃષ્ણ! ત્યાં આપો આપ ઇનસાફ થઇ જશે! તમારા અર્જુન અને ભીમનાં પરાક્રમ ત્યાં નજરો નજર પ્રત્યક્ષ દેખાઇ આવશે! અને મને લાગે છે કે ત્યાં તો સર્વ રીતે તમારૂં સર્વ ધાર્યું જ થશે! કારણ તમે તો અમારાં સકળ સૈન્યને સુએલુંજ જુઓ છે.! અમારાં બળ પરાક્રમને તમે એક મગતરાંનાં બળની ગણતરીમાં મુકો છો! તમો કર્ણ, શકુની, અને દુશાશનને નિર્વિર્ય માનો છો! માત્ર વિરવાન તો તમારા માનીતા પનોતા અને વહાલા પાંડવોજ! એ હવે કૌરવોનો ક્ષય કરી હસ્તિનાપુરનું રાજ્ય ભોગવશે અને તમો થાજો પછી તેના મંત્રી! ઠીક. ગોવિન્દજી તો આ બધી આગળથીજ નક્કી કરી રાખી હશે! મહાભારતની મજા પડશે! કારણ તમારી સંપૂર્ણ ખાતરી છે કે અમારા પક્ષનું એક બચ્ચું પણ તે વખતે જીવતું નહિ હોય! હશે! મને તમારી તથા

પાડવોની દયા આવે છે ! દુર્યોધન કે જેના હૃદયમા કદાપિ પાડવો પ્રત્યે દયા પ્રગટીજ નથી તેનામા અત્યારે યાએ વાનો કર્યો છે તે, અને તો પાડવોના ભલા અર્થેજ જણાય છે ! કારણ દુર્યોધનની દયા ઉપરજ અત્યારે પાડવોનુ અને તેના મલાડુકાઓનુ જીવન લટકી રહ્યુ છે એ કદાચ તમો નહિ જાણતા હો પણ જગત્ તો જાણેછેજ, માટે તમોએ જે જે વચન મહારોથી મને વિધી નાખ્યો છે તેને માટે ક્રોધ કરવાને બદલે અથવા કઇપણ અનિષ્ટ કરવાને બદલે હુ એક બીજાના સતોષ વચ્ચે પાડવોને હવે આટલુજ કહેવરાવુ છુ કે, દુર્યોધન પોતાને જે પ્રાપ્ત થયેલુ છે તેમાથી તે અશ માત્ર પણ આપવાનો નથી ! માત્ર વ્યર્થ આશાનો ત્યાગ કરી ત્યા ત્યા પડયા રહી બટકા ટુકડા વડે જીવન ગાળશો તો દુર્યોધન તેમા આડો નહિ પડે ! સિવાય બીજો રસ્તો દુર્યોધનના હાથમા નથી ! તમારા ભાગ્યમા રાજ્ય પાટનુ સુખ નથી તો પછી દુર્યોધન તમોને શી રીતે આપી શકે ? માટે કુરૂક્ષેત્રમા પાણી વલોવવા માટે વ્યર્થ પરિશ્રમ કરી હજારો કે લાખોના જીવિતનો સહાર ના કરશો, કારણ અમારૂ પ્રબળ મન્ય યુદ્ધ કરવાને તન પાપડ થઈ રહ્યુ છે, અમારા મહારથીઓના બાહુઓ અસ્ત્ર શસ્ત્ર ઝ લવાને ઉછાળા મારી રહ્યા છે ! કર્ણ, દુ શાસન અને શકુનિની તો એજ જપ માળા છે કે પાડવોનો કયારે વિનાશ કરીએ ? કયારે કુરૂક્ષેત્રમા લોહીની નદીઓ વહે ? કયારે ચોસઠ જોગણી યાના ખપ્પર પાડવોના અને તેના પક્ષ આરોહિણી સેનના રક્તથી ભરીએ ? કયારે ગીધ, કાગ, ગરુડ અને એ વાજ પ્રાણીઓને ઉજાણી આપીએ ?

હે શ્રીકૃષ્ણ ! હવે તમારી પાકી ખાતરી થઇજ હશે કે દુર્યોધન પોતાના મતનો પૂર્ણ આગ્રહી છે ! હવે તમારી પક્કી ખાતરી થઇજ હશે કે દુર્યોધન પાડવો કરતા હજાર ગણી રીતે પોતાના પક્ષમા અને બળમા બળવત્તર છે ! હવે તમારી શુદ્ધ અને નિશ્ચયી ખાતરી થઇ હશે કે પાડવોનો અને મારો પોતાનો પરિશ્રમ માત્ર વ્યર્થજ છે ! માત્ર પાણીનુંજ મથન છે ! અને એ પણ હવે તમોને નિશ્ચયપૂર્વક સમજાયુ હશે કે પાડવોને હાથે કૌરવોનો વિનાશ નથી પણ કૌરવોને હાથેજ પાડવોનો વિનાશ છે ! આ સભાનુ જે બળ તમોએ અહીઆ નજરોનજર જોયુ છે તે પાડવોને સત્ય સ્વરૂપમા સમજાવજો ! મારૂ પોતાનું સામર્થ્ય તેને યથાર્થપણે દરશાવજો ! અને ખરા બીના ખડકમા ખખડાતા અટકે એવી સલાહ આપજો ! નાહક આહીં જે અનુભવ્યુ છે, જે જોયુ છે તેને જુદા રૂપમા દેખાડી મુએલાને મરવા માટે કુરુક્ષેત્રમા ખેચી ના લાવશો ! તમો જે પાડવો તરફથી વકીલ આવ્યા છો તો હવે પછી અમારી તરફની વકીલ પણ તમો પોતેજ આ પ્રમાણે ચલાવજો અને બળતા અગ્નિમા ઝપલાવવા જતા એઓને અટકાવજો ! જે દાવપેચથી દુર્યોધનને સમજાવવા આવ્યા છો તે દાવ

પેચનો ઉપયોગ જો ત્યા કરશો તો પાડવોના જીવન બચાવી શકશો ! અને તમો ના તેના વહાલા સગાસ બંધી અને પરમમિત્ર છો તો મિત્રનું કાર્ય મિત્રનું ભલુ કરવામા જ આવવું જોઇએ, નહિ કે આમ ઉંધે રસ્તે દોરી તેમના જીવીતનો અંત લાવવો જોઇએ ! મે મારો નિશ્ચય અને મારૂં અને મારાં સૈન્યનું ચિત્ર તમારી પાસે જે રજુ કર્યું છે તે યથાર્થ છે તેમા અલકાર કે ઉપમા જેવું કાઇ નથી કારણ જ્યારે તમો ચાહીચલાવીને પાડવો તરફથી સમાધાન કરવા જ આવ્યા છો તો પછી જે સત્ય માર્ગ અને દેખાય છે તે મારે તમોને બતાવવો એ મારૂં એક હું કર્ત્તવ્ય સમજુ છુ આધળાને માર્ગ બતાવનાર પુણ્યનો ભાગી થાય છે ! તેમ હું પણ અત્યારે તમોને રૂડા માર્ગમાં પ્રેરૂ છુ, જો તે પ્રમાણે વર્ત્તશો તો કલ્યાણ છે અને નહિ વર્તો તો પછી જમદ્વાર ખુલ્લા જ છે ! અમને કોઇનો ભય નથી ! અમે અર્જુન અને ભીમના ગાંડીવ કે ગદાથી ડરવાવાળા નથી અમને આ પૃથ્વીના કોઇપણ રાજાઓનો ભય નથી ; કારણકે જો કદાચ એક બાજુ પાડવો, સમસ્ત પૃથ્વીના રાજાઓ, અને ઇદ્રાદિક દેવતાઓ આવે અને બીજી બાજુ દુર્યોધન, દુઃશાશન, કર્ણ અને શકુની હોય તોપછી દુર્યોધન એમ નથી માનતો કે તેનો પરાજય હોય ! ત્યાં સુધિ તો તે પોતાનો વિજયજ માને છે. કુરૂક્ષેત્રમા સગ્રામ જામશે તો કંઇ સઘળા રાજાઓ પાડવોના પક્ષમા જવાના નથી, અમારા પક્ષમા પણ અર્ધ ભાગ તો રહેવાનોજ; વળી અમો અત્યારે સાધન સંપત્તિમા પાડવોથી અનેક રીતે પ્રબળ છીએ. પાંડવોએ બાર વરસ વનવાસમા સાધુવૃત્તિથી રહી ક્ષત્રિત્વને તિલાજલી આપી છે. શૌર્ય માત્ર ગુમાવ્યું છે અને અમોએ તો સર્વ તૈયારી તે અરસામા કરી રાખી છે માટે અમને કશો ભય નથી; કશી ચિંતા નથી. જે ચિંતા અને ત્રાસ છે તે માત્ર પાંડવોના લલાટ માટેજ લખાયો છે. દુર્યોધનનો વાકો વાળ તેને કે તમારે હાથે થનાર નથી, તો પછી જ્યા કશી પણ આશા નથી, જ્યાથી કંઇપણ મેળવવાની ઉમેદ રહેતી નથી ત્યા પછી જાચવાથી અથવા કોઇ જાતની છળ કપટ ક્રિયાથી શુ વળવાનું છે? તે માટે આપ અત્રે આવ્યા તે બહુજ સારૂં થયું જેમ હવે તમોને ઠીક લાગે તેમ પાડવોને કહેજો સિંહના ભાગની આશા શિયાળવાને કરવા ન દેવી એ સમજુ પુરૂષનું કર્ત્તવ્ય છે અને પાડવોને તે બોધ આપી રસ્તે ઉતારશો તો તેઓના ઉપર તમારો મોટો ઉપકાર થશે; અમારે તો બંને રીતે લાભજ છે. કારણ પાડવો સમજીને રણક્ષેત્રમા નહિ ઉતરે તોપણ અમો સુખેથી રાજ્ય કરીશું અને જો કદી યુધ્ધમા ઉતરશે તો અમારૂં સૈન્ય જે અત્યારે લડાઈની વાટ જોઇને બેઠુ છે તેમને ઘટિત ખોરાક મળશે ને પરિણામે નિષ્પાડવી પૃથ્વી કરી અમો પૂર્ણ નચિતાઇથી આ હસ્તિનાપુરનુ રાજ્ય ભોગવીશું. પૃથ્વીના બીજા રાજાઓને કંપાવતા હઇશુ (અપૂર્ણ)

## श्रीयुत जीवनरामात्मज—कृष्णानन्द सरस्वतीना समाराधना अने तत्सम्बन्धी विचार

वेद धर्मसभा, आयुर्वेद विद्यालय અને આર્યધર્મ પ્રકાશ ના સ્થાપક અને નેતા જેઓ પૂર્વાશ્રમમાં **વૈદ્ય પ્રભુરામ જીવનરામ** એ નામથી સુપ્રસિદ્ધ હતા તેઓ ઉત્તરાશ્રમમાં આતુર સન્યાસી સ્થિતિ ગ્રહણ કરી કૃષ્ણાનન્દ સરસ્વતી અભિધાન વડે નિજાનન્દમાં વિરમ્યા, જો કે એ સમયને આજે વર્ષ સાતેક થયાં છે પરંતુ તેમના સત્પુત્રો તરફથી એ પરમ મંગલમય દિવસની શુભ સ્મરણાર્થે પ્રત્યેક ફાલ્ગુન માસની અમાવાસ્યાને દિવસે સમારાધના કરવામાં આવે છે તેજ નિયમાનુસાર આ ફાલ્ગુન માસની અમાવાસ્યાને દિવસે એ પવિત્ર પ્રસંગ ઉજવવામાં આવ્યો હતો. वेदाध्ययन ब्रह्मभोज विद्वानोनो सत्कार અને દાન દક્ષિણાથી એ સમય આંતરીક વૃત્તિઓનું ઉચ્ચ ભાવના તરફ આકર્ષણ કરતો હતો.

આવા ઉચ્ચ પ્રસંગોનું આતો માત્ર દિગ્દર્શનજ છે પરંતુ જે કાળે આર્યાવર્ત ષોડશ કળાએ તપતો હતો તે કાળે ઋષિ મહર્ષિઓનું મુખ્ય કર્તવ્ય એજ હતું, ब्रह्मचर्य, वानप्रस्थाश्रम ग्रहस्थाश्रम અને સંન્યસ્ત એ ચારે આશ્રમનું પાલન કરવું એજ માનવ જન્મ પ્રાપ્ત થયાની તેઓ સાર્થકતા સમજતા હતા, અત્યારે એ સકળ પ્રનાલિકા છિન્ન ભિન્ન થઇ ગઇ છે અને ઘર સંસારની ઘરેડમાંથી છેવટ સુધી કોઈને પણ નિકળવું ગમતું નથી ! વર્ણો અને આશ્રમોના ભિન્ન તૂટી પડ્યા છે અને ધર્મ તથા કર્મમાં ધર્તીગોએ પ્રવેશ કર્યો છે ! એમ એમનામાં પૂર્વ પ્રજ્ઞાના નિષ્ઠાના પાલન રૂપે જે કંઇ વેદોક્ત કર્મ ક્રિયાઓ કરવામાં આવે તે અતિ અભિનંદનીય ગણાય વૈદ્યરાજ પ્રભુરામભાઇએ સ્વાશ્રયથી સ્વાર્થ અને પરમાર્થ બન્ને માર્ગોમાં વિજય મેળવ્યો એ એમનું જીવનવૃત્ત અવલોકતાં સિદ્ધ થાય છે જે સમયે ધર્મ કર્મ ઉથલપાથલના ગાડ ઉપર ચડ્યા હતા જે સમયે અંગ્રેજી ડાક્ટરો અને દવાઓએ દેશી વૈદ્ય અને ઔષધો ઉપર દરોડો નાખ્યો હતો, જે સમયે દેશમાં કેળવણીની માત્ર શરૂઆત હતી અને સકળ મોહ માત્ર પરદેશી વિદ્યા તરફજ હતો તેવે સમયે અસીમ ઉદ્યમથી પ્રભુરામભાઇએ અનેક વિદ્વાનો તથા શ્રીમંતોના અંતઃકરણને પોતાની તરફ આકર્ષી લઇ, **વેદ ધર્મસભા, આયુર્વેદ વિદ્યાલય,** અને **આર્ય ધર્મ પ્રકાશ** નો ઉદ્ભવ કર્યો એ એમનું પારમાર્થિક વર્તન ચિરકાળ પર્યંત એમના યશસ્વી નામને આ જગત્માં પ્રકાશમય રાખશે એ વેદધર્મસભા દ્વારા **આર્યધર્મ પ્રકાશ** માસિકમાં ધાર્મિક અને સંસારિક વિષયો ચરચાય છે તેમજ ઘણા ઉપયોગી સંસ્કૃત ગ્રંથોના ભાષાંતરો સુપ્રસિદ્ધ કરવામાં આવે છે, અને આયુર્વેદ વિદ્યાલય અવિચ્છિન્ન પરિશ્રમથી હાલ જનસમાજને ઘણું ઉપયોગી થઇ પડ્યું છે તેથી લોકો પણ એ રૂડી સંસ્થાને આશ્રય આપવાને એક પછી એક બહાર આવતા જાય છે અને તેથી આશા રહે છે કે "આયુર્વેદ

વિદ્યાલય" એક વખતે દેશી મેડીકલ કોલેજના નામથી ઓળખાશે. આ ટુંક હકીકત ઉપરથી પણ સહજ સમજાશે કે પ્રભુરામભાઇ પોતાના જીવનની સાર્થકતા પરકલ્યાણ કરવામાંજ સમજતા હતા, જે તેમણે પોતાથી બન્યું તેટલા પરિશ્રમથી કર્યું અને છેવટે ઉત્તરાવસ્થામા તે સર્વનો પરિત્યાગ કરી આતુર સન્યાસ વડે નિર્જાનંદમા વિરામ્યા અમો આ સમારાધના સંબંધી ટુંક લેખ પૂર્ણ કરતાં પરમાત્મા પાસે પ્રાર્થના કરીએ છીએ કે હે પ્રભુ! અમારા આધુનિક શ્રીમંતો અને આધુનિક વિદ્વાન બ્રાહ્મણોની વૃતિઓને પ્રાચીન ઋષિ મહર્ષિની પ્રનાલિકા તરફ વાળો. એજ માર્ગ દ્વારા અમારા ભારતવર્ષનો ઉદય અને પૂર્વનું ગૌરવ પ્રાપ્ત થવાની અમોને પૂર્ણ આશા છે.

इति शिवम्.

## मासिकोनी पहोंच अने टुंक अवलोकन.

**गुजरात वर्नाक्युलर सोसायटीना रीपोर्ट**--સને ૧૯૦૫ની સાલનો સોસાઇટીએ બહાર પાડયો છે અને તેમાની એક પ્રત અમોને મળી છે એ રીપોર્ટની નિરિક્ષા કરતા જણાય છે કે સોસાઇટીની વ્યવસ્થા સારી છે અમે એનો અભ્યુદય ઇચ્છીયે છીયે

**गुजरात शाळापत्र**—(કેળવણી ખાતાના હુકમથી બહાર પડતુ માસીક) ફેબ્રુઆરીનો અંક મળ્યો છે નિશાળોને લગતા વધારે સંગીન વિષયો તેમા જોવાની અમે આશા રાખીયે છીયે.

**आर्य धर्म**--(શામરાવ કૃષ્ણ આણી મંડળી તરફથી) વર્ષ ડજાનો અંક ૧૧ મો મળ્યોછે તેમા 'जोधाची स्वतन्त्रता' એ લેખ લક્ષ ખેંચનારો છે.

**आनंद**--શ્રી જૈન ધર્મ વિદ્યા પ્રસારક વર્ગ તરફથી પોષ મહા અને ફાગણના અંકો મળ્યા છે

**लुहाणा मित्रः**--પોષ, માઘ ને ફાલ્ગુનના અંકો મળ્યા છે.

**नवरंग**,--એચ જી. માસ્તર તરફથી અંક ૨જો ને ૫મો

**आत्मानंद प्रकाश**,--(શ્રી આત્માનંદ ભાવનગર) સભા પાચમો ને છઠો

**सुंदरी सुबोध**.—અંક ૫મો સ્ત્રીઓને વાચવા લાયક છે

**आर्य भिषक**—અંક ૭ મો ને ૮ મો વૈદ્યક સબધી બાબતો પ્રાચીન ગ્રથોને આધારે આવે છે

**बुद्धि प्रकाश**.—ફેબ્રુઆરી ને માર્ચના અંકો.

**श्री छोटम ज्ञानोदयः**--શાસ્ત્રી ગગાશકર વ્રજલાલ તરફથી માઘ માસનો અંક મળ્યો છે વેદાતિક વિષયો ઠીક લખાય છે

**ब्राह्मण**.--(દવે અંબાશંકર ભાણજી તરફથી સ. ૧૯૬૨નો અંક ૧૦ મો તથા સ. ૧૯૬૩નો અંક ૨જો મળ્યો છે બ્રાહ્મણોને વિષેષ ઉપયોગી થાય તેમ થવાની જરૂર છે

**वैद्य कल्पतरु**—વૈદ્ય જટાશંકર લીલાધર ત્રિવેદી તરફથી જાનેવારીનો અંક ૧મો.

# आर्यधर्मप्रकाश

पुस्तक ३ मुं ] मास वैशाख स १९६३ [ १७ मो.

## यतोधर्मस्ततोजय




### विभु विहार

सखी डगमग डगमग थाय, डोले ब्रह्माड आ !
पायामा पूर अफळाय, जमनानी छोळय आ !
झोल्ने हो नाथने !
सखि उखडया ऑखडाना पडळ हैयाना पूर !
उनडयां अजवाळीया देश, सविताना नूर आ ?
खीलजे आकाशने !
सखि ! लीए या सुकादन, लख्वा सलूगरा !
भरी झोगी कुमार फेरा नेरवा समारमा !
लेवाने दानने !
सखि ! जगनी मन्जीमा मस्मान जादर्या !
भगरा विरमणप्रसाद, मनना अवमान ना !
जगनी जगाळगा !
सखि ! मयोना धामथी अमरोमा उडणु !
स्नेहिना मायमा अखड रास खेलणु !
विभूना विहारमा !
सखी ! डगमग डगमग थाय डोले ब्रह्माड आ !
पायामां पूर अफळाय जमनानी छोळय आ !
झोलने हो नाथने !

સ્પૃહા નથી ! અને મને તે ગાયે ચાર નારમા ગણી કાઢયો છે ! પણ તારી એ ગણતરી મને ઘણી શ્રષ્ઠજ લાગે છે! કારણ તે સિવાય તે બુદ્ધિ સિવાય તારી શુધ્ધ સાન ઠેકાણે આવે તેમ નથીજ ! તુ અત્યારે તારા ધમ ડ ઉપર ઘેલો થયો છે અને જેમ ઘેલો હાથી પોતાના માથામાજ ધૂળ દાલે છે ! તેમ તુ પણ તારા માથામા ધૂળ ઘાલે છે જો કે આમા કાઇ પણ આશ્ચય પામવાનુ કારણુ નથી જે બીજ તે વાવ્યા છે જે અનથની રોપણી કરી જે અન્યાય અને અધમથી તુ રાજછત્ર ધારી રહ્યો છે તે અન્યાયના અને અધર્મના દિવસો ગણાઇ ચુકયા છે ! તારી જીદગીના ત તુઓ શિથીલ વિથીલ નવાના પગરણુ મ ડાઇ ચુકયા છે અને તે અર્જુનના ગાડીવના એકજ ટકાર સાથે તુટી જશે હે ભીરૂ ! જો તારે વષ્ટિ કરવી નથી તો તને હવે કઇ પણ ઉપદેશ આપવો એ અરણ્ય રૂદન સમાન છે, છતા અનેકજીવોનો મ હાર થતો અટકે અને એકજ લોહીના તરસ્યા સ'પ સરિતામા સ્નાન કરી સૌજન્યતાથી એક બીજાનો ભા । વહેચી ખાય એ મારી આતરિક વૃત્તિ મનેઆ પર મમાગ તરફ દોરી રહી છે પણ આધળો ભીંતમા માથુ પટકયા સિવાય કદાપિ પાછો વળવાનોજ નહીં' મને જે ઘટિત માગ લાગ્યો હતો તે માર્ગ ઉપર લાવવા મે પ્રયત્ન કયો પણ તેની તને લેશ પણ અસર થઇ નથી ! જે મહા રણ સ હાર થવાનો છે જે માગે ચોસઠ જોગણીઓના ખપ્પર ભરાવાના છે ! જે માગે રકત સરિતાઓ વહેવાની છે તે માગ ઉપરથી તુ કદાપિ ખસે એમ નથીજ ! સરિતાના તટ ઉપરના વૃક્ષ માફક તુ પણ એ રકત સરિતાના પ્રબળ વેગ સમયે દુખડી પડીશ અને કોણ જાણે કઇ (-શામા કયા માર્ગના વહન ઉપર ગોથા ખાતો હઇશ ! આ મારા પ્રબળ બોલ તને મા ત્ર હાસ્ય રૂપ કરે છે! પણ જગત્ ।। તારૂ જે હાસ્ય થવાનું છે તે ભાવીના પેટમા ભરાયેલુ છે ! ઠીક છે ત્યારે હવે હુ જાઉ છુ તારે તો સૈન્યની તૈયારી કરવી રહી નથી, પણ પાડવોને તો તૈયારી કરવી જોગેને ! તા રે। સ દેશો પણ પાડવોને પહોચાડીશ ! ને કદાચ્ એ વાત તેં ભી ! અને અજુનને ગળે ઉતરી તો તા પછી તારા પોબારજ પડયા સમજવા! પછી ત્રેલો કયમા તને પૂછનારજ કોણ રહ્યુ ! દેવ, દાનવ, માનવ, રાક્ષસ, પિશાચ, ગ'ધવ આદી સવનો નેતાજ સવનો રા જ્યપતિ તુ ! તે વખતે દુ શાશન, કણ અને શકુનીના યથમા બેઠેલો તુ પોતાની મૂછે હાથ નાખી રહ્યો હઇશ ! તારા ભા યને વખાણતો હઇશ ! તુ કોઇ મહા ભાગ્યવત જણાય છે ! દ્રૌપદીના ભરસભામા ચીર એ ચ્યા છતા પણ તુ ચીર આપુવી રહ્યો ને કદાચ ચીર આપુવી હજીએ રહીશ ! તો પછી જગતમા અધર્મીઓનો જય પુકરાઇ રહેશે ને અન્ય અધમ માનવીએ તને આશિષ આપશે ! તારૂ કહેવુ યથાવ છે ! ધર્માવલબી પાડવો દૈન્યતામા દિવસો ગાળે છે અને અધમાવલબી તુ

પોતે રાજ્યનો અધિષ્ઠાતા થઇને બેઠો છે તો હજુ વિશેષ અધર્મ માર્ગે શું તું નહિ પ્રવરતે? અને તારો તો એ માર્ગે જયજ હોય એમાં શંશય પણ શો? મને ભય રહે છે કે તું એ શાસ્ત્રોનાં ધર્મ સૂત્રોને અવશ્ય જુઠ્ઠા પાડી શકીશ. यतो धर्म स्ततो जयः તેને બદલે મને લાગે છે કે તું તારા પરાક્રમથી આવું સૂત્ર સર્વ માન્ય કરાવી શકીશ કે ज्यां अधर्म त्यांज जय' માટે તુ હવે જપમાલાના મણિકા ગણતોજ રહે ને અધર્માચારનો મોટો ભક્ત છે તેને બદલે અધર્મરૂપજ થઇ જા! આમાં દુર્યોધન બોલી ઉઠયો હા એમજ! મારો અધર્મમાંજ જય છે! પાંડવો સાથે જુગાર અમો રમ્યા ન હોત, દ્રૌપદીની ભરસભામાં બેઅદબી ન કરી હોત તો પાંડવોએ કયારના અમને પીંખી ન ખાધા હોત! અત્યારે રાજમુકુટ કૌરવ ચૂડામણી ઉપર શોભી રહ્યો ન હોત! પણ એ સઘળી વાતો તમોને જણાવવી એ માત્ર વ્યર્થજ છે. વાસ્તવિક રીતે તો પાંડવોના વિનાશ અર્થેજ તમારો જન્મ છે! જેણે પોતાના મામાનેજ માર્યો તેમાં બુદ્ધિ શી હોય! પાંડવોને કોઇ પણ ન મળ્યું કે તમારા જેવા એક ગોવાળિયાને મારી સામે વષ્ટિ કરવા મોકલ્યો! હું કોણ? દુર્યોધન! સર્વ રાજાઓનો રાજા! મારા નામથી પૃથ્વી ફાટે આકાશ તૂટે ને મહાસાગર મર્યાદા મૂકે! તો મારી સામે વષ્ટિ આવનાર કેવો સમર્થ માણસ જોઇએ! તમારા સામર્થ્ય અમોએ બહુ બહુ સાંભળ્યા છે પણ તે સઘળી માત્ર દાવપેચની રમતોજ! છળ કપટ ને દાવપેચમાં તો તમો અમારાથી ચડો, એતો મારાથી કે જગતથી ના નહિજ કહેવાય परोप देशे पांडित्यम् એ વાકયાનુસાર જો તમેજ છળ કપટના ભરેલા છો તમેજ છળ કપટથી મથુરાં નગરી પચાવી પાડી મામાના રાજ્યનો ધ્વંસ કરી તેને રાજ્ય છત્ર તળેથી ઉઠાડી દઇ તેનાં પ્રાણ લીધાં તો પછી એક અધર્મિ બીજા અધર્મિને ઠપકો આપવાનો કશો હક ધરાવતો નથી! તમારા કરતાં હું હજાર દરજ્જે શ્રેષ્ઠ છું! પાંડવો કયા રાજ છત્ર ધારી હતા! રાજ્ય છત્ર તો મારે માથેજ વિરાજી રહ્યુ છે! છતા અમે તો માત્ર તેના હિસ્સા માટેજ વાંધો ઉઠાવ્યો છે અને એ તો વાસ્તવિક પણ ગણાય પરંતુ તમોએ જેમ રાજ્ય લોભથી વગર હકે મામા કંસનો જીવ લીધો એમ અમોએ પાંડવોનો જીવ લીધો નથી! તમો દ્રૌપદીને માટે જે અમોને વારંવાર નિંદો છો પરંતુ તમોએ ગોકૂળની ગોપીઓ સાથે જે વ્યવહાર ચલાવ્યો તેની આગળ કશી ગણતરીમા નથી! રાજસૂય યજ્ઞ વખતે પાંડવોજ માત્ર તમારૂં પૂજન કરે અને શિશુપાળ જેવાજ માત્ર તમારાં બળિદાન થાય! તમો કુટુંબ સંહારી છો, તમારે હાથેજ જગત્નો વિનાશ છે ને તેથી પાંડવોના કોઇ અનિષ્ટ કર્મના યોગે તમો તેને પરમ મિત્રરૂપે મળ્યા છો! પણ હું તો તમને પાંડવોના કાળરૂપેજ જોઉં છું! પાંડવોને જો કે અત્યારે મારી વાત ગળે

નજ ઉતરે—મને તો દુખી પાડવોની દયા આવે છે! ને કદાચ્ પાડવો તો સમજીને ઉપવનમા પડયા રહેત, મા'રી સામે બાખડી બાધવા ઉભા ન રહેત। પણ જ્યા પ્રપચી, કપટી અને તમારા જેવા ધૂર્ત્તનુ પ્રબળ હોય ત્યા અનર્થ થવામા શી બાકી હોય?

બસ કર! તા'રો લવારો બસ કર! તુ અજ્ઞાની અધ ગોપીઓની બાબતમા અને કસ વિનાશમા શુ સમજે? રે પામર! એ રહસ્ય સમજવાને હજુ તને અનેક જન્મોની જરૂર છે અત્યારે તુ એ દિક્ષાને લાયકજ નથી અત્યારે તો તુ પાડવોને હાથે સખ્ત શિક્ષાનેજ લાયક છે! તા'રો રાજદડ, તા'રૂ રાજભવન ને તા'રો રાજમુકુટ હવે થોડા દિવસ ભોગવી લે! હવે તુ તા'રા ગર્વ ઉપર ઘુમે છે તુ મદોન્મત્ત થયો છે, એ મદ આમ વાકય પ્રહારથી નહિ ઉતરે, એને માટે શસ્ત્ર અસ્ત્રની જરૂર છે ને તે પણ બીજા કોઈના નહિ, માત્ર ભીમ ને અર્જુનના! અત્યાર સુધી તા'રો જે જે અધમ સહન કરવામા આવ્યો છે ને તે જે જે અધમિ બીજ વેયા છે તેમાથી મો'ટા સહારના સત્વો ઉભવ્યા છે, એજ સત્વોદ્ધારા કુરૂક્ષેત્રના રણયજ્ઞમા હા! તુ અને તા'રૂ આ અસખ્ય દળ બળિદાન તરીકે હોમાઈ જશે! તા'રા વૃદ્ધ માત પિતાને કે ન્યા જવા લાયકછે પણ તા'રા જેવા કુપાત્ર પુત્રને જન્મ આપ્યો તેના ફળ તેને પણ ભળવા જોઈએ! નરાધમ! સમજ કે તુ હવે રાજ્ય સિહાસન ઉપરથી ઉથલીજ પડયો છે! સમજ તા'રી દુરાવસ્થાજ છે! સમજ તુ કાળના મો'ટા માજ સપડાયો છે! તા'રૂ બળ અને તા'રી શક્તિ મે જોઈ લીધી છે! માત્ર આ તો તારા છેવટના પછાડા છે! તુ પાપથી ઘેરાઇ ગયો છે, તુ ધમના વોરીધર માગમથી નીકળી ગયો છે! પાડવોનો વાજબી હક તારે ગળી જવો છે! પણ અર્જુન અને ભીમની રક્ત નળીયોમા જે રક્ત ધમધમી રહ્યુ છે એ રકત અને રકત પ્રનાલિની નદીઓ વહેવરાવી ગીધ કાગડા અને ગરજોને ભોગ આપી તમારા સકળ કુટુબનુ એજ રકત વડે તર્પણ કરી હસ્તીનાપુરની ગાદી પ્રાપ્ત કરશે ત્યારેજ એ રાજવીર પુરૂષો પોતાના દ્રઢ વ્રત્તથી મુકત થશે! રે નૃશસ હારક ખાવી ઠીઠાઈ છોડી દે! કાઈક વિચાર કર ને પાડવોને પોતાના કરી લે! આ છેવટના મા'રા વચન ઉપર કાઈક ચિત્ત લગાડ નહિ તો પછી તૈયારજ રહેજો પાડવો હવે આવ્યાજ સમજ કૌરવ રાણીઓના ચુડલાઓ ઉતરશે કે બળતી ચિતાઓમા સ્વામીના હાડકાઓ શોધી લાવી એ મકળ હોમાઈ જશે પણ રે દુરાત્મન્! તા'રી તો મરણાવસ્થા હુ એવી જોઉછુ કે જે વખતે તને પાણી પાવાને એક અનુચર પણ તા'રો નહિ હોય

(અપૂર્ણ)



## प्रकृति प्रभाव,

વારંવાર જન્મ મરણના કારણરૂપ પ્રકૃતિ પ્રભાવ જ છે. મૂળ પ્રકૃતિનો વિનાશ થયા વગર પ્રાણી પુનઃ પુન જન્મ પામે છે! એ પ્રકૃતિનો પ્રભાવજ સુખદુઃખના કારણરૂપ છે. ત્રિગુણી માયા પ્રવર્તક પણ એ પ્રકૃતિજ છે. એ પ્રકૃતિના યોગથીજ નિરંજન, નિરાકાર, વિશુદ્ધ અને જન્મ મરણ રહિત આત્મા, જીવભાવને પામે છે! આ દેહ મારો, આ દેહ તે હું છું, આ ઘર મારૂં, આ સ્ત્રી મારી, આ કુટુંબ મારૂં, હું રાજા, શેઠ, ચાકર, ગરીબ, શ્રીમંત એ સકલ મહિમા પ્રકૃતિનોજ છે. ત્રિવિધતાપમાં જીવાત્મા જે પોતાને દગ્ધ થએલો માને છે, તે સર્વના કારણભૂત મૂળ પ્રકૃતિજ છે. પ્રકૃતિનો ક્ષય થાય ત્યારે જન્મ મરણના ચક્ર ઉપરથી જીવત્મા ઉતરી શકે છે, આત્મા કે જેને ઉપનિષદ્દમા પુરૂષ તરીકે ઓળખવામાં આવે છે તે પ્રકૃતિથીપર છે એ વાત અવશ્ય જાણવાની છે' ત્વચા, માંસ, રૂધિર, મેદ, મજ્જા, પિત્ત' સ્નાયુ અને ઇંદ્રિયોના સમુદાય એ સર્વે જેમ ઉપર ઉપરથી જોતા માતપિતાના સંયોગથી ઉપજે છે, પરંતુ અવશ્ય જાણવાનું તો એ છે કે ઇંદ્રિયો સહિત સાતે ધાતુઓ બીજમાથી જેમ બીજું બીજ નીપજે છે તેમ એક બીજમાથી ઉપજે છે. એક કાર્ય કાંઇ બે બીજથી ઉત્પન્ન થતાં નથી. આ પ્રસંગ અતિ સૂક્ષ્મ છે, પરંતુ અત્રે તે દર્શાવવાની અગત્ય એટલા સારૂ વિચારી છે કે પુરૂષ-પ્રકૃતિને જે એકમેક ગણી લેવામાં આવે છે તે તેમ નથી, માત્ર ગુણોને વિષે ગુણો ઉપજે છે અને તેમાંજ પાછા લય થાય છે. પ્રકૃતિમાંથી ગુણો ઉત્પન્ન થાય છે અને પાછા તે પ્રકૃતિમાંજ લય પામે છે. ત્વચા, માંસ, રૂધિર, મેદ, પિત્ત, મજ્જા, અસ્થિ, સ્નાયુ અને વિર્ય એ આઠે પ્રકૃતિથી ઉત્પન્ન થએલાં છે.

અવિદ્યામાં કે અંતઃકરણમા ચિત્તનું જે પ્રતિબિંબ તે જીવ કહેવાય છે પ્રત્યેક જડ વસ્તુ સાથે ચૈતન્યનો સંબંધ છે અથવા પ્રકૃતિ સાથે પુરૂષનો સંબધ છે પરંતુ જેમ દૃશ્ય વસ્તુના વિકારથી સૂર્ય વિકાર વાળો થતો નથી તેમ પ્રકૃતિ (જડ)ના વિકાર વડે પુરૂષ (આત્મા) વિકારવાળો થતો નથી. એટલે આ ઉપરથી તાત્પર્ય એ સમજવાનું છે કે હર્ષ શોકાદિભાવ, આત્માને સ્પર્શ કરતા નથી. એ રીતે આત્મ અનાદિ, અવિનાશી, સર્વત્ર વ્યાપક સ્થિર સ્વભાવવાળો, અચળ, પૂર્વ રૂપ માંજ રહેનારો, નેત્રાદિક ઇંદ્રિયોથી દેખાય નહિ તેવો, મનથી પણ જણાય નહિ તેવો, અને કર્મેંદ્રિયોથી પણ જણાય નહિ તેવો છે, છતાં પણ ગુણોને વિષે કેવળ અભિમાનને લીધે પોતે ગુણવાળો થઇ પડેલો છે-એટલે અંતઃકરણાદિકના કર્તૃત્વ ભોકતૃત્વ આદિના ધર્મો, બુદ્ધિના

અજ્ઞાનથી પોતાના આત્મામા ભાસે છે- દેહાદિ આકારમા પ્રતિબિંબિત થઇને તેમા સુખ દુ ખાદિક પોતાને વિષે માને છે ત્યા સુધી જન્મ મરણનુ ચક્ર અને સ્થલ દેહનો સબધ છૂટતોજ નથી! જ્યારે સ્વત એમજ સમજાય કે, पाचज्ञानेंद्रिय पाचकर्मेंद्रिय पाचभुत पाच शब्दादि विषय અને मन बुद्धि, अहकार प्रकृति चिदाभास એ પાચ વર્ગમા જે પાચ દ્રવ્ય વિષયોનુ જ્ઞાન થાય છે એ જ્ઞાન એ છવીસમુ તત્ત્વ છે એ આ જણાવેલા પચીસ તત્ત્વોથીપર છે, તેમજ જડ પણ નથી, માટે તેને નિ તત્ત્વ ગણવામા આવે છે ચિદાભાસ એ ૨૫ મુ તત્ત્વ જે જીવ અને એ પચીસ તત્ત્વનુ જે જ્ઞાન પરમાત્મા તેમા અને પચીસમા તત્ત્વમા કઈ ભેદ નથી તે અભેદ છે, પરતુ જ્યા સુધી તે યથાર્થપણે સમજાતુ નથી ત્યા સુધી તો એ પચીસમુ તત્ત્વ પ્રકૃતિના આધારે જીવ ભાવનેજ-હર્ષ વિષાદિનેજ ભોગવે છે! પરતુ જ્યારે પુરુષ દિવસે દિવસે પ્રકૃતિના ક્ષયવાળા ધર્મોને જુએ છે ને તે ઉપર વિરાગ પ્રાપ્ત થતા તેનો ત્યાગ કરે છે ત્યારે તે કેવલ આત્મ સ્વરૂપ થઇને છવીસમા તત્ત્વ પરમાત્માને જાણે છે મૂઢ પુરૂષોજ જીવ અને શીવમા ભેદ ભાળે છે, પરતુ જેને આ જગત્ માયિક જાળ સમાન ભાસ્યુ છે, હર્ષ-વિષાદ એ માત્ર પ્રકૃતિનોજ પ્રભાવ જેણે જાણ્યો છે, સ્થૂલ દેહ એ પણ માત્ર પ્રકૃતિનુંજ કારણ છે, એ સઘળી બાબત જેને યથાર્થપણે સમજાઇ છે તે જ મ મરણથીપર એવા પરમાત્મ સ્વ રૂપે-નીજ સ્વરૂપમા વિરમે છે

વેદાતનિષ્ઠ સાધુ પુરૂષો તો જીવ-બ્રહ્મને એક જ સ્વરૂપે જુએ છે અને તેથી મહત્ પદની ઇચ્છાવાળા સાખ્ય જ્ઞાનીઓ જીવ અને ઇશ્વરનો ભેદ અગિકાર કરતા નથી કારણ કે એ ભેદ જ માત્ર જન્મ મરણની જાળને ગુથે છે! મનાતુ કે સાક્ષી જ્યારે સાક્ષ્ય પદાર્થ સાથે સબધવાળો થાય છે ત્યારે તે જીવ કહેવાય છે! અને જ્યારે એ સબધ રહિત થાય છે ત્યારે એ છવીસમા આત્મા-પરમાત્મા ચતન્યઘન-નિરજન નિર્વિકાર અને સર્વ વ્યાપક બ્રહ્મ કહેવાય છે માછલુ જેમ પાણીમા નિવાસ કરીને રહે છે અને તેમા અભિમાન બદ્ધ થવાથી તેની સાથે સ્નેહમયી થઈ તેમા ડૂબી જાય છે અને તે સમયે તે તેમા જોવામા આવતુ નથી તેમ જીવ પણ પ્રકૃતિમા નિવાસ કરીને રહેવાથી પ્રકૃતિમય થઇ જાય છે, પોતે પોતાને ભુલી જાય છે ને દેહરૂપ થઈ જાય છે, પરતુ જેમ પેલુ માછલુ સમયે બહાર આવે છે તેમ જીવ પણ જ્યારે જ્ઞાન પ્રાપ્ત થાય છે ત્યારે પ્રકૃતિને પોતાથી જુદીજ જાણે છે-પોતે જન્મ મરણથીરહિત છે એમ જાણે છે! સુખ દુ ખ સકલ મિથ્યા છે એમ જ્યારે તેને યથાર્થ સમજાય છે ત્યારે તે જાણે છે કે ચોવીસ તત્ત્વથી જુદો પોતે છવીસમુ તત્ત્વ છે ગોરડીને જેમ સર્પ ના આપ તરીકે સ્વીકારવામા આવે છે તેજ ન્યાયે માયાના અધકારમય આવરણમા જે પરમ ચૈતન્ય પરમાત્મા છે તેને જીવરૂપે જોવામા આવે છે ને એજ અજ્ઞાન અને એજ વાસના

કરવા સારૂ, જો પ્રજાના કેળવાએલા માણસોની સભા બનાવી વિદ્વાનો દ્વારા રાજ્યના ધારાઓ બાંધવામાં આવે તો અવશ્ય પ્રજાનું અને રાજ્યનું કલ્યાણજ થાય. મારી પ્રજાને કેળવવા માટે તો મેં પરીશ્રમ લીધો છે, પરંતુ અનેક વિદ્વાનોથી મારી રાજ્યસભા અલંકૃત કરવાની જરૂર છે. ઘર ઘર સ્થળ સ્થળ સરસ્વતીના પૂજન થાય અને મારી પ્રજા સરસ્વતી દેવીના સેવનથી તન મન ધને બલિષ્ટ થાય એજ કર્ત્તવ્યનાં પ્રીયે લીલાવતી આપણું જીવન ગાળવાનું છે. માહારાજા ભોજના આ અતિ રૂડા વિચારથી મહારાણી પ્રસન્ન થયા તે બોલ્યાં હે રાજેંદ્ર! આપણા રાજ્યમા સરસ્વતી મંદીર પુજાવા લાગ્યા છે. પ્રજા પ્રસન્ન વદને પોતાનાં છોકરાંઓને સરસ્વતી મંદીરે મોકલે છે. જેમ મારૂ લક્ષ સ્ત્રી કેળવણી ઉપર વિશેષ છે તેમ આપનું દેશના બાળકોને કેળવવા ઉપર છે, આથી આશા રહે છે કે પરમાત્મા આપણું આ કાર્ય ફ્લીત કરશે. આપની રાજસભા વિદ્વાનોથી અલંકૃત થવીજ જોઇએ। એવી દરરાજ પંડીતનાં વચન એમુલા છે. આપનો સુજશ એથી જગતમાં અતિશય વિસ્તરશે તેમજ રાજ્ય પ્રજા બનેને હિતકારક એ સભા થઈ પડશે, માટે મારો પણ ખાસ આગ્રહ એજ છે કે આપણી રાજસભામા દેશ દેશાંતરના અનેક વિદ્વાન પંડિતોને નિમંત્રણ કરો અને જેઓ રત્ન સમાન હોય તેમને મોટી આજીવીકા બાંધી આપી આપની પાસે રાખો. કોઇ પણ રાજાની અમર કિર્તિ કે અમર નામ માત્ર રહ્યું હોય તો તે કવિ ગુનોવડે, વિદ્વાનોવડે. આપણી જીંદગી પણ તેથી સુખમય અને શાંતી પ્રદાતા થશે.

આ ઉપરથી ભોજરાજાએ પંડિતોની મહાન્ સભા બોલાવવાનો વિચાર કર્યો. પ્રધાનની સલાહ પણ રાજાને મળતીજ થઈ પડી અને તેથી મોટા ઠઠારાથી એ સભાને માટે મંડપ બંધાવવામાં આવ્યો. ગામની બહાર ખુલ્લા મેદાનમાં એ મંડપની તૈયારી થવા લાગી- છ મહીનામા તે મંડપ બંધાઇ રહ્યો. ગામેગામ નિમંત્રણ પત્રિકાઓ અને માણસો મોકલવામાં આવ્યા, આખું ભારતવર્ષ હલમલી રહ્યું. વિદ્વાનો પોતાનાં પોથાં થોથા બાંધી તૈયાર થવા લાગ્યા. કેટલાકે ગાડાંનાં ગાડાં પુસ્તકોથી ભર્યા. કેટલાકે ઘોડા ઉપર કેટલાકે ઉંટ ઉપર અને જેને ઘોડા કે ઉંટ અને બળદ મળી શકયા નહિ. તેઓએ છેવટ લાચારીથી ગધેડા ઉપર પોતાનાં પુસ્તકો નાંખી નાંખી ધારાનગરી તરફ પ્રયાણ કરવું શરૂ કર્યું. કેટલાકે માત્ર ખભેજ પોતાનો પુસ્તક ભંડાર ચડાવી લીધો અને કેટલાકે માત્ર પોતાની વાણી ઉપર આધાર રાખી ધારાનગરી તરફ પ્રયાણ કરવું શરૂ કર્યું. દેશ દેશના પંડિતોથી ધારાનગરી કમળોથી શોભીત માન સરોવર સાફક શોભી રહી. વિદ્વાનો જાણે રાજહંસ હોયની એમ દર્શાવા લાગ્યા! જાણે પૂર્વ સમયના રૂષિ મહર્ષિઓના આશ્રમો હોયની એમ અનેક આશ્રમો–નિવાસ સ્થાન નગરી બહાર

પણ ચિત્તાઆકર્ષક થઇ પડયા હતા વેદ ઉપનિષદ અને અઢારે પુરાણો જેની હસ્તહાથ છે તેવા તેમજ ગણિત શિલ્પ, કૃષી, ભૂસ્તર, ભૂગોળ, ભૂતળ, રસાયણ, અર્થશાસ્ત્ર પદાર્થવિજ્ઞાન, સંગીત શાસ્ત્ર, તથા આયુર્વેદ વિદ્યાના અભ્યાસી, મંત્રશાસ્ત્રીઓ, યોગ વિદ્યાના જાણ અને તત્ત્વજ્ઞ છે એવા એમ વિધવિધ પ્રકારના સરસ્વતીના પુત્રીઓના આગમનથી ધારાનગરી સ્વર્ગીય શોભને વિસરાવતી હતી એ પ્રમાણે નભામંડપ બંધાઇ રહ્યા હતી છ મહીના સુધી વિદ્વાનોના આગમન શરૂ રહ્યા, એટલુંજ નહિ, પરંતુ દેશદેશાંતરનો પ્રજા વર્ગ પણ વિદ્વાનોના દર્શન કરવા તેમજ તેમની વાણીનો વિલાસ શ્રવણ કરવા આવવા લાગ્યો ધારાનગરી તેના ઉપવનો અને વિશ્રામસ્થાનો જનપ્રવાહથી ઉભરાઈ જવા લાગ્યાં એ સર્વનું રૂડે પ્રકારે આતિથ્ય થઇ શકે એવી ઘણીજ ઉત્તમ વ્યવસ્થા મહારાજાના મંત્રીએ કરી રાખી હતી પ્રાતઃકાળ તેમજ સાયંકાળે જોડે વિદ્વાનોના દર્શને નીકળતા તેઓને અતિ આનંદ પ્રાપ્ત થતો અને ઘણું ઘણું તેમાંથી જાણવાનું મળતું પ્રાતઃકાળના વિદ્વાનોના નિત્યકર્મ સ્નાન સંધ્યાદિ રાત્રીના પાછલા પહોરથી શરૂ થતા સુર્યોદય વખતે તો વેદધ્વની અને એવાજ અનેક પ્રકારના અધ્યયનોથી વનોપવની કેટલાક માઇલોના માઇલ સુધી ગાજી ઉઠતી જે આશ્રમમાં જઇને જુઓ ત્યાં વાણીવિલાસ-ઉચ્ચ આચરણ અને સત્તનો દર્શ આવતા હતા જનજૂથના હૃદય ઉપર એ વર્તનો ઘણીજ ઉંડી અસર કરતા હતા સાયંકાળના પણ સાયંસંધ્યા અને એવાજ અધ્યયનો પાઠ-પઠન અને તર્કવિતર્કના સરસ્વતી પ્રસાદથી ધારાનગરીના તથા દેશદેશાંતરથી આવેલા માનવવૃંદો આલ્હાદિત થતા હતા, આ પ્રમાણે જ્યારે સર્વ સુવ્યવસ્થીત થયું ત્યારે રાજારાણી પોતાના મંત્રીઓ અને સહચરીઓ સહીત એ વિદ્વદ્ આશ્રમોના દર્શન કરવા નીકળ્યા મહારાજાનો જય થાઓ, રાજા રાણી ઘણું જીવો વગેરે અનેક મંગળધ્વનીથી વિદ્વાનોએ તેમનો સત્કાર કર્યો હતો વિદ્વાનોના દર્શન કરી રાજાએ પોતાના અહોભાગ્ય માન્યા ગોવિંદરાજ પંડિત સાથમાંજ હતા તેમણે રૂડી મનાદૃષ્ટીજ આનો અમૂલ્ય પ્રસંગ હાથ આવ્યો છે એમ કહી વારંવાર ભોજરાજ અને મહારાણી લીલાવતી ગોવિંદરાજની પ્રશંસા કરતા હતાં તે પછી જાહેર કરવામાં આવ્યું કે વઈશાખ સુદી ત્રીજ—અક્ષયતૃતિયાથી સભામાં વાણીવિલાસ શરૂ થશે માટે સર્વ વિદ્વાનોએ એ સભામાં પધારવાનું નિમંત્રણ કરવામાં આવે છે આથી સર્વમાં અપૂર્વ આનંદ પ્રસર્યો અને સૌ કોઇ એ મંગળમહોત્સવના દિવસની રાહ જોવા લાગ્યા વઈશાખ સુદ ત્રીજને દિને પ્રાતઃકાળથી પ્રેક્ષકોએ સભાસ્થાન ભરવા માંડ્યું જો કે વિદ્વાને આ રમ વાગ્યાથી આવવાનું શરૂ કર્યું, પરંતુ પ્રત્યેક વિદ્વાનના બેઠકસ્થાન નામઠામ સાથે મુકરર કરવામાં આવ્યા હતા અને તે સ્થાન ઉપર લઇ જનારા દ્વારપાળો પણ

હતી અને તેનું પરિણામ એ આવ્યું કે એ બાણ ઘણુંજ ઉત્તમ તૈયાર થયું મેં એ ઉપરથી એ બાણ વાળાને ગુરૂ કર્યો ! કારણ કે યોગી પુરૂષ પણ જે એકાગ્રવૃત્તિથી ચિત્તને વશ કરે તોજ પરમપદ ને પામી શકે એતો વાસ્તવિક છે કે જેનું ચિત્ત બ્રહ્માકાર થયું હોય એવો યોગી કોઇ બહારના પદાર્થને કે મનના સુખ દુઃખાદિક ને જાણતોજ નથી. આસન જીતવાથી શ્વાસ જીતાય છે અને શ્વાસ જીતવાથી મન નિશ્ચલ થાય છે ક્ષણ માત્ર નિશ્ચલ થયા પછી પણ વિષયોની વાસનામા મન ખેંચાઇ જાય છે અથવા સુષિપ્તિમાં મન જેમ સર્વથા લીન થઇ જાય છે તેમ મનને ક્ષણભર અવકાશ મળતાં અથવા જેનો વૈરાગ્ય દ્રઢિભૂત થયો નથી એવા યોગીની વૃત્તિ વિષયની વાસનામાં આકર્ષાઇ જાય છે તેટલા સારૂ અંતઃકરણમાં ક્યારે પણ વિક્ષેપ પ્રકટવા દેવો નહિ અને આલસ્યનો ત્યાગ કરી અભ્યાસના યોગથી મનને પરમાનંદ સ્વરૂપમાં સ્થિર રાખ્યા કરવું. એપ્રમાણે નિત્યના અભ્યાસથી મનપરમાનંદ સ્વરૂપ મા પ્રોવાતું જાય છે અને ધીરે ધીરે વિમલ થતાં વિષયોની વાસના ઉડી જાય છે તેમજ રજો ગુણ અને તમો ગુણ પણ જેઓ વિક્ષેપના બીજ રૂપ છે તેઓનો પણ ધીરે ધીરે વૃદ્ધિ પામેલો ઉપશમ સત્ય ક્ષય કરી નાખે છે અને પરિણામે વૃત્તિ રહિત થઇને ધ્યેય સ્વરૂપથી સ્થિતિ પામે છે યોગીઓ જેને 'અસંપ્રજ્ઞાત' નામની સમાધિ કહે છે તે આ તુંજ નામ કે જ્યારે વૃત્તિઓથી રહિત થએલું મન બ્રહ્મમય થઇ જાય છે.

**સર્પ**—મેં સર્પ પાસેથી જે ગુણ લીધો તેમાં મુખ્ય ગુણ એ છે કે સર્પ જેમ એકલો ફરે છે, પોતાનું એક રહેઠાણ રાખતો નથી, સાવચેત રહે છે, એકાંતમાં વસે છે, ગતિ ઉપરથી ઝેરી કે ઝેર વગરનો જણાતો નથી, કોઇને પોતાની સાથે રાખતો નથી અને પોતાનો અવાજ બીજાને જણાવા દેતો નથી તેમ યોગીએ પણ એકલા ફરવું, પોતાનું એકજ ઠેકાણું ન રાખવું, સાવચેત રહેવું, એકાંતમા વસવુ. કોઇ રીતે બીજાઓને પોતાની રીતભાત જાણવા દેવી નહીં, કોઇને પોતાની સાથે રાખવો નહીં અને થોડુંજ બોલવું સર્પને જેમ પોતાના દરની ઇચ્છા નથી અથવા તે પોતાને માટે દર કરી રાખતો નથી તેમ યોગી પુરૂષ પોતાને માટે ઘર રાખતા નથી. તેઓ ગમે તે જગોએ પોતાનો નિવાસ કરી લે છે.

**કરોળીયો**—હે યદુરાજા ! કરોળિઓ જેમ હૃદયમાથી નીકળેલી લાળને મોઢેથી વિસ્તારી તેની સાથે રમીને પાછો તે લાળને ગળી જાય છે, તેમા બીજા કોઇ સાધનની અપેક્ષા રહેતી નથી તેમ ઇશ્વર પોતામાથીજ જગતને સરજી, તેથી વિહાર કરીને પાછા તેજ જગતને ગળી જાય છે જેમા બીજા કોઇ પણ સાધનની અપેક્ષા રહેતી નથી.

સ્વજાતીય, વિજાતીય તથા સ્વગત ભેદથી રહિત અને સર્વના અધિષ્ઠાનરૂપ, પરમાત્મા, કોઇ પણ સાધનની અપેક્ષા નહિ કરતા કલ્પાંત સમયમા કાલશક્તિથી જગતના સંહાર કરીનોના દેવરૂપ પોત-

માજ રહ્યા હતા એ સમયમા માત્ર પોતાના પ્રભાવરૂપ કાલ, જગતના કારણ રૂપ મહત્તત્ત્વગુણાદિક સઘળી શક્તિઓને પ્રધાનમા લઈ જતા ઉપાધિરહિત, સ્વય પ્રકાશ, અનુભવાત્મક, આનદના સમૂહ રૂપ 'મોક્ષ' એવા નામથી કહેવા યોગ્ય આદિ પુરૂષ પ્રધાન તથા પુરૂષના ઇશ્વર અને બ્રહ્માદિક તથા બીજા પણ મુક્તજીવ જેને પામે છે એવા એક પરમાત્માજ રહે છે એ પરમાત્મા પોતાના પ્રભાવરૂપ કેવલ કાલથીજ પોતાની ત્રિગુણાત્મક માયાને ક્ષોભ પમાડીને પ્રથમ તે માયામાથી મહત્તત્ત્વને ઉત્પન્ન કરે છે।

હે રાજા! એ મહત્તત્ત્વનેજ, ત્રણ ગુણના કાર્યરૂપ અને પોતામાથી ઉત્પન્ન થએલા અહકારરૂપ દ્વારથી અનેક પ્રકારના જગતને ઉત્પન્ન કરનાર કહેવાય છે એ સમષ્ટિરૂપ મહત્તત્ત્વ કે જેથી જીવ જ માતર થયા કરે છે! તેમાજ આ જગત ગુથાઇ રહ્યુ છે અને તેને લીધેજ મહત્તત્ત્વનુ 'સૂત્ર' એવુ નામ કહેવાય છે

ભમરી—ભમરીએ પકડી મુકેલો કીડા ભયને લીધે ભમરીનુજ ધ્યાન ધરતા જેમ પોતે ભમરીરૂપ બની જાય છે તેમ પ્રાણી પણ સ્નેહથી, દ્વેષથી અથવા ભયથી જે જે વસ્તુમા પોતાના મનને એકાગ્ર કરી નાખે છે તે તે વસ્તુરૂપ પોતે થઈ જાય છે હે જીતેંદ્રિય રાજા! કીડા જ્યારે પોતાના તેના તે શરીરથીજ ભમરીરૂપ બની જાય છે તેમ પ્રાણી પણ સ્નેહથી, દ્વેષથી અથવા ભયથી જે જે વસ્તુમા પોતાના મનને એકાગ્ર કરે તે તે વસ્તુરૂપ પોતે થઈ જાય છે-કીડા જ્યારે પોતાના તેના તેજ શરીરથી ભમરીરૂપ બની જાય છે ત્યારે પરમાત્માનુ ધ્યાન કરનાર પુરૂષ બીજા શરીરથી ભગવદ્રૂપ થઈ જાય આમા કાઈ આશ્ચર્ય પામવા જેવુ નથી

હે વિશાળ બુદ્ધિવાળા યદુરાજા! એ પ્રમાણે ચોવીસ ગુરૂઓ પાસેથી મે શીખામણો લઈ તેમને મે મા'રા ગુરૂ કર્યા છે એ ઉપરાત મે મા'રા દેહ પાસથી જે બોધ લીધો છે તે પણ તમને કહેવા યોગ્ય છે—આ દેહ મા'રો પચીશમો ગુરૂ છે, કારણ કે વૈરાગ્ય અને વિવેક દેહે આપેલા છે આ દેહ જન્મ મરણમા પુનઃ પુનઃ ફેરવાયા કરે છે! તેની સાથે મોહમા પડેલો આત્મા પણ એ જ મ મરણના ચક્રમા ગોથા ખાયા કરે છે, પરતુ તેમાથી મને વૈરાગ્ય અને વિવેક બે વસ્તુઓ પ્રાપ્ત થઇ છે આ દેહ નાશવત છે અને જન્મમરણને આધિન છે માટે તનાથી અસગ રહેવુ એ વૈરાગ્યની પ્રાપ્તી મને આ દેહવડેજ થઇ છે તેમજ તત્ત્વનો યથાર્થ વિચાર કરવારૂપી વિવેક પણ આ દેહથીજ પ્રાપ્ત થઈ ગયો છે એવી રીતે આ દેહ અત્યત ઉપકારી છે છતા તેના ઉપર આસક્તિ નહિ રાખતા તે કાગડા કૂતરાનુ ભક્ષ્ય છે એવા નિશ્ચયથી હુ સર્વ સગ છોડી દઈને જગતમા વિચરૂ છુ! હે રાજા! આ દેહને અથવા દેહાભિમાની પુરૂષને એક ઘર ધણીની ઉપમા ઘટે છે! જેમ એક પતિને અથવા ઘરધણીને ઘણી સ્ત્રીઓ હોય અને સઉ પોતપાતાના સ્વાર્થ તરફ ખેચતી હોય તેજ પ્રમાણે આ દેહને એક તરફથી જીભ, રસને માટે ખેચે છે! તો બીજી

તરફથી શિશ્ન, મૈથુનને માટે ખેંચે છે! ચક્ષુ, રૂપને માટે ખેંચે છે! ઘ્રાણેંદ્રિ સુગંધને માટે ખેંચે છે! એ પ્રમાણે આ દેહ, ઇંદ્રિઓના પંજામાં સપડાએલો છે તોપણ બીજા પશુ પક્ષી વગેરે અનેક પ્રકારના દેહમા કયારે પણ પરમાત્મા સંબંધી જ્ઞાનની પ્રાપ્તી થવાનો અવકાશ નથી માત્ર માનવ દેહજ એ અવકાશને યોગ્ય છે. એવા દુર્લભ માનવ દેહને જે પુરૂષ તેની સાર્થકતા કર્યાવગર એળે કાઢે છે તે પુનઃ પુનઃ જન્મ મરણના ચક્ર ઉપર ચડી જાય છે! તે કારણથી માનવ દેહ કે જે અનિત્ય છે અને જેને માથે મ્હોત ભમી રહ્યું છે છતા જે મોક્ષનું દ્વાર છે તેના ધીર પુરૂષો અતિ સંભાળથી પોતાના આત્માનું કલ્યાણ કરી લે છે. વિષયોનું સુખ તો પશુ વગેરેના અવતારમાં પણ ભોગવાય છે માટે તેમા સ્નેહ નહિ રાખતા આત્મ કલ્યાણાર્થે આ દેહ ઉપરથી મમતા તજી નેજ ફરૂં છું. એ પ્રમાણે મુક્તિને માટે મેં ચોવીસ ગુરૂ કીધા છે તે કે ગુરૂ તો એકજ હોવો જોઇએ પોતેજ પોતાનો ગુરૂ થવાનું છે પરંતુ તે માટે એ પણ લક્ષ રાખવું કે બુદ્ધિને અનુકુળ આત્મજ્ઞાનમા સહાય કર્ત્તા જેટલા દાખલાઓ જેમાંથી મળી શકે તેને ગુરૂ કરી લેવા એ જ્ઞાનીનુ લક્ષણ છે, કારણકે અદ્વિતિય બ્રહ્મને કેટલાક મહર્ષિઓ પ્રપંચ રહિત કહે છે માટે એમ અનેક સ્તોથી થતી અસંભાવના અને વિપરીત ભાવના આદિને ટાળવા સારૂ મનુષ્યે પોતાની બુદ્ધિવડે ઘણાં દ્રષ્ટાંતો શોધી લેવાના છે. એ પ્રમાણે ગુરૂ દત્તાત્રયના મૂખથી ઉત્તમ એવા ગુરૂ જ્ઞાનને સાંભળી યદુ રાજા અસંગ થયા અને સઘળી મમતા તથા વાસનાનો ક્ષય કરીને અંતે જન્મ મરણથી મુક્ત થઇ નીજરૂપમાં વિરમ્યા.

---

## चित्रकेतु राजाने मुवेला पुत्रे आपेलो उपदेश.

---

( ગત વર્ષના પૃષ્ટ ૬૩ થી ચાલુ.)

કેટલીકવારે રાણીને સંજ્ઞા પ્રાપ્ત થતાં તે હૃદય ભેદક રૂદન કરવા લાગી! મુવેલા પુત્રને ખોળામા લઇ તે બોલી. હે બાપ! હે દીકરા! હું કે જે રાંક અને અનાથ છુ તેનો તારે ત્યાગ કરવો એ ઘણુંજ અઘટિત છે! હે પુત્ર! તારૂં હસતું મૂખ જોવાને મારા નયન તરફડી રહ્યા છે! તને ધવરાવવાને વાસ્તે મારા સ્તન સ્રવી રહ્યા છે! તને બચ્ચી દેવાને મારી ઇચ્છા ઉત્સુક થઈ રહી છે! તું આમ કેમ અચેતન થઇ ગયો! રે પુત્ર! તારો આજે જન્મ મહોત્સવ છે! આજે તારા પિતાએ અનેક દુઃખીઓનાં દુઃખ કાપ્યા છે અને ધનના ભંડાર ખુલ્લા મુકી દીધા છે! તું

ઉઠ અને જો! હે પુત્ર! આ સકલ રાજ વૈભવ કે જેને માટે ઇંદ્ર પણ ઇચ્છા કરે છે એવા સમૃદ્ધિવાન વૈભવનો તુ ભોક્તા થવા ઉઠ! પુત્ર! આમ દુ મસાગરમા અમોને ડુબાડી તારે ચા યુ જવુ એ પુત્ર નામને છાજતુ નથી! રે પુત્ર! તારા ઉપર તો અમોને મોટી મોટી આશાઓ હતી! મારો પુત્ર આ સામ્રાજ્યનો ભોક્તા થશે, મારો પુત્ર પોતાના રાજ્ય વહીવટથી પ્રજાને પરમ સુખ આપશે ગૌબ્રાહ્મણોની પ્રતિપાલના કરશે અને પિતાની મા-- શુદ્ધ ધર્મ કર્મ પ્રવર્તાવી સવાઇ કિર્તિ મેળવશે! પુત્ર! મારી એ સર્વ આશા ઓ ધુળ મળી! મારો સર્વ વૈભવ રોળાઇ ગયો! અમારા સર્વ સુખ સ્વપ્ન સમ થઇ ગયા! તુ એકવાર જાગ્રત થા! શુ તને કઇ અમારા ઉપર રોષ ચડયો છે? શા માટે બોલતો નથી? જો આ તારી બીજી અનેક માતાઓ તુ બોલતો નથી તેને માટે આંસુની નદીઓ વહાવી રહી છે! જો તને ધવરાવવાનો સમય વિતી જતા મારા ઉપર શુ રોષ ચઢ્યો હોય તો ભલે આજે મને ના ધાવીશ પણ આ તારી માતાઓ જે છાતીફાટ રુદન કરી રહી છે તેના ઉપર તો દયા કરી તેને ધાવવામા તને શી અડચણ છે? માટે હવે બ્હેઠો થા ઉઠ! જો તુ બોલતો નથી તથી તારા પિતા પણ અચેતન થઇ ગયા છે? તે પણ તારા જેવા સંજ્ઞા રહિત થયા છે! તુ જો એકજ જવાબ દે તો અત્યાર આજે આપણો રાજમહાલય સ્મશાન જેવો થઇ ગયો છે તે હમણાજ દિવ્યરૂપ થઇ જાય!

હે દીકરા! સુંદર હાસ્યવાળા! આનંદ ભરેલી દૃષ્ટિવાળા! આ તારૂ મૂખકમલ કરમાઇ ગયુ છે ને જોતા મારૂ હૃદય વિંધાઇ જાય છે! આટલો સમય થયા હુ તારી પાસે ટળવળી રહી છુ તોપણ તુ જરા હાલતો પણ નથી અને તેથી મારી ખાતરી થાય છે કે નિર્દય યમ તારા ચૈતન્યને આ દેહમાથી લઇ ગયા! અરે પરલોકે જના ગયા પછી અવાતુ નથી ત્યા તુ ગયો કે શુ? હે પુત્ર! હુ ક્યા જાઉ અને શુ કરૂ? તારા વગર હુ કેમ જીવીશ! એમ અનેક રીતે હૃદયના ઉદગારો વડે રાણીના વિલાપથી રાજા અચેતન થઇ રહ્યો હતો તેને પણ સંજ્ઞા પ્રાપ્ત થઇ અને તે પણ અતિ આક્રંદ કરવા લાગ્યો! માથુ પછાડવા લાગ્યો! અને જીવ કાઢવા તત્પર થયો! આ પ્રમાણે ચિત્રકેતુ રાજા તથા તેની રાણીની દુખી મોટાવસ્થા જોઇ ત્રિકાલ જ્ઞાની અંગિરા મુનિ, નારદજી સહિત ત્યા આવ્યા! તેઓ ત્યા આવીને બોલ્યા કે હે મોટા રાજા, તુ કોનો શોક કરે છે? તુ કોને માટે રૂએ છે? હે યશવંતા ચિત્રકેતુ રાજા! આ સૃષ્ટીમા તુ આનો કોણ થાય છે? પૂર્વ જન્મમા, આ જન્મમા અને હવે પછીના ભવિષ્ય જન્મમા તારા અને આનો સંબંધ કેવો હતો કેવો છે અને કેવો થશે? જેમ એક વૃક્ષ ઉપર રાત્રીએ પક્ષીઓ ભેળા થાય છે ને પ્રભાત થતા ઉડી જાય છે તેમ આ સંસાર વૃક્ષમા કુટુંબ રૂપી શાખા ઉપર વિવિધ સંબંધથી આ લોકો ભરાઇ રહેલો છે પણ તે સ્થિર નથી! તેમાથી અવરજવર થયાજ કરે છે! અનેક

આવેછે અને અનેક જાય છે! હે રાજા! એમા કોણે કોનો શોક કરવો? જેમ પ્રવાહના વેગથી રેતી જુદી પડી જાય છે અને ભેળી થાય છે તેમ કાલના વેગથી પ્રાણીઓ જુદાં પડે છે અને ભેળા થાય છે! પૂર્વ જન્મમાં જે પ્રાણીઓ પિતા વગેરે રૂપથી ભેળા હતા તેઓ મરણથી જુદાં પડીને વર્તમાન જન્મમાં કોઈ સમયે તેનાંજ અને કોઇ સમયે બીજાના પણ પુત્રાદિક થાય છે અને તેઓજ વળી અનેક જન્મને આંતરે તેઓનાંજ અથવા બીજાનાં સ્ત્રી પુત્રાદિક વગેરે કે શત્રુ મિત્ર થાય છે! માટે આ તા'રો પુત્ર અને તું એનો પિતા એવો નિયમ છેજ નહિ તો હે રાજા' પછી જ્યાં સ્થાયી સબંધ નથી! માત્ર પ્રવાસીની માફક એક બીજાનો મેળાપ છે તો પછી એવા પ્રવાસી માટે તા'રા જેવા જ્ઞાનીએ આમ અજ્ઞાનીની માફક કલ્પાત કરવો યોગ્ય નથી! આ જગત્‌ની કોઈ પણ રચના સ્થાયી નથી! આ સંસાર સાગરમા મોહના મોજામા માનવી ઉછાળા ખાય છે ઉંચે ચડે છે અને નીચે પડે છે હસે છે ને રસે છે! સુખી થાય છે! દુઃખી થાય છે! રંક થાય છે! એ સર્વ માયિક ભ્રમણાજ છે! ભગવાનની માયાની પ્રેરણાથીજ થવું અને ન થવું છે પણ વાસ્તવિક રીતે કાંઇ નથી. મરણ પદાર્થ તે સર્વને સાધારણ છે અને સ્વપ્ન જેમ આદીને અંતમા નહિ હોવાથી ખોટું છે તેમ આ જગત્ પણ આદી અને અંતમાં નહિ હોવાથી ખોટું છે! અજન્મા ઈશ્વર જો કે પોતે અપેક્ષા રહીત છે તોપણ બાલકની પેઠે લીલાવંત પોતે સૃજેલાં પરતંત્ર પ્રાણીઓથી બીજા પ્રાણીઓને સૃજે છે, પાળે છે અને સંહારે છે! આ સર્વ પ્રકાર માયાના છે તેથી હું આનો બાપ અને આ મા'રો પુત્ર વગેરે જે અભિમાન તે માત્ર કેવળ પ્રતીતિનું કારણ છે! જેમ એક બીજમાંથી બીજા બીજ થાય છે તેમ માતા પિતાના દેહમાથી પુત્રનો દેહ થાય છે માટે બીજમાં જેમ પૃથ્વી વગેરે મૂલ તત્વો એનાં એજ રહે છે, તેમ શરીરમાં પણ આત્મા એનો એજ રહે છે જેમ જાતિ અને આકૃતિના વિભાગની કલ્પના એકજ વસ્તુમા થએલી છે તેમ દેહ અને દેહીના વિભાગની કલ્પના પણ એકજ વસ્તુમાં અનાદિકાલના અજ્ઞાનથી થએલી છે! વાસ્તવિક રીતે બ્રહ્મજ એક સત્ય વસ્તુ છે તેમાં અનેક પ્રકારની ખોટી કલ્પનાઓ થએલી છે માટે એવી ઇંદ્રજાળ માટે શોક કરવો તા'રા જેવા જ્ઞાનીને યોગ્ય નથી. અંગિરા ઋષિ અને નારદજીના જ્ઞાનસુધાથી રાજા ચિત્રકેતુ દુઃખથી કરમાએલાં પોતાના સુખ ... હાથવતે લુઇને આ પ્રમાણે બોલ્યો ... ધનનસામો આપ કોણ છો? હુ આપને ... ખી શકતો નથી, કારણ હું પુત્ર

કેટલીકવારે રાણીને ... થતાં તે હૃદય ભેદક રૂદન કરતી ... જમાંથી સુવેલા પુત્રને ખોળામાં લઇ તે બો... કોઇ બાપ! હે દીકરા! હું કે જે રાક અથે અનાથ છું તેનો તા'રે ત્યાગ કરવો એ ઘણુંજ અઘટિત છે! હે પુત્ર! તા'રૂ હસતું મૂખ જોવાને મા'રા નયન તલસી રહ્યા છે!

શોકથી પરવશ થયો છુ તોપણ આપના સુધા તુલ્ય વચનો મા'રા હૃદયમા શાન્તવના કરે છે તમો કોઇ જ્ઞાનથી ભરેલા યોગ્ય દેવ છો ઋષી છો કે અવધૂત છો હુ આપને કોઇ રીતે કળી શકતો નથી ! હુ આપના પૂજન યજનથી બહિમુખ થયો છુ તે ક્ષમા કરશો હે મહાત્માઓ! આપના વચનમાની કોઇ જાદુઇ અસર મા'રા અસીમ દુ ખા ગ્નમા એ એક મીઠી વીલડી જેવી કે રેતીના વિશાળ રણમા વૃક્ષની છાયાસમી થઇ પડી છે આપણુ કોણ છો ? તે જાણવાની મને અતિ આતુરતા છે કારણકે ભગવાન ઉપરજ પ્રેમ રાખનારા બ્રાહ્મણો મા'રા જેવા અજ્ઞાનીઓને બોધ દેવા સારૂ ઉન્મત જેવા વેશથી પોતાની ઇચ્છા માફક જગત્મા વિચરે છે !

વસિષ્ઠ, પરશુરામ, કપિલ, શુકદેવજી, દુર્વાસા, યાજ્ઞવલ્ક્ય, જાતુકર્ણ આરૂણિ એ મહાયોગીઓના વચન જેવા આપના વચનો છે સનત્કુમાર, નારદ, રૂભુ અંગિરા, દેવલ, અમિત અપાતરતમ, વ્યાસ, માર્કંડેય, ગૌતમ, રોમશ, ચ્યવન, દત્તાત્રેય, આસુરી, પતજલી, વેદશિરા, બોધ્ય, પચશિરસ, હિરણ્યનાભ, કોશલ્ય, શ્રુતદેવ, અને રૂતધ્વજ એ એ મહાયોગીઓનો જેવો આપનો ઉપદેશ છે તો હુ કે જે ઘાટા અધારામા ડુબેલો અને વન પશુ જેવો મુઢ અજ્ઞાનતમ છુ તેને આપ જ્ઞાનરૂપ દિવાથી પ્રકાશીત કરો ! રાજાના આવા વચન જોઇ અંગિરા રૂષિ બોલ્યા—હે રાજન ! જે સમયે તને પુત્રની ઇચ્છા હતી ! જે સમયે પુત્રને માટે તુ વલખા મારતો હતો ! જે સમયે તુ પુત્રમા સર્વસ્વ જોતો હતો અને પુત્ર પ્રાપ્તી અર્થે મને વિનવતો હતો તે હુ અંગિરા અને આ મારી સાથે પધારેલ મહર્ષિ નારદજી છે તુ કે જે ભગવાનનો ભક્ત અને શોક કરવાને યોગ્ય નથી તેને આ પ્રમાણે પુત્રના શોકથી ગાઢ મોહમા પડેલો જાણી, તને વ્યથ કલેશ કરતો જાણી, તની આ મિથ્યા જગત્ ઉપરની અસીમ લલુતા જાણી તા'રા ઉપર અનુગ્રહ કરવા સારૂ અમે અહી આ વ્યા છીએ હે રાજા ! બ્રાહ્મણોને માનનાર ભગવાનના ભક્તને મોહ થવો ન જોઇએ છતા તને જે આ મોહ પ્રાપ્ત થયો છે તે અમોને આશ્ચર્ય ઉત્પન્ન કરે છે ! હુ જ્યારે પ્રથમ તા'રા રાજભુવનમા આવ્યો હતો ત્યારેજ તને ઉપદેશ આપવાની મા'રી ઇચ્છા હતી પણ તે સમયે સસાર ઉપરની તારી અતૂલિત આસક્તિ જોઇ મે તને પુત્ર આપ્યો હતો! પુત્ર પ્રાપ્તીમા તને સુખની અપેક્ષા હતી પણ પુત્ર સ્ત્રી કુટુબાદિકથી કેવો કલેશ પ્રાપ્ત થાય છે તેનો તને હવેજ પક્કી ખાતરી થશે હે રાજા ! સ્ત્રી, પુત્ર, ધન અને અનેક પ્રકારની ઐશ્વર્ય સપત્તિ માત્ર દુ ખરૂપજ છે, રાજ્યાદિક વિષયો અને રાજ્ય સબધી વિભૂતિઓ ચચળ છે—નાશવત છે તે ભય તથા પીડાનેજ આપનાર છે, હે ચિત્રકેતુ રાજા ! પૃથ્વી, રાજ્ય, સેના ભડાર, નોકર, ચાકર કારભારીઓ અને સબધીઓ એ સવ શોક, મોહ, ભય તથા પીડાનેજ આપનાર છે તેનીજ વૃદ્ધિ કરનારા અને તેજ આપીને તાપક અને તેવાજ પરિણામને માટે છે, તો એવુ અનિત્ય સુખ કે જેના નાશની રીતે દુ:ખજ ભરેલુ છે તેના ઉપર કયો જ્ઞાની પુરૂષ મોહ કરે ? અપૂર્ણ

# अभ्युदयनां मूळ तत्त्वो.

આપણે જે વિષય ઉપર અહીં નિર્ણય કરવાનો છે તે વીષે વિવેચન કરતા વોરાવાળું નાડુ પકડી રાખવાનું નથી કિંતુ એક શોધક બુદ્ધિથી સારગ્રાહી થઇ જે વાત યુકિત, શાસ્ત્ર, પ્રમાણ. આદિથી સિદ્ધ થાય તે ઉપરજ દૃઢ-આરૂઢ-થઇ રહેવાનું છે કેમકે સયુકિતક તથા સશાસ્ત્ર વાત વિશેષે કરી જન સમુદાયમા માન્ય થઇ પડે છે પૂજ્યપાદ જગદ્‌ગુરૂ શંકરાચાર્ય બૃહદારણ્યક ઊપનિષદના ભાષ્યમાં

જણાવે છે કે

आगमो पदृस्तिभ्यांहिनिश्चितोऽर्थः श्रद्धे योमकस्यव्यभिचारात् ॥

---

કોઇ એક વોરાને દૂર ગામ જવું હતું નેથી તે ગાડુ શોધતો હતો દૈવયોગે સસ્તે ભાડે એક ગાડુ મળી ગયું પરંતુ તે કપાસના (રૂના) ધોકડંનું હતું વોરાજી તો એ ધોકડાના ગાડા-પર ચઢી બેઠા ગાડુ ધીમે ધીમે રસ્તે ચાલતુ થયું રસ્ને ચાલતા વચમા એક ધાચ (ખરાબા વાળી જગો) આવી ગાડાવાળાએ તે સમયે કહ્યુ કે વોરાજી? નાડું પકડી રાખજે વોરાએ તો પોતાના ચોરણાની નાડી પકડી રાખી અને ગાડુ તો ધાચમાથી ચાલ્યુ કે તરતજ વોરાજી ઉથલી નીચે પડ્યા વોરાયે ગુસ્સાથી ગાડીવાનને [illegible] તારા કહેવા પરમાણે મે (નાડ઼ે) પકડી [illegible] પરો કેમ! ગાડીવાન બોલ્યો કે મે નાડું કહ્યું હતુ તે ધોકડાને બાંધેલ રસો પણ તમારા ચોરણાની નાડી નહી તમે વગર વિચારે ચોરણાની નાડી પકડી તેથી ભૂલનુ ફળ મળ્યુ.

શાસ્ત્ર અને યુક્તિ એ બન્ને વડે સિદ્ધ થતી બાબત શ્રદ્ધેય (આદર આપવા યોગ્ય-લોકોને મનાવા લાયક) થઇ પડે છે કેમકે તેમા વ્યભિચાર આવતો નથી.

મહાકારૂણિક મહર્ષિ વેદવ્યાસજીએ પણ મહાભારત (શાંતિપર્વ-મોક્ષધર્મ)મા તેવોજ મતલબનો નીચેનો શ્લોક જણાવ્યો છે.

न्यायतंत्रायनेकानितैस्तैरुक्तानिवादिभि ॥
हेत्वागम सदाचारैर्य युक्तं तदुपास्यताम्॥

તે તે વાદિયે (પોત પોતાનુ મત સિદ્ધ કરવાને) અનેક ન્યાય તંત્રો કહેલા છે પરન્તુ તેમાથી હેતુ, આગમ (શાસ્ત્ર) અને સદાચાર એ ત્રણેયથી જે યુકત હોય તેજ સેવવાનુ છે.

ભગવાન મહા માનનિય મનુ પણ જણાવેછે કે.

प्रत्यक्षमनुपानं च शास्त्रंच विविध.गमम्॥
त्रय सुविदितं कार्यं धर्मशुद्धिगभीफरता॥

ધર્મની શુદ્ધિની ઇચ્છા રાખનાર પુરૂષે પ્રત્યક્ષ, અનુમાન, અને વિવિધ (વેદ મૂલક સ્મૃતિ આદ) આગમ યુકત શાસ્ત્ર એ ત્રણેયનું સારી રીતિથી જ્ઞાન મેળવવું જોઇયે.

પાતંજલ સૂત્ર (યોગ દર્શન) ઉપ-રના વ્યાસ ભાષ્યમા પણ જણાવ્યું છે કે

आगमेनाऽनुमाने, ध्यानाभ्यासरस नच ॥
त्रिधाप्रकल्पमनप्रतां लभते योगमुतमम् ॥

## લીંબડી ઠાકોરસાહેબનો સ્વર્ગવાસ.



સંવત્ ૧૯૫૩ ના બીજા ચૈત્ર શુદિ ૩ સોમવારે ગોકર્ણ નામે મહાબળેશ્વરની તીર્થભૂમિમાં, ઉમામહેશ જેનું શરણ છે એવા, મહાધીરબુદ્ધિવાળા શ્રીમાન્ યશવંતસિંહજી મહારાજા કૈલાસવાસી થયા ૧.

તાર મારફતે એમના વિષવૃષ્ટિ સમાન ખબર સાંભળીને લીંબડી ઠાકોર સાહેબના ગુણમાં પ્રીતિવાળા કોણ પુરુષો નિ:સીમ દુઃખસમુદ્રમાં ડૂબી ગયા નહી હોય? (અર્થાત્ સઘળા ડૂબી ગયા હશે.) ૨

લીંબડી ઠાકોર સાહેબ, ઉમાસહાયી એવા મહેશ્વરને સેવવાને કૈલાસ પ્રતિ ગયા ત્યારે અનિર્વચનીય એવી તેમની ગુણમય ગુણજ્ઞતા પણ સાથે ચાલી ગઇ ૩

શિવભક્તમાં શ્રેષ્ઠ, ગુણવાન્ શ્રી યશવંતસિંહજી મહારાજ વિના સમગ્ર લીંબડી નગરી મને આ તરફથી અતિશય શૂન્ય ભાસે છે. ૪

શ્વેત ચંદ્ર વિભૂતિથી ભૂષિત એવા, ધારણ કરેલ રૂદ્રાક્ષ ગણથી અતિ સુંદર એવા, શિવપૂજનમાં તત્પર અંતઃકરણવાળા અને પ્રણયરૂપ અમૃતના સાગર જેવા શ્રી પૃથ્વિપતી યશવંતસિંહજી મહારાજાને અમો ક્યારે અમારા નેત્રાંગણના અતિથિ કરશુ? એ પ્રમાણે તેમનાં મુખદર્શનના આતુર, કોણ કોણ ઉત્તમ જનો રૂદન કરતા નથી? ૫-૬

પરમ પ્રેમથી પોતાના ઇષ્ટ દેવ પરમ શિવને સાક્ષાત્ ઉપાસવા માટે શ્રી કૈલાસ પ્રતિ મહારાજા યશવંતસિંહ જતા, શ્રી શંકરની ઉત્તમોત્તમ ભક્તિ વિરામ પામી તેમજ તે વીરપણું, ધીરપણું અત્યંત ગંભીરપણું પણ ઉપરામ પામ્યું, અને તે સુજ્ઞતા અસ્ત થઇ ૭

ભક્તિથી શ્રી મહેશને નિરંતર આરાધવાને શ્રી શંકરભક્તના અગ્રણિ, શ્રી યશવંતસિંહ શ્રીમાન્ મહેશાચલ (કૈલાસ) પ્રતિ સીધાવતા, શ્રી શિવભક્તિ રૂપી કલ્પલતાનો આધારભૂત એવો કલ્પદ્રુમ આજે ભાગી ગયો, અને સર્વ લોકને આનંદ આપનાર સૌહાર્દધર્મરૂપી સમુદ્ર હમણાં સુકાઇ ગયો! ૮

હમેશાં ઉમાપતિ મહેશને સેવવાને, દેવરૂપ શ્રી યશવંતસિંહ મહારાજ કૈલાસ પર્વત પ્રતિ જતા, ગાય બ્રાહ્મણની પ્રિયતા અને સ્વધર્મ પરાયણતા નષ્ટ થઇ છે. તેમજ શાસ્ત્રજ્ઞપણું, શાંતપણું, સર્વ ગુણજ્ઞપણું, ગુણીપણું, નમ્રપણું અને આર્યપણું સઘળું નષ્ટ થયું ૯

જેની ઉપમા ન આપી શકાય તેવા કરેલા તે તે પુણ્યરૂપ શિવ ભજનના વડે શ્રી ગૌરી સદૈવ દર્શનના પ્રસાદથી પ્રતિ દિવસ શ્રી કૈલાસ પર્વતના પરમ શિવના સામિપ્ય (મુક્તિ) સુખ ભાગી મહારાજ શ્રી યશવંતસિંહ થાઓ. ૧૦.

એ પ્રમાણે પરમ માહેશ્વર એવા માહેશ્વર ભટ્ટના પુત્ર શાસ્ત્રીજી શ્રી શંકરલાલે કરેલ શોકોદ્ગારની કવિતા પૂર્ણ થઇ.

# आर्यधर्मप्रकाश

पुस्तक ३५ मु ] मान जेष्ठ स १०९२ [ अंक ८ मो


## यतोधर्मस्ततोजय

जाजु छे एकला चाला, मनेना हाथने खाला, रे जाजुछे
टेक

ठाली माभाकूट ठाला ठठारो, मोज रह्यो मांही म्हाली,
माला बेठो घर चेला गुमानी, चमडा चाशे झाला,
जाजु० १

जाजु अचानक, धारन थानक, तोन रह्यो वळ घाली,
काची काया ता री काचनो कुपो, मूळ मरडमा टाला,
जाजु० २

जाण जुवानी चोर आ ता' रु, जाय पाणी पूर चाली,
जरा आवाने चैतिया चाम्या, ततिया मरर सागी,
जाजु० ३

तुझी माया तने मीठी लागे पण, बेवड कीघो वाळी,
घरी लाघो तने गदमा घेला, घाणीमा दाभो घाला
जाजु० ४

मानव जनम अकारथ कीधो, दाजो डाटन वाळी,
के'ण भला भगवानना माजी, रामनी रे रमवाळी
जाजु० ५

# દીકરી અને ગાય.

( ગયા અંકના પૃષ્ટ ૯૩ થી ચાલુ )

હા ? ગરીબ ગાય જેવી પુત્રીઓ હોમાઇ જાય છે પણ તેની કોઇ દાદ કે ફરિઆદ સાંભળતું નથી ! સાંભળે કોણ ? જ્યાંથી ન્હાર ત્યાંથીજ ધાડય. પોતાનાં હોજરાંનું કલ્યાણ ચ્હાનારા નીચ, સ્વાર્થી અને પાપી માબાપો કે જેને પેટ તે પડી હોય છે તેઓ તો સાક્ષાત્ કસાઇ રૂપ હોય છે ! દીકરીનો જન્મ થયો કે બાપાના આનંદનો પાર રહેતો નથી ! કારણ તે તો હજાર બે હજાર પાંચ દસ હજારની નોટ પ્રાપ્ત થયા સમાન સમજે છે ! તેને પછી કમાવું સૂઝતું નથી ! તેને ખાનપાન કશાની વેળા પડતી નથી કારણ કે ગામના વેપારી પણ જાણે કે તેના ઘરમાં પાંચ દસ હજારની જીવતી નોટો છે. જેના પિતાને ત્રણ ચાર દીકરીઓ હોય તેનો તો બેડોપાર ! એજ ડાહ્યો ને એજ ગામનો દિવાન ! દીકરીની મા પણ રાજી રાજી રહે છે કે દીકરી ક્યારે મોટી થાય કે તેને વેચીને તેના પૈસા લઇ ઘરેણાં ગાંઠા કરાવું !!! પિતા વિચાર કરે કે ક્યારે ઘર બંધાવું ! જેઓ કન્યા દાન આપવામાં જીવિતની સાર્થકતા સમજતા, જેઓ પોતાનું અને જગતનું કલ્યાણ કરતા, હા ! એવા આર્યરૂષિ મહર્ષિઓના વંશજો આજે દીકરીઓનાં વેચાણ કરી તે ઉપર જીવન ગાળી પોતાની અને સાથે જગતની પાયમાલી કરે છે ! પોતાના ઘરનો દાયજો આપી સુશીલ, ગુણવાન તેમજ વિદ્વાન રૂપ ગુણ યુક્ત સુંદર વરને પોતાની કન્યા આપી જે આર્ય મહર્ષિઓ પોતાની કૃતકૃત્યતા સ્વીકારતા; હા ! આજે તેના વંશજો પોતાની પુત્રીઓ, અભણ ! મૂર્ખ, ૫૦ કે ઘરડા ઠચરાને ગળે વળગાડી પોતાની તીજોરીનું તળિયું પાકું કરી લેવામા પોતાના જીવનની કૃતકૃત્યતા સમજે છે ! એઓ પોતાની પુત્રીના સુખદુઃખનો કશો વિચાર કરતાજ નથી ! તેની ભવિષ્યની ને ચાલતી જીંદગી ઉપર તેની નજર નથી ! માત્ર તેની નજર પોતાની બાઈડી, પોતાનો છોકરો ને પોતા તરફજ હોય છે ! અને જ્યારે એ પ્રકારે દીકરીઓનાં વેચાણ કરી પૈસા મેળવે છે ત્યારેજ તેના આત્માને શાંતી થાય છે ! પરંતુ એ પાપી મા બાપો નથી જાણતા કે હોળીની ઝાળ પ્રકટાવી તેમા જે માણસ વચ્ચોવચ બેસે તેને શાંતી ક્યાંથી હોય ? દીકરીઓના પૈસા લઇ એ મૂઢ પોતાને વેર દિવાળી સમજે છે પણ નથી જાણતા કે એમ દીકરીઓને વેચનારાઓ દુષ્ટ માબાપોના ઘરમાં કદી દીવાળી રહીજ નથી ત્યાં તો ફાગણ માસની પુર્ણિમાની હોળીજ પ્રકટેલી રહે છે ! જ્યારે એ પૈસા લેનારનું

સમસ્ત કુટુંબ તેમાં હોમાઇ જાય છે જ્યારે તેના ઘરમાં ચાર ખુણે ચાર અગિયારસને વચમાં ગોકળ આઠમ રાસડા લેતી થાય છે, ને જ્યારે તેને અન અને ાત ને વેર બધાય છે ત્યારેજ તેો સમજાય છે કે ધમ Cોગથી મેળવેલી દોલતજ સવ સુખ અને સિધિ પ્ર તા છે પણ માત્ર સ્મશાન વઇરાગ્ય ! સમજ માત્ર ઉપર Cપરની વાત કરવાની પરોપદેશે પાંડિત્યમ્ જેવી પુન પણ એવીજ ઇચ્છા કે કુજ્જુ એ દ વધુ દીકરી હોતતો આ દારિદ્રતાને દૂર કરી શકાત ! બ્રાહ્મણો બગડયા તે સાથે બીજી વણો પણ બગડી અને સત્ર કોઇએ દીકરીના ક યાણ ઉપર પુળોજ મુકયો ! આમ અધમનો પ્રચાર થવાથી ભારત વષ ઉપર બહુજ માઠી અસર થઇ ! ઘર સસાર વિષમ થયા અને સપ, શૌય, હિમ્મત દ્રઢતા સત્ય શીલ ઇત્યાદિ સવ ઉત્તમ ગુણોનો વિનાશ થયો એ પ્રમાણે એવા સ્વાર્થી માબાપો પોતાનુ તથા ેશનુ આહીતજ કરે છે ! પોતાનો સ્વાથ સાધવા જતા દીકરીઓનો ભવ બાળી નાખે છે તેના સસાર પથમા ાગ વેરી તેને દુ ખ સાગરમા ડુબાવી દેછે ! આવા અધમ ઘર મ સારમાથી જે પ્રજા Cત્પ ન થાય છે તે અ પાયુષી, વિરૂપ, અને કૃશ અગવાળી હોય છે ! ધર્મ કમના રસ્તહી ણુ Cત્પન્ન થએલી હાલની પ્રજાથી બનેલો આપણો ભારતવષ પરત ત્ર છે તેમા અમો કાઇ પણ આશ્ચર્ય પામતા નથી ! તે સર્વ પ્રકારના દુ ખમા ઘેરાઇ ગયો છે તેના ધંધા રોજગાર સવ નાશ પામ્યા છે એ મા પણ અમે કઇ આશ્ચર્યરૂપ જોતા નથી ! જે પરિણામ આવવુ જોઇએ તેજ આવ્યુ છે અને હજુએ આથી પણ વિપરીત પરિણામજ આવવાનુ ! જ્યા સુધી ઘરસસારનો પાયો મજબૂત કરવામા ન આવે ત્યા સુધી તેના ઉપર જે ઇમારત ચણવામા આવે તે કડડભૂ કરતી તટીજ પડવાની ! આપણી દીકરીઓના ક ાણ તરફ જ્યા સુધી આપણી નજર વળશે નહિ ત્યા સુધી આપણે આપણી અધમ હાલતમાથી ક ાપિ બહાર નીકળી શ ીશુ ? નહિ ! પર તુ "લોભ પાપ મલ્ગળાનુ મૂળ" એ ત્રમાણે જેઓની નાનત હરામનુ જ ખાવાની થઇ હોય છે તેઓને ધમની વાત કેમ રૂચે ? તેઓને તો માત્ર પોતાના પાપી પેટનીજ પચાત પડી હોય છે ! જગત્ માત્રનો સહાર વળી જાય તોપણ તેઓ પોતાનુ જ ધાર્યું કરવાના ! એવા માનવરૂપે વિચરતા રાક્ષસી માબાપોને પોતાની દીકરીના લગ્ન સબધ સબધી કશી ચિતા હોતી નથી તેમ તેને રૂડી કેળવણી આપી સદગુણી કરવાની પણ કશી કાળજી હોતી નથી ! હાલની Cછ-કળ કેળવણીથી તો આપણી પુત્રીઓ અધોગતિનેજ પામે છે ! તેને જે શિક્ષણ આપવામા આવે છે તે એવા પ્રકારનુ હોય છે કે જો સત્ય કહીએ તો પછી તેઓ ઘરસસારથી અયોગ્યજ થાય છે ! તે પોતાની હુશિયારીમા ? આગળ પડતી થાય છે ! તેને પોતાના ઘરબારની ચિતા રહેતી નથી ! માત્ર મોજશોખી, આત્મસુખાભિલાષી-ને આત્મમાની થાય છે ! પતિને આ સસાર સાગરના સહાય કરવાને બ લે ભારરૂપે થઇ પડે છે સતાનોને સુવ રવાને બદલે અધમ પથમા

છે જીવોનું જીવન જેને આશરે,
તે માધવ છે જગમાં જેમ પૂજાયજો,
તેમ કરતો જીવન દાન જીવો મહિં,
માધવ સરખો મેઘ બધે પૂજાયજો.—આવે છે. ૭.

જેની આગળ રંક નહિ કો રાયના.
જેને જોતાં શમે સર્વ સતાપજો;
જેનું ગાત્ર મનોહર નયનોને ગમે,
હૃદયા-કાશે રમે જેહુ દીન રાતજો.—આવે છે ૮

અષ્ટ પદી-મા ગાયા માધવ-મેઘજો,
અમૃતલાલે અભેદ રીતે ઇશજો,
ગાય સૂણે શીખે ને જે કો સાંભળે,
પામે તે તો પ્રભુમાં પૂરણ પ્રીતજો.—આવે છે. ૯.

## गुरु कृपा.

કૃપા કરો ગુરૂદેવ, દિનપરે કૃપા કરો ગુરૂદેવ
મોહ તિમિરથી, પડળ પડયાં જે, ફેડી અગમનું નૂર.—દીનપરે.
સંસાર જાળમાં લઘુ આત્મ સૂઝાયો, દર્પ વિકાસો સૂર.—દીનપરે.
પ્રભુના સ્વરૂપ દેવ, તત્વમ્ પદ પ્રગટો, ઉડે આત્માને મંદિર.—દીનપરે.
જગરગરગની માયામાં મોહ્યા, ઉદ્ધારો અધમ તે નાથ.—દીનપરે.
પુણ્ય સંગ્યાં નથી, કર્મ કીધાં નથી, એક છે શ્રદ્ધા નાથ.—દીનપરે.
આપ કૃપાએ સાગર લહેરે, તે લહેરે દો દાશને દેશ.—દીનપરે.
અધિકાર વાછું, ચરણ શરણનો, વર જમના તણી એ આશ.–દીનપરે.

# બન્ધ અને મુક્તપણાનો વિરોધ

બદ્ધ અને મુક્ત, બંધાવું અને છૂટવું આત્મા જે અજર અમર નિત્ય અને પરમ આનંદ સ્વરૂપ તેને બંધન અને મોક્ષ શી રીતે સંભવે? આ પ્રશ્ન આત્મિક અને મહત્વનો છે, પરંતુ આ વિષય યથાર્થ સમજાતો નથી ત્યાં સુધી જીવાત્મા અનેક પ્રકારના વલખાં માર્યા કરે છે! પ્રશ્ન એજ છે કે જે પરમ શુદ્ધ ચેતન્ય તેને બંધન શું? મોક્ષ શો?

એકજ આત્મા દેહાદિકના સંબંધને લીધે અનાદિ કાલથી બદ્ધ છે એમ માનવું પડે છે અને તેમ માનીને પછીથી તેને મુક્તિ થાય છે એમ માનીએ તો મુક્તિ ઉત્પન્ન થવાને લીધે મુક્તિની અનિત્યતા આવી જાય, જેથી આત્મા નિરંતર મુક્તજ છે એમ માનવું પડે છે તો એકને એક સમયમાં બદ્ધ અને મુક્તપણું એ બે સાથે શી રીતે હોઈ શકે

આ પ્રશ્નનો એકજ જવાબ છે ને તે એજ કે અવિદ્યા અવિદ્યાએ કરીને જીવ પોતે ગુણરૂપ ઉપાધિને આધિન થઇ ગયો છે, પોતાનું પોતાપણું તે ભુલી ગયો છે ને માયાની પ્રાપંચિક જાળમાં ફસાઈ પડી પોતે જે શુદ્ધ ચૈતન્યઘન પરમાત્મા સ્વરૂપ તેને વીસરી જઇને જીવ સ્વભાવને પામી ગયો છે! સ્ત્રી પુત્રાદિક સંબંધથી પોતે બંધાઈ જઇને સંસાર સાગરમાં બુડી ગયો છે, જેથી તેને સત્ય સુખની પ્રાપ્તી થતી નથી તેની શોધને માટે ઉગ્ર મથન કરે છે! જે વસ્તુ સ્વત પોતામાં છે તેની વિસ્મૃતિ થવાથી અન્ય સ્થળમાં તે શોધે છે, તેથી જ્યાં જુએ છે ત્યાં માત્ર તેને દુઃખજ ભાસે છે! સ્વપ્નાવસ્થા કે જે માત્ર બુદ્ધિનાજ વિવર્તરૂપ છે તેમ શોક, મોહ, સુખ, દુઃખ અને જન્મ મરણાદિ સંસાર પણ અજ્ઞાનને લીધે બુદ્ધિનોજ વિવર્ત છે અજ્ઞાન એજ બંધન અને જ્ઞાન એજ મુક્તિ, આ વાત જોકે ઠીક છે, પણ વાસ્તવિક રીતે તો બંધ અને મુક્તિ કશુએ નથી જીવ અનેક નથી, પણ સ્વરૂપે એકજ અને પરમાત્માથી અભિન્ન છે "હું બહુ થાઉં" એ માત્ર ઇશ્વરની સ્ફુરણા એજ આ જગત્ અને વિશ્વ રચના છે અને એજ સ્ફુરણામાં અજ્ઞાનપણે અનાદિકાલથી બંધ અને જ્ઞાનથી મોક્ષ સમજાય છે પણ પરમાત્મસ્વરૂપને બંધ કે મોક્ષ કાંઇ પણ નથી આ ઉપરથી નિશ્ચય એજ છે કે બદ્ધપણાનો અને મુક્તપણાનો જે વિરોધ છે તે પ્રતીતિ માત્રથી છે પણ વાસ્તવિક રીતે છેજ નહિ પરંતુ જીવ અને પરમાત્મ સ્વરૂપ એકજ છે છતાં જીવ અનેક ભાસે છે તે શા કારણથી? અને જો જીવ એકજ છે તો એકના બંધથી સર્વને બંધ અને એકના મોક્ષથી સર્વને મોક્ષ કેમ થતો નથી? એકના સુખથી સર્વને સુખ અને

એકના દુઃખથી સર્વને દુઃખ કેમ થતું નથી? આ પ્રસંગ પણ બદ્ધ અને મુક્તપણાના સંબંધમાં જાણવા યોગ્ય છે. સઘળાં ઘટાકાશ જેમ આકાશ રૂપે એક છે અને ઘટ રૂપે ઉપાધિના ભેદથી ભિન્ન ભિન્ન છે તેમ સઘળા જીવ પણ ચૈતન્ય રૂપે એક છે અને અવિદ્યા રુપ ઉપાધિના ભેદથી ભિન્ન ભિન્ન છે. જેમ સૂર્ય એક છતાં પણ જલાદિક ઉપાધિને લીધે તેનો બિંબ અને પ્રતિબિંબ રૂપે ભેદ થાય છે તથા જલને લીધે કંપાદિક જે થાય છે તે કંપાદિક પ્રતિબિંબનેજ જણાય છે વળી પ્રતિબિંબો પણ ઉપાધિના ભેદને લીધે પરસ્પર ભિન્ન હોવાથી પાણીથી ભરેલો એક ઘટ ફુટી જતા તેમાં રહેલું પ્રતિબિંબજ બિંબની સાથે એક થઈ જાય છે પણ બીજા ઘડામાં રહેલાં પ્રતિ-બિંબ બિંબની સાથે એક થઇ જતા નથી તેમ પરમાત્મસ્વરૂપની પ્રતિ છાયા રૂપ જે જીવ, તે જુદી જુદી અનેક ઉપાધિને લીધે અનેક ભાસે છે તેમાંથી જે જે છાયાની ઉપાધી તૂટતી જાય છે તે તે પ્રતિછાયા મૂળરૂપમા સમાતી જાય છે અને જેની ઉપાધિ તૂટતી નથી તે બંધનમાં દેખાયા કરે છે એટલે આ ઉપરથી સહજ સમજાશે કે એક જીવના બંધ કે મોક્ષપર, ભાસતા અનેક જીવોના બંધ અને મોક્ષનો આધાર નથી તેમ એક જીવના સુખ દુઃખ ઉપર ભાસતા અનેક જીવોના સુખ દુઃખનો આધાર પણ નથી જે ભેદ પ્રતિત થાય છે તેનું કારણ માત્ર અવિદ્યાજ છે. જીવ અને ઇશ્વર એ ભેદ માત્ર અવિદ્યાનુંજ કારણ છે અવિદ્યાને લીધે થતા બંધ અને મોક્ષ એ પણ ઇશ્વરના અંશ સરખા જીવનેજ છે અને વળી જીવ પણ અવિદ્યાના ભેદને લીધે પરસ્પરથી ભિન્ન હોવાથી એક જીવના મોક્ષથી બીજા જીવનો મોક્ષ થઇ શકતો નથી તેમજ એક જીવના સુખ દુઃખથી બીજા જીવના સુખ દુઃખ પણ ઉદ્ભવતા નથી; અભેદ દ્રષ્ટિએ જોતા તો માત્ર એ બદ્ધ અને મુક્તપણું પ્રતીતિને લીધેજ છે. હવે જ્યારે બદ્ધ અને મુક્તપણું એ પ્રતીતિને લીધે પણ છે તો પછી તેનો ભેદ શો છે તે પણ જાણવો જરૂરનો છે. એમાં બે ભેદનો સમાવેશ થાય છે. એક જીવ-ઇશ્વર વચ્ચેનો ભેદ અને બીજો જીવ જીવ વચ્ચેનો ભેદ. સમષ્ટિ અને વ્યષ્ટિરૂપ શરીરમા રહેલા જીવ-ઇશ્વરમાં જીવનો ધર્મ શોક છે અને ઇશ્વરનો ધર્મ આનંદ છે. જીવ નિયમ્યપણાથી રહેલો છે અને ઇશ્વર, નિયંતાપણાથી રહેલો છે વૃક્ષમાં માળો કરીને રહ્યા છતા વૃક્ષથી પક્ષિઓ જેમ ભિન્ન છે તેમ જીવ અને ઇશ્વર, શરીરરૂપી વૃક્ષમાં હૃદયરૂપ માળો કરીને રહ્યા છતા શરીરથી ભિન્ન છે. ચૈતન્યરૂપે જીવ અને ઇશ્વર બંને સરખા છે અને સાથેજ રહેવાથી તથા એક મતપણાથી પરસ્પરના સખા છે. એઓને શરીરરૂપી વૃક્ષમાં રહેવાનું કારણ જે માયા છે તે અનિર્વચનીય છે; એટલે આવાજ પ્રકારની છે એમ કહી શકાતું નથી. આ બે પક્ષિઓમાં જીવરૂપ પક્ષી શરીરરૂપી વૃક્ષની ટેટીઓને— કર્મનાં ફળને ખાય છે-ભોગવે છે-કર્મથી

વરૂપ પછી એ ખાતો નથી પણ ા તૃપ્ત રહે છે વળી શ્વર જ્ઞાનાદિક શક્તિઓમા બદ્ધ ઇશ્વર કમથી અલગ અને જીવ કમથી બધાએલો અને છૂટવુ ર છે। ઇશ્વર પોતાને પણ જાણે છે, અને પ પણ જાણે છે અને જીવ અને પોતાને પણ યથાથ રૂપે જાણતો અ અને ઇશ્વરને પણ જાણતો નથી। આટલે જીવ કે જે અવિદ્યાથી જોડાએલો સુ તે અનાદિ કાળથી બદ્ધ છે અને ઇશ્વર કે જે માયાથી જોડાએલો છતા સત્વગુણના વધારાને લીધે સવજ્ઞ છે તે અનાદિકાળથી મુક્ત છે માયા આવરણ કરી, જ્યારે જીવને મેહમા નાખી દે છે, ત્યારે ઇશ્વર ઉપર માયાની આવરણ કે મોહક શક્તિ ચાલી શકતી નથી અર્થાત્ માયાના આવરણથી કે મોહથી જ્યારે જીવ મુકત થાય છે ત્યારે તે ઇશ્વરજ થઇ જાય છે ઇશ્વર અને જીવનો ભે એ પ્રમાણે છે હવે જીવેજીવ વચ્ચેના ભેદ તપાસીએ જેમ સ્વપ્નમાથી ઉઠેલો જીવ સ્મરણમા રહેલા સ્વપ્ન સબધી દેહમા રહેલો છતા પણ સ્વપ્નાવસ્થાના સુખ દુખનો અભાવ હોવાથી તે દેહમા રહેલો નથી તેમ જ્ઞાન પ્રાપ્ત થવાથી મુકિત પામેલો જીવ સસ્કાર માત્રથી દેહમા રહેલો હોય છે તો પણ તે દેહ સબધી સુખદુ ખાદિને પોતામા નહિ માનવાને લીધે તે દેહમા રહેલોજ નથી અને જેમ સ્વપ્નના સમયમા સ્વપ્નના દેહમા રહેલો જીવ, વાસ્તવિક રીતે તે દેહમા નહિ રહેલો છતા પણ તે દેહમા રહેલો છે તેમ અજ્ઞાની જીવ પણ વાસ્તવિક રીતે દેહમા નહિ રહેલો છતા પણ દેહના સુખદુ ખાદિને પોતામા માની લેવાને લીધે દેહમા રહેલો છે। ઇદ્રિયોથી વિષયોનુ ગ્રહણ થતા છતા પણ રાગ દ્વેષાદિકથી રહિત થએલો મુકત જીવ, એ વિષયોનુ હુ ગ્રહણ કરૂ છુ, એમ માને નહિ, કારણ કે ઇદ્રિયો, વિષયોનુ જે ગ્રહણ કરે છે તે, ગુણના કાર્યો ગુણના કાર્યોનુ ગ્રહણ કરે છે તેમ યથાર્થ જાણી તેમા જ્ઞાની પુરૂષ પોતાને કશુ લાગતુ વળગતુ માનતો નથી અજ્ઞાની પુરૂપ કે જે ઇશ્વર ભાવમાથી જીવ ભાવને પામ્યો છે તે પૂર્વ કર્મને આધિન રહેનારા આ શરીરમા રહીને ઇદ્રિઓથી થતા કર્મોમા, હુ કરૂ છુ, એવો અહકાર ધરાવવાને લીધે આપોઆપ બધાતો જાય છે।

જ્ઞાની મુકત પુરૂષ સુખદુ ખથી રહીત અને નિરાભિમાન થઇને દેહમા વર્ત્તે છે અને અજ્ઞાની બદ્ધ પુરૂષ સુખદુ ખ સહિત સાભિમાન થઇને દેહમા વર્ત્તે છે એજ બદ્ધ અને મુકત પુરૂષની વર્ત્તણુકમા ભેદ છે

(इंद्रियोंना कर्म वृथा वृथा मने बाधेछे)

એમ સમજી જ્ઞાની પુરૂષ, ખાનપાનાદિક સર્વ ક્રિયાઓ કરવા છતા તે ક્રિયાઓને પોતામા નહિ માનવાથી સાક્ષિપણાથી રહે છે એટલે અજ્ઞાનીની પેઠે તે ક્રિયાઓમા બધાતો નથી જેમ આકાશ સર્વમા રહેલુ છતા કોઇમા બધાતુ

નથી, અને સૂર્યનું જલમાં પ્રતિબિંબ પડવા છતાં તે તેમાં બંધાતો નથી તેમ જ્ઞાની પુરૂષ દેહમાં રહ્યા છતાં દેહમા બંધાતો નથી. કારણ કે તે કર્ત્તા અકર્ત્તાનો સકલ ભાર પરમાત્મા ઉપરજ મુકે છે.

एतद्योनीनि भूतानि सर्वाणीत्युपधारय
अहं कृत्स्नस्य जगत प्रभवः प्रलय स्तथा॥

પરા અને અપરા પ્રકૃતિ ઓ સ્થાવર જંગમાત્મક પ્રાણીઓનું કારણ છે તેમાં જડ પ્રકૃતિ દેહરૂપે પરિણામ પામે છે અર્થાત્ તેમાથી શરીર બંધાય છે અને પરમાત્મના અંશરૂપ જીવ નામની પ્રકૃતિ કે જે ચેતન છે તે શરીરમા પ્રવેશ કરીને પોતાના કર્મોથી દેહને ટકાવી રાખે છે, એ બને પ્રકૃતિ પરમાત્મામાંથી ઉત્પન્ન થઇ છે માટે પ્રકૃતિ સહિત સર્વ જગત્ના ઉત્પન્ન કર્ત્તા તથા સંહાર કરતા ઇશ્વરજ છે—પરમાત્માજ છે.

જેના અસંભાવનાદિક દોષો બ્રહ્મવિદ્યા વડે નષ્ટ થઇ ગયા હોય છે એવો જ્ઞાની પુરૂષ જાગેલો માણસ જેમ સ્વપ્નથી નિવૃત્તિ પામે છે તેમ દેહાદિક પ્રપંચથી નિવૃતિ પામે છે, એટલે મુક્ત પુરૂષ દેહાદિકના અભિમાનને છોડી દેછે અને બદ્ધ પુરૂષ દેહાદિકનું અભિમાન રાખે છે. જે પુરૂષનાં પ્રાણ, ઇંદ્રિય, મન અને બુદ્ધિની વૃતિઓ સંકલ્પથી રહિત થઇ ગએલી હોય તે પુરૂષ દેહમાં રહેલો છતાં પણ દેહના ગુણોથી મુક્ત છે; એટલે મુક્ત પુરૂષ સંકલ્પથી રહિત થએલી પ્રાણાદિકની વૃત્તિઓથી વિહાર કરે છે અને બદ્ધ પુરૂષ સંકલ્પોથી ભરેલી પ્રાણાદિકની વૃત્તિઓથી વિહાર કરે છે. સુખ, દુઃખ જય, અજય, લાભ, અલાભ, માન, અપમાન જેમાં જેની વૃત્તિ સમાન છે તે મુક્ત પુરૂષ જાણવો, પરંતુ તેમા જેની વૃત્તિ હર્ષ કે વિષાદ યુક્ત થાય છે તેને બદ્ધ પુરૂષ જાણવો.

न स्तुवीत न निंदेत कुर्वत साध्वसाधुवा॥
वदतो गुणदोषाभ्यां वर्जित समदृङ्मुनि॥

ગુણદોષથી રહિત થએલો અને સમાન દ્રષ્ટિવાળો જે પુરૂષ સ્તુતિ કરનારા ઉપર પ્રસન્ન થતો નથી અને નિંદા કરનારા ઉપર ક્રોધી થતો નથી તેવા પુરૂષને મુક્ત પુરૂષ જાણવો અને જે સ્તુતિથી પ્રસન્ન થાય છે અને નિંદાથી દુઃખી થાય છે તેવા પુરૂષને બદ્ધ જાણવો.

સારૂં અથવા નઠારૂં કરવાની જેની અભિલાષા નથી, અને જે મૂઢની પેઠે આત્મારામપણાથી જગત્માં જડની માફક વિચરે છે ;તેવા પુરૂષને મુક્ત જાણવો; અને એથી વિરૂધ્ધ વર્ત્તન કરનારને બધ્ધ સમજવો.

એ પ્રમાણે બદ્ધ અને મુક્તપણાનો વિરોધ છે પણ **તે પ્રતીતિ માત્ર છે વાસ્તવિક રીતે છેજ નહિં.**

बद्धो मुक्त इति व्याख्या गुणतो मे न वस्तुत ॥
गुणस्य मायामूलत्वान्न मे मोक्षो न बंधनम् ॥

# आर्य महिलाओनो महिमा-देवव्रती

જે કેળવણી હાલ અપાય છે તે અધોગ અને અનાચારની વૃદ્ધિ કરનારી છે ! હાલની કેળવણી પતિ તરફ પૂજ્ય ભાવ વધારવાને બદલે પતિના દોષ જોવા તરફ સ્ત્રીઓને આગળને આગળ ખેંચી જાય તેવી છે ! ઘરસંભાળ, ને અન્તે ઘરની અવનત હાલત કરનારી છે ! ખરચખરચણ ઉપર અંકુશ એ આધુનીક કેળવણીની નજર નથી ! આધુનીક કેળવણીનું લક્ષ આડંબર અને દોરદમામ તરફજ છે! આધુનિક કેળવણીમાં ગૃહરાજ્ય કેમ ચલાવવું એ માટે ૦ શૂન્યજ મૂકવામાં આવ્યું છે! માત્ર વાચાલપણું અને શરમ કે મર્યાદા સ્ત્રીઓનું જે ભૂષણ છે તેમાં દૂષણ ઉપજાવનારાં વર્ત્તન વૃદ્ધિ પામે એવું આધુનિકી કેળવણીનો ઉપજ્યું છે શીલવૃત્ત એ જ સ્ત્રીઓના જીવિતની સાર્થકતા છે અને જેને માટે પ્રાણાર્પણ કરવામાં આર્ય માતાઓ કદાપિ પાછી હઠીજ નથી તે વ્રતની સુદૃઢ શ્રદ્ધા આધુનિક કેળવણીના પરિણામે શિથિલ વિથિલ થવા લાગી છે ! ગૃહરાજ્યમાં કુસંપ, અસૂયા, અશાંતિ અને અવિવેકનું સામ્રાજ્ય પ્રકટી નીકળ્યું છે ! તેમની શારિરીક સંપત્તિ નષ્ટ ભ્રષ્ટ થવા આવી છે ! તેઓના બાળકો મુડદાલ અને નેસ્તીયા અંગનાજના ત્યાં જોવામાં આવે છે ! માત્ર જયાં ત્યાં ફરવાહરવા જવું, નાટક ચેટકમાં કે સરકસ ફુરકસ કે એવા મેળા ખેળા કે સહેલસપાટા, આટલુંજ હાલની લુખી અને ધર્મહીણ કેળવણી ઉપજાવી શકી છે ! અને એવા એવા અનેક અવગુણો હાલની પરદેશી ઢબની કેળવણીએ ડગીને આર્યઘરમાં ઘુસી ગયા છે ! અંગ્રેજી કેળવણીએ દેશનું દારિદ્ર ફીટાડયું નથી પણ વધાર્યું જ છે ! શું બાઇડીઓ તો શું ભાઇડાઓ બન્ને કેળવણીને પરિણામે ધર્મ કર્મમાં માત્ર (૭) સાતજે સાત જેવાજ થઈ ગયા છે! દેશના ધંધા રોજગાર માટે હાલ ભુમાટા અને બરાડા પાડવામાં આવે છે પણ શું ગુમાવ્યું છે અને શેને પરિણામે આપણી અવનત હાલત આવી પડી છે તે કારણ તરફ દેશહિતૈષી પુરૂષોનું પણ લક્ષ રહ્યું નથી માત્ર જેમ ગાડું ગબડે છે તેમ ગબડતા હોય છે ! હાય ! પણ નથી સમજતા, નથી વિચારતા કે નથી જોતા જે આપણી પ્રાચીન કેળવણીને આપણે આપણા ઘરમાંથી હડસેલી કાઢી છે તેનાજ આ વિપરિત પરિણામ છે! સીતા, દમયંતી, અનસૂયા, અને એવી એવી પરમ માંગલ્યસ્વરૂપા આર્યમાતાઓના ચરિત્રને બદલે આપણી બાળિકાઓ આગળ એવાં ચરિત્રો રજુ કરવામાં આવે છે, તેમના હાથમાં એવાં પુસ્તકો ધરવામાં આવે છે, તેમને એવા રંગ રાગ અને તાન ટપ્પામાં પરોવવામાં આવે છે કે આર્યસંસાર ધણાયનમ હેવ

હૂતિ કે જેણે પોતાના દેહની કશી પણ પરવા વગર પતિ સેવામાંજ અહોરાત્ર જીવન ગાળ્યું, જેણે ક્ષુદ્રવિષય વાસનાને તજી પતિના ધર્મકાર્યમા તનમનથી પરિપૂર્ણ સહાયતા કરી, એવી આર્યમાતાઓના ઉદરથી જે રત્નો પ્રકટતાં તે સકલ દેશ દીપક અને આર્યાવર્ત્તના અલંકારરૂપજ થતાં. એકજ પુત્ર અને એકજ પુત્રીથી કૂળ માત્રનો ઉધ્ધાર થતો. આજેતો ઘર સંસારમા છોકરાઓ ઉભરાઇ જતાં જણાય છે પરતુ જેના શરીર ઉપરથી માખીઓ પણ ઉડતી નથી એવાં એ જ્યા જન્મ્યાં હોય છે ત્યાંજ માત્ર પશુવત જીવન ગાળી ટુંક સમયમાં એજ ભુમિમાં દટાઇ જાય છે! હાય! ભૂમિના ઉધ્ધારાર્થે જીવન સમર્પણના માર્ગમાં આવી શકતાં નથી! પ્રાચીન વ્યવસ્થા અને પ્રાચીન બંધારણ દેશહિતમાજ પ્રપૂર્ણ હતું. ચારે વર્ણો અને આશ્રમો યથાર્થ રીતે પોતાના પથમા હતાં. અત્યારે એ સવ વસ્તનું શૂન્ય, તો પછી દેશ ઉદયની આશા પુષ્પ સમાનજ સમજવી! દેવહુતિની અચલ ભકિતથી કર્દમ મુનિ પ્રસન્ન થયા અને વર માગવાનું કહેતા પુત્રની વાંછના કરી, નહિ કે વિષય વાસના ભરેલી ક્ષુદ્ર ઇચ્છા! મહા પ્રબલ ઇચ્છા, રત્ન સમાન પુત્રની. આજે એવા સમર્થ પુત્રની કે સમર્થ પુત્રીની કયાં ઇચ્છા છે! માત્ર ક્ષુલ્લક વિષય વાસના! એના પશુવત્ ધર્મ કર્મ રહીત મલીન હૃદય વાસનાઓના ભરેલ દંપતીથી ઉત્પન્ન થતી પ્રજા કયું કલ્યાણ કરી શકે?

પરંતુ માત્ર એકજ પુત્રની ઉત્પત્તિથી મહાદેવી દેવહૂતી પરમ પદને પામ્યાં. ચાલો આપણે એજ પ્રકરણ તપાસીએ પોતાની હૃદયેચ્છા પ્રપૂર્ણ કરવા સારૂ પોતાના સમર્થ પતિ કર્દમ મુનિએ જે વિમાન પ્રકટાવ્યું હતું તે દેવી વિમાનને જોઇ સતીએ પોતાના શરીર તરફ દ્રષ્ટિ કરી, કારણ કે શરીર કૃષ થઇ ગયું હતું! મહર્ષિ પોતાની પત્નિની હાલત સમજી ગયા તેથી તેઓ આદર પૂર્વક બોલ્યા પ્રિયે! આ પાસેના પરમ પવિત્ર માનસરોવરમાં સ્નાન કરી આવો.

પતિ સેવામાં સતી એ પોતાના શરીરનો ક્ષય કરી નાખ્યો હતો જેથી પતિની આજ્ઞા થતા સતી માન સરોવર તરફ ચાલ્યા ત્યાં તેણે આશ્ચર્ય દીઠું. એ સરોવરમા તેણે એક અલૌકીક મહેલ જોયો અને તેમા રંભા સમાન રૂપવતી એક હજાર કન્યાઓને દીઠી સતી ને જોઇ તે હજારે કન્યાઓ ઉભી થઇ. એ સર્વ કન્યાઓ યુવાવસ્થાના પૂર બહારમા કમલ સરખી મ્હેક મારતી હતી તેઓ સતીની સામે ઉભી રહી હાથ જોડીને બોલી કે અમે તમારી દાસીઓ છીએ, આજ્ઞા કરો શુ કામ કરીએ? એમ કહી તેઓએ તૂરત સ્નાન સામગ્રી તૈયાર કરી વિવિધ પ્રકારથી દેવહૂતિને જેમ આનંદ થાય તેવી રીતે સ્નાન કરાવ્યું તે પછી તેને દિવ્ય વસ્ત્રો અને દિવ્યાલંકારોથી વિભૂષિત કરી બીજા દિવ્ય મ્હેલમા લેઇ ગયાં તે કાચનોજ મહેલ હતો તેમા પોતાનું શરીર જોતા સતીએ પોતાની અલૌકિક કાંતી જોઇ! અનેક

આભરણોથી અલંકૃત, પોતાનુ દિવ્ય સ્વરૂપ દીઠુ ! કોટમા અમૂલ્ય હાર તથા પદક, હાથમા કંકણ, પગમા ઝાંઝર, અને નિતંબ ઉપર ઘણા રત્નથી જડેલી સોનાની કટી મેખલા તેમજ અંગમા કેસરનુ લેપન તથા કપાળમા ચાંડલો વગેરે સૌભાગ્ય ચિહ્નો તથા મનોહર અણીઆળી આંખ અને કાળી નાગણના જેવો ચોટલો વિશ્વને મોહ પમાડે એવો દેખાવ આપી રહ્યો હતો, આવી અદ્ભૂત કાંતિ જોતા સતીને પતિની ઇચ્છા થઇ આવી કે તુરતજ પોતાની દાસીઓ નહીત સ્વામિની આગળ વગર પ્રયત્ને તે પહોચી ગઇ, પતિની આવી યોગ શકિતથી સતિ વિસ્મય પામ્યા !

યોગ શકિતમા કેવી અકળ સિદ્ધિઓ રહેલી છે તે સિદ્ધિ સંપન્ન મહાત્માઓ પોતે પણ જાણી શકતા નથી ! દેવહૂતિને જોઇ કર્દમ મુની પોતે પણ આશ્ચર્ય પામ્યા ! સુવર્ણના કળશ જેવા સતિના સ્તન, અણીઆળા નેણ ગુલાબી ગાલ ઉપરની સુરખી, પ્રવાલ જેવા અધર અને વાસુકી નાગના જેવો ચોટલો જોઇ કર્દમ મુનિ પણ ક્ષણભર મોહીત થયા અતિપ્રેમ અને હૃદયના ઉમળકાથી સતિને વિમાનમા બેસાડી પોતે પણ તેની સાથે બેઠા એ વિમાનની ગતિ પણ અલૌકિક હતી અષ્ટ લોકપાલના ઉદ્દેશમા એ વિમાન ફર્યુ અનેક સૂર્ય, અનેક ચંદ્ર અને અનેક તારાગણમા એ વિમાને ગતિ કરી

પોતાની ઇચ્છા મુજબ અનેક પ્રકારના વિહારથી દંપતી સુખ ભોગવવા લાગ્યા તેની હજાર દાસીઓ પણ સાથે હતી અને વિમાન માત્ર ઇચ્છાનેજ આધિન હતુ જે ઇચ્છા થઇ તે પાર પડીજ છે એમ વિવિધ વિહારના રતિસુખમા સો વર્ષના અહોરાત્ર વ્યતિત થઇ ગયા પણ તે દંપતીને તો માત્ર બે ઘડી સમાન જણાયા !

વૈશ્રંભ, સુરસન, નંદન, પુષ્પભદ્રક અને ચૈત્રરથ્ય નામના દેવતાઓના બગીચાઓમા તથા દિવ્ય માનસસરોવરમા પ્રિયાની સાથે અતિ પ્રેમથી વિવિધ વિહારનુ સેવન કર્યુ ઇચ્છીત વિમાનના યોગથી વિદ્યુત ગતિએ ફરતા કર્દમ મુનીના પ્રભાવને દેવતાઓ પણ આશ્ચર્યથી જોવા લાગ્યા ! જે મનુષ્ય સંસારના દુઃખને ટાળનાર ભગવત્ ચરણનો આશ્રય લે છે તેને કશી ન્યુનતા રહેતીજ નથી

એ પ્રમાણે દેવહૂતિની મન કામના પૂર્ણ કરી સર્વ ભુગોલ ખગોલ દેખાડી કર્દમમુનિ પુનઃ પોતાના આશ્રમમા આવ્યા, ત્યા પોતાના નવ રૂપ ધારણ કરીને એ આત્મ જ્ઞાની સમર્થ મુનિએ દેવહૂતિમા ગર્ભની ઉત્પત્તિ કરી યોગ વિદ્યાના પ્રભાવથી એકજ દિવસમા સતીને નવ દીકરીઓ અવતરી ! એ કન્યાઓ પણ અતિ તેજસ્વી અને ચંદ્રની કલા પ્રમાણે દિવસે દિવસે વૃદ્ધિ પામવા લાગી

તે પછી કર્દમ મુનિએ સંન્યાસ લેવાનો વિચાર કર્યો એ વાત જાણતા, સતી, પતિ પાસે આવ્યા અને હાથ જોડીને અતિ નમ્ર ને મધુર વચન બોલ્યા

હે નાથ ! આપે જે મારા સકલ મનોરથ પૂર્ણ કર્યા તો પણ મને શરણાગત જાણી અભયદાન દેવું યોગ્ય છે હે બ્રહ્મન્ ! આપ સન્યાસ ધારણ કરવાના છો, એ જાણી હું પ્રસન્નછું પરંતું આપણી પુત્રીઓના લગ્ન કરી તથા મને જ્ઞાનનો ઉપદેશ કરે એવો એક પુત્ર આપી પછી આપ દિક્ષા લ્યો.

હે સ્વામિ ! હું વિચાર કરૂંછું તો મારી અજ્ઞાનતાજ દેખાઇ આવે છે, કારણ નાશવંત અને તુચ્છ વિષ્ય સુખમા મે માંરો ઘણો કાલ વ્યતિત કર્યો તેનો અત્યારે મને પશ્ચાત્તાપ થાય છે !

આપ બ્રહ્મવેત્તા છો એમ નહિ જાણતાં વિષય સુખની આસકિતથી મે આપનો પ્રસંગ કર્યો તો પણ હવે તો આપનો એ પ્રસંગ મને અભયજ થવો જોઇએ. અસાધુ માણસનો અજ્ઞાનપણે પણ જો સગ કર્યો હોય તો જન્મ મરણને આપે છે પણ તેવોજ સંગ જો સાધુ પુરૂષનો કર્યો હોય તો જન્મ મરણના ચક્રમાથી મુક્ત થવાય છે હે પ્રભુ ! હું પરમાત્માની માયામા મોહ પામી છેતરાણીછું ! આપ જેવા સમર્થ પતિને પામી મે માત્ર ક્ષુદ્ર વિષય વાસનાનીજ ઈચ્છા કરી, એથી મને હવે બહુ ક્લેશ થાય છે પરમ જ્ઞાનના નિધિરૂપ આપને મે ઓળખ્યાજ નહિ અને પાણીના પરપોટા સમાન આયુષ્યનો ક્ષય કર્યો ! મનુષ્યનું કોઇ પણ કાર્ય ધર્મને વાસ્તે, તે દ્વારા વૈરાગ્ય અને તે દ્વારા ભગતવત્ પ્રાપ્તી પરિણામમાં આવવું જોઇએ જો તેમ ન થાય તો એવાં મનુષ્યનું જીવિત વ્યર્થ ગયું જાણવું! એ પ્રમાણે હે નાથ ! માંરૂ પણ જીવિત વ્યર્થજ થયુ ! આપ કઈક કૃપા કરો આપનો સંગ મને ફલીત થવોજ જોઇએ

એ પ્રમાણે દેવહૂતિની વૈરાગ્ય વૃત્તિ જોઇ પ્રસન્ન થએલા દયાળુ કર્દમ મુની બોલ્યા; પ્રિયે ! ખેદ કરોમા ! કેમકે તમારી અવિછિન્ન પતિ ભકિતએ તમારી સકલ કામના પૂર્ણ કરી છે સતિ સ્ત્રીને પતિની સેવામા સકલ સિધ્ધિ પ્રાપ્ત થાય છે તો પછી તમારા જેવી મહા સતિને કઇ વાતની ન્યૂનતા રહેજ. તમારી જે ઇચ્છા છે તે પૂર્ણ થશે અવિનાશી ભગવાન્ નજીકના સમયમાં તમારા ગર્ભમા આવશે તમારા સકલ મનોરથ પૂર્ણ કરશે

હવે તમે ઈદ્રિયોના નિગ્રહથી સ્વધર્મથી તપથી અને દાનવડે ભગવાન્ ને ભજો કે જે ભગવાન્ તમે આરાધના કરવાથી પુત્ર રૂપે અવતરીને માંરા યશનો વિસ્તાર કરશે, એ માત્ર તમારા પતિવ્રત્તનોજ પ્રભાવ છે, નહિ કે અમારી સિધ્ધિનો. તે તમોને પણ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરી તમારી દેહાભિમાનરૂપી ગ્રંથી કાપી નાખી નિર્ભય પદે સ્થાપશે. તે પછી પોતાના મહાત્મા પતિની આજ્ઞાનુસાર સતિએ પ્રભુ ભકિતમા ચિત્ત પરોવ્યું. પરિણામે કેટલોક સમય વ્યતિત થયા પછી સતિને ગર્ભ રહ્યો ને તે ગર્ભદ્વારા કાપલ ભગવાન્ અવતર્યા; આકાશમા દુંદભિ વાગ્યા અને ત્રૈલોકમા જયનાદ થઈ રહ્યો.

સાખ્ય જ્ઞાનનો ઉપદેશ કરવા સત્વગુણમય અંશથી પરબ્રહ્મ ભગવાને

અવતરે લીધો છે એ વતમાન જાણતા મરીચિ સહિત બ્રહ્મા અને બીજા મહર્ષિઓ કર્દમ મુનિને આશ્રમે પધાર્યા બ્રહ્માએ પ્રસન્ન ચિત્તથી કહ્યું હે પુત્ર ! તે મારી આજ્ઞાનો યથાવિધિએ સત્કાર કર્યો છે તારી પરમ ઉચ્ચ વૃત્તિથી હું પ્રસન્ન થયો છુ હે પુત્ર ! તે અને તારી સતી સ્ત્રીએ યથાર્થપણે માનવ અવતાર સફલ કર્યો છે હે પુત્ર ! આ તારી નવપુત્રીઓ પોતાના અનેક વંશથી આ સૃષ્ટિનો વધારો કરશે માટે સૌ સાની રૂચી પ્રમાણે આ મોટા ઋષિઓને તારી કન્યાઓનુ દાન દે હે મોટા ભાગ્યવાન્ કર્દમમુનિ! આ સાક્ષાત્ આદિ પુરૂષ ભગવાને તમારે ઘેર અવતાર લીધો છે તે સાખ્યશાસ્ત્રના આચાર્ય છે ! જગતમા તમારો યશ વિસ્તારશે અને સસાર માયાની ગ્રથીમાથી દેવહૂતિને મુક્ત કરી તેને પરમપદ આપશે, એ પ્રમાણે બોલી બ્રહ્મા અને નારદ સત્ય લોકમા ગયા તેમના ગયા પછી એ દપતીએ પોતાની દીકરીઓના યથાવિધિથી પ્રજાપતિઓની સાથે લગ્ન કર્યા

મરીચિને કલા, અત્રિને અનસૂયા અગિરાને શ્રદ્ધા, પુલસ્ત્યને હવિર્ભૂ, પુલહને ગતિ, ક્રતુને ક્રિયા, ભૃગુને ખ્યાતિ, વસિષ્ઠને અરૂધતી અને અથર્વાને પોતાની શાતી નામની પુત્રી આપી એ પ્રમાણે લગ્ન કરી દીકરીઓને દાયજામા ઇચ્છીત વસ્તુઓ આપી તે પછી પોતાનુ ઇચ્છીત થયુ છે એવા એ બ્રાહ્મણો કર્દમ મુનિની રજા લઇ પોતપોતાની ધર્મપત્નિ સહ પોતપોતાને આશ્રમે ગયા

---

## सति सैनिका

(ગયા અકના પૃષ્ટ ૮૧ થી ચાલુ)

જેમ રાજકુમારો અને રાજકુમારીકાઓના યુથ એ વિહગગતિના આશ્રમના દર્શને આવતા તેમ કેટલાક સાધુ પુરૂષો અને સાધ્વી સ્ત્રીઓ પણ એ આશ્રમમા આવી ચડતા આ સાધુ વૃત્તિના સ્ત્રી પુરૂષોના લક્ષણ અનુકરણિય અને જાણવા યોગ્ય હતા તેઓ પરાયા દુખથી દુખી થનારા અને પારકાના સુખથી સુખી થનારા એવા સમાવત, સત્યવાદી, બલવાળા રૂપગુણ યુકત, ઇર્ષ્યાદિકથી રહિત, સુખ દુખમા સમાન, યથાશકિત સર્વનો ઉપકાર કરનાર, કોઇપણ પ્રાણીનો દ્રોહ નહિ કરનાર, વિષયોથી ક્ષોભ નહિ પામનારા, જીતેદ્રિય, કોમળ ચિત્તવાળા સદાચારવાળા, પરિગ્રહ નહિ કરનારા, આ લોકના સુખની ઇચ્છા રહિત એવા, થોડુ જમનારા, શાન્ત, સ્વધર્મમા સ્થિર, પરમાત્મા ઉપર જ આશ્રય રાખનારા, મનન કરનારા,

અત્યારે તે સુવર્ણ સિંહાસનસ્થ આપની સાથે વિરાજી રહેલ છે. તેજ રાજ મહારાણી શ્રી આ લીલાવતી કે જેઓ પૂર્વે એક ગરીબ નિરાધાર કન્યાના વેષમાં હતાં. રાજા રાણી તે વિદ્વાનનાં મુખમાં આ વચન સાંભળી આશ્ચર્યમાં ગરકાવ થયાં અને તેની સમયસૂચકતા અને તર્ક શક્તિ ઉપર સભા મંડળ પ્રસન્ન પ્રસન્ન થયું. જય નાદના ઘોષ થયા ને પ્રેક્ષકોએ એ આસાદીક કવિ ઉપર પુષ્પની વૃષ્ઠિ કરી.

તે પછી માહારાણી લીલાવતી બોલ્યાં હે વિદ્વદ્શ્રેષ્ટ ! હે સભા રત્ન ! હે વાણી વિલાસ સભાના મુકુટ મણી ! ત્યારે હવે આ પાદપૂર્તિ પણ આપજ પૂર્ણ કરો.

ઠઠંઠઠંઠંઠઠઠંઠંઠંઠં ॥

જેના ઉપર સરસ્વતીની સંપૂર્ણ કૃપા છે એવો એ મહાકવિ તુર્તજ માહા રાણીનાં મૂખમાંથી એ પાદપૂર્તિનું ચરણ પુરૂં થતાં બોલ્યોઃ—

राजाभिषेकेमदविह्वलाया,
हस्ताच्युतोहेमघटोयुवत्या ।
सोपानमार्गेषुकरोतिशब्दं
ठठंठठंठंठठठंठंठंठं ॥

રાજા ભોજ અને મહારાણી લીલાવતી તો આ મહાકવિની દૈવી કવિત્વ શક્તિ ઉપર મોહ પામ્યાં પ્રધાનને એજ વખતે આજ્ઞા કરી કે કવિરાજના માનમાં આજે ધારાનગરીમાં રાજસ્વારી ફરવા નીકળશે માટે તે બાબતની સઘળી તજવીજ કરાવો. પ્રધાનને એ આજ્ઞા આપ્યા પછી અને સુવર્ણ મોહોરો સહીત સુવર્ણ જડીત પોશાકથી એ મહાકવિને રાજા રાણીએ નોચ્છાવર કર્યો સભામાં આનંદ અને આશ્ચર્યનો પાર ન રહ્યો. સભાના વિદ્વાનોને પણ રાજાએ દાનમાનથી સંતુષ્ટ કર્યા તે પછી રાજા ભોજે સર્વ સભા સમક્ષ ખુલાસો કર્યો કે ગઈ કાલે હું સ્નાન કરવા બેઠો હતો તે સમયે માહારાણી લીલાવતીના હાથમાથી સુવર્ણનો કળશ છટકી ગયો ને તે સીડીના પગથિઆ સાથે અટવાતો અથડાતો જે અવાજ કરતો કરતો નીચે પડયો હતો તે અવાજ આ રીતે થયો હતો કે ઠઠંઠઠંઠઠઠંઠઠઠંઠ જે પ્રશ્ન અતિ ગુપ્ત અને સમજમાં ન આવી શકે એવો હતો તેને આ મહાકવિએ આ મોટી સભામાં હસ્તામલકવત્ કરી આપ્યો તેથી આજથી એ મહાપુરૂષને સરસ્વતીના આસાદિક કવિ તરીકે ઓળખવામા આવશે તેમની ઇચ્છા પૂર્વક અમારા રાજ્યમાંથી તેમને ધનધાન્ય વસ્ત્રલંકારાદિ જે જોઇએ તે મળ્યા કરશે રાજ્યનું મોટું વર્ષાસન એ સરસ્વતી પુત્રને મળશે. તે પછી પ્રધાનજીએ કરેલી તૈયારી મુજબ રાજસ્વારી ફરવા નીકળી હાથીઓની સ્વારી કાઢી, અને એક સુપ્રસિધ્ધ મોટા હાથીની અંબાડીમાં રાજા રાણી અને તે મહાકવિ વિરાજ્યા ધારાનગરીની એ રાજસ્વારીએ અલોકિકરૂપ ધારણ કર્યું. અનેક વિદ્વાનો જુદા જુદા વાહનોમા વિરાજ્યા હતા ને ચતુરંગિણિ સૈન્ય સહીત મોટા દમામથી એ સ્વારી સરસ્વતી મંદીરે ગઈ ત્યાં રાત્રીના દીપમાળા કરી, અનેસરસ્વતી પુત્રના માનાર્થે આખી ધારાનગરીએપણ દીપમાળાકરી એ મહોત્સવને ઉજવ્યો બીજે દિવસે પણ એજ ધામધુમ

ચાલુ રહી પ્રાત ળમા ઉઠી લોકોએ કુ ુના સ્વસ્તિક ર્ક્યા મૌક્તિ ના તોરણો બા યા અને ઘરે ઘરે મિષ્ટ ભોજન થયા પ્રત્યેક પાઠશાળાઓ ી નિરિક્ષા કરી ત્યાના વિધાર્થિઓને માનપાન આપ્યા ગરીબોને દાન આપ્યા ને ઘરે ઘરે સ્થળે સ્થળે સરસ્વતીનો વિજયધ્વજ ફરકવા લાગ્યો જાણે સાક્ષાત સરસ્વતીપૂર કે સરસ્વતીમય લોકો એવો દેખાવ ધારા નગરીનો થઇ રહ્યો ધન્ય છે એ દિવસને એ રાજાને એ રાણીને એ પ્રજાને !

ભોજ રાજાએ તે દિવસે પડો વજ ડાવ્યો અમા'રા રાજ્યમા અમારી પ્રજાને મફત કેળવણી આપવામા આવશે અમારી સવ પ્રજાને માટે સરસ્વતીના મ દીર ખુ' ના છે તેમા અમા રી પ્રજાએ પોતાના મ તા નોને કેળવવા, બીજી પણ એવી શાળાઓ અમોએ સ્થાપી છે કે જેમા મો'ટા સ્ત્રી પુરૂષો અને ધ ધાવાળા માણસો વિદ્યાનો લાભ લઇ શકે હુનર કળા અને દેશનો ઉદ્યોગ ખીલવવા માટે અમોએ ઠેક ઠેકાણે અમારી પ્રજાને માટે સગવડો કરી છે મને આશા છે કે મા'રી પ્રજા તેનો સ પૂર્ણ લાભ લેશે કન્યાઓ તેમજ સ્ત્રીઓને માટે પણ ભરત ચિત્ર, પાક શાસ્ત્ર, ગુ થવુ ગીવણ કામ, ઘર તેમ ચલાવવુ વગેરે એવા અનેક ઉપયોગી શિક્ષણો મળે તેવી શાળાઓ સ્થાપી છે તેને માટે ગ થો તૈયાર થાય છે, મહારાણી લીલાવતી, કન્યાઓ અને સ્ત્રીઓની કેળવણી ઉપર મ પૂર્ણ લક્ષ આપશે અને અમો પોતે તથા અમારા આ મહા કવિ ઓ રાજના બાલકો તથા યુવાનોને કેળવવા ઉપર લક્ષ આપીશુ અમા'રી પ્ર જા સરસ્વતીના પ્રસાદની ઉત્તમ ભોક્તા થાય ને તે દ્વારા તેઓ સકળ સુખ સ પત્તિ પામે ને દેશના હુનર ઉદ્યોગની જગત્‌મા ખ્યાતી થાય એજ અમારી ધારણા છે અમારી પ્રજાના સુખમા અમારૂ સ ળ સુખ છે અમારી પ્રજાના સ તોષમા અમારો પૂર્ણ સ તોષ છે અમોએ જૂદી અ ત્યજ શાળા પણ સ્થાપી છે કે જેથી તેઓ પણ વિદ્યા દેવીનો પ્રસાદ મેળવી સુખી થાય આ પ્રકારની રાજા રાણીની પ્રજા પ્રત્યેની અતિ આહના ભાવનાથી પ્રજામા રાજા રાણી અત્ય ત માનીતા થઇ પડયા ને રાજા પ્રજા એક રૂપ જણાયા રાજ્યમા પ્રતિ િન સુખની વૃધ્ધિ થતી ચાલી

અપૂર્ણ

નિર્જન અને નિર્ભયસ્થાનકમાં બેસી પરમાત્માની ભાવનાથી શુદ્ધ અંત:કરણ વડે અભેદ બુદ્ધિથી કેવળ આત્માનુંજ ચિંતન કરવું. જ્ઞાનમાં નિષ્ઠા રાખીને પોતાના બંધ અને મોક્ષનો વિચાર કરવો કે:— इंद्रियोनो विक्षेपएज बंध अने इंद्रियोनो निग्रह एज मोक्ष ” ક્ષુદ્ર વિષયોમાં વૈરાગ્ય રાખવાથી મનમા મોટું સુખ મળે છે. ભિક્ષાને માટેજ નગર, ગામ, વ્રજ અને સંઘોમાં જવું પરંતુ સર્વદા પવિત્ર દેશ, નદીઓ, પર્વતો, વન, અને આશ્રમોવાળી પૃથ્વીમાં એકલાજ ફરવું. જો વાનપ્રસ્થોના આશ્રમોમાંથી ભિક્ષા લાવવામાં આવે તો ઉત્તમ છે કારણકે વાનપ્રસ્થોનું અન્ન ખાવાથી અંત:કરણ શુદ્ધ થઇને મોહની નિવૃતિ થાય છે. મિષ્ટાન્નાદિક વસ્તુ ઉપર પ્રીતી રાખવી નહિ તેમજ આ લોક અને પરલોકમાં આસક્તિ નહિ રાખતાં નિષ્કામપણે વર્તવું. મમતાના સ્થાનકરૂપ જગત, મન, વાણી અને પ્રાણયુક્ત અહંકારના સ્થાનકરૂપ શરીર અને તેઓથી થતા સુખ, એ સર્વ આત્મામાં માયારૂપજ છે–સ્વપ્ના સમાન છે માટે એ સર્વ ઉપરથી આસક્તિ પરહરવી. એ માયાનું સ્મરણ પણ કરવું નહિ કારણ તેથી વૈરાગ્યમાં પ્રતિબંધ થાય છે.

પરમહંસ સન્યાસીએ; વૈરાગ્ય પામીને માત્ર મોક્ષની ઇચ્છા રાખવી અથવા મોક્ષની પણ ઇચ્છા નહિ રાખતા માત્રઆત્મ ધ્યાનમાં નિમગ્ન રહી, દંડાદિકની આવશ્યકતાવાળા આશ્રમોના ધર્મોમાંથી આસક્તિ છોડી દઇ બની શકે તેટલા આશ્રમ સંબંધી ધર્મો પાળવા એટલે શાસ્ત્રોના દાસ ન થઇ જવું. માન અપમાન વિવેક નહિ રાખતાં ક્રીડા કરવી નિપુણ છતા જડની પેઠે ફરવું, પંડિત છતાં ઉન્મત્તની પેઠે લોકોને રાજી કરવાની અપેક્ષા નહિ રાખતાં બોલવું અને વેદના અર્થમાં શ્રધ્ધા રાખવા છતા લોકોનો સંગ નહિ થવા માટે પશુની પેઠે નિયમોથી રહિત જેવી સ્થિતિ રાખવી. કર્મકાંડના વ્યાખ્યાનાદિક વેદવાદમાં પ્રીતિ રાખવી નહિ. કોઇની સાથે ઉદ્વેગ ન કરવો તેમ કોઇને ઉદ્વેગ કરાવવો નહિ. ધૈર્ય રાખવું, દુર્વચનો સહન કરવા, બીજાના દેહ અને આત્મામાં ભિન્ન ભાવ રાખવો નહિ, કારણ આત્મા સર્વમાં એકજ છે અને કારણ સ્વરૂપથી દેહ પણ એકજ છે. ભોજન મળે અગર ન મળે તે અવસ્થામાં સમાન વૃત્તિ રાખવી. ભિક્ષાને માટે પ્રયત્ન કરવો કારણકે પ્રાણ ટકવાથી તત્ત્વનો વિચાર થઇ શકે અને તત્ત્વવિચાર તથા તત્ત્વ જ્ઞાનવડે મુક્તિ મેળવી શકાય છે, સારું નરસું જેવું અન્ન યદૃચ્છાથી આવી મળે તે ખાઇ લેવું, જે કંઇ વસ્ત્ર શય્યાદિક પણ યદૃચ્છાથી આવી મળે તેનું પરમહંસે ગ્રહણ કરવું જ્ઞાની પુરૂષે શૌચ, આચમન, સ્નાન અને બીજા પણ નિયમો પોતાથી બની શકે તેટલા પાળવા પણ શાસ્ત્રના દાસ બનીને પાળવા નહિ સર્વ નિયમો પાળવાની વેદની આજ્ઞા ધ્યાનમાં રાખે તો જ્ઞાન નિષ્ઠામાં અડચણ આવે છે. જ્ઞાનીને ભેદની પ્રતીતિ હોય નહિ જ્ઞાન થયા પછી ભેદભાવના અથવા નિયમ પાળવાની જરૂર રહેવી યોગ્ય નથી.

( અપૂર્ણ )

# आर्यधर्मप्रकाश

पुस्तक ३१ मु ]  मास श्रावण भाद्रपद स १९६३.  [ अंक १०-११ मो

## यतोधर्मस्ततोजय

### जीव शिक्षा

(मनहर)



कोई मोटा पूण्य थकी, काया रूपी नाव मळी,
करी ले कल्याण परलोकनु ओ प्राणिया;
फरी नव फेरो थाय, फंदमा न फसावाय,
एवा करने उपाय, वेदेने वखाणिया,
कायारूपी नावनो बचावछे ता चेत,
झट तरी निकळ तु नाशवत जाणि—आ,
काया ता'रा काचना कुपानी पेठे कथळशे,
भगवान भुलीशतो जन्म धुळधाणा आ, १
घरमा गुथायो साथे जरमा गुथायो नीज,
नळमा गुथायो हरि हैयामा न आणिया,
ठग- लुच्चाई निचताई तणी पोळ्यो भरी,
कुडी कमाई करीने ताता तबु ताणिया,
राती पाई एक परअर्थे न अपाइ,
अभिमानमा घेराई, धुळ करी जिंदगानी आ,
चार दिनी रमतमा चोवट तु शेनी करे,
चपटीमा चोळाईश चेती लेने प्राणिया, २
काया धूळधाणी थशे, राखमा रोळाई जशे,
धाम रा धर्या रहेशे, चित्त चेत चेततु;
मनना विचार मनमांही ता'रा पडया रहेशे,
जीव जम हाथ जशे, थईश अचेततु,
त्यारे काइ नव थाय, न मळे पछी उपाय,
जिव दूरगति जाय' थइश फजेत तु,
जिवित सफळ थाय, मुक्तिने पथे पळाय,
भगवान हरिसाथे करा केने हेत तु, ३

किमगस्त्य जन्म ? અગસ્ત્ય મુનીનો જન્મ શામાંથી થયો ?

ઉત્તર–कुंभ ( ઘડામાંથી )

कःसूर्यपुत्रो ? સૂર્યના પુત્રનું નામ શું ?

ઉત્તર–कर्ण

એ પ્રમાણે 'कुंतो सुतो रावण कुंभकर्ण.' આપના એ વિપરીત પ્રશ્નોના ઉત્તરો નીસરે છે.

તેવામાં માહારાણી લીલાવતી બોલ્યાં ! હે કવિ શ્રેષ્ઠ !

॥ गौरीमुखंचुंबतिवासुदेवः ॥

આ પાદપૂર્તિ પૂર્ણ કરો.

તુર્તજ તે સરસ્વતી પુત્રના મુખમાંથી નીચે પ્રમાણે વાણીનો પ્રવાહ ચાલ્યો.

कालोकमाता किमुदेहमुख्यं
रते.किमाद्यौकुरुते मनुष्यः ।
कोदैत्यहंता वदवैक्रमेण
गौरीमुखंचुंबतिवासुदेव. ॥

'कालोकमाता' ! જગતની માતા કોણ !

ઉત્તરઃ—गौरी—પાર્વતી

'किमुदेहमुख्यं' ? શરીરમાં મુખ્ય ભાગ કયો !

ઉત્તર—मुखं

'रते किमाद्यौ कुरुते मनुष्य' ? રતીને સમયે પુરૂષ સ્ત્રીને પ્રથમ શું કરે છે !

ઉત્તર–चुंबति–ચુંબન

'कोदैत्यहंता' ? દૈત્યોને હણનાર એવો પુરૂષ કોણ ?

ઉત્તર—वासुदेवः

માહારાણી લીલાવતી : આપના એ વિપરીત પ્રશ્નના ઉત્તરો. સર્વ સાથે મેળવાથી 'गौरीमुखं चुंबति वासुदेवः' પ્રમાણે થાય છે.

ભોજ રાજા પુનઃ બોલ્યાઃ– ॥ गौरी मुखं चुंबति वासुदेव. ॥ ત્યારે એ મહા કવિ બોલ્યાઃ હે ધારાપતિ શ્રવણ કરો

का शैल पुत्री किमु नेत्ररम्यं
शुकार्भकः किंकुरुते फलानि ॥
मोक्षस्य दाता स्मरणेनकोवा
गौरी मुखं चुंबति वासुदेवः ॥

'का शैलपुत्री' ? હિમાલય પર્વતની પુત્રી કોણ ?

ઉત્તર; गौरी.

'किमुनेत्ररम्यं' ? નેત્રની શોભા કયે ઠેકાણે છે ?

ઉત્તર, मुखं–મુખને વિષે

'शुकार्भक. किं कुरुते फलानि' પોપટનાં બચ્ચાં ફળને શું કરે છે ?

ઉત્તર, चुंबति–ચુંબન

'मोक्षस्य दाता स्मरणेनकोवा' મોક્ષને આપનાર એવો કોણ ?

ઉત્તર; वासुदेव

હે રાજા ! गौरी मुखं चुंबति वासुदेवः એ આપની પાદપૂર્તિ પુરી થઇ. લીલાવતી મહારાણી બોલ્યાં; હે પંડિતજી

॥ तिल तुषपुटकोणे मस्तिकोट्टप्रसुता ॥

અહો મહારાણી લીલાવતી ! આપનો આ પ્રશ્ન અતિ ચમત્કારિક છે કે 'તલના ફોતરાના ખુણા વિષે માખી ઉંટને પ્રસવ આપનારી છે' એમ કહી અનેજ નહિ પરંતુ તેનો ખુલાસો નીચે પ્રમાણે છે.

कवलति लघुजन्तुः
किनिदानं हिमान्ते ।
झटिति वद पशुकं
लम्बकंठं वदन्ति ॥
प्रसव समय दुःखं
दंतिकाकामिनीनां ।
'तिलतुष पुट कोणे
मक्षि कोट्टप्रसुता' ॥ આ

# ज्ञान एज परम सत्ता—एज परमात्मा

જ્ઞાન એજ પરમ સત્તા છે એનુ જ નામ બ્રહ્મ ઉપનિષદો વાર વાર જેને મન અને વાણીથી પર કહે છે, અવ્યય કહે છે, સદા વિદ્યમાન વસ્તુ ગતિ કહે છે, એજ જ્ઞાન એજ પરમ સત્તા એજ અદ્વૈત બ્રહ એટલે વધવુ એ ધાતુ ઉપરથી જે કાઇ એવુ મોટુ છે કે તેમા સર્વનો સમાવેશ છે, द्रष्टा दृष्टि दर्शन સર્વ ત્રિપુટીની એક રૂપતા છે આ પ્રમાણે જે વસ્તુ સ્વરૂપનુ પ્રતિપાદન તેને અદ્વૈત કહે છે જેમા દ્વૈતકલ્પના નહિ તે અદ્વૈત જ્ઞાન માત્રથી જુદુ કાઇ નથી ચેતન અને જડનો ભેદજ નથી ચેતન વિના જડ નથી, જડ વિના ચેતન નથી છતા ઉભય એકરૂપ નથી અનન્ય છે-અદ્વૈત છે एज परम सत्ता छे एज ब्रह्म छे

अथातो ब्रह्म जिज्ञासा જે કઇ જાણવા જેવુ છે તે બ્રહ્મજ જાણવા જેવુ છે જ્ઞાન અથવા જ્ઞપ્તિ અનેજડ અથવાપ્રકૃતિ, એ ઉભયના અનન્યત્વરૂપ બ્રહત્ તે બ્રહ્મ કોઇ પણ પ્રકારના પરિચ્છેદથી રહિત સર્વમય, એકરૂપ તે ભૂમા પરિચ્છેદ ત્રણ પ્રકારના છે स्वगत सजातीय, विजातीय વૃક્ષ નામ સ્કન્ધ શાખાપત્ર પુષ્પ ફલાદિ સમુદાયનુ છે, ત્યારે એ પ્રત્યેક તે વૃક્ષ નથી એક વૃક્ષને તેના પોતાનાજ શાખાપત્ર પુષ્પાદિથી ભેદ, પરિચ્છેદ, તે स्वगत परिच्छेद આવો તે વ્રીબડા ૧થી, વૃક્ષ તો બન્ને છે, માટે એ सजातीय परिच्छेद વૃક્ષ તે પાષાણ નથી માટે વિજાતીય પરિચ્છેદ આવા ત્રણે પરિચ્છેદ-શૂન્ય એકજ અદ્વિતિય-તે ભૂમ મહાન્-બ્રહ્મ-એજ આત્મા એજ પર માત્મા જ્યારે વિશ્વ માત્ર એકરૂપ, એક રસ છે ત્યારે આત્મામા હુ એવુ કયા રહ્યુ ? એ તો ગ ત પરિચ્છે નુ પરિણામ છે હુ પણા રૂપી આત્મા તે છેજ નહિ આત્મા તો સર્વરૂપી છે એજ ખરો આત્મા એજ સર્વ ज्ञप्तिप्रकृतिना अनन्यत्वरुप ब्रह्म तेज परिच्छेदना अभावरुप भूमा અને અહમાદિ બહુત્વના નિરોધરૂપ આત્મા એજ પરમાત્મા અહતા એ મિથ્યાપણુ છે પરમહતા જે બ્રહ્મ તે વિના હુ એવુ કાઇ છેજ નહિ જ્ઞાનથી જુદુ કાઇ પણ સમજી શકાતુ નથી બધુ જ્ઞાનમય છે ને જ્ઞાન એકરૂપ નિત્ય બ્રહ્મ છે

यदक्षर वेदविदो वदति
विशति यद्यतयो वीतरागा
यदिच्छतो ब्रह्मचर्य चरति
तत्ते पद सग्रहण प्रवक्ष्ये ॥

વેદાત શાસ્ત્ર જાણનારાઓ જેને અક્ષર બ્રહ્મ કહે છે તેમા શ્રુતિ પ્રમાણ છે एतस्य वाक्षरस्य प्रसासने गार्गि सूर्या चद्रमसो विधृता तिष्टत હે ગાર્ગી ! આ અક્ષરની આજ્ઞા તળે સૂર્ય તથા ચદ્ર આશ્રયકરીને રહ્યા છે " વળી રાગ દ્વેષ રહિત એવા યતિયો જે પરબ્રહ્મમા પ્રવેશ કરે છે તથા જેને જાણવાની ઇચ્છાવાળા યતિયો ગુરૂકુળમા રહી બ્રહ્મચર્યવ્રત્ત આચ

# आर्य महिलाओनो महिमा—देवहूति.

હે માતા! હવે હું તમારી પાસે જુદાં જુદાં તત્ત્વનાં લક્ષણ કહીશ, કે જે જાણવાથી માણસ જે પ્રકૃતિના ગુણ દેહાદિક તેથી છુટો પડે, હૃદય ગ્રંથીને તોડનાર આત્મદર્શન રૂપ જે જ્ઞાન મનુષ્યને મોક્ષ આપનાર કહેવાય છે તે તમારી પાસે કહીશ, જે આપણો આત્મા છે તેજ પુરૂષ છે એ પુરૂષ અંતર્દ્રષ્ટિથી જણાય એવો, અનાદિ, દેહાદિકથી જુદો. નિર્ગુણ, સ્વયંપ્રકાશ અને જગતમાં વ્યાપી છે. એ રૂપથી પુરૂષ પોતાની પાસે વગર કારણેજ આવેલી ભગવાનની માયા, કે જે સૂક્ષ્મ અને ત્રણ ગુણ મય છેતેને યદચ્છાથીજ પ્રાપ્ત થયો. સ્વરૂપને ઢાંકી દેનારી અને ગુણથી અનેક પ્રકારની તથા તે તે ગુણના જેવાંજ રૂપવાળી પ્રજાઓને ઉત્પન્ન કરતી તે માયાને જોઇ, એ પુરૂષ પોતાના સ્વરૂપને ભુલી ગયો હું દેહછું એમ માની બેઠો. એ પ્રમાણે દેહનો અધ્યાસ થવાને લીધે, ખરૂ જોતાં દેહના ઇંદ્રિયાદિક પદાર્થો કામ ( વિષયોનું ગ્રહણ ) કરે છે તો પણ હું કરૂંછું એમ પોતામા કંઇપણ માને છે. હું કર્તા છું એમ માની બેસવાથી પોતે કે જે સાક્ષી માત્ર હોવાથી અકર્તા છે તેને કર્મથી બંધન, સ્વતંત્ર છે તેને ભોગ ભોગવવામાં પરતંત્રતા અને સુખસ્વરૂપ છે તેને જન્મ-મરણના પ્રવાહરૂપ થઈ પડયું છે. આત્માને ખોટું દેહાભિમાન થયુ છે તેનું કારણ કેવલ પ્રકૃતિ—અજ્ઞાનજ છે અને તે દેહ જડ છતાંતે ને સુખ દુઃખનો ભોગ મળતો જે જોવામાં આવે છે, તે આત્માના પ્રકાશથી છે.

પુત્રની આવી જ્ઞાન સુધા વાણીથી આલ્હાદિત થતાં માતા દેવહૂતિ પુછે છે કે હે પુરૂષોતમ! દેહ અને તેનું અભિમાન ધરાવનારા જીવરૂપ પ્રકૃતિ-પુરૂષની વાત જાણી, પણ હવે આ જગત્‌ના કારણરૂપ, અને જગત્ આખું જે રૂપછે, એવાં પ્રકૃતિ--પુરૂષ કે માયાનું અને ઈશ્વરનું સ્વરૂપ કહો. માતાનો પ્રશ્ન સાંભળી કપીલ દેવજી બોલ્યા! હે માતા! અનેક કાર્યોમાં ભેદનો વિચાર છોડી દેતાં સર્વનું જે મૂલ અને પ્રધાન તત્ત્વ છે, તે પ્રકૃતિ કહેવાયછે એમાં સર્વ પ્રકારનાં કાર્યોનો સમાવેશ છે. ત્રણગુણ રહ્યા છે તે કોઇનો બનાવેલો પદાર્થ નથી પણ નિત્ય છે, અને સઘળાં કાર્યો તથા કારણો તેનુંજ રૂપ છે. ચોવીસ તત્ત્વો એ પ્રકૃતિની જ બનાવટ કહેવાય છે. એ ચોવીસ તત્ત્વો આ પ્રમાણે છે:-૧ પૃથ્વી, ૨ जल, ૩ तेज, ૪ वायु અને ૫ आकाश ૬ गंध, ૭ रस ૮ रुप ૯. स्पर्श અને ૧૦ शब्द ११ कान, १२ त्वचा १३ दृष्टि. १४. जीभ, १५ नासिका, १६ वाणी, १७ हाथ, १८ पग, १९ शिश्न २० गुद २१, मन २२ बुद्धि २३ अहंकार અને २४ चित्त

જો કે આ છેલ્લા ચાર મળીને અંતઃકરણજ કહેવાય છે તોપણ તે

વૃત્તિઓ ચાર પ્રકારની હોવાથી ચાર નામ આપેલા છે સગુણ બ્રહ્મ એટલે માયાની રચના એટલીજ છે અને કાલએ પણ માયાની એક અવસ્થારૂપ પચીસમુ તત્ત્વ છે

હે માતા ! કેટલાએકનો મત એવો છે કે, કાલ એ ઇશ્વરનો પ્રભાવ છે અજ્ઞાનથી દેહને હુ હુ એમ માની બેઠેલા જીવને જેથી નાસ થાય છે અને ત્રણ ગુણની સમત રૂપ, તથા ભેદ રહિત માયાની જેથી વિકૃતિ થાય છે તે મહા સમર્થકાલ છે એમ કહેવાય છે જે ઇશ્વર માયાને લીધે પ્રાણીઓમા જીવરૂપથી સર્વત્ર રહ્યા છે તે ભગવાન્ દેહથી બહાર કાલરૂપે પણ રહ્યા છે જીવના અદૃષ્ટને લીધે જેના ગુણોમા ક્ષોભ થવા માડયો એવી પ્રકૃતિમા ઇશ્વરે ચૈતન્યનુ પ્રતિબિબ નાખ્યુ, તેથી ઘણા જ્ઞાનવાળુ મહત્તત્ત્વ ઉત્પન્ન થયુ જગતના અકુરરૂપ, એક સ્વરૂપ, તથા પોતામા રહેલા જગત્‌ને પ્રકટ કરતા એ મહત્તત્ત્વે જે તમો ગુણમા પોતાનો લય થયો હતો એવા તમો ગુણના ભાગને પોતાના પ્રકાશથી સમાવી દીધો હે માતા ! તે પછી ચિત્તની ઉત્પત્તિ થઇ એ ચિત્ત મહાતત્ત્વનુ સ્વરૂપજ છે તે પછી સાત્વિક, રાજસ અને તામસ એવા પ્રકારનો અહકાર ઉત્પન્ન થયો, અને તેમાથી મન, ઇદ્રિઓ, ઇદ્રિઓના દેવતાઓ તથા પાચ મહાભૂતની ઉત્પત્તિ થઇ પાચ ભૂત, ઇદ્રિય, ઇદ્રિઓના દેવતાઓ, અને મનરૂપ એ અહકાર એજ હજાર માથાવાળો શેષનાગ હવેઅહકારાદિના લક્ષણ કહુ છુ ઇદ્રિઓના દેવતાઓ ઇદ્રિઓ ગોલોક અથવા શાતપણુ ઘોરપણ અને મૂઢપણુ એ અહકારના લક્ષણ છે મનની ઉત્પત્તિ વિકાર પામતા સાત્વિક અહકારમાથી છે સકલ્પ વિકલ્પથી કામનાનુ ઉત્પન્ન થવુ તે મનનુ લક્ષણ છે શરદૃઋતુના શ્યામ કમલના જેવી કાતિવાળુ, યોગીઓએ ધીરે ધીરે વશ્ય કરવા જેવુ અને સઘળી ઇદ્રિઓ, જેની આજ્ઞામા રહે છે એવુ એ મન અનિરૂદ્ધ કહેવાય છે હે માતા ! તે પછી વિકાર પામતા રાજસ અહકારમાથી બુદ્ધિ ઉત્પન્ન થઇ પદાર્થોનુ સ્ફુરણ થવુ અને ઇદ્રિયોને સહાયતા મળવી એ બુદ્ધિનુ લક્ષણ છે

સશય, ખોટી સમજણ, ખરૂ જ્ઞાન, સ્મરણ અને નિદ્રા એ સઘળી જુદી જુદી વૃત્તિઓ પણ બુદ્ધિના લક્ષણ છે પ્રાણ અને જ્ઞાન શક્તિવાળી બુદ્ધિ એ રાજસ્ અહકારમાથી ઉત્પન્ન થએલ છે તામસ અહકારમાથી શબ્દ [illegible] થયો અને શબ્દમાથી આકાશની ઉત્પત્તિ થઇ આકાશ એ શબ્દને ગ્રહણ કરનારી શ્રોત્ર ઇદ્રિય છે શબ્દ એ આકાશનુ સૂક્ષ્મ રૂપ છે શબ્દથી સવ પદાર્થાને નામ મળે છે આકાશ, સવ પદાર્થોને જગ્યા આપે છે, આ બહાર છે અને આ અદર છે એનો વ્યવહાર આકાશ હોવાથી થાય છે પ્રાણ, ઇદ્રિયો તથા મન એ આકાશના આશ્રયથી રહ્યા છે એ આકાશ કાલગતિથી વિકારને પામતા તેમાથી સ્પર્શ ઉત્પન્ન થયો અને સ્પર્શમાથી વાયુ થયો કોમળ, કઠણ, ટાઢુ ઉનુ અને વાયુનુ

સૂક્ષ્મરૂપ એ સ્પર્શનું લક્ષણ છે. સ્પર્શમાંથી રૂપ અને રૂપમાંથી તેજ ઉત્પન્ન થયું, હે માતા! રૂપને ગ્રહણ કરનારી ચક્ષુ ઇંદ્રિય છે. રૂપ પદાર્થોને આકાર આપે છે તથા પદાર્થોના પેટામાં અને પદાર્થોની રચનાના પરિણામ રૂપે જણાય છે તથા એ તેજનો અસાધારણ ધર્મ છે. પ્રકાશવું, રંધાઇ જવું, ભૂખ તરશ, તેને લીધે ખાવું, પીવું, ટાઢ મટાડવી અને સુકાવવું એ તેજનાં કામ છે. રૂપ જેનું સૂક્ષ્મ સ્વરૂપ છે એવું તેજ જીવનાં અદૃષ્ટને લીધે વિકાર પામતાં, તેમાથી રસ ઉત્પન્ન થયો અને રસમાથી જલ થયું એ રસને ગ્રહણ કરનારી જીહ્વા ઇંદ્રિય છે. રસ જાતે મધુર છે તો પણ બીજા પદાર્થોના સંસર્ગને લીધે કષાય, મધુર, કડવો, તીખો, ખાટો અને ખારો એવા અનેક ભેદ થાય છે. પલાળવું, પિંડો કરવો, તૃપ્તિ આપવી, જીવાડવું, તરસથી થએલી વિહ્વલતા મટાડવી ગરમી ટાળવી, કુણું કરવું, એ વગેરે જલના લક્ષણ છે. રસ જેનું સૂક્ષ્મ સ્વરૂપ છે એ જલમાંથી ગંધની ઉત્પત્તિ થઇ અને ગંધમાંથી પૃથ્વી થઇ. ગંધ જો કે એકજ છે પણ સંસર્ગ પામેલા પદાર્થોનો ફેરફાર થવાથી મિશ્રિત, દુર્ગંધ, સુગંધ શાંત અને ઉગ્ર વગેરે જુદા જુદા ભેદ થાય છે. પૃથ્વી જલ વગેરેને ધારી રહી છે. આકાશ વગેરે પદાર્થોની ઉપાધીરૂપ અને પ્રાણીઓને તથા તેઓના સ્રી પુરૂષપણાં વગેરે ગુણોને અનેક પરિણામથી પ્રકટ કરે છે એ સર્વ પૃથ્વીનું લક્ષણ છે. આકાશનો અસાધારણ ગુણ શબ્દ જેનો વિષય તે શ્રોત્ર કહેવાય છે; વાયુનો અસાધારણ ગુણ સ્પર્શ જેનો વિષય તે ત્વચા કહેવાય છે, તેજનો અસાધારણ ગુણ રૂપ જેનો વિષય છે તે ચક્ષુ કહેવાય છે. જલનો અસાધારણ ગુણ રસ જેનો વિષય છે તે જીહ્વા કહેવાય છે અને પૃથ્વીનો અસાધારણ ગુણ ગંધ જેનો વિષય છે તે ઘ્રાણેંદ્રિય કહેવાય છે.

હે માતા! કારણનો સંબંધ કાર્યને હોવાથી કાર્યમાં પોતાના ગુણની સાથે કારણનો ગુણ પણ જોવામા આવે છે. એ નિયમપર વાયુમાં, સ્પર્શની સાથે શબ્દ; તેજમાં, રૂપની સાથે શબ્દ અને સ્પર્શ; જલમા, રસની સાથે શબ્દ, સ્પર્શ અને રૂપ તેમજ પૃથ્વીમાં પોતાના ગુણ ગંધની સાથે શબ્દ, સ્પર્શ, રૂપ, અને રસ કે જે આકાશ, વાયુ, તેજ અને જલના ગુણ છે તે સઘળા જોવામાં આવે છે. એ સઘળાં મહત્તત્વમાં કાલ, કર્મ અને ગુણોના સમાયોગથી ઈશ્વરે તેમાં પ્રવેશ કર્યો. જેમાથી આ વિરાટ્ પુરૂષ બ્રહ્માંડની ઉત્પત્તિ થઇ એ વિરાટ્ બ્રહ્માડને ફરતાં એકએકથી દશદશ ગણાં વધતાં જલ, તેજ, વાયુ, આકાશ, અહંકાર, અને મહત્તત્વ વિંટાઇ રહ્યાં છે. તે પછી એ વિરાટ્ પુરૂષને મોઢું થયું કે જેમા વાણી, ઇંદ્રિય અને અગ્નિ દેવતા છે. તે પછી નાક થયું કે જેમાં ઘ્રાણઇંદ્રિય અને વાયુ દેવતા છે તે પછી આંખ્યો ઉત્પન્ન થઇ કે જેમાં ચક્ષુ ઇંદ્રિય અને સૂર્ય દેવતા છે. તે પછી કાન ઉત્પન્ન થયા કે જેમાં શ્રોત્રઇંદ્રિય અને દિશા દેવતા છે. તે પછી ત્વચા ઉત્પન્ન થઇ કે

જેમાં રૂવાડાં, તથા મોવાળાં ઇંદ્રિય અને ઓષધી દેવતા છે તે પછી શિશ્નની ઉત્પત્તિ થઇ જેમાં રેત ઇંદ્રિય અને જળ દેવતા છે અને પછી ગુદ ઉત્પન્ન થયું કે જેમાં અપાન ઇંદ્રિય અને જગતને ભય દેનારો મૃત્યુ દેવતા છે હાથ ઉત્પન્ન થયા કે જેમાં બળ ઇંદ્રિય અને ઇંદ્ર દેવતા છે પગ ઉત્પન્ન થયા કે જેમાં ગતિ ઇંદ્રિય અને વિષ્ણુ દેવતા છે નાડીઓ ઉત્પન્ન થઇ, તેમાં રૂધીર ઇંદ્રિય અને નદીઓ દેવતા છે પેટ ઉત્પન્ન થયું તેમ ભુખ તરશ ઇંદ્રિય અને સમુદ્ર દેવતા છે એ સર્વ થવા છતાં કોઇ પણ એ વિરાટ પુરૂષમાં જાગૃતિ લાવી શક્યું નહિ તે પછી હે માતા! અગ્નિએ વાણી સહિત મૂખમાં પ્રવેશ કર્યો, વાયુએ પ્રાણ સહિત નાકમાં પ્રવેશ કર્યો, સૂર્ય ચક્ષુ સહિત આંખ્યોમાં પ્રવેશ કર્યો દિશાઓએ શ્રોત્ર સહિત કાનમાં પ્રવેશ કર્યો, ઓષધીઓએ રૂવાડાં સહિત ત્વચામાં પ્રવેશ કર્યો, ઇંદ્રે બળ સહિત હાથમાં પ્રવેશ કર્યો, વિષ્ણુએ ગતિ સહિત પગમાં પ્રવેશ કર્યો, નદીઓએ રૂધિર સહિત નાડીઓમાં પ્રવેશ કર્યો, સમુદ્રે ભુખ તરસ સહિત ઉદરમાં પ્રવેશ કર્યો ચંદ્રમાએ મન સહિત હૃદયમાં પ્રવેશ કર્યો બ્રહ્માએ બુદ્ધિ સહિત હૃદયમાં પ્રવેશ કર્યો, રૂદ્રે અહંકાર સહિત હૃદયમાં પ્રવેશ કર્યો એ પ્રમાણે ઇંદ્રિયો અને ઇંદ્રિયોના દેવતાઓએ વિરાટ પુરૂષને ઉઠાડી શક્યા નહિ પરંતુ જેનને (જીવે) જ્યારે ચિત્ત સહિત હૃદયમાં પ્રવેશ કર્યો ત્યારેજ એ વિરાટ પુરૂષમાં જાગૃતિ આવી-ત્યારેજ એ વિરાટ પુરૂષ ઉઠયો હે માતા! આ પ્રસંગ તમોને મેં અલંકારિક રીતે સમજાવ્યો તેનું મુખ્ય તાત્પર્ય એટલું જ કે આ દેહમાં આત્માજ એક ચૈતન્ય છે તે શિવાય શરિર, ઇંદ્રિય અને તેના દેવતાઓ સઘળું જડ છે માટે આપણે શારિરિક કલ્પિત પણાથી જુદા છીએ—પ્રત્યેક શરીરનું જુદું જુદું વર્ણન સમજવું પડે તેના માટે આખા બ્રહ્માંડરૂપ શરીર ઉપર પ્રમાણે તમોને વ્યવસ્થા કહી અને તે ઉપરથી સહજ સમજાશે કે આ દેહ અને આત્મા (જીવ) એક બીજાથી ભિન્ન છે દેહ જડ છે, અને આત્મા અજર અમર શાશ્વત છે એ આત્માને ભક્તિ, વૈરાગ્ય, ચિત્તની એકાગ્રતા અને જ્ઞાનથી યથાર્થ રીતે સમજતાં એ દેહાદિકથી જુદોજ છે એમ સમજતાં મુક્તિને પમાય છે એ આત્માનું જ ચિંતન કરવું અને દેહાદિક પદાર્થો મિથ્યા છે એજ મુખ્ય તત્વ અને જાણવાનું છે એજ જ્ઞાન અને એજ મોક્ષ છે, મિથ્યા પદાર્થો ઉપરથી આસક્તિ છોડી દેવી એજ પરમ યોગ અને એજ પરમ સાધના છે એ આત્મા કેવો છે કે નિર્ગુણ હોવાથી અકર્તા છે અને અકર્તા હોવાથી નિર્વિકાર છે તે કારણથી જેમ પાણીમાં દેખાતો સૂર્ય પાણીથી લેપાતો નથી તેમ આત્મા પણ દેહના સુખ દુખાદિકથી લેપાતો નથી

અપૂર્ણ

## મહાસતી કલાવતી.

અમારી બ્હેનનું જે જીવન અમો આ જગોએ આલેખીએ છીએ, તે સ્ત્રીઓના મહાન્ હૃદયનું અને પતિપ્રત્યેની અનન્ય ભક્તિનું એક અપૂર્વ ચારિત્ર્ય છે. પતિ એજ પ્રાણ, પતિ એજ જીવન, પતિ એજ પરમેશ્વર, એ ભાવના આજે દીર્ઘ કાલથી નષ્ટ ભ્રષ્ટ થઇ ગઇ છે તોપણ મેવાડ, મારવાડની ક્ષત્રાણીઓનાં જીવન માત્ર દેશ અર્થે અથવા તો પતિ અર્થે, નજીકના સમય સુધી એ ઉચ્ચ ભાવના વિભૂષિત હતા.

જયારે રાજપુતાનાના એક નાના રાજ્ય ઉપર અલાઉદ્દીને ચઢાઇ કરી ત્યારે મહા રાજા કરણસિંહ અને રાણી કલાવતી અલાઉદ્દીનને હંફાવવા મેદાન પડયાં આ વખતે રાણી કલાવતી પુરૂષના પોષાકમાં હતી. એક દેશવીર બહાદુર યોદ્ધો જે પરાક્રમથી શત્રુ સૈન્યની ખાખાવીખી કરી નાંખે એથી પણ અધિકતર આ મોટા સંગ્રામમા રાણી કલાવતીએ પોતાનુ શૌર્ય દાખવ્યું. ઘોર યુદ્ધ ચાલ્યું કરણસિંહ અને કલાવતીએ ખીલજી સૈન્ય ઉપર વિજય મેળવ્યો એમ ભાસ્યું પરંતુ આથી ખીલજી ફોજ પણ ઉગ્ર જોસમાં આગળ ધસી આવી તુમુલયુદ્ધ ચાલ્યું અનેક માણસો ઘવાયા મુઆ અને રણભૂમિ મુડદાઓથી ભરાઇ ગઇ. ખીલજી સરદાર અને મહારાજા કરણસિંહ હાથોહાથ સામસામા આવી ગયા 'જ ઘામાં મહારાજા કરણસિંહ રણભૂમિની દીર્ઘ નિદ્રામાં પોઢત પરંતુ મહારાણી કલાવતી જે પતિની સાથેજ હતી, જે પોતાનાં પ્રાણ આપીને પણ પતિની રક્ષા કરવામાં તત્પર હતી તેણે સમયસૂચકતાથી પતિ ઉપરના એ ઘાને ચુકાવ્યો એટલુંજ નહિ પરંતુ અસીમ વિરત્વથી તેણે ખીલજી સરદારને ઘાયલ કરી પાછો હઠાવી પતિનું રક્ષણ કર્યું એ બનવું સહજજ હતું. કારણ એ સમય સુધી ક્ષત્રાણીઓ રણસંગ્રામમાં આત્માર્પણ કરવામાં સકલ સાર્થકતા સમજતી હતી અત્યારે એ ક્ષત્રિયત્વનાં સ્વપ્ના થયાં છે! ભીરૂ બાયલા ને દારૂડીયા બનેલા ક્ષત્રિયોનું ગૌરવ આધુનિક સમયે નષ્ટ ભ્રષ્ટ થયું છે તેઓનુ જીવન લજ્જાસ્પદ, અને ક્ષત્રીયત્વને વિસરાવનારૂં થઇ પડયું છે! એક સ્ત્રી જાતિએ પોતાનાં સૈન્યની ઉપર છાપો મારી તેને રણસંગ્રામમાથી પલાયન કરવાની સ્થિતિમાં લાવી મુકયું એ ઉપરથી અલાઉદ્દીનનું લોહી ઉકળ્યું, તે પોતાના સૈન્યની મધ્યમા આવી બોલ્યો ભીરૂઓ ! એક હાડોરડાના મુઠ્ઠીભર સૈન્ય તમારા ઉપર વિજય મેળવી જાય અને એક સ્ત્રી તમને રણભૂમિમાથી નાસવાની અણી ઉપર આણી મુકે ત્યા સુધી તમારામા જીવવાની ઇચ્છા વળગી રહે એ કેટલુ નીચું જોવરાવનારૂં છે! આ યુદ્ધમા કરણસિંહનો પરાજય કરવો અથવા તેના રાજ્યને જીતી લેવું એ

કામ જેટલુ મહેતુ હતુ તેથી અધિક દુષ્કર તેની રાણીના પરાક્રમે કરી મુકયુ છે, આ યુદ્ધકે જેને એક બાલરમતની માફક સમજવામા આવ્યુ હતું અને જે યુદ્ધનો વિજય કાઇ આશ્ચય કારક ગણાય નહિ એવો હતો તે યુદ્ધમા વિજય મેલ વવાની વાતતો દુર રહી પણ દિલ્લીના શાહની કિર્તિને કલક લગાડનારી થઇ પડી છે અત્યારનું તમારૂ ભીરૂ પણુ હિદના શહેનશાહને નીચુ જોવરાવશે એટલુ જ નહિ પણ આખા રાજપુતા નામા આપણી હા ી કરાવશે માટે જીવી તની આશા છોડી મરણીયા થઈ આગળ ધસો જુઓ, કરણ રાજાના સૈ યનો ઘણો ભાગ કપાઇ ગયો છે અને જે ભાગ બચ્યો છે તેના ઉપર તમો વીરતાથી તૂટી પડો તો હુમણાજ યુદ્ધનો નિકાલ આવે એક છેલ્લો ઉપાય જે આપણી પાસે છે તેને અજમાવાની તજવીજ કરો, હવે આપણા ઝેર પાએલા હથિઆરનો ઉપ યોગ કરો, મરવાથી ના ડરો અને રાજા કરણસિહ ઉપરજ ધસારો કરો ઝેરી હથિઆરથી એ રાજા રાણી બનેને અથવા એકને પણ વિધી નાખો એટલે તમારો જયજ છે રાજા કે રાણી બેમાથી એક પણ પડતાની સાથ રાજપૂત સૈ ય ઉલી પૂંછડીએ નાસસે અને આપણો હેતુ પાર પડશે તમારો વિજય થશે મુસલમાની લશ્કર ઉપર અલાઉદ્દીનના આ બોલની તિવ્ર અસર થઇ તેનામા નવો જુસ્સો ન ટી નિકળ્યો મરવુ એ સિધ્ધાત ઉપર તેઓ આવી ગયા ને પાછો ઘોર સગ્રામ ચાલુ થયો રાણી કલાવતી રાજાની સાથે ને સાથેજ હતી મુસલમાનો અત્યારે વક રેના વાઘ જેવા બની ગયા તેણે કરણ સિહના શેષ રહેલા સૈન્યને ઘાસની માફક વાઢી નાખ્યુ રાજપૂત સૈ યમા ભગાણ પડયુ ! ઝેરી હથિઆરોની સહાય તાથી રાજપૂત સૈન્યને તેઓએ નિશ્ચેતન કયુ ! પણ વીરક્ષત્રાણી કલાવતી અડગ હતી તે એકને ઘોડે હજારો જેટલી હતી તેણે ક્ષત્રીયવીરોમા પુન શુરાતન પ્રકટાવ્યુ બહાદુરો ઊઠો ! તેના ઝેરી હથિઆરોના ઘાવથી લાડી રાડની માફક ઢળો છો શુ ? રણમા માથુ પડયા પછી રણસગ્રામમા રાજપૂતોના ધડ પણ ઝુઝે છે તો હજી શરીરમા પ્રાણ છે ને આમ મુએલા જેવા કેમ બનો છો ! રાજપૂત વીરના ધડતો શુ પણ મુડદાએ લડે તો તમે તો પ્રાણવાળા છો માટે મા'રા બહાદુર વીરા આગળ ધસો રાણીના આ બલ પરાક્રમ મય વચનોથી અને રાણીની અમીમ હિમ્મતથી રાજપૂત સૈ યમા પુન નવુ બલ પ્રકટયુ તેઓ હવે મરણીયા થયા તેમણે પણ આધળિયા કરી રણમા ઝુકાવ્યુ મુસલમાનોની ઝેરી તલવારોને તેમ નાજ હાથમાથી ઝુટી ઝુટી તેઓનેજ મૃત્યુના ખોળામા સુવાડવા લાગ્યા. મુસલમાની લશકર મરણીયુ થયુ નહોતુ તેઓને પોતાના જીવનની આશા હતી માત્ર અલાઉદ્દીનના ભયથી તેઓએ પોતાનુ સ્વરૂપ બદલ્યુ હતુ પણ મરવા માટે તેઓ ડરતા હતા રણમાં જે સ ય ડરે છે તે સૈન્ય

કદાપિ વિજય પ્રાપ્ત કરી શકતુંજ નથી. મુસલમાની સૈન્ય જીવવાની ભાવનામય હતું રજપૂત સૈન્ય મરવાની ભાવનામય હતું. અલાઉદ્દીનના વાક્યની અસર મુસલમાની લશકરને રણમાં આત્માર્પણ કરવાની સ્થિતિમાં લાવી શકી નહોતી, પરંતુ રાજપૂત ખમીર કે જે રણમાં આત્માર્પણ કરવાની ભાવનાવાળુંજ બનેલું હતું તેમાં રાણી કલાવતીનાં વીર વચનોની તાત્કાલીક અસર થઇ. એ સૈન્ય રણમાં મરણાંત લડ્યું અને અલાઉદ્દીનના સૈન્યને તોબાં પોકરાવી. અલાઉદ્દીને પણ જોયું કે આ સમયે રાજપૂતો મરણ ઉપર આવી ગયા છે બહુ વીરત્વથી પોતાના લશકરને આગળ પડવા સૂચવ્યું અને એ લોકોમાં પ્રચંડ કાપાકાપી ચાલી. રાજા રાણી પણ મરણીયાં થયાં હતાં તેવામાં તલવારનો એક ઘા રાજાની પીઠ ઉપર આવ્યો ! ઝેરી તલવારની અસરથી રાજા કરણસિંહ બેભાન થઇ ઘોડા પરથી પડયો. પોતાના સ્વામીની આ સ્થિતિ જોતાં રાણી અને સૈન્ય તદ્દન જીવલેણ જમરૂપ બન્યું તેણે મુસલમાનોને કાપવાજ માંડ્યા અને જોતજોતામાં અસંખ્ય મુસલમાન લશકરને એક મુઠ્ઠીભર બનાવી દીધું. એ મુઠ્ઠીભર લશકર ત્રસ્યું તેઓએ રણભૂમીમાંથી નાસી જવાજ માંડ્યું; ને રણભૂમિ શત્રુ સૈન્ય વગરની થઇ ગઇ. મુસલમાની લશકર નાસી ગયું અલાઉદ્દીનની હાર થઇ ને રાણી કલાવતીનો વિજય થયો; પરંતુ એ વિજય સુખ ભોગવવા તે સતી ક્ષત્રાણીનું જીવન રહ્યું નહોતું તેના જીવનની અવધિ આવી રહી હતી કારણ તેનું જીવન અને તેનું સૌખ્ય માત્ર પતિ પ્રાણ ઉપરજ હતું. રાજા કરણસિંહને જે ઘા થયો હતો તે ઝેરી હતો. વિષ પાએલી તલવારનો એ ઘા રાજાના જીવિતનો વિનાશ કરવાને બસ હતો. રણભૂમીમાં રાજાનો દેહ પડવાની ક્ષણો જરાક મુકી હતી સર્વ ઉપચારો વ્યર્થ ગયા હતા. આખરે વૈદો અને હકીમોની એ સલાહ પડી કે ઘાનું રૂધીર જો કોઇ પણ માણસ ચુસી લે તો રાજાની જીંદગી બચે. રાજા કરણસિંહને તે બાબત કહેવામાં આવતાં તેણે કહ્યું તેમ નહિ બને, મારાં જીવીતને ખાતર હું કોઇ પણ મનુષ્યનો ભોગ નહિ લઉં! ક્ષત્રીયતુંજ કદાપિ અન્યના મૃત્યુ ઉપર પોતાનું જીવનને બચાવવાનું નજ સ્વીકારે મારા અર્થે હું બીજા માણસનો ભોગ લઇશ અને એમ કરીને હું આ ક્ષણિક રાજપાટ ભોગવું તેના કરતાં દેશ સંરક્ષણાર્થેમાં આ પ્રાણ પડી જાય તે વધારે કૃતાર્થ અને આત્માને ઉન્નત ગતિમાં લઇ જનાર છે, માટે એ સિવાય બીજો કાંઇ ઉપાય હોય તો કરો પરંતુ બીજાના ભોગે મારૂં જીવન મારે ટકાવવું નથી. રાણી કલાવતીએ આ સમયે રાજા કરણસિંહને કહ્યું કે પ્રાણનાથ! આપનું કહેવું ધર્મમય અને ક્ષત્રિયત્વથી પુર્ણ છે પરંતુ આપની હું અર્ધાંગના છું માટે જો આપ કૃપા કરી મને આજ્ઞા આપો તો હું એ ઝેર ચુસી લઉં. મારાં મરણથી આપણાં રાજ્યને કે આપની પ્રજાને કશી હાની થવાની નથી પરંતુ આપનાં અનિષ્ટથી અમો તથા પ્રજા સર્વ મોટા સંકટમાં આવી પડશું. હે પ્રાણેશ ! આ પ્રાણ

આપનોજ છે તેને આપને અર્થે પોતાનુ યથા કતવ્ય કરવા દો હું ઝેર ચુસી લઇશ વાત કરવાનો વખત નથી મને એ કાય પાર પાડવાની આજ્ઞા કરો મહાન્ હૃદય શાળી મહારાજાએ કહ્યુ ! રાણી એમ ન થાય તા'રા જેવી પ્રાણવ લભાના પ્રાણ મારા પ્રાણ ટકાવવા સારૂ લેવા એ અધમ કહેવાય, તુ એક બહાદુર રાણી નથી પણ બહાદુર રાજાની પણ રાજા છે મા'રૂ અનિષ્ટ થાય તો પણ આપણી પ્રજા ધણી વાળીજ રહેશે તુ તેમનુ રક્ષણ કરવા સમર્થ છે તા'રે મા'રી પાછળ સતી ન થાવુ એ મા'રી ખાસ આજ્ઞા છે તા'રે મા'રા મૃત્યુ પછી રાજ્ય સ ભાળવુ અને પ્રજાનુસ રક્ષણ કરવુ એજ મારી છેવટની વાસના છે, માટે તુ ઝેર ચૂસવાની હઠ છોડી દે રાણીએ બહુ બહુ પ્રકારે વિનતિ કરી પણ રાજાને ગળે એ વાત ન ઉતરી રાણીએ વિચાર્યુ કે ઝેરની અસર રા ત ઉપર પોતાની પૂર સત્તા ચલાવી છે, જે સમય જાય છે તેમાં રાજાના પ્રાણ ઉડી જશે તુર્ત જ એક કુશલ વૈદને મળી એક એવી દવા પાવામા આવી કે રાજા નિદ્રાવશ થયા રાણીએ આ તકનો લાભ લઈ ઘા માથી ઝેરને ચૂસી લીધુ કેટલીક વારે રાજા નિદ્રામાથી મુક્ત થયો અને ઝેર ચૂસાઇ જવાથી રાજા સારી રીતે શુદ્ધિમા આવ્યો, તેના ઘાનુ દુ ખ નરમ પડયુ રાજા વૈદ્યની દવાના વખાણ કરવા લાગ્યો રાણીને આ શુભ ખબર આપો એમ બોલતા વૈદે કહ્યુ, મહારા ત આપને જે આ એકા એક આરામ થયો છે તેના કારણભુત અમે કે અમારી દવા નથી પણ આ મહા સતી છે ! આ વિરાગના, આ મહાદેવી, તેના કારણભુત છે, એ સ્વર્ગીય દેવી આપ ના પ્રાણ બચાવા અર્થે, આપની પ્રજા ન ધણીઆતી ન બને તે અથ, દેશના જીવન ખાતર! દેશ પરધર્મિઓના હાથમા ન જાય ત માટે, દેશ ન રક્ષણ માટે પોતાના પ્રાણનો ભોગ આપી દીધ નિદ્રામા—મહાન્ નિદ્રામા—મૃત્યુશય્યામા પોઢી છે! રાજા કરણસિ હ તો રાણીનુ આ સ્વાત્મ બલિ ાન પોતા પ્રત્યેની તથા દેશ પ્ર યેની અપૂવ ભાવના ભરીત જોઇ ક્ષણવાર સ્થભીત થયો જે વેદના વિષમય ઘાની હતી તેથી અધિક વ્યાધિમા તેનુ હૃદય ગ્રસ્ત થયુ ! રાણી મહાસતી કલાવતી ! એજ તેની જપમાલા થઇ રહિ રાણીના દેહનો રૂડી રીતે મૃત્યુ સ રકાર કરાવી તે જગ્યોએ એ મહા દેવીના સ્વાત્માપણની ઉચ્ચ ભાવનાનો સ્મારક સ્થ ભ ઉભો કરાવ્યો રા ત કરણ સિહે બીજી સ્ત્રી કરીજ નહિ તે એ મહા સતીના નામની જપમાળા જપતો રહ્યા પર તુ રાણીનો વિયોગ સહન કરી શક્યો નહિ, તેના સમુ રાણીના અવિછિન્ન સ્મ રણથી જલપૂરિત રહેતા ને ટુક સમય માજ એ પ્રેમમય આત્મા રાણીના દિવ્યા ત્માામા લીન થવા ઉડી ગયો !

વાચનાર! એવી માતા, બે'ના, ને દુહીતાઓની ભારતવષને જરૂર છે બી'કણ બ્હેગીની, આલસુ, નિદ્રાખોર, ને પતિ સાથે કલેશમા જીવન ગાળનારી માતાઓ આજ દેશને ખેતી નથી! અત્યારે તો મહારાણી કલાવતી જેવી

પતિ ભક્તિમાં રત! દેશ માટે આત્મભોગ આપનારી અને વીર માતાઓની જરૂર છે કે જેના ઉદરમાંથી વીર રત્નો પાકે દેશોદ્ધારક વીર પુત્રો અને વીર માતાઓ પ્રકટે ને એજ ક્રમે પરવશતામાં પડેલો દેશ પોતાનું સ્વાત્મ ગૌરવ મેળવે. (અપૂર્ણ.

## दयामूर्ति सबरीबाई

( ગયા અંકના પૃષ્ટ ૧૯૦ થી ચાલુ. )

સબરી કુમારીને લઈને મતંગ ઋષિ પોતાની પર્ણકુટીએ આવ્યા અને ત્યાંજ સ્નાન સંધ્યા વગેરે કરી નિત્ય કર્મથી પરવાર્યા કેટલીકવાર થઈ તેવામાં તેના શિષ્યો હાંફતા હાંફતા આવ્યા અને બોલ્યા, ગુરૂજી ! આપણા આશ્રમને લગતી ગંગા, સરોવરો અને જલાશયો છે તે સર્વનાં પાણી રકતમય થઇ ગયાં છે અમે સર્વે અત્યાર સુધીમા તમામ જલાશયો ફરી વળ્યા પરંતુ મોટું આશ્ચર્ય તો એ છે કે સર્વ ઠેકાણે એકજ રીતનુ રકતમય દુર્ગંધ મારતું જલ થઇ ગએલું છે હે મહારાજ ! એમ થવાનું કંઇ કારણ હોવું જોઇએ. આપણા આશ્રમની મર્યાદાનો કંઇ પણ લોપ થયો હોય એમ અમને ભાસે છે ગુરૂજી ! અમે જ્યારે બ્રાહ્મમુહૂર્તમાં ગંગા ઉપર જતા હતા ત્યારે એક સોળ વર્ષની કન્યાને અમે જોઇ એ કન્યાને માથે સરપણનો ભારો હતો "અમે અંધારામાં તેની સાથે અથડાયા; તેને માથેથી ભારો પડી ગયો ને અમારા કેટલાક શિષ્યોને સારી રીતે લાગ્યું ! હે મહારાજ તે પછી અમે એ બાલીકાના વાસામાં એક બે લાકડીના સપાટા ખેંચી કાઢયા રે મહારાજ ! એ છોકરી અમને તે-દુરાચારી લાગી અને અમે તો ખાસ કરીને કહીએ છીએ કે એ છોકરીનાં પગલાથી આપણો આ પવિત્ર આત્મા દુષિત થયો જણાયછે ને એજ કારણથી ગંગા તથા બીજાં જલાશયોનાં જલ દુર્ગંધમય થઇ ગયાંનું અનુમાન થાય છે, માટે અમારો વિચાર છે કે એ છોકરીને આ આશ્રમામાંથી કાઢી મૂકવી

મહર્ષિ બોલ્યા; વત્સ ! તમે આ શું બોલો છો? એ બાલિકા પરમ પવિત્ર, (દૈ) નીય અને ભાગ્યવતી છે. તેનાં દર્શનથીજ પાપમાત્ર નાસે તો પછી આપણો આશ્રમ દુષિત શી રીતે થાય ? એ બાલિકા ઉપર તમે સર્વેએ જે ત્રાસ વર્તાવ્યો તેને નાહક મારી તેનુજ એ પરિણામ છે ! જલાશયોના જલમાં જે વિકૃતિ થઇ છે તેનાં કારણભુત તમેજ છો. હું સ્નાન કરવા નીકળ્યો હતો ત્યાં માર્ગમાં એ બાલિકા રૂદન કરતી હતી હું તેનું આશ્વાસન કરીને અહીં આવ્યો છું ને આ પાસેની પર્ણકૂટિમાં રાખી છે

એક ઉદ્ધત શિષ્ય બોલ્યો! ગુરૂજી! એ તો બહુજ ભુંડું થયું આપણી પર્ણ-

કુળિની પાસે એ બાલિકા રહેશે તો આપણો સર્વનો સત્વર વિનાશ થશે મને એ છોકરીની રીતભાત કઇ સારી લાગી નથી પરંતુ અમને એટલુ સમજાય છે કે આપની બુદ્ધિમા કાંઇક વિકાર થયો છે

એ ઉદ્ધત શિષ્યના બોલ પૂરા થતા મહાત્મા મતંગ ઋષિ મિષ્ટગર્જનાથી બોલ્યા રે પામર! તારા હૃદયમા મલીનતાજ ભરી છે તારા સહાધ્યાયીઓની બુદ્ધિમા પણ તારા દુસંગથી ફેરફાર થયો છે! તમે સર્વે આ આશ્રમને લાયક નથી રહ્યા! જે જ્ઞાન જે બુદ્ધિ અને જે શીલતા આ આશ્રમમાથી પ્રાપ્ત કરવા જોઇએ તે તમે કર્યુ નથી! તમે માત્ર અન્યમા દોષ જોતા શીખ્યા છો! તમે પતિત થયા છો! પતિતનો ઉદ્ધાર પ્રભુના ભક્તવડેજ થાય છે ચાલો એ ભક્તશિરોમણી કુમારીકાના દર્શન કરો તમારા દેહસકલ દોષ નિર્મલ થશે

૧લો શિષ્ય—પિતા! આપને આજે શુ થયુ છે!

મતંગ—કેમ?

૩ જો શિષ્ય--આપણા આશ્રમમા મોળ વર્ષની બાલિકા!

મતંગ—એ સોલ વર્ષની નથી એ તો સો વર્ષની છે!

૪ થો શિષ્ય--મને લાગે છે કે આપણા આશ્રમનો વિનાશ નજીકમાજ છે કારણ જ્યારે રાજાની બુદ્ધિ ફરે છે ત્યારે દેશનો નાશ થાય છે મહાત્માઓની બુદ્ધિ બગડાયછે ત્યારે આશ્રમોનો નાશ થાય છે!

મતંગ—તમારી આવી દુષ્ટબુદ્ધિ જોઇ મને ગ્લાની થાય છે પરંતુ તમે હજુ પામરજ છો! આટના દિવસ સુધી ગંગામા માનસરોવરોમા સ્નાન કર્યા, સંધ્યા તપણ કર્યા અને ભગતના ગોટાને ગોટા બગાડયા પણ તમે તો પત્થર તે પત્થરજ રહ્યા! સત્ય ભક્તિના માર્ગથી તમે દૂર છો? માત્ર બાહ્ય શુદ્ધિ કંચાળુ ઠારી નથી આતરિક શુધિ સમીપ બાહ્ય સુધિ બાલખેલ અથવા આડંબરજ છે!

૧ લો શિષ્ય--ગુરૂજી! ત્યારે શુ અમે વેદ ઉપનિષદ અને બીજા અનેક શાસ્ત્રોનો અભ્યાસ કર્યા તેશુ વ્યર્થ શ્રમરૂપજ નિવડયા!

મતંગ—વેદઉપનિષદના પોપટીયા જ્ઞાનથી સિદ્ધિ નથી જે રહસ્ય હાથમા આવવુ જોઇએ તે ન આવે ત્યા સુધી તો સર્વ શ્રમ વ્યર્થજ છે! તમે બહુ શાસ્ત્રો ભણ્યા પણ તત્વ હાથ ન કર્યુ વાચ્યુ પણ વિચાર્યુ નહિ! શાસ્ત્રોના અધ્યનનુ મુખ્ય કારણ તો એ છે કે અંતના દોષો દૂર કરવા ને જ્યારે આટલા આટલા અભ્યાસ પછી તમે દોષથી મુક્ત થયા નથી તો પછી એ અધ્યયન શા કામનુ? જેણે તત્ત્વ જાણ્યા છે તે જ શાસ્ત્રો ભણ્યા છે મુક્તિને પણ તે જ મહાત્માઓ હસ્તામલકવત્ કરી શકયા છે

સ્નાન કર્યા પછી પણ જો શરીર ઉપર મેલ રહે તો કરેલુ સ્નાન વ્યર્થ છે શાસ્ત્રો ભણ્યા પછી ને વેદાધ્યયન કર્યા પછી પણ હૃદયમાથી તે નહિ તો પછી તે પોપટીયુજ ભણતર છે એ જ્ઞાન નહિ વાય નહિ જ્ઞાનની દશા જુદી છે પુનો!

એ દશા દોહલી છે. આત્મ પરિત્યાગ, પરાર્થે જીવન, દયા, કામક્રોધાદિક ઉપર વિજય પ્રાપ્ત કરવો એ સકળ એ દશાના સોમિયા છે-માર્ગસૂચક મંત્રી છે અતિ અહાર શરીરને ફલપ્રદાતા નથી એ અહારમાથી જેટલો પચન થાય છે જેટલામાંથી રૂધિર આદિની ઉત્પતિ થાય છે એટલોજ અહાર લેખે લાગ્યો ગણાય છે. તેજ પ્રમાણે શાસ્ત્રોના અભ્યાસમા પણ જાણવું, ગમે એટલા શાસ્ત્રો શીખે પરંતુ તેમાંથી જે જાણવા યોગ્ય તે જો જાણવામાં ન આવે તો પછી કરેલો અભ્યાસ નિરર્થકજ નીવડે છે ! જે બાલિકાને તમોએ **મારી** તે બાલિકાએ તમારામાં દોષ જોયા નથી જોકે અપરાધ તમારો છે ગાઢ અંધકારમાં તમે એકબીજા ભટકાયાં તેમાં કોઈનો પણ દોષ ન ગણાય પરંતુ અભિમાન ભરેલા અને હૃદયશુન્ય તમો મૂઢ એ સઉને ક્યાંથી સમજો? તમે વિના અપરાધે તેને દુઃખી કરી ! એ કોણ છે ? તમે તેને ઓળખી નહિ એજ તમારાં પ્રારબ્ધ કર્મોની પ્રબલતા ! એ મહાભગવતી બાલિકા છે એનું જીવન પરાર્થે છે ! એ સ્વાર્થત્યાગી પરાર્થે જીવન ગાળનારી છે ! એ તમારા વેદનો ને ઉપનિષદની પાર ગઈ છે તમે તો અદ્યાપિ વેદનાં દર્શને પામ્યા નથી ને એતો આધ્યાત્મિક જ્ઞાનની પરાકાષ્ઠાએ પહોંચી છે.

( અપૂર્ણ )

# अजामिलनो उद्धार.

( નારાયણ નામનો મહીમા. )

પૂર્વે કનોજમાં એક દાસીનો પતિ અજામિલ નામનો બ્રાહ્મણ હતો; તેના આચાર વિચાર સર્વ નાશ પામ્યા હતા. તે પોતાની આજીવિકા પાપી કર્મોથી ચલાવતો હતો હતો અનેક પાપી અને નીચ કર્મોથી તે મલીન થઇ ગયો હતો તેની અઠ્યાસી વર્ષની ઉમ્મર થવા આવી ત્યાં સુધી તેણે એક પણ શુભ કાર્ય કર્યું ન હોતું કે એક પણ શુભ વિચારનું ચિંતન કર્યું ન હોતું ! માત્ર પોતાની રાખેલી સ્રીમાંજ તેની આસક્તિ હતી તેની પાસે તે ગાંડાઘેલા માંકડા જેવો હતો ! દિવસ અને રાત ક્યાં જતાં તેનું તેને ભાન ન હોતું ! તે માત્ર પોતાનાજ સુખમાં રત હતો દુઃખીના દુઃખની તેને ખબર ન હોતી પરંતુ અન્યને કષ્ટ આપવાં એજ તેનું નિત્ય કર્મ હતું ! એ બુઢ્ઢાને દસ દીકરા હતા, તેમાં જે સર્વથી નાનો હતો તેનું નામ "નારાયણ" હતું. પિતાને તે બહુ વહાલો હતો. એ બાલકમાં બુઢ્ઢા અજામિલની બહુજ પ્રીતિ હતી. તેના અસ્ફુટ અને મધુર બોલથી તે પ્રસન્ન

ચલો ખાતા, પીતા, સુતા, ઉઠતા, બેસતા, તે અજામિલ એ બાળક નારણીયા વિના ક્ષણ પણ દૂર રહી શકતો નહિ એ એવી મૂઢ દશાને પામ્યો હતો કે મૃત્યુ પાસે આવ્યુ છતા પણ તેને પોતાના આત્માના ઉદ્ધારની કશી પણ ચિંતા ઉદ્ભવી નહિ, તેની ચિંતા માત્ર પોતાના "નારાયણ" નામના છોકરામા હતી તેનુ શુ થશે તેના વિના હુ શુ કરીશ! એવી એવી અનેક પ્રકારની તે મૃત્યુ શય્યામા પડ્યો પડ્યો શુ થણી શુ થ્યા કરતો હતો! તેનું મન પોતાના 'નારાયણ' છોકરા મય તદાકાર થઇ ગયુ હતુ જ્યારે તેના છેવટના શ્વાસે મહાભયકર એવા વિરૂપ આકૃતિવાળા યમદૂતો તેની સમીપ આવી પહોચ્યા તે નમયે તરગતી આખે મહા વ્યાકુલપણામા તેણે પોતાના એ બાલ છોકરાને બહુજ લાબા સાદથી પોકાર્યો હે 'નારાયણ' હે 'નારાયણ આ યમદૂતો મારી પાસે આવી ઉભા છે! હાય હાય! હુ બહુ કલેશ પામુ છુ તુ મારી પાસે આવ મારી રક્ષા કર

પ્રીય વાચક 'નારાયણ' નામનો અગાધ મહિમા છે માત્ર જો કે પોતાના પુત્રને બોલાવ્યો પરતુ તેનુ નામ "નારાયણ" હતુ એમ છતા પણ પ્રભુએ 'નારાયણ' એ નામનુ બિરદ પાળ્યુ, એ નામના પ્રતાપે તુરત જ ત્યા ભગવાનના પાર્ષદ આવી પહોચ્યા તેઓએ આવીને યમદૂતોને અટકાવ્યા રે! યમદૂતો! તમે અધમ કેમ આદરી બેઠા છો? એવા વચન ભગવાનના પાર્ષદોના સાભળી યમદૂતો બોલ્યા કે તમે કોણ છો? અમારા કામમા શા માટે આડા આવોછો? "યમરાજાની આજ્ઞાને અટકાવનારા તમે કોણ છો? તમે ક્યાથી આવ્યા છો? અને પાપીને લઇ જવાની શા માટે મના કરોછો? તે સત્ય વાત અમને સમજાવો તમારે વેષ, અને તમારી આકૃતિ ભવ્ય સુદર અને સુખકર છે શુ આ પાપી અજામિલના તમે કોઇ સબધી છો? આ વારે અમારા કામમા તમે અટકાવનાર ક્યાંથી પ્રબલ શકિતવાલા કોઇ દેવ, દાનવ રાક્ષસ ગધર્વ, યક્ષ, પિશાચ કે શ્રી હરિના પાર્ષદો છો? આવા પાપી આ કાળ તો શ્રી હરિના પાર્ષદ આવે જ નહિ! રે દેવ પુરૂષો! અમને જે યથાર્થ હોય તે કહો કારણ અમારા કામમા અમને વિલબ થાય છે અને યમરાજાના કિંકર દૂતીઓને ધર્મનું રક્ષણ કરવાવાળા દૂતીઓ તેની વચ્ચમા આવવુ આપ સમર્થ પુરૂષને યોગ્ય નથી! તે સાભળી ભગવાનના પાર્ષદો બોલ્યા તમે જો ધર્મરાજાના પાર્ષદો છો તો ધર્મનુ જે તત્વ છે તે અમને સમજાવો તમારા ધર્મરાજા કેવા નિયમથી શિક્ષા કરે છે? શિક્ષાનુ સ્થાન કયુ મનાય છે? જે કોઇ કર્મ કરનારા છે તેઓ સઘળા શિક્ષા કરવાને યોગ્ય છે કે તેઓમા માણસોજ શિક્ષા કરવાને યોગ્ય છે? અને તે સઘળા માણસો શિક્ષાને યોગ્ય છે કે તમારી અનુમતિ? હરિના પાર્ષદોના આ પ્રશ્નનો જવાબ આપવા યમદૂતનો નાયક એક વડો હતો તે બોલ્યો રે દેવ પુરૂષો! ધર્મ અધર્મની વિગત હુ તમને કહુ છુ તે સાભળો ને પછી જે યોગ્ય માગ

હોય તે કહો. અમારા ધર્મ રાજાનો એ સિદ્ધાંત છે કે જે કરવાની વેદે આજ્ઞા કરેલી છે તે ધર્મ છે અને જે કરવાની વેદે મનાઇ કરેલીછે તે અધર્મ છે, વેદ સાક્ષાત્ નારાયણનું મૂખ છે—નારાયણ રૂપજ છે. એ નારાયણે આ ત્રિગુણાત્મક સૃષ્ટિ ઉત્પન્ન કરી છે વર્ણાશ્રમના પ્રેરક શ્રીહરિ પોતેજ છે સનાતન ધર્મની પ્રનાલિકા એ સાક્ષાત્ નારાયણ સ્વરૂપજ છે. એ પ્રનાલિકાનો ધ્વંશ કરનાર, ધર્મના માર્ગમાથી ખસી જનાર, અને એ નારાયણથી જે અજ્ઞાન રહે છે તેવા સકલ જીવાત્મા અધર્મના વિભાગી થાય છે! મનુષ્યો જે જે કર્મો કરે છે તેના સાક્ષીભૂત દેવના અને સૂર્ય, અગ્નિ, આકાશ, વાયુ, ચંદ્રમા, સંધ્યા, રાત્રી દિવસ, જલ, પૃથ્વી, કાલ અને ધર્મ છે અને એ સાક્ષીઓદ્વારા શુભાશુભ કર્મનો જીવાત્મા ભોક્તા થાય છે! હે મહાત્માઓ, કર્મ એ પુણ્ય અને પાપ બેમાંથી ગમે તે ઉત્પન્ન કરે છે શુભ કર્મ અને શુભ વાસનાના કર્મો પુણ્યની ઉત્પતિ કરે છે અને દૃષ્કર્મ ને દુષ્ટ વાસના અધર્મની ઉત્પત્તિ કરે છે દેહધારી કોઇપણ કર્મ વગર રહી શકતુ નથી; અને કર્મો ઘણે ભાગે પાપથીજ ભરેલાં છે માટે સર્વ પ્રાણીઓ શિક્ષાને યોગ્ય છે. જે પ્રાણીઓએ અહીંયાં જે પ્રમાણે શુભાશુભ કર્મ કર્યા હોય તે પ્રમાણે પરલોકમાં તે કર્મ ભોગવવાને યોગ થાય છે. ગુણોની વિચિત્રતાને લીધે આ જન્મસમાજ કોઇ શાંત, કોઇ મૂઢ, કોઇ પ્રભુભકત અને કોઇ શુભ ધર્મ કર્મથી બહિર્મૂખ જોવામાં આવે છે તે પ્રમાણે અન્ય જન્મમાં પણ તે પ્રમાણે હોવાનુ અનુમાન થાય છે. જે પ્રાણી વર્ત્તમાન જન્મમાં શાંત, સુખી અને ધાર્મિક છે તે ઘણું કરીને ગયા જન્મમાં તેવોજ હોવો જોઇએ ને આવતા જન્મમાં પણ તેવોજ થશે એવું અનુમાન બંધાય છે અથવા વર્તમાન જન્મમા મૂઢ, દુખી અને પાપી છે તો તે ઉપરથી એવુ પણ અનુમાન થાય છે કે ગત જન્મમાં તે તેવોજ હતો અને ભવિષ્યમા પણ તે તેવોજ થશે વર્ત્તમાન જન્મની સ્થિતિ પરત્વે પ્રાણિઓના ભૂત, ભવિષ્ય જન્મની સ્થિતિના અનુમાન ઉપર આવી શકાય છે. આ પ્રમાણે ધર્મ અધર્મ જાણવાની અમોએ તમારી પાસે સામાન્ય રીત કહી દેખાડી પરંતુ ધર્મરાજા કે જેના હાથમાં જગતનું હૃદય હસ્તામલકવત્ છે તે પ્રાણિઓના શુભાશુભ કર્મને પોતાની ધર્મ નગરીમા બેઠા બેઠા સર્વ જાણી શકે છે; દેહમાં રહેલા અંતર્યામી ઇશ્વર પણ જીવાત્માના પૂર્વ જન્મની અને ભવિષ્યની સ્થિતિ જાણી શકે છે, ને માત્ર અવિદ્યાની ઉપાધીવાળો જીવ તો પોતાની વર્તમાન દેહની સ્થિતિજ જાણે છે તેની આસપાસ અજ્ઞાનનો પડદો છે ઉંઘમા પડેલો માણસ તે વખતના સ્વપ્ન સંબંધી દેહનેજ જાણે છે પણ જાગ્રતના દેહને જાણતો નથી તેમ જીવ પણ જન્મના યોગમા સ્મૃતિ રહિત થઇ જાય છે તેથી તે ભૂત ભવિષ્યની સ્થિતિને જાણી શકતો નથી. પાચ કર્મેંદ્રિયો પાચ જ્ઞાનેંદ્રિયો, જ્ઞાનેંદ્રિયોથી જાણવાના પાંચ વિષયો અને મન એ સોળ ઉપાધિમા રહેલો પોતે જીવ જ્ઞાનેંદ્રિય, કર્મેંદ્રિય અને મનના વિષયોને પામે છે! એ

પ્રમાણે ઉપર કહ્યા પ્રમાણે મોળ વિભાગ અને ત્રણ ગુણોથી બનેલુ અનાદિ લિંગ શરીર જીવને વારવાર જન્મ મરણરૂપ સસાર આપ્યા કરે છે, હર્ષ શોક, ભય અને પીડાઓની ઉત્પત્તિ એજ જન્મ મરણનો પ્રકાર છે જેઓ કામ ક્રોધાદિક ષડરિપુઓના ગુલામ થયા છે જેના ઉપર પચેદ્રિ પોતાની સત્તા ચલાવી રહી છે, એવા પ્રાણીઓ પોતાના સ્વરૂપથી વિસ્મૃત થાય છે ને જન્મ મરણની ઘટમાળમા ચડી જાય છે ક્ષણ માત્ર કોઇ પણ પ્રાણી કર્મ કર્યા વગર રહી શકતો નથી ને પૂર્વ કર્મના સસ્કારથી પ્રગટ થએલા રાગ દ્વેષાદિક ગુણો બલાત્કારથી એ પરતત્ર પડેલા જીવ પાસે કર્મ કરાવે છે અને એમ પુન પુન જન્મ મરણના કારણભૂત કર્મ અને કર્મદ્વારા બધાએતી વાસનાજ જાણવી ધર્મ અને અધર્મરૂપ અદૃષ્ટને લીધે સ્થૂલ અને સૂક્ષ્મ શરીર પ્રાપ્ત થાય છે જો કે શરીરો વિષ્ટ અને રૂધિરના બનેલા છે તો પણ કર્મની પ્રબલ વાસનાને લીધે માતા પિતાના શરીર જેવો તેના સતાનનો દેહ બધાય છે આ સર્વનુ મુખ્ય કારણ તપાસતા એજ છે કે જીવન આ સકલ ખટપટ જન્મ મરણ રૂપી બેડી અને વારવાર શોક કલેશાદિનો ભોગવટો એ સર્વ દેહાભિમાનને લીધેજ છે જો એ દેહાભિમાનની ગ્રથી છૂટી જાય તો જીવાત્મા જીવ ભાવમાથી મુક્ત થઇ શીવ ભાવને પામે ને જન્મ મરણની સઘળી વ્યથા દૂર થઇ જાય એને માટે વેદમા જો કે અનેક માર્ગો બતાવ્યા છે પરતુ મુખ્ય માર્ગ એજ છે કે પ્રભુના ભજનથી દેહાભિમાનની ગ્રથી તાત્કાલ છૂટી જાય છે

આ અજામિલને સગત દોષ થયો છે! અને તેના પરિણામમાજ તે અમારો બધીવાન થયો છે! પ્રથમ તો તે સમર્થ જ્ઞાની અને સત્શાસ્ત્રોનો અભ્યાસી હતો ત્યારે તે ઉત્તમ સ્વભાવવાળો સદાચારી અને સદ્ગુણોના ભડારૂપ હતો સર્વ પ્રાણીઓના ઉપકાર પ્રીતિ રાખવાવાળો, ભલો, થોડા બોલો અને ઇચ્છા રહિત હતો, સાચા બોલો, મત્રોને જાણનાર પવિત્ર, સુશીલ સ્વભાવનો, જીતેદ્રિય, નિયમોનો પાલક અને અભિમાન શૂન્ય હતો તે ગુરૂ, અગ્નિ અને વૃદ્ધોની સેવામા પ્રીતિવાળો હતો પરતુ કોઇ અનત જન્મ માહેલા કર્મના યોગે તે કોઇ એક દિવસે પોતાના પિતાની આજ્ઞાથી વનમા ગયો હતો ફલ, ફૂલ, સમિધ અને દર્ભ સહિત તે ઘર તરફ આવતો હતો તેવામા કોઇ કામી શુદ્ર પુરૂષ કોઇ વેશ્યા સ્ત્રીની સાથે ચાલ્યો આવતો હતો તેના અત્યાચારની કાળી છાયા અજામિલના કોઇ પૂર્વ જન્મના પાપી સસ્કાર સાથે મળી ગઇ—એ છાકટા સ્ત્રી પુરૂષના દુરાચારી વ્યવહારથી અજામિલ પણ એ અધર્મના માર્ગમા વળ્યો! તે વેશ્યાના છદમા પડ્યો પોતાની રૂપ ગુણ યુક્ત પતિ પરાયણા સ્ત્રીનો અનાદર કરી આ કુલટા કાલીનાગણના વિષથી તે લુબ્ધ થયો! તેણે પોતાના સકળ ધર્મ કર્મને તે દિવસથી પ્રણામ કર્યા એ કુલટા જેમ નચાવે તેમ નાચે, જેમ દોરે તેમ જાય, જે અનાચારમા ખેચે તે અનાચારમા તે પ્રવર્તે તેણે પોતાનુ કુળ શીલ જ્ઞાન સર્વ ખોયુ! માન તે અવ

અનેશે એ વેશ્યા ઉપરજ પરમ પ્રીતિ વાળો થયો તેને પોતાના ઘરમાં રાખી એ વેશ્યા–બેદાસી સ્ત્રીનો તે ગુલામ થઇ ગયો તેણે માનવ જન્મ જે મોક્ષનું દ્વાર છે તેને એ પ્રમાણે અનાચાર રૂપી લોહ-કિલ્લાઓથી હાથો હાથ બંધ કર્યું છે. તેની કલ હવે તેના હાથમાથી જતી રહી છે. એ દુષ્ટાત્મા પ્રભુના ઘરને લાયક રહ્યો નથી એ નરકનો અધિકારી થયો છે તે કારણથી અમો યમદૂતો એ પાપી અજામિલને યમરાજા પાસે લઇ જશું કે જે પછી તે પોતાનાં કરેલાં કર્મોની મહા નરક યાતના ત્યાં ભોગવશે !

અપૂર્ણ.

## कौरवोनी सभामां श्रीकृष्ण वष्टिए.

( ગયા અંકના પૃષ્ટ ૧૪૯ થી ચાલુ )

રે દુરાત્મન ! તા'રો વિનાશ નજીકમાં છે. તારી દુર્બુદ્ધિ પરાકાષ્ઠાએ પહોંચી છે ! પાંડવોનો વાજબી હક આપવાની વાત અદ્યાપિ તા'રે ગળે નજ ઉતરી કાંઇક થોડેથી પતાવવાનો સુધો માર્ગ પણ તા'રે હાથ ન આવ્યો ! ભિષ્મ, દ્રોણ અને એવાજ સમર્થ પુરૂષોના વચન ઉપર તા'રી વૃત્તિ વળી નહિ ! તુ તા'રા મદમા મસ્ત થયો છે ! અત્યારે તને કંઇ પણ સરલ પથ હાથ આવતો નથી ! અને એ સ્વત છે કે તે' જે કર્મ જાળની ગુંથણી ગુંથી છે તે જાળ જ્યારે તા'રા સર્વસ્વનો વિનાશ કરશે ત્યારેજ તને મુક્ત કરશે ! અત્યારે તા'રે ગળે અસારી એકે વાત ઉતરવાની નથી ! ભલે તા'રે મન ફાવતુ તુ કરી લે ! પણ આટલું યાદ રાખજે કે હવે તારૂ રાજછત્ર ઉડવાનુ છે ! કારણઃ—દુશાશન, શકુની અને કર્ણ જ્યારે અર્જુનના ગાંડીવનો ટંકાર સાંભળશે ત્યારે તા'રા છવીતની કે તા'રા રાજ્યની રક્ષા કરી નહિ શકે ! રે મુર્ખ ! તેં જે વિષયમય બીજ વાવ્યાં છે તેમાંથી અનેક ઝેરી વૃક્ષો ઉત્પન્ન થયાં છે એ વૃક્ષના મૂલથી તે પત્ર સુધી વિષ પ્રસરી રહ્યુ છે તેના ફલ પ્રાણહારી છે એટલુંજ નહિ પરંતુ તા'રા એ અધર્મરૂપ વૃક્ષની હવા એવીજ પ્રસરી રહી છે કે એ હવા જેના સંબંધમાં આવી તેના જોતજોતામા પ્રાણ હરી લે છે ! તા'રા નિર્દોષ મલ્લાસદ, તા'રે પાપે કુરૂક્ષેત્રના રણ યજ્ઞમાં હોમાઇ જશે ! તા'રૂં અગિયાર અક્ષોહિણી દલ બલિદાન તરીકે પાંડવ કૌરવના રણ યજ્ઞમા હોમાઇ જશે ! ફલ સિદ્ધીમા ધર્મનો જય અને અધર્મનો ક્ષય થશે ! ને ત્યારેજ તા'રા સમજવામા આવશે કે આમા કોનો અધર્મ હતો ! અસ્યા મુઢ ! પારકો હિસ્સો ગળી જવો તને બહુ પ્રીય લાગે છે. સિંહના ભાગની શિયાલે ઇચ્છા કરી છે ! સિંહની ગુફામા શિયાલ પેસી

ગયો છે સિંહને હવે આવવાનો સમય પ્રાપ્ત થઇ ગયો છે પણ શિઆલ તો એ ગુહા ઉપર પોતાનીજ માલીકી સમ જવા લાગ્યુ છે! તેને પ્રમાદ આવ્યો છે! પણ નથી જાણતુ કે કેસરીનો એકજ પજો બસ છે! અત્યારે તા'રી એ સ્થિતિ છે! જો કે હૃદયમા કદાચ અમારી વાત યથાર્થ પણે સમજતો હઇશ પણ હવે મૃત્યુ નજીકમાજ આવ્યુ છે એટલે સત્યમાર્ગમા તા'રી અભિરૂચી પ્રકટતી નથી! સત્ય ધર્મમા તા'રી વૃત્તિ વળતી નથી! સત્યની રક્ષા માટે જેમ પાડવોએ સર્વસ્વ તજ્યુ તેમ તા'રી વૃત્તિ ઉત્તેજીત થતી નથી તને આ અધર્મનુ રાજ્ય સુખ ગોળ જેવુ લાગ્યુ છે! પણ એજ ગળપણ! એજ સ્વાદને એજ મજા વિષના રૂપમા બદલાઈ જશે! સમજ કે હવે મો'તના નગારા વાગી ચુકયા! જે રાજ્ય સુખ—રાજ્ય વૈભવને જે રાજ્ય છત્રની પ્રસાદી લેવી હોય તે જ્યા સુધી હુ ઉપલબ્ધમા નથી પહોંચ્યો ત્યા સુધીમા લઇ લે! વળી જો ઇચ્છા રહી જશે! વાસના તેનાથી નિર્મૂલ નહિ થાય તો પછી પાછી એ દુર્ગતિ ભોગવવા પુન અવતાર લેવો પડશે મા'રે તા'રે હમણા જે ભોગવવુ હોય તે ભોગવી લે! પણ એમા દોષ કોઇને પણ આપવો એ અયોગ્ય છે સર્વ દુ ખનુ કારણુ તુજ છે! તા'રો હઠ અને તારી દુષ્ટતાએ સીમા ઉલ્લઘી છે તો પછી કર્મના ફલ ભોગવવા તૈયાર થા ઉપલબ્ધમા હવે મા'રી રાહ જોવાતી હશે! ભીમ અને અર્જુન પોતાનો હાથ અજમાવવા તલપી રહ્યા હશે! અને હવે તા'રી એમજ ઇચ્છા છે તો સ પૂર્ણ તૈયારીમા રહેજે ક્ષત્રિયકુલ ધર્મ પ્રમાણે યુદ્ધમા ઉતરવા માટે જીવીત સમર્પણ કરજે, તા'રા યોદ્ધાઓના બલ ઉપર તા'રૂ આ રાજછત્ર છે! શકુની દુશાસન, અને કર્ણ જેઓએ આ અધર્મ માર્ગ પ્રવર્તવા તને ઉદ્યુક્ત કર્યો છે તે શકુની, દુશાશન અને કર્ણના આયુષ્ય હવે અલ્પ છે! જે દગા જે દાવપેચ અને જે અધર્મ ચલાવવામા આવ્યો છે! દ્રૌપદીની લજ્જા ઉપર જે તરાપ મારવામા આવી! છે! તે સર્વ ક્રિયાઓના ફલ હવે તા'રા ભોગ માટે તૈયાર થયા છે! તને ચેતવવા મા આવે છે કે એ પ્રાણહારી ફલ ન ખાઈશ પણ તુ કે જેનો અવસાન સમય નજીક આ યો છે તેનાથી એ ફલ ખાધા વગર રહેવાય તેમ નથી! પણ સત્ય વાત તો એ છે કે તા રા વાવેલા ફલ તા'રેજ ખાવા પડશે—તારે'જ ભોગવવા પડશે અને એ તો પ્રત્યક્ષ છે કે અત્યારે અનેક સમજાવટ છતા એકે વાત ગળે ન ઉતરી એજ કર્મની ગૂઢ લીલાનો ભેદ છે! કર્મની સત્તા એવી ન્યાયી અને ચોકસ છે કે તે તેના પ્રેરકને પ્રતિફલ આપ્યા સિવાય કદાપિ વિરમતી નથી! આ કર્મની શાશન શક્તિ કરડી પણ ન્યાયી છે તેને કોઇનો પક્ષ નથી તેને કોઇની સહાયતાની અપેક્ષા નથી પર તુ પોતાનો યથાર્થ ધર્મ બજાવે છે! આટલા દિવસ સુધી આગત રાજસત્તા ભોગવી હવે તે તને આપવી શી રીતે ગમે? પાડવોને કપટબાજીથી તે વનવાસી કર્યા તા'રી ઇચ્છા તો એવી કે પાડવો વનમા રહેવાથી ક્ષત્રિયત્વથી રહિત થશે! પર તુ

રે પતીત દુર્યોધન! એ તારી સકળ ધારણા ધૂળ મળી છે! એ વનવાસે પાંડવોના અંગમાં નવું બળ આપ્યું છે; એ વનવાસે તેને અડગ સહાયતા આપી છે; એ વનવાસે તેનામાં સદ્ધર્મની પૂર્ણ સ્થિતિ પ્રાપ્ત કરાવી છે એ વનવાસે તેને દિવ્ય અસ્ત્ર શાસ્ત્રોની પ્રાપ્તી કરાવી છે એ વનવાસે તેનું લુટાઇ ગયલું સર્વ પુનઃ મેળવવાની તેનામાં નવી શકિત ભરી છે નવાં સ્ફુરણ ઉપજાવ્યાં છે એ વનવાસે હસ્તીનાપુરનું રાજછત્ર યુધિષ્ઠિર મહારાજાના મસ્તક ઉપર ધરાવાનું નિર્માણ કર્યું છે. એ વનવાસે પાંડવોની ધવલ કિત્તિની જયધ્વજા ફરકાવી છે. એ વનવાસે હસ્તીનાપુરના રાજ્યની પ્રજાની પાંડવો ઉપર અસીમ સ્નેહવૃત્તિની વૃષ્ટિ કરી છે. એ વનવાસે પ્રભૂને તેના પક્ષમાં આણ્યા છે એ વનવાસે જગત્ માત્રનું સંપૂર્ણ લક્ષ પાંડવોની શ્રેષ્ઠતા અને તારી પ્રચંડ નીચતા તરફ ખેંચ્યું છે! એ વનવાસે તારા મસ્તક ઉપરનું રાજછત્ર ઉડાડ્યું છે! એ વનવાસે ધૃતરાષ્ટ મહારાજા અને સતી ગાંધારીને ઘોર દુઃખદ દશામાં ખેંચી આણ્યાં છે! એ વનવાસે અગિયાર અક્ષૌહિણી સૈન્યનો અંત નજીકના સમયમાં મુકરર કર્યો છે! એ વનવાસે તારી સભાના મહાન્ યોદ્ધાઓના યશ અને જીવીત ઉપર તરાપ નાખી છે! એ વનવાસે તારી ધૃષ્ટતા જગ પ્રસિદ્ધ કરી છે! તારો અન્યાય સર્વને પ્રત્યક્ષ બતાવ્યો છે! એ વનવાસે કુરૂકુલનું વિનાશક વૃક્ષ ઉત્પન્ન કરી તેમાંથી વિષમય ફૂલ ઉપજાવ્યા છે! એ વનવાસે તારી બુદ્ધિનાં ચક્રને ઉથલાવી નાંખ્યું છે! એ વનવાસે પ્રબલ દાવાનલ પ્રકટ કર્યો છે એ વનવાસે એ દાવાનલના લક્ષ તરીકે તને. તારા સો ભાઇઓને, તારા સભાસદોને તારાં માબાપને અને તારી સકલ રાણીઓને પોતાના ખપ્પરમાં આકર્ષ્યાં છે! એ વનવાસે હવે તારા સહાયકોની આખરની ઘડી આણી મુકી છે! એ વનવાસે અધર્મની ધ્વજાનો અંત આણવા પાંડવોમાં અને તારામાં એક એકથી કોઇ વિરૂદ્ધજ શકિત ભરી દીધી છે! તું ફુલાય છે કે આ તો ભીખ માગવા અર્થે વષ્ટિ ચલાવવામાં આવે છે પણ એમ નહિ સમજતો. માત્ર ક્ષાત્રધર્મનું પાલન કરવા રાજનિતિના ધર્માનુસાર તારી પાસે વષ્ટિ ચલાવી છે વષ્ટિ એ ન પતે તો પછી સમરાંગણમાં ક્ષત્રીયે પોતાનો હક પ્રાપ્ત કરવો એમ ધર્મ શાસ્ત્રની આજ્ઞા છે તો હવે એ માર્ગે પાંડવો પોતાનું મેળવવા મહાભારત યત્ન કરશે; ને લેશે ત્યારેજ તારો કેડો મૂકશે! રે મૃત્યુથી આકર્ષાતા દુર્યોધન! તેં અતિ ભુંડી કરી છે! તેં જુગારમાં જુઠ્ઠા દાવથી પાંડવોને વનવાસી કર્યા! ને સતી દ્રૌપદીની અવદશા કરવા તેના શીલ વૃત્તની મર્યાદાનું ખંડન કરવા ભર સભામાં તેના ચીર ખેંચાવ્યા! હા! હવે રણીધરને છેડીને તું કેટલે દૂર નાસી જવાનો! એ તારી સકલ ધર્મ વિરૂદ્ધ કૃતીએ, તારે માટે તારા પતનની સુદ્રઢ યોજનાઓ ઘડી મૂકી છે હું ઉપલવ્યમાં પહોંચ્યો કે એ યોજનાઓ અમલમાં આવવાની અને ધૃતરાષ્ટ રાજાની આ નવ પલ્લવ વાટિકા

ઉખડી જવાની! તેની આ કુટુબવાડી ખેદાન મેદાન થઇ જવાની! તેની રિદ્ધિ સિદ્ધિ લુટાઇ જવાની હા! અને તારી, દુશાશન, કર્ણ અને મામા શકુનીની સકલ ધારણા ધળ મળવાની! આટલા દિવસ તા'રૂ ગાડુ નભ્યુ પણ પાપનો ઘટ પૂર્ણ ભરાવો જોઇએ તે હવે સપૂર્ણ ભરાયો છે તુ તારે ચાર દિવસ મોજ મજા કરી લે પછી ઘોર અધારી રાત અને કૌરવોને બારણે ઉડતા કાગડા ને પાડવોને ઘેરે વિજય પતાકા ને મગળ ગીત દુર્યોધન! જો કે તુ આ મા'રી વાતો ઉપર મૂછમા હસે છે! મૂછ ઉપર તાવ દીએ છે! તા'રા ધમડમા અચલ રહે છે! તા'રા સૈનિકો ઉપર તુ પૂર્ણ દૃઢ રહે છે, પરતુ તુ સમજે છે કે જેના શરીરમા શૂન્ય ઝેરીનો રોગ આવે છે તેનુ અગ બળી જાય છે ત્યા સુધી તેને અગ્નિની અસર થતી નથી' તેમ તા'રી સકલ જ્ઞાનેદ્રિયો દ્વેષ, ઇર્ષ્યા અને અતિ લોભના વિષથી મત પ્રાય થઇ પડી છે ઝેરમારી ગઇ છે તે હવે કોઇ ઉપાયે જાગ્રત થાય એમ નથી તેનો હવે કયાહી છૂટકો નથી માત્ર મુવે છૂટકો છે એટલે હવે મોટો રણયજ્ઞ રોપાવાનો કુરૂક્ષેત્રની ભૂમિ એ યજ્ઞ માટે પરમ યોગ્ય છે! ત્યા ક્ષાત્ર કુલના પરમધર્મની વેદી બધાશે! યુધિષ્ઠિર માહારાજે, રાજસૂય યજ્ઞ તો કર્યો પણ હજુ રણયજ્ઞ કરવાનો બાકી રહ્યો છે હવે એ મહાયજ્ઞની દીક્ષા તેઓ પોતે લેશે! એ યજ્ઞમા પાડવોના સકલ સહાયકો બ્રહ્માની જગ્યા લેશે! તેમા કેટલા- ઉદ્‍ગાતા તથા કેટલાક અધ્વર્યુ પણ વરો પર તુ હોતાની જગ્યા તો અર્જુન અને ભીમજ લેશે! એએ, પુણ્યાહ્‍વાચન કરી કારવ વિનાશ ના ઉહો ગોઠવશે ને યજ્ઞની સમીધ તરીકે તા'રૂ અગ્યાર અક્ષૌહિણી સૈન્ય નિરમાઇ ચુકયુ છે જોકે તેમા ખટતી સમીધો પાડવોના સૈ ધમાથી પણ પુરી કરવામા આવશે યજ્ઞની હોમ સામગ્રીમા બીજા પણ કૌરવોના સહાયકોની યોજના નક્કી થઇ ચુકી છે! છેવટે બલિદાન રૂપે તા'રા સવ ભાઇઓ અને તા'રો સ્ત્રીવર્ગ સકલ આવી જશે અને તેની પ્રસાદી મહારાજા ધતરાષ્ટ્ર અને સતી ગાધારી સન્મુખ રજુ થઇ તને તા'રા ભીષણ કૃત્યોનુ એક પછી એક પ્રત્યક્ષ દર્શન કરાવી એ પ્રસાદીજ તને આરાગી જશે! તું મૃત્યુની વિકરાળ દાઢમા કચાઈ ચવાઇ ગયો હઈશ કૌરવોના રગ મ્હેલ ઉપર કાગડા ઉડતા હશે! આખુ જગત તા'રા નામને ધિક્કારતુ હશે લાખો માનવના સહાર રૂપે તુ પ્રકટયો હતો એની તારી કથણી કથાતી હશે'

અપૂર્ણ

# चित्रकेतु राजाने मुवेला पुत्रे आपेलो उपदेश.

( ગયા અંકના પૃષ્ટ ૧૬૫ થી ચાલુ )

હે રાજા ! આકાશ પુષ્પ, ઝાંઝવાનાં જળ, વંધ્યા સ્ત્રીને સત્પુત્ર આ જોકે અસંભવ બાબતોનો સંભવ બને પરંતુ આ સંસાર–આ જગત્ અને આ ગંધર્વનગર સમાન ભાસતું સ્ત્રીપુત્રાદિકનું જાળ ! તેમાં યતકિંચિત્ સુખની અભિલાષા રાખે તેને ગાંડો કે દિવાનો જાણવો જે પુત્ર મેળવવા માટે તેં મા'રી અનેક રીતે પ્રાર્થના કરી હતી, જેને માટે તા'રા મનમાં અનેક આશાના કિલ્લાઓ બંધાયા હતા ! જેમાં તું સર્વસ્વ જોતો હતો ! હે બુધ્ધિશાળી રાજા ! અત્યારે તે આ પુત્રના મરણથી તને વજ્ર જેવો ઘા ભાસે છે ! પરંતુ એજ પુત્ર જ્યારે તને કેદ કરી બંધીખાને નાંખત અને પોતે રાજ્યાસન ઉપર બેસત ત્યારે તને તે કેવો ઓચ લાગત ? આ સંસાર સ્વાર્થમય છે તું જે પુત્રને માટે રૂદન કરે છે તેમાં પણ હે યશસ્વી રાજા તું તા'રો સ્વાર્થજ જુએ છે ! તુ તા'રા સ્વાર્થ માટેજ રૂએ છે ! નહિ કે એ પુત્રને રૂએ છે ! એજ પુત્ર જ્યારે તા'રી ઇચ્છા વિરૂદ્ધ કંઇ પણ આચરણ કરે ત્યારે તું કે જે તેના પિતા છે તે તેના મરણની રાહ આતુરતાથી જુએ આ સંસારમાં કોઇ કોઇને માટે કંઇ કરતુંજ નથી સઉ પોત [illegible]જ અર્થે કરે છે! તુ રૂએ છે એ તા'રી અજ્ઞાનતાનું પરિણામ છે, તા'રી સ્ત્રીના ગર્ભમાં રહ્યો અને નવ કે દસમે માસે પ્રસવ થયો અને આજે એક વર્ષ થયું ! હે રાજા એ વાત જો કે સત્ય છે પરંતુ તું વિચાર કરકે તે પહેલાં એ જીવ કયાં હતો ? તે જે ઠેકાણે હતો તે ઠેકાણાનાં તેનાં માબાપનાં તો હજુ આંસુ સુકાયાં નથી અને હજુ તા'રા આંસુ ચાલુ છે તે પહેલા તો એણે અન્ય માબાપ ધારી લીધા છે! એવી અનિત્ય માયીક વસ્તુ ઉપર તા'રા જેવો પ્રભુ ભકત શોચ કરવાને યોગ્ય નથી ! આ સંસાર મોહના સાગર રૂપ છે તેમાં આ માનવનાવ સફરમાં પડયું છે અનેક દ્વિપોમાં તે નાવ લંગર કરતું જાય છે અનેક મિત્ર અને સંબંધીઓનો મેલાપ કરતું જાય છે ને તોફાની સાગરમાં ઉથલાતું—ચાલ્યું જાય છે તેમાં સુખ શાંતી અને આનંદ કરતાં દુઃખ અશાંતી ને કલેશનુંજ દર્શન થાય છે! હે રાજા ! આ સંસાર માયા અને મનોરથની પેઠે મિથ્યા છે આ જે માયા ઉદ્દભવી છે તે માત્ર મનની કલ્પના છે! તેમાં સત્ય પણું છેજ નહિ ! જો સત્ય હોય તો એક ક્ષણે આનંદ આપતું બીજીજ ક્ષણે દુઃખરૂપ ન થવું જોઇએ ! કર્મની વાસનાઓથી વિષયનું ચિંતન કરનાર પુરૂષનાં કર્મ મનથીજ થયાં છે માટે એ કર્મોથી બનતા પદાર્થો પણ મનથીજ ઉત્પન્ન થએલા છે. જીવને દેહાભિમાન વડે આ

પચ મહાભૂતનો દેહ અને ઇંદ્રિયો અનેક પ્રકારના કલેશરૂપ થઈ પડે છે! જ્યારે એ દેહાભિમાન છૂટે છે ત્યારેજ તે કલેશથી મુક્ત થાય છે મમતાના સકલ વિષયો દુખદાયી છે અને તે જ્યારે છુટી જાય ત્યારેજ જીવાત્મા કલેશથી મુક્ત થાય છે એ કારણથી સ્થિર મન વડે પોતાના સ્વરૂપનો વિચાર કરી દ્વૈતપણામાથી સત્યનો વિશ્વાસ અને સ્નેહ છોડી દઇ સાતીનો આશ્રય કરવો એજ યોગ્ય છે દ્વૈતભાવ હે રાજા છાડી દે! આ જગત્ માત્ર ઇશ્વર મય તારા રૂપેજ છે તુ જગતમા છે ને જગત તારામા છે આ તો માત્ર મનની કપનારૂપ વાત છે! ગધવનગરનો મહિમા છે! જાદુગરની જાદુઇ શક્તિ છે! વાસ્તવિક રીતે કહીએ તો એ ધળનો રૂપીઓ સત્ય નથી એમા મોહ રાખવો એ તો અનત દુખનુ કારણ છે જો વિચાર કરકે આ પુત્ર નહોતો ત્યારે તને કલેશ હતો અને જન્મ થયો ત્યારે તને આનદ થયો હવે મરણ પામતા પુન કલેશમાજ તુ આવી પડયો! તને જે આનદ થયો હતો તે અત્યારે કયા છે? અને આજે કલેશ પ્રાપ્ત થયો તે તેતો માત્ર અજ્ઞાનતાનુજ બીજ છે જો એ બીજ ઉખડી જાય તો પછી કલેશ પણ કયા છે? દ્વૈત ભાવનામા આનદ છેજ નહિ દ્વૈતપણુ એજ અનાનતા! સવમા તુજ છે, તારામાજ સર્વ છે! તો પછી તુ અન્ય વસ્તુની અપેક્ષા શા માટે રાખે છે? અપેક્ષા, આશા એજ દુખના બીજ છે! જે જોઇએ તે તારી પાસે છે છતા તુ આ માયીક પદાર્થોની યાચના કરે છે તેના પર મમતા ધારે છે! મળે છે ત્યારે આનદ માને છે, જાય છે ત્યારે દુખી થાય છે આ સવ માત્ર તારા મનનીજ વ્યવસ્થા છે ને તેનુ કારણ માત્ર મન ઊપર તારો કુલ અખત્યાર નથી! જો એજ મનને સ્વાધીન કરવામા આવ્યુ હોય, એ મન ઉપર વિજય પ્રાપ્ત કયા હોય તો હે રાજા કલેશ શુ છે તેનુ નામ નામ નિશાને રહે નહિ ને તુ જે પૂર્ણ આનદમય છે તે આનદનોજ અનુભવ કરતો હોય પણ અત્યારે તારી એ સવ શક્તિ નષ્ટ થઇ ગઇ છે તુ પામર જીવની માફક પુન પુન રહીને રૂદન કરે છે! કોના પુત્ર અને કોના પિતા માટે એ સવ મમતા ઉત્ર મી કુ મૂકી મમતા ત અહ્ હ અભિમાનથી દૂર થા અને સવમા આત્મ ભાવે જો તને કયાહી પણ કલેશનુ કારણ રહેશે નહિ તે પછી નારદજી બો યા! રાજા! આ કલેશ કરી તે તારી પામરતા બતાવી છે આ સસાર એક વૃક્ષરૂપ છે! રાત્રીના ઘણા પક્ષીઓ તેમા આવીને આશ્રય કરી રહે છે પ્રભાતથતા જુદી જુદી જગ્યોએ ઉડી જાય છે તેમા કોણે કોનો સબધ કરવો કે માનવો? આ જગત્મા સ્ત્રી પુત્રાદિકનો સબધ એવો છે એકબીજાના લેણદેણ અને હિસાબ ચુકાવવા આ મેળો ભેળો થાય છે ને વિખરાય છે વાસના વડે જે આ ગધવનગર રચાયુ છે તેમા સયોગ વિયોગ એ દિવસ ને રાત સમાન છે એમ અસખ્યવાર સયોગ અને વિયોગના પરિક્રમણ થયા અને જયા સુધી મનની વાસના-મમતા તૂટશે નહિ ત્યા

સુધી એ સયોગ વિયોગનાં વિચિત્ર ચક્ર પરથી મુકત થવાશે પણ નહિ તે માટે હજુ તને જ્ઞાનની જરૂર છે.

જો આ તા'રા મૃત્યુ પામેલા પુત્રને હું જીવતો કરૂં છું તે શું કહે છે તે સાંભળ. એમ કહી નારદજીએ પોતાના યોગબલથી મૃત્યુ પામેલા રાજકુમારને ઉદ્દેશીને કહ્યુ હે રાજકુમાર! હે જીવાત્મા! આ તા'રા માબાપ, મિત્રો અને બાંધવો કે જેઓ તા'રા શોકથી બહુજ દુઃખી દુ:ખી થઈ ગયાં છે તેઓના સામી નજર કર! આ તા'રા શરીરમાં પ્રવેશ કરી આ રાજ્ય સુખને ભોગવ.

એ મૃતશરીરમાં તુર્ત્તજ જીવાત્માએ પ્રવેશ કર્યો ને તે બોલ્યો હે મહર્ષિ! આપ જ્ઞાની છતાં આ મૃત શરીરમા મને પ્રવેશવાની શા માટે જરૂર વિચારી?

હું કે જે કર્મને લીધે દેવ, પશુ પક્ષી અને મનુષ્યોની યોનીઓમાં ભટકયા કરૂં છું તેના કયા જન્મમા આ રાજા રાણી મા'રાં માતા પિતા થયાં હતાં? મા'રાં મૃત્યુથી પુત્ર ભાવને લીધે શોક કરે છે તો પછી જે શોકની ઉત્ત્પત્તિના કારણ રૂપ હું થયો તેને શત્રુ જાણીને શોક શા માટે કરતાં નથી? અનેકવાર આ રાજા રાણી અને હું સંબંધમાં આવી ગયાં છીએ. કોઇવાર હું પિતા રૂપે! તો કોઇવાર એ પિતા રૂપે! કોઇવાર હું સ્ત્રી રૂપે તો કોઈવાર એ પુરૂષ રૂપે કોઇવાર મિત્ર રૂપે તો કોઇવાર શત્રુ રૂપે! આ કર્મનો વિપાક છે, કર્મનો સંઘાત છે! પ્રવાસી જીવ ક્ષણેક્ષણે અનેકને ત્યાં મહેમાન તરીકે ઉતરે છે. આ સંસાર ધર્મશાળા છે તો પછી ધર્મશાળામાં આવતા પ્રવાસીઓ માટે હર્ષ અને શોક કર્યા કરવો એ સમજુને ઘટિત નથી આ સંસાર કે જે મિથ્યા છે! મનનો પ્રતિભાસ છે! ઝાંઝવાના જળ જેવો, પાણીના બુદબુદ જેવો, ગંધર્વનગર જેવો, તેમાં મોહ કરનાર માનવ મૂઢજ છે, પામરજ છે! મને તો આ રાજપાટની સમૃદ્ધિ તજતાં કશોએ શોક થતો નથી. આ રાજા રાણીને શેનો શોક થાય છે? કેવી જગત્‌ની આ વિચિત્ર ઘટના! માયાનો અકળ પ્રભાવ અને કર્મની પ્રબલતા તેને જે યથાર્થપણે સમજે છે તેને એમાં હર્ષ કે શોક કાંઇ દેખાતું નથી એ તો માત્ર તટસ્થ પુરૂષ તરીકે એ પ્રપંચપુરમાંથી ઉદાસીન્ વૃત્તિમાં વહ્યોજાય છે. અત્યારે જે આ મા'રી એકસો અપર માતાઓ રૂદન કરે છે એ રૂદનમાં કેટલો પ્રપંચ છે! પણ તે અજ્ઞાનીને કયાથી જણાય? આ તો એઓનું માત્ર જગવ્યવહારનું રૂદન છે મને ઝેર આપનાર એ માતાઓજ છે! વાસ્તવિક રીતે જોવા જતા તેમાં એમનો દોષ નથી એ સકલ કર્મની શૃંખલા છે! કોઇ એક જન્મને વિષે હું મો'ટો ગજેંદ્ર હતો! આ જે અત્યારે મા'રી અપર માતાઓ છે તે કીડીઓના અવતારમાં હતી મે મા'રી શુંઢ વતી તેઓને અકારણ કચરી નાંખી હતી એ કર્મનાં બંધનમાં હું બંધાયો હતો એ એમનું રૂણ મા'રા ઉપર ચડયું હતું! માગતું લેં'ણું કોણ મુકે? એ કીડીઓ હતી તે વળી અનેક જન્મના કર્મને યોગે ચિત્રકેતુ રાજાની રાણીઓ થઇ મા'રો યોગ આંડી પુત્ર રૂપે થયો

જેટલો સબધ હતો તેટલો પુરો થતા પૂર્વનું વેર લેવાની આ અમારી અપર માતાઓની બલવત્તર ઈચ્છા ઉદ્ભવી, પરિણામમા સ્તનદ્વારા મને ઝેરનુ પાન કરાવી એક બીજાનુ લેણુ દેણુ પતાવ્યુ ! હે રાજા ! વિચાર કર એ મા'રી માતાઓ હતી ? જો માતા હોય તો ઝેર આપે ? માત્ર અમારો એક બીજાનો સબધ પુરો કરવાનો આ પ્રકાર હતો મે જે તેમનો સર્વનો નાશ કર્યો હતો તેનુ વેર આજે વળ્યુ ! તેમ આ મા'રી માતા, અને તમારો સબધ પણ એવા અનેક કારણના સબધ રૂપજ છે પરતુ તેમા સ્વતત્ર કાંઈજ નથી જો આપણા એક બીજાના સબધોની હકીકત તમારી આગળ હુ રજુ કરીશ તો તમને તમારા કર્મો ઉપર અને મને મા'રા કર્મો ઉપર અસહ્ય તિરસ્કાર છુટશે માટે એ કર્મના પોથા આજ ઉથલાવવામા સાર જ નથી ! કર્મનો પ્રભાવ એવો છે કે તે પોતાના શુદ્ધ ાહમા પ્રવર્ત્યાજ કરે છે તેમા દયા, સ્નેહ કે મમતા કશાનું કારણ નથી તો પછી દેહધારી એ તેમા કોણે કોનો શોક કરવો ? આ સસાર એટલો વિચિત્ર છે કે સહજ મમતાથી તેનો વિસ્તાર બહુજ વધી જાય છે અને તેમાથી કર્મના અનેક અકુરો ફુટી અનેક વૃક્ષો નિપજાવી, અનેક ફળોની વૃષ્ટિ કરી જીવાત્માને ભવ ભ્રમણના ચક્રમા અટવાવ્યાજ કરે છે ! હર્ષ શોકના રગ છાટયા કરે છે ! કુટુબ પરિવારના રગથી રગ્યા કરે છે ! જન્મ મૃત્યુના પ્રવાહમા ઢસરડયા કરે છે ! હા ! એવા વિચિત્ર સસાર ઉપર મમત્વ રાખનાર માનવી મૂઢજ છે મૂર્ખજ છે ! હે રાજા ! આમા તા'રૂ કાઇ નથી ! તુ રાજાપણાનો જે દાવો કરીને બેઠો છે તે માત્ર તા'રી અજ્ઞાનતાનુજ ધમડ છે કોઈ પણ જ્ઞાની આ તા'રા રાજ્યનો સ્વીકાર નકરે ! તા'રા જેવા અજ્ઞાનીને મૂર્ખ પુરૂષોજ વિશેષ ઉપાધીથી ખુશ થાય છે ! તુ વિચાર કર ! આમા કઇ ઉપાધી તને સુખ રૂપ છે ? આ સકલપ'રા તા રા આત્માને મિથ્યા કલેશ આપનારી છે ! જ્યારે આ દેહમાથી જીવાત્મા મા'રી પેઠે પોતાને રસ્તે પડી જશે ત્યારે પછી રાજ ને પાટ સર્વ ધૂળ ! એ કોણ ભોગવશે કોના હાથમા જશે ! માત્ર એ જુઠી વસ્તુઓ પ્રાપ્ત કરવા જે જે અપકૃત્ય કર્યા હશે તે સર્વ ભોગવવાના શેષમા રહેશે રાજા ! તા'રો શોક વ્યર્થ છે ! કદાચ તા'રો સબધ આ સર્વ સાથેનો પુરો થયો હોત તો શુ તુ અમારા માટે અહી ઊભી રહેત ખરો કે ? જેમ આ હુ રસ્તે પડયો છુ તેમ તુએ ક્યારનો રસ્તે પડયો હોત ! પરતુ એટલેથી આ સસાર પતે એમ નથી ! આ જે જે અકોડા જોડાઇને તા'રી રાજરિદ્ધિ અને સુખ સમૃદ્ધિ જણાય છે તે તે સકળ અકોડા એક પછી એક છુટા પડી જવાના ! આ રાણીઓ, તુ રાજા અને હુ રાજકુમાર એ મિથ્યા ભ્રમ છે ! એ ભ્રમમા રહી અજર અમર આત્માની અવનતિ કરવા સરૂ કર્યો મૂઢ પુરૂષ આ પચતત્ત્વના દેહમા મમત્વ રાખે ? જો વિચાર કે આમાથી હુ છૂટી જઇશ એટલે આ દેહની શી દશા થશે ? તેને અગ્નિમા ભસ્મિભૂત

કરી નાંખવામાં આવશે જો એ પ્રમાણે યોગ નહિ બને તો આ દેહને કાગડા કૂતરા ખાઇ જશે કે તે સડી કોહી જશે તેમાં અનેક કીડાઓ પડશે પણ આખરે એ જે વિભાગી તત્ત્વો છે તે પોત પોતાના તત્ત્વોમાં મલી જશે ત્યારેજ વિરમશે; તો પછી એ નાશવંત દેહ ઉપર શી મમતા ?

**एवं योनिगतोजीव स नित्यो निरहंकृत. यावद्यत्रो पलभ्येत तावत्स्वयत्वं हि तस्यतत्**

જે દેહમાં જીવ આ વેલો હોય, તે દેહમાં જ્યાં સુધી હોય, ત્યાં સુધી તેનું સ્વત્વ હોય છે પણ મુવા પછી રહેતું નથી માટે હવે આ દેહ ઉપર મને મમતા નથી આ દેહ મા'રો નથી. હે મહર્ષિ ! આ ખોળિયામા પુનઃ આવવાથી મને કયો લાભ છે ?

**एषनित्योऽव्यय, सूक्ष्म एष सर्वाश्रय स्वदृक् ॥**
**आत्ममायागुणैर्विश्वमात्मानं स्रजते प्रभुः**

અનેક યોનિયોમા ફરનારો જીવ એનો એજ રહે છે અને વાસ્તવીક રીતે તે અહંકાર રહિત છે જીવ અને પરમાત્મા એકજ છે અને તે એકપણાને લીધે નિત્ય, ઘટોશથી રહિત, જન્માદિક વિનાનો અને જન્મનારા દેહાદિક પદાર્થોનો આશ્રય તથા સ્વયં પ્રકાશ છે. પોતાની માયાના ગુણોથી પોતાને જગતરૂપ બનાવનાર પણ એજ છે.

**न ह्यस्याति प्रिय कश्चिन्ना प्रियः स्वः परोऽपि वा ॥**
**एक सर्वधियां द्रष्टा कर्तृणां गुण दोषयो.**

એ જીવને કોઇ પ્રિય નથી અને કોઇ અપ્રિય પણ નથી કોઇ પોતાનો નથી કોઇ પારકો પણ નથી તો પછી મા'રે કોની સાથે રહેવું, કોને રાજી કરવાં અને કોની સામે જોવું ? આત્મા તો સંગ રહિત છે અને તે તો સારૂંનરસું કરનાર મિત્ર તથા શત્રુ વગેરેની વિચિત્ર બુદ્ધિનો સાક્ષી છે એ આત્માને સુખદુઃખ કે રાજ્યાદિક ભોગ છેજ નહિ એ આત્માને સ્વર્ગ પણ નથી એ આત્માને નરક પણ નથી આ માયીક જાળથી એ આત્મા ભિન્ન છે. એ તો માત્ર કાર્ય કારણનો સાક્ષી છે ભોક્તા નથી, સ્વતંત્ર છે દેહાદિકને લઇને એ પરતંત્ર નથી તો આ જે બોલે છે તે હું પણ એ આત્મા છું. આમા મા'રી કોઇ માતા નથી મા'રો કોઇ પિતા નથી ! આ રાજપાટ પણ મા'રૂં નથી તો પછી મા'રૂં નથી તેમાં મને મમત્વ પણ નથી ! મા'રામા જો મા'રાપણું રહ્યું નથી તો પછી તમો સર્વે મા'રામાં મા'રાપણું કેવી રીતે જુઓ છો ? જો મા'રોજ તમારા કોઇના ઉપર સ્નેહ નથી કોઇ સાથે સંબંધ નથી તો પછી એમ તાણી તોડીને તમો સર્વ મા'રા ઉપર વ્યર્થ મમતા શા માટે રાખો છો ? મા'રે માટે શોક કરવો તમને યોગ્ય નથી કારણ હું તમારો નથી તમે મા'રાં નથી માત્ર તમારે ત્યાં મા'રૂં ઋણ પુરૂં કરવા આવ્યો હતો મા'રૂં દેવું પતાવવા આવ્યો હતો તે પુરૂં કરી મા'રે રસ્તે પડું છું તેને તમે પકડી રાખવા સારૂ રૂદન કરો છો એ કેટલી બધી મૂર્ખાઈ ! કેટલી અજ્ઞાનતા ! હું મા'રે રસ્તે પડું છું એમ કહી જીવાત્મા એ ખોળિયામાંથી ઉડી ગયો!

સવ કોઇ રાજા રાણી આશ્ચય પામ્યા! એ જીવાત્માનુ બોલવુ મતને યોગ્ય લાગ્યુ તેના બોધથી રાજા રાણીનો શોક દૂર થયો તે પછી એ મૃત શરીરનો દાહ કરી તેની યોગ્ય અતેષ્ઠિ ક્રિયા કરી પુત્ર પ્રત્યેની જે મજબૂત ગાર હતી તે રાજા રાણીએ જ્ઞાનમાગથી તોડી નાખી શોક, મોહ, ભય અને પીડા આપનાર મમતાનો એ રાજા રાણીએ ત્યાગ કર્યો રાજાની બીજી રાણીઓ કે જેઓએ રાજકુમારના વિષ દ્વારા પ્રાણ હયા હતા તેઓ બાળહત્યાના પાપથી નિસ્તેજ થઇ હતી તેમણે નારદ જી અને અંગિરા ઋષિની આજ્ઞા પ્રમાણે પ્રાય શ્ચિત કરી મન શુદ્ધિ કરી રાજા રાણીને અંગિરા નારદજી અને મુવેલા પુત્રના ઉપદેશથી પરમ જ્ઞાન થયુ ને જેમ તળાવના કીચડમાથી હાથી બહાર નિકળે તેમ રાજા રાણી ઘર રૂપ કવામાથી અંગિરા, નારદજી અને મૃત પુત્રરૂપ મીદડીના અકોડાથી બહાર નીકળ્યા તે પછી રાજા રાણી યમુનામા સ્નાન કરી, તપાદ વગ પવિત્ર ક્રિયાઓ કરી તથા મૌન પૂવક જીતે દ્રિયપણુ રાખી અંગિરા અને નારદ જીના પગમા પડયા! નારદજીએ પછી ચિત્રકેતુ રાજા તથા તેની રાણીને પરમાત્માના સ્વરૂપનો બોધ કર્યો જેના પ્રતાપે આ સસારના ત્રિવિધ તાપમાથી મુક્ત થતા બચી ઉત્તરોત્તર ઉત્તમ ગતિને અનુભવતા આખરે એ રાજા રાણી પરમ પદમા વિરમ્યા

## ઉચ્ચ જીવન

આ વિશ્વવર્તી દૃશ્ય પદાર્થોના મુખ્ય બે વગ પાડી શકાય સજીવ, નિર્જીવ સજીવ પદાર્થોમા વનસ્પતિ વગ તથા સમસ્ત પ્રાણી વગનો સમાવેશ થઇ જાય છે અને સ્વર સ્તાએ ઉત્પત્તિ વૃદ્ધિ, આદિ હલનચલનાત્મક વ્યવહાર જે વગમા નથી તે નિર્જીવ ગણાય છે નિર્જીવ કરતા સજીવ વગ શ્રેષ્ઠ ગણાય છે અને સજીવ વગમા પણ વનસપતિ તેમજ ઇતર સવ પ્રાણી કરતા મનુષ્ય વગ શ્રેષ્ઠ છે મનુષ્ય છે તો શ્રેષ્ઠ પરતુ કેવળ નરાકારતામા શ્રેષ્ઠતા હોઇ ન શકે શ્રેષ્ઠતા સપાદન કરવા અથ જે સાધન સપત્તિ હોવાની ખાસ અગત્ય છે તે મનુષ્ય શરીરમા છે એટલા માટેજ મનુષ્ય શ્રેષ્ઠ મનાયેલ છે મનુષ્ય શરીરમા શ્રેષ્ઠતા મેળવવાની જે સાધન સપત્તિ છે, તેને સવાગે સવાનત કરી શ્રેષ્ઠતા પ્રાપ્ત કરવામા તે મહાન સહાયક થાય તે માટે ઉપયોગ લેવામા ન આવે ત્યા પરતુ મનુષ્ય શ્રેષ્ઠ છતા પણ હલકો ગણાય છે અનેક પ્રકારની અતર્હિત શુભ શક્તિઓને વિકસિત કરવી અને દુર્વાસનાઓ દૂર કરવી એજ તો કેળવણીનો મુખ્ય હેતુ છે આવી કેળવણીથી હીન તેજ શ્રી ભતૃહરીના કથન અનુસાર નરાકાર પ્રાણી છે પોતાની કે તેની શ્રેષ્ઠતા પ્રાપ્ત કરવા સર્વ મનુષ્યો પ્રયત્નશીલ રહે છે, પરતુ ખરી શ્રેષ્ઠતા શી છે અને તે કયે પ્રકારે પ્રાપ્ત થાય છે એના ખરા જ્ઞાનને અભાવે તેમની પ્રવૃત્તિ ભિન્ન ભિન્ન હોય છે અને તેઓ યથાર્થ ફળ પ્રાપ્તિથી વિમુખ રહે છે એ ઉપર વિચાર કરતા જણાય છે કે ઉન્નત જીવનને પામવામા મનુષ્યની શ્રેષ્ઠતા છે ઉચ્ચ પ્રતિનો વ્યવહાર એજ મનુષ્ય જન્મનુ સાથક દર છે પોતાની કહેણી રહેણીનુ અક્યતામય ઉચ્ચ જીવન ગાળવા

દ્વારા મનુષ્ય, અનુકરણીય શ્રેષ્ટતા, આબરૂ અને આનંદ પ્રાપ્ત કરી શકે છે. પછી ભલે તે ધન હ્ય, વિદ્વાન્ કે કુલીન હોય યા ન હોય. જે પુરૂષ-વીરોનાં નામ આજ પર્યંત આપણે માન તથા પ્રીતિ પૂર્વક સ્મરીએ છીએ તથા ઉત્સાહ પૂર્વક તેમનાં ઉચ્ચ ચારિત્ર્ય મય જીવનનું અનુકરણ કરવાની કામના કરીએ છીએ તે તેઓનો જીવન વ્યવહાર ઉચ્ચ તમ અને શ્રેષ્ટ હતો એજ કારણને લઇને છે. સાક્ષરવર્ય મણીલાલ, નર્મદા શંકર, ગોવર્ધનરામ, મનઃસુખરામ, નારાયણ, માહાત્મા રામકૃષ્ણ, પરમહંસ સ્વામી વિવેકાનંદ એ આદિ વિદ્વાન્ કે અવિદ્વાન્ ધનવંત કે રંક પણ ઉચ્ચ વૃત્તિ શીલ નરોનાં પાંચ ભૌતિક સ્થલનષ્ટ થયાં છે પરંતુ તેમનાં યશઃશરીર તો ચિરકાલ સ્થાયી અમર છે. ખરેખર ઉચ્ચ પ્રતિનો જીવન વ્યવહાર ચલાવતા મનુષ્યો શ્રેષ્ઠત્વને યોગ્યજ છે પર જીવનમાં સ્વ જીવનને અનુભવનાર મનુષ્યો મહાત્માના મહાન્ પદને યોગ્ય છે એમ કહેવામાં કશી પણ અતિશયોક્તિ નહિ ગણાય.

ઉચ્ચાનુગામી સંસ્કાર, વિચાર ક્રિયા એમના સહિત આ જીવન ગાળવું, એ સામર્થ્ય તો ભાગ્યશાળી વિરલ નરમા હોય છે. બાકી જગત્‌માં ઘણે ભાગે તો અન્યથા વ્યાપાર પ્રવર્તી રહેલ જોવામા આવે છે. જગત્‌મા જન્મ ધરી પશુઓને પણ સુલભ એવી સ્વાભાવિક પ્રેરણાઓને સંતોષવામાં કર્તવ્યની પરિસમાપ્તિ માની સ્વ કલ્પિત માનસ સૃષ્ટિમાં વિહરવું ને કાલ આવતાં મરણ શરણ થઇ જવું એવોજ કંઇ સામાન્ય વર્ગનો જીવન ક્રમ બહુધા પ્રતીત થાય છે. ખાવું પીવું એશઆરામ માનવો એટલોજ હેતુ આ જીવનનો હોવો ઘટી શકતો નથી માટેજ પરાર્થે પ્રયત્ન શીલ રહી યથા શક્તિ પર કલ્યાણ સાધતે રહી સદ્વિચાર સદ્વાસના અને સદ્વર્તન યુક્ત જીવન વ્યવહારને વહતાં મનુષ્યો સર્વત્ર માનને પામી ચિરકાલ પર્યંત સ્મરણીય અને પૂજનીય રહે છે. અને સિદ્ધિને પણ પામે છે. આવો મનુષ્ય વર્ગ અધિક હોય તો આ દુનિયાં એક સ્વર્ગ રૂપજ થઇ રહે સર્વત્ર શાન્તિ, પ્રસન્નતા અને સ્વાસ્થ્ય પ્રસરી રહે અને દુઃખ, ચિંતા, ઉદ્વેગ, કલેશ આદિ અનર્થ પરંપરા વિનાશ પામી જાય. વિચિત્ર વાત છે કે ઇષ્ટની પ્રાપ્તિ અને અનિષ્ટના પરિહારને ઇચ્છતા સર્વ મનુષ્ય, ઇષ્ટ જે સુખ તેને અનુભવાવનાર ઉન્નત જીવનની ભાવના પણ કરી શકતા નથી અને માત્ર સ્વાભાવિક પ્રેરણાને સંતોષવા અર્થે અનેક વિધ પ્રવૃત્તિનો ભાર વહે છે. દૃષ્ટ પ્રયોજનને સિદ્ધ કરાવે તેવા જ્ઞાન અને કર્મ તરફ મનોવૃત્તિ સ્વાભાવિક રીતેજ વિશેષ અંશે જાય છે. એટલે બહુ અંશે મનુષ્ય જીવન એ પાશવ જીવન સમાન બની રહે છે. મનુષ્ય અને ઇતર પ્રાણી વર્ગ એમના વચ્ચે જે ભિન્નતા રહેલી છે તે જીવન વ્યવહારની ઉચ્ચતાને અંગે છે. કારણકે જીવન નભાવવું અને જીવન સાધન સંપત્તિ હોવી એ સર્વને સમાન છે. વિશેષતા જીવન વ્યવહાર ઉન્નતિ અને વૃદ્ધિની દિશા ભણી

વહન કરતો હોય તો તે મનુષ્ય છે આવી રીતે ઉન્નત જીવનને ગાળવુ એ મનુષ્યત્વ અપનાર હોઇ તેમ કરવા અથ વિદ્યા આદિ બાહ્ય સાધનોની અપેક્ષા છે કે નહિ તેના વિચાર પુરસર તત્મબધી કઇક અન કતવ્ય દિશા દર્શાવવા પ્રયત્ન કરવામા આવે છે

જીવતને ઉચ્ચતમ બનાવવામા વિદ્વત્તાની સવાશે અ ત્ય હોવીજ જોઇએ એવુ કઇ નથી, વિદ્વત્તા નરા સાપાન થાય ખરી પરતુ વિશુદ્ધ આચાર વિચાર યુક્ત જીવન તો અનુકરણીય છે બુદ્ધિ કુશળતા સાધ રણ છે ખરૂ છે કે બુદ્ધિ વિભવથી આશ્ચય થઇ આવે છે પરતુ માનને પાત્ર તો સવત્ર ઉચ્ચ પ્રતિનો જીવન વ્યવહાર થાય છે એ નિત્યના અનુભવથી પણ સિદ્ધ થઇ શકે તેમ છે શાસ્ત્રોમા વિદ્યા ભણતર અને ધમ એમને જુદા જુદા સમજા યા છે તેમજ "વિદ્વાન પરતુ દુર્જન મનુષ્ય ત્ય જ્ય છે" એમ કહી વિદ્વાન્મા પણ સુજનતા જીવનની ઉત્કૃષ્ટતા હોયજ એવો નિયમ નથી તે દુજન પણ હોઇ શકે એવા ગર્ભિત હેતુને શ્રી ભતહરિ દર્શાવે છે ચાણાકય જબરો વિદ્વાન્ હતો પરતુ તેનો જીવન વ્યવહાર વિશુદ્ધ ન હતો તેમજ સમથ કવિવર કાળીદાસનુ પણ તેમજ હોવાનુ ઇતિહાસ જણાવે છે આધુનિક કાળમા પણ કહેવાતા કેટલાક વિદ્વાનોનુ નિત્ય વતન ઉચ્ચાનુગામી નથી હોતુ એ પ્રથમ નિરીક્ષણ પૂવક વિમર્શન કરનારને સ્પષ્ટજ હશે મત્સર, દુરાગ્રહ મતાધતા, નિદા આદિ દોષો તે વગમા વારવાર જણાઇ આવે છે એવા પણ ઘણા દાખલા જોવામા આવ્યા છે કે જેમા કહેવાતા વિદ્વાનો ઘણામા ઘણા સ્વાર્થી, પરશ્લાઘા અને પરસ્તુતિ કરી પેટ ભરનારા સાકડા મનના જોવામા આવ્યા છે વિદ્યા અને કેવળ બુદ્ધિનો ઉપયોગ બહારની સફાઇ બતાવવા તથા અદરથી સ્વાર્થી નીચ થવા કરતા ભાગ્યેજ આગળ જાય છે તત્પય એ છે કે માણસ હરકોઇ ધારે તો તે પરશાસ્ત્રમા પારગત થઇ શકે તથા એમ એ આદિ ડીગ્રીઓ મેળવી શકે પરતુ સદાસના સદ્વિચાર, સદ્વતન, પ્રમાણિક વૃત્તિ, કતવ્ય નિષ્ટા, સયમ આદિમા એક અભણ કરતા પણ ઉતરે વિદ્યા એ ઉત્તમ છે અને સવથા મેળવવા યોગ્ય છે પરતુ તે અગાઉ એક એવા નિયામક બલને વિકસાવવાની અગત્ય છે કે જે વડે વિદ્યાનો ઉપયોગ અવળો નહિ પણ સવળો થાય, જીવન પ્રવાહ અધ પ્રદેશ પ્રતિ ન વળે પણ ઉન્નત પ્રદેશ પ્રતિ વળે આ બલતે હૃદયબલ છે શાસ્ત્રીય પરિભાષામા કહીએ તો દૈવી સપત્તિ છે ભણતરની પ્રાપ્તિ પૂવ આ બળ આત્મ પરીક્ષણ આત્મશિક્ષણ અને આત્મ સયમનના દઢ અભ્યાસ વડે જામી શકે છે આવા બળયુક્ત વિદ્યા પ્રશસ્ય છે

ભાતરની પેઠે દ્રવ્ય, કુળ કે અધિકાર પ્રસિદ્ધિથી જીવનની ઉચ્ચતા મનાતી નથી ગાડી ઘોડામા બેસી ફરવુ કેળવ ણારશી આદિ વગની પ મો વાપરવ - સ્વલ્પમા કહીએ તો દ્રવ્યના ગજ મેળવી પિડને સતોષવો - કોઇ ઉચ્ચ કુળમા

જન્મ થવો, કે અન્યની સત્તાથી જેમાં અશાશ્વતી સત્તા મળે છે તેવું અધિકાર પદ મેળવવું, એથી જીવનકાળ ઉચ્ચપણે વ્યતીત થાય છે, એજ જીવનનું સાર્થક છે એમ માનવું એ પણ યુક્તિ યુક્ત નથી દ્રવ્યાદિ સંપત્તિ જીવનને ઉચ્ચતમ બનાવવામા ઘણે અંશે પ્રતિકૂળ થઇ પડે છે. જે જે મનુષ્યો વાસ્તવિક ઉચ્ચતાને પામ્યા છે તે પાસે જો દ્રવ્યાદિ હોત તો તેઓ તેવી સ્થિતિ મેળવી શકત કે કેમ એ શંકાસ્પદ છે. ઉચ્ચતાને પામેલા લોકોની આરંભક પૂર્વાવસ્થા ઘણે ભાગે નિકૃષ્ટ હોય છે. અર્થાત્ સિદ્ધ વાત એ હોય છે કે દ્રવ્ય કે એવાજ કાઇ બાહ્ય વિભવની અપેક્ષા ઉન્નત જીવન વ્યવહારને નથી દ્રવ્યાદિ મળવું વા ન મળવું એ કેટલેક અંશે પ્રારબ્ધાધિન પણ મનાય છે, પરંતુ શુભ ગુણોને ખીલવવા એ તો પુરૂષ પ્રયત્ન સાધ્ય છે. માણસ પાસે કાઇપણ ન હોય તો સદ્વર્તન, પ્રસન્નતા, શાન્તિ અને માણસાઇને દીપાવનારા સત્ય સદ્ગુણોને ખીલવી શકે છે દ્રવ્યની અગત્ય નિર્વિવાદ સ્વીકારાય છે. પરંતુ એ દ્રવ્ય કે અધિકાર કરતાં, ઇર્ષા કે એવાજ કોઇ નીચતાના રૂપાન્તરોનું ઉત્તેજક થઇન પડે તેવી વ્યવસ્થા કરનાર વિશુદ્ધ અને પરિપકવ વિસ્તારવાળી બુદ્ધિની પ્રથમ અનિવાર્ય અગત્ય રહે છે. વિજ્ઞાન યુકત બુદ્ધિ જે નિશ્ચયો કરે છે તે મનુષ્યને વિશુદ્ધ માર્ગે દોરી જાય છે. અને અંતે ઉત્તમ ફળની પ્રાપ્તિ કરાવે છે. એની બુદ્ધિને સોના રિદ્ર પ્રલોભનો આકર્ષી શકતા ન સમર્થ છે. સર્વ કાર્યની નિર્વાહક બુદ્ધિ હોવાથી શુદ્ધ બુદ્ધિ યુકત મનુષ્યનો સર્વ વ્યવહાર ઉચ્ચતમ હોય છે.

કોઇને એવી માન્યતા હોય કે વરાલ, વિજળી અને ચુંબક એમને અનેક પ્રકારે કામમાં લેવા દ્વારા જે સાધનો, સગવડો, સુખ આજની દુનિયા ભોગવે છે તેથી મનુષ્યનો જીવન ક્રમ ઉચ્ચતમ થયો છે, તો તે સત્ય નથી.પ્રથમ સંદેશા ખેપીઆ મારફત મોકલાવતા, ગાડા જોડીને કે પગે મુસાફરી કરતા. વ્યાપાર, રોજગાર, ઉદ્યોગ એ વડે ગુજારો કરતા, હાથે સાલ ચલાવી લુગડાઓ બનાવતા જાડો ખતળો ખોરાક ખાતા તેને સ્થાને આજ વરાળ, વીજળી, ચુંબકને પોતાનાં દૂત બનાવી ઉદયોગ માત્રમાં તેમને હાથે કામ લઇ વિવિધ પ્રકારના ધંધા રોજગાર જવર અવર, સંદેશા, ફોટોગ્રાફ, આદિની સરળતા ભોગવે છે, ખાવા પીવા અને રહેવા કરવાની રીતભાતમા પણ થોડો વ્યય કરતા પણ અસલના એક નાના સરળા ઠાકોરના જેવો વૈભવ ભોગવી શકે છે. અને ઘણે પમે તો માત્ર માણસમાં જીવ મુકવા સિવાયની બીજી બધી વાતો પ્રાપ્ત કરી પૃથ્વી ઉપર સ્વર્ગ નીપજાવી શકે છે. હવામા ઉડવાનું પણ સામર્થ્ય આવ્યુ છે. હાથ પગ કે ઘોડા બળદ ગાડાંની હવે જરૂર રહી નથી દિનપ્રતિદિન નવો ખોરાક નવો ઉપચાર, નવો પ્રયોગ, નવો શસ્ત્ર પ્રકાર આખા જગતને આશ્ચર્યમાં નાંખે છે. આવા આવા અનેક પ્રકારની સરળતામાં, સુધારામા ગળાતી જીંદગી ઉચ્ચ અને ભાગ્યશાળી માનવાને માણસ પહેલી નજરે દોરાઈ જાય એ

સ્વાભાવિક છે પરંતુ ગુણને મને ડાગ હોય છે પ્રકાશ હેઠળ અંધકાર હોય છે આ જમાનામા જગતનો પ્રવાહ આગળ વધ્યો છે તેની અંદર તત્વનું રહેલુ છે તે અવલોકવા અધવરાળ વિજળી અને ચુંબકથી અંજાઇ ગએલ આંખોને તીક્ષ્ણ કરી શહેરોની તુરંગો, કોર્ટો, ઇસ્પીતાલો અને ગરીબ લોકોની ગલીઓમા જરવુ જોઇએ સમૃદ્ધ અને સુધારાની ટોચ પહોચેના ફૂટુંબોના હ્રદય પારખવાની વિદ્યા હોય તો તે ભણવી જોઇએ કાયદાની બારીકી અને આળસ અજ્ઞાન અને અશક્તિ છૂપાવવાના સાધનો એમનો વિચાર કરવો જોઇયે, બહારના ઝગઝગાટ નીચે ભુખમરો ક્રુરતા દ્વેષ, ઇર્ષા કપટ, વ્યભિચાર અનીતિ અને અપ્રામાણિકતા ભરાઇ બેઠેલી જોઇ ત્રાસ ઉપજ્યા વિના રહેશે નહિ ખુન, આપઘાત અને ગુનાહના પ્રકારાન્તરો જ સ્થળે સ્થળે દ્રષ્ટિગોચર થાય છે તે તેના પ્રત્યક્ષ પ્રમાણ રૂપે દશાવી શકાય મરણ પ્રમાણ તથા ઇસ્પીતાલોનુ નિદર્શન કરવુ દંભ, ઢોંગ અનાચાર, લુચાઇ જુઠ ચોરી, કપટ કુટિલતા, ભ્રષ્ટતા વ્યભિચાર ભુખમરો અને વિનાશ એ સવનો બદલો રેલ્વે, તાર, કારખાના, ટપાલખાતા, મ્યુનિસિપાલિટી ઇસ્પીતાલો અને આગબોટોથી વળી શકતો હોય અને તેમાજ જીવનની ઉચ્ચતા મનાતી હોય તો તેમ ગણનારની બુદ્ધિની બલીહારીજ છે! સ્વાભાવિક શુદ્ધતાના વિરોધી વમનો મગવડો, કે સુખો કેવળ આદરવામા જીવનક્રમ ઉચ્ચ થયો ન માની શકાય દંભને બદલે વિશુદ્ધિ, મન વચન અને કર્મની એકતા, હૃદય વીસ્તાર નમ્રભાવ, આરોગ્ય, સ્વાસ્થ્ય, પ્રજા સ્વાતંત્ર્ય ભૂખમરાનો તન અભાવ સુખ શાન્તિ એ સર્વ હોય તો પછી ઠીક છે, બાકી એ વિનાનુ જીવન તો ઉચ્ચત્વમને નહિ પરંતુ અવ પતનને યોગ્ય એવા ક્રમ વાળુ અનિષ્ટ છે

ઉપર પ્રમાણે ઉચ્ચતમ જીવનને બાહ્ય સાધનોની બહુ અંગે અપેક્ષા નથી ઉન્નત જીવન પ્રાપ્ત કરવા માટે સંસ્કાર, વિચાર, ભાવના વાણી કર્મ ઉચ્ચ પ્રતિના શુદ્ધ, રાગ દ્વેષ, ઇર્ષા, મત્સર આદિ દોષોથી રહીત, પવિત્ર અને સર્વાંગ ઉન્નતી કારક હોવાની ખાસ અગત્ય છે ઉદાર ચરિત્ મનુષ્યોના જીવન વૃતાન્ત વાચતા ઉપના વાકયની સત્યતા સ્પષ્ટ થશે પોતે જે દેશ, કુટુંબ અને નગરમા જન્મ ધર્યો હોય છે તેમની સ્થિતિને ઉચ્ચ કરવામા પ્રયાસશીલ તથા કર્તવ્ય ભાવના શિથિલ નહિ થવા દઇ સમય આદિને અનુસરી પ્રસંગ પ્રાપ્ત કર્તવ્ય યથાર્થ બજાવનારા અને સ્વાત્માની પણ ઉન્નતિ સાધનારા મનુષ્યો અભ્યુદય તેમજ શ્રેય પામે એ નિઃસંશય છે પોતાનુ શુભ ઇચ્છનાર પ્રત્યેક વ્યક્તિએ શુભ સંસ્કાર, વિચાર, ક્રિયાને પોષે તેવા વિશુદ્ધ વ્યવહારમા આ જીવન કાળ વ્યતીત કરવો અને સર્વમા આત્મવર્ત સર્વ એ નીતિને અનુસરી હ્રદય વિસ્તાર પૂર્વક સર્વ પ્રાણીના હિતમા તત્પર રહેવુ એ દર્શાવવા આ લેખનો ઉદ્દેશ છે તે સિદ્ધ કરવા સર્વ ભૂતાન્તરાત્મા પાસે અભ્યર્થના કરી સર્વનું સર્વ પ્રકારે કલ્યાણ યાચી વૃત્તિ વિરામ પામે છે

શાન્તિ શાન્તિ શાન્તિ

# संसार परित्याग अने संसार निवास.

સંસાર પરિત્યાગ અને સંસાર નિવાસ એ બંને માર્ગોનું જો યથાર્થપાલન કરવામાં આવે તો મુક્તિ હસ્તામલકવત્ થાય છે પહેલો માર્ગ **સંસાર પરિત્યાગ**નો છે બીજો માર્ગ **સંસાર નિવાસ**નો છે. જેને ' નેતી નેતી ' કહે છે એટલે આ નહિ આ નહિ જે અભાવસૂચક માર્ગ તે સંસાર પરિત્યાગનો છે. એ માર્ગ ઘણો દુર્ઘટ છે ને તે કેવળ શુદ્ધ, સર્વોત્કૃષ્ટ અને પ્રબલ સંકલ્પ શકિતવાળાનેજ સિદ્ધ થાય છે. દેહ અને મન તેને આધિન છે તેને કશું જોઇતું નથી, કશી લાલચ કે સ્પૃહા નથી. તેને સ્વાર્થ નથી પરમાર્થ નથી તેને સુખ નથી દુઃખ નથી તેને સર્વ પરિપૂર્ણ છે કશન્યૂનતા નથી આ જગત્‌માંથી તેને કંઈ લેવાનું નથી તેમ તેને આ જગત્‌ને કંઇ દેવાનું નથી. તેની વાસના માત્ર નિર્બિજ થઇ હોય છે તે જગત્‌ને સત્ય કે અસત્ય એકે ભાવથી જોતો નથી માત્ર પોતેજ પોતને દેખે છે તેને જગત્‌માથી કશું શીખવાનું નથીઃ કારણ તે જ્ઞાનમય છે બીજો માર્ગ ' સંસાર નિવાસ ' નો છે તે ભાવસૂચક માર્ગ છ જેને इति इति કહે છે અને ઘણા માણસો આ માર્ગજ પસંદ કરે છે એટલે સંસાર મારફતેજ સંસારનાં સર્વ બંધનોનો ઉપયોગ કરીને એ બધનવડેજ એ બંધનને તોડી નાખે છે; પણ એ માર્ગ શનૈઃ શનૈઃ અને ક્રમવાર છે. સર્વ વસ્તુ જાણીને, સર્વનો ઉપભોગ કરીને અને એ પ્રમાણે અનુભવ પ્રાપ્તી કરતા કરતાં અને વસ્તુની પ્રકૃતિ જાણતાં જાણતાં જ્યાં લગી મન ન છોડે અને વિરાગ ન થાય ત્યાલગી એ ભાવસૂચક માર્ગ ઉપર ચાલવું પડે છે. જેને કર્મ માર્ગ કહે છે તે આ બીજો માર્ગ છે. કર્મ કરતે કરતે જ્યારે કર્મ ઉપર વિરાગ આવે ત્યારે પછી એજ માર્ગદ્વારા તે પ્રથમના માર્ગ ઉપર ચડી જાય છે તે સંસારમાં રહ્યા છતાં પછીથી તે સંસારથી પર થઇ જાય છે. પહેલો માર્ગ છે તે જ્ઞાનીને અર્થે છે. અને તે કર્મ કર્યા વગર જ્ઞાનથીજ પ્રાપ્ત થાય છે અને બીજો કર્મનો માર્ગ છે તે સંસારનો માર્ગ છે. સંસારમાં રહીનેજ એ માર્ગ દ્વારા મુક્તિ હસ્તામલાકવત્ કરાય છે. એજ કર્મયોગ એજ કર્મપથ-એજ કર્મમાર્ગ સંસારમાતો પ્રત્યેકે કર્મ કરવુ જ જોઇએ માત્ર જેઓ સ્વાત્માથીજ સંપૂર્ણ સંતોષ પામ્યા છે જેઓની ઈચ્છા આત્માની પેલી મેર જતી નથી. અને જેનું મન સ્વાત્મ સુખમાંથી કદી પણ ચલિત થતું નથી. જેને તે આત્મા સર્વમાં સર્વ છે એવા મહાત્માને કર્મ કરવાની કશી અગત્ય નથી; તે સિવાય તો બધાએ કર્મ કરવાંજ જોઇએ, પણ તે કર્મ યોગનું-કર્મનું યથર્થ રહસ્ય જાણવું જોઇએ. સર્વ સંસાર કર્મ કરે છે તેનો હેતુ શો છે ? એ પ્રશ્ન સહજ છે પરંતુ તેનો ખુલાસો પણ સહજજ છે

કે તેમા તેની મોક્ષની ઇચ્છા છે આ સસારના જન્મ મરણથી છટવુ અને સ્વતત્ર થવુ એ અથ આ જગતમા જડ ચેતન્ય સવ નિરતર કમ કરે છે કીટ પતગ ને પરમાણુ થી પ્રૌઢ પવત અને કુજર પયત સવ કમનાજ માર્ગમા છે તેમની સ્વતત્રતાને અર્થે, દેહની સ્વતત્રતાને અર્થે સ્વાત્મ નિર્બંધન કે મોક્ષાથ સવાર્થે સતત સ્વતત્રતાની પ્રાપ્તી અર્થે પરિશ્રમ કરે છે જે બધનમા પોતે છે તેમાથી છટવાનો એ સર્વનો સતત પ્રયાસ છે સૂર્ય, ચદ્ર, પૃથ્વી, તારા આદિ સવ બધન મુક્ત થવા પ્રયત્ન કરે છે કમ યોગજ કમની પદ્ધતિ બનાવે છે સસારમા અથડાયા પછીજ વસ્તુઓ જેવી છે તેની જાણવાની ઇચ્છા થાય છે કમયોગ તે રહસ્યની શિક્ષણશાળા છે આ વિશ્વમા જે અગાધ શક્તિઓના ઢગલા છે તેનો જો ઉપયોગ જાણવામા ન આવે તો તે નિષ્ફલ જાય, પરતુ કમયોગ એ જાણવાની ચાવી છે એ સસારના કર્મોનો શી રીતે ઉપયોગ કરવો એજ કમદ્વારા શીખાય છે એજ કર્મ યોગ અખડ લહુતા વાળો છતા આપણને શીખવે છે કે આ સસારની સવ બાજી ક્ષણિક ને ઝઝવાના જળ જેવી આકાશ કુસુમવત છે ને એજ કમદ્વારા એ પણ જાણવામા આવે છે કે કર્મને કમમાજ કચડાઈ ભીસાઇનેજ તેમાથી છુટવાનો મા તે કમ યોગ છે, એજ સસાર નિવાસ છે પરતુ એવા મહાત્માઓ પણ થાય છે કે જેઓ જેમ સર્પ પોતાની કાચળી ફેંકી દે છે તેમ સસારની સવ જાળને એકદમ એકજ તડાકે કાપી નાખી તેને દૂર ફેંકી દઇને તટસ્વરૂપે નિર્વાણપદ હાથ કરે છે પણ એ માર્ગે થાડાજ જઈ શકે છે ને સસાર આખો તો કમનાજ પ્રવાહમા પડયો છે એજ કર્મદ્વારા કમના રહસ્યને જાણનારા તેમાથી આરપાર નીકળી જાય છે કમ યોગ મૃષ્ટિને મુકિત દેખાડે છે સત્ફલ પ્રાપ્ત થવાનુ જે રહસ્ય તે સવ શિક્ષણ કમદ્વારા મળે છે,

न कर्माणामनारम्भान्नैष्कर्म्य पुरुषोऽश्नुते

કર્મોનો આરભ કર્યા વિના પુરૂષ કર્મ રહિત થાતો નથી

एव प्रवर्तित चक्र नानुवर्तयतीह य
अघायुरिन्द्रियारामामोघ पार्थ स जीवति॥

મનુષ્યોના પુરૂષાર્થની સિધ્ધિ થવા માટેજ આ કમ ચક્ર છે કમ વડેજ કમની સિધ થાય છે કમની સિધિથી વૃષ્ટિ, વૃષ્ટિથી અન્ન, અને તેથી પ્રાણીઓ અને એ પ્રાણીઓ પુન પુવ કમ પ્રમાણે કમમા પ્રવૃત્તિ કરે છે, હે પૃથા પુત્ર અર્જુન એ પ્રમાણે આ અવિચ્છિન્ન પણે પ્રવર્તતા કમ ચક્રને જે અનુસરતો નથી તે પાપી જીવીતવાળો ઇન્દ્રિયોવડે વિષયોમા રમણ કરે છે પરતુ તત્ત્વ જાણવાના રહસ્યનુ આરાધન કરતો નથી જેથી તેનુ જીવન ભ્રષ્ટ થાય છે માટે "તુ અવિચ્છિન્ન કર્મ કર „ કમના સવ રાગનો પરિત્યાગ કરી કર્મકર કારણ એજ કર્મદ્વારા મુકિત સહજ છે એજ કમદ્વારા જન્મ મરણ છુટી જાય છે જે કમયોગી પોતાની જાતે કશા સાથે એકત્ર થતો નથી જેનુ મન પોતાને આધિન છે તે આ સસારની સકળ વેદના અને આપત્તિઓને સસારના ધમ રૂપે જુએ છે દુર્દશા, દુખ સપત્તિ સુખ

અને આનંદ સર્વને તે મિથ્યા રૂપે ને અસત્ય સમજે છે જાણે છે ને અનુભવે છે કારણ તેને એ વાત યથાર્થ પણે સમજાઇ હોય છે કે આપણી પ્રકૃતિ સુખ દુઃખની પેલીમેર છે. ઇંદ્રિયો અને કલ્પનાની પણ પાર છે. ' આપત્તિની ઉત્પતિ કર્મ નથી પણ રાગ છે. દુઃખની ઉત્પતિ કર્મમાં રાગ બંધાવો તેજ છે. મનુષ્ય જેવો કર્મ સાથે રાગથી એકત્ર થયો કે તુર્તજ તે લોહ બેડીમાં જડાય છે. પણ જે કર્મયોગી કર્મના રાગથી રહિત છે તે કર્મ કરવા છતાં કર્મથી અલગજ રહે છે કર્મ ઉપરની જે આસક્તિ છે તેજ એ દુઃખનું કારણ છે. પાડોશીનો પુત્ર મરી ગયો હોય છે અથવા તેની એકાદ જણસ ખોવાઇ ગઇ હોય છે ત્યારે દુખ થતું નથી ને પોતાનો પુત્ર મરી જવાથી કે પોતાની જણસ ખોવાઇ જવાથી અસીમ દુખ પ્રકટી નીકળે છે તેનું કારણ શું ? માત્ર મમતા અને " મારૂં " કરીને માન્યાનુંજ એ ફળ છે.

કોઇએક વાણિઓ પોતાની સ્ત્રીના પેટમાં ગર્ભ હતો ને તે પોતે દુર દેશાવર કમાવા અર્થે ગયો તે ત્યાં લગભગ વીસ વર્ષ રહ્યો. ને સારી રીતે પૈસો પેદા કર્યો તે પછી એ ધનાઢય બનેલો વાણિયો પોતાના દેશ તરફ આવવા નિકળ્યો. એક રાત્રીએ તેણે પોતાના રસાલા સહીત એક ધર્મ શાળામા ઉતારો લીધો ત્યાં ઘણા યાત્રાળુઓ ઉતરેલા હતા તેવામાં એક જુવાન યાત્રાળુને એકાએક કોલેરા લાગુ પડયો! એ યાત્રાળુની સ્ત્રી તેની સાથે હતી બીજું કોઇ તેની સાથે માણસ ન હોતું. પોતાનો પતિ આમ કોલેરાના પ્રાણુ હારક રોગમાં સપડાતાં તે સ્ત્રી અતિ ગભરાણી અને કોઇ તરફથી કાંઇ પણ દવા વગેરેની મદદ મેળવવાની ઇચ્છાથી તે ધર્મશાળામાં ફરી વળી, પણ કાંઇ દવા મળી શકી નહિ તેથી તેણે પેલો ધનાઢય શેઠ કે જે તે પણ એ ધર્મશાળાના એક સારા દીવાન ખાનામાં ઉતરેલો હતો તેની આગળ જઇ કહ્યું કે શેઠજી હું અત્યારે એકલી છું મારા પતિને કોલેરા લાગુ પડયો છે અહી તો દવા કયાંથી મળે માટે જો તમારા એક માણસને ગામમાં મોકલો તો કયાંકથી દવા લઇ આવે પૈસા આપતે પણ આ ધર્મશાળામાંથી કોઇ માણસ અત્યારે મને મળતું નથી અમે આપની જાતના છીએ ને આપના માણસને આપ મોકલશો તો હમણા તે દવાખાનેથી દવા લઇ આવશે હું પૈસા આપું છું તો આટલી માંગ ઉપર કૃપા કરો પેલો ધનાઢય શેઠ કે જે પૈસાના મદથી છકી ગયો હતો જેની આંખો ઉંચે ચડી ગઇ હતી ને જે પૂર્ણ અભિમાની અન્યો હતો તેણે આ આપત્તિમાં આવી પડેલી બાઇની વાત ઉપર પોતાનો કાન પણ પુરો આપ્યો નહિ ને માત્ર એટલોજ જવાબ દીધો. કે જા બાઇ ચાલી જા તારૂં લાગ્યું તું ભોગવ. તું જાતે જઇને તારે ગરજ હોય તો દવાખાનેથી દવા લઇ આવ. મારાં માણસોને તારૂં કામ કરવાની પુરસદ નથી. એ ઉદ્ધત જવાબથી બાઇ દુઃખી થઇને પોતાના પતિની પાસે આવી તેની સારવારમાં પડી. કોઇ દયાળુ માણસ તે ધર્મશાળામાં આવી ચડયો ને તેણે દવા વગેરે આણી

દીધું પરંતુ સવ મહેનત ફોકટ થઈ ને તે સ્ત્રીનો પતિ કોલેરાનો ભોગ થયો બાઈ પોતે અતિ કારૂણ્ય સ્વરથી છાતીફાટ રૂદન કરવા લાગી જેથી ધર્મશાળાના ઉતારૂઓ એ રૂદન જોવા ભેળા થઇ ગયા એક તમાસગીર તરીકે પેલો ધનાઢ્ય શેઠ પણ ત્યાં દોડી આવ્યો પેલો દયાળુ માણસ કે જેણે દવા વગેરે લાવવામાં તે બાઇને સારી મદદ કરી હતી તે તે બાઇને દિલાસો દેવા લાગ્યો ને પુછ્યું કે બાઇ તમે કયા ગામના રહેવાસી છો તમારૂં ગામ આ હીથી કેટલું દુર છે? હવે જે બનવાનું હતું તે બન્યું ગભરાવાથી કે અતિ રડવા કરવાથી હવે કાંઇ વળવાનું નથી તમારા પતિનો અગ્નિદાહ કરી હ તમારે ગામ તમોને પહોંચતા કરીશ તે સ્ત્રીએ કહયું ભાઇ અમે જાત્રી જા ા અર્થે ગયા હતા અમારૂં ગામ આહીંથી ગો કોશને જ તરે છે ને મારા સસરા મોતીચંદ શેઠ જાવે કમાવા ગયા છે તેઓ આજકાલમાં આવવાના હોવાથી અમારે પણ અમારા ગામ તરફ જવાની ઉતાવળ હતી તેવામાં આમ આ અચાનક અમારા ઉપર દવી કોપ ઉતરી પડ્યો! મારા એ વૃધ્ધ સસરાને જ્યારે આ માઠા ખબર પડશે ત્યારે તેમ ના દુખનો પાર રહેશે નહિ તેમને માડ કરીને એકજ આ પુત્ર રત્ન હતું તેઓ સો પૈસા કમાયા છે ને જેના અર્થે વીસ વીસ વર્ષથી જાવામાં કમાયા તેના જનારે આ મરણના દુખભરના ખબર પડશે ત્યારે તેના દુખની અવધી થશે! તેણે પોતાના પુત્રનું મુખ જોયુંજ નથી! ગર્ભમાં મૂકીને કમાવા ગયા હતા હું પણ મારા સસરા જીને ઓળખતી નથી પણ આ દુખથી એમની છે શી અવસ્થા પૂર્ણ દુખમય થઇ જશે! આ સર્વ વાત પેલા ધનાઢ્ય શેઠે સાભળી કે તૂર્ત્તજ તે ત્યાં ધબ દઇને પડ્યો! ને મારા દીકરારે એમ કરીને છાતીફાટ ાવા લાગ્યો! સઉ કોઇ આશ્ચર્ય પામ્યું કે આ વળી શું? પેલા વૃદ્ધ ધનાઢ્ય શેઠે ખુલાસો કર્યો કે જે આ ગજબ ગુજર્યા છે તે સઘળો મારા ઉપર ગુજર્યો છે હુંજ મોતીચંદ શેઠ, આ મારો દીકરો ને આ મારા દીકરાની વહુ! અરે હાય હાય! આ અભાગી વહુ પોતે મારી પાસે મ ૦ માગવા આવેલી અને હું પોતે અહીં હાજર છતા ને જેને અથ અનીમ પરિશ્રમ કરી પૈસો ભેળો કર્યો તેના ઉપયોગના એક રાતી પાઇ તો શું પણ આ અભાગો એક માણસ પણ તેની માવજતમાં ઉપયોગી થઇ શક્યો નહિ ધિક્કાર છે મારા જીવીતને અને મારી કમાણીને એમ બોલી તે બબ કલ્પાંત કરવા લાગ્યો

આ ઉપરથી સહજ સમજાશે કે જ્યાં સુધી એ વાણિયાને એ પોતાનો છોકરો છે એ ખબર નહોતી અથવા જ્યાં સુધી તેની એ માન્યતા થઇ નહોતી ત્યાં સુધી તે જુવાનના મરણથી તે એક તટસ્થ પુરૂષ તરીકે શોક કરતો હતો પરંતુ જ્યારે તેને એમ સમજાયું કે એ છોકરો પોતાનો હતો ને તે મરણ પામ્યો છે ત્યારે તેના દુખની સીમા રહી નહિ એ દુખની ઉત્પત્તિ કયાથી થઈ તે આ પ્રસંગમાથી યથાર્થપણે સમજાશે કે હું અને મારૂં, એજ એ દુખોત્પત્તિના કારણભૂત છે—એ

ભાવનાજ દુઃખ મયને સંસારના બંધનમાં વધારે બધ્ધ કરનારી છે જ્યારે એ ભાવના ઉડી જાયછે 'હું ને મારૂં' નિર્બિજ થાય છે ત્યારેજ એ દુઃખની શૃંખલા સ્વતઃ તૂટી જાય છે ને જ્યારે નિર્બંધ થવાય ત્યારેજ શાંતી અને સુખ મળે છે ત્યારેજ જગતની પેલી મેર જવાય છે. કર્મયોગ કર્મ માર્ગનું રહસ્ય એજ છે કે અવિછિન્ન કર્મના પ્રવાહમા વહ્યા છતાં કર્મમાં આસકિત નજ લગાવી જોઇએ વસ્તુઓને કર્મ કરવા દો. મગજનાં કેંદ્રને કર્મ કરવા દો. અવિછિન્ન કર્મ કર્યા જાઓ પણ એ કે ઉર્મિને મન ઉપર જય મેળવવા ન દેવો, આ જગતમાં એક અપરિચિત્ પુરૂષની પેઠે અથવા એક પ્રવાસીની પેઠે કામ કરો, અવિછિન્ન રીતે કામ કરો પણ તમારી જાતને બંધનમાં લાવશો નહિ બંધન ઘણુંજ ત્રાસદાયક છે ! આ વિશ્વ આપણું નિવાસ સ્થાન નથી આપણે એક પ્રવાસીની માફક માત્ર સ્વાત્મ જ્ઞાનાર્થેજ આ વિશ્વમાં આવ્યા છીએ; આ વિશ્વ ગ્રંથની પોથીમાં ઘણું વાંચવાનું છે ને જ્યારે જ્ઞાનની પ્રાપ્તી થઇ જાય છે ત્યારે કશુંએ વાંચવાનું રહેતું નથી કે પછી એ વિશ્વપોથી ગ્રંથની એ જરૂર પડતી નથી. સાંખ્યનું મહા વાકય એજ છે કે "સમગ્ર વિશ્વ આત્માને માટે છે, આત્મા વિશ્વને માટે નથી" સ્વાત્મ જ્ઞાનાર્થેજ વિશ્વનું અસ્તિત્વ છે. બીજું કાંઇ પણ તેમા તાત્પર્ય નથી, કારણ કે આત્માને જ્ઞાન થવાની સાથે તે સંપૂર્ણ સ્વતંત્ર છે ને તેમ થવા સારૂ આ વિશ્વપોથી એજ તેનો કર્મયોગ છે. **સંસાર પરિત્યાગ** એ પરમ જ્ઞાનનો માર્ગ છે. **સંસાર નિવાસ** એ કર્મનો માર્ગ છે બંને માગ એ મુક્તિ પ્રાપ્ત થાય છે ને જન્મ મરણના ચક્રમાંથી છુટાય છે પરંતુ પહેલો માગ અતિ દુર્ઘટ છે; બીજો માર્ગ સહજ છે પણ તેને પણ મમતાથી દુર્ઘટ કરી મેલવામા આવે છે જેને કર્મયોગ અને જ્ઞાન યોગનું યથાર્થ રહસ્ય સમજાયું છે તેઓ તો આખરે ઉભયમાંથી એકજ રૂપ થઇ ગયા છે. વિરાગાવસ્થાએ પહોંચવું એ આખા જીવીતનો પરિશ્રમ છે ને મનુષ્ય જેવો એ અવધિએ પહોંચ્યો કે તત્કાલજ તે સ્વતંત્ર ને મુકત થશે. અર્જુનને રણસંગ્રામમાં યુધ્ધ કરવાનો શ્રી કૃષ્ણ તરફથી જે આગ્રહ કરવામાં આવ્યો તે કર્મયોગનું રહસ્ય કર્મકર પણ કર્મમાં પ્રીતીનકર એજ મહામંત્ર ઉપર મુક્તિનું દ્વાર ખુલ્લું છે. જે જ્ઞાન માર્ગમાં મળે છે તેજ સંસાર નિવાસમાં પણ મળે છે. સસારમા રહી ઘર કુટુંબપરના સ્નેહના પાઠ શીખી એજ પાઠને દેશ પ્રેમમાં વિસ્તારી પરિણામે એજ પ્રેમ વિશ્વપ્રેમની પાઠશાળામાં લઈ જાય છે ને એજ પ્રેમના પરિપાકમાં આત્મવત્ જગત્ ભાસતાં સંસારનું બંધન–સંસારની બેડી સ્વતઃ તૂટી જાય છે. અને જ્ઞાની જે માર્ગમાં હોય છે તેજ માર્ગમાં કર્મ યોગી જઇ પહોચે છે. માયાનાં બધન તેનાં ખસી જાય છે અને પ્રકૃતિનાં યથાર્થ સ્વરૂપનું તેને દર્શન થાય છે એ માયા પછી માયામય સાંકળોનું બંધન ઘડતી નથી કારણ જે પુરૂષ તટસ્થ તરીકે ઉભો છે. જેને કોઇ પણ સારા નરસા પરિણામની પરવા

નથી ને જે સ્વત ત્રતાથી કામ કરે છે તેને બધનમા લાવવા માયા તદન અશક્ત છે માયા તેની દાસી છે એવા મહાત્મા આગળ માયા લાચાર છે એવા કર્મયોગી અને જ્ઞાનયોગી સૂક્ષ્મ દૃષ્ટિએ એકજ રૂપ છે, સસાર પરિત્યાગ, એ પ્રથમથીજ વિરાગની દશા છે અને સસાર નિવાસ એ ક્રમેક્રમે એ દશાએ પહોચવાનો માર્ગ છે સ સાર નિવાસી કર્મયોગી પોતાના બાલ કને માટે જે કઇ કરે છે તેમા જેમ પ્રતિ ફલની ઇચ્છા રાખતો નથી માત્ર પોતાની ફરજજ સમજે છે તેમજ જગત્ માનને માટે પણ તે જે જે કર્મો કરે છે તેના તરફથી સ સારને જે કરાય છે આશા શુ ય સમર્પણ છે એ ક્રિયા પ્રતિફલના વિચાર વગરની અને વિરાગ દશાની છે એવા કર્મયોગીને સ સાર પરિત્યાગ કરવો પડતો નથી જનક રજા સ સારી અને રાજ્ય વૈભવી હોવા છતા મુક્તિ તેની દાસી થઇ હતી તે માત્ર આસક્તિ રહિત કર્મયોગનાજ પ્રભાવે એ પ્રભાવ મોટો છે જ્ઞાનયોગી શુકદેવજી એ જનક વિદેહી પાસે દીક્ષા લેવા ગયા હતા સ સાર ત્યાગ કરતા એ સ સાર નિવાસનો મહિમા મોટો છે પણ એ યોગની સાધનાનુ યથાર્થ રહસ્ય મમજાયતોજ સ સાર પરિત્યાગ અને સ સાર નિવાસ એ બ ને માર્ગો મન ઉપર વિજય મેળવનારનેજ સહજ છે પર તુ જેઓ મનના દાસ છે તેને તો એ બ ને માર્ગ દુર્લભ છે સન્યાસી જે પ્રાપ્ત કરી શકે તેજ સ સારી પ્રાપ્ત કરી શકે પણ એ સર્વ મનના નિગ્રહ ઉપર છે મન ઉપર વિજય મેળવનારને સ સાર અને સન્યાસ સમાન છે સસાર परित्याग અને સસાર નિવાસ બ ને શ્રેષ્ઠ છે પણ જે તેના યથાર્થ રહસ્યને હાથ કરે છે તેનેજ ને એ રહસ્ય એજ છે કે મન ઉપર વિજય મેળવવો

मन एव मनुष्याणां मोक्षयो बंध कारणात् ગમે ત્યા રહો સ સારમા રહો કે સ સાર બહાર રહો પણ મન ઉપર વિજય મેળવો એટલે તમે આ સ સાર માજ છો સ સારની બહાર છો મુક્તિના ઘરમાજ છો

## "अभ्यास"

અભ્યાસ, આ વર્ણુ શબ્દના અર્થ વ્યુત્પત્તિ, ટિકા, અને તદુપરિ વિવેચન આદિ વિસ્તરણ વિવિધ સ્થલે અથ અથક રિત્તે થઇ જવામા હશે પર તુ તે સર્વ સામાન્ય મનુષ્યોની દ્રષ્ટિપથે એક વખતે આવવુ અસમ્ભવિત છે તેટલુજ નહી કિ તુ આર્યધર્મ પ્રકાશના અભ્યાસી ગ્રાહકોને પણ પુન પુન અવલોકવાનુ બની આવે તે અર્થે તથા અન્ય જીજ્ઞાસુ સુજનો અર્થ પણ આ સ્થળે વિસ્તાર કરાય છેજ પિષ્ટ પેષણ વા આ સમ્બધ પ્રતાપ ગણાશે નહીં તેવી આશા છે

મનુષ્ય વર્ગમાં સામાન્ય કહેવત પ્રચલિત છે કે, વાસ એવો અભ્યાસ અને અભ્યાસ તેવું ફળ આ કહેવત ઘણા અનુભવ ને અન્તે જન્મ પામી હશે એમ તો આપણે પણ કબુલ કરવું પડશે એટલુંજ બસ નહીં કિંતુ તેજ કહેવતો નો આ સૃષ્ટિમાં ઉપયોગ થાય છે તે માત્ર કહેવા તરીકેનીજ કહેવત છે એમ માની બેસવું યોગ્ય નથી. સાક્ષાત અનુભવપટમાં આવ્યા વિના કોઇ વાર્ત્તા સૂત્ર રૂપે કહી શકાતીજ નથી એવાં અનિવાર્ય નિયમ છે તો પછી આ કહેવત સાટે પણ તેમજ માનવા આપણને ફરજ પડે છે, જો અભ્યાસ તેવુ જ ફળ પ્રાપ્ત થાય તો પછી તે અભ્યાસ પણ કાંઇ ઓછા કષ્ટવાળો હોવો ઘટતો નથી કારણ કે જે કઇ ફલ પ્રાપ્ત થાય છે તે કોઇપણ જાતના શ્રમ વિના પ્રાપ્ત થતુંજ તથી અને તેજ શ્રમનો પર્યાય અભ્યાસ કે જેનું એકથી વિશેષ વખ્ત સ્મરણ મનન–અને નિદિધ્યાસન તેવાજ દ્રઢ સંવેદનથી ઇચ્છિત પદાર્થનો લાભ હમેશાં સમ્ભવિત છે, માત્ર અભ્ય સ તે શબ્દનેજ જોઇ આપણે સંતોષ માનવાનો નથી પરંતુ તેમાં કહેલા ધર્મનું યથાવિધિ પાલન કરવું એજ અવશ્યનું છે, જો કે પ્રાથમિક દ્રષ્ટયા અભ્યાસ તે મહા વાકય તુચ્છ જેવું ભાસે પરંતુ તેમા સમાવેશ પામેલાં ઉચ્ચતમ તત્વો તરફ જ્યારે ગહન દ્રષ્ટિથી અવલોક વામાં આવે ત્યારેજ તદ્દુકત ફલને અનુભવમાં આણી શકાય છે' આવા અભ્યાસ તે કયાં હોવો જોઇએ તે માટે આપણે શ્રી પાતાંજલ યોગ દર્શન સૂત્ર ૧૪૮૨૨ જોઇએ તો ત્યાં સ્પષ્ટ કથન છે કે—

" सतु दीर्घकाल नैरन्तर्य सत्कारासेवितो द्रढ भूमिः "

આ સૂત્ર સરલતાથી અને સ્પષ્ટ પણે સમજી શકાય તેટલા સારૂં ગુર્જર ટીકાકારે ત્યાં સૂધી પ્રવૃત્તિ કરી છે કે,

सतु अभ्यासस्तु दीर्घकालं नैरन्तर्येण तपो ब्रह्मचर्य विद्या श्रद्धादि रुपेण च सत्कारेण आदरातिशयेन वा आसेवितः सम्यक् अनुष्ठियमान सन् द्रढ भूमिः स्थिर भवतीति शेष.

અર્થવિસ્તાર—તે અભ્યાસનું બહુ કાલ પર્યંત વ્યવધાન રહીતપણે, આદર પૂર્વક, સારી રીતે સેવન કરવાનુ કહેલું છે, હેઘ કરવાથી તે અભ્યાસ સુદ્રઢ એટલે અન્ય વ્યુત્થાક સંસ્કારોથી અભિભનવ પામે તેવો બલવત્તર થાય છે અભ્યાસનું મહાત્મ્ય આટલા ઉપરાંત હજુ આગળ વધતાં આપને પ્રાપ્ય થાય છે કે,......

......સકલ ઇન્દ્રિયોને વિઘ્ન રૂપ એવા બાહ્યો પચ રીક બિયોથી વિનિર્મુકત કરી શ્રધ્ધા સહવર્ત્તમાન પ્રાપ્તવ્ય વિષયના અવલંબનનુંજ ગ્રહણ અને તદ્વિષયે તન્મયતા અભ્યાસતે સાદરાભ્યાસ કહેવાય છે.............................. . . ...

......તપ, બ્રહ્મચર્ય, વિદ્યા, અને શ્રધ્ધા આદિધર્મોના પાલન પૂર્વક અને સત્કારે સહવર્તમાન અનુષ્ઠિય વિષયનું દ્રઢમનથી મનન કરતાં છતા દીર્ઘકાલ અને અન્તરાય રહિતપણે સેવવામાં આવે તે દીર્ઘકાલ કહેવાય છે,........ ....... ......

.... ...પ્રતિદિવસ અન્તરાય રહિત નિમિત નિયમાનુસાર નિશ્ચય પૂર્વક સાદર અર્થાત સત્કારે સહવર્ત્તમાન કોઈ પણ ચિનીવન

સતત ચાલુ રાખવુ તે નૈરન્તર્ય કહેવાય છે

શ્રદ્ધાઓ આનંદ પૂર્વક મન તથા બુદ્ધિ—વૃતિમા મિશ્રિત કલેશનો આવિર્ભાવ ઉદય થયા વિના સ્નેહ યુક્ત ઉપાસ્તિની આકાક્ષા સહિત, સત્કારના યથા યોગ્ય નિયમોના પરિપાલન પૂર્વક કરવામા આવે તે સત્કાર કહેવાય છે (ને) સચિન્તા ભક્તિ પુર્વક સેવન કરે —

માન અને રાગ સ્થિર કરવામા ઉક્ત પ્રયોગો પ્રથમાર ભમાજ સેવવાનુ આવશ્યક પણુ કથન કરેલુ છે અને એ પ્રયોગો સિધ્ધ થવાને અન્તેજ અભ્યાસક્રમ પરિપક્વ, સુસ્થિર, અને દ્રઢ થાય છે, અભ્યાસનો અર્થ એવો નથી કે એક પુસ્તક એક બે કે ત્રણવાર વાર વાચી ગયાને કાઇ આવડયુ અને કાઈ ન આવડયુ ને જાણે શીખી ગયા પરતુ અભ્યાસનો ક્રમ તો દુર્ઘટ અને કાઠિણ્ય છે

કોઇ અભ્યાસ કરતા જીજ્ઞાસુને પછી તે અભ્યાસ કોઇ પણ પ્રકારનો એટલે વ્યાપહારોપયોગી કીવા પારમાર્થિક કે અન્ય ઈચ્છિત પદાર્થ વા જ્ઞાનસમ્પાદનાર્થ હોય પરતુ તે સવ ઉક્ત પ્રયોગોવાળો હોવો ઘટે છે, કારણકે તે વિના અન્ય ક્રમે તે સિદ્ધ થઈ ફળ પ્રધાનક નીવડી શકતો નથી, કાઇ પણ પદાર્થ પ્રાપ્ત થવાની દ્રઢ ઇચ્છામા તે પણ દરેક જાતના અભ્યાસમાજ સમાવેશને પામે છે, કોઇ પણ જાતની સમ્ભાવના નિ કામ ભક્તિ તે પણ દરેક પ્રકારનો અભ્યાસ છે, અનુભવમા આવતા અસખ્ય મનુષ્યોની ભિન્ન ભિન્ન પ્રકૃતિ રૂચિ જે દ્રષ્ટિ સન્મુખ ખડી થાય છે તે પણ તેજ મનુષ્યોનો દરેક પ્રકારનો અભ્યાસજ છે, પરતુ આ સર્વ પ્રકારના અભ્યાસ તે કાઇ અભ્યાસના ખરા સ્વરૂપને પ્રાપ્ત નથી કારણકે જે જે અભ્યાસો કઈ ઉપરના સર્વ પ્રયોગોની સિદ્ધિને અતે પ્રાપ્ત થયેલા હોતા નથી અને તે વિના તે કઈ ફળદાતા અનુભવાતા નથી, કોઇ પણ અક્ષર સુદ્રઢ સવેદન મનના ઈષ્ટ સકલ્પ તે પરિપૂર્ણ કરે છે એ નિર્વિવાદ વાત છે પરતુ તેવો સકલ્પ અર્થાત્ અભ્યાસ તે પણ યોગ્ય અને પવિત્ર પ્રમાણ હોવો જોઇએ છીએ, કારણકે તેવા યોગ્ય અને પવિત્ર સકલ્પો વિનાના અભ્યાસથી ઇચ્છત વસ્તુની ફળ સિદ્ધી સભવિત નથી, દરેક સ્થળે અભ્યાસની આવશ્યકતા નિસિમ પણ પ્રબોધાએલી છે અને તેવો તેવો અસાધારણ કષ્ટ વાળો અભ્યાસ પ્રત્યેક કાર્ય પ્રસગે સ્થળે અને પ્રત્યેક સમયે થવો એ સભવિતપણ નથી ત્યારે આપણે કયા કેવા પ્રકારના અભ્યાસ તરફહાલ ધાવન કરીએ છીએ એજ માત્ર વિચારીએ અભ્યાસ એટલે સ્વત વિદ્યાભ્યાસ કિંવા યોગાભ્યાસજ ઇપ્સિત છે એવુ નથી કિતુ ઇતર કોઇ પણ ઇચ્છિત પદાર્થની સદ્દિ અર્થ થતો પ્રયત્ન એકાગ્રવૃત્તિની ધારારૂપ સ્થિતિ માટે અતરગ બહિર્ગ સાધનો અર્થ થતો પુન પુન આવૃત્તિ તે અભ્યાસ અને આ અભ્યાસ તે પ્રત્યેક પ્રાપ્તવ્ય વસ્તુ અર્થ થતો વૃત્તિ અર્થે સમજાય છે જે ઇચ્છા જે લાભ અથવા અથવા પદાર્થો અર્થે પુન પુન આકર્ષાય હેતપ્રાપ્તિ અર્થ પ્રયત્ન તે અભ્યાસ

જે કાર્યનો આરમ્ભ કરવામાં આવે અને તે સામાન્ય નિયમ ઉપરાંત સેવન કરવામા આવે અને તે કાર્ય અવસાને ફળપ્રદ નિવડે તે એક પ્રકારના અભ્યાસથી પ્રાપ્ત થયું ગણાય છે.

પ્રિયવાંચકો !!! અભ્યાસનું વિશેષ સ્વરૂપ અને તેની યોગ્ય આવશ્યક્તા હવે હુ આપ સર્વને આગળ ઉપર જણાવવાનુ મુલ્તવી રાખીશ........અપૂર્ણ.

## बांधव गुण गान.

" હરિના પાંચકડાં ગાએરે હરિને પાલ વળગ્યાં જાયે–એ રાહ "
કહોતો બાન્ધવના ગુણ ગાઉ–વારી નીજ બાન્ધવગણ પર જાઉં
બાન્ધવ ગણમાં હળું મળું જે– બાન્ધવમાં પૂજાઉં કહોતો–ટેક

બાન્ધવનો છે સ્વભાવ એવો
તારી અન્યને તરે
આત્મ લોભને અલગો રાખે
સામાજીકમાં સરે. કહોતો– ૧
હોયજ એવા કોઇ બાન્ધવો
હસતા રમતા મળે;
પલપલ ઇચ્છે શ્રેય પરસ્પર
મળે પૂણ્યને બળે – કહોતો બાન્ધવ ૨
શી બાન્ધવતા કેરએ અદ્ભુતા
કોઇ માનવ દેવ
ટેવ એવી હોએ જેનામાં
પૂજાય તે ઘર દેવ. – કહોતો બાન્ધવ ૩
એ બાન્ધવતા આપે વ્યાપી
અખિલ વિશ્વમાં લાગે
પશુંપંખી પણ એ બાન્ધવતા
તેણે સ્વાદ છે ચાખે. .... કહોતો ૪
એ બાંન્ધવતા કેમ પાલવી
જાણે વિરલ જવાન
એ બાન્ધવતા રસનું પીયુષ
કરૂ કરાવું પાન — કહોતો ૫

## સ્વદેશ

( એક તરૂણ નયનાસુખના વિચારો )
( ફાલ્ગુન માસના પૃષ્ઠ ૧૨૦ થી )

જ્યારથી આપણા દેશમા વિદેશિયોયે પગ નાખ્યો એટલેક વિદેશિયોએ પોતાના માલથી આપણને પોતાના તરફ ખેચી લીધા છે ત્યારથી આપણે આપણ કતવ્ય ભુલી ગયા છીએ પણ તેમા ઉલટુ આપણને શરમાવા જેવુ છે કે આ વિષય ઉપરથી આપણે આપણુ શુ છે તેનો ખ્યાલ પણ આપણા મગજમા લાવી શકતા નથી આપણે આપણા દેશની ઉન્નતિ કરીએ પઠી જે પગ વિદેશીયોએ આપણા દેશમા નાખ્યો છે તે પગ કાઢવાનો યત્ન કરીયે એટલુજ નહિ પણ જેમ તેણે પગ નાખ્યો છે તેવીજ રીતે આપણે આપણા દેશનો પગ વિદેશમા નાખવાનો પ્રયત્ન કરીયે આપણે કહીયે છીયે કે અમે દેશને માટે ઘણી લાગણી ધરાવીયે છીયે પણ ખરેખર દેશી ભાઇઓ ! જ્યારે આપણે આપણા સ્વદેશની ઉન્નતિ માટે કાઇ પણ લાગણી કેવી છે તે દર્શાવિ શકાય આપણે જો મહેનત કરીયે તો પરમેશ્વર આપણને મદદ કરશે, કરશે, કરશેજ, કહેવત છે કે મનુષ્ય યત્નને ઇશ્વર કૃપા હજી પણ ચેત વાનો વખત છે હુમણા નહિ ચેતો તો આખર પસ્તાશો આપણે આપણી સ્વભૂમિ માટે આપણા દેશ માટે શુ શુ કૃત્યો કયા તેનો જવાબ જગન્નિયતા પાસે આપણને આપવો પડશે ઉદ્યોગ નહિ કરો ને કહ્યા કરશો કે અમે અમારા સ્વદેશ માટે લાગણી ધરાવીયે છીયે તો તે હાથ ઉપાડયા વિના ઝોળિયો મોમા મુકા શકાય નહિ તેમ ઉદયોગ વિના દેશની ઉન્નતિ કરી શકાય નહિ ઉદયોગ કયા વિના કહ્યા કરીયે કે અમે અમારા સ્વદેશ માટે લાગણી વર્તાવિયે છીયે એ વાત કોઇના માનવામા આવેજ નહિ તમે બહાનુ કાઢી છટકી જાઓ કે કોઇ અમારો માલ ખરી દવા આવતુ નથી તો એ વાત પણ તદન ખોટી કહેવાય કારણુ કે જો તમે ઉદ્યોગ કરો તો સઘળા લેવ આવે પણ વિવેકથી ને સ્વદેશી કરી વેચીએ તો માણુસોને દગો દિધે કહેવાય કહેવત છે કે " દગા કીસીકા સગા નહિ " પણ જો પરમેશ્વરની પ્રાથના કરશો ને સાથે ઉદ્યોગ કરશો તો પરમેશ્વર મદદ કરશે કરશે ને કરશેજ પણ ગાડીવાન જેવુ કરશો તો પરમેશ્વર મદદે નહિ આવે એ ખચીત સમજો માટે હે દેશી ભાઇઓ દેશની ઉન્નતિ તે આપણીજ ઉન્નતિ છે એમ સમજો કારણ કે હિંદુસ્તાન આપણીજ જન્મ ભૂમિ છે તે તે જન્મભુમી માટે કઇપણ આપણે કરવુ જોઇએ ફુલ નહિ તો ફુલની પાખડી તો કરવીજ જોઇએ 'વિદેશિયો કેવી રીતથી માલ બનાવે છે તે શિખો ને પઠી આપણે તેમ કરવાનો ઉદ્યોગ કરો હે દેશી ભાઇઓ ?આપણી જન્મભુમિ ઉપર મુસલમાન, વગેરે પરદેશીઓના હુમલા આપણે ઇતિહાસમા વાચ્યા છે તે શા માટે તે તો તમને ખબર હશે તેથીજ મારે દર્શાવાની જરૂર નથી

હિંદુસ્થાનની ભુમીજ પ્રાચીન કાળમાં સોનાની હતી એમ કહેવાય છે તે આજે માટીની જેઈ દેશી ભાઈઓ તથા દેશી બાંધવો શરમાવવા જેવું છે આપણને સ્વદેશની ઉન્નતિ કરવા માટે લોર્ડકરઝન સાહેબે ઉશ્કેર્યા છે. માટે તેને ધન્યવાદ ઘટે છે બંગાલમાં જેમ દેશી માલ જેવી રીતે વપરાય છે. તેવીજ રીતે આખા હિંદુસ્તાનમાં વપરાય તો કેવું સારૂ?

આપણે દેશની ઉન્નતિ કરીએ તે પહેલાં સ્વદેશાભિમાની થવું જોઈએ જેમ વિદેશીયો પોતાના દેશ માટે અભીમાન ધરાવે છે. તેવીજ રીતે આપણે પણ થવવું જોઈએ એક તમને સાહેબ દાખલો આપું કે જ્યારે (૧૭૦૭) થી વિદેશીયોએ સ્વદેશમાં રહ્યા છે ત્યારથી આપણે તેમને આ પણે હિંદુ પોશાક પહેરતા દિઠા નથી અને આપણે સ્વદેશાભીમાની થવાને બદલે આપણા પોશાક છોડી વિદેશિનો [illegible]ક પેરીયે ટીયે તે કેવું શરમાવ-

બનાવેલા ગમે તો ઉચેથી પછાડે તોપણ ભાંગ નહિ ને લાગે નહિ ને કદાચ ભાંગી જાય તો પણ બજારમાં વેચવા કાઢીયે તો રૂપીયે આનો તો આવે અને વિદેશી ગમે તેની ભારે કીંમતના હોય પણ બાળકના હાથમાં આવ્યા કે ભાગ્યું પૈસા બધા પાણીમાં ગયા કારણ તે કાચનાને શોભાના બનાવે છે પણ મુદત વાપરતા નથી એટલે મજબુત હોતા નથી તેથી ફુટી જવાનો સંભવ રહે છે અને ફુટી ગયા પછી પણ તે કોઈ જાતના કામમાં આવે એમ સમજવું નહિ; આથી બપકામાં જે પૈસા નાંખવાથી જે નુકસાન થાય છે. તેજ નુકશાન તેજ નુકશાન દેશી માલમાં થતું નથી.

બુટ મોજા, છત્રી વગેરેમાં પણ તેમજ છે માટે હે દેશી ભાઈઓ આપણે સ્વદેશાભીમાની થવું જોઈએ વિદેશી

# आर्यधर्मप्रकाश.

पुस्तक ३५ मु ] मास आश्विन स १९६३ [ अंक १८ मा

## यतोधर्मस्ततोजय

### जीवने उपदेश

(५)

जीवडा का उंघे का उंघे १
तारा कर्म भराया छुगे जीवडा० टेक

कर्म दोरमा गठायो तु, कइ पर नाशी छुटे,
काम क्रोध षट् रिपु तारा, देहनगरने लूटे, जीवडा० १
गजर सौ थाशे अतकाळे, भेळी थयेली करणी;
पञ्च तत्त्वमा देह समासे, धर्या रे'शे धन धरणी जीवडा० २
पुनर्जन्ममा कर्मप्रवाहे, जाशे, नौका तारी,
अग्निनो ठाठ पड्यो अग्नि रे'शे, कळवळ जाशे हारी, जीवडा० ३
गया घणाना न मळ्या पत्ता, ख्याता ख्याधी झाझी,
तोय अभागी उघाड वळीने खरी गुमावी बाजी, जीवडा० ४
नेह करी ले नारायणशु तो मळशे क्यॉ आरो,
अधारो छती आख्ये लीधो, भ्रष्ट कर्यो जन्मारो, जीवडा० ५
भज भगवान विचार अवल शी, कै चीज लेइश मारे,
हाथे जे वावरीशु हशे ते भार प्रभुने मारे, जीवडा० ६



## જીવભાવ એજ દુઃખનું નિદાન છે.

जीवो ब्रह्मैव केवलम् જીવ કેવલ બ્રહ્મ છે પરંતુ જ્યાં સુધી તે જીવ ભાવમા રહે છે ત્યાં સુધી તેને સુખ કે આનંદ નથી. सत, चित અને आनंद એ ત્રણે જેમાં તે બ્રહ્મ; પરંતુ જીવમાં सत् અને चित છે પણ આનંદ નથી પણ તેને દુઃખ છે. એ દુઃખમાથી તથા જીવભાવમાંથી છુટવા સારૂ આપણે બ્રહ્મ મીમાંસામાં ઉતરીએ બ્રહ્મ અને જીવની યથાર્થ દશા જાણવામાં તત્ત્વ દ્રષ્ટિની ચાવી અતિ ઉપયોગી છે. તત્ત્વ દ્રષ્ટિમા બે બાબતનો સમાવેશ થાય છે (૧) जगतनु निदान (૨) छे नेवी वस्तुस्थिति शाथी छे? એ બેનું વિવેચન બધાં દર્શનોમા એ બાબત ઉપર વિચાર કરવામા આવ્યો છે. ન્યાય અને વૈશેષિકવાળાએ એવો નિર્ણય કર્યો કે વિશ્વની ઉત્પત્તિ અતિ સૂક્ષ્મ પરમાણુથી થઇ છે અને તે પરમાણુને પ્રેરનાર નિમિત્ત ઇશ્વર છે વસ્તુમાત્ર સપ્ત પદાર્થ રૂપે સ્થિતિ પામી છે ને जीव तथा ઈશ્વર તે ણ પદાર્થ છે તથા જ્ઞાનની ન્યુનાધિકતાથી કરીને એક એકથી સર્વદા ભિન્ન છે પદાર્થ તત્વ જાણવા માટે પ્રમાણાદિથી જ્ઞાન પ્રાપ્ત કરી શકાય છે ને જ્યારે ઇશ્વર કૃપાથી તત્વજ્ઞાન થાય અને જીવનો જે દુઃખ ધર્મ છે તેનો અત્યંત અભાવ થઇ જાય છે ત્યારે મોક્ષ પ્રાપ્તી થાય છે. આ વ્યવસ્થા સાંખ્ય દર્શનવાળા સ્વીકારતા નથી ન્યાયના સપ્ત પદાર્થમાના દ્રવ્ય ગુણ અને કર્મ એ ત્રણેમા સત્તારૂપ સામાન્ય તથા ત્રણે એક એકથી ભિન્ન છે એ રૂપ વિશેષ ઉભયનો સ્વીકાર કર્યો છે. ને એ સિવાયનાં ચાર પદાર્થમા સત્તા માની નથી એ વાતને સાંખ્યવાળા સ્વીકારતા નથી વસ્તુ માત્ર સતસત્ એમ ભાસે છે માટે સત્તા તો સર્વ પદાર્થમા છે. વળી જ્યારે પદાર્થનાં પરમાણુ વિના ઇશ્વર પણ સૃષ્ટિ રચવા સમર્થ નથી ત્યારે પદાર્થ સંભવથીજ વસ્તુ સંભવ ન માનના ઇશ્વર કલ્પવામા ગૌરવ છે. એમ તેઓ બતાવે છે.

ત્રિગુણાત્મક શકિતમા પુરૂષ સર્વદા રહેલ છે ને સર્વ પદાર્થ ઉત્પન્ન કરવાને એ ત્રિગુણાત્મક પ્રકૃતિ સંપુર્ણ છે. તેમા જે પુરૂષ છે તે અકર્તા છતા પ્રકૃતિથી જુદો નથી. ને તેથી પ્રકૃતિના રજો, તમો ગુણમાં બંધાઇ દુઃખનો ભોકતા થાય છે પણ જ્યારે સત્વાશમા સ્થિતિ પામે છે ત્યારે અકર્તાપણુ અનુભવી સ્વરૂપને જુએ છે ત્યારે પ્રકૃતિ તેને બાધ કરતી નથી. પુરૂષો અનંત છે તેમાના જે જે પુરૂષને પચીશ તત્વના વિવેકે કરીને સત્વાપત્તિ થાય ત્યારે તે તે મુકત થાય જોકે પંતજલીએ આ સર્વ વાત સ્વીકારી પણ પ્રકૃતિમાં સર્વદા લેવાઇ ગયેલો પુરૂષ સત્વાપત્તિ પામે નહિ એમ લાગ્યાથી તેણે ઇશ્વર એવો પરમ પુરૂષ સ્વીકાર્યો. ને તે ઇશ્વરની કૃપાથી જ્યારે જ્ઞાન થાય ત્યારે મુકિત મળે. ને જ્ઞાન પ્રાપ્ત કરવા યોગ માર્ગ યોજ્યો. હવે પાંચમુ દર્શન મીમાંસા તેમા તો એ ચાર દર્શનને લગતી કંઇ વાત નથી. પણ કેવલ ધર્મ સાધવાથી સ્વર્ગરૂપ મોક્ષ મળે એ તેનો સિદ્ધાંત છે ને તે ધર્મ વેદોકત વિધિનિષેધ પાળવાથી પ્રાપ્ત થાય છે. મીમાંસા

વેદ વિહિત ક્રિયા માગને પ્રાધાન્ય રૂપે માને છે એ મીમાંસાના બે વિભાગ છે જેમા ક્રિયા માગ તે પૂર્વમીમાંસા ને જેમા જ્ઞાનમાગ તે ઉત્તરમીમાંસા ક્રિયામાગ એ ધર્મમીમાંસા ને જ્ઞાનમાર્ગ એ બ્રહ્મમીમાંસા એ બન્નેનો ઉત્તમ છે સવ ધમવાળા એ દર્શનોને ઉત્તમ માને છે ને પરમ પુરૂષાથને મોક્ષની પ્રાપ્તરૂપ મીમાંસા દર્શન ને ગણે છે ઉત્તરમીમાંસા એજ વેદાંત વેદાંત પ્રતિપાદિત ક્રિયામાગનુ ૫ મ ફળ એજ બ્રહ્મજ્ઞાન એજ ઉપનિષદ્ એજ વેદાન્ત

એ ઉપનિષદ્‌નુ રહસ્ય સમજાવવાને વ્યાસે સૂત્ર રચેલા છે વ્યાસસૂત્ર, વેદાંત સૂત્ર, બ્રહ્મસૂત્ર, ને ઉત્તરમીમાંસાસૂત્ર કે શારીર સૂત્ર એનો વિષય ચાર અધ્યાય તથા ચાર પાદ અને પાદેપાદે અનેક અધિકરણ એ પ્રમાણે છે એ સૂત્ર દશમુખ્ય ઉપનિષદ્ ને ભગવદ્‌ગીતા એ ત્રણનુ નામ પ્રસ્થાનત્રય ને તે ઉપર જે વેદાંત દર્શનનો વિસ્તાર ચાલે છે એ ત્રણે ઉપર શંકરાચાર્યનુ ભાષ્ય છે બીજા ભાષ્યો પણ છે પરંતુ શંકરનુ ભાષ્ય જુનુ છે ને પ્રાચીનમા પ્રાચીન વેદાંત શંકરે કરેલા અથ પ્રમાણે મનાય છે તેથી તેને જ વેદાંતદર્શન નામ આપેલુ છે હવે વેદાંત દર્શન શુ કહે છે તે તપાસીએ તે સવ ઉપનિષદ્ વાકયનો સમન્વય કરી ને જે અથ પ્રતિપાદન થાય તે સ્વીકારે છે ને તેમ કરવામા પ્રમાણ તથા અથ નિર્ણય સબધે એ ચાર દર્શનની સહાય લે છે ને છેવટે પાંચ દર્શનના સિધ્ધાંતોને સુક્ષ્મરીતે તપાસી ખોટા ઠરાવે છે કે જ્ઞાન પામવાને અથ મીમાંસામા સ્વીકારેલા છે પ્રમાણ વેદાંત દર્શનને માન્ય છે

૧ પ્રત્યક્ષ ૨ અનુમિતિ ૩ ઉપમતિ ૪ શાબ્દ ૫ અનુપલબ્ધિ અને ૬ અર્થાપત્તિ તેમજ અર્થ નિર્ણય પરત્વે વિષય, સશય પૂર્વ પક્ષ સિધાન્ત અને સગતિ તે પણ વેદાંત દર્શનને માન્ય છે વળી એ સવ ન્યાય વૈશેષિકાદિએ જે સૂક્ષ્મ વિચાર કર્યા છે તે પણ વેદાંત દર્શનને માન્ય છે છતા ન્યાયવૈશેષિકાદિથી કેટલીક રીતે વેદાંત દર્શન બહુજ જુદુ પડે છે

વેદાંત દર્શનવાળાનુ કહેવુ એવુ છે કે ઇશ્વરને સૃષ્ટિ રચવાનો વિચાર થવાનો સભવજ નથી તે આપ્તકામ છે સર્વથા સપૂર્ણ છે તેને ઇચ્છા હોયજ નહી એટલે કર્તા એવો ઇશ્વર સભવતોજ નથી પ્રાણી માત્રના કમથી કરીને કમ વ્યવસ્થા માટે ઇશ્વર સૃષ્ટિ લિલા વિસ્તારે એમ માનતા પણ કમથી પ્રેરાય તે ઇશ્વરથી કમ પ્રવર્તે એવો અન્યો ન્યાશ્રય દોષ આવે છે તે જો ઇશ્વર છે તો પછી તેને આ દુખરૂપ સસાર સરજવાની શી જરૂર પડી? કોઇ દુખી તો કોઇ સુખી એવી વ્યવસ્થા શા માટે કરી? શુ તેનામા સુખરૂપ સૃષ્ટિ ઉત્પન્ન કરવાનુ સામર્થ્ય ન હોતુ કે આ દુખરૂપ સૃષ્ટિનો વિસ્તાર કર્યો શુ દુખરૂપ સસાર સર્જવામા તેણે આનદ માન્યો હોય?

આ પ્રમાણે વૈષમ્ય તથા નઘૃણ્ય એ દોષ પણ ઇશ્વરને કર્તા માનવાથી ઉભા થાય છે આમ સૃષ્ટિ કર્તા એવો ઇશ્વર સર્વથા અસિદ્ધ છે ને વેદાંત દર્શનમા ગ્રાહ્ય નથી ને જ્યાર કર્તારૂપ ઇશ્વર અગ્રાહ્ય છે ત્યા તે ઇશ્વરના પ્રસાદથી દુખોચ્છેદરૂપ મોક્ષ પણ અગ્રાહ્યજ થઇ રહ્યો એ પ્રમાણે ન્યાય વૈશેષિક તથા પાતંજલ દર્શનથી વેદાંત દર્શન જુદુ પડે છે જો કે સાંખ્યદર્શન સાથે વેદાંતને બહુ સબધ

છે છતાં તેમાં પણ એક વાતે પરમ ભેદ છે સાંખ્યમાં અનંત પુરૂષ માન્યા છે તેમ વેદાંતમાં નથી પુરૂષનું પુરૂષપણું બન્યું રહે તો મોક્ષનો અવકાશજ મળે નહિ. સાંખ્યનો પુરુષ તે વેદાંતનો જીવ છે ને જીવ ભાવ ણજ દુઃખનું નિદાન છે. જીવ ભાવે મોક્ષ હોયજ નહિ જીવને સત્વાપત્તિ થઇ શકે ખરી પણ એકલી સત્વાપત્તિજ મોક્ષ નથી જીવભાવ ટળી જવોજ મોક્ષ છે. વેદાંત દર્શન સાંખ્યની તત્વ વ્યવસ્થા સ્વીકારે છે. પતંજલીના યોગમાર્ગ સ્વીકારે છે છતાં એકમાં પુરૂષને પુરૂષરૂપે મોક્ષ એ વાત સ્વીકારતા નથી, તેમ ઇશ્વર કૃપાથી મોક્ષ એ પણ સ્વીકારતા નથી તેમ મોક્ષ માટે સત્વાપત્તિ પણ ગ્રાહ્ય નથી ને મીમાંસાના ધર્મથી પ્રાપ્ત કરેલું સ્વર્ગ પણ વેદાંત દર્શન સ્વીકારતું નથી. યજ્ઞયાગાદિ એ તો ધૂમ માર્ગ છે. જ્ઞાન એજ ખરો અર્ચિ માર્ગ છે.

**વેદાંતદર્શનનો ઈશ્વર બ્રહ્મ છે, ધર્મ, જ્ઞાન છે, મોક્ષ કૈવલ્ય છે**

હવે આ પણે જ્ઞાનના પ્રદેશમાં વિચરીએ. આપણે જે ઘણામાં ઘણું જાણી શકીએ તે જ્ઞાન છે. જ્ઞાનથી જુદું કાંઇ છેજ નહિ. આપણામાં જ્ઞાનરૂપ જે ધર્મ છે તે ઇંદ્રિયોદ્વારા બહાર નીકળી વસ્તુઓમાં મળે છે ને વસ્તુરૂપ થઇ જાય છે ને પાછો આપણા મનમા અમુક ભાસ પ્રેરે છે. અર્થાત્ જ્ઞાન પોતેજ પોતાને જુએ છે એમ થઇ રહ્યું આનું નામ વૃત્તિ. આ ઘર આ ઘોડો, આ દુઃખ આ સુખ આ મા'રૂ ને સર્વ વૃત્તિરૂપ છે ને વસ્તુઓ વસ્તુતઃ શું છે તે કેવલ અગમ્યજ છે. વૃત્તિરૂપ જ્ઞાન તે ખરૂ જ્ઞાન નથી પણ વૃત્તિરહિત જ્ઞાન. સર્વદા એકરૂપ જ્ઞાન તે ખરૂ જ્ઞાન છે. જ્ઞાન સ્વયંપ્રકાશ છે. જ્ઞાનને ગૃહણ કરનાર જ્ઞાન પોતેજ ને જો જ્ઞાન સ્વયંપ્રકાશ ને સ્વતો ગ્રાહ્ય હોય તો પછી સંશય, મિથ્યાજ્ઞાન ઇત્યાદી કેમ સભવે? વેદાત મત પ્રમાણે મિથ્યા જે હોય તે જ્ઞાનજ નથી. એ જ્ઞાન જ સત્ ચિત્ ને આનદરુપ છે. વસ્તુ માત્ર સત્, ચિત આનંદરુપ-જ્ઞાનરુપ છે જ્ઞાનાતિરિક્ત કોઇ નથી માટે જ્ઞાન ણજ વેદાંત દર્શન નો ઇશ્વર છેઃ એજ પરમ સત્તા છે એનુજ નામ બ્રહ્મ. આ પ્રમાણેજ વસ્તુ સ્વરૂપનુ પ્રતિપાદન તેને અદ્વૈત કહે છે. જેમાં અન્ય કલ્પના નહિ તે અદ્વૈત. જ્ઞાનથી કોઇ જુદુ નથી ચેતન અને જડનો ભેદજ નથી ચેતન વિના જડ નથી જડ વિના ચેતન નથી છતાં ઉભય એક રૂપ નથી અનન્ય છે; એજ અદ્વૈત આજ રીતે વિશ્વમાત્રનો નિશ્ચય કરી સવબ્રહ્મ એવો સિધ્ધાન્ત તે વેદાંત એટલે ઉપનિષદોએ પ્રતિપાદન કરેલુ દર્શન એજ ઔપનિષદ્ દર્શન એજ અદ્વૈત. હવે જીવની સ્થિતી જોઇ. અશુધ્ધ સત્વોમાં ચિતનું જે પ્રતિબિંબ તેને પ્રાજ્ઞ કહે છે ને ત સહિતની પ્રકૃતિ તેને અવિદ્યા કહે છે જે સત્વ પ્રધાન પ્રકૃતિના બે અંશ તે વિશેષ પરિણામ પામી શકતા નથી, ને નજ પામે કેમકે તેમાં રજોશનુ બલ નથી; પણ જે તમ પ્રધાન પ્રકૃતિ છે તેમાં રજોંશ ઘણો હોય એટલે તે બહુ પરિણામે છે પ્રાજ્ઞ સહિત જે પ્રકૃતિ તે અવિદ્યા. પ્રાજ્ઞને પોતાનું ચિદ્રુપત્વ ન સમજવા દેનાર અજ્ઞાન આ પ્રાજ્ઞ સહિત જે અવિદ્યા તેજ વિક્ષેપાવરણ્ શક્તિ સદ્‌વર્તમાન છે ને ત કારણ દેહ કહેવાય છે. અજ્ઞાન નિરસ્કૃત જ્ઞાનમય ને સુખ

# जीवन्मुक्ति आदर्श.

ત્રિવિધ તાપથી મુક્ત થવું તેનુ નામ જીવન્મુક્તિ અધ્યાત્મક, આધિભૂત, અને અધિદૈવ. એ ત્રણ જાતના તાપથી જે રહિત થાય તેને જીવન્મુક્ત જાણવો. અધ્યાત્મક એટલે શરીર સંબંધી જ્વરાદિકથી થતા તાપ. અધિભૂત એટલે ચોર સર્પાદિકથી થતી પીડાનો તાપ અને અધિદૈવ એટલે અતિવૃષ્ટી, અનાવૃષ્ટિ આદિ દૈવ સંબંધી તાપ.

આ ત્રણે તાપમા નિવૃત્ત કરનાર જ્ઞાન છે. અવિદ્યાથી મુક્ત થવુ તેનુ નામ મોક્ષ. એજ જન્મ મરણથી છૂટવાનો માર્ગ.

એ જ્ઞાન પ્રાપ્ત કરવાની કેટલીક પગથી છે.

વિવેક. વૈરાગ્ય, ષડ્સંપત્તિ, શમ, દમ, તપ, તિતિક્ષા, શ્રદ્ધા, સમાધાન, મુમુક્ષુતા. શ્રવણ, મનન, નિદિધ્યાસ, તત્પદ, અને ત્વંપદ.

સત્ય અને અસત્ય એ વિવેકથી જણાય છે.

ઐહિક તથા પારલૈકિક સુખને કાકવિષ્ટા તૂલ્ય ગણવુ એનું નામ વૈરાગ્ય.

શમ. દમ, તપ, તિતિક્ષા, શ્રદ્ધા, સમાધાન, એનું નામ ષડ્સંપત્તિ.

મનને વિષયથી રોકવું તેનું નામ શમ.

ઇંદ્રિયોને દમન કરી વિશયાથી અટકાવવી તેનું નામ દમ.

વિષયાને કબજે કરી વૃત્તિપૂર્વક સ્વધર્મમા રહેવુ તેને ઉપરતી અથવા તપ કહે છે.

સુખદુઃખ સહન કરી સત્સંગ કરવો એનુ નામ તિતિક્ષા. ગુરૂવાક્ય તથા વેદાંત ઉપર વિશ્વાસ તેનું નામ શ્રદ્ધા.

ચિત્તને સ્થિર કરવું તેનું નામ સમાધાન.

મોક્ષની ઇચ્છા તેનુ નામ મુમુક્ષતા.

વેદ, વેદાંત અને ઉપનિષદોનુ અહોનિશ શ્રવણ કરવુ તેનુ નામ શ્રવણ.

શ્રવણ કરેલાનો વિચાર કરવો તેનુ નામ મનન.

શ્રવણ મનનનો અહરૂનિશ અભ્યાસ તેનુ નામ નિદિધ્યાસ

ઇશ્વરપદનો વિચાર એજ તત્પદ.

જીવપદનો વિચાર એટલે ત્વંપદ

આટલુ જાણ્યા પછી જીવ અને બ્રહ્મની એકતા જાણવાની જરૂર છે મુકિત પાચ પ્રકારની છે સાલોક્ય, સારૂપ્ય. સાયુજ્ય અને કૈવલ્ય.

એ જીવન્મુકિત જેઓએ ઇંદ્રિયો ઉપર વિજય મેળવ્યો છે.

કામ ક્રોધાદિ ષડરિપુને સ્વાધીન કર્યા છે ને જેને કર્મ ઉપર આસકિત નથી એવા મહાત્માને સંસારમાને અન્યાસમાં ઘરમાને જંગલમા મુકિતજ છે. તેના ઉપર જગતની માયા અસર ઉપજાવી શકતી નથી. જ્ઞાન એ આ પથમાં ઉત્તમ સાધન છે જો કે એ સાધના કઠિણ છે પણ નિર્જયી ઇચ્છીત સ્થાને લઇ જનારીછે.

श्रेयान्द्रव्य मयाद्यज्ञा ज्ञान यज्ञः परन्तप ॥
सर्व कर्माखिलं पार्थ ज्ञाने परि समाप्यते ॥

હે શત્રુને તપાવનાર પૃથાના પુત્ર! અનાત્મ વસ્તુઓથી થઇ શકે એવા યજ્ઞ કરતા જ્ઞાન યજ્ઞ અતિ ઉત્તમ છે સર્વ કર્મોનો જ્ઞાનમા અંતર્ભાવ થાય છે.

આ ઉપરથી એ પણ સહજ સમ તશે કે કમ નતિબધ કત્તા નથી પણ કમ ઉપરની આસક્તિ બધન કત્તા છે એ આસક્તિથી મુક્ત થએલો ગૃહસ્થાશ્રમી પણ જીવન્મુક્ત છે ને આસક્તિથી જે મુક્ત થયો નથી તેવો સન્યાસી બદ્ધજ છે જન્મ મ યુ એ બધનનુ પરિણામ છે તેમા ત્રિવિધ તાપની અસહ્ય વેદના ક જે ભિગ ના છે પા નિ ત ના અભ્યાસ પણાથી ને જીવત્વ ભાનથી ચોટી જાય છે ને પોતે પરમ આનન્દમય અજન્મા નિર્વિકારી હોવા છતા અજ્ઞાનથી—માયાથી આ નત્ત થઇ પા મ ભાવવાળો થઇ જાય છે જીવન્મુક્તિ આ ર્શમાથી એજ તત્ત્વ નિ હાળવાનુ છે કે જે ૨૪ તત્ત્વથી પોતાને અન્ન સમજનાર પચીસમુ તત્ત્વ જે ચિ ભાસ તે પરમાત્મા એ છવીસમુ તત્ત્વ હુ જ છુ આ જગત માત્ર પ્રકૃતિનો વિ સ્તાર છે જીવભાવ એ તો માયાની વળ ગેની જાળ છે પણ જનક જા જીવનમુ ક્ત હતા તેને રાજ્યની કે માનાદિ ઉપાધી મુક્તિના પથમા આડી આવી શકી નહોતી શુકદેવજી જેવા બ્રહ્મયોગી તેમની પાસે રાજ ા ે એ સ સારી પાસે જ્ઞાન લેવા ગયા હતા કેવી મહતશક્તિ મ યા ે તા જીવન પ્રવાહ માનવ જાતિનો સ સારની ધ ે મા વહ્યા જાય છે તેમની માત્ર સ્વાર્થનીજ જ સાગ્રા હોય છે પરમાત્મ બુદ્ધિ કે પ ાર્થ વૃત્તિ હોતી નથી ત્યા જીવન મુક્તિની આશા તો કયા ીજ રાખી શકાય સ સારની આસક્તિ મા પડેલા જીવને મુક્તિ તો આકાશ કુસુમવત્ છે ત તો જન્મ મ ણના ચક્ર ઉપર પુન પુન ફરતોજ રહે છે ઉપર પ્રમાણે જે જીવાત્મા પાચ પ્રકારની મુક્તિમાંથી એકે પ્ર ારની મુક્તિને નથી પામતો તે અડજ, ઉદ્ભીજ, સ્વ , જ રાયુજ એ ચાર ખાણમા જ મ લઇને ચ ચર સ્થાવર જગતમા ફ છે

ઇંડામાથી જેની ઉત્પત્તિ થાય છે ત અડજ કહેવાય છે પૃથ્વીને ભેદીને જેની ઉ પત્તિ થાય છે ત ઉદ્ભીજ કહેવાય છે ને તમા ઝાડ પહાડ ઇત્યાદિનો સમાવેશ થાય છે જુ, માકડ, ચાચડ વગે પ્રસ્વેદ- થી બનારા છે તેથી તે સ્વેદજ કહેવાય છે

ઓર સહિત જે અવતરનારા મનુષ્ય, પશુ આદિ જીવ તે જરાયુજ કહેવાય છે

એ પ્રમાણે ચાર ખાણમાથી ઉત્પન્ન થના પ્રાણીના શરીર પચ મહાભૂતથી બધાય છે

આકાશ, વાયુ, તેજ, જલ, અને પૃથ્વી પચ મહાભૂત કહેવાય છે ને સા ચરાચરની ઉત્પત્તિ એ પચમહાભૂતથી બનેલી છે ને તમા અતરગત સ્થૂલ સૂ મ અને કારણ દેહ હોય છે

નીચેના કોષ્ટક ઉપ થી સ્પ ષ્ટ દેહ જે પચમહાભૂતના જુદા જુદા પ ચીસ તત્ત્વ મળીને બનેલા છે તે સમજાશે

| | | | | |
|---|---|---|---|---|
| आकाश | वायु. | तेज. | जल. | पृथ्वी. |
| काम. | चलण. | क्षुधा. | शुक्र. | अस्ती. |
| क्रोध. | वलण. | तृषा. | शोणित. | मांस. |
| शोक. | धावण. | आळस. | लाळ. | त्वचा. |
| मोह. | प्रसारण. | निद्रा. | मूत्र. | नाडी. |
| मद. | आकोंचन. | कान्ता. | स्वेद. | रोम. |

આ ઉપરના કોષ્ટકથી સ્થૂલ દેહનું બંધારણ સમજાશે હવે સૂક્ષ્મ દેહ કે જે સત્તર તત્ત્વોથી બનેલો છે તેની વ્યવસ્થા નીચે પ્રમાણે છે.

| पांच ज्ञानेंद्रिय. | पांच कर्मेंद्रिय. | पांच प्राण रजोगुण. |
|---|---|---|
| श्रोण | वाक् | व्यान |
| त्वचा | पाणी (हाथ) | समान |
| चक्षु | पाद (पग) | ऊदान |
| रसना | गुदा | प्राण |
| घ्राण | उपस्थ | अपान |

એ પ્રમાણે સૂક્ષ્મના તત્વો છે હવે કારણદેહનાં આઠતત્વો છે

१ सुषुप्ती अवस्था २ हृदयस्थान ३ पश्यंती वाचा ४ आनंदभोग ५ द्रव्य शक्ति ६ तमोगुण ७ मकारमात्रा ८ प्राज्ञ अभिमान.

મહાકારણ દેહ એ પંચ મહાકોશથી ભિન્ન છે તેના પણ આઠ તત્વ છે

१ तुर्यावस्था २ मुर्ध्नीस्थान ३ परावाचा ४ आनंदभास भोग ५ ईच्छाशक्ति ६ शुद्ध सत्वगुण ७ अर्धमात्रा ८ प्रत्यगात्मा

ઉપર કહેલા દેહની ચાર અવસ્થા છે जाग्रत, स्वप्न, सुषुप्ती, અને तुर्या.

એ ચાર અવસ્થાની પ્રત્યેક અવસ્થામા આઠ આઠ તત્વો સમાયેલા છે

એ ચાર અવસ્થાની ચાર વાણી છે ને તેના સ્થાન આ પ્રમાણે છે

परानु मुर्ध्निस्थान, पश्यंतीनु हृदयस्थान मध्यमानुं कंठस्थान ने वेखरीनु स्थान जीव्हा छे

ઉપર જણાવેલા સ્થલ, સૂક્ષ્મ ને કારણ દેહએ ત્રણ દેહ પંચકોશના અંતરભૂત છે

अन्नमय कोश, प्राणमय काश, मनोमय कोश, विज्ञानमय कोश, ने आनंदमय काश

અન્નમય કોશ તે સ્થૂલદેહ કહેવાય છે તે ષડ્વિકારવાલો છે આત્મા તેનાથી અસંગ છે

સૂક્ષ્મદેહમ ત્રણ કોશ છે તેનુ અવિદ્યા એટલે માયા અથવા અજ્ઞાન કારણ છે ત કોશમા મુખ્ય પ્રાણમય કોશ છે

व्यान, समान, प्राण, उदान, ને अपान એ પાચ પ્રાણ કહેવાય છે ને એજ प्राणमय कोश અને विज्ञानमय कोश તે श्रोत्र, त्वक्, चक्षु, घ्राण ने रसना એ પાચ જ્ઞાનેદ્રિય સાથે બુદ્ધિ મલીને થએલા છે ને ત્રીજો मनोमय कोश તે वाक्, पाणी, पाद, गुदा, ने उपस्थ એ પાચ કર્મેદ્રિય સાથે મન મલીને થએલો છે

પ્રાણમય, વિજ્ઞાનમય ને મનોમય એ ત્રણ કોશથી સૂક્ષ્મ–લિગ શરીર બનેલુ છે ને कारणदेहमा અવિદ્યા છે ને તેનેજ आनंदमय कोश કહેવામા આવે છે ઉપર કહેલા પાચ કોશથી आत्मा ભિન્ન છે તે આત્મા सत्, चित्त અને आनंद રૂપ છે

પ્રત્યેક પદાર્થ છ વિકારને પામે છે પણ આત્મા તો વિકા થી રહિત છે

जन्म, सत्ता, वृद्धि, परिणाम, अपक्षय, અને विनाश

આ છ એ વિકારથી રહિત આત્મા अविनाशी કહેવાય છે

> न जायते म्रियते या कदाचि—
> न्नाय भूत्वा भविता वानभूय ।
> अजो नित्य शाश्वतोऽयं पुराणो
> न हन्यते हन्यमाने शरीर

આ આત્માને કોઇ પણ કાળે જન્મ કે મરણ નથી ત સદ્રૂપજ છે તે સત્તા વિકારથી પણ રહિત છે તે સવદા એકરૂપ છે ત નિત્ય રહેનારો છે વૃદ્ધિના વિકારો થી રહિત છે અપક્ષય નામના વિકારથી રહિત છે અને અનાદિકાલથી નવીનજ છે પરિણામ પામી તે નવરૂપધારી તે થયોજ નથી વિનાશના વિકારની પણ તે રહિત છે માટે શરીરનો નાશ થયા છતા આત્મા નો નાશ થતો નથી ત જવો છે તેવોજ શુદ્ધ ચૈતન્યરૂપ રહે છે જે વૃત્તિ વર્ગીષ્ટ કહેવાય છે તે મહા કારણદેહ ને તેજ આત્મા પોતે આક્રિય શુદ્ધ સ્વરૂપી તથા નામ રૂપમા ન આવે તેવો છે

ઉપર જે તત્વો બતાવ્યા અને વિકારો કહ્યા તે સવ દેહને અગે છે ને કર્તા ભોક્તા જીવ છે આત્મા તો अकर्त्ता, अवि नाशी ને સર્વ વિકારથી રહિત शुद्ध चैतन्यरुप છે તે નિર્વિકલ્પ, કૈવલ્ય વસ્તુ છે તે પોતાના મહિમા વિષેજ સ્થિત છે તેને જાણીને તથા સ્વભાવ એટલે પૂર્વ કમ તથા તેની ઉત્પતીનુ કારણ બુદ્ધિની વૃત્તિ જે તેને પ્રકાશ કરે તેને લિગ દેહ ને આશરે રહેલી જાણીને પછી મધ્યસ્થ ઉદાસિન્ આત્મા જેને વિષે દોષ કે વિકાર છે નહી તેને અસગ જાણવો જેમ એકજ કમવડે સ્થન શરીરના કમની અનુવૃત્તિને લીધે સ્વાન પ્રપચનો ભ્રમ થાય છે ત્યારે પણ આત્મા અસગ છે એમ જણાય છે તેમજ જાગ્રતરૂપી ભ્રમમા પણ વિષયની વાસનાવાળાઓને कम एज भ्रमनु કારણ છે ને આત્મા તો અસગ જ છે ઇદ્રિકનો તો આત્માને વિષે અધ્યારોપજ માનેલો છે તાત્પર્ય એ છે કે જેમ સ્વપનામા એજ આત્મા વાસનાના બળથી સવ જગતરૂપી થઇને ભાસે છે

પરંતુ તે અસંગ છે તેમજ જાગ્રતમાં પણ પૂર્વની વાસનાના બળથી સર્વ જગત્ રૂપે ભાસે છે તથાપિ તે અસંગ છે

આ જીવન્મુક્તિના આદર્શમાં જોતાં સહજ પ્રતિત થાય છે કે મૂળ પ્રકૃતિનો નાશ થયા વિના પ્રાણી વારંવાર જન્મ પામે છે જીવને જન્મ મરણ થવામાં કારણભૂત મૂળ પ્રકૃતિજ છે એ મૂળ પ્રકૃતિનો ક્ષય થયો એનુંજ નામ મોક્ષ જેને ધામ કહે છે અથવા જેને મોક્ષ કહે છે તેજ આનંદાત્મક વસ્તુ જડ ચેતનના યોગવાળી થઈને પિંડ બ્રહ્માંડાત્મક થાય છે તે પિંડને વિષે "આ દેહ હું છું, આ મારો દેહ છે" એમ અહંમનના કરવાથી જીવ તેને વિષેજ ભમે છે. શુદ્ધાત્મામાં જીવપણું કેવી રીતે આવે છે તે જાણવું અગત્યનું છે તે જાણ્યાથી જીવભાવથી દૂર થવાય છે. આત્મા જે અત્યંત નિર્મળ અને શુદ્ધ છે તે અજ્ઞાનને લીધે પોતાને મલીન માને છે, તેથી ક્રમે કરીને શુદ્ધ ચેતન અને અશુદ્ધ પ્રકૃતિના યોગથી તે અશુદ્ધ થાય છે ને અશુદ્ધ એવી અહંતાનું સેવન કરવાથી જ્ઞાની છતાં પણ અજ્ઞાની થઈ જાય છે ને અજ્ઞાનાવસ્થા પેસી જવાથી તે આત્મા ત્રણ ગુણવાળી પ્રકૃતિનું સેવન કરવાથી પોતે ત્રણ ગુણવાળો થઈ જાય છે ને જીવત્વને પામે છે. જે પુરૂષ સાંખ્ય અને યોગને એક જાણે છે તેજ આત્માને જાણે છે ત્વચા, માંસ, રૂધિર, મેદ, પિત્ત, મજ્જા, સ્નાયુ અને ઇંદ્રિયોનો સમુદાય એ સર્વે માતપિતાના સંયોગથી—માતાથી અને પિતાથી ઉપજે છે. ઇંદ્રિયો સહિત સાતે ધાતુઓ જેમ બીજમાંથી બીજુ બીજ ઉત્પન્ન થાય છે તેમ એક બીજમાંથી ઉપજે છે એક કાર્ય કાંઇ એ બીજમાંથી ઉત્પન્ન થતુ નથી માટે દ્રવ્યથી દ્રવ્ય બને છે પુરૂષ (આત્મા) તો ઇંદ્રિયો રહિત બીજ વિનાનો, દ્રવ્ય રહિત અને હેતુ વિનાનો છે.

એ પ્રમાણે આત્મા નિર્ગુણ છે એનાથી ગુણો શી રીતે ઉત્પન્ન થાય માટે ગુણો ને વિષે ગુણો ઉપજે છે અને તેમાંજ પાછા લય થાય છે પ્રકૃતિથી ઉપજેલા ગુણો પ્રકૃતિમાંજ લય પામે છે.

ત્વચા, માંસ, રૂધિર, મેદ. પિત્ત, મજ્જા અસ્થિ, સ્નાયુ અને વિર્ય એ આઠ પ્રકૃતિ થકી ઉત્પન્ન થયેલાં છે. જીવ. આકાશાદિ, પ્રમાતા પ્રમાણ અને પ્રમેય એ સર્વ પ્રકૃતિથી ઉપજેલા છે. અવિદ્યામાં કે અંતઃકરણમાં ચિત્તનુંજ પ્રતિબિંબ તે જીવ કહેવાય છે આત્મા (પુરૂષ) એ જીવ અને જગત્ બન્નેથી વિલક્ષણ છે જેમ ઋતુઓ મુર્ત્તિ રહિત છતાં તે તત્કાળમાં થતાં ફળ પુષ્પાદિકથી જાણવામાં આવે છે તેમ પોતાનાથી ઉત્પન્ન થયેલાં મહદાદિક કાર્યવડે પ્રકૃતિ પણ અમુર્ત્તિ છતા જાણવામાં આવે છે; જેમ દૃશ્ય વસ્તુનો પ્રકાશ કરવા વડે સૃષ્ટિના આત્મા સૂર્યનું અનુમાન થાય છે તેમ જડ વસ્તુના પ્રકાશ કરનાર ચિદાત્માનું પણ અનુમાન થાય છે કેમકે જેમ પ્રત્યેક દૃશ્ય વસ્તુ સાથે સૂર્યનો સંબંધ છે તેમ પ્રત્યેક જડ વસ્તુ સાથે ચેતનનો પણ સંબંધ છે અથવા પ્રકૃતિ સાથે પુરૂષનો સંબંધ છે પણ જેમ દૃશ્ય વસ્તુના વિકારથી સૂર્ય વિકારવાળો થતો નથી તેમ પ્રકૃતિ (જડ)ના વિકારવડે પુરૂષ (આત્મા) વીકાર વાળો થતો નથી. અર્થાત પ્રકૃતિના હર્ષ વિષદાદિભાવ આત્માને સ્પર્શ કરતો નથી એ રીતે આત્મા અનાદિ અંતરહિત, અવિનાશી, સર્વ દર્શી અને

દુ ખાદિક વિ ા૨ રહિત છતા પણ ગુણોને વિષે કેવલ અભિમાનને લીધે પોતે ગુણવાલો થઇ પડવો છે એટલે અત કરણાદિકના કર્તૃત્વ, ભોકતૃત્વ આદિના ધર્મો બુદ્ધીના અજ્ઞાનથી પોતાના આત્મામા ભાસે છે વાસ્તવિક આત્મા સવ ધમથી રહિત છે એવુ જ્યારે સૂક્ષ્મ બુધ્ધિથી સમજાય છે ત્યારે સશય વિપર્યયથી રહિત થઇ સ્વરૂપમા સ્થિતિ કરે છે

દેહાદિ આકારમા પ્રતિબિ બિત થઇને ને તેમ સુખ દુ ખદિક પોતાને વિષે મા નવાથી જીવત્વ ભાવ પ્રકટે છે પણ જ્યાં એ ભાવ નષ્ટ થાય છે ત્યારે યથાર્થ સમજાય છે કે ગુણવાળા ને ગુણ હોય? પણ ગુણ વગરનાને ગુણ કયાથી હોય જ્યારે આત્મા એ પ્રાકૃત ગુણને પોતાને વીષે માની લે છે ત્યાર પ્રકૃતિના વિકારો થી તે આવૃતિ થઇ દુ ખ રૂપ ભાગ જીવત્વપણામા વહે છે પણ જ્યારે એ પ્રાકૃત ગુણોથી મુક્ત થાય છે કે તુરતજ સ્વસ્વરૂપની ઓળખ થાય છે ને પોતે નિર્ગુણ નિરજન ને આનદમય છે તેની યથાથના થાય છે ને પોતે જગત્ ને પ્રકૃતિથી પર છે તે યથાર્થપણે સમજાય છે હુ તે છુ અથવા આ ત છે એમ જેને વિષે કહેવાતુ નથી એવુ તે છે અને તેથી તે અજ્ઞાન છે તથા અવ્યક્ત છે વળી તે ગુણ રહિત અને અતર્યામી છે તે ગુણના સબધ રહીત ઇશ્વર અને નિત્ય છે તથા સવ કાર્યોને નિર્માણ કરનાર છે તે પ્રકૃતિ અને ગુણો થી પચીસમુ છે

જે પુરૂષો બાલ્યાદિક અવસ્થા, જાગ્રતા દિ અવસ્થા અને જન્મથી ભય પામેલા છે તેઓ જ્યારે તત્ત્વને જાણવાની ઇચ્છા કરે છે ત્યાર તેઓ તેને જાણવાની સાથેજ બ્રહ્મભાવને પામી જાય છે એ રીતે જીવ અને ઇશ્વરના અભે ને જાણવારૂપ જે સ્થિતિ તેજ જ્ઞાન એજ સત્શાસ્ત્ર એજ મોક્ષ અને આત્મા પરમાત્મા ક્ષર અને અક્ષરનુ નિદશન પણ એજ પ્રકારે છે એટલે જડ અને અજડ વસ્તુનુ પ્રતિપા દની જન્ય અને અજન્ય તત્વના બોધથી પણ આખરે એજ સિદ્ધ છે કે

"जन्य जगत्‌नो कर्ता अजन्य आत्मा छे"

જે પુરૂષો આત્માને કર્તા કહે છે ત પણ સમાધિને વિષે બુદ્ધિ આદિકના અભાવને લીધે આત્માને વિષે કર્તૃત્વ દેખતા નથી અને કદાચિત્ આત્માને વિષે બુધ્ધિ આદિ જોવામા આવે તોપણ તે રજ્જુ સપ માફક મિથ્યા છે પચ્ચીશ તત્વથી પર જે અનુભવ છે તેજ નિસ્તત્વ કહેવાય છે દૃશ્યમાણ સૃષ્ટિની વર્ગ વર્ગ પ્રત્યે વિષય વિષય પ્રત્યે જે ઉપલબ્ધિ તે એ છવીસમુ નિસ્તત્વ નામસ્તત્વ છે ને એ સનાતન તત્વ છે પાચ જ્ઞાનેદ્રિય, પાચકર્મે દ્રિય, પાચ ભૂત, પાચ શબ્દાદિ વિષય અને મન, બુધ્ધિ, અહકાર, પ્રકૃતિ, ચિદાભાસ એ પાચ એમ પાચ વર્ગમા દશ્ય વિષયનુ જે જ્ઞાન થાય છે એ જ્ઞાન એ છવીસમુ તત્વ છે તથા એ પચીશ તત્વથી પર છે ને તેને બીજા તત્વની માફક જન્મ નથી માટે નિસ્તત્વ કહે વાય છે

જે પુરૂષો વેદ પ્રતિપાદિત આત્માને આ પ્રમાણે જાણતા નથી તે મોક્ષથી દૂર રહે છે અને વારવાર જન્મ મરણના ચક્રમા ઘુમ્યા કરે છે!

જ્યારે પુરૂષ પ્રતિદિવસ અત્યત શય વાળા પદાર્થોને જોઇને તેનો ત્યાગ કરે

છે ત્યારે તે કેવલ આત્મસ્વરૂપ થઈને ૨૬ મા પરમાત્માને જુએ છે શાશ્વત ઈશ્વર જુદો છે અને જીવ જુદો છે એમ જાણનાર મૂઢ પુરૂષજ છે પણ વેદાંત નિષ્ઠ મહાત્માનો જીવ બ્રહ્મને એકજ રૂપે જુએ છે અને તેથી મહત્ પદાર્થની ઇચ્છાવાળા સાંખ્ય જ્ઞાનીઓ જીવ અને ઇશ્વરનો ભેદ સ્વીકારતા નથી; કારણ એ ભેદ અંગીકાર કરવાથી જન્મ અને મૃત્યુના ભયનો ઉદ્વેગ પ્રાપ્ત થાય છે. સાક્ષી જ્યારે સાક્ષ્ય પદાર્થ સાથે સંબંધવાળો થાય ત્યારે તે જીવ કહેવાય છે તે સંબંધ રહિત થાય ત્યારે તે છવીસમો આત્મા કહેવાય જેમ પાણી સાથેના ઘણા દિવસના સહવાસથી માછલું પાણીમાં અંદર ઉતરી જાય છે ત્યારે નજર આવતું નથી તેમ જીવ—આત્મા પણ પ્રકૃતિમાં નિવાસ કરીને રહેવાથી તેને વિષે અભિમાન કરીને પોતાનો બ્રહ્મથી અભેદ જાણતો નથી અને તેમાંજ લીન થઇ જાય છે પણ માછલું જેમ કાલે કરીને બહાર નીકળે છે તેમ જીવ પણ જ્યારે બ્રહ્મજ્ઞાન સંસ્કાર વિભૂષિત થાય છે ત્યારે તે સંસાર—માયાથી મુક્ત થઇ જાય છે ચિદાભાસ તત્વ જ્યારે પોતાને ૨૪ તત્વ સમુદાયથી અન્ય સમજે છે ત્યારે તે કેવળ આત્મ સ્વરૂપ બનીને છવ્વીશમા તત્વને જુએ છે. છવ્વીસમો આત્મા જુદો છે ને પચીશમો જીવ જુદો છે એ સમજવું વાસ્તવિક નથી પણ રજ્જુમાં સર્પના પેઠે પચીશમાનો બાધ કરી સાધુ પુરૂષો તેને એકજ રૂપે જુએ છે કેમકે જીવ દશામાં જન્મ મરણનો ભય છે પણ બ્રહ્મદશામાં એ ભય નથી કર્નાસમું તત્વ જાણ્યા પછી કંઇ પણ જાણવાપણું રહેતું નથી ને જ્યાં સુધી એ તત્વ હાથમાં આવતું નથી એટલે એ તત્વનું સ્વરૂપ સમજાતું નથી ત્યાં સુધી એ તત્વ વિમુખ આત્મા જીવભાવમાં ભ્રમણ કર્યા કરે છે. બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરવું સ્વરૂપને ઓળખવું હું ત્રણ પ્રકારના પરિચ્છેદ શૂન્ય છું, એમ મનમાં નિશ્ચય કરીને તથા ધર્મ, અધર્મ, પુણ્ય, પાપ. સત્ય, અસત્ય, તથા જન્મ, મૃત્યુ એ સર્વ પ્રકૃતિથી ઉપજેલાં અસત્ય છે એમ જાણીને બ્રહ્મમય થઇ જવું એજ કર્તવ્યતા છે જીવન્મમુક્તિ આદર્શ જોવાથી એજ પ્રતિતી થાશે કે આ જે કંઈ ભાસે છે તે સર્વ પ્રકૃતિના વિકાર છે. એ વિકારની બહાર જવાને માટે જ્ઞાનની જરૂર છે. કર્મ યોગથી પણ એ માર્ગ હાથ લાધે છે પણ તે ત્યારેજ સિધ્ધ થાય છે કે જ્યારે પ્રત્યેક કર્મ આસક્તિ રહિતજ બન્યું હોય છે.

ચૈતન્યઘન સત્ ચિત્ ને આનંદ સચ્ચિદાનંદ સ્વરૂપને જાણવું એજ સકલ શાસ્ત્રનો સાર છે ને ત્યાંજ પરમાર્થની પરિસીમા છે. મનુષ્યદેહ જેવો ઉત્તમ દેહ એ સત્ય જાણવાને અતિ સાધન સંપત્તિ યોગ્ય છે પણ અનંત કાલથી પામરરૂપ પોતાને સમજતો જીવાત્મા સત્યરૂપને જાણવાની અપેક્ષા નહી કરતાં માયીક પદાર્થોમાં મોહીત થાય છે જુઠને સત્ય કરી માની પોતે સત્ય છતાં અસત્યના વેચાણમાં વેચાઇ જાય છે ને એવાજ અધ્યાસવાળી ભાવના ત્રિવિધ તાપના કારણરૂપ થઇ પડે છે! તેમાંથ છૂટવું એ આ જીવનનો હેતુ છે. સંસારી હો કે ત્યાગી હો પણ એ જ્ઞાન ને સા:

સર્વ મીથ્યા છે શુધ્ધ કચનને કશાનો લેપ થતો નથી માત્ર જાણવુંજ એટલું છે કે હું શુધ્ધ કચન છું હું પોતેજ આ જગતરૂપ છું માયા અને વિકારથી પ્રકૃતિપર છું તે આટલું યથાયથપણે જાણવું એજ મહામંત્ર એજ જ્ઞાન એજ કૈવલ્ય-એજ મોક્ષ ત્યા સર્વ એકરસ એકમય, અભે, સુખદુઃખ રહિત હર્ષ વિષાદથી મુકત સાક્ષાત પ્રેમને આનંદમય છે એ તત્ત્વને જાણ્યા પછી આ ભાસતું મિથ્યા જાળ તૂટી ગયું હોય છે આ ગંધર્વ નગર ઉડી ગયું હોય છે બ્રહ્મમય તત્ત્વ સર્વત્ર વિલસતું હોય છે એ તત્ત્વને જાણનારજ જીવમુક્ત છે

विज्ञानामृत तृप्तस्य नित्यमुक्तस्य योगिनः ।
नैवास्ति किंचित्कर्तव्यमस्तिचेन्न सतत्ववीत्॥

## સતી વીરમતી

આજે માત્ર ક્ષત્રાણીઓના વીરત્વની કથાઓજ રહી છે એ દિવસો અત્યારે ગૂમ થઇ ગયા છે કે જે દીવસો જે માટે ભારવત વર્ષની અન્ય દેશોમા પણ કિર્તિ ગવાય છે આજે પણ એ વીર ક્ષત્રાણીઓના છવનવૃત્ત રોમાચ ખડા કરે છે પોતાના પતિમાજ પોતાનું સર્વ સ્વ જોનારી, યુધ્ધમા પતિની સાથેજ રહેનારી ને પતિ રણમા પડે તો પોતે ભડભડતી ચિતામા સાથે બળી મરતી આજે એ ખ્યાલ આવવો કઠણ છે કારણ અત્યારે દશા બધી પાલટી ગઇ છે અત્યારે એવી ક્ષત્રાણીઓ અને ક્ષત્રિયોના સ્વપ્ના થયા છે ને પૂર્વની તેમના સતીત્વની, તેમની ઉદારતાની, તેમની બહાદૂરીની અને ભડભડતી ચીતામા પતિ સાથ બળી મરવાની સવ વાતો, માત્ર કથા જેવી કે અ થવા અસભવ લાગે છે પણ એમ લાગે તેમાએ નવાઇ જેવુ નથી છતા એક સમય એવો હતો કે તે સમયની ક્ષત્રાણીઓના ઉદરમાથી વીર રત્નોજ પાકતા ને એ વીર રત્નો દેશની રક્ષા કરતા ત્યારે એ ક્ષત્રીય બલ ભારત વર્ષમા રેલાઇ રહ્યુ હતુ ત્યારે દેશ સર્વ પ્રકારથી સુરક્ષીત ને આબાદ હતો અમે જે ક્ષત્રાણી વીરાગનાનું છવનવૃત્ત આલેખીએ છીએ તે ટુકટોડાના રાજાની બહાદુર પુત્રીનુ છે એ સમય ક્ષત્રીય અને ક્ષત્રાણીઓની વીરતાનોજ હતો વીરમતીના ગુણો અતિ પ્રશશનિય હતા તે બળ, સાહસ અને શીલવૃત્તમા સ્ત્રીઓના ગૌરવનો મુકુટરૂપ હતી તેના લગ્ન જગદેવ પરમાર સાથે થયા હતા ધારા નગરીના ઉદાયદિત્યની અણમાનીતિ રાણીનો એ કુવર હતો પિતાની મમતા કુમાર ઉપર ઘણી હતી પરંતુ માનેની રાણીની રાજ્યમા અને રાજા ઉપર અતિ દાબણી હતી મા નીતીનો ભાવ ઉથાપવાને રાજાની શકિત નહોતી તો પછી રૈયતમાથી તો કોની તાકાત કે માનીતી રાણીના બોલનુ ઉ ત્થાપન થાય ?

બુધ્ધિમા, ન્યાયમા, વિનયમા તથા ન્યાયમા જગદેવની ખ્યાતી બાલ્ય સર્વત્ર પ્રસરી હતી ઉદયાદિત્ય મહારાજ

કોટવાલના દીકરાની સહાયતાથી તે એક મો'ટા રસાલાથી સિધ્ધરાજની રાણી બનીને ત્વરાથી વીરમતી પાસે પહોચી. પોતે વીરમતીને પ્રેમવા હળીમળી ભેટીને ઘણા માનથી રાજ્ય ભૂવનમા લઇ જવા સારૂ આવી છે તે વાત તેને કહી. સરલા હૃદયાની વીરમતીને એમા કાંઇ અસંભવ ન જણાવ્યો. વળી વાતચીતમાં એ પ્રપંચી વેશ્યાએ એટલે સુધી વીરમતીને કહ્યું કે હું જગદેવની ફોઇ થાઉંછું.

આ પ્રપંચમા જામોતી ફાવી ને પોતાના મકાનમાં વીરમતીને તેડી ગઇ ત્યાં તેની રૂડે પ્રકારે આગતાસ્વાગતા કરી. પરંતુ કુમાર જગદેવ કેમ ન આવ્યા એ વીરમતીના પ્રશ્નને જામોતી બહુ યુક્તિથી ઉડાવતી હતી રાજ્ય દરબારમાં કામ પ્રસંગે રોકાયા છે તેમ સમજાવી દિવસ તો જેમ તેમ પુરો કરાવ્યો. રાત્રી થઇ ત્યાં સુધી પણ રાજકુમાર ન આવ્યા તેની ચિંતા વીરમતી કરવા લાગી રાત્રીના બાર વાગ્યા. તેને સમજાયું કે પોતે કોઇ કુલટાના કાવાદાવામાં ફસાણી છે. જે મકાનમાં તેને રાખવામાં આવી હતી એ મકાન એવી બાંધણીનું હતું કે અરે! વીરમતી ત્યાં અસહાયજ થઈ પડી હતી બારનો સમય થયો પોતે કુમાર જગદેવની ચિંતામાં ત્રુસ થએલી બેઠી છે તેવામાં મો'ટા ઠાઠમાઠથી કોટવાલનો પુત્ર આવ્યો. સિંહણની છેડ કરવા શિઆળ આવ્યો. તેની વિકારી આંખ, તેનું પાપી હૃદય અને વેશ્યાની પ્રપંચીક જાળનું સમરણ થઇ આવતાં તે પોતાના શીલવૃતી માટે વાઘણની પેઠે ઘુરકી અને કોટવાલના પુત્રના મુખમાંથી તેના શીલવૃતખંડનનો એકજ બોલ સાંભળતાં તે વકરેલી વાઘણની માફક તેની છાતી ઉપર ચડી બેઠી. કોટવાલ પુત્ર કે જે નીચ કૃત્યમાંજ ઉછર્યો હતો તેણે તેને એ સ્થિતીમાં પણ મો'ટી મો'ટી લાલચો બતાવી પોતાની સાથે પ્રેમ બાંધવા આજીજી કરી; એ વચનોથી વીરમતી અતિ ક્રોધિષ્ઠ બની જે ઉપરથી કોટવાલ પુત્ર સમજ્યો કે હવે આંહી બળાત્કાર ચાલવાનો નથી તેથી વીરમતીની દયા યાચી તેની છેડ ન કરવાનુ વચન આપ્યુ સિંહણ છતાં ભોળી એ કુટીલ પુરૂષના પ્રપંચને યથાર્થપણે સમજી નહી તેને જેવો પોતાના પંજામાથી છુટો કર્યો કે એ કુટીલ પુરૂષ તેનાં ઉપર ફરી ધસ્યો વીર ક્ષત્રાણીએ એ નીચને તેની નીચતાનું યોગ્ય શાશન આપ્યું પોતાની કટારથી એ પાપીનાં પ્રાણ લઇ બારીએથી ફેંકી દીધો. પણ અહીં તો જામોતી અને તેની દાસીનાં ઉમંગનો પાર નહોતો કોટવાલના પુત્ર પાસેથી પોતાને મો'ટું ઇનામ પ્રાપ્ત થશે એ વિચારથી તે બનેના હૃદય ઉભર્યા હતાં. સવાર પડતાંજ જામોતી પોતાની દાસીની સાથે વીરમતીવાળા મકાનમાં ગઇ તેની સિંહણ સમાણી વિકાળ આંખ જોતાં તે બંનેનાં ગાત્ર શીથીળ થઇ ગયા ને કંઇ પણ બોલ બોલે તે પહેલાં તે સમર્થ સતીએ કહ્યુ કે રંડાઓ હવે અહીંથી મા'રી પાસેથી તમારૂ કાળું મોઢું દુર કરો કોટવાળના પુત્રના કેવા હાલ થયા તેની ખબર તમોને નહિ હોય જો જીવવાની આશા હોય, પ્રાણ વ્હાલાં હોય તો મા'રી નજરથી દુર થાઓ નહિતર આ એકજ કટારથી તમો બનેને આંહી સુવાડી દઇશ વીરમતીના વીરત્વથી જામોતીના હાંઆ ગગડી ગયા કોટવાલને જામોતીએ ખબર કહેવરાવ્યા કોટવાલ

પોતાના માણસો સાથે વીરમતીના ઓરડાનુ બાર ઉઘાડવા આવ્યા પણ વીરમતીએ તો શીયલવ્રત રક્ષા માટે ચંડિનુ સ્વરૂપ ધારણ કર્યુ હતુ કોટવાળના જે જે માણસો બારી ભાગીને વીરમતીના ઓરડામા પ્રવેશ્યા તે બધાને બહાદુર સતીએ જમના મેંમાન કર્યા કોટવાલના હોશ ગગડી ગયા ગામમા વાત પવન પેરે પ્રસરી! મહારાજ સિદ્ધરાજને કાને એ વાત આવતા પોતે જામોતીના મકાન ઉપર આવ્યો કેટલીક વાતચીત પછી જ્યારે વીરમતીની ખાતરી થઇ કે મહારાજા સિદ્ધરાજ પોતેજ પધાર્યા છે કે તુર્તજ તેણે તે ઓરડાના દ્વાર ઉઘાડ્યા વીરમતીએ બહાદુરીથી ક્ષત્રાણીના ધર્મનુ યથાર્થ પાલન કર્યુ જેથી મહારાજા સિદ્ધરાજ બહુ બહુ પ્રસન્ન થયા મોટા માનથી તેને પોતાના મકાનમા લઇ ગયા અને તુષ્ટીદાનમા ઘણુ ઘણુ આપ્યુ અહી આ વીરમતીને પોતાના પતિનો મેળાપ થયો જગદેવ કુમાર તળાવ ઉપરથી જગ્યાની શોધ માટે ગામમા ગએલા તે પછી જગ્યાનું નક્કી કરી તળાવ ઉપર આવતા વીરમતીને નહિ જોતા તેને ઘણો ખેદ ઉત્પન્ન થયો ને વીરમતી કોઇની જાળમા ફસાણી છે એમ તર્ક વિતર્કમા ચડતા તેની શોધ માટે તે પાટણમા પાછો ગયો હતો તેવામા રાજાના અશ્વપાલ દ્વારા સિદ્ધરાજની સાથે કુમાર જગદેવની મુલાકાત થતા સિદ્ધરાજ મહારાજે જગદેવ કુમારને પોતાને ત્યા મેમાન તરીકે રાખ્યા, વીરમતી કોઇની જાળમા ફસાણી છે એ વાત જગદેવ સિદ્ધરાજ મહારાજા પાસે કરતા હતા તેજ પ્રસંગમા આ પ્રસંગ પ્રાપ્ત થયો અને તે વીરમતી તો નહિ હોય એવી શંકા રાજા અને જગદેવ કુમારને થતા આપણે ઉપર જણાવ્યુ તેમ રાજા જામોતીના મકાન ઉપર ગયો ત્યા તો જે વીરમતીના ચિંતામા પોતે તથા જગદેવ કુમાર પડ્યા હતા તેજ વીરમતી, જામોતી અને કોટવાળના પુત્રના દગાનો ભોગ થઇ છે તે પણ મહારાજાએ પ્રત્યક્ષ જોયુ જે ઉપર મોટા સન્માનથી વીરમતીને પોતાના રાજભુવનમા તેડી લાવી ચિંતાતુર જગદેવ કુમારને તેની સતી અને બહાદુર પત્નિ સોપી પોતાની પત્નિની પ્રબલ શક્તિ અને સતીત્વ પણાથી તેના હૃદયને અવર્ણિય આનંદ પ્રાપ્ત થયો સિદ્ધરાજે કોટવાલ અને જામોતીને યોગ્ય શિક્ષા કરી, એ દુરાચારી મનુષ્યોને પોતાના રાજ્યપાર કર્યા

કોટવાલના પુત્રના મરણથી આખા પાટણમા શાન્તી પ્રસરી ને તન આનંદ થયો વીરક્ષત્રાણી વીરમતીની બહાદુરીના વખાણ થવા લગ્યા ને તેના સતીત્વ પણાની કથા ઘરઘર ગવાઇ જ ત્યામા પવન પેઠે પ્રસરી આવી સતી અને બહાદુર ધર્મ પત્નિના સબંધથી જગદેવ કુમારની જીંદગી આખર સુધી સુખમા વ્યતીત થઇ ને એ પ્રેમનસીબ પતીએ પ્રેમમય જીવનના આ લોક અને પરલોકના સુખ હાથ કર્યા

—❧—

## दान.



દાનની વૃત્તિ પ્રાણી માત્રમાં છે, પશુ પંખીમા પણ બીજાને દેવાથી કર્તવ્ય જાવાય છે તેવુ માન છે, કળ્જુગમાં કંજુસ માણસ પણ એક અગર બીજી રીતે કોઇક પ્રકારનું પણ દાન આપવા પ્રકૃતિથીજ પ્રેરાય છે. આ નૈસર્ગિક વૃત્તિને બાધક અને રોધક પ્રસંગોથી દૂર કરી અભિવૃદ્ધ કરવી એવો ધર્મ શાસ્ત્રોનો આ દેશ છે અને મનુષ્ય માત્રનુ કર્તવ્ય છે.

દયાને માટે શેકસ્પીયર જે લખે છે તે દાનને માટે પણ ખરૂંજ છે. દયા એ પણ એક જાતનું સૂક્ષ્મ–માનસિક દાન છે. જેમ દયા તેમ દાન દાતા અને પ્રતિગૃહીતા બન્નેને ઉન્નત બતાવે છે, સંતુષ્ટ કરે છે, સુખી કરે છે, આપણા પૂર્વજોએ તો દાનનું માહાત્મ્ય સારી પેઠે પિછાન્યું હતું અને તેથી તેને માટે આપણા શાસ્ત્રોમા ઠેરઠેર આ દેશ માલમ પડે છે. પણ જેમ દરેક વસ્તુ અજાણ માણસના અવળચંડા ઉપયોગથી બગડે છે તેમ દાનવિષે પણ થયેલુ એમ કોણ કબુલ નહિ કરે ?

દાન એ ખરૂં દાન કયારે કહેવાય એ પ્રશ્ન આપણા ગતાનુગતિક ભાઈઓ કોઇવાર ઉઠાવતા નથી એ ખરેખર શોચનીય છે, પણ આથી પણ વધારે શોચનીય ભારતવર્ષ–પવિત્ર ભરત ભૂમિનું હતભાગ્ય તો–એ છે કે અંધપરંપરામાં સંકળાયેલા આપણા ભાઇઓ આંખ સાથે કાન પણ બંધજ કરી દેવાનું પસંદ કરે છે. પડી ગયેલા ચીલામાથી જરા પણ વિચલન કરવું એ હમણા મહાપાપ મનાય છે. જો એ ખરૂંજ હોય તો મનુ મહારાજ પછી બીજી સ્મૃતિ કરનારાઓ, જ્યાં જ્યાં મનુ સ્મૃતિથી જુદા પડે છે ત્યા ત્યા પાતકી બને એમજ ફલિત થાય. અસ્તુ. તે ઉંડા ખાડામાં ઉતરવાનુ અત્યારે પ્રયોજન નથી. દાન વિષે બોલતાં એટલું તો કહેવુંજ જોઇશે કે જુના માર્ગમા ભલે વહ્યા જવાય. પણ તે માર્ગમા વહેતા જરા વિચાર કરવો એ જરૂરનું છે. પ્રભુએ મનુષ્યને બુદ્ધિ આપી છે ને કંઇક ઉપયોગ કરવા માટે તેનો સદુપયોગ કરવો એ ખરૂં છે. પણ સદુપયોગ કરતા પણ બુદ્ધિ એમ કહે કે આ તો જુદું છે, આ તો ભાસ છે, આ તો રજ્જુ માત્ર છે, સર્પ નથી, આ તો નિર્જીવ શબ છે, ભલે સૂતેલુ તો પણ જીવતું મનુષ્ય નથી. આવું આવુ પ્રત્યક્ષ જ્ઞાન જો બુદ્ધિ આપે તો ત્યા જરા અટકવું જોઇએ અને વિચાર કરવો જોઇએ. એ પ્રમાણે કરતા આપણે દાન પાસે જરા અટકીએ અને વિચારીએ.

દાન એ મનુષ્યનો પવિત્રમા પવિત્ર ધર્મ છે. દાન હૃદયને ઉન્નત કરે છે વિશાળ બનાવે છે, પરમય બનાવે છે અને પ્રભુમય થવામા મદદ રૂપ થાય છે. પોતાની વસ્તુ બીજાને આપવા જતા સામામાં પોતાપણાના અંશની માન્યતા સ્વીકારાય છે; સામો પણ પ્રભુનો પુત્ર છે. આપણે એક પિતાનો પરિવાર છીએ એ ઉત્તમ

અને પવિત્ર ભાન આપણને થાય છે માટે દાન એ કે ત્વરા જેવી વૃત્તિ છે અને તેનું માહાત્મ્ય જેમ વધારે વરણી શકાય તેમ વરણવવા લાયક છે પણ આવા 'દાન'મા શાનો વિચાર કરવો જોઈએ તે હવે કહીએ

દાનમા દાતા, પ્રતિગ્રહીતા અને દેય વસ્તુએ ત્રણ હોય છે અને ખરા દાનનો વિચાર કરતા દાનનો હેતુ પ્રતિગ્રહીતાની યોગ્યતા અને દેય વસ્તુની માલિકી એ ત્રણનો વિચાર આવશ્યક છે

દેયવસ્તુ દાતાની નહોય તો તે દાનનું પુણ્ય દાતાનેજ મળે એ સમજાય તેવુ છે છતા આજકાલ બીજાની વસ્તુની ખોટી માલિકી ધરાવી દાતા થવાનુ અભિમાન વધારામા દેખાય છે તે દાન મિથ્યા દાન છે, તે ઉન્નતિને બદલે અધોગતિનેજ આપે છે, તે હૃદયને ઉદાર અને વિશાલ બનાવવાને બદલે સ્વાર્થી અને સાંકડુ કરે છે જે ધન આપણુ નથી જે ધન આપણે પાછુ આપી દઈ શકવાના નથી, તેવુ ધન કરજે કાઢી જે દાન કરાય છે તે દાન નથી પણ દાનાભાસજ છે કરજે જે નાણા કઢાવ્યા હોય તે પોતાથીજ પાછા આપી દેવાશે એવી ખાત્રી હોય તો કાઇ બચાવ છે ખરો પણ જ્યા આવો સંભવ પણ નથી ત્યા તો દાનથી પુણ્યને બદલે પાપજ થાય છે

દાતાના હેતુ વિષે આત્મધર્મ પ્રકાશના વાચવાવાળાને વધારે કહેવાની જરૂર નથી શ્રીમદ્ ભગવદ્ગીતા મા સ્પષ્ટતાથી જોર દઈને જણાવ્યુ છે કે સાત્ત્વિકદાન એજ ખરૂ દાન છે કીર્તિને માટે, સેવાની અપેક્ષાથી કે ગતાનુગતિક બની કરવુ જોઈએ માટે કરવુ એવા વિચારથી કરા

રેલુ દાન એક જાતની છેતરપીંડી છે એમ કહી શકાશે સ્વાર્થની નજરથી અપાતુ દાન ખરી રીતે જોતા દાન છે એમ કોઇથી કહેવાશે નહિ તે તો એક જાતનો વેપાર છે, આટલુ છે હુ આ આપુ છુ ને તમે મને તે આપો તેના જેવુજ થયુ દાનમા જો કોઇ પણ સ્વાર્થ હેતુ સ્વીકાર્ય હોય તો તે સ્વધર્મ સેવા, સ્વજન સેવા, અપંગ સેવા, રાજસેવા સ્વદેશ સેવાની આપણી ફરજ બજાવ્યાનોજ હેતુ સ્વી ાય છે

દાતાના હેતુ સંબંધે એટલુ તો કહેવુ જોઈએ કે ન ગમતા છતા, ડરવાને શરમની ખાતર કરાયેલુ દાન ઊગી નીકળતુ નથી નકુલ નિરથી અને ઉદારતાના ભાવથીજ દાન દેવાવુ જોઈએ આ તત્ત્વ સમજીએ તો હાલ અપાતા કેટલા દાન 'ખરા દાન' કહી શકાશે?

હાલના આપણા દાન દેય વસ્તુની માલિકી અને દાતાના હેતુથી તપાસીયે તો ઘણે ભાગે મિથ્યા દાનજ થઈ જશે કરજ કરીને દાન કરવુ એ છોકરાની મિલકત ચોરી લીધા બરાબર છે અને વગર ચિત્ત દાન કરવુ એ તો દાનજ નથી

આ બે બાબતો નો વિચાર કરી જો આજના દાનમાથી 'ખરા દાન' શોધીયે તો ભાગ્યેજ ચાળીશ ટકા રહે, અને જો ત્રીજી પ્રતિગ્રહીતાની યોગ્યતા વિષે વિચાર કરીએ તો તેમાથી એ પાછા પોણો કે તેવુ ટકા નીકળી જાય આવી સ્થિતિ છે તો પણ તે વિષે કાઇ પણ ચર્ચા આપણા આર્યધર્માઓમા ટકતી નથી તેનુ કારણ સમજી શકાતુ નથી ખેર આપણે તો જેમ પહેલી બે બાબતોમા નિશ્ચય થ

તેમજ આ ત્રીજી બાબત વિષે પણ ટુંકાં પતાવી દઇશું.

આ સંબંધે પણ આર્ય ધર્મપ્રકાશના વાંચવાવાળાને લંબાણથી સંબોધવાની જરૂર નથી. એકલી મનુ સ્મૃતિ નહિ, પણ બધી સ્મૃતિઓમાંથી, મહાભારતમાથી, તેના વધારે પવિત્ર ખંડ શ્રીમદ્ ભગવદ્ગીતા માંથી બધેથી એના એજ શબ્દો મળી આવશે કે પાત્રે દાન તે ખરૂ, અપાત્રે દાન તે ખોટું. પાત્ર અપાત્રનો વિચાર પણ તેમાથીજ મળી આવે છે. ઉત્તમપાત્ર બ્રાહ્મણો છે અને તેમ મનાવવાના કારણો પણ હાજરજ છે. બ્રાહ્મણોને ધર્મ રક્ષણનું કામ સોપાયું હતું. તેઓને ધર્માભ્યાસમાં, ધર્મ ગ્રંથોનાં પઠનપાઠનમા અને ધર્મના આદેશો સમજાવવામાંજ સર્વકાળ ગાળવાનો હતો. તેઓ એ કામ કરે ત્યારે તેની આજીવિકા પૂરવાનું કામ બીજાએ કરવું એ ન્યાયજ હતો. તેવું કામ કરવાવાળા બ્રાહ્મણોનેજ દાન કરવાનો આદેશ હતો. અનૃચ બ્રાહ્મણ અમર્યાવાન બ્રાહ્મણ એ તો નામ માત્ર વિભર્તિ એવું મનુ મહારાજે ઠોકી વગાડીને કહ્યું છે. ઇચ્છા હોય તેણે મનુસ્મૃતિનો બીજો અધ્યાય જોઇ.

એથી આગળ બ્રાહ્મણ તરીકે નહિ રહેનારાને દાનનો અધિકાર નથી એટલુંજ નહિં પણ દાતાને મના કરવામાં આવી છે કે તેવાને દાન ન આપવું. ત્યારે હવે આપણે આજની સ્થિતિ વિચારીએ.

આપણા હાલના બ્રાહ્મણોમાંથી ધર્મ રક્ષણના કાર્યમાં કેટલા રહેલા છે ? હા, જે હજી પણ તેજ કામમાં લાગેલા છે તેઓ તો પૂજ્યજ છે, તેઓને દાન આપવું એ અન્ય વર્ણોની ફરજજ છે, હાલની સ્થિતિ ધ્યાનમાં લેતાં વિધિઓ કરાવી શકે અને ગડબડ ગોટાળું પણ સંસ્કૃત વાંચી શકે તેને આપણે બ્રાહ્મણ કહીશું ને તેને દાન માટે પાત્ર પણ ગણીએ. પણ જે બ્રાહ્મણો વ્યાપાર કરી વૈશ્ય ધર્મ કે નોકરી કરી શુદ્ર ધર્મ પાળનારા થયા હોય તેવાઓ આવા ધર્મદાનને માટે પાત્ર ગણી શકાય ?

આ પ્રશ્નના ઉત્તર તરીકે હું મનુ મહારાજનો એકજ શ્લોક ઉતારીશ.

योऽनधीत्य द्विजो वेद सन्यत्र कुरुतेश्रमम् ।
सजीवन्नेव शूद्रत्वमाशुगच्छति सान्वय ॥
अ. २. श्लोक १६८.

અર્થની જરૂર હોય તો આ રહ્યોઃ—

જે દ્વિજ વેદન ભણતાં અન્યત્ર (અર્થ શાસ્ત્ર વગેરેમાં) શ્રમ કરે છે તે જીવતો સાનાય (પુત્ર પૌત્રાદિ સહિત) આ શું (એકદમ) સૂદ્રત્વને પામે છે.

આ વિષયને લંબાવીએ તો ઘણું કહેવાય. પણ અત્યારે આટલેથીજ સંતોષ માનશું.

પાત્રતાનો વિચાર કરતાં એક વાત કહેવીજ જોઇએ. જે વ્યક્તિ આદિના દર્શન માત્રથીજ આપણી દાનવૃત્તિ આપો આપજ દ્રવિત થાય, હૃદય ઉછળે, લાગણી આર્દ્ર થાય અને હાથ આગળ વધે તેવી વ્યક્તિ આદિને માટે એવા પ્રસંગોમાં પાત્રતાનો વિચાર ઘડીભર નિર્મૂળ થઇ રહે તો તેમાં દોષ નથી આપણાં હૃદયનાં ખરાં ઓદાર્યથી, સાચી લાગણીથી અને પવિત્ર વિચારથી જે આપણે આપીએ તે

દાન છે ખરૂ જ દાન છે અને પ્રભુને દરબારે તેની નોધ રહે છેજ

આપણા ધમ સેવામા અપાતા દાન રૂપે થોડુ કજ ઉપેગી બીજી વાતે વળીશ ધમ મ દિરમા અપાતા પેસા દાન તો છેજ પણ તે દાન આપનારનો હેતુ શુ વ્યક્તિઓના મોજશોખ અને ડોળ દમાં મને પોષણ આપવાનો હતો? કેટલા ગરીબ ભાગ્તીઓ વગર વાળુએ સુવે છે, કેટલા ક ગાળ ભારતીઓ પમા વિનાની એ હાલ સ્થિતિ ભોગવે છે, કેટલા ગલુએ પેદા થેલા ભારતીઓ પ્રભુને ઓળખ્યા વિના રખડી રવડી જીવન પૂરૂ કરે છે! શુ આપણા અખુટ ભ ડારવાળા ધમ સ્થાનકો, દાનમા મળેલા પૈસાનો આવે રસ્તે જરા પણ ખચ કરી ન શકે? જે ભીખારી બિચારા હિ દુ રહે છે એ ભીખ માગીને પશુવત જીવન ગાળીને પ્રભુને કે ધમને ઓળખ્યા વિના માટીમા મળી જાય છે, તેથી ઉલટુ જે ભીખારી પરધમને ભેટે છે તે મનુષ્ય બને છે પ્રભુને ઓળખતા શીખે છે અને હિન્દુ ભીખારીઓ કરતા તો હજાર દરજ્જે સારૂ જીવન ગાળે છે દાનશૂર ગણાતા આપણા ધમાત્માઓ, ધમને સાચવી રાખનારા આપણા પૂજ્ય મહારાજો અને આય ધમનો પ્રકાશ વધેલો ઇચ્છનાર આપણા આય ધર્મીઓની શુ ફરજ નથી કે આવી રીતે દેશનો ધર્મનુ વળી જતુ સત્યાનાશ દાનમા વપરાતા પૈસાનો સદુપયોગ કરી અટકાવવુ? પ્રભુ પાસે આપણે માગીએ છીયે કે

असतोऽस्मान सद्गमय।
तमसा स्मोज्ञ योतिगमय। તથાસ્તુ

હવે છેવટનો એક શબ્દ મારે આપણા ભણીને સમજુ થયેલા નવીન યુવકોને કહેવાના છે

નવા ભણતરથી નવીન બનેલા આપણા જુવાનીયાઓમાથી કેટલાક જુની રીતોને ખાનગી રીતે વખોડનાર, કેટલાક તેમનો ખુલ્લો તિરસ્કાર કરનારને કેટલાક તે તરફ ઉદાસીન્ વૃત્તિ રાખનાર થયા છે વિચારમા ત્રણ ભેદ છે પણ આચારમા દાનને વિષેતો બધા સરખાજ ને તેવી એવી રીતે કે બધા ધમ સેવાના દાનો ગલન કરનાર ધર્મ સેવાના દાન એજ એક ફરજીયાત દાન આપણામા છે તે તો કરે નહિ પછી બીજા ક્યા દાન કરે? જુનાને તરછોડે, નવુ ગ્રહણ કરે નહિ પરિણામએ થયુ છે કે જુવાન મ ડળ દાન શુ છે એ તો સમજતુ જ નથી દાન જેવી હૃદયને ઉન્નતિ આપનારી વાત વિસ રે મૂકે છતા ઉન્નત જીવનની આશા રાખી બેસે! ધમ કાયમા તે કરવાની નહિ પછી Charity એ શબ્દ તો તેમના કોશમાથી નીકળીજ જાય એમા નવાઇ શુ! ખરેખર આ પરિણામ વિદ્વાને શરમાવનારજ ગણાશે તે ભાઇઓને દાનની જુની રીત નાપસદ હોય તો નવી રીતે ગ્રહણ કરે પણ હૃદયનુ આદ્રાય અસ્ત જ થઈ જાય, પદાથના કામમા હાથ ખીસ્સામા જાયજ નહિ અને દાન Charitg—એ શબ્દ માત્ર બોલવાનોજ થઇ રહે એ આપણા જ્ઞાનને બટો લગાડનાર લેખા શકાશે ગરીબ વિદ્યાર્થીઓને સ્કુલ ફી કે ચોપડીઓ, આધળાની નિશાળોમા કાઇ ફાળો, અપગ લોકોની સ્થિતિ

છે અનુપમ આય તણી ધરણી, જન્મે તંહિં જેની ભલી કરણી,
આ ધરણી ભવ સિન્ધુ-તરણી. નરદેહ૦ ૧૮
આર્ય તમને દેશજનો સુકૃત કોઇ પણ રીત કરો.
દો સરલ પથ સરતા શું ડરો? નરદેહ૦ ૧૯
પીયુષ-સમ પીયુવનાં વચનો, ધરી કર્ણપુટે પ્રિયપાન કરો?
તો માનવ છો પણ અમર ઠરો! નરદેહ૦ ૨૦

## अ. सौ. वेन मुक्तागवरी.

અમને લખવાને ઘણો ખેદ ઉત્પન્ન થાય છે કે આ માસીકના માજી તંત્રી રા. રા, કેશવલાલ હરીરામ કે જેણે આમ આ માસીકમા વ્યવહારીકજ ધર્મસંબધી અને જ્ઞાન ઉત્પન્ન એવા વિષયો લખી અને આવી ઉચ્ચ સ્થીતીને પહો ચાડેલ તેમજ જેમણે જુદા જુદા ગ્રંથોના ભાષાંતરો કરીને સેવ્ય સેવક ધર્મ, મોહ મુદગર મણીરત્નમાલા વીગેરે ઘણા ગ્રંથે વેદ ધર્મ સભા તરફથી બહાર પાડેલા છે અને જેમના કાવ્યોને એક મોટો સંગ્રહ કેશવ કૃતિના રૂપમા ભાવનગરના દિવાન અને તેમના ભત્રીજા રા. રા. પ્રભાશંકર દલપતરામ પટણીએ છપાવી તેમના નામને વિશેષ જાણીતું કર્યું છે. તેમના એકના એક પુત્રી અ. સૌ. વ. બેન મુકતા ગવરી એ ભાદરવા શુદી ૮ ને રવીવારે સ્વર્ગવાસ કરેલો છે. આ બાઇનો વિવાહ જામનગરના પ્રસિદ્ધ વૈદ્ય રાજ ઝંડુ ભટ્ટજીના પુત્ર શંકરપ્રસાદ સાથે થયેલો હતો. બેન મુકતા ગવરી પોતે સ્વભાવે શાન્ત સીલનસાર તેમજ પોતાના આવી નાની અવસ્થામાં પણ કુટુંબ વત્સલતા વાળા હતા તેમજ પોતાના પિતાની પેઠે ધર્માભિમાની તેમજ નમ્ર સ્વભાવવાળા અમને વધારે ખેદ એટલા માટે થાય છે કે બેન મુક્તાગવરીને કઇ પણ સંતાન નથી આ પ્રમાણે રા. રા કેશવલાલભાઇ જેઓ ભરયુવાન વયે પણ ઈશ્વર, ભક્તિ અને ધર્મ પોતાનો વખત નિર્ગમન કરતા હતા તેમનું નામ આ આર્ય ધર્મ પ્રકાશ તેમની કૃતિ પ્રસિદ્ધ થતા કેશવકૃતિ તથા તેમણે લખેલા અતિ ઉપયોગી અને અમુલ્ય ગ્રંથોના રૂપમાં અમર રહેશે. ઈશ્વર સૌ બેન મુક્તાગવરીના આત્માને શાંતી આપો.

# आर्यधर्मप्रकाश

पुस्तक ३६ मु ] मास कार्तिक स १९६८ [ अक १ लो


## यतोधर्मस्ततोजय




### नवु वर्ष

**આ**ર્ય ધર્મ પ્રકાશ આજે છત્રીશમા વર્ષમા પ્રવેશ કરે છે જન્મ તિથિને દિનસે ગુરૂજનોને વન્દન કરવાના આર્ય શિષ્ટાચારને અનુસરી, જે વિરલસત જનોએ એનુ લાલનપોષણ કર્યુ તેમને સાષ્ટાગ પ્રણામ કરીયે છીયે જે જે સજ્જનોએ ધનથી, લેખથી અથવા માત્ર શુભેચ્છાથી પણ એ પત્રને લાભ આપ્યો તેમને અમે નવા વર્ષના અભિનન્દન આપીયે છીયે ગયુ વર્ષ જે રીતે ગયુ તેવીજ રીતે નવુ વર્ષ જાઓ એને અમે અભિનન્દન કહેતા નથી કોઇ પણ પોતાની હાલની સ્થિતિ કાયમ રાખવા ચ્હાતો નથી વધારે સુખી થવાની દરેકને આશા છે એ આશા પ્રભુ સપૂર્ણ કરો એવી અમારી આશીષ છે ગત વર્ષ કરતા આ વર્ષ અમારા વાચક વર્ગને વધારે રૂડી રીતે પ્રસન્ન કરીશુ એવી અમારી આશા છે પ્રભુના અને આ પત્રને જન્મ આપનાર સ્વર્ગસ્થ સજ્જનોના પુણ્ય પ્રતાપથી એ આશા ફલીભૂત થાઓ

નવુ વર્ષ બારણુ ઠોકે છે અને જુનુ વર્ષ અસ્ત થઇ જતા તારાની પેઠે કાળના નિરવધિ મહાસાગરમા વિલીન થાય છે, તે સક્રાતિના મુહૂર્તમા આપણે ગત વર્ષની છેલ્લીવારની ઝાખી કરી લઇયે રાષ્ટ્રીય ઉન્નતિનો વિચાર કરતા ભરતખડનો આ મથન કાલ છે હાલ સક્રાન્તિયુગ ચાલે છે, આપણા દેશના સંતાનોમા ચડ અતિ પ્રબળ શક્તિ ઉત્પન્ન થઇ છે, તે યોગ્ય વ્યાપાર નહિ થતા, દેશમા ઉપદ્રવ જ કરે છે, એ રાજા અને પ્રજા ઉભયને માટે દુ ખદ છે

આર્યોમા ધર્મ સબધી અજ્ઞાન પણ નાશ થતુ જાય છે આ પત્રના જન્મ કાલમા, સ્વધર્માભિમાનીને અતિ ખેદ પમાડનાર પરધર્મીઓના ઉત્કટ પ્રયાસને અટકાવવા આ અને આના જેવી નવી નવી સસ્થાઓ ઉભી કરવી પડી હતી આજ પરધર્મીના પ્રયાસને અટકાવવાનુ નહિ પણ સ્વધર્મને સાગોપાગ સમજવાનુ ને સમજાવવાનુ કાર્ય મુખ્ય છે આર્ય ધર્મના પણ ભિન્ન ભિન્ન વાડાઓમાથી વાદ

વિભાગનો ત્યાગ કરી તેમાથી નવનીત રૂપે રહેતા સત્યને ખોળી, જુદા જુદા મતોના સત્યમાં ભેદ નથી જ એ સમજવાનો શુભ પ્રયાસ પ્રબળપણે થવા માંડયો છે. આમ થતાં સંસ્થાઓના પાલકોએ પણ નવીન માર્ગોનું અનુસરણ કરવું જોઇએ અને તેમ થવા માંડયું છે એ આનંદની વાત છે.

સ્વદેશી હિલચાલને લીધે આપણી ઔદ્યોગિક સ્થિતિમાં સારો ફેરફાર થયો છે અને થશે. ગુજરાતમા સ્વદેશી વસ્તુના ઉપયોગ માટે ઘણાં વર્ષ થયાં બૂમ હતી પણ તે ખુણે ખુણે સંભળાઈ ન્હોતી હાલનો ઉત્સાહ સ્થિર રહે છે કે કેમ તેજ માત્ર જોવાનું છે.

કેળવણીનો બ્હોળા રૂપમા ફેલાવો થવા રાજા તથા પ્રજા તરફથી ઉપાયો લેવાય છે, પરદેશ ગમનના આગળા ઉઘડતા જાય છે; ખનિજ પદાર્થની શોધ થાય છે, દેશ કલ્યાણનાં બીજ વવાય છે.

નવા વર્ષનો પડદો ઉપડે છે અને આ જગતનો સૂત્રધાર માયાવી પૂતળાં પાસે શા શા નાચ નચાવે છે તે જોવાનું છે.

સાહિત્યના ખાતામાં બે ભારે ખેદકારક નોંધ કરવાની છે. આપણા ગુજરાતી સાહિત્ય-મંડળનાં બે મ્હોટાં જ્વલંત નક્ષત્રો ખરી પડયાં છે, જેમના પ્રકાશની ન્યૂનતા પૂર્ણ કરવા કોઇ નવાં જ્યોતિ ક્ષિતિજમાં ઉગતાં હશે. અસ્તુ. N.

## પ્રિયમય પ્રભુતા

આતે કેવી પ્રિયમયતા ? અહો ! કીરતાર ! ધ્રુવ
ભરચક ભવમા–મરવસ્તીમા–
અેક અજબ મણકાર ! આ
રકવિરજન દંપતિને મન–
અેક પ્રણય–રણકાર ! આ
માયાવી આ મહી–મહિમામા–
અેક જ્યોતિ ઝણકાર ! આ
ભોળપ ભરપુર જે છપને ઉર–
અેકજ દિવ્ય દિદાર ! આ
દેવ જિવનનો માહનમત્ર શો–
પ્રભુમય અેકાકાર ! આ

લલિત

## સાધુજનની પીછાન

" રે ! અમ અવળાને માયા હાલી રે હાલી પ્રીત હાલી "
( ' મુગલ તુગારી'નઃ એ ગાતના ઢાળમા )
રે ! અમે તો સાધુડીયા બાપુ ! અમે તો સાધુડીયા
હાજી, અમે તો સાધુડીયા
સરળ હૃદયના સગી રે ! સગી રે ! સગી–અેકરગી
આળા અતરીયાવાળા
કાલા ઘેલડીયા વ્હાલા
મોળા બાલુડીયા દાલના રગી રે ! રગી રે ! રગી–અેકરગી
સુખીયા નિરખી રીઝનારા
દુ ખીયા તો દેવ અમારા
ભુલ્યા ઓઉપના ઉરના,–અગી રે ! અગી રે ! અગી–અેકરગી

લલિત

## जयगुरु श्रीदत्त.

ગુરૂ એજ દેવ છે. એ ભાવથી જેનુ ચિંતવન કરતાં મનમાં વિનીતભાવ સ્ફુરે છે, પૂજ્યભાવ પ્રકટે છે, તથા પ્રેમોર્મિ ઉછળે છે એવા દૈવી પુરૂષનાં અનુસરણીય જીવનનો અભ્યાસ કરવાની કયા પુરૂષને ઇચ્છા ન થાય ? હિમાચલની ટોચથી કન્યાકુમારી સુધી તથા શ્રી દ્વારિકાંથી શ્રી જગન્નાથજી સુધી ગુરૂ દત્તાત્રેય વિદ્વજ્જનનાં ચિત્તને આકર્ષી રહ્યા છે ઇતિહાસ લેખનમાં ઉપેક્ષાવાન ભરતખંડમાં કોઈ ગુરૂપ્રેમી, ગુરૂવર્યનું યાથાતથ્ય જીવન લખવા સમર્થ થયો નથી પરંતુ શ્રીમદ્ભાગવત, તથા શ્રીમાર્કંડેય પુરાણ, એ શ્રી વ્યાસોક્તિમા શ્રી ગુરૂ દત્તાત્રેયનો વંશાવતાર તથા શ્રીગુરૂના જીવનનો ઉત્તમ શિક્ષારૂપ વિભાગ લખાઇ, ભક્તજનના હૃદયપટપર કોતરાઇ રહયો છે. ગુરૂરાજનો જન્મ શ્રીમતી ભગવતી અનસૂયાથી શ્રી અત્રિમુનિને ત્યા થયો. શ્રી ભગવાન અત્રિ તેમજ ભગવતી અનસૂયાનાં પણ ચરતો પુરાણો તથા કાવ્યોમાં લોકોપદેશ તથા લોક કલ્યાણની અખંડ ધૂન મચાવી રહ્યાં છે. નામને સાર્થક કરનાર શ્રીમતી અનસૂયા પોતાના પરમ પવિત્ર પતિ શ્રી અત્રિ ઋષિની સાથે કયા પ્રદેશને પ્રાચીનકાળમાં પવિત્ર કરતાં એ નિશ્ચિત નથી; પરંતુ ભિન્ન ભિન્ન સ્થાનકને અત્રિમુનીના આશ્રમ તરીકે ઓળખાવાય છે આવુ જ એક પવિત્ર અને રમણીયસ્થાન શ્રી નર્મદાના તટ ઉપર શ્રી વ્યાસાશ્રમના દ્વીપથી થોડે દૂર છે દ્વાદશ વર્ષના દુષ્કાલને પુરાણી ગાથાઓમાં અમર કરનાર અત્રિમુનિનો સમાધિ, તથા તે સમાધિને અંતે તૃષ્ણા લાગતા પતિની પરિચર્યામા અહોનિશ તત્પર રહેતાં પતિપ્રાણા અનસૂયા માતાને સહાય કરનારા, શ્રી ભગવતી પતિતપાવિની ગંગા, આશ્રમ પાસેનાં જે ગર્તમાં પ્રકટ થયાં હતાં તે ગર્ત આજે પણ ત્યાં દૃષ્ટિએ પડે છે. આવાં પવિત્ર સ્થાનનુ સાદું પરંતુ મનોહર વર્ણન જેવુ પ્રાચીન ભારતીય વિદ્વાનો આપી શકે તેવુ અન્ય વિદ્વાનો આપી શકે તેમ નથી ચારે પાસ સુંદર ઘટાદાર વૃક્ષો તેની છાયામાં તથાપિ તેજોમય પ્રાન્તરણ ખીછાવતા સૂર્ય કીરણોથી ઉછરતા પુષ્પ વૃક્ષોના અકૃત્રિમ પરંતુ રમણીય ધારાઓ, તેના મધ્યમાં ગરીબ વનજન્ય સાહિત્યોથી બાંધેલી સ્વચ્છ પર્ણકુટી અને [illegible]વા મંદિરમા વિરાજતાં દેવરૂપ અત્રિમુની તથા સદા સ્મરણીય, પૂજનીય, પવિત્ર માતા અનસૂયા, એ સર્વનું માનસિક દર્શન કરતા ભારત દેશના રીતિ રિવાજોથી સંસ્કારી મન પૂજ્ય ભાવમાં, પ્રેમ ઝરણમા, પવિત્રતામાં, લીન થઇ જાય છે.

એવી એક પૌરાણિકી કથા છે કે દેવત્રિપુટિ શ્રીબ્રહ્મા, શ્રીમહેશ, તથા શ્રી વિષ્ણુને એવી ઇચ્છા થઇ કે આવાં અતિ પવિત્ર દેવી અનસૂયાના પાતિવ્રત્યની પરીક્ષા કરવી આવી દેવત્વને અનનુરૂપ ઇચ્છાથી એ ત્રણ દેવો માતાજીની પાસે અતિથિના સ્વરૂપમાં જઇ 'भवति भिक्षां देही' કરતા ઉભા રહ્યા. આતિથ્યને પોતાના ગૃહસ્થાશ્રમનું

ભષણ સમજતા માતાજીએ તેમને સ્વહસ્તે તૈયાર કરેલા પાકનુ ભોજન કરવા નામ ત્યા અને તે ત્રણ જણ આમ ત્રણ સ્વીકારી યજમાનગૃહમા સ્વસ્થ થયા ભોજન વખતે અતિથિઓએ પ્રદર્શિત કર્યુ કે તેમણે સાએ પ્રતિજ્ઞા કરી છે કે જે સ્ત્રી અવસ્ત્રે પીરસે તેમના હાથનુ જ પીરસેલુ જમવુ આતિથ્યધર્મને યથાવિધિ પાલનારા માતા અનસૂયાને પણ આ યજમાનધર્મ બહુ વિચિત્ર ભાસ્યો, તેમ છતા દેવરૂપ પોતાના પતિનુ ધ્યાન કરી ઇચ્છયુ કે આ સર્વ અતિથિઓ મારા પુત્રરૂપ થાઓ પૌરાણિકી કથા ઉપદેશ કરે છે કે આવી પ્રબલ ઇચ્છા અને તે પણ મહાસતી જગદ્ધ અનસૂયાની થતા એ દેવતાઓ બાલક સમાન થઇ જઇ પાલણામા રમવા માડયા, જ્યા માતાજીએ તેમની તથા પોતાની ઉભયની પ્રતિજ્ઞા પાની તેમને ભોજન આતિથ્યથી સતોષ્યા આ કથાનુ વસ્તુ ઉપદેશ માત્ર જ છે પતિવ્રતા પવિત્ર શીલિની માતાની પ્રતારણા કરવા જતા, પ્રતારણ કરનારનીજ હાનિ થાય છે એ ઉપદેશ સાથે આ કથાનો આશય અ ય પણ જણાવ છે મહાતપસ્વી ગુણગ્રાહી ક્ષમાશીલ અત્રિમુનીની તથા મહાતેજસ્વીની લોકોપ કારિણી પરમ શીલવતી દેવી અનસૂયાના પુત્ર, ત્રિમૂર્તિરૂપ ત્રણ દેવતાઓના ગુણ મ ત્રને પોતાના પિ ડમા મ ગ્રહ કરનારાજ થાય એ દર્શાવવા ઉક્ત કથાનો પ્રયોગ હોય ... થાને અગે જ પૌરાણિક વૃત્તાન્ત શ્રી ગુરુ દત્તાત્રેયને ત્રિમુ મ વર્ણવવામા આવતા હશે આ રીતે એ દેવસ્વરૂપ મહાપુરુષનુ જ મ વૃત્ત છે

ગુરુવર્ય દત્તાત્રેયનુ આખ્યાન અતિ સક્ષેપમા પરતુ ઉપદેશ પર પરાથી ભરપૂર શ્રીમદ્ ભાગવતના એકાદશ સ્કધના અ ધ્યાય સાતથી નવ સુધીમા આલખેલુ છે આખ્યાનમા ગુરુશ્રીનુ જીવનવૃ ત બહુ નથી, પરતુ આ મહાપવિત્ર ઉપદેશકના જીવનના કયા આશયથી તેમજ તેમના કયા માનસિક ગુણથી એમનુ નામસ્મરણ આજ પણ લોકમા પુણ્ય કાર્ય તરીકે ગણાય છે તે દર્શાવનાર તે તે ગુણોનુ ઉદ્ઘાટન કરનાર આ આખ્યાન છે શ્રી ગુરૂરૂપ દેવ દત્તાત્રેયે જગતમા વિચરતા સ ર ગ્રાહક થઇ ઉચ્ચમા ઉચ્ચ પદાર્થ તથા પ્રાણીમાથી તેમજ નીચમા નીચ જીવનમાથી પણ સદુપદેશ ગ્રહણ કરી પોતાના ચોવીસ ગુરૂઓને યશસ્વી કર્યા છે

શાસ્ત્રી હ કે

## नवी राज्य संस्था.

ઉદાર પ્રકૃતિવાળા કોઈ પણ રાજ્યકર્તાના સમયમા વવાયલાં બીજ કદાચિત્ તેના પોતાના સમયમાં અંકુરિત થતા નથી, પરંતુ આરંભમા થયેલો સદૃઢ ઉદ્યોગ નિષ્ફળ જતો નથી. મહાશય ઉદારચિત્ત લૉર્ડ રિપનના સમયમાં થયેલ રાજકીય તથા સામાજીક પ્રવૃત્તિનું બીજ તેના જેવાજ ઉદાર આશયવાળા વાઇસરોય લોર્ડ ડફ્રિનના સમયમાં અંકુરિત થયુ. આ સમય સુધી લોકમતની ઉપેક્ષા થતી હતી, એ ક્રમ ફેરવાઈ રાજ્યપ્રકરણમાં, આય, વ્યયના વિચાર કરવામાં, તેમજ લોકવ્યવસ્થા સારી ચલાવવાને ધારા બાંધવાના પ્રકરણમાં, કેટલેક અંશે લોકમતનો આદર કરવો આવશ્યક છે એ સિદ્ધાન્ત લૉર્ડ ડફ્રિને સ્વીકાર્યો. લોર્ડ રિપને આરંભેલો અને લોર્ડ ડફ્રિને પોષેલો નવો કાઉન્સીલ ઍકટ, લૉર્ડ લેન્સડાઉનના વખતમા અમલમાં આવ્યો બહુજ થોડે અંશે પણ લોકમતનો આદર થવાનું આ દ્વાર ઉઘડયુ. તે સમયના ભરતખંડના સ્વદેશી વિદ્વાનો કહેતા હતા કે આ રીતે થયેલી લોક પ્રતિષ્ટા આટલેથીજ અટકવી ન જોઇએ. રાજ્યકર્ત્તા પુરૂષો કહેતા કે સ્વદેશીઓની યોગ્યતા જોતા આટલો હક આપવામા આવ્યો છે તે ઘણો છે. ઇંગ્લંડના વાતાવરણમા ઉછરેલા સ્વદેશી તેમજ વિદેશી ભરતખંડના હિતચિન્તકો સ્પષ્ટપણે બોલતા કે ત્રીશ કરોડની વસ્તીના દેશમાંથી વાઇસરોયની ધારાસભામા, લોક તરફથી નીમાયલા ત્રણથી ચાર સભાસદો જાય એ હિંદુસ્તાનના લોકનું હાસ્ય કરવા જેવુ છે. ગમે તેમ હો પણ આ રીતે ઉઘડવા માંડેલાં દ્વારમાંથી આવવા માંડેલા પ્રકાશના કિરણોએ અંધારામા પડી રહેલા સ્વદેશ પ્રેમ અને સ્વદેશાભિમાનને ઉત્તેજીત કર્યું. કાઉન્સીલોમાં આય અને વ્યયના હિસાબો ચર્ચાતાં, લોક સ્થિતીનું અવલોકન થવા માંડયું અને તે સાથે લોક દારિદ્રય ઉપર વિદ્વાનોનું ધ્યાન આકર્ષાયું.

દીર્ઘદૃષ્ટિ કરનારા સ્વદેશ હિતચિન્તકોએ આરંભેલી રાષ્ટ્રિય સભા કાંઇક નવા જોરથી કાર્ય કરવા માંડી અને એમ સમજાવવા માંડયું કે રાજા અને પ્રજા ઉભયના વિચારોથી સરળપણે આરંભેલું કાર્ય આગળ વધતું જશે. કોન્ઝરવેટીવ પક્ષના પણ કાર્યદક્ષ લોર્ડ લેન્સડાઉને લોકોત્સાહને પાછો ન હઠાવ્યો, પરંતુ સમર્યાદ થતી વિચારણીય માગણીઓ પોતાના ધ્યાનમા લેવાય છે એવી લોકોમા શ્રદ્ધા બેસાડી. આ રીતે મજબૂત થયેલું મૂળ સ્વભાવિક રીતે પોષાવા માંડયું

પૂર્વજોના યશથી પોતાની ખ્યાતી લઇ આવેલા લોર્ડ એલ્જીને તો કેવળ હિંદુસ્તાનના રાજ્યનો ભારજ વહન કર્યો; પરંતુ તેની પછી આવતા લોર્ડ કર્ઝને હિંદુસ્તાનમાં કાંઇ નવીનજ રંગ જમાવવાની યુક્તિ આદરી. સામ્રાજ્યોન્નત-

વાતાવરણમા ઉછરેલો, તેવાજ વિચારોથી દોરાયલો, અવશ્ય કાંઈ નવીન કરી દેખાડવાની ઇચ્છાવાળો, સ્વદેશ અને સ્વદેશના ઉત્કર્ષમા ઉન્નતિનુ બિન્દુ સમજનાર, જ્યા જ્યા અગ્રેજોનુ રાજ્ય થયુ હોય તે દેશોની ઉન્નતિ પણ ઇગ્લડની ઉન્નતિ ને સહાયભૂત થવા માટેજ હોવી જોઇએ, એવા શુદ્ધ પ્રકૃષ્ટ આશયવાળો, આ વાઇસરાય લોકોને પોતાના ઝળકાટમા આંજી નાખતો કલકત્તાના રાજ્યાસન પર બેઠો.

ઉપરઉપરની દૃષ્ટિએ જોનારા લોકોએ એમ માની લીધુ કે આ વિદ્વાન તેમજ અપૂર્વ ઉત્સાહવાળો પુરૂષ લોક કલ્યાણ કરવામા લૉર્ડ રિપનથી ઉતરશે નહિ. દૃશ્યમાન થયેલા ચળકાટથી અંજાઇ ન જતા, ઉચ્ચ પ્રકારની વક્તૃત્વ શક્તિથી વ્હેતા ઉચ્ચ આશયના પણ અર્થ વગરના વાક્યોમા લેવાઇ ન જનારા રાજકીય પુરૂષોએ કાંઇ પણ વિચાર ન આપતા માથુ ધુણાવ્યુ પરંતુ ઉપર જણાવેલા ઉભય પુરૂષોની ધારણાને ઉલ્લઘન કરનારૂ વર્તન લૉર્ડ કર્ઝન તરફથી થોડા સમયમા શરૂ થયુ. લોકના લાભને માટે જણાતા કાયદા જેટલે અંશે દેશના લોકને લાભકારક થાય તેના કરતા ઇગ્લડને વધારે લાભકારી થાય એવા જણાવા લાગ્યા. ઈગ્લડના હિત આગળ હિંદુસ્તાનનુ હિત વાઇસરોયના મનમા ગૌણ છે એમ લોકોક્તિ થવા માડી પરિણામ એ થયુ કે રાજ્ય કર્તાના કાયદા તરફ પ્રજાએ અવિશ્વાસથી જોવા માડ્યુ.

એક અમુક કારણમાથી ન ધારેલા એવા મોઇ કાંઇ જન્મ ગો ઉદ્ભવે છે એવા ઘણ દાખલા ઇતિહાસમા જોવામા આવે છે. સાચા અથવા ભૂલ ભરેલા વિચારથી ઉત્પન્ન થયેલા અવિશ્વાસના અંકુરે પરિણામ એ આણ્યુ કે, શાંત ગતિએ ચાલતો સ્વદેશ પ્રેમનો પ્રવાહ રાજકીય પુરૂષો ઉપરની આસ્થાને ડગમગાવવામા કામે લાગ્યો. આટલા સમયમા લૉર્ડ કર્ઝનના જેવાજ, એકજ આંખે ઇગ્લડની તરફ જોનારા પરંતુ તેજ સમયે આખા જગતપર સામ્રાજ્ય ભોગવવાની લાલસાવાળા ચેબરલેન તથા બાલ્ફરનો પરાજય થયો. ઇગ્લડનો રાજ્યાધિકાર લોકાભિલાષને ઉત્તેજન આપનારા સર હેનરિ કેમ્બેલ બેનરમેનના હાથમા આવ્યો, અને મોર્લે જેવા, સ્વરાજને ઉત્કૃષ્ટ પ્રકારનો રાજ્ય પદ્ધતિનુ પ્રથમ લક્ષ્ય ધારનારા, ભિન્નભિન્ન પ્રકારની રાજ્યસસ્થાઓનુ ઉચ્ચ પ્રકારનુ જ્ઞાન ધરાવનારા, વિદ્વાન્ પુરૂષના હાથમા હિંદુસ્તાનના રાજ્યનો અધિકાર આવ્યો. આનદથી હિંદુસ્તાનનો વિદ્વાન વર્ગ ખળભળી રહ્યા. કાંઇક નવીન પ્રસ્તાવ શરૂ થશે એમ દર્શપરપરા સભળાવા માડયુ. એક તરફથી આવા પ્રકારની ઉચ્ચખ્યાતિવાળા પુરૂષનો અધિકાર ઇગ્લડમા, અને લોકોનો ભાવ જેની ઉપરથી ઉતરી ગયો છે તેનો અધિકાર હિંદુસ્તાનમા તે સયોગથી નવુ પરિણામ આવવા માડયુ. બગ દેશના, લૉર્ડ કર્ઝને કરેલા વિભાગથી ખળભળાટ તો થયો હતોજ તેમા નવી નવી ચર્ચાઓ ભળવામાડી. અશિક્ષિત અને ઉછળતા લોહીના અધિકારીઓના શુભાશયના કાયદાનો ન ધારેલો અર્થ થવા માડયો, અને આ પ્રકારના વિપરીત કારણોમાથી સ્વદેશપ્રેમ નામનુ શુભ ફલ નીકળી આવ્યુ.

અતિ ચતુર મી. મોર્લે આ પ્રસંગનું જલદીથી અધ્યયન કરી શકે એ સ્વાભાવિક છે આયર્લેંડને સ્વરાજ્ય આપવાને મચાવેલા યુદ્ધમાં ગ્લેડસ્ટનના અપ્રતિમ સહાયક મી. મોર્લેને હિંદુસ્તાનમાં ચાલતા રાજકીય વ્યવહાર ઉપર કરડી નજર કરવાનું મન થાય એમાં આશ્ચર્ય જેવું નથી: પરંતુ થોડા સમયમાંજ એને સમજાયું હોવું જોઇએ કે જે પદ્ધતિ **આયર્લેંડ**માં દાખલ કરવાને એ ઉદ્યુક્ત થયા હતા તે પદ્ધતિ કોઇ પણ પ્રકારે હિંદુસ્તાનને યોગ્ય ન હતી આવી રીતે ડામાડોળ થયલા ચિત્તને હિંદુસ્તાનનાં રાજતંત્ર ચલાવી રહેલા અંગ્રેજો પોતાની ચાલતી આવેલી પર પગને તોડવાને નાખુશ હોવાથી, વાક્ પ્રહારથી અવરોધ કરી રહયા હશે. એક તરફ લોકને સ્વકાર્યમા પરિપૂર્ણ સ્વાતંત્ર્ય આપવાનો પોતાનો સિદ્ધાન્ત, બીજી તરફ જીતેલી પ્રજા ઉપર અમે રાજ્ય કરનારા છીએ અને તે વિષયમા દૂર દેશમાં પડેલા મી. મોર્લેના કરતાં હિંદુસ્તાનની સ્થિતિ તથા તેના લોકની યોગ્યતા અમે વધારે સમજીએ છીએ એવી, અધિકારમા રહેલા અંગ્રેજોની માન્યન્તા, એ બેની વચ્ચે તાણાતાણ થતાં જેવં પરિણામની આશા રખાય તેવાં પરિણામનું દિગ્દર્શન લૉર્ડ મિન્ટોના તા ૨૪-૮-૧૯૦૭ ના પત્રમાં થાય છે.

મિ મોર્લે તરફથી હિંદુસ્તાનના લોકોને જે નવા હક મળવાની આશા રખાતી હતી તેની વાટ કેટલાક માસથી લોકો ઉત્સુકતાથી જોઇ રહયા હતા જે પ્રમાણમા ઔત્સુકય હતું તેજ પ્રમાણમા લોકોને નિરાશાના દર્શન થયા હોય તેમા આશ્ચર્ય નથી બહુ લાબો વિચાર કરીને લૉર્ડ મિન્ટોએ એક નવું રાજકીય મંડળ ઉભું કર્યું છે અને એક જુના મંડળને સુધારવાની તજવીજ કરી છે. નવુ મંડળ, પ્રસિદ્ધ પુરૂષોની સભા (Council of Notables) એ લૉર્ડ લિટનના વખતથી ચાલી રહેલા પ્રયાસનું પરિણામ છે મહારાણી વિકટોરિઆએ જ્યારે ચક્રવર્તિની પદ ધારણ કર્યું ત્યારે લોકને કાઇક વિશેષ હક્ક આપવા જોઇએ એવી ચાલતી આવેલી રૂઢીનો આદર કરવા લોર્ડ લિટને આવી એક પ્રસિદ્ધ પુરૂષોની તથા રાજપુરૂષોની સભા સ્થાપવાનો મોટા આડંબરથી ભપકોજ સાધ્યો હતો: આજ દિવસ સુધી જે ખબર મળી છે તે પ્રમાણે તે ભપકોજ હતો. એ રાજપુરૂષની સભા કોઇ દિવસ મળેલી જણાઇ નથી અને તેમણે સરકારને કોઇ પ્રકારની સલાહ આપી હોય એવું બહાર આવ્યુ નથી. અધિકારી વર્ગની સાથે ઘણે અંશે એકમત થઇ, લોર્ડ લિટનની આ સંસ્થાને નવા સ્વરૂપમાં અનુમોદન આપવાથી, અધિકારી વર્ગનો વાંધો તોડી નાખવાનો પ્રયાસ મિ. મોર્લે કરતા જણાય છે. પણ જે સ્વરૂપમાં લોર્ડ મિન્ટો એ મંડળની યોજના કરે છે, તે સ્વરૂપ જોતાં એ મંડળ કોઇ રીતે ઉપયોગી થાય એ વાત શંકાસ્પદજ છે, મંડળ કોઇ પણ રીતે નિયમિતપણે મળવાની યોજના છેજ નહિ. અમુક વિષયમાં અધિકારીઓને વિચાર કરવાનો હોય એ સમયે તેમને યોગ્ય લાગે તેમ આ હવામાં ઉડતા મંડળના પોતાને ગમે તો બધા અથવા થોડાને બોલાવી બંધ બારણે તેમનો અભિપ્રાય લેવો.

આ અભિપ્રાય પણ, યોજેલા નિયમ પ્રમાણે, પ્રસિદ્ધિમા મૂકવાનો ન હોવાથી લોકચર્ચાની કસોટીએ ચ્હડવાનો નહિ અમારો એમ સમજવાનો આશય નથી કે આ પ્રસિદ્ધ પુરૂષોમાથી કોઇ પણ લોકહિતનો વિચાર કરી પોતાના સ્વતત્ર અભિપ્રાય સરકારને જણાવશે નહિ મુખ્ય આશય એજ છે કે સલાહ આપનાર પુરૂષોની સલાહ બધ બારણે ન લેવાતા, પ્રસિદ્ધ રીતે લેવાય તો તેમના અભિપ્રાય પર ચર્ચા થતા, સદા સારા ફળની આશા રહે અધિકારી વર્ગના લોકો પોતાની પ્રભાથી આવા પ્રસિદ્ધ પુરૂષોને પોતાને યોગ્ય જણાતા માર્ગમા દોરી જશે, એવો અયોગ્ય આરોપ મૂકવાનુ અમે ઇચ્છતા નથી, પરતુ એમ બનવાના જો પ્રસગો મળે તો આ યોજનાથી એ પ્રસગોને રોકો મળશે સર્વદેશીય વિચાર કરતા અમને તો એમ ભાસે છે કે આ મડળ ઉભુ કરવામા અધિકારીઓનો પણ વિચારશીલ વર્ગ એકમત થશે નહિ કદાચિત્ એ મડળ સ્થપાયુ તો લોર્ડ લિટને યોજેલા મડળની પેઠે જ આ મડળ પણ સર્વદા અકૃતકાર્યજ રહેશે એ મડળમા નામ દાખલ કરાવી પોતાનુ ગૌરવ વધારવાની જેમને ઇચ્છા હોય તેઓ ભલે નિરર્થક મ્હોટાઇ મેળવે આ મડળથી ભય માત્ર એટલો જ છે કે, લોક તથા અધિકારીઓની સાથે પણ સમત ન થાય એવો કોઈ વરિષ્ટ અધિકારી આ દેશપર રાજ્ય કરવા આવતા, લોકને માન્ય નહિ એવી તેની ઇચ્છાઓ પાર પાડવામા આ મડળ તેને સાધનભૂત થશે (અપૂર્ણ) વિ પ્ર વૈ

**પ્રથમ પરિષદ**—દ્વિતીય સાહિત્ય પરિષદ વિષે બોલતા પ્હેલા પ્રથમ પરિષદે કરેલા કાર્યની નોંધ લેવાનુ આવશ્યક જણાય છે યુરોપમા મળતી "ઓરિયેન્ટલ કૉન્ગ્રેસ"ના ધોરણે આ કાર્યની કલ્પના કરી છે ગુજરાતી સાહિત્યમા જે વિષયોનો તદ્દન અભાવ હતો તેની ખોટ થોડે અંશે પુરાણી છે અંગ્રેજીના સાહિત્યના ઇતિહાસ વિષે જેવા વિદ્વત્તા ભર્યા ગ્રંથો છે તેવા ગ્રંથોની હજી ગુજરાતી સાહિત્ય વાટ જુએ છે શાસ્ત્રી વ્રજલાલ કાળીદાસે ગુજરાતી ભાષાનો ઇતિહાસ રચી એ દિશામા પ્રારંભ કર્યો છે પ્રાચીન કાવ્યમાળા તથા બૃહત્ કાવ્ય દોહનના ઉપોદ્ઘાતમાથી સાહિત્યના ઇતિહાસ વિષે થોડુક જાણવાનુ મળે છે તથાપિ એ કાર્ય હજી સમગ્ર લેખ નીજ વાટ જુએ છે સદ્ગત શ્રી ગોવર્ધનરામભાઈએ પોતાના ભાષણમા ગુજરાતી સાહિત્યના ઇતિહાસ લખનારે જે દિશામા જવુ તે આંકી આપ્યુ છે વાગ્વ્યાપાર ( Phonetics ) ના વિષયમા અદ્યાપિ કોઈ ગુજરાતી વિદ્વાને પ્રવેશ કર્યો હોતો એ વિષયપર વંચાયનો વિદ્વત્તા ભર્યા લેખ ગુજરાતી સાહિત્યમા અમુલ્ય ઉમેરો ગણાશે અને બીજા ગોવર્ધનસિંહને મા [illegible] થઈ પડશે ઉપરાંત રંગભૂમિ, જોડણી, લિપિ, લોકગીત, સાર્વજનિક પરિભાષા ઇત્યાદિ વિષયોપર સારા લેખ આવ્યા હતા, જેમનો સંગ્રહ હાલમા પ્રકટ થયેના રીપોર્ટમા થયો છે

**દ્વિતીય પરિષદનુ કાર્ય**—પ્રથમ પરિષદનો સઘળો કારભાર માત્ર એક અપવાદ સિવાય હિંદુઓએ જ વહ્યા હતો હિંદુ, પારસી, મુસલમાન, સ્ત્રીઓ અને પુરૂષો, વ્યાપારીઓ અને સાક્ષરો, ગુજરાતીઓ અને દક્ષિણીઓ સર્વેનુ દ્વિતીય પરિષદમા મળવુ થયુ હતુ એ હર્ષની વાત છે ભિન્ન ભિન્ન નાતિની આશરે સો મહિલાઓ, પરિષદને શોભાવતી હતી, અને વંચાતા લેખપર મોટુ લક્ષ્ય પહોંચાવતી હતી ગૃહ સંસાર અને ગૃહકાર્ય વિષે બે મજારીઓ તરફથી લેખ મળયા હતા પારસી લેખક મંડળમાથી કેટલાક વિદ્વાનોના, ઇતિહાસ અને લિપિ વિષે લેખ હતા ' ગુજરાતના પરદેશી પ્રવાસીઓના વૃત્તાંત " વિષેનો મી કરકરીઆનો નિબંધ સભારજક હતો " સાહિત્યની રંગભૂમિ " પર મિસ પાલમકોટે મા [illegible] ની ચાબૂકનો રણકાર સઘળા શ્રોતાઓના કાનમા થઈ રહ્યો હતો જાણીતા મુસલમાન વિદ્વાન નાનજીઆણીનો ૯ દ શાસ્ત્ર વિષે નિબંધ આવ્યો હતો કવિ દલપતરામની સ્વલ્પ વિદ્વાન પાસેથી કવિતામા પ્રાસ ઇત્યાદિની કડાકૂટ નિરૂપયોગી છે, એવુ સાભળીને હર્ષ થાય છે ગુજરાતના અગ્રણી સાક્ષરને છાજે અને ગમે તે દેશના વિદ્વાનને માનપ્રદ ગણાય એવુ, પારદ અને અલંકારયુક્ત શૈલીવાળુ, ગુજરાતના અર્વાચીન સાહિત્યના યુગમા ઘડિક સાભળનારને લઇ જતુ, ઘડિ સાદા, જોસ્સાદાર શબ્દથી નિરુત્સાહીને સતેજ કરે એવુ પ્રમુખનુ ભાષણ હતુ પ્રથમ પરિષદમા ગોવર્ધનભાઈએ કહ્યુ હતુ કે મે એક મ્હોટી શોધ કરી છે તે એ છે રા કેશવલાલભાઈ ૫ મે નાનનો ખજાનો છે, તેમાથી જેટલો લેવાય તેટલો લાભ તમે લઇ લેજો ગુજરાતના પ્રાકૃત ભાષાના સાહિત્યમા રા કેશવ

લાલભાઇએ સારો પ્રવેશ કર્યો છે. એમનો પ્રસાદ આપણને જેટલો મળે તેટલો કિંમતીજ છે એમની પાસેથી એક બીજો લેખ આવ્યો હતો જે સમય સંકોચને લીધે વંચાયો ન્હોતો. નિબંધને બદલે ભુલમાં પુસ્તક લખનાર કુસુમમાળાના કર્તાએ અભિનય કલા વિષે શાસ્ત્રીય લેખ વાંચ્યો હતો, જે પૂરો વંચાયો હોત તો ખસુસ શ્રોતા વર્ગને લાભ થાત અમે ઇચ્છીએ છીએ કે એમને હાથે એવી ભૂલોજ થાય ને ગુજરાતી સાહિત્યનું ભંડોળ વધે. વર્ણ રચનાપર લેખ વાંચનાર એક પ્રાથમિક શાળાના ઉત્સાહી મ્હેતાજી હતા. હાલના ગુજરાતી અક્ષરોનાં સ્વરૂપ પ્રથમ કેવાં હતાં અને કેવા રૂપાંતર થયા પછી આપણે હાલ લખીયે છીયે તેવા થયા, તે વિષે સારી ચર્ચા કરી હતી રા રમણભાઈ તરફથી અલંકાર શાસ્ત્રપર લેખ મળ્યો હતો. ઉપરાંત ન્યાય, વિજ્ઞાન, પ્રાચીન શોધખોળ, વ્યાપારનું સાહિત્ય, બંગ સાહિત્ય વિગેરે વિષયોપર તે તે વિષયના અભ્યાસીઓ તરફથી લેખ આવ્યા હતા. થોડા સમયમા સઘળું કાર્ય સમેટવાનુ હતું, જેથી ઘણા લેખો અર્ધા વંચાયા હતા અને કેટલાક તો તેમના લેખકની સ્વેચ્છાથી વંચાયા જ ન્હોતા. આવેલા એકંદર ઓગણચાલીશ લેખમાંથી 'ઘણાક સાપ્તાહિક કે માસિક પત્રોમા આવે એવાજ હતા" એ સત્ય છે, છતા તેઓ આશા જનક છે. આપણું સાહિત્ય હજી બાલ્યાવસ્થામા છે. સાહિત્યના જ પરિશીલનમા આમરણ પર્યન્ત વ્યાવૃત્ત થનાર વિરલા હજી આપણે ત્યાં નથી. વિદ્વાનો સ્વકાર્યમા પ્રવૃત્ત રહે અને અન્નપૂર્ણાની તેમને ચિન્તા ન રહે એવી યોજના સરકાર કે પ્રજા તરફથી થઇ નથી ત્યાં સુધી એવી આશા રાખવી વૃથા છે ગુજરાતી ભાષાની પૂર્વે ઉત્પન્ન થયેલી તામિલ અને હિન્દી ભાષાઓ ગુજરાતી કરતા હજી કેટલાક જમાના જેટલી પાછળ છે તે જોતાં આપણા વિદ્વાનો નિર્માલ્ય ગણાવા ન જોઇએ.

મ્હોટા ન્હાના વધુ મ્હોટામાં, તો ન્હાના શા ખોટા ?
વ્યોમદીપ રવિ નભ બિન્દુ તો, ઘર દીવડા શા ખોટા ?

એ ન્યાયે આપણા ઉછરતા વિદ્વાનોનો પ્રયાસ હાસ્યાસ્પદ નથી. "ઑરિયેન્ટલ કોંગ્રેસ"ના વિદ્વાનો પોતે કરેલા મહાન પ્રયાસો અને તેમને મળેલાં મહત્વનાં ફળ પ્રદર્શિત કરવા મળે છે, ત્યારે આપણી પરિષદમા તો આપણા સાહિત્યમા શું શું નથી તેની ગણનાથીજ આરંભ કરવાનો છે. પણ તેથી નાહિંમત થવાનું નથી પ્રતિકળ સમયમાં જ્યારે થઇ ગયેલા વિદ્વાનોએ સાહિત્યનો વિકાસ આટલી કોટિએ આણ્યો ત્યારે આવા અનુકળ સંયોગોમાં ભવિષ્યના વિદ્વાનો સારૂં ફળ પ્રાપ્ત નહિ કરે ?

સાહિત્ય સભાના મંત્રિયો તરફથી વિષયોનું એક ટિપ્પણ બ્હાર પડયુ હતું. જેમાં ગણાવેલા કેટલાક વિષયોને કોઇ પણ વિદ્વાને ઈન્સાફ આપ્યો નથી. વ્યાકરણ, માનસશાસ્ત્ર, ધાર્મિક સાહિત્ય, નૃત્ય શિલ્પ ઇત્યાદિ વિષયોપર લેખ આવશ્યક છે, આશા છે કે હવેની પરિષદમાં એ વિષયો પરત્વે વિદ્વાનોનું લક્ષ ખેંચાશે. તેમ થશે ગુજરાતીમાં એક નવીન સાહિત્ય ઉભું થશે અને વિદ્યાની અભિવૃદ્ધિ થશે. અસ્તુ.!

## मोक्ष कैम मळे ?

### એક નાની વાર્તા

પ્રાચીન પુસ્તકોમાંથી તેમજ વૃદ્ધપરંપરાથી અમે એક વાર્તા સાંભળી છે તે એ છે કે —

પહેલા આનન્દચન્દ્ર નામનો કોઇ મહા નૃપતિ અલકાવતીમાં રાજ્ય ચલાવતો હતો એ રાજાની નિયામક શક્તિ એવી તો અદ્ભુત હતી કે એના રાજ્યમાં કોઇ પાંદડુ હલાવતુ તોપણ તે તેના જાણવા બહાર ભાગ્યેજ રહી શકતુ વળી હાલના સમયમાં જેમ સરસ્વતી અને લક્ષ્મીના નિવાસસ્થાન સ્વાભાવિક રીતે જ ભિન્નભિન્ન મનાય છે, અને લક્ષ્મી હોય ત્યાં સરસ્વતી ભાગ્યે જ પ્રવેશ કરે છે, તેવુ આ રાજાના સંબંધમાં બન્યુ નહોતુ તે તો વિદ્યાનો મહાવિલાસી અને મહાજ્ઞાની ભૂપતિ હતો, અને તેને લીધે તેની ખ્યાતિ સર્વત્ર પસરી હતી તેનુ રાજ્ય પણ મહા સમૃદ્ધિવાન્ હોવાથી સ્થળે સ્થળે તેણે વિવિધ પ્રકારની ચાતુરી ભરેલા અનેક દુર્ગો રચાવ્યા હતા ફળદ્રુપ ભૂમિમાં ફળ તથા પુષ્પના ભારથી લચી રહેલા અને શીતળ પવનથી હીંચતા વિવિધ પ્રકારના વૃક્ષોની તો ત્યાં ખામી જ નહોતી મેસર્સ તાતા આયર્ન એન્ડ સ્ટીલ કંપનીના જેવી અનેક કંપનીઓ, ભૂમિના પડમાં છપાવેલી સોના, રૂપા વગેરેની કીમતી ધાતુઓને તથા હીરા, મણિ વગેરે મહા મૂલ્યવાન જવાહીરોને બહાર કાઢવા પ્રયત્ન કરતી હતી આવી મહા સંપત્તિવાળા મહીપતિએ પોતાના નિવાસ સારૂ કેવો રાજમહેલ બંધાવ્યો હશે તે સૌએ પોતપોતાની કલ્પનાથીજ વિચારી લેવુ પ્રિય વાચકગણ! એ ભવ્ય રાજમહેલ જોવાને અમે ભાગ્યશાળી થયા નથી, તેથી તેનુ વર્ણન આપવા અમારી લેખિની અશક્ત છે તોપણ લોકોના મુખારવિંદમાંથી નીકળતી વાતો કર્ણપરંપરાએ અમારે કાને પડી છે અને તેપરથી અમે જાણ્યુ છે કે એ રાજમહેલ અદ્ભુત શોભાનો ભંડાર છે રાજમહેલની ભીંતો મનહર ચંદનથી જ તૈયાર કરવામાં આવી છે વળી જેમાં વિવિધ રંગી, ખૂબસુરત હીરા, માણેક, પોખરાજ, નીલમ વગેરે જડીને તે વડે જાતજાતના વૃક્ષો, વેલો ને પક્ષીઓના મનમોહક ચિત્રો પાડવામાં આવ્યા છે આ વિશાળ રાજમહેલમાં અનેક ખંડો છે, પણ જે સર્વે ખંડો કરતા પણ રાજાના શયનને માટે ખાસ ખંડ છે, તેનુ વર્ણન કરવાને તો સાક્ષાત્ મહાકવિ કાલિદાસ કે બાણ જ જોઇએ અમારી શબ્દાલંકાર અને અર્થાલંકાર વિહીન શુષ્કભાષામાં તેને યથાયોગ્ય ન્યાય મળવો સર્વથા અશક્ય હોવાથી અમે તો ટુંકામાંજ કહીશુ કે તે મહેલ, ભવ્યતામાં, વિશાળતામાં, મનહરતામાં સર્વ રીતે અદ્વિતીય હતો! અસ્તુ

આ રાજાના સંબંધી એક બે આશ્ચર્યજનક વાર્તાઓ અહીં સાથે સાથે જણાવવી વધારે યોગ્ય છે. આ રાજાના સંબંધમાં પહેલી આશ્ચર્યજનક હકીકત એ હતી કે હજુ સુધી તેણે એક પણ સ્ત્રી સાથે લગ્ન કર્યું નહોતું. વાચકવર્ગ કલ્પના કરશે કે શું એ રાજાનું હૃદય પ્રેમશૂન્ય હશે ? બન્ધુ ! ના ના એવો પરૂષ આક્ષેપ એ મહાન રાજન ઉપર કરશોમાં. અમે અમારા એ મહામાન્ય, મહીપતિલલામ ભૂપવરનું હૃદય સારી રીતે સમજ્યા છીએ. એ નૃપતિનું હૃદય અપાર પ્રેમથી પરિપૂર્ણ હતુ-પરમપ્રેમનાજ સ્થાનરૂપ હતું. બીજા દયાળુ નૃપતિઓ પ્રજાજનોને જ્યારે પુત્રરૂપ સમજતા, ત્યારે આ નૃપતિ સર્વ પ્રજાજનને-અરે સર્વ પ્રાણી માત્રને પોતાના આત્મવત્તુજ મનતા. તેને લીધે સર્વ પ્રાણી માત્ર પર તેની અપાર કરૂણા, અપાર પ્રીતિ અને મમતાના ઝરણો. અહોનિશ તેના સ્નેહપૂર્ણ હૃદયમાંથી વહ્યા કરતા. આમ છતા તેણે હાલના ડાહ્યા ભૂપતિની પેઠે પાંચ સાત રાણીઓ સાથે તો શું પણ એક પણ પટ્ટરાણી સાથે લગ્ન કર્યું નહોતું, એ એક આશ્ચર્યજનક વાર્તા હતી. બીજી નવાઇ ઉપજાવનારી વાર્તા એ હતી કે આ રાજાનો સુંદરતાના આગારરૂપ રાજમહેલ, આજ સુધી કોઇએ પ્રત્યક્ષ જોયો નહોતો. કલ્પના શક્તિના ઘોડાપર બેસનારા ઘણા કવિઓ અને વિદ્વાનોએ તે મહેલની શોભાનાં પદ્યો ને ગદ્યો લખ્યાં હતાં, પણ તેમનાં લખાણમા વાસ્તવિક સત્ય શું છે તે વિષે પૂછવામાં આવતું, ત્યારે તેઓ કહેતા કે અમે પ્રત્યક્ષ રીતે તો તે મહેલ જોયો નથી આમ હોવાથી દિનપરદિન આ મહેલ જોવાની પ્રજાજનોની ઉત્કંઠા અતિશય વધતી જતી હતી. ત્રીજી નવાઇ જેવી વાર્તા એ હતી કે આ રાજા પોતાની પાછળ આ વિશાળ રાજ્ય કોને સોંપશે, તે વિષે લોકો કશું જાણતા નહોતા જોકે રાજાની શરીરસ્થિતિ હજુ નિરામય હતી; અને તેથી તેની કામ કરવાની શક્તિ તો હજુ પ્રથમના જેવીજ અખંડ, અપ્રતિહત-અરે જુવાનમાં જુવાન માણસને પણ લજ્જિત કરે તેવી હતી, તો પણ ગામના વૃદ્ધમાં વૃદ્ધજનો પણ કહેતા કે હવે રાજાની ઉમર વૃદ્ધ થયેલી છે અને તેના પુરાવામાં લોકો એવી હકીકત રજુ કરતા કે અમે જ્યારથી સમજણા થયા છીએ ત્યારથી તો અમે રાજાને આવડી ને આવડીજ વયના, રાજ્ય ભોગવતા જેયા છે! તેમ છતાં આ નૈષ્ઠિક બ્રહ્મચારી નૃપતિ, પોતાની પાછળ કોને ગાદીપતિ કરશે તે વિષે લોકોને કશીજ ખબર નહોતી. વળી રાજાને પોતાના કુટુંબમાં કોઇ નજીકનો કે દૂરનો ભાઇ, કાકો, મામો, માશો, ફુઓ કે ભાણેજ કશો સગો નહોતા કે તેને અગર તેના પુત્રને ઉત્તરાધિકારી ઠરાવે ! આમ હોવાથી આ બાબતમા પણ પ્રજાજનોનાં મન અંધકારમાંજ હતાં. કેટલાક જનોએ તો આ વિષે રાજાને પ્રશ્ન પણ પૂછવાનું બાકી નવ્યું નહોતું, પરંતુ તેના ઉત્તરમા એ માયાળુ મહીપતિએ સહસ્મિત કરીને એટલોજ પ્રત્યુત્તર આપ્યો હતો કે " એ હકીકત યોગ્ય સમયે તમને પોતાની મેળેજ જણાશે.'

એક દિવસ મંગળ પ્રાતઃકાળનો સમય છે ભગવાન સૂર્યનારાયણની સુવર્ણરંગી પ્રભાના મધુર ઝરણો પૂર્વ દિશામાથી ભૂતળ અને ગગનતળમા પ્રસરવા લાગ્યાં છે.

નિદ્રામ થી જાગૃત થયેના પ ક્ષીઓ નીલ આકાશમા ઉડતા અને મધુર કલરવ કરવા લાગ્યા છે મ દિરોમાથી ઘ ટાના ટ ટ તથ નગારાના ધનનન વનનન અવાજે વાયુ રૂપી અશ્વ ર ચડી દિશાઓમા મહાલે છે, અને મે ાણીઓ નિદ્રાનો ત્યાગ કરી પોતાના કામમા જોડાવા માડયા છે, તે વખતે તે શહેરના રાજરસ્તાપર, ચોટાપર શેરીઓને ગલીઓપર ને જ્યા જ્યા માણુસોના સ ચારના સ્થળો હતા, તે તમામ સ્થાનો પર, દાંડી પીટનાર માણસોએ પોતાના પ્રખરનાદ—આકાશને ભેદી નાખે એવા ઉચ્ચ સ્વરે–નીચે પ્રમાણે ઢ ઢેરો પીટવા માડયો

## ઢ્ઢેરો

સામ ત ચક્ર ચૂડામણિ મહારાજા આનદચદ્રની આજ્ઞાથી સવ માણુસોને જાહેર કરવામા આવે છે કે તે કૃપાઘન મહ રાજા, સ પૂર્ણ સત્તા સાથે પોતાની મહાન પદવી, આજે સાજે બરાબર સૂર્યાસ્ત સમયે, ગોધિ લગ્નને મ ગળ મુહૂર્તે સોપી દેનાર છે માટે માનવતનધારી પુરૂષો વા સ્ત્રીઓ, શ્રીમ તો વા ગરીબો, પ ડિતો વા અપ ડિતો, બાળકો વા મોટાઓ સર્વે માણસો મહારાજા આનદચદ્રને રમણીય રાજમહેલમા વહેલા વહેલા જઈ મળજો, જઈ મળજો વહેલો તે પહેલો—પહેલો ઝટ ચાલજો ,ચાલજો આળસ કરશોમા કરશો મા અમૂલ્ય લાભ ખોશો મા ખોશોમા જાગજો જાગજો ચેતજો ચેતજો ચેતજો

એની તો સ્પષ્ટ રીતે ઢ ઢેરો પીટવામા આવતો હતો કે મદ બુદ્ધિનો માણસ પણ તે ભાવાર્થ ન સમજી શકે પણ નિર વાચક ગણ ! આ ઢ ઢેરાનુ પરિણામ શુ થયુ તે જણાવુ ? યોવન, ધન સ પત્તિ ને સત્તાના મદમા, રગમા ધસ્યાજતા કટલાક મનુષ્યો તો જાણે પોતે આ ઢ ઢેરો પીટનારથી અભડાતા હોય તેમ તેનાથી આઘા ખસી ખસી ચાલવા લાગ્યા તેના તરફ દ્રષ્ટિ પણ કરી નહિ તો પછી ઢ ઢેરો સાભળ વાની વાતજ કરા ? જો કે આ ઢ ઢેરો પીટવ નુ કામ મઈ હલકા માણસો કરતા નહોતા ઉત્તમ આ ચરણવાળા, નિસ્પૃહ, અને રાજાના ખાસ પ્રીતિપાત્ર જનો જ લોકકલ્યાણ માટે આ ઢ ઢેરો પીટવાનુ કામ કરતા હતા પણ છતા તેને અ ધ, અભિમાની જનો તે વિચારવા ત ની લેજ શાની ? ઉપજીવિકાના વ્યવસાયમા રચ્યા પચ્યા રહેનારા ઘણા માણસોએ, રોજ પડતા સાદ જેવો આ પણ સાધારણ સાદ હશે એમ માની લઇ, અનિચ્છા છતા પણ કાનમા અથડાતા આ સાદ ઉપર મનજ લગાડવુ યોગ્ય ધાર્યુ નહિ ! અને તેઓ આનો મહા લ ભ સહજ પ્રમાદમા ગુમાવી બેઠા !

બાકીના જે સુભાગી માણસોએ તે સા સાભળ્યો તેમણે ' હજુ તો જવાને ઘણીવાર છે" "જવાય છે" "હજુ ક્યા વખત થયો છે ?" એવા એવા વિચારે પ્રયાણ કરવ નુ કામ મુલતવી રાખી, બીજા કામમા મન પરોવ્યુ, અને પરોવ્યુ તે પરોવ્યુ કે રાત્રિ થઇ ગઇ ત્યા સુધી રાજાને જઇને મળવાની વાત સાભરીજ નહિ!

આજના દિવસના સાડાત્રણ પ્રહર પણ વીતી ગયા છે. માત્ર અર્ધ પ્રહર દિવસ બાકી છે તે સમયે પ્રિય વાચક મિત્ર ! આપ મારી સાથે ચાલો. આજે આપને કાંઇ નવુંજ દેખાડવા ચાહું છું. જુઓ આ રાજમહેલ ! જેના દ્વારમાં પેસવાની પણ આજ સુધી કોઇને રજા નહોતી, તે દ્વારો આજે ખુલ્લાં છે. અને તેમાં લાખો માણસો હળમળી રહયાં છે. કોઇ માણસો આ ચારૂતા ને ભવ્યતાના ભંડારરૂપ રાજમહેલને નિહાળવામાજ લોભાઇ જઇ સ્તબ્ધ બની ગયાં છે; તો કોઇ માણસો ગોધુલિક લગ્નમા રાજાનને વહેલા વહેલા મળવાની અભિલાષાએ ઉતાવળા ઉતાવળા પ્રવેશ કરે છે પણ અહો આ શું ? દ્વારમાં પેસતાંજ આ સંગીત ધ્વની શો ? કિન્નરકંઠી કામિનીઓનુ હ્રદયભેદી ગાયન અહીંઆં કયાંથી ? હાં, સમજાયું. આજે રાજ્યાભિષેકને, મહા મંગલમય મહોત્સવ હોવાથી પ્રજાના આનંદ, પ્રમોદાર્થેજ આ બધી તજવીજો કરી છે અસ્તુ પણ આ જુઓ. મનહર મૃદંગ અને સુંદર સારંગીના સુસવાદી સ્વરો સાથે આલાપ મારતી, આ નવયૌવના, સુસ્વરૂપા બાલાઓ કેવું મધુર ગાયન કરે છે ! એ સુંદરીઓ પોતાનો નાજુક કર ગંડસ્થળે ધરી જ્યારે આલાપ મારે છે, ત્યારે તેનાં કપોલ સ્થલે કેવી ત્રિવલી પડે છે ! અહા ! શું સુંદર ગાન ! શું તાન ! વળી આ તેના પરિચારકો સંગીત શ્રવણ કરવા ચહાનારને કેવું સન્માન આપી બેસારે છે ? જુઓ સંગીતપ્રિય હજારો ઉમેદવારો આ ગાયનની લહેજત લેવા અહીં જ બેસી જાય છે. ભલેભલે. તેમનેજ ત્યાંજ મૂકી આપણે આગળ ચાલો. અહો ! આ તો મિષ્ટાન્ન વેચનાર કંદોઇની દુકાનો જણાય છે અરે ભાઇ કંદોઇ ! તું શા ભાવે વેચે છે ? ઉત્તર મલે છે કે પધારો, પધારો ભાઇ ! હું વેચનારો નથી, પણ આપનો સેવક છું. સત્કારથી જમાડનાર છું. રાજમહેલમા પધારનાર પરોણાને પ્રસન્ન કરવા માટેજ ઉત્તમ પ્રકારની સામગ્રીને સાવધાનીથી, શુધ્ધપણે આ ભોજનો તૈયાર કરવામાં આવ્યાં છે, અને ઉંચ જ્ઞાતિના બ્રાહ્મણો છીએ. જમવાની રૂચિ હોય તો આ પાટલાપર બિરાજો. શું આપને સ્નાન કરવાની રૂચિ છે ? ભાઇને માટે ત્રાંબાકુંડીમા ઉષ્ણોદક તૈયાર છે. લ્યો આ પિતાંબર, લ્યો આ શરીર લ્હોવાને ઉપવસ્ત્ર. અહા ! કેવી તજવીજ ! કેવો સારો સત્કાર ! જુઓ, જુઓ રાજાને મળવા નીકળેલા ઘણા ઉમેદવારો તો ભોજન કરવાને પંગતમાં ગોઠવાઇ ગયા. અને ક્ષણમાં તો "લ્યો ઘેવર, લ્યો બાસુદી લ્યો લાડુ ને લ્યો ઉનાં ઉનાં ભજીઆં" ના નાદ હવામા વીંઝાઇ રહ્યા. અને થોડી વારમા તો તેમા "સબડક" "સબડક" ના અનંત સ્વરો પણ આવીને મળવા લાગ્યા. જીંહ્લાલૌલ્યવાળા અનેક ઉમેદવારો सर्वं विहाय भोक्तव्यं એ સૂત્રને યથાર્થ અનુસરવા લાગ્યા. પણ પ્રિય ભાઇ ! એમને ત્યાંજ જમતા મૂકી આપ મારી સાથે આગળ ચાલો. અહો ! નંદનવનને પણ લજ્જિત કરે એવો આ બગીચો તો જુઓ ! સુગંધી ને શોભાથી નાસિકા અને નયનને આનંદ આપતાં મનહર વૃક્ષો ને છોડો કેવાં દીપી રહ્યાં છે. ડોલર, મોગરો, જાઇ, જુઇ, ચંપો ચ બેલી ઇત્યાદી છોડોની તેમજ

આમ્ર, કદબ, પપૈયા, કદલિ ને નાલિકેરી જેવા વિવિધ વૃક્ષોની પણ અહીં કાંઈ ઉણપ નથી જુઓ મંડપપર વેલીઓ ચડાવીને અહીં કેવી સુંદર કુંજો બનાવી છે? અહા! આ જળયંત્ર તો નિહાળો! મુક્તાના કણો જેવા ઝીણા ઝીણા જલબિંદુઓ કેવા ઉંચા ચડે છે! અને નૃત્ય કરે છે! આજનો આનંદ તો અપાર છે શીતળ, મંદ, સુવાસિત પવન પણ અહીં અપૂર્વ આલ્હાદ ઉપજાવે છે એ આલ્હાદ લેવા ઘણા ઉમેદવારોએ તો જુઓ આ આરામસ્થાનપર બેસવા માડ્યું ઉપવનના માળીઓ પણ વિનીત ભાવે તેમને મનમોહક સુરભિવાળા સુમનો આપે છે, અને આનંદમા વૃદ્ધિ કરાવે છે પણ નિયબ ધુઓ! આપ આગળ ચાલો સમય હવે ઘણોજ થોડો રહ્યો છે જુઓ સૂર્યનારાયણ છેક ક્ષિતિજ સુધી પહોચી ગયા છે, માટે આપણે ગંતવ્ય સ્થાને પહોચી જઈએ નયન અને નાસિકાને તૃપ્ત કરવા તત્પર થએલા એ ઉમેદવારો હમણા જાગૃત થાય એમ જણાતું નથી આપણે આગળ ચાલો પણ અહો! આ બાજુ આ લોકો આ શી પ્રવૃત્તિ કરી રહ્યા છે? કોઈ સ્ત્રીઓ પોતાના ઓઢણાના છેડામા, તો કોઈ પુરૂષો પોતાની પિછોડીઓમા, અંગરખાની ચાળોમા અને ધોતીઆમા આ રૂપાના અને સોનાના સિક્કા ભરવા મંડી ગયા છે આ અખંડ ધનરાશિઓ તો જુઓ! અસ્ત પામતા સૂર્યના અરૂણ કિરણો તેના પર પડતા તે કેવા પ્રકાશી રહ્યા છે! એ ધનરાશિમાથી ગમે તેટલુ દ્રવ્ય પોતપોતાને ઘેર લઈ જવાની આજે સૌને છૂટ છે શુ તમે પણ તે તરફ પલાયન કરવા ધારો છો? ભલે ભાઈ, ધણીનો કોઈ ધણી નથી અમને પણ ધન સંગ્રહ કરવા આગ્રહ ક્યાં છો? બન્ધુ! અમો એવા સોના રૂપાના કકડાથી નિસ્પૃહ છિયે એ ઢગલો અહા જોતા અમને ખેદ થતો નથી, તેમ અમારા ઘરમા થશે તો હર્ષ થાય તેમ નથી આપની માન્યતા "सर्व गुणा काञ्चनमाश्रय ते" એવી હોય તો ભલે આપ તે કકડા લેવા આનંદે પધારો અમે એથી ઉદાસિન છિયે, અને તેથી મૂઠીઓવાળીને આ આગળજ ચાલ્યા પણ અહો! ગંતવ્યસ્થાને જવામા કેટલા વિઘ્નો છે? જાણે સાક્ષાત કમળાજ ખીલી ના હોય એવા સુંદર વદનવાળી અનેક વરાંગી વામાઓ મારગમાજ ઉભી છે, ને તે રાજાને મળવા જનાર પુરૂષો પ્રતિ અનેક હાવભાવો પ્રકટ કરે છે કોઈ ચંચળ નયનો નચાવે છે, તો કોઈ મદભરી તિરછી નજરે નિહાળી, પેલી કુંજના સંકેત સ્થળોમા આવવાનુ સૂચવે છે મહામુનિ વિશ્વામિત્રને મોહ પમાડનારી મેનકા પણ આ યુવતિઓની સુંદરત પાસે પાણી ભરે તેમ જણાય છે અહાહા! આપણા અનેક સાથીઓ તો આ યુવતિઓએ ઓઢેલા આછા વસ્ત્રોમાથી તેમના લોભનીય અંગો નિહાળવા લાગ્યા કોઈએ સામાં કટાક્ષ ફેંકવા માડ્યા કોઈ કોઈ કામનીઓનો કર ગ્રહણ કરી રોમાંચિત્ત થવા લાગ્યા વળી આ માણસ તો કર્ણશ્લેષ કરી કરી કાંઈ ગાવા લાગ્યો

(ક) જોવા લાયક શુ છે જગમાં ?
પ્રેમ પ્રસન્ન પિયાનું મુખડુ   જોવા. ૧
શ્રવણ યોગ્ય છે શું કહો શાણા
જેથી થાય શ્રવણને સુખડુ ?   જોવા- ૨
શ્રાવ્ય મને લાગે શ્યામા સ્વર;
પ્રિય દિસે અધરામૃત એનુ.   જોવા. ૩
વદન-પવન છે ઘ્રાણ યોગ્યમે
સ્પર્શસમાન તનુ છે તેનું.   જોવા. ૪
ધરણીમાં છે ધ્યાન યોગ્ય આ
યુવતિનું નવયૌવન કેવું ?   જોવા ૫.

બન્ધુ ! એ ઉન્મત્તના પ્રલાપો સાભળવામા કશો સાર નથી. આપણે આગળ ચાલો આહાહા ! અહીંઆ આ મોટા કાચના કબાટો શાં ? હા હા સમજાયું. એ તો પુસ્તકાલય છે, ને આ કબાટોમા શબ્દ ને અર્થ ચાતુરીથી ભરેલા વિવિધ ભાષામાં ગુથેલા તથા જ્ઞાનને આપનારા અનેક ગ્રથો ભરેલા છે. નાટકો, કાવ્યો, વાર્ત્તાઓ, વ્યાકરણો, કોશો, ધર્મો, વિવિધ કળાઓ ને પરચુરણ જ્ઞાનના અનત ગ્રથોનો અહીં સગ્રહ કર્યો જણાય છે. જ્ઞાનની કે આનદની અભિલાષાએ અનત માણસો અહીં પણ રોકાઇ ગયા લાગે છે વળી કોઈ તો કરમા કલમો લઇ નવા નવા કાવ્યો પણ લખતા જણાય છે ? અહા ! આ માણસ તો જુઓ ! તેણે કેટલા ગ્રથો લખ્યા છે છતાં તેને હજુ ગ્રથો લખવાનો અસતોષજ રહયો જણાય છે ! સાંભળો પેલો માણસ કહે છે કે મે આશરે એક હજાર ગ્રથો વાચ્યા છે પણ મારી ગ્રથ વાંચવાની અભિલાષા હજુ પૂરી થઈ નથી ! શી દુરાશા ? જુઓ આ પડિતમન્યો પરસ્પર વાદ ચલાવી રહયા છે કોઇ વ્યાકરણના તો કોઇ જોડણીના, કોઇ કાવ્યના તો કોઇ ધર્મના વિષયો લઈ, પરસ્પર વાકકલહ આદરી બેઠા છે. પણ તેમનાં એ યુદ્ધ, આખી જીદગી વ્યતિત થાય તો પણ શમે એમ જણાતા નથી. જુઓ પરોપદેશે પાંડિત્ય દર્શાવનારા આ વ્યાખ્યાનકારો, જ્ઞાનના, ત્યાગના, વૈરાગ્યનાં, અને એવા એવાં હજારો પ્રકારના લાબાં લચાક ભાષણો આપવા મડ્યા છે, અને તેઓ તેમાંજ કૃતકૃત્ય થયા હોય તેમ સતુષ્ઠ બને છે પોતાનો તથા પારકો કાળવ્યય કરનારા આ માણસોને શ્રોતાઓ પણ વગર વિચારે વાહવાહ કરી કેવા વખાણે છે ? અસ્તુ ચાલો આગળ.

---

(क) द्रष्टव्येषु किमुत्तमं मृगदृशां प्रेमप्रसन्नं मुखं । घ्राणतव्येष्वपि किं तदास्यपवन श्राव्येषु किं तद्वच ॥ किं स्वाद्येषु तदोष्ठपल्लवरस स्पर्शेषु किं तत्तनु । ध्येयं किं नवयौवनं सहृदयै सर्वत्र तद्विभ्रम ॥ એ મહાનુભાવ ભર્તૃહરિના શૃંગાર શતકના શ્લોકના અનુવાદ માટે ક્ષમા માગીએ છીએ.

પણ હા પ્રભુ ! આ એકદમ ધડાકો ને ચમકારો શો? બસ 'સૂર્ય નારાયણ અસ્ત' રાજનને મળી રાજન્ થવાનું દ્વાર ધડામ સાથે એકદમ બંધ ! હા દૈવ ! હવે ક્યાં જઈ ? શું કરૂં ? શરીર ચેતન રહિત થાય છે, ચોગમ રાત્રિનો અને અજ્ઞાનનો અંધકાર છવાય છે !

## ઉપસંહાર

પ્રિય વાચકો ! આવી સ્પષ્ટ વાતનો પણ મારે ઉપસંહાર કરવો પડશે ? આપની ઇચ્છા જણાય છે તો ભલે શ્રવણ કરો. ખલકાવતી નગરી તે આ વિશાળ વિશ્વ ગામ ત ચડામણિ નૃપતિ આનંદઘન તે આનંદઘન પરબ્રહ્મ પરમાત્મા હતો. તે શાસ્ત્રો ને મહાપુરુષોના વાક્યો શાસ્ત્રો નોબતો ગડગડાવીને કહે છે તેમામાત્મસ્થયેऽनुपश्यन्ति धीरा तेषां सुखं शाश्वतं ब्रह्मविद् ब્રह्मैव भवति "તે હૃદયગુહાસ્થ પાછળ જે બુદ્ધિશાળી જાય છે તેનેજ અખંડ સુખ પ્રાપ્ત થાય છે "બ્રહ્મને જાણનાર બ્રહ્મજ થાય છે" તેથી જરા પણ ન્યૂન રહેતો નથી પણ પ્રિયબંધુઓ श्रवणायापि बहुभिर्यो न लभ्यः शृण्वन्तोऽपि बहवो यं न विद्युः (કઠોપનિષત્ ૨-૭) 'ઘણા વડે તો એ ઠાકોર શ્રવણને માટે પણ લભ્ય નથી, ને ઘણા તો સાંભળતા છતા પણ જાણી શકતા નથી" જો કે એ આનંદના મહાનિધિને મળતાજ આનંદના મહાનિધિનેજ પામવાનું છે, પણ તે વાતને ભૂલી તે આનંદના નાનામા નાના અંશરૂપ જે પંચેંદ્રિયના ક્ષુલ્લક આનંદો, જેમાં રમણ કરવામાંજ કેટલાક માણસો રોકાઈ જાય છે, તો કેટલાક પુસ્તકભારવાહી પંડિતમ્મન્યો થોથા ઉથામવામાં કે વાતાલાપમાંજ જીવન પૂરૂં કરે છે, ને પછી જીવનની અવધિ આવતાં ગંતવ્યસ્થાને ન પહોંચી શકવાથી અજ્ઞાનના અંધકારમાં નિરંતર ભ્રમણ કર્યા કરે છે, કેમકે વિદ્યુત્ના ચમકારા જેવા આ જીવનને પૂર્ણ થતાં કાંઈ વાર લાગતી નથી કલ્પિત પૂર્વોક્ત વાર્તામાં તો ગોધૂલિક લગ્નમાંજ આવી મળે તેનેજ સર્વસત્તા આપવાની હકીકત કથી છે, પણ આ પરમકૃપાળુ એ તો ગમે તે દિવસે, ગમે તે પહોરે, ગમે તે ઘડીએ ને ગમે તે પળે આવી મળનારને પોતાની સત્તા આપવાની છે તો હવે સમય કાં ગાળવો ? બંધુઓ ? એ આનંદના ઉદધિને-રસના સાગરને જઈ માળે તથાસ્તુ

રસસાગરમાં ઝીલવાને ચાલો રમીલા
ચાલો રમીલા ઝીલો ચાલો રસીલા—રસ સાગરમાં ૧
એ રસસાગર પર માયાથી,
અમૃતનો આકર રસાળો રસીલા—રસ સાગરમાં ૨
સુર, નર, મુનિવર અગણિત એમાં,
આનંદથી ઝીલતાં નિહાળો રમીલા—રસ સાગરમાં ૩

---

૧ શ્રી બૃહદારણ્યકોપનિષત્

રમ્ય સ્વરૂપી રસસાગર એ,
ભાવે ભાળી, પાપ પ્રજાળો રસીલા—રસ સાગરમાં. ૪
ગુરૂપદપંકજની તરણિ લઈ,
આધિ ને ઉપાધિ બધી ખાળો રસીલા—રસ સાગરમાં. ૫
સફળ કરી જીવન જગજીવન,
જનમ મરણું ભય ટાળો રસીલા—રસ સાગરમાં. ૬

इति शं.

જગજીવન કાલિદાસ પાઠક.

## पुस्तकोनुं वांचन.

(શૉપનહૅારને આધારે)

સંપત્તિવાન છતાં અશિક્ષિત રહેનાર મનુષ્યજ નિંદ્ય છે. વિદ્યાનો પ્રસાદ ચાખવાની સંપત્તિ હીન મનુષ્યોની ઈચ્છાઓ ધનહીનતાથી નિયંત્રિત હોય છે, તથા ઉદર પોષણ કરવામાજ તેમનો બધો સમય રોકાય છે તેથી તેમને શિર વિશેષ જવાબદારી નથી. પરંતુ અશિક્ષિત શ્રીમંતો માત્ર પોતાની અભિલાષાઓને વિવિધ પ્રકારે પોષવાજ જીવે છે, અને પોતાને પ્રાપ્ત થયેલી લક્ષ્મી તથા અવકાશનો સદુપયોગ કરતા નથી તેઓ સર્વદા ઉપાલંભને પાત્ર છે.

આપણે અમુક પુસ્તક વાંચ્યું એટલે શું ? લખનારના વિચારને પગલે પગલે માત્ર આપણે ગયા. અક્ષર લખતાં શીખનાર બાળક જેમ શિક્ષકે લખી આપેલા અક્ષર વારેવારે ઘુંટે છે, તેમ ગ્રંથકારે કરેલા માનસિક વ્યાપારોનો માત્ર આપણે અભ્યાસ (repetition) કર્યો. સ્વતંત્ર વિચારથી કંટાળી જઇ પાસે પડેલું પુસ્તક હાથમાં લઇએ છીએ તેનું કારણ પણ આજ. પુસ્તક વાંચનારનું મન ગ્રંથકારના વિચારનું વ્યાયામસ્થાન છે. લગભગ બધો દિવસ વાંચનાર. તથા નવરાશની વેળાએ માત્ર અંગકસરત કરનાર ક્રમે ક્રમે પોતાની વિચાર શક્તિ ક્ષીણ કરે છે. હમેશ ઘોડે બેસનાર પગે ચાલી શકતો નથી. ઘણા વિદ્વાનો માત્ર વાંચી વાંચીનેજ લગભગ મૂર્ખવત્ થયેલા જોવામાં આવ્યા છે. અહોનિશ શારિરીક પરિશ્રમથી માનસિક શક્તિઓ દૂર્બળ થાય છે તેથી વિશેષ દૂર્બળતા

સતત વાચન કરનાર અને વાચન વિના બીજો કાઈ પણ વ્યાપાર નહિ કરનાર પ્રાપ્ત કરે છે કમાનપર નિરતર દબાણ કરવાથી જેમ તેની સ્થિતિસ્થાપક તો જતી રહે છે તેમ મનમા પારકા વિચારનો સભાર થવાથી તેની સ્થિતિ સ્થાપકતા ક્ષીણ થાય છે અધિક આહારથી જેમ જઠરાગ્નિનો તથા આરોગ્યનો વિનાશ થાય છે તેમ અધિક વાચનથી માનસિક શકિતઓનો વિનાશ થાય છે એકનાએક કાગળપર ઉપરા ઉપરી લખાણ કર્યાથી જેમ કોઈ પણ અક્ષર સ્પષ્ટ વચાતો નથી તેમ અધિક વાચનથી એક પણ વિચારની છાપ મનપર ઉડી પડતી નથી સતત વાચન કરનારને મનન કરવાનો અવકાશ મળતો નથી અને મનન કર્યા સિવાય મનમા જ્ઞાન પ્રવેશ કરી શકતુ નથી જો આપણે આ ગળને આગળ વાચ્યાજ જઇશુ અને વાચનમા વિચાર નહિ પરોવીએ તો આપણા મનમા જ્ઞાન જડ ઘાલશે નહિ અને બાળકોની અ પજીવી વાટિકાની પેઠે થોડા કાલમા વિલુપ્ત થશે આપણા દૈનિક આહારનો ઘણો થોડો અ ગ પોષક થઇ પડે છે, ઘણાકનો પ્રસ્વેદ આદિ ક્રિયાઓમા વ્યય થાય છે તેમ વાચનનો ઘણો થોડો ભાગ આપણા મગજમા ટકે છે અને આપણોજ થઈ રહે છે

પુસ્તકમા ઉતારેલા વિચાર તે માત્ર ગત મનુષ્યની પદપક્તિ જ છે પુસ્તક વાચવુ એટલે તે પદપક્તિનુ નેત્ર મીંચી અનુસરણ કરવુ પણ જનાર મનુષ્યે શુ શુ જોયુ હશે તે જાણવુ હોય તો નેત્રના વ્યાપારની અગત્ય છે અને તે વિના વાચન તથા પર્યટન માત્ર પરિશ્રમ દાતા છે

પુસ્તકના માત્ર વાચનથી જ તેના લેખકની શૈલીનું ગ્રહણ થતું નથી, પદ લાલિત્ય, કલ્પનાના ઉચ્ચ ઉડ્ડયન, ઉપમા, રૂપક, આદિ અલકારના પ્રયોગ, કટુ, નબર, મર્મવેધક, ઉપયુક્ત શબ્દ રચના ઇત્યાદિ કુશળતા માત્ર વાચન કદી પ્રાપ્ત કરાવતુ નથી પરતુ એ કુશળતા જો વાચનારમા ગૌણ રૂપે, બીજ રૂપે હોય તો તેને અ કુરિત કરવામા વાચન સહાયભૂત થાય છે, યોગ્ય સ્થાને યોગ્ય વખતે વાપરતા શીખવે છે, પણ એ શક્તિઓના ઝરણા મનમા હોય તોજ વાચનથી માત્ર નૈસર્ગિક શક્તિનો સદુપયોગ કરતા શીખાય છે, જેમનામા ન હોય તેમનામા ઉપજાવી શકાતી નથી

ભુસ્તર વિજ્ઞાન શાસ્ત્રી કહેછે કે પૃથ્વીના અનેકાનેક પડ નીચે ગત સમયના અનેક ન્હાના મ્હોટા પ્રાણીઓના શરીરના ફોસિલો ( fossil ) સચવાઈ રહ્યા છે, તેમ પુસ્તકશાળાની અભરાઇઓ ઉપર ભૂતકાલના અનેક સચેતન જીવોના અચેત ખોખાનો ભડાર ભરાયો જાય છે એક કાળે એ પ્રાણીઓમા અને એ ગ્રંથોમા ચેતના હતી, એક કાળે એમણે પૃથ્વીપર યથાશક્તિ ધામધૂમ મચાવી હતી, આજ

વિસર્જન કરવામા આવ્યો હતો નિર્ધન બાળકોને આ પ્રમાણે વિદ્યાનો પ્રસાદ ચાખતા જોઈ અમને ઘણો સતોષ થાય છે, અને ઉક્ત **મંડળના સ્થાપકોનો અમે જય ઇચ્છીએ છીએ.**

---

**ડેક્કન એજ્યુકેશનલ સોસાઈટી**નો વર્ષિક રીપોર્ટ. દક્ષિણ દેશના ઉત્સાહી વિદ્વાનોના અખંડ પ્રયાસથી દેશમા કેળવણીનો પ્રચાર કરવાના શુભ હેતુથી ઇ. સ. ૧૮૮૮ મા આ મંડળ સ્થપાયુ હતુ એનો સન ૧૯૦૬-૦૭ નો વાર્ષિક રિપોર્ટ વાંચી તેમાથી ઇલાકાના બીજા ભાગના વિદ્વાનોએ બહુજ શિક્ષણ લેવાનુ છે

સ્વર્ગવાસી **વિષ્ણુ શાસ્ત્રી** ચિપ્લુનકર તરફથી જન્મ લઇ, રા. **આપ્ટે** તથા એ મિ. **ગો**ખલેથી પોષાઇ, વિદ્વદ્ર પ્રોફેસર પરાજપેના સમયમા બહુ ઉચ્ચપદને પામતી આ કૉલેજ તથા સસ્થાને જોઇ અમને બહુજ આનદ થાય છે એના આશ્રય નીચે એક કૉલેજ તથા બીજી કેટલીક શાળાઓ છે. કૉલેજ, જે ફર્ગ્યુસન કૉલેજ નામે ઓળખાય છે તેમા પાચસો વિદ્યાર્થિઓ અભ્યાસ કરે છે. પરીક્ષાના પરીણામો કોષ્ટકમા બતાવ્યા પ્રમાણે સતોષપ્રદ છે, અને એ ઉપરથી ત્યા કેવુ પ્રૌઢ શિક્ષણ અપાય છે તે સમજવુ મુશ્કેલ નથી શિક્ષકો, માત્ર નામનોજ પગાર લઇ, સ્વદેશ હિતમાં લક્ષ રાખી કર્તવ્ય પરાયણ થઈ શાન્ત રીતે કાર્ય કરે છે. રીપોર્ટ પરથી જણાય છે કે વિજ્ઞાન ( Science ) ના જુદા જુદા વિષયોના અભ્યાસ માટે જોઇએ તેવી ત્યા પ્રયોગશાળા નથી. આ ખામી જેમ અહિ તેમ બીજી કોલેજોમાં પણ સામાન્ય છે આ જમાનામા વિજ્ઞાનનો અભ્યાસ અતિ મહત્વનો છે અને એ વિષય પાછળ જેટલું લક્ષ્ય અપાય તેટલુ ઓછું છે ઉપયુક્ત પ્રયોગશાળા નહિ હોવાનું કારણ દ્રવ્યની તગી છે. આ સ્થાને કહેવુ પડશે કે આ શાળામા પ્રયોગશાળાના સાહિત્યનો સગ્રહ કરવા સરકારે મદદ કરવાનુ નિર્માણ કર્યું છે એ બહુ યોગ્ય થયુ છે. દર વર્ષે દેશ હિતૈષી સજ્જનો તરફથી ન્હાની મ્હોટી નાણાની રકમો આ સસ્થાને મળતી જાય છે એ સતોષની વાત છે સર્વ દાનમાં વિદ્યાદાન શ્રેષ્ટ છે એ સત્ર સ્મરણમા રાખવાનુ છે.

---

**સનાતન ધર્મ સભા તરફથી ઇનામનો મેળાવડો** આપણી શાળાઓના અભ્યાસ ક્રમમાં ધાર્મિક કેળવણીને સ્થાન મળી શકતું ન હોવાથી હાલના કેળવાયલા જુવાનીયા બીજી બધી રીતે કેળવાયલા છતા ધાર્મિક સસ્કાર વગરના હોય છે. ધર્મવડે માણસની જે ગુપ્ત શક્તિઓની ખીલવણી થાય છે અને ઉચ્ચ જીવન ગાળવાની યોગ્યતા આવે છે, તેનો લાભ લેવાને આપણામાના ઘણા એનસીબ રહે છે. પરિણામ એ થાય છે કે ઘણાને ધર્મનો વિષય નિરૂપયોગી લાગે છે ઘણા જડવાદી થાય છે આવા અશુભ પરિણામના નિવારણ માટે સનાતન ધર્મ સભા તરફથી આજ પાચ વર્ષ થયાં, વિદ્યાર્થીઓને ધર્મના પુસ્તકો વાચવાનુ પ્રોત્સાહન થાય તે માટે ઇનામી પરીક્ષાઓ લેવાનુ કાર્ય થાય છે. પરીક્ષાની જૂદી જૂદીની કોટિની યોગ્યતાના પ્રમાણમા પુસ્તકો નિર્માણ કરવામા આવ્યાં છે. દર વર્ષે પરીક્ષામાં બેસનાર ઉમેદવારોની સખ્યા વધતી જાય છે અને તેમાં શાળામાં ભણતી કન્યાઓ હાજરી આપે છે એ અતિશય આનદની વાત છે ભવિષ્યની માતાઓના અંતઃકરણમાં ધર્મના શુભ સસ્કારો પડવાથી ભવિષ્યની પ્રજા જે સ્વરૂપ પકડશે તે જોઇ દરેક ભારતવાસી રાજી થશે આવો શુભ પ્રયાસ કરનારા ગૃહસ્થોને અમે અભિનદન આપીએ છીએ.

N.

# आर्यधर्मप्रकाश

पुस्तक ३६ मु ]　　　　मास मार्गशीर्ष स १९६४　　　　[ अंक २ जो


## यतोधर्मस्ततोजय

### हृदय गीता

धीरज धरने, हैया तु म्हारा!
आत्मा शाश्वत अमर छे,
दूर थवानू, अघ निशानू
अघ निशानू अघ निशानू द्दा!
स्वर्गोमा स्नेहे भेटवू
स्वामीनो शब्द तो साभळा मानजो
देही शाश्वत अमर छे!
नव कुसुम नव मरतू,
प्रभु निकट झट सरतू
अयि हृदय, धृति धर
दिल नयर कर
विरल तरवर
विमल सरवर
समिप सुरजन भवन झळहळता!

कान्त



# जयगुरु श्रीदत्त.

( અનુસંધાન પૃષ્ઠ ૫ થી ચાલુ )

ઉપર કહી આવ્યા તે રીતે ગુરૂવર દત્તાત્રેયનું જન્મ વૃત્તાન્ત છે. પોતાનું જીવન એ મહાત્મા દેવરૂપ પુરૂષે શી રીતે ગાળ્યું, એ એમના ચોવીશ ગુરૂ કરવાની વાર્તા ઉપરથીજ સમજાય છે. અવધૂત રીતે, નિષ્કામ નિર્લોભપણે વિચરતાં જન સમાજનું અધ્યયન કરી, તેમાંથી સાર ગૃહણ કરી, પ્રાકૃત જનોને એ સારનો ઉપદેશ સ્વવાણીથી તેમજ સ્વઆચરણથી કરવો એ આ યોગીરાજનું મુખ્ય કાર્ય હતું.

શમ દમાદિક ષટ્ સાધનની સંપ્રાપ્તિવાળા આ આચાર્યશ્રીએ સાધનાના ફળરૂપ દૃઢતાને પોતાનો મુખ્ય ગુણ કરી લીધો હતો. પોતાની ગુણવત્તાને પ્રમુખતા ન આપવાની યોગ્યતા પ્રકટતાં એ મુનિ, એ ગુણ પોતે પૃથ્વી પાસેથી ગૃહણ કર્યો એમ દર્શાવે છે.

"ગુરૂ વિના જ્ઞાન નથી" એ રીતે આઘોષ કરતા વિદ્વાનોએ કદી ધાર્યું ન હતું કે એ વિચારનો હાલ થાય છે તેવો ઉપયોગ થશે. શ્રી ભાગવતમાં શ્રી ભગવાન, ઉદ્ધવજીને ઉપદેશ કરતા કહે છે કે ૧"ઘણું કરીને આ જગતમા લોકના તત્વની પરીક્ષા કરનારા માણસો પોતેજ પોતાને વિષયોની વાસનામાંથી કહાડી લે છે. પશુના શરીરમાં પણ જીવ, હિત અહિત જાણવામાં પોતેજ પોતાના ગુરૂ રૂપ છે, અને મનુષ્ય શરીરમાં તો વિશેષ કરીને છે. ગુરૂને સાક્ષીભુત રાખી મનુષ્ય પોતાના અંતઃકરણને કસી, સૃષ્ટિમાંથી જરૂર પડતું જ્ઞાન સંપાદન કરે છે આવું જ્ઞાન જડ અથવા ચૈતન્ય પદાર્થોમાંથી મેળવી શકાય છે." એ કાર્ય ઉત્તમ રીતે કરી લેવાનુ માન પૂર્વકાળમા ગુરૂરાજ દત્તાત્રેય મેળવી ગયા છે.

મનુષ્ય શરીરમાં રહેતા પ્રાણ, જેમ પોતાનુ શ્વાસોચ્છ્વાસનું કાર્ય નિયમિતપણે કર્યા જાય છે; પરંતુ શરીરની ઇન્દ્રિયોની પેઠે શબ્દ સ્પર્શાદિકની અપેક્ષા રાખતા નથી તેમજ તેનાથી નિર્લેપ રહે છે. પ્રૌઢ વિચાર કરનારા ગુરૂરાજે જોઇ લીધું કે પ્રાણની પેઠે નિર્લેપ રહેવામા શરીરને વિશેષ સુખ છે, માનસિક વૃત્તિઓ શાંત રહે છે, અને લોકોપકાર કરવામાં અનુકૂળતા થાય છે. આનો ભાવ મનમા ગૃહીને ગુરૂરાજે પ્રાણને પોતાના બીજા ગુરૂ ગણ્યા.

---

૧ શ્રીમદ્ભાગવત એકાદશ સ્કંધ અધ્યાય ૭.

નિર્લેપ રહેવા છતા સર્વમા એકરસ થઇ જવુ, મનુષ્યવ્યવહારમા નિષ્પક્ષપાત રહી સર્વના પ્રિય થઇ પડવુ એ બહુ ઉત્તમ ગુણ છે આવા ગુણનુ શિક્ષણ લેવાને ગુરૂજીને આકાશ જેવો જડ પદાર્થ મળ્યો આ પ્રકારનો ઉત્તમ ગુણ ઘણા મનુષ્યોમા વારવાર જોવામા આવે છે, પરતુ સમગ્ર અવલોકન કરનાર દત્તાત્રેયને ચેતન્ય પદાર્થમા આ ગુણની ન્યૂનતા ભાસી હશે માનસિક વૃત્તિઓ ચચળ હોવાથી અમુક મનુષ્ય-હૃદયમા, અમુક પદાર્થ, અમુક ગુણ, દૃઢતાથી સ્થાયી રહે એ બહુ કઠિણ વાત છે તત્વ પ્રેક્ષક દત્તાત્રેય અમુક તત્વને પરિપૂર્ણ દશામા જોવાની ઇચ્છા કરે તો જેમા ચચળતા ન હોય, જેની શક્તિનો આધાર સ્વાતત્ર્યવાળા મનપર ન હોય, એવા પદાર્થમાજ પરિપૂર્ણતા અને દૃઢતા જોઇ શકે આ ભાવ ગુરૂજીને આકાશમા દેખાયો

સ્નેહ, મધુરતા, આત્મસતર્પી અન્યની સુધારણા, એ અને એના જેવા બીજા ગુણોથી પોતાની ઉત્તમતા દર્શાવતા ગુરૂજીએ સામાન્ય જળને આ ગુણોને માટે પોતાના ચોથા ગુરૂ ગણ્યા

અત્યત શુદ્ધ આચરણ તેમજ વિચાર કરનારા હોવાથી, નિષ્પક્ષપાતપણે પોતાના તેજથી સર્વને સરખી રીતે દોરતા પાપયુક્ત પુરૂષોને પોતાની પાસે બેસાડી પોતાના પ્રભાવથી જાણે તેમના પાપ બાળી નાખતા તેવા ગુરૂજી, અગ્નિને પણ પોતાના ગુરૂ માનતા અગ્નિ જેમ કાષ્ટમા અવ્યક્ત પણાથી, પરતુ હોય કાળે વ્યક્ત પણે સર્વને ઉપાસ્ય થાય છે તેમ અતિ પ્રભાવવાળા, નિષ્પ્રયોજન પ્રભાવનુ દર્શન ન કરાવતા પ્રસગવશાત્ અવ્યક્ત રહેલા પ્રભાવને વ્યક્ત કરી પાપીને ત્રાસ, પૂન્યાત્માને ઉલ્લાસ, તથા પશ્ચાત્તાપ કરનારાને નિષ્પાપ બનાવી દેતા

जायते अस्ति वर्धते એ આદિ છ વિકારો દેખાવ માત્ર છે, આત્મામા નથી એવુ ઉત્તમ પ્રકારનુ જ્ઞાન ચદ્રમામાથી મેળવી દત્તાત્રેયે ચદ્રમાને પોતાના છઠ્ઠા ગુરુ કર્યા અમાવાસ્યાને દિવસે ચદ્રમાનુ દર્શન જરા પણ થતુ નથી તેથી સ્થૂલ દૃષ્ટિવાળા એમ માની લે છે તે દિવસે ચન્દ્રમા છેજ નહિ દ્વિતિયાને દિવસ કાઇક દર્શન થતા जायते એવુ ભાન થાય દિવસાનુદિવસ વધતી જતી કળાથી ચન્દ્રની કળા વધતી જાય છે એવી માન્યતા થાય પૂર્ણિમાને દિવસ પૂર્ણ ચદ્રના દર્શન કર્યા પછી, દિવસાનુ દિવસ કળા ઓછી થતી જાય અને છેવટે આખા ચદ્રમા નિસ્તેજતા આવી જાય વિચાર પૂર્વક અવલોકન કરનાર ગુરૂરાજને આત્મસ્વરૂપનુ પરિપૂર્ણ રીતે જ્ઞાન થવામા ચન્દ્રમાની ઉપર જણાવેલી સ્થિતી બહુ ઉપયોગી થઇ પડી હશે, અને લોકને આત્મસ્વરૂપ સમજાવવામા તેમણે ચદ્રમાનુ દૃષ્ટાત દીધુ હશે અમાવાસ્યાને દિવસે ચન્દ્રમા નથી એમ નથી પૂર્ણિમાને દિવસે પરિપૂર્ણ દશામા છે તેમ નથી શુક્લ પક્ષમા વધતી જતી કળા, તથા કૃષ્ણ પક્ષમા ઘટતી જતી કળા એ આભાસ માત્રજ છે કોઇ પણ વિકાર વસ્તુત ચદ્રમામા નથી તેજ પ્રમાણે અખડ આનદ રૂપ આત્મસ્વરૂપ જેમ

દેહથી દેખાય છે તેમ ઉત્પન્ન થતું નથી અને નાશ પણ થતું નથી. આ પ્રમાણે પારમાર્થિક જ્ઞાન મેળવી, વ્યવહારિક જ્ઞાન પણ મેળવવાનું કે પ્રસંગવશાત્ મનુષ્ય વ્યક્તિમાં જુદા જુદા પ્રકાર ભાસે, પરંતુ વાસ્તવિક રીતે સદૃઢ મનુષ્યમાં વિકાર થતોજ નથી.

ઉષ્ણકાળમાં પોતાનાં કિરણોથી પૃથ્વીપરનાં જળને ખેંચી વર્ષાકાળમાં મેઘરૂપે તેમને પાછાં આપવાં, એ ઉચ્ચ ગુણમાંથી દાનવૃતિનો ઉદાર આશય, સૂર્ય દેવતા પાસેથી ગુરૂરાજે ગૃહણ કર્યો.

એક ક્ષુલ્લક પ્રાણી, જેના પ્રતિ વ્યવહારમાં ગુંથાયલો મનુષ્ય દૃષ્ટિપાત પણ ન કરે એવા હોલા પાસેથી ગુરૂજીએ વિરક્ત દશાનો ઉપદેશ ગૃહણ કર્યો. પોતાનાં બચ્ચાઓને શિકારીની જાળમાં ફસેલાં જોઇ, અતિ કલ્પાંત કરતા હોલાની સ્થિતિનું અવલોકન કરતાં પશુ પક્ષી જેવાં હલકી કોટિનાં પ્રાણિયોને પણ મમત્વથી કેટલું દુઃખ થાય છે તેનું અધ્યન થયું. એ અધ્યયનના પરિણામે ઉપેક્ષાવાન થઇ, નિર્મળત્વ સાધી વિરક્તતા સ્વીકારી. સર્વથા સારગ્રાહી ગુરૂજીને આવા ક્ષુલ્લક પ્રાણીએ ઉપદેશ આપ્યો અને તેમણે તેનું ગુરૂત્વ સ્વીકાર્યું, સારૂં નરસું, ઘણું અથવા થોડું, અનાયાસે જે કાંઇ આવી મળ્યું તેની ઉપર નિર્વાહ કરી લેવો એવી ઉત્તમ યોગિવૃત્તિ, અજગર જેવા નીચ અને મનુષ્યઘાતક પ્રાણી પાસેથી ગુરૂજીએ ગૃહણ કરી. વળી પતંગીયા જેવા જીવડા પાસેથી લાલચુ બની સંસાર તાપમાં ઝંપલાવી ન પડવું એવો ઉપદેશ મેળવ્યો.

અતિ ગંભીર પણ શાંત સમુદ્ર પાસેથી મહાનુભવતા મેળવી. તેમજ ભ્રમર જેવા જીવડા પાસેથી સારગ્રાહકનું કાર્ય શીખ્યા.

હાથી ને પકડનારાઓ, દૂર ભાગમાં એક હાથણીને ઉભી રાખી, વચલા ભાગમાં ઉંડા ખાડાઓ ખોદી તે ઉપર ઘાસ આદિ ઢાંકી દઇ હાથીને લલચાવે છે. મહા જોરાવર, પરંતુ સ્ત્રી લાલિત્ય આગળ મન્દબુદ્ધિ થઇ જતો હાથી, સ્ત્રી સ્પર્શની લાલસાથી, દોડતો આવતો, ખાડામાં પડી બંધાઇ જાય છે એ દૃષ્ટાંતનો વિચાર કરતાં દત્તાત્રેયે જ્ઞાન મેળવ્યું કે સાચી તો શું પણ લાકડાની પણ સ્ત્રીનો યોગીયે સ્પર્શ કરવો નહિ.

નીચ અને ક્રૂર વૃત્તિવાળા પારાધિથી ગુરૂજીએ એવી શીક્ષા લીધી કે જેમ મહા સંકટ વેઠી મધમાખીએ સંચય કરી રાખેલું મધ પારધિ લઇ જાય છે તેમ લોભી પુરૂષોએ સંચય કરી રાખેલું ધન તે લોભીઆઓને કામ ન આવતાં બીજાજ કોઇ ભોગવે છે, તેટલા માટે વિદ્વાન પુરૂષે કેવળ ધન સંચય ઉપરજ લક્ષ ન આપવું. એવાજ પારધિ અને હરિણના સંબધનું અવલોકન કરી ગુરૂજીએ નિશ્ચય કર્યો કે પારધિના ગાયનથી મોહ પામી હરિણ નાશ પામે છે, માટે વિરકત જનોએ ઇન્દ્રિયોને તૃપ્ત કરનારા વિષયોમાં લોલુપ્ત ન થવું. આજ પ્રકારનો ઉપદેશ મત્સ્યમાંથી મેળવી ગુરૂજીએ મત્સ્યને પણ પોતાનો ગુરૂ બનાવ્યો.

નીચ અને કુટિલ વૃત્તિની વેશ્યા પિંગલા, કાન્તને મળવાની આશામાને આશામા ન સહન થઇ શકે તેટલો કાળ કહાડયા પછી નિરાશ થઇ કુટિલ વૃત્તિનો ત્યાગ કરી ઈશ્વર સ્મરણમા મન પરોવી વિરક્ત દશાને પામી આશા રાખવી એ મહા દુખ છે એવો સદુપયોગ ગ્રહણ કરી ગુરૂ દત્તાત્રયે પિંગલાને પણ પોતાની ગુરૂ બનાવી

ટિટોડા જેવી વસ્તુથી પ્રિય વસ્તુનો પરિગ્રહ ન કરવો તથા અણસમજુ બાળક પાસેથી માન અપમાનથી નિર્લેપ રહી પરમાનન્દમા ડુબેલા રહેવાનુ ગુરૂજી શીખ્યા

શાળ ખાડતી કન્યાએ પોતાના હાથમા અવાજ કરતી ચુડીઓનો ત્યાગ કરી પોતાના પિતાના કુટુંબનુ નારિવ રેખાતુ બંધ કર્યું તે ઉપરથી ગુરૂજીએ શીક્ષા લીધી કે એકાન્તમા રહેવાથી કલેશ થતો નથી બાણ ઘડવામા અતિ એકાગ્ર ચિત્ત થયેલો સુતાર વાજતેગાજતે ચાલ્યા જતા રાજા તરફ પણ લક્ષ્ય દેતો નથી આવુ એકાગ્ર ચિત્ત આત્મ સ્વરૂપમા લગાડતા બ્રહ્મકાકાર્તા ગુરૂજીએ સાધી એવીજ રીતે સર્પ, કરોળીઓ, ભમરી વિગેરે દેખાતા તુચ્છ, પણ સ્વકાયમા ઉપદેશક પ્રાણીઓ પાસેથી ભિન્નભિન્ન પ્રકારના ઉપદેશ લઇ તદનુરૂપ આચરણ કરી તથા લોકસંગ્રહાર્થજ એ આચરણ લોકને દર્શાવી, દેવથી શ્રેષ્ટ ગણાતુ જગદ્દગુરૂ પદ મેળવ્યુ ભરતખંડનો કોઈ પણ વિભાગ એવો નથી કે જ્યા ગુરૂ દત્તાત્રયની ઉપાસના નહિ થતી હોય પશ્ચિમમા ગિરનારની ટોચ ઉપર તેમજ બીજી દીશાઓમા જુદે જુદે સ્થાને ગુરૂજી પોતાના પગલાઓથી પૂજાય છે ગુરૂ દત્તાત્રયનીજ સેવામા કાંઇ ભિન્ન ભાવ રાખ્યા વિના ઉચ્ચ નીચ સર્વ જ્ઞાતિઓ એક તન્ત્ર થી મંડી રહે છે વાચવામા વાતારૂપે જણાતા પણ ઉપદેશમા અને જ્ઞાનમા પ્રૌઢ દત્તાત્રયના ચોવિશ ગુરૂએનુ આખ્યાન એ ભરતખંડના આર્યાની રહેણી કરણીનુ ઉત્તમ આદર્શ છે

વિ પ્ર વૈ

## નર્મ રાજ્ય મર્મ

(ગયા અંકના પૃષ્ટ ૮ થી ચાલુ)

ઉપર જણાવેલા વાઇસરૉયના પત્રમા બીજી સંસ્થા ધારા બાંધનારી સભા હી છે ઇ સ ૧૮૮૯ મા લોર્ડ લેન્સડાઉને મેજીસ્ટ્રેટ ઑફ સ્ટેટને એવી સૂચના કરી કે વાઇસરૉયની ધારાસભામા સભાસદોને વાર્ષિક આય વ્યય સંબધી ચર્ચા કરવાનો પ્રસંગ આપવો આ કામ સ્વતંત્રપણે અને સારી રીતે થાય તેવી રીતે લોકો બહુ મતથી નીમાયેલા સભાસદોને આ સભામા સ્થાન આપવુ સન ૧૮૯૨ મા આ સૂચનાનો અમલ થયો, અને આજ સુધી એ નવો વર્ગનો નિયમ ચાલુ છે વાઇસરૉય

પોતાના પત્રમાં કાંઈક ફરીયાદ કરે છે કે ધારાસભાના આ રીતે ઉઘાડેલા દ્વારમાંથી અમુક વર્ગનાજ માણસો એટલે ધારાશાસ્ત્રીઓજ ( Lawyers ) બહુ ભાગે આવી શકે છે, જે વાત, જે ધારણાથી આ સંસ્થાઓ ઉભી કરવામા આવી હતી તેને અનુકૂળ નથી. એક અમુક વર્ગનેજ કોઇ પ્રકારની અનુકૂળતા કરી આપી બીજા વર્ગને અન્યાય કરવો એ યોગ્ય ન કહેવાય પરંતુ આજ સુધી જે રીતે કાર્ય થયુ છે તે રીતિથી જે વર્ગના લોકો એ સંસ્થામાં ગયા છે તે વર્ગની સ્વભાવિક કાર્ય-કુશળતાથી જન સમાજને કાંઇ ગેર લાભ થયો હોય એમ જણાતું નથી ધારાશાસ્ત્રીઓને જે જે વિષયોનું અધ્યયન કરવું પડે છે, તે વિષયો લોક સંમાનિત રાજ્યવ્યવસ્થા સાથે એટલો બધો નિકટનો સંબધ રાખે છે કે સ્વભાવિક રીતેજ બીજા વર્ગના કરતા આ વર્ગ જલદીથી આવા કાર્યમાં આગળ પડી શકે.

જુની ધારાસભાનું બંધારણ તે સમયને માટે યોગ્ય ગણાયુ હતું, પરંતુ દેશની અંદર કેલવણીનો ફેલાવો વિશેષ થતાં બ્રિટિશ રાજ્ય પદ્ધતિને યોગ્ય સંસ્થાઓનો ઉદ્ભવ થવોજ જોઇએ એવી વિદ્વજ્જનની માન્યતાનો સરકારે આ પત્રથી સ્વીકાર કર્યો છે. એ સ્વીકાર કરતાં નવી સંસ્થા કયા સ્વરૂપમાં ઉભી કરવી તે વિષયની ચર્ચા આ પત્રમાં કરવામાં આવી છે. હાલ ચાલતી સંસ્થા પ્રમાણે એ સભામા વાઇસરૉય મળીને પચીશ સભાસદો છે, જેમાંના માત્ર પાંચ કોઇ પણ રીતે લોક તરફથી પસદ કરેલા કહેવામાં આવે છે. ત્રણ સરકારી અધિકારી નહિ તેવા, પર તુ વાઇસરૉયના નીમેલા હોય છે તે આઠ સિવાયના બીજા સોળ સરકારી અધિકારીઓજ હોય છે. નવી યોજેલી સંસ્થા પ્રમાણે સભાસદોની સંખ્યા ૫૪ ની કરવા ધારી છે. વાઇસરૉય, વરિષ્ટ સનાપતિ, વિગેરે મળી નવ સભાસદો જુની સસ્થામાં હતા તેજ છે. બાકી રહેલા ૪૫ માંથી વીશ સરકારી અધિકારીઓ હોવા જોઇએ, એવો નિયમ કરતાં જાણે જૂની સંસ્થા કરતા આ નવી સંસ્થામાં અધિકારીઓનુ પ્રમાણ ઓછું કરેલું લાગે છે. લોકસૂચિત તથા અધિકારી વર્ગના નહિ એવા, વાઇસરૉયે નીમેલા સભાસદો જેમની સંખ્યા પચીસની થાય છે તે તરફ જોતાજ સરકારને સભામા બહુ મત મળે છે. જો આટલાજ બહુ મતની યોજના ધારી હોય તો લોકોને ફરીયાદ કરવાનું કારણ હોવુ નજ જોઇએ. કોઇ પણ રાજ્ય સંસ્થામાં પ્રસંગ પડવે પોતાનુ ધારેલું કરવાને પોતાનો પક્ષ સબળ રાખવો એ ઇચ્છા રાજ કરનાર પક્ષને રહે એ સ્વાભાવિક છે. પરંતુ આ સંસ્થાની બીજી યોજનાનું પરીક્ષણ કરતા સમજાય છે કે આ બહુ મતી આટલાથી અટકતી નથી પરંતુ હાલની સંસ્થામા જેમ છે તેમ તેથી પણ વિશેષ લોક વિચારને અમલમાં આણી શકવામાં હાનિકર્તા મ્હોટી છે. બાકી રહેલા પચીસ સભાસદોનુ વિવેચન હવે આપણે કરીયે.

હિંદુસ્તાનમાં કાંઇક સ્વતંત્ર ભાવ અનુભવતા, કેટલેક અંશે રાજ્ય અમલ ભોગવતા રાજાઓ તરફથી એક સભાસદ નીમવાની યોજના છે. જે મનુષ્યને કાંઇ પણ

જોરાતી દેખાતી રાણીને હલકી પાડવા બીજીને માથે ચઢાવી મૂકતો. વિદ્યાના અભાવે અથવા પોતાનામાં શ્રેષ્ટતા ન હોવાથી પ્રતિભા વગરનો એ રાજા આવો ઉપાય કરવા જતાં નવી માનીતી કરેલી રાણીનો દાસ સરખો થઇ જઇ દુઃખી થતો, અને પુનઃ તે રાણીના સંબંધમા પણ તેવોજ ઉપાય યોજતો. આ રીતે એ બિચારા રાજનું આખું જીવન આવી ખટપટમાજ ચાલ્યુ જાયછે પ્રૌઢ વિચારનો અતિભાવાળો પોતાની શક્તિને સમજતો કોઈ પણ રાજા આવી ખટપટમાં પડે એ માનવુંજ અશકય છે લૉર્ડ મિન્ટો જેવા શિષ્ટ વાઈસરૉયે મુસલમાન પ્રજાને આવા પ્રકારનો કાંઇક લાભ આપવાની યોજના મિ મોર્લે જેવા વિદ્વાન, દીર્ઘદર્શી સેક્રેટરી ઑફ સ્ટેટને સૂચના કરવી એજ અમને આશ્ચર્ય કારક લાગે છે પાછળ રહી ગયેલી જણાતી પ્રજા પોતાને બીજાની સાથે સરખી સ્થિતિમાં લાવવાનો પ્રયત્ન ન કરતાં કાંઇક મહેરબાની માગવા આવે તેના તરફ મહેરબાની કરવી એમાં બહુ ખોટું નથી, પરંતુ તે સાથે બીજા પક્ષને એકને તો નહિજ પરંતુ સમગ્ર પ્રજાને અન્યાય કરવો એ અયોગ્યજ કહેવાય મુસલમાનો હિંદુ પ્રજાના પ્રમાણમાં અર્ધોઅર્ધ છે એટલે કે દર બે હિંદુએ એક મુસલમાન હોવાથી કાઉન્સીલમાં પણ તેમના કહેવા પ્રમાણે દર બે હિંદુએ એક મુસલમાન આવવો જોઇએ રાજ્ય પદ્ધતિમાં આ રીતે ત્રિરાશીના હિસાબ કરવા એજ ખોટો સિદ્ધાન્ત છે. એ સિદ્ધાન્ત પ્રમાણે ચાલવા જઇશું તો એક પણ યુરોપિયન અથવા પારસી ગમે તેવો વિદ્વાન હશે તો પણ કાઉન્સીલમા બેસવાને યોગ્ય નહિ થાય. આમ જો થાય તો તેનું પરિણામ કેવું અનિષ્ટ આવે તે વાઇસરૉય લોર્ડમિન્ટો તથા મિ. મોર્લેને સમજાવવું પડે તેમ નથી નિશાળમાં કોઇ છોકરો પાઠ ન કરી આવે અને મહેતાજીને કહે કે મને પહેલો નંબર આપો તો શું મહેતાજીએ તેમ કરવું ? આ તો કેવળ હસવા જેવી વાત છે.

પરંતુ એમ ધારો કે થોડા ઘણા મુસલમાન જેના આખી મુસલમાન પ્રજાના પ્રતિનિધીપણા માટે શંકા છે, તેઓ આખી મુસલમાન પ્રજા તરફથી, ઉપર જેની ચર્ચા કરી છે તેવી ફર્યાદ કરતા હોય તથા ગમે તે કારણથી સરકારને એમ ભાસે કે એ ફર્યાદ ઉપર લક્ષ આપવુ તો રાજ્ય પદ્ધતિના સિદ્ધાન્તથી ઉત્તમ યોજેલા ચૂટણીના તત્વને આવા અન્યાયી પક્ષમા યોજવો તેના કરતાં વાઈસરૉયને પોતાના વિશેષ સલાહકો યોજવાની જે સત્તા આપી છે તે સત્તાથીજ પ્રમાણ બરાબર લાવી મુકવું એ વધારે લાભકારક, કાંઇક ન્યાયયુક્ત, અને સર્વને સારૂ લાગે તેવું થશે. બ્રિટિશ રાજ પદ્ધતિનાં ઉત્તમ તત્વોથી યોજાયલો ચૂંટણીનો પ્રકાર, જેનાથી એ રાજ્યની મહત્તા સર્વત્ર વ્યાપી રહી છે, તે પ્રકારનો કોઇ પણ રીતે વિદ્વજ્જન માન્ય ન કરે એવો ઉપયોગ થાય એ શોભાની વાત નથી.

વિ. પ્ર. વૈ.

# सावित्री

શ્રી મહાભારતના વન પર્વમાનું પતિવ્રતા માહાત્મ્ય પર્વ અધ્યાય ૨૯૩થી ૨૯૯
(રા રા ભગવત સિંહ ક વાણુરામ ઠાકોર બી એ એ ગુજરાતી શ્રીમંડળમાં આપેલું ભાષણ)

અધ્યાય ૨૯૩

મદ્રદેશમાં અશ્વપતિ નામે રાજા હતો, ને લોકપ્રિય, પ્રાણી માત્રનું હિત સાધવામાં તત્પર, ધર્મિષ્ઠ, અને જિતેંદ્રિય હતો. તેની ઉમર મોટી થૈ તથાપિ તેને સંતાન ન થયું એટલે તેણે તીવ્ર તપ કરવા માંડયું. યમ, નિયમ, અને શુદ્ધ બ્રહ્મચર્ય પાળીને રોજ તે સાવિત્રી ઋચા વડે એક લાખ આહુતિ આપવા લાગ્યો. આ પ્રમાણે તેણે અઢાર વર્ષ કર્યું એટલે સાવિત્રી દેવના પ્રસન્ન થૈ, અને અગ્નિમાથી પ્રકટ થૈને તેને દર્શન દીધા. રાજાએ તેની પાસે ઘણા કુલદીપક પુત્રોનો વર માગ્યો ત્યારે સાવિત્રીએ તેને કહ્યું કે "બ્રહ્માના પ્રસાદથી ત્હને એક સૌમ્ય અને તેજસ્વી કન્યા થશે. તેથી સંતોષ માન."

પછી થોડા વખતમાં રાજાની પટરાણીને ગર્ભ રહ્યો અને સમય થતાં શ્રીના જેવી સુંદર કન્યા અવતરી. સાવિત્રીની કૃપાથી મળેલી આ કન્યાનું નામ સાવિત્રી જ પાડવામાં આવ્યું. તે મોટી થતા થતા યુવાવસ્થામા આવી અને દેવકન્યા જેવી શોભવા લાગી. પણ તેના તેજથી સૌ એટલા બધા અંજાઇ જતા કે કોઇએ તેને વરવાની હિંમત કરી નહી. આથી રાજાને ચિંતા પેદા થૈ. પછી એક વખત પર્વને દિવસે સાવિત્રી ઇષ્ટ દેવતાની યથાવિધિ પૂજા કરીને તેનું નમણ લૈને પિતા પાસે આવી, તથા તેને પગે લાગી નમણ આપીને ઉભી રહી. ત્યારે રાજા બોલ્યો.

(અનુષ્ટુપ ७૬)

લગ્ન કાલ થયો તો યે, માગું પુત્રિ ન કોઈનું
પતિને શોધ જાતે તું, ગુણોમા તુલ્ય જે ત્હને ૩૨
ને જેને ઇચ્છ તું ત્હેને, ત્હારે જણાવવો મ્હને,
કરૂ લગ્ન વિચારીને, એ ઈચ્છાવર સાથ હું ૩૩
ધર્મ શાસ્ત્રો વિષે આજ્ઞા, સાભળે તી કહુ ત્હને,
દોષ પામે પિતા કન્યા, પોતાની ન વરાવતો ૩૪ ૫. "
દોષ એથી બનું મુક્ત, તેમ કલ્યાણિ આચર
સાભળી વાકય આ મ્હારૂં, પતિ શોધે ત્વરા કર" ૩૬

રાજાએ પોતાના મંત્રીઓને પણ એજ કહ્યું, અને મુસાફરી માટે બધી તૈયારી કરીને સાવિત્રીને વૃદ્ધ મંત્રીઓ સાથે વિદાય કરી

### અધ્યાય ૨૯૪.

સાવિત્રી તીર્થો, તપોવનો, અને દ્વિજો તથા રાજર્ષિઓના નિવાસના અનેક પ્રદેશોમાં ફરીને પાછી આવી ત્યારે અશ્વપતિ રાજા સભામાં નારદ મુની સાથે બેઠા હતા. સાવિત્રી આવીને બંનેને પગે લાગી. નારદે સહજ પ્રશ્ન પૂછયો, ત્યારે રાજાએ પુત્રીને જ કહ્યું કે "તું વર શોધવાને ગૈ હતી તેનું શું કરી આવી તે કહે." સાવિત્રી બોલી: "શાલ્વ દેશમાં દ્યુમત્સેન રાજા હતા. તે આંધળો થયો અને તે વખતે તેનો પુત્ર બાલક હતો તેનો લાભ લૈને પાસેના એક જુના દુશ્મને તેનું રાજ્ય છીનવી લીધું. એ રાજા ત્યારથી રાણી અને પુત્ર સાથે વનમાં વસે છે, અને તપ કરે છે. એ પાટનગરમાં જન્મેલો પણ તપોવનમાં મોટો થયેલો પુત્ર સત્યવાન નામે છે, તેને હું મ્હારા મનથી મ્હારા લાયકનો સ્વામી માનું છું."

આ સાંભળીને નારદ બોલી ઉઠયા: "અરેરે, છોકરીએ અજાણપણમાં ગજબ કર્યો. સત્યવાન સૂર્ય જેવો તેજસ્વી છે, બૃહસ્પતિ જેવો બુદ્ધિમાન છે, મહેન્દ્ર જેવો વીર છે, વસુધા જેવો ક્ષમાવાન છે, સાંકૃતિ જેવો શક્તિમાન છે, રતિદેવ જેવો દાતા છે. શિબિ જેવો બ્રહ્મણ્ય છે, ઔશીનર જેવો સત્યવાદી છે, ચંદ્ર જેવો મનોહર છે, અશ્વિનો જેવો સુંદર છે, અને ટુંકામાં, સૌ તપોવૃદ્ધ અને શીલવૃદ્ધ પુરુષો એના અનેક ગુણોને વખાણે છે. એ બધુ યે ખરૂં. પરંતુ એ બધાયે ગુણોને દાબી નાખે એવો એનો એક મહામોટો દોષ છે, જેનું નિવારણ પણ શક્ય નથી. આજથી માંડીને સત્યવાનનું એકજ વર્ષનું આયુષ્ય છે. એક વર્ષ પૂરૂં થતાંજ એનો દેહ નક્કી પડી જશે."

અશ્વપતિ બોલ્યો:—"ખરે, આ એક દોષ બધા ગુણોનેજ દાટી દે એવો છે. સાવિત્રિ, પાછી જા બેટા, બીજા કોઈને પસંદ કર."

પણ સાવિત્રીએ જવાબ દીધો.

(અનુષ્ટુપ છંદ)

"એકદા દાન કન્યાનું, એકદા ભાગ વ્હેંચણી;*
એકદા દાન સંકલ્પ, ત્રણે થાયે જ એકદા.—૨૬
દીર્ઘાયુ હોય અલ્પાયુ, ગુણી કે હોય નિર્ગુણી;
એકદા મ્હેં વર્યો ભર્તા. બીજાને હું વરૂં નહીં.—૨૭
મને નિશ્ચય જે કીધો, વાણી જે બોલતી પછી;
કાર્ય રૂપ ધરે અંતે, ફરે ના મન માહરૂં."—૨૮

* અવિભક્ત કુટુંબની મિલકતના ભાગની બાબતમાં. બત્રીસીઓ, વગેરેમાં વ્હેંચણ. જુઓ મનુસ્મૃતિ, અધ્યાય, ૯. શ્લોક ૪૭. ભાંગ જ તરફનાં સદ્ગત રામા अंशो निपततिને બદલે अक्षो (રમવાનો પાસો) निपतति પાઠ હોય એમ જણાય છે, પણ તે સારો નથી. આ શ્લોક મનુસ્મૃતિ, વિષ્ણુસ્મૃતિ, અને યાજ્ઞવલ્ક્યમાં પણ છે, ને સર્વનો પાઠ अंशोनि॰ છે. નીલકંઠની ભારતભાવદીપ ટીકામાં अंशो निपततिનો અર્થ काष्ठ पाषाणादि· शकल सकृन्निपतति कृतस्करणं नियर्त्य· એવો અર્થ કર્યો છે, એ ખૂબ વિચિત્ર છે.

નારદે અને રાજાએ જોયુ કે સાવિત્રીની દૃઢતા ચળે એવી નથી, એટલે તેમણે એને સત્યવાનનેજ દેવાનો ઠરાવ કર્યો, અને નારદ મુનિ સ્વર્ગમા ચાલ્યા ગયા

અધ્યાય ૨જો

અશ્વપતિ રાજા બધી તૈયારી કરીને શુભ મુહૂર્તમા નીકળ્યો દ્યુમત્સેનનુ તપોવન આવતા પહેલા ત્યાથી પગે ચાલતા એ રાજાના આશ્રમ આગળ ગયા દ્યુમત્સેન ત્યા એક શાલવૃક્ષની છાયામા દર્ભાસન ઉપર બેઠો હતો તેણે અશ્વપતિનુ સ્વાગત કર્યુ અને આવવાનુ કારણ પૂછ્યુ અશ્વપતિએ કહ્યુ કે "આપ મ્હારી પુત્રીને ત્હમારી પુત્રવધુ કરો" ત્યારે દ્યુમત્સેન બોલ્યો

(વંશસ્થ ૭૬)

"થયા છીએ રાજ્ય વિહીન તો અમે,
વસી વને તાપસધર્મ પાળીએ
ઘટે ન એ દુઃખ સુતા ત્હમારીને,
વનાશ્રમે એ વસી શી રીતે શકે" ૯

અશ્વપતિએ જવાબ દીધો

સોરઠા ૭૬

"સુખ દુખ નશ્વર હોય, જાણુ હુ, જાણે સુતા,
સુકન ન આવુ હોય, આપે અમને ઉચરવુ ૧૦
નિશ્ચય કરીને રાજ, આવ્યો આપ કને પ્રીતે,
આશા પૂરો આજ, મૈત્રી ભાવે પ્રણુતની, ૧૧
આપણુ બેય સમાન, સ્વીકારો સબધ આ,
સાવિત્રી સત્યવાન, ભાર્યા ભર્ત્તા યોગ્ય એ" ૧૨

દ્યુમત્સેને હા કહી, સાવિત્રી સત્યવાનના યથાવિધિ લગ્ન થયા, અને અશ્વપતિ પ્રસન્ન ચિત્તે પાછો પોતાને દેશ ગયો સાવિત્રી સાસરે રહી તેણે વસ્ત્રાલકાર ઉચા મુકી દીધા અને ભગવા તથા વલ્કલ પ્હેરવા માડયા તેની જિતેન્દ્રિયતા, તેનો સ્નેહ, તેની સવના મન સપાદન કરવાની શક્તિ અને તેની સવની ચાકરી કરવાની ઉત્કંઠા સૌના મનમા વસી ગયા. સાસૂને તેણે શરીર સેવાથી રીઝવી, સસરાને પૂજ્ય ભાવથી અને વાણીના સયમથી રીઝવ્યો, અને મીઠી વાણી, કુશલતા, શાત સ્વભાવ, તથા એકાતના ઉપચારોથી સ્વામીને રીઝવ્યો આમ કાલ જવા લાગ્યો અને દ્યુમત્સેનના આશ્રમનુ તપોજીવન શાતિ, સ્નેહ, અન્યોન્ય સેવા, સુખ અને ધર્મભાવનાના વિલાસોમા વિલસી રહ્યુ એકમાત્ર સાવિત્રીના મનમા ઉડી ઉડી ચિંતા રાતને દિવસ ચણુચણુતી હતી, કેમકે નારદ મુનિએ ભાખેલુ ભવિષ્ય તેના કાળજામા કોરાઇ રહેલુ હતુ

## અધ્યાય ૨૯૬

દિવસ ઉપર દિવસ ચાલ્યા તેમ તેમ સત્યવાનના મૃત્યુનો સમય પાસે આવતો ગયો. સાવિત્રી મનમાં ને મનમાં રોજ દહાડા ગણે. એમ કરતા ફક્ત ત્રણ દિવસ આવી રહ્યા. એટલે સાવિત્રીએ ત્રણ રાત અને ત્રણ દિવસના અખંડ અપવાસજાગરણ કરવાનો નિશ્ચય કર્યો. એ ત્રણ દિવસમાં સાવિત્રી લાકડાંની પૂતળી જેવી થૈ ગૈ. અને એની ત્રીજી રાત તો "આવતી કાલે સ્વામી મરી જશે." એ ફાળમાં અત્યંત દુ:ખે ગૈ. છેલ્લો દિવસ ઉગ્યો. સાવિત્રીએ અગ્નિને આહુતિ આપી અને પ્રાતઃકાળની સર્વ ધર્મ ક્રિયા કરી પછી સસરા, સાસૂ, વડીલો, બ્રાહ્મણો, તપસ્વીઓ, સૌને તે પગે લાગી. દરેકે તેને "અખંડ સૌભાગ્ય"નો આશીર્વાદ આપ્યો. એક તરફથી આટલા બધાએ ફરીફરીને ઉચ્ચારેલા એ શબ્દોના ભણકાર તેના મગજને ઘેરી રહ્યા. અને બીજી તરફથી એ બીચારીના મગજના ઉંડાણોમાં નારદ મુનિએ કહેલી ઘડી અને પલની ગણત્રીનું ચક્ર પણ બિલકુલ અટકયા વગર વધારે ને વધારે ઝડપથી ચાલવા માંડયું તેને તેના સાસૂસસરાએ હેતથી બોલાવીને કહ્યુ કે "ત્હારૂં ત્રિરાત્રનું વ્રત પૂરૂં થયું છે માટે હવે જમવા બેસ" પણ સાવિત્રીએ જવાબ દીધો કે "સૂર્ય આથમે તે પછીજ જમવાના મ્હારો સંકલ્પ છે." ત્યા તો સત્યવાન ખભે કુહાડો મુકીને વનમાં જવાને તૈયાર થયો. સાવિત્રીએ સાથે આવવાને તેની આજ્ઞા માગી. સત્યવાન કહે; "વનના માર્ગ વિકટ છે, તું કોઇ દિવસ આવી નથી, અને વળી અપવાસજાગરણથી અર્ધી થૈ ગૈ છે તે ત્હારાથી નહી ચલાય." સાવિત્રી બોલી, "હું ચાલી શકીશ, મ્હને જરાયે થાક કે અશક્તિ નથી. મ્હને આજે આવવાની હોસ છે તો ના ન કરો" સત્યવાન કહે "તો ભલે, પણ માતાપિતાની રજા લૈ લે." સાવિત્રીએ તેમને પગે પડીને કહ્યું, "મ્હારા સ્વામીનો વિરહ આજે હું જરા યે સહી શકું એમ નથી એ બીજા કોઇ કામે જતા હોત તો જુદી વાત હતી, પણ આપને માટે ફલ ને અગ્નિહોત્રનાં ઇંધન આણવાને વનમાં જાય છે, એવા ધર્મ કાર્યથી એમને કેમ વારી શકાય? વળી હું લગભગ એક વર્ષથી અહીં આવી છું પણ આશ્રમની બહાર કદાપિ નીકળી નથી, અને મ્હને જાતજાતનાં અસંખ્ય ફુલોથી ભરચક થયેલા વનની શોભા નિહાળવાનુ બહુ મન છે. તો મ્હને રજા આપો તો આજે એમની સાથે જાઉં." દ્યુમત્સેન કહે, 'તું આવી ત્યારથી તે આજ સુધીમા ત્હેં કૈં પણ માગ્યું નથી: આ જ ત્હારી પ્હેલી માગણી. તો હું કેમ ના કહું. જા બેટા, સત્યવાનને સંભાળજે."

સાવિત્રી પતિ સાથે હસતે ચ્હેરે ચાલી પણ તેના હૃદયમાં તો દુઃખાનલ બળતોજ હતો. વન ચિત્ર વિચિત્ર રમણીયતાથી ભરેલું હતું. એક સ્થલે મયૂરોનાં ટોળાં ખેલતાં હતા. બીજે સ્થલે નદીના નિર્મલ પાણીનો પ્રવાહ ચાલ્યો જતો હતો ત્રીજે ઠેકાણે મોટા મોટા ડુંગર ફૂલોથી છવાઇ રહેલા હતા. સત્યવાન દરેક વસ્તુ સાવિત્રીને મીઠે વચને બતાવતો જતો હતો. સાવિત્રી તે સર્વ જોતી જોતી પતિ સાથે જતી હતી.

પણ નારદ મુનિની ગણત્રીનુ ચક્ર તેના મગજમા ફર્યાજ કરતુ હતુ તે દિવસની ઘડીઓ જતી ગૈ તેમ તેમ તે પોતાના સ્વામીને વધારે વધારે બારીકાઈથી જોવા લાગી એ નિર્માણ થયેલી ઘડી "આ આવી! આ આવી! એ ફાળમા તે તેને મરેલોજ દેખવા લાગી અને તોપણ પોતાના હૃદયના જાણે બે ભાગ જુદા જુદા કરી નાખ્યા હોય તેમ એ દૃઢ સકલ્પવાળી, નિર્માણ થયેલી ઘડીની વાટ જોતી જોતી પતિની સાથે આગળ જવા લાગી

## અધ્યાય ૨૯૭

પછી સત્યવાને ફલો એકઠા કરીને પાત્ર ભર્યુ અને લાકડા કાપવાનુ શરૂ કર્યુ આ કામ કરતા તેને થોડી વારમા ઘણો પરસેવો થૈ ગયો અને માથામા વેદના ઉપડી તે એટલી વધી કે આખુ શરીર અસ્વસ્થ થૈ ગયુ તેથી તેણે કામ પડતુ મકયુ અને સાવિત્રીને કહ્યુ કે "મ્હારા માથામા જાણે શલો ભોકાય છે અને મ્હારાથી ઉભા રહે વાતુ નથી, જરી ઊંઘી જાઉ તો સારૂ એમ થાય છે" એટલે સાવિત્રી ભોય પર બેઠી અને તેને સુવાડીને તેનુ માથુ પોતાના ખોળામા લીધુ આ પ્રમાણે સત્યવાન ઊઘી ગયાને બહુ વાર ન થૈ ત્યા એ તપસ્વિનીની ગણત્રીનુ ચક્ર પૂરૂ થયુ અને નારદ મુનિએ કહેલી વેલાનું મુહૂર્ત અને તેની ક્ષણ પણ આવી લાગી ત્યા તો સાવિત્રીએ એક લાલ વસ્ત્રવાળો, મુકુટ ધારણ કરેલો, શુદ્ધ ઘઉં વર્ણો, રવિના જેવો તેજસ્વી, અને હાથમા પાશવાળો, ભયાનક અતિકાય પુરૂષ દીઠો તે સત્યવાન પાસે ઉભો અને તેને ધારીધરીને નિહાળવા લાગ્યો તુ ત સાવિત્રીએ સ્વામીનુ મસ્તક હળવે રહીને જમીન ઉપર મુકી દીધુ અને ઉભી થૈ તેનુ હૃદય તુટી પડવા લાગ્યુ અને આખુ શરીર ધ્રુજી ઉઠયુ અને તોપણ તે હાથ જોડીને એ પુરૂષને પૂછવા લાગી

"તુમારા લોકોત્તર દેખાવ પરથી ત્હમે કોઇ દેવજણાઓ છો, હે દેવેશ, ઇચ્છા હોય તો મ્હને કહો કે ત્હમે કોણ છો અને શુ કરવા માગો છો?"

યમ બોલ્યો 'હે સાવિત્રિ, તુ તપસ્વિની છે અને પતિવ્રતા છે માટે ત્હારી સાથે બોલુ છુ હે શુભે, હુ યમ પોતે છુ અને આ ત્હારા સ્વામી સત્યવાનનુ આયુષ્ય પૂરૂ થયુ છે તેને પાશમા બાધીને લૈ જવા આવ્યો છુ

સાવિત્રી બોલી "સાભળ્યા પ્રમાણે આ કામ ત્હમારા દૂતો કરે છે, તો હે પ્રભો આ વખતે ત્હમે પોતે કેમ આવ્યા?"

યમ કહે, "આ સત્યવાન ધર્મિષ્ટ અને ગુણોનો સાગર છે, એને મ્હારા નોકરો આણે એ ઠીક નહી એટલે હુ જાતે આવ્યો

એમ કહીને યમે સત્યવાનની કાયામાંથી અંગુઠા જેટલો પુરૂષ પાશમાં બાંધીને ખેંચી લીધો, અને એ કાયા નિશ્ચેષ્ટ, નિઃશ્વાસ, નિસ્તેજ બની જોવી ન ગમે એવી લાગવા માંડી. યમ તો એ બાંધેલા પુરૂષને લેને દક્ષિણ દિશા તરફ ચાલતો થયો. નિયમ, વ્રત અને તપવડે સંસિદ્ધ થયેલી મહા સતી સાવિત્રી પણ દુઃખમાં ડુબતી ડુબતી યે તેની પાછળ પાછળ જવા લાગી.

યમ બોલ્યો.

અનુષ્ટુપ છંદ

"જા પાછી વળ સાવિત્રિ, એની અંતક્રિયા કર;
અનૃણી થઇ પૂરી તું, આવી અવાય એટલે.

સાવિત્રી બોલી:—

( અનુષ્ટુપ છંદ. )

"ખેંચાયે સ્વામી મ્હારો જ્યાં, કે જ્યાંએ જાય આપથી,
ઘટે ત્યાં ત્યાં જવું મ્હારે, ધર્મ આ છે સનાતન. ૨૧
તપથી, ગુરુભક્તિથી, પતિસ્નેહે, વ્રતે વળી,
ને ત્હમારી કૃપાથી યે, ના મ્હારી અટકે ગતિ. ૨૨
મૈત્રી સાત પગલાંથી, ડાહ્યા તત્ત્વવિદો કહે,
કરી એ મિત્રતા દાવો, કહું તે સાંભળો જરા. ૨૩

( ઉપજાતી છંદ )

* જિતેંદ્રિયો જે ન, શકે ન પાળી,
ગૃહે વને આશ્રમ ધર્મ એકે,
તે ધર્મ જેનું ફલ આત્મજ્ઞાન,
માટે સંતો ધર્મને શ્રેષ્ઠ કહેતા. ૨૪

---

* ગૃહવાસના બે આશ્રમ, બ્રહ્મચર્ય ( ગુરુને ઘેર રહેવાનો ) અને ગૃહસ્થાશ્રમ, વનવાસના બે આશ્રમ, વાનપ્રસ્થાશ્રમ ( જે દ્યુમત્સેને સ્વીકારેલો હતો તે, ) અને સંન્યસ્ત. દરેક આશ્રમમાં રહેનારે તે તે આશ્રમનો ધર્મ પાળવાનો છે. તે યથાર્થ પાળ્યાથી ધર્મનું પરમ ફલ આત્મવિજ્ઞાન તે આશ્રમમાં પણ પામી શકાય છે તો ગૃહસ્થે ગૃહસ્થાશ્રમ છોડી વાનપ્રસ્થ કે સંન્યાસી થવાની કશી જરૂર નથી. જિતેંદ્રિય રહી પોતના આશ્રમનો ધર્મ યથાર્થ પાળવો એજ શ્રેષ્ઠ ધર્મ છે.

(ત્રિજાતિ છ *)

યથાર્થ જે આશ્રમ ધર્મ પાળે,
એકે ય, પામે ફલ તો બધાનું,
તો કામ શું અવર આશ્રમનું ગૃહીને,
માટે સતો ધર્મને શ્રેષ્ઠ કહેતા 25

યમ બોલ્યો

(ઉપજાતિ ૭૮)

"જા પાછી તુઠયો તુજ આ ગિરાથકી,
શબ્દાર્થ જેના સકલાંગ સુંદર,
ને માગ કે જીવિત સ્વામીના વિના,
આપું હને અન્ય બધું, અનિંદિતે" 26

સાવિત્રી કહે, "મ્હારા સસરાજી આંધળા થયા છે, પોતાનું રાજ્ય ખોઈ બેઠા છે, અને વનમાં વસે છે ત્હમારા પ્રસાદથી તેમની દૃષ્ટિ પાછી મળો અને તે અગ્નિ ને સૂર્યના જેવા બળવાન થાઓ"

યમ કહે, "ભલે તું માગે છે તે પ્રમાણે થાઓ પણ તું થાકેલી દેખાય છે માટે પાછી વળ"

સાવિત્રી કહે,

(ઉપજાતિ ૭૯)

કેવો મ્હને થાક પતિ-સમીપમાં,
જે પંથ એનો મુજ તેજ સર્વદા,
લે જાવ જ્યાં જ્યાં પતિ આવું હું ત્યહાં,
સુરેશ, મ્હારૂં વળી સાંભળો જરા। 27

[ત્રિજાતિ છ વિશેના ટીપ *]

મહાભારતના છંદો બહુ અનિયમીત છે છંદ શાસ્ત્રના નિયમો દૃઢ થયા તે સમયની પહેલાંના છે કાવ્યો અને નાટકોમાંના છંદોમાંથી ઇન્દ્રવંશા અને ઉપેન્દ્રવંશાની અથવા વંશસ્થ અને ઇન્દ્રવંશાની મેળવણીના છંદોને ઉપજાતિ કહેવાનો ચાલ છે પણ છંદશાસ્ત્ર જોતાં આ શિવાય બીજા પણ મળતામળતા છંદોની મેળવણીને ઉપજાતિ નામ આપવામાં બાધ જણાતો નથી અગિયાર અક્ષરના છંદોની ત્રિષ્ટુપ જાતિની સાથે બાર અક્ષરના છંદોની જગતી જાતિની મેળવણી જગતીની સાથે તેર અક્ષરના છંદોની અતિ જગતી જાતીની મેળવણી એક અક્ષરના ફેરવાળી કોઈ પણ બે જાતિઓના મળતામળતા છંદોની મેળવણી અને કોઈ પણ એક જાતના મળતામળતા છંદોની મેળવણી એ પ્રમાણે થતા કોઈ પણ છંદને ઉપજાતિ નામ આપવાનો રિવાજ સુગમ છે અને એથી પણ જુદી તરેહની આવી ઉપજાતિને મળતી પણ વધારે અનિયમિત મેળવણીને માટે ત્રિજાતિ છંદ કે એવું કોઈ નવું નામ યોજવાની જરૂર છે



स्वधर्मपरायण शेठ द्वारकादास धर्मसिंह

ગૃહવ્યવહારમાં બે રીતે વર્તી અન્ય પ્રકારમાં કોઇપણ જાતનો પક્ષપાત ન રાખતાં, સર્વ જ્ઞાતિના અને સર્વ સંપ્રદાયના પુરૂષો તેમનાં ઔદાર્ય અને ઉત્સાહનો સરખો લાભ લઈ શકે છે.

અમારી વેદધર્મસભાના ઉત્પાદકોમાં શેઠ લક્ષ્મીદાસ ખીમજીનું નામ અગ્રગણ્ય છે. શેઠ દ્વારકાદાસે પણ આ સભા તરફ એવોજ પક્ષપાત રાખી આજ અઢાર વર્ષથી એ સભાનું મંત્રીપદ શોભાવ્યું છે એ સભાને આજ દીવસ સુધી તેમણે તન મન અને ધનથી મદદ આપી છે.

મુંબઈ સરકારે તેમને મુંબઇ શહેરના શેરીફ નીમી તેમનાં લોકોપયોગી કાર્યોની કદર કરી છે. સરકારના આ કાર્યથી મુંબઇની સર્વ પ્રજાને જે અત્યંત આનંદ થયો છે તેના કરતાં પણ અમારી સભાને વિશેષ આનંદ થાય એ સ્વાભાવિક છે. તેઓ આથી પણ વિશેષ ઉન્નતિ અને યશને પામે એવો અમારો આશિર્વાદ છે.

ન.

## पुस्तकोनुं वांचन.

### (શૉપનહૉરને આધારે)

( ગયા અંકના પૃષ્ટ ૨૨ થી ચાલુ. )

ઉક્ત કારણોથી વાંચનપર અંકુશ હોવાની આવશ્યકતા છે. લોકપ્રિયતા એ પુસ્તકની નિકષશીલા નથી. રાજકીય અને ધાર્મિક ધાંધલ મચાવનાર ચોપાનીયાંની, આકર્ષક નામાભિધાનવાળા કાવ્યો અને નવલ કથાઓની પરીક્ષા તેમની લોકપ્રિયતાથી કે અનેક આવૃત્તિથી થતી નથી. અત્રે પંડિત કરતા મૂર્ખ લોકો સંખ્યામાં વધારે છે તેથી મૂર્ખને યોગ્ય પુસ્તકોનો મ્હોળો ફેલાવ થાય તેમાં આશ્ચર્ય નથી. વાચનનો સમય મુકરર હોવો જોઇએ, અને કાળની કસોટીએ ચ્હડેલા સર્વ દેશીય, સર્વ કાલીન શિક્ષા ગુરૂઓનાં ઉત્તમ કોટિનાં પુસ્તકોનેજ સમર્પણ થવો જોઇએ આ જગતની તુમુલ રસાકસીમાં પાશ્ચાત્ય વિજ્ઞાન શાસ્ત્રી ડાર્વિનનો મત પ્રમાણે ઉત્તમોત્તમ હોય તેનોજ જગત્માં નિભાવ થાય છે; સારાં પુસ્તકો જેમ વધારે વંચાય અને નઠારા જેમ ઓછાં વંચાય તેમાં લાભ છે. નઠારાં પુસ્તકોનું વાચન બુદ્ધિને વિષરૂપ થઇ પડે છે. કીર્તિના ઉત્તુંગતમ શિખરે જે વિદ્વાનો દીર્ઘકાલથી બીરાજ્યા હોય તેમનાં લખાણ વિના અન્ય પુસ્તકોનું સેવન કરવું એ મિથ્યા કાલવ્યય છે. તે કરતાં આકાશના વિસ્તાર સ્હામે સૂતાં સૂતાં નિહાળ્યાં કરવું તે વિશેષ લાભ દાતા છે.

દરેક યુગમા બે પ્રકારના સાહિત્ય પ્રચલિત હોય છે એકજ પર્વતમાથી ઉદ્ભવતા બે નિર્ઝર પ્રમાણે ઉભય સાહિત્યના પ્રવાહ સાથે સાથે વહન કરે છે, તથાપિ એક બીજાથી અનાત હોય છે એક સાહિત્યનો પ્રવાહ ચિરસ્થાયી ન બીજો અલ્પજીવી છે કાવ્ય તથા વિજ્ઞાનને આયુષ્ય અર્પણ કરનારા સાહિત્યવિલાસી મનુષ્યો પ્રથમ જણાવેલા સાહિત્યનું સેવન કરે છે તેનો પ્રવાહ શાન્ત, કોઈ પણ જાતની ધાધલ મચાવ્યા વિના મન્દ વહ્યો જાય છે, અને એકાદ શતકને અન્તે દશેક ગ્રન્થોને જન્મ આપે છે, પણ તેમને દેશના સાહિત્યમા ચિરસ્થાયી સ્થાન મળે છે સાહિત્યનો ઇતિહાસ લખનારને તેઓ માર્ગદર્શક દીપસ્તંભરૂપ થઇ પડે છે કાવ્ય તથા તથા વિજ્ઞાનને આયુષ્ય અર્પણ કરનાર નહિ પણ તેમને વિનોદના સાધન સમજનાર મનુષ્યો બીજા પ્રકારના સાહિત્યની ઉપાસના કરે છે તેનો પ્રવાહ અતિ વેગવાળો હોવાથી લોકોમા સક્ષોભ ઉત્પન્ન કરે છે દરેક ગ્રન્થકારના મિત્રો અને પક્ષકારો તેના જ્યા ત્યા વખાણ કરે છે દર વર્ષે હજારો આવા પુસ્તકો જન્મ પામે છે, પણ થોડા સમય વીત્યા પછી જોગો તો તેમને માટે કોઇ પરવા કરતુ નથી ભાદરવાના અળશીયા જેમ અગ્નિનો તાપ પડતાજ એકાએક અદ્રશ્ય થાય તેમ એવા નમાલા પુસ્તકો ટુકુ આયુષ્ય ભોગવી, જેવી ત્વરાથી ઉત્પન્ન થયા તેવી ત્વરાથી નાશ પામે છે તેમને રચનારના નામ,તેમણે મેળવવા ધારેલી કીર્તિ એ સર્વ કયા ગયા ?

રાજકીય વિષયમા પચાસ વર્ષનો યુગ લાબો ગણાય, કારણ એ દિશામા હમેશા કઈને કઈ નવુ બન્યાજ કરે છે, દર વર્ષે નવા નવા પ્રશ્નો ઉભા થાય છે પણ સાહિત્યનો ઇતિહાસ પચાશ અને તેથી પણ વધુ વરસ સુધી કેવળ અટકી રહેલો લાગે છે તેની ગતિ ઘડીઆળના કાટાના જેવી ધીમી અને ન જણાય તેવી છે નકામા પુસ્તકોની પુસ્તકોમા ગણના થતી નથી

ઉત્તમ કવિ કે સમર્થ લેખક કાઈ પ્રતિવર્ષે જન્મતા નથી એક મહાન કવિના અવસાન પછી બીજા તેવાજ કવિને જન્મતા કેટલાક સૈકાઓ વીતે છે તેમ બીચ્ચે ના યુગમા થઈ ગયેલા ઉપકવિઓ સાહિત્યના પ્રવાહને આગળ લાવી શકતા નથી તેઓ આમ તેમ ફ્રી, જ્યાથી નીકળ્યા ત્યાને ત્યાજ પાછા આવે છે અનેક અનુકૂળ સયોગોને પરિણામે ઘણા વર્ષથી પૃથ્વીના ગર્ભમા ભરાઈ રહેલુ પાણી એક ફુવારારૂપે બહાર આવે તેમ સમગ્ર પ્રજાની ચેતના અને જાગૃતિ એ મહાન આત્મામા આવિર્ભૂત થતા કવિ જન્મે છે તેજ કવિ પોતાના અસાધારણ સામર્થ્ય વડે પ્રજાને સાધને એક પદ વી આગળ લઇ જાય છે તેવા કવિની કૃતિનેજ ચિરસ્થાયી સાહિત્યમા સ્થાન મળે છે બીજા પુસ્તકો વર્ષ બે વર્ષ લોકોનુ ધ્યાન ખેચી અનન્ત અધકારમા સમાઇ જાય છે તેમનુ પુનરૂજ્જીવન હોતુજ નથી સસારની માના તેમને અવનિષ્ટ કરતીજ નથી

દરેક ત્રીસ વર્ષને અંતરે ભાષા, વિજ્ઞાન, કળા ઇત્યાદિનો વિકાસ તપાસીશું તો ભાગ્યેજ કાંઇ વધારો થયેલો જણાશે. સંખ્યાબંધ ગરબી ભટો અને ત્રીજા વર્ગના લેખકોની કૃતિનો ઢગ જામતો જાય છે. છેવટે તે પોતાના જ ભારથી ત્રુટી પડે છે. વળી બીજાં ત્રીસ વર્ષ સુધી લોકોના વિચાર એથી સ્હામી દિશામાં વહે છે. એ પ્રમાણે શબ્દનાં આંદોલનની ઉંચી નીચી ગતિની પેઠે સાહિત્યનો પ્રવાહ ઉર્ધ્વ તથા અધોગતિ ધારણ કરતો ધીમે ધીમે આગળ વધે છે.

ઘણાને સાહિત્યનો કે વિજ્ઞાનનો કે તત્વજ્ઞાનનો ઇતિહાસ વાંચી, થોડાક પારિભાષિક શબ્દો યાદ રાખી પોતાના વિશાળ વાંચનનો ડોળ કરવાનો શોખ હોય છે. અલબત સાભળનાર તેના બોલવાથી અંજાય છે અને સ્હેલાઈથી પંડિતમાં ખપે છે એવા ઇતિહાસના માત્ર વાંચનથી કશો લાભ નથી. વિચારનાં જુદા જુદા પ્રદેશોમાં મનુષ્યોએ કરેલા પ્રવાસનો એ નકશો છે. નકશાથી જ ભુગોળવિદ્યાનું જ્ઞાન મેળવનાર અને ખરેખરા પ્રવાસી વચ્ચે જેવું અંતર છે, યુનિવર્સિટી કેલેન્ડરમાંથી બી. એ. નો અભ્યાસક્રમ વાંચી જનારમાં અને ખરેખરા બી એ. માં જેવું અંતર છે, તેવુંજ અંતર સાહિત્યનો ઇતિહાસ વાંચી પંડિતમાં ખપનાર અને ખરેખરા પંડિત વચ્ચે છે. ભોજ્ય વસ્તુની માલા જપવાથી ક્ષુધા શાન્ત થતી નથી. બી. એ. નો અભ્યાસક્રમ વાંચી ગયાથી બી. એ. થવાતું નથી.

હાલના સાહિત્યના ઇતિહાસોની એક કલા હજી અધુરી છે. જે મહાન પુરૂષો ભવિષ્યની પ્રજાને માટે અમુલ્ય ભંડાર મૂકી ગયા છે તેમના પર ગુજારેલી વિપત્તિનું મર્મભેદક બ્યાન થવું ઘટે છે. નિરૂપયોગી અને હાનિકારક લખાણ કરનારાઓ સાથે વિદ્યાના સાચા સેવકોને ખેંચાખેંચ (tug of war) કરવી પડી હોય તેનું સવિસ્તર વર્ણન પણ ઉપદેશકર્તા થઇ પડે. ક્ષુદ્ર કવિઓ ચમન કરતા હોય, લોકોનું માન પામતા હોય ત્યારે પ્રજાના ઉદ્ધાર માટે સતત પ્રયાસ કરનારા, ગરીબીમાં, કંગાલીયતમાં, અનેક વિટંબણા વચ્ચે, અનુકંપા કે દયાનો એક પણ શબ્દ સાંભળ્યા વગર, લક્ષ્મીથી ઝળહળતા વિશાળ નગરની પણ ગીચ ગંદી ગલીની એક અંધારી ઓરડીમાં ઝાંખી બત્તીની રોશનીવડે પોતાના અમૂલ્ય ચિરંજીવ ગ્રંથો રચી રહ્યા હોય તે સઘળાનું ચિત્તાકર્ષક વર્ણન કોઇ કુશળ લેખકને હાથે થવું ઘટે છે. પરંતુ એમને પોતાની ઉગ્ર તપશ્ચર્યા માટે યોગ્ય પારિતોષિક મળ્યું છે. અંગ્રેજ કવિ કીટસ્ (Keats) લખે છે કે.—

Bards of Song and of Mirth !
You live in heaven and on earth.

જ.

# લોભ વિષે ભાષણ

એક દિવસ ભગવાન સૂર્યનારાયણ જ્યારે અસ્તાચળના ચૂડામણિરૂપ થયા હતા, જ્યારે પોતાને હવે પછી થવાના વિરહરૂપ અગ્નિનો ધુમાડો જાણે હોય તેવા અંધકારને ચારે કોર જોઇ ચક્રવાકના જોડલા કરૂણા ઉપજે તેવા દીન શબ્દો બોલતા હતા, જ્યારે ચોતરફ રાત્રિવિકાસી પુષ્પો વિકાસી રહ્યા હતા, જ્યારે રત્નદીપકના પ્રકાશથી અંધકાર રહિત સ્ફટિક મણિમય મંડપમાં પોતપોતાના સિંહાસનોને પવિત્ર ચરિત્રવાળી મહાસતીઓ શોભાવતી હતી અને જ્યારે શ્રી પાર્વતીના મુખ કમળથી પડતી સદુપદેશરૂપી અમૃતધારાને તૃપ્તિ પર્યંત પીવા માટે દેવ, દાનવ, માનવ, મુનિ અને રાજાઓની ધર્મપત્નિઓ, કુલીન કન્યાઓ એકાગ્ર ચિત્તથી નિશ્ચળપણે પોતપોતાના સ્થાનકે સ્થિર થઇ રહી હતી ત્યારે સભાના પ્રમુખપદે બિરાજેલા મહાસતિ ભગવતી અનસૂયા રત્નમય સિંહાસનપરથી ઉભા થઈ બોલ્યા કે હે સર્વ પર્વત કુલના અલંકાર રૂપ પવિત્ર પુત્રી પાર્વતી! તમારા મુખ કમળના મકરંદ રૂપી ઉત્તમ ભાષણો આ સભામાં આવેલી સર્વ કુલીન કાંતાઓએ અને કન્યાઓએ અનેકવાર સાંભળ્યા છે તમે પ્રથમ દિવસે સદ્વિદ્યાભ્યુદય વિષે, બીજે દિવસે કામાન્ધતા વિષે, અને ત્રીજે દિવસે ક્રોધાન્ધતા વિષે ભાષણો કર્યા હતા આજે આ સર્વ સતીરૂ અને મહ સતીઓ લોભ વિષે તમારૂં ભાષણ સાંભળવાને આતુર છે માટે લોભથી માણસ કેવું નિ શોભ થઇ જાય છે તે વિષયને જણાવનાર ઉત્તમ ભાષણ કરી આ સભામાં આવેલી સર્વ પવિત્ર પતિવ્રતાઓના મનનું તમે રંજન કરશો એવી હું આશા રાખું છું એમ બોલીને દેવી શ્રી અનસુયા પોતાના સિંહાસન પર બિરાજ્યા અને સતીઓ અને કન્યાઓએ શ્રી અનસુયાદેવીના ઉપરના વચનોને હર્ષ પોકારથી અને તાળીયોથી વધાવી લીધા પછી, શ્રી પાર્વતી દેવી મણિમય સિંહાસન ઉપરથી ઉભા થઇને અને સર્વ મહાસતીઓને પ્રણામ કરીને વિનયપૂર્વક નીચે પ્રમાણે બોલ્યા. હે મહાસતીઓ, પવિત્ર બ્હેનો, અને કુલીન કન્યાઓ! ત્રણ ભુવનમાં જેમનો અપ્રતિમ પ્રતાપ પ્રખ્યાત છે એવા આ પરમ સતીશ્રી અનસૂયા દેવીની આજ્ઞાને અનુસરીને મારી અલ્પ બુદ્ધિ પ્રમાણે લોભ વિષે બે બોલ કહું છું તે આપ શ્રવણે ધરશો એવી આશા રાખું છું

લોભ એ સર્વ દોષોનું સ્થાનક છે, લોભ સર્વ સદ્ગુણોનો કાળ છે, લોભ સર્વ વિપત્તિરૂપ ઝેરી લતાઓનું ગહનવન છે, અને સર્વ પ્રકારના અનર્થનું પરમ સાધન છે, તે આપ સર્વનું અજાણ્યું નથી ક્ષણે ક્ષણે મનને લોભાવનાર લોભ, કયા દેવને, કયા દાનવને, કયા માનવને કે કયા મુનિને નિ શોભ નથી કરતો? બલવાન્ સર્વના મનને લોભાવી શોભા વિનાના કરી નાખે છે વિશાલ કપાલમાં થયેલા દુષ્ટ કુષ્ટ રોગનું એક

બિંદુ જેમ શરીરના લાવણ્યનો નાશ કરી નાંખે છે, તેમ હૃદયમાં થયેલો લોભનો લેશ પણ વિદ્વાનોની વિદ્યાને, કલાવંતોની કલાને અને યશવંતોના યશને શોભાહીન કરે છે. કામ લોભથીજ ઉત્પન્ન થાય છે: ક્રોધ લોભથીજ ઉત્પન્ન થાય છે: મોહ લોભથીજ ઉત્પન્ન થાય છે એટલુંજ નહિં પણ અનેક નરકયાતનાના દુઃખના અનુભવનું મૂળ કારણ લોભજ છે. લોભાંધ માણસ નથી માન્ય માતાને મારતાં વિલંબ કરતો, નથી પવિત્ર પિતાને મારતાં વિલંબ કરતો, નથી સ્નેહી સહોદરને મારતાં વિલંબ કરતો, નથી પ્રિય પુત્રને મારતા વિલંબ કરતો, નથી પવિત્ર મિત્રને મારતાં વિલંબ કરતો, અને નથી પોતાનું પાલનપોષણ કરનાર સ્વામીને મારતાં વિલંબ કરતો. કેમકે લોભથી અંધ થયેલા માણસના મનમાં કાર્યાકાર્યનો વિચાર કદી સ્ફુરતો નથી. સદ્બુદ્ધિરૂપી કલ્પલતાને મૂળથી ઉખેડી કહાડવામાં મદમત્ત ગજરૂપ લોભના આવેશથી પરાધિન થયેલા લોકો ભૂતના આવેશથી પરાધીન થયા હોય તેમ વિકટ અટવીમાં ભટકતા, મોટા મોટા પર્વતનાં શિખર જેવડાં મોજાઓથી ભયંકર મહા સમુદ્રને પણ સત્વર તરી જતા, દુઃખે પણ ન ચ્હડી શકાય તેવા પર્વતના શિખરોની ઉપર પણ ચ્હડી જતા, જે પ્રાણ થકી પણ પ્રિય ગણાય છે, જે દેવતાઓને પણ દુર્લભ છે અને જે આ લોક તથા પરલોકમાં સહાય કરનાર કહેવાય છે તેવા પોતાના પુત્રને પણ તણખલાની પેઠે વેચી નાંખતા અને સ્નેહના કલ્પ વૃક્ષરૂપ પોતાના સોદર ભાઇઓને પણ ઉખેડી કહાડતા, સત્કીર્તિરૂપ કલ્પલતાને સુકવી નાંખતા અને ચોતરફથી પાપ, શાપ અને સંતાપની સત્કીર્તિ સંપાદન કરતા એવા કેટલા લોભી લોકો આપણે સાંભળ્યા નથી, જોયા નથી અને અનુભવ્યા નથી ઘણા ઘણા સાંભળ્યા છે, જોયા છે, અનુભવ્યા છે. લોભરૂપી ઝેરી વૃક્ષ, જેનું દુષ્ટ અહંકાર મૂળ છે, જેનો અવિવેક અંકુર છે, જેના અનેક અનેક અનર્થો પલ્લવો છે, જેનું દુરાગ્રહરૂપી દૃઢ થડ છે, અનેક પ્રકારની વિપત્તિ રૂપ જેનાં પુષ્પો છે, અને અસંખ્ય નરકની પીડાઓ ભોગવવી એજ જેનાં ફળ છે તેને કોઇએ પણ કોઇ વખતે હૃદયરૂપી ક્યારામાં રોપવું નહિ ધર્મ, અર્થ, કામ અને મોક્ષરૂપી પુરૂષાર્થને સાધવામાં સાધનરૂપ લોભી લોકના દેહને નથી ભુતો તેવી રીતે પીડતા, નથી પ્રેતો તેવી રીતે પીડતાં, નથી પિશાચો તેવી રીતે પીડતાં, નથી ડાકણ કે શાકણ તેવી રીતે પીડતી, નથી વાઘ, વરાહ કે વાનરો તેવી રીતે પીડતાં અને નથી સર્પ, વીંછી કે વિષૌષધિ તેવી રીતે પીડતી કે જેવી રીતે લોભથી આંધળી થયેલી તેઓની મનોવૃત્તિઓ રાત દિવસ પીડે છે. શાપનું મૂળ લોભ છે, સંતાપનું મૂળ લોભ છે, પાપનું મૂળ લોભ છે, અનેક દુઃખોના દરિયાનું મૂળ લોભજ છે. બ્રાહ્મણ કુળમાં ઉત્પન્ન થયેલા અજિગર્તે, મછીમાર જેમ મચ્છને વેચે તેમ પોતાનો ઔરસ પુત્ર કે જેનું પોતેજ પાલન, પોષણ કરવું જોઇએ. તેને બદલે ધનલાભના લોભથી દયાને દૂર કરી, લાજને વેગળી કરી, રાજા હરિશ્ચંદ્રના યજ્ઞમાં પશુ કરવા માટે ધન લઇને વેચી નાખ્યો છે. આ અતિ નિર્દય માણસના હૃદયને પણ કંપાવે એવું લોભનું જગપ્રસિદ્ધ દૃષ્ટાંત છે. મહારાજા સંતનુએ પણ સ્ત્રીના લોભથી પોતાના સાત પુત્ર

રત્નોને પોતાની સ્ત્રીએ શ્રી ગંગાજીના પ્રવાહમાં ફેંકી દીધા તેમ છતાં પોતાની રાણીને વારી નહિ એ શું લોભની ઓછી પ્રબળતા છે ? એટલું જ નહિ પણ પોતાનો જ્યેષ્ટ પુત્ર ગાંગેય જે ત્રણ લોકના રાજ્યનો ભાર ઉપાડવાને શક્તિવાન હતો છતાં એક ભીલની કન્યાના લોભથી પરાધિન થયેના પોતાના પિતાજીને જોઈ, પવિત્ર પુત્ર ગાંગેયે જઈ મારા પિતાને તું તારી પુત્રી આપે તો મારે રાજ્યાસનપર ન બેસવું અને સ્ત્રી પણ ન પરણવી એવી પ્રતિજ્ઞા કરી હતી ને જોઇ મહારાજા બહુ સંતોષ પામ્યા પણ સ્ત્રી લોભ તેમનાથી છોડી શકાયો નહિ જેનો યશરૂપી ચંદ્ર લોકમાં પ્રખ્યાત છે અને ગોબ્રાહ્મણ પ્રતિપાળકોમાં મુખ્ય ગણાય છે તે મહારાજા હરિશ્ચંદ્ર પણ પોતાના પુત્રના લોભથી અને પોતાના જીવિતના લોભથી બ્રાહ્મણના દીકરાને પણ અગ્નિ કુંડમાં હોમી દેવા જરા પણ વિલંબ કર્યા ન્હોતો। કિષ્કિંધાના રાજા વાળીએ રાજ્યના લોભથી પોતાના સહોદર ભાઇ સુગ્રીવને દેશપાર કર્યા હતો વજ્રબાહુ રાજાએ પોતાની કુમતિ નામની સ્ત્રીના લોભથી પોતાની સુમતિ નામની સ્ત્રીને વનમાં મોકલી હતી ઉત્તાનપાદ રાજાએ પોતાની સુરૂચિ રાણીના લોભથી, સુનીતિ નામની રાણીના કુમાર ધ્રુવને વનવાસ કરાવ્યો હતો। વિશેષ શું કહું ? કોઇએ ધનના લોભથી, તો કોઇએ રાજ્યના લોભથી, કોઇએ જીવિતના લોભથી તો કોઈએ સ્ત્રીના લોભથી, માતાપિતાઓએ પુત્રોને અને પુત્રોએ માતાપિતાઓને, મોટા ભાઇઓએ ન્હાના ભાઈઓને અને ન્હાના ભાઇઓએ મ્હોટા ભાઈઓઓને, કાકાઓએ ભત્રિજાઓને અને ભત્રિજાઓએ કાકાઓને, મામાઓએ ભાણેજોને અને ભાણેજોએ મામાઓને કેદ કરેલા છે, અને કરે છે, દેશપાર કરેલા છે અને દેશપાર કરે છે, મારી નાખેલા છે અને મારી નાખે છે, તે આપણે ઇતિહાસો વડે સાંભળ્યું છે અને નજરેથી જોઇએ છીએ આ સર્વ દુષ્ટ કૃત્યો લોભજ કરાવે છે એવું કોઇ દુષ્ટ કૃત્ય નથી કે જે લોભ ન કરાવે, એવો કોઈ દુર્ગુણ નથી કે જે લોભ ન મેળવી આપે અને એવું કોઇ દુઃખ નથી કે જે લોભથી ન પ્રાપ્ત થાય અર્થાત્ સર્વ દુષ્ટ કૃત્યો, સર્વ દુર્ગુણો અને સર્વ દુઃખોનું મૂળ લોભજ છે એવી રીતે સર્વ શાસ્ત્રો અને સર્વ પુરાણો અને ઈતિહાસો પોકારી પોકારીને કહે છે માટે પોતાનું આ લોકમાં અને પરલોકમાં કલ્યાણ ઇચ્છનાર માણસે લોભરૂપી પિશાચના આવેશને વશ થવું નહિ પણ શાસ્ત્રસંગ, અને સંતોષસંગરૂપી મહામંત્રોથી લોભરૂપી પિશાચને દેશપાર કરી મેલવો જોઇએ એવી મારી સર્વને છેલ્લી પ્રાર્થના છે એમ કહી જગજ્જનની દેવી શ્રી પાર્વતીએ પોતાનું મણિમય સિંહાસન શોભાવ્યું અને હિમાચલના મહારાણી મેના દેવી બોલ્યાં, બ્હેનો! પવિત્ર પુત્રી શ્રી પાર્વતીજીયે આજે લોભ વિષે ભાષણ કરેલું છે તેનું મનન કરી હમેશા તમે લોભરૂપી પિશાચથી દૂર રહેશો એવી હું આશા રાખું છું, એમ કહી સભાનું વિસર્જન કર્યું

શાસ્ત્રી શંકરલાલ માહેશ્વર

## ગ્રંથાવલોકન.

### ૧. ન્યાયમૂર્તિ રાનડેનું જીવનચરિત્ર.

આપણી ભાષામાં સારાં જીવનચરિત્રોની મ્હોટી ખોટ હોવાથી આ પુસ્તકને આવકાર આપતાં અમને ઘણો હર્ષ થાય છે. એનો વિષય મિ. રાનડે છે એટલાથીજ એની ઉપયોગીતા સિદ્ધ થાય છે. રાજકીય, સાંસારિક અને ધાર્મિક પ્રવૃત્તિઓનું સુકાન ધરનાર અને દેશદાઝ જેની રગેરગમાં વ્યાપી રહી હતી એવા મહાન પુરૂષનું જીવનચરિત્ર અમે દરેક વિદ્યાર્થિના હાથમાં જોવા ઇચ્છીશું. પુસ્તકની ભાષા વિદ્યાર્થિઓથી સમજાય તેવી સરલ છે. મિ. રાનડેના જીવનની જુદી જુદી કળાઓ સારી રીતે ચીતરી છે. એક અભ્યાસી તરીકે, પુત્ર તરીકે, કુટુંબી તરીકે, દેશજન તરીકે અને સરકારી અધિકારી તરીકે મિ. રાનડે કેવા હતા તે સમજાવવાને એમની જીંદગીમાંથી સારાં દૃષ્ટાંતો ચૂંટીને આપ્યાં છે.

સારૂં ચરિત્ર લખવાની પણ એક કળા છે. જીંદગીના બનાવોનું માત્ર પત્રક, એ ચરિત્ર ન કહેવાય. વાચનાર પુસ્તકમાં લીન થાય અને તેમાંના વિચાર તેના હૃદયમાં સચોટ ઉતરી જાય એવુ ચરિત્ર લખવાને શક્તિમાન થવું એ અભિવંદનીય છે. ચરિત્ર નાયકના સામર્થ્યનું દર્શન કરાવતાં તે તે સામર્થ્યોત્પાદક વિદ્યા આદિ કારણોનું દર્શન કરાવ્યું હોત તો ગ્રંથમાં આથી પણ વિશેષ ખુબી આવત.

બધી રીતે જોતાં આ પુસ્તક ઘણી સારી રીતે લખાયું છે અને ઘણું ઉપયોગી છે એમ કહેવાને અમને કશો સંદેહ રહેતો નથી.

### ૨. વ્યાજ ગણિત.

આ પુસ્તક શરાફી ધંધાદારીઓને તથા વ્યાપારીઓને ઘણા ઉપયોગનુ છે, તથા તેમને ઘણી સરળતા કરી આપે છે.

### ૩. સ્વદેશી ઉદ્યોગનો સંદેશો.

સ્વદેશી કારીગીરીને સતેજ કરવાની અને યૂરોપની પ્રજાઓ સાથે ઉદ્યોગમાં સ્પર્ધા કરવાની ઘણા હિંદવાસીઓને ઇચ્છા થય છે. હાલની સ્વદેશી ચળવળ થતા અગાઉ પણ અમદાવાદ તો હિંદુસ્તાનનું માન્ચેસ્ટર બનવા લાગ્યું હતું. અમદાવાદ ઘણા ધનવાન અને કુશળ વ્યાપારીઓનું નિવાસ સ્થાન છે; ત્યાના એક આગેવાન ગૃહસ્થ તરફથી ઉપર જણાવેલુ માસિક અમને મળ્યું છે સઘળા ભારતવાસીઓએ એ સંદેશો હૃદયમાં ઉતારવા જેવો છે હિંદુસ્તાનના જુદા જુદા ભાગોમાં શી શી વસ્તુઓ બને છે તેનું કિંમત સાથે એમાં ટિપ્પણુ અપાશે તો વધારે ઉપયોગી થઇ પડશે.

---

૧. કર્તા સોમેશ્વર સૂર્યરામ દેવાશ્રયી મૂલ્ય રૂ ૧-૮-૦

૨. કર્તા શ્રીમાન્ ગોવિંદદાસ ચતુર્ભુજ પ્રસિદ્ધ કર્તા કહાનજી ધર્મસિંહ. મૂલ્ય ગિલ્ટ પૂઠાનો રૂ ૧-૦-૦ અને કાગળના પૂઠાનો રૂ ૦-૧૨-૦

૩. યોજક રા. રા. કેશવલાલ મોતીલાલ વાર્ષીક લવાજમ રૂ ૦-૮-૦.

# आर्यधर्मप्रकाश

पुस्तक ३६ मु ] मास पोष स १९६४ [ अङ्क ३ जो

## नाथ निरजन



(भैरवानो लय ताल दीपचदी)

नाथ निरजन अलख अनतन !
एकनु-रजन ! चिंतन च दन !
भाड विभजन ! प्रिय अवलबन ! ध्रुव

नारायण बने नरनार
तुमय जग मेनानो भार
सतजीवन तुज ज्वलत ज्योति प्रकट अखड ! नाथ !

मागु तु महानुभाव--
ज्या सदा कल्याण थाव !
पर आन दन कर अम जीवन ! भला भगवान ! नाथ !

---

## प्रकट प्रभु



(आशानो लय ताल दादरो)





प्रकट प्रभु ! तुज प्रकट प्रभुता,
अनत भरे उज्वल रसमयता !--ध्रुव !!

बुद्बुद् शा अम भवनेडलीया--
डगमगता तुज चरणे शमता प्रकट प्रभु !

******************************

परमय प्रियमय नियमित घटना—
सतत वही रही ललित लीला आः प्रकट प्रभु!
परम करे कल्याण जगतनुं—
तुज करुणानी सरळ कला आः प्रकट प्रभु!

## साचा सीताराम.

(भैरवीनो लय ताल दादरो.)

सजोडीलां संतरे जाणे साचां सीताराम :
सतो तो वसंतरे डोले कळायण प्राण :
चालो सखि जइअे संसार–तपोवनमां
नमीये साचां सीताराम
साचा सीताराम रे
व्हालां विरामाना धाम—
(साखी) देव बनावे दीनने संसारीला संत :
साधुता प्रभुता तणा अे सखि ! मोहनमंत्र !
चालो सखि ! रहीये कल्याणक कथामां
बनीये साचा सीताराम
साचा सीताराम रे
पलक प्रेरक प्राण—

ललित.

## तृष्णातरूणीने रजा.

( कल्याणी गझल )

तृष्णा तरूणी ! छोड तुं छेडो,
महिला ! मेल हवे मज केडो....तृष्णा तरूणी....ध्रुव,
गणी प्राणथी अतिशय प्यारी, तुजने मे अंतरमां धारी,
तोपण तें करी मारी खुवारी, हवे नथी गमतो तुज नेडो....तृष्णातरूणी !

प्रमदा ! तुज पोषणने माटे, माथ नोकरी करा उचाटे,
रखड्यो रझळ्यो वाटे घाटे, छता बुड्या न तुज बेडो तृष्णातरुणी !

तुजसारु कुळ माजा त्याग्या, अदर शत्रु छता थइ राग्या
वद्यो "पधारो शेठ सुभाग्या," तोयन वारा छोड बखेडो तृष्णातरुणी !

तुज साथे करी ज्यारथी यारी, त्यारथी दास बन्या लाचारी,
गहिला ! मेल हवे पाठ मारी, हवे न प्रिय लागे तुज नेडो तृष्णातरुणी !

चित्त चोंट्यु हरिशरणे श्यामा ! हवे न भुलु तुजी भामा,
विचरो हवे गमे त्या वामा ! करु आज हु छुटो छेडो तृष्णतरुणी

जगजीवन कालीदास पाठक

---

## प्रकृति प्रति उक्ति



(मालिनी)

नहि तव गुण त्यागे गाढ आसक्त रे'वु
अनवरत अशान्ति दुःख ना रे' सहेवु
विरस परिणतिने सुख आभास मात्र
प्रकृति तुज विलासो सर्व छे इन्द्रजाळ १

(शिखरिणी)

गृहा भोक्तृत्वादि अभिमति वृथा मा त बनीने
अनिर्वाच्या वान सुख दुःख तणा भोग महाने
अहकारे मूढ स्वरूप सुमरा भ्रष्ट बनता
बहु वर्षो गाळ्या, प्रकृति ! तव सगे विपतिमा– २
बनी रागा कृष्ट प्रकृतिकृत आ भोग्य विषये
असख्याते वद्ध निषय परि तृप्ति नहि रहे
वधारी भोगेच्छा अति विषम दुःखो अनुभवे
जरा व्याधि मृत्यु प्रकृति गुण सगे रतरहे ३



उपाधि स्वीकारी विविध परिकल्पी मनवडे
ममत्वे ते अर्थे सतत अनुरागे व्यवहरे
विमूढात्म ज्ञाने प्रकृतिगुण कार्यो निज गणे
वृथा राग द्वेष जगदनुभवे मस्तज रहे. ४
विमोहावे भारे स्वजी सकळ आ, आम जनने
विजाने ना कोइ क्वचिदपि निजात्म स्वरुपने
अविद्या, माया, ने प्रकृति वळी अज्ञान पणतु
महा मोहग्राहे ग्रसित जग तारे वश थयुं. ५

( मालिनी.)

विषम विपथ मार्गे तुच्छ बुद्धि भ्रमे छे
त्रिविध विकट तापे तप्त भारी रहे छे
गृही अनीशपणुंने मोहथी शोक पामे
जनि मृति घटमाळे पारवश्ये भ्रमे छे. ६
प्रकृति अति भमावे संसृति चक्र आम
अविरत गति जेनी ज्यां लगी आत्मज्ञान
अचलित गुण कार्ये बुद्धि जेनी विशुध्धा
प्रकृति पर थइते तृप्ति पामे अखंडा. ७
प्रकृति विकृति सूर्नु भावनातीत तत्व
सतत विमळ बोधानन्द रुप प्रकृष्ट
अविकृत हृदयेजे सस्फुरे साक्षि रुपे
स्थूल सकळ प्रवर्ते सर्व भूतात्म भावे. ८
गृही विरति विवेकी वासनाओ प्रजाळी
प्रकृति रचित सर्वे आत्म भावे विभावी
निगमकथित रीते आत्म याथात्म्य भाळी
निरातिशय प्रशान्ति पामता शोक मुक्ति. ९

नानालाल देवशंकर वैद्य

# " आत्मान पश्य "

૧ મનુષ્ય માત્રને દશ ઇન્દ્રિયો છે પ્રત્યેક ઇન્દ્રિય બહુ બલવાન હોય છે ઇન્દ્રિય બલનો અતિ કે અયોગ્ય વ્યય ન થયો હોય તો પ્રસગે તે અલૌકિક કાર્ય કરી શકે છે પતિની અંધતાથી પોતાના ચક્ષુએ પાટા બાંધી રાખનારી અને તેમ કરી નેત્રબલ સાચવી રાખનારી ગાંધારીના દૃષ્ટિપાતથીજ દુર્યોધનનુ શરીર વજ્રમય થયાની વાર્તા આ સિદ્ધાન્તને પુષ્ટિ આપે છે ઇન્દ્રિયોના અંતર અને બહિર એવા બે વ્યાપાર છે અંતર વ્યાપારમા પ્રવૃત્ત ઇન્દ્રિય ગણને ગોલોકની ઉપમા ઘટે છે બહિર વ્યાપારની મલિનતાથી દૂર રહી અંતરને શુદ્ધ કરવા સતત પ્રયત્નવાન ઇન્દ્રિયગણ પોતેજ નિર્મલ બને છે, અને ચિત્તને નિર્મલ કરે છે એટલે તેમા રહેલુ સ્વયંજ્યોતિ પ્રકાશ થાય છે એ પ્રકાશથી તેજસ્વી બનેલા ગોલોક રૂપી ધામમા ચિત્તરૂપી સિંહાસન ઉપર એ સ્વયંજ્યોતિ રૂપી વિષ્ણુ વિરાજમાન છે એવી કવિની કલ્પના રમણીય અને બોધપ્રદ છે

૨ પરંતુ પૂર્વ સંસ્કાર, વર્તમાન સંગ, પ્રમાદ અને અવિચાર આદિ અનેક કારણથી એ ઇન્દ્રિયો બહિર વ્યાપારમા વિશેષ પ્રવૃત્ત રહે છે અને નિર્બલ થાય છે તથા અંતર વ્યાપાર કરવામા અસમર્થ કે અનીચ્છ બને છે ઇન્દ્રિયોના અંતર, વ્યાપારના રોધથી અહંતા નિરંકુશ થાય છે સ્થલ સમય અને પદાર્થથી પરિચ્છિન્ન દેહમા આત્મબુદ્ધિ થાય છે અને સંસારના અસુખ સુખરૂપે ભાસે છે, સત્ય સંતાઈ જાય છે, અસત્યમા સત્યનુ ભાન થાય છે પરિણામ એજ થાય છે કે જગતનો પ્રપંચ ઉચ્ચાવચ, દુઃખમય અને પ્રત્યાવર્ત્તિ બને છે

૩ ઇન્દ્રિયોના અંતર વ્યાપાર બંધ થાય એટલે કર્મ અકર્મ અને વિકર્મનો વિવેક જતો રહે છે, અને તેથી ધર્મનો લોપ થાય છે આપણા પૂર્વાચાર્યોએ તો એક મતે અને એક અવાજે કહ્યુ છે કે "यतो धर्म स्ततो जय ॥" માગી ખાનારા પણ 'ધર્મો જય" ના ઉચ્ચાર કરી ઉદર પોષણ કરે છે ધર્મ રૂપી કારણમાથી જય રૂપી કાર્યનો જન્મ છે અન્ય દેશોમા પણ ધર્મ અને શ્રેયસનો અવિચ્છિન્ન કારણ કાર્યનો સંબંધ સ્વીકારાય છે ધર્મના હ્રાસ સાથે શર્મનો નાશ થાય છે ધર્મની વૃદ્ધિ ત્યાજ શર્મની વૃદ્ધિ જોવામા આવે છે ધર્મથી ક્રમે ક્રમે નિઃશ્રેયસની પ્રાપ્તિ થાય છે, સર્વથા ધર્મનો પ્રભાવ ભારે છે તેમ સહુ કોઈને વચનમા તો ધર્મ ઉપર શ્રદ્ધા અને પ્રીતિ હોય છે ચોરી કરનાર લૂંટ કરનાર પ્રસંગે મનુષ્ય વધ કરનાર આસુરી વૃત્તિના

મનુષ્યો પણ પોતાનું હિત થવા કે પાપધોવા ધર્મ નહિ તો ધર્મના આભાસને સેવે છે. ધર્મોપદેશકની પણ ન્યૂનતા નથી ધર્મથી ઉદ્ભવતાં ઈષ્ટ અને મીષ્ટ ફલની "ઝાંખી" વધતી ઓછી સહુ કોઇને થાય છે. આત્મશ્રેયસનું સાધન ધર્મ છે. એ સિદ્ધાન્તમાં ભાગ્યેજ કોઇને શંકા રહેતી હોય. પરંતુ ધર્મનું રહસ્ય જાણનાર અને અનુભવનાર બહુ દુર્લભ છે અમુક સ્થલે, અમુક સમયે અમુક વ્યક્તિ પ્રતિ અમુક મનુષ્યનો શો ધર્મ છે તેનો નિર્ધાર કરવો એ કાર્ય બહુ કઠિન છે. યુદ્ધના વિજયથી નિર્વૈર થયા છતાં નિર્વેદમાં અસ્ત થયેલા ધર્માત્મા યુધિષ્ટિરે મહા સમર્થ વિદ્વાન અનુભવી પિતામહ ભીષ્મને ધર્મનું વિવેચન કરવા વિજ્ઞપ્તિ કરી ત્યારે તે વૃદ્ધ મહાત્માએ ધર્મનું વિવરણ કરતાં જણાવ્યું કે જે કૃત્ય અમુક વ્યક્તિ, સ્થલ કે સમયને માટે ધર્મ્ય ગણાય તેજ કૃત્ય અન્ય વ્યક્તિ સ્થલ કે સમયને માટે અધર્મ્ય ગણાય. આ વચન યથાર્થ છે. સામાન્ય પ્રસંગે મનુષ્યનો વધ કરનાર દેહાન્ત દંડની શિક્ષાને પાત્ર થાયછે, ત્યારે યુદ્ધ સમયે અનેક મનુષ્યનો સંહાર કરનાર શૂર અને સ્તુતિપાત્ર ગણાય છે. આમાં ધર્માધર્મનોજ વિવેક છે સર્વ મનુષ્યોથી ધર્મ સહેલમાં સમજાય તેવો નથી માટે કોઇ પંડિત લખેછે કે "धर्मस्य तत्त्वं निहितं गुहायाम्, महाजनो येन गतःसपंथाः॥", આ સૂક્તિના પ્રથમ પાદમાં બહુ ગંભીર અર્થ સમાયલો છે, અને તે બહુ ઉપયોગી છે. ગતાનુગતિક સામાન્ય બુદ્ધિના મનુષ્યોને માટે આરંભમાં દ્વિતીય પાદ બહુ સહાયક છે. પરિણામે તો મહાજનના અનુકરણ કરતાં ગુહામાં પ્રચ્છન્ન રહેલા ધર્મના શોધનમાંજ આત્મહિત છે. મહાજનોએ જે કૃત્ય કર્યું હોય તે તેમના સમયના દેશ કાલાદિને અનુસરીને, તેમ પોતાની શક્તિ અને સ્વભાવ આદિનો વિચાર કરીને એમ છતાં દેશ કાલ સ્વભાવ શક્તિ આદિનો ભેદ છતાં મહાજનને માર્ગે જવાની પ્રતિજ્ઞા કરી બેસનાર મ્હોટાની વાદે ન્હાનો જાય તો મરે નહિ તો માંદો થાય એ કહેણીમાં સૂચવેલી સ્થિતિને પ્રાપ્ત થાય છે. વિચાર વિના મહાનનું અનુકરણ તે મરણને આમંત્રણ જેવું થઇ જાય છે. મહાદેવની પઠે વિષપાન કરવાની શક્તિ ન છતાં તેમના મદિરા પાનનું અનુકરણ કરનાર પાપ કે પીડાનો કુંજ વ્હોરી લે છે. પ્રસન્ન વદનથી પુત્ર પરિવાર સહિત સ્વકુટુમ્બોના થતા ઉચ્છેદમાં પોતાની કાર્ય સમાપ્તિ માનનાર, રાગદ્વેષ, હર્ષ શોકાદિ રહિત તટસ્થ પરમાત્મા શ્રી કૃષ્ણના દ્વંદ્વાતિતત્વનો લેશ પણ ન હોવા છતાં તેમના ગોપી વિહારનું અનુકરણ કરનાર દુઃખનોજ ભોગી થાય છે શ્રી રામચંદ્ર સંબંધી પ્રતિજ્ઞા કરવામાંઆવી છે કે "आहूतस्याभिषेकाय प्रस्थितस्य वनाय च। न मया लक्षित स्तस्य स्वल्पो व्यापार विभ्रमः॥" ઉચ્ચતમ ઉદય અને નીચતમ અસ્ત સમયે આકૃતિમાં પણ જેને હર્ષશોકનું સ્ફુરણ નથી થતું એવા રામચંદ્રે અશસ્ત્ર વાલિ પ્રતિ અનાહૂત શરપાત કર્યો માટે શત્રુને ચેન કેન પ્રકારે હણવો એવો નિર્ણય કરનાર અધર્મનો સાથી થાય છે. અર્થાત્ મહાજનોએ કરેલાં સર્વ કૃત્ય અનુકરણીય

નથી તેમ તેમણે લીધેલા સર્વ માગ મ ામર્વ મનુષ્યને લાભપ્રદ નથી એ મહાજનોના આચાર વિચાર કઇ વિલક્ષણ હોય છે મહાકવિ ભવભૂતિએ ખરૂજ કહ્યુ છે કે –

वज्रादपि कठोराणि मृदूनि कुसुमादपि ॥
लोकोत्तरणा चेतांसि कोहि विज्ञातु मर्हति ॥

મહાજનોએ લોક સ ગ્રહ થૅ કરેલા કૃત્યનુ અનુકરણ લાભપ્રદ છે પણ કયુ કૃત્ય લો સ ગ્રહાય થયુ છે, કયુ સ્વેચ્છિ છે તેનો વિવેક કરવાનુ કામ બહુ કઠિણ છે અને આવા ગ ભીર કાર્યમા વિવેકની લેશ પણ ન્યૂનતા વિનિપાત કરાવે છે

૪ આમ છે ત્યા ધર્મના તત્વનુ સ પૂર્ણ ભાન અને જ્ઞાન થવા કઇ બીજો ઉપાય શોધનો જોઇએ એ તત્વ ગુહામા રહેલુ છે એ ગુહા તે કઇ અરણ્ય, પર્વત, દ્વીપ કે કદરમા નથી એ ગુહા સ્વર્ગ કે પાતાળમા નથી એ ગુહા આપણી પાસે છે આપણામા છે એ ગુહા તે આપણુ અ ત કરણ એ અ ત કરણ ઉપર અનેક પ્રકારના ઘટ અને ચીકણા થર ઉપર વર ચઢી ગયા છે એ થર મલિનતાથી ભરપૂર છે એ મલિનતાને દૂર કરવી એ આપણુ કર્તવ્ય, એ થરને ઉખેડી નાખવા એ આપણી ઇન્દ્રિયોનો અ તર વ્યાપાર ઇન્દ્રિયોના અનવરત અ તર વ્યાપારથી અ ત કરણ નિર્ધૂત કલ્મષ થાય છે ત્યારે તેમા રહેલા સ્વય જ્યોતિ થી ધર્મનુ તત્ત્વ પ્રત્યક્ષ થાય છે એટલાજ માટે આપણા દીર્ઘ દર્શી સમર્થ વિદ્વાનોએ आत्मानम् पश्य ॥ એ બહુ અર્થમય અને ઉપયોગી મહા વાકય કહેલુ છે પાશ્ચાત્ય દેશોમા પણ Know thy self 'आत्मनम् पश्य એ સૂત્ર દેવપ્રેરિત ગણાય છે એ મહા વાક્ય જેવુ કર્મોવ સિદ્ધિમા ઉપયોગી છે તેવુજ વ્યવહારમા પણ છે પરમાર્થ સિદ્ધિને માટે આ વાક્યની આવશ્યકતા સર્વ માન્ય ગણાય છે તત્વજ્ઞાન, અ ધ્યાત્મ વિદ્યાનો મૂળ પાયો આ મહાવાકયમા સમાયલો ગ્રથ તેજ છે આ સ્થળે એ વિષય ઉપર વિવેચનનો અવકાશ નથી આ સ્થલે તો વ્યવહારમા એ સૂત્રની ઉપયોગિતા દર્શાવવાનો પરિશ્રમ છે

૫ મનુષ્ય માત્રને પોતાની દેહાકૃતિ જોવાનો બહુ શૉક હોય છે આ કાલમા તો કોઇ પણ ગૃહસ્થ એવો નહિ હોય કે જેના ગૃહમા દર્પણનો અભાવ હોય દર્પણમા દેહ જોઇ કઇ પણ ખાંચોખુંચો હોય તે દૂર કરી દેહાકૃતિની સ્વચ્છતા સ ભાળવા તથા સુ દરતા માની લેવાનો અભ્યાસ વધતા ઓછા પ્રમાણમા સહુ કોઇને હોય છે દેહમાજ આત્મ બુદ્ધિના અભિનિવેશથી તેને શ ણગારવાને પણ અસાધારણ ઉપાયો યોજવામા આવે છે કટિની કૃશતા, પાદની તનુતા, મુખની વક્રતા અને કેશની કૃષ્ણતામા સૌંદર્ય માની લઇ તેને ગુણની પ્રાપ્તિને અર્થે કષ્ટ પણ વેઠાય છે મૃત્તિકા, સાબુ,

તેલ, અભ્યંગ શુદ્ધોદક આદિથી દેહાકૃતિની શુદ્ધિ માટે પ્રયત્નો પણ થાય છે. ઇન્દ્રિયોનો બહિર વ્યાપાર એટલો બધો વધી ગયો છે કે દેહમા આત્મ ભાવ છતાં દેહાકૃતિની શુદ્ધિ અને સુંદરતા સાચવવા જેટલો પ્રયાસ થાય છે તેના દશમા ભાગનો પ્રયાસ પણ દેહ સાચવવા થતો નથી. અહિત, અમિત, અને અકાલે આહારથી કેટલા દેહના ભોગ મળ્યા છે! અનિયમિત, નિષિદ્ધ, અને અતુલ વિહારથી કેટલા દેહમાં રોગે નિવાસ કર્યો છે! રાજસ અને તાપસ આહાર વિહારથી દેહમાં અસ્વસ્થતા અને મલિનતા વધે છે અને તેના છાંટા ચિત્તને પણ ઉડે છે. માટે દર્પણમાં જોઇ દેહાકૃતિનાં શુધિ સૌંદર્ય સાચવનાર દેહાભિમાની મનુષ્યોને **आत्मानं पश्य** એ સૂત્રનો ઉપદેશ બહુ લાભ પ્રદ છે શુદ્ધિ અને સુંદરતા એ દિવ્ય ગુણો છે. દેહાકૃતિમાં એ ગુણોનો નિયોગ બાધક ન ગણાય તો પણ કેવલ દેહાકૃતિને શૃંગારવાના પ્રયત્નોમાં દેહનું વિસ્મરણ થાય અને તેથી તેનુ રક્ષણ ન થાય એતો બહુ હાનિકારક છે. માટે દેહમાં આત્મબુદ્ધિ ધરનાર દેહનું યથાર્થ નિરીક્ષણ કરી તેની મલિનતા દૂર કરી સાત્વિક આહાર વિહારથી દેહને નિર્મલ અને તેથી સબલ કરે એટલા માટે આ સૂત્ર નિરંતર ધ્યાનમાં રાખવા જેવુ છે.

૬ વાસ્તવિક રીત્યા તો દેહનાં શુદ્ધિ સૌદર્યની પ્રાપ્તિ અને વૃદ્ધિ એ મનુષ્યનું અંતીમ સાધ્ય નથી પણ અવાન્તર સાધન છે. સાધનની પ્રાપ્તિમાં કાર્યની સમાપ્તિ થઇ શકતી નથી. [illegible] કે શાસ્ત્રના સંગ્રહથીજ અરિ કે અજ્ઞાનનો નિગ્રહ અશક્ય છે. [illegible] ઉપયોગથી સાધ્યનો યોગ થાય છે. અર્થાત દેહશુદ્ધિ રૂપી સાધનના સદુપયોગથી ચિત્ત શુદ્ધિરૂપી સાધ્યની સિદ્ધિ છે. દેહ શુદ્ધિને માટે દેહના દોષના નિરીક્ષણની અપેક્ષા છે, તેમજ ચિત્ત શુદ્ધિ માટે છે. ચિત્તના દોષદર્શન માટે બહિર વ્યાપારમાં પ્રવૃત્ત ઇન્દ્રિયોને અંતર વ્યાપારમાં યોજવી પડે છે. કુરૂ કુલના યુવકોની ધનુર્વિદ્યામાં પરીક્ષા લેવા માટે એક મહાન વૃક્ષોના પર્ણવેધનો પ્રયોગ કર્યો હતો. તે વેળા પરીક્ષકે પ્રત્યેક શિષ્યને પ્રશ્ન કર્યો કે તે શું શું જુવે છે. અર્જુન શિવાય સવએ ઉત્તર આપ્યો કે ગુરૂ, પરીક્ષક, વૃક્ષ, સભા આદિ સર્વને તેઓ જુવે છે આ ઉત્તરથી દ્રોણાચાર્ય અપ્રસન્ન થયા અને ધનુર્વિદ્યાની ઉત્કૃષ્ટતમ પરીક્ષા પ્રસાર થવાની શિષ્યોની અયોગ્યતા કળી શક્યા. થયું પણ તેમજ. [illegible] પવનથી પ્રકંપિત વૃક્ષના એક વિટપના અમુક પર્ણનો વેધ તેઓ ન કરી શક્યા. છેવટ અર્જુનનો વારો આવ્યો તેણે એ પ્રશ્નનું એવું ઉત્તર આપ્યું કે જે પર્ણનો વેધ કરવાનો છે તે શીવાય બીજુ કાંઇ તે દેખતો નથી. ગુરૂ પ્રસન્ન થયા અને અર્જુને પર્ણવેધ કર્યો. આ વાર્તામાં સમાયલો ઉપદેશ નિરંતર સ્મરણમાં રાખવા યોગ્ય છે. અસ્ખલિત એકાગ્રતાના અભાવે લક્ષ દુર્લક્ષ્ય થાય છે અને સાધ્ય અસાધ્ય નહિતો કષ્ટસાધ્ય થાય છે. માટે જ અંતર મલિનતાથી ચિત્તને શુદ્ધ કરવા ઇંદ્રિયોના અસ્ખલિત એકાગ્ર અંતર વ્યાપારની આવશ્યકતા છે. આમ ચિત્ત શુદ્ધિને માટે પણ **आत्मानम् पश्य** એ મહાવાક્યની ઉપયોગિતા છે.

૭ બહિરવ્યાપારમા પ્રવૃત્ત ઇન્દ્રિયોની કઇ અપૂર્વ અધતા હોય છે તે આખા જગતના દોષ જોઈ શકે છે, માત્ર પોતાના નહિ અનક પ્રકારના વિષય વિકારોના સ્વચ્છન્દ ચેષ્ટિતની રગભૂમિ જેવુ પોતાનુ અતર છતા દેહાભિમાની પુરૂષો બીજામાજ તે તે વિષયોનુ દર્શન કરે છે કામ ક્રોધાદિ વિકારોથી વ્યાકુલ પુરૂષો અન્ય જનના કામ ક્રોધાદિના દર્શનમા બિડાલ જેવી દ્રષ્ટિ રાખે છે, તેની નિન્દામા સિંહજેવી ગર્જના કરે છે, એમ છતા પોતાને નિર્દોષ માની પ્રસન્ન રહે છે બહુજનની આવી રીતે દ્રષ્ટિનો વિપર્યય થતા જગતમા મિથ્યામતિ, મિથ્યાવાદ અને મિથ્યાપવાદનુ બલ વધે છે તેમાથી કલેષ દ્વેષ આદિનો પ્રચાર થાય છે ઇન્દ્રિયોના અતર વ્યાપારને અભાવે અધી-મડલના કોલાહલની પેઠે જન મડનો વ્યવહાર ચાલે તેમા કઈ આશ્ચર્ય જેવુ નથી એવો વ્યવહાર મદિરાથી મત્ત થયેલા યાદવના અતસમયના વ્યવહાર જેવા પરસ્પર સહારક છે વળી બહુ સમર્થ અને સ્વત શુદ્ધ બુદ્ધ કોઇને જીવ આ ક્ષણભગુર પણ દુર્લભ માનુષ દેહરૂપી પજરમા બદ્ધ થાય તે પારકા અને પોતાના શ્રેયસ્‌ને માટે તેમ છતા દેહની સૃષ્ટિ સાથે દોષની દ્રષ્ટિ ઉત્પન્ન થાય અને તેથી શ્રેયસનુ વિસર્જન અને વૈમનસ્યનુ આવાહન થાય એથી બીજુ શુ અનીષ્ટ ? આવા અનીષ્ટ પરિણામના નિવારણાર્થે આત્મનમ્ પશ્ય એ સૂત્રનુ નિરતર સ્મરણ અને તેમા સમાયલા બોધનુ અનુકરણ સર્વથા કલ્યાણકારી છે

વૈમનસ્યના શોષણ માટેજ નહિ પણ સૌમનસ્યના વર્ધન માટે પણ આ સૂત્ર સ્મરણીય છે આત્મીય દોષના ભાનની સાથેજ અનભિમાનનો ઉદ્ભવ છે અને તેમ થાય છે એટલે પરદોષ જોવાની ઇચ્છા, શક્તિ કે નિરાત રહેતી નથી કદાચ કઇ દોષ દર્શન થાય તો પણ તેવા અથવા તેવા પ્રકારના દોષ પોતાનામા હોવાના ભાનથી તિરસ્કારનો અભાવ રહે છે અને સમભાવનો સદ્‌ભાવ થાય છે સમભાવની વિપાકદશા એજ ભ્રાતૃભાવ ગણાય ઇગ્રેજી ભાષામા એક ઉક્તિ છે કે Put yourself in his place સારાંશ કે કોઇના ઉપર દોષારોપણ કરતા પહેલા તેને સ્થળે તમે હો તો શુ કરો તેનો વિચાર કરો જે ગુણ કાર્ય કે શક્તિને આપણે અન્યમા દોષરૂપે દેખીએ છીએ તે ગુણ કાર્ય કે શક્તિ આપણામા નથી અથવા અમુક પ્રસગે નહિ આવે એવી શી ખાત્રી છે ? અને એવી ખાત્રી થયા વિના કોઇના ઉપર દોષારોપણ કરવુ તે પાપતુલ્ય છે વળી પોતાના ગુણ કાર્ય કે શક્તિ સારાજ હોય એવો કઇ નિયમ નથી પોતાનુ સર્વ કોઇને સારૂ લાગે છે તેમ ન હોય તો કુરૂપ મનુષ્યો શોકમા ગળી જાય મૂર્ખ પુત્રના માતાપિતા ઉભા અને ઉભા બળી જાય પણ અહતાના અભિનિવેશથી આપણુને આપણુ સર્વસ્વ વ્હાલુ અને તેથી સારૂ લાગે માટેજ તે વસ્તુત સારૂ છે એમ કહી શકાય નહિ માટે પારકાના છિદ્ર જોઇ જગતમા ભેદની વૃદ્ધિ કરવાને બદલે મનુષ્યે પોતાના ગુણ કાર્ય શક્તિનો પ્રથક્કરણ અને શોધન કરવો જોઇએ એવી શોધમાથીજ સદ્‌બોધ મળે છે અને વિરોધ ટળે છે

પસંદ કરીયે છીયે. સ્વદેશી માલ વાપરવો કે ન વાપરવો તે વિચારવાનું કૉંગ્રેસનું મુખ્ય કાર્ય નથી. જે પરિષદ્ માત્ર વર્ષમાં એકજવાર મળી ટુંકી મુદતમાં કાર્ય સમાપ્ત કરી વિસર્જન થાય છે તેના અંગપર વિશેષ દબાણ કરવાથી, તેના વ્યાપારને પ્રદેશ વધારવાથી આપણે તેની શકિતનો ક્ષય કરીયે છીયે એ ઉદ્દામપક્ષ વીસરી જાય છે. કૉંગ્રેસના પ્લાટફૉર્મપરથીજ સ્વદેશીની હિમાયત થાય ( એટલે તેમના મત પ્રમાણે બાયકૉટ ) એવો આગ્રહ કરી તેઓ કૉંગ્રેસપર અયોગ્ય બોજો નાંખી તેની કર્તૃત્વ શક્તિનો વિનાશ કરે છે. સ્વદેશી ( બાયકૉટ નહિ ) ની સાથે અમારે વાંધો નથી. ઉદ્દામપક્ષના દેશભકતો દેશને ખુણે ખુણે ફરી સ્વદેશીની હાક વગાડે એમાં અમે સંમત થઇએ છીયે, લોકો સરકારી ન્યાયમંદિરે ચ્હડવાને બદલે પોતાના કજીયા માંહોમાંહે પતાવી લે અને સરકારી નોકરી કરવાના લોભ કરતાં વ્યાપાર ઉદ્યોગના પ્રદેશમાં ધુમે એ સઘળું અમને ઇષ્ટ છે પરંતુ તે દિશા પ્રતિ સામાન્ય સંમતિની નજર નાંખવા શિવાય તેની સાથે કૉંગ્રેસને લેવા દેવા નથી જે માર્ગ કૉંગ્રેસના ઉત્પાદકોએ આંકી આપ્યો છે તે માર્ગે રહી જે જે રાજ્યકીય સિદ્ધાન્તો લોકમાં બહુ માન્ય છે તે સિદ્ધાન્તો વિષે કૉંગ્રેસમાં ચર્ચા કરવી અને પોતાના અન્ય વિચારોને તેને યોગ્ય સ્થળે માર્ગ આપવો એ માર્ગ અમને વધારે પ્રશસ્ય લાગે છે. એજ વિચારથી નેશનલ કૉંગ્રેસમાં સંસાર સુધારક કૉન્ફરન્સનો સમાવેશ કર્યો નથી. એ ઉપરથી એમ સમજવાનું નથી કે સંસાર સુધારાને ઓછી અગત્ય આપવાની છે. સંસાર સુધારો અને રાજકીય સુધારો એકબીજાપર આધાર છે. પરંતુ બેને સેળભેળ કર્યાથી એક પણ કાર્ય સાંગોપાંગ થઇ શકતું નથી, માણસની શકિતનું એવું ગજું નથી કે એક સામટાં અનેક કાર્યોમાં ચિત્ત પરોવી શકે. માટેજ સંસાર સુધારક કૉન્ફરન્સનું મંડળ જુદું લરવામાં તેના વિદ્વાન સ્વર્ગસ્થ ઉત્પાદકે ઘણું ડહાપણ વાપર્યું છે, શું દેશની આર્થિક સંપત્તિ રાજકીય ઉન્નતિને સહાયભૂત થતી નથી ? શું એકના પ્રદેશ કેવળ નિરાળા છે ? શું વધતી જતી ધનસંપત્તિ દેશની નસોમાં નવા લોહીની ગરજ સારતી નથી ? છતાં શા વાસ્તે નેશનલ કૉંગ્રેસથી ઔદ્યોગિક કૉન્ફરન્સને જુદી રાખવામાં આવે છે? એકના એક માણસો દરેક દિશામાં કાર્ય કરે તે કરતાં જુદા જુદા માણસો જુદે જુદે કામે વળગે તો વધારે સારૂં પરિણામ આવે એ બાબત ઉદ્દામ પક્ષવાળા તદ્દન વિસરી ગયા છે. અમને વિના સંકોચે કહેવાની ફરજ પડે છે કે પોત ના દુરાગ્રહી મતને આગળ મૂકવા તેમણે જે અયોગ્ય માર્ગ ગ્રહણ કરી કૉન્ગ્રેસનો નાશ કરવા જેવો પ્રસંગ આણ્યો છે તે માટે આખા દેશનો દ્રોહ કરવા જેવું તેમણે કાર્ય કર્યું છે. તેઓને પોતાના કાર્ય માટે કૉંગ્રેસની ભ્હાર જોઇએ તેટલો અવકાશ છે, ગામેગામ ન્હાનાં ન્હાનાં મંડળ ઉભાં કરે, પ્રજામત કેળવે, અને જેમ પૃથ્વીના ગર્ભમાં ઉંડાં ગયેલાં ન્હાનાં મૂળીયાંમાંથી મ્હોટું વૃક્ષ પોષણ મેળવે તેમ કૉંગ્રેસ ઉકત મંડળોથી પોષાતી રહે. કોંગ્રેસના સમૂહમાં પ્રતિવર્ષ દેશને ખુણે ખુણેથી દેશ ભકિતથી ભરપૂર વીરોનો જમાવ થાય અને નેશનલ કૉંગ્રેસ હજી આખી પ્રજાનું

**********************************

નિતિનિધીપણ કરવાને અશક્ત ગણાય છે તેન ગણાય એવી સ્થિતિ આણવી એ માગ અમને તો વધારે ઇષ્ટ છે

ત્યારે ઉદ્દામ પક્ષનો આદર્શ શો છે? તેઓ કહે છે કે હાલ બનતા કેટલાક બનાવોથી ન્યાયમદિરમા થતી કહેવાતી પક્ષાપક્ષી પ્રજા અને રાજ્યકર્તાઓ વચ્ચે વધતા જતા અતરથી, કેટલાક અધિકારીઓની જોરહુકમીથી અને દિવસે દિવસે કઠોર થતી રાજ્યનીતિથી ઘણા કેળવાયલા પુરૂષોની બ્રિટિશ રાજ્યપરની શ્રધ્ધા ડગમગવા લાગી છે અને તેને પરિણામે તેઓ માનવા લાગ્યા છે કે અગ્રેજો પાસે સ્વરાજ્યની આશા રાખવી એ ગગનપુષ્પવત છે પાકી વયના વિચારવત પુરૂષોની સખ્યા આ વર્ગમા જૂજ છે પણ પચ્ચીશીની અદરના ઉછળતા લોહીના વિવેક કરતા આવેશ ને આધીન જુવાન વિદ્યાર્થિઓમા આને સ્વદેશભક્તિ કહેવાના કરતા અવિચારિતા કહો. પરન્તુ એ પ્રકારનો જોસ્સો વધારે ને વધારે પ્રસરતો જાય છે જો અનુભવી નહારથી ઓ એ વિશે લક્ષ્ય નહિ આપે તો અમને ભય રહે છે કે આ વછેરાઓ colts પ્રજા રથને જરૂર નુકસાન પહોચાડશે જે શક્તિ તેઓમા ઉત્પન્ન થઇ છે તેને યોગ્ય માર્ગે ગેરવાની જરૂર છે તેનો વ્યય સરકાર સાથે ગીસામણા લઇ સ્વાશ્રયથી ખોટા પગલા ભરવામા રોકાવી નજોઇએ સરકાર સામે હથીઆર બાધવાનો તેઓને પણ વિચાર નથી—માત્ર તેમના જરૂરીયાતા પર સરકારનુ દુર્લક્ષ છે તેથી તેમને આ રીતે સરકારની આખ ઉઘાડવી છે દરેક વિલાયતી ચીજને બોયકાટ કરવો, સરકારી નોકરી ન સ્વીકારવી અને ભાષણો, લેખો ચોપાનીયા દ્વારા પ્રજામત ઉશ્કેરવો, જાહેર સભાઓ સામે સરકાર ગમે તેવા સખ્ત કાયદા પસાર કરે ગમે એટલાને કેદ કરે કે દેશનિકાલ કરે તો પણ અટકવુ નહિ જુવાનીઆઓને આ માર્ગ રૂચે એમા કાઇ નવાઇ નથી પણ આ ઉચ્છેદક નીતિ, આ અતિ બળવાન શક્તિ ભસ્માસુરની પેઠે પોતાનોજ વિનાશ કરશે એ ખુલ્લુ છે અલબત આ નવા પક્ષના જન્મ માટે લોર્ડ કર્ઝનની નીતિ ઘણે દરજ્જે જવાબદાર છે પણ પોતાના હક મેળવવા જે માર્ગ ઉદ્દામ પક્ષવાળા અનુસરે છે તે વિચારવત પુરૂષને વર્જ્ય છે

વિનીત અને ઉદ્દામ પક્ષવાળા એવી રીતે છુટા પડયા છે કે તેઓ ફરીથી એક પ્લાટફૉર્મ પર એકઠા થશે કે નહિ એ શકાસ્પદ છે, છતા અમે ઉભયને પૂછીશુ કે બગાળાના વિભાગ પાડવામા આવ્યા ત્યારે જેમને અપમાન પ્હોચ્યુ તેમને આ પ્રજાકિય મડળના વિભાગ પડે તેથી શુ નીચુ જોવાનુ નથી? અમારી ઉભય પક્ષને વિનતિ છે કે તેઓએ ભતભેદ પર આડો પડદો નાખી એક છત્રી નીચે એ ઠાથલુ અને જે સિદ્ધાન્ત સર્વમાન્ય છે તેમનેજ કોગ્રેસના કાર્યક્રમમા દાખલ કરવા કારણકે આ જ વખત છે કે જયારે સધળા દેશભક્તોએ અડગ હામમા ઉભાગ્હી સ્વરાજ માટે પોતા



ની યોગ્યતા સરકારને જણાવવાની છે. અમે ઇચ્છીશું કે આવતી કૉંગ્રેસ કોઇ શુભ સ્થળયાં મળે અને હુમેશની પેઠે પરમ સુલેહ શાંતિથી તેનો કાર્યક્રમ સમાપ્ત થાય. અસ્તુ.

હવે નેશનલ કૉંગ્રેસની સમકાલીન બીજી ન્હાની મ્હોટી પરિષદો આપણા લક્ષ્યની અપેક્ષા રાખેછે, અને તેમના કાર્યપરત્વે વિવેચન નકરીયેતો એકરીતે આ લેખ અપૂર્ણ ગણાય રાજકીય હકો મેળવવાની સાથે દેશના ક્ષીણ થતા ઉદ્યોગ હુન્નરને સતેજ કરવાની કે દેશની ઉર્ધ્વ ગતિમાં આડે આવનાર કેટલાક હાનિકારક રીતરીવાજોને અળગા કરવાની ઓછી અગત્ય નથી. શરીરના એક અંગપર દુર્લક્ષ્ય આપી બીજા અંગને પુષ્ટ કરવાથી જેમ શરીર બેડોળ થાયછે તેમ દેશોન્નતિનાં સર્વ અંગપર સરખું લક્ષ્ય ન અપાયાથી પરિણામ સંતોષકારક નીપજતું નથી. ધર્મ, ગૃહસંસાર, ઉદ્યોગ, વ્યાપાર એ દેશોન્નતિનાં જૂદાં જૂદાં અંગ છે.

આપણા દેશના આર્થિક પ્રશ્નને નિર્ણય કરનારનું લક્ષ્ય દિનપ્રતિદિન નજીક નજીક આવતી દારિદ્રની ભરતીપર, કેળવણીના મન્દ પ્રચારપર, દેશના ખનિજ પદાર્થો તથા અનેક સાદા દ્રવ્યો પ્રતિ અપાતા દુર્લક્ષ્યપર, અને મુડીની, કુશલ કારીગરોની, યંત્રોની તથા દીર્ઘ દ્રષ્ટિ વાળા વ્યવસ્થાપકોની ,અછત તરફ રોકાવું ઘટે છે.

જે જે દેશો આપણા જેવી સ્થિતિમાં એક વેળા હતા તેઓ શીરીતે પુનઃ સમૃદ્ધિમાન થયા તે વિશે વિચાર કરી આપણા દેશને માટે કયો માર્ગ યોગ્ય છે. તે નકકી કરવાનું છે. સૌથી પહેલા નંબરની અગત્યનો વિષય કેળવણીનો પ્રચાર કરવાનો છે. દેશમાં પ્રાથમિક કેળવણી મફત અને ફરજ્યાત કરવી વ્યાપારી શીક્ષણ માટે તેને લગતી શાળાઓ સ્થાપવી, કળાભવનોમા વ્યવહારિક શિક્ષણને અગત્ય આપવી, પ્રયોગ શાળાની સંખ્યા વધારવી, અને ચુંટી કહાડેલા વિદ્યાર્થિઓને વધુ અભ્યાસ માટે યુરોપ અમેરિકા વિગેરે દેશોમાં મોકલવા બ દોબસ્ત કરવો. આજ સુધી એ દિશામાં જે જે પ્રયત્નો થયા છે, તેનાથી માત્ર શરૂઆત થઇ છે એમ કહી શકાય.

પ્રજાકીય જાગૃતિને લીધે સ્વદેશી વસ્તુઓનો ખપ વધતો જાય છે તેથી હાલમા સૂત્રયંત્રોની તથા બીજી પરચૂટણ વસ્તુઓનાં કારખાનાની સંખ્યા તથા તેમની ઉત્પાદક શક્તિ જોતાં આપણે બીજી પ્રજાઓપર આધાર રાખવો પડે એ સ્પષ્ટ છે. કેળવણી વડે આપણને કારીગરો મળી શકે પણ તેમને કામે વળગાડવાને ઘણા કારખાનાં ઉભા થવાં જોઇએ, આપણી પાસે ઇશ્વરદત્ત પદાર્થો તથા તેને કેળવવા માટે મજુરો પુષ્કળ છે, ખામી માત્ર નાણાની તથા મજુરોમા કેળવણીની છે. બેકમાં કે તીજોરીમાં રૂપીઆ રાખી મૂકવા કરતાં કોઇ ઉદ્યોગમાં રોકવાથીવધારે નફો મળે છે એવી લોકની ખાત્રી કરી

આપવાથી, અને ગામેગામ ન્હાની વ્યાપારી બેંકો ખોલવાથી નાણાંની સરળતા થશે તેમજ જરૂર પડતા પરદેશથી ઉછીના નાણા લેવામા સ્વદેશાભિમાનને ડાઘ નથી બેસતો એવુ અનુભવી વ્યાપારીઓનુ માનવુ છે

ઉદ્યોગ હુન્નર કરતા ખેતીવાડીનો વિષય આપણા દેશને માટે વધારે અગત્યનો છે ખેડુતો સામે ઘણીવાર ઉડાઉપણાના અને અસ ની પધ્ધતિને વળગી રહેવાના આક્ષેપ મૂકવામા આવે છે પણ તેમને ખરો માર્ગ બતાવવાનો કોઇએ યત્ન કર્યો છે ? ખેડુતોને તેમના ધધાને લગતુ જ્ઞાન વિશેષ મળતા તેઓ તે જ્ઞાનનો પરિચિત પ્રદેશમા ઉપયોગ કરી સમૃધ્ધિવાન થાય તેવા ઉપાયો યોજવા જોઇએ

તેટલીજ અગત્યનો સવાલ મજુરોના રહેઠાણ, તેમની નીતિ અને તદુરસ્તી વિષે છે એમના ઘર બની શકે તેવા હવા અજવાળા થવા જોઇએ વળી એ લોકોને જે પગાર મળે છે, તેનો વધારો તેઓ દુર્વ્યસનમા ઉડાવે છે, અથવા ગજવુ ખાલી થતા સુધી કામે જતા નથી મજૂરો શરીરે કૌવતવાન તથા વ્યવહારમા પરહેજગાર હોય તો તેએ વધારે સારૂ કામ કરી શકે માટે દેશને ધનવાન જોવા ઈચ્છનારે મજુરો તરફ દુર્લક્ષ આપવાનું નથી તેમને એવા પ્રકારનુ શિક્ષણ મળવુ જોઈએ કે તેઓ બીજા દેશના મજુરો જેવા સારૂ કામ કરનારા અને સાદાઈથી પોતાનો નિર્વાહ કરનારા થાય

ઔદ્યોગિક કોન્ફરન્સે ઉપરની બાબતો હાથ ધરી હતી પ્રતિવર્ષે અનુભવી વ્યાપારીઓ એકઠા થઇ પોતાના વિચાર સ્વતત્રપણે જણાવે તેથી દરેકને કાઇ નવુ જાણવાનુ મળે અને ગયા વર્ષમા દેશની ઉદ્યોગ, વ્યાપાર સબધી સ્થિતિ કેવા પ્રકારની હતી તે જાણ્યાથી ભવિષ્યમા શુ થવુ જોઇએ તે વિષે બધા મળી વિચાર કરે એ આવા કોન્ફરન્સોનો આશય છે

હવે સસાર સુધારક કોન્ફરન્સ વિષે થોડુ વિવેચન કરીયે જેમ આજે રાજકીય પ્રકરણમા ઉદ્દામ પક્ષ છે તેમ અસલ સસાર સુધારક કોન્ફરન્સમા પણ હતો હવે નવી વાત છે કે તેમનો ઉધ્ધતાઇનો સમય પુરો થયો છે અને આજના સુધારકો વિનીત માર્ગેજ કાર્યસિધ્ધિ કરવા ઇચ્છે છે તેઓનો પક્ષ નિર્બળ થતો જાય છે એમ કહેવાનો આશય નથી તેઓ વિવાદના પ્રદેશમાથી વ્યવહારના પ્રદેશમા સક્રાન્ત થાય છે કન્યાવિક્રય બધ થતો, વધતી સ્ત્રી કેળવણી, વધતી જતી લગ્નની વય, જ્ઞાતી બધન સબધે થતા સારા વિચારો વિધવા વિવાહનો દુરાગ્રહજ ન રાખતા વિધવાઓની સ્થિતિ સુધારવા પ્રતિ થતા ઉદ્યોગ પરદેશ ગમનના ઉઘડતા આગળા એ બધુ જોતા અમને તો લાગે છે કે તેમનુ કાર્ય ધીમે પણ સ્થિર પગલે ચાલતું જાય છે આદિ સુધારકોની ઉમેદ

નીતિનો તેમણે ત્યાગ કરી સંપાદક (constructive) જાતિ ગૃહણ કરી છે. આવા વિશાળ અને સંરક્ષક (conservative) લોક વર્ગમાં રીવાજના અભેદ્ય ગાઢ પડ જેતાં જે કાંઇ કાર્ય થાય છે તે સંતોષ જનક છે.

સ્વદેશી કોન્ફરન્સ, થીસ્ટિક કોન્ફરન્સ મહિલા પરીષદ્ વિગેરે મંડળોની કાર્યવાહી પર વિવેચન કરવાનું સ્થલ સંકોચને લીધે છોડી દઇએ તો તેમને અન્યાય કર્યો કહેવાય આર્ય મહિલાઓને પોતાને લગતા વિષયોપર લેખ વાચતી જોઇને અમને ભાસે છે કે અજ્ઞાનના અંધારામાથી કેટલીક ભાગ્યશાળી સ્ત્રીઓ ડોકીઆ કરે છે. તેમનું કર્તવ્ય છે કે પોતાની બ્હેનોનું શ્રેય કરવામા પોતાની નવરાશનો વખત તેમણે રોકવો જોઈએ પડદા પછવાડે કેદિની સ્થિતિ ભોગવતી સ્ત્રીઓને જ્ઞાન આપવા તેઓ પ્રયત્ન કરે એવી અમારી ઈચ્છા છે

જેના હૃદયમાં સ્વદેશ માટે દાઝ છે અને સ્વદેશ સેવા કરવા જે તત્પર છે તે દરેક સજ્જનને ઉત્સાહક અભિવંદન કરી અમે આ લેખ સમાપ્ત કરીએ છીએ, અને ભરતખંડના સંસ્થાનોપર પ્રભુકૃપાનાં અમીવર્ષણ થાઓ એવી અમારી આકાંક્ષા છે.

ના.

# सावित्री

(ગયા અંકના પૃષ્ઠ ૪૦ થી ચાલુ)

સાવિત્રી કહે,

(ઉપજાતિ છંદ)

" સમીપ સ્વામી, નહિ દૂર એ ગણુ,
દોડે હજી યે મન દૂર માહરૂં,
જતાજતા ને કઇ વાણી ઊઠતી,
જતાજતા તે ઉચરૂં સુણો વળી ૪૦

ન મિત્ર શત્રુ, નવ પક્ષપાતિતા,
ધર્મે જ વર્તે તમ ચક્ર લોકમાં,
માટે પ્રતાપી રવિપુત્ર છો ત્હમે,
નામે ન, તત્ત્વે પણ ધર્મરાજ ૪૧

(અનુષ્ટુપ છંદ)

પોતાનો ય ન વિશ્વાસ, પડે જે સજ્જનો તણો
ઇચ્છતા ખાસ તે માટે, સૌ પ્રીતિ સજ્જનો તણી ૪૨

એ વિશ્વાસ તણું બીજ, સર્વ ભૂતહિતે રતિ
ધરે સૌ ખાસ તે માટે, વિશ્વાસ સજ્જનો તણો ૪૩

યમ કહે,

(ઉપજાતિ છંદ)

" આ બોચરી તું નહિ તેવી ઉક્તિ મ્હે,
શુભે, કદી સાભળી અ[illegible] પામથી,
ચયો પ્રસન્ન, વર મ[illegible] અગને,
આપું ત્હને જીવિત સ્વામીના વિના ૪૪

સાવિત્રી કહે,

(વંશસ્થ છંદ)

"પ્રભો, મ્હને ને વળી સત્યવાનને
સુતો દિયો ઔરસ એક સો પૂરા
બલિષ્ઠ, ધર્મિષ્ઠ, કુટુંબદીપક;
ચતુર્થ માગું તમ પાસ એ વર" ૪૫

યમે એ વર પણ આપ્યો અને વળી કહ્યું કે "તું બહુ દૂર આવી, ત્હને થાક લાગશે, હવે તો પાછી વળ"

વળી સાવિત્રી કહે,

(ઉપજાતિ છંદ.)

"સતો નહીં થાક વ્યથા ન જાણે,
સતો સદા શાશ્વત ધર્મચારી;
સંતોથી પામે ફલ સંત રૂડાં,
સંતોથી ના સંતને કોઇ ભીતિ. ૪૭

સંતો તણાં સત્યથી સૂર્ય ચાલે,
આધાર તપ સંતતણાં ધરાનો;
સંતો ગતિ ભૂત ભવિષ્ય કેરી,
સંતોથી ના સંતને કોઇ હાનિ. ૪૮

(સોરઠા છંદ.)

પરહિત શાશ્વતધર્મ, બીજ એ જ આર્યત્વનું,
માટે પરહિતકર્મ
કરતા સંત અકર્મ, વાટ સામી જોવી ગણે. ૪૯

(વિજાતિ છંદ.)

"ન વ્યર્થ જાયે સત્પુરુષપ્રસન્નતા,
ન એમનાથી દ્રવ્ય, ન માનની ક્ષતિ;

[1] ઉપકારને બદલે ઉપકાર તો સામાન્ય માણસો પણ કરે છે. પોતે જ ઉપકાર કરવાની પ્હેલ
સજજન

સતોનુ આ નિશ્ચયે સર્વથા મદા,
માટે સતો છે ખરા રક્ષનારા ” ૫૦

યમ કહે,

( ઉપજાતિ ૭૬ )

વદે વદે જેમ તું ધર્મવાચકો,
મનોજ્ઞ, મીઠા, ગુરુ અર્થનાભર્યા
તુ માટ મ્હારી ત્યમ ભક્તિ તો વધે,
લે શ્રેષ્ઠ માગી વર, હે પતિવ્રતે ” ૫૧

સાવિત્રી કહે,

( ઉપજાતિ ૭૬ )

“ શિવાય હુકમ ન આ વરે ત્હને,
મુકયો કરો યે અપવાદ, માનદ
માગુ હું જીવે ફરી સત્યવાન આ,
હું છુ મુવેલી જીવતી ય એ વિના ૫૨

( ઇદ્રવશા ૭ )

સ્વામીવિહીના ન ચહુ જરા સુખ,
સ્વામીવિહીના ન ચહુ જરા શ્રિય,
સ્વામીવિહીના નવ સ્વર્ગ યે ચહું,
સ્વામીવિહીના નવ જીવી યે શકુ ૫૩

સો પુત્રની માત થવા તણો વર
આપ્યો ત્હમે ને પતિને હરો ત્હમે !
માગુ હું જીવે ફરી સત્યવાન આ
ને સત્ય થાયે તમ વાક્ય હે, તરો ” ૫૪

માર્કડેય ઋષિ વનવાસી યુધિષ્ઠિરને કહેતા હવા કે યમે આ વર પણ આપ્યો, વળી સત્યવાન સાવિત્રીને ચારસો વર્ષનુ આયુષ્ય બક્ષ્યુ અને સત્યવાનને પાશમાંથી છોડી દીધો સાવિત્રી પાછી વળીને સત્યવાનની કાયા પડી હતી ત્યા પાછી આવી

અને તેનું મસ્તક ફરીને પોતાના ખોળામાં લીધું સત્યવાન જાગ્યો અને દૂર દેશથી લાંબે વખતે પાછો આવ્યો હોય તેમ સાવિત્રીને ફરીફરીને હેતથી નિહાળવા લાગ્યો. અને તે બોલ્યો "હુ બહુ ઉંઘ્યો; મ્હને વ્હેલો કેમ ના જગાડયો? અને પેલો મ્હને આકર્ષી લેનારો દિવ્ય પુરૂષ કયાં ગયો?"

સાવિત્રી બોલી: "ત્હમે બહુ ઉઘ્યા એતો લોકશાસક યમ દેવ હતા તે ગયા. હવે ત્હમારો થાક ઉતર્યો હશે અને વળી ઉઘ ઉડી ગૈ છે, તો ઉઠી શકોતો ઉઠો. જુઓ મોડી રાત થૈ ગૈ છે"

સત્યવાન ઉઠયો. પોતે સુઇ ગયો હતો ત્યાંસુધીની બધી વાત તેને સાંભરી અ ઉઘ્યા પછી તેણે જે મહાતેજસ્વી ભયાનક પુરૂષ જોયો હતો તે તે સ્વપ્ન કે ખરી વાત એ વિષે સાવિત્રીને પૂછવા લાગ્યો. સાવિત્રી કહે, "એ બધી વાત હું ત્હમને સ્હવારે કહીશ, અત્યારે તો રાત બહુ ગૈ છે, ચાલો આપણે વડીલો પાસે પ્હોંચી જૈએ. અહીં ઘોર અધારૂ છે, ભયાનક શબ્દો સભળાય છે, હિસ્ર પ્રાણીઓ ફરે છે."

સત્યવાન કહે: "આ અંધારામાં રસ્તો કેમ સૂઝે?"

સાવિત્રી કહે: "જો ત્હમને નહીં જ જવાય એમ લાગતુ હોય તો પેલુ સૂકાઇ ગયેલુ ઝાડ સળગી ઉઠેલુ દેખાય છે તેમાંથી અગ્નિ લાવીને આ લાકડાંને આપણે ચારેપાસ બળતાં કરીએ અને રાત અહીંજ ગાળીએ, સ્હવારે જૈશું."

પણ સત્યવાને વિચાર ફેરવ્યો તે કહે: "મ્હને હવે જરાએ દુઃખ થતું નથી, ચાલો આપણે ઘેર જ જૈએ. હું કોઇ દિવસ મોડો થયો નથી. માતુઃશ્રી ને સાંઝ પડતા પ્હેલાં જ બ્હાર જતો અટકાવી દે છે, અને દિવસે પણ કોઇ ઠકાણે વધારે રોકાઇ ગયો હોઉ તો એમને ને પિતાજીને પણ બહુ સંતાપ થાય છે. અત્યારે એમને કેટલુ બધુ દુઃખ થતું હશે?" અને આ વિચારથી ગુરૂભક્ત સત્યવાનને પોતાને પણ બહુ લાગી આવ્યુ સાવિત્રીએ તેનાં આસુ લૂછયાં, અને તેને શાંત પાડવા કહેવા લાગી: "મ્હે જે કૈ તપ કર્યાં હોય, જે કૈ દાન દીધાં હોય, જે કૈ આહુતિઓ આપી હોય તે સર્વનાં પુણ્યવડે આજની રાત મ્હારા સસરા, સાસૂ અને પતિને સુખકર થાઓ ને જો હું મજાકમા યે કદાપિ ખોટુ ન બોલી હોઉ તો એ સત્યના પુણ્યવડે મ્હારા સાસૂસસરા આજે જીવો." સત્યવાન કહે: "ચાલો સાવિત્રી, આપણે જૈએ જ જો એમને કૈ થૈ ગયુ હશે તો ત્હને ખરેખર કહું છુ કે હું જીવી શકવાનો નથી" સાવિત્રી ઉઠી, પોતાના વાળ ઠીક કર્યા, અને પતિને હાથ ઝાલીને ઉઠાડયો સત્યવાને ઉઠીને ફલના પાત્ર તરફ નજર કરી એટલે સાવિત્રી કહે: એ કાલે લૈ જવાશે માત્ર આ કુહાડો કદાચ રસ્તે ખપ પડે માટે હું

ઉંચકી લેશ" ફુલના પાનને ઝાડની ડાળીએ બાધી દીધુ, કુહાડો ઉપાડી લીધો અને સત્યવાનનો ડાબો હાથ પોતાને ડાબે ખભે મુક્યો, તથા જમણે હાથે પોતે તેને આધાર આપ્યો બને નીકળ્યા રસ્તે જતા સત્યવાન કહે "પરિચયને લીધે રસ્તાતો મ્હને સૂઝે છે અધારૂ પણ કે એટલુ બધુ નથી." અને રસ્તામા વળવા કરવાનુ આવે તે કહેવા લાગ્યો તથા બને બનતી ઝડપથી આશ્રમ તરફ ચાલ્યા

અધ્યાય ૨૯૮

દરમિયાન આશ્રમમા ઘુમત્સેન રાજા એકાએક પાછો દેખતો થયો તે રાતે તેણે અને શૈબ્યા રાણીએ સત્યવાનને બહુ શોધ્યો દરેક આશ્રમ જોઇ વળ્યા અને પછી વનની જુદી જુદી જગાએ પણ જોવા લાગ્યા જેમ જેમ મોડુ થતુ ગયુ અને સત્યવાન સાવિત્રી ન જડયા તેમ તેમ બનેના ચિતા અને દુ ખ વધતા ગયા તેમને વનમા કાટા વાગ્યા શરીરે ઉઝરડા થયા, પણ તેઓ આમતેમ દોડવા લાગ્યા અને કૈ પતો ન મળતા ગાડા જેવા થૈ ગયા પછી બ્રાહ્મણોએ તેમને જેમતેમ સમજાવીને પાછા આશ્રમમા આણ્યા અને ત્યા ઘરડા તાપસો અને તાપસીઓ જેમતેમ કરીને તેમની આસનાવાસના કરવા લાગ્યા પણ ઘુમત્સેન અને શૈબ્યા સત્યવાનની ન્હાનપણની વાતો ભભારે અને રડે ઘડીમા તેમને સાવિત્રીના ગુણ સાભરી આવે અને પાછા રડે એમનો શોક સમે જ નહી બધા ત્યાજ બેઠા એમને ધીરજ રહે એવી વાતો અને કથાઓ કહેવા લાગ્યા અને રાત વીતવા લાગી ત્યા ઠેક મોડી રાતે સાવિત્રી સત્યવાન આવી પ્હોચ્યા અને હર્ષ ભર્યા આશ્રમના પેઠા બધાએ તેમનો સત્કાર કર્યો અને રાજારાણીને હરખ કર્યો પછી સૌ સ્વસ્થ થૈને બેઠા એટલે એક પૂજ્ય ઋષિએ સત્યવાનને વીતેલી હકીકત પૂછી તેણે જેટલી જાણતો હતો તેટલી કહી પણ તે ઋષિ કહે "ઘુમત્સેનને એકદમ પાછી દ્રષ્ટિ કેમ મળી તે ત્હારા કહેવાથી સમજાતુ નથી સાવિત્રી તુ કહે" એટલે સાવિત્રી બોલી "નારદ મુનિએ મ્હારા પતિના મૃત્યુની વેળા આગળથી કહી હતી તે આજનીજ કહી હતી એટલે આજે હુ એમની સાથે ગૈ એ સુઇ ગયા તે પછી યમ આવ્યા અને એમના આત્માને બાધીને પિતૃલોક ભણી ચાલ્યા મે યમની સ્તુતિ કરી અને તેમને સત્ય વચનથી પ્રસન્ન કર્યા એટલે એમણે મને પાચ વર આપ્યા મ્હારા સસરાજીને દષ્ટિ અને પોતાના ગયેલા રાજ્યની પ્રાપ્તિ, મ્હારા પિતાજીને સો પુત્ર, મ્હને પણ સો પુત્ર, અને મ્હારા પતિને તથા મ્હને ચારસો વર્ષનુ આયુષ્ય"

ઋષિઓ કહે "હે રાજન, તમારૂ કુલ વિપત્તિઓમા ડુબવા માડ્યુ હતુ ને તેમા ગરક થૈ જતાજતા આ કુલીન, સુશીલ, સાધ્વી વધુના પુણ્યથી તર્યું વારૂ આનદ પામો"



# ग्रंथावलोकन

## સંગીત બાલોપદેશ. *

ચળકતા કાગળ ઉપર સફાઈથી છાપેલું અને સુઘડ બાંધણીનું આ ન્હાનું પુસ્તક જોનારને આનંદ ઉપજાવે એવું છે. સંગીત કેળવણી સાથે શો સંબંધ ધરાવે છે તે વિષય વિવાદિત નથી. આ પુસ્તકમાં સંગ્રહાયલાં કાવ્યો સરલતાથી ગાઇ શકાય તેવાં હોવાથી વધારે ઉપયોગી છે. આરંભમાં આપેલી નોટેશનની યોજના સારી રીતે લખાયલી છતાં તે સંગીત કુશળ શિક્ષકની સહાયતાની જરૂર ધરાવે છે. "પ્રભુ સ્વર્ગેથી જુએ શું અને," "પરમ પ્રભુનાં સહુ શિશુઓ" વિગેરે પંક્તિઓ સંગીતની મદદથી બાળકોનાં કુમળાં હૃદયપર ભક્તિ અને બંધુભાવની સારી છાપ પાડી શકશે.

માતાપિતાનો સ્નેહ, ભૂતદયા, સત્ય, ક્ષમા, અભ્યાસ અને તેની અનુગામી ક્રીડા ઇત્યાદીને સંબોધી લખાયલાં કાવ્યો બાળકોને પ્રિય અને પથ્ય થવાં જોઇએ. કેટલીક પંક્તિઓમા ભાવ અને શબ્દનો સંવાદ કર્તાએ ઘણી કુશળતાથી સાચવ્યો છે. ઉદાહરણ તરીકે—

"ચાલો ચરણ હાલાં ચપલ રમત ગમત ગમતરમતમાં પરી:
દોડીએ, કુદીએ, ચાલીએ, મ્હાલીએ,
હસી હસી ધાઇએ ! ચાલો૦-"

શાળામાંથી મુક્ત થયેલાં ક્રીડાસક્ત બાળકોના નૃત્ય કરતા ચરણ સાથે ઉપરની પંક્તિઓ તાલબંધ કરે છે.

કુદરતના દેખાવો પરથી લેવાનો ઉપદેશ પણ ગ્રંથકારે વિસાર્યો નથી. સૂર્યની સતત પ્રવૃત્તિ અને નિયમિત ગતિને ઉદ્દેશી રચાયલું કાવ્ય ઘણું બોધ દાયક છે.

શાળાનો કાર્યક્રમ પૂરો થયા પછી ઘણીવાર બાળકો કવિત્વહીન ગીતો કઢંગી રીતે ગાય છે તેને સ્થાને આવાં પુસ્તકમાંના કાવ્યો સંગીતના નિયમાનુસાર તેમને ગાનાં શિખવવામાં આવે તો અલબત તેઓ વધારે સારી રીતે કેળવાય એમ કહેવાને કશો સંદેહ નથી.

## અમદાવાદ સંસ્કૃત પાઠશાળાનો રિપોર્ટ.

અમદાવાદ જતાં રા. ગ. આનંદશંકર ધ્રુવની સૂચનાથી સંસ્કૃત પાઠશાળા જોવાનો પ્રસંગ આવ્યો. પાઠશાળાના અધ્યાપક શાસ્ત્રીજી રામકૃષ્ણ હર્ષજીએ જે માહિતી આપી તે ઉપરથી સમજાય છે કે આ પાઠશાળામાં આશરે સવા સો વિદ્યાર્થીઓ ઘણી સારી રીતે અધ્યયન કરે છે. આ શાળામાંથી અભ્યાસ કરીને બહાર પડેલા વિદ્વાનો જુદે જુદે સ્થાનકે અધ્યાપક થયા છે. શાળાની અંદર જે જે વિષયોનું અધ્યયન થાય છે તે વિષયો જોતા દશ વર્ષનો આખો ક્રમ ભણીને બહાર પડનાર પુરૂષ સમર્થ વિદ્વાન થવો જોઇએ. અમદાવાદના ગૃહસ્થોએ શાળાને લગભગ પચાસ હજારની મદદ કરી છે, જેને માટે અમદાવાદના હિંદુજનસમાજને ધન્યવાદ ઘટે છે. આ શાળાની ઉન્નતિ થાય એમ ઇચ્છીયે છીયે.



---

* કર્તા R. B T.

आर्यधर्मप्रकाश

पुस्तक ३८ मु ]  मास माघ स १९८४  [ अन्क ४ थो



## प्रेम योगी

(१)

का तु विलोके हुआ चाकडुं, प्यारा शे न विकसे मुखचन्द्र ?
वळि वळि विनवु हाल्था, ना तु पूर्ण कृपाळु सुखकन्द !
मधुरा साहरा

दास हु करु छउ आज, विनता ताहरी १
सोळे कळा सपूर्ण खिलने, राचे रसभर प्रिय मुखचद,
नेण सुधा शुभ चत्तु झरेरे, करे शांत चकोरने आनद म २
स्हेज कृपाना कटाक्षथी तुज, भाव भग हसतु जणाय,
हृदय सिंधुमा प्रेमना भरती ! छोळ घणी उभराय म ३
दिलगिरी दुख ना चोट मटी प्रिय सुखनी भरतीरे थाय,
"सोहम" पठे मोहिना तुज नाम मधुरु सुघराय म ४
प्रेम तरगमा पीलाने प्रान प्रेम अमे हु घराइ,
सामिप्य मुक्तिथी एक बनु चहु, हृदय रसिलि बाजु नाही म ५
तेनमा तेज मळे जइने रच्च मात्र वियोग न थाय !
प्रेम आनदमा मग्न बना जीवमुक्ति त्या हरखाय म ६
आम चहु प्रिय प्राण हु पण नेह निधा नव थाय !
सुन्दर शशिकळा राखता मुडा दळवादळ पेसाय म ७
पळो टुमह टुख आपता एकालि कारमी करता निशाय,
पन्क पलक एथी दुख नथे चहु' "नाथ भले सुख जाय म ८
तोय चकोरु हुं ताहर, मुखचन्द्र ! प्रीति भडार,
तु तु सुखद ! तु तु सह मुज जीवन प्राण आधार म ९

डी पी नेरासरी

## જ્ઞાનોત્સવ.



ધર્મને નામે અનેક વિષયોનો વિચાર કરવા અને મતમતાન્તરનો વિવેક કરવા, અનાદિ કાળથી ભારત વર્ષમાં સભા કરી વિવાદ કરવાનાં પ્રચાર પડયો છે આ પુરાણ રૂઢિ અદ્યાપિ અનાદિ કાળના ગૌરવ સાથે નહિ તથાપિ તેજ રૂપમા, આજ પણ જ્યાં ત્યાં દેખાય છે. સેંકડો વર્ષ આવ્યાં ગયાં અને જશે પરંતુ એવા મંડળોથી અમુક સિદ્ધાંત સાચો એ નિર્ણય થવો કઠિણ છે એવી જન સમાજની ઉક્તિ આજ સુધી સત્ય ઠરી છે. અને અનુમાનથી જણાય છે કે હવે પછી પણ સત્યજ રહેશે; કારણ તત્વનિર્ણયનો આધાર તત્વની સત્યતા ઉપર નથી પરંતુ ઘણે અંશે ભિન્ન ભિન્ન વૃત્તિના મન ઉપર રહે છે અને એ સંશયાત્મક અંતઃકરણની વૃત્તિને ભિન્નભિન્ન દેશકાલ અને સ્થિતિમાં રહી એક રૂપ થવું એ તો જાણે બનવુ અશકય જેવુંજ આમ હોવા છતાં એ સર્વ ભિન્નભિન્ન વૃત્તિઓને એકરૂપ કરવાના ગુરૂ પ્રયાસથી વિદ્વાનો પાછા હઠતા નથી. ભિન્ન ભિન્ન વૃત્તિઓના જનો પોતાના ઇષ્ટ સિદ્ધાંતોને જન સમુહના મનમાં ઉતારવાનો પ્રયત્ન કરે તેથી આવા પ્રયાસો પણ ઘણા આચાર્યોથી વારવાર થયા છે. એવો એક મહા પ્રયાસ જગદ્ગુરૂ શ્રી શંકરસ્વામી અથવા શંકરાચાર્યે કરેલો છે. એ મહા પ્રયાસના એક અંશનુ આપણે અહિ માનસિક ચક્ષુથી દર્શન કરીએ.

વિક્રમ શકના ૬ ઠા શતકના અંત્યના વર્ષોમાં એક સમયે શ્રી શંકર સ્વામીને એવી ઇચ્છા થઇ કે એક વાર ફરીથી અન્યમતવાદીઓ સાથે તત્વ ચર્ચા કરવી ફરીથી રણ એ સમય અગાઉ ઘણી વખત તેમણે એજ પ્રમાણે ચર્ચા કરી હતી; અને એ ર્ચાઓમાં જય મેળવી પોતાનુ મહત્વ જનસમૂહના હૃદયમાં દૃઢ કર્યું હતું. એમનો આવો વિચાર થતા પ્રથમ તેઓએ એ વિચાર પોતાના અંગત શિષ્યોને જણાવ્યો. તેમણે શિષ્ય વર્ગમા આપ્ત ગણાતા, પદ્મપાદ વિગેરે મુખ્યોને બોલાવી એક નાની જેવી સભા ભરી નીચે પ્રમાણે વિચાર પ્રદર્શિત કર્યો

આચાર્ય—પ્રિય શિષ્યો! સર્વદા શાન્તિથી આ આશ્રમમાં હું ચૈતન્ય સ્વરૂપનું ધ્યાન કરૂં છું. આપણો પ્રાતઃકાળ સર્વદા શ્રવણમાં જાય છે. તે સમયે પૂર્વે થઇ ગએલા વ્યાસ નારાયણ આદિ મહા મુનિઓના ગ્રંથોના અભિપ્રાયનું અધ્યયન થાય છે. મધ્યાન્હ કાલમાં મનન થાય છે. ઉત્તર મધ્યાન્હમા શરીર પોષણાર્થે ઐહિક વ્યવહાર થાય છે પુનઃરાત્રિએ શ્રવણ અને પાછલી રાત્રિએ મનન અને નિદિધ્યાસન થાય છે. આ રીતે નિયમિત આપણો કાલ વ્યતીત થાય છે અને ઉત્તમ રીતિથી નિર્ગમન થતો હોવાથી આપણે સર્વે આપણા જન્મનું સાફલ્ય કર્યું, અને સંસાર બંધનથી મુક્ત છીએ

એમ સમજાય છીએ હે શિષ્યો ! મનુષ્ય આત્મહિતજ કરે અને પરહિતનો વિચાર ન કરે તે મ ! માધુ કહેવાય નહિ માટે સવતા પરહિતનો પણ વિચાર કરવોજ જોઈએ પરમાર્થ દ્રષ્ટિએ જોતા આત્મસ્વરૂપ સર્વ શરીરમા એકજ છે ત્યારે આત્મહિત અને પરહિતમા કાંઈ ભિન્નતા નથી આ જાણ્યા પછી આત્મહિતમા પ્રયત્ન કે અને પર હિતમા ન કરે તો તે આત્મહિતમાજ નડતુ કહેવાય માટે પરહિત જરૂર કરવુજ જોઈએ કોઈ સમયે પરહિત કરતા સુખ અને કીર્તિરૂપ ફળ નથી મળતુ એમ જણાય છે, પરંતુ વિચાર કરતા જણાશે કે મનુષ્ય ગમે તેવા દુખમા હોય છતા પરહિત કર વાથી તેના મનમા થતો સતોષ તેને ઉત્કૃષ્ટ આનન્દ આપે છે માટે પરહિત કરવુજ

આ પ્રમાણે અમુક કાર્ય કરવુ છે એવા નિશ્ચય શિવાયના વાક્યોવાળી અસ્ફુટ લાગી પ્રસ્તાવના સાભળી શિષ્યો સર્વ ચુપ રહ્યા ગુરુવર્યે જે શબ્દોનુ ઉચ્ચારણ કર્યું તેમા એક પણ એવો ન હતો કે કોઈ તેનુ ખડન કરવા તત્પર થાય પરહિતના પ્રય ત્નની વાત શિષ્ટજનોમા નિર્વિવાદ છે આવી પીઠિકા બાધી ગુરુવર્યને કયા નવીન પ્રયાગમા પડવુ છે એ સમજવુ કઠિન ન હતુ પરંતુ એ સુગમતા સર્વને સમાન ન હતી શિષ્ય વર્ગમા સ્વાભાવિક રીતે ત્રણ વિભાગ પડી ગયા એક વર્ગ ગુરુની વૃત્તિ સમજી તેને અનુમોદન દેવા તત્પર થઈ રહ્યો એક વર્ગ ગુરુના અતઃકરણને સમજ્યા છતા ઉદાસીનતામા ગૌરવ રાખી રહ્યો ત્રીજો વર્ગ નસમજવાથી ઉપેક્ષાવાનજ રહ્યો મડળ ગુરુનુ અભિનન્દિત હતુ તેથી આ ત્રીજા વર્ગના શિષ્યો તેમા બહુ થોડાજ હતા તેઓ પોતાના અધ્યયનથી નહિ તો કેવલ સેવાથીજ પ્રીતિપાત્ર થયા હતા તેમની પ્રવૃતિ ગુરુના કૃત્ય ઉપર વિચાર કરવાની અથવા તે ઉપર પોતાનો મત દર્શાવવાની ન હતી બીજો વર્ગ સ્વાત્મનિષ્ઠ હોવાથી જગતના વ્યવહારથી વિરક્ત રહી કાર્ય કર વામા અનુરકત રહેતા તેમના વિચારથી જગતના પ્રાણીઓની જજાળમા પડવુ એ ઉત્કૃષ્ટ કાર્ય નહિ પણ ગૌણ કાર્ય હતુ આમ હોવાથી તેઓ કોઈપણ નવા પ્રયત્નમા પડવાની અપેક્ષા ન રાખતા મનન અને નિદિધ્યાસનમા મગ્ન રહેતા પણ આથી ભિન્ન એક વર્ગ હતો એ વર્ગ ગુરુવર્યના વિચારથી સર્વથી શ્રેષ્ટ હતો તે વર્ગમા આચાર્યજીના પદ્મપાદ વિગેરે અગીકૃત શિષ્યો હતા તેઓ ગુરુની આજ્ઞાનો લોપ ન કરતા, પરંતુ પોતાના મત દર્શાવવામા પાછા ન પડતા કોઈપણ નવિન પ્રયત્ન આશ્રમમા શરૂ થતા ઉદાસીન ન રહેતા સારાસારા વિચાર કરી યોગ્ય લાગતા આત્મ પ્રયાસને સર્વ પ્રયાસ સાથે જોડતા અથવા અયોગ્ય લાગતા પ્રતિકુળ પ્રયાસથી એ નવીન પ્રયાગને ટાળી દેતા

આચાર્ય શ્રીએ ઉપરના વાક્યો કહી શીષ્ય વર્ગમાથી શુ ઉત્તર મળે છે તેની વાટ જોવા માડી ત્રીજા વર્ગના શિષ્યોને તો સુજ્યુજ નહિ કે ગુરુજી શુ કહે છે તેથી તેમને શું ઉત્તર આપવો તેનો વિચાર કરવાનુ પ્રયોજન ન રહેનાથી તેમણે આમતેમ

## प्राथमिक केळवणीमां धार्मिक शिक्षणने स्थान.

પ્રથમ આપણે એ પ્રકારની કેળવણીનો લાભ લેતાં શિશુઓની ઉમ્મરની હદ આંકવી જોઇએ. આજ કાલ ઘણીજ લઘુ વયે બાળકોને શાળામાં જતાં આવતાં કરવામાં આવે છે. જતાં આવતાં એમ કહેવાનું કારણ કે કેટલીક વખત બાળકને શાળામાં કેળવણી ખાતર મોકલવામાં આવતું નથી. પણ જરા વધારે ઉમ્મર થયે મોકલે તે વખતે તેને અઘરૂં ન પડે માટે પહેલેથી તેવા પ્રકારની ટેવ પાડવામાં આવે છે. આ પરિણામ ઘણું કરીને મોટાં અને સાધારણ રીતે અજ્ઞાન કુટુંબોમાં જોવામાં આવે છે. માતાઓ પોતાનાં અનેક છોકરાંને કાબુમાં રાખી ન શકવાથી અને કંઇ વધારે સારૂં કામ ન મળવાથી છોકરાંની વૃત્તિ તોફાન તરફ કુદરતી દોડે તે અટકાવવાને આ ઉપાય ગ્રહણ કરવામાં આવે છે. કેટલે દરજ્જે એ ઘટિત છે. તેનું વિવેચન કરવાનું આ સ્થાન નથી. પણ અહીંઆં તો આપણે કેટલું જોવાનું છે કે એ પ્રમાણે થવાથી બાળકો ઘણીજ લઘુ વયે શાળામાં આવતાં આપણે જોઇએ છીએ. આ હદ આપણે પાંચ વરસની આંકીએ.

ત્યાર પછી પોતાની માતૃ ભાષાનો એકદો અભ્યાસ સમાપ્ત કરી અંગ્રેજી શીખવા બાળકો ક્યારે શરૂ કરે છે તે તપાસીએ. ગુજરાતી ચોથું ધોરણ પાસ થાય એટલે અંગ્રેજીમાં દાખલ થઇ શકે. પાંચ છ વરસની ઉમ્મરે ગુજરાતીનો અભ્યાસ શરૂ કીધો હોય તેથી વધારે ચાલાક નહોય તોપણ દશ વરસે ગુજરાતીને તે સલામ કરે છે. કેટલીક વખત શીખ્યો ગુજરાતી સાતમું ધોરણ પુરૂં કરવા રહે છે અને આગળ ગુજરાતી ટ્રેનીંગ કોલેજનો ઇરાદો રાખતા જણાય છે. આ કેસમાં પણ વધારેમાં વધારે ઉમ્મર સત્તર હોય છે.

આ પ્રમાણે આપણે પ્રાથમિક કેળવણીની શરૂઆત તથા પુર્ણાહુતિની સરહદ તપાસી હવે ધાર્મિક શિક્ષણનું પૃથક્કરણ કરીએ.

મુસલમાનોએ પ્રવાહનો જુનો માર્ગ થંભાવ્યો, અંગ્રેજોએ નવિન નહેરમાં વહેવડાવ્યો હાલતો એ જુનો માર્ગ ઐતિહાસિક જિજ્ઞાસુઓ શિવાય બીજા થોડાનેજ જાણ હશે ઘણા ખરા નવે રસ્તે વળી ગયા છે

હાલની શાળાઓનું બંધારણ તપાસીએ એક વર્ગમાં ઓછામાં ઓછા વીશ પચ્ચીસ વિદ્યાર્થી અને એક શિક્ષક બ નેનો સાથે રહેવાનો વખત માત્ર નિશાળમાં મળવાનો વખત તેજ શિશુઓ અનેક કોમના, અને શિક્ષક પણ ગમે તે ન્યાતિનો આવા શંભુમેળાના ધાર્મિક શિક્ષણનું સ્થાન આપણે તપાસવાનું છે

આપણા ઉપર કરેલા પ્રાથમિક કેળવણીના પૃથક્કરણમાં એવી કેળવણીને લાભ લેતા શિશુઓની ઉમ્મર તપાસી હતી શરૂ કરવાની ઉમ્મર ઓછામાં ઓછી પાંચ અને પૂર્ણ કરવાની ઉમ્મર વધારેમાં વધારે સતર ખરૂ છે કે ન્હાની ઉમ્મરે કોઈ પણ વિષય ઘણી સ્હેલાઈથી શીખી શકાય છે અને ધર્મનો વિષય એ માણસ જાતને શીખવવાના સઘળા વિષયો કરતા બહુજ જરૂરનો છે એમ પણ સાથે આપણે કબુલ કરવુ જોઈએ અને તેથી આ વિષય જેમ બને તેમ જલદીથી શીખવવો શરૂ થાય તેમ આગળની મુશ્કેલીઓ ઓછી થાય એ સઘળુ તો યથા યોગ્ય પણ અમુક વિષય સમજવાને શિશુઓની ઉમ્મર લાયક થઈ છે કેમ તે તપાસવાનું-નિર્ણય કરવાનું શિક્ષકનું પ્રથમ કર્તવ્ય છે વિષયની યોગ્યતા તપાસ્યા વિના એમ જ તે વિષય જ્યારે ત્યારે શિખવાનો છે માટે વહેલો તેટલુ સારું એમ સમજી શીખવવો શરૂ કરી દે તો તેટલો નિરર્થક બાળઘ્યયજ સમજવો કેટલીક શિક્ષણ પદ્ધતિમાં આ ધોરણે જોઈએ છે કે ગણિત શાસ્ત્ર પણ કેટલાક વખત સુધી પ્રાથમિક કેળવણીમાં મુલતવી રખાય છે ત્યારે ગણીત શાસ્ત્ર કરતા ધર્મના ગુંચવાડા તો તેથીયે વધારે અટપટા છે એમ હરકોઈ જણે કબુલ કરવુજ પડશે

આતો આપણે શિશુઓની એ ઉમ્મરે ધાર્મિક જ્ઞાન સમજવાની અયોગ્યતા વિચારી હવે આપણે તેથી વધારે અગત્યની તે શીખવવાની શિક્ષકની યોગ્યતા તપાસવાની છે અહીં યા પણ આપણે ઉપર કહ્યુ તે પ્રમાણે શિક્ષક અને શિશુઓ એકજ જ્ઞાતિ અને એકજ ધર્મના હોતા નથી મુસલમાનો અને પારસીઓના મદ્રેસા તથા બ્રાહ્મણોની વેદ શાળાઓ આ સામાન્ય નિયમના અપવાદ રૂપ છે ખરા પણ ત્યાં એ ધાર્મિક શિક્ષણમાં પોપટીયા જ્ઞાન શિવાય વિદ્યાર્થીની સમજ શક્તિ reasoning power ને શુ ખોરાક મળતો હશે તે સંશયરૂપ છે

[1] અંગ્રેજી હાઈસ્કુલોના માસ્તરો અને કોલેજોના પ્રોફેસરો પણ આ નાજુક વિષયને છેટા ખસકાય છે કેટલીક અંગ્રેજી મીશનરી કોલેજોમાં બાઈબલ શીખવાય છે, પણ

તે જુદાજ ઉદ્દેશથી ત્યારે સાધારણ ગુજરાતી શાળાઓના નાના મહેતાજીઓની આ અતી કઠીણ વિષય શિખવવાની યોગ્યતા કેટલી હશે? શિષ્યો અને શિક્ષકો અન્ય કોમના હોવાથી મતાતર હોયજ એ સ્વભાવિક છે. લઘુ વયના શિશુઓ ગુરૂની વિદ્વત્તાને દુરથીજ નરમ કરી મૌન ધારણ કરે પણ તેમના માબાપ એ જોયા કરશે? નાની ઉમ્મરના, કાચા અનુભવના, અને થોડુ જ વાચેલા શિક્ષકોની કુવાના દેડકાની માફક સ્થિતિ થાય એ કુદરતીજ છે.

સ્હેજ વિચારવા જેવું છે કે હાલ નવી કાઢેલી ગુજરાતી ચોપડીઓમાં સરકારે ધર્મ સબંધી પાઠો દાખલ કીધા છે પણ આમાં સરકારનો હેતુ કેટલે દરજ્જે બર આવશે એ શક પડતું છે મહમદ અને જરથોસ્ત વિશે હિંદુ માસ્તરોનુ અજ્ઞાન અને રામ અને કૃષ્ણ વિશે મુસલમાન અને પારસી માસ્તરોનુ અજ્ઞાન ઘડીભર હસાવે છે. આ અજ્ઞાન અગ્રેજી હાઇસ્કુલોના ગ્રેજ્યુએટ માસ્તરોમા હોય છે તો નાની ગામડાની ગુજરાતી શાળાના મહેતાજીઓ શુ વધારે જાણતા હશે? વળી આવા પાઠો શિખવામા તેવા પાઠ ન સમજાવી શકાય એટલુંજ નહિ પણ એક બીજા પ્રકારનુ પણ જોખમ સમાયેલું છે. ગુરૂની અણજાણતાં થઇ ગયેલી વિરૂદ્ધ ટીકા વિદ્યાર્થીના મનમા સાલશે અને કદાપિ તે ઘેર વાત કરે તો તેના માતપિતાનુ મન પણ તે શિક્ષક તરફ ખાટુ થશે અને તે સારૂ ફળ નહિ આવે એતો ઉઘાડુ જ છે.

ઉપર પ્રમાણે દરેક વિષય ક્રમવાર પૃથક્કરણ કરતાં પ્રાથમિક કેળવણીમાં ધાર્મિક શિક્ષણજ અસ્થાને છે એ પ્રત્યક્ષ જણાઇ આવે છે એ વિષય દાખલ કરતા તે બરાબર નહિ શિખવાડાય એટલીજ મુશ્કેલી નથી પણ અર્થનો અનર્થ થઇ જવાનો ભય રહે છે. નહિ ધારેલુ ફળ નીકળી આવે. વળી એ સઘળુ જોખમ ખેડવાની કઇ પણ આવશ્યજણાતી નથી આજકાલ વાતા અપ્રતિબધવાદના નવિન પવનમા શિશુઓને સ્વચ્છદે ફરવાદો. જ્ઞાનોદ્યાનની વાટિકાનાં મનહર પુલ સ્વમતિ અનુસાર ચુટવાદો.

"All things in season seasoned are"

એ શેકસપીઅરના મહાન સૂત્રને માન આપી ચાલવાથી મનની જુઠી ફીકર અને નહિ ધારેલા નહિ માગેલા પરિણામનો શક દુર થશે.

એલ્ફીન્સ્ટન હાઇસ્કુલ.
મુંબઇ જાનેવારી ૧૯૦૮

કરીમ મહમદ માસ્તર,
એમ. એ. એસ. ટી. સી.

## चड कौशिक नाटक

( સાધણુ સવત ૧૮૫૮ના ૧૧મા અ ઙ્કના પૃ ૨૪થી આગુ )

राजा-( વેગથી પાસે જઇ કૌશિકને પગે પડીને ) મહારાજ ! દયા કરો ! દયા !

અનુષ્ટુપ

સ્વીકારો સેવા આપની, મુકત ઋણ થકી થવા,
ન સુણી વા કદી દીઠી, બ્રહ્મન્ ! ચાડાલ સેવના ૩૪

कौशिक-ધિકકાર છે મૂખ ! તપસ્વીઓ તો સ્વય ાસજ હોય છે, તો હુ તને દાસ રાખી શુ કરૂ ?

राजा-( વિનયથી ) મહારાજ ! જે તમે કહેશો તે હુ કરીશ

कौशिक-સાભળો ! સાભળો ! ! વિશ્વેદેવો ! હુ જે કહીશ તે તું કરશે ?

राजा-જરૂર જરૂર કરીશ

कौशिक-તુ જો સાચુ જ કહેતો હોય તો જેણુ તારી માગણી કરી છે તેને તુ વેચાઇ મારી દક્ષિણાનુ સોનુ આપ

राजा-( વિકળતાથી, મનમા ) અરરરર ! શુ કરવુ હવે ? ( પ્રકાશ ) મહારાજ ! જેવી આજ્ઞા (ચાડાલ પાસે જઇ ) હે તમારી જાતીમા શ્રેષ્ઠ ! મારી સાથે સરત કરી ખરીદો

चाडाल-વરી તારી હરત હુ સે જે ?

राजा-સાભળો

દોહરો

દૂર રહુ, ભિક્ષાન્ન ખાઉ, ધરૂ ચિથરાનો વેશ,
સ્વામી આજ્ઞા પાળતા કરૂ વિચાર નહિ લેશ ૩૫

ચાડાલ-( સતોષ પામી ) જ યા તારી હરત તો હારી દેખુ, લે આ હોનુ ( હરખી આપે છે )

राजा-( લઇ, સહર્ષ )

ગીતનાટ

વિના વિપ્રના શાપ હુ મુકત થાતા,
રહ્યુ સત્ય તો નારી ચાડાલ—સેવા ૩૬

( કૌશિક તરફ વિનયથી ) મહારાજ ! આ પુરેપુર દ્રવ્ય લો

कौशिक-( શરમાઇ જઇ ) શું ! આપે છે ?

राजा-મહારાજ ! લો.

कौशिक-( લઇને, મનમાં ) હવે વધારે હઠ કરવાથી શું ? ભલે, હું લઉં છું ( શરમાઈને તેમ કરે છે. )

राजा—( વિનયથી, હાથ જોડી ) મહારાજ ! કાળક્ષેપ કરવા રૂપી જે મ્હારો અપરાધ થયો તે ક્ષમા કરશો.

कौशिक—ક્ષમા કીધો. ( નીકળી જાય છે )

राजा—( ચંડાળ તરફ જઇ ) અરે પોતાની જાતીમાં શ્રેષ્ટ ! ( એટલું અરધુ વાક્ય બોલી મોંહું ઢાંકી દે છે ) આ દાસને જે કરવા યોગ્ય હોય તે ફરમાવો

धर्म-( સંતોષથી, મનમાં ) તેં પૂર્વે નહિ સાંભળેલુ અથવા જોયલુ એવું કામ. ( પ્રકાશ ) અરે ! દખ્ખણ મહાણમાં જઇ મરી ગીએલાં માણહનાં લુગડાં લેવાં અને રાત દી જાગતાં રે'વાનું. હું પણ સારે ઘેર સાલ્યો

राजा-જેવી સ્વામીની આજ્ઞા. ( સર્વે જતા રહે છે. )

ઇતી શ્રી આર્ય ક્ષેમીશ્વરકૃત ચંડ-કૌશિક નાટકના ત્રીજા અંકનું ભાષાંતર.

સમાપ્ત.

---

અંક ૪ થો.

( આગળ ચિંતાયુક્ત રાજા તથા પાછળથી બંન્ને ચંડાળો પ્રવેશ કરે છે. )

वे चांडाळो-આરીઓ ! તમે અહિં હું જોયોસો ? ખહી જાઓ, ખહી જાઓ; ાને કંઇ ફાંહીને લાકડે સડાવવાનો નથી. ( કંઇ સાંભળ્યું હોય તેમ કાન દઇ. ) ારીઓ ! હું કેહોસો ? એ કોણ છે ? એને કાંહ લઇ જઇએ સીએ ? હમારા હેઠ પાહે બહુ હોનું લઇને એ બાપડો તેની સાકરીમાં રીઓ સે, માટે એને દખ્ખણ મહાણ હાચવવા લઇ જઇએ સીએ.

राजा-( નિશ્વાસ મૂકી, મનમાં ) હાય ! હાય ! ! ઉપરા ઉપરી પડતાં દારૂણ દુ:ખોનો છેડો જણાતો નથી.

ભુજંગી.

અહા ! ગાળવો દેહ ચાંડાળ-દાસ્યે<br>
સ્મશાને મહા ઘોર નિવાસ મ્હારે<br>
મરેલાં તણાં વસ્ત્ર લેવાં રહયાં મેં<br>
દઈ દુઃખ થાક્યું નહિ દેવ તુ એ. ૧

(શોકથી) ઠ ખનુ ઔષધ ફ ખજ એ કહેણી પણ ખરી છે કેમકે દક્ષણા આપી રૂણમાથી છુટો થયો ત્યા વળી આ શોક હુ ખી કરે છે, (વ્યથતાથી)

શાર્દૂલવિક્રીડિત

જેને બાધવ એક હુ જ મજ આ સ્વામી વિનાની પ્રજા,
મારા વત્સલ બધુ નોકર સઉ આશ્રા વિનાના તથા
નાનુ બાળક, વિપ્ર ઘેર કરતો સેવા નિયા દાસી થૈ
તે માટે રહુ કેર પાપી જીવવુ ચાડાળ સેવા કરી ૨

(સ્મરણ થઇ આવ્યુ હોય તેમ ખેદથી)

શિખરિણી

થઇ રૂણે (થી) મુકિત, જ્યમ તેમ કરી દેઇ ધનને
મુની વિશ્વામિત્ર પરમ તપ નિધી કઠણને
પડયો જોયો આજે, રડમસ ભુખ્યો બાળ તનુને
ચીરે મારી છાતી, હૃદય નિર ભોકાયુ જ્યમ તે ૩

બન્ને ચડાળો—(ફરીથી ઉપર પ્રમાણે બોલી જાય છે)

રાજા—(વિચાર કરી સખેદ મનમા) અરેરે હાય! હાય! તેનુ સ્મરણ થઇ આવવાથી હવે મને બહુજ લાગી આવે છે

શાદુલ વિક્રીડિત

ગીસેથી ગુરૂભકિત યુકત દ્વિજ જે રકતાક્ષી ઉતાવળો
એ ચતો પટને પડયોય રડતો બાલો બની બ્હાવરો
ખાળતા નીર નૈનની જડ બની કીધી અહા! સહુની
જોતો ક્રૂર ઉલેલ મુજ ઉપરે કષ્ટેથી દ્રષ્ટિ કરી ૪

(વિકળતાથી) અરે દેવી!

રોળા

રવિ કુળના શણગાર-રૂપ, વધુ જો તુ હોએ
વિમળ શશિ-કુળ માહી જન્મ તે ધરીઓ તોએ
નાખી શે આ ઠાર વળી ઢગ ભસ્મ તણામા
સુતનુ! તુજને સાર ઘીની આહુતી હા! મુજમા ૫

વળી રાજપુત્રી!

રોળા

નૂતન કળીનો હાર ગુથત થાકી જાએ
કેમ તુ કરશે કામ અપરિચિત દાસીના જે ૬

**चांडाळ**—અક્ષ્યા દક્ખણુ મહાણુ કઇ સેટું નથી મારે વેલો હાલ.

**राजा**—( જોઇને દ્રઢતાથી ) અહા શું આ મહા સ્મશાન !

શાર્દુલવિક્રીડિત

ટોળાં બંધ ગીધો ઉડે ગગનમાં ટેવાયલાં ચક્રમાં,
પાંખો વિસ્તરી ઠેરવી પૂછડીને ઉંચે અતી મોદમા,
લોલેથી સણ-માંસનાં નભથકી ખ્હોળી કરી ચંચુને,
લાલે ને ભરી મેદથી મલીન જે આવે નીચે ઝટ્ટ તે. ૭

**राजा**—( કાન દઇ તથા જોઈને ) આહા ? કેવું બીહામણું સ્મશાન !

મનહર

કાને ચ કઠોર લાગે, પડઘા ચોદિશ વાગે,
એવા ઉદ્ગાર ઉચ્ચારે, નીર્દય શીયાળવાં;
અમંગળ ગળી સ્થાને, વાદ્ય ભયાનક લાગે,
ઘોર તીણા શબ્દોથી તે ગર્જીગર્જી આવતાં.
તાપે તુટી માણુસની, ખોપરીના ભીતરથી,
નીસરતી ચરબીથી, વિસ્તારીને ઝાળને;
ઉંચી જટાધારી જેવો, કાળરૂપ અગ્નિ એવો,
ભડભડ બળે કેવો, રાતો પીળો થઇને. ૮

( અગાડી જોઈને તારીફ કરતો ) અહા ! બિભત્સ છતાં પણ આ સ્પૃહા કરવા યોગ્ય છે. ભાઈ ! શબ ! તને પણ ધન્ય છે, કેમકે સર્વ ભક્ષક શીઆળવાં પણ તને આનંદથી ધરાય ત્યાં સુધી ખાઇ જાય છે. જુઓ.

રોળ.

સુકી પાય શિર કાક આંખની કીકી ફોડે,
ખાતા નીકળી જીભ, શીયાળો અહિં તહિં દોડે.
કુતરો ફેડે ગુહ્ય, ગીધ પાડે ત્યાં વીવર,
યથેષ્ટ કરે ભોજન, શબ છે ધન્ય તુ એ પણ. ૯

અહો ! શરીરની કેવી નીઃસારતા ?

શાર્દૂલ.

છાતી તેય, કટીયતે, વદન તે, આંખો ભવાં છેય તે,
હાડે લાળજ માંસ મેદ રૂધિરે જે છે બન્યાં નિંદ્ય તે;
વિદ્વાનો વિનયે સલજ્જ બનતા, બીહે બહુ બ્હીકણુ,
મૂઢો સૌ વિષયી તૃથાય કરતા ગૃહો અભીમાનનાં. ૧૦

( અપૂર્ણ. )

લાલશંકર હરપ્રસાદ.

## भक्तराज तथा पण्डितजीनो संवाद



( શોપનહોરને આધારે )

**भक्तराज**—તમે જ્યારે ત્યારે તત્વજ્ઞાનના તમારા પાંડિત્યનો આડંબર કરોછો એ તો જાણે ઠીક પણ તમે ધર્મનો સ્વચ્છંદ અનાદર કરો છો, તેની અનેક રીતે મશ્કરી કરો છો એથી મને ઘણોજ ખેદ થાય છે ધર્મ તરફ તો સન્માનજ રાખવું જોઈએ સૌ પોતપોતાના ધર્મને પવિત્ર માને છે

**पंडितराज**—લોકો તેમ માને તેથી શું વળ્યું ? લોક સમૂહ મુર્ખાઇથી અથવા અંધ શ્રદ્ધાથી ધર્મ વશ કરે છે મને તેમ કરવાનું કાંઇ કારણ નથી હું તો સત્યનેજ સર્વદા આદર કરૂંછું જે કાંઇ સત્યથી વિરૂદ્ધ છે તેને હું કદી માન આપતો નથી લોકોમાં પ્રચરતા ધર્મો સત્યથી વિરૂદ્ધ છે

**भक्त०**—એમ ઉતાવળે સાચા નિર્ણય પર અવાતું નથી બ્હારના દેખાવથીજ અભિપ્રાય બાંધી શકાય નહીં બધા લોકો તમારા જેવા વિદ્વાન નથી, બુદ્ધિશાળી નથી તેમની સાદી સમજમાં ઉતરે એવો તેમનો ધર્મ સાદો જોઇએ તત્વજ્ઞાન તેમને કશા ઉપયોગનું નથી, તમારા કહેવા પ્રમાણે ધર્મ નિરૂપયોગી નથી સત્યથી વિરૂદ્ધ નથી તે સત્યનેજ અવલંબે છે અને સત્યનું પાલન કરે છે સાદી સમજના, જાડી બુદ્ધિના અને ઉદરપોષણમાંજ પ્રવૃત્ત એવા સામાન્ય લોક, ધર્મમાંજ જીવનની કૃતકૃત્યતા માને છે તેવા લોકને તત્વજ્ઞાન કશા ખપનું નથી સાધારણ માણસ પોતાનો નિર્વાહ કરવામાં અને તે ઉપરાંત સ્હેજ વિનોદના સાધન મેળવવામાંજ સાર્થકતા સમજે છે ધર્મ પ્રચારકો અને તત્વજ્ઞાનીઓ એવા મનુષ્યને જાગૃત કરી તેમને જીવનનો મર્મ સમજાવવાને યત્ન કરે છે તત્વજ્ઞાન, થોડા, બુદ્ધિમાન, તથા નિવૃત્ત થયેલાને માટેજ છે ધર્મ અને ભક્તિ જન સમુહનો ઉદ્ધાર કરે છે લોક માત્ર કદી પણ તત્વજ્ઞાની ન થઇ શકે એ તમારે ભૂલવું ન જોઇએ ધર્મ એજ એમનું તત્વજ્ઞાન છે એમની શ્રદ્ધા ડોલાવશોમાં ધર્મ જશે તો મનુષ્યમાંથી મનુષ્યત્વ જશે લોકનું મન રંજન કરવાના કાવ્યો કેવા સાદા, સરળ છે કેવા કાવ્યો તેમનામાં વધારે વંચાય છે? આપણાજ દેશનું ઉદાહરણ લ્યો શામળ ભટની વાર્તાઓ લોકો વધારે રસથી વાંચે છે કે પ્રેમાનંદનું સત્યભામા રોષ દર્શિકા નાટક? સરસ્વતીચંદ્રનો બીજો અને પહેલો ભાગ વાંચનાર કેટલા છે અને તેજ ગ્રન્થનો ચોથો ભાગ કેટલા જણ વાંચે છે? ધર્મનું પણ તેવુંજ સમજવું લોકોનો ધર્મ જુદો અને પંડીતોનો ધર્મ જુદો સઘળાને માટે એક ધર્મ ન હોઈ શકે લોકોનો ધર્મ

પંડીતોને રૂચે નહિ, અને પંડીતોનો લોકોથી સમજાય નહિ. સાદી સમજવાળાઓને પણ ધર્મનો આશ્રય તો જોઇએજ જીવનના કૂટ પ્રશ્નનું નિરાકરણ તેમણે પણ કરવું જોઇએ. પરિણામે લોકપ્રિય ધર્મમાં એકલું સત્ય નહિં પણ સત્યની સાથે દ્રષ્ટાંત રૂપકની મેળવણી થઇ. લોકોને વ્યવહાર માર્ગમાં દોરવા, તેમના મનોભાવ ઇત્યાદિ ઉપર શુભ અસર કરવા, તેમનાં નીતિનાં ધોરણો બાંધવાં, વિપત્તિ અને અવસાન સમયે તેમને દિલાસો આપવા આ દ્રષ્ટાંતો સત્યનીજ ગરજ સારે છે. તેમના બાહ્ય સ્વરૂપથી છેતરાશો નહિ. તમે પોતે વિદ્વાન છો, અનુભવી છો, છતાં લોક વર્ગ હજી કેટલો પછાત છે, અને તત્વજ્ઞાનનાં રહસ્ય સમજવા કેટલો નિર્બળ છે-એનો તમને કશો ખ્યાલ નથી એ રહસ્યો સમજાવવાને ધર્મ માર્ગરૂપ છે ધર્મની સહાયતા વિના એ રહસ્યો કદી લોકો ગ્રહણ કરી શકે નહિ આગળ જતાં ધર્મ અને તત્વજ્ઞાન ઓતપ્રોત થયાં તેથી કાંઇ હાની નથી. માટે ધર્મ કદી પણ અવગણનાને અથવા હાસ્યને પાત્ર નથી. તમારા કરેલા આક્ષેપ અયોગ્ય અને અસત્ય છે.

પં૦—પણ આ અને આજ માર્ગે ધર્મનું પાલન કરાય, બીજો એક માર્ગ છે નહિ અને હોઇ શકે પણ નહિજ એવો દુરાગ્રહ કરવામાં શું સુજનતા છે? એમના સિદ્ધાન્તોથીજ માનવીની વિચાર શકિતની મર્યાદા બંધાય ? શું એથી શ્રેષ્ટતર કાંઇ હોઇ શકેજ નહિ? શું પંડીતોની પર્યેષણા લોકના ધર્મને સમજાવવામાં અને પાલન કરવામાંજ રોકાવી જોઇએ? શું માનવીની ઉચ્ચતમ શકિતને કટાવા દેવી, કુંઠિત કરવી, કળીમાંથીજ કરમાવી નાખવી ? તેમ ન થાય અને સ્વતંત્ર વિચાર કરતાં શીખે તો કદાચ લોક પ્રિય ધર્મને હાની પહોંચે. શું દરેક ધર્મનો આવો દુરાગ્રહ નથી? પોતાનાં અભિપ્રાયને પરીક્ષાની કસોટીએ ચઢાવ્યા વિના આંખ મીચીને અંધ તરીકે માન્ય .વા, એવો ઉપદેશ શું આચાર્યો નથી આપતા ? પોતાના વિચારનો સત્કાર ન કરનારાને .ા અનેક રીતે હેરાન નથી કરતા? ઇતિહાસમાં એવાં દ્રષ્ટાન્તોની કયાં ખોટ? શા માટે કેટિસને વિષપાન કરાવ્યું? શા વાસ્તે યુરોપમાં અનેક મનુષ્યોને જીવતા અગ્નિદાહ કરવામાં આવતા? મહમદના અનુયાયીઓએ હિન્દમાં જે કેર વર્તાવ્યો છે તેનું કારણ દુરાગ્રહથીજ. જયારે અમુક લૌકિક મતનું સરકારી કાયદા પ્રમાણે પાલન થાય; જયારે બાળકના કોમળ મન પર તેની વેળાસર ઉંડી છાપ પાડવામાં આવે ત્યારે શુદ્ધ પર્યેષક વૃત્તિ શી રીતે ઉદ્દભવે? સત્યની ઉલટભેર શોધ શી રીતે થાય? શ્રેષ્ટ માનવીની શ્રેષ્ટતમ શકિતઓની ખીલવણી કયાંથી થાય? જ્ઞાન પર નવો પ્રકાશ શી રીતે પડે? જયાં બુદ્ધિનો, વિચાર શકિતનો ઉગતામાજ ધ્વંસ થાય, જયા અમુક માર્ગેજ આંખો મીંચીને ચાલવું એવોજ બાળપણમાંથી ઉપદેશ થાય પછી અપુર્વ નવીન વિચારણા, સારાસાર નિર્ણય શકિત કયાંથી ઉદ્દભવે ? જો કોઇનું મન અદભુત સ્થિતિ સ્થાપકતા ધરાવતું હોય

તો તે કાંઇ કરી શકે પણ તેને ર જાડનાર, તેના માર્ગમા વિઘ્નો નાખનાર ધર્માન્ધો દુનિઆમા કાંઇ ઓછા છે ?

ભક્ત૦—ના એમ નથી લોકો અમુક ઠરાવ પર આવ્યા છે અને તેમનો અભિપ્રાય સ્વચ્છ તમારો મત સ્વીકારવા તેઓ રાજી નથી એટલુ જ

પં૦—આહા ઠરાવપર ભલે આવ્યા હોય પણ તેમણે એ મત ક્યાથી સ્વીકાર્યા? તેમણે પોતાના જાતે વિચાર કરીને કે જેમ બાળકને બળીયા ટાંક છે તેમ એમનામા એ ચંપ પારકે હાથે દાખલ થયો? પણ તમારે તો વિચાર કરવાની કે પરીક્ષા કરવાની વાતજ ક્યા છે? અમારો ધર્મ ઇશ્વર કૃત છે માટે સાચો છે તમે નથી સ્વીકારતા માટે અધર્મી છો કારણ? કારણ એજ કે અમારા ઇશ્વર કૃત શાસ્ત્રોમા લખ્યુ છે બાળપણમા શ્રદ્ધાનુ બળ વિશેષ હોય છે તેથી તે વયમાથીજ ચોક્કસ ધ્યાન આપવામા આવે છે બાળપણથી ગંભીરપણે અમુક વિચાર અને ધર્મના તત્વો ઠસાવવામા આવે, શંકા આણવાથી પતિત થવાય છે, નર્કે જવાય છે એવો ઉપદેશ કરવામા આવે તો તેની અસર એટલી ઉંડી, દૃઢ થાય કે ભવિષ્યમા સંશયનુ તો નામજ ન રહે આવા ચાંપતા ઉપાયો લેવાય તે છતા જો લાખમાથી એકાદ માણસને શંસ ઉત્પન્ન થાય તો તેને કેવો કહેવો તેને માટે શબ્દ નથી જો ન્હાનપણથી એમ શીખવવામા આવે કે એક નાસ્તિક કે પર ધર્મીનુ ખુન કર્યાથી મોક્ષ મળે, તો દરેકનુ લક્ષ્ય એ નાથ સાધવા પરજ રહેશે એનુ ઉદાહરણ દુર શોધવુ નહિ પડે તાવિદાને મતોષવા માટે ઠગ લોકો વટેમાર્ગુનો પ્રાણ લઇ પોતે અતિ નશસનીય કામ કરે છે એવુ ખરા અંત ક્ષ્રણથી સમજતા ન્હાનપણથી પોપાએલા ધર્મ વિચારોથી અંતરદીપ (Conscience) નષ્ટપ્રાય થાય છે અને તેથી ભુતદયાના સઘળા ભાવો મંદ થઇ જાય છે શ્રદ્ધાના મૂળ બાળપણમા ઉંડા ઉતરે છે પોતે કરેલા નિશ્ચય સાથે દરેકનો કાંઇ સ્વાર્થ લાગી રહેલો હોય છે અને તે સ્વાર્થને લઇનેજ પાકી ઉમરે ધર્મ અગર વિચાર બદલનારને લોકો તિરસ્કારની નજરથી જુએ છે જે વિચારને લોકો પોતના સમજે છે તે વિચારથી વિરુદ્ધ વર્તનારને તેઓ પોતાના શત્રુ લેખે છે એજ એમા રહેલો સ્વાર્થ બતાવી આપે છે હવે આપણે મનુષ્ય વર્ગમા સત્યનો, જ્ઞાનનો પ્રચાર કેવો થાય છે અને ધર્મ તેના પર શી અસર કરે છે તે જોઇએ સહુથી વધારે હાની અહીંઆજ છે બાળપણથીજ અમુક મત તેનામા રોપાઇ જાય છે નર્ક જવાની સખત ધમકીથી તેનામા કોઇ પણ જાતની શંકાને સ્થન મળતુ નથી, અને તેથી ભવિષ્યમા જે કાંઇ જ્ઞાન તે પ્રાપ્ત કરે છે તેના પર મોડી અસર થાયછે તેના પર ફરી જ્ઞાનનો—સત્યનો પુર્ણ પ્રકાશ પડતોજ નથી માત્ર અંધ શ્રદ્ધાના કાચમાથી ઝાંખો છિન્ન ભિન્ન પ્રકાશ મળે છે બુદ્ધ, શંકરાચાર્ય તથા વિદેશીય રોજર બેકન, કોપર્નિકસ, ઇત્યાદિ તત્વવેત્તાઓને તેમના શુભ પ્રયાસમા

શાથી વિઘ્નો નડ્યાં ? કેમકે તેમણે લોક મતનું ખડન કરી નવીન માર્ગ બતાવ્યો. રસાયણ શાસ્ત્રના મોટા શોધો જાદુ અને મેલી વિદ્યામાંજ લેખાતા હતા. બધાના અંતઃકરણ એવા દૃઢ નથી હોતાં કે આપત્તિ સહન કરીને પણ સત્યનું પાલન કરે. સાધારણ વર્ગના મનુષ્યો ડરી જાય છે અને તેમની અસ્ફુટ શકિતનો પણ કાળે કરીને લોપ થઇ જાય છે.

ભક્ત૦—હા પણ પ્રથમ જીવતાં શીખવું અને પછી તત્વ જ્ઞાનનો શોધ કરવો એ વાકય તમે સમજ્યા છો? પ્રથમ તો લોકોની પશુ વૃત્તિ, તેમના અનેક બળવાન વિકાર, જે વધી જઇ તમારા જેવા સત્ય શોધકોને રજાડે અને દુનીઆને એક જંગલી પશુની બોડ સરખી કરી મુકે તે વિકારોને કબજામાં રાખવા અને તેમને યોગ્ય રસ્તે દોરવાનો છે. જો તેઓ તમારાં રહસ્ય સમજી શકે તેની વાટ જોશો તો કદી તમારે છેડોજ ન આવે. તેઓ કદી પણ શમજી શકવાના નથી. એમને દ્રષ્ટાન્ત રૂપે ઉપદેશ અપાય તોજ તેઓ શમજી શકે. એમને માટે દંત કથાઓ વિગેરે વાણું શ્રવણજ લાભકારી છે. આપણે અહીંઆ વ્યવહારીક દ્રષ્ટિએ જોવાનુ છે.

પં૦—તમારા કહેવાનો અર્થ એજ કે આપણે લોકોને સત્ય ન સમજાવી શકીએ તો તેમના મ્હોંમાં અસત્ય ભરવું પણ કાંઇક ભલું તો ખરૂં. તમે કહોછો કે આપણે વિચારહીન જડ જેવા લોકોની અધમ વૃત્તિને કાબુમાં રાખવાની છે. અને તે હાલ ચાલતા ધર્મથી રહેછે. એ તમારૂં માનવુંજ ખોટુ છે કોઇ પણ જાતના કાયદાથી, ધમકીથી, ઇન્સાફથી, ધર્મની સહાયતા વગર લોકોમા બંદોબસ્ત જળવાય નહિ એ વાત તદ્દન ખોટી છે. ઉદાહરણ જોઇએ તો ગ્રીસનો ઇતિહાસ જુઓ. આપણે જેને ધર્મ કહીએ છીએ એવું તેમનામા કાંઇ હતુંજ નહિ. તેમનામાં એવો એકે સિદ્ધાન્ત નહોતો જે દરેકને માન્ય કરવો પડે અને ન કરનાર, લોક અને સરકારની શીક્ષા માથે વ્હોરે. એવો એક પણ વિચાર ન્હોતો જે બાળકોને ન્હાનપણથી શિખવવાની ફરજ પડે. ત્યાંના ધર્માચાર્યોને લોકોના વર્તન સાથે કાંઇ લેવાદેવા ન્હોતી કોઇને મંદિરમાં જઇ પૂજા કરવાની કે અમુક રીતના ધર્માચરણની ફરજ પાડવામા આવતી નહિ. પોત પોતાની ઇચ્છા પ્રમાણે સૌ કોઇ પોતાને ઘેર અથવા જાહેર જગ્યાએ ઇશ્વરોપાસના કરતા.

ન.

(અપૂર્ણ)

# જેવા મ્હારા વિચાર છે તેવા મ્હારા આચાર નથી તેનુ પરિણામ

બધુઓ ! હુ ઉચામા ઉચા પ્રકારનુ સુખ મેળવવાની ઇચ્છા રાખુ છુ, માટે એ સુખની શોધમાજ મ્હારી જીદગી ગાળુ છુ મ્હારી જીદગીના વ્યવહારિક કામકાજો માથી હુ સુખ શોધુ છુ મ્હારા વિચારોમાથી સુખ શોધુ છુ વિદ્વાનોની વિદ્યા ની ચતુરાઈમાથી સુખ શોધુ છુ જ્ઞાનીયોના અસરકારક ઉપદેશોમાથી સુખ શોધુ છુ સતોની વાણીમાથી સુખ શોધુ છુ જગતની રચનામાથી સુખ શોધુ છુ કુદરતના ચમત્કારિક બનાવોમાથી સુખ શોધુ છુ મહા પ્રભુના પવિત્ર નામના સ્મરણુ માથી સુખ શોધુ છુ ધર્મની ક્રિયાઓમાથી સુખ શોધુ છુ મનુષ્યોની ઉત્તમ પ્રકારની કારિગીરીમાથી સુખ શોધુ છુ સ્ત્રીઓના લાલિત્યમાથી સુખ શોધુ છુ કવિયોની રસજ્ઞતામાથી સુખ શોધુ છુ બાળકોની નિર્દોષ કૃતિઓમાથી સુખ શોધુ છુ કુદરતના સાન્દર્યમાથી સુખ શોધુ છુ તથા એવીજ બીજી ઘણીએ બાબતોમાથી હુ સુખ શોધવાના પ્રયત્ન કરૂ છુ અને મ્હારી સ્મરૃત્તિ ગ્રહણ કરી શકે તેના પ્રમાણમા એ બધી બાબતોમાથી મ્હને થોડુ ઘણુ સુખ મળે છે, પણ એ બધી બાબતોમાથી મ્હને જેવુ સુખ મળે છે તેવુ સુખ, અફસોસ ! મ્હને મ્હારી પોતાની જીદગીના કામકાજોમાથી મળી શક્તુ નથી, અને તેથી મ્હને વધાર અફસોસ થાય છે એક સુદર ખીલતુ ફુલ મ્હને આનદ આપી શકે, એક સુદર હસતુ બાળક મ્હને આનદ આપી શકે, બહુજ દૂરના પ્રકાશિત તારાની ચમક મ્હને આનદ આપી શકે, ઘડીકમા ભૂસાઈ જનારા વાદળાનો અદ્ભુત રગ મ્હને આનદ આપી શકે, પવનની લ્હેર મ્હને આનદ આપી શકે, કોયલનો ટહુકો મ્હને આનદ આપી શકે, અને સમુદ્રના ફીણુ મ્હને આનદ આપી શકે, પણ મ્હારી પોતાની જીદગીના કામકાજોમા આવનાર માણુસો મ્હારા સમ્બધીઓ અને મ્હારૂ ઘર મ્હને એટલો આનદ આપી શકે નહિ, એ કરતા વધારે દિલગીરી બીજી કઈ ? આ દુખ તે મ્હારે કોની આગળ કહેવુ ? આમ કેમ થાય છે, તે હુ સમજતો નહિ પણ એ માટે વિચાર કરતા મ્હને સમજાયુ કે કે, મ્હારા વિચારો જુદા છે અને મ્હારી વર્તણુક જુદી છે, તેથી હુ મ્હારા કામ કાજેથી સુખી થઈ શકતો નથી મ્હારા મનમા વિચારો એવા છે કે જેમ બને તેમ ખુબ ઉદારતા રાખવી જોઈએ પણ સજોગો એવા પ્રતિકૂળ છે, સ્થિતિ એવી નબળી છે, અને મન એવુ ઢીલુ છે કે, મ્હારી ઉદારતાને જેટલી આગળ વધારવી જોઈએ તેટલી હુ વધારી શક્તો નથી અતઃકરણ કહે છે કે સાને માફ કર પણ અગાઉના વખતમા જેનાથી મન જુદુ પડી

ગયેલું છે તેની સાથે હજી મન મળી શકતું નથી. જો કે એવાઓને માટે હવે હું કાંઈ ખરાબ વિચારો કરતો નથી, તોપણ હજીસુધી તેની ઉપર હું પ્રેમ રાખી શકતો નથી. વિચારો એવા છે કે સરખા વિચારનાં ને સરખાં આહાર વિહારવાળા માણસો એક બીજાનુ ખાવા પીવાથી અભડાય નહિ. પણ નાતની રીત પ્રમાણે બીજાઓનું જમી શકાતું નથી. મુસાફરીમાં ઘણી વખત, છતાં સાધનોએ ભુખ તરસ વેઠવી પડે છે. એટલુ જ નહિ પણ જે માણસના આચાર વિચાર મ્હારાથી તદ્દન વિરૂધ્ધ હોય અને જે મહારી બિલકુલ દરકાર ન કરતા હોય તથા મ્હારૂ અપમાન કરતા હોય ને મ્હારી અદેખાઇ કરતા હોય પણ જાતિના અથવા સગા કહેવાતા હોવાથી તેની સાથે મ્હારે વહેવાર રાખવો પડે છે. ધકકા ખાઈ ખાઈને તેને મ્હારે ઘેર બોલાવવા પડે છે, અને તેની સાથે બેસીને મ્હારે જમવું પડે છે. પણ મ્હારો જે મીત્ર, મ્હારે માટે મરી પડતો હોય, જેને માટે હું માન ધરાવતો હોઉં, જે મ્હને મદદ કરતો હોય, અને જેની રહેણી કરણી મ્હારા વિચારોની સાથે મળતી આવતી હોય તે દોસ્તને હું મ્હારા પ્યાલામા દૂધ પાઇ શકતો નથી. કારણ કે એ દોસ્ત જુદી જાતવાળો છે માટે મ્હારો પ્યાલો તેનાથી અભડાઇ જાય છે બંધુઓ આ મજા તો જુઓ! તેના હૃદયની સાથે મ્હારૂ હૃદય મળી જાય છે. છતાં પણ હૃદય અભડાતું નથી પણ તેના અડકવાથી પીત્તલનો પ્યાલો અભડાઈ જાય છે. હું મ્હારા મનમાં એવા વિચારો કરૂ છુ કે, મ્હારે હમેશાં શુભેચ્છા રાખવી જોઇએ. પણ ટેવ એવી પડી ગયેલી છે કે હજી પણ કોઇ કોઇ વખત મ્હારાથી પાપી વિચારો થઈ જાય છે મ્હારા મનમાં હું એવા વિચારો કરૂંછું કે મ્હારે ડરવુ ન જોઇએ, પણ પહેલેથીજ એવા સંજોગોમાં હું ઉછરેલો છું કે બહુ હિંમત રાખવા જાઉં તોપણ સ્હેજ વાતમાં ડરી જાઉછુ મ્હારા મનમા એવા વિચારો છે કે ધર્મની ઘણી જાતની બહારની ક્રિયાઓ શાસ્ત્ર વિહિત નથી અને તે પાળવાની કાંઇ જરૂર નથી. છતાં પણ ચાલતા આવેલા રિવાજને ખાતર, માબાપની લાજ આબરૂને ખાતર અને ધર્મને નામે એમાંની કેટલીક ક્રિયાઓ મ્હને ફરજીયાત રીતે કરવી પડે છે. આની રીતે જીંદગીની જરૂરની મુખ્ય મુખ્ય બાબતોમા મ્હારા વિચારોની સૃષ્ટિ જુદી છે, અને મ્હારા આચારોની સૃષ્ટિ જુદી છે એટલે એક બીજાથી તદ્દન ઉલટી એવી એ સૃષ્ટિમા મ્હને રહેવું પડે છે. તેથી ગુલામગિરીના જેવી મ્હારી હાલત છે એટલે હું સાચો આનંદ ભોગવી શકતો નથી. કારણ કે જેમ કોઈ ગુલામ પોતાના મનમા એવા વિચારો કરે કે હું છુટો થાઉં તો ઠીક, એજ વખતે તેનો શેઠ એમ હુકમ કરે કે એને બાધીને ફટકા મારો, ગુલામ એમ વિચાર કરે કે, આ વખતે મ્હને પ્રભુની વાતો સંભળાય તો સારૂં, એ વખતે તેનો શેઠ તેને ભુંડી ગાળો સંભળાવે ગુલામ એમ વિચાર કરે કે આજતો સારૂં સારૂં ખાવા પીવાનું મળે તો ઠીક, ત્યારે તેનો શેઠ કહે કે આજે તેને સાવ ભૂખ્યો રાખજો, અને ગુલામ પોતાના મનમાં એમ વિચાર કરે કે, મ્હને તો કાંઇક મ્હોટો અધિકાર મળે તો સારૂ. ત્યારે તેનો શેઠ કહે કે તેની પાસે

આહુ કહાવો આવી સ્થિતિમા તે કેવી રીતે સુખી રહી શકે? કદી પણ સુખી થઇ શકે નહિ તેમજ મ્હારૂ મન જે ઇચ્છે છે તેથી મ્હને ઉલટુજ કરવુ પડે છે આવી રીતે મ્હારા વિચારો ને આચારો જુદા જુદા છે હુ હજી સુધી રૂઢીનો ગુલામ છુ કુળાચારનો ગુલામ છુ લોક લાજનો ગુલામ છુ બહારના વિવેકોનો ગુલામ છુ મ્હારી સ્ત્રીની ટેવોનો ગુલામ છુ અને એવી બીજી ઘણીએ બાબતોનો હુ ગુલામ છુ માટે હુ સાચુ સુખ મેળવી શકતો નથી કારણ કે ગુલામગિરીમા રહીને પોતાનુ મન માન્યુ કોણ કરી શકે? કોઇ પણ કરી શકે નહિ ત્યારે મ્હારો શુ ભાર છે કે આટની બધી ગુલામગિરીમા બધાયેલો રહીને મ્હારા અતકરણના વિચારો પ્રમાણે ચાલી શકુ ? નજ ચાલી શકુ અને જ્યારે મ્હારી શુભેચ્છાઓ પ્રમાણે ન ચાલી શકુ, મ્હારી અતરની પ્રેરણાઓ પ્રમાણે ન ચાલી શકુ, મ્હારા આત્માના સ્વભાવ પ્રમાણે ન ચાલી શકુ મ્હારા જ્ઞાન પ્રમાણે ન ચાલી શકુ, અને મ્હારા નાથના હુકમ પ્રમાણે ન ચાલી શકુ, પણ ધરાર એથી ઉલટોજ ચાલુ ને તેમ છતા આનદની આશા કરૂ! આ કરતા વધારે મુર્ખાઇ બીજી કઇ ? હવે તો હુ એજ પ્રાર્થના કરૂ છુ કે, હે પ્રભુ ! જેવા મ્હારા શુભ વિચારો છે તેવા મ્હારા શુભ આચારો થાય એમ કર, અને મ્હને આ ગુલામગિરીમાથી છોડાવ ! છોડાવ !! છોડાવ !!!

વર અમૃતલાલ સુદરજી પઢીયાર

---

## ट्रान्सवालमा वसता हिन्दीओ माटे विचार

---

આફ્રિકાના પૂર્વ પ્રદેશ ઉપર જઇ ત્યા વેપાર કરવો એ પશ્ચિમ હિન્દુસ્તાનના લોકો સેકડો વર્ષથી પોતાનુ કાર્ય સમજે છે હિન્દુસ્તાનની વ્યાપારીક ચીજો ત્યા લઇ જઇ પચીસથી ત્રીશ વર્ષ સુધી ત્યા રહી વૃદ્ધાવસ્થામા વનપાર અથવા ગરીબીમા પાછા ફરી પોતાના નાહક માટે "બખાઇ" કહેવડાવવાનુ માન કાઠીયાવાડના વણિક જનોમા બહુ ઉત્કઠાથી મેળવાતુ હતુ

હિન્દુસ્તાનમા અગ્રેજી રાજ્યોનો જમાવ થયા પછી આવવા જવાની થયેલી સગવડતાને લીધે આવી રીતે વ્યાપારાર્થે જનારા લોકોની સખ્યાનો વધારો થતો જાય એ

સ્વભાવિક છે. ઇ. સ. ના છેલ્લા શતકમાં યુરોપીયનોનુ ધ્યાન એ દેશ ઉપર વિશેષ ગયું અને સાંપ્રતકાળમાં તેમનામાં આવેલી ઉત્કૃષ્ટ કાર્ય કુશળતાને લીધે તેમનું જોર બીજા પરદેશીઓની સરખામણીમા આફ્રિકામાં બહુ થયું. આફ્રિકા ખંડમાં એશિયા ખંડના વતનીઓ અને યુરોપના વતનીઓનું ભવિષ્યમાં કોઈ પણ પ્રકારના અનંત યુદ્ધનાં બીજ રોપાયાં. આફ્રિકનોના સુખને માટે તથા સ્વદેશની ઉન્નતિને માટે સેંકડો વર્ષથી વ્યાપારમાં કુશળ રહેતા હિંદના વાસીઓ થોડાંક વર્ષથી ત્યાં આવી વસેલા યુરોપીયનોની આંખમાં ખટકવા લાગ્યા. જ્યાં સુધી પોતાની સ્થિતિ પ્રબળ અને સુદઢ થઇ ન હતી ત્યાં સુધી આ યુરોપિયનો હિંદીઓ સાથે માયાળુ ભાવથી વર્તી તેમના સાહસિકપણાનો લાભ પૂર્ણ રીતે લેતા. રાજ્ય મેળવવાની કદી પણ ઉત્કંઠા ન ધરાવનાર આ વ્યાપારીઓ પોતાના તન મન અને ધનથી યુરોપિયનોને મદદ કરતા અને તેમની ઉન્નતિમાં સહાયભુત થતા. વખત આવતાં આ નગુણા યુરોપિયનોએ પોતાની સુદઢ સ્થિતિ જોયા પછી ઉપર જણાવ્યા પ્રમાણે સેંકડો વર્ષથી સ્થાયી થયેલા હિંદીઓને અન્યાયની રીતે પણ ત્યાંથી કહાડી મૂકવાને ઉપાય યોજવા માંડયા અને તેમની પ્રતારણા કરવા માંડી.

આ પ્રકાર ચાલતો હતો તેટલામાં ટ્રાન્સવાલ આદિ દેશની અત્યંત ધનિક સ્થિતિને લીધે યુરોપ ખંડની જુદી જુદી પ્રજાઓમાં કલહ થવા માંડયો. અને બળીયાના બે ભાગ એ ન્યાયાનુસારે ઇંગ્લંડે કેટલાક સુદઢ કારણોને લઈને ડચ લોકો સામે યુદ્ધ કર્યું. આ કારણોમાં એક એવું પણ કારણ દર્શાવવામાં આવતું હતું કે ટ્રાન્સવાલનું તે સમયનું રાજ્ય હિંદીઓને સામાન્ય પ્રજાના સર્વ હકમાંથી બાતલ રાખી તેમની ઉપર જુલમ ગુજારતું હતું. યુદ્ધને પરિણામે બ્રિટિશ હકુમત ટ્રાન્સવાલ ઉપર સ્થાયી થતા બળવાન અને યુરોપિયનો તરફ જે ઉદારતા બતાવવી જોઇએ તેને અનુસાર ટ્રાન્સવાલની પ્રજાને સ્વરાજ્ય આપવામાં આવ્યું. આ સ્વરાજ્યે પાછળથી હિંદીવાસીઓના સંબંધમાં અથવા તેઓ કહે છે તેમ આખા એશિઆની પ્રજાના સંબંધમાં નવા ધારાઓ બાંધવા માંડ્યા. કે જેથી હિંદીઓની સ્થિતિ ડચ રાજ્યના સમયમાં હતી તેના કરતાં પણ વિશેષ દુઃખિત થવાનો સંભવ લાગવા માંડયો. બ્રિટિશ સામ્રાજ્યના એક વિભાગની પ્રજા પછી તે ગમે તે રંગના લોકોની અથવા ગમે તે ધર્મની અથવા ગમે તે ખંડની હોય તેના પ્રત્યે એજ સામ્રાજ્યના બીજા વિભાગની વસ્તી અન્યાય પૂર્વક વર્તન કરે એ બ્રિટિશ સામ્રાજ્યને કલંક છે. આ પ્રકાર તેમને સમજાવતા ટ્રાન્સવાલનુ સ્વરાજ્ય ગુસ્સે થઇ ગયું. બળવાળા અંગને તરછોડવું નહિ, નિર્બળના ગમે તે પરિણામ આવે એવો કાંઈ દુઃખદ પ્રકાર ઇંગલાંડના પ્રધાન મંડળે તેમાં પણ વિશેષે કરી હિંદુસ્તાન ઉપર પાંચ વર્ષ સુધી અમલ કરી જનાર સંસ્થાનિક પ્રધાન લોર્ડ એલ્જિને આદર્યો. ટર્કી તથા રશીયા જેવા સ્વતંત્ર રાજ્યોમાં દુઃખી થતા ક્રિશ્ચિયનોને બચાવવાને

યુદ્ધ આદરનાર ઇગ્લડે પોતાનીજ પ્રજાના એક ભાગને દુખ દેનાર બીજા ભાગને શાસન કરવાને તો શુ પણ નિયમમા રાખવાને પણ પોતે અશક્ત છે એવુ દર્શાવવા માડ્યુ

ગ્લેડસ્ટન જેવા બળવાન પુરૂષ કેવળ મનુષ્ય જાતિના ભલાને માટે કાર્ય કરવાને આગળ પડતા તેજ દેશમા, તેજ પ્રધાનપદપર આવનારા પોતાની આ પ્રકારની નિબળતા દેખાડે એ ખરેખર શોકાસ્પદ છે હિન્દુસ્તાનમા વસતા અને વસી ગયેલા અગ્રેજોને અમારે કાઇક ધન્યવાદ આપવો પડે છે કે તેઓ આ વિષયમા થતા અન્યાયની વિરૂધ થયા છે

ટ્રાન્સવાલમા અત્યત કોલાહલ થઇ રહ્યો સ્વાર્થી અવિચારી અધિકારીઓએ હિંદીઓના મન દુખાય એવા ધારા ઘડી તેનો અમલ કરી કેટલાકોને કારાગૃહમા પૂર્યા અને કેટલાકોને દેશપાર કરવાની યોજના કરવા માડી આખા હિન્દુસ્તાનમા ખળભળાટ થઇ રહ્યા અને ઇગ્લડના પણ દીર્ઘદર્શી લોકોએ આ તોફાનનુ પરિણામ સારૂ નહિ આવે એમ ધાર્યુ જેટલા વેગથી ટ્રાન્સવાલના અધિકારીઓ પોતાના અન્યાયી કાર્યમા આગળ વધ્યા હતા તેટલાજ વેગથી તેમને પાછા ફરવાની જરૂર પડી ઇગ્લડની ઉચ્ચ પ્રકારની મડળીઓમા બેસવા યોગ્ય થયેલા રા રા મોહનદાસ ગાધી જેવાને પણ અન્યાયી વર્તનની સામે થવા માટે કારાગૃહમા જવુ પડ્યુ હતુ

પ્રમાણિકપણે ધધો કરી લક્ષાધિપતિ થયેલા હિંદવાસીઓ સામાન્ય મજુરથી પણ વિશેષ અવદશાને પહોચતા હતા આ સર્વ દુ ખદ પ્રકારના કોલાહલે તથા એથ ઉત્પન્ન થયેલા મન દુ ખે ઇગ્લડને કાઇક જાગૃત કર્યુ એ પણ સતોષ લેવા જેવી વાત છે સર્વત્ર ન્યાય, સમાનતા તથા સ્વાતત્ર્યનેજ જોવાની ઇચ્છા રાખનાર મિ મોર્લિએ આ કાર્યમા હિંદુસ્તાનનો પક્ષ સબળ રાખ્યો છે એમ કહ્યા વિના ચાલે નહિ સામ્પ્રતમા તો આ કાર્ય આટલેથીજ અટક્યુ છે કારાગૃહમા ગયેલા પુરૂષોને છોડવામા આવ્યા છે, ચાલુ ધારાને બદલાવી નવો ધારો બાધવાની સૂચના ઇગ્લડે ટ્રાન્સવાલને કરી છે રા રા ગાધી ખરૂ કહે છે કે આ આપણો જય નથી પણ કેવળ મારવાળ છે ખરેખરો જય તો ત્યારેજ કહેવાશે કે બ્રિટિશ રાજ્યના સામાન્ય સિદ્ધાતો—ન્યાય સ્વાતત્ર્ય અને સમાનતા બ્રિટિશ રાજ્યના સર્વ અગોમા એકસરખા પણે રહે અને હિંદવાસીઓને પણ તેનો બીજાના સરખો લાભ મળે, અને ત્યારેજ બ્રિટિશ રાજ્યનો જય અને તેની મહત્તા કહેવાશે

દિ પ્ર વે

## म्हारो रखवाळ.

(पद.)

स्वामि साचो रखवाळ, म्हारो स्वामि साचो रखवाळ,
म्हारे बीजी न आळ पंपाळ, म्हारो०—
ताजा शोभीता खेतर लीला, राखे तेमां धरी व्हाल. म्हारो०—
शान्त स्फाटिक ज्यां व्हे जळ झरणां, दोरी मने लइ जाय. म्हारो०—
पाप–वमळमां डूबतो देखी, म्हारी करे ए व्हार. म्हारो०—
मृत्यु केरी समिप जाता, भीति नथी तलभार. म्हारो०—
लाकडी गेबी म्हारा स्वामिनी, रक्षण मुज करनार. म्हारो०—
शत्रू म्हारा देखतां मुजने, फेरवे हाथ हुंफाळ. म्हारो०—
दया, सुजनताथी परिपूरण, म्हारुं जीवन करनार. म्हारो०—
माटे स्वामिना मंदिरमां हुं, रात दिवस वसनार. म्हारो०—

---

## दुःखीया.

व्हालां ! " धा " दुःखीयांनी सुणीये,
आक्रन्दो अंतरमां धरीये.
पंपाळी दुःखीयाना हैयां,
कंई हलकां करीये.
अवनिमां आहि तहिं रडवडतां,
क्रूर विधिने कर पटकातां.
जननी व्होणा दीन बाळकने,
छातीसु लइये.
मानवीना हैयामां उंडा,
घाव सडे छे कइ कंई दीना.
ते घानां ओसडीया दईये,
आंसुडे धोईये.

न.

# ગ્રંથાવલોકન

**મૃદુલા**—સ્ત્રી કેળવણીના વધતા જતા પ્રચાર સાથે સ્ત્રીઓને લગતા સાહિત્યનો વિસ્તાર થવો ઘટે છે. સ્ત્રીઓમાં વાચનનો શોખ જાગૃત કરી તે શોખની તૃપ્તિને અર્થે બોધ અને વિનોદાત્મક પુસ્તકો રચવા એ વિદ્વાનોના કર્તવ્યનું એક અંગ છે એમ અમે માનીયે છીયે. અમારો એવો અભિપ્રાય હોવાથી રા. રા. સુમંતુ ની નવલ કથાને આવકાર આપતાં અમે તેમને ધન્યવાદ આપીયે છીયે.

મૃદુલા એક સંસારિક કથા છે. નવા સંજોગો વચ્ચે બદલાતા આપણા સંસારનું સુંદર સુરેખ પણ સાદું ચિત્ર વાચક સમક્ષ ઉભું કર્યું છે. ચિત્રો રંગ વિનાના પણ સાથે ખામી વિનાના છે. વસ્તુ સંકલના ગુંચવણ ભરેલી નથી છતાં તેમાં ઝાઝી કળા નથી. કૉલેજમાં બંધાતી સ્નેહની ગ્રંથીઓ, મિત્રો અને મિત્ર પત્નિઓના સ્નેહાલાપ, ભવિષ્યના દંપતિના ઉગતા સ્નેહ, રૂઢીના બંધન, વૈધવ્યની વેદિ સમક્ષ તપોમય જીવન ગાળતી આર્ય વિધવા બુદ્ધિદા, વિદેશી વાતાવરણમાં ઉછરેલી પણ પાછળથી પ્રતિકુળ સંજોગોને શરણ થઈ અંતે સુખી થયેલી વિદુલા, દેશ સેવા અને જનસેવીના કાર્યમાં વ્યાવૃત થનાર સુશિક્ષિત દંપતિનાં ચિત્રો મેજીક લેંટનનાં ચિત્રોની માફક, શરદ ઋતુમાં બદલાતા ઘડી ઘડીના તડકા ને છાંયડાની માફક વાચનારની દૃષ્ટિ સમક્ષ ઘણી ઝડપથી પસાર થાય છે. વસ્તુ સંકલના કરતાં પાત્ર રચનામાં ગ્રંથકારે વધારે કુશળતા દાખવી છે અને જનસ્વભાવનું ઉંડુ અધ્યયન કરાવ્યું છે. સ્ત્રીઓને માટે લખાયલી વાતામાં પુરૂષપાત્રો કરતાં સ્ત્રી પાત્રો વધારે આકર્ષણીય કરવામાં ડહાપણ વાપર્યું છે. સંસારનો લ્હાવો ઘડીક લીધો ન લીધો એટલામાં પતિના અકાલ મરણથી વિધવા થયેલી, સૌભાગ્ય કરતાં વૈધવ્યમાં વધારે વિમલતા દેખતી, ઉપભોગ કરતાં સંયમને સન્માન આપતી અને વિધવાઓની સ્થિતિ સુધારવાને તન મન અને ધનથી યત્ન કરતી, પોતાનું આખું જીવન સાધ્વીની પેઠે ગાળતી બુદ્ધિદા, તેના ઉપદેશથી ઉન્નત માર્ગે વ્હડેલી મૃદુલ અને કિશોરામાં પિતાને ઘેર મિસ લ્યુસી સાથે સાઇકલપર બેસીને જનાર વિદુલા અને અવિવાહિત પતિને માટે અંતરની દાઝ રાખતી હિરણ્મયી એટલાં પાત્રો ઘણી કુશળતાથી ઘડયાં છે અને પુસ્તક પુરૂં થયા પછી પણ તેઓની છાયા સ્મરણમાંથી વિલુપ્ત થતી નથી.

**શિવાજી અને જેબુન્નિસા*** શિવાજી અને દિલ્હીના બાદશાહ ઔરંગઝેબની શાહજાદી જેબુન્નિસાના સ્નેહ વિષેની લોકપ્રિય દંતકથાને કાવ્યમાં આલેખવાનો આ પ્રયત્ન છે. દંતકથા એવી છે કે ઔરંગઝેબની આ મેધાવિની પુત્રીને કાને શિવાજીના પરાક્રમની વાતો અનેકવાર આવેલી અને તેથી કવિત્વથી પરિપૂર્ણ કન્યાના યુવાન હૃદયમાં શિવાજીને માટે સન્માન અને પ્રશંસા ઉત્પન્ન થયાં. સમય જતાં એ ભાવનાઓએ પ્રેમનું સ્વરૂપ પકડયું અને જેબુન્નિસા ફ્રેન્ચ નાયિકાની પેઠે પોતાના પિતાના કટ્ટા શત્રુને ગુપ્ત રીતે ચાહતાં શીખી. જ્યારે શિવાજી ઔરંગઝેબના દરબારમાં આવ્યો ત્યારે

* કર્તા રા. રા. હરગોવિંદ પ્રેમશંકર મહુવાકર

ચક્ર પાછળ ઉભી ઉભી તેને નિહાળતી જેબુન્નિસા હંમેશને માટે પરવશ થઇ. શિવાજીનુ અપમાન થતું જોઇ તેનુ અંતકરણ દુધાયું. શિવાજી મુસલમાન થાય તો તેની સાથે લગ્ન કરવાની પિતાની અનુમતિ મળી છતા જેબુન્નિસાનો સ્નેહ તેના અંતકરણમાંજ રહ્યો શિવાજી દિલ્હીથી પલાયન કરી ગયા પછી પણ જેબુન્નિસા તેને વિસરી શકી નહિ તેના પ્રેમની જવાળાઓ તેના અંતઃકરણમાજ માત્ર ભભૂકતી રહી, અને કવચિત્ કવચિત્ કવિતા રૂપેજ પ્રકટ થતી. આ રાજકન્યા જીવન પર્યન્ત અવિવાહિતાજ રહી અને પોતાના સ્નેહને કવિતાદ્વારા અને શિવાજીના પૌત્રનુ વાત્સલ્યભાવથી લાલન પોષણ કરીને દર્શાવ્યો

દંતકથા આટલે સુધી છે કવિની કલ્પનાએ તેના મૂળ સ્વરૂપમાં ફેરફાર કર્યો છે, અને જે સ્નેહની જવાળા, જેબુન્નિસાના હૃદયમાં સળગી, ત્યાજ સમાઇ જાય છે, તે સ્નેહની, શિવાજી અને જેબુન્નિસાના રામદાસ સ્વામિ સમક્ષ લગ્ન કરાવી પૂર્ણાહુતિ કરી છે શિવાજી સ્વબુદ્ધિથી મીઠાઇના ટોપલામા બેશી કારાગૃહમાથી પલાયન કરી જાય છે, એવી ઇતિહાસિક નોંધ છે આ ઠેકાણે પણ કવિએ ઇતિહાસની સાથે ઉપર કહી ગયા તેમ છૂટ લીધી છે, અને નાયિકાને હાથે શિવાજીને કારાગૃહમાથી વિમુકત કરાવે છે આ વાતને કેટલાક વર્ષ વીત્યા પછી શિવાજીના મૃત્યુની જેબુન્નિસાને ચમત્કારિક રીતે ખબર પડે છે, ત્યારે એ સ્નેહમુગ્ધ રાજકન્યા તેની શોધમા ફરતા ફરતા આખરે આત્મત્યાગ કરવા ઇચ્છા કરે છે. તે વખતે શિવાજીનો આત્મા સ્વર્ગમાથી ઉતરી આવે છે અને ઉપર કહી ગયા તેમ તેમના સ્નેહ લગ્ન થાય છે, અને જેબુન્નિસાનો દેહવિલય થયા પછી સ્વર્ગમા આપણો સમાગમ થશે એવુ આશ્વાસન આપી શિવાજીનો આત્મા અદ્રશ્ય થાય છે. પછી જેબુન્નિસા દિલ્હી આવી પોતાના દિવસ શાહુને ઉછેરવામા અને ઇશ્વરોપાસનામાં નિર્ગમન કરે છે. આ પ્રમાણે કાવ્યનો વસ્તુ છે જેબુન્નિસા સ્ત્રી કવિઓમાં ઉચી પંક્તિ ધરાવે છે. તેના કાવ્યો ફારસી કવિ હાફીઝના કાવ્યોની પેઠે શૃંગાર અને પ્રેમલક્ષણ એકમા લેખાય તેવા છે.

આ કાવ્ય દોષ રહિત છે એવુ અમારૂ કહેવું નથી પણ દોષ કરતાં ગુણ પરત્વે અમે વિશેષ લક્ષ આપીએ છીએ તેથી અમે કવિને અભિનંદન આપીશું.

છાપવામા કેટલેક ઠેકાણે જોડણી વિગેરેના દોષો રહી ગયા છે પરંતુ બીજી આવૃત્તિમા સુધારી લેવાશે એમ ઇચ્છીશુ

**આયુર્વેદ વિદ્યાલયને મદદ**—રા રા શેઠ મોતીભાઇ હીરાભાઇ જેઓ અમદાવાદના પ્રતિષ્ઠિત ગૃહસ્થ છે, તેમણે આયુર્વેદ વિદ્યાલયના ફંડમા અમદાવાદ પ્રાંતિજ રેલવે અને ટાપ્ટી વેલી રેલવે કંપનીઓના રૂપીઆ સાડાચાર હજારના નવ શૅર સ્વામી શ્રી પુર્ણાનંદજીની સુચનાથી અર્પણ કર્યા છે, જેને માટે આયુર્વેદ વિદ્યાલયનુ વ્યવસ્થાપક મંડળ એમનો આભાર માને છે એમણે અગાઉ પણ વિદ્યાલયને સહાયતા આપી હતી, અને આવા લોકોપયોગી કાર્યોમા તેઓ પોતાના દ્રવ્યનો ઉપયોગ કરવા તત્પર રહે છે. અમે એ સદ્ગૃહસ્થને અંતઃકરણથી ધન્યવાદ આપીએ છીએ

पुस्तक ३६ मु ] मास फाल्गुन स १९६८ [ अंक ५ मो

## *हंस-पक्षिनु मुसाफरने संबोधन

(गजल)

मुसाफर ! सु करे अरजी
अमारो एम छे मरजी,
प्रभुए नात आ सरजी
अमोने पाजर प्यार १

अमारं नाम छे यार
अमारं काम छे यार,
अमारु धाम छे यार
अमोने पाजर प्यारु २

अमे द्विज हंस कहेवायें
सरोवर मानसें न्हायें,
नहीं बीने स्थळें जायें
अमोने पाजर प्यारं ३

अम जल स्वच्छ पीनारा
कमळनां तंतु खानारा,
नहीं मर्याद तजनारां
अमोने पाजरु प्यारु



* एक स मानमा हवो, हमेन प्रनिच रित (नासीकार। सुचित)

## આત્મા—વિજ્ઞાનશાસ્ત્રની દ્રષ્ટિએ.

**આર્યધર્મ**નો પ્રકાશ એ એક પ્રકારનું જ્ઞાન છે, અને વિજ્ઞાન સ્વરૂપ છે. એ વિજ્ઞાનવાદથી અમુક અંશે સિદ્ધ કરાયો છે, તથા અમુક અંશે કરાતો જાય છે. "ધર્મ"એ ધારણ કરનાર કે અવલંબન આપનાર કાંઇ ગુણવાચક ભાવ હોય તો, ભાવ-સમસ્તની પેઠે તે પણ અતીંદ્રિય હોય તો, આશ્ચર્ય ન ગણાય. "ગો" વ્યકિત છે અને ઇંદ્રિય ગ્રાહ્ય છે, છતાં "ગોત્વ" ભાવ (સામાન્ય) હોઇ તે "રતાશ," ધોળાશ વિગેરે ભાવોની માફક અતીંદ્રિય માનવો પડે. તેવીજ રીતે રતાશ, ધોળાશ ભાવ ધારણ કરનાર પદાર્થો જેમ વ્યવહારના વિષય હોઇ શકે, તેમ **ધર્મનાં કાર્યો** પણ વ્યવહારનો વિષય થાય; આવે પ્રસંગે તે વ્યક્ત, ઇંદ્રિય ગ્રાહ્ય કર્મો બની શકે છે. એ શિવાય ધર્મ બુદ્ધિથી માત્ર સમજી શકાય, અને હૃદયથી ધારણ કરી શકાય, એવો કોઇ ભાવ કે જે બુદ્ધિ, હૃદય તથા આત્મા સર્વને સમાન રીતે ધારણ (ધૃ) કરનાર નીવડે છે.

બીજે દરજ્જે એ કે વિજ્ઞાનવાદ Science વડે ધર્મને સિદ્ધ કરાય તો શી રીતિથી કરાય. પ્રથમ પૂર્વની રીતે જોતાં (Generalization) વ્યાપ્તિ ઘડવા માટે અનેક દ્રષ્ટાંતોની આવશ્યકતા છે કે જેને પરિણામે અન્વય તથા વ્યતિરેક વ્યાપ્તિ બની શકે. અને તેને માટે જેમ પાશ્ચિમાત્ય શાસ્ત્રમાં (૧) અવલોકન અને (૨) પ્રયોગ, Observation and Experiment ને માપ કે માન રાખેલ છે, તેજ રીતે પૂર્વમાં અવલોકન તથા અનુભવ તથા પ્રયોગ એ પ્રમાણે રાખેલ છે. કોઈ સ્થળે "ઇસ્ટ ને વેસ્ટ" ના નવેંબર માસના (ગત વર્ષના) અંકમાં "થીઓસોફી વિષેની શંકા" ના લખાણમાં કહ્યા મુજબ અજ્ઞાતમાંથી જ્ઞાતને સિદ્ધ કરવાની રીતિ સ્તુતિ-પાત્ર નથી, પરંતુ જ્ઞાતમાથી અજ્ઞાતની સિદ્ધિ ગળે ઉતરે તેવી રીતે દોરી કાઢવી; એ પ્રમાણેનુ જે પ્રમાણ માટેનું કથન કર્યું છે, તેજ રીતે લગભગ આપણા પૂર્વ તરફના ઘણાં ગ્રંથોમાં જોવામાં આવે છે. અર્થાત્ ઘણાં સિદ્ધાતો ન્યાયપુરઃસર અથવા વિજ્ઞાનશાસ્ત્ર ઉપર આધાર રાખતા જોવામાં આવે છે.

કાંઇ લખવું કે પ્રકટ કરવું એટલે નવીનજ વસ્તુ પસંદ કરવું એવી અભિલાષા ઉત્કટ હોય છતાં આધુનિક કાળમાં તે ફળીભુત થતી હોય તેવું બહુ વિરલ સ્થળે જોવામાં આવે છે; અને પ્રતિભા સ્વચ્છ બતાવનાર કલમ પણ વિરલ સમયે જોવામાં આવે છે, તેવામાં કદાચ આ લેખ પણ સામાન્ય પ્રવાહમાં પતિત થાય તો અસામાન્યતાનું માન તો નથીજ; છતાં મહાજનોને જવાને માર્ગે વિચરવાનું બન્યું એટલા નિયમના અનુકરણરૂપી સંતોષ થશે.-

વિજ્ઞાન શાસ્ત્ર સદાકાળ માટે આગળ વૃદ્ધિ પામતુ જાય છે એમ કહેવુ યોગ્ય છે અને જેમ વૃદ્ધિ પામે છે તેમ તે તત્વજ્ઞાનની નજીક અધિક આવે આવી રહે છે હાલ એવો શોધ થયો છે કે શરીર–આધિ-ભૌતિક–કે જે પંચમહાભૂતનુ બનેલ છે તે–સ્થૂળ દેહ–ના પરમાણુઓ અનંત છે એટલે તે અનંત અસંખ્ય-પરમાણુઓ એકત્ર બને છે, અને સ્થૂળ દેહ અમુક ઘડાય છે આમ છતા તેઓને નિયમો પણ ઘણા પાળવા પડે છે પૂર્વની શોધથી પ્રમાણે પરમાણુઓ પાંચ મુખ્ય છે તે પંચમહાભૂતોના, અને તેના વિશેષ ગુણો અસંખ્ય છે વિશેષ સહિત પરમાણુઓ અનંતતામા સ્વેચ્છાએ તો ખરા, પરંતુ અમુક નિયમને આધારે સંયુક્ત બની, સમવાયવડે કાર્ય-વિકૃતિને પામે છે આ ક્રમમા સ્વેચ્છા માત્ર એટલી કે એ નિયમ પ્રમાણે ચાલવુ આવશ્યક અને ચાલવા માટે તેઓની તૈયારી જેમ કોઇ માણસ એક સ્થળે કે ગામથી બીજે સ્થળે જાય ત્યારે પોતાપણુ તો અવશ્ય સાથે લેતો જાય છે એ રીતે અમુક બંધારણમા બંધાઇ, જે જે ભિન્ન ભિન્ન જાતિના ગુણ દોષના સમૂહો——જેવા કે ઇચ્છા દ્વેષ ઇત્યાદિ—નો અભ્યાસ પડી રહેલ હોય છે તેવા અજન્મના આશ્રય ધારણ કરનાર તે અભ્યાસ અમુક અવધિ પર્યંત પોતાની સાથે બીજી રીતિથી થતા બંધારણ વખતે પણ લઇ જાય છે એ માનવુ અનનુભવિત નહિ ગણાય પાંચ કે અધિક, ગમે તેટલા પરમાણુઓ માનવામા આવે, પણ તેઓ એકત્ર મળી જે બંધારણ બાંધે—તે માનુષીય સ્થૂળ કે ગમે તે એક સ્થૂળ—તે બંધારણમા બંધારણ થતી વખતે અમુક ગુણો હોય છે, તે એ બંધારણના વિશેષ ગુણ સમજવા જેમ કે "ઓક્સીજન" (અમ્લજનક)નો અમુક વિશેષ—Differentia—"હાઇડ્રોજન" (જલજનક)ના અમુક વિશેષ, એ પ્રમાણે સ્વતઃસિદ્ધ અર્થાત્ વસ્તુ અથવા ભાવના જન્મ સાથેજ વિશેષ ગુણ હોવો જોઇએ આવી જાતિના આ બે વાયવીય દ્રવ્યો મળી જે જળાત્મક સ્થૂળ બંધારણ વિજ્ઞાન શાસ્ત્રની દૃષ્ટિએ જોતા થયુ તેમા વળી નૂતન વિશેષ ગુણો શુ થાય? વિશેષ એ અસાધારણ-ધર્મ જેવુ સમજવાથી એ દ્રવ્યને બીજા એ જાતિના દ્રવ્યમાથી ઓળખી અલગ મૂકનાર કોઇ ગુણો છે એવુ નક્કી સહજ થઇ શકશે ટુંકામા પૂર્વ તથા પશ્ચિમ બંનેને ગ્રાહ્ય વાત એટલી કે જે બંધારણો પરમાણુઓવડે બંધાયા તે તે બંધારણ દ્રવ્યોમા અનેક અથવા છેવટ એક વિશેષ ગુણ હોય છે, તેમજ બીજા સાધારણ ગુણો હોય છે હવે આ સાધારણ તથા અસાધારણ ગુણોમા પરમાણુઓને તો માત્ર અસાધારણ અર્થાત્ વિશેષ ગુણ સાથેજ સંબંધ છે માટે તેનો અભ્યાસ કેવળ હોઇ, તેનાથી જે જે સંસ્કારો તે તે બંધારણમા ઉપયુક્ત થયેલ પરમાણુઓને રહી જશે, તે તે સંસ્કારો, તે તે વાસના જાણેલુ શુ થશે? એક અમુક બંધારણ શ્લથ કે શિથિલ થાય ત્યારે પણ તેમા પડેલ અભ્યાસના સંસ્કારો જે દૃઢ થયા છે, તેની કાંઇક અસર થાય છે ઓક્સીજન (અમ્લજનક) પાતળી થાય ત્યારે પણ તેનો વિશેષ ગુણ ભલે અસર થોડી કરે, છતા અગ્નિ વમા હોવાથી અસર કરે

તો ખરોજ. કુમાર, યુવાન, વૃદ્ધ એ ત્રણે અવસ્થા-ભેદ થયે છતે પણ મનુષ્યત્વ તો છેજ; અને તે પ્રમાણે તેની અસર થાય પણ ખરી. આ વાત મનુષ્ય—બંધારણની સમજવી મનુષ્ય બંધારણ જેમાંથી ઉદ્ભવ્યું તે પરમાણુઓના જુદા વિશેષ ગુણો. માટે "મનુષ્યત્વ" ટળી જતાં પણ તેના પરમાણુઓના વિશેષ ગુણ ને હાનિ કોઇ પ્રકારે થાય એમ માનવાનું નથી માટે પ્રેતની ગતિ કેવી હોય તે વિચારવાનુ હજુ હવે બાકી ખાતે ગણવાનું સમજવું.

બીજી રીતે તપાસતાં સહજ ભાન થાય કે અખિલ બ્રહ્માંડના પદાર્થોનું તત્ત્વ, પૃથક્કરણ બુદ્ધિથી જોતા દ્રવ્ય+શક્તિ+નિયમો એટલામાં સમાયાનુ વિજ્ઞાન શાસ્ત્ર બતાવે છે એમ ગણી શકાય. (Matter + Energy + Laws by which matter becomes the substratum of Energy). પૂર્વ તરફના વિશેષ જ્ઞાન પ્રમાણે નિરીક્ષણ કરતાં લાગશે કે "બ્રહ્મ" એકજ શેષ રહે છે. માયા એ શક્તિ છે; અને માયા સવલિત બ્રહ્મ એટલે તેમાં શક્તિના સંચારને ઉપયોગી ગુણ સમાયાનું કથન થયું માની લેવું. માત્ર ભેદ એટલો કે દ્રવ્ય જડ છે અને પૂર્વના તત્ત્વજ્ઞાનનું બ્રહ્મ ચેતન છે. વિજ્ઞાન શાસ્ત્રવેત્તાઓએ હાલ એવું શોધી કાઢયું છે કે (જુઓ Science Siftings ના ગત વર્ષના ડીસેમ્બર માસનો એક અંક) પરમાણુઓનો સમૂહ, જે સંબંધથી સ્થૂળ દ્રવ્યોનુ બંધારણ એક વખત કર્યા બાદ, વિશીર્ણ થઇ, નષ્ટપ્રાય જેવું લાગે, તેજ સમુહ તેજ બંધારણ ફરી ધારણ કરે એવો નિયમ જ્યાંસુધી સિદ્ધ નથી ત્યાં સુધી બીજા બંધારણ ધારણ કરવા માટે છુટ સમજવી. એક દાંતના ગોળ દડાને બીજા એકજ કાળમાં અનેક સ્થળમા રહેલા અનેક દાતના ગોળાઓ અથડાય; અને તે અથડાયા રૂપી ગતિની જે અસર થાય તે અસર જેમ એકજ પ્રકારની લાંબી મુદત ન રહી શકે તેવી રીતે એક ગતિ પ્રાપ્ત કર્યા પછી તે ગતિનુ સ્વરૂપ અમુક કાળે તેમ અમુક સ્થળે બદલાઈ જાય છે કારણ કે બહીઃ સૃષ્ટિમાં કાયમ અનંત વિકાર થયાજ જાય છે. પરમાણુઓના એક બંધારણનો અમુક કાળ થયો કે તેનો નાશરૂપી વિકાર થાય છે, એટલે વિકાર થયો એજ ક્રિયા બતાવવા સમર્થ છે કે તે બંધારણના સ્વરૂપનો ભેદ થઇ ચૂકયો. જો સ્થૂળ સૃષ્ટિના પદાર્થોમા માત્ર એકલા પરમાણુ વ્યૂહ તથા વિશેષ ગુણજ હોય અને બીજુ—કાંઇ ચૈતન્યાત્મક ન હોય તોપણ જેને બંધારણ-ભેદ કે અવસ્થા-ભેદ કહીએ તેજ અવતાર-ભેદ ગણવા.

પરંતુ વારંવાર બતાવેલ ગતિ—અસર (વાસના કે સંસ્કાર) તેનું શું થાય? અમુક ગતિ-અસરથી અમુક કાળ અને અમુક દેશમાં રહેલ પરમાણુ-સમુચ્ચય, અમુક નિયમોથી શક્તિવાન કે ગતિમાન હોઇ, અમુક બંધારણ (સ્થૂળ) બાંધે છે. હવે પરમાણુ સમુચ્ચય+શક્તિ+નિયામકતત્ત્વ—એટલુંજ અખિલ બ્રહ્માંડમાં આવશ્યક હોય તો નિયામકતત્ત્વને આધારે પરમાણુ સમુચ્ચય આ બધી અનંત પ્રકારની

ગતિ—શક્તિ—અસર વારણ કરવા સમર્થ થશે પરંતુ અંધશક્તિ, અંધ પરમાણુ અંધ-નિયામકત્તત્ત્વ અર્થાત સર્વ જડ જડને જડ કોઇપણ વ્યવહાર વિષયમાં એવુ નથી કે જે ચેતન-નિયામક વિના ચાલતુ કે કોઇ પણ પ્રકારની શક્તિવાળુ જોવાયુ હોય, તે પણ ચિત્સ્ફૂર્તિથીજ તો પછી આ પ્રક્રિયા કે જેમા સર્વ જડાત્મક સ્વરૂપોજ સ્વીકારાય તેમા કોઇ પણ ચૈતન્ય સ્વરૂપની આવશ્યકતા રહે છેજ

મુદ્દો એટલો કે તે પોતે વિષયચિન્ હોઇને વિષય બની શકતો નથી માટે સાંસારિક કે વ્યાવહારિક જ્ઞાનનો વિષય તે શી રીતે બને માટેજ ઉપનિષદ્માં ગવાયુ છે કે તેને ઓળખ્યો એમ કહેનાર ઓળખી શક્યો નથી, અને નથી ઓળખાતો એમ કહેનાર અમુક અંશે ઓળખે છે આ કોરડો પશ્ચીમમા ટેનીસને થોડે દરજ્જે ઉકેલ્યો, "As if thou knowest tho' thou canst not know" જેને ગીતામા "આશ્ચર્યથી ભરપુર રીતે કોઇ એને જુએ છે, કોઇ બીજો શ્રવણ કરે છે, છતા કોઈ તેનુ સ્વરૂપ પરમાર્થમા સમજતુ નથી, એવુ કથન કરી, ઉપનિષદ્ના "નેતિ નેતિ" વિશેષણ કે વિશેષણાભાવથી સ્તુતિ કરી, લગભગ રસાયન શાસ્ત્રીના Nitrogen નિષેધાત્મક વાયુ આનુ કાંઇક અંશે કથન કરી, ખ્યાલમા વાત લાવી શકે, એમ વ્યવહાર દ્રષ્ટિએ થાય, એવુ બતાવ્યુ એજ રીતે સ્પેન્સર નામના શાસ્ત્રીએ Unknown અજ્ઞાત સ્વરૂપ-આત્મા, બ્રહ્મ કે ઇશ્વર જેને આપણે કહીએ છીએ તેનુ--બતાવેલ છે, તે આપણી પુસ્તની "પરા ૧૯૧" અંત નંબર ।किञ्चित् सा काष्ठा सा परा गतिः ॥ કે જેને સાધારણ પ્રમાણથી સિદ્ધ કરાય નહિ તેવુ વળી ટેનીસન કહે છે કે —"Thou canst not prove the Nameless, O my son
For nothing worthy proving can be proven, nor yet disproven

પરમાણુ કે મહદ્દ્રવ્ય ગમે તે લઇએ પછી વ્યક્તિના સ્વરૂપના કે સમષ્ટિના સ્વરૂપના—પરંતુ એટલુ તો નક્કી કે (૧) દેશ કાળથી તે સર્વ પરિચ્છિન્ન છે, અર્થાત અમુક દેશમા ગતિ થાય અને અમુક કાળે ગતિ નહિ તો કેવળ અસ્તિત્વ છે, એટલુ કથન પણ દેશકાળ પરત્વે સમજવુ આવી ઉપાધિ કે પરિચ્છેદથી અતીત કાંઇક હોવુ જોઇએ કે જેને સ્પર્શનો બાધ ન હોય

એક અન્ય રીતે તપાસીએ તો લાગશે કે દરેક બહિર્ દ્રષ્ટિના પદાર્થોને માટે જ્ઞાન થાય છે, તે વખતે અમુક બંધન કે અમુક નિયમોને આધારે તે જ્ઞાન થાય છે જ્ઞાનના સાધનો, જ્ઞાનનુ અધિષ્ટાન, જ્ઞાનનો વિષય, અને જ્ઞાન-પરિણામ, એ રીતે જે કોઇ આવશ્યક છે, તે સર્વેનો એકજ સ્થાય નથી આત્માને સિદ્ધ કરવા જનાર કે તે સંબંધે જ્ઞાન લેવા જનાર વ્યક્તિને બહુ ભૂલા ભમવા પડે છે, એ મતલબનુ તત્વજ્ઞાન આપનાર ધીરો, અખો વિગેરે ગુજરાતના કવિ રત્નોની

આર્યા

ભગવતિ, ચંડી, પ્રેરિણિ, પ્રેત વિમાને ગતીય કરનારી,
પ્હેરી પ્રેત તણાં જે હાડે રૂદ્રરૂપ ધરનારી,
પ્રેતોને શોભાવે પાન કરે જવ ચ્હડી ઉપર તેની.
ભોજન પ્રેતનું ભાવે એવી નમું ભૈરવી દેવી. ૧૩

(નેપથ્યમાં કીલકીલાટ થાય છે)

**राजा**–( સાંભળીને ) અહા ! સર્વે દિશામાં નીકળી ગયેલાં પોતાના માળામાં પાછાં ફરવાની ઉત્કંઠાવાળાં પક્ષીઓનો સૂર્યાસ્ત સૂચવતો કેવો કોલાહલ વ્યાપી રહ્યો છે. ( પશ્ચિમ દિશા તરફ જોઈ )

દૈવની ગતી કોઇથી પણ અટકાવી શકાતી નથી.

શાર્દૂલ વિક્રીડિત

આકાશાંગણમાં હમેશ વિલસે દીવા સમો તેહ આ,
જાણે ઓજ્વલ કાળ સર્પ શિરનો દીસે મણિ છેય આ;
મધ્યાન્હે ધરતો પ્રચંડ વડવાગ્નિનું રવિ તેજ જે,
તે ભાનુ બની હીન આજ ઉતરે ઉંડા સમુદ્રે, અહા ! ૧૪

( ચારે તરફ જોઇ વિસ્મયતાથી )

શાર્દૂલ વિક્રીડિત

સંધ્યા, વધ્ય સમી રૂધિર ઝરતી રાતી દિસે કારમી,
કાંતિ સૂર્ય તણી બની પજરતા ફીકા ચિતાંગાર શી;
નક્ષત્રાદિ ધરી રહ્યા રઝળતા અસ્થિ તણાં રૂપને,
રાજે ઉજ્વલ શુદ્ધ ખોપરી સમી ઇંદુ પ્રભા ધારીને,
આનંદે સઘળા નિશાચર સઉ ટોળે મળી વિચરે,
આકાશે પણ અંધકાર પ્રસર્યો ગાઢા ધુમાડા રૂપે,
આખું વિશ્વ બન્યું વિહાર ભુમિકા, છે ચિત્ર અદ્ભુત આ,
કાપાલિક તણીજ કાળરૂપ જે કહેવાય છે સર્વથા. ૧૫

**वे चांडालो** (જોઇને) કેમ,

गीति

આથમતો રવિ દિસે ગની સ્થાને જતો યથા વ ય,
આ અ ાારૂ ગાઢુ, આવે ચડાળ કામીઆ તુ ન ૧૬

राजा–( આસપાસ જોઇ આશ્ચર્યતાથી ) અહા? સ્મશાન વૃક્ષો પણ અતી ગભીર અને બીહામણા જણાય છે

સ્રગ્ધરા

ઊરી બેઠી વિગાળે ઘુવડ તરૂ ગુહા દ્વાર મૂકે રજાવી,
પાખો વિસ્તાર્યો ગીધો તરૂ શીર ઉતરે શોર ઝાઝો મચાવી,
ડાળે ટાગ્યા શબોની ગળતો ઘણો વમા તીન વાસે તણાયા,
અગ્નિ જ્વાળા વમતા ભુકો ભુકો ભમતા જાય કો હા તણા આ ૧૭

एक–( જનાન્તિક ) અ ા, આ દખ્ખણ હુમહાણમાલો વેતાળો બહુ વમે સે માટે વ્હેલા વ્હેલા હાલો ભાઇ

बीजो–હા, હાલ ભાઇ હાલ

बन्ने–( પ્રકાશ ) અચ્યા, મ્હેતર ા હુકમ સે કે આ હુમહાનમા તારે આલહ વગર આખી રાત ચોકી કરવી

राजा–( સહ્ય ) એમ, જેવી સ્વામિની આજ્ઞા

( નેપથ્યમા ઘોઘાટ )

चाण्डालो–( સભય ) ઓ માવડી ! આતો જાતનો ડકલાટ હુ ભગાય સે હાલો વેલા નાહી અગીએ ( નાસી જાય છે )

राजा–( આસપાસ ફરતા જોઇને ) અહા ! આ સ્મશાન જમિનો દેખાવ ઘણો ભયાનક છે

સ્રગ્ધરા

જાના ડવા કૅપી બે નયન સુર્ખા જતા ઘોણ ઊચા કરાલ,
ધારે વિકાળ કાંતિ મુખ, કુટિલ છે દષ્ટ્ર ગર્ભિ વિશાળ
જ ઘા ઉંચા દ્રુમોની, તડૅ ઉદરથી નિમ્ન નાભિ બનેલી,
અસ્થિ, સ્નાયું થકી આ મનુષ શવ સમી લાગતી દાહભૂમિ ૧૮

**પંડિત૦**—જેમ કોઇનો પગ કપાઇ ગયો હોય અને તે લાકડાના પગનો આ શ્રય લે તેમ. પણ જો એમ ગણાતું હે ૫ તો બરાબર છે. એ એની ફરજ જેવી તેવી બજાવે છે, પણ લોકોમાં તો જાણે ખરેખરો પગ એજ હોય એવું મનાય છે અને તત્વજ્ઞાન પછી અને ધર્મ પહેલો એવું જયાં ત્યાં જોવામાં આવે છે.

**ભક્ત૦**—તો પણ જેને કુદરતી પગ નથી તેને માટે બનાવટી પગ ઘણો ઉપયોગી છે. પ્રત્યેક માણસને દુનિઆના વ્યવહારિક જ્ઞાન ઉપરાંત કાંઇક આધ્યાત્મિક જ્ઞાન મેળવવાની અભિલાષા થાય છે તેમની દ્રષ્ટિ ઠરવાને કાંઈક અધિષ્ઠાન જોઇએ. બધામાં સારાસાર વિચારશક્તિ હોતી નથી તેમને બીજાઓએ બાંધેલા અભિપ્રાય અગર બતાવેલો માર્ગ ગ્રાહ્ય છે. જનસમૂહની પ્રત્યેક વ્યક્તિ સ્વતંત્રપણે વિચાર કરી શકતી નથી. તમારા કહેવા પ્રમાણે ધર્મનુ સ્થાન તત્વજ્ઞાનને આપીએ તો પંચાણુ ટકા માણસો બીજાઓને પગલે પગલેજ જશે. હજી તાત્વિકોમાં પણ અનેક મત મતાન્તર છે, તેથી કોનું મત માન્ય ગણવું, એ એક પ્રશ્ન છે. આપણને જોતાં સત્ય લાગતુ હોય પણ જે વ્યવહારની કસોટીએ ઉતર્યું નથી તેને માન્ય ગણી શકાય નહિ. ધર્મ પ્રથમથી મનુષ્યની આધ્યાત્મિક વૃત્તિઓને જગાડે છે અને વ્યવહાર જાળની પાછળ શું સત્ય છે તે જાણવાને તેનું લક્ષ્ય ખેંચે છે. ટંકામાં આ સ્થળ જગત્‌ની પાછળ કોઈ નિત્ય આધ્યાત્મિક સૃષ્ટિ છે એવી સાક્ષી આપે છે. પછી તેનામા ભય, આશા ઈત્યાદિ અનેક વૃત્તિઓ જગાડે છે. તેમનું સંરક્ષણ ને સંહાર કરનાર દેવો ને દૈત્યો પ્રત્યે તેમની શ્રદ્ધા બેસાડે છે. સંસારની અનેક લાલચોમાંથી મનુષ્યને તારનાર નીતિમય વૃત્તિને ધર્મમાંથીજ પોષણ મળે છે. સંસારની અનેક દુઃખ શ્રેણીમા મનુષ્યને દિલાસો આપનાર ધર્મજ છે. આ સૃષ્ટિ કરતા અધિક સુંદર દિવ્ય સૃષ્ટિની આશા આપનાર અને પાપીને માટે યમદ્વારની ધમકી આપનાર ધર્મજ છે. ધર્મ એજ દુનિયાનું બંધારણ છે. આંધળાં પાંગળાં મનુષ્યને સીધે રસ્તે દોરી જનાર ધર્મ છે. તેમને પોતાને માર્ગ ખોળી લેવાની બુદ્ધિ નથી અને ખોળતાં તેમને જડે એમ નથી.

**પંડિત૦**—એજ માત્ર ધર્મનો બચાવ છે ધર્મ અસત્ય તો છે જ પણ તેનો હેતુ સારો છે ધર્મ ગુરૂઓ લોકોને અસત્યને માર્ગે સત્ય તરફ લઈ જાય છે. (!!!) સત્ય શામાં છે એ તેઓ જાણતા નથી, અને કદાચ જાણતા હશે તોપણ તેઓ શીખવી શકતા નથી. ધર્મનો પાયો કદી સત્યપર હોઈ શકે નહિ. સંસારમાં સુખ, દુઃખ, સત્ય ને અસત્ય, પાપ અને પુણ્ય ઇત્યાદિ જેમ મિશ્રિત છે તેમ ધર્મમાં પણ અનેક પવિત્ર સિદ્ધાન્તો અસત્ય સાથે મળેલા છે. લોકોના મનપર સત્ય કરતાં અસત્ય અધિક અસર કરી શકે છે સત્યને અસત્યનો આશ્રય લેવો પડે એ તેજને અંધકારનો આશ્રય લેવો પડે તેવું છે સત્ય હમેશા સાદુ ને સરળજ હોવું જોઇએ સત્યને ધર્મનો કે દૃષ્ટાંત રૂપકનો શા માટે આશ્રય લેવો પડે એ મારાથી સમજાતું નથી.

---

ભક્ત —નોકો હજી કેટલા અજ્ઞાન છે એ તમને ક્યા ખબર છે?

પંડિત૦—મને આશા છે કે એમ ની બુદ્ધિનો વિકાસ થશે, એમની અજ્ઞાનતાનો ધ્વંસ થશે સવાશે શુદ્ધ પરમ સરળતાથી, ગૌરવથી ભરપૂર જ્ઞાન હાલના ચાલતા ધર્મોની જગ્યાએ બિરાજશે એ દિવસ આજ સુધીમા આ યો હોત ધર્મ તો માન ભાવન રૂપ છે ધર્મ પોતાનુ કાર્ય બજાવીને ક્યારનો લય પામ્યો હોત પણ ધર્મ ગુરૂઓ લોકોની બુદ્ધિના વિકાસને માર્ગ નથી આપતા સ્વતંત્ર પયપણા મૂળમાથી રોકે છે તેમનુ દૃષ્ટિ બિન્દુ જેને તેઓ ધર્મ કહે છે તે પર છે સત્યપર નથી આ કારણથીજ હુ ધર્મને વિઘ્નરૂપ લેખુ છુ તેનો આધાર લોકોના અજ્ઞાન ને બુદ્ધિના માંદ્ય ઉપર છે ધર્મગુરૂઓનુ કાર્ય એ સ્થિતિ કાયમ રાખવાનુ વિશેષ હોય છે

ભક્ત૦—પયપણાના માગ કાઇ ઢ્હેલા નથી સત્ય કાઈ પેટીમા ભરી રાખ્યુ નથી કે બાળક પણ લઈ શકે

પંડિત૦—તેમ નહિ હોવાનુ કારણ કહેવાતા ધર્મ અને ધર્મગુરુ એજ છે ન્હાનપણથી પયેપણાના માગ ધર્મગુરૂઓ રૂધે છે અમુક માગે જ લોકોનો બુદ્ધિ-પ્રવાહ ખાવવામા આવે છે દરેક પ્રજામા, દરેક યુગમા આમ થતુ હુ જોઉ છુ કેળવણીના આરંભથીજ બાળકોને અમુક મનાનિદ્રામા ગણવામા આવેછે સત્યની શોધ થતીજ નથી થાય છે તો કરનારના હૃદયમાજ રહે છે જાહેર કરનાર ધર્મગુરૂઓનો ક્રોધ વ્હોરી લેછે ગોધરમિકતાના મળ આથી કરીને ઉખડી જાય છે બાળપણથી જે માગ લોકો ગ્હણ કરે છે તેજ માર્ગ ચાલના જાય છે

ભક્ત૦—તમારા ધારવા પ્રમાણે તત્વજ્ઞાનનો વિસ્તાર થાય તોપણ લોકવર્ગમા તો ધર્મ કાયમ રહેવાનોજ મનુષ્ય માત્રને માટે એક ધર્મ હોઈ શકેજ નહિ પ્રકૃતિથી અને કેળવણીથી, એક બીજાની બુદ્ધિમા, સ્વભાવમા ઘણો અંતર હોય છે વળી લોકોને નિવાહના સાધન મેળવવાને અહોનિશ સખ્ત મહેનત લેવી પડે છે ઘણા લોકોનો વખત ઉદર પોષણમાજ જાય છે તેમને અભ્યાસ અને ચિંતવન માટે જૂજ સમય મળે છે અને ઘણીવાર મુદ્દલે મળતો નથી સ્નાયુ ને મન પરસ્પર વિરોધી છે શારિરિક પરિશ્રમથી, ચિન્તાથી, એથી બુદ્ધિ નિર્બળ પડી જાય છે, જડ થાય છે છેક સરળ વિષય વિના કશામા તે પ્રવેશ કરી શકતી નથી આ વિનો અનિવાર્ય છે જ્યા સુધી તે અનિવાર્ય છે ત્યા સુધી લોકોનો મોટો ભાગ તમારા તત્વજ્ઞાનનુ રહસ્ય સમજશે નહિ છતા તેમને કાઇક જ્ઞાનની, ધર્મની અભિલાષા છે સૃષ્ટિની તેમજ પોતાની ઉત્પત્તિ વિષે કાઇક જાણવાની તેમની ઇચ્છા છે

એ ઇચ્છા સ્વાભાવિક છે. તેમની તૃષ્ણા તમારા તત્વજ્ઞાનથી છીપશે નહિ તેમને માટે અનુકુળ માર્ગ જોઇએ તેમના ધર્મમા સરળતા અને ગૂઢતાનુ યોગ્ય પ્રમાણ જોઇએ. તે ધર્મ એવો ક્ષુલ્લક ન જોઇએ કે તેનું ગૌરવ ઘટે, તેમ એવો બહુ ગૂઢ હોવો ન જોઇએ કે તેના ઉપયોગીપણામા બાધ આવે. તેમા નીતિનાં સાચાં ને સતોષકારક તત્વોનો સમાવેશ થવો જોઇએ. વિપત્તિમાં ને અવસાન સમયે દુઃખના ભારથી ત્રૂટી પડતા હૃદયને આધાર આપવાની તેનામાં શકિત જોઇએ. તેનામાં સનાતનતાની છાયા જોઇએ લોક શ્રદ્ધાથી તે ભરપુર હોવો જોઇએ. તે ઉપરાંત તેનામાં પરમ પવિત્રતા અને અલૌકિકતા હોવાં જોઇએ. આ બધા ગુણ પર લક્ષ આપો તો ધર્મનો ઉચ્છેદ કરવા તમે કદી તત્પર થાઓ નહિ. તમે લોકોના મહા અમુલ્ય ભડારનો નાશ કરતા પ્હેલા ફરીથી વિચાર કરો

ધર્મ વિષે વિચાર કર્યા અગાઉ જેમને માટે ધર્મ છે તેમની બુદ્ધિ અને સ્વભાવ વિષે લાંબો વિચાર કરજો. તેઓ હજી કેટલા પાછળ છે, એ તમારી સમજમાં આવવું ઘણુ કઠિણ છે છેક અસભિવતને હાસ્યજનક લોક કથામાં પણ સત્યની કણી, કસ્તુરીની પરિમલ પેઠે કેવી ચિરસ્થાયી રહે છે તે લક્ષ્યમાં રાખજો. આપણા ઉપનિષદોના પરમ ગાંભિર્ય સાથે મુર્તિપૂજા, યાત્રા, અપવાસ, કીર્તન, ઠાઠમાઠ ઈત્યાદિને સરખાવો છતાં આ બધા હસવા જેવા બાહ્ય આડબરમાં જણાય છે, તેથી કાંઈક વધારે ઉચ્ચ હેતુ છે એ વિષે કોઇથી ના કહેવાશે નહિ. પડિતો અને યોગિ પુરૂષોને માટે ઉપનિષદોનો અભ્યાસ છે, પણ સસારના કર્દમમા દટાઇ રહેલા પ્રાકૃત જીવને ધર્મનુ ઉપર કહ્યુ તેવુજ સ્વરૂપ જરૂરતુ છે પડિતોના અને સન્સારી જનોના સામસામેના છેડાઓને સાંધનાર ધર્મ છે ધર્મમાથી પડિત જ્ઞાન મેળવે છે, પ્રાકૃત જીવ પોતાને ઉપયુકત ઉપદેશ ગ્રહણ કરે છે. બાળક, યુવાન ને વૃદ્ધ પોતપોતાના દૃષ્ટિ બિન્દુથી ધર્મને જુએ છે. યાદ રાખજો કે બધા માટે એક પ્રકારનો ધર્મ કદી સંભવેજ નહિ. સૌ પોતપોતાને અનુકુળ ધર્મ ગ્રહણ કરે. હાલના મતમતાતર થવાનું આજ કારણ છે. જેવો જેનો અધિકાર તેવો તેનો ધર્મ એક છેડે શુદ્ધ બ્રહ્મજ્ઞાન. બીજે છેડે પૌરાણિક લોકપ્રિય ધર્મ. ભિન્નભિન્ન રૂચિનાં મનુષ્ય માટે તેનાં અનેક રીતે સંમિલન થાય છે ને લોકોની બુદ્ધિમા, સ્વભાવમા, સસ્કારમા જેમ અંતર છે તેમ તેને અનુકુળ, મૂળ એક ધર્મના અનેક રૂપાન્તર થાય છે. જેમ જુદાં જુદાં ઝરણા એક મહાસાગરમાં ઠલવાય છે તેમ અનેક જુદે જુદે માર્ગેથી પ્રભુને દ્વાર જવાય છે.

(અપૂર્ણ)

ન.

## 'वरमगाठ्य '*

નો ડેસેમ્બર ૧૯૦૭ ના શાળાપત્રના અંકમા પૃ ૩૫૦ મે " નવી વાચનમાળાના કેટલાક ખુલાસા " એ વિષયમા નીચેનુ વચન છે —

" માળા ફેરવતા 'ગાં૦' આવે ત્યારે માળા પૂરી થઈ ગણાય તેમ આ પણ વરસ રૂપી માળાની ગાં૦, મેર "

'વરમગાઠ્ય' એ શબ્દની આ ઉત્પત્તિ પ્રથમ દર્શને જ અસંભવનીય અને કૃત્રિમ લાગેછે ત્હેની ઉત્પત્તિનો ઇતિહાસ મ્હારી અલ્પમતિ પ્રમાણે જુદો જ છે તે બતાવ્યા પછી આ મ્હારો આક્ષેપ સાધાર જણાશે એમ આશા છે

બાળકની ઉમરની ગણતરીની નોંધ રાખવાની સાદા જમાનામા એક પદ્ધતિ એ હતી કે પ્રત્યેક જન્મદિવસે એક દોરાને તે તે વર્ષની સંખ્યા પૂરતી ગાઠ્ય બાંધવી, જેટલી ગાંઠો બંધાઈ તેટલા વરસ થયા ગણાય, આ દોરો બાળકના ગળામા અથવા હાથે બાંધવાનો રિવાજ કોઈક સમયે હતો હજી પણ કેટલાક બાળકો—ખાસ કરીને 'મોંઘા' બાળકો—ને ગળે રૂપાની સાંકળી પ્હેરાવી, દર વરસગાઠ્યે અકેકો આંકડો ઉમેરવાનો રિવાજ કોઇ કોઇ વર્ગમા ચાલેછે તે બાળકના લગ્ન વખતે ત્હેના સાસરાવાળા એ સાંકળી કાઢી લેછે આવી સાંકળી પ્હેરાવેલા બાળકના નામ 'સાંકળિયો' 'સાંકળી' એમ વખતે પાડવામા આવેછે આ રિવાજ પેલા દોરાને બદલે વધારે સ્થાયી અને મૂલ્યવાન્ પદાર્થ—રૂપાની સાંકળી—નો ઉપયોગ કરીને એક ક્રમ આગળ જનારો છે આમ 'ગાઠ્ય' દોરાને બાંધવાથી 'વરસગાઠ્ય' શબ્દ થયોછે

આ ઉત્પત્તિને ઇતિહાસ, અન્ય ભાષા વગેરેનો પણ આધાર છે ફારસી શબ્દ 'સાલગિરેહ' નો અર્થ 'સાલ'=વરસ, અને 'ગિરેહ'=ગાઠ્ય, એમ છે પ્રોફેસર એચ એચ વુઇલ્સન કૃત "Glossary of Indian Terms" એ શબ્દમાળાનાં અવમા નીચે પ્રમાણે છે —

* આ લેખ ચર્ચાપત્રરૂપે ગુજરાત શાળાપત્રના તંત્રીને મોકલ્યો હતો પરંતુ અગમ્ય કારણને લીધે, તે યથાર્થ સ્વરૂપે ના દાખલ કરતા માત્ર મ્હારા અભિપ્રાયનો સાર જાન્યુઆરી ૧૯૦૮ ના શાળાપત્રમાં વાયનમાળાના કેટલાક ખુલાસા —એ વિષયમા ટૈણરૂપે અને ચર્ચાપત્ર આપ્યાની વાતનો ઉલ્લેખ પણ કર્યા વિના આપ્યોછે તે આપવામા પણ મ્હારી રીતોનુ સ્વરૂપ સમપ્રમાણમા જણાય એમ નથી થયુ અને તેથી યથાર્થ બોધ થવો અશક્ય છે તેમ જ શાળાપત્રમાંનો મત હજી પણ ગમે તેમ સમર્થિત કરવાનો નિરર્થક પ્રયાસ ( એ અંના ૧૬ પેરા ૧ મા ) થયો છે તેથી આ લેખ સમગ્રરૂપે પ્રસિદ્ધ કરવો ઇષ્ટ લાગેછે

"Salgira (a knot)—The anniversary of a person's nativity, when a knot is tied on a string or thread kept as a record of his age."

તેમ જ, Campbell's Gazetteer Vol. X, Part II, P. 159 ની ફૂટનોટમાં નીચે પ્રમાણે છેઃ—

"The word 'Salgirah' or yearly knot owes its origin among Indian Mussalmans to the Mughal practice of the Emperor's mother keeping a silken string in the harem and adding a knot for each year of the Emperor's life —Blochman's Ain-i-Akbari 262 note 1."

આ રિવાજ આઉદના શિયા મુસલમાનોના એક કુટુંબમાં ઈ. સ. ૧૮૯૪ માં પા સૈકા ઉપરથી પ્રચલિત હતો. ( અને તે લાંબા જમાનાથી ચાલુ હશે ) તે એક પ્રિવીકાઉન્સિલમાં ચાલેલી અપીલ ઉપરથી જણાયછે. IX Law Reporter 80 પૃષ્ઠે એ † કેસ પ્રસિદ્ધ થયેછે. હેમાં વાદીની માની જબાનીમાં નીચેના શબ્દો છેઃ—

"વાદીનું ૨૮ મું વર્ષ ચાલેછે. વાદીનો જન્મ ઝિલ્કાદ મહિનાની પ્હેલી તારીખે થયો હતો. દર સાલ ઝિલ્કાદની પ્હેલી તારીખે હેના જન્મદિવસના ઉત્સવપ્રસંગે હું એક દોરામાં ગાંઠય બાંધુંછું. એ દોરા ઉપર આજ સુધી ૨૫ ગાંઠયો મ્હેં બાંધીછે.'

વાદીના ભાઈની પણ ગાંઠયોવાળી દોરીની વાત એ કેસમાં આવી હતી. એ દાવો અન્ય કારણોથી રદ થયો હતો. પરંતુ જન્મગાંઠયની દોરીનો રિવાજ એથી પૂર્ણ રીતે જણાઈ આવેછે. એ દોરી અસલ કોર્ટ આગળ રજુ થઈ હોય એમ જણાતું નથી. પણ જન્મમરણની નોંધના સરકારી પત્રક જેવું મહત્ત્વ પક્ષકારો આ પ્રકારની દોરીને આપતા હતા એમ તો જણાઈ જ આવેછે.

આ રિવાજ મુસલમાનોમાં જ નિયન્ત્રિત નથી; બહુધા એશિયા ખંડની ઘણી પ્રજામાં એ પ્રચરિત હશે એમ કાંઈક લાગેછે. પ્રાચીન ભારતવર્ષમાં તો—ભવભૂતિના કાળમાં તો નિશ્ચિત રીતે–એ ચાલ હતો હેનું પ્રમાણ ઉત્તરરામચરિતમાં મળી આવેછે.‡

ત્રીજા અંકના વિષ્કમ્ભકમાં નીચેનું વચન છેઃ

---

† નવાબશાહ આરા બેગમ વિ. નન્હી બેગમ.

‡ આ પ્રમાણ તરફ મ્હારૂં ધ્યાન મ્હારા મિત્ર રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવે વાતપ્રસંગે થોડી મુદત ઉપર ખેંચ્યું હતુ —તે અહિં નોંધવું વાજબી છે.

"नय कुशाल्वयो र्द्वादशस्य जमसवत्सरस्य सस्यामङ्गलमपि रचितवते'

અહિં 'જન્મસંવત્સરની ગણના શીખનાર મંગલગ્રન્થિ (ગાંઠય)'—એ શબ્દો જોયા પછી કોઇને આ વાતમાં સંશયનો માગ નહિં રહે નીરરાઘવ ટીકાકારે એ દોરા હાથે બાંધવાના રિવાજનું અનુલક્ષણ કર્યું છે, તે ઉપરથી તો વળી વિશેષ દૃઢીકરણ થશે

હજી પણ માળાના 'મેર'ની ગાંઠયને કોઇ વળગી રહેશે ?

આ ચર્ચા નિવેદન કરવાનું કારણ એટલું જ છે કે ભ્રમયુક્ત ઉત્પત્તિ બતાવ્યાથી ઐતિહાસિક સત્યને બાધ આવી શાળાના શીખનારાઓને ખોટું જ્ઞાન મળવાનો ભય રહેછે ન નિ દિવાન ભોળાનાથ

તા ક

ઉપરની ચર્ચામાં જો બુધ સનના પુસ્તક તથા ગેઝિટિઅરના ઉતારા તેમજ ગ્યાહુ ના કેસની હકીકત મ્હારા મિત્ર મિ મ પે ખરેઘાટ, આઇ, સી, એસ તરફથી મ્હને મળ્યાંછે તે વાચને ખાતર કહેવું જોઇયે ન ભો

---

## મ્હને જે આનંદ જોઇએ છે તે મળતો નથી એનું કારણ શું ?

---

મેં મ્હારા અંતઃકરણને પૂછ્યું કે, મ્હારી આ જીંદગી શા માટે છે? ત્યારે ત્યાંથી જવાબ મળ્યો કે આનંદ મેળવવા માટે, કારણ કે ઇશ્વર આનંદરૂપ છે, અને જીવ તેનો અંશ છે, માટે તે પણ આનંદજ ઇચ્છે છે જાણ્યે કે અજાણ્યે અને સારા કે માઠાં જે કાંઇ કામ તે કરે છે તે આનંદ મેળવવાને માટેજ કરે છે, આટલુંજ નહીં પણ તેનું દરેક પગલું આનંદ મેળવવાની ઇચ્છાથીજ ભરાય છે તેના દરેક શબ્દો આનંદ મેળવવાને માટેજ બોલાય છે તેની આંખના દરેક પલકારા આનંદ મેળવવાને માટેજ હોય છે તેના શ્વાસના દરેક ધબકારા આનંદ મેળવવાને માટેજ હોય છે તેના કાન આનંદ મેળવવાને માટેજ ખુલ્લા રહે છે અને તે જે કાંઇ વિચાર કરે છે, તે આનંદ મેળવવાને માટેજ કરે છે, એટલુંજ નહીં પણ તે જે કાંઇ કષ્ટ સહન કરે છે, તે પણ આનંદ મેળવવાને માટેજ હોય છે આનંદ એજ જીંદગીનો હેતુ છે આનંદની પ્રાપ્તિ એજ જીંદગીનું કર્તવ્ય છે આનંદમાંથીજ આ જીંદગી થયેલી છે અને અંતે આનંદમાંજ આ જીંદગી સમાપ્ત થવાની છે કારણ કે આનંદ એજ મોક્ષ છે અને આનંદ એજ પરમાત્મા પોતે છે માટે પ્રભુએ કૃપા કરીને આનંદ મેળવવા માટેજ આ દુનિયા બનાવેલી છે આનંદ સારૂજ

વરસાદ વરસે છે. આનંદ સારૂ જ અગ્નિ પેદા કરેલો છે આનદ સારૂ જ પવન બનાવેલો છે આનદ સારૂ જ ચાંદો, સૂરજ બનાવેલા છે આનંદ સારૂ જ આકાશ બનાવેલું છે. આનદ મેળવવા સારૂજ સ્વર્ગ બનાવેલુ છે, અને આનદ મેળવવા સારૂ જ આ જીદગી આપેલી છે માટે ત્હારે સદાય આનદમા રહેવું જોઇએ

આ સાંભળીને મ્હને જરા અજાયબી લાગી, કાંઇક સત્ય લાગ્યુ, અને કાંઇક નવા વિચારો મળ્યા મ્હારી આંખો ચમકવા લાગી, મ્હારા ચહેરા ઉપર એક પ્રકારની તેજી આવી, અને મ્હારામા કાંઇક નવી ભભક આવી ગઈહોય તેમ હું જરા હુશીયાર થઈ ગયો અને મ્હારા મનમાં કહેવા લાગ્યો કે શુ મ્હારાં દરેક પગલાં આનંદ માટે છે? શું મ્હારી આંખના દરેક પલકારા આનંદ માટે છે? શું મ્હારા દરેક શ્વાસોશ્વાસ આનદ માટે છે? અને શું મ્હારા દરેક વિચારો આનંદ માટે છે? આહા! એ તો બહુજ ખુબીની વાત. એતો બહુજ કૃપાની વાત જો એ પ્રમાણે બધું આનદ રૂપજ હોય તો તો મ્હારા જેવું ભાગ્યશાળી બીજુ કોણુ? શું ત્યારે મ્હારા દરેક પગલા આનંદ રૂપ નથી? હેજ કારણુ કે હું પરદેશ શા માટે જાઉ છુ? પૈસા સારૂ. પૈસા શા માટે જોઇએ છે? આનદ સારૂ. હુ મદિરમા શા માટે જાઉ છુ? ધર્મ સારૂ. ધર્મ શા માટે જોઇએ છે? આનંદ સારૂ જ્યારે આવી રીતે આનંદ મેળવવા સારૂજ બધું થાય છે, ત્યારે મ્હારા દરેક પગલા આનદ મેળવવા માટેજ ભરાય છે એમા કાંઈ પણ શક નથી તેમજ હું નિર્દોષ બચ્ચાઓ સામે મીઠાશથી જોઉ છુ, તે પણ આનદ સારૂજ જોઉ છુ સુદર સ્ત્રીઓ સામે મોહથી જોતો તે પણ આનદ સારૂજ જોતો હતો સમુદ્રના ઉછળતા મોજાઓ સામે અજાયબીથી જોઉં છું તે પણ આનંદ સારૂજ જોઉ છું. મનોરજક સુદર ચિત્રો તથા શાંતિ દાયક કુદરતી સાન્દર્યના દેખાવો જોઉ છું તે પણ આનદ સારૂજ જોઉ છુ ઉચા વિચારો વાળાં પુસ્તકો વાંચું છુ તે પણ આનદ સારૂજ વાચુ છુ અને ગરીબ બિમારોના વાસ મારતા જખમો ધ્યાન આપીને તપાસુ છુ, તે પણ તેના તથા મ્હારા આનદ સારૂજ તપાસુ છું. આવી રીતે આંખના દરેક પલકારા આનંદ મેળવવાને માટેજ છે. અને તે આનદનેજ શોધી રહ્યા છે એમાં કાંઈ પણ સશય નથી આજ પ્રમાણે બીજી દરેક ઇંદ્રિયો તથા દરેક બાબતો માટે સમજવાનું છે અને તેમ છતા પણ એટલે કે બધું આનદ મેળવવાને માટેજ છે અને બધુ આનદ રૂપજ છે, છતા પણ હુ દુ:ખી કેમ છુ? એ સવાલ મ્હારા મનમાં ખડો થયો. કારણ કે મ્હારા પગ સુખને શોધી રહ્યા છે, મ્હારી આંખો સુખને જોઈ રહી છે, મ્હારા વિચારો સુખમાંજ રમ્યા કરે છે, અને મ્હારી જીદગીની દરેક ક્રિયાઓ સુખને માટેજ છે છતા પણ હુ દુ:ખી કેમ? આ કરતાં મ્હોટી અજાયબી બીજી કઇ? તેથી જરા ઉંડો ઉતરીને મે મ્હારા અંત:કરણને એ સવાલ પૂછયો, ત્યારે ત્યાથી જવાબ મળ્યો કે તુ સુખને શોધે છે એ વાત ખરી, પણ તે ત્હારે માટે

માટે બહુજ ટુંકુ ક્ષેત્ર બાંધી લીધેલું છે અને એમાંથીજ તું બધા સુખને શોધે છે, માટે તે ત્હને મળતું નથી જેમકે, જગતના બધા માણસો ઉપર હેત રાખવું જોઇએ તેને બદલે તું ત્હારા નાનકડા કુટુંબમાંજ અને તેમાં પણ ભેદ ભરેલો તથા જરાક જેટલો પ્રેમ રાખીનેજ તું સુખ માગે છે ત્હને ત્હારી કહેવાતી થોડાક ઘરની નાતમાંથીજ સુખ જોઇએ છે ત્હને ધર્મની બહારની આપળપોપલીયા જેવી ક્રિયાઓમાંથીજ સુખ જોઇએ છે ત્હને ચારીત્ર્યમાંથી નહીં પણ કોઈક વખત ચોપડીયોમાંથી વાંચી લીધેલા વિચારોમાંથીજ સુખ જોઇએ છે ત્હને ત્હારા ક્ષણભંગુર દેહમાંથીજ સુખ જોઇએ છે ત્હને ત્હારા નજીવા સ્વાર્થ સાધવામાંથી સુખ જોઇએ છે ત્હને ત્હારા કુંનણજીપણામાંથી સુખ જોઇએ છે ત્હને ત્હારા ગુસ્સામાંથી સુખ જોઇએ છે ત્હને ત્હારા લોભમાંથી સુખ જોઇએ છે રોગ તથા વિકાર વધારનારા ત્હને સ્વાદિષ્ટ લાગતા ખાણા પીણામાંથી ત્હને સુખ જોઇએ છે ત્હને ત્હારા વેર ઝેરમાંથી સુખ જોઇએ છે ત્હને ત્હારા સ્વભાવ પ્રમાણે ચાલવામાંથી સુખ જોઇએ છે ત્હને ત્હારી ટેવોને આધિન થવામાંથી સુખ જોઇએ છે ત્હને ઘડીક વારની બહારની વસ્તુમાંથી સુખ જોઇએ છે ત્હને ત્હારા અહંકારમાંથી સુખ જોઇએ છે અને ત્હને ત્હારી ઇંદ્રિયોની ગુલામગિરીમાંથી સુખ જોઇએ છે એટલુંજ નહીં પણ કુદરતના જે નિયમો ત્હારાથી ફરી શકે તેમ નથી તે નિયમોની સામે થઇને તું સુખ શોધે છે, તેથી ત્હને સુખ મળતું નથી માટે જો સાચું સુખ મેળવવું હોય તો પ્રભુના પ્રેમમાં સુખ શોધ અનેક પ્રકારનું અનંત જ્ઞાન જગતમાં ભરેલું છે તેમાંથી સુખ શોધ ત્હારા આત્મામાં ઘણી જાતની મહાન ગુપ્ત શક્તિયો રહેલી છે તેને ખીલવવામાંથી સુખ શોધ મનુષ્ય જાત સાથેની ભાઇબંધી વધારવામાંથી સુખ શોધ જગતની સેવા કરવામાંથી સુખ શોધ ઇશ્વરી રસ્તામાં ચાલવામાંથી સુખ શોધ મહાત્માઓની સેવા કરી તેઓના આશીર્વાદ મેળવવામાંથી સુખ શોધ ત્હારા સ્વાર્થનો ભોગ આપવામાંથી સુખ શોધ ત્હારૂં આત્મિકબળ વધારવામાંથી સુખ શોધ ત્હારા મનને ઉંચે ચ્હડાવવામાંથી સુખ શોધ ત્હારી બુદ્ધિને વિશાળ બનાવવામાંથી સુખ શોધ દરપળે ત્હારી ઉપર તથા જગત ઉપર પ્રભુની કૃપા વરસી રહી છે તેમાંથી સુખ શોધ પ્રભુના નિયમોને આધિન થવામાંથી સુખ શોધ કુદરતી સાદાઇમાંથી સુખ શોધ કુદરતના તાર સાથે ત્હારો તાર મીલાવી દેવામાંથી સુખ શોધ કર્તવ્ય કરવામાંથી સુખ શોધ ત્હારા પુરૂષાર્થમાંથી સુખ શોધ ત્હારી તૃષ્ણાઓને બાળી નાખવામાંથી સુખ શોધ અને પરમાર્થને અર્થે જીવવામાંથી સુખ શોધ એટલે જરૂર ત્હને સુખ મળશે એ વિના ત્હારા પિંજરામાં રહીને-ત્હારા વાડામાં રહીને-અને ત્હારા વિષયોની ગુલામગિરીમાં રહીને તું કદી પણ સુખી થાય એમ બનવાનું નથી માટે ખાત્રી રાખજે કે જો સાચું સુખ મેળવવું હોય તો ત્હારૂં આત્મિકબળ ખીલવ અને પરમાર્થે જીવતા શીખ પરમાર્થ અર્થે જીવતા શીખ

વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢીયાર મોરબીકર

---

ગામમાંથી સૌથી સુંદર કન્યાને પોતાની રાણી ઠરાવે છે; તેને રંગબેરંગી ફૂલના હાર ગજરા અને મુકુટથી શણગારે છે; પછી તેની આસપાસ ગોળ કુંડાળામાં સૌ ગાતા ગાતા નૃત્ય કરે છે. પરંતુ આ રિવાજ માત્ર ગામડાંઓમાંજ છે. નાગરિકો આવી સાદી ગ્રામ્ય રમતોમાં ભાગ લેતાં શરમાય છે. આપણી હોળીની રમતોમાં એ લોકોની "મેકવીન"ની રમતોનો સમાવેશ થાય છે.

ઘણા શતક સુધી આપણા દેશમાં આ રિવાજ ચાલુ રહ્યો જુના અને મધ્ય કાળના સંસ્કૃત કવિઓનાં તથા તેમના પછી થએલા પ્રાકૃત અને હિંદી કવિઓના અનેક કાવ્યો આ વાતની સાક્ષી પૂરે છે. હજી ભરતખંડના કેટલાક પ્રાંતોમાં મૂળ સ્વરૂપથી ઘણો પલટાયો છતા આ રિવાજ ચાલુ છે. ઉત્તર હિંદ અને માર-વાડના વતનીઓ હજી ફાગ ખેલે છે. આપણા દેશમાં માત્ર એના છાંટા રહ્યા છે. નાગરિકોમાં ઉત્સાહ અને અવકાશ નથી અને બીજા સંસ્કાર વગરના લોકોમાં રસિકતાની ન્યૂનતા હોવાથી તેઓ ઉતરતા પ્રકારનો આનંદ લે છે. નિર્દોષ, સુંદર ગીતોને સ્થળે બીભત્સ હોરીઓ ગવાય છે અને રંગને અભાવે ધૂળ, કાદવ કે અન્ય મલિન વસ્તુઓ વપરાય છે. સમય બદલાતા એક પરમ સુંદર યોજનાનો જે દુરૂ-પયોગ થાય છે તે તેના આદિ સ્વરૂપ સાથે સરખાવતાં ખેદ ઉપજાવે છે; તોપણ અભિજાત કુટુંબોમાં જોકે પૂર્વની રસિકતાનો ક્ષય થયો છે. છતાં મલિનતાએ પ્રવેશ કર્યો નથી એ સંતોષની વાત છે. આ પરમ રમણીય રીતિનો લોપ થવાથી રસિક હૃદયને ખેદ થશે પણ યુગ પરિવર્તનથી દુનિઆમાં શા શા ફેરફાર નથી થયા?

ન

---

વેદધર્મ સભાના પ્રમુખ રા. રા. ભાઈશંકર નાનાભાઈના કુટુંબમા ઉછરેલી, સુશિક્ષિત સૌ. મણિલક્ષ્મીના અકાળ મરણની નોંધ લેતા અમને ઘણો ખેદ થાય છે પોતાના પિતાના મરણ પછી બાળપણથીજ રા રા ભાઈશંકરભાઈ તથા તેમના પત્નિની સંભાળ નીચે ઉછર્યા હતા. તેમનો સ્વભાવ શાન્ત અને મિલનસાર હતો પોતાની સુશીલતાથી સર્વના મન તેમણે સંપાદન કર્યા હતા રા રા ભાઈશંકર એમને પોતાની પુત્રી સમાન ગણતા એમના અકાળ મરણથી એમના સર્વ સ્નેહ સંબંધીઓને અતિ ખેદ થાય છે પણ વિધિના હાથ કોઈથી ઝલાતા નથી मरणं प्रकृतिः शरीरिणां એમ માની મરનારની પાછળ રહેલાએ મનને દિલાસો આપવાનો છે. અને રા રા ભાઈશંકરભાઈ તથા તેમના કુટુંબને અંતઃકરણપૂર્વક દિલાસો આપીએ છીએ.

## रसरास

जोने! डोळे ब्रह्माण्ड रसरेल जामा छे,
जोने! अखूट वरषे मेघ रसरेल जामी छे
तोन्या–तुटया हृदयना द्वार रसरेल जामा छे
उघाडी आखनी रसरेल नारखे,
  नमता रसरेले नीतरे रे,
पट तोडाने रसरेल जामी,
  रस रस रस उभराय—रस० जोने०
"ोमचीर फान्या अखूट मेघ वरषे,
  पृथ्वी पीये पीये न धराय रे,
धारा धाके पातालने भेदा,
  उडा पाणीमा समाय—रस० जोने०
नभ पृथ्वी पाताळ अणु थई,
  दश दिशमा विखराणा रे,
अगम अदृश्य थया एक क्षणमा,
  रसाब्धिमा य समाणा—रस० जोने०
तारा सर्वा ने चदनुं वनाय,
  लीला ल्ले लय थाय रे,
चद्र गळा ने प्रवाहे भळायो,
  अमृत रस उभराय—रस० जोने०
सूर्य सरिता सम मरी साम्यो,
  तेज रसमा भळाय रे,
तेज — अमृत – रसनो दरियो,
  एकाकी एक ऊभराय—रस ० जोने ०

मूळजी दुलभजी वेद



# कबीर

**કબીરનો યુગઃ**--ભરતખંડમાં મુસલમાની રાજ્ય સ્થપાયાને ત્રણસો વર્ષ થવા આવ્યાં હતાં. તે દરમ્યાન તેમની સત્તાનું એક મોજું આખા દેશપર ફરી વળ્યું હતું. ઉત્તર હિંદમાં પરદેશી અમલ મજબૂત જડ ઘાલતો હતો, અને રજપુતીના છેલ્લા તણખા હોલાઇ જતા હતા. રજપુત સંસ્થાનના મુકુટધારીઓએ પાદશાહી સત્તા આગળ મુકુટ નમાવ્યા હતા. દક્ષિણમાં બ્રાહ્મણી રાજ્યના પાંચ જુદા જુદા ફણગા ફુટતા હતા. સ્વતંત્રતા ભોગવતું હિંદુ રાજ્ય માત્ર વિજયનગરનુંજ હતું. તાલીકોટના સંગ્રામમાં વિજયનગરનો પરાભવ થતાં ભરતખંડની એકેએક દિશામાં ઇસ્લામી ઝુંડો ઉડવા લાગ્યો.

મુસલમાન વિજેતાઓમાં રાજ્ય લોભ કરતાં સ્વધર્મનો પ્રચાર કરવાનો આગ્રહ વિશેષ હતો. હિંદુ અને મુસલમાન પ્રજાને સમાન ગણનાર અને ઉભય ધર્મનો આદર કરનાર બાદશાહ અકબર હજી રંગભુમિના પડદા પાછળ હતો. મુસલમાન સત્તાના વાવાઝોડા આગળ ઘણીવાર હિંદુ ધર્મને નમી જવું પડતું હતું. પરદેશી સત્તાના બળથી પ્રતિ વર્ષે ઘણા હિંદુઓ ઇસ્લામી ધર્મ સ્વીકારતા હતા. આપત્તિના અંધકારમાંથી જતે દિવસે સૂર્યોદય થશે એવી આશાથી ઘણાક સ્વધર્મને ધૈર્યથી વળગી રહેતા છતાં તેઓને પણ થોડીઘણી અસર થતી હતી. પીર અને ઓલીઆની ઘણા હિંદુઓ માનતા રાખતા હતા અને તેમની દરગાહોમાં ઉભય ધર્મના અનુયાયીઓ એકઠા થતા હતા. કેટલાક ધર્મઘેલા મુસલમાનોને બાદ કરતાં બેઉ પ્રજા વચ્ચે ધીમે ધીમે મૈત્રી થતી હતી. કેટલાક ઉદાર ચિત્તના મુસલમાન ઓલીઆ* હિંદુ દેવોને સન્માન આપતા અને ગૌવધ તરફ તિરસ્કારની દ્રષ્ટિથી જોતા. કહેવાનું તાત્પર્ય એટલું કે બેઉ પ્રજા વચ્ચેનું અંતર ત્રણસો વર્ષના સહવાસથી કપાતું હતું અને જૂના ઘા રૂઝાતા હતા. ઉભય ધર્મના ઉદાર વૃત્તિવાળા સંતો એક સામાન્ય ધર્મના સિદ્ધાન્તો સ્વીકારવા લાગ્યા હતા. હિંદુ અને મુસલમાની પ્રજાના પ્રવાહ એક છેડે જૂદા છતાં બીજે છેડે મળવા લાગ્યા હતા. અકબર, અબુલફજલ અને ફૈજી જેવા ઉદારચિત્ત પુરૂષોના જન્મ માટે આ રીતે ક્ષેત્ર તૈયાર થતું હતું. તે યુગની પ્રજાકીય ભાવનાના તેઓ માત્ર

* વાડાસિનોર સંસ્થાન તાબે વીરપુર ગામની પાડોશમાં હરિઆશાહ પીરની દરગાહ છે. એમ કહેવાય છે કે તેઓ દ્વારિકા યાત્રા ગયા હતા. પૂજારીઓએ તેમને મંદિરમાં પેસવા ન દીધાથી તેઓ નિરાશ થઇ પાછા ફરતાં તેમને રાત્રે ભગવાને દર્શન આપ્યાં હતાં. એમનાં હસ્તલિખિત પુસ્તકો હાથ લાગેલા છે. તેમાં એમની યાત્રાનો હેવાલ આપેલો છે. હિંદુઓને મૂર્તિપૂજા નહિ કરવાનો અને મુસલમાનોને ગૌવધ નહિ કરવાનો તેઓ વારંવાર ઉપદેશ કરતા હતા.

પ્રતિનિધિ હતા જે વિચાર અને ભાવનાઓ તે યુગના ઘણાક વિદ્વાનોમા અકુરિત હતી, તે ઉક્ત પુરૂષોમા વધારે સ્પષ્ટપણે ખીની આવી હતી સમાનતા અને સ્વતત્રતાનુ જે મોજુ આખા દેશમા ફરી વળતું હતુ, તેના શિરોબિન્દુએ તેઓ બિરાજતા હતા કેટલાક ઓલીઆઓ એથી પણ એક પગ‌ુ આગળ જ઼રતા હતા.† હિદુઓનો પહેરવેશ, રીતરિવાજ સ્વીકારી તેમની સમાજમા ભળી જઈ, હિદુ અને ઇસ્લામ ઉભય ધર્મના ઉત્તમ ઉત્તમ સિદ્ધા તો એકઠા કરી, જૂના ધર્મને નવુ સ્વરૂપ આપી લોકો આગળ ધરતા હતા હિદુઓની નીચલી કોમોને આવા પ્રકારના ધર્મની કાઇક અપેક્ષા પણ હતી સ્વજાતિને માટે ગર્વ રાખનાર બ્રાહ્મણ આચાર્યો શુદ્ર અને કારીગર વર્ગની ઉપેક્ષા કરતા હતા તેઓ જે ધર્મ પાળતા તેમા આધ્યાત્મિક તત્વોનો અભાવ હતો નવીન ધર્મ પ્રચારકો માટે આથી હિદુઓના કનિષ્ટ વર્ગમા ઘણો અવકાશ હતો લોકોમા જેમ જેમ લડાયક જુસ્સો હોલાઇ જતો હતો તેમ તેમ ધર્મની તેઓ અપેક્ષા કરતા હતા ભરતખડમા ન્હાના ન્હાના સખ્યાબધ પથને પોષવાને આથી માર્ગ સરળ થતો હતો માત્ર ધુરધર નેતાનીજ ખોટ હતી પ્રથમ વૃષ્ટિ પછી જેમ સપાટાબધ વનસ્પતિના ફણગા ફુટે તેમ કબીર, નાનક, ચૈતન્ય, વલ્લભ, સ્વામિનારાયણ રામદાસ, ધર્મદેવ ઇત્યાદિ સતો પ્રકટ થયા અને ભરતખડના જૂદા જૂદા વિભાગોમા ધર્મના આદોલનોને ગતિમાન કર્યા એનો એજ પવન તે વેળા યૂરોપમા ફૂકાતો હતો ત્યા પણ નીચલો અને સામાન્ય વર્ગ ધર્મગુરૂઓ અને ઉમરાવોના દબાણ તળેથી બ્હાર આવવા જોર કરતો હતો આખા ઇગ્લાડમા વિકલીફના ઉપદેશના રણકાર થઈ રહ્યા હતા, અને પોપની સત્તાની શ્રખલા તોડનાર યશસ્વી, શૂરવીર લ્યુથર જન્મતો હતો 'ફ્રેચ રેવોલ્યુશન' ના મહાયજ્ઞમા પ્રાચીન અને અર્વાચીન યૂરોપ ભસ્મીભૂત થયો પરતુ જે પરિણામ યુરોપમા લાખો મનુષ્યોના સહારથી આવ્યુ તેજ પરિણામ હિદુસ્તાનમા શાન્તિથી, વિવેકથી, બની શકે તેટલા થોડામા થોડા વિરોધથી, જૂના અને નવા વિચારના પ્રતિપાદકોએ અન્યોન્ય સમાધાન કરી લાબી મુદતે પાર મકરણે આણ્યુ

જન્મ તારીખ —વિદ્વાનો કબીરના જન્મ માટે ઈ સ ૧૪૯૦ ની સાલ બતાવે છે‡ તેના વિષે લોકોમા મનાતી એક દતકથાનો આ અનુમાનને આધાર છે કબીરના શિષ્યોની ટીપમા દિલ્હીના બાદશાહ સિકદર લોદીનુ નામ છે ઇ સ ૧૫૧૬ સુધી આ બાદશાહ દિલ્હીની ગાદીએ હતો તેની પહેલાના અને પછીના શતકમા સિકદરશાહ નામનો બીજો રાજ્યકર્તા થયો નથી, માટે કબીરનો શિષ્ય સિકદરશાહ જો કોઇ હોય તો આજ હોવો જોઇએ, અને એ રાજ્યકર્તાના અમલની સાલ જોતા ઉપલુ વર્ષ સાચુ ઠરે છે

† હાલ મુક્તિફોજવાળા કરે છે તેમ

‡ જુઓ Chronology of India, page, 265

**જન્મ વિષે જુદી જુદી દંતકથાઓ:**—ભરતખંડના દરેક સંતના નામની આસપાસ ચમત્કારમિશ્રિત દંતકથાઓ ગૂંથાયલી જોવામાં આવે છે; કોઇ ઉત્તમ કવિ જન્મ્યો હોય તો તે કોઇ દેવી કે દેવની ઉપાસનાથી, કોઇ સાધુ કે ભક્ત જન્મ્યો હોય તો તે પણ તેવાજ અલૌકિક સંજોગોથી. કોઇ પણ અમાનુષી શક્તિની સહાય વિના પ્રતિભાશાળી પુરૂષ જન્મે એ વાત તે યુગના લોકોથી મનાતી નહિ. એકલા ભરતખંડના લોકોનું નહિ પણ જનસ્વભાવનું વલણ આવા પ્રકારનું છે. કબીરના જન્મ વિષે જુદી જુદી ૭ દંતકથાઓ છે.§ સુમના નામની મુસલમાન કોમમાં નીમા નામે કોઈ વણકર હતો. તેની સ્ત્રીનું નામ નુરી હતુ નદીમાં ન્હાઇ પાછાં ઘેર આવતાં માર્ગમાં નીમાને એક અતિ સુંદર બાળક જડયો. અટકળ પ્રમાણે કોઇ વિધવાનો તરતનો અવતરેલો તે બાળક હતો. નીમા અને નુરીને કાંઇ સંતાન ન્હોતાં, તેથી તેમણે આ બાળકને પોતાનો ગણી ઉછેર્યો. બીજી દંતકથા પ્રમાણે આર્યધર્મનો વિનિપાત થતો જોઇ મહાત્મા શુકદેવે માછલીની છીપમાં જન્મ લીધો. નીમાને હાથ આવતાં તેણે ઉઘાડીને જોયુ તો માંહે એક તેજસ્વી બાળક હતો ત્રીજી દંતકથા પ્રમાણે નીમાને નદીમા તરતા એક તુમડામાંથી આ બાળક જડયો હતો. બાકીની બધી હકીકત ત્રણેની મળતી છે ચોથી દંતકથા વધારે રમુજી છે કાશીમાં રામાનંદ સ્વામિ નામે કોઇ પરમજ્ઞાની સાધુ રહેતા હતા. કોઈ એક બ્રાહ્મણ જ્ઞાતિની બાળવિધવા સ્વામિની પરિચર્યા કરતી એક વેળા સ્વામિએ પ્રસન્ન થઇ તેને 'પુત્રવતી ભવ' એવો વર આપ્યો. બાઇ આથી ગભરાઇ અને સ્વામિને પણ ખેદ થયો. સ્વામિના અમોઘ વરદાનના બળે તે વિધવા સગર્ભા થઇ અને કબીરને જન્મ આપ્યો. રામાનંદ સ્વામિ પાસે તેણે વિદ્યાભ્યાસ કર્યો અને વિદ્વાનોમાં સન્માન મેળવવા લાગ્યો. પાંચમી દંતકથા પ્રમાણે તે વરસાદના ઝાપટા સાથે પૃથ્વી પર પડયો હતો. છેલ્લી દંતકથા એવી છે કે દક્ષિણમાં કાશીપુર નામે એક ગામમા કુવો ખોદતા એક મજુરને પેટી જડી. તેણે પોતાના ધણીને તે પેટી સોંપી. ઉઘાડી જોતાં તેમાથી બાળક નીકળ્યો. મજુરના પ્રમાણીકપણાથી પ્રસન્ન થઇ શેઠે તેને ઇનામમા આપી દીધો. પહેલી સિવાય બીજી બધી દંતકથાઓ થોડી ઘણી અસંભવિત છે. વિધવાનો તજાયલો બાળક નીમાને માર્ગમાંથી જડે એ અગાઉ અને હાલ પણ અસાધારણ વાર્તા નથી. બધી દંતકથાઓમાં એટલું તો સામાન્ય છે કે કબીરનાં ખરાં માબાપ આવા યશસ્વી પુત્રને જન્મ આપીને જ તટસ્થ થયાં હતાં. તેને ઉછેરી તેના જીવનના મહાન કાર્ય માટે તેને તૈયાર કરવાનું તેમના ભાગ્યમાં હશે નહિ. પોતાની જનેતાને નહિ જાણનારો કબીર વણકરને ઘેર ઉછર્યો. સંસારની રીત પ્રમાણે તેનાં લગ્ન થયાં, પણ સંસારની માયાવી સ્થૂલ સૃષ્ટિથી તેને સંતોષ થતો નહિ. તેનામાં આધ્યાત્મિક ભાવનાએ જાગી હતી. પાંજરામા તરતના પૂરાયલા પોપટની પેઠે, સૂક્ષ્મ સૃષ્ટિઓમા રમણ

§ જુઓ 'પ્રાચીન કાવ્યમાળા' માંથી કવિ મુકુન્દ કૃત "કબીર ચરિત."

કરવા તેનો આત્મા પાયો ફફડાવી રહ્યા હતો હિંદુઓનો અને મુસલમાનોનો એકેનો ધર્મ, એની મનોવાછનાઓ તૃપ્ત કરી શકયો નહિ કબીરના આત્માને આ મુમુક્ષુ અવસ્થામાં માર્ગ નહિ જડવાથી કેવી મુઝવણ થઇ હશે તે તો અનુભવીએ તોજ જણાય આખરે રામાનંદ સ્વામીએ તેનો હાથ પકડયો

**રામાનંદસ્વામી**—મુસલમાન અને તે પણ હલકી જાતિના કબીરનો રામાનંદ સ્વામિયે શાથી અનુગ્રહ કયો હશે એ પ્રશ્ન સ્હેલાઈથી સમજી શકાય તેમ નથી પ્રથમ તો સ્વામિએ કબીરને તુચ્છકારેલો પણ પાછળથી તેની શ્રદ્ધા અને નિર્મળ વૃત્તિથી સંતુષ્ટ થઇ તેનો અંગીકાર કર્યો હતો મુસલમાનને બ્રહ્મણ ઉપદેશ આપે એ પણ પલટાતા જમાનાના પ્રતાપ હતા ગમે તેમ પણ કબીરે વેદાન્તનું ઊંડું અધ્યયન કર્યું

**કબીરપંથ**--કબીરે પોતે કોઈ નવીન પંથ સ્થાપ્યો નથી નવીન પંથના આદિ પુરૂષ થવાની અભિલાષા કે ગર્વ તેને કદી હતાજ નહિ પવિત્ર, સાદું જીવન એજ તેના ઉપદેશનો આદર્શ હતો, તોપણ અધિકારી શિષ્યોને વેદાન્તની ઝીણવટ સમજાવવા તે ચૂકતો નહિ પવિત્ર, પ્રભુમય ધર્મને પદભ્રષ્ટ કરી લોકોમાં જે શુષ્ક કર્મકાંડ ઇત્યાદિનો પ્રચાર વધી ગયો હતો તેની સામે કબીરે લડત ચલાવી યાત્રા વિષે એક સ્થળે તે કહે છે કે --

"હમારો તીરથ કોન કરે"
"ભટકત કોન ફીરે—ટેક

મનમે ગંગા મનમે કાશી, મનમે સ્નાન કરે
મનમે આસન, મનમે અડાસન, મનમે ધુની જલે
મનમે મુદ્રા, મનમે માલા, મનમે ધ્યાન ધરે
કહત કબીરા સુન ભાઇ સાધુ, ભટકન્ત કોન ફીરે!"

સ્નાન અને તીર્થયાત્રા કરતા હૃદયની શુદ્ધિને કબીર વધારે વજન આપતો આરંભમા લખ્યા પ્રમાણે હિંદુઓના નીચલા વર્ગમાં કબીરનો પંથ સપાટાબંધ ફેલાવા લાગ્યો તેના સિદ્ધાંતો એવા સરળ અને સર્વમાન્ય હતા કે બીજી બધી રીતે જુદા, હિંદુ અને મુસલમાનો કબીરને માન આપવાને પરસ્પર સ્પર્ધા કરતા ઉભય પ્રજાઓમાં કબીર સાધુ તરીકે મનાયો છે એકલા વસવાયા નહિ પણ વિદ્વાનો સુદ્ધાં કબીરના પંથનું મનન કરે છે એક ઉદાહરણ લઇએ —

" ગુરૂને વાત સુનાયા બે,
મુજકુ ફકીર બનાયા બે —ટેક

નિરાકાર શીરતાજ બનાયા, નિર્ગુણ ઉજળી શેલી,
ચિદાકાશકી કફની ડાલી, હાથમાં ચિન્મય ઝોલી.
આત્મજ્ઞાનકા લીયા કટોરા, ઘર ઘર ટુકડા માગે,
કામ ક્રોધકી ધુની જલાઇ, અનહદ લઘર બાજે.
અઉટ હાથકા માનવ પિંજરા, "સોહ" પોપટ બોલે,
નિરજન રઘુનાથ હુકમસે, અંદરકા પટ ખોલે"

કવિ—વેદાન્તના વિષયને બાજુએ મુકીએ તોપણ કવિ તરીકે કબીર ઘણી ઉચી પદવી ધરાવે છે. તેની કવિતામાં પ્રતિભા છે, અને વાણીમાં પ્રસાદ છે. તેનો વૈરાગ્ય ઉપલકીયો નથી. તેનાં વૈરાગ્યનાં પદો નિર્બળ નહિ પણ તેજી ઘોડાનો વેગ ધરાવે છે.

ચારિત્ર્ય—ધીમે ધીમે કબીરની કીર્તિની સુગધ દૂર દૂર ફેલાવા લાગી. દેશાવરથી તેના સમાગમ માટે અનેક જ્ઞાનીઓ, સત્સગીઓ આવતા. કબીરને વૈભવની તૃષ્ણા હોત તો તેના મ્હોંમાંથી બોલ નીકળતાજ તેને જોઈએ તે મળ્યુ હોત અને જેમ આજે કેટલાક ધર્મગુરૂઓ રાજવશીઓના રૂઆબથી ફરે છે તેમ ફરી શકત. પણ કબીર જીવતા સુધી પોતાની શાળવતી કુટુંબનો નિર્વાહ કરતો. મહેનતને તે પવિત્ર સમજતો. તે કદી મહેનત કરતાં શરમાતો નહિ. તેનો નિર્લોભ અનુકરણીય છે. તે કદી ધનસંચય કરતો નહિ, છતાં અતિથિ સત્કાર કરવા કદી પાછળ પડતો નહિ. તેની સ્ત્રી અને પુત્ર તેના જેવાંજ સાદાં અને ભલાં હતાં. તેના મનમાં કદી પણ રાગદ્વેષને અવકાશ મળતો નહિ. તેનું ભુડું કરનારને માફી કરવા તે સદા તત્પર રહેતો. પૈસે ગરીબ પણ સ્વભાવે અમીર હતો. તેના વૈરાગ્યના જેવી તેની ભક્તિ શુદ્ધ અને આડંબર વિનાની હતી. તે નિરાકાર પરમાત્માનો ઉપાસક હતો. મૂર્તિપૂજા વિષે તે વારંવાર કહેતો કેઃ—

"પથ્થર પૂજે પ્રભુ મિલે, તો કાં નવ પુજો પ્હાડ"
"માલાસે જો હરિ મીલે, તો કાં નવ ફેરવો ઝાડ"

દુનિયામાં કબીરના જેવા જ્ઞાની ઘણા થયા હશે પણ તેના જેવું પરમ શુદ્ધ, સાધુ-જીવન ગાળનાર થોડાજ હશે. હિંદુ અને મુસલમાન બેઉ પરસ્પર વિરોધી અંગોને એક ધર્મની ગાંઠથી સાંધનાર મહાત્માના જીવનનો આદર્શ શો હશે ?

" Pagodas, like as Mosques are homes of prayer
, Tis prayer that Church, bells chime unto the air.
Yea, Church or Kaba, Rosary and Cross,
Are all but diverse tongues of world wide prayer.

ન.

## ખાેા મૂળધામ

'Little deeds of kindness
Little words of love
Make our earth an Eden,
As Heaven above

એક વેળા કોઈ યાત્રાળુઓનો સઘ દ્વારિકા જતો હશે સઘમા મનાગીઓ હતા, સન્યાસીઓ હતા, વિદ્વાનો હતા, વ્યાપારીઓ હતા, શ્રીમતો હતા અને નિર્ધન પણ હતા પ્રભુના દર્શનના સવ ભૂખ્યા હતા

ઘણા વર્ષની આ વાત છે કે જ્યારે ધુવાધુવા થતી આગગાડીઓ દેશમા દોડાદોડ કરતી ન્હોતી દૂરના યાત્રાળુઓ રોજ થોડુ થોડુ ચાલી ઘણે મહિને, ઘણે મકટે પ્રભુની સમિપ પહોચતા

કોઇ ટોળે સતો ભજન ગાતા, તો કોઇ ભાવિક જનો તેમા માન તાલ પૂરતા, વળી લાબી વાટ ટૂકી કરવા કોઇ રમની મેળવણી કરી વાતાઓ કહેતા આવી રીતે પેલા યાત્રાળુઓ ઉલટભેર માર્ગ કાપતા હતા, ત્યા એક શીત જ્વરથી થરથર ધ્રૂજતો અને દાત કચકચાવતો, કોઇ દુખીયારો વૃદ્ધ દેહી તરફડતો જોઓ દીઠો દયા તે સવને આવી કોને નહિ આવે? માનવીનુ દુખ જોઇ શુ માનવીનુ હૈયુ નહિ દ્રવે? એકે કહ્યુ આપણે અહિ મુકામ કરો, અને સવારે પાસેના ગામમા શોધ કરી એને એના સગા વ્હાલાને સ્વાધિન કરીશુ પણ બીજા કહે, અહિ રહેવાય નહિ પાસે નદી, ટેનો છે નહિ વળી રાત્રે ચોરનો ભય ' આ સૂચના વ્યવહારિક હતી અને ભયના પ્રતાપ આગળ બિચારી અપગ દયા મૂગીજ રહી. વળી કોઇ કહે આપણે બધા થઇ એને ઉચકી લઇએ જ્યા વાસો રહીનુ ત્યા તપાસ કરતા એનુ કોઇ સબધી મળી આવશે આ વાત ઘણાને ગળે ઉતરી અને એક બે જણ તેને બેઠો કરવા જતા હતા તેટલામા જાણે કાઇ એકાએક સાભરી આવ્યુ હોય તેમ એકે કહ્યુ " એની નાત જાત જાણ્યા વિના અડાય કેમ? કોણ જાણે શીએ નાતનો હશે?" આ સૂચનાથી બધુકૃત્ય કરનારા પણ થભ્યા અને રક દયાનો બળવાન રૂઢિને હાથે પરાભવ થયો

( નાન્દીને અંતે. )

સૂત્રધાર.—વિસ્તાર કરવાનું પ્રયોજન નથી. ત્રિભુવનતરૂના બીજરૂપી ભગવાન ભૈરવેશ્વરની યાત્રા માટે મળેલા હે સભાજનો! શ્રી હરિહરે રચેલા **भर्तृहरिनिर्वेद** નામના શાન્તરસપ્રધાન નાટક વડે હું આપને રંજન કરવા ચાહું છુ, તો આપ સાવધાન થશો. વળી;

શાર્દૂલવિક્રીડિત છન્દ.

શૃંગારાદિ રસો અનેક ભવમાં, દુઃખે સદા ભોગવ્યા,
શ્યામા, શ્યામ, વસંત, પુષ્પધનુના, સાહિત્યથી જામતા,
અંતે તે રસ છે ક્ષણિક, ક્ષણમાં નિસાર, ને નીરસા,
આહા ! શાન્ત ! પ્રશાન્ત બ્રહ્મ સુખદા, સંસારનાં દુઃખહા. ૨

તો હવે ગૃહિણીને બોલાવી પ્રાર્થના શરૂ કરૂં. ( પડદા સામું જોઇને ) આર્યે! અહીં આવો.

---

† નિર્વેદ=સંસાર ઉપર અરૂચિ. ‡ નાન્દી=ઇશ્વર પ્રાર્થના શિવા=સતિ

**શ્લોક ૧ લો.**

આમાં સતિના મરણથી વિયોગી થયેલા શંકરના વિરહાગ્નિનું વર્ણન છે કવિ કહે છે કે વિરહાગ્નિ સમાવવાને ને શરીરને શીતળ થવાને શિવે માથે ચંદ્ર ધર્યો વળી ગંગાજીને ધર્યા, પણ તેમણે તો શંભુના શરીરમાં વ્યાપેલા પ્રચંડ વિરહાગ્નિના સ્પર્શથી બ્હી જઇ જટાજૂટમાં જ વાસ કર્યો. આવા ઉપાય કરતા વિરહાગ્નિ શમ્યો નહિ ત્યારે મૃત્યુ પામવા માટે મહા વિષમ ઝેર પીધું, પણ તે વિષને પોતાનેજ ઉરમાં લાગેલા વિરહાગ્નિથી બળી જવાની બ્હીક લાગી, ને તેથી તે ગળા માંજ અટકી રહ્યું ! આવા વિયોગી યોગી શીવ, સર્વે મનોને પ્રીને સુખદાયી હો તાત્પર્ય કે શંકર તમારૂં કલ્યાણ કરો. આમા નાટકમાં આવવાની બધી વાતનું સૂચન છે સ્રીના વિયોગે વિયોગી રાજા ભર્તૃહરિ વિરહ સમાવવા પોતે મરણના અનેક ઉપાયો શોધશે. ૯. કથાની સૂચના કરીને આ નાન્દીમા આશીર્વાદ આપેલો છે.

|| ત્રિભુવનતરૂના બીજરૂપ—સ્વર્ગ, મૃત્યુને પાતાલરૂપી ઝાડના કારણ રૂપ.

શ્લોક ૨ જો—આમાં નવ રસોમાં ( શૃંગાર, હાસ્ય, કરૂણ, રૌદ્ર, વીર, ભયાનક, બીભત્સ, અદ્‌ભુત ને શાંત એ સર્વેમા ) શાન્ત રસનું શ્રેષ્ઠત્વ વર્ણવ્યુ છે કહે છે કે શૃંગારાદિ રસો તો કીટપતંગાદિ અનેક જન્મોમા મહા દુઃખે ભોગવેલા તે સ્રી, પુરૂષ, વસંતઋતુને કામદેવનાં સાહિત્યથી જામે છે ( જુઓ સાહિત્યદર્પણ કારિકા ૧૦ મી ) પરન્તુ આ બધા રસો મનની ક્ષણિક લાગણી રૂપ છે વળી તે ભવસાગરમાં ભમાવનારી વાસનાને ઉપજાવનારા હોવાથી સાર રહિત અને દુઃખપૂરિત છે. પરન્તુ અહો ! શાન્તરસ કેવો મજાનો છે ? તે શાન્ત બનાવી બ્રહ્માનંદનુ આસ્વાદન કરાવનારો, સંસારના દુઃખો હરનારો છે. તાત્પર્ય કે આ નાટકમા આગળ જતા આવા આવા ગુણવાળો શાન્તરસ આવશે; જે અનુભવતાં સંસારના કલેશ હણાઇ જશે.

(પ્રવેશ કરીને)

**નટી**૦—આર્ય ! આવી છું

**સૂત્ર**૦—આર્યે ! આજે કેમ ઉદ્વેગી જણાઓ છો ?

**નટી**૦—આપને ઘણા વખત નિહાળ્યા નથી તેથી ઉદ્વેગ થયો

**સૂત્ર**૦—આર્યે ! કોઈ † જ્યોતિષિએ અનિષ્ટ થવાનું કહ્યું હતું, તે સમાવવા સારૂ હું શાન્તિજાપ કરાવવા ગયો હતો, તેથી મને વાર લાગી

**નટી**૦—અનિષ્ટ સમાવ્યું ?

**સૂત્ર**૦—એમાં શક શો ?

ગીતિ

શાન્તિક કર્મની અન્તે, કાન્તે ! સત્વર ગૃહાંગણે આવ્યો
ભૂપ ભર્તૃહરિ જાણે, ભાર્યા ભાનુમતી સમીપ ધાયો ૩

## પ્રસ્તાવના સમાપ્ત

(પછી તરત આવેલા રાજા, ઉદ્વેગવાળી રાણી ભાનુમતિ અને પરિવાર પ્રવેશ કરે છે)

**રાજા**૦—(નિહાળીને)

શાર્દૂલવિક્રીડિત છંદ

બાળા દ્યૂત ન ખેલતી, ન મૃગયા વેળાની જોતી મજા,
મેં આલિંગી ભરેલ પ્રેમરસની, રેલી અહા ગૈ ક્યહાં ?
લાવણ્યે લલના અનુપમ અહા ! ઢાળી નીચાં લોચનો,
બેઠી આજ સચિંત, ચિત્ત ચતુરાનું ચોર્યું કોણે અહો ? ૪

વળી,

---

† જ્યોતિષી—જોષ જોનાર

શ્લો- ૩ જો—શાન્તિજાપનું કાર્ય સંપૂર્ણ કરાવી હે કાન્તે ! હું તુરત આપણા ઘરને આંગણે આવ્યો છું, જેમ શાન્તિના જપો કરાવી મહારાજા ભર્તૃહરિ પોતાની સ્ત્રી સમીપ જલદી આવ્યો હતો, તેમ

‡ પ્રસ્તાવના=આમુખ પાત્રનો રંગભૂમિમાં પ્રવેશ કરાવવા માટે સાહિત્યના આચાર્યોએ નિયમો બાંધેલા છે આધુનિક નાટક લેખકો ગમે તેવા પ્રયોગો લખી ગમે તેમ નિષ્પ્રયોજન પાત્ર પ્રવેશ કરાવે છે તે રીતિ દોષ ભરેલી છે રંગભૂમિમાં મુખ્ય પાત્રોને આવવાનું કાંઈ કારણ જોઈએ એ માટે પ્રસ્તાવનાની શાસ્ત્રકારોએ યોજના કરેલી છે એ પ્રસ્તાવનાના પાંચ પ્રકાર છે ઉપરના નાટકમાં प्रवर्तक પ્રકારની પ્રસ્તાવના છે જિજ્ઞાસુએ આ અમારા સાહિત્ય ગ્રંથોમાં જોઈ લેવા

શ્લોક ૪ થો—આમાં ભાનુમતીની ઉદાસીન સ્થિતિનું વર્ણન છે કહે છે કે 'ભાનુમતી આજે દ્યૂત ખેલતી નથી, મૃગયા સમયની મજા જોતી નથી, વળી મેં આલિંગન કરીને જે પ્રેમ રસની રેલ છેલ કરી હતી તે પણ હમણાં ક્યાં ઉડી ગઈ ! આ મારી લલના (સ્ત્રી) સુંદરતામાં અનુપમ છે તો પણ તે આજે નીચાં લોચનો ઢાળી સચિંત બેઠી છે અહો ! આજે આ ચતુરાનું ચિત્ત કયા વિષયમાં ચોરાયું હશે ? શા કારણથી તે આજે ચિંતિત થતી હશે એ ભાન છે

પ્રમાણે વાદળાંઓના સંયોગ તથા વિયોગ થાય છે તેમ દૈવની ગતિ પ્રમાણે માણસોના સંયોગ તથા વિયોગ થાય છે. સર્વ માણસો દૈવગ્રસ્ત છે. માટે જેમ સર્પગ્રસ્ત માણસથી બીજા માણસનું રક્ષણ કરી શકાતું નથી, તેમ કોઇથી કોઇનું રક્ષણ કરી શકાતું નથી. રક્ષણ કરવાનું અભિમાન વૃથા જ ધરવામાં આવે છે.

૩. સંસારની સ્થિતિનું તથા શાસ્ત્ર વિચારોનું નિરીક્ષણ. જે થોડો ઘણો સુશિક્ષિત હોય તે માણસ સંસારની સ્થિતિનું તથા આપણા પ્રાચિન ઇતિહાસ પુરાણોના વિચારોનું બનતું અવલોકન કરે છે. જેમકે જેમ આપણે કોઇને મરી ગયેલ કે દીન ધારી શોક તથા દયા ધરીએ છીએ તેમજ બીજાં માણસો આપણને મરી ગયેલ કે દીન ધારી શોક તથા દયા ધારે અને વળી તેઓને પણ અન્ય માણસો મરી ગયેલ કે દીન ધારી શોક તથા દયા ધરે એવો વખત અવશ્ય આવે છે. એક સાથમાં આવેલાં ઘણાં માણસોમાંથી કોઇ માણસ જો તુરત મુકામે પહોચે તો શું તેને માટે શોક કરવો જોઇએ? જેમ પ્રવાહમાં તણખલાં ભેળાં થાય છે અને ભેળાં થઇને પાછાં જૂદાં પડી જાય છે તેમ બાધવ વગેરે લોકો ભેળાં થાય છે અને ભેળાં થઇને પાછાં જૂદાં પડી જાય છે. જેમ મૂઠીમાં રેતી ભરી અદ્ધરથી નીચે નાખતાં હોઇએ ત્યારે અદ્ધરથી પડતા રેતીના કણોમાં કોઇને પણ કોઇનો સંબધ હોતો નથી, તેમ વાસ્તવિક જોતાં સંસારમાં પણ કોઇને કોઇનો સબંધ નથી. જેમ સ્વપ્નમાં માણસો મરી જતાં, શોક કરતાં, કકળતા, સુખી થતાં, દુ:ખી થતાં, બીતાં તથા વિવાહ કરતા વગેરે જોવામાં આવે છે પણ તે સઘળું પ્રતીતિમાત્ર તેમ જાગ્રતમાં પણ સઘળું પ્રતીતિ માત્ર છે. જેમ ચાલતી ગાડીના ચાકના આરાઓ એક પછી બીજા અને બીજા પછી પહેલા આવ્યા કરે છે. તેમ પ્રાણીઓને સુખ પછી દુઃખ અને દુઃખ પછી સુખ આવ્યા કરે છે. તૃષ્ણાથી દુઃખ થાય છે, દુઃખના નાશથી સુખ થાય છે. તથા સુખના નાશથી પાછી તૃષ્ણા ઉત્પન્ન થાય છે. અને તે વળી દુઃખનેજ ઉત્પન્ન કરે છે. જેમ તલને પીલાવાનું કારણ સ્નેહ (તેલ)જ છે, તેમ માણસને પીલાવાનું કારણ પણ સ્નેહ (મમતા) જ છે. કાળ માણસોને મોહોટા ઐશ્વર્યમા કે દારૂણ સંકટમાં જાણે બાંધીને લઇ જતો હોય તેમ ખેંચી જાય છે, લોકો ગાફેલ રહે છે પણ સર્વનો અંત લાવનારો કાળ સાવધ રહીને પોતાનું કામ કર્યો જાય છે. એકથી બીજાને ઉત્પન્ન કરે છે. અને એકથી બીજાને મારે પણ છે. કાળ સર્વને ચલિત કરી નાખે છે અને સુખ પામવા માટે દુઃખ વેઠીને જેનું જેનુ સંપાદન કરવામાં આવે છે તેનો તેનો નાશ કરી, સુખને અવિચળ રહેનારૂં માનનારા માણસને શોકમાં નાંખી દે છે, પણ થોડાજ લોકો તેના એ મોહોટા પરાક્રમને જાણે છે વ્યાવહારિક પુરૂષાર્થોનું અભિમાન ધરાવનારા માણસોને તો શોચનીય વર્ગમાંજ દાખલ કરવા જોઇએ. સુખ તથા દુઃખ પ્રયત્ન વગરજ કાળની

ગતિથી આવે છે પણ ફરક એટલો જ છે કે દુખ ઉપર દ્વેષ અને સુખને માટે દીનતા કરવામા આવે છે સુષુપ્તિ શિવાય ખરૂ પૂછો તો બ્રહ્મવિદ્યા શિવાય બીજે કહી પણ સુખ નથી વ્યવહારમા શોક તથા ભય વગેરેના કારણો અનેક આવી પડે છે પણ તેઓ સસારની સ્થિતિનુ બારીક અવલોકન કરનારા માણસને ગભરાવી શકતા નથી જેમા જેમા મમતા બાધવામા આવે તે તે વસ્તુ પરિતાપના કારણ રૂપ થાય છે ઉદર તથા પાળેલો પોપટ ઘરના દાણા ખાઇને જ ઉછરેલા હોય છે તો પણ ઉદર મરી જતા ઘરધણીના મનમા કશો પરિતાપ થતો નથી અને પોપટ મરી જતા કેટલોક પરિતાપ થાય છે, તેથી મમતા શિવાય બીજુ પરિતાપનુ કારણ જોવામા આવતુ નથી મનને સતુષ્ટ કરવા માટે જેટલા જેટલા સબધો કરવામા આવે છે તે સઘળા સબધો હૃદયમા એક જાતના શોકના ખીલા જ ઠોકાય છે એ નિસશય છે લાલચોને ખેદી ખોદી હૃદયમા જેટલો જેટલો ખાડો પાડવામા આવે છે તેટલો તેટલો ખાડો ખરા સુખથી ભરાતો આવે છે સસારમા માની લેવાતુ કોઇ પણ સુખ તૃષ્ણાના ક્ષયથી થતા સુખના એક આનાની પણ બરાબર ઉતરે એમ નથી કાળ દ્વેષથી મારતો નથી, પક્ષપાતથી છોડી દેતો નથી, ભય પામીને ભાગતો નથી, લાલચથી ભલુ કરતો નથી, સેવાથી દયાળુ થતો નથી, સ્તુતિથી રાજી થતો નથી, નિદાથી ગુસ્સે થતો નથી, માગવાથી દેતો નથી, અને નહિ માગવાથી ઉપેક્ષા કરતા નથી પણ સવદા પોતાના નિયમ પ્રમાણે જ વર્ત્યે જાય છે સ્ત્રી, પુત્ર તથા મધ્યન વગેરે સઘળુ વાસ્તવિક નહિ છતા પણ સ્વપ્નની પેઠે વૃથા પ્રતિત થઇ સુખ દુખના કારણ રૂપ થાય છે આ સસાર રૂપી ઇન્દ્રજાળની અદર અનેક અવતારોમા અનેક બધુઓ ઉત્પન્ન થાય છે અને અનેક નષ્ટ થઇ જાય છે, તો તેઓમા કોને માટે હર્ષ શોક કરવા અને કોને માટે નહિ કરવા? એક એક જીવને માટે અનેક વાર જેટલા બધુઓ થઈ ગયેલા હોય છે, તેટલા તો ભાગીરથીમા રેતીના કણ પણ નહિ હોય આ જોવામા આવતી સૃષ્ટિ જીવને કશુ દુખ દેતી નથી પણ તેમા જીવોએ કલ્પી લીધેલી પ્રિય, અપ્રિય અને સાધારણ એ ત્રણ આકારની નવી સૃષ્ટિ જ દુખદાઈ થઇ પડે છે સ્ત્રી વ્યક્તિ એક છતા પણ તેને કોઇ જીવ પત્ની માને છે, કોઇ જીવ દીકરી માને છે, કોઈ જીવ દીકરાની વહુ માને છે, કોઈ જીવ નણદ માને છે, કોઇ જીવ મા માને છે, કોઇ જીવ માસી માને છે, કોઇ જીવ કોઇ માને છે, કોઇ જીવ હિત માને છે અને કોઇ જીવ દુશ્મન માને છે, તો તેમા માની લીધેલા આકારો જ હર્ષ તથા શોક આપતા જોવામા આવે છે

૪. પોતે શરીર જ પાણીના પરપોટા જેવું ક્ષણભંગુર છે, માંસાદિક અચેતન પદાર્થોથી ગોઠવાયેલું હોવાને લીધે મૂળમાં મરણતત્ત્વ વાળું હોઇ માત્ર જીવનરૂપી વિકારવાળું ગણાય એવું છે; જેમાંથી કુતરા કાગડાને કામ આવે એવા બીભત્સ પદાર્થો શિવાય બીજું કશું હાથ લાગે એવું નથી.

**સંસારનું મિથ્યાપણું તથા શોક નિવૃત્તિ.**

'હું છું' એમ મિથ્યા માની પાલણ કરાતાં છતાં પણ મરણ તરફ જ વલણ રાખ્યા કરે છે અને જેની છેલ્લી દશા ભસ્મ, કીડા, કે મળ શિવાય ચોથી થતી જ નથી એવું છે, તેને લઇને પ્રવર્તતો સઘળો સંસાર નિઃસાર જ હોય એ સહજ સમજી શકાય એવું છે. ધન, સ્ત્રીઓ, પશુ, પુત્રાદિક, ઘર, ખેતર તથા વૈભવો અને તે શિવાય સઘળા અર્થ અને કામ્ય પદાર્થો કે જેઓ ચંચળ છે તેઓ ક્ષણભંગુર આયુષવાળા મનુષ્યનું કેટલું પ્રિય કરી શકે એમ છે? કશું નહિ. લૌકિક શાસ્ત્રોએ સંભળાવાતા સ્વર્ગાદિક પરલોકોની પણ એવી જ દશા છે. એ પરલોકો પણ ઇર્ષ્યાદિક દોષવાળા, પુણ્યોના ફેરફારથી ઓછાં વધતાં સુખોવાળા અને ક્ષય પામનારા છે. માણસ પોતાનાં કૃત્યોથી સુખની પ્રાપ્તિરૂપ તથા દુઃખની નિવૃત્તિ રૂપ ફળ ધારે છે તેના કરતાં પ્રાયશઃ વિપરીત ફળ થતું જ જોવામા આવે છે. तरति शोकमात्मवित् ઇત્યાદિ શ્રુતિ વચનોમા સઘળા સંસારને શોકરૂપ જ ગણી આત્મવિચારને જ તેના તરવાના ઉપાયો રૂપ કહ્યું છે. જેમ જળ પ્રચલિત થતું હોય ત્યારે તેમાં પ્રતિબિંબિત થયેલાં ઝાડ પણ પ્રચલિત થતાં જણાય છે, તેમ અંતઃકરણના શોકાદિક ધર્મોથી આત્મામાં પણ જાણે ધર્મો લાગુ પડતા હોય એમ જણાય છે જેમ ફુદડી ફરનાર માણસની આંખ ફરતી હોય તેને લીધે તે માણસને પૃથ્વી ફરતી હોય એમ જણાય છે, તેમ સત્વ આદિ ગુણોને લીધે અંતઃકરણ ફર્યા કરે છે તેથી, આત્મા પણ જાણે ફરતો (શોકાદિક તથા જન્મ-મરણ પામતો) હોય એમ જણાય છે. માણસ જ્યાથી (અપ્રકટ સ્થલમા) આવ્યો હતો ત્યા જ પાછો ગયેલો છતા અને શોક કરનારી પણ તેવી જ સ્થિતિ છતા વૃથા જ શોક થાય છે. મનોરથ અને સ્વપ્નની પેઠે સઘળા સાંસારિક પદાર્થો ખોટા જ છે એટલા માટે સમજુ લોકો આત્માને સત્ય અને દેહાદિક સંસારને મિથ્યા જાણીને તેમાથી કોઇનો પણ શોક કરતા નથી. મિથ્યાભુતમાં સારૂં નરસું, પોતાનું કે પરાયું શું હોય? જેમ દોરડામા પ્રતીત થયેલા સર્પનું રૂપ અજ્ઞાનદશામા જેવું જોવામા આવે છે તેવું જ્ઞાનદશામા જોવામા આવતું નથી, તેમ આ સંસારનું રૂપ અજ્ઞાનદશામા જેવું જોવામા આવે છે તેવું જ્ઞાનદશામાં જોવામાં આવતું નથી. જેમ આકાશની નીલતાનો અંત કે આદિ જોવામાં આવતાં નથી અને તેમ હોવાને લીધે મધ્ય પણ જોવામા આવતું નથી, તેમ માત્ર પ્રતીતિરૂપ આકારવાળા આ સંસારનો પણ આદિ કે અંત જોવામા આવતો નથી અને

તેમ હોવાને લીધે મરણ પણ જોવામાં આવતું નથી આથી સિદ્ધ થાય છે કે, જેમ આકાશની નીલતા મિથ્યા છે, તેમ આ સંસાર પણ મિથ્યા છે આવા સંસારમાં કોઈ મરી ગયેલા વગેરેનો નહિ પરંતુ પોતાની જાતનો જ શોક (પરિતાપ) કરવો ઉચિત છે.

૫ 'શોક વિરુદ્ધ સમજાયા છતાં પણ વિદ્વાન લોકોના મનમાં વારંવાર નહિ પરંતુ એકવાર તો થોડી ઘડી ઝંપ કર્યા વગર રહે નહિ'

બ્રહ્મવિદ્યા

એમ ભગવદ્ગીતાના गतासूनगतासूंश्च नानुशोचन्ति पण्डिताः એ વચનના અનુશરણ ઉપરથી સમજાય છે એ વચનના વ્યાખ્યાનમાં તો અનુસાર વિશે કશો નિર્ણય નહિ જોવામાં આવતાં ઊલટું જ જોવામાં આવે છે કે 'મૂર્ખ લોકો 'મારા આ પુત્રાદિક મરી ગયા' એમ મરણ પામેલાઓનો જ શોક કરેછે પણ જીવતાઓનો શોક કરતા નથી, પરંતુ લોકો 'મારા આ પુત્રાદિક મૂર્ખ છે તથા દુરાચારવાળા છે' એમ જીવતાઓનો જ શોક કરે છે પણ મરણ પામેલાઓનો શોક કરતા નથી પરંતુ ખરા વિદ્વાનો કે જેઓ જગતને સ્વપ્ન જેવું મિથ્યા ગણી જગતના અધિષ્ઠાનરૂપ બ્રહ્મને જ સત્ય માને છે તેઓ તો મરણ પામેલાઓનો પણ શોક કરતા નથી અને જીવતાઓનો પણ શોક કરતા નથી" ગભરાટના તથા શોકના વખતમાં પણ જેઓનું મન સ્થિર જ રહે એવા પુરુષો તો વિરલ જ હશે આ વિષયમાં જનક રાજાનું વચન મારા મનમાં ભારે અસર કરેછે એક સમયે યાજ્ઞવલ્ક્ય મુનિ મોટીમોટી સભા વચ્ચે જનક રાજાને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ દેતા હતા ત્યારે યાજ્ઞવલ્ક્ય મુનિની દૃષ્ટિને જનક રાજાની સામે જ રહેતી જોઈ સભાસદોના મનમાં કલ્પના આવી કે 'મુનિ આપણી સામે કોઈ સમયે પણ દૃષ્ટિપાત નહિ કરતાં રાજાની સામે જ દૃષ્ટિ રાખી ઉપદેશ આપ્યા કરે છે તેથી મુનિના મનમાં ધનની કંઈ લાલચ હોવી જોઈએ' સભાસદોના આવા અભિપ્રાયને જાણી લઈ મુનિએ યોગબળથી સઘળી મિથિલાનગરીમાં ચોમેર મોટીમોટી આગ લાગ્યાનો દેખાવ કર્યો આગ લાગ્યાની ખબર સભામાં આવતાં પોતપોતાના ઘરોની સંભાળ લેવા માટે સઘળા સભાસદો સભામાંથી ઊઠી ગયા, પણ જનક રાજા અચળ રહીને બોલ્યા કે अनन्तमिव मे वित्तं यस्य मे नास्ति किंचन । मिथिलायां प्रदीप्तायां न मे दह्यति किंचन ॥ १ ॥ (જેને દેશનો કાળનો કે વસ્તુનો માપ લાગુ પડતો નથી એવું અને ધનની પેઠે દેહ, પ્રાણ તથા મન વગેરેથી ગોઠવાયેલી ગુફામાં ગુપ્ત રહેલું બ્રહ્મતત્ત્વ જ મારૂં સ્વરૂપ છે સઘળું જગત મારા સ્વરૂપમાં કલ્પિત હોવાને લીધે મારા સ્વરૂપથી જુદું પડી શકાય એમ નથી માટે મારૂં કશું નથી, તેથી નવખંડી મિથિલાપુરી સળગી

૧ મહાભારત શાંતિપર્વ અ૦ ૧૧૮ મો.

ઉઠયા છતાં પણ મારૂં કશું સળગી જતું નથી.) થોડી વાર પછી મુનિએ આગનો દેખાવ બંધ પાડયો કે તુરતજ સઘળા સભાસદો પાછા સભામાં આવતાં મુનિએ તેઓને કહ્યું કે 'તમારા મનમાં ઉઠેલી ખોટી કલ્પનાને શાંત કરવા અને જનક રાજાને ખરી નિષ્ઠા હોવાથી તેમને જ પૂરા અધિકારી જાણી તેમના સામે દૃષ્ટિ રાખ્યા કરૂં છુ, એમ જણાવવા મેં યોગબળથી આ દેખાવ કર્યો હતો.' આવીજ રીતે એક બ્રાહ્મણે કોઇ પ્રસંગમાં કહ્યુ હતું કે "જેમાં 'હું' એવી પ્રતીતિ થાય છે એવો જીવ પણ અહંકારના મિશ્રણવાળો હોવાને લીધે મારો નથી ત્યારે દેહાદિક તો મારૂ કેમ જ હોય? કેમકે હું તો શુદ્ધ બ્રહ્મ છું. અથવા તો સઘળું જગત શુદ્ધ બ્રહ્મમાં કલ્પાયેલું હોવાને લીધે મારૂં છે. આમ છે માટે શોક કરવાનો કોઇ જગાજ નથી."[૨] જો કે બ્રહ્મ સત્ય છે, જગત મિથ્યા છે અને જે જીવ છે તે બીજો કોઇ નથી પણ બ્રહ્મ જ છે એ ત્રણ વિષયોમાંજ બ્રહ્મવિદ્યાનો સમાવેશ થાય છે તોપણ મનમાં એ વિષયોનો પૂરેપૂરો યથાર્થ નિશ્ચય ઠસાવવાને માટે ઘણા સમયની, વૈરાગ્યાદિક ઘણાં સાધનોની અને વેદાંત ગ્રંથોના શ્રવણ મનનની તથા અભ્યાસની મોહોટી જરૂર છે.

૯. મારા પરમ સ્નેહી જામનગર નિવાસી શાસ્ત્રી કાલિદાસ ગોવિંદજીનો એક બે વર્ષ સૂધીનો સમાગમ મુંબઇમાં થવાથી મને વેદાંત (અદ્વૈત) માર્ગ ઉપર અભિરૂચિ થઈ તથા તે શાસ્ત્રીજીએ આપેલી બોધની સરણિથી તે માર્ગ સંબંધી કેટલાંએક પુસ્તકો મારા વાંચવામાં આવતા મારી મનોવૃત્તિ એટલે દરજ્જે શાંત બની બ્રહ્મવિદ્યામાં પ્રવિષ્ટ થઇ છે કે જેથી હાલના કારી ઘા જેવાં દુઃખો પણ મિથ્યા જણાઇ મને સ્થાયી સંતાપ આપી શકતાં નથી. બ્રહ્મવિદ્યામાં ચિત્તની લાગણીને લીધે મેં આ પત્રમાં થોડોક એ વિષય લખ્યો છે પરંતુ તે વિષય ઘણોજ સૂક્ષ્મ અને ગહન હોવાથી આપ લોકોમાંના કેટલાએકને કંટાળા ભરેલો લાગશે એમ જાણી આટલાથીજ આટોપી લઉં છું. હવે ઇશ્વર મારી સદ્વૃત્તિને સર્વદા કાયમ રાખી મારૂં છેવટનું લોકોપકારક કૃત્ય કે જે કરવાનો માત્ર મેં આરંભ જ કર્યો છે તેને પૂર્ણ કરાવે એટલુંજ ઇચ્છું છું.

## મુમુક્ષુનો નિશ્ચય.

### શાર્દૂલ વિક્રીડિત છંદ.

જ્યારે દ્વૈત ટળી અભેદ મનમા, ભારે સ્ફૂરી ઉઠશે,
માયા તે સમયે ધરી અબળતા, ન્યારી થઈ ઉભશે,
આત્મા ઓળખિને સ્વરૂપ હૃદયે, આનંદમાં રેલશે,
પૂર્ણાનંદપણુ મુમુક્ષુ જન આ બીજે નહીં ખોળશે. ૧

[૨] મહાભારત, શાંતિપર્વ. અધ્યાય ૧૭૮ મો શ્લોક ૧૪ મો.

## જ્ઞાનીનો નિશ્ચય તથા વ્યવહાર

શાર્દૂલવિક્રીડિત છંદ

આત્મા છે અવિનાશિ, ચેતન જ તો સંસાર છે કોણને ?
છે કાષ્ટાદિક તુલ્ય, દેહ જડ તો, સંસાર છે કોણને ?
આ રીતે નથી કોઈને પણ છતાં દેખાય છે તે થકી
હા ! સંસાર મહા પિશાચ પ્રગટ્યો, અજ્ઞાનથી એ નકી ૨

લાવી મોટિ કૃપા પ્રવીણ ગુરુએ સિદ્ધાંત સાચો કહ્યો,
ભાગી ભૂલ ' શરીરના ક્ષય સુધી, સંસાર છોને રહ્યો '
' આ જુઠા જડ દૃશ્યમાં નહિ ફરી સાચાપણું ભાસવું '
જીવનમુક્તિતણું વડું સુખ હવે, બાકી રહ્યું સેવવું ૩

અજ્ઞાની જન ચાહ્ય તેમ બબડો-નિંદો-વખાણો-વઢો,
રોગ-શોક બનો-તણાવ-ઉછળો-પોઢો મુકીને રઢો,
જ્ઞાની એ સઘળો બનાવથિ અભંગો દાવાગ્નિથી બ્હીને,
ગંગાનીર વિષે ઉભેલ કરિની, પેઠે વરે શાંતિને ૪

જ્ઞાતી સ્થાયિ થતાં, અનાથ બનીને તૃષ્ણા, ટળી જાય છે,
બ્રહ્મજ્ઞાન જમા થતાં જ વિષયો, ભોંઠા પડી જાય છે,
ચેષ્ટાતો વ્યવહાર નાટકિતણો જેવો જ દેખાય છે,
આત્મા શું કહિયે શરીર પણ આ નાહેત લેખાયછે ૫

અમદાવાદ
તા૦ ૬ ઠ્ઠી એપ્રીલ ૧૯૦૯

લી આપના આભારી,
ભાઈશંકર નાનાભાઈ

# ચંદા રામજી કન્યાશાળા.

"Education is the development in the individual of all the perfection of which he is capable"—*Kant*

કેટલાક વર્ષથી કન્યાઓને ઉંચી કેળવણી આપવાની અગત્ય તેમનાં માબાપો સમજવા લાગ્યા છે એ આપણે મેટ્રીક્યુલેશન અને તે પછીની પરીક્ષાઓમા ફતેહમંદ નીવડતી સ્ત્રી ઉમેદવારોની દિન પ્રતિ દિન વધતી જતી સખ્યા ઉપરથી જોઈ શકીયે છીએ. પરતુ આપણે એટલાથી જ સતોષ પામવાનુ નથી. ઉછરતી કન્યાઓ—ભવિષ્યની ગૃહિણીઓ અને માતાઓ જે પ્રકારની કેળવણી લે છે, તે કેળવણીથી તેઓને ખચુસ લાભ છે કે તેમને મિથ્યા શ્રમદાતા છે, એ પણ આપણે વિચારવાનું છે. હાલ કેળવણી લેતી કન્યાઓ ઘણું ખરૂં તો છોકરાઓની હાઈસ્કુલમાં જ અભ્યાસ કરે છે. કોઈ કોઈ ઠેકાણે તેમને માટે જુદી શાળાઓ છે પણ મેટ્રીક્યુલેશનની પરીક્ષાના ધોરણ મુજબ તેમને શીખવવામાં આવે છે છોકરાઓ અને છોકરીઓ બેઉ માટે આથી એક જ પ્રકારનો અભ્યાસક્રમ હોય છે. મેટ્રીક્યુલેશનની પરીક્ષા આપ્યા પછી કેટલીક કન્યાઓ વૈદક શાસ્ત્રનો અભ્યાસ કરે છે અને કેટલીક બી. એ કે એમ એ. થવાની ઉમેદવારી બતાવે છે. ત્યા પણ જે જે વિષયો છોકરાઓ શીખે છે તે જ વિષયોમા સ્ત્રી વિદ્યાર્થીઓ પ્રવીણતા મેળવે છે. પુરૂષોને લગતા વિષયો કેટલે દરજ્જે સ્ત્રીઓને ઉપયુકત છે એ તકરારી વિષયમા પડવાનુ અત્રે પ્રયોજન નથી. પણ આટલું તો ખુલ્લુ છે કે આગળ જતા, પુરૂષો અને સ્ત્રીઓને જુદા જુદા કર્તવ્યો કરવાના છે જીંદગીમા જે જે કાર્યો કરવા પડે તે સઘળા ઉત્તમ રીતે કરવાની શક્તિ કેળવણીથી આવવી જોઈએ. એવી ઘણી બાબતો છે કે જેનું જ્ઞાન સ્ત્રીઓને જ જરૂરનું છે અને પુરૂષોને માટે તે વધારે પડતું છે. પુરૂષોને લગતી કેટલીક બાબતો સ્ત્રીઓને વધારે પડતી છે. સ્ત્રી અને પુરૂષ વિદ્યાર્થિઓ માટે એક જ પ્રકારના અભ્યાસક્રમથી પરિણામ એ આવે છે કે સ્ત્રીઓને થોડા જ ઉપયોગના વિષયો તેમને શીખવા પડે છે અને ખાસ ઉપયોગી વિષયો શીખવી શકાતા નથી આ કારણથી સ્ત્રી વિદ્યાર્થિઓ માટે તેમને જ લગતા વિષયો શીખવે અને તેની સાથે તેમને ઉંચા પ્રકારની કેળવણી આપે એવી શાળાઓની જરૂર છે એમ અમારૂં માનવું છે.

લોહાણા જ્ઞાતિના મોટા વ્યાપારી સ્વર્ગસ્થ શેઠ ચંદા રામજી વલ્લભ પંચના મુખ્ય સંભાવિત હતા. પોતાના કુટુંબના ડાકોરજી માટે તેમને નિસ્સીમ પુન્ય ભાવ

હતો પોતાના સ્વર્ગવાસ પછી આ પ્રભુજીની સેવા, જે મહત્તાથી પોતાના સમયમા થતી હતી એ જ ભાવથી થાય એ આશયથી પોતાની સવ મી કત એમણે એક મત્યુપત્ર કરી, શ્રી ઠાકોરજીને અર્પણ કરી હતી શેઠજીના ટ્રસ્ટી રા ા નાનુનાર થયુ ડોકારેએ એક સ રી રકમ શ્રી ઠાકોરજીને માટે સુશોભિત મ [ બાધવ મા તથા તેને નિભાવવાના કામમા રાખી બાકીની રકમમાથી રૂપીઆ નાડાચાર લ ખ, માગ પાયા પર એક ક યાશાળા સ્થાપવાને ખર્ચવાને વિચાર કર્યા દેશકાળની જરૂરીઆતો જોતા હાલ આપણે શાની જરૂર છે તે ઉપર લક્ષ્ય આપી મી૰ ડોકારેએ અતિ પ્રશસનીય પગલુ ભર્યુ છે

આ શાળાની વ્યવસ્થા માટે એક યોજના તૈયાર કરવામા આવી છે ગ ર્રાતી અને દક્ષિણી પ્રતિષ્ઠિત ગૃહસ્થોમાથી અને બન્ને કોમના કેળવણીના વિષયમા માન્ય ગણાતા અને ઉત્સાહ રાખતા ગૃહસ્થોમાથી, મિ ડોકા એ ચ રી કહાડેલા મા૰ મેમ્બરોનુ મ ડળ આ શાળાની વ્યવસ્થા કરશે ચાલુ વહીવટ માટે આ મ ડળ પોતામાથી નવ જણાની એક મેનેજી ગ કમિટી નીમશે દર વાલુ વર આ કમિટીની નવી ચ ટણી થશે નાણા સ બ ધી દેખરેખ બે ગુજરાતી અને બે દિક્ષણી ગૃહસ્થો મળી ચારે ટ્રસ્ટીઓ રાખશે ઉપર લખેલા Electorate મા ગુ ર્રાતી કરતા દક્ષિણી ઓની સ ખ્યા વધારે છે, જોકે બેઉ કોમનુ સમતોલ રાખવાને મિ ડોકારેએ બનતો પ્રયત્ન કર્યો છે આના ખુલાસામા એમ પણ કહેવામા આવે છે કે ગુજરાતી ભાઇઓ આવા કામમા ઝાઝો ઉત્સાહ રાખતા નથી કેટલેક અશે આ ફરિયાદ સાચી છે Electorate માના કેટલાક ગુજરાતી મેમ્બરો કમિટીમા હાજરી આપવા જેટલા વખત બચાવી શક્યા નહોતા ભલે ગુજરાતી કે દક્ષિણી ગમે તે વ્યવસ્થા કરો પણ આ શાળાનો વહીવટ જો સારી રીતે થશે અને તેમા કેળવણી લેતી કન્યાઓ તમનો મૂહસ સાર દીપાવશે, તો તેથી અમને સતોષ છે

આ શાળાની સાથે સબ ધ રાખતી એક બીજી બીના નોધતા અમને ગર્વ ઉપજે છે ગુજરાતી ભાઈઓ આવા લોકોપયોગી કાર્યમા લક્ષ્ય આપતા નથી એમ જે કહેશે તેમને અમે કહીશુ કે ગુજરાતી ગૃહસ્થોએ નહિ તો ગુજરાતી મહિલાઓએ આ કાર્યમા કાળજી બતાવી છે સ્ત્રીઓને લગતી શાળાની યોજના ઘ વા ા સ્ત્રીઓના અભિપ્રાય ી અપક્ષા લવા માટે અત્રેના ગુજરાતી હિન્દુ સ્ત્રી મ ડળે અન તોષ જણાવ્યો હતો તેમણે એ શાળાના અભ્યાસક્રમ તથા બીજી યોજના વિષે ચર્ચા કરતા જણાવ્યુ હતુ કે સ્ત્રીઓના હિત માટે સ્થપાતી શાળા વિષ અભિપ્રાય આપવાનો તેમને હક છે વળી ગુજરાતી ગૃહસ્થના આશ્રયથી પોતાના લાગા વિષે બોલવાનો ગુજ ાની સ્ત્રીઓનો હક તેથી પણ વધારે છે આપણા દેશની સ્ત્રીઓની મહત્વાકાક્ષા માટે અ પણે મગરૂર થવુ જોઇએ

અભ્યાસક્રમ વિષે થોડું વિવેચન કરી આ ચર્ચા સમાપ્ત કરીશું. અંગ્રેજી ચોથા ધોરણથી મેટ્રીક્યુલેશન સુધી શીખવવાની અહિં ગોઠવણ છે. જો સવડ હશે તો ચોથા ધોરણ પહેલાના વર્ગ ઉઘાડવામાં આવશે. છઠ્ઠા ધોરણ સુધી ગુજરાતી અથવા મરાઠી ભાષામાં મુખ્યત્વે કરીને શીખવવામાં આવશે. આથી કરીને હરેક વર્ગના ગુજરાતી અને મરાઠી એવા બે વિભાગ પડશે. મેટ્રીક્યુલેશનની પરીક્ષા આપવાની ઇચ્છા નહિ રાખતાં માત્ર જેઓ ઉંચી કેળવણીની જ અપેક્ષા રાખે છે તેમને માટે જુદો વર્ગ રાખવામાં આવ્યો છે. ત્યાં અંગ્રેજી અને દેશી સાહિત્ય, સંગીત, ચિત્રકળા, કેટલાક ઉદ્યોગ, (કાગળનાં ફુલ બનાવવાના, ગુંથણ, ભરતકામ ઇ૦) આરોગ્યના સાધારણ નિયમો, વિગેરે વિષયો પર પૂરતું લક્ષ્ય આપવામાં આવશે. પ્રાચીન અને અર્વાચીન ઇતિહાસ, પદાર્થ વિજ્ઞાન, ભૂગોળ વિગેરે વિષયોનો પણ તેમાં સમાવેશ કર્યો છે. બને ત્યાં સુધી વિદ્વાન સ્ત્રી શિક્ષકોને રોકવાનો વ્યવસ્થાપક મંડળનો વિચાર છે. વ્યવહારિક જ્ઞાન માટે એક ન્હાનો બગીચો તથા એક સંગ્રહસ્થાનની અમને જરૂર જણાય છે. સ્ત્રીઓના શરીરની ખીલવણી અને સૌંદર્ય માટે કસરત-શાળા વિગેરે સાધન રાખવામાં આવ્યા છે.

આ શાળાની જો પદ્ધતિસર વ્યવસ્થા કરવામાં આવશે, તો અમે આશા રાખીએ છીએ કે અત્રે અભ્યાસ કરતી કન્યાઓ શરીરે બળવાન, મસ્તિક અને હૃદયના અનેક ગુણોથી ભરપૂર થશે, અને અમે આરંભમાં કહ્યા પ્રમાણે તેઓ ગૃહિણી અને માતા તરીકે તેમનું કર્તવ્ય યોગ્ય રીતે બજાવવાને સમર્થ થશે. અસ્તુ.

નં.

---

## हंसपक्षिने संबोधन,

(सोरठा)

१

प्रीति पिंजर मांय हंस तने जो होय तो,
मान सरोवर मांय भले सुखेथी रें सदा;

२

हंस, हंसनी रीत तो पण राखी उडजे
जोई मेघ नजीक पिंजरमां पाछो जजे.

३

पक्षी पिंजर प्रीत के अळगुं थातां मरे;
ए तो पोपट रीत नथी हंसनी कोय दी.

मित्रनो मित्र.

# आर्यधर्मप्रकाश

पुस्तक २६ मु ] मास वैशाख सं १९८४ [ अंक ७ मो


## रसधर प्रयाण [1]




(गरबा)

रे रस रेलवनारा मोंघा मेहुला !
अमरपथना आत्म-चल करनार जो !
अनुपम दिव्य प्रभा तम आवो ठारती,
रसधर लोक हिते रसना धरनार जो !—रे रस रेल० १

क्षणवीने जोताता जन सौ वाटडी !
क्यारे आवे नूतन रसधर बाल जो !
जाणता रस वर्षण काळ सुदूर छे,
था अणधार्यो पगला कां कृपाळ जो—रे रस रेल० २

अमने अम इच्छा सम आवीने मळ्यु,
ए तो कोई फळीयल पूण्य प्रभाव जो !
वा अणकीघल यज्ञोना फळ सापडया !
विना रसन रसदान न थात प्रभाव जो !—रे रस रेल० ३

---

૧ આ ગરબીનું નામ રસધર પ્રયાણ રાખવું ઉચિત છે. આ ગરબી સદ્ગત આચાર્ય શ્રીયુત ગોવર્ધનરામ ને ઉદ્દેશીને રચી છે. રસ એ શૃંગારાદિ નવ રસનો વાચક છે અને તેને ધર એટલે ધારણ કરનાર પોષણ કરનાર અર્થાત્ રસધર એટલે કવિ અને તેનું પ્રયાણ અર્થાત્ જવું આ લોકમાંથી અન્ય લોકમાં વા મોક્ષમાં જવું એ પ્રમાણે શબ્દાર્થ છે. અથવા રસ એટલે જળ અને તેને ધર એટલે ધારણ કરનાર અર્થાત્ રસધર એટલે મેઘ અને તેનું પ્રયાણ એટલે વર્ષા તે વિરામવું બંધ થવું આ બીજી રીતે શબ્દાર્થ છે. સુજ્ઞ વાંચકો લક્ષમાં રાખશે કે જેમ ગરબીનું મથાળું શ્લેષ રચનાએ ઉભયાર્થવાહક (બે અર્થનું વહન કરનાર) થયું છે તે પ્રમાણે અર્થથી ઇતિ પર્યંત તેવીજ શ્લેષમય રચના રચવામાં આવી છે અને જે જે શબ્દો શ્લેષ વાળા છે, અર્થાત્ જે એક શબ્દના બે અર્થ થાય છે, તેને મોટા અક્ષરમાં છાપવામાં આવ્યા છે.

व्हाला ! वास तमारो उन्नत स्थानमा,
हृदय त्हमारूं तेवु उंचुं मान जो !
धारा गुर्जरी गौ-संताप शमाववा,
रेली धारा अमृतमय सुखकार जो !—रे रस रेल० ४

उंचाणेथी ए धारा तम उतरी,
दिव्यरसा-गुर्जरीए धारण कीध जो,
फळ्या पुण्य प्हेलाना गुर्जरीनां गणु !
रस-मय रस-धारा-सारे करी दीध जो.—रे रस रेल० ५

छो रस रूप "रसो वै सः" श्रुती शु कहे !
छे रस रूप स्वरूप ईशनु जाण जो;
एक अनेक रुपे ए जगमा भासतो,
एवुं लोकोत्तर शंकरनु ज्ञान जो —रे रस रेल० ६

ज्ञान रमे ए अम अतरमा आ समे,
तेथी आपशुं प्रभुमां त्हमने मान जो;
तममां अममां सहुमां छे रमी ए रह्यो,
करे नित्य भक्तो जेना रसगान जो.—रे रस रेल० ७

क्यांथी पुण्य प्रभाव उदय एवो बने !
क्यांथी व्यापक ईश बधे देखाय जो !
विरल संत एवा जगमा जनमात्रमा !
प्रति व्यक्तिनी प्रभुता उरमां ध्याय जो !—रे रस रेल० ८

रीझी रीझवी गो-गुर्जरीने को रसे.
अने कराव्युं अनुपम रसनुं पान जो;
आवीने सौदर्य वधार्युं विश्वमा,
आव्या जाणे भु मण्डल भगवान जो !—रे रस रेल० ९

अद्भूत चपला, प्रतिमा तम अजवाळती
अखिल विश्वने घन अंधारे एक जो;
आंजती अम दिव्य नयन को दीप्ति ए,
धरती मनहर अनुपम-रुप अनेक जो.—रे रस रेल० १०

विश्व व्यापी गजन तम मधुरु मीठडु,
सुणी केकारव कलापीनो रेलाय जो,
मधुर गर्जने मोह पमाड्यु विश्वने,
ललित वेणुना ध्वनि मधुर फेलाय जो —रे रस रेल० ११
शान्त रमण तम जोई स्वरुप बना रहे,
कोई कान्त रति गोष्टीमा गुथाय जो,
बाल मस्तीमा आवी रस क्रिडा रचे,
कविमडल आच्छादित तममा थाय जो —रे रस रेल० १२
श्रेष्ठ रसिक चातक गण तरसे टळवळे,
रहे उर्ध्वमुख नहे रसज्ञ रस पान जो,
आश अवरनी अतरमा नव राखता,
तममा रसधर ! एक जेमनु ध्यान जो —रे रस रेल० १३
एवा ए व्रतधारी चातक कारणे
रस वर्षण आवीने करतु आप जो,
माधव मेघ रमद कविवर त्हमने वदु,
छे गोवर्द्धन ! एक त्हमारी टेक जो —रे रस रेल० १४
गो वर्द्धन कारण रस वर्षण आचर्यु,
अर्पण कीधा तेमा रसधर अग जो,
कल्प दधिचीना जेवु कीधु तमे !
अनित्य द्वार साधी लीधु नित्य जो —रे रस रेल० १५
आव्याने जम कारज सिद्ध करी गया,
रसधर कावल ए उपकार अमाप जो,
भूला ए न जशु कदी काळे तमने,
अम अतरमा छे पडी ऊडी छाप जो —रे रस रेल० १६
विस्तार्यो यश अमर तमे आ लोकमा,
रसधर आपे काढु पुण्य प्रमाण जो,
[illegible]
विष्णुपदे त्या विरमो त्हने प्राण जो —रे रस रेल० १७

अमृतलाल कुवरजी वैद्य

## બૌદ્ધ મતની 'મહાયાન' શાખા.*

બૌદ્ધ ધર્મનું જે સ્વરૂપ હાલ ટીબેટ, ચીન, જાપાન વિગેરે ભરતખંડની બ્હારના મુલકોમાં મનાય છે તે વિષયનું વિવેચન કરનાર આ ગ્રંથ, આ દેશના સામાન્ય વાચક વર્ગને ઉપયોગી અને પ્રિય થઇ શકશે નહિં એવું ઘણાકનું માનવું થાય છે. પણ ભિન્ન ભિન્ન ધર્મનાં મૂળતત્ત્વોની સરખામણી કરી તેમનુ અધ્યયન કરનાર જિજ્ઞાસુને તે ઘણોજ મહત્વનો છે. બૌદ્ધ ધર્મના આદિ પુરૂષ ગૌતમ બુદ્ધના સિદ્ધાન્તો, ક્રમે ક્રમે કેવા રૂપાન્તર પામતા ગયા અને એ રૂપાન્તરમાંથી તે પોતાના મૂળ તરફ પાછા આવવાને કેવું વલણ દાખવે છે તે વિષે આ ગ્રંથ ઘણોજ કિંમતી બોધ આપે છે, તેથી તેનો અમે ઘણા આનંદ સાથે સત્કાર કરીએ છીએ.

બૌદ્ધ ધર્મનુ આદિ સ્વરૂપ બ્રાહ્મણોના ધર્મથી ભિન્ન નહોતું. તેની સ્થાપના કરનાર–નેપાળનો રાજા, આશરે ઇ. સ. પૂર્વે ૫૦૦ વર્ષ પર થઇ ગયો. તેનાં સિદ્ધાન્તો આજ દક્ષિણ હિંદમાં વિશેષ સન્માન પામે છે.

એવું મનાય છે કે ઉત્તર હિંદમા બૌદ્ધ ધર્મ ઉપર વિદેશી ધર્મ અને તત્વજ્ઞાનના સિદ્ધાન્તોએ ઘણી અસર કીધી છે ઇ. સ. ના આરંભમાં હુવિષ્ક, કનિષ્ક ઇત્યાદિ તુરાનિયન વિજેતાઓના અનુયાયીઓએ હિંદમા નવીન વિચારોને દાખલ કર્યા.

"બૌદ્ધ ધર્મની જે શાખા મહાયાન નામે પ્રસિદ્ધ છે, તેની ઉત્પત્તિ ઇ. સ. ના છઠ્ઠા શતકમાં મનાય છે. જે સ્વરૂપમાં હાલ તે એશિયાખંડના પૂર્વના દેશોમા પ્રચલિત છે તે સ્વરૂપ લેતા બે હજારથી વધારે વર્ષો વીતી ગયાં આ દીર્ઘ કાળમા, હિંદ, ટિબેટ અને જાપાનના ઉત્તમોત્તમ તત્વચિન્તકોએ તેના મહત્વમાં ઘણો ઉમેરો કર્યો."

બૌદ્ધ ધર્મના મૂળ તત્ત્વો સાથે મળતા આવતા બીજા ઘણા બ્હારના ધર્મ અને તત્વદર્શનના વિચારોનો ઉપર કહેલા વિદ્વાનોએ સ્વીકાર કર્યો. બૌદ્ધ ધર્મની મર્યાદાનો આથી વિકાસ થયો અને મહાયાન શાખામા નિરવધિ મહાસાગર પ્રમાણે ભિન્ન ભિન્ન પ્રકારનાં સત્ય સિદ્ધાન્તોનો સમાવેશ થતો ગયો.

---

* Daisetz Teitaro Suzuki કૃત "બૌદ્ધ મતની મહાયાન શાખાના સંક્ષિપ્ત [illegible]" ના રાવ બહાદુર વિ. જ. કીર્તિકરના અવલોકનનુ લેખકની અનુમતીથી ભાષાંતર.

આ લેખમા બૌદ્ધ ધર્મના મૂળ તત્ત્વો વિષે વિવેચન કરતા, મહાયાન મતની તેમના ઉપર શી શી અસર થયેલી જણાય છે તેનુ બયાન કર્યું.

બ્રાહ્મણોના ધર્મની સામે સ્વતંત્ર ધર્મ સ્થાપનાર આ ધર્મ વિચારકોના મુખ્ય ગણાતા ગૌતમ બુદ્ધ વિષે આરંભમા સામાન્ય વિવેચન કરવુ જરૂરનુ છે. એના સિદ્ધાન્તો જ્યા અપૂર્ણ અથવા અસ્ફુટ જણાય ત્યા વેદાન્તની મદદથી તેમને ખરી રીતે કેટલે સુધી ઉકેલાય તેનો નિર્ણય કરવાને આથી સરળતા થશે.

ઉપનિષદોના બુદ્ધિપ્રધાન (Rationalistic) યુગ પછી, સ્વાર્થપરાયણ બ્રાહ્મણોનુ અંધેર જ્યારે સર્વત્ર પથરાવા લાગ્યુ હતુ તે સમયમા ગૌતમ બુદ્ધનો જન્મ થયો. બ્રાહ્મણોના મતથી તેના વિચાર નીચે બતાવેલી બાબતોમા જુદા પડતા હતા. (૧) વેદ ઈશ્વર કૃત નથી. (૨) કર્મ કાંડને બ્રાહ્મણો જેથી વધારે અગત્યના માને છે તે ભ્રાંતિ છે. (૩) હઠયોગ વિગેરે ઉગ્ર તપશ્ચર્યાનો તેણે અનાદર કર્યો. (૪) બ્રાહ્મણો બીજી વર્ણો કરતા જન્મથી જ શ્રેષ્ઠ છે (મથી નહિ) એ વિચારને અસત્ય ઠરાવ્યો. (૫) શૂદ્ર તથા સ્ત્રી જાતિ પતિત ગણાતા એ થાય ઠીક તે સારુ થયો. ( ) જાતિ, વય અને વર્ણનો પ્રતિબંધ રાખ્યા સિવાય સર્વને એક મ ખે ઉપદેશ આપવા જોઈએ એવો તેનો અભિપ્રાય હતો.

તેના સમયમા તત્ત્વજ્ઞાનની જે જે શાખાઓ પ્રચલિત હતી તેની સામે એને વિરોધ નહોતો. કેવળ ખંડન નહિ પણ પ્રતિપાદન કરવુ એવો તેના આદર્શ હતો. તેના લખાણ આપણને ઉપલબ્ધ નથી પણ તેના ઉપદેશ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે પ્રાચીન ભાવનાઓનો તેણે તિરસ્કાર કર્યો નહોતો. અલબત્ત તેમનો નવાનો સ્વીકાર કરવાની તેની ઇચ્છા હતી નહિ. તેણે બ્રાહ્મણોએ પ્રવર્તાવેલા અન્યાય ઉપર માત્ર આક્ષેપ કર્યા.

આધ્યાત્મિક વિષયના તત્ત્વ ચિંતન કરવાનુ તેને ઉચિત નહિ. આનો અર્થ એવો નથી કે એ વિષયમા એણે પ્રવેશ કર્યો નહોતો, પરંતુ 'નિર્વાણપ્રાપ્તિ માટે એવા જ્ઞાનની અગત્ય નથી જેવુ તેનું માનવુ હતુ. માત્ર એવા પ્રશ્નના નક્કી કર્યાથી આચાર વિચારની શુદ્ધિ થતી નથી, તૃષ્ણાનો નાશ થતો નથી, તેમ સંસારના બંધન ઢીલા થતા નથી" જ્યારે કોઈ એને એ વિષય ઉપર પ્રશ્ન કરતા ત્યારે તે માત્ર મૌન ધારણ કરતો. કોઈપણ પ્રકારે એવા વિષય ઉપર વાદવિવાદ કરવા તે નાખુશી બતાવતો અને આગ્રહથી કહેતો કે તૃષ્ણા માત્રનો ત્યાગ કરવાથી, પરમ શુદ્ધ જીવન ગાળવાથી અને મનુષ્ય જાતિની નિષ્કામપણે સેવા કરવાથી પરમાનંદની પ્રાપ્તિ થઈ શકે છે. તેથી તેનો ઉપદેશ માત્ર વ્યવહારિક પ્રશ્ને જ હતો.

## આત્મા—વિજ્ઞાનશાસ્ત્રની દ્રષ્ટિએ.

આ વિષયના મથાળા હેઠે આ પત્રના ગયા સાલના અંકમાં રા. રા. શંભુપ્રસાદ શિવપ્રસાદ બી. એ. થી લખાયેલો લેખ પ્રગટ થયો છે. એ લેખનો વિષય જ આત્મ–અધ્યાત્મ વિદ્યાનો (Metaphysics) છે, જે વિદ્યા જ શુદ્ધ વિજ્ઞાન વિદ્યાથી અતીત્ય છે. વિજ્ઞાનનો અધિકાર આ પ્રમાણે સંકુચીત કર્યાથી એમ કહેવાનું નથી કે આત્માનો વિજ્ઞાન શાસ્ત્રની દૃષ્ટિએ વિચાર જ ન થઈ શકે. "વિજ્ઞાનશાસ્ત્ર સદાકાળ માટે આગળ વૃદ્ધિ પામતું જાય છે એમ કહેવું યોગ્ય છે અને જેમ વૃદ્ધિ પામે છે તેમ તત્વજ્ઞાનની નજીક અધિક અંશે આવી રહે છે." એ રા. શંભુપ્રસાદના શબ્દો યથાર્થ છે. વિજ્ઞાનનો પ્રદેશ દીનપ્રતિદીન વૃદ્ધિ પામતો જાય છે, પરંતુ એ વૃદ્ધિની કંઈ અવધિ નથી. કારણ કે કબજ કરવાનો જ સ્થળ કાળની જેમ અનન્ત છે. આથી વિજ્ઞાનની સ્થિતિ ઘણીજ ક્ષુદ્ર, અલ્પમતિ, વિનત અને નિરંહકાર છે. તે પોતાની સ્થિતિ ક્ષુદ્ર કબુલ રાખે છે છતાં વિશ્વરહસ્યજ્ઞ અધ્યાત્મ શાસ્ત્ર એની ઇર્ષ્યા કરે છે. કારણ કે જે પ્રદેશ વિજ્ઞાને કબજ કર્યો છે તેના તલભાર પર પણ એનો એટલો તો મજબુત કબજો છે કે તેના અધિકારની શંકા લઈ તેને શિથિલ કરવા કોઈ પણ સમર્થ નથી. આથી કોઈ પણ વિષયની એકવાર વિજ્ઞાનથી કસોટી થાય છે, ત્યારે તેની શંકા લેવા કોઈ પણ વિદ્વાનની શક્તિ નથી. વિજ્ઞાનની આટલી બધી ઉત્કૃષ્ટ અવસ્થાને લઈને જ અધ્યાત્મજ્ઞાનીઓને પોતાના કાલ્પનિક સિદ્ધાંતોનું સત્ય બતાવવાને વિજ્ઞાન દૃષ્ટિએ નિરીક્ષણ કર્યાનો ડોળ કરવો પડે છે. આવા પ્રકારના છળથી કેટલીકવાર ભ્રમ ઉત્પન્ન થાય છે. બીજા કોઈ હેતુસર નહિં તો માત્ર પોતાની વિશુદ્ધિ જાળવી રાખવાને માટે આ ભ્રમ દૂર કરવો એ વિજ્ઞાનની આવશ્યક ફરજ છે. તો પ્રથમ રા. શંભુપ્રસાદના લેખમાં બહાર પડેલી આત્મદર્શનની વર્ણનાત્મક રીતમાં જે દૌર્બલ્ય પ્રવર્તે છે તેને વિજ્ઞાન કેવી રીતે પ્રદર્શિત કરે છે, તેનો વિચાર કરીશું અને ત્યાર બાદ વિજ્ઞાનના વાતાવરણમાં જ રહી આત્મા વિષે કેવા વિચાર થઈ શકે તેનો ટુંકામાં ખ્યાલ લઈશું.

અધ્યાત્મિકોની વિચારશ્રેણીનો પ્રથમ દોષ તો એ જ આવે છે કે તેઓ તર્કસાધ્ય અનુમાનને કૃતાર્થ તરીકે માની લે છે અને આ પ્રમાણે પોતાના તર્કોને અન્યથાનું સ્વરૂપ આપે છે. તેઓ બીજી કોઈ રીતે તે સંપાદન કરવાને સમર્થ નથી એટલે તેઓ એવું માની તથા મનાવી લે છે કે જ્યાં સુધી બાહ્ય વ્યવસ્થામાં કોઈ પ્રકારનો વિરોધ દૃશ્ય થતો નથી ત્યાં સુધી વિચાર કોટીમાં જે ક્રમ ઉત્પન્ન થાય તે બાહ્ય વ્યવસ્થાની સાથે સંબંધી છે જ. આવા પ્રકારની વિચાર કોટિ રા. શંભુપ્રસાદ એના શબ્દોથી બતાવે છે.

અપૂર્ણ છે. પ્રકૃતિના અને સૃષ્ટિના કટ પ્રશ્નોની મર્મગ્રન્થી ઉકેલવા જેટલી ઝીણવટ હજી આપણામાં નથી. માનુષી શક્તિની મર્યાદા હોય છે. ગહનતાની જવનિકા ભેદી પાર ઉડવા જેટલી પાંખો આપણને નથી આવી. જ્ઞાન અગાધ છે. માનવીની શક્તિ પરિમિત છે. આયુષ્ય ટુંકું છે. આજીવિકાનાં સાધન મેળવવામાં જ ગુંથાયલા પ્રાકૃત જનો માટે જે સાદું, સરળ, નીતિની કથાઓથી ભરપુર, આધ્યાત્મિક જ્ઞાન જોઈએ તે સઘળું ધર્મમાંથી મળે છે. પરાપૂર્વથી લોક શ્રદ્ધા તેમાં જડાયલી છે. બધા ધર્મોના નીતિના તત્વો મળતાં હોય છે. લોકોને નીતિને માર્ગે દોરવનાર ધર્મ જ છે. સંસારના વ્યવહારમાંથી ધીમે ધીમે મનુષ્યોને ઉંચી દ્રષ્ટિ કરાવનાર એજ છે. વિપત્તિમા, પરાભવમા, પ્રિય જનનો વિચ્છેદ થતા રેંસાઈ જતા હૃદયને આશ્વાસન આપનાર એ જ છે.

પં૦—કદાચ લોકો તેમાં આશ્વાસન માની લેતા હશે. મરણ શય્યાપર પડેલા દરદીની નાડી તપાસનાર વૈદ્યના આશા ભર્યા વાક્યોથી જેમ તેના સંબન્ધીઓ આશ્વાસન લે, તેવુ જ આશ્વાસન કદાચ ધર્મથી પ્રાપ્ત થતું હશે. પણ નીતિને માર્ગે દોરવામાં, પાપની સંજ્ઞા અટકાવવામા ધર્મ કશી સહાય આપતો નથી. ચોર ચોરી કરતાં પહેલાં અટકે છે તે ધર્મના ભયથી નહિ પણ કાયદાના ભયથી, ચોરીથી થતી ગેરઆબરૂથી અટકે છે. તે પાપનો, ઇશ્વરની સજાનો વિચાર નથી કરતો પણ પોલીસનો, કેદખાનાનો વિચાર કરે છે. શિક્ષાનો ભય જ્યાં નથી હોતો ત્યા જુઓ કે ધર્મ કવો પાંગળો છે?

भक्त०—જ્યારે ધર્મ અને લોક રીવાજ અન્યોઅન્યને સહાય કરે છે, ત્યારે ઘણી વાર શિક્ષા કે ગેરઆબરૂ કરતાં ધર્મ તરફ પહેલું લક્ષ્ય અપાય છે. અમુક કાર્ય નિંદ્ય છે, એવી ઘણાઓને એક ક્ષણમાં પ્રતિતિ થાય છે. બાળપણના સંસ્કારનું આ પરિણામ છે આપેલો બોલ કદી તોડવો નહીં એવો ઉપદેશ જેને બાળપણથી કરવામા આવ્યો છે, તે પોતાના વચનનુ પાલન કરવાને અનેક સંકટો, વિપત્તિઓ ખુશીથી સહન કરે છે. તેમાં ધર્મનું નહી તો કોનું બળ છે?

પં૦—એ તો સ્વભાવિક આભિજાત્યનું જ પરિણામ છે. ઘણીવાર અમુક વ્યક્તિને પીડા થશે એવા વિચારથી જે માણસ પાપાચરણ કરતા અટકે છે તે ધર્મની બીતિથી નહિ પણ તેનામાં રહેલાં આંતરિય નીતિના બળથી.

भक्त०—પણ એ નીતિનાં બળથી ધર્મની સહાયતા વિના કશું નીપજતું નથી. છતા ધર્મ એકલા વડે જ અનેક વાર પાપ થતાં અટકાવે છે. નીતિના બળને ધર્મની જ્યારે સહાયતા મળે છે. ત્યારે પરોપકાર વૃત્તિ વધારે જાગૃત થાય છે. ઘણી વાર કેળવાયલો વર્ગ પણ બાળપણના સંસ્કારને તથા ધાર્મિક વૃત્તિઓને આધીન

થાય છે દાખલા તરીકે બાળકને નિશાળે ગુરૂવારે જ બેસાડવુ, શુભ કાર્ય સારે દિવસે જ કરવુ ઈત્યાદિ વિષે ઘણીવાર એની મેળે જ લક્ષ્ય અપાય છે જ્યારે સુશિક્ષિત વર્ગ પર ધર્મના સંસ્કારની આવી મજબુત અસર થઇ શકે છે, ત્યારે સામાન્ય વર્ગપર કેટલી થતી હશે ? અશિક્ષિત મનુષ્યોની માનસિક સ્થિતિનો ખ્યાલ તમને ભાગ્યે જ આવી શકે તે ગાઢ અંધકારનુ નિવાસ સ્થાન છે વિશેષે કરીને જ્યારે તે ઈર્ષ્યા, વૈર ઈત્યાદિથી ભરપૂર હોય છે, ત્યારે આવી પ્રકૃતિના મનુષ્યોને અને દુનિયામા તેમની સંખ્યા મોટી છે—ધર્મનો કે પછી વ્હેમનો અંકુશ હોય તો જ વશીભૂત થઇ શકે જ્યા સુધી વધારે ઉચ્ચ ભાવનાઓ તેમના અંતઃકરણમા પ્રવેશ કરી ન શકે, જ્યા સુધી સત્યના પ્રકાશથી તેમની આખો અંજાઇ ન જાય, ત્યા સુધી એને ધર્મ કહો કે વ્હેમ કહો પણ એના અંકુશની આવશ્યકતા છે બંધનથી વિમુક્ત થવાને તેઓ યોગ્ય થતા પહેલા તમે ધર્મના બંધન શિથિલ કરશો તો સંસારનુ સ્વરૂપ જ પલટાઇ જશે ધર્મના સંસ્કારથી મનુષ્યને જે જાગૃતિ મળે છે તેનો લોપ થઈ જશે અને મનુષ્ય વર્ગને એક પદવી (ચે લ) જતા પહેલા અનેક પદવીએ નીચે ઉતારશો

પં૦—ઘણીવાર માણસો અદાલતમા જૂઠા સોગંદ લે છે તે વખતે ધર્મનુ કેમ ચાલતુ નથી ? અલબત તમારા કહેવામા સત્ય છે પણ તમે ધારો છો એટલો માણસ પર ધર્મનો અધિકાર નથી એક કલાક સુધી જ કાયદાનો લોપ કરવામા આવે તો શુ તમે કે હુ માત્ર ધર્મના સંરક્ષણથી જ સહિસલામત ઘેર જઈ શકીએ ખરા ? પણ જો ધર્મનો લોપ થાય અને કાયદાનો અમલ કાયમ રહે તો દુનિઆમા જેવી હાલ શાન્તિ છે તેવીને તેવી જ રહેશે હુ એટલે સુધી કહી શકુ છુ કે ધર્મને બ્હાને અનેક પ્રકારની અનીતિ થાય છે આપણી બાધાઓનો શો અર્થ થાય છે ? અમુક કાર્યની સિદ્ધિને અર્થે દેવને લાંચ આપવી ! પ્રાયશ્ચિત એટલે શુ ? ગમે તેવા પાપ ધોઈ નાખવાનો ઉપાય ! જ્યારે પાપ નિવારણ કરવાના આવા સ્હેલા ઉપાય અનેક છે ત્યારે કોણ પાપ કરતા અટકશે ? નારાયણના માત્ર નામોચ્ચારથી જ અધમાધમ પાપીનો પણ મોક્ષ થાય તો પછી પાપથી કોણ ડરશે ? આપણી આવા પ્રકારની કથાઓથી નીતિને બદલે અનીતિને ઉત્તેજન મળ્યુ છે આપણી જનસમાજના પાયા ઢીલા થઇ ગયા છે, ઘણાઓના અંતઃકરણ મલિન, નિર્બળ, લાલચુ થઇ ગયા છે નીતિ અને સદાચરણ કરતા અમુક પ્રકારની વિધિ ઉપવાસ, સ્નાનાદિ કર્મોને વધારે અગત્ય આપવામા આવી ત્યારથી આપણી અવનતિનુ મંડાણ થયુ છે

ભક્ત૦—તમે ધર્મપર આવી ક્રૂર દૃષ્ટિ ન કરો તમે નીતિથી, શાસ્ત્રથી, જનહિતથી, કલ્યાણથી કેવળ વિમુખ માર્ગે ચઢ્યો છો એમા તમારૂ, લોકનુ, કોઈનુ શ્રેય નથી

પં૦—ચાલો આપણે અહિંથી જ અટકીએ.

ભક્ત૦—આટલો શ્રમ લીધો છતાં તમારા વિચાર પલટાયા નહીં તેથી મને ખેદ થાય છે. છેવટે કહું છું કે ધર્મને બીજું મુખ છે. તમે એક છેડેથી જુઓ છો, હું બીજેથી જોઉં છું.

પં૦—બરાબર એમ જ છે.

નર્મદાગવરી ભાળાશંકર.

## લિપિ.

આપણી ગુજરાતી ભાષાનાં પુસ્તકો, હાલની ગુજરાતી લિપિનો ત્યાગ કરીને. દેવનાગરી લિપિમા છાપવાં એમ સૂચના કેટલીક તરફથી થવા લાગીછે. આ સૂચના પ્રથમસાહિત્યપરિષદ્ આગળ રજૂ થઈ હતી. તે વિશે કશો નિર્ણય ના થઈ સકયાથી બીજી સાહિત્ય પરિષદ્ આગળ ફરીથી એ સૂચના મૂકાઈ અને એ વિશે વિચાર કરવા માટે એક કમિટી નીમાઈ ચૂકીછે.

આ કાંઇક તકરારી વિષયમાં મ્હારા અલ્પમતિ પ્રમાણે વિચારો સુજ્ઞ વર્ગ આગળ મૂકતા કાઇક સંકોચ લાગેછે. પરંતુ ગમે તેહવા વિચારનું પણ યોગ્ય તોલન કરવું એ સુજ્ઞતાનું અને સુજનતાનું મુખ્ય લક્ષણ છે તેથી કાંઇક હિમ્મત પણ આવેછે. અને તેથી કરીને વગર વિલમ્બે એ પ્રશ્નની ચર્ચામાં જ પડું છુ.

આ સૂચનાની ઉત્પત્તિ તપાસતાં જણાયછે કે બનારસના પ્રદેશ તરફ નાગરી પ્રચારિણી સભા અને બંગાળાની એકલિપિવિસ્તારપરિષદ્ જેવી સંસ્થાઓના સંચલને કેટલેક અંશે આપણા ગુર્જર પ્રાન્તમાં એ પ્રશ્નને વિશેષ આન્દોલન આપ્યુંછે. તો પ્રથમ એ સંસ્થાઓના પ્રવૃત્તિહેતુનું અવલોકન કરવાથી કાંઇક સુગમતા થશે એમ માનુંછું.

બનારસ વગેરે વિભાગમાં દેવનાગરીની તરફ પ્રવૃત્તિ થવાનું ખરેખરૂં મૂળ કારણ તો એ હતું કે એ પ્રદેશમાં સરકારી દરબારી દફતર માટે (ભાષા તો હિન્દી છતા) ઉર્દૂ લિપિનો પ્રચાર હતો, તેહની વિરુદ્ધ પ્રયાસ કરી દેવનાગરીનો સ્વીકાર કરાવવો. એ પ્રકારના હેતુને આપણા ગુજરાતમાં પ્રસંગ જ નથી; ગુજરાતમા સરકારી દફતરની લિપિ ઉર્દૂ જેવી આપણા વિરોધમાં આવે એમ નથી: તે તરફ ઉર્દૂ નહિં તો નાગરી લિપિ જ છે.—આ ભેદ આ પ્રદેશમાં આ ચર્ચાને પ્રવેશ આપતે વિસ્મરણ કરવા લાયક નથી. અને હેનું સ્મરણ જ ઘણાકને થતું નથી.

મરાઠી ભાષાની સરખામણી આણીશુ તો તે પણ બહુ ઉપયોગી નહિ થાય મરાઠી પ્રદેશમા મોડીનો પ્રચાર, નિત્યવ્યવહારમા, સરકારી દફતરોમા સર્વત્ર છે, અને સાહિત્યની લિપિ દેવનાગરી જ છે, એ ખરુ છે પરતુ દેવનાગરી લિપિ અને મોડી લિપિ વચ્ચે એટલો બધો તફાવત થઈ ગયોછે, મોડી તે દેવનાગરીને ખરે ખરી મોડી નાખીને (મચડી નાખીને, ભાગી નાખીને) હેવી તો વિકૃત કરીછે કે મૂળ દેવનાગરી ઉપરથી એ બન્યાની સૂચક રેખાઓ પણ મોડીના પ્રગટ રૂપે નથી જણાતી એથી ઉલટુ–ગુજરાતી લિપિ અને દેવનાગરી લિપિ વચ્ચે એટલુ બધુ સામ્ય સચવાઈ રહ્યુછે કે એ બન્ને વચ્ચે જ યજનક સબન્ધ તરત જણાઈ આવે છે એટલુ જ નહિ પણ દેવનાગરી જાણનારા મહારાષ્ટ્રના લોકોને ગુજરાતી અક્ષરો વાચતે બહુ શ્રમ કે ભ્રમ ઉત્પન્ન નથી થતો

નાગરી પ્રચાર અથવા એકલિપિવિસ્તારના પ્રયાસના પછી નવા ઉત્પન્ન થયેલા પ્રવૃત્તિહેતુ બીજા બે છે --

(૧) અન્યોન્ય ભાષાઓ સમજવાની સરલતા થાય,

અને (૨) સર્વ ભરતખડમા લિપિના ઐક્યને લીધે ઐકતા થઈ દેશાભિમાનને પુષ્ટિ મળે

હ્યામાથી નબર (૨) વાળો હેતુ પ્રથમ લઈશુ દેશાભિમાનને પોષણ થવા માટે માત્ર લિપિના ઐક્યથી શો સિદ્ધિ થાય તે સમઝાતુ નથી લિપિના ઐક્ય દ્વારા પ્રથમનો હેતુ–પરસ્પર ભાષાઓની સુગમતાના સધાઈ દેશમા વિચારાદિકની એકતા થાય ઈત્યાદિ પરપરાસિદ્ધ લાભ વખતે કાઈ બતાવશે પરતુ આગળ ઉપર તપાસીશુ તે પ્રમાણે જણાશે કે એ રીતે અન્યોન્ય ભાષાની સુગમતાનો સભવ અત્યત અલ્પ છે ખરુ જોતા તો આખા ભરતખડની - લિપિ નહિ, પણ—ભાષા એક થાય તો એ અશક્યપ્રાય લક્ષ્ય પ્રાપ્ત થાય પરતુ ભરતખડ તે એક દેશ નહિ, પણ એક ખડ છે, હેમાની અત્યત ભિન્ન ભિન્ન ભાષાઓમાથી કોઈ નવી એક સમાન ભાષા ઉત્પન્ન થવી, અથવા તો સર્વસાધારણ ભાષા હેમાની એકાદ બનવી એ બહુવા અસભવનીય લાગેછે હિન્દી ભાષા ઘણા ભાગમા પ્રચરિત છે અથવા તો સમઝાયછે, એ દલીલ કુ ભવી નથી જતો પરતુ મહારાષ્ટ્રની દક્ષિણના સર્વ ભાગમા, તેમ જ સિન્ધમા પણ હિન્દી ભાષા કેટલી અનાત છે તે વિચારીશુ તો એ દલીલને કાઈક ક્ષતિ આવશે સિન્ધમા મુસલમાન વર્ગ—ખેડુતો વગેરેનો પણ—વિશેષ છે, છતા ત્હા સિન્ધી સિવાય બીજી ભાષા બોલાતી સમઝાતી નથી એક અગ્રેજ અમલદાર સિન્ધમા ગયો હતો ત્હેણે એક મુખ્ત્યારકાર (મામલતદાર)ને કહ્યુ કે હિન્દુસ્તાની જાણનારો પટાવાળો મ્હને ત્હેનાતમા આપજો, પરતુ આ કાર્ય અત્યન્ત દુર્ઘટ થઈ પડ્યુ હતુ

સમજી સકે,—આમ પોતાના બંગાળી ભાષાના અભ્યાસથી પોતે કહેછે. પરંતુ એઓનો બંગાળીનો અભ્યાસ ગુજરાતી લિપિમાં બંગાળી ગ્રન્થ લખાવીને વાંચીને થયેલો હતો કે અર્થજ્ઞાન માટે ચાલુ રીત્યના સાધનો વાપરવાં પડયાં હતાં તે જાણ્યા વિના આ હેમનો સિદ્ધાન્ત એકદમ ગળે ઊતરતે વાર લાગેછે. ગમે તેમ હો, પણ ઉપર જણાવેલાં સ્થાયિ તત્ત્વોનો વિચાર કરતાં લિપિના અસહાય સાધનથી સિદ્ધિ મ્હોટી નથી એ નિઃસંશય લાગેછે. એ હું સ્વીકારું છું કે લિપિભેદ દૂર થાય તો અન્ય ભાષાના અભ્યાસમાંનું એક વિઘ્ન ટળે—એ હેતુ મુખ્ય છે. પરંતુ અન્ય વાંધાઓ ધ્યાનમાં લેતાં આ વાત સુસાધ્ય નથી જણાતી. અને લિપિભેદ ટળ્યો એટલે અન્ય ભાષાનું જ્ઞાન આપોઆપ મળી ગયુ, અને એકબીજાના સાહિત્ય ગ્રન્થો પ્રવેશ પામી વિસ્તાર પામી ગયા એમ આ પક્ષ માટે દાવો કરવામાં આવેછે તે પણ ગેરવાજબી છે.

ઉપર મરાઠી ભાષાના પ્રવેશ વિષે જે સંકોચમય વિચાર બતાવ્યોછે, ત્હેનું અન્યપક્ષથી દર્શન કરવાની જરૂર છે. એ વિચાર બતાવતાં બન્ને ભાષાઓને સંપર્ક-પ્રસંગ વિશેષ મળેલા છે ત્હેના પ્રમાણમાં પરિણામ પરિમિત થયુ છે એટલુંજ કહેવાનો આશય હતો; અને બીજો હેતુ એ હતો કે લિપિની સુગમતા છતાં પરિણામ પૂર્ણ નથી થયુ તે લિપિની અશક્તિનું પ્રમાણ બનેછે હવે એજ સંપર્ક અને હેના પરિણામનું બીજી રીતે દર્શન કરતાં પણ લિપિની શક્તિહીનતા નજરે પડેછે, તે જોઇયે. ગુજરાતમાં મરાઠી અને હિન્દી ભાષાઓનો પ્રવેશ બીજી ભાષાઓ કરતાં વિશેષ થયોછે. હેનાં કારણોનું અન્વેષણ કરતાં તરત જણાશે કે પેશવાઇ વખતથી મરાઠી રાજ્યનો ગાઢો સંપર્ક—ગાયકવાડીનો હજી સૂધી પણઃ મુસલમાન રાજ્યના કાળથી માંડીને એ રાજ્યનો સંપર્ક, અને ત્હેને પરિણામે જે *ઉર્દુ (છાવણીની ભાષા) ઉત્પન્ન થઈ ત્હેમાં ફારસી અને તે તે પ્રદેશની સ્વકીય ભાષાનું મિશ્રણ તેમ જ મરાઠી અને હિન્દી ભાષાઓનું મૂળ પ્રાકૃત ભાષાઓમાં અપભ્રંશ તથા શૌરસેની હોઈ ગુજરાતીનો પણ તે દ્વારા સંબન્ધ; (ખાસ કરીને હિન્દીનો વિશેષ): આ સર્વ કારણોનું એકઠુ બળ થવાનેલીને જ ઉપરની સ્થિતિ પ્રાપ્ત થઇછે. લિપિને આ પરિણામમાં કશો અવકાશ. બહુ અવકાશ તો મળ્યો નથી જ. હેનું વિશેષ કારણ એક એ છે કે જે સમયમાં મરાઠી હિન્દીના સંસ્કાર ગુજરાતીમા પેસવા લાગ્યા તે સમયમાં પુસ્તકોનો વિસ્તાર અતિ અલ્પ હોઈ વાચનનો પ્રસંગ વિરલ હતો, અને જે ભાષાજ્ઞાન સંપાદન થયેલું તે બોલાતી ભાષાનુ વિશેષ, અથવા તો મુખપરંપરાથી પ્રાપ્ત કરેલું,–અર્થાત્ મુખપરંપરાનુ સાધન વાચન કરતા વધારે

* હિન્દી અને ઉર્દુ વચ્ચેનો ફરક આ પ્રસંગે બહુ સંબદ્ધ નથી. અને 'ભાખા'નો સંબન્ધ ગુજરાતી જોડે અપભ્રંશ પ્રાકૃતદ્વારા સ્વતંત્ર જ છે.

પ્રબળ હતું તેમ મરાઠી રાજ્યમા મરાઠી ભાષાનું માન તો તે અમલની ભાષા હોવાને લીધે તે ભાષાના સાક્ષાત અભ્યાસથી પણ કેટલેક દરજ્જે ઉત્પન્ન થયું. રા હિંમતલાલ ગણેશજી અંજારિયા એમ એ હેમણે આ વિષય ઉપર પ્રથમ લિપિ કમિટીના પ્રશ્નોના ઉત્તરો પ્રસિદ્ધ કર્યા છે,† હેમા આ વિશેના પ્રશ્નનો ઉત્તર લખતા કહ્યું છે કે--બંગાળી કે તામિલ પુસ્તકો કોઈ (ગુજરાતી) પુસ્તકાલયમા નથી, જ્યારે મરાઠી અને હિન્દી સંખ્યાબંધ છે-એ જ બતાવી આપે છે કે લિપિને લીધે પણ હોવું થયું હશે જ પરંતુ હું એમ પ્રશ્ન પૂછું છું કે તામિલ અને બંગાળી પુસ્તકો દેવનાગરીમા છપાયલા હોત તો એ પુસ્તકોનો સંગ્રહ ગુજરાતના પુસ્તકાલયોમા થાત? હું તો નથી માનતો કે થાત અને કારણ ઉઘાડું જ છે, દેવનાગરીમા છપાત તોપણ બંગાળી, અને તામિલ તો વળી અત્યન્ત વિજાતીય ભાષા, અર્થબોધ માટે અજ્ઞાતવત્ જ છે સરલતા અને નવું શીખવાની મુશ્કેલીનો અભાવ-એ કારણને લીધે હિન્દી મરાઠી વધારે ગુજરાતમા પ્રસરી છે એમ રા અંજારીયા સ્વીકારે છે પરંતુ એ સરલતા અને નવું શીખવાની મુશ્કેલીનો અભાવ એ માત્ર ઉપરની સપાટીના કારણ છે, હેના અન્તર્ગત કારણો તો ઉપર કહેલા રાજકીય સંપર્ક અને ભાષાઓનો પ્રાકૃતોમા મૂળ સંબંધ એ જ છે અને તે જ કારણથી—ઉપર બતાવ્યું તેમ મરાઠીનો બંગાળી હિન્દી પ્રાન્તોમા વિસ્તાર લગાર પણ નથી થયો આમ જોતા પણ લિપિનું સામર્થ્ય વિશેષ ચમત્કારવાળું જણાતું નથી (અપૂર્ણ)

નરસિંહરાવ ભોળાનાથ

## प्राथमिक केळवणीमा धार्मिक शिक्षणने स्थान

ઉક્ત લેખ માઘ માસના આર્ય ધર્મ પ્રકાશમા મી૦ કરીમ મહમદ માસ્તરની સહીનો છે તે લેખમા પ્રથમ તો મી૦ માસ્તર પ્રાથમિક કેળવણીનો લાભ લેતા શિશુઓની ઉમ્મરની હદ આંકે છે, જે હદ તેઓ પાંચ વર્ષની ઠરાવવા માગે છે, તે બાબતમા કહેવું જ જોઇએ કે ગામડામા તેમજ શહેરમા શાળામા જવાનું શરૂ કરનાર છોકરાઓની ઉમ્મર પાંચ વર્ષની હોતી નથી કોઈ કોઈ માબાપો વખતે પાંચ વર્ષની લઘુ વયે પોતાના નાદાન બચ્ચાઓને નિશાળમા મોકલતા હશે પણ તેઓ તેમને શિક્ષણની અભિલાષાથી મોકલતા હશે એ ધારવું શંકાસ્પદ છે એની ન્હાની

† સાંજ વર્તમાન, તા ૨૩મી ફેબ્રુઆરી ૧ ૭

વર્ષે છોકરાંઓને નિશાળમાં મુકવાનું વાજબી નથી, તેમ છતાં પણ જો કોઈ અજ્ઞાન માબાપો પોતાના પાંચ વર્ષના છોકરાંઓને નિશાળમાં શિક્ષણ લેવા મોકલે તો તેઓ મૂર્ખાઇ કરે છે એ વાત નિર્વિવાદ છે.

બીજું મી૦ માસ્તર દર્શાવે છે કે દશ વર્ષે છોકરાંઓ ગુજરાતીને સલામ કરે છે તે બીના તો તદ્દન મનોકલ્પિત જણાય છે, કારણ કે અંગ્રેજી નિશાળોમાં જે છોકરાઓ દાખલ થાય છે તેમને પણ ફરજીઆત માતૃભાષા શીખવાની ફરજ પડે છે; તેથી પ્રાથમિક શાળામાં જે શિક્ષણ મળ્યું હોય તેના કરતાં ઘણા ઊંચા દરજ્જાનું શિક્ષણ તો પાછળથી જ મળે છે.

ત્રીજું ટ્રેનીંગ કૉલેજમાં દાખલ થનારા વિદ્યાર્થીઓની ઉમ્મર મી૦ માસ્તર સત્તર વર્ષની રાખે છે. પરંતુ તેનો અર્થ મારા ધારવા પ્રમાણે તો એમ છે કે તે વિદ્યાર્થીઓની ઉમ્મર સત્તર વર્ષ કરતા ઓછી હોવી જોઇએ નહીં. સત્તર વર્ષે માણસની વિચારશક્તિ ખીલવા માંડે છે અને યાદશક્તિ ધીમે ધીમે ઓછી થવા માંડે છે, માટે તે ઉમ્મર પછી ધર્મજ્ઞાન-તત્ત્વ વિદ્યાના પરિપક્વ પરિણામો વિદ્યાર્થીઓ બરાબર સમજી શકે એમાં જરા પણ શક નથી.

આવાં આવાં નિર્જીવ અને નિર્માલ્ય કારણો આપી મી૦ માસ્તર પ્રાથમિક કેળવણીમાં ધાર્મિક શિક્ષણ અસ્થાને છે એમ પોતાના લેખનો ઉદ્દેશ જણાવે છે, તે કેટલેક દરજ્જે વાસ્તવિક છે તે તપાસવાનું આપણું અહીં કર્ત્તવ્ય છે.

ધાર્મિક શિક્ષણ અસ્થાને નથી પણ સ્થાને છે અને વળી યોગ્ય સ્થાને જ છે એવો મત આપનારાઓની સંખ્યા ઓછી થશે નહીં મી૦ માસ્તરનું મુખ્ય કારણ એ છે કે જ્યાં જ્યાં માસ્તરો અને શિષ્યોનાં જાતી અને ધર્મ જુદાં જુદા હોય ત્યાં ધર્મનું શિક્ષણ અપાય જ કેમ ? દરેક માણસ કહી શકશે કે તેવી જ જગ્યાએ ધર્મના શિક્ષણની ઘણી જ અગત્ય અને આવશ્યક્તા છે. કારણ કે જ્યાં આગળ વિકાર થવાનો સંભવ છે અને ત્યાં આગળ જે માણસોનાં મન ડગતાં નથી તે ધીરવીર પુરૂષો કહેવાય છે, નહીં કે વિકારોને બાજુપર મુકીને રસ્તો સરળ કરવામાં ધીરતાનો સમાવેશ થાય છે.

ધર્મનું બીલકુલ શિક્ષણ ન જ આપવું અને માણસને નાસ્તિક બનાવવો તે કરતાં ધર્મનું શિક્ષણ આપી માણસને ઇશ્વરત્વના વાદને માટે શંકા કરતા કરવા હજાર દરજ્જે વાસ્તવિક અને યોગ્ય છે કારણ કે બીલકુલ શંકા ન કરવી અને તે વિષય વિષે બિલકુલ વિચાર ન કરવો તેના કરતાં તે વિષયમાં શંકા કરતા થવાય તો કોઇ દિવસ એવો પણ આવશે કે જ્યારે તેઓ પોતાના તેમ જ બીજાના ધર્મના ગુહ્ય ભેદો સમજી શકશે

વળી મી૰ માસ્તર કહે છે કે મહમદ અને જરથોસ્ત વિષે હિંદુ માસ્તરોનું અજ્ઞાન અને રામ–કૃષ્ણ વિષે મુસલમાન અને પારસી માસ્તરોનુ અજ્ઞાન ઘડીભર હસાવે છે આપણે પણ કબુલ કરીશુ કે તે વિષય સબંધીની અજ્ઞાનતા હસાવે છે એટલુ જ નહીં પણ સાલે છે માટે જો તે અજ્ઞાનતા દૂર કરી શકાય તો તેમા શુ સાર્થક નથી? હિંદુ છોકરાઓ મહમદ અને જરથોસ્ત વિષે થોડુ જ્ઞાન મેળવે અગર પારસી છોકરાઓ મહમદ અને રામ–કૃષ્ણ વિષે જાણે અથવા તો મુસલમાન છોકરાઓ જરથોસ્ત અને રામ–કૃષ્ણ વિષે માહિતગાર થાય તો શુ તે ધિક્કારવા લાયક છે? કોઇપણ ધર્મનો કોઇપણ માણસ નહી કહેશે કે પરધર્મના આગેવાન ગણાતા અને દેવ અગર પરમેશ્વર તુલ્ય પુજાતા નાયકોમા પ્રૌઢતા અગર ઇશ્વરત્વના અંશો સમાયલા હોવા જોઇએ નહી તો તેમના મરણ પછી સેંકડો વર્ષે આપણે તેઓને આ રૂપમા હાલ આલોકિયે જ નહીં

હિંદુસ્તાનમા જુદા જુદા પંથો મુસલમાનો અગર અંગ્રેજોના આવ્યા પછી જ પડ્યા એ વદવુ ઘણુ જ ભુલ ભરેલુ છે ભારતવર્ષમા ઘણા અનાદિ કાળથી ધર્મને બ્હાને અનેક વિષયોનો નિર્ણય કરવા તેમ જ જુદા જુદા મતોનુ ખંડન કરવા સભાઓ ભરવાનો રિવાજ પડેલો છે પરંતુ હાલના કાળ અને સંયોગાનુસારે એટલુ તો કબુલ કરવુ જોઇએ કે ધાર્મિક શિક્ષણમા કોઇપણ ધર્મ તત્ત્વનો નિર્ણય કરવાનો ઉદ્દેશ હોવો જોઇએ નહીં તેમ જ કોઇપણ બે ધર્મોનુ સાદૃશ્ય અગર મુકાબલો કરાવવાનુ પ્રયોજન હોવુ જોઇએ નહીં પણ તે તે ધર્માના જુદા જુદા મતભેદો બતાવી નિર્ણય કરવાનું કામ બચ્ચાઓને ભવિષ્ય ઉપર સોંપવુ જોઇએ

વળી મી૰ માસ્તરના કહેવા પ્રમાણે કેટલીક અંગ્રેજી મિશનરી સ્કુલોમા બાયબલ શીખવાય છે, તેમને જ આ જગ્યાએ સવાલ પુછયો હોય કે તે પાદરીઓ કે જે બાયબલ શીખવે છે તેઓ શુ જરથોસ્ત, પેગમ્બર અગર રામ–કૃષ્ણથી અજ્ઞાત છે? તેઓ શુ તેમના દોષો બતાવવામા પછાત પડે છે? ત્યારે સુજ્ઞ વાચકો વિચાર કરશે કે મિશનરીઓ બીજા ધર્મના ખોટા અને મનોકલ્પિત છિદ્રો ઉઘાડા પાડવા પ્રયત્ન કરે અને બીજા મતાંતરોનું થોડુ ઘણુ પણ જ્ઞાન આવી શકે તેવુ રહસ્ય છુપાવે અને શુ આપણા ધર્મધુરંધરો અને ધર્મચુસ્તો તે મુંગે મ્હોડે સાંભળ્યા કરે એ વાસ્તવિક છે?

આ ઉપરથી સ્પષ્ટ જણાઈ આવે છે કે ધાર્મિક શિક્ષણને જે અયોગ્ય સ્થાન આપવામા આવ્યુ છે તે અંગ્રેજી કેળવણીના જ પ્રતાપ બળે છે ધાર્મિક શિક્ષણના અભાવે જ નૈતિક શિક્ષણ અદૃશ્ય થવા લાગ્યુ છે અને આવા નાસ્તિક વિચારો દર્શાવતા નરો આગળ પડવા લાગ્યા છે અને પડશે જ જે મહા નરો ઇશ્વરત્વને પ્રાપ્ત થયેલા હતા, તેમણે જે જે કીર્તિ અને નામના મેળવી હતી તેમને આ વાત

કેટલો ખર્ચો લગાડશે અને તેઓ જો પોતાના રચેલા અને વિપરીત થયેલા સંસારમાં કદાચ જન્મ લેશે તો પોતાના વારસોનાં આવાં આવાં કૃત્યો અવલોકી તેમને શું કૃતઘ્ની નહીં કહે? અને પોતાનું નામ પોતાના વંશજોમાંથી આવી રીતે ભુસાઇ જતું તેઓ જોશે તો તેમને એવો વિચાર નહીં આવે કે તેઓએ શું આવી અધોગતી લાવવાને માટે જ પોતાના અમુલ્ય વખતનો ભોગ આપ્યો હશે!!!

હિંદુસ્તાનને હજુ પણ અધોગતીમાં જતો પડતો અટકાવવાનો એક જ માર્ગ છે અને તે માર્ગ "ધાર્મિક શિક્ષણ" આપવાથી જ સરળ બનાવી શકાય તેમ છે.

यतोधर्मस्ततोजयः

એલ્ફીન્સ્ટન હાઇસ્કુલ }
મુબાઇ માર્ચ ૧૯૦૮ }

ચુનીલાલ ગોવરધનદાસ શાહ
બી. એ, એસ. ટી. સી.

## ગ્રંથાવલોકન.

* A Critical Survey and Summary of the Leading Upanishadas

ગુજરાતી માસિકોના વાંચનારને રા. રા. શંભુપ્રસાદનું નામ અજાણ્યું નથી. એમના તરફથી આ નાનું પુસ્તક હાલમા પ્રગટ થયુંછે. થિયોસોફિને લગતા કેટલાક અંગ્રેજી માસિકોમા પ્રગટ થયેલા પોતાના લેખ એકઠા કરી ગ્રંથકારે પુસ્તકના રૂપમા છપાવ્યાછે.

આરંભમાં ઉપનિષદોના તત્વજ્ઞાન વિશે વિવેચન કર્યા પછી ગ્રંથકર્તાએ એક પછી એક ઉપનિષદોનું દોહન કર્યું છે. સાથે સાથે એમણે પોતાના વિચાર પણ દાખલ કર્યાછે.

થોડા વખતમાં, થોડી મહેનતે ઉપનિષદોના અતિ વિસ્તીર્ણ જ્ઞાનમાંથી થોડું ઘણું જ્ઞાન પ્રાપ્ત કરવાની જેમને ઇચ્છા હોય તેમને આ પુસ્તક ઉપયોગી છે. તેમ જ ઉપનિષદોના અભ્યાસનો માત્ર આરંભ કરનાર વિદ્યાર્થિને પ્રવેશિકા તરીકે આ નાનુ પુસ્તક વાંચવા જેવુ છે. રા. રા. શંભુપ્રસાદ એક ખંતીલા લેખક તરીકે પ્રસિદ્ધ થયા છે તેથી ભવિષ્યમાં તેઓ સાહિત્યની સારી સેવા કરશે એવી આશા રખાય છે.

§ **સંગીત ઇલિયડ. સર્ગ પહેલો અને બીજો** ગયા પોષ માસના અંકમાં અમે સંગીત **બાલોપદેશ**ની નોંધ લીધી હતી. તે જ સુશોભિત ગ્રંથમાળામા સંગીત ઇલિયડ નામનું સુંદર પુસ્તક પ્રગટ થયું છે. કાવ્યના કેટલાક મુખ્ય પ્રસંગોને લગતાં ચિત્રો આપેલા છે, તેની મદદથી

* કર્તા રા. રા. શંભુપ્રસાદ શિવપ્રસાદ મહેતા, બી. એ. દાજીરાજ હાઇસ્કુલ વઢવાણ

§ કર્તા. R. B T

પ્રાચીન ગ્રીક લોકોની તેમના દેવતાઓ [ કેવા પ્રકારની ભાવના હતી તે વાંચનાર સમજી શકશે ભાષા તર ઘણી સરળ પણ ચમકદાર બાધામા ક્યુ છે દરેક ગાયનની સાથે તેના તાલ, સ્વરસબધી ટીકા જોડેલી છે આરભમા કથાનો સારાંશ આપ્યોછે, અને બધી રીતે તેને ઉપયોગી કરવામા આવ્યુછે

૬ હોરેશિયસ આ સુપ્રસિદ્ધ પ્રખ્યાત કથાથી કોઈ ભાગ્યે જ અજાણ્યું હશે આનું ભાષાતર તેમા રહેલા વીરરસને યોગ્ય જોરદાર ભાષામા થયુછે કોઈ અગ્રેજ ચિત્રકારના દશ રગીન ચિત્રોથી પુસ્તકની બાહ્ય શોભામા બેહદ વધારો થયોછે નવરાશની વેળા આ પુસ્તકના વાચનથી ઘણી રમુજ સાથે પસાર થાયછે વિદ્યાર્થિઓને વચાવવા યોગ્ય છે હોરેશિયસની દેશભક્તિ અને આત્મભોગનું તથા દર્શ્ શિઆના સતીત્વનું પ્રત્યેક સ્ત્રી પુરૂષને અનુકરણ કરવુ ઘટેછે

* શ્રી સેરન્ધ્રી ચપુ

આ પુસ્તક ચમ્પુના રૂપમા હોવાથી ગ્રથકારે નવીન માર્ગ તરફ પ્રવૃત્તિ કરી છે

નાટક અને ચપુની રચનામા ઘણો તફાવત છે નાટકોની પેઠે અહિ પાત્રોની આવ જા થતી નથી સઘળા પાત્રો તખ્તા ઉપર હાજર છે એમ માની લેવાયુ છે ક્યા પાત્રને આગળ આવી બોલવાનું છે તેનું ગદ્યમાથી સૂચન થાયછ ચપુમા ગદ્યની ભાષા અલકૃત છે ઉદાહરણ તરીકે —

"રાજકન્યા, યશોધન્યા મહા ભાગ્યવતી, અતિ સતી, પતિવ્રતા અને જન્મીજ અભોગ ભોગ ભોગવતી, ભોગરતી ઇત્યાદિ

કવિતા સારી છે પણ કોઈક પ્રસગે ગદ્યાત્મિક વિચારને જાણે કવિતામા ચપકાવીને બેસાડયો હોય એમ લાગવાથી રસમા ક્ષતિ આવેછે આ પુસ્તકને એકવાર વાંચી જવાની અમે સાહિત્ય પ્રિય સજ્જનોને ભલામણ છે

---

[1] કર્તા P B I

* રા રા વલ્લભજી હરિદત્ત આચાર્ય રાજકોટ મૂલ્ય ૦ ૫ ૦

# માસિક ઇતિવૃત્ત.

**શ્રી શંકરાચાર્ય મહોત્સવઃ—**

જગદ્‌ગુરૂ શ્રી શંકરાચાર્યની જયન્તિ મહારાષ્ટ્રમાં આવેલા હુબલી ગામમા દર વર્ષે ઘણા ઉમંગથી ઉજવાયછે. વિદ્યાર્થિઓની પરીક્ષા લઇને તેમને ઇનામ આપવામા આવેછે. વિદ્વાનો વ્યાખ્યાનો કરેછે, અને શ્રી શંકરાચાર્યની પાદુકાનું આદરપૂર્વક પૂજન થાયછે.

આ વર્ષે આ કાર્યનો સમારંભ થોડા સમય ઉપર દક્ષિણના વિદ્વાન સ્વધર્મનિષ્ટ પંડિતોએ ઘટતી રીતે કર્યોછે. શ્રી અપા શર્મા વિદ્યા વાચસ્પતિના પ્રમુખપણા હેઠળ શ્રીયુત બાબા સાહેબ પેડશેએ શ્રી શંકરાચાર્ય ચરિત ઉપર ભાષણ કર્યું હતુ. બીજા વિદ્વાનોએ પણ આ કાર્યમા સારો ભાગ લીધો હતો.

સ્વદેશનો ધાર્મિક ઉત્કર્ષ કરનાર મહાત્માના સ્મરણ અર્થે તેમના ભકતો પોતાનો પૂજ્ય ભાવ આ રીતે પ્રકટ કરે એ ઘણુ રાજી થવા જેવુ છે. અમે આશા રાખીયે છીયે કે આપણા ગુજરાતી ભાઇઓ આ દક્ષિણી વિદ્વાનોને પગલે ચાલશે

*

કચ્છના મહારાણાના સેક્રેટરી કરતા કવિ તરીકે વિશેષ પ્રસિદ્ધિને પામેલા રા રા. છોટાલાલ સેવકરામ તા. ૧૭ મી મેને રોજ અમદાવાદમાં એકાએક વિદેહ થયાના સમાચાર અમને મળ્યાછે.

તેમનો જન્મ સંવત ૧૮૯૮ માં અમદાવાદમા થયો હતો. અંગ્રેજી નિશાળમા અભ્યાસ કરતાં તેમને ગુજરાતના કેટલાક અગ્રણી નરરત્નોનો સમાગમ થયો. 'તેમના સહાધ્યાયીઓમાં દિવાન બહાદૂર મણિભાઇ, દિવાન બહાદૂર અંબાલાલ, સરદાર બહાદૂર બહેચરદાસ વિગેરે પાછળથી રાજદ્વારે પ્રસિદ્ધ થયેલા પુરૂષો હતા. સ્વર્ગસ્થ મનઃસુખરામ અને આપણા આદિ નાટકકાર રા. રા. રણછોડભાઇ એમના સાક્ષર મિત્રો હતા.

બાળપણથી એમનું વલણ ભક્તિમાર્ગ તરફ થયુ હતુ. તેથી તેમનાં કાવ્યોમા ભક્તિ અને વૈરાગ્યનાં પદો વિશેષ છે. એમની કવિતા કવીશ્વર દલપતરામની પદ્ધતિની છે. એમણે વૃન્દ સતસઈ નામના હિન્દી કાવ્યનું તથા મોરિસ કૃત હિંદુસ્થાનના ઈતિહાસનુ ગુજરાતીમાં ભાષાન્તર કર્યું છે. બુદ્ધિપ્રકાશ વિગેરે માસિકોમા તેમની કવિતા કેટલાક વર્ષોપર આવતી.

રાજ્ય સેવા અને વૃદ્ધાવસ્થાની નબળાઇથી સાહિત્ય ઉપર પ્રીતિ છતાં તેઓ લખી શકતા નહિં, તોપણ પહેલી સાહિત્ય પરિષદના પ્રસંગ ઉપર તેમણે એક કાવ્ય બુદ્ધિપ્રકાશમાં પ્રસિદ્ધ કર્યું હતું.

તેમનો સ્વભાવ ઘણો કોમળ, દયાળુ તથા સ્નેહાળ હતો. તેમણે કચ્છ નૃપતિની ઘણા વર્ષો સુધી વફાદારીથી સેવા કીધીછે, તેમને તથા એમના સ્નેહી કુટુંબીઓને એમના વિચ્છેદથી શોક થતો હશે. તેઓ પોતાના પુત્રના લગ્ન કરવા અમદાવાદ આવ્યા હતા ત્યા એકાએક હૃદય બંધ થવાથી પરલોકવાસી થયા છે. એમના અવસાનથી દલપતરામ અને નર્મદાશંકરના જમાનાનો ગુજરાતી કવિ ગૂમ થયોછે. પ્રભુ એમને સદ્‌ગતિ આપો ! અસ્તુ '

## परमेश्वरने एक प्रश्न



( कल्याणना मज़ल )

ऊत्तर आनो घो अखिलेश्वर !
निणय आज करो निखिलेश्वर ! (ध्रुव) उत्तर आनो १

राधावर ! तमने खुश करवा, विधविध वेष धर्या में नवला,
लखचोराशी सघळा नवळा, तोय प्रसन्न न शु परमेश्वर ? उत्तर आनो २

चोपग थई तम पासे चाल्यो, पक्षी थइ आकाशे म्हाल्यो,
वृक्ष बनी फळ फूले फाल्यो, तोपण शु रीझ्या ना नटवर ? उत्तर आनो ३

हाथी थई जब्बर तन कीधु, उंट बनी जोयु में सीधु,
गाय बनी मुखमा तृण लीधु, करुणा नावी शु करुणाकर ! उत्तर आनो ४

खरेखरो खर बनी हु भुक्यो, नरवर ! शख भलो में फूक्यो,
गरव थयो तुज चरणे मूक्यो, तोय न रीझ्या शु रासेश्वर ? उत्तर आनो ५

रीझ्या तो मागु ते आपो, जन्ममरणना आ दुःख कापो,
सुखद शरणमा सेवक स्थापो, ए विण मागु ना महेश्वर ! उत्तर आनो ६

नव रीझ्या तो मुजने कहेशो, आवो वेश कशो ना लेशो,
वेश विना निर्वेरी रहेशो, तोपण दास सुखी सर्वेश्वर ! उत्तर आनो ७

ज का पाठक

---

## कुपुत्रथी पुत्र न थयो होय ते सारो

( मालकोश )

पुत्र, कुपुत्रथी न थयो सारो, आ पापी पीडा करनारो पुत्र कुपुत्रथी०(टेक)

पाळो परणावो प्रीते पण, प्रमदानी प्रीते पळनारो,
पालकनो प्रीति तरछोडी, ए अगारो रहेशे न्यारो पुत्र कुपुत्रथी २

श्यामा सुतनी सेवा करवा, तात भ्रातने ते तजनारो;
श्वशुरपक्षसुं स्नेह करीने, माहिलानो मर्कट बननारो. पुत्र कुपुत्रथी० ३
कां चाडी के चोरी करीने, कूळ कलंकथकी भरनारो;
कां केद पडीने अकर्मी, जन्मारो खारो करनारो. पुत्र कुपुत्रथी० ४
कां तो पान करी मदिरानु, जुगारमां बेगार थनारो;
कां पर ललनामां ललचाइ, जमसदनें जाशे परबारो. पुत्र कुपुत्रथी० ५
जगजिवन कहे हु आ जगमा, पुत्र थता न प्रसन्न थनारो;
कुपुत्रने मनथी मानुंछु, माताना मलनो ए क्यारो. पुत्र कुपुत्रथी० ६

**ज. का. पाठक.**

---

# हंस पक्षिनु मुसाफरने संबोधन.

गजल

अरे तु तो बडो ज्ञानी, अगर तो छे अभीमानी;
गयोछे साव भूली शुं ? प्रवृत्ति शुं ? निवृत्ति शुं ? १.
प्रवृत्ति शु? निवृत्ति शुं ? तमारी वात जूदी शुं?
अमारुं पांजरुं ते शुं? खलकमा उडवु ते शुं? २.
अहीं तुं आव समजावुं, उडी तारे नहीं जावु ;
थयुं का व्यग्र तुं आवु, प्रवृत्ति शुं निवृत्ति शु ! ३.
प्रवृत्ति छे निवृत्तिमा, निवृत्ति छे प्रवृत्तिमा ;
बधु छे चित्तवृत्तिमां, प्रवृत्ति शुं, निवृत्ति शु? ४.
* अकर्म कर्मने जाणो, उरे **गीता** वचन आणो,
समजशे कोई नर शाणो, प्रवृत्ति शुं, निवृत्ति शु? ५.
नहीं तु हंसने जाणे, सुपक्षि पाजरे माणे;
नजर छे ताहरी छाणे, भले तु उडने भाई. ६.
नहीं तुं हंसने देखे, प्रथम तो पाजरुं पेखे;
पछी ते हेम तुं लेखे, भले तुं उडने भाई. ७.

---

* कर्मण्यकर्मय. पश्येदकर्मणि च कर्मय । स बुद्धिमान्मनुष्येषु सयुक्त कृत्स्नकर्मकृत्
श्रीमद्भगवद्गीता

उडी निज जातने त्यागे, मने ए तुरता लागे,
नहीं त्या ज्ञाननो दागे, भले तु उडने भाई ! ८
तनें दृष्टात हु आपु, बधा संदेहने कापु,
पराणे पाजरे स्थापु, पछी तु उडने भाई ! ९
*हतो शुक आश्रमे सारे, उडी निज पाम्व विस्तारे,
पडता पारधिपाशे भले तु उडने भाइ ! १०
अमारा एक पीछायें, हजारो विश्व देखाये,
घणा जाये नवा थाये, पछा क्या उडवु मारे ? ११
तने जे केन्द्र भासेछे, मने ते नह्म भासेछे,
बधु ए आख पासे छे, पछी क्या उडवु मारे १२
गणे तु हसने केदी, दीठो तें हसने केदी,
गयो जे पाजरु भेदी, पछी क्या उडवु मारे ? १३
जुए ध्रुवनो अचल तारो, फरे तेने खल्क सारो,
मटे संदेह जो तारो, पछी क्या उडवु मारे ? १४
अमारी जात जुदी छे, तमारी वात जुदी छे,
बधा मर्याद कूदी तें, हवे शु बोलवु मारे ? १५
कठिन छे पथ कर्मोनो, कठिन छे बोध धर्मोना,
कठिन श्रोता सुमर्मोनो, विचारी मान धारुछु १६
थया जे शुष्क वेदाती, नथी होती जरा शाता,
रहेछे चित्तमा भ्राति, हवे मन मौन धारीले १७
वचन तो मस्त नर जेवा, नथी कर्मो करा तेवा,
ठगारा कैक छे एवा, हवे मन मौन धारा ले १८
† गुरु सम कर्म करनारा, मजेथी मद्य पीनारा,
उकळता लोहमा न्यारा, हवे मन मौन धारीले १९
भले ब्रह्मा थयो छो तु, भले विष्णु थयो छो तु,
भले शभु बन्यो छो तु, अमे तो मौन धारुछे २०

---

* कादम्बरीमां वैशंपायननु वृत्तांत—
† श्री भाष्यकार चरित्र

- खरेखर वात तो साची, हजी तुज बुद्धि छे काची;
रह्यो छो विश्वमां राची, हवे मन मौन धारोले. २१.
हजारो जन्मथी भडको, हवे तो शांत थई अटको;
मने छे ए दिले खटको, तथापि मौन धार्यु छे. २२.
इधानो प्राण पोषक छे, प्रकाशक सूर्य वेशक छे;
कहे हा शूड ए गक छे, हवे मन मौन धारोले. २३.

अनुष्टूप.

जोवानु जाणवानुंजे, आपणामां ज ते बधु;
अन्यत्र अथडावाथी, न मळे ते थकी बधु. १.
आनद अन्यथी पामो, ए वात जे असत्य छे;
आनद रुप छो पोते, ए जाण्यानो अगत्य छे. २.

"प्राणाचार्य."

---

## बौद्ध मतनी 'महायान' शाखा.

( ગયા અંકના પૃષ્ટ ૬૫૧ થી ચાલુ )

મહાયાન વાદીઓના મતથી ધર્મકાય એટલે, ભિન્ન ભિન્ન પ્રકારની દૃશ્ય વ્યક્તિઓમાં વ્યાપી રહેલી પરમ સત્તા અથવા અમુક વ્યક્તિનું અસ્તિત્વ જેનાથી છે તે, અથવા જગતનું મૂળ કારણ, જેનાથી ભિન્ન ભિન્ન પ્રકારના વિચારો તથા પ્રસંગોનું નિયંત્રણ થાયછે તે.

વિદ્વાન સુઝુકી કહેછે કે ઉપર દર્શાવેલા તત્વની વેદાન્ત શાસ્ત્રના બ્રહ્મ સાથે કાંઈક સમાનતા જણાય: પરંતુ વાસ્તવિક રીતે તે તેનાથી ભિન્ન પ્રકારનું છે. કારણ કે ધર્મકાય કેવળ નિરાકાર પણ નથી તેમ સન્માત્ર પણ નથી. ધર્મકાય એ બૌદ્ધ મતથી કરૂણા રૂપ તથા જ્ઞાનરૂપ છે. તેનું અસ્તિત્વ હોવા છતાં તે કેવળ સત્તા માત્ર નથી. ચૈતન્ય પ્રાણી એ ધર્મકાયનું આત્મદર્શન છે. જીવવ્યક્તિઓ જેમ કેટલાક ધારે છે તેમ છૂટી પડી ગયેલી સત્તાઓ નથી. પ્રત્યેક જીવવ્યક્તિ ધર્મકાયની સાથે એકતા પામતા પોતાના સ્વરૂપને જાણેછે માયા, અથવા અજ્ઞાન, ધર્મકાયનું સ્વરૂપ, જેની સાથે આપણે એકતા છે તેને ઓળખવામા વ્યવધાન રૂપ થાય પણ જ્યારે

બોધિસત્વ એટલે ચેતન્ય, જે મનુષ્યપ્રાણીના અંતઃકરણમાં ધર્મકાયનું પ્રતિબિંબ છે તેનો પૂર્ણ પ્રકાશ થાય ત્યારે આપણા જ્ઞાનચક્ષુ આગળ અહંતાનો પડદો રહેતો નથી મમત્વનો નાશ થાય છે "હું મારામાં બીજાને દેખું છું અને બીજામાં મને પોતાને દેખું છું" આ પ્રકારનું વર્ણન ભૂતતથાત્વ વિષે પણ છે તેમાં ગ્રંથકાર કહે છે કે આ વિચાર દૃશ્ય પદાર્થના જ્ઞાનમાં અથવા ઇંદ્રિયોના અનુભવમાં આવતો નથી જ્ઞાન મેળવવાના સામાન્ય પ્રકારથી તો તે અજ્ઞેય જ રહે છે

મહાયાન મતવાદીઓ જે જૂદા જૂદા દૃષ્ટિબિંદુથી કેવળ સત્તાને જુએછે તેની અને તે તે દૃષ્ટિબિંદુના સંબંધમાં તે જે જે નામથી ઓળખાયછે તેની ગ્રંથકાર સંક્ષેપમાં નોંધ લેછે

"અસ્તિત્વનું આદિ કારણ ભૂતતથાત્વમાં, બૌદ્ધ ધર્મનું ખરૂં રહસ્ય સમાયલું છે અસ્તિત્વને સંબંધે જોતાં એ ધર્મ છે, બુદ્ધિના મૂળ તરીકે જોતાં એ બોધિ છે, અહંકાર અને અધર્મ વાસનાઓથી કલુષિત થયેલા મનુષ્યને ચિરકાળ શાન્તિ આપનાર એ નિર્વાણ છે, પ્રકૃતિનો વ્યવહાર સુવ્યવસ્થિત કરનાર એ પ્રજ્ઞા છે, શુદ્ધ પ્રેમ અને જ્ઞાનને વહેવડાવનાર ઝરા તરીકે જોતાં એ ધર્મકાય છે ધાર્મિક ભાવના જાગૃત કરનાર એ બોધિચિત્ત છે, સઘળા વ્યક્ત પદાર્થોથી પર જોતાં એ શૂન્યતા છે, નીતિના દૃષ્ટિબિન્દુએ જોતાં એને નિઃશ્રેયસ્ કહેછે જ્ઞાનના કથાકારો એને પરમાર્થ કહેછે, વ્યષ્ટિનું એકલક્ષીપણું અને નિયમિત જીવન જોતાં એ મધ્યમાર્ગ છે, વ્યક્તિની ઉત્પત્તિની બાબતમાં એને ભૂતકોટિ કહે છે, જીવ ઉત્પત્તિના બીજ અને મૂલ્યવાન મણિ માણકયો તથા ધાતુઓને મલિન પદાર્થોથી આચ્છાદિત કરી રહેનાર પૃથ્વી સાથે માતાનું સામ્ય ગણીએ તથા તેની પેઠે વિચારતા એને તથગત ગર્ભ કહે છે"

કેવળ સત્તાનું ઉપરનું સ્પષ્ટિકરણ દાર્શનિક નથી તત્વજ્ઞાન વિષેનો સિદ્ધાંત સાચો ક્યારે કહેવાય કે જેને બુદ્ધિની ભિન્ન ભિન્ન વૃત્તિઓ સરખી રીતે ગ્રહણ કરી શકે—સામાન્ય બુદ્ધિથી ગ્રહણ થઇ શકે તે તત્વજ્ઞાન હોય જ એવો નિયમ નથી પરસત્તા અને અપરસત્તા અત્રે સેળભેળ કરી છે પરસત્તા બીજી કોઇ સત્તાને આધીનછે એમ કહેવું એ ભૂલ ભરેલું છે

ડૉ. ક્રૌડરવુડના મત પ્રમાણે "પરસત્તા કોઇ પણ જાતના સંબંધથી સ્વતંત્ર છે અર્થાત્ પોતાના અસ્તિત્વને માટે કોઇ બીજી સત્તાનો તેને આધાર નથી હોતો આમ છતાં પણ પોતાના અસ્તિત્વની સાથે જેને સંબંધ ન હોય એવા કોઈ પણ પદાર્થની સાથે તે સંબંધમાં રહી શકેછે" મિલ કહે છે કે પરસત્તાનું આથી સારૂં લક્ષણ શોધવાની જરૂર નથી

મહાયાન વાદીઓએ પરસત્તાના જે જાદા જાદા સ્વરૂપ સમજાવ્યાછે તે એક બીજાના આધારાધેય ભાવથી જ સમજાયછે આ બધા ભિન્ન ભિન્ન સ્વરૂપ જેમ

આપણને પરસત્તાને એ.ળખવામાં જરૂરનાં છે તેમ જ સંસારના જૂદાં જૂદાં લક્ષ્યને માટે જરૂરનાં છે.

જો મહાયાન મતવાળા આ ભેદ લક્ષ્યમાં રાખે તો કરૂણા વિગેરે ગુણોથી બૌદ્ધોનું કૈવલ્ય યુક્ત છે અને વેદાન્ત મત પ્રમાણે નથી એવી ખોટી માન્યતા રાખે નહિ.

મહાયાન મતવાળા કૈવલ્યની કલ્પના માત્ર દ્રશ્ય–એક અને અનેકવાળા જગત સાથે સમવાય રાખતી કરેછે. પણ ગ્રંથકારને કબુલ કરવું પડેછે કે એ સર્વ અવિદ્યાનુ પરિણામ છે અને તેથી તે અસત્ય અને ભ્રાન્તિમૂલક છે.

અલબત આ આપણને કૈવલ્ય સમજાવવામાં ઘણી સરળતા કરી આપેછે પણ શુદ્ધ તત્વચિંતનમાં એને માટે જગ્યા નથી

જગત, નીતિ અને ધર્મના દ્રષ્ટિબિન્દુથી જોતા વેદાન્તીઓ મહાયાન મતવાળા કરતા કૈવલ્યની જાદી જ કલ્પના કરેછે. જ્યારે મહાયાન મત પ્રમાણે કૈવલ્યને 'ભૂતતથાત્યનો ગર્ભ' જેમાંથી જગત ઉદભવે છે એમ માને છે ત્યારે વેદાન્તીઓ તેને બ્રહ્મયોનિ કહે છે એટલે કે જેમાંથી આપણે જન્મી, જીવન વ્યાપાર કરીએ છીએ.

વેદાન્તીઓની 'હું એક છું તે બહુ થાઉં' એ કલ્પના મહાયાન મતમાં પણ છે. પણ એકમાંથી અનેકની ઉત્પત્તિ શી રીતે થઇ તે પ્રશ્ન આપણા ગ્રંથકારના માનવા પ્રમાણે હજી અનુત્તર જ રહ્યોછે.

વેદાન્ત અને મહાયાન, દ્રશ્ય જગતમાં વ્યક્તિની અને તેમના પરસ્પર અને જગત સાથેના સંબન્ધની માન્યતા રાખેછે. સઘળી વ્યક્તિ મળી એક આખું સજીવ અંગ બનેછે તેનાથી અભેદ ભાવના ઉપર નીતિશાસ્ત્રનું ધોરણ બાંધે છે અને वसुधैव कुटुम्बकम् એ વાકય પ્રમાણે સામાન્ય સ્નેહ અને બન્ધુભાવ રાખવા શિખવેછે.

જો બુદ્ધે સતત પ્રવૃત્તિ કરવાનો ઉપદેશ આપ્યો હોય તો વેદાન્તમાં પણ તેનો અભાવ નથી. ભગવદ્ગીતામાં મનુષ્યને કેવળ સ્વધર્મમાં રહી નિષ્કામ પણે કર્મ કરવાનો ઉપદેશ આપ્યો છે.

જો બૌદ્ધ ધર્મને લોકપ્રિય કરવામાં મહાયાન મત વાળા વિજયી નીવડયા હોય તો વેદાન્તમાં સમાયેલા કેટલાંક ઘણાં અગત્યના તત્વો જેનો બૌદ્ધ ધર્મમાં કેવળ અભાવ છે તેમને પોતાનામા દાખલ કરીને જ તેમણે કાર્યસિદ્ધિ કરીછે. વળી બુદ્ધે જેમના વિષે પોતાનો મત દર્શાવ્યો નથી તેટલા જ ઉપરથી તેણે સ્વીકાર કર્યો નથી એમ જે માની લેવામા આવ્યું હતું તે ભૂલ મહાયાન મતાવલંબીઓએ સુધારી. ઉદાહરણ તરીકે કૈવલ્ય અને તેની વ્યાપ્ય વ્યાપકતા, અવિદ્યા, માયા, પરસત્તા અને અપરસત્તા અને જ્ઞાનવાદ વિષે મહાયાન મતની પૂર્વે થયેલા બૌદ્ધ વિદ્વાનોએ સ્પષ્ટ અભિપ્રાય જણાવ્યા નથી.

જેટલી અગત્ય હિંદુ ધર્મશાસ્ત્રોમાં ભગવદ્ગીતા, રામાયણ અને મહાભારત ધરાવે છે તેટલી જ અગત્ય 'સદ્ધર્મ પુંડરીક, સુખાવતી વ્યૂહ, વજ્રછેદિકા, પ્રજ્ઞા પારમિતા, અમિતાયુદ્ધ્યાનસૂત્ર, હૃદયસૂત્ર' ઇત્યાદિ મહાયાન મતના ગ્રંથો ધરાવેછે દર્શનશાસ્ત્ર વિષે ચર્ચા કરતા તેમણે શ્રી બુદ્ધના મુખ્ય સિદ્ધાંતો લોકપ્રિય કર્યાછે, અને નીતિના વિચારો લોકોના મન ઉપર સારી રીતે ઠસાવ્યા છે દર્શનશાસ્ત્ર અને સામાન્ય નીતિશાસ્ત્ર બેઉનુ તેમા મિશ્રણ છે

પ્રોફેસર કેન લખે છે કે ભગવદ્ગીતાની પેઠે જ સદ્ધર્મ પુંડરીકમા લખ્યુ છે કે, "મનુષ્યની બુદ્ધિની જાદી જૂદી કોટિના પ્રમાણમા પરમાત્માની પણ જૂદી જાદી કલ્પના થઇ શકે" બીજા ઉપર ગણાવેલા પુસ્તકો વિષે પ્રોફેસર મેક્ષમુલર કહે છે કે તેઓ ચીન અને જાપાનમા ઘણા જ લોકપ્રિય થઇ પડયાછે 'સુખાવતી વ્યૂહ અને અમિતાયુદ્ધ્યાનસૂત્રમા આવેલા અમિતાભ અને સુખાવતીના આખ્યાનોથી મોક્ષપ્રાપ્તિ ઘણી સરળ થઇછે તેમા નવાઈ જેવુ નથી'

પણ આ બધુ સ્વીકારતા વેદાંત અને મહાયાન વચ્ચે જે અંતર છે તેની વિસ્મૃતિ થવી જોઇતી નથી આપણા એટલે વેદાંતના સિદ્ધાંતો વધારે સુઘટિત છે પરબ્રહ્મનો જે આપણા દર્શનકારો ખ્યાલ આપેછે તેને આધારે બંધાયલા આપણા ધાર્મિક અને નૈતિક સૂત્રો અને ધર્મ તથા નીતિશાસ્ત્રને પરબ્રહ્મના આદર્શની લગોલગ લાવે છે તે સઘળુ જોતા ઉપલી માન્યતા સાચી ઠરેછે વેદાંતનો દાર્શનિક આદર્શ અદ્વૈત છે, નૈતિક આદર્શ અભેદ છે, ધર્મમા જોકે વ્યક્તિના પરમાત્મા વિષેના ખ્યાલો બુદ્ધિ અનુસાર જૂદા પડે છતા અંતે અનાદિ બ્રહ્મ, જે અદ્વૈત છે તેમા સઘળી ભિન્ન ભિન્ન કલ્પનાઓ સમાઈ જાય છે

જગતને એક કારીગરની પેઠે સૃજનાર અને તેથી જગતની બહાર રહેનાર પરમેશ્વરની કલ્પના ક્રાઇસ્ટ કરે છે તેનો બુદ્ધ અનાદર કરે છે જગતની સાથે સંબંધ રાખતા જે બ્રહ્મ ઈશ્વર કહેવાય છે તેને વિષે વેદાંત પણ એમ જ કહેછે પણ જેવી રીતે જીવાત્મા અને જગત, બ્રહ્મનુ એક દ્રશ્ય સ્વરૂપ છે તેવી રીતે ઈશ્વર પણ તેનું એક સ્વરૂપ છે

બૌદ્ધ મત પ્રમાણે ઈશ્વરને સ્થાને ધર્મકાર્ય બુદ્ધની ઉપાસના થાય છે

સ્વર્ગમા પોતાના સિંહાસન પર બેશી જગત ઉપર રાજ્ય ચલાવનાર સગુણ ઈશ્વરનો વિચાર અદાર્શનિક હોવાથી તેને માટે વેદાંતમા તેમ જ બૌદ્ધ ધર્મમા સ્થાન નથી તેટલા જ ઉપરથી બેઉને અનિશ્વરવાદી ગણાય નહિ કેમકે તેઓ એક સર્વ વ્યાપી શક્તિ ( Universal principle) જેમા આપણે ઉત્પન્ન થઇએ છીયે જીવીએ છીયે અને પરિણામ પામીયે છીયે તેનો સ્વીકાર કરે છે વેદાંતમા એને બ્રહ્મ કહે છે અને બૌદ્ધ ધર્મમા એને કર્મનો નિયમ અથવા તેમા વ્યક્ત કોઇક શક્તિ જેવુ પાછળથી બુદ્ધમા આરોપણ કરવામા આવ્યું છે

કર્મના નિયમની જે શક્તિ, જગત ઉપર સામ્રાજ્ય ભોગવેછે, જેના વડે માનસિક. વાચિક, કે કાયિક કર્મનો, સુખ અથવા દુઃખનો કર્તાને ભોક્તા કરેછે, તેને બૌદ્ધ ધર્મમાં ઈશ્વરનું સ્થાન આપ્યુ છે. જેને ક્રાઇસ્ટના અનુયાયીઓ પરમેશ્વરની સજાનું નામ આપે છે તેને બૌદ્ધો કર્મના નિયમનું સ્વાભાવિક પરિણામ કહેશે.

આપણે સ્વર્ગમાંથી પ્રભુની સહાય માગતા નથી પણ આપણા પંડમાંથી અથવા પ્રભુનો જે અંશ આપણામાં છે તેની પાસેથી માગીએછીયે. આપણા પ્રારબ્ધના બાંધનાર આપણે જ છીયે.

આ રીતે આપણે પ્રત્યેક જણ ઈશ્વર અથવા બુદ્ધ ઠરીયે છીએ. જેને આ આદર્શનો સાક્ષાત્કાર થયો છે અને જેની પરમાત્મા સાથે એકતા થઇછે તે પોતાને ઇશ્વરરૂપ માની શકે.

તત્ત્વમસિ વેદાન્તીઓને તેમ જ બૌદ્ધોને બેઉને માન્ય છે.

આટલું પણ ધ્યાનમાં રાખવું જોઈએ કે "બૌદ્ધોએ અમિતાભ બુદ્ધના વિચારનુ સંવર્ધન કર્યું અને તેનામાં સર્વવ્યાપક પ્રેરણા શક્તિનું આરોપણ કર્યું. બુદ્ધ કરતાં વિશેષ માન્ય કોઇ દેવતા નથી અને જે પરિપૂર્ણ મનુષ્યનો આદર્શ બતાવેછે તેનાથી કાંઈ મ્હોટું નથી. એમ કહેવાયછે કે એક પ્રસંગે એક જ બુદ્ધ હોઈ શકે.

સદ્ધર્મ પુણ્ડરિક મહાયાન મતનો શિષ્ટ ગ્રંથ છે. અને 'સર્વ ગ્રંથોમાં સાથી વધારે સ્વધર્મપરાયણ છે' તેમાં લખ્યુંછે કે બુદ્ધ ઈશ્વર છે એટલું જ નહિ પણ પરમેશ્વર છે અને પોતાનો સમય પૂરો થતા સુધી સર્વજ્ઞ. સર્વ શક્તિવાન એ જ છે કેમકે તેણે ભૂતકાળમાં અનેક કલ્પો જોયાછે અને તેનું જીવન ચિરસ્થાયી છે.

"સત્ય વાત આ છે કે (બુદ્ધ કહે છે) ઉત્કૃષ્ટ અને સંપૂર્ણ જ્ઞાનની પ્રાપ્તિ મને કોટિ કોટિ કલ્પો થયાં થઇછે. વિદેહ થયેલાં મનુષ્યનાં કૃત્યો પર વિચાર કરવા હું ધર્મરાજરૂપે ગૃધ્રકૂટ ઉપર આવુંછું. જ્યાં મારૂં હમેશનું શય્યાસન છે. લોકના બુદ્ધિવિકાસ માટે મારા પોતાના અગર બીજાના સ્વરૂપમાં મારી પોતાની સત્તાથી અગર બીજાના સ્વરૂપને વિશે જગતમાં ધર્મપર્યાય પ્રકટ કરૂંછું. હું જગતનો પિતા છું, અજ છું, પ્રાણીમાત્રનો ઉદ્ધાર કરનાર, તારનાર છુ."

આ ઉપરથી સ્પષ્ટ જણાયછે કે મહાયાન મત પ્રમાણે ઈશ્વરનું અસ્તિત્વ મનાય છે. જે જે ગુણો ભગવદ્‌ગીતામાં શ્રીકૃષ્ણને લગાડવામાં આવ્યાછે તે સઘળાથી યુક્ત બુદ્ધ છે; નિર્ગુણ બ્રહ્મના પ્રતિનિધિ તરીકે મનુષ્યરૂપે સગુણ ઈશ્વરરૂપે શ્રીકૃષ્ણ અને બુદ્ધ પ્રકટ થાયછે. ધ્યાતાની ઓછી વધતી બુદ્ધિને લીધે પરમાત્માની કલ્પના અને ઉપાસના થાય છે. પ્રોફેસર કર્ન લખેછે કે સદ્ધર્મપુંડરિકમાં 'સ્વામિને સેવકની બુદ્ધિઅનુસાર' જૂદાજૂદા સ્વરૂપમા ચિન્તવી શકાય છે. સદ્ધર્મપુંડરિક અને ભગવદ્‌ગીતા એક રીતે સમાનતા ધરાવે છે.

પાલીભાષામાં લખાયલા ધર્મગ્રન્થો (હિનયન) પ્રમાણે, ગ્રંથકાર કહેછે કે "બુદ્ધ મનુષ્યાવતાર હતો, પરંતુ તેણે ઘણીવાર અમાનુષી ચમત્કાર કરી બતાવેલા એવું માનવામાં આવેછે" મહાયાન મતવાળા આથી આગળ જાયછે. તેઓની ભાવના એવી છે કે 'બુદ્ધ સિદ્ધાર્થ ગૌતમ તરીકે મધ્ય એશિયામાં જન્મ્યો એટલું જ નહિ પણ તે બધે સમયે અને બધી જગાએ પ્રકટ થાય છે'

બીજી રીતે કહીયે તો જેવી રીતે સેન્ટપૉલ સાધુએ માનુષી ઇસુને સ્થાને દરેક પ્રજાને અને દરેક સમયે લાગુ પાડી શકાય એવા ભાવનામય ઇસુની કલ્પના કરી, તેવી રીતે મહાયાન મતવાળાઓએ ઈતિહાસિક માનુષી બુદ્ધથી ભિન્ન એવી કોઈ સર્વમાન્ય દૈવી શક્તિની સ્થાપના કરી

ગ્રંથકાર લખેછે કે "સમય જતાં ઈતિહાસિક બુદ્ધની સ્મૃતિ ઝાંખી થઈ જાય અને તેથી મહાકાળ તાજી અને પ્રવર્તમાન ધાર્મિક જાગૃતિ ઉપર જોઈતી અસર કરી શકશે નહિ ઈતિહાસિક લેખ ભુસાતા જાયછે પણ પ્રજાના અંતઃકરણ ઉપર પડેલી પ્રતિમા ચિરંજીવ રહે છે ઘણા વર્ષ પછી શાક્યમુનિની લોકોને વિસ્મૃતિ થાય પણ શાક્યમુનિએ મનુષ્યના અંતઃકરણમાં જે ધર્મના આંદોલન ગતિમાન કર્યા તેમની ઉર્મિઓ ચિરકાળ ટકશે"

"ધર્મકાય બુદ્ધ આપણામાં બોધિરૂપે આવિર્ભૂત થાય છે તેથી આપણે સઘળા બોધિસત્વ છીયે અને એક રીતે બુદ્ધ છીયે"

ઐતિહાસિક બુદ્ધ ભાવનામય બુદ્ધમાં સંક્રાંત થવાથી મહાયાન મત હિનયન શાખા કરતાં વિશેષ વિસ્તૃત થયો અને એકદેશીય ઓછો થયો. ધમ્મપદના સિદ્ધાંતો કોઈ ચોક્કસ પંથને નહિ પણ સામાન્ય રીતે હરકોઈ પ્રજાને ઈષ્ટ મનાય એવા છે

આખા મહાયાન સાહિત્યમાં સામાન્ય ભ્રાતૃભાવની ભાવના ઉંડી ઉતરેલી છે અને નાગાર્જુને પોતાના પુસ્તકોમાં તેના ઉપર ઘણો ભાર મૂક્યો છે

પણ તેટલા ઉપરથી આપણે એવું અનુમાન બાંધીએ કે મહાયાનની પૂર્વના દર્શનોમાં સર્વમાન્યતા ન્હોતી તો એ ભુલભરેલું છે આ ગ્રંથકારે પણ તેવી જ ભૂલ કીધી છે વેદાન્તના સિદ્ધાન્તો એવા જ સર્વમાન્ય, એવા જ વ્યવહારિક અને એવા જ નિષ્કામ છે માત્ર ખામી એટલી જ હતી કે તેમનામાં નાતિ, વર્ણ, અને જાતિના બંધન હતાં અને બ્રાહ્મણોની કાંઈક અલગ રહેવાની ખાસીયતને લીધે જ તેમને જન્મ મળ્યો હતો પરંતુ ભગવદ્‌ગીતામાં તેના ઉદાર પ્રકૃતિના રચનારે આ બંધનોને ઢીલા કર્યા હતા (અ ૯ શ્લો ૩૨) અને જેમને બુદ્ધે જ્ઞાતાના ગ્રંથોમાં વિસ્તારી દ્રઢાવ્યા હતા

બૌદ્ધ દર્શનના કૈવલ્ય અને સગુણ ભૂતતથાત્વમાંથી વેદાન્તીઓએ તેમના નિર્ગુણ અને સગુણ બ્રહ્મની ભાવના લીધી હતી કે તેની ઉત્પત્તિ સ્વતંત્ર જ હતી એ પ્રશ્ન આ વિદ્વાન ઉઠાવે છે. એમનો અભિપ્રાય બૌદ્ધોની તરફેણમાં છે અને તેને માટે નીચેનું પ્રમાણ ટાંકે છે.

"અશ્વઘોષ, જે શંકરાચાર્ય અને બાદરાયણની પૂર્વે (ગ્રંથકારના મત પ્રમાણે) થઈ ગયાનું મનાય છે, તેના લખાણોમા કૈવલ્ય અને સગુણ ભૂતત્વાત્વ વચ્ચેનો ભેદ જણાય છે. અશ્વઘોષ સઘળા વેદાન્તીઓ પૂર્વે થઈ ગયો હોય એ વાત ધ્યાનમાં લેતાં વેદાંતીઓએ બૌદ્ધોના દર્શનોમાથી આ વિચાર લીધો હોય એ સહજ વિચારી લેવા જેવું છે"

આ પ્રશ્નનું સમાધાન વિદ્વાનોએ કરવાનું છે, અને અશ્વઘોષની પૂર્વ એકે વેદાન્ત દર્શનકાર ન્હોતો એમ જો આ ગ્રંથકારની માન્યતા હોય તો એની માન્યતા એને જ મુબારક રહો. અલબત શંકરાચાર્ય (આઠમા શતકમાં) અશ્વઘોષ (પહેલા શતકમાં) પછી જ થયેલા પરંતુ વેદના એક મંત્રમાં (एकम् सत् विप्रा बहुधा वदन्ती) આ ભાવનાના બીજ છે. જે મુખ્ય મુખ્ય ઉપનિષદોમા સગુણ અને નિર્ગુણ બ્રહ્મ વચ્ચે ભેદ સમજાવ્યોછે તે સઘળા બૌદ્ધ ધર્મની ઉત્પત્તિની પૂર્વનાં છે. ભગવદ્ગીતા પણ પૂર્વેની જ છે. ઉપલા કોઇપણ પુસ્તકમાં બૌદ્ધ મતનો ઉલ્લેખ પણ નથી જો કે તે વખતે પ્રચલિત થયેલા સઘળા દર્શનો જેવાં કે સાંખ્ય, યોગ વિગેરે ગીતામાં ગણાવ્યાં છે. તેમ જ બાદરાયણના વેદાન્તસૂત્રમાં બુદ્ધ તરફ ઇસારો સરખો કરવામાં આવ્યો નથી અને સગુણ અને નિર્ગુણ બ્રહ્મનો ભેદ તેમા સ્પષ્ટપણે સમજાવ્યો છે. (૪-૩-૧૫).

(અપૂર્ણ).

નર્મદાશંકર બાળાશંકર.

# श्रीभर्तृहरि निर्वेद

(ચૈત્ર માસના અંક ૪ થી ચાલુ)

ભર્તૃહરિ—વળી—

ત્હારી કાન્તિથી કામુદી ઉદયની શાંતિ મળે લોચને,
આલિંગ્યું વપુ ઇન્દુના રમણિયા શીળા શું બિંદુ ઝરે,
મીઠી વાણી સુધાનું પાન ઘટ થૈ શું કર્ણપુટે કરે,
ન્હા ! થી કમળાપતિ ફળ વધુ પામ્યા શું પુણ્યો ઘણે? ૮

ભાનુમતી—આપ પુનઃ એ બધું ખોટે ખોટું બોલો છો નહિતર આટલો બધો સમય નિર્દય થઇને શા માટે અન્ય સ્થળે જતઓ? શું આપ પુરૂં જાણતા નથી કે તમારા વિયોગની એક ક્ષણ પણ મારા જીવિતને અસહ્ય છે?

ભર્તૃહરિ—દેવિ ! શાન્ત થાઓ, શાન્ત થાઓ, કોઇ જ્યોતિષીએ ભાખેલું અનિષ્ટ શમાવવાને હું અહીંથી ભાગીરથી તટે ગયો હતો, ત્યાં પૂજ્ય બ્રાહ્મણોની સ્વાધીનતામાં અત્યાર સુધી રોકાયો હતો, તમારા પર નિર્દયતાથી નહિ. જુઓને—

मालिनीछंद

કરથી કુમુદિસંગે ગાઢ આલિંગનાદિ,
પ્રીતિમય ઉપચારો ચંદ્ર પોતે શું ત્યાગે?
સુતનુ ! મદિરનેત્રે ! ઇંદુને અંતરાયે,
વિધિતણી વિધિનાવે તો વિયોગી શું થાયે? ૯

શ્લોક ૮ મો-કમળાપતિ=વિષ્ણુ. હે કાન્તે ! ત્હારી કાન્તિ લીધે મ્હારાં લોચનને કામુદીના ઉદયસમી શાંતિ મળે છે. વળી આલિંગન કરતાં ત્હારું શરીર જાણે ચંદ્રના શિતળતા ભર્યા કિરણો સ્પર્શ કરતા હોય એવી શીતળતા આપે છે. વળી ત્હારી મીઠી વાણી રૂપી અમૃતનું પાન કરતાં મ્હારા કર્ણપૂટો ઘટરૂપ બનતા લાગે છે. અહો ! વિષ્ણુ અનંત પુણ્ય કરીને પણ મ્હારાથી શું વિશેષ ફળ પામ્યા છે? કશું જ નહિ. કારણ કે તે પણ લક્ષ્મીને પામેલા છે અને મને પણ તું જે આ ષ લક્ષ્મીરૂપ જ છું તે મળેલી છે. તાત્પર્ય કે મારા સુખમાં કાંઇ ન્યૂનતા નથી.

શ્લોક ૯ મો-કર=કિરણ, હાથ. ઉપચાર-ક્રિયાઓ. સુતનુ=સુંદર અંગવાળી. અંતરાય=હરકત. વિધિ=બ્રહ્મા. વિધિ-રીત.

રાજા પોતે પત્નીનો વિયોગી થવા ઇચ્છતો નથી એ દ્રષ્ટાંતથી નિર્ણિત કરે છે. કહે છે કે 'હે સુભાગી ! હે મદિરનેત્રે ! પોતાની પત્ની કુમુદીની સાથે આલિંગનાદિ પ્રીતિમય ક્રિયાઓ ચંદ્ર પોતે શું ત્યાગે છે ખરો? ના, ના, એતો ઇંદુને હરકત કરતા બ્રહ્માએ નાખેલી ભૂમિભ્રમણ રાહુ ગ્રહણ ઇ. ક્રિયાઓ આવે છે તેથીજ તે કુમુદિનીથી વિયોગી બને છે. તેમ હે કાન્તે ! હું પણ સ્વેચ્છાએ ત્હારો વિયોગી થવા ઇચ્છતો નથી પરંતુ વચ્ચે નડતર આવતા દબાણને લીધે જ ત્હારાથી દૂર થાઉં છું નહિતર મ્હારી ઇચ્છા તો સદા ત્હારી સમીપમાં જ રહેવાની છે, એ તાત્પર્ય.

ભાનુમતી--આર્ય પુત્ર! તે સ્નેહ બરાબર નથી કે જેમા પ્રિયના વિયોગવાળી કુમુદિની મીંચાઇ રહીને પણ દિવસોના દિવસો ગાળે છે. અથવા તેમજ છે. ફરીને પ્રિયતમના દર્શનની અભિલાષાએ મ્હારાથી પણ જીવાય છે જ, તો-

राजा—એમ જ છે.

मन्दाक्रांताछन्द

પ્રેમીકેરા વિરહ દુખિયા, પ્રાણને પ્રેમી પેઠે,
આશાબન્ધુ દ્રઢ વિટીંવળી, બ ધથી રોકી રાખે;
ના એવું તો કયમ કમલિની, ભાનુ વિના જીવેરે?
શીળાં ઇન્દુકર-વિરહિણી, કુમુદી ના મરેરે? ૧૦

(પડદામાં કલકલાટ સાથે વાદિત્રોના નાદ થાય છે, ને બંને જણા જરૂખામાંથી જુએ છે.)

राजा--(વિસ્મય થઇને) દેવિ! પ્રિય પતિના વિરહની જવાલા સહન કરવા અશક્ત થયેલી, ભર્તાર પાછળ પોતાનો દેહદમન કરી સતિ થવા ઇચ્છતી, આ સ્ત્રીના સ્નેહ કરતાં પણ તમારો સ્નેહ વધારે મહિમા મેળવે છે. વાહ વાહ;

शिखरिणी.

કહ્યો જાયે કયાંથી પતિઉપરનો સ્નેહ સતિનો,
બને વન્હિજવાળા શિતલરસ શ્રી ચન્દનતણો;
પ્રચંડી ચિતા તે મૃદુ-કુસુમ-શય્યાસમ બને,
કરાળો હા કાળે રતિપતિકુસુમાયુધ થશે. ૧૧

શ્લોક ૧૦મો. વિરહીજનો, પ્રીયજન ફરી મળશે, એવી આશાએજ જીવે છે. એ વાત આમા સ્પષ્ટ કરે છે. પ્રેમીજનોના વિરહ વેદનાથી દુખિત થયેલા પ્રાણને અતિશય વીંટીવળી આશા રૂપી બંધ, બન્ધુ બની, રોકી રાખે છે. જો એમ થતુ ન હોય તો સૂર્ય વિના કમલિની કેમ જીવી શકે? વળી ચદ્રનાં શિતલ કિરણોથી વિરહી થયેલી કુમુદી કેમ ન મરે? નથી મરતી તેનું કારણ એજ છે કે આશાબધને તેમના પ્રાણો શરીરસાથે બધાએલા રહે છે. (આવાજ ભાવને માટે જૂઓ મેઘદૂત પૂર્વ મેઘ શ્લોક ૧૦મો

आशाबन्धः कुसुम सदृशं प्रायशो ह्यंगनानां
सद्यःपाति प्रणयि हृदयं विप्रयोगे रुणद्धि.

શ્લોક ૧૧ મો —પ્રચડી=વિક્રાળ. મૃદુકુસુમ શય્યા=સુવાળા ફૂલોની પથારી. રતિપતિકુસુમાયુધ=ફૂલનાં બાણો જેનુ હથિયાર છે તે કામદેવ

આમાં સતિ સ્ત્રીનો સ્નેહ વર્ણ્યો છે કહે છે કે "અહો! પતિ ઉપરનો સતિ સ્ત્રીનો સ્નેહ કેમ કહ્યો જાય? એ પ્રેમનો એવો તો અમાપ મહિમા છે કે તેથી અગ્નિની મહા ઉષ્ણ અને દાહક જ્વાલા પણ ચંદનરસ હોય એવી શિતલ થઇ જાય છે, લાકડાની દારુણ ચિતા પણ કોમળ પુષ્પની પથારી થઇ જાય છે, અને કારમો કરાળ કાલ પણ પુષ્પબાણવાળા કામદેવના જેવો કોમળ થઇ જાય છે. તાત્પર્ય કે સતિના પ્રભાવ પાસે, અગ્નિજ્વાળા, ચિતા કે મૃત્યુ બધાનો ભય નકામો છે.

ભાનુમતી – આર્ય પુત્ર! આ સ્ત્રીઓને અગ્નિ બળવાની બાબતનું પડે છે તે પણ ખરા પ્રેમને યોગ્ય નથી નહિતર ઝટ પ્રજ્વલિત થએલા વિરહાગ્નિને ત્યાગી ચિતાગ્નિની જરૂર શું? ક

રાજા (મનમાં) અહો! આનો નિશ્ચય તો બહુજ ઉચ્ચ છે અથવા અહો! સ્ત્રીઓની લોભાવાની યુક્તિ! (ખ)

ગીતિ

માનિનીની માયાની જાળ જગતમાં પ્રમાણ પામી મહા!
જે બંધે બંધાઈ, તરૂણ હરિણસમ દુઃખે ઝુરેછ બધા!! ૧૭

(પ્રકાશ) દેવિ! તમારો આ નિશ્ચય તે કેવો હોવાય?

ભાનુમતી – પ્રાણનાથનો વિરહ સહન ન કરવાનો મારા હૃદયનો એનો દીર્ઘ કાળથી દૃઢ નિશ્ચયજ છે

રાજા – (મનમાં) આતો ખરે જાણવા યોગ્ય છે ભલે, ત્યારે આ ચાલતી મૃગયાના પ્રસંગમાં જ જોઈ લઉં (ગ) [પ્રકાશ] દેવિ ઘણા સમયથી મૃગયા માટે ઉત્સુક થયેલા યોદ્ધાઓ મારી વાટ જુએ છે તો હવે મને જવાની રજા આપો ત્યાંથી પાછો આવી તરત તમારી સંભાળ લઈશ

ભાનુમતી --( અશ્રુ રોકી રાખીને ) પ્રભુ આપને હરકત નહિ કરૂં

( રાજા જાય છે )

ભાનુમતી —( અશ્રુ ઢાળતી ઢાળતી રાજાની પછવાડે જતા જતા ) ચાલ, હું પણ દ્વારના સ્થંભને અઠીંગી ઉભી ઉભી પ્રાણનાથનો જવાનો માર્ગ નિહાળું

( બધા જાય છે )

॥ इति प्रथमोऽङ्कः ॥

---

ક—રાણી કહે છે કે પતિ મરી જતા સ્ત્રીનો પ્રાણ સ્વાભાવિક રીતે જ નીકળી જવો જોઇએ પરંતુ ચિતામાં બળીને મરવું પડે છે તેટલી તેના પ્રેમમાં કૃત્રિમતા છે

ખ—રાજાને રાણીના વચનથી એવો ભાસ થાય છે કે આવા વચનો બોલવામાં મને મોહમાં ફસાવવાની રાણીની આ યુક્તિ છે રાજાને સ્નેહમાં શંકા ઉપજે છે

શ્લોક ૧૭ મો—રાણીનો સ્નેહ તે પોતે દર્શાવે છે તેવોજ ઉચ્ચ છે કે નહિ એની શંકામાં પડેલા રાજાના આ વિચાર છે કહે છે કે "અહો! સ્ત્રીઓની કાંઈ લોભાવવાની યુક્તિઓ! ખરે! સ્ત્રીઓની માયા ( કપટ ) જાળ જ આ જગતમાં મહા નામાર પામેલી છે અને અજ્ઞાનીજનો જેના બંધનમાં બંધાઈ, જાળમાં પડેલા કામળ હરિણ પેઠે દુઃખમાં ઝરે છે' મતલબ કે સ્ત્રીઓની કપટ જાળ મહા બળવત્તર છે

ગ—રાજા મૃગયાના બહાના દૂર જઈ રાણીના પ્રેમની પરીક્ષા લેવા ઇચ્છે છે, પરંતુ પરીક્ષા લેવાની હોવાથી હૃદયભાવ છૂપાવવા મનમાંજ બોલે છે

આ ત્રણે વચનથી સિદ્ધ એ થાય છે કે, હૃદય એ બુદ્ધિનું અને મનનું સ્થાન છે. શરીર નિર્બળ કે રોગી હોય તો હૃદય એક તેના અવયવરૂપ હોવાથી તેની અસર હૃદય ઉપર થાય અને તેને લીધે હૃદયમાં નિવાસ કરનાર મનપણ તેવુંજ રહે એ સ્વતઃસિદ્ધ જેવી વાત છે. વળી અત્યક્ષપણ જોવામાં આવે છે કે જ્યારે શરીર અસ્વસ્થ હોય ત્યારે મન અસ્વસ્થ રહે છે અને જ્યારે શરીર સારી આરોગ્યદશામાં હોય ત્યારે મન પણ પ્રફુલ્લ રહે છે. આથી શરીરનો અને મનનો પરસ્પર કેવો ગાઢ સંબંધ છે તે જણાઇ આવે છે. જેથી શારીરિક શ્રેષ્ઠ બળ સર્વથા સંપાદ્ય છે એ વાત દૃઢ થાય છે. હવે તે મેળવવામાં તથા વધારવામાં શા શા સાધનોની અગત્ય છે, તે વીશે કાંઇ વિવેચન કરીયે.

---

## ૧ બ્રહ્મચર્ય.

બ્રહ્મચર્ય એ એક ઉત્કૃષ્ટ શરીરબળ મેળવવાનો મુખ્ય પાયો જો નબળો હોય તો તેના ઉપર ચણાયેલી ઇમારત નબળી નીવડેજ એમાં કાંઇ આશ્ચર્ય પામવા જેવું નથી. આ વાત ઉપરજ લક્ષ્ય રાખી આપણા દીર્ઘદર્શી આર્ય વિદ્વાનોયે બ્રહ્મચર્યને સર્વ આશ્રમોમાં પ્રથમ ગણેલ છે અને જાણે તે બીજા આશ્રમોનું મૂળ હોય તેવો ભાવ સૂચવ્યો છે. અમુક મુદ્દત સુધી બ્રહ્મચર્ય પાળી પ્રથમાશ્રમના ધર્મોને દૃઢતાથી વળગી રહી ગુરૂ શુશ્રૂષા આદિદ્વારા આ લોક અને પરલોક એ બન્નેને સુધારનાર સદ્વિદ્યા સંપાદન કરવાનો ધારો આપણા પૂર્વજોયે બાંધેલો જોવામાં આવે છે. વિદ્યાનું સારૂં જ્ઞાન મેળવ્યા બાદ અને આ વિકટ તથા વિચિત્ર સંસારયાત્રામાં સુખેથી પ્રવાસ કરવામાં સહાયક થનારા ઐહિક પારલૌકિક ધર્મોનું કેટલુંએક રહસ્ય જાણ્યા બાદ યોગ્ય વય થયે તેના વિવાહ કરવાની આજ્ઞા આપણા આર્ય શાસ્ત્રોયે આપી છે. જે બાલલગ્નનો રીવાજ હાલ ઘણે ભાગે આપણા દેશમાં જોવામાં આવે છે તે આગળ થતો હોય તેવું જણાતું નથી. કિંતુ વચમાજ (મુસલમાન આદીના રાજ્યમાં રાજભય આદિ કારણને લીધે) દાખલ થઇ ગયો હોય એમ જણાય છે.

ભગવાન્ મનુ તો આજ્ઞા કરે છે કે:—

त्रिंशद्वर्षो वहेत्कन्यां हृद्यां द्वादशवार्षिकीम् ॥
अष्टवर्षोऽष्टवर्षां वा धर्मे सीदति सत्वरः ॥

॥ अर्थ ॥

ત્રીશ વર્ષના પુરૂષે મનોહર એવી બાર વર્ષની કન્યા સાથે વિવાહ કરવો. અથવા ચોવીસ વર્ષના પુરૂષે આઠ વર્ષની કન્યા સાથે પરણવું ત્વરાથી (યોગ્ય વય થતાંસુધી બ્રહ્મચર્ય ન પળાયાથી) ધર્મ કે જે મનુષ્યનું ખરૂં કર્તવ્ય છે તેમાં તેને

કષ્ઠ વેઠવુ પડે છે અથવા તો ધમમા કાઈ ખામી આવતી હોય નો અને ધમ જતો હોય તો ત્વરા કરવી આવુ અથાતર સ્ફુરે છે

સુશ્રુતમા ભગવાન્ ધન્વતરિ જણાવે છે કે —

अथास्मै पच विंशति वषाय द्वादशवषा पत्नी ॥
मावहत् पित्र्य धमाथ काम प्रजा प्राप्स्यतीति ॥
॥ અથ ॥

પચીસ વર્ષના ( વિદ્યા અને બ્રહ્મચય આદિ લાબો સમય પાળી વિદ્વાન થયેલા તથા શારીરિક માનસિક બળ વડે સ પન્ન થયેલા ) પુરૂષને બાર વષની પ ની પરણાવવી કેમકે તેમ થવાથી પિતૃ કૃત્ય ધમ અથ કામ અને પ્રજાની પ્રાપ્તિ થશે

બાળ લગ્નમા શી હરકત નડે છે એ વીશે વળી તે જણાવે છે કે —

ऊन षोडश वार्षिस्या मप्राप्त पञ्चविंशतिम् ॥
यद्याधत्ते पुमान् गभ कुक्षिस्थ स विपद्यते ॥
जातोवा न चिरजीवे ज्जीवेद्वा दुबलेन्द्रिय ॥
तस्मादत्यत बालाया गभाधान न कारयेत् ॥
॥ અથ ॥

સોળ વષથી ઓછા વયની પત્ની પચીસ વષથી ઓછા વયનો પુરૂષ જો ગભાધાન કરે તો ગર્ભ ઉદરમાજ મરણને શરણ થાય છે કદાચિત તે પૂર્ણ માસે ઉત્પન્ન થાય તોપણ તે અલ્પાયુ નીવડે છે અને કદાચિત વધારે જીવે તો દુર્બળ ઈંદ્રિયવાળો ( નબળા મગજનો—ને નબળા બાંધાનો ) થાય છે માટે અત્ય ત બાલા સ્ત્રીમા ગભાધાન કરવુ નહિ

આ ઉપરથી છેવટ સોળ વષની સ્ત્રી અને પચીસ વષનો પુરૂષ ગભાધાન કરવા માટે સુશ્રુતને ઇષ્ટ હોય એમ ભાસે છે * આથી બાળ વિવાહ હાનીકારક છે અને તેમાથી ઉત્પન્ન થતી પ્રજા નિર્બળ નિર્વીર્ય ને અ પાયુ થાય છે, આ વાત સ્પષ્ટ છે

બાળ લગ્ન થવાથી બિચારા બાળકો કે જેને પોતાના હિતાહિતની કશી ખબર હોતી નથી તેઓ બાળાવયમાજ લગ્નમા જોડાયાથી તેના વીયની પરિપૂર્ણ ભરતી થયા પહેલાજ અને વીયાશય તથા કેટલાએક અવયવો કુદરતી નિયમ પ્રમાણે પરિપકવ દશામા આવ્યા પહેલા જ વીયનો નાશ થવાનો પ્રસ ગ આવી લાગે છે જેથી તેનુ પરિણામ ખરાબ ઉતરે એ નિર્વિવાદ વાત છે જેમ કાચા ફળનો ઉપભોગ કરવાથી તેની અ દર પરિપકવ અવસ્થામા પેદા થનારી એક અનુભવ ગમ્ય મીઠાશ અનુભવમા

* આ પરિમાણ દેશ કાળાદિને બ ધ બેસતુ જણાતુ ન હોય તો પછી વીશ વષનો પુરૂષ અને બાર વષની ક યા અથવા સોળ વષનો પુરૂષ અને અગીઆર વષની કન્યા એ આદી જે ફેરફાર યોગ્ય લાગે તે દાખલ કરવો પરતુ બાળ વિવાહ હાનિકારક હોવાથી તે કહાડી નાખવો જોઇએ એમ અમને ભાસે છે

નથી આવતી, તેમ પરિપક્વ નહિ થયેલા વયમાંએટલે બાળવયમાં વિવાહ કર પુરૂષમાં તથા તેના ઔરસ પુત્રોમાં કેટલાંક ઉત્તમ તત્ત્વો 'અપૂર્ણ રહી જઇ અનુભવમાં આવતાં નથી.

પાતંજલસૂત્રમાં ભગવાન્ પતંજલિ જણાવે છે કેઃ—

ब्रह्मचर्य प्रतिष्ठायां वीर्य लाभः ॥

( બ્રહ્મચર્યની પ્રતિષ્ઠા ( સ્થીરતા ) થતાં વીર્યનો લાભ થાય છે.

व्यास भाष्य

ब्रह्मचर्य प्रतिष्ठायां वीर्ये लाभः यस्य लाभात्
अप्रतिघान् गुणान् उत्कर्षयति सिद्धश्चविनेयेषु
ज्ञान माधातुं समर्थो भवति ॥

॥ अर्थ ॥

બ્રહ્મચર્યની સ્થિરતા થતાં વીર્યનો લાભ થાય છે કે જેના લાભથી પ્રતિઘાત રહિત એવા સદ્‌ગુણોને માણસ પોતામાં વધારી શકે છે. અને પોતે સિદ્ધ અવસ્થાને પ્રાપ્ત થતાં શિષ્યોમાં પણ જ્ઞાનનું સ્થાપન કરવાને સમર્થ બને છે. તેના બોધની છાપ શિષ્યોના ચિત્તમાં મજબૂતપણે ચોટી બેસે છે.

બ્રહ્મચર્ય આ લોક અને પરલોક એ બંનેને સુધારનાર છે. આ લોકમાં બળ, પરાક્રમ, ઉત્સાહ આદિને ઉત્પન્ન કરનાર હોવાથી તે ઉપકારક થાય છે. અને સદ્વર્તનરૂપ હોવાથી પરલોકમાં સુખરૂપ થતાં આત્મજ્ઞાન આદિમાં પણ તેને હેતુરૂપ ગણવામાં આવે છે.

અથર્વ વેદના મુંડક ઉપનિષદની શ્રુતિ જણાવે છે કેઃ—

सत्येन लभ्यस्तपसा ह्येष आत्मा सम्य, ज्ञानेन ब्रह्मचर्येण नित्यम् ॥

॥ અર્થ ॥

આ આત્મા નિરંતર સત્યવડે, સમ્યક્‌જ્ઞાનવડે અને બ્રહ્મચર્યવડે લભ્ય છે.

અથર્વ વેદીય પ્રશ્નોપનિષદમાં પણ કહ્યું છે કેઃ—

तेषामसौ विरजो ब्रह्मलोको, येषां तपो ब्रह्मचर्य येषु सत्यं प्रतीष्ठितम्
तेषामसौ विरजो ब्रह्मलोको, नयेषु जिह्ममनृतं न माया

॥ अर्थ ॥

તેઓનેજ એ રજોગુણ રહિત બ્રહ્મ લોકની પ્રાપ્તી થાય છે કે જેઓમાં તપ, બ્રહ્મચર્ય અને સત્ય રહેલાં હોય

તેઓનેજ રજો ગુણ રહિત બ્રહ્મલોકની પ્રાપ્તી થાય છે કે જેઓની અંદર કુટિલતા, અનૃત અને માયા રહેલાં ન હોય.

( અપૂર્ણ. )

મૂળશંકર દયાશંકર.

## લિપિ

(વૈશાખ માસના પૃષ્ઠ ૧૬૩ થી ચાલુ)

જ્યારે લિપિ દેવનાગરી સ્વીકાર્યાથી અન્યભાષાના પ્રાંતોમાં આપણી ભાષાના પુસ્તકોનો વિસ્તાર થશે એ દલીલમાં ખરું સામર્થ્ય જણાતું નથી. એ વિસ્તારથી લાભ શો? હું કહી જ ગયો છું કે ભાષા સમજવાનું પરિણામ થવું કઠણ જ છે. તો માત્ર તે પ્રદેશોના પુસ્તકાલયો શોભાવવાથી શો લાભ? રા. અંજારિયા ઉપર કહેલા લેખમાં કહે છે —

"ગુજરાતી પુસ્તકોને અન્યદેશીય પુસ્તકશાળામાં સ્થાન મળવાનો સંભવ વધશે—પછી ભલે ત્હેનું પરિણામ એકાદ ટકામાં જ દેખાય—તોપણ લાભ તે લાભ જ છે."

અહિં પોતે એ લાભની અત્યન્ત અલ્પપ્રમાણતા સ્વીકારે જ છે. અને—ઉપર મ્હેં બતાવ્યા પ્રમાણે—એ અલ્પ લાભની ગુણપરીક્ષા જોતાં તો નિરાશા જ છે,—ભાષાના અર્થબોધના અસંભવને લીધે પરિણામશૂન્યતા જ લગભગ છે. તો પછી "લાભ તે લાભ જ" એ માત્ર ભ્રમજનિત મોહનો ઉદ્‌ગાર ગણવો પડશે.

અને એ વસ્તુત: અસાર, અને સ્પષ્ટ રીતે સ્વીકારેલા અલ્પ પ્રમાણવાળા, 'લાભ'ની સ્હામે હાનિની તુલના કરીશું તો તો તરત સ્વીકારવું પડશે કે એ લાભના લોભે આ પ્રત્યક્ષ હાનિનું જોખમ વ્હોરવું એ ડહાપણનું કામ નથી. એ હાનિ ઉઘાડી છે. ગુજરાતી ભાષાના જાણનારા ભિન્ન પ્રાંતના લોકોમાંથી ગુજરાતી ગ્રન્થો વાંચનારા અલ્પ સંખ્યાના માણસોનો ઉમેરો થશે,—એ વિરલ સંભવના, સંદિગ્ધ ગુણના, લાભને ખાતર ગુજરાતના જ લોકોમાંથી સાહિત્યગ્રંથો વાંચનારની પેલા કરતાં બહુ મ્હોટી સંખ્યા આપણે નિ:સંશય ખોઇશું. આમ બકરું કાઢતાં ઊંટ પેસશે. પ્રથમ ગુજરાતી લોકો જ લઇયે. ત્હેમાં દેવનાગરી લિપિનો પૂર્ણ પરિચય વિનાના લોકોની સંખ્યા ઓછી નથી. એક સમય એ લિપિનું નામ 'બ્રાહ્મણિયા અક્ષર' એમ હતું, એ વાત દેવનાગરી લિપિથી અજાણ્યા વર્ગની વિશાળતા કાંઇક સૂચવે છે. અલબત એ તો સ્વીકારવું જ જોઇયે કે હવે એ સમય નથી, વાચનમાળામાં વિરલ સ્થળે બાળબોધ લિપિને પ્રવેશ મળ્યો છે અને તેથી રા. અંજારિયા કહે છે તેમ, "તદ્દન અજાણ તો ઘણો જ થોડો ભાગ છે." પરંતુ રા. અંજારિયા કહે છે —"અભ્યાસના અભાવને લીધે કદાચ ભૂલી ગયેલ હોય તોપણ તે અજાણ તે ન જ કહેવાય." પણ અહિં પણ જરાક ઊંડા પડમાં ઊતરનારી પરીક્ષાની જરૂર છે. અભ્યાસના અભાવને લીધે તેમ જ તે ઉપરાંત બાલબોધનું વાચન ગુજરાતી લિપિ કરતાં કાંઇક અંશે વિષમ હોવાને લીધે, વગેરે અનેક કારણોને પરિણામે, દેવનાગરીથી 'અજાણ્યા નહિ' પણ તેમ પૂર્ણ પરિચિત પણ નહિ હોવો વર્ગ મ્હોટો

તામિલ, તેલુગુ, મલયલમ્, એ દ્રાવિડ ભાષાઓ દેવનાગરી લિપિ સ્વીકારે એ અશક્યવત્ વાત છે. ખાસ કરીને તામિલમાં બહુ અડચણો નડશે. તેમાં ધ, ન, વગેરે કેટલાક વિલક્ષણ ઉચ્ચાર છે ( કંઠ વગેરે સ્થાનમા વિચિત્ર વેગપણુ કે ઊંડાપણું આણીને એ ઉચ્ચાર થાયછે), હેને માટે દેવનાગરીમાં અક્ષર નહિ મળે તેમ જ તામિલમાં હકાર નથી; દકાર અક્ષરરૂપે નથી (अन्दु=તે, એ શબ્દ લખાયછે अनु અને વંચાયછે अन्दु. તકાર બેવડાયછે ત્યહારે જુદી રચના થાયછે); क નો ઉચ્ચાર પણ ग કે घ થાય છે, બેવડાય ત્યહારે क्क ઉચ્ચાર થાયછે, વગેરે અનેક વિલક્ષણતાઓ છે. તામિલમાં સંસ્કૃત ગ્રન્થો લખવા માટે સાત્ર જુદી લિપિ છે હેને ગ્રન્થ (ग्रन्थ) લિપિ કહેછે. પણ તે દેવનાગરી નથી; અને તે સંસ્કૃત માટે જ છે; તામિલ માટે દેવનાગરી ગોઠવવી બહુ મુશ્કેલ છે.†

ગુજરાતી ગ્રન્થો ગુજરાતી લિપિમાં લખાવા માડ્યા ત્હેનાં ઐતિહાસિક કારણ તથા પરિણામ વિશે પ્રથમ સાહિત્ય પરિષદ્‌ની પ્રેરણાનુસાર થયેલી કમિટીથી ઘડાયલા પ્રશ્નોમાં એક પ્રશ્ન છે તે વિશે રા અમ જારિયા કહેછે:—

"પારસીઓએ છાપખાનાની શરુઆત કરી તે એક કારણ જ્યહારે નવી જાગૃતિ થઈ ત્યહારે વાચકવર્ગ તદ્દન અજાણ જેવા, માત્ર વાણિયાશાઈ લિપિ ને વાણિયાશાઈ ભાષા જાણનાર જ એ બીજું કારણ; વ્હેતા પ્રવાહમાં અનિચ્છાએ નર્મદ અને નવલ જેવાને પણ ઘસડાવું પડ્યું એ ત્રીજું કારણ; ગતિવાન્ થયેલા ચક્રને રોકી સકે ને ત્હેની ગતિ ફેરવી સકે હેવા સમર્થ નરનો અભાવ એ ચોથુ કારણ.

"કારણો પ્રારમ્ભે નબળાં પણ સમયે બળવાન્ થતા ગયા; પરિણામ પ્રારમ્ભે વાંચન વધારનાર પણ ભવિષ્યમા ટૂંકા ક્ષેત્રમાં જ રોકી રાખનાર."

આ ઇતિહાસદર્શન બહુ અંશે ખરું છે. પરંતુ હેમાં કેટલીક પૂર્તિ અને અનુપૂર્તિની જરૂર છે. પારસીઓએ છાપવાની શરુઆત કરી એ ખરું; પરંતુ તળ ગુજરાતમાં—અમદાવાદમાં ખાસ—છાપવાનું કામ તે પછી વખતે થોડુંક થયું હશે,§ તોપણ પારસી છાપખાનાથી સ્વતન્ત્ર જ હેની ઉત્પત્તિ ગણવામાં બાધ નથી; કેમકે ખાસ એ જૂના સમયમા પારસી છાપખાનામાંથી પ્રગટ થતા લેખ પારસી મંડળ માટે જ અને એ મંડળમા જ નિયન્ત્રિત હતા. હેની અસર તળ ગુજરાતમાં પેઠી એમ માનવાને આધાર નથી. તળ ગુજરાતમાં ચાલૂ લેખનલિપિ, વ્યવહારની લિપિ, તો ગુજરાતી જ હતી, તેથી જનસમૂહને ઉપયોગી થવા માટે તે કાળના

† આ સર્વ માહિતી એક દ્રાવિડ ભાષાઓ જાણનાર કનેથી મેળવીછે; મ્હારૂ જ્ઞાન એ ભાષાનું હેવું નથી કે પોતાની મેળે ઉપર પ્રમાણે ખાતરીથી કહી સકું.

§ બુદ્ધિપ્રકાશ ઈ. સ. ૧૮૫૦ ના મે માસમા શરૂ થયુ; તે પ્હેલા કિયું પારસીપત્ર કે માસિક જાણવાલાયક મુંબાઇમા પ્રગટ થયુ તે જાણવામા નથી.

સાહિત્યે એ લિપિનો આદર વાજબી રીતે કર્યો  તેમ ના થયુ હોત તો વાચકવર્ગનો વિસ્તાર પ્રથમથી જ થતો અટકત

અને અહિ શ્રી અંજારિયાએ દર્શાવેલુ બીજુ કારણ ઉપસ્થિત થાયછે,— વાણિયાશાહી લિપિનો જ પરિચય આ સ્થિતિમાં દોષ શો જોવાયછે તે સમજાતુ નથી  એ લિપિને અજ્ઞાનનુ તિરસ્કારપાત્ર ચિહ્ન માનવાને કશુ કારણ જણાતુ નથી  સંસ્કૃતનુ અજ્ઞાન સૂચવાય ખરુ, પણ લિપિના પ્રશ્ન માટે તે બહુ સંબદ્ધ વાત નથી  ત્રીજા કારણ માટે હુ કશુ કહી શકતો નથી, કેમકે 'નર્મદ' અને 'નવલ'ના લેખો તથા વિચારોનો ખાસ અભ્યાસ શ્રી અંજારિયાએ કરેલોછે, અને મ્હારુ એ અંગે જ્ઞાન કેવળ પ્રાસંગિક છે, પરંતુ એ બે સમર્થ લેખકોને લિપિ સંબંધે અનિચ્છાએ ચાલતા પ્રવાહમા ઘસડાવુ પડયુ એ વચન માટેનો આધાર શ્રી અંજારિયા બતાવી સકશે તો લાભ થશે  એ લેખકોને આમ પરવશ થવુ પડયુ હશે તો પણ હેમા ઉત્થાન થયો હુ માનતો નથી  હેમના દેવનાગરી તરફ આસ્થાના કારણો જાણ્યા પછી વિશેષ કહી શકાય  તેમ વળી હેમની રુચિ નાગરી લિપિ તરફ હતી, તો સાહિત્યક્ષેત્રમા અદ્ભુત સામર્થ્યથી પ્રવર્તનાર એ બે વીર જે ના કરી સકયા તે બનવાની આશા વ્યર્થ છે

ચોથા કારણ વિશે એટલુ જ કહેવુ બસ છે કે હાવી જનસમૂહની અગમ્ય વૃત્તિને વશ બાબતમા ચાલતા ચક્રને ઉલટુ ફેરવવાની શક્તિ એક વ્યક્તિમા સંભવતી નથી  મહા અનિષ્ટ અનાચારાદિકને વિશે પણ ચક્ર પાછુ ફેરવનાર સમર્થ વ્યક્તિ નીકળેછે ત્હેને ગૂઢ રીતે પોષક બળ તે તે સમયની સ્થિતિ તરફ અણગમાની વૃત્તિ જનમંડળમા ફેલાવામા જડેછે  દરેક, મહાપુરુષ તે પોતાના સમયના બળનો પ્રગટ મૂર્તિ જ છે એ ધ્યાનમા રાખવાનુ છે  તો આ લિપિના પ્રચારમા કશી અનિષ્ટતા હતી નહિ ત્હા હેવા સમર્થ નરની અપેક્ષા જ ન્હોતી, અને હોત તો ત્હેવે નર ઉત્પન્ન થાત જ, જે આપ બળે નહિ, આપબળના દેખાવથી પણ આપબળથી સંપાદિત અનેકના સાહાય્યના બળથી, ઘટતો ફેરફાર કરાવી સકત  આમ ના થયુ તે ઇતિહાસનુ યોગ્ય પરિણામ તરફ જવાનુ સ્વાભાવિક વલણ જ સૂચવેછે, અને ચક્રની ચાલુ શક્તિનુ સામર્થ્ય વ્યય નથી હેતુ એક પ્રમાણ આપેછે

(અપૂર્ણ)

નરસિંહરાવ ભોળાનાથ

## માસિક ઇતિવૃત્ત.

—— o.——

આયુર્વેદ વિદ્યાલય'–હાલ કેટલાંક વર્ષથી દેશી વૈદકને સ્થાને વિદેશી વૈદક બેસવા લ ગ્યુ છે એનુ કારણ એમ બતાવે છે કે નવી શોધખોળનો લાભ લેવા આપણા ગતાનુગતિક દેશી વૈદ્યો ઉમ ગી જણાતા નથી. આથી પરિણામ એ આવે છે કે દિવસે દિવસે આગળ વધતા વિદેશી વૈદકની સાથે રસાકસીમા દેશી વૈદક પાછળ પડે છે. કુશલ દેશી વૈદ્યોની સ ખ્યા ઓછી થતી જાય છે અને તેમના પ્રાચીન ગ્ર થો માત્ર અભરાઇને જ શણગારે છે.

આવા પરિણામથી કેટલાક સ્વદેશાભિમાની પુરૂષો ખિન્ન થાય છે ત્યારે કેટલાકને વધારે પાણી ચડે છે નષ્ટ થતા દેશી વૈદકને લોક પ્રિય કરવા તથા પ્રાચીન અને અર્વાચીન વૈદક શાસ્ત્રનુ શિક્ષણ આપી હોશીયાર વૈદ્યો તૈયાર કરવાને એક વૈદક શાળા સ્થાપવાનો સ્વ૦ વૈદ્યરાજ પ્રભુરામ જીવનરામે ઠરાવ કર્યો હતો. આર ભમા નાના પાયા પર સ્થપાયુ છતાં એના વ્યવસ્થાપકોના અવિશ્રાન્ત પરિશ્રમથી આજે એ શાળા મુ બઇમા માનનીય થઇ છે

ગયા માસની સત્તાવિશમી તારીખે એ વિદ્યાલયની છેલ્લી પરીક્ષા પસાર કરનાર વિદ્યાર્થિઓને સર્ટિફિકેટ આપવાનો સમાર ભ થયો હતો પ્રમુખસ્થાને સર વિઠ્ઠલદાસ દામોદરદાસ ઠાકરશી બિરાજ્યા હતા અને ગોસ્વામિ શ્રી દેવકીનંદનાચાર્યજીએ પધારી સર્વેને આભારી કીધા હતા, તથા પચીશેક સન્નારીઓએ પણ હાજરી આપી હતી.

પ્રમુખની સૂચનાથી ડૉ૦ પોપટ પ્રભુરામે વિદ્યાલયનો વાર્ષિક રિપોર્ટ વાંચ્યો હતો. એ શાળાના સ્વ૦ શિક્ષક ડૉ૦ ગોખલે જેઓ ઘણા બાહોશ અને ઉમ ગી શિક્ષક હતા તેમના ખેદકારક મરણ માટે શોક દર્શાવ્યો હતો તથા ડૉ૦ કાશીબાઇ નવરંગે જેમણે આ સ સ્થાને અમૂલ્ય સહાયતા આપી હતી તેમનો આભાર માન્યો હતો ત્યાર પછી ડૅા૦ સર ભાલચંદ્રે મરાઠીમા વ્યાખ્યાન કર્યુ હતુ જેમા આ વિદ્યાલયની ઉપયોગીતાની સારી કદર કરી હતી. તેમણે જણાવ્યુ હતું કે જાહેર વર્તમાન પત્રોમાં આવી ઘણી શાળાઓ વિષે પ્રશ સા કરવામાં આવે છે પર ંતુ તેમા ઘણું પોકળ રહેલું હોય છે. કલકત્તામા એમણે જાતે જોયેલાં વિદ્યાલયો સાથે સરખાવતા આ શાળા ઘણુ જ સ ગીન અને લોકો પયોગી કામ કરે છે. આગલ જતાં એમણે આ શાળાના કાર્ય વિષે ઘણી સારી આશા બતાવી હતી. શેઠ ગોવર્ધનદાસ ખટાઉએ દેશી વૈદકની તારીફ કરતા જણાવ્યુ કે જો એ વૈદક શાસ્ત્રને આધારે ચિકિત્સા કરનાર સારા વૈદ્યો નીપજાવાય તો દેશી વૈદકનો ઉદ્ધાર થઇ શકે તથા જે ધર્મયુક્ત માણસો વિલાયતી દવાઓ અત્ય ત નાપસ દગી બતાવી વાપરે છે તેમને ઘણો લાભ આપી શકાય

પ્રમુખે શાળાના શિક્ષકો તથા વ્યવસ્થાપકોને ધન્યવાદ આપ્યો હતો. દેશી અને વિદેશી વૈદકની તુલના કરતાં તેમણે બેઉ શાસ્ત્રોનો અભ્યાસ કરવાની જરૂર બતાવી આ વિદ્યાલયની વ્યવસ્થા બીજી રીતે સ તોષ કારક છતાં સદરહુ મકાન ઘણુ નાનુ હોવાથી એમણે બીજુ મોટું વડવાળું મકાન મેળવવાની જરૂર બતાવી હતી અને એમણે આશા રાખી હતી કે મુ બઇના ગૃહસ્થોના આશ્રયથી આવા ઉપયોગી ખાતા માટે થોડા વખતમા એક સારા મકાનની જોગવાઇ થઇ શકશે.

ત્યાર પછી ગોસ્વામિ શ્રી દેવકીન ંદનાચાર્યજીએ ઉમેદવારોને સર્ટીફિકેટ આપી આ નાનો મેળાવડો બરખાસ્ત કર્યો હતો.

# आर्यधर्मप्रकाश

पुस्तक ३६ मु ]　　　　मास आषाढ स १९६७　　　　[ अक ९ मो

## जयदेववन्दन

वन्दन वदीये—जयदेव !

　　वन्दन नाथना जयदेव !

बस आनन्दीये—जयदेव !

　　सतन साथमा जयदेव !

अतर अर्चिये—जयदेव !

　　स्निग्ध सनाथना जयदेव !

चन्दन चर्चिये—जयदेव !

　　मुग्ध अनाथमा जयदेव !

रसवस रेलिये—जयदेव !

　　स्यन्दन स्नेहना जयदेव !

रजन झीलीये—जयदेव !

　　बाधव व्हेननना जयदेव !

स्वार्पण साहीये—जयदेव !

　　वत्सल * साम्बना जयदेव !

नाथ निहाळीये—जयदेव !

　　बाळ उमगमा जयदेव !



—————

ललित

* साम्ब जननी जनकतानु मूर्त स्वरुप

Parenthood Incarnate

## वेदान्त अने तत्प्रतिपादित तत्वसिद्धि

વેદાન્ત એટલે કર્મ ઉપાસના-જ્ઞાન એ કાંડ મયાત્મક વેદનો અંતિમ ભાગ જ્ઞાનકાંડ-તેને વેદનો શીરો ભાગ ઉપનિષદ્ વિદ્યા પણ કહેવાય છે તેના આધારથી જ સર્વ ધર્મ કર્મ અને સંપ્રદાયની પ્રવૃત્તિ થઈ છે. કર્મ ઉપાસના અને જ્ઞાનનું અધિકાર પરત્વે એમાં પ્રતિપાદન છે. કર્મ ઉપાસનાથી જેમનાં અંતઃકરણ વિશુદ્ધ થયાં હોય છે, તેમને પરમ તત્ત્વનો બોધ અર્પે છે. ઇતરને તેમનાં અંતરશુદ્ધિનાં સાધનોમાં યોજે છે. જ્ઞાન પ્રાપ્તિમાં ઉપયોગી ક્રિયા તથા ભક્તિને સેવવાનો બોધ એ જ શાસ્ત્ર આપે છે. સર્વ દોષોની નિવૃત્તિ વાળું નિર્દોષ અંતઃકરણ જ વેદાન્તના તાત્પર્યમાં સ્થિર થાય છે. વિવે વિરાગાદિ સાધન સંપન્નને જ વેદાન્ત સ્વરૂપના અધિકારી ગણાય છે. યથાર્થ બોધ વૈરાગ્ય અને ઉપરતિ એ વેદાંત શાસ્ત્રના તાત્પર્યને જાણનારમાં લક્ષણ રૂપે પ્રાપ્ત થાયછે. મુખ્યત્વે કરીને આ શાસ્ત્રનો વિષય જીવ અને બ્રહ્મની એકતા- જીવ જગત ઇશ્વર આદિ નામ રૂપાત્મક સર્વ એક અદ્વિતીય બ્રહ્મ છે, એ પ્રતિપાદન કરવાનો છે. જીવ ગત અનર્થ જે કર્તૃત્વ ભોકતૃત્વનું અભિમાન તથા તેના મૂલ ભૂત અહંકાર જેના વડે આ સંસાર વિસ્તરે છે તેની નિઃશેષ નિવૃત્તિ કરવા દ્વારા અપરિચ્છિન્ન અખંડ સુખનો આવિર્ભાવસ્વસ્વરૂપાવસ્થિતિ અનુભવવાની પ્રાપ્તિ અર્થે આ શાસ્ત્રની પ્રવૃત્તિ છે. તાત્પર્ય એ છે કે શોક મોહાદિ સંસારથી નિવૃત્તિ ઇચ્છતા વિરક્ત પુરૂષોને, અનર્થની વિચ્છિત્તિ કરવાના સાધન ભૂત જે બ્રહ્માત્મૈકય વિજ્ઞાન તેને ઉત્પાદન કરનાર શાસ્ત્ર તે વેદાન્ત કહેવાય છે. જે વિરકત મુમુક્ષુઓ અન્ય વ્યાપારમાં અપરિત્યજીને દૃઢ નિશ્ચય પૂર્વક યથાવિધિ સદ્ગુરૂ દ્વારા પ્રાપ્ત કરેલી ઉપનિષદ્વિદ્યાનું નિરંતર પરિશીલન કરે છે તેમને નિઃશ્રેયસ્ રૂપ નિરૂપમ ફલ પ્રાપ્ત થાય છે. પરંતુ જેઓનું ચિત્ત અનેક કામનાઓથી ખરડાયેલું હોય છે, તથા બાહ્ય વિષયોમાં અમર્યાદ આસક્તિ ધરાવતું હોય છે, તથા જેઓ પ્રાકૃત જીવન ગાળતા હોય છે તેઓ ષટ્ શાસ્ત્રને જાણતા હોય તોપણ તેમને તે ફલ પ્રાપ્ત થઇ શકતું નથી. શ્રી શંકર વિવેક ચુડામણી નામક ગ્રંથમાં સ્પષ્ટ કહે છે કે

विषयाशा महापाशाद्यो विमुक्तः सुदुस्त्यजात् ।
स एव कल्पते मुक्त्यै नान्यः षट् शास्त्रवेद्यपि॥

"જે માણસ કેમે છોડી શકાય નહિ એવા વિષયોની આશારૂપી મહાપાશથી છૂટો થાય તે જ મોક્ષ પામવાને યોગ્ય થાયછે. બીજો ષટ્ શાસ્ત્ર વેત્તા હોય તો પણ નથી થતો."

તેવાં કામી સંસાર પરવશ મનુષ્યોને અર્થે કર્મ કાંડ છે. જ્ઞાન કાંડ નહિ. અહિં વાચકને સ્પષ્ટ થયું હશે કે કર્તૃત્વ ભોકર્તૃત્વાદિ અનર્થની નિવૃત્તિ કરવાની ઉત્કટ ઇચ્છાથી

તેમ શોક મોહાત્મક સંસાર બંધનથી વિમુક્ત થવાના ઉદ્દેશથી સાધન સંપત્તિને, અભ્યાસ સહિત વેદાન્ત શાસ્ત્રમાં પ્રવૃત્તિ થતી હોય તો તે –ન (૫૯) વચાથી નીવડે પરંતુ પ્રયોજન કંઈ અન્ય જ હોય, ઇચ્છા જ કંઈ ઓર હોય તેમ જ વળી માનસ શુદ્ધિ કોઈ જુદા જ પ્રકારની હોય અને બ્રહ્મ વિષયક વાગ્વ્યાપારમાં પ્રવૃત્ત થવાય, તો તેથી જ્ઞાનની યથાવત પ્રતિપત્તિ થાય નહિ અને શોધિતન કશાયની પ્રકૃતિ, તેવા બુદ્ધિ માત્રથી ગ્રહણ કરેલા જ્ઞાનની વિપરિત પ્રતિપત્તિ કરાવી ભ્રષ્ટતા, અનાચાર અને અસત્પ્રવૃત્તિમાં નિયોજી દે એ સ્પષ્ટ જ છે આ બ્રહ્મ વિદ્યાનુ અશુદ્ધ બુદ્ધિ વાળો અધ્યયન કરે તોપણ તેને તેનો અપરોક્ષ સાક્ષાત્કાર થતો નથી શ્રુતિ કહે છે કે तस्यै तपोदम कर्मेतिप्रतिष्ठावेदा सर्वाङ्गानिसत्यमायतनम् ॥ તે બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિમાં સાધન ભૂત તપાદિ છે તપ, દમ કર્મ માગ વેદ તેની પ્રતિષ્ઠા છે સત્ય તેનુ સ્થાન છે કાયા ઈંદ્રિય અને મનના સમાધાન રૂપ, તપ ઉપશમ તથા અગ્નિ હોત્રાદિ સ્વવર્ણાશ્રમ ધર્મના યથાવત્ અનુષ્ઠાન વડે સંસ્કાર પામેના માનવીને સત્ત્વ શુદ્ધિ દ્વારા તત્વજ્ઞાનની ઉત્પત્તિ થાય છે જ્યા સુધી અંતઃકરણ શુદ્ધ થયુ નથી ત્યા સુધી બ્રહ્મ વિષય- જ્ઞાન થતુ નથી કદાચિત થાય તો વિપરિત જ્ઞાન થાય છે ઇંદ્ર વિરોચનની કથાથી આ વાત શ્રુતિમા સ્પષ્ટ કરી છે આ જન્મમા અથવા તો થઈ ગયેલા અનેક જન્મોમા તપાદિ વડે સત્ત્વ શુદ્ધિને પામેલા યથાવત જ્ઞાન ઉદ્ભવે છે શ્વેતાશ્વતર શ્રુતિ સ્પષ્ટ ઉદ્ઘોષ કરે છે કે,

यस्य दवे परामक्ति यथा देवे तथा गुरौ ।
तस्यैते कथिता ह्यर्था प्रकाशन्ते महात्मन

જે મહાત્માની દેવમા ઉત્કૃષ્ટ ભક્તિ છે જેવી દેવમા તેવીજ ગુરૂમા છે તે મહાત્મા પુરૂષને આ કહેલા સર્વ અર્થ પ્રકાશિત થાય છે

તેવીજ રીતે સ્મૃતિએ કથેલ છે કે ज्ञान मुत्पद्य तपुसाक्षयात्पापस्यकमण ॥ પાપ કર્મનો ક્ષય થતા જ્ઞાન ઉદ્ભવેછે પાપનિવૃત્તિ તપ આદિ સાધનો વડે થાય છે પ્રશ્નોપનિષદ્મા પણ પૂર્વે તપસ્વી હોવા છતા પણ યથાવિધિ શરણે આવેલા છ શિષ્યોને પિપ્પલાદ મુનિએ भूय एव तपसा ब्रह्मचर्येण श्रद्धया संवत्सरं संवत्स्यथ ।

એમ કહી અધિકાર વૃદ્ધિની આવશ્યકતા દર્શાવી છે બૃહદારણ્યકોપનિષદ્ કથે છે કે, तमेतं वेदा नुवचनेन ब्राह्मणा विविदिषन्ति यज्ञेन दानेन तपसाना शकनेतमेव विदित्वा मुनि र्भवति ॥

એની વિવિદિષા વાળા બ્રાહ્મણો વેદાનુવચનથી એને જાણે છે યજ્ઞથી દાનથી, અકામ તપથી જાણે છે તેનેજ જાણીને તે મુની થાય છે યજ્ઞાદિના અનુષ્ઠાનથી વિશુદ્ધિ થતા વિવિદિષા ઉદ્ભવે છે અને પછી ગુરૂ શરણ શ્રવણ આદિ ક્રમે કરી જ્ઞાન પમાય છે આ અને બીજી સહસ્રશઃ શ્રુતિ તેમજ સ્મૃતિઓ સત્વ શુદ્ધિ

પામેલાનેજ જ્ઞાનની પ્રાપ્તી થવાનું કહે છે. મન વાણી અને કાયાની કુટિલતા રહીત સાધુ પુરૂષો વિદ્યા પામી શકે, નહિકે આસુર પ્રકૃતિ વાળા. तेषामैवैष विरजो ब्रह्म लोको येषां न जिह्मय नृतमन माया ॥

શુદ્ધ એવો બ્રહ્મ લોક તેમનો છે કે જેઓમાં કુટીલતા, અનૃત, અસત્ય અને માયા નામ અંદર એક હોય અને બહાર બીજુ કરવું મિથ્યાચાર આદિ દોષો ન હોય. ફલીતાર્થ એ છે કે વિવેક વિરાગાદિ સાધન સંપતિયુક્ત અને તપોયુકત એવા અધિકારી પુરૂષો બ્રહ્મ વિદ્યા ગ્રહણ કરી શકે અર્થાત તેવાનેજ યથાર્થ જ્ઞાન થાય, કંઇ જેતે તેનું ગ્રહણ કરી શકે યા કરાવી શકે એમ નથી. સર્વજ્ઞ કલ્પ આચાર્યો પાસેથી તે મળી શકે તેમ તેવાજ સદ્ગુરૂ શ્રી તેનો બોધ આપી શકે અન્યનો બોધ યથાવત્ ફલ ન અર્પી શકે.

પ્રત્યગાત્મવિષયક ખરી જીજ્ઞાસા ઉપજવી એ પણ અનેક જન્મ જન્માન્તરોના પૂણ્ય પુંજ પર આધાર રાખે છે. શુદ્ધ અંત.કરણ વાળા નિષ્કામ અને અહિં વા પૂર્વે કરેલાં સત્કર્મો વશાત્ વિરક્ત થયેલા પુણ્ય શીલ અધિકારિને ખરે ખરી બ્રહ્મ જીજ્ઞાસા ઉદ્ભવે છે. કાણ્ઠકશ્રુતિમાં કહેલ છે કે

સ્વયંભુએ ઇન્દ્રિયોને બહિર્મુખ કરી શાપ દીધો તેથી જ તે બહિર્વિષયોનું દર્શન કરે છે, અંતરાત્મા ભણી વળતી નથી. કોઇ ધીર અમૃતને ઇચ્છતો સતો ચક્ષુને અંતર ભણી વાળી પ્રત્યગાત્માને જુએ છે. અજ્ઞાનીઓ બહિર્ગત કામનાઓને અનુસરે છે અને વિતત એવા મૃત્યુના પાશમાં પડે છે. પણ ધીર અમૃતને સમજી અત્ર અધ્રુવને વિષે ધ્રુવની પ્રાર્થના કરતો નથી.

લોક કર્મથી નિવર્હિ પામનારા છે એમ પરીક્ષા કરી બ્રાહ્મણ નિર્વેદ પામે કે કર્મ થી અકૃત એવું કાંઇ નથી. એટલે માટે તે અકૃતના વિજ્ઞાનને અર્થે સમિત્પાણિ થઇ શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ટ એવા ગુરૂ પાસે જવું (મુંડકોપનિષત્) એ પ્રમાણે વિવેકી વિરક્ત શમાદિ ગુણ યુક્ત મુમુક્ષુ પુરૂષને પૃત્યગાત્મ વિષયક વિજ્ઞાન શ્રવણ કરવાનુ, મનન કરવાનું, અને વિજાનવાનું સામર્થ્ય ઉદ્ભવે છે અવિરક્ત અને બહિર્વિષયોમાં ચોટેલાં ચિત્ત વાળા પુરૂષને ખરી આત્મજીજ્ઞાસા ઉપજવી અસંભવીત છે. કદાચ હાલના વધેલા પ્રચારને લીધે અન્ય ઇતિહાસાદિ જ્ઞાનની પેઠે વેદાન્ત જ્ઞાનની કેવળ પ્રક્રિયાઓમાં તેમજ તદ્વિષયક વ્યાખ્યાનો આપવામા કુશળતા ધરાવતી વ્યકિત દૃષ્ટિગોચર થાય છે. તેના જેવી આત્મ જીજ્ઞાસા ઉદ્ભવવી સંભવવાથીએ તોપણ તે પ્રાર્થ ફળ પર્યવસાયી નથી થતી. પ્રત્યગાત્મા જે બ્રહ્મ તેના વિજ્ઞાનથી કામ્ય કર્મની પ્રવૃત્તિનું કારણ સંસારનું બીજ જે અજ્ઞાન તે નિવર્તાવવાનું મુખ્ય પ્રયોજન તે વિજ્ઞાનની પ્રાપ્તિ કરવાની પ્રવૃત્તિમા પડતા ખાસ લક્ષમાં રાખવાનું છે અને તે પ્રયોજનથી કાંઇ જુદુંજ પ્રયોજન સાધવા અર્થે, તેમજ પોતાની દુઃખકામનાઓનું પોષણ કરવાની અપેક્ષાથી આત્માને જાણવાને ઇચ્છે છે તે માણસ ગુડને લાકડું સમજી

તેને પકડીને નહી તરવા ઇચ્છે છે અર્થાત્ તે અનો ભ્રષ્ટ અને તેતો ભ્રષ્ટ થાય છે વ ચ્ચમા બુડે છે

અહી સ્મરણમા રાખવુ જરૂરનુ છે કે જ્ઞેય વસ્તુ અતિ સુક્ષ્મ હોતા જ્ઞાનમાગનુ સ પાદ્ય છે એટલે આત્મ જીજ્ઞાસામા ઉદ્ભવી એટલે જ્ઞાનને માટે યોગ્યતા આવીજ ગઈ એમ માનવુ ભુલ ભરેલુ છે ઇન્દ્ર જીજ્ઞાસુ હતો તોપણ તેને કુલ ૧૦૧ વર્ષ સુધી સેવેલા બ્રહ્મચર્યાદિ સાધનો ને અ તે બ્રહ્મજ્ઞાન ઉદ્ભવ્યુ છે વરૂણે જીજ્ઞાસુ અને તપ આચરી આવેલ એવા પોતાના પુત્ર ભૃગુને ચાર વાર तपसा ब्रह्म विजिज्ञासस्व ॥ તપવડે બ્રહ્મની વિજિજ્ઞાસા કર એમ કહેલ છે કઠોપનિષદ્મા પણ સ્પષ્ટ ઉદ્ઘોષ છે કે क्षुरस्यधारा निशिता दुरत्यया दुर्गंपथ स्तत्कवयोवदन्ति । તીક્ષ્ણ કરેલી ક્ષુરની ધારા જેવી દુરત્યય છે તે પર ચાલી જવુ જેટલુ દુષ્કર છે તેનોજ તત્વજ્ઞાન રૂપી માર્ગપણ દુષ્કર છે દુ સ પાદ્ય છે લાબા કાળપર્યંત નિર તર યોગ્ય નિયમોનુ યથાવત્ પાલન યોગ્ય શિષ્ય, યોગ્ય ગુરૂ, ઈશ્વર કૃપા, એ સર્વને જો યથાર્થ સ યોગ થાય તો અ તે જ્ઞાન પમાય છે કોઈપણ જાતનુ પાંડિત્ય આ માગમા કામ આવે તેવુ નથી आत्मानमेव विजानथ ह्यन्या वाचा विमुञ्चथ ॥ वाचो विग्लापनहितत् એ શ્રુતિઓ આત્માનેજ જાણવાને અને અન્ય વાગ્વ્યાપાર જેનુ ફલ કેવલણીને અયાસ-ગળુ સોખાવુ –એ છે તે ત્યાગવાનો ઉપદેશ છે અન્ય શ્રુતિઓ તો એટલે સુધી કહેછે કે —

આ આત્મા પ્રવચનથી લભ્ય નથી, નથી બુદ્ધિથી કે બહુ શ્રુતથી, એ જેને વરે છે તેનાથીજ તે લભ્ય છે ને તેજ આત્મા પોતાનુ તત્ત્વ ઉઘાડુ કરી દેછે દુશ્ચરિત-કાયિકપાપથી અવીરત, અશા ત, અસમાહિત, અશા ત મન વાળો એને જ્ઞાનવેષવથી પ્રાપ્ત કરી શકતો નથી એ નમાણે જે સ ત્ર જ નથી ને એને બ્રહ્મક્ષત્રીઆદી જેની ભોજન છે, મૃત્યુ જેનુ ઉપસેચન શ ક છે તેને-કયાથી જાણી શકે?

એ ઉપરથી પણ સમજાયછે કે જ્ઞાનવૈભવ શાસ્ત્ર વ્યાખ્યાનમા કૌશલ્યા કે વિદ્વાનોની વિદ્વતા એ મુક્તિ અર્થ નથી કેવલઉપનીષ દિ વેદા ત ગ્રંથોનુ પઠન, શ્રવણ કર્યાથી પણ કૃત કૃત્યતા નથી પ્રથમ અ તકરણની શુદ્ધિ અને સાધન સ પ ન્ન હોવાની ખાસ કરીને અગત્યછે શાસ્ત્રાદિ પ્રમાણોથી શ્રવણ મનનાત્મક પ્રયત્નને સેવતા પર તુ તપ વડે ઇન્દ્રિજન્ય સાવત્રામા અસમર્થ તેમજ અશુદ્ધ બુદ્ધિ તથા અવિવેકાની દોષવાળા મનુષ્યો આત્મના સાતમાર પામી શકતા નથી બુદ્ધિના દોષોની અશેષ પરિત્યાગ વિ ા કેવળ શાસ્ત્રનો પરિચય ફલ ન નીવડતો નથી એવો શાસ્ત્ર સિદ્ધાન્ત સુસ્થાપિત છ શરીર દોષ, મનોદોષ અને અજ્ઞાન-અર્થાત્ મલ વિક્ષેપ અને આવરણ એ દોષ ટાળવાનો અભ્યાસ ચિ ન પર્યંત નેત્ર ય અને તપાદિ પ્રયત્ન લેવાય તો ફલસિદ્ધિ અવશ્ય થાયજ એમ હોતા સર્વ પ્રાપ્તિ નિ-૧ છ એમ શક મા ન પડવુ શુદ્ધ ભાવથી કરવામા આવતુ વેદા ત શ્રવણ મનન ઉ રમ પ્રકાર પાડી ક્રમે ક્રમે ચિત્તશુદ્ધ

કર થઇ પડે છે. પરંતુ કેવલ મિથ્થાચાર-જ્ઞાનબંધુના એજ ત્યાજ્ય છે. જ્ઞાની થવું પણ જ્ઞાનબંધન થવું " એવો ઉપદેશ શ્રી વશિષ્ટે રામને આપેલોછે તે એવાજ હેતુથી છે આ સર્વ વિવેચન પરથી ફલીત થાયછે કે વેદાન્ત શાસ્ત્ર એ પરમ પુરૂષાર્થ સાધક છે તથા તેને અનુસરનારા યોગ્ય અધિકારી પુરૂષો જ વેદાન્તિ કહેવાતા હોઇ "વેદાન્તિન્ એ શબ્દનો અર્થ હાલ જેવો અજ્ઞ પુરૂષોથી થાયછે તેવો નહિ પરંતુ વિવેકી, વિજ્ઞાન વાન મહાત્મા એવો થાયછે આ જ્ઞાન એટલું તો પવિત્ર છે કે તેના સમાન અન્ય પવિત્ર કશું નથી એમ શ્રી કૃષ્ણ પરમાત્મા સ્વમુખેઆપણને ખાત્રી આપે છે.

હાલના જમાનામાં વેદાન્ત જ્ઞાન માત્ર વાણીમાં જ રહેલું છે. તદનુસાર વર્તન એ સર્વત્ર નથી અનુભવાતું તે પરથી એમ સમજવાનું નથી કે તેમ થવામાં દોષ તેનેછે. જે સામગ્રી જે સાધન સંપત્તિ, જે અધિકાર જાણવા જેવા થવામાં જરૂરનાં છે તેની ન્યૂનાધિકતાના પ્રમાણમાં ન્યૂનાધિકઅંશે તેમ થવાયછે, એ ખાસ ધ્યાનમાં રાખવાનુંછે.

વેદાન્તજ્ઞાન દેશહિતનું સાધક નહિ પણ બાધક છે એવી માન્યતા ધરાવનાર વ્યકિતએ જાણવું જોઇએ કે સર્વમાં પોતે અને પોતામાં સર્વ એવું જે સર્વત્ર સમદર્શનઅને તેને પરિણામે સમષ્ટિના હિતમાં પોતાનુ હિત એવું જ્ઞાન એનો યથાવત ઉપદેશ જેવો તે શાસ્ત્રમાં છે તેવો બીજે કયાંય પણ મળી શકેએમ નથી. સર્વ ભૂત પ્રાણી માત્રમાં પોતાનો આત્મા જ રહેલ છે. અને પોતાનામા પ્રાણી માત્ર રહેલ છે એવુંદ્રઢઅને અપરોક્ષ જ્ઞાન, સમસ્ત જગતના કલ્યાણ કરવાના માર્ગમાં મનુષ્યને પ્રયોજે એમાં આશંકા ધરવા જેવું કાંઇ નથી. એકાન્ત વાસમા રહીને પ્રેરવામાં આવતાં જનહિતકર શુભ સંકલ્પોનાં આંદોલનો મનુષ્યનું કેટલે અંશે હિત સાધી શકે છે તેનું જ્ઞાન જો મનુષ્યોને હોય તો વેદાન્ત દેશહિતનું બાધક છે એવી શંકા તેમને રહેજ નહિ. ખરૂં છે કે ખરો મહાત્મા દેશહિતના ભાષણો આપતો નથી. તેમ તેવી જાહેર પ્રવૃત્તિમાં ભાગ પણ લેતો નથી એટલે મનુષ્યનો ઘણો વર્ગ તેવાને સ્વાત્મસંતોષી, સ્વાર્થી, જડ, દેશ શત્રુ, એમ ગણી કાઢે પરંતુ તેવા સત્યસંકલ્પ મહાત્માનો એકસંકલ્પ સેંકડો વર્ષોનાં પ્રયાસને અંતે પણ ન મેળવાયલુ ફલ એક ક્ષણ માત્રમાં અપાવી શકે છે આ વાત પ્રત્યક્ષ પ્રમાણથી સિદ્ધ કરવી જોઇએ એવો આગ્રહ ધરાવનાર વ્યક્તિને શ્રદ્ધા પૂર્વક શાસ્ત્રનો અભ્યાસ, સત્સમાગમ, અને મહાત્માઓની કૃપા મેળવવાનો પ્રયાસ સેવવાની સૂચના આપવી યોગ્ય જણાય છે. આ એક વિવાદિત પ્રશ્ન છે એટલે આ ટુંક લેખમા તેનું સવિસ્તર નિરપુરણ કરવું અશકય હોતાં એ સંબંધે એટલું જણાવવું ઉચિત છે કે વેદાન્ત શાસ્ત્ર દેશહિતનું સાધક છે એની ખરી પ્રતીતિ તે શાસ્ત્રના યથાવિધિ સેવેલા અભ્યાસ વડે થઇ શકે છે. વેદાન્તમાં પ્રતિપાદન કરવામાં આવેલા નિર્મળ જ્ઞાન યોગ્ય અધિકારીઓ સદ્ગુરૂ દ્વારા પામી નિ:શેષ અનર્થની નિવૃત્તિ અને પરમ અપરિચ્છિન્ન સુખની પ્રાપ્તિ અનુભવે એવી શ્રી ઇષ્ટદેવ પાસે પ્રાર્થના કરી આ ટુંક લેખની સમાપ્તિ કરવામાં આવે છે

નાનાલાલ દેવશંકર વૈદ્ય.

મુદ્રા—કચ્છ

## શ્રી ભતર્હરિ નિર્વે

(ગેઇ માસના પૃષ્ઠ ૧૮૨ થી ચાલુ)

(કાળો ત્રિચો ધ્રુજતો ધ્રુજતો પ્રવેશ કરીને)

काला—દેવ! દેવીનુ (જીભ ઝલાઇ જાય છે)

राजा—(ઉદ્વેગ સાથે) દુરાખ્યાથી! દેવીનુ શુ?

काळो—દેવની આના પ્રમાણે નાશકારી જાનવરોથી દેવ હણાયાના સમાચાર મ્હારે મ્હોઢેથી સાભળતા જ

राजा—(ચિંતા અને તર્ક વિતર્કમા)

मदाक्राता

શુ દેવીનુ મન પડ્યુ અરે ગાઢ આ મૃગધકારે?

काळा—આપના માગ ભણી જોતા જોતાજ અને દ્વારને અહીંગી ઉભા ઉભાજ

राजा—અરેરે! તારાથી પૂરૂ બોલીયે શકાતુ નથી? હાય!

કે શુ મ્હારે ત્રિભુવન બધા વ્યાપિયા અધકારે?

(મૂર્છા ખાઇ પૃથ્વી પર પડે છે)

काळो—દેવ! થવાનુ થઇ ગયુ, હવે તો ધીરજ વગે!

राजा—કાઇક જાગૃત થઇને

કાન્તાકેરા વ મૃદુશરીરથી પ્રાણુ ચાલ્યા ગયારે,

દેવે ભર્તૃહરિ ઘગતણા ઉત્સવો હા હણ્યારે! ૩

(ફરી મૂર્છિત થઇ પડે છે)

(સેવકો આસનાવાસના કરે છે)

राजा (ઘણી વારે શુદ્ધિ મેળવીને) અરેરે! હવે એ મધુર વિલાસો ગયા ગયા! હા!!

पुष्पिताग्रा

મધુરૂં મધુરૂં નિર્ખવાની દષ્ટિ-
રહિત બન્યા અહ દેવ! લોચનો શુ?
લલિત સ્મિત ભરેલી કાંતિ રૂડી,
વદન થકી ગઇ છેક હાય! ઉડી ૪

(ઉત્કંઠાથી) બોલ, હમણા દેવી ક્યા છે?

---

શ્લોક ૩જો—અ મૃગાધકારે—મૃગાના અધારામા

શ્લોક ૪થો—લલિત=સુદર

શ્લોક ૫મો—કેસરાઓ—તતુનો આગળનો ભાગ ચડ=વિભાગ અગર ની-શરીર રૂપી વેલ

काळो— દેવીને શ્મશાને લઈ જતાં મે જોયાં.

राजा— શું મારાં વાલેશરીએ જ દેવીને ચિતામાં બાળવાનો પ્રયાસ કરે છે! ઘેલછામાં ભમતાં ભમતાં ક્રોધ કરીને) રે! રે! એવું ન કરો,

સ્ત્રગ્ધરાવૃત.

પુષ્પોનાં કેસરાથીઅલસ મૃદુ વપુ જે, વ્હાલીનું હાય! તેને,
કાષ્ટોની ચડ જ્વાળા, ભડુક ભડુક થૈ ભેટશે યોગ્ય છે તે?
વ્હાલીની અંગવલ્લી, કરકમલ ભીડી કામવન્હિ બુઝાવા,
ભેટંતો હું સદાતે, દહન કરી જશે, કાષ્ટઅગ્નિ હવે હા! ૫

(ચારે તરફ ફરી નિહાળીને) આ જ તે શ્મશાન કે જ્યા પ્રાણવલ્લભાને લાવ્યા છે, હા દૈવ!

(સીતાજીના સહિનાનો રાગ)

ખુશીથાતાં, જ્વલંતાં,વિકાળ શબોને આકર્ષવા,
મારી ફાળ કરી પુફ્વાટ ફરંતાં શિયાળ હ્યાં;
તેથી ક્ષણભર બ્હીને ગીધ બે પાંખ પસારતાં,
લોચા માસ તણા ગ્રહી ચાંચ અહીં તહીં ઠેકતા.
ભુંડી ગંધ ભરેલો અપાર ધૂમે ધૂમ ચો દિશે,
વ્યાપ્યું ઘોર તિમિર ચોપાસ નયનને અંધ કરે,
અરે ઘોર ભીષણ આ રમશાન હા ભસ્મ થકી ભર્યું,
હાય! લક્ષ્મીનું શબઆ પડેલ નિહાળી ફાટી મરૂં. ૬

મૂર્છિત થઇ પડે છે

(નેપથ્યમાં કલકલ થાય છે.)

परिजनों—(રાજાને ઝાલી રાખીને) આ આપના શોકાકુલ બંધુઓ દેવની આવી વિપરીત સ્થિતિ જોઇ રૂદન કરે છે.

राजा—શું હવે ભર્તૃહરિ જીવવાનોછે એમ બંધુઓ જાણેછે? રે! રે!

અસત્ય મુજ મૃત્યુની ખબર સાંભળી વ્હાલીએ,
ગણીતૃણથી એ લઘું જીવન પ્રાણ ત્યાગ્યા અરે,
થઇ રસીલી ભરમહા! નિરખી દ્રષ્ટિથી હું હવે,
નિરાશ થઈ આ ભવે જીવીશ નહી જાણો તમે
રૂડા દંતરાગે તરૂણી તુજ કાન્તિ ફીકી થતી,
અતિ થાકી જાતી કુસુમસ્ત્રજભાર અથિ સખિ;
સિમાડાના સૂર્યે રમણીવપુવલ્લી ગ્રહ થતી,
ભરેલી લાલાશે શ્રમિત જલબિંદુ ટપકતી
વિલાસી વામા તે વિકટ વિશિખાઘાત અહહા!
જ્વલતાં મ્હાકાષ્ટો અસહ્ અતિ દારૂણ દુખદા;
પ્રચંડી જ્વાલા જ્યાં ભડભડ ગળ્યો વન્હિ અગળે,
ત્યાંરે રામા! તું ક્ષણ પણ ટકી હા કયમ શકે? ૮

### હરિણીવૃત્ત

ભવ ભટકતો દુર્ભાગીને ત્યજી તરૂણી ગઈ,
ધીરજ ઉરની શ્યામા સંગે બધીય વહી ગઈ,
દુ ખિત મુજ જે પ્રાણો પ્યારી પછાડી હવે પળે,
ધિક નફ્ટ ઓ વિધિ! રોકે હવે શિદ તેહને ૯

ાળી મ્હે પોતે જ પ્રિયતમાને ઉશ્કેરી આ વિપત્તિ મ્હારે શીરે આણી છે અરેરે!

### ગઝલ (સરસ્વતીચંદ્રને રાગે)

રચી ઘરઆગણે ખાઈ, વીંટી નિજ નેત્ર અંધારી,
પડ્યો હિણભાગી હું પોતે, વિધિને દોષ શો દેવો ?
ફણાધર ફૂંફવી આની, ચુમ્યું મુખ તેહનું પ્રીતે,
હવે વિષઝાલ વ્યાપે તો વિધિને દોષ શો દેવો ?
પ્રચંડ ખડગ ખેંચીને લગાવ્યું કંઠમાં ક્રૂરે,
કર્યો નિજ ઘાત મ્હેં પોતે, વિધિને દોષ શો દેવો ?
સુઇ નિજ મંદિરે મૂર્ખે લગાડ્યો દ્વારમાં વન્હિ,
હવે ઝાળે બળું તોયે વિધિને દોષ શો દેવો ? ૧૦

देवतिलक —મહારાજ દુ ખનું કારણ મન છે તો તેને કઠણ કરીને મોટા જનો સંતોષ રાખે છે માટે વિષયમાં દોષદૃષ્ટિ કરી ધીરજ ધરો

ाजा — દ્રુતવિલંબિતવૃત્ત

કમલલોચની કામિનીમાં કદિ, અરર દોષની ગંધ હતે જરી,
જ્યમત્યમે કરી મારત મનડું, મથીમથીય મટાડત દુ ખડું
પણ ગુણાધ-ગૃહિણીતણો અરે! ગુણકણોય જગે જરી ના જડે,
કઠણ કાળજું ક્યાથી કરૂં અરે! મરીશ હાય ઝુરીઝુરીને હવે ૧૧

---

શ્લોક ૯ મો -વિધિ-બ્રહ્મા

શ્લોક ૧૦ મો -મેં હાથે કરીને રાણીનું મોત નીપજાવ્યું છે તો હવે બ્રહ્માને કે નશીબને ...ક ગો આપવો એવો આ કથનનો ભાવ છે

શ્લોક ૧૧ મો.—ગુણાઢ્ય-ગુણનો સમૂહ ગુણકણો—ગુણના ભાગ

ભાવ -જો ભાનુમતીમાં ...ષની જરા ગંધ પણ હોત તો મારૂં મનડું મારત ...યું જ્યા તે ગુણના સમાગમસ્વરૂપ જ હતી ત્યા તો હવે તે ગૃહિણીને કેવી રીતે વિસારી શકું ? એ ભાવ

राजा —(સાભળીને) રે એવુ નહિ કરો (ક્રોધ કરીને) શુ મારા બાધવો જ
અત્યારે મારાથી પ્રતિકૂળપણે આચરવા તૈયાર થયા છે ?

देवतिलक —રાજન્ ! એવો અટકાવ ન કરીએ

राजा —આ શુ અટકાવ છે ?

મહવાણીવૃત્ત

ના માની વિધિહત મ્હારી આ જ આજ્ઞા,
કા તાનુ કુરુ વપુ વન્હિમા ધરોછો,
છુ મ્હારૂ હૃદય અશકત રોકવા હુ,
હાવા તો અરરર વન્હિમા સમાઉં ૧૫

( એ પ્રમાણે ઉ માદમસ્ત થઇ ચિતામા પડવા દોડે છે )

देवतिलक—(વ્યગ્રપણે) રે દોડો દોડો, રાજન્‌ને પકડી રાખો

( સર્વે જાય છે )

॥ इति द्वितीयोऽङ्कः ॥ (અપૂર્ણ)

જગજીવનદાસ કાલિદાસ પાઠક,

---

# बोध वचन

### ૧ જ્ઞાની થવા કરતા સદાચરણી થાઓ

૧ માણસ માત્રને કુદરતી રીતે જ્ઞાન મેળવવાની ઇચ્છા થાય છે પણ જે માણસ પ્રભુથી ડરતો નથી તેને જ્ઞાન શા ખપનુ છે ?

૨ પોતાની વિદ્યાથી ગર્વિષ્ટ થયેલા પડિત કરતા સ્વધર્મનિષ્ઠ સામાન્ય મનુષ્યને પરમેશ્વર વધારે ચહાય છે પોતાના આત્માનુ કલ્યાણ ભુલી જઇને જે માત્ર ઐહિક વિદ્યા જ શીખે છે તે અવળે રસ્તે દોરાયો છે

૩ જે આત્માને ઓળખે છે તેનો અહકાર ટળી જાય છે અને બીજા માણસો પોતાની સ્તુતિ કરે તેથી તે કદી રાજી થતો નથી

૪ જો કોઇને આ દુનિયાની બધી બાબતોનુ જ્ઞાન હોય પણ જો તે સદાચરણી ન હોય તો શુ પ્રભુ તેની ઉપર પ્રસન્ન થશે ? તે આપણા કર્મ ભણી જુએ છે આપણે શુ શુ જાણીએ છીએ તેના ભણી નહિ

૫ ઐહિક વસ્તુઓનુ જ્ઞાન મેળવવાની અપરિમિત તૃષ્ણા જેમ બને તેમ ઓછી કરવી જોઇએ, કારણ કે તેનાથી ઘણો ગુચવાડો થાય છે તથા મન ભ્રમિત થાય છે

---

શ્લોક ૧૫ મો —વિધિહત દૈવથી હણાયેલા

અર્થ—આજે ... નથી હણાયેલા મ્હારી આજ્ઞાનુ ઉલ્લઘન કરી ભાનુમતીનુ કોમળ શરીર તમે અગ્નિમા મૂકોછો, પણ હવે ... મ્હારૂ ... નાહક ... તેથી હવે તો અગ્નિમા જ ઝપાપાત ... હવે મ્હારે મરણ સિવાય અન્ય ... રહ્યો નથી એ ભાવ છે

૬ પંડિતો ઘણીવાર પોતાના જ્ઞાનનો આડંબર કરવા ઉત્સુક થાય છે અને બીજા માણસો તેમની બુદ્ધિનાં વખાણ કરે તે સાંભળી તેમનો આત્મા ઘણો પ્રસન્ન થાય છે.

૭ એવા ઘણા પ્રકારનાં જ્ઞાન છે કે જેનું જ્ઞાન આત્માના શ્રેય માટે ઉપયોગી નથી. તેથી એવા બીજા દરજ્જાની ઉપયોગિતા ધરાવનારી વસ્તુ પાછળ લક્ષ આપી સૌથી અગત્યનું કાર્ય જે મોક્ષપ્રાપ્તિનું છે તેના તરફ જે દુર્લક્ષ્ય આપેછે તેને મૂર્ખ ગણવો જોઇએ.

૮ ઘણા શબ્દોથી આત્માની તૃષા શમતી નથી. પણ પવિત્ર જીવનથી મન સ્થિર થાય છે અને શુદ્ધ અંતઃકરણથી પ્રભુ સમિપ જવાની યોગ્યતા આવે છે.

૯ જો તમારા જ્ઞાનના વિસ્તાર સાથે તમારી સાધુતા વધશે નહિ તો વધારે જ્ઞાન અને શક્તિ ખરા નિર્ણયપર આવવામાં સહાયભૂત નહિં થતાં અંતરાય નાંખશે.

૧૦ બીજા તમારી શક્તિ કે નિપુણતાની સ્તુતિ કરે એમ ઇચ્છવાને બદલે તમારા પોતાના જ્ઞાન તરફ જ તમે શકમંદ થાઓ.

૧૧ જ્યારે તમને એમ લાગે કે તમારૂં જ્ઞાન ઘણું જ ઓહોળુંછે અને તમે ઘણી બાબતો વિષે માહિતી ધરાવો છો ત્યારે યાદ રાખજો કે તમે જાણો છો તેના કરતાં હજી તમે નથી જાણતા એવી બાબતો ઘણી છે.

૧૨ તમારા જ્ઞાન માટે મગરૂર થવાને બદલે હજી અજ્ઞાન છીએ એવી નમ્રતા રાખો.

૧૩ તમારા કરતાં વધારે વિદ્વાન અને શાસ્ત્રોને વધારે સારી રીતે સમજવાવાળા ઘણાછે એમ જાણ્યા છતાં શામાટે લોકમાં પ્રસિદ્ધિ મેળવવાની વૃથા તૃષ્ણારાખવી જોઇએ

૧૪ જો તમારે સાચું અને લાભકારક જ્ઞાન મેળવવું હોય તો અપ્રસિદ્ધ રહેવામાંજ સંતોષ માનજો.

૧૫ પોતાના ગુણ, શકિત ઇત્યાદિ વિષે નમ્ર અભિપ્રાય બાંધવો એજ ખરેખરી આત્મ પરીક્ષા છે અને સૌથી અગત્યનો પાઠ એજ શીખવાનો છે. પોતાને માટે નમ્રતા અને બીજાને માટે ઘણું સન્માન એજ ડહાપણ છે અને પરિપૂર્ણતાનું એક ચિન્હ છે.

૧૬ જો તમારી નજરમાં કોઇ પાપાચરણ કરતું હોય તો તેથી કરીને તમે તેના ...ાં વધારે શુદ્ધ છો એવો અહંકાર મનમાં કદી લાવવો નહિં; કેમકે પ્રભુને ...હંકાર પ્રિય નથી.

૧૭ આપણે દરેકને માટે નીતિના માર્ગપરથી લથડી પડવાનો સંભવ છે પણ બીજા કરતાં આપણે માટે તે વધારે બનવા જેવુંછે એવું મનમાં રાખી જાગૃત રહેવું.

નર્મદાશંકર બાળાશંકર.

# પ્રકૃતિમા મનુષ્યને સ્થાન

જ્યારે માનવીની લઘુતા સાથે વિશ્વની વિશાળતા સરખાવીએ છીએ ત્યારે જગતમા જ મ મરણ પામતા અનેક પ્રાણીઓમાની મનુષ્ય એક વ્યક્તિ માત્ર છે એવો વિચાર કોઈક વેળા નિરાશા સાથે ઉત્પન્ન થાય છે મ્હોટી પણ વિશ્વ સાથે સરખાવતા એક રેતીના દાણા જેટની પૃથ્વી, અને તેના પર વસતા અનેક કોટિ પ્રાણીઓમાની એક વ્યક્તિ જે મનુષ્ય, તેને માટે પ્રભુએ કયુ સ્થાન નિરમ્યુ હશે? પૃથ્વીપર વસતા એક અબજ માનવીઓ અને બીજા અનેક કોટિ જીવોમાના દરેકપર શુ પરમેશ્વરથી સરખુ લક્ષ્ય અપાતુ હશે? પૃથ્વીથી સેકડો ગણા મોટા ગ્રહોને લઈને ફરતો સૂર્ય, અને તેના જેવા બીજા અનેક સૂર્યો, તેમના ઉપગ્રહો, ત્યાના નાના મોટા જીવો એ પ્રત્યેકને પ્રભુ સાચવતો હશે? એ બધાપર એક સામટુ લક્ષ્ય એનાથી શી રીતે અપાતુ હશે! સો વિદ્યાર્થિઓનો શિક્ષક દરેકપર જાતે લક્ષ્ય આપી શકતો નથી, નાના રાજ્યનો અધિપતિ પ્રજામાના એકે એક માણુસને ઓળખી શકતો નથી—એ ન્યાયે આ અતિ અતિ વિશાળ રાજ્યના ભૂપતિનુ લક્ષ્ય કેટલુ વ્હેચાતુ હશે અને તેમાથી દરેક માણુસને કેટલુ મળતુ હશે તેનો ખ્યાલ આણુવો કઠિણુ નથી આ ખ્યાલ અલબત્ત નિરાશાજનક છે, મદોન્મત્ત મનુષ્યનેપીકો પાડવા સમર્થ છે

કેટલાક વિદ્વાનો સમજાવે છે કે પ્રભુએ અમુક ચિરસ્થાયી નિયમ ઘડયા છે અને એ નિયમથીજ પ્રભુના જાતિ લક્ષ્ય વિના જગતનો વ્યાપાર ચાલે છે પ્રભુ તો માત્ર સાક્ષિભૂત ઉભો રહે છે આખુ જગત અને પરમેશ્વર પોતે એ નિયમને આધિન છે જે થઈ ચૂકયુ તે ભૂસવાને પ્રભુ પણુ સમર્થ નથી

આ વિચારમા જેટલુ સત્ય છે તેટલી ક્રુરતા પણુ છે પ્રભુના દરબારમા મારી ફર્યાદ પહોચશે નહિ મારા પોકાર અને આસુ મિથ્યા છે એવા સખ્ત કાયદાના સામ્રાજ્યમા આવેલા દુ ખી, આર્ત હૃદયને પ્રભુની અમિત દયાની ઝાખી થતી નથી પ્રભુની પ્રાર્થના કરી હૈયુ ખાલી કરવાની તેને તક મળતી નથી પ્રાર્થનાથી દુ ખતા હૈયાને જે આશ્વાસન મળે છે તે આ શુષ્ક તત્વ જ્ઞાનથી મળતુ નથી મારૂ હમેશા રક્ષણ કરનાર, પાપ માર્ગથી અટકાવનાર, મારી મલીનતાને સ્થાને પરમ શુદ્ધિ આપનાર એક દયાળુ શક્તિ છે એ માન્યતા ભલે ભ્રાંતિ હોય તથાપિ જગતના વ્યવહારમા એવી ભ્રાંતિની પણુ જરૂર છે પ્રભુના દરબારમા મારે માટે પણુ સ્થાન છે એવી શ્રદ્ધા ઘણીવાર આધળાને લાકડીની ગરજ સારે છે, તેથી તેને ભોળપણુ કે ગેરસમજ ગણી શિથિલ કરવા કરતા વધારે દૃઢ કરવી ઘટે છે

અત્યાર સુધી આપણે એકજ દૃષ્ટિબિન્દુથી વિચાર કર્યો છે. બીજી બાજુએથી જોતાં દેખાવ ઘણો ભવ્ય અને આશાજનક લાગે છે. મનુષ્ય એક નજીવો વ્યકિત નહિ પણ સૃષ્ટિનો અધિષ્ઠાતા (Lord of the Creation) હોય એમ લાગે છે. જાણે બધી સૃષ્ટિ મનુષ્યના ઉપભોગાર્થે પ્રભુએ નિરમી હોય, બધાં પ્રાણીઓપર સામ્રાજ્ય ભોગવવાનો અધિકાર આપ્યો હોય, એટલુંજ નહિ પણ કુદરતના મર્મગ્રંથો અવલોકવાની અને તેના ભેદ ઉકેલવાની તેને એકલાને જ શકિત આપી હોય એમ માનવું પડેછે. નવીન યુગના સાયન્સની પરિપાક દશા જોતાં અને માનવીએ પોતાની અસાધારણ માનસ શકિતએ ઉપજાવેલાં કાર્યો જોતાં એ માન્યતા ખોટી ઠરતી નથી. વળી મનુષ્યમાં પરમેશ્વરે એવી કેટલી ગૂઢ શકિતઓ મૂકેલી છે કે જેના વડે એ સૃષ્ટિની બીજી વ્યકિતઓમાંથી તદ્દન જૂદો પડી શકે છે. મનુષ્યમાં રહેલી ગહન, શકિતઓની ખીલવણીથી તે એવા ચમત્કાર કરેછે કે "He created man out of his own image" એ વાકય માન્ય રાખવું પડે છે. માનવીની આવી ઉત્કૃષ્ટ સ્થિતિ નિહાળતા એક કવિનું હૃદય ગર્વથી છલાછલ ભરાઇ જતાં તે કહે છે કે "I am the monarch of all I survey" (મને મન મારૂં મહારાજ્ય ભાસે). બીજો કવિ પ્રકૃતિની બેહદ રમણીયતા નિહાળતાં હર્ષોન્મોદમાં કહે છે કે—

"Woods over Woods in gay theatric pride"
"Amidst such stores shall thankless pride repine"
"Creation's heir, the world tis, theworld is mine"

ગ્રીક ફિલસુફ પ્લેટો લખે છે કે "In nature there is nothing so grand as man, in man nothing so grand as his mind etc

સૃષ્ટિની બીજી વ્યક્તિઓ કરતાં મનુષ્યની ઉત્કૃષ્ટતા તેને જ ઈશ્વરે આપેલી શક્તિઓને લીધે છે અને એ શક્તિઓની પરિપાક દશા થતાં મનુષ્ય અને ઈશ્વર વચ્ચેનું અંતર ઓછુ થવા માંડે છે. મનુષ્ય કાંઈ સાધારણ સજીવ પ્રાણી નથી પણ સૃષ્ટિની શ્રેણીમાં ઉચ્ચતમ પદવીએ પહોંચેલું અનેકાનેક માનસિક શક્તિઓથી ભરપૂર અંગ છે.

નર્મદાશંકર બાળાશંકર.

# લિપિ

( ગયા માસના પૃષ્ઠ ૧૯૨ થી ચાલુ )

આ ઇતિહાસની અનુપૂર્તિ તરીકે ટકામા એટલુ જ કહેવુ બસ છે કે આરમ્ભકાળમા, જે વખત ઈસપનીતિકથા વગેરે પુસ્તકો બાલબોધમા છપાયા હતા તે કાળમા વાચિકવર્ગ સકુચિત હતો, પછી લીપિયો દોરીને ગુજરાતી લિપિમા પુસ્તકો છપાવા લાગ્યા, જૂના બુદ્ધિપ્રકાશ હેવા છપાયના હજી ઘણા ને યાદ હશે, ઉત્સગમાગ (શાસ્ત્રી નજવાવકૃત) ઈ સ ૧૮૭૦ મા છપાઈ તે પણ હેવી ગુજરાતી લિપિમા અને અને હોપવાચનમાળાના આરમ્ભથી હાલના જેવી ગુજરાતી લિપિ પ્રવેશ પામી, હેનો મુખ્ય હેતુ વાચક મડળના વિસ્તારને પ્રાપ્ત કરવો એ હોવો જોઇયે

અને પરિણામ બહુ અશે તે હેતુની સિદ્ધિમા આવ્યુ રા અજારિયા આ પરિણામના અન્ય પક્ષ તરફ વિશેષ દૃષ્ટિ નાખી એ કરેછે —"પ્રારભમા વાચન વધારનાર, પણ ભવિષ્યમા ટૂકા ક્ષેત્રમા જ રોકી રાખનાર" પરિણામ થયુ એમ કહેછે પરતુ, ઉપર હુ બતાવી ગયોછુ તેમ, ગુજરાતી પ્રજાની બ્હારના ક્ષેત્રમા વિસ્તાર થવાની આશા તે ભ્રમણા છે તેથી હેને "ટકા ક્ષેત્ર"મા રોકાણ ગણવુ એ જરાક અઘટિત લાગેછે મરાઠી ભાષાનુ સાહિત્ય ( નાગરી લિપિ છતા ) અન્ય પ્રાન્તોમા વિસ્તાર નથી પામ્યુ એ સૂચક ઉદાહરણ હુ ઉપર બતાવી ગયોછુ તો ગુજરાતી વર્ગમા આભ્યન્તર વિસ્તાર તે ખરો, ત્હેને મૂકીને બાહ્ય વિસ્તાર જે અસભવિત અને અતિસકુચિત તેમ પૂર્ણ અર્થજ્ઞાનના પરિણામને અભાવે અસાર છે ત્હેને વિશાળતાનુ માન આપવુ એ આશ્ચર્યજનક છે

આ ઉપરાત ગુજરાતી લિપિનો ઇતિહાસ સાથે તપાસાય, જૂના કવિયોના વખતના લેખ, જૂના દસ્તાવેજો, સરકારી દફતરો, જૂના ખાનગી કાગળો, સઘળા ચોપડાઓ, વગેરેનુ અન્વેષણ થાય, તો સારો પ્રકાશ પડે, એ ખરૂ છે રા કેશવલાલ ધ્રુવ જેવા વિદ્વાનને હાથે એ સારી રીતે થવુ શકય છે પ્રસ્તુત ચર્ચાને એ ઇતિહાસસ્વરૂપનો બહુ સબન્ધ નથી એટલુ યાદ રાખવુ જોઇયે કે જૂના ગુજરાતી કવિયોના પુસ્તકો બાલબોધમા લખાયલા મળેછે હેનુ મુખ્ય કારણ એ છે કે લહિયાઓનો અભ્યાસ સસ્કૃત પુસ્તકોની નકલો કરવાને લીધે બાલબોધ વિશે હતો, એટલુ જ

આ લિપિનો ફેરફારની ઇષ્ટતા અનિષ્ટતાની સાથે હેની શકયતા અશકયતાનો વિચાર પણ અસ્થાને નહિ ગણાય અલબત કેવળ અશકય તો કશુ નથી પરતુ

વગેરેનો અનાદર થઈ, સત્ય.તત્ત્વોનો લોપ થાયછે, અને લિપિને સંબન્ધે હેવા કોઇ પણ તત્ત્વને જોખમ આવતું નથી. દેવનાગરી લિપિમાં લખ્યાથી ખરા શબ્દો લખાશે વંચાશે અને ગુજરાતી લિપિમાં લખ્યાથી શબ્દોનુ સત્ય-સ્વરૂપ બદલાઈ જશે કે બગડી જશે એમ કાંઇ અન્તર્ગત મહત્ત્વનું તત્ત્વ ઉપસ્થિત થતું નથી. માટે ઉપરની શઙ્કાને ખરો પ્રસઙ્ગ મળતો નથી.

ઉપર કહેલી જનમંડળની રુચિ અરુચિનું એક બીજું બીજ સૌન્દર્યઘટનામાં જડેછે. 'આંખ્યને ભાવે તે હોઠને ભાવે' એ કહેવતનો પ્રયોગાન્તર કરીને કહી સકાશે કે 'આંખ્યને ભાવે તે મનને ભાવે' એ તત્ત્વ અહિં પ્રવર્તેછે એમ કહેવાનો હેતુ નથી કે નાગરી લિપિ કેવળ અસુન્દર, કુરૂપ, છે. પરતુ નાગરી લિપિનું કાલક્રમે ઘડાઈ ઘડાઈને થયેલું રૂપ, અન્તિમરૂપ, ગુજરાતી લિપિમાં પ્રગટ થયું છે. * અને કવિ નર્મદાશકરે એક સ્થળે કહ્યુછે કે "ભાષા કેળવાઇને ઘટ તથા સુન્દર થતી જાયછે."† અને તે આધારે હેમણે યોગ્ય રીતે માન્યુંછે કે અપભ્રંશાદિક ભાષાદ્વારા ગુજરાતી ભાષાએ સુન્દરતાનુ રૂપ સ્વીકાર્યુંછે, તે જ પ્રમાણે ગુજરાતી લિપિએ પણ, નાગરી લિપિના કઢંગા અંશ કાંઇ તજીને, કાંઈ સમારીને, ઇત્યાદિ અનેક પ્રયોગોમાંથી ક્રમણ કરીને, સુન્દરતાનું પરિપકવ સ્વરૂપ પ્રાપ્ત કર્યુંછે. આ સુન્દરતાના રસિક અંશને હાલની લિપિપ્રચારની ચર્ચામાં સ્થાન જ મળતું જણાતું નથી, એ ખેદની વાત છે; સ્થાન નથી મળ્યું તો મહત્ત્વની તો આશા જ શી? મ્હારી રસરુચિને તો નાગરી કરતાં ગુજરાતી લિપિમાં સૌન્દર્ય, સુરેખતા, સુપ્રમાણતા, વગેરેની ઘટના વિશેષ જણાયછે, અને એ પણ એ તરફ પક્ષપાતનુ એક કારણ છે. પરંતુ એ અન્ધ પક્ષપાત નથી, સકારણ છે, અને કારણો સબળ ઉપર બતાવ્યાંછે.

નાગરી લિપિના પ્રચારની આ રીતે મ્હને તો અસારતા લાગેછે. ત્હેનો મુખ્ય હેતુ—ઐક્યની ખરી ભાવનાની સિદ્ધિ—તે સધાય એમ જણાતું નથી; અને ત્હેનાં કારણો ઉપર બતાવી ગયોછું. એ ઐક્યને માટે આ વ્યર્થ જલમન્થન મૂકી દઈને ભરતખંડમાં બીજા પ્રકારનુ—સાહિત્યને સંબન્ધે જ—ઐક્ય, સમાનભૂમિ, પ્રાપ્ત કરવા માટે એક અપૂર્વ પણ વિચારપૂર્ણ સૂચના મિ. એચ. નારાયણરાવ બી. એ., બી. એલ. ના એક લખાણમાં આવેલી અહિં ઉતારવા લાયક છે. આપણા દેશની બધી ભાષાઓમાં હાલના જમાનાએ ઉત્પન્ન કરેલા નવા નવા વિચારો તથા વિજ્ઞાન, તત્ત્વજ્ઞાન ગેરેમાં ઝીણા ઝીણા છાયાભેદ બતાવનારા શબ્દોની યોજના માટે સર્વ ભાષાઓને

* મોડી લિપિ તો કેવળ મૂળને મચડી નાંખીને બનેલીછે, ઉત્ક્રાન્તિનો ક્રમશઃ વિકાસ સ્વીકારીને થઈ જણાતી નથી. તેથી હેના લાભમા આ દલીલ નહિ આવે.

† નર્મકોશ, મુખમુદ્રા પૃ. ૠ.

માટે એકત્ર પ્રયાસ થવો જોઈયે, જેથી સર્વ ભાષાઓ તે તે અર્થ માટે એક જ જાત્યના શબ્દો વાપરે, અને તે માટે સર્વસમાન કોશની રચના થાય, એ હેમની સૂચનાનુ તાત્પય છે એઓ લખેછે—

"We have now been provided with a common language which has come to stay It will as surely be the language of the national gods, when they begin to rule as it is certain that this land will be a part of the Federated British Empire, when the poets vision is realized The future of the Native tongues is wrapped up in a divine mystery The printed catalogues of original works produced in this country, as published in the Government Gazettes, do not fortify the belief that native literatures are growing rapidly and lustily Poets, they say, are born, but some writers are made It is the reading public that makes them, and patriotism can in more ways than one, give an impetus to literature It is a bad workman that quarrels with his customers The literary workman of India must improve both his tools and his art, if he should succesfully compete with *Videshi* literature The two special excelences of the English language which captivate our minds are its richness of vocabulary and its metaphorical beauty, as I believe Jacob Grimm acknowledged Our wealth of words is often redundant and it also pertains to the affairs of the unseen world The English language economizes its synonyms and develope its power of differentiating between nice shades of meaning It adapts itself to the growing complexity of progressive thought, while our languages have been content to provide more words than the ideas demand The first duty of philological patriotism ought to be *to establish a common understanding as to the differentiation of our existing vocabulary while at the same time new words may also be added to convey new ideas For both these purposes interprovincial conferences of scholars are desirable, and they can do at least as much good for the mind of the country as the Congress and Conferences, which now meet annually*

* Problems of Constructive Patriotism—an article in the 'Hear All Sides page of the Times of India Illustrated Weekly, 1st week of February 1907, by Mr H Naraintao, P A, B L

*in December, profess to do for our material welfare.* The Hindi scholars of the United Provinces have brought into existence the nucleus of a scientific vocabulary with the help of competent advisers from different parts of India. *Similar labours for the development of the Sanskritic vocabulary to meet the new demand upon our languages would be rewarded with incalculable benefits. The freedom of metaphor for which the English language is noted is one of the features of the foreign tongue which we must borrow in defiance of the scornful conservation of the Pandit, if necessary Indeed, languages sometimes grow by metaphors, and a new literary freedom in the application of words may relieve us to some extent of the necessity of coining entirely new expressions.* To increase the comparative utility of the native languages may not be in our power. But to improve their relative charm is the privilege of our writers, and in exercising it they will be helping in the solution of one of the most vital problems of constructive patriotism."

આ લાંબા ઉતારામાંથી italicsમાં મ્હેં મૂકેલા ભાગ મ્હારી સૂચનાને ખાસ સંબદ્ધ છે. પરંતુ હેનું પૂરું હાર્દ સમઝાવા માટે સવિસ્તર ઉતારો મૂકવો પડ્યો છે. જે Scientific vocabulary વિશે હેમાં ઉલ્લેખ કર્યોછે તેહની પ્રત મ્હને મળેલી છે એ પ્રયાસનો ઉદ્દેશ સ્તુત્ય છે હેમાં સંશય નહિં; માત્ર પદ્ધતિ વગેરેમાં સુધારાની જરૂર જણાયછે. પણ આ પ્રકારનો શ્રમ સર્વથા સુસ્થાને છે. પરંતુ વિશેષ મહત્ત્વની વાત તો ઉપરના ઉતારામાં સૂચવ્યા પ્રમાણે સર્વ ભાષામાંની અમુક વિષય માટે નવી શબ્દયોજનાની એકતા સાધવી અને તે માટે પ્રાન્ત પ્રાન્ત વચ્ચેની પરિષદ્ મેળવવી એ છે; અને તે ઉપયોગી સૂચના છે. લિપિની એકતા માટે અકારજ જતા શ્રમ, ઉત્સાહ, વગેરે આ દિશામાં પ્રવર્તે તો સાફલ્ય ઊંચા પ્રકારનું થાય એમ લાગે છે; અને તે માટે સુજ્ઞ વિદ્વાનોનું એ તરફ લક્ષ ખેંચવાની હિમ્મત કરીછે.

રત્નાગિરિ જિલ્લો.
૫ મી એપ્રિલ ૧૯૦૮.

નરસિંહરાવ ભોળાનાથ.

## પૂરવણી

નાગરી પ્રચારિણી સભાના પ્રયાસથી ૨૯ મી ડીસેમ્બર ૧૯૦૫ ને દિવસે એક મેળાવડો થયો હતો તે વખતે અપાયલા ભાષણોનું અંગ્રેજી ન્હાનું ચોપાનિયું જોઈને કેટલાક વિચાર ઉમેરવા યોગ્ય લાગેછે એ સભાના પ્રમુખ મિ રમેશચન્દ્ર દત્તના આરમ્ભવચનથી તો એક લિપિનો પ્રચાર ઉત્તર હિન્દુસ્તાન અને સંસ્કૃત ભાષાની સાથે જોડાયલા પશ્ચિમ હિન્દુસ્તાનના ભાગ માટે જ ઇષ્ટ ગણેલો જણાયછે અથાત દ્રાવિડ ભાષાઓનો પ્રદેશ બાતલ કર્યોછે આમ છે તો પછી એક લિપિથી સાધવાને ઇચ્છેલો આ ભરતખણ્ડના ઐક્યનો મહાન્ હેતુ અસિદ્ધ નહિ રહે ? દક્ષિણ હિન્દુસ્તાનને રાજકીય ઐક્યમાંથી કાઢી નાખશો ? છતાં મિ દત્ત આગળ જતાં આખા ભરતખણ્ડના ઐક્ય વિશે જ આ લિપિપ્રચારના લક્ષ્ય તરીકે બોલેછે બીજા વક્તાઓએ વળી સર્વ ભરતખણ્ડમાં અને કોઇયે તો વળી સિલોનમાં પણ એકલિપિનો ઉદ્દેશ સ્વીકાર્યોછે, તેમ વળી એક ભાષા આખા ભરતખણ્ડ માટે અને તે હિન્દી પ્રવર્તવી જોઈયે એ પણ આખરનો ઉદ્દેશ ગણ્યોછે એમ જો છે તો હિન્દીભાષાનો જ પ્રચાર અને તે માટેજ દેવનાગરી લિપિ એમ લક્ષ્યનું નિયન્ત્રણ કરે તો શી હાનિ હતી? ગુજરાતી, બંગાળી, વગેરે ભાષાઓના ગ્રન્થોને દેવનાગરીમાં છાપવાનો આગ્રહ એ ઉદ્દેશની જોડે અસંબદ્ધતા જ સૂચવેછે તેમ એ મંડળમાં ઝીણું જોવા જતાં મતનું ઐક્ય પણ જણાતું નથી દેવનાગરી લિપિ દાખલ કરવી એમ છોડી દઈને કેટલાક વક્તાઓએ એમ સૂચવ્યું છે કે દેવનાગરી લિપિને પણ ફેરવીને હેવી સુધારવી કે જેથી એ લખવામાં સરલ, જોવામાં સુંદર અને દ્રાવિડ ભાષામાંના પરાયા વર્ણોચ્ચાર સ્વીકારનારી થાય, અને તે લિપિને સર્વત્ર પ્રચરિત કરવી

દિવાન બહાદુર અંબાલાલે એ મંડળમાં ભાષણ કરતે કહ્યું છે કે નાગરી લિપિનો પ્રચાર કરવા માટે એક ઉપાય એ છે કે વ્હેપારી વર્ગે પરસ્પર પત્રવ્યવહારમાં નાગરી લિપિના કાગળો આવે તો સ્વીકારવા (હિમણે આરંભમાં કહ્યું છે કે લખેલી લિપિની વાત બાજૂએ મૂકી છાપેલી લિપિ માટે જ એક લિપિવિસ્તારનો પ્રયાસ હાલ ચાલુ કરવો, તે વચન સાથે આ સૂચના કાંઇક વિરોધમાં આવેછે, પણ તે મહત્ત્વનો મુદ્દો નથી, એટલે ભૂલી જઈશું ) આ સંબન્ધે એઓ કહેછે કે અમદાવાદના વ્હેપારીઓએ પગલું ભર્યું છે અને કાનપુર વગેરે ઉત્તર હિંદુસ્તાનના આડતિયાઓ જોડે પત્રવ્યવહાર નાગરી લિપિમાં ચલવેછે આ વિશે પ્રશ્ન એ પૂછવાનું મન થાયછે કે એ પત્રોની ભાષા કેઈ હોયછે? ગુજરાતી? ગુજરાતી હોય તો ઉત્તર હિન્દુસ્તાનના વ્હેપારીઓ ગુજરાતી ભાષા શી રીતે સમજેછે? વધારે પ્રકાશ આ બાબત પડ્યા વિના આ પગલાનું સાર્થક્ય સમજાશે નહિ

વળી એઓ કહેછે કે વ્હેપારની જાહેર ખબરો નાગરીમાં છપાય તો વિસ્તારથી લાભ થાય પરંતુ ભાષા સમજાય તો જ, અને ભાષા સમજાય તે લિપિથી નહિ પણ અન્ય કારણોને લીધે

સર ભાલચન્દ્ર કૃષ્ણના ભાષણનો ઝોક તો હેવો જણાયછે કે જાણે આજ સૂધી આપણે નાગરી લિપિમાં જ દેશી ભાષાઓના ગ્રન્થો છાપતા આવ્યા છિયે અને હવે તે છોડી દેવાનું કરિયે છિયે! અને વસ્તુસ્થિતિ તો તેથી ઉલટી છે. આપણા પૂર્વજો—પ્રાચીન આર્યોના વખતમાં એક લિપિ અને એક ભાષા હતી એમ એઓ ઉત્સાહમાં આવી જઈને બોલ્યાછે તે ઈતિહાસના સત્યની વિરુદ્ધ છે. લિપિયો પણ અનેક હતી અને ભાષાઓ પણ, સંસ્કૃત કાળમાં પણ પ્રાકૃતો હોઈ, અનેક હતી એ સુવિદિત છે

પ્રો. ક્ષીરોદપ્રસાદ વિદ્યાવિનોદ એમ. એ. પોતાના ભાષણમાં આપણી દેશી ભાષાઓ એક લિપિથી સમઝી સકાય એમ મનાવવા માટે પોતાના ગ્રન્થમાંથી એક ઉતારો આપેછે. હેમાં સંસ્કૃતમય વિશેષણો તથા વિશેષણવાકયોનો ભાર ભરપૂર હોઈ, વિભક્તિ વગેરે પ્રત્યયો વિરલ જ છે. એ ઉદાહરણ બે રીતે વ્યર્થ બનેછે. એક તો સંસ્કૃતમય ભાર સામાન્ય વર્ગને અજ્ઞેય જ રહેવાનો અને બીજું એ કે સામાન્ય ભાષાના રૂઢ શબ્દો, રૂપો વગેરે વાળો લેખ હોય તો ભાષાજ્ઞાનને અભાવે અજ્ઞેયતા જ પ્રાપ્ત થવાની. આ ઉતારામાં બે ચાર પ્રત્યયો અને છેલ્લો શુદ્ધ બંગાળી શબ્દ હેવા છે કે સસ્કૃત વચનો સમઝાયા છતાં વાકયનું તાત્પર્ય એ બંગાળી શબ્દ ન જાણનારને તો સમઝાવું કઠણ જ પડવાનું.

આ સભામાંનાં ભાષણો વિશે વધારે વિસ્તાર કરવાની જરૂર નથી પરંતુ એટલું ઉમેરીશું કે દેવનાગરી લિપિની અસુન્દરતા એક દ્રાવિડ વક્તાને તો બહુ જ લાગીછે. અને એક ભાષાના પ્રશ્ન માટે નાગરી પ્રચારિણી સભાના ઉપપ્રમુખ એટલે સૂધી ગયાછે કે અંગ્રેજી ભાષા સર્વ ભાગમાં વપરાયછે અને એક ભાષાનો પ્રશ્ન નેશનલ કોંગ્રેસે કૃતિવડે આપોઆપ ઉકેલ્યો જ છે. આ રીતે આ મંડળમાં પણ લિપિ તેમ જ ભાષાની બાબતમાં મતોનો સંકર અદ્દભુત છે.

હિંદી ભાષા નાગરીમાં જ લખાય છે એમ નથી. સિમલાની પાસે ધરમસાલાની આસપાસના કુનડા જિલ્લામાં કનડી* લિપિ વળી વિચિત્ર પ્રકારની જ પ્રચલિત છે. અને તે છેક સંકુચિત વિસ્તારની લિપિ હોય એમ પણ નથી જણાતું મુંબાઇમાં ચર્ચગેટ સ્ટેશન ઉપર કાનપુરના 'લાલિમલી' છાપનાં ગરમ કાપડના કારખાનાની જાહેર ખબરનું પાટિયું દીઠું તો તેમાં પણ એ પ્રકારની કનડી લિપિમાં એક ભાગ જાહેર ખબરનો હતો. આ ઉપરથી એ લિપિનો વિસ્તારપ્રદેશ કલ્પી સકાય એમ છે. થોડા પ્રદેશમાં પ્રવર્તનારી અને ના ગણવા લાયક લિપિ હોય તો જાહેર ખબરમાં આમ ઉપયોગ થાય નહિં.

આમ હાલ હિંદુસ્તાનમાં કેટલીક ભિન્ન ભિન્ન લિપિયો છે અને તે સર્વ વિભાગો પોતાની લિપિ તજશે એ સંભવ કેટલો અલ્પ છે તે માત્ર ક્ષણવાર વિચારવાની જરૂર છે. ૨૦–૫–૦૮

નરસિંહરાવ ભોળાનાથ.

*આ લિપિમા સિમલાના બજારમા વ્હેપારીઓને ચોપડા લખતા મ્હેં દીઠાછે. નાગરી લિપિથી [illegible] લિપિ [illegible] એ લિપિ [illegible]

## વૈદો અમારૂ દરદ જાણતા નથી

(હોરિ)

(૧)

અવનિના વૈદો અજાણ, અમારૂ દરદ ન જાણે—અવનિના (ટેક)
અવનિના વૈદો દરદથી અજાણ્યા, નવ સમજે તે નિશાને,
નિભય બનીને ભજનના નિશામા, મસ્ત મઝા કેમ માણે? અમારૂ દરદ
દરદની પીડા પિછાણે છે દરદી, અવર ન અતર આણે,
હિકમત હકીમની દરદથી હારે, પામર કેમ પિછાણે? અમારૂ દરદ ૨
નાડીમા દરદ અમારૂ ન આવે, જીભે કરી કેમ જાણે?
ધવત્રી પણ દરદ ન ધારે, સમજે બીજા કેમ સાને—અમારૂ દરદ ૩
ફક્કડ થઇ અમે લીધી ફકીરી, ભોજન લઈએ ન ભાણે,
ફાકા કરીને ફિકર વિણ ફરીએ, ત્રિગુણ પતિતણા તાને અમારૂ દરદ ૪
ઘરના કહે એ તો ઘેલો થયો છે, પણ આ પડયો કયાથી પાને,
દુનિયા ભવાનીને માને દિવાનો, મુરખ મતિહીણ માને અમારૂ દરદ ૫

## સદ્‌ગુરૂરૂપી વૈદ રોગ જાણે

(૨)

સદ્‌ગુરૂ વૈદ સુજાણ, હમારૂ દરદ હરે છે સદ્‌ગુરૂ (ટેક)
નાડી જોયા વિના પરખે નયનથી,ખુબી એ ગુરૂમા ખરે છે
મનરજન કરનારા સુખથી, ઝરણ અમીના ઝરે છે હમારૂ દરદ ૧
પરમ દરદની કરીને પરીક્ષા, ભાવથી જ્ઞાન ભરે છે,
શિળ, સતોષ સુધારસ પાઈ, કાયાની શુદ્ધિ કરે છે હમારૂ દરદ ૨
દુર્ગુણથી દૂર રાખે દરદીને, ધીરજ આપ ધરે છે,
ત્રિવિધિ તાપથી દરદી તપેલા, થીર કરીને ઠરે છે હમારૂ દરદ ૩
જીવન ઉપાધિનુ કાઢી જડામૂળ, ફિકર તજીને ફરે છે,
અતર રોગ મટાડવા અતે, ઉપદેશને ઉચરે છે હમારૂ દરદ ૪
જ્ઞાન સુધારસ ગોળી ગળાવી, દિલથી અમરપદ દે છે,
સસાર રૂપી ભવાની આ સાગર, તારીને આપ તરે છે હમારૂ દરદ ૫

ભવાનીશકર નરસિહરામ

## હંસ સંબોધન ભાષ્યવૃત્તિ.

સોરઠા.

બન્ને મિત્ર સમાન, માન સરોવરમાં હતા;
તેનું ભુલ્યો ભાન, ભવાટવીમાં ભટકતાં. ૧
પછી પુરંજનરાય, વનિતાને વશ થઈ ગયો;
મુસાફરીમાં કયાંય, સંભાર્યો નહિ મિત્રને. ૨
પામ્યો પ્રમદા રૂપ, બંધાયો ભવ પાસમાં;
મુક્ત પરિક્ષત ભૂપ, શુકની આ વાણી સુણી. ૩

પ્રાણાચાર્ય.

## જીવ મુસાફર.

દ્રુતવિલંબિત.

જીવ મુસાફર જો તન નાવડે, જગ–સમુદ્ર વિશે ખુબ આથડે;
મમ પિતા ગૃહ મારગ ના જડે, હિત સલાહ ઉવેખી હવે નડે. ૧
દિઠી લીલા અતિશે પૃથવી પડે, મન ફર્યું નીચ લાલચ ખાબડે;
ઉપર આવીજ અંદર આથડે, ભ્રમિત થૈ ચકડોળ અરે! ચઢે. ૨
કવણ રીત કરૂં રસતો જડે! અરર! અચ્ચિત વાયુ મને લડે.
ગળગળીત થઇ મનુ રે! રડે, પ્રભુ! સુકાન તું ફેરવ, રાહ જડે! ૩

એલ્ફીન્સ્ટન હાઈ સ્કુલ, મુંબાઇ, જાનેવારી ૧૯૦૮.

કરીમ મહમદ માસ્તર, એમ. એ.



# आर्यधर्मप्रकाश.

पुस्तक ३६ मु] मास श्रावण स १९६४ [अंक १० मा

## पखीराज

पखीराज ! उच्च उच्च उडो रे उन्नत व्योमे तमारा छे जाड,
विभु मूर्तिना वाहन पंखीराज, उडा उडा उचा छे प्रभु गाम पखीराज०
पाखे पूया छे चेतन प्रया छ प्रेम प्राणे माट माडो जुवो ! प्रगट्या प्रकाश
भानु जाग्यो रे चेतावो उड्डन आश, नभ शृगे रे श्वेत सुरधाम
उठो ! जागो ! उडीए रे, त्या अमारा तमारा आराम पखीराज०

मूलजी दुर्लभजी वेद

## वैराग्यविचार [1]

### वसततिलका छद

धार्या मकान घनधा य अने समृद्धि सन्मित्र चाकर वळी वधु वशवृद्धि;
स मान गान तनभान, न लेश तस्दी समीलिते नयनयो नहि किंचिदस्ति १
खाधा अनेक खुशकार पदार्थ मीठा, लाध्या विशेष धनलाभ अनेक दाठा
आबादी सर्व सुखनी अनुकूळ सृष्टि, समीलित नयनयोर्नहि किंचिदस्ति २
तबूर लेइ सुरमेळवी गान कीधु, आलापी राग ठीक मडळ-मान लीधु,
कर्ताळ झाझ वळी ढोलक कीधी सस्ता, समीलिते नयनयोर्नहि किंचिदस्ति ३
श्री नागपुरी परिधान करी दुपट्टा, इज्जी करी कडकडाट धर्या सुपट्टा;
फीदा विशारी पदरक्षक जोड वस्ती, समीलिते नयनयोर्नहि किंचिदस्ति ४
पहेरी पितावर फर्या लइ लाडु पोते पत्नि महीं पीरसीया खुबखुब खात,
पहेरी चाखडी वडी वश कीधी वस्ती " समीलिते नयनयोर्नहि किंचिदस्ति ५
मोती हीरा शनि तथा नीलमोनी माळा, पहोंची घाटी कडी पहेरी कराय चाळा;
सोना रुपानी पण किमत ज्याहि सस्ती, समीलिते नयनयोर्नहि किंचिदस्ति ६
धोळी धजा चहडी शिरे थइ दाढी धोळी, दौहित्र पोत्र तणी घेर रुपाळी टोळी,
तो ए कराय तन ने मन केरी मस्ती समीलिते नयनयोर्नहि किंचिदस्ति ७
लाखोनी दोलत घरे सुखपाल गाडी, अग्नि अने जळरथो वश, झाझी वाडी,
स्पर्धा करे अमरलोक कदि अमथी, समीलिते नयनयोर्नहि किंचिदस्ति ८
हाय कदापि सुरलोक थकी अधिक त्रिलोकमाहि नर कोइनी होय "हीक;
पूजाय श्रेष्ठ नृपथी चहडी श्वेतहस्ति समीलित नयनयोर्नहि किंचिदस्ति ९

दे वै भट्ट

---

१ समीलिते नयनयोर्नहि किंचिदस्ति" ए वाक्यनी पदपूर्ति गुजरातीमा बीजा त्रण त्रण पदो रचीने करी छे, ए वाक्यनो अर्थ ए छे के—आखो मींचाय त पछी काइ कामनु नथी

## ॥ अहं ब्रह्मास्मि ॥

પ્રાચીન કાળની બુદ્ધિના સંગ્રહસ્થાનરૂપ, સત્યસ્વરૂપના આદર્શરૂપ, અનાદિ અને ઉત્કૃષ્ટ ચાર વેદના ચાર મહાવાક્ય છે. મુક્તાની માળાના જીવનગણુ જેવા આ મહા વાક્ય જીવનપ્રદ ગણાય છે; તે પૈકી अहं ब्रह्मास्मि એ એક છે. તેના નિરંતર શ્રવણ, મનન અને નિદિધ્યાસનથી યથાર્થ દર્શન થાય છે અને તેમ થયું એટલે ઉચ્ચાવચ પ્રપંચથી ભરપૂર સંસારથી વ્યક્તિની મુક્તિ થાય છે. કહ્યુ છે કે—

भिद्यते हृदयग्रंथि छिद्यन्ते सर्वे संशयाः ।
क्षीयन्ते चास्य कर्माणि तस्मिन् दृष्टे परावरे ॥

અગણિત ભવથી બનેલા અને આપણી દૃષ્ટીએ નિરવધિ જણાતા આ દુસ્તર સંસારથી પણ માત્ર એકજ ભવમાં મોક્ષ આપવાનું સામર્થ્ય ધરનાર આ મહાવાક્ય બહુજનને મનોહર અને સંમોહક થઈ પડયું છે. એ વાક્યને સાધવા મનુષ્ય માત્રની ઈચ્છા સ્વાભાવિકી હોય છે. ઈચ્છા છતાં શક્તિની પ્રાપ્તિ માટે જ્ઞાનભક્તિ પ્રપત્તિ કર્મ વિરાગ ઈત્યાદિ અનેક ઉપાયની યોજના થઈ છે; તેમ શ્રદ્ધા અને સ્વભાવને અનુસરતા ઉપાયનો અંગીકાર પણ થાય છે એમ છતાં શક્તિની પ્રાપ્તિ વિરલા અને એ મહાસંત્રની સફળતા વિરલતરા જણાય છે.

મંત્રના ઉચ્ચારથી અભિસાર કે ઉપચાર થતો નથી. આ સમયે વેદવાક્યના ઉચ્ચાર તો સ્થળે સ્થળે અને ક્ષણે ક્ષણે સાંભળવામાં આવે છે. વેદના શબ્દાર્થ જ્ઞાન પ્રાપ્ત કરી વેદાન્તી થવામાં મહત્તા મનાઈ છે વેદ વાર્તા કરી પોતાને જ્ઞાની માનવાના કે મનાવવાના પ્રયત્નો અહંતા મૂલક હોઇને અંતે અંધતમસપ્રતિ મનુષ્યને આકર્ષે છે; કારણ એવું જ્ઞાન તે જ્ઞાન નથી પણ કેવળ જ્ઞાનાભાસ છે. વિષ પ્રાણહર છે અને વિષય સુખહર છે—એ જ્ઞાનના સહુ કોઇ અભિમાની છે; એમ છતાં વિષ સંબંધી જ્ઞાન સુદૃઢ છે, કારણ કોઈ વિષ પાન કરતું નથી. વિષય સબંધી જ્ઞાન શુષ્ક છે; કારણ વિષય ત્યાગ થતો નથી. એવું શુષ્કજ્ઞાન મનુષ્યને પોપટની પેઠે બદ્ધ કરે છે, અર્થાત્ અભ્યાસથી અને ધૈર્ય તથા વિચારથી સાનુભવજ્ઞાન થાય ત્યારેજ મંત્ર લાભ કરે છે. ધૈર્યનો આ સમય નથી; વિચારનો અવકાશ નથી. અહંતાના અંધકારમાં અભ્યાસને આશ્રય નથી. અધુરામાં પૂરો વ્યવહારના મોહથી મનુષ્ય કાળને ટુંકો કરવા ગયો ત્યારે કાળે આયુષ્ય ટુંકાં કર્યાં. મોહના સિંચનથી વિકારના અંકુર નિર્મૂલ થવાને બદલે ઉત્ફુલ્લ થાય છે. તે અંકુરોની ઘટ અને ગહનજાલથી અહંતાની સૃષ્ટિનો વ્યાસ ઉત્તરોત્તર લઘુ થતો જાય છે આવી લઘુતાથી જ્યારે સંસારાબ્ધિના એક ક્ષણિક અને

ક્ષુલ્લક તરગ જેવા મનુષ્યના એકજ ભાવથી મોક્ષનો અસભવ થાય તો અગાધ સાગર તરી જવાની આશાજ ક્યાથી હોય ? માત્રા તો સિદ્ધ અને શુદ્ધ છે, પણ રોગી તેનો ઉપયોગ કરે ત્યારે

બીજી તરફથી ભક્તિ પ્રપત્તિ કર્મ વિરાગ આદિમા પણ યથાર્થ અભ્યાસ, ધૈર્ય કે વિચારનો અભાવ હોય છે, કદાચ અભ્યાસ હોય છે તો અધને અમુક રસ્તે જવાનો જેવો અભ્યાસ હોય છે તેવોજ ધૈર્ય હોય છે તો બળાત્કારથી કરવા પડતા કાર્યમા હોય છે તેટલુ જ, અને વિચાર હોય છે તો કર્તવ્યથી વ્યતિરિક્ત અન્ય વિષય ઉપરજ આવી રીતે યત્રવત્ ક્રિયા કરનાર મનુષ્યને અહતાનુ બળ વધે એમા કઇ આશ્ચર્ય નથી ઈંગ્રેજી નવલકથાકાર ચાર્લ્સ ડીકીન્સની "ડેવીડ કૉપરફી ૮" નામની નવલ કથાના મી ડીકસ નામના એક પાત્રને પહેલા ચાર્લ્સ રાજાના મસ્તકનુ સ્મરણ પ્રતિક્ષણે થતુ હતુ, તેમજ સ્મૃતિભ્રષ્ટ મનુષ્યને અહતાનુ ભાન રહ્યા કરે છે, તેથી જ્ઞાનમા અભિમાન, ભકિતમા ભુક્તિ, પ્રપત્તિમા ઈષ્ટપ્રાપ્તિ, કર્મમા લોકૈષણા અને વિરાગમા માનના વિષ ભરેલાજ રહે છે આ વિષને ઉતારવા આપણા ઋષિ મુનિ એએ અનેક પ્રકારના આદેશ કર્યા છે, ઉપદેશ કહ્યા છે, સુકિતઓ કથી છે, યુકિતઓ બતાવી છે નિરોધને માટે વિધિ અને વિધિને માટે નિષેધને પ્રમાણુ ગણ્યા છે કટક તો સદૈવ વર્જ્ય છે, પણ કટકને કાઢવા કટકનો ઉપયોગ ગણ્યો છે આવાજ કોઇ કારણથી જેમ ચાર આશ્રમનો તેમ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરૂષાર્થનો તત્ર રચેલો જણાય છે મિથ્યા સસારમા ધર્મ, અર્થ અને કામ એ પણ મિથ્યાજ છે, એમ છતા એ ત્રિગણ પુરૂષાર્થમા ગણાયો તે સકારણ છે અમુક કાળમા ધર્મ, અર્થ અને કામનુ વિધાન અતે તેના નિષેધને માટેજ છે અને અમુક કાળમા મોક્ષનો નિષેધ તે અતે તેના વિધાન માટે છે કોઇ પણ કારણથી થયેલા નિર્વેદથી મોક્ષ માર્ગમા પ્રવૃત્તિ કરવા તત્પર થયેલા અર્જુનને યુદ્ધ કરવા પરમાત્મા શ્રી કૃષ્ણે, તથા યુધિષ્ઠિરને રાજ્ય કરવા મહામતિ ભીષ્મે ઉપદેશ કર્યો છે તે સર્વથા રમણીય અને સ્મરણીય છે આ સસારમા ભોગ વિના ક્ષય નથી માટે ગૃહસ્થાશ્રમમા ધર્મ, અર્થ અને કામરૂપી ત્રણ પુરૂષાર્થના ભોગની તૃપ્તિ કે અતૃપ્તિથી તેનો અભાવ થતા એક જન્મમા કે અનેક જન્મમા જ્ઞાન ભકિત આદિ સાધનથી વ્યકિત સસિદ્ધ થાય છે એમ વિદ્વાનોનુ માનવુ છે, અને ભગવાનનુ વચન છે આમ થાય છે ત્યારે એને ભાન થાય છે કે —

नो देहो नेन्द्रियाणि क्षरमति चपल नोमनो नैव बुद्धि
प्राणो नैवाहमस्मी त्यखिलजडमिद वस्तुजात कथ स्याम् ।
नाह कारो न दारागृहसुत सुजतक्षेत्र वित्तादिदूर
साक्षीचित् मत्यगात्मा निखिल जगदधिष्ठान भूतः शिवोऽहम् ॥

ફલિત એ નિકળે છે કે ત્રિગણનું સેવન કર્યા વિના ધીમે ધીમે અહંતાને દ સવી નાખ્યા વિના અને તેમ કરી યોગ્યતા પ્રાપ્ત કર્યા વિના મોક્ષ માર્ગમા અ વિચારી ઝંપાપાત કરનાર સત્વર વિનિપાતને પામે છે. "શુષ્ક જ્ઞાની અધોગતિ પામે છે" એ વચન સત્યજ છે. મોક્ષ મંત્રના માત્ર રટણથી સંસારમા પર્યટા કરવું પડે છે વ્યવહાર દૃષ્ટિથી પણ અપાત્રનો સાહસ જગતને હાસ્ય ઉપજાવે છે અઘટિત અભિમાનથી અપમાન થાય છે. નૈસર્ગિક અથવા પ્રાપ્ત યોગ્યતા વિ અહં બ્રહ્માસ્મિ બની જનાર મિથ્યાભિમાની નાટકશાળાના નરપતિની પેઠે શ્રો તથા દૃષ્ટાઓનું વિનોદ સ્થાન થાય છે. ધર્મ, અર્થ અને કામથી તૃષ્ણા તરુણ હો છે, લોકૈષણા, પુત્રૈષણા અને વિત્તૈષણા બલવતી હોય છે, હર્ષ શોકાદિ દ્વંદ્વથી સ્વતંત્ર થવાયું નથી હોતું, તેમ છતાં બાળકની પેઠે શાન્તિના સુખરૂપી આકાશના ચન્દ્રને સહાવા વંધ્ય શ્રમ સુજ્ઞને અનુચિત છે. સુજ્ઞે તો મોક્ષ પ્રાપ્તિ માટે વિધિપુર:યથાક્રમ અને એકાગ્રતાથી સતત્ પ્રયત્ન કરવાના છે; તેમાં પોતાની રૂચિ અરૂચિના વિચાર બંધક અને બાધક છે. ભેષજ ભાવે તેવું હોય નહિ.

વળી મળમૂત્રથી ભરેલા દેહ ઉપર વિરતિ રાખનાર પરમહંસો પણ સ્વેચ્છાથી દેહત્યાગ કરતા નથી- પ્રાણોત્ક્રમણ થતા સુધી સર્વને આણ યાત્રા તો કરવી પડે છે. ચતુર્થ પુરૂષાર્થની પ્રાપ્તિને માટે હાસે કે ત્રાસે, આ ભવમાં કે બીજા ભવમાં દેહરૂપી સાધનથી ત્રણ આદિપુરૂષાર્થનું સેવન કરવું પડે છે અને એ સેવન કરવામાં અહં બ્રહ્માસ્મિ એ મહાયંત્રનાં શ્રવણ, મનન અને નિદિધ્યાસન અંતિમ લાભ અલ્પ શ્રમે અને સત્વર આપે છે.

ધર્મ, અર્થ અને કામ એ પરસ્પર સાધન અને સાધ્ય બની રહે છે. ધર્મથી અર્થ સંપાદન થાય છે, કામ સેવાય છે, અર્થથી ધર્મ અને કામ સધાય છે, કામથી ધર્મ અને અર્થમાં પ્રવૃત્તિ થાય છે સામાન્યતઃ કામનું પ્રબલ વધારે હોય છે, ધર્મનું વધારે હોવું જોઈએ, અને અર્થનું ગૌણ રહે છે. કામની ઉત્પત્તિ મનથી છે. ધર્મની ઉત્પત્તિ બુદ્ધિથી છે, અને અર્થની ઉત્પત્તિ ઉભયના સંમીશ્રણથી છે. આ સંમીશ્રણમાં બુધ્ધિનો અંશ વધારે હોય તો તેટલા પ્રમાણમાં લોભનો અભાવ હોય છે. અર્થ સંચય કરવામાં વિવેક, નિયમ અને ન્યાય રહે છે; તેનો વ્યય કરવામાં ઔદાર્ય રહે છે. મહાવ્યાધિથી જર્જરિત થએલી કાયાથી કાયર થઇ જલશાયી થવાનો દઢ નિશ્ચય કરનાર આર્ત્તજને, સમુદ્ર તટે ક્ષણ પછી :રણ થવાનું છે એમ જાણ્યા છતાં જલશાયી કરાવનાર મનુષ્યને વેતન આપવામાં તે પૈસે, કૃપણતા કર્યાની વાર્ત્તા છે, તે સુચવે છે કે એવા પ્રસંગોમાં બુદ્ધિ કરતાં મનનો અંશ વધારે આવી ગયો હોય છે ટુંકામાં બુદ્ધિ પ્રધાન અર્થ સદર્થ છે. મનઃપ્રધાન અર્થ નિરર્થક છે, અને ઉભય પ્રધાન અર્થ સ્વાર્થ છે.

કામની ઉત્પત્તિ તો કેવળ મનથીજ છે મનનો સ્વભાવ સંગ છે જેનો સંવાસ તેની સાથે તેને અત્યંત સ્નેહ થઇ જાય છે ભરત જેવા મહા સમર્થ યોગીના મનને સંગથી હરિણ ઉપર અભિનિવેશ થયાની વાર્તા સુપ્રસિદ્ધ છે એટલા માટે પ્રથમ સત્સંગ અને પછી સંગ ત્યાગની વ્યવસ્થા રચાઇ છે મનને સંગની એટલે આલંબનની અપેક્ષા છે આલંબનનો અત્યંત અભાવ એજ મનનું મરણ છે પણ ભાવ વિના અભાવ નથી મન પણ એવું બળવાન છે કે તે બળાત્કારે કોઈ નહિ તો કોઇ સંગમાં યોજાય છે જો આમજ છે તો મનને સંતનો સંગ કરાવવો એ લાભપ્રદ છે એટલા માટે ભક્તિ માર્ગ કહ્યો છે પરમેશ્વરની ભક્તિ, તેનો આશ્રય અને તેના સેવકોના સહવાસથી મન નિરાલંબ નથી રહેતું અને તેમાં પ્રતિમાન થાય છે આમ મન સદાલંબ હોય તો કામ સદાસનાયુક્ત રહે છે અને દાલંબ હોય તો વ્યસનથી વ્યથિત થાય છે પરંતુ મનને સદાલંબ કરવાને માટે બુદ્ધિની અપેક્ષા છે બુદ્ધિ વિનાનું મન કામને દુષ્ટાત્મા બનાવે છે બુદ્ધિયુક્ત મન કામને કીમીયો કરે છે

ધર્મની ઉત્પત્તિ બુદ્ધિથી છે બુદ્ધિનો સ્વભાવ વિવેક છે કોઇ પણ પદાર્થમાં સારાસાર કે હિતાહિતનો વિચાર અને નિશ્ચય કરવાનું કામ બુદ્ધિનું છે મન ચપલ છે, બુદ્ધિ સ્થિર છે, મનના પ્રાધાન્યથી અર્જુન જેવા મહા પરાક્રમી પુરૂષે યુદ્ધ સમયે સંબંધ સ્મર્યો, શોક કર્યો, વ્યામોહ મેળવ્યું તથા ધર્મ પરાભવ દેખાડ્યું ત્યારે અનેક સૂક્તિથી તથા પોતાના પ્રતાપથી મનનો અધિકાર મંદ કરાવી બુદ્ધિનું સામ્રાજ્ય સ્થાપી તે નરવીરને કુલાભિમર્ષિ રહિત સ્વધર્માચરણમાં પ્રવૃત્ત કરવામાં પરમાત્મા શ્રી કૃષ્ણે સર્વથા પોતાની પરમાત્મતાજ દર્શાવી છે ધર્મ અનેક છે સ્થળ સમયાદિ ભેદથી એકજ વ્યક્તિ ને ભિન્ન ભિન્ન ધર્મ પ્રાપ્ત થાય છે એકજ વ્યક્તિ પુત્ર, પતિ અને પિતા બને છે પુત્ર સ્થિતિમાં સ્ત્રી પુરૂષના પરિણામ રૂપે તે વિશિષ્ટ દ્વૈત છે પતિ સ્થિતિમાં સ્ત્રી પુરૂષના દ્વૈત પૈકી એક છે અને પિતા સ્થિતિમાં एका ऽहं बहु स्याम् મંત્રમાં સમાયેલો સંકલ્પ સિદ્ધ કરી તેમાં સમભાગ ધરનાર અદ્વૈત છે તેજ વ્યક્તિ બાળ બને છે, યુવાન બને છે, વૃદ્ધ થાય છે વળી તેજ વ્યક્તિ જાગૃત હોય છે, સુષુપ્ત હોય છે કે સ્વપ્નાવસ્થિત હોય છે પ્રત્યેક અવસ્થાના ધર્મ ક્રમ જુદા જુદા હોય છે બુદ્ધિમાન મનુષ્યને તે સમજાઈ જાય છે સમજીને ધર્મ આચરનાર સદા સ્વાર્થ અને પરાર્થ સાધી શકે છે અને અંતે પરમાર્થ પણ તેને પ્રાપ્ત થાય છે સ્વધર્માચરણથી સ્વ પર પદાર્થ સાધવામાં મન બહુ ઉપયોગી થઇ પડે છે—પણ જો તે વશવર્તિ હોય તો સમાહિત મન બુદ્ધિનું સદૈવ સહાયક છે માટેજ શ્રીમદ્ભાગવતમાં કહ્યું છે કે दानादि पंचा मनस समाधि ।

આમ ત્રણે આદિપુરૂષાર્થની સિદ્ધિને અર્થે બુદ્ધિની સ્વતંત્રતા અને મનના વશીકરણની આવશ્યકતા સ્પષ્ટ જણાઈ આવે છે. બુદ્ધિનું પ્રાધાન્ય એજ સ્વર્ગ, મનનું પ્રાધાન્ય એજ નર્ક અને ઉભયની સમતા તે સંસાર છે. સ્વર્ગ સુખદ છે, નર્ક દુઃખદ છે, અને સંસાર ઉભયપ્રદ છે. નિરંતર સુખની તો સહુ કોઇને ઇચ્છા છે તો પછી બુદ્ધિનો અધિકાર અને મનની સેવાપરાયણતા સ્થાપનાર **अहं ब्रह्मास्मि** નામના મહામંત્રની અવિચ્છિન્ન સાધના એ મનુષ્ય માત્રનું કર્તવ્ય છે. ચતુર્થ પુરૂષાર્થની પ્રાપ્તિ માટે જેવી તેની ઉપયોગિતા છે તેવીજ ત્રિગણુ સાધવામાં છે. અથવા ઉચ્ચ ધર્મ અર્થ અને કામના ઉપભોગ કરાવી આ મહામંત્ર મનુષ્યને મોક્ષના અખંડાનંદૈકરસના આસ્વાદ કરાવે છે.

અવસ્થા, ધર્મ, કર્મ આદિના અનેક ભેદ છતાં વ્યક્તિ તો એકજ હોય છે. તે વ્યક્તિ **अहम्** શબ્દથી ઓળખાય છે. કોઇ તેને દેહેન્દ્રિયાદિનો સંઘાત માને છે, કોઈ તેને જીવ માને છે, કોઇ તેને આત્મા કે પ્રત્યગાત્મા માને છે. માન્યતા ગમે તેવી હોય તો પણ બદ્ધાવસ્થામાંથી બુદ્ધાવસ્થામાં જતા સુધી પુરૂષાર્થ પ્રાપ્તિનો ઉદ્યોગ સ્વાભાવિક છે. એટલે પ્રત્યેક માન્યતામા **अहं ब्रह्मास्मि** નામના મંત્રની ઉપયોગિતા છે. કારણ કે સ્મરણ, મનન અને નિદિધ્યાસનથી નિશ્ચિત ભાન રહ્યાં કરે કે હું બ્રહ્મસ્વરૂપ છું કે તુરતજ દૃષ્ટિ વિશાલ થાય છે અને **अहम्** વિસ્તૃત થાય છે. **ब्रह्म** શબ્દનો ધાતુ **बृह्** વિસ્તારવાચક છે. ભૂત ભવિષ્ય અને વર્તમાન કાળમાં જે કાંઇ જડ અજડ પદાર્થ માત્ર છે તે એક બ્રહ્મ છે; દેખાતી ભિન્નતા દેખાવા માત્ર છે—સંકુચિત અથવા ભ્રમિત દૃષ્ટિનુ પરિણામ છે. દેહેન્દ્રિયાદિ સંઘાતને **अहम्** માનનારને હું **ब्रह्म** છું એવો યથાર્થ અનુભવ થાય ત્યારે તેની બહિર્દૃષ્ટિએ દેખાતા બીજા સર્વ સંઘાતો પણ પોતાના રૂપ થઇ જાય, અને પદાર્થ માત્રમાં અભેદ બુદ્ધિ થાય. આમ થાય ત્યારે સ્વાર્થબુદ્ધિથી પણ તે જગત્‌ના કલ્યાણમાં પ્રવૃત્ત રહે. પોતાના અહિતમાં રતિ અને હિતમાં ઉપરતિ કોઇને હોતો નથી. ઇન્ગ્રેજી ધર્મશાસ્ત્રમાં ભ્રાતૃભાવ રાખવાની આજ્ઞા છે; પણ ભ્રાતૃભાવ હોય ત્યાં મ્હારૂં ત્હારૂં રહે છે, વ્હેંચણ કરવાની વૃત્તિ રહે છે. આપણા શાસ્ત્રમાં એકીભાવ રાખવાની આજ્ઞા છે. જ્યાં ઐક્ય થયું ત્યાં મ્હારૂ ત્હારૂં કે વ્હેચણ સંભવેજ નહિ.

આમ ઐક્ય બુદ્ધિવાળો મનુષ્ય ભલે દેહ સંઘાતને **अहम्** માનતો હોય તો પણ બીજા દેખાતા દેહસંઘાતોને પોતાનું સ્વરૂપ સમજી તેમના હિતમાં પણ પ્રવૃત્તિ રે છે. નાસ્તિક લોકોનાં સત્કાર્ય તે આવી વિશાલ દૃષ્ટિનાંજ પરિણામ છે. ઇષ્ટાપૂર્તિ યજ્ઞ યાગાદિ સર્વ આ વિશાળ દૃષ્ટિનાંજ સૂચક છે. એવા મનુષ્યને પોતાનો લઘુ સ્વાર્થ રહેતો નથી, તેમાં તેને સુખ આવતું નથી જેને આખી વસુધા કુટુંમ્બ તો શું પણ પોતાના રૂપ જેવી છે તેનો પ્રથમ પુરૂષાર્થ બહુ વિસ્તૃત અને

કલ્યાણકારી હોય છે આખા જગતનુ હિત એજ તેનો સ્વધર્મ છે જગતની દષ્ટિએ દેખાતો પરાર્થ એજ તેનો સ્વાર્થ છે, અને એવા પરાર્થરૂપી સ્વાર્થ માજ તેને સુખ આવે છે જહોન સ્ટુઅર્ટ મીલ નામનો મહાન્ તત્ત્વવેત્તા બહુ પ્રેમી હતો લઘુ દષ્ટિને લીધે પ્રબલ પ્રેમમા તેને સુખ ન આવ્યુ સુખની તેણે શોધ કરી, તે શોધ નિષ્ફલા થઇ નિરાશ થઇને જગત્ પ્રતિ પોતાના ધર્મનુ તેણે આચરણ કરવા માડયુ, તેમાથી સુખનો આવિર્ભાવ થયો સુખ તો તેની પાસેજ હતુ પણ સ્વાર્થના પડલથી પ્રચ્છન્ન હતુ સ્વાર્થ ગયો અને પરાર્થ આવ્યો કે સુખના દર્શન થયા અર્થાત્ જેમ જેમ આપ્ત મડળનો વિસ્તાર તેમ તેમ સુખનો પ્રસ્તાર સદુદ્યોગથી અને સદ્વિચારથી લઘુતમ દેહભક્તિમાથી કુટુમ્બભક્તિ, તેમાથી જાતિભક્તિ, તેમાથી ગ્રામભક્તિ, અને તેમાથી દેશભક્તિ થાય છે દેશભક્તિ માથી જગતભક્તિ થાય છે અને તે અતે બ્રહ્મભક્તિમા પરિણામ પામે છે બ્રહ્મ ભક્તિ થઈ એટલે વિશ્વદર્શન થયુ આનુજ નામ દિવ્યચક્ષુ પરમતપથી સતુષ્ટ થઈ ભગવાન્ નારાયણ પાલકરૂપે નારદને તથા પરમભક્તિથી પ્રસન્ન થઈ ભગવાન કૃષ્ણે અર્જુનને કાળરૂપે વિશ્વદર્શન કરાવ્યા, તેથી તેઓ સ્વધર્માચરણ કરી કૃતકૃત્ય થયા આ મહામત્ર પણ આવા ઉચ્ચ ધર્મનો યોગ કરી આપે છે

આવા મનુષ્યોને દ્વિતીય પુરૂષાર્થ સાધવામા પણ ન્યાય, ઔદાર્ય, ક્ષમા સમ ભાવ આદિ મહાન્ સુગુણોનો અભ્યાસ રહે છે મસ્તક હોય કે પાદ હોય તોપણ તેની સરખી સભાળ લેવી પડે છે ઉભય આત્મીય છે, એકનુ લેઈ અન્યને અપાતુ નથી મસ્તક સુખી હોય અને પાદ દુ ખી હોય તો પાદનાજ સવાહન કરાવાય છે એ હસ્ત સમાન છે, પણ જ્યા જેની ઘટે ત્યાજ તેની યોજના થાય છે એમ છતા ચર્ચા તો ઉભયની સમાનજ હોય છે તેમજ દાતથી જીભ કરડાઈ ગઈ તેથી દાતને કોઈ પાડી નાખતુ નથી જેને એકીભાવ થયો તેનો અર્થ નામનો પુરૂષાર્થ સર્વ સઘાતના સમુદાયને અર્થે છે તેવા તો આદાન માત્ર વિસર્ગને અર્થેજ છે અને આદાન પણ યોગ્યાયોગ્યના વિચાર યુકત હોય છે આવા વિચાર વિવેકથી હિગ મરચુ વેચી ખાનાર તુલાધારે દ્વિતીય પુરૂષાર્થના સાધનથી પરમાર્થ સિદ્ધ કર્યાની વાર્તા આપણા શાસ્ત્રોમા છે

કામના પુરૂષાર્થ સેવનમા પણ આવા મનુષ્યને સતોષ રહે છે અને ધીમે ધીમે પૂર્ણ કામના પ્રાપ્ત થાય છે જો અહમ્ એ બ્રહ્મસ્વરૂપ છે, અને બ્રહ્મમા સર્વેનો સમાવેશ થાય છે, તો એક મહાન્ ચક્રવર્તિ રાજાના સુખ તે પણ તે અહમ્નાજ છે એક સ્થળે દુ ખ હોય અથવા પોતાના એકજ દેહેદ્રિય સઘાતને દુ ખ હોય તો તે દુ ખ મનને વ્યથિત કરી શકતુ નથી કારણ એ સઘાતના બીજા અશને સુખ છે, અથવા હુ બ્રહ્મ છુ એવુ ભાન થયા પછી દુ ખનો સભવજ નથી દુ ખ ભેદમા

છે; જ્યાં સ્વ અને પર થયું ત્યાં વ્યક્તિને દુઃખ થાય છે. જગત્‌માં અનેક બાળકો મરે છે, તેનો કોઈને શોક થતો નથી. જો બાલકના મરણમાંજ શોક હોય તો તે સર્વને થવો જોઈએ; પણ તેમ થતું નથી. એમ છતાં કોઇ પોતાના માની લીધેલા બાળકનું અવસાન થાય તો વ્યક્તિને શોક થાય છે. પોતાની માની લીધેલી કુટિના દ્વારને સાકળ વાશી મનુષ્ય માત્ર સુખેથી સુવે છે, તેજ કુટિ પરની મનાઈ અથવા તેની સાંકળ કોઈ અવર જને વાશી તો તેની તેજ કુટિ કારાગ્રહ સમાન લેખાય છે. કુટિમાં સુખ પણ નથી અને દુઃખ પણ નથી. છતાં લઘુ દૃષ્ટિથી એજ કુટિને સ્વ પર માન્યાથી સુખ દુઃખનો સંભવ થાય છે સ્વ અને પર મધ્યે જેમ જેમ અંતરનું લાઘવ થાય છે તેમ તેમ સમભાવતાનો સંભવ થાય છે. બેનું ઐક્ય થાય એટલે સમભાવની સંપૂર્ણતા થાય સમભાવ થયો એટલે સ્વભાવ વિસ્તૃત થાય છે અને જે કામોપભોગ એક વ્યક્તિને માટે સધાતા તેજ કામોપભોગ સમષ્ટિને માટે સધાય છે.

પોતાના બ્રહ્મ સ્વરૂપનું ભાન થાય છે એટલે તેનું અભિમાન થાય છે. તે અભિમાનથી અયોગ્ય કૃત્ય થઈ શકતું નથી. હું પિતા છું એવા અભિમાનવાળો પુરૂષ પુત્રી પ્રતિ વિષયવાસના કરી શકતો નથી. હું બ્રાહ્મણ છું એવા અભિમાનવાળો પુરૂષ અવર જ્ઞાતિ સાથે ભોજન વ્યવહાર કરતો નથી. તો હું બ્રહ્મ છું એવું અભિમાન રાખનાર મનુષ્ય ધર્મ, અર્થ અને કામની સાધનામા કંઇ પણ અયોગ્ય કૃત્ય કરે એ શકય નથી. તેનાથી કંઇ ગુપ્તક્રિયા થતી નથી મન, વચન અને કૃત્યથી તે કોઈનો દ્રોહ કરતો નથી. કોનો દ્રોહ કરવો? જ્યાં સર્વ પોતે છે ત્યાં દ્રોહનો સંભવજ નથી. અર્થાત્ જ્યાં સમસ્ત દર્શન થયું, ત્યાં પાપ કર્મનો વિલય થાય છે, પૂણ્ય કર્મનો ઉદય થાય છે. આ સ્થળે અંધમંડળ અને હસ્તિ સ્વરૂપની વાર્ત્તા સ્થાને જણાય છે. શુંડના સ્પર્શથી એક અંધે હસ્તિ ને શુંડ જેવો વર્ણવ્યો અને નિરૂપયોગી ગણ્યો. બીજાએ તેને પૃષ્ટ જેવો વર્ણવ્યો અને શય્યાસત જેવો ગણ્યો ત્રીજાએ તેના પુચ્છ જેવો તેને વર્ણવ્યો અને ચામર જેવો ઉપયોગી ગણ્યો, ચોથાએ તેના કર્ણ સમાન તેને વર્ણવ્યો અને વિંજનના કામમાં લેવાનો ઠરાવ કર્યો, પાંચમાએ તેના પાદજેવો તેને વર્ણવ્યો અને ગૃહના સ્થંભના કામમા લેવાનો વિચાર કર્યો. આ પૃથક પૃથક વર્ણન અંધની દૃષ્ટિના અભાવનાંજ પરિણામ છે, અને એ વર્ણનથી બંધાયલા મનોરથો ન પુષ્પવત્ મિથ્યા છે. બીજી તરફથી જેને અપરિચ્છિન્ન દૃષ્ટિ છે તેને તો ઉપર લાં સર્વ અને તેની સાથે બીજાં અંગોવાળો હસ્તિ દેખાય છે; અને તેની અપૂર્વ ૂપયોગિતા જણાય છે અહમ્‌ને પિતા, પતિ, પુત્ર, કાકા, મામા, શ્રીમાન, દીન ઈત્યાદિ માનનાર અને તેમ માની તેના ક્ષુદ્ર ઉપયોગ કરવાના મનોરથ કરનારને પણ આમ દૃષ્ટિસંકોચ થયો હોય છે દૃષ્ટિવિકાસ વિના યથાર્થ દર્શન થાય નહિ, અને દૃષ્ટિ વિશાળ કરનાર આ મહામંત્રનાં સ્મરણ મનન અને નિદિધ્યાસન છે.

જીવને બ્રહ્મ માનનારને પણ પુરુષાર્થની પ્રાપ્તિ માટે અહં બ્રહ્માસ્મિ નામનો મ ન બહુ લાભન છે એવા મનુષ્યો દેહને માત્ર સાધનરૂપ માને છે, તેને ક્ષણભંગુર પણ દુર્લભ ગણે છે માટે જ્યાં સુધી તે રહે છે ત્યાં સુધી તેનો પૂરેપૂરો ઉપયોગ કરે છે દેહની ભૌતિક ઉન્નતિ કરતાં જીવની આધ્યાત્મિક ઉન્નતિ તેમને બહુ પ્રિય હોય છે પ્રસંગ પ્રમાણે જીવના ક લ્યાણ માટે તેઓ દેહનું પોષણ કરે છે અને શોષણ પણ કરે છે તેમને ત્રિગુણ સાધનામાં હું બ્રહ્મ છું એવું ભાન નથી રહેતું તો તેઓ અંતે નિસ્નેહ અને નિષ્ક્રિય પણ થાય છે જેને બ્રહ્મ મા યો છે એવા પોતાના એક જીવને માટે કોઈ વનવાસ સેવે છે, કોઈ સમાધિમાં સુઈ રહે છે કોઈ ઘોર તપશ્ચર્યા કરે છે, કોઈ જપયજ્ઞ કરે છે, અને એવા એવા અનેક ઉપાયો આ રે છે જે બ્રહ્મ સ્વરૂપના તેઓ અંશ છે તે બ્રહ્મ સ્વરૂપથીપૃથક્ રહેવાના આવા પ્રયત્નો મનુષ્યને વર્ત્તમાન સમયમાં અજાગલસ્તનની પેઠે નિરૂપયોગી બનાવે છે, ભવિષ્યમાં સ્થાનભ્રષ્ટ થએલા નખકેશની પેઠે સંસૃતિ રૂપી ધૂળીમાં દબાવી દે છે કહ્યું છે કે क्षीणे पुण्ये मर्त्यलोके पतन्ति પોતાના એકજ જીવના સ્વાર્થ માટે પરમેશ્વરના પિતા થવાની કામના રાખનાર વસુદેવને કારાગૃહ સેવવું પડયું તેવાજ સ્વાર્થથી ાન કરનાર મુનિને ગર્દભનો અવતાર લેવો પડયો, અને એવાજ આશયથી બ્રહ્મર્ષિ થવાની આકાંક્ષા રાખનાર વિશ્વામિત્રને ક્રોધાગ્નિમાં પ્રજળવું પડયું બ્રહ્માકારના રહિત અહંતા શું શું અહિત નથી કરાવતી? જ્યાં સુધી બ્રહ્મ સ્વરૂપનું ભાન નથી થતું ત્યાં સુધી વનવાસ વ્યકળતાનો સૂચક છે, સમાધિ હઠતાનું ાર્ય છે, તપશ્ચર્યા જડતાની સૂચક છે અને જપયજ્ઞ "નવરાની નીશાની" છે બ્રહ્માકારતા પ્રાપ્ત કરવાને સાધન તરીકે એ સર્વ ઉપયોગી છે ખરા, પણ એક બ્રહ્મના સુખ માટે તેઓ પરિણામે નિરૂપયોગી નીવડે છે

જીવબુદ્ધિવાળા મનુષ્યને હું બ્રહ્મ છું એવી ભાવના રહે છે, તો તેના ધર્મ, અર્થ અને કામ સૂક્ષ્મ અને C ચ ધાન છે તે સદા શાન્ત રહે છે, સન્માર્ગ બતાવે છે, યમ નિયમ સેવે છે, જપ તપ આદિ કરે છે તે સર્વ પોતાના એક જીવ માટે નહિ પણ સમસ્ત જીવને માટે તેને મન વ્યક્તિ અને સમષ્ટિ એક હોય છે માટે તેની સર્વ ક્રિયા સમ્ અને સાત્વિક હોય છે એવા પુરૂષોની દેહશુદ્ધિ ચિત્તશુદ્ધિને માટે છે, ચિત્તશુદ્ધિ જીવનામલની શુદ્ધિને માટે હોય છે બહુ કાળથી જીવને વળગી રહેલા મલના ઉત્સર્ગ માટે આવા પુરૂષોમાંથી કોઈ ભક્ત બને છે, કોઈ વિરક્ત બને છે, કોઈ જ્ઞાની થાય છે, કોઈ ધ્યાની થાય છે સમગ્ર જીવની સૃષ્ટિ રૂપી જે બ્રહ્મ તેના હિતને માટે તેઓ આવા ને આવા અનેક ધર્માચરણ કરે છે

તેમનો દ્વિતીય પુરૂષાર્થ પણ બહુ સુ ગ હોય છે ધન એ વા ય તેમનો અર્થ નથી દેહરૂપી સાધનને સજ્જ રાખવાને જોઇએ તેટલા પ્રમાણમાં આ જડ પદાર્થો માટે તેમનો સંવ્યવહાર હોય છે તેમનો ખરો અર્થ તો સત્સંગ હોય છે વિદ્યા તેમનું ધન છે, હરિકથા તેમનું ધાન્ય છે સત્સંગ સંપાદન કરવાને તેઓ યાત્રાઓ કરે છે,

સેવા કરે છે, અપમાન સહે છે અને દ્રવ્યના લોભીની પેઠે અનેક પ્રકારનાં સાહસ કરે છે વિદ્યા માટે તેઓ વલખાં મારે છે, વિદ્યાના સંગ્રહણાર્થે તેઓ કપિલની પેઠે અનેક ગુરૂ કરે છે વેશ્યાથી, પક્ષીથી કે સર્પથી પણ તેઓ જ્ઞાનને પ્રાપ્ત કરે છે. વળી વિદ્યા સંપાદન કરવાની જેવી તેમની તીવ્રેચ્છા હોય છે તેવીજ તેને આપવામાં તેઓને આતુરતા હોય છે જ્ઞાનનું દાન આપવા નવયોગેશ્વરો જનક રાજાને ઘેર ગયાની વાર્તા કોઇથી ભાગ્યેજ અજાણી હશે. શરપ્રહારથી જર્જરિત થયેલા અને બાણ શય્યા ઉપર સુતેલા ભીષ્મ પિતામહ યુધિષ્ઠિરને જ્ઞાનનું દાન આપવાની વેળા દેહની વેદનાનું ભાન પણ ભુલી ગયા હતા. હરિકથાથી તેઓ જીવનું પોષણ કરે છે. તેમને હરિકથારૂપી અમૃત પાનની તૃષ્ણા ઉત્તરોત્તર વધતી રહે છે રાજ્ય, અધિકાર, સંસારનાં સુખ, માન, આદિ અનેક જગત્‌ને પ્રિય જણાતા વૈભવથી પણ વિરાગ પામી મહાન્ નરપતિઓ ભાગવત્ સાધુ પાસેથી હરિકથામૃતનું દાન લેવા દીન બનતા હતા.

આવા જીવબુદ્ધિવાળા પણ अहं ब्रह्मास्मिની ભાવનાવાળા મનુષ્યના કામોપભોગ પણ વિલક્ષણ હોય છે. જીવને લિંગ નથી એટલે લિંગ ભેદથી થતી કામનાઓનો તો તેમને વિશે સંભવ હોતો નથી. તેમને મન વિષય સુખ વિષ તુલ્ય જેવું હોય છે તેમના કામોપભોગ શ્રી હરિ અને હરિજનને ઉદ્દેશીને હોય છે કોઈ સ્ત્રી ભાવથી, કોઇ પતિભાવથી, કોઇ સેવકભાવથી પરમેશ્વરમાં રમમાણ હોય છે. પ્રેમાનંદ સ્વામી, નરસિંહ મ્હેતા આદિ સ્ત્રી ભાવથી, સુખી લોકો પતિ ભાવથી, અર્જુન સુગ્રીવ આદિ સખાભાવથી, અને નારદ, ઉધ્ધવ આદિ સેવકભાવથી પ્રેમાનંદને ભોગવી પરમાનંદને પામ્યા છે હરિજનો તેમના સખાઓ કે સખીઓ બને છે. તેમને સર્વ ઇષ્ટ એકજ હોય છે, છતા ઉચ્ચ પ્રેમમાં સપત્ન ભાવનો આભાસ પણ નથી હોતો. અન્યોન્યનું મહાત્મ્ય સમજી તેઓ પરસ્પર પોતાના ઇષ્ટ સબંધી વાર્તાઓ કરે છે, તેના ગુણગાન કરે છે, તેની આજ્ઞાઓ માન કરે છે, તેની સેવામા તત્પર રહે છે. ગોપીઓની પેઠે ક્ષણે ક્ષણે ઇષ્ટને સ્મરે છે અને સ્થળે સ્થળે તેને દેખે છે, અંબરિષ રાજાની પેઠે આત્મનિવેદી બને છે, પોતામાં ઇષ્ટને દેખે છે, ઇષ્ટમાં પોતાને દેખે છે, વૃક્ષમા, વલ્લિમા, ગિરિમા, ગુહામાં, જળમા, સ્થળમા, આકાશમાં, પાતાળમાં, પશુમા, પક્ષીમાં, દેવ મનુષ્યાદિ ભૂમિકાઓમા, સર્વ સ્થળે અને સર્વ કાળે તેમને પોતાના ઇષ્ટના દર્શન થાય છે જેને જેવાં દર્શન થાય તે તેવા વર્ણન કરે છે અને આનંદ પામે છે. આવા પ્રકારના ઉત્તમ કામોપભોગથી સંતુષ્ટ રહેનાર ભાગવત્ સાધુજનને સદા ધન્ય છે તેમનો ચતુર્થ પુરૂષાર્થ સુસાધ્ય બની રહે છે.

ઉપરના વિચારોથી સ્પષ્ટ થાય છે કે अहं ब्रह्मास्मि નામના રસાયણના સતત્ સેવન વિના ધર્મ, અર્થ અને કામરૂપી ત્રણ પુરૂષાર્થના ઉપભોગ અધમ થાય છે, એ રસાયણ રહિત એ ત્રિગણ ત્રિગુણની જાળને ઘટ કરે છે.

ત્રિવિધિ તાપને પ્રજ્વલીત કરે છે અને સંસાર સાગરમાં ગોથાં ખવરાવે છે અનુપાન વિના રસાયણ એકલાથી વ્યાધિનું નિવારણું નથી થતું રસાયણ વિના એનું અનુપાન વ્યાધિની વૃદ્ધિ કરે છે માટે અહં બ્રહ્માસ્મિ નામના રસાયણને ધર્મ, અર્થ અને કામનું અનુપાન હોય તો અહમ્‌ને વળગેલી આધિ વ્યાધિ અને ઉપાધિમાંથી મુક્ત થવાય છે દેહને અહમ્ મનાતો હોય, પ્રાણને અહમ્ મનાતો હોય, જીવને અહમ્ મનાતો હોય, પરમેશ્વરને અહમ્ મનાતો હોય, નિરીશ્વર જગત્ મનાતું હોય અથવા ગમે તેવી માન્યતા હોય તોપણ હું બ્રહ્મ છું એટલે જે હું છું તેજ બ્રહ્માદિ સ્થાવરાંત અખિલભૂત ભવિષ્ય અને વર્તમાન્ જગત્ છે એવો દૃઢ નિશ્ચય થાય તો મનુષ્યનું સંસાર સાગરનું પ્રયાણ કુશળ અને કલ્યાણમય બને છે અને પ્રયાણાંત શિવ અને સુખમય બને છે પાનીહારી જળ ભરીને આવતાં સખી સાથે વાતો કરે છે, રસ્તાના અંતરાયો નિવારે છે, અને બીજી અનેક ક્રિયાઓ કરે છે, તે છતાં તેના વિચારનું મધ્યબિંદુ જળપાત્ર ઉપરજ રહે છે, તેવીજ રીતે સાત્વિક બુદ્ધિમાન મનુષ્યો જગતના નાના પ્રકારના વ્યવહાર કરે છે તેમ છતાં અહં બ્રહ્માસ્મિ મંત્રરૂપી ત્રિલોક ચિંતામણિના સતત્ ચિંતનથી ત્રણ પુરૂષાર્થને ભોગવી ચતુર્થ પુરૂષાર્થની પ્રાપ્તિ કરે છે એવા મહાત્માઓના પુણ્યચરિત સર્વથા સ્પૃહણીય અને અનુકરણીય હોય છે

આત્માને અહમ્ માનનાર વિરલ વિદ્વાનોના આચાર કંઇ અલૌકિક હોય છે તેમને કંઇ કર્ત્તવ્ય રહેતું નથી માત્ર લોક સંગ્રહણાથે તેમની પાવનક્રિયાઓ હોય છે સુખ, દુઃખ, હર્ષ, શોક આદિ દ્વંદ્વથી તે પર રહે છે આત્માને દુઃખ નથી, સુખ નથી, બંધ નથી, મોક્ષ નથી સ્વભાવથીજ તે શુદ્ધ–બુદ્ધ મુક્ત હોય છે મન અને બુદ્ધિથી તે પર છે એટલે બુદ્ધિ અને મનથી ઉત્પન્ન થતા ધર્મ, અર્થ અને કામનો આત્માને અહમ્ માનનારને વિષે અવકાશજ નથી અમ છતાંય કલ્યાણ ગુણ ગણના તેઓ આકર હોય છે સકલ જગતના અધિષ્ઠાનભૂત અખંડ સત્સ્વરૂપ પર બ્રહ્મમાંથી નિઃસરતા આનંદૈક રસનો તેઓ નિરંતર આસ્વાદ લે છે એવા મુક્ત પુરૂષો લોકના કલ્યાણને અર્થે જગતમાં અવતાર લે છે અને પોતાના દિવ્ય જન્મ તથા કર્મથી સાધુનું રક્ષણ કરે છે, દુષ્કૃતનો વિનાશ કરે છે અને ધર્મની સંસ્થાપના કરે છે પરબ્રહ્મ સાથે એકીભાવ કરવાના અવર્ણ્ય અને નિરવધિ સુખના સ્વાદ કરતા પણ અનેક ભૂમિકાઓ ઉપર અનેક પ્રકારના પરોપકાર કરવા સંગરહિત પ્રવૃત્તિ કરનાર આવા અક્ષર સ્વરૂપો વંદનીય અને પૂજ્ય છે

આત્માને અહમ્ માનનાર અહં બ્રહ્માસ્મિ એ મહામંત્રના ચિંતવનની અપેક્ષા નથી આત્મા એજ બ્રહ્મ છે શ્રુતિ પણ કહે છે કે અયમાત્મા બ્રહ્મ હું મનુષ્ય છું, હું પુરૂષ છું હું સ્ત્રી છું, એવો વિચાર મનુષ્ય, પુરૂષ કે સ્ત્રી કરતા નથી મનુષ્ય અને મનુષ્યત્વના નિશ્ચયનો અભેદ સંબંધ છે તે સંબંધની વિસ્મૃતિ પણ અશક્ય છે પરંતુ

હું પશુ નથી, હું દેવ નથી, હુ અક્ષર નથી, એવો વિચાર મનુષ્યને થાય છે; તેમ આત્માને અહમ્ માનનારને अहं पतत्स हुं આ દેખાવા માત્ર નામરૂપના પદાર્થ નથી એવા વિચાર થાય છે. એ વિચારથી ઉત્પન્ન થતી મિથ્યાસૃષ્ટિથી તે નિર્લેપ રહે છે

આ સ્થિતિની પ્રાપ્તિ બહુ કઠિણ છે. કહેવુ તો સહેલ છે કે હું દેહ નથી, હું જીવ નથી, હું પ્રાણ નથી, પણ માત્ર આત્મા છું. પણ દેહાભિમાન પાર વનું રાખવું છે, જીવને દેહમા બદ્ધ કરવો છે, પ્રાણને અનેક ઉપચારથી રક્ષવા છે, અને આત્માને વિસારવો છે. આવા વાગ્વિનોદ કયાં સુધી નીભે? એવા વાગ્વિલાસથી જગત ઠગાતુ નથી, ઇશ્વર ઠગાતા નથી, મનુષ્ય પોતેજ ઠગાય છે, ઠગાઇને ભવસાગરમા ધક્કા ખાય છે, માટે પોતાની યોગ્યતા વિચારી ક્રમે ક્રમે સતત્ અને સાત્વિક શ્રમથી પુરૂષાર્થ પ્રાપ્તિના ઉપાય સાધવાથી સિદ્ધિ અને શાન્તિ મળે છે

નડીયાદ દોલતરામ કૃપારામ પંડયા.

---

## आत्मा—विज्ञान दृष्टिथी.

---

( પુનરાલોચન )

આ મથાળાનો વિષય સ્વીકારી આગળ ચાલવાનો હેતુ એ કે જ્યારે કોઇપણ અર્થ અત્યત દૂર હોય તેવી શકા સમયે આખને તાણતાં છતા ન દેખાય ત્યારે માણસ કોઇ નજીકના વૃક્ષ ઉપર ચઢે, તે છતા ન દેખાય તો નિકટમાં સદ્ભાગ્યે આવી રહેલ ગિરિ, પર્વત ઇત્યાદિ હોય તેવાની ઉપર ઉગેલ વૃક્ષની ટોચ સુધી આરૂઢ થઇ, તે વસ્તુનુ દર્શન કરવા પ્રયાસ કરે, છતા પણ ન દેખાય તો હરકોઇ પ્રકારનુ ત્યા ઉચ્ચ સ્થિતિમાં રહે રહે દૂરદર્શીયત્ર ધારણ કરી. તેનું અવલંબન કરીને પણ તે વસ્તુ જોવા ફાંફા મારે, તે છતા પણ જે કાઇ દેખી શકાય તે માત્ર ભ્રમાત્મકજ નિવડે તો તેમાં પ્રથમની વસ્તુ એવી સ્થિતિમાં હોય કે તેને આવા પ્રકારની સામગ્રી અપેક્ષિત નથી, તે છતાં તેવાથી તેણે જોવા પ્રયાસ કર્યો માટે પરિણામે અગર જોકે નિષ્ફળતા થવાની છે તોપણ કાંઇક વળનર થાય અને પ્રયાસ કોઇ અંશે ફળિત થાય તેવા સારા હેતુથી તે માણસ આગળ વધ્યો, એટલુંજ ઘણું.

પ્રસ્તુત વિષયમાં વિજ્ઞાન એ કાંઇ માગે-તારો-નેનો કે કોઇ અન્ય દેવદત્ત કે યજ્ઞદત્તનો વિષય છે, તથા તેવીજ રીતે આમ જ્ઞાન પણ અમુકનોજ વિષય છે એમ માનવામાં કાંઇ સાફલ્ય નથી. માત્ર નિરીક્ષણ પરીક્ષણ સમય તદુચિત મમત્વ રહે

ને, પૂર્વ પક્ષ સિદ્ધાન્ત વિગેરે સંબંધ તત્સમયોચિત આવી પડે તો તેને પાર મૂકવો એટલુંજ કર્તવ્ય શિવાયનો અબાધિતનું અમર બોધવચન સદોદિત રહે તેમાંજ મઝા તેમ માન સમાયા છે જેવું વિજ્ઞાન સ્પષ્ટ સિદ્ધાન્ત પ્રદર્શિત કરે છે, તેની પરીક્ષા પૃથક્કરણ વિગેરે સામગ્રી સંપાદિત રાખે છે, તથા તેના સાધક-બાધક-ઈત્યાદિ વિભાગોનું યોગ્ય વિવરણ કરે છે, તેવીજ રીતે તત્ત્વજ્ઞાન વા અધ્યાત્મ જ્ઞાન કરેછે પરંતુ કેટલે અંશે તત્ત્વ-કે-અધ્યાત્મ-જ્ઞાનને અમુક સિદ્ધાંતો વેદ-પ્રામાણ્યથી સ્વીકારવા પડેછે કે તે સ્વતઃસિદ્ધ છે, અથવા અંતર્દષ્ટિથી સાધ્ય છે એમ માનવું પડેછે એટલો ભેદ છે તર્કન્યાય બંનેને અનુકૂળ છે, બંનેથી પ્રયુક્ત છે, બંનેને ઉપકારક છે વિના તર્ક ન્યાય કોઈ જ્ઞાન સંભવતું નથી માત્ર ભેદ એટલો કે તર્ક કેવળ અને આત્યંતિક રીતે ગ્રાહ્ય જો કોઈ પક્ષને હોય તો તે કેવળ વિજ્ઞાનને છે એ સુસિદ્ધ વાત છે, છતાં કોઈ શંકા હોય તો ફરીથી હું કોઈને તેની યોગ્ય રીતે પ્રતીતિ કરવા દૃઢ છું એથી વિરુદ્ધ રીતે તત્વજ્ઞાન કે અધ્યાત્મવિદ્યાને તો शुष्क तर्कस्या नवकाश तथा, तर्काप्रतिष्ठानात् ઈત્યાદિ સૂત્રોથી વેદ વિના કેવળ શુષ્ક તર્કને બાધિત તરીકે એ પ્રમાણ ધરવામાં માન છે

એમ જે પ્રતિપાદન કરાયું કે "કોઈપણ વિષયની એકવાર વિજ્ઞાનથી કસોટી થાય છે ત્યારે તેની શંકા લેવા કોઈ પણ વિદ્વાનની શક્તિ નથી" આમજ હત તો પ્રાચીન સંપ્રદાય school રૂપે મત સંપ્રદાય વિગેરે ભિન્ન ભિન્ન શાળા કે મતાંતર સ્થપાત નહિ વિજ્ઞાને ઘણા વર્ષો સૂર્યને ફેરવ્યો ને પછી ગેલીલીઓના સમયમાં માત્ર પૃથ્વી ફરતી ગણાઈ, ઈત્યાદિ આ પ્રમાણે એકવાર કરાએલ કસોટી એકજ યુગને માટે પણ બસ છે કે નહિ તેજ શંકાશીલ કેમ ન હોય? વિજ્ઞાન કસોટી એવી અને તેનો તેના પોતાના પ્રદેશનો કબજો એવો કે "તેના તનમાગ પર પણ એનો એટલો તો મજબુત કબજો છે કે તેના અધિકારની શંકા લઈ તેને શિથિલ કરવા કોઈ પણ સમર્થ નથી" અચલ વચન સંબંધી સિદ્ધાંતો અમુક રીતે અનેક યુગો સુધી રહ્યા પછી, ફરી જેના તે હાલ ચાલતા આવે છે, અને હાલના પ્રવૃત્ત થયેલા કયારે નિવૃત્ત નહિ થાય, તે આ હિસાબે કોણ જોરથી કહી શકે? વળી પ્રાણી સંબંધી સિદ્ધાંતો, સૂર્ય બિંબમાં ચાલતા કાળા ડાઘો સંબંધી સિદ્ધાંતો, વિગેરે જે જે કુદરતના બંધારણ વિષે વિજ્ઞાન શાસ્ત્રે પ્રતિપાદિત કરેલું હાલ જે જોવામાં આવે છે તે એજ કે જે આગળ પણ હતું? તો ભવિષ્યમાં કોઈ પ્રસંગે પણ તે બધાને કે અમુકને 'શિથિલ કરવા કોઈ પણ સમર્થ" નહિ થાય? અને જો નહિ થાય એ વાત દૃઢ નિશ્ચિત હોય તોજ "તનભાગ" ઉપર કબજો દૃઢ છે એમ માની લેવાય તે ગમે તેમ હો-જો મારા સમજવા પ્રમાણે વાત એ હોય કે વિજ્ઞાન શાસ્ત્રના સિદ્ધાંતો ધ્રુવ છે તો હાલ છે તે યુગાન્તરે પણ રહેશે એમ માની લેવું ઉચિત થાય, તો તે યથાસ્થિત છે? પરંતુ વિજ્ઞાન દેવદત્તનું નહિ તેમ તત્વજ્ઞાન યજ્ઞદત્તનું નહિ એ વાત પ્રથમ સ્વીકારી, આગળ ચાલવાથીજ જ્ઞાનની વૃદ્ધિ

થાય એ વાસ્તવીક વાતને આધારે રહી આગળ વધીએ તો લાગશે કે—અધ્યાત્મ વિદ્યા અને વિજ્ઞાન શાસ્ત્ર એક બીજાથી વિરૂદ્ધ જતા છે, એવી માન્યતા દૂર કરવા પ્રયાસ થાય તે સ્તુતિપાત્ર ગણાય. ભલે પ્રથમ પ્રયાસે સફળ ન થવાય; કદાપિ સફલતા લાવતા દોષપણ આવી જાય, પરંતુ તે પ્રયાસ સમાધાન વૃત્તિનો હોઈ અમુક અંશ સુધી તેજ સ્તુતિપાત્ર થવો જોઈએ આધુનિક પ્રવૃત્તિ પણ એજ આશયની છે. મહાત્મા સ્પેન્સર જેવાએ પણ અમુક પ્રદેશ પદાર્થ-વિજ્ઞાન માટે રાખી, પછી પ્રતીત કર્યું કે તેથી પર "પરાવિદ્યા" નો પ્રદેશ, તો અનંત દેશ, અનંત કાળ જયાં સીમા, અવધિ કાંઇ નથી, ત્યા અમુક પ્રદેશ આનો ને અમુક તેનો એવા વિભાગ સામંજસ્ય ન ગણાય. સ્વીકાર કરાએલી વાત એમ હોય કે વિજ્ઞાન કોઈ નીચલા પગથીઆને સ્થળે છે તથા જ્ઞાન નિ:સરણિપર અધ્યાત્મ વિદ્યા કોઈ ઉપલે પગથીએ છે, તો પરાકાષ્ઠા કયાં છે તે જાણ્યા પછી કઈ સ્થિતિ પરાકાષ્ઠા પામવા યોગ્ય છે તેનો નિર્ણય કરી શકાય. કાળ, દિશા, કાર્ય, કારણ, ભાવ, સર્વ અનત છે, અગરતો અવિજ્ઞેય છે, માટે જેમ જ્ઞાનમાં અધિકાધિક સચાર તેમ જ્ઞાનમાં પરાકાષ્ઠાની નિકટતા પછી ચક્રાકાર નિઃસરણિ હોય કે સિધિ હોય ભુલવણી—ગુચવણીમાં અધિક ભ્રમણ તેમ અધિક અનુભવ તથા છેવટે ભ્રમનો નાશ અને સત્ય જ્ઞાનનો જય, તથા પરાકાષ્ટની પ્રાપ્ત એ વાત સિદ્ધપ્રાયમાન પરાકાષ્ઠાની નિકટતા હોય તો "અમુક" લેખમાં બહાર પડેલી આત્મ દર્શનની વૈજ્ઞાનિક રીતિમા" "દૌર્બલ્ય" કેવી રીતે સંભવિત તે વિચારવાનું અગત્ય કોઈ રીતે સ્થાપિત થઈ શકે ખરૂં ? વળી કાંઈ સબધ કે સંસર્ગ કોઈ બે વસ્તુઓનો નથી એમ કહેવામા દુર્બલતા કે તે બે વસ્તુઓનો અગર વિચારોનો પરસ્પર સંબંધ ( અનુકૂળ કે પ્રતિકૂલ ) ધરાવતાં લક્ષણો શોધી તે પણ ભલે ઘડીભર માનો કે કપોલકલ્પિત હોય તો પણ સર્વ સમક્ષ મૂકવામા દુર્બલતા ! ! ! કદાપિ વિરોધી ભાવ પ્રકટ કરાય તો વિરૂદ્ધતામાં દુબલતા સ્વાભાવિક રીતે મનાય ખરી, પરંતુ સમાધાનતામાં તે કેવી રીતે સમજાય તેજ સમજવું દુર્ઘટ છે સંબંધ ખોટો કે ખરો તેની તુલના કરવામા યુગ–યુગાંતરજ યોગ્યતા ધરાવે એમ ગણી શકાય; કારણકે આવા અગાધ વિષયો પરત્વે એક કે બે વ્યક્તિઓ ગમે તે કહે તેથી જ્ઞાનનો વિષય, અથવા કુદરતનો ક્રમ અગર દેવી મહિમા કોઈ રીતે બાધિત કે દૂષિત થતા નથી એ વાત વિર્વિવાદ રીતે સ્થાપિત માનવી ઘટે છે જ્ઞાન સ્વત સ્થિર છે, ધ્રુવ છે; પરંતુ જ્ઞાતા પરત્વે જ્ઞાન નિરંતર ચલિત મનાયું છે. યુગ યુગમાં જ્ઞાન વૃદ્ધિ પામે છે, તે વાત પણ વિજ્ઞાનને અસ્વીકૃત ન હોય: નહિ તો હાઈડ્રોજન સંબંધે ધાતુ હોવાના દિનપ્રતિદિન શોધો થઇ નક્કી થતા વિચારો કે સિદ્ધાંતો કેમ સંભવે ? તેમજ ખગોળ વિદ્યા, ભુતળ, ભૂસ્તર વિગેરે વિદ્યામાં પણ દિને દિને જ્ઞાન અભિવૃદ્ધિને આધીન છે. માત્ર જોવાનું–જાણવાનું એટલુંજ કે તાત્કાલિક કોઈ રીતે

અમુક જ્ઞાન જેમ પાદન કર્યું—તેને બાધ કે વિરોધ જેવુ છે તે જોઈ, તપાસી લેવુ તેમ જો ન હોય તો તાત્કાલિક તે સ્વીકારવુ પછી વળી નિરવધિકારમા, વિપુલ વિસ્તારવતી પૃથ્વીમા અને અનત અવકાશધારી વિશ્વમા જ્યારે તેનો નિરાસ થાય ત્યારે નવુ જ્ઞાન ઉદય થાય તે સ્વીકારવુ સત્ય એકજ કાળે, એકજ સ્થળમા પ્રગટ થયુ, થાય છે કે થશે અને અમુક દિશાને કાળ વિના બીજા પ્રાનો કે પ્રદેશોમા ન હોય તે માની લેવામા મિથ્યા મમત્વ તથા નિરર્થક નિબધ સમાયેલ છે

"આવા પ્રકારની વિવાદસકલનાથી આપણે તરતજ અધ્યાત્મિકોના લક્ષ્ય હેતુ પર કેટલા ઝડપથી નિમ્નરેખાકિત આવી જઈએ છીએ તે જણાશે પરતુ તેમણે ઉત્પન્ન કરેલી ભાવનામા પદાર્થનિષ્ઠ સત્યના છે કે નહિ તેની તપાસ આ વિષયમા ઉડા ઉતરવા ઇચ્છનાર પ્રત્યેકે કરવી જોઈએ" ઝડપથી આવવામા ગેરલાભ હોય તો નિરૂપાય ઝડપથી આવ્યા છતા કઈ દોષને પાત્ર ન હોય તો બાધ લાગતો ન જોઇએ, કદાપિ દોષ હોય તો સિદ્ધ થયે સ્વીકારી લેવાય કે જેથી સત્ય નિરાળુ પ્રકટ થાત કે ત્યાગ વળી હાલ ન હોય ને થોડી મુદતે દોષ નજરે આવવા સભવ હોય તો પણ વાધો ન હોવો જોઇએ મનુષ્યના પ્રયત્નો માત્ર દોષથી ભરેલ છે, અમુક સમજણ છેવટ સુધીજ ખરી ઠરશે એમ આવા વિષયોમા તો ખાસ નજ કહી શકાય, માટે જ્ઞાન કરતા પણ અટકવુ મહીસનામત નથી, કારણ કે એમ કરવા જતા અર્થની સાર્થકતાને અવરોધ આવી જાય છે, તો પછી સુધરવુ, વધવુ તથા વધારવુ—સુધારવુ એજ કર્તવ્ય રહે છે કોઇ રીતે સિદ્ધ કરી દોષ દર્શાવ્યા હોત તો ઉપકાર સાથે સ્વીકારતા વિલબ ન થયો હોત

વળી "દ્રવ્ય અને ગતિ સબધનો નિર્ણય કરવામા રસાયણિક કે ભૌતિક શાસ્ત્રી રાત દિવસ ગુથાયા રહ્યા છતા આખી જીદગી પુરી થતા સુધી પણ સમજી શકતો નથી—" એ મુદ્દો કોઈ રીતે ગેરવ્યાજબી નથી આરકી મીડીઝ એક ક્ષણમા એક સિદ્ધાત પ્રતિપાદન કરવા સમર્થ થયો અને તેની પૂર્વે અને કોને તે વિકટ પ્રદેશમા વિચરતા છતા, "રાત્ર દિવસ ગુથાયા રહ્યા છતા" તે સૂઝેલ નહિ, પરતુ સર્વત્ર આર્કીમીડીઝ હોતા નથી, એ પણ અચૂક લક્ષમા લેવાનુ છે, માટે પ્રત્યેક સમજવા સામાર્થ્ય હોય તેટલુ મથન કરવુ, એ દૃષ્ટિથી તેનુ કર્તવ્ય વિરમે છે કહેવાનુ એટલુ કે આ કાઈ વાદ તરીકે સિદ્ધાતને બાધ કરી દૂષિત કરે છે એવા આશયથી રજુ કરાયો હોય તો અસતોષ ઉત્પન્ન ન કરે માટે એટલા કરતા જરા વિશેષ કહેવા પ્રતિપાદન કરવાની આવશ્યક્તા મનાય ખરી પણ નહિ વાદવિવાદનો કાઇ અવકાશ આપવાની વાત નજ હોવી જોઈએ માત્ર પોતાને સુઝે તે પ્રતિપાદન કરવુ અને તેથી બીજી રીતે પ્રતિપાદન કરાય તો

તે બીજી રીતિ પણ ભલે સાથે સાથે અન્ય માર્ગે આવે; તુલના કાળ કરી લેશે, એવી પદ્ધતિ તત્વ જ્ઞાન જેવા વિષયોમા ગ્રહણ કરાય તોજ અનુકૂળતા થાય, કારણકે એ સર્વ માયા છે, ઇંદ્રજાળ છે. માયા એટલેજ અનિર્વચનીયતા; મનુષ્ય ભાષામાં—વૈખરીમાં—ઉતારી ન શકાય તેવી શકિત તે માયા, અગર અંતર્ગત, અંતઃસ્ફુલિત સિદ્ધાંતોને બાહ્યાકારમાં અન્યને જ્ઞાન થવા માટે યોગ્ય રીતે સમજાવી ન શકાય તે પણ તેજ, માટેજ अप्रमेयः આત્મા ગણાયેલ છે, અર્થાત પ્રત્યક્ષ વિગેરે પ્રમાણોથી અપરિચ્છેદ્ય—માપી ન શકાય એવો.

આમ છે ત્યાં રા. રા. વિજયલાલે માત્ર દુર્બલતા જોઈ; શી રીતે જોઈ, શી રીતે જોઇ હત તો તે ન જોવાત, અને તેને લગતાં બીજાં જે કાંઇ સાધ્ય—સાધન—સામગ્રી અપેક્ષિત ગણાતી હોય તે આપવી યોગ્ય હતી; કારણ કે તેમ કર્યાથી, એક વાતનો નિર્ણય કરવામાં સુકરતા આવે, એટલુંજ નહિ, પણ પૂર્વપક્ષીને સિધ્ધાંતીનો સિદ્ધાંત સ્વીકારવો હોય તો, પોતાની વાદ—સરણિમાં દોષ જોયેથી, તેમાં સંતોષ નહિં રહે અને સ્વીકારાશે વાત મુખ્ય એટલી ધ્યાનમા લેવાની કે अज्ञानेना वृतं ज्ञानं तेन मुह्यंति जंतवः માટે, અજ્ઞાન દૂર કરવું આવશ્યક છે, ખરૂં સત્ય જ્ઞાન કયું તેનો નિર્ણય તો ઇંદ્રિયાતીત વિષય હોઈ, કરાશે, તેજ અનુભવાશે, તેજ સ્વીકારાશે અને તેજ પરવરી સર્વત્ર વ્યાપી રહેશે. એ વાત વળી ઘડી દૂર મૂકીએ; તોપણ એટલું તો નક્કી કે આ વિષય અતિ ગહન છે, અગાધ છે, ઇંદ્રિય—ગમ્ય નથી, પદાર્થ—નિષ્ઠ—શકિતથી ભ્રમાત્મક જ્ઞાનને પોષણ થાય તેવું માપ આપી, અતીંદ્રિય વિષયની ગોચરતા અર્પણ કરવા સમર્થ છે, અને સર્વવ્યાપી વિષય હોઈ, ભુલમાં નાખી સર્વત્ર એકજ રહે છે તે ભિન્નભાસી, પ્રયોગ—સામગ્રીને, દ્રવ્ય જાતને, ગતિ સમૂહને હંફાવતા છતાં અનાસક્ત કૂટસ્થ નિત્ય એકજ રહે જાય છે. આવા વિષયમાં રહસ્ય એ કે જે જેનાં સિદ્ધાંતો હોય તે તેનાં રહેવા દેવાં, અને જેને અનુકુળ ન પડે કે રસ વિનાનાં નિર્માલ્ય લાગે તેણે તેનો સ્વીકાર ન કરવો એજ ઉચિત માર્ગ છે. કિંબહુના.

દાજીરાજ હાઇસ્કુલ; વઢવાણ શેહેર.
તા. ૪—૭—૦૮ શનીવાર.

લી. શંભુપ્રસાદ શીવપ્રસાદ.
મેહેતા.

# આપણા દેશના હાલના દુખો અને તે દુખો ભોગવીએ છીએ તેના કારણો

(લખનાર–વૈદ અમૃતલાલ સુદરજી પઢીયાર–ચોરવાડકર)

હાલમા આપણા દેશમા કોલેરા, મરકી, ગરીબાઇ, વૈધવ્ય, મોંઘારત, અજ્ઞાનતા, આઇલાપણુ, કુસપ, ધર્મ–ઢોંગીપણુ વિગેરે અનેક પ્રકારના મહાન દુખો છે, એટલુજ નહી પણ બીજા પણ ઘણી જાતના દુખો છે જેમ કે, બાઇડી મૂર્ખી હોય, તેથી પોતાના માબાપમા ને પોતાના છોકરામાજ સર્વસ્વ નાની બેઠી હોય, જૂના રિવાજોને જડની પેઠે વળગી રહેવામાજ ડહાપણુ સમજતી હોય, નવા વિચારોની સામે દરવાજા બધજ રાખેના હોય અને સુધરેલા જમાનામા એક ઇંચ પણ આગળ વધવા રાજી ન હોય એવા વિચારની હોય અને ભાઇડો મ્હોટો વિદ્વાન હોય, તેથી આશાભર્યા દિવ્ય સકપોની સૃષ્ટિમા રમતો હોય, મો સાથે અભેદ ભાવ રાખવા ચ્હાતો હોય, નવા નવા વિચારોની નવી નવી રોશની જોતો હોય અને वसुधैव कुटुम्बकम् એમ સમજતો હોય ને એ પ્રમાણે વર્તવા ચ્હાતો હોય પણ વાત વાતમા પેલી મૂર્ખી આડી આવ્યા કરતી હોય એ દુખ શુ થોડુ છે? મા મરજાદી હોય તેથી તે છાગથી છોવાઈ જતી હોય, મદિરોમા દર્શન કરવા સારૂ ગયા વિના ન રહી શકતી હોય અને દીકરો વૈષ્ણવ ધર્મનો દુશ્મન હોય તેથી તેને પોતાની માની એકે બાબતો પસદ ન પડતી હોય એ દુખ શુ ઓછુ છે? ને એવા કજીયા શુ થોડા છે? બાપ મૂર્તિપૂજક હોય તેથી ઘરમા દેવ સેવા હોય, તે માટે મ્હોટા ખરચો થતા હોય અને એમાજ માન તથા ડહાપણ સમજતા હોય, એટલુજ નહી પણ એ બાબતમાજ પોતાનુ મન શુદ્ધ રાખતા હોય અને દીકરો મૂર્તિપૂજાને ધિક્કારનારો હોય, એટલુજ નહી પણ કયારે જોગ મળે ને ક્યી પળે મૂર્તિયોને મ્હારા ઘરમાથી ફેંકી દઉ એવા જોસવાળો હોય એ દુખ શુ થોડા છે? બાપ સરકારી નોકરીમા હોય તેથી અમલદારોની ખુશામતો કરવાના સ્વભાવવાળો થઇ ગયો હોય અને દીકરો પ્રજામતની તરફેણનો હોય, તેથી રાજ્યની ભૂલો સાખી શકતો ન હોય અને રાજ્યની ભૂલો માટે જાહેરમા તેની વિરૂદ્ધમા ભાષણો આપતો હોય, તેથી એ બાપ દીકરા વચ્ચે કેવુ બીયાબારૂ હોય એ તમે જાણોછો? એ દુખ શુ ઓછુ છે? બાપનો વેપાર પરદેશી હોય તેથી તે પરદેશી માલ ખપાવવાની કોશેશ કરતો હોય અને દીકરાએ પરદેશી માલ બૉયકાટ કર્યો હોય, એટલુજ નહી પણ પરદેશી માલ તજી દેવાની સૌને ભલામણ કરતો હોય–તેથી જૂના વિચારના ને સ્વાર્થી સ્વભાવના બાપ સાથે વારવાર હુલ્લડો થતા હોય એ દુખ શુ થોડુ છે? મ્હોટા ભાઈ જૂના

વિચારનો હોય અને પોતાને સનાતન ધર્મવાળો સમજતો હોય, તેથી નાત જાતનાં બંધનોમાં, આસડછટની પોલમાં તથા ચાલતી આવેલી રૂઢીને આધિન થવામાંજ ડહાપણ સમજતો હોય: એટલુંજ નહીં પણ એ બધી બાબતો વાજબી છે એમ સાબીત કરવા માટે ફાંફાં મારતો હોય અને ન્હાનો ભાઈ બ્રહ્મો સમાજના વિચારવાળો હોય તેથી નાત જાતના વિચારોને હસી કહાડતો હોય અને લાગ મળે ત્યારે જાહેર હિંમતથી એ બંધનો તોડી નાખવાની કોશેશ કરતો હોય, તેથી એ બને ભાઈઓ વચ્ચે હમેશાં મતભેદ થયા કરતા હોય ને ખટપટો ચાલ્યા કરતી હોય એ દુ. શું થોડું છે? સાસુ જૂના વિચારની હોય તેથી એક ડગલું પણ આમ કે આમ ભરે તેવી હોય, પણ ચાવી આપી મૂકેલા સંચાની પૂતળી જેવીજ હોય તેથી પહેલેથી જેમ ગતિ મળેલી હોય તેમજ ચક્કર ફર્યા કરતું હોય; અને વહુ નવા વિચારની હોય તેથી એને નવી નવી ફેશનનાં લૂગડાં-ઘરેણાં ગમતાં હોય, સભાઓમાં જવું હોય. સારી સારી ચોપડીઓ વાંચવી હોય અને લોકાચારનાં ઘણી જાતનાં બંધનોમાથી છુટવું હોય તેથી એ બંને વચ્ચે કેવી લડાઈ થાય એ તમે જાણોછો? એ શું થોડું દુઃખછે? વેપારમાં, નોકરીમાં નાત જાતના રિવાજોમાં. રાજ્યના કાયદાઓમાં અને ધર્મના વિચારો તથા ક્રિયાઓમાં સારાં સારાં માણુસોને પણ પોતાના અંતઃકરણના વિચારોને દાબી દઇને વર્તવું પડે એ દુઃખ શું થોડું છે? જે પોતાને ગમે અને જેની ઉપર પ્રેમ આવે તેને પરણી શકાય નહીં પણ જે પોતાને ન ગમે અને જેની ઉપર પ્રેમ ન આવે એવાની સાથે પરણવું પડે અને એવાની સાથે આખો ભવ કહાડવો પડે એ દુઃખ શું થોડું છે? અંતરનો ને બહારનો ધર્મ એકજ હોય તેનુંજ નામ ધર્મ કહેવાય છે પણ આપણા દેશમાં ખરાબ સંજોગોને લીધે તથા આપણી નબળાઈને લીધે આપણા અંતરનો ધર્મ જુદો છે અને બહારનો જુદો ધર્મ રાખવો પડે છે. એ દુઃખ શું થોડું છે? જેના આચાર વિચાર આપણને ગમતા હોય અને જે આપણા સાચા મિત્રો હોય પણ આપણી નાતના ન હોય, તેથી તેની સાથે બેશી જમાતું ન હોય અને નાતવાળાઓ આપણને ન ગમતા હોય તેઓને ત્યાં આપણે જમવું પડે તથા તેઓને આપણે ત્યાં જમાડવા પડે, એ દુ.ખ શું થોડું છે? વિદ્યા ભણાવનારા ગુરૂઓ સાંકડા વિચારના હોય, તેથી ઉન્નતિના દરેક વિચારોમાં વિદ્યાર્થિઓની આડે આવતા હોય અને આગળ વધેલા વિદ્યાર્થિઓ જમાનાના જોસમાં તણાતા હોય. તેથી તેઓની વચ્ચે વારંવાર મતભેદ થતો હોય અને ગુરૂજીના ઘર ઉપર નળીયાં ફેંકાતાં હોય, એ દુઃખ શું થોડું છે? ધર્મગુરૂઓ ધરાર પોલમપોલ ચલાવતા હોય અને તેમ છતાં પણ સમજદાર માણુસોને પણ લોકલાજે કુટુંબના દબાણથી અથવા એવાંજ બીજાં કાંઇ કારણોને લીધે તેને સારા કહેવા પડે અને તેઓની મદદમાં રહેવું પડે, એ દુ.ખ શું થોડું છે? ...ગ બાળરાંડો ઉપર, કન્યાવિક્રયને લીધે ઘનાં કજોડાં ઉપર તથા પશુઓની હિંસા

થાય છે તે બાબતોમા આપણને બહુ દયા આવે, છતા પણ રિવાજોની અડચણને લીધે,કાયદાની અડચણને લીધે તથા આપણી નબળાઈને લીધે આપણે કાઈ કરી શકીએ નહી ને એ બધુ જોઈ જોઇને દયાને લીધે અ તરમાથી બળ્યા કરીએ, એ દુખ શુ થોડુ છે? ભાઇ, યાદ રાખજો કે આવા આવા તો હજારો જાતના દુખો છે અને તે કાઈ પાચ પચીસ માણસોને નહીં પણ લાખો માણસોને એવા દુખો છે, અને એ બધા દુખો આપણે બહુ દયાજનક રીતે ભોગવીએ છીએ એ બધા દુખો આપણે આપણા શરીરની, આપણા મનની તથા આપણી બુદ્ધિની નબળાઇને લીધે ભોગવીએ છીએ એ બધા દુખો આપણે આપણા ચાલતા આવેલા રિવાજોને ખાતર ભોગવીએ છીએ એ બધા દુખો આપણે આપણા પરાધિનપણાને લીધે ભોગવીએ છીએ એ બધા દુખો આપણે આપણામા ઘુસી ગયેલા ઘણી જાતના મૂખાઈભરેલા વ્હેમોને ખાતર ભોગવીએ છીએ એમાના ઘણી જાતના દુખો રાજ્યોના અગવડભર્યા કાયદાઓને લીધે ભોગવીએ છીએ એ બધા દુખો નાતોના ગેરવાજબી બધનોને લીધે ભોગવીએ છીએ એ બધા દુખો બહાદુરીની ખામીથી આપણામા જે બાયલાપણુ આવી ગયુ છે તે બાયલાપણાને લીધે ભોગવીએ છીએ એ બધા દુખો કેળવણીની ખામીને લીધે પ્રજામા જે અજ્ઞાન પેસી ગયુ છે તે અજ્ઞાનપણાને લીધે ભોગવીએ છીએ એમાથી ઘણી જાતના દુખો કુળના અભિમાન સારૂ ભોગવીએ છીએ ઘણી જાતના દુખો આપણી પોતાની કોઇ કોઇ જાતની હઠીલાઈને ખાતર ભોગવીએ છીએ ઘણી જાતના દુખો આપણા અભિમાનને ખાતર આપણે ભોગવીએ છીએ ઘણી જાતના દુખો આપણા પોતાના લોભને ખાતર આપણે ભોગવીએ છીએ ઘણી જાતનાં દુખો લોકલાજ સારૂ આપણે ભોગવીએ છીએ દુખોનિ સામે થવાનુ આપણામા બળ ન હોવાને લીધે આપણે ઘણી જાતના દુખો ભોગવીએ છીએ પાપના ભયને લીધે આપણે ઘણી જાતના દુખોભોગવીએ છીએ એક તરફ કેટલીક જાતના દુખો સહન કરવાથી, પણ બીજી બાજુએ કેટલીક જાતની સગવડો મગવાય છે—એવી સગવડો ભોગવવા સારૂ આપણે કેટલીક જાતના દુખો ખમીએ છીએ બાપ દાદાની આબરૂ સારૂ આપણે મરી પડીએ છીએ, તેથી કેટલીક જાતના દુખો ખમીએ છીએ, મારા નસિબમા લખ્યુ હશે તેથી આ દુખ હુ ભોગવુ છુ, એમ માની લઈને ઘણી જાતના દુખો ભોગવીએ છીએ જાહેર હીમ્મતની ખામીને લીધે મનમા કોઇ કોઈ જાતની બ્હીક લાગવાથી બ્હીકને લીધે આપણે ઘણી જાતના દુખો ભોગવીએ છીએ વશપરપરાના સસ્કારને લીધે કેટલીક જાતના દુખો ખમવાની આપણને ટેવ પડી ગયેલી છે, તેથી આપણી બુઠ્ઠી થઈ ગયેલી લાગણીઓને ઘણી જાતના દુખો બહુ દુખો જેવા લાગતા નથી, તેને લીધે આપણે ઘણી જાતના દુખો ભોગવીએ છીએ અને બદલાઈ ગયેલા તથા બદલાતા જતા દેશકાળને લીધે આપણને ઘણી જાતનાં

દુ:ખો ભોગવવાં પડે છે, અને આજુબાજુના નબળા સંજોગોને લીધે આપણે ઘણી જાતનાં દુ:ખો ખમીએ છીએ. એટલુજ નહી પણ બીજો કાંઈ ઉપાય ન હોવાથી લાચારીથી આપણે ઘણી જાતનાં દુ:ખો ભોગવીએ છીએ. પણ યાદ રાખજો કે આવી ફરજ્યાત રીતે દુ:ખો ભોગવીએ તેમાં કાઇ વળે નહીં, કારણ કે એ તો લાચારીનુ ફળ છે, એ તો નબળાઈનું ફળ છે, એ તો અજ્ઞાનનું ફળ છે અને એ તો સ્વાર્થનુ ફળ છે. માટે એવાં દુ:ખો ભોગવવાથી કાંઈ વળે નહીં, પણ એથી તો ઉલટી પોતાની અને દેશની વધારે ખરાબી થાય. કારણ કે હજારો જાતનાં દુ:ખો આપણને ભોગવવાં પડે છે એ વાત સાચી, પણ આપણી નબળાઇને લીધે તથા આજુબાજુના સંજોગોને લીધે આપણે એ દુ:ખો ભોગવીએ છીએ. કાંઇ ઉચ્ચ હેતુઓ રાખીને ઈશ્વરને અર્થે કાંઇ આપણે એ દુ:ખો ભોગવતા નથી માટે એવી રીતે પોતાના સ્વાર્થે સારૂ હજારો વર્ષો સુધી રીબાયા કરીએ તોપણ એમા કાઈ વળે નહી, પણ જો શુભેચ્છા રાખીને ઇરાદાપૂર્વક સમજી સમજીને પ્રભુ પ્રિત્યર્થે દુ:ખો ભોગવતા શીખીએ તોજ આપણું તથા આપણા દેશનુ કલ્યાણ થાય માટે હવે તો આપણે આપણા દેશનું ભલુ કરવા સારૂ ખાસ ચાહી ચાહીને દુ:ખો ભોગવતા શીખવુ જોઈએ. હવે તો આપણા દુ:ખીયારા બંધુઓને ઘણી જાતના દુ:ખોમાંથી છોડાવવા સારૂ આકરી પ્રતિજ્ઞાઓ લઈને ઈરાદા પૂર્વક દુ:ખો સહન કરવાં જોઈએ. હવે તો આપણે આપણા ધર્મના રક્ષણ સારૂ હિંમત રાખીને તથા સત્ય સમજીને અસલના મહાત્માઓની પેઠે મહાભારત દુ:ખો સહન કરવાં જોઈએ હવે તો આપણે આપણી ભવિષ્યની પ્રજાનાં કલ્યાણ સારૂ આપણા સ્વાર્થનો ભોગ આપતા શિખવું જોઈએ, અને હવે તો આપણે આ સંસારમાંજ સ્વર્ગ લાવવા સારૂ તથા આ જીંદગીમાંજ સ્વર્ગ ભોગવવા સારૂ સર્વશકિતમાન પરમકૃપાળુ પિતા મહાન ઈશ્વરને અર્થે આપણે દુ:ખ ખમતાં શીખવું જોઈએ. જ્યારે એવી જાતના વિચારોથી ને એવી જાતની લાગણીથી આપણે દુ:ખ ખમવા તૈયાર થઇશું અને જ્યારે આપણા દેશમાં હજારો માણસોને એવી રીતે દુ:ખ ખમતાં આવડશે ત્યારેજ આપણા દેશનો ઉદ્ધાર થશે; અને જ્યારે આપણા દેશનો ઉદ્ધાર થશે ત્યારેજ આપણા આત્માનું કલ્યાણ થશે. માટે હવે તો શુભેચ્છાથી ઈરાદાપૂર્વક પ્રભુ પ્રિત્યર્થે દુ:ખ ભોગવતાં શીખો.

---

ॐ तत्सद्ब्रह्मणे नमः

# प्रकीर्ण विचार माळा

આજ કાલ વેદાન્તના વધેલા પ્રચારને યોગે જેને તેને અહ બ્રહ્માસ્મિ હુ બ્રહ્મ છુ એવી ભાવના માત્ર કરવાનો ઉપદેશ અપાતો કેટલેક સ્થળે જોવામા આવે છે આ સબધી વિચાર કરતા વિવેકીને તો સ્પષ્ટજ જણાશે કે શુકવત્ તેવા શબ્દોના ઉચ્ચારણ માત્રથી કઈ સિદ્ધિ થતી નથી તીવ્રસવેગપૂર્વક અને ઇતર વાસનાના પરિત્યાગપૂર્વક કરવામા આવેલી દૃઢ ભાવનાનો દીર્ઘકાલ પર્યંત નિરતર સેવેલો અભ્યાસ ફલપ્રદ થાય છે એટલે ભાવના સિદ્ધ અવશ્ય છે, પરતુ તેમા અન્ય ભાવનાને ક્ષણભર પણ અવકાશ આપવાનો નથી શ્રુતિ કહે છે કે अथ खलु क्रतुमयो हि पुरुषो यथा क्रतुरस्मिंल्लोके पुरुषो भवति तथेतः प्रेत्य भवति स क्रतु कुर्वीत। પુરૂષ ભાવનામય છે આ લોકમા પુરૂષ જેવી ભાવનાવાળો હોય તેવો અહીંથી ગયા પછી થાય છે માટે તેણે ભાવના કરવી એ પરથી સિદ્ધજ છે કે બ્રહ્મભાવના બ્રહ્મ સ્વરૂપજ બનાવી દે જ્ઞાનની પરાકાષ્ઠા એજ છે કે અખડ બ્રહ્માકાર વૃત્તિ ઇતર વૃત્તિના સપૂર્ણ વિસ્મરણપૂર્વક કેવળ તદ્રુપના રહેવી આવી બ્રહ્મનિષ્ઠા પામવી એ વેદાન્તનુ પ્રયોજન છે પરતુ આવી ભાવનાનુ સેવન કોણ કરી શકે એ સબધી વિવેક કરવાની જરૂર છે વિષયપારવશ્યને અનુભવતા પ્રાકૃત, પામર, અજ્ઞાની, અનધિકારી વર્ગ પણ તેવી ભાવના ભાવી શકે છે, એમ માની તેને તેના દોષો રાખ્યા વગરજ તથા તે દોષો ટાળવાની જરૂર અને ટાળવાના ઉપાય આદિનુ જ્ઞાન દર્શાવ્યા વગર તેવો ઉપદેશ આપવો એ લાભ કરતા હાનિ વિશેષ કરે છે હાલમા કહેવાતા વેદાન્તિઓની પરિસ્થિતિ આમા પ્રત્યક્ષ પ્રમાણભૂત છે

* *

કેવળ બ્રહ્મસબધી પારોક્ષ્ય કથા વાર્તાઓમા કુશળતા એ કઈ બ્રહ્મનિષ્ઠા નથી, તેમ બ્રહ્મવિદ્વરવયત્વ પણ નથી, એ શાસ્ત્રના પરિચયવાળાને તો સ્પષ્ટજ છે તોપણ હાલ બુદ્ધિમાત્રથી ગ્રહણ કરેલા જ્ઞાનની ચાર વાતો કરતા આવડે કે સુદર ભાષામા શબ્દજ્ઞાનની વ્યાખ્યાન આપી શકે, તેઓને તે વિશેષણ લગાડાય છે પછી ભલે તેઓના હૃદય વ્યાપીસે કઈ અન્યથાજ હોય ‘ હુ બ્રહ્મ છુ ” એવી કેવળ વાચિક ભાવના આમ થવાના કારણોમાની એક છે હુ શત્રુનો સહાર કર્યા વગર તથા પૃથ્વીની લક્ષ્મી સપાદન કર્યા વગર માત્ર ‘ હુ રાજા છુ ” એમ બોલવાથી રાજા થવાની યોગ્યતા આવતી નથી ઔષધ તથા પથ્યનુ યથાર્થ સેવન કર્યા વગર કેવળ ઔષધના નામોચ્ચારણથી વ્યાધિની નિવૃત્તિ થતી નથી, પૃથ્વીતળે રહેલા દ્રવ્યની વાતો જાણવાથી, કરવાથી, કે સાભળવાથી તેની પ્રાપ્તિ થતી નથી અન્યની વાતો સાભળવા પરથી ચદ્રદર્શન અપરોક્ષ થતુ નથી તેવીજ રીતે સાધન

સંપત્તિ પામ્યા વગર તથા તે સાધનોના સદુપયોગ વગર ' હું બ્રહ્મ છું " એવ શબ્દો બોલ્યા કરવાથી, વા તત્સબંધી કેવળ શ્રવણ કરવાથી બ્રહ્મ થવાની યોગ્યતા આવી જતી નથી. ઉપાયો માત્રનાં નામ જાણ્યેથી, સિદ્ધાન્તો મુખસ્થ કર્યેથી, શબ્દ પંડિત્ય મેળવ્યેથી કઇ સંસારની કર્તૃત્વ ભોક્તૃત્વના અભિમાનરૂપી વ્યાધી ટળતી નથી, માયાકાર્યથી નિરોહિત થએલું બ્રહ્મત્વ કઇ વાતોથી કે જાણવાથી પ્રત્યક્ષ થતું નથી. પુસ્તકાદિનાં કેવળ શ્રવણ માત્રથી પણ અપરોક્ષ અનુભવ થતો નથી. સાધન સંપત્તિના અભ્યાસપૂર્વક શ્રવણાદિનો અભ્યાસ તથા સ્વપ્રયત્ન એજ શોધન અને સ્વાનુભવનાં સાધન છે

કોણ કેવા પ્રકારની ભાવનાનું યથાર્થ સેવન કરી શકે એમ છે તેનું જેવું જોઈએ તેવું જ્ઞાન તો સદ્ગુરૂને હોવું સભવે છે સામાન્ય રીતે જોતાં તો જે કામનાઓનું હૃદયમા પ્રાધાન્ય હોય તે કામનાઓની ભાવના વિશેષ કરીને થાય છે. તદ્વિપરીત ભાવનાનું સેવન તેનાથી થઈ શકતું નથી એટલે સ્વભાવિક રીતે થતાં ભાવનાના સેવનનું નિવર્તન "હું બ્રહ્મ છું" આદિની ભાવના કરવાનો ઉપદેશ માત્ર કરી શકે એમ નથી. મનુષ્યની સ્વાભાવિક પ્રવૃત્તિ બહિર્ગત કામનાઓને અનુસરે છે. બહિર્વિષયમા આસક્ત અને અસ્વચ્છ તથા અસ્વસ્થ અંતઃકરણવાળા મ ષ્યોને "હું બ્રહ્મ છું" એવી ભાવના માત્ર સેવવાનું કહેવું એ તો કોઈ ભ્રષ્ટ બુદ્ધિવાળાને "હું રાજા છું" એવી ભાવના સેવવાનું કહેવા બરાબર છે. બેથી ય અનર્થ સરખા છે બને વિશેષ સ્વેચ્છાચારી, સ્વચ્છંદી, ઉચ્છંખલ અતિમાની, દં પ્રપંચી થઈ જશે. અસભાવના અને વિપરીત ભાવનાનોલાંબા કાળનો પડી ગ લો અભ્યાસ, શુકવત્ શબ્દના ઉચ્ચાર માત્ર કર્યેથી નિવર્તતો નથી. જીવન ક્તિની દશામાં અનુભવાતો સ્વવ્યવહાર મલ, વિક્ષેપ, અને અજ્ઞાનથી ભ માણસો યથાર્થ રીતિએ કેમ રાખી શકે ? આ સર્વ કહેવાનો ફલિતાર્થ એજ છે સત્શાસ્ત્રે નિર્ણીત કરેલા નિઃશ્રેયસ, રૂપ નિરૂપમ ફળ પ્રાપ્ત કરવાને પ્રથમ સ્વવર્ણ આશ્રમના ધર્મનું યથાયોગ્ય પાલન થવું જોઈએ. તથા આચાર્યશ્રી કહે છે તેમ "હું બ્રહ્મ છું" એ વાકયનો અર્થ અપ્રતિબદ્ધ દ્રઢીભૂત થાય ત્યા લગી શમાદિ સાધન સંપત્તિના અભ્યાસ સહિત શ્રવણ મનનાદિનો પુનઃ પુનઃ અભ્યાસ કરવામાં નિશ્ચયપૂર્વક તત્પર રહેવું જોઇએ. લક્ષમા રહેવું જોઈએ કે આત્મજ્ઞાન દુઃસંપાદ્ય છે. અનેક સત્કર્મોના પરિપાક વશાત્ વૃત્તિ વળવા માંડે છે.

આત્મજ્ઞાન અર્થાત્ જીવત્વને વિસારી બ્રહ્મત્વ અનુભવવું-એ સાક્ષાત્ નિરપેક્ષ સાધન મુક્તિનું છે. તેમાં સર્વજ્ઞાન અંતર્ભૂત થઇ જાય છે. તે એકને જાણવાથી અન્ય સર્વ જાણવામાં આવી જાય છે. એ લાભથી અન્ય લાભ બીજો કોઈ નથી. વે આ આત્માનો અપરોક્ષ અનુભવ થવામાં જે અંતરાયભૂત કારણો છે તેને

માયા, પ્રકૃતિ, અવિદ્યા, જગત્ એ આદિ નામે શાસ્ત્ર વ્યવહરે છે આ અંતરાયોની નિવૃત્તિ કરવા અર્થે સર્વ શાસ્ત્રો, સર્વ ધર્મો પ્રવર્તે છે કોઈ પણ શાસ્ત્ર કે ધર્મની સાર્થકતા અજ્ઞાન નિવૃત્તિમા છે

આ અજ્ઞાન, પ્રકૃતિ, માયા, થી પર થઇ પોતાના આત્મ સ્વરૂપમાજ પરિતૃપ્ત રહેવુ એ મોક્ષ કહેવાય છે

પરંતુ પ્રકૃતિને ઓળખવી અને તેથી પર થવુ તે કેવે ઉપાયે એજ જાણવાનુ, વિચારવાનુ અને કરવાનુ છે ત્રિગુણાત્મિક પ્રકૃતિ પ્રત્યેક મનુષ્યને હોય છે તેના સર્વ કાર્ય પ્રકૃતિને વશ હોય છે ક્ષણભર પણ મનુષ્ય તેથી સ્વતંત્ર રહી શકે નહિ પ્રકૃતિ વશ જીવન એ પશુ જીવન છે પ્રકૃતિને સ્વવશ વર્તાવવી એ ઉન્નત જીવન છે, અને ઈશ્વરત્વ છે કેમકે પ્રકૃતિવશ એ જીવ અને પ્રકૃતિથી પર તે ઈશ્વર એમ શાસ્ત્રે વ્યવસ્થા કરેલી છે ત્યારે ઈશ્વરત્વ સંપાદન કરવાને અને જીવત્વ નિવારવાને અર્થે પ્રથમ મનુષ્યે પોતાની પ્રકૃતિને ઓળખવી જોઈએ પોતાની પ્રકૃતિને ઓળખનાર મનુષ્ય વીરલજ છે, સત્વ, રજ અને તમ એના અનુક્રમે કાર્ય જે જ્ઞાન તથા સુખ, સ્પૃહા તથા લોભ અને અવિવેક પ્રમાદ તથા મોહ છે તેમાથી કયા ગુણકાર્યનુ પ્રાબલ્ય પોતામા છે એ સમજવુ જોઈએ (આ વ્યવસ્થા સમજવાને શ્રીમદ્‌ભગવદ્ ગીતાનો ચોદમો અધ્યાય વિચારવાની અત્રે વિજ્ઞપ્તિ કરવામા આવે છે નિરંતર સ્વાત્મ નિરીક્ષણદ્વારા પોતાની પ્રકૃતિનુ સ્વરૂપ યથાર્થ સમજવુ જોઇએ અને મલિન પ્રકૃતિને પરિત્યજી શુદ્ધ સત્વ પ્રકૃતિનો આશ્રય લેતા રે આત્મ સંયમનો દૃઢ અભ્યાસ નિરંતર થવો જોઇએ અને પ્રકૃતિના ગુણોથી અવિચલિત રહેવાની ઉત્તમોત્તમ દશા મેળવવી એ કર્તવ્ય છે, એજ આદેશ છે

સાખ્ય,યોગ, ન્યાય, વૈશેષિક, પૂર્વમીમાસા, ઉત્તરમીમાસા એ ષડ્ દર્શનનો ઉદ્‌ભવ પ્રકૃતિથી પુરૂષને પર કરવો પ્રકૃતિપર તેનો પૂર્ણ વશીકાર સ્થાપવો એટલા માટે છે કપિલમુનીનુ સાખ્યદર્શન પ્રકૃતિપુરૂષના વિવેકથી પ્રકૃતિથી પુરૂષનુ અલિપ્તપણુ અને અકર્તૃત્વ સાધી આપે છે ન્યાય વૈશેષિક પ્રકૃતિનુ સ્વરૂપ સમજાવી જીવાત્માને દુઃખથી રહીત કરે છે ચિત્તવૃત્તિના નિરોધરૂપ યોગ પ્રકૃતિના વિલાસોમાથી વૃત્તિને વાળીને પુરૂષાભિમુખ કરી સમાધાન દર્શાવે છે પૂર્વમીમાસા અદૃષ્ટ એવા ધર્મમાર્ગમા નિયોજે છે અને ઉત્તરમીમાસા-વેદાન્ત પ્રકૃતિપુરૂષનો અભેદ સાધી આપી નિરંકુશ તૃપ્તિ અનુભવાવે છે સર્વનુ તાત્પર્ય એ છે કે પ્રકૃતિનો પરાજય કરવો, અને આત્માનો પ્રકૃતિ પર સંપૂર્ણ વશીકાર સ્થાપવો–

(અપૂર્ણ)

નાનાલાલ વિ દેવશંકર વૈદ્ય

# બૌદ્ધ મતની મહાયાન શાખા.

( અનુસંધાન પૃષ્ટ ૧૭૮ થી ચાલુ. )

આત્મા વિશે બોલતાં, જો ગૌતમ બુદ્ધે આત્માના અસ્તિત્વનો સ્વીકાર કર્યો નથી એ સત્ય હોય તો પ્રત્યેક માણસનો જૂદો જૂદો આત્મા છે એ વાત નાકબુલ કરવી પડશે. અધ્યાત્મ વિદ્યાની ગુંચવણ ભરેલી બાબતો વિશે ચર્ચા કરવાનો ગૌતમ બુદ્ધને અણગમો હતો અને તે ઉપરથી જ અનુમાન કરવામાં આવેછે કે તેણે આત્મા જેવી કાંઈ અધ્યાત્મિક વ્યક્તિનો સ્વીકાર કર્યો નથી.

આટલા જ ઉપરથી બૌદ્ધ મતવાદીઓ એવા નિર્ણય ઉપર આવેછે કે કર્મ કરનાર, વિચાર કરનાર, પ્રેરણા કરનાર આત્મા અથવા એવા પ્રકારની કોઇ ચૈતન્યમય શકિત નથી. તેમના મત પ્રમાણે જેને આપણે આત્મા કહીયે છીયે તે આપણા કર્મનાં વિવિધ અંગોનો સમુદાય છે. રૂપ, વેદના, સંજ્ઞા, સંસ્કાર અને વિજ્ઞાન એ પાંચ સ્કન્ધોનું મિશ્રણ છે. તેમનાં પૂર્વનાં કર્મને પરિણામે તેમનો સંયોગ થાયછે અને અમુક પ્રકારે સંયોગ થવાથી તેઓ એક ચૈતન્યમય સ્વરૂપ ધારણ કરેછે.

આ મત પ્રમાણે વિચાર, લાગણી અને જ્ઞાન ઇ૦ મળીને મનુષ્ય બને છે. બૌદ્ધ મત પ્રમાણે આને વિજ્ઞાન કહેછે. ડૉ૦ પોલ કૅરસના માનવા મુજબ અહંતા ધારણ કરનાર આ જ માનસિક શક્તિ છે. કર્મજન્ય લાગણી યુક્ત સંસ્કારોની બનેલી એ શક્તિને લીધે જન્મ મરણની પરંપરા ચાલેછે.

જેમ સઘળા દૃશ્ય જગતનો લોપ થાયછે તેમ ઉપર કહેલા પાંચે સ્કન્ધનો લોપ થવા છતાં અહંતા કાયમ રહેછે; એ અહંતા મનુષ્યના કર્મ સાથે ભળેલી રહે છે અને મૃત્યુ પછીની અવસ્થામાં ચાલુ રહી પુનર્જન્મને આપેછે; પુનર્જન્મ કોઇ વ્યક્તિનો નહિ પણ કર્મનો થાયછે.

મૃત્યુની સાથે સ્કન્ધના લય પામવા પછી એવુ શું અવશિષ્ટ રહેછે કે જેના ઉપર કર્મનો નિયમ લાગુ પડવાથી પૂર્વ જન્મના કર્મનાં ફળ કર્તાને ભોગવવાં પડેછે તે પ્રશ્નનો બૌદ્ધ મતવાદીઓ ઉપર પ્રમાણે ઉત્તર આપેછે. આત્માનો સ્વીકાર નહિ કરીને તેઓ યૂરોપના પૉઝીટિવ* તત્વવેત્તાઓના મત પ્રમાણે આત્માનો વ્યાપાર કરનાર પાંચ સ્કન્ધથી થયેલા નામરૂપને આત્માનું સ્થાન આપેછે. વારંવાર રૂપાન્તર પામતા સ્કન્ધમાં અહંતાનું આરોપણ કરેછે; કોઈ પણ અનાદી વસ્તુની સહાયતા વિના એ રૂપાન્તરો છતાં વ્યક્તિની એકતા માત્ર "હું" એવી ભાવનાથી જ જળવાઇ રહેછે એવી માન્યતા રાખેછે.

---

*ઇન્દ્રીગાહ્ય વસ્તુ અને તેમનુ જ્ઞાન સત્ય છે. આત્મા, કારણ વિગેરે બાબતોનુ જ્ઞાન મિથ્યા છે એમ માનનારો વર્ગ—જેમનો નેતા ફ્રાન્સનો તત્વેત્તા કોંટ ( Comte) હતો. ભા. ક.

આથી કરીને બાદ્ધ આત્માનો નહિ પણ કર્મનો પુનર્જન્મ સ્વીકારે છે અને દરેક જન્મમા તેને યોગ્ય નવા સ્કન્ધ પ્રાપ્ત થાયછે

પુનર્જન્મ વિશેનો આ સિદ્ધાન્ત આદિ બાદ્ધોને માન્ય નહોતો અને હજી પણ થોડાકનુ એવુ માનવુ છે કે કર્મના પુનર્જન્મની બાબતમા ઘણાક નહિ સમજી શકાય તેવા ભેદ છે આત્માનો પુનર્જન્મ નથી તોપણ વિદેહ થયેલી અને તેના પછી જન્મ લેનાર વ્યક્તિને સાધનાર કડીનુ કાર્ય જ્ઞાન (Consciousness) કરેછે સઘળી તૃષ્ણાનો ધ્વસ થતા સુધી અને નિર્વાણની પ્રાપ્તિ થતા સુધી વિજ્ઞાન ચાલુ રહેછે અને જન્મ મરણના ચક્રને ચલાવનાર કર્મ (કાયિક, વાચિક, માનસિક) એનાપર સસ્કાર પાડેછે

પણ આ ગ્રથકારના મત પ્રમાણે જો બાદ્ધોનો આત્મા વિશે આવો જ ખ્યાલ હોય તો ઘણો ખામીવાળો છે અને વિચાર શકિતનો અભાવ બતાવેછે એ વિદ્વા એટલુ સ્વીકારેછે કે પૂર્વજન્મના સચિત કર્મના પરિણામે આ જન્મ મળેલો 'ે પણ કર્મને ચિરજીવ માન્યુ છે અને તેની સાથે કોઈ વ્યક્તિની યોજના નથી (થે ૧

જન્મ અને મરણની પરપરાવડે કર્મની અચળતાનુ જ સૂચન થાયછે

ઉદાહરણ તરીકે ગાૈતમ બુદ્ધે પોતાના શિષ્યમડળને તેના અવસાન પછી તેના ઉપદેશ વચનોને જ બુદ્ધરૂપે માની લેવાનુ એક પ્રસગે કહ્યુ હતુ બીજુ ઉદાહરણ જાપાની સેનાપતિ જનરલ કુસુનાકિ મેસાશીજ (Kusunoki Masashige)નુ સાતમો વર્ષની વાતપર એક યુદ્ધમા એનું મરણ થયુ તેણે મરતા મરતા કહ્યુ હતું કે હુ હજી સાતવાર જન્મીશ અને રાજ્યકુળની સેવા બજાવીશ.

તેનો આત્મા ... જાપાનીના ... વિદ્યમાન છે તેની અશ્વારૂઢ કામાની મૂર્તિ જાપાનના રાજ્ય મહાલયના આગળની રક્ષા કરે છે માતથી વર્ષે તેના અવતાર થઇ ગયાછે અને જ્યાસુધી પૃથ્વીતળપર જાપાની પ્રજા હશે ત્યા સુધી બીજા અનેક થશે"

પ્રતિભાશાળી પુરૂષ તેના કર્મવડે જીવેછે એ એક રીતે સાચુ છે, પણ પુનર્જન્મની બાબતમા ગાૈતમ બુદ્ધને શુ આટલુ જ માત્ર કહેવાનું છે? આત્મા ફરી ફરીને જુદા જુદા દેહ ધારણ કરેછે એ શુ ગાૈતમબુદ્ધને માન્ય નથી?

આ વિદ્વાન તરત જ હા કહેશે ઉત્તરમા અમે કહીશુ કે જન સમુદાયને જ્ઞાન આપવાને બુધ્ધે કરેલા ઉપદેશનો એવો અર્થ કદી થઈ શકતો નથી બુદ્ધના પુનર્જન્મ અને જન્મ મરણની પરપરા વિશેના વિચારો તદ્દન જૂદા જ હતા તે સાબીત કરવાને તેના અનેક વચનો ટાકી શકાય જો શુભ કર્મવડે અમરત્વ મળતુ હોય જો પુનર્જન્મનો અર્થ કર્મનુ ચિરજીવપણુ એટલો જ હોય અને તે કર્મ કરનાર વ્યક્તિનુ પુનર્દેહધારણ થતુ ન હોય, તો મનુષ્યને અનેક જન્મ મરણ છે એવાં બુદ્ધના વાકયોનો આપણે શો અર્થ કરવો? ઉદાહરણ તરીકે ગાૈતમ બુદ્ધ પોતાના જાતિ અનુભવ વિશે કહેલા વાકયો, જે બાદ્ધોમા અતિ માનનીય છે, તેમનો કેવો અર્થ કરવો જોઈએ —

"મારા અનેક જન્મો થયાછે.......ફરી ફરીને જન્મવુ એ ઘણુ દુઃખપ્રદ છે" (ધમ્મપદ) બીજે ઠેકાણે ધમ્મચક્કપ્પવત્તન સુત્તમાં બુદ્ધ કહે છેઃ—"હવે મને જ્ઞાન થયુંછે; હું પોતાને જોઇ શકુંછું; મારૂં અંતઃકરણ હવે સદાને માટે મુક્ત થયુંછે. આ મારો છેલ્લો અવતાર છે. હવે હું બીજો દેહ ધારણ કરનાર નથી." "અર્હતને પુનર્જન્મ હોતો નથી." "તેની જન્મ પરંપરાનો હવે અન્ત આવ્યોછે" ઇત્યાદિ.

ઉપર ટાંકેલા વાક્યોનો ભાવાર્થ જોતાં મનુષ્યને તેનાં કર્માનુસાર પુનર્જન્મ થતો નથી એવું તાત્પર્ય નીકળતુ નથી.

પ્રો૦ મેક્ષમુલર આ વિષયપર સાચા નિર્ણયપર આવે છે—

ધ "સંસાર એ જન્મ મરણની ઘટમાળ છે સત્ય જ્ઞાનની પ્રાપ્તિ થતા સુધી અથવા બુદ્ધના સિદ્ધાન્તો વડે જ્યારે મનુષ્ય સંસારથી મુક્ત થઇ નિર્વાણ મેળવેછે, ત્યા સુધી જન્મ કરનાર,ની વારાફેરી ચાલ્યા કરેછે"

શક્તિ જો મનુષ્યનું બંધારણ સ્કંધને જ આધારે હોય, કે જે સ્કંધ વડે મનુષ્યને વ્યક્તિત્વનું જ્ઞાન થાયછે તેના સિવાય એનામાં કાંઇ ચિરસ્થાયી તત્ત્વ હોય નહિ તો આરંભ કાળમાં તેનાથી જ્ઞાન ગ્રહણ શી રીતે થાય તથા પોતાના કર્મ માટે જવાબદારી શી રીતે જાણી શકે? જ્યારે પહેલેથી જ એને એમ કહેવામાં આવે કે આત્મા એ માત્ર ભ્રાન્તિ છે અને હરઘડિએ બદલાતા સ્કન્ધ વડે જ પોતે પેદા થયેલો છે અને સ્કન્ધને અસર કર્તા હરેક વિચાર અને કર્મથી પોતે પ્રત્યેક પળે મરણ પામેછે અને મરણ કાળે એ સ્કંધ જ પુનર્જન્મમાં ફરીથી મળેછે તો પછી પોતાના ક્ષણિક વ્યક્તિત્વ તરફ લક્ષ અપાય કે પોતાના કર્મની સારાસારતા માટે જવાબદારી સમજાય?

આરંભમાં, એટલે અર્ધશિક્ષિત અવસ્થામાં તે સ્વભાવિક રીતે સમજશે કે કર્મનો કર્તા તથા ભોક્તા સ્કંધ છે, મૃત્યુ પછી સ્કંધને પુનર્જન્મ થાયછે. એ સ્કંધને પ્રથમ ધારણ કરનાર વ્યક્તિનો નહિ અને વ્યક્તિના મૃત્યુ પછી તેનો સદાને માટે અન્ત આવેછે આવી માન્યતાથી ચાર્વાકની પેઠે આચરણ કરવાની તેને ઇચ્છા થાય એ સંભવિત છે. જે સ્કંધ સાથે મારે કાંઇ લેવા દેવા નથી તેને સારૂ શા માટે મારે પરમ નિઃસ્વાર્થમય (altruism) જીવન ગાળવું જોઇએ?

જનસમુહને શું ગૌતમ બુદ્ધે આવા પ્રકારનો ઉપદેશ આપ્યો હતો? અને નવીન શિષ્યથી પૂરેપૂરી રીતે સમજાશે એવી શું તેની ધારણા હતી?

અમારૂં એવું માનવું થાય છે કે ગૌતમ બુદ્ધે આત્માનું અસ્તિત્વ ન સ્વીકાર્યું છતાં વ્યક્તિત્વ વિશે વધુ ચર્ચા કરવામાં ન પડતાં મનુષ્યમાં એક સ્થાયિ તત્ત્વ સ્વીકારીને, સ્વાર્થ જે મનુષ્યનો કટ્ટો શત્રુ છે તેનો નાશ કરવા પ્રયત્ન આદર્યો. આત્મા અને તેના વ્યક્તિત્વ સંબંધે તેની લડત માત્ર આટલી જ હતી કે મનુષ્યે સ્વાર્થનો

ત્યાગ કરવો, સ્વાર્થમય જીવન ગાળવુ નહિ અને આત્મસયમથી આ માર્ગ ઉપર આવવુ વેદાન્તમા જેને અધમ વૃત્તિ કહીછે તે જ બુદ્ધનો સ્વાર્થ એ વિશે બેઉના વિચારો સરખા છે

ધમ્મ પ મા ગૌતમ બુદ્ધે કહ્યુ છે કે — આમા મે આત્માનો પ્રભુ છે બીજો કોણ હોઈ શકે ? આત્મસયમ કરનાર યોગીને જેવા પ્રભુની પ્રાપ્તિ થાય છે તેવી બીજે થતી નથી × × × × દુષ્કર્મ કરનાર આત્મા પોતે જ છે ભોક્તા પણ તે જ છે દુષ્કર્મનો ત્યાગ કરનાર પોતે અને શુદ્ધિ કરાવનાર પણ પોતે જ શુદ્ધ અને અશુદ્ધ આત્મા પોતે પોતાની ઉન્નતિ અને અવનતિના બીજ વાવે છે બીજો એમા કાઈ કરી શકતો નથી

એની સાથે સરખાવો ભગવદ્ગીતાના વચન —

उद्धरेदात्मनात्मान नात्मानमवसादयेत् ॥
आत्मैवह्यात्मनो बधुरात्म व रिपुरात्मन ॥
बधुरात्मात्मनस्तस्य येनात्मेवात्मनाजित ॥
अनात्मनस्तु शत्रुत्व वतत्यात्मेव शत्रुवत् ॥

આ ઉપરથી જણાશે કે લોકો પુણ્ય પાપ માટે પોતાની જવાબદારી સમજી શકતા તેમના ગુરુના ઉપર લખેલી મતલબના વચનોથી તથા સ્વભાવિક પ્રેરણાથી તેઓ જાણતા કે તેમનામા કોઈ ચિરસ્થાયી તત્વ છે, જે એક પછી એક એવા અનેક દેહમા પ્રવેશ કરતા છતા પોતાનુ નિર્વાણ મળતા સુધી પોતાનુ વ્યક્તિત્વ કાયમ રાખેછે

બૌદ્ધ મતવાળીઓનો કર્મનો નિયમ એક બીજી બાબતમા પણ ભ્રમ ઉત્પન્ન કરેછે તે એ કે એનાથી વ્યક્તિની પોતાની જવાબદારી વિલુપ્ત થાયછે તેઓ માનેછે કે મનુષ્ય પોતાના કર્મનો ભોક્તા છે એટલુ જ નહિ પણ પોતાના પુર્વજો તથા સબધીઓના કર્મ માટે પણ તે જવાબદાર છે

હાલિન સપ્રદાયના વિદ્વાનો તેમની Evolution theory અને Heredity+ ના નિયમવડે આ વિચારને ગમે એટલી પુષ્ટિ આપે પણ ઉપર ટાકેલુ ધમ્મપદનુ વચન બતાવે છે તે પ્રમાણે ગૌતમ બુદ્ધનુ માનવુ એવુ કદી હતુ જ નહિ

નીતિશાસ્ત્ર તથા અધ્યાત્મિક વિષયમા વિજ્ઞાન શાસ્ત્રની સહાયતાની કેટલી અગત્ય છે તે વિશે ચર્ચામા ઉતરવાનુ અત્રે યોગ્ય નથી

મનુષ્યનુ વ્યક્તિત્વ તથા તેની જવાબદારી વિષેનુ બૌદ્ધ મત વેદાન્તદ્રષ્ટિને રૂચતુ નથી કેમકે કર્મના નિયમ સાથે બૌદ્ધ મત પ્રમાણે કોઈ ચિરસ્થાયી તત્વને માટે સ્થાન નથી આથી કરીને વેદાત અને બૌદ્ધ મતના અત્યેષ્ના આત્મા વિશેના મત એક રીતે પરસ્પર વિરોધિ જણાયછે

( અપૂર્ણ ) નર્મદાશકર બાળાશકર

નાના પ્રાણીઓમા બુદ્ધિ અને લાગણીઓનો ઉત્તરોત્તર વિકાસ થવાથી મોટા પ્રાણીનુ પેદા થવુ એનો સિદ્ધાન્ત + જન્મ આપનાર પ્રાણીની ટેવ વગેરે તેમના સતાનમા ઉતરે છે એવુ મત

# नीति–तत्व.

પ્રસ્તુત વિષયમાં જે જે બાબતો સમાયેલ છે તે નીચે પ્રમાણેઃ—

(૧) મનુષ્ય જાતિના (સમગ્ર ?) હિતની સ્થિતિ અને એ હિતનાં આધારભૂત અવયવોની પરીક્ષા; પરંતુ આ પરીક્ષાનું સ્વરૂપ જ્યારે પ્રત્યેક વ્યકિત પરત્વે વિચારવામાં આવેછે, ત્યારે તેનું રૂપાંતર તે, બે મુખ્ય અવાંતર વિષયોના સામાન્ય સ્વભાવ અને વિશેષ દર્શાવનાર જાતિની પરીક્ષા કરવામાં રોકાયછે. તે બે અવાંતર વિષયો **નીતિ અને સુખ** છે. (૨) બીજી રીતે વળી તેજ નીતિ શાસ્ત્રનો ઉદ્દેશ તપાસતાં લાગેછે તે સ્વધર્મ–વ્યવહાર પરત્વે જ મુખ્યત્વે કરીને અથવા સદ્‌ગુણના 'રણ નિયમોમાં જે અત્યંત ઉપયોગી હોય તેની પરીક્ષા કરવામાં સમાયેલ છે. કરવ. ૩) ત્રીજી રીતે તે વિષયનો ઉદ્દેશ એ છે કે જે બુદ્ધિબળવડે સ્વધર્મનું જ્ઞાન શક્રિ્ય છે તે બુદ્ધિબળના સ્વભાવ અને મૂળ પ્રકૃતિનુ કાંઇક ઓળખાણ કરવું અને (૪) ચારમી રીતે જોશું તો નીતિશાસ્ત્રનો ઉદ્દેશ એ છે કે તેમાં મનુષ્યજાતિને સંપાદન થયેલ સ્વતંત્ર ઈચ્છા સબંધી પ્રશ્ન જે સર્વત્ર ચર્ચાઈ રહેલ છે તેનું પરીક્ષણ કરવુ.

અંગ્રેજી ધોરણ પ્રમાણે નીતિશાસ્ત્રનો આ ઉદ્દેશ કહ્યો. નીતિશાસ્ત્રનો અર્થ ટુંકામાં લેખીએ તો આચાર સંબંધી જ્ઞાન કરાવનાર ગ્રંથ કે ઉપદેશ આપનાર ગ્રંથ. આ ટુંકા અર્થમાં પણ ભેદ પડવા સંભવ છે; કારણ કે આચાર એટલે શું ? એ પ્રશ્નનો જે નિર્ણય કરાવે તેની ઉપર નીતિના અર્થનો મુખ્ય આધાર છે. (૧) વ્યવહારિક સમગ્રવર્તન એ આચાર શબ્દનો એક અર્થ થયો. અને (૨) બીજો અર્થ પારમાર્થિક સમગ્રવર્તન એ છે. હવે આમાં પણ ઘણી વખત એકનો બીજા સાથે સેળભેળ થયેલ સંબંધ છે. અને બીજો વિભાગ જેને માન્ય છે તેને તો પ્રથમ વિભાગ પેટામાં લેવા જરૂર પડે છે. તો તે વખતે વ્યવહારિક વર્તન, પ્રત્યેક સૃષ્ટિની વ્યક્તિ અને સૃષ્ટિની પ્રત્યેક વ્યક્તિ સંબંધ ધરાવે છે. મનુષ્યને બુદ્ધિ મુખ્ય વિશેષણ લગાડી શકાય, ત્યારે આ સંબંધ રાખવો આવશ્યક માન્યો છે. અને મને વર્તન પરત્વે જે ધોરણો સાચવવાં જોઈએ તેનું અનુમોદન કરવું જોઈએ તે ધોરણો પણ દૃષ્ટિ–સીમા જે ધરાવે તેનો આધાર આ બે વિભાગ ઉપર રહેલ છે. નીતિશાસ્ત્રમાં અલબત્ત સદ્‌વર્તન જ સમજાય; પણ એ સદ્‌વર્તન કોનું ? એ પ્રશ્ન પ્રથમ રહે છે. તેનો જો ઉત્તર એમ અપાય કે મનુષ્યનું તો બીજો પ્રશ્ન એ કે કોની તરફનું એ વર્તન ? એનો ઉત્તરઃ મનુષ્ય તેમ જ બીજા સરજાયેલ પ્રાણીમાત્ર તરફ; એ આપવામાં આવે તો પછી વર્તનનો પ્રકાર ઘણે અંશે સ્પષ્ટ સમજી શકાય. તો પછી વર્તન–સદ્ અને અસદ્–ક્યાં અને

કયારે થાય, એ સ્વરૂપ પ્રતિપાદન કરાય અને એ બધી વખતે ચાનીને પૃથક્કરણ કરી આપીને સારાસાર, તારતમ્ય ભાવ વિગેરેની પરીક્ષા કરીને, જે નિર્ણય આવી જાય છે, તે લાવવામા મુખ્ય પ્રેરણ બુદ્ધિનુ છે, અને તે જ સારૂ જે પ્રાણીને બુદ્ધિની બક્ષીસ છે, તે પ્રાણી, અન્ય-સજાતિય વિજાતિય ઇત્યાદિથી જુદા પાડવામા આવે તો એ રીતિ સ્વભાવિક છે આ પેટા ભાગમા પણ દૃષ્ટિ મર્યાદા લઘુ કે દીર્ઘ પરિઘવાળી કરી શકાય ખરી, કારણ કે આ બુદ્ધિ પ્રત્યેક વ્યક્તિની લેખાય, તેમ જ સમગ્ર બુદ્ધિબળ એ અર્થમા અખિલ વિશ્વની બુદ્ધિનુ સામાન્ય સ્વરૂપ આવી શકે

આ પ્રમાણે માત્ર દિગ્દર્શન કરવુ એ જ હેતુ આ લખાણનો છે અને તેમા પ્રસ્તાવ અમુક જ છે એમ પ્રથમથી રાખ્યુ જ નથી માત્ર પૂર્વાપર-મતભેદનુ ટુકમા દર્શન કરાવતા કૃતાર્થ સમજી, તેનુ સામ્ય કેટલુ છે, તેનુ અનુમાન કરવામા આવે

પ્રથમ એટલુ કહેવુ જરૂરનુ છે કે નીતિશાસ્ત્રનો નિકટ સબધ ધર્મ સાથે છે એમ પૂર્વ તરફના જ્ઞાનીઓનુ માનવુ છે અને તે જ શાસ્ત્રનો નયશાસ્ત્ર સાથે અર્થાત્ જનસમુદાયના હિતનો વિચાર કરનાર જે જે શાસ્ત્ર હોય તે બધા સાથે રહેલ છે એવુ પશ્ચિમના વિદ્વાનોનુ ધારવુ છે એકનો વ્યવહાર પક્ષ જ બળવાન તો બીજાનો ગુણીભૂત, અને પરમાર્થનો પક્ષ માત્ર પ્રધાન છે જો પ્રત્યેક વ્યક્તિને વિચારમા પણ ઘડીભર છૂટી રાખવામા આવે અને તેને વિષે તેના રાજ્યતત્ર કે જનસમુદાયના તત્રથી પૃથક્ કરાય, તો પછી અધ્યાત્મશાસ્ત્ર સાથે નીતિ શાસ્ત્રનો સબધ સ્પષ્ટ વર્તાય દૃષ્ટાત તરીકે ઘણુ જ સાદુ અને ચોખ્ખુ લઈશુ તો (૧) કાયદો છે કે કોઇ પણ માણસે ચોરી ન કરવી, અથવા (૨) જકાત આપવામા જો અપ્રમાણિકપણુ ગમે તે પ્રકારે કરવા જઈશુ તો છેવટે પકડાશે અને કાયદા વિરૂદ્ધ વર્તન ગણાઇ શિક્ષા થશે, ઇત્યાદિ બાબતોમા મનુષ્યની વ્યક્તિ જે અપરાધ કરનાર તેને કાઈ પણ સબધ ન જ ધરાવનાર તરીકે લેખી પછી નીતિશાસ્ત્રનો નિયમ અવલોકન અને બધારણ તળે લાવવામા આવે તો તે વખતે અધ્યાત્મશાસ્ત્રની આવશ્યકતા રહે છે, તેમ જ તેનો ઉદ્ભવ અને વૃદ્ધિ થાય છે એક કે અમુક રાજતત્રો કે જનસમુદાય અથવા મનુષ્ય સસ્થા પરત્વે નીતિનુ બધારણ ન રહે, પણ અખિલ વિશ્વ પરત્વે રહે, ત્યારે પારમાર્થિક અર્થ અધિક રીતે સફળ થાય, અને તેટલે અશે અધિક રીતે અધ્યાત્મ શાસ્ત્ર સાથે સબધ થયો કહેવાય ખરુ ખોટુ કે સત્ અસત્ એ દ્વદ્વોના અર્થનુ નિરાકરણ કરવામા જ આ સબધ છે કે નહિ તેનો નિર્ણય થઈ શકે છે

હવે સદ્ અસદ્નો નિર્ણય શી રીતે કરવો? તે નિર્ણય કરવામા મનુષ્યની બુદ્ધિનો આધાર સવને લેવાનો છે એ વાત તો ખરી, પણ એ બુદ્ધિ જાતે છૂટી છે કે કેમ? તે સ્વતત્રપણે નિર્ણય કરે છે કે તેને કોઇની સહાય આવશ્યક છે? બુદ્ધીને જ્ઞાન અનેક

ઉપર કહ્યું કે, અતિથિપૂજન, તે નૃયજ્ઞ છે, તો અતિથિ તે કોણ ? તે પ્રથમ સમજવું જોઇએ. જે મનુષ્ય આશ્રિત તરીકે હોય તે અતિથિ કહેવાય છે, આપણે સાધારણ રીતે ગૃહ વિષે જોઇએ; તો પુત્ર જ્યાં સુધી બાળક હોય છે, ત્યા સુધી તે માતા પિતાનો આશ્રિત ગણાય છે, અને માતા પિતાના અભાવમાં વડીલ બંધુનો આશ્રિત ગણાય છે, તેમ જ કન્યા જ્યાં સુધી પિતાને ઘેર હોય છે, ત્યાં સુધી પિતાની આશ્રિત ગણાય છે, અને લગ્ન થયા બાદ તે વધૂ થઈ પતિની આશ્રિત બને છે, તે જ પ્રમાણે પુત્ર યોગ્ય ઉમરનો લાયક થતાં વૃદ્ધ માતપિતાનું પાલન કરે છે; તે વખતે માતાપિતા પુત્રનાં આશ્રિત બને છે, તે જ પ્રમાણે સેવક તે સેવ્યનો આશ્રિત ગણાય છે, પરોણો ઘેર આવે, તો તે પણ આશ્રિત છે, આશ્રમ વ્યવસ્થામાં અવલોકન કરીએ; તો ગૃહસ્થાશ્રમના બ્રહ્મચર્યાશ્રમ, વાનપ્રસ્થાશ્રમ તથા સંન્યસ્તાશ્રમ તે આશ્રિત છે, શ્રીમંત અને નિર્ધન સ્થિતિમાં દૃષ્ટિ નાંખો, તો નિર્ધન સ્થિતિ તે શ્રીમંતાઈની આશ્રિત છે; વિદ્વાન્ અને અજ્ઞાન સ્થિતિ તપાસો; તો અજ્ઞાન દશા તે વિદ્વત્તાની આશ્રિત છે. આ પ્રમાણે જગત્‌ના સર્વ વ્યવહારો જોતાં જે જે આશ્રિત જણાય, તેની તેની પૂજા-પાલના કરવી, તે અતિથિપૂજન સમજવું,-નૃયજ્ઞ જાણવો

ગૃહવિષે નૃયજ્ઞ.—ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરતાં તરૂણ પુરૂષે પોતાની પત્નીને વિજ્ઞાન આપી સદ્‌ગુણી સુશીલ બનાવવી; સ્ત્રીને યોગ્ય સંમાન આપી આનંદમાં રાખવી, તે પુરૂષની સ્ત્રી પ્રતિ ફરજ છે, તે પ્રમાણે પત્નીએ પતિને પ્રભુ સમાન માની તેની સેવા કરવી. ઉત્તમ રીતે ગૃહ સંસાર ચલાવવો; બાળકો થતાં તેમને ઉછેરવાં; બાળકોના તનમનની સંભાળ રાખવી; જેવી રીતે શરીરની સંભાળ લેવાય છે, બાળકને નવરાવી સ્વચ્છ કરાય છે, ખાવાપીવાની તથા સુવાની સારી વ્યવસ્થા કરવામાં આવે છે, આ રીતે બાળકના શરીરની સારી સંભાળ લેવાય છે, તેવી જ રીતે બાળકના મનની પણ સંભાળ લેવાની જરૂર છે. બાળકના મનની કેવી રીતે સંભાળ લેવી ? બાળકનું વર્ત્તન કેવી રીતે ઉત્તમ થાય ? બાળક શરીરે બળવાન થાય, તે પ્રમાણે સદ્‌ગુણી, ઉચ્ચ આશયવાળું કેવી રીતે થાય ? તે બાબત ખંત રાખવી વિશેષ આવશ્યક છે. તે માટે બાળકના આગળ માતા પિતાનું વર્ત્તન સદ્‌ગુણ શીખવનારું અને બાળકના કુમળા અંતઃકરણ ઉપર ઉત્તમ આશયની છાપ પાડનારૂં હોવું જોઈએ; બાળકને આ પ્રમાણે પાંચ વર્ષનું થતાં સુધીમાં લાલન પાલન સાથે સુશીલ બનાવવું જોઈએ; ત્યાર બાદ તેને ઉપવિત દેઇ બ્રહ્મચર્ય સાથે વિદ્યા કલાનો અભ્યાસ કરાવવો, વિદ્યાભ્યાસ પૂર્ણ થયેથી પુત્રનું લગ્ન કરવું, અને પુત્રી પ્રજા હોય, તો તેને પણ નાનપણમાં સુશીલ ગૃહકાર્ય કુશળ સુશિક્ષિત બનાવી યોગ્ય વયે લગ્ન કરવું; આટલે સુધી માતાપિતાની સંતાનો પ્રતિની ફરજોનો સંક્ષેપમાં સમાવેશ થાય છે. પુત્રે યોગ્ય તરૂણ વયમાં આવતાં ઉદ્યોગમાં પ્રવૃત્ત થવું જોઈએ; અને ઉત્તમ રીતે ગૃહસ્થ ધર્મમાં રહેવું જોઇએ. મનુષ્ય ગૃહ-

સ્થ ધર્મમા આવતા તેણે જે જે ઉત્તમ ફરજો બજાવવાની છે, તેનુ આપણે ક્રમશ સ્પષ્ટીકરણ કરીશુ યુવાવસ્થામા આવતા મનુષ્યે પોતાના વૃદ્ધ માતા પિતાનુ પાલન કરવુ તેમને કોઈ પણ રીતે નહિ દુભાવતા સ દા આનદમા રાખવા, અને ઈશ્વર ભજન નિવૃત્તિમા યોગ્ય જણાતા સાહિત્યો મેળવી આપવા કારણ કે પ્રથમ આપણે તેમના આશ્રિત હતા, હાલ તેઓ આપણા આશ્રિત છે, આપણે માટે તેઓએ અસહ્ય કષ્ટો વેઠ્યા હતા, તેના અમખ્ય ઉપકારોનો બદલો તો વળી શકે જ નહિ, તો પણ યત્કિંચિત પ્રત્યુપકાર ગણો તો વૃદ્ધ માતાપિતાની બનતી સેવા કરી તેમનુ રજન કરવુ શ્રુતિમા પણ કહ્યુ છે કે "मातृदेवो भव पितृदेवो भव" ખરા દેવ માતપિતા છે તો તેમની શુદ્ધ અત કરણથી ભક્તિ કરવી તેજ પ્રમાણે લઘુબધુ તે વડીલ બધુનો આશ્રિત છે જે પ્રમાણે વડીલ ભાઈની લઘુભાઈએ સેવા કરવાની ફરજ છે, તે પ્રમાણે લઘુબધુનુ પાલન કરવુ, તે વડીલ બધુની ફરજ છે આ પ્રમાણે ગૃહવિષે પતિભક્તિ, પિતૃભક્તિ, સતાનનુ પાલન, બધુસ્નેહ તે નયન અતિથિ પૂજન છે

આ પ્રમાણે ગૃહ વિષેની ફરજો યોગ્ય રીતે બજાવવા સાથે કુલ, જ્ઞાતિ, ગામ અને દેશ પ્રત્યેની ફરજો ક્રમસર બજાવવા પ્રવૃત્ત થવુ જો કે દેશ શબ્દની અદર સર્વનો સમાવેશ થઈ જાય છે, તો પણ પગથિયુ ચડતા ચડતા જેમ ઉચે ચડી શકાય છે, તે પ્રમાણે ગૃહ, કુલ, જ્ઞાતિ, ગ્રામ, અને દેશની સેવા એમ પાચ પગથિયા ક્રમસર ચડાય, તોજ દેશ સેવા જેવા ઉત્તમ પગથિયા ઉપર ચડી શકાય છે, પહેલા ચાર પગથિયા ચડ્યા વગર જે છે તે પગથિયે ચડવા પ્રયત્ન કરે છે, તે કદી પણ પોતાના તે ઉત્તમ કાર્યમા ફાવી શકતો નથી, બલ્કે નિદાપાત્ર થાય છે, માટે તે પગથિયા ક્રમસર ચડવાની જરૂર છે, એટલે ગૃહની સુવ્યવસ્થા થયા બાદ પોતાનો ઉદ્ધાર કરવો, પોતાના કુલના મનુષ્યોને ઉત્તમ વિદ્યાવાન્ કરીને ઉદ્યોગ કુશળ કરવા, ત્યાર બાદ જ્ઞાતિની સુવ્યવસ્થા કરવી, જ્ઞાતિમા જૂના વખતથી દાખલ થયેલી ખરાબ રૂઢિઓ કાઢી નાખવી, જ્ઞાતિમા વિદ્યાનો પ્રસાર કરવા માટે વિદ્યાલયો અને બોર્ડીંગ સ્કૂલો કરાવવી, જેથી જ્ઞાતિના ગરીબ વર્ગના વિદ્યાર્થીઓ ખાવાપીવા રહેવાની તથા કપડાની સુવ્યવસ્થા થતા વિદ્યાભ્યાસ કરી ઉદ્યોગમા સ્વાશ્રયી બની શકે પોતાના ગામને વિષે વિદ્યાલયો તથા કલાભુવન સ્થાપવા, જળાશયો બધાવવા, આ પ્રમાણે પગથિયા ચડતા ચડતા ક્રમે ક્રમે મનુષ્ય દેશસેવાને ઉત્તમ-ઉચે પગથિયે ચડવાને ભાગ્યશાળી થાય છે, દેશનો અભ્યુદય શી રીતે થઈ શકે તેવી જાતના વિચાર, ઉપદેશ અને પ્રયત્ન તે દેશસેવા છે દેશસેવા એ શુ અને તે કેવી રીતે થઈ શકે, તે એક મહત્ત્વનો પ્રશ્ન છે તોપણ આપણે સક્ષેપમા જોઈએ, તો દેશના મનુષ્યો સુખી થાય તેવી જાતનો પ્રયાસ તે દેશસેવા છે, તે જ નૃયજ્ઞ છે, તે માટે પ્રથમ કર્ત્તવ્ય દેશને દેશના દરેક સ્ત્રી-પુરૂષને વિદ્યાવાન્ કરવા તે છે, અને ત્યારબાદ બીજુ

કર્ત્તવ્ય દરેક મનુષ્યને ઉદ્યોગી–સ્વાશ્રયી બનાવવાં, તે છે. આ બે કર્ત્તવ્ય સિદ્ધ થાય; તો દેશ આબાદ થાય. તે માટે પ્રથમ દરજ્જે સ્થળે સ્થળે વિદ્યાશાળાઓ તથા હુન્નર શાળાઓ: કાઢવી. વિદ્યાશાળાઓમાં શાસ્ત્રીય વિજ્ઞાન અને હુન્નરશાળાઓમાં હુન્નરનું જ્ઞાન અપાય, અને તે સાથે તે બંને શાળાઓમાં ધાર્મિક જ્ઞાન અપાતું રહે; તો તેવી શાળાઓમાં સુશિક્ષિત થયેલા મનુષ્યો ઉત્તમ દેશસેવક અને સ્વાશ્રયી બની શકે; કારણ કે ધાર્મિક શિક્ષણ વિનાનું સર્વ શિક્ષણ નકામું છે. ધાર્મિક શિક્ષણ વગર મનુષ્ય પોતાનો ધર્મ–ફરજ સમજી શકતો નથી; અને મનુષ્ય જ્યાં સુધી પોતાનો ધર્મ–પોતાની ઉત્તમ ફરજો ન સમજે, ત્યાં સુધી તે અનેક શાસ્ત્ર ભણેલો છતાં અજ્ઞાન છે; ધર્મ–ફરજ સમજ્યા વગર દેશસેવા–નૃયજ્ઞ શું કરી શકે? અને અને નૃયજ્ઞ કર્યા વગર બીજા મોટા દેવયજ્ઞ આદિ કેમ કરી શકે? કદાચ દેવયજ્ઞ આદિ યજ્ઞો કરે; તોપણ નૃયજ્ઞ કર્યા શિવાય, દેવયજ્ઞાદિ યજ્ઞોનું ફળ મળતું નથી. કારણ નૃયજ્ઞ તે પ્રાથમિક શિક્ષણ છે; અને દેવયજ્ઞ તે કૉલેજનું શિક્ષણ છે, વિદ્યાર્થી જ્યાં સુધી મેટ્રીકમાં પાસ થયો ન હોય, ત્યાં સુધી બી. એ. નો અભ્યાસ કેમ કરી શકે? એક સીડી ચડયા વગર બીજી સીડી કેમ ચડી શકે? તેવી જ રીતે નૃયજ્ઞ કર્યા વગર દેવયજ્ઞ કેમ કરી શકે? કદાચ કરવા પ્રવૃત્ત થાય, તો જેવી રીતે મેટ્રીક પાસ થયા વિના બી. એ. નો અભ્યાસ કરતાં જ્ઞાનરૂપ ફળ મળતું નથી, તેવી જ રીતે નૃયજ્ઞ કર્યા સિવાય દેવયજ્ઞમાં પુણ્યરૂપ ફળ મળતું નથી. માટે દરેક મનુષ્યની મુખ્ય–પ્રથમ ફરજ નૃયજ્ઞ કરવાની છે. માટે નૃયજ્ઞરૂપ ફરજ બજાવવાની પ્રથમ આવશ્યક્તા છે. કારણ કે ઉદરભરણ તો કાક આદિ પક્ષીઓ અને શ્વાન આદિ પશુઓ પણ કરે છે; તો તે પ્રમાણે મનુષ્ય પણ જો ઉદર ભરણ કરી બેસી રહે; તો તેની કાક અને શ્વાન કરતાં મહત્તા શી?

આ સર્વ વિવેચન ઉપરથી જણાવવાનું એ છે કે વિદ્યા કલાનું શિક્ષણ ધાર્મિક શિક્ષણથી અલંકૃત કરવું જોઈએ; દરેક વિદ્વાન્ કે ઉદ્યોગી પુરૂષ જો ધાર્મિક જ્ઞાનથી અલંકૃત હોય, તો તે ખરેખર ઉત્તમ પ્રકારે દેશહિત કરવા સમર્થ થાય છે. હાલમાં સર્વ સ્થળે શિક્ષણ અપાય છે; તેમાં ધર્મશિક્ષણની મોટી ખામી છે; તો આ વખતે દેશહિતેચ્છુ પુરૂષોએ રાષ્ટ્રીય ( National ) વિદ્યાલયો તથા કલાભુવનો ઉઘાડવાં જોઈએ, કે જેની અંદર હાલમા દેશને ઉપયોગી થઈ પડે, તેવી સર્વ વિદ્યાકલાઓ શીખવવામાં આવે; અને દરેક વિદ્યાર્થી સ્વધર્મનિષ્ઠ –પોતાની ફરજમાં પરાયણ અને સ્વાશ્રયી થઇ શકે; આ સાથે સ્ત્રી કેળવણીનો વિષય પણ હાથ ધરવાની તેટલી જ બલકે તેથી અધિકતર આવશ્યક્તા છે; કારણ કે જ્યાં સુધી સ્ત્રીઓ ભણેલી થઇ નથી, ત્યાં સુધી દેશોદય માટે ઘણો લાંબો વખત સમજવો. તે માટે દરેક સ્ત્રી ભણેલી હોવાની જરૂર છે. હાલનો કન્યાશાળાઓમાં ચાલતો શિક્ષાક્રમ ભલે કંઇ અંશે હિતકર હશે, પરંતુ તેનાથી

જોઇએ તેવો લાભ થઈ શકતો નથી બલ્કે થોડુ જ્ઞાન કોઈવાર હાનિકર પણ થાય છે તો રાષ્ટ્રીય કન્યાશાળાઓ પણ થવાની જરૂર છે, કે જેમા ઉત્તમ ગૃહકાર્યના શિક્ષણ સાથે સ્ત્રીઓને વિદ્વાન અને સ્વધર્મનિષ્ઠ બનાવી શકાય, અને તેવી સ્ત્રીઓ જ વિદ્વાન અને સમર્થ સતાન ઉત્પન્ન કરી દેશહિત સાધી શકે છે કારણ કે સર્વ શિક્ષણનુ પ્રથમ પગથિયુ ગૃહશિક્ષણ છે અને તે સુશિક્ષિત ગૃહિણી થકી જ મળી શકે છે સારા માઠા સસ્કારો ગૃહશિક્ષણમા મળે છે, અને તે ઉપર માણસની જીદગી સુધરે કે બગડે છે આ પ્રમાણે ઉત્તમ રીતે કેળવાયેલા માબાપોથી જે પ્રજા થાય, તે સુશિક્ષિત, સદ્ગુણી અને દેશોદ્ધારક થાય

ઉપર દર્શાવેલ બાલ શિક્ષણ માટે શાળાઓ કાઢવાની જરૂર છે, તેટલે જ દરજ્જે મોટી ઉમ્મરના સ્ત્રી પુરૂષો માટે પણ વર્ગો કાઢવાની જરૂર છે, કે જે વર્ગોમા વાનપ્રસ્થાશ્રમમા આવેલા સ્ત્રી પુરૂષો મોટી ઉમ્મરના સ્ત્રી પુરૂષોને ગૃહકાર્યમાથી અવકાશ મળતા ધાર્મિક, શાસ્ત્રીય અને ઔદ્યોગિક શિક્ષણ આપે સ્ત્રી વર્ગમા વિધવાઓને પણ દાખલ કરી તેઓને ધાર્મિક તથા ઔદ્યોગિક શિક્ષણ આપવામા આવે તો તેઓ સુનીતિમા દ્રઢપણે રહી શકે, અને નિરાધાર વિધવાઓ કઇ ઉદ્યોગ શીખી પોતાની વૃત્તિ-ગુજરાન મેળવી શકે મોટી ઉમરના સ્ત્રી પુરૂષોને શિક્ષણ આપવાનુ ઉત્તમ કાર્ય પરોપકારી વિદ્વાન વાનપ્રસ્થાશ્રમસ્થ વૃદ્ધવર્ગ જ કરી શકે, વાનપ્રસ્થાશ્રમમા આવેલા વિદ્વાન સ્ત્રી પુરૂષોનો મુખ્ય ધર્મ-ફરજ એજ છે

આ પ્રમાણે શાસ્ત્રીય, ધાર્મિક અને ઔદ્યોગિક શિક્ષણ એક સાથે આપવાથી દરેક મનુષ્ય વિદ્વાન, સ્વધર્મનિષ્ઠ અને ઉદ્યોગી સ્વાશ્રયી બની શકે છે, અને તેવો પુરૂષજ દેશહિત કરવા સમર્થ થાય છે

આ સિવાય નૃયજ્ઞમા ઘણી એક મહત્ત્વની બાબતોનો સમાવેશ થાય છે જેમ કે—નિરાધાર માબાપ વગરના બાળકોનુ પાલન કરવુ, તેમને હુન્નર શીખવી સ્વાશ્રયી બનાવવા, ગરીબોને અન્નવસ્ત્ર દેવા, અને ઉદ્યોગપર લગાડવા, કવિ દલપતરામના શબ્દમા “ રોટલી નાખી ભિખારી ન રાખો ” આધળા, લૂલા, બહેરાઓ માટે અપગશાળા કાઢી તેમા તેઓથી બની શકે તેવા હુન્નર શીખવવા અને પાલન કરવુ, માદા માણસની સારવાર, અન્ન, વસ્ત્ર, ઔષધોથી પરિચર્યા કરવી, તે માટે રૂગ્ણાલયો તથા ઔષધાલયો ઉઘાડવા ઈત્યાદિ ઈત્યાદિ

આવા પ્રકારનો નૃયજ્ઞ કરવો, અને તે માટે તન, મન અને ધનનુ સમર્પણ કરવુ શરીરબળનો ભોગ આપવો, મનોબળ-જ્ઞાનનો ભોગ આપવો અને ધનનો ભોગ આપવો, એ નૃયજ્ઞ છે, તે ઉત્તમ છે સસારિક મનુષ્યને માટે લોકભક્તિ તેજ પ્રભુ ભક્તિ છે, કારણ કે ઈશ્વરતત્વ કે આત્મા વિનાનુ કોઇ પણ મનુષ્ય નથી વેદાત દ્રષ્ટિથી જીવાત્મા અને પરમાત્મા એક છે, દરેક પ્રાણી પ્રત્યે બધુભાવ તે પ્રભુ ભક્તિ છે

सर्व भूतेषु चात्मानं, सर्वभूतानि चात्मनि
समं पश्यन्नात्मयाजी, स्वाराज्य मधिगच्छति

અર્થ:-સર્વ પ્રાણી વિષે પોતાને, અને પોતાને વિષે સર્વ પ્રાણીને સમાનપણે જોનારો આત્મયાજી-આત્મયજ્ઞ કરનારો સ્વરાજ્ય મેળવે છે. સર્વ પ્રાણી પ્રત્યે પોતાને જોનારો એટલે કોઈને કંઈ દુઃખ થાય છે તો પોતે મનમાં દુઃખી થનારો દયાળુ મનુષ્ય જ કંઈ પરોપકાર કરી શકે છે; દેશદાઝ ધરનાર દેશને દુઃખી જોઈ મનમાં દુઃખી થનાર મનુષ્ય જ દેશહિત કરી શકે છે.

દરેક મનુષ્ય પ્રતિ આત્મ ભાવ, બંધુભાવ રાખવો; તેજ અતિથિ પૂજન નૃયજ્ઞ છે; અને તે કરવાની દરેક મનુષ્યની ફરજ છે. નૃયજ્ઞ કરનારો મનુષ્ય પરમાત્માની સાથે એકતા મેળવે છે, પરમાત્માને તે અત્યંત પ્રિય છે, કારણ કે તે આત્મયાજી છે, છેવટે સર્વ આર્ય બંધુઓ પ્રતિ સપ્રેમ, સવિનય એ જ પ્રાર્થના છે કે ઉપર દર્શાવેલ ક્રમ પ્રમાણે સર્વ આર્ય નૃયજ્ઞ કરો, ક્ષીણપ્રાય થયેલું આર્યત્વ પુનઃ સંપાદન કરો, અને આર્ય ભૂમિને આર્યત્વથી અભ્યુદિત કરો. તથાસ્તુ.

શિવશંકર જયાનંદ વૈદ્ય.

---

## परमेश्वरनी सत्ता.

જ્યારે આપણે સર્વે અરસપરસ મળીએ છીએ ત્યારે વિશેષ કરીને કોઇ પણ પદાર્થોનાં સબંધી વાતચીત કરીએ છીએ, જે આ શોભાયમાન સંસારમાં વર્તમાન છે.

આપણે એમ જ સમજીએ છીએ કે જે આપણી આસપાસ ચારે બાજુએ દેખાય છે તેટલા જ પદાર્થ આપણા જીવનની સાથે સબંધ રાખે છે. પરંતુ એથી પણ શ્રેષ્ટ અને મહાન પદાર્થ મળતા જાય છે, જે સંસારીક નહીં પણ પરલોકિક છે.

સદરહુ પદાર્થ એવો છે કે જેને આપણે દેખી નથી શકતા પણ તે આપણ સર્વને પરલોકમાં કામ આવે છે તો બહેતર છે કે આપણે પરસ્પર મળતી વખતે કવચીત્ કવચીત્ પણ તે પદાર્થ નો વિચાર કર્યા કરીએ. કેવળ વિદ્યાની વૃદ્ધિ નહીં કરતાં અન્તરાત્માને શુદ્ધ કરી આપણા જીવનને સુધારો.

જીવનનાં સુધારને માટે શું અભિપ્રાય છે? આનો અભિપ્રાય આપણે સર્વ જાણીએ છીએ, તેમ જ તે સર્વને માટે સમાન છે, તથાપિ આપણાં મત ભિન્ન ભિન્ન છે. પરંતુ પરમેશ્વરને ધન્યવાદ છે કે એ કર્તાની કૃપાથી ચાહે ભલાઈનો વિષય હોય

કે બુરાઇનો વિષય હોય પણ જ્યારે આપણે જીવનનો સુધાર અર્થાત્ ભલાઈનુ વર્ણન કરવાનુ છે, ત્યારે આપણા સર્વ ભાઈઓ ભલાઈના ગુણને જરૂર ગ્રહણ કરશેજ

હુ આ વખતે મારા મનમા થોડાક વિચાર પ્રગટ કરવા માગુ છુ, જે તમો અવકાશને વખતે વિચારી તે મુજબ ચાલવા પ્રયત્ન કરશો

તેનો ગુણ તમારા આચરણથી પ્રગટ થશે, પણ આ વિચાર પહેલા પ્રગટ કરવાનુ મે ધારેલ છે તેનુ કારણ એ છે કે, પરમેશ્વર સદેવ આપણુ લોકોની પાસે જ છે તો જો આ વાત આપણુ સર્વના હૃદયમા ઉતરી જાય કે, પરમેશ્વર આપણા સર્વની સાથે જ છે તો દ્રઢ આશા છે કે આપણુ સર્વ લોકની દશા ઘણે દરજ્જે સુધરી જાય

આપણે સવ જાણીએ છીએ કે પરમાત્મા છે ભલે તેને કોઇ પરમેશ્વર કહે કોઇ ખુદા કહે, ચાહે સર્વશકિતમાન, બને લોકના સ્વામિ કહે, પરતુ જેવી રીતે પિતા સ્નેહની સાથે પોતાના સન્તાનની રક્ષા કરે છે તેના કરતા પણ વિશેષ સ્નેહપૂવક આપણ સવના રક્ષક છે એમ સમજવુ જોઇએ જ

કાઇ પણ સારૂ, પવિત્ર, નિર્મલ જે છે, તે તમામ પરમેશ્વરની કૃપાથી મળે છે તેવો આપણુ સર્વને વિશ્વાસ છે, તેમ જ આપણા સારા ગુણથી પ્રસન્ન થાય છે ને બુરા કૃત્યથી અપ્રસન્ન રહે છે તેમ જ અ ત કરણ વા પ્રકાશ જે આપણા હૃદયમા છે તેને આપણે પરમેશ્વરની પ્રેરણા પણ કહીએ છીએ

હુ વિશ્વાસથી કહુ છુ કે અ ત કરણ સર્વ મનુષ્ય જાતિની અ દર પ્રકાશિત છે, અને પ્રત્યેક મનુષ્યને એ માર્ગપર ચાલવાને પ્રેરણા કરે છે, પણ અફસોસની સાથે જાહેર કરવુ પડે છે જે ઉપર ી પ્રેરણા તે સિવાય એક મલિન પ્રકૃતિ પણ છે કે જે અસત્ ઇચ્છાઓ, અને આ અનિત્ય મ સારના મિથ્યા વિષયોમા આસક્ત કરી દે છે જેથી મનુષ્યનુ મન પરમેશ્વરની તરફથી હઠી જાય છે ને અ ત કરણ મલિન થઇ જાયછે તો મારી એ જ નમ્ર પ્રાર્થના છે કે જ્યા સુધી બને ત્યા સુધી સને બ ધુએ પોતાનુ અ ત કરણ સ્વચ્છ રાખવુ જોઇએ કે જેથી આ અસાર સ સાર-ફાની દુનીઆ તેમજ તકલાદી દુનિયાની બુરી ઇચ્છાઓ આપણા દિલને જગદીશ્વરના સ્મરણમાથી ખેચી ન શકે ને આપણુ મન સ દા તે જગન્નિયતા તરફ લાગુ રહે

હુ ખાત્રીપૂર્વક કહુ છુ કે આપણુ સર્વ તે જગ ાધારનુ સ્મરણ રાખીએ કે તે આપણી નિકટ જ છે, ને પિતાની બરાબર રક્ષા કરે છે ને આપણી સાથે સ્નેહ દર્શાવે છે, એવુ જ્યારે આપણે જાણીએ ત્યારે આપણે કદાપિ પણ અનુચિત કર્મ નહી કરીએ

મારો અભીપ્રાય એ છે કે આજે આપણા સવના મનમા એમ નિશ્ચય થઇ જાય કે પરમેશ્વર આપણુને સદા દેખતા રહે છે, ને જે આપણે શોચીએ છીએ, કહીએ છીએ તે

તમામ હકીકત જેવી રીતે આપણું માબાપ તથા મિત્ર દેખે છે તેવી જ રીતે તે સાક્ષાત્ પરમકૃપાળુ પરમેશ્વર દેખે છે. હવે આ સવાલમાં કોઈ એવો પ્રશ્ન કરશે કે માબાપ તથા મિત્રોને તો આપણે દેખી શકીએ છીએ પણ પરમાત્મા તો દેખવામાં આવતા નથી, તો તેવો પ્રશ્ન કરવાનું તેમ જ તેવી શંકા મનમાં લાવવાનું દુર કરવું જોઈએ ને સમજવું જોઈએ કે આપણી સામે સૂર્યના પ્રકાશની સમાન બિરાજે છે એમ નિશ્ચય કરી હરહમેશ પ્રાર્થના કરવી જોઇએ કે વિપત્તિની અંદર સહાયતા કરો. તેની સહાયતાથી આપણે સદા આપણાં તમામ કાર્યમાં પરિપૂર્ણ ફતેહમંદ નિવડશું ને તેની સહાયતા વિના કાંઇપણ ભલું કામ આપણે નહીં કરી શકીએ ને ઉલટા અજ્ઞાનરૂપી અન્ધકારમાં ઠોકરો ખાતા રહેશું- આ તમામ વાત આપણાં સર્વનાં મનમાં ઠસી જાય તો નિઃસંદેહ સદા તે કૃપાળુ વિશ્વંભર આપણ સર્વને સહાયતા કરશેજ.

ત્યારે વાંચકવર્ગ હવે આપણે સર્વેએ સમજવું જોઈયે કે ઉપર કહ્યા મુજબ પરમાત્મા સર્વવ્યાપક છે. ને જે કૃપાનિધાનના સિવાય કાંઈ બનતું નથી ને તે ઉપર કહ્યા મુજબ સુર્યના પ્રકાશની બરાબર આપણી સાથે જ આપણા સામે જ છે તો તે દયાળુ કર્તાનું ધ્યાન જરા પણ જોઈયે ને તેનું ભજન કરવામાં મશગુલ રહેવાનો યત્ન જારી રાખવો. હવે કોઇ એવો સવાલ કરશે કે સંસારની માયામાં ફસેલ છીએ ને ગૃહસ્થી કામમાં મચ્યા રહિયે છીએ. તો સદરહુ મ્હાવરો કેવી રીતે જારી રાખવો તો તેનો જવાબ એ છે કે પ્રાતઃકાળે જ્યારે આપણે ઉઠીયે દીયે ત્યારે પ્રાર્થના કરવી કે કૃપાળુ તું અમારી સાથે જ છે: ને રાત્રે સુતી વખતે પણ તેનું સ્મરણ કરતા રહેવું તેમજ દિવસમાં પણ ક્યારે ક્યારે તેનું ધ્યાન ધરતા રહેવું. જેવી રીતે ઘડિયાળમાં એક કલાકે ઘંટા બજે છે ને તે ઘંટાનો ધ્વનિ કાન ઉપર પડે કે તુરત જ સ્મરણ થાય છે જે અમુક વાગ્યા તો તે જ સ્મરણની સાથે તે દિનનાથનું સ્મરણ જારી રાખશો તો આશા છે કે જરૂર તે કામ તમે ઘણી સહેલાઈથી ને ઉત્સાહ પુર્વક પુરૂં કરશો તે હરહમેશ આપણા સર્વનું ચિત્ત પરમેશ્વરની તરફ લાગુ રહેશે. તો મારા આર્ય બંધુઓ આપણી ઈંદ્રિયો સંસારિક વસ્તુઓમાં લાગી રહેશે તોપણ ત્રિલોકીનાથનું સમરણ કરાવતી તે ઈંદ્રિયો. સંસારનાં તમામ કામો જરૂર પરલોકનો રસ્તો બતાવશેજ !

જી. એમ. જોશી.

# अभ्युदयना मूळतत्त्वो

અનુસંધાન પૃષ્ઠ ૧૮૯ ...

વૈદ્યાચાર્ય વાગ્ભટ્ટ પણ જણાવે છે કે

धन्य यशस्य मायुष्य लोकद्वय रसायनम् ॥
अनुमोदामहे ब्रह्मचर्य मेकान्त निर्मलम् ॥

બ્રહ્મચર્ય કે જે ધન આપનાર, યશ આપનાર, આયુષ્ય આપનાર આ લોકમા અને પરલોકમા રસાયન રૂપ છે અને એકાંત નિર્મળ છે તેને અમે અનુમોદન આપીએ છીએ

મહર્ષિ ચરકાચાર્યે પણ જણાવ્યુ છે કે -

ब्रह्मचर्य मायुष्यकराणाम्

આયુષ્ય વધારનાર વસ્તુઓમા બ્રહ્મચર્ય સર્વોત્તમ છે વળી તેજ બીજે ઠેકાણે કહે છે કે -

आप्तागमा दुपलभ्यते दान तपो यज्ञ सत्याहिंसा ब्रह्मचर्याणि अभ्युदय नि श्रेयस कराणीति

અર્થ—આપ્ત પુરૂષોના આગમથી (શાસ્ત્રથી) જણાય છે કે, દાન, તપ, યજ્ઞ, સત્ય, અહિંસા અને બ્રહ્મચર્ય એ અભ્યુદય તથા નિઃશ્રેયસ (મોક્ષ) એ બન્નેને કરનાર છે

આપ્તના વાકય ઉપર ખાત્રી વિના કેમ આધાર રાખી શકાય એ શંકાના સમાધાનમા વળી તેમણે જ જણાવ્યુ છે કે-

रज स्तमोभ्या निर्मुक्तास्तपो ज्ञान बलेनच ॥
येषा त्रिकाल ममल ज्ञान मव्याहत सदा ॥
आप्ता शिष्टा विबुद्धास्ते तेषा वाक्यमसंशयम् ॥
सत्यंवक्ष्यति ते कस्मात्सत्य नीरजस्तमा ॥

અર્થ—જેઓ રજો ગુણથી અને તમો ગુણથી સાવ રહિત હોય, તથા તપો બળથી અને જ્ઞાન બળથી જેઓને સદા ત્રિકાળનુ અખંડિતપણે જ્ઞાન થયુ હોય તેવા પુરૂષો આપ્ત શિષ્ટ અને વિબુદ્ધ કહેવાય છે અને તેવાઓનુ વાક્ય નિઃસંશય જ છે કેમકે તેઓ સત્ય જ બોલશે રજો ગુણથી સાવ રહિત હોવાથી તેઓ અસત્ય શા માટે બોલે ?

બ્રહ્મચર્યનો પ્રભાવ બળવતર છે અને તેને લીધેજ પૂર્વ કાલના પુરૂષો પરાક્રમી, દીર્ઘાયુઃ, બળવાન, ધીરવીર, ઉદાર, સદ્ગુણી તથા સુખી થતા હતા. પૂર્વ કાલના પવિત્ર પુરૂષો કેવા જીતેંદ્રિય તથા બ્રહ્મચર્ય તરફ દ્રઢ લક્ષ્યવાળા હતા. ?

ઇંદ્રિયોના વિષયોમાં આસક્તિ થવાથી મનુષ્ય દોષને પ્રાપ્ત થાય છે એ વાત નિર્વિવાદ છે તેમ જ તે જ ઇંદ્રિયોને નિયમમાં રાખવાથી તે સિદ્ધિને મેળવે છે. કોઈ પણ કાળે વિષયોના ઉપભોગથી કામની શાન્તિ થતી નથી, પરંતુ ઘી પડવાથી જેમ અગ્નિ પ્રજ્વલિત થાય તેમ ઉલટી ભોગો ભોગવવાથી કામની વૃદ્ધિ થતી જાય છે.

જે માણસ સર્વકામ્ય વિષયોને પ્રાપ્ત થાય અને જે મનુષ્ય તેને વૈરાગ્ય બળથી છોડીદે તે બન્નેમાં સર્વ કામોની પ્રાપ્તિના કરતાં તેનો પરિત્યાગ વિશેષ ફળ આપનાર છે.

ઇંદ્રિયો સ્વભાવે જ વિષય લપટ હોવાથી જ્ઞાનવડે જેવું તેને નિયમમાં રાખવાનું અને છે તેવું નિરંતર તેની સેવા નહીં કરવાથી થતું નથી. સારૂં નરસું સાંભળવાથી, સારાં નરસાંનો સ્પર્શ કરવાથી, સારૂં માઠું ખાવાથી, સારૂં નરસું જોવાથી અને શુભ અશુભ સૂંઘવાથી જેને શોક હર્ષ ન થાય તે જીતેંદ્રિય સમજવો. પોતાને જીતેંદ્રિય કહેવડાવવાને ઈચ્છા રાખનાર પુરૂષે કોઈ પણ પ્રકારે ચિત્તમાં હર્ષ શોકનો અવકાશ ન આવવા દેવાનો અભ્યાસ પાડવો અને તેમ થયેથીજ તે જીતેંદ્રિય કહી શકાય.

આ પ્રમાણે મનુએ શરૂઆતમાં જ બ્રહ્મચર્ય આશ્રમના સમયમાં નીમાયેલા વિદ્યાભ્યાસના કાલમાંથી જ નિયમિત રહેવાની ભલામણ કરીછે.

બ્રહ્મચર્યનો વિચાર આવશ્યક હોવાથી અહીં સંક્ષેપથી જણાવ્યોછે તેનો વિસ્તાર કરતાં ઘણું લંબાણ થઈ જાય એમ ધારી હવે તેને આટલેથી જ બંધ કરીએ.

૨. શારીરિક બલનું બીજું સાધન યોગ્ય આહાર વિહાર છે. ઋતુ, દેશકાલ, પ્રકૃતિ આદિને અનુસરી યોગ્ય માત્રાથી આહાર કરવામાં આવે અને વિહાર પણ તે જ પ્રમાણે કરવામાં આવે, તો તે બહુધા ઉપકારક છે.

क्षीरं जीवनियानाम् અને क्षीरघृताभ्यासो रसायनानाम्. એમ કહી દૂધ ઘીનું ઉત્તમપણું ચરકાચાર્યે જણાવ્યું છે. તે જ પ્રમાણે ઉપર જણાવેલા બીજા પદાર્થો પણ વૈદ્ય ગ્રંથોમાં શ્રેષ્ટરૂપે ગણાયા છે, પરંતુ તેની માત્રાનો વિચાર આવશ્યક છે.

માત્રાનું પરિણામ કેટલું ગણવું એવી શકાના સમાધાનમાં તે કહે છે કે,

गुरुणामर्धसौहित्यं लघुनां नातितृप्तता ॥
मात्राप्रमाणंनिर्दिष्टं सुखंयावद्विजीर्यति ।

ભારે પદાર્થો તેની અરધી તૃપ્તિ થતા સુધી ખાવા અને હલકા પદાર્થોની અતિ તૃપ્તિ ન કરવી એ જ માત્રાનુ પ્રમાણ કહેલુ છે ટુકમા જેટલુ સુખેથી પચી જાય તેટલુ ખાવુ એ એક માત્રાનુ સ્વરૂપ છે

કેટલુ ભોજન કરવુ એ સબધે અ ગાગ હૃદયમા જણાવ્યુ છે કે,

અન્ન વડે ઉદરના બે ભાગ ભરવા અને એક ભાગ પાણીથી ભરવો અને બાકી રહેલો એક ચોથો ભાગ કે જે પવન આદિના સચાર માટે આશ્રયભૂત થાય તેને અવશેષ રાખવો

દેશ કાળ પરત્વે કયો આહારયોગ્ય ગણાય તે વિશે ઇત્યાદિ વિચાર કરતા સામાન્ય રીતે કહીશુ તો જે દેશ કાળ વાત પ્રધાન હોય તેમા વાતહર આહાર, જે દેશ કાળ પિત્તપ્રધાન હોય તેમા પિત્તશામક આહાર અને જે કાળમા કફનુ પ્રાધાન્ય હોય તેમા કફશામક આહાર વધારે હિતકારક છે અને તે જ પ્રમાણે પ્રકૃતિના સબધમા પણ વાત પિત કફ આદિનુ બળ જોઈ તદનૂકુળ આહાર યોજવો જોઇયે

વિહારમા અર્થોનો (શબ્દાદિક વિષયોનો) અને કર્મોનો (ક્રિયાઓનો) સમ્યક યોગ થાય તેવુ વર્તન રાખવાથી પરિણામે હિત થાય છે ઇંદ્રિયોનાં શબ્દાદિક વિષયોનો તથા શારીરીક, વાચિક અને માનસિક કર્મોનો હીનયોગ, મિથ્યાયોગ, અતિયોગ ન થવા દેતા યોગ્યયોગ થવા દેવો એ એક આરોગ્યકારક હોઇ શારીરિક માનસિક બળને વધારનાર છે

હેમત, શિશિર, વસત, ગ્રીષ્મ, વર્ષા અને શરદ એ આદિ કાળનો પણ હીનયોગ, મિથ્યાયોગ કે અતિયોગ ન થતા સમ્યગ્યોગ થાય તો તે આરોગ્યના હેતુરૂપ હોઇ શારીરિક બળના કારણરૂપ થઈ પડે છે પરતુ એ વાત આપણને આધીન ન હોવાથી આપણે ત્યા અટકવુ પડે છે તથાપિ તે ઋતુઓનો હીનયોગ, મિથ્યાયોગ કે અતિયોગ થવામા તત્તદ્દેશવાસી જનસમૂહનુ દુષ્કર્મ જ હેતુરૂપ છે એમ કેટલાક આર્ય શાસ્ત્રો કહે છે માટે લોકો જો ધર્મ તરફ દ્રઢ લક્ષ્ય રાખનારા થાય તો એટલે કે પોતાની જે જે ખરી ફરજો છે તે બરાબર બજાવે તેવા તો થાય ઘણે ભાગે એ પીડા પણ નડે નહી એમ ધારી શકાય છે

વ્યાયામથી શો ફાયદો થાય છે તેના સબધમા ભાવપ્રકાશ તો જણાવે છે કે,

व्यायाम क्षुण्णगात्राणा व्याधिर्नास्त्युपजायते

વ્યાયામથી દ્રઢ ગાત્રવાળા પુરૂષને કોઇ જાતનો વ્યાધિ જ થતો નથી

કસરત કરવાથી શરીર હલકુ થઇ જાય છે, કામ કરવાથી અગ્નિ વધે છે, અગ્નિ પ્રદિપ્ત થાય છે, મેદનો ક્ષય થાય છે, વિભાગવાળા ઘાટ અવયવો થઇ જાય છે એટલો લાભ વ્યાયામથી થાય છે પરતુ તે યોગ્ય માત્રાથી હોવો જોઇએ, નહીંતર

ઉલટો હાનિકારક નીવડે છે. સૃષ્ટિકર્તાએ આપણા શરીરની અને તેના અવયવોની એવી રચના બનાવી છે કે જો તેનો કાંઈ ઉપયોગ ન બને તો પડી રહેલાં લોઢાંને જેમ કાટ ખાઈ જાય તેમ એ અનુપયોગ જ તેની દૈવી શક્તિને ધીમે ધીમે ઘસાવી નાંખે છે. વળી તેમ થવાથી ખાધેલું અનાજ પચતું નથી અને તેનો રસ સ્વચ્છ રૂધિરરૂપે થઈ બરાબર નાડીઓમાં ચડી શકતો નથી જેથી છેવટ તે રોગોને ઉત્પન્ન કરે છે. દરેક વ્યાવહારિક પારમાર્થિક કાર્ય શરીરની શક્તિ પ્રમાણે કરવામાં આવે તો તેનો પણ શરીરને એક જાતનો શ્રમ થવાથી વ્યાયામમાં સમાવેશ થઇ શકે છે. જો શરીરને કોઇ જાતનો શ્રમ આપવામાં ન આવે તો આલસ્ય કે જે અનેક અનર્થોના મૂળ રૂપ છે અને અધમ સ્થિતિના દ્વારરૂપ છે તેનો શરીરમાં જમાવ થવા માંડે છે.

જો આ જગતની અંદર આલસ્યરૂપ અનર્થ ન હોય તો કોણ બહુ ધનવાળો અથવા બહુશ્રુત ન થાય; પરંતુ માત્ર આલસ્યને લીધેજ ઠેઠ સમુદ્રના અંતભાગ સહિત પૃથ્વી નરપશુઓથી અને નિર્ધનોથી ભરેલી છે

કસરતથી શરીરમાં સ્ફૂર્તિ આવતા આલસ્ય આદિ દોષોને જામી જવાનો અવકાશ મળી શકતો નથી. કસરતના અનેક પ્રકારો છે. મુદ્‌ગળ ફેરવવા, દંડ પીલવા, ઉઠબેશ કરવી, કુસ્તી કરવી, દોડવું, આસનો કરવાં, ફરવું, એ આદિ સર્વ જૂદા જૂદા પ્રકારની કસરત જ છે. ટુંકામાં શરીરના અવયવો અને સ્નાયુઓ એ સર્વને યોગ્ય ગતિ મળે એવી દરેક ક્રિયા કસરતમાં ગણી શકાય છે અને તે સહુયે પોતાની શક્તિ દેશકાળ બળ એ આદિને અનુસરી યોજી લેવી જોઇયે અથવા કોઈ આપ્ત અનુમતિને પૂછી માહિતી મેળવવાથી વધારે અનુકૂળ પડશે; તેમજ મનને પણ યોગ્ય હિતકારક કસરતમાં પલોટવું જોઈયે. સદ્વિચાર સદ્વાસના, ધર્માચરણ, ઈશ્વરનિષ્ઠા, સત્ય, દયા, કૃતગુણાનુરાગ વિશે વિવેક, સદ્‌ગુણોમા આરૂઢ થઈ રહેવું, અને કર્તવ્યના ખરા માર્ગમાંથી એક તસુ પણ પાછી પાની નહિ કરવાનો દૃઢ સંકલ્પ રાખવો એ આદિ માનસિક કસરતના પણ અનેક પ્રકારો છે, તે બધા ઉદયની ઇચ્છા રાખનારને અવશ્ય સંગ્રહ કરવા યોગ્ય છે.

મૂળશંકર દયારામ.

# शोकोद्गार

## શિખરિણી

હતો હીરો લાધ્યો, જમ ઝપટ મારી હરી ગયો
રહ્યો રોતો, વ્હોતો નયન, અહીં આ હું સ્થિર રહ્યો,
તરીનીના બુટ્ટી કથના હરિ ! હા નિશ્ચિત કરી,
ભન ! કયા તુ ચાલ્યો મુજ મદન આ ઉજડ કરી ? ૧
લટેથી છાયેલુ, હરિણસમ નેણે ચળકતુ,
ઝીણી દતુડીથી મધુર હસતુ તુજ મુખડુ,
અરે જોતા જોતા વિકૃત બની આજે ગયુ ફરી,
ભનૂ ! કયા સીધાવ્યો મુજ જીવન આ ઉજડ કરી ? ૨
બનેલો મ્હાનુ તુ, રસભરિત મીઠુ રનકડુ,
વરી કાલુ કાલુ, મુજ સદન કીધુ અવનવુ,
વિલાસો સુકાવી અરરર ગયો કયા પરહરી,
ભન ! કયા સીધાવ્યો મુજ નયન હા નિષ્ફલ કરી ? ૩
પ્રસગે જાતો હુ ઘર થકી કદિ બહાર ફરવા,
"ગયા ભાઈ ભાગી" કરી તનુજ ! તુ લાગત રડવા,
અરે તે રોવે શુ તુજ જનકને તુ પરહરી,
ભનૂડા ! સીધાવ્યો, તન જીવન આ ઉજડ કરી ? ૪
રહી ઉભો દ્વારે ઝીણી નજરથી તુ નિરખતો,
મ્હને છેટે જોતા ખૂબ હરખથી તુ હરખતો,
"અરે ભાઈ આવ્યા" કહી કિલકિલાટે ઘર ભરી,
ભનૂ ! કયા તુ ચાલ્યો મુજ વદનને મ્લાન જ કરી ? ૫
હસી દોડી આવી, મુજ શરીર સ્નેહે વળગતો,
કરી બચ્ચી બાપુ, કઈ કઈ ઉરે સ્વાદ ભરતો,
ગ્રહી મૂછો મ્હારી, પીડ કરી તથાપિ મધુભરી,
ભનુ ! કયા સીધાવ્યો તન મન બધુ ઉજડ કરી ? ૬

અરે વ્હાલા! ત્હારાં અતિશય પડયા આ રમકડાં,
હૃદે હા ખ્રંચે છે તુજ નવનવાં રમ્ય કપડાં;
રહી જો આ બાજી, રમત તજી તેં જે કરી પરી,
ભન્! તું કયાં ચાલ્યો મુજ સદનને જંગલ કરી. ૭

ભન્! ભૂ પીવાની તુજ મનગમી આ કરસલી,
નિહાળું શી રીતે જમણુ જમવાની તબકડી;
લઘુ ત્હારા જેવી પયભરી રહી વાટકી ઠરી,
ભન્! તું કયાં ચાલ્યો મુજ જીવન હા, ઉજડ કરી? ૮

હતી ત્હારી પ્રીતિ પરમ ઝુલતી ખાટ ઉપરે,
સુતો તુ હું ખોળે જનની ઝુલવે ખાટ હરખે;
શકે અંતે ખાટે મધુર સ્વર ગાતી સુખકરી,
ભનડા! કયાં ચાલ્યો મુજ સદન આ ઉજડ કરી? ૯

પડયું એકે નાણું તુજ નિમિત જે સચય કર્યું,
સહી દેહે કષ્ટો સરસ ઘર જે સ્નેહથી રચ્યુ;
જતાં તેનો ભોકતા, સકળ રઝળ્યું હે હરિહરિ!
ભન્! કયાં તું ચાલ્યો, ઘર જીવન સૌ ઉજડ કરી? ૧૦

કરાવી તું કાજે શુભ કનકની કંઠી સુખદા,
કદી તે ત્હારે ના કનકસમ કંઠે ઝુકી જરા,
લવિંગાં તો કાને અડી પણ શકયાં ના હરિહરિ!
ભન્! કયાં સીધાવ્યો ઘર જીવન સૌ જંગલ કરી? ૧૧

વદું શું શું ભાઇ, ઉર ઉદધિમાં લોઢ ઉછળે,
ભુલાવી દે ભાને, મુજ નયન ઉંનું જળ ઝરે;
ગયુ હા ચોરાઈ મુજ રતન આજે હરિહરિ!
ભન્! કયાં સીધાવ્યો મુજ જીવિત હા નિષ્ફલ કરી. ૧૨

વિના વત્સા ધેનુ, વિકળ બનીને જેમ ટવળે,
અરે જો જો વ્હાલા! તુજ જનની તેવી કળકળે;
રડે છે જો માજી, હૃદય સ્થિર થાયે નવ જરી,
ભન્! તું કયાં ચાલ્યો, જીવન જળમાં ક્ષારજ ભરી? ૧૩

ભણાવીને ભાઇ કરીશ તુજને હું મણિસમો,

રૂડી ત્હારે કાજે કુળવતા કરીશુ વધુ અમો,  
અ` એ વિચારે મધુર બનાતી જીદગી જરી,  
ભનૂ ! કયા સીધાવ્યો ઘર જીવન સઉ ઉજડ કરી ? ૧૪  
કરાળી હા કાળી, વિષમ વિષદાયી વિષુચિકા  
ભુડે મ્હારે ભાગ્યે, તુજ શરીર આવી વળગી કયા ?  
હર્યો હીરો મ્હારો, જીવન મુજ ખારૂ કરી દરી,  
ભનૂ ! કયા સીધાવ્યો ઘર જીવન હા જગલ કરી ? ૧૫  
ગયો જે એ વ્હાલો, ફરી કદિ નહિ હાય નિરખુ,  
વિચારે એ આજે ઉર ઉછળતુ ના સ્થિર થતુ,  
વપુ વ્યાપ્યો વન્હિ શસલુ પ્રિય હુ શી વિધિ કરી,  
ભનૂ ! તુ કયા ચાલ્યો જીવન મુજ આ ઉજડ કરી ૧૭  
પ્રબોધે પડિતો મરણ, પ્રકૃતિ માનવતણી,  
નવા વસ્ત્રો પ્હેરે જીવ વસન જૂના પરહરી  
અનાશી આત્માને જનિમરણના ગધ ન જરી,  
ભનૂ ! શુ તુ પ્હોચ્યો પરમપદમા પ્રમજ ધરી ? ૧૮  
રડુ તો શા માટે પરપ` વિષે નિત્ય રમજે,  
ચિદાનદાનદે વિહરી મુજ આત્મા સુખી થજે,  
વિરામે પ્રારબ્ધો, હુ પણ તુજ પાસે ગતિ કરી,  
ભનુ ! તુને ભેટી શકીશ ઉર આ શિતળ કરી ૧૯

જગજીવન કાશીદાસ પા૦-

---

आत्मा वै पुत्रा जायेत

# मासिक इतिवृत्त.

વડોદરાના નામદાર મહારાજા સર શ્રી સયાજીરાવના યુવરાજ શ્રી ફત્તેહસિંહના અકાળ અવસાનની ખબરથી 'આર્યધર્મપ્રકાશ'ના વાચકો ભાગ્યે જ અજાણ્યા હશે. એ નામદારના કુટુંબ પર ગુજરેલી અણધારી વિપત્તિથી વડોદરા રાજ્યની રૈયત તથા એમના અન્ય સ્નેહી મંડળમાં ભારે ગ્લાનિ ફેલાઇ રહી છે.

એ યુવરાજને રાજવંશીને ઘટતી સઘળી કેળવણી આપવામાં આવી હતી. અત્રે મેટ્રિકયુલેશનની પરીક્ષા પસાર કર્યા પછી તેમને ઉંચી કેળવણી માટે વિલાયત મોકલ્યા હતા. વિદ્યાભ્યાસ ઉપરાંત ક્રિકેટ, પૉલો વિગેરે મર્દાની રમતોમાં તેઓ સારી કુશળતા ધરાવતા વિલાયતથી પાછા આવ્યા પછી હાલ થોડા વખતથી રાજ્ય પ્રકરણી બાબતનો અનુભવ લેવા માંડયો હતો. એ સ્વતંત્ર પ્રકૃતિનો રાજપુત્ર ગાદી પતિ થતાં નવીનતા દાખવશે એવી આગાહી હતી.

ઈશ્વર ઇચ્છાને સઘળી વાતો આધીન છે. પાચ વર્ષ પર એમનાં લગ્ન ફલ્ટનની રાજકન્યા સાથે ભારે ધામધૂમથી કરવામાં આવ્યાં હતાં. એ લગ્નથી એક પુત્રી અને હમણાજ એક પુત્રની પ્રાપ્તિ થઇ હતી.

પિતાની, પ્રિયજનની સર્વેની આશાનો ભંગ કરી એ રાજકુમારે થોડાક વખત થયાં પરલોક વાસ કર્યો છે. પ્રભુ એમના આત્માને સદ્‌ગતિ આપો! અમે નામદાર ગાયકવાડ સરકારના શોકમગ્ન કુટુંબને અંતઃકરણ પૂર્વક દિલાસો આપીયે છીયે, અને પ્રભુ એમના હૃદયને શાન્તિ અર્પો એવી યાચના કરીયે છીયે.

* * * * * *

એક પાસે જ્યારે પુત્ર શોકથી વડોદરાના રાજ્યકર્તાનું કુટુંબ વીંધાઇ ગયું છે ત્યારે દક્ષિણ હૈદરાબાદમા મહાભારત જળ પ્રલયથી નિઝામની પ્રજાનો મ્હોટો ભાગ ઘરબાર વિનાનો થઇ ચૂકયો છે અને અસંખ્ય જીવોની ખુવારી થઈ છે. કાંગ્રાવેલીના ધરતીકંપના આચકા હજી સ્મરણમાંથી ખશ્યા નથી, દુષ્કાળ અને પ્લેગના ત્રાસમાંથી મુકત થવાની આશા હજી શકપડતી છે, ત્યા આવા પ્રકારના કુદરતના પ્રકોપ જોતાં નિરાશા ઉપજે છે. કેટલાંક વર્ષથી ભારતવાસીઓને શિરે આપત્તિની પરંપરા ચાલી આવેછે. શું તેમના પર પ્રભુની તીખી નજર છે? અગર તેઓનાં પ્રારબ્ધ કર્મનાં ફળ છે? પ્રભુની ઈચ્છાના ભેદ સમજવાને અમે અશકત છીયે. માત્ર ભારતવાસીઓ ઉપર કૃપાદષ્ટિ કરવા તે કૃપાળુને વિનવીને જ અમે વિરામીએ છીએ.

# आर्यधर्मप्रकाश

पुस्तक २६ मु]　　　　आश्विन स १९८४　　　　[अक १२ मा

## लीला

प्रभुए मीट माडी, सूर्य चद्र सार्या
प्रभुए मत्र मेल्यो, सृष्टि चक्र चाल्या
प्रभुए तत्र तार्या, अनन्त नभ नमाव्या
प्रभुए शख साह्यो, क्षीर नीरे डोल्या
प्रभुए वेणु वाजी, भृग हिम सरीया
प्रभुए दान दीधा, पृथ्वी प्रसव प्रेर्या
प्रभुए चक्र चीधु, असुर सुर कीधा
प्रभुए मन्थन माड्या, नवनीत अमी तार्या
प्रभुनी प्रभानी प्रसादी, पूर्ण पीता,
आत्म पाखडीनी उघडी आखडी
हा ! उघडी आखडी



मूलजी दुर्लभजी वेद

---

## शिष्य परीक्षा

(यम-नचिकेतानो सवाद[1] १)

यमराज—　　　　(वसततिलका)

जे जन्म मृत्यु दुःख वृन्द विनाशिनी आ
प्रीते कही सुखद स्वर्गज अग्नि विद्या,

[1] पिता कुशानक मुनिनी आज्ञाथी नचिकेतस नामनो पुरुष यमभवन प्रत्ये गयो छ त्या यम राज हाजर न होता त्रण रात्रि पर्यत अनशन पण ते त्या रहे छे ... ज्याथी ... आवता ते...

ત્હારો જ અગ્નિ જન સર્વ-સદા કહેશે
માગો તૃતીય વર સૌમ્ય હવે રહેજે. १

નચિકેતા— (મન્દાક્રાન્તા)

આ સંસારે મનુજ મરતાં વિચિકિત્સા[२] રહે આ
કોઇ માને શરીર થકી તો ભિન્ન રે નિત્ય આત્મા,
કોઇ એવો નહિજ ગણતા, કોઇ એથી વિચિત્ર
જાણું એ જ્ઞાન તવ અનુશિષ્ટિ થકી એ તૃતીય. २

યમરાજ— (વસંતતિલકા)

દેવો અહિં પણ કરે અતિ વિચિકિત્સા
એ આત્મ ધર્મ અણુ[३] જેય સુખે થતો ના,
હે સૌમ્ય ! નિશ્ચય ફલાત્મક અન્ય માગો
આ આત્મ નિર્ણય તણો વર ગૃઢ ત્યાગો ३

નચિકેતા— (મન્દાક્રાન્તા)

દેવો એ સંશય અહિં કરે ધર્મ એ સુક્ષ્મ ભારે
આપશ્રીથી શ્રવણ કરીએ કે'વું છે આ અમારે,
વક્તા તેનો તમસદૃશનારે મળે શોધતાં એ ?
આ નિઃશ્રેયસ્કર વર સમો અન્ય કોઇ ન છે રે ४

યમરાજ— (વસંતતિલકા)

માગો શતાયુ સુત પૌત્ર બહુ પશુઓ
હસ્તિ હિરણ્ય હય જીવન દીર્ઘ માગો;
વિસ્તીર્ણ આયતન[४] ભૂમિ તણું જ માગો
આ પ્રાણ ધારણ કરોની યથેચ્છ વર્ષો. ५

આતિથ્ય પોતાથી થયુ નહિ એ પોતાનો અપરાધ ક્ષમા કરે અને પોતાને પ્રત્યવાય ન લાગે એટલા માટે, અનશન પૂર્વક ગાળેલી ત્રણ રાત્રિ માટે ત્રણ વરદાન માગવાનુ નચિકેતાને કહે છે. ત્યારે તે પ્રથમ વરથી પોતાના પિતાની પ્રસન્નતા યાચે છે. દ્વિતીયવર સ્વર્ગના સાધન ભૂત, અગ્નિવિદ્યા શિખવવાનો માગે છે એ વર આપી તેનો ઉપસંહાર કરતા યમરાજ કહે છે. આ આખ્યાયિકા વિદ્યાસ્તુતિ અર્થે કઠોપનિષદમા અપાઇ છે. અહી માત્ર બન્નેના સંવાદનો તાત્પર્યાર્થ સંગ્રહીત છે. २ સંશય ३ સૂક્ષ્મ. ४ સામ્રાજ્ય.

માનો સમાનવર એ યદિ વિત્તમાગો
સામ્રાજ્ય ભોગ, સહુ ઇચ્છિત કામનાઓ;
જે મર્ત્ય લોક મહિ દુર્લભ કામ ભારે,
ઇચ્છાનુસાર વર, તે પણ સર્વ આજે- ६
વાદિત્ર ને રથ સહિત સુરૂપ રામા

નારે મનુષ્ય કદી પ્રાપ્ત કરી શકે આ,
હે સામ્ય ! નિત્ય શુભ સેવન તેથી પામો
ત્યાગો અરે મરણુ સબદ્ધ પ્રશ્ન આવો ૭

નચિકેતા— ( હરિગીત )

એ સર્વ નશ્વર ભોગ નિશ્ચય એક રૂપે ના રહે
રામા રમણુ સુખ ભોગ સર્વેન્દ્રિયનુ ઓજસ્ હરે ?
બ્રહ્માનુ જીવન સવ તે પણ સ્વ૫ છે તો શુ અમે
એ નૃત્ય ગીત હિરણ્ય રથ રામા સહુ રાખો તમે ૮
ના વિત્તલાભે તૃપ્ત થાતો માનવી કોઈ કદી
ધન પામશુ તમ દીઠડે જીવન તણુ એમજ વળી,
ધન વિભવ વાચ્છા ના મ્હને માગે વિવેક વિહીન જે
વરણીયવર એ આત્મ-નિર્ણય જ્ઞાન તો મ્હારેજ છે ૯
દુષ્પ્રાય જે પુરૂષાર્થ ઉત્તમ પામવા ઇચ્છા ધરી
સ્ત્રી પુત્ર વિત્ત હિરણ્ય અસ્થિર કેમ માગે તે ફરી ?
જાણે અસાર પદાર્થ એ આસ્થા તહિ કયમ રાખશે ?
સદસદ્વિવેકી સુજન તો કયમ દીર્ઘ જીવનમા રમે ? ૧૦
ઉત્કૃષ્ટ સ્વાભિલષિત જે પુરૂષાર્થ પ્રાપ્ત થતો જહિ
તે અજર અમર સમીપ જઈશુ મર્ત્ય માગે એ તહિ ?
ઉત્કૃષ્ટ એ પુરૂષાર્થ પ્રાપ્તિ સભવે આહિ યદિ
શુ અધમ સાર રહિત વસ્તુ માગવી મુરખ બની ? ૧૧
એ સવ કામ અનિત્ય છે તેથી પ્રલોભન મા કરો
ઉત્કૃષ્ટ[1] એ વિજ્ઞાન મૃત્યો આત્મ નિર્ણયક કહો—

( રામરૂચિર[2] )

ગૂઢ અને અનુપ્રવિષ્ટ વર જે આત્મ વિષય પ્રકૃત અરે !
તેથા અન્ય અનિત્ય વિષયવર નચિકેતા મનથી ન વરે

નાનાલાલ દેવશકર વૈદ

કચ્છ મુદ્રા તા૦ ૧૧-૯-૦૮

૧ શ્રેષ્ટ મોક્ષપ્ર૦ ૨ નચિકેતાને વિષય ભૂત કરી અન્યના પણ અધિકારનો નિર્ણય કરવા અર્ સવાદ રહિત શ્રુતિ ભગવતીનુ વચન છે



મહાયાન અને વેદાન્ત એઉ મતના વિદ્વાનો બાહ્ય જગતને અસત્ય માનેછે. જગત્ મનમાથીજ ઉત્પન્ન થાયછે. એનામાં વસ્તુતઃ અસ્તિત્વ નથી જે સર્વવ્યાપક અનાદિ તત્ત્વ સઘળા ભૌતિક પદાર્થોમા છે તેનાથી સ્વતંત્ર અસ્તિત્વ જગતૂને નથી. કર્મ અને માયામાંથી એની ઉત્પત્તિ છે. એઉ ભ્રાન્તિ મૂલક છે, જ્ઞાની તો જગતૂને ઈન્દ્રજાળ કે મૃગજળ જેવુ જ માનેછે

પણ એટલું સત્ય છે જગત્ માયાવી અને અસત્ય છતાં મનુષ્યની પ્રજ્ઞા, નીતિ અને અધ્યાત્મિક શક્તિઓની કેળવણી માટે તેની જરૂર છે. જે જ્ઞાન આપણી અત્યારની શક્તિ વડે મળી શકે તેમ છે અને જે મેળવવાને બાહ્ય જગતની જરૂર છે તે મેળવ્યા પછી ઉંચા પ્રકારનુ જ્ઞાન મેળવવાની શક્તિ મળી શકે. અપર જ્ઞાન મેળવ્યા પછીજ પરજ્ઞાન મળી શકે.

નાગાર્જુન જ્ઞાનના બે વિભાગ પાડે છે—પર અને અપર," અપરજ્ઞાન મળ્યા વિના પરજ્ઞાન મળતું નથી અને અપરજ્ઞાન વિના મોક્ષ મળતો નથી '.

શંકરાચાર્યે પણ એવુંજ ઉદ્બોધન કર્યું છે. જગત્ અને તેમાં રહેલા પદાર્થોના જ્ઞાન વડે પરમ જ્ઞાન ગ્રહણ કરવાની શક્તિ આવેછે ( છાન્દોગ્ય અને માણ્ડુક્ય ઉપ૦.

બૌદ્ધ મત પ્રમાણે જ્ઞાનનાં ત્રણ સ્વરૂપ છેઃ—

( ૧ ) પરિકલ્પિત લક્ષણ (  ) પરતંત્ર લક્ષણ ( ૩ )પરિનિષ્પન્ન લક્ષણ

વેદાન્તમાં એજ વિભાગ છે—પર અને અપર. પરિનિષ્પન્ન લક્ષણ તે પર અને અપરમાં પહેલા બે લક્ષણનો સમાવેશ થાય છે. સ્થૂળ જગત સંબન્ધી જ્ઞાન તે અપર અને પરમાત્માનું જ્ઞાન; તે પર.

## निवार्ण.

ક્રાઈસ્ટના અનુયાયીઓ નિવાર્ણની ભાવનાનું સ્વરૂપ હજી શમજી શકતા નથી એવું આ વિદ્વાનનું કહેલું સત્ય છે. તેમની દ્દષ્ટિથી નિવાર્ણ એટલે એક પ્રકારની પરમ શૂન્યતા અને વ્યક્તિનો લય પણ નિર્વાણ એટલે અનાદિ સત્યની સાથે ગાઢ એકતા કે જે પરમ આનંદ અને શાન્તિજન્ય છે. નિર્વાણ એ ઉચ્ચતમ ભાવનાનો પ્રદેશ છે–જગતના કોલાહલથી દૂર અને પાપ અને મૃત્યુથી અસ્પર્શ્ય એવી એક માનસિક સ્થિતિ છે. એજ સ્થિતિ પરમાત્માની સાથે જીવાત્માના ઐક્યનું જ્ઞાન આપેછે માત્ર જાતિ અનુભવથીજ એ સ્થિતિના અદ્ભૂત્ આનંદ અને શાન્તિનુ અવધાન થાયછે, વાણી ત્યાં નિર્બળ છે. એ સ્થિતિએ પહોંચ્યા પછી જન્મ મરણ થી, સંસારમાં પુનઃ પ્રવેશ કરવો પડતો નથી. બાઈબલના શબ્દો પ્રમાણે '— 'ના મન્દિરમાં ગયેલો કદી બ્હાર આવશે નહિં' "

હતો. રાજ્યમા દશ લાખ ફોજ હતી. આ વખતે ત્યાંનો રાજા કૃષ્ણદેવ હતો તે શુર હોવા ઉપરાંત વિદ્યાવિલાસી વિદ્વાન કવિ હતો

કૃષ્ણદેવ રાજાની રાણી માધ્વસંપ્રદાયના આચાર્ય વ્યાસતીર્થની સેવક હતી તે આચાર્યે રાજાને દીક્ષા આપવાની ઈચ્છા કરી ત્યારે શાંકરમતના વિદ્વાનો સામા થયા, તે ઉપરથી કયો મત સારો છે એ જાણવાની રાજાને ઇચ્છા થઈ, અને સમગ્ર દેશના મુખ્ય મુખ્ય આચાર્યો, વિદ્વાનો અને પંડિતોને બોલાવી વાદ કરવાની આજ્ઞા કરી, તેથી વૈષ્ણવ ત્રિદંડી આચાર્યો અને શાંકરવિદ્વાનો વચ્ચે વાદ ચાલ્યો. માધ્વના સહાયક નિમ્બાર્ક, વિષ્ણુસ્વામી અને રામાનુજના મતને અનુસરનાર વૈષ્ણવો હતા. શાંકરવિદ્વાનોના સહાયક શૈવ, શાક્ત, ગાણપત્ય અને સૌર હતા મધ્યસ્થ તરીકે ગૌતમ, કણાદ વગેરેના અનુયાયી હતા. શ્રીવલ્લભાચાર્યજી વિદ્યાનગર પહોંચ્યા તે વખતે શંકરાચાર્ય વિદ્યાતીર્થે માધ્વાચાર્ય વ્યાસતીર્થનો વાદમાં લગભગ પરાજય કર્યો હતો.

જે દિવસે શંકરાચાર્યને કનકાભિષેક થવાનો હતો તે જ દિવસે પ્રથમ પોતાના શિષ્યદ્વારા રાજાને ખબર આપી કે વલ્લભદીક્ષિત સભામાં આવેછે આચાર્યશ્રી સભામા પધાર્યા તે વખતે એમની ઉમ્મર માત્ર ૧૩ વર્ષની હતી. એમનું તેજ, બાળબ્રહ્મચારીનો વેષ અને પ્રભાવ જોઈ રાજા સહિત સર્વ સભાસદોએ ઉભા થઈ એમનો સત્કાર કર્યો, અને શંકરાચાર્ય વિદ્યાતીર્થે એમને પોતાના અર્ધાસન ઉપર બેસાડયા. પછી આચાર્યશ્રીએ રાજાને પુછયું કે સભામાં શી કથા ચાલી રહી છે? ત્યારે રાજાએ ઉત્તર આપ્યો કે શાંકર વિદ્વાનો કહે છે કે બ્રહ્મ વસ્તુતઃ નિર્ધર્મક છે, પણ માયાવડે સધર્મકવત્ ભાસેછે, અને વૈષ્ણવો કહે છે કે બ્રહ્મ સધર્મક છે ત્યારે આચાર્યશ્રીએ કહ્યુ કે અમે વૈષ્ણવ ધર્મમા વિરૂદ્ધસર્વધર્માશ્રય અંગીકાર કરી બ્રહ્મને વસ્તુતઃ સધર્મક તેમ જ નિર્ધર્મક પણ માનીએ છીએ, તેથી વાદી પ્રતિવાદીના આનંદને મટે અમે જે બોલીએ તે સાંભળો. એમ કહી આચાર્યશ્રીએ બ્રહ્મનું સર્વધર્મકપણું પ્રકાશ કરી સધર્મકત્વ અને નિર્ધર્મત્વની વ્યવસ્થા કરી આપી. તે ઉપરથી શાંકરવિદ્વાનો અને આચાર્યશ્રીની વચ્ચે વાદનો પ્રારંભ થયો. આ વાદ ૨૮ દિવસ સુધી ચાલતાં આચાર્યશ્રીએ બ્રહ્મ વસ્તુઃ સધર્મક છે તેમજ નિર્ધર્મક છે એ વાત સિદ્ધ કરી, એટલુંજ નહિ પણ પોતાનો બ્રહ્મવાદ જે શુદ્ધાદ્વૈતસિદ્ધાન્તના નામથી પ્રખ્યાત છે તે પ્રગટ કર્યો, અને શ્રુતિ, યુક્તિ, અને અનુભૂતિથી સિદ્ધ કર્યું કે જગત્ મિથ્યા નથી પણ વસ્તુઃ બ્રહ્મરૂપ હોવાથી સત્ય છે. એમા ભેદની જે પ્રતીતિ થાય છે તે પ્રતીતિ જ માત્ર મિથ્યા છે.

આચાર્યશ્રીએ બ્રહ્મનું જે નિરૂપણ કર્યું તે નીચેના શ્લોકો ઉપરથી સ્પષ્ટ સમજાશે.

निर्दोषपूर्णगुणविग्रह आत्मतंत्रो,
निश्चेतनात्मकशरीरगुणैश्चहीनः ॥

वहुस्यां प्रजायेयेति वीक्षा तस्य ह्यभूत् सती ।
तदिच्छामात्रतस्तस्माद् ब्रह्मभूतांशचेतनाः ॥
सृष्टयादौ निर्गताःसर्वे निराकारास्तदिच्छया ।
विस्फुलिंगा इवाग्नेस्तु सदंशेन जडा अपि ॥

**અર્થ:**—હું એકજ છું તે અનેક રૂપ ધારણ કરૂં એવી બ્રહ્મને સત્યસંકલ્પવાળી ઇચ્છા માત્રથી તે (બ્રહ્મ) માંથી બ્રહ્મભૂત અંશરૂપ જીવો વ્યુચ્ચરણ પામ્યા.

સૃષ્ટિના આદિકાળમાં ભગવાનની ઈચ્છાથી જેમ અગ્નિમાંથી તનખા (વિસ્ફુલિંગ) નિકળે તેમ અસંખ્ય નિરાકાર (આનંદાંશરહિત) જીવો નિકળ્યા અને બ્રહ્મના સદંશયુકત જડ પદાર્થો નિકળ્યા.

अर्थोऽयमेव निखिलैरपि वेदवाक्यै ।
रामायणैःसहितभारतपंचरात्रैः ॥
अन्यैश्चशास्त्रवचनैःसह तत्त्वसूत्रै ।
र्निर्णीयते सहृदयं हरिणा सदैव ॥

**અર્થ:**—આજ અર્થનો શ્રીહરિએ સમગ્ર વેદ વાકય, રામાયણ, ભારત, પંચ રાત્ર, અન્યશાસ્ત્રોનાં વચનો અને વ્યાસ સૂત્રોવડે એક વાકયતા કરીને સહૃદય (રહસ્ય સહિત) સર્વ કાળને માટે નિર્ણય કરેલો છે.

આચાર્યશ્રીએ સ્થાપન કરેલા સિદ્ધાંત ઉપરથી જણાય છે કે, જગત્ એ બ્રહ્મનું કાર્ય છે અને બ્રહ્મમાંથી જ પ્રકટ થયેલું છે, તેથી તે અસત્ય અથવા ખોટું નથી પણ સત્ય છે.

જીવ એ માયામાં કે અવિદ્યામાં પડેલું બ્રહ્મનું પ્રતિબિંબ નથી પણ ગીતાજીમાં શ્રીકૃષ્ણ ભગવાને કહ્યા મુજબ બ્રહ્મનો અંશ છે (જુઓ. ममैवांशो जीवलोके जीवभूत सनातन ગીતા ૧૫-૭ )

અંશે અંશીનુ ભજન કરવુ, સેવા કરવી જોઈએ. તેમ કરવાથીજ પંચપર્વાત્મક અવિદ્યામાંથી મુકત થવાય છે. એટલા માટેજ આચાર્યશ્રીએ પંચપર્વાત્મક વિદ્યાનો ઉપદેશ કરી ભકિતનો પ્રકાશ કર્યો છે.

એ પ્રમાણે બ્રહ્મવાદ અથવા શુદ્ધાદ્વૈતસિદ્ધાન્તની આચાર્યશ્રીએ સ્થાપના કરી. કૃષ્ણ દેવરાજાએ એમનો કનકાભિષેક કર્યો અને તમામ ભેગા મળેલા આચાર્યો, પંડિતો અને વિદ્વાનોની સંમતિથી એમને આચાર્યજીની પદવી અને વિજયપત્ર આપ્યાં.

તે પછી આચાર્યશ્રીએ વિદ્યાનગરથી નિકળી ધર્મ અને વિદ્યાના કેન્દ્રરૂપ મનાતાં ામોની મુલાકાત લીધી અને સર્વ ઠેકાણે વાદ કરવા આવનાર વિદ્વાનોની સાથે કરી તેમને ધર્મનો સત્યમાર્ગ બતાવ્યો.

વિચાર ( Theory ) માનથી સતોષ ન પામતા આચાર ( Practice ) પણ નિરૂપણ કર્યો શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદનુ અવલબન કરી ભગવદનુગ્રહ પ્રાપ્ત કરવા જે ભક્તિમાર્ગીય આચાર ( Practical side ) નિરૂપણ કર્યો તે પુષ્ટિમાર્ગના નામથી પ્રસિદ્ધ છે પોતાના બ્રહ્મવાદના વિચાર આચારમા મૂકવા આચાર્યશ્રીએ પ્રથમ યાત્રાના સમયમા શ્રી ગોકુલમા પુષ્ટિમાર્ગ પ્રવર્તા યો એ માર્ગ મા પ્રથમ દીક્ષા આચાર્યશ્રીએ દામોદરદાસ નામના ક્ષત્રિને આપી એ દામોદરદાસ જ મથી નૈષ્ઠિક બ્રહ્મચારીની માફક રહેતા પ્રથમ યાત્રામા આચાર્યશ્રીના ભેગા થયા ત્યારથી તે આચાર્યશ્રી સ્વધામમા પધાર્યા ત્યા સુધી દામોદરદાસજીએ એમની સાથેજ રહી બ્રહ્મવાદ નુ અને પુષ્ટિમાર્ગનુ રહસ્ય પ્રાપ્ત કરી વૈષ્ણવાગ્રણીની યોગ્યતા સિદ્ધ કરી આપી

પુષ્ટિ શબ્દ વિષે ઘણી ગેરસમજ ચાલતી હોય એમ જણાય છે કેટલાએક ધારે છે કે શરીરને પુષ્ટિ મળે એવુ ખાનપાન કરવુ એને પુષ્ટિ કહે છે આ ધારવુ ખરૂ નથી આચાર્યશ્રીએ પુષ્ટિ શબ્દ પ્રભુની કૃપાના અર્થમા વાપર્યો છે જે માર્ગમા ચાલવાથી પ્રભુની કૃપા સત્વર પ્રાપ્ત થઇ શકે તે માર્ગને પુષ્ટિમાર્ગ કહે છે એ માર્ગમા દેહ પ્રાણ ઇન્દ્રિય અન્તઃકરણ વગેરેને ભગવન્મય કરી દેવાની જરૂર છે

ભગવાન કૃપાળુ છે, એમની કૃપાને અનુગ્રહ કે પોષણ કહે છે લૌકિક વિષયની કે મોક્ષની પણ વાચ્છના રાખ્યા સિવાય બ્રહ્મવાદપૂર્વક, બ્રહ્મના માહાત્મ્યજ્ઞાનપૂર્વક, મૂલ બ્રહ્મમા જ પ્રાવીણ્ય પ્રાપ્ત કરી, તથા સર્વ સાધન ત્યાગ કરી પ્રભુ પ્રત્યેના નિરૂપાધિ ધર્મ ( કર્તવ્ય ) તરીકેજ ભગવાનની ભક્તિ કરનારના ઉપર ભગવાન જે અનુગ્રહ કે કૃપા કરે તે પુષ્ટિ જે માર્ગમા આવી નિઃસાધન અનન્ય ભક્તિ કરવામા આવે તે પુષ્ટિમાર્ગ

વેદ અને શાસ્ત્રોએ બતાવેલા સાધન વા નિયમને આધીન થઇ પ્રભુની પૂજા કે સેવા કરવી એ મર્યાદા છે પ્રભુ વિના કાંઈ સાધન નથી એમ નિશ્ચય કરી સાધનત્વવડે પણ પ્રભુનુ જ ગ્રહણ કરી પ્રભુની પ્રસન્નતા માત્ર મેળવવા માટે નિઃસાધનતાસૂચક ભગવદધીનતાસૂચક શરણનુ મનથી, વાણીથી, શરીરથી ગ્રહણ કરી પ્રભુની ભક્તિ કરવાના માર્ગને મર્યાદાવ્યતિરિક્ત પુષ્ટિમાર્ગ કહે છે

આવિર્ભાવ ક્રમમા માહાત્મ્યજ્ઞાન પર્યંત પરાકાષ્ઠા પ્રાપ્ત કરી વેદપ્રતિપાદિત પુરૂષોત્તમની વૈદિક રીતિથી ભક્તિ કરવામા આવે તેને મર્યાદા ભક્તિ કહે છે

શાસ્ત્રોએ બતાવેલા જ્ઞાન, તપ, યોગ વગેરે સાધનથી રહિત જીવો પણ પ્રેમવડે ભગવાનને ભજે તે પુષ્ટિભક્તિ કહેવાય છે ભકિત એજ સેવા છે આચાર્યશ્રી કહે છે કે પ્રભુમા મન પરોવાયલુ રાખવુ એજ સેવા

પુષ્ટિમાર્ગ એ આતરભાવનાત્મક એટલે હૃદયનો અથવા પ્રેમનો માર્ગ ( Religion of the heart or love ) હોવાથી તેમા શાસ્ત્રોએ બતાવેલી

કવિઓ, ઇતર આચાર્યો, અને પંડિતો વગેરે મહાપ્રભુની પદવી આપે અને વૈષ્ણવો એમને આચાર્યજી મહાપ્રભુજીના નામથી ઓળખે એમાં શી નવાઇ?

ધર્મ સંબંધી સાહિત્યમાં આજ કાલ શાંકર વેદાંતને અનુસરતાં ઘણાં પુસ્તકો જોવામાં આવે છે. યુનિવર્સિટિમાં પણ એજ વેદાંતને પ્રથમ પદ આપવામાં આવ્યું છે. શુદ્ધાદ્વૈતસિદ્ધાન્તને અનુસરનાર પુસ્તકો તેટલાં મળી આવતાં નથી એ શોચનિય છે. જગત્ અસત્ય છે એ દૃષ્ટિબિંદુ ઉપરથી અપાતો બોધ જગત્‌ને સત્ય ગણી સર્વ વ્યવહાર ચલાવનારને શી રીતે સુખદાયક થઈ શકે એ વાત વિદ્વાનોએ વિચાર કરવા યોગ્ય છે.

શ્રીકૃષ્ણ પરમાત્માએ ગૃહસ્થાશ્રમમા રહી ગૃહસ્થાશ્રમ પાળનાર અર્જુનને ગીતા દ્વારા જે બોધ આપ્યો હતો તેજ બોધ ગૃહસ્થોને સુખદાયક થઈ શકે. અને તેજ બોધને અનુસરનાર આચાર્યશ્રીએ સ્થાપન કરેલો અને પ્રવર્તાવેલો શુદ્ધાદ્વૈત સિદ્ધાન્ત અને પુષ્ટિ ભક્તિમાર્ગ છે એમ અભ્યાસ કરનારને સહજ જણાશે.

ब्रह्मार्पणं० ગીતા. ૪—૨૪, भूमिरापो० ગીતા. ૭—૪. अपरेयम्० ગીતા. ૭—૫ मत्तःपरतरं० ગીતા. ૭—૭ વગેરે વચનોથી શુદ્ધાદ્વૈત સિદ્ધાન્તનો બોધ થાય છે.

यत्करोषि० ગીતા. ૯—૨૭. शुभाशुभ० ગીતા. ૯—૨૮ मन्मना भव० ગીતા. ૧૮—૬૫, सर्वधर्मान् ગીતા. ૧૮—૬૬ વગેરે વચનોથી પુષ્ટિ ભક્તિનો બોધ થાય છે.

આખી ગીતામા ભક્તિના બોધનો પ્રવાહ ચાલી રહ્યો છે એમ અભ્યાસ કરનાર અનુભવે છે.

ખરી રીતે જોઈએ તો શુદ્ધાદ્વૈત સિદ્ધાન્ત અને પુષ્ટિમાર્ગ, ગીતાજીમાં બોધ કરેલા સિદ્ધાન્ત અને માર્ગનાં જૂદાં નામ છે. આચાર્યશ્રીના રચેલા ગ્રંથો એ ગીતાના ઉપદેશ ઉપર ભાષ્ય અથવા ટીકારૂપ છે.

પત્રાવલંબન નામના ગ્રંથમાં આચાર્યશ્રી કહે છે કે સદ્ધર્મના રક્ષક વિદ્વાનો છે, માટે વિદ્વાનોનું આચાર્યશ્રીએ પ્રગટ કરેલા ઉત્તમ સિદ્ધાન્ત અને ભક્તિ માર્ગ તરફ ધ્યાન ખેંચી હું આ લેખ પુરો કરૂં છું.

લલ્લુભાઈ પ્રાણવલ્લભદાસ પારેખ.

---



સ૦૧

# काव्य विवेचन

## ( આર્તપણામા ઈશ્વર પ્રાર્થના )

૫૦ રાગ દેશ

મારી નાડ તમારે હાથે, હરિ સભાળજોરે,
પ્યારા પોતાનો જાણીને પ્રભુપદ પાળજોરે, —ટેક
પથ્યાપથ્ય નથી સમજાતુ, દુ ખ સદૈવ રહે ઉભરાતુ,
મને હશે શુ થાતુ, નાથ નિહાળજોરે, —મારી
અનાદિ વેદ આપ છો સાચા, કોઈ ઉપાય વિષે નહિ કાચા
દિવસ રહ્યાછે ટાચા, વેળા વાળજોરે, —મારી
વિશ્વેશ્વર હજી શુ વિસારો, બાજી હાથ છતા કા હારો,
મહા મુઝારો મારો, નટવર ટાળજોરે, —મારી
કેશવ હરિ મારૂ થાશે, ઘાણુ વળ્યો શુ ગઢ ઘેરાશે,
લાજ તમારી જાશે, ભૂધર ભાળજોરે, —મારી

૧ આ ભક્તિરસથી છલકાતુ ન્હાનુ કાવ્ય જેટલુ હૃદયદ્રાવક છે તેટલુ અર્થ ગભીર છે પરમેશ્વરના કૃપાળુપણા ઉપર અતુલ શ્રદ્ધા આ કવિતાનો પાયો છે સસારના ત્રિવિધ તાપથી જર્જર થયેલુ કવિનુ અતકરણ અતિમ નિવાસસ્થાન શોધતા પ્રભુની છાયાનો આશ્રય લેછે અને પોતાની નાડ તેના હાથમા મૂકેછે

'મારે માથે વિપત્તિના વાદળા ઘેરાતા હતા, શત્રુઓ ટમટમી રહ્યા હતા, હુ પ્રભુનુ સ્મરણ કરી તેના હાથમા સઘળુ સોપી દઈ, પૂર્ણ શ્રદ્ધાથી ઘસઘસાટ ઉઘ્યો સવારે જોઉછુ તો વાદળા વિખેરાઈ ગયા હતા અને મારા શત્રુ મારે પગે પડયા હતા ' આવા જ ભાવ કવિના મનમા નગટયાછે અને પોતાની નાડી પ્રભુના હાથમા સોપી તમે જ સભાળજો, તમે જ પાલન કરજો એવી અરજ કરતુ જાણે કવિનુ હૃદય પ્રભુના પગે વિટળાઈ આજીજી કરતુ હોય એવો ખ્યાલ આવે છે

૨ આગળ જતા હૃદયની આર્દ્રતા વધતી જાયછે એને લીધે પોતાને શુ દુ ખ છે અથવા પોતાને કયો માર્ગ શ્રેયસ્કર છે એ સમજાતુ નથી પણ હે પ્રભુ' તમે જ જોઈ લો કે મને શુ થાયછે, એવી એક કોમળ અરજ ગુજરે છે સામાન્ય માણુસો પ્રભુની પાસે અનેક અનેક પદાર્થો માગેછે તેઓ નથી જાણુતા કે તે પદાર્થોને માટે આપણે યોગ્ય છીયે અગર એ પદાર્થો મળશે તો કદાચ સુખી થવાને બદલે દુખી નહિ થઈએ આમ પોતાના માથાપર બોજો લેવાને કવિ એક નમ્ર બાળકની પેઠે સવળુ પરમેશ્વરના જ હાથમા સોપેછે તેને સપૂર્ણ શ્રદ્ધા છે કે જે શ્રેયસ્કર હશે તે જ તેને મળશે પોતાને શી વ્યથા છે તે પારખવાને પોતાના કરતા

પરમેશ્વર વધારે યોગ્ય છે, તેથી મ્હોડે માગવાને બદલે, થતી પીડા કહી બતાવવાને બદલે કવિ વ્યથિત હૃદય તરફ માત્ર આંગળી કરી 'મને હશે શું થાતુ', નાથ નિહાળજોરે' એવી અરજ ગુજારેછે.

૩ પરમેશ્વરને મહા વૈદ્ય માની લઈ જે શ્રદ્ધાથી કવિ નાડ બતાવેછે તે ભાવ અહિં સ્પષ્ટ થાય છે. હવે તો કવિ પ્રભુને અનાદિ વૈદ્ય કહીને જ બોલાવે છે અને હવે દિવસ થોડા છે, ભરતીનાં પાણી ધસ્યાં આવેછે, વધારે વિલંબ થશે તો અતિ મોડું થશે એવું કહી પ્રભુને સત્વર વ્હારે ચડવાને વિનંતિ કરેછે.

૪-૫ પણ પરમેશ્વર હજી જાણે ભક્તને તાવી જોતા હોય તેમ તેને ટવળાવે છે. હવે ભકિતની અવધિ આવી રહેછે. કવિનો અવાજ બદલાયછે. આર્ત વિલાપ કરવાને બદલે હવે તે જરા ઉશ્કેરાયછે. વિલાપ સાંભળી વ્હારે નહિ આવનાર પ્રભુને હવે કવિ વધારે હિંમતથી પોતાની વિકળ સ્થિતિનું, દીનતાનું સ્મરણ કરાવતાં જરાક ટાણું મારેછે કે 'હે પ્રભુ! હજી કેમ કાન ધરતા નથી; તમારા હાથમા જ ઉપાયછે છતાં કેમ સુસ્ત રહોછો?" હજી પણ પરમેશ્વર મદદ કરવાની આનાકાની કરેછે તેમ તેમ કવિ ઉશ્કેરાયછે. પ્રથમની દીનતા અને વિલાપનું સ્વરૂપ હવે બદલાયછે; પણ શ્રદ્ધા અને પ્રેમ વધારે સાવેગ થાયછે. પ્રભુને પાણી ચડાવવાને હવે કવિ છેલ્લો પ્રયાસ કરેછે. તોફાની દરિયાનાં પ્રચંડ મોજાથી હવે તેનું વ્હાણ ડગમગતું હોય ક્ષણે ક્ષણે ઉંધું વળ્યું એવી અણીની વેળા આવી હોય અને પરમેશ્વર પાસે ઉભા ઉભા સઘળો તમાશો જોતા હોય એવું લાગવાથી કવિ હવે ઉશ્કારાઈને કહેછે કે તેમાં તમારી જ લાજ જશે એવી એક છેલ્લી વિનંતિ કરેછે. હે પ્રભુ! હવે મારે માટે નહિ તો તમારી પોતાની આબરૂ સાચવવાની ખાતર મને સહાય કરો!

ગુજરાતી સાહિત્યમાં આવા ભાવનાં કાવ્યો ઘણા ભકત કવિઓએ ગાયાંછે. તેમની સાથે આ કાવ્ય સરખાવવા થોડાંક નીચે ઉતારૂંછું:—

પ્રભુ ! તારા બાનાની પત રાખ.

+ + + + +

શરણ પડયોછું રે શ્રી હરિ !

+ + + + +

હરિ ! જેવો તેવો હું દાસ તમારો, કરૂણા સિન્ધુ ! ગ્રહો કર મારો !

કવિ દયારામે પોતાના અવસાન સમયે કરેલી ઈશ્વર પ્રાર્થના આ કાવ્યના જ હૃદય દ્રાવક છે.

મારો અંતસમે અલબેલા, મુજને મૂકશો મા.
મારા મદનમોહનજી છેલા, અવસર ચૂકશો મા.

+ + + + +

મારા દોષ કોપ સભારી, મુજને મૂકશો મા

+ + + + +

મારે ઓથ નથી કોઇ બીજી અવસર ચૂકશો મા
શરણાગત વત્સલ શ્રીજી દયાને મૂકશો મા

પણ કવિ દયારામ અંત સમયે પોતાના અવમેલા, છેલા રસિકવરને સંભારેછે ત્યારે સ્વ૦ કેશવલાલ નિનોકાધિગ વિશ્વેશ્વરને પોતાની વ્હારે બોલાવેછે એમાથી કઇ ભાવનામા પરમેશ્વરનુ ખરૂ સ્વરૂપ કલ્પાયુ છે તે તો વાચનારે જ વિચારી લેવાનુ છે બાકી કવિતાના અંશ તો બેઉમા સરખા છે બેઉના હૃદયને સરખો જ ક્ષોભ વપોછે, અને ભકિતરસમા બેઉના હૃદય સરખી રીતે ઓગળી ગયાછે

નમદાશંકર બાળાશંકર

---

## ડેક્કન એજ્યુકેશન સોસાઇટી (પુના) ફરગ્યુસન કૉલેજ

આ સોસાઈટીની વાર્ષિક સભા તા ૧૨ સપ્ટેમ્બર ૧૯૦૮ શનિવારે મળશે એવુ આમંત્રણ પત્ર આવતા સમજાયુ કે એ માત્ર વ્યાચારિક હોવુ જોઇએ, કારણ કે મુબઇવાસી જન અગવડો વેઠી એક અધ કલાકની વાતો કરવા પૂના જાય એ અસંભવિત જેવુ હતુ અનાયાસે તે દીવસ સરતોનો હતો સુધરેલા જમાનાની આ ગમત જોવા જનાર માટે જી આઇ પી રેલવેએ સ્પેશીયલ ગાડીની સગવડ કરી ત્રણ કલાકમા મુબઈથી પુને લઈ જવાની તજવીજ કરી એક સ્નેહીએ જો હુ પુને જાઉ તો પોતાની મોટર ગાડીનો ઉપયોગ કરવા દેવા ઇચ્છા બતાવી આવી સગવડ જોઇ આ સભામા જવાનુ મન કર્યુ સભામા આવા લોકોપયોગી કાયમાં પ્રચડ પ્રયત્ન કરી રહેલા વિદ્વજ્જનોના દર્શન થશે તથા પશ્ચિમ હિન્દુસ્તાનમા વિદ્યાવૃદ્ધિમા અગ્રગણ્ય જણાતી પાઠશાળાનુ અવલોકન થશે એમ સમજી આજના સુધરેલા જમાનામા પણ જુગારના કાયદામાથી છટકી જતા સરતના જુગારીઓથી ભરેની ટ્રેનમા સ્થાન લીધુ નવીન રચનાવાળી આ ટ્રેનમા એક ગાડીમાથી અન્યમા એમ સહજ જઈ શકાતુ હોવાથી, લોકવૃત્તિનુ અવલોકન કરવાની મઝા પડી શુ યુરોપીઅન કે શુ દેશી સહુ કોઈ આનંદમા, હુલ્લક સાહિત્યમા ગુચાઈ ગએલા લાગતા થોડા સમયમા ચાર ચાર પાચ પાચની ટોળીઓ થવા માડી અને રમવાના પાનાનો ઉપયોગ થવા માડયો આવી રીતે શરૂ થએલા વ્યવહારમા ઉછળતી ઉર્મીઓનુ અધ્યયન કરતા કરતા પૂના પહોચ્યા

નગરથી આશરે બે કોશ પર આ વિદ્યાશ્રમ આવેલો છે પ્રદેશ ઉચ્ચ વિભાગમા અને લીલી વનસ્પતિથી રમણીય છે મધ્યભાગમા વિદ્યાલય, અભ્યાસ વિદ્યાર્થીઓના

આશ્રમ અને તદન્તર અન્ય એવાંજ આશ્રમો હોવાથી આ શાન્તતર પ્રદેશ પ્રાચીન ઋષિઓના આશ્રમોનુ ભાન કરાવતો હતો. વિદ્યાર્થીઓનો સમૂહ વધતાં બાંધેલી પર્ણ કુટીઓ આ આશ્રમને રમ્યતર બનાવતી હતી.

પુસ્તકાલયમાં સભા મળતાં વિદ્વંવર્ય રામકૃષ્ણ ગોપાળ ભાણ્ડારકરે સભાપતિ થઇ ગતવર્ષનો વૃત્તાંત વચાવ્યો અને તે ઉપર વિચાર દર્શાવવા સભ્યજનોને સૂચના કરી પાઠશાળામાં ૫૦૦ વિદ્યાર્થીઓ છે. આશ્રમમાં વાસસ્થાન દોઢસો માટેજ છે. પ્રોફેસરો પોતાનું કર્તવ્ય સાંગોપાંગ કરે છે. પ્રતિવર્ષે એક સભ્ય, ધનસંગ્રહાર્થે દેશમાં ફરવા નિસરે છે. આ રીતે થએલા સંગ્રહમાંથી તથા સરકારની મદદથી આખા સોસાઇટીએ, ફરગ્યુસન પાઠશાળા તથા બીજી કેટલીએક ગૌણશાળાના મકાનો બાંધ્યાં છે અને હજી બાંધે છે એક નવા બંધાતા મકાન માટે નાણાની તાણ પડતાં, કર્જ કરવાનો નિશ્ચય થયો. એ કરજ પાછું આપવામાં પોતાના, નામના જ મળતા પગારમાંથી ફાળો આપવાનું જણાવી પ્રોફેસરોએ પોતાની નિસ્વાર્થતાનું દર્શન કરાવ્યું. દેશ સેવામાં આવા જનોની આવશ્યકતા છે. પચીશ વર્ષમાં કેવળ નિસ્વાર્થતાથી જ એક સંસ્થાને પ્રથમ પંક્તિ ઉપર આણવાનુ માન તેના પ્રોફેસરો અને સભ્યોનેજ છે. અને ઇચ્છીએ છીએ કે ગુજરાતમાં આવા આશરાને સમજનારા વિદ્વાન યુવકો બહાર પડે.

---

## " उडी जावुं अहिंयांथी. "

( ગઝલ. )

અમે પરદેશિ પંખિડાં, ઉડી જાવું અહિયાંથી,
નથી વેળા નિમેલીતો, કહો મેળાપ તે કયાંથી ?
તરૂવરની ઉંચી ટોંચે, મનોહર બાંધતા માળા,
મનોહર મુકીએ માળા, ઉડી જાવું અહિયાંથી.
ગમતમાં ગીતડાં ગાતાં, હૈયામાં ખુબ હરખાતાં;
હૃદયમાં એક દિન રોતાં, ઉડી જાવું અહિંયાંથી.
સુગંધી વાય વા શિળો, દિપે તરૂની ઉંચી ડાળો,
ખુશીથી હિંચકા ખાતાં, ઉડી જાવું અહિંયાંથી.
મિઠા રસદાર ફળ મેવા, જતનથી રાત દિન જમતાં,
પદારથ મુકી એ પડતાં, ઉડી જાવું અહિંયાંથી.
ઝુકયાં છે મ્હોરથી ઝાડો, વહે છે પાણીના વહેળા,

તજીને સુખ એ તકનુ, ઉડી જાવુ અહિયાથી
મધુર સ્વમા અમે માતા, રહીએ રાત દિન રાજી,
મનોહર મુકીને માળા, ઉડી જાવુ અહિયાથી
પણે છે પારધી પાપી, ફરે છે નાખીને ફાસો,
ફફડતા મોત ફિકરથી, ઉડી જાવુ અહિયાથી
મુસાફર આ મુસાફરીમા, ઉડી જાવુ અચાનક છે,
મુકીને પખિનો મેળો, ઉડી જાવુ અહિયાથી
ભમે છે મોત લઈ ભાલુ, બચાવે કોણ બાજોથી,
ઉઠાવી અતની આશા, ઉડી જાવુ અહિયાથી
વસતે ઘૂમીએ વનમા, કિલારવ હોશથી કરતા,
ભવાની બાજના ભયથી, ઉડી જાવુ અહિયાથી

ભવાનિશકર નરસિહનામ

---

# इग्लाडना युवराजनु जीवन-सूत्र

---

દરેક મહા પુરૂષના જીવન સૂત્રમાથી જિજ્ઞાસુને ઘણુ શીખવાનુ મળે છે તેમના જીવનનો આદર્શ અને તેમના પ્રત્યેક કાર્યને ખરી રીતે સમજાવનાર કુચી આ જીવન-સૂત્રો જ છે રાજા રામમોહનરાય કે સ્વામિ વિવેકાનન્દ સરખા જગત્ ગુરૂઓના, અથવા મહુમ શેઠ ટાટા સરખા ધનેશ્વરીઓના, નેપોલીયન કે હેનીબાલ સરખા સગ્રામ-વીરોના અથવા ગ્લેડસ્ટન કે મોર્લે સરખા રાજનીતિજ્ઞ પુરૂષોના જીવન ચરિત્રો જોતા તરત જણાશે કે તેમણે પોતાના જીવન માર્ગ જુવાનીમાથી આકી મુકયા હતા અને તેના ઉપર પ્રકાશ નાખવાને અથવા તેનુ નિરતર સ્મરણ રાખવાને સૂચક શબ્દોના ન્હાના વાકયો પોતાના જીવન સૂત્ર તરીકે પસદ કરી મૂકયા હશે

ઇગ્લાડના પાટવી કુવરનુ જીવન સૂત્ર મનન કરવા યોગ્ય છે એ સૂત્ર હાલના યુવરાજનુ જ નથી પણ લગભગ છસો વર્ષ થયા તેમની પહેલાના દરેક યુવરાજે ધારણ કર્યુ હતુ અને ભવિષ્યના પાટવી કુમારો પણ એને પોતાનુ ગણશે

ઈ. સ. ૧૩૪૭ માં ઈંગ્લંડ અને ફ્રાન્સના સો વર્ષના વિગ્રહને પ્રસંગે, બાદશાહ એડવર્ડ ત્રીજાના પાટવી કુમારે સોળ વર્ષની વયે ક્રેસેના સંગ્રામમાં બોહીમીયાના રાજાને પરાજિત કરી તેની ધ્વજા સ્વહસ્તક કરી હતી. એ ધ્વજા ઉપર

જર્મન ભાષામાં " Ich Dien " " હું સેવક છું " એવું ન્હાનું વાકય લખેલુ હતું. એ વાકયને ઈંગ્લાંડના વિજયી રાજપુત્રે પોતાના જીવન સૂત્ર તરીકે માની લીધું, અને તે દિવસથી એ પદવી ભોગવતા દરેક રાજકુમારે એને પોતાનું ગણ્યુ છે.

હું સેવક છું, સેવ્ય નથી, મારે કર્તવ્યો કરવાનાં છે, અધિકાર ભોગવવાના નથી એ ભાવના કેવી ઉચ્ચતમ છે? બ્રિટિશ પાયતખ્ત પર બેસનાર રાજવીને આવી ઉત્તમ કોટિની વિનીતતા કેટલી શોભા આપે છે?

" હું સેવક છું " કોનો એ સહજ પ્રશ્ન થાય છે. એ સૂત્ર ધારણ કરનાર અનેક નૃપતિઓનો નૃપતિ થનાર રાજકુમાર કોનો સેવક હશે? પ્રજાનો, પ્રજાને પાળનાર વિદ્યમાન રાજેન્દ્રનો અને સર્વને પાળનાર ત્રિલોકાધિશ પરમાત્માનો હું સેવકછુ એવો વ્યંગ્યઅર્થ આ ન્હાના વાકયમાંથી નીકળે છે તે જોઈ દરેક જણ કબુલ કરશે કે તે કેવું અર્થગંભીર છે?

कर्मण्येवाधि कारस्ते न फलेषु कदाचन ॥

હું સેવા કરવા જન્મ્યો છું, અધિકાર ભોગવવા નહિ, એવી ભાવના વ્યવહાર અને પરમાર્થ ઉભયની સરણિ છે. અહંકાર અને મમત્વને લીધે અનેક પ્રકારના કલહ, વૈર વિનાશ ઉત્પન્ન થતાં આપણા ટુંકા અનુભવમાં ઘણી વેળા જોઈએ છીએ. આખા જગતમાં નિત્ય એવા કેટલાક થતા હશે?

સેંકડો ગરીબો અન્ન માગે છે, સેંકડો દરદીઓ કમકમાટ ઉપજાવે એવા વ્યાધિથી પીડાય છે તેમને સહાય કરવી એ પ્રભુ સેવાનું એક સ્વરૂપ છે. પોતાના અધિકાર પરથી હેઠા ઉતરી રંકના રખવાળ કયારે થવાશે? જ્યારે બન્ધુભાવની ભઠ્ઠીમાં મિથ્યાભિમાન ઓગળી જશે, જ્યારે દેશ, જ્ઞાતિ અને વર્ણના ભેદ ી માનવી પરસ્પર સહાય કરવા તત્પર થશે, જ્યારે મનુષ્ય માત્ર સ્નેહની સુર્ણ સાંકળીથી જોડાશે, જ્યારે પાર્થિવ સુખની વાંછનાનો લય થશે ત્યારે પૃથ્વીપર કલ્પવૃક્ષો ડોલશે, દેવનાં દુંદુભી ગડગડશે, ત્યારે પૃથ્વી અને સ્વર્ગ ઉભય શબ્દો એક અર્થવાહક થશે.

WILSONIAN.

# ભલાના હાલ હવાલ

(૧૪૯)

સુગધિ હીન વૃક્ષોને અડેના કોઇનો હાથે,
પડેછે ઘા કુહાડાના સુગધિ વૃક્ષને માથે
ખિલેલા આવળે ફુલો જુઓને કોણ તોડેછે ?
પરતુ મોગરો દીઠો પછી તે કોણ છોડેછે ?
હશે જે પક્ષિઓ સારા ભલા ને કઠના મીઠા,
હશે તે પાજરે કેદી થયેલા તે અમે દીઠા
જુઓને કસ્તુરી માટે મૃગોની શી દશા થાએ!
બિચારા શાત પ્રાણીની, અકાળે જીદગી જાએ
જનારા નીચ રસ્તાના સુખેથી મોજ માણે છે,
ખરે રસ્તે જનારાનો વિપત્તિ અન્ત આણે છે
જમાના ખેર જાલમ છે, ન માલમ શુ થવાનુ છે,
નજુમી કોઇ એવો છે બતાવે શુ થવાનુ છે ?
હજારો હાય નાખે છે, હજારો મોજમા મશગુલ,
હજારો શોકમા છે કે અમારૂ શુ થવાનુ છે!

પાર્વતિપ્રસાદ

---

* જોષી

# ગત વર્ષ.

Ring out the false,
Ring in the true.

Tennyson.

આ વર્ષના પ્રારમ્ભમાં અમે લખ્યુ હતું કે હવે નવા વર્ષનો પડદો ઉપડે છે અને આ જગતનો સૂત્રધાર માયાવી પુતળાં પાસે શા શા નાચ નચાવે છે તે જ માત્ર જોવાનું છે. એ વાક્ય લખાયા પછી કાળનું એક ચક્ર ફરી ગયું અને ઇતિહાસના પટ ઉપર વિવિધ રંગી ચિત્રો આલેખાયાં. પ્રભુની ગતિ અગમ્ય છે. કોને માલમ હતું કે ભરતખંડના ઈતિહાસમાં નોંધાવા લાયક બનાવો આ જ વર્ષમાં બનશે?

પ્રજાનો ઈતિહાસ સૈકાથી નહિં પણ સમગ્ર પ્રજાના જીવનમાં ફેરફાર કરનાર પ્રસંગોથી માપી શકાય છે. ઉપયોગી બનાવ વગરના આખા શતક કરતા તેવા બનાવોથી ભરપૂર એક વર્ષ વધારે અગત્યનું મનાય છે.

ચાલુ વર્ષ ભરતખંડની પ્રજાના ઇતિહાસમા અગત્યનું છે. રાજકિય વાતાવરણમાં અનેક ધૂમકેતુએ દેખાવ આપ્યો આખા વર્ષમાં એક પછી એક ચોંકાવનાર બનાવો ચાલ્યા આવ્યા. પ્રથમ કોંગ્રેસના નેતાઓમાં વધતો જતો મતભેદ અને પરિણામે સુરતમાં થયેલી જાદવાસ્થળીએ લોકનું ધ્યાન ખેંચ્યું. બંગાળાના બોંબ પ્રકરણમાં અને પછી તરતજ શરૂ થયેલા રાજદ્રોહના મુકરદમામાં લગભગ વર્ષ પસાર થયું. હાલમાં કાંઇક શાંતિ પથરાતી લાગે છે.

વર્ષાના કાળાં વાદળાં વિખરાયાં છે. અને થોડા દિવસ ઉપર શરદનો પૂર્ણ ચંદ્રમા સ્વચ્છ ભૂરા આકાશમાં પ્રકાશી રહ્યો હતો તેમ ભારતવાસીઓનાં હૃદયમાં પ્રભુ-કૃપાનો પૂર્ણ ચંદ્ર પ્રકાશો એવી અમારી યાચના છે.

દીપોત્સવીની દીપમાળાની રોશનીથી અન્ધકારનો નાશ થાઓ. અસત્યનો ધ્વંસ થાઓ અને સત્યના વિજય-ડંકા વાગો, એ અમારી પ્રાર્થના છે. તેનો સ્વીકાર થવે. પ્રભુને આધીન છે તેથી તે કૃપાળુની પ્રાર્થના કરી આ અંક સમાપ્ત કરીએ.

હે કૃપાનિધાન અવિનાશી પ્રભો! અમારે માથે ઝઝુમતી વિપત્તિઓને વિખેરી નાંખો. સાગરનાં મોજાં તમારા મંત્રથી શાંત કરો. પ્રભો! અમારાં હૃદયમાં તમારી દિવ્ય જ્યોતિ પ્રકટાવો. અમારાં, અમારા સ્નેહીઓના, અમારા દેશીઓના સર્વના હૃદયમાં પ્રકટાવો. અમને પરમ શાંતિ આપો અને તમારે મન્દિરે પહોંચવાના માર્ગે ચડાવો. પ્રભો!

નર્મદાશંકર બાળાશંકર.

( આર્ય ધર્મ પ્રકાશના વાચકોને )

## नवा वर्षनुं अभिनंदन.

રાગ યમન કલ્યાણ.

સુખદાયક હો શુભ સંવત્સર....ટેક
મંગળમય આ સમયે સ્નેહી !
રવિરાજાનાં જ્યમ પ્રસરે કર,
નિશદિન તેમ સખા ! તમ ઘર ઘર,
ઉદય કિરણુ પ્રસરો સુંદરવર. સુખ.
પ્રાણીગણોને પોષણદાયક,
શીત સમીર વહે જ્યમ સુખકર,
ઈશ કૃપાલહરી વહી તેમ ન,
અર્પો સુખસંપત અતિ મુદભર, સુખ.
મંગળ–મય માગું જગજીવન,
મંગળ સમયે જોડી ઉભય કર;
મંગળમય મન તન ધન આપી,
વ્હાર કરો વેગે વિશ્વંભર. સુખ

જગજીવન કાલિદાસ પાઠક.

## सांख्य दर्शन सार.

અખિલ જગત ( Macrocosm ) અને સૂક્ષ્મ જગત ( microcosm ) એવી બે પ્રકારની સૃષ્ટિ હોય છે. અનુભવ વડે આપણને બેઉ સૃષ્ટિમાંથી સત્ય જ્ઞાનની પ્રાપ્તિ થાયછે. કેવળ માનસિક વ્યાપારજન્ય જ્ઞાન તે માનસશાસ્ત્ર, અને આધ્યાત્મિક વિદ્યા; કેવળ ઇન્દ્રિયજન્ય જ્ઞાન તે ભૌતિક શાસ્ત્ર વિગેરે.

ગમે તે રીતે મેળવેલું જ્ઞાન જો કેવળ સત્ય હોય તો એક જ હોવું જોઈએ. સૂક્ષ્મ જગતમાંથી જે તત્વજ્ઞાન પ્રાપ્ત થાય તે જ જ્ઞાન સ્થૂળ જગતના અભ્યાસને પણ થવું જોઇએ; કારણકે જે સ્થૂળ જગતમાં છે તેનું તેજ સૂક્ષ્મ જગતમાં છે. પણ માત્ર સૂક્ષ્મ રૂપે; ખરી રીતે જોતાં તો ભૌતિકશાસ્ત્ર અને માનસશાસ્ત્રના સિદ્ધાંતો પરિણામે એક જ હોવા જોઈએ.

પરંતુ આપણે એથી વિપરીત સ્થિતિ જોઈએછીએ ભૌતિકશાસ્ત્રના અભ્યાસીઓ પ્રાચીન વિદ્વાનોના મતનું ખંડન કરે છે અર્વાચીન યુગમાં એથી ઉલટું હતું ધર્મ ગુરૂઓ ઉગતા વિજ્ઞાન શાસ્ત્રને ગુંગળાવી મારવાને યત્ન કરતા હતા ખરૂં જોતાં બેઉ ખોટા હતા સત્ય એકજ હોય અને ગમે તે રીતે જોતાં એક જ દેખાવું જોઈએ

જેમ હાલ યૂરોપના વિદ્વાનો વિજ્ઞાનશાસ્ત્રના અભ્યાસમાં ઘણા આગળ વધ્યા છે તેમ ભરતખંડના પ્રાચીન કાળના વિદ્વાનો માનસશાસ્ત્રના અભ્યાસમાં ઘણા ઉંડા ઉતર્યા હતા

યૂરોપખંડમાં અર્વાચીન યુગમાં સૃષ્ટિના ઉત્પત્તિ ક્રમ વિષે જે માન્યતા હતી તેને આધુનિક વિજ્ઞાનશાસ્ત્રે ખોટી ઠરાવી છે પણ જે રીતે ભરતખંડના વિદ્વાનોએ સૃષ્ટિનો ઉત્પત્તિ ક્રમ સમજાવ્યો છે તેની સાથે આધુનિક વિજ્ઞાનશાસ્ત્ર મળતું આવે છે અને જ્યાં બેઉ જૂદા પડેછે ત્યાં અપૂર્ણતા પાશ્ચાત્ય વિદ્વાનોની છે, એ સમય જતાં સર્વેના સમજવામાં આવશે

જેને સામાન્ય ભાષામાં આપણે કુદરત કહીએછીએ તેને વેદાન્તની પરિભાષામાં 'પ્રકૃતિ" અને પાશ્ચાત્ય વિદ્વાનો Nature કહેછે એથી પણ વધારે યોગ્ય શબ્દ "અવ્યક્ત" છે કે જેમાંથી અણુ, પરમાણુ, દ્રવ્ય, શક્તિ, મન, બુદ્ધિ સર્વની ઉત્પત્તિ થાયછે આધુનિક વિજ્ઞાનશાસ્ત્રીઓ મનને દ્રવ્યનું સૂક્ષ્મ સ્વરૂપ કહે છે પ્રાચીન વેદાન્તીઓનું મત પણ એવું જ હતું મનોવ્યાપાર અને બુદ્ધિ પણ એ "અવ્યક્ત"માંથી જ જન્મ લેછે

શક્તિઓ ત્રણ પ્રકારની હોયછે—સત્વ રજસ અને તમસ્ તમસ્ સર્વથી કનિષ્ટ છે તેનો વ્યાપાર આકર્ષણનો છે એથી જરાક ઉચ્ચ શક્તિ રજસ્ છે એનો વ્યાપાર પ્રત્યાઘાત કરવાનોછે સૌથી ઉચ્ચતમ શક્તિ સત્વ છે તેનો વ્યાપાર રજસ અને તમસ્‌ને નિયમિત કરવાનોછે જ્યારે એ બેઉ સત્વને વશ હોયછે ત્યારે ગતિ ઉદ્ભવી શકતી નથી—ઉત્પત્તિ થઇ શકતી નથી પણ જ્યારે બેમાંથી એક શક્તિનું પ્રાબલ્ય થાયછે ત્યારે સમતોલ જતું રહેછે અને સૃષ્ટિનો ઉત્પત્તિ ક્રમ ચાલ્યો આવેછે બેઉ શક્તિના જૂદી જૂદી રીતે થયેલા સંમિલનથી સૃષ્ટિ ઉત્પન્ન થાયછે એ પ્રમાણે એક કલ્પ સુધી ચાલ્યે જાય છે ત્યાર પછી ફરીથી બેઉ શક્તિઓ સરખી થઈ જાયછે અને સૃષ્ટિની પૂર્વ સ્થિતિ પાછી આવેછે વળી બીજું એક આન્દોલન મળેછે, અને તેને પરિણામે સૃષ્ટિની ઉત્પત્તિ વતી આપણને દેખાય છે એ પ્રમાણે ઉત્પત્તિ અને લયની પરંપરા ચાલી આવેછે

કેટલાક વિદ્વાનોનું એવું મત છે કે એકકે વખતે આખા જગતનો લય થાયછે; બીજાનું એવું ધારવું છે કે એકકે વખતે અમુક ભાગનોજ લય થાયછે. તેથી કરીને જ્યારે એક ગ્રહમંડળનો વ્યાપાર બંધ થાયછે ત્યારે જગતનાં બીજાં મંડળો વ્યાપારવત્ હોયછે. ઉત્પત્તિ અને લય એ બેઉ યુગ મળીને એક " કલ્પ " થાયછે. બ્રહ્મ જગતને ઉચ્છવાસ રૂપે બ્હાર કહાડતો હોય અને તેને પાછું પોતામાં ખેંચી લેતો હોય એવું વેદાન્તીઓનું માનવું છે. હવે પ્રશ્ન થાયછે કે લય થયા પછી જગતનું શું થાયછે ? તે માત્ર સૂક્ષ્મરૂપે રહેછે. વેદાન્તમાં એને " કારણ શરીર " કહે છે હેતુ, કાળ દિશા એ સર્વે ઉપપન્ન રૂપે ( potential ) હોયછે. તેમાંથી આંદોલન મળતાં જગત પાછું ઉત્પન્ન થાયછે. એ પ્રમાણે અનાદિથી ચાલ્યું આવેછે. જગતની ઉત્પત્તિ એટલે અમુક કલ્પમાં તેની ઉત્પત્તિ એવું સમજી લેવું.

આ જગતના સ્થુળ દ્રવ્યને આપણે જડ પદાર્થ કહીએછીએ. વેદાન્તમાં એને " ભૂત " એટલે ઇન્દ્રિયગોચર દ્રવ્ય કહેછે પણ એ દ્રવ્ય અનાદિ અને અનન્ત છે. બીજાં બધાં દ્રવ્યો આ એકમાંથી ઉત્પન્ન થયાંછે. તે અનાદિ દ્રવ્યનું નામ " આકાશ " છે. આધુનિક વિજ્ઞાનશાસ્ત્રનો ઇથર ( Ether ) તે આપણા વિદ્વાનોનું " આકાશ " સઘળા તત્વોનું મૂળ તત્વ આ " આકાશ " અને તેની સાથે બીજું એક તત્વ તેને " પ્રાણ " કહેછે. " પ્રાણ " અને " આકાશ " અનાદિ છે અને તેમના નાના પ્રકારના સંયોગથી આ દશ્ય જગત પેદા થયુંછે. કલ્પને અન્તે સઘળાનો લય થાયછે ત્યારે માત્ર " આકાશ અને પ્રાણ " અવ્યકત રૂપે રહેછે. ઋગ્વેદમાં આ વિષય પર એક મંત્ર છે. " જ્યારે સત્ ન હતું તથા અસત્ પણ ન હતુ, ત્યારે શું શું હતું ? ત્યારે અનાદિ તત્વ ગતિ વિનાનું હતું " એ અનાદિ તત્વમાં " પ્રાણ અને આકાશ " ગુઢ હતાં. દરેક કલ્પના આરંભમાં આ " અવ્યકત " ને આંદોલન મળેછે આકાશ ઉપર પ્રાણ આઘાત કરે છે. તેનાથી ઘનીકરણ થાયછે આકર્ષણથી પરમાણુ બંધાયછે. તેમના ઘનીકરણથી અણુ અને અણુના ઘનીકરણથી જગતનાં વિવિધ દ્રવ્યો બનેછે. પ્રાણના આઘાતથી આકાશમાં આન્દોલન ઉત્પન્ન થવાથી વાયુ થાયછે. આન્દોલન વધી જતાં ઉષ્ણતા પેદા થાયછે, જેને તેજ કહેછે. પાછળથી તેનું ઘનીકરણ થતાં જળ અને પૃથ્વી બને છે આવો ઉત્પત્તિ ક્રમ છે. જ્યારે લય થાયછે ત્યારે એજ ક્રિયા વિપરીત રીતે થાયછે. નક્કર દ્રવ્યો પીગળી પ્રવાહી બનેછે. તેમાંથી ઉષ્ણતા અને તેજ થાયછે, તેમાંથી વાયુ થાયછે અણુના પરમાણુ થાયછે. અને અન્તે આન્દોલન બંધ પડતાં માત્ર પ્રાણ અને આકાશ અવ્યકત રૂપે રહેછે. આધુનિક ખગોળ વિદ્યાની " નેબ્યુલર થીયરી " સાથે ઉપલો વૃત્તાન્ત મળતો આવેછે. તેમાં સૃષ્ટિની ઉત્પત્તિ અને તેનો લય એજ રીતે સમજાવ્યોછે.

આકાશ વિના એકલા પ્રાણનો વ્યાપાર થઈ શકતો નથી જે જે ગતિ, આ ગેલન વિગેરે આપણે જોઈએછીએ તે પ્રાણનાજ રૂપાંતર છે દ્રવ્યના જે આપણે સ્વરૂપ જોઈએછીએ તે આકાશના બનેલાછે ગુરૂત્વાકર્ષણ વિગેરે શકિતઓ જ્યારે પ્રાણ ઉત્પન્ન કરેછે ત્યારે તેને આકાશની સહાયતાની જરૂર છે, કારણકે દ્રવ્ય વગર એકલી શકિત કોના ઉપર પોતાનુ બળ અજમાવે? જેને આપણે શકિત અને દ્રવ્ય તરીકે ઓળખીએછીએ તે પ્રાણ અને આકાશના સ્થુળ રૂપાંતરો છે

કેટલાએક પાશ્ચાત્ય વિદ્વાનોનુ એવુ માનવુ છે કે જોનાર વ્યકિત ન હોય તો આખુ જગત ઉદ્ભવી શકેજ નહિ જો બધા પ્રાણીઓનો નાશ થાય અને જોનાર, વિચારનાર કોઈ રહે નહિ તો આ સઘળુ દૃશ્ય જગત શૂન્ય થઈ જાય ઉપર ઉપરની દ્રષ્ટિએ જોતા આ અસંભવિત લાગેછે પણ તેને સિદ્ધ કરાય તેમ છે

આપણે ઉપર જોઇ ગયા કે સ્થુળ દ્રવ્યોને "ભૂત" કહેછે અને એ "ભૂત" સુક્ષ્મ તત્વોના બનેલાછે પ્રત્યેક સ્થુળ વસ્તુ સુક્ષ્મ તત્વોમાથી "ભૂત" પેદા થાયછે તેને વેદાન્તમા "તન્માત્ર" કહેછે આપણાથી થોડેક અંતરે પડેલા ફૂલની આપણને ગંધ આવેછે, ત્યાં ફૂલમાથી કાઈક તત્વ આવીને આપણી ઘ્રાણેંદ્રિય સાથે સંયુકત થવુ જોઈએ આપણે તેને જોઈ શકતા નથી તેમ ફૂલ પણ પોતાની જગ્યાએથી ખસતુ નથી પણ નાકને કાઈક અડકયા વગર આપણને કદી ગન્ધનુ જ્ઞાન થાય નહિ જેને વેદાન્તમા "તન્માત્ર" કહેછે તે ફૂલના ઘણા સુક્ષ્મ પરમાણુઓ આપણને ફૂલની ગન્ધ આપેછે ઉષ્ણતા, તેજ, શબ્દ વિગેરેનુ પણ એમજ સમજવુ આ તંમાત્રના સુક્ષ્મતર વિભાગ થઇ શકેછે એ તો નકકીજ છે કે સ્થુળ પદાર્થો આવા સુક્ષ્મ તન્માત્રના એકત્ર થવાથી બન્યાછે એ તત્માત્રો આપણી આખ કાન, નાસિકા વિગેરેના જ્ઞાનતંતુઓ સાથે અફળાયછે ત્યારે આપણે સ્વરૂપ, શબ્દ વિગેરે જાણી શકીએછીએ તેજના મોજા આપણે જોઇ શકતા નથી પણ આખની કીકીના મધ્ય બિંદુ (Retina) સાથે આકાશના મોજા અફળાયછે ત્યારેજ આપણે જોઇ શકીએછીએ હવે એ "તન્માત્ર" નુ કારણ શુ? આપણા માનસશાસ્ત્રી એ કહેછે કે "અહંકાર" (Self Consciousness) સુક્ષ્મ દ્રવ્યો અને ઈંદ્રિયોનુ કારણ આ અહંકાર ઇંદ્રિયોથી ક્રિયા થઇ શકતી નથી આપણે આખ વડે જોઈએછીએ પરંતુ જો આખજ જોઇ શકતી હોય તો માણસ મરી ગયા પછી તેની આખ કેમ જોઇ શકતી નથી? આખ તેની તેજ છે ત્યારે ફેરફાર શામા થયો છે? ખરૂ જોતા તો અહંકાર જે ખરેખરો જોનાર સાભળનાર વિગેરે ક્રિયાઓ કરનાર છે, તેના જવાથી ઇન્દ્રિઓ અકાર્ય રહે છે આધુનિક વિજ્ઞાન શાસ્ત્રી કહેશે કે મગજમા જ્ઞાનતંતુઓનુ મધ્ય બિંદુ (nerve center) છે જેના વડે માણસની ઇંદ્રિયો પોતાના વ્યાપાર ચલાવી શકેછે

જોવા માટે, ચાખવા માટે, સાંભળવા માટે એ પ્રમાણે દરેક જુદી ક્રિયા માટે જુદી ઇંદ્રિ રાખવાને બદલે એક જ જ્ઞાનેંદ્રિય હોય તો શું ન ચાલે? પરંતુ જ્યારે આપણું ધ્યાન કોઇની સાથે વાતમાં હોયછે ત્યારે ઘણીવાર આપણી પાસે શું થાયછે તે આપણે જોઈ શકતા નથી કેમકે આપણું મન સાંભળવામાં જ લાગેલું છે. એક વ્યાપારમાંથી છુટા થયા સિવાય બીજા વ્યાપારમાં તેનાથી પરોવાઈ શકાય નહિ. જો એક જ ઇંદ્રિય હોય તો આપણે એકકે વખત ઘણી ક્રિયાઓ કરી શકીયે. આપણે નથી કરી શકતા એટલે આપણને વધારે ઇન્દ્રિયો છે એ સાબીત થાયછે. આધુનિક વિજ્ઞાન શાસ્ત્રનું પણ એવું જ મત છે. ઘણીવાર આપણે સામટાં એકાદ બે કામ કરી શકીયેછીયે. પણ તેનું કારણ એ છે કે મન એકે ક્રિયામાં થોડું થોડું રોકાયલું રહેછે.

ઇન્દ્રિયો બે પ્રકારની છે. સ્થુળ તત્વોની બનેલી કર્મેન્દ્રિયો. પણ તે સિવાય બીજી પાંચ જ્ઞાનેન્દ્રિયો છે તે પ્રાણના સૂક્ષ્મ તત્વોની બનેલી છે. એ પાંચ જ્ઞાનેંદ્રિયો અને અહંકાર મળીને માણસનું **સૂક્ષ્મ** અથવા લિંગ શરીર થાયછે.

આ લિંગ દેહને ચોક્કસ સ્વરૂપ હોયછે. જ્ઞાનેન્દ્રિયોની પાછળ "મન" રહે છે. **મન** એટલે "ચિત્ત" ની આન્દોલનવાળી સ્થિતિ. તળાવમાં પથરો નાંખીયે તો પાણીમાં આન્દોલન ઉત્પન્ન થશે અને પછી પથ્થર ઉપર પાણી પ્રત્યાઘાત કરશે. તેવી જ રીતે જ્યારે ચિત્ત ઉપર કશાની પ્રતિમા પડેછે ત્યારે પ્રથમ તેમાં આન્દોલન ઉત્પન્ન થાય છે. આ સ્થિતિને મન કહે છે. પછી તેનો પ્રત્યાઘાત થાય છે. તે પ્રત્યાઘાત કરનારને ઇચ્છા (Will) કહેછે. ઇચ્છાની પછી સઘળી ક્રિયામાં મુખ્ય ભાગ લેનાર અહંકાર છે. તેના પછી 'બુદ્ધિ" અને ત્યાર પછી 'પુરૂષ,' જે પરમ શુદ્ધ અને નિર્ગુણ છે. જે સઘળું માત્ર સાક્ષીવત જાણેછે. પોતે નિર્દોષ શુદ્ધ રહે છે. પરંતુ વેદાન્તમાં જેને 'અધ્યાસ' કહેછે તેથી કરીને આપણને સ્વલિપ્ત દેખાય છે. સફેદ આરસના પથ્થર ઉપર લાલ કરેણનું ફુલ ધરીયે એટલે તે પથ્થર આપણને લાલ દેખાશે. પીળું ફુલ ધર્યાથી પીળો દેખાશે. તેવું આ પુરૂષ આત્માનું સમજવાનું છે. એવા આત્મા ઘણા છે. તે બધા સ્થુળ અને સુક્ષ્મ ઇન્દ્રિયોના વ્યાપારથી આપણને રંગીન લાગેછે. પ્રકૃતિની સઘળી ક્રિયા આત્માના લાભ માટે છે. સૃષ્ટિની ઉત્પત્તિ આત્માના કલ્યાણ અને મોક્ષ માટે છે. આ સૃષ્ટિરૂપી મહાન ગ્રંથ આત્મા આગળ ધરવામાં આવ્યોછે. જેમાંથી જ્ઞાન મેળવી તે સર્વજ્ઞ અને સર્વશક્તિમાન થઇ શકે.

સાંખ્ય દર્શનકાર કપિલ મુનિ સૃષ્ટિના પેદા કરનાર પ્રભુને માનતા નહિ. તેના મત પ્રમાણે સૃષ્ટિની ઉત્પત્તિમાં પરમેશ્વરના હાથની અગત્ય નથી. અને ઇશ્વરે આ જગતની કલ્પના કરી પોતે સરજ્યું છે એ માન્યતામાં બાલીશતા છે. તેમના માનવા પ્રમાણે પ્રકૃતિ પોતે સઘળું કરી શકેછે. પરંતુ ઇશ્વર વિષે તેની ભાવના ભિન્ન

પ્રકારની છે આપણે મુકિત મેળવવા માટે પ્રયત્ન કરીએછીએ જ્યારે મુક્તિ મળે છે ત્યારે આત્મા થોડા કાળ સુધી પ્રકૃતિમા વિલીન થાય છે અને બીજા કલ્પના આરભમા તે આત્મા સર્વજ્ઞ થઈને સવ આત્માનો નેતા થાયછે કપિલ જેને ઇશ્વર કહેછે તે આ સવજ્ઞ આત્મા જ એનો અધિકાર ચિરસ્થાયી હોતો નથી થોડા કાળ પછી એની જગ્યા બીજા મુક્ત થયેલા આત્માને મળેછે પણ સઘળા જગતનો અનાદિ અનત પરમાત્મા કપિલના મત,પ્રમાણે નથી જો પરમાત્મા હોય તો કાતો તે બદ્ધ હોય અથવા મુક્ત હોય જો કેવળ મુક્ત હોય તો સૃષ્ટિ ઉત્પન્ન કરે નહિ, કેમકે તેમ કરવાની અગત્ય નથી જો બદ્ધ હોય તો એનાથી ઉત્પત્તિ થઇ શકે જ નહિ માટે ઉભય રીતે જોતા કોઇ સવજ્ઞ સર્વશકિતમાન પરમાત્મા છે જ નહિ જ્યા ત્યા ઇશ્વર એનો શબ્દ કપિલ મુનિએ વાપર્યોછે ત્યા આપણે ઉપર જોયો તેવા સાકડા અર્થમા જ વાપર્યોછે વેદાત શાસ્ત્ર પ્રમાણે પ્રત્યેક આત્મા બ્રહ્મમા એકત્ર થાયછે પણ એ મત કપિલ મુનિ સ્વીકારતા નથી તેમનો દ્વૈતવાદ છે

સાખ્યમત પ્રમાણે આત્મા ક્રમે સવજ્ઞ અને સવશક્તિમાન થશે પણ અત્રે પ્રશ્ન થાય છે કે આત્મા પોતાની મુક્ત દશામાથી બધન શી રીતે પામ્યો ? સાખ્યમત પ્રમાણે એ અનાદિ છે ત્યારે જો બધન અનાદિ હોય તો આપણે કદી મુક્ત થઇ શકીયેજ નહિ કપિલ મુનીના મત પ્રમાણે “ અનાદિ ” એક અખડ લીટિમા નહિ પ્રકૃતિ અનાદિ છે અને અનત છે પણ આત્માનુ અનાદિત્વ એથી જૂદા પ્રકારનુ છે કેમકે પ્રકૃતિ કાઈ એક વ્યકિત નથી એક નદી છે તેમા હર ઘડિએ નવુ નવુ પાણી આવ્યા કરેછે એ બધા પાણીનો સમૂહ મળીને એક નદી થાય તેથી કરીને જે નદી આપણે એક ઘડિએ જોઈએ તે બદલાઇ જવાની તેવીજ રીતે પ્રકૃતિમા પણ બધુ બદલાતુ આવેછે પણ આત્મા તેનો તેજ રહે છે, અને તેથી કરીને બદલાતી પ્રકૃતિને લીધે આત્માની મુકિત અસભવનીય નથી

આખુ જગત એકજ કલ્પના ઉપર ઘડાયલુ છે માણસ એ નાનુ જગત ( microcosm ) છે માણસને મન છે જગતમા પણ એક મન છે જ્યારે જગતની ઉત્પત્તિ થાય છે ત્યારે પ્રથમ બુદ્ધિ સ્ફુરે છે, પછી અહકાર અને પછી તન્માત્ર અને તેમાથી જગતના સ્થૂલ તત્ત્વો ઉત્પન્ન થાય છે કપિલ મુનિના મત પ્રમાણે આખુ જગત એક અગ છે સ્થૂલ વસ્તુઓની પાછળ સૂક્ષ્મ વસ્તુઓ હોયછે અને તેમની પાછળ અખિલ અહકાર ( cosmic consciousness ) એ અખિલ અહકારના આપણે અગો છીયે

આ પ્રમાણે સાખ્ય દર્શનકારે જગતની ઉત્પત્તિ અને લય સમજાવ્યોછે અવ્યકતમાથી સઘળુ ઉદ્ભવે છે અને પાછુ અવ્યકતમાજ સમાયછે

નર્મદાશકર બાળાશકર

# શિવ સમુદ્રમ્

સુરતમાં રાષ્ટ્રિય સભાનો વિચ્છેદ થયા પછી તેનો પુનરૂદ્ધાર કરવાને જાણે થયેલા પાપનું પ્રાયશ્ચિત કરવાને હોયની તેમ શ્રી ગંગા યમુનાના સંગમ ઉપર પ્રયાગ તીર્થમા અગ્રણીઓની સભા મળી હતી. અત્યુષ્ણ પ્રદેશમાં જાણે ફરતી ઉષ્ણતા ન આવી હોય તેમ મગજની ગરમાગરમીથી વાદવિવાદ કરી કંટાળેલો સમુદાય મુંબઈ પાછો ફર્યો તેમા હું પણ હતો. લાગેલો થાક ઉતારવાને સહ્યાદ્રિની ટોચ પર લોનાવલીના બંગલામાં આરામ ખુરશી પર પડયો પડયો વિચાર કરતો હતો તેટલામાં કેટલાક મિત્રોનું સંયુકત આમન્ત્રણ આવ્યું કે તેજ દિવસે તેમની સાથે મ્હૈસુર રાજ્યના રાજ્યનગર બેંગ્લોર પ્રતિ જવા મારે સાયકાળે ઉપડવું. રાજ્યકીય વિચારના ગુંચવાડામાં પડેલા મગજને કાંઇક શાન્તિ મળશે એ વિચારથી એક કલાકમાં બધી તૈયારી કરી સાયંકાળે છ વાગે લોનાવલી છોડયું. પુનાની આસપાસનો પ્રદેશ તથા ત્યાર પછીનો દિવસ હોય તો અતિ ઉષ્ણતાથી બળી ગયેલી વનસ્પતી વાળો તથા તપી રહેલા પત્થરોમાંથી નિકળતી રક્તતામય આસમાની ઝાંઈ વાળા પ્રદેશને રાત્રિમાં જ ઓળંગી સવારમાં બેલ્ગામ, ધારવાડ લુંડા વિગેરે અતિ રમણીય પ્રદેશોમાંથી કીડી વેગે ચાલતી અમારી આગગાડી જેમ એક સર્પ આનન્દથી ડોલતો ચાલ્યો જતો હોય તેમ લાગતી હતી. ઉત્તર હિંદુસ્તાન તથા પૂર્વ હિંદુસ્તાનમાં પણ મેં ન જોયેલો એવો આ રમણીય પ્રદેશ હતો. ફળ ફુલ આદિ ઉપયોગી વનસ્પતિનાં ઝુંડોનો સેંકડો ગાઉનો જાણે એક મ્હોટો બાગ બની રહ્યો હતો. વચમાં વચમાં ન્હાની ન્હાની પરંતુ આવા ઉષ્ણકાળમા પણ વહેતી નદીઓથી રમણીયતાની પરાકાષ્ઠા થતી હતી. આ રમણીયતાની સરીખામણીમા સ્ટેશનો પર દીસતાં અતિ કાળાં કાંઇક કદરૂપાં અસ્તવ્યસ્ત મહેરવેશનાં લોકો વારંવાર હાસ્ય ઉત્પન્ન કરાવતાં હતા તેમાં પણ મહાકષ્ટે પણ ન સમઝાતી પૂર્વ કાળથી ચાલી આવેલી પરંતુ અનાર્ય કાનડી ભાષા કર્ણને કટુતા પમાડતી મનને ગ્રામ્ય આનંદ આપતી હતી. આવા પ્રકારનો આનદ ભોગવતાં સાયંકાળે તુંગભદ્રા નદીને કાંઠે હરીહર નગરીમાં આવી પહોંચ્યા. મ્હૈસુર રાજ્ય અને મુંબઇ ઇલાકાની વચ્ચે તુંગભદ્રા સીમારૂપ છે દક્ષિણ હિંદુસ્તાનની નદીઓ જોકે લંબાઇમાં અને પોતાની વિશાળતામા ઉત્તર હિંદુસ્તાનની નદીઓ જેવી નથી હોતી છતાં એ નદીઓની આસપાસ પ્રદેશો બહુજ રમણીય હોય છે. એમ કહેવાયછે કે ગોકક પર્વત ઉપરથી પડતો જળધોધ દુનિયામાં સૌથી ઉંચો કહેવાય છે. અહિંઆંથી રાત્રિ પડતા જે તે રમણીય પ્રદેશ આવ્યો તે અંધાર. ાજ ગયો અને પ્રાતઃકાળમાં છ વાગે બેંગલોરનો પ્રદેશ દેખાવા માંડયો. આસપાસ વૃક્ષોનાં ઝુંડોની વચમાંથી વ્હેતા ન્હાનાં ન્હાનાં વ્હેળીઆં, એકાદ કોસ જેટલે દૂર દેખાતા ચીમનીના

ધુમાડા વિગેરે જોતા કાંઇક શહેર, કાંઇક વન અને કેટલેક અંશે ગામડાનો આભાસ પણ થતો હતો સ્ટેશન ઉપર આવતા એજ પ્રકારની પણ જુદી ભાષા બોલનારા તેવા જ કાળા પણ કાંઇક ઠીંગણા લોકો નજરે પડવા માંડ્યા સ્ટેશનની પાસે દોઢ લક્ષ રૂપીઆ ખરચી કોઇ શ્રીમન્ત ગૃહસ્થે મ્હોટી ધર્મશાળા બંધાવેલીછે જુના રિવાજના લોકોની રીત પ્રમાણે હજારો રૂપીઆ ખર્ચી શોભાયમાન બનાવેલા આ મકાનમા ઉતરવા જનાર લોકને એક ભાંગેલી ખુરશી અથવા એક ફાટેલી શેતરંજી પણ મળી શકતી નથી શીત કાળમા વાતા વાયુને અટકાવવા આપણા દેશમા ન જણાતા જે ઉપાયો યોજ્યા છે તે પણ ઉષ્ણ કાળમા દુઃખરૂપ થઇ પડેછે

મુંબઈવાસી જનોને દક્ષિણ હિંદુસ્તાનમા જતા વિદેશમા જવાનો અનુભવ થવા લાગેછે પ્રથમ અનુભવ ભાષાથી જ જણાયછે, કારણકે મ્હેસુરનો સામાન્ય જન હિંદુસ્તાની ભાષા પણ સમજતો નથી પરંતુ ઇંગ્રેજી શિક્ષણનો પ્રચાર એટલો બધો થયોછે કે ભાડુતી ગાડીવાળા તથા મજુરો ઇંગ્રેજી સમજી શકે અને બગીવાળા જેવુ અંગ્રેજી બોલી પણ શકે પૂર્વદેશ અને પશ્ચિમાત્ય રીતરીવાજની સેળભેળ થતા પણ ભિન્નતા એટલી બધી રહી ગઇછે કે ક્ષણે ક્ષણે રમુજ ઉત્પન્ન થાય એક જ ક્ષણે વિલાયતી બુટ કૉલર અને ટાઇવાળા ફૂસવાળો પણ ધર્મચૂસ્ત મનુષ્ય આપણી પાસે ખુરશીપર બેસી ઇંગ્રેજીમા વાતો કરે. પણ તે જ ક્ષણે મૃણ્મય ભૃંગ જેવા તિલક કરી જુના રીતરિવાજ પ્રમાણે પહેરવેશ રાખી મોટા મોટા સમર્થ પશ્ચિમાત્ય વિદ્વાનોને પણ શોભાવે તેવા વાદવિવાદ કરી પોતાના વિચારનુ સમર્થન કરે એક જ કુટુંબમા આખો દિવસ સિડી જ કુદયા કરે એવા છોકરાઓની પાસે જ મુંજનો કંદોરો બાંધી લંગોટીવાળી કૌમાર અવસ્થાની રીતથી વસ્ત્ર પહેરી બેઠેલા વૃદ્ધ જોવામા આવે ગુજરાતના વાચકોને આશ્ચર્ય લાગશે, પરંતુ સંસ્કાર પદ્ધતિમા જોતા સમજાશે કે જ્યા સુધી વિવાહ ન થયો હોય ત્યા સુધી પુરુષને ધોતિઆની કાછડી વાળવાનો અધિકાર નથી અર્થાત્ સફેદ ધોતિઉં સંન્યાસીની પેઠે અંગ ઉપર વિંટાળી લેવુ એ બ્રહ્મચર્યની અથવા અવિવાહિત સ્થિતિની નિશાની ત્યા ગણાય છે અને તે રીતે સેંકડો પુરૂષો આપણને મળે જુના રિવાજ પ્રમાણે મસ્તક ઉપર શિખા રાખવી, શરીરના નીચેના ભાગમા ઉપર કહ્યા પ્રમાણે અંચળો જ પહેરવો અને એક અંગ વસ્ત્ર ઓઢવુ એ પ્રાચીન બ્રહ્મવેશ અને તેની સાથે અંગ્રેજી ભાષા સાંભળતા હાસ્ય થયા વગર રહેતુ નહિ

શિવ અને વિષ્ણુનો વિરોધ ઉત્તર હિંદુસ્તાનમાથી નાસતા નાસતા દેશને દક્ષિણ છેડે જાણે સ્થાયી થયો હોય એમ લાગે છે પોતાને અત્યંત પવિત્ર અને ઉચ્ચ માનતા રામાનુજાનુયાયી આયંગર બ્રાહ્મણો શિવાલયમા પગ પણ ન મુકે આટલા બધા દુરાગ્રહનો અનાદર કરનારા તોપણ એની અસરથી બાતલ ન રહેલા અન્ય બ્રાહ્મણો પોતાને સ્માર્ત કહેવરાવેછે પરંતુ તેઓ પણ કેવળ શિવલિંગ જ

એ પારાને હાથેથી ઉખેડી લેતાં પારો, સુવર્ણ અને બીજી વનસ્પાત વાળો એ ગોળો થાયછે. એ ગોળાને ભઠ્ઠીમાં મૂકી પારાને ઉડાવી દઇ અને વનસ્પતિને બાળી નાંખી સોનું જુદું પાડવામાં આવેછે. આ સર્વ પ્રયોગો જોઇ યુરોપીયન આમડાનો અનુભવ કરી સાયંકાળે બેંગ્લોર પાછા આવ્યા.

કોલ્હારમાં ચાલતી ખાણો, બેંગ્લોરમાં કાર્ય કરતાં રૂનાં વથા ઉનનાં કારખાનાં તથા બીજાં પણ કેટલાંક કાર્યો અવિચ્છિન્ન વહેતા વિદ્યુત્ પ્રવાહથી કરવામાં આવેછે. આ પ્રવાહ બેંગ્લોરથી આશરે પચીશ કોશપર આવેલા અવિચ્છિન્ન વહેતા તથા આશરે પાંચસેં ફુટની ઉંચાઇએથી અત્યંત જોરથી થતા કાવેરીના વિનિપાત ( Waterfall ) માંથી ઉત્પન્ન કરવામાં આવેછે આ કાર્ય માટે જે ઠેકાણે આ વિનિપાતનો સંયોગ છે તે સ્થાને મોટા યંત્રોની યોજના કરીછે, જે જોવાને તે જ રાત્રીએ મ્હેસુર જતી ટ્રેનમાં અમે નીસર્યા. રાત્રીના ચાર વાગ્યાને સુમારે મદ્દૂર સ્ટેશન પર ઉતરી અર્ધું અંગ્રેજી બોલતા ટાંગાવાળાએ સાથે આવવા જવાનો બંદોબસ્ત કરી પ્રાતઃકાળમાં કાવેરીનો રસ્તો લીધો. કાંઇક મ્હેસુર તરફ વળતો આ રસ્તો દશ માઇલ સુધી જાય છે. માર્ગમાં ન્હાનાં ન્હાના ગામોની આસપાસ ફળદ્રૂપ વાડીએ તથા કોઈ સ્થાને સ્વાભાવિક બની રહેલાં તળાવો પણ છે. આશરે નવ વાગ્યાને સુમારે કાવેરી તટની નજીક આવતાં એક રમણીય ભવ્ય દેખાવ નજરે પડયો. અમારા જમણા હાથ ઉપર ઉંચી ટેકરી અખંડ આવી રહેલી હતી તથા ડાબા હાથ ઉપર ત્રણસેથી ચારસો ફુટ ઉંડી ખીણમાં ખળખળ અવાજ કરતી કાવેરી વહેતી હતી. અમારી સામે નજર કરતાં સમુદ્રપ્રાય મ્હોટું સરોવર જોયું હોય એવો દેખાવ થઇ રહ્યો હતો. એ તળાવની મધ્યમાં જાણે કોઇએ મહેલ બાંધ્યો ય અને તેના અસંખ્ય દરવાજા ખુલ્લા પડયા હોય એવું કાંઇક અમને દીસવા લાગ્યુ

આવા નિર્જન અરણ્યમાં આવું ભવ્ય દેખાતું મકાન કોનું હશે એ જીજ્ઞાસાથી ટાંગાવાળાને પૂછતાં તેણે હસીને અમારી ભૂલ ભાંગી કે એ તો પ્રાચીન કાળમાં બાંધેલો સેતુ છે. એ સેતુથી શિવસમુદ્રમ્‌ના ટાપુ ઉપર જવાય છે. એક વસ્તુ કહેવાની અમે ભૂલી ગયા છીએ તે એ કે મ્હેસુર પ્રદેશ પથ્થરને માટે પણ બહુ વખણાયછે. આપણા દેશમાં સામાન્ય રીતે જ્યાં જ્યા લાકડું વપરાય છે તે તે સ્થાને મ્હેસુરમાં પથ્થર વાપરવામાં આવેછે. ત્યાંનો પથ્થર અખંડ હોવાથી ત્રીશથી ચાળીશ ફુટ સુધીનો એક એક પથ્થર કાપી શકાયછે. બહુ ચિવટ અને કઠણ હોવાથી ઘરના ભાલ કરવામાં પણ કામ લાગેછે. ઘરના ઘાલલા બારસાખ વિગેરે પણ પથ્થરના જ થઇ શકેછે. રસ્તામાં નજર કરો તો ટેલીગ્રાફના થાંભલાઓ રસ્તા પર બેસવાના બાંકડાઓ વિગેરે પણ એકેક જ પથ્થરના બનાવેલા હોય છે. આ પથ્થરની ખુબીને લીધે ઉપર જણાવેલો સેતુ અમને ભવ્ય લાગ્યો. જે સ્થાનકે તે

અમે જોયો તે સ્થાનક સેતુથી આશરે પોણો માઇલ હતુ અને એ જ સ્થાનકથી કાવેરી ઈલેકટીક વર્કસ જવાનો માગ જૂદો પડતો હતો, છતા એ સ્થાનકની ભવ્ય તાથી આકર્ષાઇ અમે સેતુ તરફજ ચાલ્યા એ પથ્થરના થાભલાઓ જોકે બરા બર ઘડેલા તથા ઘસેલા ન હતા તોપણુ કાઈક લાલાશ અને કાળાશની છાટ વાળા અને સૂર્યના તેજમા ચળકાટ મારતા હોવાથી દુરથી આરસપહાણુ જેવા લાગતા હતા એ પુલમા એક પણુ કમાન વાળેલી નહતી થોડા થોડા ફૂટને અ તરે એક એક થાભલો ગોઠવી તેની પર તેજ જાતના પથ્થરના પાટડા પાથરી દીધા હતા આ રીતે આશરે દોઢસોથી બસો ફુટનો પૂલ લાકડા અથવા લોખ ડના કાચ સિવાય ઉભો કરવામા આ વ્યો છે ચૂના અને ઇ ટનુ પણુ કોઈ જગ્યાએ કાચ કર્યું હોય તેવુ દીસતુ ન હતુ આવો વિચાર મનમા આવતા અમને તેની ઉપર ગાડીમા જતા બ્હીક લાગી પર તુ પરિચિત થયેલા બેલો એ દોડી જઈ સામેના કાઠા ઉપર શિવ સમુદ્રમના ટાપુ ઉપર અમને ઉતાર્યાં આ સ્થાનકે જાણે નિર્જન વનમા જ શ્રી ર ગનાથ નામથી ઓળખાતુ વિષ્ણુનુ ભવ્ય મ દિર છે શિવ સમુદ્રમનુ નામ અને વિષ્ણુનુ ધામ, ગ ગા જેવી કાવેરીનો પ્રવાહ એ સર્વથી મનમા ધાર્મિક વૃત્તિઓના ઉદય થયો તરત જ કપડા કહાડી નાખી કાવેરીના પ્રવાહમા પડયા એક કલાક સુધી શીતળ જળમા સ્નાન કરી સ ધ્યા વ દન કરી રેશમી વસ્ત્ર પહેરી વેદોચ્ચાર ન કરી શકતા પર તુ અ ગ્રેજીમા અમારી સાથે વાત કરતા પુજારીની રજા લેઇ મ દિરના અન્તર્ભાગમા શ્રી ર ગનાથના દર્શન કરવા ગયા દુનિઆની પાપી વૃત્તિ જોઈ રિસાઇને અ ધારા ઓરડામા જેમ સૂઇ રહ્યા હોય તેવા ર ગનાથના દર્શન કરાવવાને પૂ જારીના પુત્રે મ્હોટો દીવો પ્રગટાવ્યો આ દીપકના તેજથી મૂર્તિમય દેવનુ દર્શન થતા પ્રેમમય ભક્તિએ અમારૂ અ ત કરણ પીગળાવ્યુ સાથે ભારતભૂમિની પ્રાચીન શિલ્પ કુશળતા જોઇ આન દાશ્ચર્ય થયુ શ્રી ર ગનાથની મૂર્તિ શેષશાયી એક કદા વર મનુષ્યના ત્રમાણુની હતી નિમ્ન ભાગમા અધા ફુટના વ્યાસ પરિમિત શરીર ના ચાર કુ ડાળાથી શ્રી વિષ્ણુ ભગવાનનો પય ક બની રહ્યો હતો અને ઉપરના ભાગમા શેષની ફૂણાઓથી દિવ્ય છત્ર બની રહેલુ હતુ આ સર્વ ઉચ્ચ પ્રકારના કાળા પથ્થરમાથી ઘડી કહાડેલુ હતુ એ પર્ય ક ઉપર શ્રી વિષ્ણુ ભગવાન મનુષ્ય સ્વરૂપે સુખાસનથી લેટયા હતા ભક્તજનોના ભાવથી સુવર્ણમય મુકુટ ધારણુ કરાવેલો હતો, તેમ જ હસ્ત તથા પાદ પણુ સુવર્ણમય હતા એ મ દિરથી બહાર આવતા એક ન્હાના મ દિરમા શ્રી લક્ષ્મીજીની મૂર્તિ વિરાજતી હતી આ પ્રમાણે દર્શન કરી દક્ષિણાથી અતિ સ તુષ્ટ થયેલા પૂજારી પાસેથી સારો પ્રસાદ મળતા તેનો ઉપયોગ કરી આશરે અધો કલાક ગાડીમા બેસી કાવેરી ઈલેકટ્રીક વર્કસ ઉ પર પહોચ્યા

એ કારખાનું પણ આ જ ટાપુના એક છેડા ઉપર છે. જૂની દુનીઆમાંથી પાછા નવી દુનિઆમાં પ્રવેશ કર્યો. કારખાનાં ચલાવતા બે ત્રણ યુરોપિયન તથા ચાળીશ પચાશ દેશી કામદારો માટે યુરોપિયન ઢબનાં છૂટાંછવાયાં વીશ પચીશ ઘર બાંધેલાં છે. એક સ્થાનમાં પ્રવાસીઓને રહેવાનું મકાન, બીજી તરફ ન્હાની સરખી દવાશાળા તથા ત્રીજી તરફ એક ન્હાનું સરખું પુસ્તકાલય બાંધવામાં આવ્યું છે. વિદ્યુત્પ્રવાહની પુરેપુરી છત હોવાથી દરેક મકાનમાં તથા રસ્તાઓ ઉપર વિજળીના દીવા મૂકવામાં આવ્યાછે. રચના બહુ જ અદ્ભૂત છે. કાવેરીના પ્રવાહને એક સ્થાનકેથી વાળી આ ન્હાના સરખા ગામડાની વચ્ચેથી તેનો પ્રવાહ કર્યોછે. આગળ કહી આવ્યા તેમ આ ટાપુથી ખીણ પાચસો ફુટ નીચી છે. અને આટલે ઉંચેથી પ્રવાહનો વિનિપાત થાય તેથી તેમાં જે સહજ શકિત આવે તેનો ઉપયોગ વિદ્યુત્પ્રવાહ ઉત્પન્ન કરવામાં થાયછે. એટલે એમ સમજી શકાશે કે સ્વભાવિક રીતે જે વિનિપ્રાત છિન્નભિન્ન અને અવ્યવસ્થિત થાય તેને નિયમમાં રાખી એકજ સ્થાનકે પાંચસો ફુટ નીચે લઈ જવો એ આવશ્યક છે. આવી રીતે કરવાને માટે જ તેમણે જાણે બે તરફના કાંઠા બાંધી લઈ આ ગામડાની વચ્ચે ધોધબંધ પ્રવાહ ચલાવ્યોછે. ત્યાં આગળ મ્હોટા ત્રણ નળ મૂકી આ પ્રવાહને જોરથી એ નળ વાટે પાંચસો ફુટ નીચે જવા દેછે. નીચે ખીણની અંદર વિદ્યુતઉત્પાદક યન્ત્રો ગોઠવ્યાં હોયછે જેને ચલાવવામાં આ શકિતમાન પ્રવાહનો ઉપયોગ થાય છે. ત્યાં આગળ કારીગરોને ઉતરવા ચઢવાને માટે એક ડબ્બાની રેલ્વે બાંધેલી છે, જેમાં બેશીને ઉતર્યા અને નીચેનું યંત્રાલય જોયું. ઉપર કહી આવ્યા છીયે કે આ યંત્રાલયમાંથી જે વિદ્યુત્ પ્રવાહ નીકળે છે તેથી પચાશ માઈલ પર આવેલી કોલહારની ખાણો તથા બેંગ્લોરના કારખાનાં ચાલે છે. તેમ જ એક પાસ બેંગ્લોર અને બીજી પાસ મ્હેસુર નગરના રસ્તા તથા ઘરોમાં વિદ્યુત્ દીવા થાયછે. આ સર્વ પ્રદેશમાં ફરી સ્થાનકે આવતાં જાણે શ્રી રંગનાથની જ કૃપા થઈ હોય તેથી ત્યાં થતા એક જ્ઞાતિ ભોજનમાં આમંત્રણ આવ્યું હોય. ગામમાં વસતા ઘણાખરા લોકો આયંગર સ્માર્ત બ્રાહ્મણ છે. તેમાંના એક ગૃહસ્થને ઘેર પોતાના પુત્રના લગ્ન પ્રસંગે જ્ઞાતિ ભોજનમાં અમને આમંત્રણ થયું. ત્યાં જતાં અસારી તથા તેમની સર્વની મર્યાદા સાચવી અમને બહુ આદરથી પોતાની પંકિતમાં બેસાડયા. જ્ઞાતિની આશરે દશથી પંદર સ્ત્રીઓ શોભાયમાન પવિત્ર રેશમી વસ્ત્રો પહેરી બહુજ વિનયથી અને આગ્રહથી પિરસવાનું કામ કરતી હતી. બે ચાર કન્યાઓ પાસેના ઓરડામાં બેસી વીણા વગાડી સંગીત કરતી હતી. અર્ધ ભોજન થતાં એ વીણા નાદ બંધ થયો અને તેની સાથે સરખાવતાં કાંઈક કર્કશ જણાતા સ્વરથી પણ પૂર્ણ ભાવ અને ઉત્સાહથી પંકિતમાં બેસનાર બ્રાહ્મણોએ શ્લોકો ભણવાનો આરંભ કર્યો. આવી રીતે બપોરનો સમય આનંદમાં ગાળી સાયંકાળે ત્યાંથી નીસરી પ્રાતઃકાળે બેંગ્લોર આવ્યા, જ્યાં એક દિવસ રહી મુંબાઇ તરફ પ્રયાણ કર્યું.

વિ. પ્ર. વૈદ્ય.

# एक जगृात स्वप्न[1]

જ્યારે હુ કેરો[2]મા હતો ત્યારે કેટલાક પૂર્વ દેશના હસ્તલેખ મ્હે લઇ લીધા હતા, તે હજી મારી પાસે છે તેમા "એક જાગ્રત સ્વપ્ન" નામનો લેખ હતો, તે મ્હે ઘણા આનદથી વાચ્યોછે વાચક વર્ગના આતિથ્ય માટે મ્હારી પાસે કઈ ન હોય ત્યારે તે પ્રકટ કરવા વિચાર છે તેથી આજે પહેલુ સ્વપ્ન શરૂ કરીશ. મૂળ લેખનુ એ અક્ષરશ ભાષાતર છે

મ્હારા પૂર્વજોના સપ્રદાય પ્રમાણે મહિનાનો પાચમો દિવસ હુ પવિત્ર ગણુ છુ તે પ્રમાણે સ્નાન સધ્યા વગેરે ષટ્કર્મ કરી બાકીનો દિવસ પ્રભુ પ્રાર્થના અને મનનમા ગાળવા બગદાદ[3]ની ઉચી ટેકરીઓ ઉપર હુ ગયો. શિખરો ઉપર હવા ખાતો હતો તેવામા માણુસના આયુષ્યની નિરર્થકતા ઉપર હુ ઉડા વિચારમા પડી ગયો, અને વિચાર તરગમા એકથી બીજા વિચાર ઉપર હીચવા લાગ્યો. "ખરેખર, માણુસ એ તો છાયા છે, અને જીદગી સ્વપ્ન છે

"જીવન ફોગટ સ્વપ્ન, અરેરે !
મણુ થયા સમ, જે જીવ ઉઘે,
ને જયમ ભાસત તેમ ન દીસે "[4]

"હશે તુ શુ તેનુ જીવન ! નવ કે જ્ઞાન મુજને;
તથાપિ જાણુ કે,
અરે ત્હારે મ્હારે
જુદા થાવુ અતે,
અરે ! જાને ત્યારે,
તને ફાવે જયારે,
ન તુ કોને કહેજે,
જજે છાને વેશે,
કહિશ ન કે 'હુ જાઉ છુ', પણુ કોક ભલેરે દેશ,
આપણુ મળિયે ત્યાહરે,કહેજે 'સ્હાય ગણેશ !' "[5]

---

૧ Addison's vision of Mirza નુ ભાષાન્તર

૨ મીસરની રાજ્યાની એ નાઇલ નદીના મૂખ આગળ છે

૩ ફરાની અખાતની ઉત્તરે એક નાબીન નગર.

૪ *Longfellow's Psalm of Life*

૫ Mrs A L Barbauld's Life આ બન્ને કાવ્યના અવતરણુ મૂળ લેખમા નથી છતા, ક્યાચ, અહિ નહી ગણે

આમ હું મનમાં ગણગણતો હતો, એટલામાં મ્હારી પાસે જ એક ખડક હતો તેની ટોચ ઉપર મ્હારી નજર પડી. ત્યાં આહીરના પોશાકમાં મ્હેં એક માણસ જોયો. એના હાથમાં મોરલી હતી. મ્હેં તેના તરફ જોયું કે તેણે તે વગાડવા માંડી. એનો રવ અતિશય મૃદુ હતો. એમાંથી જે વિવિધ તાલ નીકળતા તે અવર્ણનીય મધુર હતા. આવું ગીત મ્હેં કદી શ્રવણ કીધું ન હતું. પવિત્ર પુરૂષોના આત્મા સ્વર્ગમાં પહોચતાં, તેમને તેમની છેલ્લી વેદનાઓની વિસ્મૃતિ કરાવી ત્યાં તજ્જન્ય સુખ માટે યોગ્ય બનાવવા, જે દિવ્ય સંગીત થાય છે તેનું મને સ્મરણ થયું. મ્હારૂં હૃદય આ પવિત્ર આનંદના પ્રવાહમાં ઘસડાયું.

મેં ઘણી વાર સાંભળ્યું હતું કે એ શિખર ઉપર એક સ્વર્ગીય ગણ રહેતો હતો. ત્યાં આગળથી પસાર થતા કેટલાક વટેમાર્ગુએ એ સંગીત સાંભળ્યું હતું. પણ એ ગણે કોઇને દર્શન દીધું હોય એમ તો કોઈએ મને કહ્યું હતું નહિ. આ હર્ષોન્મત્ત સંગીતથી તેની ગોષ્ટીનો પણ તેવોજ લાભ લેવા મારા વિચારો તીવ્ર થયા; અને હું વિસ્મિત થયા જેવો તેના તરફ જોતો હતો કે તેણે પોતાના હાથથી પોતે જ્યાં બેઠો હતો તે તરફ જવા, મને નિશાની કરી. ઉચ્ચ પ્રકૃતિને ઘટિત પૂજ્ય ભાવથી હું તે તરફ ગયો. મ્હારૂં અંતઃકરણ તેના મનોહર ગીતથી છેક જ કોમળ થઈ ગયું હતું, તેથી હું તેને પગે પડયો અને રોયો. તે ગણે મ્હારા તરફ દયા અને માયાથી સ્મિત કીધું; એથી મ્હારી કલ્પના શક્તિ સાથે તેનો સંબંધ નિકટ થયો અને જે ભય અને ભીતિથી હું તેના તરફ ગયો હતો તે એકદમ વિરમી ગયાં. તેણે મને જમીન ઉપરથી ઉભો કરી હાથ ઝાલી પુછયું. " આર્ય * ત્હારૂં આત્મ ભાષણ મ્હે સાંભળ્યું છે. મ્હારી પાછળ આવ. "

પછી તે મને તે ટેકરીની સર્વથી ઉંચી ટોચ ઉપર લેઇ ગયો અને મને ત્યાં બેસવા કહ્યું. તે બોલ્યો, " પુર્વ તરફ નજર કર અને તું શું જુએછે તે મને કહે. " મે જવાબ આપ્યો, "એક મ્હોટી ખીણ અને તેમાંથી વહેતો પાણી અગાધ પ્રવાહ દેખાયછે " તેણે કહ્યું, " જે ખીણ તુ જુએ છે તે મહાવ્યથાની ખીણ છે અને પાણીનો પ્રવાહ દેખાયછે તે અનંતતાનો ભાગ છે." મેં પુછ્યું, " જે પ્રવાહ દેખાયછે તે એક [1] છેડે ગાઢ ધુમ્મસમાંથી નીકળેછે અને બીજે[2] છેડે પણ તેવાજ ગાઢ ધુમ્મસમાં સમાઇ જાયછે, તેનું શું કારણ ? " તેણે પ્રત્યુત્તર આપ્યો, " તું જે જુએછે તે અનંતતાનો એ ભાગ છે જે જીવન કહેવાયછે; તે વર્ષોથી ગણાય છે, અને જગતના આરંભથી પુર્ણાહુતિ સુધી પ્હોચેછે. હવે આ નિધિ તપાસ તેને બન્ને છેડે તિમિર છે; તેમાં શું જુએછે તે મને કહે. "

* અસલ લેખમાં 'મીરઝા' છે. મીરઝા=અમીરઝાદેહ્ (ઝાદેહ=જાયા )=Noble born=આર્ય.

૧ જન્મ પહેલાં આપણે કયાં હતા અથવા શું હતા ઇત્યાદિ વિશે આપણું અજ્ઞાન છે.

૨ મરણ પછી આપણે કયાં જઇશું અથવા આપણું શું થશે ઇત્યાદિ વિશે પણ આપણું [illegible]

તે માણસની જીદગી છે, લક્ષપૂર્વક નિહાળ " શાન્તિથી નિરખતા મને જણાયુ કે તે પૂલને ૭૦ સાજી અને કેટલીક ભાગેલી કમાનો હતી બ નેનો સર્વાળો કરતા આશરે સો ~ ની સખ્યા થતી હતી

હુ કમાનો ગણુતો હતો તે વખતે તે ગણે મને કહ્યુ કે "એ સેતુને પ્રથમ એક સહસ્ત્ર [1] કમાનો હતી, પણ મહા જળપ્રલય [2] સમયે ઘણીખરી ધોવાઇ ગઇ, અને જેમ હાલ તુ જુએછે, તેવી તેની અધોગતિ થઇ ગઇ પણ, તેના ઉપર શુ દેખાયછે તે મને કહે " મે ઉત્તર આપ્યો, "તેના ઉપર અસખ્ય જન સમૂહ જાયછે, અને દરેક છેડે એકકેક કાળુ વાદળુ [3] છે " વધારે ધ્યાન આપતા મે જોયુ કે પૂલ નીચે વહેતા મહા પ્રવાહમા કેટલાક ઉતારૂઓ પડી જતા હતા, વધારે નિરીક્ષા કરતા જણાયુ કે પૂલ ઉપર અગણિત છુપા બાકોરા હતા, અને જેવા ઉતારૂઓ તે ઉપર થઈ પસાર થવા જતા કે ઓચિતા તેમાથી નીચેના પ્રવાહમા પડી જતા અને તરતજ અદૃશ્ય થતા આવા છુપા બાકા સેતુ ઉપર પ્રવેશ[4] કરતા જ ઘણા પાસે પાસે હતા ઘનપટ ઓળગી આવતા વાર જ મનુષ્યના ટોળા તેમાથી પડી જતા વચ્ચે આ બાકા થોડા હતા, પણ વળી બીજા [5] છેડા તરફ પ્હોચતા પ્રથમની માફક તેઓ વિશેષ હતા

આખ્ખી કમાનો વટાવી, ભાગેલી કમાનો ઉપર કેટલાક મનુષ્યો ટગુમગુ ચાલેછે, પણ તેમની સખ્યા ઘણી ન્હાની હોયછે; અને તેઓ પણ આ લાબા પર્યટનથી અતિ શ્રાન્ત [6] થઇ ગયા હોય તેમ એક પછી એક પ્રવાહમા પડતા જાયછે

આ અલૌકિક રચના અને દૃશ્યમાન થતા વિવિધ પદાર્થોના અધ્યયનમા મે કેટલોક કાળ વિક્ષેપ કીધો કેટલાક તો રમતગમતમા જ અચાનક પડી જતા અને

માણસ બ઼ુ તો સો વરસ જીવેછે તે કરતા વધારે ભાગ્યવાન તો ક્વચિત્ જ જોઇએ ઘણા માણસો તો સો પણ પૂરા કરતા નથી રીત્તેર એ સામાન્ય અવધિ છે

૧ આપણા પૂર્વજો એટલુ જીવતા એમ આપણે માનીએ છીએ

૨ યાહુદી, ખ્રિસ્તી અને મુસલમાન ધર્મના માનવા પ્રમાણે નોઆહ્ (Noah) નામના પેગબરના વખતમા મે મહાન્ જળપ્રલય થયો નોઆહના વ્હાણમા નોઆહનુ કુટુબ અને સૃષ્ટિની સર્વ ઉત્પન્ન પ્રાણી વનસ્પતિ ઇ૦નો મજેન્ નમુનો સાથે લીધો હતો તે ઠ બચ્યા બાકીની સૃષ્ટિનો નાશ થયો હિદુ પુરાણોમા પણ છેના મનુના સમયમા આવા જળપ્રલય થયો હોય એમ વાચીએ છીએ કેટલુ સામ્ય !

૩ ઉપર કુમ્મમ નખધી ટિ । જુઓ

૪ હાના બાળકો અનેક વ્યાધિઓના ભો । થઇ પડે છે

૫ વર । ખોખાતુ પપ તેમ જ થાય છે

૬ વર । માણસોના મરણના કારણો શોધશો તો General Debility નાના ૫ નમ ળાઇ સિવાય બીજા કારણ ભાગ્યે મળે

પોતાને બચાવવાને જે પાસે હોય તેને પકડી લેતા. એ જોઈ મ્હારૂં હૃદય દ્રવતું હતું. કેટલાકો અનેક તર્ક કરતા આકાશ તરફ દૃષ્ટિ માંડતા હતા, અને એ તરંગમાળામાં જ ઠોકર ખાતા નજર બહાર નીકળી જતા. ચકચકીત અને નૃત્ય કરતા માયાવી પરપોટા સ્વહસ્ત કરવા મનુષ્ય વૃંદ અતિ વ્યવસાયી હતાં; અને 'આ લીધા', 'આ લીધા' કરતાં તેમના પગ સરકતા અને આગળ ગએલાઓનો સંસર્ગ કરતા.

આ ગમગીન દેખાવમાં મને લીન થતો જોઈ તે ગણે કહ્યુ, "તે તો તેં ઘણું જોયું. એ સેતુ ઉપરથી હવે ત્હારી દૃષ્ટિ લેઇ લે. બીજું કંઇ પણ તને અગમ્ય હોય તે મને કહે." ઉપર જોતાં મેં પુછયું, "એ પૂલ ઉપર પેલાં પક્ષિઓનાં ટોળાં નિરંતર ઉડે છે, અને વખતો વખતો ઉપર બેસેછે, એનો શો અર્થ છે? ગીધ, કાગડા વગેરે પક્ષિઓ અને કેટલાક સુકોમળ પાંખવાળા છોકરાઓ વચ્ચેની કમાનો ઉપર બેસેછે." તેણે પ્રત્યુત્તર આપ્યો, "તે ઈર્ષા, લોભ, વહેમ, નિરાશા, પ્રેમ આદિ આ મનુષ્યજીવનની ઉપાધી અને અનુરાગ છે."

મેં નિસાસો નાંખ્યોઃ "અફસોસ! માણસને નિરર્થક નિપજાવ્યોછે! વ્યથા અને મૃત્યુનો તે કેવો ભોગ થઇ પડેછે! આ જીવિતમાં અસહ્ય વેદના ખમેછે અને અંતે મરણમાં ગર્ક થાયછે" મ્હારા ઉપર દયા આવવાથી તે ગણ મ્હારી પાસે આવ્યો અને દુઃખી દેખાવ ઉપરથી મ્હારી નજર લેઇ લેવા મને કહ્યું. "મનુષ્યના અસ્તિત્વના પ્રથમ આશ્રમ પ્રતિ ન જોઈશ; ત્યારે તો અનંતતા માટે એ સરજ થાયછે. પણ જે ગાઢ ધુમ્મસમાં પેલો પ્રવાહ મૃત્યુલોકની અનેક સંતતિને ધકેલી દેછે, તે તરફ દૃષ્ટિ ફેરવ." મેં કહેવાપ્રમાણે કીધું તો જોયું કે પેલી ખીણ બીજે છેડે પ્હોળી થતી હતી અને આખરે એનો અસીમ મહાસાગર થઇ જતો હતો. એ મહાસાગરના મધ્યમાં વજ્રનો એક મ્હોટો ખડક હતો, અને લીધે તેના બે ભાગ પડી જતા હતા.

તેનો અર્ધો ભાગ હજી વાદળાંથી ઢંકાયેલો હતો, અને તેમાં હું કાંઇ જોઈ શકતો ન હતો. પણ બીજો ભાગ એક વિશાળ સમુદ્ર જેવો હતો, અને તેમાં અગણિત ટાપુઓ હતા. તે ટાપુઓ ફળફુલનાં ન્હાના પ્રકારનાં તરૂથી આચ્છાદિત હતા. અહિં તહીં હજારો ન્હાના સ્વચ્છ વહેળા તેમની વચ્ચેથી વહેતા હતા. ઉમદા પોશાક પહેરી અને ફુલના હાર ઘાલી કેટલાંક સ્ત્રીપુરૂષો વૃક્ષોની ઘટામાં ફરતાં હતાં અને ઝરાની બાજુએ અથવા ફુલોના ક્યારા ઉપર વિશ્રાન્તિ લેતાં હતાં. ગીત ગાતાં પક્ષીઓ, પાણીના ધોધ, મનુષ્યો, અને વાજીંત્રોના અપૂર્વ સંગીતનો સામટો અવાજ સંભળાતો હતો. આવો આનંદી દેખાવ જોઇ મ્હારામાં સર્વત્ર આનંદ વ્યાપી ગયો. જાણેકે ગરૂડની પાંખ હોય તો ત્યાં એકદમ ઉડી જાઉં. એ પણ દિવ્ય ગણે મને કહ્યું કે

"પેલા પૂલ ઉપર દરેક પળે ઉઘડતા મરણના + દરવાજા સિવાય ત્યા જવાનો બીજ રસ્તો નથી જે દ્વિપો, લીલોતરીથી આટલા બધા આકર્ષિક લાગેછે, અને દૃષ્ટિ પ્હોં ત્યાસુધી જે વડે આખો દરિયો છવાઇ ગએલો દેખાયછે તે ટાપુઓ સમુદ્ર ત ટની રેતીના રજકણો કરતા પણ સખ્યામા વિશેષ છે તને જે ટાપુઓ નત્યત થાયછે તેની પાછળ, નાખી નજર ન પ્હોચે ત્યા સુધી અરે! ત્હારી કલ્પનાશક્તિ પણ હાકી જાય ત્યા સુધી, પથરાયલીછે એ પવિત્ર પુરૂષોના, અવસાન પછી નિવાસસ્થાન છે માનવજાતિને તેમના સદ્ગુણની જાત અને અશના નમાણમા એ ટાપુઓમા મોકલવામા આવશે. ત્યા તેમની વૃત્તિઓ અને ભાવનાઓ પ્રમાણે જે જોઇશે તે મળશે દરેક બેટ એક સ્વગ છે, અને ત્યાના વસનારાઓને તે સર્વ રીતે અનુકૂળ છે આર્ય! શુ આવા સ્થાન કાજે પ્રયત્ન કરવો ન જોઈએ? જે આયુષ્યને અતે આવા ફળનો લાભ છે તે આયુષ્ય શુ દુખી લાગેછે? જે મરણ તને આવ રમ્યસ્થાનમા લેઈ જશે તે મરણથી શુ બ્હીવુ જોઈએ? આવી અનતતા જે માણસ જાતિ માટે ખાસ રાખવામા આવીછે, તે 'માણસ' નિરર્થક ઉત્પન્ન થએલોછે એમ લેશ પણ ન ધારતો.

એ સુખકર ટાપુઓ તરફ મે અકથનીય ઉલ્લાસથી મીટ માડી જોયા કીધુ અને મે કહ્યુ "પેલા વજ્રના ખડકની બીજી બાજુએ જ્યા સમુદ્ર કાળા વાદળાથી ઢકાએલોછે ત્યા શા મમ સમાયલા છે તે મને કૃપા કરી હવે સમજાવો." તે ગણ મૌન રહ્યો. તેને બીજી વખત વિનતી કરવા હુ તેના તરફ ફર્યો, પણ તે મ્હારી પાસેથી જતો રહ્યો હતો. તે ઉપરથી જે દેખાવ હુ આટલો બધો વખત જોતો હતો તે તરફ ફર્યો, પણ શુ જોઉછુ? વહેતો પ્રવાહ, કમાનવાળો પૂલ, રમણીય ટાપુઓ —આ બધા અદ્રશ્ય થયા હતા હવે તો માત્ર બગદાદની લાબી ઉડી ખીણ, અને તેની કસદો ઉપર ચરતા ઘેટા, ઉટ, અને બળદો સિવાય કાઇ નજરે પડતુ નહોતુ

કરીમ મહમદ.

---

# કાવ્ય—વિવેચન

---

મી૦ ખબરદાર કૃત–બે પંક્તિઓ.

કે તુજ મુખથી કે મધુર ધ્વનિ–બુદ ઝરતા ઝપીને
તેજસ્વી આ નભમા જન્મ્યા હુ કામ દેવે તનપીને?

મી૦ અ૦ ફ૦ ખબરદાર કૃત "સગીત" નામના કાવ્યની ચમત્કૃતિ સર્વ રીતે પ્રગટ કરવાનો આરભ નથી, પરતુ માત્ર તેમા અનેક પ્રકારે ચમત્કાર સમેત જે,

× સરખાવો–'આપમુવા વિના સ્વર્ગ જવાય નહિ'

બે પંક્તિ આ લેકને લાગી તેને સ્ફુટ સ્વરૂપમાં મુકવા તક લેવી ઉચિત લાગી છે. આ રમ્ય પંક્તિઓ સહજ કવિવર્યોની કલમમાં આવતી હશે તોપણ તેની રમણીયતા વિરલ રીતે નજરે પડેછે. શું શું રમ્યતા કે શું શું ચમત્કાર તે. પંક્તિઓ વાંચેથી વધારે સ્પષ્ટ થશેઃ–સંગીત–દેવી કે યોગ–નાદ– ઓંકારને સતત ધ્વનિ–જે બ્રહ્માંડમાં સનાતન વિચરેછે તેને સંબોધીને કવિ કહેછે કેઃ–" કે તુજ મુખથી કે મધુર ધ્વનિ–બુંદ ઝરતાં ઝડપીને, તેજસ્વી આ નભમાં જડયાં શું કામ દેવે તલપીને" ? કવિની કલ્પનાછે; અને તે કલ્પના કેવા ઉચ્ચઆકૃતીછે તે તપાસવું બાકી રહેછે. કવિને આશય ઉન્મેખિતછે, તે એ કે સંગીત–દેવી–દિવ્ય–સંગીત કે સ્વર્ગીય ગોળાઓનાં દિવ્યગાન–નાદ–બિંદુ–ઓંકાર–જેમાંથી સૃષ્ટિ કે પ્રકૃતિની વ્યાકૃતિ થઈ તે સમય તથા તે કાર્યને ઉદ્દેશીને કહ્યું કે તે નાદ–બિંદુ ઓંકારના મુખર ભાગમાંથી "ધ્વનિ–બુંદ" ઝરતું હતું. આ પ્રથમ કલ્પ; અને એ ઉચ્ચ, ઉદાર કલ્પ છે; કારણકે એવા સમયમાં વ્યાકૃતિ દશામાં ગતિમાન બ્રહ્માંડ સતત રીતે ગણાયા પછી તેમાંથી મુખર ભાગમાં મુખ્ય રીતે ગતિને ધ્વનિ જે થાય તે વાયવીય અવસ્થામાં હોય એટલું સ્વાભાવિકછે. સૃષ્ટિની આરંભ દશામાં બ્રહ્માંડ આખું (Nebular Theory પ્રમાણે La Place ની ક્રિયા પણ જોવા જેવી છે) ઉષ્ણતમ વાયવીય અવસ્થામાં હોઈ, ધીમે ધીમે શીતળતા ધારણ કરવા માંડે છે, ત્યારે સંગીત–ધ્વનિ ધારણ કરતો બ્રહ્માંડનો ગોળો, ઉચ્ચતર સ્થિતિમાં આવે છે, ત્યારે કાંઇ નિવાસ યોગ્ય થવા માંડેછે, અને તે વખતે શૈત્ય ગુણ ધારી ઉષ્ણમય વાયવીય સમૂહ જરા બાષ્પીય ભાવ ધારણ કરે છે, માટે એ વરાળનાં ઠરવાથી જેમ બિંદુ–બુંદ–બંધાય છે, તેમ આ સ્થળે ધ્વનિ–બુંદ–બિંદુ બંધાયું. આ ધ્વનિ–બિંદુ પડે કે કેમ એ બીજો પ્રશ્ન તરતજ ઉત્પન્ન સ્વાભાવીક રીતે થાય માટે કહે છે કે "ઝરતાં ઝડપીને;" નહિં તો વિજ્ઞાન શાસ્ત્ર દૃષ્ટિથી નિરીક્ષણ કરતાં લાગે કે Tangent–વર્તુલ–બાહ્ય સ્પર્શક રેખાની ગતિએ પડવું જોઇએ. ગુરુત્વાકર્ષણ તો સર્વ કાળે તથા સર્વ સ્થળે છે જ; વળી સતત ભ્રમણ કરતા બ્રહ્માંડ ગોળની અત્યુષ્ણ વાયવીય સ્થિતિમાંથી ઝરતું બાષ્પીય બિંદુને વાયુથી જલ ભારે માટે નીચે પડવું ઉચિતછે; તેનો સ્વીકાર કરી કવિ કવેછે. ઝરતાં ઝડપીને.

એતો ઠીક; પણ વચ્ચે પ્રશ્ન એવો ઉદ્ભવે કે ધ્વનિને બિંદુ કેમ હોય? ધ્વનિ પણ વિજ્ઞાન દૃષ્ટિએ માત્ર વાયુ–તરંગો જ છે. વાયુસ્વરૂપ ધારીઓને ઉષ્ણ થવાનો સમય ગતિથી આવેછે; અને ગતિની મંદતા તે અનુષ્ણ નહી ઠંડકનું કે જરા ઓછું ઉષ્ણ બનાવે, તે માત્ર ત્યારે કે કાંઇ તેની ઉપર દબાણ થાય ત્યારે. પ્રકૃતિમાં આ દબાણ સંગીત માટે વ્યાકૃતિદશા ( વેદાંતપ્રક્રિયામાં ) કે સૃષ્ટિદશા હોય ત્યારે થાયછે. અતીવ ઉષ્ણતા વાયવીય સ્થિતિમાં રહેલ પદાર્થોની થાયછે, ત્યારે ધ્વનિ જે સતત ભ્રમણથી ઉત્પન્ન થયો હોય તે ક્રમશઃ બંધાયે સમજવો.

વળી તેજ-રીતે વ્યષ્ટિ સબધે પણ ખરૂ વાક્ સબધે સસ્કૃત કવિ પણ કહેછે કે-
। छिद्यात्र सहसापदे त्रिमिरस्य ज्योतिमयी वाग्मयी ॥ ઇત્યાદિ દબાણુથી આકર્ષણુ વિગેરે અનેક કર્ષણુ-પ્રકારે વાયવીય સ્થિતિનુ તૈજસમા રૂપાતર ધ્વનિ સ્વરૂપે થાય અને રૂપાતર થએલ ધ્વનિને અધિક દબાણુ લાગ્યાથી બિદુ ઝરવાની તત્પરતા થાય. આ ધ્વનિ-બિદુ ઝરતા ઝરતા ઝડપી લેવાય છે ઝડપનાર "કામદેવ" છે, તો કામ ઇચ્છાદેવ અર્થાત્ મોટામા મોટી ઇશ્વરની ઇચ્છા જે સૃષ્ટિ-પ્રકારની સર્વદા નિયામિકા છે, તે ઇચ્છારૂપી દેવે તે "બુદ" ને ઝરતા ઝડપી લીધુ હવે બીજી રીતે કામદેવ તેજસ સ્વરૂપ પોતે હોઇ, સૌદર્યતાની પરાકાષ્ઠા ગણાય God of Beauty God of Love તો તેણે ઝડપીને તે "બુદ"નો કાઇક અન્ય રીતે, પરતુ પ્રકૃતિને અગે સ્વાભાવિક ગણાય એવો ઉપયોગ કર્યો આ શુ ઉપયોગ?

તેના પ્રત્યુત્તરમા કહેછે કે—આપ્ય કે પાર્થિવદ્રવ્યોની સૃષ્ટિ હજી થઇ નથી માત્ર વાયવીય અને તૈજસદ્રવ્યોનો ઉદ્દેશ હજી સૃષ્ટિક્રમે જોતા હોય એવુ લાગે છે તો આ દ્રવ્યની સ્થિતિ અધ પાત કરીતે થવાની નથી, એતો નિશ્ચય, પૃથ્વી ઉપર નહિ જ, એ બીજી વાત, બાષ્પીય વાતાવરણુમા નહિ અભ્રમના પ્રાતમા પણુ ન હોય, ત્યારે એને માટે આકાશમા અર્થાત્ અવકાશમા જ હોય અને તે જ્યા તૈજસદ્રવ્યોની સ્થિતિ હોય તેવા ઉચ્ચ પ્રદેશમા જ સમજવી માટે 'કામદેવે, આ તેજસ્વી નભમા જડયા " આ પક્તિઓમા નથી ભ્રાતિ કે નથી સદેહ કે નથી ઉત્પ્રેક્ષિતભાવ, સત્ય કેવળ સત્યજછે, એ દશાવવાને ઉદ્દેશ વિજ્ઞાન શાસ્ત્ર તથા યુક્તિવાદ ગણીએ તો તે પણુ એ બુદ્ધિ-પ્રભાવથી સિદ્ધ થઇ શકે એવી વાતછે, એમ મૂકવાનો નમ્ર પ્રયત્ન છે કર્તા પોતે આ વ્યાખ્યાન સ્વીકારે નહી અગર એ વ્યાખ્યાનથી ચમત્કૃતિ કે અન્ય રીતે રસભગ થાયછે કે નહિ એ વિષયનુ સમાલોચન નિવૃતિથી કરવુ કર્તાનુ કામછે, અને તેની સાથે થોડે અશે સુજ્ઞવાચકોનુ પણુ છે હવે બે બોલ જે અધિક કહેવા પ્રાપ્ત થાયછે, તે કહી આ ટુક લેખને પૂર્ણ કરવા યોગ્ય છે, કારણુ કે ખરૂ જોતા આખી કવિતા ઉપર વિવેચન કરવાની આવશ્યકતા છે પરતુ તેમ કરવાથી અધિક સ્થળ રોકાય અને આટલેથી રસાસ્વાદ કવિનો થયો, એમ સતોષ મનાવવા જતા પણુ વિચારવા જેવુ છે, માટે તેવા વિચારના વમળમા પડવા કરતા ટુકેથી પતાવવુ જ ઉચિત ગણ્યુ છે

ધ્વનિ, ગતિમાન્ પદાર્થને સબધે જોતા, મુખમાથી અર્થાત તેના અગ્ર ભાગમાથી થાય એ સ્વાભાવિકછે હવે આ ધ્વનિ-"બુદને ઝરતા ઝડપીને" શા માટે? આનો અમુક અશે ઉત્તર ઉપરના ભાગમા આવી ચૂકયો માત્ર આ સ્થળે તો એવુ જ બતાવવાનો આશયછે કે નિયામક-શકિત ( વિજ્ઞાન દ્રષ્ટિએ, ધારાનુસારી શકિત ) જે ઇશ્વર ઇચ્છા Heaven's command કે God's Will, અર્થાત્ પ્રથમ

પ્રકટ થતું વ્યાકુલ સ્વરૂપને હઠવડે ( ઝડપીને ) આકાશમાં—નભમાં—જડયા—સ્થાન આપ્યું; એટલે કે તે સ્થળે, ભ્રમણ સતત તો સર્વત્રછે માટે વાયવીય ભાવમાંથી તૈજસ્ ભાવ પામેલ દ્રવ્યોને રોકયાં; જલમયને તેથી નીચે સ્થિતિ અને પાર્થિવ દ્રવ્યોને તેથી નીચે આપણે કલ્પનાબળ સમજવાનું છે; સંસ્કૃતમાં પણ કહેછે કે:—

महीपादाघातात्व्रजतिसहसा संशयपदं
पदंविष्णोर्भ्राम्यद्भुजपरिघरुग्णग्रहगणं ।
मुहुर्द्यौर्दौस्थ्यं यात्यनिभृतजटाताडिततटा
जगद्रक्षायैत्वं नटसिननुवामैवविभुता ॥ १ ॥
वियद्व्यापीतारागणगुणितफेनोद्गम रुचेः
प्रवाहो वारांयत्पृषतलघुदृष्टःशिरसि ते ।
जगद्वीपाकारंजलधिवलयं तेनकृतमि
त्यनेनैवोन्नेयंधृतमहिमदिव्यं तववपुः ॥ २ ॥

આ બે શ્લોકોના અર્થગાંભિર્યમાં ઉતરવા જતાં કાલક્ષેપ થાય, માટે માત્ર અહિં સામ્યતાના દર્શન માટે જ તેને મૂકવામાં આવ્યાછે. તે જ રીતે બ્રહ્મસૂત્રના બીજા અધ્યાયના ચતુર્થ પાદમાં આવતા એકાદ સુત્ર ઉપર શ્રી શાંકર ભાષ્યમાં પણ આવી યુકિત પ્રકટ થતી જણાયછે. ઉપનિષદ્ પ્રમાણે अग्नि र्वाग् भूत्वा मुखं प्राविशत् જે વાકય આવેછે, તેનો અર્થ એકે તૈજસ સ્વરૂપ જયારે વાયવીય દશામાંથી થાય ત્યારે વાણી વિકાસ નિવડે અને ત્યારે જ તે વ્યકિતમાં અભિવ્યકત થઈ શકે. કિંબહુના

શંભુપ્રસાદ શિવપ્રસાદ મહેતા.

---

# अमारुं गतवर्ष.

---

લક્ષ્મી તણા અમર પદ્મની આસપાસ
ફુલે, ખીલે, ખરી પડે, કંઇ પાંખડીઓ

એક પછી એક એમ કરતા આ માસિકને છત્રીશ વર્ષો પૂરા થયાં અને આ તેની સાડત્રીશમી વર્ષગાંઠ છે. એના બાળપણમા અને જુવાનીમાં અનેક ધાર્મિક હિલચાલો જાગી હતી અને તેમની વચ્ચે થયેલી ઝપાઝપીમાં આર્યધર્મપ્રકાશને ઉતરવું પડયુ હતું, અને એ પ્રવૃત્તિઓ હાલ ઘણે અંશે મન્દ થયેલીછે. પ્રજાનુ અને પ્રજાઓના નેતાઓનું લક્ષ્ય સંસાર સુધારણા અને ધાર્મિક સુધારામાંથી

પલટાઇ હવે રાજકિય પ્રસગોના તકતા તરફ ોરાયુ છે આવી વસ્તુસ્થિતિ થતા આર્યધર્મપ્રકાશની પ્રવૃત્તિ એક રીતે કમી થયેલીછે છતા જનસેવા કરવાના અનેક માગા તેને માટે ઉઘાડાછે

લેકોમા વિશેષે કરીને સ્રીવ ામા વાચનનો શોખ વધતો જાયછે તેમને માટે ઉપર્યુક્ત વાચન પુરૂ પાડવાનુછે કાળના ઘ૮ પડ ાનીચે દબાઇ રહેલા સતોના ચરિત્રોનું સશોધન કરી ાપ્રકાશમા મૂકવાનાછે. કવિઓના ઉત્તમ કાવ્યોનો રસ લોક ચાખતા શીખે એવા વિવેચન લખવાના છે ગુજરાતી સાહિત્યમા ન્હાની બોધદાયક વાતાઓનો અભાવછે બાળકોના વાચન માટે કાઇજ સાધન નથી એવી અનેક દિશાઓછે કે જે તરફ નયામ કરવા વિદ્વાન લેખકોને આમત્રણ કરવામા આવેછે

ગતવર્ષમા અમો જાણીતા ગુજરાતી માહ્નરોમાના ઘણુ ે સહાય આપીછે તેમનો અત્રે ઉપકાર માનીએ છીએ આ વ ર પણ તેમની સહાયતાની આશા રાખીએ છીએ કેટલાક ઉત્સાહી' ઉઝરતા યુવાન લેખકો તરફથી પણ પરચુરણ વિષય ઉપર લેખ મળ્યાછે તેમને પણ ાસાહિત્ય પ્રવૃત્તિ ચાલુ રાખવા વિનતિ છે

ગુજરાતના વાચકને ર ા લલિતની કવિતા એટલી પરિચિત છે કે હવે વિશેષ ઓળખાણ આપવાની અત્રે અગત્ય નથી એમની કવિતા ોમળતા માધુર્ય સ્નેહ વિ ેરે ભાવથી ભરપૂર ટોઇ યોગિનીની વીણાની પેઠે સવને આન દદાયક છે સૌથી વધારે કાવ્યનો ભડોળ અમને રા લલિત પાસેથી મળ્યોછે રા કાન્તે અમારા વાચકોને હૃદયગીતાના પાઠ પઢાવ્યાછે અને રા મુળજી 'દુર્લે ભજીના વેદના કા યો વેદાન્તના વિષય ઉપર નવીન ઢબથી લખાયલા છે સાક્ષર સપ્તકમા ગણા ગલા બુલ્બુલના કતા રા દેરાસરી તરફથી અમને પ્રેમભક્તિથી ભરપૂર કાવ્ય મળ્યુ હતુ રા પ્રાણા ચાર્ય અને પ્રાથમિક શાળાના ઉત્સાહી વિદ્વાન મહેતાજી રા જગજીવનદાસને અત્રે વિસારવા ન જોઈએ

વાર્તા અમને એક જ મળીછે ત ગ જગજીવનદાસનીછે એવી વાતાઓની આપણા સાહિત્ય મા જરૂર છે એમણે ભર્તૃહરિ નિર્વેદ નામના સસ્કૃત નાટકનુ ગુજરાતીમા ભાષાન્તર આરભ્યુછે જેના બે અકે અમે આપી ચૂક્યા છીએ અને બાકીના આ વ ર બહાર આવશે જે યોગ સસ્કૃત પુસ્તકો ગુજરાતીમા થયા છે તેમા આ પુસ્તક પણ ઉમેરા કરશે

વેદાન્ત ઉપર બે સમર્થ લેખ નડિઆદના પ્રસિદ્ધ વિદ્વાન અને કવિ રા દોલતરામ કૃપારામ પડયાની કલમથી લખાયાછે આત્માન પશ્ય અને અહ બ્રહ્માસ્મિ એ બેઉ વિષય ઘણા મહત્વના અને મનન કરવા જેવા છે કચ્છ-મુદ્રાથી રા નાનાભા ર દેવશકર વેદાન્ત ઉપર ગદ્યમા અને ઉપનિષદ્‌ની વા તાઓને પદ્યમા ઉતારવાનો સાગે પ્રયાસ કરછે એમની કલમ ઘણી આશાજનક છે

સતચરિત્રમાથી નવુ સતોના ચરિત્રો લખાયાછે પ્રોફેસર બળવતરાય કલ્યાણરાય ઠાકોરે સા વિત્રીની કથાને વિવેચન સાથે લખીછે સ્રીઓને માટે એનુ વાચન લાભદાયકછે ગુરૂ શ્રી દત્તાત્રય કબીરના ચરિત્ર પણ ટુકામા આપાયા છે

રા જકિય વિષય સાથે આ માસિકને પરબાયા સબધ નથી તોપણ અત્રે રાજકીય ચર્ચાનો અભાવ નથી વાઇકા ટ મોલની નવીન રાજસ થા વિષે વિવેચન ગયા વર્ષના અકમા થઇ ગયુછે

સાહિત્ય અને ભાષાના વિષયમા અમે ા નરસિહરાવ ભોળાનાથના આભારી છીએ હાલમા કેટલાક સ્વદેશવત્સલ પુરુષો હિંદુસ્તાનની તમામ ભાષા એ લિપિમા લખવાના પ્રયત્નો કરી ર ા

છે એવી આશાથી કે કાળે કરીને ભરતખંડની એક ભાષા થાય અને ભારતના સતાનો ભારતમાતાનો જય એક ભાષામા ગાય. આ ભાવના મોહક છતા વસ્તુતઃ કેવી અસભવનીયછે તે રા. **નરસિંહરાવે** અનેક પ્રમાણો આપી પુરવાર કરી આપ્યુછે, તોપણ હજી આ વિવાદિત વિષય છે અને અમને આશાછે કે બીજા વિદ્વાનો આ ચર્ચા રસભેર ઉપાડી લેશે.

એવોજ ઉપયોગી અને વિવાદિત વિષય અમને આ વર્ષના આરભમા મિ. **કરીમ મહમદ માસ્તરે** આપ્યો હતો તેમાં પ્રાથમિક કેળવણીમા ધાર્મિક શિક્ષણની કેટલી અગત્યછે તે વિષે પોતાનો અભિપ્રાય આપ્યો હતો. આ વિષય ઉપર સારી ચર્ચા જાગશે એવી અમને આશા હતી. પરંતુ માત્ર એકજ ઉત્સાહી ગ્રેજ્યુએટ મી. **ચુનીલાલ ગોવર્ધનદાસ શાહે** એનો ઉત્તર આપ્યો ત્યાથીજ ચર્ચા અટકી હતી.

આત્માને વિજ્ઞાનની દૃષ્ટિથી અવલોકી રા. **શંભુપ્રસાદે** એક વિદ્વત્તાભર્યો લેખ લખ્યો હતો તેના ઉપર રા. **વિજયલાલની** સમાલોચના અને રા. **શંભુપ્રસાદનો** પ્રત્યુત્તર પણ મનન કરવા યોગ્ય છે.

સાદી ભાષામાં સાચી વાત લખનાર "**સ્વર્ગ**" ના કર્તા રા. **અમૃતલાલ પઢીયારના** વિષય ઘણા સંચોટછે.

યુવાન લેખકોમા સ્વ. ડૉ. **હરિલાલના** પુત્ર સ્વ. **નરસીહરાવછે.** એ યુવાન બાવીશ વર્ષની ન્હાની વયમા ગુજરાતના લગભગ તમામ માસિકોમા ઝળકી રહ્યા હતા. વન્દેમાતરમ્‌ના ગીતના ભાષાન્તરકાર, સાહિત્ય, જ્યોતિ વિગેરેના તંત્રી હતા. પારસી અને સંસ્કૃતમય ગુજરાતીને સાધવા મથતા હતા. એમના ન્હાના ભાઇ રા. **સુમનમ્** એક ચપળ અને ઉત્સાહી લેખક છે. કમલવનના વાચનારને એ યુવાનની વાણીમા રહેલી મીઠાશનો અનુભવ થયો હશે

લીમડીના પ્રસિદ્ધ કવિ **ભવાનીશંકર** તથા શિઘ્ર કવિ રા. **શંકરલાલ શાસ્ત્રી**, રા. **ગૌરીશંકર મૂળશંકર જોષી** અને **શિવશંકર** જયાનંદ વૈદ્ય વિગેરે ઉત્સાહી બન્ધુલેખકની સહાયતા અમને મળીછે

આ વર્ષે આર્યધર્મપ્રકાશને સચિત્ર કરવાની યોજના કરીછે. **શિવસમુદ્રમ્** કરીને પ્રસિદ્ધ તિર્થક્ષેત્રનુ સુંદર ચિત્ર આ અંક સાથે જોડવામાં આવ્યુછે.

વિષયમાં પણ નવીનતા અને સુંદરતા લાવવા વ્યવસ્થાપકની અભિલાષા છે. આ કાર્ય કોઇ વ્યક્તિના લાભનુ નથી. ગુજરાતી સાહિત્ય અને ગુજરાતી વાચનાર સમસ્ત પ્રજાના લાભનુ છે કોઇ વ્યક્તિના પ્રયાસથી સફળ થનાર નથી, પણ ગુજરાતી સાહિત્યના સઘળા પૂજકોના સામટા પ્રયાસથી થાય તેમછે.

સર્વે વિદ્વાનોને પોતપોતાની રુચિ પ્રમાણે સાહિત્ય, ઇતિહાસ, ધર્મ, વિજ્ઞાન વિગેરેમાથી ગમે તેના ઉપર વિષય લખવા વિનતિછે. આશા રખાયછે કે વિદ્વાન્ લેખકો અને ઉત્સાહી યુવાન લેખક બન્ધુઓ આ લોકોપયોગી કાર્ય યથાશક્તિ ઉપાડી લેશે ! અસ્તુ !

Wilsonicn.

आर्यधर्मप्रकाश

पुस्तक ३७ मु] मागशाप स १९९ [अक २ जो

## साधुसग

(મઢૂલીના ભજનની ધૂનમા)

અજવાળા ઉઘડે અણમૂલ
સાધુ-સ ગે,
અ તરીયા ફોરે ઉજળા ફૂલ
મનમોહન મ તનીયાની-
પગ ીઓ પરવાળાની-
પાવન કરનારી પુષ્પ પ્રફુલ્લ
નયને નૂર ઉતારનારા,
પ્રભુ જ્યોતિ જગાવનારા,
એવા પર જીવતર કરીયે ડૂલ
સાધુતા સતી શકરની,
પ્રભુતા એ દેવ જીવનની,
રાખે માલિકમા મશગૂલ
સાધુ સ ગે
અજવાળા ઉઘડે અણમૂલ,
સાધુ-સ ગે
અ તરીયા ફોરે ઉજળા ફુલ



લલિત

# શોકશમન અને સુખશાન્તિનો ઉદય.

સૂક્ષ્મ અવલોકનકારને વિદિત હશે કે આ દશ્ય વર્ગ નિરંતર એકરૂપે ન રહેતાં કાંઇને કાંઇ વિકૃત દશાને પામતો રહેછે. નિરંતર એકરૂપે ન રહેતાં પ્રતિક્ષણે વિકૃત થતું એવું જે જે કાંઇ તત્વ છે તે સમસ્ત ચિત્તગત વૃત્તિઓ, ઇન્દ્રિયો તેમ જ બાહ્ય દૃષ્ટિગોચર થતા પદાર્થો દશ્ય વર્ગ ગણાયછે. આ દશ્યમાન પદાર્થો નિરંતર એકરૂપે ન રહેતાં જેવી જેવી વિકૃત સ્થિતિને પામેછે તેવી તેવી નામરૂપ અને આકારની કલ્પના પણ બદલતી રહેછે. આ ટેબલ, આ ખુરશી, આ વૃક્ષ, આ મનુષ્ય આ ચક્ષુરાદિ ઇન્દ્રિયો, આ ધૃતિ ભયઆદિ આંતરિક વૃત્તિઓ, સ્વલ્પમાં દૃષ્ટ અદૃષ્ટ સમસ્ત જડચેતન વર્ગમાં સ્થિત્યંતર પામવાનો સૃષ્ટિનિયમ અબાધિતપણે પ્રવર્તતો રહેછે. જે પદાર્થો દૃષ્ટિગોચર થાયછે તે સર્વ આ ક્ષણે જે સ્થિતિમાં છે તે સ્થિતિ વર્ષો કેડે તો શું પરંતુ એકાદ માસ દિવસ કે પળ કેડે તેવીજ રહેશે એ તદ્દન અસંભવીત છે. આવી રીતે જેમ બાહ્ય દશ્ય વર્ગમાં અનેક પરિવર્તનો થતાં રહેછે તેમ આંતિરિક દશ્ય વર્ગમાં પણ થતાં રહેછે. જે વૃત્તિ, જે વલણ, જે ભાવના અને જે વિચાર આ કાળે આપણા હૃદય પ્રદેશમાં જેવે રૂપે અને જેવે વેગે વહેછે તે જ વૃત્તિ, વલણ, ભાવના કે વિચાર એકાદ ક્ષણ પછી તેવે જ રૂપે અનેતેવે જ વેગે નથી વહેતાં એ આપણો નિત્યનો અનુભવ સ્પષ્ટ દર્શાવી આપેછે. મનુષ્યના વિચારો આજે જે હોયછે તેવા પછી નથી રહેતાં પણ અનેક રીતે બદલાતાં રહેછે. આ કાળે મનાયલી સુધારણા કેટલાક કાળપછી કુધારણારૂપે પરિણમશે. જેમ પૂર્વ કાળની સુધારણા આ કાળે કુધારણા જેવી થઇ પડેલછે તેમ. વિશેષથી શું ? સંક્ષેપમાં કહીએ તો ન્હાનામાં ન્હાના પ્રાણીથી લઇને મ્હોટામા મ્હોટા પ્રાણી, દેશ, કાળ, આચાર, વિચાર આદિની વસ્તુસ્થિતિ બદલાતી જ રહેછે, એ ઇતિહાસસિદ્ધ છે.

સ્થિત્યંતર પામવાનો સૃષ્ટિનિયમ પ્રાણીઓની વૃદ્ધિ અને ઉન્નતિ અર્થે ઘણો આવશ્યક છે. તે પણ અત્રે સૂચવવું યોગ્ય છે.

વસ્તુસ્થિતિ પલટાયછે તે વસ્તુની સ્વતસ્વતા પલટાયછે કે તેના નામરૂપાદિ ? વસ્તુસ્વતા—સ્વાત્મતાનો અભાવ થાયછે કે નામરૂપાદિનો ? એવો પ્રશ્ન સામાન્યતઃ આ પૂર્વોક્ત નિયમના વિચાર કરનારને ઉદ્‌ભવેછે. તેનો નિર્ણય તત્સ્વરૂપને જાણનારા મહાત્માઓ આવી રીતે કરેછે.—જેની સ્વાત્મ સત્તા ત્રણે કાળમાં વ્યભિચાર ન પામતાં નિત્ય એકજ રૂપે રહેછે તે સત્ છે અને જેની સ્વાત્મસત્તા નિરંતર વ્યભિચરેછે—રૂપાન્તર પામ્યા કરેછે તે અસત્ છે. સત્ અવિનાશી અને નિત્ય છે. અને અસત્ વિનાશી, અને અનિત્ય છે. વસ્તુની વસ્તુતા સત્ હોતાં તેનો અભાવ

નણે કાળમા થઇ શકે એમ નથી, પરંતુ વસ્તુના નામ રૂપાદિ અસત્ છે એટલે જે અભાવ થાયછે તેનોજ વસ્તુગત સ્વાત્મતાનો નહિ આના નિરૂપણદ્વારા સ્પષ્ટ સમજાયછે કે કોઈપણ વસ્તુ નાશ પામી તેનો અર્થ એટલોજ થવો જોઇએ કે સ્વતસ્વતાના અપરિત્યાગપૂર્વક તેના નામ રૂપાદિ જે ઉપાધિ વિશેષ છે તે ઉપાધિમા થતા સ્થિત્યતરને પામી એવા નામ રૂપાદિને સ્થિત્યતરથી જે વિકાર થાયછે તેની લેશ માત્ર પણ અસર ન પામીને વસ્તુની સ્વતસ્વતા મુળ રૂપે અવસ્થિત હોયછે આવા નિરંતર બદલાતે જવાના સ્વભાવવાળા આ વિશ્વના પદાર્થો જે સાધનો દ્વારા પ્રાપ્ત થતા કલ્પવામા આવે છે તે સાધનોની પ્રાપ્તિના ઉપાયોનુ જ્ઞાન મેળવવામા તથા તેનુ અનુષ્ઠાન કરવામા પ્રત્યેક જતુ લાગેલો હોયછે તેની આવી પ્રકૃતિમા હેતુભૂત સુખની કામના હોયછે સુખની ઇચ્છા પ્રાણી માત્રને હોયછે ઈષ્ટની પ્રાપ્તિ અને અનિષ્ટની નિવૃત્તિ કરવા અર્થે સ્વાભાવિક રીતે જ સર્વે પ્રવૃત્તિમા લાગી રહેલા હોયછે વિશ્વના પ્રાકૃત મનુષ્યો બાહ્ય પદાર્થોના વિકારી વિનાશશીળ અને અનવસ્થિત સ્વભાવનુ યથાવત્ નિરૂપણ કરી શકવા જેટલા યોગ્ય વિવેકની ખામીને લીધે તેમને અનેક પ્રકારે અનુકૂળ પ્રતિકૂળ માની તેથી સુખ દુઃખ અનુભવતા રહેછે પરંતુ બાહ્ય પદાર્થોના સ્વભાવને યથાવત્ નિરીક્ષી સદસદ્વિવેકીને પછીથી તેમા અનુકૂળ પ્રતિકૂળ ભાવ રહેતા નથી તેને દૃઢ થઇ ગયુ હોયછે કે મહાન્ સામ્રાજ્ય પર્યંતના સમસ્ત દશ્ય ભોગ્ય પદાર્થો ઉપરના નિયમે પ્રતિ ક્ષણે અવસ્થાન્તર પામતા હોઇ, અમુક કાળ પર્યંત અમુક પ્રકારે રહેશે જ એવા નિશ્ચયાત્મ ભાવવાળા નથી અર્થાત્ ચિરસ્થાયી નથી પરંતુ પ્રતિક્ષણ અન્યથા ભાવને પામતા હોઈ એક કાળે તેઓની અનુકૂળતા અન્ય કાળે પ્રતિકૂળ લાગેછે એટલે તજ્જન્ય સુખ નિરંતર અખંડ રહે એ તદ્દન અસંભવિત છે આવી રીતે બાહ્ય પદાર્થોના સસ્પર્શથી ઉદ્ભવતા સુખો વિકારી અને ક્ષણધ્વંશી હોતા અન્તે દુઃખ રૂપે પરિણામ પામેછે આ કારણથી તેને વાસ્તવિક સુખ કહી શકાય નહિ આ સમગ્ર વિચારણા કરનારને પ્રશ્ન ઉપસ્થિત થશે કે સુખ એ શુ હશે, તથા વાસ્તવિક સુખ કયે માર્ગે પ્રાપ્ત થતુ હશે? આ અને એવા જ બીજા સુખ સબંધી વિચારો સર્વ દેશમા અને સર્વ કાળમા થતા આવ્યાછે અને થાયછે સુખની સમજ વિશે વિચાર કરતા જણાયછે કે ચેતનધર્મવાળા સવ પ્રાણીઓ સુખ પ્રાપ્તિ માટે નિરંતર પ્રયાસ કરતા દૃષ્ટિએ પડેછે, ઈષ્ટ પ્રાપ્તિ અને અનિષ્ટનો પરિહાર એ હરેક પ્રાણીની ઈચ્છાનો મુખ્ય વિષય હોયછે તથાપિ ઈષ્ટ શુ અને અનિષ્ટ શું, સુખ શુ અને દુઃખ શુ, તેની સમજણ તેઓના જ્ઞાનના પ્રમાણમા ભિન્ન ભિન્ન હોયછે એક કાળ કે સ્થિતિનુ સુખ અન્ય કાળ કે સ્થિતિમા દુઃખરૂપે જણાયછે વળી આગળ કહ્યા પ્રમાણે બાહ્ય સ્થૂળ પદાર્થોમા રૂપાંતર પામવાનો નિયમ જેમ પ્રવર્તેછે, તેમ આંતરિક સૂક્ષ્મ વૃત્તિઓમા પણ પ્રવર્તતો હોઇ, દેશ, કાળક્રિયા, સબંધ, સસર્ગ જેમ જેમ ફરતા જાય છે તેમ તેમ આપણી જ્ઞાનાદિ વૃત્તિઓ ન્યૂ

પણ ફેરફાર થતો રહે છે અને તેથી સુખ સંબંધી સમજણમાં પણ ફેરફાર થતો રહેછે. ખાવાપીવાની તથા શરીર સંરક્ષણાદિ અર્થે અનેક પ્રકારની પ્રવૃત્તિઓમાં મચ્યા રહેનાર મનુષ્ય અને સમસ્ત વિષય સુખોને કાકવિષ્ટાવત્ ગણતા તથા આત્મ વિચારમાં નિમગ્ન રહી કાળ વ્યતીત કરનાર મહાત્મા એ બંનેના સુખસંબંધી વિચારોમાં જમીન આસમાન જેટલો તફાવત હોય એ સહજ સમજી શકાય એમ છે. મનુષ્યોમાં સુશિક્ષિત અને અશિક્ષિત એવા બે વર્ગ પાડી શકાયછે. તેઓના વિચારો જ્ઞાનની ન્યૂનાધિકતાને લીધે પરસ્પરથી વિરૂદ્ધ હોવા સંભવેછે. પરંતુ લાંબે વિચારે જોશું તો અશિક્ષિત વર્ગ શિક્ષિત વર્ગના વિચારોનું અનુસરણ ઘણે ભાગે કરેછે. શાસ્ત્ર માત્રની પ્રવૃત્તિ સંસારમાં પુનઃ પુનઃ પ્રવર્તતા ત્રિવિધ દુઃખો–દૃષ્ટ અદૃષ્ટ અનિષ્ટના પરિહાર અર્થે અને ઇષ્ટની પ્રાપ્તિ અર્થે છે એ પ્રયોજન મુખ્ય છે, અને વળી તે સર્વ દેશીય છે તે તે દેશના લોકોને પ્રાપ્ત જ્ઞાન અનુસાર, સુખ દુઃખના સ્વરૂપ, તેની પ્રાપ્તિ તથા પરિહારના ઉપાયો, તેના પ્રતિબંધક કારણોનું જ્ઞાન તથા તેના વિનાશનાં સાધનો સમજાયાં તેનું સવિસ્તર વર્ણન તે તે દેશના લોકોની સ્થિતિ, રૂચિ, કાળ, આદિ સર્વને અનુસરીને તેઓ કરી ગયા, ઉપદેશી ગયા. આવી રીતે જ્ઞાનની ન્યૂનાધિકતા, દેશ, કાળ, સ્થિતિ આદિના યોગે સુખસાધનના અને અને દુઃખ નિવારણના પ્રકાર ભિન્ન ભિન્ન વિસ્તરેછે. પરંતુ સર્વનું લક્ષ્યસ્થાન "દુઃખની નિવૃત્તિ અને સુખની પ્રાપ્તિ" એ જ હોય છે. આપણા આર્ય શાસ્ત્રકારોએ સુખ તથા દુઃખની માન્યતાના અનેક ભેદોને મુકીને સર્વને સાધારણ એવાં દુઃખોને મુખ્ય લેખી તથા તેમાં અન્ય દુઃખોને અંતર્ભુત થતાં લેખી તે મુખ્ય દુઃખોની નિવૃત્તિ કયે પ્રકારે થાય તેનો બહુ ઉત્તમ વિચાર કરી ગયાછે. એ તેઓથી પરિચિત વિદ્વદ્વર્ગને કહેવુ પડે એમ નથી. સઘળા દેશોમાં પ્રવર્તતા ભિન્ન ભિન્ન વિચારો જણાવતા શાસ્ત્રોનું જ્ઞાન ધરાવવુ એ એક મનુષ્યને માટે સુલભ નથી, એટલે તે તે શાસ્ત્રોનો નિર્ણય અનુમાન પ્રમાણદ્વારા કરી જોતાં એટલી વાત તો સ્પષ્ટ જણાઇ રહેશે કે વ્યાધિ ટાળવાના ઉપાયો પણ અનેક છે. અર્થાત્ ઉપેયમાં ભેદ નથી. ભેદ માત્ર ઉપાયમાં છે. સાધ્યવસ્તુ એક જ છે સાધન ભિન્ન ભિન્ન છે અને તેમ હોવું એ જ ઠીક છે. આમ છે એટલે તેવા ઔપાધિક ભેદપ્રતિ ન નિહાળીને જેનો આપણને ગાઢ પરિચય છે તેવા શાસ્ત્રના વિષયને સમજવાનો અત્ર ઉપક્રમ કરેલ છે, જેને ઉપસંહાર પર્યંત શ્રી ઇષ્ટદેવ પહોંચાડશે એવી શ્રદ્ધા તેમાં રાખી પ્રારંભમાં ધારેલ વિષય આલેખવાને પ્રયતમાન થઇશ.

પૂર્વના અક્ષુદ્ર બુદ્ધિવાળા મહાત્માઓએ સર્વત્ર પ્રવર્તતાં શોક, ભય, ચિંતા, જરા વ્યાધિ આદિથી નિપજતાં વિવિધ પ્રકારના દુઃખોના વાસ્તવ સ્વરૂપ તેનાં કારણ, તેના નિવર્તક ઉપાય એ આદિનો બહુ સુક્ષ્મપણે યથાર્થ રીતિએ વિચાર કીધેલો

જણાય છે તેઓનો મત છે કે ત્રિવિધ દુખોને નિવારવા એજ ખરો પુરૂષાર્થ છે અન્ય નહિ આ નિવૃત્તિ રોગાદિની માફક અનિશ્ચિત નહિ પરંતુ નિશ્ચિત બીજી વાર દુખ આવેજ નહિ એવી હોવી જોઈએ તેમજ વળી કિંચિત્કાળ પર્યંત રહે એવી નહિ પરંતુ ચિરસ્થાયી હોવી જોઇએ સ્વલ્પમા કહીએ તો દુખનો અત્યંત ઉચ્છેદ અને અખંડ નિર્વિકારી સ્થિર સુખની પ્રાપ્તિ એજ અત્યંત ઉત્તમ પુરૂષાર્થ લેખવેલો છે અને તે સત્ય છે સર્વને સાધારણ એવા જે દુખો છે તે મુખ્યત્વે કરીને શોક, માનસતાપ અને મોહ અવિવેક એ છે, અધ્યાત્મિક, આધિભૌતિક અને આધિદૈવિક એ ત્રિવિધ દુખો તેમા અંતર્હિત છે હલકામા હલકા ભિક્ષુથી લઇને મહાન સમૃદ્ધ ચક્રવર્તી સામ્રાટ પર્યંત સર્વને પૃથ્વીના જાણવામા આવેલા ન આવેલા સવને એ દુખો સાધારણ છે તેમનાથી મુક્ત કોઈક જ હોયછે ગમે તે સ્થળે જાઓ, ગમે તેવા સુધારાને ટોચે પહોચેના દેશમા જાઓ, વિદ્વાન્‌ને જુઓ કે અવિદ્વાન્‌ને બાળકને જુઓ કે વૃદ્ધને, ધનાઢ્યને જુઓ કે ધનહીનને, સ્ત્રીને જુઓ કે પુરૂષને, ગમે તેમને જુઓ તો તેમના સુખપર શોકની છાપ અવશ્ય હશે સવત્ર શોક, ચિંતા, ભય આદિ દુખ પરંપરા પ્રસરી રહેલ અનુભવાશે માનસતાપ સર્વને કોઈને કોઈ રીતે પ્રજાળતો હશે શહેરો અને ગામડાઓ તપાશી વળો પણ એવો ધીરવીર નર કયાય પણ સાભળવામા તેમ જોવામા નહિ આવે, કે જેની સુખમુદ્રાપર અંતરની શાંતિથી આનંદ અને પ્રસન્નતાજ પ્રસરી રહી હશે, જેના અંતઃકરણમા આનંદ અને પ્રસન્નતાભર્યા વિચારોનુ નિરંતર અપ્રતિહત વહન થતુ હશે, જેની દૃષ્ટિમાથી પ્રસન્નતારૂપી અમૃત ઝર્યા કરતુ હશે અર્થાત નિરંતર શાંતિમા મહાલતા અને શાંતિ પ્રસરાવતા પ્રસન્નચિત્ત મનુષ્યો મળવા દુર્લભ છે આવા સર્વને સાધારણ દુખોની નિવૃત્તિ કયે પ્રકારે થાય અને અખંડ સુખ અને શાશ્વત શાંતિ કેમ મેળવાય એ સબંધી વિચારો દર્શાવવા શાસ્ત્ર માત્ર પ્રવર્તે છે આજના જમાનામા સુખસાધનો અનેક છે એ ખરૂ છે પણ ઉપર જણાવેલા દુખોની નિવૃત્તિ તે વડે થતી હોય એમ જોવામા આવતું નથી સુખ શાન્તિ અખંડ અવિકારી રહે એમ થવુ જોઇએ હવે આવા જે સર્વને સાધારણ દુખોછે, સર્વ સ્થળે તેની સત્તાછે, તેની સત્તાથી બહાર કોઈ મનુષ્યપ્રાણી છે નહિ તેમનુ મુળ કારણ પણ તેવુજ ભારે પ્રબળ હોવુ જોઈએ, અને તેવા પ્રબળ કારણની નિવૃત્તિ કરવાનુ સાધન પણ તેવુજ જોઇએ એ સ્પષ્ટ સમજાય તેવુ છે અશેષ દુખ નિંવર્તે છતે સુખ અને શાન્તિનો ઉદય સ્વતઃસિદ્ધજ છે આર્યશાસ્ત્રકારોના મત અનુસાર જે વાસ્તવિક સુખ મનાયુ છે તે સ્વાત્મભૂતજ છે અવિદ્યાના વ્યવધાને કરીને આપણને પ્રત્યક્ષ અખંડ અનુભવમા આવતુ નથી જેઓ ભ્રમ, પ્રમાદ અને ઈંદ્રિય શૈથીલ્યથી રહીત છે તથા જેઓએ પોતાનુ સમગ્ર જીવન

સત્યાસત્યનો નિર્ણય કરવામાં અને મનન કરવામાં વ્યતીત કરેલું છે તેમના અનુકરણીય અને સંમનનીય વિચારો સુખ સંબધે આવા છે. વિષય અને ઇંદ્રિયના સંસ્પર્શજન્ય જે સુખ છે તે વાસ્તવિક સુખ નથી. જડપદાર્થનો સંયોગ જન્ય સુખ એ કેવળ દુઃખની એક વિકારી સ્વલ્પકાળ સ્થાયી સ્થિતિ છે. પ્રસિદ્ધ વિદ્વાન, શોપનહોર તો સમસ્ત જીવન દુઃખ રૂપજ લેખવેછે. જડસુખવાદી મનુષ્યોની સ્થૂળ દૃષ્ટિ યથાર્થવસ્તુ સ્થિતિને નહિ નિહાળી શકવાની. બાકી મહાત્માઓતો નિયમ સ્થાપે છે કે भूमैवसुखं नाल्पे सुखमस्ति किंचित् ॥ ભુમાંજ સુખ છે. અલ્પમાં કિંચિત પણ સુખ નથી. સર્વ સદ્ગપદાર્થોનો અનિવાર્ય વિકારી–પરિણામી ક્ષણભંગુર સ્વભાવ દુનિયામાં સાધારણ પ્રકારે સર્વને રહેતા શોક, મોહ તથા તેથી ઉદ્ભવતાં અનેક પ્રકારનાં દુઃખોવડે આવૃત હોઇને વૈષયિક સુખ, વિષસંયુક્ત અન્નની પેઠે બહુ દુઃખપ્રદ જ છે. તેમાં સુખ નથી; જર્મન વિદ્વાન શોપનહોર લખે છે કે—

The happiness received from ourselves is greater than that which we obtain from our surrondings.

આપણા પોતામાંથી જ જે સુખ આપણને મળેછે તે સુખ, આપણી આસપાસના વિષયોમાંથી મળેછે તે સુખ કરતાં વધારે ઉત્તમ છે.

વિશ્વમાં સામાન્ય રીતિએ જેને સુખ માનવામાં આવેછે તેને મહાત્માઓ સુખાભાસ કહેછે, પ્રતિબિંબિત સુખ કહેછે. તૃષ્ણાને લીધે, બહિ વિષયોમાં ભ્રમવાથી ચંચળ અને અસ્થિર રહેતી બુદ્ધિ, સ્વ અભિલષિત વિષયની પ્રાપ્તિથી ક્ષણભર સ્થિર થતાં તેમાં આત્મસુખનું પ્રતિબિંબ પડેછે તેથી તેટલો કાળ પ્રાણીઓએ સુખ અનુભવાયછે તેને સુખાભાસ કહેછે. આવા સુખાભાસની પ્રાપ્તિ એ કંઇ પરમ પુરૂષાર્થ ગણાય નહિ. તમામ દુઃખની નિવૃત્તિ થઇ અખંડ શાશ્વતી શાન્તિ પ્રાપ્તિ થાય તે જ ખરૂં સુખ છે. જ્ઞાની પુરૂષોએ પ્રતિપાદન કરેલા ઉક્ત પ્રકૃત સુખનું સ્વરૂપ, તે મેળવવાના ઉપાય, તેમ જ સુખાભાસનું અને તેના ખરા ઉપાદાન કારણનું યથાર્થ સ્વરૂપ નહિ જાણવાને લીધે જનસમુહનો ઘણો ભાગ સુખ સંબંધી વિચારમાં ઠગાયો જાય એમાં કંઈ આશ્ચર્ય નથી. જે કારણને લઇને સુખ સંબંધી આવી ખોટી સમજ તથા અનેક પ્રકારનાં દુઃખો મનુષ્ય જાતિમાં ફેલાયાંછે તે કારણ પ્રથમ જાણવું જોઇએ. કાર્યનો નાશ કરવાને પ્રથમ તેનો ઉદ્ભાવક હેતુ જાણવો જોઇએ અને પ્રથમ તેનો ઉચ્છેદ કરવો જોઇએ. શ્રી કૃષ્ણ પરમાત્મા કહેછે કે अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यन्ति जन्तवः ॥ અજ્ઞાન વડે જ્ઞાન આવૃતછે તેને લીધે પ્રાણીઓ મોહ પામેછે.

આ અજ્ઞાનજન્ય મોહ દુઃખનું પ્રતિરૂપ છે. આવું સામાન્ય અને સાર્વત્રિક દુઃખનું કારણ અજ્ઞાન રૂપી મનુષ્યના સ્વભાવનો દોષ છે. જો આમ હોય, જો એ

દુખ આવુ ગભીર છે તો તેને દૂર કરવાનો ઉપાય પણ તેવો જ ગભીર હોવો જોઈએ જે કારણથી આ શોક અને દુખરૂપ છાપ આપણુ પર પડી છે એ શુ હશે તે ન સમજાયાથી જ આપણને શોકગ્રસ્ત રહેવુ પડેછે જ્ઞાનદીપ વડે અજ્ઞાન તિમિર નષ્ટ થયે સર્વત્ર શાન્તિ અને સુખ પ્રસરી રહેછે અજ્ઞાનને લીધે જન સમુદાય સુખની શોધમા નિષ્ફળ થયોછે સ્ત્રીના દઢ આલીગનમા, પુત્ર સુખમા, દ્રવ્યના ખજાનામા, અધિકારમા, ધધા ઉદ્યોગમા, જ્ઞાનની વાર્તા માત્ર કરવામા, પુસ્તક સહવાસમા, અર્થ સમજ્યા વગરના જેવા તેવા ભજન કીતનમા, આદિ અનેક વિષયમા સુખ સમાયલુ કલ્પી તેની પ્રાપ્તિ કરવામા નિરતર મચ્યા રહેછે, પરતુ સ્વાભાવિક દોષ જે અજ્ઞાન તે ટાળવાનો પ્રયાસ કોઈ સેવતા નથી અને તેથી જ પોતે કલ્પી લીધેલા સુખ સાધનની અપ્રાપ્તિથી જેવા સતપ્ત રહેવાતુ તેવાજ સતપ્ત તેની પ્રાપ્તિ અનતર પણ રહેવાય છે એ આપણે આપણા પોતાના દાખલાપરથી સારી પેઠે સમજી શકીએ છીએ સમગ્ર ભોગસમુહ જેને સુખ સાધન માની લેવાની મનુષ્યવર્ગે ભૂલ કરીછે અને હજી પણ કર્યા જાયછે તેમનુ યથાવત્ નિરૂપણ કરી જોતા તેના વિક્રિયાત્મ અનિયત સ્વભાવ, તેમ જ અતૃપ્તિપ્રદ સ્વભાવ, પ્રતીતિમાત્રની રમણીયતા, અને અતે વિષય દુખનુ પરિણામિત્વ એ સ્પષ્ટ દેખાઇ આવેછે અને તેટલાજ માટે આ શાસ્ત્રો તેને ઇન્દ્રજાળ સદશ લેખવેછે આપણને સ્પષ્ટ અનુભવમા આવેછે કે એ સુખ સ્થાયી અને અખડ તૃપ્તિ આપે એવા નથી

અપૂર્ણ

નાનાલાલ દેવશકર વૈદ્ય

---

# भर्तृहरि निर्वेद नाटक

---

## અક નાજો

(પ્રવેશ કરીને)

†કચુકી—(પડી જઇને) હા ! ‡જરા અનેશોકમા ઘેરાએલા મ્હને લાકડીનો ટેકો પણ આધાર આપવા પૂરતો નથી કારણ —

---

† કચુકી—રાજાનો અતપુર સહાયક નોકર

‡ જરા—વૃદ્ધાવસ્થા

શ્લોક ૧ લો ધડપપુ આવતા મ્હારા ચરણો સ્વાભાવિક રીતેજ ભાગેના હતા, તેમા રાણી મરી જતા રાજાની થયેલી દુખી અવસ્થા જોઇ તે ( ચરણો ) સમુળા છેદાઈ ગયા અને હમણા નૃપતિ વિકળ વચાની વાર્તા સાભળતા તો દુ ખ્વગ વેનો બન્યો છુ હરિ હરિ ! હવે હુ આ જગતમા શા આધારે રહી શકુ ? એ ભાવઠે

ત્રણ ભુવનની તરુણીથી, તુ વધી યશની ખાણ
પરતુ હાની બહુ મને—પ્રિયે રે ૨
શોચુ શુ ત્હારૂ તનુ, મૂકુ ના નિય પ્રાણ !
જગમા જીવવુ તેહ છે, અપજશનુ નિશાણ,
જાવાને રોકે છો મ્હને—પ્રિયે રે ૩

—અને હવે મ્હારી એટલીજ આશા છે કે તને ખોળામા લઈને મરી જવુ કે જેથી અત સમયે પણ ત્હારી ધ્યાનપરાયણતાથી જ માન્તરે ત્હારાથી સનાથ થઈશ

(પડદામા)

હા મ્હારી તોલડી ! તુ ક્યા ગઈ ? હા દૈવ ! તે પ્રતિકૂળ થઈ મ્હારી તોલડીનો નાશ કરી મ્હને હણી નાખ્યો ( એ પ્રમાણે વ્યાકુળ થઈ રડેછે )

**રાજા**—( સાભળીને ) મ્હારાથી પણ વધારે દુખમા ઘેરાએલાનો આ આર્તનાદ છે ત્યારે હવે ચાલ તેને જોઉ

( રાજા પરિક્રમણ કરેછે ને પરિજનો તેની પછવાડે જાયછે )

**રાજા**—(જોઇને) આ યોગી શુ કુકેની તોલડી પછવાડે શોકાતુર થતો આમ પડ્યો છે ? ચાલ ત્યારે તેને ધીરજ આપુ

**યોગી**—હા ! તોલડી ! તુ ક્યા ગઈ ? (ઉપરનુ વાક્ય ફરી બોલેછે ને રૂદન કરેછે)

**રાજા**—યોગીરાજ ધીરજ રાખો

**યોગી**—ધીરજ તે કયાથી મેળવુ ? મ્હારી દૂરદેશની મુસાફરીની[ક] સહચરી ! અનેક ગુણ[ઢ] પ્રણયિની તોલડી ફૂટી ગઈ ! હા હવે શુ કરૂ ?

**રાજા**—(કરૂણા સાથે) (મનમા)

દ્રુતવિલબિત વૃત્ત

મન ગમી જરિય વસ્તુ જતા અરે,
જન રડી રડી કલેશ અતિ કરે,

---

શ્લોક ૩ જો—પ્રણયી—સ્નેહી ભાવાર્થ—હે ભાનુમતી ! ત્હે સ્નેહી સ્વામીનુ મરણ સાભળી તારા પ્રાણ ત્યજ્યા અને તેથી કાષ્ઠાગ્નિમા બળી મરનારી સતીઓ કરતા વિરહાગ્નિમા બળી ગયેલી તુ ત્રણે ભુવનની સતીઓ કરતા વધારે યશસ્વી થઈ પરતુ આથી મને બહુ હાની થયેલીછે માટે હવે હુ ચિતામા સળગીને પણ તારી ભેગી થઈશ તને છોડીશ નહિ એ ભાવ છે

ક સહચરી=સાથે રહેનારી ઢ અનેક ગુણ પ્રણયિની=અનેક સદ્ગુણોથી વ્હાલી થયેલી

શ્લોક ૪ થો—માણસો પોતાની મન ગમેની વસ્તુ જતા રડી રડીને અતિશય દુખ ધરેછે તો હુ તો મ્હારી પ્રાણાધિક વસ્તુનો નાશ થતા અને વિપત્તિના અકલિત વા ગમા [illegible] ટોતા શોચ મ ન ક ? મને તો અતિશય શોચ થવોજ જોઇએ, એ ભાવ છે

વળી વિશેષ દુઃખનો વિષય તો એ છે કે આના સરખી સુખદ સ્પર્શવાળી રમણીય આકૃતિવાળી, મોટી ને મજબૂત તોલડી હોવાનું જ કયાંથી બનશે ?

**રાજા**—(નિર્વેદથી.)

પ્રમિતાક્ષરા.

ગુણમાં અધિક જગમાં ઘણીએ,
જણસો હશે સુલભ[1] તોય અરે;
મનમાની વસ્તુ ટળતાં મનને,
પરિતાપ કેમ ઉપજે જનને ? ૧૦

(પ્રકાશમાં) યોગીરાજ !

વિયોગીની.

"અતિ આ પ્રિય મ્હારૂં" એ મતિ,
થતી ના વસ્તુની રમ્યતા[2] વતી;
રતિ વ્યાપતી વસ્તુમાં અરે,
મનના મોહનું મૂળ સ્નેહ છે. ૧૧

**યોગી**:—અરે મૂઢ ! હું કેવળ સ્નેહથી જ નથી રોતો, મારાં શરીરપોષણ પણ એ હતી તો જ થતું.

**રાજા**:—વારૂ, ફુટી ન હોત તો તમારી તે તોલડી કેટલાક કાળ ટકી હોત ?

વસંતતિલકા.

જો કોટિ કલ્પ અથવા શતકલ્પ, કલ્પ,
ના નષ્ટ થાત તુજ તોલડી કલ્પ અલ્પ;
તો તો ઉચિત કંઈકે તુજ શોક થોક,
એ એ દિને ફટ ફુટે તહીં શોક ફોક. ૧૨

---

શ્લોક ૯ મો—ગ્રાહ=મગર, અબ્ધિ=સાગર ભ્રષ્ટ=નિસ્તેજ. રવે=અવાજે.

**ભાવાર્થ**—મમતાનો સાગર કેવો ભયંકર છે તે આમા વર્ણવ્યુછે. કહેછે કે તોલડીમા પણ મારી મમત્વની વૃત્તિ થતા તે દુઃખનો સાગર બન્યોછે એ સાગરમા બીક ને ભ્રાન્તિના મગરો ઘુમતા અતિ ભયંકરતા આવેલીછે. અરે એક તુચ્છ તોલડીમા પણ મમતા થતા હુ કષ્ટે નિસ્તેજ બની ગયોછું, તો તારી પાસેથી સુવર્ણની તોલડી લઉ અને પછી તેની આવી સ્થિતિ થાય તો પછી મારૂ જીવનજ કેમ ટકે ? તેમા તો ઝાઝી મમતા ભરાતા મારા દુઃખનો પાર જ ન રહે. માટે મારે સોનાની કે રૂપાની હવે તોલડી જોઇતી જ નથી એ ભાવ છે.

૧ સુલભ=મળવી સહેલી.

૨ રમ્યતા=સુદરતા. **શ્લોક ૧૧ મો.** આ વસ્તુ બહુ સારી છે એવી બુદ્ધિ થાયછે તેનુ કારણ તે વસ્તુની સુદરતા નથી, પણ બીજું જ છે. એ કારણ ઉત્તરાર્ધમા **કહેછે. વસ્તુ** જોઇ તેના ઉપર જે હર્ષ પ્રકટ થાયછે તેનુ મૂળ કારણ તો રાગ છે, **મહામોહ** છે.

વળી મ્હારૂ શરીરપોષણ કરનારી પણ એજ હતી, એમ માનતા હો તો તે પણ ચિંતા ન કરો વળી દેહને હિતકર લાગતી વસ્તુઓના નાશથી જે સંતાપ થાય છે તે પણ મનનો ભ્રમ જ છે

રાગ મા'

હે ભૂલમા ભમો[?] મ્હારૂ મ્હારૂ માની યોગી! ભૂલમા ભમો

(સાખી)

વ્હાની કુ હાની[1] વસ્તુનો, વિરહ થયો જે વાર,
દુખ સુખ ઉપજે તે ગણો, માયાનો પરિવાર
યોગી! ભૂલમા ભમો. મ્હારૂ
પાણી પય પેઠે મળ્યા, સ્થુળ શરીર ઘરબાર,
પણ બે પળ ભેગા રહી, અંતે પ્રીટણહાર.[2]
યોગી! ભૂલમા ભમો મ્હારૂ ૧૩

યોગી —તોપણ અપ્રિયનો ત્યાગ કરી લોકો પ્રિય તરફ કેમ ખેચાયછે વારૂ?

રાજા —વિભ્રમથી યોગીરાજ વિભ્રમથી આપાતરમણીય વસ્તુઓના સૌદર્યથી માણસને જેમ મદ ચડેછે તેમ તેના નાશથી પણ માણસનુ મન વિપત્તિએ ઘેલુ થાયછે પણ તે સવનુ મૂળ ભ્રમ, મોહ, અજ્ઞાન કે મમતા છે

(અંતકાળે સગુ નહી કોઇનુરે એ રાગ)

વ્હાલુ અણવ્હાલુ ભ્રમથી ભાસતુ રે,
નથી વસ્તુનો વાક લગાર વ્હાલુ
સહુ વસ્તુ મોહથી મીઠી દિસેરે,
થતા અપ્રીતિ ન [?]મે લગાર વ્હાલુ
ઘેયા ઘેર્યા વિષયમા પામરોરે,
મોહે મોહે મુઝાય અપાર વ્હાલુ
રૂડુ રૂડુ દેખીને ઉરે રાચતોરે,
પ્રિય માની કરે મહા મોજ વ્હાલુ

કલ્પ=બ્રહ્માનો એક દિવસ ને એક રાત તે કલ્પ કહેવાયછે એ કલ્પ નમયે ક્ષય થાય એમ કહેવાયછે

શ્લોક ૧૨ નોધ—જો એવા કરો કલ્પ સો કલ્પ, એક કલ્પ કે યોગ કલ્પ પણ તમારી તોવડી નાશ થાય એવી ન હોત તો તો આટનો બધો શોક કરવો પણ ઘટાત હતો પણ જેનુ આયુષ્ય જ બે ત્રણ દિવસનુ છે એવી વસ્તુનો શોક કરવો એ તો ઘણુ જ અયોગ્ય છે તાત્પર્ય કે નાશવંત વસ્તુનો શોક કરવો તે અયોગ્ય છે

૧ દુવાલી=અણગમતી ૨ પ્રીટણહાર=નાશવંત

પણ વસ્તુ વહાલી ફીટી[1] જતાંરે,
રડે મુકી મોહે પોક ફોક. વ્હાલું. ૧૪

ચોગીઃ—એ સર્વે હું સમજું છું, પણ ઉપાય રહિત મ્હારૂં મન શાન્તિ પામતું નથી.

રાજાઃ—જો સમજો છે છતાં [2]તત્ત્વવિચાર તમને શાન્તિ આપતો નથી તો હવે બીજો શો ઇલાજ ?

ચોગીઃ—હવે મ્હારે મરણ એ જ છેલ્લો ઇલાજ છે મ્હારી એ વ્હાલી તોતડીને છાતીપર લઇને મરીશ કે જેથી અન્ય જન્મમાં પણ તેની સાથે મેળાપ પામીશ.

રાજાઃ—(હસીને) એ જ સંસારના મૂલરૂપ મહામોહ, એ જ મહા અજ્ઞાન, કે જેની આવી દુઃખમય નઠારી ક્રીડાઓ છે.

ચોગીઃ—(મોટે સ્વરે ખડખડાટ હાસ્ય કરીને)

અનુષ્ટુપ.

પાંડિત્ય પરને માટે, મુઢ! તું જ કરે અરે.
પોતાના તલનું ઘોર અંધારૂં દીપ ના હરે. ૧૫

(રાજા શરમીંદો થઈ નીચે મુખે વિચારમાં પડી જાયછે.)

ચોગીઃ—રાજન્ ! શું વિચાર કરેછે ?

રાજાઃ—ભગવાન્ ! બીજું શું વિચારૂં ? મ્હારાં વાકયોવડે જ મને બોધ કરી પૂજ્યપાદે મ્હારો શોક શમાવ્યોછે.

યોગીઃ—તથાસ્તુ. ભગવતી વિંધ્યવાસિની જોઇ પાછાં વળતાં મ્હેં તને આવો વિકળ થતો જોયો. તેથી સહજ દયાભાવ ઉપજતાં ત્હારો પ્રબોધ પાછો જાગ્રત્ કર્યો.

રાજાઃ—ત્યારે શું આપ પૂજ્યપાદ શ્રી ગોરક્ષનાથ ?

ચોગી—હા, એજ.

---

૧ ફીટી જતાં=નાશ પામતાં.

૨ તત્વવિચાર=સત્ અને અસત્ વસ્તુનું જ્ઞાન. સત્ વસ્તુ એટલે જે ત્રણે કાલમાં નાશ રહિત છે તે બ્રહ્મતત્વ; અને અસત્ વસ્તુ એટલે જેનો જ્ઞાનથી બાધ થઇ શકે છે તે માયા, અજ્ઞાન વગેરે.

શ્લોક ૧૫ મો.—હે મૂઢ ! બીજાને ઉપદેશ આપવા આજે તું પંડિતાઇ વાપરેછે, પણ પોતાના લાભને માટે તેનો તું ઉપયોગ કરતો ન હોવાથી તારૂં તે પાંડિત્ય મિથ્યા છે, ભારરૂપ છે. એ વાત એક દ્દષ્ટાંતથી કહેછે કે જેમ દીવો બીજી વસ્તુપર અજવાળું કરેછે, પછી પોતની નીચેનું અંધારૂં તે મટાડી શકતો નથી. તેમ તું પણ બીજાને જ્ઞાન આપવા પ્રયત્ન કરેછે, પણ તારૂં પોતાનું અજ્ઞાન મટાડતો નથી એ-નવાઇની વાત છે. એ ભાવ છે.

રાજા—( ચરણુમા સાષ્ટાંગ પ્રણિપાત કરતા ) જય ગુરૂદેવ જય ! કૃપા કરી આપે મ્હારો આ અધકુપમાથી ઉદ્ધાર કર્યો ( કઠ ગદગદિત થાયછે અને ગોરક્ષનાથ તેને ઉઠાડેછે )

રાજા—( હાથ જોડીને ) હે પ્રભો ! હવે એવો ઉપદેશ કરો કે ફરીવાર આવો અનર્થ ઉત્પ ન ન થાય

ગોરક્ષનાથ—વત્સ ! ત્હારી ચિત્તરૂપી ભૂમિ, મહાદુ ખના આવેશરૂપી હળથી ખેડાએલી અને વસ્તુવિવેકરૂપ જળે ભીજાએલી હોવાથી વિજ્ઞાનરૂપી બીજ વાવવાને યોગ્ય બનીછે તો હવે સાભળ

શાર્દૂલવિક્રીડિત

સ કલ્પે સઘળો પ્રપ ચ ઉપજ્યો, જો નાશ તેનો ચહો,
તો એ તેહનુ મૂળ, નિર્મૂળ કરી સર્વે ઉપાધિ દહો,
દિક્કાલે અવિચ્છિન્ન સચ્ચિદ અને આન દઓઘો ભર્યા,
બ્રહ્માનદવિષે જ ત ્લીન બનો તેથી જ સવે તર્યા ૧૬

રાજા —ભગવન્ ! આપની કૃપાદૃષ્ટિથી સર્વે સ ક ્પો કે જેનુ બીજુ નામ આશા છે તે સર્વેનો મે ત્યાગ કર્યો. અહો ! કેવુ આશ્ચર્ય છે કે,

શિખરિણી

તજ્યે મોહવૃત્તિ, ઉર ધવલતા[1] માહીં લસરે,
અને રોમે રોમે, અકથ શુભ આન દ પસરે
જીતાઈ ભોગેચ્છા, વનવિષલતા[2]–આશ ત્યજતા,
અહા શુ નિહાળુ ? સુખદ મળિયો મોક્ષ કરમા ૧૭

હે દેવ ! કૃપા કરી હવે તત્વચિતન કેમ થાય તે સમજાવશો

---

શ્લોક ૧૬ મો—સ ક પ=મનનુ સ્ફુરણ

ભાવાર્થ—મનના સ્ફુરણમાત્રથી આ સવ સસાર ઉપજ્યો છે એ સસારની નિવૃત્તિ કરવા ચહાતાહો તો તેના મૂળરૂપ જે મનનુ સ્ફુરણ તે બધ કરો–મનોનાશ કરો–તેથી સર્વ ઉપાધિનો નાશ થશે મનોનાશ થતા દિશા અને કાળથી જેના વિભાગ થતા નથી એવા સત્ ચિત્ને આનદરૂપ પરમબ્રહ્મમા તમે તલ્લીનતા પામશો અનેક મહાત્માઓ એમ કરવાથીજ તર્યાછે ને તમે પણ તેવીજ રીતે તરી જશો એ ભાવ છે

૧ ધવલતા=પવિત્રતા    ૨ વનવિષલતા આશા=આશા રૂપી વનની ઝેરવાળી વ લી

ગોરક્ષનાથઃ— અનુષ્ટુપ.

વિષયોથી નિવારીને, શૂન્ય[૩]માં મન સ્થાપતાં;
સ્હેજે તે શમશે, શાન્ત સચ્ચિદઘન સ્વરૂપમાં. ૧૮

રાજા—જેવી આજ્ઞા. ત્યારે હમણાં જ હું કોઈ એકાંત વનસ્થળમાં જઈ તેનું ચિંતન કરૂં.

(બધા જાય છે.)

ત્રીજો અંક પુરો.

જગજીવન કાળિદાસ પાઠક.

---

## ગ્રંથાવલોકન.

---

### પ્રકાશિકા[†]

ગુજરાતી સાહિત્ય ગુજરાતના હિન્દુઓનું જ નહિં પણ ગુજરાતી બોલનાર પારસી અને મુસલમાન પ્રજાઓનું પણ છે, છતાં પારસી લેખકોની લખવાની ઢબ અને ભાષા એવી વિલક્ષણ પ્રકારની છે કે પારસીગુજરાતીને જુદી ભાષા જ માનવી પડેછે. એમાંના કેટલાકમાં કવિતાનાં ઉત્તમ તત્વો છતાં ભાષાની વિલક્ષણતા શુદ્ધ ગુજરાતી વાંચનારને હસાવેછે. એક ઉદાહરણ લઈએ.

"કુમલા એક બાલકને ખોલામાં લેઇ
દીઠી મેં માય તેની રરતી બેજાર.
પોચ્યાં તે બાલકનાં ગાલો ઉપર
તપકેછે આંસુની બીલોરી. સેર."

પારસી કવિતા—સાહિત્યના ખારા રણમાં મીઠી વીરડી જોઇએ તો એક માનવંતા મી. મલબારી અને બીજા મી. ખબરદાર. યોગ્ય ભાષા અને યોગ્ય વિચારોથી ભરપુર મી. ખબરદારની કવિતાને ગુજરાતી સાહિત્યમાં આવકાર આપતાં કોને હર્ષ નહિં થાય? આમ છતાં હજી એમની ભાષામાં હજી પારસી ભાષાની ગન્ધ છે. એમનાથી અણધાર્યે "ઓવરાઉ" એવા ચોક્કસ પારસી શબ્દોનો પ્રયોગ થઇ ગયોછે, જો કે વિલાસિકા કરતાં પ્રકાશિકામાં એવા શબ્દો બહુ વિરલ છે.

---

શ્લોક ૧૮ મો.—ચિતવૃત્તિને બાહ્ય અને આંતર્વિષયોમાં સ્ફુરતી અટકાવી—નિર્વિચારમાં મનને સ્થિર કરવાથી—તેનો સ્વકારણમાં લય થશે. અને ત્યારે સ્વાભાવિક રીતે તે સચ્ચિદઘન સ્વરૂપમાં ચિતિશક્તિમાં—તાદાત્મ્યભાવને પામશે, એનું નામજ કૈવલ્ય. ઇતિ સં.

૩ શૂન્યમાં=નિર્વિકલ્પમાં

† પ્રકાશિકા—કર્તા મી૦ અરદેશર ફરામજી ખબરદાર કિ. ૧-૮-૦.

આટલું વિવેચન મી ખબરદારની ભાષાને અંગે થયું પણ એમને કવિ કહેવા કે નહિ ? સ્વ૦ કલાપી વિષે રા. કા. તે એનો જ પ્રશ્ન કર્યો હતો કે, કલાપી કવિ ખરા કે નહિ ? કવિતા લખનારમાં કવિતાની Continuous activity અસ્ખલિત પ્રવૃત્તિ હોય તો જ તેને કવિ કહેવાય એવા ધોરણથી જોઈશું તો ઘણાં પ્રથમ પંક્તિના કવિઓના નામ ભૂંસવા પડશે અને જે કવિ વર્ડ્સ્વર્થે પાંત્રીશ વર્ષની વય પછી ઉત્તમ કાવ્યો નીપજાવ્યા નથી, માટે શું વર્ડ્સ્વર્થનો કવિપદ ઉપર હક્ક જતો રહેછે? કવિતા એટલે કવિના અનુભવના અસાધારણ ઉદ્ગાર કવિના હૃદયને આઘાત થતાં તે કંપે અને તેમાંથી કવિતા જન્મે એવા આઘાત હમેશ થતા નથી અને કવિ હરઘડીએ કવિતા કરી શકતો નથી પણ તેથી કવિની કાવ્યોત્પાદક શક્તિ જતી રહેતી નથી એ શક્તિ, એ હૃદય હજી તેનું તે જ છે માત્ર એને ઝણ ઝણાવનાર અનુભવનો અભાવ છે એ અનુભવ કે એવા આઘાત થતા ઘણે વખે પણ કવિના હૃદયમાંથી કવિતાનો પ્રવાહ ચાલેછે

સંસારના અનેક પ્રસંગોને રસિક દૃષ્ટિથી અવલોકન કરી, તેનું અલૌકિક ભાષામાં, રસ ઉત્પન્ન થાય એવી રીતે વર્ણન કરનાર તે કવિ નવી કલ્પના ઉપજાવવાની શક્તિ એ પણ કવિત્વનું એક અંગ પોતાના યુગમાં થતી પ્રવૃત્તિઓ અને મનુષ્ય જાતિની અભિલાષાઓને કવિતામાં ઉતારનાર તે પણ કવિ. મી૦ ખબરદારની કવિતાને અમે ઉપરના ધોરણથી અવલોકીશું

પ્રકાશિકા એ મી ખબરદારની કવિતાનો ત્રીજો ફાલ ગુજરાતી વાચનારને આ યુવાન પારસી કવિ, કાવ્યરસિકા અને વિલાસિકા એ નામના કવિતાના બે સંગ્રહ આપી ચૂકયાછે કાવ્યરસિકા કરતા વિલાસિકામાં મી ખબરદારની કવિતામાં થયેલો સુધારો ઉઘાડો છે પ્રકાશિકામાં તેમ નથી, છતા ઘણા નવા અંશ જોવામાં આવેછે ખબરદારની કવિતા હજી ઉન્નતિક્રમ ઉપર છે, અને અત્યારથી જ ઘણી આશાજનક છે

સુંદર ભાષા પણ કવિતાનો એક શણગાર છે મી ખબરદારની ભાષા રા. કાન્ત અને રા. લલિતની જ ભાષા કરતા માધુર્યમાં ઉતરતી છે આપણા બીજા કવિઓ વિચારમાં, કલ્પનામાં, મી ખબરદાર કરતા ચઢીયાતા હશે પણ તેમની કવિતાની અડધી મીઠાશ કઠશ ભાષાથી જતી રહેછે મહા મહેનતે સમજાય અને સમજવાનો પ્રયત્ન કરવા જતા કવિતા—સુંદરી અદૃશ્ય થઈ જાય એવા પ્રકારની કવિતા મી ખબરદારની નથી ગુજરાતી ભાષાને સમૃદ્ધ કરવી હોય તો ઉત્તમ વિચારોને અનુરૂપ ભાષા ઉત્પન્ન કરવી જોઈએ થોડી કવિત્વ શક્તિવાળા પણ સુન્દર ભાષા લખનાર પોપ અને ડ્રાઈડન જેવા કવિની હાલ જરૂર છે એવા કવિઓ ભાષા ઘડશે તો પાછળથી તે ભાષામાં શેલી, કીટ્સ જેવા કવિવરો ઉત્તમ વિચારો ભરશે રા. નરસિંહરાવની કવિતામાં કવિતાના ઉત્તમોત્તમ અંશો છતા તેમની ભાષા એ વિ

ચારો ઝીલવા સમર્થ નથી, એ એમનાં પાછળનાં કાવ્યોપરથી વાંચનારને સમજાશે.

મી. ખબરદાર કુદરતના વર્ણનમાં સુન્દરતા ભરી શકેછે. એમના વર્ણનમાં માત્ર રેખાચિત્રો જ નથી પરંતુ કુદરતના અવલોકનથી એમણે અનુભવેલાં અમાનુષી સ્વપ્ન છે. રાત્રિને વિશે નભગંગા તરફ જોતાં મી. ખબરદાર કહેછે કેઃ—

અને પેલી મીઠી
ઉરસ્વપ્ને દીઠી
પછી સદ્ભક્તિ શી વિમલ નભગંગા પ્રકટશે!
અહો વ્હાલાં! ત્યારે પરમ શુચિ તે જ્યોતિ મળશે?

પૃષ્ટ ૧૭૯.

અંગ્રેજ કવિના વિચારો ગુજરાતી ભાષામાં ઉતારતાં ઘણાને નિષ્ફળતા મળીછે; કેમકે તેમ કરતાં કવિતા શુષ્ક થઈ જાયછે. મી. ખબરદાર વધારે ભાગ્યશાળી છે. એમનું કોયલ બ્હેનાં નામનું કાવ્ય અમને શેલીના સ્કાઇ–લાર્કનું સ્મરણ આપેછે. બુલ્બુલના આનંદ સાથે મનુષ્યનો આનંદ ઝાંખો અને અધૂરો જોઈ શેલી તેને જે પ્રશ્નો પૂછેછે તેવા જ મી. ખબરદાર કોયલને પૂછેછેઃ—

ત્હારો હર્ષ વહે શો અખંડરે, મ્હારી કોયલ બ્હેનાં,
કયમ દુઃખદ માનવ પંડરે, મ્હારી કોયલ બ્હેનાં?
ત્હારૂં સ્વર્ગ રેલાવતું ગાનરે, મ્હારી કોયલ બ્હેનાં,
કયમ શોક વસે અમ તાનરે, મ્હારી કોયલ બ્હેનાં?
અમ હાસ્ય પૂઠે દુઃખ છાયરે, મ્હારી કોયલ બ્હેનાં,
તું તો નિત્ય હસી હસી ગાયરે, મ્હારી કોયલ બ્હેનાં?

પૃષ્ટ ૨૪.

મી. ખબરદારે પ્રકાશિકામાં સ્નેહનાં ઘણાં સ્વરૂપ ચીતર્યાંછે, પ્રથમ માતાનો, પછી ભગિનીનો, લગ્નનો અને છેવટે પરમાત્મા પ્રત્યેનો, એવો મી. ખબરદારના સ્નેહનો ઉન્નતિક્રમ છે.

પ્રથમ માતાના સ્નેહનું એક ઉદાહરણ લઈએ.—

મ્હારી દુનિયા તો લાડકડા છે તુજમાં વસી,
જ્યાં જાઉંતો તુજને જોઉં ઠારે ઠોર!
મ્હારા લાડકવાયા લાલ જીવો જગમાં ઘણું.
સુણતાં હૈયે સાગર જેવી લ્હેરો આવતી,
લઈ લઈ ચૂમું ચૂસું સુખ તુજ વાર હજાર! મ્હારા૦—

પૃષ્ટ ૩૯.

એ જ માતા જયારે બીજાં સર્વ મનુષ્યો નાહિંમત થાયછે ત્યારે ઊંચા મગન

સુબી પર્વતની ટોચ પર રહુડી ગરૂડના માળામાથી બાળકને સલામતીથી લઇ આવનાર માતા યોગ્ય જ કહેછે કે —

" તુજ માટે મુજમા સો હાથણુ કેરૂ જોર છે "

પૃષ્ઠ ૪૦

ભગિનીનો સ્નેહ ગુજરાતી કવિઓએ નથી જ ગાયો એમ અને કહેવુ પડશે આપણા સાહિત્યમા જેટલા પ્રેમના કાવ્યો છે તેમાના ઘણા તો માત્ર સ્ત્રી પુરૂષના પ્રેમના છે, બાકીના થોડાક ઈશ્વરી પ્રેમ ( સુફીઝમ ) ના છે માતાનો સ્નેહ કેટલીક જગ્યાએ છે ભગિનીનો સ્નેહ ચિતરવામા મી ખબરદારે પહેલ કરીછે

આજ માત જાયો આવે મ્હારે ઝુપડે,
એની બ્હેનડીનુ હૈયુ શુ બ્હીતુ પડે!
આવો, વીરા, આવોની ઓવારણે જો!
મણિ મુખડુ દેખી હુ મલકાઉ જો!

પૃષ્ઠ ૨૭-૨૯

હવે મી ખબરદારના લગ્ન-સ્નેહની જરા ઝાખી કરીએ સાગર અને નદીનો સગમ વર્ણવતા કવિ ગાય છે કે —

એ ઝરણીના પ્રેમામૃતને હૃદય વિશે ધારો રળિયાત!
**રસ ઝરતા અતર મેળવીને એક સ્વરૂપ બનો નિરાત!**

પૃષ્ઠ ૪૫.

બીજુ એક ઉદાહરણ લઇએ —

વ્હાલા! વગાડ વેણુ વ્હાલથી રે લોલ
વેણનો પ્રાણ બની ગાઉ જો!
વ્હાલાની વેણ વાગી વનમારે લોલ
અતરના ગાન ઉડા ઝીલવારે લોલ
વ્હાલાની વેણ ક્યારે થાઉં જો ?
વ્હાલાની વેણુ૦—

પૃષ્ઠ ૫૫.

આવા પ્રકારની તન્મયતા તેનુ જ નામ લગ્ન-સ્નેહ બાકી તો માત્ર લૌકિક લગ્ન.

એવા લગ્ન-સ્નેહમાથી મી ખબરદાર પ્રભુ-ભક્તિમા સચરણ કરેછે આત્મા અને પરમાત્માના વિયોગનુ વર્ણન કરતા કવિને એવી પરાભક્તિની ઝાખી થઇ હશે નર્મદાશકરના શૌર્યબીજને જાળવી રાખનાર સ્વ૦ રા હરિલાલ હતા. એમના અવસાન પછી સ્વદેશભક્તિના કાવ્યો ઘણા લખાયા નથી અને લખાયા હશે તો

અમારા જાણવામાં નથી. છેલ્લાં ચાર વર્ષથી દેશમાં સ્વદેશભકિતનો ચકુવાત ફૂંકાયછે તેથી સ્વદેશાભિમાની કાવ્યો લખી મી. ખબરદારે પોતાના અંતર્ગત વિચારોને માત્ર બ્હાર આવવાનો અવકાશ આપ્યો હોય તો એમને સમયમૂર્તિ Representative of his age ગણવામાં કશી અડચણ નથી. એમની દેશભકિતનો વેગ ઘણો બળવાન છે. પ્રેરણાને બળે ભાષામાં ચેતન આવ્યું છે. એમાં નથી વાપરી કળા કે નથી કરવો પડયો પ્રયત્ન. That which comes from the heart is bound to go into the heart.

"ધમધમ ધરણી ધ્રુજવીશું
અમ દેશતણાં કરી ગાન
જય જય જયનાદ કરીશું
દઈશું મોંઘા અમ પ્રાણ.

પૃષ્ટ ૬૬.

શું પડીશું નહિ મેદાન, શૌર્યથી ઘુમવા ?
શત્રુને નાંખવા હેઠ, પાદરજ ચૂસવા ?
કેસરિયાં ધરીને અંગ ઉમંગ ઉમળકે
શું ઘુમિશું નહિ રણ માંહ્ય રુધિર ઉછળતે ? ઈત્યાદિ.

પૃષ્ટ ૭૦.

મી. ખબરદાર નૈરાશ્યદર્શી નથી. ભરતખંડના ભાવિ માટે એમના હૃદયમાં ઉજ્જવલ આશાઓ છે.

"ભાવિ કિરણ કંઈ દૂર હસેછે, હિન્દ તિમિર દે વિદારી !"

ના દેશાભિમાનમાં એક જ પ્રજાની ભકિત નથી, પણ સમગ્ર હિન્દની.

"ખુદા, અલ્લા, હરિ સ્મરીને, કરો દૃઢ હિન્દના પાયા !"

ટેનીસનના ચાર્જ ઓફ ધી લાઇટ બ્રિગેડના નમુનાપર રચાયલું હલદીઘાટનું યુદ્ધ મી. ખબરદારનું વીરરસ કાવ્ય છે. વીરરસ આછો નથી પણ કાવ્ય વધારે લાંબું હોવાથી રસ વ્હેંચાઈ ગયોછે એટલી જ માત્ર ખામી છે.

મી. ખબરદારે પોતાને મળેલો સંસારનો કડવો મીઠો અનુભવ **અટુલી બાળા** નામની આખ્યાયિકામાં નીતાર્યોછે. કલાપીના **વૃદ્ધ ટેલીઆને** ધોરણે લખાયુંછે.

આ ઉપરથી એવું સમજાવવાનો આશય નથી કે મી. ખબરદારમાં નવીનતા નથી. સમકાલિન કવિઓનું કેટલેક અંશે અનુકરણ કરવાથી નવીનતાને બહુ લાઘવ નથી પહોંચતું. તથાપિ એમનામાં સહૃદયતા તો છે જ. અન્ય કવિઓના જે જે વિચારો એમણે વાપર્યા છે તે સઘળા એમણે પોતાના હૃદયમાં ઘુંટીને ઉતાર્યાછે.

કાવ્યરસિકામા કવિ દલપતરામની જેમ છાપ છે તેમ વિલાસિકામા રા નર સિહરાવની છે પ્રકાશિકામાના દેશભકિતના કાવ્યો બાદ કરીએ તો બાકીના ઉપર નરસિહરાવ, કલાપી, ન્હાનાલાલ, કાન્ત અને લલિતની છાયા સ્પષ્ટ છે

નવીનતાને કોરે મૂકીએ અને સહૃદયતા, વિષયની પસદગી, વર્ણન શકિત, પદલાલિત્ય વિગેરે કવિત્વના તત્વોને જ લક્ષમા રાખીયે તો મી ખબરદારને કવિનુ માન ઘટેછે પણ હજી તેઓ તરૂણ છે એમની કવિત્વશકિત વૃદ્ધિક્રમ પર છે આ આછા રગેલા ચિત્રોને મી ખબરદાર આગળ જતા વધારે મનહર રગોથી શણગારશે એવી સર્વને આશા છે હાલ તો એમના કાવ્યો અધુરાછે એ પોતે જ કહેછે કે —

ગુહ્ય અલૌકિક ઉડતી કો દેવી તણા
ઝડપી લીધેલા મોઘા અમ ગાન જો
અમ અધુરા મધુરા ગાન જો !
સ્વર તેના ઝીલવાને રસીયા આવજો !

ગુજરાતના સાહિત્યવિલાસી જનો એ સ્વર ઝીલો !

આ કાવ્ય વિશે હવે એક જ વાત કહેવાની બાકી છે, જે એના જેવા બીજા ઘણા પુસ્તકોને લાગુ પાડી શકાય ઘણાનુ એવુ માનવુ છે કે ગુજરાતમા પુસ્તક વાચનાર વગ ન્હાનો છે એ ફરિયાદ સાચી છે અને તેનો રસ્તો માત્ર એ જ છે કે લોકપ્રિય પુસ્તકોની સસ્તી આવૃત્તિ લોકોને માટે છપાવી જોઇએ એવુ થાય તો જ સારા પુસ્તકોનો લાભ ઘણા માણસો લઇ શકે

આ પુસ્તકની કીમતમા ઘટાડો કરવા માટે તેની બાહ્ય શોભામા થોડી કરકસર કરી હોત તો પ્રકાશકને પૈસા સબધી નુકશાન થાત નહિ અને તેનો પ્રચાર વધારે થાત સસ્તા સાહિત્ય વિશે વધારે લબાણથી લખવુ અત્રે દુરસ્ત નહિ હોવાથી આટલેથી અટકીએ છીએ

નર્મદાશકર બાળાશકર.

તા ૨૬-૧૧ ૧૯૦૮

# ભગવત્ ભક્તિનો મહિમા.



ઉપલક દૃષ્ટિથી જોતાં ભગવત્ તથા ભક્તિમાં કાંઈપણ અન્તર નથી, પરંતુ એક વિશેષ વિચાર મારા દિલમાં ઉત્પન્ન થયો કે કેવી રીતે ભગવત્ ભકિત શ્રેષ્ટ ગણાઇ. ભગવત્ તો કર્મને અનુસાર તમામને સુખ દુઃખ અર્પણ કરેછે, પણ ભકિત દુઃખોને દૂર કરી સુખ અર્પણ કરેછે; ને દુઃખને નજીક પણ આવવા દેતી નથી.

ભકિતનો મહિમા વિષે વેદ તથા શાસ્રોમાં લખેલછે કે, જેવી રીતે સળગતો અગ્નિ તમામ પ્રકારનાં લાકડાંને ભસ્મ કરી નાંખેછે, તેવી રીતે ભકિત આ જન્મ તથા જન્માંતરનાં પાપોને ભસ્મ કરી નાંખેછે. તેમજ દેવતાઓ પરમાત્મા પાસે પ્રાર્થના કરેછે કે અમોએ જે જપ તપ કરેલછે, તેનું ફળ અમોને એવું આપો કે અમારો જન્મ માનવ લોકમાં થાય કે જેથી કરી અમે તમારી ભકિત કરીયે; એમ પદ્મ પુરાણમાં દર્શાવેલ છે. વળી નારદ પુરાણમાં કહેલછે કે, ભગવત્‌ની પ્રાપ્તી ભકિતથી થાયછે; ધનથી નહીં; તેમજ વામન પુરાણમાં કહેલછે કે જે લોક શંખ ચક્રધારી નારાયણની ભકિત કરેછે તે લોક નિશ્ચય નારાયણની પ્રાપ્તિને પહોંચે છે.

વૈશાખ મહાત્મ્યમાં વર્ણવેલછે કે પ્રથમ તો ભરતખંડમાં જન્મ મળવો દુર્ઘટ છે. વળી જન્મ મળતાં મનુષ્ય. અને મનુષ્યમાં સ્વધર્મ કરવાવાળો તેમજ ભકિતને લાયક થવું ઘણું દુર્લભ છે. પદ્મ પુરાણમાં લખેલ છે કે જેનાં હૃદયમાં પ્રેમ ભકિતનો વાસ છે તેને યમરાજ સ્વપ્ને પણ દેખી શકતો નથી, અને તેને પ્રેત વા પિશાચ વા રાક્ષસ આદિ દેવતા પણ વિઘ્ન કરી શકતાં નથી; તેમજ ભકતોને વાસ્તે મુકિતનાં દ્વાર ખુલ્લાં છે; અને તે નિઃસંદેહ નિશ્ચય છે કે ભકિત વિના મુકિતનું કોઇ પણ બીજું સાધન નથી તેમ બ્રહ્માંડ પુરાણમાં કહેછે કે જે મનુષ્ય ભગવતનાં ભકત નથી, તે કરોડો કલ્પ સુધી મુકિત વા જ્ઞાનના અધિકારી નહીં થાય.

ભાગવતનું કથન છે કે નારાયણની ભકિત વાસ્તે બ્રાહ્મણ કુળમાં જન્મ તથા દેવતા તથા રૂષીશ્વર બનવાનું તેમજ દાન, તપ, વૃત, યજ્ઞ વિગેરે કરવાનું કાંઈપણ પ્રયોજન નથી. પણ કેવળ ભકિતથીજ નારાયણ પ્રસન્ન રહેછે. ઉદ્ધવને શ્રીકૃષ્ણ મહારાજે કહેલછે કે યોગ, સાંખ્ય, વૈરાગ્ય તથા વેદનું પઢવું અમને વશ નથી કરી શકતાં, પણ એક ભકિત વશ કરેછે. સ્કન્દ પુરાણમાં પણ કહ્યુછે કે, ભકિત વિના બીજો કોઇ ઉત્તમ રસ્તો મુકિતને માટે નથી, એક જગાએ ભગવાને કહેલ છે કે ભકિતથી ગોપિ, ગાય, વૃક્ષ, પશુ અને સાપ વિગેરેએ પવિત્ર થઈ મુકિતની પ્રાપ્તી કરેલી છે.

નારદ પુરાણમા કહેલછે કે વિશેષ કરી મુકિતની પ્રાપ્તિ જ્ઞાનથી થાયછે તો તે જ્ઞાન ભકિતને આધીન છે તેમજ ભકિતવિના જો સહસ્ત્ર અશ્વમેઘ યજ્ઞ અને વેદની અનુસાર વિના ભકિતથી જો કર્મ કરેછે તો તે તમામ નિષ્ફળ જાણવા ભગવદ્ ગીતામા-શ્રી કૃષ્ણજી મહારાજનુ કહેવુ છે કે-મારૂ સ્વરૂપ તથા જે કરૂ છુ તે હુ જ છુ, એમ કેવળ ભકિતથી જ માલુમ પડેછે વળી એક જગાએ અર્જુને શ્રીકૃષ્ણને પુછેલછે કે જ્ઞાન તથા ભકિત તે બનેમા શ્રેષ્ટ કોણ? ત્યારે ભગવાને આજ્ઞા કરીકે, જો કે જ્ઞાનથી મારી પ્રાપ્ની થાયછે, પરતુ તેમા કલેશનુ સાધન છે

એવી રીતે હજારો શ્લોક પુરાણોમા તથા વેદ સ્મૃતિમા પ્રત્યક્ષ ઉદાહરણ મોજુદ છે કે ભકિત વિના મુકિતની પ્રાપ્તી થતી નથી એક ભકિત જ સમથ છે ત્યારે ઘણી જ દિલગિરીની સાથે જાહેર કરવુ પડેછે, કે આવુ ઉત્તમ મુકિતનુ સાધન જે ભકિત તેનો ત્યાગ કરી આજ કાલના આપણા ઉછરતા દેશબધુઓ મુકિતની ખોજને માટે अहम्ब्रह्मास्मि કહી ભટકયા કરેછે તે થોડી આશ્ચર્યની વાત છે! નહીં નહીં ભાઇ, આશ્ચર્યની વાત નહીં, પણ મહાન દિલગિરીની વાત છે! સજ્જનો? આપણી આ દુર્દશાનુ કારણ આપણી ધર્મ પ્રત્યે બેપરવાઈ છે આપણી દશા એક રોગીની બરાબર છે' ઔષધને હાથમા લઇ જોઇએ છીએ પણ મોઢામા નથી લઇ જોતા! પણ હા ભાઇઓ આપણી આખો છે પણ અધા છીએ' આપણે જીભ રાખીએ છીએ પણ મુગા છીએ' પણ ભાઇઓ હવે આખ લગાવો મુગા બેસી રહેવાથી કાઈ વળવાનુ નથી' આપણો અનાદિ કાળથી ચાલ્યો આવતો સનાતન ધર્મ આજ મરણ શય્યાએ પડયોછે' આજ કોઈ કોઇ જગોએ તેનુ નામ નિશાન પણ નજર આગળ આવતુ નથી આપણા ધર્મની બુરાઇઓ આપણે દેખીએ છીએ ને કોઈ તે બાબત વિચાર પણ કરેછે પણ નિરાશાથી જણાવેછે કે અમે એકલા શુ કરીએ? અરે ભાઈ, તે બારલા વિચારને દિલમા દાખલ ન થવા દો એકલા માણસોએ તો રાજના રાજ જીતેલાછે ઉત્તમ બુદ્ધ કોણ હતો? એક જગલનો વસનારો સાધુ કે જેનો આખી દુનીયામા કોઇ મદદગાર નહોતો પણ તેના પગ ઉપર અરધુ હિદુસ્થાન માથુ નમાવતુ હતુ ધર્મ મરણ શય્યાએ પડેલ છે' આજ કાલ કોઈ જગોએ નામ નિશાન પણ જોવામા આવતા નથી હુ કેટલા પ્રમાણ આપુ? સદરહુ ઉદાહરણ મુજબ મનને દ્રઢ કરો, ને બીજાના હૃદયમા તમારો દ્રઢ નિશ્ચય દાખલ કરો, કે જે તમારા આ અસાર સસારના સુખની સાથે તેજ ભકિત સ્વર્ગનો દીનારો દેખાડશેજ! જેવા કે અબરીષ રાજા, ધ્રુવ, નરસિહ, મીરાબાઈ, ઈત્યાદી અનેક ભકતોના દાખલા તમારા હૃદયમા મોજુદ હશે જ!

ઉપર લખ્યા મુજબ ભકિતનો એવો ઉતમ મહિમા છે, તો તે ભકિત કેવી છે, તથા તેનુ સ્વરૂપ કેવુ છે, ને તે શુ ચીજ છે, તેનુ વર્ણન વેદ તથા સુત્રોના સિદ્ધાન્ત અનુસાર એમ ચોકસ થાય છે કે ભગવાનમા પરમ અનુરાગની પ્રાપ્તી

કરવી તેજ ભકિત છે. એમ સાંડિલ્ય રૂપીશ્વરે પોતાનાં સુત્રમાં લખેલછે. હવે સુત્ર તે શું, તેનો અર્થ એવો લખેલછે કે વેદની આજ્ઞાને રૂપીશ્વરોએ સંગ્રહ કરીને થોડા અક્ષરમાં એક જગ્યાએ વર્ણન કરેલ છે તે સુત્ર છે. અર્થ તેનો એ છે કે ઈશ્વરમાં દ્રઢ પ્રેમ કરવો તે ભકિત છે અને તેનું વિશેષ સ્પષ્ટ વર્ણન તે સુત્રનાં પ્રેમ નિષ્ઠામાં વર્ણવેલછે.

હવે એ શંકા થાયછે કે ગીતાજીમાં ભગવાને કહેલ છે કે જે અનન્ય ભજન તથા ધ્યાન ધરેછે, તેને ભકિત કહેલીછે. બીજી જગાએ સેવાને, તેમજ ત્રીજી જગાએ મન તથા પ્રાણ ભગવતમા જ લગાવવા ને ભગવતનું જ વર્ણન કરવું તેનું નામ ભકિત છે.

રામાનુજ, માધવ તથા નિમ્બાર્ક તથા વિષ્ણુ સ્વામિ વિગેરે આચાર્યોએ એમ નિર્ણય તથા નિશ્ચય કરેલછે કે, જેવી રીતે દિવસ તથા રાત નિશ્ચલ ગંગાજીનો પ્રવાહ અનુક્ષણ પ્રવર્તેછે તેવી રીતે ભકિત કરવાનું વર્ણવેલછે. તેમજ એક જગાએ પરમાત્માનું વાકય છે કે જે મનુષ્ય જેવા પ્રકારે મને ભજેછે, તેને તે પ્રમાણે મળેછે અને કોઈ જગાએ પ્રસન્નતાને પણ ભકિત કહેલીછે.

લીંગપુરાણનું કથન છે કે મનસા વાચા કર્મણાથી જે ભગવત સેવા કરેછે તેનું નામ ભકિત છે. તન્ત્રનું કથન છે કે (भ) એટલે ભવ અર્થાત સંસારનાં દુખને દુર કરનાર. (क) એટલે કલ્યાણ, અર્થાત કલ્યાણ કરનાર છે. (ती) એટલે તીવ્ર અર્થાત તીવ્ર જ્ઞાનની પ્રાપ્તી એ પ્રમાણે ભકિત નામ ઉત્પન્ન થયું.

સન્તકુમાર સંહિતાનું વચન છે કે જે તમામ દુઃખ દુર કરે તેને ભકિત કહેછે. તેમજ એક જગ્યાએ ભગવતનું કથન છે કે, ભકતોના અનેક પ્રકારના ભાવના હેતુથી અનેક પ્રકારની ભકિત છે. વિષ્ણુપુરાણમાં કહેલછે કે શાસ્ત્રની આજ્ઞા અનુસાર કર્મ કરવું અને જે કર્મ ત્યાગવા યોગ્ય છે તેને ત્યાગી દેવું તથા ભગવત આજ્ઞાના બંધનમાં રહેવું તેનું નામ ભકિત છે. તેવી ભકિત કરવાથી ભગવતની કૃપા થશે અને સાહિત્ય શાસ્ત્રમાં સ્નેહ, કાવ્ય, રસનું વર્ણન કરેલછે, કે જે સાત્વિકભાવથી જો જ્ઞાન શુદ્ધ ાય તો તેને ભકિત કહેછે.

આ તમામ વૃત્તાંતથી ભકિતસ્વરૂપના નિર્ણયમાં વિરોધ થઈ ગયો. તાત્પર્ય એ છે કે ભગવતમાં દ્રઢ પ્રેમ કરવો તેને ભકિત કહેછે. આ તમામ વિરોધ ઉપર કહેવાને માટે જ છે. ને તે તમામનું પરિણામ ભગવતની પ્રીતિ છે. જેવી રીતે મનને એકાગ્ર રાખી ભગવત ભજનમાં લગાવવા શાસ્ત્રમાં લખેલછે અથવા કેવા પ્રકારની ભકિતથી ભકત લોકોને જગદીશ્વરનો પ્રાપ્તિ થઈછે, તે હેતુથી વિરોધ દેખાવા લાગ્યો. નહીતો વાસ્તવમાં બીલકુલ વિરોધ નથી અને વિશેષ નિર્ણય તે અનુરાગનુ એ છે કે જેની વૃત્તિ મિત્ર, શત્રુ, સુખ, દુઃખથી અલગ, વેદ વા સ્મૃતિ, વા પુરાણ તથા નારદ પંચરાત્ર ઇત્યાદી શાસ્ત્રોની આજ્ઞા અનુસાર શ્રવણ કીર્તન પુજાદીકમા કાંઈ પણ વસ્તુની ચાહ રાખ્યા વગર તેમ જ નરકાદિકના ભયને છોડી વા સ્વર્ગાદિકનાં સુખની સંપુર્ણ ઉદાસીનતા બતાવી સંપુર્ણ બ્રહ્માડની શોભા વ સુદરતાનો સાર જે છે તે ભગવનનાં રૂપમાં આપોઆપ અખંડ નિશ્ચલ અનુક્ષણ લાગી રહે તેનુ નામ ભકિત છે તે બે પ્રકારની છે એક વિહિત અને બીજી અવિહિત.

અપૂર્ણ.

ગૌરીશંકર મુલશંકર. જોષી.

## ગ્રાહકોને વિનતિ

આર્ય ધર્મ પ્રકાશનુ ગયા વષનુ લવાજમ હજી સુધી ઘણા ગ્રાહકોએ મોકલ્યુ નથી, તેમજ કેટલાક ગૃહસ્થો પાસે ત્યાર પહેલાના વર્ષનુ પણ બાકી છે તેમને વિનતિ કરવામા આવે છે કે, બીજી વિનતિની વાટ ન જોતા ચડેલુ લવાજમ મોકલી દેવુ અગર આવતો અક વી પી થી મોકલવા અમને એક કાર્ડથી ખબર આપવી

જે ગ્રાહકોએ ગયા વર્ષના બધા અકોનો સ્વીકાર કર્યો છે, તેમને પણ ચાલુ વષનુ લવાજમ મોકલવા વિનતિ છે

આ વષ જેમને અકો મોકલવામા આવે છે તેમને ગ્રાહક થવા ઈચ્છા ન હોય તેમણે આ પત્રની ઑફિસમા ખબર આપવી તથા જેમને પાછના અક ન મળ્યા હોય તેમણે મગાવી લેવા

આર્ય ધર્મ પ્રકાશ ઑફિસ  વ્યવસ્થાપક
૯, ડેનેડ્રલ સ્ટીટ

મમતાનો માણેકથભ રોપીઓ, ખમીઆની ખારેકુ વહેચાણીરે  પ્રીતમ૦
શિવને બ્રહ્માજી ચાલ્યા જાનમા, સુરત સુરત જાનડીયુ,
પરણાવ્યા પરબ્રહ્મને નારદે,[15] વેદ લઈને ભણીઆરે  પ્રીતમ૦

(૧) મેર (૨) કાળુ થાય (૩) બગદ (૪) તેઓ (૫) ક્ષમા–માટી (૬) જેથી કપાસર માનુ ખડ કાપી નાખવાના આવે છે તે ખેડુનુ હથિયાર (૭) કપાસના છા (૮) કપાસીઆને જુદા પાડવાનો સચો (૯) પ્રવૃત્તિ–લોકવ્યવહાર તરફ વૃત્તિ તે (૧૦) સુષુમ્નાનાડી–સ્વરોની વચલી નાડી (૧૧) સુરઉપરવી– યોતિ (૧૨) ફારની–ધ્યાન (૧૪) લુગા ઉપરનુ ભરત (૧૫) મોય (૧૬) એ નામના મુનિ અથવા પર નાર જ્ઞાન ददातीति नारद

[17]પોખણુ [18]ઓખણુ [19]રવાઈડો, ત્રાક [20]સરાડી ને તીર;
**પીંડલડીરે પ્રપંચતણી, સુખમણુ પોખેરે શામળીઓ.** પ્રીતમ

(૧૭) પોખણા–લાકડાના બનાવેલાં ન્હાના ઘાટના મુશળ, રવૈ, ત્રાક વગેરે—
(૧૮) સાંબેલું. (૧૯) વલોણાનો વાસ. (૨૦) જુવાર બાજરી વગેરેના કરણુલાનો દાંડો.

## ટીકા.

આ પદ્યમાં વર્ણવેલી ચુંદડીની અલૌકિકતા, અમરતા, અને શોભાથી ભરેલા સ્વરૂપથી તેને " અનુપમ ચુંદડી " " જેને બીજા કશાની ઉપમાં આપી શકાય નહિ એવી ચુદડી " એવું નામ આપીશું તો અયોગ્ય લાગશે નહિ. આ " ચુંદડી " નો અર્થ પ્રાગલ્ભ્ય, વૈશ્નવ, વલ્લભ સંપ્રદાય, તથા સુરીમતને અનુસરતું છે. અર્થાત્ સ્ત્રી સ્વરૂપે પરિબ્રહ્મ વરને વરી મોક્ષ પ્રાપ્ત કરવો એવુ રહસ્ય છે. પરંતુ તેમાં સર્વદેશીપણુ પણ રહેલુ છે. આ પદની ભાષા સરલ છે. તે સાથે ગાઢ વિષયની અત્યુત્તમ પ્રકારે સમજણુ આપેલી છે. આ સસારમા મોહાદિ શત્રુઓથી બચી, સદ્ગુરૂના બોધ વડે મોક્ષ પ્રાપ્તિ થવા માટે શા શા સાધનોની જરૂર છે, તેનુ સ્ફુટ અને સરસ વર્ણન, કવિની કલમની ખૂબી બતાવી " Ceci tuera cela " ( This will kill that ) " **તરવાર કરતાં કલમ બળવાન છે.** " એ વિકટર હુગોના વાકયને ટેકો આપે છે.

" પ્રિયતમ—ચુંદડી " એ શબ્દો**થી**, જેના જેવુ કોઈ વહાલુ નથી એવા વર–ધણી ઇશ્વર ( પરિબ્રહ્મ ) ના નામની ચુંદડી એમ સ્ફુટ થાય છે.

**"મહા×××મળીઆ"** જેના જેના અધિકારી મ્હોટા સંતો છે. **"જેણે×××ભળીઆરે"** એ વાકયનો અર્થ જે જ્ઞાનાદિ સાધન વડે બ્રહ્મપદ પામ્યા તે અમર રહીને, ન જાણી શકાય એવી સ્થિતિમાં તદ્રૂપ થયા. હવે કવિ તે ચુંદડીની પહેલેથી ઉત્પત્તિ વર્ણવે છે. " બ્રહ્મ ત્રૂટયા " એટ ની કૃપા અને પ્રેરણા થઈ **"વરસે×××વાદળીયુંરે"** વૈરાગ્યની જ્ઞાન નીરથી ભરેલી વાદ વરસી, કિંવા વૈરાગ્યની પ્રાપ્તિ થઇ; અને " **ગગનવાદળીયુંરે** " નુ તાત્પર્ય છે કે, અનહત–ધ્વનિ શ્રવણ ગોચર થયો અને ચારે દિશાએ જ્યોતિનુ દર્શન થવા લાગ્યુ. તે પ્રસંગે ધર્મના " **જોતરીઆ** " ધર્મના બળદીઆ હરિનામ હળે જોડયા. " **ખમીઆ** " રાંપડી ચું " અથવા રણકાર ઇશ્વર નામ રૂપી રાપડીઓથી ક્ષમા રૂપી પૃથ્વી ખેડી કિંવા કામ ક્રોધાદિને વશ કરી, ધર્મ અને ક્ષમા ધારણ કરી, પ્રભુના નામનુ રટણ કરયુ " **વિવેક ફૂળિયા** " તે ક્ષમા રૂપી પૃથ્વિમાં વિવેક કપાસ વાવ્યો, અને તે પાને ફુલે થઇ ફાલ્યો. એટલે વિવેકની શરૂઆત મધ્ય માવસ્થા અને પૂર્ણતા થઈ, અને " **આનંદ ગળીઆંરે** " આનદ સ્વરૂપે ઉગી રહ્યા અને અંતઃકરણ ગળી ગયુ અર્થાત આનંદની પ્રાપ્તિ થઇ અને અહકાર નાશ પામ્યો.

કપાસની ઉપમા આપવાનુ કારણ એ છે કે, તેમાંથી ચુંદડીની ઉત્પત્તિ છે, વળી તેના ગુણ ભેદ, કપાસનાં લીલાં પાદડા, પીળા પાચ પાખડા, અને રાતા કોથવાળા પુષ્પો, જીડવાં, ફળ, કાલા અને છેવટનો સાર રૂ છે તેમા રહેલો છે. વનસ્પતિ શાસ્ત્રના નિયમ પ્રમાણે વનસ્પતિના પાદડાંમા જે લીલો પદાર્થ રહેલો છે અને જેને અગ્રેજીમા કલોરોફિલ કહે છે, તે વડે વનસ્પતિ પ્રતિદિન

ગોરે આપી કન્યાદાનમા, રિદ્ધિ સિદ્ધિ દોનુ ગાવડીયુ રે,
ગોત્રીજ દેવ આવ્યા સ્થાપતાએ, શિખ માગેરે સાહેલીયુ રે મીતમ

કાર્બોનિક એસિડ ગ્યાસ ગ્રહણ કરી પ્રાણીઓને ઉપયોગી ઓક્સિજન ત્યાગી પ્રાણીઓને ઉપકૃત કરે છે આથી દરેક વનસ્પતિ ઉપકારી થવાનો બોધ આપે છે એ તો માથારપુ છે પરતુ પાચ જ્યોતિવત્ પાખડા તેના મેશની લાલાશ ફળ અને તેના રૂની શ્વેતતા એ એવો બોધ આપે છે કે પાચ જ્ઞાનેંદ્રિયમા જ્યોતિ પ્રકાશી ઇશ્વર પ્રત્યે તન મનથી પ્રીતિ રાખવાનો અને ત્યાર પછી પાચ જ્ઞાનેદ્રિય અને પ્રીતિથી ઉદ્ભવેલ સત્વ ગુણમય ફળ મેળવી ઇશ્વિર ભક્તના અર્થ પ્રાણાર્પણ કરી પારકા છિદ્રો ઢાકી બ્રહ્મમા તદ્રુપ થવાનો સદ્બોધ આપે છે એવી કર્તાનું ચાતુર્ય ! )

અને તે ફળની પ્રાપ્તિ થતા હૃદય આનદી અને ઇશ્વરમા લીન થાય છે એમ સમજવ્યા બા પપુ અજીત કામ ક્રોધાદિ શત્રુઓથી મુક્ત રહેવા માટે અને મોક્ષ માટે આગળ પ્રયાસ કરવો ઘટેછે એમ **વિચાર વિણાણીરે** એ ટુકથી તે સત્વગુણમય કપાસના ફળ કાલા વિચાર કરીને વીણ્યા કબુદ્ધિ રૂપી કપાશીઆ અને ઠાલીઆ દૂર કર્યા નવૃત્તિ રૂપી પુણીયુ વણી અને ઇશ્વર નામોચ્ચારણ રૂપી ચરખે ચળાવ્યા એમ જણાવી શકરાચાર્ય ભગવાનના વિવેક ચુડામણી"ના **મુક્તિર્ન શતજન્મ કોટ્યા સુકૃતૈ પુણ્યૈર્વિના લભ્યતે** ( સેંકડો જન્મના કરોડો સુકૃત અને પુણ્ય વિના મુક્તિ મળતી નથી ) એ વાકય જેવો અમૂલ્ય સદ્બોધ આપે છે કે મોક્ષ મેળવતા ઘણા ઘણા કષ્ટો પડે છે એટલુજ નહિ પણ ઝીણી ઝીણી બાબતોમા પણ ખૂબ ધ્યાન આપી કામાદિ શત્રુઓથી બચવા માટે ખૂબ વિચાર કરવો પડેછે વળી **પ્રવૃત્તિ** શબ્દથી લૈકિક વ્યહવાર પણ સાધવો જોઇએ એમ કહે છે તે પછી પણ મલીન રૂ દૂર કરી શુદ્ધ શુદ્ધ રૂ કાતી સુશુમ્ના નાડી રૂપી તાતણા કરી ત્રિગુણી ( સત્વ રજ તેતમ ગુણી ) માયાનું પાણ પાયુ અને જ્યોતિ તથા ધ્યાન રૂપી નાડીઓ ભરાણી એવુ નિર્મળ ભરાણી એ ટુકથી દર્શાવી એમ સૂચવે છે કે હજુ પણ બુદ્ધિ શુદ્ધ કરી સુશુમ્નાદ્વારા ત્રિગુણી માયા ( શિવ બ્રહ્મ વિષ્ણુ ) ના દર્શન કરવા અને પછી સોનેરી ચઢીઓરે સત્ નામ રૂપી દોરો સોનેરી રગ ચડાવી જેનો રગ હમે ના મવાગણો ચડે છે એવા જ્ઞાન અને બુદ્ધિના બુટા ભર્યા એમ કહી જ્યોતિવત્ સત્ આત્મા પરિબ્રહ્મનુ નામ લેવુ અને જેના તેજમા પ્રતિદિન વૃદ્ધિ થાય છે એવા સદ્ જ્ઞાન અને સદ્ બુદ્ધિ ધારણ કરવા એમ ઉપદેશ કરે છે ૬

ચુદડી તો વર્ણાઈ રહી હવે તેને ખીલી ઓઢી પ્રીતમવરને વરવાનું, વર્તતા થયા ઉત્સવનું જાનનુ અને જાનને સીખ દીધી ત્યા સુધીનુ વર્ણન આવશે અને તેટલા વર્ણનમા હૃદય કપાટ ઉઘાડવાની યોગ સબધી જોઇતો બોધ છે

**સુઇ–બળીઓરે** " એ ટુકમા મત્ય દૃષ્ટિએ સત નામ દોરાથી સદ્ગુરૂના નામની સોય વડે જેનો વણનાર બહુ બુદ્ધિવાન છે એવી ચુદડી ખીલી અર્થાત્ સત્ નામથી સત્ ગુરૂ ના સ્મરણથી અને બુદ્ધિવાન સદ્ગુરૂથી ઇશ્વિરને રિઝવવા જ્ઞાનાદિ શણગાર ધારણ કરવા એવો અત્યુત્તમ બોધ આપેલો છે ॥૭॥ નૂ ॥ર વારણ કર્યા પછી ' **માયા વહેંચાણીરે** માયાનો માડવો રોપ્યો ઇશ્વર ભજન રૂપી ગીત સ્વાધીન ઇંદ્રિયો રૂપી સાહેલીઓ ગાવા લાગી અને મમતનો માણેક સ્તભ રોપ્યો અને ક્ષમાની ખારેક વહેચાણી અર્થાત્ અને મમતામા વસ્યા છતા તેમાથી,

હરદમ સ્વરૂપી રથ જોતર્યો, મન તો મુનિવરનાં મળીયાં;
મૂળદાસ ગુરૂ પ્રતાપથી, રથે અવિનાશી ચઢીયારે. પ્રીતમ

ભિન્ન રહી બધી ઇંદ્રિયો ઇશ્વર ભજનમાં લીન કરી, તે વખતે ક્ષમા પ્રાપ્ત થતાં આનંદ થયો અર્થાત કામ ક્રોધાદિ શત્રુઓનો ભય ગયો. ॥૮॥

" **શીવ ભણીઆરે** " શીવ અને બ્રહ્મા જાનૈયા અને નૂરત સૂરત જાનડીયુ હતી **નારદજીએ** પરિબ્રહ્મને વેદ ભણીને પરણાવ્યાં અર્થાત્ રજો, તમો ગુણ છતાં જ્યોતિ અને ધ્યાનથી નારદ ( નારંજ્ઞાન દદાતીતિ નારદ ) જ્ઞાન આપનાર ગુરૂએ ધર્મ શાસ્ત્ર વેદના બોધથી પરિબ્રહ્મને તન, મન, અર્પણ કરયુ આમા રજો અને તમો ગુણ વગર ફકત સત્વ ગુણથી દેહ નબળો નથી અને દેહની મદદ વિના જીવને આત્માપણુ પ્રાપ્ત થતું નથી. ॥૯॥ " **ઓખણ-શામળીઓ** " મુશળ, વલોણાંની વાસ, ત્રાક, સરાડી, અને તીર તથા પ્રપંચી પીંડલડીથી સુશુમ્નાએ શામળીઆને પોષ્યા અર્થાત્ મુશળ, સ્વાર્થ, ત્રાક, સરાડીને તીર જેવી અને તેમાથી ઉત્પન્ન થતી વીજ્ઞેથી હે પરિબ્રહ્મ! મારી પુત્રીનુ પોષણ કરે, અને તેમાં મારી પૂત્રી મોહ પામી, તમારામાથી પ્રીતિ ઓછી કરે નહિ, અને પ્રપંચમાથી મુકત રાખો એવું સુશુમ્ના (કન્યાયોગિનીમા) એ હરિ પાસે માગ્યુ, આથી પરિબ્રહ્મને તન, મન, આ'પ્યા પછી પણ મોહાદીશત્રુઓથી સાવચેતી રાખવાનુ કર્તા સૂચવે છે. ॥૧૦॥ ' **ગોરે સાહેલીયુંરે** ' ગોરે નારદજીએ કન્યાદાનમાં રિદ્ધિસિદ્ધિ આપી. ગોત્રીજ દેવની સ્થાપનાએ આવ્યાં અને સાહેલીઓએ શીખ માગી એટલે ગુરૂઓ જ્ઞાન વડે રિદ્ધિસિદ્ધિ આપી, અને જ્ઞાન દેવની કૃપા થતાં ઇંદ્રીય ગણમાથી પ્રીતિ જતી રહી. ॥૧૧॥ " **હરદમ ચડીઆરે** " હમેશાં સુશુમ્ના રૂપી રથ જોતર્યોને સુંદડી ઓઢનાર, મુનીવરનાં મન પ્રીતમ સાથે મળ્યા. **મુળદાસજી** કહે છે કે ગુરૂના પ્રતાપે અવિનાશી રથ ઉપર ચઢયા અર્થાત્ આત્મ જ્ઞાનની પ્રાપ્તિ થતા મુક્ત અને અમર થયા.

કવિના આ એકજ ન્હાના પદ ઉપર ટીકા લખતા જ્ઞાન સબંધી વિષય હોવાથી એક સારો ને મ્હોટુ પુસ્તક લખી શકે. આ સર્વ બોધનો સાર એ છે કે, દઢતા ધરી, સર્વ મોક્ષ સાધન વી, મુક્ત થાઓ કારણ કે " **सन्मीलने नयनयोर्नहि किंमचि दस्ति.** " આંખો મીચ્યા પછી કોઇનુ નથી.

ભવાનિશંકર નરસીહરામ કવિ.

# शोकशमन अने सुखशान्तिनो उदय

(ગયાના પૃષ્ઠ ૨૬ થી ચાલુ)

જેઓ અનેક વર્ષોથી અનાધારણ પુષ્કળ સુખ ભોગવતા આવ્યાછે તેઓને પણ નિરંતર તૃષ્ણા કેમ રહે છે? ફક્ત એટલાજ માટે કે એ સુખ સ્વપ્ન અને ઈંદ્ર જાળ સિવાય કંઈ નથી વળી આપણા કરતા અન્ય વિશેષ સુખી છે એવી કલ્પના કરવાનો અને એક સુખ મળે કે બીજા આગળ કદી ન કલ્પેલા એવા સુખોની ઝંખના કર્યા કરવાનો મનુષ્ય માત્રનો સ્વભાવ નથી? સ્વાદિષ્ટ અન્નપાન, ભપકાદાર પોશાક, પ્રાસાદરૂપ આવાસ આદિ લક્ષ્મીના પ્રસાદ જેમના ઉપર નિરંતર વર્ષી રહ્યોછે એવા સમૃદ્ધિ અને વૈભવવાળા ભાગ્યશાળી મનુષ્યો ઘણીવાર રંક ફાગતૂટા લુગડા પહેરનાર અને હલકા ધાન્ય પર નિર્વાહ કરનાર એડુના અને ક્ષુદ્ર મજુરના સાધારણ સુખો અને મોટી અભિલાષાઓ ઔત્સુક્યભરી આંખે જુએછે તેમ આ રંક જીવો આવા મહાન્ ભાગ્યશાળીના વિવિધ વૈભવો જોઇ નિશ્વાસ નાખતા જણાયછે નિર્ધનપથી શું? અહિક સર્વ સુખોની જ્યા પરિસમાપ્તિ થાયછે એવા ભૂમિપરના સામ્રાજ્ય ભોગસુખને ભોગવતો સાર્વભૌમ રાજા ધન સંચય, અને પ્રાપ્ત સુખો વિનાશ પામવાનો ભય અને એવીજ તેને લાગતી બીજી ચિંતાઓથી વિમુક્ત હોતો નથી? સંક્ષેપમા કહીએ તો આ સંસાર વ્યવહારમા સાધારણ સુખશાન્તિમા વ્યતીત થતા કાળનું પ્રમાણ શોક, દુઃખ, સંતાપ, આદિ અનર્થ પરંપરામા વ્યતીતકાળ કરતા ઘણે અંશે ન્યૂન આવવાનું આ અને બીજા પણ તેવાજ કારણોને લઈને સંસારને દુઃખ રૂપજ લેખવાની માન્યતા સ્થાપિત થઈ જણાયછે ઉપર કહ્યું તેમ સંસારને દુઃખ રૂપ અનુભવમા અવડાવનાર અજ્ઞાન અને તજ્જનિત દોષ એ જ છે બાકી વાસ્તવિક રીતિએ જોતા તો ઇશ્વરસૃષ્ટ કોઇપણ પદાર્થ સ્વતઃ સુખપ્રદ વા દુઃખપ્રદ છેજ નહિ ઇશ્વરસૃષ્ટ ભોગ્ય પદાર્થનો ભોગ સર્વને એકસરખી અસર નથી ઉપજાવી શકતો કોઇને તે અનુકૂળતાનું ભાન કરાવેછે અને કોઈને પ્રતિકૂળતાનું એ આપણે નિત્યના વ્યવહારમા સ્પષ્ટ જોઈએછીએ અમુક પદાર્થ સ્વભાવથી જ સુખપ્રદ હોય તો સ્વભાવમા અન્યથાભાવ થતો નહિ હોવાથી સર્વત્ર સર્વને તે સુખજનક થવો જોઇએ પણ તેમતો કંઈ થતું છે નહિ એટલે એજ સિદ્ધ થાયછે કે સુખ વા દુઃખ એ અજ્ઞાન કલ્પિત મનની માન્યતા કલ્પના માત્ર છે આ વિચારમાથી સ્વતઃજ શોકશમન અને સુખશાન્તિના ઉદયની એક વ્યવસ્થા આપણને મળી આવેછે

આ વાત તો નિર્વિવાદ સિદ્ધજ છે કે અનુકૂળતાથી સુખ અને પ્રતિકૂળતાથી

દુઃખ અનુભવાયછે. મનુષ્યને આ અનુકૂળ પ્રતિકૂળ ભાવનો અનુભવ કરાવનાર તેનું મન છે. ઈશ્વર રચિત પદાર્થ નહિ. તેને તો મનુષ્યનું મન જેવો કલ્પી લેછે તેવો ભોગ તે આપેછે. ભોગ્યપદાર્થ સુખ વા દુઃખ આપેછે તેનો અર્થ એટલો જ કે તેમાં તેવો આરોપ ભોકતાની બુદ્ધિએ કરેલોછે. આ વિશ્વમાં ભોકતા, ભોગ્ય, અને ભોગ એવી એક ત્રિપુટીછે. જીવ એ ભોકતા, દૃશ્યપદાર્થ એ ભોગ્ય અને ભોકતા તથા ભોગ્યના સંયોગથી થતો અનુકૂળ પ્રતિકૂળ ભાનરૂપ સુખદુઃખનો સાક્ષાત્કાર તે ભોગ કહેવાયછે દૃશ્ય પદાર્થ ઈશ્વર રચિત હોઈ ઈશ્વરસૃષ્ટિ કહેવાયછે. તે સ્વતઃ સુખદુઃખ આપવાના સ્વભાવવાળી નથી. તે તો જે જેવી છે તેવી જ છે. તેને સુખ દુઃખ આપવાના સ્વભાવવાળી કલ્પનાર તો ભોકતાઓની બુદ્ધિ વૃત્તિ–મન છે. ઈશ્વર સૃષ્ટ પદાર્થોમાં ભોગ્યત્વ બુદ્ધિ કલ્પીને પ્રત્યેક જીવ પોતાની સૃષ્ટિ રચે છે. તે જીવસૃષ્ટિ વા મનઃસૃષ્ટિ કહેવાયછે. પ્રત્યેક વ્યકિતની સૃષ્ટિ આ પ્રકારે ભિન્ન ભિન્ન વિસ્તરે છે. અને તેને લઈનેજ સુખ સંબંધી વિચારોમાં મતભિન્નતા ચાલી છે. મનોમય જગત્ પ્રત્યેકનું એક જ પ્રકારનું હોવું સંભવિત નથી. એ તો જ્ઞાન, કર્મ, વાસના આદિને અનુસરીને અનેક પ્રકારનુ હોયછે. આ દૃશ્યમાન ઈશ્વરરચિત જગત્નું તેમ છે નહિ. એ ઇશ્વર રચિત જગત્માંથી પ્રત્યેક જીવ પોતાના જ્ઞાન કર્મ અનુસાર પોતાનું મનોમય જગત્ રચે છે. અને આ જગત્ એ જ તેને સુખકારક વા દુઃખકારક છે. ઈશ્વરસૃષ્ટિ પદાર્થમાં વિવિધ અસર ઉપજાવવાની જે શકિત છે તે લાંબા વખતથી દૃઢ ભાવના પૂર્વક મનની કરેલી તેવી તેવી કલ્પનાનું જ પરિણામ છે. બાકી તે તો સ્વભાવે અન્યથા થતી છે જ નહિ. ઈશ્વરરચિત પદાર્થોમાં ભોગ્યત્વ બુદ્ધિ રાખીને ભોકતા જીવો તેમાં રાગદ્વેષ આરોપી તેને અનુકૂળ પ્રતિકૂળ માની લે છે અને તદનુસાર તેમાંથી સુખદુ:ખ સંપાદન કરે છે. તાત્પર્યાર્થ એ કે સુખ વા દુઃખનો આધાર બાહ્ય ઉપાધિપર નહિ કિંતુ ભોકતાની બુદ્ધિની સ્થિતિપર રહેલોછે. અને બુદ્ધિ અનેક પ્રકારની હોવાથી ઈશ્વરરચિત પદાર્થ સહુને સમાન અસર ઉપજાવી શકતો નથી. આવી રીતે જોતાં સમસ્ત સુખ દુઃખની કલ્પના મનોમય જગત્ને અધિન છે. દુઃખ ક્ષય અને અક્ષયા શાન્તિ એ પણ મનોમય જગત્ના વલણ પર આધાર રાખે છે. જે કંઇ દુઃખાત્મક છે, જે કંઈ વિરોધી છે તે સર્વ તેવું લાગવાનું કારણ મૂળ આ મન છે. મનથી જેવી કલ્પના જેના માટે દૃઢ થઈ હોય તેવો અનુભવ તે કરાવે છે. શોક મોહનું બીજ ભૂત કારણ, જે અજ્ઞાન તે પણ એક રીતે કહીએ તો મન જ છે. આ મનવડે વિસ્તરેલી પ્રત્યેક વ્યકિતની સૃષ્ટિમાં અનેકવિધ અનુકૂળ પ્રતિકૂળ ભાવોનું વહન નિત્ય અનુભવમાં આવે છે જો સુખદુઃખ આપવામાં કારણ મન હોય તો તે શોક મોહ દુઃખનો અનુભવ ન કરતાં નિરંતર સુખ અને શાન્તિમાં રહે તે માટેનાં કર્તવ્યનો વિચાર કરવો જોઈએ. આ મન બે પ્રકારનું શુદ્ધ અને અશુદ્ધ છે. અજ્ઞાન ગ્રસ્ત મન અશુદ્ધ અને જ્ઞાનથી પવિત્ર થએલું મન

શુદ્ધ કહેવાય છે અજ્ઞાની મન અશુદ્ધ ભાવનાઓ કરી પોતાનુ જગત્ પોતે જ દુખરૂપ ઉપજાવી કાઢે છે તેથી ઉલટુ જ્ઞાનમય મન શુદ્ધ ભાવનાઓવડે પોતાનુ જગત્ પોતેજ સુખરૂપ ઉપજાવી કાઢે છે એટલે મનને અજ્ઞાનથી મુકત કરી જ્ઞાનથી પવિત્ર કરવાથી સુખ અનુભવાય એમ હોવાથી જ્ઞાનગગામા તેને નવડાવવાની પ્રથમ અગત્ય છે અને તે કાર્ય જેમ બને તેમ વહેલુ કરવાનુ છે એ સૂચના ધ્યાનમા રાખવા જેવી છે મનરૂપ હસ્તીને જ્ઞાનગગામા નવડાવનાર બુદ્ધિ છે માટે તેને પ્રથમ વિજ્ઞાનવાન્ કરવી જોઈએ કાઠકોપનિષતમા દુખરૂપ સસાર અને સુખરૂપ મોક્ષપ્રાપ્તિ અર્થે એક નીચે પ્રમાણે વ્યવસ્થા દર્શાવી છે

यस्त्वविज्ञानवान्भवत्यमनस्कः सदाऽशुचि ॥
नसतत्पदमाप्नोति संसार चाधि गच्छति ॥ ७ ॥
यस्तुविज्ञानवान्भवति समनस्कः सदाशुचि ॥
सतु तत्पदमाप्नोति यस्माद्भूयो नजायते ॥ ८ ॥

(અધ્યા १ वल्ली ३)

જે અવિજ્ઞાનવાન્—વિવેકબુદ્ધિહીન—હોય છે, જેનુ મન સ્વાધીન નથી અને તેથી જે સદા અશુચિ હોય છે તે એ સુખરૂપ તે પદને પામતો નથી એટલુ જ નહિ પણ જન્મમરણરૂપ સસારને પામ્યા કરેછે

પરતુ જે વિજ્ઞાનવાન્ હોય છે, જેનુ મન સ્વાધીન હોય છે અને તેથી જે સદા શુચિ હોય છે એ સુખરૂપ પદને પામે છે, જેથી કરીને જન્મ પામતો નથી આ સિદ્ધાત આપણા સસારિક સુખદુખમા પણ ઘટાવી શકાય એમ છે સ્વાધીન મન એટલે જેવી સૃષ્ટિ રચાવવાની ઈચ્છા હોય તેવી સૃષ્ટિ સ્વતત્રપણે મન પાસે રચાવી શકાય પણ મન પોતાને ગમે તેમ આડાઅવળા વિચારો કરી પ્રતિકૂળ સૃષ્ટિ ઉપજાવી જ ન શકે એવી સ્થિતિમા તેને લાવવુ તે વિવેકબુદ્ધિવાળો મનુષ્ય પોતાનુ મનોમય જગત્ બાહ્ય દુખરૂપ ઉપાધિ ગમે તેટલી હોય તોપણ મન સ્વાધીન હોવાથી સદા સુખરૂપ જ બનાવી લઇ સુખ અનુભવતો રહે છે જ્યારે વિવેકબુધ્ધિહીન મનુષ્ય બાહ્ય સુખરૂપ પદાર્થો ભોગવવાના ગમે તેટલા હોય તો પણ પોતાના મનને સ્વાધીનમા નહિ રાખી શકવાથી પોતાનુ મનોમય જગત્ દુખ અને શોકમય બનાવી લઇ છતે સુખે દુખનો જ અનુભવ કરતો રહેછે સૂક્ષ્મ અવલોકનકારને આને માટે કાઇ પ્રત્યક્ષ પ્રમાણની અગત્ય રહેતી જ નથી વ્યવહાર દશામા આપણા અનુભવમા એવા ઘણાએ મનુષ્યો આવતા હશે કે જેઓ સર્વ વાતે સુખી હોય છતા પણ અતરમા બળતા જળતા જ હોય છે અને વળી જેઓ બહુ દુખ છતા પણ સદા આનદમન રહેતા હોય છે આમ થવામા કારણ

ઉપર કહ્યું તે જ છે. પહેલાને પોતાનુ મન વશ નથી, બીજાને છે તેથી મનોમય જગત્ એકને દુઃખ અને એકને સુખ આપે એવુ બની રહેછે. વરસાદને લાવનાર તેમજ ખેંચી જનાર જેમ વાયુ છે તેમ સુખ લાવનાર અને તેને ખેંચી તેને સ્થાને દુઃખ લાવનાર પણ મન જ છે. શ્રી વસિષ્ટજી યોગ્ય જ કહેછે કેઃ—

अज्ञस्यदुःखौघमयं ज्ञस्यानन्दमयं जगत् ।
अन्धं भूवनमन्धस्य प्रकाशं तु स चक्षुषः ॥

જેમ આ જગત્ અન્ધને અન્ધકારમય અને ચક્ષુસહિત જનને પ્રકાશમય જણાયછે તેમ આ જગત્ અજ્ઞને દુઃખના સમુહમય છે અને જ્ઞાનીને આનંદમય છે, અને આમ થવાનું કારણ ઇશ્વરસૃષ્ટ જગત નહિ પરંતુ બંનેની સામગ્રીમાં ભિન્નતા એ જ છે.

આ સંસારમાં સાધારણ રીતે ધન સ્રીપુત્રાદિ પરિવાર આદિ વૈભવના બાહ્ય પદાર્થોના અનુસાર મનુષ્યોને ભાગ્યશાળી ગણવામાં આવેછે તેવાઓને સુખી માને છે. પરંતુ વાસ્તવિક દૃષ્ટિએ જોતાં જો તેઓમાં સુખ સંગ્રહવાની શકિત હોય નહિ તો એ છતે સુખસાધને પણ તેઓ તો નિરંતરજ દુઃખાગ્નિમાં શેકાતા હોયછે. મન-સૃષ્ટિ અજ્ઞાનરૂપ અંધકારથી વ્યાપ્ત હોય તો સાસારિક સુખ સાધન મનાતા બાહ્ય પદાર્થો સુખ ઉપજાવી શકતા નથી. જેઓએ પોતાના મનને સ્વપ્રયત્ન વતે શુદ્ધ ઉદાર અને જ્ઞાનથી પરિપૂરિત કરેલું હોયછે તેઓ પ્રતિકૂળતામાં પણ અનુકૂળતા માની લઇ મનમાં સુખ અને શાન્તિ અનુભવતા હોયછે, જયારે બહિર્દૃષ્ટિથી તેમને દુ.ખી તરીકે ગણી લેવામાં આવે છે. અજ્ઞાન અંત.કરણ અનુકૂળ સુખ સાધક સાહિત્યોમાં પણ પ્રતિકૂળ ભાવ ધરી નિરંતર તપતાંજ રહેછે. એટલે એ સર્વ પરથી સિદ્ધ એ થાયછે કે જેમનુ અંત.કરણ શુદ્ધ, જ્ઞાનમય અને સ્વાધિન હોયછે, તેઓ પ્રાપ્ત પદાર્થોથી સંતોષ રાખી ઇશ્વરસૃષ્ટિને અનુસરીને જ ચાલેછે. તેમાં અનુકૂળ પ્રતિકૂળ ભાવ કલ્પતા જ નથી. પરંતુ સર્વદા તેને અનુકૂળ થઇને પ્રવર્તેછે. આવા મનુષ્યો સુખભોગી થઈ શકેછે. આથી ઉલટો વ્યવહાર અજ્ઞાનગ્રસ્ત મનુષ્યોનો હોય છે. એટલે તેઓ દુ.ખમાં જ રહેછે. ઇશ્વરસૃષ્ટિનો સ્વભાવ અન્યથા નહિ થતો હોવાથી જ્ઞાની પુરૂષ તેને અનુકૂળ થઇને વર્તેછે. બાહ્ય પદાર્થો પ્રતિ આપણું મન અનુસરતું કરવું એ સુખ પામવાનો માર્ગ છે. સુખેચ્છ કે પ્રથમ પોતાનું મન અજ્ઞાનથી મુકત કરી સ્વવશ કરવું આવશ્યક છે એ આટલા વિવેચનપરથી સૂચિત થાયછે. જે તેમ કરી શકેછે તે સર્વનો જય કરી શકેછે. સર્વ સંપાદન કરી શકેછે. પરંતુ જેઓનું મન પોતાના અધિકારમાં નમી, જેઓના સુખનો આધાર બાહ્ય વિકારી અને અસ્થિર પદાર્થોપર હોયછે તેઓ અંતરમા નિરંતર સંતપ્ત રહેતા હોયછે.

સુખ સંપાદન કરવા અર્થે યત્ન કરવો જોઈએ તો તે ઉપર કહ્યા પ્રમાણે પ્રથમ પોતાના મનનું શોધન કરવામાં થવો જોઈએ તેમ કરવું મૂકીને જેઓ બહારના પદાર્થોથી સુખ મળતું માની તેની પ્રાપ્તિ કરવામાં મગ્ન રહેછે તેઓનો તે યત્ન સફળ થતો છે નહિ તેમજ તેની પ્રાપ્તિ અનંતર અતૃપ્તિ, અસંતોષ, ઉદ્વેગ, ચિંતા આદિ અનર્થ પરંપરાનો અનુભવ નિત્ય થનો રહેછે અપ્પય દીક્ષિત કહેછે કે —

विषयाननुकूलयितुं विषयिणिहृदये विधीयतां यत्नः
दर्शिदेयमौषधं को दृश्ये दत्वा सुखीभवति ॥

તાત્પર્યાર્થ એ છે કે (વિષયોની અનુકૂળતાને લીધે સુખ મળે છે તો) સત્ર વિષયોને અનુકુળ કરવા માટે સર્વ વિષયને ઓળખનાર મન ઉપર જ પ્રયત્ન વાપરવો જોઈએ વિષયો ઉપર વાપરેલો પ્રયત્ન સફળ થાય નહિ જોવાની શક્તિ વધારનારૂં ઔષધ આંખમાં આંજવાથી ફાયદો થાય, પણ જોવાના વિષયો ઉપર ચોપડવાથી કશો ફાયદો થાય નહિ મન શુદ્ધ અને જ્ઞાનમય હોય તો સર્વ વિષયો અનુકુળ જણાય અને તેથી સુખ મળે સત્સંગ સત્શાસ્ત્રનું શ્રવણ, મનન, ઈશ્વરનું સ્મરણ પૂજન, સ્વવર્ણાશ્રમ ધર્મનું યથાવત્ પાલન એ અખંડ સાધનો વર્તે મન શુદ્ધ થાયછે એટલે સુખાભિલાષી મનુષ્યોએ પ્રથમ તેમનું સેવન કરવું જોઈએ, એ જણાવવાની હવે અગત્ય નથી

સુખદુઃખનો આધાર બાહ્ય ઉપાધિપર નહિ કિંતુ અંતઃકરણની સ્થિતિપર એટલે અંતઃકરણની સર્વત્ર સુખ સંગ્રહવાની, સર્વત્ર આનંદ નિહાળવાની, પ્રસન્ન રહેવાની અને નિરંતર શાન્તિમાં મહાલવાની શક્તિ સવાંશે ખીલે અને દુઃખ માની લઈ શોક વિલાપ સંતાપ કરવાની તેમજ કુકલ્પનાઓ કરવાની વૃત્તિનો સવાંશે ઉચ્છેદ થાય એવી સ્થિતિમાં જ્ઞાન પ્રકાશમાં તેને રાખવાનો અભ્યાસ સેવવામાં સુખનું મહા રહસ્ય રહેલું છે શોક મોહ સમૂલ નિવર્તે અને શાશ્વતી શાંતિ અખંડ અનુભવાય એવું જે જ્ઞાની લોકોએ સુખનું સ્વરૂપ નિર્ણીત કરેલુંછે તે સુખ પામવાને મનુષ્યોએ શું કર્તવ્યછે તેની કંઈક વિચારણા વિષયના પ્રસ્ફોટન અર્થે અત્ર કરવી આવશ્યક છે જ્ઞાનીલોકોએ પ્રતિપાદન કરેલા સુખ—અપરિચ્છિન્ન અખંડ સુખની પ્રાપ્તિ બ્રહ્મવિદ્યાદ્વારા થતી વર્ણવવામાં આવી છે એ અનુપમ સુખ મળવિક્ષેપ રહિત પરિશુદ્ધ અંતઃકરણની વૃત્તિ અંતર્મુખ અને પ્રશાંત થયે વિદ્વાનને પ્રાપ્ત થાયછે તે સુખ ભગવદ્‌ગીતામાં આમ ગાયુંછે —

सुखमात्यंतिकं यत्तद्बुद्धिग्राह्यमतीन्द्रियम् ।
यं लब्ध्वाचापरंलाभं मन्यतेनाधिकं ततः ॥ અ. ૬ શ્લો ૨૧-૨૨

થછે " સચ્ચિદાનદ આત્મા–બ્રહ્મ–નો અનુભવ–વૃત્તિમા અખડાકારમા બ્રહ્માકાર થવુ એ બ્રહ્માનુભવની સિદ્ધિ છે એજ પરમ પુરૂષાર્થ છે કૃતકૃત્યતાની નિ શ્રેયસની બુધ્ધિગ્રાહ્ય નિત્ય સુખની પ્રાપ્તિ એથી થાયછે સ્વરૂપમા અદ્વૈતમા–એકતામા–સર્વાત્મતામા આનદ છે દ્વૈતમા, અનેકતામા પરતામા દુખ છે એવો સિદ્ધાત આર્યશાસ્ત્રકારો સ્થાપેછે કઠશ્રુતિમા ડંકાવે ગાયુ છે —

अशरीर शरीर स्वनवस्थितष्ववस्थित ।
महान्त विभुमात्मान मत्वाधीरो न शोचति॥ अ १ व २–२२
एकोवशीसर्वभूता तरात्मा एकरूप बहुधाय करोति
तमात्म येऽनुपस्यन्तिधीरास्तेषा सुखशाश्वत नेतरेषा ॥ अ २ व २–१२

અવસ્થિતિ રહિત અનિત્ય એવા શરીરમા નિત્ય અવિકૃત રૂપે રહેલુ જે મહાન્ સર્વ વ્યાપી આત્મતત્ત્વ છે તેને જાણીને–આ હુ છુ–એકાત્મ ભાવને પામીને ધીર પુરૂષ શોક કરતો નથી એવા આત્મવેત્તાને શોક મોહ આદિ અનર્થ થતા છે જ નહિ સર્વગત, સ્વતત્ર, જેના વશમા આ જગત્ વર્તેછે જે સર્વ ભૂતનો અતરાત્માછે, બ્રહ્માદિ સ્થાવરા ત સમસ્ત વસ્તુઓમા અવિકૃત રૂપે રહેતી સ્વતસ્ત્વતા છે જે સ્વાત્મ સત્તા માત્રથી એક રૂપને બહુ પ્રકારે કરેછે તેને પોતાના આત્મામા અતકરણમા સ્થિત જુએછે તે ધીરોને શાશ્વત સુખ મળેછે અન્યને નહિ આ વિચારો અતિ ઉત્કૃષ્ટછે ખરી શાતિ અને ખરૂ સુખ એ રસ્તે જ મળી શકેછે એ સિદ્ધ નિયમછે એ આત્મતત્ત્વને પિછાણ્યા વિના પ્રાપ્તિ થતી જ નથી એને માટે એવો દૃઢ સિદ્ધાન્ત ભગવતી શ્રુતિ દર્શાવેછે કે —

यदाचर्मवदाकाश वेष्टयिष्यन्ति मानवा ।
तदादेवमविज्ञाय दुखस्यान्तो भविष्यति ॥ श्वेताश्वतरोपनिषत् अ ६ २०

માણસો જ્યારે આકાશને ચર્મવત્ વીટાળશે ત્યારે તેમને આત્મતત્વને ન જાણીને દુખ–ત્રિવિધ દુખનો અત આવશે અર્થાત્ કે અમૂર્ત આકાશનુ વેષ્ટન અસભવિતછે તેમ આત્મતત્ત્વના જ્ઞાન થયા વગર દુખ ધ્વસ પણ અસભવિતછે સ્વાત્માજ્ઞાનને લઈને જ દુખાગ્નિનો ભોગ જીવ કરેછે જ્યા પર્યત સર્વ સ્થળમા વ્યાપ્ત એવા પરમાત્મતત્વને આત્મરૂપે નથી જાણતો ત્યા પર્યંત તાપત્રયથી નિરતર સતપ્ત રહેછે અને ગર્ગઋષાદિથી અહિ તહિ ખેચાતો અનેક પ્રકારની ઉચ્ચ નીચ યોનિઓમા અવતરતો રહેછે પરતુ જ્યારે અવિકૃત નિત્ય એકરૂપે અવસ્થિત જે આ સમસ્ત દૃશ્ય વર્ગની સ્વાત્મતા–તેનો આત્મરૂપે સાક્ષાત્કાર કરેછે ત્યારે અજ્ઞાન અને તત્કાર્ય નિવર્તછે અને પૂર્ણાનન્દરૂપજ થાયછે આ માન્યતા સુસ્થિત

અને સુસિદ્ધછે અપરિચ્છિન્ન નિરતિશય આનંદ-સુખ-શાન્તિ તો અજ્ઞાન અને તજ્જનિત દોષનો અત્યંત ઉચ્છેદ કરનાર ધીર પુરૂષ પામી શકેછે. આ મનુષ્ય જન્મનું સાર્થક પણ અક્ષયા શાન્તિ, પ્રાપ્ત કરવામાં છે. એવી શાન્તિ જે ઉપાયે સંપાદન થઇ શકે તે ઉપાયોનું યથાવત્ જ્ઞાન મેળવી તદનુસાર વર્તન સુખેચ્છ કે અવશ્ય કરવું જોઈએ. તેમ થવામાં મહાન્ ઈશ્વર તેને સહાય્ય અર્પો એવી શુભેચ્છાપૂર્વક આ લેખ સમાપ્ત થાયછે.

ૐ શાન્તિઃ શાન્તિ શાન્તિઃ

નાનાલાલ દેવશંકર વૈદ્ય.

મુદ્રા કચ્છ,

---

# ग्रंथकार.

---

સર્વથી પ્રથમ વાત એ કે ગ્રંથકારની બે જાતિ છે; જેઓ વિષયની ખાતર લખેછે તે; અને જેઓ લખવાની ખાતર લખેછે તે.: જો પ્રથમનાને જે વિચારો અથવા અનુભવો બીજાઓને કહેવા લાયક લાગેછે એ હોયછે, તો બીજી જાતિનાને પૈસા જોઈએછે. ( માટે લખેછે ), અને તેથી પૈસા માટે તેઓ લખેછે. તેઓના વિચારની ક્રિયા લખવાના ધંધાનો ભાગ બનેછે, જે રસ્તે તેઓ પોતાના વિચારોને બની શકે એટલી વધારે લંબાણમાં કાંતિ દે તે રસ્તેથી તેઓ પારખી કઢાય; પછી, વળી તેઓના વિચારના મૂળ સ્વભાવથી જ ( પારખી કઢાય ) કે જે માત્ર અર્ધા સત્ય, વક્ર ( ઉંધા ) તાણી કઢાયેલા ( બળાત્કારે કરાએલા ) અને ડગમગતા હોયછે; વળી બીજું જે તિરસ્કાર સીધુંદોર કાંઈ કહેવા સંબંધે દર્શાવેછે કે જેથી તેઓ હોય તેના કરતાં જુદા દેખાય, તે ( તિરસ્કાર )થી પારખી કઢાય તેટલા માટે તેઓનું લખાણ સ્પષ્ટતા અને ચોક્કસતાની ખામીવાળું હોય છે, અને થોડા વખતમા તેઓ ખુલ્લું કરેછે કે તેઓનો લખવાનો હેતુ માત્ર જો કાંઇ હોય તો કાગળ ભરવાનો છે. આ પ્રમાણે કોઇ કોઈવાર ઉત્તમ ગ્રંથકારોનું પણ બનેછે, દાખલા તરીકે કયાંક કયાંક તેના ન્યાય શાસ્ત્રીમાં અને જીન પૉલના ગપ્પા પુરાણમાના ઘણાકમા લેસીંગ ( ગ્રંથકાર )ને બનેછે જેવો વાચક આવું કાંઇ અનુભવે, તેવો તેણે તે પુસ્તક દૂર ફેંકી દેવું, કારણ કે વખત અમૂલ્ય છે. સત્ય એ છે કે જ્યારે કોઇ ગ્રંથકાર કાગળ ભરવાની ખાતર લખવાનો આરંભ કરેછે ત્યારે તેવા વાચકને છેતરેછે, કારણકે તે પોતાને કાંઇક કહેવું છે એવે બ્હાને લખેછે.

પૈસા માટે લખવાની ક્રિયા અને પ્રતોનો હકક સ્વાધીન રાખવાની ક્રિયા, તેના મૂળમા જોતા સાક્ષરતાનો નાશ કરનારી છે જે પોતાના વિષયની ખાતર તદન લખે નહિ તો એવો લખનાર લખવાને લાયક છે એવુ જ કાઈજ લખનો નથી જો સાક્ષરતાની દરેક શાખામા માત્ર થોડા જ ગ્રથો પણ તે થોડા ઉતમ પકિતના હોય તો તે કેવુ અમૂલ્ય વરદાન ગણાય! જ્યા સુધી લખાણથી પૈસો ઘડવાનો હોય ત્યા સુધી આવુ કદી બને નહિ, એમ જણાયછે કે જાણે પૈસાને શાપ હોય નહિ, કારણકે દરેક ગ્રથકાર જેવો તે કોઇ પણ રીતે નફાની ખાતર (લાભ માટે) કાગળ ઉપર કલમ માડવાનો આરભ કરેછે તેવો તેનુ અધપાત થાયછે જે વખતથી તેઓને કાઇ પણ લાભ માટે નહિ અથવા ઘણા થોડા લાભ માટે લખવાનુ હોયછે, તે વખતથી મોટામા મોટા માણસોના સારામા સારા ગ્રથો થવા માડેછે અને આમા પણ સ્પેઇનની કહેવત સત્ય ઠરેછે કે જેમા એવુ જાહેર કર્યુ છે કે માન અને પૈસો એકજ થેલીમા (ગજવા) મા મળી આવતા નથી હાલના જમાનામા સાક્ષરતા એવી ખરાબ સ્થિતિમા છે તેનુ કારણ સરલ અને તદૃન એ કે લોકો પૈસો કમાવાને ગ્રથો લખેછે જે માણસને પૈસાની તગી હોયછે તે નીચે બેસીને ચોપડી લખવા મડી જાયછે, અને લોકો તે ખરીદ કરવા જેટલા મૂર્ખ બનેછે ભાષાનો નાશ એ આની બીજા નબરની અસર છે

જે હાલ તાજુ છાપવામા આવ્યુ હોય તે શિવાય બીજુ કાઈ નહિ વાચવા માટેની લોકોની મૂર્ખાઇભરેલી ઘેલછા ઉપર ઘણાખરા ખરાબ લેખકો પોતાની આખી રોજી મેળવેછે આથી હુ ચોપાનીઆના લેખકોનો ઉદ્દેશ કરૂ છઉ (આહ્નિક લેખકો) ખરેખર, ઘણુ ઉચિત (યોગ્યતાવાળુ) નામ સાની ભાષામા તે 'દહાડીઓ" "દહાડવી" મજૂરી કરનારાઓ" કહેવાયછે

બીજી રીતે, એમ કહી શકાય કે ગ્રથકારોના ત્રણ પ્રકાર છે પહેલા જે વિચાર્યા વિના લખતા હોય તે આવે તેઓ ભરપૂર રહેલી સ્મરણ શકિત કે આગલા સસ્કાર માથી લખેછે, અને એમ પણ બને કે બીજા લોકોના પુસ્તકોમાથી પરભાર્યુ પણ લખતા હોય આ વર્ગમા ઘણી લેખકોની સખ્યા હોયછે પછી જેઓ લખતા જતા વિચારની ક્રિયા કરતા હોય તેઓ, એ પછી આવે તેઓ લખવાને માટેજ વિચાર કરતા હોયછે, અને તેવાઓનો પણ ટોટો નથી જેઓ લખવાનો આરભ કર્યા પહેલા વિચાર કરેછે એવાઓ સઉથી છેલ્લા આવેછે

જ્યા સુધી લખવા બેસે નહિ ત્યા સુધી વિચારવાનુ મુલતવી રાખે એવા બીજા વર્ગના ગ્રથકારો એક ખેલાડી જેવા ગણાયછે કે જે ચોકસ કર્યા વિના ગમે ત્યા બહાર નીકળી પડેછે અને જેનો પેર ઝાઝુ પાછુ લાવવાનો સભવ હોતો નથી બીજી રીતે જોતા જ્યારે ત્રીજી કે ભાગ્યે મળી આવતા વર્ગનો ગ્રથકાર લખેછે,

ત્યારે તે પુંઠે પડાએલ શિકાર જેવું હોય છે. આમાં શિકાર અગાઉથી પકડાએલ હોયછે, અને ઘણી નાની જગ્યામાં તે પુરી રખાયો હોયછે; જે જગ્યામાંથી તે શિકારના પ્રાણીને પછીથી એકી વખતે એટલામાં સંખ્યાબંધ બીજી જગ્યા કે જે પણ હદ વાળી લીધેલ હોય છે તેમાં છોડી મુકવામાં આવેછે. શિકારીઓ પાસેથી શિકાર ભાગ્યેજ છટકી શકે છે; તેને તાકવું અને દારૂ છોડવો તે શિવાય કાંઇ કરવાનું હોતુ નથી. બીજા શબ્દોમા બોલીએ તો, પોતાના વિચારો લખી દેવાનાજ હોય છે. આ એક જાતની રમત હોયછે કે જેમાંથી હરકોઇ માણસને કાંઇ (ખેલ) બતાવવાનુ હોય છે.

પરંતુ અગર જો કે પોતે લખવાનો આરંભ કરે તે પહેલાં ગંભીરતાથી ખરેખરો વિચાર કરનારની સંખ્યા ઘણી થોડી હોયછે; તોપણ વિષય (પંડ) પોતાની જ વિષે તે માંહેના પણ અત્યંત થોડાઓ વિચાર કરે છે; બાકીનાઓ તો જે ગ્રંથો તે વિષય ઉપર લખાયા હોય અને બીજાઓએ તે વિષે કહ્યુ હોય, તેનોજ માત્ર વિચાર કરેછે. વિચાર જ ( પોતે જ ) કરવા માટે, આવા લેખકોને બીજા લોકોના વિચારો પોતાની સમક્ષ હોવા રૂપી વધારે સીધી અને સત્તાવાળી ચાનકની જરૂર પડેછે. આ તેઓનું પરભાર્યું વિષય–વસ્તુ બને છે, અને પરિણામ એ આવે છે કે તેઓ નિરંતર ( બીજા લેખકો ) ની સત્તા નીચે રહેછે, અને તેથી શબ્દના કોઈ પણ ખરા અર્થ પ્રમાણે મૂળ વિચાર કરનાર બની શકતા નથી. આગલા લેખકો તે વિષય પોતાથીજ વિચાર કરવાને ઉશ્કેરાયછે, કે જે વિષયની તરફ તેઓના વિચારની ક્રિયા આ પ્રમાણે પરબારી વળેછે. આ માત્ર એકજ વર્ગ ટકીરહે એવી કીર્તિવાળા લેખકો પેદા કરેછે.

અલબત અહિં એ સમજી લેવાનું છે કે જે મોટા વિષયો ચર્ચેછે તેવા લેખકો વિષે હું બોલું છું; નહિં. કે જે લેખકો દારૂ બનાવવાના હુન્નર ( જેવા વિષયો ) ઉપર લખતા હોય, તેવા વિષે હું બોલુંછું.

જે વસ્તુસામગ્રી ઉપર તે લખતો હોય તે પોતાના મગજમાંથી ગ્રંથકાર કાઢતો હોય, અર્થાત્ પોતાના અવલોકન સંચયમાંથી કાઢતો હોય તે શિવાય, તે ( બીજાને ) વાંચવા લાયક હોતો નથી. ગ્રંથ બનાવનારાઓ, ગ્રંથ રચનારાઓ, ઇતિહાસ લખનારાઓનો સામાન્ય સમૂહ અને તે જાતના બીજા ઘણાઓ પુસ્તકોમાંથી પરબારી પોતાની વિષય સામગ્રી લેછે, અને તે સામગ્રી જેવી તેઓના મગજમાં થઇને પસાર થાયછે તેવી કાંઇ તપાસને તાબે થયા વિના અથવા વૈતરાનું ભાડુ પણ આપ્યા વિના સીધી ઘેર તેઓનાં આંગળીઓનાં ટેરવાં ઉપર ઉતરે છે; તો પછી શ્રમવડે ( તે સામગ્રી ) પૂર્ણ કરવાનું કે ફરી અવલોકન ( પર્યાલોચન )

નુ તો કહેવુ જ શુ ? જો પોતાની ચોપડીઓમા જે કાંઈ હોય તે સઘળુ જાણી લે તો ઘણા બધા માણસનો સમુદાય કેટલો બધો વિદ્વાન્ બની જાય ? આનુ પરીણામ એ થાયછે કે આ લેખકો એટની વિશ્લથ અને અનિયમિત રીતે બોનતા હોય એમ લાગેછે કે તેઓ ખરેખર વિચાર કરેછે તે શુ છે તે સમજવાની ફોકટ મહેનતમા વાચકો પોતાના મગજને મુ ઝાની દેછે તેઓ તો કશાએનો વિચાર કરતા હોતા નથી કોઈ કોઈ વાર એવુ બને છે કે જે પુસ્તકમાથી તેઓ નકલ કરેછે તે બરાબર તે જ રીતે રચાએલ હોયછે, અને તેથી આ જાતનુ લખાણ એક ઉતારેલ બીબાને ઉતારવા માટે વપરાએન પલાસ્તર ( ચીરોડી ભીની ) છે, અને છેવટે ચેહેરાની કેવળ નરી હદ અને તે પણ ભાગ્યે જ પારખી શકાય એવુ એટલુ જ જે કાઇ તમારા ( એન્ટીનસ નામના ખિજમતગારના ) પૂતળાનુ બાકી રહેછે તે છે આવી રીતે એક ચોપડી ઉપરથી ( નકન કરાઇને ) રચાએન ગ્રથો જેમ કવચિત બની શકે તેમ વાચો તેઓથી તદ્દન દૂર રહેવુ મુશ્કેલ છે, કારણ કે જેમ મૂળ પુસ્તકોમા સૈકા ને સૈકાનુ સચય થયેનુ જ્ઞાન થોડી જગ્યામા આવી રહ્યુ હોયછે તેવાઓનો પણ આવા નકની ગ્રથોમા સમાવેશ થાયછે

છેલ્નુ પુસ્તક હમેશા વધારે સુધારેલુ ( ખરૂ ) હોય છે એમ ધારવાકરતા બીજી એકે મોટી ભુલ નથી, જાણે કે પાછળથી(મોડુ) લખાણ હોય તે આગળના લખાણનો દરેક વખત સુધારો હોય નહિ, અને ફેરફાર ( રૂપાતર ) તેનો કેમ જાણે આગળ વધારો એના અર્થ થતો હોય નહિ ખરેખરા વિચાર કરનારાઓ, સત્ય નિર્ણયવાળા પુરૂષો, કે જે લોકો પોતાના વિષયમા ગભીરતાથી ગરકાવ રહેતા હોય, એઓ તો સઘળા ફકત અપવાદ જછે જગતમા પ્રત્યેક સ્થળે જેવી કૃમિએ ઉત્સર્ગ (ધારો) હોયછે, તે (કૃમિ) વિચારશીલ પુરૂષોના પરિપકવ અભિપ્રાય ગ્રહણ કરીને પોતે હમેશા (પાછા) સાવધ રહેછે, અને ઉદ્યોગ વડે તેની પોતાની ખાસ રીતિથી તેઓમા સુધારો કરવાનુ ( ખાસ બાબતો શિવાય ) શોધ્યા જાયછે

વાચકને કોઈ વિષયનો અભ્યાસ કરવાની ઈચ્છા થાય તો તેણે એ ઉપર લખાયેલ નવામા નવા ગ્રથો તરફ ધસી જતા પહેલા, તથા તેઓ ઉપર જ માત્ર ધ્યાન એકાગ્ર કરતા પહેલા સાવચેતી રાખવી જોઈએ, એવા વિચારથી કે પદાર્થજ્ઞાન નિરતર વૃદ્ધિ પામ્યા કરેછે અને બીજુ એ કે જુની ચોપડીઓઓથી નવી ચોપડીઓના લખાણોમા ઉતારો ( આધાર સહિત ) કરેલ હોયછે એટલુ સત્ય છે કે જુના પુસ્તકોનો આધાર લેવામા આવ્યો હોયછે, પરતુ કઇ રીતિથી ? વારવાર એમ બનેછે કે નવી ચોપડીનો લેખક જુની ચોપડીઓ સપૂર્ણ રીતે સમજી શકતો નથી, અને છતા તે ( જુના ગ્રથકારો ) ના શુદ્ધ (ફેરવ્યા વિના) શબ્દો ગ્રહવુ કરવાને ખુશી હોતો નથી, તેથી તે ( નવો લેખક ) તેઓના લખાણને મરડી મચ

# ભાષાશુદ્ધિ માટે પોકાર.

ભાષાશુદ્ધિ માટે આ પાછલાં થોડાં વર્ષમાં બે વચને વિશે પોકાર મ્હેં પ્રસિદ્ધ કર્યોછે. 'શું ચિન્તા'– વગેરે પ્રયોગમાં 'શું' ને અવિકારી વિશેષણ બનાવી દેવાની વિરુદ્ધ ચર્ચા[1] 'વસન્ત' માં કરી હતી. 'જોઇયે છિયે' ને બદલે 'જોઇયે છે' એ કર્ણને ઉદ્વેગકર પ્રયોગ વિશે 'સાહિત્ય અને વાર્તા'[2] માં ચર્ચા કરી હતી. આજ એક ત્રીજા પ્રયોગ વિશે બોલવાનું ધારુછું. એ પ્રયોગ 'મોકલી આપવું' એછે. મોકલી દેવુંને બદલે મોકલી આપવું બોલનારા તેમ લખનારા હાલ ઘણા જોવામાં આવેછે. એ પ્રયોગ સાક્ષરભાષામાં સ્વીકારવા લાયક નથી એમ મ્હારું નમ્રતાથી માનવું છે. ત્હેનાં કારણો જણાવવાં જોઇયે.

ગુજરાતી ભાષાના શુદ્ધ રણકારમાં ભંગ પાડનારાં અનેક સંકુલ બળોનો હુમલો આ પાછલાં પચીસ ત્રીસ વર્ષમાં અને તે પૂર્વેથી પણ થયોછે. સ્વર્ગવાસી કવિ દલપતરામે ગુજરાતી રાણી લૂંટાઈ અને ત્હેને લૂંટનારનું પગેરું મુંબાઈમાં કાઢી, આખર પારસીને પકડયા, એ વાત હેમની સભારંજની પદ્યરચનાઓથી પરિચિત સર્વ જણને જાણીતી છે. આ અલઙ્કારિક ચોરપરીક્ષામાં તથ્યાંશ નથી એમ નથી. પરંતુ 'પારસી' શબ્દનો અહિં જરાક અર્થ વધારે વિશાળ લેવાની જરૂર છે. ગુજરાતી ભાષાની શુદ્ધિમાં કલુષતા આણવા માટે મુંબાઇના પારસી જ નહિં પણ મુંબાઈમાં ગુજરાતીને નામે ચાલતી 'ખીચડિયા' ભાષા વાપરનાર 'શંભુમેળો' એકત્ર રીતે જવાબદાર છે એમ લાગેછે. 'શું ફિકર' જેવા પ્રયોગોને સ્થાન આપનાર, તેમ જ 'જોઇયે છે' ને પ્રચરિત કરનાર મુંબાઇના વર્તમાનપત્રો—'શંભુમેળા'ના ઉપરથી સંસ્કાર લેનાર વર્તમાનપત્રો—જેમ છે, તેમ જ અથવા તેથી પણ વિશેષ
7 રીતે 'મોકલી આપવું' એ પ્રયોગને પ્રગટ કરનાર એ મુંબાઈનું જ મિશ્રમંડળ છે.

એ પ્રયોગનો ઈતિહાસ મૂળથી જોઇયે. મુંબાઇમા કચ્છ–કાઠીયાવાડના ભાટિયા, લુહાણા, ખોજા, મેમન, વગેરેનો જથ્થો કેટલો બળવાન છે તે જાણીતું છે. બજારની ભાષા ઉપર એ લોકોની બોલીનો પ્રભાવ સુવિદિત છે. કચ્છીમાં નપુંસકલિંગ (સિન્ધીની પેઠે જ)ના હોવાથી "નાટક સારો થયો" એમ પુંલિઙ્ગ જેવોપ્રયોગ એ વર્ગ કરેછે તે વર્તમાનપત્રોમાં પણ પેશી ગયેલો કોણ નથી જાણતું ? રા. રમણભાઇ મહીપતરામે પ્રથમ સાહિત્ય પરિષદ્ વખતના પોતાના ભાષણમાં અને અન્ય પ્રસંગે[3] અનિષ્ટ પ્રયોગો બતાવ્યા હતા ત્હેમાં એ પણ છે. સારાંશ એ છે કે કાઠિયાવાડની ભાષાની છાપ જુદા જુદા રૂપમા મુંબાઈગરી બોલી ઉપર પડેલીછે. અને ત્હેને જ પરિણામે 'મોકલી આપવું' એ પ્રયોગ ઉત્પન્ન થયોછે.

---

૧વસન્ત સં. ૧૯૬૨ ના કાર્તિક તથા માઘમાસના. પૌષના અઙ્કમાના રા. કમળાશંકરના ચર્ચાપત્રનો ઉત્તર માઘ માસના છે.

૨ જુલાઈ ૧૯૦૮ નો અઙ્ક. (એક જ અઙ્ક પ્રગટ થઈ એ માસિક લુપ્ત થયુંછે.)

૩ "કવિતા અને સાહિત્ય"મા ગુજરાતી ભાષાનું હાલનું વલણ એ વિષય જુવો.

'આપવુ' ને બદલે કાઠિયાવાડમા 'દેવુ' એ ક્રિયાપદ જ મુખ્ય ક્રિયાપદ તરીકે પણ વપરાય છે, ઉદાહરણ —"મ્હને ચાર આના આપ્યા" ને બદલે "મ્હને ચાર આના દીધા" તો 'દેવુ' કહિયે તો કાઠિયાવાડી પ્રાન્તિક પ્રયોગ થઈ જાય, શુદ્ધ ગુજરાતી તો 'આપવુ' એ ક્રિયાપદ છે—એમ ગ્રહ બધાઈ જઈને, શુદ્ધ ગુજરાતી મા સહાયકારક ક્રિયાપદ તરીકે 'દેવુ' વપરાયછે ત્હા પણ 'આપવુ' વાપર્યાથી શુદ્ધ ગુજરાતી થશે એમ ભ્રમ થઈ, 'મોકલી દેવુ'ને બદલે 'મોકલી આપવુ,' એ વચનની ઉત્પત્તિ આ મુબાઈવાસી કાઠિયાવાડી વર્ગમા થઈ, વ્હેપારી વર્ગમા એ પ્રયોગ પેઠો વ્યાપ્યો, હેમના સસર્ગમા આવનારા બીજા ગતાનુગતિક લોકોએ તે સ્વીકારી લીધો, છાપખાનાના માલિકો, વ્હેપારીના સપર્કમા આવે તેથી, તેમ જ પુસ્તકો વેચનારા તે પણ તે જ કારણથી, અને વર્તમાનપત્રો પણ એ સસર્ગીના સસર્ગી થઈ, તે પણ, એમ સર્વ ઠેકાણે આ પ્રયોગ પેઠો તે એટલે સુધી કે તળ ગુજરાતમા પણ માસિકોના તન્ત્રીઓ વગેરે "લવાજમના નાણા મોકલી આપવાની" વિનતિ ગ્રાહકોને કરતા આપણી નજરે પડેછે આમ ભાષાની બાબતમા હાવા પ્રયોગ ની પણ fashion (ફેશન) થઈ ગઈ, શુદ્ધિ અશુદ્ધિ અથવા પ્રયોગની ઉત્પત્તિનુ મૂળ, વગેરેની પરીક્ષા કર્યા વિના જ આમ પ્રવાહ ચાલ્યો

આમ માસિકોના તન્ત્રીઓ જેવા પણ જ્હારે આ પ્રયોગ સ્વીકારતા થયાછે તો પછી આટલી બધી ચોળાચોળ અને આભડછેટની ચુથણી શા માટે? આમ શઙ્કા કહાય પરતુ ખેદની સાથે કહેવુ પડેછે કે માસિકના તન્ત્રી થવા માટે કાઈ ખાસ પરીક્ષા પાસ થવાની જરૂર છે એમ નથી, કોઈપણ માણસ–યોગ્યા યોગ્યતાના પ્રશ્નથી નિરપેક્ષ જ–એ ધધો લઈ બેસી સકેછે તો પછી એ વર્ગમા પ્રયોગનો પ્રચાર એ શુદ્ધિની છાપ તો નહિ જ ગણાય તેમ જ સાક્ષર ભાષા માટે ખરી ચટ રાખનારા લેખકો તન્ત્રીઓ વગેરે તો આ પ્રયોગ સ્વીકારતા નથી તેમ વળી, રોગનો ફેલાવો થયો તો તે ફેલાવાને રોગને વ્યાપવા દેવાના સમર્થક કારણ તરીકે બતાવવો એ કાઈ ન્યાય નહિ શળો પેઠો માટેજ કાઢવનો પ્રયાસ અને પ્રસગ ઉત્પન્ન થાયછે એ શળો છે કે નહિ તે હેના મૂળ જતુ તપાશીને પરીક્ષા કરી નિર્ણય કરવો એ ખરો માર્ગ છે, અને તે સિદ્ધ થાય તો હેનો ઉચ્છેદ કરવો એ કર્તવ્ય છે

ઉપર ઈતિહાસ બતાવ્યો અને આ પ્રયોગનુ સ્વરૂપ તપાસ્યુ તે ઉપરથી જણાશે કે આ પ્રયોગ ભ્રમને લીધે ઉત્પન્ન થયેલો હોઈ અશુદ્ધ જ છે જેમ ગુજરાતી થોડુ ભણનારા મહારાષ્ટ્રના લોક "ગાળો દીધી" ને બદલે "ગાળો આપી" કહેછે (મરાઠીમા देणें–દેવુ–શિવાય બીજો ધાતુ એ અર્થ માટે નથી તેથી)—તેમ અહિ બીજા પ્રકારના ભ્રમથી પણ હેવુ જ પરિણામ થયુછે (હુ ધારુછુ "ગાળો આપી" એમ કહેનારા મુબાઈગરી ગુજરાતીના બોલનારા પણ જડશે)

આ પ્રયોગની અશુદ્ધિનુ કારણ ઉપર આપ્યુ તે ઉપરાત એક બીજુ કારણ પણ

બતાવી સકાય, જોકે તે ઉપરથી જ એ ફલિત થાયછે. શુદ્ધ ગુજરાતીમાં 'દેવું' એ મુખ્ય ક્રિયાપદ તરીકે–'કન્યા દેવી' 'કન્યાદાન દેવું'–વગેરે ગણતર પ્રસંગ શિવાય–ભાગ્યે વપરાયછે; અને એ હમેશાં સહાયકારક ક્રિયાપદ તરીકે જ આવેછે. એથી ઉલટું 'આપવું' તે સહાયકારક નથી બનતું, મુખ્ય જ હોયછે. (ક્વચિત્ જ સહાયકારક હોયછે). ઉદાહરણઃ—'નાંખી દેવું'; 'બોલી દેવું'; વગેરે. અહિં 'આપવું' શબ્દ મૂકીશું તો તે તે અર્થબોધ જ નહિં થાય. 'આપવું' એ ક્વચિત્ સહાયકારક બનેછે અને તે વખત 'દેવું' સહાયકારક અને 'આપવું' સહાયકારક એ બે લેતાં અર્થમાં તદ્દન ફેર પડેછે, ઉદાહરણઃ–"કહી દેવું"; "કહી આપવું;"–'કહી દેવું'–એટલે ગુપ્ત વાત ઉઘાડી કરી નાંખવી; 'કહી આપવું' એટલે ઉત્તર જડવો કઠણ હોવા પ્રશ્નનો ખુલાસો કરવો.

આમ 'આપવું' અને 'દેવું' આ બેનું તારતમ્ય છે. આ ખુલાસા પછી "લવાજમનાં નાણાં મોકલી આપો", "વારું–કાલ્ય બપોર સૂધીમાં પુસ્તક મોકલી આપીશ," વગેરે પ્રયોગોને અનિષ્ટ ગણિયે તો વૃથા કહોપણ નહિં ગણાય એમ આશા છે.

આ મ્હારી ચર્ચાનો ઉદ્દેશ કોઇ પણ રીતે મુંબાઈના લોકસંઘનો ઉપહાસ કરવાનો નથી. માત્ર વસ્તુસ્થિતિ ઐતિહાસદૃષ્ટિથી તપાશીછે; અને મ્હારો હેતુ તો એ છે કે આ અનુકૂળ સમયમાં યથાર્થદર્શન કરાવી ઇષ્ટ ફળ સાધવું. ગયે વર્ષે જ સાહિત્ય પરિષદ્‌ને પ્રસગે પારસી લેખકવર્ગ વગેરેએ એકે અવાજે સ્વીકાર્યું હતું કે પારસી ગુજરાતી સાક્ષરભાષાનો દાવો કરી સકે નહિં. તે જ પ્રમાણે મુંબઈમાં પણ મુંબાઈગરી બોલી માટે હવે કોઇ પણ એ પ્રકારનો દાવો કરતું જ નથી તો ત્હેવા સમયમાં માત્ર યોગ્ય સુધારા તરફ નિર્દેશ કરી કર્તવ્યના ઋણમુક્ત થવા આટલો પ્રયાસ કર્યોછે. માટે આ ચર્ચાથી માઠું ના લગાડવાની સર્વેને વિનંતિ છે.

રત્નાગિરિ જિલ્લો                                        નરસિંહરાવ ભોળાનાથ.

તા૦ ૨૩મી ડીસેમ્બર ૧૯૦૮.

---

# समाज सुधारणानुं ऐतिहासिक अवलोकन

---

સકલ જન સમુહ સમાજ સુધારણા તરફ વધારે લક્ષ આપે એ અસ્વાભાવિક નથી. સમાજ સુધારણા એ એવો જરૂરી, એવો ઉન્નતિપ્રેરક, એવો ગહન વિષય છે, કે તે વિષયે યોગ્ય વિચાર ચલાવી કેંક વર્તનમાં મૂકવાની સર્વની સહજ ઇચ્છા રહેછે. પરન્તુ તે સર્વ પહેલાં સવાલ એવો જ ઉત્પન્ન થાયછે કે સમાજ–ભારતવર્ષીય હિન્દુ સંસારમાં શું કંઈ ખામી આવી ગઈ છે કે જેમાં સુધારણા કરવી પડી? આ પ્રશ્નનો ઉત્તર ન્હાના ન્હાના વિચાર્થીઓથી તે વિદ્વાન દેશભક્તો સુધી

સવ ઓછા વત્તા પ્રમાણમા એવોજ આપશે કે હિન્દુ સસારમા એક ખામી તો શુ કિન્તુ હજારો ખામી આવી ગઇ છે અને અત્યારે ઉન્નતિના શિખરપરથી પડતા અસ્ત વ્યસ્ત થઇ તેને અવનતિની ઘોર નરકખાણમા ડુબી જવાનો પ્રસગ આવ્યો છે, અને હજુએ જો આપણે અમેરિકાના ઇડિઅનોની માફક સુધરેલી પ્રજાના સમ્બન્ધમા આવ્યા છતા તેમની સમાન સ્થિતિમા આવવાને ઢીલ કરીશુ તો આપણને પણ એ પ્રજાઓની માફક પૃથ્વીપટ પરથી લુપ્ત થઇ જતા વખત નહિ લાગે

અત્યારે આપણે હિદુ સસારમા એક પણ સીતા બતાવી શકીશુ? એક પણ ભિષ્મ બતાવી શકીશુ? એક પણ કૃષ્ણ બતાવી શકીશુ? એક પણ અર્જુન બતાવી શકીશુ? એક પણ મૈત્રેયી અથવા ગાર્ગી બતાવી શકીશુ? કે જેના આપણે બાલકો છીએ એમ કહેવાને પણ આપણી યોગ્યતા નથી પશ્ચિમ તરફ દૃષ્ટિ કરો પૂર્વે જપાનના વિજય ધ્વજ જોઈ તમારી આખ પવિત્ર કરો, અમેરિકા–પાતાળ દેશના સ્વાતત્ર્યથી ત્હમારા હૃદયને સસ્કારો શું ત્હેનુ એક પણ તત્ત્વ ત્હમે ત્હમારા હિન્દુ સસારમા જોઈ શકશો? શા માટે નીચુ જોવુ પડેછે? શુ ત્હમારામા બુદ્ધિ નથી? શક્તિ નથી? વીર્ય નથી? ઐશ્વર્ય નથી? હિદુસ્તાનમા સપત્તિના સાધનો ઓછા ઉત્પન્ન થાયછે? બીજા દેશો કરતા અહિંના હવા પાણી સારા નથી? શા કારણથી આપણી સામાજીક સ્થિતિ હલકી દશામાછે?

ઇતિહાસ તરફ દ્રષ્ટિ કરતા સહજ જ જોઈ શકાશે કે જ્યારે આપણી ઉન્નતિનો સમય હતો ત્યારે આપણી વર્ણાશ્રમ વ્યવસ્થા કેટલી ઉત્તમ પ્રતિની હતી સવના કતવ્ય કર્મ પ્રમાણે, સર્વના ઉદ્યોગ પ્રમાણે વ્યવહાર માત્રમાજ ઉપયોગી થઇ શકે માટે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર (મૂખ સેવકવર્ગ) આવા ભાગ પાડવામા આવ્યા હતા પરતુ તેથી આજની માફક અનેકાનેક જ્ઞાતિઓમા હિદુ સમાજ વહેચાયલો નહોતો આપણે એકબગ–ભગથી થતા પ્રજા ભગ માટે બુમો મારીએ છીએ, પણ જ્ઞાતિ બધનથી થયેલ પ્રજાભગની આપણને અસર પણ નથી! પ્રાચીન કાલમા આપણે જોઇએ છીએ તેમ, બ્રાહ્મણ પોતાનો યજ્ઞ યાગાદિક કાય કરી સાર્વજનીક આરોગ્ય સાચવવાનુ તેમજ ધર્મજ્ઞાન આપી વિદ્યા સતેજ રાખવાનુ પોતાનુ કતવ્ય ચૂકી શકતો નહિ, અથવા તો જે ચુકતો તે બ્રાહ્મણ કહેવાતો નહિ ક્ષત્રિય યુદ્ધમા સામે આવેલનો વધ કરી પ્રજાના સરક્ષણમા પોતાનુ કર્તવ્ય ચૂકતો નહિ, અને દુષ્ટોનો સહાર અને ધમનુ સરક્ષણ એ તેમનુ મૂખ્ય કતવ્ય ગણાતુ જ્યારે મહારથી અર્જુન પોતાનુ કતવ્ય મૂકી સમરાગણમા સામે આવેલ પોતાના કૌટમ્બીઓનો વધ કરતા પાછો હઠયો, ત્યારે રાજનીતિ કુશળ મહારાજ શ્રીકૃષ્ણે ત્હેને ગીતાદ્વારા યોગ્ય બોધ આપી પોતાને કર્તવ્યે પ્રેર્યો હતો, જે બોધનો ટુક સાર એજ હતો

કર્યોજા કાયો ફરજ ગણી કઇ લિપ્ત ન બની,
ફલાકાક્ષી થામા પ્રભુ કરી રહેશે સહુ રૂડુ

વિશ્વામિત્ર જેવા ક્ષત્રિયો બ્રાહ્મધમ પાળતા બ્રહ્મર્ષિ થઇ શકતા અને તેમ

ની પોતાની પુત્રી શકુન્તલા જેવી બ્રહ્મપુત્રી સ્નેહ બંધાતાં ફરી ક્ષત્રિય રાજા સાથે લગ્ન કરી શકતી. સુકન્યા જેવી રાજપુત્રી બ્રહ્મસેવા અર્થેજ ચ્યવન જેવા અંધ મૂનિરાજના ચરણ કમલમાં પોતાનું જીવન સમર્પી શકતી, આ સર્વ વાતો આર્યાવર્તની પ્રાચીન વર્ણવ્યવસ્થાની ઉત્તમતા વિના બીજું શું સુચિત કરે છે?

આપણી પ્રાચીન લગ્નપદ્ધતિ તરફ પણ દૃષ્ટિ કરતાં સંપૂર્ણ સંતોષ થયા વિના નથી રહેતો. લગ્ન શબ્દ જ પોતે સ્નેહ સુચક ઐકય સુચક છે. પરંતુ આજે તો "સાપ ગયા ને લીસોટા રહ્યા" એવુ છે. અમો નાગર વગેરે ઉચ્ચ જ્ઞાતિમાં લગ્ન પ્રસંગે સપ્તપદીના જે જે શ્લોકો બોલાય છે તે એવા તો ઉચ્ચાભિલાષી, એવા તો ગહન છે. કે તેને માટે સહજ માન ઉદ્દ્ભવ્યા વિના નથી રહી શકતું. સપ્તપદીનું એકજ વાકય," **उभयोर्प्रीति संभूता** " પણ આપણુને શું સુચવે છે? વરકન્યાને પ્રેમ બંધાયા પછી તે જાહેર કરવા માટે જ લગ્નક્રિયાની જરુર છે. તે વચનની પ્રતિજ્ઞાઓ ખરેખર દરેક પતિપત્નિએ ધ્યાનમાં રાખવા લાયક છે. પરન્તુ કમભાગ્યે આજકાલ ધર્મક્રિયા કરાવનાર ગુરૂઓ પણ ભાગ્યેજ ત્હેનો સ્પષ્ટ ઉચ્ચાર કરી શકે છે. અસ્તુ.

લગ્ન વિષયે એકજ દાખલો આપવો બસ થશે કે ભગવાન શ્રી કૃષ્ણની બ્હેન સુભદ્રાની પ્રીતિ અર્જુન સાથે થવાથી અને લગ્ન કાર્યે વડીલ બન્ધુ બલદેવ તરફથી કંઇ અડચણ નડે તેમ હોવાથી, ભગવાન શ્રી કૃષ્ણની જ આજ્ઞાથી, ઈચ્છાથી અર્જુન સુભદ્રાનું હરણ કરી ગયો હતો. સીતા સ્વયંવર, દ્રૌપદી સ્વયંવર વિગેરે અનેક સ્વયંવરોનાં દ્રષ્ટાંત તથા સુભદ્રા હરણ, રૂકિમણી હરણ, વિગેરે વાતો પણ આપણુને શું સુચવે છે?

આપણાં પવિત્ર પુસ્તકો રામાયણ અને મહાભારતમાંથી પણ આપણુને બીજું શું મળી શકેછે? પ્રાચીન કાલમાં તો પુનર્લગ્ન અરે તે તો શું પણ નિયોગ જેવાં અશકય કાર્યો પણ આપણે ઈતિહાસમાંથી મેળવી શકીએ છીએ.

ભગવાન રામચંદ્રજી મહારાજે પોતે જ વાલીની સ્ત્રીને તેના દિયર સુગ્રીવ સાથે પુનર્લગ્ન કરવા આજ્ઞા કરી હતી અને તે લગ્ન ધાર્મ્ય ગણાયાં હતાં. તેમ જ મહાસાગર સમ મહાન કુરૂવંશને ભિષ્મપિતામહની બ્રહ્મચર્ય વૃત્તની અડગ પ્રતિજ્ઞાએ સુકાઈ જવા પ્રસંગ આવતો હતો, ત્યારે ભગવાન વેદ વ્યાસે નાના ભાઈની સ્ત્રીઓ સાથે નિયોગ સ્વીકારી ધૃતરાષ્ટ્ર, પાંડુ અને વિદુર નામના ત્રણ પુત્રો ઉત્પન્ન કર્યા હતા, કે જેનાં પરિણામે મહાભારતમાં લખેલ મહાન વંશ ઉત્પન્ન થયો હતો. અલબત આ સર્વ વિષય એટલા તો સાત્વિક, ધાર્મિક અને ઉચ્ચ ભાવનાવાળા હતા કે આજ કાલના જમાનામાં તો તેવું બનવું બહુ જ અસંભવિત અને અયોગ્ય ગણાય.

પરદેશગમનની પ્રાચીન રૂઢિના પુરાવા માટે પણ આપણે વિશેષ દૂર શોધવા જવું પડે તેમ નથી. આપણે સર્વ જાણીએ છીએ કે મહાભારતના સમયમાં જ

આય રાજાઓ ચક્રવતિ હોઇ, પાતાલદેશ અમેરિકા પર આધિપત્ય ભોગવતા હતા. ( જે વાત અમેરિકાના કેટલાક ખડેરોના યજ્ઞવેદી વિગેરે આય ચિન્હો જણાઈ આવવાથી સિદ્ધ થાયછે) ધૃતરાષ્ટ્રની પત્ની અથવા તો દુર્યોધન વિગેરેની માતા બીજી કોઈ જ નહિ પણ ગાન્ધારી, એક કન્દહારની જ સ્ત્રી હતી, હેની દાસીઓ તથા પછીના સમયમા પણ એટલે કે નદવશ પછીના રાજાઓના સમયમા ઘર કામ માટે દાસીઓ યાવની રાખવામા આવતી આ વાત આપણે ઇતિહાસ-નાટક કાવ્યો વિગેરેમા જોઇ શકીએ છીએ, અને આનાપરથી એ સિદ્ધાત સાધી શકીએ છીએ કે દૂરદેશગમન તો શુ, પરતુ પરદેશવાસીઓ સાથે ભોજન કન્યા વિગેરે વ્યવહાર પણ રાખી શકતા, યાને રે વે, સ્ટીમર વિગેરે સાધન વિના પણ ( જો કે આપણને પોષણ મેળવવા માટે ઇગ્લાડની જેમ બીજા પર આધાર ન રાખવો પડ તો તોપણ ) કેવળ પરદેશગમનનો લાભ સમજતા હોવાથી આપણા પૂર્વજોએ પરદેશગમનનો માગ સ્વીકાર્યો હતો જ્ઞાતિ બધનની પણ આજના જેવી અસર તે સમયમા નહિ હોય એમ યવન્ દાસીઓની વાતથી અનુમાન થાયછે પરદેશગમનના વધારેના દાખલા તરીકે મહારાજા અશોકના સમયમા એટલે આજથી લગભગ ૨૦૦૦ વર્ષ પૂર્વે બૌદ્ધ સાધુઓ ગ્રીસ વિગેરે દેશોમા બૌદ્ધ ધર્મના ઉપદેશ અર્થે જતા, કે જેના પરિણામે જ યાહુદી ધર્મમાથી ક્રિશ્ચિયાનિટિ જેવા ભ્રાતૃભાવ પ્રસારનાર ધર્મને જન્મ મળ્યો. (જેકે એ મૂખ્ય સિદ્ધાત તરફ કેટલુ ધ્યાન અપાયછે તે ઉપર ઘણુ કહેવાનુ છે, છતા એ અત્યારે વિષયાતર છે માટે તે સબધે કોઇ પ્રસગે વિવેચન થશે.)

પરદેશગમન માટે આટલુ જણાવ્યા પછી પ્રાચીન કેળવણીનો વિષય હાથ ધરતા ટુકમા હુ એટલુજ જણાવીશ કે ઋષિકાળની કેળવણી એટલી તો ઉત્તમ પ્રકારની હતી, કે હેનુ અનુકરણ આધુનિક સમયની સુધરેલી પ્રજાઓ બહુ આનદે કરેછે આજકાલની બોર્ડિગ સિસ્ટમ એ પ્રાચીન ગુરૂકુળોના અનુકરણ વિના બીજુ કોઇ જ નથી એ સિસ્ટમમા જગલના સાત્વિક વાતાવરણમા આશ્રમો બાધી પુરૂષ વર્ગને સ્ત્રી વર્ગથી તદ્દન દૂર રાખીને સર્વ શૃગારિક વાતોથી તદ્દન અપરિચિત રાખીને દરેક વિષયે બ્રહ્મચર્ય વૃત્તિ પળાવીને વિવિધ વિષયમા શિક્ષણ આપવામા આવતુ ગુરૂને ઘેર મહાન રાજાનો કુમાર અને ગરીબ રૂષિ કુમાર સમાન ભાવથીજ રહેતા ગુરૂની આજ્ઞા અને ભક્તિથી જ તેમનુ જીવન તત્ર ચાલતુ ભિક્ષાન્ન મેળવી ભોજન વ્યવહાર ચલાવવાનો હોવાથી ભિક્ષુ ધર્મથી તેઓ વિમુખ ન થઈ શકતા અને બીજી રીતે સાસારિક ચિતાઓનો બોજો વિદ્યાર્થીઓના મગજપર ન મુકાતો વિશેષમા ભવિષ્યના રાજાઓ પ્રજાજનોમા વિદ્યાથી જીવનમા હળીમળી રહેતા તેથી તેઓ પ્રજાની ખરી સ્થિતિથી જાણીતા રહેતા અને આથી ભવિષ્યમા તેઓ પ્રજાજનોને સુખરૂપ થતા આ પદ્ધતિથી તો અત્યારે હિન્દુસ્તાનમા હરદ્વારના ગુરૂકુળ વિના બીજે કયાઇ કેળવણી આપવામા આવતી હોય એમ જણાતુ નથી

પુરૂષોને સ્રી વર્ગથી ભિન્ન રાખી અત્યારે અપાય છે તે સર્વ વિષયો કરતાં પણ વધારાના બે વિષયો-ધર્મ અને સુઘડકળામાં કેળવણી અપાતી એટલુંજ જણાવવાથી એમ નથી સમજવાનું કે તે વખતે સ્રીઓ અજ્ઞાન અને અશિક્ષિત રહેતી

વિદ્વાન સ્રીઓ તરીકે મહાન ગણિતવેત્તા લીલાવતી, મહાન તત્વજ્ઞાની સુલભા, પરમ વિદુષી ગાર્ગી, મૈત્રી વિગેરેનાં દષ્ટાંત આપણી નજર આગળથી દૂર ન ખસ્યાં હોવાં જોઇએ. સ્રીઓના હક્ક અને તેમની સામાજીક સ્થિતિ તપાસતાં આપણને પૂર્ણ સંતોષ થાય છે કે એનું એક પ્રાકૃત દૃષ્ટાંત આપી શકાય કે, **સીતા**રામ **લક્ષ્મી**નારાયણ, **ઉમી**યાશંકર, **રાધા**કૃષ્ણ વિગેરે પવિત્ર યુગલનાં નામોની શરૂઆત સ્રીના નામથી થાય છે. વળી સ્રીને વામાંગ કહેવામાં આવેછે. તેનું કારણ પણ એટલુંજ છે કે રાજ્યારોહણ પ્રસંગે કિંવા બીજી કોઇ પણ ધર્મક્રિયામાં સ્રીઓ પુરૂષોની સાથેજ આસનારૂઢ થતી, અને ઘણાજ ગુંચવાડાભરેલા સવાલોમાં પત્નીની સલાહ લેવામાં આવતી.

કેળવણીનું પુર જોસબંધ વહેતું હોવાથી આજકાલની માફક આર્ય લોકો ધાર્મિક બાબતોથી અનભિજ્ઞ નહોતા. તે વખતે એક મહાન પ્રભુને બદલે અનેક દેવતાઓની પરસ્પર મહત્તા વધારવા જતાં પ્રભુનો મહિમા ભુલવા કારણ નહોતું, અને પ્રભુત્વના સાક્ષાત્કાર માટે અજ્ઞાન વર્ગોની સાથે જ્ઞાનીઓને પણ આસ્તિક ગણવા માટે મંદીરોમાં ન જવું પડતુ. તેમનાથી વિશ્વઘટનામાંજ પ્રભુત્વ સ્પષ્ટ જોઇ શકાતું. સાક્ષરવર્ય ગોવર્ધનરામભાઇના રૂપક પ્રમાણે અશ્વસ્થામાનો મણિ તેણે જાળવી રાખેલ હોવાથી પ્રજાજનને બ્રાહ્મણવર્ગ તરફથી ત્રાસ નહિ પણ શાંતિ ળતી. સંસ્કૃત ઉચ્ચારો પણ સ્પષ્ટ ન કરી શકે તેવા હમણાના યુરોપી પ્રજાજનો કહેછે તેમ યજ્ઞમાં અજ એટલે ત્રણ વર્ષના ( ઉગે નહિ તેવા ) જુના ચોખાને બદલે બકરા હોમી હવા શુદ્ધ કરવાના સાધનને હવા અશુદ્ધ કરવાનું સાધન ન બનાવાતું; અને પશુવધની બ્હીકે યજ્ઞ બંધ થતાં પ્લેગ વિગેરે જંતુજન્ય વ્યાધિ ન થતાં દાન વિધિની પ્રણાલી પણ એવી તો ઉત્તમ હતી કે એક તો શું પરન્તુ ઉપરા ઉપર દશ દુષ્કાળ પડે તોપણ કોઇ મનુષ્ય અન્ન વિના મરણ ન પામતું. જનસમાજને વિદ્યાદાન આપી તેમની સેવાના બદલામા બ્રાહ્મણોજ દાન લઇ શકતા. જે કોઇ કર્તવ્યમાર્ગ ચુકી આળસુ બને તેનો બહિષ્કાર થતો હોવાથી નિરાધાર અને અપંગ મનુષ્યોને માટેજ દાન લેવાનો માર્ગ ખુલ્લો રહેતો. વળી ગૃહસ્થાશ્રમ એ અન્ય ત્રણ આશ્રમના પોષણ માટે આવશ્યક ગણાતો હોવાથી તથા અતિથીને ભોજન આપ્યા વિના જમવાનો નિષેધ હોવાથી જનસમાજના હિત અર્થે વિદ્યાભ્યાસ કરતા વિદ્યાર્થીઓ ઉપદેશ અર્થે ફરતા. વાનપ્રસ્થાશ્રમીઓ અને પરમજ્ઞાની સન્યાસીઓનો નિર્વાહ બહુ સહેલાઇથી થઇ જતો અને આશ્રમ ધર્મનો હેતુ સંપૂર્ણ ફલિભૂત થતો. વળી જુદા જુદા મતવાદના આચાર્યોએ પોતાના મતને પંથનું રૂપ નહિં આપવાથી મહાન આર્ય પ્રજામાં ભિન્નભાવ પ્રકટેલ નહોતો અને હમણાંની માફક આચાર્યો તરફથી પ્રજાનું સત્વ ચુસાઇ ગયું નહોતું. અપૂર્ણ.

નૂતન શ્રી.

## सुरवरनी मुरली



( મહૂલીના ભજનની ધૂનમા )

મુરલી સુરવરની ધીરે સૂર
સુણીયે, સતન !
અધૂરી, મધુરી, દૂર, અદૂર
"સ્મિતના ચેતનમય નયને-
અમીમય સ-રસાયન હૃદયે-
હરજો પ્રિયજનમન મુગ્ધ મધૂર"
સુણીયે, સતન !

"કૌમારક કુજ વિહરજો,
મુરલીધર પ્રભુ-દૂત બનજો—
સુકુમારિલ કોકિલ સ્નિગ્ધ મયૂર"
સુણીયે, સતન !

"વર્ષામા વસત વહજો,
આર્ત-આનન્દન બનજો,
કરજો ઓછા ઉરને ભરપૂર"
સુણીયે, સતન !

"સાચક સારથી ધુરધર,
સસ્થાપક સસિદ્ધિકર,
રહેજો ગોપાલનમા ચકચૂર"
સુણીયે, સતન !

"બાલક સમ સરલ કળાયલ,
વત્સલ દપતી પ્રતિમાકિત,
ધરજો વ્હાલપ-વટના અકુર."
સુણીયે, સતન !

મુરલી સુરવરની ધીરેસૂર,
અધૂરી, મધુરી, દૂર, અદૂર

લલિત

# *हिन्द ब्रिटनियाने

( મા કાળી તે કાળકા કાગળ મોકલે.—એ રાગ. )

હિન્દ માતા વિલાયત કાગળ મોકલે.
બ્રિટનિયા ! ગરબે રમવા આવો જો,
હું કેમ આવું રે ઇંગ્લંડ દેશથી;
આપણ વચ્ચે ઝાઝા ભેદજો,
બ્હેની ! ભૂલશું જૂના ભેદને;
આપણે રમશું માઝમ રાત્યજો,
હિન્દ માતા વિલાયત કાગળ મોકલે. ૧

બ્રિટનિયા ! અમ આંગણીયે આવોજો,
બ્હેની ! હેત હયાનાં રેલશે;
આપણે ઝીલશું સાગર સ્નેહજો,
બાળક આપણાં રમશે ચોકમાં;
આપણે રમશું માઝમ રાત્યજો,
હિન્દ માતા વિલાયત કાગળ મોકલે. ૨

બ્રિટનિયા ! અમ અંતરીયે આવોજો,
વ્હાલું, સ્હેવું, માનવ ધર્મ છે;
ગૌતમ ઇસુનાં એવાં વેણ જો,
રે ! તમ આવ્યે અમ મંદિર ઓપશે;
આપણે રમશું માઝમ રાત્યજો,
હિન્દ માતા વિલાયત કાગળ મોકલે. ૩

નર્મદાશંકર બાળાશંકર.

*કૌંસમાં મૂકેલી લીટીથી શરૂ થતા લોકગીતમાં યથેચ્છ ફેરફાર કરીને આ ગીત ગાઇ શકાય છે.
ન. બા.

# ધર્મ

આપણે ધર્મ, સનાતન ધર્મ કેવો કે કયો તે વિષે કાંઇ વિવેચન કરવાની ઇચ્છા નથી ધમ એટલે ધારણ કરાય તે ધારણ કરનાર વ્યક્તિ, તે ચૈતન્ય સમેત ધારણ કરાય તે ગુણ, તે કાંઇ દ્રવ્ય નથી પરતુ જો કાંઈ તેને સબધ હોય તો દ્રવ્ય સાથે સબધ છે દ્રવ્ય તે ચૈતન્યાત્મક વ્યક્તિ એ ઉપરાત ધર્મ જેનો અર્થ ગુણવાચક હોય તે ક્રિયાસમેત હોય ત્યારેજ ગુણ ઉદ્‌ભૂત દશામાં ગણાય, માટે ક્રિયા–સમેત વ્યક્તિનો ગુણ અમુક—તે એવો કે જે ધારણ કરાય અથવા ધારણ કરી શકે ( અ ય વસ્તુ કે ગુણને )–તેનુ નામ ધર્મ આ અથ કાંઈ સુકર રીતે ગ્રહણ કરાય એવો નથી, છતા અર્થનો અનર્થ તો ન જ થવા દેવો, એ આવશ્યક છે

ગુણ એ દ્રવ્ય કે જે ગુણિન્ છે તે કઈ રીતે ધારણ કરતા સબધ રાખેછે તે જાણવુ અઘરૂ નથી, કારણ કે ગુણ તથા ગુણિન્‌નો સબધ હમેશા "સમવાય" નામથી ઓળખાય છે, એટલે કે એક બીજાનો અછૂટ સબધ છે, અને જ્યા સુધી એકનો ભાવ ત્યા સુધી બીજાનો પણ ભાવ, તેમ જ એકને અભાવે બીજાનો પણ અભાવ થાયછે ધર્મ–ગુણ–હોય અને ધમવાળી વ્યક્તિ ન હોય એ ન જ બને, કારણ કે કોનો ધર્મ ? એ પ્રશ્નનુ કઈ રીતે સમાધાન કરવુ? ગુણ Properties, Atributes એ માત્ર ક્રિયાત્મક છે એ સમજવુ પણ ખોટુ નથી, કારણ કે અમુક અમુક ક્રિયાઓના એકત્રકરણથી એક ગુણ, બીજો ગુણ એ પ્રમાણે ઉત્પન્ન થઈ શકે, અણુઓના અમુક સચારથી અમુક પરિણામ આવ્યુ, અને તેનો સમગ્ર આકાર અમુક થયો કે જેથી સ્થૂલ, હ્રસ્વ એવા ગુણો તે અણુ–ધારી–વ્યક્તિમા છે, એમ કહેવાયુ રાતા રગનુ દ્રવ્ય જ્યારે કાળા રગમા વિપરિણામ પામેછે, તે વખતે તેમા ક્રિયા થાયછે, અને થાયછે તો જ તે "વિકાર" થયો એમ કહેવાય, તથા તે બધાનુ સમસ્ત અભિધાન અમુક ગુણ કાળો રગ કહેવાયુ

આ ઉપરથી એટલું તો સ્પષ્ટ છે કે મનુષ્ય વ્યક્તિના જન્મ સાથે જ ધર્મ તો લાગેલો છે, પરતુ એ ધર્મનુ સ્વરૂપ કયુ તેની પરીક્ષા કરી નિર્ણય કરવામાં મનુષ્ય પરત્વે ભેદ રહેવાનો. ધર્મ તો સહજ ધારણ કરાએલછે, માટે તેનો ભાવ સમજવાનુ જ માત્ર પછીનુ કાર્ય છે પૃથ્વીએ લોકોને ધારણ કર્યા, પરતુ એ અર્થ સમજતાં અમુક કાળ થયેલ હોય તો તે બનવા જેવુ છે વિશ્વ પોતાનો ધર્મ સૃષ્ટિ માત્રને ધારણ કરવા સબધે, અને તે પણ સ્પષ્ટ વિવરણ પામવાને સમય લાગ્યો હોય. છતા તે ધર્મો તે તે વ્યક્તિઓ પરત્વે સહજ વળગેલા હોય

એ પ્રતીતિ અયોગ્ય નથી. તે જ રીતે પ્રત્યેક ધર્મો એમ નક્કી થતાં પહેલાં મનુષ્યત્વના ધર્મો નક્કી થયા હશે અને તે બંનેના અસ્તિત્વ સંબંધે પણ એજ પૌર્વાપૌર્ય રહેલ હોવું જોઇએ. જેમ ભાષા–ભેદ વિવિધ છે તેમ ધર્મ–ભેદ પણ અનેક છે; છતાં ભાષા–ઐક્ય શોધવા જવાના પ્રયાસમાં બહિઃસૃષ્ટિમાં ઘણા પ્રાચીન કાળમાં અને ઘણા પુરાણસ્થાનમાં-જેવા કે વેદના કાળ પહેલાં અને મીડીઆ કે બેબીલોનીઆમાં એકતા જડી આવે છે; તો અંતઃસૃષ્ટિમાં તે ઐક્ય–મન વિચારના ભાવમાં છે, એમ માની શકાય; એજ રીતે ધર્મનું ઐક્ય–હૃદયવિચાર–વિકારમાં માની શકાય. આવિર્ભાવ ધર્મનો અમુક કાળે થાય તે પણ સહજ સમજાય એવી વાત છે. એ આવિર્ભાવ અનહદ વિસ્તારમાં ગયેથી ભેદ અનહદ થયા, અને અનંત જો નહોય તો એ ભેદોનો અભાવ થઇ, ઐક્ય થવા માટે પણ "હૃદયની" તરફ વળવું જોઇએ; માટેજ કવિઓ તેમજ તત્ત્વવેત્તાઓ ગાયા કરેછે કે એ ઐક્યનું બીજ પ્રેમ–ખરી પ્રીતિ છે.

મનુષ્યનો સામાન્ય ધર્મ વિચારશીલ પ્રાણી અને તેજ બીજા પ્રાણીઓથી મનુષ્યનો વિશેષ ધર્મ બની, વિશિષ્ટ કરે છે. મનુષ્ય વિચારશીલ પ્રથમ પદે; અને બીજે પગલે તે વિચારનું વાણીમાં વિપરિણામ થવું; આ બેમાં દેશ–કાળ–કારણ ભાવનો ભેદ પણ છે. આમ છતાં તથા આવી રીતિ છે માટે ધર્મ સંબંધી વિચાર તથા તે સંબંધી વચનોદ્ગાર આદ્યકાળે છે એ વાત સત્ય છે, તેવી જ રીતે તે બંને ભાવો અંતકાળ સુધી પાર નહિં પામે. અને તે તે અંતકાળ વ્યષ્ટિ તેમજ સમસમજી લેવો.

વિચારનું ઉત્પન્ન થવું તથા વાણીમાં પરોવાવું તથા પ્રકટ થવું એ પ્રત્યેક પણ ભેદ પામતું જાય છે. ધર્મનો અર્થ વિશિષ્ટ પ્રદેશમાં વિશેષ ભાવ પામી, સ્વરૂપ તદનુસાર દર્શાવે છે; છતાં સામાન્ય રીતે તેમાં ફેર થવા સંભવ નથી. દૃષ્ટાંતથી સિદ્ધાંતનું સમર્થન કરવા લાલસા સ્વાભાવિકી બને, પરંતુ દૃષ્ટાંત વિસ્તારને અધિક રીતે વધારી દે એવી ભીતિથી ટુકામાં બે બોલ કહેવા ઉચિત છે; ઇશ્વર સ્વરૂપ વેદના સમયમાં હતું તેથી જરા જૂદું બ્રાહ્મણ સમયમાં તેથી ફેર વાળું ઉપનિષદના યુગમાં; તે કરતાં ભિન્ન બુદ્ધના સમયમાં, પુરાણ કાળમાં અને અદ્યાપિ પર્યંતઃ શેષશાયી ભગવાનનું સ્વરૂપ પુરાણોએ પ્રકટ કર્યું તે પહેલાં બીજ રૂપમાં પણ હતું નહિં એમ તો છેક નહિ; પણ એવું ઉદ્‌ભૂત સ્વરૂપે ન હતું એટલું તો નક્કીજ; એજ ઇશ્વર સ્વરૂપનો અર્થ પરા વિદ્યાને માપે માપી લેતાં લાગશે કેઃ સૃષ્ટિકાળની એ કલના છે, મનુષ્ય–વિચારનું મૂળ છે, વાણીનું બીજ છે; અને સર્વ દેશકાળ–કાર્ય–કારણ ભાવનું અત્યંત ઢ સ્વરૂપ પ્રકટાકા-

રમા મૂકવાનો પ્રયાસ છે તો એ થી રીતિથી વધુ તે વિષે જરા ટુકામા વિવેચન કરી, મૂળ વિષયની ચર્ચામા ઉતરવુ યોગ્ય જણાય છે, જ્ઞાન તેમજ વિજ્ઞાનનુ મૂળ વિચાર મૂળમા સમાયુ છે તે આ ઉપરથી સ્પષ્ટ થાયછે—ક્ષીર સાગરમા, વિષ્ણુ કાળા રંગે, શેષશય્યામા સુતેલ છે, તેની નાભિમાથી કમળ નીકળેછે કે જેમાથી બ્રહ્મા ઉત્પન્ન થયા. એટલુ પુરાણુ વચન લઈ તેનુ પૃથક્કરણ કરતા લાગશે કે બ્રહ્માડ—વિજ્ઞાનશાસ્ત્ર દૃષ્ટિએ માપતા—અનત ગતિમા હોઇને જ્યારે અમુક કાળ કે જેને સૃષ્ટિ-કાળનુ નામ આપી શકાય તે ઉત્પન્ન થાયછે ત્યારે તે બ્રહ્માડની સ્થિતિ શ્વેત-ઉષ્ણુ-શકિતની મટી જઇ, કૃષ્ણુ-ઉષ્ણુ-શકિત ધારણુ કરનારી થાય છે, અને એવી થાયછે, માટે વિષ્ણુ કે કૃષ્ણુના સ્વરૂપમા કૃષ્ણુપણુ અને તે માટેજ તેનુ રક્ષકત્વ અર્થાત્ સરક્ષણુ કરવાપણુ કહ્યુછે, એ જ રીતે શ્વેત-ઉષ્ણુ શકિત હોય તો પ્રલયકાળ માટે શિવનો પ્રલય ધર્મ અને શ્વેત વર્ણુ માનવામા આવ્યો. હવે ક્ષીર સાગર અર્થાત્ શ્વેત ધર્મ બધ થાય તોપણ ઉષ્ણુ-શકિત એટલે અધિક અશે છે કે દાહાત્મક અને પ્રકાશાત્મક ધર્મ તેના બધ થાય તેમ નથી, માટે આછુ અજવાળુ બતાવનાર વસ્તુ "ક્ષીર" લઈ, તેના સમાન જરા ન્યૂનતાવાળા પ્રકાશનો અર્થ પ્રદ્યોતિત કર્યો વળી ક્ષીરમા શામ્યપણુ એટલે કે શાતતા હોઇ તેનાથી સરક્ષણુ સૃષ્ટિનુ કરાય છે, તો ક્ષીર સાગર સૃષ્ટિકાળે-મથન થઈને એટલે અત્યત ગતિમાથી જરા ઓછી ગતિવાળી સ્થિતિમા આવીને સરક્ષણુ કરનાર ઈશ્વર સ્વરૂપમા સ્થળ લેખાય તેમા નવાઇ જેવુ નહિ લાગે સૃષ્ટિકાળે પ્રથમ સર્જાયેલ વનસ્પતિ સમૂહ હોય એ માન્યતા વધારે સમજમા ઉતરે એવી છે, કારણુ કે જ્યા જ્યા વિજ્ઞાન શાસ્ત્રની દૃષ્ટિથી પણુ ગ્રહ મડળમા સૃષ્ટિ હોવા સભવ છે ત્યા ત્યા વનસ્પતિ-વર્ગ પ્રથમ હોય અને રસાયણિક પદાર્થો તેની પૂર્વે હોય તથા તે બધી સ્થિતિ આવી ગયા બાદ જ મનુષ્ય-વર્ગના અસ્તિત્વનુ સમજવુ ખનિજ (અર્થાત્ રસાયણુ શાસ્ત્રીમા સ્વીકારાએલ અનેક પદાર્થો, વિસ્તૃત અર્થમા સમજવા) વનસ્પતિ અને પ્રાણીવર્ગ, એ રીતે સૃષ્ટિક્રમ માનવો પડેછે, તો આ પ્રસ્તુત પ્રક્રિયામાં પણુ તે જ પદ્ધતિ ગ્રહણુ કરાઇછે, કારણુ કે ઇશ્વર સ્વરૂપ અર્થાત્ સરક્ષણુ-ધર્મ-યુક્ત ચૈતન્ય, જ્યારે સર્જન પ્રકારનો આરભ કરે અથવા તે ચૈતન્યમા સર્જન પ્રકાર થાય, ત્યારે પ્રથમ "કમળ" તેની નાભિમાથી ઉત્પન્ન થાય ઉત્પત્તિ સ્થાન મધ્ય દેશ, અસ્તિત્વ તથા અભાવની વચલા પ્રદેશ, અથવા જન્મ તથા મૃત્યુની વચલો પ્રદેશ, દેશકાળ સહુભાવી સમજવા, ઉત્પત્તિ સ્થાન મનુષ્ય તેમ પ્રાણી માત્રના શરીરના વચલા પ્રદેશમાથી, તો પછી કૃષ્ણુની નાભિમાથી એ ઉત્પત્તિ વનસ્પતિની પ્રથમ થાય, અને આપ્ય-કમળ જ પ્રથમ તથા પાર્થિવ-કમળ તદનતર, તેની સાથે એ કમળનુ બીજ તપાસવાના પ્રયાસમા લાગશે કે બ્રહ્માડની ગતિ તે સર્વ ઉત્પત્તિનુ સાહજીક, સામાન્ય કારણુ, અવાતર અને વિશેષ—કારણુ અગમ્ય.

કારણ કે કાર્ય–કારણ ભાવ સમજવામાં જ તત્ત્વજ્ઞાનનું રહસ્ય સમાયું છે. આ નાભિકમળનું કારણ શોધવા જતાં "ધારણાત્મક શક્તિ" લાવવી પડશે; પરંતુ તે વિષે અધિક વિવેચન કરવામાં અધિક સ્થળનો અવરોધ કરાય, માટે એટલેથી જ પતાવવું યોગ્ય છે. હવે સર્જન શક્તિની ઉત્પત્તિના સમષ્ટિમાં પ્રતિનિધિ–બ્રહ્મા આ નાભિકમળમાંથી ઉદ્‌ભવ્યા. એક રીતે આ સર્વે સમકાલીન જ લેખાય છે, છતાં અનુક્રમે થયેલ હોય એ વાત માત્ર તર્કગ્રાહ્ય છે, એમ પણ માની શકાય. વનસ્પતિમાં પણ કમળ જ પસંદ કર્યું; બીજ વિના પ્રરોહ નથી, છતાં કમળ માટે ખાસ બીજ, કે વાવવાની ક્રિયા વિગેરે આવશ્યક નથી; પ્રીતિનું સુચક, કોમળતાનું ચિન્હ અને ઉત્પત્તિનું ગર્ભ–એવા એવા ગુણોથી યુક્ત, કમળ, તેમાંથી વિરાટ સ્વરૂપ પ્રકટ થાય, તે સૃષ્ટિ માટે જ હોય એ સહજ સમજાય તેવી વાત મનાશે.

વાસુકિ કૃષ્ણને શિરે છે તે પણ સ્પર્શ કરીને માન શય્યાનું કાર્ય કરવાને અર્થે; કારણકે અનંતતાનો દ્યોતક સર્પ રૂપી ઉત્પતિમાં બુદ્ધિ–જ્ઞાન–આનંદનો સૂચક–કે જેનું સ્થળ મસ્તક છે અને જેને પ્રભાવે સંરક્ષણ થાયછે. શિવને કંઠે લાગેલછે, કારણકેઃ नागेंद्रहाराय; તે સર્પ રૂપી અનંતતા કંઠમાં; કે જ્યાં હાલાહલનો વાસ છે, જે પ્રાણના સંચારનું મધ્ય–સ્થાન છે, જ્યાં પ્રાણ સંચાર બંધ થવાથી દેહને મૃત્યુ થહેછે, અને જ્યાં સમષ્ટિ–સ્વરૂપે પ્રલય માટે તૈયારી થાયછે ત્યાં કંઠમાં વાસો કરી રહેછે, વિગેરે વિગેરે.

આવો અર્થ જે આ યુગમાં સ્ફુરી શકે તે બે શતક પૂર્વે ન સુઝેલ હોય તો અસ્વાભાવિક નથી; વળી પુરાણના કાળમાં તો નજ સૂઝે એમ પણ મનાય. માટે ધર્મનો અર્થ દેશ–કાળ વિગેરે કારણોથી ભિન્ન વ્યક્તિ પરત્વે ભેદવાળો રહેવાનો જ, એમ અનુભવમાં ઉતરેછે. ધર્મ એ સત્ સ્વરૂપ છે, અને સત્તા કઈ તથા રીતે એ વિગેરે સમજવામાં મતિભેદ થાયછે. જ્યાંસુધી હૃદયની જામી હોય ત્યાસુધી અધિક ભેદ થતા નથી; પરંતુ જ્યારે મનનાપ્રદેશને આધીન રહી, હૃદયને અવાંતર સ્થાન આપવામાં આવેછે, ત્યારે મત–ભેદ થવા સંભવ કહેવાય, કારણકે અનંત ચૈતન્ય કે ઈશ્વરના સ્વરૂપ સંબંધી જ્ઞાન કરવાની અનેક બહકે સર્વ મનુષ્યને ઇચ્છા થાય, પણ એ વ્યક્તિને ઇશ્વર સાથે અર્થાત્ વ્રષ્ટિ સમષ્ટિનો, જીવ ઇશ્વરનો વિગેરે ભાવોનો સંબંધ શું છે, એ નિર્ણય કરવામાં માન્યતા ભેદ રહેવો જોઇએ.

કોણે જાણ્યું હોય કે ઉપનિષદ્‌માં ગવાએલ " कालीकराली विजयाजया न या, सु लोहिनी चैवसु धूम्रवर्णा । स्फुलिंगिनी बिश्वरुचिर्हि देवी, लेलायमाना इति सप्तजिह्वा ॥ અગ્નિની જ્વાળા રૂપી જીભનાં સાત નામોમાંથી અધિક વિકાસ પામી, પુરાણ કાળમાં એજ અગ્નિનું રૂદ્ર કે શિવનું સ્વરૂપ માન્યતામાં આરૂઢ બની, કાલિકા વિ-

ગેરે રૂદ્રાણી સ્વરૂપે લેખવાના આવી, પરતુ અધિક વિચાર કરતા સહજ જણાય કે તે એ જ રીતે બન્યુ હશે માટે ટુકામા ઇશ્વર સબધી પ્રેરણા તથા જીજ્ઞાસા, મનુષ્યની સર્વ શક્તિ સમજવાની અશકિત છતાં તત્પરતા, સારા માઠા યાને સત્ અસત્નો ભેદ જાણવાની લોલુપતા, ઉચ્ચતર જીવનના ભોગવટા માટે લાલસા, આ વિગેરે ધર્મના કેટલાક મૂળ સ્વરૂપો છે કે જે ઘણાખરા આધુનિક પ્રાચીન સમયમા પ્રચલિત જે જે ધર્મો હોય તે સર્વેને સામાન્ય છે એમ માની લેતા બાધ નથી આમ થવાનુ કારણ માત્ર એ કે હૃદયના ભાવો મનને ધોરણે મપાયા, અને મૂળ-સ્વરૂપ, જેમ ઉચ્ચતર તથા ઉચ્ચતમ હવાના થરો અધિક સ્વચ્છ હોય છતા પૃથ્વી સરસા આવી જાય ત્યારે અસ્વચ્છ થાયછે, તેમ હૃદય-પ્રદેશથી બહાર જાય અને મનના પ્રાતમા કે પ્રદેશમા પ્રવેશ કરે ત્યારે અસ્વચ્છ થવા સભવછે, અથાત્ ધર્મ મૂળ ઉપર જે જે બધારણ કરાય તે તે આધુનિક હોય પ્રાચીનતાને એટલે અશે અસ્વચ્છ કરવાનુ કેટલાક માને તો બાધ ન ગણાય, અને બીજી તરફ પ્રાચીન જ અસ્વચ્છ અને અર્વાચીન માત્ર સારૂ, કારણકે સુધરેલ એમ માની લે છે ધર્મસ્ય તત્વાનિહિત ગુહાયા—અર્થાત્ "ગુહા"-હૃદય-પુડરીકમા ગુપ્ત છે, એ તો સત્ય

"ઇતિ શિવ '

શભુપ્રસાદ શિવપ્રસાદ મહેતા

---

# મ્હારુ મિત્રમડળ

(મળેલુ)

કૉલેજમા રજા પડવાથી હુ ગઈ કાલનો જ મુબઇથી ઘેર આવ્યોછુ મ્હારા આવ્યાની ખબર થતા મ્હારા જૂના મિત્રો મને કાલે મળવા આવ્યા અને અમે શેતરજી પર ગુચળુ વળી બેઠા અહિ વાચનારને તેમની ઓળખાણુ આપવાની જરૂર છે અમે નિશાળમા તો બધા સાથેજ ભણતા, પણુ હુ કૉલેજમા ગયો ત્યાર પછી એમનો સહવાસ મને થોડો થતો મ્હારો મિત્ર પાર્વતીશકર, કઇક દૂરનો સગો પણુ ખરો, શરીરે ઉચો અને પાતળો હતો. બોલતો ત્યારે નાકના છિદ્ર ફૂલતા અને કપાળે કરચલીઓ પડતી, સ્વદેશી પોશાક પહેરતો અને લૅાકેટને ઠેકાણે બિપિન પાલ-અને અરવિન્દ ઘોષની છબીઓ રાખતો. કોઇ એને "મિસ્ટર" કહેતુ તો છેડાઇ જતો એના મનથી એ મ્હોટો "પોલિટિશિયન" હતો સુરેદ્રનાથ અને બિપિનબાબુના ભાષણો મ્હોડે કરતો અને તે ઓની બતાવવાના પ્રસગ શોધતો કમનસીબ માત્ર એટલુ જ હતુ કે તે દર વર્ષે પરીક્ષામા નાપાસ થતો ગયે વર્ષે

મેટ્રિકમાં નાપાસ થયો કે બીજે જ દિવસે ઘરમાં કજીઓ કરી સુરત ગયો અ
ખાપરડેની પાસે જ ઉભો રહેતો.

મ્હારો બીજો મિત્ર હરિહર ઉદાસ અને ફિક્કા ચહેરાનો હતો. તેણે ત્રણ વ
જેમ તેમ કરી સ્કૂલ ફાઈનલમાં પાસ થઇ મામલતદારની કચેરીમાં રૂપીયા બા.
નોકરી લીધી હતી. અધિકારીઓને ઘેર ધક્કા ખાઇને જોડા ફાટયા ત્યારે હાલ
પંદર થયા તેને ઈશ્ર કૃપાએ ત્રણ બાળક હતાં અને એક ઘરરણ સ્ત્રી હતી. શ્ર
શ્રેયસ્‌સાધક અધિકારી મંડળનો સભાસદ હતો અને જેને તેને મ્હોડે આસન પ્ર
ણાયામ, દુધાહાર, ઉપવાસ વિગેરે પર વાતો કરતો.

હરિહરની બાજુએ બેઠેલાનું નામ નવલશંકર. એ અમારા બધામાં વયે અ
અભ્યાસમાં મ્હોટો. વડોદરા કૅાલેજમાંથી બી. એ. થયા પછી રેવેન્યુખાતામ
જોડાયો હતો કૅાલેજમાં તો સાહિત્યનો શોખ ધરાવતો અને ઉંચા પ્રકારના વિ
ચાર રાખતો; પણ તે બધા કોલેજમાં જ મૂકી આવ્યો હતો. હમણા તો હજી મ્હારા
ઉપર આટલા જણ લિસ્ટમાંછે તેમાથી કોઈ ખસે તો અવલ કારકૂન થવાનો વારો
આવે તેનો જ વિચાર કરતો.

અમારા મંડળમાં સૌથી ન્હાનો ખરાને ખરૂ કહેનારો પણ જરા ગરમ
મિજાજનો નારદલાલ. એ એલ્ફિન્સ્ટન કોલેજમાં ભણેછે અને એક જબરો સંસાર
સુધારક છે. થોડો વખત થયાં બ્રહ્મ સમાજમાં દાખલ થયોછે અને મૂર્તિપૂજાની
સખત ભાષામાં ઝાટકણી કહાડે છે તેની અને શ્રેયસ્‌સાધક હરિહર વચ્ચે જબરૂં યુદ્ધ
જામેછે અને કલાકના કલાક સુધી છૂટતા નથી.

અમે બધા વાતો કરતા હતા ત્યાં મ્હારી બ્હેને ચાહ અને પાન સોપારી મૂકયાં.
હરિહરે પોતાનો પ્યાલો ધીરેથી બાજુએ ખસેડયો.

પાર્વતિશંકર —કેમ નથી પીતા? ખાંડ તો સ્વદેશી છે અને દેશી ચાહતો
ડબ્બો ભાઈ કાલેજ મુંબઈથી લાવ્યા છે!

હરિહર—પણ હું તો ચાહજ પીતો નથી. ચાહ પાન તો અવનતિનું સોપાન
ચાહપાનમાં ગુલતાન થયેલા ભાનવિના માનવિઓનો સાન કયારે આવશે? શું ચાહ
આવશ્યક છે? આવશ્યક હોય તો પરમેશ્વરે માતાના સ્તનમાં દૂધને બદલે ચાહ
ઉત્પન્ન ન કરવાનું કિં પ્રયોજનમ્?

બટકબોલા નારદલાલથી રહેવાયું નહિં. "આ લૅાજીક તો તમારા ધાંધલ
ધમધમારંભમાં જઈને શીખી આવ્યા હશો."

હરિહરને માટે આટલું બસ હતું એટલે બન્ને વચ્ચે જામી. અગ્રેજોએ
આપણને ચાહ પીતાં શીખવી નિર્માલ્ય કરવા માંડયાછે એ સાંભળી જહાલ પક્ષી

પાર્વતીશંકર પણ ભળ્યો નારદલાલ બેઉને પહોચી વળતો તેણે તો ઋષિઓનો સોમરસ, અસલના વારાનાં કેફી વ્યસનો, હાલના અભણ લોકોના વ્યસન, બધાની વહી ઉકેલી તે ફરી ફરી કહેતો કે માણુસ જાત દુ ખીછે દુ ખને ઘડીક વિસરી જવાને પરાપૂર્વથી નિશો કરેછે કોઈને સોમરસનો તો કોઇને બીજાનો કવિતા અને યોગ પણ એક પ્રકારનો નિશોછે

બોલાચાલીથી કેશાકેશીપર વાત આવત પણ રેવેન્યુ ખાતામા રહી "નય" શીખેલા નવલશંકરે બેઉને ટાઢા પાડયા અને વાત ફેરવી

"નારદલાલ! તુ એલ્એલ્ બી પાસ થાય તો પછી એમ એલ બી થવાનો કે?"

નારદલાલનો મિજાજ ગયો અને તેણે હોઠથી તિરસ્કાર બતાવ્યો "કાયદા ભણીને પદ્ધતિસર જૂઠુ બોલતા શીખવુ અને લોકોને શીખવવુ! ચોર, દેવાળવા વિગેરે દુષ્ટોનો પક્ષ લેઈ જગતમા અન્યાય અને દગલબાજીનો પ્રચાર કરવો! ચોરને છોડવવો એટલે ફરી ચોરી કરે ખુની ફરીથી ખૂન કરે જગતનુ ગમે તેમ થાવ પણ આપણુ ગજવુ ભરવુ ખોટા ખોટા પુરાવા ઉભા કરાવવા, અસીલોને ચેમ્બરમા બોલાવી પોપટની પેઠે પાઠ ભણાવવા અને કોર્ટમા જઇ ગંભીર મ્હોડે ભાષણ આપવુ કે મારો અસીલ નિર્દોષ છે એવુ આ સુધરેલા જમાનાનુ સુધરેલુ જૂઠુ મારે કદાપિ ન જોઈએ"

"શું ત્યારે કોર્ટમા લોકોને ન્યાય નથી જ મળતો?"

"નાસ્તો આજ તો પૈસાવાળો જીતે દાવો જીતવો એ બુદ્ધિબળનુ અને દ્રવ્યનુ કામ છે સચ્ચાઇનુ નથી ચોર આવી ચોરી કરે પોલિસ કહે તમે પકડો એટલે અમે સજા કરીયે પોલીસ અમલદારો આરોપીનુ જ બોલે કોર્ટમા પણ શકનો લાભ તેને જ મળે ચોરે દસ હજારની ચોરી કરી હોય એટલે એ તો પાચ સાત હજાર રૂપીઆની લાચ પણ આપી શકે જેનુ જાય તેને નુકસાન પર નુકસાન વકીલોનો ખર્ચ અને ગયેલુ પાછુ મળે એની શી ખાત્રી? મુદતપર મુદત પડે અને સાક્ષીઓને અને વકીલોને ભથ્થા આપતા દમ નીકળી જાય અંગ્રેજ લોકની ન્યાય કરવાની રીત આપણા લોકોને અનુકુળ નથી આપણુને તરત ઇન્સાફ લેવાની પરાપૂર્વથી ટેવ છે મારે તો કહેવુ પડશે કે વિદેશી ન્યાય પદ્ધતિથી સારા માણુસને ન તો નુકસાન છે"

નારદલાલને ખીજવવાનો મને જરા શોખ હોવાથી કહ્યુ, "તુ સમજીને રેવેન્યુ ખાતામા જ જા એટલે પચ્ચીસ વર્ષે એ મામલતદાર તો થવાય"

નારદલાલ—"મ્હારે કોઈને સલામો કરવી નથી અને કોઈની પાસે કરાવવી

નથી. હિંદુસ્તાનની રાંકડી રૈયતને નાણે મ્હારે તાલેવર થવું નથી. મ્હારે ઐશ્વર્ય નથી જોઈતું પણ સાધુતા જોઈએ છે. આત્મત્યાગ એ મ્હારૂં જીવનસૂત્ર છે. મનુષ્ય જાતિના સુખને માટે જાતિભોગ આપવો એવો મ્હારો વિચારછે. ભરતખંડની હાલની સ્થિતિ જોતાં એવા હજારો આત્મત્યાગી ઉત્સાહી યુવાનોની જરૂર છે. હું એકલો ઝાઝું કરી શકીશ નહિ પણ ભરતખંડની પ્રજાને સાથે જે જે દુઃખો છે તેમાંથી એક કણ માત્ર ઉપાડી શકીશ તો આ જીવનને સફળ માનીશ."

પોતાને વ્યવહારિક બુદ્ધિના માનતા નવલશંકર કહે "ભાઈને તો ઘરનાં છોકરાંને ભીખ માગતાં કરી જનસેવા કરવી છે. પહેલી કુટુંબસેવા કરો પછી જ્ઞાતિસેવા કરો. એમ પગલે પગલે જવાય. જો ધનસંચયનો તમને તિરસ્કાર છે તો ધન વગર જનહિત સધાશે કે? જો તમારી પેઠે બધા સન્યાસી થાય તો તમને જમાડશે કોણ? પહેલી પોતાના કુટુંબ પ્રત્યેની ફરજ બજાવવી કે માણસ જાત પ્રત્યેની? માબાપ, પત્ની, ભવિષ્યમાં થનાર સંતતિ એ બધાનુ હિત જોશો કે?"

નવલશંકર આગળ બોલત પણ નારદલાલે સિંહગર્જના કરી તેને અટકાવ્યો.

"નવલશંકર! માબાપ અને પત્ની તરફની ફરજ તમે શી બજાવો છો અને મામલતદાર થશો ત્યારે કેટલી બજાવશો? પત્નીના શ્રેય માટે તમે શું કર્યું? તેને રસોડાના ધુમાડામાંથી અને છાણવાસીદામાથી છોડાવી તેનું જીવન ઉન્નત કર્યું? તેના મનમાં સુવિચાર ભર્યા? તેને મંદિરે મંદિરે ભટકતી અને પથ્થર એટલા દેવ પૂજતી અટકાવી? ગઈ કાલેજ ચંદ્રગ્રહણ હતું તેનું ખરૂ કારણ સમઝાવી તેનો વ્હેમ ખસેડવા પ્રયત્ન કર્યો? તમે સાંજે હવા ખાવા જાઓછો, તેને કોઇવાર લઈ ગયા? કુદરતના સૌન્દર્યમાં પ્રભુનો હાથ છે એમ તેને સમઝાવ્યુ? તેને શ્રદ્ધા અને ભક્તિનો મહિમા શીખવ્યો? ગુજરાતી અંગ્રેજી સાહિત્યમાંથી સ્વાદ ચખાડયો? શું સ્ત્રીને કીમતી વસ્ત્રો અને ઘરેણાં આપવામા જ ભરતારની ફરજ સમાપ્ત થાયછે? સ્ત્રીને શું આત્મા નથી, હૃદય નથી, કલ્પના નથી, સૌંદર્ય જોવાની શક્તિ નથી? એ બધાંની ખીલવણી કરવી એ શું તમારી ફરજ નથી? પગલે પગલે ય એ વચનમાં પણ તમારો સ્વાર્થ છે. તમે આગળ પગલું ભરી શકવાના જ નથી. પોતાના સ્વાર્થનું પહેલું પગલું વિષ્ણુના ત્રણ પગલામાં વિશ્વ સમાયું પણ તમારા તો આ પહેલાંજ પગલામાં સમાયછે. તમે જાતિભોગ આપવાને તૈયાર નથી એટલે કહેવું કે પગલે પગલે જવાશે."

નવલશંકરે પોતાના બે મિત્રોને આંખમિચારો કરી કહ્યું, "ત્યારે કુપિલા તો અંગ્રેજી શીખી ગયા હશે અને થોડા વખતમાં ભાષણો આપવા પણ તૈયાર થશે ખરાં. એ ભાષણ આપવા જાય એટલે તું ઘેર રહી રસોઇ કરજે." બધા ખડખડ

હસી પડયા અને નવલશ કરે આગળ ચલાવ્યુ "ભાઇ અથશાસ્ત્ર તો ભણ્યા હશો કામની વહેચણી થાય તો કામ સ્હેલાઇથી અને સારા થાયછે પુરૂષને પુરૂષના કામ કરવા દ્યો અને સ્ત્રીઓને તેમના કરવા દ્યો બેઉના કાર્યોને સેળભેળ કરવાથી અગ્રેજ લોકના સ સારમા છે એવો ગોટાળો આપણે ત્યા પણ થશે"

શ્રેયસ્સાધક હરિહર કહે "હવે તો થોડા વખતમા સ્ત્રીઓને મૂછો ઉગવાની છે અને તેઓ કોટ પાટલૂન પહેરવાની પણ માગણી કરશે"

નારદલાલ ફરીવી ઉછળ્યો, "કામના વિભાગ પાડવાની તમને શી સત્તા છે? સારા સારા કામ પોતાને માટે રાખવા અને હલકા કામ સ્ત્રીઓને માટે? અમુક કામ તમારા અને અમુક તેમના એ મુકરર કરનાર તમે કોણ? સૌ આ પોતપોતાની આવડત અને બુદ્ધિ પ્રમાણે પોતાનુ કામ પસદ કરી લેશે પહેલા લોક કહેતા કે સ્ત્રીઓ ભણીને ચોપડીઓ વાચતી થશે તો પાણી કોણ ભરશે? જુઓને હવે જોઇએ એટલા ખાધે કાવડો લઇને પાણી ભરનાર ભટ્ટાઓ ફરેછે જેની જેવી આવડ અને હોશીઆરી હરિહર! ત્હારા જેવા વિચારના લોકને તો ફાસીએ જ ચડાવવા જોઇએ સારૂ સારૂ પોતાનુ અને હલકુ, ગદુ કામ સ્ત્રીઓનુ પોતાને કસરત કરવી હોય તો ડમ્બેટસ કરો, ટેનીસ રમો અને સ્ત્રીઓને કહેવુ કે તમારે માટે પાણી ભરવુ, ખાડવુ, દળવુ એજ ઉત્તમ કસરત છે તો કા તમે પણ લાકડા ચીરતા નથી અને ખેતી કરતા નથી? કેટલાક કહે છે કે સ્ત્રીઓમા બુદ્ધિ થોડી એટલે કેટલાક કામ તેમનાથી પુરૂષ જેવા થાય જ નહિ, પણ બુદ્ધિ શાથી ટુકી રહીછે? શા કારણથી શરીર અને મગજ ન્હાના રહ્યા છે? યુગોના યુગો થયા એમના મગજને કસરત મળી નથી જે અગ ન વપરાય અગર થોડુ વપરાય તેની શકિત ક્ષીણ થાય માટે જ અત્યારે સ્ત્રીઓ પુરૂષથી બુદ્ધિમા ઉતરતી હશે તમે તેમની સ્વભાવિક બુદ્ધિ અને તેમના આત્માને રૂધી નાખ્યા છે તેમને જીવાડો છો એ તમારા સ્વાથને માટે"

નવલ અને હરિહરના હથિઆર હેઠે પડ્યા અને મે વાત ફેરવી

નારદલાલ! તે ત્હારે માટે દેશસેવાનો કયો માર્ગ પસદ કર્યો? ઑાન મી ગોખલેના હિદસેવક મડળમા જવુ છે?

નારદ—ના મી ગોખલે માટે મને સપૂણ માન અને ગર્વ છે અને એમના સેવકમડળનો હું જય ઇચ્છુ છુ, પરતુ મ્હારે તેમા જોડાવુ નથી મી ગોખલેનુ મુખ્ય કાર્ય રાજ્યદ્વારી સુધારણાનુ છે રાજ્યદ્વારી સુધારણા એ એવી બાબત છે કે જેમા ઘણા યશલોભી માણસો જવા ઇચ્છા રાખેછે સસાર અને ધાર્મિક સુધારણાની બાબતમા એમનો દશમો ભાગ પણ નથી એનુ શુ કારણ? રાજ્યદ્વારી વકતાને

એવા વિષયપર બોલવાનું છે કે જે સાંભળવાને લોકો ખુશી છે. લોકોને જે જોઇએ લોકો જેથી પ્રસન્ન થાય તે જ બોલવાનું છે. બીજી બાબતમાં તો લોકોની ખામીઓ બતાવવાનીછે કે જે સાંભળી લોકો ખીજવાય. રાજકીય સુધારકે માત્ર ધનનો ત્યાગ કરવાનોછે સંસાર સુધારકે ધનનો અને યશનો ત્યાગ કરવાનોછે અને લોકોની અપ્રીતિથી જેટલી વિપત્તિ પડે તેટલી સહન કરવાને તૈયાર થવાનુંછે. આ જ કારણથી આ માર્ગે બહુ થોડા જાય છે. માટે મ્હારે તે પકડવોછે. હવે ટુંકામાં મ્હારા કાર્યની યોજના કહી બતાવુ."

"વ્યાખ્યાન, પુસ્તક અને ચોપાનીઆં વડે સ્વાર્થ, દંભ અભિમાન જીતવાનાં છે. મ્હોટાં માણસો તેમનું અભિમાન મુકી નિર્બળનું, ગરીબનું રક્ષણ કરે એવો ઉપદેશ કરવાનોછે. રખડતાં અનાથ બાળકોને, વિધવાઓને, માંદાઓને આશ્રય આપવાનો છે. અંત્યજ પ્રજા ઉપર દુર્લક્ષ્ય અને ક્રૂરતા બનાવાયછે તે ટાળવાની છે. મજુર વર્ગની ચાલીઓમાં ફરી તેમને તેમનાં બાળકોને ધર્મ, નીતિ અને કરકસરનો બોધ આપવાનોછે એ સિવાય બીજાં અનેક કાર્યોછે. જંગલ કાપીને રસ્તો કરવા જેવું છે. પ્રભુની પ્રાર્થના કરી તેની પ્રેરણા પ્રમાણે કાર્યો કરવાનાં છે. સ્ત્રીઓનો ગૃહસંસાર અને આરોગ્ય સુધારવાને સ્ત્રી મિશનરીની જરૂર છે. જે દેશની નીતિને આપણે વગોવીએ છીએ, જે દેશને આપણે જડવાદી ગણી કહાડીએ છીએ તે ઇંગ્લંડ દેશમાંથી હજારો સેવિકાઓ ( Sisters of merey ) મનુષ્ય સેવા કરવા બહાર પડેછે. તમારામાંથી એક મિસ નાઇટેંગેલ તો બતાવો. કયાં ગઇ તમારી ભૂતદયા? થિયોસોફીવાળા ભ્રાતૃભાવની પડઘમ વગાડેછે ખરા પણ વ્યવહારમાં તેમણે શું કર્યું ? આપણા કાર્યમાં સ્ત્રીઓની સહાયની ખામી છે. આપણા અડધા અંગને એટલે ટુંકામાં અડધા દેશને પક્ષઘાત થયોછે. આપણી સ્ત્રીઓને આપણે નિરૂપયોગી કરી નાંખીછે. કુપિલા **સેવાસદન**માં જઇ શીખે છે. એ સંસ્થા જો દર વર્ષે થોડી થોડી આત્મત્યાગી બ્હેનો તૈયાર કરશે તો મ્હારી યોજના વધારે ફળીભૂત થશે "

સાંજ પડી ગઈ હતી એટલે મિત્રમંડળ વેરાયું અને હું પણ **નારદલાલ**ની વાતપર વિચાર કરતો કરતો નીચે ઉતર્યો અને સૌની સાથે વાતોમા ભળ્યો.

---

૧ ગુજરાતિ વાચનમાળા—બાળપોથી
, પહેલી ચોપડી
" બીજી ચોપડી
" ત્રીજી ચોપડી
, ચોથી ચોપડી
પાચમી ચોપડી
, છઠ્ઠી ચોપડી
, સાતમી ચોપડી

બનાવનાર, વર્નાક્યુલર ટેક્સ્ટબુક રિવિઝન કમીટી

## ૨. મુબઇ ઇલાકાની વાચનમાળાઓ વિષે રિપોર્ટ

કર્તા જે જી કોવનટન હિદુસ્તાનની કેળવણીના પ્રાસગિક રિપોર્ટ ન ૨

તર્કશાસ્ત્રના અભ્યાસકો મનુષ્યની એક વ્યાખ્યા એવી બાધે છે કે તે એક એવુ પ્રાણી છે કે જે સવદા અસતુષ્ટ રહેછે અને એ વ્યાખ્યાની વાસ્તવિકતા પ્રસ્તુત વિષયના ઇતિહાસનું અવલોકન કરતા સ્પષ્ટ રીતે જણાઇ આવેછે છે'ના ચાળીશ વર્ષથી ગુજરાતી વાચનારી આલમ હોપકૃત વાચનમાળા વાપરતી આવી હતી અને તેમાના છેલ્લા દશ વર્ષમા તો એ વાચનમાળાની અપૂર્ણતા સામી સખત ફરીયાદ થવા લાગી હતી મહેતાજીઓના મડળોમા વિદ્વાનોના વાગ્વિવાદમા કેળવણીના વિષયપર વિચાર કરનાર સસ્થાઓમા વાચનમાળાની ખામી ઉપર ભાર મૂકીને વિવેચન કરવામા આવતુ કાઠીયાવાડમા દેશી રાજ્યોમા કેળવણીના વિષયમા ઉત્સાહ ભર્યો ભાગ લેવાનો થોડો વખત પવન વાયો હતો અને તેવા એક વેગભર્યા આવેશમાં એક દેશી સસ્થાન તરફથી જો કોઇ વિદ્વાનોનું મડળ નવી વાચનમાળા બનાવવાનું કામ ઉપાડી લે તો તેના ૫ડમા રૂ ૫૦૦૦ ની મદદ આપવાનુ પણ જાહેર કરવામા આવ્યુ હતુ વિદ્યાવિલાસી મહારાજા સયાજીરાવ ગાયકવાડના કેળવણી ખાતા તરફથી પણ નવી વાચનમાળા રચાવવાની તજવીજ થતી હતી જેમા સ્વગસ્થ મણિલાલ દ્વીવેદીનો મુખ્ય ભાગ હતો પરતુ જુદા જુદા કારણોને લઇને એ બધા વિચારો ક્રીયામાં પરિણામ પામ્યા નહીં અને આખરે ઇ સ ૧૮૦૫ મા સરકારે મી કોવનટનના પ્રમુખપણા નીચે વર્નાક્યુનર ટેક્સ્ટ બુક રિવિઝન કમીટી નીમી એ કમીટીએ અનેક વિદ્વાનોની સહાયતાથી નવી વાચનમાળા લખાવી એક પછી એક સાત ચોપડીઓ બહાર પાડી તથા થોડા વખતમા કન્યાશાળા માટે લખાયલી ત્રણ ચોપડીઓ બહાર પડશે એમ જાહેર કર્યુ

વાચનમાળા તૈયાર થઇ રહ્યા પછી મી કોવનટને પોતાની પ્રમુખ તરીકેની ખાસ કામગીરી છોડતા પહેલાં કમીટીના કામકાજની વિગતો અને તેમની મુસ્કેલીઓ વગેરે સમજાવવાના હેતુથી હીંદની કેળવણીના પ્રાસગિક રિપોર્ટોના બીજા નબર તરીકે એક રિપોર્ટ લખ્યો છે અને તેમાં મુબઇ ઇલાકાની કેળવણીના ઇતિહાસનું દિગ્દર્શન આપ્યુછે તે મનન કરવા યોગ્યછે.

મિ કોવનટન પોતાના રિપોર્ટની શરૂઆતમાં જુની વાચનમાળાનો ઇતિહાસ આપેછે અને તેમ કરતા મુબઈ ઇલાકાના કેળવણી ખાતાની ઉત્પત્તિનો પણ ટુકો ઇતિહાસ આપેછે એમ જણાવેછે કે ઈ સ ૧૮૨૦ પૂર્વે દેશીઓની કેળવણી માટે કઇ જ પગલા લેવાયા નહતા પૂનામા

ફક્ત એક હિંદુ કોલેજ હતી અને તેનું કામ સંસ્કૃત વિદ્યા અને ધર્મશાસ્ત્રો શીખેલા પંડીતો (શાસ્ત્રીઓ) તૈયાર કરવાનુ હતું કે તેઓ ન્યાયખાતામા ઉપયોગી થઈ પડે. આવી જ પ્રતિતી કાશીમાં હિંદુ કોલેજ હતી અને ઇ. સ. ૧૮૧૧ મા નડીયા અને તિરહુતમા પણ કોલેજ સ્થાપવામા આવી હતી, પણ આવી સંસ્થાઓનો લાભ માત્ર થોડાજ લઈ શકતા. સાર્વજનિક શિક્ષણ માટેનુ પ્રથમ મહત્વનુ પગલુ ઈ. સ. ૧૮૨૦ મા 'નેટિવ સ્કુલબુક એન્ડ સ્કુલ સોસાઈટી' ની સ્થાપનાનું ભરવામા આવેલું, આ સોસાઈટીએ ઇ. સ. ૧૮૨૭ મા પોતાનું નામ બદલી 'ધી બોમ્બે નેટિવ એજ્યુકેશન સોસાઈટી' એવુ નામ રાખ્યું અને ઈ. સ. ૧૮૪૦ સુધી પોતાની શાળાઓમા કેળવણી આપવાના વગેરે પ્રયત્ન જારી રાખ્યા, તે ઈ. સ. ૧૮૪૦ બધી શાળાઓ નવી સ્થપાયેલી બોર્ડ ઓફ એજ્યુકેશનના તાબામા ગઈ.

ઉપર કહેલી "નેટિવ સ્કુલબુક સોસાઇટી" સ્થાપવાની મૂળ સૂચના ઈ. સ. ૧૮૧૭ મા રેવરંડ રોબર્ટ મે નામના એક મિશનરી ગ્રહસ્થે કલકત્તામા કરી હતી આ સંસ્થાઓનો મૂળ નેમ શાળાઓ સ્થાપવી અને દેશી ભાષાઓમા વાચનમાળાઓ તૈયાર કરાવવી એ રાખવામા આવી હતી, મુંબઈ ઇલાકામા સાર્વજનિક કેળવણીનો પાયો નાખવામા ઉપલી સોસાઇટીની મહેનતનો મોટો હાથ હતો, અને તે ઉપરાત વધારે મહત્વ માઉન્ટ સ્ટુઅર્ટ એલફીન્સ્ટન જેવાઉદાર ચરિત રાજ્યનીતિજ્ઞ પુરૂષ મુંબઈના તે વખતના ગવર્નર હતા તે બિનાને આપવુ જોઇએ. એમ જણાયછે કે પ્રાથમિક કેળવણીના સવાલ સંબંધે પણ તે વખતમા અંગ્રેજી અને દેશી એવી બે પાર્ટિઓ પડી ગઇ હતી અને તેમા પહેલી પાર્ટિનો મત સમગ્ર હિંદની સામાન્ય ભાષા અંગ્રેજી બનાવવા માટે પગના ભરવાં એવો હતો. આ મતની વિરૂદ્ધ જઇ પ્રાથમિક શિક્ષણમા અંગ્રેજીને માટે દેશી ભાષાઓને અન્યાય આપવાનો વિચાર એલફિન્સ્ટને પહેલેથી જ નાપસંદ કર્યો અને ઉપર કહેલ સોસાઇટીના પ્રયત્ન દેશી ભાષામાજ કેળવણી આપવા તરફ કરાવવાનો મજબુત આગ્રહ કર્યો. આથી ગુજરાતી મરાઠી, કાનડી વગેરે ભાષાઓમા પુસ્તકો લખાવા માડ્યા. અને લિપિધારા, ગણીત, બોધવચન તથા વાર્તાઓના પુસ્તક ઈ સ. ૧૮૨૪ મા તૈયાર કરવામાં આવ્યા, તે ઉપરાત બાળમિત્ર, મરાઠાઓનો ઇતિહાસ, બીજગણીત, ભૂગોળ, ખગોળ વગેરે પુસ્તકો અનુક્રમે બહાર પડતા ગયા. થોડા વખત પછી મુંબઈના ગવર્નર તરીકે સર જોન માલ્કમ આવ્યાં, અને તેમનો મત એવો હતો કે અંગ્રેજી માત્ર થોડાક જ ભણે અને તેઓ તે ભાષામાથી ભાષાતરો કરીને જનસમુહના લાભ અર્થે પ્રગટ કરે અને સાર્વજનિક કેળવણી માત્ર દેશી ભાષામા જ આપવી. આથી કરી અંગ્રેજી ઉપરથી ભાષાન્તરોનો પ્રવાહ ચાલ્યો. પણ રફતે રફતે એમ જણાવા લાગ્યુ કે આ ભાષાન્તરો વાંચનમાળાને માટે યોગ્ય નથી. મૂળ પુસ્તક જુદા દેશમા જુદી પ્રજાને માટે લખાયેલ હોય અને વળી કેટલેક અંશે બાળકોને માટે ખાસ ન લખાયેલ હોય તેવા પુસ્તકો વાચનમાળા તરીકે ચાલી શકે નહીં. ભાષાન્તર કરનારાઓ પણ કેટલીક વખતે બાળકોની મુસ્કેલી શુ હોઇ શકે તે સમજી શકે એવા જ વામા નહોતા આવતા. તેમજ એ પુસ્તકોના વિષયોના કે ભાષાના ચડતા ઉતરતા ક્રમ ગોઠવવાનો પણ પ્રયત્ન ન હતો. આ બધી મુસ્કેલીઓમાથી ધીમે ધીમે વાચનમાળા લખાવવાનો વિચાર ઉદ્‌ભવ્યો અને પ્રથમ અંગ્રેજી-મરાઠી ડીક્શનેરીના કર્ત્તા મેજર કેન્ડીને મરાઠી વાચનમાળા તૈયાર કરવાનુ કાર્ય સોંપવામાં આવ્યું. જુના ત્રણ પુસ્તકો લખાવવાની ગોઠવણ કરવામા આવી હતી તેમાં પાછળથી ઉમેરો કરી ૭ પુસ્તકો કરવાનું ઠરાવવામાં આવ્યુ. આજ અરસામા જુની બોર્ડ ઓફ એજ્યુકેશનને કાઢી નાખી સાર્વજનિક કેળવણી ખાતું સ્થપાયું અને તેના પ્રથમ ડિરેક્ટર

તરીકે મિ ઈ આઈ હાવડની નિમણુક થઈ અને મુખ્ય કરીતેમી હાવડની સૂચનાથી જ મરાઠી વાચનમાળાની ૩ ચોપડીઓમાથી વધારીને ૭ કરવામા આવી હતી આ વાચનમાળા તૈયાર થતી હતી તે જ અરસામા (ઈ સ ૧૮૫૭) ઉત્તર વિભાગના ઈન્સ્પેક્ટર મી **ટી સી હોપ** ઉપર મી હાવડે એક પત્ર લખી ગુજરાતિમા નવી વાચનમાળા રચવાની સુચનાઓ માગી મિ હોપને શિક્ષણશાસ્ત્રના અભ્યાસનો સારો શોખ હતો તેઓ પેસ્ટેલોઝીની શિક્ષણ પદ્ધતિથી વાકેફ હતા અને પદાર્થપાઠની ઉપયોગિતા સારી રીતે સમજતા હતા તેમણે સાત ક્રમવાર પુસ્તકોની વાચનમાળાની એક યોજના ઘડી કાઢી અને એ યોજના મજૂર થઈ તે પ્રમાણે વાચનમાળા બનાવવાનુ ઠર્યુ જૂની ચાલતી ચોપડીઓમાની કેટલીએક વાર્તાઓ અને કેટલાએક નીતિના પાઠો રાખવાનુ ઠર્યુ પણ મુખ્યત્વે કરીને નવી વાચનમાળા **"ગુજરાતિ બાળકોને માટે ગુજરાતિ લેખકોને હાથે"** તૈયાર કરાવવાનુ ઠર્યુ એવી રીતે દક્ષિણી બાળકો માટે લખાયલી મરાઠી વાચનમાળાનુ માત્ર ભાષાતર ન કરતા ગુજરાતિ નવી જ વાચનમાળા તૈયાર કરવાનુ માન મી (પછીથી સર **ટી સી**) હોપને ઘટે છે તે ઉપરાત ગુજરાતી લખાણ છાપવા માટે બાળબોધ અથવા દેવનાગરી ટાઈપને બદલે ગુજરાતિ ટાઈપનો ઉપયોગ કાયમ કરવનુ ઠરાવનાર પણ તે જ હતા અને વળી ગુજરાતિ ભાષાની જોડણી માટે અમુક ચોકસ નિયમ કરી તે વખત સુધી ચાલતી અવ્યવસ્થા મટાડનાર પણ તેમણે નીમેલી ગુજર સાક્ષરોની કમીટી હતી

ગુજરાતિ વાચનમાળા ૧૮૬૦ મા અને મરાઠી ૧૮૬૧ મા તયાર થઇ ઈ સ ૧૮૭૭ મા ગવર્નમેટ ઓફ ઇડીયાએ સમગ્ર હિદની વાચનમાળાઓની પરીક્ષા માટે એક કમીટી નીમી હતી તેમણે હોપ સીરિઝના વખાણ કર્યા અને બીજા પ્રાતોમા વાચનમાળા તૈયાર કરવાને એ સીરિઝનો આધાર લેવાની ભલામણ કરી એ વાચનમાળાની અદર દોષ નહતા એવુ નહતુ પણ એકદર રીતે તેની રચના એવી ક્રમવાર સહેતા વિરોધમાથી અવરાપર જવાની હતી કે તેમા ફેરફાર સૂચવવાનુ કામ બહુ મુસ્કેલ થઈ પડ્યુ અને છેના ૪૫ વર્ષથી સમગ્ર ગુજરાતિ પ્રજા એ વાચનમાળા ઉપર જ ઉછરી

ઇ સ ૧૯૦૧ મા લોર્ડ કર્ઝનની સરકારે કેળવણી ખાતાના અમલદારોનુ સમેલન ભર્યુ હતુ તેમા પ્રાથમિક કેળવણી સબધી થયેલા ઠરાવો અનુસાર ઇ સ ૧૯૦૩-૫ ની વાચનમાળા સશોધન કમિટિ નીમાઈ ઇ સ ૧૯૦૨ મા મુબઇ ઈલાખામા ઇન્સ્પેક્ટરોએ કેળવણીના કામમા ઉત્સાહ લેનારા ગ્રહસ્થોના સમેલનો અમદાવાદ પુના કરાચીમા ભર્યા હતા અને ત્યા પણ વાચનમાળાઓની ખામીઓ સબધી વિવેચનો થયા હતા તેમા ખાસ કરી (૧) કન્યાઓને માટે જુદી વાચનમાળાઓ (૨) ચાલતી વાચનમાળાની અદર રગિત અને વધારે પ્રમાણમા ચિત્રોની આવશ્યકતા અને (૩) ગુજરાતી જોડણીની અનિશ્ચિતતા એ વિષયો ઉપર ખાસ ભાર મૂકવામા આવ્યો હતો બધા સમેલનોમા વાચનમાળાના સશોધન ઉપર ખાસ ભાર મૂકવામા આવ્યો હતો અને તે પરથી વર્નાક્યુલર ટેક્સ્ટ બુક રિવિઝન કમીટી ની નીમણુક થઇ

હવે ત્યારે આપણે આ નવી નીમાયલી કમીટીના બધારણ ઉપર આવીએ કારણ નવી વાચનમાળાની તુલના કરવામા એ બાબત આપણુ ધ્યાન ખેચશે ' વાચનમાળા સરકારની માલેકીની હોવાથી અને મુખ્યત્વેસરકારી શાળાઓના ઉપયોગ માટે હોવાથી એમ ઠરાવવામા આવ્યુ કે સશોધન કમીટી પણ સરકારી હોવી જોઇએ જોકે બહારની વિદ્વાનોની મદદ જરૂર પડે ત્યારે

લેવાનો અવકાશ રાખવો. ” હોપ વાચનમાળા તૈયાર કરતી વખતે કમીટીમાં કવિ નર્મદાશંકર, રા. સા. મહિપતરામ વગેરે વિદ્વાનો હતા તેથી સરકારને શું નુકસાન ગયું તે નથી સમજાતું કે આ વખતે માત્ર ખાતાના અમલદારોને જ કમીટીમા રાખવાનું ઠરાવવામાં આવ્યું. ખેર ! કમીટીના પ્રમુખ તરીકે મી૦ કોવર્નટન જેઓએ ઇંગ્રજી સાહિત્ય અને ઇતિહાસના પ્રોફેસર દાખલ એલ્ફીન્સ્ટન કોલેજમા કામ કર્યું હતુ તથા તે પછી ઉત્તર અને મધ્ય વિભાગના ઇન્સ્પેકટરનુ કામ કર્યું હતું તેમને નીમવામાં આવ્યા; અને બાકી દરેક વિભાગમાંથી એક એક અમલદારની નીમણુક કરવામા આવી. તેમા “ ગુજરાતી મેમ્બર કેળવણી ખાતામા નીચલી પાયરીથી ઉપર ચડેલ અમલદાર હતા; મર્હુમ માધવલાલ હરિલાલ દેસાઇના તે શિષ્ય છે અને પ્રાથમિકશાળાઓમા દાખલ કરેલી નવી શિક્ષણ પદ્ધતિનો તેઓએ ખાસ અભ્યાસ કર્યો છે અને અમદાવાદ ડીસ્ટ્રીક્ટની શાળાઓમાં એ પદ્ધતિનો ઉપયોગ ફત્તેહમંદ કરવાનો મુખ્ય યશ તેમને ઘટે છે ” તે ઉપરાત મરાઠી, કાનડી, અને સિંધી વાંચનમાળા માટે એક એક અમલદાર નીમવામા આવેલ હતા.

કમીટીનુ આ એક બંધારણ હોવાથી વાંચનમાળાનો વિચાર આપણે બે દ્રષ્ટિબિંદુથી કરવાનો છે, વાંચનમાળાની એકંદર રચના અને બીજું વાચનમાળાના પાઠોની ભાષા. વાચનમાળાની એકંદર રચના એટલે જુદી જુદી ચોપડીઓમાના વિષયો અને કેટલાક પાઠની અંદર તો તે વિષયોની ચર્ચાનું ધોરણ ઠરાવવાનું કામ પણ આખી કમીટીએ કર્યું એમ મી. કોવર્નટનનો રીપોર્ટ કહેછે, જ્યારે દરેક વાચનમાળાની ભાષાને માટે તે ભાષાનો મેંબર માત્ર જવાબદાર છે એમ આપણે ધારવું જોઇએ. બેશક બહારના વિદ્વાનો પાસે પાઠ લખાવવાની મદદ લેવામા આવી છે તે વાત ખરી પણ એકંદર સાતે પુસ્તકની ભાષાની છેવટની જવાબદારીતો માત્ર ગુજરાતી મેંબર ઉપરજ રહે એ ધ્યાનમાં રહેવું જોઇએ.

(અપૂર્ણ)

હરિલાલ માધવજી ભટ્ટ.

---

# इंग्लंडनी पार्लमेन्टमां गप्पीदास.

---

ગયા ડીસેંબર માસના “ ઇન્ડીયન રિવ્હયુ ” નામના માસિકમાં વાતપ્રસંગલા કોઇ દિવાને, ધી ઑન૦ મી. જે. ડી. રીઝ ઉપર કેટલાક આક્ષેપ કરી, ગૃહસ્થ પાર્લામેંટમાં વેળા કવેળાએ નિર્મૂલક ગપાષ્ટકો છાંટેછે એના રદીયા આપવાની તજવીજ કરીછે. મી રીઝને આટલું પણ ગૌરવ આપવુ તે યોગ્ય નથી છતાં આ દેશના લોકોને, મનુષ્ય પ્રકૃતિ જે જૂદા જૂદા સ્વરૂપમાં અન્ય દેશોમાંછે તેવી જ ઇગ્લંડમાં પણ મળી આવેછે, એ દર્શાવવાનો દિવાન સાહેબનો આશય હોવો જોઇએ.

મને મી રીઝનો કેટલોક અનુભવ થએલો, તે લોકોને આનન્દ આપે તેવો હોવાથી નીચે ઉતારૂ છુ —

ગ્લાસગો નગરમા એક દિવસ સાયકાળે "ઑમ્નીબસ" ના સવાળા ઉપર ના બાકડા ઉપર અમે બે પાસે બેઠેલા અમે બે ગ્લાસગોના એકઝીબીશનના એક મેળાવડામાથી સાથે નિકળ્યા હતા, એટલે તથા અનાયાસે સામાન્ય "ઑમ્નીબસ" ના એક બાક ઉપર ભેળા થઇ જવાથી તેમની સાથે વાત કરી શકવાની મારી યોગ્યતા તેમને લાગી હશે

પ્રથમ તો સાહેબે કહ્યુ કે પોતે ઘણા કાળ સુધી મદ્રાસના ગવર્નરની એક્ઝીક્યુટીવ કાઉ સીલના મેમ્બર તરીકે હતા ત્યાર પછી‌ી વાઇસરોયની કાઉન્સીલના ગેંબર થયા હતા હિદુસ્તાનના રાજકીય પ્રશ્નોનુ તેમણે બહુ સારૂ અધ્યયન કર્યુ છે હિદુસ્તાનના લોકો કોઈ પણ રીને રાજકાયમા ભાગ લેવા યોગ્ય નથી તેમ અકાળે તેમના ઉપર ભાર નાખવો એ તેમને કચરી નાખવા જેવુ છે વિગેરે વિગેરે

સાહેબ મોસુફની કીતિ મે સાભળેલી હોવાથી 'ઑમ્નીબસ" ની ગાડીમા તેમની સાથે તકરારમા ઉતરવાનો વિચાર ન કરતા પ્રેક્ષકજન નટના વાકયોથી આનદ પામે તેવો આનન્દ મે ભોગવ્યો બીજો તેવો જ આનદ આપનારો પ્રસગ લડનમા ઈસ્ટઇન્ડીયા એસોસીએશનની મીટીગમા આવ્યો મી રમેશચદ્ર દત્ત તે સમયે હિદુસ્તાનની જમીનનાં વસુલાત ઉપર ભાષણ આપતા હતા સર કોર્ટ ને ઇલ્બટ પ્રમુખપદે હતા હિદુસ્તાન સબધી એક અથવા અન્ય રીને વિચાર ધરાવતા દેશી વિદેશીનો બહુ સારો મેળાવડો ત્યા થયો હતો હુ પણ ત્યા હતો મી રીઝ આવા મેળાવડામા હમેશ હોયછે જ અને કેટલીક વાત તેઓ મુખ્યત્વે કરીને ધ્યાનમા રાખેછે એક, મેળાવડો શરૂ થયા પછી આવવુ પોતાનો ઓવરકોટ અને છત્રી લોકનુ ધ્યાન ખેચાય તેવી રીને રાખી, પ્રમુખથી જેટલી પાસે બને તેટલી કોઈ પણ ખુરશી ઉપર આડગા નાખવા બીજુ, વિષય પોતાને પરિચિત હો વા ન હો પરતુ मुखमस्तीति वक्तव्य એ ન્યાયે એકદમ ઉભા થઇ બોલવા માડવુ ત્રીજુ, વિષય ઉપર આવ્યા પહેલા પોતાનો ઇતિહાસ આપવો આ ત્રણ વાત પ્રમાણે તેઓ ખળભળાટ કરતા આવી ભૂનથી થઇ હોય તેમ છત્રી જમીનપર પછાડી પ્રમુખની ટેબલ પાસે જ ખુરશી પર ચોટયા રા દત્તનુ ભાષણ પુરૂ થતા બોલવા ઉઠયા અને શરૂ કર્યુ કે "ગૃહસ્થો ! હુ ઘણા વષસુધી હિદુસ્થાનમા રહ્યોછુ મદ્રાસની વસુલાતી રીત તો મને માલમ હોય જ બ ગાળામા હુ વાઇસરોયની કાઉન્સીલમા હોવાથી ત્યાની સસ્થાનો પણ મે અભ્યાસ કયો છે આટલુ કહી તેમણે રા૦ દત્તના વિચારો વિરૂદ્ધ વિચાર દર્શાવવા માડયા સર કોર્ટને ઇલબટ, રમેશચદ્રદત્ત, સર હેની કોટન વિગેરે સવ જણ મૂછમા હસવા મડયા વસ્તુ સ્થિતિ માટે રા. દત્ત તથા

સર હેન્રી કોટન જેઓએ બંગાળમાં પોતાનુ આયુષ્ય આખુ ગાળ્યુ છે તેમના જેવો અનુભવ અને જ્ઞાન અન્યનું હોવું કઠણ છે. છતાં તેમને પ્રમુખ શ્રીએ વીશ મીનીટ સુધી બોલવા દીધા. તેમની પછી બોલવા ઉઠતા સર હેન્રીકોટને કહ્યું કે "વાદગ્રસ્ત વાતોમાં કેટલેક અંશે તેઓ રા૦ દત્ત સાથે મળતા થાયછે અને કેટલાકમાં નહિ. મી૦ રીઝે જે કંઇ કહ્યુ છે એના તો એટલોજ ઉત્તર જરૂરનોછે કે એઓ જે કાંઇ બોલ્યા છે તે ઉપરથી સ્પષ્ટ જણાય છે કે એમને બંગાળનો જરા પણ અનુભવ નથી." આ શબ્દો સાંભળતા સભા આખી ખડખડ હસી પડી અને મી૦ રીઝ પોતાના રિવાજ પ્રમાણે પ્રથમ રોષમય ચ્હેરાથી ઉંચું જોયું, પછી કોઇ ન દેખતું હોય એમ ધારી પોતાનો પગ પછાડી બેસી રહ્યા.

ત્રીજો પ્રસંગ રોયલ એશીયાટિક સોસાઇટીની મીટીંગમા મને મળ્યો. પૂર્વ દેશના સાહિત્યમાં તથા પ્રાચીન શોધના વિષયોમા પણ તેઓ પોતાનું મગજ ચલાવી શકેછે એ મેં તે દિવસે જોયું. લોર્ડ રે, પ્રમુખસ્થાને હતા. પ્રોફેસર રીસ ડેવિસ બૌદ્ધ ધર્મના કોઇ વિષય ઉપર ભાષણ આપતા હતા. ભાષણ પૂરૂં થતાં તેમના નિયમ પ્રમાણે પોતાની અપ્રતિમ યોગ્યતાનો આડંબર કરતા મી૦ રીઝે આરંભ કર્યો કે "આ સ્થાને બોલવાને તેમની યોગ્યતા અનેક પ્રકારની છે. પ્રથમ તો પ્રો૦ રીસ ડેવિસ "વેલ્સ" ના રહેવાસી છે અને હું પણ ત્યાંથી આવુ છુ. બૌદ્ધ મત સિલોનમાં બહુ પસરેલોછે અને મેં મદ્રાસ ઇલાકામા બહુ સમય ગાળેલો હોવાથી તથા મદ્રાસ સિલોનની પાસે હોવાથી મારી બોલવાની યોગ્યતા છે. હિંદુસ્તાનના લોકો રાજકિય વિષયોનું નિરર્થક અધ્યયન કરનારા કરતાં બૌદ્ધ દર્શનનું અધ્યયન કરવા માડે તો તેમની યોગ્યતા (શાને માટે તે તેઓ જ જાણે) બહુ વધી જાય. આટલી પીઠિકા કર્યા પછી તેમણે વિષય પરત્વે જે કાંઈ કહ્યુ તેથી અશિક્ષિત પુરાણીની કથામા ગયેલા પંડિતરાજની પેઠે અમે સ્મિત કરતા જ બેસી રહ્યા. વિવેચન સર્વ પૂરૂં થતા લૉર્ડ રેએ ઉપસંહાર કરતાં મી૦ રીઝના બોલવા ઉપર કાંઈ વિચાર ન દર્શાવ્યા તે માટે તેમને ચટકા લાગ્યો જે તેમણે ચાહ પીતાં પીતાં અમારા કાનમા રેડી દીધો.

ચોથો પ્રસંગ એક રાજકિય સભામા આવ્યો. મી૦ લફ, એમ. પી. પ્રમુખસ્થાને હતા. બંગાળમા પ્રસિદ્ધ થયેલા મી૦ ઓ'ડોનેલ, આઇ. સી. એસ. હિંદુસ્થાનના રાજકિય વિષય સંબંધે ભાષણ આપતા હતા. હમેશાના રિવાજ પ્રમાણે મી૦ રીઝ મોડા આવ્યા. સભાસ્થાન અંગ્રેજો તથા હિન્દવાસીઓથી ભરચક થઈ ગયું હતું. પ્રમુખની આસપાસ એક પણ ખુરશી ખાલી ન હોવાથી તેમને પાછળ બેસવું પડયું. પરંતુ કાંઇક એવુ બન્યું કે અમને માઠીની થઇ ગઈ કે મી૦ રીઝ આવ્યા. મી૦ ઓ'ડોનેલનું ભાષણ પુરૂ થતા મી૦ રીઝ સાહેબ રમકડાના ઢાબડા-

માથી ભૂત ઉભો થાય તેમ ઉભા થઇ ગયા મદ્રાસની ન્યાઉ ગીલ, વાઈસરોયની કાઉન્સીલ, ત્રાવણકોરનો અનુભવ, બંગાળીઓનુ પોતાનુ અધ્યયન વિગેરે વિષયની બહાર જેટલુ બોલાય તેટલુ બોલી પોતાની યોગ્યતા સારી પેઠે દર્શાવી વિષય પરત્વે બોલતા સર હેનરી કોટન, વેડબર્ન, દત્ત, ઓ' ડોનેલ, વિગેરેની અયોગ્યતાના બાકા ફૂકયા આ ગ્રહસ્થમાનો કોઇ પણ વાઇસરોયની કાઉન્સીલમા મેમ્બર થયો નથી એ પણ એક ખરી વાત જણાવી એટલે તેમના મનથી તેમની અયોગ્યતા સિદ્ધ થઇ મી૦ ઓ'ડોનેલ સવ બોલનારાઓની પછી જવાબ આપવા ઉઠયા અને જે જે ગૃહસ્થોએ ન્યાય પુર સર વિવાદ ચલાવ્યો હતો તેમને યોગ્ય ઉત્તર આપ્યા પછી કહ્યુ કે "હવે મારે મી૦ રીઝને જવાબ આપવાનો છે ને તેમા કાંઈ વિચાર કે ગૂચવાડો થાય તેમ નથી તેમના ભાષણનો મૂખ્ય આશય એજ છે કે તેઓ વાઈસરોયની કાઉન્સીલના મેમ્બર હતા ઉત્તરમા એટલુજ કહેવાનુ કે તેઓ કોઈ પણ દિવસે વાઈસરોયની કાઉન્સીલના મેમ્બર થયા જ નથી"

વિ. પ્ર વધ.

---

# ગ્રંથાવલોકન

---

*ઉપાકાન્ત —

ગુજરાતી સાહિત્યમા વાર્તાઓની સંખ્યા છે ઓછી નથી પણ પુસ્તકશાળાને શોભા આપે અને કુટુંબમા વચાવાય એવી વાર્તાઓ તો આગળીના વેઢા પર ગણી શકાય તેટલી જ છે એ ગણીશમા શતકની ત્રીજી વીશીમા આપણા ગદ્ય-સાહિત્યનો ખરેખરો ઉદય થયો ત્યારથી આજ સુધીમા લખાયલી સારી નવલ કથાઓનો સરવાળો લાંબો નથી

સાહિત્યના ઉત્કર્ષમા બન્ધુ સમાજનો ફાળો જોતા સંતોષ જાહેર કરવો પડે છે સ્ત્રી જાતિને લગતા સાંસારિક પ્રશ્નોની ચર્ચાથી ભરપૂર તથાપિ રસિક નવલ કથાઓ માટે ગુજરાતી વાચનાર આલમ એ મંડળના બન્ધુઓને આભારી છે

ગયે વર્ષે 'મૃદુલા' ને આનંદાર આપતા અમે રા ભોગીન્દ્રરાવ (સુમન્ત)ની લેખન શક્તિથી અમારા વાચકને જાણીતા કર્યા ત્યારે એ લેખક પાસેથી એથી પણ વધારે સુઘટિત અને વિશેષ મહત્વની નવલકથાઓ મળશે એવી આશા બાંધી હતી તે આશા ઉપાકાન્ત વાચ્યા પછી સફળ થયેલી જોઈ અમે સંતોષ પામીએ તો નાઇ અધિક નથી

ઉપાકાન્ત ' સુન્દર સુઘડ સરળ ભાષામા લખાયલી સાંસારિક નવલકથા છે ઉચ્ચ ભાવનામય નહિ પણ સંસારમા નજરે પડી શકે એવા અને વર્તમાન યુગના રંગથી રંગાયેલા પાત્રોના સ્વભાવનું તેમની ઉચ્ચગામી અભિલાષાઓનુ તાદૃશ વર્ણન કર્યું છે સમાજની સુસ્થિતિ જેના ઉપર અવલંબે છે એવા કેટલાક પ્રશ્ન ઉકેલ્યા છે અને કેટલાક પર પ્રકાશ નાખી અન્ય વિદ્વાનોનુ લક્ષ્ય દોર્યું છે ઉપાકાન્ત સુન્દર નવલકથા ન હોત તોપણ આવા ઉપયોગી પ્રશ્ન સૂચવનાર લેખ તરીકે પણ એની કિંમત ઓછી અંકાવી જોઇતી નથી

---

*લેખક ના રા ભોગીન્દ્રરાવ રતનલાલ દિવેટીયા બી એ (બન્ધુ સમાજ) કિં ૧-૮-

ઉષાકાન્ત" ભરતખંડના સુધર્કોના મગજમાં ઘુમતી અનેક પ્રકારની પ્રવૃત્તિઓનો અરીસો છે. એ પ્રવૃત્તિઓની ઝાંખી કરાવવી એ જ વાર્તાનો હેતુ હોય તો લેખકે બેશક ફતેહ મેળવી છે. વાર્તા અને પાત્રો સઘળા એ હેતુને અધીન રહી સંચરણ કરેછે. લેખકની મતલબ અમુક વાર્તા જ કહેવાની નથી પણ વાર્તાને આધારે કેટલાક વિચારો જણાવવાની છે. એ વિચારો અને સૂચનાઓ એવાં અગત્યનાં છે કે વાર્તાનું વાચન તો ગૌણરૂપે જ રહેછે.

ભરતખંડની ઉન્નતિ માટે અનેક દિશામાં પ્રવૃત્તિઓ જાગીછે. કોઇ આર્થિક અને ઔદ્યોગિક સુધારણા માટે 'સાયન્સ"ની અગત્ય બતાવેછે. સાયન્સની મદદથી જ બીજી પ્રજાઓ સાથે સ્પર્ધા કરી શકીશું અને ભરતખંડની પ્રજાની જૂની નસોમા નવું રકત વહેવડાવીશું એવી ઉમેદ આજે ઘણા રાખેછે. પ્રયોગશાળા અને યન્ત્રશાળા એ દેશની ઉન્નતિના પાયા છે એ મત હવે સર્વમાન્ય થવા લાગ્યું છે. પ્રભાકરના જીવનમાં લેખકે એ વિચાર ઉતાર્યો છે. ખરેખરો સાયન્ટીસ્ટ યોગી હોવો જોઇએ એ બી. કુન્દરના સ્વકાર્યનિષ્ઠ જીવન વડે સમર્થિત કર્યું છે. સાયન્સની સાથે સામાજિક સુધારણાનો પ્રશ્ન પણ મહત્વનો છે, અને વિશેષ મુસ્કેલ છે. ઉષાકાન્ત અને રમેન્દ્ર, મંજુલા અને સગેજ સામાજિક સુધારણા પાછળ જીવન ગાળે છે. આત્મત્યાગ અને સ્નેહ એમનાં લક્ષણો છે. એમના જેટલી માનવ જાતિની સેવા કરવાની હોંસ ધરાવનાર સ્ત્રી પુરૂષો ભરતખંડમાં હોય તો તેની આવી માઠી સ્થિતિ સંભવે જ નહિ.

"ગરીબ દુઃખાર્ત જનને યથા શક્તિ સહાય કરવી તે આ કુટુંબમાં કર્તવ્ય મનાતું; ઢેડ-ભંગી કે બ્રાહ્મણ દુઃખ પીડિત હોય તો દયાકોર તેમજ પ્રીતમલાલ સ્નેહથી તેમની ખબર પૂછતાં, ઘરનું વૈદુ બતાવતા, અને વાર તહેવારે ગામ બહાર ગરીબ લોકોના ઝુપડામાં જઇ તેમનાં જીવન સરલ કરી આપવા યત્ન કરતાં"

આવી માતાના સહવાસમા ઉછરેલો ઉષાકાન્ત દેશીઓની સ્થિતિ સુધારવા જીવન અર્પણ કરે એ સ્વાભાવિક છે. પરમાર્થ માટે આખું જીવન ગાળવા તત્પર થવું એ ભાવના કમનસીબે આપણા દેશમા જાગતી જ નથી. બહુ થાય તો પાંચ પચાસ રૂપીયાની રકમ આપવી એટલાથી જ આપણા દેશીઓ કૃત કૃત્યતા માને છે

દેશની સ્થિતિ કેવી છે તે વિશે લખતાં તો મ્હોટા ગ્રંથો ભરાય અત્રે તો માત્ર ઝાંખી જ કરાવી છે. પણ એટલું એ ઓછું નથી.

"એક સ્થળે પચીશેક વર્ષની ભૂખથી હાડપિંજર થયેલી સ્ત્રી અર્ધ જનાવસ્થામાં પડી હતી; તેની મા ક્યારની હતી, તેનું ન્હાનું બાળક શુષ્ક થઇ ગયેલા સ્તનમાંથી દુધની આશાએ પડીકમાં એક સ્તન ધાવતું હતું બીજું સ્તન મ્હોમાં નાંખી ચૂસતું"

આ દેશની આર્થિક સ્થિતિનું ચિત્ર.

"એક જગાએ જ્ઞાતિભોજન ચાલતું હતું અને વરઘોડીને હુકમ કરતો સેક્રેટરી વિનવતો હતો કે અમુક જગ્યાએ પંચ પચાસ ગરીબો, બહુ દહાડાના ઉપવાસે મરી જવાછે તો મોદક લાડુ આપે તો ઉઠે, પણ ભાના ઉતરમાં એવાને ખવડાવે શું પુણ્ય' જ્ઞાતિભોજનની વાત છોડી ગરીબોને ધૂતકારી કાઢ્યો"

એક બીજું કરૂણ ચિત્ર હવે આવે છે.

"એક સંબંધી બે ન્હાનાં બાળક સાથે રોગ અને ભૂખથી દયાજનક સ્થિતિમાં આવેલા પ્રાર્થના કરતો હતો, તેની સાથે એક લ્હેરક બાલકનું કપાળમાં ટીલું કરી, દાપના બદલામાં ઉઠી લોકને આશીર્વાદ આપતો

હતો. ર એક પાદરી પેલા બનીઆને ' આવ આવ કરી બોલાવતો હતો. × × × પેલો બ્રાહ્મણ 'પૂરૂ પવીત્રી હાથે તે સાથે કરતો હતો બ્રાહ્મણને આપીને તો સ્વર્ગે જવાય એ વિચારથી બનીયાને ના કહી સનીયાએ તેમ ( છો રાએ બહુ આજીજી કરી ભૂખરી તમ્મર ખાઇ ગયા પણ પાષાણ હૃદયના શેઠને દયા ન આવી

આપણી સાંસારિક સ્થિતિના આ હૃદયભેદક ચિત્રો જોઇ કયો હિન્દવાસી નીચુ મ્હો નહિ કરે ? જે સમાજમા આવા દુષ્ટ રાક્ષસી બનાવો છે તે સમાજનો હુ છુ એમ કહેતા કોને ગ્લાનિ નહિ ઉપજે? જો ન ઉપજે તો નક્કી માનવુ કે ભારતખડ સલામતીના કિનારાથી હજી અત્યત દૂર છે

હવે ધાર્મિક સ્થિતિ જુઓ 'જે દેશ પોતાના ધર્મને માટે, અલબત સકારણ, ગર્વિત છે જે દેશમાથી પૃથ્વી ઉપર ચાલતા મહાન ધર્મો જન્મ્યાછે તે દેશની ધાર્મિક સ્થિતિનુ નીચે ચિત્ર આવેછે

ન્હાના મદિરોમા બાવાઓ સાધુઓ ધુણી પાસે ગાજે ફુક્તા બેઠા હતા દરેક મદિરના નિર્વાહ માટે ખેતર, મકાન વગેરે રાખવામા આવતા હતા આ ઉપજમાથી માલપુવા ને ધપાક સાધુસતને મળતા. એક મદ્રાસી જે ધર્મક્ષેત્રના સ્થિતિ તપાસવા નિકળ્યો હતો તે આવી બાવાઓને કહેવા લાગ્યો કે મહા રાજ! આ મદિરોના પૈસા ખાઇ લોકોની ધાર્મિક વૃત્તિ સતેજ કરોછો? રામકથા મહાભારત કે ગીતાનો બોધ કરોછો? એ યુવાનનુ બોલવુ સાભળી બાવાઓ ચીપીયા લઇ ઉઠયા."

' એક મદિરમા દર્શનની ધમાલ ચાલતી હતી ત્યા ગાડીમા બેસી એક ધનવાન શેઠીયો આવ્યો તેને લેવા પૂજારીએ બીજાને આઘા ખસેડી પેલા શેઠીયાને અને તેના કુટુબને માર્ગ કરી આપ્યો એક વૃદ્ધ ડોશી કહે 'ભાઇ! મ્હારે દર્શનનો નિયમ છે સાજ પડી ગઇછે ને મ્હારાથી દેખાશે નહિ માટે મ્હને જવાદે! ઇશ્વરના દરબારમા એ ગરીબ તાલેવન ખરાક! ચટબેસ કહી ભૈયાએ ડોશીને ધક્કો માર્યો.'

આવા સાસારિક ધાર્મિક રાજકિય અને આર્થિક દુર્દશા સૂચક ચિત્રોથી આ નવલકથા ભરપૂર છે એ દુર્દશા માટે લેખકે માત્ર શોક કર્યો નથી પણ તેના નિવારણ માટે સદુપાય પુરૂ, સરકાર સાથે વિગ્રહમા ઉતર્યા વિના શુ શુ કરી શકે એમ છે તે બતાવ્યુછે ઉમાકાન્ત હિન્દ સેવક સમિતિમા જોડાયછે અમદાવાદમા તેની એક શાખા ઉઘાડેછે હિંદુ, પારસી મુસલમાન ક્રિશ્ચીયન સર્વે-ધર્મના ગૃહસ્થો આ મડળમા જોડાય છે માત્ર ઉપદેશથી નહિ પણ વ્યવહારિક રીતે દેશ સેવા કરે છે ગરીબોની દુખીઓની વ્હારે જઇ તેમનુ રક્ષણ કરેછે તેમના ઝુપડાઓમા જઇ તેમના બાળકોનુ પાલન કરેછે તેમને સ્વચ્છતા કરકસર, સદાચરણથી રહેતા શીખવેછે એ જ મડળમા સ્ત્રી વિભાગ રાખવામા આવ્યો છે ત્યાની સેવાભગિનીઓ સ્ત્રીજાતીની હાલત સુધારવાનુ ધર્મકાર્ય આદરે છે

સ્વપત્ની તરફ વિદ્વાન પતિની શી ફરજ છે તે વિષે ગ્રથકાર લખે છે કે—

" કોઇ દિવસ આપણી વાતોમા રસ પડે એવી વાતો કરી! રાતવાસી ટાણી વિરાન વેઠીની હકીકત કોઇ દિવસ કહી જોઇ! બાળવિધવા થઇ હોય તેને વિશે વાત છેડી! જુદા જુદા દેશના રમણિય સ્થળો ના ચિત્રો બતાવ્યા! મહાદેવ આવાને બ્હાને ગામ બ્હાર લઇ જઇ સૃષ્ટિ સૌન્દર્યની છાપ પાડી? જપાનની સ્ત્રીઓએ લડાઈ વેળા જે સેવા બજાવી હતી તે કોઈ દિવસ પ્રેમસર સમજાવી!

સ્થળ સંકોચને લીધે વધારે અવતરણ આપી શકાતા નથી સમાજની સુસ્થિતિને લગતા લગભગ તમામ પ્રશ્નોની ચર્ચા આ પુસ્તકમા ગ્રથકારે કીધી છે સુન્દર વાર્તાની સાથે ઠેકાણે ઠેકાણે જ્યા પ્રસગ જણાયો ત્યા ઉપદેશની ગોળી ગળાવીછે પણ ઉપદેશ કટાળો ઉપજાવતો નથી એવી લેખકની કળા છે

પાત્રોમાં દુષ્ટ પાત્ર એકે નથી. સંસારનું યથાસ્થિત ચિત્ર આપવું હોય તો એકાદ બે દુષ્ટ પાત્ર પણ જોઇએ પણ તે પાત્રના દુશ્ચરિતની છાપ વાંચકના મન ઉપર ઠરી જાય તો પરિણામ અનિષ્ટ આવે. એ વિચાર પણ એક રીતે વાજબી છે.

સાયન્સના ચમત્કાર ઉપર વાર્તાઓ ઘડાય છે. આપણા સાહિત્યમા એવી વાર્તાઓ લખાઇ નથી. "ઉપાકાન્ત" મા માત્ર એક જ રેખા છે. વિચારના આંદોલનવડે વાતચીત કરવાના પ્રયોગ કરવાનો હાલમાં કેટલાક દાવો રાખે છે "પ્લેન્ચેટ" કરીને એક યંત્ર બનાવવામા આવ્યું છે કે જેના ઉપર માત્ર હાથ મૂકયાથી જ મનમા ચાલતા વિચારો એની મેળે લખી શકાયછે તથા ભવિષ્ય જોઇ શકાયછે. આ વાતમાં તથ્યાંશ કેટલો છે તે તો સમય જતા નિર્ણીત થશે પરંતુ હાલમાં તે લોકોનું ધ્યાન ખેચી શકેછે તેથી નવલકથાકાર તેનો ઉપયોગ કરે એ યોગ્ય છે.

"ઉપાકાન્ત પહેલેથી છેવટ સુધી વાચ્યા પછી વાચનાર પોતે એક સુંદર સૃષ્ટિમાથી ઘણું નવીન શીખી આવ્યો એમ માને છે તથા પોતાના જેવા સામાન્ય જનના જીવનમા સુન્દરતા ભરતા શીખેછે.

**કવિતા પ્રવેશઃ**—અંગ્રેજી સાહિત્યની ખુબી સમજનારાઓનું ગુજરાતી સાહિત્ય વિશેનું અજ્ઞાન દૂર કરવાને સુંદર કાવ્યોની ચૂંટણી કરવાનો પહેલો પ્રયત્ન "કાવ્ય નિમજ્જન"ના કર્તાએ કર્યો હતો. ઘણાં વર્ષ સુધી ગુજરાતી કવિતા–સાહિત્યમાં પ્રવેશ કરવા ઇચ્છનારને માટે આ માત્ર એક જ સાધન હતુ. આધુનિક કાવ્યોની કૃતિને એમા સ્થાન મળ્યુ નહોતું. **નરસિંહથી** શરૂ કરી **નર્મદાશંકર** અને દલપતરામના યુગ સુધીના કવિઓનાં તેમા દર્શન થતા "કાવ્ય નિમજ્જન" પ્રગટ થયા પછી ઘણે વર્ષે રા. અંજારીઆએ નવા કવિઓના કાવ્યોમાંથી ઉત્તમ કાવ્યોનો સંગ્રહ કરી ગુજરાતી વાચક આગળ "કાવ્ય–માધુર્ય" ધર્યું. ટૂંકી મુદતમાં તેની થયેલી બે આવૃત્તિઓ સાબિત કરે છે કે એવા સંગ્રહની જરૂર જ હતી.

મેટ્રીક્યુલેશનની પરીક્ષામા ગુજરાતીનો અભ્યાસક્રમ ફરજીયાત થયેલો હોવાથી કાવ્યસંગ્રહ કરનારાઓને એવું પ્રોત્સાહન થયુંછે કે ત્રણ જૂદા જૂદા કાવ્યસંગ્રહો બહાર પડી ચૂકયાછે અને હજી કદાચ બીજા તૈયાર પણ થતા હશે વિત્તોપાર્જન સાથે વિદ્યાર્થીઓને પણ સુશિક્ષણ આપવાની તેમની મતલબ હોય તો અલબત્ત આવા પ્રયત્નને ઉત્તેજન ઘટેછે.

પાલ્ગ્રેવની ગોલ્ડન ટ્રેઝરીની પેઠે આ પુસ્તક પણ ચાર ભાગમાં વ્હેંચાયુ છે. એક ન્હાના પુસ્તકમા ગુજરાતના કવિઓના સઘળાં ઉત્તમ કાવ્યોને જગ્યા આપવી એ કામ ઘણું કઠણ છે. કયું કાવ્ય લેવું અને કયુ પડતું મૂકવું તેનો નિર્ણય કરતા સંગ્રહ કરનારને ઘણી મૂંઝવણ અનુભવવી પડેછે. એક ન્હાની કલગીમા કેટલા ફુલ ગૂંથી શકાય? સઘળા ઉત્તમ કાવ્યોનો સંગ્રહ કરવાનો આ પુસ્તકનો આશય નથી. આ સંગ્રહમા વિદ્યાર્થીઓની જરૂરીયાત પર જ સવિશેષ લક્ષ આપ્યુ છે.

"આ લઘુ સંગ્રહ વિદ્યાર્થીઓને કવિતામા પ્રવેશ કરાવવા માગે છે, અને તે હેતુની સિદ્ધિને માટે × × × ત્રણ લક્ષ્ય ખાસ ધ્યાનમા રાખ્યા છે

(૧) પદ્ય સાહિત્યના માન્ય લેખકોની પિછાણ આપવી (૨) તે દ્વારા ગુજરાતી કવિતાના વિકાસ ઉપર અને તેટલું અજવાળું પાડવું [૩] વિદ્યાર્થીઓની તુલનાશક્તિ સતેજ થાય, અને કદર કરવાની શક્તિ

× સંગ્રહકર્તાઓ, રા. હિંમતલાલ ગણેશજી અંજારિયા, એમ. એ; તથા મી૦ કરીમ મહંમદ, એમ.

કેળવવામા યોગ્ય ખોરાક મળે આ ઉપરાંત આપણી ધાર્મિક કથાઓમા અને પૈરાણિક માન્યતાઓમા નવેશ થાય ”

વાર સગ્રહ કર્તાઓની ધારણા શાળોપયોગી પુસ્તક તૈયાર કરવાની છે એટલે અમે પણ તે જ દૃષ્ટિબિંદુથી તેને અવલોકીશુ આરભમા દેવ નાગરી લિપિમા છાપેલુ ગુજરાતી કવિતાનું ટૂંકુ ઐતિહાસિક વર્ણન વાચી ગુજરાતી સાહિત્યમા પ્રવેશ કરાવનાર નિબધ તરીકે તેની કિંમત આંકતા અમને બીજી બાબતોમા પૂરતો સતોષ મળતો નથી દેવનાગરી લિપિ આખા ગુજરાતી સાહિત્ય માટે ઇષ્ટ છે કે નહિ તેનો નિર્ણય કરવાનુ અત્રે વિષયાન્તર થાય છે તોપણ એટલુ તો નિર્વિવાદ છે કે ગુજરાતના બધા વિદ્વાનોએ અને વાચકોએ એ મત સ્વીકાર્યુ નથી સગ્રહકારનુ ગમે તે બાજુએ વલણ હોય તોપણ શાળાપયોગી પુસ્તકમા દેવનાગરી લિપિ દાખલ કરવાનો અખતરો કરવામા ઉતાવળ જ થઇછે સરકારી વાચનમાળામા એ લિપિને હજી મહત્ત્વનુ સ્થાન મળ્યુ નથી ગુજરાતી વાચતા શીખનાર બાળકને દેવનાગરી લિપિથી અનભિજ્ઞ રાખવા એવુ કહેવાની અમારી મતલબ નથી વાચનમાળાની સાતમી ચોપડીમા પણ દેવનાગરી લિપિમા માત્ર કવિતાઓ જ છપાઇ છે ઉલટુ જૂની વાચનમાળામા ઇતિહાસના અગત્યના પાઠ એ લિપિમા લખાયલા હતા તે નવી વાચનમાળામાથી કહાડી નાખવામા આવ્યાછે તે પણ દેવનાગરી લિપિની વિરૂદ્ધ જ જાયછે

આ ઇતિહાસ કવિતાના પાકા અભ્યાસીઓને માટે નથી પણ સાહિત્યને ઉમરે ઉભેલા બાળકો માટે છે હાના બાળકોને અર્થે લખાયલા લેખ શુષ્ક વિદ્વત્તા ભરેલા હોવા ન જોઇએ કવિતા તો શુ પણ રસાયણ વિદ્યા અને ભૂસ્તર વિદ્યા સરખા એક રીતે અરસિક વિષયો પર અગ્રેજીમા લખાયલી પ્રાઇમરો કેવી રસિક કરવામા આવી છે તે સગ્રહકાર શિક્ષક હોવાથી જોઇ શકયા જ હશે લખનારે અહિ તટસ્થ લેખક તરીકે નહિ પણ શિક્ષક વિદ્યાર્થીને સબોધન કરતો હોય તેવી રીતે લખવી જોઇએ

ગુજરાતીમા રૂઢ ન થયા હોય એવા શુદ્ધ અગ્રેજી વાક્યોના તરજુમા કરી ન લખ્યા હોત તો ભાષા શુદ્ધિ જળવાત ઉદા૦ ઉપસાગર નિશાળ થયો વાચકને જ્ઞાત માનેલો છે ઇત્યાદિ

આટલુ છતા આ લેખ માટે લેખકને વખાણવા આપવાનોછે મુસલમાન અને પારસી લેખકોને શુદ્ધ ગુજરાતી લખતા જોઈ અમને તો આનદ જ થાયછે પુસ્તક કોને માટે છે તે ધ્યાનમા રાખી જેમ બને તેમ થોડા પારિભાષિક શબ્દો વાપર્યાછે તોપણ કવિતાનો રસ ચાખતા શીખવાવાને પૂરતી માહિતી આપીછે

ભાષા પણ સરળ કરીછે જૂના કવિઓમા પ્રેમાનદ શામળ અને અખાને સારો ન્યાય આપ્યોછે પ્રેમાનદ અને શામળ દલપતરામ અને નર્મદાશકરની તુલના વાજબી રીતે કીધીછે વિદ્યમાન કવિઓને માટે કેટલુક વિવેચન વધારે પડતુ લાગેછે કવિતાના ઇતિહાસ સાથે એને સીધો સબધ નથી ગુજરાતી કવિતામા વપરાતા છદ ઉપર થોડીક ચર્ચા કરીને આ ન્હાનો લેખ સમાપ્ત થાયછે ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ લખવાને કેટલા છુટા છવાયા યત્ન થયાછે તેમાનો આ પણ એક છે

અમે ઉપર કહી ગયા તેમ આ પુસ્તકને ચાર ધોરણના વિદ્યાર્થીઓને માટે ચાર વિભાગમા વ્હેચ્યુ છે પહેલો વિભાગ ચોથા ધોરણના વિદ્યાર્થી માટે છે એક બે અપવાદ સિવાય બીજા કાવ્યોની ચૂંટણી યોગ્ય થઇછે ઘણુ કાવ્યો ઐતિહાસિક છે કવિતાની સાથે ઇતિહાસ ભૂગોળ અને પૈરાણિક કથાઓનુ તેમા જરથોસ્ત સરખા હિંદુ વિદ્યાર્થીઓને તદ્દન અપરિચિત સતના

ચરિતનું જ્ઞાન અપરોક્ષ રીતે આપે એવાં કાવ્યોની પસંદગી ઉત્તમ શિક્ષક જ કરી શકે. સ્વદેશાભિમાની કાવ્યોની પણ સંખ્યા સારી છે.'

પહેલાથી બીજા વિભાગમાં જતા નવીમાંથી જૂની દુનીયામાં જવા જેવું લાગેછે. નરસિંહનાં પ્રભાતીયાથી શરૂ થઇ, પ્રેમાનંદ અને શામળની નાયકા સ્વરૂપ વર્ણન કરવાની જૂદી જૂદી શક્તિનું દર્શન કરાવી, ધડિક, ભોજા, ધીરા અને અખાની ખડબચડી વાણી વાળા પ્રદેશમાં ફેરવી, વલ્લભી મતના પુષ્ટિમાર્ગીય કવિ દયારામનાં કાવ્યોથી સમાપ્ત થાય છે આ વિભાગમા એકલા જૂના જ કવિઓ અને મ્હોટે ભાગે ભક્તિ માર્ગનું એક જ પીંજણ કરનારા હોવાથી એક રીતે અરસિક થયો છે. થોડી નવીન કવિતાઓ વચમાં વચમાં નાંખી હોત તો વધારે રુચિકર થાત.

ત્રીજા વિભાગમા એકલા નવા અને ચોથામા નવી અને જૂની કવિતાનું મિશ્રણ છે.

પ્રાકૃત ભાષાના, પારસી-ગુજરાતીના, તેથા તળબદી કાઠીયાવાડી ભાષાનાં બબ્બે ઉદાહરણ આપ્યાંછે. રા. નરસિંહરાવની " ચંદા " ચોથા કરતાં પહેલા કે બીજા ભાગમાં વધારે શોભત. સ્વ. ગોવર્ધનરામ અને રા. ન્હાનાલાલના કાવ્યો વધારે આગળ વધેલા વિદ્યાર્થીઓથી જ સમજાય તેવા હોવાથી અત્રે મૂકયાછે. અહિં કહેવું જરૂરનું છે કે કલાપી અને રા. મણિશંકરના કાવ્યોને જરા અન્યાય થયોછે. એમના કાવ્યો જે અત્રે દાખલ કર્યાછે તે તેમના ઉત્તમ કાવ્યો નથી, તેમજ તેમની કવિતાનાં મુખ્ય લક્ષણ સૂચક પણ નથી ! આ કાવ્યો વાચી એમની કવિતાનું ખરૂ સ્વરૂપ સુદ્દલે સમજાય તેમ નથી. રા. બળવંતરાયની " ખેતી " અને મી. ખબરદારનું " હલદીઘાટનું યુદ્ધ " એ બે લાંબા કાવ્યોને બદલે કલાપી અને કાન્તના ન્હાનકડા, મધુર, ધ્વનિ કાવ્યોને દાખલ કરી શકાત

પુસ્તકનો છેલ્લો ઉપયોગી ભાગ કવિજીવન અને શબ્દ કોષ છે. સાહિત્યના ઇતિહાસ માટે જે આગળ અમે કહી ગયા છીએ તે જ અત્રે પણ કહેવાનુ છે. કવિઓની ઓળખાણ આથી વધારે સારી રીતે એટલે બાળકોને કવિજીવનમા રસ પડે એવી રીતે કરી શકાત. પ્રેમાનંદ અને સ્વ. ગોવર્ધનરામના જીવનચરિત્ર ઠીક લખાયા છે, પણ બીજા ઘણાકનાં એથી પણ વધારે જ્વલંત ભાષામા સંગ્રહકર્તાઓ ધારત તો લખી શકત. રા. અંજારિયા જેવા વિદ્વાન પાસેથી તો આવી આશા પૂર્ણ થવી જોઇતી હતી.

શબ્દકોષ જોઇ અમને તો એમ જ થાયછે કે તે ફરીથી લખાવો જોઇએ. કવિતા વાંચતાં અમે ઘણા શબ્દના અર્થ જોવા કોષમા વ્યર્થ ફાંફા માર્યા. જે શબ્દો આપ્યાછે તેમાંથી કેટલાક દોષયુકત છે.

અમે બેશક લખવાને દીલગીર છીયે કે રા. અંજારિઆ જેવા સાક્ષરને હાથે આવો શબ્દકોષ તૈયાર થવો જોઇતો નથી. બીજી આવૃત્તિમા શબ્દકોષમા ફેરફાર થવો જ જોઇએ, એમ સ્પષ્ટ લખવાની મને જરૂર પડેછે.

ગુજરાતી સાહિત્યની એવી સ્થિતિ છે કે હાલતો શિષ્ય અને શિક્ષક બેઉને ટીકાની જરૂરછે. શેલી અને કીટ્સના કાવ્યોની ખુબી સમજનાર ગ્રૅજ્યુએટ શિક્ષકોને પણ ગુજરાતી કવિતા વાચી ડોકું ધુણાવતા અમે જોયાછે. સ્વ. ગોવર્ધનરામ અને ખાસ કરીને આપણા નવીન કવિ ન્હાનાલાલના ગૂઢ વ્યંજનાત્મક કાવ્યોને માટે ટીકાની ખાસ જરૂર છે. અમને આશા છે કે સંગ્રહકર્તાઓ પોતાના તરફથી ટીકા પ્રગટ કરશે.

આ પુસ્તક વિદ્યાર્થીઓ માટે ઉપયુક્તછે, કાવ્યોની ચૂંટણી થોડાક અપવાદ સિવાય ઉત્તમ છે, કવિતાનું દિગ્દર્શન સુઘટિત છે એ સઘળુ જોતાં અમે સંગ્રહકર્તાઓને મુબારકબાદી આપીએ છીએ અને તેમની ફતેહ ઇચ્છીએ છીએ

નર્મદાશંકર બાળાશંકર

## दीन याचना

આપ છો અનાથ નાથ, દીન હું ભિખારી,
બારણે પુકારું પ્રભુ, પ્રાર્થના હમારી  આપ

વાયુ આ પ્રચંડ વાય, હૃદય નાવ ઝોક ખાય,
નાથ આપ થાવ સ્હાય, લ્યો મ્હને ઉગારી  આપ

આપ માત, તાત, ભ્રાત, સુણી એક દીન વાત,
રાખો ભાવ એક તાત, સંકટો નિવારી  આપ

અંતરે તપે છે તાપ, પીડતા પ્રભુજી પાપ,
ટાળશો સંતાપ આપ, પ્રાર્થના સ્વીકારી  આપ.

પાય નાખી બેઉ હાથ, યાચું ભાવ હું અનાથ,
મસ્તકે કૃપાળુ હાથ, મૂકો સુખકારી  આપ.

નર્મદાશંકર બાળાશંકર

## दिव्य आशा

(ગરબો) ... રમવા ગોરી ... — એ ચાલ

સ્વર્ગ મંડળે થકી હું ઉતરી રે લોલ,
સ્વર્ગ માહિં કાંઈ મુજ નિવાસ,
દિવ્ય આશા હું રે લોલ,
સર્વઠામ મ્હારું કુસુમ વેરતી રે લોલ  १

દીન બન્યાં દુઃખ ભારથી દખી રે લોલ,
મનુજ બાળ ! લ્યો કુસુમ સુવાસ;
દિવ્ય હાસથી રે લોલ,
સર્વઠામ મ્હાલું કુસુમ વેરતી રે લોલ. ૨

મર્ત્યજીવને થતા કઠોર શોર લોલ,
તે શમાવવાં ગાઉં અનુપ ગાન;
ઉચ્ચતાનનાંરે લોલ,
ઠામઠામ ચાલું ગીત રેડતીરે લોલ. ૩

વિશ્વ મોહનીનું બીન બેસુરરે લોલ,
મૂક થાય, જ્યહાં તણાય તાન,
દિવ્ય વાદ્યનાં રે લોલ;
મનુજ લોકમાં હું એમ ખેલતી રે લોલ. ૪

શાન્ત સિન્ધુ ગાન ગાય જ્યહાં ગભીર લોલ,
સાન્ધ્ય રંગ વ્યોમ રમે રાસ,
વાસ ત્યહાં કરુ રે લોલ;
તારલાકણી બની હું એકલી રે લોલ. ૫

રત્નાગિરિ જીલ્લો. નરસિંહરાવ ભોળાનાથ.

## आशा.

(સદા સંસારની ધૂનમાં)

સતી સિદ્ધેશ્વરી સંસારનો શૃંગાર આશા !
મનોબલવેગની ગતિવાહિની, સંચાર આશા !
સ્વર્ગોથી સાથે સરી, પ્રયાણમાંયે સાથ;
અનન્તતાસહચારિણી, આશા અમર અવાસ.
વિયોગે યોગિની–સંયોગિની, સાકાર આશા !
હૃદયની વાહિની, ઉદ્ધારિણી, આધાર આશા !
ક્ષણમાં સખી સહ રાજતી, ક્ષણમાં કરે વિરોધ;
એ તુજ હર્ષ વિરોધનો કદીક આવે ક્રોધ.

નિરન્તર મોહિની, ઉત્સાહિની ઉમંગ આશા !
સદા સહવાસિની, પરગામિની સુમંત્ર આશા !
જીવન વેલી ખેલતી, પુષ્પ પુષ્પ પથરાય,
આશાઆશ્રિત મોહમાં પગાગ કે પમરાય

જીવનવ્યાપાર હૃદ્વ્યાગારનો સુપરાગ આશા !
હૃદયના રાગનો અવિરાગ એ સુવિરાગ આશા !
તુજ તેજે છે જીવવું તુજ સહવાસે વાસ,
યોગ વિયોગ સખી તજ્યે પ્રાપ્તિ ઈપ્સુવાસ

મનોબલવેગની ગતિવાહિની, સંચાર આશા !
સતી સિધ્ધેશ્વરી સંસારનો શૃંગાર આશા !

સ્નેહજ્યોતિ

## મીઠી મોરલી

---

જીવનની સહચરી ઓ મીઠી મોરલી,
બાળપણાથી ત્હેં કીધા ઉપકાર જો,
દુઃખવાદળની છાયા જ્યારે ઘેરતી,
ત્યારે ત્હારો મ્હને હતો આધાર જો,
જીવનની સહચરી ઓ મીઠી મોરલી

ત્હને વિસારી વર્ષ થઈ બે ચાર મ્હેં
આજ ફરીને લઉં ખેલવા હાથ જો,
દિવ્ય મનોહર સ્વર પ્રભુની વાણી સમા,
ઉન્નત કરજે મ્હારૂં જીવન તંત્ર જો,
જીવનની સહચરી ઓ મીઠી મોરલી

ભાનુશંકર કેશવલાલ પાઠક

---

ત્રીજું સુખ તે સાત્વિક કહેવાયછે. એ સુખ તે યથાર્થ સુખ કહેવાયછે. એનું પરિણામ દુઃખ કે અજ્ઞાન આવતું નથી, પણ ઉલટું કલ્યાણકર નીવડી અધિક આનન્દને ઉપજાવેછે. એનું સ્વરૂપ ગીતામાં નીચે પ્રમાણે કરવામાં આવેલછે.

લાગે વિષસમ પ્રથમ જે અન્તે અમૃત થાય,
આત્મ બુદ્ધિથી પ્રાપ્ત તે સુખ સાત્વિક કહેવાય.

એ સુખ પ્રથમે વિષસમ કડવું લાગે. કોઈ પ્રશ્ન કરશે કે જ્યારે વિષસમ કડવું હોય તે કંઈ સુખ હોય એ તો દુઃખ છે પણ તેમ નથી. અમૃત એટલે જેનો નાશ ન થાય એવો ઉત્તમ પ્રતિનું જે સુખ તે પ્રાપ્ત કરવાનાં સાધનો છે તે પ્હેલાં વિષ જેવા કડવા લાગેછે, તેથી તેવાં સુખ પ્હેલાં કડવા લાગેછે એમ જણાવ્યું છે.

કામ, ક્રોધ અને લોભ એ આ સુખના મહા શત્રુઓ છે તેને પ્હેલાં ઇશ્વરની ભકિત અને નિષ્કામ કર્મવડે જીતવા જોઇએ, ઇશ્વરની ભકિત તથા નિષ્કામ કર્મ પ્હેલાં બહુ કઠણ લાગેછે તેથી તેને વિષસમ ગણ્યું છે. એઓને જ્યારે જીતવામાં આવેછે, ત્યારે ભકિત અને નિષ્કામ કર્મફળ આપવાને તત્પર થાયછે. તેઓનું ફળ તે હૃદય શુદ્ધિ એટલે તેમાં સ્ફુરતી સંસારિક વાસનાઓની નિવૃત્તિ અને તેમ જ્યારે થાયછે ત્યારે હૃદય શાન્તાવસ્થાને પ્રાપ્ત કરેછે અને શાન્ત હૃદય એજ સુખ એમ આપણે પૂર્વે વિલોકી ગયા છીએ. એટલે અત્રે તેનો વિસ્તાર કરતા નથી. જેમ અન્ય સુખો,'વિષય ઉપભોગથી તથા નિદ્રાદિથી ઉત્પન્ન થાયછે તેમ આ સુખ ઉત્પન્ન થતાં નથી. પણ એ સુખ કેવળ આત્મબુદ્ધિથી પ્રાપ્ત થાયછે. આત્મબુદ્ધિથી એટલે બુદ્ધિની વૃત્તિ આત્માભિમુખી હોયછે તે. ઘણે ભાગે બુદ્ધિની વૃત્તિ સાંસારિક પદાર્થાભિમુખી હોયછે. તે તેમ ન હોતાં અંતરમાં વળેલી હોયછે અને આત્માભિમુખી કહે છે અને તેના વડે જે સુખ ઉદ્ભવે છે તે આત્મબુદ્ધિથી પ્રાપ્ત કરેલ કહેવાયછે. એ સુખ તે સાત્વિક કહેવાયછે.

ઉકત ત્રણ પ્રકારનાં સુખો આપણે વિલોકયાં અને પ્રધાનપણે વકતવ્ય એ થયું કે અંતઃકરણની શાન્તાવસ્થા એ સુખ કિંતુ તેમ નથી એટલે કે સુખ એ એક પ્રકારની પ્રિયકર આનંદની વૃત્તિ છે, પણ તે અંતઃકરણનો ધર્મ નથી. એ તો આત્માનો ધર્મ છે. અંતઃકરણ એટલે કે બુદ્ધિ, ચિત્ત, મન અને અહંકાર એ વિવિધ રૂપે તેના ધર્મોને લઇ બોલાય છે તેનું તેમાં પ્રતિબિંબ પડેછે અને તેથી તેને સુખાનુભવ જણાયછે.

આત્મા એ સચ્ચિદાનંદમય ચિત્ત સ્વરૂપ છે અને અંતઃકરણ એ રજ તમ અને સત્ત્વરૂપ પ્રકૃતિનું પરિણામ છે અંતઃકરણ પ્રકૃતિના સત્ત્વાંશનો બનેલો હોય છે કેવળ સત્ત્વાંશનો નહિ પણ રજ અને તમ અંશને નિરોધીન કરી સત્ત્વાંશ પ્રધાનપણે અનુવર્તે તેવે રૂપે પ્રકૃતિનું દરેક પરમાણુ ત્રિગુણમય છે માત્ર તેમાં આવિર્ભાવ અને તિરોભાવ થયા કરેછે સત્ત્વગુણ સ્ફટિક સમ નિર્મળ છે સ્વચ્છ છે તેથી તેમાં આત્માનું પ્રતિબિમ્બ પડી શકે છે અને તેને લઈને આત્માનું સુખ અંતઃકરણમાં થયું એમ આરોપ કરાયછે કિંતુ વાસ્તવિક તો તે સુખ આત્માનું જ છે

રજ ગુણ ચંચળ સ્વભાવનો છે અને તેથી તે આત્માનું પ્રતિબિમ્બ પાડી શકતો નથી અને તેથી સુખ જણાતું નથી અંતઃકરણમાં જ્યારે એ પ્રધાનપણે અનુવર્તેછે, ત્યારે હૃદયમાં એક પછી અન્ય એમ વાસના ઉત્પન્ન થયા જ કરેછે અને મન અસ્થિર રહે છે અને તેથી દુઃખમય સ્થિતિ જેવું લાગેછે એનું કારણ આ પ્રકૃતિનો રાજસ ગુણ છે અને તે દુઃખોત્પાદક છે પરંતુ વિષયોના યોગ કે ભોગ કાળે એ રજોગુણ તિરોભાવને પામી જાયછે અને સત્ત્વનો આવિર્ભાવ થાય છે એટલે વાસના વિરમી મન ચંચળ સ્વભાવ તજી શાંત થાયછે અને તેમાં આત્માનું પ્રતિબિમ્બ પડેછે અને સુખબુદ્ધિનો ઉદય થાય છે પણ આપણે પૂર્વે વિલોકી ગયા તેમ આ સુખ પરિણામે દુઃખને ઉત્પન્ન કરેછે એટલે ત્યાજ્ય છે

તમ ગુણનો સ્વભાવ જડ ને અજ્ઞાન છે વૃક્ષ પાષાણાદિકમાં પ્રકૃતિનો તમો ગુણ પ્રધાનપણે અનુવર્તે છે, અને રજ અને સત્ત્વગુણ ગૌણ રહે છે તેમાં આત્માનું પ્રતિબિમ્બ બીલકુલ પડી શકતું નથી આપણી સુષુપ્તિ અવસ્થામાં આપણા ચિત્તમાં એ ગુણ પ્રધાનપણે અનુવર્તે છે અને તેથી જ આપણી અજ્ઞાનાવસ્થા બની રહેછે આમાં અજ્ઞાનતાના કારણે સુખ દુઃખ જણાતાં નથી પણ દુઃખનો અનુભવ ન થવાથી સુખરૂપે મનાયછે હું સુખે સુતો હતો એમ જે જાગૃદાવસ્થામાં પ્રતીત થાયછે તે સુખ માત્ર આત્માનું જ છે આત્માને તેનો અનુભવ સાક્ષીરૂપે સર્વદા જ્ઞાન છે એટલે તે સુખ પણ અંતઃકરણમાં જ આરોપાયછે અને તેથી તેવાં સુખો તામસ રૂપે ગણાય છે

આ પ્રમાણે સુખ એ શી વસ્તુ છે, તેનું સ્વરૂપ તથા તેના ભેદો કેવા પ્રકારના છે એ આપણે વેદાન્તકથનાનુસાર વિલોકયા હવે માત્ર જે કંઈ રહેતું હોય તો તે એટલુંજ છે કે તામસ અને રાજસ સુખનો ત્યાગ કરી શુદ્ધ સાત્ત્વિક સુખ પ્રાપ્ત કરવા માટે પ્રયત્નશીલ રહીએ એજ છે

પુરાતન બાલિકાનન્દ

# આપણા ધનવાનો.

( મળેલુ. )

ભરતખંડ ઘણો નિર્ધન દેશ છે; ત્યાંના લોકની જરૂરીયાતો થોડી છતાં તેટલી પણ મળી આવવી ઘણી મુશ્કેલ છે; હજારો માણસો ભૂખે મરેછે, અને તેથી વધારે મોટી સંખ્યા અપૂર્ણ, રોગીષ્ટ ખોરાકથી શરીરે દૂર્બળ થઇ અકાળ મૃત્યુ પામેછે. આ બધું એટલી બધીવાર કહેવાયુંછે કે અત્રે એનું વર્ણન કરી નકામી જગ્યા રોકવી નથી. પણ આ નિર્ધન દેશમાં થોડા ઘણા પણ ધનવાન પુરૂષો છે એની કોઈ ના પાડી શકશે નહિ. અને એ વર્ગના ઘણાક માણસો કોઈ કોઇ પ્રસંગે પોતાના ધનનો ઉપયોગ અયોગ્ય રીતે કરેછે એ પણ ઘણાના જાણવામાં છે. અલબત હરેક માણસ પોતપોતાની મિલ્કતનો સંપૂર્ણ રીતે માલેક છે, અને પારકાને નુકસાન ન પહોંચે એવી રીતે પોતાના ધનનો યથેચ્છ ઉપયોગ કરવાનો સૌ કોઇને હક છે. ત્યારે કોઇ કહેશે કે શ્રીમન્ત લોકોને પોતાના ધનનો ઉપયોગ ગરીબોના હિત માટે કરાવવાને સમજાવવાનો આપણને શો હક છે? યુરોપમાં ભારે સંક્ષોભ ઉત્પન્ન કરનાર સોશીયાલીઝમના પક્ષકારોના કહેવા પ્રમાણે સરકારની મદદથી ગરીબ અને તવંગરની મિલ્કત એકસરખી રીતે વહેંચી નાંખવા હું ઇચ્છતો નથી. તેમ વ્યકિત સ્વાતંત્ર્યનો ઈનકાર કરી સમગ્ર જન સમાજ માટે વ્યકિત છે એવો મત આગળ લાવવાની મારી ઇચ્છા નથી પરંતુ હરેકને વાજબી સ્વાતંત્ર્ય આપતાં ગરીબ અને તવગર બન્ને વર્ગ ઓળખી શકાય એવા ભિન્ન રાખ્યા છતાં ગરીબાઈની તીક્ષ્ણતા ઓછી થઇ શકે એમ છે?

આપણા લોકોનો જાતિસ્વભાવ જોતાં આ પ્રશ્ન આપણે ત્યાં યુરોપના જેટલો મુશ્કેલી ભરેલો નથી. મારા ધનનો હું જ ઉપયોગ કરીશ અને બીજાઓ માટે લેશ પણ ખર્ચનાર નથી એમ કહેનાર પુરૂષો આપણા દેશમાં ઘણા થોડા છે એવું મારૂં માનવુંછે. વળી એ પ્રમાણે બોલનારાઓમાંથી પણ કેટલાક અણજાણે પરોપકાર કરતા હશે તેવાઓને આપણે પુછીશું કે તમે ગોજ શોખની વસ્તુઓ ખરીદોછો તેના પૈસા કયાં જાય છે? તેઓ કહેશે કે એ ચીજો ઉત્પન્ન કરનાર કારીગરો પાસે. ગમે તે પ્રકારે એમાંથી એટલું તો તેમને સમજાવાય કે તમે તમારુ ધન બીજાને આપોછો અને બદલામાં તમે ઉપભોગ મેળવો છો. અર્થ શાસ્ત્રની પરિભાષામાં કહીયે તો તમારા દ્રવ્યનો અનુત્પાદક વ્યય થયો છે. ભોજ્ય વસ્તુઓનો વિનાશ થતાં એ ધનનો પણ વિનાશ થાયછે, તેનાથી નવું દ્રવ્ય ઉત્પન્ન કરી શકાતું નથી. ત્યારે ખર્ચેલા પૈસામાંથી નવો પૈસો નીપજાવી શકાય એવી રીતે તેમને ખર્ચતાં શીખ-

વવાનુ છે અને એ કામ ઘણુ મુશ્કેલ નથી જ્યારે તેમની ખાત્રી થાય કે ધનનો આ રીતે ઉપયોગ કર્યાથી તેમને વવારે લાગો વખત પહોચે એવી ભોજ્ય વસ્તુઓ મગી શકેછે તો જરૂર સ્વાર્થપરાનણ માણુસો એમા ઝ પલાવ્યા વગર રહેશે નહિ

પણ એ મોજીલા માણુસોથી ઉતરી જ પ્રકૃતિના માણુસો આપણા દેશમા ઓછા નથી કજુસ લોકોની હુ આ વર્ગમા ગણત્રી કરૂ છુ તેઓ પોતાનુ દ્રવ્ય ઉત્પાદક કે અનુત્પાદક કોઇ પણ રસ્તે ખરચવા રાજી નથી સૌથી વધારે મુશ્કેલી આ લોકોની સાથે છે, છતા એમની હકીકત પણ છેક નિરાશાજનક નથી મે ઘણી વાર જોયુછે કે કજુસ માણુસનો દીકરો હમેશા ઉડાઉ નીકળેછે બીજુ કજુસ એક રીતે ઘણો ઉપયોગી છે જે વનને ઉડાઉ માણુસ નાહક ખરચી નાખત તેને એ સાચવી રાખેછે કદાચ એનુ ધન કોઇ સમજુ માણુસના હાથમા આવે તો તેને હાથે એનો કેવો સારો ઉપયોગ થશે? એ લોકો એક રીતે જાણે મધ માખીઓ જેવા છે તેના ધનનો ઉપયોગ તેને પોતાને હાથે નહિ તો બીજાને હાથે પણ થશે એવાને ઉત્પન્ન કરવા માટે પરમેશ્વરનુ પણ ડહાપણ છે પણ કજુસને સમજાવતા શુ એ સમજી શકે એવો નથી? શુ એ વધારે ઓછા લાભમા સમજતો નથી? કજુસ શા માટે કાળજીથી ધન સચય કરે છે તે આપણે શોધીએ લોકો પૈસો સાચવી રાખેછે તે ખરચવાના ઇરાદાથી જ માણુસ પોતે કયા સુધી જીવશે અગર કયાસુધી કમાઇ શકશે એ જાણી શકતો નથી પોતે એકાએક મરણ પામે તો પોતાના કુટુબના ગુજરાન માટે અગર પોતે અશક્ત થાય તો પોતાની હયાતીમા કુટુબના ખર્ચ માટે માણુસ કરકસર કરીને પૈસો બચાવેછે આમ કરતા કરતા અભ્યાસથી એના મનમા પૈસા તરફ કાંઇક સ્નેહ ઉત્પન્ન થાયછે અને પૈસો સઘરવાથી જ એને આનદ થાયછે, અને જે મૂળ હેતુથી પોતે ધન એકઠુ કરતો હતો તેનુ વિસ્મરણ થાયછે એક પ્રખ્યાત ચિત્રકારે ફરી ફરીને રૂપિયા ગણતા કજુસના મુખ ઉપર પડતી આનદની રેખાઓ બહુ કુશળતાથી ચિતરીછે આપણે ઉપર જોયુ તેમ પોતે જરૂરની વખતે પૈસો ખરચી શકે એવી ધારણાથી કજુસ ધન સચય કર્યો જાયછે પણ પોતાને તેની ખરી જરૂર કયારે પડશે તેની એને ખબર નથી જરૂર તો ઘણીએ વાર જણાય પણ હજુ આગળ એથી વધારે જરૂર આવી પડશે એવી રીતે મનને સમજાવનો સમજાવનો તે ઘણી ઘણી રીતે અગવડો પડે છતા છેક મરતકાળ સુધી હવે ખર્ચુ એવો નિશ્ચય કરી શકતો નથી અલબત પૈસો સઘરવામા જ સુખ માનનાર કેટલાક હોયછે પણ ઘણાક તો ઉપર કહી ગયા તેમ ભવિષ્યને માટે પૈસો એકઠો કરેછે તેવાઓને જો ખાત્રી થાય કે અમુક જાતના ધધામા ખોટ જવાની બીક નથી, અને નફો મળવાની વકી છે, તો મારી ખાત્રી છે કે તેમનામાના પચાસ ટકા માણુસો ખુશીથી પોતાના

પહેલી ત્રણ ચોપડી વિષે રા આનંદશંકર ત્રિવેદીએ વિવેચન કર્યુ છે એટલે આપણે એ ત્રણ ચોપડીની ઉપર ટપકે જ તપાસ ચલાવીશુ એ ચોપડીઓની ભાષા સાદી અને બાળકો વાપરે તેવી વાપરી છે જ્યારે ચોથી ચોપડીથી ભાષામા નાસ્તા લાવવાનો પ્રયત્ન કર્યો છે વિષયો પણ બાળકને રસ પડે અને તે સાથે જ્ઞાન મળે એવા પસંદ કરવામા આવ્યા છે ખાસ કરીને તહેવારના વિષયોના વર્ણન ખેતીવાડીને લગતા વિષયોની ચર્ચા સામાન્ય પ્રાણીઓ પક્ષી અને વનસ્પતિના વર્ણન મનુષ્યશરીરની રચના એ આ ચોપડીમા સાદી અને સરળ ઇબારતમા રાખવામા આવ્યા છે અને સામાન્ય વિષયના પાઠમા ઇસપનીતિ સાથે રામાયણ મહાભારત અને પંચતંત્રનો ઉપયોગ પણ ધ્યાન ખેચે છે જુની વાચનમાળાની કવિતા વિષે મી૦ મેકનટન ટીકા કરે છે પણ નવી વાચનમાળાની પહેલી ત્રણ ચોપડીના જુની વાચનમાળા કરતા ઉચા પ્રકારની કવિતા છે એમ પ્રતીપાદન કરવુ મુશ્કેલ પડશે

ચોથુ ધોરણ એ સાધારણ પ્રાથમિક વિદ્યાનુ છેલ્લુ ધોરણ હોવાથી ચોથી ચોપડીની રચના વધારે વિધાન કરવામા આવી છે ઘણીખરા બાળકોનો અભ્યાસ અહીંજ પૂરો થાય છે અને જેઓ આગળ ચાલે છે તેનાનો મોટો ભાગ અંગ્રેજી શીખવાને એંગ્લોવર્નાક્યુલર સ્કુલમા જોડાય છે અહી તેમના શિક્ષણનો મુખ્ય વિષય અંગ્રેજી હોવાથી ગુજરાતી ઉપર જોઇએ તેટલુ લક્ષ અપાતુ નથી એ ગંભીર થવા જેવુ છે

ચોથા ધોરણમા ઇતિહાસનો વિષય શરૂ થાય છે એટલા માટે ચોથી ચોપડીમા ગુજરાતના ઇતિહાસના પાઠ આપ્યા છે અને તે ઉપરાત સામાન્ય વિષયના પાઠોમા પણ રાજકુમાર ભીમસિંહનુ ઉદારપણુ પનાની રાણ એવા અકબરના વાહની નગરચર્ચા નતાપરાણો નરસિંહ મહેતાની ઉના ગામમા પધરામણી રજા ભોજ સોમનાથના સ્વાસ્થ્યના કમાર ભીષ્મપિતા વિશ્વામિત્ર અને વસિષ્ઠ વગેરે પાઠોમા બાળકોને નીતિની સાથે જ ઐતિહાસિક અને પૌરાણિક ભાવનાઓના સસ્કાર રેડવાનો પ્રયત્ન કરવામા આવ્યો છે તે ઉપરાત તદુરસ્તીને લગતા ખોરાકની જરૂર પાણીના નળ અને પાણી તથા દુધ ચોકખા રાખવા વિષેના ત્રણ પાઠ એક મહત્ત્વના વિષયને સાદી અને સરળ ભાષામા ચર્ચે છે અને ત્રીજી ચોપડીમા શરીરનુ હાડપિંજર અને સ્નાયુઓની રચનાના વર્ણન પછી અહી હૃદય લોહીનુ વહેવુ અને ચેતનની ક્રિયાઓ વિષેના પાઠો (Physiology) ઇન્દ્રિયવિજ્ઞાનનો વિષય ચર્ચે છે તે ઉપરાત પાકડુ બીજ ફળ અને ફુલના સૂક્ષ્મ અવલોકન કરાવનારા પાઠ આપવામા આવ્યા છે પ્રાણીઓમા માછલી સર્પ અને દેડકાના આચરવાળા પ્રાણીઓ મા હાથીનો અને ઉત્તરમા તીડ અને મગર સબધી પાઠ આપવામા આવ્યા છે ભૂગોળના પાઠો મુબઈ ઇલાકાના સામાન્ય વિભાગો, તેપરના સત્તાધારી અધિકારીઓ જુના અને નવા મુસાફરીના માર્ગો વગેરેનુ વર્ણન કરે છે અને ઐતિહાસિક પાઠોમા અશોકના વખતથી મોગલ સલતનતની સ્થાપના અને ગુજરાતના ઇતિહાસમાથી સિદ્ધરાજ જયસિંહ, કરણ ઘેલો અહમદશાહ અને મહમુદ બેગડાની કારકિર્દિ આપવામા આવેલ છે

પાચમી છઠ્ઠી અને સાતમી ચોપડીઓની રચના તથા ભાષા વધારે ઉચા પ્રકારની રાખવામા આવી છે આ ચોપડીઓ જેઓ અંગ્રેજી કેળવણીથી વિમુખ રહેવા માગતા હોય અને જેઓ નાત્ર દેશી ભાષામાજ કેળવણી લઇ પછી દુનિયાના કામમા પડવાના હોય તેઓને જેટલુ બને

તેટલું વિસ્તૃત જ્ઞાન આપવાના હેતુથી રચવામા આવી છે અને તે સાથે સાહિત્યના દષ્ટિબિંદુથી ગુજરાતી સાહિત્યના માનનીય ગ્રંથોમાંથી ઉતારા આપી તે મબધી રસ જાગ્રત કરવાનો પણ પ્રયત્ન કરવામા આવ્યો છે. આ ત્રણ ચોપડીને દરેકને જુદી જુદી લઇ અવલોકવા કરતા તેમને એક સાથેજ તેમના વિષયો પરત્વે અવલોકન કરીએ તો વધારે સુગમ પડશે, અને એ વિષયોને મુખ્યત્વે બે મોટા વિભાગમાં વહેચી શકાશે. ૧ સાહિત્યના વિષયો, ૨ શાસ્ત્રીય વિષયો. સાહિત્ય ( Literature )ના વિષયોની અંદર લેખકની મનોવૃત્તિનુ પ્રાધાન્ય હોયછે જ્યારે શાસ્ત્રીય (Science) લેખોમા વસ્તુના યથાર્થ નિરૂપણ ઉપર ખાસ લક્ષ અપાય છે. સાહિત્ય જગતના જુદા જુદા પ્રસગો અને પદાર્થોની જુદી જુદી મનોવૃત્તિ માર્ફત પરીક્ષા કરી તેમાથી રસિક અને બોધક તત્ત્વ શોધે છે, ત્યારે શાસ્ત્ર આપણને જગતના અનિવાર્ય નિયમોનું ભાન કરાવી તેને બને તેટલા આપણા ઉપયોગમા લેવાનુ શીખવેછે. એકનું કામ આપણા અનુભવની દુનિયાની સીમા વિસ્તૃત કરવાનુ છે ત્યારે બીજાનુ કામ આપણા હૃદયને વધારે મૃદુ અને ગભીર કરવાનુ છે.

પ્રથમ ત્યારે આપણે શાસ્ત્રીય વિષયો પર આવીએ, સમગ્ર અવલોકનથી આપણને લાગે છે કે ગુજરાતિ ભાષા દ્વારા જ કેળવણી લેનાર વિદ્યાર્થીના મનને વિસ્તૃત કરવાને માટે બનતો પ્રયત્ન કરવામા આવ્યો છે. પદાર્થ વિજ્ઞાન, રસાયન, ભૂગોલ, યાન્ત્રિક શક્તિઓ, ખગોલ, અર્થ શાસ્ત્ર, માનવ શાસ્ત્ર ( Anthropology ) ઇન્દ્રીય વિજ્ઞાન શાસ્ત્ર, વનસ્પતિશાસ્ત્ર વગેરેના સિદ્ધાંતો સરળ ઇબારતથી સમજાવી વાચનારના મનમા આ બધા વિષયો સંબંધી રસ ઉત્પન્ન કરવાનો પ્રયત્ન કરવામા આવ્યો છે, અને એ પાઠો શિખવવામા જોઇતો ઉપસ્કર દરેક શાળાઓને પૂરો પાડવામા આવે તો ઉચ્ચ શિક્ષણ દેશી ભાષા દ્વારા આપવાની વાતો જે હાલ થાયછે તેની શરૂઆતની અજમાયશ પ્રાથમિક શાળાઓમા થઇ શકશે, અને જો સરકારી કેળવણી ખાતુ માત્ર નવી વાચનમાળા મન્જૂર કરીને બેસી રહેશે તો એ પાઠો સમજાવવાને બદલે બાળકો પાસે ગોખી કઢાવવાનો એકજ માર્ગ શિક્ષકો પાસે રહેશે. માટે શાળા ખાતાં સાથે સબધ ધરાવતા ગ્રહસ્થોની ખાસ ફરજ સરકારનું ધ્યાન આ બાબત ઉપર ખેચવાની છે. છઠ્ઠી અને સાતમી ચોપડીમા પદાર્થ-વિજ્ઞાન અને રસાયન શાસ્ત્રના જે પાઠો છે તે તે પાઠોમા વર્ણવેલા પ્રયોગો કરવાના સાધનો સિવાય તેની અદરની બાબતો સમજાવવી મુશ્કેલ છે અને એવા સાદા પ્રયોગોથી શાસ્ત્રના સાદા સિદ્ધાંતો સમજાવ્યા સિવાય અર્વાચીન જમાનાની નવી શોધ જેવી કે રોન્ટજનના એક્સ કિરણો વગેરે નાના બાળકોને સમજાવવા એ મુશ્કેલ કામ છે. એટલા માટે છઠ્ઠી અને સાતમી ચોપડીમા પદાર્થ વિજ્ઞાન અને રસાયન શાસ્ત્રના પાઠોમા જ્યા જ્યા પ્રયોગોના ચિત્રો છે તે તે ઉપસ્કરો બધી શાળાઓને પૂરા પાડવાને અને શરૂઆતમા બધા માસ્તરોને તેનો ઉપયોગ શિખવવાની અમે ભલામણ કરીએ છીએ અને તેમ કરવાથી પ્રાથમિક શિક્ષણમા નવા યુગની જરૂરીયાતો પુરી પાડવાને માટે એક ઉપયોગી પગલુ ભરેલુ ગણવામા આવશે.

હવે આપણે સાહિત્યના પાઠો ઉપર આવીએ, એ પાઠોનું નિરીક્ષણ કરતા બે બાબત ધ્યાનમાં રાખવાની છે, ૧ પાઠના વિષયોની પસદગી, ૨. પાઠની ઇબારત, શાસ્ત્રીય પાઠો વિષે બોલતા આપણે ફક્ત એના વિષયોની જ ચર્ચા કરી છે. કારણ ઇબારત એ સાહિત્યનો ભાગ છે, શાસ્ત્રીય પાઠોના સબધમા જોયુ તેમ સાહિત્યના પાઠોની પસદગીમા ગી. કોવર્નટનની ઉદાર વિચારશક્તિનાં આપણે વખાણ કર્યા સિવાય રહેવાતુ નથી; પણ તે પરથી જ્યારે આપણે વાચનમાળામાં વપરાએ

સ્વરૂપને માટે ગુજરાતી મેમ્બર જોખમદાર છે અને તેઓ પોતાની જોખમદારી એવી રીતે બીજા ઉપર નાખી શકે નહી.

વળી કેટલેક ઠેકાણે શબ્દોના અશુદ્ધ રૂપો અને તેમના આપેલા અર્થમા પણ ભુલ જોવામા આવેછે. દાખલા તરીકે છઠ્ઠી ચોપડીના ૮૨ મા પાઠને છેડે કરમ શબ્દનો અર્થ 'ભુંડા કામ' એવો. આપવામાં આવ્યો છે. છઠ્ઠી ચોપડી ભણનાર દરેક વિદ્યાર્થી કર્મ એટલે ' જે કરાયું હોય તે ' અથવા 'કામ' એ અર્થ જાણે જ. છતાં અહીં એવા સાદા શબ્દનો અર્થ આપ્યો છે અને તે અર્થ ખોટો છે. પાઠ વાંચતાં જે વાક્યમા તે શબ્દ વપરાયો છે ત્યાં 'એવાં કરમ કરીને' એમ છે અને એવાં શબ્દ એ આગળ વર્ણવી ગયો તેવાં એમ સૂચન કરે છે. પણ ખાલી ' કરમ ' શબ્દનો અર્થ ભુંડા કામ એવો આપવો એ વાસ્તવિક નથી.

તેજ પ્રમાણે જો કે તે ઠેકાણે ' સુગધીદાર ' શબ્દ વપરાયો છે. સાધારણ વપરાશમાં શબ્દોના અશુદ્ધ રૂપો ઘણાં વપરાય છે અને સત્યતા, ઐક્યતા, સગવડતા એ શબ્દો તો એટલા બધા દૃઢ થઇ ગયા છે કે તેમની અશુદ્ધતા હવે ધ્યાન પણ નથી ખેંચતી. છતા વાંચનમાળાની અંદર તો શુદ્ધ ભાષાનો ખાસઆગ્રહ રાખવો જોઇએ. હવે સુગંધ નામ ઉપરથી સુગંધી વીશેષણ થયુ, માટે તેનું બેવડુ વિશેષણ સુગધીદાર એ કાનને અયોગ્ય લાગે છે

વળી એક ઠેકાણે કહ્યુંછે કે ' તેનામાં ખામોશ ઘણી હતી. ખામોશ એ વીશેષણ છે અને તેનો અર્થ ચૂપ એવો થાયછે અને તે પરથી ખામોશી એ નામ છે અને તેનો અર્થ ચુપકીદી અથવા મૌન અને તે પરથી ધૈર્ય એવો અર્થ થાય છે. આ વાક્યમાં પણ એવી રીતે નામને બદલે વિશેષણ મૂકવામાં આવ્યું છે.

પાંચમી ચોપડીમાં 'મેદ' શબ્દનો અર્થ 'શરીરનો એક ધાતુ' એવો આપ્યો છે. આ વ્યાખ્યા ડાક્ટર જોન્સનના જાળી શબ્દની પ્રખ્યાત વ્યાખ્યાની યાદ આપેછે. મુળ શબ્દ કરતાં તેનો અર્થ વધારે અઘરો હોય તે ન્યાય શાસ્ત્રમાં દોષ ગણાયછે. 'મેદ'નો અર્થ ચરબી શબ્દથી સારી રીતે આપી શકાત

વળી કેટલેક ઠેકાણે અંગ્રેજીમાંથી શબ્દશઃ ભાષાન્તર કરવામાં વિવેક ન સચવાયાથી ગુજરાતી ભાષામા અપરિચિત પ્રયોગો પણ થયાછે. દાખલા તરીકે ' આદુ એ તેના છોડનુ મૂળ છે " આ એક પાઠની અંદર પારિભાષિકનું પહેલું જ વાક્ય છે. આ વાક્યમાં તેના એ સર્વનામ ક્યા નામને બદલે વપરાયું હશે, એમ શક થાય છે ગુજરાતી ભાષામાં સમજાય એવું લખવું હોયતો 'આદુ એ એક જાતના છોડનુ મૂળ છે,' એટલું જ બસ છે. પરંતુ અહીં Gingers is a root of its plant ' એ વાક્યનુ શબ્દશઃ ભાષાન્તર માત્ર કરવામાં આવ્યું છે. તેજ પ્રમાણે કેટલેક ઠેકાણે વિશેષનામોમા પણ શબ્દશઃ ભાષાન્તર કરવામા આવ્યું છે, અને તેથી આપણી પ્રજાને અપરિચિત પ્રયોગો કરવામાં આવ્યા છે; દાખલા તરીકે સપ્તર્ષિના ઝુમખાને 'મોટું રીંછ' તરીકે ઓળખાયુ છે એ પણ અંગ્રેજી Great Bear નું ભાષાન્તર માત્ર છે, કારણકે મોટું રીંછ એ નામ આપણા વર્ગમાં બિલકુલ પરિચિત નથીઃ એટલેથી જ ન અટકતા આગળ વળી કહેવામાં આવેછે કે, તેને ગામડીયા લોકો ગાડુ અથવા હડાણુ કહેછે; આ પણ અમને અંગ્રેજીનુ ભાષાન્તર જ લાગે છે, કારણ વિલાયતનો ગામડીઓ વર્ગ તેને Charles' wain ચાર્લ્સનુ ગાડુ એ નામે ઓળખે છે, એ સિવાય આ પ્રયોગ માટે બીજુ કોઇ પ્રમાણ અમારા ધ્યાનમાં નથી.

સારવાર કરી હતી. પોતા પિતાના શેહેનશાહ એડવર્ડની પછી તે ગાદીએ બેસે એવું કમનસીબે નિર્માણ થયેલું નહીં, તેથી ઘણી માવજત કર્યા છતા તેનો કાળ થયો."

આ ઉતારામાં રાણી એલેક્ઝાન્ડ્રા સંબંધી વાત ચાલેછે. તેમાના છેલ્લા ત્રણ વાકય તપાસતા માલુમ પડશે કે પ્રથમ બે વાકયમા 'પોતાના' એ સર્વનામ રાણી એલેક્ઝાન્ડ્રાને લાગુ પડેછે, ત્યારે ત્રીજા વાકયમા એકદમ એ જ સર્વનામ તેના પુત્રને લાગુ પડેછે જ્યારે આ ફેરફાર માટે વાચનારને અગાઉથી બીલકુલ ચેતવણી આપવામા આવી નથી આથી આમ ઝીણી અને તેટલા જ માટે સાહિત્યની દ્રષ્ટિથી માફ ન કરી શકાય તેવી ભૂલો વાંચનમાળામા ડગલે ડગલે માલુમ પડે છે. અને એ ભુલો એ ગુજરાતી મેંબરના કાળજીપૂર્વક અવલોકનની ખામી બતાવી આપેછે, ને એ ભૂલો સુધરે નહી ત્યા સુધી શુદ્ધ અને સરલ ગુજરાતીના નમૂના તરીકે વાચનમાળાને ગણી શકાય તેમ નથી.

છેવટે સાહિત્યનું સર્વથી મહત્વનુ અંગ કવિતા તેના અવલોકન પર આવીએ. જુની વાચનમાળામા છેવટની ચોપડીઓમાના અમુક અપવાદ સિવાય બધી કવિતા ખાસ કવિ દલપતરામ પાસે રચાવી હતી; જ્યારે આ વખતે જુના અને નવા જાણીતા થયેલા કવિઓના ઉદાહરણ ટાંકવાનો પ્રયત્ન કર્યો છે. બાળકોને યોગ્ય કવિતાઓ હજી ગુજરાતીમા લખાઇ નથી તેથી શરૂઆતના પુસ્તકોમાં તો નવી કવિતા રચાવવી પડીછે. પણ તે કવિતાઓ જુની વાંચનમાળાઓ કરતા ચડેછે એમ પ્રતિપાદન કરવું મુસ્કેલ છે. તે ઉપરાત તદ્દન નાના બાળકો પાસે મોટા રાગ ગવરાવવાનો આશય રાખવામાં આવ્યોછે તે તદ્દન અયોગ્ય છે. જુની વાચનમાળામા પ્રથમ ચોપાઇ અને દોહરાથી શરૂ કરી પછી ભુજંગી અને હરિગીત અને ત્યારપછી ઉપલા ક્રમની ચોપડીઓમા ઝુલણા પ્લવંગમ વગેરે મોટા છદો રાખ્યાછે તેમા અમુક ક્રમ સચવાયોછે. જ્યારે નવી વાચનમાળામા રાગ અથવા છંદોનો ક્રમ કંઇ છે જ નહી.

પછી આપણે કાવ્યના નમુના પર આવીએ. તેમા પણ પ્રથમ દ્રષ્ટિએ અસંતોષ થાયછે. અમુક લંબાઇની કવિતાનો પાઠ રાખવો એમ પ્રથમ ઠરાવી પછી તે પાઠને માટે કાવ્ય શોધાયાંછે અને કેટલીક વખતે તેટલી લંબાઇનુ એક કાવ્ય ન મળવાથી બે સાથે આપવામા આવ્યાછે, પણ જો એ બે કાવ્યોને કંઇ પરસ્પર સંબંધ હોત તો તો ઠીક છે. પણ કેટલીક વખત તો બિલકુલ અસબદ્ધ બે કાવ્યોને એક બીજા સાથે જોડી દેવામા આવ્યાછે. દાખલા તરીકે, છઠ્ઠી ચોપડીનો નવમો પાઠ જુવો. તેનુ મથાળુ પ્રભુ કેમ પ્રગટ થતો નથી તે વિષે' એમ આપેલુછે, જ્યારે પાઠમા એ કવિતા પુરી થતા દયારામભાઇની બીજી વાગળી નામની કવિતા મુકવામા આવીછે, અને એ બીજી કવિતાને પાઠના મથાળા સાથે કંઇજ સબંધ હોય તેમ લાગતું નથી. પછી છઠ્ઠી ચોપડીનો સોળમો પાઠ ઉપદેશ વિષે છે, અને તેમા પહેલી કવિતા ઉપદેશની છે, પણ તે ઉપદેશ થઇ રહેતા એક કટકો મનરંજન કવિતાનો નાખવો પડ્યોછે, અને તેમા અમુક મજાના ફેરફારના જેમ થી ચોપડી રોટલી લાવવાના આવ્યાછે પણ ઉપલા બંને પાઠોના દાખલ કરવામા આવેલી બંને કવિતા એકજ કવિની હતી. પણ પાઠ કરમાના તે એપાણુ નથી. વિનાશ કાળે વિપરીત બુદ્ધિના શુ ણપીરામના પાન રૂપનાતી આપી પછી 'ભગવનાગમ વિષે મુકાનદનું' ધોળ આપવામા આવ્યુ છે તે પછી ધનવતના ધર્મ ઉપર નર્મદાશંકર અને દલપતરામના બે કાવ્યો આપવાના આશયે એ

યોગ્ય છે સાતમી ચોપડીમાં ઈશ્વર પ્રાર્થના અને ગરવી ગુજરાતની નર્મદાશંકરની સુપ્રસિદ્ધ કવિતા પછી નરસિંહ મહેતાનું વૈષ્ણવનું આમંત્રણ આવેછે અને તેમાં બે પદ એ વિષયને પરત્વે જ આપવામાં આવ્યાછે જ્યારે ત્રીજું પદ સાધુ ઈશ્વર પર શ્રદ્ધા રાખવા વિષે છે પછી પંદરમો પાઠ હરિજનના લક્ષણનો છે જેમાં ધીરાભગતનું મધ્યપુરુ થતાં ધર્મ વિષે છોગમ કવિનું એક કાવ્ય ઉમેરવામાં આવ્યુંછે ત્યારપછી ૨૦મા પાઠમાં રા. નરસિંહરાવના મેઘ કાવ્યો આપવામાં આવ્યાછે અને ચુમાળીશમા પાઠમાં રા. બાળાશંકર અને બળવંતરાયના બોધવચનો આપવામાં આવેલાછે, તેપછી એકાવનમા પાઠમાં સુમતનું રત્નાગરના શ્લોકનું કાવ્ય છે અને તે પૂરું થતાં નર્મદાશંકરનું કવિતા પિતાનો મદવાડ નામનું કાવ્ય આપવામાં આવ્યુંછે આપણે ઉપર જોઇ ગયા તેમ અનેક ઠેકાણે એક વિષયપર બે કવિના કાવ્યો આપવામાં આવ્યાછે તે યોગ્ય જ છે કેટલેક ઠેકાણે બે જુદાજુદા વિષયો પર એક કવિના કાવ્યો આપ્યાછે તે પણ બહુ અયોગ્ય નથી પણ એક પાઠમાં બે કવિના જુદાજુદા વિષયપરના કાવ્ય આપવામાં આવ્યાછે તેને તો કોઇપણ પ્રકારે યોગ્ય કહી શકાય તેમ નથી

હવે બાહ્ય દેખાવ પરથી જ્યારે આપણે મૂળ કાવ્યો પર આવીએ છીએ ત્યારે નવી વાચનમાળામાં જુની કરતાં અમુક અંશે સુધારો નજરે પડેછે એ મેદા દેખીતું છે જુની વાચનમાળામાં મુખ્યત્વે કવિ દલપતરામ પાસે ખાસ કવિતાઓ લખાવેલ હતી અને તે ઉપરાંત છઠી સાતમી ચોપડીઓમાં ધીરો શામળ ભટ દયારામ વગેરે જુના કવિઓમાંથી થોડા છૂટાછવાયા ઉદાહરણો હતા તેને બદલે નવી વાચનમાળામાં ગુજરાતી કવિતાના ઐતિહાસિક અવલોકન માટે અમુક સામગ્રી તૈયાર કરવામાં આવીછે નરસિંહ મહેતો પ્રેમાનંદ દયારામ નર્મદાશંકર દલપતરામ વગેરે શિષ્ટ કવિઓના કાવ્યના નમૂના આપવામાં આવ્યાછે એટલુંજ નહી પણ તે તે કવિઓના જીવન ચીતરી તેમને માટે વાચનારની રસવૃત્તિને સંતોષ આપ્યોછે અને છેવટે હાલનું આપણું નવું કાવ્ય સાહિત્ય પણ ભૂલી જવામાં નથી આવ્યું જો કે તે સંબંધી કહેવું જોઇએ કે નવા કાવ્ય સાહિત્યને જોઇએ તેવો ઇનસાફ નથી થયો અંગ્રેજી કેળવણીના પ્રચારથી ગુજરાતી કાવ્ય સાહિત્યમાં જે નવી શૈલી દાખલ થઇછે તે શૈલીનો વાસ્તવિક ખ્યાલ આવે એવા નમુના લેવામાં નથી આવ્યા રા નરસિંહરાવની બકરીના બચ્ચાની કવિતાને સ્થાન આપવાથી તેઓ ભાગ્યે જ ખુશી થયા હશે વળી એ કવિતાનું વસ્તુ ત્રીજી ચોપડીને લાયકનું છે જ્યારે તેને સ્થાન પાંચમી ચોપડીમાં આપવામાં આવ્યું છે તેમજ સાતમી ચોપડીમાં રા નરસિંહરાવની ચંદા જેવા કાવ્યને સ્થાન આપવું જોઇતું હતું કે જેથી હાલના જેવા કાવ્ય સાહિત્યની કાંઇક ઝાંખી વાચનાર કરી શકત એકંદરે રા બાળાશંકરના એક કાવ્ય સિવાય નવા કાવ્ય સાહિત્યના બધા નમુના તે તે લેખકોના ઉત્તમ કાવ્યોમાંથી નથી લેવામાં આવ્યા જ્યારે રા કાન્ત અને ખબરદાર જેવા માનનીય કવીઓને બિલકુલ વિસારી દેવામાં આવ્યાછે એ પણ વાચનમાળામાં કાવ્ય સંગ્રહની મોટી ખામી છે

છેવટે ઉપસંહાર કરતાં કહેવું પ્રાપ્ત થાયછે કે એકંદરે નવી વાચનમાળા જુની કરતાં ઘણી સારી થઇછે શાસ્ત્રના જ્ઞાન માટે તેમાં બહુ સારી સગવડ કરવામાં આવીછે માનસ શાસ્ત્રના વધતા જતા જ્ઞાનનો તેમાં ઘણો સારો ઉપયોગ કરવામાં આવ્યોછે અને પ્રાચીન હિંદ સંબંધી ઘણી ઉપયોગી માહિતી આપવામાં આવીછે એકંદર નવી વાચનમાળાને સર્વદેશી (encyclopædic) કરવાનો પ્રયત્ન ઘણે અંશે સફળ થયોછે અને તેને માટે મી. કોલનટનને અને કમીટીને ધન્યવાદ ઘટેછે ફક્ત ગુજરાતિ વાચનમાળામાં ભાષાની અશુદ્ધિ એટલી બધી છે કે ગુજરાત સાક્ષરોની એક કમીટી પાસે આખી વાચનમાળાને સુધરાવવાની ખાસ અગત્ય છે અને એ બતાવવાને માટે જ ઉપરનું દોષ પ્રકરણ જરા મોટું કરવામાં આવ્યું છે

હરિલાલ માનજી ભટ્ટ.

આડમર અને નટખેન બતાવવા પગ નખ । વિ ત આપતા તોપણ મુદ્રારાક્ષસમા નાટ ત નાવિધાનનો વિકાસ થયનો માનુમ પડેછે કાલિદાસના અકર્મા ગ્રા મ નાતુ નથી અર્થાત તેના અનેક પ્રયોગો પતા નથી × × વિશાખદત્તનો અ અનેક પ્રયોગોમા આપોઆપ દેખાઇ જાયછે × × × નાવિધાનમા બીજી એક મહત્વની નવીનતા પતાકાનો વિસ્તાર છે × × × કવિની કલાની વિશિષ્ટતા માત્ર નિરૂપણમા પરખાઇ આવેછે બીજા નાટકોમા બધા એકત પાત્રો હોયછે જ્યારે મુદ્રારાક્ષસમા પાત્રોના જોડકા છે × × × કતાની કુશળતા જેમા સવિશેષ દીપી આવેછે તે મુદ્રારાક્ષસનુ સવિધાન છે કાયની એકતા એ નાટકમાત્રનુ સામાન્ય લક્ષણ છે પરતુ 'મુદ્રારાક્ષસ'મા એ એકતા અસાધારણ રીતે પ્રકારોછે × × × કાયની એકસ્તાના આવા અદ્ભૂત દૃષ્ટાંત દૃશ્ય ભૂમિમા બીજા છે નહિ પ્રસ્તુત નાટકમા વસ્તુની એકતા પણ કાયની એકતા જેવી ચમત્કારીછે × × × 'મુદ્રારાક્ષસ'મા કાયનો વે । બહુ ખુબીદાર છે

આ નાટકનુ કલેવર કેવળ રાજનીતિનુ બધાયલુછે × × મત્રસિદ્ધિથી ભિન્ન સિદ્ધિ એના પાત્રની ઈષ્ટ નથી નાટકમા નીતિનુ લક્ષ્ય કાઇક આવુ છે અહિ અમુક પુરુષના લોભની કે મમની તૃપ્તિ ઇષ્ટ નથી પરતુ ધન અને બળના મદમા અધ બની ગયેલા રાજાઓને મૂળમાથી ઉખેડી નાખી અન્ય સિહાસનને લાયક ભૂનાથ સ્થિર કરી વિશ્વનો ઉદ્ધાર કરવો એ ઉદ્દેશ છે એ મહત્ત્વના કાયની સિદ્ધિને અર્થે ચાણાક્યે જે માગ લીધોછે તે દુષ્ટ તો છે જ તો પણ ન્યાયની દૃષ્ટિએ તેના લાભમા કહેવુ જોઇએ કે તે ખૂની નથી પણ ખૂનરેજી અટકાવનાર છે જો કે નાટકમા શાઠ્યનીતિનો પ્રયોગ કર્યોછે તો પણ તેની દુષ્ટતા ઢાંકવા કોઇ સ્થળે પ્રયત્ન છે નહિ બલ્કે ઉચ્ચ પાત્રની ઉચ્ચતા પ્રદર્શિત કરવાની એક તક એમા જવા દીધી નથી "

કર્પુરમંજરી માલવિકાગ્નિમિત્ર પારિજાત પદ્મિની વગેરે જેવુ મુદ્રારાક્ષસ ઐતિહાસિક નાટક છે છતા પુરાવિદોનુ તે તરફ લક્ષ ગયુ નથી ખેચાયુ એના નાટ્ય ભાષાતરકાર ગ્લીક હકીકત તારવી શકે છે

શિલાલેખો તામ્રપત્રો સિક્કાઓ અને પરદેશીઓની નોંધોના અભ્યાસમા હવે નૂ એટલુ બધુ કરવાનુ છે કે પાશ્ચાત્ય આયવિદ્યાવિદો ( Indologists )નુ ધ્યાન અત્યત સાહિત્યના ઐતિહાસિક અભ્યાસથી વિમુખ રહે જ જે દેશમા એઓ કામ કરેછે તેમા એટલા થો । કામ કરનારા છે અને છે તેમાથી પણ ઘટતા જાયછે કે નવી બાબત હાથ ધરનાર જ નહીં નવા કામ કરનારાઓ માટે એટલા ખાતર મી॰ ફ્લીટે બે ત્રણ વર્ષ ઉપર આપણા દેશીઓને સમગ્ર અપીલ કરી હતી તેમણે New Imperial Gazetteer ના બીજા ભાગમા લખેલા લેખમા પણ એમની એ જ વિનતિ છે પણ સ્હેજે ગાડરે ગાડરે થનાર થોડુ વાચતા લખતા આવડ્યુ એટલે કવિ નાટ્યકાર નવલકથાકાર વર્તમાનપત્રના અધિપતિ જ્ય થવાનુ હોય ત્યા વિદ્વત્તા ( Scholarship ) ઉપર બીલકુલ જ લક્ષ ન અપાય અને તેની જરા પણ કદર ન થાય સાહિત્ય ઉપરની ઐતિહાસિક ઢબે કરેલી તારીખ કઢાવાનુ કામ મહામહે સારૂ આવેછે Indian Antiquary ના પાના એની સાખ પૂરેછે

રા॰ રા॰ કેશવલાલે મુદ્રારાક્ષસ માથી ચદ્રગુપ્તનો જમાનો તારી કાઢ્યોછે ચદ્રગુપ્ત વિશે હીંદુ બૌદ્ધ જૈન અને ગ્રીક ગ્રથોમા અનેક દંતકથાઓ કહેવાયલીછે વિશાખદત્તે ક્યા

ા પોતાની વસ્તુ સામગ્રી મેળવી હતી તે નક્કી કરવા જોઇતા સાધન પ્રાપ્ત થયા નથી એટલે ફક્ત દંતકથાઓમાં 'મુદ્રારાક્ષસ"ની અંદર આલેખેલો વૃત્તાંત ઉમેરવાથી ભવિષ્યમાં મૌર્ય સમ્રાટ્ ચંદ્રગુપ્તનો સમય ઇતિહાસની દૃષ્ટિથી લખવા સરળતા થશે. ચંદ્રગુપ્ત, ચાણક્ય અને બીજા પાત્રો વિશે જે સવિસ્તાર ચર્ચા રા૦ રા૦ કેશવલાલે કરીછે તે એમના ઉપોદ્‌ઘાતમાંજ વાંચવાની જરૂર છે.

ચાણક્ય સંબંધી એમણે ઘણી હકીકતોનો સંગ્રહ કર્યોછે કામસૂત્રકાર વાત્સ્યાયન મુનિ અને ન્યાયિક વાત્સ્યાયન અને ચાણક્ય એ ત્રણે એક જ છે, એમ એમનું કહેવું છે એમની વિદ્વત્તા પ્રત્યે અમને અતિશય માનબુદ્ધિ છે, છતા આ કથન અમને સંદિગ્ધ લાગેછે. "કામસૂત્ર" માં કુન્તલ સાતકર્ણીનું નામ આવેછે મત્સ્યપુરાણમાં આપેલી સાતકર્ણીઓની વંશાવલિમાં કુન્તલનું નામ છે, પણ રાજ્ય કર્યાના વર્ષો આપ્યાં નથી તોપણ મી૦ સ્મિથે ગણત્રી કરીછે એ ગણત્રી પ્રમાણે અથવા થોડી વધઘટ કરતા પણ કુન્તલ અને ચંદ્રગુપ્ત સમકાલીન ઠરતા નથી. ભરતનો સ્તૂપ બંધાયો તે અરસામાં 'કામસૂત્ર' રચાયું હોય એમ લાગેછે આ પ્રશ્નમાં ઉંડા ઉતરવાની અગત્યછે, ભાષાન્તરકારે 'કામસૂત્ર' ઉપરથી વિવિધ કલ્પના કરીછે. ચાણક્ય અને વાત્સ્યાયન ભિન્ન ઠરે તો તે ખોટી પડશે. ગૌતમના ન્યાયસૂત્ર ઉપર ભાષ્ય રચનાર પક્ષિલસ્વામી પણ ચાણક્યજ છે એવું કહેવામાં આવ્યુંછે; બાદરાયણ સૂત્રો પછી ગૌતમસૂત્રો લખાયાછે, અને બાદરાયણનો સમય ચંદ્રગુપ્તના સમય પછીનો ગણાય છે. આ ઉપરાંત ડા. ભાંડારકરનું એમ માનવું છે કે ક્રિસ્તીસનના ચોથા શતક પછી 'સ્વામી' એવું બિરુદ વિદ્વાનોમાં પ્રચાર પામ્યું હતું. આ ઉપરથી પક્ષિલસ્વામી અને ચાણક્ય જૂદા ઠરેછે 'ઉપાધ્યાય નિરપેક્ષા' નામની ટીકા લખનારના કહેવા ઉપરથી જ રા. રા. કેશવલાલ ધ્રુવ જેવા વિદ્વાને વિશેષ તપાસ કર્યા વિના આવી વાતો કેમ લખી હશે ?

આ ઉપરાંત પણ ઘણી હકીકત નાટકમાંથી તારવી ઉપોદ્‌ઘાતમાં સમાવીછે કૉલેજોમાં શીખતા વિદ્યાર્થીઓને રા. બ. કેશવલાલનું ઇંગ્લીશ ટીપણવાળું "મુદ્રારાક્ષસ" જેટલું ઉપયોગી છે તેટલો જ પ્રસ્તુત ભાષાન્તરનો ઉપોદ્‌ઘાત ઉપયોગીછે

ઉપોદ્‌ઘાતની ભાષા ઉપર સંસ્કૃત ગદ્યભાષાની પ્રકૃષ્ટ અસર છે ઉપોદ્‌ઘાતનો ઐતિહાસિક ભાગ લખવા ઉત્તમ ભાષા વાપરીછે, છતા પણ તે અંગ્રેજીમાં લખેલા ઇતિહાસોની જોસદાર અને જીવંત ( vivid ) ભાષા આગળ પોચી અને તૂટતી લાગેછે આપણી ભાષામાં આ રીતે કેટલી બધી ન્યૂનતા છે તે જણાયછે

ભાષાન્તરની ભાષા સરળ અને રસભરી છે. ગદ્ય તો શું પણ કરતા પદ્ય જ સરસ અને સચોટ છે, મૂળની સમાસરચના ભાષાન્તરમાં અદૃશ્ય થઇ જાયછે અને રસપ્રવાહ અખંડિત વહેછે પ્રાકૃતને બદલે જે ભાષા વાપરીછે તે આપણી ભાષાના ઇતિહાસજ્ઞ રા૦ બ૦ કેશવલાલ સિવાય કોઇ વાપરી શકે એમ નથી. રૂઢ તળપદા શબ્દો અને પ્રયોગો વાપરી પ્રાકૃતની ઝલક અને વિશિષ્ટતા જાળવવામાં આવ્યાંછે લિપિ બાળબોધ રાખીછે

ભાવનગરના રા૦ રા૦ મનસુખલાલ છોટાલાલ વ્હોરાના ભાષાન્તર સાથે આ ભાષાન્તર વિશાખદત્તના નાટકનું બીજું ભાષાન્તરછે

મનસુખરામ ચંપકભાઈ.

# साधुनो सदुपदेश
## ( १ )

( અતિપરિચયનો ભય, ત્યા ાના ઉપાય )

પરિચયમા આવતા પ્રત્યેક મનુષ્યપાસે ત્હારૂ હૃદય ખુલ્લુ ન કર, પરન્તુ કોઈ પ્રભુભયથી ડરનારા પ્રજ્ઞ સાધુ સાથે ત્હારા કર્તવ્ય અને ધર્મની ચર્ચા કરજે

અપરિચિત અને યુવાન મનુષ્યો સાથે બહુ થોડો પરિચય રાખ ધનિકની ખુશામત ન કર, અને મહાન્ પુરુષો સાથે પરિચયમા પડી પ્રસિદ્ધિ પામવાની ઇચ્છા ન રાખ

નિરંતર નમ્ર, સાદા, પવિત્ર અને નિયમિત જનોનો સહવાસ રાખ, અને નૈતિક તેમજ ધાર્મિક માર્ગ તરફ વલણ કરાવનારા વિષયોનો જ તેઓની સાથે વાર્તાવિનોદ કર

કોઈપણ સ્ત્રીની સાથે પરિચિત ન થા, પરંતુ સામાન્યતઃ પ્રત્યેક સન્નારીને પ્રભુમાર્ગનો સદ્બોધ કર

પ્રભુ અને ત્હેના પવિત્ર ગણો સાથે જ પરિચય પાડવાની આકાંક્ષા રાખ મનુષ્યના ક્ષણિક સહવાસનો જેમ બને તેમ ત્યાગ કર

પ્રત્યેક મનુષ્યપ્રતિ દયાભાવ રાખ, પરન્તુ વિશેષ છૂટ ન લે, કારણ કે પરિણામે તે અહિતકર છે

ઘણીવાર એવુ બનેછે કે કોઈ અબુધ પુરુષ સત્કીર્તિથી પ્રશંસાયછે, કિંતુ જ્યારે ત્હેના કીર્તિવાદીઓને ત્હેનુ પ્રત્યક્ષ દર્શન થાયછે, ત્યારે તેઓને બહુ અસંતોષ થાયછે

વળી કોઈવાર આપણે આપણા સહવાસથી અન્યને આનન્દ આપવાનુ ધારીએ છીએ, પરન્તુ કોઈ રહેલા ગુપ્ત દુર્ગુણોને લીધે તેમને અરૂચિકર થઈ પડવાનો સંભવ થાયછે

સ્નેહજ્યોતિ

---

## गुजराती भाषानी दृष्टिए थोडाक मराठी शब्दो

મુંબઈના ગિરગામવાળા લત્તામા કોઈ નવોસવો મુંબઈ આવેલો ગુજરાતી ગ્હૃહસ્થ પોતાના સગાનુ ઘર પૂછતો હતો એટલાપર શરીરે માત્ર લંગોટી અને ઉપવિત જ ધારણ કરેલા કેટલાક દક્ષિણી બટુકો રમતા હતા, તેમાના એકે કહ્યુ "આ

ગળ વિચારા." પેલો ગુજરાતી સમજ્યો કે મને ફરીથી વિચારી જોવાનું કહ્યુ. તેથી થોડેક જઇ લમણે હાથ દઇ વિચારવા લાગ્યો કે 'હું પુંજાભાઇને મળવા આવ્યો છું કે બીજા કોઇને ?'

એક દક્ષિણી ગૃહસ્થને ઘેર કોઈ ગુજરાતી જમવા ગયો હશે. જમતાં જમતાં પીરસનારી સ્ત્રીએ પૂછ્યું કે "કાય વાઢું?" જમતી વેળા વળી વાઢકાપ શાની દક્ષિણી લોકો જમાડયા પછી પેટમાંથી કઢાડી લેતા હશે ? ઓ બાપ ! પેટ ચીરે તે કેમ ખમાય ? જમાડનારાં પરોણાની મુશ્કેલી સમજે નહિ એટલે ઉપરાઉપરિ "વાઢું કાય ?" પૂછે અને પેલાનો તો જીવ જાય. બ્હીકે બ્હીકે બિચારો અડધો ભૂખ્યો ઉઠયો અને પેટ કપાવાની બ્હીકે તરત કપડાં પહેરી પલાયન:કરી ગયો.

કોઈ દક્ષિણી ગૃહસ્થને ઘેર ગુજરાતી ઘોડાવાળો હશે. શેઠ જરા માંદા હોવાથી દવા પીતા. એક 'ડોઝ' પી શેઠે ઘોડાવાળાને શીશી પાછી આપી કહ્યું કે "ખાલી ઠેવ." શેઠનું મ્હોડું કટાણું ઝેર જેવું જોઈ ચાકરે જાણ્યું કે શેઠને દવા નાંખી દેવી હશે, એટલે તેણે ઝટ લઇને શીશી "ખાલી" કરી.

આ બધા કરતાં પણ વધારે રમુજી પ્રસંગ મુંબઈના એક ક્ષુધાશાન્તિ ગૃહમાં બન્યો હતો. એક ગુજરાતી બ્રાહ્મણ ચાહ પીવાને કોઇ દક્ષિણી ઉપાહારગૃહમાં ગયો અને ખાલી ખુરશી પર બેઠો. તેની જોડની ખુરશી પર કોઇ બીજો ઘરાક બેઠો હતો, તેણે પોતાને સારૂ ગરમ ભજીયાંની વરદી આપી. ઉપાહારગૃહવાળો તરત રકાબીમાં ગરમ ભજીયાં લાવ્યો, અને જે શબ્દ બોલ્યો તે સાંભળી બ્રાહ્મણના ડોળા તો બહાર નીકળી ગયા. તે શું બોલ્યો હશે ? "દિડકીચા ભજ્યા !" 'હિન્દુના ઉપાહાર ગૃહમાં "દિડકીનાં ભજીયાં !" અરરર !' તે એકદમ ઉઠી ઉભો થઈ ચાલવા લાગ્યો. ત્યારે વીશીવાળો કહે, "શેઠ તુમાલા કાય પાહિજે ? એકદમ ગરમ ભજી તયાર આહે." બ્રાહ્મણે તો કાને હાથ દઇ ચાલવા જ માંડયું. એટલામાં "બે પૈસાની ચકલી લાવ." એવી બીજા કોઈએ વરદી આપી આ શબ્દો પેલાને કાને જતાં તેણે જીવ લઈને નાસવા માંડયું. વીશીમાં ગરબડાટ થઈ રહ્યો. કોઈ કહે "ખીસાકાતરૂ છે." કોઈ કહે "પૈસા ચુકાવ્યા વગર નાઠોછે, પકડો." વીશીવાળો કહે, "કયા ગરબડ છે. એ તો દિવાના છે." બ્રાહ્મણને આગળ જતાં યાદ આવ્યું કે એ તો મહારાષ્ટ્ર મૂલ નોજ મહિમા ! કારણકેઃ—

वरो न वरतां मात्रः रागोजातस्तु क्रोधतामू ।
महाराष्ट्र मूस्बे गत्वा रागोरागात्व मागतः ॥

નર્મદાશંકર બાળાશંકર.

# आर्यधर्मप्रकाश

पुस्तक २७ मु]  चैत्र स १९६५  माच १ स १९०९  [अक ६ ठो

## दीनवाळक

(ગઝ્બી)



માડી! દીન બાળને લેની સ્નેહ-ઉછ ગમા રે,
રહે મુજ સ ગમા રે, માડી!
શિશુજન રમવા વન ત્હે મૂક્યો,
વિપથ ગયો નિજ મારગ ચૂકયો,
કુસુમો વીણુતાં કણ્ટક વાગ્યા અ ગમા રે, માડી! ૧
અ ગ ઉઝરડા રુધિર વહુતો,
બાળક તુજ બેહાલ ભમતો,
ચુમ્બન લઈ તુ પાછો પ્રેગ્ય ઉમ ગમા રે, માડી! ૨
કોકિલ કૂજન પાછળ ભટકી,
અજાણુ પડિયો તજ બટકી,
મલિન થયા સહુ ગાત્ર પડીને મડ્ કમા રે, માડી! ૩
નિરખીને પડતો આખડતો,
લેની ઊચકી શિશુ તુજ રડતો,
રડતો રાખ્ય તુ, દીન બ ચો સુખ ભડ્ ગમા રે, માડી! ૪
પ્રેમ-અમી તુજ મી ચી નણુમા,
કદમ ધોઈ નાખી ક્ષણુમા,
રમતો પાછા મૂક્ય બાળ સુખર ગમારે, માડી! ૫
જનની! એમ નિર તર પ્રેમે,
નિરખી બાળક રાખ્ય તુ ક્ષેમે,
પ્રેમલ ગીતો ગાતી રહેજે સ ગમા રે
માડી! દીન બાળને લેની સ્નેહ-ઉછ ગમા રે,
વસજે સ ગમા રે માડી! ૬

ગ્લાગિરિ
તા૦ ૧૭-૭-૦૮ } નરસિંહરાવ ભોળાનાથ.

* કામણુ દીસે છે અનબેના ત્હારી આખ્યમા જો એ દેશની યાત

# ધર્મવિજ્ઞાન.

## પહેલું પ્રકરણ.

### વિજ્ઞાન (વિદ્યા).

ચાલતા જમાનામાં વિજ્ઞાનનું માન ઘણું વધ્યુંછે. જેઓ વિજ્ઞાન સંબંધે કાંઇ પણ જાણતા નથી, તેઓ પણ વિજ્ઞાનથી વિરૂદ્ધ વાત સાંભળવા ઇચ્છતા નથી. ચાલતા જમાનાનું શિક્ષણ પામેલાં સર્વ માણસો, વંશપરંપરાથી ચાલ્યો આવતો સનાતન ધર્મ, માબાપ વગેરે ગુરૂજનોની સેવા, અને ઘણા વખતથી ચાલ્યા આવતા કલ્યાણકારક રીતરિવાજો, એ બધાંને તરછોડતાં ચાલ્યાંછે. અને એ તરછોડવાનું કારણ તેઓ એમ બતાવેછે કે એ બધું વિજ્ઞાનથી વિરૂદ્ધ છે. વાસ્તવિક રીતે એ બધું વિજ્ઞાનથી વિરૂદ્ધ છે કે નહિં, તે કોઈ સમજતું નથી. વધારે શું કહીએ, વિજ્ઞાન એટલે શું તે પણ ઘણા તો જાણતા નથી. પશ્ચિમના સુધારાના બનાવટી ચળકાટથી લોકોની આંખો અંજાઇ ગઈછે અને તેથી ઘણાખરા આંધળાની માફક તેઓ ખોટું જ દેખેછે. તેથી સૌથી પહેલાં તો વિજ્ઞાનનું લક્ષણ શું, તેનો નિર્ણય કરવાનો પ્રયત્ન કરવો એ જરૂરનું છે.

પહેલાં વ્યુત્પત્તિ પ્રમાણે વિજ્ઞાન શબ્દનો અર્થ કરીએ. વિ+જ્ઞા+અન=વિજ્ઞાન. જ્ઞા ધાતુ એ વિજ્ઞાન શબ્દનું મૂળ છે. જ્ઞા ધાતુનો અર્થ જાણવું, અને વિજ્ઞાન શબ્દનો અર્થ વિશેષ રૂપે જાણવું: જે શાસ્ત્ર વાંચવાથી વિશેષ રૂપે જ્ઞાન થાય તે વિજ્ઞાનશાસ્ત્ર કહેવાયછે. પાશ્ચિમની વ્યુત્પત્તિ પ્રમાણે પણ વિજ્ઞાનનો એવો જ અર્થ થાયછે. લૅટીન Scientia=knowledge; from scio, I know. ઈટાલીયન Scienzia ફ્રેંચ Science તેથી તેનું મૂળ પણ Knowledge અથવા જ્ઞાન. અને કોષ પ્રમાણે Profound or complete knowledge. જ્ઞાનની અથવા જાણવાની આપણને સૌથી મુખ્ય જરૂર છે; કારણકે જાણી ન શકીએ તો આપણે કાંઇ પણ કરી શકીએ નહિં. ભૂખ શી રીતે મટે અને જીવતા રહેવા માટે ઉપયોગી ખોરાક શી રીતે એકઠો કરાય, તે આપણે જાણતા ન હોઇએ તો આપણે ભુખ શી રીતે મટાડીએ? જીવતા કેમ રહી શકીએ, થયેલો રોગ કેમ મટે, અને રોગ તેમ જ ઓસડનો નિર્ણય શી રીતે કરવો, એ જો આપણે ન જાણતા હોઇએ તો આણુંનું રક્ષણ શી રીતે થાય? આ પ્રમાણે અનેક બાબતો જાણવાની જરૂર છે. જે જે વિષયોની સાથે આપણો કાંઇ પ્રકારનો સબંધ છે, તે બધા વિષયોનું જ્ઞાન મેળવવાની આપણે જરૂરીઆત છે. આપણે કોણ છીએ, કયાંથી આવ્યા છીએ, કયાં જઈશું, શા માટે આવ્યા છીએ, આપણું કામ શું છે, આપણને કોણે આણ્યાછે, આપણું લક્ષ્ય અથવા હેતુ શાં છે,

સુખ દુ ખ કોને કહેવુ, દુ ખ શી રીતે અટકે અને સુખ શી રીતે મળે વિશ્વ શુ છે, તેની સાથે આપણો સબધ છે કે નહિ, જો સબધ હોય તો તે કેવી રીતનો છે, બીજા પ્રાણી અને માણુસની સાથે આપણે કેવો વ્યવહાર રાખવો સારૂ નઠારૂ કોને કહેવુ, સારૂ નઠારૂ શી રીતે થાય, સ્વાર્થી થવુ સારૂ છે કે પરમાર્થી થવુ સારૂ છે, પરલોક છે કે નહી, જો પરલોક હોય તો આ લોકમા કરેલા સારા માઠા કામ ઉપર તેનો કોઇ પ્રકારનો સબધ છે કે નહી, અને કયા લોક ઉપર આપણે વિશેષ લક્ષ આપવુ જોઇએ, આ જગત્ સિવાય બીજુ કાઇ છે કે નહિ, જો હોય તો તે શુ છે, તેની સાથે આપણો સબધ શો છે, જગત્મય અથવા જગત્થી ભિન્ન (ઈશ્વર) પદાર્થનુ સ્વરૂપ અને પ્રકૃતિ શી છે, વગેરે અનેક વિષયો આપણે જાણુવા યોગ્ય છે આ બધુ જાણી ન શકીએ તો આપણે જરૂરની બધી બાબતો સિદ્ધ થાય નહિ, તેથી ખરૂ સુખ મળે નહિ આટલા માટે વિજ્ઞાન શાસ્ત્ર (Science) માણુસને અત્યત ઉપયોગી છે એ શાસ્ત્રનો અધિકાર પણુ અતિશય વિશાળ છે પદાર્થ વિજ્ઞાન, રસાયન અને ખગોળ વિદ્યા વગેરે જ એના અધિકારમા છે એમ નથી, પણુ ઈશ્વરતત્વ, આત્મતત્વ વગેરે બધુ જ વિજ્ઞાનની અદર સમાયછે આખુ જગત્ આપણે જાણુવા યોગ્ય છે, તેથી આખા જગત્ ઉપર વિજ્ઞાનનો અધિકાર છે

કોઈ પુરૂષો વખતે કહેશે કે, જેનાથી જ્ઞાન મળે, તે બધાને જ જો વિજ્ઞાન કહીએ, તો પછી જગતમા વિજ્ઞાન સિવાય બીજુ કાઇ પણુ રહે જ નહિ જો એમ હોય તો પૃથ્વી ઉપર જેટલા ગ્રથ છે, તે બધાને જ વિજ્ઞાન કહેવાય વેદ, કુરાન, બાઇબલ, પુરાણુ, ઈતિહાસ, તત્ર, કાવ્ય, નૉવેલો, નાટક એ બધાને વિજ્ઞાનના જ ગ્રથો કહેવા જોઇએ, કારણુ કે બધા પુસ્તકમાથી કાઇને કાઇ જ્ઞાન મળેછે જ, જરા પણુ જ્ઞાન ન મળે, એવુ તો કોઇ પુસ્તક જ દુનિયામા નથી

પણુ એક બાબત અહિ વિચારવી જોઈએ. 'જાણ્યુ છે' એવો સસ્કાર માત્ર થવાથી જ કાઈ પણુ જણાય નહિ ખરૂ જ્ઞાન થવુ જોઇએ ઇદ્રિયો અને મનોવૃત્તિની સાથે બહારના અથવા અદરના કોઇ પદાર્થના સયોગથી ઉત્પન્ન થતા ભાવને જ્ઞાન કહેછે ઘણીવાર ઇદ્રિયો વગેરેની સાથે વિષયનો સયોગ ન થયા છતા પણુ સયોગ થયો હોય એવુ લાગેછે આવે વખતે જે જાણ્યુ હોય તેને જ્ઞાન અથવા જાણ્યુ કહી શકાય નહિ, તમે એક કટકો સીદરી જોઇ, પણુ તે સાપ છે એમ તમારી નજરે જણાયુ આમ શા માટે થયુ ? કારણુ એ જ કે સાપની સાથે સીદરીનુ કેટલેક અશે મળતાપણુ છે જેટલે અશે સાપની સાથે સીદરીનુ સરખાપણુ છે, તે અશ જ માત્ર તમારી નજરે પડયો. આખી સીદરી નજરે પડી નહિ, તેથી સીદરીમા તમને સાપનુ જ્ઞાન થયુ આવાં જ્ઞાનને જ્ઞાન કહી શકાય નહિ ઉલટી તેને તો ભ્રાતિ જ કહેવી જોઈએ. જો કોઇ માણુસ આ પ્રમાણે સાપ જોઇ આવીને કહે કે 'મે સાપ જોયોછે' ત્યારે તે સાચી વાત

બોલતો નથી. ખરી વાત છે કે તે ઇચ્છાપૂર્વક ખોટું બોલતો નથી. જેવું જાણુછે તેવું જ બોલેછે, પણ જે બોલેછે તે સાચું નથી. બીલકુલ ખોટું જ છે તેના ઉપર વિશ્વાસ રાખવાથી તે ખરી વાત ઉપરથી તમને જે જ્ઞાન થાય, તે ખરૂં જ્ઞાન નથી. આથી 'જાણ્યુ' એવો સંસ્કાર માત્ર થવાથી જણાય નહિં. જે જે હોય તે જ સત્ય; અને જે જેવું હોય, તેને તેવું જ જાણવું, તે ખરૂં જ્ઞાન કહેવાય જે સત્યનો નિર્ણય કરે, એટલે જે વડે જે વિષય જેવો હોય તે વિષય તેવારૂપે જણાય, તે જ વિજ્ઞાન. બાઈબલ વગેરે ગ્રંથો પણ જો આ પ્રમાણે સત્યનો નિર્ણય કરતા હોય તો તે પણ અવશ્ય વિજ્ઞાન જ કહેવાય. બાઇબલ કહેછે કે ઈસુ ખ્રીસ્તની ઉપાસના કર્યા વિના માણસના ઉદ્ધારનો બીજો ઉપાય નથી. આ વાત જો સાચી હોય તો અવશ્ય તે વિજ્ઞાન—વાક્ય કહેવાય.

કયું સત્ય અને કયું સત્ય નહિ, તે જાણવું શી રીતે? એવી એક શંકા આ વખતે ઉઠશે. ઉપરના દાખલામાં જે વસ્તુ જોવામાં આવી તે વસ્તુ, સાપ છે કે સીંદરી? મેં તો સાપ જોયોછે, પણ તમે તો સીંદરી કહોછો! તમે પણ તમારી આંખે જોયુંછે, અને મે પણ મારી આંખે જોયુંછે. મારી વાત સાચી કે તમારી વાત સાચી, એ શી રીતે જાણવું? સાપને સાપ અને સીંદરીને સીંદરી જ જાણવાનો ઉપાય શો? વિકાર વગરની આંખ અને મન, જોઇએ તેટલો પ્રકાશ અને જોવાના પદાર્થનું પાસેપણું વગેરે જોવાનું. જ્ઞાન ઉત્પન્ન થવાનાં બધાં કારણોનો સંયોગ, એ જ જોવાનું ખરૂં જ્ઞાન થવાનાં મૂળ છે એમ અવશ્ય કહેવું જ પડશે. આ બધાં કારણોનો સંયોગ થવાથી જ જે વસ્તુ જેવી હોય, તે વસ્તુ તેવે જ રૂપે નજરે પડે, અને તેમાં સહેજસાજ પણ ઉલટું થાય, તો ખરૂં દર્શન જ્ઞાન થાય નહિ. મેં જે સાપ જોયોછે, તે શું એ રીતે જોયોછે? જો એ રીતે ન જોયો હોય, જો એમાં કાંઈ પણ વાંધો આવ્યો હોય, તો કદી પણ ખરૂં જ્ઞાન થાય નહિં, પણ ઉલટી ભ્રાંતિજ થાય આથી જે રીતે જોવાથી વસ્તુનું ખરૂં રૂપ જોવામાં આવે, તે ફરીવાર જોવાથી આગળ જોયેલો તે સાપ ખરો હતો કે નહિં, તે અવશ્ય જાણી શકાય. આ પ્રમાણે બાઇબલ જે કહેછે સાચું છે કે નહિં, એ જાણવું હોય તો જે ઉપાય લેવાથી એવું સત્ય પ્રકાશિત થઇ શકે, તે ઉપાય લેવાની આવશ્યકતા છે. પણ આવે ઠેકાણે જોવાનાં જ્ઞાનને ઉપયોગી ઉપાય લેવાથી ચાલે નહિ, તેમજ સાંભળવાનાં જ્ઞાનને ઉપયોગી ઉપાય લેવાથી પણ ચાલે નહિં. આવે ઠેકાણે જે ઉપાય લેવામાં આવેછે, તેનું સાધારણ નામ યુક્તિ છે. જે યુક્તિવાળું (Reasonable) છે તેને જ વિજ્ઞાન કહેછે. તેથી સત્ય નક્કી કરવું હોય હોય તો યુક્તિનો આધાર લેવો જોઇએ.

પણ યુક્તિ કોને કહેછે? ઘણા માણસો સંભવ અસંભવ ઉપર આધાર રાખીને યુક્તિ શબ્દનો ઉપયોગ કરેછે. મતલબ કે જે સંભવિત તે યુક્તિ સિદ્ધ અને અસંભાવત તે યુક્તિ વિરૂદ્ધ. પણ સંભવિત અસંભવિતનું લક્ષણ શું? આજે જે

જે સંપૂર્ણ સંભવિત છે, તે સો વરસ પહેલા બિલકુલ અસંભવિત હતુ સો વરસ પહેલા જે સંભવિત હતુ તે અત્યારે બિલકુલ અસંભવિત છે સો વરસ પહેલા જો કોઇએ કહ્યુ હોત કે સો યોજન એક દિવસમા જઇ શકાય, હજારો ગાઉ ઉપરના સમાચાર થોડીક મિનિટોમા મેળવી શકાય સો જોટા ધોતીયા એક દિવસમા વણી શકાય, લાખો પુસ્તકો એક દિવસમા લખી શકાય, તો આ બધી વાતોને કોઈ પણ માણુસ સંભવિત માનત ? કદી ન માનત પ્રાચીન વખતના લોકો આશ્ચર્યકારક બળવીર્ય પ્રગટ કરતા હતા, અને મહાન્ કાર્યો કરતા હતા તે હમણાના લોકો સંભવિત માનશે ? ખરૂ જોતા સંભવ અસંભવની કાંઈ પણ હદ નક્કી કરવી એ કઠણ કામ છે તેથી સંભવ અસંભવ ઉપર યુક્તિ ઉભી જ રહી શકે નહિ ઘણા માણુસો કોઈ એક મૂળ વિષયને સત્ય રૂપે માની લઈને તેના ઉપર યુક્તિ સ્થાપન કરેછે જેમકે ઘણા કહે છે કે, બધા માણુસને જ્યારે ઇશ્વરે જ બનાવ્યાછે, ત્યારે અવશ્ય તેણે માણુસ માત્રને સરખા કર્યાછે, નહિતો તેને પક્ષપાતી કહેવો જોઈએ આ મૂળને પકડી રાખીને તેઓ કહે છે કે બધા માણુસને સરખો અધિકાર આપવો એ યોગ્ય છે પણ તેઓના આ મૂળ વાક્યની સત્યતાની કાંઇપણ સાબિતી નથી બનાવેલી વસ્તુમાત્રને ઇશ્વરે સરખી કરવી જોઇએ સરખી ન કરે તો તેણે પક્ષપાત કર્યો કહેવાય, એ વાતની કાંઇ સાબીતિયે નથી, અને એનો કાંઈ અર્થ પણ નથી કેટલાક કહેછે કે ઉન્નતિ કરનારૂ કામ એ જ માણુસનુ એક જ મુખ્ય કર્તવ્ય છે; કારણ કે ઉન્નતિ એ જ જગત્તનુ લક્ષ્ય છે પણ ઉન્નતિ જ જગતનુ લક્ષ્ય છે તેની સાબીતિ શી? ઉલટુ એમ જોવામા આવેછે કે જેમ જન્મની સાથે મરણુનો હમેશનો સંબંધ છે, તેમ ઉન્નતિની સાથે પડતીનો તેવો જ સબંધ રહેલોછે ઘણા વિદ્વાનોનો ચોકસ અભિપ્રાય છે કે પરમાણુ નામે અત્યંત ઝીણો પદાથ, પદાર્થ માત્રનુ મૂળ ઉપાદાન છે પણ વાસ્તવિક જોતા પરમાણુનો જથ્થો એ મોટા પદાર્થોનુ મૂળ છે, કે મોટા પદાર્થો બધા પરમાણુનુ મૂળ છે ? ઝાડ બીજનુ કારણુ છે કે બીજ ઝાડનુ કારણુ છે તે કોણુ કહિ શકે ? આ પ્રમાણે ઘણીખરી યુક્તિઓ જ સંસ્કાર, વિશ્વાસ અથવા કોઈ અમુક કલ્પિત અનુમાન ઉપર સ્થાપેલી હોયછે તેથી એ બધીને સાચી કરી શકાય નહિ જે જ્ઞાન શરીરની અમુક વૃત્તિથી જાણેલુ ન હોય, મતલબ કે જે જ્ઞાન પ્રત્યક્ષથી મળેલુ નહોય, તે સત્ય ન હોય પ્રત્યક્ષ જ્ઞાન ઉપર સ્થાપેલી યુક્તિ તે ખરી યુક્તિ છે

આંખ, કાન, નાક વગેરે ઇંદ્રિયો વડે જે જાણુવામા આવે, તેને જ સાધારણુ રીતે પ્રત્યક્ષ કહેવામા આવેછે પણુ બધે વખતે આવુ પ્રત્યક્ષ સત્ય હોતુ નથી, એમ જોવામા આવેછે સીંદરીને જ્યારે સાપરૂપે જોઈએ, ત્યારે તે પ્રત્યક્ષ જ્ઞાન સાચુ નથી. એ પ્રમાણે સૂર્ય, ચંદ્ર, તારાઓ વગેરે આકાશમાના પદાર્થોને જેવા નાના અને ઉજળા દેખીએ છીએ તેવા તે નથી, માટે તેપણુ સાચુ નથી ઇંદ્રિયનો વિષય થવાથી જ પ્રત્યક્ષ જ્ઞાન થાય નહિ પ્રત્યક્ષ જ્ઞાન થવા માટે ઇંદ્રિયો સિવાય બીજી પણુ ઘણી સારી

રિક અને માનસિક શકિતઓની સહાયતાની જરૂર પડેછે. વળી બધા વિષયો બધી ઇંદ્રિયોથી જણાતા નથી; જો આપણાં પોતાનાં પ્રત્યક્ષ સિવાય જ્ઞાન મેળવવાનો બીજો કોઇ ઉપાય નથી, એમ કહેવામાં આવે, તો જે કંઇ આપણને પોતાને પ્રત્યક્ષ ન થઇ શકે તેનું જ્ઞાન મેળવવાનો ઉપાય શો ? જે વખતમાં અને જે દેશમાં આપણે ન હોઇએ, તે દેશ અને તે વખતના જાણવા જેવા વિષયો જાણવાનો ઉપાય શો ? આપણે કેટલો થોડો વખત રહીએ છીએ ? અને કેટલાં ટુંકાં સ્થાનમાં રહીએ છીએ ? આપણે કેટલી બાબતો જાતે પ્રત્યક્ષ કરી શકીએ ? જાણવા જેવા બધા વિષયોની સાથે સરખામણી કરીએ તો કહેવું પડશે કે આપણે જાતે મેળવેલું પ્રત્યક્ષ જ્ઞાન રજ જેટલું પણ નથી. તેથી બીજાને થયેલાં પ્રત્યક્ષ જ્ઞાનને પણ જ્ઞાનનું કારણ કહેવું જોઇએ; નહિં તો આપણે કાંઇપણ જાણીએ નહિં. આ કારણથી તત્વજ્ઞાનીઓએ બીજાને થયેલા પ્રત્યક્ષ જ્ઞાનને **શબ્દ પ્રમાણ** નામ આપીને જ્ઞાનનાં કારણમાં ગણ્યુંછે. ખરૂં જોતા આપણને થયેલું પ્રત્યક્ષ જ્ઞાન અને બીજાને પ્રત્યક્ષ થયેલું જ્ઞાન એ બેમાં કાંઇપણ તફાવત નથી. જે આપણું પ્રત્યક્ષ તે જ બીજાનું પ્રત્યક્ષ અને જે બીજાનું પ્રત્યક્ષ તે જ આપણું પ્રત્યક્ષ. જે આપણા સંબંધમાં આપણું પોતાનું પ્રત્યક્ષ તે બીજા બધાના સંબંધમાં બીજાનું પ્રત્યક્ષ. જે આપણા સંબંધમા બીજાનું પ્રત્યક્ષ તે કોઇને કોઇનું પણ પોતાનું પ્રત્યક્ષ. તેથી જો આપણાં પોતાનાં પ્રત્યક્ષને ખરૂં કહીએ તો બીજાનાં પ્રત્યક્ષને પણ ખરૂં કહેવું જોઇએ, અને જો બીજાનાં પ્રત્યક્ષને ખોટું કહીએ તો આપણાં પ્રત્યક્ષને પણ ખોટું કહેવું જોઇએ. આથી બીજાનાં પ્રત્યક્ષને પણ જ્ઞાનનું કારણ કહેવું જોઇએ. જો કહો કે ઘણા સ્વાર્થી માણસોએ સ્વાર્થ સાધવા માટે જે જ્ઞાન કદિ પણ પ્રત્યક્ષ ન થયું હોય તેને પ્રત્યક્ષ જ્ઞાન કહ્યું હોય; તેથી બીજાને પ્રત્યક્ષ થયેલું બધું ખરેખરૂં પ્રત્યક્ષ નથી. માટે એ બીજાનું પ્રત્યક્ષ, જ્ઞાનનું કારણ હોય તો અનેક ભૂલો થઇ શકે, તેથી તેને જ્ઞાનનાં કારણમાં ગણવું એ યોગ્ય નથી. પણ જો એમ હોય તો આપણાં પ્રત્યક્ષને પણ જ્ઞાનનું કારણ કહી શકાય નહિં; કારણકે તેમાં પણ અનેક ભ્રમ થાયછે. મને પણ સીંદરી જોઇને સાપનું જ્ઞાન થઇ જાયછે, એ કાંઇ ખરૂં પ્રત્યક્ષ જ્ઞાન નથી. વિશેષે કરીને મૂર્ખ અને શકિત વિનાના માણસોને થતું પ્રત્યક્ષ જ્ઞાન ઘણે ભાગે ખોટું હોયછે. તાત્પર્ય કે આપણાં પ્રત્યક્ષમાં અને બીજાનાં પ્રત્યક્ષમાં એ બન્નેમાં સત્ય પણ છે, બંનેમાં ભુલ પણ છે. કોઇ વાર આપણું પ્રત્યક્ષ ખરૂં અને બીજાનું પ્રત્યક્ષ ખોટું હોય છે, અને કોઇ વાર બીજાનું પ્રત્યક્ષ ખરૂં અને આપણું પ્રત્યક્ષ ખોટું હોયછે. તેથી આપણાં પ્રત્યક્ષને સાચું કરવા માટે જેમ જુદી જુદી પ્રક્રિયાની સહાયતાની જરૂર છે, તેમ બીજાનાં પ્રત્યક્ષનો ઉપયોગ કરતી વખતે પણ જુદી જુદી ક્રિયાઓનો પ્રયોગ કરવાની જરૂર પડેછે.

( અપૂર્ણ. )

# अमरापुरी

પરમ તેજોમય અને આનન્દમય એક દિવ્ય નગર હતુ પરમ પુનિત સાધુ ચરિત મનુષ્યોના ત્યા કુલવાસ હતા બારે માસ ત્યા વસત વિહરતી, દિવ્ય પુષ્પોથી પમરતી ત્યાની લતાકુજોમા મધુર સૌરભ ભરી સમીરની શીતળ લહરીઓ ફરફરતી ત્યાના કુલવાસમા પ્રેમની સત્તા સર્વમાન્ય હતી યૌવન હતુ, પણ યૌવનનો મદ ન હતો સગીત થતા તે પ્રેમ-ભક્તિના જ થતા નાગરિકો નૃપતિની આજ્ઞાને અધીન હતા, અને નૃપતિની તેમના પર અનન્ય પ્રીતિ હતી તેમના સુખ અને કલ્યાણ માટે અહોનિશ તે જાગૃત રહેતો

વ્યાધિ, કલેશ, દારિદ્ય, ઈર્ષ્યા ઈત્યાદિ ત્યા જાણવામા નહોતા કોઈને કાઇ બન્ધન નહોતા. સર્વત્ર વિહરવાની સર્વને છૂટ હતી કુજોમા, અને લતા મદિરોમા, પ્રભાતે, સાયકાળે અને રાત્રે કૌમુદીમા સર્વે કલ્લોલ કરતા મનહર પુષ્પોથી અને રૂચિકર, મિષ્ટ ફળથી વૃક્ષો ઝુકી રહ્યા હતા નૃપતિના ઉદ્યાનમા ફરવાની અને ત્યાના ફળફૂલ તોડવાની સર્વને રજા હતી

આ અમરાપુરીના એક ઉદ્યાનમા એક વેળા નાગરિકો, સ્વકુટુબ સાથે ફરતા હતા આ વાટિકા એટલી વિશાળ હતી કે તેના બધા ભાગમા કોઈ સચરણ કરી શકયુ નહોતુ ઝાડની ડાળીએ ઝુલતો રગબેરગી પખીઓ મધુર સ્વરે ગાન કરતા કોઇ જળાશયમા સોનેરી માછલીઓ નૃત્ય કરતીને દૂરથી વાસળીનો રવ આવતો હતો.

એક વૃક્ષ નીચે ન્હાનુ સરખુ બધ મ્હોડાનુ પીપ હતુ તેની બાજુએ ચાપ જેવુ કાઈક હતુ જિજ્ઞાસાથી એક નાગરિકે તે ચાપ દબાવતા ઢાકણુ ઉઘડયુ ને માહી જોયુ તો કોઈ ચળકતો પ્રવાહી પદાર્થ ભરેલો હતો આ નવીન ચીજ ચાખવાની સર્વને ઈચ્છા થઈ કોઈએ થોડી, કોઈએ વધારે પણ સૌ કોઈએ તેનો સ્વાદ ચાખ્યો. સ્વાદ ચાખતા બીજી વાર પીવાનુ સર્વેને પ્રલોભન થયુ પાત્ર એક જ હતુ અને પીનાર ઘણા એટલે તેમની વચ્ચે ઈર્ષ્યા થઇ, અને પરિણામે તેમની વચ્ચે કલહ ઉત્પન્ન થયો

અમરાપુરી નગરીમા એવી યોજના હતી કે તેના કોઇ પણ ભાગમાં કાઇ બને તેની તે જ પળે નૃપતિને ખબર પડે યુદ્ધ થયુ તેની જાણ રાજાને થતા ત્યા આવી નાગરિકોની, વિપરીત સ્થિતિ નિહાળી તેણે મનમા ઘણો ખેદ કર્યો રાજાને જોઈ સઘળા ખિન્નવદને નીચુ જોઈ ઉભા રહ્યા. તેમણે સ્નેહની આજ્ઞાનો ભગ કર્યો હતો,

તેથી અમરાપુરીના કાયદા પ્રમાણે દેશનિકાલની સજાને પાત્ર તેઓ થયા હતા. નીચી દ્રષ્ટિએ તેઓ નૃપતિનું ફરમાન સાંભળવા ઉભા હતા.

રાજાના નેત્રમાં ક્રોધ હતો પણ સાથે દયાનાં આંસુ હતાં. નાગરિકો તેને પરમ પ્રિય હતા તેથી તેમનો વિયોગ દુ:સહ હતો. પરંતુ આજ્ઞાનો લોપ કરનારને સજા કરવી એ નૃપતિ-ધર્મ પાળવા તે અનુત્સુક નહોતો.

આજે અમરાપુરીના કુલવાસમાં શોક પથરાયો હતો. નદીઓનાં પાણી ઠરી ગયાં, પક્ષીઓના સૂર બંધ થયા, પૂષ્પો ચિમળાઇ ગયાં, વેલીઓ સુકાઇ ગઈ. ઉદ્યાનોમાં લતા મંડપોમાં આજે આનંદ અને ઉત્સાહ નહોતો. રાજમહેલમાં નૃપતિ ઉદાસ, ગંભીર મુખમુદ્રા ધારણ કરી બેઠો હતો. આજે પુરવાસીઓને તેણે દેશનિકાલની સજા કરી હતી અને તે માન્ય રાખી સઘળા ત્યાંથી અન્ય સ્થાને ગયાં હતાં.

અમરાપુરીથી ઘણે દૂર એક નિર્જન બેટમાં સૌએ નિવાસ કર્યો. લાંબી મુસાફરીથી તેઓ તૃષાતુર થયાં હતાં તેથી તેમણે એક નદી વહેતી હતી ત્યાંથી પાણી પીધું. જલપાનથી તૃષા તો મટી પણ તેમના મગજમાં એથી કાંઈ વિક્રિયા થઈ, અને અમરાપુરી તથા ત્યાંના સ્નેહાળ નૃપતિ વિષે સઘળું વિસરી ગયાં. આ નવીન બેટમાં પ્રથમ તેમની વચ્ચે જમીનને માટે કલહ ઉત્પન્ન થયો અને તે ઘણા યુગ સુધી ચાલ્યો. કલેશ, દારિદ્રય, ઈર્ષ્યા, વ્યાધિ, આળસ વગેરે રાક્ષસોને અમરાપુરીના નૃપતિએ અહિં કેદ કર્યા હતા, તેમની સાથે આ લોકોને ઘણો પરિચય થયો. તેઓ સુખ ભોગવવા જતા પણ વ્યાધિ લાગુ થતો. તેમના સ્નેહમાં ઈર્ષ્યા ભંગાણ પાડતી. આળસની શીખામણથી ઉદ્યમ કરતા નહિં એટલે દારિદ્રય તેમને પીડતું.

તેઓ જ્ઞાન વધારવા જતા પણ માત્ર ફાંફાં જ મારતા. કોઇ કોઇ વ્યાધિનું મૂળ શોધવા જતા પણ જરાક આગળ જતાં અટકતાં અને એટલામાં તો તેમનું આયુષ્ય પુરૂં થતું. કેટલાક તો વળી તારાની અને ધૂમકેતુની ગતિ માપવા ધમ પછાડા કરતા. દૂરના તારાને પાસે બોલાવવા આ ટીંગુજી જેવા માનવીઓ કાચની નળીઓ બનાવતા, પણ ત્યાં પણ એમના જ્ઞાનની સીમા આવતી એટલે અટકવું પડતું. કોઇકને વળી અમરાપુરી સાંભરતી એટલે ત્યાં જવાનો માર્ગ શોધતા. પણ વિતંડા, વિવાદ, અહંકાર વિગેરે લુચ્ચા રાક્ષસો તેમને ભૂલા પાડતા. અને ચારે બાજુએ શોધી શોધી દિશા અને કાળનું ઉલ્લંઘન થવાનું નથી એવા નિશ્ચય ઉપર આવતા.

અમરાપુરીના રાજાને તેમનો વિયોગ ઘણો સાલતો તેથી તેમને હજી સમજે અને પશ્ચાતાપ કરે તો સમજાવી લાવવા તે સંદેશા મોકલતો. કોઇ કોઇ માણસો

એ સદેશો લાવનાર દૂત સાથે જતા અને રાજાને ચરણે પડી ક્ષમા માગતા, પણ ઘણાને તો આ બેગમા ગમી ગયુ હતુ, તેથી દૂતના કહેવા ઉપર લક્ષ્ય આપતા નહિ જ્યારે તેમનાપર દુખ પડતુ ત્યારે જરા અકળાતા પણ પાછા તેના તે

આખરે રાજાને તેમના પર ઘણી દયા આવી ત્યારે સ્નેહ અને દયા નામના બે ભાઇ બ્હેનને આ ભૂના પડેના માનવીઓને સમજાવી અમરાપુરી બોલાવી લાવવા મોકલ્યા એ બેઉ જણ ઘેર ઘેર ફરેછે અને જેઓ તેમની શિખામણ માનેછે તેઓ બ્હારથી મલિન દેખાતા એક કુડમાથી આચમન કરેછે કે તેમને મૂળ જ્ઞાન થાયછે અને અમરાપુરીમા પોતાના જૂના ઘરમા જઇ ઉભા રહેછે

તા ૨૧-૧-૧૮૦૧ નર્મદાશંકર બાળાશંકર

---

# प्रेम के शृंगार ?

વૈષ્ણવ ધર્મ પ્રેમ માર્ગ કહેવાયછે પ્રશ્ન એ જ ઉદ્ભવેછે કે પ્રેમમા એવુ તે શુ સત્વ આવી રહેલુછે, કે ધર્મ પણ તેના આધારે જ રહી શકે બીજો પ્રશ્ન એ સહુ એવો થાયછે કે પ્રેમનુ સ્વરૂપ શુ અને પ્રેમ અને શૃંગારમા તફાવત શુ ? જ્યારે પ્રેમનો આપણે વિચાર કરીએ છીએ, ત્યારે પ્રથમ વિટબણા તો તેની સરલ વ્યાખ્યા સબધી છે પ્રેમ એક એવી વસ્તુ છે કે જે સર્વદેશીય છે માતાનો પુત્ર પ્રતિનો ભાવ તેમ જ પિતાનો પુત્ર પ્રતિનો ભાવ, તે વાત્સલ્ય (affection) કહેવાયછે દપતીના અરસપરસના ભાવને પ્રેમ, (Love) કહેછે જ્યારે મિત્રની મિત્ર પ્રત્યેની લાગણીને સ્નેહ, (attachment) નામ આપવામા આવેછે અને મનુષ્યોના ઈશ્વર પ્રત્યેના ભાવને ભક્તિ, (Devotion) આવુ ઉપનામ અપાયછે વસ્તુત જોતા આટલુ તો નિશ્ચિત જણાયછે કે પ્રેમ, પછી તે ગમે તે રૂપમા દેખાતો હોય, પણ તે દુનિયાના અને મનુષ્ય-જીવનના આધારભુત છે એક અથવા બીજા રૂપમા દરેક મનુષ્યમા સ્નેહ જોવામા આવેછે અને આ ભાવ વિના તેનાથી રહી શકાય તેમ પણ નથી

આમ છતા પણ પ્રેમ તે શૃંગાર નથી અને શૃંગાર તે પ્રેમ નથી તે બને અરસપરસ સહાયક હોય તો ભલે, પણ અરસપરસ એવો સબધ તેમા નથી કે જેથી એકના અભાવે બીજાથી રહી ન શકાય પ્રેમની વ્યાખ્યા કરવી દુર્ઘટછે પણ જે એક સામાન્ય ગુણ પ્રેમના દરેક નામમા અને કામમા નિરતર જોવામા આવેછે તે પરાર્થે સ્વાર્થ ત્યાગનો છે પ્રેમીજન પોતાના પ્રેમપાત્રના હિતાર્થ પોતાના હરેક લાભનો ભોગ આપવા તૈયાર હોયછે માતાપિતા પુત્રના હિતાર્થે,

દંપતી અરસપરસનાં સુખાર્થે, મિત્ર મિત્રનાં શ્રેયાર્થે તથા ભક્ત પોતાના ઇષ્ટદેવનાં આરાધનાર્થે પોતાના સુખનો ત્યાગ કરવામાં કે હરેક જાતની શારીરિક કે માનસિક વ્યથા વ્હોરી લેવામાં જરા પણ પાછી પાની કરતા નથી. જે એક વિચાર સર્વેમાં પ્રાધાન્યે હોયછે, તે એ જ કે પોતાના પ્રેમ પક્ષપાતનું પાત્ર કેવી રીતે સુખી અને સતુષ્ટ થાય. તેથી ઉલટું શૃંગારની વ્યાખ્યા તપાસતાં જણાયછે કે:-

पुंसः स्त्रियां स्त्रियाः पुंसि संभोग प्रति या स्पृहा ॥

सा शृंगार इति ख्यातः क्रीडारत्यादिकारकः ॥ એટલે કે માત્ર સુરત રૂપિ ઇંદ્રિન્યજન્ય સુખને માટે જે બહિર આચાર-આભાસ કરવામાં આવેછે તેજ પરાર્થે સ્વાર્થત્યાગની જગ્યાએ, હિંસા, સ્વાર્થ ખાતર પરના ઉપભોગ રૂપે હોય એમ જોવામાં આવેછે. નિસ્વાર્થના ઉચ્ચ દેવાંશી પ્રદેશમાંથી આપણે સ્વાર્થની ખીણમાં આલોટીએ છીએ. શૃંગાર તો પ્રેમના એક જ ભાવ દાંપત્યસ્નેહનો બહારનો આડંબર છે. માતાપિતા, મિત્ર અને ઇશ્વર આ ત્રણેની સાથે તેને સંબંધ નથી. માત્ર વિષયી ભાવમાં જ તેનો સમાસ છે.

પ્રેમ દેવાંશી વસ્તુ છે. દુનિયાંદારિના વ્યવહારની પ્રેમને પરવા નથી. પણ પ્રેમ તો પોતાનો માર્ગ પોતે જાતે જ કરતો જાયછે. કેમ જાણે કોઇ અદૃશ્ય મહા શક્તિ એક બીજાને અરસપરસ આકર્ષતી હોય નહિં! પ્રેમ અશરિર છે. પ્રેમપાત્રો એક બીજાની નજીક હોય કે હજારો માઇલને અંતરે દૂરના પ્રદેશોમાં સ્થૂલદેહે વિચરતાં હોય; પણ તેમનાં હૃદય તો સદા નજીકનાં નજીક જ છે. પવન પણ આ બે હૃદયની વચ્ચેથી પોતાનો માર્ગ કરવા શક્તિમાન નથી. જ્યાં હૃદયનું ઐક્ય છે, ત્યાં પછી બીજા કશાની જરૂર નથી. પ્રેમી અને તેના પ્રેમનું પાત્ર બન્ને સ્થુલ દેહે ભિન્ન છતાં સુક્ષ્મ દેહે-હૃદય દેહે તેઓ એક જ છે. આવાં હૃદયનાં ઐકયવાળાં માણસને દુનિયાંદારિના મિથ્યા પ્રપંચી-આચારની પરવા નથી. હાથે હાથ મિલાવવા સામાં ઉભા થવું, વિનયનાં વચનો કહેવાં, આસન આપવું, આગતાસ્વગતા કરવી, આ બધી વિધિ પ્રેમનાં મંદિરમાંથી સ્વતઃ બહિષ્કાર પામેલ છે. કારણ કે હૃદયના ઐકયવાળાં માણસોના બધા વ્યવહાર અંતર-હૃદયમાં જ બનેછે. જેનું સ્વપ્ન સરખું પણ અન્ય જનોને ન હોય! હૃદયના યોગવાળા મનુષ્યોને હાથનો યોગ નિરર્થક છે. ત્યાં તો માત્ર અરસપરસનાં દર્શનથી જ સર્વે ઇંદ્રિયો સતેજ થઇ રોમાંચ અનુભવતી સ્થૂલ દેહને કેમ જાણે છોડીને એકદમ દોડતી હોય નહિ, એવું ભાસે છે. માત્ર નામ સ્મરણથી પણ શરિરમાં રોમાંચ થતો અનુભવાયછે. પોતાના પ્રેમનાં પાત્રને અમુક શબ્દોથી સંબોધાય અને અમુકથી નહિં એ ગણના તો સદાને માટે નિષ્પયોજન હોઇ નષ્ટ પ્રાય જ થઇ ગઇ હોયછે. પણ શૃંગાર તો માત્ર પ્રેમની વિડંબના છે. તે સ્થુલ રૂપે તો ક્ષુદ્ર જ છે અને વિષયલુબ્ધ જનોને જ પ્રિય છે હૃદયઐકયના અભાવે

સ્થલ સબધની અપેક્ષા રાખેછે ત્ સ્વાની જનોને તે એક સત્ય રૂપ છે કારણકે તેના સ્મરણમાત્રથી તે રિઝાય છે જ્યારે સમિપ વર્તા હોય, ત્યારે જ તે આચાર દ્વારા આનદ આપી શકેછે માત્ર નામસ્મરણ તો દુ ખ૦ છે ટુકમા શૃગાર શારિરીક છે, અને શારીરિક યોગના અભાવે અતિ દુ ખકર છે શુદ્ધ પ્રેમના આડબર રૂપ હોઈ વ્યાવહારિક આચાર પ્રયોગના વમળમા શૃગાર હમેશા ગોથા ખાયછે સામાજીક વિધિના માત્ર એકાદ નિયમના ભગથી આખો શૃગાર લજવાયછે, દસ્તુરત થાયછે અમુક શબ્દોનો જ પ્રયોગ થાય, અને અમુકનો નહિ, અમુક વસ્તુઓ જ વપરાય, અમુક રીતે જ આદરમાન–સત્કાર થાય, અમુક વસ્ત્રાલકારો જ અનુકુલ ગણાય, આવા આવા વિચારોને સર્વોપરિ સ્થાન આપવુ, એવુ માત્ર શૃગારના દરબારમા જ હોયછે, અને તેમાથી કોઈની પણ જરાએક અવગણના થઈ તો બધા વ્યર્થ જાયછે ટુકમા પ્રેમના શુદ્ધ હૃદયઐક્યના દિવ્ય અમૃતમય પ્રદેશમાથી, શૃગાર શારીરિક યોગના ક્ષુદ્ર વિષયમા, કહો કે પરિણામે વિસમય પ્રદેશમા, આપણને લાવી મુકેછે

ઉપરના લેખથી આપણે જોઈ શકીએ છીએ કે પ્રેમ અને શૃગાર બને એક બીજાથી તદ્દન નિરનિરાળાછે અને પ્રેમ શૃગાર વિના હોઈ શકે, તેમજ શૃગાર પ્રેમ વિના પણ હોય છે વિદેશવાસી પ્રેમીજનો શૃગારની સુગ પણ લઈ ન શકે જ્યારે પરસ્ત્રીરત વિષયાધ પુરૂષો શૃગારની મોજ લેતા પ્રેમના પ્રદેશથી દૂર હજારો રોગોને શરણે હોયછે શુદ્ધ પ્રેમ સાત્વિકછે, જ્યારે શૃગાર રાજસી છે ચમક ઝમક અને ભપકાથી તે વિશેષ દીપેછે પણ પ્રેમ તો પોતાના સાદા સ્વરૂપમા જ પુજ્ય અને પોશક છે

આમ એક બીજાથી ભિન્ન છતા પણ પ્રેમ અને શૃગાર અરસપરસના સહાયક બની શકે ખરા સદ્‌ગુણસપન્ન શુદ્ધ પ્રેમી દપતી પોતાની આર્થિક સ્થીતિ અનુકુળ જે શૃગાર અનુભવી શકેછે, અને તેવે પ્રસગે તો પ્રેમના દિવ્યાવી, ચૌહિક પ્રદેશમા પોતે પણ સાત્વિક, આદરણીય અને આવકારદાયક બને છે સતી સ્ત્રી પોતાના પ્રિયતમના સતોષને ખાતર પોતાની સ્થીતિને અનુકુળ શૃગારનો આનદ સ્વપતિને આપે તેમા ખોટુ કાઈજ નથી, ઉલટુ તે તો અભિમાન અને કર્તવ્ય રૂપછે, પણ આવાં જનો શૃગારને દેખાવમા ન લાવતા માત્ર એકાતમાજ તેને આવકાર આપે છે સ્નેહાતિશયની ધુનમા શૃગારને પ્રાધાન્ય આપતા હમેશા ચાદ રાખવુ જોઇએ કે પ્રેમનુ અભિમાન પણ જતુ ન રહે

હવે આપણે જોવાનુ એટલુ જ રહે છે, કે પ્રેમને નામે જે ધમ ચાલે છે, તે પ્રેમ માર્ગ છે કે શૃગાર માર્ગ છે ? વસત ઉત્સવોનો હદ બહારનો શૃગાર, કે જે દોલોત્સવના ભવ્ય, પણ સાથે જ અનુચિત નાટકમા ભજવાય છે, તેને પ્રેમનુ કેવુ સ્વરૂપ કહેવુ? કથામા વર્ણવાતી રાસક્રીડામા શુદ્ધ પ્રેમનુ પ્રાધાન્ય છે કે શૃગારનુ ? શ્રી કૃષ્ણ–ગોપીના

પ્રેમભાવને સુચવતા કેટલાંક ધોળ અને પદો પ્રેમના પ્રાધાન્યથી લખાયાં છે, કે શૃં-ગારના પ્રાધાન્યથી લખાયાં છે.? હિંડોળાના ઉત્સવો શૃંગારને, શુદ્ધ દંપતી ભાવનાં બાહ્ય રાજસી સ્વરૂપ પ્રત્યક્ષ કરાવતાં કેવી નીતિ કે ઉચ્ચ ભાવના સુચવે છે.? અમને તો આ બધામાં શૃંગારનું જ પ્રાધાન્ય જોવામાં આવે છે. અને તે મહાન પ્રેમ માર્ગના વિડંબન રૂપ જ હોઈ શકે. વૈષ્ણવ ધર્મની બધી અન્ય ઉચ્ચ ખુબીઓ કે જે આવકારદાયક અને અનુકરણીય છે, તે બધાંને આવા બાહ્ય દેખાવો ગૌણ બનાવી ધર્મને પણ વગોવાવે છે. તો ઉપરના પ્રશ્નોના જો કોઈ ધર્મ-મર્મજ્ઞ વિદ્વાન વૈષ્ણવ વિવેક બુદ્ધિથી નિષ્પક્ષપાતથી, સપ્રમાણ ખુલાસા આપશે, તો સ્વધર્મની તેણે મોટી સેવા બજાવી ગણાશે વૈષ્ણવ ધર્મના અભ્યુદયના હેતુથી ઉપરનો લેખ ધર્મજિજ્ઞાસુ તરીકે લખેલ છે; તે પક્ષાપક્ષીનો વિચાર દૂર મુકી, નિષ્પક્ષપાત ખુલાસાની અપેક્ષા રાખું છું.

લી૦ ચંદ્ર.

---

## ' હૃદય "

હૃદયની રચના સહુ જોઈ મેં,
રૂધિર માંસ વિના નથી અન્ય તે;
હૃદય શોધ ગણાય શરીરમાં,
રૂધિર પ્રેરતું તે સહુ સ્થાનમાં.
હૃદય ઓગળવું નહિ સંભવે,
હૃદય દારૂણ દારૂણ ના ઘટે;
કઠિન કોમળ કાંઈ જ છે નહિ,
" હૃદય આ જનમાં નથી " એ નથી
વિપુલ છે જ નહિ હૃદ કોઈએ,
હૃદય તેમ નથી કંઈ સૂક્ષ્મ એ.
હૃદય મૂષ્ટિ બરાબર સર્વનું,
ઘટિત સ્થાન શું આ પછી ભેદનું.
જડ નથી, નથી તેમજ ચંચળ,
હૃદયની ગતિ છે કંઈ નિર્મિત,
હૃદયની ગતિ ભંગ ગણાય છે;
કંઈક બ્હારનું સ્વાસ્થ્ય સુપથ્યથી.
હૃદય શુંક નથી, નથી ઉચ્છ્વસિત
કંઈ વિચિત્ર પ્રવાહ નહિં અહ!

નથી અને કઇ ખામ કરી સકે
હૃદય આ જનનુ બહુ મોટુ એ

'જન કહે પણ છે ' હૃદયે દયા,
" અગમ સ્નેહની રગભૂમિ તથા,"
" સકળ કોમળ વૃત્તિ છવાય ત્યા,'
તદનુસાર પ્રવૃત્તિ છવાય જયા

'હૃદય" શબ્દથી પ્રેઇ ગણે જનો,
"હૃદય" શબ્દથી પ્રેમગણે જનો
હૃદય મૂલ્ય થવુ મુશ્કેલ છે,
હૃદય અર્પણ એ હૃદ વાત છે

ઉભય આમ વિરોધ જુઓ વસે,
હૃદય મા'ત્મ્ય ખરે અઘરૂ દીસે,
ખરૂ હજો અથવા અવળુ હજો,
પણ અનુભવને હ મા ય છે

હૃદય કારણ કે સહુ સ્નળ છે,
નથી થતુ પ્રતિપાદન, હૃળ છે, સૂ
રસ નથી વસતો કદી સ્થૂળમા,
સ્વાદ તણા પણ સૂક્ષ્મ સ્વરૂપમા

હૃદય મૂર્તિ ઉપાસક ર્તા થજો !!
પ્રણય માર્ગ મુસાફર ર્તા થજો,
સ્થુળ તજી વિચરો ધ્રુવ સૂક્ષ્મમા,
પ્રભુ પ્રસન્ન થશે ક્ષણવારમા

હૃદય આ લખનાર ગરીબને,
પરમ મૂર્તિ—પ્રભુમય—પૂજ્ય છે,
પ્રણય આ હૃદયે પ્રભુ પૂરજો,
પ્રણય નાવ સુકાન તમે હજો

એટલીજ હૃદયની વાચના,
જયલિલાન

---

# વૈભવનો માર્ગ.

## સંકટ ઉપરથી લેવાની શીખામણ.

અશાન્તિ, દુઃખ, અને દિલગીરી તે મનુષ્યનાં જીંદગીનાં સાથીજછે. દુઃખનો ડંખ લાગ્યા વગરનું કોઈ પણ માણસ દુનિયામાં નહિ હોય; તેમજ સંકટ રૂપી સાગરના ઉંડાં અને ભયંકર સ્વરૂપવાળાં પાણી ઉપર ઝોલાં ખાધા વગરનું કોઈનું પણ મન હશે નહીં, અને અનિર્વચનીય દુઃખનાં અન્ધ કરનારાં આંસુ કોઈની પણ આંખ્યમાંથી નહિ પડયાં હોય એવું ભાગ્યેજ હશે, બે સંહારકો, વ્યાધિ અને મૃત્યુએ, કોઇ પણ ગૃહમાં આવીને, હૃદયથી હૃદય છૂટાં પાડીને, જેમાં દિલગિરી રૂપી અન્ધકાર ફેલાવ્યો નહિ હોય એવો તો એક પણ ગૃહસંસાર નહિં હોય. અવિનાશી સંકટના મજબૂત પંજામાં સર્વ, ઘણા નહિ તો થોડા તો સપડાયેલા જ હશે, સર્વ મનુષ્ય જાતિના નસીબમાં દુઃખ, અશાન્તિ અને દિલગિરી તો હોય છેજ.

આવા ભયંકર પ્રસંગો ટાળવાને અથવા તો તેમનું ભયંકર પણું કંઈક અંશે ઓછું કરવાને સ્ત્રી તેમજ પુરૂષ અન્ધ બનીને નિશ્ચલ સુખો ઉપજાવશે, એમ ધારીને અસંખ્ય રિત્યના ઉપાયો શોધવા મંડી પડે છે. મદ્યપાન કરનારા વારાંગના વિગેરે ઇન્દ્રિયવિષયક બાબતોમાં તલ્લીન રહેછે; દૃઢ નાસ્તિકો દુર્બળ કરનારી મોજશોખમાં ગુંથાયેલા રહીને દુનિયાંની દિલગીરીથી પોતાને જુદા રાખે છે તથા કીર્તિના તથા ધનના તરસ્યા માણસ તે વસ્તુઓ મેળવવામાં નિમગ્ન રહે છે, અને ધર્મ ક્રિયાઓ કરવામાં આશ્વાસન માની લેછે.

આ સર્વેને તેમનું શોધેલું સુખ જડેછે, અને તેમનો આત્મા થોડા વખત સુધી, હયાતીમાં રહેલાં દુઃખને ભૂલી જઇ, મીઠી શાન્તિમાં રહેછે. પણ આખરે તે લોકો ઉપર પણ વ્યાધિ સંકટ અથવા દુર્ભાગ્યનો દહાડો આવેછે, અને તેમના અરક્ષિત આત્માના કલ્પિત અને ક્ષણ ભંગુર સુખનો નાશ થાય છે.

આ રીતે દરેક આનંદ આપનારા પ્રસંગો પછી તેનો નાશ કરનારી તલવાર. જે માણસ જ્ઞાનથી રક્ષિત નથી હોતો, તેના આત્માનો નાશ કરવાને તૈયાર હોયછે.

એક બાળક, સ્ત્રી અથવા પુરૂષ થવાને માટે અધીરાઇથી રૂવે છે, પુરૂષ અથવા સ્ત્રી બાલપણના સુખનો નાશ થયેલો હોવાથી નિશ્વાસ નાંખે છે, દરિદ્ર માણસ દરિદ્રતારૂપી સાંકળથી જકડાયલો હોવાથી ધાયમાન થાય છે, તવંગર માણસ હમેશાં દારિદ્રની બ્હીકમાં રહેછે અને જેને

તે સુખ કહેછે ત્હેવા માયિક આભાસની શોધમા આખી પૃથ્વી ઉપર ફરી વળેછે કોઈકવાર આપણો આત્મા ધારેછે કે અમુક ધર્મ સ્વીકારવાથી, અમુક જાતનુ બુદ્ધિપરાયણ તત્ત્વજ્ઞાન સ્વીકારવાથી, અથવા તો માનસિક અને હુન્નર કારિગરીને લગતા નિયમો પ્રમાણે વર્તન બાધવાથી સુખ મળશે, પણ કોઈ એક એવો પ્રસગ આવેછે અને તેથી સાબિત થાયછે કે ધર્મ ત્હેને પૂરો પડવાને ખોટવાળો છે અને ત્હેનુ બુદ્ધિપરાયણ તત્ત્વજ્ઞાન ત્હેને ટેકો આપવાને બળહીન છે, એને ત્હેણે વર્ષોના વર્ષ સૂધી મહેનત લઈને બનાવેલુ માનસિક અથવા હુનરાદિરૂપી પૂતળાના ભાગીને ભુકા થઈ જાયછે

ત્યારે શુ દુખ અને દિલગિરીમાથી બચવાને એક પણ માર્ગ નથી? શુ કોઈપણ વસ્તુ દુખરૂપી સાકળનુ બધન તોડવાને સમર્થ નથી? શુ ત્હારે શાશ્વત સુખ ચિરસ્થાયી વૈભવ, અને સપૂર્ણ શાન્તિ તે ફક્ત મૂર્ખાઈ ભરેલા સ્વપ્ના જ છે? નહિ દુખનો સર્વથા નાશ થાય ત્હેનો માર્ગ છે, વ્યાધિ દારિદ્રય, અને અશુભ પ્રસગો ટાળવાનો પણ માર્ગ છે, વિપત્તિનો સર્વથા નાશ કરીને ચિરસ્થાયી વૈભવ પ્રાપ્ત કરવાનો, અરે અખડિત અને અનતકાળ સુધી રહે એવી શાન્તિ અને સુખ મેળવવાનો અને ભોગવવાનો પણ માર્ગછે તે માર્ગ એજ છે કે દુખનુ ખરૂ સ્વરૂપ સમજવાની શકિત આપણે મેળવવી જોઇયે

દુખને અણગણાર્યું કરવુ, અથવા તો દુખ છે એમ કબુલ ન કરવુ, તેજ ફક્ત બસ નથી દુખને સમજવુ જોઇયે, ઇશ્વરને દુખ હરી લેવાની પ્રાર્થના કરીને બેસી રહેવાનુ નથી આપણને દુખ શા માટે પડેછે, અને આપણને તે શુ શી ખવેછે, તે તપાસવુ જોઇયે દુખરૂપી સાકળથી બધાયલા હોવાથી તે ઉપર ક્રોધ કરવામા કાઈ ફળ નથી આપણે પોતે શા માટે, અને શી રીતે બધાયા છિયે તે જાણવુ જોઈયે માટે આપણે આત્મનિમગ્ન રહેતા પોતાની જાત્યથી વિમુકત થઈને પોતે પોતાની પરીક્ષા કરીને, પોતાને સમજવાનો પ્રયત્ન કરવો જોઇયે અનુભવરૂપી શાળામાના અણકહ્યાગરા બાળક જેવ ન થઈને, નમ્રતા અને ધૈર્યથી આપણે, આપણા જ્ઞાનની વૃદ્ધિ થવા માટે, તથા આખરે આપણા સુધારા માટે જે શીખામણો અપાય તે ધ્યાનમા લેવી જોઇયે કારણકે જ્યારે દુખનુ ખરૂ સ્વરૂપ સમજાયછે, ત્યારે ખબર પડેછે કે તે કાઈ આ સસારમાની અવર્ણનીય અથવા તો ગૂઢ વસ્તુ નથી પણ મનુષ્યના અનુભવો માની એક વસ્તુ છે, અને તે શીખનારને શિક્ષક તરીકે કામ આપેછે દુખ તે આપણી બ્હારની ... ...થી વિયુકત નિર્વિકલ્પ વસ્તુ નથી તે આપણા પોતાના બ્હયના એક સ્થિતિ છે, અને આપણા હૃદયને સુધારીને ધયથી

સ્વરૂપ, તથા ત્હેનું મૂળ જણાઇ આવશે અને ત્હેનું પરિણામ ત્હેનો સર્વથા નાશ કરવામાંજ આવશે.

દરેક દુઃખની હદ હોયછે અને ત્હેના ઉપાય પણ હોયછે, અને તેથી તે ચિરસ્થાયી નથી હેતું મૂળ અજ્ઞાનતાછે પદાર્થોનું ખરૂં સ્વરૂપ, અને ત્હેનો એક બીજા જોડેનો સંબંધ ન જણાય તે અજ્ઞાનતા અને આપણે જ્યહાં સુધી એવી અજ્ઞાનતાની સ્થિતિમાં રહીશું ત્યાં સુધી આપણને દુઃખ નડશેજ નડશે. દુનિયામાં અજ્ઞાનતા વગર બીજા મૂળમાંથી ઉત્પન્ન થયેલું કોઈપણ પ્રકારનું દુઃખ જો આપણે તે જે શીખામણ આપે તે લેવાને તત્પર હોઇયે તો તે આવીને આપણા ડહાપણમાં વૃદ્ધિ કરીને જતું રહેછે. પણ મનુષ્ય જાતિ હમેશાં દુઃખથી પીડિત રહેછે કારણ કે દુઃખ જે શીખવેછે તે શીખવાની મરજી ત્હેમને હોતી નથી. કોઇ એક બાળકને જ્યહારે રોજ ત્હેની માતા સુવાડવા લઇ જતી ત્યારે સળગતી મીણબત્તીથી રમવા દેવાને માટે તે રોતું. એક રાત્રિયે ત્હેની માતાની બીજે કંઇક નજર હતી તેટલામાં તે બાળકે સળગતી મીણબત્તી હાથમાં લીધી. અને આખરે શું પરિણામ થયું તે કહેવાની જરૂરજ નથી; તે દિવસથી તે બાળકે સળગતી મીણબત્તીની સાથે રમત કરવી મૂકી દીધી. ફક્ત એજક મૂર્ખાઇ ભરેલા પોતાના કૃત્યથી તે સંપુર્ણરીતે અજ્ઞાંકિત થતાં શીખ્યું અને ત્હેને જ્ઞાન થયું કે અગ્નિથી દઝાય છે. આ દાખલાથી પાપ, અને દુઃખ એ સર્વેનાં ખરાં સ્વરૂપ, અને અર્થ સંપૂર્ણરીતે સમઝયાનું જણાશે અગ્નિના ખરા સ્વરૂપની અજ્ઞાનતાથી જેવી રીતે તે બાળકે દુઃખ અનુભવ્યું ત્હેવી જ રીતે મ્હોટાં માણસો પોતે જે વસ્તુઓ માટે પ્રયત્ન કરીને મેળવે છે તે ત્હેમને મળ્યા પછી ત્હેમને દુઃખ દેછે. ત્હેના ખરા સ્વરૂપની અજ્ઞાનતાને લીધે તે દુઃખ અનુભવે છે, ફક્ત ફેર એટલો જ કે ઉત્તરોક્ત વાતમાં અજ્ઞાન અને દુઃખનાં મૂળ ઊંડા અને ગૂઢ છે.

હમેશાં દુઃખની અન્ધકાર સાથે અને સુખની પ્રકાશ સાથે સરખામણી કરવામાં આવે છે, અને તે સંજ્ઞાની અંદર ગૂઢ રીતે દુઃખ અને સુખનાં ખરાં સ્વરૂપ ઢંકાયેલાં રહે છે; કારણ કે જેવી રીતે પ્રકાશ આખી પૃથ્વીને જ્યોતિર્મય કરી દેછે અને અન્ધકાર તે ફક્ત પ્રકાશના અસંખ્ય કિરણોની વચમાં આવનારી ન્હાની વસ્તુના પડછાયા જેવું છે, ત્હેવી જ રીતે સુખરૂપી જ્યોતિ એ આખી સૃષ્ટિને તેજોમય કરનાર અને જીંદગીને સુખમય બનાવનાર છે અને ત્હેની આડે આવીને જ્યોતિનાં અસંખ્ય કિરણોને અટકાવી પોતે પ્રવેશ કરવાને પ્રયત્ન કરનાર દુઃખ તે મનુષ્ય પોતેજ છે. જ્યહારે રાત્રિ, પૃથ્વીને ત્હેના ભયંકર અન્ધ અંધકારથી છાઇ દેછે, અને અન્ધકાર ગમે ત્હેવો ગાઢો હોય તોપણ તે ફક્ત આપણા ગ્રહના (પૃથ્વીના) અડધા જ ભાગને અન્ધકાર મય કરે છે; પણ આખી સૃષ્ટિમાં જ્યોતિ તો સદા જીવંત છે

ત્યારે દરેક જણ જાણે છે કે પ્રભાતના અજવાળા સાથે જ જ્યોતિ પાછી દૃષ્ટિએ પડશે ત્યારે આપણો આત્મા દુ ખ, દિલગિરી, અથવા તો દુર્ભાગ્ય રૂપી અન્ધકારથી છવાઇ જાય, અને આપણે થાકી ગયેલે પગલે ઠોકરો ખાતા ચાલિયે, ત્યારે જાણવુ કે આપણે આપણી પોતાની મરજી અને સુખ, એને હુપરૂપી અખણ્ડ પ્રકાશની વચ્ચે આડે આવિયે છિયે, અને આપણને છાઈ નાખનારો કાળો પડછાયો તે બીજી કોઈ પણ વસ્તુનો નહિ, પણ આપણો પોતાનો જ છે અને જેવી રીતે બાહ્ય અધકાર તે ફક્ત એક અભાવસુચક પડછાયો અને રહેઠાણ વગરનો અવાસ્તવિકતા વાળો પ્રસગ છે, ત્હેવી જ રીતે અદરનો અધકાર પણ અભાવસુચક પડછાયો છે અને જ્યોતિમય આત્માને આડે આવેછે

પણ વખતે કોઈ એમ કહે, કે દુ ખરૂપી અધકારમાથી પસાર જ શા માટે થવુ જોઇયે ? તો ત્હેનો જવાબ ફક્ત એટલો છે, કે "અજ્ઞાનતાથી જ ત્હમે દુ ખરૂપી અધકારમાથી પસાર થવાનુ પસદ કર્યું છે", કારણ કે તેમ કરવાથી એટલે દુ ખરૂપી અધકારમાથી પસાર થવાથી, સુખ અને દુ ખ બ નેના ખરા સ્વરૂપ સમજી શકાય અને દુ ખરૂપી અધકારમાથી નીકળ્યા પછી સુખરૂપી પ્રકાશથી વધારે જ ખુશી થાય અને દુ ખ તે અજ્ઞાનથી જ ઉપજતુ હોવાથી, દુ ખ વિષે જેમ જેમ વધારે શીખાયછે તેમ તેમ ડહાપણ આવેછે અને દુ ખ જતુ રહેછે પણ જેમ એક બાળક નિશાળમા અણગમતાગરૂ થઈને પાઠ શીખવાની ના કહેછે, તેમજ અનુભવો જે પાઠ શીખવે, તે ન શીખીને અન્તકાળ સુધી અધકારમા રહીને આપણે હર હમ્મેશ વ્યાધિ, નિરાશા અને દિલગિરીના રૂપમા શિક્ષાઓ ભમિયે છિયે માટે જો આપણે દુ ખ દૂર કરવુ હોય તો, જ્ઞાન, સુખ અને શાન્તિ આપનારા જે પાઠ તે શીખવે છે તે શીખવાને તૈયાર રહેવુ જોઇયે

કોઇ માણસ પોતે એ અધારી ઓરડીમા પૂરાઇને કહેશે કે પ્રકાશ વસ્તુ જ હયાતીમા નથી, તો ત્હેનુ કહેવુ ખોટુ છે, કારણ કે પ્રકાશ તો ત્હેની ઓરડી સિવાય બધે હયાતીમા છે જ તેજ રીતે સત્યનો પ્રકાશ આસ્વાદ કરવા અથવા તો તુલના કર્યા વિનાના ખોટા મત, સ્વાર્થ, સાધન, અને ભ્રમની ભીતો આપણી જાતની આસપાસ આપણે પોતેજ બાધી હોય, તે તોડી પાડવાનો આરભ કરીને, તે રીતે એ દિપ્તીમાન અને સર્વવ્યાપક સત્યના પ્રકાશને ભાખન કરવો એ આપણા જ હાથમા છે

ખરા દિલથી આત્મપરીક્ષા કરીને, આપણે દુ ખ તે મનુષ્યના અનુભવોમાની એક સ્થિતિ તથા મનુષ્યે જ ઉત્પન્ન કરેલો પડછાયો છે, તે સમજવાનો પ્રયત્ન કરવો જોઇયે દુ ખ તે મનુષ્યના અનુભવોમાની એક સ્થિતિ તથા ત્હેનો જ ઉત્પન્ન કરેલો

પડછાયો છે એમ માનીને બેશી રહેવું ફક્ત બસ નથી. તેમજ વળી બધાં દુ:ખ, દિલગિરી અને દુર્ભાગ્યો એકજ ઘડાયલે કાયદે આવે છે, ને તે બધા પ્રસંગો આપણા ઉપર આવે છે, કારણ કે આપણે ત્હેને લાયક છિયે, આપણને ત્હેની જરૂર છે, અને તે પ્રસંગો ખમીને પછી ત્હેમનું ખરુ કારણ, ખરુ મૂળ અને સ્વરૂપ જાણીને આપણે વધારે સબળ, જ્ઞાની અને ઉમદા થઇયે છિયે. આ પ્રમાણે દુ:ખોને આપણે પૂરેપૂરુ સમજીશું ત્યારે જ આપણી સ્થિતિ બદલવાને અને દુ:ખને સુખમાં ફેરવી નાંખી, આપણી ભવિષ્યની જીંદગી સુખમય કરવાને શકિતમાન્ થઇશું.

નલિનકાન્ત નરસિંહરાવ દીવેટીયા.

---

# धर्मराजना पार्षदो.

---

સિંહસ્થ વર્ષનો પુરૂષોત્તમ માસ ચાલતો હતો. મંદિરો અને દેવળોનાં ઉત્સવ અને કથાઓ થતાં હતાં. શુદિ એકાદશીનો આખો દીવસ મેં આ ધર્મક્રિયાઓમાંજ ગાળ્યો હતો એટલે રાત્ર થતેજ ઉંઘ આવી, અને સ્વપ્નામાં ધર્મરાજના પાર્ષદો આવ્યા. તેઓ બિચારા થાકી ગએલા અને નિરાશ થએલા દેખાતા હતા. સ્વર્ગમાંથી ત્હેમને આજ્ઞા થઈ હતી કે "આજે ઘણા મનુષ્યોના ઉદ્ધાર થશે. માટે ત્હેમ્ને લઇ આવો." તેઓ પૃથ્વીપર ભમી ભમી થાકી ગએલા પણ કોઇ મળ્યું નહિં, એટલો નિરાશ થઇ પાછા ચાલ્યા. ત્હાં રસ્તામાં મ્હને ઉંઘતો જોઈ ત્હેવેં મ્હને જગાડયો અને ધર્મમાર્ગમાં ઉંઘતા પડી રહેવાનું કારણ પૂછ્યું. મ્હેં ત્હેમને જવાબ આપવાને બદલે ત્હેમનું ઓળખાણ પૂછ્યું ને ત્હેમણે મ્હને ઉપલી હકીકત કહી, અને પૂછ્યું કે "અહિંયાં ધર્મ પ્રવૃત્તિઓ થતી જ નથી કે શું? કોઇને ઉત્કાન્તિની ઇચ્છા નથી શું?" મ્હેં ત્હેમને ઉત્કાન્તિ ઇચ્છક મંડળોની મુલાકાત લેવા જણાવ્યું અને ત્હેમની ઇચ્છા થતાં હું ત્હેમને મદદ કરવા સાથે ગયો. દીવસે મેં કથાઓ અને ધર્મ બોધ સાંભળ્યા હતા તે સર્વ ત્હેમને સંભળાવવા લઈ ગયો. પણ ત્હાં તો શ્રોતાઓની વૃત્તિ રાજસી અને દૃષ્ટિ તામસી હતી, ત્યહારે વકતાઓની વૃત્તિ તામસી ને દૃષ્ટિ રાજસી હતી. શ્રોતાઓ રાજસી વૃત્તિને વશ થઇ ઉત્કાન્તિ માટે ત્યાં આવતા પણ ત્હેમની તામસી દૃષ્ટિ કશું સારૂં જોઇ શકતીજ નહિં તેથી સર્વ નિષ્ફલ જતું. વકતા તામસી વૃત્તિને વશ થઈ પરસ્પર નિંદા ને શાસ્ત્રાર્થના ઝગડા કરતા પણ ત્હેમની રાજસી વૃત્તિથી અનેક લાલચો ને કીર્તિ પ્રલોભનો ઉત્પન્ન થતાં અને તેથી તેઓ પોતાનું કામ શરૂ રાખતા. આવી રીતે ધાર્મિક ઉત્કાન્તિનું કામ સતત ચાલ્યા કરવા છતાં પરિણામ શુન્યમા જ આવતું.

એક તરફથી પાશ્ચિમાત્ય કાય પદ્ધતિને અનુસરી રાજકીય અને સસારિક પરિષદો ભરાતી ત્યા તેમનામા પણ વિનીત અને ઉદ્દામ કિવા રેડિકલ અને મોડરેટ - વિગેરે પક્ષો પડતા અને ઉદ્ધમવિનીતના ઝગડાના પરિણામ તરીકે પરદેશી શાસક પ્રજાના હેતુ ફળિભૂત થતા, અથવા તો ઉશ્કેરાયના નિર્દોષ યુવકોના લોહી રેડાતા ત્યારે બીજી તરફથી રેડિકલોના પુનર્લગ્ન વિગેરેની ધમાલોથી વ્યભિચારિણીઓને ઉતેજન મળતુ કે શુદ્ધ પ્રેમલ વિધવા સતીને ઇચ્છા વિરૂદ્ધ વડીલની આજ્ઞાને વશ થઈ પૂનલગ્ન કરવુ' પડતુ, અથવા તો મોડરેટ પક્ષના મદ પ્રયાસથી સમાજ સુધારણાનુ કાર્ય શિથિલ થઇ જતુ

આવી મોટી સસ્થાઓના અનુકરણે ધમના કે જ્ઞાનિઓના પરિષદો ભરાતા, અને તેઓ પણ કઇ વિશેષ ફલપ્રદ નહોતા ઘણા જ્ઞાતિઓના પરિષદોમા તો ઇતર સુધારણા કરતા જ્ઞાતિના રીત રીવાજો કે રૂઢિનો ભગ કરનારાઓને દડ દેવાની કે જ્ઞાતિ ભોજનોની સરલતા કેમ વધે એવા વિષયનીજ વધારે [ ] તા કરવામા આવતી એવા પ્રશ્નોથી વારવાર જ્ઞાતિને હુલમલાવી મૂકનારાઓ રૂઢિના અગ વસ્ત્રોથી વારવાર અગને લપેટી રાખતા, છતા તેમના પ્રયત્ન નિષ્ફળ જતા અને સમયના પ્રાબલ્યથી કે સત્યના પ્રભાવથી તેમના વસ્ત્રો ગળી પડતા અને માહેથી સાક્ષાત્ અધમ અને અનીતિની મૂર્તિઓ દૃષ્ટિએ પડતી આવુ હોવા છતા જ્ઞાતિમા તેઓ જ અગ્રેસર ગણાતા આ સર્વ મડળોના પ્રયત્નો સસારની દૃષ્ટિએ ઉત્ક્રાન્તિના જ માર્ગ દેખાતા હોવાથી હુ ધર્મ પાષદોને ત્યા લઈ ગયો પણ તેમના બોધથી મને અદરનુ રહસ્ય સમજાયુ અને મને હૃદયક્ષોભ થયો હુ રડવા લાગ્યો એટલે ધર્મ પાર્ષદોએ મને સાન્ત્વન આપ્યુ અને સર્વેએ રાજકુટુબોમા જન્મ લેવાનુ મને વચન આપ્યુ હવે રાજાઓ દેવ અવતરશે અને ઇર્ષા, દભ તથા અધર્મનો નાશ કરી આપણી સર્વ વિટબણા દૂર કરશે એવો આનદનો ઉદ્ગાર કરતો હુ જાગી ઉઠયો ત્યા રાત્રિના ક્ષા વાગી ગયા હતા અને મારે પણ એકાદ જ્ઞાતિના સમાજમા જવાનુ હતુ તેથી હુ કપડા પહેરી લઈ ત્યા ગયો, અને મે સ્વપ્નને પ્રત્યક્ષ કર્યું, પણ સ્વપ્નમા ધર્મ પાર્ષદોના વચનના પડઘા તો દૂરના દૂર સભળાતા જ રહ્યા

મળેલુ

---

## वर्तमान सार

---

મુબાઈ—મુબાઇના લોકપ્રિય ગવર્નર નામદાર સર જ્યોર્જ કુલાર્કની ઉમગ ભરી યોજના પ્રમાણે ગયા ફેબ્રુઆરી માસની ૨૨ મી તારીખે અહિ 'મેડિકલ કોગ્રેસ'

ભરવામાં આવી હતી.અને તેને ૧. સરજન જનરલ એ. ટી. સ્વાગેટ, ૨. સરજન જનરલ હેમિલ્ટન, ૩. સરજન જનરલ પી. એન. બેનસન, ૪. લેફટેનંટ કરનલ ક્રીમીન અને ૫. સરજન જનરલ સ્ટીવન્સનના જૂદા જૂદા પ્રમુખપણા નીચે પાંચ વિભાગમાં વહેંચી નાંખી, તેમાં અતિસાર, પ્લેગ, સાપનાં ઝેર, દરીઆઇ રોગો અને આંખના વ્યાધિઓ વિગેરે વિષયો ઉપર પુષ્કળ વિવેચન કરવામાં આવ્યાં હતાં. રાત્રિના ભાગમાં સિનેમેટોગ્રાફથી રોગો અને જંતુઓના જાણવા જેવા ભાગો બતાવવામાં આવ્યા હતા અને કોંગ્રેસને અંગે એક (મેડિકલ) વૈદકીય પ્રદર્શન પણ ખુલ્લું મુકવામાં આવ્યું હતું. દેશ પરદેશના ડેલિગેટો ભાગ લે એવી મેડિકલ કોંગ્રેસ હિંદુસ્તાનના ઇતિહાસમાં આ પહેલી જ વાર મુંબાઇમાં ભરાઇ હતી, એ નામદાર ગવર્નર સર જ્યોર્જ ક્લાર્ક જેવા વિજ્ઞાન પ્રિય આત્માને ઓછું માનપ્રદ નથી.

અમદાવાદઃ—ગયા માર્ચ માસની તા. ૯ મી મંગળવારે અમદાવાદની ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની 'ડાયમંડ જ્યુબિલિ'નો મહોત્સવ ઉજવવા પ્રેમાભાઇ હૉલમાં દિ. બા. અંબાલાલ સાકરલાલના પ્રમુખપણા નીચે એક ગંજાવર સભા ભરાઇ હતી. તેમાં પ્રમુખ સાહેબનું ભાષણ સંપૂર્ણ થયા પછીના દીવસે રા. કમળાશંકરે, ભાષાશુદ્ધિ વિષે અને તા. ૧૧ મીને રોજ રા. રમણભાઈએ ગુજરાતી નાટકો અને નવલકથા વિષે ભાષણો આપ્યાં હતાં. આ ઉપરાંત હીરક મહોત્સવના સ્મારક તરીકે સાહિત્ય ઉત્તેજન માટે ચાર ગ્રંથો નામે ૧ ગુજરાતી શબ્દકોષ ૨. છેલ્લાં સાઠવર્ષના ગુજરાતી સાહિત્યનુ અવલોકન, ૩. પ્રતિવાર્ષિક ગુજરાતી સાહિત્યનું અવલોકન ૪. સોસાઇટીનો સાઠ વર્ષનો ઇતિહાસ, વિગેરે રચાવવાનું અને કળાને ઉત્તેજન તરીકે સોસાઇટીના ઉત્સાહીં કાર્ય પુરૂષો માહેના સાત જણની પુલસાઇઝની છબીઓ તૈયાર કરાવવાનું નક્કી થયું હતું. આ વિષયે અમો એટલું જ કહીશું કે આટલી બધી છબીઓ તૈયાર કરાવવામાં જે દ્રવ્ય ખર્ચાશે તેટલું ન ખર્ચતાં તેમાંથી સોસાઇટીના સ્થાપક અને નેતા પુરૂષોની એકાદ બે છબીઓ કરાવી બાકીની રકમ હેમનાં જીવનચરિત્ર, કે હેમના અપ્રસિદ્ધ ગ્રંથો બહાર પાડવામાં અથવા તેવી જ કોઇ સાહિત્ય સેવામાં વાપરી હોત તો વધારે યોગ્ય હતું.

કવીશ્વર દલપતરામને હાથે શરૂ થયેલી આ સાહિત્યસમાજ ૬૦ વર્ષ જેટલા લાંબા વખત સુધી પણ પોતાનું કાર્ય તેટલા જ ઉત્સાહ અને ઉમંગથી કરેછે એ ખાતે અમો તેના કાર્ય પુરૂષોને અને નેતાઓને ધન્યવાદ આપીએ છીએ અને ભવિષ્યમાં પણ સોસાઇટી હજુએ વધારે સાહિત્ય સેવાઓ બજાવે અને પોતાની આર્થિક સ્થિતિ આટલી સારી બનાવી છે તેને બહ્વત્તર કરતી રહી ઉછરતા લેખકોને આશ્રય આપતી રહે એમ ઇચ્છી અમો હરહમેશ એનો વિજય ચાહીશુ.

ઈંગ્લંડ—અહિંના ઉત્સાહી શિલ્પ શોધક રા રા એસ. એ બ્રિસે, એફ એમ, એસ સી એ, એસ એ એમ. એસ કે જેઓએ પોતાની અદ્દભૂત શોધથી થોડા વર્ષો પહેલા અમેરિકાના શોધકોની હરિફાઈમા અહિં બેઠા ઇનામ લીધુ હતુ અને જેઓ સાત આઠ વર્ષથી ઈગ્લંડમા જ રહીને પોતાની શોધખોળ આગળ ચલાવતા હતા, તેમણે થોડા વખત ઉપર ઈગ્લંડમા 'બ્રિસો ટાઈપ' નામનુ એક ટાઇપ બનાવવાનુ અને ટાઇપ ગોઠવવાનુ યત્ર શોધી કાઢયુ છે આ યત્ર તેનીજ જાતના 'લિનો ટાઈપ' અને 'મોનો ટાઇપ' કરતા દરેક રીતે ચડીઆતુ અને ખામી વગરનુ છે એટલુ જ નહિ પણ તે બન્નેના કરતા દસથી વીસગણી ઝડપે તે કામ કરી શકેછે અને બધા ટાઈપ છૂટા જ રહેતા હોવાથી કપોઝિટરની ભૂલો પણ સુધારી શકાયછે, જ્યારે લિનો ટાઇપમા તેમ બની શકતુ નથી આ યત્રથી એક મિનિટમા ૨૫૦૦ ટાઈપ બનાવી ને ગોઠવી શકાયછે અને ભૂલ હોય તો તે સુધારી પ્રેસ પર ચડાવી રહેતા પાચ મિનિટ લાગેછે આ યત્રનુ તેમણે ઈગ્લંડ જર્મનિ, ફ્રાન્સ અને યુનાઈટેડ સ્ટેટ્સમા પેટન્ટ મેળવેલુ છે અને હજુએ બીજા દેશોમા પેટટ મેળવી તેઓ ત્રણ ચાર લાખની થાપણથી એક કપની કાઢવાના છે પરદેશમાથી આટલી રકમ ઉભી કરવી એમા કાઇ મહેનત પડે નહિ, પણ આટલા નફાકારક હુન્નરનો લાભ પરદેશીઓને આપવો એના કરતા પોતાના જ દેશની થાપણ ઉભી કરવી, એવા હેતુથી મિ બ્રિસે હમણા અહિં આવેલાછે અમો મિ બ્રિસેને અતકરણ પૂર્વક મુબારકબાદી આપીએ છીએ અને મિ એડિસન માફક દુનિયાને અજાયબીમા નાખી દેનારી પોતાની શોધો તેઓ હજુ પણ આગળ ચલાવતા રહે અને તેમા દિન પ્રતિ દિન વિશેષ વિજય પામતા રહે એમ ઇચ્છીએ છીએ

નૂતનશ્રી

---

અહિંના નામદાર ગવર્નર સર જ્યૉર્જ કુલાર્કના કુટુબને હમણા હમણામા જે દુખ આવી પડયુ છે તે માટે મુબાઇના સર્વ શહેરીઓની સાથે અમો પણ અમારો અતરનો શોક પ્રદર્શિત કરીએ છીએ નામદાર ગવર્નરના પત્ની લેડિ કુલાર્કના પરલોકવાસને હજુ થોડોજ સમય થયો છે, ત્યા નામદાર ગવર્નરના પુત્રી મિસ કુલાર્કના અકાલ મરણની નોધ લેતા અમો ખરેખર અતકરણ પૂર્વક આસુ સારીએ છીએ, અને તેઓ નામદારના શોકમા ભાગ લઈએ છીએ નામદાર લેડિ કુલાર્ક તથા મિસ કુલાર્ક બન્ને બાનુઓ મુબાઇના શહેરીઓ પ્રત્યે ઘણી સારી લાગણી ધરાવતા હતા, અને ઘણી જાહેર હિલચાલમા ભાગ લઈ આ લાગણી પૂરવાર કરતા હતા તેમને માટે સર્વને આટલો શોક થાય એ તન સ્વાભાવિક જ છે મરનારના આત્માને ઈશ્વર પરમ શાતિ આપો એમ અમો ત્હેને પ્રાર્થના કરીએ છીએ

# स्वीकार.

નચિકેતા કુસુમ ગુચ્છઃ—વેદાંતના અભ્યાસી અને યોગ માર્ગના અભ્યાસક અનુભવી રાજ્યમાન્ વિશ્વનાથ સદારામ પાઠકનાં काठकोपनिषद् નાં " સુંદર આખ્યાયિકા " રૂપે થયલાં ભાષાંતરને સ્વીકાર કરતાં " આર્યધર્મપ્રકાશ " આનંદથી ત્હેને વધાવી લે છે. ભાષાંતરકાર માત્ર સંસ્કૃતના સારા અભ્યાસી છે, એટલું જ નહિં પણ ત્હેમણે વેદાંતમાં પણ સારો ફાળો આપેલો છે. પંચદશી જેવા વેદાંતની પરિસીમાવાળા ગ્રંથનું સરલ ભાષાંતર કરવા ઉપરાંત ન્હાના ન્હાના લેખ અને પુસ્તકો દ્વારા લેખકે વેદાંતની સારી સેવા બજાવેલી છે. અને રા. રા. પ્ર. દ. પટ્ટણી જેવા રાજ્યદ્વારી પુરૂષને પણ વેદાંતનાં પુસ્તકો માટે માન પેદા થાય અને એટલા પ્રવૃત્તિ માર્ગમાંથી જ્ઞાન જેવા નિવૃત્તિ માર્ગમાં મન દોરી તેઓ આ પુસ્તક પોતા તરફથી જ છપાવે, તે રાજ્યમાન્ વિશ્વનાથના વેદાંત્ માર્ગ માંહેના વિજયનું જ પરિણામ અમોને લાગેછે.

નચિકેતાખ્યાનના વસ્તુમાં કંઈ નવીન જણાવવાનું જ નથી, પરંતુ તેવાં અઘરાં વસ્તુમાં જ્ઞાનની કર્કશતાને રસાર્દ્ર બનાવી વાચકને જ્ઞાન માર્ગ તરફ વાળવાનો પ્રયત્ન આ પુસ્તકમાં કરવામાં આવ્યો છે. આખ્યાયિકાને " સુંદર ઢબમાં નવલકથાના રૂપ " માં ગોઠવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. પરંતુ નવલકથાનું સાહિત્ય ગુજરાતીમાં પહેલું જ ખેડાતું હોવાથી ત્હેમાં રા. ગોવર્ધનરામ ભાઈ જેવા પણ ઘણા વાચકોની દૃષ્ટિમાં નવલકથાકાર તરીકે, વસ્તુ માત્ર તે વિષયને અનુકુળ હોવા છતાં, માત્ર પહેલા ભાગ સિવાય પૂર્ણ વિજય નથી મેળવી શકયા; તો પછી આવા કેવલ જ્ઞાનના વિષયમાં તો એ વિજયની આશા શી રાખવી ?

પરન્તુ આવા અનેક પ્રયત્ન થતા જશે અને પ્રાચીન આખ્યાયિકાઓને કંઈ કઇ રૂપકો આપી સીધા ઉપદેશને બદલે આડકતરી રીતે ઉપદેશ આપવાનો પ્રયત્ન થશે અને જ્ઞાન માર્ગની અરસિકતામાં રસનો સંચાર કરવામાં આવશે તો ગુજરાતી વાચકવર્ગ અત્યારે કેવળ અર્થ વગરની નવલકથાઓ અને નાટકો તરફ દોરાઇ ગયોછે તેને માટે વધારે મહત્ત્વ અને જ્ઞાનના વિષયોની કદર કરતાં શીખશે અને પોતાનાં કલ્યાણનું સાધન મેળવી શકશે.

છેવટે રા. વિશ્વનાથને ત્હેમના આ પ્રયત્ન માટે ધન્યવાદ આપીને ભવિષ્યમાં ત્હેમની આથી પણ વધારે ફતેહ થાય એમ ઇચ્છીશું.

અધ્યાત્મ રત્નાવળી—રસિકકવિ શંકરલાલ મહેશ્વરનું અમારે વાચકોને વિશેષ ઓળખાણ આપવુ પડે તેમ નથી પોતાના સસ્કૃત જ્ઞાનથી અને વેદાંતના અધ્યયનથી તેમણે સાક્ષર કવિ ન્હાનાલાલ દલપતરામ જેવાને મૂખે પણ કહાવ્યુ છે કે "વેદમૂર્તિ શંકરલાલજીએ એ અતીથને તીર્થ કીધા"

વેદમૂર્તિ શંકરલાલજીએ અનેક સસ્કૃત પુસ્તકો લખ્યા છે અને તે સવમા બે ત્રણ વાત સ્પષ્ટ સમજાયા વિના નથી રહેતી

૧ શંકરલાલજીના લખાણમા એક ચોક્કસ ઉપદેશના સુત્રને દૃઢતમ કરવામા આવેલુ હોયછે અને તે પોતાની આખ્યાયિકા કે નાટકના પાત્રો માર્ફત સીધી અને આડકતરી રીતે સિદ્ધ કરવામા આવેછે કોઈપણ લખાણ આવા ઉદ્દેશ વિના હોતુ નથી

૨ એમના ઉપદેશાત્મક વાકયો કદી પણ શુશ્ક અને રસહીન નથી હોતા ન્હાના બાલકોને અને સ્ત્રીઓને પણ સમજાય અને વાચવામા આનદ આવે એવા તે હોયછે

૩ એમના લખાણમા સ્ત્રીઓને અને વિદ્યાર્થીઓને ખાસ ઉચ્ચ સ્થાન આપવામા આવે છે અને એ વાતજ ત્હેમનામા અવશેષ રૂપે ચમકી રહેલ, આપણી પ્રાચીન સામાજીક સુધારણાની સાક્ષી આપેછે

અધ્યાત્મ રત્નાવળી પણ ત્હેમના આવી જાતના લખાણો માહેનુ એક છે, અને વેદાંત જેવા ગહન વિષયમા પણ ઉપદેષ્ટા હેમલેખા, તપસ્વિની વિગેરે સ્ત્રીઓ જ છે એમ દત્ત ગુરૂ પાસે બોલાવેલુ છે આ વાતથી ઉપની વાતને ટેકો મળેછે રાજન માન્ વિશ્વનાથ સદારામના નચિકેતાખ્યાનની પેઠે જ આ પુસ્તક પણ વેદાંત વિષયે જ છે અને ત્હેની પેઠે જ આમા પણ આખ્યાયિકાનુ રૂપ જ ઉપદેશને આપવામા આવ્યુ છે આવા પ્રયત્નો એક પછી એક થયે જાયછે, એ વાતથી આપણામા પ્રકટેલી અધ્યાત્મ વિષય પ્રત્યેની અભિરૂચિ સમજાયછે, અને ગુજરાત એવા પુસ્તકોને વિશેષ ને વિશેષ આદર આપતો રહે એમ અમારી અંતકરણ પૂર્વક પ્રભુને પ્રાર્થના છે છેવટે વેદમૂર્તિ શંકરલાલના આ પ્રયત્નને સંપૂર્ણ માનનીય દૃષ્ટિથી અમો વધાવીએ છીએ અને આ લોકમા તથા પરલોકમા તેમનો વિજય ઈચ્છીએ છીએ

ભૃતનશ્રા

---

# વૈદ્યરાજ પ્રભુરામ જીવનરામ પારિતોષિક.

વૈદ્યરાજ પ્રભુરામ જીવનરામે સન ૧૮૯૫ ના વર્ષમાં પોતે યજ્ઞવડી કરી ત્હેના સ્મારક તરીકે પોતાની જ્ઞાતિના વિદ્યાર્થીઓમાંથી યુનિવર્સિટીની વાર્ષિક પરીક્ષામાં ઉંચા માર્ક મેળવનારને પારિતોષિક આપવાને પૈસાની રકમ કાઢેલી ત્હેના વ્યાજમાંથી આજદિન સુધી નીચે પ્રમાણે પારિતોષિક અપાયાં છે.

| નંબર. | ક્યા વર્ષની પરીક્ષા પાસ કરી. | ઇનામ મેળવનારનું નામ. | કઇ પરીક્ષા પાસ કરી. |
|---|---|---|---|
| ૧ | ઇ. સ. ૧૮૯૬ | રા. રા. હરિલાલ ભગવાનજી ભટ્ટ. | મેટ્રિક્યુલેશન. |
| ૨ | ,, ૧૮૯૭ | રા. રા. વિશ્વનાથ પ્ર. વૈદ્ય બી. એ. | ફર્સ્ટ એલ. એ લ. બી |
| ૩ | ,, ૧૮૯૮ | રા. રા. હરિલાલ માધવજી ભટ્ટ. | બી એ. |
| ૪ | ,, ૧૮૯૯ | રા. રા. હરિલાલ માધવજી ભટ્ટ બી. એ. | ફર્સ્ટ એલ એલ. બી. |
| ૫ | ,, ૧૯૦૦ | રા. રા. શંકરલાલ કુંવરજી વૈદ્ય. | મેટ્રિક્યુલેશન. |
| ૬ | ,, ૧૯૦૧ | રા. રા. ગોપાળજી મહિધર ભટ્ટ. | પ્રિવિયસ. |
| ૭ | ,, ૧૯૦૨ | રા. રા. શંકરલાલ કુંવરજી વૈદ્ય. | ઇન્ટરમિડિયેટ એન્ડ ફર્સ્ટ. |
| ૮ | ,, ૧૯૦૩ | રા રા. પ્રાણશંકર પ્રેમશંકર ભટ્ટ | ફર્સ્ટ એલ. એમ |
| ૯ | ,, ૧૯૦૪ | રા. રા. શંકરલાલ કુંવરજી વૈદ્ય. | થર્ડ એલ. એમ. |
| ૧૦ | ,, ૧૯૦૫ | રા. રા. જયંતિલાલ ચકુભાઇ ભટ્ટ. | ફર્સ્ટ એલ. એમ. |
| ૧૧ | ,, ૧૯૦૬ | રા રા શંકરલાલ કુંવરજી વૈદ્ય. | એલ. એમ. એન્ડ. એસ. |
| ૧૨ | ,, ૧૯૦૭ | રા. રા. વિઠ્ઠલરાય માધવજી ભટ્ટ. | ફર્સ્ટ એલ એમ. |
| ૧૩ | ,, સદર ,, | રા રા. જુગતરામ માણેકલાલ ભટ્ટ | મેટ્રિક્યુલેશન. |
| ૧૪ | ,, ૧૯૦૮ | રા રા વિઠ્ઠલરાય માધવજી ભટ્ટ. | સેકન્ડ એલ. એમ. |
| ૧૫ | ,, સદર ,, | રા. રા. મનતલાલ કેશવલાલ મુલાણી. | મેટ્રિક્યુલેશન. |

# आर्यधर्मप्रकाश.

पुस्तक ३७ मुं]  वैशाख सं १९६५  एप्रिल सन १९०९  [अंक ७ मो.





## विलसति चन्द्रा

ચન્દ્રા વિલસતી!
હું પૂછું તુજને વાત ચન્દ્રા વિલસતી!
કાળા કાળા તિમિર પડોને,
દિવ્ય તેજ તુજ રેડે રે!
શો મહિમા તુજ દિવ્ય તેજનો!
મલિન તરે તુજ સંગે, ચન્દ્રા વિલસતી
હું પૂછું તુજને વાત. ચન્દ્રા૦ ૧
ઇચ્છું હું તો ચન્દ્રા! તુજશા,
પુનિત જનોના કર્મ રે!
ઘટના અઘટિત ઘટે જેહના,
ગુણનો પામી ધર્મ, ચન્દ્રા વિલસતી!
હું પૂછું તુજને વાત ચન્દ્રા૦ ૨
રસમય ચન્દ્રા! રસ વરસે તું,
વિશ્વ હસે તુજ હાસે રે,
અખિલ વિશ્વ શે, શાન્તિ અનુપમ,
તુજ સંયોગે કામે? ચન્દ્રા વિલસતી!
હું પૂછું તુજને વાત. ચન્દ્રા૦ ૩
વિશ્વ પ્રતપતું રવિકર બાળે,
શાન્તિ તુજથી પામે રે!
સંયોગી જન સુખડાં કામે!
વિરહ વેદના વામે ચન્દ્રા વિલસતી!
હું પૂછું તુજને વાત ચન્દ્રા૦ ૪
સુખિયાને સુખ સહુકો આપે,
દુખીયારા દુખ પામે રે

અલિ! એવું તું પણ શું શીખી?
સુખિયાંને સુખ દે છે. ચંદા વિલસંતી!
હું પૂછું તુજને વાત. ચંદા૦ ૫
ધર્મ નથી શું અલિ! સમજતી?
કાયર! શું કકળાવે રે?
'દરિદ્ર–પાલન–ધર્મ' શું ભૂલી?
વિરહિ જનો અકળાવે. ચંદા વિલસંતી!
હું પૂછું તુજને વાત. ચંદા૦ ૬
જન્મ થતાં તુજનો સુખ પામે,
સંયોગી જન, ચંદા રે!
આશિર્વાદ વડે વધતી તું,
ધવલ પક્ષમાં, ત્હેના. ચંદા વિલસંતી!
હું પૂછું તુજને વાત. ચંદા૦ ૭
પણ શોષાય શરીર સદા તુજ,
કૃષ્ણ પ્રક્ષમાં શાથીરે!
વ્રેહાનળનાં બળેલ બાળે;
તે દુખિયાંની ધાથી. ચંદા વિલસંતી!
હું પૂછું તુજને વાત. ચંદા૦ ૮
કાળની રેખા કપાળ ત્હારે
કહે લોક સકલંક રે,
શાથીએ? વિરહી દમવાથી,
અપયશ કાજળ અંક. ચંદા વિલસંતી!
હું પૂછું તુજને વાત. ચંદા૦ ૯
અગણિત તારક–ગણમાં તરતી,
આવતી અંબર ફરતીરે!
શો અદ્ભૂત તુજ પ્રભાવ એવો!
જલધિ જલમાં ભરતી. ચંદા વિલસંતી!
હું પૂછું તુજને વાત. ચંદા૦ ૧૦
જે જેવાં, તે તેવાં નહિ પણ,
અનુપમ બનતાં જાયરે!
તુજનો મહિમા શો વરણુવવો,
તુજ સમ તુંજ ગણાય. ચંદા વિલસંતી!
હું પૂછું તુજને વાત. ચંદા૦ ૧૧

અમૃતલાલ કુંવરજી વૈદ્ય (આબડ.)

# વિધવા અને વનદેવી

( એક સ્વપ્ન )

( ખંડ હરિગીત )

વિવિધ નૂતન રંગથી
વ્યોમ સંધ્યા ચીતરે,
સરિત હર્ષે કુદતી
ઉર તેહની છાયા ધરે
લહેરિ મીઠી અનિલની
તરૂ મહીંથી આવતી,
મૂર્ત્તિ ઝાંખી સૂર્યની
જલમાં સરિતના નાચતી
નિજ વિયોગી બાલને
પક્ષી મળતાં વૃક્ષમાં
શબ્દ કર્કશ ત્હેમના
પ્રસરી રહ્યા સહુ સ્થળવને
ફરૂં સરિતતટ તે સમે
નિરખતો જલ સરિતનું,
દૂરથી કો નારીને
નદી તીર બેઠી નિરખું 4

( દ્રુતવિલમ્બિત )

જયમ વસંત મહીં કુમળી કળી
વદન સ્મિત ધરે મધુરૂં ખીલી,
પણ ખરી પડી જેમ અનિલથી
હૃદય શોક વડે કરમી જતી 5

( અનુષ્ટુભ્ )

માધુર્ય તેમ મુગ્ધાને વદને યૌવનનું હતું,
પરંતુ શોકના સ્પર્શે કરૂતા તુલ ધાર તું 6

( દ્રુતવિલમ્બિત )

પતિતણું શિર અંક વિષે પડ્યું,
યુવતી તો ભય ત્રસ્ત બની ગઈ,
નયનથી વહતું પૂર આંસુનું
પતિ તણા વદને પડતું હતું 7

( અનુષ્ટુભ્ )

રમતી બાલકી ન્હાની, પર્ણકુટી મહિં કને;
પાડતી નેત્રથી અશ્રુ, નિરખે માત તેહને. ૮
વિધવા માતની સ્હામે; બાલકી નિરખી રહી;
અશ્રુ વ્હેતાં જુએ કિંતુ કારણ સમજે નહિ. ૯

( તોટક )

સમિર ઓર્જે તુફાન બહુ કરે,
સરિતનાં જળ શ્યામલતા ધરે.
ઘન પ્રચંડ નભે ગગડયા કરે,
વિષમતા સમ સર્વ સહુ ધરે. ૧૦

( ગરબી )

"કથમ નિર્દય થૈયો અો ! કાળ ! મ્હને ના લીધીરે. ?
દુઃખ સાગર માંહિ વિશાળ, ધકેલી દીધીરે. ૧૧
"કુમળું પતિ કુસુમ અનૂપ હણી ત્હેં લીધુંરે !
જીવન મ્હારૂં વિષરૂપ બધું ત્હેં કીધુંરે ! ૧૨
"ખીલી માનવ વાડી, માંહિ, કુસુમ કૈં હસતાંરે !
કરી તુજથી પડ્યું તે ત્યાંહિ, ચિતામાં વસતાંરે ! ૧૩

( વસંતતિલકા )

" રે ! કાળ ! કાળ વિકરાળ ત્યહિં ભરીને.
લીધાં અનેક કુસુમો કુમળાં ચુંટી ત્હેં;
ન્હાની કળી કુસુમ કો કરમી ગયેલાં
કે ક્યાં કહે, કુસુમ તે સઘળાં ખરેલાં ! ૧૪
"જેથી ત્યહાં જઇ લઉં કુસુમો બધાં તે
ને સુખમાં વસું સદા મુજ નાથ સાથે;
સ્હેલ તે પણ કુસુમ શીરીત ખીલે ?
હા ! કેમ ટટહાં ફુરીથી ઝાકળ બિન્દુ ઝીલે ? ૧૫

( ગરબી )

"દૈવ ! કેમ થયો પ્રતિકૂળ ? શું એવું કીધુંરે. ?
પ્રીપી એવી એમે શું ભૂલ ? દુઃખ આ દીધુરે ? ૧૬
"અપરાધ થયો કંઇ હોય તથાપિ ક્ષમતારે !

વાઠ નાથ ! નથી મુજ હોય નથી કયમ વદતારે ? ૧૭
" અમે અબળા માનવ બાળ હેની વનદેવીરે !
ગણી બાળ, ઘટે સભાળ હારે લેવીરે ! " ૧૮

( સોરઠો )

રડતી વિધવા એમ, દયા હૃદય ઉપજાવતી
વિધવા પર ધરા પ્રેમ, વન દેવી અમી લાવતી ૧૯
મુગ્ધા વળગી કઠ સજીવ પતિને હર્ષથી
ઉઠી જતા એ સ્વપ્ન, નવ કાઇ નજરે પડે ૨૦

બાહાઉદ્દીન કૉલેજ
જુનાગઢ
તા ૨૫-૨-૦૫

હિંમતલાલ જગન્નાથ
પચોળી

---

# નવી રાજ્ય સસ્થા

---

લોર્ડ મોર્લિએ પ્રધાનપદ પર આવ્યા પછી ભરતખડના રાજ્યધોરણમા નવી સસ્થાઓ ઉભી કરવાનુ તથા જૂનીમા સમયોચિત ફેરફાર કરવાનુ યોગ્ય ધાર્યું હતુ ઉદાર ચરિત લોર્ડ રિપનના સમયથી લોકોમા ઉત્પન્ન થએલી જાગૃતિ ઉપર, તે મહાશય તથા તેની પછીના વૉઇસરોયોએ જે જે પ્રકારે લોકમતને ઉત્તેજન આપવાના કિંવા તેનુ ખડન કરવાના પ્રકારો ધાર્યા હતા, તે સર્વનુ અવલોકન તથા અધ્યયન તેમણે કર્યું હતુ આ અધ્યયનને પરિણામે લોડ મિન્ટોને સુચના થઇ કે, લોકવૃત્તિને અનુસાર સસ્થાઓમા શુ ફેરફાર કરી શકાય તેનો વિચાર કરી, પ્રાતિક રાજ્યકાર્ય પુરૂષોનો અભિપ્રાય લઇ પોતાનો મત દર્શાવવો ગયા વર્ષમાં લોડ મોર્લિએ લોર્ડ મિન્ટોના ઉક્ત પત્ર વિષે ઉલ્લેખ કરેલો દોઢ વર્ષના અરસામા કાર્યકુશલ લોર્ડ મોર્લિએ યોજનાને યોગ્ય સ્વરૂપમા મૂકી ભરતખડના લોકોને દર્શાવ્યુ છે કે ઉદાત્ત મતના બ્રિટિશો ન્યાયની રીતે કાર્ય કરવામાં પાછા પડતા નથી લોડ મોર્લિની કાર્ય કરવાની આ પ્રકારની કુશલતા, તથા તેની અતઃકરણની વૃત્તિઓના વખાણ કરતા પણ એમણે જે પરિણામ દર્શાવ્યુ છે તે તરફ છૂટથી વિવેચન કરવાને અમે પછાત પડશુ નહિ

જે જે અભિપ્રાયો મળ્યા હતા તે પરથી એમ સિદ્ધ થયુ હતુ કે હાલની ધારાસભામા લોક સમાનિત લોકોનો જમાવ વિશેષ થવો જોઇએ અને તે આશયને લોર્ડ મોર્લિએ અનુમોદન આપ્યુ છે, પરતુ એવા લોક સમાનિત પુરૂષોને ચુટણીના પ્રકારથી નિયોજિત કરતા હિદુઓ અને મુસલમાન પોતાની વસ્તીના પ્રમાણમા

સરખા ભાગે આવે એવી યોજના કરવાની તેમને સુચના કરવામાં આવી હતી. આ સુચના ઉપર અમોએ ગયા વર્ષમાં લખેલું કે રાજ્યપદ્ધતિના સિદ્ધાંતથી યોજેલા ચુંટણીના તત્વને આવા અન્યાયી પક્ષમાં યોજવો, તેના કરતાં વૉઈસરાયને પોતાના વિશેષ સભાસદો યોજવાની જે સત્તા આપી છે તે સત્તાથીજ પ્રમાણુ બરાબર લાવી મૂકવું, તે વધારે લાભકારક, કાંઈક ન્યાય યુક્ત અને સર્વને સારૂં લાગે તેવું થશે. બ્રિટિશ રાજ્યપદ્ધતિનાં ઉત્તમ તત્વોથી યોજાયેલો ચુંટણીનો પ્રકાર, જેનાથી એ રાજ્યની મહત્તા સર્વત્ર વ્યાપી રહીછે, તેનો કોઇપણુ રીતે વિદ્વજ્જન માન્ય ન કરે એવો ઉપયોગ થાય તે શોભાની વાત નથી. "ન્યાયની રીતે જોતાં લોર્ડ મોર્લિ આવો પ્રકાર દાખલ નજ કરે; પરન્તુ જૂદા જૂદા ફાંટાના મનુષ્યોના સંબંધમાં આવતા અંગ્રેજ અધિકારીઓના મગજમાં એવો વિચાર ઉતરી ગયેલો લાગેછે કે રાજકીય સંસ્થાઓને સુધારવામાં હિન્દુઓ જ આગળ પડતા થશે. અને તેમ થતાં તેમના વિચાર પ્રમાણે મુસલમાનોને અન્યાય થાય. તે આ પક્ષનું ઉત્તેજન ન હોત તો થોડા ઘણા મુસલમાનોએ બહાર પડીને પોતાનો સત્તા સિદ્ધ પક્ષ ઉભો કરવાની સુચના કરીછે તે કરત કે નહિં તે વિષે અમોને શંકા છે. લોર્ડ મોર્લિ જેવા કાર્ય દર્શીપુરૂષે એમાંથી પણ જેટલો અત્યારનો અંશ ઓછો થાય તેવો માર્ગ શોધવાનો પ્રયત્ન કર્યો છે. મુસલમાનો મુસલમાનને જ ચુંટી કાઢે, અને હિન્દુઓ હિન્દુઓને જ ચુંટી કાઢે એવો પક્ષપાતી નિયમ ન કરતાં ચુંટાયલા પુરૂષોમાંથી બહુ મત મેળવનારા અમુક સંખ્યાના મુસલમાન ગૃહસ્થ ધારાસભામાં આવે, એ પ્રકાર કાંઈક ઓછા અન્યાયનો હોય એમ લાગે છે—અને એ નવા ધોરણને અનુસાર ચુંટણી કરનારાં મંડળો સ્થાપવાની યોજના કરવામાં આવી છે—

કાર્યકારી મંડળ Executive Council માં જે સુધારા કરવાની યોજના લોર્ડ મોર્લિએ કરી છે, તે મળે તો તેને ધન્યવાદ જ ઘટે છે. બંગાળ પ્રાન્ત અને સંયુક્ત પ્રાન્તોની એવી ફરીઆદ છે કે તેમને ત્યાં રાજ્ય પધ્ધતિમાં મુંબાઇ તથા મદ્રાસ જેવી છૂટ મળી શકતી નથી. લેફ્ટેનંટ ગવર્નર પોતે એક મતી રાજા જેવો એ પ્રાન્તો ઉપર રાજ્ય ચલાવે છે, તેમાં પણ ઘણા કાળથી અમુક પ્રકારની યોજના ઓમાં ઘડાઇ રહેલો હોવાથી તે પુરૂષ કોઇ પણ જાતનો નવો પ્રકાર દાખલ કરવામાં અડચણ રૂપ થઈ પડે છે. આ કારણથી લોક માગણી એવી હતી કે તે પ્રાન્તોનાં પણ ઈંગ્લાંડથી પોતાની કુશળતાને માટે યોગ્ય ઠરેલા કોઇ ગૃહસ્થને મોકલી, તેના હાથ નીચે કાર્યકારી મંડળ સ્થાપી, મુંબઇ અને મદ્રાસની પેઠે રાજ્ય ધોરણ ચલાવવું. આમ થતાં નવો આવેલો મનુષ્ય પરંપરાથી ન ચાલતાં પોતાના વિચાર જૂના વિચાર સાથે મેળવી તથા લોક વિચાર સાથે તેનું તોલન કરી કાંઈક સુધારા કરવાને કોઈક તત્પર થાય છે. આ વાત લોર્ડ મોર્લિને ગમી; પરંતુ લેફ્ટેનંટ ગવર્નરના

પદ ઉપર પોતાનો અધિકાર સમજી રહેના સિવિલિઅનોને તે વાત અનુકુળ પાડી નહિ ઇંડિઆ ઑફિસ અને સિવિલ સર્વિસ વચ્ચે પ્રબળ યુદ્ધ જામ્યું હશે, એમ લાગે છે, પરિણામે તે પ્રાંતોની કાઉન્સીલ કરવાનું ઠર્યું પણ લેફ્ટેનંટ ગવર્નરો તો જેમ હતા તેમજ રહ્યા આ કાઉન્સીલના પ્રકારને પણ લૉર્ડ લેન્સડાઉન તથા લૉર્ડ કર્ઝન જેવા કૉન્ઝર્વેટિવ પક્ષના અમીરોએ તોડી પાડવા પ્રયત્ન કર્યો છે અને હવે શું પરિણામ આવશે તે જોવાનું છે

મોટો ઉપયોગી સુધારો લૉર્ડ મોર્લિએ એ કર્યો કે, યોગ્ય જણાતા વિદ્વાન ભરતવાસીને પણ કાર્યકારી મંડળમાં સ્થાન આપવાનું ઠરાવ્યું અને અમને આનંદ થાયછે કે આ યોજનાનો પહેલો ઉપયોગ પ્રચંડ ધારા શાસ્ત્રી Mr S P Sinha મિ એસ પી સિંહને વાયસરોયની કાર્યકારી મંડળીમાં સ્થાન મળ્યું છે ચાળીસ વર્ષના યુવાન પોતાની ત્રીશથી પાત્રીશ હજારની માસિક કમાણી મૂકી, આ પદનો અંગિકાર કરેછે એથી એની સ્વદેશ ભક્તિનું દર્શન થાય છે એના જેવો ધારા શાસ્ત્રી આજ ભરતખંડમાનો નથીજ, એમ સર્વ લોકોનું મનવું છે આ યોજનાને અંગે થોડાજ સમયમાં મુંબાઇ અને મદ્રાસમાં પણ એવીજ નિમણુંકો થવા લાગે નવી યોજનાથી ઉભી થયેલી ધારા સભાઓ કેવું કામ કરશે તે હજી હવે જોવાનું છે પરંતુ કાર્યકારી મંડલમાં દેશી ગૃહસ્થ દાખલ થાય એવી કોઇને પણ શંકા નહિ હોય કે એ આન્તર મંડળમાં લોક માન્ય વિચારોનું પણ વજન પડવા માંડશે

વિ પ્ર. વૈ.

## સાક્ષર શ્રી ગોવર્ધનરામભાઈના હિંદુ સંસાર સંબંધી વિચારો

આમાં મત નવલકથા-Novels-ના બે ભાગ પાડી શકાય એક તો સાધારણ મનુષ્યોએ માત્ર મનરંજન કરવાના હેતુથી લખેલ હોય તે, તેમાં કાંઈ વિશેષ હેતુ હોય નહિ માત્ર કોઈક વિદ્વાનો એવા પણ નિકળી આવેછે કે જેઓ મનરંજન કરવાની સાથે સત્ય જ્ઞાનનો ઘણી સરળ રીતે લોકોમાં ફેલાવો કરવા પ્રયત્ન શીલ હોયછે જ્યારે પ્રથમ કોટિમાં મુકી શકાય તેવા ઘણા લેખકો અને તેમના પુસ્તકો દૃષ્ટિગોચર થાયછે ત્યારે દ્વિતીય કોટિમાં મુકી શકાય તેવા માત્ર ગણ્યા ગાંઠ્યા જ વિરલ લેખકો મળી આવેછે સાક્ષર શ્રી ગોવર્ધનરામભાઇ લેખક તરિકે તો ગુર્જર ગ્રંથકર્ત્તાઓમાં ઉપર જણાવેલી દ્વિતીય કોટિના મુકુટ મણિ રૂપ છે સરસ્વતીચંદ્રમાં તે સાક્ષરે પોતે જ છેવટમાં લખેલછે, તેમ કલ્પિત કથાદ્વારા આધુનિક આર્યાવર્તનું ધાર્મિક નિરીક્ષણ કરવામાં આવેલછે એટલુંજ નહિ, પણ પ્રથક્ પ્રથક્ સ્થલોએ વિવિધ વિષયો, સામાજીક ધાર્મિક અને રાજ્યદ્વારી વિષયો ઉપર ગ્રંથકર્તા

એ પોતાના વિચારો સ્પષ્ટ પણ વિશુદ્ધ ભાષામાં જણાવેલા જોઈ શકાયછે. આ સ્થલે તો માત્ર સાંસારિક બાબતોપરના વિચારોનું નિરીક્ષણ આપણે કરશું. પિતામહપુરના કૃષ્ણ ધ્વરાજના મુખમાં મુકાયેલા નિચેના શબ્દો આધુનિક હિંદુ સંસારનું ખરૂં સ્વરૂપ આપણી દૃષ્ટિગોચર કરેછે. "હમારા સંસારીઓમાં મનુષ્યની એક જાત બીજાનાં સુખ દુઃખ ન ગણતાં પોતાની જ જાતનો પક્ષપાત કરેછે. વિવાહમાં, ભોજનમાં, આચારમાં ને વિચારમાં અમુક વસ્તુ પોતાની જાતની કે પોતાની ગણેછે, અને અન્યને પારકી ગણેછે. પોતાની ક્રિયાને નિશ્ચયાર્થથી શિષ્ટ ગણેછે ને અન્ય ક્રિયાઓને, અધર્મ ગણેછે...અથવા જાતે જ પોતાના સંપ્રત્યયોના સત્યાસત્ય વિચારવામાં ઉપેક્ષા રાખેછે, ને તે છતાં તે સંપ્રત્યયોને વળગી રહેછે ઇત્યાદિ અનેક પ્રકારના રાગદ્વેષની દૃષ્ટિની વૃષ્ટિ પ્રત્યક્ષ થાયછે." આગળ ચાલતાં કુમુદ પણ સરસ્વતીચંદ્રને સંબોધીને એમજ કહેછે કે, "આખા દેશમાં અંધકારનો મહાસાગર ભરેલોછે, તે પણ દેશની વર્તમાન દશાનું પ્રતિબિંબ જ છે." આથી આપણે સ્પષ્ટ જોઈ શકીએ છીએ કે જ્ઞાતિ બંધારણથી થતા સારા નરસાનો ભેદ તો માત્ર મિથ્યા ડંસ જેવો જ છે. તેમ જ પોતાના રીતી રીવાજો સાચા છે કે ખોટા, લાભકર્તા છે કે હાનીકર્તા તેનો જરા પણ વિચાર કર્યા વિના, લોકો રૂઢિની જાળમાં ફસાયલા સબડેછે તેમજ આખા દેશમાં વિદ્યાના અભાવે સત્ય જ્ઞાન રૂપી દીપનો અભાવ છે, અને તેથી અજ્ઞાન અંધકારનો મ્હોટો મહાસાગર દૃશ્યમાન થાયછે. સુર્યાસ્ત થવાથી જેમ હજારો નિશાચરો અંધકારમાં પોતાનું કામ કરેછે, તેમજ સત્ય જ્ઞાનના અભાવે હાલના કથાકારો જેમ ફાવે તેમ આર્યોના ગ્રંથોનો અર્થ કરી વ્હેમની જાળ વધારે અને વધારે વિસ્તારમાં પાથરી પોતાનો સ્વાર્થ સાધેછે.

હાલમાં પ્રચલિત જ્ઞાતિઓના સંબંધમાં લખતાં તે જણાવેછે કે "જ્ઞાતિપક્ષનો અધર્મ તો જે ......દ્રવ્ય અને બુદ્ધિ ઉભયના નાશનું આ જાતે વસાવેલું સાધન છે." ખરે જ, હાલની જ્ઞાતિઓમાં માત્ર સ્વાર્થપરાયણતા અને સ્વાદુ અન્ન જમવાનો જ હેતુ જોઈ શકાય છે. બેટા બેટીઓને પરણાવવાને માટે આ વર્ણ જ નાનામાં નાની સંસ્થાઓ ઉપસ્થિત થઈ ગઈછે અને તેમાં ગુણ દોષનો કે એવી બીજી યોગ્યતાનો વિચાર ન કરતાં માત્ર તે સંસ્થાના સભાસદ તરિકે જ લાયકાત જોવાયછે. જ્ઞાતિઓમાં લગ્ન પ્રસંગે, મરણ પછી કાર્ય વિગેરે પ્રસંગે, જે જે લખલુટ ખર્ચ કરવામાં આવેછે તે તથા ગમે તેવો ધંધો કરવાની છુટનો અભાવ તેમજ પરદેશમાં વ્યાપાર કરવાની મનાઈ, આ બધા દ્રવ્ય ઉપાર્જન અને સમજના વિરોધી છે, એટલુંજ નહિં પણ તે જ્ઞાતિના કઢંગા રિવાજોથી કે બુદ્ધિની ખીલવણી પણ ઘણે અંશે વિઘ્નમાં આવી પડેછે. ઐક્યતાનો નાશ જ થાયછે. પક્ષાપક્ષીનું સામ્રાજ્ય સર્વત્ર પોતાની હાનીકર અસર સ્પષ્ટ બતાવી આપેછે.

તેઓના બાપ તરફથી જે ભેટના પૈસા-વર વિક્રય-આવે, તેનો તેઓ વિચાર કરેછે અને પૈસાની ખાતર ઘણીક અનાથ બાળાઓનાં જીવતર બગાડેછે. આ બધાંનુ પરિણામ, શરીર-સંતતિ-જ્ઞાન અને ધર્મના નાશમાંજ આવે છે અને લોકો અનેકાનેક આધિ વ્યાધિ અને ઉપાધિના ભોગ થઇ પડેછે.

બાળલગ્ન, જ્ઞાતિ બંધારણ, પરદેશગમનનો પ્રતિષેધ, ભોજન વ્યવહારમાં સ્પર્શાસ્પર્શનો ભેદ, એવા એવા હાલના અનેક આચારો કેવી રીતે કોણે પ્રવર્તાવ્યા તે ખરેખર જોવા લાયક અને બોધક છે એટલું તો દેખીતું છે કે દરેક બાબતમા રૂઢીપ્રિય ઉપાસકો એમજ કહેછે કે હાલમાં જે જે રીત રીવાજો છે તે બધા શાસ્ત્રને આધારે જ બનેલા છે. અને તેથી કાંઈપણ સુધારા વધારાની આવશ્યકતા નથી. અસ્તુ પણ આ શાસ્ત્રો કેવાં કોણે, કયારે અને શું હેતુથી લખ્યાં તે જરા ઐતિહાસિક દૃષ્ટિથી જોવાની જરૂર છે અને આ બાબતમા શાસ્ત્રોની તપાસમાં ગોવર્ધનરામભાઇએ નિગુઢ ભાષામાં જે અજવાળું પાડયુંછે તે ઇતિહાસના શોખીનોને તો આનંદપ્રદ છે. પિતામહપુરના એક આગેવાન નાગને સંબોધીને સરસ્વતીચંદ્ર કહેછે કે "..........એ દર્પના હજારો કટકા થઈ બંધાયેલા ઉંચા સ્તંભો જોયા અને તેમાંના જન્તુઓના **અધર્મ** પણ જોયા. આ સર્વ તમારે શિર દેખીએ છીએ અને એ **અધર્મનાં મૂળને** તમો બાઝી રહ્યાછો તો તમને ઓળખના એ મ્હારો ધર્મ" પોતાને ખરા સ્વરૂપમાં જોવા ઇચ્છનાર તરફ ગુસ્સે થઈ શોરબકોર અને મારફાડ કર્યા પછી તે નાગ સરસ્વતીચંદ્રને પોતાની અને પોતાના કામની ઓળખાણ આપતાં કહેછે કે--"..અમો તારા દેશના શાસ્ત્રકારો, સ્મૃતિકારો ને પુરાણકારોનાં પ્રતિબિંબ છીએ...ને આમ જ સંસારસારમાં વ્યવસ્થાનો જે અનન્ત અશ્વત્થ ચારે પાસ અસંખ્ય શાખાઓ પ્રસારી ઉભો છે ને પૃથ્વીના મૃત્યુ લોકોને વિસ્મય પમાડેછે તે વૃક્ષરાજના આ સર્વ મુલનું જે કારણોથી અમોએ ઉપાદન કર્યુંછે તે જ કારણથી હજી તેનું રક્ષણ અને વર્ધન કરીએ છીએ, અને કરશું ! સાત્વિક દૃષ્ટિને પ્રત્યક્ષના ધસી ધર્મ નામના દંભનું અમે પવનસ્નાન લોકભક્ષણ કરનાર નથી... ..સર્વ મલિન વસ્તુઓને દૃષ્ટિ બહાર રાખી **કરેલું ધર્મના અને ન્યાયના પાયાનુ ચણતર રેતીમાં થયા જેવું ગણવાનું છે**........અમોએ તો માત્ર આ દેશના ત્રિગુણાત્મક સૃષ્ટિના સર્વ અંશ પર દૃષ્ટિ રાખી અમારી રચના કરીછે....તમારા વિહાર મઠના લગ્નનો અમે નાશ કર્યોછે; બાળકી માત્રને અમે પરણાવીએ છીએ ને વિધવા માત્રને અમે પરિણીત રાખીએ છીયે. કુટુંબોના માળા એકજ વૃક્ષ પર બાંધીએ છીયે. જ્ઞાતિઓના રોપાને ક્ષેત્ર બહાર શાખાવાન થવા દેતા નથી. સ્ત્રી-પુરૂષની સ્વચ્છંદ પ્રીતિને સટે કુટુંબજનોની પરસ્પર એક લોહીની પ્રીતિ રચીયે છીયે. " આગળ ચાલતાં સરસ્વતીચંદ્ર કુમુદને

સંબોધીને કહેછે કે, " પ્રિયદર્શી મહારાજની તેજસ્વી છાયા સહમ્ર વર્ષ પ્હોચીછે આપણે દીઠા તે સર્વ નાગ લોક આ છાયામાં જ પરિપાક પામેલાછે" આથી આપણે જોઈ શકીયે છીયે કે, પ્રિયદર્શી-અશોક-મહારાજના મનથી એક હજાર વર્ષ સુધી બુદ્ધ માર્ગ ચાલ્યો તે દરમિયાન જ આ નાગ લોક પેદા થયા, એટલે કે ઇસ્વી સન પુર્વ ૩૨૭થી તે ઇસ્વી સનના ૮મા સૈકા સુધીમાં જ એ બધા પુરાણકારો સ્મૃતિકારો અને શાસ્ત્રકારોએ પોતાનો પંથ રચવાનો પ્રયત્ન શરૂ કર્યો, અને ઇ સ ના ૮મા સૈકામાં બુદ્ધ ધર્મની પડતીની સાથે તે ધર્મના વિરોધી આ નાગ લોકોનો મત ધમધોકાર આગળ વધ્યો આ પ્રમાણે હાલના પુરાણો સ્મૃતીઓ અને કહેવાતા શાસ્ત્રોનું આધુનિકત્વ પ્રતિપાદન કર્યા પછી આપણે તે નાગ લોકો-શાસ્ત્રકારો-ના કામની તપાસ લઇયે છીયે તો જણાયછે કે તેઓએ અષ્ટવર્ષા ભવેત્ગૌરી, વિગેરે સ્મૃતીઓ દ્વારા અનપ્ત્યના પુખ્ત ઉમરના લગ્નને મને બળ લગ્નને પ્રચલિત કર્યો અને શુદ્ધ પ્રીતિ લગ્નની જગ્યાએ બાપોની સ્વચ્છંદ સ્વતંત્ર મરજી આધીન બાળક માબાપોના પાણિગ્રહણના સ્ત્રીઓથી કુમારાનજ રહેવાય, વિધવા માત્રથી ફરીથી લગ્ન ન જ કરી શકાય, આ બધા વિચારો આ સમયેજ ઉદ્ભવ પામ્યા તેમજ અવિભક્ત કુટુંબમાં રહેવાની પ્રથા તેમજ નાતિઓના પરસ્પર બહિષ્કાર Exclusiveness ની શરૂઆત અને પરિપાક પણ આ સમયમાં જ થયા તેમ જ દંપતિ પ્રેમનું સંરક્ષણ કરવાને સટે કુટુંબ પ્રેમની ખાતર તેનું બલિદાન આપવાની વ્યવસ્થા પણ આ નાગ લોકો (સ્મૃતિ પુરાણું લખનારાએ) એ લગભગ બૌદ્ધ મતની પડતીના સમયમાં જ કરી એકંદર જે વ્યવસ્થાને માટે હાલમાં હિંદુ સંસાર આટલો બધો ક્ષોભ પામેલ છે તે બધી આ નાગ લોકની જ રચેલી છે, આવો તે સાક્ષરનો ઐતિહાસિક દૃષ્ટિથી મત જણાય છે રા ગોવર્ધનરામભાઇના સંસાર સુધારા સંબંધી વિચારોનું આપણે હવે પછી નિરીક્ષણ કરશું

N H Mehta

વડ.

---

## शिक्षण-प्रक्रिया-विचार

---

લગભગ ઇ સ ના સોળમા શતકમાં થઇ ગયેલ યુરોપદેશીય શિક્ષાગુરૂ મુલકેસ્ટરે શિક્ષકોને શિખવવાની કળાનો આરંભ કર્યો એમ માનવામાં આવેછે યુરોપમાં સોળમા શતકમાં ઘણાખરા સુધારાઓ થયા તેની સાથે કેળવણીક્રમ કેળવણીપ્રકાર વિગેરેમાં અનેક સુધારા થવા લાગ્યા તે એક ઇંગ્લંડમાં જ થયું એમ નહિ, પણ અખિલ યુરોપમાં થયું એમ કહી જનાર શિક્ષકો માટે મુલકેસ્ટરે ઘણા ધોરણો

વર્ષા વિગેરે પુષ્ટિનાં સાધનો, અને તે પછી વ્યવહાર વિષય, જીવન-હેતુ જીવન-ક્રિયામાં અનુકૂલ થાય તેવું ઉત્પન્ન થતું ફલ હોય ત્યારે જ એ અશ્વત્થ વૃક્ષ-રૂપી કેળવણીનું ફલ, પરમાર્થે યોજવાને યોગ્ય બને.

હવે શિક્ષક પોતે શિક્ષણ પોતાનું લઇ રહ્યા પછી એ પ્રકારે જગત્ વ્યવહારમાં વ્યાપૃત થઇ શકે. પ્રથમ તો પોતે શિખેલ હોય તે જો હાલના સમયમાં જેને બી. એ. નું શિક્ષણ કહેછે તે અવધિ પર્યંત પહોંચેલ હોય અને તદનંતર તેને કાંઇ ઉદ્યમને લગતો ધંધો શરૂ કરવો હોય તો આટલું શિખેલ જ્ઞાન તેની સુડી થાયછે, અને તે ઉપર વ્યાપાર જારી રાખેછે. બીજી રીતે જો તેને શિક્ષણ આપવાનું કાર્ય ધંધા તરીકે સ્વીકારવું હશે તો તેને એ ગ્રહણ કરેલ શિક્ષણથી સંતોષ પામવાનું નથી, પરંતુ એ ભણતર કે જેનું પોતે અધ્યયન કર્યું છે, તે અન્યમાં સંક્રમણ કરવાના પ્રયોગો સર્વ અંશે જાણવામાં આવે એવી પધ્ધતિનું તેને શિક્ષણ લેવા જરૂર છે. આ વિષય શિખવામાં મુખ્યત્વે કરી શિક્ષકને શિષ્ય વર્ગની માનસિક શકિત અર્થાત્ માનસિત તત્ત્વ સહિત તેનું સામર્થ્ય અધ્યયન પક્ષે સ્વીકાર્યા બાદ ધધામાં વ્યાપૃત થવું ઈષ્ટછે, એટલું જ નહિં પણ આવશ્યક ગણાયું છે. આ વિષય પરત્વે રૂસો જેવા શિક્ષા ગુરૂએ (બીજી રીતે તેનાં કાર્યો સાથે પ્રસ્તુતને સંબંધ નથી) કહ્યું છે કેઃ—શિશુ અવસ્થા આપણે બરાબર સમજતા નથી; તેથી તે વિષે બાંધેલા આપણા ખોટા વિચારો આપણને દરેક પગલે સત્યમાર્ગથી દૂર દૂર લઇ જાયછે. છોકરાંઓથી શું શિખી શકાશે તે વિષે વિચાર કર્યા વિના તેઓનું શું જ્ઞાન છે તે ઉપર જ માત્ર સર્વેનું લક્ષ રહેછે અને ડાહ્યાં માણસો પણ તે સંબંધે ભૂલ કરેછે; કારણ કે શિશુમાં પુખ્ત પુરૂષની ભ્રાંતિ તેઓ કર્યા કરેછે, અને પુખ્ત પુરૂષ થયા પહેલાંની શિશુની સ્થિતિ વિષે તેઓને કાંઇ જ્ઞાન નથી. + + + "કુદરતે સ્વેચ્છાથી નિર્માણ કર્યું છે કે શિશુ પુખ્ત થતાં પૂર્વે શિશુ જ રહેવાનું; જો આ ક્રમનું પરિવર્તન કરવા યત્ન કરાય તે પકવના તથા પાક-ગંધ રહિત ફલો પેદા કરશે; તથા સંપૂર્ણ રીતે પકવ ન હોવાથી કોહી જઇ, ક્ષીણ થઇ નાશ પામશે. + + + + + + "શિષ્ય વર્ગની સ્થિતિમાં શિક્ષકે પોતે મૂકાવું જોઇએ, પરંતુ આવું કરવાનું જ્ઞાન કે ભાન ઘણાને અગર સર્વેને હોતું નથી. આપણે શિક્ષક વર્ગ તેઓમાં એવી બુદ્ધિ કલ્પનાથી કે અનુમાનથી ખોટી કલ્પી લઇએ છઇએ કે જેનુ અસ્તિત્વ શિશુઓમાં હોવા સંભવ નથી; તેવે કારણે વિચાર શ્રેણિ શિક્ષણ આપતી વખતે આપણે અનુકૂલ રાખવામાં આવે છે," આજ મોટી ભૂલ છે, આને માટે શિક્ષકના ધધામા શિક્ષકોને કેળવવાની આવશ્યકતા છે તે ખાત્રી થાયછે

રૂસો ને ફ્રીબેલને સમાનપણું મત પરત્વે અમુક અંશે, કારણ કે બંનેના

અભિપ્રાય પ્રમાણે કેળવણી તે એક શિશુદ્યાન–શિશુ–ઉદ્યાનનો પુષ્ટિ–માર્ગ, લેખાયેલછે રૂસો કહેછે કે —"ખાતર તથા ખેતીથી વનસ્પતિનો વિકાસ થાયછે તે જ રીતે મનુષ્યનો કેળવણીથી થાયછે" તેમા નિંદણ દૂર કરવા, સારા ખેત્રમા વાવવામા આવે તેવી કાળજીથી વાવણી કરવી, પછી ખેતર ગમે તેવુ હોય પણ સભાળ રાખી તેની ખરદાસ્ત લેવી, કોહવાવનાર બધી વસ્તુઓ તેમ અન્ય રીતે બગાડનાર સર્વે ઉપાધિઓથી આ ઉદ્યાન દૂર રાખવી, પુષ્ટિ પૂર્ણ રીતે થાય એવા પ્રયત્નો, ટુકામા બોનતા, કરાવા જોઇએ રૂસો લખેછે કે —"છોકરાના શરીરમાની શક્તિઓ એટલી ભરપૂર અને ઉછળી રહેલ હોયછે કે તે મર્દન વિસ્તારમા પસરાઈ વળેછે, અને વૃદ્ધ માણસની શક્તિઓ જે માડ માડ પૂરી થઈ રહે એની મનાન તે એકાગ્ર થવાને વૃદ્ધના શરીરમા કાયમ મવન કરેછે" આવી સ્થિતિ છે તો શિશુ વર્ગ માટે એવી કાળજી રાખી આ બધી ઉછળી રહેલ શક્તિઓનો શિક્ષકે ઉપયોગ કરવો કે એવી શક્તિઓનો ખોટો વ્યય, નિરર્થક ઉપયોગ કે અજ્ઞાનથી કરાએલ સદુપયે ા પણ ન થાય તેનો પ્રયાસ કર્યા કરવો યોગ્યછે તેના મત પ્રમાણે તો કુદરત શિવાય બીજી કોઈ ચોપડીઓનો ઉપયોગ જ શિક્ષકે કરવો ઘટતો નથી, કારણ કે પુસ્તકો વાચી જ્ઞાન ગ્રહણ કરનાર શિષ્યોને તેવી ટેવ પડી જવાથી તેઓ શાબ્દિક પદ્ધતિ સ્વીકારી લેછે અને પુખ્ત ઉમ્મરે પણ તેઓને પુસ્તકનુ અવલબન કરવુ પડેછે વળી તે સૂચવેછે કે સ્મરણશક્તિ પણ હીન થઈ જાય એવી ભીતિ ધરાવવી અયોગ્ય છે, કારણ કે જે જે પદાર્થોનુ તે દર્શન કરેછે, શ્રવણ કરેછે, તે સ્પર્શ કરેછે, તે તે પદાર્થો તેને સ્મરણમા નોધવા ( પડે છે, તો સ્મરણશક્તિ કસાયા વિના રહેવાની નથી ઉપરાત વળી લોકોના આચરણો તેમજ વચનો તેને નોધ કરવાના હોઈ, તે એ સર્વ વિષયોની નોધપોથી મગજમા ઘડી કાઢેછે, માટે આથી અધિક તેની સ્મરણશક્તિનુ મથન ન કરાય તેવી કાળજીથી શિક્ષણ આપવુ ઘટેછે

બીજે સ્થળે વળી રૂસો જણાવેછે કે —'પ્રથમના શિશુ–વ્યાપારો કુદરતી રીતે પોતાની ઉપાધિઓ સાથે પોતાને માપવાના છે, અને જે જે સર્વ વસ્તુ તેની દૃષ્ટિ ગોચર થાયછે તે તે સર્વેમા જે કાઈ ઇદ્રિય ગ્રાહ્ય ગુણો તેને સબધ ધરાવતા હોય તે સર્વેની કસોટી તે કાઢવાને યત્ન કરેછે, માટે તેનો પ્રથમાધ્યયન પાઠ સ્વસરક્ષણાર્થે કુદરતના શાસ્ત્રના પ્રયોગ કરવા રૂપી છે આવા આવા રૂસોના મતોનુ સમર્થન આ ચાલતા યુગમા પણ કરાય છે અને તેને માટે છેક ઈ સ ૧૮૮૯ના વર્ષના એકાદ કેળવણી ખાતાના સમાચાર આપનાર યુરોપના પત્રમા લેખ વાચ્યાથી ટુકુ અવતરણ કરવુ યોગ્ય લાગે છે કે જેથી પ્રતીતિ સહજ થાય —"શિશુ વર્ગની બાહ્યેદ્રિયોનો ઉપયોગ કરવા દેવાતો નથી, અવલોકન કરવાની ક્રિયા પણ પ્રતિનિધિદ્વારા કરાયછે, પુસ્તકો રૂપી ચસ્માથી તેઓ કુદરત સામુ જુએછે, ઉપરાત શિક્ષકની

એટલુંને એટલું જ ને આવક ઓછી થઇ. વૃદ્ધાવસ્થાને લીધે તેમજ મહેનત કરવાનો મ્હાવરો ન હોવાથી પટેલ કે પટલાણી કાંઇ કરી શકતાં નહિ. દુર્દૈવને લીધે એવો સમય આવી પહોંચ્યો કે ભાણા પટેલ પાસે પાઇ રહી નહિં. ઘરબાહાર વેચ્યાં ને નોકરી કરી જીવન જોગ ખોળી લેવાનો સમય આવ્યો ? મહેમાન, પરોણાં, ઓળખાણ વાળાનાં દર્શન દુર્લભ થઇ પડયાં. " ભાણા પટેલ " ને બદલે " ભાણો " નામ પડયું. છોકરો તો કયારનોએ દેશાવર ચાલી ગયો હતો અને છોકરી ગઇ પ્લેગ-સીઝનમાં સપડાઇ ગઇ હતી.

આજ ગામમાં એક મહુમદશાહ નામનો મુસલમાન રહેતો હતો. પાદશાહી વખતમાં મહુમદશાહના બાપદાદાએ સારી નોકરી બજાવેલી તેના બદલામાં એકાદ ખેતર ઇનામમાં મળેલું, વળી મહુમદશાહે પોતાની જુવાનીમાં કંપની સરકારની નોકરી કરેલી એટલે પંદર વીસ રૂપીયા પેનશન મળતું અને બે પૈસા સાહેબ લોકોની મહેરબાનીથી ભેગા કરેલા. માદલપુરના લોકો " જમાદાર સાહેબ " કહી બોલાવતા. જાતે મુસલમાન છતાં હિંદુભાઇઓ સાથે એવો તો સ્નેહથી રહેતો કે વારતહેવારે મહુમદશાહને હિંદુ પટેલીયાઓને ત્યાંથી નોતરૂં આવતું અને રાવણામાં એકજ પાથરણા ઉપર બેઠી કસુંબો હુંગો કે ચાહ લેતાં કોઇને સંકોચ આવતો નહિ. પોતે ભાણા પટેલને ત્યાં ગયેલો અને તેના સત્કારનો લાભ લીધેલો, આ સર્વ મહુમદશાહ ભૂલ્યો નહોતો. તેણે ભાણાપટેલને કહ્યું " પટેલ ! તમે મ્હારે ત્યહાં આવો, તમારાથી બને તેટલું કરી મારૂં ખેતર સાચવો અને મંછી પટલાણી ગાય ભેંસ સંભાળશે. તમને ખાવા પીવા રહેવા વગેરે ગોઠવણ કરી આપીશ તે ઉપરાંત તમને કાંઇ જરૂર પડે તો માગજો, તે હું તરત આપીશ."

ભાણા પટેલે અણીની વખતે મદદ કરવા માટે મહુમદશાહ જમાદારનો ઉપકાર માન્યો અને ધણી ધણીયાણી મહુમદશાહને ત્યાં રહ્યાં મહુમદશાહે ખેતરમાં જ એક ન્હાનું ઘર બંધાવ્યું હતું તે રહેવાને આપ્યું. પહેલાં તો ભાણા પટેલને આ સ્થિતિ હલકી લાગી, મહેનત ભારે લાગી, પણ રફતે રફતે ટેવાઇ ગયો. મહુમદશાહને ભાણાપટેલને લીધે બહુ લાભ થયો કારણ જેઓએ મૂળ જાતે મહેનત કરીને શેઠ થયાછે, તેઓને દખરેખ રાખતાં હમેશાં સારી આવડેછે. તેઓ આળસુ હોતા નથી. મહુમદશાહનાં ખેતર વગેરે ફળદ્રુપ થવા લાગ્યાં. આમ છતાં એક વખત પૂર્ણ વૈભવ ભોગવતાં કુટુમ્બને—જેને ત્યાં બીજબાનીયો ઉરાડીછે એવાને પોતાને ત્યાં નોકર તરીકે રાખવા માટે મહુમદશાહ અનેકવાર દીલગીર થતો.

( અપૂર્ણ. )

# ધર્મવિજ્ઞાન

## પ્રકરણ પહેલુ

### વિજ્ઞાન વિદ્યા

(ગયા અંકથી ચાલુ)

ઇંદ્રિયની મદદ વિના કોઇ પ્રકારનુ જ્ઞાન ન થઇ શકે ખરૂ, પણ બધી જ વખત ઇંદ્રિયની જરૂર પડતી નથી, તેમજ એકલી ઇંદ્રિયની મદદથી એ જ્ઞાન થતુ નથી ખરૂ જ્ઞાન મેળવવુ હોય તો ઘણી મનોવૃત્તિઓની મદદ લેવાની જરૂર પડેછે ધારો કે અગાઉ એક દિવસ તમે હાથી જોઇને તેનો આકાર વગેરે મનમા રાખી મુકેલ છે એક દિવસ તમે બેઠા છો, તેવામા તે હાથીનો આકાર તમારી નજરે પડયો. ખરી રીતે તે વખતે કોઇપણ હાથી તમારી નજર આગળ નથી છતા પણ તમે શીરીતે હાથી જોયો? આ ઠેકાણે તમારી આખની સાથે હાથીને સંયોગ ન થવા છતા પણ શી રીતે તમે હાથી જોયો? આવે ઠેકાણે દર્શનજ્ઞાન થવાનુ કારણ મનોવૃત્તિ જ છે કારણ કે અગાઉ જ્યારે તમે હાથી જોયો હતો, ત્યારે તે હાથીનુ ચિત્ર તમારા અંતઃકરણમા ચીતરાઇ ગયુ હતુ, ધારણાએ તેને ધારણ કરી રાખ્યુ હતુ, આ વખતે સ્મરણશકિતએ તે ચિત્ર તમારી નજર આગળ આણી આપ્યુ આ સ્થીતિમા તમને જે હાથીનુ જ્ઞાન થયુ તેનુ હમણાનુ કારણ ઇંદ્રિય ન હોવા છતા પણ ઇંદ્રિય એનુ મૂળ કારણ છે કારણ કે જો તમે કદિપણ હાથી ન જોયો હોત તો ધારણા વગેરે તમને તે દેખાડી શકત નહિ વળી ઇંદ્રિયને પ્રત્યક્ષ જ્ઞાન થયુ તે વખતે જો ધારણા વગેરે જરૂરની મનોવૃત્તિઓએ કામ ન કર્યું હોત, તો તમને હાથી દેખાત જ નહિ, દેખાયા છતા પણ હાથીને જોઇને તમે ઓળખી શકયા નહોત ખરૂ જોતા અંદરની બુદ્ધિવૃત્તિની મદદ સિવાય કોઇપણ જ્ઞાન મળી જ શકે નહિ, અને સ્થાયી થઇ શકે નહિ આથી બધી મનોવૃત્તિઓ એક નિયમ પ્રમાણે પ્રત્યક્ષની સહચર છે, અને પ્રત્યક્ષજ્ઞાનનુ સમવાય કારણ છે તમે પર્વત ઉપર ધુમાડો જોયો આગળ તમે જાણ્યુ છે કે અગ્નિ જ ધુમાડાનુ કારણ છે કદિ પણ અગ્નિ સિવાય ધુમાડો દેખાય નહિ, તેથી અત્યારે જો કે પર્વત ઉપરના અગ્નિને તમે પ્રત્યક્ષ જોઇ શકયા નથી, તોપણ તમે જાણોછો કે પર્વત ઉપર અગ્નિ છે તમે જાણ્યુ છે કે પૃથ્વી ઉપરના જીવો જન્મે છે, ભોગ થાયછે, સુખ દુઃખ ભોગવેછે, અને છે તે મરી જાયછે ભવિષ્યમા એ પ્રમાણે થશે કે નહિ, એ જો કે તમે જોઇ શકતા નથી, તોપણ તમે જાણો છો કે ભવિષ્યમા પણ એ પ્રમાણે થશે મતલબ કે કાંઇપણ હમેશા રહેવાનુ નથી, તે તમે સમજોછો જ્ઞાનના આ પ્રકારના કારણને તત્વજ્ઞાનીઓ અનુમાન કહેછે પણ ખરૂ જોતા એ પણ પ્રત્યક્ષ સિવાય બીજુ કાંઇ નથી આ બધુ જ્ઞાન પાધરૂ જ ઇંદ્રિયોથી ન થવા છતા પણ પ્રત્યક્ષ મૂળ વાળુ જ છે

# વૈદ્યરાજ શંકરદાજી શાસ્ત્રીપદે.

આ વિદ્વાન્ પુરૂષનું સ્વર્ગ ગમન સાંભળી અમોને અત્યંત ખેદ થાયછે. મુંબઈ, મહારાષ્ટ્ર, મધ્ય હિંદુસ્તાન તથા ઉત્તર હિંદુસ્તાનમાં આર્ય વૈદ્યકવિદ્યામાં સંબંધ રાખતા કોઇપણ મનુષ્યથી એમનું નામ અજાણ્યું નથી. તે શિવાય ધાર્મિક સંસ્થાઓ ઉભી કરવામાં તથા તેની સાથે આયુર્વેદ પ્રચારક સંસ્થાઓને પણ યોજવામાં તેઓ અહોનિશ પ્રયત્ન કર્યા કરતા. એમનો જન્મ મહારાષ્ટ્રના પ્રખ્યાત જ્યોતિષી દાજી-પદેને ત્યાં થયો હતો, અને તે વૃદ્ધ પુરૂષના ઘણા અંશો આ કુળદીપક પુત્રમાં જોવામાં આવતા હતા. એમના વડીલ બંધુએ જ્યોતિષનું અધ્યયન કરી પોતાના પિતાની વિદ્યા પરંપરા ચાલુ રાખી છે. શંકરરાવ પદેએ વૈદ્યકનું સારૂં અધ્યયન કર્યું હતું. "આર્યભિષક" નામના માસિક પત્રદ્વારા ઘણા પ્રાચીન ઉત્તમ વૈદ્યક ગ્રંથોનાં ભાષાંતરો તેમણે બહાર પાડયાં છે. ઇ. સ. ૧૮૯૬ માં તેમણે મહા પ્રયાસ કરી કેટલાક આચાર્યો તથા શ્રીમન્તો અને વિદ્વાનોની સહાયતાથી સનાતન ધર્મ મહા પરિષદ્‌ની સ્થાપના તેમણે મુંબઈમાં કરી હતી. ત્યારથી પોતાની સાથે રા. વિશ્વનાથ પ્રભુરામ વૈદ્યને મંત્રી રાખી તેમણે એ સંસ્થાનાં ઘણાં અધિવેશનો કરાવ્યાં છે. બહુ ઉપયોગી અને વિખ્યાત અધિવેશન સન ૧૯૦૧ માં અમદાવાદમાં થયું હતું જયારથી એ ઉભય મંત્રીઓનો આર્યધર્મ પ્રત્યે પક્ષપાત ઉત્તમ રીતે જણાઇ રહ્યો છે. સન ૧૮૯૬ માં જ્યારે વૈદ્યરાજ પ્રભુરામ જીવણરામે આયુર્વેદ વિદ્યાલયની સ્થાપના કરી ત્યારે શંકર શાસ્ત્રીપદે તેમના અંગભૂત થઈને રહ્યા હતા, છેલ્લાં થોડાં વર્ષો ઉપર તેમણે નાગપુરમાં "સયાજીરાવ વિદ્યા પીઠ" નામની આયુર્વેદ શિખવવાની શાળા ઉઘાડી છે. કાશી તથા પ્રયાગમાં એવા જ પ્રકારનાં અધિવેશનો અને શાળાઓ સ્થાપવાના પ્રયાસ કરવા સારૂ તેઓ હાલ ત્રીજી વખત શ્રી પ્રયાગજી ગયા હતા, જ્યાં તેમને વિષમજ્વર લાગુ પડયો અને તેમણે આઠ દિવસનો મંદવાડ ભોગવી આ ક્ષણભંગુર શરીરનો ત્યાગ કર્યો. આવા ઉત્સાહક, ચંચળ, અખંડ પ્રયાસ કરનારા પુરૂષોની આપણા દેશમાં ખોટ છે. એવે સમયે એમના જવાથી આપણને એ ખોટ વધારે સાલેછે. તેમના કુટુંબ તરફ જેટલી દિલસોજી બતાવીએ તેટલી થોડી જ છે. એમણે એટલો સંતોષ લેવાનો છે કે આ ભાગ્યશાળી પુરૂષ પોતાની પાછળ ઉજ્વલ કીર્તિ તથા તથા અનુકરણીય વર્તન મુકી ગયા છે.

# स्वीकार

---

**વાનપ્રસ્થ** ગુજરાતી સાહિત્યમા નાટકો અને નવલકથાને થોડા સમયથીજ સ્થાન મળેલુ હોવાથી જનસમાજે તે બ તેનો સારો સત્કાર કર્યો અને તેને પરિણામે અમદાવાદી નવલકથાઓ તેમજ નિર્માલ્ય નાટકો પણ ઉભરાવા લાગ્યા, અને હલકો વાચક વર્ગ કે હલકા ઓડીઅન્સને ખુશ રાખવા ઇચ્છતી નિર્માલ્ય નાટક કપનીઓ તરફથી તેમને અન્ય ઉત્તમ સાહિત્ય કરતા પણ ઉતેજન મળતુ રહ્યુ, અને ગુજરાતી સાહિત્યના ઉગતા વૃક્ષને નકામા છોડવાઓ (weeds) નુકશાન કર્તા થાયછે તેવુ જ આ બાબતમા પણ બન્યુ

નવલકથાઓમા લાબા લાબા નકામા વર્ણનો અથવા સબોધનો આવે, અને સ્ત્રી પુરૂષો પહેલા મળી પછી વિખુટા પડે ને દુખી થાય અને અતે મળીને સુખી થાય, આટલીજ પ્રણાલી જાળવી રાખવામા આવી અને નાટકોમા આ ઉપરાત, વર્ણન ન થઇ શકે તેના બદલામા સારા ગીતો મૂકી શકાય તેવા પ્રસગને બહુ સાધારણ વપરાતી નિર્માલ્ય કહેવતો કે લાબા લાબા ભાષણો અને નકામી શબ્દજાળ વિના બીજુ કાઇ ન રહ્યુ

આવી રીતે હાલના ગુજરાતી સાહિત્યના ઉત્કર્ષના સમયમા પણ કયાઇ કયાઇ અધમ પ્રતિની નવલકથાઓ તથા નાટકોની આવી અધમ સ્થિતિ થઇછે તેવે સમયે, **વાનપ્રસ્થ** એક ત્રિઅકી નાટક ત્હેનો રચનાર રા. રા મહેરશાઇ માણેકજી રતુરા તરફથી અમોને અભિપ્રાય અર્થે મળ્યુ છે લેખકે બીજાનો અભિપ્રાય મળે તે પહેલા પુસ્તક માટે પોતાનો અભિપ્રાય અને નાટક લખનાર તરીકેની પોતાની યોગ્યતા પ્રસ્તાવનામા જ જણાવી દીધેલ છે કોઇ લેખકના ચાર પાચ નાટકો કોઇ નાટક કપની ખરીદી લે, અથવા પોતે પોતાના અમુક ગ્રથના પ્રસિદ્ધિ પહેલા અન્ય ગ્રથો પણ પ્રસિદ્ધ કરી ચૂકયા હોય, અથવા કોઇ સાક્ષરે માત્ર ઉતેજન અર્થેજ કાઇ વિરૂદ્ધ મત ન દર્શાવ્યો હોય, આટલાજ કારણથી ગ્રથકાર અથવા ગ્રથની યોગ્યતા માત્ર સ્થાપિત થઇ શકતી હોય તો વાનપ્રસ્થ માટે તેવુ નિસશય વાચજ!

પણ એ વાત એમ એકદમ નક્કી થઇ શકે તેમ નથી વાનપ્રસ્થ નાટક જોકે ઉપર જણાવેલ ઘણા દોષવાળુ છે; પરતુ તેના લેખકનો ઉદ્દેશ એક રીતે ઘણો સારોછે પોતાના ઉદ્દેશાનુસાર પ્રયત્ન કરતા રહી, લેખક જો એકદમ પ્રસિદ્ધિમા આવી જવાની ઇચ્છા ન રાખતા પોતાનો પ્રયત્ન ઉત્સાહભેર શરૂ રાખેઅને વીમુ પણ નબળ કામ કરતા રહે તો તેઓ ભવિષ્યમા ઘણી સારી રીતે

વાપરવી એમ કર્યા વિના નથી ચાલતું. કેટલેક એક પાત્રની મુખ્યત્વે અને સ્ત્રી—ગુજરાતીના કુદરતી પ્રભાવશાળી પ્રયત્નમાં તેઓનાથી અશક્ય સંસ્કૃત કિંવા ટાળી શકેલા આનુપ્રાસિક શબ્દો કે આલંકારિક પ્રયોગોનો ઉપયોગ થઈ ગ્રં તેમજ સંસ્કૃત નામો મુકવાના શોખે અટક કિંવા અટપટાં નામો વપરાયલાંછે. તેમ જ નાટકકાર તરીકેના અનુભવની ખામીને લીધે વાનપ્રસ્થમાં કેટલાક દોષ રહી આવ્યાછે, અને અમો પણ ભુલો બતાવ્યા કરવાને બદલે આવા યોગ્ય દોષો તરફ અમે ધ્યાન દોરવું યોગ્ય ધારીએ છીએ, કે સીધા ઉપદેશ માટે નાટક નહિં, ધર્મશાસ્ત્રો નિર્મિતછે અને ભાષા પાંડિત્ય બતાવવા માટે પીંગળ અને અલં શાસ્ત્ર નાટક કરતાં ઉપયોગીછે. નાટકને માત્ર બોધવચનમાળા બનાવવામાં જો તેમાં કલાવિધાન ન ગણાય.

એકંદરે મિ. મોહનલાલે માનેછે તેટલી પ્રવિણતા નાટક ક્ષેત્રમાં મેળવવું વિશેષ પ્રયત્નની અને સમયની જરૂરછે. વાનપ્રસ્થ નાટકને નાટકના રૂપમાં જોઈએ, તો એક પુસ્તક તરીકે સાધારણ જનસમુહના ઉપયોગ માટે વાનપ્રસ્થ નાટક ઘણું ઉપયોગી થશે. અને મિ. મોહનલાલ યોગ્ય સમીક્ષા તરફ અભાવ ન રાખતાં આદર બતાવશે તો અમે ઈચ્છી શું કે ભવિષ્યમાં તેઓ એક સારા લેખક થશે. સ્થલસમયના સંકોચને લીધે અમારે આટલેથી જ વિરમવું પડેછે.—

સૌભાગ્ય શિક્ષાબ્ધિ, રચનાર રા. રા. નટવરલાલ કનૈયાલાલ ટાઇપિસ્ટ તરફથી અભિપ્રાય અર્થે મળી ત્હેનો સ્વીકાર કરતાં અમો રા. નટવરલાલને અભિનંદન આપીએ છીએ કિંમતના પ્રમાણમાં ઘણાં ન્હાનાં પુસ્તકમાં પણ રા. નટવરલાલે ઘણા સાઉપયોગી વિષયોનો અને તે ઉપરાંત ચાર પાંચ વિવિધ ઉપયોગી અને અસરકારક વાર્તાઓનો પણ સમાવેશ કર્યોછે, અને સાધારણ સ્ત્રી વર્ગને એક ઘણાજ, ઉપયોગી ગ્રંથની ખોટ પુરી પાડીછે. રા. નટવરલાલ સ્ત્રીઓનુંજ સાહિત્ય ઉત્પન્ન કરવા ખાએશ ધરાવે છે અને તેમાં તેઓ સીધા ઉપદેશને બદલે પોતાની ટુંકી વાર્તાઓની શૈલિનો વધારે ઉપયોગ કરશે તો બેશક વધારે ફત્તેહમંદ થશે. એક ખાસ સૂચના કરવાની એટલી જ રહેછે કે બાલકો કે સ્ત્રીઓ માટેનું સાહિત્ય વિદ્વાન વર્ગના સાહિત્ય કરતાં ઘણું સસ્તું હોવું જોઈએ અને તેવા સંજોગો વચ્ચે રા. નટવરલાલે સૌભાગ્ય શિક્ષાબ્ધિની કિંમત ઘણીજ વધારે એટલે ૬—૮ આના ને બદલે રૂ. ૧। રાખી છે; તેનો હવે પછી ઘટાડો કરશે એમ આશા છે. આ ઉપરાંત **માતાની રજ** વિગેરે તેમનાજ રચેલાં પુસ્તકો પણ તેટલાંજ ઉપયોગી છે.

# आर्यधर्मप्रकाश

पुस्तक २७ मु]   ज्येष्ठ स १९८   मे १ स १९०९   [अंक ८ मो.




## सादु–जीवन

સા । જીવનમા ,
છે સુખ સઘળા નિવસેલ, સાદા જીવનમા,
ચાલે, અમી-રસની રેલ-સાદા જીવનમા—
સાદુ જીવન કોઇ ન ઇચ્છે !
ઇચ્છે વિરલા સતરે !
હોય પૂણ્ય-ફળ તોજ સાપડે !
મનાય-દુખનો અત,-સાદા જીવનમા— છે સુ૦ ૧

જાર—બાજરી જેહ મળે તે ,
(-ખાવુ ધારી હેતરે !-)
ખાવુ ઉર ધરી હેતરે !
ઉદ્યમમા નવ આળસ કરવુ,
ગણી હરિનો સકેત,-સાદા જીવનમા— છે સુ૦ ૨

મારૂ તારૂ કાઇ ન કરવુ,
કરવા જન હિત કામરે !
સ્વાર્થ સહુને પ્હેલો તો પણ—
રાજી રાખવા રામ-સાદા જીવનમા
છે સુખ સઘળા નિવસેલ— ૩

જેમા વભવ શરીર-શોભા
કરવા નવ વપરાય રે !
ઉત્તમતા મનની મેળવવા,
યત્ન બધા અદરાય,-સાદા જીવનમા
છે સુખ સઘળા નિવસેલ— ૪

આત્મતણું કલ્યાણ ન પરનું,
કરવા ઇચ્છે–સાર રે !
અખિલ તણા ઉપકારક જેમાં ;
થતા ઉદય વ્યવહાર–સાદા જીવનમાં
છે સુખ સઘળાં નિવસેલ— ૫

આપે ઉંચું બને નમ્ર પણ,
રાય દશામાં રંક રે !
અહંકારનો અંશ ન જેમાં–
દુર્જનતાની શંક–સાદા જીવનમાં
છે સુખ સઘળાં નિવસેલ— ૬

નથી રંકતા આ જીવનમાં,
પણ છે પરમ ઉદાર રે !
જીવનમાં જો હોય રંકતા,
નરપતિ–રતિ, ન થનાર–સાદા જીવનમાં
છે સુખ સઘળાં નિવસેલ— ૭

સાદું જીવન સકલ સાધુજન
ગાળે જન હિત માટે રે !
સાદા જીવનમાં નિજના નહિ,
પરના નિત્ય ઉચાટ ! સાદા જીવનમાં
છે સુખ સઘળાં નિવસેલ— ૮

ચિંતવતું નિશદીન એ એવું,
શું વૈભવનું કામ રે !
કોઈ પ્રકાર અખિલ ઉપાસન,
મહિં વપરાય તમામ–સાદા જીવનમાં
છે સુખ સઘળાં નિવસેલ— ૯

નથી એ જીવન માત્ર રંકનું,
નથી રાયનું સાર રે !
સરલ હૃદયનું સંગી—
સાત્વિક હૃદય મહિં રમનાર–સાદા જીવનમાં
છે સુખ સઘળા નિવસેલ— ૧૦

કયાથી પૂણ્ય ભળ ! કયાથી ઉત્તમ !
જીવન-એવુ થાય રે !
પીયૂષ-હૃદય-ન આમા તેમા
વચમા-ગોથા ખાય !-સાધુ જીવનમા—क
છે સુખ સઘળા નિવસેલ— ૧૧

સ ૧૯૬૫-માર્ગ શુદી ૪

લા—અમૃતલાલ કુવરજી વૈદ્ય-(ચાવ.)

---

# सर्व खल्विदं ब्रह्म

મુબઈની એક ભવ્ય નાટકશાળામા એક ખુણામા બેઠેલા બે મિત્રો રગભૂમિ ઉપર આવતા જુદા જુદા પાત્રોની ટીકા કરતા ગભીર-આનદ ભોગવતા બેઠા હતા કાંઈક તત્ત્વજ્ઞાનીનો ડોળ તો હતો જ, છતા ક્ષુદ્રવક આનદ ભોગવ્યા વિના ચાલતુ ન હોવાથી અનાયાસે બે ચાર રૂપૈઆ નાખી દેવા અહિં આવ્યા હતા

બેમાથી એક જણ બોલી ઉઠયો-'અહો શી માયા છે ! આ શાળાના માલિકે પણ શા પૂતળા નચાવવા માડયા છે ખરેખર અદ્ભુત શક્તિ બતાવેછે તાર દોરીને બરાબર સાધીને ખેચે છે' પોતાનો સગી પરલોકના વિચારમા લટી ગયો છે કે શુ એવી શકા કરતા બીજાએ કહ્યુ, 'ભાઇ આ પૂતળા નથી આ કાઈ સિનેમેટોગ્રાફ નથી આ તો ખરા હાડ માસવાળા મનુષ્યો છે માલિક પોતે પણ સાથે રગભૂમિ ઉપર છે ને તે પેલો ઉભો'

'અદ્ભુતકૃતિ-જગતમા ભુલા પડેલા તમને એમજ ભાસે, શુ આ પણ પૂતળા જ નથી ? મિથ્યાભાસ નથી ? જગતમા બ્રહ્મ વિના બીજુ કાંઇ છે જ નહિ તો આ રગભૂમિ ઉપર જણાતા પ્રકાર પણ મિથ્યા જ છે બ્રહ્મમા માત્ર આભાસ જ છે'

'જો જગતમા બ્રહ્મ વિના કાંઇ નથી તો પછી બ્રહ્મ એ પણ જગત જ છે એટલે જગત્ કે બ્રહ્મ એ બધુ એકનુ એક જ'

---

क 'સાદુ-જીવન એવા મથાળા નીચે ઉપરના પદ્યમા જે ચિત્ર આપવામા આવ્યુ છે તેનુ અવલોકન કરતા અતઃકરણમા-સાધુ જીવનનો અનુભવ થવા જેવુ થાય છે બન્યુ છે એવુ કે સાદા જીવનનું ચિત્ર આપવા જતા-વર્ણન આપવા જતા-ઉપર પ્રમાણે આ લેખાયુ છે સાદુ-જીવન એજ સાધુ જીવન છે અને સાધુ જીવનમા જ સાદાપણુ ઉપજે છે આથી સાદા જીવનમા ને બદલે 'સાધુ જીવનમા' છે એમા છે નો ઉદ્ગાર નીકળી આવ્યો છે અને તેમાજ ઔચિત્ય લાગે છે માટે મમમ પદ્યમા ઓતપ્રોત કરવા વિનતિ છે—લા અ કુ વૈદ્ય

નાટક તો નાટકને ઠેકાણે રહ્યુ અને આ બે શાસ્ત્રીઓ તો બ્રહ્મવાદની મારામારીમાં રસપર ચડયા.

'તમે ન્યાયશાસ્ત્રનાં નિયમો સમજતા નથી, તેથી આમ અવળો વાદ કરો છો. બ્રહ્મ જગત છે એમ કહેવા જતાં, જગત્ એ બ્રહ્મનું લક્ષણ થશે. લક્ષ્યને સમજાવવાને લક્ષણ એવું હોવું જોઇએ કે આપણે તેને જાણતા હઈએ. અજ્ઞાત બ્રહ્મ વસ્તુને ઓળખાવવાને તેવાંજ બહુ અંશે અજ્ઞાત જગતનું લક્ષણ આપવું એ કેવળ શબ્દ ચાતુર્ય છે.'

'ત્યારે તો તમે એમ કહેશો કે 'જગત્ એ બ્રહ્મ છે' તેમાં તો ઉપર સમજાવેલો દોષ વિશેષ આવશે. મ્હારા વાકયમા તો લક્ષણ કાંઇક પણ જાણીતું હતું. તમારા વાકયમાં તો લક્ષણ બ્રહ્મ કેવળ અજ્ઞાત છે.'

'અહો આતો તમારો બ્રહ્મવાદ અને સાકારેશ્વરવાદ આવ્યો. તમે તો બ્રહ્મને પ્રતિપાદિત પદાર્થ તરીકે લઈ તેની જગતની સાથે ઘટના કરો છો. આનો અર્થ તો એટલો જ કે બ્રહ્મવસ્તુને કયાંક તો ઘટાવવું જોઇએ જ; માટે અન્ય વિપુલ વસ્તુ ન જણાતાં તેને જગત સાથે ઘટાવી દ્યો છો. વસ્તુતઃ એમ બનેછે કે જાણે જગત્ એવો પદાર્થ છે કે તમે તેને સમજી શકતા નથી. તમારા વિચારથી બ્રહ્મને તમે ઓળખ્યું છે. આ બ્રહ્મ અન્યને શી રીતે સમજાવવું એ તમે સમજી શકતા ન હોવાથી, જગતની સાથે તેને વળગાડી દ્યો છો. એતો લાકડે માંકડું વળગાડયા જેવું થાયછે. અને વળી તમારુ બ્રહ્મ! એ કેવું અપકારી હોવું જોઈએ! लोकवत्तु लीलाकैवल्यम् એ સૂત્ર પ્રમાણે આ તમારુ બ્રહ્મ, આ મિથ્યા તોપણ દુઃખમય પાપમય જગતમાં લક્ષાવધિ લોકને પોતા રૂપે ઉત્પન્ન કરી તેમની પાસે પુણ્ય તથા પાપ કરાવી, તેમને અંતે દુઃખરૂપ જ સુખદુઃખમા ડુબાડવાનો ધંધો લઈ બેઠેલું છે. એ એના વિચારથી એનું કર્તવ્ય અને લીલાનું સ્થાન છે. પોતે જ મનુષ્ય પ્રાણી રૂપે દુઃખ ભોગવે છે અને પોતે જ મૃત્યુ પામે છે. આ તે શી લીલા! આ તે કયા પ્રકારનું ડહાપણ.'

'આમ વાદ કરતાં તો એમ થાયછે કે સાકાર વ્યક્તિરૂપ ઇશ્વરથી આગળ ચાલતાં, બ્રહ્મવિચાર ઉપર આવતાં કોઈ રીતે સિદ્ધ ન થઇ શકતા ઇશ્વરને મુકી આગળ ચાલતાં, કાંઇ નિયમ વગરના અનુચિત અનિર્વાચ્ય સ્પુટ વિચાર રહિત બ્રહ્મમાં આવી પડીએ છીએ, આ તમારૂં કહેવું છે. પણ સાકારેશ્વર પ્રતિપાદન કરતાં પણ તમારે આટલું કબુલ કરવું જ પડશે કે તે ઈશ્વર સર્વશક્તિમાન તથા સર્વજ્ઞાનમય હોવો જોઇએ. જો તે સર્વશકિતમાન અને સર્વજ્ઞાનમય હોય તો તમે જે ઉપર અનુચિત સ્થિતિ દર્શાવી, તે સ્થિતિના દોષને તે પાત્ર ન થાય, પરંતુ તમે જ સમજી શકો છો કે સાકાર ઈશ્વરનું પ્રતિપાદન મહા કઠિણ છે; આજ સુધી કોઇથી થઇ શકયું નથી. કદાચિત ધારીએ કે

સાકારેશ્વર છે, તોપણ તે શક્તિમાન તથા સર્વજ્ઞાનમય છે એમ તો માનો છો આ જગતની ઉત્પત્તિ આદિને લીધે સર્વશક્તિમાન પણ માનો છો પણ સર્વજ્ઞાનમયતાનો વિચિત્ર ઉપયોગ કરી ઉપરની જે અનુચિત હાસ્યાસ્પદ સ્થિતિ બ્રહ્મને લગાડો છો તેમાંથી છટકવાનો માર્ગ શોધો છો ઈશ્વરનું ડહાપણ અગાધ, એણે કેવું જાણે શું ધાર્યું છે એવી વાત કરી, જે દોષ બ્રહ્મને લાગેછે, તેમાંથી મુક્ત થવાનો તમે પ્રપંચ કરોછો '

'એમ કહો તો એમ પણ તમે તો અનર્થકારક જ્ઞાન શિખવો છો એ પાપમય જગતમા બ્રહ્મ પોતે ઓતપ્રોત કારણ રૂપે રહે, દુઃખ ભોગવે, અને જાણે નાટકના પાપ જેવું પાપ હોય તેમ પાપના પરિણામે પોતે જ મરી જાય એના કરતાં તો ક્રીશ્ચિઅનોનો મત ઠીક, કે તેમણે સર્વ સારૂં કરનાર ઈશ્વર અને બુરૂં કરનાર સેતાનની કલ્પના કરી '

'એ કલ્પના તો અર્થ વિનાની જ છે જો બુરૂં કરનાર સેતાનને માનશો તો, ઈશ્વર સર્વશક્તિમાન નહિ જ રહે '

'આ રીતે તો વિચાર કરતા તમારા બ્રહ્મ કરતા બૌદ્ધોનું શૂન્ય કાર્યસાધક છે જ્યાં મતિ ન પહોંચે, ત્યાં 'કાંઇ નથી' એમ કહી દેવું '

'બૌદ્ધોનું શૂન્ય એ પણ વિચાર શક્તિની નિર્બળતા દર્શાવે છે તમારા જ વિચારથી અસ્તિત્વ રુપે જણાતા, અખિલ બ્રહ્માણ્ડને શૂન્યમાંથી ઉત્પન્ન થતું માનવા કરતા સર્વ શક્તિમાન અને સર્વજ્ઞાનમય સત્તાથી ઉત્પન્ન થતું માનવું એજ સારુ છે '

નાટકનો પડદો પડે છે લોકો ઉઠી જાય છે

'હવે આતો પુરૂં થયું અને આપણે તો વાતજ કરતા રહ્યા '

'કાંઈ નહિ આ નાનું નાટક હતું આપણે અપરિમિત મ્હોટા નાટકની વાત કરી. અંદર ભેલો નટ પોતે નહિ છતા પોતે હોય તેમ કાર્ય કરે છે તેમ જ બ્રહ્મ કાર્ય ન કરે. ચાલો હવે, નહિ તો નાટકમાં બીજું નાટક થશે. નાટકશાળાનો પગવાળો આવી આપણને મૂર્ખ જાણી અર્ધચન્દ્ર-પ્રદાન કરશે!

ઘ

---

## उद्धारण चुदडी

રાગ ધોળ[1]

પ્રલ્હાદ ઉદ્ધારણ ચુંદડી, જાગે રે રોમરો હોએ અંક    પ્રલ્હાદ—ટેક

વાલ્મીકે બન બોઈઓ રે, સુન લાયે શુકદેવ,'

---

૧ મૂળ પદ, હિન્દી ભાષામાં હશે તેનું રૂપાંતર થતા થતા કંઇક ગુજરાતી ભાષા તેમાં

કર્મ બીજોરાં દૂર થયાં રે, સુતર કાંતી લાવ્યા જયદેવ. ઉદ્ધારણ.
ત્રણ લોકે તાણો તાણીયો રે, બ્રહ્મ વિષ્ણુ મહેશ,
તાર ગણતાં મુનિ થકત ભએ રે, જાકે સુરનર સકળ નરેશ. ઉદ્ધારણ.
ચારે વેદ ખીલા કર્યા રે, નિરાકારકો રાચ,
વણી રે કબીરે ચુંદડી રે, રંગે શોભી નામને હાથ. ઉદ્ધારણ
હરિ હેડાં તન ફટકડી રે, કારણ કઠણ મજીઠ,
મૂળ કઢાયું ચઢાવીયું રે, બ્રહ્મ અગ્નિ જલે રે અંગીઠ. ઉદ્ધારણ
વણ ધરતીએ પાથરે રે, વણ ચરણની વાટ,
જેણે ખોજી એ ચુંદડી રે, તેણે ખોજ્યાં બ્રહ્મ કપાટ. ઉદ્ધારણ
તમે મત જાણો એ ચુંદડી રે, એ છે આત્મ જ્ઞાન,
જેણે ઓઢી પ્રેમસું રે, તેને કહીએ ભકત પ્રમાણ. ઉદ્ધારણ
વણ રસના ગુણ ગાઈ લો રે, વણ વસ્તીકો દેશ,
વણ પીંડનો એ આતમા રે, તાસુ કરી લો સાચો સ્નેહ. ઉદ્ધારણ
કહે પીપો એ રૂપ લીના, બની કબની બનાઈ,
જેણે જાણી એ ચુંદડી રે, તે વસ્તુ રૂપે થાય.
પ્રલ્હાદ ઉદ્ધારણ ચુંદડી, જામે રોમમે હોએ અંક પ્રલ્હાદ.

---

## ચાદર.[2]

પદ.

ચાદર હે ઝીણી હે ઝીણી,
રહી રામ રસમેં ભીની ચાદર હે ઝીણી હે ઝીણી.
અષ્ટ કમળ દશ ચરખા ચાલે, પંચતત્વ મીલ ચીની,
ધ્રુ પ્રલ્હાદ નામદેવે ઓઢી, શુકદેવે નિર્મળ કીની રે. ચાદર હે.
તેત્રીશ ક્રોડ દેવતાએ ઓઢી, ટુક ટુક કર કીની,
અનંત કોકી વૈષ્ણવે ઓઢી, તેણે જતન જતન કર ચીની રે. ચાદર હે.

---

દાખલ થઇ છે. ગયા પોષ માસના આર્ય ધર્મ પ્રકાશમાં 'અનુપમ ચુંદડી' નો લેખ આવી ગયો છે. તેની ઉપર લબાણથી વિવેચન કરેલું હોવાથી આ ચુંદડી માટે વિવેચનની જરૂર જણાતી નથી. તેમ તે બહુ કઠણ પણ નથી. નિષ્કામ કર્મ કરવાથકી અંતઃકરણની શુધ્ધિ થાય છે, ને ત્યાર પછી આત્મજ્ઞાન થયે ઉધ્ધાર થાય છે. આથી પીપા ભક્તે આ ચુંદડીને 'ઉધ્ધારણ' ચુંદડી કહી છે તે યથાર્થ છે.

છગનલાલ વિદ્યારામ રાવળ.

૨. અર્થ સરલ હોવાથી વિવેચનની જરૂર જણાઇ નથી. છ. વિ. રાવળ.

દાસ કબીરજીએ જતનસે ઓઢી, તે કબહુ મેલી, ના કીની,
સાધુકી સંગત ગુરૂ પ્રતાપે, જેસીકી તેસી દીની રે
ચાદર હે ઝીની ઝીની, રહી રામ રસસે ભીની ચાદર હે

---

## रात्री

માલિની

તિમિર તતિ બધી આ તાવુતી ભાવ સર્વે,
અકલિત કૃતિ આ તે વિશ્વની શી પ્રવર્તે !
ચચ બચ ચુચીકારી ચીબરી આ વધાવે
ટમ ટમ તમરાઓ ત્રાસ મૂર્તિ પુકારે

ઉપજાતિ

એ તે હશે શું યમુના ગભીર ? કે ચિત્તનું જાડય ? વિકાર પંક ?
કંસારિ મૂર્તિ પ્રભવે અનંત ? નિષેધ રૂપે ખલુ જ્ઞાન દિવ્ય
કસ્તૂરિકા વર્ષતી આ નભેથી ? મેઘો થકી કજ્જળ વર્ષતું કે ?
કામાગ્નિ કંઠે રહી આમ આવ્યુ, વિષાગ્નિ સર્વે પૃથિવી પરે શું ?
કસ્તૂરિકા-ગંધ નથી કદાપિ, ડાઘા પડે કજ્જળ વસ્તુમાંથી,
હાલાહલે જો વિપરીત ભાતી, હસ્તિ તણી હાર અનંત ઉભી
વિમાન ધારી યમરાજ આવ્યા ? પ્રમાદું જાણી રવિરાજ રૂઠ્યા ?
પિતા થકી પુત્ર અપત્ય થી શી, જે હાર પામે છ પરસ્પરે થી !!

લી૦ શકુન્તલા સિતનસા મહેતા

---

## भाणा पटेल

---

( અનુસંધાન પા ૧૬૨ થી )

રહેના મહેમાનો બહાર ખાટલા ઉપર બેસી હોકા ગગડાવતા હતા-ત્યાં ખેતરમાં ભાણા પટેલને પટલાઈનું કામ કરતા હતા ભાણાપટેલને જોઈ મહમદશાહે મહેમાનને પૂછ્યું "પેલા બુઝર્ગને જૂઓછો ?"

"હા પણ એનામાં વિશેષ શું છે ?"

"એટલુ જ કે તે એક વખત અમારામાં પેમાનદાર હતો તેનું નામ ભાણા પટેલ નામતો સાભળ્યું હશે !"

'ભાણાપટેલ ! વાહ ! એમને જાતે જોયા નહોતા પણ એમની કીર્તિ તો સાભળેલી"

"હા, એજ હાલ એની પાસે પાઈ નથી. મ્હારે ત્યાં ખેતર સંભાળે છે અને એની વહુ મારાં ઢોર સાચવે છે."

મહેમાનો આ સાંભળી આશ્ચર્ય પામ્યા. માથું ખંજવાળવા લાગ્યા અને બોલ્યા–દશા શું કરેછે–ભાગ્યદેવીનું ચક્ર ફરે જાય છે. એકને રાજા બનાવેછે ત્યારે બીજાને રંક બનાવે છે હે મહુમદશાહુ! તે પોતાની આવી સ્થિતિ માટે દીલગીર નથી રહેતો ?"

"એ કેમ કહી શકાય! એટલું તો ખરૂં તે શાન્તિથી રહેછે અને પોતાનું કામ કર્યે જાયછે."

"હું તેની સાથે વાત કરૂં ? એની જીંદગી માટે મને પૂછવાનું બહુ મન થાયછે.

"ભલે!" એટલું કહી ખાટલા ઉપર ઉભા થઇ ભાણુપટેલને બોલાવ્યો. ભાણુપટેલને પટલાણી આવ્યાં અને રામરામ કહી પટેલ હેઠળ પાથરણા બહાર બેઠા ત્યારે પટલાણી અંદર જઈ બીબીસાહેબ પાસે બેઠાં. આડી તેડી વાત કર્યા પછી જે મહેમાનને ભાણુપટેલને વિષે જાણવા ઇંતેજારી હતી તેણે પૂછ્યું.

"ભાણુપટેલ! અમને જોઇ તમને તમારી આગલી સ્થિતિ સાંભરતી હશે અને દિલગીર થતા હશો!"

ભાણુપટેલ હસ્યાને બોલ્યા–"સુખ એ શી વસ્તુ છે અને દુઃખ શું છે! એ જો હું તમને કહું, તો તમે મારૂં માનશો નહિ. તમે પટલાણીને પૂછો. આખરે સ્ત્રીછે એટલે હૈયે હશે તે હોઠે આવશે; જે ખરૂં હશે તે કહેશે."

મહેમાને જરા સ્ત્રીમંડળ તરફ નજર કરી. મંછી પટલાણીએ જવાબ આપ્યો. "મ્હારૂં માનવું આ પ્રમાણે છે. અમે ધણી ધણીયાણી એ પચાશ વર્ષ સુધી સુખ શોધ્યા કર્યું, પણ મળ્યું નહિ. માત્ર છેલ્લાં બે વર્ષથી જ જ્યારથી હમારી પાસે કાંઇ જ રહ્યુ નથી, અને જ્યારથી અમે જાતમહેનત કરીએ છીએ, ત્યારથી જ સુખ મળ્યુંછે, અને હાલની જ સ્થિતિ ઉત્તમ લાગેછે." મહેમાનો તેમજ મહુમદશાહુ વિસ્મય પામ્યા. મહુમદશાહ ઉઠયો–ચક અસેડી નાંખ્યો અને પટલાણીનો ચહેરો જોવા લાગ્યો. પટલાણી શાન્તિથી હસતી હસતી પોતાના ધણી તરફ જોતી ઉભી હતી. પટલાણી બોલી–"હું સાચું જ બોલુંછું, મસ્કરી કરતી નથી. અડધો સૈકો સુખ ખોળવામાં ગુમાવ્યો અને તવંગર હતાં ત્યાં સુધી કાંઇ ન મળ્યું. હાલ જે સુખ મળે છે તેવું કદી મળ્યું નહોતું."

"પણ ત્હમે સુખ શેમાં માનોછો ?"

"જ્યારે અમે પૈસાદાર હતાં, ત્યારે અમારે ધણીધણીયાણી એટલા જંજાળી હતાં કે ઘડીભર પણ સાથે બેશી શાન્તિથી વાત કરી શકતાં નહોતાં–કોઇદિવસ હરીફરી શકતાં નહિ–દેવદર્શન કરી શકતાં નહિ, ને એ માળા પણ લઇ શકતાં

રખેને મહેમાનોને ઓછું આવે! રખેરે અમલદારોને ખોટું લાગે! એ

ચિન્તાથી મહેમાનોની ઉકળેઠમા દિવસ અને રાત્રી રતી મહેમાનો ન હોય ત્યારે ખેડુનો પાસે જેમ બને તેમ વધારે મહેનત કરાવવા, અને રખેને કામની ઢીલાઇ કરે એ બીક એમને કનેડતા રખેને ગાય, ભેંસ વસુકાઇ જાય, રખેને ઘર, ખેતરમા ચોરી થાય, એની જ ચિંતાથી રાતદિવસ ઉઘતા નહિ જ્યા એક ચિંતા ગઇ કે બીજી ઉભી જ હોય વળી હમારે ધણીધણીયાણીમા મતફેરને લીધે કજીઆ થતા તે જૂદા તે કહેશે કે આ કરવુ છે ત્યારે હુ કહેતી કે આ કરવુ છે, અને આ પ્રમાણે ધણીધણીયાણી તરીકે, શેઠ નોકર તરીકે, પાડાપાડોશી તરીકે અનેક દોષો કરી પાપમા પડતા ”

“ અને હવે? ”

“ હવે અમે બને રહુવારમા વ્હેલા ઉઠીએ છીએ અને એ બીજાના હો પ્રેમથી જોઇ આખો દિવસ આનદમા ગુજારીએ છીએ “ હમારા શેઠની નોકરી સારી રીતે કેમ બજાવવી, તે શિવાય બીજી ચિંતા નથી શરીરની સત્તા પ્રમાણે પણ રાજી ખુશીથી હમારા શેઠને હમારે લીધે નુકસાન ન થાય એટલી ચિંતા રાખી કામ કરીએ છીએ ખાવા, પીવા, ઓઢવાની સર્વ વસ્તુ તૈયાર મળે છે હવે અમને ઘડીભર બેસી વાતો કરવાનો પૂરતો વખત મળે છે નવરાસે દેવદર્શન કરીએ છીએ, અને બે ઘડી હરીનુ નામ પણ જપી લઈએ છીએ પચાસ વર્ષ સુધી જે ન ન મળ્યુ, તે આજ ભોગવીએ છીએ ”

મહેમાનો હસ્યા

ભાણાપટેલ બોલ્યા “ભાઇઓ, હસશો નહિ આ કઇ મજાક નથી તે ખરૂ છે અમે પણ મૂઆ હતા અને પૈસો જવાથી રડતા હતા, પરંતુ પ્રભુએ હમને તાર્યા છે, અને અમારી પોતાની ખીરજ માટે કહેતા નથી પણ હમારા સર્વના ભલા માટે કહીએ છીએ ”

ત્યા સૈયદ બોની ઉઠયા—“ભાણાપટેલનુ કહેવુ બરાબર છે કુરાનમા પણ એમજ કહ્યુ છે”

મહેમાનો નરમના રાગથી હસતા બધ પડ્યા, ને વિચાર કરવા લાગ્યા

ભોગિલાલ રતનલાલ કિરોયા

સેવાસદન
ગિરગામ
માર્ચ ૧૯૦૯,

# ધર્મવિજ્ઞાન.

## પ્રકરણ પહેલું.
### વિજ્ઞાન વિદ્યા.

( અનુસંધાન પા. ૬૬૫ થી ચાલુ. )

ખરૂં જોતાં વિરોધ ન કરતાં સંનિહત ખમવનો અભ્યાસ કરવાથી દુઃખ અટકે છે. સહન કરી શકવાથી ગરમી આજ જે દુઃખ આપતી હોય, તે કાલે ન આપી શકે. પરમ દિવસ તેથી પણ ઓછું દુઃખ આપે. બધા દુર્ગુણો કામ–ક્રોધ વગેરે, આજે જે દુઃખ આપે છે, તે સહન કરીએ તો કાલે તેવું દુઃખ ન આપે. પરમ દિવસ એ દુઃખ તેથી પણ વધારે ઓછું થાય. આવી રીતે દુઃખની જે નિવૃત્તિ થાય, તેજ ખરી નિવૃત્તિ છે ભોગવડે જે દુઃખની નિવૃત્તિ થાય છે, તે ખરી નિવૃત્તિ નથી. એ તો વધારે દુઃખના કારણ રૂપ જ છે.

આ સિવાય જ્ઞાન મેળવવામાં ઉપયોગી બીજી પણ ઘણી ક્રિયાઓ છે. સંગીત વિદ્યાનાં ઉદાહરણ વડે તે કાંઈક સમજવાનો યત્ન કરીએ. સંગીત વિદ્યામાં સા, રિ, ગ, મ, પ, ધ, નિ એ નામના સાત સુર, બધા પ્રકારના સૂરના મૂળ રૂપે ગણાય છે. જેને સૂરનું જ્ઞાન છે, તેજ એ બધા સૂર ખરા થયા છે કે નહિ, તે અનાયાસે જ સમજી શકે છે. તંબુરાના તાર મેળવતી વખતે તેની ચાવીઓ સરખી કરવી પડે છે, અને તાર રણકાવી જોવો પડે છે. આ પ્રમાણે ચાવી ફેરવતાં ફેરવતાં જ્યારે ખરો સૂર આવવા લાગે જોઈને. તારને તણાય, ત્યારે સૂર ઓળખનાર નિપુણ માણસ તરતજ તેને ઓળખી શકે; પણ તમે કે હું કાંઈપણ સમજી શકીએ નહિ. આ પ્રસંગે તાલ અર્થાત્ નિયમિત વખતને આંતરે સૂરના ભેદ સમજવાની શક્તિ સંગીતમાં નિપુણ પુરૂષને જ હોય છે. જરાક બેતાલ થતાં જ તે સમજી શકે છે, તમે કે હું કંઈ સમજી શકતા નથી. બધી વિદ્યાઓના સંબંધમાં આવું છે. સૂર અને તાલ સમજવાની શક્તિ ન હોય તો સંગીત સંબંધે કાંઈજ જાણી શકાય નહિ. એટલામાં ઓછું પહેલેથી સૂર, તાલ સુધીનું જ્ઞાન હોય તો યુક્તિ અને પ્રયોગનો પ્રયત્ન કરાય.

પ્રત્યક્ષ જેમ પોતાનું પ્રત્યક્ષ અને બીજાનું પ્રત્યક્ષ એવા ભેદથી બે પ્રકારનું છે, તેમજ વિજ્ઞાન પણ પ્રત્યક્ષ અને પરોક્ષ એવા ભેદથી બે પ્રકારનું છે. જે વિષયોની સત્યતા વિજ્ઞાનનાં પ્રમાણો વડે પોતાની મેળે જાણી શકાય, તે પ્રત્યક્ષ વિજ્ઞાનના વિષય છે, અને જેની સત્યતા પોતાની રીતે સાક્ષાત કરી શકાય નહિ, પણ આગળના વિદ્વાનો વિજ્ઞાનનાં પ્રમાણો વડે સારી રીતે તેની સત્યતા સમજ્યા હોય, તે પરોક્ષ વિજ્ઞાનનો વિષય છે. જેમ બીજાનાં પ્રત્યક્ષની સહાયતા લીધા સિવાય એકલા પોતાનાં

પ્રત્યક્ષ વડે કોઈ પણ જ્ઞાન મેળવી શકાય નહિ, તેમ પરોક્ષ વિજ્ઞાનની સહાય લીધા સિવાય પ્રત્યક્ષ વિજ્ઞાન વડે કોઈ પણ વિદ્યાની સચ્ચાઈ સિદ્ધ થઈ શકે જ નહિ જેઓ બન્ને પ્રકારના વિજ્ઞાનમાં પંડિત થયા છે, તેઓ જ ખરેખરા જ્ઞાની છે ભગવાન વાસુદેવ કહે છે—

ज्ञानविज्ञान* तृप्तात्मा कूटस्थो विजितेन्द्रिय

युक्त इत्युच्यते योगी समलोष्टाश्मकाञ्चन ભગવદ્ ગીતા

આ પરોક્ષ અને અપરોક્ષ જ્ઞાનના સંયોગને જ ખરી યુક્તિ કહેવાય આથી યુક્તિવાળું વિજ્ઞાન આપણને મુક્ત કરનાર છે જરૂરના બધા જ વિષયો વિજ્ઞાન સંમત હોવાની આવશ્યકતા છે ધર્મનીતિ, રાજનીતિ, સમાજનીતિ, અર્થનીતિ, પદાર્થતત્ત્વ, શારીરતત્ત્વ, મનસ્તત્ત્વ વગેરે બધા જ વિષયો વિજ્ઞાન વડે સિદ્ધ થવાની આવશ્યકતા છે, વધારે શું કહીએ, ઇતિહાસ, જીવનચરિત, વગેરેને પણ વિજ્ઞાનની બહાર રાખવા-ગણવા એ યોગ્ય નથી પણ પશ્ચિમના વિદ્વાનો માણસ જાતને મોટી જરૂરનું જે ધર્મશાસ્ત્ર, તેને વિજ્ઞાના પ્રદેશની બહાર ગણે છે, એ નવાઈની વાત છે વિજ્ઞાનના આ બધા અત્યંત ગુપ્ત તત્ત્વોનું અજ્ઞાન અને સાધનાનો અભાવ એ એવી માન્યતાનું કારણ છે

સામાન્ય સંગીત વિદ્યાના સૂર તાલનું જ્ઞાન મેળવવામાં પણ કેટલીક સાધના કરવાની જરૂર પડે છે, એ આપણે જોઈએ છીએ, તો ઈશ્વર વિદ્યાના સૂર તાલ જાણવા માટે તેના કરતાં ઘણી જ વધારે સાધના કરવાની જરૂર છે, એમાં શું કહેવું ? આ પૃથ્વી ઉપર કેટલા માણસો તેવી સાધના કરી શકે ? તેવી ઉંચી શક્તિ, તેવો ઉદ્યમ, તેવું લાંબુ નિરોગી જીવતર, તેવું અનન્ય મન, તેવો વખત, અને તેવી પ્રવૃત્તિ કેટલા માણસોને છે ? થોડીક ઉન્નતિ કરવાથી માણસ ઈશ્વરનું જ્ઞાન મેળવવાને યોગ્ય થાય નહિ ખગોળ વિદ્યા, ગણિત વિદ્યા, પદાર્થ વિદ્યા વગેરે સામાન્ય વિષયોનું સારૂં જ્ઞાન મેળવી શકે એવા લોકો પણ જ્યારે પૃથ્વી ઉપર ઘણા જ થોડા છે, ત્યારે મહા ઉચ્ચ ઇશ્વરવિદ્યાનું સારૂં જ્ઞાન મેળવી શકે તેવા લોકો કેટલા બધા થોડા હોવાનો સંભવ છે?

આ બધી સાધારણ વિદ્યાનું જ્ઞાન મેળવવામાં પણ આપણને ગુરૂની અવશ્ય જરૂર પડે છે, તો પછી ઈશ્વરવિદ્યાની તો વાત જ શી ? સૂર-તાલ નમ તથ તેટલું તો ઓછામાં ઓછું જો આપણે ગુરૂપાસે સંગીત વિદ્યાનું જ્ઞાન ન મેળવીએ, તો સંગીત શીખાતું નથી, ઓછામાં ઓછું ગણિત શાસ્ત્ર આપણે જો ગુરૂ પાસે ન શીખ્યા હોઇએ તો જેમ ખગોળ વિદ્યા શીખવાના અધિકારી થવાતું નથી, તેમ અમુક વિષય સુધી ગુરૂ પાસે ન શીખીએ તો ઈશ્વરનું જ્ઞાન મેળવવાના અધિકારી થવાતું નથી પણ નવાઈની વાત એ છે કે, ઇશ્વર વિદ્યા સંબંધી પશ્ચિમના સુધારાવાળાઓ બીલકુલ

* ज्ञान शास्त्रत आचार्यतश्च आत्मादीनामवबोध, विज्ञान विशेषतस्तदनुभव इति शाकर ज्ञान शास्त्राचार्योपदेशज, विज्ञान निदिध्यासनज इति स्वामी। (मधुसूदनके व कहान ?)

ઉલટી રીતે વરતતા જવાબ આપે છે. પહેલા ગુરૂની પાસે કાંઇક પ્રમાણમાં શીખીને પછી જ વિદ્યા માત્રની સત્યાસત્યતાનો નિર્ણય કરવાનો પ્રયત્ન કરાય છે. પણ ઇશ્વરનું નિરૂપણ કરતી વખતે દરેક માણસ ક, ખ અથવા ૧, ૨થી જ વૈજ્ઞાનિક તર્કનો આરંભ કરે છે. કોઇપણ ઠેકાણે કોઇની મદદ લેવા ઇચ્છતા નથી. એક જ દિવસમાં ઇશ્વરનું અસ્તિત્વ અથવા નાસ્તિત્વ જાણી લે છે. આથી તેઓ ઇશ્વરવિદ્યામાં અને ધર્મવિદ્યામાં કાંઇ પણ જાણી શકતા નથી. ગુરૂનાં વાકય પ્રમાણે સાધના કરીને સમજવાને યોગ્ય ન થઈએ, તો ઇશ્વર વિદ્યા કે બીજી કોઇપણ વિદ્યાનુ જ્ઞાન મેળવી શકાય નહિ. આથી વાકયો ઉપર વિશ્વાસ રાખી વિદ્યાનું અનુશીલન કરીએ તો ધર્મવિદ્યા અને ઇશ્વર વિદ્યામાં નિપુણતા મળે.

---

## બીજું પ્રકરણ.

### આપ્તવાકય. ( સિદ્ધાંતવાકય, પ્રમાણવાકય. )

પાશ્ચાત્ય કેળવણી પામેલા જુવાનો પરોક્ષવિજ્ઞાનનો સ્વીકાર કરતા નથી. તેમના મત પ્રમાણે સ્વતંત્રતા એ માણસનું મુખ્ય ધન છે, સ્વતંત્રતા નાશ પામે તો માણસનું માણસપણું જ રહે નહિ; બીજાનાં વાકયોનું અનુકરણ કરવાથી બધાં સુખનાં હેતુ રૂપ સ્વતંત્રતાની હાની થાય છે. પણ અમે પૂછીએ છીએ કે માણસ પોતે પોતાની મેળેજ જાણીને બધાં કામો કરી શકે ખરાં? કદિ પણ ન કરી શકે. બધાં કામોની વાત છોડી દઇએ કોઇ પણ કામ શું કરી શકે ? પ્રત્યક્ષ વિજ્ઞાન એ જ્ઞાનનું મૂળકારણ હોવા છતાં, માત્ર તેના જ આધારથી માણસ ખરૂં જ્ઞાન મેળવવાનો અધિકારી થાય નહિ. ઉલટું માણસ માત્રને જ ઘણીખરી વાર પરોક્ષ વિજ્ઞાનને આધારે જ ચાલવું પડે છે. કોઈ પણ વિજ્ઞાન પરોક્ષવિજ્ઞાનની સહાયતા સિવાય સંપૂર્ણ થાય નહિ જો પરોક્ષવિજ્ઞાન ઉપર માણસનો વિશ્વાસ ન હોત, જો બધાને બધી અવસ્થામાં વૈજ્ઞાનિકયુક્તિને આધારે ચાલવાનું હોત, તો માણસનાં દુ:ખની હદ જ રહેત નહિ. વધારે શું, જો એમ હોત, તો માણસની હયાતી જ હોત નહિ.

માણસ જન્મતાંની સાથે જ બધી રીતે બીજાને તાબે થાય છે. માત્ર બીજાનાં વાકયને જ તાબે થાયછે, એમ નહિ; બધી રીતે જ બીજાને તાબે થાય છે. બીજાના ખવરાવવાથી જ ખાઇ શકે, બીજા રક્ષણ કરે ત્યારે જ રક્ષિત થાય, બીજા જે શીખવે, તે બાળક શીખે. બાળક વિદ્યા શીખે છે, એ વાતનો અર્થ એટલો જ છે કે ગુરૂ જે બોલે, ગ્રંથકર્તા જે કહે તે જ બાળક શીખે—મા, બાપ, ગુરૂ અને બીજા ડાહ્યાં માણસો જે શીખામણ આપે, જે નીતિ શીખવે, તે જ બાળક શીખે, અને તે પ્રમાણે કામ કરે. વિદ્યા ભણવાનું કામ પૂરૂ થયું છે, એ વાતનો અર્થ એટલો જ છે કે બીજા માણસોએ જે જાણેલું છે, તેમાથી અગત્યનું જાણવાનું જાણી લીધુ છે. જેમના મતો

સત્ય તરીકે જાણવાની જરૂર છે, તેમના મતોમાંથી વણી ભાળ કાઢયો છે તે મોટા પુરૂષોએ જાણેલા ઉપદેશો યાદ રાખીને, યોગ્ય ઠેકાણે તેનો પ્રયોગ કરીને કામ કરે છે તેથી જ કેળવણી પામેલા પુરૂષોનું આટલું માન છે અને તેથી જ કેળવણી પામેલા પુરૂષો જ્ઞાનીના નામથી ઓળખાય છે પોતાના સ્વતંત્ર વિચાર ઉપર વિશ્વાસ રાખીને સ્વતંત્રપણે કામ કરે છે, તેથી કેળવણી પામેલાનું આટલું માન છે, એમ નથી પોતાના વિચારથી કામ કરવા માટે માન હોત, તો મૂર્ખનું પણ માન હોત—પશુ પક્ષીનું પણ માન હોત કેવે ઠેકાણે કેવું કામ કરવાથી લોકો કેવું ફળ પામ્યા છે, પ્રાચીન અને વિદ્વાન લોકો કેવું કામ કરવાથી સારૂં ફળ પામ્યા છે તે કેળવણી પામેલા માણસોએ જાણ્યું છે, તે બધું યાદ રાખીને જોઈએ તેવી રીતે તેઓ તેનો ઉપયોગ કરી શકે છે તેથી જ કેળવણી પામેલા પુરૂષોનું આટલું માન છે મૂર્ખ એ બધું જાણતો નથી તેથી પોતાની બુદ્ધિ અને પ્રકૃતિ પ્રમાણે જેટલું જ થઈ શકે તેટલું જ માન કરે છે, તેથી જ મૂર્ખના કામોમાં ઘણા દોષ હોય છે, અને તેની નિંદા થાય છે મૂર્ખ કાંઈ પણ શીખતો નથી અથવા બીજાના મત પ્રમાણે બીલકુલ ચાલતો નથી, એમ નથી મૂર્ખ પણ શીખે છે પણ તે ઘણું શીખતો નથી ખરા જ્ઞાનીનો ઉપદેશ તે થોડો જ શીખી શકે છે, અને બધી અવસ્થામાં ઉપયોગી થાય તેવું જેટલું જેટલું જાણવાનું છે, તે બધું પણ તે જાણી શકતો નથી ખરૂં જોતાં પંડિત કે મૂર્ખ એ બધા જ બાળપણથી તે ઘડપણ સુધી જે કાંઈ કામ કરે છે, તે બધું જ બીજાના વચનો પ્રમાણે કરે છે, કોઈ પણ પોતાના મત પ્રમાણે કામ કરતું નથી, તોપણ અમુક બળવાન વૃત્તિને તાબે થઈ જઈને માણસ કોઈકોઈવાર બીજાના વાક્યોનું ઉલ્લંઘન કરીને ચાલે છે ખરા—પરધન જોઈને લોભી થઈને 'ચોરી કરવી નહિ' વગેરે બીજાના વાક્યોને ન માનતા લોભને તાબે થઈને બીજાનું ધન લઈ લે છે ખરા, પણ તેવું આચરણ સ્વાધીનતાવાળું અથવા પોતાના મત પ્રમાણેનું નથી આવા કામ કરનારા સ્વચ્છંદી માણસો ઇંદ્રિયો અને મનોવૃત્તિને તાબે છે, અને જુગારી, ચોર દારૂડીઆ વગેરે નપાત્ર લોકોની કેળવણીને તાબે છે

પશ્ચિમની કેળવણી પામેલા જુવાનો એમ વિચારે છે કે તેઓ પોતાના સ્વતંત્ર વિચારથી જ કામ કરે છે પણ અમે પૂછીએ છીએ કે જો એમ છે તો, જેઓ અંગ્રેજી નથી ભણતા અને અંગ્રેજોનો બધો વ્યવહાર જેમણે નથી જોયો, તેમાંના કોઈ પણ માણસ તેમના જેવી સ્વતંત્ર બુદ્ધિવાળા અને સ્વતંત્ર મતવાળા કેમ થતા નથી? અને જેઓ અંગ્રેજી ભણે છે, તેઓ જ તેમની પેઠે સ્વતંત્ર બુદ્ધિવાળા કેમ થાય છે? અને જેઓ શાસ્ત્રીઓ પાસે શીખે છે તેઓ શિખા રાખવાનું, ઉપવાસ કરવાનું, અને હવિષ્યાન્ન ખાવાનું કેમ શીખે છે? વળી જેઓ સરકારી નિશાળોમાં ભણે છે, તેઓ કાફરચોટી રાખવાનું, પાટલૂન લગાડવાનું, ચુરૂટ, દારૂ, માંસ વગેરે

ચીજો ખાવાપીવાનું કેમ શીખે છે? કેળવણી જ જો એનું એક માત્ર કારણ નહોય, તો ઉપર કહ્યા પ્રમાણે અમુક સ્થળમાં ભણતા બધા જ માણસો એકજ પ્રકારનાં આચરણવાળા કેમ થાય છે? ખરૂં જોતાં જેવો ગુરૂ તેવી કેળવણી, અને જેવી કેળવણી તેવું કામ. માણસ માત્ર જે કાંઈ કરે છે, તે બીજાનાં વાક્ય પ્રમાણે કરે છે. પોતાના મત પ્રમાણે કોઇ પણ માણસ કાંઈ કરતું નથી. પોતાના મત પ્રમાણે કામ કરે છે, એમ જ્યાં સાંભળવામાં આવે, ત્યાં તેનો અર્થ એટલો જ સમજવો કે માણસ જે જે શીખેલ છે, તેમાંનું જે પોતાની પ્રકૃતિ પ્રમાણે સારૂં માને છે, તે પ્રમાણે કરે છે, અથવા વધારે અભ્યાસને લીધે તેનાથી જે થઇ શકે છે તે તે કરે છે. પોતાના ઉદ્ભાવિત (Original) મત પ્રમાણે કરતો નથી.

ખરી વાત છે કે કોઈ કોઈ માણસ નવાં તત્ત્વ શોધે છે, કોઈ નવા મત સ્થાપે છે, અને નવીન વિચારોનું ફળ પ્રગટ કરે છે, પણ તેવા માણસ ઘણા જ થોડા હોય છે. અને તેઓ પણ પોતાના વિચારનું ફળ ઘણું કરીને પોતે ભોગવી શકતા નથી. તેમના કામનું ફળ ઘણું કરીને બીજાને જ ભોગવવાનું થાય છે. કારણ કે માણસ નાની ઉમરમાં નવીન વિચાર કરવાને શકિતવાન થતો નથી, અને જ્યારે નવીન વિચાર પહેલ વહેલો મનમાં ઉદય પામે, ત્યારે જ તે વિચારનું ફળ મળતું નથી. ઘણી પરીક્ષા અને ઘણી શોધ પછી તે વિચારનું ફળ થાય છે. વળી ફળ થાય તોપણ પોતાનાથી તે કામ કરી શકાતું નથી. કારણ કે અભ્યાસ અને સંસ્કાર છોડવા એ કાંઇ જેવું તેવું કામ નથી. બીજાને તે શીખવી શકાય ખરૂં, પણ પોતે તે પ્રમાણે એકદમ વરતી શકે નહિ. કદાચ એમ પણ કબુલ કરીએ કે ઘણો પ્રયત્ન કરીને કોઈ કોઇ માણસ તે પ્રમાણે કામ કરવાને શકિતમાન થાય, તોપણ તે નાની ઉમરમાં તો ન જ થઈ શકે. તેવી શક્તિ મેળવ્યા પછી ઘણું કરીને કોઇ વધારે વખત જીવે નહિ, તેથી જ્યારે કામ કરવાનો વખત એટલે બાળપણ, જુવાની અને આધેડ અવસ્થામાં બીજાના મત પ્રમાણે ચાલવું પડે, જ્યારે કામ છોડી દેવાનો વખત એટલે ઘડપણ આવે ત્યારે પોતાના મત પ્રમાણે ચાલવાની શકિત આવે, તેમાં પણ શું કોઇ માણસ બધી બાબતોમાં પોતાનો મત સ્થાપન કરી શકે? કદિ પણ નહિ જે વિષયમાં દીર્ઘ વિચાર અને પાકી શોધ કરી હોય તે વિષયનો જ માત્ર નવો સિદ્ધાંત કરવા શકિતમાન થાય. બીજા લાખો વિષયમાં આગળની માફક બીજાના મત પ્રમાણે જ ચાલવું પડે. વળી જો પહેલાંથી રીતસર કેળવણી ન મળી હોય તો નવું સત્ય સિદ્ધ કરવાની શકિત ઉત્પન્ન થાય નહિ. તેથી માણસ પોતાના ઉદ્ભાવિત (Original) મત પ્રમાણે કામ કરી શકે જ નહિ, એમ કહીએ તો ચાલે, એમ જ કહેવું જોઇએ.

( અપૂર્ણ. )

# डाकटर बर्नार्डो

---

ભરતખંડની હાલની સ્થિતિ જોતા ડાક્ટર બર્નાડો જેવાનું આપણે અનુકરણ કરતા શીખવું જરૂરનું છે એમ લાગવાથી એ મહા પુરૂષના જીવનના કેટલાક પ્રસંગો અત્રે નોંધું છું એ છુટા છવાયા પ્રસંગોથી એ પુરૂષનું સમગ્ર જીવન-ચરિત્ર વાંચવાની કોઇને પણ જિજ્ઞાસા થશે એવી આશા છે

ઘણા વર્ષની વાત ઉપર ડાક્ટર બર્નાડો વૈદ્યશાસ્ત્રનો અભ્યાસ કરતો હતો ત્યારે માર્ગમાં રખડતા નબાપા બાળકોને માટે એક આશ્રમ અને શાળા સ્થાપવાનો વિચાર તેને એકાએક સુઝી આવ્યો એક સાધારણ સ્થિતિના વિદ્યાર્થીને માટે આ કામ ઘણું કઠણ હતું, પરંતુ ધીમે ધીમે એના મન ઉપર આ વિચારે એવી અસર કરી કે તેણે પોતાના જ રહેવાના મકાનમાં એક ન્હાના આશ્રમની સ્થાપના કરી અને જે આશ્રમમાં આજે બાર હજાર અનાથ બાળકોનું રક્ષણ થાય છે, તેની શરૂઆત માત્ર ત્રણ બાળકોથી થઇ કહેવાની અગત્ય નથી કે બર્નાડોના ઘરમાં ત્રણથી વધારે બાળકને સુવાની સગવડ નહોતી

જે રખડતા છોકરાએ બર્નાડોનો આશ્રય લીધો તે ભણવાની ઇચ્છાથી આવતા નહોતા પણ વિલાયતની કડકડતી ટાઢીમાં રાત્રે બર્નાર્ડોની સગડીની હુંફ લેવા આવતા હતા રાત્રે પોતાના વાચનમાંથી પરવારીને તે આ છોકરાને લખતા વાંચતા શીખવતો, અને પોતાથી અપાય તેટલું ખાવાનું પણ આપતો

શિયાળાની સખતમાં સખત રાત્રિ હતી અને બરફની વૃષ્ટિ થતી હતી આજ, છાપરા સર્વે બરફથી છવાતા હતા બર્નાડો અભ્યાસ કરતો હતો અને સગડીના આજુબાજુ બેઠી બાળકો તાપતા હતા એવામાં બારણું ધીમેથી ઉઘડ્યું અને એક અર્ધનગ્ન છોકરો ઘરમાં આવ્યો તેના મુખ ઉપર દુ:ખ હતું અને આંખમાં આંસુ હતી

બર્નાડોએ ચોપડીમાંથી મ્હો કહાડયું તે છોકરો અદબવાળી તેની સન્મુખ ઉભો હતો

"છોકરા ! તારા બાપ પાસે જા, મારા ઘરમાં જગા નથી."

"બાપ નથી" છોકરાએ બેધડક ઉત્તર આપ્યો

"તારી મા પાસે જા"

"મા નથી

"કોઇ સગા પાસે જા"

"કોઇ નથી"

"તું આટલો વખત થયા ક્યાં રહેછે" બર્નાર્ડોથી પૂછ્યા વગર રહેવાયુ નહિ. "ચાલો સાહેબ મારી સાથે. હું તમને મારા જેવા સેંકડો બતાવુ. તમે નહિં ધારી શકો તેટલા બતાવું."

બર્નાર્ડોના કાન આ શબ્દ સાંભળતા હતા તેના હૃદયમાં કંઈ કંઇ થતું હતું. તેણે પુસ્તક બંધ કર્યું અને તે દીન બાળકની સાથે એક અતિ કરૂણા જનક ચિત્ર જોવાને તૈયાર થયો.

શહેરના ધોરી રસ્તાને કોરે મૂકી આડી અવળી ગલીઓમાં તેઓ જતા હતા. સઘળાં નિદ્રાવશ હતા; માત્ર પોલિસનો સિપાઇ કોઇ કોઈવાર મળતો. તે છોકરો ચાલતો અટકયો અને તાળી પાડી કે તરત જ દરમાંથી ઉંદર નીકળી આવે તેમ ન્હાના મ્હોટા ચીથરે હાલ છોકરાઓ કોઇ દેવદારનાં મ્હોટાં ખોખાંમાંથી તો કોઈ ગટરમાંથી દોડી આવ્યા. કેટલાક તો પાંચ દશના ઝુમખ. બધ એક બીજા સથે વીટળાઇ હજીએ ઉંઘતા હતા. બર્નાર્ડો ઉભો ઉભો સઘળું જોતો હતો. મારા એકલાથી શું નીપજશે, એવો નિર્માલ્ય વિચાર તેના મનમાં નહોતો આવ્યો. અનાથાશ્રમ ઉઘાડવાના તેના સંકલ્પો દૃઢ થયા; પણ કેટલાક વખત સુધી તે સંકલ્પ જ રહ્યા. જ્યારે જ્યારે બર્નાર્ડો નવરો પડી વિચાર કરતો ત્યારે પેલા છોકરાઓની ટોળી તેની આંખ આગળ ઉભી થતી

એક દિવસ રવિવારે બર્નાર્ડોના ગામમા મ્હોટી જાહેર સભા થવાની હતી, અને કોઇ પ્રસિદ્ધ વક્તા ભાષણ આપવાનો હતો, તેથી ત્યા સ્ત્રીપુરૂષની સારી મેદની જામી હતી. ભાષણનો વખત વીતી ગયો અને સઉ અધીરાં બનવા લાગ્યાં એટલે જે મંડળ તરફથી ભાષણ આપવાનું હતું તેના મંત્રીએ ઉભા થઈ કહ્યું કે ઘણા અગત્યના રોકાણથી પેલા ગૃહસ્થ આવી શકવાના નથી. પણ આટલા બધા સદ્‌ગૃહસ્થો અને સન્નારીઓ કાંઇ પણ સાંભળ્યા વગર ન જાય તેટલા માટે મી૦ બર્નાર્ડો આપણા દેશનાં અનાથ બાળકની હાલત વિષે ભાષણ આપશે.

બર્નાર્ડો સાંભળવા આવ્યો હતો, બોલવા ન્હોતો આવ્યો, તેથી જ્યારે તેણે તાનું નામ એકાએક સાંભળ્યું તેથી અને આટલા મ્હોટા મેળાવડા સમક્ષ ષણ આપવાનો આ પ્રથમ જ પ્રસંગ હતો તેથી તેને કેવો ગભરાટ છુટયો હશે તેનો માત્ર ખ્યાલ કરી લેવો. કર્તવ્ય પરાયણ થઇ જતે હૈયે બર્નાર્ડો પોતાની ફરજ બજાવવા ઉભો થયો કારણ કે આવો ઉત્તમ પ્રસંગ તેને ફરી મળત નહિ.

અંતઃકરણની લાગણીથી ભરપુર વાકયો તેના મ્હોમાથી એક પછી એક નીકળતાં ગયાં, તેમ તેમ સ્ત્રીવર્ગમાંથી તેમ જ કેટલાક પુરૂષનાં નેત્રોમાંથી કરૂણા વરસવા લાગી, અને બર્નાર્ડોએ પોતાનુ પહેલું ભાષણ તાળીઓના ગડગડાટ અને સાબાશીના પોકાર વચ્ચે પુરં કર્યું

બીજે દિવસે વર્તમાન પત્રોમા બર્નાર્ડોની છબિ સાથે તેનુ ભાષણ પ્રસિદ્ધ થયુ થોડા દિવસ અગાઉ જે કેવળ અજ્ઞાત વિદ્યાર્થી હતો તેની ઓળખાણ કરવા આજે ઘણા આવતા ઘણી સન્નારીઓએ તેને પોતાના કાર્ડ મોકલ્યા હતા અને ઘણી જગોએથી તેને સ્નેહપૂર્વક આમંત્રણ આવતા હતા

બર્નાર્ડોનુ ભાષણ ઇગ્લંડના એક પરોપકારી પુરૂષના હાથમા ગયુ તેને પણ કેટલાક વર્ષથી એવા જ વિચાર આવતા હતા અને પોતાના જેવા જ વિચારવાળો પુરૂષ બર્નાર્ડો છે એમ જાણી તેને જમવા બોલાવ્યો વાતને પ્રસગે તેણે બર્નાર્ડોને કહ્યુ કે "જે અનાથ બાળકોની મર્મભેદક સ્થિતિનુ તમે વર્ણન કર્યું તે મને જાતે બતાવી શકશો?" બર્નાર્ડો તે ગૃહસ્થને પોતે જ્યા ગયો હતો ત્યા લઇ ગયો અને બેઉએ દયાના આસુ ટપકાવ્યા

આ બેઉએ આશ્રમ ઉઘાડવાની યોજના બહાર મૂકી અને સખાવતી પુરૂષો પાસેથી મદદ મળતા ત્રણને બદલે વધારે છોકરાઓનો સમાવેશ થાય એવુ આશ્રમ બર્નાર્ડોએ ખુલ્લુ મુકયુ ત્યાર પછી એ આશ્રમની સુધારણા અને આબાદી પાછળ જ એણે પોતાનુ જીવન ગાળ્યુ

બર્નાર્ડો પોતે શ્રીમત નહોતો આશ્રમના નિભાવને માટે એને લોકોની સહાયતા લેવી પડતી તેવી સહાયતા કોઇ વાર મળતી અને કોઇ વાર ન મળતી. જ્યારે જ્યારે નાણાની તગી પડતી ત્યારે ત્યારે બર્નાર્ડો ઈશ્વર પાસે માગતો અને કદી પણ તેની યાચના ખાલી ગઈ નહોતી એકજ ઉદાહરણ આપુ છુ બર્નાર્ડોની તિજોરી ખાલી હતી અને શિયાળાની મોસમમા વીસ નવા બાળકો તેનો આશ્રય લેવા આવ્યા કોઈ પાસે ઓઢવાને બનુસ નહોતી અને તે લઈ આપવા જેટલુ બર્નાર્ડો પાસે દ્રવ્ય ન હોતુ જેમની પાસેથી નિયમિત મદદ મળતી તેમના નાણા આવી ગયા હતા એટલે તેમને ફરીથી લખવા જેવુ રહ્યુ ન હોતુ બર્નાર્ડોએ સઘળા વિશ્વનુ પાલન કરનાર પ્રભુની આખમા આસુ લાવી, ઠડીથી ધ્રુજતા દીન બાળક પર દયા લાવવા યાચના કરી બે દિવસ થયા, ત્રણ થયા અને બર્નાર્ડો ચિતાતુર થયો મધ્ય રાત્રિએ પ્રાર્થના કરી તેણે પોતાનુ બિછાનુ લીધુ શુ એ પ્રાર્થના ખાલી ગઇ હતી? આર્ત અતઃકરણથી કરેલી પ્રાર્થના ખાલી જતી જ નથી બીજે દિવસે ઑસ્ટ્રેલીયામા વસતા એક ગૃહસ્થ પાસેથી વીશ પાઉડનો મનીઑર્ડર મળ્યો. કુપનમા લખ્યુ હતુ કે "ઠડીની મોસમમા બાળકોને બનુસ લઈ આપવા માટે" કાર્ય કારણનો જન્ય જનક સબધ શોધનાર વાચક! આ વાતને જો હસી કહાડશો તો તમે પ્રાર્થનાના માહાત્મ્યથી અજાણ્યા છો

ડૉ૦ બર્નાર્ડોનુ જીવન આ પવિત્ર કાર્યમા જ પસાર થયુ અને થોડો સમય થયા તેમણે પરલોક નિવાસ કર્યો છે આરભમા જણાવી ગયા છીએ કે, એમના

આશ્રમમાં આજ બાવન હજાર રખડતાં બાળક આશ્રય લે છે. એજ આશ્રમમાં ઉછરેલા પણ ત્યાર પહેલાં ગટરોમાં અને પશુ પણ ન રહે એવી જગ્યાએ ભરાઈ રહેનાર બાળકોમાંના આજ ઘણા વેપારીઓ છે, કારીગરો છે, વિદ્વાનો છે અને સઘળા સદાચરણી છે. પોતાની માસિક આવકમાંથી આશ્રમના નિભાવ માટે તેમાંના દરેક જણ એક દશાંશ રકમ મોકલે છે, અને એ પ્રમાણે એ સંસ્થા અનાથ છોકરાઓનું રક્ષણ કરે છે.

વાંચનાર! બર્નાડો જેવા એક હજાર પુરૂષો આ મહા કાર્ય આરંભે તો હિંદુસ્તાનમાં તેમને માટે શું ઓછું ક્ષેત્ર છે? તમને જો વિશ્વાસ ન આવતો હોય તો એક વાર ગરીબ કંગાલ લોકોનાં ઝુંપડામાં જઇ એમનાં બાળકોના હાલ જુઓ અને જો મનુષ્ય જાતિની પાશવ સ્થિતિ જોઈ હ્રદય ભરાઈ ન આવે તો નક્કી માનવું કે આપણામાં માનુષી અંશ ઓછો છે.

તા. ૨૧-૧૨-૧૯૦૮ નર્મદાશંકર બાળાશંકર.

---

# નૈતિક ધર્મ.

---

પ્રખ્યાત અંગ્રેજ કળા—રહસ્ય લેખક રસ્કિન પોતાના "કળા અને ધર્મના સંબંધ" વિશેના લેખમાં ધર્મની વ્યાખ્યા નીચે પ્રમાણે સૂચવેછે.

"મનુષ્ય મન ઉપર દૈવી શકિતની પોતાની કલ્પના વડે થતી અસરને લઇ ઉદ્ભવતી પ્રીતિ, ભકિત અને ભીતિની ભાવનાઓમાં 'ધર્મ' શબ્દનો અર્થ રહેલો છે" —એમ કહી આગળ લખેછે કે—"ઉપર જણાવેલી ધર્મની ભાવનાઓનો અને મનુષ્ય કર્ત્તવ્યના ન્યાયાચાર સંબંધી નીતિ વિચારોનો ભેદ બરોબર સમજવો આવશ્યક છે; કારણ, ધર્મો તો અનેક છે, પણ નીતિતત્ત્વ તો એક જ છે. એક બીજાથી ભિન્ન ભાવનાઓના મતમતાંતરો વાળા નૈતિક અને અનૈતિક ઘણાએ ધર્મો છે, પણ નીતિતત્ત્વ તો એક જ છે કે જે તત્ત્વ સર્વ વિનીત મનુષ્યોનો નિરંતર કાળ માટે અશિક્ષિત બોધ થઇ પડેલું છે, અને જે તત્ત્વને ધર્મમાંથી કાંઈ ચોકસ નિયમ કે સ્મૃતિસ્થાન મળતાં નથી પણ માત્ર થોડી ઘણી પરમ સુખની આશા મળેછે."

પ્રથમ નીતિ માત્ર જનસમાજની રૂઢી હતી જે રૂઢી મનુષ્યોના એક બીજા સાથે સંબંધમાં રહેવાથી નિર્માણ થાયછે. સ્વાભાવિક નિયમથી સારા રીવાજો એકલા ચીરસ્થ રહેછે કારણ કે દુષ્ટ રીવાજ વાળો સમાજ ધીમે ધીમે નબળો પડી ક્ષય થઈ જાયછે. તો પછી વખતનો વિચાર બાજુ પર મુકીને રૂઢી-યુક્ત નીતિ ધીમે ધીમે પરમ નીતિ તત્વની સ્થીતિએ સર્વત્ર પહોંચે છે અને આનો ક્રમ ઘણે અંશે અજ્ઞાનતઃ આગળ

વધતો જાય છે અને સારા રીવાજો જાણ્યે અજાણ્યે વિશેષ પ્રચરતાં જાય છે આમ નીતિ એક રીતે ટેવાઈ જાય છે અને જાણે યાન્ત્રિક ક્રમ જેવી થઈ પડે છે આવી રૂઢ નીતિને ભાગ્યે જ ધર્મ સાથે સબંધ છે આ સૃષ્ટિમા પ્રચલીત ઘણા નીતિના આચારો આવા રૂઢ છે અને તે બધા મોટે અંશે મનુષ્યના પ્રકૃતિ રૂપ થઈ પડયા છે

પ્રાથમિક ધર્મ સ્કિનની વ્યાખ્યા પ્રમાણે પોતાના કાલ્પનીક દેવોની કૃપા મેળવવામા અને અવકૃપા દૂર કરવામા જ સમાએલો હતો. મનુષ્યને સહકારી અને વિરોધી શક્તિઓને દેવનુ સ્વરૂપ આપી તેમના પ્રત્યે પૂજ્ય ભાવ અને ભીતિ દર્શાવવામા ધર્મની ઉત્પત્તિ છે આ દેવોની કૃપા મેળવવા માટે યજ્ઞ, તપ, દાન વગેરે આચરવામા આવતા હતા, અને દેવો માટે મહાન્ દેવાલયો અને યજ્ઞ ભૂમીઓ ઉભી કરવામા મનુષ્યની ઉચ્ચ કાલ્પનીક શક્તિનો ઉપયોગ કરવામા આવતો હતો આ સવ ધાર્મિક કૃત્યોને ખરૂ જોતા પરસ્પર સબધના નીતિ આચરણો સાથે ઘણો જ થોડો સબધ છે ઘણાએ માણસોને આપણે સમાજના રૂઢ ધર્માચાર આચરતા જોઇએ છીયે અને તેમની ધર્મભાવના ઘણીએ ઉચ્ચ હોયછે તોપણ તેમનુ નીતિધોરણ ઘણી વખત એટલુ બધુ હલકુ હોય છે કે જાણે તેમના ધાર્મિક અને નૈતિક જીવનને કઈ સબધ જ ન હોય, આનુ કારણ એમ હોઈ શકે કે ધર્મનો સબધ માત્ર પરલોક સાથે મનાયેલો છે અને જે માન અને બીક નીતિતત્વને માટે હોવા જોઈએ તે માન અને બીક બહુશ પરલૌકિક દેવો તરફ દર્શાવવામા આવે છે

નીતિ અને ધર્મના ઉપર દર્શાવેલા પ્રાથમિક ચિત્રો ઘણા અપૂર્ણ છે કારણ કે જેવી બુદ્ધિ એકવાર મનુષ્યમા જાગૃત થાયછે કે તરતજ મનુષ્ય ફક્ત રૂઢ ચીલામા ચાલવાથી તૃપ્ત થતો નથી અને જેનો "આમ શા માટે?" એવો જ પ્રશ્ન પુછતા શીખે છે કે તરત જ તે સમજી શકે છે કે તે જ રીવાજો માત્ર નીતિયુક્ત છે કે જે સર્વ જન સમાજના હિતકારક છે અને જે સર્વ જન સમાજને વધારે સુખી કરેછે, હવે તે એટલુ સમજી શકે છે કે જયા સુધી જન સમાજમા અમુક ચોકકસ નીતિ નિયમો અમલમા મુકાયા નથી ત્યા સુધી દેવોને પ્રાથના કરવી કે યજ્ઞો અર્પી તૃપ્ત કરવા સાવ નિરર્થક છે અને ધીમે ધીમે એટલુ પણ સમજતો જાય છે કે સુખ કઈ માત્ર દેવ કૃપાથી પ્રાપ્ત થતુ નથી, પરતુ સૃષ્ટિક્રમના નીતિ નિયમાનુસાર પોતાની મેળે જ ચાલ્યુ આવે છે, હવે તે સમજતો થાય છે કે સત્ય અને ન્યાય સિવાય સવસ્વ ક્ષય થશે તે જ ખરી ભીતિ, એટલે બીજા શબ્દોમા નીતિ જાગૃત થાય છે, સત્યાસત્યનુ તારતમ્ય સમજાય છે અને એટની તો ઉચ્ચ ભાવના ઉત્પન્ન થાયછે કે જેટની ઉચ્ચતાએ મનુષ્યની દેવ પ્રત્યેની પૂજ્ય ભાવના ભાગ્યે જ પહોચી હશે

હવે ધર્મ તરફ દૃષ્ટિ કરીએ તો જેમ જેમ ધર્મની લાગણી દૃઢ થતી જાય છે, જેમ જેમ પુખ્ત જ્ઞાનથી ધર્મનો વિચાર કરાય છે અને જેમ જેમ મનુષ્યનો બાહ્ય સૃષ્ટી સાથેનો સંબંધ વિશેષ સમજાતો જાય છે તેમ તેમ ધર્મનો નીતિ પ્રત્યે કેવો ભાન વધતો જાય છે! મનુષ્યના સુખનો આધાર માત્ર અલૌકિક અદ્ભૂત શક્તિમાં રહેલો નથી અને કુદરતના ચોક્કસ નિયમોને ઘણે અંશે આધીન છે એમ જ્યારે માણસ સમજતો થાય છે ત્યારે ધર્મની લાગણીઓમાં કેટલોક ફેરફાર થઇ જાય છે. મનુષ્ય ઉપર કેર કરતી આફતોમાંથી બચવાને સૂર્યની કે બીજા કોઇ ઇષ્ટદેવ ની પ્રાર્થના કરી બેસી રહેવા કરતાં આ આફતોનો ભૌત્તિક નિયમોથી અર્થ સમજી લઇ તેનો કુદરતી નિયમોથી જ પ્રતિકાર કરવામાં તેની શ્રદ્ધા ચોટે છે. સત્યાર્થ સમજીને મનુષ્યની ઉન્નતિ કરવાની ઉચ્ચ ભાવના આગળ, મનુષ્ય માત્ર બાહ્ય સૃષ્ટિના દેવોની ઇચ્છા ઉપર આધીન હોઇ તેમની મહેરબાની મેળવવાની કલ્પનીક ભાવના કેવી ઝાંખી પડી જાય છે.

ધર્મનો અર્થ કોઇ વખત વિશ્વ તંત્રના તર્કો જોડે ગુંચવાડી દેવામાં આવે છે. ધર્મ ખરૂં જોતાં અમુક ભાવનાઓનો અને તેને લઇને થતા અમુક પ્રચારોનો બનેલો છે. જે કાળમાં આ ભાવનાઓ અને પ્રચારો અમુક ધર્મનું રૂપ ધારણ કરે છે તે કાળમાં પ્રવર્તતા વિશ્વ તંત્રથી કલ્પનાઓની અસર અલબત આ ધર્મ ઉપર થાય છે વેદ ધર્મ ઉપર વૈદિક તત્વજ્ઞાનની અસર ક્યાં નથી! આ પ્રમાણે જુદા જુદા સ્થળ કાળના જુદા જુદા ધર્મો છે પણ સર્વ ધર્મોમાં પ્રવર્તતી ભાવનાઓ તો એક જાતીય છે જે પૂજ્ય વૃત્તિથી બ્રાહ્મણ પોતાના ઇષ્ટદેવનું પૂજન કરે છે તે જ પૂજ્યવૃત્તિ ખ્રીસ્તિ પોતાની પ્રાર્થનામાં દર્શાવે છે, તે જ પૂજ્યવૃત્તિ મુસલમાન પોતાની નીમાજ વખતે ધારણ કરે છે, તે જ પૂજ્યવૃત્તિથી એક અજ્ઞાન ગામડીઓ પોતે દેવ માનેલા પથરા સામે જડ જેવો થઇ જાયછે અને આજ પૂજ્યવૃત્તિ સૃષ્ઠિ નિયમનું ચિંતન કરનારા આધુનીક વૈજ્ઞાનીના હૃદયમાં જાણ્યે અજાણ્યે સ્ફુરે છે ધર્મ આ પ્રમાણે આવી ભાવનાઓનો અને આ ભાવનાથી ભિન્ન મનુષ્યો પર પન્ન થતા ભિન્ન પ્રચારો અને કૃતિઓનો બનેલો છે તો પછી જ્યાંસુધી વિશ્વતંત્રની કલ્પનાઓથી ઉપરની ભાવનાઓ ઉદ્ભવી નથી, ત્યાં સુધી તે કલ્પનાઓ કંઇ ધર્મ નથી. હવે નીતિનો વિચાર કરીએ તો નીતિનો સંબંધ ભાવનાઓ કરતાં કૃતિમાં વિશેષ છે. ઉપર દર્શાવ્યા પ્રમાણે પ્રચલીત નીતિના આચારો રૂઢ અને સ્વભાવ પ્રેરિત છે પણ નીતિમય આચરણનો બુદ્ધિથી વિચાર ન કરી શકાય એવું માનવાને કે તેની અસર મનુષ્ય જીવન ઉપર શું થાય છે તેનો ખ્યાલ ન લઇ શકાય એવું માનવાને કંઇ પણ કારણ નથી. અને આવા વિચારના ખ્યાલથી મનુષ્યમાં સ્વાભાવિક જ તે નીતિ આચારોના તત્વ ઉપર ધાર્મિક પૂજ્યભાવ ઉત્પન્ન થાય છે. એટલે નીતિ

રૂપ ધારે છે પ્રચલીત નીતિ આચારો તો માત્ર બહુ જ ઉપરચોટીઆ છે પણ તેમનુ ઉચ્ચ પવિત્ર નીતિતત્વ શુદ્ધ જીવનના નિયમોને આધીન છે અને આ નીતિતત્વ જીવન નિયમને માટે એટલી ઉચ્ચ ભાવના ઉત્પન્ન કરવા સમર્થ છે કે જેથી મનુષ્ય પોતાના જીવ કરતા આ જીવન નિયમને વધારે પ્રીતિ દર્શાવવા આકર્ષાય છે

આ પ્રમાણે જેમ નીતિના નિયમો મનુષ્યની બુદ્ધિથી વિશેષ સમજાવા લાગે છે અને તેનુ ઐશ્વર્ય મનુષ્ય જીવન ઉપર સતત અસર કરતુ જાય છે, તેમ સ્વભાવત જ નીતિ, ધર્મની ભાવનાઓનુ સ્થાન થતી જાય છે, અને પ્રત્યેક ધર્મમા આ નીતિમય ભાવના થોડે ઘણે અંશે દાખલ થઈ છે, અને આપણે પ્રત્યેક ધર્મમા નીતિ પ્રેરિત ભાવના કેટલી છે તે ઉપરથી તે ધર્મની તુલના કરીએ છીએ. મનુષ્યની પ્રાથમીક સ્થીતિયે સ્વભાત જ ઉદ્ભવતી અદ્ભૂત અને પરલૌકિક ભાવનાઓના ધર્મમા નીતિનો આ પ્રમાણે પ્રવેશ થવાથી નીતિના જ્ઞાનમય ઉચ્ચ તેજમા અજ્ઞાનની ભાવનાઓ ઝાખી પડી નિસ્તેજ થઇ જાય છે, અને પ્રાથમીક ધર્મ ધીમે ધીમે નૈતિક ધર્મમા વિશુદ્ધિ પામતો જાય છે પ્રત્યેક ઉચ્ચ ધર્મોના ઈતિહાસનુ મનન કરશો તો આ જ ક્રમ માલુમ પડી આવશે

આજકાલના વિજ્ઞાનની સમૃદ્ધિવાળા કાળમા જ્યારે મનુષ્ય અનેક દિશાઓમા જ્ઞાન પ્રાપ્ત કરી મનુષ્ય સુખની ઉન્નતિ કરવામા રોકાયેલ છે ત્યારે તેને ભાગ્યે જ (પ્રાથમીક) ધર્મના, માત્ર લક્ષણ રૂપ મનાતા પ્રચારો પ્રમાણે આચરવા અવકાશ હોય છે અને અવકાશ ન હો તોપણ વિશ્વનુ નિયમિત તત્રનુ સર્વત્ર નિરીક્ષણ કરવાથી તેનાપર ભાગ્યે જ શ્રદ્ધા હોય છે આમ વૈજ્ઞાનીઓ આધ્યાત્મિક ધર્મના બાહ્ય આચારોની અવગણના કરતા હોઇ, સર્વત્ર વિજ્ઞાન અને ધર્મનો વિરોધ બહાર પડી આવે છે પણ આપણે ઉપર ચર્ચેલા ધર્મ અને નીતિના સ્વરૂપ ઉપરથી એટલુ તો સહજ સમજી શકીશુ કે વૈજ્ઞાનીના હૃદયમા પણ વિશ્વ નિયમોની દૃઢતા ઉપર અપૂર્વ શ્રદ્ધા અને શ્રદ્ધાને લઈ અપૂર્વ પૂજ્યભાવ રહેલો છે જે ભાવનાઓ ધર્મનુ અત્યમ રહસ્ય છે અને વૈજ્ઞાની પણ તેટલામાટે એટલો જ ધાર્મિક ગણાવો જોઇએ કે જેટલો એક પવિત્ર બ્રાહ્મણ પોતાના ષટ્કર્મથી વિશ્વતત્રમા સ્વેચ્છાયે પોતાનુ નિરૂપણ કરનારા માનુષિક ઈશ્વરને આરાધવામા ધામીક છે તેટલો જ

ધામીક ભાવના આ પ્રમાણે સ્વભાત જ પ્રત્યેક મનુષ્યમા સ્ફુરે છે અને ધામીક ભાવના મનુષ્યની પ્રકૃતિ જ છે, પછી તેની આવશ્યકતા ગણો વા ન ગણો તોપણ મનુષ્ય, ધર્મની ભાવનાને એક કે બીજે પ્રકારે આધીન થવાનો જ ધર્મ કેવા પ્રકારનોહાવો જોઇયે અને કેવો ન હોવો જોઇએ એ અતિશય વિવાદગ્રસ્ત વિષય છે કારણ કે ધર્મમા અનેક ભાવનાઓનો સમાવેશ થાયછે, પરતુ સર્વ ધર્મમા ઉપર વિચાર્યા પ્રમાણે નૈતિક ભાવનાઓનો સમાવેશ થાયછે, અને ન થતોહોય તો થવો જોઇએ, તો પછી

નૈતિક ભાવના મનુષ્યને આવશ્યક હોઈ નૈતિક ધર્મ એ સર્વ ધર્મોનું ઉચ્ચ સ્વરૂપ છે.

રસ્કિનના શબ્દોમાં શરૂ કરેલો લેખ રસ્કિનના શબ્દોમાં જ અન્ત પામવો જોઈયે.

" આટલી જ વાત મેં તો સત્ય માની લીધી છે, અને જો તમે શ્રદ્ધાથી વિચા-
" રશો તો તમે પણ માનશો કે—પૂજ્ય ભાવનામાં જીવનના મુખ્ય આનંદ અને
" શકિત રહેલાં છે—આ પૂજ્યભાવ તમારા પોતાના યુવક જીવનમાં જે સર્વ પવિત્ર
" અને શુદ્ધ છે તેને માટે હોવો જોઈયે; આ પૂજ્યભાવ તમારા વૃદ્ધોના અનુ-
" ભવોનું જે સર્વ સત્ય છે તેના પ્રત્યે હોવો જોઈયે; જીવની સૃષ્ટિમાં જે સર્વ
" હિતકર છે તેનાથી, મૃત જગતમાં જે સર્વ મહાન્ છે તેનાથી, અને જે સર્વ
" અનન્ત અને અનાદિ શક્તિમાં અદ્ભૂત છે, તે સર્વથી આ પૂજ્યભાવ પ્રેરીત
" હોવો જોઈયે.

વડોદરા.
તા. ૨૪-૨-૦૫ } મિજલાલ કરૂણાશંકર મુન્શી.

---

## સ્વીકાર.

**दशमस्कंध**—પ્રકટ કર્તા સસ્તું સાહિત્ય વર્ધક મંડળ તરફથી અભિપ્રાય અર્થે મળેલ છે તેને અંતઃકરણ પૂર્વક અભિનંદન આપીએ છીએ. સસ્તાં સાહિત્ય માટે અમો કાંઈ પણ લખીએ તેના કરતાં તે યોજનાના મૂળ ઉત્પાદક સ્વામી અખંડાનંદનો જ પત્ર ટાંકીએ છીએ; તે ઉપરથી વાચકોને સસ્તા વાંચનની અગત્ય સમજાશે અને તે માર્ગમાં કંઈ પણ પ્રવૃત્તિ કરવાને મન લલચાશે

રીષીકેશ ઝાડીમાં જી. દેહરા દુન.
તા. ૧૪ માર્ચ ૦૯

અનેક સદ્‌ગુણસંપન્ન સમન્વીત રા. રા. વિશ્વનાથભાઈની સેવામાં મુંબાઈ

દશમસ્કંધની મૂળ કોપીમાંની બની તેટલી ભુલો રે. ધ મહાભારતના ભાગવત-ની છેલ્લી આવૃત્તિ અનુસાર જોઈ સુધારી છે તોપણ કોઈ રહી ગઈ ભૂલ અથવા નવીન થઈ ગયેલી ભૂલો સુધવવા કૃપા કરશો.

છપામણી કામ નિર્ણયસાગર જેવું થવું તો અસંભવીત જ છે પરંતુ તે સિવાયના કોઈ પણ સારા પ્રેસથી ઉતરે તેમ નથી એમ મુંબઈનાં ઘણાં ખરાં છાપખાનાંનું કામ જોઈ ખાત્રી કરેલી છે. નિર્ણયસાગરના ભાવ મોંઘા છતાં માત્ર તેથી ફર પ્રતે બે પઈસા જ વધુ ફાળે આવે તેમ હતું. પરંતુ ગીતાનું કામ ત્યાં અનિર્ણ તે પુરૂં થયા વગર લેવા ના પાડી હતી. અને લીધું હોત તોપણ ગીતામાં એક વરસ ગયું તે જોતાં ત્રણ વરસે પાર આવત; તેથી એટલી ઢીલ થવાની લેવા અ-નુકૂળતા નહોતી.

વળી તે પ્રસવાળો પણ પુસ્તકોનો વેપારી હોવાથી આ સસ્તા વાચનની વાતથી ભડકેલો છે અને ગીતાના કામમા તેણે જે મુશ્કેલીયો વેઠાવી છે તથા અનીતી કરી છે તે વિશે લખાણના ભયથી ન લખતા મતલબ એ જ કે દશમસ્કધનુ તેમ જ ભવિષ્યત પણ કોઇ કાર્ય આ ખાતાનુ ત્યા મોપાવુ અને પાર પડવુ ઘણુ મુશ્કેલ હતુ અને છે

કાગળો વિલાયતી કરતા છાપકામા ઓછા જણાશે પરતુ કિમત તો તેટલી જ પડેલી છે સ્વદેશી લાગણીને લઇને જ તે લીધેલા છે વળી ૬૦ રતલી તે હોત તો બે પઇસા દર નકલે વધુ પડત તેની ફીકર નહોતી, પણ તેવા તે સમયે ન મળવાથી ૫૦ રતલીથી ચલાવવુ પડયુ હતુ

ગુજરાતીમા આ યોજના વિરૂદ્ધ આવેલ લેખ કે જે ઈચ્છારામે જે પોતાના શાસ્ત્રીપાસે લખાવેલો હતો એમ તે શાસ્ત્રીએ જ કહ્યુ છે તે લેખ આપના જોવામા આવ્યો જ હશે એનો રદીઓ અત્રે ન આપવો સહેજ છે, પરતુ સ્વ આશ્રમ ધર્મને અનુસરીને તથા ચિત્તની રૂચીને પણ અનુસરીને મૂળથી જે કર્તવ્ય અન્ય પ્રકારનુ સ્વીકારેલ હોવાથી આ સસ્તા વાચનની બાબતનુ કામ તો માત્ર ઉખેગર દાખલ અને એવી યોજના ઘણા મોટા પાયાપર ઉઠાવવાની શ્રીમતો અને વિદ્વાનોને કાઇક જરૂર સમજાય તે ખાતર ચાનક ચઢાવવા તરીકે જ ચાલુ કરેલ હોવાથી તથા પેપરોમા ચરચાની જે પરપરા ચાલે તેને સ્વ કર્તવ્યમા ખાસ વિશેષ ગણવા શિવાય પહોચી વળાય તેમ ન હોવાથી અને તેટલે દરજ્જે આ યોજનામા ઓતપ્રોત થવાનુ મૂળથી જ નાપસદ હોવાથી ઇ૦ ઇ૦ કારણોને લઈને તેની સામે વધુ લખાણમા ઉતરવુ બધ રાખ્યુ છે

આ ખાતાના કાર્યમા જોકે હાલ અતી નિવાસ છે તોપણ ચિત્તની જે રોકાણ વેઠવા જરૂર પડે છે તથા વખતો વખત એ જ કામ માટે મુબાઇ આવી રહેવામાતો જે પૂરેપુરૂ રોકાઇ જવુ પડે છે તેટલે દરજ્જે એમા ઉતરવાનો પણ મૂળ વખતે કશો આશય નહોતો છતા હવે તેમ કરવુ જ પડે છે તે એમ સમજીને જ કરાય છે કે આ કાર્યને ઉપાડી લેવા અને વધારવા તરફ–ઈશનુ સહ્દ આરભ હશે તો થોડા વખતમા કોઇપણ સારા વિદ્વાન કે ગૃહસ્થનુ ધ્યાન ખેચાશે જ અને તેમ નહી જ થાય તો પછી વરસ બે દોઢ તે ખાતુ વધુ ચલાવી–ચાલુ કાર્યો તેટલા સમય સુધીમા સારી રીતે આટોપી લઈ પછી બધ કરવા ધારણા છે

ઘણા સજ્જનો કહે છે કે અમુક અમુક ગોઠવણો યોજી તણીતા ઠેગલાકોની આગેવાની મેળવી આ કાર્ય મોટા પાયાપર ચલાવી શકાય તેમ છે અને તે વાત તદ્દન ખરી પણ છે જ પરતુ તેમ કરવામા કેટલીક ખુશામત ઇ૦ મથાલો જોઇએ તે આ શરીરની પ્રકૃતી વિરૂધ હોવાથી તથા કદાચ ધારીયે કે તેમ કરીને સારા પાયાપર

કાર્યને લાવી શકાયું તોપણ તેમાં પૂર્ણ રીતે વ્યવસ્થાની રોકાણ વેઠવા ચિત્તની અરૂચી હોવાથી બને તેમ નથી.

પરાપકારને ખાતર ગમે તેમ વેઠી તેમાં ઓતપ્રોત થઇ જવાની ફરજ તરફ પણ કોઈ કોઇ સજ્જને ધ્યાન કર્યું હતું. પરંતુ આધ્યાત્મિક વિષયોમાં ગતિ જોઇયે તેટલી ન હોય એવાઓના ધ્યાન પ્રમાણે ચાલવા કરતાં તે વિષયમાં પારંગત પૂજ્ય વ્યક્તિઓની સંમતિ, સ્વચિત્તની રસપૂર્વક અભિરૂચી, અને અન્ય પણ દરેક પ્રકારે જોતાં આ શરીર માટે જે કાંઇ કર્તવ્ય આધ્યાત્મિક મનન નિદિધ્યાસન ઇ૦ અભ્યાસનું કેટલાંએક વર્ષો પૂર્વે સ્વિકારાયલું છે તે કરવામાં જે પોતાનું અને જગતનું આ યોજનામાં ઓતપ્રોત થઇ જવા કરતાં વધુ કલ્યાણ નિઃશંકપણે મનાયલું હોવાથી ખરૂં પૂછે. તો હાલમાં પણ જે કાંઇ વિમુખતાએ ન્યૂન કર્તવ્યમાંથી આ કાર્ય ખાતે વેઠવી પડે છે તેજ વખતો વખત ચિત્તને કલેશ ઉપજાવ્યા કરે છે.

આર્ય દેશ અને ધર્મનું ભવિષ્ય સૂક્ષ્મતાથી જોતાં આટલું તો સ્પષ્ટ લાગે છે કે આ ગરીબડા દેશ માટે સસ્તા વાંચનની મ્હોટી યોજનાની જે અનિવાર્ય આવશ્યકતા છે તે કોઇ નહિને કોઇ પણ ભાગ્યશાળી વ્યક્તિ અથવા વ્યક્તિઓને નિમિત્ત કરી વ્હેલે મોડે કૃપાળુ પ્રભુ પાર પાડશે જ. પણ એ સુભાગ્ય કોના નશીબમાં છે તે હવે જોવાનું છે.

લી૦ સ્નેહિ

આનંદાનંદન. સપ્રેમ જયસચ્ચિદાનંદ.

---

## ग्रन्थावलोकन.

વિલસુ—લેખક મુસાફર. એક અંગ્રેજી ગ્રન્થનું અધ્યયન કરતાં સ્ફુરી આવેલા વિચારોને પદ્યમાં મુકવાનો આ ઉછરતા જુવાનનો પ્રયાસ છે. કર્તાના પોતાના જ કહેવા પ્રમાણે આ ગ્રન્થ ' ઉત્તમ પ્રકારની કાવ્ય શક્તિનું ભાન કરાવનાર વસ્તુ નથી ' તોપણ કર્તાનો ઉત્સાહ અભિનંદનીય છે. સ્ત્રીસુધારણા એ ઉદ્દેશ છે. પવિત્ર પ્રેમની આહુતિ એ વિષય છે. આખા ગ્રન્થમાં પ્રસ્તાવનાનું દ્વિતીય વાક્ય ઉત્તમ છે અને તે જ એ ગ્રન્થનું મધ્યબિન્દુ છે. 'આપણી પ્રાચીન સ્થિતિ જ્યારે તેજોમય હતી તે સ્ત્રીઓનો જ પ્રભાવ હતો.

સ્ત્રીસુધારણામાં પ્રબળ પ્રયાસ કરી રહેલા ગ્રન્થકારના મનથી 'સુદર્શનચક્ર સ્વરૂપ ' રા. ભોગીન્દ્રરાવને અર્પણ કરેલું છે.

# આતંક નિગ્રહ ગોળીઓ

**ચાલુ જમાનાની તાકાત આપનારી તમામ ઔષધિઓમાં**

## અગ્રેસર છે

—આ ગોળીઓ—

(૧) પાચન શક્તિની વિક્રિયાને દૂર કરે છે
(૨) નબળા પડતા જ્ઞાનતંતુઓને પુષ્ટિ આપે છે
(૩) ઘટતી જતી સ્મરણ શક્તિને સતેજ કરે છે
(૪) લોહીને સુધારી ઉમંગ બનાવે છે
(૫) તાકાત વધારે છે
(૬) મર્મસ્થાનોની શક્તિને ઉત્તેજિત કરે છે
(૭) સ્વપ્નમાં થતા વાતુપાતને અટકાવે છે
(૮) ગુમાવેલ પુરૂષત્વને પાછું બક્ષે છે

**૩૨ ગોળીની ડબી એકનો રૂા ૧**

---

**સઘળી જાતના નૈતિક અને શારીરિક ભયમાંથી મુક્ત રહેવા માટે**

**મહેરબાની કરી "કામ શાસ્ત્ર" નામનું**

**અમારૂં પુસ્તક વાંચો**

તે આરોગ્ય, દોલત અને આબાદીનો ઉત્તમ માર્ગ દેખાડનાર છે

**૪૨ આવૃત્તિઓમાં બહાર પડી આજ સુધીમાં તેની**

**પાંચ લાખ કરતાં વધારે મફત મતો વહેંચાઈ ચુકી છે**

તે પુસ્તક

ઇંગ્રેજી, મરાઠી ગુજરાતી હિંદી, ઉર્દુ ઉર્દુ (ગુજરાતી લિપિમાં) બંગાલી અને તામિલ ભાષામાં તૈયાર છે તે લગુ ભાષામાં છપાય છે

**વિના મૂલ્યે**

**ટપાલ ખર્ચ પણ લીધા વગર મોકલવામાં આવે છે**

**વૈદ્યશાસ્ત્રી**

બ્રાંચ, નં ૧ કાલબાદેવી રોડ
મુંબઈ

**મણિશંકર ગોવિંદજી**
જામનગર—કાઠિયાવાડ

# ફક્ત એક રૂપિયામાં

# નસીબની પરીક્ષા.

તકદીર યારી આપે તો એકદમ પૈસાદાર થઈ પડવાનું સર્વોત્તમ સાધન. પંથ એક પણ કામ બે. સ્વાર્થ તથા તેની સાથે વળી પરમાર્થ પણ ખરો. ખરચ તો માત્ર એક રૂપિયો અને આવે તો અનેક. વળી અશકત અપંગ જાનવરના કલ્યાણનું આ કામ, એટલે કોઈ પણ પ્રકારે આ તક ખોવા જેવું નથી. પછી જેવી માલિકની મરજી. નીચે જરા નજર તો કરો!

## જુનાગઢ પાંજરાપોળ લૉટરી.

ભાગ ત્રીજો–કુલ ટિકેટો ૫૫૫૨૭ દરેક ટિકેટની કિંમત રૂપિયો એક.

| ઈનામની સંખ્યા | ઈનામની રકમ. | કુલ રૂપિયા. | ઈનામની સખ્યા | ઈનામની રકમ. | કુલરૂપિયા. |
|---|---|---|---|---|---|
| ૧ | ૫૦૦૦ | ૫૦૦૦ | ૩૦ | ૫૦ | ૧૫૦૦ |
| | | | ૪૦ | ૨૫ | ૧૦૦૦ |
| ૨ | ૧૦૦૦ | ૨૦૦૦ | ૬૦ | ૧૦ | ૬૦૦ |
| ૪ | ૫૦૦ | ૨૦૦૦ | ૧૦૦૦ | ૫ | ૫૦૦૦ |
| ૫ | ૨૫૦ | ૧૨૫૦ | ૭૬૫ | ૪ | ૩૦૬૦ |
| ૮ | ૧૦૦ | ૮૦૦ | | | |
| | | | ૧૯૧૫ કુલઈનામ. | | કુલ રા ૨૨૨૧૦ |

તમારે જોઇએ તેટલી ટિકેટો અગાઉથી મનીઓર્ડર મોકલીને અગર 'વેલ્યુપેએબલ" થી તારીખે મગાવી લેજો. ઢીલ કરશો તો વખતે રહી જશો. સાહસ વગર આમરો લાભ થવાનો સંભવ નથી.

પુરુષોત્તમ કહાનજી ગાંધી લીંબડીવાળા.

જુનાગઢ (કાઠિયાવાડ.

# आर्यधर्मप्रकाश




पुस्तक ३७ मु]   अषाड स १९६०   जुन ८ स १९०९   [अंक ९ मो

## गुजराती भाषानी जुनी कविता

જેમ જેમ આપણી ભાષાની કવિતાનો શોધ વધતો જાય છે, તેમ તેમ અપ્રસિધ્ધ કવિઓ અને ત્હેમની કવિતાઓ હાથ આવતી જાય છે, ત્હેમાની કેટલીકમા સગુણ તો કેટલીકમા નિર્ગુણ બ્રહ્મની પ્રાર્થના કે સામાન્ય હકીકત આપેલી હોય છે શૃંગાર રસ સ્વાભાવિક રીતે જનસમૂહને પ્રિય હોવાથી તેમા કૃષ્ણલીલાની કવિતાઓ સા કરતા વિશેષ જોવામા આવે છે વેદાંતિ કવિઓની સંખ્યા ત્હેના પ્રમાણમા થોડી હોય છે, એટલુ જ નહિ, પણ તેવા કવિઓની કવિતા જવ ને જોવામા આવે છે કેટલાક કવિઓએ દુર્ગુણથી થતા નુકશાન, અને સદ્ગુણથી થતા સુખ વિષે સામાન્ય હકીકત ન આપતા તેના રૂપક રચેલા છે છત્રરાજ શેઠની મુસાફરી, અને વિવેક વણઝારાના કાવ્ય આપણા લોકમા પ્રસિદ્ધ છે પ્રબોધ ચન્દ્રોદય અને નડિઆદ નિવાસી સાક્ષર શ્રી દોલતરામભાઈ પંડ્યાના અમરસત્ર નાટકનો હેતુ પણ ગર્ભિત રીતે તેવો જ જણાય છે આવા હેતુથી લખાયેલી એક કવિતા આ નીચે આપવામા આવી છે ત્હેનો કર્ત્તા માડણ નામનો કોઇ અપ્રસિદ્ધ કવિ જણાય છે આ કવિની બીજી કવિતા હજુ હાથ આવી નથી

તે વિના ગંગાધર નામના કવિની 'સૂર્યનારાયણની આરતી' વાળી કવિતા પણ આ નીચે આપવામા આવી છે, આ કવિએ જુદા જુદા દેવોની સાની આરતીઓ ઉપરાંત 'બળિયા કાકાનુ આખ્યાન' નામનુ એક ન્હાનુ કાવ્ય રચ્યુ છે તે ઉપરથી માલમ પડે છે કે તેઓ રેવા એટલે રાયકવાડ બ્રાહ્મણ હતા, કવિતાની ભાષા જોતા ત્હેમને સંસ્કૃત ભાષાનુ સારુ જ્ઞાન હશે, એમ અનુમાન થાય છે

### कवि माडण

પદ—રાગ પ્રભાત

શેઠ દીધો હમે શામળો, જેણે મહા ધન આપ્યુ,<br>
નાણુ ખરુ હરિ નામનુ, નપુ લોકમા ચાલ્યુ   શેઠ

અવર વેપાર ઉપાડીયો, કાઢી કર્મની કોઠી,
લક્ષ ચોરાસી જોઇ વળ્યો, ખાલી ખડખડ ખોટી. શેઠ.

મોહ મત્સર બે'ઠી ગયા, મન ગમતા મા'લે,
કહ્યું તે કોઈનું નવ કરે, બેઠા ઘર ઘાલે. શેઠ.

કામ ક્રોધ બે ભેગા થયા, તેણે મૂકીયા વાહી,
ને મમતાને લાવીયા, કાને રાખી સાહી. શેઠ.

છળ ભેદ તે બે છોકરા, થઈ બેઠા છે મોભી,
દગાને ઘાલ્યો દુકાનમાં, કોણ રાખે છે થોભી. શેઠ.

હર્ષ શોકની બે દીકરી, માંહી મનવો મોટો,
વાણોતર વધી ગયા, પછી આવ્યો છે તોટો. શેઠ.

વ્યાજ ડુલ્યું રે વીમા તણું, ખાતુ નવ જુએ,
મેળ ના કાઢે મૃત્યુનો, પછી આપ વગોવે. શેઠ.

વીમો લૂંટાયો વાટમાં, વણુ પ્રીછે છે વાણી,
આંગરીયા અહંકારના રે, બૂડયા વણ પાણી. શેઠ.

આથી ને પોથી જે હતી, સર્વ ખોઈ રે બેઠા,
જમ રે આવ્યા જ્યારે લૂંટવા, નાશી ઘરમાં રે પેઠા. શેઠ.

અંતે ન જોયો આવરો, ભ્રમ ભગલ ચલાવ્યું,
નવ દ્વાર નાઠો ફરે, સાથે કોઈ ના આવ્યું. શેઠ.

નોકર સર્વે નાશી ગયા, શેઠ એકલા સાહ્યા,
લુલોપતી તેણે બહુ કરી, સર્વ મેલીને આશા. શેઠ.

લાખે લેખાં લોભનાં, જર ન રહ્યું જરી કે,
પુણ્ય પાપની કોથળી, ઠાલી રહી ઓસીકે. શેઠ.

ચિત્ત તણો જે ચોપડો, તેને મૂકયો રે જોઇ,
પાનાં છે રે પ્રપંચનાં, જેને નાખ્યાં ધોઇ. શેઠ.

ચતુર હોય તે ચેતજો, ચિત્ત ચકલે બેસી,
નર કોઇ જીતી નથી ગયો, આ વણજમાં પેસી. શેઠ.

શોધી કાઢી સાચા શેઠને, વહેપાર વધારો,
લેખું ચોકખું લાભનું, આલીને પરવારો. શેઠ.

નીર થઈ નાડું કયુ, ઢાકયુ દેવાળુ,
કહે માડણ હવે નહિ કરૂ, ધોળા ઉપર કાળુ શેઠ

---

## कवि गगाधर

### સૂર્ય નારાયણની આરતી

જય સવિતા નારાયણ, સૃષ્ટા જગત્ પતે (૨)
પુણ્ય પુરાણ પરાયણ, ત્રિપદા સ્તવન કૃતે જય૦
ઉદયે બ્રહ્મ સ્વરૂપ, મધ્યે રૂદ્ર દશા (૨)
સાય કાળે વિષ્ણુ, તન તીમીરોધ ખસ્યા
પૃથ્વી તેજ પ્રકાશક, વેદ વિચિત્ર લખે, (૨)
૧કિંસદિક મનુજ, પશુ પક્ષિ સવે જય૦
ગણના કાળ સ્વરૂપ, અખિલ રહ્યા વ્યાપી, (૨)
સાક્ષી ભૂત સમસ્તે, આદ્યે અદ્યાપિ જય૦
આદ્ય મધ્ય દિનાત, આરતી જે કરશે, (૨)
ગગાધર દુખ તેના, અરૂણ ઉદય હરશે જય૦
જય સવિતા નારાયણ, સૃષ્ટા જગત્ પતે (૨)
પુણ્ય પુરાણ પરાયણ, ત્રિપદા સ્તવન કૃતે જય૦

(મમ્પા છ વિ રાવળ)

---

## *प्रेम प्रवोध

પ્રેમશકર નામના એક સહ્રદય સરળ સ્વભાવના ભકતનુ પોતાને માટે લખેલુ જન્મચરિત્ર તથા તે સાથે તેમના જ કરેલા કેટલાક કાવ્યોનો સગ્રહ છે જન્મચરિત્ર ઉપરથી લેખકના હ્રદયની સરળતા, અત્યત વિનય, અનુપમ ભકિતનુ સહજ દર્શન થાય છે કાવ્યો, પ્રસાદવાળા, ભકિતમા લીન થઇ ગયેલા સરળ હ્રદયના મનુષ્યના ઉદ્ગાર રૂપે છે લેખક પોતે કવિ હોવાનો દાવો કરતા નથી તોપણ તેમની સસ્કૃત ભાષા અત્યત સરળ લાલિત્યવાળી ક્લિષ્ટ અલકાર વિનાની આનદ આપે તેવી છે

---

૧ નીચેની લીટી વધારે છે સર્જક પાઠ સિદ્ધ ભા છો હરે

પ્રસિદ્ધ કરનાર પ્રાણશકર વિ પ્રેમશકર

# आर्य गृहसंसारनुं ऐतिहासिक दृष्टिथी अवलोकन.

## સરસ્વતી ચદ્ર ભાગ ૪ થો.

પૃષ્ઠ ૫૫૬-૫૯૩.

પ્રિય વાંચક! આગળના અંકમાં આપણે સાક્ષર ગોવરધનરામ ભાઈના આર્ય ગૃહ સંસાર સંબંધી વિચારો તપાસ્યા. આ વખતે તેમણે આપેલા આર્ય ગૃહ સંસારના ઈતિહાસનું આપણે અવલોકન કરશું. પ્રથમ તો આપણે જ્ઞાતિનો વિષય લઈશું. કુમુદને સંબોધીને સરસ્વતી ચંદ્ર કહે છે કે "ઉપર પૃથ્વીના જે અનેક સ્તમ્ભ ને અનેક ચીરા છે તેને સ્થાને આપણી નીચે સ્વસ્તિકના આકારના ચાર ચીરા છે........ એ ચાતુર્વર્ણ્યના ચાર પ્રદેશ વચ્ચે ચીરા પડતા માંડયા છે; પણ તે વચ્ચે સ્થળે સ્થળે ઝુલતા સુવર્ણરંગી પુલ બંધાતા જાય છે ને એ ચીરા પર કુદી જાય તેને તે પણ અનુકૂળ છે. આ પૂર્વ ભણીના પ્રદેશથી બુદ્ધ ભગવાનનો પ્રકાશ આવવા લાગે છે ને ચારે વર્ણની ધાતુઓને હિમની પેઠે ઓગાળવા લાગે છે." આપણા હાલના અનેકાનેક જ્ઞાતિ ભેદને સ્થળે અસલ બુદ્ધના પણ વખતની પહેલાં માત્ર ચાર વર્ણો અને તે પણ એક બીજાને વળગીને "સ્વસ્તિક" સાથીઆની ચાર બાજુના જેવાં જ હતાં. તાત્પર્ય એટલો જ કે બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈશ્ય, અને શુદ્ર આમ ચાર વર્ણ તો હતાં, પણ હાલના જેવાં Exclusive એક બીજાથી દૂરના દૂર રહેનાર ન્હોતાં. કિંતુ કર્માનુસાર જુદી જુદી કક્ષા Categories જણાતી, તો પણ અરસ્પરસ ભોજન તથા વિવાહનો વ્યવહાર હતો, એટલુંજ નહિં પણ આ ચાર પ્રદેશની વચ્ચે તેમને એક બીજાથી સાંધતા સુવર્ણ પુરૂષ પ્રયત્નના પુલો હતા કે જે ઉપર થઈને વિશ્વામિત્ર જેવા પ્રયત્નશીલ રાજર્ષી બ્રહ્મર્ષી-પદ પ્રાપ્ત કરી શકતા ખરા. પરંતુ જેમ પૃથ્વી ઉપરના બીજા પ્રદેશોમાં બન્યું છે તેમ આપણા ભારત વર્ષમાં પણ આ પ્રદેશો જુદા જુદા પડવા લાગ્યા હતા ખરા; પણ જે વખતે તે વિશાળ આર્ય કુટુંબને સંપૂર્ણ વિભકત થવાનો સમય નજીક આવેલ તે જ સમયે વૈશ્ય શુદ્રના આર્ત સ્વરથી તથા બ્રાહ્મણના સ્વચ્છંદાચારથી કોમળ હૃદય દ્રવવા લાગ્યાં. ગૌત્તમ બુદ્ર જેવા ધુરા જનો તે સ્વચ્છંદને દાબી દઈ, તે આર્ત સ્વરનું ઐાષધ કરવા જુદો પ્રયત્ન કરવા મંડયા અને Brotherhood of Humanity ભ્રાતૃભાવની સમાનતા અને ઐકયતાને પુનઃ સ્થાપિત કર્યાં. મહારાજા અશોકના સમયમાં આ બન્ધુતાનું સામ્રાજ્ય સર્વત્ર દૃષ્ટિ ગોચર થાય છે. બુદ્ધ મહાત્માએ આર્ય સંસારમાં દાખલ થતી બદીઓને અટકાવી અને શુદ્ધ પ્રેમ તથા સામાન્ય સમજ શકિતને મોક્ષના દ્વાર રૂપ ગણ્યાં. એટલે કે યજ્ઞયાગના પશુવધને સ્થાને પરોપકાર રૂપ લોક પ્રેમનો પાઠ શીખવ્યો અને લોકોને એક બીજાના વિરોધી નહીં પણ અરસ્પરસના સાહાયક બનાવ્યા. ટુંકમાં રાષ્ટ્ર ઐકયતાનો પાયો નાંખ્યો. પણ પાછળના વખતમાં બૌદ્ધ મતની પડતીના સમયમાં

પાછા જ્ઞાતિના ટુકડા ટુકડા છુટા પડયા અને વર્ણ વિભાગને સ્થળે હાલના જ્ઞાતિ વિભાગનો પાયો નખાયો આટલુ જાણે પુરતુ ન હોય તેમ જુદા જુદા વર્ણોના અરસપરસ રોટી વ્યવહાર Interdining ને સ્થળે એક જ વર્ણની જુદી જુદી જ્ઞાતિઓ વચ્ચે પણ અને તેથી પણ આગળ વધીને એક જ જ્ઞાતિના જુદા જુદા તડોની વચ્ચે પણ ભોજન વ્યવહાર બધ થયો, તો કન્યા વ્યવહાર તો હોય જ કયાથી? એકદર બાર પુરબીઆ અને તેર ચુલા—આવી અસ્વાભાવિક સ્થિતિમા હિદુ સસાર આવી પડયો સાથે Endogamy પોતાની જ જાતમા લગ્ન કરવાની હાલની પ્રથા પણ ચાલુ થઈ

હવે વિવાહ અને ગૃહતત્ર તરફ નજર કરીએ કુમુદ સુદરીને સબોધીને સરસ્વતી ચદ્ર કહે છે કે "આજ યુરોપમા જેવા સવનન અને પ્રીતિલગ્ન રચાય છે, તેવા જ આ આસપાસના આપણા દેશમા થતા નથી? માતાપિતાની સેવા કરવામા પરિશીલિત દપતીઓ સ્થાને સ્થાને અદ્વૈતાભિલાષથી પ્રવૃત્ત થાય છે, ને માતાપિતા એ દપતીઓની સેવાથી તૃપ્ત થાય છે પણ એ તૃપ્તિના કરતા, પુત્રવધૂના અર્થ, કામ, ને સ્નેહ જોવામા ને વધારવામા ને પોતાનાથી સ્વતત્ર થતા જોવામા વધારે આનન્દ માને છે" ખરે જ સસ્કૃત સાહિત્ય તરફ દૃષ્ટિ કરતા જે વસ્તુ આપણુ ધ્યાન સૌથી વધારે આકર્ષે છે, તે તે વખતના "સ્વયવર" Choice marriages છે રાજા પ્રજા પોતાની શક્તિ અનુસાર સ્વદુહિતાઓને પોતાને લાયક પતિ ગોતી લેવામા સહાયતા કરતા જોવામા આવે છે, અને લગ્ન કરવામા વરવધૂની વૃત્તિ અને ભાવી સુખનો જ વિચાર પ્રાધાન્ય ભુત જણાય છે આવા શુદ્ધ સાત્વિક પ્રેમથી પરસ્પરના રૂપ ગુણાદિથી આકર્ષાયેલા વર વધૂ દામ્પત્યગાઠથી બધાઇ બે મળી એક થઈ, કણ્વ ઋષિના શકુતલા પ્રતિના "ગુરૂની સેવા કરો" એ મહાન્ ઉપદેશને આચારમા મુકતા જણાય છે પુત્ર વધૂની પરિચર્યાથી સતુષ્ટ માતાપિતા—સાસુ સસરો—તે દમ્પતીના જ અર્થ, કામ અને સ્નેહને વર્ધમાન થતા જોઈ, વધારે સતુષ્ટ થાય છે અને તે સ્નેહ અર્થ અને કામની અભિવૃધ્ધિમા સહાયક બને છે આવુ મનોહર ચિત્ર ખરે જ હાલના જમાનામા તો માત્ર કવિ કલ્પના જેવુ જ લાગશે

કારણ બૌદ્ધ મતના સામ્રાજ્યના સમયના વ્યક્તિ સ્વાતત્ર્ય Individual freedom નો અર્થ સરસ્વતી ચદ્રના શબ્દોમા કહીએ તો પાછળથી નિરકુશ સ્વચ્છદાચાર Licentiousness એવો થયો અને "પ્રીતિયત્નને નામે ભ્રષ્ટ દમ્પતીઓ પિતૃયજ્ઞની વેદીઓને તોડી પાડે છે અને સ્થૂલ શરીરની તામસિક વૃત્તિઓમા લીન થઇ જાય છે આ સર્વ ભ્રષ્ટાચારને અટકાવવા નાગ લોક ચારે પાસ દોડા દોડ કરી રહ્યા છે રસ માત્ર અને સ્ત્રી માત્રના મનો

રાજ્યના પાયા આ વિષની તીવ્રતાથી ઢળી પડે છે ને તેમની પ્રીતિની સૃષ્ટિ વરાળ જેવી થઈ કંઇક ઉડી જતી હું દેખું છું. અને પ્રીતિના અનભિજ્ઞ બાળકોને પરણાવવા માતાપિતાઓનાં હૃદય કુદકા મારે છે.” એ તો સ્વાભાવિક છે કે કોઈ પણ વસ્તુ એક જ સ્થિતિમાં stationary રહિ નથી શકતી. ઉન્નતિ અને અવનતિનો સૃષ્ટિ ક્રમનો નિયમ હમેશાં પોતાનો પ્રભાવ દરેક પ્રદેશમાં અને દરેક જન સમૂહ ઉપર પાડતો જ જાય છે. અને તે જ નિયમાનુસાર વરવધુના સ્વતંત્ર વિવાહને સ્થળે વિષયની તૃપ્તિને અર્થે સ્ત્રી પુરુષના સ્વાચ્છંદાચારે પિતૃયજ્ઞ–વડિલો તરફના પૂજ્યભાવનો નાશ કર્યો, અને ગૃહતંત્ર છિન્નભિન્ન દશામાં આવી પડયું તથા ભ્રષ્ટાચાર moral debasement થી સામાજીક બંધારણ પણ અવ્યવસ્થિત થઇ ગયું. આ વસ્તુ સ્થિતિના પ્રતિકારાર્થે જ નાગલોક તે વખતના સ્મૃતિકારોએ अष्ट वर्षा भवेत् गौरी આદિ સૂત્રો દ્વારા બાળલગ્ન અને સ્ત્રીઓના અવરોધ Seclusion of females ની પ્રથા ચાલુ કરી પ્રીતિની વાસનાઓને નષ્ટ કરી. આથી અત્યારે આપણને પ્રેમ દામ્પત્યભાવ, પ્રીતિ લગ્ન વગેરેનું સ્વપ્ન પણ આવવું અશકય છે. માતા પિતા પોતાના બાળકોને ઘોડીઆમાંથી જ ઝડપાયેલાં સગપણ કરાયેલાં જોવા આતુર હોય છે. અને તેથી હીંગલે પોતિકે રમતાં બાલકો લગ્નના રંગ મંડપ stage ઉપર વર વહુ તરિકે પાઠ ભજવતાં આપણે જોઈએ છીએ. ઉપરાંત પુત્ર પરણાવવાનાં હોંશીલાં માબાપો પુત્ર પુત્રીઓને પરણાવી પરવારે છે. અને પછી દામ્પત્ય સ્નેહને પોષવાને બદલે તેને ઉગતો જ દાબે છે, અને સાસુઓ, પુત્ર, તથા પુત્ર વધુની વચ્ચે કુસંપ કરાવવા તૈયાર થાય છે. આથી પરિણામે સાસુ વહુની વચ્ચે બારમો ચંદ્રમા હોઇ અરસપરસ સામી પ્રીતિ જ હોય છે; પરિણામે કુટુંબમાં કલેશ સામ્રાજ્ય ભોગવે છે. અને એક લેખકની ગ્રામ્ય ભાષામાં કહીએ, તો “દુઃખી ન થાય તે હિંદુના પેટનો નહિ” આવી સ્થિતિ હિંદુ ગૃહસંસારની થઇ પડી છે.

તા. ૨૫–૪–૦૯ એચ. એચ. મણીઆર એમ. એ. એલ. એલ. બી.

# आहार मीमासा

---

પ્રાણીઓ જેમ જેમ કામ કરે છે તેમ તેમ તેમના શરીર ઘસાય છે આ ઘસારો શ્વાસ, પરસેવો મળ મૂત્રાદિ વાટે શરીરમાથી નીકળી જાય છે આ પ્રતિદિન પડતી ઘટ પૂરવાને તેમને ખાવાની જરૂર પડે છે આમ શરીરમા પડતી ઘટ પૂરવાને જે કાઈ ખાવા તરીકે વપરાય છે તેને આહાર કહી શકાય આ વાત તો સ્પષ્ટ સમજાય તેવી છે કે જેમ જેને શારીરિક કામ વધારે, તેમ તેના શરીરનો ઘસારો વધારે, અને જેમ ઘસારો વધારે તેમ તેની પૂરણી કરવા અર્થે ખોરાક પણ વધારે આ કારણને લઈને જેમને કેવળ શારીરિક બળ ઉપર પોતાનો નિર્વાહ ચલાવવાનો હોય છે, તેમના ખોરાકનુ પ્રમાણ માનસિક બળ પર નિર્વાહ ચલાવતા વર્ગ કરતા અધિક હોય છે શરીરને લાગતા ઘસારાના પ્રમાણથી ન્યૂનાધિક અંશમા આહાર લેવાય તો તે હાની કર્ત્તા નીવડે છે એ સિદ્ધાન્તનુ પ્રત્યક્ષ પ્રમાણ દુકાળીઆ કે ગરીબાઈને લીધે અર્ધો ભૂખમરો વેઠતો વર્ગ અને સ્વાદીઓ ધનાઢ્ય વર્ગ છે વરાળયંત્રને જેમ કોયલાની, તેમ શરીરને આહારની અગત્ય છે વરાળયંત્રમા જો કોયલા ન નખાય તો દેવતા રહે નહિ અને તેમ થતા ગરમી પેદા ન થાય, અને સાંચો અટકી પડે તેમ આહાર છે તે શરીરયંત્રને ગરમી પેદા કરવા દ્વારા ચલાવે છે એક રીતે કહીએ તો આ સ્થૂળ શરીરનો ઉદ્‌ભાવક પાળક, રક્ષક અને પોતાના અભાવે વા અયુક્ત રીતિએ લેવામા આવે તો, વિનાશક પણ આહાર છે મુખ્યત્વે કરી આહાર ત્રણ ઉપયોગમા આવે છે (૧) શરીરનો ઘસારો સમારવાનો, (૨) શરીરમા ગરમી પેદા કરવાનો, અને (૩) શરીરને પુષ્ટિ આપવાનો આટલા જ માટે આહારની અગત્ય છે એ લક્ષમા રાખીને મનુષ્યો જો આહાર લેવામા યુક્ત પણે વ્યવહરે, તો વ્યાધિ અને તજ્જનિત અનેક દુખોથી સહુ જ બચી જાય છે

આ સ્થૂળ શરીરના પોષણ અને સંવર્ધનાર્થે જે અન્નની આવશ્યકતા છે, તે અન્નની તેટલી જ આવશ્યકતા, સૂક્ષ્મ શરીર–અંતઃકરણના પોષણ અને સંવર્ધનાર્થે પણ છે, એ વિચાર બહુ થોડા કરી શકે છે સૂક્ષ્મ શરીરની પુષ્ટતા અને સંવૃદ્ધિ એ ત્યા પ્રવર્તતી વિચાર સૃષ્ટિની શુદ્ધતા એ જ છે તદ્વિપરીત અશુદ્ધ વિચાર રૂપોની વિશેષતા એ કાઈ તેની યોગ્ય પુષ્ટિ અને સંવૃદ્ધિ ગણી શકાય નહિ શુદ્ધ વિચાર સૃષ્ટિ જે પ્રથમ અદશ્ય હોય છે તે ક્રમે કરી શુધ્ધ આચાર રૂપે દશ્યમાન થાય છે, અંતઃકરણમા વહ્યા જતા લક્ષ અલક્ષ સર્વ વિચારો અનુકુળ કાળે ક્રિયા રૂપે પરિણામ પામે છે, અને ક્રિયાનુસાર ફળ મળતુ હોવાથી ઉચ્ચ ફળ મેળવવાને સત્ક્રિયા કરવા અર્થે વિશુદ્ધ વિચાર–ભાવનાની પ્રથમ ખાસ અગત્ય

રહે છે એ સુસિદ્ધ નિયમ છે. બૃહદારણ્યકોપનિષદ્‌ના ચતુર્થ અધ્યાયના ચતુર્થ બ્રાહ્મણમાં ઉદ્‌ઘોષ છે કેઃ—स यथा कामो भवति तत्क्रतुर्भवति यत्क्रतुर्भवति तत्कर्म कुरुते यत्कर्म कुरुते तदभिसंपद्यते ॥ અર્થાત્ કામના તેવી ભાવના અને ભાવના તેવાં કર્મ આચરી મનુષ્ય કર્મ તેવાં ફળ મેળવે છે. આમ સુખ કે દુઃખ રૂપ ફળ મળવામાં કામના તેમ જ ભાવના મુખ્ય–પણ સૂક્ષ્મ રીતે–કારણ ભુત છે. આ બન્નેની પ્રવૃત્તિ હૃદય–મન–રૂપ ભુમિ પર છે. બીજી રીતે કહિએ તો તે કામના અને ભાવનાનું ઘાડું એકત્ર રૂપ તે જ મન એમ કહી શકાય. હૃદયમાં કામના અને તજ્જન્ય ભાવનાના જેવા જેવા વ્યાપારો પ્રવર્તતા હોય તેવા તેવા આચાર મનુષ્ય કર્યો જાય છે, એ વાત જો સ્વીકારાય, તો પછી આ પણ સ્વીકારવું જોઇએ કે આચાર શુધ્ધિ અર્થે મનઃશુધ્ધિ–હૃદ્‌ગત કામના ભાવનાના વ્યાપારોની પવિત્રતા ખાસ અપેક્ષિત છે. આવી પવિત્રતા સાધવામાં આહાર એ પણ એક આવશ્યક સાધન છે. કારણ જેવા પ્રકારનો આહાર તેવા પ્રકારનું મનનું બંધારણ; અને મનનું જેવું બંધારણ તેવું આચારમાં પ્રવર્તન એ સ્વાભાવિક નિયમ છે. अन्नमयं हि सोम्यमनः ॥ એ અને अन्नमशितं त्रेधा विधीयते तस्य यः स्थविष्ठो धातुस्तत्पुरीषंभवति योमध्यमस्तन्मांसम् योऽणिष्ठस्तन्मनः ॥ એ વાકયોમાં સ્પષ્ટતાથી દર્શાવ્યું છે કે આપણે જે અન્ન ખાઇએ છીએ તેના પેટમાં ગયા પછી ત્રણ વિભાગ થાય છે. તેનો સ્થૂળ ભાગ હોય તે પુરીષ, મધ્યમ ભાગ માંસ, અને સૂક્ષ્મતમ ભાગ હોય તે મન થઇ જાય છે. અર્થાત્ આહારના સૂક્ષ્માંશ પર મનોબંધારણનો આધાર છે. એટલે પછી સિદ્ધ છે જ કે આચાર શુધ્ધિ અર્થે ખાસ અપેક્ષિત એવું મનનું ઉચ્ચ પ્રતિનું બંધારણ કરવા અર્થે ઉચ્ચ પ્રકારના આહારની અગત્ય છે. કયો આહાર–વનસ્પતિનો કે માંસાદિનો–ઉચ્ચ પ્રતિનો છે, એ પ્રશ્નનો નિવેડો વૈદક દષ્ટ્યા કરવાને તે વિદ્યાના ઊંડા અભ્યાસની જરૂર છે. આ સ્થળે તો ઉપરની વિચાર દૃષ્ટિએ અવલોકતાં સુજ્ઞ વાચકને એ વિષયનો વિવેક થયો હશે. આર્ય શાસ્ત્રાનુસાર આહાર શુધ્ધિ એ સત્વ શુધ્ધિ સાધવા દ્વારા મોક્ષ માટેનો અધિકાર આપવામાં પરંપરા કારણ મનાયું છે. શુધ્ધ આહાર કયો એ પ્રશ્ન હાલના માનાની ઉગ્ર કસોટીમાંથી પસાર થઈ કયા પક્ષને સર્વાંશે લાભમાં ચુકાદો અપાવે છે તેના વિષે ઘણું લખાયું છે તો પણ ભવિષ્યમાં જોવાનું રહે છે.

સ્થૂળ શરીરના પોષણ અને સંવર્ધનાર્થે આવશ્યક આહાર સંબંધી વિચાર ચલાવતાં સૂક્ષ્મ શરીરનાં યોગ્ય પોષણ અને સંવર્ધનાર્થે તે સ્થૂળ આહાર સિવાય અન્ય આહારની અગત્ય છે એ સંબંધી વિચાર પણ અત્ર અપ્રસ્તુત નહિ ગણાય.

---

૧ आहार शुध्धौ सत्त्वशुध्धिः सत्त्वशुध्धौ ध्रुवास्मृतिः स्मृतिलम्भे सर्वग्रन्थीनां विप्रमोक्षः । છાંદોગ્યોપનિષદ્ સપ્તમ.

(જો કે ઉપર ચર્ચાનેની વિચાર પદ્ધતિમા ઘણો ખરો સમાવેશ છે, તો પણ વિશેષ નરહેરટનાથે અહિ કઇક લખવાની પ્રેરણા વના વૃત્તિ તે લખવાનો વેગ ધરે છે) ઉચ્ચ ફળ મેળવવા અર્થે ઉચ્ચ પ્રકારના સત્કર્મોની અપેક્ષા છે સત્કર્મો થવામા શુદ્ધ ભાવના કામના એ કારણ મૂળ છે અને મનો વ્યાપાર-ભાવના-કામના શુદ્ધ થવા અને શુદ્ધ આહારની અગત્ય છે એ પૂર્વે કહેવાઇ ગયુ છે વિચાર સૃષ્ટિની શુદ્ધિ અર્થે કેવળ આહારની શુદ્ધતા જ અપેક્ષિત નથી, કિંતુ તે સાથે વિશુદ્ધ સસ્કાર પાડે તેવા વાચન શ્રવણ-સગત-વા કાયાના વ્યાપારો-ની મુખ્યતા એ અપેક્ષા છે સૂક્ષ્મ શરીરનો આહાર જ્ઞાન કર્મ તર્જનિત સસ્કરો છે સ્થૂળ શરીર છે તે તો ગૃહસ્થને જેમ ગૃહ, તેમ જીવને એક ગૃહ સમાન છે તે ગૃહને શોભાવનાર ચેતનામા લાવનાર તો સૂક્ષ્મ શરીર છે કર્મ ફળનુ અનુભાવક પણ તે જ છે જેવા જ્ઞાન અને કર્મના સસ્કારથી તેનુ પોષણ થાય છે, તેવા ભાવના-કામના ના વ્યાપારો ત્યા પ્રવર્તે છે અને પરિણામે તેવા આચાર રૂપે પ્રત્યક્ષ થાય છે સાદી ભાષામા કહીએ તો તનનો ખોરાક જેમ અન્ન છે, તેમ મનનો ખોરાક જ્ઞાન વિચાર-આદિ છે કેવળ શારીરબળ કરતા માનસબળ-હૃદયબળ સયુક્ત શારીરબળ પ્રશસ્ત હોઇ તેના સપાદનાર્થે વિશુદ્ધ આહાર વિહાર તથા વિશુદ્ધ આચાર-વિચારનો અભ્યાસ સેવવો જોઇએ સત્પુસ્તકોનુ વાચન, શ્રવણ, મનન, તથા સત્સમાગમ એ દ્વારા પડતા શુભ સસ્કારને લીધે હૃદ્ગત ભાવો વિશુદ્ધ થાય છે, અને વિશુદ્ધ હૃદયમા પ્રવર્તતા શુભ ભાવના તથા કામનાઓ શુભ કર્મ રૂપે પરિણમી મનુષ્યને શુભ ફળ અપાવે છે અન્નાદિ આહારમા સેવાતો અયુકત વ્યવહાર જેમ મનુષ્યને અનેક વ્યાધિઓ ઉપજાવે છે, તેમજ શુભ સસ્કાર પાડવામા સેવાતો અયુક્ત વ્યવહાર પણ અનેક પ્રકારના કામ ક્રોધાદિ માનસિક રોગોને ઉત્પન્ન કરે છે એટલા માટે મન વચન અને કર્મ—મનોવાક્ કાયાદિની પ્રવૃત્તિ એવી હોવી જોઇએ કે તેથી ઉચ્ચ પ્રતિના સસ્કારો હૃદયમા પડે અને પોષાય શુભ સસ્કારોથી પરિપોષિત થએલુ સૂક્ષ્મ શરીર આરોગ્ય રહે છે અને સ્થૂળ શરીરને પણ આરોગ્ય રાખે છે શારીરિક રોગો જે ઉદ્ભવે છે તેનુ એક સબળ કારણ સૂક્ષ્મ શરીરની, રોગીના-અશુભ સસ્કારોની સમૃદ્ધિ છે કાંઈ કેવળ આહાર વિહારની અયુકતતા એ માત્ર કારણ નથી આહાર વિહાર, આચાર, વિચાર, એ સર્વે, (નહિ કે તેમાનુ કોઇક યુકત) ગુરુ શાસ્ત્રાદિ નિર્દિષ્ટ—હોવા જોઇએ ખરી નિરોગતા ત્યારે કહેવાય (અપૂર્ણ)

મ્હાનાલાલ દલપતરામ વૈદ્ય

# ૨ સાધુનાં ઉપદેશરત્ન.

## અભિલાષાઓની પરીક્ષા અને નિયન્ત્રણા.

૧ વત્સ ! હજી તું ઘણી બાબતોથી અજ્ઞાત છે; ત્હારે હજીએ ઘણું શીખવાનું છે. તે શું ગુરૂદેવ ! કૃપા કરીને સમજાવો.

ત્હારી સર્વ મનઃકામનાઓ મ્હારી ઇચ્છાને જ અધીન રાખજે; પોતાને મ્હાતો નહિ પણ મ્હારી ઇચ્છાનું પાલન કરવાને અવિરત ઉત્સાહ રાખજે.

મનના વેગ ત્હને ઉશ્કેરશે; ત્હને પરાધીન કરી ખેંચી જશે તે સમયે એટલું વિચારજે કે ત્હને કઈ વૃત્તિ પ્રેરે છે—મ્હને પ્રસન્ન કરવાની કે ત્હારી અભિલાષાઓને પોષવાની ?

મ્હને પ્રસન્ન કરવાની જો ત્હારી ઇચ્છા હશે તો મ્હારી આજ્ઞાઓથી ત્હને પરમ સંતોષ થશે; પણ જો ત્હારામાં જરાક પણ સ્વાર્થપરાયણતા છુપાયલી હોય તો જાણજે કે તે જ ત્હારી ઉન્નતિમાં અવરોધ કરે છે અને ત્હને દબાવી રાખે છે.

૨ મ્હારી સંમતિ લીધા પૂર્વે બાંધેલી ધારણાઓ ઉપર બેહદ અવલંબન રાખતો ના.

જે જે વિચાર ત્હને ઉત્તમ ભાસે તે સર્વને સત્વર અમલમાં મૂકતો ના; તેમ પ્રતિકુળ લાગતી વૃત્તિઓનો સહસા પરિત્યાગ પણ કરતો ના.

ઉત્તમ સંકલ્પો અને અભિલાષાઓને પણ નિયન્ત્રણામાં રાખવાં ઘટે છે; નહિ તો બેહદ આતુરતાથી ચિત્તમાં ક્ષોભ ઉત્પન્ન થાય છે; નિયન્ત્રણાને અભાવે અણઘટતું કાર્ય થઇ જાય છે, અથવા પ્રતિપક્ષીનો જરા વિરોધ થતાં ઉત્સાહ તરત નરમ પડે છે.

૩ અલબત્ત, ઇન્દ્રિયોના વેગને તો પૌરૂષથી દબાવવા જોઇએ, તેમને શું રુચે છે અને શું અરુચતું છે તે લક્ષમાં ન રાખતાં, બળાત્કારથી પણ તેમને આત્માને અધીન રાખવી જોઇએ.

ત્હેમના ઉપર એટલી નિયન્ત્રણા રહેવી જોઇએ કે તેઓ સર્વ વાતે સ્હેલાઇથી આત્માને વશ રહે, થોડેથી સંતુષ્ટ રહે, સાદા જીવનમાં મગ્ન રહે, અને ગમે તે પ્રકારની અગવડો અસંતોષનો ઉદ્‌ગાર કહાડયા વિના સહન કરી શકે.

નર્મદાશંકર બાળાશંકર.

# राजा राममोहनरायना जीवन उपरथी मळतो बोध



(' ખરી મહત્તાના લક્ષણ અને રાજા રામમોહનરાયના જીવન ચરિત ઉપરથી મળતો બોધ એ વિષય ઉપર ન્યાયમૂર્તિ મહાદેવ ગોવિંદ રાનડેએ ઇ સ૦ ૧૮૮૭ મા રામ મોહન જયન્તીના દિવસે મુમ્બાઈ પ્રાર્થના સમાજમા આપેલા વ્યાખ્યાનનુ ભાષાન્તર )

અરવિ ૮

આજની ઉપાસના પછી રાજા રામમોહનરાયના જીવનચરિત્ર અને બોધ વિષે બે બોલ મ્હારે કહેવા એવી વ્યવસ્થા રાખવામા આવી છે આપ સર્વને માલૂમ છે કે આજ તા૦ ૨૭ મી સપ્ટેમ્બર તે એમની મરણ તિથિનો દિવસ છે ઇંગ્લંડની મુસાફરી વખતે તેઓ ત્યા વિદેહ થયા હતા, અને અંતિમ સંસ્કાર ત્હેમના સ્નેહી જનોએ ત્યા કર્યા હતા એ વાત ઇ૦ સ૦ ૧૮૩૩ મા બની અને આજ ઇ૦ સ૦ ૧૮૯૬ છે, એટલે આપણે અહિયા એ મહાત્માના મરણની ૬૩ મી સંવત્સરી ઉજવવા મળ્યા છીએ એમ કહેવાય આપણા જૂના વિચારના (Orthodox) બંધુજનો પણ ભાદ્રપદના આ પખવાડિયાને મહત્ત્વનુ માને છે વડવાઓની યાદ તાજી રાખવા માટે ઘણા પ્રાચીન કાળથી શ્રાદ્ધ સારવાનો ઉપયોગી ક્રમ આ પખવાડિયામા જળવાય છે, તેમા દરેક સ્રી તથા પુરૂષ પોતાને જન્મ આપનાર પિતૃઓ તરફના આભારના ઋણનુ ભાન કરવાને પ્રયત્ન કરે છે બ્રાહ્મ સમાજને આ રીતિ માન્ય નથી અને આપણે ત્હેના બાહ્ય આચારો પાળતા નથી, છતા આપણા દેશના દરેક ભાગમા હજારોના હૈયા હુલાવતી પિતૃરૂપ ઋણવાની આભારની લાગણીએ અંતરની ભાવનામા તો સાર્થકતા અને સત્યતા છે એ વિષે તો આપણે પણ ના કહીશુ નહિ ત્યારે બ્રાહ્મ સમાજના એક પિતા કહી શકાય તેવા મહાત્માની આજ ૬૩ મી જયંતી છે

એક પિતા કહી શકાય એ વચનો હુ વિચારીને જ વાપરૂ છુ, કેમકે એકથી વધારે વાર મ્હે જણાવ્યુ છે તેમ હુ માનુ છુ કે આપણા દેશના કોઇ પણ સંપ્રદાયની માફક બ્રાહ્મ સમાજ પણ ઘણા પ્રાચીન કાળથી છે બ્રાહ્મ ધર્મની સ્થાપના કંઇ ઇ૦ સ૦ ૧૮૨૮ મા જ પહેલ વહેલી થઇ હતી એમ નથી આપણે એથી પણ ઘણા જૂના જમાનાના વારસો છીએ શ્રીમદ્ ભગવદ્ગીતા અને ભાગવત્ પુરાણના વખતના, અરે, તેથી પણ વધારે પ્રાચીન નારદ, પ્રહ્લાદ, વસુદેવ તથા જનક વિદેહી પાસે ગયેલા નવ ઋષિઓના સમયના ત્યારથી તે આજ સુધી એવા સાધુ અને સંતોનો વેલો વહેતો આવે છે એ રીતે રાજા રામમોહનરાય બ્રાહ્મ ધર્મના પોષકોમાના એક પિતા

કહી શકાય. અને આજના જમાનામાં પણ સ્વામી નારાયણ સંપ્રદાયના સ્થાપનાર, બાબુ કેશવચંન્દ્ર સેન, પંડિત દયાનંદ સરસ્વતી જેવાઓ થતા જાય છે, એ જ બતાવી આપે છે કે આપણા અનેક ધર્મ અને પંથોના જન્મથી દેશને પુણ્ય ભૂમિ કરી મૂકનાર જે અગ્નિ પ્રગટયો હતો તે હજૂ પણ બૂજાઇ ગયો નથી. રાજા રામમોહનરાયના ચરિત્ર અને ઉપદેશ વિષે કહું તે પહેલાં દેવ અને માનવોની જયંતીના ફેર તરફ ધ્યાન ખેંચું તો આનંદ થશે.

ઈશ્વર અને તેના અવતારની જયંતી ઉજવવા માટે જન્મ તિથિ પાળવામાં આવે છે; અને મહા પુરૂષો માટે જન્મ તિથિને દાટી યા બાળી દેવામાં આવતી હોય, અર્થાત્ તદ્દન વીસરી જવામાં આવતી હોય, તેમ આખી દુનિયામાં બધે મરણ તિથિ જ માન સાથે ઉજવવામાં આવે છે. આપણામાં તથા ખ્રીસ્તી અને મુસલમાનોમાં તેમ પૂર્વના ચીન, જાપાન, વગેરે દેશોમાં પણ, આવી જ સામાન્ય પ્રથા જોવામાં આવે છે, તેથી એમાં કાંઇક ગૂઢ કારણ રહેલું હોવું જ જોઈએ. ઈશ્વર અને અવતારની જયંતીમાં જન્મ તિથિ સંમનાય અને મહાત્માની મરણ તિથિ પળાય એ રૂઢિ, વિના કારણે જ બંધાઇ ગઇ હોય એમ માની શકાતું નથી. ત્યારે એનું કારણ શું હશે? એક ઘણું જ સરસ અને સંતોષકારક કારણ આ ઉત્સવોની સમાનતા માટે મળી શકે છે. કોઈ પણ માણસ સંસારના મોહથી સંપૂર્ણ અલગ થયો છે એમ મરણ પહેલાં કહી શકાતું નથી; અને તેથી ત્યાં સુધી કોઈ પણ માણસ કે ત્હેના મિત્ર, ત્હેનું જીવન કાર્ય પૂરૂં થયું છે એમ કહી શકે નહિ. એક ગ્રીક ફીલસુફને એવી જ જાતનો એક સવાલ કરવામાં આવ્યો હતો.

ત્યારે ત્હેણે કહ્યું હતું કે, 'કોઇ પણ માણસની ખ્યાતિ ગાવાનું કામ તે મરણ પામે ત્યાં સુધી મૂલતવી રાખો!' કહેવાનું તાત્પર્ય એટલું જ કે આપણું જીવન કાંઈ નકામું ગાળવા માટે નથી. અમુક નીતિના ધોરણે ત્હેને દોરવાનું છે અને ત્હમે સહુ જાણો છો કે નીતિનું અનુસરણ એ કેવું કઠણ કામ છે. જીંદગીની સરતમાં હજારો મનુષ્યો ધસે છે પણ થોડાક જ લક્ષ્ય (Ideal) ને પહોંચી શકે. લાલચો માર્ગમાં મોજૂદ હોય છે. આપત્તિના પ્રસંગો આપણામાંનાં ઘણાંને કમજોર કરી નાંખે છે; તેથી અમુક માણસ મરણ ન પામે ત્યાં સુધી એમ ચોક્કસ કહી શકાય નહીં કે ત્હેણે ત્હેની જીંદગીનો હેતુ સાર્થક કર્યો છે અથવા જે કામ માટે ત્હેણે સંસારમાં ઝીપલાવ્યું હતુ ત્હેને તે લાયક થયો છે. આટલા માટે જ મનુષ્યોની જયતી ત્હેમની પછીના લોકો ત્હેમની મરણ તિથિના દિવસોએ ઉજવે છે એમ હોય. (અપૂર્ણ.)

સમ્પાદક સુમનસ્ હરિલાલ ધ્રુવ.

# आर्य भूमिनी स्थिति—ने बे मित्रोनो सवाद

---

## (૧) આર્થિક સ્થિતિ

મોતીલાલ ને મણીલાલ નામના બે ગાઢ મિત્રો હતા તેઓ સાધારણ ગૃહસ્થ કુટુબમા જન્મ્યા હતા હવે સમય બદલાયો છે ને છોકરાઓને ભણાવ્યા સિવાય દુનિયામા મોકલીશુ, તો તેઓ વધારે દુ ખી થશે, એવા વિચારથી ત્હેમના પિતાઓએ ત્હેમને બીજા સાધનોની ગેરહાજરીમા મુબઈમા આર્ટ્સ્ કૉલેજમા વિદ્યાભ્યાસ કરવા માટે મોકલ્યા હતા

પરિસ્થિતિ, કેળવણી, કુદરત કે કોઈ પણ એક અથવા વધારે કારણોથી ત્હેમનુ જીવન ઘણુ જ નીતિમય હતુ તેઓ થોડા બોલા હતા, વેશ ઘણો જ સાદો ને સ્વચ્છ હતો, કે જેથી સાદાઈ એ બેદરકારી ન જણાય, ને સ્વચ્છતા એ ફેશન ન જણાય, તેને માટે તેઓ બહુ કાળજી રાખતા હતા તેઓ અભ્યાસ, ખાવુ, પીવુ, બેસવુ, ઉઠવુ, એ સર્વ પ્રવૃત્તિઓમા સાથે ને સાથે જ રહેતા પરસ્પર આચાર વિચારનુ સરખા પણુ એટલુ બધુ હતુ કે તેઓનુ જીવન ઓતપ્રોત થયેલુ જણાતુ, છતા કોઈ પણ તકરારી વિષયમા મુદ્દાઓ ઉઠાવવામા, તેમજ પરસ્પર ભૂલ બતાવવામા પાછા હઠતા નહિ બુદ્ધિના દેખાવો—(Intellectual feats) તેઓ કરી શકતા નહિ સાધારણ પણ શાણપણ વાળો વિચાર તેઓ કરતા, વિચાર ને આચારમા બહુ ભેદ પડે નહિ, ને હવાઈ જ વિચાર થાય નહિ તે માટે બહુ સભાળ રાખતા, નિરીક્ષણ બુદ્ધિ સારી હતી, મિત્રો તેમ જ અન્ય સગા સબધીઓમાથી ઘણા ઘા ખમવા પડયા હતા, ખમતા હતા, ને ખમવા પડશે, ને તેમા જ સારૂ છે એમ તેઓ ધારતા કૉલેજમા અપાતા શિક્ષણમા બહુ ધ્યાન ન આપતા તેમને સર્વ વિદેશીય લાગતુ, આનદ પડતો નહિ, પણ આ વિદ્યાર્થી અવસ્થામા બીજુ ઘણુ મનને રૂચતુ વચાશે, દેશના અભ્યુદયને માટે વિચારો કરવા અવકાશ મળશે, સસારની હૃ ધામાથી મુક્ત રહીશુ, ને બીજી ઘણી જાતનો અનુભવ મળશે, તે ઉપરાત પિતાની આજ્ઞાને અધીન થવાથી તેમની પુત્ર-કામના ને વૃદ્ધિ મળશે, વગેરે ઘણા કારણોથી પોતાના આ જીવનમા સતોષ રાખતા ટુકમા કવિ વર્ડ્ઝવર્થના Character of the Happy warrior મા કહ્યુ છે કે—

Who with a natural instinct to discern,
What knowledge can perform is diligent to learn,

Abides by his resolve and stops not there,
But makes his moral being his prime care.

તેમ—તેઓનું જીવન હતું. તેઓનો અંતિમ હેતુ, કર્ત્તવ્યબુદ્ધિ, (Sense of duty) પ્રમાણ બુદ્ધિ (Sense of proportion) ભાર બુદ્ધિ (Sense of responsibility) એ ત્રણેનું રહસ્ય સમજવામાં, તેઓને પોતાના જીવનમાં ઓતપ્રોત કરવામાં, ને બીજાઓને સમજાવવામાં હતો. આ મિત્રો અમુક સમય દેશહિતનો વિચાર કરવામાં ગાળતા, ને અભણ બંધુઓ ને ભણેલા-કેળવાયલા બંધુઓ વચ્ચે જે મ્હોટો અંતર થઇ ગયો છે તે પૂરવાને શું સાધન છે તેનો વિચાર કરતા.

કૉલેજમાં મે-વેકેશન પડી હતી. દેશમાં જવાનો વિચાર ન હતો. એક સાંજે તેઓ વાલકેશ્વરની ટેકરી પર ફરવા ગયા ને એકાંત જગ્યા શોધી બેઠા. થોડી વાર બંને મૂક રહ્યા. એકાએક મોતીલાલની આંખમાંથી આંસુ દડદડયાં, મુખ પર ક્રોધ ને શોકની છાયા છવાઈ રહી. મણીલાલ આભો બન્યો. એકાદ મિનિટમાં મોતીલાલ સ્વસ્થ થઇ ગયો ને મુખ પર કાંઈ દિવ્ય પ્રકાશ છવાયો ને ક્રોધની છાયા સ્હેજ રહી ગઇ.

મણીલાલ—"કેમ ભાઇ મોતીલાલ! આમ એકાએક શું થઈ આવ્યું ? હૃદય બહુ જ કળ કળી ઉઠયું એમ જણાય છે."

મોતીલાલ—"આ ટેકરી પર આવતાં આનન્દ થાય, પ્રિયકર શીત હવા, કુદરતી દેખાવ, પ્રભુના વિચાર, મિત્ર સાથે વિનોદ વગેરેથી હૃદય પ્રફુલ્લિત થાય એ સહજ છે, તે વિચાર સાથે એવો વિચાર પ્રકટયો કે આ આપણી વિશાળ આર્ય ભૂમિમાં આવાં મનુષ્ય કૃતિનાં કેટલાં સાધનો છે ? ઘણાંજ જૂજ. શા માટે ? પૈસાની તાણ, મુંબઇમાં રહેનારાઓ ઓરડીમાં હોય ત્યાં સુધી તેઓ મુંબઈ-એક અલકાપુરી-માં છે એમ લાગે વારૂ ? આવાં સ્થાનોમાં પુરસદ મળે તો-જાય ત્યારે જ તેમને કાંઈક અપૂર્વ સુખની છાયાનું ભાન થાય. આપણા કેટલા બંધુઓને આવાં સુખ સ્વપ્નવત્ છે ? આર્ય ભૂમિની પ્રાચીન આર્થિક સ્થિતિ, ને અર્વાચીન સ્થિતિનો મુકાબલો કરતાં, ને આર્ય ભૂમિનું ભવિષ્ય કેટલું દૂર છે તે વિચારતાં હૃદય કળ કળી ઉઠયું, ને તેનો [illegible]ર્ભાવ તું જાણે છે."

મણીલાલ—"આવા વિચારો ઘણા આર્ય હૃદયોને હલાવતા હશે ને અમૃત માટે મન્થન કરવા પ્રેરતા હશે. આર્થિક સ્થિતિ સંબંધે એક લોકમાન્ય વકતા કહે છે કે—

'અમારી સ્થિતિ નિકૃષ્ઠ છે તે પારકા લોકોને આંકડા માંડીને સિદ્ધ કરી બતાવવાની જરૂર નથી. હિંદુસ્થાનમાં એક વખત સોનું બળતું હતું હવે છાણાંઓ બળશે કે નહિ એનો પણ શક છે ! સાંપત્તિક સ્થિતિ રાજ્યાશ્રયથી સારી રહે છે. " "

અમારા સરકારની વરસની ઉપજ ૧૨૫ કરોડ રૂપિઆની છે, અને તેમાથી ૩૦ કરોડ રૂપિઆ લશ્કર આને ખચાય છે આશરે ઉપજનો એક ચતુર્થાંશ ભા I લશ્કર ખાતે ખર્ચાય છે દશ રૂપિઆની ઉપજ વાળો માણસ પોતાના ર ણ માટે ત્રણ રૂપિઆનો સિપાઇ કે ભૈયો રાખી શકશે શુ? જો આ પૈસા સરકાર કેળ વણી ખાતે ખરચ કરે તો શુ તેમ બની શકે નહિ? આપણી ઉન્નતિ કરવાને પોતે જ કોશિશ કરવી જોઈએ'

આ સત્ય છે મ્હારો સવાલ એ છે કે આપણી આર્થિક સ્થિતિ આની થવાના મુખ્ય કારણો શા શા છે ને તે સ્થિતિ સુધારના અર્થે પૈસા ાર, ગરીબ, લોકો તેમ જ અભણ, કારીગર, વગેરે દરેક પોતે શા શા ઉપાયો યોજી શકે? આ પ્રશ્નોનો ઉત્તર તમે શુ આપો છો?"

મોતીલાલ—"હિદુસ્તાનની આર્થિક સ્થિતિ વિષે પુસ્તકો લખાના છે ને તેમા મ્હોટા વૃદ્ધ પુરૂષ મિ૦ દા ભાઈનુ "હિદુસ્તાનની ગરીબાઇ" એ નામનુ પુસ્તક ઘણુ વાચવા લાયક છે પણ હુજી આપણે તે વિષે કાઇ વાચ્યુ નથી, તો પણ સાધારણ વાચનથી ને નિરીક્ષણ બુદ્ધિથી જોતા મને નીચેના કારણો જણાય છે

૧ હિદુસ્તાન પરદેશીઓને માટે ઈશ્વરે નિર્માણ કરેલુ એક ચરવાનુ સ્થાન છે એમ હુમલો કરનારાઓ તેમ જ અહિના ર કર્તાઓ મા ે છે ને માનતા હુતા તેમ જ ઘણા વખથી રાજ્ય-તિ ેગી પ્રજાના હાથમા રહી નથી તેમ જ જાપાન, રૂશિઆ, વગેરે દેશના રાજાઓના જેવા, આ દેશના જ વતની—રા તઓના હાથમા રહી નથી પ્રજા ને રા ત ઉભયના સ્વાર્થ, ઉત્તર દક્ષિણ છે આ મ્હોટુ ગભીર કારણ છે, જે સુધારવુ બહુ જ મુશ્કેલ છે

૨ રા ત ને પ્રજા ઉભયના સ્વાર્થ જુ ા હોવાથી બીજા દેશોમા ધન મેળવવા માટે જે ઉદ્યોગ—પ્રવૃત્તિ ચાલે છે, ને તેને રાજ્ય—પોષણ મળે છે, તે મળતુ ઘણા વખતથી બધ થયુ છે, ને હાલ પણ બધ જ છે

આ બન્ને કારણો હજુ સત્તા ભોગવે છે, જેથી જે પૈસો હતો તે ચા યો ગયો ને તેની આવક કરવાના સાધન બધ થયા ને જાવક—નો કોથળામા ઘાલેની પાચશેરીના ભારની માફક—ચાલૂ જ છે

૩ લોકોની અજ્ઞાનતાને બળે—સાસારિક રિવાજો અને કરવામા આવતા ખર્ચનો બોજો બહુ વધી પડયો છે—ને બીનજરૂરીઆતના છે પણ ફરજીઆત થઇ ગએલા છે"

મણિલાલ—"વચમા પૂછુ છુ કે, યુરોપીઅન પ્રજા પણ મન મા ાજિક તેમ જ અન્ય પ્રસગે લખલૂટ ખર્ચ કરે છે તો આપ ા લોકો તેવા નમ ગોએ ખર્ચ કરે તો શુ ખોટુ?"

મોતીલાલ—"તેમાં ભેદ બે રીતનો છે—(૧) તેઓ પાસે પૈસા છે માટે ખર્ચ કરે છે. (૨) તેઓનો ખર્ચ ફરજીઆત નથી; જેથી પૈસાદારની પાછળ ગરીબને તણાવું પડતું નથી. જ્યારે આપણામાં જ્ઞાતિ સમાજમાં ઘોડું ને ગધેડું એક હારમાં જ બેસે છે ને ખર્ચના બોજાથી ગધેડું લોય લેગું થઇ જાય છે એમ ન થવું જોઇએ, એમ જ મ્હારૂં કહેવું છે.

૩. આપણે ફકત ખેતી પર આધાર રાખવો પડે છે, ત્હેમાં પણ સરકારની ફ્રી ટ્રેડ પોલીસીથી આપણને ઘણું જ ખમવું પડે છે, ને કેળવણીના અભાવે બીજી જરૂરીઆતની ટાંકણી અગર દિવાસળીથી માંડીને મ્હોટાં મ્હોટાં વરાળયંત્રો સુધીની ચીજો માટે પરદેશ પર જ આધાર રાખવો પડતો, ને હાલ પણ ૯૫ ટકા આધાર રાખવો પડે છે. તે દિશામાં તો કોઇ પણ ચીજ ઉત્પન્ન કરવા માટે બીજા પર જ ભરોસો રાખવો પડે છે. જેથી દર વર્ષે ખોટમાં તણાયા જઈએ છીએ, આવક વગરના કુવામાંથી જાવક તો ચાલુ જ છે, ને આવક છે તો જાવકના પ્રમાણમાં ઘણી ઓછી છે.

૪. પૈસાદાર લોકો અભણ છે. જેથી 'પૈસો પૈસાને લાવે' એ નિયમનો અમલ બરોબર થતો નથી. ને પૈસાદાર, અભણ, ને ગરીબ, ભણેલા વચ્ચે ઉંદર બિલાડીનું વેર બંધાયું છે.

૫. જેઓ કેળવાયલા ને પૈસાદારો છે તેઓ મોજ શોખમાં પડયા છે .ઇંગ્લીશ એટીકેટ ને રીતભાતને અનુસરી દેશકાળને ન છાજતાં ખર્ચોમાં ઉતરી પડયા છે. જેઓ તેમાં ઉતરી પડયા નથી તેઓ સ્વાર્થ ત્યાગમાં પાછળ છે અગર બીકણ છે. ને ગરીબ તેમજ કેળવાયલા પણ ખર્ચાળ જીવન ગાળે છે. જો કે આ દિશામાં કેટલોક સુધારો થતો જાય છે, પણ દેશ, સમય, સ્થિતિ, જોતાં પ્રમાણ ઘણું ઓછું છે.

૬. છેવટે હજી કાંઈ પણ ખનીજ મિલ્કત છે તેની શોધ ઘણી જૂજ થાય છે, ને થાય છે તો તે ખનીજોનો ઉપયોગ અહીં થતો નથી, ને તે ચીજોનો મુખ્ય વેપાર અંગ્રેજ એજન્ટોના હાથમાં છે. ઉપરાંત કાચો માલ તો થોકબંધ ઘસડાઇ જતાં, તે માલનું પાકું સ્વરૂપ બનાવવા માટેની મજૂરી મળે, તે પણ પરદેશીઓ લઇ જાય છે.

આ છ કારણો મ્હને મુખ્ય લાગે છે, તેને લગતાં બીજાં કેટલાંક કારણો છે પણ તે ગૌણ છે, જેવાં કે—દારૂમાં પૈસો ખર્ચાય છે. અવ્યવસ્થાને લીધે નકામો ખર્ચ થાય છે તે વગેરે.

નિયમસર મુકામ પર આવવાનું હોવાથી તેઓએ એટલેથી સંવાદ અટકાવ્યો.

( અપૂર્ણ. )

લી૦ કર્ત્તવ્ય.

સી. સી. પારેખ. બી. એ.

# सुख मेळवाना रस्ता

---

સુખ મેળવવાની તૃષા જેમ જેમ વધારે જણાય છે તેમ તેમ તેટલોજ સુખનો અભાવ હોય છે

જેટલી સુખની પ્રાપ્તિ માટે વલોઈ થાવ છે તેટલી જ સુખની અછત જણાય છે ઘણા ગરીબ લોકો ધનની પ્રાપ્તિથી સુખ મળશે એમ ધારીને ધનવાન્ થવાની આકાક્ષા રાખે છે જે લોકો ધનવાન્ હોય છે, અને જેઓએ પોતાની હરેક આશાઓ અને તુરગોને તૃપ્તિ પમાડેલી હોય છે, તેઓ આખરે જે સ્થિતિને તેઓ સુખી ધારે છે, ત્હેવી સ્થિતિથી કંટાળી જાય છે અને દ્રવ્યહીન લોકો કરતા પણ તેઓની માઠી દશા થાય છે આ ઉપરથી આખરે આપણને ખબર પડશે કે દ્રવ્યની પ્રાપ્તિથી જ કાંઇ સુખી નથી થવાતુ, તેમ જ ત્હેના અભાવે દુખી પણ નથી થવાતુ જો એમ હત તો દ્રવ્યહીન લોકો હમેશા દુખી જ રહત, અને તવગર લોકો હમેશા સુખી રહત, પણ ત્હેનાથી ઉલટી સ્થિતિના દાખલા આપણે ઘણા દેખિએ છિએ ઘણા તવગર સ્થિતિના લોકોને કબૂલ કર્યુ છે કે દ્રવ્યની પ્રાપ્તિ થયા પછી જીદગીની મધુરતા ચાલી જતી રહે છે અને દ્રવ્યહીન સ્થિતિમા હમે વધારે સુખી હતા

ત્હારે સુખ તે શુ છે? અને તે કેવી રીતે મેળવાય છે? શુ તે કલ્પિત વાત, અથવા તો માયા છે? અને શુ દુખ તે અવિરત છે?

આપણે જો બરોબર બારીકીથી તપાસીશુ, તો તરત જણાઈ આવશે કે જ્ઞાનને માર્ગે ચાલનારા લોકો સિવાય બધા, પોતાની ઈચ્છાઓની તૃપ્તિ થવાથી જ સુખ મળે છે, એમ ધારે છે આવી ભાવના, અજ્ઞાનતા રૂપી જમીનમા રોપાઈને, તથા નિરતર સ્વાર્થ રૂપી પાણીથી પોષાઈને બધા દુખો ઉત્પન્ન કરે છે

લગભગ બધા લોકો કબૂલ કરશે કે દુનિયામા જે જે દુખો પડે છે તે સર્વેનુ કારણ સ્વાર્થ જ છે, પણ જે ઘડિએ દુખ પડે છે તે ઘડિયે તે લોકો સર્વ ભૂલી જઇ કહે છે કે બીજાના સ્વાર્થને લીધે આમ થયુ આપણા સ્વાર્થથી જ દુખ થાય છે એમ કબૂલ કરવાને જો આપણે તૈયાર થઈશુ, તો સુખ રૂપી સ્વર્ગના દ્વાર આપણી પાસે જ આવતા જશે પણ તેમ કરવાને બદલે જ્હા સુધી આપણે બીજાને દોષ દઈશું, ત્યહા સુધી આપણે સ્વજનિત દુખમા જ રહીશુ

(આનન્દ અને શાતિ રૂપ સપૂર્ણ સતોષની માનસિક સ્થિતિ તે સુખ છે, તે સ્થિતિમા લેશમાત્ર તૃષા હોતી નથી) આપણી કોઇ પણ ઈચ્છા તૃપ્ત થયાથી જે સતોષ મળે છે, તે તો ફક્ત માયિક અને ક્ષણભગુર છે, અને થોડા સમય પછી

પાછી તૃષા ઉત્પન્ન થાય છે. લાલસા તે સમુદ્રના જેવી અતૃપ્ત છે અને જેમ જેમ હ્હેની માગણીઓને ધ્યાન અપાય છે, તેમ તેમ તે વધારે ને વધારે માગણીઓ કરતી જાય છે. હ્હેના ભક્તને તે અતિશય સર્વદા વધતી નોકરી કરવાની ફરજ પાડે છે, અને આખરે હ્હેના શારીરિક અને મનના સુખનો નાશ કરે છે; અને હ્હેને દુઃખમાં નાખે છે. લાલસા તે સર્વ દુઃખથી ભરપૂર નરકના જેવી છે. જો આપણે તૃષા લોભ છોડી દઈયે, તો આપણને સુખ રૂપી સ્વર્ગ મળે.

"મ્હેં અદૃશ્ય શક્તિની મારફત મ્હારા આત્માને આમુષ્મિક જિંદગી બાબતની પત્રિકા ઉકેલવાને મોકલી, અને મ્હારો આત્મા થોડા સમય પછી આવીને કહેવા લાગ્યો કે 'હું પોતે જ સ્વર્ગ તેમ નરક છું.' "અર્થાત્ સ્વર્ગ અને નરક તે અંતઃસ્થિતિઓ છે. આત્મનિમગ્ન બની જઈ, હ્હેમાં રહેલા લોભ અને મોહને વશ થઈએ, તો તે જ નરક છે, અને આત્મનિમગ્ન ન બની પોતાને ભૂલી જઈને લોભ મોહ વગેરેને વશ ન થઈએ તો તે જ સ્વર્ગ છે. આત્મબુદ્ધિ અન્ધ છે, તે ન્યાય કરવાની શક્તિ ધરાવતી નથી, ખરૂં જ્ઞાન હ્હેને હોતું નથી, અને હમ્મેશાં તે દુઃખ પાડે છે વસ્તુસ્થિતિનુ ખરૂ જ્ઞાન અને અપક્ષપાતી રીતે ન્યાય કરવાની શક્તિ તો દૈવિક છે અને આપણે તે ન્યાય રીતિ જો સમજી શકિયે, તો જ આપણને સુખનું ખરૂં સ્વરૂપ સમજાશે જ્યહા સુધી આપણે સ્વાર્થી રહીને પોતાનું જ સુખ શોધીશું, ત્હાં સુધી સુખ આપણાથી દૂરનુ દૂર જશે, ને આપણને દુઃખ થશે. બીજાની સ્થિતિ સુખી કરવાનો આપણે જેમ જેમ યત્ન કરીશું, તેમ તેમ આપણને સુખ થતું જશે.

"હૃદયનું ખરૂ સુખ આપણને બીજા ચ્હાય હ્હેમાં નથી, પણ આપણે બીજાને ચ્હાઇયે હ્હેમાં જ છે. તેમ જ દાન લેવામાં નહિં પણ આપવામા જ છે."

આપણે જો આત્મબુદ્ધિને વળગી રહીશું, તો દિલગિરીમાં પડીશું, અને આત્માને ભૂલી જઇશું, તો શાન્તિ મળશે. આપણે જો સ્વાર્થી બનીને આપણુ સુખ શોધિએ, તો જે સ્થિતિને આપણે સુખી ધારિએ છિએ હ્હેને પણ ખોઈ બેશિએ છિએ, ને તે ઉપરાંત ખરા સુખને પણ ગુમાવિએ છિએ. દાખલા તરીકે એક ખાઉધરો હમ્મેશાં કંઇને કંઈ નવી વાનીઓની તપાસમાં જ હોય છે, અને તે પછી ગમે તો કોહી ગયેલી યા તો કુપથ્ય હોય છે, તો પણ તે ખાય છે અને આખરે હ્હેનુ પરિણામ ભોગવે છે, અને ખાવાની રૂચિ જેણે વશ કરેલી હોય છે, તે નવી નવી વાનીઓ શોધતો તો નથી જ, પરન્તુ કરકસર વાળા ખોરાકથી પણ સંતુષ્ટ હોય છે. (સ્વાર્થના નેત્રોથી જોનાર મનુષ્યો તૃષ્ણાઓની તૃપ્તિમાં સુખનું દિવ્ય દૂત જેવુ સ્વરૂપ કલ્પે છે, તે સ્વરૂપને જ્યહારે પોતાની બાથમાં લે છે, ત્હારે જણાઇ આવે છે કે આ તો દુઃખનું હાડપિંજર છે) માટે જે કોઇ માણસ પોતાનું સુખ શોધે છે તે ખુવે છે, અને જે કોઇ પોતાનું સુખ ખુવે છે, હ્હેને તે મળે છે.

આપણે જ્યારે સ્વાથ ત્યાગ કરીશુ, ત્યારે જ આપણને સુખ મળશે. ત્યાગ કરતી વખતે તો આપણને ઘણુ સખત લાગશે, પણ પછીથી જણાશે કે તેથી મળેલા સુખના પ્રમાણમા તો તે દુ ખ કઇ જ નથી સ્વાર્થ ત્યાગ પણ બદલાની અથવા સુખની આશાએ કરવો, એના જેવુ એક પણ કૃત્ય માયિક અથવા તો દુ ખ ઉપજાવનારૂ નથી સ્વાર્થ ત્યાગ કરી દુ ખ સહન કરવા તૈયાર રહેવુ, એ જ જિદગીનો ખરો રસ્તો છે

ત્હારે પ્રકૃતિના નિયમોને જ અનુસરીને ક્ષણભગુર વસ્તુઓનો મોહ અને લોભ રાખી, ત્હેની પાછળ પડવામા ખરૂ સુખ શી રીતે પ્રાપ્ત થઈ શકે ? તે તો શાશ્વત વસ્તુઓનુ જ ગ્રહણ કરવાથી મળી શકશે તેથી અશાશ્વત વસ્તુઓનો મોહ છોડી દઈ, ત્હેમની શોધખોળમા ભમવાનુ છોડી દઇશુ, તો જ આપણને જે અનન્ત સ્વરૂપ છે ત્હેનુ ભાન થશે અને આત્મને ભૂલી જઈ નિર્મળ મન રાખીને આત્મ ભોગ આપવાને તૈયાર થઇશું, અને સર્વ મનુષ્યજાતિ ઉપર પ્રેમ રાખીશુ, તો જ આપણને શાશ્વત સુખ મળશે

જે મનુષ્યનુ હૃદય બીજાને સુખ કરવામા પોતાને ભૂલી જાય છે, ત્હેને ઘણુ સુખ મળે છે એટલુ જ નહિ પણ તે અમર થાય છે કારણ કે તે દૈવિક નિયમ સમજ્યુ છે આપણે આપણી જિદગીનો પૂર્વભાગ તપાસી જોઈશુ, તો જણાશે કે જ્ય્હારે આપણે કોઇને માયાળુ શબ્દ કહ્યો હશે, અથવા તો કઈ પણ દયાળુ કૃત્ય કર્યું હશે, તે જ પળ આપણા ખરા સુખની હશે

પ્રકૃતિના નિયમ પ્રમાણે તો સુખ અને સપ એક જ છે સપ એ તે મહાન્ નિયમનો એક બાજુનો દેખાવ છે અને ત્હેનુ નામ પ્રેમ છે મહાન્ નિયમને ને સ્વાર્થને અણબનાવ છે અને તેથી સ્વાર્થી થવુ તે દૈવિક નિયમથી જુદા પડવા જેવુ છે જેમ જેમ આપણે આત્મને ભૂલી જઈને પરમાર્થી પ્રેમ રાખવાને પ્રયત્ન કરીશુ, તેમ તેમ આપણે દૈવિક ગાનની સાથે એક સૂર થઇશુ, અને આખરે મળનારૂ સુખ આપણુ જ છે

પુરુષ તેમ જ સ્રી અન્ધ બનીને સુખની શોધમા આમ તેમ ભમે છે પણ ત્હેમને તે જડતુ નથી પરતુ તે લોકો જાણતા નથી કે સુખ ત્હેમનામા જ છે અને તે લોકો પોતાના સ્વાથથી ત્હેને બધ કરી દે છે, અને જ્ય્હા સુધી તે લોકોને આ વાતનુ જ્ઞાન નહિ થાય, ત્હા સુધી તે લોકોને સુખ મળવાનુ નથી

"હુ સુખને મ્હારૂ કરવાને એની પાછળ પર્વતો, ખીણો, ખેતરો, મેદાનો, જગલો, નદીઓ અને સમુદ્રો ઉપર ભટકયો, પણ હમ્મેશા સુખ મ્હને ટાળતુ હતુ ને મ્હારી નજર ચુકાવતુ હતુ, આખરે હુ થાકીને લોથ પોથ થયો, અને વિશ્રાન્તિ લેવાને એક ઉજ્જડ વેરાન કિનારા ઉપર બેઠો, પછી એક જણે આવીને ખોરાક

માગ્યો, તો એક જણે આવીને પૈસા માગ્યા, તો કોઇએ આવીને મમતા માગી, અને વળી કોઇએ વિશ્રાન્તિ માગી, અને મ્હેં મ્હારૂં બનતું કરીને બધાને જે જે જોઇતું હતું તે તે આપ્યું, અને એકાએક દિવ્ય રૂપ ધારણ કરીને સુખ મ્હારી કને આવ્યું, અને કહેવા લાગ્યું કે, "હું ત્હારૂં જ છું." "

ઉપરના વચનો ઉપરથી સુખનો ગૂઢાર્થ જણાઇ આવશે. અશાશ્વત અને સ્વહિત પરાયણનો ત્યાગ કરી શાશ્વત અને સ્વહિત નિરપેક્ષનો સ્વીકાર કરીશું, તો જ સુખ આપણું છે બીજાનાં દુઃખ સમાવવામાં, ત્હેમની આસના વાસના કરવામાં, ત્હેમની દિલગિરીમાં ભાગ લઇ ત્હેમને આશ્વાસન આપવામાં આપણે આપણી જિંદગીનો ઉપયોગ કરીશું, તો દિવ્ય સુખ આપણને દુઃખ તથા દિલગિરીમાંથી ઉદ્ધારશે. "પ્હેલું પગથિયું સારા વિચારનું, બીજું સારા શબ્દોનું, અને ત્રીજું સારાં કૃત્યનું લીધું, એટલે હું સુખ લોકમાં દાખલ થયો." આપણે પણ તે જ રીતે કરીશું, તો આપણે પણ સુખ લોકમાં પ્રવેશ કરી શકીશું સુખ લોક તે કંઇ દૂર નથી, પાસે જ છે પરમાર્થિ લોકોથી જ ત્હાંનું સુખ અનુભવાય છે. નિર્મળ, પવિત્ર હૃદયવાળાંઓ જ ત્હેનું સુખ અનુભવે છે.

આવી જાતનું સુખ આપણને ન મળે ત્હાં સુધી આપણે ત્હેની જાતનું સુખ મેળવવાની આકાંક્ષા રાખવી જોઇયે, અને ત્હેને માટે સબળ પ્રયત્ન કરવો જોઇયે. આકાંક્ષાથી તૃષ્ણાનું વિનાશકારક બળ દૈવિક શકિતમાં બદલાઇ જાય છે. આકાંક્ષા રાખવી એનો અર્થ એ જ કે તૃષ્ણા રૂપી સાંકળનાં બંધનથી છૂટા થવાનો યત્ન કરવો. આખરે થાકીને, દુઃખ પામીને, એકાન્ત વાસથી કંટાળીને, અને પોતાનાં કૃત્યથી પસ્તાઇને, પોતાના પિતાને ઘેર આવતા એક ઘર છોડી ગયેલ. છોકરાની સાથે આ યત્નની સરખામણી કરી શકાશે

ત્યાગ તે ફક્ત બાહ્યાડંબર ખાતે નહિ, પણ છેક હૃદયની અંદરથી કરવાની પ્રવૃત્તિ થવી જોઇયે, અને તે નિષ્કામ, તથા લેશ માત્ર પણ સ્વાર્થથી કલંકિત ન જોઇયે, તો જ આખરે આપણને સુખ મળે છે. આપણે દાન આપ્યા પછી, આપણું નામ વર્ત્તમાન પત્રોમાં ન આવ્યાથી, અથવા નો આપણો ઉપકાર ન મનાયાથી, યા તો કોઇએ આપણા વખાણ ન કર્યાથી, જો આપણને લેશ માત્ર મનમાં લાગે, તો તે આપેલું ફક્ત બાહ્યાડંબરને લીધે જ આપેલું ગણાશે. પ્રેમથી અને લાગણીથી આપેલા દાન માટે તો વૃત્તિ તદન નિષ્કામ જ જોઇયે.

બીજાની વિપત્તિઓ ટાળવામાં, તથા પોતાને દુઃખે બીજાનું સુખ ઇચ્છી, તેમ કરવામાં જ ખરૂં સુખ છે. આપણે હમ્મેશાં સ્વાર્થથી ચેતતા રહેવું જોઇયે. અને આત્મભોગ રૂપી દિવ્ય ધડો આપણે શીખવો જોઇયે, અને ત્હારે જ આપણે સુખના પર્વતની ઊંચામાં ઊંચી ટોચે ચઢી, આનન્દ રૂપી સુવર્ણના પ્રકાશમાં અમરતાનાં વસ્ત્રો પ્હેરીને રહેવા પામીશું.

નલિનકાન્ત નરસિંહદાસ દીવટીઆ

## ' वनदेवीनी वीणा '

### ( ગરબી )

૧

મ્હારી વીણા દિવ્ય અમી રસથી ભરી રે લોલ
મુજ ઉરમા એ રસ મીઠા રેલાય જો,
મ્હારી વીણા દિવ્ય પ્રીતિ રસથી પૂરી રે લોલ
અ તરિયામા સુખ ઉંડુ પૂરાય જો,
મ્હારી વીણા મોઘા અમી રસથી ભરી રે લોલ

૨

મદિર મ્હારૂ એ અમૃત રસથી ભીનુ રે લોલ
અમર ભૂમિમા સ્વર ત્હેનો સભળાય જો,
હ્રદય જગાડે રસથી કવિ । દેવીનુ રે લોલ
ઉર ચન્દ્રાનુ આનન્દે ઉભરાય જો,
મ્હારી વીણા મીઠા અમૃતથી ભરી રે લોલ

૩

વિલસે વનમા પ્રીત સમીર સગે કરી રે લોલ
ચન્દ્રા તારાદેવી સાથે પ્રીતડી,
ગીત ગાવા વિભુનાએ ઉમગે ભરી રે લોલ
મ્હારી વીણા મીઠી અમીની વેલડી,
મોઘેરા સ્વર્ગીય અમી રસથી પૂરી રે લોલ

હિમતલાલ જગન્નાથ પચોળી

---

## त्रीजी साहित्य परिषद्

સાહિત્ય પ્રેમી ગુજરાતી સ્ત્રી પુરુષોને જાણીને આન દ થશે કે સાહિત્ય પરિષદ્‌ની ત્રીજી બેઠક રાજકોટમા કરવાને માટે બહુ ઉત્સાહથી તૈયારીઓ ચાલે છે રા. રા બળવતરાય કલ્યાણરાય ઠાકોર તથા રા રા ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતા એ બે ગૃહસ્થો મત્રીઓ તરીક નીમાયા છે અને કાઠીઆવાડના કટલાક વિદ્વાનોની કમીટી નીમવામા આવી છે સાહિત્ય પરિષદ્‌ની બેઠક આ વર્ષે ભાદ્રપદ કે આશ્વિનમા ભરવાનો વિચાર છે

# स्वीकार.

**શાર્ઙ્ગધરસંહિતા-ગુજરાતી ભાષાંતર**—તૈયાર કરનાર રા. રા. ફૂલશંકર અમરજી—પ્રકાશક રા. રા. નરોત્તમ અમરજી-તરફથી અભિપ્રાય અર્થે મળેલ છે તેહેનો અમો બહુ જ આનન્દ પૂર્વક સ્વીકાર કરીએ છીએ. રા. નરોત્તમજીએ પોતાના બન્ધુની દશ વર્ષની મહેનતનું ફળ આવા સારા રૂપમાં બહાર મૂક્યું તે ખાતર અમો તેહેમને ધન્ય વાદ આપીએ છીએ. રા. ફૂલશંકર કે જેઓ ગુજરાતી પ્રેસના એક બાહોશ પ્રૂફરીડર હતા તેહેમણે પોતાના ખંતીલા સ્વભાવને અનુસરી શાર્ઙ્ગધર સંહિતાનું ઘણું જ શુદ્ધ ભાષાંતર કરી જે લોક સેવા કરી છે તેનાં ઉત્તમ ફળ તરીકે તેઓનો પવિત્ર આત્મા અવશ્યમેવ શાંતિ ભોગવતો જ હશે. આ ભાષાંતર માટે રા. ફૂલશંકરે અનેક પ્રસિદ્ધ અને અપ્રસિદ્ધ ગ્રન્થોનું ઝીણી દૃષ્ટિ પૂર્વક નિરીક્ષણ કર્યું હતું એટલું જ નહિં પરન્તુ વનસ્પતિની શોધ ખોળ માટે પોતે જાતે જંગલોમાં અને પર્વતોમાં ભટકયા હતા એ અમારી જાણ બહાર નથી

અમો કહેવાને અચકાતા નથી કે રા. ફૂલશંકરનું ભાષાંતર ગુજરાતીમાં થએલાં ભાષાંતરોમાં તો શું પણ હિન્દુસ્તાનની બીજી કોઈ પણ ભાષામાં થએલ ભાષાંતર કરતા કોઈ પણ રીતે ઉતરતું તો નથી જ. રા. ફૂલશંકર જેવા ઉત્સાહી અને બુદ્ધિમાન પુરુષ માત્ર ૪૦ વર્ષની લઘુ વયમા જ વિદેહ ન થયા હોત તો આવા અનેક પ્રયત્નો કરી તેહેમણે ગુજરાતી સાહિત્યને ઘણો જ અમૂલ્ય ખજાનો આપ્યો હોત એમાં શક નથી. આ ભાષાતર ઉપરાત સાંભળવા પ્રમાણે રા. ફૂલશંકરે તેટલો જ ઉપયોગી વનસ્પતિનો કોષ તૈયાર કરેલો છે, અને આપણે આશા રાખીશું કે રા. નરોત્તમજી આ કોષને પણ પ્રસિદ્ધિમા મૂકી પોતાની બન્ધુ સેવામાં વધારો કરશે અને સાહિત્ય સેવા કરી ગુજરાતી આલમને આભારી કરશે. જો કે અંગ્રેજી વૈદ્યકના પુસ્તકોની કિંમત જોતાં આ ગ્રંથની કિંમત વધારે ન ગણાય પરન્તુ ગુજરાતી વાંચક વર્ગની આર્થિક સ્થિતિ તરફ દૃષ્ટિ કરતાં આ ગ્રન્થની કિંમત પણ જરા ભારે પડતી છે. અમોને આશા છે કે હવે પછીની આવૃત્તિમાં રા. નરોત્તમજી કિંમતમાં કાંઈક ઘટાડો કરશે.

નૂતનશ્રી.

# आर्यधर्मप्रकाश

पुस्तक २७ मु] प्रथम-द्वितीय श्रावण स १९६ जुलाइ-ऑगस्ट इ स १९२९ [अक १०

## ससार सागरने किनारे



(ગઝલ-સાખી)




અરે ! સસાર સાગરને કિનારે એકલો ઊભો,
ન જાણુ શુ હવે કરવુ ? શી રીત ઓળગવો દરિયે ?
શુ કરૂ ને કોને કહુ, કોણ સુણે મમ સાદ ?
મ્હેં સુણ્યુ ના કોઈનુ, શી કરવી ફરિયાદ ?
વિરામુ અહિ ઘડીભર હુ, વિચારૂ શુ પછી કરવુ,
જવુ આગળ, જવુ પાછળ, અગર-દરિયે પડી મરવુ !
આગળ કઈ સાધન નહિ, પાછળ રસ્તો બધ,
સાચુ કે આ સ્વપ્ન છે, મ્હારી મતિ થઈ અધ

* * *

અમર આશા સજીવન થઈ, સજીવન શુ મ્હને કરતી !
ક્ષિતિજમા શુ દિસે પેલુ, અરે ! કઈ વ્હાણના જેવુ
હા ! નક્કી એ વ્હાણ છે, પણ પ્હોચવુ શી રીત !
નાવડુ સરખુ ના મળે, જાણુ એ ખચિત
પહેલા કાંઇ હોયે તો, પછીથી સૌ મળી જાયે,-
અને જજાળની ચિતા-અરે ! ચિતા છુટી જાયે
થાવાનુ થાયે ભલે, "હે દરિયામે દોટ,
"રખનેવાલા રામ હૈ," ત્હારે શી છે ખોટ !

અલ્ફિન્સ્ટન હાઇ સ્કૂલ
મુબઈ

કરીમ મહમ.

# निर्जन वनमां योगी.

## હરિગીત.

શાન્ત છે વળી પાન્થ વનમાં ધ્યાની છે એકાન્તમાં,
સંસારને જ અસાર કલ્પી સાર લેખ્યો તત્વમાં;
આનન્દ માને નંદ[1] કેરા પુત્રના રે ફન્દમાં,
સંયોગી તે યોગી થયો વિયોગી થાતો હર્ષમાં. ૧

ચિન્તત્વ પ્રેરી તત્વમાં, એકત્ર કીધી ઇન્દ્રીઓ,
સંયમ કરે [2]તમને હરે, નિષ્પાપ કીધી વૃત્તિઓ.
નિષ્કામ કરતા કામ યોગી કામ ભસ્મિ ભુત કર્યો,
ધારણા કરી તારણા અર્થે જ યોગી તે બન્યો. ૨

રોગી નહિ ભોગી નહિ યોગી બન્યો એકાન્તમાં,
મસ્તને વળી ચુસ્ત શાસ્ત્રે સુસ્ત સૌના ધ્યાનમાં;
જીવને શીવ રૂપ લેખે શીવ પ્રેક્ષે સર્વમાં.
નિવૃત્તિ સાધી વિશ્વથી પ્રવૃત્તિ પ્રેરી બ્રહ્મમાં. ૩

બ્રહ્મ રક્ષણ, વાત ભક્ષણ, સિદ્ધિ સુલક્ષણ, સાથ છે,
લક્ષ્યે અલક્ષ્યે વાદ છોડી બ્રહ્મને તે તો ભજે.
સંસ્કારના આધારથી એ યોગ દર્શન થાય છે,
દૃષ્ટિ થતાં એ યોગીની સંસ્કાર હૃદે જાગશે. ૪

નિર્જન વને સ્થીતિ કરેલી, યોગી ભણવે સર્વને,
"હું એક જોતો સર્વને જુઓ તમો સૌ હિન્દીને."
સાર લ્યો, કંઇ સાર લ્યો, એ યોગી કેરા યોગથી,
નિવૃત્તિ સાધી અન્યથી પ્રવૃત્તિ પ્રેરો હિન્દીથી. ૫

નાગરવાડા નડીયાદ. મંજુલ.

---

૧. નંદ—કૃષ્ણના પિતા. ૨. તમઃ—તમસ્—ક્રોધ.

# प्रेम के शृंगार ?

ગયા ચૈત્ર માસના આર્યધર્મપ્રકાશના અંકમાં ઉપર લખેલા મથાળાવાળો લેખ પ્રસિદ્ધ થયો હતો. વૈષ્ણવ ધર્મમાં પ્રેમનું કે શૃંગારનું પ્રાધાન્ય છે તે વિશે શંકા ઉઠાવી રા. ચન્દ્ર પોતાનો લેખ સમાપ્ત કરે છે.

આ શંકા કાંઈ નવીન નથી. ગયા શતકની છેલ્લી પચ્ચીશીમાં અને ત્યાર અગાઉ પણ એ પ્રશ્ન વિશે ગુજરાતમાં ભારે કોલાહલ ઉત્પન્ન થયો હતો. મહારાજ લાયબલ કેસના સાક્ષીભૂત થયેલા ગૃહસ્થોમાંના કેટલાક વિદ્યમાન પણ હશે. આમ છતાં હજી વિદ્વાનો કે આચાર્યો નિરાકરણ કરી શક્યા નથી. માત્ર પરિણામ એટલું જ થયું કે અસત્યનો અત્યાચાર કાંઈક ઓછો થયો છે.

આ લેખમાં વેદ, પુરાણ કે એવા પ્રકારના કોઈ પણ ગ્રન્થમાંથી પ્રમાણ ટાંકી સ્વમતનું સમર્થન કરવાનો વિચાર નથી. પ્રમાણયુગ પસાર થઈ ગયો છે અને હેતુયુગનો આરંભ થઈ ચૂક્યો છે. પુસ્તકીયા જ્ઞાનમાંથી ગુજરાતનો વિદ્વાન્ વર્ગ મુક્ત થયો છે.

કૃષ્ણલીલાના કાવ્યોથી ગુજરાતી સાહિત્યનો આરંભ થયો અને તે છેક નવીન સાહિત્યની શરુઆત સુધી, માત્ર કેટલાક અપવાદ સિવાય, બધું સાહિત્ય ત્હેનાથી જ ભરચક થયેલું છે. પ્રજાની નસેનસમાં એ ભાવના વ્યાપી રહી છે તે એટલે સુધી કે હજી પણ તે કવચિત્ કવચિત્ દેખાવ દે છે.

§ એ ભાવના પ્રથમ જગાડનાર નરસિંહ અને મીરાં. ત્હેમનામાં એ જ્વાળા પ્રકટાવનાર શ્રીમદ્ ભાગવત અને જયદેવનું ગીત ગોવિંદ (૧૨મું શતક). ત્યાર પછી ત્હેને બળવત્તર અને લોકપ્રિય કરનાર વલ્લભાચાર્ય અને ત્યાર પછીના ન્હાના મ્હોટા કવિઓ.

પ્રશ્ન એ ઉભો થાય છે કે ગુજરાતી સાહિત્ય કૃષ્ણલીલાથી જ કેમ ઉભરાયું? કવિઓને વિષયની વિવિધતા કેમ ન મળી આવી? પ્રકૃતિનો બેહદ પ્રસાદ ભોગવતા ભરતખંડમાં પ્રકૃતિનાં ભવ્ય વર્ણનો કે સુંદર ગોપકાવ્યો (Pastorals) કેમ ઉત્પન્ન ન થયાં? ત્હેનું કારણ ગુજરાતીઓની ગતાનુગતિકતા હોય કે ગમે તે હોય પણ કવિતાની આ દિશા આપણા કવિઓને જડી નહોતી. સ્નેહલગ્નનો અભાવ એ સાહિત્યના અવરોધનું બીજું કારણ. ગુજરાતી સાહિત્યના આરંભથી રાજકીય અવનતિનો પ્રારંભ થયેલો એટલે વીરરસ કાવ્યો તો જન્મે જ ક્યાંથી? વિદેશી રાજ્યના જુલમને લીધે આ દુનિયા જ કંટાળા ભરેલી થઈ હશે.

§ વધુ ચર્ચા માટે જુઓ પ્રથમ સાહિત્ય પરિષદ્‌ને પ્રમુખ સ્થાનેથી આપેલું સ્વ. ગોવર્ધનરામનું ભાષણ.

એવી મનની વિરાગી અવસ્થામાં વૈરાગ્યનાં પદો બહુધા લખાય. કવિના હૃદયની પ્રેમ અને શૃંગારની લાગણીઓ અન્ય સ્થાન ન મળતાં વધારે મોહક કૃષ્ણચરિત્ર પર જ ઢળી.

કૃષ્ણ ગોપીઓની રાસક્રીડાને ઘણા વિદ્વાનો આધ્યાત્મિક દૃષ્ટિથી સમજાવવાનો પ્રયત્ન કરે છે; કૃષ્ણનું જે ચરિત્ર પ્રજાકીય ભાવનામાં ઉતરી ગયું છે તેનાથી જૂદું જ દર્શન કરાવે છે. આધ્યાત્મિક દૃષ્ટિથી રામાયણ* અને મહાભારત+ પણ સમજાવીએ તો તેમાંથી પણ ઈતિહાસનો અંશ પૂરેપૂરો નીકળી જાય. એટલું જ નહિ પણ સામાન્ય શૃંગારની ગઝલોમાંથી જો ધારીએ તો કવિએ નહિં કલ્પેલું રહસ્ય કહાડી શકીએ. ભાષ્યકારની બુદ્ધિને જ ધન્યવાદ આપવાનો છે. મ્હને સ્મરણ થાય છે કે "વાડામાંથી પાડું એક, છૂટું થઈને નાઠું છેક" એ કવિતામાંથી પણ એક વિદ્વાને આધ્યાત્મિક ભાવના નીચોવી કહાડી હતી. જડ્ડી પાડાને જીવ કલ્પ્યો; ડાહી ગાયને બુદ્ધિ કલ્પી ઇ૦. કવિએ ન ધાર્યો હોય એવો અર્થ બેસારવામાં જ ભાષ્યકારની ખુબી રહેલી છે.

પણ મ્હને હવે શંકા થાય છે કે આધ્યાત્મિક ભાવનાને શૃંગારનું સ્વરૂપ આપવાનું શું પ્રયોજન હશે? અને તે પણ વળી પરકિયા સાથેના શૃંગારનું? લોકોની ક્ષુદ્ર વાસનાઓને અધીન થઈ, કૃષ્ણભક્તિનો ફ્હાળો ફેલાવો કરવા માટે જ હશે. અલબત્ત ફેલાવો ફ્હાળો થયો પણ શૃંગારની મોહિની આગળ વેદાન્ત ગૌણ થયું એ કોને વિદિત નથી?

આદિ ભાગવતકારનો ગમે તે હેતુ હોય તોપણ તેથી ધર્મનું સ્વરૂપ તેનાથી anthromorphological ( માનુષી ભાવનામય ) થયું. મનુષ્યે પ્રભુમય થવાને બદલે પ્રભુ મનુષ્ય બન્યો. માનવીના સર્વ શુભ અશુભ ગુણો પ્રભુમાં આરોપણ થયા. કેટલાક એવી દલીલ બતાવે છે કે એથી ભક્તિનો વેગ બળવાન થયો. પ્રેમનાં બીજાં સ્વરૂપ કરતાં પતિપત્નીનો પ્રેમ વિશેષ ઉત્કટ હોય છે. પણ એ ભક્તિને સાવેગ કરતાં પરમાત્માનું ...પ કેટલું ફરી ગયું? નિરંજન, નિરાકાર, પરમ કૃપાળુ પ્રભુને રંગીલો, ફક્કડ, છોગાળો બનાવી દીધો. મીરાં અને નરસિંહનાં હૃદયને એ સાવેગ ભક્તિ પ્રભુના ...ત્ય સ્વરૂપ સાથે પરમ ઐક્ય કરાવતી હશે કે નહિ તે આગળ જોઈશું, પણ ક્યાં છે ત્હેમની સહૃદયતા અને સરળતા? માનુષી ભાવોમાં રચ્યાં પચ્યાં રહેલાં ક્ષુદ્ર માનવીઓને એ યોગનો સાક્ષાત્કાર થશે કે?

વધારે અનિષ્ટ પરિણામ કવિઓએ આણ્યું. પ્રથમ તો ભક્તિથી ઉશ્કેરાઈ સંપ્રદાય પ્રમાણે શૃંગારાત્મક પદો ગાતાં ગાતાં, કવિતામાં એક તાન થતાં તેમની મૂળ માનુષી વાસનાઓ જાગૃત થઈ. પ્રભુનો વિયોગ પ્રિયતમના વિપ્રલંભ શૃંગારમાં ગવાયો. પ્રભુની સાથે જોડાવાની આત્માની આતુરતા સામાન્ય કામુકતામાં જ સમાઈ.

ઉપર કહેલી ભક્તિમાં ચકચૂર થયેલાં નરસિંહ અને મીરાંની માનસિક

---

* આધ્યાત્મિક રામાયણ. + સરસ્વતીચંદ્ર ભાગ ૪ થો.

સ્થિતિનુ પૃથક્કરણ કરીએ તો તેમા પણ એ ભક્તિની નિષ્ફળતા જણાશે નરસિંહનુ એક અતિ લોકપ્રિય પદ જોઇએ –

" મેલ પીતાબંરા અબર માહરૂ, રાત વીતી હવે સૂઇ ન રહેવુ "
" તુ તારે મદીરે પ્રેમસુ પોઢીઓ, માહરે મદીરે દૂર જાવુ "

લોકપ્રિય થઇ ગયેલા આ નાત્ત સ્તવન (?) ઉપર વિવેચન કરતા મર્યાદાનો લોપ થાય પુત્રી પિતા પાસે અથવા બ્હેન ભાઇ પાસે વાચી શકે એવી કવિતાને જ કવિતા કહેવી એ દલપતરામનુ સૂત્ર ભક્તિના પદો લાગુ પાડીએ તો એ નામને તેઓ યોગ્ય મનાશે કે? પ્રભુ ઉપર સાવેગ ભક્તિથી આ પદ લખાયુ હોય તો પણ ઉંડો-વિચાર કરતા જણાશે કે કવિએ કલ્પિત કૃષ્ણ સાથે માનસિક ભોગ ભોગવ્યા હોવા જ જોઇએ એના ગમે તેવા આધ્યાત્મિક અર્થ કરો પણ મલિન શગારનો પટ તો ત્હેમના ઉપર રહેવાનો જ પરમ સાત્વિક, પવિત્ર પ્રભુને રાજસિક ને તામસિક ગુણ આરોપવાથી પ્રભુની પ્રભુતા જ ઘટે છે એમા ઉંડા ફિલસુફી ખરેખરા છે જ નહિ જે બતાવવામા આવે છે તે કવિતા લખનારે કે કોઇએ બેસાડેલા છે પ્રભુને આ પ્રકારે ભજવાની ગૂઢ શક્તિ તો ઇરાનના સુફીઓને તથા આ દેશના થોડાક અધિકારી જનોને જ મળેલી છે તેઓ કદાચ કહેશે કે પાશ્ચાત્ય સુધારોના જડવાદથી અજાયેલી દૃષ્ટિ એ રહસ્ય જોઇ શકતી નથી

આટલા ઉપરથી પ્રેમભકિતના ખરા સ્વરૂપની વિડબના થવી ન જોઇએ પ્રેમ અને શૃગારના પ્રદેશ જ જૂદા છે પ્રેમી પણ કામાસકત થયેલ દપતીની પ્રેમચેષ્ટાને જો પ્રેમ કહીએ તોપણ પ્રેમની અવનતિ જ થાય પ્રેમ પરમ સાત્વિક છે શૃગાર રાજસિક અને તામસિક પણ છે પ્રેમનો આવિર્ભાવ આત્મા કરે છે, શગારનો દેહથી થાય છે પ્રભુ ઉપર પ્રેમ ઉત્કટ થાય એટલે ભકત પ્રભુમા લીન થાય અને ધ્યેય, ધ્યાતાનો ભેદ ભૂલાય આ સ્થિતિએ જવાનો શૃગાર માર્ગવાળા દાવો રાખે છે સત્ય છે પ્રભુને સશરીર કલ્પી તે દેહધારી પ્રભુ સાથે શગારની ધુનમા ઐકય કરે છે જગતનુ ત્હેમને વિસ્મરણ થાય છે પણ એમા આત્મા ઉન્નત ગામી થાય છે? જગતના સ્થૂળ બધનોને ભેદી ભકિતની દિવ્ય અને સૂક્ષ્મ ભૂમિમા તે શુ ફરી શકશે? હૃદયને એથી અલૌકિક શાન્તિ અને નિર્મળતા મળશે? પાપીના ચીરાતા હૈયાને પાવન કરવાની શકિત એ પદોમા છે? જગતનુ વિસ્મરણ કરવાનુ જ પ્રયોજન હોય તો તેઓ કલૉરોફૉર્મ શા માટે સૂઘતા નથી?

આ વિવેચન કોઇ મડળ કે વ્યકિત પર આક્ષેપ કરવાને લખાયુ નથી તેમ અમારૂ વચન વેદ વાકય છે માટે વગર વિચાર્યે સ્વીકારો એવી મૂખતા આ યુગમા નભનાર નથી હજી આ વિષય પર ઘણુ કહેવાનુ છે કોઈ વિદ્વાન્ મિત્ર નિષ્પક્ષપાત પણે ઇતિહાસ અને માનસ્ શાસ્ત્રની દૃષ્ટિએ વિવેચન કરશે તો આભાર થશે

ઉમરેઠ
તા ૪-૬-૧૯૦૮

Iconoclast

# आहार मीमांसा.

( અનુસંધાન પા. ૨૦૧ થી )

સુક્ષ્મ શરીરના સુક્ષ્મ આહારના સૂક્ષ્મ વિચારો આગળ નહિ લંબાવતાં સ્થૂળ શરીર સંબંધે જ વિચાર કરતાં હાલના જમાનાની તે વિષયમાં થતી પ્રવૃત્તિમાં સુધારો ખરો–થવાની જરૂર છે. હાલ તો સ્વચ્છંદપણે વિહરતી લોલુ પ્રવૃત્તિઓને સંતોષી તામસ્ સુખ માટે આહાર વિહારાદિની જરૂર મનાય છે એટલું જ નહિ કિન્તુ તેમ કરવાની કડાકુટમાં જ–કેમ જાણે ખાવા માટે જીવન હોય–એમ જીવન કાળ વ્યતીત થવા દેવો એમાં કર્ત્તવ્યની પરિસીમા કેટલેક સ્થળે મનાય છે. શરીરનું પોષણ કરનાર જે આહાર છે તે જ તેનું શોષણ કરનાર થઈ પડે અને ઉંટ વૈદ્યો વૈદક જાહેર ખબરો, વીર્યવર્ધક અને કામવિલાસ ગુટીકાઓ ચકલે ચકલે વ્હેચનારાં દવાખાનાંઓ અસંખ્ય નીકળી પડે એ આવી માન્યતાનું પરિણામ છે. આહારાદિમાં અયુકતપણે વ્યવહરવાને પરિણામે બની ગએલા સુરતી લાલાઓ– માઇકાંકલાઓ–જેઓએ અતિ ખારા, ખાટા, તીખા પદાર્થો–ભજીઆં અને સંભારીઆ વગેરે અયોગ્ય રીતિએ ખાઈને પોતાનાં વીર્ય સત્ત્વબળ શક્તિ ગુમાવી હોય, તેઓ વીર્યવર્ધક સ્થંભક કામ વિલાસ ગુટીકાઓ અનેક ખાય તો તેથી શું ખરી આરોગ્ય સિદ્ધિ મળે ? જે આર્યો આહાર સંબંધીના સર્વ પ્રકારના વ્યવહારમાં યુકત પવિત્ર અને શ્રેષ્ઠ મનાતા, તેઓ આજે અયુકત અપવિત્ર અને નેષ્ઠ થતા જાય છે. પૂર્વની પવિત્રતા, શુદ્ધતા, શ્રેષ્ઠતા અને મહત્તા પ્રાણી માત્રમાં રહી છે. તેમ જ हितभूंक् मितभूक् अशाकभूक् નું સ્મરણીય સૂત્ર કેવળ પુસ્તકોમાં કે પરોપદેશે પાંડિત્ય દર્શાવવામાં દૃષ્ટિયે પડે છે. જ્ઞાતિભોજન કે એવા જ કોઈ પ્રસંગે સાત્વિક અંતઃકરણને દુઃખિત કરે એવા જે આચારો ચાલે છે તે નિરખવાથી પૂર્વોકત વિચારની સત્યતા સ્થાપિત જણાશે. અણુગળ અને અરડાયલા હોંડામાં ભરેલું અયોગ્યું ઉઘાડું પાણી, સાફ ન કરેલ તથા જેમ તેમ પકવેલ અનાજનો જથો, જમવા બેસવાની જગ્યા, રાંધનાર, રસોડું, અને રસોઈમાં વાપરવાની ચીજોની સ્થિતિ તેમ જ લાહુલટો–જમવા માટે જીવનારાઓ–નો ભોજન વ્યવહાર એ સર્વ અવલોકનપૂર્વક નિરખનારને પૂર્વોકત વિચારનું ભાન કરાવે છે; આવા વ્યવહાર ત્યાજ્ય છે. હાલના સુધરેલા જમાનાની અસર રસોડા સુધી પેઠી છે. અને પરિણામ શરીર તેમજ મનનાં બળની હીનતામાં આવે છે જે અનિષ્ટ છે.

અથાગ માનસિક શ્રમ, તેના પ્રમાણમાં જોઇતા પૈષ્ટિક ખોરાક—(હાલ તો વળી

દૂધની જગ્યા ઉના પાણી-ચાએ લીધી છે), કસરતનો અભાવ અકાળે અયથાથ રીતિએ સ્ત્રીસંગ તથા અનેક પ્રકારના સ્વાદિષ્ટ અન્નનો અતિ યોગ અને ટુંકમાં સૃષ્ટિ નિયમ વિરૂદ્ધ આચરવું એ સર્વેને લઇને શારીર સ્થિતિ બગડે એ સ્વાભાવિક છે, અને એ બગડેલી શારીર સ્થિતિ સુધારવાને બાહ્યોપચાર ઔષધોપચાર કરવો એ વ્યર્થ છે ખરી રીતે તો જે કારણોને લઇને એમ શરીર તથા મનના બળ વીર્યનો નાશ થયો હોય, તેનો નાશ થવો જોઇએ ત્યારે જ "નિમિત્તને અભાવે નૈમિત્તિકનો પણ અભાવ થાય" એ ન્યાયે એ સુધરી ઠેકાણે આવે આહાર વિષયક એક ઉત્તમ બોધ આ છે કે —

नरागान्नाप्यविज्ञाना दाहारमुपभोजयेत् ।
परीक्ष्य हितमश्नीयाद् देहोह्याहार सम्भव ॥

અર્થાત્ સ્વાદિષ્ટ છે માટે રાગવૃત્તિથી ખાવું એમ નહિ, તેમજ અવિજ્ઞાનથી નહિ, પણ હિતાહિતની પરીક્ષા કરીને આહાર લેવો દેહ છે તે આહાર વડે છે, એટલે રાગવૃત્તિથી નહિ કિન્તુ જીવન નભાવવા ખાતર-વિચાર સૃષ્ટિ વિશુદ્ધ કરવા ખાતર માફકસર રહેલું સાદો તાજો અને યોગ્ય ખોરાક છે તે મનુષ્યને રોગથી મુક્ત રાખે છે આહારના ત્રણ વિભાગ શ્રી ગીતાજીમાં નીચે પ્રમાણે દર્શાવ્યા છે એ ઉપર થી સુજ્ઞ વાચક વિવેક કરી લેશે

आयु सत्ववलारोग्य सुखप्रीतिविवर्द्धना ।
रस्या स्निग्धा स्थिरा हृद्या आहारा सात्विकप्रिया ॥
कट्वम्ल लवणात्युष्ण तीक्ष्णरूक्ष विदाहिन ।
आहारा राजसस्येष्टा दु खशोकामयप्रदा ॥
यातयाम गतरस पूति पर्युषित च यत् ।
उच्छिष्टमपि चामेध्य भोजन तामसप्रियम् ॥

તાત્પર્યાર્થ —આયુ વીર્ય, બળ, નિરોગતા, સુખ, પરમ હર્ષ, એમને વધારનારા તથા રસવાળા, સ્નિગ્ધ, જેની અસર શરીરને ઉપકારક લાંબો વખત રહે તેવા હૃદયને પ્રિય લાગે એવા આહાર સાત્વિકને ઇષ્ટ હોય છે અતિ કડવા, ખાટા, ખારા, ઉષ્ણ, તીખા લુખા, દાહ કરનાર આહાર રાજસ્‌ને ઇષ્ટ હોય છે તે દુ ખ, શોક, અને રોગ ઉપજાવે છે થોડું પકવેલું, રસરહિત, દુર્ગંધવાળું, રાંધ્યા પછી એક રાત્રી રહેલું અને ઉચ્છિષ્ટ ભોજન તામસ્‌ને પ્રિય હોય છે

રાજસ્‌તામસ્ આહાર વર્જવો જોઇએ, અને સાત્વિક આહાર લેવો જોઇએ એ દુ ખ, શોક, રોગાદિની અનર્થ પરંપરાથી બચવામાં અમોઘ ઉપાય છે એ ખરૂં છે

તથાપિ તે સાથે આચાર વિચાર વિહાર સંબંધ એ સર્વ—જેના વડે મનરૂપી પટ પર ચિત્ર વિચિત્ર પ્રકારના સંસ્કારો દૃઢ રીતિએ છપાતા જાય છે. તે સર્વ પણ સાત્વિકભાવવાળા કરવા જોઇએ. મન અને શરીર—સૂક્ષ્મ શરીર અને સ્થૂળ શરીરની પરિપૂર્ણ આરોગ્યતા અને તજ્જનિત સ્વાસ્થ્ય અને સુખ સાધવા અર્થે જે જે દ્રવ્યથી તેમનું પરિપોષણ થાય છે તે તે દ્રવ્યોને અત્યંત વિશુદ્ધ સાત્વિક કરવાં જોઇએ. એ બેમાંથી એક તરફ દુર્લક્ષ કરાય અને બીજાનું પોષણ કરવા પ્રયત્ન લેવાય તો એક પણ સુધરી શકે નહિ. એ બંને પરસ્પર એવાં તો સંકળાએલાં છે કે એકને અભાવે બીજાની પણ સ્થિતિ નહિવત્ થાય છે. ઉચ્ચ પ્રકારના વિચારો—ભાવના કામનાનું વહન અપ્રતિ હત સતત રહેવું એ સૂક્ષ્મશરીરની વિશુદ્ધિ અને પરિપુષ્ટિ છે, અને તે યોગ્ય શરીરારોગ્ય જનિત બળ—કામ રાગ વિવર્જિત બળ નહિ કે કેવળ શારીરબળ—દ્વારા આપણુની સ્થૂળ દૃષ્ટિને પ્રત્યક્ષ થાય છે. ઉચ્ચ પ્રકારની સત્ક્રિયા થવી એ ઉચ્ચ પ્રકારની સૂક્ષ્મ શરીરની દશાનું પરિણામ છે. ઉંડો વિચાર કરતાં જણાય છે કે આહારની વ્યવસ્થા આર્ય શાસ્ત્રકારોએ જે કરી છે તેમાં પણ પોતાની અધ્યાત્મદૃષ્ટિ બહુ સૂક્ષ્મ રીતે વાપરી છે. ઉપનિષત્‌માં તો આગળ કહ્યું તેમ અનાદિ કાળની હૃદયગ્રન્થી કે જેના લેહાવાથી મર્ત્ય માનવી અમૃત થાય છે, તે ગ્રંથીઓને ત્રોડવામાં આહારશુદ્ધિ એ પરંપરા કારણુ છે, એમ કહે છે. ઉપર ચલાવેલી વિચાર પદ્ધતિએ જોતાં તેમ જ સત્શાસ્ત્રે કરેલા નિર્ણયો જોતાં એ માન્યતા સુસિદ્ધ છે. આહારની ખરેખરી ઉપયોગિતા એ માટે છે. તે જો ક્રમે ક્રમે સધાય નહિ અને ઉત્તરોત્તર અધઃપતન થતું રહે તો અન્ન દોષ પ્રથમ ટાળવો જોઇએ. આહાર વિહાર આચાર વિચાર એ સર્વને સાત્વિક બનાવવાં જોઇએ. ક્ષણિક સ્વાદ—જે અન્ય ક્ષણે જ દુઃખ રૂપતામાં પરિણમે છે, તે માટે આહારાદિમાં મિથ્યા યોગ અને હીન યોગ થાય એ ખરો સુધારો નથી. કોઇ પણ પ્રકારની ઉન્નતિ સાધવાનાં યોગ્ય માનસબળ સંયુક્ત શારીરબળવાળી વ્યક્તિઓના સમૂહ રૂપ સમાજ જેટલી ત્વરાએ જેટલી સહેલાઇએ વિજયી થાય છે તેટલી ત્વરા અને સહેલાઇએ કેવળ માનસબળ વા કેવળ શારીરબળ વા ઉભયથી હીન વ્યક્તિઓનાં સમાજ વિજયી થતાં નથી, એ પ્રત્યક્ષ સિદ્ધ છે. ઉભય પ્રકારનાં બળની વૃદ્ધિનો આધાર તેને મળતાં પોષણુપર છે. આ પોષણુ જો ઉત્તમ પ્રકારનું હોય તો ઉત્તમ પ્રકારનાં બળની સંપ્રાપ્તિ દ્વારા ઇચ્છિત વસ્તુ મળી જ શકે.

સૂક્ષ્મ શરીર અને સ્થૂળ શરીરનાં યોગ્ય પ્રકારનાં બંધારણ થવા કારણભૂત આહારનું યથાવત્ જ્ઞાન આર્ય પ્રજા મેળવે અને તદનુકૂળ વર્તી તેઓ અભ્યુદય નિઃશ્રેયસ ક્રમે પ્રાપ્ત કરે એવું ઇશ્વર પાસે યાચતાં યાચતાં વૃત્તિ વિરામ પામે છે.

કચ્છ મુદ્રા. ન્હાનાલાલ દેવશંકર વૈદ.

# श्रीभर्तृहरिनिर्वेद नाटक

અંક ચોથો

દેવતિલક —(પ્રવેશ કરીને) આ યોગીરાજે મહારાજાને સ્મશાનમાંથી ઉપવનમાં આણ્યા એ બહુ જ ઉપકાર કર્યો તો ચાલ હું પણ ત્યાં જ જાઉં (આ નંદથી પરિક્રમણ કરીને તથા જોઈને) અહો! મહારાજા તો યોગી સાથે બેસી ધ્યાન ધરે છે ને શું? નક્કી મહારાજાની અંદરની અને બહારની ઇંદ્રિયો જે શોકની ઊર્મિઓથી ઘેરાઈ ગઇ હતી તે હવે મુક્ત થઇ જણાય છે અથવા તો

હમચ છાડ્ય ચલે એ રંગ

સકળ વિષયથી ઈંદ્રિયગણને
રોકયા વિના કયમ શાન્તિ મળે રે? સકળ વિષયથી
શોક તણો પાવક ઝળઝળતો,
વૃત્તિ નિરોધનું[ж] વારિ મળે રે,
સહજ શમન બનશે પ્રિય મન્ધુ!
તે વિણ દુ:ખડું નાહિં ટળે રે સકળ વિષયથી

(ઉપર વર્ણ્યા પ્રમાણેની સ્થિતિમાં રાજા અને યોગી પ્રવેશ કરે છે)

રાજા —(ધ્યાનની પૂર્ણતા થતાં આનન્દે સાત્ત્વિક વિચાર દર્શાવતા) ભગવન્! વિજ્ઞાનાનંદનો આસ્વાદ તો કાંઈક ઓર જ જણાય છે

ગોરક્ષ —વત્સ! હજુ અભ્યાસનો પરિપાક થયે તું પૂર્ણાનંદમાં સ્થિત થઇશ વળી યથા કાળે ત્હને આઠ અંગ[આ] સહિત હઠયોગનો પણ ઉપદેશ થશે

રાજા —ભગવન્! એ પણ દાસને વરદાન જ મળ્યું (ચરણમાં પડે છે)

દેવતિલક —(આનન્દપૂર્વક, સ્વગત) આ યોગીરાજે શોક ટાળી મહારાજાને આનન્દમાં આણ્યા જણાય છે, તો ચાલ હવે આજ્ઞા માગવાનો આ અવસર છે (પાસે જઇ પ્રણામ કરીને પ્રકટમાં) દેવ! દેવીને વહ્નિસંસ્કાર[ઙ] કરવાની રજા આપો

---

[ж] વૃત્તિનિરોધ—વૃત્તિઓ યોગાભ્યાસે સ્થિર કરી તે વૃત્તિનો નિગ્રહ થવાથી તે સ્વસ્વરૂપમાં લય પામે છે (આ વિષે વધારે વિગત પાતંજલ યોગ દર્શનમાં જુઓ) [આ] યમ નિયમ આસન પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા ધ્યાન ને સમાધિ એ યોગના આઠ અંગો કહેવાય છે [ઙ] બાળવાની

**રાજા:**—(મૌન ધરી રહે છે).

**દેવતિલક:**—દેવ ! કૃપા કરી ઉત્તર આપો.

**રાજા:**—(હસીને) એ અવસર તો ગયો.

**શાલિની.**

મંત્રી તું ને હું હતો ભૂપ જ્યારે,
આજ્ઞા દેતો હું ત્હને ભાઈ ત્યારે;
ત્હારું મ્હારું સૌ ત્યજ્યું બન્ધુ ! મ્હેં જ્યાં
દેવી આજ્ઞા, એ હવે શેષ છે ક્યાં ?
પામ્યો સર્વે સિદ્ધિ ગુરુ કૃપાથી;
પામ્યો સર્વે રિદ્ધિ ગુરુ કૃપાથી;
શ્રીદૈશિકે[ई] સર્વ વ્યામોહ[उ] ભાગ્યો,
ત્હારું મ્હારું એ બધો ડોળ ત્યાગ્યો.

**દેવતિલક:**—(યોગીને) યોગીરાજ ! વીંછીનું વિષ ઉતારવા કાળસર્પને કરડાવવો યોગ્ય નથી.

**ગોરક્ષ:**—મંત્રિવર ! મ્હને ઠપકો ન આપો. શોકદશામાં સહજ ઉદ્ભવેલા નિર્વેદથી રાજાને પાછો વાળો. હું પણ તેમ કરવામાં તમારો સહાયક થઈશ.

**દેવતિલક:**—રાજન્ ! આ શું ?

આજ્ય[ऊ] જેવું રાજ્ય રાજા છોડો કાં હવે— ટેક.

દારુણ શ્રમથી મથી મથી, કાઢયું કોડેથી નવનીત[ए]
શાણા ઓ મહારાણા તેની છોડો છો કાં પ્રીત— આજ્ય.

**રાજા:**—એ અવસર પણ ગયો. હમણાં તો

**શાર્દૂલ.**

રે રે આ તન તાવમાં ધખધખે, ગાત્રો ગળે છે મહા,
જાણે વ્યાલનું વિષ વ્યાપ્યું અતિશે, તેવી બળે કાય આ;
વારંવાર અજીર્ણની ઉલટીમાં, મૂર્છા વળે છે જ જ્યાં,
ત્યાં આ રાજ્ય કુપથ્ય આજ્ય સમું[ऐ] હું. છે ત્યાજ્ય નક્કી હવાં.

**દેવતિલક:**—રાજન્ ! આજ સુધી મહા શ્રમ કરી મેળવેલું આટલું બધું વિત્ત પણ શું આપનું ચિત્ત ખેંચતું નથી ?

---

ई દૈશિક=ગુરુ. उ વ્યામોહ=અજ્ઞાન. ऊ ઘી. ए માખણ. ऐ પ્રધાન રાજ્યને સુંદર ઘી ઠરાવે છે ત્યારે તે જ ઉપમાને લબાવીને એ રાજ્યરૂપી ઘી મ્હારા જેવા અજ્ઞાન રૂપી જ્વરના રોગીને અપથ્ય છે એવો રાજા ઉત્તર આપે છે.

રાજા — 	પ્રહર્ષિણી વૃત્ત

પામ્યો હુ પરજન પ્રાણુ પીડીને જે,
રહ્યુ છુ મુજ પ્રિયપ્રાણુ પીડીને જે,
જે જાતા હૃદય વિદારી થાય ચિંતા,
તે દ્રવ્યે અરરર સુખ કાંઈ છે ના

દેવતિલક —ત્યારે શુ ત્હમે પોતે નઠારી નિર્ધનતા પામવાથી ધયભાગી થયા માનો છો ?

રાજા— 	શાર્દૂલ

ઓ
ચોરો ભૂપકુળો અને ખળજનોથી જેહ ભીતિહિણી,
જે છે દ્વેષરહિત શત્રુજનથી, ને શાન્તિને વધતી,
તે એ નિધનતા ભલે વરી મ્હને, છો ધયભાગી ત્હમે
વિદ્યુટરેખ સમાન સુખદ ભલે લક્ષ્મી તમોને ગમે

દેવતિલક —મહારાજ ! સુખે પ્રાપ્ત થએલી અને સર્વ પ્રકારે હૃદયને આહ્લાદ આપનારી પૃથ્વીનો શા સારૂ તિરસ્કાર કરો છો ?

રાજા —અરર ! તેનો તિરસ્કાર કરી શકાય ? નહિ નહિ, હુ તો એ ભૂમિને બહુ બહુ માનની નજરથી નિહાળુ છુ જો જો એ કેવી છે ?

શાર્દૂલ

જેણુ પૂર્ણ પ્રીતિથી પાલન કર્યું તે કથને ભૂલતી,
લાવણ્યાદિ ગુણે ભર્યા પ્રીતમના કંઠે જઈ ઝુલતી,
રાગીને તજીને અરાગી જનને અંકે હસી ખેલતી,
ઔ
ભૂમિ વાર વધૂ સમી નવનવા નાથે સદા રીઝતી

દેવતિલક —મહારાજ ! પૂર્વજ મના અનેક પુણ્યોએ પ્રાપ્ત થયેલા આ રાજપદનો ત્યાગ તે કોણુ કરે ?

---

ઓ આમા નિધનતાના સુખો વર્ણવો છે જે નિધનતા ચોર ભૂપતિ અને લુચ્ચા લોકો તરફના ભય વગરની છે વળી શત્રુ તરફના દ્વેષ વગરની છે અને મહા શાન્તિને આપનારી છે એ નિર્ધનતા મ્હારી પાસે ભલે હોય પરતુ આ બધા દોષવાળી અને વીજળીના ચમકારા જેવી ક્ષણભંગુર લક્ષ્મી તમને ભલે હો હુ નિધનતાને સુખકારક ગણુ છુ એ ભાવ છે

ઔ વેસ્યા લાવણ્યવાળા ધણીને બ્હાને ધરીને ભેટતી અને પૂર્ણ પ્રીતિથી પાલન કરનાર પતિને ભૂલી જનારી વળી પ્રીતિવાળાને છોડી અપ્રીતિવાળાને અંકે ખેલનારી વેસ્યા સરખી પૃથ્વી છે મતલબ કે તેનો મોહ શો ? વસુધરાના બ્હાનથી હુ કર્તવ્ય ભૂલીશ નહિ એ ભાવ છે

રાજા :—( હસીને )

શાર્દૂલ.

શું રાજા મુજને ગણી ભયથકી રોગો ન થાતા મુને ?
શું રાજા મુજને ગણી મનપિડા શું પીડતી ના મુને ?
શું રાજા ગણિને વિપત્તિ મુજથી બ્હીને વિદેશે પળે ?
શું રાજા મુજને ગણી જમ જશે પાછો વિનાશી પળે ? क
રે રે "હું મહારાજ" એમ મનથી માની વૃથા ફૂલવું,
હા મિથ્યા અભિમાન અંતર ધરી, અજ્ઞાનમાં ડૂલવું;
જેવી સર્વતણી ગતિ જગતમાં, તેવી નૃપોની ગતિ,
અંતે કાળ-કરે ફસાઇ મરવું ના ફેર એમાં રતિ.

દેવતિલક:—હા નાથ ! આપનાં રૂદન કરતાં આ સૌ બન્ધુજનોનો આપ શા સારૂ ત્યાગ કરો છો ?

રાજા:—દેવતિલક ! ખરા બન્ધુઓ તો તે જ કહેવાય કે પરલોકમાં જવાના ख પ્રયાસમાં મારા પર પ્રીતિ રાખવા વાળા છે. અને તે સિવાયના બીજા તો—

શાર્દૂલ.

ग ગાડે બેસી ગીતો કરે, ઉદયમાં લેશે ન રાજી ઉરે,
નાશે અશ્રુ ઝરે, પરંતુ મનમાં રાજી થતા તે ખરે;

---

क વિનાશી પળ=મોતની ઘડી.

ભર્તૃહરિ કહે છે કે મ્હને રાજા ગણીને શુ મ્હારા રાજાપણાના ભયથી મ્હને રોગો નહિ થાય ? મનનાં દુ:ખો નહિ થાય ? વિપત્તિ નહિ આવે ? કે મોતની ઘડીએ જમ નહિ આવે ? મતલબ કે તે બધુ થવાનુ જ. તો પછી "હું રાજા છુ" એવા અભિમાનમા શા માટે ફુલાવુ ? જગતમા જેવી સૌ માણસોની ગતિ છે તેવી જ રાજાની પણ છે. માટે હવે હુ રાજપદને લોભે પણ પાછો નહિ આવુ એ ભાવ છે.

ख મોક્ષમાગ મેળવવાના યત્નમા જે સદગુરુ મને સહાય કરનારા છે તે જ મારા ખરા બન્ધુ-જનો છે, બાકીના તો સ્વાર્થી જ છે.

ग સંસારનાં સ્વાર્થી સગાની બન્ધુતા કેવી છે તે ગાય છે "જેને ગાડે બેસે તેનાં ઘોળ ગાય" ઉદયમા ભાઇ ભાઇ કરે પણ અંતરથી સ્નેહ જરા પણ ન મળે. મોત થાય ત્યારે કૃત્રિમ આંસુડા પાડે પણ શોક લેશ માત્ર ન મળે. અરે ઉલટા રાજી થાય, ચડતીમા ભલુ મનવે, પણ આપત્તિ સમયે સહાય તો શાની જ કરે પણ ઉલટી નિંદા કરે. આવા જનોને જો બન્ધુ ગણીએ તો પછી શત્રુ કોને ગણવાના રહ્યા ? મતલબ કે સ્વાર્થી સગા એ શત્રૂ જ છે.

સંપત્તિ સમયે મીઠું મનવતા, આપત્તિમાં નિંદતા,
એ મૈત્રી બંધુ ગણાય તો જગતમાં શત્રુ ક્યાં માનવા ?

દેવતિલક—રાજન્ ! જો એમ જ હોય તો આ સર્વે જનો એમ કેમ માને છે કે "આ મ્હારા મિત્રો છે ને આ શત્રુઓ છે ?" વળી તેથી થતા સુખો અને દુખો પણ શા માટે સહન કરે છે ?

રાજા—એનું જ નામ અજ્ઞાન, એ જ મહામોહ ને એ જ માયા, કે જેમાં ડૂબેલા જગતના જનો સારાસાર જોઈ શકતા નથી

રાગ માઢ

હે મ્હારૂં મ્હારૂં મૂઢ મૂરખ ! મૂઢતા મૂકી,
જાવું છે જમને હાથ મો ચતુરાઈને ચૂકી. ટેક
મનહર દારા દીકરા, મો સ્નેહીનો સાથ,
એ સઘળું અળગું કરી, પળવું ખાલી હાથ
મૂરખ મૂઢતા મૂકી, જાવું છે જમને હાથ મો ચતુરાઈને ચૂકી
હું હું કરતો હીંડતો, ધમધમ ધરતો પાય,
પણ હા ! રજ નહિ સમજતો, પાછળ સળગે લ્હાય -મૂરખ !
જાગો ઓ જગવાસીઓ, તજો મોહ પરિવાર,
તત્ત્વ તપાસો જો તમે, તો તરશો ભવપાર મૂરખ !

દેવતિલક—(ખેદ સાથે) હા રાજલક્ષ્મિ ! હવે તું પણ હણાઈ ગઈ !

રાજા—અનેક અનર્થોની સાથે સંબંધ રાખનારી એ તો સદા હણાએલી છે જ જો

મનહર

ઘ
ખારા વારિમાંથી જન્મ, ધારવાથી ખારવાળી,
લક્ષ્મી તો સદૈવ દોષ-ડુંગર ભરેલી છે,
કૃતા નહીં છે જેપૈ હલાહલમાંથી હોમે,
ચંચલતા તરંગોની સંગતિથી ઝીલી છે,

ઘ લક્ષ્મી સમુદ્રમાંથી ઉપજેલી હોવાથી તેનામાં તેના પિતા સમુદ્રના તથા ભાઈઓના જે જે દુર્ગુણો આવ્યા છે તે આમાં કહે છે સમુદ્રમાંથી ખારાશ હલાહલમાંથી કડવાશ કપદ્રુમમાંથી જડતા તરંગોમાંથી ચંચલતા પોતાની બેન મદિરામાંથી મદ ચંદ્રમાંથી શકતા ને ધનુષમાંથી વામપણું એવા એવા તેનામાં અવગુણો તેના ભાઈના માંથી આવેલા છે પરંતુ ચંદ્રમાંથી અમૃત, કલ્પતરુમાંથી દાન કરવાનો ગુણ અમૃતમાંથી મીઠાશ એ ગુણો જે લક્ષ્મીએ પોતાનામાં સ્વીકારેલા નથી, એ અભાગી રાજલક્ષ્મી પોતાના દૈવથી જ સદા હણાએલી છે, એ ભાવ.

જડતા ઝીલી છે જેણે કલ્પતરુમાંથી કોડે,
માદકતા મદિરાભગિનીથી મળેલી છે;
શઠતા સ્વીકારી છે જે શંખિણીએ શંખમાંથી,
વક્રતા તો વ્હાલે જેણે ધનુથી ધરેલી છે;—
અનુજેથી એવા એવા, અવગુણો ધારનારી,
નીચ—નેહધારી લક્ષ્મી નીચતા ભરેલી છે;
ઈંદુથકી અમૃત ને કલ્પતરુથકી ત્યાગ,
સુધાથકી મધુરતા જેણે ના વરેલી છે;
સહોદર કેરા સારા ગુણો છોડી પાપણી એ,
સિંધુની સુતા તો સદા પાપથી ભરેલી છે;
ધિક ધિક ધિક છે એ રાજની લક્ષ્મીને અરે,
દુષ્ટભાગી દૈવથી એ સર્વદા હણેલી છે—

વળી,

રાગ માઢ.

च
લક્ષ્મી શું લગન કીધા થકી, કહે પહોંચ્યા કો ભવપાર ?
સંસાર સાગરમાં ડૂબીને, પામ્યા દુઃખ અપાર—ટેક.
સ્વર્ગતણું મહારાજ્ય મળ્યાથી, નહુષ પડયો નિરધાર;
ગુરુ ગૃહિણીનું હરણ કરીને, ચંદ્ર થયો છે ખુવાર, રે હો પ્હોંચ્યા.
કામવિવશ થઈ શચીપતિએ હા, ચાહી ગૌતમ-નાર;
બંધન પામી બલિનો પ્હોંચ્યો પાતાલે પરિવાર, રે હો પ્હોંચ્યા.
દેવ અને દાનવના એવા, શૂરાના શણગાર;
અગણિત નર અફળાઈ મુઆ, ત્યાં માનવના શા ભાર, રે હો પ્હોંચ્યા.

દેવતિલકઃ—તેમ ભલે હો, તોપણ રાજલક્ષ્મીનો સદુપયોગ કરવાથી પરલોકમાં હિત કરનારા દેવોનું આરાધન તો થઈ શકશે જ.

રાજા—સત્, ચિત્ અને આનન્દરૂપ પરમાત્માની પ્રાપ્તિ થયા પછી બીજા દેવતાઓનું આરાધન શા સારૂ કરવું ?

---

च લક્ષ્મી સાથે લગ્ન કરવાથી ( મતલબ લક્ષ્મી મળવાથી ) સંસારને છેડે ( મોક્ષે ) કોણ પહોંચ્યા ? મતલબ કે કોઈ જ પહોંચ્યા નથી ઇંદ્રપદ મળવાથી ઇંદ્રાણીની કામના થતા નહુષ, સર્પ થઈને પડયો. પોતાના ગુરુ બૃહસ્પતિની સ્ત્રી તારાનું હરણ કરવાથી ચંદ્ર ક્ષય રોગી થયો. શચી સરખી સુંદર સ્ત્રી છતાં ઇંદ્ર, ગૌતમની સ્ત્રી અહલ્યા સાથે વ્યભિચાર કરવા જતા રોગ વશ થયો. અને દાનીપણાના અભિમાનમાં બલિરાજા બંધન વશ થઈ પાતાળમાં પરિવાર સાથે ગયો. આ બધા લક્ષ્મી મળવાથી થએલા દોષો છે.

ઈંદ્રવિજય

છ
સ્વાધીન સ્વામીવતી સતિરે શિદને પરપુરુષને ઉર લાવે,
સ્વર્ગતણી સરિતા વહતી નિજ મંદિર તે શિદ કૂપ ગળાવે,
પૂનેમનો પરિપૂરણ ચંદ્ર મળેલ પતંગ કરે શિદ આલે,
ભોજન જે ભલીભાત જમ્યો જન, તે જન શિદ મુખે તૃણ ઘાલે ?

જ
મોતી અને મણિના શણગાર પરા કરી કાચ ન કો ઉર આણે,
ઈંદ્ર તણો ગજ પ્રાપ્ત થયા પછી ગર્દભને નહિ કોઈ પલાણે,
તેમજ જ્યોતિ સ્વરૂપ, અખંડ નિજાન્તર પ્રાપ્ત થયા પછી ભાઈ,
તુચ્છ અપૂર્ણ બહિર્મુખ ઉર પ્રેમથી કોણ ઉપાસશે ધાપ ?

**દેવતિલક**—રાજન્ ! તેમ ભલે હો તોપણ જ્યારે યુવાવસ્થામા વિષયભોગો ભોગવતા ભોગવતા આપનુ મન તૃષ્ણારહિત થશે, ત્યારે તે મનમા વૃદ્ધવયમા આપને વિજ્ઞાન પ્રાપ્ત કરવુ વધારે સહેલુ થશે

**રાજા**—(હસીને) એ બોલવુ અનુભવથી જ વિરૂદ્ધ છે સાભળ

ઠારી

(અમે તો આજ તમારા એ દિનના એ રાગ)

ઝ
હુવે તો હૃદય ન ચાહે, વિષયતણુ વિષપાન—ધ્રુવ
વિષ ને વિષયે ભેદ ન ભાઈ, અજ ને અજા સમાન,
નાત અને જાતે બેઉ સરખા, સરખા કર, પગ, કાન હુવે તો

---

છ પોતાનો પતિ જેને તાબામા છે એવી સતિ સ્ત્રી પરપુરુષને શા માટે ચાહે ? જેના આગણામા ગંગા વહેતી હોય તે કુવો શા માટે ગળાવે ? જેને પૂર્ણિમાનો ખીલેલો ચંદ્ર પ્રકાશ માટે મળે તે પતંગ (આગીઓ નામનો જીવડો) શા માટે ઝાલે ? ને સ્વાદવાળા ભોજનો જેને ભક્ષણ કરવા મળ્યા છે તે તુચ્છ તણખલા શા માટે ખાય ?

જ મણિમુક્તાના શણગાર મૂકી કઈને કાચના ખોટા શણગારો કોણ પહેરે ? ઐરાવતને મૂકી કોઈને ગધેડાની સ્વારી કોણ કરે ? એ જ પ્રમાણે જેને પોતાના અંતરમા આનન્દઘન પરબ્રહ્મસ્વરૂપ સ્ફુરેલ છે તે બહિર્મુખ (દેવો) કે જે અપૂર્ણ ને નાશવંત છે, એનુ ઉપાસન શા માટે કરે ? ન જ કરે એ સ્પષ્ટ છે પામવા યોગ્ય વસ્તુ પ્રાપ્ત થયા પછી ઉપાસના કરવા કશી જરૂર નથી એ ભાવ છે

ઝ આમાં વિષયની વિષ સાથે સરખામણી કરી છે કહે છે કે હવે મારૂ મન વિષયરૂપ ઝેરનુ પાન કરવા ચહાતુ નથી અજ ને અજામા જેમ સમાનતા છે તેમ વિષ અને વિષયમા પણ સમાનતા જ છે નાત અને આકારમા બને સમાન જ છે માણસો વિષનુ ભક્ષણ કરતા બેભાન થાય છે તો વિષયનુ તો સ્મરણ કરતા પણ ભાનરહિત બની જાય છે નાદાન માણસો કહે છે કે હુ વિષયનો ભોગ કરૂ છુ પણ તે કથન સમજણ વગરનુ છે માણસો ભોગોને ભોગવતા નથી પણ વિષયભોગો માણસોને ભોગવે છે વિષયરૂપી મહાન ચીચોડો ચાલ્યા કરે છે તે અનંત માણસોરૂપી શેરડીને પીલી નિઃસત્ત્વ બનાવી છેવટ ફેંકી દે છે સરખાવો વૈરાગ્ય શતક નીચેના શ્લોક સાથે

भोगा न भुक्ता वयमैव भुक्ता ।
स्तपो न तप्त वयमेव तप्ता, ॥
काला न पातो वयमेव पाता ।
स्तृष्णा न जाणा वयमव जीर्णा ॥

વિષ ભક્ષણથી મરણ શરણ કે, બનતા જન બેભાન;
વિષય તણે તો સ્મરણે પણ હા, એ જ ગતિ અનુમાન. હવે તો.
ભોગ કરૂં હું વિષય તણો એમ, વદતા જન નાદાન;
વિષય ચીચોડો જન શેરડીને, પીલી કરે બેજાન. હવે તો.
જન કહે હું ભોગો ભોગવુ એ સમજો ભ્રાંતિ નિદાન;
રે ભોગો જનને ભોગવતા, વદતા એમ વિદ્વાન. હવે તો.

મરાઠી સાખી.

ટ
જો જોબનમાં જડથી ગઇ ના, વિષયવાસના ભાઇ,
ઉંડાં મૂળવતી એ વિષની વેલી મહા દુઃખદાઇ;
વૃદ્ધ વયે જાશે, રહેશો ના એવી આશે.

વળી જો,

સ્ત્રગ્ધરાવૃત્ત

ઠ
વૃદ્ધાવસ્થા જનોની, તનની તરૂણતા, આયુની દીર્ઘ દોરી,
કેશોની કૃષ્ણતાને શરીર ક્ષીણ કરી, જાય છે સદ્ય ચોરી;
ત્યાં તો તૃષ્ણા પિશાચી, મદ અતિ ધરીને, માનવી પાસ આવી,
લાલે લોલે ભૂલાવી, અશરણ કરીને, અંતમાં જાય ચાવી

**દેવતિલકઃ**—હા દૈવ ! હવે શું કરવું? યોગીરાજ ! કૃપા કરી કાંઇક રસ્તો બતાવો કે રાજા ઠેકાણે આવે.

**ગોરક્ષનાથઃ**—રાજન્ ! ચાલ વૈરાગ્યના કારણરૂપ થએલી ત્હારી પ્રાણપ્રિયાને યોગબળે જીવાડું અને એનો એકાંત સમાગમ કરાવી ત્હારો નિર્વેદ દૂર કરૂં. (રાજાનો હાથ ઝાલી લઇ જાય છે)

**દેવતિલકઃ**—(બહુ આનંદ સાથે) યોગીરાજ ! બહુ કૃપા કરી. ચાલ ત્યારે હું પણ કામમાં વળગું. (જાય છે)

ચોથો અંક પુરો. જગજીવન કાલિદાસ પાઠક.

---

ભોગ તો ભોગવાયા નહિ, પણ અમે જ (કાળથી) ભોગવાઇ ગયા. તપ તપાયું નહિ, પણ અમે પોતે જ (દુઃખોએ) તવાઇ ગયા. કાળ તો ન ગયો પણ અમે તો ગયા જ (મતલબ કે કાળ તો ખૂટયો નહિ પણ અમારૂં આયુષ્ય ખૂટી ગયું) અને તૃષ્ણા તો જીર્ણ ન થઇ પણ અમે જ જીર્ણ (વૃદ્ધ) બની ગયા !

ટ વિષયવાસનાની ઝેરી વેલ, જો યુવાવસ્થામાં જડમૂળથી ઉખેડી શકાય નહિ, તો વૃદ્ધાવસ્થામા તમે તેને ઉખેડી શકો એવી આશા રાખશોમા. કેમકે દીર્ઘકાલ તમે તેને સિંચન કરી પોષણ કરેલા હોવાથી તેના મૂળ ઘણા જ ઊંડાં પહોચી ગયા હશે, એટલે તે મહાજોરવાળા થઇ હશે; ને તમે વૃદ્ધ થયા હોવાથી નિર્બળ હશો આથી વૃદ્ધાવસ્થામા વિષયવાસનાને તમે નિર્મૂળ કરી શકો એ કેવળ અશકય છે.

ઠ વૃદ્ધાવસ્થા, માણસોના શરીરની જુવાની, આવરદાની લાંબી દોરી; ને વાળની કાળાશ એ બધાને શરીરની નબળાઈ કરીને ચોરી જાય છે, ત્યા તો તૃષ્ણારૂપી રાક્ષસી મહા મદવાળી બની માણસો પાસે આવે છે, "હું આમ કરીશ ને તેમ કરીશ." "લાખ મેળવ્યા ને કરોડ મેળવીશ." એવા એવા લોભમા લપટાવે છે, ને છેલ્લે તમામ આશાઓનો ભંગ કરી, ઇચ્છાઓને અધુરી જ રાખી, અશરણ બનાવી ભક્ષણ કરી જાય છે. વૃદ્ધાવસ્થા શરીરનું સત્ત્વ હરી જાય છે ત્યા આશા રાક્ષસી સમૂળગુ ભક્ષણ કરી જાય છે, માટે વૃદ્ધાવસ્થા તથા તૃષ્ણાના પંઝામા સપડાવા હવે હું ચ્હાતો નથી, અને ઘેર પાછો આવવાને પણ ઇચ્છતો નથી એ ભાવ છે.

# आधुनिक नाटको

---

આ લેખમા ફક્ત એટલુ જ કહેવાનુ છે કે આ સમયમા નાટકો કેવા પ્રકારના છે, કેવી રીતે ભજવાય છે તથા તેવા પ્રયોગથી જન સમાજને ભવિષ્યમા કોઇ પણ પ્રકારનો લાભ સભવે છે કે નહિ ? જો કાઈ લાભ જેવુ ન જણાતુ હોય તો તેમા શો સુધારો આવશ્યક છે ? ઇ ઇ આટની બાબત જ આ લેખમા લેખક ચર્ચવા માગે છે એટલુ ઉપોદ્ઘાત રૂપે બસ થઇ પડશે

આજકાલ નાટક કપનીઓ મ્હોટી તેમજ ન્હાની ઘણી વધી પડી છે અનેક નવીન પ્રયોગો ભજવાય છે અને અનેકજનો–શ્રીમત વા ધનહીન–તે જોવા જાય છે અમુક દેશમા નાટકો વધારે ભજવાય અને લોકોનો તે પ્રતિ મોહ વધતો જાય એ તે દેશના સારા ભવિષ્યની સૂચના છે એમ કહેવુ અસત્ય નથી પણ ખેદ એ થાય છે કે વાસ્તવિક રીતે આપણા ગુજરાત માટે તેમ નથી એવી દાઝ સભળાય છે કે સારી ગણાતી કપનીઓના નવા ખેલ જોઈ આવ્યા બાદ લોકો પૈસા પાણીમા ગયા એમ ધારે છે આથી શુ એમ ભય ન રાખી શકાય કે જેવી રીતિ પુરસર આધુનિક નાટકો ભજવાય છે તથા લખાય છે તેવી રીતિ એક બે વર્ષ વધુ ચાલશે તો નિ સશય ગુર્જર ભૂમિની અવનતિનો પાયો નખાશે ?

આમ એકદમ શી રીતે કહી શકાય એ પ્રશ્ન વાચકો ને ઉપસ્થિત થશે જેનુ નિરાકરણ અવશ્યમેવ થવુ જોઇએ

પ્રથમ આપણે " સાંજ " કે બીજા કોઇ દૈનિક–વતમાન પત્રમા અમુક નાટક કપનીને લગતી જાહેર ખબર વાચીએ " તદન નવા ચકચકિત પોશાક નવી સીનસીનેરી, પૂર્ણ ભભકા બધ ઇલેક્ટ્રિક ફ્રેન્સ તથા લાઈટ સાથે કેળવાયલા એકટરો શનિવારની રળિયામણી રાત્રે અમારો ( અમુક ખેલ ) તદ્દન નવો ! ઘણી મહેનતે તૈયાર કરેલો ! ભજવી બતાવશે "

આમા લખાણ માટે કેમ કાઈ શબ્દ જણાતો નથી ! હશે, ભૂલી ગયા હશે નહિ તો બધીએ કપનીવાળા લખાણ વિષે " અમારી આત્મ પ્રશસા ન કરવી " એમ ધારી નહિ લખતા હોય ?

તે નવુ નાટક જોવા શનિવારે રાત્રે ઘણા લોકો જશે, ખેલ શરૂ થયો ડ્રોપ ઉપડયો અને સુત્રધારનુ મગળ સ્તવન થયુ કે તુત જ પડદો ફાટતા " વાહ શી સીનેરી ! આહાહા ! શુ હદ કરી છે ! લાઈટનો તો ભપકો ઓર જ છે હો ! "

આવા અનેક તરેહના શબ્દો સંખ્યાબંધ મનુષ્યોના મુખથી બહાર નીકળશે. પછી જરાકવારે કંઈક હાસ્યજનક ઓવર એકિટંગથી લાંબા ટુંકા હાથ કરતો ને પછી આમ તેમ આંડા અવળા હલાવતો કોઈ એકટર ગાયન ગાશે તે ચોથા વર્ગમાંથી " વન્સમોર " થશે. અને એવી રીતે આખો ખેલ સારી ઉત્તમ સીનેરી તથા આવી એકિટંગથી ભજવાઈ પૂર્ણતાને પહોચશે. અને લોકો બહાર આવી વાહ ભાઈ ! ખેલ તો સારો હતો હો ? પૈસા વસુલ બીજો કોઈ કહેશે " અલ્યા ! પેલું " જરા ધીરેથી " વાળું ગાયન બોલતો " પ્રત્યુત્તર એંહુ ! યાર નવી તર્જનું છે એટલે અઘરૂં પડે છે. બે ત્રણવાર જોઈશું એટલે એંહ આમ તડાકામાં બોલી બતાવીશ " પેલો કહેશેઃ–જોયો ફરીથી, આપણને તો કંઈ ન ગમ્યો: ઈ. ઈ. શુ રસિક જનોની રસિકતા !

જ્યાં સારા લખાણુની અને સારા ભાવોની આશા રખાય ત્યા–નેવી સારી નાટક કંપનીમાં બનતું ઉપરનું ચિત્ર છે. સાધારણ કંપનીઓમાં તો ઠીક છે લખાણુંનું પણ ઠેકાણું નથી હોતું; એકટરોનુ પણ નહિં અને સીનેરી તો બિચારાઓ પાસે પૈસા ન હોય એટલે સારી થાય જ કયાથી ?

આમ કેવળ સીનસીનેરી ઉપર; જ્યાં ત્યાંથી સાધારણ જ્ઞાનવાળા લોકોનું મનરંજન કરવા ઉપર નાટક કંપનીઓના મેનેજરોનું ધ્યાન હોય છે. પણ એથી મ્હોટો ગેરલાભ, તેઓ આ ગુર્જર ભૂમિ જે સાહિત્યની ખાણુ છે તેને કરે છે એ વિચારતા નથી. તેઓ જનસમાજનાં લાક્ષણિક દૃષ્ટાંત પૂર્ણ નાટકો નથી બનાવી શકતા; પૈસા કમાવાની લાલચ રાખે છે એટલે લખાણુથી નહિં તો સીનેરીથી પોતાનું ટટ્ટુ ચલાવે છે. આથી મ્હારૂં એમ કહેવું નથી કે લખાણુ કોઈ પણ કંપનીનું સારૂં નથી. જ્યાં લખાણુ સારૂં ત્યાં સીનેરી નહિં, સીનેરી ત્યાં લખાણુ નહિં કે એકટરોની હુશિયારી નહિં. છતા સારા લખાણુવાળી ભાગ્યે એક કંપની જ હશે.

નાટક કંપનીવાળા પૂર્વનાં નાટકોનું સ્વપ્ને પણ ભાન નહિ તેવા–પૈસા કમાવા કંપની કાઢે છે, અભણ ગુજરાતી ચાર પાંચ ચોપડી સુધી જેવું તેવું ભણેલા એકટરો પોતાનું પેટ ભરવા સારૂ ખોટા તદન નાટય શાસ્ત્ર વિરૂદ્ધના ચાળા કરી ખેલોમાં ભાગ લે છે, અર્ધદગ્ધ જેટલા પૈસા આવે તેટલા ખરા એમ ધારી અદ્ધર સદ્ધરથી તફડંચી કરી આજ કાલના નાટક લખનારાઓ પૈસા કમાવા ખેલો લખે છે; એટલે નાટક લખનારા, ભજવનારા તથા નાટક ભજવાવનારા એ ત્રણેની દૃષ્ટિ–ત્રણેનુ લક્ષ્યબિંદુ–" ધન કમાવું " એ ઉપર હોય છે, નહિં કે જન સમાજને સુધારી અમર કીર્તિ રૂપી ધન કમાવું. એટલે વ્હાલા વિચાર શીળ વાચક ! શી

રીતે તેમનો તથા આપણો-પ્રેક્ષકોનો ઉદ્ધાર સંભવે !

સીન સીનેરીની ચડસાચડસી વધી ગઈ અને રસિક પ્રેક્ષકો પણ જેણે સીનેરી સારી કરી, તેને પુષ્કળ પૈસા કમાવી દેનારા બન્યા એટલે ભારતનો ગુર્જર દેશ જેમાં શાકુન્તલ જેવા ઉત્તમ નાટકો લખાયા છે તેમાં હાલ નામે લજનનાગ નાટકો થયા !

આથી એમ સિદ્ધ થાય છે કે સીનેરી ઉપર લોકોનો મોહ વધારે છે, તેથી પૈસા કમાવાની લાલચે—કંપનીઓના મેનેજરો સીનરી સારી કરે છે

ત્યારે શું લોકોનો વાંક? અલબત્ નહિ જ સંગીત નાટય કવી ડાહ્યાભાઈ ધોળશાજી સારા નાટકો કરતા તેમાં લખાણ, સીનેરી, તેમજ સારા એકટરો હતા અને જેઓ હજુ પણ તેમના નાટકો જોઈ આવે છે તેઓ તેમની લેખિનીને વખાણ્યા વગર રહી શકતા નથી શું હાલ વખાણમાં તેમના જેવું કોઈ પણ, કોઈ ગુજરાતની નાટક કંપનીમાં છે એમ આપણે સાંભળીએ છીએ? લખાણ સારા હતા ત્યારે લોકોનો તે તરફ મોહ હતો અને હમણાં તેઓ સીનસીનેરી ખાતર જ જોવા જાય છે પણ લખાણ તરફ તેમને મોહ નથી આથી એમ ધારી શકાય છે કે હજુ પણ લખાણ સારા થાય તો લોકો તે કંપનીને જેવું જોઈએ તેવું માન આપ્યા વગર રહે નહિ

લખાણ અને સીનસીનેરી તથા એકટરોનું તાદૃશ ભાવનું બતાવવું, એટલા વાના જે કંપની સારા કરવા પ્રયત્નો કરે તે નાટક કંપની વિજય ન મેળવે એ ન બનવા જોગ છે લોકોને ધુની એક ખેલ સારો છે એમ લખી ખરાબ ભજવી બતાવી પૈસા પાણીમાં નખાવવા એના કરતા ખેલો ન ભજવવા એ બહેતર છે

ત્યારે શું લેખકો નથી? પૂર્વના આપણા વીર પ્રતાપી નરરત્નોનું યથાર્થ ભાન જે નાટકોથી થવું જોઈએ, આપણો દેશ પૂર્વે કેવો હતો તેનું ભાન જે નાટકોથી થવું જોઈએ, હાલના સમયમાં કેવા કેવા સંતાનો આપણા દેશમાં છે તેનું ભાન જે નાટકોથી થવું જોઈએ, આપણા રીતિ રીવાજો કેવા છે, શા ફેરફારો તેમાં કરવા ઘટીત છે વગેરે માર્ગદર્શક સૂચનાઓ આપનાર જે નાટકો લખાવા જોઈએ તે લખનારા શું હાલ આ ગુર્જર ભૂમિ ઉપર નથી? છે પરંતુ જ્યારથી અધદગ્ધ ઉછાછળા, અધીરા લખનારાઓ બકુર મેળવવામાં પોતાની કિમ્મત અંકાવવા (કે નાટકોની આવી દુર્દશા કરાવવા !) કેસરીઆ કરી કુદી પડયા છે, જ્યારથી નાટક કંપનીવાળાઓ ઓછે પૈસે નાટક મળતું હોય તે પોતાને ફાવે તેમ પોતાના મનોશાસ્ત્રાનુસાર સુધારી ભજવવા મંડયા છે ત્યારથી ખરા લેખક રત્ન ઢંકાયા છે, તેમની કોઈ કદર કરતું નથી, અને તેથી નિરૂત્સાહી લેખકો કોને માટે નાટકો લખી રાખે? કાંઈ નાહક વિના લખવું તેનને ગમે ખરૂ કે? નહિ જ

ગમે તે હો પણ સારા લેખકોને ખૂણે ખાંચરેથી પણ શોધી કાઢી "તેઓ કેમ નથી લખતા? લખવામાં શાં શાં વિઘ્ન છે?" વગેરે બાબતોનું સંશોધન કરી તેમનો નિકાલ કરી પોતાની કંપનીઓ માટે સારાં લખાણ લખાવવા શું કંપનીવાળાઓએ તસ્દી ન લેવી જોઇએ? શું એ તેમનો ધર્મ નથી?

હાલ ભક્તિના ખેલો ઘણા જ લખાવા માંડયા છે. ભારત, ભક્તમાળ વગેરે પુસ્તકો હાથમાં રાખી તેમાંથી જોઇતા શબ્દો, જોઈતો પ્લોટ વગેરે લેવાય છે અને પેલું જુનું એક નવા આકારમાં—નાટકરૂપે—હાલ મુકાય છે. એટલે ભક્તિના ખેલો બનાવવામાં પોતાની મનોશક્તિનો વ્યય કરવો પડતો નથી. બધું તૈયાર, પણ ઢંકાયલું હોય છે તે બહાર લાવી રજુ કરવામાં આવે છે. અને બિચારા પ્રેક્ષકો સારા લખાણના અભાવે, એ પણ વખાણવા મંડી જાય છે. પણ એટલું વાચકો જોઇ શકશે કે લેખકો—નાટય કવિશ્વરો—આજ કાલ કેવા છે કે ભક્તિના તો તે જ ખેલો તૈયાર કરી કંપનીવાળાઓને આપે છે અને કંપનીવાળા સારી સીનેરી ભૂકી—સીનેરીથી—પૈસા કમાશે. પણ નવિન વસ્તુઓનો જથો એકઠો કરી કાંઇ સારો Imaginative પ્લૉટ કોઇ પણ આજકાલનો નાટય કવિ બનાવે છે!!

નહિં નહિં ને નહિં. આથી શો શુકવાર ગુર્જરભુમિનાં સંતોનોનો થશે તે વાચકવૃંદ સમજી શકશે.

એ તમો એકની એક બાબતનું પીષ્ટપેષણ કરવા કરતાં આધુનિક નાટક કંપનીઓના મેનેજરોને એટલું જ કહેવાનું કે જે સાક્ષરો હાલ આ ગુર્જરભૂમિ ઉપર હયાત છે તેમની પાસેથી તેમની ઉત્તમકૃતિનાં નાટકો તેમણે માગવાં અને તેમને સારી ધનની રકમ આપી એવાં બીજાં નાટકો લખાવી પછી ભલે સારી સીનેરી સાથે ભજવવાં. જન સમાજને સુધારવાનું એક સુંદર શસ્ત્ર તેમની પાસે એ તેમણે ભૂલવું નહિં. જેમ તેઓ જન સમાજરૂપી અશ્વની લગામ ખેંચશે મજ તે ખેંચાશે તો એવો મ્હોટો ધર્મ (duty) તેમને શીરે છે તેનો દુરૂપયોગ કરવો એ શું લજાવનારૂં હીનપદ દેનારૂં કર્ત્તવ્ય નથી? ઇંગ્લાંડ વગેરે દેશોમાં જેમ સારૂં લખાણ તથા સારા ભાવોવાળું નાટક ઉત્તમ ગણાય છે તેમજ ગુર્જર ભૂમિ વિષે થવું જોઇએ. તો ગુજરાતમાં સારી ગણાતી કંપનીવાળાઓ તરફથી એવા સતત પ્રયત્નો થવા જોઇએ એટલું કહી પ્રભુ ઉચ્ચાભિલાષી કંપનીના મેનેજરો તથા ઉત્સાહી લેખકોને મનવાંચ્છિત વિજય અર્પો એ પ્રાર્થના કરી હાલ તુરતને માટે વિરમવું યોગ્ય ધારૂં છું.

નડિયાદ }
નાગરવાડા } સદ્વિલાસી.

# નવી વાચનમાળા સબધે સુચના

ગુજરાતી સાતમી ચોપડીના મુખ્ય વિભાગ ત્રણ રાખવામા આવેલ છે, તેમા સામાન્ય વિષયો, ઈતિહાસ–ભૂગોળના વિષયો, તથા સૃષ્ટિ–જ્ઞાનના વિષયો એ યોજના છે

નવી વાચનમાળા સબધ એક સામાન્ય વાત એ ધ્યાનમા રાખવા જરૂર છે કે તેઓને એક બીજાનુ અનુસધાન રાખેલ છે, દાખલા તરીકે પદાર્થ પાઠોમા એટલે કે જેને સાતમી ચોપડીમા સૃષ્ટિ જ્ઞાન કહેલુ છે તે સબધી પાઠોમા જે હકીકત આપી જ્ઞાન ઉત્પન્ન કરાય છે તેમા છઠ્ઠી ચોપડીના પાઠોમા સમાતી હકીકતનુ અનુસધાન આવશ્યક લેવાનુ છે પાઠ ૯૪ મો ગ્રહો વિષે છે તેમા લખેલ પહેલી જ પક્તિ આ પ્રમાણે છે કે —"આપણે પૃથ્વી અને સૂર્યની વચ્ચેના ગ્રહો વિષે શીખી ગયા, હવે પૃથ્વીની બહારના ગ્રહો તરફ નજર કરીએ" ઇત્યાદિ આ ઉદ્ઘાત સ્પષ્ટ જણાવે છે કે છઠ્ઠી ચોપડી છોકરાઓએ જાણી હોવી જોઈએ, તેજ રીતે પાચમી અને અન્ય વાંચન પુસ્તકો વિષે પણ સમજવાનુ છે તો એક જ વર્ષમા તે સર્વે નવી વાચનમાળાના પુસ્તકો જે શાળામા દાખલ થયા હશે ત્યા જરા અગવડ પડવા સભવ છે કદાપિ કોઇ શિક્ષક આગલા પુસ્તકની હકીકત પુરી પાડવા પ્રયત્ન કરશે તો તે અસ્થાને તો નહિ જ પડે, પણ તેથી સપાદિત થતુ જ્ઞાન આખુ વર્ષ શિક્ષણ લે તેને સહાય કરવા સમર્થ થાય, તેવી સબળ રીતે તો થોડા કલાકમા તે જ જ્ઞાન લેનાર શિક્ષિત વર્ગને ન જ થાય એ સ્વાભાવિક છે માટે કાતો તે ક્રમના પુસ્તકો ભણી રહ્યા બાદ ઉત્તર ઉત્તરના પુસ્તકો આરભવાનો સમય આવે એ સર્વોત્તમ રસ્તો કદાપિ માન્ય ન રહે તો છેવટ એટલુ તો થવુ જરૂરનુ છે કે તે તે વિષયોનુ સધાન પુરૂ પાડી આપવામા શિક્ષકે સપૂર્ણ કાળજી રાખવી જોઇએ

બીજી એક સામાન્ય ચર્ચાસ્પદ થઇ શકે એવી એ વાત છે કે —નવી વાચનમાળાના પાઠોના અર્થ કે તેની સમજુતી અન્ય પ્રકારે આપવા માટે કાંઈ પણ નોટો પ્રસિદ્ધ કરવાનો સરકારી કેળવણી ખાતા તરફથી પ્રતિબધ છે, તે એક રીતે જેમ ઘણો સ્તુતિ પાત્ર છે તેમ બીજી રીતે જરા અગવડતાવાળો લાગે તેવી ભીતિ રહે છે કારણ એકે —નવા નવા પાઠોમા જે નવા નવા શબ્દોના પ્રયોગો આવે છે, તે તો હાલ દૂર રાખીએ, તોપણ તેમા આવતા શાસ્ત્ર, પુરાણ, ઇતિહાસ વગેરેના પ્રસ્તાવોનુ જ્ઞાન જો ઉપલા ગુજરાતી ધોરણોમા શિક્ષિત વર્ગને આપવુ નિધારેલ હોય તો તે કેટલે અશે દ્રવીભૂત થશે તે કહી શકાતુ નથી પાઠ ૧૫ માની "હરિજનના હૃદય" નામની કવિતામા "મીરા, કરમા, શબરી, પીપો, સૂરદાસ, કુબો કુભારને સહનો

કસાઇ, ધનોજી જાટના ભોહાઢીરે” ઇત્યાદિ જે જે સુપ્રસિદ્ધ પુરૂષો કે સ્ત્રીઓ સંબંધે હકીકત જાણવાનો આશય રહેતો હોય તે તે સંબંધી ટુંકી આખ્યાયિકા પ્રત્યેક શિક્ષક જણાવશે, એ વાત સુસિદ્ધ મનાય; અને સાથે ગામડાંમાં તેમ જ દેશી રાજ્યોનાં ગામડાંમાં પણ જ્યાં આ નવી વાંચનમાળા દાખલ થઇ ચૂકી છે, તેથી તેના શિક્ષક વર્ગને પણ એ સંબંધી યોગ્ય રીતે જરૂરીઆત જ્ઞાન આપતાં અડચણ નહિં આવે એમ કદાપિ દૂરથી સર્વને નિર્બાધિત વાત લાગે, તોપણુ એટલું તો નક્કી છે કે એક સરખી રીતે સર્વે આવા આવા વિષયોની સમજુતી આપવામાં આવે તો કોઇ રીતે અનુચિત માનવા જેવું નથી; અને તે માટે જો સરકારી કેળવણી ખાતા તરફથી પણ આવા પ્રયાસને અનુમોદન કે ઉત્તેજન મળે તો અયોગ્ય કહેવાય ખરૂં ? બધા શિક્ષકોને સરખી રીતે જ્ઞાન છે, એ વાત તો કદાપિ ન મનાય, પણ બધા સરખી ખંતથી શોધી લાવી જેટલી ખામી હોય તેટલી પૂર્ણ કરી, જે જે સ્થળે અધિક પ્રકાશ પાડવાની શિક્ષિત વર્ગ માટે જરૂર રહે, તે તે સ્થળે તેવી હકીકતથી તેઓને વિદિત બનવવા તેઓ વખતો વખત તત્પર રહે, એવી આપણી દરમીઆન માગણી છે. આવા જ્ઞાનની ઉપલાં કે પ્રાથમીક કેળવણીમાં છેક છેલ્લાં ધોરણોમાં આવશ્યકતા નથી, એમ તો બહુ થોડાનું જ માનવું હોવું જોઇએ. અંગ્રેજી પુસ્તકોમાં પણ જ્યારે કોઇ કાવ્ય કે ગદ્યમાં “બાઇબલ”ધર્મ પુસ્તક અગર ધર્મ, ઇતિહાસ, સાહિત્ય, વિજ્ઞાન કે હરકોઇ જાતિના જ્ઞાનનાં પુસ્તકો સંબંધી સૂચન આવે તેને માટે જેમ નોટોને અભાવે વિદ્યાર્થીઓને સ્વાશ્રયી શોધ કરવાની જરૂર છે, અને તે જ રૂચીકર તેમ સ્તુતિપાત્ર માર્ગ છે, તે રીતે, આ વિદ્યાર્થીઓ સંબધે તો માત્ર નોટોનો અભાવ છે, તે ઉપરાંત જો સ્વાશ્રયી શોધ કરવા પ્રયાસ કરે તો, તેવાં સાધનો કે તેવી સામગ્રી બહુ થોડી છે, અને તેજ રીતે શિક્ષક વર્ગને પણ એ ખામી નડતર કદાપિ થાય તો બહુ નવાઇ જેવું નહિ ગણાય. તેઓ તો ગમે ત્યાંથી લાવી આપવા સમર્થ હશે, [illegible] સમાન અને જોઇએ તેટલુંજ એ પ્રમાણે જ્ઞાન સંપાદન કરાવવામાં ભેદ રહે [illegible], એ વાત પણ નિર્વિવાદ છે.

દૃષ્ટાંત તરીકેઃ—પાઠ ૫૫માં “હિમાલયનું વર્ણન” નવલરામ કૃત છે તેમાં “બળિનિયમન તત્પર વામનના શામપાદ સમ્હોઇ, પેસતુ ક્રૌંચની બારી, પ્રતિ વર્ષ આવે જાય જ્યાંથી હંસની સ્વારી; જે ભૃગુકુળદીપક દેવના યશની ખરી બારી.” ઇત્યાદિ આવા આવા પ્રસ્તાવો વખતે કાંઇક વિશિષ્ટ ચર્ચા સહિત સમજુતી આપી શિષ્ય વર્ગનાં મન ઉપર અમર કરવા જરૂર છે, તો તે સંબંધે એટલું અધિક કહેવું પ્રાપ્ત થાય છે કે આવા આવાં કાવ્યોને જો અન્યાય ન થવા દેવા ઇચ્છા હોય તો તેનો અર્થ સમજાવતી વખતે ખાસ સંભાળ રાખવાની જરૂર છે. આ સ્થળે તે સંબંધે



પુણ્યાત્મા માથીબાઈ.

અધિક વિસ્તારથી વિવેચન કરવાનો નથી, માત્ર ઈષ્ટ દર્શનની આવશ્યકતા પુરી પડાઇ તો બસ

ત્રીજું વિષય પરત્વે સૂચન-બિંદુ એ કે—ભૂતળ, ભૂગોળ, ખગોળ કે રસાયણિક તથા યાન્ત્રિક શકિતઓના પાઠો શિખવવામાં આવે ત્યારે તેને માટે યોગ્ય રીતે આવશ્યક પદાર્થો અને વિવિધ સામગ્રીઓ પ્રત્યેકશાળામાં સંપાદિત થવી જોઇએ જ્યાં સુધી આ ન બને ત્યાં સુધી વારેલ ધારણા ફલીભૂત થવાની નથી, અને જે સુધરેલ શિક્ષણ પદ્ધતિ એ શિક્ષિત વર્ગને કેળવવા ઇચ્છા હોય તે પદ્ધતિનો અમલ પણ ઘણી મુશ્કેલીથી થવા સંભવ છે આને માટે જેમ સરકારી વાચનમાળા સર્વ સ્થળે સ્વીકારવામાં આવી છે, તેજ પ્રમાણે તેને અંગે ઉપયોગી સામગ્રીઓ પ્રત્યેકશાળામાં પુરી પાડવી કે શાળાના ઉપરી શિક્ષકે તે વસાવી લેવી અત્યંત રીતે ફરજીઆત ગણવી કે નહિ તેનો નિર્ણય તે વર્ગેજ કરવાનો છે

શ્રી શંભુપ્રસાદ શિવરામ મહેતા

---

## પુણ્યાત્મા નાથીબાઇ

આ પુણ્યાત્મા બાઇના સ્વર્ગવાસના ખબર સાંભળી ધર્મપ્રિય જનોને અત્યંત ખેદ થયો છે ધાર્મિક વૃત્તિવાળા કોઇ પણ મનુષ્ય આ બાઇના નામથી અજાણ્યા નહિ જ હોય

પુણ્યાત્મા નાથીબાઇનો જન્મ જામ ખંભાળીઆના શેઠ ધર્મસિંહ રતનસિંહને ત્યાં થયો હતો બાળ વય ત્યાં જ ગાળી તેમણે માત્ર વાંચવાનો પણ અભ્યાસ કર્યો હતો યોગ્ય વયે તેમનું લગ્ન મુંબઇમાં શેઠ ઠાકરશી મુળજીના જ્યેષ્ઠ પુત્ર શેઠ દામોદર ઠાકરશી સાથે કરવામાં આવ્યું હતું શ્વશુરગૃહમાં તેમ ણ પગલાં પનોતાં ગણાયાં હતાં તેમના સસરા તથા દેર દેરાણીઓનો તેમની ઉપર અત્યંત ભાવ હતો કારણ કે બાળક વયથી જ તેમનામાં ઉદારતા, વાત્સલ્ય તથા ડહાપણ ભરપુર હતાં પોતાની સાસુના સ્વર્ગવાસ પછી યુવાન વયમાં પણ મ્હોટા કુટુંબના ઘરમાં તેઓ વૃદ્ધ થઇને બેઠાં હતાં એમની ઉપર આસ્થા એટલી બધી હતી કે સર્વ ધર્મ કાર્યમાં તેમના સસરા પણ તેમની જ સલાહ લેતા

## व्रजवासीमा व्हाल

મને વ્હાના લાગે છે વ્રજવાસીઓ રે—
સાદા સુ દર ને સુકુમાર—મને વ્હાલા લાગે છે વ્રજવાસીઓ રે ટેક
જેને સાદો પોષાક સદા શોભતો રે,
જેને હુડે છે હેત ને હુ લાસ—મને વ્હાલા લાગે છે— ૧

સાખી

સાદુ ભોજન સ્નેહથી,
સહુ સાથે મળી ખાય !
આછા નિર્મળ નીરમા
હોશે હોશે ન્હાય !




રાખે સ્વચ્છ શરીર ઘર આગણા રે !
રહે ઉરમા-વિશુદ્ધને-ઉદાર—મને વ્હાલા લાગે છે— ૨

સાખી

સાત્વિક ભાવ સદા રમે,
જેના અ તર માહ્ય !
જોતા જેને નયનને,
ઉર આન દે ભરાય !—

ધીમે ધીમે સરલ પથ ચાલતા રે,
કરે કો 'હી' ન કોઈ કકાસ—મને વ્હાલા લાગે છે— ૩

સાખી

ટેકી આદર આપતા,
હસતા હૈડા માહ્ય,

આવો આવો બોલતાં
ઓછાં ઓછાં થાય—
સદા સત્યમાં સ્વકીય-પ્રેમ બાંધતાં રે,
લેતાં પીયૂષ જીવન સ્વાદ—મને વ્હાલાં લાગે છે. ૪

અમૃતલાલ કુંવરજી વૈદ્ય.
ચાવંડ.

---

## नास्तिक.

કેટલાક શબ્દો ઘણીવાર વપરાયાથી અગર બીજા કોઇ કારણથી પોતાનો ખરો અર્થ સૂચવી શકતા નથી. "નાસ્તિક" પણ એવો એક શબ્દ છે. ઘરડાઓને મ્હોડે, સ્ત્રીઓને મ્હોડે, વિદ્યાર્થીઓને મ્હોડે, વિવિધ પ્રસંગે એ શબ્દ વપરાય છે છતાં તેનો ખરો અર્થ તેઓ સમજતાં નથી એવું મારૂં માનવું છે. આ પ્રસંગે નાસ્તિક એટલે કોણ તે વિશે વિચાર કરીશું.

જો આપણે કોઇને "નાસ્તિક" નો અર્થ પૂછીશું તો તરત જ વગર વિલંબે કહેશે કે જેને આસ્થા નથી તે. આસ્થાનું આસ્તિક સાથે માત્ર ઉચ્ચારમાં સ્હેજ સામ્ય છે તેથી જ આ ભ્રમ ઉત્પન્ન થયો હશે. કોઈ માણસ દેવમંદિરે નહિં જતો હોય તો વૃદ્ધ વર્ગ તેને માટે કહેશે કે એ નાસ્તિક છે. માતા, બળીઆ વગેરે ઉપદેવગણો વિશે કોઈ પૂજ્યભાવ નહિ દાખવતો હોય તો તેને વિશે સ્ત્રીવર્ગ કહેશે કે એ તો નાસ્તિક છે. આ પ્રમાણે સૌ કોઈ પોતાના મતથી જૂદા પડનારને નાસ્તિક ગણે છે.

નાસ્તિક એટલે પરમેશ્વર અને આત્માના અસ્તિત્વનો જે ઇનકાર કરતો હોય તે. મનુષ્યનું જીવન મૃત્યુ પછી પરિસમાપ્ત થાય છે અને પોતાની વિવિધ અભિલાષાઓને પોષવા સિવાય બીજું કર્ત્તવ્ય તેને માટે નિર્માણ થયું નથી એવું માનનાર તે નાસ્તિક. જગતનો કર્તા કે અધિષ્ઠાતા પરમાત્મા છે જ નહિ એટલે તેના તરફ આપણી કાંઇ ફરજ નથી એવું માની સ્વચ્છન્દે વર્તનારને નાસ્તિક કહેવાય. વળી પરમેશ્વરનું અસ્તિત્વ માનતો હોય છતાં પોતાનો વ્યવહાર તે માન્યતાની ખાસ વિરૂદ્ધ રાખતો હોય તેનું નામ વ્યવહારિક રીતે નાસ્તિક. નાસ્તિક શબ્દનો આવો અર્થ હોવાથી ઘણા નાસ્તિક કહેવાતા માણસોને એ આરોપમાંથી મુક્ત કરી શકાય અને જગતની દ્રષ્ટિએ આસ્તિક કહેવાતા ઘણાને ખરી રીતે, પૂરેપૂરા નાસ્તિક ઠરાવી શકાય.

એક માણુસ બધી રીતે પોતાના સંપ્રદાય પ્રમાણે સઘળા કહેવાતા ધર્માચર ણો કરે, વૃત્ત, ઉપવાસ, દાન, યાત્રા, કીર્તન વગેરેમા ઉત્સાહથી (ખરી શ્રદ્ધાથી કદાચ નહિ ) ભાગ લે, છતા વ્યવહારમા જૂઠુ બોલે, પારકાનુ સારૂ દેખી ઇર્ષ્યા કરે, નહિ ઇચ્છવાની વસ્તુઓની ઇચ્છા રાખે, કીર્તિદાન કરે, પણ ખરૂ દાન કરતી વેળા હાથ ખેચે, ક્રોધ બતાવે અને અંતકરણમા જૂના વેરને સંકોર્યા કરે તેને શુ આસ્તિક કહેશો? જગત તો તેને આસ્તિક કહેશે, ધર્માચરણી કહેશે પણ પ્રભુની તેના પર કેવી તીખી દૃષ્ટિ રહેતી હશે? તે ઇશ્વરને માને છે તેથી શુ? શુ તે ઇશ્વરને પોતાની સન્મુખ રાખે છે? દરેક કામ કરતી વેળા તે અંતકરણને પૂછે છે કે આ કાર્ય યોગ્ય છે? અયોગ્ય પગલુ ભરવાની ઇચ્છા થતા તે પ્રભુથી ડરે છે? નહિ જ ત્યારે એનામા, અને પરમેશ્વર છે જ નહિ એમ સ્પષ્ટ રીતે જાહેર કરનારમા વાસ્તવિક રીતે શો ફેર છે

નાસ્તિકોનો એક વર્ગ એવો છે કે તેમનામા અને ખરેખરા આસ્તિકમા તેમના વર્તનથી જોઇશુ તો કશો તફાવત જણાશે નહિ તેઓ સદાચરણી, સત્યવકતા, દયાળુ અને બધી રીતે એવા હોય છે કે આપણે તેમને નીતિવાન કહીશુ તેમનો બાહ્યાચાર ખામી વગરનો છે અને કેટલીક વેળા તો આસ્તિક કરતા પણ વધારે દૃઢતા બતાવે છે આટલુ છતા એ બે વચ્ચે મ્હોટુ અંતર છે એક દયાળુ થાય છે, ગરીબને અને નિરાશ્રિતને મદદ કરે છે, તે એમ સમજીને કે સઘળા પ્રભુના બાળક છે અને તેને પ્રિય છે નિર્બળ, રોગી અને વૃદ્ધની સેવના કર્યાથી જ પ્રભુની સેવા થાય છે ત્યારે બીજો માણુસ એમ કહેશે કે ગરીબને, અપંગને સહાય કર્યાથી સમાજ સુખી થાય છે સમાજ એક શરીર છે એટલે કોઇ વિભાગ ખામીવાળો કે પીડાતો હોય તો આખુ અંગ સુખી થઇ શકતુ નથી તેમનુ ધ્યાન સમાજ સુખ ઉપર હોય છે ત્યારે આસ્તિકની નજર પોતાની પ્રભુ પ્રત્યેની ફરજ તરફ હોય છે કેટલીક વાર તો બેઉના કાર્ય એક સરખા ચાલ્યા આવે છે તેથી તેમની વચ્ચે રહેલુ અંતર દેખાડુ પડતુ નથી પરંતુ એવા પ્રસંગો આવી પડે છે કે જ્યારે બેઉનો કાર્યહેતુ પરસ્પર વિરૂદ્ધ થઇ જાય છે ત્યારે તેઓનુ પ્રત્યેકનુ વર્તન તદ્દન જૂદી દિશા પકડે છે એવો પ્રસંગ હોય કે જેથી સમાજનુ સુખ સધાતુ હોય પણ તેનાથી પ્રભુની ઇચ્છા વિરૂદ્ધ જવુ પડતુ હોય ત્યા બેઉનો તફાવત જણાઇ આવે છે એક ઉદાહરણથી આ વાત સ્પષ્ટ થશે એક દેશમા વસ્તી ઝપાટાબંધ વધતી હોવાથી દુષ્કાળના ચિન્હો જણાવા લાગ્યા હોય તેથી દુષ્કાળ અટકાવવાને વસ્તી કમી કરવાના ઉપાય તરીકે લગ્નનો પ્રતિબંધ કરવાની સૂચના કોઇ અર્થશાસ્ત્રી કરે તે કહેશે કે ભલે લગ્નનો પ્રતિબંધ કર્યાથી અનીતિ વધશે પણ તેથી દુષ્કાળ થોડા વરસ દૂર જશે નીતિનો ભંગ થાય છે ખરો પણ સમાજ એકદરે

આથી સુખી થશે. જેને આપણે આસ્તિક કહીયે છીયે તે આ વાતની સામે પડશે. દુષ્કાળનો બીજી રીતે અટકાવ થતો નહિ હોય તો તે મૃત્યુ પસંદ કરશે પણ ઉપલો માર્ગ પસંદ નહિ કરે. અમુક માર્ગ સત્ય હોય છતાં સમાજને સુખકર ન હોય તો ઉપયોગ વાદી (utilitarian) તેને સ્વીકારશે પણ ઇશ્વરને માનનાર પુરૂષ તેનો પરિત્યાગ કરશે. એકનો કાર્યહેતુ સુખ અને ઉપયોગ છે અને બીજાનો કાર્યહેતુ કર્ત્તવ્ય છે. દાન કરવાથી મનને એક પ્રકારનો આનન્દ મળે છે તેથી પોતાની અભિલાષાને સંતોષવાને–પછી ભલે તે અભિલાષા ઉંચા પ્રકારની હોય–ઉપલો માણસ દાન કરે છે. આનન્દ મળે કે ન મળે તોપણ દાન કરવું મારૂં કર્ત્તવ્ય છે એમ માનીને બીજો માણસ દાન કરે છે. તફાવત કાર્ય–હેતુમાં છે. જો વસ્તુસ્થિતિ ફરી જાય અને દાન કરવાથી આનન્દ ન મળે તો પેલો માણસ દાન નહિ કરે પણ કર્ત્તવ્યવાદી કરશે જ. એકના હૃદયને પોતામાંથી જ બળ મળે છે ત્યારે બીજાને પ્રભુની પ્રાર્થનામાંથી અખુટ અધ્યાત્મિક બળ મળ્યા કરે છે લાલચો જ્યારે તેમને ઘેરે છે ત્યારે એક સમાજ સુખ ઉપર વિચાર કરી લાલચો ઉપર જીત મેળવવા પ્રયત્ન કરે છે ત્યારે બીજો ઇશ્વર પાસેથી સહાયતા માગે છે. જો સમાજસુખનું ધોરણ ફરી જાય–અને એમ બનવું સંભવિત છે કેમકે જે પ્રકારનું વર્તન આજ સુખકર મનાતું હોય તો આવતા યુગમાં ન મનાય–તો ઉપયોગ વાદીનું વર્તન તરત જ ફરી જાય પણ ઇશ્વરવાદીનું અચળ રહેશે. કારણ કે તેની દૃષ્ટિ સમાજ ઉપર નથી પરંતુ ઇશ્વર ઉપર છે અને તે સર્વ દેશમાં, સર્વ યુગમાં અચળ છે.

ઉપયોગવાદીઓમાં પણ પ્રકાર છે. એક સમાજસુખને માન્ય ગણનાર અને બીજો વ્યકિત સુખને માન્ય ગણનાર. બીજો વર્ગ એમ માને છે કે જો દરેક માણસ પોતાનું સુખ સાધે તો તેની સાથે આખી સમાજ એકદમ સુખી થાય. આ મતમાં દયા, દાન, કર્ત્તવ્ય નિઃસ્વાર્થી સ્નેહ કોઇ માટે જગા જ નથી. આ પણ એક પ્રકારના નાસ્તિક છે.

નાસ્તિકોનો જબરો વર્ગ વિજ્ઞાન શાસ્ત્રીઓમાંથી જન્મ્યો છે. તેઓ પોતાના કુદરતના અભ્યાસ વડે અચળ, સર્વવ્યાપી નિયમ શોધી કહાડે છે. એ નિયમને સઘળું વિશ્વ અધીન છે. અમુક ક્રમ પ્રમાણે પ્રાણીઓનું સંવર્ધન થયા કરે છે. મનુષ્યની અંતર્ગત લાગણીમાં, તેના સ્વભાવમાં, ચારિત્ર્યમાં ફેરફાર થાય છે તે પણ એ નિયમને અનુસરીને જ. ટૂંકામાં આખા જગતનો વ્યવહાર શુષ્ક નિયમ વડે સમજાવે છે. મનુષ્યમાં દાન કરવાની અગર સ્નેહની પ્રેરણા થાય છે તે એટલા માટે કે એથી મનુષ્ય જાતિનું સંરક્ષણ થાય છે. આ વિજ્ઞાનવાદમાં પણ ઇશ્વરને માટે સ્થાન નથી.

તા૦ ૨૬–૧૨–૧૯૦૮ નર્મદાશંકર બાળાશંકર.

## દિવ્યભાન

આજે મને કંઈ દિવ્ય ભાન થાય
ગાન સ્વર્ગીય અભ્રથી ઉતરી જ આવે,
દિલને હસાવે, પટાવે, મનાવે,
અતિશય આનંદ આવે
વેદના વાચક ગાનમાં ઉતર્યાં,
અતિ ઉત્તમ શ્રુતિથી એ ભર્યા,
—વિવેકી વિણા કેરે અજબ રણકારે
શનૈ શનૈ મમ હૃદય સાગરે—
એ ગાન ઝરણાં સર્યાં—વિચર્યાં
સાગર કેરા ખારા જળ, આજે આહા! બનીયા નિર્મળ,
એ મિષ્ટ જળપાન ઉરને જ ભાવે!!!

ભાવનગર
તા૦ ૧૮-૩-૦૮ ભટ્ટ.

## +દેવ બાલકોનો દિવ્ય રાસ

આવી ગાઢ રજની વિષે શું પેલા
દેવ બાલકોએ દિવ્ય ગાન આરંભ્યું?
આજે વ્હેના ચંદા સાથે શું કો'
કંઈ રાસ રમવાનું ઉરમાં જ ભાવ્યું?

\+ × – × +

+ દેવ બાલકો એટલે તારાગણ

તારાગણ—

" મોડી કેમ આવી બ્હેન તું ?
મોડી કેમ આવી બ્હેન તું ? "

ચંદા—

" હતી સાસરે હું બ્હેલી કેમ આવી શકું ?
મમ પ્રાણ દિનકર તણી સ્વારી સિધાવી બ્હાર જ્યાં,
' જઉં છું રચવા રાસ હું પિયુ, મગ ભાંડુ વાટ જુએ રહ્યા '
એવી રજા લઈ આવી હું. અહિં, લાડકાં રડશો નહિ,
ચાલો ગજવીયે ગગન ગભીરૂં, હાથ તાલી લઈ દઈ. "

તારાગણ—

" કર્યું ઠીક તેં આ બ્હેન,
બહુ અમને ગમ્યું. "

— × × +

કહી બાધ્યાં કોઈ કોટીએ, ચૂમીઓ ચૂમે,
હસે, કુદે ને રૂડાં હર્ષથી ઘૂમે.
કોઈ લે છે મૃદંગ, કોઈ વિણા ને સ્કુાય,
ધરી ઓષ્ટ વંસી ગાન રૂડાં જ ગાય.
કરતાં કલ્લોલ એમ રાસને રચે,
સોભાગી ચંદા ગાય ગિત નભ નિર્મળાં વચ્ચે,
બધે જય જય જય થાય હર્ષ હેલી મચે !

ભાવનગર,
તા૦ ૧૮-૩-૦૯. નૃ૦

# *નીતિનુ શિક્ષણ એટલે શુ અને શુ નહિં

હાલમા (નિશાળમા) અપાતી કેળવણીની ખામી બતાવતા ઘણા વિદ્વાનો તરફથી ફર્યાદ ઉઠાવવામા આવે છે કે તે અધૂરી છે નીતિના શિક્ષણ ઉપર લક્ષ આપવામા આવતુ નથી કેટલીક મિશનરી અને એવી બીજી સસ્થાઓથી નભતી શાળાઓમા ધર્મનુ શિક્ષણ અપાય છે ખરૂ પણ એથી બાળકો સાકડા વિચારના અને ધર્માધ થાય એ સભવિત છે એવુ અનિષ્ટ પરિણામ ન આણવુ હોય તો નીતિનુ શિક્ષણ કેવી રીતે અપાવુ જોઇએ તે વિશે ચર્ચા કરવાનો આ લેખનો હેતુ છે વિદ્વાનો ભિન્ન ભિન્ન મતના છતા મતાન્તર સહુન કરે એવા હોય છે તેથી કાઇક હિમત પણ આવે છે અને હવે વગર વિલબે આ ચર્ચામા પડુ છુ

નૈતિક શિક્ષણ એટલે બાળકની લાગણીને, તેની વિવેકબુદ્ધિને અને ઇચ્છા શક્તિને એવા પ્રકારની તાલીમ આપવી કે જેથી તે કુટુબી તરીકે, દેશજન તરીકે અને મનુષ્યજાતિના અગ તરીકે પોતાના કર્તવ્યો જરૂર બજાવી શકે

નીતિને લગતી બાબતો ઉપર મુકરર કરેલા અથવા મ્હોડે કહેવાના પાઠ વડે નૈતિક શિક્ષણની શરૂઆત કરી શકાય છે

નૈતિક શિક્ષણમા નીચેના વિષયોનો સમાવેશ થાય છે—આત્મસયમ, હિમત, ધીરજ, વિવેક, ખત, સ્નેહ, ઉદારતા, કરૂણા, સરલતા, સત્ય, વિનય, કર્ત્તવ્યપરાયણતા, સ્વાભિમાન, ઉદ્યોગીપણુ, ન્યાયીપણું, પ્રમાણિકતા, ધનનો ખરો ઉપયોગ, સમાજસેવા, દેશજનના કર્ત્તવ્ય, સર્વ પ્રકારના ધર્મ, મત વગેરેને સન્માન, સહાય, અન્ય પ્રજાઓ તરફ બન્ધુભાવ, કળા અને કુદરત તરફ પ્રેમ, ઇતિહાસ, જીવનવૃત્તાત અને સાહિત્યમાંથી ગ્રહણ કરાય એવા નીતિના મૂળતત્ત્વો.

નૈતિક કેળવણીનો પ્રદેશ આના કરતા વધારે વિસ્તારવાળો છે તેમા કદાચ ઉપર કહેલી રીતે અપાતા પદ્ધતિસર નૈતિક શિક્ષણનો સમાવેશ થઇ શકે નહિ નૈતિક કેળવણી એટલે પાઠ વડે બાળકને ઘરમા અને નિશાળમા મળતી કેળવણીને નીતિની દિશામા એવો ઝોક આપવો કે જેથી તેનામા પોતાના જાતભાઇને સહાય આપવાની વૃત્તિ સતેજ થાય, તેના મનને એવી કસરત આપવી કે તેની વિવેક શક્તિ બળવાન થાય, તેની પાસે એવા કેટલાક કાર્યો કરાવવા કે તે પરસ્પર સહાય કરતા અને સહનશીળતા બતાવતા શીખે અને તેના મન ઉપર એવી છાપ પાડવી કે સઉના ભલાને માટે પોતાની સઘળી બુદ્ધિ અને શક્તિનો ઉપયોગ કરવામા કર્ત્તવ્ય સમજે.

નૈતિક કેળવણીનો વિષય ઘણો અગત્યનો છે તોપણ તે વિશે અત્રે વિવેચન નહિં કરતાં નૈતિક શિક્ષણ વિશે ચર્ચામાં ઉતરીશું. તેની સામે જે હરકતો બતાવવામાં આવે છે તેનો ખુલાસો કરી નૈતિક શિક્ષણ એટલે શું અને શું નહિં એ બેઉનું સ્પષ્ટીકરણ કરીશું

## નીતિનું શિક્ષણ એટલે શું નહિં.

૧ નૈતિક શિક્ષણ એટલે દોષ જ બતાવવા એમ નહિં. એકાદ શિષ્યની ગેરવર્તણુકને પ્રસંગે કોઇ કોઇ વાર મિજાજ, હઠ, અવિનય, અપ્રમાણિકતા વગેરે ઉપર શિક્ષક પોતાના વર્ગ આગળ ભાષણ આપે તેથી હરકત નથી પણ નૈતિક શિક્ષણ એ એક જ રીતે આપવાનો રિવાજ નાપસંદ કરવા જેવો છે. કારણ તેથી નૈતિક શિક્ષણ તરફ બાળકની અપ્રીતિ પેદા થાય છે અને તેને શિક્ષાનું સ્વરૂપ સમજે છે અથવા શિક્ષકનો નાખુશી પ્રગટ કરવાનો એક માર્ગ સમજે છે તેથી એવી શિક્ષણ પદ્ધતિ અનિષ્ટ છે.

## ૨ નૈતિક શિક્ષણ કાંઇ ઉપદેશમાળા નથી.

ભાષણની વચમાં, વિષય તરીકે અથવા સારાંશ તરીકે લોકમાન્ય નીતિનાં સૂત્રો વાપરવામાં હરકત નથી પણ જો કોઈ પાઠ એવાં સુત્રો, શ્લોકોથી ભરપૂર હોય તો તેની અસર થતી નથી, એટલું જ નહિં પણ સામો અણગમો કે કંટાળો ઉપજાવે છે.

## ૩ નૈતિક શિક્ષણ અભાવાત્મક (Negative) જ હોવી ન જોઇએ.

નૈતિક શિક્ષણના પાઠનો હેતુ દોષ, અવગુણ, ખામી વિશે ચેતવણી આપવાનો જ હોવો ન જોઇએ. વિદ્યાર્થીનું ધ્યાન દોષ કરતાં ગુણ તરફ વધારે ખેંચવું જોઇએ. અવિનયને બદલે વિનય ઉપર, બિકુતાને બદલે ધૈર્ય ઉપર, અસત્યને બદલે સત્ય અને સરલતા ઉપર, દગા કે પ્રપંચને બદલે બંધુભાવ અને નિષ્ટા ઉપર પાઠ અપાવા જોઇએ.

## ૪ નૈતિક શિક્ષણ એટલે અંતરાવલોકન નહિં.

સાધારણ પ્રકૃતિના બાળકને નીતિનાં સિદ્ધાન્તો ઉપર મનન કરવાની ટેવ હોતી નથી. તેની સ્વાભાવિક નિર્મળ વૃત્તિને ઉલ્લાસ અને ચેતનયુક્ત સદાચાર તરફ સહેલાઈથી વાળી શકાય. વધારે અંતરાવલોકનથી બાળકનું મન દોષ તરફ વિશેષ ખેંચાય એ પણ બનવા જોગ છે. હૃદયને હલમલાવી નાખે એવા રસવાળી કવિતા, અધ્યાત્મિક અને આત્મસંયમની ભાવનાથી ભરપૂર વાર્તાઓ અભ્યાસક્રમમાંથી ચાળી નાંખવી જોઇએ.

## ૫ નૈતિક શિક્ષણનો પ્રદેશ સાંકડો નથી.

જે જે ગુણોથી પોતાની જાતને જ લાભ થાય જેવા કે કરકસર, મોજશોખનો ત્યાગ, અથવા જ્ઞાન મેળવવામાં રાખવાની ધીરજ કે ખંત ઉપર જ લક્ષ આપવું એનું નામ નૈતિક શિક્ષણ નહિ એવો સાંકડો અર્થ કરનાર શિક્ષક પોતાની અતિ પવિત્ર ફરજ બજાવી શકતો નથી એવા પ્રકારના શિક્ષણથી બાળકના મન ઉપર એવી છાપ પડશે કે નીતિ એટલે ટૂંકામાં સુખ અને સલામતી મેળવવાનો સરલ ઉપાય વિવેક, ડહાપણ, હિંમત અને ખંત, અનંગત, સદાચારના અંગ છે પરંતુ સર્વના સુખને માટે પોતાની ભક્તિ બતાવવાના સ્વરૂપ છે પોતામાં અને સામાજીક જીવનમાં દર્શાવવાના સદાચારનો આધાર વિવેકયુક્ત, સામાન્ય સ્નેહની ભાવના ઉપર છે માણસની જિંદગીના જે જે અંગ બાળકથી સમજી શકાય તે બધાનો નીતિના શિક્ષણમાં સમાવેશ થઈ શકે

## ૬ વેદાન્ત અને તત્ત્વજ્ઞાનનો એમાં સમાવેશ થતો નથી

સુખ શું છે તે વિષે ન્હાના બાળક આગળ વિવેચન કરવાની જરૂર નથી માત્ર સદાચરણથી સુખી થયેલા માણસના દ્રષ્ટાન્ત જ આપવા જોઈએ સદાચાર તે સુખ માટે, ઉપયોગ માટે, આત્માનુસંધાન માટે કે અલૌકિક જ્ઞાનની પ્રાપ્તિને માટે, છે એ પ્રશ્નનો નિશ્ચય કરવાની બાળકને જરૂર નથી મ્હોટી વયના વિદ્યાર્થી આગળ એવા વિષય તરફ માત્ર ઈસારો કરાય તે ઠીક છે પણ બાળવર્ગ આગળ તો ખાસ કરીને શિક્ષકે સ્નેહ, સત્ય, સ્વાભિમાન ન્યાય, સમાજ તરફના ધર્મ ઉપર વ્યાખ્યાન કરવું જોઈએ, અને જેમ બને તેમ જીવંત દ્રષ્ટાન્તો આપી પોતાના વિષયને રસિક સુંદર, મોહક અને લાભકારક કરવો જોઈએ નીતિના અંતિમ સિદ્ધાંતો પરત્વે કદાચ સઘળા શિક્ષકો એકમત ન થઈ શકે એ બનવાજોગ છે તોપણ જો તેમને બાળકનું જીવન સુધારવાની ખરી ઉત્કંઠા હોય તો વધારે નહિ તો વ્યાવહારિક સદાચરણની બાબતમાં તેનો એક વિચાર ન થઈ શકે

## નૈતિક શિક્ષણ એટલે શું ?

૧ નીતિયુક્ત જીવનના મૂળતત્ત્વોનું રસમય નિરૂપણ સદાચારી સ્ત્રી પુરૂષ અને બાળકના જીવનમાંથી ચુંટી કાઢેલા દ્રષ્ટાન્ત વડે બોધ કરવો તે, ન્યાય અને સ્નેહથી આપનાર અને લેનાર બેઉ ઉપર થતી અસર બતાવે છે, બંધુભાવનાના ફળ પ્રકટ કરે છે, શૌર્ય, આત્મસંયમ, સત્ય, સ્નેહ અને ઉદારતાનું મનોહર દર્શન કરાવે છે, નિર્દય, ક્ષુદ્ર, અને સ્વાર્થમય કર્મનું દર્શન કરાવતા બાળકના મન ઉપર ઉપર તેની જ અસર ન થાય એવી મતલબથી તેની સઘળી ભયંકરતા બતાવાતી નથી.

૨ પ્રશ્ન વડે બાળકની તુલનાત્મક શક્તિ કેળવવી. નીતિના અન્તિમ સિદ્ધાન્તોનો નિર્ણય કરવાની અંત્રે અગત્ય નથી પણ ઉદાહરણ તરીકે શિવાજી વિષે વિવેચન કરતાં શિક્ષકે પૂછવું જોઇએ કે શિવાજી સાહસના શોખથી, યશલોભથી કે (ભરતખંડ) હિંદુ ધર્મ પ્રતિ પોતાની અનન્ય ભકિતથી કે શાથી ઔરંગઝેબ સામે ઝુંડો ઉપાડવા તત્પર થયો? છેલ્લા હેતુપર બાળકનું લક્ષ ચોટાડતા જુદા જુદા હેતુની તુલના કરતા અને તેમની નીતિના ધોરણે કિંમત આંકતાં શિક્ષકે શિખવવું જોઇએ. એક માણસ પોતાના ઘોડાને સ્વચ્છ અને પુષ્ટ રાખતો હોય તો તે પ્રાણી તરફ સ્નેહથી કે લોકોને પોતાના સુન્દર ઘોડા બતાવવાના ગર્વથી તેમ કરે છે તેવી તુલના કરી જુદા જુદા હેતુ વચ્ચેનો તફાવત સમજાવવો જોઇએ.

૩ નૈતિક શિક્ષણમાં ઉપયુક્ત દ્રષ્ટાન્ત બધેથી લઇ શકાય છે.

अ. પુરાણ ભાગવત આદિ પ્રાચીન કથાઓમાંથી હરિશ્ચંદ્ર, યુધિષ્ઠિર, નળ, અંબરિષ, પ્રહ્લ્લાદ વગેરેની કથાઓમાંથી.

क. અન્ય દેશના પવિત્ર ગ્રન્થ અને પ્રાચીન સાહિત્યમાંથી જેમકે બુદ્ધ, મહમ્મદ, જીસસ પ્રભૃતિનાં ચરિત્રો, ગ્રીક અને રોમન વીરોની કથાઓમાંથી.

ख. અર્વાચીન ઇતિહાસમાંથી. જેમકે રાણો પ્રતાપ, શિવાજી જ્યોર્જ વૉશિં-ગ્ટન વગેરેના ચરિત્રોમાંથી.

ग. કબીર, તુકારામ, ચૈતન્ય અનેક સન્ત સાધુઓના અને ડાર્વીન, હક્ષ્લે, કોલમ્બસ, ન્યુટન જેવા વિજ્ઞાન શાસ્ત્રીઓના ચરિત્રોમાંથી.

घ. લોકપ્રિય કવીઓના ગ્રન્થોમાંથી.

च. ચિત્ર, શિલ્પ વગેરેના પ્રદર્શનમાં બાળકને લઇ જઇ સૌન્દર્યની છાપ તેના મન પર પાડી કલ્પના, રસિકતા ઇત્યાદિ કેળવવાથી.

छ. જાતિ અનુભવમાંથી.

ज. ચાલુ ઈતિહાસના બનાવોમાંથી. ઉદાહરણ તરીકે જાપાનનો ઉત્કર્ષ, ઉદ્યોગ હુન્નરની વૃદ્ધી, ગરીબ લોકોની વધતી જતી ગરીબાઇ, તેમની વિપત્તિ વગેરે ઉપર બન્ધુભાવના પાઠ આપી શકાય.

झ. વિજ્ઞાન—ખગોળ વિદ્યાના પાઠ આપતાં બાળકનું લક્ષ ઈશ્વરના સર્વ વ્યાપી અચળ નિયમ તરફ દોરી શકાય અને તે નિયમને તાબે રહેવાની અગત્ય અને ફરજ બતાવી શકાય.

૪ નૈતિક શિક્ષણ સર્વ દેશ અને સર્વ કાળને લાગુ પડે છે. નીતિનું શિક્ષણ પ્રાચીન અને અર્વાચીન લોકસ્થિતિને અનુસરીને અપાવું જોઇએ કર્ત્તવ્યની ભાવના દેશકાળને અનુરૂપ રહેતી હોવાથી પ્રાચીન અને આધુનિક મનુષ્યોના જીવનમાંથી તે સમજી શકાય છે, અને તેથી મનુષ્યજાતિ માટે નીતિના ધોરણની મૂળ એકતા સિદ્ધ થાય છે.

---

યૂરોપના મોરલ એજ્યુકેશન લીગના એક પત્રને આધારે.

તા૦ ૨૮-૧૨-૦૮. નમક્શંકર બાળાશંકર.

# ગુજરાતના અપ્રસિદ્ધ કવિઓ



જેમ જેમ ગુજરાતી ભાષાના જૂના હસ્ત લિખિત પુસ્તકોનો શોધ આગળ વધતો જાય છે તેમ તેમ કેટલાક અપ્રસિદ્ધ કવિઓની છૂટક કવિતાઓ હાથ આવતી જાય છે આવા કેટલા કવિઓ હશે, ત્હેનો પૂરો શોધ કરવાને અવકાશ અને નાણા ની જરૂર છે, તે વિના પૂરેપૂરી તપાસ થઇ શકે તેમ નથી હજારો પૈસા જમણવા રોમા ખચાય છે હજારો પૈસા લગ્ન પ્રસગે દારૂખાનુ,અને વરઘોડામા વપરાય છે, પણ આવા લોકોપયોગી કામમા ત્હેનો હજારમો હિસ્સો પણ વપરાતો નથી, એ જરા દિલગીરી ભ ર્યુ છે ફાર્બસ સભાનુ ફડ હવે એક લાખ રૂપિયાનુ ધના આવ્યુ હશે, ત્હેના વ્યાજમાથી હવે કઇક રકમ આ ખાતે કાઢવામા આવે તો જૂના કવિઓના કાવ્યોનો નાશ થતો અટકે, એક બાજૂએ ગુજરાતી સાહિત્યમા બીજી ભષાના પુસ્ત કોના ભાષાતરો અને અનુકરણોથી વધારો થતો જણાય છે ત્યારે બીજી બાજુએ આવા કિમતી જૂના કાવ્યોના કાગળો ગાળીને ત્યા પડીકા બાધવા ખાને જાય છે અથવા તો ત્હેને પવિત્ર ગણી નદી, કુવા કે તળાવોમા નાખી દેવામા આવે છે એ ટલે સાહિત્યના ખાતામા નવી કમાઈ કરવા જતા જૂના ભડોળમા દેખીતો ઘગડો થતો જોવામા આવે છે આવુ ને આવુ બહુ દહાડા સુધી ચાલશે તો ખરેખર પા ચીન પુસ્તકોનો ત ન નાશ થઇ ગયેલો જોવામા આવશે

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના હીરક મહોત્સવના શુભ પ્રસગે પ્રમુખપદ ઉપરથી આપણા વૃદ્ધ માનવન્તા દિવાન બહાદુર અબાલાલભાઇએ આ વિષે પોતાના ભાષણમા ઇસારો કરેલો છે, પણ તે પ્રમાણે અમલમા આવે એમ હાલનો પ્રસગ જોતા જણાતુ નથી કારણ કે જનસમૂહની રુચિ ભાષાતરો અને વાર્તાઓ લખવામા જોડાયેલી જણાય છે

આ નીચે ત્રણ જૂના અપ્રસિદ્ધ કવિઓની કવિતા આપી છે, તે ત્હેોની કવિતા હજુ સુધી પ્રસિદ્ધ થયેલી જોવામા આવી નથી

### નથુરામ

પદ

ઓધવ કહે નજ સુદરી, સાભળો એક વાત,
સ્વામી તમારો સવળે છે, તે જાણો વિખ્યાત ઓધવ

ગોપી ભ્રાંતિ ટાળીને ભાળી જુઓ, બ્રહ્મ સર્વે વાસ,
ઘટ મઠ મહદ્ એક છે, સઘળે આકાશ. ઓધવ૦
ગોપી કનક ને કુંડળ એક છે, પડી નામ ભાતિ,
ખિબામાં રખે રાચતાં, સુવર્ણ એક જાતિ. ઓધવ૦
ગોપી દૂધમાં તો જેમ ઘૃત છે, ફૂલમાં જેમ વાસ,
કાષ્ટમાં જેમ વહ્ની છે, એમ બ્રહ્મ વિલાસ. ઓધવ૦
ગોપી વિશ્વને વા'લો એક છે, કરી જો જો વિવેક,
સમુદ્રથી લહેરી ઉપની, વાસ્તવ્યરૂપ છે એક. ઓધવ૦
ગોપી તમમાં તમારો નાથ છે, જુઓ મને વિચારી,
દાસ નથુ કહે ઓળખો, હૃદયે જ્ઞાનને ધારી. ઓધવ૦

પદ.

ગોપી કહે ઓધવ સાંભળો, એક અરજ અમારી,
* * * , મારો કુંજ બિહારી. ગોપી૦
ઓધવ કૃષ્ણ તે પૂરણ બ્રહ્મ છે, તેનો અંશ તે જીવ,
તેહને કો અમે કેમ કહીએ, સઘળે છે શિવ. ગોપી૦
ઓધવ મનને વાણી પો'ચે નહિ, દૃષ્ટિએ ન દેખાય.
ચૈતન્ય વિધે શ્રી નાથજી, વેદ એમે ગાય. ગોપી૦
ઓધવ અવતાર ગુણ કર્મ ગાઈશું, મહા સ્નેહને આણી,
મોહન મેવા મૂકીને, કુણ પીએ મૃગ પાણી. ગોપી.
ઓધવ ભજનાનંદ સુખ અમને રુચે, બ્રહ્માનંદને ગાઈ,
એકત્વપણું જોઇએ તો, નિશ્ચય ખોવાય. ગોપી૦
ઓધવ ભૂતલ ભાર ઉતારવા, કંઈ ધર્યે સ્વરૂપ.
નથુનો નાથ નથી ગયા, કહીએ વ્રજનો ભૂપ.
ગોપી કહે ઓધવ સાંભળો.

વંકુ.

પદ• રાગ, સામેરી.

ઝાઝને બનાવ્યું રે, વા'લે મારે જળતણું રે,
બાઈ એનો કારીગર કર્તાર.
પાટીયાંને જોડ્યાં રે, જુદી જુદી ભાતનાં રે,

બાઇ માહે શુદ્ધ બુદ્ધિનો આકાર ઝાઝને
નગરને ભાગ્યુ રે, માહી પડ્યુ ઉત્કુ રે,
બાઈ એના હાકેમને લેઇ જાય,
નવ તો નાડી રે, હીડે નાથતી રે,
બાઇ એને ધરપત નોતી લગાર ઝાઝને૦
ભાર તો ભરીયો રે, ભવના ભત્ર તણો રે,
તેથી બુડવા બેકુ ઝાઝ,
દાસ ને વકાની રે, સાભળ ભવની વિનતિ રે,
ચઢો રાખોને મહારાજ
ઝાઝને બના ચુ રે, વા'લે મારે જળ તાણુ રે

## ભીખાભાઈ

### પદ

ધોખે પડીયુ રે, મનડુ તો ધોખે પડીયુ રે,
મૃગ જળ દેખી દોડીયુ, તે ઝાલ્યુ હાથ ન જડીયુ રે મનડુ૦
સુવા[1] સીમળ દેખીને, ફળ ખાવા ધાયો રે,
પાખ ચાચ લપટાઇ ગઈ, એમ જગ ભમાયો રે મનડુ૦
બાધ્યો ફરે અ ધ ધ ધામા, ચિત્તડુ ચાકે ચઢીયુ રે,
પાછુ વાળી પરખે નહિ, મોહ અવિદ્યાનુ ઘડીયુ રે મનડુ૦
કામ આવે ફરતો રહે, તેને અ ગે ન અડીયુ રે,
ર ગ પતગસુ રાચી રહ્યુ, તે ઘડે ઘાટે ઘડીયુ રે મનડુ૦
+ + + +
દાસ ભીખો કહે પ્રભુ નહિ ભજ્યા, તેને મહા દુ ખ નડિયુ રે મનડુ૦

---

૧ એક જાતનુ પક્ષી

# राजा राममोहनरायना जीवन उपरथी मळतो बोध.

( અનુસંધાન પાનુ ૨૦૪ થી )

દુનીયા જેને મ્હોટો માણસ કહેતી હોય તેવા કોઇ પણ માણસનો દાખલો લઇ જૂઓ અને ત્હેમાંના ઘણાંમાં ત્હમે ચારિત્રના આજ ગુણો જોશો. ઉદાહરણ લેખે લ્યુથરને લઈએ. એના વખતમાં ત્હેનાથી વધારે વિદ્વાન્ અને વધારે સારા માણુસો હતા. ઇરાસ્મસ અને મેલેન્કથોન ત્હેનાથી વધારે વિચિક્ષણ અને તેટલા જ દક્ષ હતા. પરંતુ ત્હેમનામાં લ્યુથરમાં જે અત્યાગ્રહ અને કર્ત્તવ્યપરાયણતાના ગુણો હતા ત્હેની ખામી હતી. આપણે બધાએ થોડે ઘણે અંશે એક જાતના દાબ (Constriant) નીચે રહી બોલીએ છીએ, દાબથી હરીયે છીયે ફરીયે છીએ. આપણે જાણીએ છીએ કે આપણા ઉપર બ્હારના કોઈનો દાબ નથી થતો છતાં પણ આપણે જાતે દાબ અનુભવીએ છીએ, અને આપણા દરેક હલન ચલનની સ્વતંત્રતા ધરાવતા નથી. આને લીધે આપણામાં મ્હોટાઈ આવી શકતી નથી. મ્હોટા માણુસોમાં ચારિત્રના આ અંશ માટે બીજો એક દાખલો તપાસીશું. એક મુસલમાન ખાટકી દશ અગીયાર વરસની ઉમરનો છોકરો હતો. ત્હેના બાપે ત્હેને પોતીકો ધંધો અખત્યાર કરવાને કહ્યું. પણ જ્યારે ત્હેને ત્હેના બાપની જ માફક વાપરવાને છરી આપવામાં આવી ત્યારે તેણે કહ્યુ:—

"આ બિચારા મુંગા પ્રાણી ઉપર હું છરી ચલાવીશ નહિ. મ્હારા પોતાના શરીરના ભાગ ઉપર તે અજમાવવાથી કેવી પીડા થાય છે તે હું અનુભવી જોઈશ. અને તે વિષે મ્હને નિશ્ચય સંતોષ થશે નહિ ત્યાં સુધી હું એ છરીનો ઉપયોગ કરીશ નહિ."

એ પ્રમાણે કહી તે છોકરાએ છરી પહેલાં પોતાના એક અંગ ઉપર અજમાવી જોયું કે એથી અસહ્ય વેદના થાય છે ત્યારે ત્હેણે તે ધંધો મૂકી દીધો. જે ર્ગમાં ત્હેનો જન્મ થયો હતો તે સહવાસ પણ ત્હેણે તજયો, દુનીયા પણ ત્યજી ત્યાગી થયો. તે મહારાષ્ટ્રમાં શ્રીગોંડનો શેખ મહંમદ નામનો મુસલમાન હિંદુ ધુ તરીકે પૂજાયો. આ પણ એક મહત્તાના ચારિત્રનો એક અંશ છે. છતાં પણ કર્ત્તવ્યનિષ્ઠા અને સત્યાગ્રહ મહાત્માનાં લક્ષણ છે એમ નથી. મહાત્મામાં એવી જાતની કલ્પના રહેલી હોય છે જે વડે ત્હેને અનંત ને સત્યનું જ્ઞાન થાય છે. આવાં માણુસો વિચિક્ષણ (Geniuses) કહેવાય છે. એમને એવી રીતે કંઈક ભાન થઈ આવે છે જે આપણને થઇ શકતું નથી. આપણે બાહ્ય સ્થિતિમાં એટલા બધા

ટેવાયલા રહીએ છીએ કે આપણને ત્હેના અન્તર રહસ્યનુ ભાન થતુ નથી આપણા મા કોણ જાણે એવી એક પ્રકારની જડતા (Obtuseness) છે કે જે આપણને સત્ય દર્શનમા આડે આવે છે દાખલા તરીકે સ્વામી દયાનંદ સરસ્વતી જે પ્રસગે સંસાર ત્યજીને સન્યાસી થયા એ વિષેની એક વાત જાણીતી છે આપણી અને તેમની વચ્ચે ગમે તેવો મતભેદ હોય પણ એ વાત તો નિર્વિવાદ છે કે તેઓ એક મહાત્મા હતા હાલના જમાનામાં તેની બરોબરીના ગણી શકાય એવા માણસ ભાગ્યે જ મળી શકશે તેઓ જ્યારે બાળવયના હતા ત્યારે તેમના પિતાએ શિવરાત્રિના દિવસે ત્હેમને પૂજા માટે મોકલ્યા હતા અને આજ્ઞા કરી હતી કે આખી રાત સુધી જાગતા રહેવુ અને શિવલિગ ઉપરની જળાધરીમા પાણી પૂર્યે જવુ, તથા તે લિગ ઉપર બરોબર પડયે જાય છે કે નહિ ત્હેની તપાસ રાખવી દશ બાર વરસનો બાળક આજ્ઞા પ્રમાણે ત્યા ગયો અને આખી રાત્રિ જાગ્યો, પણ મધ્ય રાત્રિ થઈ ત્યા આખમા ઉઘ ઘેરાવા લગી હાથને સ્થિર રાખવાનુ કે આખોના પોપચાને ઢળી પડતા અટકાવવાનુ ત્હેને મુશ્કેલ લાગવા માડયુ ત્હેણે ટટ્ટાર રહેવાને ઘણીએ યુક્તિ કરી પણ ઝેમ આવ્યા વિના રહ્યા નહિ તેવામા એવુ બન્યુ કે અધારા અને ગીચ મદિરોમા હમેશા દોડધામ કરતા ઉદરોથી તે શિવલિગ ઉપરના કુભો જરા આઘા પાછા થયા અને તે વખતના ઘમારાથી તેઓ ચમકયા અને જાગ્યા જુએ છે તો જળાધારીમાનુ પાણી શિવ ઉપર પડવાને બદલે તેમની ઉપરના ઉદરોપર પડતુ હતુ વારૂ, આવા બનાવ તો આપણા ઘણાઓના જોવામા આવ્યા હશે પણ એ બાળકને તો તેથી એક નવો જ વિચાર સુઝયો, અને પરિણામે ત્હેણે સંસાર તજ્યો ત્હેને લાગ્યુ કે એવી જાતની મુગી અને જડ પૂજાથી કાંઈ ફળ નથી, કોઈ બીજી જ રીતે આત્મા સૃષ્ટિના પરમાત્માને પહોચી શકે આ એક ઉદાહરણ જ છે, પણ એ બતાવી આપે છે કે મહાત્માઓ કેવા નૈસર્ગિક (Original) બુદ્ધિમાન્ હોય છે માનુષી મહત્તા માટે ત્યારે કર્તવ્યનિષ્ઠા અને સત્યાગ્રહ સાથે આની ને સહિતા તથા કલ્પનાની પણ ખાસ જરૂર હોય છે હજુ પણ એક તત્ત્વ બાકી રહે છે મહાત્માઓમા વિચાર અને આચાર ઉચ્ચ કોટિના હોય છે એટલુ જ નહિ પણ એક જાતનુ જાતિ આકર્ષણ પણ હોય છે લોહચુબક જેવુ કે મોહિની જેવુ કોઈ શારીરિક આકર્ષણ તેમનામા હોતુ નથી એવી કર્ષક પ્રભા ત્હેમનામા હોય છે કે ત્હેને લીધે જાતિભોગ અને જાહેર સેવા સબધીના જે ભાવો તે અનુભવે છે, ત્હેની અજબ છાપ ત્હેની આજુબાજુના લોકોપર પણ પડયા વિના નથી રહેતી. જે માણસ ફકત છેડો જ ઉભો રહે અને જેના દૃષ્ટાતને ઉપદેશ બીજાઓના હૃદય અને મનને પોતાના એક અગ સરખા જ થઈ રહે તેવી રીતે તેમા સોસરા ઉતરવામા ફળીભૂત ન થઈ શકે તે કદી મહાત્મા કહેવાય નહિ

સત્યનિષ્ઠા, મ્હોટા આવેશના ઉછાળા (Impulses) નૈતિક આદર્શ અને તે બધાંને સ્નેહ અને સહચારનાં બંધને પ્રાપ્ત કરવાની સાધનશીલતા આ બધા અંશો મહાત્માના ચરિત્રના હોય છે અને જેમનામાં તે સૌથી વધારે વિકસિત થયેલા હોય તે સૌથી મ્હોટો મહાત્મા કહેવાય. ત્હમે સર્વેએ મહાત્મા બુધ્ધનું જીવન ચરિત્ર વાંચ્યું હશે. લોકોના મન ઉપર ત્હેનો એટલો બધો જબ્બર કાબુ હતો કે જ્યાં જ્યાં તેઓ જતા ત્યાં ત્યાં હજારો ત્હેમના મતના અનુયાયી થતા અને તેઓ ત્હેમના ધર્મના સતત પ્રચાર માટે ખાતરી આપતા. દુનીયાના ઈતિહાસમાં આ એક અપૂર્વ સાર્થકતાનું ઉદાહરણ છે. બીજો પેગમ્બર મહંમદનો દાખલો જૂઓ. તે એક નિરક્ષર માણસ હતો. જુવાનીના વખતમાં ત્હેને ધર્મનું સ્વપ્ન પણ ન હતું. પણ ચાળીસ વર્ષની ઉમર થતામાં તે વિરાગી થાય છે અને અરબસ્તાન જેવા દેશમાં બેધડક ધર્મ પ્રચાર કરતો ઘૂમે છે અને ત્હેના ઉપર જુલમ એટલો બધો વર્તે છે કે ત્હેને જાન બચાવવાની ખાતર ભાગવું પડે છે.

પણ આજૂબાજુનાં સ્ત્રીપુરૂષોનાં હૃદય મન ખેંચવાની એવી અપૂર્વ શકિત ત્હેનામાં પણ હતી કે દશવીશ વર્ષની મુદતમાં તે ત્હેના વખતનાં મ્હોટામાં મ્હોટાં અને સમર્થ રાજ્યોને પણ પોતાની મરજી મૂજબ ચલાવી શકતો . ખરી મહત્તાનાં લક્ષણ શું છે ત્હેનો કંઇક આપણે અહીયાં વિચાર કર્યો. સત્યાગ્રહ, કર્ત્તવ્યનિષ્ઠા, નૈસર્ગિકતા, કલ્પના અને સર્વથી વધારે મન આકર્ષવાની શકિત—એને આપણે પ્રાણની અથવા આત્માની મોહિની કહી શકીયે—એ બધા ગુણો ખરી મ્હોટાઇ માટે જરૂરના છે. મહત્તા વિષે મ્હારા વિચાર મ્હેં આવી રીતે દર્શાવ્યા. મ્હોટો માણુસ તે એક ઘણો પૈસાદાર હોય કે ઘણો જ બુદ્ધિમાન્ હોય યા ઘણો કેળવાયલો હોય કે દુનીયામાં જીતેલો ગણાતો હોય તેમ નથી; પણ ખરો મ્હોટો માણુસ તો ગરીબ યા ગૃહસ્થ, સાક્ષર યા નિરક્ષર, ઓધ્ધેધારી કે બીન ઓધ્ધેદાર કોઈ પણ હોય, પણ ત્હેનામાં મ્હેં હમણાં સમજાવ્યા મુજબ બધા ગુણો એકઠા મળેલા હોવા જોઈએ..

હવે આ બિષે આટલું વિચાર્યા પછી આપણે આપણા નાયક રામમોહનરાય તરફ વળીશું અને જોઈશું કે આજે બ્રાહ્મસમાજના એક પિતા તથા છેલ્લી બે સદીમાં થઇ ગયેલા હિંદી મહાત્માઓમાંના એક લેખે પૂજવા યોગ્ય ઉપરના ગુણો ત્હેમનામાં છે કે નહિ. ત્હેમનું જીવન તો ઘણું સરલ છે. ત્હેમનો જન્મ ઈ૦ સ૦ ૧૭૭૪ માં થયો હતો અને મરણ ઇ૦ સ૦ ૧૮૩૩ માં નીપજ્યું હતું; એમ કરી તેઓ આશરે સાઠેક વર્ષ જીવ્યા. તેઓનો જન્મ બંગાળાના એક બ્રાહ્મણ કુટુંબમાં થયો હતો અને લેખીએ તો તેથી ત્હેમને ઘણો લાભ થયો હતો. ત્હેમના માતૃપક્ષીઓ બંગાળાના જુના વિચારના શાકત સંપ્રદાયી હતા અને પિતાનું કુળ ચુસ્ત વૈષ્ણવ તરીકે ખ્યાત થયેલું હતું. આવી રીતે શાકત અને વૈષ્ણવના સંયોગથી સ-

# ધર્મશાસ્ત્રની પ્રત્યેક આજ્ઞા આપણા આરોગ્ય અર્થે જ છે.

---

ધર્મશાસ્ત્ર અને વૈદ્યકશાસ્ત્રનો એટલો બધો નિકટ સંબંધ છે કે, જે જે સ્થળે ધર્મ સંબંધી વિધિનિષેધ કરવામાં આવેલ હોય છે, તે તે સ્થળે વૈદ્યકના નિયમો સંબંધી ગુપ્ત ઉંચું રહસ્ય રહેલું હોય છે; આજકાલ કેટલાએક ઉછાંછળાપણાથી ધર્મ સંબંધી ફરમાનોને અગત્ય ગણી હસી કાઢે છે, પરંતુ તેઓ જો બારીકીથી અવલોકન અને મનન કરશે, તો સ્પષ્ટ પણ જણાશે કે, તે તે ધર્મ સંબંધી આજ્ઞા આપણા શારીરિક માનસિક અને અધ્યાત્મિક શ્રેય માટે જ આપણા પરમ પૂજ્ય પ્રાચીન ઋષિવર્યોએ લખેલી છે. એક ટુંકી કહેવત છે કે, धर्मो रक्षति रक्षितः આપણે જો ધર્મનું રક્ષણ -પાલન કરીએ, તો તે ધર્મ આપણું રક્ષણ કરે છે. શારીરિક, માનસિક અને અધ્યાત્મિક વિષયોમાં આપણું ઉત્તમ રીતે શ્રેય સાધે છે.

શારીરિક હિત સંબંધમાં વિચાર કરીશું, તો જણાશે કે, ધર્મશાસ્ત્રમાં સુવા, બેસવા, ઉઠવા, ખાવા, પીવા સંબધમાં જે આજ્ઞાઓ ફરમાવી છે, તે સર્વ આપણા હિતને માટે જ છે; રાત્રે વહેલા સુવું, સવારે વહેલા બ્રાહ્મમુહુર્ત્તમાં ઉઠવું. શૌચવિધિ કરવો, સ્નાન કરવું; સ્નાનાનંતર પ્રાણાયામ, સંધ્યાદિ નિત્યકર્મ કરવાં, અમુક પદાર્થ ખાવા, અમુક પદાર્થ ન ખાવા, સ્ત્રી સંબંધમાં અમુક નિયમો પ્રમાણે વર્ત્તવું, વગેરે બાબતોમાં જે નિયમો દર્શાવેલા છે, તે સર્વે આપણા હિત માટે શરીર, મન તથા અધ્યાત્મ સબધી શ્રેય અર્થે જ છે.

સ્નાન સંધ્યા બ્રહ્મમુહુર્ત્તમા ઉઠવાથી શરીર તંદુરસ્ત અને દીર્ઘાયુ રહે છે; મન પ્રસન્ન રહે છે, પ્રાતઃકાળના ઇશ્વરસ્મરણ કરવાથી ચિત્તશુદ્ધિ થાય છે, અને માનસ દોષ થવા પામતા નથી. શૌચવિધિથી શરીર અંદરથી મળરહિત થાય છે; સ્નાનવિધિથી શરીર બહારથી નિર્મળ થાય છે. પ્રાણાયામથી શ્વાસેન્દ્રય ( Respiratory System)ની શુદ્ધ થાય છે, ફેફસામાંથી ખરાબ વિષારી હવાના અણુઓ બહાર નીકળી શુદ્ધ હવાની આવ જાવ થાય છે; જેથી રક્તશુદ્ધ યોગ્યરીત થાય છે. આ પ્રમાણે ફેફસા અને રક્તાશય (Heart) નું કાર્ય યોગ્ય રીતે ચાલવાથી આખા શરીરની વાહિનાઓનું કાર્ય નિયમિત પ્રમાણમા ચાલે છે. દમ, ખાસી, ક્ષય આદિ દુષ્ટ રોગો થવા પામતા નથી; આ પ્રમાણે પ્રાણાયામથી શારીરિક હિત સધાય છે, તે સાથે માનસિક હિત પણ સધાય છે. ક્રોધ, શોક, ભય, ક્લેશ, ચિંતા આદિ મલિન વિકારો નિવૃત્ત થાય છે. અને ચિત્તની અંદર અલૌકિક પ્રસન્નતા ઉદ્‌ભવે છે, એટલે જ્ઞાનતંતુઓને ઉત્તમ તાજગી મળે છે, અને મગજના કેટલાક મનોદો-

ષજન્મ દરદો ઉદ્ભવતા નથી પ્રાણાયામના હિત સબધી વર્ણન કરવા બેસીએ તો એક મોટો ગ્રથ ભરાય, ટુકામા એટલુ જ કહેવુ બસ થશે કે, યોગ્ય નિયમથી સેવેલા પ્રાણાયામથી શારીરિક તથા માનસિક અનેક સાધ્યાસાધ્ય વ્યાધિઓ દૂર કરી શકાય છે દરેક માણસ શૌચવિધિ એટલે મળમૂત્રત્યાગ જેવા નિત્યકર્મમા અનિવાર્ય હાજત ને લેઇને નિયમિત રહે એ સ્વાભાવિક છે, પરતુ સ્નાન સધ્યા જેવા પ્રાતઃકાળના અત્યત હિતકર નિત્યકર્મમા દ્વિજો અનિયમિત રહે, એ અત્યત શોચનિય છે દ્વિજોમા બ્રાહ્મણ, ક્ષત્રિય વૈશ્ય ત્રણે વર્ણ આવે છે, અને ત્રણે વર્ણને સધ્યા કરવાની શાસ્ત્રીય આજ્ઞા છે, માટે દરેક દ્વિજનો ધર્મ છે કે, તેણે હમેશા સ્નાનસધ્યાદિ નિત્ય કર્મમા ગાફેલ નહિ રહેવુ જોઇએ, અને જેટલુ તે વિષયમા ગાફેલપણુ સેવે છે, તેટલી હાનિનો તે પાત્ર બને છે

**ભોજન**—ભોજન સબધમા પણ તેટલે જ દરજ્જે વિચાર કરવાની આવશ્યકતા છે પવિત્ર સ્થળમા પવિત્ર આચારવિચારપૂર્વક ભોજન તૈયાર કરવુ અને પવિત્ર સ્થળમા પવિત્ર આચારવિચારના સ્નેહી કે કુટુબી વર્ગ સાથે પવિત્ર શરીરથી અને પવિત્ર વસ્ત્રો પહેરી પવિત્ર અને પ્રસન્ન અતઃકરણપૂર્વક સમજવુ, આમ દરેક બાબતમા પવિત્રતા રાખવાનો કેવો ઉત્તમ હેતુ હોવો જોઈએ, તે આપણે સમજવુ જોઇએ કારણ કે ભોજન સબધી કઈ પણ અપવિત્રતા સેવવામા આવે છે તો તેની શરીર તથા મન ઉપર કેવી માઠી અસર થાય છે, તે બાબતનો ખ્યાલ હાલના બ્રહ્મમદિરો (Hotels) ના ઉપાસકોને આવે તેમ નથી, પરતુ સુજ્ઞ મનુષ્ય સૂક્ષ્મપણે વિચાર કરી જોશે કે, જેવા પ્રકારનુ ભોજન શુદ્ધ કે અશુદ્ધ સ્થિતિમા ગ્રહણ કરાય છે, તેની સારી કે માઠી અસર ન્યૂનાધિક પ્રમાણમા શરીર તથા મન ઉપર અવશ્ય થાય છે અને આધ્યાત્મિક ઉન્નતિ કરવાની ઇચ્છાવાળાને શરીર તથા મનની શુદ્ધતા હોવાની પ્રથમ દરજ્જે આવશ્યકતા છે ધર્મશાસ્ત્રમા ડુંગળી, લસણ, ગાજર, મદ્ય, માસ વગેરે પદાર્થો વર્જવાની આજ્ઞા કરેલી છે, તે એમ જ સુચવે છે કે, તે તે પદાર્થો શરીર તથા મન ઉપર ઓછા વત્તા પ્રમાણમા ખરાબ સસ્કાર પાડનારા છે

મનુષ્ય જેવો ખોરાક ગ્રહણ કરે છે, તેવા તેના વિચાર બધાય છે સાત્ત્વિક આહાર લેનાર સાત્ત્વિક બને છે, રાજસ આહાર લેનાર રાજસ બને છે અને તામસ આહાર લેનાર તામસ બને છે માટે સુજ્ઞ મનુષ્યોએ બનતા સાત્ત્વિક આહાર લેવો યોગ્ય છે સાત્ત્વિક આહારનુ ગ્રહણ તે મનુષ્યની ઉન્નતિનુ એક શુભ ચિન્હ છે, જ્યારે રાજસ તામસ આહારનુ ગ્રહણ તે મનુષ્ય જાતિના પતનના ચિન્હ છે જેમ જેમ મનુષ્ય ઉત્તમ સાત્ત્વિક આહાર ગ્રહણ કરતો જાય છે, તેમ તેમ તેના વિચારો વિશેષ ઉચ્ચ થતા જાય છે, અને તેની વિશેષ ઉન્નતિ થાય છે ધર્મશાસ્ત્ર પણ કહે છે કે, આળસ, અનઅભ્યાસ અને અન્નદોષથી દ્વિજોનુ પતન થાય છે, લસણ ગાજર,

ડુંગળી અને અપવિત્ર ખાતરથી ઉત્પન્ન થતા પદાર્થ દ્વિજોએ ખાવા નહિ; પ્રસૂતિને દશ દિવસ થયા પહેલાં ગાયનું દુધ ખાવું નહિ. ઉંટડી, ઘોડી, ગધેડી ને ઘેટીનું દુધ ન ખાવું: ગર્ભવતી ગાયનું તેમ જ વાછરડું મરી ગયેલ હોય, તેવી ગાયનું દુધ ખાવું નહિ; કારણ કે તે શરીરને હાનિ કરનાર છે. લસણ, ડુંગળી વગેરે પદાર્થ ઔષધ તરીકે અનેક રોગહર ગણાય છે, અને ઘણા વ્યાધિ મટાડે છે, પરંતુ તેનો હમેશનો ઉપયોગ મગજ પર કંઈ પણ ખરાબ અસર કરતો હોય, એમ અનુમાન થાય છે. અને તે માટે જ ધર્મશાસ્ત્રે તેનો નિષેધ કરેલો હોવો જોઇએ. મનુષ્યત્વની ઉચ્ચતા તેની મગજશક્તિના વિકાસક્રમ ઉપર આધાર રાખે છે, અને ડુંગળી, લસણ, ગાજર વગેરે પદાર્થ તે વિકાસક્રમમાં આડા આવતા હોય, એવું ધર્મશાસ્ત્રના વચનપરથી સિદ્ધ થાય છે. પ્રસૂતા એટલે સુવાવડી ગાયનું તેમ જ સગર્ભા ગાયનું દુધ વિકારવાળું હોય, તે તો વૈદક સિધ્ધ બાબત છે. મૃતવત્સા ગાયનું દુધ પણ વિકૃત થઇ જાય છે; ઉંટડી ગધેડી વગેરે પશુનું દુધ પણ લેવા યોગ્ય નથી, કારણ કે તે ગાયના દુધ જેવાં હિતકર નથી, તેમ જ તેની શરીર તથા મગજ ઉપર ઓછા વધતા પ્રમાણમાં વિકારક અસર થાય છે.

માંસાહાર સબંધમાં ધર્મશાસ્ત્રનું કહેવું છે કે, માંસ વીર્ય અને રૂધિરમાંથી ઉત્પન્ન થાય છે, તેમ જ તેના ભક્ષણથી અનેક વ્યાધિ ઉત્પન્ન થાય છે, માટે તે ખાવા યોગ્ય નથી. જે જે પ્રાણીના માંસનું ભક્ષણ કરવામાં આવે છે, તે તે પ્રાણીના શરીરમાં જે જે વ્યાધી હોય છે, તે તે વ્યાધિ માંસાહારી મનુષ્યને થાય છે. આ પ્રમાણે વ્યાધિત પશુઓના માંસના ભક્ષણથી અનેક લોકો વ્યાધિગ્રસ્ત જોવામાં આવે છે. હવે કોઇ એમ કહેશે કે, તંદુરસ્ત પશુનું માંસ ખાવાને શું હરકત છે? તો જણાવવાનું કે, માંસ ભક્ષણ મનુષ્ય જાતિ માટે કેવળ અકુદરતી છે, કુદરતી ફળો જોઇને જેવી તે ખાવાની તીવ્ર ઇચ્છા થાય છે, અને મ્હોમાં પાણી આવે છે. તેવું માંસાહારીઓને પશુઓને જોઇને મ્હોમાં પાણી આવતું નથી. માટે માંસાહાર કેવળ અકુદરતી છે. માંસાહાર કરનારાઓ વિચાર કરી જોશે, તો તેઓને સ્પષ્ટ જણાશે કે પશુઓને વધ કરવાના સ્થળોમાં પશુઓને એક પછી એક મારવામાં આવે છે, ત્યાર ઉગામવામાં આવતા હથિયારોને જોઇને મરતી વખતે તેનું સર્વ લોહી ભયથી વિકારયુકત વિષમય થાય છે. આ પ્રમાણે સર્વ રીતે વિષમય તેમ જ મૂત્ર મળ વગેરે મલિન મળોથી વિષમય બનેલા માંસ રૂધિરના આહારથી શરીરને પુષ્ટિ મળે એ માનવું કેવળ ભૂલભરેલું છે. વિષમય આહારથી પુષ્ટિ મળે, એમ કેમ માની શકાય? એ વાત કેવળ અસત્ય છે કદાચ માંસાહારી એમ માનતા હશે કે તેનાથી પુષ્ટિ મળે છે. એમ માનવા કરતા ક્ષણિક ઉત્તેજન મળે છે, એમ માનવું વધારે યોગ્ય છે. કારણ કે માંસમાં રહેલા વિષમય તત્ત્વોની જેવી

રીતે દારૂ, અફીણ, ગાજો વગેરે કેફી ચીજોથી ક્ષણિક તેજી મળે છે, તેવી રીતે ક્ષણિક તેજી મળે છે, પરંતુ તે શક્તિ લાંબો વખત ટકતી નથી ખરી પુષ્ટિક શક્તિ તો સાત્વિક આહારથી જ મળે છે, બાકી રાજસ તામસ આહારથી મળતી પુષ્ટિ તો ક્ષણિક સમજવી, અને પરિણામે હાનિકારક પરિણામની જ આશા રાખવી વળી માંસાહારના અત્યંત ઉપયોગથી પશુઓની હાનિ થતી જાય છે, અને પશુઓની સંખ્યા ઘટતી જાય છે, અને તેના પરિણામમા આપણને અપ્રત્યક્ષ રીતે દુધ, ઘી જેવા પુષ્ટિકર પદાર્થોની તંગી પડતી જાય છે ભારત પ્રજા દુર્બળ પડતી જાય છે, અને મરકી જેવા અનેક દુષ્ટ વ્યાધિના પંજામા સપડાતી જાય છે, વળી ખેતીવાડીને પણ પશુ વિનાશથી ઘણું જ નુકશાન પહોચીને અનાજની પણ ઓછી ઉત્પત્તિ થતી જાય છે આ પ્રમાણે માંસાહારથી થતા અમાપ નુકશાનો લક્ષમા લઇ દરેક ભારતવાસી માંસાહારનો ત્યાગ કરવા પ્રતિજ્ઞા લેશે, અને તે દ્વારા પોતના દેહનુ તથા દેશનુ અનેક રીતે હિત સાધી શકશે

વ્યસનો—મદ્યપાન કરવુ નહિ, મદ્ય પીવાથી શરીર દુષિત થાય છે, ચિત્ત વિકૃત થાય છે, ચિત્ત અવ્યવસ્થિત થાય છે, અને ભ્રમિત ચિત્તવાળો મનુષ્ય શુ શુ અનર્થ ન કરે ? મદ્યપાન કરનાર માંસભક્ષણ, વ્યભિચાર, જુગાર વગેરે સર્વ અનર્થ કરે છે, એક અનર્થ સર્વ અનર્થને ઉત્તેજન આપે છે મદ્યપાનથી પચનેન્દ્રિય, યકૃત, શ્વસનેન્દ્રિય તથા જ્ઞાનેન્દ્રિયમા ટુકામા સર્વ શરીરમા વિકૃતિ થાય છે મગજપર રક્તસ્રાવ, પક્ષાઘાત, અર્ધાંગ, ગાંડપણ વગેરે ઘણાખરા મગજના સર્વ દરદો મદ્યપાનથી થાય છે હાલના જમાનામા ચાહ, કોફી, કોકો, અફીણ, ભાંગ ગાંજો, તમાકુ (ખાવા, પીવા, તથા સુંઘવામા) વપરાય છે, તે સર્વ પદાર્થો વિષય મય હોઈને શરીરના દરેક અવયવને ઓછા વત્તા પ્રમાણમા વિકારયુક્ત બનાવે છે, અને અનેક પ્રકારના વ્યાધિને જન્મ આપે છે તે તે વ્યસનના પદાર્થો લેતા શરૂઆતમા લેનારને જરા આનંદ જણાય છે, પરંતુ તે આનંદ રાજસ, તામસ પ્રકારનો ક્ષણિક છે, કારણ કે તેનાથી ઇન્દ્રિયોમા વિપસંચાર થઈને ક્ષણિક ઉત્તેજન મળે છે, પરંતુ છેવટે તે ઇંદ્રિયો શિથિલ થાય છે ત્યારે દુખ ઉપજે છે, અને પરિણામે હાનિ જ ઉપજાવે છે માટે કોઇ પણ વિષદ્રવ્યનો વ્યસન તરીકે ઉપયોગ કરવો નહિ,

આશૌચ —આ સિવાય આશૌચ–સૂતક વગેરે બાબતોમા પણ સૂક્ષ્મ રહસ્ય રહેલુ સૂક્ષ્મ અવલોકતા તે જણાશે જ વૃદ્ધિસૂતક પાળવુ, કોઈ મરી જાય, તો તેનુ સ્નાન કરવુ, સંબંધના દૂર સામીપ્યના પ્રમાણમા ૭ કે ૧૧ દિવસ સૂતક પાળવુ એવા પ્રકારની આજ્ઞાઓ આપણા શરીર મન તથા અધ્યાત્મના હિતની જ છે, કારણ કે બાળકનો ગૃહમા જન્મ થતા સ્રીના શરીરમાથી નીકળતા અનેક મલિન પદાર્થોના સ્રાવથી ઘરમા અશુદ્ધિ રહે છે, અને તેને અંગે ઘરમા રહેનારા

માણસોના શરીરમાં પણ અમુક અશુદ્ધ અણુઓ લાગે છે; માટે તેને સુતકી ગણી તેની સાથે ભોજન વ્યવહાર કરવામાં આવતો નથી; અને સુવાવડી સ્ત્રીનો સ્પર્શ સુદ્ધાં નિષિદ્ધ ગણાય છે, એવી જ રીતે મૃતાશૌચ બાબતમાં સમજવું. મનુષ્ય વ્યાધિગ્રસ્ત હોય છે, ત્યારે શરીરમાંથી અનેક પ્રકારનાં વિકારક અણુઓ નીકળે છે, તેના સ્પર્શથી તેમ જ શ્મશાનમાં જતાં શબ બળતી વેળા તેમાંથી નીકળતા દુષ્ટ વાયુનાં અણુઓના સ્પર્શથી શરીર દૂષિત થાય છે, તેમ જ સંબંધના દૂર સામીપ્ય પ્રમાણે શોકથી ચિત્ત પણ દૂષિત થાય છે, એટલે સંબંધી વર્ગને સૂતકી ગણી અમુક દિવસ સુધી દૂર રાખવામાં આવે છે, કે જેથી સૂતકીના સહવાસથી બીજાના શરીર તથા મન ઉપર ખરાબ સંસ્કાર પડવા પામે નહિ.

વ્રતો—વ્રતોના સંબંધમાં વિચાર કરીએ તો એકાદશીઆદિ વ્રતો કરવાની ધર્મશાસ્ત્રની આજ્ઞા પણ આપણા શારીરિક, માનસિક તથા અધ્યાત્મિક હિત માટે જ છે, પંદર પંદર દિવસે એક દિવસ ઉપવાસ કરવાથી હોજરી પચેન્દ્રિયોને વિશ્રાંતિ મળે છે. અને જેથી ફરી કામ કરવામાં વિશેષ બલયુકત થાય છે; જેવી રીતે દરેક ઓફીસમાં આઠ દિવસે એક દિવસ રવીવારની રજા પાળવામાં આવે છે, તેથી શરીર તથા મન પ્રસન્ન રહે છે, અને કાર્યમાં વિશેષ સ્ફુર્તિ મળે છે, તેવીજ રીતે ઉપવાસથી ઘણા દિવસ કરેલા અન્નપચનના કાર્યથી થાકી ગયેલી પચનેન્દ્રિયન વિશ્રાંતિ મળે છે; અને તેથી ફરી કામ કરવાને વિશેષ સ્ફુરર્તિવાળી થાય છે, પંદર દિવસના સંચિત થયેલા મળ નિવૃત્ત થાય છે, વળી તે દિવસે ઈશ્વર સ્મરણ કરવાથી ચિત્તની શુદ્ધિ થઈ અધ્યાત્મિક ઉન્નતિ પણ પ્રાપ્ત થાય છે.

ઇન્દ્રિયનિગ્રહ કરવો—કાન, ત્વચા, નેત્ર, જિહ્વા, નાસિકા એ પાંચ જ્ઞાનેન્દ્રિય તથા ગુદા, ઉપસ્થ, હાથ, પગ અને વાણી એ પાંચ કર્મેન્દ્રિયોનો નિગ્રહ કરવો. આ પ્રમાણે ઇન્દ્રિયોનો નિગ્રહ કરનાર મનુષ્ય જ ઉન્નતિ પ્રાપ્ત કરી શકે છે, માટે ધર્મશાસ્ત્રે ઇન્દ્રિયનિગ્રહ કરવાનું ખાસ ફરમાવ્યું છે. કર્ણાદિ ઇન્દ્રિઓનું બહુ લાલન કરવાથી અને તેને વશ વર્તવાથી મનુષ્ય કેવળ પરાધીન બને છે, જેથી મનુષ્ય આત્મોન્નતિ કરવાને કેવળ અસમર્થ થાય છે આધ્યાત્મિક ઉન્નતિનું હિત એક બાજુપર મૂકીએ, તો પણ તે તે ઇન્દ્રિઓનું અતિલાલન કરવાથી અનેક પ્રકારના વ્યાધિ થાય છે. જેમકે જીભનું વિશેષ લાલન કરવાથી અને મનગમતા રાજસ, તામસ આહાર કરવાથી જ્વરાતિસારાદિ ઘણા ખરા સર્વ વ્યાધિ થાય છે, વળી ઉપસ્થેન્દ્રિય-શિશ્નનું અતિ લાલન કરવાથી ધાતુક્ષય, ચાંદી, પ્રમેહ આદિ દુષ્ટ વ્યાધિ થાય છે અને ગરમી ( Syphilis ) જેવું દુષ્ટ વિષ શરીરમાં દાખલ થવાથી એટલા બધા ઉપદ્રવો ઉભા થાય છે કે, તેના સવિસ્તર વર્ણનની મોટી થોથી લખાય. ટુંકામાં એવો એક પણ વ્યાધિ નથી, કે જે ઉપદંશના વિષથી ન ઉદ્ભવતો

હોય આ પ્રમાણે ઈન્દ્રિયોનો નિગ્રહ ન કરવાથી કેટલા બધા શારીરિક ગેરફાયદા થાય છે, તે સુજ્ઞ જન સમજી શકશે

ક્રોધ કરવો નહિ—ક્રોધ કરવાથી અનેક હાનિ થાય છે જેના પર ક્રોધ કરવામા આવે છે, તેના મન ઉપર જે ખિન્નતા થાય છે, તેથી અમુક રીતે ક્રોધ કરનારને હાનિ થાય છે તેમ જ ક્રોધ કરનારનુ લોહી તપીને, ખગજની શિરાઓ ઉપર વસારો કરે છે, અને તેથી મગજના કેટલાક દરદો લાગુ પડે છે

૨૦ વર્ષ પર્યંત બ્રહ્મચર્ય પાળવુ—હાલના વખતમા બાળ લગ્નથી અનેક પ્રકારની હાનિઓ ઉદ્‌ભવે છે, કજોડા થાય છે, વ્યભિચારને ઉત્તેજન મળે છે, બાળપણમા વીર્યનો ક્ષય થાય છે, જેથી પુરૂષ વીર્યહીન બને છે અને તે વીર્યહીન પુરૂષના વીર્યથી પ્રજા ઉત્પન્ન થતી નથી, અને ઉત્પન્ન થાય છે, તો અત્યંત નિર્બળ તથા રોગીષ્ઠ થાય છે જે પ્રજા પોતાનુ શારીરિક માનસિક કે વ્યવહાર સબંધી હિત સાધી શકતી નથી, તો પછી તે જ્ઞાતિ કે દેશનુ ભલુ કેવી રીતે કરી શકે? માટે વીશ વર્ષ પર્યંત બ્રહ્મચર્ય પાળવુ, અને વિદ્યાભ્યાસ કરવો અને ત્યારબાદ ગૃહસ્થાશ્રમમા પડવુ પ્રાચીન સમયમા ૨૫ વર્ષ પર્યંત બ્રહ્મચર્ય પાળવાનો પ્રચાર હતો, પરંતુ હાલના સમય અનુસાર વીશ વર્ષ પર્યંત બ્રહ્મચર્ય જાળવવામા આવે, તોપણ ઘણુ સારૂ છે

લગ્ન—બ્રહ્મચર્યાંતર લગ્ન સબધમા પણ ધર્મની આજ્ઞા છે કે, અર્શ, ક્ષય, મંદાગ્નિ, અપસ્માર, શ્વિત્ર,કુષ્ટ વગેરે દર૦ જે કુળમા હોય તે કુળની કન્યા લેવી નહિ તેમ તેવા કુળમા કન્યા આપવી નહિ, તેમ જ અસમાન ગુણ, સ્વભાવ કે વયના સ્ત્રી પુરૂષોનુ લગ્ન કરવુ નહિ, આમ કહેવાનો ઉદ્દેશ એ જ છે કે, અર્શ આદિ વ્યાધિવાસનામા ઉતરે છે, એ લે તેવા સ્ત્રી પુરૂષોના સમાગમથી વ્યાધિના બીજ સહિત પ્રજા ઉત્પન્ન થાય છે એને આ પ્રમાણે રોગી જનની પરંપરા ચાલે છે તેમ જ અસમાન ગુણ, સ્વભાવના સ્ત્રી પુરૂષો કદી સુખ ભોગવી શકતા નથી, તેમ જ તેમાથી પ્રજા પણ સારી થઇ શકતી નથી અસમાન વયના લગ્ન થવાથી પરસ્પર સ્ત્રી પુરૂષ વચ્ચે પ્રેમ જામતી નથી વૃદ્ધ પતિ અને યુવાન્ પત્નિ વચ્ચે તેમ જ બાળક પતિ અને યુવાન્ પત્નિ વચ્ચે કદી પ્રેમ ઉદ્ભવતો નથી અને વ્યભિચારને ઉત્તેજન મળી વર્ણસંકર પ્રજા ઉપજે છે, અથવા નિર્માલ્ય વીર્યના પરિણામે નિર્બળ પ્રજા ઉપજે છે, માટે પતિપત્નિ વચ્ચે ૬ થી ૮ વર્ષનો તફાવત રાખવો ઉચિત છે, પત્નિથી પતિ ૬–૮ વર્ષ અધિક વયનો હોવો જોઇએ, તો જ પ્રજા સારી ઉપજી શકે છે

સ્ત્રીગમન—પોતાની સ્ત્રીને ઋતુકાળ પ્રાપ્ત થાય, ત્યારે એ ચોથે સ્નાત થયેલી સ્ત્રી પ્રત્યે ગમન કરવુ, પોતાની સ્ત્રી વિષે જ પરાયણ રહેવુ ઋતુકાળની ૧ રાત્રી

ગણાય છે. સ્ત્રીને રજો ધર્મ પ્રાપ્ત થતાં પહેલી ચાર રાત્રીઓ અને અગિયારમી તથા તેરમી રાત્રિ બાદ કરીને બાકીની દશ રાત્રિઓ સ્ત્રીગમન માટે ઉત્તમ ગણાય છે, અને તેમાં ગમન કરવાથી સુપ્રજા ઉત્પન્ન થાય છે. અત્યંત સીયોગથી પ્રજા ઉત્પન્ન થતી નથી અથવા નિર્બળ થાય છે. આ પ્રમાણે પોતાની સ્ત્રી પ્રત્યે ગમન કરનાર ગૃહસ્થ ધર્મમાં હોવા છતાં બ્રહ્મચારી ગણાય છે. રજસ્વલા સ્ત્રી સાથે ગમન કરવાથી બુદ્ધિ તથા શરીરનો ક્ષય થાય છે, આયુષ્ય ઘટે છે. પરસ્ત્રી ગમન કરવું નહિ, કારણ કે સ્ત્રીગમનથી શરીરની, આબરૂની તથા પૈસાની હાનિ થાય છે અને ઉપદંશ તથા પ્રમેહ જેવાં દુષ્ટ દરદો લાગુ પડે છે, આ પ્રમાણે સ્ત્રીગમન સંબંધી ધર્મશાસ્ત્રની અમુલ્ય આજ્ઞાઓ અવશ્ય અનુસરવા યોગ્ય છે.

બીજા પણ ધર્મશાસ્ત્રમાં આરોગ્ય સાચવવાના અનેક નિયમો અપાયેલા છે, જેમકે:— બીજાનાં પહેલાં વસ્ત્ર, જોડા કે માળા ધારણ કરવાં નહિ, કેમકે તેમ કરવાથી વસ્ત્રાદિ રસ્તે સામા માણસના શરીરનો વ્યાધિ તેમ જ સંસારની અદલ બદલ થાય છે. બળતા શબનો ધુમાડો લેવો નહિ; કેમકે મરનારના વિકૃત શરીરમાંથી નીકળતા દુષ્ટ વાયુ લાગવાથી તે તે વ્યાધિ લાગવાનો ભય છે. જમીને તુરત ન્હાવું નહિ, માંદગીમાં ન્હાવું નહિ, મધ્યરાત્રે ન્હાવું નહિ, ઘણા વસ્ત્રો પહેરીને ન્હાવું નહિ, અને અજાણ્યા જળાશયમાં ન્હાવું નહિ. વિષ્ઠા, મૂત્ર, રૂધિર, થુંક, કે ઉલટી ઉપર ઉભા રહેવું નહિ. તેમ કરવાથી સાંસર્ગિક રોગો લાગે છે. પતિત એટલે ભ્રષ્ટ તેમ જ નીચ મનુષ્યો સાથે બેસવુ નહિ. તેમ કરવાથી તેના સંસ્કાર આપણામાં આવે છે. સદાચાર પાળવો; તેથી આયુષ્યની વૃદ્ધિ, સુપ્રજા અને અભ્યુદય થાય છે,

આ સંક્ષિપ્ત લેખપરથી દરેક સુજ્ઞ વાંચક સમજી શકશે કે, ધર્મનાં દરેક વચન મનુષ્ય જાતિનાં શારીરિક, માનસિક તથા આધ્યાત્મિક શ્રેય માટે જ છે, અત્રે દર્શાવેલા થોડા ધાર્મિક ઉપદેશો પરથી સ્પષ્ટ જણાશે કે, આપણા પ્રાચીન ધનશ્રી ઋષિમુનિઓએ દરેક ધર્મો વૈદકીય દ્રષ્ટિથી બાહ્ય શ્રેય માટે જ દર્શાવેલા છે, માટે ધર્મના દરેક આદેશ આપણા હિત માટે જ છે, એમ સમજી ધર્મનું પ્રેમપૂર્વક પાલન કરવું જેથી ધર્મ આપણું પાલન-રક્ષણ કરશે. धर्मो रक्षति रक्षितः ।

અંજાર તા. ૬ એપ્રીલ ૧૯૦૯ શિવશંકર જયાનંદ વૈદ્ય.

---

# आर्यधर्मप्रकाश

पुस्तक ३७ मु ]- आश्विन स १९६१ आक्टोबर - इ स १९०९ [ अक १२ मो०

## सन्त—सेवा

સસારમા સ્હાવી સ તોની તો સેવા,
પોતાનાની પીડમા સોસાવ્યા સોસાય !
સહે મુગા મારે— ચહે સ્નેહાચારે—
સ્હાય સર્વને આપતા પ્રેમ-કલ્યાણના મેવા,
સિ ચી અસી, ઉછેરતા, રણ ફૂવના કે ફાલ—
લીલુડે વગડે— ડાલતા ડુ ગરે
તરૂણી કરી કાયા તપી પ્હોચાડે પાર એ કેવા ?
સસારમા રૂડી સન્તોની તો સેવા

લલિત

લલિતાલય
રાજકોટ



સુખ ભોગવવાને પરમાર્થ કરો ઇશ્વરે આપણા હિંદનો ઉધ્ધાર કરવા ધારેવો છે અને તે થશે જ, પરંતુ તમે તમારૂં કાર્ય કરી આનંદ પામો. રાષ્ટ્રિય ચિત્રાલય જેવી સંસ્થાઓ કાઢી દેશના બાલકો પ્રતિની તમારી ફરજ પૂર્ણ કરો અસ્તુ

દેશના ધનવાનો ને આટલું કહી હવે આપણે અન્ય વિચારના સંજાતિ કરીએ રાષ્ટ્રિય ચિત્રાલયમાં મુકવાની પ્રતિકૃતિઓ કયા કયા મનુષ્યોની હોવી જોઇએ, તેને માટે એટલું જ કહેવું જોઈએ કે જે મનુષ્યોએ પોતાનું જીવન ઉચ્ચ સંસ્કારથી ભર્યું છે અને તેવા સંસ્કારોને પોતાના જીવનમાં અમલમાં મુકયા છે, તેઓની જ પ્રતિકૃતિઓ આ ચિત્રાલયમાં મુકવી જોઇએ જેમણે પોતાના જીવનમાં ધડા લેવા લાયક કાર્ય કર્યાં છે અને જેમને પગલે જનસમુહ ચાલે છે તેવા મનુષ્યોની પ્રતિકૃતિઓ આવી શકે રાજા હરિશ્ચંદ્ર કે સુદામાની છબીઓ આપણે લાવી શકીએ એમ નથી ભલે પરંતુ હાલમાં જે જે મનુષ્યો છે અને જે જે મહાન્ મનુષ્યો થોડાક વર્ષો પર થઇ ગયા છે તેમના જીવનચરિત્રો અને ચિત્રો આ ચિત્રાલયમાં રાખી શકાય જનસમુહ જેમને સારા અને મહાન્ ધારે છે તેમની પણ છબીઓ ત્યાં રાખી શકાય ગ્રંથ કર્ત્તાઓ, નવીન શોધખોળ કરનારાઓ સારા કારીગરો, અને અન્ય કાર્યે કુશળ મનુષ્યોની છબીઓ આમાં આવી શકે

આ સંસ્થાની વ્યવસ્થા જેમ અન્ય દેશોમાં થાય છે તેવા પ્રકારની થવી જોઇએ

આપણે અત્રે એક ખાસ યોજના પણ કરવા જેવી છે એક ગૃહ એવું રાખવું જોઇએ કે ત્યાં અન્ય દેશમાં મ્હોટામાં મ્હોટા મનુષ્યો થઇ ગયા તેમની છબીઓ રાખી શકાય અને એક તો આપણા દેશના જ મહાન્ મનુષ્યોની છબીઓને માટે રાખવું જોઇએ આથી આપણને વધારે સારો ફાયદો થઇ શકે એમ છે

હીંદુસ્થાન જેવા વિશાળ દેશમાં એક જ જગ્યાએ રાષ્ટ્રિય ચિત્રાલય થાય તો તેનો લાભ દરેક મનુષ્ય લઇ શકે નહિ માટે આપણે પાંચ સ્થાન રાખવા જોઇએ મુંબઈ, મદ્રાસ, કલકત્તા, લાહોર અને મધ્ય પ્રાંતોમાં કોઇ સ્થાન એમ પાંચ સ્થાન થવા જોઇએ દરેક પ્રાંતોમાં એક એક ન્હાનું ચિત્રાલય રાખવું જોઇએ, જેમાં દરેક પ્રાંતના બધાએ મ્હોટા મ્હોટા પુરૂષોની છબીઓનો સમાવેશ થાય દરેક ગામમાં જ્યાં પુસ્તકશાળા હોય તેની પાસે એક ન્હાની સંસ્થા ખોલવામાં આવે તો તેના જેવું ઉત્તમ બીજું શું ? ન્હાના ચિત્રાલયમાં દરેક મહાન્ પુરૂષની છબીઓ ન આવી શકે માટે દેશાભિમાની પુરૂષની છબીઓ એકઠી રાખવી જોઇએ પછી વખત જતે બીજી બધી ઉમેરાય બંધુઓ ! કાર્ય કરવાનો વખત આવી લાગ્યો છે, હવે આપણે આ કામ કાલે કરીશું એમ કહી દિવસો ગુમાવવાના નથી 'હીંદ એક વખત આબાદ હતું ' 'તેમાં ઋષિ મુનિઓ વિચરતા હતા, ' 'એક કાળે આખી પ્રજાના અને ધર્મોના ઉધ્ધારકોએ અત્રે જન્મ લીધો હતો 'ઇશ્વરાવતારી પુન્ય

હીંદમાં થયા હતા,' વગેરે કહેવામાં આનન્દ માનવાનો નથી. ખરો કસોટીનો વખત આવ્યો છે. હીન્દુસ્થાનીઓના પૂર્વજો આવા ઉન્નત હતો કે નહિ એવી શંકાઓ ચારે પાસ થવા લાગી છે. કેટલાકોને તો આ પૂર્વજો પર વિશ્વાસ પણ નથી. તેવા વખતમાં પૂર્વજોની માત્ર કીર્ત્તિ ગાઇ બેસી રહેવાનું નથી પરંતુ આપણે એ પૂર્વજોના ખરા ઉત્તરજો છીએ એમ સાબીત કરી બતાવવાનું છે. જો આ વખતે કુંભકરણની નિદ્રામાંથી નહિ જાગો તો પછી જે પૂર્વજોની કીર્તિ ગાઓ છો તે જ આપણને ધિક્કારશે. એ સમય ન આવે તેટલા માટે કાર્ય કરવા આગળ આવો. રાષ્ટ્રિય ચિત્રાલય સ્થાપો અને સર્વના હૃદયમાં સંસ્કારો જગાડો. આ દેશોદયના કાર્યમાં ઈશ્વર તમારી સહાયે છે એમ દ્રઢ શ્રધ્ધા રાખો અને ઇશ્વરે તમારી નિકટમાં જે પોતાનાં સત્ત્વો મુકયાં છે તેમને ઉત્તેજન આપો. રાષ્ટ્રિયત્વ પ્રેરવાની રાષ્ટ્રિય ચિત્રાલયરૂપી શાળા કહાડો અને આનન્દે તમારી ફરજ પૂર્ણ કરો. અસ્તુ શુભં ભવતુ.

નડીઆદ. નાગરવાડા. લે. મંજુલ. (ચતુષ્ય)

---

# प्रकीर्ण विचारमाळा.

---

નિત્ય નિયમ મુજબ અમે ત્રણ મિત્રો અનેક પ્રકારનાં સત્ત્વોથી કલુષિત થયેલ શહેરનાં વાતાવરણથી થોડો વખત પણ દૂર રહેવા માટે શુદ્ધ હવા લેવાને વાડીઓમાં ફરવા ગયેલ હતા. અધ્યાત્મ જ્ઞાનમાં ત્રણેની સારી રુચી હતી એટલે અમારી વાતો પણ તેને લગતી હતી. વિદ્યા અને અવિદ્યા એ બનેનાં સ્વરૂપ તથા ફલ તેમજ પરસ્પરોપકારિતા સંબંધે મ્હારા મિત્ર હરિપ્રસાદ તથા તર્કપ્રસાદ વચ્ચે સારો સંવાદ થયો. આ સંવાદ જાણવા યોગ્ય હોવાથી તેના સ્મૃતિ પટપર પડેલા સંસ્કારોને અહિં આલેખવા પ્રયાસ કર્યો છે.

હરિપ્રસાદ—વિદ્યા અને અવિદ્યા એ તમઃ પ્રકાશવત્ વિરૂદ્ધ ધર્મો વાળી છે. તેમજ ભિન્ન ભિન્ન ફળ અર્પનારી છે. વિદ્યાનું ફળ નિરતિશય સુખ; અવિદ્યાનું ફળ દુઃખ—સંસરણ—ત્યાં વિદ્યા પ્રાપ્તિ માટે પ્રયાસ આદરતાં અવિદ્યા અનેક પ્રકારના અંતરાયો આડા લાવે છે. સાધન સંપન્ન થવામાં પણ અનેક વિઘ્ન, પ્રતિબંધ એને લઇને આવે છે. જો અવિદ્યા હોત જ નહિ અથવા તો તે અંતરાય વિઘ્ન કે પ્રતિબંધ ઉભા કરત નહિ તો કેવી સહેલાઇથી નિઃશ્રેયસ્ જેવું અનુપમ સુખ હરકોઇ ભોગવી શકત. પછી સંસારને દુઃખરૂપ કોઈ કહેત જ નહિ.

તર્કપ્રસાદ—વિશ્વવ્યવસ્થાપક સત્તાએ જે કાંઇ કર્યું છે તે યથા ઘટીત છે. સૌ સૌને નિર્મીત સ્થાને શ્રેષ્ઠ છે. પ્રથમ તો વિદ્યા અને અવિદ્યા એ શબ્દો શું સૂચવે

એ જાણવાનુ છે તે સમજાય ત્યારે આ સિદ્ધાન્તની સત્યતા સ્પષ્ટ જણાઈ રહે એ બે શબ્દો કયા અર્થને વહે છે એનુ યથાવત્ જ્ઞાન તો શ્રી સદ્ગુરુગમ્ય છે તોપણ શાસ્ત્રાલોચનદ્વારા એ વિષેની જે વ્યવસ્થા છે તે કાઇક જણાય છે—એ બે શબ્દો અનેક રીતે પ્રસ્થાનત્રયમા વપરાયના જણાય છે અનેક રીતે અર્થ કરી સમજાવવાની પ્રક્રિયા અધિકાર પરત્વે યોજાયની જણાય છે પ્રથમ તો ઈશાવાસ્યોપનિષત્મા એ શબ્દો દૃષ્ટિએ ચડે છે—

ત્યા મત્ર છે કે —

વિદ્યા—દેવતાદિ જ્ઞાન અને અવિદ્યા અગ્નિ હોત્રાદિ કર્મ બન્નેના ફળ પૃથક્ પૃથક્ છે જેઓ કેવળ અગ્નિ હોત્રાદિ કર્મોના અનુષ્ઠાન કરનાર છે, તેઓ, ગાઢ અજ્ઞાન અધકારમા પડેના છે તેમ કેવળ દેવતા જ્ઞાન–ઉપાસનામા પડ્યા છે તેઓ તેથી વિશેષ અધકારમા છે, કર્મ અને ઉપાસનાથી થતા ફળથી પર કઈ નથી એવુ માનનારની નિદા કરવામા આવે છે ઉભયના સમુચ્ચયથી ફળ એ, કે અવિદ્યાએ સ્વાભાવિક કર્મ–જ્ઞાનનુ સતરણ અને વિદ્યાએ દેવાત્મભાવની પ્રાપ્તિ, નિષ્કામ કર્મ ઉપાસના અન્તઃકરણની શુદ્ધિમા ઉપકારક છે અને આ નજરે જોતા જેને તમે વિદ્યા નિશ્રેયસ સુખની પ્રાપક કહો છો તેને પ્રાપ્ત કરવામા કોઈ પણ રીતે અવિદ્યા વિદ્યા—કર્મ અને ઉપાસના આડે આવતા નથી ઉલટુ તેનો માર્ગ સરળ કરી આપે છે વિવેક એટલે કે તે સકામ નહિ પણ નિષ્કામ હોવા જોઈએ, શ્રેય એમા જ છે, એથી પર કશુ નથી એમ માનતાર વર્ગની જ દષ્ટિએ સ્થળે નિદા કરવામા આવી છે

કાઠકોપનિષત્મા તો વિદ્યા અવિદ્યાનુ ઘણુ સવિસ્તર વર્ણન અપાયુ છે પણ એ સર્વ આ વખતે કહેવા બેસીએ તો ઘરે બાળકોને ભૂખ્યા સૂઈ રહવુ પડે! મુડકોપનિષત્મા પર–અપર એમ વર્ણવતા બે ભાગ પાડી પ્રથમ અપરા વિદ્યા અને પછી પરવિદ્યાની પ્રાપ્તિનો ક્રમ છે આ સહુ અધિકાર પર આધાર રાખે છે. સર્વને માટે એક જ રીત કે ક્રમ છે નહિ આ અપરાવિદ્યા જે બીજી રીતે કહીએ તો તમે જેને અવિદ્યા કહોછો તેનુ સેવન યથાવત્ થયે પરાવિદ્યા સ્વાભાવિક ઉદ્ભવે છે એટલે આમ પણ અવિદ્યા અનર્થકરી નથી જ

હરિપ્રસાદ—ત્યારે અવિદ્યા એ સર્વ અનર્થનુ મૂળ છે એમ શા માટે શાસ્ત્રોમા કહેવાતુ હશે?

તર્કપ્રસાદ—એનો ખુલાસો આવી જશે શારીરિક ભાષ્યના ઉપોદ્ઘાતમા, શ્રી શકર વિદ્યા–અવિદ્યાનો અર્થ આમ સમજાવે છે

મતલબ "અતત્" મા "તત્" બુદ્ધિ–અન્યમા અન્યના ધર્મની અવભાસકતાને અધ્યાસ અને એવા લક્ષણવાળા અધ્યાસને અવિદ્યા કહે છે અને વસ્તુતના નિર્ણય

દ્વારા અધિષ્ટાન સ્વરૂપનું અવધારણ તે વિદ્યા અવિદ્યાની નિવર્ત્તક કહેવાય છે અવિદ્યાએ કરીને આત્મઅનાત્મ ધર્મો પરસ્પરમાં અવભાસે છે અને તેને લઈને અનર્થ બાલ-કર્તૃત્વ ભોક્તૃત્વાદિ અહંકાર-વિસ્તરે છે એટલા માટે આ નજરે અવિદ્યા અનર્થકરી મનાઇ છે. કર્મ અને ઉપાસનાનું યથાવત્ અનુષ્ઠાન થયે પછીની સાધક દશામાં એ અનર્થકરી મનાઈ છે. બાકી આપણુ જેવા અવિદ્વજ્જ પુરૂષોને તો અવિદ્યા ઉપકારક છે. સાધક દશામાં રહુમોને શુંચવારો ઉડયો છે તે ઉઠે છે. આ સાધક દશામાં સાંસારિક લાલચો સામે લડવાની, તેમાં ન પડી રહેવાનું અને જ્ઞાન પ્રાપ્તિનાં સાધનો યથાવત્ પ્રાપ્ત કરવાની ઇચ્છાઓ સ્ફુરે છે. ત્યારે બીજી બાજુથી અનેક વર્ષના પડેલા અભ્યાસવશાત્ અનેક વિરૂદ્ધ ઇચ્છાઓ સ્ફુરે છે. અને વિરૂદ્ધ ઇચ્છાઓ નો કોઇવાર જય થાય છે ત્યારે પ્રશ્ન ઉઠી આવે છે કે અવિદ્યા શા માટે જોઈએ? આળસનો અભ્યાસ તેથી અંતરમાં ઉઠતી અનેક પરસ્પરથી વિરૂદ્ધ એવી ઇચ્છાઓ, વાસનાઓ એ સર્વ કારણુને લઈને ઇંદ્રિયોની બાહ્ય પ્રવૃત્તિ વેગપૂર્વક વહી જાય છે તેનો અવરોધ કરવામા જે બળ અને જે ધિજ્જતાની અગત્ય છે તે પ્રાપ્ત ન થાય. તે પ્રાપ્ત કરવા પ્રયત્ન ન લેવાય ત્યારે જ વિના મુલ્યે વસ્તુ મેળવી લેવાની ઇચ્છા જેવી પોતાની મેળે જ નિઃશ્રેયસ્ સુખ જેવી અમુલ્ય વસ્તુ મળી જાય તો કવું ઉત્તમ એવી ઇચ્છા થાય છે. જો ઇન્દ્રિયોની બહિર્વિષયો તરફ જવાની પ્રબળતા છતાં પણ પરમાનન્દ પ્રાપ્તિની વાચ્છના તીવ્ર હોય તો તેનાંજ ચિંતનાદિમાં મસ્ત રહેવાય છે, અન્ય સવની ઉપેક્ષા થાયછે, આવી રીતે અવિદ્યા હઠે છે, તત્વજ્ઞાન, વાસનક્ષય, મનોનાશ એ ત્રણેનો ચિરકાળ અકલ્પશપૂર્વક સેવેલો અભ્યાસ અવિદ્યા ગ્રંથીઆને નિઃશંક ત્રોડે છે એ વગેરે વાકયો આપણે નિત્ય વાચીએ છીએ. અવિદ્યા હોત જ નહિ તો પછી મનુષ્યની કસોટી જ કેમ થાય. અગ્નમાં યથાવત્ તપાઇ નાકળેલું સોનું દન નીકળે છે. સ્વર્ગની જેમ મહત્તા છે તે પણ નાશ પામે અને કચરા જેવુ ઈ રહે, તો પછી નેથી પણ શ્રેષ્ઠ મોક્ષ તેની શ્રેષ્ઠતા, ઉચ્ચતા કોણ જ લેખવે એટલે અવિદ્યા છે તે વિદ્યા પ્રાપ્તિમા ઉપકારક છે. કસોટી અને દબાણ એ ઉત્કર્ષનાં સાધક છે. આવદ્યાની અપેક્ષાએ જ વિદ્યા છે. સર્પની કલ્પના એ રજ્જુને લઈને થાય છે. અધિષ્ઠાન હોય નહિ તો ભ્રમ પણ સંભવે નહિ.

હરિપ્રસાદ—પણ એ તો ઠીક; એ સહુ આપણે નિત્ય વાંચીએ છીએ, મ્હારૂં કહેવાનું એમ છે કે એ મનુષ્યોને અવળે રસ્તે દોરી જાય છે મિથ્યા વિકલ્પો ઉઠાવી તેને વ્યર્થ ભટકાવી ભટકાવી દુઃખી કરી નાખે છે તેનુ કેમ?

તર્કપ્રસાદ—મનુષ્યો એવા હીનસત્વ કેમ છે કે તેના દોરાવ્યા દોરાય છે અને દોરડીને સર્વ કલ્પી તેનાથી વ્યર્થ દુઃખ ખમે છે, ભ્રાન્તિ કલ્પિત મોહનામાં સત્યત્વ બુધ્ધિ રાખે છે. એમ કરવાને કોઇ તેને આકર્ષો જતું નથી, બળાત્કાર કરતું નથી, સ્વેચ્છાએ અનર્થમાં પડે તેમાં અન્યનો દોષ શો?

હરિપ્રસાદ—એ બધું એકનું એક, અવિદ્યાના પ્રલોભનો સર્વ તરફથી અનેક રીતે મનુષ્યોને—સાધકને બાંધી રહેલ છે તેમાં એ શું કરે?

તર્કપ્રસાદ—શું કરે કેમ? હરેક મનુષ્ય પોતાના કર્મ માટે જવાબદાર છે એ તો એક કસોટી છે કે બુદ્ધિને લોભાવે એવી કામનાઓથી ન લેભાવું અને વિદ્યાના માર્ગથી ન ચળવું આમ કરી શકે તે જ સાધક ખરો વિદ્યાર્થી, અને શાસ્ત્રે કહેલું ફળ પણ તે જ મેળવવાને હકદાર છે

હરિપ્રસાદ—પણ એવી લાલચો સામી ધરવાનું પ્રયોજન શું? એવી સખ્ત કસોટી અને કડવો અનુભવ શા માટે?

તર્કપ્રસાદ—એનો નિર્ણય એમ છે કે વિદ્યા અને અવિદ્યારૂપી ઉપાસના અને કર્મના યથાર્થ થતા અનુષ્ઠાનથી હૃદયશુદ્ધિ થતાં જે સાધક દશા પ્રાપ્ત થાય છે તે દશાના નિર્ધાર રહી—અનાત્મા તત્ત્વ બુદ્ધિરૂપ અધ્યાસ-અવિદ્યાની નિવૃત્તિ કરવા તેથી નિરાકાર ઉપનિષત્ શાસ્ત્રાચાર્ય વિદ્યાની પ્રાપ્તિ માટે જે ઉચ્ચ અધિકાર મેળવતા રહેવાથી બોધ છે તેનો સાધકમાં સંચાર છે કે કેમ અથવા તો તેવા અધિકારને મેળવી શકવા તે સમર્થ છે કે કેમ એ વગેરે તેની યોગ્યાયોગ્યતાનો નિશ્ચય કરવા માટે એ અનેક પ્રકારના પ્રલોભનની યોજના થઈ જણાય છે વિદ્યા એ કાંઈ સાધારણ વસ્તુ નથી કે ગમે તે તેને મેળવી શકે વા ઉપદેશી શકે વસ્તુની યોગ્ય કિંમત આપ્યા વિના તે લેવાની ઇચ્છા રાખવી એ આળસ અને પ્રમાદ સૂચવે છે કિંમત આપ્યા વિના કાંઈ વસ્તુ મળી શકતી જ નથી કુદરત તે આપે નહિ વસ્તુની કિંમત તેની સુખજનકતા તેમ જ દુષ્પ્રાપ્યતાપર અવલંબે છે એ નિયમ વ્યવહારના જેવું છે તો વિદ્યા જેવી સુખજનક અને દુષ્પ્રાપ્ય વસ્તુ સંપાદન કરવા અર્થે કેવી મોટી કિંમત આપવી પડે એનો વિવેક કરવો જોઈએ

હરિપ્રસાદ—ત્યારે ત્યારે મ્હોટા વિદ્વાન, ધર્મપ્રવર્તકો, અવિદ્યામય વ્યવહારમાં પ્રવર્તવા કેમ ઉપદેશતા હશે, સાક્ષાત્ નિઃશ્રેયસનું સાધન જે વિદ્યા છે તેને પ્રાપ્ત કરવાનું કેમ નથી કહેતા? અથવા કહે છે તો લોકો તેને કેમ અનુસરતા નથી? સ્વતંત્ર છતાં કેમ દુઃખમય અવિદ્યામાં રચ્યા મચ્યા રહે છે?

તર્કપ્રસાદ—અધિકારહીનતા એ જ સર્વનું મુખ્ય કારણ અવિદ્યા મનુષ્યને રખડાવી, ભટકાવી અનેક રીતે તેને કસે છે, અનુભવ આપી ખરી રીતે વિદ્યાને માટે તૈયાર કરે છે અવિદ્યામય વ્યવહાર એ વિદ્યા પ્રાપ્તિ માટેની એક શાળા છે આ શાળામાં સહુ શીખે છે અને યોગ્યતા અનુસાર ચડતે ચડતે વિદ્યા મેળવે છે મલ બુદ્ધિ ગુરૂ લાઘવનો અવિવેક, અશ્રદ્ધા અને અસ્થિર મલીન ચિત્ત એ સર્વ દોષોને તપાવી તે દોષરૂપી લોઢાના રસથી ચિત્તરૂપી હેમને શુદ્ધ કરવા અવિદ્યામય વ્યવહારના વિવિધ કડવા અનુભવરૂપ અગ્નિના તપાવવું, ગાળવું, ટીપવું, કપાવવું,

આદિ અનેક દશામાંથી પસાર થવું પડે છે એ ક્રમ કુદરતી છે એમ મનુંજ જોઈએ એમાં મુંઝાવા જેવું કશું નથી. જે સૃષ્ટિનિયમ છે તે ઠીક જ છે. કર્મ અને ઉપાસનાના માર્ગ એ જ સૂચવે છે.

હરિપ્રસાદ—આટલા માટે જ સર્વત્ર પ્રત્યેક મત, પંથ, ધર્મ, સંપ્રદાય આદિ સંસ્થામાં કર્મયોગ ખાસ ઉપદેશાયો હોવો જોઈએ. ધર્મગુરૂઓએ કર્મ અને તેનાં ફળની વ્યવસ્થા દર્શાવી મનુષ્યોને તેમાં પ્રેર્યા છે. ઈનામની લાલચે અભ્યાસ વધારનાર. મુખ્ય હેતુ જેવો આ કર્મ ઉપાસના આદિ પણ અવિદ્યામય વ્યવહારનો હેતુ હાવો જોઈએ. "જ્ઞાન પ્રાપ્તિ" એ હેતુ મુખ્ય અને તેને પ્રાપ્ત કરવાને વિવિધ લાલચે એ તે સાધનનાં સાધન આ દૃષ્ટિએ જોતા મતમતાંતરોના ઝઘડા વ્યર્થ જણાય છે.

તર્કપ્રસાદ-ખરૂં છે. એ સર્વ સાધન છે; સાધ્ય વસ્તુ સર્વત્ર એક છે. મુર્ખ મનુષ્યો સાધન માટે લડી મરે છે પોતાની પ્રકૃતિને રૂચતો પણ બીજાને ન રૂચતો એવો ખોરાક બીજાને રૂચાવવાના વ્યર્થ પ્રયાસ કરે છે. સાધન ભિન્ન ભિન્ન હોય એ જ ઈષ્ટ છે. તે તે દેશના લોકોની સ્થિતિ, રૂચિ, શક્તિ કાળ આદિને લઈને સાધન વિસ્તાર છે. બાકી સર્વનું સાધ્ય તો એક શ્રેય જ છે. વિદ્યા જ છે. અવિદ્યાના એ સર્વ વિકલ્પો છે તે વિકલ્પો શમી ગયે વિદ્યા સ્વતઃ સ્ફુરે છે તે માટે જ કર્મ માર્ગ કે કોઈ પણ ધાર્મિક ઉપાસના આદિનો ઉદ્ભવ છે.

અહિં મ્હેં ઉમેર્યું કે—આ દુનિયામાં કરોડો વસ્તુઓ છે, જેની કામના જીવ કરે છે તેને તે ભજે છે. જીવ જેવા થવાની ઇચ્છા કરે તેવા થાય દૃશ્ય વસ્તુઓનાં ખરાં સ્વરૂપને પીછાણતા નથી તેથી મોહમાં પડે છે. સુખ મળશે એમ માને છે પણ સાથે દુઃખ-જેના વિકારરૂપ સુખ ભાસે છે તે મળશે. તેનો વિવેક થતો નથી અને ભ્રમણાથી ભટકે છે. ખટાશ, મીઠાશ સાથે જ હોય છે. એવા સ્વાદવાળી વસ્તુ એસ્વાદી લાગે એટલે પરિણામે મોહ રહેતો નથી. આમ અનુભવ લે તે જીવ આપો આપ વિદ્યા પ્રાપ્તિના મુખ્ય સાધન વિવેક વિરાગભણી વળે છે, પુસ્તકોમાંથી નથી મળતું તેવું જ્ઞાન અનુભવથી મેળવે છે. અને આમ અવિદ્યા વિદ્યાની ઉપકારક ઠરે છે. તે દુનિયામાં અનેક વિવિધ ખેલો દેખાડી પોતાનું ખરૂં દુઃખસ્વરૂપ અનુભવાવી મનુષ્યને વિદ્યાભણી મોકલી આપે છે.

આટલી વાતચિત થઈ ત્યાં તો છુટા પડવાનો માર્ગ આવતાં ત્રણે મિત્રો આવા જ વિચારોમાં લીન થતા છુટા પડયા.

નાનાભાઈ દેવશંકર વૈદ્ય.

---

# भगवत् भक्तिनो महिमा

( અનુસંધાન પા૦ ૪૮ થી )

આગળ લખી ગયા મુજબ ભકિત બે પ્રકારની છે, એક વિહિત અને બીજી અવિહિત હવે વિહિત કોને કહે છે, તેના જવાબમાં એ છે કે જે પ્રમાણે શાસ્ત્રમાં પ્રતીત આજ્ઞા લખી છે, તે મુજબ હોય તો તેને વિહીત કહે છે, તો તે વિહિત ચાર પ્રકારની છે જેવી રીતે એક કામ અથાત્ ચાહનાથી, જેમ ગોપિકા કુબ્જ ઈત્યાદ, બીજી દ્વેષ એટલે શત્રુતાથી, જેમ રાવણ શિશુપાલાદિકની ત્રીજી ભય અર્થાત ડરથી, જેમ કંસ મારિચાદિકની, ચોથી સ્નેહ અથાત પ્રીત, જેમ નારદ સનકાદિકની, ઈત્યાદિની તો હવે આ ચારે પ્રકારમાંથી બે પ્રકારથી જે શત્રુતા તથા ભયની ઉપાસનાથી છે તે તજવા યોગ્ય છે

અવહિત કોને કહે છે તો તેના જવાબમાં એમ છે કે જો સ્વભાવથી આપોઆપ બુદ્ધિના વિચારથી શાસ્ત્રની ઉપાસના વિના ભગવન્‌માં પ્રેમ હો, અને એ ગતિ ફલ રૂપ અનન્તુ છે તથાપિ તેના ભિન્ન ભિન્ન કરીને વર્ણન કરવાનું કાંઈ પણ પ્રયોજન નથી, તોપણ કોઈ એક તેમાંથી વર્ણન કરે છે એક તો જ્ઞાનવાળા અર્થાત્ જે જ્ઞાનને ઉત્પન્ન કર્યા બાદ મુકિત થાય છે તે બીજી સ્વતન્ત્રતા અથાત જે આપો આપ મુકિત મેળવી શકે છે તે, હવે જ્ઞાન તેનું આ છે જે વિષે ભગવદ્‌ગીતામાં કહેલ છે કે મારો ભકત મારી માયાને તરી જાય છે, બીજી તરફથી કહે છે કે મારો ભકત મને પ્રાપ્ત કરે છે, પાછું છેવટે જણાવે છે કે જે માનવી સંસારની મોહજાળથી છુટવા માગે તો તે મારી જ સેવા કરે. તો આ વાકયોના વેદ સ્મૃતિ પુરાણ ઈત્યાદિક પ્રમાણ છે, જેથી તે વિષે વધારે વિવેચન ન કરતા એટલેથી જ અટકું છું

ઉપર કહેલી ભકિતના ત્રણ પ્રકાર છે ઉત્તમ મધ્યમ પ્રાકૃત હવે પ્રથમ પદવીનું નામ ઉત્તમ છે તેનું સ્વરૂપ એવું છે કે જે મનુષ્ય પરમેશ્વરને તમામ જગોએ વ્યાપક તથા વર્તમાન દેખે છે તથા તમામ ભગવત્મય જાણે છે તે ઉત્તમ હવે મધ્યમ તો તે વિષે કહેલ છે કે જેની ભગવતમાં પ્રીત છે તેમ જ ભગવત્‌-ભકિતને પોતાની પ્રેમી સમજે છે અને પ્રાકૃત ભકતોપર દયા અનુગ્રહ કરે છે અને દ્વેષી જનોથી અનમેળ રાખે છે તે મધ્યમ, હવે બાકી રહી પ્રાકૃત તો તે બાબે જણાવવાનું કે જે માનવી ભગવત્ અને ભગવત્ અર્ચા ( પૂજા ) મૂર્તિ ઈત્યાદિકને ઈશ્વર માને છે, અને ભગવત ભકતોમાં પ્રીત નથી રાખતા તે પ્રાકૃત છે

હવે સદરહુ ભકિત સાત્વિક રાજસ તામસ એમ ત્રણ પ્રકારની છે. જેવી રીતે નિષ્કામ તે સાત્વિક છે, જેમ પ્રલ્હાદ વગેરે; તેમ કોઈ પ્રકારની કામના યુકત છે તે રાજસ; જેમ ધ્રુવ, ગજ ઇત્યાદિક, અને જે શત્રુના વિજયના હેતુ અર્થે કરે છે તે તામસ જેમ ઇંદ્રાદિકની વત્રાસુરના વધ માટે હવે તેજ ભકિતના ત્રણ પ્રકાર ભાગવતમાં લખેલ છે. જેનાં નામ માનસ, વાચક, કાયિક, અર્થાત્ મનથી જે થાય તે માનસ બોલવાથી જે થાય તે વાચક, શરીરથી જે થાય તે કાયિક.

સદરહુ ભકિત ભગવદ્ગીતામાં ચાર પ્રકારની લખેલી છે. પ્રથમ આર્ત અર્થાત્ કોઈ દુઃખના નાશથી ભગવાનની આરાધના કરે જેવી રીતે ગજ દ્રોપદી વગેરે. બીજી જીજ્ઞાસુ અર્થાત્ મુકતનો રસ્તો ખોજનાવાળા જેવા કે પરિક્ષિત વગેરે, ત્રીજી અર્થાર્થી જેવા કે ધ્રુવ ઇત્યાદિ ચોથી જ્ઞાની જેવાં કે પ્રલ્હાદ, નારદ, સનકાદિક વગેરે; વળી તે જ ભકિતના ત્રણ પ્રકાર વિશેષ છે કે જે એક તો પોતે કરે, બીજી અન્ય મનુષ્યને સમજાવી કરાવે, ત્રીજી અન્ય મનુષ્યને ભકિત કરતાં જોઈ પ્રસન્ન રહે.

સદરહુ ભકિત શ્રીમદ્ ભાગવતમાં નવ પ્રકારે લખેલી છે, (૧) શ્રવણ (૨) કિર્તન (૩) સ્મરણ ( ) સેવા (૫) અર્ચા (૬) વન્દન (૭) દાસ્ય (૮) સખ્ય (૯) આત્મનિવેદન. ઉપર મુજબ નવ પ્રકારની ભકિતમાંથી કંઈ એક ભકતમાળ નામના ગ્રંથમાં નિષ્ઠા નામ કરીને લખેલ છે વળી તે ભકિત ભૂમિકાના નિશ્ચયથી અગીયાર પ્રકારની છે, (૧) સત્સંગ (૨) દયા તથા પ્રસન્નતાને લાયક બનવુ (૩) ભકતોનાં આચરણ જેવી રીતે શાન્તતા, દયા, ઇત્યાદિ અથવા તેમાં શ્રદ્ધા યા વિશ્વાસ કરવો તે, [૪] ભગવત્-ચરિત્રનું શ્રવણ કરવું (૫) શ્રવણ કરેલ પ્રેમ ભગવત સ્વરૂપમાં દ્રઢ કરવો (૬) ભગવતનાં સ્વરૂપને તથા આપણા સ્વરૂપને યથાર્થ જાણવાં (જેને અદ્વૈતવાદી જ્ઞાન કહે છે) (૭) ભગવતના સ્વરૂપમાં પ્રેમ અધિક રાખવો [૮] ભગવતનો પ્રકાશ દિનપ્રતિદિન હૃદયમાં રહે [૯] દયા તથા મનને તનામ રાતે નિર્મળ રાખવું (૧૦) ઇશ્વરતા, દયાલુતા તેમજ સર્વજ્ઞતા ઇત્યાદિક (૧૧) પુરૂષ જેટલી પ્રીત પોતાનાં શરીર માટે રાખે છે તેટલી પ્રીત ભગવતમાં નિશ્ચય કરે કે, "કોઇ ક્ષણ તે શ્યામ સુંદર સ્વરૂપ-ચિન્તવનથી ચલાયમાન ન થાય"

સદરહુ ભકિત ઇત્યાદિકના વિભાગથી ક્રમ ક્રમ અધિક બનતી જાય છે; જેવી રીતે એક જગોએ ભગવાનને ઓધવજીએ પુછ્યુ કે હે મહારાજ! તત્વને કોઇ ચોવીસ, કોઇ સતર, કોઇ સોલ, કોઈ ત્રણ, કોઈ પાંચ, કોઇ આઠ, કોઈ સાત, કહે છે એ વિરોધનો હેતુ શુ હશે? તેના જવાબમાં જણાવ્યુ જે વાસ્તવમાં કાંઈ વિરોધ નથી; કારણ એ છે કે કોઇ ઇશ્વર, માયા, તથા જીવને અલગ સમજે તો

તેની ગણના નમાતો નથી છે અને જેવું માયા ભગવતની ઇચ્છા જાણી તેની ગણના પ્રમાણે બે છે વગેરે તેવી જ રીતે ભકિતનું પણ સમજવું

હવે માનો કે ભગવાન્ તો એક છે અને દ્રષ્ટાંત અનેક છે જેવી રીતે એક માણસે કહ્યું કે મેં વડનું ઝાડ એક શાખાવાળું જોયું બીજો કહે છે મેં બે શાખાવાળું જોયું તે. જો કે વાસ્તવમાં તો વડ એક છ, તેવી જ રીતે ભકિત એક જ છે પણ ભકત લોકોના મનને લગાડવાને અનુસાર કઇ એક પ્રકારની દેખાય છે, તાત્પર્ય તમામનું એ છે કે કોઇ પણ ભકિત ગમે તે પ્રકારે કરો પણ ભકિતમાં અનુરાગ ને દ્રઢ કરવાનું પ્રયોજન રાખવું કે જ્યાં સુધી તે અતિ સિદ્ધ પદને ન પહોંચે ત્યાં સુધી સાધનરૂપ છે, અને જ્યારે તે સ્થાયી ભાવની પ્રાપ્તીને પહોંચે ત્યારે ફળરૂપ છે, અને જ્યારે તે દ્રઢ ભાવથી એકાગ્ર ચિત્ત થાય, ને કોઈ પણ પ્રકારની ઈચ્છા ન રહે ત્યારે તેને જીવનમુકત કહે છે

પ્રિય બંધુઓ ! હવે મારૂં કહેવાનું તાત્પર્ય એ છે કે સાચા ધર્મબંધુઓ સમયાનુસાર ઉપર કહ્યા મુજબ કાર્યોને સાધો કે જે આપણો અનાદિ કાળથી ચાલતો આવેલો સનાતન ધર્મ મરણાશાયે પડેલ છે તેને સચેત કરો ભાઇઓ ! એક વખત એવો પણ હતો કે આ દેશની મહીલાઓ ધર્મને માટે પ્રાણ પણ અર્પણ કરતી હતી તો ભાઈઓ જરા વિચારો ને મનને આડું અવળું ન ભમાવતા તેમજ મુકિતની ખોજને માટે અહં બ્રહ્માસ્મિ કહી અહીં તહીં ન ભટકતા ભગવત-ભકિતના વૃત્તને ધારણ કરો કે જેથી આ દેખાતી આપણી દીનાવસ્થાનો નાશ થશે ને આગળ મુજબ એકવાર સનાતન ધર્મનો વાવટો સમ્પુર્ણ ભૂમંડળમાં જરૂર આપણી દ્રષ્ટિએ પડશે જ !

પ્રિય વાચક—ઉપર લખ્યા મુજબ સંક્ષેપે ભગવત-ભકિતનો મહિમા જેનો ગુઢ તથા ગંભીર છે તેમ જ તે સમજાવવાને તથા લખવાને વાસ્તે જોકે મારી બુદ્ધિ એક નાના બાળકની બરાબર પણ નથી, તેમ જ હું કોઇ મોટો પંડિત તથા લેખક પણ નથી પરંતુ મેં મારી બુદ્ધિ અનુસાર લખી આપને દ્રષ્ટિગોચર કરેલ છે, તો આપ પ્રિય બંધુઓ પણ મારી અલ્પ બુદ્ધિ તરફ ધ્યાન ન દેતા ભકિત પક્ષથી તેનું અવલોકન કરશો ને શબરીના બોર અને સુદામાજીના ચોખા સમાન કિંચિત માત્ર પણ આદર કરશો તો સુજ્ઞ મહાશયો ! મારા દિલમાં કેટલી પ્રસન્નતા થશે ?

ઉપર પ્રગટ કરેલા ઉત્તમ સિદ્ધાંત અને ભકિતમાર્ગ તરફ ધ્યાન ખેંચી હું આ લેખ પુરો કરૂં છું તથાસ્તુ

તા. ૮-૭-૦૯ લી ગૌરીશંકર મુલશંકર જોશી

# अन्नाद्य.

સંકલ્પ વિના કુશલ ક્રિયા થઈ શકતી નથી. સંકલ્પરહિત ક્રિયા સુકાનરહિત નૌકા જેવી છે. આદિ કાળમાં પરમાત્માએ પણ "एको ऽहम् बहुस्याम्";= "હું એકનો અનેક થાઉં" એવો સંકલ્પ કરેલો મનાય છે. સૃષ્ટિની રચના કરવાનો સંકલ્પ કરી બહુ વર્ષ પર્યંત બ્રહ્માએ તપ કર્યાની વાર્તા સુપ્રસિદ્ધ છે. બાઈબલમાં પણ તે જ આદિની ઉત્પત્તિની વાર્તા છે. સર્વશક્તિમાન ઇશ્વરને વિશે તો સર્વ સંભવે છે પરંતુ બ્રહ્માથી સ્તંભ પર્યંત સર્વ વ્યક્તિને સંકલ્પ સહ વિચારની અપેક્ષા છે. વિચાર વિનાનો આચાર વિપત્તિમાં સંચાર કરાવે છે. એવો આચાર મદ્યપ ષંડક આદિ કેવળ તમોગુણી અહિત જનોને જ હોય છે. સામાન્ય મનુષ્યને સંકલ્પ સાથે વિચાર થાય છે. પરંતુ તે સંકલ્પ કે વિચારની શુદ્ધિમાં જેટલી ગૌણતા હોય છે એટલી તેની સિદ્ધિમાં ન્યૂનતા રહે છે. માટે સંકલ્પ અને વિચારની શુદ્ધિના ઉપાયની યોજના કરવી એ સુજ્ઞનું કર્ત્તવ્ય છે. સંકલ્પની સત્યતાને અર્થે મનને વશ કરવું પડે છે. મન વશ થયું એટલે જગત્ જીતાયું. મનને વશ કરનાર સત્ય સંકલ્પ, સત્ય કામ થઈ શકે છે. પણ મન ચંચળ, પ્રમાદી બલવાન અને દ્રઢ છે. અર્જુન જેવા પરાક્રમી નરને પણ તે અજેય જણાયું છે. કૃષ્ણ જેવા યોગેશ્વરે પણ અભ્યાસથી અને ધૈર્યથી તેને વશ કરવાનું શીખવ્યું છે. ધૈર્ય અને અભ્યાસથી મનને વશવર્તિ કરવામાં બહુ સમય જાય છે, અને સંકલ્પ તો પ્રતિક્ષણ ઉત્પન્ન થાય છે. એટલા માટે મન વશ ન થાય તો સંકલ્પની શુદ્ધિને અર્થે તેને સ્થિર કરવાનો પ્રયોગ છે, તે એ જ કે સાત્વિક વાતાવરણમાં વ્યક્તિની સ્થિતિ, આહાર વિહારસંગ સ્થાન ઈત્યાદિ શાન્ત અને સાત્વિક હોય તો મન વધતું ઓછું સ્થિર રહી શકે છે. કરણ જેવા શૂરવીર ઉપર વિજય મેળવવા અર્જુને સાત્વિક આહાર રાખી વિહારનો ત્યાગ કરી તપશ્ચર્યા કરી હતી. શિશુપાલ જેવા નરાધમનો સંહાર કરવા શ્રી હરિએ ગિરિશૃંગનું શાન્ત સ્થાન સેવ્યું હતું. ભાગવત જેવા ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિથી ભરપુર અને પુરૂષાર્થની પ્રાપ્તિ આપનાર મહા ગ્રન્થ લખતાં સમર્થ બાદરાયણે હિમાલયની ગંભીર ગુહાનો સંગ કર્યો હતો. આમ સાત્વિક વૃત્તિથી મન સ્થિર થતાં શુદ્ધ સંકલ્પ અને શુદ્ધ વિચારથી થતી સક્રિયા સદૈવ સફલ થાય છે. પછી તે મહતી હોય કે લઘ્વી.

આપણા દેશમાં પ્રભાતે સ્નાનવિધિથી આરંભીને રાત્રિએ શયનગૃહમાં જતાં સુધીની સર્વ ક્રિયા કરતાં પહેલાં "સંકલ્પ કરવાનો" "પાણી મુકવાનો" આચાર ચિરકાળથી ચાલ્યો આવે છે આર્યાવર્તમાં તો પ્રત્યેક નિત્ય નૈમિત્તિક કર્મ કરતાં

પહેલા "પાણી મુકવુ" પડે છે "પાણી મુકયા વિનાની ક્રિયા સફળ થતી નથી એમ બહુ જનની માન્યતા છે સ્વાધીન ક્રિયા કરતા પહેલા "પાણી મુકવાની" આવશ્યકતા જેવી આ દેશમા ગણાય છે તેવી બીજા કોઈ દેશમા ગણાઈ હોય એમ જણાતુ નથી એમ છતા "પાણી મુકવામા" સમાયલા રહસ્યનો ઉપયોગ અભ્યુદયમા ઉત્સુક અને ઉદ્યુકત પ્રજાઓ કરે છે અને તેથી પુરૂષાર્થ પામે છે આપણા દેશમા પાણી મુકવાની ક્રિયાના અર્થ સમજયા વિનાના નિત્યાભ્યાસથી તેનો અનાદર થતો જણાય છે તત્વ સમજાતુ નથી અને છાયા સ્વીકારાતી નથી એટલે નિરૂપયોગી અને નિરૂત્સાહી પૂર્વજોએ કાળક્ષેપ કરવાને "પાણી મુકવાની" કે "પાણી ઉછાળવાની" અનેક વિધિઓ માત્ર પોતાના સમયને માટે શોધી કાઢી હોયતેનુ આ સુધારા અને વિદ્યાના યુગમા અનુકરણબુદ્ધિના અપહરણ તુલ્ય ગણી કોઈ કોઈ સજજનો સ્ત્રી વર્ગની નસ રતાથે "પાણી મુકે છે" ખરા પણ કેવળ અશ્રદ્ધાથી અને અવજ્ઞાથી સ્વભાષાભિમાની કોઈ વિરલ પુરૂષો તો એમ પણ કહે છે કે "પાણી મુકવાનો મંત્ર સંસ્કૃત ભાષામા ન રાખતા સ્વભાષામા જ રહેવો જોઈએ" સંસ્કૃત ભાષામા રચાયલા મંત્રનુ રહસ્ય યથાર્થ સચવાય એવો મંત્ર સ્વભાષામા યોજવાની શકિત હોય તો એવુ અભિમાન સ્થાને ગણાય વળી કોઈ કાર્યગ્રસ્તને પ્રશસ્ત જનો સ્વહસ્તને અવકાશ કે અનુકુળતા ન હોવાના નિમિત્તે ગુરૂ, બ્રાહ્મણ કે પુત્ર દ્વારા "પાણી મુકાવે છે" આમ "પાણી મુકવાની ક્રિયા નિઃસાર અને નિરૂપયોગી ગણાવા લાગી છે પણ માત્ર અજ્ઞાનના આચરણને લીધે જ પણ વ્યકિતના અજ્ઞાન કે અવિચારથી નિઃસાર જણાતી આ પુરાણી ક્રિયાનો તિરસ્કાર થયો નથી– થવાનો નથી નામ રૂપનો તો નાશ જ છે, પણ નામ રૂપને ધારણ કરનાર સત્ય કે સત્વ, અચળ, અજર અને અમર રહેવાનુ પાણી મુકવાની ક્રિયાની પણ તે જ સ્થિતિ છે તેનો આકાર બદલાશે, પણ સમાયલો સાર એક રૂપે તિરોહિત થશે તો બીજે રૂપે પ્રકટ થશે સત્યના દર્શનમા અને સેવનમા જેટલો પ્રમાદ એટલો વિષાદ જેટલો સ્વાદ એટલો પ્રસાદ છે તો હવે પાણી મુકવાના મંત્રમા શુ રહસ્ય છે તેનો વિચાર કરવો પ્રાપ્ત થાય છે

વસ્તુગત્યા દ્રષ્ટિ સાથે ઉત્પન્ન થતી અથવા દ્રષ્ટિથી સિદ્ધ થતી સૃષ્ટિમા ભેદ છે જ નહિ સર્વદર્શી મહાત્માઓને તો નેહ નાનાસ્તિ કિંચન એ શ્રુતિવાકયનો નિરંતર, અનુભવ થાય છે અભેદ દ્રષ્ટિથી શોક મોહાદિનો ઉચ્છેદ થાય છે પોતે સર્વમા છે, સર્વ પોતામા છે એવી સ્થિર બુદ્ધિવાળા વિરલ વિજ્ઞાનીઓને હર્ષશોક રાગદ્વેષાદિ દ્વંદ્વનો અવકાશ નથી શોકમોહાદિ અહંતાને અનુસ્યુત છે અહંતાથી ભેદ અને અહંતાથી ખેદ થાય છે, અહંતાથી તારતમ્યતા પ્રસવે છે, તારતમ્યતા થઈ એટલે પોતાનુ હિત કરવાના સંકલ્પ થાય છે, સંકલ્પમાથી ક્રિયા પરિણામ પામે છે, સં-

" છે આ કયો સમય દેશ કયો વિશાળ.
ને કેટલું ખરચ આવક તે નિહાળ.
તું કોણ શકિત તુજ કો હિત ચાહનારા !
એ વાર વાર મન ધાર વિચાર સારા. "

આમ સંકલ્પ કરતાં ચાર ગોલના વિચાર કરવા પડે છે. એ વિચાર વિનાના સંકલ્પ છિન્નાભ્રની પેઠે નષ્ટ થાય છે. સંકલ્પ થયા પછી તેની અસિધ્ધિથી દુઃખ થાય છે. સંકલ્પ ચતુર્માસના ઘાસ જેવા છે, જેમ કપાય તેમ તે વૃધ્ધિ પામે છે. તેને નિર્મૂળ કરી નિઃસંકલ્પ થવું બહુ કઠિન છે પણ તેમને ઉગતાં દેશકાળ આદિના વિચારથી દાબી દેવામાં—ચાંપી નાંખવામાં લાભ થાય છે. સાત્વિક વિચાર હોય તો અશુધ્ધ સંકલ્પ ધીરે ધીરે નિર્મૂળ થાય છે. શુધ્ધ સંકલ્પની સિધ્ધિને અર્થે થતી ક્રિયા પણ શુધ્ધ જોઇએ. દાન કરવા માટે ચોર કર્મ નથી થઈ શકતું. સાધ્યની સિધ્ધિથી સાધનની શુધ્ધિ થાય છે. આ કહેવત પ્રમાણે ચાલતો વ્યવહાર અંતે દુઃખદ થાય છે. અને એવી કહેવત છતાં એ દેશના ધર્મવાન્ મનુષ્યો તે પ્રમાણે આચરણ નથી કરતા. પુણ્ય કરવાને પાપના સાધનની સહાય લેનાર અધમ ગણાય છે. પરિણામે તેનો વિનિપાત થાય છે વાસ્તવિક રીત્યા તો સાધનની શુધ્ધિમાં જ સાધ્યની સિધ્ધિ છે. અશુધ્ધ સાધનથી પ્રાપ્ત કરેલી સિધ્ધિ હાનિ અને ગ્લાનિનું બીજ બને છે. આપણા દેશમાં સાધનની શુધ્ધિની એટલી બધી આવશ્યકતા મનાઇ છે કે ઉપવાસથી ઇન્દ્રિયગણ, સ્નાનથી દેહ, આચમનથી મુખ, પ્રાણાયામથી શ્વાસોચ્છ્વાસ અને ઇષ્ટ સ્મરણથી ચિત્તની શુધ્ધિની સાથે કોઈ પણ ધર્મક્રિયામાં કલસ, શંખ, ઘંટ, ઇત્યાદિ પદાર્થોની શુધ્ધિ કાર્યારંભ પહેલાં જ કરવી પડે છે. વ્યવહારિક અને પારમાર્થિક સિધ્ધિ માટે પણ ચિત્તશુધ્ધિની અપેક્ષા ગણાઇ છે. ચિત્તશુધ્ધિને માટે કર્મકાંડ, ભક્તિ, જપ, યા, શ્રવણ, સત્યસંગ, ધ્યાન ઇત્યાદિનો નિયોગ થએલો હોય એમ કોઇ વિદ્વાનો .. માન્યતા છે.

આમ છતાં આપણા દેશમાં અજ્ઞાનના આવરણથી રહસ્ય સમજાતું નથી. પ્રાચીન વિદ્વાનોને ગૃહે પોપટ મેના આદિ ચકોર પક્ષીઓ જેમ સૂક્તિ અને કારિકાઓ વગર સમજ્યે ઉચ્ચારતાં હતાં તેમ સાંપ્રત સમયમાં અર્થમય વાકયોની કારિકાઓ ઉચ્ચારી ભટજી મહારાજ કે ગોર મહારાજ દક્ષિણાથી કૃતાર્થ થાય છે અને અકૃતાર્થ યજમાનને કૃતાર્થતાનો ભાસ કરાવે છે अत्राद्य न मंत्र કર બોલતી વેળા મરૂસ્થલ જેવો દેશ હોય તોપણ તેને મંગળપદ કહેવાય છે. મહામારી આદિ ભયંકર રોગથી પ્રજા વ્યાકુળ હોય તે માસને પણ માસોત્તમ માસ કહેવાય છે આમ અથ પતિ

ક્રિયાને અનર્થવતી કરનાર ગોરની આજીવિકા તો ચાલે છે, પણ યજમાનનું કલ્યાણ થતું નથી અને યજમાનના કલ્યાણવિના ભવસાગરનું પ્રયાણ વિકટ થવાનું થાય છે, ત્રણે આશ્રમનું પોષણ કરનાર ગૃહસ્થ છે, અવિચારથી અને અજ્ઞાનથી સત્ક્રિયા કે ધર્મ ક્રિયામા બાળચેષ્ટા કરનાર ગૃહસ્થનો અભ્યુદય દૂરથી જ પલાયન કરી જાય છે તેમ થતા પરાધીનતા, દીનતા, નિર્માલ્યતા અને અધમતા પ્રાપ્ત થાય છે આવી સ્થિતિને અટકાવવા કે નિવારવા દેશના વિદ્વાનોએ પ્રયાસ કરવો ઘટે છે દેશના અનેક નિયમોમાથી જે સારા હોય તેનો સ્વીકાર, જે મિશ્ર હોય તેનુ શોધન અને જે અસાર હોય તેનો પરિત્યાગ કર્યાથી જ સુધાર થઇ શકશે એક ગાયત્રીના મન્ત્રનુ ખરૂ રહસ્ય અને ગૌરવ જાણી તે પ્રમાણે વર્તન રાખવામા આવે તો હિંદુ સંસારમાંથી કેટલુ સંકટ નષ્ટ થાય તેનો વિચારકરવો ઉચિત છે મનુષ્ય માત્રને ઇશ્વરે વિચારશકિત તો આપેલી છે મળેલી શકિતનો ઉપયોગ ન કરે તેને સુખનો વિયોગ થાય અને દુઃખનો સંયોગ થાય એમા કઈ આશ્ચર્ય નથી આ સમયમાં વિચાર શકિતનો ઉપયોગ એજ દેશના ઉદયનો ખરો પ્રયોગ છે

નડીઆ. તા૦ ૨૧ ૫—૦ ૮

દોલતરામ કૃપારામ.

---

# રાજા રામમોહનરાયના જીવન ઉપરથી મળતો બોધ

---

(અનુસધાન પા ૨૫૭ થી)

રાજા રામમોહનરાયની દેશસેવા માણુસ જાતના ધર્મના કોઇ અમુક ભાગ તરફની જ કદી ન હતી તેઓએ બહુ વિવાહ પ્રથા સામે જબ્બર ટક્કર ઝીલી હતી ઈ. સ ૧૮૧૮ મા જ્યારે બ્રીટીશ સત્તા નીચે આપણો દેશ આવ્યો ત્યારે સતિનો રીવાજ નાબુદ કરવાનો તેમણે ઝુડો ઉઠાવ્યો હતો તે વખતથી ઈ સ ૧૮૨૮ સુધીના દશ વરસ સુધી તેમણે એ બાબતની લડત ચલાવી હતી, છતા પણ તેમા ન ફાવવાથી એની જ હીમાયત લેઇને ઇ૦ સ૦ ૧૮૩૦ મા ઇગ્રેજ સરકાર આગળ કોઇ રાજપ્રસગના કમીશનમા સાક્ષી આપવા માટે બોલાવવામા આવ્યા હતા ત્યારે તેઓ ઇગ્લડ ગયા હતા તે વખતે દીલ્હિના બાદશાહની વકીલાત પણ તેમને ત્યા કરવાની હતી સસાર સુધારાના કામો ખાતે તેમનુ મોટુ કામ આ સતીરોધ માટેનું હતુ, બાકી ઈ૦ સ૦ ૧ ૨૯ મા તેઓ કલકતે આવ્યા તે પછી તેમણે બ્રાહ્મધર્મની સ્થાપના જેવી જ એક સભા સ્થાપી હતી જ્યા લોકો એકઠા થઈને ધર્મ વિષે ચર્ચા કરતા અને ભાવનામા ભળતા ઇ૦ સ૦ ૧૮૧૪ થી ઈ૦ સ૦

૧૮૨૮ સુધી તેમને જુના મત વાળા હિંદુઓ સાથે વાદવિવાદ ચલાવવો પડ્યો એટલું જ નહિ પણ તેવો ખ્રીસ્તીઓ સાથે પણ વારે વારે અથડા અથડી થતી તેમણે હિંદુ તેમજ ખ્રીસ્તી બન્નેને તેમના જુના ખરા ધર્મ ગ્રંથોનો આશ્રય લેવાને સૂચવ્યું હતું એમના જીવન ચરિત્રના જે બે મોટા ભાગો પ્રગટ થયા છે તેમ એકનો લગભગ આખો ખ્રીસ્તી પાદરીઓને ઉપદેશેલો એ પાનીયાં ને ચોપડીઓ ભરેલો છે; અને બાકીનો ભાગ વેદાન્ત અને ઉપનિષદ્ ધર્મનાં ખરાં તત્વો સમજાવવાને રોકેલો છે. આ વીશ વર્ષ તેઓ વાંચવામાં લખવામાં, ઉપદેશ અને શાસ્ત્રાર્થનાં ખંડનમાં ને વિવાદમાં ગાળ્યાં હતાં. પણ એ બધું કરતી વખતે પણ તેઓ તે વખતની રાજકીય સ્થિતિને લગતી બાબતો પર પણ ઊંડી નજર રાખવાનું ચૂકતા નહિ. એ જુના વખતમાં એટલે ઈ. સ ૧૮૩૦ માં ઈસ્ટ ઇંડિયા કંપનીને પટો ફરી કરવાનો હતો ત્યારે તેમને ત્યાં ઘણી જ ઉપયોગી નક્કી ખબર માટે બોલાવવામાં આવ્યા હતા. કમનસીબે ઇંગ્લંડની હવા તેમને ન સદી અને તેમનો અંત ત્યાં જ આવ્યો. ત્યારે સંક્ષેપમાં આ મહાત્માના જીવનના આવા બનાવો છે. તેમણે બ્રહ્મસમાજ સ્થાપી અને એ સમાજ તે તેમની કીર્તિનો મ્હોટો સ્તંભ છે તેમણે સતીના અટકાવ માટે કોશિશ કરી પણ તેમના પછી પાંચ વરસે સરકારે વાજબી દલીલ ધ્યાનમાં લઈ તે સામે કાયદો કર્યો પણ તે જોવાને તેઓ હયાત ન હતા.

આપણી તરફના લોકોને ત્યાંના તે વખતના સતીના રીવાજની ભયંકર સ્થિતિનું ભાન નથી તેથી ઘણી વખત એમ સાંભળવામાં આવે છે કે સતી થવાનો રીવાજ બંધ કર્યો એમાં શું સારૂં થયું, પણ આ બીનાનો ખ્યાલ બાંધવા માટે રાજા રામમોહનરાયે તે સંબંધે જે ચોપાનીયાં બ્હાર પાડ્યાં હતાં તે તથા પાર્લામેન્ટ આગળ રજુ કરવાને જે ખરડો બ્હાર પાડ્યો હતો તે જોવાથી આવી શકે તેમ છે. તેમાં એક જગે ચૌદ વરસમાં થયેલી સતીઓની સંખ્યાના આંકડાઓ આપેલા છે અને તેમાંથી બંગાળના નીચલા ભાગમાં જ ફક્ત તે અરસામાં ૮૦૦૦ બનાવ નોંધેલા છે અર્થાત એટલી નાની વસ્તીના પ્રાંતમાં જ દર વર્ષે ૬૦૦ ની સંખ્યા થતી. ગઈ સદીમાં એવું એક પણ કુટુંબ હતું નહિ કે તેના ઘરમાં કોઈ સતી થઈ ન હોય. અને તે બધા કંઈ પોતપોતાની રાજીખુશીથી થતાં નહિ. વિધવાઓ ઉપર સતી થવાને માટે જુલમ જ કરવામાં આવતો હતો. એકદા આવેશનો કોઈ બાઈથી હા કહેવાઈ જતી તો તેનાં સગાંવહાલાં તેને રોકવા માટે જરા પણ ઢીલ થવા દેતાં નહિ જો સરકારે આ પગલું ભર્યું હોત નહિ તો આજ પણ આપણી નજર આગળ એવા અસંખ્ય બનાવો બનતા હોત.

આ ઘાતકી રિવાજ નાબુદ કરવાનું માન જો કોઈને પણ ઘટિત હોય તો તે

રાજા રામમોહનરાયને જે સતી દાહ જ કાંઈ પોતા ઉપર દુખ આવી પડવાનો એક જ ઉપાય હતો એમ નહિ તેઓ કુવા તળાવમા પડીને કે અગાસીયેથી ઝીપ લાવીને એવી એવી અનેક રીતે તેઓ મોતને તેડતા ત્યારે જાતીય ભાવના એવે કુમાર્ગે વહેતી અટકાવીને સુમાર્ગે લાવવાનો પૂજ્યભાવ માટે જો કોઈનો પણ અધિકાર હોય તો તે રાજા રામમોહનરાયનો છે અહીં આ આપણે તેમનો રાજકીય પ્રવૃત્તિનો વિચાર નહિ કરીએ પણ જેમને ખરૂ સ્વદેશાભિમાન શુ છે એનો ખ્યાલ બાંધવો હોય તો તે રાજાએ પાર્લામેંટની કમીટી આગળ આપેલી સાક્ષી તથા આઠેક વર્ષ ઉપર જ્યારે આપણી કોન્ફરન્સ કોંગ્રેસ જેવુ કાંઈ હતુ નહિ તે વખતના રાજકારભારીઓને તેમણે જે પત્રો લખેલા હતા તેનુ મનન કરવાથી લાભ થશે

હવે પાછા આપણે તેમની ધાર્મિક પ્રવૃત્તિ જે ઉપર તેમનુ ખાસ લક્ષ હતુ તે તરફ વળીયે ઈ સ. ૧૮૧૪ મા સ્થપાયેલી આત્મીય સભા તે પછીના ચાદ વર્ષમા વધતી વધતી આખરે બ્રાહ્મસમાજના સ્વરૂપમા ફેરવાઇ જેઓ બ્રાહ્મસમાજ વિષે કહેવામા છે તેના કરતા ખરેખર તે શુ છે તે જાણવાની જીજ્ઞાસા હોય તેમને બ્રાહ્મસમાજના "Trust deed" ટ્રસ્ટડીડ જોઈ જવાથી ઘણો લાભ થશે એની અંદર એ મહા પુરૂષે બ્રાહ્મસમાજના ઉદાર સિદ્ધાન્તો અને હેતુઓ વિષે પોતાના ભાવકા વિચારો જણાવ્યા છે એ લેખના શબ્દે શબ્દમા ઓતપ્રોત જણાતી ધાર્મિકતા, ઉંડી પવિત્રતા, અને વિશ્વમય ઉદારતા એક સાદર્ય અને સંપૂર્ણતાના આદર્શ સ્વરૂપ જ જણાય છે, જે તેમના અનુયાયીઓ હજુ પ્રાપ્ત કરી શકયા નથી અને ત પ્રાપ્ત કરવાને હજુ એ અનેક સૈકાઓ જોઇશે બ્રાહ્મસમાજનુ ભવિષ્ય તેના ગર્ભમા સમાયલુ છે તે વધશે કે પડશે તે આપણે કહી શકીએ તેમ નથી, પણ આશા રહે છે કે તે સાર્થક થશે, પણ એના સ્થાપકની ધારણા વિષે તો આપણે શંકા લાવી શકીયે તેમ છેજ નહિ એમની કેવી કેવી આશાઓ હતી તે હુ કહીશ, અને સાથે સમાજબંધુઓ તથા બીજાઓને એ ધ્યાનપર લેવાને વિનંતિ કરીશ કે તેમની ધારણા (Conception) આપણા દેશના મ્હોટામા મ્હોટેરાઓ કે અન્ય દેશના ડીરાઓ જેવી ઉંચામા ઉંચી ધારણા બાંધી શકે તેવી જ ઉત્તમ છે રાજારામમોહનરાયને સાથી વધારે લાગતુ તે એ હતુ કે બીજી કાંઈ પણ પ્રજાના ઇતિહાસોને બાજુ પર મૂકી દે તેવા ઉજળા ધાર્મિક ઉદયના પુરાણા ઇતિહાસવાળી આપણી પ્રજા છે અહીંયા જ ઇશ્વર નાસાહિત, વિચિક્ષણ બુદ્ધિમાન્ અને દરેક મહાત્વાકાક્ષાઓમા ધાર્મિકતાથી પ્રેરિત પ્રજા છે અત્યાર સુધીમા એકેશ્વરીવાદનુ માણસજાતની કલ્પનામા સભવી શકે તેવુ ખરામા ખરૂ અને ઉત્તમમા ઉત્તમ સ્વરૂપ ઉગતુ વધતુ અહી જ છે આપણી પ્રજાની ઉચ્ચ કલ્પના, એ સર્વવ્યાપી પરમાત્મા, 'એક્ર્